# અનુક્રમણિકા

પુ૦ ૨૭ કાર્તિક : ૧૯૯૫ અંક ૧






લવાજમ હિંદમાં રૂ. ૫ પરદેશમાં રૂ. ૭ાા છૂટક અંક રૂ. ૦ાા

પ્રકાશક [illegible] મિસ્ત્રી: પ્રસ્થાન કાર્યાલય: પારસી અગિયારી સામે: ખમાસા ચોકી: અમદાવાદ
મુદ્રક: મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ. આદિત્ય મુદ્રણાલય: રાયખડ રોડ: અમદાવાદ. તા. ૫-૧૨-૩૮

# પ્રસ્થાન

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

પુસ્તક
૨૭

સંવત ૧૯૯૫
કારતક–ચૈત્ર



આદ્ય [હાલ નિવૃત્ત] તંત્રી
રામનારાયણ વિશ્વનાથ પાઠક

સંચાલક
રણછોડજી કેસુરભાઇ મિસ્ત્રી

પ્રસ્થાન કાર્યાલય : ચાર રસ્તા : ખાડિયા : અમદાવાદ

# લેખોની અનુક્રમણિકા

'Prasthan' Regd. No. B. 2030

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૨૭ કારતક • ૧૯૯૫ અંક ૧


## વિરાટ પ્રણય


ઉમાશંકર જોષી


(૧) પચ્ચીશી હજુ તો ન્હેલી પૂરી માંડ કરી ન ત્યાં,
પ્રીત આ વસમી કયાંથી મને લાગી અભાગીને ?
જગના પ્રણયોની ના શીખ્યો બારાખડી પૂરી
ત્યાં તારે પ્રેમપાશે રે પડ્યો કયાં જગસુંદરી ?
માનવી માનવીઆંખે મનનું શોધ્યું માનવી,
શોધતાં કયાંયથી તે આ નવી કો પ્રેયસી મળી !
રમ્ય ને ભવ્ય એ પ્રેમ, પ્રેમી કિંતુ અજાણ હું.
હવે એકે રડું છું ને હસું છું બીજી આંખથી,
નિહાળી રહું બેયથી.

નિહાળી રહું બેયથી અજબ મૂર્તિ તારી સખી.
વિશાળ પૃથિવી પટે તૃણ તણે મીઠે ગાલીચે
શિલાથી શિર ટેકવી સિંહણ વન્ય ઉન્મત્ત શી
ઉઘાડી વળી મીંચતી હરણનેણનું માર્દવ.
ઉરે ઉઝરડા પડ્યા રુઝવતી નિસાસે, અને
શમાવી રહી ડૂસકે ધડક 'છાતીની કારમી.
છાતીની કારમી આવી વ્યથા શે શમવી શકું ?
અનોખો પ્રેમ ને આવો જતો યે શે કરી શકું ?

(૨) જતો ય કરી શકું પ્રણય, જેહ મન્વન્તરો
થકી હૃદયમાં સુગૂઢ અવિરામ સેંચ્યો સુખે.
ન જંપ, નહિ શાંતિ, જે ક્ષણથી મૈત્રિણીસંગમાં
તને પ્રથમ જોઈ મુગ્ધ શિશુકા. શી એ જોડલી?

નિહાળી દ્વયરૂપસી અધિકરમ્ય એકેકથી,
કરો ગુંથી ગળા મહીં સુભગ એકબીજા તણા
વનેવન વિશાળ ભૂમિપટ ટ્હેલતી સ્હેલતી;
સવંત ગુજગોષ્ઠિ ઓષ્ઠ ભરપૂર વિશ્રંભથી.
સહેલી વળી પ્હોંચી કો રુડી વનસ્થલીને પટે
સરોવર સરિત્ તટે ઉભય બેસી રહેતી તહીં
અબોલડું ચિરકાલ, મૌનનયનોની લીલા વળી
પ્રગલ્ભ પઢતી નમાવી મૃદુ સામસામાં મુખો.
કરો કમર વીંટતા, બઢવતા જ પ્રાણૈક્યને.

કશી વિમલ દીપતી પ્રકૃતિસંગિની તું સખી!

હતી પ્રકૃતિ તો શકે નવવધૂ સમી મંડિતા.
ખચેલ ઉડુ મંડિલે, નયનમાં નરી નીલિમા,
અને ધવલ કંચુકે નભગંગસ્રગ્ધારિણી.
સકંપ કુચકુડ્મલે સલિલપાતળી પામરી,
ધરી ક્ષિતિજમેખલા મુખર સિંધુબુદ્બુદરવે,
પદે ઝરણ ઝાંઝરી, ડિલ વસંતવાઘા લચે.
અને સખી તું તો અદમ્ય તુજ પ્રાણપ્રોલ્લાસના
પ્રકર્ષ થકી ઊભરાતી અવહેલતી મંડનો
રમંતી અનલંકૃતા અનવગુંઠિતા ભૂતલે.
હતો ઉભયને ઉરે મૃદુ સુમેળ દેવી જ કો.
સમૃદ્ધ તુજને સુઅર્ઘ્ય પ્રકૃતિ પ્રહર્ષે સદા
સમર્પતી, અને તું યે પ્રકૃતિની રચે અર્ચના.

પરંતુ કદી મુગ્ધ ચક્ષુદ્વય, હે સુમુગ્ધે તવ
સખી પ્રકૃતિ શાંત જ્યોત, અપરૂપ શોભા સ્વની
વડે જરી લુભાવી ઊંડું લલચાવતી, ને થતું
તને ઘણી ય વેળ કે સખી બતાવતી તેથી તો
છુપાવતી જ કૈંગણું, ન ઉપભોગ વ્હેંચી કરે,

સ્વયં કરતી શોખ સ્વાદ ઉપભોગ એકાકિની.
ન સખ્ય અમ બે વિષે ઘડીક સંભવી યે શકે.
અને કંઈ મિષે લઢી વઢી કર્યાં જ કટ્ટા. પડયાં
જુદાં, પણ નિવાસ તો નજિકના ઠર્યા નિત્યના.
સખી ઉભય એકમેક થકી નિત્ય રહે ઝૂઝતી,
ગુંટાવતી જ એકમેક થકી શક્તિરિદ્ધિપ્રભા.

(૩) તને તુરત ત્યાં નિહાળી મદમસ્ત ઝૂઝંતી, હો!
અનેક ઉરગો ચતુષ્પદ કુલોની હિંસા સહ.
ડિલેથી મૃદુ લ્હેરતી અનિલની ઉડે લોબડી.
હતા જ નખદંત રક્તટપકંત તીણા તીખા,
હતી તડિત નેત્રમાં, ધડક માંહિ ઝંઝાનિલો,
પ્રચંડ પદતાલતાંડવપ્રપાત ઉલ્કા ઝરે.
સખી, સુરમણીય મૂર્તિ તવ તે કરાલી હતી.

મને સુરત હેતી એ ચિરલસંત નેત્રોત્સવઃ
સખી નિખિલનગ્ન, મગ્ન નિજ અંગલાવણ્યના
નિરીક્ષણ મહીં રસાંકિત વળાંક અંગાંગના.
અકુંઠિત હતાં તવ ભ્રમણ. શૈશવક્રીડનો
તજી અનુભવી રહી તરવરાટ કૌમારનો.
અને રુચિર યૌવને દ્રુતપદે પ્રવેશી મદે.

(૪) સુયૌવન દિપાવતી સખી બનીઠની કોક દી'
વિરાજતી રસેભરી અચલશૃંગ સિંહાસને,
ઝુકાવતી કટાક્ષપાત સ્મિતવલ્લીની બંકિમા
વડે અદમ પૌરુષ; પ્રણયથી ભરી છાતડી
ઝુકી તવ સખી, અને પ્રણયિની બની તું ખરી.
ગુહા કુહર ને પલાશ વટ આદિના મંડપો
રચેલ નવપલ્લવે વનલતાલચેતા, તહીં
મચી રમણકેલિ મસ્ત સુરતોની લીલા તવ.

હતા કરતલો સુરક્ત કમલો જશા, ને મુખે
સરંતી સુરખી તણી અજબ લ્હેરખીઓ, સખિ!
રગેરગ ધસે દડે રુધિરના મહાધોધવા,

દ્રુતશ્વસનથી સ્તનો થડકી ઊપડે કારમા,
શમાવતી સુગૌર સ્પર્શતી સ્તનાંત હસ્તાંગુલિ.
ઉઠે હૃદયમાં હુલાસ નવ સર્જનોના મીઠા.
ન એ અરધમૂર્છિતા સુરત તાહરી છાની, જે
યુગોયુગ તપો તપી મળી જ રત્નગર્ભે તને.

(૫) બની તું કંઈ ધીર શાંતપ્રકૃતિ સુગંભીર, ને
તજી વનવિલાસ યૌવન તણા સરિત્કંઠ કે
સરોવર તણે તટે વિટપ કાષ્ઠખંડો વડે
રચ્યાં લઘુક ગોઠ રમ્ય તૃણપર્ણ-આચ્છાદિયાં.
વસી સ્થિર બની ઘડીક અહીં તો ઘડી અન્ય કો
સ્થલે સરલ નાખતી વતન કાજ ડેરા નવા.
અરણ્યપશુઓ સુસંસ્કૃત કર્યાં જ ધીરેધીરે;
લઈ સહુ ય સાથ શાદ્વલવતી ધરા ઢૂંઢતી,
નિવાસ રચતી, પડ્યા મુકી પળે નવા શોધતી.
પરંતુ લઘુગોઠ જે પ્રતિસ્થલે રચ્યો, ત્યાં ખુણે
દુહે પશુ, સુવત્સ સાથ કંઈ ગેલ ઘેલી કરે.
સુમંગળ વસુંધરાની દુહિતા બની તું સખી.
સ્વયં જનનીવેશ, સ્વાનુભવ આ બધા લૈ વડા,
બની પ્રજનનાર્હ, બેસમજ જે હલેતી હતી.

(૬) વટી ત્વરિત વેળ નેત્રપલકારમાં તો બની
અપત્યવતી, હે સખી, ઉમળકે ખુંદે ખોળલો
મીઠાં શિશુ, સુહાગિની, નયન જોડલી ઠારતાં.
થયાં ઘુંટણુલેર, ના હરખ માય તારે ઉરે.
ઘુમંત શિશુ અત્રતત્ર નવખંડ ખેડી રહે.

ખીલ્યાં શિશુપ્રભાવથી તવ મહત્ત્વ લાવણ્ય શાં !
પ્રજા નિજ નિહાળતી રૂડું મહાલતી તું સખી.

અહીં સુભગ પાનીઢંક ઘનનીલ વેણી ધરી
શિરે મુકુટ શોભતો અવનવો પિરામીડનો.
ઝરે વિમલ સ્તન્યધાર શિશુ ધાવતાં કોડથી
લચે વપુની વેલ રિદ્ધિભર વેષભૂષા ધરી.

તહીં હિમકિરીટિની ધવલભાલ દિવ્યાંગના
અલૌકિક રટંત મંત્ર ઋચના સ્વયંપ્રેરિત.
વિલાસભર વિસ્તરંત કર ગંગસિંધુ તણા,
સુહંત ગિરિમેખલા કટિતટે, પદે સિંધુનાં
રહે બજી મૃદંગ, ઠેક લઈ લંકદ્વીપે, મહા
રમી અલખતાંડવો; યુગયુગો થયા ને શમ્યા.
ત્રિશૂલ કર ધારી ચંડ નગરાજ નહ્ગા તણું
સુતીક્ષ્ણ કટિદેશ સોહત કૃપાણ સહ્યાદ્રિની.
અહીં શિર પરે ધર્યા હરિત શા જવારા, અને
નિશા સમય વ્યોમકંદર અગાશીએ બેસીને
નિરીક્ષતી અનેકરૂપ ગતિઓ ગ્રહોપગ્રહો,
અગણ્ય ઉડુમંડલો તણી, અકંપનેત્રે, અને
ન જે નિયતિબદ્ધ મુક્ત નભધૂમકેતુ ઘુમે
નવી નિયતિ આંકતા નિજની, તે રહે લક્ષતી.
હતાં જ અલકા સમાં ભવન વ્યોમચુંબી તવ.
  અહીં ધરતી મ્હોડ ભાલ પર નાવડી ઘાટનો,
શિરે ચપલરમ્ય ગ્રીવ હળવેથી વાંકો મુકયો.
સખી અવની મધ્યના સર સુગોવડા સાગરે
તરે તરલરંગિણી, જલતરંગ પે કોમળા
ધરંતી પદપદ્મ નર્તન અનેકશઃ આદરે.
સમુદ્ર તલરત્ન વીણતી સલીલલીલા કરે.
તહીં વળી પડોશમાં ગિરિની બંકી હારો ઉભી.
નભે ક્ષિતિજની ઉંચે મૃદુ સુરેખ અંકાઈ જે.
ઉભેલ ગિરિસ્કંધ કો ગિરિશિશુ પ્રતાપી મનુ,
સુરેખતર એહના દૃઢ વળાંક કાયા તણા,
જ્વલંત નભપાર્શ્વભૂમિ પર રૂપ અંબાર શા.
સ્વરૂપ તવ ચિત્તનું હૃદયનું વપુ પ્રાણનું
  રસાંકિત થયું તહીં, નિરખી થૈ પ્રસન્ના ક્ષણ.
સમીપ જ તહીં ઉઠયો પ્રગટી પ્રાણ ફુંફાડતો
ધસ્યો તવ, દિશે દિશે અજબ રાજમાર્ગો રચી
અરણ્યચરણ વીંધતો જલધિકંઠ પ્હોંચી હસ્યો.
હતી અનુપ શક્તિ તે સમય વેગિલી તેગની

હતી અધિક શક્તિ એ થકી ય તાહરી જીભની.
પણે સખી તું રાચતી અરણઘોડલે નાચતી,
ત્વરા ન તવ રક્તની ઘડીય દે તને જંપવા.
વળી કહીંક ધૂલિધૂસરિત હાંફતી તફડે
કઠોર રવિતાપ માંહિ જ્વરતપ્ત કાયા તવ.
નિરાંત વળતાં જરીક, પગ વાળીને ઊંટની
મઝાની દ્વય ખૂંધ બીચ, વધતી પથે ડોલતી,
અનભ્ર નભની પરોવી રુડી બીજ ભાલા મહીં,
શકે મખમલે મઢયાં મહત ક્યાંક મેદાનના
પટે દિવસરાત લેટતી જરી વિસામો કરે.
કપોલ પર ટેકવી કર કહીંક એકાન્તમાં
અઘોર વનનાં પ્રચંડ જળધોધઘેરાણું સુણે.

(૭) પ્રસૂતિ હતી ના હતો તવ ક્રમેક્રમે થૈ ગઈ,
નવાં જનમિયાં શિશુ; પ્રલય ને પ્રસૂતિ વ્યથા
તણા અનુભવે વધ્યાં રુદન તાહરાં, ના શમ્યાં.

કંઈક શમશે ગણી ઋષિવરો ઋચા ઉચ્ચર્યા,
પ્રશાન્ત પણ ચંડજોમ પ્રગટાવિયો ઓમ્‌ધ્વનિ;
સદંતર જશે ચહી ગહન ચિંતનોમાં સર્યા.
પ્રફુલ્લમતિ વ્યાસ 'ધર્મ, જય ત્યાં' પ્રબોધી રહ્યા,
વધા સુભગ ધર્મધેનુ દુહનાર ગોપાળ એ.
સિનાઈ નગશૃંગથી શમન કૈં મુસાએ કર્યું,
કર્યું જ નઝરેથના મૃદુ સુથારપુત્રે ઘણું.

પરંતુ સુણતી જરીક જ, તું ઝાઝું તો ભૂલતી;
લહે શમનમાર્ગ ના, અગનકુંડ ઢૂંઢી રહે.
નહોર થકી ચીરતી રુધિરવાહિની જૂથને,
કઠોર જડ શૈલ પે શિર અફાળતી મૂઢ શી.
અને ઉપવનો રચેલ રમણીય જે તેં સ્વયં
સ્મશાન સમ તે બધાં કરી મુકે ઘડી એકમાં.
હશે જ કશી ઘેલછા રુધિરમાં સખી તાહરા!
સુકેશ વિખરાયલા વિચરતી ઉઘાડે પગે.
ન કંટક ગણે ન કંકર, ઉતાવળી વ્યાકુળી

પળે, પૂંઠળ અસ્તવ્યસ્ત અનિલે ઉડે અંચળો.
પહોંચી જઈ કો જ્વલંતમુખ કાળ જ્વાલામુખી
તણા ઉદરમાં પ્રવેશ ચહતી રહે ચિંતવી.
અહો અશમ ઘેલછા પ્રબળ આત્મહત્યા તણી!
ઘડીઘડી ઉરે તને ધુરકી આવતી શી ઉઠી!

ચણેલ પુરમ્હેલમંદિર અગાશીએ ઓપતાં,
કરેલ પૃથિવીપટો હરિત કર્ષણે સીંચને,
સરોવર નદી વિશાળ જલધિ તણે કંઠ કે
રચેલ જલઘાટબંદર મહાર્ઘ આવાસ, સૌ
ક્ષણેક મહીં ભસ્મસાત નહિશાં કરે ઘેલુડી.

ધુરા ફગવી તેં પતિત્વની, સ્વશાસને રાચતી,
રચે પ્રણય નેક, સ્વૈર હૃદયે રહે મ્હાલતી.
સ્થલેસ્થલ રમી રહી નવલયૌવને પ્રાણિતા.
વિદારી સ્થલભોગળો કહીંક ખંડખંડો તણી
મીઠો યુગલ સિંધુનો સુભગ હાથવાળો રચે.
અને જલતરંગ પે વિવિધ નર્તનો માંડી તું
પ્રફુલ્લ બની ભાન થકી મસ્ત એકત્વના.

વળી ગગનમાં ઉડી મરુતશક્તિને નાથતી,
ઘુમી રહી રમી રહી નભ યદૃચ્છયા ખેલતી.
સ્થલે, વળી જલે, નભે પ્રબળ વાયુનાં ચક્રમાં,
બધે ય અતિ શો પ્રભાવ તવ વિસ્તર્યો ચોદિશે.
વધ્યું જ તવ વ્યક્તિમત્ત્વ તણું ભાન, થૈ તું સુખી.

ટક્યું ન સુખ એ સખી, હૃદયમાં જ જુદાઈ જ્યાં,
સદ્ગ્યાં જ નહિ અસ્રતો, ઉર વિષે વખો જ્યાં સ્ફુરે.
ન ચિત્ત તુજ ચાહતું ચરણસૌખ્યને કિંચિતે,
સ્વયં સુખથી લેટતું, મજલ પાયને ભાગ્ય તો.
સ્વયં નિશદિ ગ્રસ્ત એક બસ એશઆરામની
સુરાની મધુધૂનમાં, ચરણને ચલાવે કંઈ
અભેદ્ય વનમાંહિ ભીષણ અગાધ ખાણો વિષે.
અને સતત શાસનાવલિની વર્ષતી શી વૃષા!

ન એક ચરણો પરે, કમનસીબ બે બાવડાં
ય લેશ નહિ છૂટિયાં, સતત કાઇને વ્હેરવાં,
જમીન ખણવી, પડો કઠણ ખેડવાં ભૂમિનાં,
ન જંપ જરી લોહ ને ઈતર ધાતુઓ ટીપતાં.

પ્રકાર બનવા સુપુષ્ટ ચિત બેઠુંબેઠું કરે
સમૃદ્ધિ નવી પામવા અવનવી રચે કુંચીઓ.
અને પ્રકૃતિની વિરુદ્ધ નિત યુદ્ધ યોજ્યાં કરે.

અહો કશી પ્રમત્તતા, અખૂટ શક્તિમત્તા, અહો!
પ્રમાદી તવ ચિત્ત કેરી, ચકચૂર સત્તાસુરા
ઢિંચી અધ્ય જે બન્યું, કરતું અન્યને નિઃસ્વ જે.
મળી પ્રકૃતિરિદ્ધિઓ તદપિ તું રહી રાંકડી.
ઘડેલું દઢ વ્યક્તિમત્ત્વ તવ જેહ એકત્વથી
ત્રુટયું જ શતકોટિખંડ, તવ પ્રાણનો અંચળો
રહ્યો દુરિતવાયરે ફરકી ચીંથરેહાલ શો.
શમ્યાં ન, ઉલટાં વધ્યાં તવ નિયાગરાક્રંદનો.

(૮) અરે કયમ શમાવવાં મુજથી શકય આક્રંદ એ,
અશકયતર એથી યે પ્રણય આવડો છાંડવો.
સખી તવ રિબામણી, ઉભયધા સ્થિતિ પ્રાણની,
અશમ્ય વળી ઘેલછા, રુધિરની પિપાસા મહા,
બધું ય સમજું કંઈ; પ્રિય, હું એથી તો ચાહું છું.
અનન્ય અધિકારિણી ઉરની એક તું મ્હારા.
ઘણું ય સમજું, સખી, નહિ હું યોગ્ય એ પ્રેમને.
વળી સમજું, રે ન તે વિણ ઘડી શકું હું શ્વસી.

નહિ પ્રખર યોગશક્તિ સતસ્પર્શતી કૃષ્ણની,
સુવાસ અથવા સુકૃત્ય તણી સુક્રતુ શી નહિં;
સિકંદર તિમૂર સીઝર મહાન નેપોલિયન
તણી, કુતુક રેલતી તવ ઉરે, ન તલ્વાર વા;
ન કે કુશળ વાંછતી કુટિલતા ય ચાણાકયની;
ન લિંકન મહાનુભાવ તણું ભવ્ય ચારિત્ર્ય વા;
અને નહિ અશોક જે સુભગ શોકહર્તા તવ
દ્રવંત . તવ ઘાવને રુઝવનાર મા'રાજવી,

ન એહની ઉરે અરે મુજ દયાનુકંપા લવ.
અગાધ અફ્લાતુની મનન શુદ્ધ પ્રજ્ઞા તણાં
નહીં, પ્રકૃતિદત્ત શેક્સપિયર શા કવિપ્રાજ્ઞની.
ન શક્તિ, નહિ ભક્તિ કે અમર મુક્તિની શૈલિશી.
ન રે રસિકતા ય રંચ કવિ કાલિદાસાદિની.

યથા લલિત કોમલાંગી રસગર્વિતા રૂપસી
મનોજ્ઞ મહિષી સુધાસભર ક્લીઓપેટ્રા સમી
સવારી ચડી રાજમાર્ગ પળતી દમામે કદી,
દિગંત થકી રાજવીગણ પધારી ચારે દિશે
ભમે ચરણ ચૂમવા, તહીં શહેરને કો ખુણે
અકિંચન ઉભેલ કો પ્રણય સેવતો અંતરે
નિરીક્ષણ સવારીનું અચુતચક્ષથી રોમનાં
નિરંતર કર્યાં કરે, પણ ગઈ જ સમ્રાજ્ઞી તો.
ગયો પ્રણય,–માત્ર ત્યાં બળ્યુંજળ્યું જ હૈયું રહ્યું.
અરે પ્રણય માહરો ય બસ એહવો! જાણું છું.

છતાં ય પ્રણયે સદૈવ ચકચૂર હૈયું રહે,
સુઝે ન કંઈ અન્ય વાત, તવ એક આરાધના
અહર્નિશ સ્ફુર્યા કરે, શમનના ઉપાયો રમે
ત્વદર્થ, અભિષેક ઔષધ સમી ગિરાના સ્રવે.

વિરાટ તવ વેદના, ઉર તણો જ આધાર એ
ઘડી અધઘડી કશે જરીક જંપ પામે નહિ.
નિહાળું તવ નેણ ઘૂર્ણિત મદે, અજંપા ઉરે,
વધંત અધિકાધિકી સતત ચિત્તઅસ્વસ્થતા,
ફરી ધુરકી ઊઠતી મહીંથી આત્મહત્યા તણી
નિહાળું, રડીને રહું શમન નૈવ આ હાથમાં.

અરે લઘુક ઉમરે પ્રણય પાશમાં તાહરા
પડયો, ન ચસકી શકું, ચસકવા ન ચાહું ય તે.
ચહું જ બસ એક નિત્ય ઉર તારું આસ્વાદવા.
—ક્ષમા! યદિ હું ચાહું કો ઈતર વસ્તુ તું કાજ–રે
નિરંતર રટી રહું શિવભવિષ્ય તારું પ્રિયે.

હું તો ક્ષણુક્ષણાર્ધ આંહી ટકીને મટી જૈશ, ને
કદી ય મળશે મને ખબર તારી કેમેય ના.
તું તો યુગયુગાન્તરો અમરયૌવના જીવશે;
સ્મરીશ પણ ના, હતો પ્રણયી એકદા એક કો.

પ્રણયી એકદા કેવો: એક કોઈ હતો તવ.
સંભારીશ ન, સંભાર્યે કોઈનું ય ભલું કશું ?

છતાં ચરમ વાંછના તવ પદે,: કરો હે સખી
કૃપા, હૃદયપ્રાણ તુંમય મદીય ઘેલાં સદા
મીઠો પ્રણયનો અરે! ન પ્રતિશબ્દ માગે જરી.
મને ન પરવા ધરે હૃદયમાંહિ વા ઉપરે
તું આ હૃદયને ભલે ન કદિ યે, ન કે રાગની
પરાગભર શોણિમાથી તરબોળ આત્મા કરે.
તને ઉચિત ભવ્યરીત મર હું ન ચાહી શકું,
પરંતુ પ્રિય પ્રાર્થું કે નિત રહો તું ચ્હાવા જશી.

રહો તું ચાહવા જેવી હુંથી કે અન્ય કોઈથી.
એટલી ઉદ્ભવી તુંને ચ્હાતાં ચ્હાતાં જ ઝંખના.

અને ચ્હાનારની કો દી' કમીના ન હજો તને,
અવિશ્રાંત તને ચાહી માગું આજ હું એટલું.

હજો વીરો રસાત્માઓ હૈયું હેલે ચડાવતા,
તારા કારી વ્રણો મુખે સીંચનાર સુધા તણા.

હજો આયુષ્મતી! વ્હેલી સ્વ-સ્થ તું સ્મિતમંડના,
હસજે જરી આછું કે, પ્રેયસી હે ચિરંતના!
સેવી'તી કો સ્થલે કાલે મેં એ દુર્દમ્ય ઝંખના.*



* તરતમાં પ્રગટ થનાર કાવ્યસંગ્રહ 'નિશીથ'માંથી.

# उपदेश सार

**શ્રી રમણ મહર્ષિ**

[ આ ‘ઉપદેશ સાર’ના મૂળ યોજક શ્રી રમણ મહર્ષિ તામિળનાડના એક વિદ્યમાન સત્પુરુષ છે: અપરોક્ષાનુભવી બ્રહ્મવેત્તા તરીકે એમની ખ્યાતિ થયેલી છે, અને અનેક સાધકો, સત્સંગાભિલાષીઓ તથા સકામ શ્રદ્ધાળુઓ પણ એમના સમાગમનો લાભ લેવા અને દર્શન કરવા જાય છે તથા તેમને નામે સ્થપાયેલા રમણાશ્રમમાં રહે છે. કેટલાક વિદેશી મુમુક્ષુઓ તથા પાશ્ચાત્ય તેમજ સંસ્કૃત વિદ્યાના પંડિતોએ એમને ગુરુભાવે માન્યા છે. રમણાશ્રમ તરફથી એમનાં જીવન ચરિત્ર તથા ઉપદેશો અને લખાણો પર તામિળ, તેલગુ, મલયાળમ્, કાનડી; હિંદી, સંસ્કૃત, અંગ્રેજી વગેરે ભાષાઓમાં ઘણાંક પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે. તેમાંનાં એકબેને આધારે એમના જીવનની ટૂંકી રૂપરેખા ‘પરિચય’માં આપી છે.

ગયા મે માસમાં અનુવાદક કામ માટે તામિળનાડ ગયા હતા, ત્યારે તેમણે એમના દર્શનનો લાભ લીધો હતો. તેને પરિણામે તેમની તથા મહર્ષિની વચ્ચે પત્રવ્યવહારનો સંબંધ બંધાયો. મહર્ષિ તરફથી મળેલી સૂચનાને માથે ચડાવી એમના ‘ઉપદેશ સાર’નો આ ગૂજરાતી અનુવાદ તથા ટિપ્પણો તેમણે કરી આપ્યાં છે. તે કરવામાં એ પદના સંસ્કૃત તથા અંગ્રેજી અનુવાદો અને ભાષ્યોની મદદ લીધી છે, અને પોતાના અનુવાદ તથા ટિપ્પણોના શબ્દશઃ ભાષાંતરો કરી મહર્ષિ પાસે તપાસરાવી લીધાં છે. ગૂજરાતી અનુવાદનો માત્રામેળ મૂળ તામિળ-ગીત પ્રમાણે જ રાખ્યો છે. એ એક લોકગીતની ચાલ છે. એવાં લોકગીતોને તામિળમાં ‘ઉન્દિયાર’ કહે છે. ગૂજરાતી અનુવાદને ભૈરવી રાગ (તાલ ધુમાળી)માં ગાવા ભલામણ છે.

સપ્ટેમ્બર, ૧૯૩૮ — અનુવાદક ]

## પરિચય

મદ્રાસથી નૈરુત્ય ખૂણામાં સાઉથ ઇન્ડિયા રેલ્વે પર તિરુવણ્ણામલૈ નામે એક તાલુકાનું ગામ છે. અરુણાચલ નામે એક નાના પર્વતની તળેટીમાં એ વસેલું છે. ગુજરાતમાં એવો ગિરનારનો મહિમા છે, તેવો દક્ષિણમાં અરુણાચલનો છે. ગામમાં એક ભવ્ય શિવાલય છે અને પર્વત પર એકાંતવાસ માટે અનુકૂળ થાય એવી કેટલીક ગુફાઓ અને મંદિરો છે. આખો પર્વત જ શિવસ્વરૂપ મનાય છે, અને તેના વાર્ષિક મેળા વખતે સેંકડો યાત્રાળુઓ આખા પર્વતની પ્રદક્ષિણા કરે છે. શ્રી રમણાશ્રમ આ પર્વતની લગોલગ તળેટીમાં આવેલો છે, અને મહર્ષિનું નિવાસસ્થાન છે.

એમનો જન્મ ઇ. સ. ૧૮૭૯માં મદુરા પાસે તિરુચ્ચુળિ નામે એક ગામમાં બ્રાહ્મણ કુળમાં થયો હતો. ત્રણ ભાઈમાં એ વચેટ હતા, નામ વ્યંકટરામન્. એમના પિતા એમને નાના મૂકીને મરી જવાથી મોટાભાઈ તથા પોતે મદુરામાં એક કાકા પાસે ભણવા માટે રહેતા અને મા તથા નાનાભાઈ ગામ રહેતાં. ૧૫-૧૬ વરસની ઉંમર સુધી એમનામાં કાંઈ ખાસ વિલક્ષણતા છે એવું કોઈને લાગ્યું નહોતું. સામાન્ય વિદ્યાર્થીઓની જેમ શાળામાં

હૃદયે સ્થિતિ જે નિજ મૂળતત્ત્વમાં,
કર્મ જ, ભક્તિયે સાર મત;
યોગ, જ્ઞાન જ એ સાર મત. ૧૦

પ્રાણનિરોધે મન લીન થાય જે,
પક્ષીવત્ જાળે સાર મત;
નિરોધ–સાધન તે સાર મત. ૧૧

ચિત્ત–પ્રાણ બે જે મનન–કર્મની,
શાખાઓ ફૂટે સાર મત;
મૂળે એક જ તે સાર મત. ૧૨

ચિત્તનિરોધે લયવિનાશ રીતો;
લય તો અસ્થાયી સાર મત;
વિનાશ તે સ્થાયી સાર મત. ૧૩

પ્રાણબંધથી મન લીન થાય જે,
એકચિંતને તે સાર મત;
સ્વનાશને સાધે સાર મત. ૧૪

ચિત્તનષ્ટ જે બ્રહ્મસ્થિત યોગી,
કર્મો ના તેને સાર મત;
આત્મસ્થિતિમાં જે સાર મત. ૧૫

સહુ દશ્યોથી વાળી મનવૃત્તિ,
ચેતન–દર્શન લે સાર મત;
તત્ત્વનું દર્શન તે સાર મત. ૧૬

અવિરત ચિત્તે સ્વરૂપને શોધે,
તેનું ન ચિત્ત રહે સાર મત;
એ માર્ગ સીધો રે સાર મત. ૧૭

અહંવૃત્તિમાં વૃત્તિ સર્વનું મૂળ,
વૃત્તિસમૂહે ચિત્ત સાર મત;
અહંવૃત્તિ તે ચિત્ત સાર મત. ૧૮

'અહં'તણો જ્યાં ઉદ્‌ભવને શોધે,
ત્યાં 'હું' સ્વયં લોપે સાર મત;
આત્મજ્ઞાન જ તે સાર મત. ૧૯

'અહં' વિનાશે 'અહં-અહં' સ્ફુરે,
સ્ફુરે હૃત્ પોતે સાર મત;
પરમ પૂર્ણ સત્ તે સાર મત. ૨૦

યોગ્ય 'અહં'પદ આત્મસ્ફૂર્તિને,
અલીન કંથે યે સાર મત;
જ્યાં મન-અહં ન રહે સાર મત. ૨૧

શરીર, ઇંદ્રિય, પ્રાણ, બુદ્ધિ, અજ્ઞાન,
અસત્ય જડ સૌ તે સાર મત;
હું એક-સદ્ રૂપ રે સાર મત. ૨૨

સત્તાદર્શક અન્ય ચિતિ નહિ,
સત્તા એ જ ચિતિ સાર મત;
ચિતિ જ અહંસ્ફૂર્તિ સાર મત. ૨૩

ઈશજીવમાં વેષબુદ્ધિભેદ,
સત્સ્વરૂપ બેય સાર મત;
વસ્તુમાત્ર તે જ સાર મત. ૨૪

વેષ શમ્યે નિજ આત્મનું દર્શન રહે.
ઈશાત્મા ઐક્યે સાર મત;
ઈશનું દર્શન એ સાર મત. ૨૫

દ્વૈતાભાવે જે આત્મ વિષે સ્થિતિ,
આત્મનું દર્શન તે સાર મત;
તન્મયનિષ્ઠા તે સાર મત. ૨૬

જ્ઞેયાભાવે જ્ઞાનવિણ ચૈતન્ય
અજ્ઞાનમય નહિ તે સાર મત;
કેવળ જ્ઞપ્તિ જે સાર મત. ૨૭

સ્વરૂપ શોધી આત્મનું દર્શન લે,
અજ, અક્ષર, સત્ તે સાર મત;
પૂર્ણ જ ચિત્સુખ તે સાર મત. ૨૮

બંધનમોક્ષાતીત પરં સુખ જે
અહીં જાણે જીવ સાર મત;
તે આત્મનિવેદન સાર મત. ૨૯

અહં-ગળેલા આત્મરૂપનું જ્ઞાન,
એ જ મહા તપ રે સાર મત;
આત્મરમણ કહે રે સાર મત. ૩૦

## ટિપ્પણો

આ ઉપદેશ સારની રચનાનો પ્રસંગ નીચે મુજબ છે.

મહર્ષિના એક શિષ્યે તામિળમાં શિવલીલાના અનેક પ્રસંગો વર્ણવતું સિત્તેર કડીઓનું એક કાવ્ય લખ્યું. તેના છેલ્લા પ્રસંગમાં દારુક–વનમાં રહેતા ઋષિઓનો ગર્વ ઉતારવા માટે ગુપ્ત વેશે શિવ પધારે છે. એ લીલાનો ઉદ્દેશ કર્મકાંડના અભિમાની ઋષિઓને એ બતાવવાનો હતો કે એમણે કર્મદ્વારા મેળવેલી સર્વ સિદ્ધિઓ ગમે તેટલી મોટી હોય છતાં પરમાત્મા કરતાં ન્યૂન છે. એમનું અભિમાન ઉતર્યા પછી ઋષિઓએ નમ્રતાથી ઈશ્વરનો અનુગ્રહ માગ્યો. તે પરથી શિવે તેમને આત્મતત્ત્વનો ઉપદેશ કર્યો. લેખકે આ ઉપદેશનો ભાગ લખી આપવા રમણમહર્ષિને વિનંતિ કરી. તેને માન આપી મહર્ષિએ આ ત્રીસ કડીઓ તે જ વૃત્તમાં રચી આપી.

પદ ઉપરટપકે વાંચવાથી અદ્વૈતવેદાંતના એક ટૂંકા છતાં એક જ વાતને ફરીફરી કહેનારા નિરૂપણ જેવું લાગવા સંભવ છે. પણ ઝીણો વિચાર કરનારને માલમ પડશે કે એમાં પગલે પગલે વિચાર આગળ વધે છે, અને તે સાધનાના ક્રમમાં છે.

૧ ઋષિઓ જડ કર્મવાદી હોઈ ઈશ્વર વિષે અનાસ્થા ધરાવનારા હતા. આથી, કર્મ એ પરમતત્ત્વ નથી, પણ ઈશ્વરની (નિયમરૂપી) આજ્ઞાથી ફળો આપે છે, એમ કહી ઉપદેશની શરૂઆત થાય છે. 'સાર મત' એ ટેકનો અર્થ 'શ્રેષ્ઠ મત.'

૨ યજ્ઞયાગાદિ કર્મોનું પરિણામ બતાવ્યું છે.

૩ છતાં કર્મની નિરુપયોગિતા નથી. તે ઉપકારક છે. કેવી રીતે તે જણાવે છે.

૪ અહીંથી સાધનાનો ઉપદેશ શરુ થાય છે. પૂજા, જપ અને ધ્યાનને એકએકથી ચડિયાતાં કહ્યાં છે.

૫ પૂજા એટલે? પૃથ્વી, પાણી, તેજ, વાયુ, આકાશ, ચંદ્ર, સૂર્ય અને જીવો એ આઠને શૈવમતમાં જગતમાં જણાતાં ભગવાનનાં પ્રગટ રૂપો કહ્યાં છે. એ આઠ મૂર્તિઓમાં જગતની સેવા કરવી એ જ ઈશ્વરની પૂજા છે.

૬ ભગવાનના સ્તવન (ગુણ–ચરિત્ર કીર્તન) કરતાં નામનો જપ સાધનાની દૃષ્ટિએ વધારે મહત્ત્વનો છે. તે પણ મોટેથી (દાખલા તરીકે, ધૂન રૂપે) કરવા કરતાં ધીમેથી કરવો સારો; અને તે કરતાંયે જીભ હલાવ્યા વિના મનમાં જ કરવો વધારે સારો. એવો જપ તે જ ધ્યાન થાય.

૭ ધ્યાનમાં ખંડ પડે, તે કરતાં જેવી અખંડ તેલની ધારા કે નદીનો પ્રવાહ ચાલે તેવી રીતે થતું ધ્યાન ઊંચું ગણાય.

૮ ભગવાન અને પોતાની વચ્ચે ભેદભાવ રાખવી રાખી ધ્યાન કરવું. તે ઉતરતું છે કેમ ભગવાન જ છે, હું એનાથી ભિન્ન એવો કોઈ સત્ પદાર્થ નથી, જે હુંપણાનું ભાન છે, તે એ ભગવાનમાંથી જ ઉપજે છે, એમાં જ રહે છે, અને એમાં જ શમે છે; એ હૃદયમાં રહી યંત્રને જેમ સર્વ ચલાવે છે, એવી વૃત્તિ અને અગત્યથી ભગવાનનું ધ્યાન કરવું જોઈએ. એનું નામ અભેદભાવ અથવા સોઽહંવૃત્તિ. એનો અર્થ એ નથી કે 'હું બ્રહ્મ છું,' 'શિવોઽહં,' 'સોઽહં' એનું રટણ કે કલ્પના કર્યા કરવાં.

૯ આ રીતે આત્મનિવેદનથી પોતાના વ્યક્તિત્વનો અહંકાર ટાળી નાંખી, ભગવાનની સત્તામાં સ્થિતિ કરવી, તેની સત્તામાં પોતાની સત્તા લીન કરી નાંખવી એ જ પરા ભક્તિ છે.

૧૦ કર્મ, ભક્તિ, યોગ, જ્ઞાન એવા જે જુદા જુદા યોગો ગણાવવામાં આવે છે, તે, સાચી દૃષ્ટિએ, માત્ર વાણીવિલાસ છે. આ કડીની પહેલી લીટીમાં કહેલી સ્થિતિમાં એ ચારે યોગો સમાઈ જાય છે.

૧૧ આત્મસ્થિતિ પ્રાપ્ત કરવાનો યોગમાર્ગ બતાવે છે. એમાં પ્રાણના નિરોધથી ચિત્તનો નિરોધ કરવો એ એક રીત છે. (આ કડીઓમાં મન અને ચિત્ત બંને એક જ અર્થમાં વાપર્યા છે.)

૧૨ પ્રાણના નિરોધથી ચિત્તનો નિરોધ થવાનું કારણ એ છે કે એ બંને એક જ થડમાંથી નીકળતી બે શાખાઓ જેવાં છે.

૧૩ પ્રાણનિરોધથી ચિત્તનો નિરોધ થાય છે, પણ તેમાં ચિત્તનો માત્ર તેટલા સમય પૂરતો લય થાય છે. એથી ચિત્તનું ચિત્તપણું-એટલે પોતાના વ્યક્તિત્વનું અભિમાન-નાશ નથી પામતું. આત્મસ્થિતિ માટે એ અભિમાનના નાશની જરૂર છે.

૧૪ છતાં, પ્રાણનિરોધથી મનનો નિરોધ કર્યો હોય, અને તે સાથે જો મન સાતમી કડીમાં કહ્યા મુજબ અખંડ ચિંતન કરતું હોય, તો તેનો વિનાશ સાધી શકાય છે.

૧૫ ત્રીજી લીટીમાં બીજી લીટીનું કારણ કહ્યું છે. જ્ઞાનીને કર્મો નથી એનો અર્થ એ કે તે પછી તે કોઈ કર્મનો કર્તા રહેતો નથી. કારણ કે, એનું કર્મના કર્તારૂપે દેખાવું, તે બીજાની દૃષ્ટિ છે, એની પોતાની નથી. એની પોતાની જે સ્થિતિ છે, તેનું અસ્તિત્વ અમુક એક શરીર તથા મનની મર્યાદાથી વીંટળાયેલું નથી.*એ શરીર હાલેચાલે છે અને મન વિચારે છે, પણ એ સ્થિતિ જાતે તો જે શુદ્ધ તત્ત્વ સદા સર્વત્ર વિદ્યમાન છે તેની સાથે જ એકરૂપ છે. આથી, એને કર્તા કહો તો જગતમાં જે કોઈ કર્મ થાય છે તે એ જ કરે છે. પણ એનો ઇનકાર કરો તો જે શરીર તથા મનના સંઘાતને આપણે જ્ઞાનીનાં માનીએ છીએ, તે સંઘાતનાં કર્મો પણ એનાં નથી.

*બીજું, જેમ આગગાડીનું ઇંજીન ડબ્બા ખેંચે છે, છતાં, તેને આપણે ખેંચવાના કર્મનું કર્તા ગણતા નથી, પણ સાધન જ ગણીએ છીએ. કારણ કે ઇંજીન અભિમાનપૂર્વક ડબ્બા ખેંચતું નથી. તેમ જ્ઞાનીને વ્યક્તિરૂપે જ ઓળખી શકનારે તેને વિષે કર્તાપણાનો અભાવ સમજવો જોઈએ. કારણ કે કર્તાપણું અહંપણા વિના કહી શકાય નહિ અને જ્ઞાનીને તે નથી.

આ નિરૂપણ પોતાની તેવી સ્થિતિ થયા વિના બરાબર સમજી શકાય એવું નથી. એટલે તે વધારે સ્પષ્ટ કરવા પ્રયત્ન કરવો નકામો છે.

૧૬-૧૭ ચૌદમી કડીમાં કહેલા એકચિંતનને વધારે સ્પષ્ટ કરે છે. મનમાં જે જે કાંઈ દશ્યો-સ્મરણો-ફ્રૂરે, તે દશ્યોની પાછળ ન લાગવું. એ કેમ ફ્રૂર્યું તેના વિચારના વમળમાં યે ન પડવું. પણ સ્મરણમાત્ર ક્યાંથી ફ્રૂરે છે, તેનો કરનાર કોણ છે, તે મૂળ સ્થાનને તથા તેના સ્વરૂપને શોધવા મથવું.

૧૮ એ પરથી માલમ પડશે કે દશ્યના દરેક ભાનની પાછળ, એના આધારરૂપે, હુંપણાનું ભાન ફ્રૂરે જ છે. હુંપણાનું ભાન ન હોય તો દશ્યનું ભાન પણ નથી ફ્રૂરતું. દશ્યોની સ્મૃતિ અને તે પરથી ઉત્પન્ન થતી લાગણી તેનું જ નામ વૃત્તિ. મન એટલે સહુ વૃત્તિઓનું જૂથ. આમ

ઝીણવટથી વિચારીએ તો હુંપણાનું ભાન એ જ મનનું સ્વરૂપ. જુદાં જુદાં દશ્યો અને લાગણીઓ, તે જેમ સિનેમાના પડદા પર ચિત્રો ઊઠે તેનાં જેવાં ગણાય.

૧૯ આગળનું પગલું હુંપણાનું ભાન ક્યાંથી ઊઠે છે તે શોધવાનું છે. એ શોધનું પરિણામ બીજી તથા ત્રીજી લીટીમાં કહ્યું છે.

૨૦ આનો અક્ષરાર્થ લેવાનો નથી. ખરું જોતાં, આત્મામાં હું, તું કે તે એવા કોઈ અભિમાનનો લેશ નથી, પણ પ્રાણીને જે અલ્પ અને અશુદ્ધ અહંપણું લાગ્યા કરે છે, તે ટળી ગયા પછી તેના અસ્તિત્વનું સ્વરૂપ શું એવો પ્રશ્ન પૂછીએ તો જવાબ આપવો પડે કે અલ્પ અને અશુદ્ધ અહંપણાનાયે ઉગમસ્થાનરૂપ જે મહાન અને વિશુદ્ધ ચેતનસત્તા તે જ એનું સ્વરૂપ. અલ્પ અહંકારનું એ જનક અને દ્વંદ્વાતીત હોવાથી એને માટે મહર્ષિએ 'અહં—અહં' એવો વિશેષતા-સૂચક શબ્દ વાપર્યો છે.

૨૧ સાચા અર્થમાં જો કોઈને 'હું', એટલે પોતે, કહી શકાય તો એ ચેતનસત્તાને જ કહી શકાય. સામાન્ય હુંપણું જાગ્રત અને સ્વપ્નમાં જ અનુભવી શકાય છે ઊંઘમાં નહિ. આ સ્ફૂર્તિ ઊંઘમાંયે હાજર હોય છે.

૨૩ ચિત્ત એટલે ચૈતન્ય, ચિદ્રૂપતા. આપણા હૃદયમાં બે ચૈતન્યસત્તાનો આપણને અનુભવ થતો નથી. એકનો જ થાય છે. આપણા અસ્તિત્વનો જે આપણને નિઃસંશય અનુભવ તે જ આપણી ચિદ્રૂપતા છે. એ જ ૨૦–૨૧ કડીઓમાં કહેલી અહંસ્ફૂર્તિ.

૨૪–૨૫ દેહની ઉપાધિ અને તેની મર્યાદાયુક્ત બુદ્ધિશક્તિ જોડે જે ચૈતન્યનો વિચાર તે જીવવિચાર, આખા બ્રહ્માંડની ઉપાધિ અને તેની અમર્યાદ બુદ્ધિશક્તિ જોડે કરેલો ચૈતન્યનો વિચાર તે ઈશ્વરવિચાર છે. ઉપાધિ અને બુદ્ધિના ભેદોને અલગ રાખી બંનેના સ્વરૂપનો વિચાર કરવા જતાં માત્ર એક સત્તારૂપ ચેતન્ય વસ્તુ જ હાથ લાગે છે.

૨૬ આત્મા સિવાય બીજા કશાનું વાસ્તવિક અસ્તિત્વ નથી એ અનુભવની દઢતા તે દ્વૈતાભાવ. એનું જ નામ તન્મયનિષ્ઠા.

૨૭ જ્યાં દ્વૈત નથી ત્યાં જ્ઞેય પદાર્થ નથી જ્ઞેય નથી તો આત્માને જ્ઞાતા પણ ન કહી શકાય. એટલે કે એ કશાનું જ્ઞાન કરી શકતો નથી. છતાં એને અજ્ઞાનમય ન કહી શકાય. કારણ કે એનું સ્વરૂપ જ્ઞાનમાત્ર (જ્ઞપ્તિ) છે.

---o---

# રાજકીય નોંધો

'નિરીક્ષક'

## ફેડરેશનનો પ્રશ્ન

પ્રાંતોમાં મહાસભાએ અધિકારગ્રહણ કર્યા પછી જવાબદારીની ભાવનાનો અને સંગઠનનો ક્રમશઃ વિકાસ થતો ગયો છે. સવા વર્ષના પ્રાંતિક કારોબારને અંતે કોંગ્રેસ પ્રધાનમંડળોને અને કોંગ્રેસ અગ્રણીઓને વાસ્તવિક રીતે સમજાતું જાય છે કે મધ્યસ્થ કારોબારમાં જવાબદારી મળ્યા વિના અખિલ હિંદના સર્વાંગી ઉત્થાનની વિશાળ યોજના હાથ ધરવી અને એને, પરિસ્થિતિને આવશ્યક ગતિએ સફળ કરવી એ અશક્ય વસ્તુ છે. બીજી બાજુ, પ્રાંતિક તંત્ર હાથમાં હોવાને લીધે રાજદ્વારી પક્ષ તરીકેનું પોતાનું સંગઠનતંત્ર વધારે વ્યાપક, મજબૂત, વ્યવસ્થિત, શિસ્તપ્રધાન અને કાર્યશીલ કરવાની સોનેરી તક મહાસભાને મળી ગઈ હોવાથી જનતા ઉપરનો એનો કાબૂ દૃઢતર થઈ રહ્યો છે. આને લીધે જનતાની અંતિમ માગણીઓને સિદ્ધ કરવાની અનિવાર્યતા પણ વધારે ઝડપથી ઊભી થતી જાય છે. આથી મધ્યસ્થ કારોબારને પ્રજાને જવાબદાર બનાવવા માટેની ચળવળ વેગ પકડી રહી છે. કારણ કે છેવટે તો હિંદી પ્રજાના અતિ મહત્ત્વના પ્રશ્નો મધ્યસ્થ સત્તાના કાબૂમાં રહ્યા છે. આજે પ્રજાને જવાબદાર નહિ અને પ્રજાલાગણીને બહુ અલ્પાંશે અનુકૂળ રહેતા કાબૂ દ્વારા હિંદનું નિયંત્રણ થાય છે. આ કાબૂ જનતાએ હાથ કરવો જ રહ્યો. લશ્કર, નાણાંનીતિ, પરદેશનીતિ, વેપારનીતિ, રેલવેઓ વગેરે બ્રિટિશ સત્તાને જવાબદાર, એને અધીન અને એના મુખ્ય લાભમાં કામ કરનાર ગવર્નર-જનરલ અને એની કારોબારીના હાથમાં હોય ત્યાં સુધી પ્રાંતિક કારોબાર મારફત હિંદી પ્રજાના આર્થિક, રાજકીય કે સાંસ્કારિક વિકાસનું તલસ્પર્શી કાર્ય થઈ શકે એમ છે જ નહિ. આથી પ્રાંતિક અમલ હેઠળ વધારે જાગૃત બનતો જતો લોકસમુદાય મધ્યસ્થ સત્તાના કબજા તરફ નજર માંડી રહ્યો છે.

નવા હિંદી કાનૂનમાં મધ્યસ્થ સરકારી તંત્ર ફેડરલ ધોરણે રચાવાનું હોવાથી ઉપલાં કારણોસર હિંદી રાજકારણમાં મહાસભાને માટે ફેડરેશનનો મુદ્દો નજીકનો અને ઉગ્ર પ્રશ્ન થતો જાય છે. હિંદી સરકારની ઇચ્છા ફેડરલ યોજનાને બને તેટલી દૂર હડસેલવાની હોવા છતાં પરિસ્થિતિ એવી થતી જાય છે કે એ પ્રશ્નને વધારે વખત ઊંચો મૂકી શકાય એમ નથી. મહાસભા અને બીજા રાજદ્વારી પક્ષોનો ફેડરલ યોજના સામેનો વિરોધ લોકશાસન અને લોકસત્તાના સિદ્ધાંતની દૃષ્ટિએ તો એને અનિવાર્ય બનાવી દે એ છે. કારણ કે પ્રજા-સત્તાવાદનો પ્રથમ સિદ્ધાંત, રાજ્યતંત્રનો પ્રકાર ઘડવા કે બદલવાનો અધિકાર પ્રજાના હાથમાં મૂકે છે. આ પ્રથમ સિદ્ધાંતને એમાં નકારવામાં આવ્યો છે કારણ કે એને ઘડવામાં હિંદી પ્રજાનો મત તો લેવામાં તો નથી જ આવ્યો, પણ મોટા ભાગના હિંદી જનસમૂહના પ્રચંડ વિરોધ છતાં એ યોજના ઘડવામાં આવી છે. એ જ રીતે એને દાખલ કરવામાં પણ પ્રજામત જાણવાની શાહી સત્તાને દરકાર નથી. આમ છતાં હિંદી પ્રજામતનું સંગઠિત

ઉમે વધતું જતું બળ અને આંતરરાષ્ટ્રીય રાજકારણમાં શાહીસત્તાનું તૂટતું જતું સ્થાન એને હવે અમુક અંશે પ્રજામતને ધ્યાનમાં લેવાની અને એ પ્રમાણે પોતાની અત્યાર સુધી લગભગ અચુનમ રહેલી હિંદવિરોધી નીતિને વાળવાની ફરજ પાડે છે. હિંદી પ્રજાનો એ સામે અચુનમ વિરોધ તો શાહી સત્તાને સુવિદિત છે જ. છેલ્લા છઆઠ માસથી આંતરરાષ્ટ્રીય રાજકારણમાં યુદ્ધ જાગવાની પરિસ્થિતિ ચોક્કસ ને વિકટ થતી રહી હોવાથી હિંદમાં સર્વત્ર તિરસ્કૃત થઈ પડેલ વ્યવસ્થાને લાદીને રાજકીય પક્ષોનો પ્રબળ વિરોધ અને મહાસભા તરફથી તો કદાચ સામુદાયિક કાનૂનભંગ જેવો લડાયક સામનો વહોરી લેવો એ શાહી રાજપુરુષોને મુનાસબ નહિ લાગવાથી એ યોજનાને વહેલી તકે દાખલ કરવાની વાત ખોળંભે પડી હતી. એ વખત દરમ્યાન તો એમ પણ લાગવા માંડયું હતું કે જો કદાચ શાહી સત્તાને હિંદમાં ફેડરેશન દાખલ કરવું જ હશે તો વર્તમાન કટોકટીમાં હિંદી પ્રજામતને માન આપી એમાં ઘટતા સુધારા કરી હિંદી વિરોધને શાંત કરવાનું ડહાપણભર્યું પગલું ભરવામાં આવશે. એ વખતે વાઈસરૉય લૉર્ડ લિનલિથગોને વિલાયત જવાનું પણ થયું એટલે એમ માનવાને કારણ મળ્યું કે ફેડરલ યોજનામાં કયા કયા ફેરફાર કરવામાં આવતાં એ હિંદી પ્રજાના લડાયક રાષ્ટ્રવાદી વિરોધને શાંત કરી શકશે એ બાબતની ચર્ચા કરવા બ્રિટિશ પ્રધાનમંડળ તરફથી એમને બોલાવવામાં આવ્યા હતા. આ ઉપરાંત વિલાયત જતાં પહેલાં એઓ અહીં જુદા જુદા પક્ષના વડી ધારાસભાના નેતાઓને અને ગાંધીજીને મળતા ગયા હતા. એ મુલાકાતોમાં કયા મુદ્દા ચર્ચાયા ને કયા વિષયોની વાત થઈ એની પ્રજાને જાણ નથી તોપણ વર્તમાનપત્રોના ખબરપત્રીઓને પોતાની કલ્પના દોડાવવાની સારી તક મળી હતી. દરમ્યાન પં. જવાહરલાલજી સાથે પણ લંડનમાં લૉર્ડ લિનલિથગો અને પરદેશમંત્રી લૉર્ડ હેલીફેક્સને મુલાકાતો થઈ. આ બધાંનો કેટલેક સ્થળે એવો અર્થ કરવામાં આવ્યો કે લંડનની હિંદી કચેરી ફેડરલ યોજનામાં કોંગ્રેસને માન્ય હોય એવા સમાધાનીને ધોરણે ઓછામાં ઓછા કેટલાક મહત્ત્વના ફેરફાર કરવા ઈંતેજાર છે. આ માન્યતાને સીધી રીતે ટેકો આપે એવું દેખીતું કોઈ પણ કારણ નહોતું. કારણ કે હિંદી નેતાઓ સાથે વાઈસરૉયને થયેલી વાતોની હકીકતની ગંધ સરખી પણ ક્યાંયે બહાર પડી નથી. માત્ર મુલાકાતો થઈ એ હકીકત અને ઝેક-જર્મન અથડામણની વધતી ઉગ્રતાનો અંતમ યુરોપવ્યાપી મહાયુદ્ધમાં આવવાની વધતી જતી શક્યતાઃ આ બે કારણો એવાં હતાં કે ગમે તેવી અને તેટલી કલ્પનાને એમાં અવકાશ હતો.

## મોકૂફીનો રસ્તો

પરંતુ હવે એમ લાગે છે કે બંધારણના ફેડરલ વિભાગમાં હિંદી પ્રજામતને માન્ય હોય એવા સુધારા કરવાનો રસ્તો લેવા કરતાં યુરોપમાં ઈટલી અને જર્મની સાથે મૈત્રીભરી સુલેહની ચેમ્બરલેઈનની નીતિને સફળતા મળે ત્યાં સુધી એ આખી યોજનાને મોકૂફ રાખવી એ માર્ગ બ્રિટિશ પ્રધાનમંડળે પ્રહણ કર્યો છે. ચેમ્બરલેઈનની નીતિનો સફળ કે નિષ્ફળ અંતમ બહુ થોડા વખતમાં બ્રિટિશ પ્રધાનમંડળને સમજાઈ જશે. એ દરમ્યાન હિંદમાં ફેડરલ યોજના સંબંધે કોઈ પણ બાજુએ બંધાઈ ન જવાની રીત જ બ્રિટિશ નીતિના લાભમાં છે એમ બ્રિટિશ સત્તાને લાગ્યું હોવું જોઈએ. આથી વાઈસરૉયના ઈંગ્લંડથી પાછા ફર્યા પછી તુરતમાં જ હિંદી આગેવાનોની પરિષદ બોલાવવાની ખબર સંબંધે કશું પણ પગલું

લેવામાં આવ્યું નથી. ચેમ્બરલેઈન ચતુર્રાષ્ટ્ર કરાર કરી શકે ત્યાં સુધી કંઈ પણ પ્રવૃત્તિ એ સંબંધે ન કરવી એવો નિર્ણય બ્રિટિશ પ્રધાનમંડળનો હોય તો નવાઈ નહિ. ચતુર્રાષ્ટ્ર કરાર થઈ જાય તો ફેડરેશનની કલમોમાં ઘટતો ફેરફાર કર્યા વિના જ એને દાખલ કરવામાં આવશે. એ કરાર શકય ન થાય તો હિંદી પ્રજાને સંતોષવાનો પ્રયત્ન જરૂર કરવામાં આવશે. ચતુર્રાષ્ટ્ર કરાર થયા પછી હિંદમાં રાષ્ટ્રીય મહાસભા જો ફેડરેશન દાખલ કરવા સામે મોરચો માંડશે તો યુરોપની ગૂંચવણોમાંથી બ્રિટિશ સત્તા પરવારી હશે એટલે અહીં મહાસભાને પહોંચી વળવામાં એને કંઈ મુશ્કેલી નથી આવવાની.

### ન બંધાવાની નીતિને પહોંચી વળવા મહાસભાની નીતિ

બીજી બાજુ, મહાસભાની પ્રવૃત્તિ ફેડરેશનના મુદ્દા વિશે બ્રિટિશ સરકારના વલણને સ્પષ્ટ કરવા એને ફરજ પાડવાની અધીરાઈ તરફ વધ્યે જતી હતી. બ્રિટિશ સરકાર ચાલુ સંજોગોમાં ન બંધાવાનો માર્ગ ગ્રહણ કરતી દેખાતી હતી. આથી છેલ્લી અખિલ હિંદ મહાસભા સમિતિની દિલ્હી ખાતેની બેઠકમાં સમૂહતંત્ર વિશેના ઠરાવને અંતે સમિતિએ જાહેર કર્યું કે "અખિલ હિંદ મહાસમિતિ વધારામાં જાહેર કરે છે કે મધ્યસ્થ કારોબારમાં બેજવાબદાર સરકારનું ચાલુ રહેવું દિવસે દિવસે અસહ્ય થતું જાય છે, અને એ વધારે લંબાવવામાં આવશે તો એ કદાચ કટોકટીભર્યા સંજોગો પેદા કરશે, જેને શકય હોય તો ટાળવા માટે બધા આતુર છે."

આ ઠરાવ પછી પણ 'મધ્યસ્થ કારોબારમાં બેજવાબદાર રાજ્યતંત્ર'ને બંધ કરવા માટે બ્રિટિશ સત્તાએ કશી પ્રવૃત્તિ કરી જણાતી નથી. એટલે કે ફેડરલ યોજના સંબંધે કોઈ પણ જાતની ચોખવટ કરતી નીતિની જાહેરાત એના તરફથી કરવામાં નથી આવી. મહાસભાને બ્રિટિશ સત્તાનું વલણ પહેલી તકે જાણી લેવું છે. કારણકે જો ચાલુ સ્વરૂપમાં એ યોજનાનો વહેલોમોડો અમલ થવાનો હોય તો મહાસભા એના આગલા સંખ્યાબંધ ઠરાવો અનુસાર અને છેલ્લા મહાસમિતિના એ સંબંધેના નક્કર ચોખ્ખા ઠરાવ અનુસાર, એ યોજનાનો કામચલાઉ અમલ કે સ્વીકાર પણ કરી શકે એમ નથી. છેલ્લી મહાસમિતિના ઠરાવમાં એ વાત સાફ શબ્દોમાં સમજાવવામાં આવી છે કે, "સમૂહતંત્રના વાંધા સંબંધે પ્રજાની સ્પષ્ટ જાહેરાત છતાં પણ જો એને લાદવાનો પ્રયત્ન કરવામાં આવશે તો આ પ્રકારના પ્રયત્નનો દરેક રીતે સામનો કરવો જોઈએ અને પ્રાંતીય સરકારોને પ્રધાનમંડળોએ એને સહકાર આપવાની ના પાડવી જોઇએ."

આથી મહાસભા, પ્રાંતોમાં જેમ કર્યું તેમ મધ્યસ્થ કારોબારમાં કરવા તૈયાર થાય એમ નથી એવું લાગે છે. ઊલટું, મધ્યસ્થ યોજનાનો એનો વિરોધ તો એટલો જલદ છે કે 'દરેક રીતે' એનો સામનો કરવા માટે પ્રાંતીય મહાસભાવાદી પ્રધાનમંડળોને પણ રદ કરવા એ તૈયાર છે એવો ઉપલા ઠરાવનો અર્થ થઈ શકે. જોકે એનો એવો અર્થ કરવામાં આવશે કે કેમ એ શંકાસ્પદ છે. મહાસભા સમિતિના ઉપલા ઠરાવના શબ્દો 'પ્રાંતીય પ્રધાનમંડળોએ એની સાથે સહકાર કરવાની ના પાડવી જોઈએ (must refuse to co-operate with it) અને દરેક રીતે એનો સામનો કરવો જોઈએ' (must be combated in every way) છે. એમાં, 'સામનો કરવામાં આવશે,' કે 'સહકાર કરવાની ના પાડવામાં આવશે,' એવા શબ્દો નથી. આથી એનો પ્રસ્તુત અર્થ ન કરવામાં આવે તો

નવાઈ નહિ, પણ એ તો ભવિષ્યનો પ્રશ્ન છે અને સંજોગો ને પ્રજાશક્તિના માપ ઉપર એનો આધાર છે. સામનો કરવો એ સહેલી અને સુસાધ્ય વસ્તુ નથી એ પ્રજાને અને મહાસભાના સૂત્રધારોને છેલ્લી કાનૂનભંગની હિલચાલને વેઠવી પડેલી કરુણ નિષ્ફળતાનો પૂરો ને પાકો અનુભવ છે.

## નિરુપયોગી ને નુકસાનકારક

પરંતુ એ વાત પણ એટલી જ સાચી છે કે મધ્યસ્થ કારોબારના દ્વિમુખી કારોબારમાં અને ફેડરલ ધારામંડળોમાં રજવાડાં, ને પ્રગતિવિરોધી ને કોમવાદી જમાતોનું અતિ મોટા પ્રમાણમાં પ્રતિનિધિત્વ દાખલ કરવામાં આવ્યું હોવાથી પ્રજામતનું ત્યાં પ્રતિબિંબ પડવાનો સંભવ નથી. તેમજ ગવર્નર-જનરલના હાથમાં બચાવ, લશ્કર, નાણાંનીતિ, વ્યાપારનીતિ, રેલવે અને શાહી સર્વિસોનો એકહથ્થુ ને સ્વતંત્ર કારભાર ને સત્તા હોવાથી કોઈ પણ રીતે એનો કામચલાઉ અમલ કરવો એ પણ મહાસભાને માટે હિતાવહ દેખાતો નથી. બંધારણીય મડાગાંઠ ઊભી કરવા જેટલી પણ એની ઉપયોગિતા શક્ય નથી, કારણકે ત્યાં કોઈ પણ સંજોગોમાં મહાસભાને બહુમતિ મળી શકે એવું નથી. (સિવાયકે રજવાડાંઓમાં ચાલતી જવાબદાર તંત્રની હિલચાલને પરિણામે રજવાડાંના પ્રતિનિધિઓ, ત્યાંની પ્રજાના ચૂંટાયેલા હોય એવા ફેડરલ ધારામંડળોમાં જાય એ સ્થિતિ આવે. પણ એ વિશે આગળ ઉપર.) મૂળગત ખાતાંઓ ઉપર પ્રજાને જવાબદાર અંકુશ અને જનતાની બહુમતિનું પ્રતિબિંબ પડે એ ઢબનું પ્રતિનિધિત્વઃ આ બે સ્થિતિની ગેરહાજરીમાં ફેડરલ યોજનાનો તાત્કાલિક અમલ પણ મહાસભાને માટે નિરુપયોગી ને કદાચ નુકસાનકારક છે.

## રજવાડાં ને સમૂહતંત્ર

લોકનિયુક્ત પ્રતિનિધિત્વનો લગભગ અભાવ, અને સાચી સત્તાની ફેરબદલીનો અભાવ ઉપરાંત ફેડરલ ધારામંડળોમાં દેશી રાજ્યોના પ્રતિનિધિઓ ચૂંટાવાની અકારી વ્યવસ્થા : આ ત્રણ કારણોસર મહાસભાનો ફેડરલ યોજના સામે અણનમ વિરોધ છે એમ કહી શકાય. આથી ફેડરેશનની યોજનાની સાથોસાથ રજવાડાંના પ્રશ્નને મહાસભાએ છણવો રહ્યો. અત્યાર સુધી મહાસભાની નીતિ (અને ઠરાવ અનુસાર તો હજી પણ) બિનદરમ્યાનગીરીની રહી છે. પરંતુ મહાસભા પોતાની એ નીતિમાં બીજાં કારણોસર ફેરફાર કરે કે ન કરે તો પણ ફેડરેશન દાખલ થયા પછી એ યોજનાની રીત જ એવી છે કે મહાસભાને બિનદરમ્યાનગીરીની નીતિમાં આવશ્યક સુધારો કરવો જ પડવાનો. દેશી રાજ્યો જો ફેડરલ યોજનામાં જોડાય—અને સાર્વભૌમ સત્તા એમને જોડાવાની ફરજ પાડી રહી હોવાથી એમનો છૂટકો નથી—તો સેંજે રજવાડાં બ્રિટિશ હિંદની નીતિ અને કારોબારમાં દરમ્યાનગીરી કરવા શક્તિમાન થવાનાં. કારણકે પછી મધ્યસ્થ રાજતંત્ર સમસ્ત હિંદને ધોરણે ચાલશે. જો શાહીસત્તા જ દેશી રજવાડાંને બ્રિટિશ હિંદના કારોબારમાં દરમ્યાનગીરી કરાવવા માટે એમને પોતાનાં પ્યાદાં બનાવવા માગતી હોય તો પછી મહાસભાને માટે હાલની બિનદરમ્યાનગીરીની નીતિ ચાલુ રાખવી યોગ્ય નહિ ગણાય. પછી મહાસભાએ સીધી રીતે જ રજવાડી પ્રજામાં પહોંચવું રહ્યું. સમૂહતંત્રમાં મધ્યસ્થ કારોબાર મારફત રજવાડાં જો પોતાની પ્રત્યાઘાતી ઢબછબ બ્રિટિશ હિંદમાં ફેલાવવા શક્તિમાન થતાં હોય ને વખતે એનો સામનો મહાસભાએ બ્રિટિશ હિંદની ભૂમિમાં મોરચો ખડો કરીને જ નહિ પણ હિંદની 'પીળી ભૂમિ'માં વસતી રજવાડી પ્રજાને સંગઠિત કરીને પણ કરવો રહ્યો.

ફેડરેશનમાં આ સ્થિતિ થવાની. આથી મહાસભાએ હમણાંથી જ રજવાડાંમાં ચાલતી જવાબદાર રાજતંત્રની પ્રજાકીય હિલચાલને હવે સક્રિય ટેકો આપવો શરૂ કર્યો છે. બ્રિટિશ હિંદમાં મહાસભાનું આજે સંગઠનબળ એટલું વિરાટ ને વ્યાપક છે કે એ સંસ્થાની જવાબદાર વ્યક્તિઓએ થોડા સમયથી જ અમુક રજવાડાઓની જવાબદાર તંત્ર માટેની લડતને દોરવાનું હાથ ઉપર લેતાં એ લડતે એકદમ અસામાન્ય મહત્ત્વ પ્રાપ્ત કર્યું છે, અને એનો લડાયક વેગ પણ ઘણો વધી ગયો છે. ક્રાંતિકારી અને પ્રજાકીય લડતોનો એ સ્વભાવ જ છે કે એની છૂટી છૂટી સંસ્થાઓ ભેગી થતાં એનું બળ સરવાળાના ધોરણે નહિ પણ ગુણાકારના ધોરણે વધે છે.

બ્રિટિશ સત્તા સામે જ્યાં સુધી ફેડરલ યોજના રીતસર દાખલ કરવામાં આવતી નથી ત્યાં સુધી એ સત્તાને લાગેવળગે એવા પોતાના વિરોધના બે મુદ્દા—સત્તાની હેરફેરનો અભાવ અને પ્રતિનિધિત્વમાં કોમી ધોરણ હોવાથી લોકપ્રતિનિધિત્વનો યથાર્થ અભાવ— સંબંધે સક્રિય વિરોધ કરવાનું રહેતું નથી. આથી પોતાના વિરોધત્રિકોણમાં હમણાં દેશી રાજ્યોને મળતા આપખુદ પ્રતિનિધિત્વને અટકાવવા માટે દેશી રાજ્યોની પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર સારુ લડવા માટે તૈયાર કરવી રહી. આજનો, સામે આવતો પ્રશ્ન એ જ છે.

## દરમ્યાનગીરી ?

આગલી નોંધમાં મેં જણાવ્યું છે કે બ્રિટિશ અને રજવાડી હિંદી પ્રજા એવા વિભાગો આપખુદ અને ઐતિહાસિક દુર્ઘટનાઓને પરિણામે પડેલા છે. બ્રિટિશ સત્તાને પોતાની પકડ હિંદી પ્રજા ઉપર અક્ષત રાખવા માટે પરસ્પર વિરોધી હિતોને હિંદમાં જારી રાખવાં જરૂરી હોવાથી આજે એ હિંદી રાજાઓ જેવા રાજાઓ અને એમના મધ્યયુગી ને આપખુદ કારભાર સાર્વભૌમ સત્તાના રક્ષણના ઓઠા હેઠળ ચલાવી રહેલ છે. એ રીતે એ જાગૃતિ ને પ્રગતિનાં વહેણને દેશી પ્રજાઓમાં ફેલાતાં અટકાવવા માગે છે. પરંતુ બીજી બાજુ બ્રિટિશ સત્તાના, લાલ હિંદ પૂરતા બંધારણીય કારોબારના દેખાવ હેઠળ પ્રજા વધારે ને વધારે સંગઠિત ને હક્કજાગૃત થતી જાય છે, ને લાલપીળા હિંદી પ્રદેશના કૃત્રિમ સીમાડા તોડી નાખે છે. કારણકે સમસ્ત હિંદી પ્રજામાં જીવન્ત એકતા છે. આને લીધે બ્રિટિશ હિંદ સાથે દેશી હિંદી પ્રજાને પ્રગતિ કરતી અટકાવી શકાય એમ નથી. અલબત્ત, મધ્યયુગી ને જુલમી રાજ્યઅમલ એ વેગને ધીમો પાડી શકે ખરો.

આથી રાજકીય હિલચાલને અંગે મહાસભા તરફથી જાળવવામાં આવેલી બિનદરમ્યાનગીરી અવાસ્તવિકતાને ટકાવી રાખવા જેવી હતી. પરંતુ એમાં રાજદ્વારી દૂરદેશિતા શા કારણે હતી એ પણ આગલી નોંધમાં મેં જણાવ્યું છે. હવે મહાસભાની તાકાત પણ ઘણી વધી ગઈ છે, રાજકીય લડાઈઓનું ચક્ર પણ વધુ ઉગ્ર ને ગરમ થઈ ગયું છે. નિકાલ માગતા પ્રશ્નો પણ હવે દબાવી રખાય એમ નથી. કારણકે જેમ જાગૃતિ વધે તેમ પ્રશ્નોના નિકાલની સામુદાયિક અધીરાઈ પણ વધે છે. ને અધીરાઈ એક પ્રકારનું તંગ વાતાવરણ પેદા કરે છે. એને બહુ વખત દબાવી શકાતી નથી. આવી અધીરાઈ, બ્રિટિશ હિંદમાં તો છેલ્લાં વરસોમાં બહુ વ્યાપક ને પ્રગટ થઈ ગઈ છે. હક્કજાગૃતિ, સ્વશક્તિ ને સંગઠનનું એ પરિણામ છે.

આના વત્તાઓછા પડઘા રજવાડાંમાં પડવા લાગ્યા. બીજી તરફ ફેડરેશનનો મુસદ્દો, પ્રાંતિક અમલમાં મહાસભા સ્થિર થઈ ગયા પછી એની સન્મુખ આવીને ખડો થયો.

ફેડરેશનમાં આપખુદ રજવાડાંની દરમ્યાનગીરીનાં અનિષ્ટોનો સામનો કરવાનો વખત પણ નજીક આવવા લાગ્યો. મહાસભાની એક તરફ તાકાત પણ વધી રહી હતી. આથી એ અનિષ્ટોનો સામનો કરવાનો આત્મવિશ્વાસ ને ખાતરી પણ એનામાં દૃઢતર થતાં હતાં. રજવાડી પ્રજા પણ ધીરે ધીરે જાગૃત ને અધીર થઈ રહી હતી. કોઈ પણ ક્રાંતિકારી પક્ષ પ્રજાની અધીર વૃત્તિથી પોતાને અલગ કરીને કે એના પ્રત્યે ઉદાસીનતા દાખવીને પોતાને સફળપણે ટકાવી શકે નહિ. એણે એ વૃત્તિને દોરીને એનો માર્ગ કરી આપવો જ રહ્યો યા તો પોતાનું સ્થાન ગુમાવવું રહ્યું. કેટલાક અતિ ઉદ્દામોને મહાસભા હમણાં 'બુઝર્વા' વલણવાળી થઈ રહેલી લાગતી હોવા છતાં ગાંધીજીનું નેતૃત્વ એના ઉપર છે ત્યાં સુધી એ પોતાનો ક્રાંતિકારી વાન છોડી શકે એમ નથી, કારણકે એઓ અસામાન્ય પ્રકારના પરિવર્તનકાર પુરુષ છે.

આથી રાજસ્થાની પ્રજાની અધીર વૃત્તિને મહાસભાએ વખત વહી ગયા પહેલાં વહેલેમોડે દોરવી જ રહી. ફેડરેશનનો સામનો કરવા માટે પણ એણે એમ કરવું રહ્યું. આથી મહાસભા એટલા પૂરતી પણ રજવાડી લડતોને દોરે એમાં રજવાડાંમાં દરમ્યાનગીરી કરવા કરતાં એને માટે ફેડરેશન સામે મોરચો ખડો કરવાનો ને પોતાનું જીવતર સફળ કરવાનો મોટો મુદ્દો છે. રાજાઓ ફેડરેશનથી અળગા થઈ જાય તો જ મહાસભા કદાચ થોડા વખત માટે રાજસ્થાનોમાં દરમ્યાનગીરી કરતી અટકી શકે. મહાસભાએ મધ્યસ્થ ધારામંડળોમાં આવતા આપખુદ રાજાઓના પ્રતિનિધિઓને અટકાવવા જ રહ્યા. અને તે એ, બ્રિટિશ સત્તાને નાબૂદ કરીને, રજવાડાંમાં જવાબદાર રાજતંત્ર દાખલ કરીને ત્યાંની આપખુદીને અંકુશગત કરીને, યા તો બંને રીતે કરી શકે. બ્રિટિશ સત્તાને નાબૂદ કરવી દૂરની વાત છે. દેશી રાજ્યોમાં જવાબદાર અમલ શરૂ કરાવવો અને ફેડરલ ધારાસભાઓમાં આવતા એમના પ્રતિનિધિઓ, લોકનિયુક્ત ધોરણે આવે એ નજીકનો ને અનિવાર્ય પ્રશ્ન છે. મહાસભાએ એટલા માટે એ બાજુ મોરચો ખડો કરીને ધમારો કરવાની તત્પરતા પ્રગટ કરી છે. આજના આટલા ને લગભગ આકરા દબાણથી જો રાજાઓ નહિ સમજે તો આગામી અધિવેશનમાં કે તે પછી થોડા જ સમયમાં મહાસભા બિનદરમ્યાનગીરીનો પોતાનો ઠરાવ રદ કરશે એમાં શંકા નથી. અલબત્ત, જો ફેડરેશનના મુદ્દા ઉપર બ્રિટિશ સત્તા સામે સવિનય કાનૂનભંગની હિલચાલ શરૂ કરવાનો પ્રસંગ આવે તો એ ઠરાવ રદ નહિ થાય. રાષ્ટ્રપતિ શ્રી સુભાષ બાબુએ લાહોરમાં તાજેતરમાં ફેડરેશન અટકાવવા સવિનય કાનૂનભંગ આદરવા સુધીની તૈયારી પણ વ્યક્ત કરી છે. એમ થાય તો રાજસ્થાનનો પ્રશ્ન ફરી વાર પાછો ઠેલાઈ જશે.

૨૮-૧૧-૩૮

———o———

# રામસિંહ

પન્નાલાલ પટેલ

સવારનો હું. કોઈ શારંગરામ જેવાં, કોઈ મહાદેવના બાણ ઘાટનાં, તો વળી કોઈ મોરલી વગાડતા કા'ન જેવાં, યંત્રનાં અંગોને, પૂજારીની પેઠે ગ્યાસલેટથી નવડાવવા ધોવડાવવામાં પડ્યો હતો. થાકેલા મનને બીડીનો ધૂપદીપ દેવાના વિચારે ઊભો થયો, અને આંખોને આજુબાજુથી કોઈ અમલદારની ગંધ ન આવતાં, બહાર જઈ બેઠો. એ જ અમારા સુખદુઃખના સાથી—એક ખૂણામાં. બીડી મોંમાં ઘાલી દીવાસળી ઉઘાડું છું ત્યાં તો ખાલી નીકળી! હું કોઈ વિરામ વાંછતા મારા જેવા પંખીની રાહ જોતો બેઠો. એટલામાં તો એક નવો રહેલો ઘણકરી એં થઈને પસાર થતો ભાળ્યો: 'એ...ઈસ, જરા દીવાસળી...' પણ બીજા શબ્દો એની અંગાર વેરતી આંખે જીભ પર જ થીજાવી દીધા. વળી તેણે મારા પર દીવાસળી ફેંકી, મારા મનને વધારે ગુંચવી માર્યું. હું કંઈ પૂછું તે પહેલાં તો એ બોલ્યોઃ 'નામ લઈને નથી બોલાવાતું? કાંઈ કૂતરું ખૂતરું ભાળ્યું કે શું?'

મને મનમાં થયું અત્યારના પોરમાં ક્યાં મારા ભોગ લાગ્યા કે આ વાંદરાનું નામ લીધું. મેં કહ્યુંઃ 'પણ તમારું નામ જાણતો હોઉં તો ને?' અને એને મારી બાજુમાં જમાવતો જોઈ ઉમેર્યુંઃ 'કારખાનામાં તો અમે બધા ય એમ બોલાવીએ છીએ.' પછી તેને બીડી આપતાં તેના અણશમ્યા ગુસ્સાને ટાઢો પાડવા વળી હું બોલ્યોઃ 'માફ કરજો, હવેથી એમ નહિ બોલાવું.'

એણે પણ બીડી સળગાવી અને પછી સાપ કાંચળી ઉતારે તેમ ગુસ્સાને કાઢી નાખતાં બોલ્યોઃ 'એનો કાંઈ વાંધો નહિ. પણ આ તે હાળી કાંઈ રીત છે?'

બીડીને અડધીક બાળ્યા પછી મેં પૂછ્યું: 'તમારું નામ?'

'રામસિંહ.' બીડીનો દમ ખેંચતાં તે બોલ્યો.

'ક્યાંના છો?'

રામસિંહે પગ લંબાવતાં અને એક ઘેરો શ્વાસ લેતાં કહ્યું: 'ગુજરાતની પેલી પાર, મેવાડ તરફનો.'

'માબાપ છે?' મેં પૂછ્યું.

રામસિંહનું મન જાણે એની જન્મભૂમિમાં ન ફરતું હોય તેમ બેધ્યાન હતું. તેણે બીડીના ઠૂંઠાનો જમીન પર ઘા કરતાં કહ્યુંઃ 'હા.'

હું વધારે કંઈ પૂછું તેટલામાં તો મારા કાને 'હોંશિયાર'નું સૂચન કરતી સિસોટી પડી. મેં ઊભા થતાં કહ્યું: 'ચાલો રામસિંહ, સાહેબ આવતા લાગે છે!'

હું અંદર ગયો પણ કામમાં જીવ નહોતો ચોંટતો. રામસિંહનું મધ્યમ કદનું શરીર, તલવારની ધાર જેવી પાણીદાર આંખોને શોભાવતી ફૂટતી મૂછોના નાનકડા આંકડા, અને

સ્નાયુબદ્ધ તેનાં પ્રત્યેક અંગ, મારી નજર આગળ ખડાં થતાં, મને થયું: માન ન માન પણ આ નવજુવાન કોઈ વખાનો માર્યો છે.

*

સવારના હજુ તો હું માંડ મારા કામના પ્રતીકશાં કાળાં કપડાં બદલું છું. ત્યાં તો અંદરથી કંઈક ગોકીરો સંભળાયો. જઈને જોઉં છું તો રામસિંહ અને મિસ્ત્રી વચ્ચે ઠેરેલી. એ જ પેલા 'એ...ઈસ'ની રામાયણ. મિસ્ત્રી બોલતા હતા: 'તું કાંઈ મોટો લાટ સા'બનો દીકરો ખરો તે તને નામ લઈને બોલાવીએ.'

રામસિંહ ઘૂરક્યો: 'અમે તો ગોડ તો દેડના છોકરા છીએ પણ તમારે કોઈ દન "એ...ઈસ" કરી ન બોલાવવો. નામ ન દો તો "ધણકરી" કહીને બોલાવો. પણ. . .'

'જા જા હવે તું પાછો મારો ઉપરી ખરો ને! જા કામ પર ચઢી જા,' મિસ્ત્રીએ કહ્યું; અને પીઠ ફેરવતાં બોલ્યા: 'આંઈ તો બોલાવતા આવ્યા એમ બોલાવવાના.'

'બોલાવજો ત્યારે. પણ યાદ રાખજો ક્યાંય બૈરાંછોકરાં ન રવડી પડે!' રામસિંહે કનગતી આંખે કહ્યું.

ટોળે વળેલાઓને ધકેલતાં અમારામાંના બુઢ્ઢાકાકા બોલ્યા: 'હેંડો હેંડો, કામ પર ચડી જાઓ.' અને એ ય મિસ્ત્રી પાછળ પળતાં બોલ્યા: 'મજૂરી કરી ખાવી ને માન માગવું એ ક્યાં બને?'

એક જણાએ કહ્યું: 'આની કે'વી, વાત તો ખરી છે.'

વળી બીજો બોલ્યો: 'મિસ્ત્રીને ય કોણ જાણે નામ લઈને બોલાવતાં શું પેટમાં દુખે છે?'

પછી તો બધા ય વેરાયા અને જોતજોતામાં અમે કામ પર ચડી ગયા; બલકે કામ અમારા પર ચડી બેઠું એમ કહું તોય કાંઈ ખોટું નથી.

*

અને અમને રવિવારને દિવસે રજા નહોતી મળતી, પણ અમે તો કામને અચૂક રજા આપતા.

મેં તથા રામસિંહે બહાર પેલા ખૂણામાં જમાવ્યું. ચા બીડી કર્યા પછી મેં લાગ મળતાં રામસિંહને પૂછ્યું: 'રામસિંહ, કેટલા ભાઈ છો?'

'હું એકલો જ.'

બધા ય પેટની ખાતર પરદેશ જાય છે એ જાણવા છતાં ય મેં પૂછ્યું: 'કેમ ગુજરાતમાં આવવું પડ્યું?'

'નોકરી કરવા.' કહી રામસિંહ પાછો તે દિવસની પેઠે ઉદાસ થઈ ગયો.

આજે મેં નિર્ણય કર્યો હતો, કે રામસિંહનું અંતર જાણવું. રજપૂતોમાં તો એકને બાસે બે કન્યાઓ મળે એટલો છોકરીઓનો કાલ છે. છતાં ય મેં પૂછ્યું: 'પરણ્યા છો?'

'હા' કહી તે આડું જોઈ ગયો.

મને આ ટૂંકા જવાબોથી અકળામણ થઈ. મનમાં થયું કદાચ એકમેકમાં હૈયું ઠલવાય એટલી પાકી મૈત્રી નહિ થઈ હોય. એટલામાં રામસિંહ નિઃશ્વાસ નાખતાં બોલ્યો: 'મદનદાસ, તું પૂછે છે કે કેમ ગુજરાતમાં આવવું પડ્યું. પણ શું કરવું? બેઠી ખાતા જેટલી ઈનામી જમીન હતી એ નવા દરબારે હમણાં ઝૂંટવી લીધી. મને થયું, કે મૂવું

જમીનનો વેરો ભરતાં પૂરા રોટલાય નહિ નીકળે, ત્યારે લાવ ગુજરાત તરફ જઈ કાંઈ બે પૈસા રળી આવું. વળી ગામમાં આબરૂનો પણ સવાલ હતો,'–કહી તેણે નિશ્વાસ નાખ્યો. અને—'પણ તકદીરે તો બે ડગલાં આગળનું આગળ!' કહી પાછો ચૂપ થઈ ગયો.

મેં કહ્યું: 'હાસ્તો, માંડ પચ્ચીસ રૂપિયા મળે ત્યાં આ શ્હેરના ખર્ચામાંથી શું બચે?'

રામસિંહ બોલ્યોઃ 'એ તો જાણે ઠીક મારા ભાઈ; પેટે પાટા બાંધીને ય બેપાંચ રૂપિયા બચાવાય. પણ હાળાં આ વાતવાતમાં દાંતિયાં કરે છે એ નથી વેઠાતું.'

'હોય યાર. એ કે'તા ભલા, આપણુ સૂનતા...'

'અરે શું સૂનતા ભલા?' રામસિંહની આંખ લાલ થઈ ગઈ. 'આવું! કરતે કામે ય?' અને પાછો ધીમો પડતાં બોલ્યો: 'આ મિસ્ત્રી મારે દાવે આવ્યો છે હાં. જેમ જેમ ના કહીએ એમ એમ વધારે.' અને મૂછો પંપાળતાં બોલ્યો: 'એક દા'ડાનો કાં તો લાદીપાળી * જ કરી નાખવાનો છું. એ વાંદરાના એક દન એંઠાં વાસણ માંજવાની ના પાડી, ત્યારનો મારી પાછળ હાથ ધોઈને પડ્યો છે!'

એટલામાં એક ગિરાદરે અમને ભાન કરાવ્યું: 'અલે બાર વાગ્યા, ખાવું નથી?'

અમે ઊઠી ખાવાના કબૂતરખાનામાં જઈ બેઠા. મેં રોટલા ને શાક છોડયું. રામસિંહે પણ ગોળ ને રોટલો કાઢયો. એકમેકને આપતાં લેતાં, મેં રામસિંહને પૂછ્યું: 'તું આ ઘણુકરીનું કામ કયાં શીખ્યો 'તો?'

'એમાં શું શીખવું 'તું? મૂળ તો મારો હાથ પે'લેથી જ તાકોડી હતો, અને પાછો થોડા દિવસ રેલવેમાં ઘણુ મારવા મળ્યો; એટલે પછી હાથ બેસી ગયો.' પાપડની પેઠે રોટલો ભાગતાં રામસિંહે કહ્યું.

'ત્યારે તેં રેલવેમાંથી કેમ નોકરી છોડી?' મેં ભુકાટતાં પૂછ્યું.

'એક દન જરા મોડું થઈ ગયું! એટલામાં તો સાહેબ મને ઉધડો લેવા મંડયો. મેં કહ્યું: "સાહેબ, લાંબે રહું છું તે આવતાં જરા પાંચ મિનિટ મોડું થયું." ત્યાં તો કોણ જાણે સાહેબનું મેં મનેખ માર્યું હોય તેમ રાતાપીળા થઈ ગયા! કે'છે: "પાંચ મિનિટનો તને હિસાબ જ નથી કેમ?" અને પછી તો, સાલ્લા ને વગરસાલ્લા કરવા લાગ્યો. એક તો હું ધૂંધવાઈ ઊઠયો હતો ત્યાં તો હાળો ગાળ ભાંડતાં કે'છે "આવું કરીશ તો લાત મારીને કાઢી મૂકીશ." મને દાઝ ચઢી તે "આ ધરી રહી તારી નોકરી" કહી પગાર લઈ ચાલતો થયો.

'ભલો તરત પગાર આપ્યો?' મેં ખાવાનું પતવી ઊભા થતાં પૂછ્યું.

'ન આપે તો જાય કયાં? મેં કહ્યું: "લાવ; ધરી દે પગાર," એટલે એય મનમાં સમજી ગયો અને કારકુન પર તરત ચિઠ્ઠી કરી આપી' કહી, ચકલી નીચે મોં ધરી પાણી પીવા વળ્યો. પછી હું પણ પાણી પી ચૂપચાપ બીડી પીતો બેઠો. મોડેથી બેઉ જણ અંદર ગયા અને યંત્રોને કૂચા વતી સાફ કરવા મંડી પડયા.

*

એક દિવસ સવારના અમારી ટોળી ચાદેવીની રાહ જોતી બેઠી હતી. રામસિંહ પણ બેઠાંવત્તો અમારામાં ભળ્યો હતો. મિસ્ત્રી પણ બાજુમાં બીડી પીતા ઊભા હતા. શું કરે?

* લાદીપાળી કરવીઃ અહીં મારવાના અર્થમાં.

એવ જાણી ગયા હતા કે અમે કામની ઉદ્‌ઘાટન ક્રિયા, ચા પીધા પછી જ કરીએ છીએ. સ્ફ્તાઈ કરીને ઉપાડે તો અમારી સુરતી કામમાં પેસે છે. એટલામાં ટીખળિયા લાલજીએ રામસિંહને અમારા હાસ્યનું રમકડું બનાવવા આંખો નચાવતાં પૂછ્યું: 'કેમ ઠાકોર!' ત્યાં તો, રામસિંહ પહેલાં બીજો બોલી ઊઠયો: 'ઠાકોર છે તે છે જ ને? એમાં મશ્કરી શું કરે છે!'

'હા, હા છીએ. કોઈ, ના કે' એમ છે?' રામસિંહે, એ એયની મશ્કરીનો સામટો જવાબ આપ્યો.

પાછો લાલજી અમારા બધા તરફ જોતાં બોલ્યો: 'જુઓ ભાઈ એમને કોઈ, "એ...ઈસ" કરીને ન બોલાવશો હોં!'

'ભાઈને મરચાં લાગે છે!' મિસ્ત્રીએ ટકોર કરી. બધાય હસી પડ્યા. રામસિંહની આંખે મિસ્ત્રી તરફ એક તીખો પલકારો માર્યો

'ચાલો ચાલો બધાય કામે વળગો' કહેતા મિસ્ત્રી ચાલતા થયા.

રામસિંહ મિસ્ત્રીની પીઠ પાછળ નજર નાખતાં બોલ્યો: 'કોક દન...'

'લે હેંડ હવે! આ ચા પી લે!'

મેં જોરથી બોલી એના બીજા શબ્દો ઢંકાડી દીધા. અને પછી બધાય પાલાંમાં પડતી ચા તરફ ટાપી રહ્યા.

ચા પી ઊઠતા ઊઠતાં લાલજીએ રામસિંહના ખભા પર હાથ ઠોકતાં કહ્યું: 'એમ ખોટું ન લગાડીએ હાં, દોસ. આમ હસીએ બોલીએ નહિ તો દન શી રીતે જાય?'

'ખરી વાત છે. એ તો બે ઘડી ગમ્મત બાકી આપણે તો ભેગા પડ્યા ભાઈઓ છીએ.' પેલા બીજાએ પણ ઊઠતાં ઊઠતાં કહ્યું.

'અલેને હમો. એમાં શું ખોટું લગાડવાનું છે!' રામસિંહે પણ ચાલતાં ચાલતાં કહ્યું.

રામસિંહ એક અજબ પણકરી હતો એટલું તો ચોક્કસ. ભલેને ગમેતેવી પાંચશેરિયા પાટી, જાપની થઈ કેમ ન બેઠી હોય, પણ જ્યારે એ અધમણનો ઘણ રમરમાવીને મારતો, ત્યારે બીજે ને ત્રીજે ફટકે તો તોબાહ પોકારતી ઉપર આવતી. લગભગ બધાય, એ પોણોમણિયાં પાનાં પકડતાં ગભરાતા પણ હું રામસિંહના ઘામાં અજબ વિશ્વાસને લીધે ખુશીથી પાનું પકડી બીજાઓને ખુશ કરતો. અને અમારી બેની જોડી આમ કામમાં પણ ઘણીવાર સાથે જ રહેતી. વળી મોટાસાહેબ પણ રામસિંહના કામથી ખુશ હતા. ઘણીવાર એને ઘણ મારતો પણ જોઈ રહેતા. જે ચાકીઓ પહેલાં અડધો દિવસ લેતી તે કલાકમાં ખોલી નાખી, રામસિંહે સાહેબ આગળ પોતાનું માન પણ વધાર્યું હતું.

રામસિંહ લાગવગ વગર જ અમારા કારખાનામાં નોકરી પૂછવા આવેલો અને તેના સદ્‌ભાગ્યે થોડા દિવસ પર અમારા જેવા અણઘડિયાઓથી ઘણ મારતાં, એકજણને વાગી બેઠું હતું. તેથી સાહેબે તેની પરીક્ષા લઈ રાખી લીધો હતો.

•

એક વખત નાનાસાહેબના બંગલાનો સામાન બદલવાનો આવ્યો. કહેવાની જરૂર નથી કે મિસ્ત્રીએ રામસિંહને પહેલો ચૂંટ્યો. હું એક ફીટર સાથે કામમાં ઉપયોગી થઈ છૂટી કરેલા મિસ્ત્રીઓ તરફ કાન રાખી બચવા પ્રયત્ન કરી રહ્યો હતો.

રામસિંહ પેલાઓને પૂછતો હતો: 'આપણે ક્યાં જવાનું છે?'

'નાનાસાહેબને બંગલે, સામાન બદલવા.' એકે કહ્યું.

'તે આપણે તો કારખાનામાં કામ કરવાનું કે બહારનું ય?' રામસિંહનો અવાજ સહેજ ફાટેલો હતો.

'અરે ભાઈ, બહારનું કે અંદરનું જ્યાં ત્યાં આપણે તો કામ જ કરવાનું છે ને?' કાકા બોલતા હતા.

'હાસ્તો, કામમાં વળી શી પેંણી?' વળી એક ત્રીજો કાકાનો ભત્રીજો બોલ્યો.

'કામનો સવાલ નથી' કહી રામસિંહે બધા ય પર નજર ફેરવતાં પાછું કહ્યું: 'સવાલ છે કિંમતનો. કાલ ઊઠીને એ તો કે'શે અમારી બૈરીનાં લૂઘડાંય ધૂત્રો!'

'મારી બેટી વાત તો કે'વી ખરી છે' લાલજી બોલ્યો.

'હા યાર.' બીજા બેત્રણ જણે હુંકારો ભણ્યો.

'અરે હા યાર ને નાયાર કરશો, તો નોકરી ખોશો. ત્યારે શું મારા ભાઈ!' કાકા બોલ્યા અને મિસ્ત્રીને આવતા જોઈ 'લો હેંડો, ઘરમૂળથી કરતા આવ્યા છીએ કે આજ નવાઈનું?'

'ચાલો એ'...; એ' કેમ ઊભા છો?' મિસ્ત્રીએ બાજુના બારણા તરફ વળતાં પૂછ્યું.

મેં સહેજ કતરાતું જોયું. કાકા તથા બીજા બેત્રણ ચાલ્યા. વળી બેત્રણની આંખો રામસિંહ તરફ, ને પગ કાકા તરફ વળ્યા. રામસિંહ તો ઊભો જ હતો.

'અલ્યા એ ઘણકરી, કેમ ઊભો છે, ચાલ?' મિસ્ત્રી ઘૂરક્યા.

'હું નહિ આવું.' મક્કમતાથી રામસિંહ બોલ્યો.

મિસ્ત્રીએ સાંભળવા છતાંય કદાચ નહિ માન્યું હોય. તેમણે પાસે આવતાં પૂછ્યું: 'શું કહ્યું?'

'કારખાનામાં કામ લેવું હોય તે લો. પણ બહારના કામે તો હું નહિ આવું.' રામસિંહ બોલ્યો.

'એ...મ કે? ઠીક છે!' કહી મિસ્ત્રી નાનાસાહેબની ઑફિસમાં ગયા અને થોડીવાર પછી રામસિંહને 'જા કામ કર' કહી 'થોડા દનનો મેમાન...' એમ બબડતા બબડતા ચાલ્યા ગયા.

મને રામસિંહની હિંમત માટે માન ઉત્પન્ન થયું. પણ ઘેર પુત્રની કમાણીની આશા ઉપર દહાડા કાઢતાં માબાપ અને પત્ની યાદ આવતાં વળી થયું: 'ભૂડાં! શું કામ અમથો જક લઈ બેઠો છે?' તેની નોકરીના પાયા ડોલતા લાગતાં, બોલાવીને શિખામણ દેવાનું મને મન થયું. પણ એકબાજુ સ્વમાનનો સવાલ હતો, બીજી બાજુ નોકરીનો: કયું સાચવવા કહેવું, કયું છોડવા! કંઈ સૂઝ ન પડી. અને તેને એ જ મક્કમ પગલે કામ પર જતો જોઈ રહ્યો.

*

મેં રામસિંહને પૂછ્યું: 'કેમ રામસિંહ, આ બે મહિનામાં કાંઈ બચાવ્યું કે?'

'શી રીતે બચે? પાંચ રૂપિયા ઓરડીનું ભાડું, બારચૌદ રૂપિયા ખાવામાં ને બીડીચામાં જાય છે. થોડાઘણા વધ્યા'તા, તે વાસણકૂસણ લાવ્યો. ઓઢવાપાથરવા કાંઈ ન'તું તે વળી કરાવ્યું. પછી ક્યાંથી વધે?' અને ભારે શ્વાસ લેતાં વળી બોલ્યો: 'એ તો ઠીક છે કે અત્યાર સુધી એક ભાઈબંધે નભાવ્યું!' હું ચૂપ રહ્યો.

*

રવિવારને દિવસે બધા ય ગપ્પે ચડ્યા હતા. ત્યાં પેલા સામાન બદલવાવાળા દિવસની વાત નીકળી.

'મારો ય ના પાડી દેવાનો વિચાર તો થઈ ગયો હતો; પણ આ કાકા ચાલ્યા એટલે પાછળ હું ય ખેંચાયો,' લાલજીએ કહ્યું.

'અરે એ તો ઠીક કર્યું એમ કે? આ રામસિંહે ના પાડી છે પણ ત્યારપછી એને કેવો હેરાન હેરાન કરી મૂક્યો છે? મિસ્ત્રી ઘડીભર જંપવાય દે છે? અને હજુ ય શું થાય એ તો કોણ કળી બેઠું છે?' કાકાએ કહ્યું.

'પણ, મિસ્ત્રી રામસિંહ પર આટલો બધો બળે છે કેમ?' મેં પૂછ્યું.

કાંઈ કાંઈ ન બોલતાં પાછા કાકા બોલ્યા: 'એ...ભાઈ, એણે એક દા'ડો ભૂલ કરી: મિસ્ત્રીએ કાંઈ ભાથાનો ડબ્બો ધોવાનું કહ્યું હશે તે એણે ના પાડી. મૂળ તો ત્યારથી બળતો હતો. ને ઉપરથી પાછો આ નાનાસાહેબના સામાનનો કિસ્સો બન્યો.'

'મૂળ તો વાંદરો, ને પાછી નીસરણી મળી, પછી કાંઈ બાકી ય રે' લાલજીએ કહ્યું. બધા ય હસી પડ્યા.

મને થયું: આટલી ઝીણી બાબતમાં? પણ એટલામાં એક જુવાન બોલ્યો: 'એ વાંદરાનાં વાસણ તો અમે ય નથી ધોતા.'

'તો તો પછી બળે જ ને? મિસ્ત્રીને ઘેર ચાર છોકરાંની મા ઉધડા લેતી હશે, અહીં તમે ના પાડો, પછી બાપડો એ ય શું કરે? ચોરને મારવા કરતાં ચોરની જણનારીને જ ન મારે તે બીજા ચોર જણતી કે.' મેં કહ્યું.

'એ શું મારતો 'તો હવે. બહુ બહુ તો કામ લેશે. બીજું શું કરશે?' રામસિંહે બેપરવાઈથી કહ્યું.

*

'મગનલાલ, આજ નાનાસાહેબે મને બોલાવ્યો'તો.' રામસિંહે મને બીડી આપતાં કહ્યું.

'પછી?' મેં પૂછ્યું.

'મને કે' છે: "તું બરાબર કામ નથી કરતો." અને આંખો કાઢીને દમ દેવા મંડ્યા. "જો ફરીથી મિસ્ત્રી તારી ફરિયાદ કરશે તો ઘરભેગો કરીશ." મેં પૂછ્યું: "પણ સાહેબ, મેં કયું કામ ન કર્યું!" ત્યાં તો કોણ જાણે કેમ પણ સાહેબ એકદમ લાલપીળા થઈ ગયા. મને ગુસ્સામાંથી અંદર ધકાવીને કે' છે: "ચૂપ કર! હું તને ન ઓળખતો હોઉં તો ને! જા નીકળ અહીંથી. ફરી તારી શિકાયત આવી છે તો યાદ રાખજે હાં." અને મારું કંઈ જ ન સાંભળતાં મને ફનરાના હાથે બહાર કાઢ્યો!' કહી રામસિંહ ચૂપ રહ્યો.

સાહેબના ગુસ્સે થવાનું અંદરખાનાનું કારણ તો આખું કારખાનું જાણતું હતું; પણ જાહેર કારણ તો રામસિંહે સામો સવાલ પૂછ્યો એ જ હતું. મેં તો અત્યાર સુધીના અનુભવે ગાંઠ જ વાળી હતી. કે સાહેબ કે' 'એ સવાયું' સાહેબે કહ્યું એટલે ગુનેગાર થઈ જ બેસવું. કારણ કે ગુનો તો અધિકારીની આંખ જ નક્કી કરે. સાદી આંખે આપણને શી સમજણ પડે! મેં ઉદાસ રામસિંહને કહ્યું: 'હોય, એ તો સાહેબ છે. આવી હાકી ન કરે તો કારખાનું ચાલે ય ખરું કે!'

'દાટી દે રે દે; પણ આવી કડકડતી જુઠ્ઠી? તું દેખે તો છે કે હું હવે બીડી પીવાય બહાર નીકળું છું?' રામસિંહે કહ્યું. વળી પાછો થોડીવાર ચૂપ રહી બોલ્યોઃ 'મદનલાલ, બીજા અન્યાય કરે એ તો સમજ્યા પણ આવા અધિકારી ય?'

હું ખડખડાટ હસી પડ્યો, પણ તેના મોંને વધારે વીલાતું જોઈ હાસ્યને રોકતાં બોલ્યોઃ 'અરે ભાઈ, અધિકાર પોતે જ અન્યાય છે ને. પછી બાપડા અધિકારીઓનો શો વાંક? આપણે તો પાંચ પચ્ચીમની પડી છે પણ એમને તો બસો પાંચસોની પડી છે.'

'આ તો હાળો કાંઈ ન્યાય કહેવાય?!' રામસિંહ પાછો બોલ્યો.

મને હસવું તો આવતું હતું પણ રામસિંહના ઉતરેલા મોંએ ના હસવા દીધો. મેં કહ્યુંઃ 'રામસિંહ, તું બાપડા ન્યાયની પાછળ ક્યાં પડ્યો છે?' અને તેને ખભે હાથ નાખી બોલ્યોઃ 'લે હેંડ, ઊઠ. એ સોડ તાણીને ઊંઘતા ન્યાયને જગાડવામાં માલ નથી. એને ઢંઢોળવા જતાં પહેલો તો તારી નોકરીનો જ કાળિયો કરી જશે, સમજ્યો ને?'

અને અમે ઊઠવા જઈએ છીએ ત્યાં તો મિસ્ત્રી ઝળકચા રતોઃ 'એ મદનલાલ, એને તો નોકરી કરવાની દાનત નથી, પણ તું ય એને વાદે બેસી રે' છે?' અને રામસિંહ તરફ આંખોથી તિરસ્કાર વરસાવતા પાછા વળતાં મને કહ્યુંઃ 'લે હેંડ અંદર; ક્યાંય ઘોને પાપે પે'પળો બળી જશે.'

હું મિસ્ત્રીની એ દાટીને ગજવામાં ઘાલતો અંદર ગયો.

*

હજુ તો રામસિંહ અટીશેરિયા ચાકી ઢીલી કરી પૂરો દમ ખાવા જાય છે ત્યાં તો મિસ્ત્રીએ હુકમ છોડ્યોઃ 'ચલ એ...ઈસ' અને રામસિંહનું પોપચું ય હાલતું ન જોઈ, 'અલ્યા એ ઘણુકરી, સાંભળતો નથી? ચલ પેલી લારી (ક્રેઈન) આજે ય.'

'ચાલો હું અ તું છું' અમારામાંથી એક બિરાદરે આગળ થતાં કહ્યું.

'તને કોણ ડહાપણ કરાવે છે?' મિસ્ત્રી ઘૂરકચા.

'જા નથી આવતા.' રામસિંહે ફેફસાંની ચાલતી ધમણે કહ્યું.

'શું કહ્યું અલ્યા?' મિસ્ત્રી પાસે આવતાં બોલ્યા.

રામસિંહની રતુંબડી થતી આંખ જોઈ અમારો ફીટર બોલ્યોઃ 'મિસ્ત્રી, શું કામ એની પાછળ પડ્યા છો? જાઓ ને તમે તમારે. એ તો હું બધું કરાવું છું.'

રામસિંહના કરડા ચહેરાથી ડઘાઈ ગયેલા મિસ્ત્રી 'જોઈ લઈશ' કહેતા ઝટ પાછા ફર્યા.

'જા જા જોઈ લેજે.' અને સહેજ હોઠ ચગદતાં બોલ્યોઃ 'પણ યાદ રાખજે, કોઈ દન મારા હાથે ધૂળ ફાકતો ન થઈ જાય!' કહી, રામસિંહ પાછો હોઠ કરડવા લાગ્યો.

હું તો આ ઘડીકની ચકમકનો વિચાર કરતો બેસી રહ્યો. રામસિંહની આંખ જોતાં મને લાગ્યું કે એ આગ મોડીવહેલી કાં તો એમને બાળશે.

*

રામસિંહને ગઈકાલે રજા હોવાથી આજ હવે એ વિરહ શમાવવા, કામથી પરવારી એક ખૂણામાં નિરાંતે બેઠો હતો. મેં પૂછ્યુંઃ 'કેમ રામસિંહ, ઘેરથી કાંઈ કાગળ બાગળ આવ્યો?'

'પરમ દા'ડે જ આવ્યો છે.'

'શું લખે છે?'

રામસિંહ બોલ્યો: 'લખે છે પૈસા મોકલજે, ઘેર આવી જજે; એનું એ! બીજું શું લખે ય?'

'પછી મોકલ્યા કાંઈ?' મેં પૂછ્યું.

'શું વાત કરનો હોર્મિશ! તું જાણે તો છે; આ પગારે લૂગડાં સિવડાવ્યાં. પછી કાંઈ મારી પાસે તે પૈસાનું ઝાડ છે?'

'અરે, પણ ક્યાંયથી ઉછીપાછીના કરીને મોકલ. ગયા ફેરાનો કાગળ તેં વંચાવ્યો ત્યારનો જ હું તો કહું છું' મેં કહ્યું; અને રામસિંહને ચૂપ જોઈ વળી હું બોલ્યો: 'ઘરડાં માબાપનું ય જોવું જોઈએ ને? બીજા દીકરા હોત તોય એમ જાણત...'

'મેલને વાર માથાકૂટ.' રામસિંહ સહેજ ચીડાઈને બોલ્યો અને પાછું ઉમેર્યું: 'તું ય ક્યાં પાછું એ બધું લઈને બેઠો છે?' એના ચહેરા ઉપરથી મને લાગ્યું કે આ બાબતે એના મગજ અને અંતરને ઘોળી ઘોળી ઢીલું કરી નાખ્યું છે.

*

પાંચ વાગે મિસ્ત્રીના આડકતરા તિરસ્કારથી અને એના ખોટા હુકમથી છંછેડાયેલો રામસિંહ મારી પાસે આવી કહેવા લાગ્યો: 'આપણે તો ઓવરટાઈમના પૈસા નહિ આપે તો નથી રહેવાના.' અને હું કાંઈ કહું એટલામાં તો અમારી સાથે કામ કરતા બીજા બે જણ પણ આવી કહેવા લાગ્યા: 'તમે નહિ રો', તો અમેય નથી રહેવાના. પૈસા તો ન આપે તો મુવા, પણ આ તો કે'છે બદલે એટલી રજાય નહિ મળે.'

મને વિચાર આવ્યો આ લોકોને ભાવના જગાડી રામસિંહે બાપડાંની પીડા વધારી મૂકી છે. એટલામાં રામસિંહ બોલ્યો:

'હા સાલો આ ન્યાય તો જુઓ?'

મને વળી થયું: આ લોકો કંપનીના સાતઆઠ લાખ રૂપિયાના નફામાં ક્યાં વળી પાંચસાત રૂપિયાનો ખાડો પાડવા બેઠા છે!

અને આ—બદલા વગર ઓવરટાઈમ ન કરવાની ઊઠેલી—વાત સાંભળી, પેલા કાકા ઘેર જતાં જતાં અમને શિખામણ દેતા ગયા: 'અલ્યા શું કામ અમથા બાવળીએ બાથ ભરો છો?! બાર કલાકમાં ન મરી ગયા ને એક કલાકમાં શું મરી જવાના છો?'

'તમારી પેઠે અમારે મરો લગાવીને નથી છટકના ફરવાનું. અહીં તો આઠ કલાકમાં બાવડાં રહી જાય છે સમજ્યાને?' રામસિંહે કાકાને રોકડું પરખાવ્યું.

'એ ત્યારે પડો કૂવામાં; મારે શું!' કહી કાકા ચાલતા થયા.

એટલામાં તો મિસ્ત્રી સાથે મોટાસાહેબ આવતા દેખાયા.

'કેમ રામસિંહ! કે'છે, તું બહુ ચરબી કરે છે? પણ જો હું તને ચેતવી દઉં છું: કામ કરવું હોય તો સીધેસીધું કર. નહિ તો ચાલતો થા.'

રામસિંહ બોલ્યો: 'પણ સાહેબ, મેં ક્યું કામ ન...'

'ચૂપ કર!' સાહેબ છંછેડાયા, 'અમલદારો ખોટા ને તું ખરો એમ!'

હવે મારે બોલવું પડયું: 'પણ સાહેબ, અમને ઓવરટાઇમ આપવાનું તો મિસ્ત્રી ના પાડે છે. આખા દિવસના થાકયા પાકયા હોઈએ ને ...'

સાહેબે વધારે ન સાંભળતાં મિસ્ત્રીને પૂછયું: 'કેમ? આ લોકોને ઓવરટાઇમ નથી આપતા?'

મિસ્ત્રીની જીભ ચોંટવા લાગી: 'સાહેબ, કોક દન કામ નીકળે છે. રોજ રોજ થોડું આવું ...'

સાહેબ અમારી તરફ જોઈ 'કામ કરો. ઓવરટાઇમની રજા મળશે' કહી ચાલતા થયા.

બિચારા મિસ્ત્રીની દશા દયા ખાવા જેવી થઈ. તે મારી તરફ બળતી નજરે જોઈ ધોળાતે મગજે ચાલતો થયો.

અમે પાછા કામે વળ્યા. કામ કરતાં મારા મગજની ગૂંચ ઊકલી ગઈ. આટલા દન બદલા વગર કામ કરી મૂવા એ આ મિસ્ત્રીનાં જ કારસ્તાન ત્યારે તો. પણ મિસ્ત્રીની આટલી હિંમત કેમ કરી ચાલી એ સવાલ ઉકેલવા મથું છું ત્યાં તો નાનાસાહેબ આવી લાગ્યા અને મારી તરફ એક નજર નાખી, રામસિંહ આગળ જઈ બોલ્યા: 'એક તો આખો દિવસ હરામખોરી કરો છો ને પાછો ઓવરટાઇમ જોઈએ છે કેમ?' પણ જ્યારે તેમની દાટીને કામ આડે કોઈએ દાદ ન દીધી ત્યારે, 'હું જોઉં છું હવે બીડીઓ ફૂંકયા કરજો!' કહી ચાલતા થયા. હું સમજી ગયો કે મિસ્ત્રીના પગ નાનાસાહેબના જોરે કાઠા છે.

*

બીજે દિવસ ધુંધવાતા મિસ્ત્રીને તો અમે જાણે મૂછમાં હસીને જ વાળ્યો; પણ પેલા કાકાને તો અમે બરાબર ઠેકાડયો: 'જોયું ને કાકા? ઓવરટાઇમનો કાયદો કાઢયો ને?' મેં કહ્યું.

'થોડા દન હોં કે, ઉતાવળા શું કામ થયા છો?' કાકા બોલ્યા.

'મુવા અમે જઈશું તો; પણ પાછળ બીજાંને તો જનમનું સુખ થયું?' રામસિંહ બોલ્યો.

'ભાઈ મારો! ખરી વાત કહી' લાલજી એ વાતથી ખુશ થઈ ઊઠયો.

કાકા બિચારા ચાલતા થયા. એક જણે ટકોર કરી: 'મિસ્ત્રીના કાને વાત પહોંચી સમજ્યોને?'

'આજ કાંઈ નવાઈની છે?' રામસિંહ બોલ્યો.

'છો ને બાપડા સમદુઃખી, હૈયાં હળવાં કરતા' મેં કહ્યું.

*

એવામાં અમારા કારખાનાની કલબના ગેધરીંગનો હત્યારો દિવસ આવ્યો. મિસ્ત્રીએ આઠદસ તેલવાળાઓને ભેગા કરી કહ્યું: 'ચાલો, ખુરશીઓ લઈ જવાની છે.' અને 'તમે ઉપાડતા થાઓ હું આવ્યો' કહી પાછા કયાંક ગયા.

આ વખત તો મારા લૂલાલંગડા અંગ્રેજીએ ય પણ અત્યાર સુધી રાખેલી લાજ ન રાખી. કારણ તો દીવા જેવું હતું: રામસિંહ અમલદારોની દાઢોમાં હતો પછી એનો ભાઈબંધ દાંતોમાંય ન આવે કાંઈ?

'આ વખત મેં રામસિંહને સમજાવ્યો. તેની અને તેના ઘરની સ્થિતિ ગંભીર રીતે આગળ ધરી. અને વળી આ હુકમ તો છેક મોટાસાહેબની જબાનથી છૂટેલો છે, એટલે વેરથી ગળે સુધી ભરાઈ ગયેલા મિસ્ત્રીને લાગ ન આપવો જોઈએ એ પણ સમજાવ્યું; અને પછી બેઉ, બીજા બિરાદરોએ બહાર કાઢેલી ખુરશીઓ આગળ ગયા.

બીજા બધાયના ઉપાડયા પછી બે ખુરશીઓ બે ખભે લેતાં રામસિંહ બોલ્યોઃ 'આ તો હાળો ન્યાય છે?!'

'ન્યાય નહિ તો શું અન્યાય છે?' હું બોલ્યો અને ખુરશીઓ ખભે કરતાં-ઉમેર્યુંઃ 'સાહેબ લોકો આપણા જીવ પર બેઠા છે, પછી એમની ખુરશીઓ આપણા શરીર પરેય ન બેસે? ઊલટું એમ કે' કે આ તો ત્રાજવે તોલાયેલો ન્યાય છે!' અને પગ ઉપાડવા જઉં છું ત્યાં તો મિસ્ત્રી રામસિંહ આગળ આવતાં બોલ્યોઃ 'ચાલવા માંડ એ...કેમ ઊભો છે?' અને એમના 'હવે પેલો બધો ફાંકો કયાં ઊંઘી ગયો?' એ વાકયે રામસિંહના ઊપડતા પગ થંભાવ્યા, આંખોમાં સીંદુરિયો રંગ આણ્યો. કોણ જાણે મિસ્ત્રીએ આજ શી ધારી હતી! તે બોલ્યાઃ 'હાળાંને ઘરમાં ખાવા...' હું ઝટ બેઉની વચ્ચે ખડો જઈ જતાં બોલ્યોઃ 'મિસ્ત્રી, ગામડામાં સોઢાં કૂટી ખાઈ, પાંચશેરી ઉઘરાવી ખાતા'તા એ ભૂલી ગયા કે?' અને રામસિંહને આગળ ધકેલી ચાલતાં ચાલતાં કહ્યુંઃ 'જરા જબાન પર લગામ રાખો લગામ!'

—'નહિ તો કોક દન ઘડો કળશિયો થઈ જશે' થોડે છેટે ઉભેલા બિરાદરોમાંથી લાલજી બોલ્યો. થોડાક હસી પડયા.

રસ્તે ચાલતાં મેં આડીઅવળી વાત કરી ભારેખમ રામસિંહને બોલતો કર્યો. તેણે આજુબાજુ જોતાં કહ્યુંઃ 'હાળાં લોકેય જાણે નવી જાતનાં ગધેડાં જોતાં હોય એમ જુએ છે તો.'

'અરે, તારે તો ઠીક છે યાર! પણ અમારે તો અહીં સગુંવહાલું રહ્યું; સાલુ કોઈ જુવે તોય શું કહે!' એક બ્રાહ્મણ જુવાન બોલ્યો.

'હવે તો આવું કામ આવે તો બધા ય મળી ના પાડી દો. સાહેબ કાંઈ બધા ય ને તો નહિ કાઢી મેલે ને?' લાલજીએ કહ્યું.

'અરે મરવા દોને મારા ભાઈ. છાનામાના ભગવાને આલ્યું છે તે ખાઓ ને. શું કામ અમથી ચરબી કરો છો?' કાકા બોલ્યા.

રામસિંહ કાકા પાસે જતાં બોલ્યોઃ 'કાકા, ચરબી કરીએ છીએ આપણાં બાવડાં પર. ભગવાને ય કાંઈ મફત તો નથી આપતો.'

પછી થોડીવાર શાન્તિ છવાઈ.

એટલામાં કલબ આવી પહોંચી. મેં ખુરશી ઉપર બેસતાં કહ્યુંઃ 'સાહેબ લોક તો બેસતાં બેસશે; પહેલાં આપણે તો બેસો.'

કાકાને આ ન ગમ્યુંઃ 'અરે યાર, ખુરશી તેલવાળી થશેઃ શું કામ—'

લાલજી ખુરશી પર જમાવતાં વચ્ચે બોલ્યોઃ 'કાકા, તમે ફકર ના કરતા. ધોબીની ભઠ્ઠી, તેલબેલ બધું ય ચૂસી લેશે!'

હું હસ્યોઃ 'જેમ કારખાનાની ભઠ્ઠી આપણાં હીર ચૂસી લે છે એમ ને?'

અને પછી તો લગભગ બધાય જાણે આજે જ ભાન થતું હોય એમ વારા ફરતી કહેવા લાગ્યાઃ 'ખરી વાત છે હાં. હું આવ્યો ત્યારે પાડા જેવો હતો' લાલજીએ કહ્યું. વળી બીજો એક જુવાન બોલ્યોઃ 'હું નોકરીએ રહેતા પહેલાં, એકેકા જણને એકેકી મૂઠી પર ઊભા રાખી, ઊસો થતો.' તો વળી પેલા બ્રાહ્મણ જુવાને પોતાના શરીર પર નજર ફેરવતાં કહ્યુંઃ 'બે વર્ષ પર મને ચૂંટી ખણો તો લોહી નીકળે એવો હતો.'

એટલામાં એક જણ બોલ્યોઃ 'લો હેંડો, પાછો પેલો કાળમુખો મિસ્ત્રી આવતો હશે.'

જો કે મને તો ખાતરી હતી કે મિસ્ત્રી નહિ આવે પણ હરાયા ના થવું જોઈએ વિચારી ઊઠ્યો.

પાછો રામસિંહ સુનમૂન બની બેઠો હતો. મેં એના ખભા પર હાથ ઠોકતાં કહ્યુંઃ 'કેમ રામસિંહ?'

રામસિંહ જાણે સ્વપ્નમાંથી જાગતો હોય તેમ બોલ્યોઃ 'સારું.'

*

એક દિવસ રામસિંહે મને કહ્યુંઃ 'મદનલાલ, મારાથી આ નોકરી નહિ થાય!'

'કેમ?'

'આપણે બધાએ, કંપનીના ડાયરેક્ટર આવવાના છે એમને પગારના વધારા સારુ અરજ કરવાનું નક્કી કર્યું હતું ને, એ મોટાસાહેબને કોઇએ કહી દીધું લાગે છે. તેમણે મને અત્યારમાં બોલાવીને ખૂબ દમ દીધો!' કહી રામસિંહ ચૂપ રહ્યો.

મેં પૂછ્યુંઃ 'શું કે'તા'તા?'

રામસિંહે એક નિશ્વાસ નાખતાં કહ્યુંઃ 'કહ્યું તો બધું ઘણું ય. કે' છેઃ "તારી ફરિયાદો ઘણી આવે છે." તું બધાયને ચઢાવે છે.' વચ્ચે વળી નાનાસાહેબે ય હુંકારો ભરી, બળતામાં ઘી હોમ્યું. પછી તો મારું કશું ય ન સાંભળતાં મોટાસાહેબ લાલપીળા થતા કે' છેઃ "યાદ રાખજે હું તને ખરાબ કરીને કાઢીશ." અને જાણે મછરૂ ના ઉડાડતા હોય એમ હાથ કરી દીવેલ પીધા જેવું મોઢું કરીને કે' છે "જા નીકળ અહીંથી." પાછળ બબડતા'તાઃ "આવો હરામી તો મેં ન'તો ધાર્યો. બડો નાલાયક નીકળ્યો." મને સુણાવી દેવાનું મન તો થયું પણ ગમ ખાઈ ગયો.' કહી રામસિંહે એક જોરથી શ્વાસ લીધો અને પાછો બોલવા લાગ્યોઃ 'આ તો હાળું પેટમાં દુખતું હોય એય "કોઈને ન કો" એવું કરે છે!' અને મોંમાં બીડી ઘાલતાં ઘાલતાં પાછો બોલ્યોઃ 'મને તો થાય છે કે રાજીનામું આપી દઉં!'

હવે મને સમજણ પડી, કે મિસ્ત્રી કામધંધો છોડી છોડાવી, અમારા બિરાદરો આગળ ઊભા ઊભા શાનું ભાષણ કરતા હતા. આપણે તો ધરમૂળથી વિચાર કરી રાખ્યો હતો કે બધાય, ડાયરેક્ટરો આગળ અરજ કરશે તો આપણે ય ખૂબ ભેગો ચીચિયો પાડવો, નહિ તો હરિ હરિ. મેં રામસિંહને કહ્યુંઃ 'હોય યાર, એ તો સાહેબ લોકોને તો એવી ટેવ જ હોય છે.' અને એની ઉપયોગિતાનો ખ્યાલ કરતાં બોલ્યોઃ 'તને કાઢી મેલવો હોત, તો તો ક્યારનો ય ઘરભેગો કરી દીધો હોત. અને કાઢી મેલશે એ દન જોયું જશે. આપણે શું કામ હાથે કરીને રાજીનામું આપવું?'

એટલામાં તો એક પછી એક અમારા બિરાદરો પણ આવી લાગ્યા, અને 'આપણે તો ભાઈ ડાયરેક્ટરોને કાંઈ અરજ નથી કરવી' કહી કોઈ દૂર બેઠા તો કોઈ ચાલતા થયા.

ડાયરેક્ટરો પણ આવ્યા, કારખાનું જોયું, અમારી સલામો ઝીલી ન ઝીલી, અને સાહેબ લોકોને સુખદુઃખ પૂછી, લીલાલહેરના સમાચાર જાણી ચાલતા થયા!

ત્યાર પછી સાહેબે, અમને બધાયને બોલાવી પેલો વિચાર કર્યા બદલ એવી તો દાટી દીધી કે પછીથી બધાયને હાથ વેંતમાં ઘર દેખાવા લાગ્યાં.

પછીથી કારખાનાનું વાતાવરણ મૂંગું, ગૂંગળાવી મારે એવું થઈ પડયું. રામસિંહ પણ જાણે કોઈ ઊંડા વિચારમાં હોય તેમ યંત્રનો ભાઈબંધ બની કામ કર્યા કરતો!

*

એક નમતા દને મેં, રામસિંહને વધારે ગંભીર જોઈ પૂછયું: 'કેમ કામ ખલાસ થયું?'

'ના.'

'આજ તો તારે બહુ કામ કાઢવું છે નહિ?' મેં પૂછયું.

બેધ્યાન રામસિંહ બોલ્યો: 'હા.'

વળી મેં બીજી વાત છેડી: 'કેમ ઘેર કંઈ પૈસાબૈસા મોકલાવ્યા કે નહિ?'

પણ મારું એ બોલવું વ્યર્થ ગયું હોય તેમ લાગ્યું. રામસિંહે નશાબાજની ધૂનથી પૂછયું: 'એં?'

મને વધારે સવાલ પૂછવા ઠીક ન લાગ્યા. વળી પાછી ઇચ્છા થઈ કે રામસિંહને આ ગમગીનીનું કારણ પૂછું. પણ એટલામાં તો એ ઊઠયો અને મક્કમ પગલે અંદર ગયો. હું પણ પાછળ ઊઠયો.

કામ કરવામાં મારું મન ન ચોંટતાં હું રામસિંહના સાથીદારને બોલાવી પૂછવા લાગ્યો: 'કેમ આજ રામસિંહ કોઈની સાથે ઝગડયો છે?'

પેલાએ કહ્યું: 'ઝગડયો તો નથી; પણ પેલો મિસ્ત્રી એની પાછળ પડયો છે ને! એણે રામસિંહને કંઈ કામ માટે દમદાટી બીડાવવા માંડી; અને રામસિંહને ચૂપ રહેલો જોઈ બોલ્યો: "હવે કેવો બિલાડો થઈ ગયો છે. કયાં ગઈ બધી મીયાંપણી?" પણ તોય રામસિંહ કંઈ ન બોલ્યો. પાછો મિસ્ત્રી ઘૂરકયો: "એ, એમ હરામખોરી કર્યા વગર જરા હાથ ચલાવ." કોણ જાણે રામસિંહને શું સૂઝયું, તે કામ પડતું મેલી "નથી કરતો જા. થાય એ કરી લેજે." કહી બહાર ચાલ્યો ગયો; મિસ્ત્રી સાહેબ પાસે ગયો છે; કોણ જાણે—' પણ એટલામાં મિસ્ત્રીને ઊતરતા જોઈ એ ચાલ્યો ગયો. હું મિસ્ત્રીના જોરમાં પડતા પગ જોઈ તમાસો જોવા તેમની પાછળ ગયો.

'ચલ એ? સાહેબ બોલાવે છે' બેઠા બેઠા કામ કરતા રામસિંહને મિસ્ત્રીએ કહ્યું.

રામસિંહે ન તો માથું ઊંચકયું, કે ન જીભ હલાવી; એક વાર મિસ્ત્રી તરફ જોયું, ઠંડી પણ ઘેરાયેલી આંખોએ. તપેલા કાંસા જેવું એનું વદન જોઈ મને ફાળ પડી. એટલામાં મિસ્ત્રી તેની પાસે જતાં બોલ્યો: 'એ હરામી? સંભળાતું નથી? કાલે ઑફિસમાં...' પણ કઈ ઘડીએ રામસિંહ ઊઠયો ને કઈ ઘડીએ મિસ્ત્રીનું મોં પકડયું તે તો મારી આંખોને ય પૂરી ખબર ન પડી. મેં તેનો એક હાથ પકડી લીધો પણ બીજા હાથથી દબાયેલું મિસ્ત્રીનું મોં દાડમ ફાટે એમ ફાટવા લાગ્યું. મેં મારું આખું ય જોર વાપરી 'છોડ એ રામસિંહ!

મરી જશે ' કહી મહામહેનતે છોડાવ્યું. મિસ્ત્રી મોંને મેળ ખવડાવતા ભોંયે બેસી પડ્યા. રામસિંહ મારી પાછળ ઘૂરકતો હતો : ' બહુ દનથી મારી પાછળ આદુ ખાઈને પડયો'તો !' અને પછી મિસ્ત્રીના સાહેબની ઑફિસ તરફ મંડાતા ઢીલા પગોને ' કાઢી મેલાવને જોય; પછી તું ય જોજે કે કેવો જીવતો ઘેર જાય છે ' કહી વધારે ઢીલા કર્યા.

ક્ષણભરમાં પસરી ગયેલા સમાચારે આખા ય કારખાનાને જાણે ગમગીન બનાવી દીધું હતું. ચક્કર ચક્કર ફરતા વિશ્વની પેઠે ફરી રહેલાં યંત્રો વચ્ચે રામસિંહ પરખાય નહિ એવા ભાવો સાથે કામ કરી રહ્યો હતો. અને શૂન્યમનસ્ક જેવો હું, થડકતે કાળજે મિસ્ત્રીની રાહ જોતો ઊભો રહ્યો.

થોડીક વારમાં મિસ્ત્રી એક હાથમાં કામનો ચોપડો લઈને હેઠે ઊતરતો દેખાયો. મેં ધાર્યું કે મોટાસાહેબ હમણાં પાછળ આવી પહોંચશે, પણ એટલામાં તો મિસ્ત્રીને બાજુમાં ચાલ્યો જતો જોયો. મને પણ હવે વધુ વાર ઊભા રહેવું ઠીક ન લાગ્યું અને કામે વળ્યો. ઘેર જવાના સમય સુધી મેં તર્કવિતર્ક સાથે રાહ જોઈ પણ રામસિંહને કોઈએ કશું જ ન પૂછ્યું. મિસ્ત્રીનું ગરીબ બિલાડી જેવું મોં જોઈ મને ખાતરી તો થઈ કે તાજેતરમાં તો કશું જ નહિ બને, પણ ભવિષ્યમાં રામસિંહને ઉદર બનાવી જાશે એમાં તો શક ન હતો.

કપડાં બદલતાં અમારામાંના કોઈએ રામસિંહના વર્તનને અયોગ્ય ગણ્યું તો વળી લાલજી જેવાએ વખાણ્યું. ' અરે શું ઠીક ન કર્યું ? સારું જ કર્યું એમ કો'. એ તો એવા દાવનો જ હતો—'

પણ મારો જીવ હજુ ઠેકાણે નહોતો બેઠો. રામસિંહને સાહેબે બોલાવ્યો કે શું જે હજુ નથી આવ્યો. એટલામાં તો એ બારણામાં દાખલ થયો, જાણે કોઈ વૈરાગી. એના ચહેરાએ આખા ય વાતાવરણને ચૂપ કરી દીધું.

કપડાં બદલી બધા ય પંથે પડ્યા. હું પણ રામસિંહ સાથે નીકળ્યો. થોડેક સુધી ચૂપચાપ ચાલ્યા પછી રામસિંહે મને કહ્યું : ' મદનલાલ, આટલો મહિનો પૂરો કરીને નોકરી છોડી દેવી છે !'

' કેમ ? ' મને નવાઈ લાગી.

રામસિંહ એ જ ઉદાસ ચહેરે બોલ્યો : ' આ મિસ્ત્રી એનાવાળી કર્યા વગર રે'શે નહિ. ને મારાથી ક્યાંક કાળના માર્યા આડુંઅવળું થઈ બેસે ! એના કરતાં—'

મેં હસતાં હસતાં કહ્યું : ' અરે હવેથી તારું નામ લે તો કહેજે ને. '

' નામ તો નહિ લે પણ તોય એની ટેવ ઓછી જવાની છે ! આજ નહિ તો કોક દનેય એ કંઈ વેર વાળ્યા વગર ઓછો રે'વાનો છે. ને એ વખત કાંઈ વત્તુંઓછું થઈ બેસે એના કરતાં સીધેસીધું જ છોડી દઈએ એ શું ખોટું ?'

મિસ્ત્રી માટેની એની ધારણા કંઈ ખોટી તો નહોતી જ. એને પોતાને જ પોતાના સ્વભાવનો વિશ્વાસ નહોતો પછી મારાથી કેમ કશું કહેવાય ?

' નોકરી છોડીને પછી શું કરીશ ?' મેં તેને ભવિષ્યનો ખ્યાલ આપવા અને જાણવા પૂછ્યું.

'ઘેર જ જઈશ. ઘઉં ખાતા તે ઘરને ખૂણે કોદરા ખાઈશું, પણ કોઈના ઊના ઓશિયાળા તો નહિ ને? કેમ ખરું કે નહિ?' રામસિંહના મોં પર આનંદની ઝાંખ હતી.

'એ તો ખરુંસ્તો' મેં કહ્યું. અને અમારા રસ્તા ફંટાતા હોવાથી હું છૂટો પડ્યો.

પછી તો મહિનો પૂરો થતાં પહેલાં બેચાર દિવસ પર રામસિંહે રાજીનામું આપી દીધું, જે મહિના આખરે મંજૂર પણ થઈ ગયું.

આજ મારે નસીએ ઓવરટાઈમ કરવાનો હોઈ અમે બેય જણે છૂટા પડતાં પહેલાં પેટ ભરીને વાતો કરી લીધી. વતનની મીઠી યાદે હોય કે ગમેતેમ, પણ આજ એનો આનંદ માતો નહતો. અને હાસ્યથી મઢાયેલું મોં તો દુશ્મનનેય વ્હાલું લાગે તેવું હતું.

તેણે છૂટા પડતાં પહેલાં બધા ય બિરાદરોથી સ્નેહભીની વિદાય લીધી. મેં જોયું કે જતાં પહેલાં તેની આંખો કારખાનાના બારણામાં કશાકની પ્રતીક્ષા કરી રહી છે; ત્યાં તો બહાર નીકળતા મિસ્ત્રીને: 'મિસ્ત્રી, બોલ્યું ચાલ્યું માફ કરજો!' કહી અમને બધાયને તાજૂબ કર્યા.

મિસ્ત્રીએ હસીનેઃ 'કંઈ નહિ રામસિંહ, એ તો ભેગા કામ કરીએ તે હોય!' આટલું કહ્યું પણ તેમના મોં પર મેં જોયું તો વિજયવંત ગર્વને બદલે લાચારીની રેખાઓ સ્પષ્ટ હતી. તેમણે સેંજ થંભી રામસિંહને કહ્યું: 'લે ચાલને આવતો હોય તો થોડા સુધી સંગાથ થાય!'

'હા ચાલો, આવું' કહી રામસિંહે બધાયને રામ રામ કરી લીધા.

હું પણ એને છેલ્લા રામ રામ કરી એ બે જણને જતા જોઈ રહ્યો; મનમાં રામસિંહ સાથે માનવહૃદયનાં તાગ કાઢવા મથી રહ્યો.



## हिरण्यस्त्रुतं भव

સ્વ. શ્રી: મૂળશંકર કે. પંડ્યા

લગીર ઘટ, વર્ણનો ફરક, ના પડે કુંદને,
ઘસો, અનલમાં દહો, દઇ જ ઘાવ કાપો ભલે;
સદાય તવ આતમા વિમલ અગ્નિ શો પ્રજ્વળો,
અદીન, રત કર્મમાં, કુસુમ શો, સુગંધી ભરો.

# આપણાં શાકો

બાપાલાલ ગ. વૈદ્ય

આજકાલ 'લીલોતરી પુષ્કળ પ્રમાણમાં લેવી જોઈએ; શાક બહુ ખાવાં જોઈએ' એવી બૂમ ખૂબ સંભળવામાં આવે છે. 'વિટામિન'ના પ્રચાર પછી જ આ બૂમ સંભળાય છે. પશ્ચિમમાંથી જે કંઈ વિચાર આવે છે તેને આપણે જરાપણ સ્વતંત્ર વિચાર કર્યા વિના, વધાવી લઈએ છીએ એ ખેદની વાત છે.

માંસ ખાઈ ખાઈને થાકેલી પ્રજા આગળ જ્યારથી વનસ્પતિમાં રહેલાં વિપુલ 'વિટામિન' રૂપી પ્રલોભનો ધરવામાં આવ્યાં છે ત્યારથી એ લોકો 'વનસ્પતિ સારા પ્રમાણમાં લેવી જોઈએ'ની બૂમો પાડવા લાગ્યા છે. વગર સમજ્યે આપણે પણ એ બૂમમાં આપણો સૂર પૂરેલો છે. એટલા જ માટે અહીં આપણાં શાક ઉપર થોડુંક વિવેચન કરવું ઉચિત ધારું છું.

એકાદ લેખકે 'कोऽरुक् कोऽरुक् कोऽरुक्' નો ઉત્તર 'हितभुक्, मितभुक्, अशाकभुक्' એવો આપ્યો છે. અર્થાત્ 'નિરોગી કોણ?' એ પ્રશ્નના ઉત્તરમાં એ લેખકે કહ્યું છે કે 'હિતખોરાક ખાનાર, મિત (મધ્યમસર) ખાનાર અને થોડું શાક ખાનાર (આયુર્વેદમાં ઘણી જગોએ અનો અર્થ ઈષત્ કરાયેલો છે. દા. ત., अचेतनं–ईषत–अल्पचेतनत्वं, अकर्मण्यं–ईषत्कर्मक्षयं સુશ્રુત ટીકા નિ.–૧–૬૨) માણસો નિરોગી રહે છે.' ચરકસુશ્રુતમાં શાક ઉપર ઝાઝું વિવેચન થયેલું જોવામાં નથી આવતું. ચરકસુશ્રુતે જે શાકો લખ્યાં છે તેમાંનો મોટો ભાગ અત્યારે નથી ઓળખાતો તેમજ તે વખતે કયી રીતે શાક રાંધવામાં આવતું એ ઉલ્લેખ પણ મળી આવતો નથી. એટલે શાક ઉપર સ્વતંત્ર વિચાર કરનાર ભાવમિશ્ર સિવાય અન્ય પ્રાચીન લેખકનું નામ જાણવામાં નથી.

ભાવમિશ્રે શાકો માટે નીચે પ્રમાણે લખ્યું છેઃ

प्रायः शाकानि सर्वाणि विष्टम्भीनि गुरूणि च ।
रुक्षाणि बहुवर्चांसि सृष्टविण्मारुतानि च ॥
शाकं भिनत्ति वपुरस्थि निहन्ति नेत्रं
वर्णं विनाशयति रक्तमथापि शुक्रम् ।
प्रज्ञाक्षयं च कुरुते पलितं च नूनं
हन्ति स्मृतिं गतिमिति प्रवदन्ति तज्ज्ञाः ॥
शाकेषु सर्वेषु वसन्ति रोगास्ते हेतवो देहविनाशनाय ।
तस्माद्बुधः शाकविवर्जनं तु कुर्यात्तथाम्लेषु स एव दोषः ॥

(भावप्रकाशः पूर्वखंड, प्र. ५)

ભાવાર્થ—

સાધારણ રીતે તમામ શાકો વિષ્ટંભી (પેટમાં ગુડગુડાટ મચાવનાર અર્થાત્ વાયુ કરનાર) અને ગુરુ (ભારે) છે. શાકો રુક્ષ છે, તેથી ઝાડો બહુ થાય છે; અને ઝાડો તેમજ પવનની છૂટ સારી રહે છે.

. શાક શરીરને ભેદનાર છે, હાડકાંનો નાશ કરનાર છે, આંખો અને વર્ણનો વિનાશ કરનાર છે, લોહી અને વીર્યનો નાશ કરનાર છે, બુદ્ધિનો ક્ષય–હ્રાસ કરનાર છે. પળિયાં વહેલાં લાવે છે, સ્મૃતિનો નાશ કરે છે, તેમજ ગતિને કુંઠિત કરે છે—આમ શાકના અભ્યાસીઓ કહે છે.

દરેક શાકમાં રોગો વસેલા છે જે શરીરનો વિનાશ કરે છે. આથી બુદ્ધિશાળી મનુષ્યોએ શાકનો ત્યાગ કરવો ઘટે છે. અમ્લ પદાર્થોના સેવનમાં પણ આવો જ દોષ છે.

(ભાવપ્રકાશઃ પૂર્વ ખંડ)

ભાવમિશ્રના ઉપરોક્ત મંતવ્યમાં મને અતિશયોક્તિ લાગે છે, પણ તે અતિશયોક્તિ બાદ કરીએ તો તેમાં તથ્યાંશ કંઈક તો છે. શાક શરીરમાં રોગો ઉત્પન્ન કરનાર છે એ વાત ઉપર ધ્યાન આપવા જેવું છે.

*પણ આ તો ઇ. સ. ના ૧૬મા સૈકામાં થઈ ગયેલ ભાવમિશ્રની વાત થઈ.* કદાચ ઘણા સુધરેલાઓ આને નહિ માને, કારણ કે તેમને તો પશ્ચિમના નિષ્ણાતો કહે તે જ ખરું માનવાની કુટેવ પડેલી છે. એટલે તેમના સંતોષ ખાતર અહીં તેમના અભિપ્રાયો ટાંકવામાં આવે છે:

"........An interesting fact, also, is that, considered from the standpoint of comparative anatomy, man's digestive organs are very different in structure from those of animals which subsist upon roots, leaves, buds, twigs, stems, and other products included under the general term of "vegetables." Another fact of very great interest in this connection is that vegetables were not included in the original bill of fare given to man by His Creator, as recorded in the first chapter of Genesis (Gen. 1·29). Herbs were given to the lower animals for their sustenance, while seeds and fruits were reserved for man.

Seeds and fruits are the most highly elaborated products of the vegetable kingdom employed as food. Vegetables are much coarser in character and much less perfectly elaborated. Nearly all vegetables contain a large amount of woody matter, which requires the action of very powerful digestive juices and of strong muscular action on the part of the digestive organs to reduce them to a fluid state, and to extract from them the comparatively small amount of nourishment which they contain.

........It is quite clear that vegetables might be wholly eliminated from the bill of fare for human beings without any serious loss. Still, for healthy persons, these esculents are sometimes valuable, as they afford an opportunity for an agreeable change in the bill of fare."

(*The Living Temple* By Dr. J. H. Kellogg)

અર્થાત્

પશુઓ કે જે મૂળિયાં, પાંદડાં, શાખાઓ, દાંડીઓ, કળીઓ વગેરે—જેનો સમાવેશ સાધારણ રીતે 'શાક' શબ્દમાં થાય છે—ઉપર નિર્વાહ કરે છે, તેમના પાચક અવયવો મનુષ્યોના પાચક અવયવો કરતાં જુદી તરેહના છે. વળી, શાક સંબંધી બીજી એક અગત્યની વાત

યાદ રાખવાની છે અને તે એ કે ઈશ્વરે શાકભાજી મનુષ્યો માટે નિર્માણ જ નથી કર્યાં; પશુઓ માટે જ શાકભાજી બનાવેલાં છે. મનુષ્યો માટે તો બીજ અને ફળ જ ખાદ્ય પદાર્થો તરીકે નિયત થયેલાં છે.

ઉદ્‌ભિજ સૃષ્ટિમાં બીજ અને ફળનું સ્થાન ઘણું ઊંચું છે. આની સરખામણીમાં શાકનું સ્થાન ઘણું નીચું છે. લગભગ દરેક શાકમાં કાષ્ટનો ભાગ (woody matter) મોટા પ્રમાણમાં છે. આને લીધે શાકની પાચનક્રિયા માટે બહુ જ પ્રબલ શક્તિસંપન્ન પાચક રસોની આવશ્યકતા રહે છે અને પાચકયંત્રોને પણ શાકને પ્રવાહી રૂપમાં પલટવા માટે ખૂબ જ શ્રમ ઉઠાવવો પડે છે. અને આટલો બધો શ્રમ પણ જો શાકોમાં પૌષ્ટિક તત્ત્વો અથવા પોષક તત્ત્વો હોત તો સાર્થક ગણાત, પણ શાકોમાં પોષક તત્ત્વોનો સાવ જ અભાવ છે.

ઉપરોક્ત વિવેચન ઉપરથી એટલું તો દીવા જેવું સ્પષ્ટ છે કે મનુષ્યો તેમના ખોરાકમાંથી, જરાપણ નુકસાન વિના, શાકોને તિલાંજલી દઈ શકે છે. આ છતાં પણ તંદુરસ્ત મનુષ્યો માટે કોઈ કોઈ વખત આ લહેજતદાર ખાદ્ય પદાર્થો ઠીક છે, કારણ કે ખોરાકમાં તેથી વિવિધતા રહે છે."

('ધી લિવિંગ ટેમ્પલ'—ડૉ. જે. એચ. કેલોગ કૃત.)

ડૉ. ચંદ્ર ચક્રવર્તી તેમના 'ફૂડ ઍન્ડ હેલ્થ' નામના પુસ્તકમાં શાક માટે નીચેના વિચારો પ્રદર્શિત કરે છે:

"In conclusion, it may be said that though the importance of vegetables cannot be overestimated in the economy of our nutrition to supply important minerals and to keep the blood alkaline from the acidifying influence of other food, especially meat, yet excess as in everything, must be avoided. Principally in a country like India, where so little animal protein is consumed, and in majority of cases, the nitrogenous standard is much below the minimum requirement of the body, an excessive quantity of vegetables would do more harm than good. For vegetables excite the peristalic movement, and food would thus be eliminated unabsorbed, by frequent evaquations of the bowel. Vegetables are more important to the meat eaters, as they generally suffer from constipation and they take usually much more protein than they need. It should also be avoided by those who have intestinal inflammation or diarhœa which may be more accentuated by this kind of diet than remedied."

(*Food & Health* p. 89-90.)

"અંતમાં, એટલું કહેવું જોઈએ કે પોષક દૃષ્ટિથી જોતાં શાકમાં ફક્ત મૂલ્યવાન ખનિજ પદાર્થો છે જે લોહીને અમ્લપ્રતિયોગી ગુણવાળું (alkaline) રાખવામાં મદદ કરે છે. ઘણાખરા ખાદ્ય પદાર્થો,—ખાસ કરીને માંસ—લોહીને અમ્લ ગુણવાળું બનાવે છે. શાકો શરીરના લોહી અને ધાતુઓને અમ્લપ્રતિયોગી ગુણવાળી રાખવામાં કિંમતી મદદ કરે છે. આટલું શાકનું મહત્ત્વ યાદ રાખ્યા પછી પણ દરેક વાતમાં જેમ અતિયોગ (excess)

ખરાબ છે તેમ શાકનો અતિયોગ પણ ખરાબ છે એ યાદ રાખવું ઘટે છે. હિંદુસ્તાન જેવા વનસ્પતિભક્ષી દેશમાં જ્યાં પ્રાણિજ નત્રિલ બહુ જુજ લેવામાં આવે છે અને દેશના મોટા ભાગને જ્યાં કર્બોદિત પદાર્થો જોઈએ તેટલા મળી શકતા નથી ત્યાં અર્થાત્ એવા દેશમાં શાકનું વધુ પ્રમાણ ફાયદાને બદલે નુકસાનકર્તા જ થઈ પડશે. કારણ કે શાકો આંતરડાની અળસિયા જેવી ગતિને ઉશ્કેરે છે અને આથી ખોરાક, શરીરમાં હજમ થયા વિના, વધુ ઝાડા રૂપે શરીરની બહાર નીકળી જાય છે. **માંસાહારી પ્રજાને જ શાકોની વધુ જરૂર છે કારણકે માંસભક્ષક લોકો ઘણું કરીને કબજિયાતથી પીડાતા હોય છે તેમજ જરૂર કરતાં વધુ પ્રમાણમાં તેઓ પ્રાણિજ નત્રિલ લેનાર હોય છે.** જે લોકોને આંતરડાના રોગો—અતિસાર ઈત્યાદિ—હોય તેઓએ તો ખાસ કરી શાક ન ખાવાં જોઈએ."

ડૉ. ચંદ્ર ચક્રવર્તી

ભાવમિશ્ર, કેલોગ અને ડૉ. ચંદ્ર —આ ત્રણેય વિદ્વાનોના વિચારો શાંતચિત્તે વિચારવા જેવા છે. આપણા દેશના ખોરાક ઉપર હજી કોઈ વિદ્વાને પુસ્તક લખ્યાં નથી. જે આહાર-વિષયક સાહિત્ય અત્યારે નજરે પડે છે તે યુરોપિયન લેખકોએ લખેલું છે. યુરોપિયનો ઠંડા દેશમાં રહે છે, માંસાહારી છે, તેમની રહેણીકરણી વગેરે આપણાં કરતાં જુદી જ જાતની છે. એટલે તેઓ તેમની દૃષ્ટિથી જે કંઈ લખે યા વિચારે તે આપણે આપણા દેશ માટે લાગુ ના જ પાડી શકીએ. યુરોપિયનો માંસ ખાઈખાઈને થાકયા એટલે તેઓ હવે વનસ્પતિ-આહાર તરફ વળ્યા છે અને ' વિટામિન 'નાં પ્રલોભનોથી સર્વેનું એ તરફ વધુ ધ્યાન ખેંચાયું છે. પણ યાદ રાખવું જોઈએ કે આપણા જેવા વનસ્પતિ ભક્ષકોને શાકભાજી બહુ ઉપયોગી નથી. અવારનવાર થોડું શાક ખાવામાં કોઈ જાતનો વાંધો નથી. પણ આજકાલ જે લોકો ' શાક ખૂબ ખાવાં જોઈએ ' એવી જે બૂમ પાડી રહ્યા છે તેમની જાણ માટે અહીં આટલું લંબાણથી લખવું ઉચિત ધાર્યું છે. ટૂંકમાં કહું તોઃ

(૧) શાકભાજી—પાંદડાં, ડાળાં,—ઇત્યાદિ મનુષ્યો માટે નહિ પણ પ્રાણીઓ માટે ઈશ્વરે નિર્માણ કરેલાં છે.

(૨) ફળ અને કંદ-નાં શાક ભાજીપાલા કરતાં સારાં છે અને પોષક દૃષ્ટિએ તે મહત્ત્વનાં પણ છે.

(૩) વધુ પ્રમાણમાં શાક ખાવાથી શરીરમાં ખાસ ફાયદો થતો નથી.

(૪) ખૂબ શાક ખાવાથી ઝાડો સાફ આવે છે એવી જે માન્યતા સમાજમાં પ્રચલિત છે તે વાત ખરી છે, પણ એથી કંઈ શરીરનો મળ બહાર નથી નીકળતો, પણ બહુ ઝાડો આણવો એ શાકોનો ગુણ જ છે. શાક કેટલાક ખોરાકને પચાવ્યા સિવાય ઝાડા વાટે બહાર કાઢી નાખે છે. પરિણામે ઝાડો સાફ આવ્યો આપણને જણાય છે.

(૫) શાકમાં કાષ્ટમય પદાર્થો (woody matter) અને રેસાઓ (fibres) ખૂબ મોટા પ્રમાણમાં છે જે પચાવવામાં પાચક યંત્રોને ખૂબ જ શ્રમ લેવો પડે છે.

(૬) માંસાહારીઓ માટે શાકની નિતાન્ત આવશ્યકતા છે. કારણ કે માંસથી લોહીમાં જે ખટાશ આવે છે તેને વનસ્પતિશાકો દૂર કરી લોહીની અમ્લપ્રતિષેધક શક્તિ કાયમ રાખે છે.

(૭) માંસાહારીઓ પ્રાણિજ નત્રિલ (animal protein) વધુ પ્રમાણમાં લે છે. એના પરિણામે આંતરડાંમાં સડો ઉત્પન્ન થાય છે અને લોહી બગડે છે. શાકોમાં ખનિજ પદાર્થો ખૂબ પ્રમાણમાં છે અને આના લીધે માંસાહારીઓ માટે શાક સારાં છે.

(૮) શાકોમાં પોષકતત્ત્વો નહિ જેવાં છે. તેમાં રહેલા ખનિજ પદાર્થોને લીધે તેમનું મહત્ત્વ છે. વનસ્પતિભક્ષકોને એક યા બીજા રૂપમાં વધુઓછા પ્રમાણમાં બીજાં ધાન્યોમાંથી ખનિજ પદાર્થો મળી રહે છે એટલે તેઓ શાક ન ખાય તો ચાલે. હજી પણ ગામડાંના લોકો વર્ષમાં ભાગ્યે જ ચાર મહિના લીલાં શાકભાજી ખાતાં હશે.

(૯) લીલી વનસ્પતિમાં 'વિટામિન'નું પ્રમાણ બહુ સારા પ્રમાણમાં છે. પણ આપણો ખોરાક જ વિટામિનપૂર્ણ છે. માંસાહારીઓ માટે 'વિટામિન'ની વધુ જરૂર છે. આહારશાસ્ત્રીઓ કહે છે કે હિંદુસ્તાનના આહારમાં, જાણે અજાણે પણ, વિટામિન્સ આવી જ જાય છે.

(૧૦) પાણીમાં બાફેલાં થોડાં શાક અવારનવાર ખાવામાં આવે તો તે હિતાવહ છે.

(૧૧) 'ખૂબ શાક ખાવાં જોઈએ' એ પશ્ચિમના લેખકોની ખૂમ હિંદની પ્રજા માટે નથી એ લક્ષ્યમાં રાખવું જોઈએ. પશ્ચિમથી જે કંઇ આવ્યું તે 'બાબા વાક્ય' પ્રમાણમ્' ન ગણવું જોઈએ.

(૧૨) બહુ શાક ખાનાર શેઠિયાઓ અને મધ્યમ વર્ગ જુઓ, અને બહુ જ જૂજ શાક ખાનાર ગરીબ વર્ગ જુઓઃ શાકની કિંમત આપોઆપ સમજાશે.

(૧૩) બધાં શાક પચવામાં સહેલાં નથી.

(૧૪) યાદ રાખો કે કોઈ 'શાક ન ખાવાં જોઈએ' એમ નથી કહેતા. ભાવમિશ્ર પોતે ઘણાં શાકના ગુણ વર્ણવે છે. શાકનો અતિયોગ ભયંકર છે એ તરફ જ દરેક આપણું ધ્યાન ખેંચે છે.*

આટલી પ્રસ્તાવના પછી હવે આપણે વિવિધ શાકોના ગુણદોષ તરફ વળીશું.

વાગ્ભટ કહે છે કે પત્ર કરતાં પુષ્પનાં શાક ભારે છે, પુષ્પ કરતાં નાલ (દાંડા)નાં શાક ભારે છે, અને નાલ કરતાં કંદનાં શાક ભારે છે. કારણ કે કંદમાં સ્ટાર્ચ, કર્બોદિત વગેરે ઠીક પ્રમાણમાં હોય છે. સુશ્રુતના મત પ્રમાણે પુષ્પ, પત્ર, ફલ, નાલ અને કંદ ઉત્તરોત્તર ગુરુ (ભારે) છે. કુલ, કફ અને પિત્તને હણનારાં છે જ્યારે ફલ કફ અને વાયુને હરે છે.

સુશ્રુત કહે છેઃ

> विड्भेदि गुरु रूक्षं च प्रायोविष्टम्भि दुर्जरम् ।
> सकषायं च सर्वं हि स्वादु शाकमुदाहृतम् ॥

* "On the whole, the use of a moderate quantity of vegetables is beneficent. It is non-irritable and laxative and by its alkaline contents, facilitates oxidation and general nutrition."

અર્થાત્

શાક ઝાડાનું ભેદન કરનાર છે, ભારે છે, રુક્ષ છે ( તેમાં સ્નેહ-fat-નથી ). અને સાધારણ રીતે વિષ્ટંબી હોઈ પચવામાં ભારે છે, કષાય છે અને સ્વાદિષ્ટ છે.

પત્રશાકના વિષયમાં સુશ્રુત કહે છે : " જે પાનકર્કશ (ખરસટ) હોય, બહુ પાકેલાં હોય, જીવજંતુથી ખવાયેલાં હોય, ખરાબ જગોએ ઊગેલાં હોય ( अदेशजम् ), અને જે વખત વિના થયેલાં હોય ( अकालविरोहि )—તેવાં શાક ત્યાગ કરવાં.

કંદ લેવા હોય તો " જે કંદ બહુ નાના (બાલં), ઋતુ વગરના અર્થાત્ કઋતુમાં ઊગેલા, બહુ જૂના, જીવજંતુથી ખવાયેલા, રોગવાળા અને જે સારી જગોમાં ન ઊગેલાં હોય " એવાં કંદશાકનો ત્યાગ કરવો.

શાક ખરીદવામાં કદી પણ કંજુસાઈ ન કરવી. જે શાક લીલુંછમ, તાજું, પુષ્ટ મળે તે જ લેવું. વાસી, સડેલું, પાકી ગયેલું, ઉપર માંખો બણબણતી હોય તેવું, કહોવાયેલું શાક કદી ન લેવું કારણ કે એથી રોગ થવાનો સંભવ છે.

દરેક શાક કુમળાં જ લેવાં જોઈએ. ઉપરથી સહેજસાજ છોલવાં જોઈએ, બહુ નહિ. દરેક શાક વધાર મૂકી પાણીમાં બાફીને જ ખાવાં જોઈએ. એકલા તેલમાં કકડાવેલાં શાકો કોઈપણ રીતે ખાવાં ઇષ્ટ નથી. શાક રસાદાર, સારી રીતે ચડી ગયેલાં મનને પ્રિય હોય એવાં-સ્વાદિષ્ટ બનવાં જોઈએ. છયે રસો નાખવા, પણ બધા માફકસર—એકપણ વધારે નહિ કે ઓછો નહિ. કાચાં ખાઈ શકાય તેવાં શાકો ખૂબ ચાવીને કાચાં જ ખાવાં જોઈએ. શાક સ્વાદ માટે નહિ પણ તેમાં રહેલા કિંમતી ક્ષારો માટે આપણે ખાઈએ છીએ તે ધ્યાનમાં રાખવું જોઈએ.

સાંભળ્યું છે કે બંગાલીઓ શાક કેમ ખાવાં તે ઠીક જાણે છે. બંગાળ આનૂપ દેશ હોવાને લીધે ત્યાં શાક પણ ખૂબ જ—વિવિધ જાતનાં—થાય છે. ગૂજરાતમાં સાધારણ રીતે શાક ઘણાં ઓછાં થાય છે. સુરતી લોકો શાકના ભારે રસિયા હોય છે.

શિંગો (વાલપાપડી, તુવેરશિંગ, વાલોળ ઇત્યાદિ )માં બીજાં શાક કરતાં સ્ટાર્ચ અને નત્રિલનું પ્રમાણ વધારે પ્રમાણમાં હોય છે. સૂકાં કઠોળ કરતાં લીલી શિંગોના દાણા જલદીથી પચી જાય છે.

ભાજી (તાંદલજો, મેથી ઇત્યાદિ )—પાંદડાંમાં શિંગો, ફળ કે કંદમૂળની માફક મંડ, નત્રિલ કે બીજાં પૌષ્ટિક તત્ત્વો મુદ્દલ નથી. પાંદડાંનું મુખ્ય કાર્ય ઝાડ માટે ખોરાક તૈયાર કરવાનું છે. લીલાં પાંદડાં એ ઝાડનાં ફેફસાં છે. પ્રાણીમાત્રે પોતાના શરીરમાંથી હવામાં કાઢેલો નિરુપયોગી કારબોનિક એસિડ ગેસ એ શોષી લે છે. સૂર્યનાં કિરણો અને આ વાયુની અરસપરસની ક્રિયાથી કાર્બોલિક એસિડ ગૅસનું પૃથક્કરણ થાય છે. કાર્બન પાંદડાંમાં રહીને પ્રાણવાયુ હવામાં નાખવામાં આવે છે. આ પ્રાણવાયુ મનુષ્ય જીવનને અત્યંત જરૂરનો છે. મૂળિયાં દ્વારા ચૂસેલું પાણી ઠેઠ પાંદડાં સુધી પહોંચેલું હોય છે. આ પાણી અને કાર્બનનું સંયોગીકરણ થવાથી સ્ટાર્ચ (મંડ) તૈયાર થાય છે. આ સ્ટાર્ચ ઝાડના જુદા જુદા ભાગોની વૃદ્ધિ કરે છે. મૂળિયાં દ્વારા ખેંચાયેલા પાણીમાં ઘણી જાતના કિંમતી ક્ષારો હોય છે. પાંદડાંમાં આ પાણીનું પ્રમાણ વિશેષ હોય છે. નત્રિલ, ગંધક, લોહ, અને અન્ય ક્ષારોનું પ્રમાણ આ પાણીમાં વિશેષ હોય છે. આ ઉપરથી સમજાશે કે પાંદડાં ઝાડનું અગત્યનું

અંગ છે. એમાં ઉપયોગી ખનિજ પદાર્થો છે, કેટલાંક પાંદડાંમાં પૌષ્ટિક તત્ત્વો પણ રહેલાં હોય છે એ આપણે આગળ ઉપર જોઈશું. પાંદડાંમાં 'વિટામિન'નું પ્રમાણ મોટા પ્રમાણમાં છે.

કંદમૂળ—કંદમૂળ એ છોડમાત્રનો ખોરાકનો સંગ્રહ છે. જેમ ઘઉંના દાણામાંનો ગર એ સૂક્ષ્માવસ્થામાંના ઝાડના ખોરાકનો સંગ્રહ છે તેમ કંદમૂળ પણ વૃદ્ધિ પામેલા છોડનો ખોરાકનો સંગ્રહ જ છે. ચોમાસામાં ઘણાયે છોડો ફૂટી નીકળે છે અને વર્ષ આખરે પાછા મરી જાય છે. કેટલાક છોડો નીચે કંદમૂળ હોય છે તે આવે વખતે મરતાં નથી. છોડમાંથી મેળવેલા પોષણકારક પદાર્થો તે સંઘરી રાખીને પોતાના સ્થાનમાં પડી રહે છે. પાછા બીજે વર્ષે વરસાદ પડતાં વેંત જ એ કંદમૂળ ફૂટી નીકળે છે. આવી રીતે વર્ષો સુધી આ કંદમૂળ પોતાની અંદર કિંમતી પદાર્થોનો સંગ્રહ કર્યે જ જાય છે. ટૂંકમાં કહીએ તો, આપત્તિકાળ માટે તેમજ ભવિષ્યના રક્ષણ માટે છોડમાત્ર કંઈ ને કંઈ વધારાનો ખોરાક આવી રીતે સંગ્રહી રાખે છે. બટાટા, શક્કરિયાં, સૂરણ, રતાળુ—એ આ જ જાતનાં કંદમૂળ છે. આવા કંદમાં સ્ટાર્ચનું પ્રમાણ ઘણું હોય છે. બીજાં ઉપયોગી તત્ત્વો જૂજ પ્રમાણમાં હોય છે. સ્ટાર્ચ એ આપણને કાર્યશક્તિ અને ઉષ્ણતા આપનાર ઉપયોગી પદાર્થ છે. સ્ટાર્ચનું વધુ પ્રમાણ હોવાથી કંદમૂળ પચવામાં ભારે હોય છે.

ફળ—'ફળ'ના પ્રકરણમાં આપણે ફળ શું છે એ વિષે ઠીક ઉહાપોહ કર્યો છે. દૂધી, ઘીલોડાં, કારેલાં, કંટોલાં ઇત્યાદિ ફળો આપણે ફળ તરીકે ખાતા નથી—ખાઈ શકતા નથી પણ શાક તરીકે ખાઈએ છીએ. આવાં શાકોમાં મંડ અને નત્રિલનું પ્રમાણ વધુ પ્રમાણમાં હોય છે. ફળમાં ખનિજ પદાર્થો, સ્ટાર્ચ, નત્રિલ અને સાકરનું પ્રમાણ ઠીક હોય છે. પાંદડાંની માફક ફળમાં વિટામિન્સનું પ્રમાણ ઘણું સારું હોય છે.

પાંદડાં અને કંદમૂળ કરતાં ફળનું શાક ખાવા માટે સારું છે. એમાં ખનિજ પદાર્થો છે, વિટામિન્સ છે, પોષક તત્ત્વો છે. ફળ ઝાડને કોઈ રીતે કામનાં નથી-ફળમાંનાં બીજ જ ઝાડને જરૂરી છે. ફળો જંતુઘ્ન છે એમ કેટલાક માને છે.

લીલાં શાકને બહુવાર સુધી રાંધવાથી તેમાં રહેલાં 'વિટામિન્સ' નાશ પામે છે. શાકને જલદ તાપમાં થોડો વખત રાખવાથી વિટામિન્સ નાશ પામતાં નથી, પણ ધીમા તાપ ઉપર બહુવાર સુધી રાખી મૂકવાથી વિટામિન્સ નાશ પામે છે.

વિદ્વાનો કહે છે કે પાંદડાંમાં 'એ' વિટામિન, કોઈ બીજમાં હોય તેના કરતાં, વધુ પ્રમાણમાં હોય છે. પાંદડાંમાં ચૂનો, ફૉસ્ફરસ, ગંધક, સોડિયમ અને ક્લોરીન હોય છે. કેટલાંક પાંદડાંમાં ૮ ટકાથી તે ૧૫ ટકા જેટલું નત્રિલ પણ હોય છે. કોબી અને ગદબ (alfafa)નાં પાંદડાંમાં નત્રિલનું પ્રમાણ વધુ હોય છે. સૂકાં પાંદડાંમાં કેટલીક વખતે ૩૦ ટકા જેટલું નત્રિલ જણાયું છે. કેટલાંક પાંદડાંનું નત્રિલ બીજના નત્રિલની જગોએ વાપરી શકાય એવું હોય છે. મેક કોલમ કહે છે કે જાડાં પાન કરતાં પાતળાં પાન ખોરાકની દૃષ્ટિએ વધુ અગત્યનાં છે. લીલાં પાંદડાં કરતાં સૂકાં પાંદડાંમાં ખનિજ પદાર્થોનું પ્રમાણ વધુ હોય છે. કેટલાક કહે છે કે પાંદડાંમાં મીઠું (ક્લોરીન) અતિશય જૂજ પ્રમાણમાં (hardly surpassing 0·1 of the mineral salts) હોય છે.

પાંદડાંમાં અથવા શાકમાત્રમાં સ્નેહનું પ્રમાણ નહિ જેવું જ હોય છે. પાંદડાંમાં કેટલાંક સુગંધિ તત્ત્વો (essences) હોય છે, જેના લીધે શાક ખાવામાં લહેજતદાર, સ્વાદિષ્ટ લાગે

છે. શાકમાં સ્નેહ નથી એટલે જ રાંધતી વખતે આપણે તેમાં તેલનો વઘાર મૂકીએ છીએ. ધીમે તાપે રાંધવાથી શાકમાંના ખનિજ પદાર્થો પાણીમાં ગળી જાય છે. શાક રસાદાર જ બનાવવાં જોઈએ અને શાકનું પાણી ખાવામાં લઈ લેવું જ જોઈએ. પાંદડાંનું શાક બહુ જ ઓછો તાપ માગે છે.

મોટે ભાગે શાકમાત્ર મૂત્રલ છે ( અમુક અપવાદ સિવાય ). કબજિયાતવાળા માટે શાક સારાં છે.

કેટલાક માને છે કે શાક રાંધવાથી એમાં રહેલાં વિટામિન્સ બળી જાય છે, પણ આ વાત સાચી નથી. શાકમાં 'એ' વિટામિન્સ વધુ છે એમ વિદ્વાનો કહે છે. ફક્ત 'સી' વિટામિન જ સાધારણ તાપથી નાશ પામે છે અને ઘણાંખરાં ફળ શાક જે કાચાં ખાઈ શકાય એમ હોય છે તેમાં જ 'સી' વિટામિન છે એમ વિદ્વાનો માને છે. રાંધવાથી શાકની પચનીયતા વધે છે કારણ કે કાષ્ટતંતુઓ નરમ થાય છે અને આંતરડાંને પચાવવામાં તે સહેલાં પડે છે.

## શાકમાં વઘાર

આપણે અગાઉ જોઈ ગયા કે લીલાં શાકભાજીમાં મોટે ભાગે વિટામિન 'એ' હોય છે. આ વિટામિન સ્નેહ દ્રાવ્ય (fat soluble) છે.

વનસ્પતિમાં જે વિટામિન ' એ ' છે તે કેરોટીન ( ગાજરરંગી દાણાદાર પદાર્થ ) રૂપમાં છે. ઘણીખરી વનસ્પતિમાં આ પદાર્થ કેરોટીન હોય છે. પ્રાણિજ શરીરમાં આ કેરોટીન નથી હોતું, વનસ્પતિમાં જ આ હોય છે. એટલે પ્રાણી કેરોટીનમાંથી વિટામિન ' એ ' બનાવી લે છે અને શરીરમાં સંઘરી રાખે છે. પ્રાણીઓના શરીરમાં વિટામિન ' એ ' હોય છે ( કાળજું, હૃદય, મગજ વગેરેમાં ) તે વનસ્પતિ ખાઈને જ સંગ્રહિત કરેલું હોય છે. કાડલીવર ઑઈલમાં વિટામિન ' એ ' ઘણા સારા પ્રમાણમાં છે એમ મનાય છે. હવે એક જાતની અતિ ક્ષુદ્ર વનસ્પતિ [ ડાયાટોમ્સ : કેટલાક આને અત્યંત સૂક્ષ્મ જીવાણુ પણ માને છે. પરંતુ જીવાણુ પણ મૂળ તો વનસ્પતિનાં જ કુટુંબી છે ને ! ] નાની નાની માછલીઓ ખાય છે. આ નાની માછલીઓને મોટી માછલીઓ ખાઈ જાય છે. એમ ડાયાટોમ્સ ખાઈને સંચિત કરેલું વિટામિન 'એ' એકમાંથી બીજાના શરીરમાં અને બીજાના શરીરમાંથી ત્રીજાના શરીરમાં સંચિત થાય છે. પરિણામે કૉડ નામની માછલીના કાળજામાં વિટામિન ' એ ' સારા પ્રમાણમાં મળી આવે છે. વનસ્પતિસૃષ્ટિમાં જે ' કેરોટીન ' નામનો ગાજરરંગી પદાર્થ છે તે જ પ્રાણિશરીરમાં જઈ વિટામિન ' એ 'માં રૂપાંતરિત થાય છે.

આપણાં શાકોમાં કેરોટીન છે પરંતુ સ્નેહની સહાય વિના કેરોટીન શરીરમાં અભિશોષિત થતું જ નથી. ડૉ. બશીર અહમદે પ્રાણીઓ ઉપર અખતરાઓ કરીને સિદ્ધ કર્યું છે કે સ્નેહપદાર્થના અભાવે, કેરોટીન સોમાંથી માત્ર ૧૦ ભાગ જ પ્રાણીઓનાં શરીરમાં ગૃહીત થાય છે, પરંતુ ખાદ્યમાં ઉપયુક્ત પ્રમાણમાં સ્નેહપદાર્થ હોય તો કેરોટીન શરીરમાં બધું જ ગૃહીત થાય છે. શાકમાં વઘાર (ઘી અથવા તેલનો) મૂકવાની પ્રથા કેટલી શાસ્ત્રીય છે તે આથી સમજાશે. શાકમાં ઘીતેલનો વઘાર એ યુક્તિસંગત અને અપરિહાર્ય છે એ આથી સૌને સમજાશે.

વઘાર મૂકીને શાકને છમકારી, ખૂબ પાણી છાંટી, સારી રીતે જલતા ચૂલા કે ભઠ્ઠીના તાપથી તેને ચેડવવું. બહુ લાંબા વખત સુધી ધીમા તાપ ઉપર શાકને રાખી મૂકવા કરતાં જલદ તાપ ઉપર થોડો વખત રાખી, ચડી જાય કે તુરત જ, શાકને ઉતારી લેવું એ વિશેષ યોગ્ય છે. કારણ કે લાંબા વખત સુધી શાકને ચૂલા ઉપર મૂકી રાખવાથી વિટામિન્સનો નાશ થાય છે, જ્યારે થોડીવાર સુધી જલદ તાપ ઉપર રાખી ઉતારી લેવાથી વિટામિન્સનો નાશ થતો નથી.

વળી શાકને વારંવાર હલાવવાં જોઈએ પણ નહિ. વિટામિન 'એ' પ્રાણવાયુના સંસર્ગથી જલદી નાશ પામે છે એ યાદ રાખવું જોઈએ.

મીઠું, મરચું, આંબલી, હળદર, ધાણા, આદુમરચાં, ગરમ મસાલો આ બધાંનો યોગ્ય ઉપયોગ હિતાવહ છે. મસાલાથી રુચિ ઉત્પન્ન થાય છે, પાચક રસોને તે ઉત્તેજે છે, ખાવામાં સ્વાદ ઉત્પન્ન કરે છે. સોનું અને સુગંધ બન્ને ભેગાં હોય તો એથી વિશેષ રૂડું શું? સ્વાદના ભોગે ગુણનો નાશ ન થવો જોઈએ એ યાદ રાખવું જોઈએ.

## પ્રચલિત શાકોના ગુણદોષ

હવે આપણે કેટલાંક પ્રચલિત શાકોના ગુણદોષ તરફ ઊડતી નજર નાખીશું:

**કોબી**—કોબી, કૉલી ફ્લાવર, નોલકોલ વગેરે શાકો પરદેશી છે. પણ અત્યારે હિંદમાં તે સારા પ્રમાણમાં થાય છે. વિદ્વાન વૈદ્યોએ એનું દલ્માલિની નામ રાખ્યું છે. કોબીની લગભગ સીત્તેરેક જાતો થાય છે. કોબીમાં પાણીનું પ્રમાણ લગભગ ૯૦ ટકા જેટલું છે, નત્રિલ ૧·૮ ટકા, સ્નેહ ૦·૪ ટકા, કર્બોદિત ૫·૮ ટકા, ખનિજ પદાર્થો ૧·૪ ટકા, કાષ્ટક ૧·૧ ટકા, ફૉસ્ફરસ ૦·૧૫૦ અને સેન્દ્રિય ગંધક ૦·૦૭૦ ટકા છે. કોબીની ઉપયોગિતા તેમાં રહેલાં ચૂનો, ફૉસ્ફરસ, મૅગ્નેસિયા અને લોહ વગેરે તત્ત્વોને આભારી છે. પણ કોબી કમનસીબે પચવામાં ઘણી જ ભારે છે (very hard to digest), અને આને લીધે અજીર્ણવાળા માણસની હોજરીમાં તેનાથી ઉભાણ (fermentation) શરૂ થાય છે. વળી કોબીમાં ગંધકનું પ્રમાણ વિશેષ હોવાથી તે આંતરડામાં વાયુ (સલ્ફરેટેડ હાઈડ્રોજન) તેમજ આફરો ઉત્પન્ન કરે છે.

કોબીજના દડા ઉપર જે લીલાં પાંદડાં હોય છે તેમાં વિટામિન 'એ' હોય છે, અંદરનાં સફેદ પાંદડાંમાં નહિ એમ વિદ્વાનો જણાવે છે. કોબીજમાં (કેટલીક જાતોમાં) ૮ ટકા જેટલું નત્રિલ જણાયું છે.

કોબી કાચી ખાવા કરતાં રાંધીને ખાવાથી તેની પચનીયતા વધે છે.

**કૉલીફ્લાવર**—કોબીના વર્ગનું જ આ શાક છે એટલે એની ઘટના (composition) લગભગ કોબીને મળતી જ છે. કૉલીફ્લાવરમાં કોબી કરતાં મૅગ્નેસિયા વધુ છે તેમ આર્સેનિક (સોમલ)નો ભાગ છે અને પચવામાં ઘણું જ સારું છે. આ આખા વર્ગનાં શાકોમાં રક્તપિત્ત પ્રતિષેધક શક્તિ છે તેમ આમાં પણ છે. આ શાક ખાવામાં ઘણું સરસ છે. ફૉસ્ફરસ અને લોહનું પ્રમાણ ઠીક છે.

**પાલખ**—Spinach (અંગ્રેજી). આ વર્ષાયુ કોમલ શાક સર્વત્ર થાય છે. એમાં રહેલાં પૌષ્ટિક તત્ત્વોને લીધે તેમજ એની સુખદ પચનીયતા માટે શાકોમાં એનું સ્થાન મહત્ત્વનું છે. પણ પાલખ એનાં પૌષ્ટિક તત્ત્વો માટે નહિ પણ તેમાં રહેલા ઉપયોગી ખનિજ પદાર્થો

માટે લબ્ધપ્રતિષ્ઠ છે[1]. કીનીગ (Koenig) જણાવે છે કે પાલખમાં ૮૯.૨૪ ટકા પાણી, ૦.૫૦ ટકા સ્નેહ, ૩.૮ ટકા કર્બોદિત, ૨.૬ ટકા નત્રિલ, અને ૨ ટકા ખનિજ પદાર્થો છે. કીનીગ આ ખનિજ પદાર્થોની વહેંચણી નીચે મુજબ આપે છે:—પોટાસિયમ ૧૬.૫૬ ટકા, સોડિયમ ૩૫.૨૪ ટકા, લાઇમ ૧૧.૮૭ ટકા, મેગ્નેસિયા ૬.૩૮ ટકા, લોહ ૩.૩૫ ટકા, ફોસ્ફરિક એસિડ ૧૦.૨૫ ટકા, સલ્ફ્યુરિક એસિડ ૬.૮૨ ટકા, સીલીસિક એસિડ ૪.૫૨ ટકા અને ક્લોરીન ૬.૨૯ ટકા. લફ (Luff) નામના વિદ્વાને સિદ્ધ કરી બતાવ્યું છે કે આ ખનિજ પદાર્થો વાતરક્ત—નજલો (gout) નામના રોગમાં બહુ જ ફાયદાકર્તા છે. ખનિજ પદાર્થોની ખામીને લીધે થતાં દરદો અને પાંડુરોગમાં પાલખ ઉપયોગી ખોરાક છે. પણ પાલખમાં ઓક્ઝેલેટસનું પ્રમાણ ઘણું મોટું છે એટલે દુષ્ટ લીવર (યકૃત)ના દરદીઓએ, પેશાબના રોગીઓ (પથરી, ગુરદાનો વરમ ઇત્યાદિ)એ તેમજ મૂત્રકૃચ્છ્રના દરદીઓએ પાલખનું સેવન ઘણું જ જૂજ કરવું. અજીર્ણ અને કબજિયાતના રોગીઓ માટે પાલખ સારી ભાજી છે. બંગાલીઓ આ શાક-'પાલંગ શાક'-બહુ ખાય છે.

પાલખ શીતળ, સ્નેહન, રેચન, મૂત્રજનન, શોથઘ્ન અને દાહશામક છે. એમાં સુરોખાર છે એટલે એના ગુણ સાધારણ રીતે સુરોખાર જેવા જ ગણવા. પાલખની ભાજી બહુ જ રુચિકર અને ઘણી જ જલદી પચી જનાર છે. એમાં વિટામિન્સનું પ્રમાણ ઘણું જ સારું છે. લોહનું પ્રમાણ આમાં ઘણું છે એટલે પાંડુરોગીઓને માટે આ શાક સારું છે.

**ડુંગળી—**

> बलावहः पित्तकरोऽथ किंचित् पलाण्डुरग्निश्च विवर्धयेच्च ।
> स्निग्धो रुचिष्यः स्थिरधातुकर्ता बल्योऽथ मेधाकफपुष्टिदश्च ॥
> स्वादुर्गुरुः शोणितपित्तशस्तः सपिच्छिलः क्षीरपलाण्डुरुक्तः ॥

सुश्रुतः सू-स्था-अ-४६

**અર્થ—**

ડુંગળી પૌષ્ટિક છે, સહેજ પિત્તને કરનારી છે, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર છે, સ્નિગ્ધ છે, રુચિકર છે, ધાતુઓને સ્થિર કરનાર છે. વીર્યવર્ધક છે, મેધા, કફ અને પુષ્ટિને વધારનાર છે, સ્વાદિષ્ટ છે, ભારે છે, રક્તપિત્તમાં ઉપયોગી છે. પિચ્છિલ છે. ધોળી ડુંગળી સારી છે.

આપણા લોકો લસણ ડુંગળી ન ખાવામાં ધર્મ માને છે! ડુંગળી શક લોકોની સ્ત્રીઓનો પ્રિય ખોરાક હતો. શક અને તેમની સ્ત્રીઓ જે ખોરાક વધુ પસંદ કરતી હોય તે ન ખાવામાં આર્યોએ અમુક જાતની ભાવના પણ કદાચ કેળવી હોય. આ સિવાય બીજું કારણ જડતું નથી. ગરુડપુરાણમાં पलाण्डु गुटिकाનો પાઠ છે. ડુંગળી બુદ્ધિ ભ્રષ્ટ કરે છે એ માન્યતા નિરાધાર છે, ઊલટું ડુંગળી બુદ્ધિવર્ધક છે. પલાંડુ કલ્પમાં ડુંગળીની સારી સ્તુતિ કરવામાં આવી છે. એ કલ્પનો અંતિમ શ્લોક આ રહ્યો:

> रमते बलवर्णौजः स्वरसौमनस्य तेजांसि ।
> क्षीणशुक्रः बधिरोऽपि च रसोनवत् तद्रसंनीत्वा ॥

---

1. "......Its mineral contents unrivalled by any other vegetables..." —ડૉ. ચંદ્ર ચક્રવર્તી

અર્થાત્, ડુંગળીના ઉપયોગથી બલ, વર્ણ, ઓજસ્, સ્વર, સૌમનસ્ય અને શરીરનું તેજ વધે છે.

ડુંગળીમાં લોહ, ફોસ્ફરસ, પોટાસ, સોડા, ચૂનો ઇત્યાદિ ઠીક પ્રમાણમાં છે. ડુંગળીમાં ઊડનાર તેલ હોવાથી તે આંખને લાગે છે. ડુંગળી મૂત્રપિંડના રોગોવાળાએ તેમજ સંધિવાવાળાએ ન ખાવી જોઈએ. ડુંગળીનું શાક તેમજ કચૂંબર ખાવા યોગ્ય છે.

**લસણ**—

स्निग्धोष्णतीक्ष्णः कटुपिच्छिलश्च
गुरुः सरः स्वादुरसश्च बल्यः ।
वृष्यश्च मेधास्वरवर्णचक्षुः
भग्नास्थिसन्धानकरो **रसोनः** ॥
हृद्रोगजीर्णज्वर कुक्षिशूल –
विबन्धगुल्मारुचि कासशोफान् ।
दुर्नाम कुष्ठानलसादजन्तु—
समीरणश्वासकफाश्च हन्ति ॥ (सुश्रुत)

**અર્થઃ**

લસણ સ્નિગ્ધ છે, ઉષ્ણ છે, તીક્ષ્ણ છે, તીખું છે, પિચ્છિલ છે, ગુરુ છે, સર (રેચક) છે, મધુર રસવાળું છે, બલપ્રદ છે, વીર્યપ્રદ છે; બુદ્ધિ, સ્વર, વર્ણ અને ચક્ષુ–ચારેયને હિતકર છે અને ભાંગેલા હાડનું સંધાન કરનાર છે. લસણ હૃદ્રોગ, જીર્ણજ્વર, પેટનું શૂલ, પેટનો ગુડગુડાટ, ગોળો, અરુચિ, ખાંસી, સોજો, હરસ, કોઢ, અગ્નિસાદ (મંદ જઠરાગ્નિ), કૃમિ, વાત, શ્વાસ, અને ખાંસીને હણનાર છે. (સુશ્રુત)

લીલા લસણનું શાક કરવામાં આવે છે. ઘણા લોકો શિયાળામાં લસણનું શાક ઘીમાં તળીને ખાય છે. લસણ ઉપર કહેલા તમામ રોગો ઉપર ગુણદાયી છે. સૂકું લસણ અનેક રીતે વપરાય છે. લસણમાં જુજ પ્રમાણમાં Allyl sulphide છે.

**મૂળા** (Radish)—**ચરક** કહે છે કે કંદશાકોમાં મૂળા અધમાધમ છે. છતાં **ચરક** મૂળાના ગુણ નીચે પ્રમાણે આપે છેઃ—

" કુમળા (बालं) મૂળા ત્રણે દોષને હરનાર છે, ઘરડા (वृद्धं) ત્રણે દોષ (વાત, પિત્ત અને કફ)ને કરનાર અને વાયુને કરનાર છે. સ્નેહમાં સિદ્ધ કરેલું મૂળાનું શાક કફ અને વાતને જીતનાર છે. સૂકા મૂળા પણ કફ અને વાતને જીતનાર છે. " રાજનિઘંટુકાર કહે છે કે ખાધા અગાઉ મૂળા ખાવાથી પિત્ત, દાહ અને રક્તદુષ્ટિ થાય છે. ખાતી વખતે–ખાધામાં–લીધા હોય તો તે હિતકર અને બલકૃત છે. સાધારણ રીતે તમામ પ્રાચીન લેખકો એ મતના છે કે કુમળા મૂળા હિતકર છે, મોટા મૂળા ત્રણ દોષને કોપાવનાર છે. છતાંયે જો તેલમાં પકવીને (स्नेहसिद्धं) ખાધા હોય તો ત્રણે દોષોનો નાશ કરનાર છે. હું ધારું છું કે ઘરડા મૂળાના રેષાઓ ઘણા જ કઠિન (tough) હોવાથી તે પચવામાં ઘણા જ ખરાબ છે માટે જ આમ કહ્યું હશે. આ સિવાય બીજું પણ કારણ હશે પણ તે આપણા સમજવામાં આવતું નથી.

ફ્રીનીગના મત પ્રમાણે મૂળામાં નીચે પ્રમાણે તત્ત્વો છે:—

૮૬.૯૨ ટકા પાણી, ૧.૮૨ ટકા નત્રિલ, ૦.૧૧ સ્નેહ, ૧.૫૩ ટકા શર્કરા, ૬.૯૦ ટકા કર્બોદિત, ૧.૫૫ ટકા કાષ્ટક, ૧.૦૭ ટકા રાખ, ૦.૧૩૨ ટકા ફૉસ્ફરિક ઍસિડ અને ૦.૦૭૨ ટકા સેન્દ્રિય પદાર્થો. ખનિજ પદાર્થો નીચેના પ્રમાણમાં છે:—

પોટાશ ૨૧.૯૮ ટકા, સોડા ૩.૭૫, ચૂનો ૮.૭૮, મેગ્નેસિયા ૩.૫૩, લોહ ૧.૧૬, ફૉસ્ફરસ ૪૧.૧૨, ગંધક ૭.૭૧, સીલીસિક ઍસિડ ૮.૧૭, અને મીઠું (sodium chloride) ૪.૯૦ ટકા છે.

ઉપરના પૃથક્કરણ ઉપરથી સિદ્ધ થાય છે કે મૂળામાં ખનિજ પદાર્થોનું પ્રમાણ ઘણું સારું છે, આને લીધે મૂળા પાચનશક્તિ વધારે છે. આંતરડાંમાં કોથપ્રશમન (ઍન્ટીસૅપ્ટિક) છે. વળી મૂળામાં સોમલનો અંશ છે એટલે થાઈરોઈડ ગ્લૅન્ડ ઉપર તેની સારી અસર થાય છે. થાઈરોઈડ ગ્લૅન્ડ બહુ ઉપયોગી ગ્રન્થિ છે અને તેના ઉપર જે વનસ્પતિની અસર હોય તે વનસ્પતિનું મહત્ત્વ, સાધારણ રીતે આ ઑર્ગૅનોથૅરેપીના જમાનામાં વધુ હોય જ. મૂળામાં રાઈ જેવું તીક્ષ્ણતા-ઉત્પાદક તેલ છે પણ તે રાંધતાં ઊડી જાય છે એટલે તેની અસર જણાતી નથી. ડૉ. ચંદ્ર કહે છે કે જાપાની લોકો મૂળા ખૂબ જ ખાય છે અર્થાત મૂળા એ જાપાનનો રાષ્ટ્રીય ખોરાક (national dish) છે. એના કઠિન રેસાઓને લીધે મૂળા હમેશાં કુમળા જ લેવા જોઈએ. મધુપ્રમેહ અને પાંડુરોગવાળા માટે મૂળાનું શાક સારું છે. આ છતાં પણ જેઓનાં હૃદય, યકૃત્ અને મૂત્રપિંડ ઠીક કામ કરતાં ન હોય તેવાઓએ મૂળા ખાતાં બહુ જ સાવચેતી રાખવી.

ચરકે મૂળાને અધમ કહ્યા છે તેમાં કંઈ રહસ્ય હશે?

ભુરા કોળું—

कूष्माण्डमुकं सक्षारं मधुराम्लं तथा लघु ।
सृष्टमूत्रपुरीषं च सर्वदोषनिबर्हणम् ॥

(चरक)

ભુરા કોળું મધુર છે, સહેજ અમ્લ છે, ક્ષારવાળું છે, પચવામાં હલકું છે. ઝાડો પેસાબ સાફ લાવનાર છે અને સર્વદોષો (વાત, પિત્ત અને કફ)ને શાંત કરનાર છે.

પંચમહાલ તરફ ભુરા કોળાને 'કંટાળુ' કહે છે. સાધારણ રીતે ઘણુંખરા ભુરા કોળાનું શાક નથી કરતા, પણ તેમાં જલીય અંશ વધુ હોવાથી પાપડ, થાપડા વગેરે બાંધવાના કામમાં તેનો ઉપયોગ કરે છે. એનો મુરબ્બો થાય છે, પાક પણ થાય છે. ભુરા કોળું ઘણું જ ઠંડું હોવાથી ગરમીના રોગવાળાં સ્ત્રીપુરુષો તેનું સેવન કરે છે. લોહીવામાં સ્ત્રીઓ ભુરા કોળાનું શાક ખાય છે. ગાંડા માણસને ભુરા કોળાનો રસ મોટી માત્રામાં પીવડાવવામાં આવે છે અને તેથી ઝાડો પેસાબ સાફ આવી તેનું મગજ શાંત થાય છે. પંચમહાલ તરફ આ ખૂબ થાય છે એટલે તેનું શાક કરે છે. ચણાની દાળ સાથે એનું શાક સારું થાય છે. ભુરા કોળાનાં બીજ ચપટાં કરમિયાંનો નાશ કરનાર છે. ગીમા કોળાનો ગીબો ભુરા કોળાનો રસ પાવાથી ઊતરી જાય છે.

રાતું કોળું–પતકાળું (Pumpkin)

કોળું શીતલ, રુચિકારક, મધુર, મૂત્રજનક, દાહ અને પિત્તનો નાશ કરનાર છે; પૌષ્ટિક છે, બલપ્રદ છે, વીર્યવર્ધક છે.

કોળામાં શર્કરાનું પ્રમાણ ઘણું સારું છે, એથી લોકો એને ' સાકર કોળું ' કહે છે. દ્રાક્ષ શર્કરા ૪ ટકા જેટલી અને ઈક્ષુ શર્કરા ૧।। ટકા જેટલી એટલે લગભગ ૬ ટકા જેટલી શર્કરા છે. સાકર કોળામાં ૩૩ ટકા ફૉસ્ફરસ, ૨૧·૧૩ ટકા સોડિયમ અને ૦·૨૯ ટકા ચૂનો છે. ૧·૧૦ ટકા નત્રિલ અને ૬ ટકા જેટલું (તેમાં ૧।। ટકા જેટલી સાકર જાય) હોય છે. એટલે સાકર કોળું ઉપયોગી, પૌષ્ટિક શાક છે. બહુ ઘરડું કોળું ન ખાવું કારણ કે તેના રેસાઓ પચવામાં ભારે પડે છે. કુમળું કોળું સરસ છે. એનાં બીજ પણ ખવાય છે. એનાં છોડાંનું પણ શાક કરીને લોકો ખાય છે. કોળાનાં બીજ કૃમિઘ્ન છે.

**કંટોલાં–કંકોડાં**—ભાવમિશ્ર કહે છે કંકોડાં ચામડીના રોગો, શૂળ, અરુચિ, શ્વાસ, ખાંસી અને તાવને હણનાર છે. જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર છે. કેટલાકના મત પ્રમાણે કંટોલાં વાતઘ્ન અને પિત્તઘ્ન છે તેમજ વિષનો નાશ કરનાર છે.

તાવવાળા માટે કંકોડાંનું શાક હિતકર છે.

**કારેલાં**—રાજનિઘંટુકાર જણાવે છે કે કારેલાં ખૂબ જ કડવાં છે, ઉષ્ણ છે, જઠરાગ્નિ પ્રદીપ્ત કરનાર છે; કફ અને વાતને જીતનાર છે, અરુચિને હરનાર છે, અને રક્તદોષને કરનાર છે. ભાવમિશ્ર કહે છે કારેલાં જ્વર, પિત્ત અને કફને હણનાર છે, પાંડુ, પ્રમેહ અને કૃમિનો તે નાશ કરે છે, વિશેષે કરી જઠરાગ્નિ પ્રદીપ્ત કરનાર છે.

તાવવાળા માટે કારેલાંનું શાક સારું છે. સંધીવાના રોગીઓએ કારેલાંનું શાક અવશ્ય ખાવું જોઈએ. એકલું કારેલાંનું શાક પાણીમાં તેમજ તેલમાં બાફેલું સાતઆઠ દિવસ સુધી ખાવાથી સંધીવાના કેસો સારા થાય છે.

**કાકડી**—કાકડીની ઘણી જાતો થાય છે. ચીભડાંનો સમાવેશ પણ આમાં જ થઈ શકે. ધન્વન્તરિ નિઘંટુકાર કહે છેઃ "કાકડી પિત્તહર છે, ઠંડી છે, પેશાબનાં દરદોને હણનાર છે, મધુર છે, રુચિપ્રદ છે, દાહ મૂર્છાને હરનાર છે, બહુ ખાવામાં આવે તો વાયુનો પ્રકોપ કરનાર છે.

કાકડીમાં ૯૬ ટકા જેટલું પાણી છે. કાકડીમાં નત્રિલ અને કર્બોદિતનું પ્રમાણ અનુક્રમે ૧·૯ ટકા અને ૧·૯ ટકા જેટલું છે. જ્યારે કાકડી મોટી અને પાકી થાય છે ત્યારે તેમાં ખાંડનું પ્રમાણ વધે છે. કાકડીમાં ખનિજ પદાર્થો સારા પ્રમાણમાં છે. કુમળી, નાની નાની કાકડી ખાવામાં ઘણી જ સ્વાદિષ્ટ હોય છે. કાકડીનાં બીજ સારાં મૂત્રલ છે. ચોમાસામાં થતી કાકડી પિત્ત કરનાર છે. શિયાળુ કાકડી પિત્ત કરનાર નથી, બલપ્રદ છે.

**ભિંડા**—ભિંડાનું શાક પૌષ્ટિક, કફને કરનાર, બલપ્રદ અને શુક્રની વૃદ્ધિ કરનાર છે. મુસલમાન લેખકો માને છે કે ભિંડા ઉષ્ણ પ્રકૃતિના લોકોને ઉપયોગી છે. ખાંસી વખતે ગળામાં બળતરા થાય છે તે વખતે ભિંડા ખાવાથી તે મટી જાય છે એમ કેટલાક ડૉક્ટરોનો મત છે. ભિંડામાં ગુંદર જેવો ચીકણો પદાર્થ બહુ છે જેને લીધે ભિંડા પૌષ્ટિક મનાય છે. ખાંસીમાં, મંદાગ્નિમાં, વાયુમાં અને સળેખમમાં ભિંડા ન ખાવા જોઈએ. ભિંડા મૂત્રજનન છે.

**દુધી**—મધુર, શીતળ, પૌષ્ટિક, રુચિકર. પિત્ત અને કફને હરનાર, ધાતુપુષ્ટિકૃત, અને પચવામાં સહેજ ભારે છે. (ભા. પ્ર.) દુધી પિત્તઘ્ન અને ગર્ભનું પોષણ કરનાર છે. પાણીનું પ્રમાણ ઘણું હોય છે. શાક સ્વાદિષ્ટ થાય છે.

**રીંગણાં**—सर्वासां शाकजातीनां वृन्ताकं शाकनायकम् ॥ અર્થાત્ વંતાક એ શાકોનો રાજા છે એમ ક્ષેમકુતૂહલમના ગ્રંથકારે લખેલું છે. એ લેખક રીંગણાં ઉપર એટલો તો ફીદા થયેલ છે કે તે નીચેના ઉદ્ગારો કાઢે છેઃ—

भोजनं धिगवृन्ताकं वृन्ताकं धिगवृन्तकम् ।
सवृन्तं धिगतैलाढ्यं तैलाढ्यं धिगरामठम् ॥

અર્થ—વંતાકના શાક વિનાનું ભોજન ધિક્ છે. વંતાક હોય પણ જો તે ડીંટા વિનાનું હોય તો તે ધિક્ છે. વંતાક હોય, ડીંટાવાળું હોય, પણ જો સારી રીતે તેલ ન હોય તો ધિક્ છે. અને વંતાક, ડીંટું અને તેલ બધું હોય અને જો હિંગ ન હોય તો પણ ધિક્ છે! એ જ લેખક રીંગણાંના ગુણ નીચે પ્રમાણે વર્ણવે છેઃ—

"રીંગણાં જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર છે, પરમ રુચિકર છે, ગુલ્મને હરનાર છે, અન્નનું પાચન કરનાર છે; બરોળ, માથાનો દુખાવો, જીર્ણજ્વર, કમળો, વાત અને કફના રોગો, પેસાબ અટકી ગયો હોય તે, પથરી, વગેરે રોગોને હણનાર છે. બહુ જ ધીમા તાપથી વંતાક સારી રીતે પકવ્યાં હોય તો તે હમેશાં ખાવા યોગ્ય છે."

વંતાક ઘણી જાતનાં થાય છે. કાળાં, ધોળાં, ગોળ રવૈયાં, મોટા ભડા વગેરે. વિટામિન એ, બી અને સી ત્રણેય છે. કુમળાં રવૈયાં વાત પિત્ત કફને હણનાર છે, ઘરડાં રિંગણાં ત્રણેય દોષોને કોપાવનાર છે માટે રિંગણાનાં રવૈયાં જ ખાવાં શ્રેયસ્કર છે.

ગલકાં—ગલકાનું શાક તેમજ ભજિયાં—બન્ને અતિ સ્વાદિષ્ટ થાય છે. ગલકાં વાત પિત્તને હણનાર છે, તાવના રોગીને પથ્યકારક છે. એમાં ખાંડનું પ્રમાણ ઠીક લાગે છે. ગલકાં પિત્તશામક છે.

ઘીલોડાં—કાઠિયાવાડીઓ એને ટીંડોળાં કહે છે. સ્વ. પંડિત ભગવાનલાલભાઈ ઈન્દ્રજી ઘીલોડાંનું શાક કદી ખાતા નહિ, કારણ કે તે માનતા કે એ ખાધાથી બુદ્ધિનો હ્રાસ થાય છે. અધરોષ્ટનો આકાર બરાબર ઘીલોડા જેવો છે. પાકા ઘીલોડાનો રંગ અને આકાર સ્ત્રીઓના અધરોષ્ટને મળતો છે એટલે પ્રાચીન કવિઓએ रक्तबिंबाधरोष्ठी સંજ્ઞા આપેલી છે. ઘીલોડાં વાયડાં છે, ભારે છે, ઠંડાં છે. પિત્ત, રક્તદોષ, સોજો, દાહ તથા ખાંસીના રોગમાં ઘીલોડાં સારાં છે.

તૂરિયાં (ઘીસોડાં)—તૂરિયાં સાધારણ રીતે પિત્ત કરનાર મનાય છે પણ તે યોગ્ય નથી. આ શાક ઠંડું છે એટલે વાયુ અને કફને કરનાર છે. પિત્તમાં, ખાંસીમાં, તાવમાં આ શાક ખવાય. એનું શાક સરસ થાય છે. કેટલાક કહે છે કે આ શાક ખાધાથી મરડો થવાનો સંભવ છે.

પરવળ—પરવળનું શાક લોકો ઉત્તમોત્તમ માને છે અને ફળવર્ગનાં શાકોમાં ખરેખર પરવળ ઉત્તમ છે. પરવળ હૃદયને હિતકારક, બલવર્ધક, પાચક, ઉષ્ણ, રુચિકર, કામવર્ધક, હલકાં અને સ્નિગ્ધ છે. તાવ, લોહીબિગાડ, ત્રિદોષ અને કૃમિનાં દરદોમાં આ અતિ હિતકારક છે. પરવળ પૌષ્ટિક છે અને ત્રણેય દોષોને હરનાર છે.

ગુવારશિંગ—ગુવારશિંગ પચવામાં ભારે છે, વાયુ કરનાર છે. ગુવારશિંગને પાણીમાં સારી રીતે બાફવી જોઈએ. બાફેલું પાણી નાખી ન દેવું જોઈએ. તાજી, કૂળી શિંગોનું શાક ખૂબ જ સરસ થાય છે. કેટલાક એમાં દહીં છાંટે છે. એના વાયડા ગુણને લઈને એમાં અજમાનો વઘાર મૂકવામાં આવે છે. મંદાગ્નિવાળાએ આ તેમજ શિંગોનાં શાક ન ખાવાં જોઈએ.

વાલોર—વાલોર મધુર છે, ભારે છે, વાયુ કરનાર છે, પૌષ્ટિક છે. વાલની પાપડી, ચોળી, વટાણા અને લાંગની પાપડી વગેરે આ જ જાતનાં શાક છે. આ બધાં વાયડાં છે,

ભારે છે, પેટમાં ગુડગુડાટ કરનારાં છે. આટલા જ કારણથી આપણે તેમાં અજમો, લસણ, હિંગ, તેલ વગેરે નાખીએ છીએ. લાંગ તો અત્યંત વાયડા છે પણ લોકો તેમાં અત્યંત લસણ અને તેલ વાપરે છે. આપણા લોકોની રાંધવાની રીત ખરેખર આપણને આશ્ચર્ય પમાડે તેવી છે.

**સરગવાની શિંગ**—કેટલાક એને શેકટાની શિંગ કહે છે. સરગવા બે જાતના—મીઠો અને કડવો—થાય છે. મીઠા ઝાડની શિંગો મીઠી અને કડવાની કડવી શિંગો થાય છે. સાધારણ રીતે મીઠા સરગવાની શિંગોનું જ શાક કરવામાં આવે છે. પણ જ્યાં મીઠો થતો નથી ત્યાં લોકો કડવી શિંગોનું શાક પણ કરે છે અને ખાય છે. કડવી શિંગોને સારી રીતે બાફીને પછી ૩–૪ વખત પાણીથી ધોઈ કાઢે છે એટલે કડવાશ નીકળી જાય છે, પછી તેમાં સારી રીતે ખટાશ અને મસાલો નાખવામાં આવે છે. કાળજાના, બરોળના, કમળાના, તાવના અંતર્વિદ્રધિવાળા–રોગીઓ માટે આ શાક ખૂબ જ ઉપયોગી છે. સરગવાની શિંગ અગ્નિપ્રદીપ્ત કરનાર છે, ગરમ છે, ગુલ્મ, શૂળ, શ્વાસ, રક્તદોષ વગેરેમાં ઉપયોગી છે. શિંગવાળાં બધાં શાકો વાયડાં છે જ્યારે આ શાક ગરમ છે.

**સૂરણ**—સૂરણ જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, રુક્ષ, કષાય, ખરખરાટ ઉત્પન્ન કરનાર, પેટમાં ગુડગુડાટ ઉત્પન્ન કરનાર, રુચિકૃત અને ખાસ કરીને હરસમાં ઉપયોગી છે. બરોળ, ગુલ્મનો નાશ કરનાર છે. દરેક કંદશાકમાં સૂરણનું શાક શ્રેષ્ઠ છે. દાદરવાળા, કોઢવાળા અને રક્તપિત્તવાળા માટે સૂરણ હિતકર નથી. એક ઝેરી સૂરણ થાય છે જેનું શાક આંબલીના પાનમાં બાફીને પછી તેને ઘીમાં તળીને ખવાય છે. શિયાળામાં ઘણાં સ્ત્રીપુરુષો આ પ્રમાણે સૂરણ ખાય છે અને તે પૌષ્ટિક અને અર્શોઘ્ન મનાય છે. હરસવાળાએ જો સૂરણથી ફાયદો ઉઠાવવો હોય તો એકાદ મહિના સુધી બીજું કંઈ જ અન્ન ન ખાતાં કેવળ સૂરણનું શાક ખાવું અને છાશ પીવી. જડમૂળથી હરસ મટાડનારે આ પ્રયોગ કરી જોવો.

**માણકંદ**—બંગાળામાં આ શાક ખૂબ થાય છે અને બંગાળીઓ ખૂબ ખાય છે. માણકંદ કોઈ પણ જાતના સોજાના રોગમાં અત્યંત હિતકર શાક છે. ઉદર (જલોદર), સોજા, પાંડુરોગ, સંગ્રહણી વગેરે રોગોમાં માણકંદ જેવું બીજું ઉપયોગી શાક એકેય નથી. મેજર ડૉ. બી. ડી. બસુ કહે છે: "મેં માણકંદનો ઉપયોગ કેવળ દવા તરીકે જ નથી કર્યો પણ ખોરાક તરીકે પણ કરી જોયો છે. તે મૃદુરેચક અને મૂત્રલ છે. હરસમાં તેમજ જાથુની કબજિયાતમાં તે ઉપયોગી છે." રોગનિર્મુક્તાવસ્થામાં આ બહુ સુંદર ખાદ્ય પદાર્થ છે.

આ કંદને એકવાર સૂકવી નાખ્યા પછી ઘણો લાંબો વખત સુધી તે રહી શકે છે. તેમાં સ્ટાર્ચનું પ્રમાણ વિશેષ છે. બંગાળીઓ આ શાક છૂટથી ખાય છે. ગૂજરાતમાં આનો પ્રચાર કરે એવા ઉત્સાહી બાગવાનો જોઈએ છીએ. બંગાળીઓ આને 'માંનકુચુ' કહે છે.

**ગાજર**—ચરક કહે છે કે ગાજર ગ્રાહી છે, તીક્ષ્ણ છે અને વાત તેમજ કફના હરસમાં તે હિતકર છે. સોજામાં, દમમાં, હેડકીમાં, દૂઝતા કે સૂકા હરસમાં અને અતિસારમાં ગાજરનું શાક હિતકર છે. બરોળ વધી હોય તો ગાજર ખાવાની હકીમો સલાહ આપે છે. ગાજરમાં ખાંડનું પ્રમાણ ઘણું સારું હોય છે. ગાજર ખૂબ જ પૌષ્ટિક છે. એનું શાક હિંદુઓ કરતાં મુસલમાનો બહુ ખાય છે. ગાજર હમેશાં કુમળાં અને તાજાં લેવાં. પાકાં ગાજર

દુર્જર છે. ગાજરમાં લોહનું પ્રમાણ ખૂબ છે, નત્રિલ પણ ખૂબ છે. પરંતુ વિદ્વાનો માને છે કે ગાજર શરીરમાં બહુ હજમ થઈ શકતાં નથી, ઝાડામાં જ મોટો ભાગ નીકળી જાય છે.

ટૉમેટાં—સર વૉલ્ટર રેલેને આ ફળ જડયું અને યુરોપમાં આણ્યું પણ તેણે જ. શરીરસંવર્ધન માટે જોઈતાં કેટલાંક દ્રવ્યો—લોહ, ચૂનો અને બીજા ખનિજ પદાર્થો—ટૉમેટાંમાં સારા પ્રમાણમાં હોય છે. પહેલાં એમ મનાતું હતું કે ટૉમેટાંમાં એક પ્રકારનો સ્વાદ લાગે છે તે ઑક્ઝેલિક ઍસિડને લીધે લાગે છે; પણ હવે એમ પુરવાર થયું છે કે એ વાત સાચી નથી; ટૉમેટાંમાં સાઈટ્રીક ઍસિડ હોય છે તેનો એ સ્વાદ છે.

ટૉમેટાંમાં 'એ', 'બી' અને 'સી'—ત્રણેય વિટામિન્સ છે. ૧૪૦ ડિગ્રી ફાર્નેહાઈટ ગરમી લાગે ત્યાં સુધી ટૉમેટાંના વિટામિન્સ બળી જતા નથી એમ ડૉ. ગીવન્સ નામના એક સંશોધકે સિદ્ધ કર્યું છે.

પાકાં ટૉમેટાં લાલચોળ—માંસ જેવાં લાગે છે એટલે ઘણા હિંદુઓ તે ખાતા નથી. પણ આ ભૂલ છે. આવું અગત્યનું શાક છૂટથી ખાવું જોઈએ કોઈ પણ શાક સાથે તેની મેળવણી થઈ શકે એમ છે. ટૉમેટાંમાં લોહ, ચૂનો અને બીજા ખનિજ પદાર્થો સારા પ્રમાણમાં છે એ જ એનું મહત્ત્વ સિદ્ધ કરે છે.

**શક્કરીઆં**—લગભગ બટાટા જેવા જ ગુણો છે. શકરીઆંમાં સાકરનું પ્રમાણ ઠીક છે.

**તાંદલજો**—તાંદલજાની ભાજી સારક છે અને તેથી કબજિયાતવાળા માટે સારી છે. ચરક કહે છે: "તાંદલજાની ભાજી રુક્ષ છે, મદ અને વિષને હણનાર છે, રક્તપિત્તવાળા દરદીઓ માટે એ ખાસ વખણાય છે—ઉપયોગી છે. તાંદલજો મધુર છે, પાકમાં પણ મધુર છે, ઠંડો છે." કોઈ પણ જાતના ઝેર માટે તાંદલજાની ભાજી ઉત્તમ ખાદ્ય છે. રક્તવિકાર માટે તાંદલિયાની ભાજી સારી છે. આ ભાજીમાં લોહનું પ્રમાણ ઘણું હોય છે. પ્રજીવનક દ્રવ્યો એમાં વિશેષ પ્રમાણમાં હોય છે. તાંદલિયાનાં મૂળ ચોખાના ધોવણ સાથે ઘસીને પીવાથી સ્ત્રીઓનું પ્રદર મટે છે.

**મેથીની ભાજી**—મેથીની ભાજી પૌષ્ટિક, વાતહર અને સારક છે. શિયાળામાં મેથીની ભાજી તેના પૌષ્ટિક ગુણને લીધે લોકો ખાય છે પણ ખરા. સુવાવડી સ્ત્રીઓ, તાવવાળાઓ અને મંદાગ્નિવાળાઓ માટે મેથીની ભાજી સારી છે. મેથીની ભાજી કૃમિનો નાશ કરનાર છે.

**ડોડી**—જીવન્તી (સંસ્કૃત)—ચરક કહે છે કે સર્વ શાકોમાં ડોડીનું શાક ઉત્તમ છે (जीवन्तीशाकं शाकानाम्). ડોડીના વેલા બારે માસ જોવામાં આવે છે. એની કોમળ કૂંપળો અને પાન બકરાંઓ હોંશથી ખાય છે. એનાં તાજાં, કૂણાં પાનની ભાજી થાય છે. એનાં કોમળ ફળોનું શાક અત્યંત સ્વાદિષ્ટ થાય છે. આ ફળ એમને એમ કાચાં પણ ખવાય છે. બહુ પાકાં પાન કે બહુ પાકટ ફળોનું શાક થતું નથી. રતાંધળાના દરદીઓ ડોડીનું શાક ખાય તો સારા થાય. એવા કેસો મેં આવી રીતે સારા થયેલા જોયા છે. તાંદલજાની પેઠે ઝેરના ઉતાર તરીકે ડોડીનું શાક ખવાય છે. આંખના રોગીઓ માટે આ શાક ઉત્તમ છે. ક્ષયવાળા માટે આના જેવું બીજું ઉત્તમ શાક નથી. ડોડીનાં સંસ્કૃત નામો જીવન્તી (જીવાડનારી), શાકશ્રેષ્ઠા (ઉત્તમોત્તમ શાક) છે. ડોડીનું શાક રસાયન છે, બળ દેનાર છે, રક્તપિત્ત અને ક્ષયને મટાડનાર છે, સ્વરને સારો કરનાર છે. શ્વાસ અને ખાંસીને મટાડનાર છે. ક્ષયની દવામાં જીવન્તીઘૃત—ની બનાવટ પ્રસિદ્ધ છે.

પાશ્ચાત્યોને હજી આ ઉપયોગી શાકની જાણ થઈ નથી એટલે તેમનાં આહારવિષયક પુસ્તકોમાં આનો ઉલ્લેખ ભાગ્યે જ હોય છે. આપણે લોકો આપણને વારસામાં મળેલી ચીજનો ઉપયોગ કરી શકતા નથી. ખરી રીતે તો ટોમેટાં કરતાં આ ઉપયોગી શાકની પ્રસિદ્ધિ વધુ થવી ઘટે છે, પણ જ્યાંસુધી આપણાં વિલાયતી ચશ્માં દૂર થયાં નથી ત્યાં સુધી આ સ્થિતિ જ રહેવાની !

ક્ષય, દમ, જ્વર, રક્તપિત્ત, સંગ્રહણી વગેરે રોગીઓ માટે ડોડીનું શાક ઉત્તમ ખાદ્ય પદાર્થ છે.

ઉપસંહાર—ઉપરોક્ત શાકો ગૂજરાતમાં ઘણાં જાણીતાં છે. પણ આ ઉપરાંત અનેક શાકો છે અને વિવિધ પ્રાંતો તેમજ દેશોમાં તે ઓછાંવત્તાં ખવાય પણ છે. આપણા ગૂજરાતનાં ગામડાંમાં પાડાવેલાની, ડીળાની, કુંવાડિયાની, નાડીની ( કાલશાક. પાણીમાં આના વેલા થાય છે ), ફાંગની, સરગવાના અતિ કોમળ પાનની, ચણાના પાનની, મોરસની—ભાજીઓ ખવાય છે. બંગાળમાં હિલમોચિકા ( હેલંચાશાક–બંગલા ) અને માણકંદ તેમજ બીજાં અનેક જાતનાં શાકો ખૂબ જ પ્રચલિત છે જેમાંનાં કેટલાંક તો ભાગ્યે જ આપણે ગૂજરાતીઓ જાણીએ છીએ. નાશિક તરફ કસુંબાનાં પાનની ભાજી, મહૂડાનાં લીલાંફળની છાલ—શાક તરીકે વપરાય છે. કાઠિયાવાડ તરફ કરેલીની ભાજી પરિચિત છે. આંબલિયાકંદ તેમજ નોળવેલની કેટલીક જાતોની વેલો ઉપર ગોળકંદ જેવી ગાંઠો થાય છે તેનું શાક તેમજ મીંઢાં આબ્બાનું શાક ગૂજરાતમાં ખવાય છે. બંગાળી લોકો શાકના ભારે શોખીન હોય છે અને બંગાળામાં શાકો પણ ખૂબ જ થાય છે.

તુવેર શિંગ, ચોળી, વાલની પાપડી, લાંગની પાપડી, કુવચની શિંગ, ગુવાર, વાલ, મગ વગેરેનાં વેઢાં—ઇત્યાદિનાં શાક બહુ જ પ્રસિદ્ધ છે.

અગથિયો, સરગવો, કાંચનાર, ડોડી, શિમળો વગેરેનાં ફૂલનાં શાક થાય છે. ફૂલશાક સાધારણ રીતે મધુર અને રક્તપિત્તને મટાડનાર હોય છે.

અત્યારે પરદેશી ઘણી જાતનાં શાકો હિંદમાં થવા લાગ્યાં છે અને તે પણ અપનાવી લેવા જેવાં છે. મુંબઈનાં બજારોમાં સ્નેક ગુર્ડ (Snake-gourd), કાઉ પી ( Vigna Catiang ) વગેરે વેચાય છે. આફ્રિકાનો મોગો ( મૅનીહોટ યુટિલિસીમા )નાં મૂળિયાં, Canua edulis ( Queensland arrow-root ), નોલવેલની કેટલીક જાતોના કંદો ( Yams ), Alocasia અને Colocasiaના કંદો અને બીજી કેટલીક શિંગો જેવી કે Velvet beans, Yam beans, Soya beans, Winged beans—ઇત્યાદિ શાકો આપણી વાડીઓમાં દાખલ કરવા યોગ્ય છે.

દરેક શાક ઉપર વિસ્તારથી લખવા જેવું છે. બટાટા, ડુંગળી, રીંગણાં વગેરે ઉપર હું સ્વતંત્ર લેખો લખવાનો ઇરાદો રાખું છું. આશા છે કે આ લેખથી શાકનું યથાતથ્ય જાણવાની જિજ્ઞાસા વાચકોમાં પ્રગટશે.

---

# ધમ્મપદ

સુંદરજી ગો. બેટાઈ

૧ ધર્મો મનોપૂર્વંગમ મનોશ્રેષ્ઠ મનોમય.
પ્રદુષ્ટ મનથી બોલે જો વા કર્મ કરે (કંઈ)
તો ત્હેની પૂંઠળે દુઃખ, જોડેલા પ્રાણીને જેમ
ચક્ર, તેમ અનુસરે.
૨ ધર્મો મનોપૂર્વંગમ મનોશ્રેષ્ઠ મનોમય.
પ્રસન્ન મનથી બોલે જો વા કર્મ કરે (કંઈ)
છાયાસમું જતું ત્હેની સુખ તેમજ પૂંઠળે.
૩ ભાંડયો મ્હને, હણ્યો મુંને, હરાવ્યો ને હર્યું મમઃ
એમ ગાંઠ (ઉરે) બાંધે ત્હેમનું વૈર ના શમે.
૪ ભાંડયો મ્હને, હણ્યો મુંને, હરાવ્યો ને હર્યું મમઃ
એ ગાંઠ ના (ઉરે) બાંધે ત્હેમનું વૈર આથમે.
૫ વૈરથી વૈરની કો દિ ઉપશાન્તિ થતી નહીં;
અવૈરથી થતી શાન્તિ—એ છે ધર્મ સનાતન:
૬ જાણતા ના ભલે બીજા, અમે સંયમ પાળશું:
એમ જો ટાંકણે જાણે તો તેથી કલહો શમે.
૭ વિહરે શુભને દેખી ઈન્દ્રિયોમાં અસંવૃત;
અમિતાહારી ને એદી હીનવીર્ય—બધાયને—
માર દે ઝાપટી, જેમ વાયુ દુર્બલ વૃક્ષને:
૮ વિહરે જોઈ અશુભ ઈન્દ્રિયોમાં સુસંવૃત
મિતાહારી અને શ્રદ્ધાશીલ સમૃદ્ધવીર્યને
માર ના શકતો મારી, જેમ વાત ન શૈલને.
૯ ન પાપવૃત્તિ વિરમી (ને) ભગવાં વસ્ત્ર તો ધરે
તપસત્યવિહોણો જે નહીં કાષાયયોગ્ય તે.
૧૦ ઉદ્વમ્યો પાપવિષ જે, સુસમાહિતશીલ જે,
તપ ને સત્ય જે પાળે, ત્હેને યોગ્ય કષાય છે.
૧૧ અસારે સારમતિ જે, અસારમતિ સારમાં,
મિથ્યાસંકલ્પ ભમતા, સાર તે નવ પામતા.
૧૨ સારમાં સાર શોધીને અસારે(ય) અસારને

# વરકન્યાની અવસ્થા

વાલજી ગોવિન્દજી દેસાઈ

પરણતી વેળાએ વરકન્યાની ઉમર કેટલી જોઈએ એવું આજ આપણામાં કાંઈ ઠેકાણું રહ્યું નથી. એક કોરથી આપણે સાંભળીએ છીએ કે વરકન્યા હજી હાલતાં શીખ્યાં ન હોય અને પોતે ફેરા ફરવા અશક્ત હોય એટલે દંપતીની માતાઓ એને કાખમાં તેડીને ફેરા ફેરવે છે. અને એવું પણ સંભળાય છે, કે સગર્ભા માતાઓ સાત પગલાં હારે ભરે, ને પછી એકને કુમાર ને બીજીને કુમારી અવતરે તો એના વિવાહ થઈ ગયા એમ વદે! બીજી કોર જોઈએ છીએ તો વૃદ્ધાવસ્થા આવી ગઈ હોય, ગૃહસ્થમાંથી વનસ્થ બનવાનો અવસર હોય, માથે પળિયાં આવી ગયાં હોય, ચામડી શિથિલ થઈ ગઈ હોય, અને દીકરાને ઘેર દીકરા રમતા હોય ત્યારે પણ કેટલાક મહાપુરુષો 'વર લાડડા'નો સાજ સજે છે.

गृहस्थस्तु यदा पश्येद्वलीपलितमात्मनः ।
अपत्यस्यैव चापत्यं तदारण्यं समाश्रयेत् ॥ ६–२ ॥

પ્રાચીનકાળમાં આવું અંધેર નહોતું. ધર્મના જિજ્ઞાસુને સારુ ઉત્તમ પ્રમાણ શ્રુતિ છે એમ મનુ કહે છે:

धर्मं जिज्ञासमानानां प्रमाणं परमं श्रुतिः ॥२–१३॥

એટલે પ્રથમ તો વેદપુરુષ શું કહે છે તે જોઈએ. દિનકરકન્યા સૂર્યાના તથા ચંદ્રમાના વિવાહનું વર્ણન ઋગ્વેદ (૧૦–૮૫)માં આવે છે, એમાં કન્યાને ઉદ્દેશીને કહે છે:

गृहान् गच्छ गृहपत्नी यथा सः' । २६ ।

'ઘરની ધણિયાણી બનવા તું (પતિને) ઘેર જા.'

अस्मिन् गृहे गार्हपत्याय जागृहि ।
एना पत्यां तन्वं' संसृजस्व । २७ ।

'આ ઘરમાં ઘરધણીપણું કરતી તું જાગ્રત રહેજે. આ પતિની સાથે તું સમાગમ કર.'

ભણેલીગણેલી ગૃહકાર્યકુશળ, જેને ઘર સોંપીને સાવ નિશ્ચિન્ત થઈ જવાય એવી જુવાન છોકરીને જ આવાં વચન કહી શકાય, અબોધ બાળકીને ન કહેવાય એ દેખીતું છે.

तां पूषन् शिवतमामेरयस्व
यस्यां बीजं' मनुष्या '३ वपन्ति ।
या नऽऊरूऽउशती विश्रयांते
यस्यांमुशन्तः प्रहराम शेयम् ॥ ३७ ॥

આ મન્ત્ર વરના મુખમાં મૂકેલ છે. એનું ગુજરાતી અહીં આપ્યું જાય એમ નથી, પણ એમાં તરુણવયની માણસોનો જ વ્યવહાર વર્ણવેલ છે. છેવટે કન્યાને કહે છેઃ

सम्राज्ञी श्वशुरे भव सम्राज्ञी श्वश्र्वां भव ।

ननान्दरि सम्राज्ञी भव सम्राज्ञी अधि देवृषु ॥ ४६ ॥

'સાસુસસરા, દેરનણંદ બધાય ઉપર તું સામ્રાજ્ય ભોગવ.' આવા શબ્દ પણ નાની બાળકીને કોઈ ન કહે.

સંહિતાથી આગળ ચાલતાં, શાંખાયન એના ગૃહ્યસૂત્રમાં લખે છે કે વરવહુએ પાણિગ્રહણ પછી ત્રણ રાત બ્રહ્મચર્ય પાળવું ને ચોથી રાતે ચતુર્થીકર્મ નામે અમુક હોમ કરીને પછી સમાગમ કરવો. (અધ્યાય ૧, ખંડ ૧૭–૧૯)

સીતારામના વિવાહ થયા ત્યારે સીતા અઢાર વર્ષનાં અને રામ પચ્ચીશ વર્ષના હતાઃ

मम भर्ता........वयसा पञ्चविंशकः ।

अष्टादश तु वर्षाणि वयसा मम गण्यत ॥

આયુર્વેદ પ્રમાણે આ ઉમર બરાબર છે.

અત્રિઋષિ સત્યયુગમાં મોટા વૈદ્યરાજ થઈ ગયા. તેના પછી દ્વાપરમાં કાશિનરેશ દિવોદાસ ધન્વન્તરિના શિષ્ય સુશ્રુત સર્જનજનરલ થયાઃ

अत्रिः कृतयुगे चैव द्वापरे सुश्रुतो मतः । अत्रिसंहिता ।

તે પોતાની સંહિતાના શારીર (એનેટામી)સ્થાનમાં લખે છેઃ

ऊनषोडशवर्षायामप्राप्तः पञ्चविंशतिम् ।
यद्याधत्ते पुमान् गर्भं कुक्षिस्थः स विनश्यति ॥ १०–५४ ॥

जाते वा न चिरं जीवेज्जीवेद्वा दुर्बलेन्द्रियः ।
तस्मादत्यन्तबालायां गर्भाधानं न कारयेत् ॥ ५५ ॥

'જેણે સોળ વર્ષ પૂરાં નથી કર્યાં એવી સ્ત્રીને જેને પચ્ચીશ વર્ષ ન થયાં હોય એવા પુરુષથી ગર્ભ રહે તો તે માતાની કૂખમાં જ મરી જાય; જો કદાપિ જન્મે તો ચિરંજીવી ન થાય અને જીવે તો દૂબળો રહે, એટલે દીકરીને નાનાથી પરણાવવી નહિ.'

એ જ પ્રમાણે કલિયુગના વૈદ્યપતિ

कलौ वाग्भटनामा च । अत्रिसंहिता ।

વાગ્ભટ એના અષ્ટાઙ્ગસંગ્રહ નામે ગ્રન્થમાં લખે છેઃ

षोडशवर्षायां पञ्चविंशतिवर्षः पुत्रार्थं यतेत । शारीरस्थान ।

'પચ્ચીશ વર્ષનો પુરુષ સોળ વર્ષની સ્ત્રીને પરણે.'

पूर्णषोडशवर्षा स्त्री । अष्टाङ्गहृदय-शारीरस्थान । १–८ ।

યુરપના માનસ તથા શારીરશાસ્ત્રીઓ પણ માને છે, કે છોકરો અઢારમા વર્ષ લગી કાઠું કરે છે, તથા પચવીશમા વર્ષ લગી એનું હાડપંજર સ્થૂલતા, દઢતા તથા નક્કરપણામાં અને બુદ્ધિ તીવ્રતામાં વર્ધમાન રહે છે; અને છોકરી છોકરા કરતાં થોડીક વહેલી ખીલી રહે છે (ડૉ. ભગવાનદાસ).

મનુસ્મૃતિ શ્રુતિથી તો અવશ્ય ઊતરતી છે, તો પણ એનો મહિમા કાંઈ ઓછો નથી, કારણ મનુનાં ગુણગાન તો ભગવતી શ્રુતિએ જ કર્યાં છેઃ

मनुर्वै यत्किञ्चिदवदत्तद् भेषजं भेषजतायाः ।

छान्दोग्यब्राह्मण ( मन्वर्थमुक्तावली १–९ ) ।

અને સ્મૃતિઓમાં મનુનું પ્રાધાન્ય સર્વવાદિસંમત છે. બૃહસ્પતિ લખે છેઃ

वेदार्थोपनिबन्धत्वात् प्राधान्यं हि मनोः स्मृतम् ।

मन्वर्थविपरीता तु या स्मृतिः सा न शस्यते ॥

'મનુસ્મૃતિ વેદના અર્થ વિષે નિબન્ધરૂપ છે, એટલે સ્મૃતિમાત્રમાં એ મુખ્ય છે. મનુના કહ્યાથી ઊલટું કોઈ સ્મૃતિ કહે તો તેનો આદર ન કરવો.'

બ્રહ્માએ મનુને ઉપદેશ કર્યો તેને જ એણે માનવધર્મશાસ્ત્રરૂપે ગૂંથ્યો, અને પોતાના શિષ્ય ભૃગુને ભણાવ્યો એમ કહે છે. અને મનુસ્મૃતિ જેટલું જૂનું ધર્મશાસ્ત્ર જગતમાં બીજે ક્યાંય નથી.

મનુ કહે છેઃ

त्रीणि वर्षाण्युदीक्षेत कुमार्यृतुमती सती ।

ऊर्ध्वं तु कालादेतस्माद्विन्देत सदृशं पतिम् ॥ ९–९० ॥

'કન્યાને ઋતુ આવવા માંડે તે પછી ત્રણ વર્ષ લગી એણે એના વડીલ એને પરણાવે તેની વાટ જોવી, અને તે પછી પોતે જ સમાનશીલગુણવાન વરને વરવું.'

વળી કહે છેઃ

काममामरणात् तिष्ठेद् गृहे कन्यर्तुमत्यपि ।

न चैवैनां प्रयच्छेत्तु गुणहीनाय कर्हिचित् ॥ ८९ ॥

'ઋતુમતી થયા પછી કન્યા મરણ પર્યંત પિતાના ઘરમાં રહે, પણ એને વિદ્યાગુણરહિત માણસ વેરે કદાપિ ન પરણાવવી.'

———o———

# કર્ણ અને અશ્વત્થામાનો કલહ

## વેણીસંહાર : અંક ત્રીજામાંથી

નાગરદાસ અમરજી પંડયા બી. એ.

[ કૃપાચાર્ય અને અશ્વત્થામા બાજુ ઉપર ઊભા દેખાય છે ]

[ પછી કર્ણ અને દુર્યોધન પ્રવેશ કરે છે ]

**દુર્યોધન** : અંગરાજ

વીરો દુઃખ રિપુહણ્યા સ્વબંધુઓનું
શાસ્ત્રોનાવડું કરથી ધરી તરે છે.
સુણીને સુતવધ ગુરુ તો રહ્યાં કો !
શસ્ત્રોના ગ્રહણુ સમે જ શસ્ત્રહીન ? (૧)

અથવા સુજ્ઞજનોએ ઠીક જ કહ્યું છે કે સ્વભાવ છોડી શકાતો નથી. જેથી શોકથી અંધ થયેલા મનવાળા તેમણે ક્ષત્રિયોનું સ્વાભાવિક કઠિનપણું છોડીને બ્રાહ્મણોના સ્વભાવને સુલભ એવી મૃદુતા ધારણ કરી.

**કર્ણ** : મહારાજ કૌરવેશ્વ, એ ખરેખર એમ નથી.

**દુર્યોધન** : તો પછી કેમ હોવું જોઈએ ?

**કર્ણ** : એમનો એવો અભિપ્રાય હતો કે મારે અશ્વત્થામાને પૃથ્વીનો રાજ્યાભિષેક કરવો છે. તે અશ્વત્થામાનો અભાવ થતા મારા જેવા બ્રાહ્મણને શસ્ત્ર ધારણ કરવાં તે વૃથા છે, એમ ધારી એમણે એમ કર્યું.

**દુર્યોધન** : ( માથું ધુણાવતાં ) શું એમ હતું ?

**કર્ણ** : એટલા માટે જ કૌરવો અને પાંડવોના પક્ષપાતથી શરૂ થયેલ આ મહાસંગ્રામમાં રાજાઓનો પરસ્પર થતો નાશ ઇચ્છતા તેમણે મુખ્ય પુરુષ–સેનાપતિ–ના વધની બાબતમાં જ ઉપેક્ષા કરી.

**દુર્યોધન** : એ બરાબર પણ હોય.

**કર્ણ** : વળી રાજન્, નાનપણથી એમનો એવો અભિપ્રાય જાણતા દ્રુપદ રાજાએ પણ એમને પોતાના રાજ્યમાં વસવા દીધા નહતા.

**દુર્યોધન** : વારૂ, અંગરાજ વારૂ, તમે ઠીક કહ્યું.

**કર્ણ** : અને આ મારો એકનો જ મત નથી. બીજા સુજ્ઞો પણ આ સિવાય બીજી રીતો ન જ હોય એમ માને છે.

**દુર્યોધન** : એ એમજ હશે. એમાં સંદેહ શો ?

અભય દે અતિરથી કેમ અર્જુનહાથથી (૨)
હણાતા સિન્ધુરાજાની ઉપેક્ષા અન્યથા કરે ?

કૃપાચાર્ય : (જોઈને) ભાઈ, આ દુર્યોધન સુતપુત્રની સાથે પેલા વડલાની છાયામાં બેઠેલો રહ્યો. તો આપણે બેઉ ત્યાં જઈએ. (તેમ કરીને)

બંને : કૌરવેશ્વર વિજય પામો.

દુર્યોધન : (જોઈને) અરે શું કૃપાચાર્ય અને અશ્વત્થામા પધાર્યા? (આસનથી ઊતરી કૃપાચાર્ય તરફ) ગુરુ, વંદન કરું છું. (અશ્વત્થામાને ઉદ્દેશીને) આચાર્યપુત્ર,

જેના પડ્યા પિતુ રણે અમ માટ આવો,
ભેટો ભીડી શ્રમિત અંગથી અંગ મારું;
આ બાહુ સ્પર્શ તમ તાત સમાન દેશે
શોકેય તે પરમ શાન્તિ અહીં અમોને. (૩)

[ભેટીને પાસે બેસાડે છે.]

[અશ્વત્થામા આંસુ સારે છે.]

કર્ણ : હે દ્રોણના પુત્ર, પોતાને શોકના અગ્નિમાં બહુ ન નાંખો.

દુર્યોધન : આચાર્યપુત્ર, આ સંકટરૂપી મોટા સમુદ્રમાં આપણા બેઉમાં શું ફેર છે?

પ્રેમાળ તાત તમ તે મુજ તાત મિત્ર,
ને શસ્ત્રના તમ ગુરુ ત્યમ માહરાએ;
તેનું શરીર પડતાં દુઃખ શું કયું હું?
શોકે ભર્યા મનથી તે સમજી તમે લો. (૪)

કૃપ : ભાઈ જેમ કૌરવેશ્વર કહે છે તેમજ છે.

અશ્વત્થામા : રાજન્, તમે જ્યારે એ પ્રમાણે પક્ષપાતી છો, ત્યારે શોકનો ભાર ઓછો કરવો શક્ય છે. પણ,

જીવતો હું છતાં જ્યારે ખેંચાયા કેશ તાતના,
પુત્રવાન બીજા કેમ પુત્રને વાંછશે પછી? (૫)

કર્ણ : હે દ્રોણના પુત્ર, બધાને પરાજ્યમાંથી બચાવવાના કારણ રૂપ એવા એમણે પોતાની જાતની પોતે જ એવી અવસ્થા કરી ત્યાં શું થઈ શકે?

અશ્વત્થામા : અંગરાજ, તમે શું કહ્યું? શું થઈ શકે એમ? શું કરી શકાય તે સાંભળો:

જે જે શસ્ત્રો ધરે છે સ્વભુજમદ થકી સૈન્યમાં પાંડવોના,
જે જે પાંચાલ ગોત્રે શિશુ, વળી ઘરડા, ગર્ભશય્યા સુતા, વા,
જેણે તે કર્મ જોયું, રણ હું ફરું તહીં જે ઉભે મારી સ્હામા,
ક્રોધે હું અન્ધ તે તે સહુ, વળી જગનો મૃત્યુનો એ છું મૃત્યુ. (૬)

અને વળી અરે પરશુરામના શિષ્ય કર્ણ,

આ તે દેશ જહીં અરિ રુધિરથી કુંડો ભરાયા હતા,
ક્ષત્રીથી સરખો પરાભવ વળી, વાળો અહીં તાતના;
છે તેવાં જ દિપંત ભક્ષક અરિ શસ્ત્રો તણા અસ્ત્ર આ,
જે રામે કીધું તે જ આંહીં કરશે ક્રોધી સુત દ્રોણનો. (૭)

દુર્યોધન : આચાર્યપુત્ર, આ બીજાને સામાન્ય નહિ એવી તમારી વીરતાને બીજું શું યોગ્ય હોય?

કૃપ : રાજન્, દ્રોણપુત્રે ઘણો મોટો એવો રણક્ષેત્રનો ભાર ઉપાડવાનો નિશ્ચય કર્યો છે. તો હું આપનાથી સજ્જ કરાયેલો તે ત્રણે લોકોનો નાશ કરવાને સમર્થ છે; યુધિષ્ઠિરનું સૈન્ય તો શું! તો સેનાપતિ પદ ઉપર તેનો અભિષેક કરો.

દુર્યોધન : આપે યોગ્ય કહ્યું છે. પણ આ વસ્તુનું અંગરાજને વચન અપાઈ ગયું છે.

કૃપ : અસાધારણ શોકસાગરમાં ડૂબતા એવા એની અંગરાજના કારણે ઉપેક્ષા કરવી યોગ્ય નથી. એને પણ એ જ દુશ્મનોના કુળને શિક્ષા કરવાની છે. તો શું એને પીડા થશે નહિ?

અશ્વત્થામા : રાજન્, હજી પણ યોગ્ય અયોગ્યનો વિચાર કરવાથી શું લાભ છે?

સૂતું રજની આજની સૂત પ્રયત્નથી જાગવા
ન આજ ભૂમિમાં હશે હરી, ન પાંડવો, સોમકો;
ભુજાબળથી આ કથા રણની આજ પૂરી થશે,
નૃપો રૂપી વનો તણો ભૂતલભાર આજે જશે. (૮)

કર્ણ : આ કહેવું સહેલું છે, પણ કરવું અઘરું છે. કૌરવોની સેનામાં આ કર્મ માટે સમર્થ ઘણા છે.

અશ્વત્થામા : અંગરાજ, એ ખરું. એ માટે સમર્થ કૌરવોની સેનામાં ઘણા છે. પણ દુઃખથી પરાભવ પામેલો, શોકના ઉભરાને વશ થઈને હું બોલું છું. શૂરવીરો ઉપર આક્ષેપ કરવા માટે નહિ.

કર્ણ : મૂઢ, આંસુ સારવાં એ તો દુઃખિયાને યોગ્ય છે; ક્રોધે ભરાયેલા, તેમજ હાથમાં આયુધવાળાને સંગ્રામમાં ઊતરવું યોગ્ય છે; આવી જાતનો પ્રલાપ નહિ.

અશ્વત્થામા : (ક્રોધથી) અરે રાધાના ગર્ભને ભાર રૂપ, સારથિઓમાં અધમ, મને અશ્વત્થામાને પણ દુઃખી થયેલાને આંસુથી જ શત્રુઓને બદલો લેવાનું શીખવે છે; શસ્ત્રથી નહિ? જો.

શું મારું તુજ જેમ શસ્ત્ર નબળું શાપે ગુરુને થયું?
આ કાળે જ ભયેથી ત્યાગી રણશું આવ્યો હું તારી જ્યમ?
શું વંશ સ્તુતિ જાણતા કુલ વિષે સૂતો તણા હું થયો?
લૌ અશ્રુથી જ અસ્ત્રથી ન બદલો શત્રુ નજીવા તણો? (૯)

કર્ણ : (ક્રોધથી) અરે વાચાલ, નકામાં શસ્ત્ર ગ્રહણ કરનાર મૂર્ખ છોકરા (બટુ)

નિર્વીર્ય વીર્યવાળુ વા ન મેં આયુધ ત્યાગીયું,
બાહુબળી પિતા તારે જેમ પાંચાલના ભયે. (૧૦)

અને વળી,

સૂત કે સૂતનો પુત્ર, ગમે તે હોઉં હું ભલે,
દૈવાધીન કુલે જન્મ, મારે આધીન પ્રાક્રમ. (૧૧)

અશ્વત્થામા : અરે, અરે, સારથિઓના કુળમાં કલંકરૂપ, રાધાના ગર્ભના ભાર રૂપ, અરે શસ્ત્રથી અજાણ, પિતાને પણ ભાંડે છે?

ભીરુ કે શૂરાએ ત્રિભુવન લહે બાહુબળને,
રણે કીધું તેણે સકલ વસુધા નિત્ય સમજો;

વળી શસ્ત્ર ત્યાગ્યું કયમ, દીઠું છતે સત્યવ્રતના
યુધિષ્ઠિરે; ત્યારે રણભીરુ ગયો તું ક્યહીં હતો ? (૧૨)

કર્ણ : (હસીને) એમ, ત્યારે હું બીકણ છું; પણ પરાક્રમની મૂર્તિરૂપ તારા પિ
સંભારતાં મને ઘણી શંકા થાય છે. વળી અરે મૂઢ,

કદી શસ્ત્ર ત્યાગ્યું નવ શસ્ત્રહીન એ
પણ રોકતા શું રિપુઓ સશસ્ત્રને ?
બહુ વાર નૃપ મધ્ય સ્ત્રી શું એ રહ્યા
શિરછેદ સમયેય બેસી ઉદાસ થૈ. (૧૩)

અશ્વત્થામા : દુરાત્મન્ રાજાના માનિતા, બડાઈખોર, સારથિઓમાં અધમ,
વિનાનું બોલનારા,

દુઃખથી ભય થકી વા ના ગમે તેમ રોકયો,
દ્રુપદ તનય કેરો હસ્ત મારા પિતાએ,
ભુજ બલની બડાઈ હાંકતા તાહરે આ,
શિર ચરણ હું ડાબો મૂકું છું રોક તેને. (૧૪)

(એમ કહી તેમ કરવા ઊઠે છે.)

કૃપ અને દુર્યોધન : અરે ગુરુના પુત્ર, ક્ષમા રાખો ક્ષમા રાખો. (એમ કહીને રોકે છે.)

કર્ણ : (ક્રોધથી ઊઠીને, ખડ્ગ ખેંચીને) અરે દુષ્ટ, બહુબોલા,

બ્રાહ્મણોમાં અધમ, પોતાને વખાણનારા.
જાતે અવધ્ય, નહિ તો ચર્ણ આ જે ઉપાડિયો,
ખડ્ગ આથી કપાઈને પડેલો ભૂપરે જુઓ. (૧૫)

અશ્વત્થામા : અરે મૂઢ, શું હું જાતિથી ન હણવા યોગ્ય છું ? આ એ જાતિને છોડી દી

(એમ કહીને જનોઈ તોડી નાંખે છે)

(ફરીવાર ક્રોધથી)

પ્રતિજ્ઞા એ કિરીટીની કરાશે આજ તો વૃથા,
શસ્ત્ર લે અથવા કર અંજલિ તુજ મસ્તકે. (૧૬)

[ખડ્ગ ખેંચી બન્ને એકબીજાને મારવા તૈયાર થાય છે. કૃપાચાર્ય અને દુર્યોધન વારે

દુર્યોધન : આચાર્યપુત્ર, શસ્ત્ર લેવું રહેવા દો.

કૃપ : ભાઈ સુતપુત્ર, શસ્ત્ર ગ્રહણ કરવું રહેવા દો.

અશ્વત્થામા : મામા, કેમ વારો છો ? પિતાનિંદા વિષે ઘણું બોલનારો સારથિઓમાં અ
આ પણ ધૃષ્ટદ્યુમ્નનો પક્ષપાતી જ છે.

કર્ણ : રાજન્, હું રોકાવાનો નથી !

અવજ્ઞા થકી વીરો જો ઉપેક્ષા મંદની કરે
ક્રોધાન્ધ થૈ બીતિનાદે બડાશ આમ તે કરે. (૧૭)

અશ્વત્થામા : રાજન્, એને છોડી દો. મારા બાહુમાં ભીંસાઈને સુલભ એવો પ્રાણનો
એને પામવા દો. વળી રાજન્, સ્નેહથી અથવા સ્વાર્થથી તમે જે આ પિતાને
...નારા દુરાત્માને બચાવવા પ્રયત્ન કરો છો તે બેઉ રીતે મિથ્યા છે. જ

આ પાપી સૂતકુળનો, ગુણવાન તું જે
તે ચંદ્રવંશી નૃપનો કયમ હોય મિત્ર?
અર્જુનને હણીશ હું નૃપ છોડ, આજે
હું કર્ણ-અર્જુન વનું જગને બનાવું. (૧૯)

(એમ કહી મારવા ઇચ્છે છે.)

[ દુર્યોધન અને કૃપાચાર્ય વારે છે. ]

**દુર્યોધન :** કર્ણ, ગુરુપુત્ર, આ તમને બંનેને શો ઉન્માદ થયો ?

**કૃપ :** ભાઈ, બીજી વાત ચાલતી હતી, અને બીજી તરફ આવેગ થાય છે, તે આ કેવો ઉન્માદ ? તમારા તરફથી જ જો રાજાના કુળને સૈન્યનું સંકટ ઊભું થાય તો તે અવળો માર્ગ છે.

**અશ્વત્થામા :** મામા, આ કડવાબોલા, રથકારોના કુળમાં કલંક રૂપ-ના અભિમાનને ઉતારવાનો લાગ મળતો નથી.

**કૃપાચાર્ય :** આપણા પોતાના સૈન્યના સેનાપતિ સાથે વિરોધ કરવાનો આ સમય નથી.

**અશ્વત્થામા :** મામા, જો એમ હોય તો,

ન આ પાપી શત્રુ શરથી જહીં સુધી રણ મરે,
તજું હું શસ્ત્રોને પ્રિય બહુ છતાં એ રણ વિષે;
પતિ સૈન્ય થાતાં નૃપ શું બળ આનું સમજશે,
ભીતિ દેવા ઉભા સમરજવ ભીમાર્જુન થશે. (૨૦)

(એમ કહીને ખડ્ગ મૂકી દે છે.)

**કર્ણ :** (હસીને) આ શસ્ત્ર પરિત્યાગ નામનું કર્મ તમારે વંશપરંપરાથી ચાલ્યું આવે છે.

**અશ્વત્થામા :** અરે, ખરેખર નહિ ત્યાગેલું છતાં તમારા જેવા માટે શસ્ત્ર લાંબા કાળથી ત્યાગ્યા જેવું છે,-નિષ્ફલપણાથી.

**કર્ણ :** અરે મૂઢ,

જ્યાંસુધી શસ્ત્રધારી હું, શસ્ત્ર બીજાનું કામ શું ?
મુજ શસ્ત્રે ન જે સિદ્ધ, કેનાથી સિદ્ધ તે થશે ? (૨૧)

———o———

# શ્રી મહાવીરસ્વામીનો માંસાહાર

ગોપાલદાસ જીવાભાઈ પટેલ

૧

શ્રી પૂંજાભાઈ જૈન ગ્રંથમાલા માટે જૈન આગમગ્રંથોના- છાયાનુવાદોનું સંપાદન કરતી વખતે એક અગત્યની પરંતુ અતિ વિવાદગ્રસ્ત બાબત વિષે નિર્ણય કરવાનો પ્રસંગ વારંવાર આવવા લાગ્યો. અને તે, આગમગ્રંથોમાં આવતા માંસભિક્ષાના પ્રસંગોને લગતી બાબતનો.

સામાન્ય રીતે જોતાં, જૈન ધર્મે પોતાના ઉદય પછીના સમયમાં વનસ્પત્યાહારના પ્રચારમાં એવો અગત્યનો ભાગ ભજવ્યો છે, કે જૈન ધર્મગ્રંથોમાં જૈન સાધુઓ કે જૈન ધર્મના સંસ્થાપક મહાવીરસ્વામી માંસભિક્ષા કરતા એવો ઉલ્લેખ આવતાં જ એકદમ તો ખચકાવાય. પરંતુ પ્રાચીન જૈન ટીકાકારો, કે જેમને તે જમાના સાથે અથવા તે જમાનાની પરંપરાઓ સાથે આપણા કરતાં વધુ પરિચય હોવો સંભવે છે, તેઓ પણ માંસ શબ્દનો અર્થ માંસ જ કરે, અને માછલી શબ્દનો અર્થ માછલી જ કરે, તો પછી સામાન્ય અનુવાદકને તો વધુ વિચારવાપણું રહે જ નહીં. એટલે જે જે સ્થળે કોઈ પણ પ્રાચીન ટીકાકારે માંસ શબ્દનો અર્થ માંસ જ કર્યો હોય એવું માલૂમ પડે, તે તે સ્થળે શ્રી પૂંજાભાઈ જૈન ગ્રંથમાલાનાં પુસ્તકોમાં માંસનો અર્થ માંસ જ કર્યો છે.

એમ અત્યાર સુધી તો ચાલ્યું. પરંતુ છેલ્લા શ્રીભગવતી-સાર પુસ્તકમાં તો મહાવીરસ્વામીની પોતાની જ બાબતમાં માંસભિક્ષાનો પ્રસંગ આવ્યો. તે પ્રસંગે, અત્યાર અગાઉ, ઘણા સમર્થ પંડિતોની બુદ્ધિને ઠીક ઠીક કસેલી. એટલે તે સ્થળે અનુવાદમાં કયો અર્થ સ્વીકારવો તેનો ખાસ વિચાર કરવો જોઈએ. પરંતુ તે ઠેકાણે પણ કેટલાક પ્રાચીન જૈન ટીકાકાર માંસ અર્થને જ વળગી રહ્યાના ઉલ્લેખો મળી આવ્યા. એટલે (ગ્રંથમાલાની ચાલુ રીતને વળગી રહી) તે સ્થળે પણ માંસ અર્થ જ મેં કાયમ રાખ્યો.

પરંતુ પુસ્તક પ્રસિદ્ધ થતાં જ જૈન વાચકવર્ગમાં એને અંગે ઠીક ઠીક ઊહાપોહ શરૂ થયો, અને કેટલાક મિત્રોએ તો તે બાબતમાં મને અંગત પત્રો પણ લખ્યા. તે બધા ઉપરથી એટલું તો લાગ્યું કે, આ બાબતમાં એક વાર જાહેર ખુલાસો તો કરી લેવો જોઈએ, જેથી વાચકવર્ગને એમ ન લાગે કે એ બાબતમાં કશા આધાર વિના કે કશી જરૂર વિના મનસ્વીપણે જ નિર્ણય કરી લેવામાં આવ્યો છે.

તોપણ અત્યારે જ્યારે લોકમત માંસત્યાગમાં જ રૂઢ થયેલો છે, તેમ જ પોતાના તે ત્યાગનું શ્રેય જનતા મહાવીરસ્વામીને જ ભક્તિપૂર્વક અર્પે છે, ત્યારે મહાવીરસ્વામીના જીવનની આ બાબતને કોઈ પણ રીતે બીજા અર્થમાં ઉતારી લેવાને બદલે, જાણી જોઈને માંસ અર્થમાં જ ઉતારવાનું પ્રયોજન શું છે, એવો પ્રશ્ન સહેજે થાય. તોપણ મને પોતાને જ્યારે

ખાતરી થઈ કે, આ માંસાહારનો પ્રસંગ મહાવીરસ્વામીના જીવન સાથે જોડવા છતાં, તેમની અહિંસક મૂર્તિને જરા પણ ઊણપ આવતી નથી, તેમ જ તેમના અહિંસાધર્મના ઉપદેશનો પણ જરાય વિરોધ આવતો નથી; ઊલટું જે દૃષ્ટિએ મહાવીરના માંસાહારનું સમર્થન થઈ શકે છે, તે દૃષ્ટિ જ તેમના અહિંસામાર્ગની કલ્પનાની પાછળ હતી, ત્યારે જ જરા પણ સંકોચ કે અમૂંઝણ વિના મૂળ પાઠના શબ્દોમાંથી નીકળતો સીધો માંસ અર્થ જ મેં સ્વીકાર્યો. એટલે આજે તો બીજી કોઈ શાસ્ત્રીય કે લાંબી ચર્ચામાં ઊતરવાને બદલે, મહાવીરસ્વામીનો માંસાહાર મારી દૃષ્ટિએ તેમના અહિંસામાર્ગ સાથે કેવી રીતે સુસંગત થઈ શકે છે, તે જ વાચકવર્ગ આગળ રજૂ કરીને હું સંતોષ માનીશ. જો તે વસ્તુ પૂરેપૂરી સમજવામાં આવે, તો ભવિષ્યમાં પણ આ જ પ્રશ્નને અંગે આવી અનેક ચર્ચાઓનું પ્રયોજન દૂર થઈ જાય, એમ મને લાગે છે.

૨

અહીંથી આગળ વધતા પહેલાં, મહાવીરસ્વામીના માંસાહારના જે પ્રસંગનો ઉલ્લેખ ઉપર કર્યો છે, તેને જરા વિસ્તારથી જાણી લઈએ. શ્રીમદ્ ભગવતીસૂત્રના પંદરમા શતકમાં આજીવિક પંથના તીર્થંકર ગોશાલક સાથે જૈન તીર્થંકર મહાવીરને થયેલા ઝઘડાની સુવિસ્તૃત કથા છે. આજીવિક સંપ્રદાય પણ તે જમાનામાં જૈન, બૌદ્ધ કે બ્રાહ્મણ પંથો જેટલું જ મહત્ત્વનું સ્થાન ભોગવતો હતો એ વસ્તુની કલ્પના, બૌદ્ધ સમ્રાટ અશોકે આજીવિક સાધુઓને ગુફાઓ અર્પણ કર્યાના ત્રણ શિલાલેખો મળી આવ્યા છે, તે ઉપરથી આવશે. જૈન ગ્રંથોમાં જ[1] જણાવ્યા પ્રમાણે આજીવિક સાધુઓ ઉગ્ર અને ઘોર તપો કરતા; તથા જીભની લોલુપતા છોડી, ઘી–તેલાદિ રસો વિનાનો ગમે તેવો ખોરાક નિરપેક્ષપણે ખાઈ લેતા. બૌદ્ધગ્રંથોમાં[2] જણાવ્યા પ્રમાણે ગોશાલક પણ મહાવીરની પેઠે જ નગ્ન રહીને ટાઢ-તડકો સહન કરતો. ગોશાલકને વિશિષ્ટ તપ કરવાથી, પોતાના શરીરમાંથી તેજોલેશ્યા – તેજનો ગોળો – બહાર કાઢી, સામા માણસ ઉપર ફેંકીને તેને બાળી નાખવાનું સામર્થ્ય પ્રાપ્ત થયું હતું, એ વસ્તુ તો ભગવતીસૂત્ર પણ સ્વીકારે છે. શરૂઆતમાં ગોશાલક તથા મહાવીર સાથે પણ રહ્યા હતા, પરંતુ પછીથી જુદા પડી ગયા હતા. ગોશાલકને મહાવીરની પહેલાં જિનપદ પ્રાપ્ત થયું હતું અને તે પોતાના શિષ્યસમુદાય સાથે જુદો ફરવા લાગ્યો હતો. મહાવીર પણ તેના પછી થોડાં વર્ષે જિનપદ પ્રાપ્ત કરી, શિષ્યસમુદાય સાથે વિચરવા લાગ્યા. પરંતુ તે બંનેને એકબીજાની જિનપદપ્રાપ્તિ વિષે અતિ સ્પષ્ટ શંકા હતી, અને તે વસ્તુ જ તે બંનેના વિરોધનું મૂળ બની.

એક વખત ફરતા ફરતા મહાવીર શ્રાવસ્તી નગરીમાં આવી પહોંચ્યા. ગોશાલક પણ ત્યાં આવેલો હતો. તે વખતે મહાવીરે જાહેર રીતે કહેવા માંડ્યું કે, ગોશાલક હલકી જાતિમાં જન્મેલો છે, એક વખતનો મારો શિષ્ય છે, તથા જિન બન્યો ન હોવા છતાં પોતાને જિન કહેવરાવતો ફરે છે ઇત્યાદિ. આ વસ્તુ ગોશાલકને અસહ્ય થઈ પડી. તેણે મહાવીરના એક સાધુને બોલાવીને કહ્યું, 'તારા ધર્માચાર્ય અને ધર્મોપદેશક શ્રમણ જ્ઞાતપુત્રે (મહાવીરે) ઉદાર અવસ્થા પ્રાપ્ત કરી છે, અને દેવ–મનુષ્યાદિમાં તેમની પ્રશંસા થયેલી છે;

૧. જુઓ ઠાણાંગસુત્ત ૪–૨–૩૧.
૨. મજ્ઝિમનિકાય ૧, ૩૬; પૃ. ૨૩૮.

પરંતુ જો તે મારી બદગોઈ કર્યા કરી મને ગુસ્સે કરશે, તો મારા તપના તેજ વડે તેમને હું બાળીને ભસ્મ કરીશ ... માટે જઈને તું તારા ધર્માચાર્યને એ પ્રમાણે કહે.'

પેલા શિષ્યે મહાવીરને જઈને તે બધું કહી સંભળાવ્યું અને ઉપરાંતમાં પૂછ્યું કે, 'ગોશાલક તમને બાળી શકે કે કેમ ?' ત્યારે મહાવીરે કબૂલ કર્યું કે, 'તે પોતાના તપના તેજ વડે ગમે તેને જલદી ભસ્મરાશિ કરવાને સમર્થ છે.' પણ પછી તેમણે ઉમેર્યું કે, 'મને તો તે માત્ર પરિતાપ – દુઃખ ઉત્પન્ન કરવા સમર્થ છે; બાળી શકવા સમર્થ નથી.' તોપણ તેમણે પોતાના શિષ્યસમુદાયને ચેતવણી આપી દીધી કે, હવે ગોશાલક સાથે ધર્મ સંબંધી ચર્ચા, વાદવિવાદ કે તેનો તિરસ્કાર વગેરે કરતા નહીં, કારણ કે હાલમાં તેમ કરવું એ સૌને માટે જોખમકારક છે.

પરંતુ પછી તો ગોશાલક જાતે જ મહાવીર પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે, 'ગોશાલક એક વખતનો મારો શિષ્ય છે' એવું જે તમે કહો છો, તે અલબત્ત બરાબર છે; પરંતુ મેં પછીથી ઉત્તરોત્તર એવી અવસ્થાઓ પ્રાપ્ત કરી છે, કે તે વખતના ગોશાલક ને અત્યારના ગોશાલક સાથે કશો સંબંધ રહ્યો નથી.

પછી તો સામાન્ય વાતચીતમાંથી આક્ષેપો, અને આક્ષેપોમાંથી બૂમબરાડા અને ગાળાગાળી શરૂ થયાં. મહાવીરના બે શિષ્યો ગોશાલકને આક્ષેપ સહિત વારવા ગયા, પણ તેની તેજોલેશ્યા વડે બળીને રાખ થયા. ત્યારે મહાવીર પોતે પણ આક્ષેપ સહિત તેને વારવા લાગ્યા; એટલે ગોશાલકે થોડાં ડગલાં પાછા ખસી, પોતાના શરીરમાંથી મહાવીરના વધ માટે તેજોલેશ્યા છોડી. પરંતુ તે તેજોલેશ્યા મહાવીરને કાંઈ અસર કરવાને બદલે, તેમના ઉપર અફળાઈ અફળાઈને છેવટે ગોશાલકને બાળતી તેના શરીરમાં જ પેસી ગઈ. ત્યારે ગોશાલકે મહાવીરને કહ્યું, 'મારી તપોજન્ય તેજોલેશ્યાથી પરાભવને પ્રાપ્ત થઈ, તું ૭ માસને અંતે પિત્તજ્વરના દાહની પીડાથી સાધક અવસ્થામાં જ — એટલે કે જિનપદ પ્રાપ્ત કરતા પહેલાં જ — મરણ પામીશ.' ત્યારે મહાવીરે સામો જવાબ આપ્યો કે, 'હું તો હજુ ૧૬ વર્ષ જિન તીર્થંકરપણે વિચરીશ; પણ તું પોતે જ તારા તેજથી પરાભવને પામી, સાત રાત્રીને અંતે પિત્તજ્વરથી પીડિત શરીરવાળો થઈને જિન બનતા પહેલાં જ મરીશ.'

ત્યાર પછી ગોશાલક તો સાત રાતમાં મરી ગયો. પરંતુ મહાવીરને પણ 'મહાન પીડાકારી દાહ ઊપડ્યો અને લોહીના ઝાડા થવા માંડ્યા. એટલે લોકોને ખાતરી થવા લાગી કે હવે ગોશાલકના કહ્યા પ્રમાણે મહાવીર મૃત્યુ પામશે.'

તે વખતે મહાવીરના સિંહ નામના શિષ્ય થોડે દૂર હાથ ઊંચો રાખી તપ કરતા હતા. તેમને લોકોનું આમ કહેવું સાંભળી બહુ ઓછું આવ્યું અને તેમણે રુદન કરવા માંડ્યું. ત્યારે મહાવીરે એ વસ્તુ દૂરથી જાણી લઈ, તેમને બોલાવી લાવવા પોતાના સાધુઓ મોકલ્યા. સિંહ આવ્યા બાદ મહાવીરે તેમને આશ્વાસન આપતાં જણાવ્યું કે, "હું હમણાં મરણ પામવાનો નથી, પણ ૧૬ વર્ષ જીવવાનો છું. માટે તું મેંઢિક ગામમાં રેવતી નામની બાઈ છે તેને ત્યાં જા. તેણે મારે માટે બે કબૂતર રાંધીને તૈયાર કર્યાં છે. પણ તેને કહેજે કે, મારે તેમનું કામ નથી. પણ ગઈ કાલે બિલાડાએ મારી નાખેલા કૂકડાનું જે માંસ તેં તૈયાર કર્યું છે તે જ આપ."

સામાન્ય રીતે બિલાડી વગેરેએ મારેલા પક્ષીનું ઉચ્છિષ્ટ માંસ મનુષ્યે ખાવું ઉચિત નથી ગણાતું. છતાં ખોટી કરકસરની રીત અનુસાર રેવતીએ કોઈ જાણે નહીં તે રીતે એ કૂકડાનું માંસ પોતાને માટે રાંધ્યું હતું, અને મહાવીર માટે જુદાં કબૂતર રાંધ્યાં હતાં. પરંતુ દૂરથી આ ગુપ્ત વાત મહાવીર જાણી ગયા તેથી રેવતીને આશ્ચર્ય થયું, અને તેમના માગ્યા મુજબ પેલું માંસ તેણે સિંહ સાધુને આપ્યું.

ત્યાર બાદ 'મહાવીર ભગવાને તે ભિક્ષાને આસક્તિરહિતપણે, તથા સાપ દરમાં પેસે તેમ (મોંમાં સ્વાદ માટે મમળાવ્યા વિના) શરીરરૂપી કોઠામાં નાખી; પછી તેમનો તે પીડાકારી રોગ તરત શાંત થયો.'

૩

મૂળમાં આ પ્રમાણે હકીકત છે. તેમાં વિવાદગ્રસ્ત શબ્દો નીચે મુજબ છેઃ मदर्थं (મારે માટે) दुवे कवोतसरीरे (બે કબૂતરનાં શરીર) उवक्खडे (રાંધીને તૈયાર કર્યાં છે.) तेहिं नो अट्ठो (તેમની જરૂર નથી); अत्थि से अन्ने (પરંતુ તેની પાસે બીજું જે) पर्युषितं (ગઈ કાલનું) मार्जारकृत (બિલાડે મારેલ) कुक्कुटमांसं (કૂકડાનું માંસ છે,) तमाहराहि। (તે તું લઈ આવ).

હવે આ શબ્દોની બાબતમાં તો કોઈને કશો વાંધો નથી. તેમના અર્થની બાબતમાં જ બધી ખેંચાતાણ છે. તેમાં પણ, તે શબ્દોનો કોશમાં તથા વ્યવહારમાં તો ઉપર જણાવેલો અર્થ જ પ્રસિદ્ધ છે. પરંતુ મહાવીરસ્વામી માંસાહાર કેમ કરીને કરે એવી લાગણીથી, તે શબ્દોનો 'મારે માટે બે કોળાં તૈયાર કર્યા છે, તેમનું મારે કામ નથી; પણ તેની પાસે કાલે તૈયાર કરેલું ભોંયકોળાની ભાવના દીધેલું જે બિજોરાનું ચૂર્ણ છે, તે તું લઈ આવ' એવો અર્થ કરવામાં આવે છે. હવે 'કપોત'નો અર્થ કોઈ કોશમાં તો 'કોળું' થતો નથી; પરંતુ 'કપોત'નો સીધો 'કબૂતર' અર્થ કબૂલ ન હોવાથી, 'કબૂતરના રંગની વસ્તુ' એવો અર્થ કરવામાં આવે છે, અને પછી 'કબૂતરના રંગનું કોળું' એવો અર્થ લેવામાં આવે છે. તે જ પ્રમાણે 'માર્જાર' શબ્દનો અર્થ ભોંયકોળું કોઈ પણ કોશમાં થતો નથી; તેમ જ 'કુક્કુટ'નો અર્થ 'બિજોરું' પણ કોઈ કોશમાં થતો નથી. પરંતુ તેનો સીધો અર્થ પોતાને પસંદ ન હોવાથી, મને લાગે છે કે, ગમે તેમ ખેંચીતાણીને પોતાને ફાવતા અર્થ તે શબ્દોમાંથી કાઢવામાં આવે છે.[1]

ભલે, આ પ્રમાણે મૂળ શબ્દોને લગભગ બદલી નાખીને જ પોતાને ગમતો વનસ્પતિવાચક અર્થ તો કાઢયો. પરંતુ તેથી હાંસલ શું થયું? 'તેથી મહાવીરસ્વામી માંસાહારી મટીને વનસ્પત્યાહારી સિદ્ધ થયા', એવો જવાબ જરૂર આપવામાં આવે. પરંતુ આપણે આગળ જોઈશું તેમ, તે જમાનામાં જૈન સાધુઓ માંસભિક્ષા કરતા એવું બીજા પ્રાચીન જૈન અંગ ગ્રંથોમાંથી જ સિદ્ધ થતું હોય, તો પછી તેવા પ્રાચીન અંગ ગ્રંથમાંના જ એક ભગવતીસૂત્રમાં આવતા મહાવીરસ્વામીના માંસાહારના ઉલ્લેખનો જુદો અર્થ કેવી રીતે કાઢી શકાય?

---

૧. જેમ કે, માર્જારનો પર્યાય શબ્દ 'બિડાલ' છે. બિડાલ જેવો જ બિડાલિકા (જો કે નારીજાતિનો) શબ્દ છે. તેનો એક અર્થ ભોંયકોળું થાય છે માટે માર્જારનો અર્થ પણ ભોંયકોળું લેવામાં આવે છે. જોકે માર્જારનો સીધો અર્થ ભોંયકોળું નથી જ થતો. તે જ પ્રમાણે કુક્કુટ શબ્દ 'મધુકુક્કુટિકા' શબ્દ જેવો છે. અને મધુકુક્કુટિકા શબ્દનો અર્થ બિજોરું થાય છે, માટે કુક્કુટનો અર્થ પણ મધુકુક્કુટિકા લેવામાં આવે છે. આ તો શબ્દો જ બદલી નાખ્યા જેવું થયું, એ ઉઘાડું છે.

એટલે તેવા મિથ્યા પ્રયત્ન છોડીને, મહાવીરસ્વામીના જીવનમાં માંસાહાર ઘટી શકે છે કે નહીં, તેનો જ વિચાર કરીએ.

૪

એક વસ્તુ પ્રથમથી જ લક્ષમાં રાખવી ઠીક છે કે, મહાવીરસ્વામીએ જ્યાં જ્યાં જીવહિંસાના ત્યાગની વાત કરી છે, ત્યાં માત્ર 'ત્રસ' એટલે કે હાલીચાલી શકે તેવા જીવોની જ હિંસાની વાત નથી કરી; પણ છયે પ્રકારના જીવવર્ગોની હિંસાના ત્યાગની વાત કરી છે. આગમ ગ્રંથોમાં આ પ્રકારનું કથન એટલે બધે ઠેકાણે વારંવાર આવ્યા કરે છે કે, એ બાબતમાં મૂળ સ્થળો અહીં ટાંકવાની જરૂર જ નથી.[1]

તે ૭ પ્રકારના જીવવર્ગો તે આ : પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ, અને ત્રસ જીવો. પરંતુ અહીં તરત જ પ્રશ્ન થાય કે, આ છયે પ્રકારના જીવોની હિંસાનો ત્યાગ તો કોઈથી પણ શકય નથી. કારણ કે જ્યાં સુધી શરીર છે, ત્યાં સુધી શ્વાસોચ્છ્વાસ લેવો પડવાનો, જમીન ઉપર ચાલવું પડવાનું. અને ઉદરનિર્વાહ માટે પાણી, અગ્નિ, વનસ્પતિ વગેરે જીવો મારવા પડવાના. તો પછી અહિંસાનું મહાવ્રત ધારણ કરનાર સાધુએ[2] જીવવું કેવી રીતે?

મહાવીરસ્વામી પુનર્જન્મમાં માનતા હોવાથી, જીવહિંસામાંથી બચવા આત્મહત્યા તો ઉપદેશી શકે તેમ નહોતું. કારણ કે, જ્યાં સુધી પૂર્વ કર્મોનો ક્ષય કરવો બાકી છે, ત્યાં સુધી નવા નવા જન્મ અને શરીર પ્રાપ્ત થયાં જ કરવાનાં. સંપૂર્ણ કર્મોનો ક્ષય તપ અને ધ્યાન વિના સંભવિત નથી. પરંતુ તપ અને ધ્યાન સિદ્ધ કરવા માટે પણ જીવવું તો જોઈએ જ. એટલે આ જગાએ એમ ઠરાવવામાં આવ્યું કે, જ્યાં સુધી શરીર છે, ત્યાં સુધી હિંસાનો તદ્દન ત્યાગ સંભવિત નથી; પરંતુ શરીરને જો મોક્ષપ્રાપ્તિ માટે જ ધારણ કરવામાં આવતું હોય, અને એ રીતે ભવિષ્યમાં પણ હિંસાના કારણભૂત શરીરનો ત્યાગ સધાતો હોય, તો તે અર્થે શરીરને ધારણ કરવામાં થતી પ્રવૃત્તિથી થતી હિંસાને ક્ષમ્ય ગણવી, અથવા તો તેને હિંસા જ ન ગણવી.[3]

પરંતુ મોક્ષપ્રાપ્તિની સાધના માટે જ શરીર ધારણ કરી રાખવાનું હોય, તોપણ તેના આહારવિહારની કાંઈક મર્યાદા તો ઠરાવવી જ જોઈએ, જેથી ઓછામાં ઓછી જીવહિંસા થાય. મહાવીરસ્વામીએ આ સ્થળે વિચાર્યું કે, ગૃહજીવનનો સદંતર ત્યાગ કરી, માત્ર ભિક્ષાચર્યાથી જીવવામાં આવે તો જ ઓછામાં ઓછી પ્રવૃત્તિ અને તે દ્વારા ઓછામાં ઓછી હિંસા સંભવી શકે. તેથી તેમણે ઠરાવ્યું કે, અહિંસાનું મહાવ્રત ધારણ કરવા ઇચ્છનારે પ્રથમ તો ભિક્ષુક બનવું જોઈએ અને ગૃહસ્થોને ત્યાંથી માગી આણેલી વસ્તુઓ વડે જ જીવવાનું સ્વીકારવું જોઈએ. પરંતુ અહીં પણ મૂળ પ્રશ્ન ઊભો જ રહ્યો. કારણ કે ભિક્ષુકને માટે ગૃહસ્થને કમાવાનું કે રાંધવાનું થાય, તો પણ હિંસા કાયમ જ રહી. માત્ર એકને ખભેથી ઉતારીને તેને બીજાને ખભે નાખી, અને તેમ છતાં તે હિંસા માટે સાધુની જવાબદારી ચાલી શી રીતે ગઈ ? એટલે મહાવીરસ્વામીએ ઠરાવ્યું કે, ગૃહસ્થને ત્યાંથી પણ નિમંત્રણ સ્વીકારીને

---

૧. જુઓ સૂત્રકૃતાંગ અધ્ય૦ ૭; અધ્ય૦ ૬; અધ્ય૦ ૧૧; આચારાંગ અધ્ય૦ ૧, ઇત્યાદિ.

૨. કારણ કે આરંભ-પરિગ્રહ-યુક્ત ગૃહસ્થી મહાવ્રત ધારણ કરી જ ન શકે; તેને તો અણુવ્રત જ હોય.

૩. જુઓ દશવૈકાલિક સૂત્ર અધ્ય૦ ૧ ઉપરની નિર્યુક્તિ (ગાથા ૪૫) તથા ટીકા.

કદી ભિક્ષા ન લેવી; તેમ જ સાધુને ગણતરીમાં લઈને અમુક ગૃહસ્થે રાંધ્યું છે તેવું જાણવામાં આવે, તો તેવા ગૃહસ્થની ભિક્ષાનો પણ સ્વીકાર ન કરવો.[1] પરંતુ ગૃહસ્થો જમી રહે ત્યારે અણધાર્યા જઈને ઊભા રહેવું અને તેમને ત્યાં જે વધ્યુંઘટ્યું હોય, તે મેળવીને તેટલા વડે જ જીવવું. આમ, ગૃહસ્થોને સાધુ માટે ખાસ રાંધવું પણ નહીં પડે, અને તેમના ઉપર કોઈ જાતનો નવો બોજો પણ નહીં પડે. સાધુએ પાણી સીધું જળાશયમાંથી લેવું નહીં; પરંતુ ગૃહસ્થોને ત્યાં અનાજ વગેરે ધોતી વખતે જે ધોવરામણ નકામું પડી રહે. કે હલવાઈ, કંદોઈ વગેરેને ત્યાં વાસણ ધોયા બાદ જે નકામું પાણી પડે રહે, તે જ મેળવીને ઉપયોગમાં લેવું. આમ, ગૃહસ્થોએ ઉપયોગમાં લીધા બાદ જે નકામું પડી રહે તે અન્નપાન ઉપર જ સાધુએ જીવવું. તેથી કરીને, સાધુને પોતાને માટે નવી જીવહિંસા કરવી નહીં પડે; ગૃહસ્થને પણ સાધુ માટે કશી નવી જીવહિંસા કરવી નહીં પડે; અને એમ બારોબાર સાધુનો જીવનનિર્વાહ થઈ જશે.

મહાવીરસ્વામીએ અહિંસક જીવનનિર્વાહનો આ માર્ગ શોધ્યો તથા આચર્યો અને ઉપદેશ્યો. આગમગ્રંથોમાં ઠેર ઠેર જ્યાં જ્યાં ભિક્ષાવિધિ દર્શાવ્યો છે, ત્યાં ત્યાં 'આધાકર્મિક અને ઔદ્દેશિક' આહારનો ત્યાગ પ્રથમ જ ઉપદેશ્યો છે. તે બંને પારિભાષિક શબ્દોનો અર્થ 'સાધુને માટે – સાધુને ઉદ્દેશીને તૈયાર કરેલો આહાર' એવો થાય છે.

આમ છતાં ઓછામાં ઓછી જીવહિંસાની દૃષ્ટિએ ભિક્ષામાં કઈ કઈ ચીજો લેવી અને કઈ ન લેવી એ બાબત પણ વિચાર કરવો જ પડે. અને આચારાંગસૂત્રના દ્વિતીય શ્રુતસ્કંધમાં એને અંગે સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિગતોથી તેમજ વધારેમાં વધારે વિસ્તારથી વિચાર કરવામાં આવ્યો છે. આપણે અહીં તે વિભાગ વિસ્તારથી ઉતારીશું, જેથી આપણી ચર્ચાને અંગે ઘણા અગત્યના મુદ્દા આપણે તેમાંથી તારવી શકીશું.

૧. જે આહારમાં ઝીણાં જંતુ, ફૂગ, બીજ કે લીલોતરી જેવી સજીવ વસ્તુઓ મિશ્રિત થયેલી હોય, તથા જે આહાર સજીવ પાણીથી ભીંજાયેલો હોય, કે સજીવ ધૂળવાળો થયો હોય, તે આહાર ન લેવો.

૨. જે ધાન્ય, ફળ, કે ફળી છરી વગેરેથી કે અગ્નિ વગેરેથી તોડી–કાપી–રાંધીને પૂરેપૂરાં નિર્જીવ ન કરેલાં હોય, તે ન લેવાં.

૩. પૌંવા, મમરા, ધાણી, પોંક વગેરે એક જ વાર શેકયાં હોવાથી સજીવ જેવાં હોય તે ન લેવાં; પણ તે બે કે ત્રણ વાર શેકવાથી પૂરેપૂરાં નિર્જીવ થયાં હોય તો લેવાં.

૪. કંદ, ફળ, કૂંપળ, મોર, કેળ વગેરેનો ગર્ભ તથા તમામ વનસ્પતિઓ છરી વગેરેથી કપાઈને નિર્જીવ ન થયેલ હોય ત્યાં સુધી ન લેવી. વડ, પીપળ વગેરેનાં ચૂર્ણો કાચાં કે થોડાં પિસેલાં હોઈ સજીવ જણાય, તો ન લેવાં; અર્ધાપર્ધાં રંધાયેલ શાકભાજી તથા સડેલી કે ખોરી થયેલી મધ, મદ્ય, ઘી, ગોળ વગેરે વસ્તુઓ પણ ન લેવી. શેરડી વગેરેમાં કાણાં પડ્યાં હોય, કે તેમનો રંગ કાળો પડી ગયો હોય, કે વરુ શિયાળ વગેરેએ તેમને કરડેલાં હોય, તોપણ તેમને છરી વગેરેથી નિર્જીવ ન કર્યા હોય ત્યાં સુધી ન લેવાં. તે જ પ્રમાણે, જળમાં થતાં કંદ, જમીન ઉપર થતાં કંદ, પીપર, આદુ, આંબો, તાડ, પીપળા વગેરેની કૂંપળો કે મોર, કમળ તથા તેની નાળ; કાકડી, લસણ, તેમ જ જેના મૂળમાં બીજ હોય

૧ સૂત્રકૃતાંગ શ્રુત૦ ૨, અધ્ય૦ ૧, ૯૦.

છે, જેની શાખામાં બીજ હોય છે, જેની પિરાઈમાં બીજ હોય છે તથા જેની ટોચમાં બીજ હોય છે તેવી તમામ વનસ્પતિઓનું પણ સમજવું.

[વાચક અહીં જોઈ શકશે કે, અત્યારે સાધુઓને (તેમજ ગૃહસ્થને પણ) તદ્દન અખાદ્ય મનાતી એવી કંદ, બટાટા, આદુ, લસણ, વગેરે અનેક વસ્તુઓ નિર્જીવ સ્થિતિમાં આપવામાં આવે તો તે વખતે સ્વીકાર્ય ગણાતી હતી.]

૫. ધાન્યના દાણા, રોટલી, ચોખા, ચોખાનો લોટ, તલનો લોટ, તથા તલપાપડી વગેરે ચુરાઈને પૂરેપૂરાં નિર્જીવ ન થયાં હોય તો ન લેવાં.

૬. ગૃહસ્થ ભિક્ષા આપતી વખતે સજીવ પાણીથી હાથ ધોઈને આપે તો તે આહાર ન લેવો.

૭. સજીવ વસ્તુઓવાળી શિલા ઉપર વાટવામાં આવતી નિર્જીવ વસ્તુઓ પણ ન લેવી.

૮. અગ્નિ ઉપર ચડેલો આહાર ન લેવો, કારણ તેમાંથી આહાર કાઢવા જતાં ઘણા જીવોની હિંસા થવાનો સંભવ છે.

૯. તે પ્રમાણે થાંભલા ઉપર કે માળ ઉપર મૂકેલી વસ્તુઓ ન લેવી. કારણ કે તેમને ઉતારવા જતાં ગૃહસ્થ પડી જાય અને તેને વાગે તથા તેની નીચેના ઘણા જંતુઓને પણ ઈજા થાય.

૧૦. માટીથી લીંપીને બંધ કરેલો આહાર પણ ન લેવો. કારણ ફરી તેને લીંપીને બંધ કરવા જતાં પૃથ્વી, વાયુ, પાણી વગેરે જીવોની હિંસા થાય.

૧૧. ગરમ વસ્તુ મોં કે પંખા વડે ઠંડી કરીને આપે તો ન લેવી. કારણ કે તેમાં વાયુજીવોની હિંસા થવાનો સંભવ છે.

૧૨. શેરડીની ગાંઠ, ગાંઠવાળો કકડો, શેરડી પીલી લીધા પછીના કૂચા, શેરડીનું ટોચકું, શેરડીની લાંબી શાખા કે તેનો ભાગ, તથા બાફેલી મગ કે વાલની શિંગો જેવી વસ્તુઓ, કે જેમાં થોડું ખાવાનું અને ઘણું છાંડવાનું હોય છે, તેવી ભિક્ષા ન લેવી. (કારણ કે નકામો ભાગ નાખી આવવામાં જીવહિંસા થાય છે.)

૧૩. તે જ પ્રમાણે બહુ હાડકાંવાળું માંસ કે બહુ કાંટાવાળી માછલી પણ ન લેવી. ગૃહસ્થ તેવું માંસ કે માછલી આપવા માંડે તો તેને કહેવું કે, તારે આપવું હોય તો માત્ર માંસ આપ. અને છતાં ગૃહસ્થ ઉતાવળથી તેના વાસણમાં હાડકાં–કાંટાવાળું જ નાખી દે, તો એકાંત સ્થળમાં જઈ, વિધિ પ્રમાણે ખાઈ લઈ, તેમાંનો નકામો ભાગ નિર્જીવ સ્થળમાં નાખી આવવો.

૧૪. એક વસ્તુ (ખાંડ) માગી હોય, અને ગૃહસ્થ ભૂલથી બીજી વસ્તુ (દરિયાઈ કે બીડ લૂણ) આપે, તો તેની ફરી પરવાનગી લેવી, અને તેની રજા મેળવ્યા બાદ જ તે વસ્તુ ખાવી.

૧૫. સાધુને ઉદ્દેશીને તૈયાર કરેલો, સામો આણેલો, ઉછીનો આણેલો, ખરીદી આણેલો કે ઝૂંટવીને આણેલો આહાર ન લેવો.

૧૬. જમણવારમાં પણ મહેમાન, ગરીબગુરબાં, યાચકભિક્ષુક વગેરે જેમને નિમિત્તે અન્નપાન થયાં હોય, તેમને વહેંચાઈ ગયા બાદ, ગૃહસ્થ પોતાને માટે વધેલું માનીને જે અન્નપાન સ્વીકારે, તેમાંથી જ આપેલો આહાર સાધુએ લેવો.

૧૭. ગૃહસ્થને ઘેર માંસ કે માછલી તળાતાં જોઈ, કે પરોણા માટે પૂરીઓ તળાતી જોઈ, જલદી જલદી દોડી તે ચીજો માગવી નહીં. કોઈ બીમાર મુનિ માટે લાવવાની હોય, તો જુદી વાત છે.

આ બધી કલમો વિચારપૂર્વક વાંચનારને એમ લાગ્યા વિના નહીં જ રહે કે, એ બધાની પાછળ એક જ દૃષ્ટિ રહેલી છે, અને તે એ કે, પૂરેપૂરી નિર્જીવ થયેલી વસ્તુ લેવી; જેથી સાધુને તે ખાતી વખતે નવી હિંસા ન કરવી પડે. એ સિવાય, કઈ વસ્તુને મારીને નિર્જીવ કરેલી હોવી જોઈએ, તેનો કશો વિધિનિષેધ આ નિયમોમાં નથી. કલમ ૧૩ તથા ૧૭માં તો માંસ પણ સ્વીકારવામાં આવતું હતું એવો સ્પષ્ટ ઉલ્લેખ છે. વસ્તુતાએ તે જમાનામાં સર્વત્ર માંસાહાર પ્રચલિત હતો. તે જમાનામાં તેમજ તે જ સ્થળોમાં વિચરતા બુદ્ધ અને તેમના સંઘની બાબતમાં પણ માંસાહારના ઉલ્લેખો વારંવાર બૌદ્ધગ્રંથોમાં તેમજ જૈન ગ્રંથોમાં પણ મળી આવે છે. ઉપરાંત, જૈન સાધુએ જૈન ગૃહસ્થને જ ઘેરથી ભિક્ષા લેવી, એવો નિયમ તો તે વખતે હતો જ નહીં; કે જેથી એમ માની લેવાય કે જૈન ગૃહસ્થો તો વનસ્પત્યાહારી જ હતા, એટલે તેમને ત્યાંથી જ ભિક્ષા લેનારા જૈન સાધુઓ વનસ્પત્યાહારી જ હોઈ શકે. ઊલટું, જૈન સાધુઓ બ્રાહ્મણોના માંસપૂર્ણ યજ્ઞોમાં પણ ભિક્ષા માગવા જતા એવા ઉલ્લેખો ઉત્તરાધ્યયન સૂત્ર વગેરેમાં મોજૂદ જ છે. એટલે માંસાહારી ગૃહસ્થોને ઘેર ભિક્ષાર્થે જનારો સાધુ 'બહુ હાડકાં વિનાનું માંસ કે બહુ કાંટા વિનાની માછલી' માગે, તે સ્થળે તે સાધુ 'વનસ્પતિ' માગે છે એમ કેમ કરીને કહેવાય? વળી જો છેવટે તે શબ્દોથી વનસ્પતિનો અર્થ જ અભિપ્રેત હતો, તો ગ્રંથકારે ખાવાની બાબતમાં માંસવાચી શબ્દ જાણી જોઈને વાપર્યા શું કરવા? ઉપરાંત આચારાંગસૂત્ર ઉપર ટીકા લખનાર શીલાંકાચાર્ય તેવાં સ્થળોએ માંસનો અર્થ માંસ કરે છે; માત્ર એટલું જણાવે છે કે, એ માંસ ખાવા માટે નહીં, પણ કોઈ રોગ ઉપર શરીરે મસળવા માટે સમજવું. જો કે આજનો-વનસ્પત્યાહારી જૈન શરીરે મસળવા મટે પણ માંસ લાવવા કબૂલ થશે ખરો?

અલબત્ત કેટલાક લોકો આચારાંગના એ આખા ભાગને પછીથી ઉમેરેલો કહીને ઉડાવી દે છે. એટલે તેમને એ બધી બાબતોનો જવાબ આપવાની બલા જ રહેતી નથી. પરંતુ તેમણે પણ એટલો જવાબ આપવો જ પડશે કે, જૈન ધર્મગ્રંથમાં એ પાછલો ઉમેરો કરનાર તેમજ તેમ કરવા દેનાર જૈન હતા કે બીજા કોઈ? ઉપરાંત મહાવીરસ્વામી પછી માત્ર ૭૫ વર્ષ બાદ આચાર્યપદે આવેલા શ્રી શય્યંભવસ્વામીએ પોતાના દશવૈકાલિક સૂત્રમાં આચારાંગના એ આખા ભાગને નજીવા ફેરફારો સાથે શબ્દશઃ ઉતાર્યો છે, અને તેની ટીકામાં હરિભદ્રસૂરિ જેવા પ્રસિદ્ધ આચાર્યે પણ માંસનો અર્થ માંસ જ કર્યો છે તેનું શું? દશવૈકાલિક સૂત્રને જ ઉડાવી દેવાની હિંમત તો કોઈ નહીં કરી શકે!

આ બધા ઐતિહાસિક પુરાવા છતાં, સામાન્ય લાગણી તો એવી રહેવાની જ, કે અહિંસામૂર્તિ મહાવીર પશુહિંસા કરીને નિષ્પાદન કરેલું માંસ ખાય જ કેમ કરીને. માંસાહારનો ત્યાગ કરી વનસ્પત્યાહાર સ્વીકારનારને એમ લાગવાનું જ કે તેણે અહિંસાની દૃષ્ટિએ એક પગલું આગળ ભર્યું છે. તે વસ્તુ કબૂલ રાખીએ, તેમ છતાં એમ જરૂર કહી શકાય કે, મહાવીરની દૃષ્ટિએ તો જે મનુષ્ય શરીરને સુખોપભોગ ખાતર જીવતું રાખવાને બદલે જેટલે અંશે સંયમધર્મના પાલન અર્થે જ તેને ટકાવવાનું સ્વીકારે, તેટલે અંશે જ તેણે અહિંસાની

દૃષ્ટિએ આગળ પગલું ભર્યું કહેવાય. કારણ કે વનસ્પતિ એ પણ અંતે તો જીવ જ છે. એટલે મહાવીર તો પોતાની અહિંસાની કલ્પનાની દૃષ્ટિએ વનસ્પત્યાહારીને બદલે સંયમીને આગળની કોટીનો ગણે. અને એ વસ્તુ ધ્યાનમાં રાખીએ, તો મહાવીરનો માંસાહાર આપણને એટલો બધો ક્ષોભકારક નહીં લાગે. મહાવીરને કાંઈ એકલા પશુઓના જ જીવ બચાવવા નહોતા. તેમને તો છયે જીવવર્ગોની હિંસા ત્યાગવી હતી. પશુને બદલે વનસ્પતિ ખાઓ તો હિંસક મટીને અહિંસક બન્યા એમ ન જ કહી શકાય; માત્ર હિંસાના પદાર્થમાં ફેર પડયો; પણ હિંસા તો સરખી જ રહી. તેને બદલે વારંવાર શરીર પ્રાપ્ત કરાવનાર કર્મના ક્ષયમાં જ જો પ્રયત્નશીલ થવાનું શરૂ કરવામાં આવે, તો હિંસામાંથી અહિંસામાં એક પગલું ચોક્કસ ભર્યું કહેવાય. બાકી, બાહ્ય જીવની હિંસાની દૃષ્ટિએ તો કોઈ અહિંસક થઈ શકવાનું જ નહીં. એક જ દાખલો બસ થશે. સાધુને એક ઠેકાણે સ્થિર રહેવાને બદલે (ચોમાસા સિવાય) નિરંતર વિચર્યા કરવાનું હોય છે. કારણ કે સંયમના પાલનમાં એ અતિ આવશ્યક છે. હવે જો સ્થૂલ હિંસાની દૃષ્ટિએ જ વિચાર કરીએ, તો એ રીતે તો એકાદ દુકાનદાર ગૃહસ્થ કરતાં સાધુ વધારે ચાલતા હશે અને એ રીતે તેના કરતાં વધારે વાયુના અને પૃથ્વીના જીવો મારતા હશે. છતાં સાધુનું વિચરવું અંતિમ શરીરનાશની દૃષ્ટિએ આવશ્યક હોઈ, અહિંસક ગણાય; જ્યારે દુકાનદારનું એક જગાએ સ્થિર બેસવું આસક્તિથી પ્રાપ્ત થતા નવા બંધનની દૃષ્ટિએ હિંસક ગણાય.

એટલે અહિંસાની બાબતમાં બાહ્ય જીવહિંસાની દૃષ્ટિએ વિચાર કરવો શકય જ નથી. ઉપરાંત વનસ્પતિ ખાવાથી બાહ્ય જીવની હિંસા ઓછી થઈ એમ પણ કહી શકાય તેમ નથી. એટલે મહાવીર વનસ્પત્યાહારી હતા એમ ઠરાવીને તેમને અહિંસક ઠરાવવા કરતાં, તે આત્માર્થી હતા, મોક્ષાર્થી હતા, વીર સાધક હતા, અને તેથી તે સાચા અહિંસક હતા એમ કહેવું વધુ યુક્તિસંગત છે. અને એ ખ્યાલથી જ મહાવીરસ્વામીના માંસાહારને લગતા પ્રાચીન અંગગ્રંથોમાં આવતા સ્પષ્ટ ઉલ્લેખને પ્રસંગે, અહિંસાને સાચવવા સત્યને વેગળું કરવાની આવશ્યકતા નથી.

અલબત્ત એવો પ્રશ્ન જરૂર પૂછવામાં આવે કે, કૂકડાનું માંસ મહાવીરના રોગ ઉપર ફાયદાકારક હતું એવી તમારી પાસે વૈદકીય સાબિતી છે? તો તેના જવાબમાં એટલું જ કહી શકાય કે, મહાવીરનો રોગ જો વૈદકશાસ્ત્રનો વિષય હોય, તો જ તેનો ઉપાય પણ વૈદકીય છે કે નહીં તેમ પૂછી શકાય. પરંતુ તેજોલેશ્યા એ વસ્તુ શી છે, તેની લૌકિક માહિતી ભાગ્યે જ હોઈ શકે. તેના વડે બે સાધુઓ તરત બળીને રાખ થઈ ગયા એ ઉપરથી એટલું કલ્પી શકાય કે તે તેજના પ્રવાહરૂપ હશે. પરંતુ તેવા પ્રખર અગ્નિથી દાઝવાને બદલે મહાવીર અને ગોશાલક બંનેને શરીરની અંદર પિત્તજ્વર કેવી રીતે થયો એ ન સમજાય તેવી વસ્તુ છે. એટલે એ આખી વસ્તુ અલૌકિક છે; તેમજ તેનો ઉપાય પણ અલૌકિક છે. તે બાબતમાં લૌકિક પ્રમાણો વડે ચર્ચા કરવા જતાં કશો ઉકેલ આવે એમ નથી. એટલે તે દલીલ પડતી મૂકવામાં જ ડહાપણ છે.

અંતમાં, આ લખાણ આ વિવાદગ્રસ્ત પ્રશ્નની ચર્ચામાં ઉમેરો કરવાને બદલે, એ ચર્ચાને જ એક રીતે નિરુપયોગી ઠરાવવામાં કારણભૂત થશે, એ આશા સાથે વિરમું છું.

———o———

# રંગભૂમિ અને સંસ્કૃતિ*

મધુસૂદન ચિમનલાલ મોદી
એમ. એ; એલએલ. બી.

न तज्ज्ञानं, न तच्छिल्पं, न सा विद्या, न सा कला।
न स योगो, न तत्कर्म, नाट्येऽस्मिन् यन्न दृश्यते ॥
[ भरतनाट्यशास्त्र अ. १ श्लो. ११६ ]

સઘળી લલિતકળાઓ માફક નાટ્યકલા પણ સંસ્કૃતિની જ્યોત છે. સંસ્કૃતિનું પતન થાય છે ત્યારે નાટ્યકલા પણ અધમ સ્થિતિમાં પડે છે. જ્યારે જ્યારે લોકોમાં જડતા, વિચારનો અંધકાર અને સામાન્ય માનસિક અધઃપાત પ્રવર્તે છે, ત્યારે રંગભૂમિ ઉપર પણ હલકી અને સસ્તી લાગણીઓનાં દર્શન થાય છે. નાટ્યશાસ્ત્રના આદ્યઋષિ ભરતે કહ્યું છેઃ "વિવિધ પ્રકારના ભાવોથી ભરપૂર, વિવિધ પ્રકારની અવસ્થાઓ વર્ણવતું, લોકોના આચારનું અનુકરણ કરતું આ નાટ્ય મેં રચ્યું છે."[1] લોકોની ભાવનાનો, જનતાના આચારનો અધઃપાત થયો હોય ત્યારે રંગભૂમિ ઉપર પણ હલકી લાગણીઓનું પ્રદર્શન અને જીવનમાં અપકર્ષક તત્ત્વોનો આવિર્ભાવ મોટા પ્રમાણમાં થાય છે; રંગભૂમિ કલાની પોષક રહેતી નથી; તેની સર્જકતા નાશ પામે છે; સામાજિક જીવનમાં કનિષ્ઠ પ્રકારના આનંદને પોષવા પૂરતું તેનું સ્થાન રહે છે.

આપણી રંગભૂમિનાં અધઃપતનનાં અનેક કારણો છે. અંગ્રેજી અસર થતાં પશ્ચિમની સંસ્કૃતિનાં આંદોલનોમાં આપણો શિક્ષિતવર્ગ અંજાઈ ગયો. લોકજીવનમાં રમી રહેલાં આપણી સંસ્કૃતિનાં અનેક તત્ત્વોમાં એક યા બીજી રીતે અનિષ્ટ તત્ત્વો જોવાનો તેને પૂર્વગ્રહ બંધાઈ ગયો. આમ સંસ્કૃતિનાં તત્ત્વોની આપણી પરંપરાઓ ડહોળાઈ ગઈ, વિસારે પડી અને ટેકાને અભાવે હલકી બની ગઈ. ગયા સૈકામાં શિક્ષિતવર્ગ જૂની સંસ્થાઓને ઉદ્દીપિત કરવા અસમર્થ થયો, એટલું જ નહિ પણ અણજાણે શિક્ષિત સમાજ લોકજીવનથી લગભગ વિમુખ જ બની ગયો.

રંગભૂમિ ઉપર અંગ્રેજીનાં અનુકરણો, સસ્તી લાગણીને ઉત્તેજતાં ફારસો યા તો પરંપરાગત નીતિને ઊંચે છાપરે ચઢાવતાં નાટકો સિવાય કાંઈ પણ નજરે ચઢતું નહિ. શિક્ષિત સમાજનાં રચેલાં નાટકો રંગભૂમિ ઉપર ભારેખમ બની જતાં; કારણકે શિક્ષિત સમાજને રંગભૂમિ સાથે સીધો સંપર્ક ન હતો. જે લોકોને રંગભૂમિ સાથે સંપર્ક હતો, તેમના દિલમાં મૌલિકતાની, આર્ષદષ્ટિની અને કલાની જ્યોત જળહળતી હતી નહિ. આથી નાટકોમાં સસ્તી લાગણીઓ, દેખાવનો

---

* ગુજરાત રંગભૂમિ પરિષદની પ્રથમ બેઠક પ્રસંગે લખાયેલો નિબંધ.

૧. ભરતનાટ્યશાસ્ત્ર : અધ્યાય ૧, શ્લોક ૧૦૮ :

नानाभावोपसंपन्नं नानावस्थान्तरात्मकम् ।
लोकवृत्तानुकरणं नाट्यमेतन्मया कृतम् ॥

ઠઠેરો અને હલકી ઠઠ્ઠામશ્કરીનું ક્ષુદ્રહાસ્ય—એ સિવાય અન્ય કાંઈ નજરે પડતું નહિ. શિક્ષિત વર્ગનાં નાટકો તો ભજવવાં જ અશક્ય, અને વળી તે સમાજની અતડાઈ—Uppishness તો એટલી બધી કે જાણે એ ભાંડભવૈયાના નાટકવેડાથી રખેને અભડાઈ જવાય!

મહાનટરાજ શિવનું સર્જન—નાટ્ય—ગત સૈકામાં આપણા શિક્ષિતજનોની બેદરકારીથી દૂષિત બન્યું, જેને કાલિદાસે "ભિન્નરુચિના જનોનું એક જ આનંદપ્રદ સાધન"[1] કહ્યું હતું, તે નાટ્ય હલકટ વૃત્તિઓને પોષવાનું એક માત્ર સાધન બન્યું.

ગયા સૈકાના શિક્ષિત સમાજનાં બે જીવન હતાં. તેમના આંતરજીવન અને બાહ્યજીવનના વિરોધો ઓછા ન હતા. સર સી. પી. રામસ્વામી આયરના શબ્દોમાં:

"In the ceaseless and inevitable conflicts of cultures and civilization, we have assimilated many of the inutilities of the West, and its shams, and superimposed them over the already complicated psychology of the double life of our environment. The divorce between the real and the ideal, precept and practice, the philistine life indoors and the swaggering life abroad, that is characteristic of much-modern life, is peculiarly a feature of the mixed culture of Europe and India."[2]

અંતરનો ઉત્સાહ આંતર અને બાહ્ય જીવનની તદ્રૂપતામાંથી જન્મે છે. બહાર સુધારાની, ન્યાતિ તોડવાની અને એવી એવી વાતો કરવી અને ગૃહજીવન અને સમાજના ખરા આંતર જીવનમાં તો પરંપરાગત ધરેડમાં વર્તવું: આ રીતના ઉપલકિયા જીવનમાંથી ખરી કલાનો આવિર્ભાવ મુશ્કેલ હતો. બેવડા જીવનને અનુકૂળ ઊછીના વિચારોને પોતાના કરી તેને અમલમાં મૂકવાની ધૃષ્ટતાને લીધે જ ગયા સૈકાના શિક્ષિત સમાજને હાથે આપણી દેશી નાટ્યપ્રણાલિકા અને નાટ્યદર્શનને નવું જોમ ન મળ્યું. ભાંડ, ભવૈયા અને તરગાળા—જેઓ પરંપરાએ કરીને નટો હતા, તેમની અવગણના થવા લાગી અને તેમની કળાનો હ્રાસ થવા લાગ્યો. શિક્ષિત સમાજમાં ખરો ઉત્સાહ અને લોકજીવન પ્રત્યે લાગણી હોત તો આ મરી જતી કોમોને પુનર્જીવિત કરી દેશની કલાનું ગૌરવ તેઓ વધારી શક્યા હોત. પરંતુ અમુક પ્રકારના વિદ્યા અને કુલીનતાના દંભને કારણે આ વસ્તુઓમાં તત્કાલીન શિક્ષિતસમાજ દેશી પ્રણાલિકાની વિશિષ્ટતા જોઈ શક્યો નહિ કે તેનાં સારાં તત્ત્વોને વિકસાવી શક્યો નહિ. રા. સા. મહિપતરામ રૂપરામે 'ભવાઈસંગ્રહ' નામે પુસ્તકમાં ભવાઈઓનો સંગ્રહ કરવા યત્ન કર્યો; અને સર રમણભાઈએ 'રાઈનો પર્વત' એક ભવાઈ ઉપરથી રચ્યું. પણ 'રાઈનો પર્વત' રંગભૂમિ ઉપર એટલું સચોટ બની શક્યું નહિ; કારણકે રંગભૂમિ અને તેની કરામતોનું અજ્ઞાન અને

---

૧. કાલિદાસ : માલવિકાગ્નિમિત્ર : અં. ૧

त्रैगुण्योद्भवमत्र लोकचरितं नानारसं दृश्यते।
नाट्यं भिन्नरुचेर्जनस्य बहुधाप्येकं समाराधनम्॥

ભરતનાટ્યશાસ્ત્ર અ. ૧. શ્લોક ૧૦૪ :

त्रैलोक्यस्यास्य सर्वस्य नाट्यं भावानुकीर्तनम्॥

૨ Quoted p. 257 : Yajnik : The Indian Theatre.

સાથે સાથે શિક્ષિત જનસુલભ ભારેખમપણું બન્નેએ આ ઉત્તમ નાટકને રંગભૂમિ માટે અયોગ્ય બનાવ્યું. બાકી રંગભૂમિની દૃષ્ટિએ મણિલાલ નભુભાઈએ પણ યત્ન કરેલો. એ દૃષ્ટિએ તેમણે તેમનું 'કાંતા' નામે નાટક રચ્યું; પણ તે નાટકને જશ વર્યો નહિ. અત્યારે તેને રંગભૂમિ ઉપર લાવવા માટે કોઈ સંભારતું પણ નથી.

મરાઠી નાટકમંડળીઓની રંગભૂમિ ઉપરનો યશ જોઈ, મૂળ મુંબઈમાં પારસીઓએ નાટકમંડળીઓ ઊભી કરી. કે. કાબરાજી, બાલીવાલા, દાદાભાઈ પટેલ વગેરેનો પારસી કંપનીઓ ઊભી કરવામાં હિસ્સો હતો. તેઓ રંગભૂમિની ભવ્ય સજાવટ અંગ્રેજીમાંથી પારસી ગૂજરાતીમાં ઉતારેલાં નાટકો તથા ફારસો, નાચ ઇત્યાદિ ગોઠવી મનરંજનનાં સાધન તરીકે અને સામાન્ય જનની મનોવૃત્તિ પોષવા માટે નાટકોની યોજના કરતા. પારસીઓનાં ફારસો અને ભ્રષ્ટ ગૂજરાતીમાં રચેલાં નાટકોએ લઈ લીધેલો રંગભૂમિનો ઇજારો જોઈ રંગભૂમિને સુધારવાના આશયથી દી. બ. રણછોડભાઈ ઉદયરામે પ્રથમ નાટકો લખ્યાં. ભવાઈની એક બાજુએ હલકટતા અને બીજી બાજુએ પારસીઓનાં નાટકોની સૂગ એ બંનેને ટાળવા તેમણે 'હરિશ્ચન્દ્ર' અને 'લલિતા દુઃખદર્શક નાટક' લખ્યાં. એવામાં જ દયાશંકરની 'મુંબઈ ગૂજરાતી,' વાઘજી ઓઝાની 'મોરબી' અને ડાહ્યાભાઈ ધોળશાની નાટક કંપનીઓ ઊભી થઈ. આ નાટક કંપનીઓમાં સામાજિક, પૌરાણિક અને ભાષાંતર કરેલાં નાટકો બતાવવામાં આવતાં. તેમાં વિચારોની નવીનતા, પાત્રોની ઊંચા પ્રકારની ખીલવટ, ઉત્તમ સંગીત, કે ઉદાત્ત ભાવનાવાળી કવિતાનો અભાવ હતો. રંગભૂમિની ભવ્ય સજાવટ, લાંબાં અને છટાદાર ભાષણો અને જે Romanticismને બર્નાડ શૉએ Spurious cheap and vulgar કહી વર્ણવ્યું છે, તેને ઉત્તેજતા આશયોથી ભરપૂર કવિતાઓ અને વચનો—આ જ તે વખતની અને કેટલેક અંશે અત્યારની રંગભૂમિની વિશિષ્ટતાઓ. હલકું.—પીટ કલાસને સંતોષે તેવું—હાસ્ય અને ફારસો એ તો વધારામાં. લોક જીવનને આ નાટકો શી રીતે ઘડી શકે? નવી ભાવનાઓ, નવા વિચારો અને બૌદ્ધિક પ્રોત્સાહનોને આવી રંગભૂમિ કેવી રીતે આપી શકે? એ તો પ્રજાજીવનમાં ક્રાંતિ આવે તો જ બને. પ્રજાના સમગ્ર જીવનમાં ઉત્સાહનાં પૂર વહે ત્યારે જ રંગભૂમિ ઉપર પણ તે ઉત્સાહ વ્યાપે અને તેનો ઉદ્ધાર થાય.

મધ્યયુગ સંસ્કૃત નાટકનો અંધારયુગ હતો; ગુપ્તકાળ સંસ્કૃત નાટકનો સુવર્ણયુગ હતો. શાથી? મધ્ય યુગમાં હિંદુસ્તાનમાં સામાજિક તન્દ્રા વ્યાપી હતી; ગુપ્ત યુગમાં રાજા અને પ્રજામાં ઉત્સાહનાં અને સંસ્કૃતિનાં નવાં તેજનાં પૂર વહેતાં હતાં. મધ્ય યુગમાં પ્રાન્તીય જીવનનો ઉત્સાહ ધર્મ પૂરતો જ આર્યાવર્તમાં હતો; અને તે ધર્મની કથાઓને રામલીલાઓ અને માણભટ્ટો લોકજીવનમાં વણી દેતાં હતાં. ગૂજરાતના મધ્ય યુગના સાહિત્યમાં નાટ્યકલાનો ઉપયોગ સામાન્ય પરંપરાગત ધર્મની વાતો રજૂ કરવામાં અને સામાજિક જીવનના નિકૃષ્ટ અને હલકા પ્રસંગોથી લોકોમાં હલકી રમૂજ પેદા કરતી ભવાઈઓ ભજવવામાં કરવામાં આવતો. ગૂજરાતના સમગ્ર જીવનની અસ્મિતા ઉદ્દીપિત થયેલી નહિ; એને જ કારણે કહેવાતાં પ્રેમાનંદનાં નાટકોની પહેલાં જૂની ગૂજરાતીમાં નાટકોનું નામ નિશાન પણ મળતું નથી. બર્નાર્ડ શૉ સત્ય કહે છેઃ

"The truth is that the dramatic invention is the first effort of man to become intellectually conscious."[1]

---

1 Bernard Shaw : Plays : Pleasant : Preface.

અને આ વાતનો પુરાવો ઈંગ્લૅંડના ઇતિહાસમાં ઈલિઝાબેથ રાણીના યુગમાં તથા સને ૧૯૧૪ના મહાયુદ્ધ પછીના યુગમાં આવેલા નાટચપ્રવૃત્તિના પૂર ઉપરથી પારખી શકીશું.

ગયા સૈકામાં પૂર્વની સંસ્કૃતિ સાથે પશ્ચિમની સંસ્કૃતિનો સંપર્ક થયો; સંપર્ક એકલો જ નહિ પણ આઘાત થયો. શિક્ષિત જનો તેનાથી અંજાયા; અને પોતાના લોહીનાં સ્પંદનો અને પોતાના હૃદયના ખરા ધબકારા ભૂલી, પેલા આવતા ધસારાને વશ થઈ તેની મોરલીએ નૃત્ય કરવા લાગ્યા. આમ ઉત્સાહનાં અને જીવનનાં મૂળતત્ત્વોને ત્યાગી, નકલી અને ઊછીનાં લીધેલાં તત્ત્વોને ઠઠારી મઠારી બતલાવવામાં જ પાછલો જમાનો ગયો. ખરી રીતે પશ્ચિમની સંસ્કૃતિનાં તત્ત્વોનું સમભાવી દૃષ્ટિએ ઉદ્દીપન કરી, આપણે ગયા સૈકામાં આપણું સંસ્કાર જીવન દીપાવ્યું હોત, આપણી વિશાળ જનતાને નહિ વિસારતાં તેમનાં જીવનનાં પ્રોત્સાહક તત્ત્વોને ઈજા ન થાય એવી રીતે સુધાર્યા હોત; તેમની બોલીઓ, લાગણીઓ, રીતરિવાજોને દૂર બેદરકારીથી કે બાળી નાંખે તેવાં કટાક્ષોથી મરવા દીધાં ન હોત, તો શિક્ષિત સમાજ અને લોકજીવનનો કારમો ને વિઘાતક ભેદ ન પડત. પણ એ તો નવા અંગ્રેજી ભણેલાનો યુગ હતો. એ અંગ્રેજી ભણેલાઓએ પંડિતોનો વાડો રચ્યો. લોકજીવન પ્રત્યે સૂગ કેળવવામાં શિષ્ટતા દેખાઈ. સામાન્ય જનતા સાથે અતડાઈ એ સદ્‌ગુણ બન્યો. ભાષા સંસ્કૃતમય, બનાવટી અને ભારેખમ બની. લોકોના લોહીના ધબકારે ઘડાયેલા શબ્દો અને શબ્દવળાંકો ખોવાયા, પડી રહ્યા અને વિસરાયા. આવા જમાનામાં જનતાને નવાં તેજ બતાવતી નાટચકળા તેની સોળ કલાઓ ક્યાંથી ખીલે ?

પણ જે પશ્ચિમના પુસ્તકિયા અને નકલિયા સંસ્કારોએ ન શીખવ્યું, તે આપણા રાષ્ટ્રીય અધઃપાતે અને આર્થિક મુશ્કેલીઓએ શીખવ્યું. કૉંગ્રેસ અને સોવિયેટ રશિયાએ લોકજીવન પ્રત્યેની પંડિત વર્ગની સૂગ દૂર કરી. મહાયુદ્ધ પછીની આર્થિક બેકારીએ વિચારક શિક્ષિત વર્ગને ભાન કરાવ્યું કે કિસાનો કે મજૂરોથી તે કોઈ રીતે પણ જુદો નથી, અને તેનું અને આખા દેશનું સમગ્રભાવી પાંડિત્યભર્યા અતડા ઉપદેશોમાં નહિ, પણ જેમને આપણે હલકા, નકામા, ગામડિયા અને બિનકેળવાયેલા કહી અવગણ્યા તેમની સાથે સંકળાયેલું છે.

પ્રજાકીય જાગૃતિ સમગ્રતાએ ભભૂકવી જોઈએ. પ્રજાના અમુક વિભાગમાં માનસિક તન્દ્રાનું અસ્તિત્વ આખા પ્રજાજીવનને માટે વિઘાતક છે; અને વળી પ્રજાનું ખરું જોમ અને ઉત્સાહના ઝરા પરદેશથી આવવાના નથી પણ પ્રજાના જીવનમાં જ વસેલા છે. તે ઝરા ઉપર વળી ગયેલો કચરો, સાહિત્ય, પત્રકારત્વ, નાટકો વગેરેથી દૂર કરી શકાય. આ દૃષ્ટિએ રંગભૂમિનો ઉદ્ધાર એ પ્રજાજીવનના ઉદ્ધારનું આવશ્યક તત્ત્વ છે.

અત્યારે છાપાંઓમાં, મહાન વક્તાઓનાં ભાષણોમાં અને વિચાર-પ્રદર્શનમાં નાટકીય તત્ત્વ વધતું જ આવે છે. તાદૃશ્ય ચિતાર આપતા છાપાના લેખમાં કે દિલને હચમચાવી દે એવા કોઈ અપૂર્વ વક્તાના ભાષણમાં કે નિવેદનોમાં શું નાટકીય તત્ત્વ ઓછું હોય છે? નાટક એ સંસ્કૃતિને પ્રોજ્જ્વલિત કરનારું અને સમાજ-જીવનને ઉન્નત કરનારું મહાન સાધન છે. આપણા દેશના આ કટોકટીના અને સાથે સાથે પુનરુત્થાનના દિવસોમાં તેની અવગણના કરવી એ એક પ્રકારનો આત્મઘાત છે. ખરાબ નાટકો ખરાબ વિદ્યામંદિરો જેવાં છે. સારાં વિદ્યામંદિરોની આવશ્યકતા આપણે સ્વીકારતા હોઈએ તો સારાં નાટચગૃહોની

આવશ્યકતા કેમ સ્વીકારવી ન જોઈએ ? દેવમંદિરના સડા દૂર કરવા આપણે જેહાદ ઉઠાવીએ છીએ, તો નાટયગૃહોના સડા દૂર કરવા આપણે શીદ આળસ સેવી શકીએ? "The theatre is growing in importance as a social organ. Bad theatres are as mischievous as bad schools or bad churches; for modern civilization is rapidly multiplying the class to which the theatre is both school and church."[1]

ઊંચી કોટીની રંગભૂમિ એ પ્રજાના સંસ્કારજીવનનો માનદંડ છે. સંસ્કારજીવનની પડતી સાથે રંગભૂમિનો પણ અધઃપાત સંકળાયેલો છે. તેના અધઃપાતમાં રહેલી આસુરી વૃત્તિઓને દૂર કરવા પ્રોત્સાહક તત્ત્વોથી પ્રેરાયેલાં નાટયગૃહો ઊભાં કરવાની આપણે ત્યાં ખરેખરી આવશ્યકતા છે;— જે નાટયગૃહોમાં લાગણીઓનું શુદ્ધીકરણ થાય અને બુદ્ધિ પ્રદેશનાં અંધારાં વામી જાય, અને જ્યાં આત્મા તેજસ્વી અને વિશાળ બને. ચિત્ત પ્રદેશના અંધકારને–આસુરી તિમિરને ટાળવા માટે નાટયનું સર્જન થયું છે, એમ નાટયના આદ્યદષ્ટા ભરતમુનિનું પણ મંતવ્ય છે.[૨]

ભરત મુનિએ જે સ્તુત્ય આશયથી નાટયનું સર્જન કર્યું હતું તે હેતુને અનુલક્ષી, નાટચ વિષે બેદરકારી સેવવી એ સંસ્કાર–જીવનને ઉતારી નાખનાર તત્ત્વ છે. એ સત્ય હૃદયમાં ઉતારવાની ખાસ જરૂર છે.

ગૂજરાતનું સંસ્કારી માનસ રંગભૂમિ જેવી ઉત્તમ સામાજિક સંસ્થા પ્રત્યે દોરાતું જાય છે. સ્વ. દી. બ. રણછોડભાઈ ઉદયરામની શતાબ્દી પ્રસંગે ગૂજરાતની રંગભૂમિના આદ્યજનકની સ્મૃતિમાં "ગૂજરાત સાહિત્ય સભા" એ "રંગભૂમિ–પરિષદ્" બોલાવવાની જે યોજના કરી તે ખરેખર નૂતન ગૂજરાતનાં સાંસ્કારિક તેજ ઝીલવા તલસતા માનસની દ્યોતક યોજના છે. નાટક સંબંધી હલકા ખ્યાલો જૂની પરંપરામાં ઊછરેલી જનતાના દિલમાં વસેલા કોઈકવાર દીઠામાં આવે છે, તે સત્વર દૂર થવા જરૂરી છે. જેટલું શુદ્ધ સાહિત્ય, સાચું પત્રકારત્વ અને નિર્મળ દેવમંદિરનું જીવનના ઘડતરમાં મહત્ત્વ છે, તેટલું જ વિશિષ્ટ રંગભૂમિનું મહત્ત્વ છે.

અત્યારે પ્રવર્તતી રંગભૂમિની સ્થિતિ પ્રાચીન પરંપરાની રહીસહી યાદ દેતા અને હાલ હલકા પડી ગયેલા તરગાળા, ભવૈયા વગેરે નટવર્ગો અને સંસ્કૃત નાટચશાસ્ત્રની પરંપરાને સાચવી રહેલા ભાવમુદ્રાઓને જાણતા અભિનેતાઓ વગેરે—અનેકાનેક અવશેષોનો ઓછેવત્તે સંવાદી મેળ સાધવો જ જોઈશે. રંગભૂમિનાં તત્ત્વોના ઊંડા અભ્યાસ વિના લખાયેલાં તથા

---

1 Bernard Shaw : Plays : Pleasant : Preface.

૨ ભરતનાટયશાસ્ત્રઃ અધ્યાય ૧ શ્લો. ૯ થી ૧૬ માંથી ઉદ્ધૃતઃ

ग्राम्यधर्मप्रवृत्ते तु कामलोभवशं गते ।
ईर्ष्याक्रोधाभिसंमूढे लोके सुखितदुःखिते ।
महेन्द्रप्रमुखैर्देवैः सक्तः किल पितामहः ।
क्रीडनीयकमिच्छामो दृश्यं श्रव्यं च यद्भवेत् ।
धर्म्यमर्थ्यं यशस्यं च सोपदेशं ससंग्रहम् ।
नाट्यं देवस्ततश्चक्रे चतुर्वेदाङ्गसम्भवम् ॥

લોકજીવન અને લોકભાષાને એક બાજુએ રાખી રચાયેલાં નાટકોને ભજવવા વિદ્વાનોએ કરેલા યત્નો નિષ્ફળ ગયા છે; અને તે ન્યાય જ તેમાં નવાઈ પણ નથી. ખરી રીતે લોકજીવનના ઝરામાંથી નાટયકલાની સેર ફૂટવી જોઈએ, અને જો તેમાંથી જ સ્વાભાવિક રીતે નાટક લખાયાં હશે તો રંગભૂમિ ઉપર તે જરૂર સફળ થશે. નાટકમાં આમવર્ગ આનંદને ખાતર જાય છે એ વાત ખરી; પરંતુ ધીરે ધીરે તે આનંદમાં પ્રેરક તત્ત્વો ભરી, અનિષ્ટ તત્ત્વો દૂર કરવામાં આવશે તો આમવર્ગ ધીમે ધીમે કેળવાતો જશે.

આ નાટયોદ્ધારના પ્રથમ પગલા તરીકે એક નાટયશિક્ષણમંદિર, બિનધંધાદારી અને ઉત્કૃષ્ટ ભાવનાથી પ્રેરાયેલા નટસમૂહો, પોળોમાં રામલીલાઓને સ્થાને નાટયપ્રયોગો ભજવતા નટોને પોતામાં સમાવી તેમને નવી જ્યોતથી પ્રેરી નવા નાટયપ્રયોગો ભજવવા વગેરે ઘણાં ઘણાં પ્રાથમિક કાર્યો, નાટકના ઉદ્ધાર માટે કરવાનાં છે. રંગભૂમિનો આદર્શ આ પ્રમાણે ઉત્તરોત્તર પ્રજા સમક્ષ રજૂ થતો જશે તેમજ અત્યારના ભભકભર્યા અધઃપાતને અનુસરતી રંગભૂમિ વધારે અને વધારે ઉન્નત થશે. નાટકકારો પણ રંગભૂમિને સમજી અને લોકજીવનનાં તત્ત્વોને વિશુદ્ધતર બનાવતાં નાટકો રચશે.

હેમચંદ્રના શિષ્યો રામચન્દ્ર અને ગુણચન્દ્રના શબ્દોમાં:

"અલંકારથી ચમકતો વાર્તા-ઇત્યાદિનો પંથ તો બિનમુશ્કેલીએ કપાય એવો છે; પરંતુ રસકલ્લોલથી ભરચક નાટયનો માર્ગ એવો સહેલો નથી.

"ગીત વાદ્ય કે નૃત્તની જેમને ગમ નથી, કે લોકજીવનનો મર્મ જેમણે પારખ્યો નથી, અભિનય જેને આવડતો નથી કે નાટયપ્રબંધો રચવા જેને ફાવતા નથી, તે કવિઓ આ નાટયથી બહિર્મુખ છે.

"ખરો કવિ તો એ કે જેની ભારતી નાટયસર્જનમાં ખીલી ઊઠે છે અને જેની નાટયકૃતિથી માનવીઓ સુધાને તરછોડી તેના નાટકની રસોર્મિમાં એકતાન થઈ જાય છે."[1]



---

૧. નાટયદર્પણવૃત્તિના આદિશ્લોક (ગાયકવાડ ઓરિયેન્ટલ સિરીઝ નં. ૪૮, પાનું ૨૩):

अलंकारमृदुः पन्थाः कथादीनां सुसंचरः ।
दुःसंचरस्तु नाटयस्य रसकल्लोलसंकुलः ॥
न गीतवाद्यनृत्तज्ञा लोकस्थितिविदो न ये ।
अभिनेतुं च कर्तुं च प्रबन्धांस्ते बहिर्मुखाः ॥
स कविस्तस्य काव्येन मर्त्या अपि सुधान्धसः ।
रसोर्मिघूर्णिता नाटये यस्य नृत्यति भारती ॥

# શબ્દચર્ચા

નરસિંહભાઈ ઈ. પટેલ

## ગ્રામ્ય વિરુદ્ધ નાગર શબ્દો

**ન**ગરમાં વસનારની ભાષા તે નાગર ભાષા અને તે ઘણું કરીને શબ્દશાસ્ત્રની દૃષ્ટિએ ગ્રામ્ય ભાષા કરતાં વધારે શુદ્ધ હોય એ તો છેક સ્વાભાવિક છે. અનેકવાર નાગર શબ્દોના અમુક અક્ષરો ગ્રામ્ય શબ્દોમાં અપભ્રષ્ટ થાય છે, તેથી કેટલીકવાર એવા અપભ્રષ્ટ સ્વરૂપના અક્ષરો શુદ્ધ હોય તો યે ગ્રામ્ય ભાષામાં હોવાથી તેમને અશુદ્ધ માનવાનો પ્રતિગ્રહ નગરજનોમાં બંધાઈ જાય છે ને તેથી તે શુદ્ધ અક્ષરોને પોતાની દૃષ્ટિએ શુદ્ધ બનાવી, એ શબ્દોને વધારે અશુદ્ધ—અપભ્રષ્ટ કરી નાખે છે. એનાં કેટલાંક ઉદાહરણ નીચે આપું છું.

૧. નાગર ભાષાનો સ અનેકવાર ગ્રામ્ય ભાષામાં હ થઈ જાય છે, એટલે કેટલીકવાર નગરજનો શુદ્ધ હ બદલીને તેને સ્થાને અશુદ્ધ સ મૂકીને તેવા શબ્દને વધારે અશુદ્ધ બનાવે છે.

क સંસ્કૃતઃ ग्रंथि ઉપરથી ગુજરાતી ગાંઠડી, ગાંહડી. પણ નગરજનો બોલે છેઃ ગાંસડી.

ख સંસ્કૃત : मेघवहन ઉપરથી ગુજરાતી મેહુવો (નદી); પણ નગરજનો બોલે છેઃ મેશ્વો.

૨. નાગર ભાષાનો ક અનેકવાર ગ્રામ્ય ભાષામાં ચ થઈ જાય છે, એટલે કેટલીકવાર નગરજનો શુદ્ધ ચ બદલીને તેને સ્થાને અશુદ્ધ ક મૂકીને તેવા શબ્દને વધારે અશુદ્ધ બનાવે છે.

क સંસ્કૃત : चपट, चपेट કે चर्वट ઉપરથી મરાઠી ચિવડા, ગુજરાતી ચેવડો; પણ કોઈ કોઈ નગરજનો બોલે છેઃ કેવડો.

*ख પ્રાકૃત : ચીડ; પણ અનેક નગરજનો બોલે છે કીડિયાં (કાચના નાના મણકા).*

૩. નાગર ભાષાનો ખ અનેકવાર ગ્રામ્ય ભાષામાં છ થઈ જાય છે, એટલે કેટલીકવાર નગરજનો શુદ્ધ છ બદલીને તેને સ્થાને અશુદ્ધ ખ મૂકીને તેવા શબ્દને વધારે અશુદ્ધ બનાવે છે.

क સંસ્કૃત : विच्छिन्न ઉપરથી ગુજરાતી વછુટું; પણ અનેક નગરજનો બોલે છેઃ વખુટું, વિખુટું.

વળી નાગર ભાષાનો ક્ષ અનેકવાર ગ્રામ્ય ભાષામાં ખ થઈ જાય છે, એટલે કેટલીકવાર નગરજનો શુદ્ધ ખ બદલીને તેને સ્થાને અશુદ્ધ ક્ષ મૂકીને તેવા શબ્દને વધારે અશુદ્ધ બનાવે છે.

સંસ્કૃત : रुक्मिणी ઉપરથી ગુજરાતી રુખ્મણી; પણ અનેક નગરજનો બોલે છેઃ રૂક્ષ્મણી.

૪. નાગર ભાષાનો ગ અનેકવાર ગ્રામ્ય ભાષામાં જ થઈ જાય છે, એટલે કેટલીકવાર નગરજનો શુદ્ધ જ બદલીને તેને સ્થાને અશુદ્ધ ગ મૂકીને તેવા શબ્દને વધારે અશુદ્ધ બનાવે છે.

૧. સંસ્કૃત यष्टि (=લાકડી) ઉપરથી ગુજરાતી જેડી; પણ અનેક નગરજનો બોલે છેઃ ગેડી.

૨. પણ વળી કેટલાક ગ્રામીણો બોલે છે શુદ્ધ ગતો રહ્યો; ત્યારે આજે ગુજરાતી ભાષામાં સર્વમાન્ય બોલાય છેઃ જતો રહ્યો.

૫. નગર ભાષાનો ઇ અનેકવાર ગ્રામ્ય ભાષામાં એ થઈ જાય છે, એટલે કેટલીકવાર નગરજનો શુદ્ધ એ બદલીને તેને સ્થાને અશુદ્ધ ઈ મૂકીને તેવા શબ્દને વધારે અશુદ્ધ બનાવે છે.

क સંસ્કૃત क्षेमचंद्र ઉપરથી ગુજરાતી ખેમચંદ; પણ અનેક નગરજનો બોલે છે: ખીમચંદ.

ख સંસ્કૃત हेमचंद्र ઉપરથી ગુજરાતી હેમચંદ; પણ અનેક નગરજનો સોના જેવા હેમચંદને હિમચંદ કહી ઠંડોગાર બનાવી દે છે!

ग સંસ્કૃત नयशाला ઉપરથી ગુજરાતી નેશાળ; પણ સર્વે નગરજનો બોલે છે: નિશાળ.

घ સંસ્કૃત फेन ઉપરથી ગ્રામીણો જેવો ને તેવો શુદ્ધ ફેણ બોલે છે; પણ સર્વે નગરજનો બોલે છે: ફીણ.

૬. સંસ્કૃત મિથ્યા ઉપરથી ગુજરાતી અમથું; પણ કેટલાક નગરજનો એ શબ્દમાં અમથો સ્ ઉમેરીને અને થુંનો તું કરીને અમસ્તું બોલે છે.

સંસ્કૃત ભાષામાં નપુંસકલિંગ અકારાન્ત શબ્દોને બહુવચનનો પ્રત્યય आनि લાગે છે: वनનું બહુવચન वनानि. પ્રાકૃત ભાષામાં એવાં નામને બહુવચનના પ્રત્યય णि, इँ, इ લાગે છે. વનનું પ્રાકૃત ભાષામાં બહુવચન वणाणि, वणाइँ, वणाइ થાય છે. તે ઉપરથી ગુજરાતીમાં એવા શબ્દને બહુવચનનો પ્રત્યય આં લાગતો થયો: વનાં. પણ આજે પુંલિંગ અકારાન્ત શબ્દને બહુવચનનો પ્રત્યય ઓ લગાડીએ છીએ ને વીરનું બહુવચન વીરો બોલીએ છીએ, તેનું ખોટું અનુકરણ કરીને તેનાં નપુંસકલિંગ નામોનું બહુવચન પણ ઓ પ્રત્યય લગાડીને કરીએ છીએ: વન, ઘર, ગામ, સ્વપ્ન વગેરે નપુંસકલિંગ શબ્દોનું બહુવચન વનાં, ઘરાં, ગામાં, સ્વપ્નાં એમ શુદ્ધ રીતે ગ્રામ્ય ગણાતી ભાષામાં બોલાય છે, પણ નગરજનો અશુદ્ધ રીતે વનો, ગામો, ઘરો સ્વપ્નો વગેરે બોલે છે, જો કે તેઓ પણ નવાં ઘરાં એમ કોઈ કોઈ વાર બોલી જાય છે.

આ વિષે મેં શંકા ઉઠાવીને સદ્ગત સાક્ષરશ્રી કેશવલાલ ધ્રુવને ખુલાસા માટે પૂછેલું. તેમણે અમદાવાદથી તા. ૧૩–૧૦–'૨૮ના કાગળથી મને આ પ્રમાણે ખુલાસો કરેલો: "નપુંસક અકારાન્ત અને ઉકારાન્ત નામના બહુવચનનો જૂનો પ્રત્યય આં છે. પાછળથી ગુજરાતના કેટલાક ભાગમાં અકારાન્ત નપુંસક નામને બહુવચનમાં તે વિશિષ્ટ પ્રત્યય લગાડાતો બંધ પડયો અને તેને બદલે પુંલિંગ સ્ત્રીલિંગના બહુવચનનો પ્રત્યય વપરાતો થયો. સરળતા સાધવાને આ ફેરફાર ચાલુ થયો હશે. છતાં બીજા ભાગમાં આં પ્રત્યય હજી ટકી રહ્યો છે."

આમ ગ્રામ્ય ગણાતી ભાષાના અનેક શબ્દપ્રયોગો શુદ્ધ હોવા છતાં નગરજનોની દૃષ્ટિએ ગ્રામ્ય ગણાયા છે,—જેમ ગામડાની જાડી ને સારી રીતે બફાતી અને તેથી સ્વાસ્થ્યકર રોટલી, નગરજનોની દૃષ્ટિએ શેરની વણાતી સિત્તેર ને જગદી શેકાઈ બળી જઈ ઓછી સ્વાસ્થ્યકર રોટલીની તુલનામાં ગ્રામ્ય ગણાય છે તેમ.

રામભાઈ પટેલ

# મ્યૂનિચ તહનામા પછી

મ્યૂનિચ તહનામાને પરિણામે દુનિયાને એક મહાન યુદ્ધના ભયમાંથી ઉગારી શકાઈ; એ યુદ્ધમાં કદાચ ત્રણથી ચાર કરોડ માણસના જાનની ખુવારી થાત અને એને અંતે પણ જગતમાં ઉકેલ માગતા પ્રશ્નોનો નિકાલ નહિ થઈ શકત. મ્યૂનિચના શાંતિના કરારનો બચાવ લોર્ડ લોધિયને ઉપરના અર્થમાં કર્યો. લોર્ડ લોધિયનની માન્યતા શબ્દાર્થની દૃષ્ટિએ કદાચ સાચી હશે. કારણ કે હેર હિટલર સાથે ઝેકોસ્લોવેકિયાના પ્રશ્નનું સમાધાન કરી આવ્યા પછી બ્રિટિશ વડાપ્રધાન મિ. ચેમ્બરલેઈને હાઉસ ઑવ કૉમન્સમાં એનો બચાવ કરતાં જણાવ્યું હતું કે વર્તમાન ઝેક-જર્મન કટોકટી માત્ર ઝેક-જર્મન પ્રશ્ન જ નહોતો. પરિસ્થિતિ એટલી ગંભીર હતી કે જો પોતે વચ્ચે પડીને સમસ્ત બ્રિટિશ લાગવગ વાપરીને એનો નિકાલ ન કર્યો હોત તો હિટલરે યુરોપને યુદ્ધમાં સંડોવવાનો નિર્ણય કર્યો હતો. અને હિટલરની માગણી પૂરેપૂરી સંતોષ્યા વિના યુરોપને ઉગારી શકાય એમ જ નહોતું.

ચેમ્બરલેઈને પોતે વડાપ્રધાન થયા પછી કોઈ પણ ભોગે શાંતિ ટકાવી રાખવાનો એણે નિર્ણય કર્યો હોવાથી ઝેકોસ્લોવેકિયાનો શાંતિની વેદી ઉપર ભોગ આપવાનું સ્વીકારવું એ એની પરદેશનીતિની દૃષ્ટિએ સાવ સંગત હતું, એમાં શંકા નથી. અને ચેમ્બરલેઈનની શાંતિવાદી નીતિના પ્રચારકો લોર્ડ બાલ્ડવિન અને લોર્ડ લોધિયન જેવા શાંતિ ટકાવી રાખવાને ધોરણે જ એનો બચાવ કરે એ સમજી શકાય એવું છે. શાંતિસ્થાપનના પ્રયત્નરૂપ એ પગલાંનો એ રીતે બચાવ જરૂર કરી શકાય એમ છે. અને આજે સમસ્ત બ્રિટિશ પ્રધાનમંડળ અને મોટા ભાગનાં બ્રિટિશ કૉન્ઝર્વેટિવ પત્રો એ જ મુદ્દાને બ્રિટિશ પ્રજા સમક્ષ આગળ ધર્યા કરી ચેમ્બરલેઈનની નીતિનો બચાવ કરવામાં રોકાઈ રહ્યાં છે. પણ ગમે તેવા અન્યાય ઉપર જેનાં મંડાણ થયેલાં હોય એ શાંતિની સાચી કિંમત છે ખરી? કદાચ એમ પણ બને ખરું કે આધુનિક યુદ્ધની વિનાશકતા ને દારુણતા જોતાં એને નાબૂદ કરવા માટે ને શાંતિને ટકાવી રાખી વર્તમાન સંસ્કૃતિને ટકાવી રાખવા માટે અમુક અંશે જોર-પૂર્વક અને થોડાને અન્યાય કરીને પણ શાંતિ જાળવવી હિતકર છે. કારણ કે શાંતિ જાળવવાની આવશ્યકતાનું મૂલ્ય ઘણું ઉચ્ચ છે. પરંતુ ચેમ્બરલેઈને સિદ્ધ કરેલી અન્યાયી શાંતિ કાયમી શાંતિ છે? આજે શાંતિની કિંમત ઘડી બેઘડી કે વર્ષ બેપાંચ વર્ષના ધોરણ ઉપર નિર્ભર નથી. ઓછામાં ઓછી દશકા બે દશકા સુધીની યુદ્ધનાબૂદી-મોકૂફીની જ સાચી કિંમત છે. મ્યૂનિચ કરાર-નામાથી એ પ્રકારની શાંતિ લાધી છે ખરી? જો કે મ્યૂનિચ કરારનામાને આપણી પેઢીની શાંતિસિદ્ધિ–Peace for our Generation–કહીને બ્રિટિશ વડાપ્રધાને વધાવી લીધું છે ખરું.

### ચેમ્બરલેઈનની નીતિ

ચેમ્બરલેઈનની નીતિના પ્રચારકો પણ એકમતે એટલું તો કબૂલ કરે છે કે મ્યૂનિચ કરારે હિટલરને માટે મધ્ય ને પૂર્વ યુરોપ ઉપર જર્મન આર્થિક ને રાજકીય આધિપત્ય

જમાવવા માટે, એક પ્રતિકારની લોખંડી દિવાલ તોડી પાડી, રસ્તો મોકળો કરી આપ્યો છે. ફ્રાંસની મધ્ય યુરોપીય પ્રભુતા જર્મનીએ સફળતાથી તોડી પાડી છે. ઓસ્ટ્રિયા નાબૂદ થયું. ઝેકોસ્લોવેકિયાનો ત્રીજો ભાગ જર્મની, પોલાંડ અને હંગરી ( બંને જર્મનપક્ષી )ના કબજામાં ચાલ્યો ગયો છે. ઝેક-જર્મન સરહદી કિલ્લેબંદી, જે ૮ કરોડ પૌંડના ગંજાવર ખરચે ઝેકોસ્લોવેકિયાએ તૈયાર કરી હતી એ જર્મન પ્રદેશમાં ચાલી ગઈ છે. આથી હવે હિટલરની આગળ વધવાની બધી જ મુશ્કેલી દૂર થઈ ગઈ છે. મધ્ય યુરોપમાં—અરે, સમસ્ત યુરોપમાં મ્યૂનિચ કરારમાં હિટલરનો વિજય થવાથી નાત્સીવાદ ને જર્મનીની રાજકીય ને લશ્કરી પ્રતિષ્ઠામાં અસાધારણ ભયપ્રદ વધારો થયો છે. જ્યારે બીજી બાજુ ફ્રાંસની શક્તિ ને પ્રતિષ્ઠા સાવ નાબૂદ થઈ ગઈ છે. ઈંગ્લૅંડની પરદેશનીતિ જર્મનપક્ષી હોવાનો ખ્યાલ દઢ થયો છે. આથી મધ્ય ને પૂર્વ યુરોપીય બધાં જ નાનાં ને બીજા વર્ગનાં રાજ્યોને પોતાની સલામતી માટે જર્મનીની મિત્રાચારી ઉપર આધાર રાખવો પડવાનો. એટલે કે અત્યાર સુધી જે રાષ્ટ્રો ફ્રાંસપક્ષી હતાં એ પણ હવે કોઈ પણ રીતે જર્મની સાથે સારામાં સારી મૈત્રી જમાવી શકાય એ માટે પ્રયત્ન કરવાનાં. એ સિવાય પોતાના સ્વતંત્ર અસ્તિત્વ કે સલામતી માટે એમને માટે બીજો કોઈ રસ્તો નથી. ફ્રાંસ કે ઇંગ્લૅંડ ઉપર ભરોસો રાખી શકાય એમ નથી. ચૅમ્બરલેઇનપ્રણિત બ્રિટિશનીતિ હિટલરપક્ષી હોવાને કારણે અને ફ્રાંસ ઈંગ્લૅંડને ખૂંટે બંધાયેલું હોવાથી અને એ બંને રાષ્ટ્રો પોતાનાં હિતોની સલામતી ખાતર, વરસો સુધી જેને રક્ષણ ને મૈત્રીની ખાતરી આપી એમના વિરોધીઓની વિરુદ્ધમાં નાનાં રાષ્ટ્રોને પોતાના પક્ષમાં રાખી પોતાનાં વિરોધીઓ સામે મોરચો ખડો કરતાં હતાં એઓ, નાનાં રાષ્ટ્રોનો ભોગ આપતાં ખંચકાતાં નથી એવું એમણે ઝેકોસ્લોવેકિયાના દાખલા ઉપરથી જોઈ લીધું હોવાથી, એમના ઉપર આધાર રાખવા કરતાં જર્મનીનું જ નેતૃત્વ સ્વીકારવું લાંબે ગાળે એમને ફાયદાકારક થઈ પડે એમ માનતાં થયાં છે. હંગરી અને પોલાંડે અગમચેતી વાપરીને ડહાપણપૂર્વક પહેલેથી જ જર્મની સાથે મીઠો સંબંધ રાખી હિટલર સત્તામાં આવતાં એનું નેતૃત્વ સ્વીકારવાને લીધે ઝેકોસ્લોવેકિયાના ટુકડા કરતી વખતે એ બંને દેશોને પણ થોડો ભાગ હિટલરે મેળવી આપ્યો. જ્યારે છેક વર્સેલ્સ કરારનામાના વખતથી ફ્રાંસના પ્રભાવક્ષેત્રની માયાજાળમાં સપડાનાર ઝેકોસ્લોવેકિયાને, મદદની સંધિ હોવા છતાં ચીરફાડ થવા દેવામાં ફ્રાંસે હાથ આપ્યો ! રૂમાનિયા, જ્યુગોસ્લેવિયા, ટર્કી વગેરે રાષ્ટ્રો આ જાતની દલીલની પરિસ્થિતિનાં ભોગ થઈ પડ્યાં છે. આને લીધે હવે એમના રાજકર્તાઓએ પોતાની પરદેશનીતિ, ફ્રાંસ, ઇંગ્લાંડ તરફ નહિ પણ રોમ-બર્લિન ધરી તરફ સ્પષ્ટપણે ફેરવી નાખી છે. યુરોપનાં નાનાં રાષ્ટ્રો લીગને પણ એટલા જ માટે વફાદાર રહીને સામુદાયિક સલામતીનું ધોરણ જાળવી રાખવા મથતાં હતાં. ફ્રાંસ, ઈંગ્લાંડ જેવાં મહારાજ્યોના જૂથમાં જોડાવામાં પણ એમનો આત્મરક્ષણ ને સલામતીનો જ હેતુ હતો. કોઈ પણ બળવાન રાજ્યના જૂથમાં ભળ્યા સિવાય વિરોધી મહારાજ્યની ભરખાઉ નીતિમાંથી બચવાનો એમને બીજો કોઈ આરો જ નહોતો. આ સ્થિતિમાં એબિસીનિયા સાથે ઇટલીની લડાઈ પછી તરત ફેરફાર થવા પામ્યો. નાનાં રાજ્યોએ જોઈ લીધું કે કોઈ પણ મહારાજ્ય કે રાજ્યો, નાનાં રાજ્યોને બચાવવા માટે યુદ્ધ ખેડવા સુધી તૈયાર થાય એમ નથી. રાષ્ટ્રસંઘ એમને એમ કરાવી શકે એમ નથી. સામુદાયિક સામનો ને સલામતીને એશિયા કે આફ્રિકા પૂરતાં ૧૯૩૫માં

દફનાવી દેવામાં આવ્યાં; છતાં યુરોપીય લઘુ રાજ્યોને એવો ભ્રમ હતો કે યુરોપમાં તો મહારાજ્યો સત્તાતુલા–Balance of Powers–ના પોતાના લાભને ખાતર પણ એ ધોરણ જાળવી રાખશે. યા તો ઈટલી કે જર્મની જેવાં હુમલાખોર રાજ્યોને અતિબળવાન થઈ જતાં અટકાવવા પૂરતાં પણ નાનાં રાજ્યોની કુમકે આવશે. સ્પેનમાં જનરલ ફ્રેંકોનાં ફાસિસ્ટ બળવાને ખુલ્લેખુલ્લો ટેકો આપવાનું કાર્ય ઈટલી અને જર્મનીએ કરવા છતાં એનો સામનો કરવા ફ્રાંસ કે ઈંગ્લાંડ તત્પર ન થયાં ત્યારથી નાનાં રાજ્યોનો પોતાને વિશેનો ભય વધતો ગયો. ઑસ્ટ્રિયાને નાબૂદ થવાનો વખત આવ્યો એટલે એમણે સ્પષ્ટપણે જોઈ લીધું કે, ઈટલી અને જર્મનીના પંજામાંથી એમને બચાવવા મહારાજ્યો તૈયાર નથી. ઝેકોસ્લોવેકિયાના દાખલાએ એમની કાયમ માટે આંખ ઉઘાડી.

### મધ્ય યુરોપમાં જર્મન સ્વામીત્વ

બીજી બાજુ હિટલર કે મુસોલિનીને કોઈ પણ નાના રાજ્ય તરફ ગરજાળુની સ્થિતિ રહી નથી. ગરજ તો ઊલટી એમની વધી પડી છે. એટલે હવે ખાસ કરીને મધ્ય ને પૂર્વ યુરોપી રાજ્યો હિટલરની શરતે જર્મની સાથે ભાઈબંધી કેળવવા ઉત્સુક થઈ રહ્યાં છે. આથી એમનું આર્થિક આધિપત્ય જર્મનીને ચરણે એમને સોંપવું પડે એમ છતાં એમને માટે બીજો કોઈ માર્ગ રહ્યો નથી. ફ્રાંસની મૂડી કે બ્રિટનના વેપાર માટે હવે એ પ્રદેશમાં બારણાં વસાઈ ગયાં છે. અને એ સાથે જર્મનીની સાપેક્ષ આર્થિક સદ્ધરતા વધી છે. આગામી વરસોમાં જર્મન આર્થિક વર્તુળમાં આખો મધ્ય ને પૂર્વ યુરોપ આવી જવાનો. ફ્રાંસ અને ઈંગ્લાંડનું યુરોપીય ને જગતવર્ચસ્વ આથમી ગયું છે. હેન્રી ૮માના પરદેશમંત્રી થૉમસ વુલ્સીએ ઇંગ્લાંડને માટે યુરોપમાં ગ્રહણ કરેલ સત્તાતુલા—Balance of Powers—ની સૈકાઓ સુધીની ગૃહિત નીતિનો ચેમ્બરલેઈનપ્રણિત બ્રિટિશનીતિએ એકદમ ત્યાગ કરી દીધો છે. અને તે પણ યુરોપીય શાંતિ–Appeasement ને ખાતર! આ શાંતિનો ચેમ્બરલેઈનપ્રચારિત ખ્યાલ કેટલો ભ્રામક ને ટૂંકદૃષ્ટિવાળો છે એનું વિવરણ કરતાં પહેલાં મ્યૂનિચ કરારનામું ફ્રાંસ અને બ્રિટનને માટે કરેલું આત્મઘાતક છે એ જોઈ લઈએ.

### યુરોપમાં ફેરફાર

"મ્યૂનિચ કરારનામાના પરિપાક રૂપે જે ફેરફાર થવા પામ્યા છે એ બહુ ગંભીર અને દૂરગામી છે, અને એનો સાચો તાગ આપણે જેટલો વહેલો કાઢી શકીએ એટલું લાભમાં છે. સમસ્ત મધ્ય ને દક્ષિણ–પૂર્વ યુરોપમાં બ્રિટિશ અને ફ્રેંચ લાગવગને સ્થાને જર્મન લાગવગે જમાવટ કરી છે, અને એ ભવિષ્યમાં ક્યાંસુધી વિસ્તરશે એ હમણાં કોઈથી કહી શકાય એવું નથી. એ ગમે તેમ હો, પણ બ્રિટનની વ્યાપાર વિષયક સ્થિતિ ને સ્થાનને એણે ભારે ફટકો માર્યો છે, જે દૂરના પૂર્વમાં–ચીનમાં–તો સીનો-જાપાનીઝ વિગ્રહને કારણે ધરાશાયી થઈ ગયો છે. જગતના વ્યાપારમાં પોતાની વાસ્તવિક સ્થિતિનો હિસાબ કરવાની બ્રિટિશ પ્રજાને થોડા જ વખતમાં ફરજ પડવાની છે એમાં શંકા નથી. આ ઉપરાંત જે બજારો બ્રિટનને પ્રાણરૂપ છે ત્યાં એમની નષ્ટ થતી જતી દશા અટકાવવા માટે પણ પગલાં લેવાની એમને ફરજ પડવાની.

બચાવ–લશ્કરી રક્ષણ–ના સંબંધમાં પણ આ એટલું જ સાચું છે. ન ગમતી શક્યતાઓને અવગણવી એ આજે વિઘાતક થઇ પડે એમ છે. અને એ બાબતની તો કોઈ ના પાડી શકે એમ નથી કે ભવિષ્યની વિગ્રહી અથડામણમાં ફ્રાંસ અને બ્રિટનને સંપૂર્ણપણે

પોતાના જ બળને આધારે નભવું પડશે. આ શક્તિને જો પૂરેપૂરી રીતે સંગઠિત અને વિકસિત કરવામાં આવે તો આજે પણ બહુ જરૂરી છે. પણ આજે ભયપ્રદ વસ્તુ તો એક વાર ભયને દૂર કર્યા પછી હવે બધું બરાબર છે ને ભયને સ્થાન નથી એમ માનવાની વૃત્તિ પેદા થઈ છે એ છે."

*જંગલનો કાયદો*

ઉપલા શબ્દોમાં બ્રિટનના માજી પરદેશમંત્રી, જેને પરદેશકચેરી અને બ્રિટિશ સત્તાની ગલીકૂંચીઓનો વ્યક્તિગત અનુભવ છે એઓ મ્યૂનિચ કરારનાં પરિણામો અને એ કરારને અસ્તિત્વમાં લાવનાર ચૅમ્બરલેઈનની નીતિની નિરર્થકતા બતાવે છે. હિટલર અને મુસોલિની બ્રિટન અને ફ્રાંસના સામ્રાજ્યવાદી હરીફો ને વિરોધીઓ છે એ સ્વતઃસિદ્ધ વસ્તુ છે. આ વિરોધને મટાડવાને ચેમ્બરલેઈનનો પ્રયત્ન છે એમ એઓ વારંવાર જાહેર કરે છે. ચર્ચા, વિરોધીને સમજવાનો પ્રયત્ન કરતું દૃષ્ટિબિંદુ, સમાધાનવૃત્તિ, બાંધછોડ કરવાની તૈયારી વગેરેને લીધે આંતરરાષ્ટ્રીય પ્રશ્નોનું નિરાકરણ કરવાનો પોતાનો પ્રયત્ન છે અને એ રીતે ગમે તેટલા વિરોધો પણ મટાડી શકાય એવી પોતાની માન્યતા હોવાની એમણે આમની સભામાં ઘણીવાર જાહેરાત કરી છે. બ્રિટિશ વડાપ્રધાનની આ માન્યતા નિખાલસ હશે એમ માની લઈએ તો પણ, એ માન્યતાજનિત નીતિ સમસ્યાઓનો ઉકેલ આણી શકે એમ નથી. રાષ્ટ્રસંઘ એ માન્યતાના પાયા ઉપર જ રચાયો હતો અને એ નિષ્ફળ ગયો છે એમ બ્રિટિશ વડાપ્રધાને પોતે જ કહ્યું છે. જીનિવા નહિ પણ રોમ ને બર્લિન તરફ નજર નાખીને જ યુરોપિયન શાંતિ સ્થાપવી આજની પરિસ્થિતિમાં શક્ય છે એમ પણ એમણે જ કહ્યું હતું. માટે તો વડાપ્રધાન થયા પછી એમણે જીનિવા તરફ પૂંઠ ફેરવી નાખી, રોમ બર્લિન તરફ બ્રિટિશ અભિમુખતા કેળવી; અને એમ કરવાની ના પાડનાર પરદેશમંત્રી ઍન્થની ઍડનને રજા આપી. ચર્ચા અને બાંધછોડવૃત્તિથી અથડામણોનો નિકાલ લાવવાનો રાષ્ટ્રસંઘનો સિદ્ધાંત નિષ્ફળ ગયો તો એ જ સિદ્ધાંતનો આચાર બ્રિટિશ વડાપ્રધાન કરાવી શકશે? અને એ સિદ્ધાંત એટલા માટે નિષ્ફળ ગયો હતો કે મહારાજ્યો પોતાના પ્રાણરૂપ અન્યાયી હિતસંબંધોમાં સમાધાનવૃત્તિથી બાંધછોડ કરવા તૈયાર નહોતા. જાપાન, ઈટલી, અને જર્મની દરેક મહારાજ્ય જે રાષ્ટ્રસંઘમાં હોવા છતાં પોતાના સામ્રાજ્યવાદી સ્વાર્થો અને શક્તિ વધારવા માટે બાંધછોડ કે ચર્ચાના સિદ્ધાંતને સ્વીકારવા તૈયાર નહોતાં. પરિણામે આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં કાનૂનના અમલ—Rule of the Law-ને સ્થાને જંગલના કાયદાએ સ્થાન જમાવ્યું. રાષ્ટ્રસંઘ એના લગભગ અઢાર વર્ષના અસ્તિત્વ દરમ્યાન જે નહોતો કરી શક્યો એ બ્રિટિશ વડાપ્રધાનને કરવું છે! સમાધાનવૃત્તિ ને ચર્ચાથી આંતરરાષ્ટ્રીય વાંધાભર્યા મુદ્દાઓનો નિકાલ બે રીતે થઈ શકે: બંને પક્ષ પોતાના સ્વાર્થને સમસ્તના લાભમાં સારા પ્રમાણમાં જતો કરવા તૈયાર થાય; યા તો એમાંથી એક પક્ષને મને કે કમને પૂરેપૂરું નમતું જોખવું પડે. પહેલી રીત અખત્યાર કરવાથી કાયમી ને ન્યાયી શાંતિની ભૂમિકા તૈયાર થાય. બીજી રીતથી માત્ર કોઈ પણ ચાલુ અન્યાય, સ્વાર્થ કે વાંધાભર્યો મુસદ્દો ચાલુ એક પક્ષના નમવાથી ચાલુ રહે છે અથવા તો એને સ્થાને બીજો અન્યાય, બીજો સ્વાર્થ કે વાંધાભર્યો મુસદ્દો, જોરાવર પક્ષના લાભમાં અસ્તિત્વમાં આવે છે ને શાંતિ ચાલુ રહે છે ખરી, પણ ન્યાયના ધોરણ ઉપર મૂકાતી નથી કે નથી એને માટેની પરિસ્થિતિ અસ્તિત્વમાં આવતી; માત્ર ચાલુ અન્યાયી શાંતિને મહાપરાણે નભાવી રાખી રહેલ પક્ષ, વિપક્ષને ઉથલાવી પાડીને પોતાના લાભની શરતો ગોઠવાવી દઈ શકાય એટલી લશ્કરી

શક્તિની, કે બીજી પરોક્ષ પરિસ્થિતિ પેદા થવાની રાહ જોતો બેઠો હોય છે એટલું જ. મહાયુદ્ધ પછી વર્સેલ્સના કરારનામાએ હારેલા જર્મન પક્ષને નબળા પક્ષના ત્રાજવામાં મૂક્યો અને ફરજિયાત શાંતિ ( વિજેતાઓના લાભમાં )ની સ્થાપના થઈ. મ્યૂનિચ કરારથી યુદ્ધ કર્યા વિના જ વિજેતા જર્મન પક્ષના લાભમાં અન્યાયી શાંતિની સ્થાપના કરવામાં આવી. એમાં ઝેકોસ્લોવેકિયાનો ભોગ અપાયો; અને ફ્રાંસ અને બ્રિટને પોતાની સાપેક્ષ નબળાઈ—Relative weakness–નો સ્વીકાર કર્યો.

### બ્રિટિશ મજબૂરી

પ્રતિપક્ષીની ગમે તેવી માગણીઓનો સંપૂર્ણ સ્વીકાર કરીને શાંતિ જાળવી રાખવાનો પ્રયાસ એ વર્તુળને ચોરસ કરવાના પ્રયાસ જેવું છે. બ્રિટિશનીતિ વર્તુળને ચોરસ કરવાના પ્રયત્નમાં લાગી ગઈ છે. વર્તુળને એ ચોરસ તો નથી જ કરી શકતી; પરંતુ એમ કરવાના પ્રયત્નને લીધે એ પોતે વર્તુળની વાડમાં ઘેરાતી જાય છે. એક વાર મોટા ઢાળ ઉપર વિરોધીને તમે, એની સાથે આથડવું પડે એ બીકથી ઊંચે સ્થાને મૂકો અને તમે ઢાળની દિશામાં એના તરફ ઊભા રહો એટલે તમને ધક્કો મારીને ગબડાવી મૂકવાની એની શક્તિમાં સ્થળની ઢોળાવવાળી સ્થિતિને લીધે ઘણો વધારો કરી આપો છો એ તદ્દન સ્પષ્ટ વસ્તુ છે. મ્યૂનિચ કરારે બ્રિટને, જર્મનીને ઢાળની ઊંચી બાજુએ મૂકી દીધું છે ને પોતે નીચલી બાજુએ મૂકાઈ ગયું છે. હવે પરિસ્થિતિ એવી થઈ ગઈ છે કે આગામી એકેએક કટોકટીમાં જર્મનીના ધક્કાથી નીચે ફેંકાઈ જવાની બીકે એકેએક આંચકે બ્રિટનને નીચા ખસતા જવું પડશે. આથી જ કેટલાક દૂરદર્શી બ્રિટિશ ટોરીઓ પણ મ્યૂનિચ કરારની ભાવિ અસરથી સમસમી ઊઠ્યા છે.

મ્યૂનિચ કરારથી બ્રિટિશનીતિ જો ઘણા લાંબા કાળ સુધી હિટલર–મુસોલિનીને સંતોષી શકી હોત તો પણ એણે સારી ફતેહ મેળવી ગણાત, અલબત્ત, એક નાના રાષ્ટ્રને ભોગે. પણ એવું પણ બન્યું નથી. યુરોપમાં પોતાની મુરાદ બર આણવાની પૂરી સરળતા ઊભી કરીને મ્યૂનિચ પછી તરત જ હિટલરે સંસ્થાનો પાછાં મેળવવાની માગણી જાહેર કરી દીધી છે. જર્મનીનાં મોટા ભાગનાં સંસ્થાનો ઈંગ્લૅંડ અને સામ્રાજ્યના બીજા સભ્યોના હાથમાં ગયાં છે. હવે એ સંસ્થાનો મેળવવા માટે હિટલર મ્યૂનિચ કરારને લીધે વધારે બળવાન થઈને કટિબદ્ધ થયો છે. બ્રિટિશ પ્રધાનમંડળ આ માગણીનો નિવેડો શી રીતે લાવશે ? ચર્ચાથી ? બાંધછોડ કરીને ? અને બાંધછોડ પણ કયા પ્રકારની ? બધાં જ સંસ્થાનો હિટલરને સોંપી દેવાની બાંધછોડ ? કદાચ પોતાના ભેરુ હિટલરને હજી વધારે રાજી રાખવા ખાતર બ્રિટન પોતાનાં સંસ્થાન આપવાની સમાધાની કરીને શાંતિ જાળવવાનું પુણ્યકાર્ય કરે ! પણ ઑસ્ટ્રેલિયા ને દક્ષિણ આફ્રિકા પોતાનાં સંસ્થાનો સોંપી દેવાની ના પાડે તો ? અને એ બંને દેશોની સરકારે એ બાબતનો નકારસૂચક જવાબ તો આપી જ દીધો છે. જનરલ સ્મટ્સે તો વિગ્રહને ભોગે પણ સંસ્થાનો ન આપવાની હમણાં જ જાહેરાત કરી છે. આ સંજોગોમાં બ્રિટન શું કરશે ? સામ્રાજ્યના ભાગો સામે, હિટલરને યુદ્ધમાં ઊતરવા દેશે ? તો શાંતિની સ્થાપના ક્યાં જશે ? સામ્રાજ્યના ભાગો યુદ્ધમાં ઊતરે એ સ્થિતિમાં બ્રિટન તટસ્થ રહેશે ?

માની લઈએ કે સંસ્થાનો પણ હિટલરને વિના યુદ્ધે ( જેનો સંભવ નથી ) સોંપી દેવામાં આવે. તો પણ શાંતિ સ્થાપવી શક્ય નથી. એ સ્થિતિમાં આખું સામ્રાજ્ય તૂટી જાય તો બ્રિટિશ વેપારનું શું ? સંસ્થાનો મળ્યા પછી તરત જ જર્મન સામ્રાજ્યના બચાવ ને

રક્ષણ માટે જર્મન નૌકાદળ વધારવાની જરૂર પણ ઊભી થશે. તે વખતે આજના એંગ્લો-જર્મન નૌકાકરારમાં જર્મનીએ સ્વીકારેલ બ્રિટિશ નૌકાદળના ૩૫%ની જર્મન નૌકાદળની મર્યાદામાં ફેરફાર કરાવવા હિટલર તૈયાર થશે. પછી તો જર્મની, બ્રિટિશ કાફલાની બરોબરી કે સરસાઈ કરતા કાફલાની તૈયારી કરવા કટિબદ્ધ થશે. બ્રિટિશ દરિયાઈ વર્ચસ્વ ત્યારે ક્યાં જશે? બ્રિટન ના પાડશે તો હિટલર વિગ્રહ કરવા તૈયાર થશે. અને તે વખતે તો વિગ્રહ કરવાની બ્રિટનની શક્તિ ક્યાંયે ઘટી ગઈ હશે.

આમ નમતું જોખવાની ચેમ્બરલેઈનની નીતિ બ્રિટન કે સામ્રાજ્યનાં લાંબા હિતો કે સ્વાર્થોની અક્ષતતા ટકાવવામાં નિષ્ફળ નિવડવાની. અને વહેલે મોડે પણ જર્મની સામે ચેમ્બરલેઈનની કે એના અનુગામી વડાપ્રધાનની સરકારને વિગ્રહી હિસાબ કરવો જ પડવાનો. બ્રિટિશ સામ્રાજ્યનું જર્મની, બિસ્માર્કના વખતથી અનિવાર્ય હરીફ કે દુશ્મન થઈ ચૂક્યું છે. એ બાબતમાં મૈત્રી કે સમાધાન એક યા બીજા પક્ષને ભોગે જ શક્ય થઈ શકે એમ છે. આમ હોવા છતાં આજની બ્રિટિશનીતિ જર્મની સાથેની ભાવિ અથડામણમાં સફળ સામનો કરવાની પોતાની શક્તિ ઘટાડવાનું ને હિટલરના જર્મનીની શક્તિનો વિસ્તાર કરવાનું જ કાર્ય કરી રહી છે. વર્તમાન બ્રિટિશ પરદેશનીતિના મોટા ભાગના વિરોધીઓ આ જ મુદ્દા ઉપર વિરોધ કરે છે.

### બળાત્કારનું પ્રાબલ્ય

હિટલર-મુસોલિની સાથે સમાધાન કરવા માગતા બ્રિટિશ પ્રધાનમંડળના ખ્યાલ બહાર આ મહત્ત્વની વસ્તુઓ રહી ગઈ છે એમ નથી. આજે ન્યાય ને ભાઈચારાનું સ્થાન આંતરરાષ્ટ્રીય રાજકારણમાં લશ્કરી બળાત્કાર ને હુમલાખોર નીતિએ લીધું છે એ વાત તો બ્રિટિશ પરદેશમંત્રી લોર્ડ હેલિફેક્સ પણ કહે છે. "લશ્કરીબળના વાદે આંતરરાષ્ટ્રીય રાજકારણમાં સ્થાન જમાવ્યું છે એ સમજવું મુશ્કેલ નથી. રાષ્ટ્રો વચ્ચે પરસ્પર વિશ્વાસ ને ભાઈચારાના મુક્ત વિકાસના રસ્તામાં આ વાદ જ મોટામાં મોટી આડખીલીરૂપ છે. પરસ્પર વિશ્વાસ વિના રાષ્ટ્રો એક ભયંકર કટોકટીમાંથી બીજી કટોકટીમાં ઘસડાયા કરવાનાં. પણ આપણે, જે વસ્તુઓને મહત્ત્વની માનીએ છીએ એને સફળ કરવા માટે બળજબરીના વાદનો રોગ ગ્રહણ કરવા માગતા નથી. બળજબરીનો સામનો કરવા માટે આવશ્યક એટલા બળથી વધારે બળનો વાપર ન કરવાનો પ્રયત્ન કરીને જ આપણે માનવ જાતને પીડી રહેલ બળજબરીના દાનવને હાંકી કાઢી શકીશું." લોર્ડ હેલિફેક્સના આ વિચાર સાગે ભાગે જ કોઈ શાંતિવાદી વાંધો ઉઠાવી શકે. મ્યૂનિચ કરારનામાનો બચાવ કરતાં એમણે ઉપલા ઉદ્ગારો કાઢેલા. પણ કોઈ એમ કહી શકે ખરું કે મ્યૂનિચ કરારે ગાજેલી વસ્તુની સિદ્ધિ માટે બળજબરી વાપરવાની ફાસિસ્ટ રીતમાં જરા પણ સુધારો કર્યો છે? કે રાષ્ટ્રો વચ્ચે પરસ્પર વિશ્વાસની લાગણી પેદા કરી છે? અથવા ભવિષ્યમાં એવી લાગણી પેદા થઈ શકે એમ છે? જો એમ હોય તો ઝેકોસ્લોવેકિયાની ચીરફાડમાં બળજબરી નહોતી? સંસ્થાનોની વહેંચણીમાં ફરી પાછો બળજબરીનો સિદ્ધાંત લાગુ પાડવામાં નહિ આવશે? સ્પેનિશ આંતરવિગ્રહમાં જર્મની અને ઇટલીને પ્રજાસત્તાક ઉપર બળજબરી કરતાં બ્રિટનની શુભ દરમ્યાનગીરી અટકાવી શકે એમ છે? સમસ્ત જર્મનીમાં ચાલી રહેલ યહૂદીઓ ઉપર વરસતું અધ્યયુગની યાદ આપતું નાત્સી દમન, મ્યૂનિચ પછી વધતા કેમ પામ્યું છે? મ્યૂનિચના કરારનામાએ બળજબરીને સ્થાને શુભદિલીનો સિદ્ધાંત પ્રસ્થાપિત કરવાની વાત તો

બાજુએ રહી; પણ હવે પછી ઘણા મોટા પાયા ઉપરની લશ્કરી બળજબરીના અમલ અને કદાચ વિજયના બનાવોને સરળ કરી આપવાનું કાર્ય કર્યું છે. સંસ્થાનોના પ્રશ્નના સેટલમેંટની તાણાતાણીમાં એ પરિસ્થિતિ આપણે જોઈશું.

### લોકશાસનનું દફન

ડૉ. પૉલ આઇન્ઝીગે, હિટલર સત્તામાં આવ્યા પછી છેલ્લાં પાંચ વર્ષમાં મધ્ય ને પૂર્વ યુરોપમાં એણે જમાવવા માંડેલ જર્મન આર્થિક પ્રભુત્વને 'રક્તવિહીન આક્રમણ (Bloodless invasion)' કહ્યું છે. મ્યૂનિચ કરારનામાએ જર્મનીના એ પ્રદેશના રક્તવિહીન રાજકીય આક્રમણને મોકળું કરી આપ્યું છે. હવે હિટલરની નીતિ યુરોપીય નાનાં રાષ્ટ્રોના આંતરિક વહીવટમાં પણ ડખલ કરતી થઈ ગઈ છે. ઝેકોસ્લોવેકિયાના પ્રમુખપદેથી એણે ડૉ. બેનેસ જેવા સમર્થ રાજપુરુષને દૂર કરાવ્યો. રૂમાનિયા, હંગરી, જ્યુગોસ્લેવિયા, પોલાંડ, લિથુઆનિયા વગેરે રાજ્યોમાં પણ હિટલર ફાસિસ્ટ પક્ષી વર્ગોને સત્તા ઉપર આણવા કે સત્તાવાળા વર્ગને એ ટકાવી રાખવા માગે છે. એને બીજું કોઈ રાષ્ટ્ર અટકાવી શકે એમ પણ નથી; કારણ કે ફ્રાંસ અને ઈંગ્લેંડે એને પૂર્વ યુરોપના દરવાજા ખોલી આપ્યા છે.

આની રાજકીય અસર, લગભગ એકેએક રાજ્યમાં યુરોપમાં લોકશાસનને પદચ્યુત કરવામાં થઈ રહી છે. ફ્રાંસ અને ઈંગ્લેંડમાં પણ લોકશાસન મર્યાદિત થતું જવાનું. કારણ કે એ બંને દેશોનો સત્તાધીશ વર્ગ કોઈ પણ ભોગે હિટલરને રાજી રાખવા પ્રયત્નશીલ રહેશે. આથી એક વાર તો કદાચ સમસ્ત યુરોપમાં ફાસિસ્ટ એકહથ્થુવાદના જુવાળ ચઢવાના. લોકશાસનવાદી જનતાનું પ્રાબલ્ય ઘટતું જવાનું. એમનું સંગઠન પણ તૂટતું જવાનું. હવે યુરોપીય રાજકારણના આંતરબાહ્ય કોયડાઓમાં કટોકટીનું અને બળજબરીનું પ્રાબલ્ય એટલું બળવત્તર થવાનું કે લોકશાસનવાદી પદ્ધતિએ, એટલે કે, જનતા અને જનતાના પ્રતિનિધિઓની સંમતિથી તે લાંબી ચર્ચાઓ ને વાદ પ્રતિવાદને ધોરણે એનો નિકાલ લાવવાનું અશક્ય બનવાનું. એ કોયડાઓ એટલો ઝડપી ને એકમતી નિકાલ માગવાના કે લોકશાસનની ઢબસબથી એનું સમીકરણ અશક્ય થઈ જવાનું. આ ઉપરાંત ફાસિસ્ટ પદ્ધતિની એટલી પ્રતિષ્ઠા વધી રહી છે કે એ આગામી પ્રત્યાઘાતી યુગની પ્રચલિત રાજકીય ફિલસૂફી થઈ પડવાની. બળજબરી, અન્યાય અને પ્રત્યાઘાતની જેટલી પ્રતિષ્ઠા ને લશ્કરી તાકાત વધારે એટલી એની નસ્યતખોરી પણ વધારે વ્યાપક બને છે. અને પ્રતિપક્ષે, ઉદારમતવાદ, વિચાર ને વાણીસ્વાતંત્ર્ય, લોકશાસન ને શાંતિવાંછુ બળોનું સંગઠન તૂટતું જવાનું. વર્તમાન સમાજશાસનની આ એક વિષમ સમસ્યા છે. પ્રત્યાઘાત ને સરનશાની એ બળજબરી ને યુદ્ધોનો વર્તમાન સમાજ સ્થિતિમાં ચોક્કસ પરિપાક છે. એટલે જ બર્ટ્રાન્ડ રસેલ જેવા સમર્થ તત્ત્વવિવેચકે આધુનિક રાજકારણની સમીક્ષા કરતાં કહ્યું છે કે "Modern wars, on modern scales, produce such a condition in which Democracy is impossible and Dictatorship is inevitable."

'સરમુખત્યારી અનિવાર્ય છે' એવી સ્થિતિ વ્યાપક થતી જાય છે. સરમુખત્યારીનાં સમાજઘાતી પરિણામો પણ આથી અનિવાર્ય થઈ પડે છે. મ્યૂનિચ કરારનામું એ રીતે એક મહાન ઐતિહાસિક સીમાચિન્હ થઈ પડશે.

### ચતુર્રાષ્ટ્ર કરાર

૧૯૩૫માં જર્મની સાથે નૌકા-કરાર કર્યા પછી બ્રિટનની નીતિનું પ્રગટ અપ્રગટ વલણ પશ્ચિમ યુરોપનાં ચાર મહારાજ્યો—બ્રિટન, ફ્રાંસ, ઇટલી અને જર્મની—વચ્ચે ચતુર્રાષ્ટ્ર

શાંતિકરાર કરવા તરફ રહ્યું છે. ફ્રાંસને જર્મનીની કાયમી બીક હોવાથી અત્યાર સુધી આ કરારની સિદ્ધિના કાર્યમાં બ્રિટનનો એણે વિરોધ જારી રાખ્યો હતો અને સોવિયેટ રશિયા અને ઝેકોસ્લોવેકિયા, રૂમાનિયા ને જ્યુગોસ્લેવિયા ને પોલાંડ સાથે મળીને મધ્ય યુરોપમાં જ જર્મની વિરુદ્ધ પાનાની લાગવગ ચાલુ રાખવાનો એણે પ્રયત્ન કર્યો હતો. ફ્રાંસના આ પ્રયત્નમાં પોલાંડને જર્મનપક્ષી કરી નાખી હિટલરે સત્તામાં આવતાં જ મોટું વિઘ્ન નાખ્યું હતું. ત્યારબાદ ઇટલી સાથે ગાઢ મૈત્રી સર કરીને ફ્રાંસ વિરુદ્ધ બળ જમાવવાનો અને છેવટે એને નબળું પાડી નાખી બ્રિટનની મદદથી ચતુર્રાષ્ટ્ર કરારમાં જોડાવાની ફરજ પાડવાની હિટલર તૈયારી કરી રહ્યો હતો. ઓસ્ટ્રિયા ને ઝેકોસ્લોવેકિયાને ફ્રાંસથી છૂટું પાડવામાં બ્રિટનના વલણથી હિટલર હવે એ પ્રયત્નમાં ફાવી શક્યો છે. બ્રિટને આજ સુધી હિટલરને આપેલા ટેકાના બદલા તરીકે ચતુર્રાષ્ટ્ર કરારમાં બ્રિટિશ સામ્રાજ્યનાં હિતો અક્ષત રાખવાની અને બ્રિટનને લાગતા વળગતા બધા જ મુદ્દાઓનો વાટાઘાટથી જ નિકાલ કરવાની સંધિ હાલની બ્રિટિશ સત્તા હિટલર સાથે કરવા ઇંતેજાર છે. હિટલર આ કબૂલાત પ્રમાણે કરાર કરવા તૈયાર થાય તો એની મધ્ય યુરોપીય મહત્વાકાંક્ષામાં પોતે જરા પણ આડખીલી મૂકશે નહિ અને ફ્રાંસને પણ ત્યાંથી ખસી જવાની પોતે ફરજ પાડશે એ જાતની વળતર બાંહેધરી બ્રિટન આપે એટલે કે બ્રિટન અને ફ્રાંસ કોઈ પણ યુરોપીય યુદ્ધમાં તટસ્થ જ રહે. આ હેતુસિદ્ધિ માટે બ્રિટને છેલ્લાં પાંચ વર્ષથી હિટલરને રીઝવવા પ્રયત્ન કર્યો છે; કારણ કે બ્રિટિશ સામ્રાજ્યની અક્ષતતા એંગ્લો-જર્મન મૈત્રી ઉપર જ ટકી શકે એમ છે. તો જ મધ્ય સમુદ્રમાં મુસોલિનીને પણ પહોંચી શકાય.

### હિટલરની બાંહેધરી

હિટલર આ બાંહેધરી આપવા જરૂર તૈયાર છે. એની નીતિનું પ્રધાનસૂત્ર એ જ રહ્યું છે કે ફ્રાંસ અને બ્રિટનને યુરોપથી અલગ કરી પોતે સમસ્ત યુરોપના સ્વામી બનવું. પરંતુ એને બ્રિટિશ અને ફ્રેંચ સામ્રાજ્યમાંથી પોતાનાં સંસ્થાનો પાછાં મેળવવાની લાલચ લાગી છે. આ ઉપરાંત બ્રિટિશ સામ્રાજ્યના વેપારમાં જર્મનીનો વધારે હિસ્સો મેળવવાની એની ઈંતેજારી છે. આ બે બાબતમાં પોતાના લાભમાં ચેમ્બરલેઇન મતુ મારી આપે તો 'મ્યૂનિચમાં જે શાંતિના પાયા નંખાયા છે એનાં ભારે પરિણામો નીપજાવી શકાય.' (લૉર્ડ હૅલિફેક્સના શબ્દો).

### આગામી મધ્યસ્થ કોયડો

આથી ૧૯૩૯ના જગત રાજકારણનો મધ્યસ્થ કોયડો જર્મની વિ. ફ્રાંસ-બ્રિટનનો બનશે. સંસ્થાનોની બાબતમાં હિટલર સાથે કેટલે અંશે બાંધછોડ કરવી એ ખુદ ચેમ્બરલેઇનના હાથની વાત નથી. જો રશિયાના નિરંતર વધતા જતા બળ સામે જર્મનીને કોઈ પણ ભોગે મજબૂત બનાવવાની અને એ રીતે બોલ્શેવિઝમનો સફળ સામનો ફ્રાંસ અને બ્રિટનમાં કરવાની ચેમ્બરલેઇનની દાનત હશે તો એ સંસ્થાનોના પ્રશ્ન બાબતમાં હિટલરને છૂપી રીતે બ્રિટન વિરુદ્ધ ઉગ્ર ને ઉગ્ર પ્રચાર કરવા સંમતિ આપશે. છેવટે એ પ્રશ્ન માટે યુદ્ધ છેડવા જેટલી હદે હિટલરને જવા દઈ ચેમ્બરલેઇન સામ્રાજ્યના બીજા ભાગોના મક્કમ રાજકર્તાઓને જર્મનીનાં સંસ્થાનો પાછાં સોંપી દેવાની યા તો યુદ્ધે ઊતરવાના વિકલ્પ વચ્ચે પસંદગી કરવાની ફરજ પાડશે. પરંતુ આ મુદ્દામાં બ્રિટન કયું વલણ ગ્રહણ કરશે એનો આધાર રશિયા અને જાપાન વચ્ચેની અથડામણ વિગ્રહરૂપ પકડે કે નહિ એના ઉપર, અને સ્ટેલિનની સત્તા-વિરુદ્ધ ચાલતી ખટપટો આવતે વરસે કેવું રૂપ પકડે એના ઉપર છે.

૨૧-૧૧-૩૮




નાગાબાવા :—લેખક : શ્રી ચન્દ્રવદન મહેતા. કિં. એક રૂપિયો.

જે પ્રદેશ પ્રત્યે કોઈની દૃષ્ટિ જ ન ગઈ હોય, તે પ્રદેશમાંથી પોતાની કૃતિ માટે વસ્તુની વરણી કરવી એ શ્રી. ચન્દ્રવદનની વિશિષ્ટતા છે. ભાઈ બહેનના નિર્મળ પ્રેમને એમણે જ પ્રથમ 'ઇલાકાવ્યો'માં ગ્રેયો. 'આગગાડી'માં એઓ આપણને એક અણુજાણ્યા જ પીડિત વર્ગની સૃષ્ટિમાં દોરી ગયા, અને 'દેડકાંની પાંચશેરી' કે 'અખો' પણ ઉપલા કથનની જ સાક્ષી પૂરશે. અહીં 'નાગાબાવા'માં શ્રી. ચન્દ્રવદન આપણને ભિખારીની સૃષ્ટિમાં લઈ જાય છે. નાટકની પ્રસ્તાવના 'છાંટો દયા'માં લેખક આપણને ભિખારીસૃષ્ટિમાં ડોકિયું કરાવે છે, અને ભિખારી શબ્દને વ્યંગ્યાર્થમાં લઈએ તો સૌ કોઈ ભિખારી છે એમ સૂચવે છે. 'છાંટો દયા'માં લેખક આપણને ભિખારીઓ પ્રત્યે હમદર્દી કે દયા દર્શાવવાનું નથી કહેતા તેનું કારણ આપણને એમના નાટકના એક પાત્ર બાદશાહનાં વચનો દ્વારા જ મળી રહે છે: એ કહે છે કે "પૈસાદારોને ભગવાનમાં શ્રદ્ધા છે એટલે ભિખારીને આટલા પૈસા મળે છે. આપણે (અહીં આપણને જોઈએ) નથી મંદિર કે નથી મસ્જીદ, નથી કરતા પાઠપૂજા કે નથી કરતા સેવા ઉત્સવ, ફક્ત સખીદાતારને જે ધરમમાં શ્રદ્ધા તે પ્રમાણે આપણે ઈશ્વરને ઉભો કરીએ છીએ." આમ એમના નાટકમાં દર્શાવેલું ભિખારીનું માળિયું શાથી પોષાય છે તેનું કારણ આપણને મળી રહે છે. એ પોષાય છે આપણને ઇશ્વર પ્રત્યે શ્રદ્ધા છે તેથી, આપણે ભિખારી પ્રત્યે દયા દર્શાવીએ છીએ તેથી નહિ.

નાટકના નામકરણ વિષે શ્રી. વિજયરાય કહે છે કે "નાગાબાવા" શબ્દ વ્યંગ્યાર્થમાં લેવાનો છે. નાટકના દરેક પાત્રમાં અમુક પ્રકારની નગ્નતા રહેલી છે એવો એમનો અભિપ્રાય છે. પરન્તુ મને તો લાગે છે કે નાગાબાવા શબ્દ એના વ્યંગ્યાર્થમાં નહિ પરન્તુ વાચ્યાર્થમાં જ લેવાનો છે. આ નાટકમાં ભીખનો ધંધો કરીને જે લોકો ચેનબાજી ઉડાવે છે—એમના ભિખારીના માળિયામાં દર્શાવ્યું છે તે પ્રમાણે—તેવા માગણોનું દર્શન આ નાટકમાં કરાવ્યું છે, તેથી આ નાટકને નાગાબાવા નામ આપ્યું હોય એમ લાગે છે. કારણકે પ્રસ્તાવનામાં શ્રી ચન્દ્રવદન કહે છે કે "સામાજિક પરિસ્થિતિને અંગે, ધાર્મિક વિતંડાવાદને અંગે, કે સંકુચિત મનોદશાના ભોગને અંગે અને આર્થિક સંકડામણોને અંગે જેઓને ભિખારીઓનું જીવન ગાળવું પડે છે એવા ભિખારીઓના પ્રશ્નો અને એનું રૂપદર્શન બીજા જ નાટક માટે રાખ્યું છે. આ નાટકમાં તો ભિખારીની વિશાળ સૃષ્ટિનું પડખું જ માત્ર બનાવવામાં આવ્યું છે. એટલે નર્યા ભિખારીઓની વસ્તુગૂંથણી ભવિષ્ય માટે રાખું છું. અહીં તો છે બધા નાગાબાવાઓ." આ ઉતારા પરથી સ્પષ્ટ થશે કે અહીં જે લોકો ભીખ માગીને ચેનબાજી કરે છે તેવા ભિખારીઓનું આ નાટક છે, એટલે વાચ્યાર્થમાં જ ભીખ માગનારાઓનું, અર્થાત્

શાંતિકરાર કરવા તરફ રહ્યું છે. ફ્રાંસને જર્મનીની કાયમી બીક હોવાથી અત્યાર સુધી આ કરારની સિદ્ધિના કાર્યમાં બ્રિટનનો એણે વિરોધ જારી રાખ્યો હતો અને સોવિયેટ રશિયા અને ઝેકોસ્લોવેકિયા, રૂમાનિયા ને જુગોસ્લેવિયા ને પોલાંડ સાથે મળીને મધ્ય યુરોપમાં જ જર્મની વિરુદ્ધ પોતાની લાગવગ ચાલુ રાખવાનો એણે પ્રયત્ન કર્યો હતો. ફ્રાંસના આ પ્રયત્નમાં પોલાંડને જર્મનપક્ષી કરી નાખી હિટલરે સત્તામાં આવતાં જ મોટું વિઘ્ન નાખ્યું હતું. ત્યારબાદ ઈટલી સાથે ગાઢ મૈત્રી સર કરીને ફ્રાંસ વિરુદ્ધ બળ જમાવવાનો અને છેવટે એને નબળું પાડી નાખી બ્રિટનની મદદથી ચતુર્રાષ્ટ્ર કરારમાં જોડાવાની ફરજ પાડવાની હિટલર તૈયારી કરી રહ્યો હતો. ઑસ્ટ્રિયા ને ઝેકોસ્લોવેકિયાને ફ્રાંસથી છૂટું પાડવામાં બ્રિટનના વલણથી હિટલર હવે એ પ્રયત્નમાં ફાવી શક્યો છે. બ્રિટને આજ સુધી હિટલરને આપેલા ટેકાના બદલા તરીકે ચતુર્રાષ્ટ્ર કરારમાં બ્રિટિશ સામ્રાજ્યનાં હિતો અક્ષત રાખવાની અને બ્રિટનને લાગતા વળગતા બધા જ મુદ્દાઓનો વાટાઘાટથી જ નિકાલ કરવાની સંધિ હાલની બ્રિટિશ સત્તા હિટલર સાથે કરવા ઈંતેજાર છે. હિટલર આ કબૂલાત પ્રમાણે કરાર કરવા તૈયાર થાય તો એની મધ્ય યુરોપીય મહત્વાકાંક્ષામાં પોતે જરા પણ આડખીલી મૂકશે નહિ અને ફ્રાંસને પણ ત્યાંથી ખસી જવાની પોતે ફરજ પાડશે એ જાતની વળતર બાંહેધરી બ્રિટન આપે એટલે કે બ્રિટન અને ફ્રાંસ કોઈ પણ યુરોપીય યુદ્ધમાં તટસ્થ જ રહે. આ હેતુસિદ્ધિ માટે બ્રિટને છેલ્લાં પાંચ વર્ષથી હિટલરને રીઝવવા પ્રયત્ન કર્યો છે; કારણ કે બ્રિટિશ સામ્રાજ્યની અક્ષતતા અંગ્લો-જર્મન મૈત્રી ઉપર જ ટકી શકે એમ છે. તો જ મધ્ય સમુદ્રમાં મુસોલિનીને પણ પહોંચી શકાય.

### હિટલરની બાંહેધરી

હિટલર આ બાંહેધરી આપવા જરૂર તૈયાર છે. એની નીતિનું પ્રધાનસૂત્ર એ જ રહ્યું છે કે ફ્રાંસ અને બ્રિટનને યુરોપથી અલગ કરી પોતે સમસ્ત યુરોપના સ્વામી બનવું. પરંતુ એને બ્રિટિશ અને ફ્રેંચ સામ્રાજ્યમાંથી પોતાનાં સંસ્થાનો પાછાં મેળવવાની લાલચ લાગી છે. આ ઉપરાંત બ્રિટિશ સામ્રાજ્યના વેપારમાં જર્મનીનો વધારે હિસ્સો મેળવવાની એની ઈંતેજારી છે. આ બે બાબતમાં પોતાના લાભમાં ચેમ્બરલેઈન સ્તુ મારી આપે તો 'મ્યૂનિચમાં જે શાંતિના પાયા નંખાયા છે એનાં ભારે પરિણામો નીપજાવી શકાય.' (લૉર્ડ હેલિફેક્સના શબ્દો).

### આગામી મધ્યસ્થ કોયડો

આથી ૧૯૩૯ના જગત રાજકારણનો મધ્યસ્થ કોયડો જર્મની વિ. ફ્રાંસ-બ્રિટનનો બનશે. સંસ્થાનોની બાબતમાં હિટલર સાથે કેટલે અંશે બાંધછોડ કરવી એ ખુદ ચેમ્બરલેઈનના હાથની વાત નથી. જો રશિયાના નિરંતર વધતા જતા બળ સામે જર્મનીને કોઈ પણ ભોગે મજબૂત બનાવવાની અને એ રીતે બોલ્શેવિઝમનો સફળ સામનો ફ્રાંસ અને બ્રિટનમાં કરવાની ચેમ્બરલેઇનની દાનત હશે તો એ સંસ્થાનોના પ્રશ્ન બાબતમાં હિટલરને છૂપી રીતે બ્રિટન વિરુદ્ધ ઉગ્ર ને ઉગ્ર પ્રચાર કરવા સંમતિ આપશે. છેવટે એ પ્રશ્ન માટે યુદ્ધ છેડવા જેટલી હદે હિટલરને જવા દઈ ચેમ્બરલેઈન સામ્રાજ્યના બીજા ભાગોના મક્કમ રાજકર્તાઓને જર્મનીનાં સંસ્થાનો પાછાં સોંપી દેવાની આ તો યુદ્ધે ઊતરવાના વિકલ્પ વચ્ચે પસંદગી કરવાની ફરજ પાડશે. પરંતુ આ મુદ્દામાં બ્રિટન કયું વલણ અખત્યાર કરશે એનો આધાર રશિયા અને જાપાન વચ્ચેની અથડામણ વિગ્રહીરૂપ પકડે કે નહિ એના ઉપર, અને સ્ટૅલિનની સત્તા વિરુદ્ધ ચાલતી ખટપટો આવતે વરસે કેવું રૂપ પકડે એના ઉપર છે.

૨૧-૧૧-૩૮

પણ મને તો ભય લાગે છે. ચોથા અંકના પાંચમા દૃશ્યમાં મનુષ્ય-રીંછનો વેષ ધારણ કરીને આવે છે, અને આટલા બધા પ્રેક્ષકોમાંથી કોઈને સંદેહમાત્ર ન જાય એ વાસ્તવિક કે સ્વાભાવિક તો નથી જ લાગતું. અને તખ્તા પર પણ એ દૃશ્ય સફળ નીવડે કે કેમ એ તો ભજવાય ત્યારે ખબર પડે. આ તો નાટકમાં જે દૃશ્યોનો સમાવેશ થયો છે તેને વિષે. હવે જે દૃશ્યો નાટકના વસ્તુવિકાસમાં અને વસ્તુના કલાત્મક નિરૂપણમાં જરૂરનાં હતાં છતાં જેને સ્થાન નથી મળ્યું તેને વિષે. માધવ અને ગોપીના પ્રેમનો વિકાસ વિસ્તારથી તખ્તા પર બતાવ્યો હોત તો સારું થાત. આથી, પ્રથમ તો ગોપી તિલકકુમાર જોડે જે સંબંધ રાખે છે તે ક્યાં સુધી સાંખી શકાય તેની આપણને ખબર પડત. અને બીજું, માધવે જ્યારે ગોપીને એના પિતાના ધંધા વિષેની, ભિખારીના માળિયા વિષેની સર્વ વાત કહી તે સમયની ગોપીની મનોવૃત્તિ, એને એ વાત સાંભળતાં કેવા ભાવો જાગ્યા, એ સમયનું વાતાવરણ, માધવ પ્રત્યે ગોપીના હૃદયમાં પ્રેમનું બીજારોપણ થયું તે સમયનો પ્રસંગ: એ સઘળું જાણવાની આપણી જિજ્ઞાસા સંતોષાત અને એ દૃશ્ય તખ્તા પર આવકારપાત્ર પણ થઇ પડત. બાદશાહના સ્વપ્નને સ્થાને આ દૃશ્ય મૂક્યું હોય તો નાટક વધુ રસદાયી થઈ પડત. અહીં તો લેખક એ પ્રસંગ વીતી ગયા પછી માત્ર સૂચનદ્વારા જ એનો ઉલ્લેખ કરી એ પ્રસંગનું દર્શન આપણી કલ્પના પર જ છોડી દે છે. આ સાથે બીજો પ્રશ્ન એ ઉદ્‌ભવે છે કે ગોપી જે નાટકને અંતે પિતાની વિરુદ્ધ જાય છે તે હિંમત એણે પ્રથમથી જ કેમ ન દર્શાવી? તિલકકુમાર એને ગમતો નહોતો તો પ્રથમથી જ એણે તિલકકુમારનો તિરસ્કાર કર્યો હોત, એની સાથે ફરવાની ના પાડી હોત તો ગોપી અને ગોપીને તિલકકુમાર જોડે પરણાવવાનો આદર્શ સેવતા એના પિતા વચ્ચેના સંઘર્ષણદ્વારા નાટક વધુ રસદાયી અને તાઝગીભર્યું બનત. નાટકના અંતમાં બાદશાહનું મૃત્યુ દર્શાવ્યું છે તે પણ સ્વાભાવિક તો નથી જ લાગતું. કારણકે પ્રથમ તો છેલ્લા પ્રસંગ માટે માધવે બાદશાહને તૈયાર કર્યો છે, કારણ કે અનેક વેળા, ગોપી કદાચ વિરોધ ઉઠાવે, તેનાં સૂચનો માધવે બાદશાહને કરેલાં એટલું જ નહિ, પરન્તુ, બાદશાહ પોતાની જીદને લીધે ગોપીને અન્યાય કરે છે, ગોપીના સુખનો વિચાર નથી કરતા તે પણ સ્પષ્ટ જણાવે છે. આમ પૂર્વે સૂચનો મળ્યા છતાં, જીવનાશા છિન્નભિન્ન થઈ જાય, તેથી સામાન્ય મનુષ્ય ગાંડો બને. પરંતુ, આઘાતો અને જખમો સહી સહીને પીઢ બની ગયેલા, ભિખારી તંત્રનો સર્જક અને સંચાલક પ્રબળ આત્મશક્તિવાળો બાદશાહ મૃત્યુ પામે, અને જાણે કોઈ અજાણ્યો પુરુષ મૃત્યુ પામતો હોય તેમ ગોપી શાંતચિત્તે આ દૃશ્ય જોઈ રહે એટલું જ નહિ પરન્તુ માધવનું હૃદય લાગણીભીનું થાય છે તથાપિ એ પિતાનો તિરસ્કાર કરે, એ અંત અને એ ગોપીનું વર્તન—ગોપીના પાત્રાલેખન જોડે—સુસંગત તો નથી જ. શ્રી ચંદ્રવદન ગમે તે પ્રકારે, નાટકના અંતમાં એક કે વધારે પાત્રોના મૃત્યુથી કરુણતા જમાવવાનો પ્રયત્ન કરે છે—'આગગાડી'નો અંત આ કથનની સાક્ષી પૂરશે—અને તેથી જ અહીં, માધવ અને ગોપીના મંગળ પ્રેમલગ્ન સાથે કારુણ્ય ઉપજાવવા એમણે બાદશાહને દયાજનક રીતે મરતો ચીતર્યો છે. વળી નગરશેઠ, મહંત, તિલકકુમાર, એ સર્વે નરાધમો પૂર્વવત લહેર ઉડાવે, એમને કશું જ દુઃખ ન પડે અને સમાજે જેની અવદશા કરી, જેની અવગણના કરી, તે સમાજ પર વેર લેવાની સ્વાભાવિક વૃત્તિના ગુના માટે બાદશાહને આટલી સજા થાય એ અંત નથી સ્વાભાવિક કે નથી ન્યાય્ય.

આ સાથે બીજો પણ એક પ્રશ્ન ઉદ્ભવે છે કે તિલકકુમાર મહેતનો છોકરો છે એ દર્શાવવાનો નાટકકારનો શો હેતુ હશે? આપણા સમાજનો સડો દર્શાવ્યો છે એ તો ખરું પરંતુ, કદાચ એમ પણ હોય કે બાદશાહ ભલે પૈસાદારને પોતાની પુત્રી પરણે એવી આશા સેવતો હોય પરન્તુ, આખરે તો ભિખારીની પુત્રી ભિખારીને જ પરણવાની છે. અને તેથી જ કદાચ, તિલકકુમાર મહેતનો પુત્ર છે એ વાત બાદશાહને માધવદ્વારા ખબર પડે છે. એમ પણ કદાચ હોય કે માધવ અને ગોપીના લગ્ન થાય અને તિલકકુમાર અને ગોપી પરણે તેમાં વસ્તુતઃ ભેદ કશો જ નથી. કારણકે માધવ અને તિલકકુમાર ભલે ભિખારીના સંતાનો છે.

આખું નાટક એક વેળા હાથમાં લીધા પછી મૂકવું ગમે એમ નથી. પ્રત્યેક પાત્રનું ચિત્ર સુરેખ ઊઠ્યું છે. ભિખારીના માળિયાનું દૃશ્ય તો ખરેખર રસિક વાચન પૂરું પાડે છે. કયાંય નાટકમાં શૈથિલ્ય નથી આવતું, કે પ્રવાહ ખંડિત નથી થતો, અને આરંભથી તે અંત સુધી એક સરખો રસ પડે છે. વાસ્તવિકતાનો અત્યાગ્રહ સુરુચિભંગ પ્રતિ કેવી રીતે ઘસડી જાય છે તેનું ઉદાહરણ નગરશેઠનું એના નોકર પ્રત્યેનું વર્તન પૂરું પાડે છે. આપણે ધારી લઈએ કે એકસામટાં 'હોવા જેવો, ઠોગો, ઘોબો, જંગલી, સાલા' એટલાં વિશેષણો નગરશેઠ વાપરે—જો કે, પાસે વેવાઈ બેઠા હોય ત્યારે તો ન જ વાપરે છતાં—એમ આપણે માની લઈએ તો પણ એ નાટકમાં અરુચિકર તો લાગે છે જ. જીવનમાં તો ઘણુંય બને છે પરન્તુ સાહિત્યમાં એ સઘળાંનું દર્શન તો ન જ કરાવાય. એમ તો નગરશેઠ અશ્લીલ ગાળો પણ બોલતો હશે, તો તો એ ગાળો પણ આ બધાં વિશેષણોની સાથે આવવી જોઈએ. વાસ્તવિકતાનો અત્યાગ્રહ ઇચ્છનીય નથી જ તેની પ્રતીતિ ઉપરના પ્રસંગના ચિત્રણદ્વારા થશે.

તદુપરાંત નગરશેઠના પાત્રમાં પણ કંઈક અતિશયતા આવી ગઈ છે. કારણ કે એ ગમે તેવો હોય તથાપિ, એ એટલો બધો તો મૂર્ખ નહિ જ હોય કે પોતાના પુત્રના ભાવિ સસરા સમક્ષ પોતાના પુત્રનાં દૂષણો દર્શાવે અને એને હલકો પાડે.

ગમે તેટલા દોષો દર્શાવીએ, કે ગમે તેટલી ભૂલો કાઢીએ, છતાં એક સારા નાટકમાં હોવા જોઈએ તેટલા ગુણો આ નાટકમાં છે એ તો નિર્વિવાદ છે, અને આપણાં આંગળીને વેઢે ગણાય એટલાં સારાં નાટકોમાં 'નાગાબાવા' વૃદ્ધિ કરે છે, અને એ ભજવી શકાય એવું છે તેથી તો વિશેષ.

ચન્દ્રકાન્ત મહેતા

કલાસૃષ્ટિ:—મૂળ લેખક: શ્રી. જીનરાજદાસ, એમ. એ. અનુવાદક: ઇન્દુમતી મહેતા અને ભૂપતરાય મહેતા, પારસી અગિયારી લેઈન: અમદાવાદ. કિંમત ૧-૮-૦.

આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પામેલા શ્રી. જીનરાજદાસના જુદાં જુદાં પત્રો અને પુસ્તકોમાં પ્રકટ થયેલાં ૪૦ લખાણો અને વ્યાખ્યાનોનો આ ગ્રંથ ગુજરાતી સાહિત્યના એક અલ્પસમૃદ્ધ વિભાગમાં અતિ અગત્યનો ઉમેરો કરે છે.

કલાની જે સૃષ્ટિનું દર્શન શ્રી. જીનરાજદાસ આપણને કરાવે છે તે માત્ર સુંદર નથી, પણ સુંદર, શિવ, મંગલ એવા પરમાત્માનું જ સ્વરૂપ છે. તેમના અભિપ્રાય પ્રમાણે

કલાકારને મુખ્ય આવશ્યકતા છે પરાબુદ્ધિ ખીલવવાની. આ પરાબુદ્ધિ બંધુભાવ અને સૌંદર્યનું સત્ય સ્વરૂપ અને સંબંધ જોવાથી ઊઘડે છે. એ પૂરેપૂરી ખીલે છે ત્યારે જ્ઞાતા અને જ્ઞેય વચ્ચેનો ભેદ દૂર થાય છે. જેમ શિવ, વિષ્ણુ અને બ્રહ્મા એ ત્રણેમાં સાચો ભક્ત અંતર ગણતો નથી તેવી જ રીતે ઈશ્વર જ્ઞાન, પ્રેમ કે સૌંદર્ય ગમે તે રીતે પ્રકટ થાય પણ તેનું અસલ સ્વરૂપ એક જ છે. અહીં શ્રી. જીનરાજદાસ કલાકાર, જ્ઞાની અને ભક્ત ત્રણે સ્વરૂપે દેખાય છે, છતાં તેમાં સૌંદર્યદૃષ્ટા કવિહૃદય ખાસ આગળ પડતું લાગે છે.

લેખકની દૃષ્ટિ અને રસવૃત્તિ ઘણી વિશાળ છે. સંગીત, ચિત્ર, શિલ્પ, નાટ્ય—એવી કલાની વિવિધ શાખાઓ ઉપર પ્રત્યક્ષ અનુભવ અને સ્વતંત્ર ચિંતન વડે તે અભિનવ પ્રકાશ પાડે છે. હિંદુ અને મુસ્લિમ, હિંદુ અને યુરોપીય એમ પરસ્પરવિરોધી કલાભાવનાઓ પ્રત્યે પણ શ્રી. જીનરાજદાસ સમાન પ્રેમથી જોઈ શકે છે; કારણ દરેકના સંદેશો જોવાની નિર્મળ દૃષ્ટિ તેમણે પ્રાપ્ત કરી છે.

મૂળ લેખક અને અનુવાદકો થિયોસોફિસ્ટો છે, એટલે આ પુસ્તક સાંપ્રદાયિક હશે એવી શંકા સહેજે જાય. પરંતુ તે પૂરેપૂરું વાંચી જતાં આવી શંકા રહેતી નથી. તેનો સંદેશો સર્વને માટે છે, અને સરલ છતાં શિષ્ટ ભાષામાં અહીં તે રજૂ કરવામાં આવ્યો છે. પ્રસ્તાવનાના અનુવાદકોના જ શબ્દોમાં સહેજ ફેરફાર કરીને તે નીચે પ્રમાણે આપી શકાય.

(૧) પરાબુદ્ધિનો ઉદ્ભવ, ઉપયોગ અને ઉઘાડ.

(૨) આદર્શ મૂર્તિનું સ્વરૂપ, સામર્થ્ય અને મહત્ત્વ.

(૩) કલાકૃતિનું સર્જન અને પૂજન.

(૪) કલાકારનો ધર્મ અને સંદેશ.

(૫) કલા સાથે ધર્મ, વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનનો સંબંધ.

સેવાભાવે જ અત્યંત શ્રમ લઈ આવું ઉપયોગી પુસ્તક સસ્તી કિંમતે ગુજરાતી વાચકોને પૂરું પાડયું છે તે માટે અનુવાદકોને ખરેખર ધન્યવાદ ઘટે છે.

નવલરામ ત્રિવેદી

# રોજનીશી

## સપ્ટેમ્બર : ૧૯૩૮

તા. ૨૫ રાજકોટમાં જવાબદાર તંત્ર માટેની માગણી અંગે લડત ઊપડતાં રાજ્યે ઓર્ડિનન્સ બહાર પાડયો. સુડેટન વિસ્તારો તુરતજ પોતાને હવાલે સોંપવાની હેર હિટલરની માગણી.

તા ૨૭ રાજકોટમાં ધરપકડરાજ:–શ્રી ઢેબર વગેરે પકડાયા; યુરોપીય પરિસ્થિતિને અંગે ઉપસ્થિત થતા મુદ્દાઓની દૃષ્ટિએ મહાસભાની કારોબારી સમિતિએ (ન્યૂ દિલ્હીમાં) દરરોજ મળવાનું નક્કી કર્યું; હેર હિટલરનું મહત્ત્વનું ભાષણ: સુડેટન પ્રદેશ તા ૧ લીએ સોંપવો જ પડશે.

## ઓકટોબર : ૧૯૩૮

તા. ૧ જર્મન લશ્કરે સુડેટન પ્રદેશમા પ્રવેશ કર્યો; પોલાન્ડની સરકારે ઝેક સરકારને પોલ વસ્તીવાળા તમામ પ્રદેશો તકીદે ખાલી કરી આપવાની માગણી કરી.

તા. ૨ મહાસભા કારોબારી સમિતિએ ડૉ. ખરેને મહાસભામાંથી બે વર્ષ માટે બરતરફ કર્યા. ન્યૂ દિલ્હીમાં મહાસભાવાદી પ્રાંતોના ઉદ્યોગ ખાતાના પ્રધાનોની હિંદના ઔદ્યોગિકરણ માટે વિચારણા કરવા પરિષદ મળી.

તા. ૪ રાજકોટની પ્રજાએ દશેરાની સ્વારીનો બહિષ્કાર કર્યાથી અમલદારોએ ત્રાસ વર્તાવ્યો: પ્રજાજનો પર ઘોડા દોડાવ્યા, ભાલા ખોસ્યા અને લાઠીઓ ચલાવી; ત્રાવણકોરના દીવાને રાજકીય કેદીઓને છોડી મૂકવા સંબંધે એક મહત્ત્વનું નિવેદન બહાર પાડયું; ઝેક સરકારે રાજીનામું આપ્યું.

તા. ૫ મહાત્મા ગાંધી સરહદ પ્રાંતના પ્રવાસે ઊપડયા: પેશાવર પહોંચ્યા.

તા. ૬ ઝેકોસ્લોવેકિયાના વડા પ્રધાન ડૉ. બેનેસે રાજીનામું આપ્યું.

તા. ૮ ફ્રેન્ચ પ્રધાનમંડળમાંથી ન્યાયખાતાના પ્રધાન મોં. રેનૉડે રાજીનામું આપ્યું: રાજકોટમાં, ચળવળમાં ન જોડાયા હોય તેવા ખેડૂતોને મહેસૂલમાં રાહત આપી; ખેડૂત સંગઠન તોડવાની ચાલબાજી સર કેડલે જાહેર કરી.

તા. ૯ હિટલરે બ્રિટિશ મુત્સદ્દીઓને સાફ સાફ શબ્દોમાં જણાવી દીધું: 'જર્મની તમારી દોઢડાહ્યા જેવી દખલગિરિ સાંખી લેશે નહિ' ઇંગ્લાંડનો કામગીરીમાં અમે માથું મારવા જતા નથી, તેઓ પોતાનું જ સંભાળી લેશે તો બસ છે.'

તા. ૧૦ દક્ષિણ યાંગ્ત્સે (ચીન)ના મોખરા પર હજારો જાપાનીઓની ચીનાઓએ ભયંકર કતલ કરી.

તા. ૧૧ પેલેસ્ટાઈનમાં આરબો ઉપર ભયંકર અત્યાચાર ગુજારવામાં આવ્યા: ૫ આરબો ગોળીથી ઠાર થયા અને બીજાઓને ઇજા થઇ.

તા. ૧૨ મુંબઇની ધારાસભામાં મહેસૂલ ખાતાના પ્રધાન શ્રી. મોરારજી દેસાઇએ જપ્ત જમીનો તેના મૂળ માલિકોને પાછી આપવાની જોગવાઈ કરતું બિલ રજૂ કર્યું; જાપાનીઓએ દક્ષિણ ચીન પર–કેન્ટોન પર–હુમલો કર્યો; મહાત્મા ગાંધીએ બહાદુરીપૂર્વક લડતા સ્પેન તરફ પોતાની સહાનુભૂતિ પ્રદર્શિત કરતો એક સંદેશો સ્પેનના વડા પ્રધાન મિ. નેગ્રિન ઉપર મોકલ્યો; અમેરિકાના લિન્ડન શહેરમાં ભયંકર આગ લાગી: ૧૦ લાખ ડોલરનું નુકશાન થયું.

તા. ૧૩ સિંધના રાજકારણમાં ઉથલપાથલ: મુસ્લીમ લીગ પોતાનું પ્રધાનમંડળ રચવાની [illegible]માં નિષ્ફળ નીવડતાં મિ. જીન્હાએ નિવેદન બહાર પાડયું; હિંદી વજીરના અન્ડર સેક્રે[illegible] એ. જે. મૂરહેડનું હિંદમાં આગમન થયું.

તા. ૧૪ સવિનય ભંગની લડત દરમ્યાન જપ્ત કરેલી [illegible] લગતું બિલ મુંબઈની ધારાસભામાં પસ[illegible]

---




આદ્ય [ હાલ નિવૃત્ત ] તંત્રી

રામનારાયણ વિશ્વનાથ પાઠક

૧૯૯૫ માગશર

સંચાલક

રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી

વર્ષ ૧

અંક

## શુદ્ધિ

| પૃ. | લીટી | | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૧૮ | લીટી | ૧૧ | અશ્વહેલા. | અશ્વદેવા |
| ૧૧૯ | ,, | ૧૧ | નિષ્પંદ | નિષ્પંદ |
| ૧૧૯ | ,, | ૧૪ | અર્ચનાં | અર્ચના |
| ૧૨૦ | ,, | ૧ | ઊભેલ | ઊભેલી |
| ૧૨૦ | ,, | ૯ | જલમહાર | જલપ્રહાર |
| ૧૨૦ | ,, | ૧૭ | દળકી | દમકી |

લવાજમ હિંદમાં રૂ. ૫ પરદેશમાં રૂ. ૭॥ છૂટક અંક રૂ. ૦॥

પ્રકાશક: રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી: પ્રસ્થાન કાર્યાલય: પારસી અગિયારી સામે: ખમાસા ચોકી: અમદાવાદ.
મુદ્રક: મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ. આદિત્ય મુદ્રણાલય: રાયખડ રોડ: અમદાવાદ. તા. ૧૦-૨-૩૯

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૨૭ માગશર • ૧૯૯૫ અંક ૨

# भगवद्गीतानुं अध्ययन

[ आसो, १९९४: पा. ४६४ थी चालु ]

दत्तात्रेय बालकृष्ण कालेलकर

## अध्याय २ जो [ चालु ]

"જે કેવળ શુદ્ધ ધર્મનો વિચાર કરે છે, તેની બુદ્ધિ નિર્મળ હોય છે, નિશ્ચયાત્મક હોય છે. જે પરિણામોનો વિચાર કર્યા કરે છે, તેની સ્થિતિ વિષયાંધના જેવી હોઈ બહુ શાખાવાળી અને અનંતરૂપે વિભક્ત હોય છે."[1] એનો નાશ ન થાય તો આશ્ચર્ય.

* * *

વેદ પ્રત્યે ગીતાનું વલણ કેવું છે ? વૈદિક પરંપરા પ્રત્યે ગીતાને આદર છે, વેદ-વચન વિષે શ્રદ્ધા પણ હોય એમ લાગે છે. છતાં વેદને વળગી રહેનારા વેદિયાઓ વિષે ગીતાએ ઠેકાણે ઠેકાણે પોતાનો તિરસ્કાર બતાવ્યો છે. યાજ્ઞિકોએ વૈદિક ધર્મને કામનાધર્મ બનાવ્યો. મનુએ પણ કહ્યું છેઃ काम्यो हि वेदाधिगमः कर्मयोगश्च वैदिकः । વેદધર્મનો આ મૂળનો જ દોષ હશે અથવા એ દોષ અજ્ઞાની લોકોએ પાછળથી ઘુસાડયો હશે. એ ગમે તે હો પણ અજ્ઞાન અને કામનાના સંમિશ્રણથી વૈદિક ધર્મ લાંબા વખત સુધી જારણમારણ ઉચ્ચાટનના જાદુઈ ધર્મ જેવો બની ગયો હતો એ વિશે શંકા નથી. એનાં પરિણામ આજે પણ આપણે ભોગવીએ છીએ. એ વૈદિક ધર્મની વિપરીત અસરની કંઈક ઝાંખી ગીતાએ કરી હોવી જોઈએ તેથી જ ગીતાએ વેદવાદની આટલી નિન્દા કરી છે. અને વેદ ત્રૈગુણ્યવિષય

---

[1] व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनंदन ।
बहुशाखा ह्यनंताश्च, बुद्धयोऽव्यवसायिनाम् ॥ (અ. ૨, શ્લો. ૪૧)

છે એને વટાવ્યે જ છૂટકો એમ કહ્યું છે. અને વેદમાં જે કંઈ સારું છે તે અનુભવ મારફતે પણ મળે છે એવી ખાતરી આપી છે.[1]

* * *

માણસ કર્મફળની આશા ન રાખે, કેવળ કર્મ જ કરે કેમકે તે કર્મ કરવાને સ્વતંત્ર છે; ફળ મેળવવાનો અધિકારી નથી.[2]

ફળની આશા માણસ ન રાખે એ બરાબર છે પણ ફળ નિપજાવવાનો પ્રયત્ન ન કરે એમ તો છે જ નહિ. કર્મ કરે એટલે એમાંથી અનેક ફળો નીપજવાનાં જ. કર્મ ન કરવાનો આગ્રહ તો માણસ નહિ જ રાખે. એ એને માટે શક્ય પણ નથી. કર્મ એ જીવન–સાધના છે એની મારફતે જ મોક્ષ મેળવાય. કર્મ શુભપરિણામી છે એમ જોઈને જ કરવાનાં હોય છે. છોડી દેવાની હોય છે ફક્ત કર્મફળોની અિતેજારી.

જેણે આ સૃષ્ટિને, આ ભૂમિને અથવા મનુષ્ય–જીવનને કર્મભૂમિનું નામ આપ્યું એનો અનુભવ કેટલો ઊંડો હશે ! સ્વર્ગ અિત્યાદિ ભોગભૂમિ છે, પશુપક્ષી અિત્યાદિ ભોગયોનિ છે; મનુષ્યજીવનની મહત્તા ફલેચ્છા પણ અિરાદાપૂર્વક છોડીને કરેલાં શુભ કર્મની અંદર જ છે. મનુષ્ય વિશેષ રૂપે ઓશ્વરનો સહકારી છે. એ જીવનનો ઉદ્દેશ સમજી શકે છે, સૃષ્ટિ–વ્યવસ્થામાં દખલ કરી શકે છે, પશુપક્ષી અિત્યાદિ પ્રાણીઓનું વાલીપણું એની પાસે છે. પંચમહાભૂતોને સમજી, ધર્મની મર્યાદામાં રહી એમની પાસેથી સેવા લેવાનો એ અધિકારી છે. એણે તો કર્મયોગનું શાસ્ત્ર બરાબર જાણ્યે જ છૂટકો. ઓશ્વરના સહકારી તરીકે એને માટે અનાસક્તિ જ શોભે. આસક્તિની પામરતામાં ઊતર્યો એટલે માણસ ગુલામ બની જાય છે.

* * *

કોઓ રોગીના શરીર પર ઑપરેશન કરાવવું હોય, જોખમકારક વાઢકાપ કરવી હોય તો અત્યંત કર્મકુશળ સર્જનની સેવા આપણે લઓએ છીએ પણ એ જ સર્જન જો રોગીના નજીકના સગામાંથી હોય તો એ વાઢકાપમાં નથી ફાવતો. માયાની અિતેજારી એની શક્તિને હણે છે, એનો હાથ ધ્રૂજે છે, મન મૂંઝાય છે તેથી કોઓ ત્રાહિત સર્જનની યોજના એ કરે છે. મનની સમતા ન હોય તો ઉચ્ચ કોટિની કાર્યકુશળતા પણ ન ટકે.

જ્યાં માણસનો સ્વાર્થ હોય છે ત્યાં જ એ ધ્યાન દઓને અને કુશળતાથી કામ કરે છે એ સામાન્ય પ્રવાહ અથવા અનુભવ સ્થૂલ કોટિનો જ છે. સર્વોચ્ચ કુશળતા તો સંસ્કારી સમતા, તટસ્થતા અથવા અનાસક્તિમાં જ મળે છે.

માંદાની સેવામાં રાતપાળી કરવાની હોય છે ત્યારે સગાંવહાલાંઓ મોહને લીધે પોતાની વારી ન હોય ત્યારે પણ ઉજાગરો કરે છે; પોતાની તબિયત બગાડે છે અને સેવાની

---

૧. त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ।
निर्द्वंद्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ॥
यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।
तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥ (અ. ૨, શ્લો. ૪૫–૪૬).

૨. कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते सङ्गोऽस्त्वकर्मणि ॥ (અ. ૨, શ્લો. ૪૭)

લાયકાત ખોઈ બેસે છે. જ્યારે કર્તવ્યનિષ્ઠ સમભાવી નર્સ સેવામાં હાજર હોય, ત્યારે કશી તંદ્રા વગર ઉત્તમ સેવા આપે છે અને પોતાનો વખત પૂરો થયો એટલે ઘસઘસાટ ઊંઘે છે. એનામાં કાર્યદક્ષતા, કર્તવ્યનિષ્ઠા અને તટસ્થતા સમાન ભાવે કેળવાયેલાં હોય છે. એ એક જાતની યોગયુક્તની સ્થિતિ છે. આસક્ત માણસ પોતે માનેલા સ્વાર્થની દૃષ્ટિએ એક બાજુ ઉપર ખૂબ ધ્યાન દે છે. અને તેથી જ બીજે ઠેકાણે ભીંત ભૂલી જાય છે. જ્યાં આસક્તિ છે ત્યાં બુદ્ધિ નિર્મળ રહી જ ન શકે. બુદ્ધિનો પ્રસાદ એ અનાસક્તિના પક્ષપાત રહિત વાતાવરણમાં જ કેળવાય.

*                *                *

ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥
क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद् बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥ ( અ. ૨, શ્લો. ૬૨–૬૩ )

ગીતાના આદર્શ પુરુષ ઉપર નોંધ લખાશે એમાં જ મોટે ભાગે સ્થિતપ્રજ્ઞ વિશે વિવેચન આવવાનું છે. અહીં તો પાપની ઉત્પત્તિ, વિસ્તાર અને એના પરિણામ વિશે ટૂંકી નોંધ લખવાની છે. [ એ પણ એક રીતે 'કલ્યાણ' માસિકના ગીતાંકમાં આવી ગઈ છે. ]

એક જણે કહ્યું હતું કે જ્યારે મને બીડી પીવાની ખૂબ ઇચ્છા થાય છે ત્યારે હું બીડી જ બની જાઉં છું. આ અતિશયોક્તિ નથી પણ એ એક આધ્યાત્મિક સત્ય છે. વાસના માણસને અસ્વસ્થ કરે છે, તદાકાર કરે છે. કોઈના પણ વિષે મન આકર્ષાયું એટલે આસક્ત થઈ માણસ એનું ધ્યાન ધરે છે. જેમ જેમ ધ્યાન વધે છે તેમ તેમ આસક્તિ પણ વધે છે. ધ્યાનયુક્ત આસક્તિથી તે વસ્તુનું મહત્ત્વ અવાસ્તવપણે વધે છે, આવી રીતે એક તરફથી સંગમાંથી કામના વધે છે અને બીજી તરફ એનું મહત્ત્વ વધવાથી સર્વ વસ્તુઓનું તારતમ્ય ભૂલી જવાય છે. તે જ કારણે સૃષ્ટિના સ્વાભાવિક નિયમનની અને પરિસ્થિતિની યથાયોગ્યના પણ અળખામણી થાય છે. જે યોગ્ય છે તે અયોગ્ય જણાય છે. ઘંટીની આસપાસ હાથો ફેરવવાને બદલે હાથો સ્થિર રાખી એની આસપાસ ઘંટીનાં પડો ફર્યા કરે એવી ઇચ્છા પેદા થાય છે. કૂતરું પૂછડી હલાવે એ સ્થિતિને ઠેકાણે પૂછડું કૂતરાને હલાવે એ સ્થિતિની અપેક્ષા થાય છે. સૂર્યની આસપાસ ગ્રહમાળા ફરે એ સ્વાભાવિક ક્રમ છોડી પૃથ્વીની આસપાસ ગ્રહ, નક્ષત્ર, તારા એમ બધા જ ફરે એ જ યોગ્ય છે કેમકે પૃથ્વી ઉપર આપણે રહીએ છીએ એવી મતિ થઈ જાય છે. કામનાને લીધે આપણી મનોભૂમિમાં જીવનનું અને વિશ્વનું મધ્યબિંદુ ખસી જાય છે અને કામના જ મધ્યબિંદુ તરીકે ગણાય છે. પછી એ કામના તૃપ્ત થાય કે ન થાય આખી રચના વિષે અસંતોષ તો ઉત્પન્ન થવાનો જ, એનું નામ ક્રોધ; આ ક્રોધમાંથી મૂઢતા પેદા થાય એમાં આશ્ચર્ય શું ? મૂઢતામાંથી ભાન ભૂલાય છે, ભાન જવાથી જ્ઞાનનો નાશ થાય છે અને જ્ઞાનનો નાશ થયો એટલે માણસાઈનો અને માણસનો નાશ તો ધ્રુવ જ છે.

ગીતાએ ઠેકાણે ઠેકાણે સ્પષ્ટ કર્યું છે કે કામ અને ક્રોધ એ એક જ બાજુનાં બે પાસા છે. એ બન્નેને એકરૂપ ગણી તેને મનુષ્યનો મહાપાપી વૈરી તરીકે વર્ણવ્યો છે. અને એ રજોગુણ એટલે કે આસક્તિમાંથી ઉત્પન્ન થાય છે એમ એની પૂર્વપીઠિકા (pedigree) પણ

સ્પષ્ટ કરી કહી છે. એ જ જ્ઞાનનો મોટામાં મોટો નાશક છે.[1] યવન ફિલસૂફ અફલાતૂને પણ કહ્યું છે: 'It is not given to man to love and to be wise' કામાતુરને જ્ઞાન ન સંભવે.

* * *

અર્જુને સ્થિતપ્રજ્ઞની વ્યાખ્યા નથી માગી પણ વર્ણન માગ્યું છે. વ્યાખ્યાથી તર્કબુદ્ધિ સંતુષ્ઠ થશે. પણ માણસનું હૃદય તો વિગતવાર Concrete વર્ણન જ પસંદ કરે છે. વ્યાખ્યા અવ્યક્ત હોય છે, એનું આકલન ક્લેશકર છે. વર્ણનથી વ્યક્તનું ચિત્ર ખડું થાય છે ત્યારપછી તર્કબુદ્ધિ ભલે અવ્યક્ત તત્ત્વને તારવી કાઢે.

સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો સ્વતંત્રતાની સ્થિતિ સૂચવે છે. ઇન્દ્રિયનિષ્ઠ પુરુષ પરતંત્ર હોય છે, આત્મનિષ્ઠ પુરુષ જ સ્વતંત્રતા મેળવી શકે છે, ભોગવી શકે છે, ટકાવી શકે છે. એને જ ગીતા ચિત્તનો પ્રસાદ અથવા પ્રસન્નતા કહે છે.

* * *

ઇન્દ્રિયો અને આત્મા વચ્ચે સનાતન ગજગ્રાહ ચાલે છે. બંને બુદ્ધિને પોતાના તરફ ખેંચવાનો પ્રયત્ન કરે છે. દેવાસુર યુદ્ધ જેવી જ આ સ્થિતિ છે. મનનું વલણ ઇન્દ્રિયો તરફ હોય તો ઇન્દ્રિયો બુદ્ધિને કબજે કરે છે, મન જો સંયમી હોય તો ઇન્દ્રિયોનો વિરોધ કરી બુદ્ધિને સ્થિર રાખે છે. અને પછી બુદ્ધિમાં નિર્મળતા આવે છે જેથી એમાં આત્માનો પ્રકાશ પડે છે.

ઇન્દ્રિયોનું આકર્ષણ બળવાન છે પણ ઇન્દ્રિયો પાસે અંતે આપવા જેવો કીમતી માલ છે જ નહિ. જાહેરખબર ખૂબ આકર્ષક અને વેચવાનો માલ ધૂળ જેવો એવી ઇન્દ્રિયોની સ્થિતિ છે. પણ લોકસમુદાયનો મોટો ભાગ હમેશ એ રસ્તે જ તણાય છે. આત્મજ્ઞાનનો રસ્તો એથી ઊલટો હોય છે. કેટલાંક ફળો ઉપરથી ખૂબ આકર્ષક હોય છે પણ અંદર ખાટાં કે કડવાં હોય છે; જ્યારે બીજાં કેટલાંક ફણસ કે ચીકુ જેવાં ઉપરથી કાંટાળાં અથવા વૈરાગી જેવાં હોય છે પણ અંદરથી સ્વાદિષ્ઠ હોય છે. સંયમી પુરુષનું જીવન અને વિલાસી પુરુષનું જીવન આવી જ રીતે પરસ્પર વિરોધી દેખાય છે. આત્મારામ અને ઇન્દ્રિયારામ બંનેનો સ્વભાવ પરસ્પર વિરોધી હોય છે.

એ ગમે તે હો, માણસ વિષયોનું સેવન કરે કે ન કરે પણ એણે પોતાની પ્રતિષ્ઠા તો ન જ ખોવી જોઈએ. અને પ્રતિષ્ઠા તો વિષયને વશ ન થવામાં જ છે. માણસ કરતાં વિષય મોટા થઈ જાય, એની આગળ માણસ પામર બની જાય એટલે માણસ અપ્રતિષ્ઠિત થયો. અપ્રતિષ્ઠિત સમાજમાં ભલે એની પ્રતિષ્ઠાની હાનિ ન દેખાતી હોય પણ પોતાની આગળ તો એ અપ્રતિષ્ઠિત થયો જ. ગીતા કહે છે કે માણસે સમુદ્રની પેઠે રહેવું જોઈએ, ચારે બાજુથી અસંખ્ય મહાનદીઓ પોતાનાં પાણી એમાં છોડવા છતાં એ પોતાની પ્રતિષ્ઠા અચળ રાખે છે એવી જ રીતે અનાસક્ત મહાત્મા સર્વકામનાઓ પ્રત્યે ઉદાસીન થઈ ધીરોદાત્તની શાંતિ મેળવે છે. કામના પાછળ ગાંડો થયેલો પામર શાંતિ ને પ્રતિષ્ઠા ક્યાંથી મેળવે?

* * *

---

૧. काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्धयेनमिह वैरिणम् ॥ ( અ. ૩, શ્લો. ૩૭ )

ગીતાને અઢાર અધ્યાયમાં મળીને ઝાઝી વસ્તુ કહેવાની છે જ નહિ. એક જ વસ્તુ અનેક બાજુએ ભિન્ન ભિન્ન રૂપમાં વિશેષ અને સવિશેષ રોચક કરવાનો ગીતાનો પ્રયત્ન છે. આખી ગીતામાં એક જ કલ્પના વણાયેલી છે અને તે કલ્પના આ બીજા અધ્યાયમાં સંપૂર્ણપણે આવી ગઈ છે. જો મનુષ્ય વિચારપૂર્વક આ બીજો અધ્યાય સમજી લે અને તે પ્રમાણે જીવન ઘડવાનો પ્રયત્ન કરે તો એને બીજે ક્યાંય જવું જ ન પડે. હિંદુધર્મનું રહસ્ય, આર્ય જીવનનો આદર્શ અને મનુષ્યકોટિનો છેલ્લો આરામ આ એક અધ્યાયમાં આવી ગયેલો છે.

## અધ્યાય ૩ જો

ત્રીજો, ચોથો અને પાંચમો આ અધ્યાયત્રિપુટીમાં કર્મયોગની મીમાંસા આવી જાય છે. જીવનમાં અઘરામાં અઘરી વસ્તુ હોય તો તે નૈષ્કર્મ્યસિદ્ધિ છે. પણ એના વગર આ કર્મભૂમિમાં શાંતિ સંભવે જ નહિ.

આજની દુનિયા ભોગ અને ઐશ્વર્ય પાછળ પડેલી છે. આજનો યુગ જ ભોગૈશ્વર્યયુગ છે. એને ઠેકાણે નિષ્કામ સેવાનો યુગ આવવો જ જોઈએ, આવવાનો જ છે. એની પ્રસૂતિવેદના શરૂ થઈ છે. જેમ અહિંસા કેવળ વ્યક્તિધર્મ નથી એ રાષ્ટ્રધર્મ થઈ શકે છે, એનું સમાજ-વ્યાપી સ્વરૂપ કેળવી શકાય છે એમ ગાંધીજીએ બતાવ્યું છે તેમજ નૈષ્કર્મ્યસિદ્ધિ તરફ મનુષ્યજાતિને લઈ જવી એ શક્ય છે. ભોગૈશ્વર્યલાલસા એ માણસનો સ્વભાવ નથી પણ એ એક મરકી જેવો રોગ છે. મનુષ્ય પ્રયત્ન કરી એને હટાવી શકે છે એમ કેળવણીદ્વારા–સાધનાદ્વારા સિદ્ધ કરવાનું રહ્યું.

* * *

અર્જુન પૂછે છે 'તમે મને ઘોર કર્મને વિશે કેમ પ્રેરો છો?' [1]જવાબમાં ભગવાને કર્મનું મહત્ત્વ સમજાવ્યું છે, પણ જેને વિશે ભગવાન પ્રેરે છે તે કર્મ ઘોર નથી એવું તો કોઈ ઠેકાણે સિદ્ધ કરી નથી બતાવ્યું. સંભાષણમાં આવી ઘણી ય વસ્તુઓ રહી જાય છે, અથવા ગૌણ ગણી છોડી દેવામાં આવે છે.

* * *

સામાન્ય રીતે માણસની મૂંઝવણ બે પ્રકારની હોય છે. એક તો ધર્મ કયો એનો નિશ્ચય કરવાની બાબતમાં અને બીજી ધર્મનો નિશ્ચય થયા પછી તેનું પાલન કરવા માટે જોઈતી દૃઢતા કેમ કેળવવી એ બાબતમાં. કેટલાક લોકોની અશક્તિ એક બાજુની હોય છે, કેટલાકની બીજી બાજુની. એક બૌદ્ધિક કહેવાય, બીજી હાર્દિક કહેવાય. સાચું જોતાં બન્ને મુશ્કેલીમાં હાર્દિક તેમજ બૌદ્ધિક સામટી મુશ્કેલી હોય છે. હૃદયમાં મેલ કે નબળાઈ ન હોય, પરિણામ વિશેની અિતેજારી ન હોય તો બુદ્ધિનો નિર્ણય સહેજે મળે છે અને બુદ્ધિથી ખાતરી થયા પછી હૃદયનો નિશ્ચય કેળવવો એ અશક્ય વાત નથી. અર્જુનની મૂંઝવણ પ્રથમ પ્રકારની છે. ધર્મ કયો એ નિર્ણય કરવામાં જ એ મૂંઝાયો છે અને ભગવાનની દલીલો વ્યામિશ્ર વાક્યોની જણાય

---

૧. ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।
तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥ (અ. ૩, શ્લો. ૧)

છે. એટલે એ અકળાઈને કહે છે: " તમે મને એક જ વાત નિશ્ચયપૂર્વક કહો કે જેથી મારું કલ્યાણ થાય."[1]

સાંખ્ય અને યોગ એક જ વસ્તુનાં બે પાસાં છે. જ્ઞાન અને કર્મ હમેશ ઓતપ્રોત વણાયેલાં જ રહે છે. " ખરું જ્ઞાન પારમાર્થિક કર્મમાં પરિણમે છે." અને બીજી રીતે જોતાં " કર્મમાત્ર જ્ઞાનમાં જ પરાકાષ્ઠાએ પહોંચે છે—પરિસમાપ્ત થાય છે. "[2]

જ્ઞાન અને કર્મ એ બે નિષ્ઠા વિશે અધ્યાય ત્રીજાના ત્રીજા શ્લોકમાં[3] ઉલ્લેખ છે. પાંચમા અધ્યાયના બીજા શ્લોકમાં[4] ત્યાગ અને યોગ બન્ને મોક્ષદાયક છે તેમાંય કર્મ-સંન્યાસ કરતાં કર્મયોગ ચઢી જાય છે એમ કહે છે. સહેજ આગળ જઈ એ જ અધ્યાયના ચોથા શ્લોકમાં[5] સાંખ્ય અને યોગ નોખા છે એમ અજ્ઞાની કહે છે, પંડિત નથી કહેતા. એકમાં સારી રીતે સ્થિર રહેનાર બંનેનું ફળ મેળવે છે એમ કહ્યું છે. " જે સ્થાન સાંખ્યમાર્ગી પામે છે તે યોગી પણ પામે છે, જે સાંખ્ય અને યોગને એક રૂપે જુએ છે એ જ ખરો જોનાર છે. "

આટલું સાંભળ્યા છતાં અઢારમા અધ્યાયની શરૂઆતમાં અર્જુન કહે છે કે સંન્યાસ અને ત્યાગનું નોખુંનોખું રહસ્ય જાણવા હું ઇચ્છું છું!!

ગીતાકાળે સંન્યાસ અને યોગ, જ્ઞાન અને કર્મ, નિવૃત્તિ અને પ્રવૃત્તિ વગેરે નિષ્ઠાઓની ખૂબ ચર્ચા થતી હશે અને તેથી જ ભગવાનને ગીતાનો આ સમન્વય ફરીફરી રજૂ કરવાનું જરૂરનું જણાયું હશે.

કર્મસંન્યાસમાં જ્ઞાનમાર્ગનો ઉત્કર્ષ ભલે ગમે તેટલો હોય પણ એમાં થાક તો સ્પષ્ટ દેખાઈ આવે છે. જ્ઞાનમાંથી કર્મકુશળતા જ વધવી જોઈએ. જે જ્ઞાની છે તે ધાંધલનો જરૂર ત્યાગ કરે, વ્યર્થ કર્મનો જરૂર એ ત્યાગ કરે. ચક્રાવામાં ઘેરવનાર કર્મોનો પણ ત્યાગ કરે, અશુભ કર્મોનો પણ ત્યાગ કરે. કર્મની શક્તિ જાણ્યા પછી સ્થૂલ કર્મને ઠેકાણે સૂક્ષ્મ કર્મથી જ ઘણું કામ પતાવી દે. એ બધું ખરું, પણ કર્મમાત્રનો ત્યાગ તો એણે ન જ કરવો ઘટે અથવા કર્મમાંથી બચી જવા તરફ એનું વલણ રહે એ પણ બરાબર નથી. પુખ્ત ઉમરના લોકો જેમ બાલિશ રમતોમાં ભળતા નથી તેમ ઘણાં કામોમાંથી ભલે એ પોતે બચી જાય પણ એને લાયક એટલાં જ અથવા એથી ય વધારે કર્મો એને મળવાં જ જોઈએ. કર્મ વગર

---

१. व्यामिश्रेणेव वाक्येन, बुद्धिं मोहयसीव मे ।
तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥ (અ. ૩, શ્લો. ૨)

२. सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥ (અ. ૪, શ્લો. ૩૩/૨)

३. लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ ।
ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ॥ (અ. ૩, શ્લો. ૩)

४. संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।
तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥ (અ. ૫, શ્લો. ૨)

५. सांख्ययोगौ पृथग्बालाः प्रवदंति न पंडिताः ।
एकमप्यास्थितः सम्यगुभयोर्विन्दते फलम् ॥ (અ. ૫, શ્લો. ૪)

જીવન કટાઈ જાય, જ્ઞાન કસાય નહિ અને જ્ઞાનનાં સાધનો પણ બુઠ્ઠાં થઈ જાય. સર વૉલ્ટર સ્કૉટનું સાદું વાક્ય આધ્યાત્મિક અર્થમાં પણ સાચું છેઃ "Labour is absolutely the charter by which we hold existance" "કર્મ, મહેનત, મજૂરીના પરવાના વગર જીવી જ ન શકાય."

*   *   *

ગ્રીક લોકો વર્ગીકરણમાં કુશળ હતા. આપણા લોકોએ પણ જ્યાંત્યાં પૃથક્કરણ કરીને શાસ્ત્રો રચ્યાં છે. પૃથક્કરણ વગર બૌદ્ધિક શોધ-ખોળ બહુ આગળ વધતી નથી. પૃથક્કરણથી જ સર્વસામાન્ય સિદ્ધાંતો કાઢવા શક્ય બને છે. પણ પૃથક્કરણ પૃથક્કરણ વચ્ચે ફેર છે. પૃથક્કરણ, વિશ્લેષ અને વર્ગીકરણ જે તત્ત્વો ઉપર કરાય છે તે તત્ત્વ છીછરું હોય તો પૃથક્કરણ અર્થવિહીન થઈ જાય છે. જો માણસોના વિભાગ જોડા પહેરનારા અને ચંપલ પહેરનારા એ રીતે કરીએ તો એ વિભાગ આપણને આગળ લઈ જઈ ન શકે. પણ માંસાહારી અને અન્નાહારી એ ભેદ મહત્ત્વનો છે. એ ભેદક તત્ત્વમાં જૂદી જૂદી અસંખ્ય વસ્તુઓ રહેલી છે. એની શાખામાંથી પ્રશાખાઓ ફૂટે છે અને એ રીતે ઘણે દૂર સુધી જ્ઞાનનું ઊંડાણ વધારી દે છે.

જેમ ગર્ભવાસમાં મૂઠી વાળીને માણસ પોતાના હાથની રેખાઓ અને એની સાથે પોતાનું ભાગ્ય લગભગ કાયમને માટે ઘડી કાઢે છે તેમજ દરેક જાતિ જ્ઞાનની પોતાની આદિ શોધમાં જે વર્ગીકરણ અથવા પૃથક્કરણ સ્વીકારે છે તે પરથી તે જાતિની રચનાનો સ્વભાવ કાયમને માટે નક્કી થાય છે. એ પ્રથમનું અમૃત ચોઘડિયું હજારો અને લાખો વર્ષોનો ઇતિહાસ વિશિષ્ટ પ્રવાહમાં વહેતો કરે છે.

કેટલાંક વર્ગીકરણો પૂરેપૂરાં વપરાઈ જવાથી તેમની શક્તિનો અંત આવેલો હોય છે. એ માર્ગે જેટલી શોધ થઈ શકે તેટલી થઈ ગયેલી હોવાથી એ વર્ગીકરણ નિઃસત્ત્વ થઈ ગયેલું હોય છે. ત્યારપછી જ્ઞાનનું ક્ષેત્ર આગળ વધારવું હોય તો વર્ગીકરણનું તત્ત્વ જ બદલાવું જોઈએ. યુરોપે આજસુધી ગ્રીક વર્ગીકરણ સ્વીકાર્યું અને એનો લગભગ અંત આણ્યો. હવે એ લોકોને આર્ય વર્ગીકરણની સુંદરતા દેખાવા લાગી છે. ગ્રીક વર્ગીકરણ બુદ્ધિપ્રધાન હોઈ તર્કશુદ્ધ, સુવ્યવસ્થિત પણ નિર્જીવ છે. મડદાં ચીરીને શરીરનું જ્ઞાન મેળવવા સમાન એ છે. આર્યોનું વર્ગીકરણ જીવન-પ્રધાન છે એમાં બુદ્ધિપ્રધાન વિશ્લેષણ નથી. તર્કનાં ક્ષેત્રો કરતાં જીવનનાં ક્ષેત્રો ધ્યાનમાં રાખી એ વર્ગીકરણ થયેલું હોવાથી એ જીવતું હોય છે. એની શોધ પરીક્ષણ કરતાં ધ્યાન ઉપર વધારે આધાર રાખે છે. એને મરણોત્તર તપાસ—'પોસ્ટ મૉર્ટેમ'—ની ટેવ નથી. એની નજર વિદ્વાન શાસ્ત્રી કરતાં ઋષિની અને કવિની છે.

પાછળથી આવેલા આચાર્યો અને ટીકાકારોએ તર્કનો અસ્ત્રો વાપરી જે વર્ગીકરણ પદ્ધતિ વાપરી તે મોટે ભાગે વંધ્યા નીવડી છે. અને તેથી શબ્દાડંબર વધ્યો પણ શાસ્ત્ર વધ્યું નહિ, અને લોકો પણ અધ્યયનવિમુખ થયા.

વર્ગીકરણ અને વિશ્લેષણ છીછરું હોય કે ઊંડું, વિચારને મર્યાદિત અને એકાંગી બનાવે જ છે. વર્ગીકરણ એ વસ્તુગત નથી પણ જ્ઞાનગત છે; આપણી સમજણ માટે છે; એ ભૂલી જઈ

લોકો સંકુચિત થાય છે. નકશા પરના અક્ષાંશ રેખાંશ પૃથ્વી પર નથી હોતા એ ભૂલી જવાથી બાળકોનાં મનમાં જે ગોટાળો થાય છે તેવો જ ગોટાળો મનમાં વર્ગીકરણ દઢમૂળ થવાથી થાય છે. ઇંડુ ફૂટીને જેમ એમાંથી બચ્ચું નીકળે છે તેમ એક વર્ષમાંથી બીજું વર્ષ નથી નીકળતું. છતાં કૃત્રિમ કાયદો યુવાનને અમુક તારીખની મધરાતે અજ્ઞાનનો સજ્ઞાન થયેલો માને છે. કાયદામાં એ કૃત્રિમતા પોષાય, જીવનમાં કે કેળવણીમાં એ ન પોષાય. તેથી વખતો વખત આપણે ઉત્પન્ન કરેલાં વર્ગીકરણને આપણે જ ઇરાદાપૂર્વક અને પ્રયત્નપૂર્વક ભૂંસી નાંખવાં જોઈએ.

જ્ઞાન અને કર્મ આ બે વસ્તુ ભિન્ન છે જ નહિ. બુદ્ધિ અને લાગણી એ પણ ભિન્ન નથી. વસ્તુના એ વિભાગ નથી પણ પાસાં છે, એ વાત ભૂલી જવાથી નાહકની અનન્ત ચર્ચા ઊભી થઈ છે. જેમાં જ્ઞાન નથી તેને કર્મ કહેવાય જ નહિ. જેમાં ક્રિયા આવતી નથી તે જ્ઞાન જ નથી. અગ્નિ અને ઉષ્ણતા, દિવો અને પ્રકાશ, ભોજન અને તૃપ્તિ એવી જ રીતે જ્ઞાન અને કર્મનો સંબંધ છે. તાવમાં મોઢામાંથી જે અવાજ નીકળે છે તેને કોઈ ભાષા કહેતું નથી તેમજ જ્ઞાન વગરનો ઇન્દ્રિયવ્યાપાર કર્મ જ નથી. એ જ રીતે હવામાં ઊડતા કચરા જેવા મગજમાં ચાલતા તરંગો એ પણ જ્ઞાન નથી. જેમ મોરવણનાં ટીપાં દૂધમાં નાંખવાથી દૂધની આખી રચના ફરી જાય છે અને તે કાયમની, તેવી જ રીતે જ્ઞાન દ્વારા જીવનમાં એટલું બધું પરિવર્તન થાય છે કે માણસની આખી ક્રિયાશક્તિ ફેરવાઈ જાય છે. દેવતામાં હાથ નાંખવાથી હાથ બળે છે એવું અનુભવજ્ઞાન બાળકને એક વાર થયા પછી ફરી દેવતામાં હાથ ઘાલવો બાળકને માટે અશક્ય થઈ જાય છે એનું નામ તે જ્ઞાન.

જ્ઞાનની આવી કલ્પના હોવાને લીધે જ ગીતાએ તેરમા અધ્યાયમાં ૭ થી ૧૧ શ્લોકમાં જ્ઞાનની તે પ્રકારની વ્યાખ્યા આપી છે. જ્ઞાન એટલે Knowledge નહિ પણ Culture અને એ જ કારણે અઢારમા અધ્યાયમાં ચાતુર્વર્ણ્યનાં 'કર્મો' વર્ણવતાં શમ, દમ, તપ, શૌચ, ક્ષમા, સરળતા, જ્ઞાન, અનુભવ, આસ્તિકતા, શૌર્ય, તેજ, ધૃતિ, દક્ષતા ઇત્યાદિ ગુણોને અને વૃત્તિઓને અથવા મનોભૂમિકાઓને પણ કર્મો તરીકે ઓળખાવ્યાં છે.

ગીતાની આવી નજર હોવાથી જ સાંખ્ય અને યોગ એક જ છે; સર્વ કર્મો જ્ઞાનની પરાકાષ્ઠાએ પહોંચે છે એવાં એવાં વચનો ગીતાએ કાઢ્યાં છે. આટલું જાણ્યા પછી જ્ઞાન–યોગ શ્રેષ્ઠ કે કર્મ–યોગ એ સવાલ જ વ્યર્થ થઈ જાય છે.

* * *

"જે મનુષ્ય કર્મ કરનારી ઇન્દ્રિયોને રોકે છે પણ તે તે ઇન્દ્રિયના વિષયનું ચિન્તવન મનથી કર્યા કરે છે તે મૂઢાત્મા મિથ્યાચારી કહેવાય છે."[1] મારી માન્યતા છે કે મિથ્યાચારી એટલે હડહડતો દંભી નથી. દંભી માણસ સંયમ ઇચ્છતો જ નથી પણ એનો ડોળ કરવા માગે છે. જો કોઈ ન જુએ અને લાગ ફાવે તો શરીરથી પણ ભોગ ભોગવવાનું એ પસંદ કરે. એને ભોગી રહેવું છે અને ત્યાગની છાપ પાડવી છે. એવો માણસ શઠ હોય છે.

---

૧. कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इंद्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥ (અ. ૩, શ્લો. ૬)

મારી કલ્પના પ્રમાણે મિથ્યાચારી તો એ કહેવાય કે જે સંયમ તો જરૂર ઇચ્છે છે અને હઠપૂર્વક ઇંદ્રિયોને રોકે પણ છે. પોતાનાં સંયમનાં વ્રતો સમાજ આગળ જાહેર કરી શરીરને રોકવામાં સમાજની ચોકીની મદદ પણ મેળવે છે. ભોગ ભોગવતાં પકડાઇશું તો આપણી ફજેતી થશે એ જાતની લજ્જા કે સામાજિક બીકની મદદ પણ એ લે છે. પણ સંયમવૃત્તિ શિથિલ હોવાને લીધે મન ઉપર કાબૂ નથી રાખી શકતો. એટલે મન તો પરાણે અંદર ને અંદર વિષય સેવ્યા જ કરે છે.

એવા માણસ વિશે એમ પણ બને છે કે શરીરદ્વારા વિષય ન સેવવાની બાબતમાં એનો જેટલો આગ્રહ હોય છે તેટલાથી જ એને સંતોષ હોય છે. *"मन गया तो जाने दो मत जाने दो शरीर"* એ કબીરના વચનનો સગવડિયો અર્થ કરી માનસિક વિષયસેવનથી મળતો મેલો આનંદ ભોગવતાં એને સંકોચ નથી હોતો. અને તેથી અવારનવાર ચાહીને પણ વિષયની માનસપૂજા ચલાવ્યા કરે છે. અને મન મનાવે છે કે આટલાથી નુકસાન થવાનો સંભવ નથી. એવો માણસ દુનિયાને છેતરતો નથી પણ પોતાને છેતરે છે. (અને કાળે કરીને દુનિયાને છેતરવાની તૈયારી પણ કરે છે.) આવા માણસનો બાહ્યાચાર અથવા કેવળ શારીરિક સંયમ સંયમનું ફળ આપતો નથી. એ આચાર નિષ્ફળ, વ્યર્થ અથવા મિથ્યા હોય છે. એટલે એને મિથ્યાચારી કહ્યો છે. એને દંભી ન કહેવાય. જો કે અંતે એ દંભી થયા વગર પણ રહેવાનો નથી.

ઇન્દ્રિયોને નિયમમાં રાખ્યા પછી, વાસનાનો વેગ રોક્યા પછી, માણસને હાથે પાપકર્મ થાય જ નહિ. પછી તો એ આત્માને શોભે એવાં શુભ કર્મો જ કરવાનો. અને તેમાં પણ ફળની આસક્તિ એ નહિ રાખે એટલે એ સંપૂર્ણ કર્મયોગી પણ થયો. આવું શુભ કર્મ પોતાની ઉન્નતિને અર્થે અને જગતના હિતના અર્થે આવશ્યક છે અને તે કરવું જ જોઈએ એવો ગીતાનો આગ્રહ છે. જે આત્મપરાયણ થયો છે તેણે કર્મ કરવાં જ જોઈએ એવું બંધન એના પર ન હોય અને છતાં એની એ સ્વાભાવિક જવાબદારી તો હોય જ છે. આત્મપરાયણની સ્વાભાવિક પ્રતિષ્ઠામાં જ એવાં કર્મો આવી જાય છે. યોગારૂઢ પણ કર્મો જરૂર કરે એટલે જ ગીતાએ કહ્યું છે કે કર્મ ન કરવા કરતાં કર્મ કરવાં એ વધારે સારું છે.

શરીર ટકાવવા માટે તો કર્મ કરવાં જ પડે છે તો શરીરને અર્થે જેટલી કુદરત પાસેથી, સમાજ પાસેથી, પશુ આદિ પ્રાણી પાસેથી અને ઋષિઓની સંસ્કૃતિ પાસેથી જે સેવા લીધી હોય એના બદલામાં અમુક યજ્ઞ–કર્મ–કર્યે જ છૂટકો, નહિ તો પાપી થવાની બીક તો રહે જ છે.[1]

ચાલુ ]

---

१. नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।
शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥ (અ. ૩ શ્લો. ૮)

# રાજકીય નોંધો

'નિરીક્ષક'

## ગત વર્ષની કાર્યવાહી

હિંદમાં તેમજ હિંદની બહાર ગયું વર્ષ ભારે વેગથી બની જતાં મહત્ત્વના બનાવોથી ભરેલું વર્ષ ગણી શકાય. હરિપુરા મહાસભાના અધિવેશન વખતે પ્રાંતિક સરકારો પોતપોતાને સ્થાને બરાબર ગોઠવાઈ ગઈ હતી. અને મહત્ત્વના સાત પ્રાંતોમાં મહાસભાની રાહબરી હેઠળ મહાસભાવાદી પ્રધાનમંડળો પણ સારી પેઠે તંત્ર ચલાવવા પૂરતાં તો ગોઠવાઈ ગયાં હતાં. દરેક કોંગ્રેસ પ્રધાનમંડળ, મહાસભાના ચૂંટણીના જાહેરનામાને અમલમાં મૂકવા માટે અનેક પ્રકારના કાનૂનો ઘડવામાં ને બીજી નાનીમોટી યોજનાઓની તૈયારીમાં પડી ગયાં હતાં. એ વખતે નવા બંધારણની મર્યાદાઓમાં રહીને પણ મહાસભાવાદી પ્રધાનમંડળો વધારેમાં વધારે કેટલું કરી શકશે એનો પૂરતો ખ્યાલ એમને આવી ગયો હતો.

એક બાજુ સરકારી તંત્ર મહાસભાની નીતિ ને ધોરણો જાળવીને ચલાવવાની પરિસ્થિતિ ઊભી કરવામાં ગવર્નરો તરફથી એટલે કે બ્રિટિશસત્તા તરફથી કોઈ પણ જાતની અડચણના અભાવને લીધે ગવર્નરો બંધારણીય વડાપ્રધાનની સ્થિતિને સ્વીકારતા જતા હોવાનું માનસ મહાસભાવાદીઓમાં વધતું જતું હતું અને છેલ્લાં વીસ વર્ષ સુધી સરકારી સત્તા સાથે થકવી નાખે એવાં ઘર્ષણમાંથી જ પસાર થવા ટેવાઈ ગયેલા એમનામાંના ઘણાઓમાં બંધારણવાદની શકયતાનો નવો આશાવાદ પેદા થઈ રહ્યો હતો ત્યાં રાજદ્વારી કેદીઓના છૂટકારાના સંબંધમાં યુ. પી. અને બિહારનાં પ્રધાનમંડળો અને ગવર્નરો વચ્ચે અથડામણ ઊભી થઈ. હરિપુરા મહાસભા વખતે સમૂહતંત્ર, દેશી રાજ્યો અને કિસાનસભા પ્રત્યે મહાસભાની નીતિ ચોખ્ખી કરતા ઠરાવોમાં નરમ અને ગરમ કહેવાતાં બે દળો જુદાં પડી જશે એવી ભારે શકયતા ઊભી થઈ હતી. ઠરાવો જેમ મહત્ત્વના હતા તેમ એમના પ્રત્યે બંને દળોના વિચારોનું નિરાળાપણું ને એને કારણે ઉપસ્થિત થતું વૈમનસ્ય પણ મહત્ત્વનાં હતાં. કેટલાકને એ વખતે ચોક્કસપણે લાગવા માંડયું હતું કે મહાસભામાં ન સંધાય એવાં બે જબરાં તડ પડવાનું અપશુકન હરિપુરા મહાસભાને માથે આવી પડવાનું લગભગ ચોક્કસ થઈ જશે. પણ એ સ્થિતિને ટાળી દેવાનો ભવ્ય પ્રસંગ યુ. પી. બિહારના ગવર્નરોએ ઊભો કર્યો.

સમસ્ત અધિવેશન ઉપર સર્વમાન્ય ભયની છાયા ફરી વળી. બ્રિટિશ સત્તા સામે રાજદ્વારી કેદીઓને છોડવાના મુદ્દા ઉપર 'એકસાથ સામનો' ધરવાનો પ્રસંગ-સન્મુખ આવી પડ્યો હોવાથી અને રાજદ્વારી કેદીઓને છોડવાની બાબતમાં ગવર્નરોની ડખલગીરી પ્રધાન-મંડળો વિખેરી નાખવાને ભોગે પણ મહાસભા નહિ ચલાવી શકે એ પ્રકારના મહાત્માજીના મક્કમ વલણે નરમગરમ પક્ષને જુદા પડતા અટકાવ્યા.

પણ એ બાબતમાં છેવટે ગવર્નરોને નમતું જોખવું પડયું. એક મહત્ત્વના બંધારણીય મુદ્દા વિશે નવા બંધારણ ઉપર મહાસભાએ વિજય મેળવ્યો. એ વિજય મળવાની પાછળ

કહેવાય છે કે બ્રિટિશ વડાપ્રધાનનું વ્યાવહારિક ડહાપણ, તે જ વખતે જર્મનીની ઑસ્ટ્રિયા ઉપર ચઢાઈ કરવાની તૈયારીની જાણ, બ્રિટિશ પ્રધાનમંડળમાંથી ઍન્થની ઈડન જેવા મહત્ત્વના પરદેશમંત્રીનું વડાપ્રધાન સાથે મતભેદને કારણે રાજીનામું અપાતાં શાહીસત્તાના આંતરિક પ્રધાનમંડળમાં પડેલ તડ અને પ્રાંતિક અધિકારગ્રહણ પછી મહાસભાની દેશમાં વધેલી અસાધારણ પ્રતિષ્ઠા ને જનતાની અપૂર્વ પ્રમાણમાં રાજકીય જાગૃતિ વગેરે કારણો હતાં. એ વખતે મહાસભાના અગ્રણીઓએ ભજવેલો ભાગ ભારે રાજદ્વારી ડહાપણથી જ ભરેલો હતો. એમણે બ્રિટિશ સરકારના પ્રતિનિધિઓને બતાવી આપ્યું કે મહાસભા લોકશાસનના સિદ્ધાંતોને વરેલી હોઈ લોકોને જવાબદાર પ્રધાનમંડળો પ્રાંતના આંતરિક કારોબાર ને શાંતિ ને વ્યવસ્થા જાળવવા માટે પ્રજાને જવાબદાર હતાં. ગવર્નરોની એ બાબતમાં ડખલગીરી સાંખી લઈને એમની આંતરિક કારોબારની આપખુદી મહાસભા સહન કરી શકે એમ નહોતું. પરિસ્થિતિનું દબાણ એટલું હતું કે ગવર્નરોને સમજી જવું પડ્યું.

ગયે વરસે એવો જ બીજો પ્રસંગ મહાસભાવાદી પ્રધાનમંડળને માટે ઓરિસ્સામાં એક જિલ્લા અમલદારને કામચલાઉ ગવર્નર બનાવવા સંબંધમાં ઊભો થયો. જિલ્લાના વડા અમલદાર તરીકે જે વ્યક્તિ પ્રાંતિક પ્રધાનમંડળના હેઠળના દરજ્જાની હોય એ પ્રધાનમંડળની બેઠકના પ્રમુખસ્થાને એટલે કે એમના વડા તરીકે નહિ બેસી શકે. બંધારણીય શિષ્ટતાની દષ્ટિએ એ સ્થિતિ ન ચલાવી લેવાય એવી હતી. બ્રિટિશ સામ્રાજ્યનાં બીજાં સંસ્થાનોમાં જ્યાં તાજના પ્રતિનિધિ તરીકે બ્રિટન ગવર્નર-જનરલ મોકલે છે એ માણસોની વરણી થોડા સમય માટે પણ સિવિલ સર્વિસીસના અમલદારોમાંથી નથી કરવામાં આવતી. ઓરિસ્સામાં આ પ્રકારની નિમણૂંક કરવામાં ગવર્નર-જનરલે કે હિંદી પ્રધાને ઉતાવળિયું ને અવિચારી પગલું ભર્યું હતું. મહાસભાને ફરી સામે થવાનો પડકાર મળ્યો. જો કે વેળાસર ચેતી જઈને શાહીસત્તાએ અથડામણનો પ્રસંગ ટાળ્યો.

આ પ્રસંગો એકપક્ષે જનતાની નજરમાં મહાસભાની શક્તિ ને ઈજ્જત વધારી એમને વધારે ને વધારે પ્રમાણમાં મહાસભાના નેજા હેઠળ આવવામાં ઉત્તેજિત કરતા હતા; બીજે પક્ષે મહાસભાવાદીઓમાં આત્મવિશ્વાસ ને આત્મગૌરવની લાગણી પણ સ્વાભાવિકપણે પેદા કરતા હતા.

પ્રધાનમંડળો મહાસભાના ચૂંટણીના જાહેરનામાને વરેલાં હોવાને લીધે કાયદો ને વ્યવસ્થા ને શાંતિ જાળવવાની મર્યાદામાં રહીને સમસ્ત જનતાને બ્રિટિશ અમલમાં પહેલીવાર સંપૂર્ણ લોકશાહી ઢબનાં શહેરી સ્વાતંત્ર્યનો લાભ મળવા લાગ્યો. મહાસભાની વધતી જતી ઈજ્જત, શક્તિ, સંગઠન અને શિસ્ત એક તરફ અને બીજી તરફ શહેરી સ્વાતંત્ર્ય ઉપર લદાયેલા અંકુશોની નાબૂદીને કારણે હરિપુરા પછી મહાસભાનું જોર વધવા લાગ્યું. સ્વરાજ્ય મેળવવાની દષ્ટિએ આ પ્રવૃત્તિને નિહાળીએ તો પ્રધાનમંડળો દેશના સ્થિતિસુધાર માટે શું કરી શક્યાં કે પીડિત જનતાને કેટલી રાહત આપી શક્યાં કે એમાં નિષ્ફળ નીવડ્યાં એ કંઈ બહુ લેખાં ગણવા જેવી બીના ગણાવી ન જોઈએ. પણ અધિકારગ્રહણનો પરોક્ષ લાભ—શાહીવાદ સામે સંયુક્ત ને જનતાવ્યાપી જાગૃત મોરચો રચવાની શક્યતા બૃહદતર કરવાનો લાભ—કેટલે અંશે મળ્યો છે એ દષ્ટિએ આપણે અધિકારગ્રહણની તારીજ

કાઢવી જોઈએ. એ રીતે જોતાં મહાસભાનો પ્રભાવ એક વર્ષમાં દેશમાં કેટલી ઉન્નત ઊંચાઈએ પહોંચ્યો છે! દેશમાં ઠેરઠેર થયેલી સ્થાનિક બોર્ડો ને સુધરાઈઓની ચૂંટણીઓમાં મહાસભાવાદીઓને મળતી જબ્બર બહુમતિનો વિજય લોકલાગણીના મહાસભાને વધતા જતા પ્રમાણમાં મળતા ટેકાનું પ્રતિબિંબ છે. મહાસભાની હાકલ પાછળ ખુવાર થવાની દૃષ્ટિએ નહિ પણ માત્ર લોકોના હાર્દિક ટેકાની દૃષ્ટિએ જ જો એની સ્થિતિનું આકલન કરીએ તો ગયે વરસે મહાસભા ચકરી આવે એટલી ઊંચાઈએ પહોંચી ગઈ એમ કહેવામાં ખોટું નથી. એની અસર મહાસભાની સભ્યસંખ્યા ઉપર સ્વાભાવિકપણે જ પડે. છેલ્લાં ચાર વર્ષમાં એ ૬ લાખની સાવ નીચલી સપાટી ઉપરથી આ વરસે ૪૦ લાખ ઉપર પહોંચી ગઈ છે!

કોઈ પણ સંસ્થાની શક્તિનું માપ, અને ખાસ કરીને આપણા દેશમાં તો રાજકીય સંસ્થાની શક્તિનું માપ, એની સભ્યસંખ્યા ઉપરથી જ વધારે તો કાઢી શકાય. છતાં એ કંઈ એવું સર્વગ્રાહી માપ ન ગણાય, ન ગણાવું જોઈએ. તો યે મહાસભા પ્રતિ આમસમૂહનો વધતો જતો વિશ્વાસ, એમનામાં અસરકારક રીતે પ્રસરી રહેલ જાગૃતિ અને સંગઠિત અને વ્યવસ્થિતપણે મહાસભામાં રાજકીય કાર્ય કરનાર માણસોની સારી સંખ્યાની હસ્તી એ બધું તો જરૂર સભ્યસંખ્યા ઉપરથી સે'જે જોઈ શકાય એવું છે.

હવે શાહી સરકાર સાથેના એના સંબંધ વિષે ગયા વર્ષ દરમિયાન અને ખાસ કરીને મ્યૂનિચના કરાર પછી બ્રિટિશનીતિને જે અણધારી નિષ્ફળતા મળતી જાય છે એ અનુભવ્યા પછી બ્રિટિશ પ્રધાનમંડળને એમ ચોક્કસપણે લાગ્યું છે કે હિંદમાં લખલૂટ પ્રજા મહાસભાની ભેરે હોવાથી એની સાથે જ પોતાને રાજદ્વારી હિસાબ કરવા બેસવું પડશે. અને તે બહુ નજીકના ભવિષ્યમાં. ૧૯૩૨માં તે વખતના હિંદી પ્રધાન સર સૅમ્યુઅલ હોર મહાસભાના કાનૂનભંગની હિલચાલનો આંક આપતાં હાઉસ ઑવ્ કૉમન્સમાં બોલ્યા હતા કે 'કૂતરાં ભસે છે અને વણજાર ચાલ્યે જાય છે' (Dogs are barking and the caravan is passng). આજે કોઈ હિંદી પ્રધાન એવું મહાસભા વિશે બોલી શકે એમ નથી. ૭ વર્ષમાં જગતરાજકારણમાં બ્રિટનનું સ્થાન અકલ ગતિએ તૂટી ગયું છે. મહાસભાના ભયાનક વિરોધની સ્થિતિમાં હિંદમાં શાહી વણજારની અતૂટ મુસાફરી ચાલી શકે એમ નથી એવું દુઃખદ ભાન પોતાને વાસ્તવદર્શી કહેવરાવતા વડાપ્રધાન ચેમ્બરલેઈનને આ સંજોગોમાં થયા વિના કેમ રહે?

વળી દેશમાં બીજો કોઈ એવો મારમુખો પક્ષ નથી જેના ઉપર શાહીસત્તા મહાસભાને કમજોર બનાવવા આધાર રાખી શકે એમ હોય. હિંદની પ્રજાકીય વિસંવાદિતાનો યુગ હવે આથમી ગયો છે. થોડા કોમવાદીઓ, રાજાઓ અને પ્રત્યાઘાતી જમીનદારોનો સંપૂર્ણ સાથ બ્રિટિશ સત્તાની ખાઈ જેવી ઊંડી ભૂખ શી રીતે ભાંગે? એઓ મહાસભા સામે કોના ટેકા ઉપર મોરચો માંડી શકે એમ છે? અને એમનામાંના શાણા અને દૂરદેશી પ્રત્યાઘાતીઓ પણ જોઈ શકે છે કે શાહી સત્તાના ઉપર આધાર રાખવો એ હવે સળેખડાં ઉપર લટકવા જેવું છે. હિંદમાં બ્રિટિશ સત્તાને લાંબું ભવિષ્ય નથી તો પછી એના પ્રત્યેની વફાદારીનો એમનાં હિતોની જાળવણીની દૃષ્ટિએ શો લાભ?

આ બધી પરિસ્થિતિ વધારે પ્રમાણમાં ગયે વરસે ચોક્કસ અને ચોખ્ખી થઈ ગઈ છે. પરિવર્તનભર્યા બનાવોની ગતિ જેમ વધારે તેમ એની નીપજનો આંક લેવો પણ વધારે સરળ

થઈ પડયો છે. કારણ કે સ્થૈર્ય જેવું રહ્યું જ નથી. શીઘ્ર પરિવર્તનભરી પરિસ્થિતિનો ભાર સ્થૈર્યને તોડી રહ્યો છે. હિંદી રાજકારણમાં પણ એ જ થઈ રહ્યું છે.

રાજકીય સંસ્થાઓના બળમાં અતિઅલ્પ સમયમાં મોટા પ્રમાણમાં વધારો થતાં ઘણીવાર ઉન્માદ પણ વધે છે. એ ઉન્માદ શક્તિનો નહિ પણ સત્તાનો હોય છે. મહાસભા પોતાને મળતી જતી શક્તિને સુસ્થિર ને સંગઠિત કરી શકે એને માટે જોઈતા સમયના પ્રમાણમાં એવી શક્તિમાં વધારે ઉમેરો થઈ રહ્યો છે. આથી ઘણાં અનિષ્ટ તત્ત્વો પણ એમાં દેખાવા માંડયાં છે. અનિષ્ટ તત્ત્વો તો પહેલાંયે હતાં પણ હવે મહાસભાનો વિસ્તાર વધતાં અનિષ્ટ તત્ત્વોનો વિસ્તાર પણ વધ્યો છે. એક રીતે એ અનિવાર્ય પણ છે. અનિવાર્ય ભલે હોય પણ એની નુકસાનીમાંથી ઊગરી શકાય એવું નથી. ચૂંટણીઓમાં ચાલતી ઘણી ગેરરીતિઓ, સ્થાનિક સંસ્થાઓમાં ચૂંટાવા માટે અને ચૂંટાયા પછી એના તંત્રસંચાલનમાં ચાલતી વાંધાભરી રીતિનીતિઓ વગેરે હવે અકળાવી નાખે એટલા પ્રમાણમાં વધતાં જાય છે. એના પ્રત્યે હમણાં જ મદ્રાસ પ્રધાનમંડળના એક અગ્રણી ડૉ. રાજને શ્રીરંગમ્ ખાતે ખુલ્લી ચેતવણી આપી છે. ડૉ. રાજને તો એટલે સુધી કહ્યું હોવાનું કહેવાય છે કે ઘણાં સ્થાનિક બોર્ડોમાં મહાસભાવાદીઓ ગેરરીતિઓનું અનુકરણ કરવામાં આગલા બિન-મહાસભાવાદીઓના કરતાં જરા પણ વધારે સારા નીવડયા નથી. સરહદ, યુ પી., બિહાર વગેરે પ્રાંતોમાંથી પણ ગેરરીતિ સંબંધે પ્રધાનમંડળોના કેટલાક સભ્યોએ ચેતવણીના સૂર કાઢયા છે. મહાત્માજીએ પણ ઘણીવાર અધિકારગ્રહણના લાભો પાછળ રહેલ ગેરલાભો સામે જવાબદાર મહાસભાવાદીઓને ચેતાવ્યા છે.

આ ઉપરાંત કદાચ સૌથી વધારે વ્યાપક વૃત્તિ ગયા વર્ષ દરમિયાન મહાસભાવાદીઓમાં બંધારણવાદની માલમ પડે છે. યુરોપ જતાં પહેલાં પં. જવાહરલાલે અને થોડા દિવસ અગાઉ રાષ્ટ્રપતિ શ્રી. સુભાષચંદ્ર બોઝે લાહોર ખાતે એ સામે પોતાનો નિખાલસ પણ સખત અણગમો પ્રગટ કર્યો હતો. મહાસભાવાદી માનસના તલસ્પર્શી અભ્યાસી પંડિત જવાહરલાલની ચેતવણી પરિસ્થિતિની વાસ્તવિક ગંભીરતાનું સાચું સૂચન કરે છે.

એક વર્ષ અગાઉ આ નોંધમાં અધિકારગ્રહણની શકયતાની સમીક્ષા કરતાં મેં જણાવ્યું હતું કે બંધારણવાદી મનોવૃત્તિનો મહાસભાવાદીઓમાં વ્યાપક ફેલાવો એ અધિકાર-ગ્રહણના અનિવાર્ય પરિણામ માટે મહાસભાએ તૈયાર રહેવું પડશે. એટલે કે અધિકારગ્રહણની આ વૃત્તિ એક મોટું અનિષ્ટ જોખમ છે. કારણકે છેવટે પણ વ્યક્તિઓ, સમૂહો કે સંસ્થાઓ જે જાતનાં સાધનો સાથે પોતાની પ્રવૃત્તિ ચલાવે છે એ સાધનો, એને અનુકૂળ માનસ પણ પેદા કરે છે. મહાસભાએ બંધારણવાદી સાધનોનો ઉપયોગ કર્યા છતાં ક્રાંતિકારી માનસ જારી રાખવું પડશે તો જ અધિકારગ્રહણનો સાચો લાભ ઉઠાવી શકાય.

### સમૂહતંત્ર

એક તરફ પ્રાંતિક બંધારણનો વ્યાવહારિક અમલ શરૂ કરવાને લીધે મહાસભાવાદીઓમાં સારા પ્રમાણમાં બંધારણવાદી માનસ ને બંધારણવાદી આશાવાદ પેદા થઈ રહ્યાં હોવાથી ને મહાસભાવાદી પ્રધાનમંડળો શાહીતંત્રને અમુક અંશે રુચે એ પ્રમાણે પોતાનું તંત્ર સારી રીતે ચલાવતાં માલમ પડવાથી શાસકવર્ગમાં સમૂહતંત્ર દાખલ કરવાની શકયતા વિશે આશા બંધાતી જાય છે. એમને લાગવા માંડયું છે કે ઉદ્દામવાદી મહાસભાવાદીઓના સમૂહતંત્ર બહિષ્કાર વિરોધી

ગમે તેટલી સતત જાહેરાતો અને મહાસભાના અણનમ વિરોધી ઠરાવો છતાં જેમ મહાસભાએ પ્રાંતોમાં કર્યું છે તેમ વખત આવતાં એ ફેડરેશનને વિશે પણ પોતાની વિરોધ કરવાની સ્વીકૃત નીતિમાં ફેરફાર કરશે. હાલમાં જે રીતે મહાસભાવાદીઓના માનસમાં સહકારી વૃત્તિનો આવિર્ભાવ થઈ રહ્યો છે એ જોતાં શાહીસત્તાના મોવડીઓની ઉપલી આશા નાપાયાદાર કે આધાર વિનાની તો નહિ કહી શકાય. અલબત્ત, સમૂહતંત્રના વ્યવહારુ કે તાત્કાલિક સ્વીકારને સરળ બનાવનારાં તત્ત્વો ફેડરલ બંધારણમાં માલમ પડતાં નથી. પ્રાંતિક બંધારણને વિશે તો એમ કહી શકાય એમ હતું કે વિશાળ મતાધિકારને લીધે મહાસભાએ મહત્ત્વના પ્રાંતોમાં ભારે બહુમતિ મેળવી હતી. અને છેલ્લી કાનૂનભંગની હિલચાલ પછી મહાસભાની શકિત, પ્રતિષ્ઠા જે આમવર્ગમાંના એના અસરકારક સંગઠનને જે જબ્બર આંચકો લાગ્યો હતો એમાંથી કોઈપણ રીતે એને ઉપર આવવું હતું. અધિકારગ્રહણ વિના એ શક્ય નહોતું. કારણકે એના બીજા લાભો વિશે ભલે મતભેદ હોય પણ એણે મહાસભાને અસરકારક રીતે ફરી પોતાનું તંત્ર દેશમાં ગોઠવી દેવામાં અને જનતા ઉપરના પોતાના કાબૂને ફરી દૃઢ કરવામાં ભારે મદદ કરી છે એ વિશે વાંધો ઉઠાવી ન શકાય એટલી એ નકરી હકીકત છે.

આ બધી ગણતરીઓ પ્રાંતિક બંધારણના અમલી સ્વીકાર પાછળ મહાસભાવાદીઓની હતી. સમૂહતંત્રના સ્વીકારને સરળ બનાવે એવી હાલ જે સ્વરૂપે એની કલમો વિદ્યમાન છે એમાં કઈ શક્યતાઓ છે? આડકતરી ચૂંટણી અને ફાળી અનામત બેઠકોવાળી એમાં વ્યવસ્થા હોવાથી મહાસભાની જનતામાં બહુમતિ હોય, પ્રાંતોમાં મહાસભાવાદી સરકારોની બહુમતિ હોય, કે સર્વાનુમતિ હોય છતાંયે મધ્યસ્થ ફેડરલ ધારાસભાઓમાં બહુમતિને અવકાશ નથી. આથી ત્યાં મિશ્રપક્ષનું પ્રધાનમંડળ બનાવવા સિવાય બીજો રસ્તો નથી. આમ થાય તો મહાસભાની શક્તિવર્ધનની દૃષ્ટિએ એનાથી શો લાભ મળે?

## આશાવાદીઓની આશા

પરિસ્થિતિ આ હોવા છતાં કેટલાક મહાસભાવાદીઓ ફેડરલ બંધારણનો વિરોધક સ્વીકાર કરવાનો આશાવાદ વ્યક્ત કરે છે. બીજે પક્ષે બ્રિટિશ સરકારના કેટલાક આશાવાદી પ્રતિનિધિઓ એવી આશા સેવતા જણાય છે કે છેવટ સુધી વિરોધ જાહેર કર્યા કરવા છતાં મહાસભા ફેડરલ ધારાસભાઓ ને પ્રધાનમંડળને જતાં કરવા તૈયાર નહિ થાય. માત્ર એમને એમ લાગે છે કે જેમ પ્રાંતોમાં થયું તેમ બ્રિટિશ સત્તા તરફથી મહાસભા સાથે 'જેન્ટલમેન્સ એગ્રીમેન્ટ' થવું જોઈએ. એટલે કે સત્તા તરફથી 'સામાન્ય રીતે' રાજકારોબારમાં પ્રધાનમંડળની કારવાઈમાં ગવર્નર–જનરલ ડખલ નહિ કરે. આવા પ્રકારની એક મૌખિક પણ સત્તાવાર જાહેરાત જો કરવામાં આવશે તો મહાસભાનુંયે રહેશે ને બ્રિટિશ સરકારનુંયે સચવાશે.

## બિનડખલગીરીની ખાતરી

બિનડખલગીરીની ખાતરી ન આપવામાં આવે તો એ નિઃશંક છે કે મહાસભા ફેડરલ બંધારણનો લડાયક વિરોધ કરશે. પણ ખાતરી આપવામાં હાલના સંજોગો જોતાં બ્રિટિશ સત્તાધીશોને વાંધો આવે એમ નથી. એ તો જ્યારથી એમણે પ્રાંતિક કારોબારમાં ખાતરી આપી ત્યારથી ચોખ્ખું થઈ ગયું છે. ઊલટું, પ્રાંતોમાં લગભગ બધાં જ ખાતાંની લોકનિયુક્ત પ્રધાનોના અંકુશ તળે હેરફેર કરવામાં આવી હોવાથી ત્યાં તો પ્રધાનોને ગવર્નર ડખલ નહિ

કરે તો લગભગ સંપૂર્ણ સ્વરાજ જેવું (અલબત્ત આર્થિક મર્યાદાઓ બાદ કરતાં) છે. પણ મધ્યસ્થ તંત્રમાં તો લશ્કર, રેલવે, નાણાખાતું, રાજકીય ને પરદેશખાતું વગેરે રાજસત્તા કે સરકારનાં હાર્દ સમાં ખાતાં રીઝર્વખાતાં હોવાથી બાકીનાં બિનમહત્ત્વનાં ખાતાંઓના કારભારમાં પ્રધાનોને બિનડખલની ખાતરી આપવી શાહીસત્તાને માટે સાવ સહેલી બાબત છે. બિનડખલગીરીની ખાતરી મળતાં મધ્યસ્થ તંત્રના સ્વીકારવાદીઓ કદાચ આ હકીકત ધ્યાનમાં લેવા નહિ માગતા હોય.

## ખાતરી કે સીધી ચૂંટણી

શાહીસત્તા પાસે બિનડખલગીરીની ખાતરી માગવા કરતાંયે મહાસભાને માટે તો મધ્યસ્થ ધારાસભાની ચૂંટણી 'ડાયરેક્ટ ઇલેક્શન' દ્વારા થાય એ જાતનો ફેરફાર ફેડરલ બંધારણમાં કરાવવો એ વધારે મહત્ત્વનું છે. કારણકે સીધી ચૂંટણી સિવાય કોંગ્રેસની બહુમતિની શક્યતા જ નથી. અને વગર બહુમતિએ બંધારણીય મડાગાંઠ ઊભી કરવાની જબરી તક મહાસભાને નહિ મળી શકે.

## રજવાડી આંદોલન ને સમૂહતંત્ર

રજવાડાંઓમાં પ્રચંડ વેગથી ચાલતી જવાબદાર રાજ્યતંત્રની માગણીની હિલચાલ પ્રજાના સ્થાનિક ને તાત્કાલિક લાભ ઉપરાંત એની અસર ફેડરલ બંધારણ ઉપર એટલે શાહીસત્તા વિરુદ્ધ હિંદની સ્વાતંત્ર્યની હિલચાલ ઉપર ભારે લાભદાયક રીતે પડશે. જો હાલની એ હિલચાલનું પરિણામ હિંદનાં પાંચસો ઉપરાંત આપખુદીના પ્રતીક સમાં રજવાડાંઓમાં નિયમબદ્ધ, પ્રગતિવાદી જવાબદાર રાજ્યતંત્રનો અમલ શરૂ થાય તો સૅ'જે નવા સમૂહતંત્રમાં રજવાડાંઓની પ્રજા તરફથી મોકલવાના ત્રીજા ભાગના એટલે ફેડરલ એસેમ્બલીના ૪૫૦ સભ્યોમાંથી ૧૫૦ સભ્યો દેશી રાજ્યોની પ્રજાને માન્ય હોય એવા આવશે. આનો અર્થ એ થયો કે આડકતરી ચૂંટણીની મહાસભાની માગણી એના ત્રીજા ભાગ જેટલા સભ્યોની ચૂટણી પૂરતી તો સફળ થઈ ગણાય. અને દેશી રાજ્યની પ્રજા ઉપર મહાસભાનો કાબૂ જોતાં એ દોઢસો પ્રતિનિધિઓ કોંગ્રેસમાન્ય પ્રતિનિધિઓ જેવા જ ચૂંટાશે એમાં શંકા નથી. ફેડરલ એસેમ્બલીમાં બહુમતિ મેળવવા માટે મહાસભાને માટે દેશી રાજ્યોમાં ચાલતી હિલચાલ બહુ આવકારલાયક છે. એના બીજા લાભોનો વિચાર ન કરીએ તોપણ આથી સમૂહતંત્રમાં મહાસભાને મડાગાંઠ ઊભી કરવી હશે કે એનો અમલ કરવો હશે તોયે સરળતા થશે. આ કારણે રજવાડી હિલચાલ મહાસભાની સ્વાતંત્ર્ય હિલચાલ એટલે કે બ્રિટિશ શાહીવાદ વિરોધી હિલચાલનું એક અવિભાજ્ય અંગ થઈ પડી છે. શાહીવાદ સામેના ઝઘડામાં મહાસભાનો મોરચો હવે એ તબક્કે આવી પહોંચ્યો છે કે, મહાસભા ઘણી હરોળમાં વહેંચાઇને જ એને અસરકારક ફેજ આપી શકે. જે હેતુસર બિનદરમિયાનગીરીની નીતિનો કોંગ્રેસ પાસે ગાંધીજીએ સ્વીકાર કરાવેલો એ પરિસ્થિતિ હવે ભૂતકાલીન વસ્તુ થઈ ગઈ છે. એનાં બે કારણો છેઃ પ્રથમ, સાર્વભૌમ સત્તા પોતાની આંતરિક ને બાહ્ય ગૂંચવણોને લીધે મહાસભાની છેડતી કરીને રાજાઓની આપખુદીની ઢાલ બનવા તૈયાર થઈ શકે એમ નથી; બીજું, દેશી રાજ્યોની પ્રજા બ્રિટિશ હિંદના રાજકીય આંદોલન ને સંગઠનથી અલિપ્ત રહી શકે એમ નથી. એ હવે રજવાડી આપખુદી સામે લડવાના મિજાજમાં આવી ગઈ છે. લડવા માટે જરૂરી મિજાજ અને એ સાથે જોઇતું સંગઠન ને શિસ્ત તૈયાર થઈ રહ્યાં છે. હવે રાજાઓને માટે એ આંદોલન દબાવવું, બ્રિટિશ સરકારને બ્રિટિશ હિંદમાં રાષ્ટ્રવાદી આંદોલન દબાવવા જેટલું કપરું કે અશક્ય થતું જાય છે. આપખુદીના ગઢની દીવાલો ચીરાઈ રહી છે.

૧૦-૧-૧૯૩૯

## તું અને હું

'જટિલ'

૧

થાયે ભ્રમરનાં ઝુંડ અધીરાં
આવે ન ક્યાંય સુવાસ;
પૃથિવીનાં ભટકીને ખંડે ખંડ
ખૂટે સહુના શ્વાસ,

તૂટે જ્યારે પ્રેમ તણા સંબંધ,
ત્યારે તું ફૂલડું ને હું સુગંધ.

૨

ગીત શમે સહુ વિશ્વના વાદ્યે,
ગાયક કંઠ સૂકાય,
તાલ મૃદંગના હળવે હાથે
આપે મૃદંગી ન ક્યાંય,

થાયે જગનાં સહુ ચેતન દૂર,
ત્યારે તું બંસરી ને હું સૂર.

૩

ડગમગે જ્યારે નાવડી જગની,
કાલસિન્ધુમાં અગાધ;
કોઈનાં યે અવલંબન સૂનાં
ભૂલે સહુ સંગાથ,

થાયે મન સહુનાં યે અધીર,
ત્યારે તું શઢ અને હું સમીર.

# મારી વાર્તાનું ઘડતર

રામનારાયણ વિ. પાઠક

પોતાથી જે કાંઈ લખાયું હોય તે કેવી રીતે લખાયું તે શોધવું જાણવું કહેવું એ માનસશાસ્ત્ર કે મનોવિશ્લેષણનો વિષય છે. આ શાસ્ત્રની મને જિજ્ઞાસા છે, તે સંબંધી મેં યથાશક્તિ કંઈક કંઈક વાંચેલું છે, પણ તેનો અભ્યાસી હું મને ગણી શકતો નથી, એટલે અહીં મારે વિશે જે કાંઈ કહું છું તે કોઈ તદ્દવિદનું નિરૂપણ નથી, પણ પોતાનો અનુભવ સમજવાનો એક સાધારણ માણસે કરેલો પ્રયત્ન છે.

બધી વાર્તાનો ઉદ્ભવ, હું હમણાં દાખલાથી સ્પષ્ટ કરીશ તેમ, એક જ રીતે થાય છે એમ નથી, તેમાં કંઈક કંઈક ફરક હોય છે, જોકે મૂળ પ્રવર્તક બળનું સ્વરૂપ એકનું એક જ હોય છે. એ મૂળ પ્રવર્તક બળ એક પ્રકારની લાગણી કે રહસ્ય હોય છે. કોઈ વાર એવું બને છે કે અમુક વસ્તુ સમજવા સાથે તે વસ્તુ વિશે લાગણી થાય છે. આ વસ્તુ સાથે મારે અંગત સંબંધ હોય એવું અવશ્ય હોતું નથી, છતાં તે લાગણી અતિપ્રબળ હોય છે. વસ્તુ જાણે જીવનના મર્મને સ્પર્શે છે, જીવનના મધ્યબિન્દુ સુધી જાય છે, અને તેથી સમગ્ર જીવન તે વસ્તુ વિશે લાગણી ધરાવે છે—સમસ્ત જીવન લાગણીમય બને છે. જીવનનો એ અમુક વસ્તુ તરફનો લાગણીમય—ભાવાત્મક સંબંધ એને જ હું રહસ્ય કહું છું. એ રહસ્ય જ વાર્તાનું સૂક્ષ્મ બીજ બને છે. એવા બીજ વિના મારા મનમાં વાર્તાનિર્માણનો વ્યાપાર શરૂ જ થઈ શકતો નથી.

લાગણી થયા પછીની વાર્તા બનવાની ક્રિયાને હું એક દૃષ્ટિએ ઘનીકરણ વ્યાપાર કહી શકું. લાગણી થાય છે ત્યારે તે સૂક્ષ્મ હોય છે. તે પછી, હકીકત પાત્રો વૃત્તાન્ત ચિત્રો બનાવ ચિંતન સંવાદ વગેરેથી તે ઘન બને છે. મૂળ લાગણીના આઘાતથી જાણે કે તેનું અધિષ્ઠાનભૂત હૃદય સમસ્ત અનુભવમાં અને સર્વ માનસિક શક્તિતંત્રમાં ચારે બાજુ ફરવા માંડે છે, અને તેથી જાણે અનુભવમાંથી એ રહસ્યને અનુકૂળ હકીકત વગેરેનાં રજકણો એ રહસ્યપિંડને ચોટવા માંડે છે. અને એ રીતે એ મૂળ નેબ્યુલસ (વાયુરૂપ) લાગણીપિંડ હકીકતથી ઘન બનતું જાય છે, તેની સાથે સાથે જ સર્વ માનસિક શક્તિઓ એ જ સંચલનથી સચેત થઈ નવી નવી હકીકત ઘડીને પેલા પિંડમાં ઉમેરતી જાય છે. આ વ્યાપારમાં અનુભવ પણ, પેલા પિંડમાં પ્રવેશ કરતાં, એ મૂળ રહસ્યને અનુકૂળ થઈને જ પ્રવેશ કરે છે. આ ઘનીકરણ વ્યાપાર મૂળ લાગણી પછી તરત જ થવા માંડે કે તે પછી અમુક સમયે થાય. એ વ્યાપાર કંઈક અંશે મને પોતાને અજ્ઞાત રીતે કામ કરતો જણાયો છે. એમાં હકીકત પૂરાવા માંડે તે પછી જ એનું ભાન થાય છે. હકીકત ભેગી થાય તેમ તેમ જ તે મનની ગોચર ભૂમિકા ઉપર આવે છે, પણ ત્યારે પણ એ વ્યાપાર સ્વયંભૂ જ હોય છે. તેમાં બુદ્ધિ પણ કામ કરે

છે એ ખરું પણ એ વ્યાપાર ઈચ્છાને અધીન નથી, બુદ્ધિ પણ તેમાં પેલા રહસ્યને વશ રહીને, રહસ્યની લાગણીના જ ચેતનથી પ્રવર્તે છે.

આ વ્યાપારથી જ્યારે રહસ્યપિંડ ઘનીભૂત થઈને સાકાર થાય, અને તેનો આકાર મને પસંદ પડે, ત્યારે હું લખવા બેસું છું. એમ થતાં, કોઈ વાર મૂળ લાગણીના આઘાત અને લખવાના પ્રારંભની વચ્ચે, મહિનાઓ નીકળી ગયા હોય છે. એ આકાર મને પસંદ ન પડે તો હું લખતો જ નથી, પણ એ આકાર પણ અસ્પષ્ટ જ હોય છે. સાચો આકાર તો લખવા માંડ્યા પછી જ ઘડાવા માંડે છે. એ લખાતાં હું મૂળની લાગણી ઘણા જ તીવ્ર આવેગમાં અનુભવું છું. લાગણીનો એ આવિર્ભાવ દેખાઈ જાય તેનો મને હમેશાં સંકોચ રહે છે, અને તેથી વાર્તાના માર્મિક ભાગો એકાન્તમાં લખવા હું પસંદ કરું છું. ઘણી વાર, આ લાગણીનો મને થાક પણ લાગે છે, જોકે તે સાથે તેમાં એક પ્રકારના સાર્થક્યનો આનંદ પણ મળે છે. ઘણી વાર તે લખાતું હોય તે દિવસોમાં તે લાગણી આખું મન રોકી લે છે. હરતાં ફરતાં પણ, મનની સર્વ દોરીઓ તંગ થઈ તે તરફ ખેંચાયેલી રહે છે. આનો અર્થ એવો નથી કે હું બીજાં કામો કરી જ નથી શકતો. પણ કામ કરી રહ્યા પછી મન પાછું ત્યાં જ જઈને ભમવા માંડે છે. પણ તેમાં કશી વિલક્ષણતા નથી. કોઈ મહત્ત્વનો નિબંધ લખતાં પણ મારું મન એવું જ તંગ રહે છે.

થોડા દાખલાથી આ સ્ફુટ કરવા પ્રયત્ન કરું. એક વાર કોઈ માણસે મને વાત કરી કે અમુક વિદ્યાર્થી ઘેર જઈને માબાપને પજવે છે, એ સાંભળીને મને દુઃખ થયું. તે પછી એ રહસ્યની આસપાસ વસ્તુઓ વીંટાવા માંડી અને તેમાંથી 'મુકુન્દરાય'ની વાર્તા લખાઈ. એક નવાઈની વાત છે કે જે વિદ્યાર્થી વિશે મેં એ સાંભળેલું તેણે જ મને વાર્તા પ્રસિદ્ધ થયા પછી, એક વાર કહ્યું કે પોતે મુકુન્દરાયની પેઠે જ ઘરમાં વર્તતો હતો. એ પછી તો મને બીજા પણ કેટલાક વિદ્યાર્થીઓએ આવી કબૂલાત આપી છે. પણ તે તો સહેજ કહું છું.

થોડા સમય પર લખાયેલી 'સૌભાગ્યવતી' પણ આવી જ રીતે લખાયેલી છે. શ્રીમતી શારદાબહેને મને એક વાર્તા બતાવી. તેના રહસ્ય ઉપર અમે ચર્ચા કરી. એ રહસ્ય સંબંધી તેમણે મને કહ્યું કે ગામડાંમાં કણબણોએ તેમના જીવનની આ કરુણ કહાણી પોતાને ખાનગીમાં કહેલ છે. તેમણે ખાસ કોઈ દાખલો આપ્યો ન હતો, પણ મને એ વાતની અસર થઈ અને તેથી મારા મનમાં 'સૌભાગ્યવતી' ઘડાઈ. શારદાબહેને ગયા ગુણસુંદરીના અંકમાં એ અસલ લખેલી વાર્તા પ્રસિદ્ધ કરી છે તે સહેજ જણાવું છું.

એક દંપતી વિશે જોયું કે સ્ત્રી પુરુષને ચાહતી હતી, છતાં તેના પર શંકાઓ કરી પુરુષનું જીવન ઝેર કરતી હતી, અને છેવટે પુરુષના મરણનું કારણ પણ તે જ બની. એ જોતાં જે લાગણી થઈ તેમાંથી 'દેવી કે રાક્ષસી' નાટિકા લખાઈ. *

ઉપર દાખલા આપેલી વાર્તામાં, વસ્તુ, લાગણીને આઘાત, રહસ્ય, અને ઘનીકરણ એ આખો ક્રમ મને જ્ઞાત છે. પણ ઘણી વાર્તામાં એવો ક્રમ હું પોતે શોધી શકતો નથી. મેં આગળ કહ્યું તેમ, રહસ્યના સંચલનનો વ્યાપાર, અગોચર પ્રદેશમાં ચાલે છે. ખરી રીતે

* ઘડતરની દૃષ્ટિએ વાર્તા અને નાટિકાનો તફાવત અહીં ગૌણ ગણું છું.

એ રહસ્ય પણ અત્યન્ત અસ્પષ્ટ હોય છે. એ વાર્તામાં ઘનીભૂત થયા પછી જ સ્પષ્ટ બને છે. ઘણી વાર્તામાં ઘનીકરણ વ્યાપારમાં પકડાયેલાં ચિત્રો, હકીકતો, વાક્યો, ક્યાંથી આવ્યાં, અમુક ચિત્રોનો મૂળ અનુભવ કેવો હતો, એટલું જ હું જાણું છું; રહસ્ય ક્યારે બંધાયું, રહસ્યનો મૂળ અનુભવ શો હતો તે જાણતો નથી. કાદરની વાતના મૂળમાં રહેલી એક હકીકત કહું. હું ઘણો નાનો હતો, અને મારા પિતાશ્રીની જેતપુર બદલી થઈ ત્યારે નિશાળમાં એક ઘરડો પટાવાળો હતો. એ કામ કરતો નહિ એટલું જ નહિ પણ જુઠ્ઠો બેદરકાર અને ઉદ્ધત હતો. એને કાઢી મૂકવાની સૂચના થતાં મારા પિતાશ્રીએ કહ્યું કે "પણ ક્યાંક નોકરી ગયા પછી તે મરી જશે તો?" આવી લાગણી છતાં, એને છેવટ કાઢી તો મૂકવો જ પડેલો, જો કે એ તરત મરી ગયો નહોતો. મારી વાર્તામાં કાદર વિશે આટલી વાત આવે છે, પણ એ કાદર મૂળનો પટાવાળો નથી, તેમ મુખ્ય પાત્ર પણ નથી, અને વાર્તાનું રહસ્ય જુદું જ છે. અમદાવાદમાં હું રહેતો હતો તેની બાજુમાં એક નજરના પગથિયા ઉપર એક ભંગી જોડું હમેશ બેસી વાતો કરતું એ દૃશ્ય મનમાં છપાઈ ગયું, અને તે પછી તેમાં જુદું જ રહસ્ય બીજભૂત થઈ વાર્તા ઘડાઈ. ધનિયો ખીડી સળગાવતાં, ખેમી પવન ખાળવા લાજનો છેડો લંબાવે છે, એને મળતું દૃશ્ય નાનપણમાં મેં કાઠિયાવાડની ટ્રેનમાં એકવાર જોયેલું. એકવાર એક ગામમાં એક બાળ વિધવાએ નાનપણથી ઉછેરી મોટો કરેલો જુવાન દીકરો તેને મૂકી મરી ગયો એ સાંભળ્યું, અને પછી આપણી ઘરડી ડોસીઓનાં જીવન સંબંધી વિચાર થતાં, ઘરડાં માણસોને પ્રેમ–વિનિમયનું પાત્ર મળતું નથી તેથી તેમનું જીવન વિકૃત થઈ જાય છે એ કરુણના સમજતાં, 'નવો જન્મ' લખાઈ. 'હૃદયપલટા'નો અબદુલ ઘાંચી છે તેનું સૂચન એવી રીતે મળેલું કે, ઘણાં વરસો ઉપર શિહોરને સ્ટેશને, લોકોની વાતમાં સાંભળેલું કે ત્યાં એક ઘાંચી આંખે પાટા બાંધી પ્રસૂતિ કરાવતો. અને પ્રસૂતિનું બાકીનું વર્ણન, એક ગુજરાતી કુટુંબને, પરદેશમાં સુયાણીની મદદ વિના, પ્રસૂતિનો પ્રસંગ આવેલો સાંભળેલો, તે ઉપરથી લખેલું છે. અમદાવાદમાં એકવાર એક સુંદર જુવાન મારવાડી દંપતીને રેંકડી ખેંચતાં જોયેલાં, તે દૃશ્ય ઉપરથી 'રેંકડીમાં' વાર્તા લખાઈ છે. તેના અનુસંધાનની 'કંકુડી અને કાનિયો' વળી જુદી જ રીતે લખાઈ છે. મારા મિત્ર શ્રી. ગિરીશભાઈએ 'રેંકડીમાં'ના અનુસંધાનની એક વાર્તા મને લખી મોકલી અને મારો અભિપ્રાય પૂછ્યો. મેં કહ્યું; "મારાં કંકુડી કાનિયો આમ દુઃખી થાય તે મને નથી ગમતું." મારા જવાબમાં મશ્કરી હતી, પણ પાત્રો તરફ પણ મમત્વ થાય છે એ ખરું છે. પણ એ પત્ર ઉપરથી મૂળ વાર્તાના વિસ્તાર ઉપર મન ચઢી ગયું ને તેમાંથી 'કંકુડી ને કાનિયો' લખાયું. 'સાચો સંવાદ' પાછળ પણ આવી જ એક ઘટના છે. મારા એક મિત્રદંપતી વચ્ચે આવા જ પ્રકારની વિનોદવાર્તા થયેલી, તે એ મિત્રે મને કહી અને તેના પર વાર્તા લખવા સૂચના કરી, અને તેમાં મારા અનુભવની તર્કની બીજી કેટલીક હકીકતો ભળતાં એ વાર્તા લખાઈ.

ઘણીવાર વાતચીતમાં કરેલી મશ્કરી ઉપરથી કોઈ સંવાદનું ઉક્તિનું કે વાર્તાનું બીજ સ્ફુરે છે. એકવાર એક માણસે એક અમલદારનાં વખાણ કરતાં મને કહ્યું કે એ ઑફિસટાઈમથી પણ પા કલાક હમેશાં વહેલો હાજર થાય છે. એણે તો પ્રશંસામાં કહેલું પણ મને મશ્કરી સૂઝી ને મેં કહ્યું: "ઘરમાં બૈરી સાથે નહિ બનતું હોય." અને મારી વાત તદ્દન સાચી નીકળી. એ વસ્તુ વિકસી તેમાંથી "સરકારી નોકરીની સફળતાનો ભેદ!"

ઘડાઈ. એકવાર વિદ્યાર્થી મિત્રોએ મશ્કરીમાં કહ્યું, "બટુભાઈ, માથામાં તેલ કેમ નાંખતા નથી?" મેં મશ્કરીમાં જ કહ્યું કે વિધવાને જેવા ધર્મો પાળવાના હોય છે તેવા વિધુરના પણ જોઈએ. એ મશ્કરી ઉપરથી 'જક્ષણી'ના બીજા ખંડમાં આવતી પ્રોષિતપત્નીકની મશ્કરી સૂઝેલી. 'જક્ષણી'માં નાયક, કૂતરીને જક્ષણી કહી વીશીમાંથી ખાવાનું લઈ આવે છે, એના મૂળમાં જરા જુદો સાચો બનેલો પ્રસંગ છે. એક ભાઈનાં પત્ની ઈસ્પીતાલમાં હતાં, ને ઘેર કૂતરો હતો, તેને માટે પોતાને ઘેર બાવાજી છે એમ કહી તે ખાવાનું લઈ આવતા; એ સાંભળ્યું. મારી વાર્તામાં કૂતરાને બદલે કૂતરી આવી ને વાર્તાના મુખ્ય વક્તવ્યને ઘણી જ ઉપકારક થઈ ગઈ.

વળી કોઈવાર—એકે જવલ્લે જ—વાર્તાનો કેટલોક ભાગ, સ્વપ્નમાંથી લીધેલો હોય છે. 'એક સ્વપ્ન'ની વાર્તાનો કેટલોક ભાગ સ્વપ્તમાં ખરેખર જોયેલો હતો. તેમાં સ્વપ્નમાં જોયેલ પ્રદેશનું કરેલું વર્ણન સ્વપ્નમાં જોયા પ્રમાણે કરેલું છે, અને અત્યારે જો કે આખું સ્વપ્ન બરાબર યાદ નથી, પણ એટલું બરાબર યાદ છે કે, એ વાર્તાનું રહસ્ય સમાજમાં જોઈ મને જે આઘાત થયો, એ જ આઘાતના પરિણામનું એ સ્વપ્ન હતું. તેમાં કંઈક એક સ્ત્રી આવતી હતી, કંડિયામાંથી મદારીએ એક મરેલું છોકરું કાઢેલું, અને પછી એ છોકરું લઈ નૃત્ય કરેલું એવું ઝાંખું યાદ છે. અને પછી એ જ આઘાતથી એ સ્વપ્નની હકીકતમાં બીજી ઉમેરાઈ એ લખાઈ.

વાર્તા લખતાં, કોઈવાર મારે તેના સ્વરૂપના પ્રયોગો કરી જોવા પડે છે. 'કાદર'ની વાર્તા છે તેની પહેલાં લખી પછી 'જક્ષણી'ની પેઠે, એક પાત્ર પોતાની હકીકત બોલી જાય એવો પ્રયોગ થોડો કરી જોયો, તે પછી મૂળની લખેલી વાર્તા જ કાયમ રાખી. 'દેવી કે રાક્ષસી'ની નાટિકા, પહેલાં નાયિકાને એક ડાયરી મળે છે તે તે વાંચતી જાય છે એવા રૂપમાં થોડી લખી જોઈ, પણ તે ન ફાવી એટલે હાલના રૂપમાં લખી. વાર્તા લખતાં પાત્રોનાં નામો પાડવા ઉપર હું બહુ ધ્યાન આપતો નથી. મારા મનમાં પાત્રોનો સ્વભાવ ઘડાઈ ગયો હોય છે એટલે નામ વગર એમ ને એમ લખ્યે જાઉં છું, બેત્રણ પાત્રોના સંવાદો પણ હું નામ વગર લખ્યે જાઉં છું. ને પછીથી નામ નક્કી કરી સંવાદમાં ખાલી રાખેલી જગાએ ઉમેરી દઉં છું. તેથી કોઈવાર પાત્રોનાં નામ લખવામાં ભૂલ થાય છે. અને પ્રૂફમાં પણ પાત્રોનાં નામો તરફ ધ્યાન આપવાની ટેવ ન હોવાથી, છાપવામાં પણ ખોટાં નામો આવી જાય છે. મને અમથું પણ નામોનું વિસ્મરણ બહુ થાય છે એ મારા મિત્રો અને પરિચિતો જાણે છે. એ જ ટેવ કદાચ અહીં પણ આવી જતી હોય!

આમ કંઈક જુદી જુદી રીતે વાર્તા લખાય છે, પણ બધામાં એક સમાન અંશ હોય છે, તે એ કે બધી કોઈ રહસ્યના બીજની આસપાસ ઘડાય છે અને તેમાં એ રહસ્યમાં રહેલી લાગણી બધા સંચલનનો હેતુ હોય છે. રહસ્યનો અર્થ મેં શરૂઆતમાં જ કહેલો છે. તે સંપૂર્ણ નથી પણ ટૂંકી વાર્તા માટે તે પૂરતો છે.

એક પ્રશ્ન હજી ચર્ચવો જોઈએ. આ બધી ક્રિયામાં વિવેચન શક્તિ ક્યાં કામ કરે છે? એક રીતે કહું તો ક્યાંઈ જ નહિ, અથવા વાર્તા પૂરી લખાઈ રહ્યા પછી જ. વાર્તા

પૂરી લખાઈ રહ્યા પછી માણસમાં જેટલી તટસ્થતા હોય, તેટલે અંશે તે પોતાનો વિવેચક થઈ શકે. અને એ રીતે નાના દોષો સુધારી શકે. વાકયો વચ્ચે, હકીકત વચ્ચે, સંવાદની ઉક્તિઓ વચ્ચે સંબંધ બરાબર ન બેઠો હોય, તો તે બેસાડી શકે. ઉતાવળમાં લખેલ વર્ણનો સુધારી શકે. હું પોતે કોઈ શાસ્ત્રને લગતી હકીકત તદ્વિદને પૂછી સુધારી લઉં છું. અબ્દુલ ધાંચીની કુશળતા વિશે લખવા પહેલાં એક દાક્તર મિત્રને તે પૂછી તેની સંભવિતતાની ખાતરી કરી લીધી હતી. 'કાદર'માં ઠંડીના વર્ણન માટે અમદાવાદમાં વધારેમાં વધારે કેટલી ઠંડી પડી હતી તેની તપાસ કરાવી હતી. આવી બાબતોમાં ફેરફારો કરી શકાય, વધારેમાં વધારે સંવાદમાં જરૂર ન હોય તો થોડી ઉક્તિઓમાં ફેરફાર કરી એકાદ પાત્ર કમી કરી શકાય, પણ એથી મોટા દોષો હોય તો, તે વિવેચનથી સુધરી શકે નહિ. એથી મોટા દોષો જણાય તો લેખકે તે વાર્તા દબાવી રાખવી જોઈએ અથવા તેનો નાશ કરવો જોઈએ. મારે એકબે વાર્તા અર્ધી લખી મૂકી દેવી પડી છે.

પણ એક બીજી રીતે વિવેચન શક્તિ, આખા નિર્માણ વ્યાપારમાં કામ કરે છે એમ કહી શકાય. એક દષ્ટિએ, વિવેચનનું અંતરતત્ત્વ રુચિ છે,–ઊંચામાં ઊંચા સૂક્ષ્મમાં સૂક્ષ્મ અને વિશાલમાં વિશાલ અર્થમાં. વાર્તાનું આખું ઘડતર એ રુચિને અનુકૂળ રીતે જ થઈ શકે. જેમ સંગીતપરીક્ષક કર્ણને સંગીતમાં થતી સ્વરની ભૂલ એકદમ ખૂંચે છે, તેમ વાર્તા ઘડતરમાં એક પણ વસ્તુ રુચિ વિરુદ્ધની આવતાં આખું રુચિતંત્ર દૂભાય છે, અને એ વસ્તુને પેસતી જ અટકાવે છે. તે ઉપરાંત તે વાર્તાને અમુક તરફ ઝોક પણ આપતી હશે. એ રીતે રુચિ, આખા વાર્તા ઘડતરમાં સચેત રહી પોતાનું કામ કર્યાં કરે છે, પણ વાર્તા ઘડતરનો મુખ્ય વ્યાપાર રુચિ અને વિવેચન બન્નેથી અલગ છે.

મને મારી વાર્તા ઘડતરનો વ્યાપાર આવો જણાયો છે. અને જેવો જણાયો તેવો તેને હું રજુ કરું છું. તેમ કરવામાં કોઈ અનન્યતાનો લગારે ય દાવો નથી. માત્ર મારા પોતાના એક મનોવ્યાપારને સમજવાનો પ્રયત્ન છે.*



* મુંબઈના રેડિયો સ્ટેશનના ગુજરાતી વિભાગના નિયોજક શ્રી ચન્દ્રવદન મહેતાએ How I write a short story ઉપર તા. ૨૪-૧૨-૩૮ના રોજ બોલવાને મને આમન્ત્રણ આપ્યું. તે ઉપરથી આ વિષય ઉપર લખ્યું. રેડિયોમાં બોલવા માટે આમાં ઠેકઠેકાણે ફેરફાર કરેલો હતો.

ઊભેલ ઉન્મુખી સોહે અંબુઆવૃત મધ્યમા,
અણુમૂર્તિ દીસે જાણે આર્યલોમ અનુત્તમા.

ઊંચા કરી કર શુભા વસનાગ્ર સાહે,
વિશ્વાસ મીંઢળ મહીં દૃઢ ગાંઠ વાળે,
ઉદ્વાહની પકડી સજ્જ બની નિહાળે,
અન્યોન્યનાં હૃદયને દૃગદોર વાહે.

સાવધાન વદી રાજા આદરે ઊર્ધ્વ કર્ષણ,
કન્યકાના ઉરે દેહે વિરતરે હર્ષસ્પન્દન.

નીકળતી જલબહાર મનોરમા,
ધનુ ભુજામહીં ભૂપતિ ભેરવે,
અનુભવે તનુભાર જરા હવે,
પદ ધરે તવ તારુણી ગોખમાં.

નૃપતિઉદ્વહને રસવલ્લરી
ક્રમથી સપ્તમ ગોખ ચઢી જહીં,
વરદ દક્ષિણ પાણિ નૃપે ગ્રહી,
કમલ કાન્તિ કૂવેથી સમુદ્ધરી.

સ્વેદના હીરલે ગૂંથી દામણી દળકી રહી,
મોડ ધારી નવોઢાશી મંગલા મલકી રહી.

"ઉદ્ધારી શુક્રદુહિતા પણ આપ કોણ ?"
"સંબોધતું જગત આ જનને યયાતિ;"
ઉર્વી ભણી રહી ઢળ્યાં નયણે સુહાતી,
અશ્વત્થ, અશ્વ નીરખે રમણીય મૌન.

દુશાલો દેવયાનીના હાથમાં જ રહી ગયો,
રસાર્દ્ર મુગ્ધતા પીતો રાજા મુગ્ધ બની ગયો.

માર્તંડ માર્દવ ધરે, મરકે ધરિત્રી,
મધ્યાહ્ન ગૌરવ નમે, વિલસે વનશ્રી,
હર્ષે વિલોકતી અચિંત અરણ્યસૃષ્ટિ,
ભાસી રહી પ્રકૃતિ પ્રેમલ મુગ્ધદૃષ્ટિ.

———o———

"કહીં સુધી વણત્રાંક તપુ કૂવે?
દલિત કાં વણકાંત જીવું ભવે?
જવનિકા ગતની શિદ ઊપડે?
વિષમ સાંપ્રત આ શું કમી પડે?
પ્રભુ! મને નવ કોઈ સમુદ્ધરે?
લવ દયા તવ નિર્દય અંતરે?

નિયંતા વિશ્વનો ન્યાયી શાને લોક તને કહે?
આતતાયી મઝા માણે સજ્જ નિર્દોષ કાં સહે?"

સાશ્ચર્ય સાંભળી વધે નીરખે કૂવામાં
લાવણ્યલીન નયને નયનાભિરામા
નિષ્પંદ રોષ ઝરતી નભબદ્ધ દૃષ્ટિ
રંભા સમી ફૂટતી શોભન દેહયષ્ટિ.

"અપમાન્યા છતાં દેવા! સન્માની રંકયાચના,
અભાગી ભગ્નહૈયાની સ્વીકારો અશ્રુઅર્ચનાં."

વદતી એમ, વિલોભન લોચને
તરવરી કણ અશ્રુતણા ખરે,
વિલસતી નલિની હિમમોતને,
દીસતી, વેપથુલોલ જલાકરે.

"થયાં અદૃશ્ય જોતામાં હરિણ હરિણાંગના,
તિરોહિત થશે શું આ તન્વી કુરંગલોચના?"—

રસિક એમ હૃદે પલ ચિન્તવે
તવ સુધા રમણી મુખથી ઝરે:
"સુભગ આકૃતિ સદ્ગુણ સૂચવે,
કયમ વિલંબ સમુદ્ધરણે કરે?"

સ્રષ્ટાનું સૌમ્ય નિર્માણ અંતર્ધાન થશે શું આ?
લાધેલું નેત્રનિર્વાણ હશે શું કો મરીચિકા?—

એ ભ્રાન્તિને વશ બની નિજધર્મ ભૂલ્યો,
દેજો ક્ષમા સુતનુ!" એમ મનોજમૂર્તિ
બોલી, ઘણા જતનથી ધનુએ દુશાલો
બાંધી, કૂવામહીં ધરે, જહીં દિવ્યદીપ્તિ—

ઊભેલ ઉન્મુખી સોહે અંશુઆવૃત મધ્યમા,
અણુમૂર્તિ દીસે જાણે આર્યલોમ અનુત્તમા.

ઊંચા કરો કર શુભા વસનાગ્ર સાહે,
વિશ્વાસ મીંઢળ મહીં દૃઢ ગાંઠ વાળે,
ઉદ્વાહની પકડી સજ્જ બની નિહાળે,
અન્યોન્યનાં હૃદયને દૃગદોર વાહે.

સાવધાન વદી રાજા આદરે શ્રેષ્ઠ કર્ષણ,
કન્યકાના ઉરે દેહે વિસ્તરે હર્ષસ્પન્દન.

નીકળતી જલબહાર મનોરમા,
ધનુ ભુજામહીં ભૂપતિ ભેરવે,
અનુભવે તનુભાર જરા હવે,
પદ ધરે તવ તારુણી ગોખમાં.

નૃપતિઉદ્વહને રસવલ્લરી
ક્રમથી સપ્તમ ગોખ ચઢી જહીં,
વરદ દક્ષિણ પાણિ નૃપે ગ્રહી,
કમલ કાન્તિ ફૂવેથી સમુદ્ધરી.

સ્વેદના હીરલે ગૂંથી દામણી દળકી રહી,
મોડ ધારી નવોઢાશી મંગલા મલકી રહી.

"ઉદ્ધારી શુક્રદુહિતા પણ આપ કોણ ?"
"સંબોધતું જગત આ જનને યયાતિ;"
ઉર્વી ભણી રહી ઢળ્યાં નયણે સુહાતી,
અશ્વત્થ, અશ્વ નીરખે રમણીય મૌન.

દુશાલો દેવયાનીના હાથમાં જ રહી ગયો,
રસાર્દ્ર મુગ્ધતા પીતો રાજા મુગ્ધ બની ગયો.

માર્તંડ માર્દવ ધરે, મરકે ધરિત્રી,
મધ્યાહ્‌ન ગૌરવ નમે, વિલસે વનશ્રી,
હર્ષે વિલોકતી અચિંત અરણ્યસૃષ્ટિ,
ભાસી રહી પ્રકૃતિ પ્રેમલ મુગ્ધદૃષ્ટિ.

——o——

# ડુંગળી

બાપાલાલ ગ. વૈદ્ય

ઘણા પ્રાચીન સમયથી ડુંગળી ખોરાક તરીકે વપરાતી આવી છે. વનસ્પતિ-શાસ્ત્રીઓ ડુંગળી ક્યાંની વતની છે, એનું અસલ વતન કયું છે, તે હજી નક્કી કરી શક્યા નથી. અત્યારે ડુંગળી જંગલમાં આપોઆપ ઊગતી જ જવલ્લે જ જોવામાં આવે છે. પરંતુ ઘણા વિદ્વાનો માને છે કે પૅલેસ્ટાઈનથી તે હિંદુસ્તાન સુધીના પ્રદેશમાં ડુંગળીનું વતન હોવું જોઈએ, અને આ જ જગોથી તે ચીન, કોચીન, જાપાન, યુરોપ, ઉત્તર અને દક્ષિણ આફ્રિકા અને અમેરિકામાં ગઈ હોવી જોઈએ. બાઈબલમાં કાંદાનો ઉલ્લેખ છે. ઈઝરાઈલ કાંદા માટે જંગલમાં રાહ જોઈ રહ્યો હતો અને એણે જ આ વિષે મોસીઝ પાસે ફરિયાદ કરી હતી. હૅરોડોટસ કહે છે કે એના વખતમાં પિરામીડ ઉપર એક લેખ હતો, જેમાં લખેલું હતું કે પિરામીડ બાંધવા માટે રોકાયેલા મજૂર કડિયા વગેરે માટે કાંદા, લસણ અને ગાજર પાછળ ૧૬૦૦ ટેલન્ટ્સનો ખર્ચ કરવામાં આવ્યો હતો. ઈજિપ્તના સાધુઓને કાંદા લસણ ખાવાની મનાઈ કરવામાં આવેલી હતી ઈજિપ્તના પ્રાચીન ઇતિહાસ ઉપર વિલ્કીન્સન કહે છે કે ઈજિપ્તની ચિત્રકલામાં ધર્મગુરુને પોતાના હાથમાં કાંદા લઈને ઊભેલો રાખેલો ચીતરવામાં આવ્યો છે, અથવા તો કબર ઉપર કાંદાનાં પાન અને તેનાં કંદો ઢાંકવામાં આવ્યા છે એમ બતાવવામાં આવ્યું છે. ઈજિપ્તની ડુંગળી ખૂબ જ સ્વાદિષ્ટ હતી.

હિપોક્રિટ્સ કહે છે કે ઈ. સ. પૂર્વે ચોથા સૈકામાં કાંદા છૂટથી ખવાતા હતા. થિયોફ્રેસ્ટસ (ઈ. સ. પૂ. ૩૨૨) અનેક જાતોનો ઉલ્લેખ કરે છે. પ્લીની (ઈ. સ. ૭૯) ડુંગળી વિષે લંબાણથી વિવેચન કરે છે, અને સફેદ કરતાં લાલ ડુંગળી વિશેષ સારી છે એવું પ્રતિપાદન કરે છે. આ સિવાય ઘણા લેખકોએ કાંદા ઉપર ઓછુંવત્તું લખ્યું છે.

મનુષ્યના પતન પછી જ્યારે સેતાન એડનના બાગમાંથી કૂદીને બહાર ગયો, ત્યારે તેનો જમણો પગ જ્યાં પડ્યો હતો ત્યાં ડુંગળી અને ડાબો પગ જ્યાં હતો ત્યાંથી લસણની ઉત્પત્તિ થઈ એમ ગ્લાસપુલ નામનો લેખક કહે છે.

કંઈક આવી જ કથા આપણાં શાસ્ત્રોમાં આવે છે. એક વખતે રાહુ અમૃતનો કુંભ લઈને દોડ્યો અને તેની પાછળ જનાર્દન દોડ્યા. રાહુ અમૃત પીતા જતો હતો. એકાદ ટીપું મોંમાં ભાગ્યે જ ગયું હશે. એટલામાં વિષ્ણુએ પોતાનું સુદર્શન ચક્ર તેની ઉપર નાખ્યું અને રાહુનું મસ્તક છેદાઈને ધરણી પર પડ્યું: એના કંઠમાંથી પીધેલા અમૃતનાં ટીપાં પૃથ્વી ઉપર પડ્યાં અને એમાંથી કાંદા લસણની ઉત્પત્તિ થઈ. રાક્ષસના મોંનું ઉચ્છિષ્ટ હોવાથી તે બ્રાહ્મણોએ ખાવું બંધ કર્યું. અને એની દુર્ગંધીએ પણ બ્રાહ્મણોને તે ખાતાં અટકાવ્યા.

ચરક સુશ્રુતમાં ડુંગળીનો ઉલ્લેખ છે. અમરસિંહે અમરકોષમાં પણ કાંદા લસણનો ઉલ્લેખ કરેલો છે. ડુંગળીનું એક નામ "શકાર્કનાપ્રિયમ્" એવું આપવામાં આવ્યું છે. અર્થાત્ શક લોકોના આગમન સાથે ડુંગળી હિંદમાં આવી હોય એમ આ નામ ઉપરથી લાગે છે. શકની

સ્ત્રીઓને તે ખૂબ જ પ્રિય હતી એટલે 'શકાङ्गनाप्रियम्' નામ રાખવામાં આવ્યું છે, અને શકસ્ત્રીઓનું અપ્રતિમ લાવણ્ય ડુંગળીને જ આભારી હતું એમ પણ કહેવામાં આવ્યું છે.[1] પરદેશથી પરદેશીઓ સાથે આવેલ અને દુર્ગંધયુક્ત આ ચીજનો બોયકોટ પ્રથમ બ્રાહ્મણોએ પોકાર્યો હોય એમ માનવામાં વાંધો ન હોય. પરિણામે, બ્રાહ્મણોએ એને અભક્ષ્ય ઠેરવી. પરંતુ કાલ જતાં ધીમેધીમે બહિષ્કાર ભૂલી જઈ, તેના અનેક ગુણોને લઈને તેને અપનાવી લેવામાં આવી એમ જણાય છે. પરિણામે, ચરક સુશ્રુત બન્નેમાં ડુંગળીના ગુણો મળી આવે છે. સાંભળ્યું છે કે ગરુડપુરાણમાં એક મેધ્યગુટિકાનો પાઠ છે જેમાં ડુંગળીનો ઉપયોગ દર્શાવેલો છે. સુશ્રુતે ડુંગળીને મેધ્ય અથવા બુદ્ધિવર્ધક કહી છે. જનસમાજમાં ડુંગળી બુદ્ધિભ્રષ્ટ કરનાર છે એમ મનાય છે, પરંતુ ડુંગળીને મેધ્ય અથવા બુદ્ધિવર્ધક માનવામાં આવી છે, એ વાત સ્મરણમાં રાખવા યોગ્ય છેઃ—

बलावहः पित्तकरोऽथ किञ्चित् पलाण्डुरग्निं विवर्धयेच्च ।
स्निग्धो रुचिष्यः स्थिरधातुकर्ता बल्योऽथ मेधाकफपुष्टिदश्च ॥
स्वादुर्गुरुः शोणितपित्तशस्तः सपिच्छिलः क्षीरपलाण्डुरुक्तः ॥

(सुश्रुत)

અર્થઃ—ડુંગળી શક્તિપ્રદ છે, સહેજ પિત્તને કરનારી છે, જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર છે, સ્નિગ્ધ છે, રુચિ ઉત્પન્ન કરનાર અને વધારનાર છે, ધાતુઓને સ્થિર કરનાર છે, કૌવત આપનાર છે, બુદ્ધિવર્ધક છે, કફ કરનાર છે અને શરીરને પુષ્ટ બનાવનાર છે. સફેદ ડુંગળી (ક્ષીરપલાંડુ) મધુર, પચવામાં ભારે, રક્તપિત્તના રોગમાં હિતકર છે. (સુશ્રુત)

ચરક કહે છે કેઃ—

श्लेष्मलो मारुतघ्नश्च पलाण्डुः न च पित्तहृत् ।
आहारयोगी बल्यश्च गुरुः वल्योऽथ रोचनः ॥

ડુંગળી કફ કરનાર છે, વાયુને હણનાર છે, કંઈક અંશે પિત્તને કરનાર છે, બીજા આહાર સાથે યોજી શકાય એવી છે, શક્તિ આપનાર છે, પચવામાં ભારે છે, બલ દેનાર છે અને રુચિ ઉત્પન્ન કરનાર છે. (ચરક)

આપણા ગુજરાતના પરંતુ જયપુર મહારાજાના રાજવૈદ્ય શ્રી કૃષ્ણરામ કવિએ 'पलाण्डुराजशतकम्' નામનું સો શ્લોકોવાળું રસિક કાવ્ય રચ્યું છે. આ કાવ્યમાં ડુંગળીને શાકનો રાજા અને લસણને તેનો સેનાપતિ બનાવી અલસક, વિષૂચિકા (કૉલેરા), વિલમ્બિકા (કૉલેરાનો પ્રકાર) વગેરે રોગો ઉપર જીત મેળવી દિગ્વિજય સાધ્યો છે તે રસિકોએ વાંચવા યોગ્ય છે. કૉલેરા ઉપર ડુંગળી રામબાણ પ્રયોગ મનાય છેઃ—

---

१ यस्योपयोगेन शकाङ्गनानां लावण्यसारादिविनिर्मितानाम् ।
कपोलकान्त्या विजितः शशाङ्कः रसातलं गच्छति निर्विषण्णः ॥
स्निग्धाङ्गत्वं गौरता कान्तिमत्ता वह्नेर्दीप्तिर्धर्मशुद्धिर्वृषत्वम् ।
संप्राप्यन्ते यन्नरैर्णोद्वेगमुक्तैः यस्याभ्यासादीर्घमायुः सुखं च ॥

(शोढलकृत गदनिग्रहे)

શોઢલ એ ગુજરાતના વાયડવાડ બ્રાહ્મણ જ્ઞાતિના વૈદ્ય હતા, તેમનો ગદનિગ્રહ નામનો મહાગ્રંથ અને શોઢલ નિઘંટુ બન્ને માટે ગુજરાતે અભિમાન લેવા જેવું છે. બા. બ.

विषूचिकामक्रमुदः सुरेन्द्राः समाकिरन्कल्पसुमैः पलाण्डुम् ।
सदा प्रजाशर्मणि दत्तचित्ता न के प्रसीदन्ति खलन्दमस्य ॥
तदा प्रभृत्येव स हिन्दुजानामिष्टोऽपि लेभे यवनेष्टभावम् ।
परोपकारप्रगुणस्वभावाः केषां न सेव्या गुणलालसानाम् ॥

કાંદાનો રસ તોલા ૨ અને તેટલો જ આદુનો રસ બન્નેને મિલાવી પી જવાથી કૉલેરાના ઝાડા તથા ઊલટીઓ[1] બંધ થાય છે. અજીર્ણ માટે ડુંગળીનો રસ સારો ઉપાય છે. હરસમાંથી લોહી પડતું હોય તેમને માટે કાંદા ઉત્તમ ખાદ્ય પદાર્થ છે. હરસમાંથી લોહી પડતું એથી બંધ થાય છે. કેવળ લોહી માટે જ નહિ પરંતુ હરસ ઉપર કાંદા ઉત્તમ ઔષધ છે. કાંદાનું કચુંબર દહીં સાથે ખાવાથી દસ્ત સાફ આવે છે.[2] મરડામાં લોહી પડતું હોય તો કાંદાનો રસ તોલો એક, અર્ધો તોલો ઘી નાખી દિવસમાં ત્રણ વખત પીવાથી મરડો મટે છે. ઊંઘ ન આવતી હોય તેમને માટે કાંદા ઉત્તમ ઔષધ છે. સાંજે દહીંમાં કાંદાનું કચુંબર નાખી ખાવાથી ઊંઘ સારી આવે છે.[3] કાંદાની ઝેણ સખત ઊડે છે માટે 'સ્મેલિંગ સૉલ્ટ'ની જગોએ હિસ્ટિરિયા, અપસ્માર જેવા રોગોમાં તે નાક આગળ ધરવામાં આવે છે.[4]

નસકોરી ફૂટી હોય તો કાંદાના રસનાં ટીપાં નાકમાં મૂકી આપવાથી લોહી અટકી જાય છે. હેડકી અને દમ વખતે ડુંગળી અથવા લસણ—બન્નેમાંથી ગમે તે એકનો રસ નાકમાં નાખવાથી, ઘણી વખત, આશ્ચર્યકારક પરિણામ જણાય છે.

ડુંગળી ગરીબની કસ્તૂરી છે એમ જે કહેવામાં આવે છે તે બરાબર છે. ગરીબ લોકો માટે તો ડુંગળી પરમ ઔષધ તેમજ ખાદ્ય પદાર્થ છે. ડુંગળીમાં લોહનો ભાગ છે, પોટાસિયમ, મેગ્નેસિયમ, સિલિકા, ફોસ્ફેટ્સ, સોડિયમ વગેરે ખનિજ ક્ષારો છે. ડુંગળીમાં ૮૮-૯૦ ટકા પાણીનો ભાગ છે, ૧-૫૭ ટકા કોષદ (પ્રોટીન) છે; ૨-૯૯ ટકા સ્નેહ (ફૅટ) છે; ૨-૫ ટકા કર્બોદિત (કાર્બોહાઈડ્રેટ) છે. આ ઉપરાંત વિટામિન 'બી' અને 'સી' સારા પ્રમાણમાં છે. વિટામિન 'એ' અતિઅલ્પ પ્રમાણમાં છે. જેમાં આ બધાં તત્ત્વો છે તે એક ઉત્તમ ખાદ્ય પદાર્થ છે. ગરીબો માટે તો ડુંગળી રસાયન જ છે. એમાં જે એક જાતનું ઊડનારું તેલ (ઍલીલ સલ્ફાઈડ) છે જે કસ્તૂરી કરતાં પણ વધુ ગરમી અને ઉત્તેજન આપે છે. પોષણ દૃષ્ટિએ ડુંગળી કોઈ પણ શાક કરતાં ચડિયાતી ચીજ છે એમ કહેવામાં અતિશયોક્તિ થતી નથી. અને આ જ કારણથી પ્રાચીન રોમન લોકો પોતાના મજૂરો અને સિપાઈઓને ખૂબ કાંદા

---

૧ રાજનિઘંટુકાર પં. નરહરિ કહે છે કે કાંદા 'वान्तिदोषविनाशनः' અર્થાત્ ઊલટીનો નાશ કરનાર છે.

૨ હચીન્સન અને મોટરામ કહે છે "Onions are valuable in constipation, probably owing to their richness in cellulose." P. 279.

૩ रसे शाके च सूपे च सर्वैर्यूषपयःसु च ।
निद्रां सञ्जनयत्याशु पलाण्डुरुपयोजितः ॥ ( भावमिश्र )

૪ કાંદા ફોલતાં આંખમાંથી પાણી આવે છે એટલા તે તીક્ષ્ણ છે. શેક્સપિયરે કાંદાના આ ગુણ ઉપર સરસ કટાક્ષ કર્યો છે:—

"If the boy have not a woman's gift
To rain a shower of commanded tears
An onion will do well."

ખાવા આપતા. મજૂરોને મજૂરી કરવા માટે જે શક્તિ જોઈએ તે શક્તિ કાંદામાંથી તેમને મળી રહે છે અને સિપાઈઓને જે જોશ અને સાહસિક વૃત્તિની જરૂર છે તે પણ ડુંગળી પૂરા પાડે છે. આથી જ પિરામીડ બાંધતી વખતે મજૂરોને નિયમિત કાંદા પૂરા પાડવામાં આવતા હતા. સર જ્હૉન સિંક્લેર તેમના 'કોડ ઑફ હેલ્થ ઍન્ડ લૉંજેવિટી' નામના પુસ્તકમાં લખે છે કેઃ—

"Onions can never be sufficiently recommended; they possess more nourishment *than perhaps any other vegetable. It is a well-known fact* that a Highlander, with a few raw onions in his pocket, and a crust of bread or a bit of cake, can work or travel to an almost incredible extent for two or three days together without any other sort of food whatever. The French are aware of this; the soup, a Poignon, is now universally *in use after all late meetings and dances, etc., as the best of all* restoratives[1]."

અર્થાત્, બીજા કોઈ પણ ખોરાક કરતાં કાંદામાં વધુ પોષક તત્ત્વો છે. એકલા કાંદા અને રોટલાનું બટકું ખાઈ દિવસો સુધી સખતમાં સખત કામ હાઈલૅંડર્સો કરી શકે છે એવી એ તાકાત દેનાર ચીજ છે. મુસાફરો માટે ડુંગળી જેવું થાક ઉતારનાર અને થાક ભુલાવનાર બીજું ખાદ્ય નથી. ફ્રેંચ લોકો રાતની મોડી સભાઓ પછી અને નૃત્યસભારંભો પછી ડુંગળીનો સ્વાદિષ્ટ સૂપ પીવે છે એ પણ ડુંગળીની મહત્તા માટે બસ છે.

હિંદુસ્તાન જેવા ગરીબ દેશ માટે કાંદા જેવું સસ્તું અને સુપ્રાપ્ય શાક બીજું એક પણ નથી.

કાંદા ખાધાથી મોંમાંથી ખૂબ જ અણગમતી વાસ મારે છે અને આથી શિષ્ટ સમાજ તેને ખાતાં આંચકો ખાય છે. આની દુર્ગંધી કેમ દૂર કરવી, આ દુર્ગંધી શાને આભારી છે ઇત્યાદિ માટે હેગાર્ડ અને ઓનબર્ગ નામના શોધકોએ યેલની ઍપ્લાઈડ ફિઝિયોલૉજીની રસાયણશાળામાં ઘણા પ્રયોગો આદર્યા છે.[2] કાંદાની દુર્ગંધી ( alliaceous odour ) કાંદા ખાધા પછી, ઘણા લાંબા વખત સુધી, શ્વાસ દ્વારા આવે છે. કાંદામાં રહેલ ઉડ્ડયનશીલ તૈલ રક્તમાં ભળે છે, રક્તમાંથી તે ફેફસાંદ્વારા બહાર નીકળે છે, આથી જ ઉચ્છ્વાસ દ્વારા આ દુર્ગંધી સામા માણસને લાગે છે. કાંદા ચાવીને ખાવાથી આ દુર્ગંધી જણાય છે. કાંદાના છીણને કૅપ્સુલ્સમાં ભરીને આપવાથી જરા પણ દુર્ગંધ આવતી નથી. આથી એમ સિદ્ધ કરવામાં આવ્યું છે કે કાંદા ચાવીને ખાવાથી જે અતિસૂક્ષ્મ પલાણ્ડુકણો દાંતમાં ભરાઈ રહે છે તેને લઈને જ આ દુર્ગંધી આવે છે. રક્તદ્વારા જ જો કાંદાની ગંધ બહાર ફેંકાતી હોત તો તો કૅપ્સુલમાં કાંદાનું કચુંબર ખાવાથી પણ દુર્ગંધી બહાર આવવી જોઈતી હતી. એટલે દાંતમાં ભરાયેલા આ કણો જે ભલભલી દંતશુદ્ધિ કે કવલગંડૂષોથી દૂર થતા નથી તેને મા ઉપર્યુક્ત શોધકોએ Chloramine–ક્લોરેમીનના સૌલ્યુ...

1 "Onions for Health" by H. S. Gambers,

2 'જર્નલ ઑફ અમેરિકન મેડિકલ ઍસોસિયેસન' ૧૯૩' 'લેન્સેટ' પત્રમાં " The Onion as a Social Problem લેન્સેટ ) ઉપર નોંધ આવી હતી તે ઉપરથી.

ભલભલાં મિશ્રણોને જે ગંધ ગણકારતી નથી તે આ દવાથી તુરત જ અદશ્ય થઈ જાય છે. પરંતુ આ જાહેરખબરિયા જમાનામાં રખે કોઈ આ ઉગ્ર દવાના વપરાશ તરફ વળે. એક અમેરિકન કરોડપતિએ, આજ રીતે, જાહેરખબર વાંચી ને મોંની વાસ માટે લાખો રૂપિયા ખર્ચવાની બેવકૂફી કરી હતી એ દૃષ્ટાન્તનું સ્મરણ કરાવવું ઉચિત માનું છું.

આયુર્વેદજ્ઞોનો નીચેનો પલાંડુ-દુર્ગંધ-હર પ્રયોગ અજમાવવા જેવો છેઃ—

कुष्ठैलवालुकैलामुस्तकधान्याकयष्टिमधुकपलः ।

हरति मुखपूतिगन्धं रसोनमदिरादि गन्धं च ॥

અર્થઃ–કઠ અથવા ઉપલેટ (આ નામની સુગંધી વનસ્પતિ જે કાશ્મીરમાં જ થાય છે અને ગાંધીઓને ત્યાં વેચાય છે), એલવાલુક (એક જાતનો સુગંધી પદાર્થ, હાલ સંદિગ્ધ હોઈ, અપ્રાપ્ય છે,) એલચી, મોથ, ધાણા, જેઠીમધ—આ બધી દવાઓ સરખે ભાગે લઈ (એલવાલુક ને બદલે ધઉંલા લેવા યોગ્ય છે)—તેનો કવાથ બનાવી કોગળા ભરવાથી લસણ, ડુંગળી, દારૂ વગેરેની દુર્ગંધી દૂર થાય છે.

## ઉપસંહાર

(૧) ડુંગળી તામસિક છે, કામોત્તેજક છે, બુદ્ધિ બગાડનારી છે એવી જે માન્યતા સમાજમાં પ્રચલિત છે તે ખોટી છે. તામસિક, રાજસિક અને સાત્ત્વિક ખોરાકની વ્યાખ્યા બાંધવી મુશ્કેલ છે. હું તો માનું છું. જે ખોરાકમાં પોષણોપયોગી તમામ તત્ત્વો હોય, જે સહેલાઈથી પચી જાય એવો હોય, જે મલપ્રવર્તક હોય, જે સ્નિગ્ધ અને બલ્ય હોય તે પદાર્થ રાજસિક કે સાત્ત્વિક ગણી શકાય. કુધાન્ય, રૂક્ષ, બગડી ગયેલ, વાસી, અહૃદ્ય (જેને ખાતાં કંટાળો આવે એવો) એવો ખોરાક જ, તામસિક ગણાવવો જોઈએ.

કામોત્તેજક તો દૂધ, ઘી, દહીં, માખણ પણ છે. તો તેમને શું આપણે વર્જ્ય ગણીશું? જીવનમાં કામ શું નિંદ્ય છે? ખોરાકની શરીર ઉપર અને મન ઉપર અમુક અંશે, અમુક પ્રકારની અસર જરૂર થાય છે જ, પરંતુ મન—ઇંદ્રિયોનો સ્વામી—નો પ્રભાવ અચિંત્ય છે. It is all powerful. આથી વિશેષ ઊહાપોહ આ લઘુ લેખમાં અસ્થાને ગણાય.

"બુદ્ધિ ભ્રષ્ટ કરનાર" છે એ તો ચરક સુશ્રુતના મતથી તદ્દન વિરુદ્ધ વાત છે. સુશ્રુત ડુંગળીને "બુદ્ધિવર્ધક" માને છે, ગરુડપુરાણમાં બુદ્ધિવર્ધક કલ્પમાં ડુંગળીના રસની ભાવનાઓ આપવાનો ઉલ્લેખ છે. મૂળ પરદેશથી આવેલ ચીજનો બ્રાહ્મણોએ બહિષ્કાર પોકાર્યો. પરિણામે એને "યવનેષ્ટ" "મ્લેચ્છભક્ષક" 'મુખદૂષક" એવાં નામો અપાયાં. રાહુ સાથે તેની ઉત્પત્તિને જોડીને તેને રાક્ષસોચ્છિષ્ટ બનાવી, અભક્ષ્ય ઠેરવવામાં આવી. પરંતુ ચરક, સુશ્રુત અને બીજા વિદ્વાન લેખકોએ એના ગુણો જોઈ એનાં ગુણગાન ગાયાં છે અને કપોલકલ્પિત અવગુણો તરફ તિરસ્કાર દર્શાવ્યો છે.

(૨) કાંદામાં લોહ છે, અગત્યના ખનિજ ક્ષારો છે, કાર્બોદિત છે, સ્નેહ છે, કોષદ (પ્રોટીન) છે, વિટામિન્સ 'એ, બી, સી.' છે. આ બધું જોતાં આની નિંદા ન થવી જોઈએ. ગરીબોની આ કસ્તૂરી છે; આમાં શક્તિપ્રદ ગુણો છેઃ આપણા જેવા ગરીબ દેશના ગરીબ લોકો માટે તો આ ખૂબ જ ઉપયોગી ખાદ્ય પદાર્થ છે. કાંદાના ગુણસન્નિપાતમાં દુર્ગંધરૂપી એક જ દોષ ડૂબી જવો જોઈએ.

———o———

# વિરાટ લઘુતા

સ્નેહરશ્મિ

[ પૃથ્વી ]

ઊચા ગિરિનો કોઈ એક કપરી તળેટી પરે
તૃણો, મૃદુલ, નમ્ર ને સભર ઊર્મિ જેવાં ઊગી
કઠોર જડ વજ્ર શી ધરતીકેરી લાવા-મઢી
જરા-જિરણ કાયને સજી રહ્યાં નવા અંબરે.
ટટાર-શિર તાડ કો વધી ઘણો ઊચો ત્યાં કરે
મદે તૃણની ઠેકડી, ગિરિ રહ્યો વળી તાડની
હસી જ લઘુતા, અને ગરીબ બાપડાં ઘાસની
ઊઠે કકળી મૂક આંતરડી—
વ્યોમથી ત્યાં ઝરે
અહો! સકલ ભવ્યતા-સકલ શ્રેષ્ઠ ઊચાઈના
પ્રતીક સમ નિર્મળું નભ સદેહ જાણે બની

મુખે તૃણતણા! અને તૃણપદે જ વિશ્રંભથી
ઢળ્યા હિમ-સુધા પીવા ગિરિ અને ઊચા તાડ ત્યાં
અનેક પ્રતિબિમ્બમાં, ગણગણી નવો મંત્ર કે—
અહીં જગ બધું વિરાટ લઘુતામહીં સંક્રમે!

❧

# તુર્કીનો તારણહાર

રમણીકલાલ જયચંદભાઈ દલાલ
બી. એ. એલએલ. બી.

તેરમી સદીમાં ભયંકર વંટોળ ઊઠયો. ચિનાઈ દીવાલથી મધ્ય એશિયા સુધીની જમીનમાં ચીરા પડી ગયા. 'પાણી–પાણી' પોકારતાં માનવીઓ ને પ્રાણીઓ પૃથ્વીના પોટલે ઘૂમી વળ્યાં, એમાંના ઓસ્માનલી તુર્કો: સુલેમાન શાહ, એમનો સરદાર: ભૂખરા વરુનું મસ્તક, એમનું સીમાચિહ્ન.

ગોબીની ધારે આવેલાં સુંગારિયાનાં મેદાનો ઓળંગી સુલેમાન શાહ પશ્ચિમમાં આગળ વધ્યો. એની પાછળ ઉત્તરેથી તાર્તરોનાં ટોળાં ઊતર્યાં, એટલે દક્ષિણે નીચે, નીચે—અર્મીનિયા ને એશિયા માયનરમાં તુર્કો પથરાયા ને અર્વાચીન ઇતિહાસ રચાયો.

ત્રણસો વર્ષ પછી સુલેમાન શાહના દશમા વંશજ સુલતાન સુલેમાને એક વિશાળ સામ્રાજ્ય સ્થાપ્યું. જગત પર એકચક્રી શાસન ચલાવવા એ બહાર પડયો. ઈ. સ. ૧૫૮૦માં વિયેનાના દરવાજા ખટખટાવી ખ્રિસ્તી સિંહાસનના પાયા હચમચાવ્યા. પણ એ હાર્યો ને તુર્કોની દશા બેઠી. સત્તાવીસ સુલતાનો આવ્યા ને ગયા, પ્રજાએ બંડ ઉઠાવ્યું. ગ્રીસ, સર્વિયા ને બલ્ગેરિયા સ્વતંત્ર થયાં. રશિયાએ ક્રીમિયા ને કૉકેસસ ઝૂંટવ્યાં, ફ્રાન્સે સીરિયા ને ટ્યુનીસ લીધાં; ઇંગ્લંડે ઇજિપ્ત ને સાઈપ્રસ સર કર્યાં. જર્મનીએ સુલતાન અબદુલ હમીદને હાથ કરી સમસ્ત યુરોપને પડકાર કર્યો.

ઈ. સ. ૧૮૭૭માં રશિયાએ કૉન્સ્ટેન્ટીનોપલ સામે નિશાન તાક્યું. ડીઝરાયલીની આગેવાની નીચે બર્લિન પરિષદે લાલબત્તી ધરી—એને ચોથે વર્ષે ઇજિયન સમુદ્રને કાંઠે વસેલા સાલોનિકા ગામમાં અલી રીઝા અને ઝુબેદાને ત્યાં બાલક મુસ્તફાનો જન્મ થયો.

## ૨

અલી રીઝા ને ઝુબેદા ઓસ્માન તુર્કનું સાદું જીવન જીવતાં: ગરીબ પણ કુલીન સાલોનિકાના તુર્કી લત્તામાં રહેતાં. એ શુષ્ક વ્યાપારી ગામમાં યાહુદીઓની ભારે વસ્તી હતી. આખા બાલ્કનનો માલ એ બંદરેથી નિકાશ થતો.

અલી રીઝાને કોઈ ઓળખતું નહિ. સર્વિયાની સરહદ પરનાં આલ્બેનિયાનાં ગિરિશૃંગો પરથી એ ઊતરી આવ્યો હતો. સાલોનિકાના સરકારી ખાતામાં એ કારકુની કરતો. એને પેટપૂરતો પગાર પણ મળતો નહિ. એ ને એનાં કુટુંબીજનો ઘણીયે વાર જીવન-મરણ વચ્ચે ઝોલાં ખાતાં.

એમનું મકાન પણ જર્જરિત હતું. આખોય તુર્કી લત્તો શાંત ને શૂન્ય જણાતો. મકાનોનાં બારણાં બંધ રહેતાં. બારીઓ પર જાળીઓ જડી લેવામાં આવતી. ચેતનની ચિનગારી પણ ક્યાંય નજરે ચઢતી નહિ, જૂના ને જડ જમાનાનું એ જીવન.

ઝુબેદા પણ બીજી સ્ત્રીઓની પેઠે જનાનામાં પુરાયેલી હતી. મુસ્તફાના જન્મસમયે એ ત્રીસ વર્ષની હતી. છતાં સાત વર્ષની કાચી વયથી એણે બુરખો પહેર્યો હતો. તે ભાગ્યે જ બહાર જતી, ને જતી ત્યારે પણ રક્ષક સાથે જ. તે ભાગ્યે જ બોલતી, ને બોલતી તો કુટુંબીજનો સાથે જ. લખતાં વાંચતાં તો એને આવડતું પણ નહિ. બાહ્ય જગતના સામાન્ય વ્યવહારની પણ એને ગમ નહોતી. છતાં તે ગૃહરાજ્ઞી હતી, ને કદી કદી કુટુંબીઓ પર હકૂમત પણ ચલાવતી. એનું જીવન એક તુર્કી મહિલાની પેઠે એના પુત્ર પર કેન્દ્રિત થયું હતું. એનો પહેલો પુત્ર ગત થયો હતો. બીજી મકબૌલા નામે પુત્રી હતી, ને ત્રીજો મુસ્તફા. એટલે એણે મુસ્તફાને લાડ લડાવવામાં બાકી રાખી નહોતી.

પરંતુ મુસ્તફાનું તો એ તરફ લક્ષ્ય જ નહોતું. એ શાંત ને એકલમૂંડો હતો; નિર્બલ ને સુકલકડી હતો: ભૂખરા વાળ ને ફિક્કાં ભૂરાં નયન કશો જ ભાવ દાખવતાં નહિ. આત્મસંતાપી હોય એ એકલો જ રમતો. અલી એને વ્યાપારી બનાવવા ઇચ્છતા. એની માતા એને મોલવી થયેલો ઇચ્છતી. પ્રથમ એને મસ્જિદની શાળામાં મૂકવામાં આવ્યો: પછી શેમ્સી ઇફેન્દીમાં.

એવામાં અલી રીઝાનું અવસાન થયું. એના લાટીના વ્યાપારમાં કાંઈ કસ નહોતો. કુટુંબ ભિખારી થઈ ગયું હતું. ઝુબેદાએ ભાઈના ઘરનો આશરો લીધો.

મુસ્તફાને તબેલા સાફ કરવા ને ઢોર ચારવા મૂકવામાં આવ્યો. એને એ જીવન ગમ્યું. ખુલ્લી હવા ને સખત કામ એને માફક આવ્યું. એનો દેહ ઘડાયો છતાં એ વધારે એકાંતસેવી ને સ્વતંત્ર બન્યો. પરંતુ એ રખડેલ થતો જતો હતો, એટલે એની માતાએ પોતાની બહેન પાસે મદદ મેળવી સાલોનિકાની શાળામાં મૂક્યો. પણ એ શિક્ષકને ગાંઠતો નહિ: સહાધ્યાયીઓને દમ ભિડાવતો, રમતગમતાં ભળતો નહિ, ને કોઈ એની ધૂનની આડે આવતું તો તેની સાથે તકરાર કરતો. એકવાર તકરાર વધી પડી, શિક્ષકે એને સખત સજા કરી; મુસ્તફા નાસી ગયો, ને શાળામાં જવા ઘરીને ના પાડી દીધી.

એના માસાએ એને સૈનિક બનાવવા સૂચના કરી. ઝુબેદાનું મન માન્યું નહિ, પણ મુસ્તફાને માસાની વાત ગમી ગઈ હતી. એને મોલવી થવું નહોતું. વ્યાપાર ખેડવો એ કાંઈ તુર્કનું કામ નહોતું. કોઈને પણ કહ્યા વિના એ એના પિતાના મિત્ર પાસે ગયો ને એની માતા એને રોકી પણ શકે તે પહેલાં કેડેટ બની ગયો.

ત્યાં એનો પગ ઠર્યો. એ સફલ થયો પણ માનીતો થયો નહિ. કોઈ એની ટીકા કરતું કે એ છેડાઈ પડતો. એણે એક પણ મિત્ર કર્યો નહિ, છતાં પોતાની પ્રતિભા પાડવાનું એ કદીયે ચૂકતો નહિ. એવામાં કેપ્ટન મુસ્તફાની એના પર નજર ઠરી, ને ભેદ પારખવા એનું નામ મુસ્તફા કમાલ રાખવામાં આવ્યું. સત્તર વર્ષ થતાં તો મોનાસ્ટરની લશ્કરી શાળામાં એ દાખલ થયો.

પણ મોનાસ્ટરમાં તો ધમાલ મચી હતી. ગ્રીસે ક્રીટ લીધું હતું. તુર્કીએ યુદ્ધ જાહેર કર્યું હતું. યુરોપી રાજ્યો શિકારનો ટુકડો ઝુંટાવવા તલપી રહ્યાં હતાં. અબ્દુલ હમીદ વિદેશીઓથી ડરતો: પોતાની પ્રજાથી પણ ડરતો. એણે દમનનીતિ અખત્યાર કરી હતી. લોકો નવા વિચારો અપનાવતા, સુધારા માગતા. ક્રાંતિની ત્યાં રણહાક પડી હતી. કમાલે ક્રાંતિ વધાવી લીધી. ઓચરીડાના મેસીડોનિયન ફેટી સાથે એને મૈત્રી થઈ. એ ફ્રેંચ શીખ્યો.

વૉલ્ટેર ને રૂસોના સિદ્ધાંતો અપનાવ્યા. હૉબ્ઝ ને મીલના અર્થશાસ્ત્રનો અભ્યાસ કર્યો. ભાષણ કરવાની તાલીમ લીધી. મુક્તિ ને સ્વાતંત્ર્ય માટે લેખો લખવા માંડ્યા: એના વચને વચને તણખા ઊડવા લાગ્યા.

મુસ્તફા વીસ વર્ષનો થયો. હવે એનું બદન લોખંડી બન્યું. પણ એણે જગત જોયું નહોતું. એની માતાએ પુનર્લગ્ન કરેલું હોવાથી એનું મોં ન જોવાનો તેણે નિરધાર કર્યો હતો. એ કોન્સ્ટેન્ટીનોપલ આવ્યો. શહેરની બદીમાં ફસાયો. દારૂડિયો ને જુગારી બન્યો. સ્ત્રીઓ પ્રત્યે એ બેપરવા હતો. તે કોઈના ય પ્રેમમાં પડ્યો નહોતો. કદી યે ભાવનાશીલ બન્યો નહોતો. એનું માનસ પૌર્વાત્ય હતું. સ્ત્રીને એમાં સ્થાન જ નહોતું. એટલે પ્રત્યાઘાત પણ જલદી જ આવ્યો. બેવડા જોસથી એણે કર્તવ્યપથે ઝૂકાવ્યું. ખાસ પરીક્ષાઓ પસાર કરી ૧૯૦૫નાં જાન્યુઆરીમાં એ કૅપ્ટન બન્યો.

ત્યાં એના જીવનમાં રાજનીતિ વણાઈ ગઈ. એના સાથીદારો પણ ક્રાંતિકારો હતા. એના વિદ્યાલયમાં 'વતન' નામની ક્રાંતિકારી સંસ્થા હતી. તુર્ક જીવનને એ પોષતી. સુલતાનની નિર્બલતાને વખોડતી. પ્રગતિરોધક દુર્દશાને ધિક્કારતી. જાસુસોએ સુલતાનને ખબર આપી. સુલતાન અકળાયો. વિદ્યાલયમાં 'વતન' માટે સ્થાન રહ્યું નહિ પણ પરિણામ તો ઊલટું જ આવ્યું: એના સિદ્ધાંતો કોન્સ્ટેન્ટીનોપલના ખૂણે ખૂણે પ્રસરી ગયા.

નોકરી પર ચઢવાની વાર હતી એટલે કમાલે 'વતન'નું સુકાન હાથ ધર્યું ને છૂપી હિલચાલોની વ્યવસ્થા ને જોખમો ખેડી એ ઘડાયો ત્યાં પોલિસની ધાડ આવી ને કમાલ સ્તંબુલના કેદખાનાની દીવાલો પાછળ પુરાયો. એકાંતવાસ મળ્યો. મુક્તિની એકે બારી રહી નહિ.

એક દિવસ ઈસ્માઈલ હક્કી પાશાએ ઓચિંતો એને બોલાવી મંગાવ્યો. હક્કી પાશા જમાનાનો ખાધેલો મુત્સદ્દી હતો. એણે કમાલનું હીર પારખ્યું હતું: જીવનની છેલ્લી તક આપી એને દમાસ્કસ મોકલ્યો.

ત્યાં દ્રુઝ લોકોએ બંડ ઉઠાવ્યું હતું. આખો ય પ્રદેશ વેરાન પહાડોનો હતો. પાણી કે રસ્તાનું ઠેકાણું નહોતું. દ્રુઝ ભયંકર ને ખૂણે ખૂણાના ભોમિયા હતા. એક સ્થળે ઊભા રહી તેઓ કદી લડતા નહિ. એટલે તુર્કો એમનાં ખાલી ગામ કે વેરાન ખેતરો બાળ્યા ઉપરાંત કાંઈ જ કરી શકે તેમ નહોતા.

જન્મભૂમિ પર પગ મૂકતાં જ કમાલે 'વતન'નું કામ ફરી ચાલુ કર્યું: સુલતાનના જાસુસોને થાપ આપી એણે સાલોનિકા બદલી કરાવી. ઝુબેદાનો બીજો પતિ સારી સંપત્તિ મૂકી ગુજરી ગયો હતો એટલે કમાલે એની સાથે જ રહેવા માંડ્યું. એને વિદ્યાલયના ઘણા મિત્રો મળી આવ્યા પણ હવે એ લોકો તેના પર વહેમાતા. 'સંગઠન ને પ્રગતિ' નામની નવી સંસ્થા તેમણે જમાવી હતી. સંપૂર્ણ કસોટી પછી કમાલને તેમાં સ્થાન મળ્યું. પરંતુ ત્યાંનું વાતાવરણ એને માફક આવ્યું નહિ. એના આગેવાનોમાં એને શ્રદ્ધા નહોતી. કામ થોડું ને વાતો ઘણી, એવી ત્યાં દશા હતી. એટલે કમાલની ટીકાઓ બધાને કડવી લાગતી. ઘેર પણ પોતાની સ્વતંત્રતા ઉપર કાપ મૂકાય એ કમાલને પાલવતું નહિ. ફરી એણે ઘર છોડ્યું ને જુદી ઓરડી રાખી એકલો જ રહેવા લાગ્યો.

૩

બહુ ગવાયેલી ક્રાંતિ ઓચિંતી આવી. જંગલી નિયાઝીએ કોઈ પણ પ્રકારની યોજના કર્યા સિવાય દક્ષિણ મેસિડોનિયામાં જઈ સરકાર સામે બંડ ઉઠાવ્યું. અનવરે પૂર્વ મેસિડોનિયામાં જઈ એકદમ ક્રાંતિનું જાહેરનામું બહાર પાડ્યું. કશી જ તૈયારી કરવામાં આવી નહોતી. 'સંગઠન ને પ્રગતિ'ના ફક્ત ત્રણસો જ સભાસદો હતા. લશ્કર કઈ બાજુએ ઢળશે એની ખાતરી નહોતી.

કમાલે શાંતિથી પોતાની લશ્કરી ફરજ બજાવ્યા કરી. પૂરતી તૈયારી વિના સાહસ ખેડવા એ ઇચ્છતો નહોતો. છતાં એ 'જંગલી સાહસ'ને પણ ફતેહ મળી. લશ્કર બળવાખોરો સાથે ભળી ગયું ને સર્વના આશ્ચર્ય વચ્ચે પાનખરનાં પાન પેઠે સુલતાનની સત્તા ખરી પડી. સુલતાને બીજો દાવ ખેલ્યો. બંધારણીય રાજ્યતંત્ર જાહેર કર્યું. જૂના સલાહકારોને દૂર કરી ક્રાંતિકારોને વધાવી લીધા. નિયાઝી ને અનવરે સાલોનિકામાં વિજયપ્રવેશ કર્યો. વીસ વીસ વર્ષથી દેશપાર થયેલા રાજનીતિજ્ઞોએ વતન તરફ પગલાં માંડચાં. રાજ્યની લગામ હાથ કરી, તેમણે યુવાનોને દૂર કર્યા.

કમાલને ઉત્તર આફ્રિકામાં ત્રિપોલી મોકલવામાં આવ્યો પણ પાટનગરમાં ગૂંચવણો વધતી જ ગઈ. સુલતાનના ટેકેદારોએ લશ્કરમાં ધાર્મિક ઝનૂન પ્રગટાવ્યું ને કોન્સ્ટેન્ટીનોપલમાં બંડ ઊઠ્યું. અનવર ને કમાલે પાછા ફરી લશ્કર સંભાળ્યું. અબ્દુલ હમીદને પદભ્રષ્ટ કર્યો.

કમાલ ફરી લશ્કરી ફરજ બજાવવા ચાલ્યો ગયો ને ત્રીસ વર્ષની વયે તો એ મેસિડોનિયાના લશ્કરનો વડો બન્યો. જનરલ અલી રીઝા સાથે એ ફ્રાન્સ ગયો. પાછા ફરી સાલોનિકાની લશ્કરી શાળાનો વડો થયો. છતાં રાજકીય પ્રવૃત્તિ વિના કમાલને ચેન પડતું નહિ. એ પોતાના વિચારો ઉઘાડેછોગ જાહેર કરતો. નવું રાજ્યતંત્ર પણ એને જોઈએ તેવું લાગતું નહિ. એની નજર તો યુરોપીય રાજ્યો પર જડાઈ હતી. જર્મન રાજનીતિજ્ઞો કોન્સ્ટેન્ટીનોપલમાં અડ્ડો જમાવી બેઠા હતા. તુર્કીનું વિદેશીઓને હાથે લીલામ થઈ રહ્યું હતું. તુર્કીએ જાતે જ આત્મનિર્ણય કરવાની જરૂર હતી, ને દેશમાં અંધેર વ્યાપ્યું હતું.

કમાલ હવે વડો અમલદાર થયો હતો. એની શક્તિ ને માન વધતાં જતાં હતાં. અમલદારોએ હવે એની વાત સાંભળવા માંડી હતી. એને આગેવાની જોઈતી હતી ને આગેવાની હવે એને આવી મળતી હતી. એણે પોતાની યોજના ઘડવા માંડી. 'તુર્કી—તુર્કોને માટે જ' એ એની વીરહાક હતી.

ઈ. સ. ૧૯૧૧ના ઑક્ટોબરમાં ઇટલીએ ત્રિપોલી લીધું. મુસ્તફાએ રાજનીતિ ફગાવી દીધી. તરત જ ઉત્તર આફ્રિકામાં પહોંચી જવાની જરૂર હતી. પણ ત્યાં જવું કેવી રીતે? સાગર પર ઇટલીની સત્તા હતી. મુસ્તફા બે મિત્રો લઈ જમીનમાર્ગે નીકળી પડ્યો. એશિયા માયનર, સીરિયા ને પૅલેસ્ટાઈનમાં થઈ એલેક્ઝાંડ્રિયા પહોંચ્યો. ત્યાં અંગ્રેજોએ એને રોક્યો. આરબ વેશે થાપ આપી એ ધારેલે સ્થળે જઈ ચડ્યો. એ પ્રદેશનો એ ભોમિયો હતો. એને મેજર બનાવી ડર્નાનો સેનાપતિ સ્થાપ્યો. આફ્રિકનોને સાધી તુર્કોએ ઇટલી સામે જેહાદ જગાવી. અનવર ખલીફાનો પ્રતિનિધિ મનાયો.

ઈ. સ. ૧૯૧૨ના ઑક્ટોબરમાં ફરીથી મોન્ટીનિગ્રોએ ઓચિંતી લડાઈ કરી. ખ્રિસ્તી બાલ્કન રાજ્યો ઇતિહાસમાં પહેલી ને છેલ્લી વાર સંગઠિત થયાં. વતન પર વાદળ ઘેરાયું.

તુર્કીનું નામનિશાન ફીટી જવાનો ભય લાગ્યો એટલે ઈટલી જોડે સંધિ કરી લશ્કર પાછું બોલાવી લેવામાં આવ્યું. મહામહેનતે કમાલ ડીસેમ્બરમાં કૉન્સ્ટેન્ટીનોપલ પહોંચ્યો. એણે સર્વત્ર અવ્યવસ્થા જોઈ. સર્વિયા, ગ્રીસ ને બલ્ગેરિયાએ તુર્કીને યુરોપ બહાર હાંકી કાઢવા નિર્ણય કર્યો હતો. આશાનું માત્ર એક જ કિરણ હતું. યુવાન નૌકાપતિ રાઉફ એક ક્રુઝર લઈ છટક્યો હતો ને દુશ્મનોને હંફાવતો હતો. કમાલે પ્રથમ પોતાની માતા ને બહેનને શોધી કાઢ્યાં. દુશ્મનોએ એમને હેરાન કરી નાંખ્યાં હતાં. ઝુબેદાને ઘડપણ આવી ગયું હતું. એનું સર્વસ્વ લૂંટાઈ ગયું હતું.

કમાલને ગેલિપોલીનો સેનાપતિ બનાવવામાં આવ્યો. એવામાં અનવર પણ આવી પહોંચ્યો. એણે મજબૂત હાથે કામ લીધું. ખટપટિયાને દૂર કર્યા. એક સુંદર યોજના કરી શત્રુનો સામનો કર્યો પણ કમાલની ગણતરી પર એણે ધ્યાન આપ્યું નહિ. એ નિષ્ફળ ગયો. એને સંધિ કરવી પડી. યુરોપીય રાજ્યો તુર્કીનું કિસ્મત ઘડવા બેઠાં. અંદર અંદર લડી પડ્યાં. અનવરને તક મળી. લડાઈ જાહેર કર્યા વિના એ સીધો એડ્રિયેનોપલ ગયો ને તે સર કર્યું. પછી એણે મજબૂત હાથે કામ લેવા માંડ્યું. લશ્કર વ્યવસ્થિત કરવા જર્મન અમલદારો બોલાવ્યા. કમાલને એ વાત ગળે ન ઊતરી પણ કોઈએ એનું માન્યું નહિ. ફેટીના હાથ નીચે એને સોફિયા મોકલવામાં આવ્યો.

## ૪

પછી યુરોપીય રાજ્યોએ જગતયુદ્ધ માંડ્યું. બલ્ગેરિયા તટસ્થ રહ્યું. તુર્કીએ જર્મનીનો પક્ષ લીધો. એ તટસ્થ રહ્યું હોત તો સારું. કમાલને કાંઈ જ કામ સોંપાયું નહિ. લડાઈ લંબાતી ગઈ. એ ખૂબ અકળાયો. વગર કહ્યે યુદ્ધમાં ઝંપલાવવા તૈયાર થયો ત્યાં હકી પાશાનો તાર મળ્યો. સોંડર્સે એને ગેલિપોલી સોંપ્યું. સોંડર્સ જોડે એને ફાવતું નહિ પણ સોંડર્સ એની લાયકાત સમજી શક્યો હતો. કમાલને સોંડર્સ માટે માન પણ હતું. સોંડર્સે વિશ્વાસ મૂક્યો એટલે કમાલ બદલાઈ જ ગયો.

૨૫મી એપ્રિલે અંગ્રેજો ધસી આવ્યા. બુલેર પર હલ્લો થશે એમ સોંડર્સે માન્યું હતું પણ ચોનક બેર જ સાચી ચાવી હતી. કમાલને ખબર નહોતી પણ અણસારો મળતાં જ એ ચેતી ગયો. ચોનક બેરનું રક્ષણ થવું જ જોઈએ. હુકમની વાટ જોયા વિના જ એણે હલ્લો કર્યો. સંપૂર્ણ જવાબદારી માથે લઈ આખા ય લશ્કરને હુકમો છોડ્યા. ભૂલ થઈ હોત તો ભારે પડત પરંતુ અંતરના અવાજમાં એ માનતો ને એની આંતરપ્રેરણા ખોટી નહોતી જ. ઑસ્ટ્રેલિયનોને પાછા હઠાવ્યા સિવાય છૂટકો જ નહોતો. તુર્કોએ છેવટનો સંગ્રામ લડી લેવાનો હતો. અંગ્રેજોએ બીજો દાવ અજમાવ્યો. હોજા ચમન મારફત રસ્તો સાફ કરવા ધાર્યું. ત્યાં પણ તુર્કો ચેતી ગયા ને અંગ્રેજોનો મજબૂત સામનો કર્યો.

દરેક સ્થળે કમાલ મોખરે જ રહેતો. જાતે જ બધી વ્યવસ્થા કરતો. દારૂગોળાના વરસતા વરસાદમાં અડગ ઊભો રહેતો. ખીણમાંથી નીકળી જાતે આગળ વધતો. ઉત્સાહિત સૈનિકો જયગર્જના સાથે એને અનુસરતા. કમાલના વ્યક્તિત્વથી જ સંગ્રામો જીતાતાઃ દ્વીપકલ્પ ને કૉન્સ્ટેન્ટીનોપલ બચી ગયાં. ઇ. સ. ૧૯૧૫ના ડીસેમ્બરમાં અંગ્રેજો રણભૂમિ છોડી વિદાય થયા, ને કમાલ કૉન્સ્ટેન્ટીનોપલ પાછો વળ્યો.

# અશ્રુ કથા

'સ્વપ્નસ્થ'

[ ખંડ ચંદ્રાવળા છંદ ]

કાજળ કાળાં આભ છાયાં ઘન,
ઊંડું ઊંડું રડે એકલું રે મન !
પુષ્પ ગયાં—દિન હાસ્ય ગયાં
પછી એકલું ગોરંભ આ અવસન્ન.
આર્દ્ર ધરા પર કૈંક યોજન
ઝરતું ઝાકળ શું અતિમંદ.

તીવ્ર થતાં રહે શરણાઈ–સ્વપ્ન,
પાય ચલે નહીં જડિત પ્રાંગણ,
કોઈ નહીં—અહીં કોઈ નહીં
અહ ! અશ્રુ આવી ઉભરે લોચન
શેરી ભરી વહે સૌ પુરજન
ખાલી ઉરો : અહ, વિશ્વવિજન !

કેવી બજે પેલી ભૈરવી રાગિની
ઉદ્દાર શૈશવ શ્રદ્ધાભર ધ્વનિ
આજ નહીં—અરે આજ નહીં
શિશુ અંતરનો પેલો સ્પર્શમણિ
એ દુનિયા સ્મિતસ્વર્ણ તણી !

કાજળ કાળાં આભ છાયાં ઘન,
ઊંડું ઊંડું રડે એકલું રે મન,
જ્ઞાન મળ્યું—સુખ ભાન ગયું
પછી એકલું: ગોરંભ આ અવસન્ન
જોઈ રહ્યાં જલભર લોચન
ઝરતું ઝાકળ શું અતિમંદ !

# મૃત્યુસમું જીવન

મૂળ લેખક : મિસ ઍગ્નસ સ્મેડલી
અનુવાદક : શશિકાન્ત દલાલ

[ મિસ સ્મેડલીએ આ વાર્તા ૧૯૨૭ પછી—જ્યારે ચીનની કૉંગ્રેસ કુઓમિન્ટાંગે કૉમ્યુનિસ્ટો સાથેનો સહકાર તોડીને એમને દાબી દેવાનું શરૂ કર્યું ત્યારે—લખી હતી. કૉમ્યુનિસ્ટો સાથે અગિયાર વર્ષના આંતર્યુદ્ધ પછી કુઓમિન્ટાંગે હવે સુલેહ કરી છે કારણ કે જપાનના આક્રમણ સામે સમસ્ત ચીને એકત્ર સામનો કર્યા વગર છૂટકો નથી. ચાંગ કૈ શેકના હુકમ નીચે કૉમ્યુનિસ્ટ લશ્કર અત્યારે જપાન સામે ઉત્તર ચીનમાં લડી રહ્યું છે. ]

૧

નાનકીંગમાં એક પુરાણું પણ ભવ્ય ચાઈનીઝ મકાન છે. એમાં એક મોટો સરકારી અમલદાર રહે છે. લોકોમાં એની એક પંડિત તરીકે અને એક રાજનીતિજ્ઞ તરીકે જબરી ખ્યાતિ પ્રસરેલી છે. પંડિત તરીકે, કારણ કે એણે જૂનાં શાસ્ત્રોનો ભારે અભ્યાસ કરેલો છે, કૉન્ફ્યુસિયસ ને બુદ્ધનાં વચનો એની જીભને ટેરવે છે. વળી એ સુંદર મરોડદાર અક્ષરે લહિયાની માફક લખી પણ શકે છે. રાજનીતિજ્ઞ તરીકે, કારણ કે પ્રાંતનો રાજકર્તા ગમે તેટલો અવિચારી ને જુલમી હોય છતાં એ મીઠા મધ જેવા શબ્દો વાપરીને એની વકીલાત કરવાની એનામાં શક્તિ છે. ઉમરનું ચીનમાં બહુ માન પડે છે એટલે આ ધોળા વાળવાળો વૃદ્ધ પંડિત જે કહે છે તે ડહાપણ લેખાય છે.

એના હવેલી જેવા મકાનમાં નવ સ્ત્રીઓ રહે છે. એક એની પુત્રી છે ને બાકીની આઠ રખાતો છે. હવેલીના ખંડેખંડમાં ને પાસેના અંધિયાર વાડામાં, જ્યાં એના ઘરની સ્ત્રીઓ સાંજે ખુલ્લી હવામાં બેસે છે ત્યાં, જાણે વાતાવરણમાં ઓતપ્રોત થઈ ગઈ હોય તેમ અફીણની મીઠી, જીવ ડહોળી નાખે એવી વાસ હમેશ પ્રસરેલી રહે છે. એની આઠે યે રખાતો અફીણ ફૂંકે છે ને હવે એની પુત્રીએ પણ ફૂંકવા માંડ્યું છે.

મી. યુએહ, એની પુત્રી, હમેશ અફીણ નહોતી ફૂંકતી. શરીર વિહોણા આત્માની માફક હમણાં એ અફીણના ધુંવામાં તરફડી રહી છે. પાંચ વર્ષ પહેલાં એવું નહોતું. પાંચ વર્ષ પહેલાં એ ક્રાંતિવાદી-કૉમ્યુનિસ્ટ હતી. અફીણ અને રખાતો રાખવાની ચાલ સામે એણે યુદ્ધ માંડ્યું હતું. ધોળા વાળ, સુંદર અક્ષર કાઢવાની આવડત અને પંડિતાઈ ને, રાજનીતિજ્ઞતાની નિશાની ગણવી એ એને અધોગતિના ચિહ્નરૂપ લાગતું. પાંચ વર્ષ પહેલાં ક્રાંતિવાદી સૈન્ય સાથે એણે કૅન્ટનથી યાંગ્ટ્ઝે સુધી કૂચ કરી હતી. લશ્કરી પોશાકમાં તે વખતે એની ઊંચી ને તંદુરસ્ત દેહલતા પ્રભાવશાળી ને પ્રાણવાન લાગતી હતી. એની રગેરગમાં ઉત્સાહ અને ક્રાંતિ માટે ધગશ ભરેલાં હતાં. હવે એનો કરચલી વગરનો, લાંબો રેશમી ચાઈનીઝ પહેરવેશ જાણે પાતળા, ક્ષીણ થઈ ગયેલા વાંસના સોટાને પહેરાવ્યો હોય એમ લાગે છે.

શ્રી. ચુએહનો પતિ નાનકીંગના કોઈ દરિદ્ર કુટુંબનો પુત્ર હતો. એની બુદ્ધિ તલવારની ધાર જેવી તીક્ષ્ણ હતી. ચીનમાં કોમ્યુનિસ્ટ પાર્ટીની પહેલવહેલી સ્થાપના થઈ ત્યારથી જ એ તેનો સભ્ય હતો. ૧૯૨૨ થી ૧૯૨૭ સુધી ચીનની જનતાંમાં જોરેરી ક્રાંતિકારી જાગૃતિ પ્રસરી રહી હતી. એ અરસામાં એ મોસ્કો અભ્યાસ માટે ગયો. ચાઇનીઝ રમણીઓની આંફક એની યુવાન, ખૂબસુરત ને આદર્શવાદી પત્ની પણ એને અનુસરી. ફક્ત તનથી જ નહિ; મનથી પણ; એણે પણ એના પતિની માફક મોસ્કોમાં અભ્યાસ કરવા માંડ્યો. ચીનની કોમ્યુનિસ્ટ રમણીઓને પણ લાધ્યું નથી એવું જ્ઞાન એને મોસ્કોમાં લાધ્યું. રશિયાની નવી સૃષ્ટિમાં પહેલવહેલી વાર એને સમજાયું કે સ્ત્રીને હમેશ "વૃક્ષથી લપટી પડી વેલડી" જેવા રહેવાની જરૂર નથી. પુરુષની માફક એનું પણ જુદું ને સ્વતંત્ર વ્યક્તિત્વ છે. સૃષ્ટિક્રમ ચાલુ રાખવા સિવાય બીજી કોઈ બાબતમાં બન્નેએ એકબીજા પર આધાર રાખવાની જરૂર નથી. રશિયાની નવી આર્થિક પદ્ધતિમાં, આર્થિક ઉત્પત્તિના કામમાં સ્ત્રીની પુરુષ જેટલી જ જરૂર છે. સ્ત્રીની અગત્યતા ને ઉપયોગ પુરુષ જેટલાં જ છે. શ્રી. ચુએહને આ અમૂલ્ય જ્ઞાન મળ્યું—કંઈ નહિ તો પુસ્તકિયા રીતે તો મળ્યું.

૧૯૨૬માં એ ને એનો પતિ ચીન પાછાં ફર્યાં. બન્નેનાં હૃદય રશિયામાં નિહાળેલા નૂતન સૃષ્ટિ-સર્જનથી નવા જોમે ભરેલાં હતાં. બંનેનાં હૃદયમાં એકબીજા માટે અથાગ સ્નેહ હતો. બન્નેએ ચીનની જનતાની લડતમાં જીવન સમર્પવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો. ક્રાંતિનું કેન્દ્ર તે વખતે કેન્ટન હતું. બન્ને સીધાં કેન્ટન ગયાં. જવાની સાથે જ આખા દક્ષિણ ચીનમાં પ્રસરી વળેલી ચળવળમાં ઓતપ્રોત થઈ ગયાં ને વુહાન જતાં ક્રાંતિવાદી સૈન્ય સાથે કૂચમાં જોડાયાં.

૧૯૨૭નું કારમું વર્ષ આવ્યું. સારાયે ચીનમાં પ્રત્યાઘાતનું દમનગોળું ફરી વળ્યું. ચીનની ભૂમિ, કામદારો, ખેડૂતો ને શ્રી. ચુએહ ને એના પતિ જેવા શિક્ષિત વર્ગના કાર્યકરોના લોહીથી લોહીલુહાણ થઈ ગઈ. શ્રી. ચુએહનો બાપ કોમ્યુનિસ્ટોનો કટ્ટો શત્રુ હતો, કારણ કે, જે જૂનવાણી પ્રગતિનાશક સિદ્ધાંતો પર એની ને એના જેવાઓની મોટાઈ ને માનમરતબાનો આધાર હતો, તે સિદ્ધાંતોનો કોમ્યુનિસ્ટો નાશ ઇચ્છતા હતા. એણે કુઓમિન્ટાન્ગને દમનમાં પૂરેપૂરો સાથ આપ્યો, ને કુઓમિન્ટાન્ગે બદલામાં એને રાજ્યતંત્રમાં અગ્રણી તરીકે સ્થાન આપ્યું.

ક્રાંતિઘાતીઓ ને ક્રાંતિવાદીઓની આ અથડામણોમાં હજારો ક્રાંતિવાદીઓ ખતમ થઈ ગયા. શ્રી. ચુએહનો પતિ છેલ્લે સુધી ઝૂઝ્યો પણ આખરે ક્રાંતિવાદીઓની સર્વત્ર હાર થઈ, એટલે ભાગી છૂટ્યો. પણ યાંગત્સે નદીના તટ પર, કીયુકીયાન્ગમાં એક 'બોબ્ડ' વાળ વાળી યુવતી પકડાઈ. લશ્કરી ટ્રીબ્યુનલ આગળ કામ ચાલ્યું. બેચાર મિનિટ તપાસનું ફારસ ચાલ્યું ને એને મોતની સજા થઈ. યુવતીએ તપાસમાં કહ્યું હતું કે એ નાનકીંગના વૃદ્ધ પંડિતની દીકરી થતી હતી. એટલે એના કથનની સાબિતી મળે ત્યાં સુધી સજા મુલતવી રાખી. સાબિતી મળી એટલે સજા અનિશ્ચિત સમય સુધી મુલતવી રખાઈ.

શ્રી. ચુએહનો બાપ કીયુકીયાન્ગ આવ્યો. દીકરીને જેલમાં મળ્યો. ચીનમાં હમેશ થાય છે તેમ પોતાનો વગવસીલો ચલાવીને શ્રી. ચુએહની સજા ઉડાડી નખાવી, જો કે શ્રી. ચુએહને જેલમાં તો રહેવું પડ્યું. અત્યાર સુધી એ પતિની સાથે હતી. એની આંખુંઆખુંનું

વાતાવરણ ક્રાંતિમય હતું. પણ હવે એની ખરેખરી લડત શરૂ થઈ. બાપે સમજાવટ શરૂ કરી. બાપને માટે લાગણી, કુટુંબ માટે લાગણી અને બીજા કુઓમિન્ટાન્ગનાં જુલમોથી એ વધારે ચારિત્ર્યવિઘાતક, જૂનવાણી માન્યતાઓ ને સંસ્કારો જેવાં બળો સામે, એને એકલે હાથે લડવાનું હતું.

દરરોજ એનો બાપ આવતો, કાલાવાલા કરતો, રડતો, કકળતો અને પગે લાગતો. ચી. યુએહ એની એકની એક દીકરી હતી. એણે વૃદ્ધાવસ્થામાં એના તરફથી સુખની આશા રાખી હતી. એ એનો જનક હતો. માના મરણ પછી એણે જ એને સંભાળી સાચવીને મોટી કરી હતી. એનો પડતો બોલ ઝીલી લીધો હતો. પાણી માગ્યું ત્યારે દૂધ આપ્યું હતું. હવે એની વૃદ્ધાવસ્થામાં ચી. યુએહ એની ઇચ્છાનો અનાદર કરશે? એના વૃદ્ધ બાપને ઘરડે-ઘડપણ સંતાપશે? એમાં શું છે? ફક્ત એક માફીપત્ર પર સહી જ કરવાની છે. માફીપત્રમાં લખ્યું છે કે હવે એને પસ્તાવો થાય છે. હવે પછી કદી એ કૉમ્યુનિસ્ટ પ્રવૃત્તિઓમાં ભાગ નહિ લે. કહેવામાં શું જાય છે? ભલેને મનથી કૉમ્યુનિસ્ટ રહે. જગતમાં હંમેશ આપણો મમત નથી રહેતો. કોઈક વાર નીચી મૂઠી પણ ઘાલવી પડે. અને બાપને માટે કરવાનું છે ને? એ તો બાપને ખાતર ભોગ આપ્યો કહેવાય. નહિ સહી કરશે તો પોલિસની ધીરજ ખૂટશે. મોતની સજા હમણાં તો માફ કરી છે પણ પાછી કરશે. જેલમાં અગવડ, દુઃખ, બંધન: ને બહાર બાપને ત્યાં સુખ ને વૈભવ, ગાડીઘોડા ને નોકરચાકર. ઘરમાં બેઠા બેઠા છૂપી રીતે કૉમ્યુનિસ્ટ કામ નહિ થાય?

સામ, દામ, દંડ અને ભેદ એ ચારેનો ઉપયોગ કરીને બાપ એકબાજુથી એને સમજાવી રહ્યો હતો ને બીજી બાજુથી એનું મન પીગળાવવાને બીજા પ્રયત્નો થઈ રહ્યા હતા. એને કાળી અંધારી ભેજવાળી જેલમાંથી—જ્યાં એના સાથીઓ જલ્લાદની તલવારની વાટ જોઈ રહ્યા હતા ત્યાંથી, જેલરને ઘેર બધીએ સગવડ ભરેલા એક ખાનગી ઓરડામાં ખસેડી. આ વાતાવરણમાં ય હજુ ક્રાંતિનો નાદ એના મગજમાં જેવો ને તેવો ગાજી રહ્યો હતો. હજુએ એના દોસ્તોની યાદ એના મગજમાં તાજી હતી. બાપે જોયું કે એને ફીયુકીયાંગમાં રાખવાથી કંઈ વળે એમ નથી એટલે એને નાનકીંગ પાસે સુચૌ જેલમાં ખસેડાવી. ત્યાં ચી. યુએહને પહેલાં કરતાં એ વધારે સગવડો આપી. મહિનાઓ સુધી આ જેલમહેલમાં ચી. યુએહ રહી. ક્રાંતિનો નાદ ધીમે ધીમે ઓછો થવા લાગ્યો. એના બિરાદરોની યાદ આખરે ભુંસાવા લાગી ને વખત જતાં સમૂળગી અદશ્ય થઈ ગઈ. હવે જ્યારે એ એના મિત્રોનો વિચાર કરતી ત્યારે ફીયુકીયાંગની અંધારી ભેજવાળી જેલ એના મગજ આગળ ખડી થતી. કુરબાની માટે રાખેલા બકરા જેવા એના સાથીદારોની અસહાયતા કલ્પતાં એને કમકમાં આવતાં. ફીયુકીયાંગની જેલમાં ઉભેલા ફાંસીના માચડાના વિચારે એના શરીરે ઓળેઓળ વળતા. આ ત્રાસદાયક વિચારોમાંથી બચવાને એણે બહારની સહીસલામતી ને એના બાપના ઘરની સુખસગવડના વધારે ને વધારે વિચાર કરવા માંડ્યા. સર્વસ્વ સમર્પણ કરવાનો એનો નિશ્ચય પીગળ્યો ને એક દિવસ એણે માફીપત્ર લખી આપ્યું!

એણે જાહેર કર્યું કે એ એક વખત કૉમ્યુનિસ્ટ હતી, પણ હવે નથી. એ હવે માને છે કે ચીનનો ઉદ્ધાર કૉમ્યુનિઝમમાં નથી. હવે પછી કદીએ એ એવી ઘૃણાકારક પ્રવૃત્તિઓમાં ભાગ લેશે નહિ. જેલમાંથી નીકળીને એ નાનકીંગ ગઈ ને બાપની હવેલીમાં બાપની રખાત સાથે વાસો કર્યો.

કિસાનોને પ્રેરતા, એમની લડતને વ્યવસ્થિત કરતા એના પતિએ છાપામાં ચી. યુએહનું માફીપત્ર વાંચ્યું. ચી. યુએહને માટે એને અપરંપાર સ્નેહ હતો. પ્રભુ જાણે માફીપત્ર વાંચીને એને કેવો આઘાત લાગ્યો હશે. પોતાની પ્રિયતમા ક્રાંતિવાદી છે ને ક્રાંતિને ખાતર જેલમાં સડી રહી છે એ વિચારે એની છાતી ગજ ગજ ઊછળતી. પણ એ ચાઈનીઝ સ્ત્રીઓને ઓળખતો હતો. એમની પ્રબળતા ને નિર્બળતા બન્નેની એને માહિતી હતી. કુટુંબકબીલાનાં બંધનોની માણસ પર શી અસર થાય છે તે એ જાણતો હતો. ગળથુથીમાં પાયેલી જૂની વિચારસરણી ને ભૂતકાળના આદર્શો માણસોના ગળામાં ઘંટીના પડની માફક કેમ ભારરૂપ થઈ પડે છે તેનું એને ભાન હતું. કારણ કે એનું ઉત્પત્તિસ્થાન પણ એ બધાની માફક જૂનો પુરાણો સડેલો ચાઈનીઝ સમાજ જ હતો.

જેલમાંથી છૂટયા પછી ચી. યુએહને એના પતિ તરફથી એક પત્ર મળ્યો. ફક્ત એક જ. ટૂંકો ને ટચ અને એકદમ સ્પષ્ટ. હૃદયની ઊંડી નિરાશામાંથી ઉત્પન્ન થતી કડવાસમાં, ચી. યુએહ ઊભી ને ઊભી સળગી જાય એવી કટુવાણીમાં એણે લખ્યું કે ચી. યુએહની અધમતાની હદ નહોતી. આખી યે ધરતી પર અત્યારે તો મરી ફીટવા યોગ્ય, ક્રાંતિના—સામ્યવાદના સિદ્ધાંતોને એણે છેહ દીધો છે. જ્યારે લડતનો—કટોકટીનો વખત હતો, જ્યારે કામદારો ને કિસાનો માટે આ પાર કે પેલે પાર જેવું હતું, જ્યારે હાર એટલે એમને માટે તો વર્ષોની અસહ્ય ગુલામગીરી હતી ત્યારે, એણે લડતને દગો દીધો. ચીનની જનતાને પડતી મૂકી ને એની તરણા જેવી જિંદગીનો વધારે મોહ કર્યો. ને એને છેલ્લાવેલ્લા રામરામ કહેવાનો દઢ નિશ્ચય દર્શાવતાં ઉમેર્યું કે એને મન તો એ મરણ પામી છે. પત્રમાં જરા યે કોમળતા નહોતી. જરા યે શોકસંતાપ નહોતો. પત્ર મળ્યા પછી ચી. યુએહને એના પતિ વિષે ફક્ત આટલી જ ખબર મળી કે એ કિઆન્સી ગયો, ત્યાં લાલ સૈન્યમાં જોડાયો અને ચાઈનીઝ સોવિયેટ સરકાર સ્થાપવામાં એણે અગ્ર ભાગ ભજવ્યો.

ચી. યુએહ નાનકીંગમાં એના બાપની હવેલીમાં રહે છે. રહેતાં રહેતાં એને પાંચ વર્ષ થયાં. અફીણી સુખસગવડ ખરીદવાને એણે શું ખોયું તેનું ચિંતન કરવાને એને લાંબા પાંચ વર્ષ મળ્યાં. પણ પ્રભુ જાણે એણે ચિંતન કર્યું કે અફીણની લહેરમાં ફક્ત કલ્પનાના ઘોડા જ દોડાવ્યા. એના પતિનો છેલ્લો પત્ર આજે પાંચ વર્ષ થયા એના ઓસિકા નીચે પડેલો છે. એ જ ઓસિકા પર માથું મૂકીને એ ચલમ ફૂંકે છે. એ કાગળ પછી, પતિ શું કરે છે, મુઓ છે કે જીવે છે તેના જરાએ સમાચાર એને મળ્યા નથી. કોઈ કોઈ વાર છાપામાં એનું નામ આવે છે—મધ્ય ચીનમાં ખેડૂતો અને કામદારોને ઉશ્કેરતા કોઈ લૂંટારુ તરીકેનું. ચી. યુએહ આ વાંચે છે ને તકિયા પર પડતું મૂકીને ફરી અફીણ ફૂંકે છે. એકવારનું એનું કદાવર ને જોમીલું શરીર ખવાઈ ગયું છે. એનું ચમકતું વદન મેલા કાગળ જેવું ભૂખરું થઈ ગયું છે. એની આંખો કોઈ વૃદ્ધાની માફક ઊંડી ઊતરી ગઈ છે. એના પહેલા સ્વરૂપની છાયા જેવી એ જનાનખાનાના બંધિયાર વાડામાં કદી કદી ફરે છે તો કદી કદી એના બાપની રખાતો સાથે કુથલી કરે છે.

જીવંત ભૂતકાળ અને મૃતઃપ્રાય વર્તમાન વચ્ચે એણે અફીણી તરંગોનો સેતુ બાંધ્યો છે. કોણ જાણે એના શા તરંગો હશે...કે અફીણના ધુંવાએ ભૂતકાળનાં બધાં સ્મરણોને પણ ગુંગળાવી દીધાં છે ?

૨

૧૯૨૬-૨૭ના ઉલ્કાપાતની યાદગીરી રૂપ બીજી યે બાઈ નાનકીંગમાં પોતાના દિવસો પૂરા કરી રહી છે. એનું નામ કુઓ-નાન. એ પણ એના પતિ સાથે મૉસ્કો અભ્યાસ કરવા ગઈ હતી. ૧૯૨૭માં ક્રાંતિઘાતીઓ શાંગહાઈમાં હજારોની કત્લેઆમ ચલાવતા હતા તે વખતે બન્ને મૉસ્કોથી પાછાં વળ્યાં. શાંગહાઈમાં પગ મૂક્યો ન મૂક્યો ત્યાં તો પરદેશી બ્રિટિશ પોલિસે એના પતિને પકડ્યો ને ચાઈનીઝ ક્રાંતિઘાતીઓને હવાલે કરી દીધો. ચાઈનીઝ પોલિસ તરત જ એને વધસ્થાન પર લઈ ગઈ ને બીજા સેંકડો સ્ત્રીપુરુષો સાથે એને પણ ઝબ્બે કર્યો. મુડદ્દૅઓની માફક મુડદા દાટવાને લાંબા લાંબા ખાડા ખોદેલા હતા તેમાં એની લાશને પણ પોલિસે ફગોવી.

પતિના મરણના સમાચાર સાંભળીને કુઓ-નાને ન કાઢ્યો મોઢેથી અવાજ કે ન આવ્યાં એની આંખમાં આંસુ. મગજમાં કમાન છટકી હોય એમ એ લવારી પર ચઢી. એની સૂકી, ચળકતી, આંસુવિહોણી આંખો સામા માણસ પર ઠેરવી ને વગર અટક્યે એણે ફરી ફરી જુદી જુદી રીતે એના પતિની જીવન ને મરણકથા કહેવા માંડી: "પોલિસે એને ઘૂંટણીએ પાડ્યો. એના હાથ પાછળથી બાંધ્યા. પણ એના મોંમાંથી જયકાર ગાજ્યો: 'ઘણું જીવો ક્રાંતિ, ઘણું જીવો કૉમ્યુનિઝમ.' કારણ કે એ વીર હતો—કૉમ્યુનિસ્ટ હતો ને હું કૉમ્યુનિસ્ટ કુમાર છું."

એમ એણે સતત બોલવા માંડ્યું. ઓરડામાં બેઠેલા એના મિત્રો ઊભા થઈને બહાર જતા તો એ પણ એમની પાછળ પાછળ જતી ને તડ પડેલી રેકૉર્ડની માફક ફરી ફરીને કહેતી: "પોલિસે એને ઘૂંટણીએ પાડ્યો. એના હાથ પાછળથી બાંધ્યા. પણ છેવટની ઘડીએ પણ એના મોંમાંથી જયકાર ગાજ્યો: 'ઘણું જીવો ક્રાંતિ, ઘણું જીવો કૉમ્યુનિઝમ.' કારણ કે એ વીર હતો—કૉમ્યુનિસ્ટ હતો ને હું કૉમ્યુનિસ્ટ કુમાર છું."

પહેલાં તો એમના મિત્રોને બહુ ગભરાટ છૂટ્યો. ગાંડપણમાં કુઓ-નાન એના પતિના મિત્રોનાં નામ ન બોલી નાખે કે એની હાજરીમાં ચર્ચેલી છૂપી યોજનાઓની વાત ન કરવા માંડે માટે એને એક પળ પણ એઓ એકલી નહોતી છોડતા. ઘણા વખત સુધી એને સમજાવી પટાવીને ઘરની બહાર ન જવા દીધી. પણ આખરે ન માન્યું ત્યારે એને પૂરી રાખવાનો પણ પ્રયત્ન કરી જોયો. પણ એના પર બારણું વાસવાના પ્રયત્નો થતા ત્યારે એ તિરસ્કારથી કહેતી: "તમે માનો છો કે હું ગાંડી છું, નહિ? તમે મને ઓરડામાં પૂરવા માગો છો કારણ કે તમે જાણો છો કે મારા પતિને પોલિસે ઝબ્બે કર્યો છે ને હું કૉમ્યુનિસ્ટ કુમાર છું." તદ્દન જ ગાંડી ન થઈ જાય માટે એના મિત્રો બારણાં ઉઘાડી નાખતા ને એને સમજાવીને છાની રાખતા.

મહિનાઓ પસાર થયા ને આખરે એના પરથી એના મિત્રોની દેખરેખ ઓછી થઈ. કુઓ-નાને શહેરમાં ભટકવા માંડ્યું. બોલતી બોલતી એ એક ઘેરથી બીજે ઘેર ઓળખીતાઓને ત્યાં જતી ને એમને સાંભળવું હોય કે નહિ એ એમને એના પતિની એકની એક કથા કહેવા માંડતી. બધાએ એના તરફ દયાથી જોતા ને એને ધીરજથી સાંભળતા. પણ કેટલાક ગભરાતા ને પાછળથી કહેતા કે 'કુઓ-નાનને પૂરી રાખવી પડશે, નહિ તો કોઈ પોલિસના માણસને પણ ન કહેવાનું કોઈ દિવસ કહેવા માંડશે.' કોણ જાણે કેમ પણ કોઈ અજબ અંતઃસ્ફુરણાથી એ દુશ્મન કોણ ને મિત્ર કોણ એ પારખી કાઢતી હોય એમ

લાગતું. કોઈ પરદેશીઓને તો એ મળતી નહિ કારણ કે કોઈની સાથે ખાસ એને ઓળખાણું નહોતી. અજાણ્યા ચાઈનીઝોની હાજરીમાં એ તદ્દન ચૂપ રહેતી ને જાણે એમના પર તરાપ મારવાની જ વાટ જોતી હોય તેમ ખુરસીની કોરણ પર બેસીને એકાગ્ર ચિત્તે એમને સાંભળતી.

વર્ષેક દિવસ પછી એની લવારી બંધ પડી. ભટકતી ભટકતી એ શાંગહાઈથી નાનકીંગ ગઈ ને એક દિવસ કુઓમિન્ટાન્ગના મથક પર જઈ પહોંચી. ત્યાં બેઠેલા અમલદારને એણે કહ્યું: "મારા ધણીને તમે મારી નાખ્યો છે. શા માટે મને પણ નથી મારી નાખતા? મારો ધણી કોમ્યુનિસ્ટ હતો ને હું કોમ્યુનિસ્ટ કુમાર છું. હમણાં હું કામ કરી શકું એવી સ્થિતિમાં નથી. હું લડતને માટે નકામી છું. મારે કામ જોઈએ છે. મને કંઈ કામ આપો. એવું કામ આપો કે આખો દિવસ હું મારું ચિત્ત એમાં પરોવી શકું. હિસાબ ગણવાના આપો." કોણ જાણે અમલદારને પણ શું થયું કે એણે એને કામ આપ્યું. એને કદાચ થયું હશે કે આ ગાંડીને ગોળીએ વિંધવી એ ગોળીનો નકામો વ્યય કરવા જેવું છે ને કામ આપીશું તો એને કામ આપ્યું ગણાશે ને એના પર નજર પણ રહેશે. જે હોય તે, એને એણે કામ પણ આપ્યું ને ત્રીસ ડોલરનો માસિક પગાર પણ બાંધી આપ્યો.

કુઓ–નાન આજે પાંચ વર્ષથી નાનકીંગમાં છે. પોતાની નાની ઓરડીમાંથી દરરોજ સવારે એ સીધી કામ પર જાય છે ને સીધી કામ પરથી ઘેર આવે છે. રસ્તામાં નથી આડું જોતી કે નથી અવળું જોતી. મનોરંજન કરવા ખાતર નથી વાંચતી કે નથી બહાર જતી. નથી કોઈ મિત્રોને ત્યાં જતી કે નથી એમને એને ત્યાં બોલાવતી. રાતના આવીને એની ખાલીખમ ઓરડીમાં પ્રાઈમસ પર થોડું ખાવાનું બનાવીને ખાઈ લે છે ને જાજમ પર પથારી કરીને સૂઈ જાય છે. એની પથારી પાસે એક નાનું ટેબલ છે. ટેબલ પર એક સસ્તી ફ્રેમમાં જડેલો, પોસ્ટકાર્ડ કદનો, એક પચ્ચીસેક વર્ષના યુવકનો ફોટોગ્રાફ છે. યુવકની મુખમુદ્રા ગંભીર છે. આંખો તાનતરસી છે. દરરોજ સવારે અને રાત્રે સૂતાં પહેલાં કુઓ–નાન થોડો વખત ફોટા આગળ બેસે છે ને શાંતિથી એના પતિને નિહાળે છે.

કોઈક વાર એના જૂના વખતના મિત્રો એને મળવાને આવે છે. આ મિત્રો ક્રાંતિમાં એના સાથી હતા. પણ હવે એમના એક વખતના સાથીઓને છોડીને એમણે કુઓમિન્ટાન્ગમાં હોદ્દા સ્વીકાર્યા છે. કુઓ–નાન એમને એવું તો મોં પર ચોખ્ખેચોખ્ખું પધરાવે છે કે બીજીવાર એઓ એનું નામ જ નથી લેતા. "જો કે હું લડતને માટે કંઈ કામ નથી કરતી," એ કહે છે, "છતાં એ હું કોમ્યુનિસ્ટ કુમાર છું. હું કામ કરી શકતી હોત તો આમ અહીં ન સડત ને તમારા જેવા સાથે વાત કરવાને ન ઊભી રહેત." ને એમના મોં પર બારણું વાસે છે.

જ્યારે આ "મિત્રો" એને કામ આપનાર અમલદારના કુઓ–નાન સામે કાન ભંભેરવાના પ્રયત્નો કરે છે ત્યારે અમલદાર મોં પર અર્ધગંભીર સ્મિત સાથે કહે છે: "એ ગાંડી છે અને આપણને ખાસ નુકસાન કરી શકે એમ લાગતું નથી. એવું લાગશે તો..." વાક્ય પૂરું કર્યા વગર જ એ અટકે છે પણ એની નજર પરથી "એવું લાગશે તો" શું થશે તેનો ખ્યાલ આવે છે.

નાનકિંગમાં કુઓ–નાન આમ એનું જીવતા દોજખ જેવું જીવન ગુજારી રહી છે ને શાંગહાઈમાં ટ્રેંચો જેવી લાંબી લાંબી ઘોરોમાં એના પતિની મિટ્ટી દરરોજ નવા શહીદોની મિટ્ટી સાથે મળી રહી છે.

ચાઉ]

———o———

# ઉપસેચન

**ગૌતમ ભટ્ટ**

मृत्युर्यस्योपसेचनम्—કઠોપનિષત્.

[ ઉપરના ગંભીર મથાળાથી, આ લેખ વાંચવાનું માંડી વાળતા વાચકનો એ વિચાર માંડી વળાવવા આ સાથે એક વિષયસૂચિ આપવી યોગ્ય ધારી છે. આ લેખને પ્રારંભમાં જ વિષયસૂચિ આપી, પુસ્તકોને જ અંતે સૂચિ આપવાની અત્યાર સુધીની પ્રણાલિકાનો ભંગ કર્યો છે. આ લેખ પરત્વે તો વિષયોના સવિસ્તર વિવરણને લેખની મર્યાદાની બહાર ગણ્યું છે :

| | | | |
|---|---|---|---|
| એરોપ્લેન | ખરે | મુંબઈ | રામનારાયણ પાઠક |
| ઓમ્કારનાથ | ગાંધીજી | નવરાત્ર | રેડિયો |
| કાકાસાહેબ | ચોપાટી | ન્હાનાલાલ કવિ | લલિતજી |
| કઠોપનિષદ | જરાસંધ | નાગચૂડ | લિફ્ટ |
| કબરસ્તાન | જન્મભૂમિ | બાઈબલ | વેદવ્યાસ |
| કૃષ્ણ | જાતીયવિજ્ઞાન | બ્રહ્મ | સંત તુલસીદાસ |
| કાંત | ટેલિફોન | ભૌતિકશાસ્ત્ર | સાઈગલ |

—લેખક ]

વૃક્ષ જેમ દરેકે દરેક ભાગમાં છાલથી છવાયેલું હોય છે તેમ મુંબઈનું જીવન અવાજથી વિંટળાયેલું હોય છે. અવાજ ઓછો કરવાના પ્રયત્નો પણ અવાજમાં ડૂબી જાય છે. અને અવાજને દૂર કરવો એ ચામડીને દૂર કરવા જેટલું જ દુઃખદ હોય એમ લાગે છે. કઠોપનિષદમાં કહેલું ( ભાખેલું પણ ચાલે ) છે કે ઈશ્વર એક મહાન સત્તા ખાનારો છે અને મૃત્યુનું ઉપસેચન છાંટી તે જીવોને ખાય છેઃ મુંબઈગરાઓ ભેળ પર પ્રવાહી ચટણી કે દહીંવડા પર દહીં છંટાવીને ખાય છે તેમ. અહીં બધી સામગ્રી પર અવાજનું ઉપસેચન છે એટલે લેખકો અને વક્તાઓ કબરસ્તાનની શાંતિનો ઉલ્લેખ કરે છે ત્યારે અહીં તો શાંતિનું કબરસ્તાન વહેલી સવારથી તે મોડી રાત સુધી રચાય છે તેનો મારે ઉલ્લેખ કરવો પડે છે.

આ રોજિંદા અવાજોની પ્રારંભથી ચર્ચા કરવી લગભગ અશક્ય છે, કારણ કે બ્રહ્મની માફક એ અનાદ્યનંત છે અને પ્રકૃતિના જેટલા જ બહુરૂપી છે. એ ક્યારે શરૂ થાય છે.અને ક્યારે પૂરા થાય છે તે કહેવું મુશ્કેલ છે. અને ગોળ ફરતી ગ્રામોફોન રેકર્ડના આંકા ઉપર, ગમે ત્યાં પીનનો સ્પર્શ થતાં અવાજ આવે તેમ ચોવીસ કલાકના દિવસમાં ગમે ત્યારે, કોઈ ને કોઈ પ્રકારનો અવાજ તમને સંભળાશે જ. એમાં સંગીતની માફક પણ બીજી પ્રકારના, આરોહ અવરોહ, તાલ, લય, મૂર્છનાઓ, કવિતાનું માધુર્ય અને સામાન્ય ગદ્યની કર્કશતા પણ છે. આ બધું એકબીજામાં અજબ રીતે ઓતપ્રોત થયેલું લાગે છે. લિફ્ટદ્વારા ચડતો ઊતરતો માણસ, ચઢે છે, ઊતરે છે છતાં જેમ ઊભો રહેલો હોય છે તેમ અવાજ કરનાર દરેક જણ

પોતાને શાંત જ માને છે અને અવાજની ફરિયાદ પણ કરે છે. વિસંવાદને શુદ્ધ અને સંપૂર્ણ રીતે વિકસાવવાની સામગ્રી અહીં ખૂબ ભરેલી છે. સંગીતનું સમૂહવાદન આપણને રોજ સાંભળવાનું મળતું નથી, પણ કોલાહલનું તો દરપળે આપણને મળ્યા જ કરે છે. ઘડિયાળના કાંટા ફરે તેમ આપણે કાળગણના કરી શકીએ છીએ પણ કાંટા ફેરવવાથી સમય આગળ પાછળ જતો નથી તેમજ અમારી દૈનિક જીવનલીલામાંથી આ અવાજ આવ્યા જ કરે છે. એને ઓછોવત્તો કે આગળપાછળ કરવા જતાં નિષ્ફળતા મળે છે.

શ્રી. કાકાસાહેબ કહે છે કે મુંબઈના દૂધવાળા ભિચારાઓ અંધારે અંધારે ચોરની માફક આવી ચાલ્યા જાય છે. આપણે એમની સાથે જીવનસંપર્ક કેળવી શકતા નથી. એમણે તો આગળ વધારે પણ કાંઈક લખ્યું છે. પણ મારી મતલબ પૂરતું જ મેં લીધું છે. બાળક જન્મે છે, રોઈને જીવનની સાબિતી આપે છે અને પછી દૂધ પીએ છે પણ મુંબઈ તો દૂધ લીધા પછી જીવનની સાબિતી આપે છે. ઘણુંખરું તો દૂધનું વાસણ જ બહાર મૂકી દેવામાં આવે છે એટલે ભૈયાના જોડાના અવાજથી ટેવાયેલા ઊંઘતા કાનને ( સહેજે અંગ્રેજી અલંકાર, part for the whole વપરાઈ ગયો ) દૂધ ક્યારે આવે છે તેની ખબર પડતી નથી. અને રાઈના પહાડ નહિ પણ દૂધની ધાર રાતે જ વહી જાય છે; પણ તપેલી કે દૂધ કે બન્નેના અપહરણનો ભય સેવનાર સાવધ માણસોને ભૈયાનો અવાજ ઊઠવાનું થોડુંક રીહર્સલ કરાવી જાય છે.

માણસ કઈ સ્થિતિમાં હાસ્યાસ્પદ લાગે છે તે નક્કી થઈ શકયું નથી. એ વિષે ઘણી માન્યતાઓ પ્રચલિત છે. મારા મિત્ર સુંદરલાલનાં પત્નીએ ગયા જ ઉનાળામાં એક સરસ વિધાન કરેલું કે માણસ કેરી ચૂસે છે ત્યારે હાસ્યાસ્પદ લાગે છે. હું નથી માનતો કે આ દાખલામાં હમેશાં કેરીની જ આવશ્યક્તા હોય. પણ પરણવા બેઠેલો માણસ આ દશાનો પૂરેપૂરો નમૂનો દેખાય છે એ જાણવા માટે હું શ્રી રામનારાયણ પાઠક ( એમના સ્વૈરવિહાર દ્વારા )નો આભારી છું. આ ઉપરાંત મને તો લાગે છે કે માણસ ઊંઘે છે ત્યારે હાસ્યજનક અને સ્વાભાવિક લાગે છે. આ માટે હું કોનો આભારી છું તે નક્કી થઈ શકતું નથી. આ માન્યતાના સમર્થનમાં કહેવાય કે ઊંઘનાર માણસની પ્રકૃતિનો પ્રધાનસૂર ક્રોધ, નિર્દોષતા, નિરાશા, આશાવાદ, લુચ્ચાઈ, ચીઢ, વગેરે એના ઊંઘતા ચહેરા પર, તનભાન ન હોય ત્યારે, સ્થાયીભાવરૂપે ચમકી રહે છે, કારણ કે જાગ્રત દશાની બનાવટોને નિદ્રાના અભાનમાં તે ચાલુ રાખી શકતો નથી. આ બધું દૂધ લેતી વખતે તેના મોઢા પર એકસામટું તરી આવતું હશે પણ સદ્ભાગ્યે એ વખતે અંધારું એટલું બધું હોય છે કે દૂધનું ધોળાપણું દેખાતું નથી, અને પછી તો દૂધની ચા બની જાય છે એટલે બિચારો દૂધ લેનાર પછી એ ધોળાપણું ભાગ્યે જ જોઇ શકે છે. આમ અમારા દૈનિક જીવનના સ્મરણની શરૂઆત બૂમ પાડતા કે પછી બારણું ઠોકતા દૂધવાળાથી થાય છે. દૂધ લેતી વખતે જો અચાનક પ્રકાશ કરવામાં આવે તો, આપનારના મોઢા પરની ચીઢભરી લાચારી અને લેનારના મોઢા પરની લાચારીભરી ચીઢનું ખરેખર એક જોવાલાયક દશ્ય થઈ પડે. એ ભૈયો મહિનો પૂરો થતાં, બીલના પૈસા લેવા આવે છે ત્યારે એના મોઢા પરનો ભાવ તો બદલાયેલો હોય છે, પણ આપણા મોઢા પર તો એ જ ચીઢ સ્થાયીભાવરૂપે હોય છે, એમાં દૂધના ભાવ ઉપરાંત બીજાં પણ કારણો હોય છે. એને એકાદબે વાર પાછો કાઢતાં આપણો ભાવ જ્યારે

પ્રતિબિંબિત થાય છે ત્યારે આપણા નામની આગળ લાગેલું 'શેઠજી' આપણી ક્રૂર મશ્કરી કરતું હોય એમ લાગે છે.

પછી અલ્પ સમયની અર્ધનિદ્રામાં ઘાટીઓના હલનચલનના અવાજ પ્રત્યે કાન આડી મીંચેલી આંખો કરી ઉઠો અને લોબીમાં આવો ત્યાં તો તમારી ઉઘરેટી નજરને ટુથબ્રશો અને લાંબાં દાતણો, મોઢાં પર ફરતાં જોઈ લાગે કે સારંગી પર ગજ ફરી રહ્યા છે અને રોજનું સમૂહવાદન શરૂ થઈ ગયું છે. વિસંવાદની સારીગમ ગવાય છે. એ લાંબા દાતણોના છેડા સામાને ન લાગે તેમ, પેપરો વિષે વાત કરતાં જે રસ ટપકે છે તે વિષે તો ન જ લખવું સારું. સરમુખત્યારો, શાહસોદાગરો, રાજદ્વારી પુરુષો, અને પોલિસ કોર્ટના અહેવાલો વિષે અહીં તાજા મગજથી જે ચર્ચાઓ, ટીકાઓ થાય છે અને માર્ગદર્શનો અપાય છે તે વખતે અહીં જ રહેનારાં ખબરપત્રીઓ રાતપાલીથી ઊંઘતા પડ્યા હોય છે એટલે એ બધું પ્રગટ થયા વિનાનું અદ્ધર હવામાં ઊડી જાય છે. પણ પરવા નહિ. અહીં તો જનતાનો મૂળ અવાજ છે, પડઘામાંનો અવાજ નહિ. પછી ટુથબ્રશો, શ્રાદ્ધ ન પામનાર પૂર્વજોની માફક ક્યાંક ઊંધે માથે લટકી જાય છે અને ચિરાયેલા જરાસંઘ જેવાં દાતણો સવ્યસાચી ઝાડુવાળા માટે ચોકમાં ફેંકાય છે.

વિજ્ઞાનનો નિયમ છે કે અવાજ કરતાં પ્રકાશનો વેગ અનેકગણો છે. અહીં ઊલટો નિયમ પ્રવર્તે છે. પ્રકાશનો તો લગભગ અભાવ છે અને અવાજનું તો સામ્રાજ્ય છે.

કેવળ આકાશ ચીતરી શકાતું નથી પણ પક્ષીઓ, એરોપ્લેન, મિલનો ધુમાડો ચિતરવાથી આકાશ બતાવી શકાય છે તેમ આ સચરાચર અવાજ વિષે પણ છે. તેમાં દૂધવાળા, શાકવાળા, કલાઈગરા, ફળવાળા, વગેરેને લાવો તો જ વિશદ કરી શકો. સ્વ. કાંતે લંબાવેલા મધુર સ્વરને નાનાં વપું ધારણ કરી, શશિની નિશામાં, સૌ દિશામાં દોડતા કલ્પ્યા છે. અહીં તો મોટા અવાજો પડછંદ રાક્ષસી કાયાઓ ધારણ કરી આપણા પર આક્રમણ કરે છે. દેવયાનીના નાના મધુર અવાજોને વ્યાપવા મોટું ઉપવન હતું; અહીં મોટા કર્કશ અવાજોને વ્યાપવા આ નાનો માળો જ છે. મોઢું વાણીનું ઉગમસ્થાન છે પણ અવાજનું ઉગમસ્થાન કોઈ શોધી શક્યું નથી. આબાલ વૃદ્ધ, અરે મૂંગાઓ પણ અવાજ કરી શકે છે અને અવાજ ન સાંભળનાર બહેરાઓ પણ મોટા અવાજો કરતા સંભળાય છે.

અહીં એટલું કહેવું જરૂરનું છે કે અણગમતા દર્શનથી બચવા તમે મોઢું ફેરવી લો છો કે આંખો બંધ કરી દો છો, પણ અણગમતો અવાજ સાંભળવામાંથી તમે છટકી શકતા નથી, કાન ફેરવી શકાતા નથી. એક કાન ફેરવતાં બીજે આવી જાય છે અથવા તો અવાજ વધારે સીધો આવી શકે એવી સ્થિતિમાં તમે મૂકાઈ જાઓ છો. વળી મોઢા કે આંખોની માફક, માણસના કાન, આપોઆપ બંધ થઈ શકતા નથી. આથી આપણને અવાજનો ભોગ બનાવવામાં કુદરત પણ કેટલી પ્રપંચમાં છે તે જણાઈ આવે છે.

આપણા આંતર્મનની ઘણી કક્ષાઓ હોય છે. આ કોલાહલનું પણ તેવું જ છે સંગીત ચાલુ હોય ત્યારે તબલાં તો વાગ્યા જ કરે છે તેમ ફુટવાળાઓના અવાજો ગમે ત્યારે સંભળાતા જ હોય. કેરી ગાળામાં આપણે ભૂલી જઈએ કે માળામાં છીએ, આંબાવાડિયામાં કે પછી ક્રાફર્ડ માર્કેટના કેરી વિભાગમાં. આ ફળવાળાઓ ખરેખર મને, ફળફૂલ ખાઈ સાત્ત્વિક જીવન ગાળવાનું શરૂ કરવાનો નિશ્ચય એકાદ દિવસ કરાવી દેવાના છે. "ભયંકર માંદ"

આંબા, પીચ, મોસંબી, વગેરે ખરીદવાની રકઝકમાં ઘણાનો તમોગુણ બહાર નીકળી સત્ત્વગુણ અંદર સિલ્લક રહેતો હશે.

જમ્યા બાદ ઘાટી લોકો વાસણો સાફ કરે છે ત્યારનો અવાજ તો અનોખો જ હોય છે. સાચું પૂછો તો બધા દૈનિક કોલાહલની પરાકાષ્ઠા ત્યારે જ આવે છે. મને થાય છે કે કોઈ રબ્બરનાં વાસણ કેમ શોધી કાઢતું નહિ હોય? રબ્બરનાં વાસણ, રબ્બરની ભોંય, રબ્બરની ધૂળ, એ બધાંની આવશ્યકતા મને ત્યારે લાગે છે. પણ ત્યાં સુધી તો આપણા પૂર્વજોની "બે હાંલ્લાં હોય તે ખખડે પણ ખરાં" એ કહેવત જ સમાધાન રૂપે રહે છે. પછી કપડાં ધોવાય છે ત્યારે તમને લાગે કે કોઈ ધોબીઘાટે કે ગામની વાવમાં ઊતર્યા છો. ધોવાના આ પ્રકારમાં કપડાં તો શું પણ ધોકાયે ક્ષીણ થાય છે; ક્ષીણ એક નથી થતો અવાજ. મકાનને કાંઈ થાય છે કે નહિ તે તો મને ખબર નથી. કપડાં આપણા રૂમ સામે ટંગાઈ જાય છે ત્યારે આપણને આશા રહે છે કે ચાલો હવે પડદો પડશે. પણ આમ બનતું નથી. એ કપડાં તો, ઊંધ લાવી, એ અવાજ તરફ તમને પરાંઙ્મુખ (પરાઙ્મુખની માફક કેમ નહિ?) કરનાર પવનને જ રોકે છે. તમે એ અવાજ તરફ ધીમા વિરોધના સૂર કાઢતા પડયા હો છો તેટલામાં તો પરસેવે નિતરતા ભૈયાજી આવી હાંડામાંથી દૂધ નિતારે છે અને ત્યાં સુધીમાં તો કુંડળિયાનું એક ચરણ પૂરું થાય છે. મોટા પાયા પરનાં સામુદાયિક ઉત્પાદનના આ યુગમાં પાણીના નળ જેવું કોઈ સાધન મુંબઈમાં પાણી જેવા આ પદાર્થ માટે પણ કોઈને સૂઝતું નથી એ સમજાતું નથી.

બપોરે કામ (જો હોય તો)થી પરવારી બેઠેલી ગૃહિણીઓના મંડળનો કોલાહલ તો સહુએ સાંભળ્યો હશે. એમાં બધાં જ વક્તાઓ હોય છે, એકે શ્રોતા નહિ. અને બધાં જ એકસામટાં બોલે છે. વિષયો અનેક એટલે વક્તાઓ પણ અનેક જ હોય ને? ભગિની સમાજ કે સ્ત્રી મંડળની કલ્પના પણ મને લાગે છે કે રજાને દિવસે કોઈ આરામવાંછુ પુરુષને આવી હશે.

રેડિયો રાખી એને શાંત રાખવાનો રિવાજ નીકળતો જાય છે એ સારું છે. પણ એને વ્યાપક થતાં ઘણો સમય નીકળી જશે. ત્યાં સુધી તો, પરણેલો ન હોવાથી જેને સાળી નથી અને નર હોવાથી જેને નણંદ હોવાનો સંભવ નથી એવો એક મારો પાડોશી પંડિત ઓમકારનાથની "નનદીયા કવસે નીરભ..." ની રેકર્ડ વારંવાર ચડાવ્યા કરે છે તે સાંભળવી પડશે. વર્તમાન સમયના તાજા અવાજો ઓછા હોય તેમ એક બીજો પાડોશી, જેની નવી રેકર્ડો ખરીદવાની પ્રવૃત્તિ શેરબજારના છેલ્લા વાયદા પછી ઓસરી ગઈ છે, તે જૂની જ રેકર્ડો વગાડયા કરે છે એટલું જ નહિ પણ મને વાજું સાંભળવા આમંત્રણ આપે છે! એને કયાં ખબર છે કે એ વખતે એનું તો શું પણ મારું પણ ઘર છોડી કોઈ દૂર સુદૂર એકાંત નિર્જન સ્થાને જવા હું તલસી રહ્યો હોઉં છું.

આ મોટા અવાજોમાં, બાળકોના રોવાના અવાજો, પહેલે માળે રહેતા એક સરકારી નોકરના વાર્તાલાપો પણ ચાલુ હોય છે. આ તો માળાની અંદરના અવાજોની વાત થઈ. રસોડાની આસપાસ ફરતી ઉંદરડીઓ અને તેની આસપાસ ફરતી બિલાડીઓની માફ અંદર આ લોકો અને બહાર જરીપુરાણાવાલા, કોરવાળા, રેશમ વેચનાર ચીનાઓ વગેે પણ આપણા આકર્ષણનું કેન્દ્ર બનવાના પ્રયત્ન કરતા હોય છે. એમના માલની માફ

એમનો ખાસ અવાજ પણ એમના વેપારનું સાધન હોય છે. આ બધાથી બચવા ચોપાટી પર જશો તો ત્યાં પણ તમારી ધર્મપત્ની કરતાં પણ વધારે ઉત્કટતાથી પાણીનો ભાવ પુછાશે. ઘેર પાણીના પ્યાલાની શી કિંમત આપવી પડે છે તે તો જાણે સમજ્યા, પણ અહીં એક પૈસામાં જ પતે છે. તમે નિર્ભેળ આનંદ નથી મેળવી શકતા...પણ આ તો વિષયાન્તર થયું. અત્યારે તો આ લેખમાં શું કે દેશના રાજકારણમાં શું, અંતરના અવાજની વાત ચાલે છે. પછી તે વાત કરનાર મારા ઉપરાંત ગાંધીજી હોય કે મધ્ય પ્રાન્તના માજીપ્રધાન શ્રી. ખરે હોય.

બાઈબલમાં એક ટાવર ઑફ બેબલની વાત છે. ત્યાં અનેક ભાષાઓનો ખીચડો થઈ મહાઅનર્થ થયો હતો. મુંબઈની ચાલો એ વાતનું સ્મરણ કરાવે છે. દેશના ભાષા પ્રમાણે ભાગો પાડવાની જરૂર માળામાં બોલાતી ભાષાઓ ઉપરથી સહેજે સમજાય છે. મંદિરમાં અને ઘરોમાં આસ્તિક ઘરડાંઓ મોટેથી ભગવાનનું નામ, પોતાના આલોક કે પરલોકના કામ માટે લે છે. અહીં બધા જ, ભગવાનના નામના રામાઓનાં નામ પોતાના કોઈ તાત્કાલિક કામ માટે લેતા સંભળાય છે અને ભગવાનની ત્વરાથી વીઠુઓ, પાંડુઓ અને હરિઓ આમતેમ દોડતા દેખાય છે.

ઑફિસમાંથી આવેલા કોઈ પતિદેવ, રમવા ગયેલા પોતાના મોટા પુત્રના નામની બૂમનો તત્કાલ મહિમા અનુભવે છે અને પડોશમાં પાપડ વણાવતી પત્ની એકદમ ઘેર આવે છે. એમનો ખાનગી વાર્તાલાપ તમને ઠેઠ પાંચમી રૂમમાં પણ સંભળાય છે. રાત્રે પણ રેડિયો, વાજાં, સંડાસોની ઉઘાડવાસ અને જામેલા પાટ ડાયરાઓના અવાજો આવ્યા જ કરે છે. શ્રી. વેદવ્યાસ આ જમાનામાં થયા હોત તો શ્રીકૃષ્ણ ગીતાજીમાં અવશ્ય કહેત કે મકાનોમાં હું મુંબઈનો માળો છું.

આ બધાંથી કંટાળી જરા આડા પડો કે તરત ઉપરની રૂમમાં કોઈ મહારાષ્ટ્રી કુટુંબ ચટણીની તૈયારી કરે છે કે કોઈ આયુર્વેદપ્રિય ભાઈ ચૂરણ ખાંડવા માંડે છે ત્યારે ધીમા ધનગર્જનનો અવાજ આવી તમારા કંટાળામાં વધારો કરે છે. એક માણસનો ખોરાક એ બીજાનું ઝેર હોઈ શકે છે એવી અંગ્રેજીમાં એક કહેવત છે. તેમજ એક માણસનું ભોંયતળિયું એ બીજા માણસની છત હોય છે. એટલે એ અવાજની ફરિયાદ કરવા જાઓ તો જવાબ મળે છે કે "શું અમારે દવા ન ખાવી?" ખાઓ, ભાઈ, ખાઓ; જેટલી ખવાય તેટલી ખાઓ. મુંબઈમાં નહિ ખાઓ તો ક્યાં ખાશો?

એક વખત એક વહાણમાં કાણું પડ્યું અને વહાણ ડૂબવા લાગ્યું. એક મૅટ્રિકમાં ભણતા વિદ્યાર્થીએ ભૌતિકશાસ્ત્રના નિયમાનુસાર પ્રકાશ નાખ્યો કે એક બીજું મોટું કાણું નીચે ઢોળાવ પર પાડો એટલે ઉપરથી પાણી નીચે નીકળી વહી જશે, કારણ કે પાણી પોતાની સપાટી શોધી લે છે. પડોશીનું ગ્રામોફોન વાગ્યું તો વગાડો આપણો રેડિયો. પેલો અવાજ આપણા અવાજમાં ભળી ચાલ્યો જશે. પાણી પોતાની સપાટી શોધી લે છે એ ખરું, પણ દબાણથી પાણી હોડીમાં ભરાય છે તે પણ તે જ શાસ્ત્રનો એ પરિસ્થિતિમાં મોટો, વ્યાપક ને ભયંકર સિદ્ધાંત છે. એક લગ્ન નિષ્ફળ જાય તો બીજું કરો. પ્રણયને વહેવા દો, કારણ કે માનસશાસ્ત્ર કહે છે કે કામવાસના સ્વાભાવિક છે અને તે વહેવી જોઈએ. સંત તુલસીદાસ બિચારા કહી ગયા છે કે "નદી નાવ સંજોગ" રહો. નાવને પાણી

પર તરાવો પણ પાણીને અંદર આવવા ન દો. અસંયમની તડોમાંથી પણ કદાચ તે આવે તો તે પણ કાઢી નાખો. છિદ્ર પડે તો પૂરી નાંખો . . . પણ આ બધું કદાચ મને જાતીય વિજ્ઞાન (Sexology) તરફ ઘસડી જશે અને કંઈક પ્રત્યાઘાતી કે પ્રગતિવાદી, મને ખબર નથી શું, લખાઈ જશે તો ક્યાંક કોઈ એક વર્ગનો તિરસ્કાર હું પામીશ. . . .

એટલામાં આગામી નવરાત્ર ઉત્સવના વિષયમાં મને વિચાર કરતો કરવા એક પડોશી મિત્ર આવે છે, પણ તે તો થોડી વારમાં એમના ટેલિફોનની ઘંટડી સાંભળી ચાલ્યા જાય છે. પોતાના બાળકના રોવાના અવાજ કરતાં ટેલિફોનની ઘંટડીને એ ભાઈ એકદમ ઓળખી શકે છે એ એમની એક વિશિષ્ટતા છે.

વળી પાછા વધારે કંટાળી ઊંઘવાની પણ તૈયારીમાં હોય છે ત્યાં તો પિરિયડ બદલાતાં અચૂક આવતા વર્ગશિક્ષકની યાદ આપતી બિલાડી, ખુલ્લી રહી ગયેલી બારીમાંથી મિયાંઉં કરતી આવી પડે છે. કોઈ ઉપદેશકની વાગ્ધારાની માફક ખુલ્લા રહી ગયેલા નળમાંથી જળ-ધારા પડે છે અને મજૂરના ઝગડાને પતાવવા ગયેલો એક જીંગો સમાજવાદી મિત્ર એને બોરીબંદર પર થયેલ મજૂરના ઝગડાને ઊંઘમાં ને ઊંઘમાં અસ્ફુટ રીતે લવતો બાજુમાં સૂતેલો છે. એક નાનું બાળક પોતાને મળેલી તકનો લાભ લઈ રોઈ રહ્યું છે. એને બીજાનું બાળક સમજી એનાં રીઢાં માબાપ નિરાંતે ઊંઘી રહ્યાં છે. છેલ્લો ખેલ જોઈ આવી, ત્રણ વિદ્યાર્થીઓ આસપાસનું ભાન ભૂલી સાયગલ અને સુરેન્દ્રની અભિનયકળાની તુલના કરે છે.

હવે તો ખરેખર કંટાળી શ્રી. લલિતજીની મઢૂલી યાદ આવે છે. કોઈ કલકલ વહેતી સરિતાને તટે પર્ણકુટી બાંધી કોકિલા ને બુલબુલના આલાપો નિસર્ગનાં ગાન અને તેજ ગોલકોનું સંગીત...વગેરેનાં સ્વપ્નાં સાચાં પાડવા વિચાર કરું છું પણ ઐસા દિન કહાં કે મીયાં કે પાઉમે ......

પાછા રામચરણ ભૈયા આવે છે. ચોર હોય તો પણ સંતાઈ જાય એવા ડાંગના અવાજ કરતો ગુરખો એમની જે રામજીકીનો હાર્દિક પડઘો પાડે છે. પણ ટેવ પ્રમાણે નિદ્રાની નાગચૂડ ('જન્મભૂમિ'ના આભારદર્શન સાથે)માં ઘેરાઉં છું, પણ થોડી વારમાં તો, કવિશ્રી ન્હાનાલાલના શબ્દોમાં કહું તો, માળાના ચોકમાં આવા જ કોલાહલથી ભરેલી બીજી ઉષા ઊતરી પડે છે. અલબત્ત, પાછલી રાત્રે થોડી શાંતિ મળે છે પણ તે તો અવાજથી ભવાયેલા જીવન પર મલમપટ્ટા રૂપ જ નિવડે છે.

———o———

# કવિ સત્કારે

ચન્દ્રવદન મહેતા

તમે રસપતિ! પતિ સકળ વિશ્વ સંપત્તિના;
નભે ઉડુગણો સમા, અવનિ આશ્રમે ઊતર્યા
અનેક ઉપમા તણી, વિધવિધા અલંકારની
અનેક રસની ભરી ચમકમિશ્ર આની લઈ
સરસ્વતી સપૂત સૌ, ભરતવંશના વારસો
રૂડા કવિકુલે–અનન્ય કુલ–ત્યાંહિ સંમેલને
ભલા! દિવસ ધન્ય, ધન્ય ઘડીએ પધાર્યા ભલે;
નમામિ રસવૃન્દને, અધિક અંજલી શી દઉં?

અહીં ગગન કંઠ આ, સકળ કંઠને ગૂંથતો
ઉડો અહીં થકી ઉંચે, અણુ અણુ મહીં વિસ્તરો
પ્રસારી અહીંથી ગિરા, ગરવી ગૂર્જરી ગીતની
વિશાળ ધરી પાંખ ને કવિત પાંખડી વેરતા
ઘૂમો થનગનાવતા વિવિધ કલ્પના ઘોડલા
અનંત અવકાશની પરમ 'જ્યોતિ'ને જીતવા.*



* તા. ૧ લી ઑક્ટોબર ૧૯૩૮ના રોજ ઑલ ઇન્ડિયા રેડિયો ઉપર ભરેલા કવિસંમેલનને આવકાર આપતાં.

સીતા : શું તેનું ?

( ફરીને નેપથ્યમાં )

ખેલતાં હા! વધૂસહ જલે, તે પરે, ધાઈ વેગે,
કીધું છે આક્રમણ મદથી, અન્ય માતંગરાજે!

સીતા : ( ગભરાઈ, કેટલાંક પગલાં જઈને ) આર્યપુત્ર ! બચાવો, બચાવો મારા એ બાલુડાને ! ( સ્મૃતિ થતી દાખવીને, અત્યંત નિરાશાથી ) અરે, ધિક્ ! ધિક્ ! એ જ ચિરપરિચિત શબ્દો, આ પંચવટી દર્શનથી મને મંદભાગિનીને મોંએ આવે છે ! હા ! આર્યપુત્ર !

( મૂર્છિત થાય છે )

( પ્રવેશ કરીને )

તમસા : વત્સે ! શાંત થા, શાંત થા !

( નેપથ્યમાં )

વિમાનરાજ, અહીંયાં જ થોભો !

સીતા : ( શાંત થઈ, ગભરાટ અને ઉલ્લાસથી ) અરે ! ક્યાંથી જલભરેલ વાદળાંઓના ગર્જન જેવો ગંભીર, ઊંડો, આ શબ્દઘોષ, મારાં કર્ણવિવરોને ભરી ભરી, મને મન્દભાગિનીને ઝટ લઈ સચેતન કરે છે ?!

તમસા : ( સસ્નેહ આંસુથી )

અજાણ્યા, ક્યાં થકી આવ્યા, અપરિસ્ફુટ શબ્દથી,
મેઘનાદે મયૂરી શી, ચકિતોત્કંઠ, શું થઈ ?!

સીતા : ભગવતી, શું અપરિસ્ફુટ કહો છો ? મેં તો એ સ્વર સાંભળતાં જ જાણ્યું, કે એ તો આર્યપુત્ર જ બોલે છે !

તમસા : સાંભળ્યું છે કે તપ કરતા શૂદ્રકને દંડ દેવાને માટે, ઐક્ષ્વાકુ કુલપતિ જનસ્થાન મધ્યે પધાર્યા છે.

સીતા : સુભાગ્ય, અવિશુદ્ધ રાજધર્મ પાળી રહ્યા છે, એ રાજા !

( નેપથ્યમાં )

જ્યાંનાં મૃગો પણ, તરુ પણ, બન્ધુ મારાં,
જ્યાં વાસ પ્રેયસી સહે ચિરકાળ કીધો,
આ એ જ તે, બહુ ગુહા ઝરણો ભરેલાં,
ગોદાવરી તીર અડેલ, તટો ગિરિનાં !

સીતા : ( જોઈને ) અરે ! શું પ્રભાતના ચન્દ્રબિંબ જેવા શ્વેત અને પરિક્ષીણ દેહવાળા, માત્ર સૌમ્ય ગંભીર આત્મપ્રભાવથી જ ઓળખાતા, આ આર્યપુત્ર જ ?! ભગવતી તમસા ! ધર મને ! ( તમસાને વળગી પડી, મૂર્છિત થાય છે. )

તમસા : વત્સે ! શાંત થા ! શાંત થા !

( નેપથ્યમાં )

આ પંચવટીદર્શનથી આજ,
ઢાંકેલો ઉર દુઃખાગ્નિ, પ્રચંડ જ્વલી ઊઠતાં,
છાયે છે મુજને મોહ, ધૂમ્રના અભ્ર ગોટ શો !

હા ! પ્રિયે જાનકી !

તમસા : ( મનમાં ) આ જ બીક હતી, ગુરુજનોને !

સીતા : ( શાંત થઈ ) અરે, આ શું ?

( ફરી નેપથ્યમાં )

હા ! દેવી ! દણ્ડકારણ્યવાસની પ્રિય સખી ! વિદેહરાજપુત્રી ! ( મૂર્છિત થાય છે. )

સીતા : હા ધિક્ ! હા ધિક્ ! મને મંદભાગિનીને બોલાવતાં, નીલકમલ જેવાં નેત્રો બીડીને ખરેખર જ, એ મૂર્છિત થઈ ગયા ! હા ! હા ! નિઃસહાય, બંધશ્વાસે, કેવા પૃથ્વી ઉપર ફસડાઈ પડ્યા છે ?! ભગવતી તમસા ! બચાવો મને ! આર્યપુત્રને સજીવ કરો ! ( પગે પડે છે. )

તમસા : તું જ છું વત્સ ! કલ્યાણી, જિવાડય જગનાથને !
પ્રિયસ્પર્શ જ છે તારો કર, એમાં જ એ રત !

સીતા : હો તે હો ! જેમ ભગવતીની આજ્ઞા !

(ઉતાવળે ચાલી જાય છે)

( ભૂમિ ઉપર પડેલ, સાસ્ર સીતાએ સંસ્પર્શેલા, આહ્લાદ ઉચ્છ્વાસ લેતા, રામ પ્રવેશ કરે છે. )

સીતા : ( કંઈક હર્ષથી ) જાણું, ત્રૈલોકનાથને ફરી કંઈક જીવનં આવે છે !

રામ : અરે ! ઓહો ! આ શું ?

આ તે શું લેપ, હરિચન્દન પલ્લવોનો ?
કે સેક, ઇન્દુકિરણાંકુરનો, નિચોવી ?!
સંતપ્ત, કે, જીવનને પરિતોષનાર,
સંજીવનૌષધી તણી, રસધાર હૈયે ?!

વળી,

છે સ્પર્શ એ જ, સુપરિચિત પૂર્વનો, આ,
સંમોહનાર, મન જીવન અર્પનાર !
દેહે હરી દુઃખતણી ઝટ મૂર્છના, જે
આનન્દથી, ફરી ઉરે, જડતા ભરે છે !

સીતા : ( ગભરાટથી કંપીને, પાછી હઠી ) આટલુંયે મારે તો ઘણુંઘણું છે !

રામ : ( બેઠા થઈ ) વત્સલ દેવી સીતાનો તો આ અનુગ્રહ નો'ય ?

સીતા : અરે ધિક્ ! ધિક્ ! શું હવે મને આર્યપુત્ર જોઈ જશે ?

રામ : ચાલ જોઉં !

સીતા : ભગવતી તમસા, ચાલો, ચાલો; આપણે અહીંયાંથી દૂર ખસી જઈએ ! મને, વિના આજ્ઞાએ, પાસે આવેલી જોઈને, રાજા વધારે ક્રોધાયમાન થશે !

તમસા : અયી વત્સે ! ભાગીરથીના પ્રસાદથી વનદેવતાઓ પણ તને દેખી શકે તેમ નથી !

સીતા : હા; ખરે જ એમ છે !

રામ : હા ! પ્રિયે ! જાનકી !

સીતા : ( સદુઃખ ગદ્ગદ ) આર્યપુત્ર, આવું બની ગયા પછી, આપનું આ બોલવું અયોગ્ય છે ! ( રડી પડી ) અથવા કેમ હું, વજ્રહૃદયવાળી, આટલા વહાલથી મને મંદ-

ભાગિનીને બોલાવનાર, જન્માન્તરમાં પણ દુર્લભદર્શન એવા, આર્યપુત્ર પ્રત્યે, આટલી ક્રૂર બનું છું? હું એમનું હૃદય જાણું છું, અને એ મારું પણ!

રામ : ( સર્વે બાજુએ નિહાળી, નિર્વેદથી ) અરે! અહીં તો કોઈ એ નથી!

સીતા : ભગવતી તમસા, મારો એ પ્રમાણે નિષ્કારણ પરિત્યાગ કર્યા છતાંયે, એમને આવી અવસ્થામાં જોતાં, મારું હૃદય શો ભાવ અનુભવે છે, તે હું નથી જાણી શકતી!

તમસા : જાણું છું હું, વત્સે, જાણું છું!

ઉદાસી નૈરાશ્યે, ભરિત, પણ રોષે, વિપદથી,
અચિંત્યા આ યોગે, મહદ વિરહે, સ્તબ્ધ શું બન્યું,
મીઠું સોજે, ઊંડું, પ્રિય કરુણ દશ્યે, થયું ભીનું,
દ્રવંતુ પ્રેમે, આ ક્ષણ, પીગળીને, ઉર તુજનું!

રામ : દેવી!

પ્રસાદ મૂર્ત શો, તારો સ્પર્શ સ્નેહાર્દ્ર, શીતલ,
આનન્દે છે હજી મને, છું તું ક્યાં પણ, નન્દિની?

સીતા : ખરેખર, આજ અગાધ સ્નેહભર્યાં, આનન્દ વર્ષાવતાં, આર્યપુત્રનાં અમૃતવચનો સાંભળીને, નિષ્કારણ પરિત્યાગના શલ્યનો ઘાવ સહન કરતી છતાંયે, મને મારો જન્મ સુધન્ય લાગે છે!

રામ : અથવા, પ્રિયતમા તે અહીં ક્યાંથી હોય?! ખરેખર, આ તો, હમેશ એનો જ સંકલ્પ કર્યા કરવાની ટેવને લીધે ઉત્પન્ન થયેલો રામનો ભ્રમ છે!

( નેપથ્યમાં )

અરે! મહાન કષ્ટ! કષ્ટ!

( "દેવી સીતે, નિજ કર ચૂંટયાં" વગેરે અર્ધ શ્લોક સંભળાય છે. )

રામ : ( સકરુણ ઉત્સુકતાથી ) શું તેનું?

( ફરી નેપથ્યમાં )

( "ખેલંતાં હા! વધૂસહ જલે" વગેરે શ્લોકનો ઉત્તરાર્ધ સંભળાય છે. )

સીતા : કોણ એને બચાવશે હવે?

રામ : ક્યાં છે, ક્યાં છે એ દુરાત્મા, જે વધૂ સાથે રમતા પ્રિયાના બાલુડાને હારવે છે? ( ઊભા થાય છે )

( ગભરાયેલી પ્રવેશ કરીને )

વાસન્તી : કોણ, દેવ રઘુનન્દન?

સીતા : અરે! શું મારી સખી વાસન્તી?

વાસન્તી : જય, જય દેવ!

રામ : ( નિહાળીને ) કોણ, દેવીની પ્રિય સખી, વાસન્તી?

વાસન્તી : દેવ, ઉતાવળ કરો, ઉતાવળ કરો! આ જટાયુ તીર્થની દક્ષિણે આવેલા સીતાતીર્થને માર્ગે, ગોદાવરીને ઓળંગી, દેવીના બાલુડાને, દેવ, બચાવો!

સીતા : હા. તાત જટાયુ! સૂનું છે, તમારા વિના જનસ્થાન આ!

રામ : અહહ! હૃદયમર્મ વીંધનારાં છે આ કથાસંભારણાં!

વાસન્તી : આમ, આમ, દેવ.

સીતા : ભગવતી, ખરેખર, મને વનદેવતાઓ પણ નહિ જોઈ શકે ?

તમસા : અયી વત્સે ! સર્વ દેવતાઓમાં, ભગવતી ભાગીરથી દેવીનો પ્રભાવ સર્વોત્કૃષ્ટ છે, તો શા માટે શંકાશીલ થાઉં છું !

સીતા : ત્યારે ચાલો આપણે એમની પાછળ જઈએ ! (પરિક્રમણ કરે છે)

રામ : ભગવતી ગોદાવરી, પ્રણામ હો તમને !

વાસન્તી : (જોઈને) દેવ, આનન્દો ! સવધૂ દેવીનો બાલુડો વિજયી નીવડયો છે !

રામ : વિજય થાઓ, આયુષ્યમાન, તારો !

સીતા : અહો ! મારો બાલુડો આટલો મોટો થઈ ગયો ?

રામ : હા ! દેવી ! ખરે જ, તું સદ્ભાગ્યવંતી છે !

ઊગંતી કો કમલકલીશા સ્નિગ્ધ દંતાંકુરોએ,
ખેંચી લેતો લવલીદલ જે, કર્ણમૂલેથી તારે,
તે તારો આ શિશુ, મદભર્યા વારણોનો, વિજેતા,
પામ્યો છે, જે વય તરુણનું તેહ કલ્યાણ સર્વ !

સીતા : આ સૌન્દર્યમૂર્તિ સાથે સદા અવિયુક્ત રહી દીર્ઘાયુષી હો !

રામ : સખી વાસન્તી ! જો, જો ! વત્સને તો કાન્તાને પ્રસન્ન કરવાનું ચાતુર્ય પણ આવી ગયું !

અર્પ્યા, નાલ મૃણાલના કવલ, લીલાએ ચૂંટેલા, મુખે,
પાયું પદ્મસુગંધી વારિ, વચમાં, સ્નેહેથી સૂંઢો ભરી,
કીધો સેક પછી ભરી જલ સૂંઢે, ને થાકી જ્યારે ગઈ,
સ્નેહે છત્રી નલિનીપત્રીની સીધી, વીરો ઊભો આ ધરી !

સીતા : ભગવતી તમસા, આ તો આવડો મોટો થયો, પણ મારા લવકુશ, આટલા સમયમાં કેટલા મોટા થયા હશે તે હું નથી જાણતી !

તમસા : આ મોટો થયો છે તેમ એ પણ મોટા થયા હશે.

સીતા : મારું તો એવું મંદભાગ્ય છે કે મારે નિરંતર આર્યપુત્રનો જ વિરહ નહિ, પરંતુ મારા પુત્રોનો પણ !

તમસા : ભાગ્ય જ છે એવું !

સીતા : મેં તે શો એમને જન્મ આપ્યો કે, નાની, ધોળી, કુમળી દંતુડીઓથી ઉજ્જ્વલ દેખાતાં, સુમનોહર હોળેલા વાળવાળાં, કાલાં, મુગ્ધ હાસ્યથી ભરેલાં, મારા એ બે બાળુડાનાં મુખકમળોને આર્યપુત્રે ચૂમ્યાં પણ નહિ ?

તમસા : દેવતાઓના પ્રસાદથી એ પણ થશે !

સીતા : ભગવતી તમસા, એ મારાં બાળકોની સંસ્મૃતિથી, મારાં ઊછળતાં સ્તનો, દૂધ ઝરતાં થઈ ગયાં અને એમના પિતાના સાન્નિધ્યથી તો, હું ક્ષણવાર સંસારી બની ગઈ !

તમસા : શું કહેવાનું હોય એમાં ? ! સંતાન તો સ્નેહની પરાકાષ્ટા જ છે; અને માતપિતાને અન્યોન્યની સાથે સાંકળનાર સ્નેહસાંકળી છે !

દ્વિધા દંપતીનાં સ્નેહે, પામે ઐક્ય જ એ મહીં;
અપત્ય, એથી, આનન્દગ્રન્થી છે એક એમની!

વાસન્તી : આમ પણ જુઓ, દેવ!

પ્રતિદિવસ પ્રિયા ઉછેરતી જે,
અચિર ઊગ્યાં લઘુપિચ્છ ડોલવંતો,
મણિમુગટ સમી સુકલ્ગી ધારી,
સહવધૂ ગાય, કદંબ, આ કલાપી!

સીતા : ( સકૌતુક સ્નેહથી ) એ જ એ, એ જ એ!

રામ : આનન્દો, વત્સ, આનન્દો!

સીતા : તથાસ્તુ!

રામ:— ભ્રમણ તુજ, ફરીફરી, ન્યાળતી, ચક્રકારે,
રૂડી પ્રચલ ભ્રૂવોનાં તાણ્ડવે સોહતી કૈં,
નચવતી મૃદુ તાલે હસ્તના, જે પ્રિયા તે,
સ્મરૂં પ્રિય તુજને હું પુત્ર શો પ્રેમભારે!

અરે, પંખીઓને પણ પરિચયનો પ્રેમ હોય છે!

કંઈ કંઈ કુસુમે, કદંબ, છાયું,
હતું પ્રણયે જ ઉછેર્યું, જે પ્રિયાએ.

સીતા : ( નિહાળીને, સાસ્ર ) બરાબર ઓળખ્યું આર્યપુત્રે!

રામ : ગિરિ મયૂર સ્મરે છ દેવીકેરા,
સ્વજન સમો ઈહ, તેથી, ત્યાં પ્રમોદે!

વાસન્તી : આ અહીં, આસન ઉપર, વિરાજો દેવ!

( રામ બેસે છે )

ચાલુ ]

———o———

# બિચારી જનેતા

મૂળ લેખક : મિસિસ પર્લ એસ. બક
અનુવાદક : કૃષ્ણવદન જેતલી એમ. એ.

[ મિસિસ પર્લ એસ. બકને ૧૯૩૮નું સાહિત્યનું નોબેલ પારિતોષિક આપવામાં આવ્યું છે. તે અમેરિકન લેખિકા છે. ઈ. સ. ૧૮૯૨માં હિલ્સબોરોમાં (વેસ્ટ વર્જિનિયા) તેનો જન્મ. ચાર મહિનાની ઉમરથી તેણે પોતાની લગભગ અર્ધ ઉપરાંત જિંદગી ચીનમાં ગાળી છે. પાશ્ચાત્ય પ્રદેશમાં સાહિત્યદ્વારા ચીનની પિછાન કરાવનાર લેખિકા તરીકે તે સન્માન પામી છે. નાનકિંગ યુનિવર્સિટીમાં અને ચુંગયાંગ યુનિવર્સિટીમાં તેણે અંગ્રેજી સાહિત્યની અધ્યાપિકા તરીકે કામ કર્યું છે. ૧૯૨૨ થી તેણે લેખનની શરૂઆત કરી છે. તેણે *East Wind: West Wind* નામની એક ટૂંકી નવલ સ્ટીમરમાં જ લખી કાઢી હતી. તેની મહાન નવલકથા *The Good Earth* ૧૯૩૧માં પ્રગટ થઈ. ૨૧ મહિના સુધી તે 'બેસ્ટ-સેલર'ની નામાવલિમાં રહી. તેની ફીલ્મ પણ ઊતરી છે અને તેને પણ ઈનામ મળ્યું છે. અમેરિકન સાહિત્યનું Pulitzer ઇનામ આ નવલને આપવામાં આવ્યું હતું. *The Mother* તેની એક બીજી પ્રખ્યાત નવલ છે. તેણે ચીનની મહાન નવલ *Shui Hu Chiang* નું *All Men are Brothers* નામે ભાષાંતર કર્યું છે. ચીની નવલકથાનો ઇતિહાસ લખી રહી છે. તે નવલ લેખનના વ્યવસાયને ધિક્કારે છે અને કબૂલ કરે છે કે પોતે લેખનની ગુલામ બની છે અને લખ્યા વિના તેને જંપ ન વળતો હોવાથી જ પોતે લખે છે.

'બિચારી જનેતા' ૧૯૩૧માં યાંગત્સિ નદીમાં આવેલા ભયંકર પૂરના સમયની વાત છે. આ પૂરમાં એકસો પિસતાલિસ લાખ ખેડેલી જમીન પર પાણી ફરી વળ્યું હતું. ૨૫૦ લાખ લોકોને આ પૂરને લીધે ઘણું જ ખમવું પડેલું. Fathers and Mothers નામની તેની વાર્તાનો આ અનુવાદ છે. ]

પૂર જરા ઓસરતાં ક્ષિતિજ પર પથરાયેલી સુકી જમીન પર તણાયેલા ભંગારના નાના ઢગલા પડેલા જણાય છે. દરેક ઢગમાં થોડી લાકડાની પાટલીઓ, એક કઢંગું મેજ, નાનું કબાટ અને ધુમાડાથી કાળા રંગાયેલા માટીના ચૂલા પર પડેલી નાની લોઢાની તાવડી છે. તાવડીઓ ઠંડી છે—કેટલાં યે અઠવાડિયાંથી ઠંડી છે. કારણ તેમની નીચે બાળવા બળતણું જ નથી. પૂર બધું તાણી ગયું છે.

આ ઢગમાંનો એક એક ઢગ ખેડૂના ઘરનાં ખોરડાંના અવશેષ રૂપ છે. બીજું બધું તો પૂરમાં ગયું છે. એ જ પૂરમાં તેમનો વાવેલો અને અણલણેલો પાક પણ ગયો છે. બચેલાંના દરેક ઢગ આસપાસ માણસોનું એક ઝૂમખું ભેગું મળ્યું છે. પુરુષ, સ્ત્રી અને બાળકો, કદીક વૃદ્ધ પુરુષ અથવા સ્ત્રી, પણ એ કોટીમાંનાં જુજ છે. ઘણાંખરાં ઝૂમખાં તો બાપ, મા અને તેમનાં બાળકોનાં છે. પિતાઓ અને માતાઓ વચ્ચે અમુક પ્રકારનો અર્ધગુપ્ત કલહ ચાલ્યા જ કરે છે અથવા તો ભીષણ મૌન વ્યાપ્યું હોય છે. આ કલહ શાનો છે?

અહીં એક જુવાન ખેડૂત બાપ તેની જુવાન પત્ની તરફ મ્લાન વદને જોઈ રહ્યો છે. તેઓ ઊગતી જુવાનીમાં પરણ્યાં હોવાં જોઈએ. આ પાંચે બાળકો તેમનાં છે, છતાં સૌથી મોટો આઠ વર્ષથી વધુ વયનો નથી. અને બાપની વય છત્રીસ સત્તાવીસથી વધુ નથી.

માતા તેનાથી નાની ઉમરની છે. બાપ સશક્ત છે, બદામી વર્ણનો છે, પણ અત્યારે સુકાઈ ગયો છે. આમ પ્રદેશમાં દરકોઈ જગાએ નજરે પડે એવો એ માણસ છે—પોતાની જમીનને ચાહતો. પોતાના સારી રીતે ખેડેલા ખેતરમાં અને દાણાના પીળા ઢગોમાં તથા બધી સારી પેદાશમાં અભિમાન લેતો માણસ. તે બધામાં ગર્વ લે છે તેનું કારણ તે પોતાની જાત મહેનતનું ફળ છે. તે પોતાની કરકસર અને વ્યવસ્થા માટે ગર્વ લે છે. તેનો ચહેરા ગંભીર અને જરા સખત છે. છતાંયે અત્યારે ગ્લાનીછાયો હોવા છતાં તે સરસ લાગે છે. અને આંખો નિરાશાભરી છતાં પ્રામાણિક છે.

મા તેની તરફ છાતીમાની જ જુએ છે અને તરત જ મીટ વાળી લે છે. તે ભરેલા ગાલવાળી ગામડાની સુંદર કન્યા છે. તેના પગ બાંધેલા નથી.* અત્યારે સુકાઈ ગઈ નહોત તો તે સર્વાંગે ધાટીલી અને સશક્ત લાગત. તેની આંખો ઊંડી ઊતરી ગઈ છે અને કાળા વાળ લુખ્ખા ધૂળભર્યા અને પવનથી વિંખાયેલા છે. ઘણા દિવસોથી એ ઓળાયા નથી. શુષ્ક હોઠ ભીના કરવા વારંવાર જીભ ફેરવે છે છતાં તે શુષ્ક અને ભૂખરા છે.

તે ઘણી જ કામગરી છે. બાળકો પર તે સતત ચોકી રાખે છે. તેમાંનાં બે તો તેનાથી કદી યે વિખૂટાં પડતાં નથી. તેને ધાવતું બાળક હાડચામના લોચા સમું છે. એ સ્તનને વળગેલું નાનું ફીક્કું બાળક એ શુષ્ક ચામથી યે સાંત્વન પામે છે અને જરાવાર બેસૂરે મોટેથી રડે છે. બીજું બાળક બે વર્ષની નાની શોષાયેલી પુત્રી છે. તે માતાની ગોદમાં સાવ મૂંગી હાલ્યાચાલ્યા વિના પડી રહે છે. બીજાં ત્રણ બાળકો પણ બહુ દૂર જતાં નથી, પણ તેમાંનું કોક પણ જરા ખસે છે કે પાણીના કિનારા પાસે જાય છે, ત્યારે માતા બૂમરાણ કરે છે અને જ્યારે દરેક બાળકને પોતાની નજીક હાથવેંતમાં જુએ છે ત્યારે જ શાંત થાય છે.

રાત્રે તો તે ખાસ કરીને અશાંત હોય છે. અને બધાં બાળકોની સંભાળમાં તે ભાગ્યે જ જરા ઊંઘ લે છે. વીસેક વખત તે ધારણમાંથી જાગી ઊઠે છે અને ઝડપથી બાળકો પર હાથ ફેરવી જુએ છે. બધાં યે ત્યાં છે કે—પાંચે જણ? બીજી છોકરી કયાં? હા, આ રહી. બધાં યે અહીં છે. જો બાપ જરા યે હાલે છે તો તે રાડ નાંખે છે!

'કેમ શું કરો છો? શું થયું છે?'

કેટલીક વખત બાપ તેને કડવો શકુન સુણાવી દે છે. તેને ગાળ દેવાનું કારણ તે જાણે છે. તે જવાબમાં એકે વેણ દેતી નથી. તે તો બાળકોને ગોદમાં ખેંચી અંધારામાં વારંવાર ગણ્યા કરે છે!

સવાર પડતાં જ તે ખૂબ જ રાંધવાનું હોય તેમ ધમાલ મચાવે છે. નદીનું ઠંડું પાણી તુંબડામાં લઈ તે બાકી રહેલા લોટમાંથી થોડાની કણક બાંધે છે. આનંદ દર્શાવવાનો યત્ન કરી તે કહે છે:

'હું ધારતી'તી તે કરતાં તો હજુ ખરેખર ઘણો આટો છે—આપણને ઘણા દિવસ ચાલે એટલો છે.'

તે એવી વ્યવસ્થા કરે છે કે સૌથી વધુ ભાગ પિતાને મળે–તે બે મોટા છોકરાની બૂમોને પ્રચંડ રોષથી શાંત પાડી દે છે. તે બધા તરફ ગંભીરપણે મૌન ધારી જોઈ રહેલ પતિ

* ચીનમાં સ્રીઓના પગ ટૂંકા રાખવા માટે બચપણથી સખત બાંધવામાં આવે છે.

તરફ તે વારે ઘડીએ નજર ફેંકયા કરે છે. પોતાનો ભાગ સૌથી ઓછો છે છતાં તે ખાતી વખતે મોટા ફડાકા બોલાવે છે. અને ભૂખ નહિ હોવાનું અથવા તો ચૂંકનું બહાનું કાઢી બનતાં સુધી તો તે કાંઈ લેતી જ નથી. પતિની પીઠ ફરે તે પળમાં તો તે બે નાનાં બાળકોને જલદી છૂપી રીતે ખવડાવી દે છે.

પણ બાપ એમ છેતરાતો નથી. તેણે શું કર્યું છે તે જાણતો હોય તેમ તે બૂમ મારે છેઃ ‘આ બધાંમાંથી એકને ય જીવાડવા હું તને ભૂખે મરવા નહિ દઉં!’

જ્યાંસુધી તેને પોતાનો વાડકો મોઢે માંડતા જુએ નહિ ત્યાંસુધી તે સંતોષ પામતો નથી. તે થોડું ખાણું પણ ખૂબ હોય તેમ ચાળા કરી જમે છે.

પરંતુ તેની બધી વ્યવસ્થા છતાં પુરુષ, કોઠાર કેટલો નાનો છે અને બાળકો ખાવા માટે કેટલી બૂમરાણ કરે છે તે જાણે છે. તેઓ માની ધમકીથી હવે બીતાં નથી અને બે છોકરાં તો કેટલીક વખત રડારોળ કરી મૂકે છે. એક વખત તેઓ તંદુરસ્ત અને ગુલાબી હતાં અને ખાવાને માટે હંમેશ જે જોઈતું તે મળતું. અને તેમને પાણી જમીન પર બધે કેમ ફરી વળે છે તે સમજાતું નથી. તેમને લાગે છે કે બાપાએ આમાંથી કાંઈ રસ્તો શોધવો જોઈએ.

તેનાં છોકરાં રડે છે ત્યારે બાપ લમણે હાથ મૂકી કાન દબાવી પાણીના કિનારે જઈ ને બેસે છે. આવે વખતે માના વદન પર ભીષણ ભીતિ છવાઈ રહે છે અને તે પુત્રોને વિનવણી કરી ધીમે સ્વરે કહે છેઃ

‘તમારા બાપને હતાશ મા કરો, તેનો જીવ મા લો. શાન્ત થાવ—છાના રહો!’

તેનું મુખ જોઈ તેઓ ગભરાઈને ચૂપ થાય છે. તેમને ઝઝૂમતા ભયની ગંધ આવે છે, પણ ભયનું સ્વરૂપ તેઓ પિછાનતા નથી.

આ પ્રમાણે ભયાનક મૂક કલહ મા અને બાપ વચ્ચે ચાલ્યા જ કરે છે. દરરોજ ટોપલીમાં આટો ઓછો થતો જાય છે છતાં પૂર હજી ઓસરતું નથી. દર રાતે મા અંધારામાં બાળકોને ગણે છે.

પણ હમેશાં તે ઊંઘ વિના ચલાવી શકે તેમ નથી. એક એવી રાત આવે છે જ્યારે તેનું ભૂખ્યું શરીર નિદ્રાધીન બને છે તેનું તેને ભાન નથી. તેના હાથો બાળકો પર પ્રસારેલા છે. પણ બાપ જાગી બે નાની છોકરીઓને કાનમાં કાંઈ કહે છે તેની તેને ખબર નથી. તેઓ વિશ્વાસે બાપની પાછળ થોડે દૂર જાય છે. થોડીવાર પછી તે એકલો લથડતો પાછો આવે છે અને અંધારામાં સુવે છે. એકબે વખત તે ભારે નિઃશ્વાસ મૂકે છે. એ નિઃશ્વાસમાં વેદના પોકારી ઊઠે છે.

જરા પ્હો ફાટતાં મા અચાનક જાગી ઊઠે છે. પૂર્ણ જાગ્રત થતાં પહેલાં જ પોતે ઊંઘી ગઈ હતી એ ભાનથી તે ત્રાંસી ઊઠે છે. તેના હાથો બાળકો તરફ ફાંફાં મારે છે—બે જણ કયાં? તે બૂમ પાડી. સફાળી એકદમ શક્તિ પ્રાપ્ત થઈ હોય તેમ ખડી થાય છે. તેના ધણી તરફ ધસી જઈ, તેને હચમચાવીને રાડ પાડે છેઃ

‘બે બચ્ચાં કયાં ગયાં?’

તે જમીન પર સોડિયું વાળી બેઠો છે—ઘૂંટણો વચ્ચે માથું દબાવીને. તે જવાબ દેતો નથી.

મા બેબાકળી બની જાય છે. તે ભયંકર રૂદન કરે છે અને પતિને ખભેથી હલાવી તેને સામે બૂમો પાડે છે:

'હું તેમની જનેતા છું—હું તેમની મા છું!'

તેના રૂદનથી આ દરિદ્ર છાવણીના દરેક જણ જાગી જાય છે. પણ કોઈ પણ અવાજ કરતું નથી. દરેક જણ કલહ શાનો છે તે જાણે છે. આવો કકળાટ દરેક જગ્યાએ થાય છે. મા ભયંકર પોકાર કરતી અને ડૂસકાં ભરતી કહે છે:

'મા કદી યે આવું કામ કરી શકે? બાપો જ એવા હોય છે કે પોતાનાં છોકરાંને ન સહાય. તેમને બટકું ખાવા દેતાં તેમનો જીવ ન ચાલે!'

હવે ચૂપ બેઠેલો પતિ બોલે છે: તે ઘૂંટણોમાંથી માથું ઊંચું કરી ભૂખરા મ્હોમાં સ્ત્રી સામે જોઈ કહે છે:

'તું એમ ધારે છે કે હું તેમને નહોતો ચાહતો?' તે પોતાનું માથું બીજી બાજુ ફેરવે છે અને થોડીવાર પછી કહે છે: 'તેમણે તેમના ભૂખમરાનો અંત આણ્યો છે!' તે અચાનક અવાજ કર્યા વિના રડે છે, અને તેનો તરડાયેલો ચહેરો જોઈ મા પણ શાંત પડે છે.



## અગમ્ય !

જયાનન્દ દવે

[ મિશ્રો૦ ]

રે! વિશ્વના સર્જક બ્રહ્મ! તાહરે
અખંડ અંગાંગમહીં વહ્યા કરે
ચૈતન્યગંગા; નવ મૃત્યુઘંટ કે
વિનાશની નોબત કર્ણદ્વારપે
કદી ય બાજે; અતિશુદ્ધ, નિર્ગુણ,
અનન્ય વ્યક્તિત્વ ધરાવતો,—છતાં
સ્વયં ઉઠી ચેતનહીન, મર્ત્ય, ને
અશુદ્ધ, સત્ત્વાદિ ગુણોથી બાધિત,
ક્ષણે ક્ષણે વિકૃત રૂપ ધારતું
રચ્યું જ કાં સર્જનહાર! વિશ્વ આ?

અજ્ઞાનના અર્ણવમાં પડ્યો પડ્યો
રે! તાહરા તાત! નિગૂઢ હેતુની
યથાર્થતા કેમ ગ્રહી શકું જ
હું માનવી ક્ષુદ્ર? . . .

# એક ખુલાસો

સદ્‌ગત શરદબાબુના 'વિપ્રદાસ'ના મેં લખેલા ઉપોદ્‌ઘાતને અંગે મારે એક બાબતનો ખુલાસો કરવાનો હતો. હમણાં તે સંબંધી શ્રીયુત કરુણાશંકર ભવાન સાતાનો પત્ર આવતાં, તેમના પત્રના અવતરણથી જ તેનો ખુલાસો કરું છું:

રેવન્યુ ઑફિસ
ઊના
(જુનાગઢ સ્ટેટ) રેલવે
તા. ૧૩-૭-૩૮

રા. રા. રામનારાયણ વિશ્વનાથ પાઠક

મુ. અમદાવાદ

સવિનય વિનંતિ કે શ્રી શરત્‌ચંદ્ર ચટ્ટોપાધ્યાયનું "વિપ્રદાસ" નામનું પુસ્તક હાલમાં હું વાંચતો હતો. તેનો ઉપોદ્‌ઘાત લખતાં આપે ૩૩મે પાને ફૂટનોટમાં લખ્યું છે કે "વડીલોપાર્જિત જાગીર પિતા વિલથી એક પુત્રને દૂર કરી બીજાને આપી શકે? એ કાયદાનો પ્રશ્ન મને આડો આવે છે." આ સંબંધમાં આપને જણાવવાનું કે આ કથા બંગાળાના હિંદુ સમાજની છે. અને ત્યાં આવી બાબતોમાં "દાયભાગ" નામે કાયદો ચાલે છે. આ "દાયભાગ" મુજબ, બંગાળામાં સ્વોપાર્જિત કે વડીલોપાર્જિત મિલકતની વ્યવસ્થા કરવા માટે જુદા જુદા નિયમો નથી. વડીલોપાર્જિત મિલકતની વ્યવસ્થા, સ્વોપાર્જિત મિલકત મુજબ જ થઈ શકે છે.

એટલે, ત્યાંના હિંદુ કુટુમ્બમાં પિતા વડીલોપાર્જિત મિલકતની વિલથી વ્યવસ્થા કરી શકે છે, અને તેમાં એક પુત્રને દૂર રાખી બીજાને આપી શકે છે. કારણ કે મુંબઈ ઇલાકા વગેરેમાં અવિભક્ત કુટુમ્બનો દરેક માણસ વડીલોપાર્જિત મિલકત પર પિતાની સાથે સમાન હિસ્સો જન્મતાંની સાથે જ મેળવે છે તેવું બંગાળામાં નથી એવી મારી સમજ છે.

* * *

આ હકીકત માત્ર સૂચના રૂપે રજૂ કરું છું. તેમાં ટીકાનો કે એવો બીજો કોઈ હેતુ નથી એ આપ ધ્યાનમાં લેશો. એજ વિનંતિ છે.

લિ. આપનો વિદ્યાર્થી
કરુણાશંકર ભવાન સાતા

***

આ બાબત તરફ મારું ધ્યાન દોરવાને માટે હું શ્રીયુત સાતાનો આભારી છું. આ હકીકતથી 'વિપ્રદાસ'ની અંદરના વૃત્તાન્તનો પૂરો ખુલાસો થઈ જાય છે.

રા. વિ. પાઠક

———o———

# કલ્પના–તરંગો[×]

ચૂનીલાલ પટેલ

[ સ્રગ્ધરા ]

કલ્લોલે પાંજરાંમાં વિહગ પુરતણા માર્ગને એક ખૂણે,
જેની પાસે થઈ કો રવિઉદય સમે ગ્રામ્ય બાલા જતી'તી;
થંભી ઊભી સુણી એ સ્વર વિહગ તણો શાંતિ મધ્યે સુણાતો,
જાદૂઈ બોલ એ શું? ગહન અસર શી! કે બધે લાગી જોવા;
જોયાં ખાસાં અને હા, પરિચિત નિજનાં ગામનાં કૈંક દશ્યોઃ—
ઊંચાઊંચા ચઢાવો, અગણિત તરુની હારની હાર ઊભી;
ધીમેધીમે સરન્તાં નમત ધુમસનાં વાદળાં રમ્યવર્ણાં,
ને પાસેથી નદીનાં ખળખળ કરતાં નીર મીઠાં વહેતાં,
ખીણો ને ખેત્ર લીલાંછમ લલિત ઘણાં પાથરેલાં પડેલાં,
પૂર્વે જ્યાં તે ફરેલી શિર ઉપર ધરી તાંબડી દૂધ કેરી,
પંખીના માળ જેવું સુઘટિત ઝુંપડું ગામઠી ગામડાંનું,
સૌથી વ્હાલું હતું જે અધિક જગતમાં એકલું ને અટૂલું;
એને હૈયે ન માતો હરખ નિરખતાં પૂર્વનાં દશ્ય પાસે!
કિન્તુ ત્યાં તો અરેરે! ઊડી ગયું સઘળું સ્વપ્નશું જોતજોતાં.
ન્હોતાં વૃક્ષો, ચઢાવો, ધુમસ, સરિત, વા ખેતરો ખીણવર્તી,
ઊડી રંગો ગયા એ ત્વરિત નજરથી કલ્પનાના તરંગો.



× અંગ્રેજ કવિ વર્ડ્ઝવર્થનાં *The Reverie of Poor Susan* નામનાં કાવ્ય ઉપરથી.

# ક્ષિપ્રવિજયી સત્યાગ્રહ*

## [ બોરસદની લડત ]

ભાઈલાલ નાથાભાઈ પટેલ

પ્રમુખશ્રી, મુરબ્બી અધ્યાપકવર્ગ, બહેનો અને ભાઈઓ,

બોરસદ સત્યાગ્રહની લડત એ ફક્ત છત્રીસ દિવસની ટૂંકી લડત છે. તા. ૨–૧૨–૧૯૨૩ના રોજ સરકારના અન્યાયી કર સામે બોરસદ તાલુકા પરિષદે વિરોધ ઉઠાવી કર ન ભરવાનો ઠરાવ પસાર કર્યો ત્યારથી આ લડતની શરૂઆત થઈ, અને તા. ૮–૧–૧૯૨૪ ના રોજ સરકારે છાપાજોગી યાદી બહાર પાડી, આ કર કોઈ પણ જાતની વાટાઘાટ વિના રદ કર્યો, તેમજ વસૂલ લીધેલો કર પાછો આપવાનો પોતાનો નિર્ણય જાહેર કર્યો, ત્યારે એની પૂર્ણાહુતિ થઈ. આમ આ લડત આટલી ટૂંકી હોવા છતાં એનો ઇતિહાસ અનેક વિગતોથી ભરેલો છે. આપણે એનો પ્રવાહ જોઈએ.

### શરૂઆત

ઈ. સ. ૧૯૨૩ની સાલમાં સરકારના માનીતા પત્ર 'ટાઈમ્સ ઑફ ઇંડિયા'માં તે પત્રના આણંદ તાલુકાના ખાસ ખબરપત્રીના નામે બોરસદ તાલુકા અંગે બે લેખો છપાયા. 'ટાઈમ્સ' પત્રનો આ ખબરપત્રી કોઈ અમલદાર જ હોવાનું જણાય છે. કારણ કે તે બે લેખોનો આધાર લઈ, મુંબઈ સરકારે નીચેની મતલબનો ઠરાવ તે જ વર્ષના ઑક્ટોબર માસની નવમી તારીખના ગેઝેટમાં બહાર પાડ્યો: બોરસદ તાલુકામાં બહારવટિયાઓનો ત્રાસ વધી ગયો છે અને બોરસદની સામાન્ય પોલીસ તે બહારવટિયાઓને પકડી શકે તેમ નથી. આથી, તે બહારવટિયાઓને પકડવા માટે સરકારે એક વર્ષ માટે વધારાની પોલીસ રાખવાનું ઠરાવ્યું છે, અને તે પોલીસ તથા તેને અંગેના ઑફિસખર્ચના રૂપિયા બે લાખ ચાલીસ હજાર ને ચુંવોતેર બોરસદ તાલુકાનાં લગભગ બધાં જ અને આણંદ તાલુકાનાં અમુક ગામો પાસેથી વસૂલ કરવાનું નક્કી કરવામાં આવ્યું છે. ઉંમરલાયક દરેક સ્ત્રીપુરુષ પાસેથી માથાદીઠ રૂા. ૨–૭–૦નો કર વસૂલ લેવાનું ઠરાવવામાં આવ્યું છે.

### બાબર દેવા

આ કર, અથવા બીજી રીતે કહીએ તો હૈડિયાવેરો, પ્રજાને અને નેતાઓને ખૂબ અન્યાયી લાગ્યો. આ કરના સમર્થનમાં સરકારની અને તેની વિરુદ્ધ પ્રજાની દલીલો તપાસીએ તે પહેલાં જે વ્યક્તિ આ કરમાં કારણભૂત બની તેની થોડી વિગત જાણી લેવી જોઈએ.

* તા. ૨૮–૯–૩૮ના રોજ ગાંધી સપ્તાહ અંગે ગૂજરાત વિદ્યાપીઠમાં વાંચેલું વ્યાખ્યાન.

બોરસદ તાલુકામાં કુલ વસ્તી એક લાખ ચુંવાલીસ હજાર છેતાલીસ માણસોની છે. આ કુલ વસ્તીમાંથી અડધાથી પણ વધારે ધારાળા છે. આ ધારાળાઓને સરકારે ગુનેગાર કોમ તરીકે ગણવાનું રાખ્યું હતું. એનું પરિણામ એ આવ્યું કે આ કોમ તરફ સરકાર હમેશ વહેમની નજર રાખતી. પરિણામે, આ કોમ સુધરવાને બદલે અવળે રસ્તે ચડી. પોલીસની સતત અને ચાંપતી દેખરેખને કારણે આ વીર કોમમાંથી ઘણા માણસોએ બહારવટું લીધું. આ બહારવટિયામાં સૌથી આગળ બાબર દેવાનું નામ મૂકવું જોઈએ. તેણે અને તેના ભાઈ ડાભલાએ બોરસદ તાલુકાની પ્રજા ઉપર કેર વર્તાવવા માંડ્યો. તેઓએ ઘણાં કુટુંબોનું સત્યાનાશ વાળ્યું: તેની લૂંટથી ઘણા લોકો ભિખારી બન્યા. આ ત્રાસમાંથી છૂટવા માટે લોકોએ ઉપરાઉપરી અરજીઓ કરી. આ અરજીઓ ધ્યાનમાં લઈ બ્રિટિશ સરકારે બાબર દેવાને પકડવા માટે, તેને અંગેની બાતમી આપનારને મોટું ઇનામ આપવાની જાહેરાત કરી. બોરસદ તાલુકાની આજુબાજુ ખંભાત અને વડોદરા સરકારની હદ હોવાથી ખંભાત અને વડોદરા સરકારે પણ તેમાં સાથ આપ્યો. તેનો દેખાવ, તેનું વજન વગેરે વિગતો જાહેરમાં મૂકવામાં આવી પણ કંઈ વળ્યું નહિ.

### બાતમી દેનારના હાલ

આવી જાહેરાતથી શું વળે? હથિયાર અને તાલીમ વિનાની પ્રજા બહારવટિયાઓનો સામનો શી રીતે કરી શકે? ચિઠ્ઠીઓ લખી બાબર પૈસા પડાવતો. ધનવાનોના છોકરાઓને ભાગોળેથી ઉપાડી જતો અને મોટી રકમ લઈ પાછા સોંપતો. ગામોમાં જઈ નિશાળોમાં મીઠાઈ વહેંચતો, અને એ બહાને કોણ કોણ લૂંટવા જેવા છે તેની નોંધ લઈ તેઓની ખબર લેતો. આમ અનેક રીતે બાબર દેવા પૈસા પડાવતો. પ્રજા પોતે તો તેની સામે થઈ શકે તેમ હતું નહિ. તેમજ સરકારને ખબર આપતાં પણ પ્રજા ગભરાતી. કારણ કે પોતાને દગો દેશે એવી ગંધ આવતાં જ આ બહાદુર બહારવટિયા બાબર દેવાએ પોતાની સ્ત્રી, પોતાની સગી બહેન અને કાકાને પણ જરાય અચકાયા વિના યમરાજનાં મહેમાન બનાવી દીધાં હતાં. પોલીસને ખબર આપવાની શંકા જવાથી એક ભાઈને ઝાડ સાથે બાંધી બાબર દેવાએ ખીલા ઠોકી મારી નાખ્યો હતો. બહારવટિયાઓની વિરુદ્ધ જુબાની આપવા માટે એક મુસલમાન ભાઈનું પણ તેણે ખૂન કર્યું હતું. એક બાતમી આપનારનું નાક કાપી લીધાનો પણ દાખલો છે. લોકોના ગભરાટ માટે આમ પૂરતાં કારણો હતાં. તેથી પ્રજા તેને વિશે પોલીસને બાતમી આપતાં ગભરાતી. જોખમ ખેડીને પણ કોઈ બાતમી આપવા જવાનું વિચારે તોપણ બાતમી આપનારનું પણ રક્ષણ કરવાની શક્તિ પોલીસમાં નહિ હોવાને કારણે એ વિચારો પડતા મૂકવામાં આવતા. પોલીસ કેવી મામૂલી હતી તે જોવા માટે નીચેનું દૃષ્ટાંત બસ થશે.

એક ગામના રજપૂતે ભાઈ રાવજીભાઈને પોતાનું નામ આપી એવું બયાન કર્યું છે:

"એક વખત નોંધાણા અને અમલપર ગામની સીમના ખેતરમાં ખેડા જિલ્લાના બાબર દેવા સુધ્ધાં બધા બહારવટિયાઓ બેઠા હતા. તે વખતે બોરસદ તાલુકાના એક ફોજદારને તથા પોલીસ પાર્ટીને તે જગ્યાએ લઈ જઈને પાસેના જ ખેતરમાં રહીને તે બધા લોકોને બતાવ્યા, અને કહ્યું કે હવે તેઓને પકડો. સાત ગુનેગારો સામે પોલીસનાં માણસો પૂરતાં હતાં, છતાં તે લોકોને પકડ્યા નહિ, અને તેઓ ત્યાં ગયા પણ નહિ. એટલું જ નહિ, પણ

ત્યાંથી ચેતવીને તેમને નસાડી મૂકવાની પોલીસે યુક્તિ કરી. ફોજદારે એક ગરીબ ઢેડને પાસેના ખેતરમાં મારવા માંડ્યો. ઢેડે બૂમો પાડી કે પોલીસ તેને મારે છે. આ બૂમો સાંભળી બહારવટિયા ચેતી ગયા અને ત્યાંથી ભાગ્યા."—આનું પરિણામ એ આવ્યું કે બાતમી આપનાર માણસને આ બહારવટિયા ત્રાસ આપતા. અને બાતમી ન આપે તો પોલીસ ત્રાસ આપે. આમ માણસોનો બેવડો મરો થતો.

આવાં ઘણાં દૃષ્ટાંતો મળી શકે તેમ છે. અલીમિયાંએ બોરસદના ચકલામાં ખૂન કર્યું, ત્યારે પોલીસ કંઈ પત્તો તો નહોતી જ ગઈ. ફરી પણ અલીમિયાંએ બંદૂકના ઉપરાઉપરી બાર કરી, ગામ વચ્ચે આવી, બે ખૂન કરેલાં, ત્યારે પણ બોરસદનું પોલીસ થાણું ઓછું જ રજા ઉપર હતું! વીરસદના થાણા ઉપર પણ બહારવટિયાઓએ ૨૪ ગોળી છોડવાની હિમ્મત કરી હતી.

## કરનું ગેરવાજબીપણું

બાબર દેવાનો ઇતિહાસ તો લાંબો છે પણ આપણા આજના વિષય પૂરતી તેની આટલી વિગત બસ થશે એમ માનું છું. આ બાબરને પકડવા માટે સરકારે બોરસદ તાલુકાની પ્રજા ઉપર લગભગ અઢી લાખ રૂપિયાનો ભારે કર નાખ્યો.

બહારવટિયાઓને પકડવાનું કામ સરકારી પોલીસ ન કરી શકી, તે કામ જાણે બોરસદની સ્ત્રીઓનું હોય એમ આ કરમાંથી સરકારે સ્ત્રીઓને પણ મુક્ત નહોતી રાખી. તાજેતરમાં જ જેનાં હાડકાંપાંસળાં સીધાં કરી બાબર દેવાએ અમીરમાંથી ફકીર બનાવ્યા હતા, એવા લોકોને પણ કર ભરવાનો હતો. જેમને ખાવાના સાંસા હતા, અને જેમના તરફ નજર કરવાની બાબર દેવાને ફુરસદ પણ નહોતી, એવાઓને પણ રૂ. દશથી પંદરનો કર ભરવાનો ચોંટ્યો હતો. કર નહોતો ભરવાનો ફક્ત સરકારના વહાલા અમલદારોને, ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ કરનાર પાદરીઓને અને સરકારને હાજી હા કરનાર કેટલાક મુખી તલાટીઓને.

## સમર્થનની સરકારી દલીલ

આ કર સરકારે નાંખ્યો એટલે તેના ન્યાયીપણા માટે આપણી શાણી સરકારે કંઈક દલીલો તો આગળ મૂકવી જ જોઈએ. એ રીતે સરકારે જાહેર કર્યું કે પ્રજા બહારવટિયાઓને આશરો આપે છે, અને તેમને અંગેની બાતમી આપતી નથી, એટલે પોલીસને આ લોકોને પકડવાનું કામ મુશ્કેલ બન્યું છે; પ્રજાનો સાથ નથી, એટલે જ પોલીસની બધી મહેનત અને દોડધામ નકામી જાય છે: માટે પ્રજા જ આને માટે જવાબદાર છે, અને અમે નાખેલો કર વ્યાજબી છે.

## ગૂજરાત પ્રાંતિક સમિતિ મદદે

આ કરની જાહેરાત થતાં જ ગૂજરાત પ્રાંતિક સમિતિના આગેવાનોને લાગ્યું કે આ અન્યાયી કર સામે ઝૂઝવું જ જોઈએ. સરદાર વલ્લભભાઈએ શ્રી મોહનલાલ પંડ્યા અને રવિશંકર મહારાજને આ બાબત બોરસદ તાલુકાની પ્રજાની શી લાગણી છે તે તપાસી નિવેદન રજૂ કરવા જણાવ્યું. બોરસદ મુકામે જ પ્રાંતિક સમિતિની સભા રાખવામાં આવી અને છેવટનો નિર્ણય કરવાનું ઠરાવ્યું.

## લડતનો કોલ

પ્રાંતિક સમિતિની સભા બોરસદમાં થઈ. શ્રી મોહનલાલ પંડ્યાએ અને રવિશંકર મહારાજે પોતાનું નિવેદન રજૂ કર્યું. પ્રજા પૂરેપૂરી રીતે આપણી સાથે છે એવી ખાતરી કરી અને તે નિવેદનની નોંધ લઈ પ્રાંતિક સમિતિએ સર્વાનુમતે નીચેનો ઠરાવ પસાર કરી સરકારને પડકાર કર્યો. એ મહત્ત્વનો ઠરાવ આ પ્રમાણે હતો: "મુંબઈ સરકારે તા. ૨૫મી સપ્ટેમ્બરે ૧૯૨૩ના નં ૩૮૨૮ ના ઠરાવથી બોરસદ તાલુકાનાં ૮૮ ગામો અને આણંદ તાલુકાનાં ૧૪ ગામ ઉપર રૂ. ૨,૭૪,૦૭૪નો દંડ આકારી વધારાની પોલીસ નાખી છે તે સંબંધમાં બોરસદની આ બેઠક ઠરાવ કરે છે કે સરકાર પ્રજાનું બહારવટિયાના ત્રાસથી રક્ષણ કરવાને કેવળ અશક્ત નીવડેલી છે. પ્રજાનું રક્ષણ કરવું અને તેને માટે જોઈતો પોલીસનો બંદોબસ્ત કરવો એ સરકારની ફરજ છે. આ ફરજ અદા કરવાને બદલે આખા તાલુકાની સમસ્ત નિર્દોષ પ્રજા ઉપર જૂઠાં તહોમત મૂકીને દંડ નાખવામાં આવ્યો છે, તે તદ્દન અન્યાયી અને જુલમી છે. અને આ પરિષદ આ અન્યાય સામે લડત ચલાવવા, આ ઠરાવથી પ્રજાને દંડ નહિ ભરવાની અને તેમ કરતાં વેઠવું પડતું દુઃખ શાંતિથી સહન કરી પોતાનું સ્વમાન જાળવવાની સલાહ આપે છે."

## બોરસદ તાલુકા પરિષદ

શનિવારે પ્રાંતિક સમિતિએ ઠરાવ કર્યો પછી સાંજે જાહેર સભામાં સરદાર પટેલે પોતાની તેજસ્વી વાણીમાં જાહેર પ્રજાને તેમની ફરજનું ભાન કરાવ્યું. બીજે દિવસે, એટલે નવમી ડિસેમ્બરે, બોરસદ તાલુકા પરિષદની બેઠક થઈ. પ્રાંતિક પરિષદ જેવી જ એ બેઠક હતી. આઠ જ દિવસમાં આ પરિષદની તૈયારીઓ કરવામાં આવી હતી. પ્રતિનિધિઓ માટે ચાર આના ફી રાખવામાં આવી હતી. જે ગામો ઉપર સરકારે કર નાંખ્યો હતો તે બધાં જ ગામોમાંથી પંદર પંદર વીસ વીસ પ્રતિનિધિઓ હાજર રહ્યા હતા. સ્વાગત મંડળના પ્રમુખ ધારાસભાના સભ્ય શ્રી. ધનાભાઈ પટેલ હતા. બોરસદની અને જિલ્લાની પ્રજાના *મતથી એ ધારાસભામાં ચૂંટાયેલા હતા. એટલે પ્રજાના અવાજને માન આપવાની અને* પ્રજાના દુઃખના સમયે પ્રજાની પડખે ઊભા રહેવાની પોતાની પવિત્ર ફરજ છે, એમ એમણે એમના સ્વાગત મંડળના પ્રમુખ તરીકેના ભાષણથી બતાવી આપ્યું. બાબર દેવા અને એના સાથીને ન પકડી શકવા માટે તેમણે સરકારની નાલાયકી બહાર પાડી, અને પોલીસ કેટલી સડેલી અને ફૂટેલી હતી તે દાખલા આપી પુરવાર કરી બતાવ્યું. પોલીસની શક્તિનો ખ્યાલ આપી સરકારને સીધા પ્રશ્નો પૂછી તેમણે પડકાર કર્યો, અને નવી પોલીસોના ત્રાસનું આબેહૂબ વર્ણન કરી પ્રજાને પોતાની શક્તિ બતાવી આપવા હાકલ કરી. છેવટે ઉપસંહાર કરતાં તેમણે કહ્યું: "હું તો નિર્મળ ચારિત્ર્યવાળા પ્રત્યે બોલું છું કે તમે નિર્મળ હોવા છતાં માત્ર નિર્બળતાથી આ પૈસા ભરવાના હો તો તે બિલકુલ ભરવા ન જોઈએ."

## સરદારનું ભાષણ

સ્વાગત મંડળના પ્રમુખના ભાષણ પછી સરદારે પ્રેરણાત્મક પ્રવચન કર્યું. સરકારની કર નાંખવા માટેની દલીલોનો સચોટ રદિયો આપ્યો, અને તેમની અસ્ખલિત અને તેજસ્વી વાણીમાં આ સરકારની ઇજ્જત કેવી અને કેટલી છે તે બતાવી સરકારનું પોલ બહાર

પાડ્યું. પ્રજા નિર્દોષ છે, અને પ્રજા ઉપર કર નાંખવાનું કોઈ કારણ નથી, એ બતાવતાં તેમણે જે કેટલીક સચોટ દલીલો કરી તેમાંની કેટલીકનો અહીં ઉલ્લેખ કરવો જરૂરી છે.

## સરકારને સરદારે આપેલો જવાબ

(૧) સાચા બહારવટિયાની વ્યાખ્યા આપતાં સરદારે જણાવ્યું, "૧૯૧૭ની સાલમાં ગોળેલ ગામનો બહારવટિયો બાબર દેવા નામનો પાટણવાડિયો પહેલવહેલો બહારવટે નીકળ્યો. પ્રથમ તે સાધારણ નજીવા ગુના કરતો. પણ જ્યારે સરકાર ગુના પકડી શકતી નથી, અથવા સરકાર કોઈને વધારેપડતી સજા કરે છે, ત્યારે તે માણસ માણસ મટી રાક્ષસ બને છે. આ બહારવટું નથી. આ તો રાક્ષસપણું છે. બહારવટું તો દસાના દરબારનું કહેવાય. જે માણસ રાજ્યના કાયદાઓને માને નહિ, અને રૈયતનું રક્ષણ કરવા ખાતર રાજ્યના જુલમી કાયદાની સામે થાય તે જ સાચો બહારવટિયો."

(૨) ભીતરનું ખરું રહસ્ય શું હતું તે જણાવતાં સરદારે નીચેના શબ્દોમાં ઉપરી અમલદારોએ માન્ય રાખેલા એવા, મામલતદારે કરેલા, સાચા રિપોર્ટનું વર્ણન કર્યું:

"વધારાની પોલીસે લોકોનું કેવું રક્ષણ કર્યું તેની હકીકત મારી પાસે આવી છે. જોગણ ગામમાં જ બાબર દેવાએ ધોળે દિવસે શીભાઈ નામના માણસનું ખૂન કર્યું છતાં પોલીસનો રિપોર્ટ તો કાયમ રહ્યો કે લોકો બહારવટિયાઓની બાતમી આપતા નથી. ગોળેલમાં તો પોલીસના માણસો ઉપર જ તેણે હુમલો કર્યો. ખડાણા અને જોગણના લોકો કલેક્ટર પાસે ગયા, અને કહ્યું કે આ કર અમારાથી ભરાતો નથી. બહારવટિયાનો જુલમ ખમાય પણ આ જુલમ નથી ખમાતો. મામલતદારે પણ રિપોર્ટ કર્યો કે આ લોકોની સ્થિતિ એવી છે કે તેમની પાસેથી કર વસૂલ કરવો અશક્ય છે. જો તગાદો કરીશું તો લોકો ગામ છોડી ચાલ્યા જશે."

(૩) ખૂની અલિયાની સાથે દોસ્તી કરનાર સરકારે જ ખરેખરું બહારવટું ખેડ્યું છે. તો સરકાર જ દંડને પાત્ર છે એમ જણાવતાં સરદારે કહ્યું:

"એક વાત નક્કી છે કે અલી નામનો બહારવટિયો છે. જ્યારે બાબર કેમે કર્યો પકડાયો નહિ, ત્યારે પોલીસે આ અલીની દોસ્તી કરી, તેને બંદૂકો આપી. જે ખૂની અને લૂટારો હતો, તેના હાથમાં એક બીજા લૂટારાને પકડવા માટે બંદૂકો આપવી પડે, એ સરકારને માટે કેટલું શરમભરેલું છે? તો તો સરકારનું નહિ પણ બહારવટિયાઓનું રાજ્ય થયું. બહારવટિયાઓને મદદ કરવા માટે લોકો પર દંડ મૂકવામાં આવ્યો છે. પણ હવે સરકારે બહારવટિયાઓને મદદ કરી, તેના હાથમાં બંદૂકો આપી, તેનો શો દંડ કરવો? તેનો દંડ તો એક ઈશ્વર જ કરનાર છે. સરકારનાં પાણી વળતાં થયાં હોવાં જોઈએ. નહિ તો તેને આમ ખૂનીની દોસ્તી કરવી પડે નહિ. હથિયારો હાથમાં આવ્યાં પછી એ જ માણસે કેટલાં બધાં ખૂન અને લૂંટ કર્યાં તે સરકાર ન જાણતી હોય એમ ન બને. સરકારનો હેતુ આની મદદથી બાબરને પકડવાનો હશે. પણ લોકોને શી ખબર સરકારનો શો હેતુ હતો? સરકારે જાહેર કરવું જોઈએ કે તેણે ભૂલ કરી છે. અલીએ ગરીબ પ્રજા ઉપર જે જે અત્યાચારો કર્યા હોય તેની જવાબદારી સરકારની જ છે."

(૪) પ્રજા બાતમી આપતી નથી એવો સરકારે પ્રજા ઉપર આરોપ મૂકેલો તેના જવાબમાં બાતમી આપનારના શું હાલ થતા તે જણાવતાં સરદારે સુણાવી દીધું:

"સરકાર કહે છે કે પ્રજા બહારવટિયાની બાતમી આપતી નથી. બાબરિયાએ ૨૨ ખૂન કર્યાં છે તેમાંથી એક પણ પૈસાવાળો નહોતો પણ તે લોકો એની બાતમી આપતા એવી શંકાથી જ તેણે ખૂન કરેલાં છે. ૨૨ જણનાં ખૂન આ પ્રમાણે થવા છતાં જો સરકાર કહેતી હોય કે પ્રજા બાતમી નથી આપતી, તો તેની પોલીસનાં કેટલાં માણસો મરાયાં? એક રાવળિયાને ખબર આપવા માટે ઝાડ સાથે ખીલા ઠોકીને બહારવટિયાઓએ જડી દીધો. આવી દશા સરકારને કેટલાની કરાવવી છે? બહારવટિયાની બાતમી આપવામાં કેટલું જોખમ રહેલું છે, તે જોઈ શકાય છે. એક ફર્સ્ટકલાસ મૅજિસ્ટ્રેટ વાસદથી બોરસદ આવતા હતા. ત્યાં વાટમાં બહારવટિયો મળ્યો. બહારવટિયાએ થાપડ મારી તેના હાથમાંથી બંદૂક પડાવી લીધી. જાન બચાવવા તેને કહેવું પડ્યું, 'હું તો કારકુન છું.' એવા મૅજિસ્ટ્રેટ જે રાજ્યમાં હોય તેવા રાજ્યને ટકવાનો કેટલો અધિકાર છે? અને તેને પ્રજા પાસેથી દંડ લેવાનો શો હક્ક હોઈ શકે?"

(૫) પાદરીઓ, સરકારી અમલદારો અને મુખીતલાટીઓને આ કરમાંથી મુક્ત રાખેલા તેનો ઇશારો સરદારે નીચેના શબ્દોમાં કર્યો હતો: "આ દંડથી કેટલાકને બાતલ કરવામાં આવ્યા છે તે કોણ છે? જેમનો આ ગુનામાં વધારેમાં વધારે હાથ છે, વધારેમાં વધારે મદદ છે, તે બાતલ થયા છે. સરકારી નોકરોની ફરજ ગુનેગારોને પકડવાની છે, પણ તેઓ દંડમાંથી બાતલ. બીજો વર્ગ પાદરીઓનો, જેઓ સરકારનું માથું ફોડે અને બહારવટિયાના સોબતી કહે તો સરકાર સામે બંદૂક લઈને ઊભા થાય તેમને પણ બાતલ રાખ્યા છે. તેમના હાથ નીચે ઢેડ વર્ગ જે લોકો ખ્રિસ્તી થયેલા રહે છે તેમની તો આપણા જેવી જ સ્થિતિ છે. રાવણિયા અને મુખીઓ બહારવટિયાના હાથથી બચ્યા છે, તે પણ બાતલ છે. મારી હકીકત એવી છે કે એકે એક રાવણિયા અને પોલીસપટેલ બાબર ક્યારે ક્યાં હોય છે તે જાણતા હોય છે. પણ તેને પકડવાની કોઈની હિમ્મત ચાલતી નથી. આ બધાને બાતલ રાખવામાં આવ્યા છે. ધારાસભામાં જનારાઓને પણ બાતલ નથી રાખ્યા. તેઓ પણ લૂટારાના સોબતી જ. સ્વાગત મંડળના પ્રમુખ ધારાસભામાં બેસવાને લાયક ઠર્યા, પણ આ દંડમાંથી એ પણ બાતલ ન રહ્યા."

અંતમાં તેમણે નવી પોલીસે નાપામાં એક બાળકને બચકું ભરેલું તે વાતનો ઉલ્લેખ કરી કહ્યું કે બાબરે તો આવું કોઈ દિવસ નહિ કર્યું હોય. આવી અનેક સચોટ દલીલોથી સરદારે પુરવાર કર્યું કે સરકાર જાણે છે કે પ્રજાનો દોષ નથી. પણ સરકાર પાસે પૈસા નથી, અને તાકાત નથી.

(૬) મહાત્માજીની ચળવળથી સરકારની સત્તાનું તેજ નાશ પામ્યું અને તેથી બહારવટિયા પેદા થયા, એવી દલીલ 'ટાઇમ્સ' પત્રના એક લેખમાં કરવામાં આવી હતી. તેનો જવાબ આપતાં, મહાત્માજીની ચળવળ પહેલાં સરકારની સત્તા કેટલી તેજસ્વી હતી તે બતાવી સરદારે ગુલાબ રાજાનો નીચેનો કિસ્સો વર્ણવ્યો:

"પેલો ગુલાબ રાજા બહારવટે નીકળ્યો ત્યારે તો ગાંધીજી હિન્દુસ્તાનમાં પણ આવ્યા નહોતા. તે વખતના કલેક્ટર વૂડને તે મારવા ફરતો હતો કારણ એણે ગુલાબ રાજાને સજા કરાવી હતી. કલેક્ટરનો મુકામ શીંગલાવ ગામમાં હતો. ત્યાં તેણે સાંભળ્યું કે ગુલાબ રાજા ગાયકવાડી હદમાં લૂટો કરે છે. અંગ્રેજી પોલીસની તેને મદદ છે, એવો રિપોર્ટ હતો.

તેણે એની તપાસ કરવા માંડી તે વખતે તે કસબી ફેંટા અને બેટ બાંધીને પાસે જ ઊભો હતો. તેણે કહ્યું કે "હું ગુલાબ રાજા" વૂડે કહ્યું. "તારા હાથ છૂટા તે હોય? તને તો બેડીઓ પહેરાવવી જોઈએ!" ગુલાબ રાજાએ કહ્યું, "પકડાઉં તો તારી સત્તા ચાલે તેમ કરજે. આજે તો હું રાજા છું." કલેકટરના કહેવાથી પછી તેના ઉપર કેસ ઊભો કરવામાં આવ્યો. ચોરા ઉપર મામલતદારની શિખવણીથી એક વાણિયાએ ગુલાબ રાજાને ગાળો દીધી તેથી ગુસ્સે થઈ તેણે તેને કપાળમાં એક કાંકરી મારી. આ બાબતમાં કેસ ચાલ્યો. ગુલાબ રાજાએ મને વકીલ કર્યો. કેસમાં કંઈ થઈ શકે એમ નહોતું. પણ કલેકટરે મોટા જજને મળીને તેને નવ મહિનાની સજા કરાવી. પેલાને તેની ગંધ આવેલી, એટલે તે કોર્ટમાં હાજર થયો જ નહીં અને તે દહાડાથી બહારવટું શરૂ કર્યું ત્યારપછી તેણે બાવન લૂટો કરી છે. પચીસત્રીસ ખૂન કર્યાં છે. પોલીસ સુપરિન્ટેન્ડન્ટને તેણે સતાવેલો. તે તો લાંબી રજા લઈને ચાલ્યા ગયા. કલેકટરને બાતમી રોજ જાય કે ગુલાબ રાજા વલ્લભભાઈ વકીલને ઘેર રોજ રાત્રે આવે છે. તેણે મને બોલાવ્યો; અને મોટી જગાઓ આપવાની અનેક લાલચો આપી પેલાને પકડવા કહ્યું. મેં કહ્યું, "કાયદો હું થોડોઘણો જાણું છું. મારે ઘેર તે આવતો હોય તો મારે પોતે જ જાહેર કરવું જોઈએ. ન કરું તો ગુનો ગણાય એ હું જાણું છું." પણ મેં તેને એક સલાહ આપી કે તમારી બંદૂકો નકામી છે. બે ધારિયાં કરાવી રાખો. કલેકટરે તરત ધારિયાં કરાવી લીધાં. પાછળથી ગુલાબ રાજા ગાયકવાડીમાં પકડાયેલો."

(૭) નવા બહારવટિયા કેવા થયા છે તે જણાવતાં તેમણે કહ્યું હતું "મહાત્માજીની ચળવળમાં આ ખાદીવાળા નવા બહારવટિયા નીકળ્યા છે એ ખરું છે; અને ગરીબ પ્રજા ઉપર જ્યાં જ્યાં સરકારનો જુલમ થતો હશે ત્યાં ત્યાં આ બહારવટિયાઓ પહોંચશે પણ ખરા જ.

પરિષદની પૂર્ણાહુતિ થઈ. દંડ નહિ ભરવાની તાલુકાની પ્રજાએ પ્રતિજ્ઞા કરી. લડતની નોબતો વાગી. બન્ને પક્ષો બાંય ચડાવી તૈયાર થયા. સ્વયંસેવક સેનાની અને તેમની પ્રત્યેની પ્રજાની શી ફરજ હોઈ શકે તે સરદારે જણાવ્યું. લડતની વ્યૂહરચનાનો સરદારે થોડો ખ્યાલ આપ્યો. સૌ વિખરાયા તે પહેલાં સરદારે જણાવ્યું:

"બોરસદના લોકોને હવે બે શબ્દ કહું છું. બોરસદ જો પાણી બતાવશે તો તેની અસર ગામડાંના લોકો પર પણ થશે. જે ગામમાં આ પરિષદ ભરી છે તેની જવાબદારી સૌથી વધારે છે. તેણે અંદરઅંદરનો કુસંપ છોડી સરકાર સાથેની લડતમાં એક થઈ જવું જોઈએ.

આજે તમે જે નિશ્ચય કર્યો છે તેને દૃઢતાથી વળગી રહેજો. આ લડતમાં તમને ફતેહ આપે એવી ઈશ્વરને પ્રાર્થના કરો. અને તમને આ ધર્મની લડતમાં ફતેહ મળે એમ હું પણ ઈશ્વર પ્રત્યે પ્રાર્થના કરું છું."

સંગ્રામસમિતિ સ્થપાઈ ગઈ દરબારસાહેબ તેના પ્રમુખ નિમાયા. શ્રી. મોહનલાલ પંડયા સેનાપતિ બન્યા, અને તેમની મદદથી સરદારે લડતનો આરંભ કરી તેને વેગ આપ્યો.

## સત્યાગ્રહ લડતની વ્યૂહરચના

કોઈ પણ પ્રતિજ્ઞા લેવી સહેલી છે, પણ તે પાળવી એ મુશ્કેલ કામ છે. સત્યને માટેની શુદ્ધ હૃદયથી કરેલી પ્રતિજ્ઞાનું પાલન થાય એની જવાબદારી પ્રભુને શિર છે, એમ આપણે સમજવું જોઈએ. કારણ આવી પ્રતિજ્ઞા લેનાર માણસની સામે એ પ્રતિજ્ઞાને કારણે આવતી મુશ્કેલીઓમાં અડગ રહેવાની શક્તિ પ્રભુ આપે જ છે. આવી મુશ્કેલીઓની સામે થતાં માણસને પોતાનો દેહ આપવો પડે તો તેમ કરતાં પણ પ્રતિજ્ઞા લેનાર અચકાતો નથી.

પ્રતિજ્ઞાનું આ રહસ્ય મહાસભાના કાર્યકર્તાઓ સમજ્યા હતા. દરેક જણ પોતાની જોખમદારી સમજતા હતા. સેવાભાવી અને કાબેલ કાર્યકર્તાઓ આખા જિલ્લામાંથી આવીને રણક્ષેત્ર ઉપર ખડા થયા. કર નંખાયો હતો તેવાં ૧૦૪ ગામોના વિભાગો પાડી થાણાં નક્કી કર્યાં, અને દરેક થાણા ઉપર જવાબદાર કાર્યકર્તાઓ ગોઠવાયા. આ સેવકો સામે ખેડાના સત્યાગ્રહનો ઇતિહાસ મોજૂદ હતો, એટલે સરકાર શું પગલાં લેશે તેની તેમને ખબર હતી. કર નહિ ભરાય એટલે સરકાર તગાદો કરશે, સ્થાવરજંગમ મિલકત ઉપર ત્રાપ મારશે, કેટલાકને નિર્બળ ધારી જેલમાં પૂરવાનો પ્રયત્ન કરી તેમને હંફાવવાનો પ્રયત્ન કરશે, વગેરે બધી હકીકતોથી આ સેવકો માહિતગાર હતા. આવી સ્થિતિમાં મામલાને કેમ પહોંચી વળવું અને આવા સરકારી હુમલાઓ સામે રક્ષણ કેમ કરવું તેની સૂચના સ્વયંસેવકો પ્રજાને આપવા લાગ્યા. સરકારી જપ્તી વખતે કોઈ નબળોપોચો ગભરાય નહિ તે માટે કાર્યકર્તાઓ હાજર રહેતા અને તેને ગભડવા ન દેતા. આમ છતાં, કોઈ પૂરી તાકાત ન જાળવી શકે એમ હોય તો તેને તેની પ્રતિજ્ઞાનું ભાન કરાવવામાં આવતું. વળી એકબીજાને રોજ ને રોજ આખા તાલુકાના સમાચાર મળે તે માટે બોરસદ સત્યાગ્રહ પત્રિકા શરૂ કરવામાં આવી. આ પત્રિકા દ્વારા પ્રજાની રંગત બહાર પાડવામાં આવતી. વળી સરકારની વ્યૂહરચના આ પત્રિકા મારફત જાહેર કરવામાં આવતી, અને તેનો સામનો કેમ કરવો તેના ઉપાયો પણ તેમાં જણાવી દેવામાં આવતા અને પ્રજાને હંમેશ સચેત રાખવામાં આવતી.

આ ઉપરાંત પૂજ્ય સરદારસાહેબ, દરબારસાહેબ, વયોવૃદ્ધ શ્રી અબ્બાસ બાપુ, શ્રીમતી ભક્તિબા વગેરે પ્રજાપ્રિય નેતાઓ આખા તાલુકામાં ઘૂમતાં, જાહેરસભાઓ કરતાં, સરકારના દાવપેચ સામે શી રીતે લડવું તેની સમજ આપતાં, અને જેમને થોડેઘણે અંશે ખુવાર થવું પડતું, તેમને આશ્વાસન આપતાં.

## સરકારી હુમલાનો બચાવ

આ લડતમાં સ્વયંસેવકોએ પણ મહત્ત્વનો ભાગ ભજવ્યો. પ્રજાના સહકારથી આ સ્વયંસેવકોએ બધી જ વ્યવસ્થા ખૂબ કુશળતાથી કરી. આપણી વ્યૂહરચના સામે સરકારે પણ પોતાના દાવ ખેલવા માંડ્યા. આ દાવ ખેલવામાં બહારવટિયાને પકડવા માટે જે વધારાની પોલીસ મૂકવામાં આવી હતી તેનો પણ ઉપયોગ કરવામાં આવ્યો. આમ વધારાની પોલીસના ખર્ચને પહોંચી વળવા પ્રજા ઉપર જે કર નાખવામાં આવ્યો હતો, તે જ કર વસૂલ કરવા એ જ પોલીસનો ઉપયોગ કરવો પડ્યો. એટલે બહારવટિયાને પકડવાની તે પોલીસની ફરજ તો બાજુ પર રહી; પણ પ્રજાને હેરાન કરવાનું કામ જ આ પોલીસે કર્યું. આ પોલીસની મદદમાં મુખી તલાટીઓ, સરકલો, કારકુન વર્ગ અને બીજા નાનામોટા સરકારી અમલદારો તો હતા જ. આવડી મોટી ફોજવાળી સરકાર તો એવા ઉમંગમાં આવી ગઈ હતી કે દરરોજની એક એક ટુકડી એક એક જપ્તી કરી લાવશે, તોયે અઢી લાખ રૂપિયા તો રમત વાતમાં વસૂલ થઈ જશે. પણ સરકારની આ ધારણા ખોટી પડી. કારણ કે પ્રજા જાણતી હતી કે સરકાર જપ્તી કરશે અને કંઈ લઈ જશે તો તેમાં પોતાની નામોશી ગણાશે. એટલે સરકારના અથાક પ્રયત્ન છતાં એના હાથમાં બને ત્યાં સુધી તો રાતી પાઈ પણ ન જાય, એ માટે પ્રજા જાતજાતના દાવ અજમાવવા લાગી. આ બાબતમાં કોણ વધારે કુશળતા બતાવે છે તેની અંદરઅંદર હરીફાઈ થવા લાગી, એમ કહીએ તોય ખોટું નથી. [ અપૂર્ણ ]

## બહિર્જગત

રામભાઈ પટેલ

### ૧૯૩૮

વર્સેલ્સના સંધિકરારો પછી આંતરરાષ્ટ્રીય તવારીખમાં ગયા વર્ષનું મહત્ત્વ કદાચ સૌથી વધારે અંકાશે. એ મહત્ત્વ શાંતિસ્થાપનના પ્રયત્નના ફળની દૃષ્ટિએ નહિ પરંતુ વર્સેલ્સના કરારના બાહ્ય પોકારોની સિદ્ધિની આંખ ખોલી નાખનાર નિષ્ફળતાની દૃષ્ટિએ. વર્સેલ્સના કરારના બાહ્ય પોકારોનો પ્રધાન સૂર શો હતો? સુલેહસંબંધો ને રાષ્ટ્રસંઘ મારફત વિરોધી રાષ્ટ્રોની અથડામણો ને વાટાઘાટો ને બાંધછોડને ધોરણે નિકાલ કરી ફરી વાર થઈ ગયું એવું ગમખ્વાર યુદ્ધ ન થવા દેવું. એમ તો સઘળાં સામ્રાજ્યવાદી ને સ્વાર્થપરાયણ રાષ્ટ્રોની મહાયુદ્ધ પછીના બે દાયકાની પરદેશનીતિ એ ધ્યેયને નિષ્ફળ શી રીતે કરી શકાય એ તરફ જ વહેતી રહી છે. પરંતુ એ બે દાયકા દરમ્યાન શાંતિસ્થાપનની શક્યતા માટે પણ પ્રયત્નો થતા રહ્યા છે. એ પ્રયત્નોનો મૃત્યુઘંટ વગાડવાના કારણરૂપ ગયું વર્ષ બન્યું છે એટલા માટે જ એનું ઐતિહાસિક મહત્ત્વ સવિશેષ ઠરે છે. વર્સેલ્સના શાંતિકરારોને વખોડી કાઢતાં મરહૂમ લૉર્ડ સ્નોડને 'આ કરારો શાંતિ સ્થાપતા નથી, પરંતુ આ કરારો માત્ર બે યુદ્ધ વચ્ચેના યુદ્ધવિરામ જેવા જ થઈ પડવાના છે' એવું જે વાક્ય ઉચ્ચાર્યું હતું એ સાચું પાડે છે. આંતરરાષ્ટ્રીય શાંતિનો મૃત્યુઘંટ ઓગણીસો આડત્રીસનું વર્ષ વગાડી ગયું. અને એમાં ફ્રેંચ અને બ્રિટિશ વડાપ્રધાનોએ મ્યૂનિચના શાંતિકરાર કર્યા એ કરારનો ફાળો સૌથી વધારે છે. વર્સેલ્સના કરાર જેમ એના કરવૈયાઓ તરફથી શાંતિકરાર નહોતા એમ ઘણા યુરોપીય રાજપુરુષો કબૂલે છે તેમ મ્યૂનિચના શાંતિકરારને એ રીતે ઓળખાવનાર બ્રિટિશ વડાપ્રધાન અને એમના સાથીઓને એમાંથી ફલિત થનાર વિગ્રહની તવારીખ આલેખનાર ભાવિ ઇતિહાસ આલેખકો ખોટા તરીકે જાહેર કરશે અને એ કરારો વિગ્રહવિધાયક કરાર હતા એમ વર્ણવશે.

આમ તો વડાપ્રધાને મ્યૂનિચ પછી, એનો બચાવ કરતાં જાહેર કર્યું હતું કે મ્યૂનિચને પરિણામે અનિવાર્ય વિગ્રહ ટાળવામાં આવ્યો છે એટલું જ નહિ, પરંતુ એણે આપણી પેઢી (એટલે કે વડાપ્રધાનની ઉમરના માણસોની પેઢી) માટે શાંતિ દૃઢ બનાવી છે. આમ જ જો હોય તો પણ શાંતિની સિદ્ધિના રસ્તામાં એને એક મહત્ત્વની આગેકૂચ ગણીને વધાવી લેવી જોઇએ. પણ આ વર્ષની શરૂઆતથી જ એટલે કે એ કરારો ઉપર સહીસાટાં થયા પછી ત્રણ જ માસમાં ફરી પાછી વિષમ આંતરરાષ્ટ્રીય આંટીઘૂંટીઓ અકળાવનારી હદે પહોંચી ગયેલી માલમ પડે છે.

મ્યૂનિચના કરાર શાંતિસ્થાપનામાં એક મહત્ત્વનું પગલું હતા. બ્રિટિશ વડાપ્રધાનની દલીલને યથાર્થરૂપે આપણે સ્વીકારીએ તો પણ આપણે એના પરિણામ અને એને કારણે ઉપસ્થિત થયેલી પરિસ્થિતિ ઉપરથી જ એનો તાગ કાઢી શકીએ. મ્યૂનિચની ફલસ્વરૂપ

પરિસ્થિતિ નિહાળીને આપણે એના શક્ય પરિણામને સમજી શકીએ. સપ્ટેમ્બર પછી યુરોપીય ને જગત-રાજકારણનો ઝોક શેના તરફ વળ્યો છે? ચેમ્બરલેઈનની યુરોપિયન શમન સિદ્ધ કરવાની ઉમેદને કેવો જવાબ મળે છે? જેમ ઝઘડો કરવા માટે બે પક્ષની જરૂર પડે છે તેમ શાંતિ સ્થાપવા માટે પણ બે પક્ષ જોઈએ છે. જો વિરોધી પક્ષ પ્રત્યે ઉદારતા દાખવવાથી એને શાંતિ માટે તૈયાર કરી શકાતો હોય તો એ ઉદારતાની વ્યાવહારિક કિંમત છે. પણ મ્યૂનિચમાં ઝેકોસ્લોવેકિયાને ભોગે ચેમ્બરલેઈનને શાંતિને ખાતર દાખવેલી ઉદારતાથી હિટલર કે એના રોમન સાગરીત મુસોલિનીની આક્રમણકારી યુદ્ધની તૈયારી જરાયે ઓછી ન થતાં ઊલટી વધવાની શક્યતા હોય તો એમ જરૂર કહી શકાય કે કદાચ તાત્કાલિક યુદ્ધમોકૂફીનાં પગલાં તરીકે મ્યૂનિચમાં ચેમ્બરલેઈનને સફળતા સાંપડી હોય. પરંતુ ફ્રાન્સ, બ્રિટન કે જગતશાંતિના ચિરકાળ ટકે એવા હિતસંબંધોની દૃષ્ટિએ એ સફળતા વિઘાતક નીવડશે. મ્યૂનિચ ખાતે ચેમ્બરલેઈને માનેલા હિટલરના શાંતિ માટેના હૃદયપલટાનો જવાબ હર હિટલરે જર્મનીમાં વસતા યહુદીઓ સામે જુલમની અમાનુષી ઝેહાદ માંડીને આપ્યો. આ જુલમો મધ્યયુગને પણ ભૂલાવે એવા હતા. નાઝી સરમુખત્યારીનું આ જંગલી ગાંડપણ મ્યૂનિચને પરિણામે એને મળેલ યુદ્ધ ખેડયા વિનાના વિજયના મદને લીધે હતું. મધ્ય યુરોપમાં ઝેકોસ્લોવેકિયા મારફત વણુપડકારી પ્રભુત્વ સ્થાપવાની હિટલરની મુરાદનાં અબાધિત દ્વાર ઊઘડી જવાને કારણે યહુદીઓ સામે આરંભેલ લોહિયાળ કાંડનો આરંભ થયો હતો. મ્યૂનિચને કારણે હિટલરમાં શુભદિલીની અપેક્ષા રાખનાર બ્રિટિશ વડાપ્રધાનના સલાહકારોને માટે એ બનાવ વિજળીના આંચકા સમાન હતો. અંદરખાનેથી બ્રિટિશનીતિના સૂત્રધારો પામી ગયા કે મ્યૂનિચ પ્રકરણ, બ્રિટિશ પ્રભુત્વના ખૂન અને જર્મન લશ્કરશાહી પ્રભુત્વને સફળ કરનારું પગલું નીવડશે. એ ભૂલને સુધારવા માટે આજે આડકતરી રીતે બ્રિટિશ રાજકર્તાઓ અનેક પ્રયત્નોમાં મંડયા છે. બ્રિટિશ પ્રધાનમંડળમાં ફેરફાર થવાની જોરદાર અફવા,* હવાઈ કાફલો ને ખુશ્કી લશ્કરના ઝડપી પુનર્વિધાનની અમલમાં મૂકાઈ રહેલી યોજનાઓ, હવાઈ હુમલાથી શાંત વસ્તીના રક્ષણનાં પગલાં ને લશ્કરી તાલીમ માટે સ્વયંસેવકોની ભરતી માટે વડાપ્રધાનની અપીલ અને મુસોલિનીને રીઝવીને એને રોમ-બર્લિન સ્વાર્થસાંકળથી ઢીલો કરવાના પ્રયત્ન માટે ચેમ્બરલેઈન અને લૉર્ડ હેલીફેક્સની રોમ ખાતે મુલાકાત વગેરે શું બતાવે છે? મ્યૂનિચની સફળતા?

## હજુ વધારે સફળતા?

પણ આ તો એની સફળતા (?)ની શરૂઆત છે. રોમ ખાતે મુસોલિનીએ ચેમ્બરલેઈનને પરખાવેલો નન્નો ઉઘાડો પડતો જાય છે. ચેમ્બરલેઈનના રોમથી ગયા બાદ મુસોલિનીએ કરેલ એક ભાષણમાં એનો પ્રતિધ્વનિ બરાબર ઊઠતો હતો. એણે જણાવ્યું હતું કે લોકશાસનવાદી દેશો (ફ્રાન્સ અને ઈંગ્લાંડ)ની બેવફૂફી એટલી છે કે એ એમને ભયરૂપ થઈ પડે એમ જ નથી. લોકશાસનવાદી દેશો એમને ભયરૂપ થઈ પડે એમ છે કે નથી એની ખાતરી ને સાબિતી મુસોલિનીને બીજા વિગ્રહમાં મળશે. પણ એ

* આ લખાયા બાદ તુરતમાં જ બ્રિટિશ પ્રધાનમંડળના લશ્કરી ખાતાના ને બીજા મહત્ત્વના પ્રધાનો વડાપ્રધાને બદલ્યા છે. નવી ચૂંટણી આવતાં પહેલાં તો એમને કેટલાયે પ્રધાનોને હજુ બદલવા પડશે.

શબ્દો બતાવે છે કે મુસોલિની કે હિટલરને લોકશાસનવાદી ફ્રાંસ અને ઈંગ્લાંડના વડા-રાજપુરુષોની શાંતિલક્ષી (!) નીતિ બેવકૂફીની પરિસીમા સમી ભાસે છે. અને એઓ સફળ કુનેહથી એનો લાભ લઈ રહ્યા છે. વિગ્રહની બીક બતાવી બતાવીને એઓ એમને એટલા અશક્ત ને નાલાયક કરી મૂકશે કે કદાચ બિલકુલ જ વિગ્રહ કર્યા વિના, વિગ્રહમાં એમને વિજય મળતાં જે મેળવવાની એમની આકાંક્ષા હશે એ એમને નરી દાદાગીરી કરીને જ મળી જશે. લોકશાસનવાદી સામ્રાજ્યશાહી સરકારોના રાજપુરુષો ને જનતાની વિગ્રહબીક—War Psychosis—નો ફાસિસ્ટ સરમુખત્યારો અજબ કુશળતાથી લાભ લઈ રહ્યા છે.

મ્યૂનિચ કરારને નિષ્ફળ કરવા માટે (અને હિટલર કે મુસોલિની એના ઉપર મતુ મારતી વેળા પણ એને સફળ કરવાના ખ્યાલમાં રમતા જ નહોતા.) જર્મનીને પક્ષે હિટલરે પોતાનું વિમાની દળ ફ્રાંસ કે ઈંગ્લાંડથી બેવડા પ્રમાણમાં વધારવાની તૈયારી કરવા માંડી. ઍંગ્લો-જર્મન નૌકાકરાર નક્કી થયેલ જર્મનીના નૌકાબળના ૩૫%માં વધારો કરવા માટે બ્રિટન સમક્ષ જર્મન પરદેશ કચેરીએ માગણી રજુ કરી. રુમાનિયા, હંગરી, ઝેકોસ્લોવેકિયા ને જર્મન ઑસ્ટ્રિયાના પ્રદેશોને સંપૂર્ણપણે જર્મન સંસ્થાનો બનાવી એને જર્મની સાથે લાગુ પાડી સ્વપર્યાપ્ત જર્મન બ્લૉક બનાવવાની જંગી યોજના હિટલરે હાથ ઉપર ધરી. આને અંતે વિગ્રહમાં જર્મની સંપૂર્ણપણે સ્વપર્યાપ્ત થઈ શકે એવી સ્થિતિ પેદા થશે, જેથી ગત મહા-યુદ્ધમાં મિત્રરાજ્યોએ 'બ્લૉકેડ' જાહેર કરી જર્મનીના જે વિગ્રહી બેહાલ કર્યા હતા એનું પુનરાવર્તન હવેના વિગ્રહમાં ન થવા પામે.

### બાલ્કન બાજુ

હિટલરે સત્તામાં આવ્યા બાદ બ્રિટિશ અને ફ્રેન્ચ વિરોધ સાથે બ્રિટનની નબળી બાજુ નિરખી લીધા પછી બાલ્કન રાજ્યોને બૃહદ્ જર્મનીમાં બદલી નાખવાનું આરંભ્યું હતું. બાલ્કન રાજ્યોનું સ્વામિત્વ સિદ્ધ કર્યા પછી જ યુરોપિયન સ્વામિત્વનું પોતાનું ઉન્માદી સ્વપ્ન સફળ કરવાની હિટલરની ખેવના શમી શકે. બાલ્કન સ્વામિત્વ માટે શરૂઆતનાં વરસમાં હિટલર ફ્રાન્સ અને બ્રિટનનો (અને ઇટલીનો પણ) સંયુક્ત સામનો ઝીલી શકે એમ નહોતો. કારણકે જર્મની મહાયુદ્ધ અને આર્થિક મંદી પછી એટલું વીંખાઈ ગયું હતું. પણ હિટલરે તે વખતે જોયું કે મધ્ય યુરોપનું દઢીભૂત ફ્રેન્ચ પ્રભુત્વ બ્રિટનને અનુકૂળ નહોતું. આથી પોતાની મધ્ય યુરોપીય પરદેશનીતિને ફ્રાંકો-બ્રિટિશ સંયુક્ત સામનો ખમવો પડે એમ નહોતું. ઇટલીને જર્મન વર્ચસ્વ ફાવે એમ નહોતું. આથી કદાચ ફ્રાંકો-ઇટાલિયન સામનો ખડો થાય એ શક્યતા હતી. ૧૯૩૪ના વર્ષ દરમ્યાન તો ખરેખાત એને ઑસ્ટ્રિયાની બાબતમાં ફ્રાંકો-ઇટાલિયન સામનો સહન કરવો પડયો હતો, જેને પરિણામે ઑસ્ટ્રિયન ચાન્સેલર ડૉ. ડૉલ્ફસનું ખૂન કરાવ્યા બાદ હિટલરને, ફ્રાંકો-ઇટાલિયન સામના સામે ઝૂકી જવું પડયું હતું. ઇટાલીને ફ્રાન્સથી કાયમ માટે વિખૂટું પાડી રોમ-બર્લિન ધૂરા અસ્તિત્વમાં લાવવા માટે હિટલરને સોનેરી તક એબિસીનિયન વિગ્રહે આપી. બ્રિટિશ વગ નીચે દબાઈને ફ્રાન્સે રાષ્ટ્રસંઘમાં ઇટાલી સામે પ્રતિબંધ—sanction—માં જોડાવાની ભૂલ કરી. એ પ્રસંગે ફ્રાંકો-ઇટાલિયન ઐક્ય તોડી નાખ્યું અને ઇટાલો-જર્મન ઐક્ય પેદા કર્યું, જે હવે સમસ્ત યુરોપને એક ખાડામાંથી બીજા ખાડામાં ધકેલી રહ્યું છે. તે જ વખત પછી ફ્રેન્ચ નીતિને રોમ-બર્લિન દ્વિવિધ રાષ્ટ્રના સામના સામે ટકી રહેવા માટે બ્રિટનની પરદેશનીતિનું

દાસત્વ સ્વીકારવું પડયું છે. મ્યૂનિચ ખાતે ચેમ્બરલેન સાથે ફ્રેંચ વડાપ્રધાન મૉ. દલાડિયરને મ્યૂનિચ કરાર ઉપર મતું મારવાની અને ઝેકોસ્લોવેકિયાને છેહ દેવાની પડેલી ફરજ એ આ બ્રિટિશ દાસત્વનો જ અંજામ હતો.

આજના જર્મનીના બાલ્કન આધિપત્યની આ પૂર્વભૂમિકા. ભૂમધ્ય સમુદ્ર ઉત્તર આફ્રિકા અને આરબ દેશોને ઈટાલિયન લાગવગનું અબાધિત ક્ષેત્ર બનવા દેવાની અને એમાં મૈત્રીની રાહે રૂકાવટરૂપ થઈ પડવાની ખાતરી આપીને હિટલરે, મુસોલિની મારફત જર્મનીના મધ્ય યુરોપીય પ્રભુત્વનો ટેકો સિદ્ધ કર્યો છે. બેરુબંધી નહિ પરંતુ શિરજોરી કે સરદારી જર્મન રાજનીતિનું ( બિસ્માર્ક પછી ) લક્ષણ હોવાથી મુસોલિનીને જર્મન બેરુબંધી થોડા સમયમાં જ ભારે પડવાની છે, પરંતુ આજે અનેક મુશ્કેલીઓ છતાં પરસ્પરના હિતસંબંધોની જાળવણી અર્થે રોમ-બર્લિન મૈત્રી ટકી રહી છે. ફ્રેંચ અને બ્રિટિશ સામ્રાજ્યવાદની એ ઘોરખોદુ પુરવાર થવા સરજાઈ છે—ચેમ્બરલેઈનના ગમે તેટલા પ્રયત્નો છતાં.

જર્મનીનું બાલ્કન આધિપત્ય અને ઈટાલીની ભૂમધ્ય ને ઉત્તર આફ્રિકન ને નજીકના પૂર્વની વધતી જતી લાગવગ એની શરૂઆત છે. ઝેકોસ્લોવેકિયા મધ્ય યુરોપમાં બ્રિટિશ અને ફ્રેન્ચ ભયના રક્ષણરૂપ એક મજબૂત 'સેફટી વાલ્વ' હતું. એને નાબૂદ કરવામાં કદાચ છેલ્લા સૈકા દરમિયાન બ્રિટિશ પ્રધાનમંડળે આ મોટામાં મોટી ભૂલ કરી છે.

## ફ્રાન્સ અને ઈટાલી

એબિસીનિયન મામલા પછી ફ્રાંસને ઇટાલી સાથે બગડેલો સંબંધ સુધર્યો નથી. મ્યૂનિચ પછી ફ્રાંકો-ઈટાલિયન સંબંધ સુધરશે એ જાતની આશા ચેમ્બરલેઈનની નીતિનો બચાવ કરનાર બંધાવતા હતા. પરંતુ એમાં એમને નિષ્ફળતા મળી છે. એનું કારણ એ છે કે ફ્રાંસ અને બ્રિટનની ફાસિસ્ટ સરમુખત્યારો સામે નમી પડવાની નીતિને લીધે ફાસિસ્ટ સરમુખત્યારોને એમની વિગ્રહી નીતિમાં ઉત્તેજન મળ્યું છે. જોકે મુસોલિનીના દબાણને વશ થઈને ફાસિસ્ટ નીતિના પ્રબળ વિરોધી બ્રિટિશ પરદેશમંત્રી મિ. એન્થની એડનને રાજીનામું અપાવનાર વડાપ્રધાને એમ માન્યું હતું કે ઈટાલિયન સરમુખત્યારની માગણીને અનુકૂળ થવાથી એની ભલી ઈચ્છા પ્રાપ્ત કરી શકાશે. આ જ જાતની નબળાઈ ફ્રાંસે દાખવી છે. બ્રિટિશ નીતિનું દાસત્વ સ્વીકારનાર ફ્રાંસની લાચારી એટલી હદે આવી ગઈ છે કે બ્રિટિશ નીતિના પગલાંમાં પગલાં માંડયા સિવાય એને માટે બીજો કોઈ ઉગારઆરો દેખાતો નથી—જોકે ચેમ્બરલેઈને ફ્રાંસની મધ્ય યુરોપીય સર્વોપરિતા તોડી નાખવામાં હિટલરના મળતિયાનું જ કામ કર્યું છે. છતાં બ્રિટિશ દબાણે ફ્રાંસની મધ્ય યુરોપીય લાગવગ, જર્મનીના લાભમાં તોડી નંખાવી તે જ રીતે હવે એંગ્લો-ઇટાલિયન બેરુબંધી માટે મથતા બ્રિટિશ વડાપ્રધાન, ફ્રાંસની ભૂમધ્ય સમુદ્ર અને ઉત્તર આફ્રિકન પ્રદેશોની લાગવગ, ઈટાલીના લાભમાં જતી કરવાની ફરજ પાડવાનું કાર્ય કરી રહ્યા છે. એના લાભમાં સ્પેનમાં ફ્રાંકોને વિજય મળે એટલે ફ્રાંસની સલામતીનું મૃત્યુ આવવા સિવાય શકે નથી. આથી સ્પેનમાં બળવાખોરો અને પ્રજાસત્તાકના વિગ્રહમાં તટસ્થનીતિ દાખવવી ફ્રાંસને પાલવે એમ ન હોવા છતાં બ્રિટન એને એ નીતિનું મજબૂત પાલન કરવાની ફરજ પાડી રહ્યું છે. જ્યારે સામે પક્ષે ઈટાલિયન સરમુખત્યાર ઉઘાડી રીતે ફ્રાંકોને મદદ કરી રહ્યો છે. બાર્સેલોનાનું પતન ઈટાલિયન લશ્કરી દરમિયાનગીરી થયા વિના શક્ય નહોતું. હવે થોડા જ માસમાં સ્પેન, ઈટાલીનું સંપૂર્ણ પ્રભાવક્ષેત્ર બની જશે એટલે તેની મજબૂરીનો

આડો આંક નથી રહેવાનો. બાર્સેલોના પડતાં, ફ્રેંચ સરકારનાં મંડળોમાં થએલી ગભરામણ, ફ્રેન્ચ સલામતી કેટલી ભયંકર હદે જોખમાઈ ગઈ છે એનો ખ્યાલ આપે છે. સ્પેન, ફ્રાંકોના હાથમાં જતાં ફ્રાન્સને નીચેના તાત્કાલિક ભયોનો સામનો કરવો પડશેઃ

'૧. ફ્રેંચ વર્ચસ્વ મધ્ય યુરોપમાંથી સંપૂર્ણપણે નાબૂદ થઈ ગયું છે. એને સ્થાને જર્મન પ્રભાવ અકલ્પ્ય ગતિએ જામતો જતો હોવાથી એ તરફથી ફ્રાંસનો સાથ ઉખડી ગયો છે. આથી ઈટાલીને ફ્રાંસના હિતોનો નાશ કરવામાં જબરું ઉત્તેજન મળશે.

૨. ફ્રાંસની ફરતે ફ્રેન્ચવિરોધી ફાસિસ્ટ રાષ્ટ્રોની અને ત્યાંનાં લાગવગવાળાં રાષ્ટ્રોની વાડ લગભગ સંપૂર્ણ બનશે.

૩. ફ્રાંસના ઉત્તર આફ્રિકાના સામ્રાજ્યના ભાગોને સાંકળતા ભૂમધ્યના તરી માર્ગ ઉપર ઇટાલીનો કાબૂ દઢતર બનશે.

૪. ફ્રાંકો–સ્પેનિશ સરહદ સ્પેનના નહિ પરંતુ ઈટાલિયન અને જર્મન કાબૂ હેઠળ ચાલી જશે.

૫. ટ્યૂનિસ, કોર્સિકા વગેરે ફ્રેંચ સંસ્થાનો ઇટાલીને સુપરત કરવાની મુસોલિનીની આડકતરી હિલચાલ વધારે જોરદાર બનશે. અને એનું પરિણામ બીજા મ્યૂનિચમાં આવશે, કયાં તો ફ્રાંસને વિગ્રહ છેડવાની ફરજ પડશે. પણ વિગ્રહમાં જોડાવાની બ્રિટન ના પાડતાં ફ્રાંસને નમવું પડશે.

૬. આને અંતે ફ્રાંસ વિખૂટું પડી જશે. જર્મની અને ઈટાલી સામે પોતાનાં યુરોપીય મિત્રરાજ્યો ઊભાં કરવાની ફ્રાંસની છેલ્લા બે દાયકાની નીતિમાં એને મળેલી સફળતા ઉપર છેલ્લી વારનું પાણી ફરી વળશે.

## અમેરિકા અને જગતરાજકારણ

યુરોપીય સરોવરમાં પથ્થર ન ફેંકવાની અમેરિકન નીતિ આંતરરાષ્ટ્રીય રાજકારણની એક સ્વતઃસિદ્ધ વસ્તુ છે—હતી. ભૌગોલિક દૃષ્ટિએ અમેરિકન ગોલાર્ધ અળગો પડતો હોવાથી અમેરિકન પ્રજામાં યુરોપીય સામીપ્યનો ભાવ નથી. અમેરિકન પ્રજાએ પોતાના અમેરિકન અને અલગ માનસ અને નીતિનો વિકાસ કર્યો છે. આ જાતની અલગદૃષ્ટિ પાછળ પોતાના હિતસંબંધોની જાળવણી ઉપરાંત બીજો કોઈ વધારે ઊંચો ખ્યાલ નથી એમ ઘણા નિરીક્ષકોનો મત છે. એમનું કહેવું એમ છે કે અમેરિકન સામ્રાજ્યવાદ જો કે બ્રિટિશ, બેલ્જિયન, ફ્રેંચ, ડચ, ઈટાલિયન અને જાપાનીઝ સામ્રાજ્યવાદ ને પ્રાદેશિક તૃષ્ણા જેટલો ખતરનાક ને અમાનુષી તવારીખથી ભરેલો નથી એ વાત સાચી હોવા છતાં, પોતાના વ્યાપારી ને નાણાંકીય-financial—જગતસામ્રાજ્યવાદનાં હિતો સ્થાપવા ને એની પકડ મજબૂત કરી રાખવા માટે યુરોપીય કે એશિયાટિક રાજકારણમાં કોઈવાર સીધી રીતે ને ઘણીવાર આડકતરી પણ અસરકારક રીતે માથું માર્યા વિના રહ્યો નથી. અમેરિકન તટસ્થતા નામની જ તટસ્થતા હોવાનું પુરવાર કરતા ઘણા બનાવો આંતરરાષ્ટ્રીય તવારીખમાં માલમ પડે છે. આ બધું કબૂલ કર્યા છતાં મહાયુદ્ધ પછી અમેરિકામાં તટસ્થતા તરફ જોરદાર પ્રજામતનું વલણ રહ્યું છે એમ પણ કહી શકાય. એનો રાષ્ટ્રસંઘમાં ન જોડાવાનો નિશ્ચય, અમેરિકન પરદેશમંત્રી અને પરદેશ કચેરીની, બ્રિટિશ અને ફ્રેંચ પરદેશમંત્રીઓ ને પરદેશ કચેરીઓના પ્રમાણમાં શિથિલ હિલચાલ, અથડાઉ આંતરરાષ્ટ્રીય મસલત પરિષદોથી અળગા રહેવાની નીતિ વગેરે

માર્ગ મોકળો કરી શકે. પરંતુ છેલ્લા કૈઝરે જે ભૂલ કરી હતી એ આજે ઉન્માદધેર્યો હિટલર કરી રહ્યો છે. એના સલાહકારોમાં ડૉ. શાસ્ટ જ એવો માણસ હતો જે એને, અમેરિકાને જર્મનીનું દુશ્મન ન બનાવવાની સલાહ આપતો હતો. પણ એને હિટલરે દૂર કર્યો છે. કૈઝરનું ભાવિ, હિટલરની રાહ જોઈ રહ્યું હોય એમ, હવે ચોક્કસ લાગે છે. જર્મન લશ્કરીવાદ બહુ જ અસરકારક ને અસામાન્ય કુશળ ને યાંત્રિક સંપૂર્ણતાએ પહોંચેલ હોવા છતાં એમાં બ્રિટિશ ડિપ્લોમસીની દૂરદર્શિતા—vision—નો અભાવ છે. આ એક જ ગુણ બ્રિટિશનીતિને લાંબે ગાળે ટકાવી રાખે છે. આંતરરાષ્ટ્રીય રાજકારણમાં દૂરદર્શિતા, લશ્કરી કર્મકુશળતા કે સંપૂર્ણતા કરતાં વધારે મહત્ત્વની હોય છે.

હિટલરે અમેરિકાને યુરોપીય ને એશિયાટિક મામલામાં સંડોવ્યું છે. એનાં પરિણામનો ભાર પણ એણે જ વહેવો પડશે.

તા. ૪-૨-૧૯૩૯

# કાં ઉદાસ ?

લાભશંકર પાઠક

કાં ઉદાસ ?
સંસ્તિસમસ્ત શ્રેષ્ઠ સત્ત્વ માનવી ઉદાસ ?

ઝાડ, છોડ, વૃક્ષવેલ,
ખેલતાં ખુશાલ ખેલ,
વાયુશું કરન્ત ગેલ, કો વિષાદગ્રસ્ત ના.

કોમળી કળી હસે,
સુમંજુ મંજરી લસે,
પ્રસન્ન પુષ્પમાં વસે સુહાસ, શોક ક્યાંય ના.

સસ્મિતા સરિત્ સરે,
નિનાદ નિર્ઝરો કરે,
સમુદ્ર ઊર્મિ ઊભરે, ઉરે સમાય હર્ષ ના.

વ્યોમ ખેલતાં વિહંગ,
કૂદતાં વને કુરંગ,
મચ્છ, કચ્છ, વારિધીમહીં સુનૃત્ય નર્તતાં.

દિ'રાત કાર્યભારશ્રાન્ત,
સદા સચિન્ત ક્લેશક્લાન્ત,
માનવી ભમન્ત ભ્રાન્ત, ગ્લાન મ્લાન દુઃખમાં.

બધેય હર્ષના હુલાસ,
માત્ર માનવી જ કાં ઉદાસ ?



# અરબ પ્રજાની આજ અને આવતી કાલ

વિજય મુ. વાસુ

એક સમય એવો હતો જ્યારે યુરોપની પ્રજા અંધકારયુગમાંથી જાગૃત થઈ બહાર નીકળતી હતી ત્યારે પૂર્વનાં જ્ઞાન અને સંસ્કૃતિની અરબ પ્રજાએ તેમને ભેટ કરી. પૂર્વ અને પશ્ચિમ વચ્ચે સંસ્કૃતિ, જ્ઞાન અને વ્યાપારની આપલે કરનાર સાંકળ તરીકે અરબ પ્રજાનું સ્થાન હજી પણ ભૂલાય તેવું નથી.

સમયના ગ્રંથનાં પાનાં ફરી ગયાં અને અરબ સંસ્કૃતિ ભૂતકાળનો ઇતિહાસ બની. તે પછી અરબ પ્રજા તુર્કોની મુલ્કગીરીનો ભોગ બની અને તુર્કી સામ્રાજ્યમાં દબાઈ જઈને વિસારે પડી. વિશ્વવિગ્રહના અંતે તુર્કીનો પરાજ્ય થતાં સૈકાઓની ગુલામી પછી અરબ પ્રજા ઉપરથી તુર્કી સલ્તનતની પાંખો કપાઈ ગઈ. અરબ પ્રજા પુનઃ એક વાર જગતના પ્રકાશમાં આવી અને અરબ પ્રજાનો પ્રશ્ન દુનિયાના મુત્સદ્દીઓ પાસે વિચારણા માગતો ખડો થયો.

"વિગ્રહો નાબુદ કરવા લડાયેલા વિશ્વવિગ્રહ"ના અંતે તુર્કીના પરાજયથી અરબ પ્રજામાં નવી આશાનો સંચાર થયો. તેણે પારિસની સુલેહપરિષદ સામે મીટ માંડી. પરંતુ જ્યારે વિજેતા રાજ્યો યુરોપની પરાજિત દેશોના શાસન તળેની પ્રજાઓને આત્મનિર્ણય કરવાનો હક્ક આપવાનો ડોળ કરતા હતા, ત્યારે અરબ પ્રજાના ભાવિનું નિર્માણ તેઓએ પોતાના હાથમાં રાખ્યું! તુર્કીની આણમાંથી છૂટવા અને પોતાની આઝાદી મેળવવા અરબ પ્રજા મિત્ર રાજ્યોની પડખે રહીને તુર્કી સામે લડી હતી. પરંતુ પારિસની સુલેહપરિષદમાં જ્યારે તેણે વિજેતા રાજ્યોની સામ્રાજ્યલાલસા જોઈ, ત્યારે સ્વતંત્ર અરબ રાષ્ટ્રનું સ્વપ્ન હવામાં મળી ગયું. પારિસની શાન્તિપરિષદના સૂત્રધારોએ અરબનેતાઓ અને તેમના મિત્ર કર્નલ લૉરેન્સ સામે બહેરા કાન ધર્યા અને અરબ દેશોની માલિકી પ્રજાસંઘને સુપરત કરી. પ્રજાસંઘે તે દેશો પોતાના તરફથી "વહીવટ માટે" ઇંગ્લાંડ અને ફ્રાન્સને સોંપી દીધા. અરબ નેતાઓની ઇમારતો જમીનદોસ્ત થઈ.

## ઇરાક

પારિસની સુલેહપરિષદે તુર્કીના સામ્રાજ્યમાંથી મેસોપોટેમિયાનો અરબ પ્રદેશ છૂટો પાડી ત્યાં ૧૯૧૯માં ઇરાકના 'સ્વતંત્ર' અરબરાષ્ટ્રની સ્થાપના કરી. પ્રજાસંઘે તેનો વહીવટ બ્રિટનને સોંપ્યો, કારણ કે બ્રિટન અને હિંદ વચ્ચે સામ્રાજ્યની સાંકળના એક અને અવિભાજ્ય ભાગ તરીકે બ્રિટનને તેનો કબજો અનિવાર્ય હતો. તેના મોસલ પરગણાના ખનિજ તેલનું પ્રલોભન પણ ઓછું ન હતું. તુર્કીએ મોસલનો પ્રદેશ ઇરાકને સોંપવા સામે વાંધો લીધો. લાંબો વખત વિખવાદ ચાલ્યા પછી ૧૯૨૫માં પ્રજાસંઘે નિવેડો આપી તે પ્રદેશ ઇરાકને સુપરત કર્યો!

૧૯૨૧માં હેજાઝ (અરબસ્તાન)ના રાજપુત્ર ફૈઝલને ઈરાકના રાજા તરીકે પસંદ કરવામાં આવ્યો. પરંતુ સ્વતંત્ર અરબ રાષ્ટ્રનું સ્વપ્ન ફલિત ન થવાથી બ્રિટનની સત્તા સામે અરબ પ્રજાનો અસંતોષ ભભૂકતો રહ્યો. બ્રિટિશ સત્તાએ બોમ્બ અને બેયોનેટથી એ 'સગીર' રાષ્ટ્રને સુધારવા ઘણા પ્રયત્ન કર્યા. અંતે ૧૯૨૭માં તેણે ઈરાક સાથે કરારનામું કરી તેની સ્વતંત્રતાનો સ્વીકાર કર્યો, અને સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે તેને પ્રજાસંઘની 'નિશાળ'માં દાખલ કરવાની કબૂલત આપી.

ઈરાકને સામ્રાજ્યની સાંકળમાં બળવાખોર તરીકે જકડી રાખી સામ્રાજ્યનો એક ભાગ નબળો પાડવા કરતાં તેને રાજકીય સ્વાતંત્ર્ય બક્ષી આર્થિક લાભ પોતાના હાથમાં રાખી સામ્રાજ્યના એક પરોક્ષ ભાગ તરીકે તેને કાયમ કરવામાં ઇંગ્લાંડે ડહાપણ વાપર્યું છે. ઈરાક આજે એમ સમજે છે કે તેણે દુનિયાનાં સ્વતંત્ર રાષ્ટ્રો વચ્ચે સ્થાન મેળવ્યું છે, પરંતુ બ્રિટિશ સામ્રાજ્યનો પડછાયો તેની ઉપર છે. તેની આર્થિક લગામ બ્રિટનના હાથમાં છે. બ્રિટન, હિંદ અને પૂર્વ વચ્ચેના બ્રિટનના હવાઈ ધોરી માર્ગના એક અતિ અગત્યના ભાગ તરીકે બ્રિટનને ઈરાક ઉપરનું એટલું આધિપત્ય અનિવાર્ય છે. અરબ સ્વાતંત્ર્યના ઊગતા સૂર્યની ભૂમિ–ઈરાક–માં બ્રિટિશ હવાઈ દળનું થાણું છે. ઈરાકની સ્વતંત્રતાનો સ્વીકાર કરીને ઈંગ્લાંડે દીર્ઘદૃષ્ટિ વાપરી છે, પરંતુ તેના સામ્રાજ્યનો પડછાયો જ્યાંસુધી બ્રિટન જમાનાને ઓળખીને એ દીર્ઘ દૃષ્ટિ ચાલુ રાખશે ત્યાંસુધી જ ઈરાક નિભાવશે. બાકી બ્રિટિશ સામ્રાજ્યના એક લશ્કરી થાણા તરીકેની સ્થિતિ ઈરાક લાંબો વખત નિભાવી શકશે નહિ. ભાવિ વિગ્રહમાં બ્રિટન અને હિંદ વચ્ચે બ્રિટનના લશ્કરી થાણા તરીકે ઈરાકને ફરજિયાત વિગ્રહમાં ઘસડાવું પડશે.

## સીરિયા

ઈરાકની પશ્ચિમે આવેલા સીરિયાના અરબો પણ આઝાદી ઝંખે છે. ઈ. સ. ૧૫૧૬ થી ૧૯૧૮ સુધી તુર્કીની ગુલામીમાં રહ્યા પછી, ૧૯૧૯માં તેમને સ્વતંત્ર થવાની આશા દેખાઈ. પરંતુ ૧૯૨૦માં ફ્રાન્સે પ્રજાસંઘ પાસેથી સીરિયાનું 'મુરબ્બીવટ' સંભાળી લીધું. સીરિયાને તુર્કીના આધિપત્યમાંથી છૂટીને ફ્રાન્સના આધિપત્ય નીચે નહોતું જવું, પણ અરબ પ્રજાને આત્મનિર્ણયનો હક્ક ક્યાં હતો? છેવટે ૧૯૨૫માં સીરિયાએ ફ્રેન્ચ શાસન સામે ખુલ્લો બળવો પોકાર્યો. ફ્રાન્સે પણ પોતાની મુરબ્બીવટ સાચવીને આ 'સગીર' રાષ્ટ્રને 'સુધારવા' તેને બોમ્બ અને બેયોનેટની શિક્ષા કરી. બે વર્ષના બળવા પછી, સીરિયન અરબો હાર્યા, પરંતુ સીરિયાના ભૂમધ્ય કાંઠે આવેલ લીબાનન પ્રદેશને પ્રજા-સત્તાક બનાવવાની ફ્રાન્સને ફરજ પડી. તુર્કીના દબાણથી ફ્રાન્સે એલેક્ઝાન્ડ્રેટાની આસપાસના પ્રદેશને "સ્વરાજ્ય" આપ્યું.

પરંતુ બ્રિટિશ અને ફ્રેન્ચ સામ્રાજ્યની હવાઈ ધોરી માર્ગોના એક અગત્યના ભાગ તરીકે તો સીરિયાએ સામ્રાજ્યની સાંકળમાં જ બંધાઈને રહેવાનું છે. બ્રિટને ઈરાકના પ્રશ્નમાં જે દૂરંદેશી બતાવી તે ફ્રાન્સની પરદેશ કચેરીમાં નથી. ૧૯૨૫–૨૭ના બળવામાં ફ્રેન્ચોએ વાપરેલી દમનનીતિ અરબ પ્રજાની આઝાદીની ઝંખનાને દાબી દેવામાં નિષ્ફળ ગઈ છે, એ ઝંખના આજે વધુ સતેજ છે. અને જ્યાંસુધી ફ્રાન્સ બ્રિટનનો

દાખલો લઈને, સીરિયાનો સ્વતંત્ર બંધુરાષ્ટ્ર તરીકે સ્વીકાર નહિ કરે ત્યાંસુધી સામ્રાજ્યના હવાઈ માર્ગમાં સીરિયા ભયરૂપ રહેશે. સામ્રાજ્યને અખંડ રાખવા અને શાહીવાદી વિગ્રહો લડવા માટે અરબ દેશોને પોતાની લશ્કરી છાવણી તરીકે કાયમ રાખવાની મેલી બાજી પરદેશી શાસનનો પહેલો અંત લાવશે.

## અને પેલેસ્ટાઈન ?

પ્રજાસંઘે વિજેતા રાજ્યોને સોંપેલ કાળી પ્રજાઓના વહીવટના અળખામણા વારસા તરીકે પેલેસ્ટાઈનનો પ્રશ્ન અતિ વિકટ છે. ૧૯૧૭માં બ્રિટનના પરદેશમંત્રી લોર્ડ બાલ્ફરે જાહેરાત કરી કે વિગ્રહ પછી અને પેલેસ્ટાઈનને યહુદી પ્રજાની રાષ્ટ્રીયભૂમિ બનાવવામાં આવશે. આથી ૧૯૨૨ના જુલાઈમાં પ્રજાસંઘે પેલેસ્ટાઈનનો વહીવટ બ્રિટનને સોંપ્યો અને પેલેસ્ટાઈનનો પ્રદેશ યહુદી પ્રજાથી ઊભરાવા લાગ્યો. યહુદીઓ આર્થિક, સામાજિક, રાજકીય અને કેળવણીના ક્ષેત્રમાં ખૂબ આગળ વધેલા હોવાથી, અરબ પ્રજા ઉપર તેઓ આધિપત્ય ભોગવે તે કુદરતી હતું. આથી પેલેસ્ટાઈનની અરબ પ્રજાએ યહુદીઓ સામે જેહાદ જગાવી, તે સાથે બ્રિટનના દમન સામે પણ તેણે બળવો પોકાર્યો. અરબોનો એ સ્વાતંત્ર્ય વિગ્રહ આજ દિવસ સુધી હજી સળગે છે. આખરે જ્યારે પેલેસ્ટાઈનમાં અસહ્ય સ્થિતિ થઈ પડી ત્યારે બ્રિટને લોર્ડ પીલના પ્રમુખપદ નીચે તપાસપંચ નીમ્યું. બ્રિટનની Divide and Ruleની અળખામણી રાજનીતિને અનુસરીને ૧૯૩૭ના જુલાઈમાં તે તપાસપંચે પેલેસ્ટાઈનના ભાગલા પાડવાની ભલામણ કરી. તે સામે અરબ પ્રજાનો ક્રોધ ખુલ્લા બળવામાં ભભૂકી ઊઠ્યો. છેવટે, બ્રિટને સર જોન વુડહેડના પ્રમુખપદ નીચે બીજું તપાસપંચ નીમ્યું. તેણે ભાગલા પાડવાની રાજનીતિમાં ફેરફાર સૂચવ્યા. પરંતુ તેની ભલામણો પણ બધા માટે અસ્વીકાર્ય નિવડી. હવે બ્રિટન યહુદીઓ, અરબો અને બીજાં અરબ રાજ્યોના પ્રતિનિધિઓની ગોળમેજી પરિષદ બોલાવશે. પેલેસ્ટાઈનની અરબ પ્રજા ગમે ત્યારે આઝાદી મેળવે, પરંતુ બ્રિટને યહુદીઓને તેમાં વસાવીને જે સળગતો પ્રશ્ન ઊભો કર્યો છે તેનો નિવેડો કોઈ રીતે આવી શકે તેમ નથી. પેલેસ્ટાઈનમાં હવે વધુ યહુદીઓને નહિ વસાવવાનું બ્રિટન કબૂલે—જેમ કરવા હજી પણ તે તૈયાર નથી—તો પણ તેમાં વસી ગયેલ વર્તમાન યહુદી પ્રજા અને અરબ પ્રજા વચ્ચે કોઈ રીતે મેળ મળી શકે તેમ નથી. ગાંધીજી પણ કહે છે કે પેલેસ્ટાઈન અરબ દેશ છે અને અરબ પ્રજા માટે છે. યહુદીઓ જો તેમાં રહેવા માગતા હોય, તો અરબ પ્રજાની ઉપરવટ કરીને નહિ પણ તેમનો સદ્ભાવ જીતીને જ રહી શકે. બાકી યહુદી–અરબ વિગ્રહમાં ઇનસાફ તો અરબ પક્ષમાં જ છે. બ્રિટનની દમનનીતિ અને યહુદીઓની પેશકદમી અરબ પ્રજાને ફાસિસ્ટ રાજ્યોના હાથમાં ધકેલી આપશે.

આજે તો ખ્રિસ્તી, યાહુદી અને ઇસ્લામી ધર્મની પવિત્રભૂમિ પેલેસ્ટાઈનમાં ચોમેર આગ, કતલ અને વિનાશ નજરે પડે છે. હડધૂત યહુદી અને ગુલામ અરબ માણસાઈ ભૂલીને એક બીજાનું લોહી પીવા ધસે છે; જ્યાં આકાશમાંથી ઘુઘવાટ કરતા બ્રિટિશ વિમાનો બોમ્બ વરસાવે છે, બ્રિટનની યાંત્રિક તોપો બળવાખોરો ઉપર ગોળીઓની ઝડી વરસાવે છે, અને સતત વિગ્રહથી વેરાન બનેલ માતૃભૂમિના વનવગડામાં આઝાદીની શોધમાં શહીદ થઈ જવાની તમન્ના સેવતો અરબ પોતાની બંદૂક સાથે ભટકે છે. સ્વતંત્ર અરબ પેલેસ્ટાઈનનું તેનું સ્વપ્ન બ્રિટિશ તોપો અને બોમ્બના ધુમાડા પાછળ ઢંકાઈ ગયું

છે. ગરીબ બિચારો અરબ! તે વિચાર કરતો હશે કે આ બેવડી આફત કરતાં તુર્કીની ગુલામી શી ખોટી હતી?

## અરબસ્તાન

બ્રિટિશ અને ફ્રેન્ચ સામ્રાજ્યના ધોરી દરિયાઈ માર્ગ ઉપર તેનો કાંઠો રહ્યો, એટલે તેણે તો બ્રિટિશ રક્ષણ નીચે જ રહેવું જોઈએ ને? વિશ્વવિગ્રહના અંતે અરબસ્તાનમાંથી તુર્કીની સત્તાનો અંત આવ્યો અને તેનાં નાનાંમોટાં રાજ્યો ઓછાવત્તા અંશે બ્રિટનની સત્તા અને લાગવગ નીચે આવ્યાં. કર્નલ લૉરેન્સની પ્રેરણા અને દોરવણી નીચે અરબ પ્રજાએ વિશ્વવિગ્રહમાં તુર્કીની સત્તા તોડી પાડી, પરંતુ સ્વતંત્ર અને સંયુક્ત અરબ રાષ્ટ્રનું સ્વપ્ન તો અરબસ્તાનના મૃગજળ જેવું જ નીવડ્યું. આજે ઇસ્લામનો ભેરુ બનેલો મુસોલિની અરબસ્તાન સુધી પણ ફાસિઝમનું ઝેર ફેલાવી રહ્યો છે. બે સામ્રાજ્યવાદી સત્તાઓ અરબ પ્રજાને પોતાના સોગઠા તરીકે વાપરવા માગે છે.

આફ્રિકાના ઉત્તર કાંઠે વસતા અરબ પ્રજાના પિતરાઈ ભાઈઓનો પ્રશ્ન પણ નાનો નથી. આપણે ઇજિપ્તથી શરૂ કરીએ. એક તરફ ઇંગ્લાંડ અને ફ્રાન્સના સામ્રાજ્યવાદ અને બીજી તરફ ઇટાલીના નવા જાગેલા સામ્રાજ્યવાદના અનિવાર્ય ઘર્ષણ વચ્ચે આફ્રિકાના ઉત્તર કાંઠે વસતી મૂર, અરબ અને બર્બર પ્રજાએ અગત્યનો ભાગ ભજવવાનો છે.

## ઇજિપ્ત

ઈ. સ. ૧૫૧૭ થી ૧૭૯૮ સુધી તુર્કીના એક પ્રાન્ત તરીકે રહ્યા પછી ઇજિપ્ત નેપોલિયનના હાથમાં ગયું. ૧૯મી સદીમાં યુરોપિયનોએ એશિયામાં પગપેસારો કર્યો ત્યારે એમના મુખ્ય દરિયાઈ માર્ગ ઉપર આવેલા આ દેશ ઉપર તેમની નજર ચોંટી. સુએઝની નહેર બંધાયા પછી સામ્રાજ્યના એ મુખ્યમાર્ગ ઉપર આવેલા દેશને પોતાના કબજે રાખવાની લાલચ ઇંગ્લાંડ દબાવી શક્યું નહિ; ૧૮૮૨માં ગેરવહીવટના બહાને તેણે ઇજિપ્ત સર કર્યું. અરબીપાશા અને સાદ ઝગલૂલ ઇંગ્લાંડની એ પેશકદમી સામે જિંદગી સુધી લડયા. ઝગલૂલે પ્રજામાં રાષ્ટ્રભાવનાનું સિંચન કર્યું અને તેના નેતૃત્વ નીચે ઇજિપ્તની પ્રજા બે મોખરા ઉપર લડી: બ્રિટનના પ્રભુત્વ સામે અને ખુદ પોતાના રાજાની એકહથ્થુ સત્તા સામે. છેવટે ૧૯૧૪માં ઇંગ્લાંડે ઇજિપ્તને પોતાના રક્ષણ નીચે 'સ્વરાજ્ય' આપ્યું. ૧૯૨૨માં ઇંગ્લાંડને ઇજિપ્તની 'સ્વતંત્રતા' કબૂલ કરવી પડી, પરંતુ બ્રિટિશ કુહાડાના હાથા જેવા પોતાના રાજા દ્વારા ચાલતી બ્રિટનની પરોક્ષ દખલગીરી સામે પ્રજાએ રાષ્ટ્રીય (વફદ) પક્ષના નેતૃત્વ નીચે પોતાની લડત ચાલુ રાખી. ૧૯૩૫–૩૬ના શિયાળામાં પ્રજાએ ખુલ્લો બળવો કરી રાજા ફુઆદને પ્રજાકીય બંધારણ અમલમાં મૂકવાની ફરજ પાડી. બ્રિટને વફદપક્ષના નેતા અને પ્રધાન નહાશપાશા સાથે સંધિ કરી ઇજિપ્તની સ્વતંત્રતાનો સ્વીકાર કર્યો અને સમયાનુક્રમમાં ઇજિપ્તમાંથી પોતાનું લશ્કર ખસેડી લેવાની કબૂલાત આપી.

આજના આંતરરાષ્ટ્રીય રાજકારણમાં ઇજિપ્તનું સ્થાન અગત્યનું છે. પોતાના સામ્રાજ્યના હવાઈ અને દરિયાઈ ધોરી માર્ગ ઉપર આવેલા આ દેશને બ્રિટન સંતુષ્ટ રાખે ને પોતાના સામ્રાજ્યના એક પરોક્ષ ભાગ તરીકે કાયમ કરવા માગે છે. રાજા ફરુકના પક્ષે

વફદપક્ષમાં ફાટફૂટ પડાવી છે અને રાજાની સત્તા અત્યારે સર્વોપરી બની છે. બીજી તરફથી ભૂમધ્ય સમુદ્રને ઈટાલિયન સરોવર બનાવી દેવાની મહત્ત્વાકાંક્ષા સેવતો મુસોલિની ઇજિપ્ત ઉપર ડોળો રાખીને બેઠો છે. ઇજિપ્તની બાજુમાં આવેલ ઈટાલિયન સંસ્થાન લીબિયામાં આજે મુસોલિની પોતાની ફાસિસ્ટ ફોજની જમાવટ કરી રહ્યો છે, અને એ ભયથી પ્રેરાઈને ઇજિપ્તની સરકાર બ્રિટનની વધુ ને વધુ નિકટમાં જતી રહી છે. એક તરફથી ઈટાલીની ફાસિસ્ટ ચળવળ ઈજિપ્તને બ્રિટન વિરુદ્ધ પ્રેરે છે, ત્યારે બીજી તરફ બ્રિટન પોતાના સામ્રાજ્યમાંથી અળગા થવા ઇચ્છનારને મુસોલિનીની મહત્ત્વાકાંક્ષાનો ભય બતાવે છે. જ્યાં સુધી ઇજિપ્ત બ્રિટનની સાથે બંધાયેલું છે ત્યાં સુધી તેની સામે ઈટાલીનો ભય ઊભો રહેશે, અને લશ્કરી દૃષ્ટિએ બ્રિટન યુદ્ધ વખતે ઇજિપ્તને અળગું રહેવા દે તે પણ અસંભવિત છે. આ શાહીવાદી અથડામણમાં ઈજિપ્તને સદંતર અળગું રહેવાની નિશ્ચયાત્મક જાહેરાત ન કરે ત્યાં સુધી તે એક સ્વતંત્ર રાષ્ટ્રનું સ્થાન પ્રાપ્ત કરી શકશે નહિ.

## લીબિયા

૧૬મી સદીમાં લીબિયાની અરબ પ્રજા ઉપર તુર્કોએ પોતાની સત્તા જમાવી. ૧૯૧૧માં તુર્કો પાસેથી ઇટાલીએ તે પ્રદેશ જીતી લીધો. ઈજિપ્તની પશ્ચિમે આવેલા આ ટ્રિપોલી અથવા ટ્રિપોલી રાજ્યના નામથી પણ ઓળખાતા પ્રદેશમાં ઇટાલી પોતાની સફેદ પ્રજાની વસાહતો સ્થાપે છે. હમણાં મુસોલિની ૧૯૦૦૦ ઈટાલિયન કુટુમ્બોને ત્યાં વસાહતી તરીકે મોકલી રહ્યો છે. ફાસિસ્ટ વિચારના અને નિરોગી ઇટાલિયનો જે દરિયાપાર ઇટાલીનો વાવટો ફરકતો રાખી શકે તેવા માણસોને જ વસાહતી તરીકે પસંદ કરવામાં આવે છે. ભૂમધ્ય સમુદ્રને ઈટાલિયન સરોવર બનાવી દેવાની યોજનાનો આ એક ભાગ છે.

૧૯૩૭ના માર્ચમાં મુસોલિનીએ લીબિયાની મુલાકાત લીધી ત્યારે અરબોએ ઇસ્લામના નામે ઇસ્લામની તરવાર તેને અર્પણ કરી. બદલામાં મુસોલિનીએ માજી કૈસરની છટાથી ઇસ્લામના મિત્ર તરીકે ઇસ્લામના સંરક્ષક રહેવાની ખાતરી આપી. ભાવિ વિગ્રહમાં લીબિયા અગત્યનો ભાગ ભજવશે તેમાં સંદેહ નથી. વિગ્રહમાં જો ઇજિપ્ત ઇંગ્લાંડની સાથે તણાશે તો લીબિયામાંથી ઇટાલી ઇજિપ્તની પીઠ પાછળ ઘા કરશે. ઉત્તર આફ્રિકાની અરબ પ્રજામાં ફાસિઝમનો પ્રચાર કરવા માટે અને બ્રિટન તથા ફ્રાન્સ સામે કડવી લાગણી ઉત્પન્ન કરવા માટે લીબિયા ઈટાલીનું મુખ્ય મથક છે. ઈટાલી અને લીબિયાનાં બ્રોડકાસ્ટીંગ સ્ટેશનો અરબ પ્રજામાં ફાસિઝમની 'સંસ્કૃતિ' ફેલાવવાનું જ કાર્ય કરે છે.

## ટ્યુનિસ

ફ્રાન્સ અને ઈટાલી વચ્ચે કડવાશ પેદા કરી તેમને અળગા કરવા અને ઈટાલીને પોતાના પક્ષમાં લેવા પ્રિન્સ બિસ્માર્કે ગુપ્ત રીતે ફ્રાન્સને પ્રેરણા કરી હતી. એટલે ફ્રાન્સે ૧૮૮૧માં ઇટાલીની ઉપરવટ કરીને ટ્યુનિસ પોતાના કબજે કરી લીધું. લીબિયાની ઉત્તર–પશ્ચિમે આવેલો આ પ્રદેશ ઇટાલીના સાન્નિધ્યમાં લીબિયા કરતાં વધારે છે અને તેમાં ઈટાલિયન પ્રજા પણ વધારે છે, એટલે ભવિષ્યમાં તે ઈટાલીના હાથમાં ન જાય તે માટે આજ દિવસ સુધી ફ્રાન્સ તેને પોતાના રંગથી રંગતું રહ્યું છે. પરંતુ ઈટાલી હવે ટ્યુનિસની માગણી કરે છે, કારણ કે ભૂમધ્ય સમુદ્રને પોતાનું કરી લેવાની યોજનામાં ટ્યુનિસની તેં

જરૂર છે. વળી તેની ભૌગોલિક સ્થિતિ એવી છે કે બ્રિટન સાથેની અથડામણ વખતે ઈટાલી ત્યાંથી બ્રિટનનો હિંદુસ્તાન આવવાનો દરિયાઈ માર્ગ બંધ કરી શકે તેમ છે. પરંતુ ફ્રાન્સ ચેકોસ્લોવાકિયાની માફક નમતું આપે તે સંભવિત નથી. આંતરરાષ્ટ્રીય કડવાશમાં ટ્યુનિસ ફ્રાન્સ અને ઈટાલી વચ્ચે ઘર્ષણનું કારણ આપ્યા કરશે. એ ચોક્કસ છે. મુસોલિની સમજે છે કે ફ્રાન્સ નમે તેમ નથી, પરંતુ તે સાથે પોતાની મહત્ત્વાકાંક્ષામાં ટ્યુનિસનું સ્થાન શું છે તે પણ મુસોલિની બરાબર સમજે છે.

### અલજીરિયા

અરબ અને બર્બર પ્રજાનાં આ પ્રદેશ ઉપર પણ ફ્રાન્સનું શાસન છે. ટ્યુનિસની પશ્ચિમે આવેલો આ દેશ ફ્રેન્ચ સામ્રાજ્યનું એક અગત્યનું થાણું છે, કારણ કે ફ્રાન્સ પોતાની ફોજની જમાવટમાં ત્યાંથી કાળા માણસોની ભરતી કરે છે. આફ્રિકાના ઉત્તર કાંઠે ઈટાલીનો સામનો કરવા ફ્રાન્સને અલજીરિયા અને મોરોક્કોની જરૂર પડશે.

### મોરોક્કો

આ પ્રદેશ સ્પેનિશ, ફ્રેન્ચ અને આંતરરાષ્ટ્રીય, એમ ત્રણ વિભાગમાં વહેંચાયેલો છે. સ્પેનની ગુલામીમાંથી મુક્ત થવા મૂરપ્રજા સ્વાતંત્ર્ય યુદ્ધ લડી હતી અને ફ્રાન્સે સ્પેનને મદદ કરવાથી હારી હતી તે હજી ગયા દાયકાની જ વાત છે. આજ તો મૂર પ્રજા સરમુખત્યાર પ્રજાની સામ્રાજ્યની રમતમાં સોગઠા જેવી બની ગઈ છે. સ્પેનનો આંતરવિગ્રહ સ્પેનિશ મોરોક્કોમાં શરૂ થયો હતો અને આજે સ્પેનની સમાજવાદી સરકાર સામે જનરલ ફ્રાંકોના લશ્કરમાં મૂર લોકો સ્પેનની ભૂમિ ઉપર લડી રહ્યા છે. આજે ફાસિઝમ આટલાંટિકના કાંઠા સુધી પહોંચ્યો છે અને તેમાં પોતાની મુક્તિની આશા રાખીને જે મૂર પ્રજા એક દિવસ પોતાના સ્વાતંત્ર્ય માટે લડી અને હારી તે આજે અજાણપણે પોતાની ગુલામી કાયમ કરી રહી છે.

સ્પેનિશ મોરોક્કો આજે ફાસિઝમનું લશ્કરી થાણું બન્યું છે. તેની ચળવળ ફ્રેન્ચ મોરોક્કોમાં પહોંચી છે. મૂડીવાદીઓની સરમુખત્યારીમાં માનતા ફ્રેંચ અમલદારો ફ્રેંચ મોરોક્કોમાં ફાસિઝમને સક્રીય સહચાર આપે છે. ફ્રાન્સની આજની રાજકીય અને આર્થિક અવ્યવસ્થામાં જો કદી સમાજવાદી અને મૂડીવાદી પક્ષો વચ્ચે આંતરવિગ્રહ જાગશે તો તેની શરૂઆત ફ્રેંચ મોરોક્કોમાંથી થશે. આંતરરાષ્ટ્રીય રાજકારણમાં એક અગત્યના વ્યવસ્થાન તરીકે ફ્રેંચ મોરોક્કોને ન ભૂલવું જોઈએ. તક મળશે ત્યારે મુસોલિની જેમ સ્પેનિશ મોરોક્કોમાંથી સ્પેનમાં ફાસિસ્ટ બળવાની આગ લઈ ગયો તેમ ફ્રેંચ મોરોક્કો અને ફ્રાન્સમાં પણ પોતાની મેલી રમત રમવાનું ચૂકશે નહિ.

ત્યારે યુરોપના મુત્સદ્દીઓ પાસે આંતરરાષ્ટ્રીય પ્રશ્નોમાં ઈરાકથી મોરોક્કો સુધીનું મુસ્લિમ જગત કોયડારૂપે ઊભું છે. એ પ્રદેશના દરેક દેશમાં રાષ્ટ્રવાદનો જન્મ થયો છે અને સ્વદેશના સ્વાતંત્ર્ય માટે એ રાષ્ટ્રવાદે જુદા જુદા રસ્તા લીધા છે. વિશ્વવિગ્રહમાં તેની અરબ પ્રજાએ પોતાની આઝાદીની તક જોઈ હતી. પારિસની સુલેહપરિષદમાં તેઓએ સ્વતંત્ર અરબ રાષ્ટ્રના સર્જનની આશા રાખી હતી. બ્રિટન અને ફ્રાન્સને તેઓએ પોતાના મુક્તિદાતાના સ્વરૂપે જોયા હતા. પણ અરબ પ્રજા નિરાશ થઈ. આજે એ નિરાશામાંથી અસંતોષનો અગ્નિ ધૂંધવે છે. તેની જવાબદારી આજે બ્રિટન અને ફ્રાન્સ

ઉપર છે. મુસોલિની આજે અરબ પ્રજામાં ફાસિસ્ટ પ્રેરણા પ્રેરીને તેને બ્રિટન તથા ફ્રાન્સ સામે ખુલ્લો બળવો કરવા ઉશ્કેરે છે. ઇંગ્લાંડ અને ફ્રાન્સ પાસે નિરાશ થયેલો અરબ રાષ્ટ્રવાદ ફાસિઝમમાં નવી આશા જુએ છે, પરંતુ ત્યાં પણ તેની મુક્તિ નથી. ફાસિઝમમાં જો તે આઝાદીની શોધ કરશે તો નવા સર્જાતા રોમન સામ્રાજ્યની ધૂંસરી તેના ગળા ઉપર આવી પડશે. બ્રિટન અને ફ્રાન્સ જો પોતાના સામ્રાજ્યની ઈમારતને બચાવવા માગતા હોય તો તેમની પાસે એક જ માર્ગ છે કે તેઓ અરબ પ્રજા ઉપરથી પોતાનું આધિપત્ય ઉઠાવી લઈને સ્વતંત્ર બંધુરાષ્ટ્ર તરીકે તેનો સ્વીકાર કરે. નહિતર આવતા વિશ્વવિગ્રહમાં ઈરાકથી મોરોક્કો સુધીનો અરબ પ્રદેશ ફાસિસ્ટ રાજ્યોની લશ્કરી છાવણીમાં ફેલાઈ જશે.

## ત્યારે ભવિષ્ય ?

બ્રિટન જાણે છે કે પોતાના સામ્રાજ્યના દેશોમાં રાષ્ટ્રવાદનો અગ્નિ સળગતો થયો છે, જેને બુઝાવી શકાશે નહિ. સામ્રાજ્યને છિન્નભિન્ન કરી નાખે તેવાં બળો સામ્રાજ્યની અંદર અને બહાર કામ કરી રહ્યાં છે તે પણ તેનાથી અજાણ્યું નથી. તેના પ્રતિકારનો એક જ ઉપાય છે: એ દેશોને સામ્રાજ્યની સાંકળમાં બાંધી રાખવાનો પ્રયાસ છોડી દઈ તેમને બંધુત્વના બંધનથી બાંધવા—બંધુત્વનું પ્રેમબંધન જ Commonwealth of Nationsનું નામ સાર્થક કરશે. ફાસિઝમના આક્રમણ સામે તે એક માત્ર બચાવ છે. બાકી સામ્રાજ્ય? તે 'અજાયબ રચના તો બ્રિટિશ રાજદ્વારી કુનેહનું છેલ્લું ફૂલ છે. તે થોડા સમય માટે ખીલશે, પણ આખરે તે આખું ફૂલ ખરી પડીને અદૃશ્ય થશે.' 'મને કોઈ વાર આશ્ચર્ય થાય છે કે હું બ્રિટનની પરદેશ કચેરી છોડું તે પહેલાં આવી ભવિષ્ય વાણી ભાખનારા સાચા તો નહિ પડે?'*

અરબ પ્રજાની આજની આ પરિસ્થિતિ છે; આવતી કાલ કેવી થશે તેનો આધાર બ્રિટન અને ફ્રાન્સની પરદેશનીતિ ઉપર રહેશે.



* તા. ૧૩-૧૨-૩૮ ના રોજ બ્રિટનના સંસ્થાન ખાતાના પ્રધાન મિ. માલ્કમ મેક્ડોનાલ્ડે આપેલા ભાષણમાંના શબ્દો—'ટાઈમ્સ ઑવ ઇંડિયા, તા. ૧૫-૧૨-૩૮.




## ભાષામાં વિવેક

**ભા**ષામાં લગભગ સરખા ભાવના અનેક શબ્દો હોય છે, પણ તે સર્વે કંઈ ને કંઈ સૂક્ષ્મ અર્થભેદ તો હોય છે જ. આપણા કેટલાક શિષ્ટ લેખકો પણ એ અર્થભેદને વિવેક સાચવ્યા વિના એકને બદલે બીજો જ શબ્દ લખી દે છે. તેનાં કેટલાંક ઉદાહરણ આપું

क પ્રથમ તો ઉદાહરણ અને દૃષ્ટાન્તનું જ ઉદાહરણ લઈએ. અમુક પ્રસંગ પ્રયોગથી કોઈ સિદ્ધાન્ત ( સિદ્ધ+અન્ત ) સિદ્ધ થતો હોય તો તે પ્રસંગને કે પ્રયોગને દૃષ્ટાન્ત કહેવાય. બ્રાહ્મણ સ્ત્રીએ નોળિયાનું મોં લોહિયાળું દેખીને અનુમાન કરી નાખ્યું કે તેણે મારા બાળકને મારી નાખ્યું, અને કંઈ પણ વિચાર કર્યા વિના તેના ઉપર બેડું નાખી મારી નાખવાનું સાહસ કર્મ કર્યું. પરિણામે બ્રાહ્મણ સ્ત્રીના હર્ષનો નાશ થયો. એ ઉપરથી કવિએ સિદ્ધાન્ત સ્થાપ્યો કે " સાહસ કર્મ કર્યા થકી હોય હર્ષનો નાશ, દેખો એ દૃષ્ટાન્તથી કહે કવિ શામળદાસ. " અહીં કવિએ દૃષ્ટાન્ત શબ્દ યોગ્ય જ રીતે વાપર્યો છે.

પણ સાહસકર્મ કર્યાથી હર્ષનો નાશ થાય એ સિદ્ધાન્ત સિદ્ધ કરવો હોય તો એ બ્રાહ્મણ સ્ત્રીના જેવા અનેક પ્રસંગ એ ક્ષેત્રમાં પડ્યા હોય તેમાંથી એ બ્રાહ્મણ સ્ત્રીનો કે તેવો જ કોઈ ઉપાડી ( ઉત્+આહરણ ) લેઈ સિદ્ધાન્તને સિદ્ધ કરીએ ત્યારે ઉપાડી લેઈ વર્ણવેલા પ્રસંગને ઉદાહરણ કહીએ.

ख તેવી જ રીતે કારણ દર્શાવવા **તેથી** અને હેતુ દર્શાવવા **માટે**, એ બે શબ્દોના ઉપયોગમાં વિવેક કરવો ઘટે. ઘરમાં ખાવાનું હતું નહિ, **તેથી** હું ભૂખ્યો રહ્યો. મને અપચો થયો હતો, તે મટાડવા ( તે મટે, ) માટે હું ભૂખ્યો રહ્યો. અહીં પ્રથમ ઉદાહરણમાં ભૂખ્યા રહેવાનું કારણ અને બીજામાં ભૂખ્યા રહેવાનો હેતુ દર્શાવેલ છે.

ग કૃપા અને દયાઃ કૃપામાં कृप् (કરપવું, કાપવું એ ઉપરથી કૃપણ ને કૃપાણ શબ્દ થયા છે) ધાતુ છે. સામાને કાપીને, કકડા કરીને, હીન ભાવે માનીને જે લાગણી દર્શાવવી તે **કૃપા**. દયામાં दय् (દાન દેવું, રક્ષણ આપવું ) ધાતુ છે. પરક્લેશ હરીને સામાનું રક્ષણ કરવાની વૃત્તિ તે દયા છે. કૃપા કરનારને પોતામાં મોટા હોવાનું ભાન કે અભિમાન હોય છે, દયા કરનારના હૃદયમાં સેવા કરવાની વૃત્તિ હોય છે. આમ આ બે શબ્દોના અર્થમાં ભેદ છે.

ઘ. દુઃખ, કષ્ટ, સંકટ, વેદના: દુઃખ ( દુઃ=ખરાબ+ख=મન, શરીર ), મનને અને શરીરને પ્રતિકૂળ અવસ્થા તે દુઃખ. કષ્ટ ( कष्=કસોટી કાઢવી ), કોઇ હિતની દૃષ્ટિએ શરીરે ને મને સહન કરવું તે કષ્ટ: અને એટલા માટે તો સુવાવડમાં 'સ્ત્રી કષ્ટાય છે' એમ કહેવાય છે, કારણ કે સંતાનજન્મનું તેમાં હિત છે. સંકટ ( सं+कट्=જવું )=સાંકડું. સંકડામણમાંથી માર્ગ કાઢવો પડે ત્યારે સંકટ આવ્યું એમ કહેવાય. ખંભરઘાટ, બોલનઘાટ વગેરે પર્વતની સાંકડમાંથી પસાર થવાના ઘાટ–માર્ગ ગિરિસંકટ કહેવાય છે. વેદના ( विद्=જાણવું ) તે સુખદુઃખ વગેરે લાગણીઓનું ભાન છે, જો કે આજે એ શબ્દ દુઃખની જ લાગણીના ભાનને માટે–દુઃખને જ માટે વપરાય છે. આમ ચારે શબ્દોના અર્થમાં ભેદ છે.

ङ **સમય, કાળ:** સમય એ કાળનો ટૂંકામાં ટૂંકો ભાગ છે. દર્શનશાસ્ત્રોમાં **દેશ** અને **કાળ** એ બે પણ તત્ત્વો ગણાયાં છે. દેશનો નાનામાં નાનો ભાગ તે **બિંદુ**. તેવી જ રીતે કાળનો નાનામાં નાનો ભાગ તે **સમય**. **બિંદુ**ને જેમ લંબાઈ પહોળાઇ નથી, છતાં અનેક **બિંદુ** સીધી દિશામાં રેખાને બનાવે છે; તેમ **સમય**ને લંબાઈ પહોળાઈ નથી, છતાં અનેક **સમય, પળ, ઘડી** વગેરે કાળવિભાગોને બનાવે છે. બધાં દર્શનશાસ્ત્ર ભૂત, વર્તમાન અને ભવિષ્ય, એમ ત્રણ કાળ માને છે, પણ જૈન દર્શનશાસ્ત્ર ભૂત અને ભવિષ્ય, એમ બે જ કાળ માને છે; કારણકે બોલતાં બોલતામાં જ માની લીધેલો વર્તમાનકાળ ભૂતકાળ બની જાય છે અને ભવિષ્યકાળ તેનું સ્થાન લે છે. આથી ભૂતકાળને અને ભવિષ્યકાળને સાંધનારા ટૂંકામાં ટૂંકા, લંબાઈ પહોળાઈ વિનાના કાળવિભાગને તેઓ **સમય** કહે છે. આ ભેદ સમજવા જેવો છે.

આ પ્રમાણે અર્થભેદનો વિવેક કરવા જેવા, **શંકા–સંશય**, સ્નેહ–પ્રેમ, નિપુણ–નિષ્ણાત, કુશળ, પ્રવીણ–ચતુર, અને બીજા અનેક શબ્દસમૂહ છે.

૨. ક્રિયાપદમાં કાળ વાપરતાં પણ આપણે અનેકવાર ભૂલ કરીએ છીએ:

क. ભાઈ મહાદેવભાઈ દેસાઇ લખે છે: "સુધારો **થવા**ની ચોક્કસ નિશાનીઓ જોવામાં આવી છે" ('હરિજનબંધુ,' તા. ૨૮–૧૧–૩૭, પૃ. ૨૯૭). એમનો કહેવાનો ભાવ એવો છે કે સુધારો થયો છે એવી ચોક્કસ નિશાનીઓ જોવામાં આવી છે, અને એ અર્થમાં તો એમ લખાવું જોઈએ કે "સુધારો **થયા**ની..." કારણ કે "સુધારો **થવા**ની..." એનો તો એ અર્થ થાય કે "સુધારો થશે એવી..."

ख. "દોઢ વાગે આવ્યો," 'જાણે અજાણે' એ બંનેમાં ભૂતકાળનો ઉલ્લેખ હોવાથી "દોઢ વાગ્યે આવ્યો,": 'જાણ્યે અજાણ્યે' એમ લખાવું જોઈએ.

૩. સંસ્કૃત શબ્દોની મૂળ જાતિ પણ ફેરવી નાખી છે. એવા ત્રણ શબ્દો તો મને આંખ સામે તરી આવે છે. **આશ્રમ, મનોયત્ન** અને **સમાજ**. એમાંના કોઈ પણ શબ્દને કોઈપણ કોશમાં નપુંસક લિંગમાં મૂકેલો મેં જોયો નથી.

પણ કોણ જાણે કયે કારણે સાબરમતી આશ્રમના વાસીઓ—મહાત્માજીથી માંડીને તેમના સૌ અનુયાયીઓ—મહાદેવભાઈ અને કાકા કાલેલકર જેવા સમર્થ ભાષાશાસ્ત્રીઓ પણ—**આશ્રમ** શબ્દને નપુંસકલિંગમાં વાપરે છે અને 'જોડણીકોશ' તો એ આશ્રમ-

વાસીઓની પોતાની પેદાશ, એટલે એ કોશમાં—સર્વ કોશોમાં અપવાદરૂપે એ એકલા જ કોશમાં—આશ્રમ શબ્દને વિકલ્પે નપુંસકલિંગ માન્યો છે!

સદ્ગત હરગોવિંદદાસ કાંટાવાળાએ અને મદ્દગત લાલશંકર ત્રવાડીએ ગુજરાતીમાં અંકગણિત રચ્યું, એમાં **મનોયત્નને** નપુંસકલિંગનું સ્વરૂપ આપીને 'મનોયત્ન...નું,' એમ કોણ જાણે કયે કારણે લખ્યું: પછી તો તેને એ જાતિ રૂઢ થઈ ગઈ અને જોડણીકોશમાં વિકલ્પે અપાઈ.

ગુજરાતમાં **સમાજને** નારીજાતિમાં બોલનાર ઘણું કરીને માત્ર આર્યસમાજીઓ જ છે અને તે પંજાબની રૂઢિનું અંધ અનુકરણ હોય એમ લાગે છે.

૪. ગુજરાતી ભાષામાં વિકારી વિશેષણને તેના વિશેષ્યનાં જાતિ, વચન ને વિભક્તિ લાગે છે—છઠ્ઠી વિભક્તિનો સંબંધી પ્રત્યય લાગેલાં નામ પણ વિકારી વિશેષણનું રૂપ ધારણ કરે છે અને તેને પણ તેના વિશેષ્યનાં જાતિ, વચન ને વિભક્તિ લાગે છે. પણ નરજાતિ અને નાન્યતર જાતિના વિશેષણને ત્રીજી તથા સાતમી વિભક્તિના એકવચનના એ પ્રત્યયને બદલે ઘણા લેખકો ભૂલથી આ લખે છે: આના પરિણામે, થોડા પ્રયત્ને, થોડા અભ્યાસે, કાળા રંગે; આ સર્વને બદલે, આને પરિણામે, થોડે પ્રયત્ને, થોડે અભ્યાસે, કાળે રંગે લખાવું જોઈએ. અને આ ભૂલ તો આ નવયુગના લેખકોએ દાખલ કરી છે, બાકી પાછલા જુગના લેખકો તો શુદ્ધ રીતે જ લખતા હતા. ગજરામારૂની કથા લલકારતાં જેણે સાંભળી હશે, તેણે તો સાંભળ્યું જ હશે: "કાળે ઘોડે ને કાળે લૂગડે, કાંઈ મારૂ ચાલ્યા પરદેશરે, કાંઈ મારૂ ચાલ્યા પરદેશ."

૫. "આ સંબંધે હકીકત એવી છે." એવા વાક્યમાં અનેક લેખકો 'સંબંધી' શબ્દ વાપરે છે તે ભૂલ છે. સંબંધે એટલે વિષે, સંબંધી એટલે સંબંધવાળું.

૬. 'એ ને એ' એને બદલે ઘણા લેખકો 'એનું એ' લખે છે તે ભૂલ છે એમ માનું છું. એનો અર્થ 'એ જ બીજું નહિ.' એમાં કંઇ સંબંધ દેખાડવાનો નથી એટલે છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય લગાડવાનું કશુંય કારણ નથી. 'આખું ને આખું' એવો શુદ્ધ પ્રયોગ વપરાય છે, ત્યાં કોઈ 'આખુંનું આખું' વાપરતું નથી.

"પાટીદાર મંદિર," આણંદ

નરસિંહભાઈ ઈ. પટેલ

---o---



## (૧) આઝાદી એટલે સામાજિક વ્યવસ્થામાં પરિવર્તન

### બ્રિટિશ સામ્રાજ્યની નાશરક્ષાનો ઉપાય

જો ગ્રેટબ્રિટન વખતસર ચેતીને ભારતવર્ષને સ્વતંત્ર બનાવવામાં નિષ્ફળ નીવડ્યું તો એનું સામ્રાજ્ય પણ બચવાનું નથી; જેમ સુસંગઠિત અને જોરાવર હોવા છતાં ટૂંકદષ્ટિવાળું ને મગરૂર એવું કોઈ પણ સામ્રાજ્ય બચી શક્યું નથી–બચી શકતું નથી. ગ્રેટબ્રિટન પોતાના સામ્રાજ્યને સ્વતંત્ર રાજ્યોના એક ઉદાર સંઘ–બ્રિટિશ કૉમનવેલ્થ ઑવ્ નેશન્સ—ના રૂપમાં જરૂર બદલી શકે છે. એનાથી એ ઉદારમતવાદ–લીબરલીઝમ–અને લોકશાસનવાદની વર્તમાન સમસ્યાના ઉકેલને સારી રીતે સરળ કરી શકે એમ છે. સુવ્યવસ્થિત જગત્વ્યવસ્થાને માટે એની એ એક બહુ મોટી જવાબદારી છે. જ્યારે દુનિયાંનાં ત્રણ જબરાં લશ્કરી રાજ્યો, પોતાની નીતિની પ્રેરણા હિંસાના સિદ્ધાંતમાંથી મેળવી એકત્ર સામનો ગોઠવી રહ્યાં છે એવી આજની સંસારવ્યાપી ખતરનાક પરિસ્થિતિમાં, બ્રિટને શબ્દોથી નહિ પરંતુ વાસ્તવિક કાર્યદ્વારા સ્વતંત્રતા અને લોકશાસન–Freedom and Democracy–માં પોતાનો દઢ વિશ્વાસ ફરીવાર પ્રગટ કરી બતાવવો જોઈએ. અને આ આદર્શ પ્રતિ શ્રદ્ધાભરી ભાવનાથી ભિન્નભિન્ન રાષ્ટ્રોને એકત્ર કરી એકતા સ્થાપિત કરવી જોઇએ. ભારતવર્ષના પોતાના લાભની દષ્ટિએ જ નહિ પરંતુ આંતરરાષ્ટ્રીય શિષ્ટતા અને ન્યાયની રક્ષાને ખાતર પણ ભારતમાં સ્વરાજ્યનો અમલ લાંબો કાળ ઠેલી શકાય એમ નથી. હિંદમાં સૌથી વધારે આવશ્યક વસ્તુ આજે એ છે કે એક એવા ફેડરલ બંધારણની રૂપરેખા ઘડાવી જોઈએ–જે હાલની ફેડરેશનની ખતરનાક યોજનાને ઉડાવી દે—કે જે ભારતશાસનની ફેડરલ યોજનામાં ભિન્ન ભિન્ન સંપ્રદાયો, પ્રાંતો અને દેશી રાજ્યોની આંતરિક એકતાને મજબૂત બનાવે અને એનો વિકાસ કરે—વિનાશ નહિ. પણ જ્યાં સુધી ભારત ઉપર બહારથી શાસનવિધાન લાદવામાં આવશે ત્યાં સુધી ભારત સ્વતંત્ર નથી થઈ શકવાનું.

*　　　　*　　　　*

આત્માનો ઉત્કર્ષ નિયમનથી જ થઇ શકે છે, દમનથી નહિ. પ્રજાતંત્ર રાષ્ટ્રના આત્માને માપનાર અંતિમ કસોટી છે. લોકશાસનની મારી વાતનો અર્થ હું પાર્લામેન્ટરી સરકારના સંબંધમાં એટલો નથી કરતો, જેટલો હું એનો સંબંધ માનવીની મહત્તા અને એની અંદર રહેલ વિકાસની મૌલિક ભાવનાના અધિકારના સ્વીકારનો કરું છું. માનવીમાં રહેલ વિકાસ માટે પ્રયત્ન કરવાની લાગણીશક્તિ બહુ મૂલ્યવાન ચીજ છે. શાસનવ્યવસ્થા મારફત એનો

વાસીઓની પોતાની પેદાશ, એટલે એ કોશમાં—સર્વ કોશોમાં અપવાદરૂપે એ એકલા જ કોશમાં—આશ્રમ શબ્દને વિકલ્પે નપુંસકલિંગ માન્યો છે!

સદ્ગત હરગોવિંદદાસ કાંટાવાળાએ અને મહૂમ લાલશંકર ત્રવાડીએ ગુજરાતીમાં અંકગણિત રચ્યું, એમાં મનોયત્નને નપુંસકલિંગનું સ્વરૂપ આપીને 'મનોયત્ન...નું.' એમ કોણ જાણે કયે કારણે લખ્યું: પછી તો તેને એ જાતિ રૂઢ થઈ ગઈ અને જોડણી-કોશમાં વિકલ્પે અપાઈ.

ગુજરાતમાં સમાજને નારીજાતિમાં બોલનાર ઘણું કરીને માત્ર આર્યસમાજીઓ જ છે અને તે પંજાબની રૂઢિનું અંધ અનુકરણ હોય એમ લાગે છે.

૪. ગુજરાતી ભાષામાં વિકારી વિશેષણને તેના વિશેષ્યનાં જાતિ, વચન ને વિભક્તિ લાગે છે—છઠ્ઠી વિભક્તિનો સંબંધી પ્રત્યય લાગેલાં નામ પણ વિકારી વિશેષણનું રૂપ ધારણ કરે છે અને તેને પણ તેના વિશેષ્યનાં જાતિ, વચન ને વિભક્તિ લાગે છે. પણ નરજાતિ અને નાન્યતર જાતિના વિશેષણને ત્રીજી તથા સાતમી વિભક્તિના એકવચનના એ પ્રત્યયને બદલે ઘણા લેખકો ભૂલથી આ લખે છે: આના પરિણામે, થોડા પ્રયત્ને, થોડા અભ્યાસે, કાળા રંગે; આ સર્વને બદલે, આને પરિણામે, થોડે પ્રયત્ને, થોડે અભ્યાસે, કાળે રંગે લખાવું જોઈએ. અને આ ભૂલ તો આ નવયુગના લેખકોએ દાખલ કરી છે, બાકી પાછલા જુગના લેખકો તો શુદ્ધ રીતે જ લખતા હતા. ગજરામારૂની કથા લલકારતાં જેણે સાંભળી હશે, તેણે તો સાંભળ્યું જ હશે: "કાળે ઘોડે ને કાળે લૂગડે, કાંઈ મારૂ ચાલ્યા પરદેશરે, કાંઈ મારૂ ચાલ્યા પરદેશ."

૫. "આ સંબંધે હકીકત એવી છે." એવા વાકયમાં અનેક લેખકો 'સંબંધી' શબ્દ વાપરે છે તે ભૂલ છે. સંબંધે એટલે વિષે, સંબંધી એટલે સંબંધવાળું.

૬. 'એ ને એ' એને બદલે ઘણા લેખકો 'એનું એ' લખે છે તે ભૂલ છે એમ માનું છું. એનો અર્થ 'એ જ બીજું નહિ.' એમાં કંઇ સંબંધ દેખાડવાનો નથી એટલે છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય લગાડવાનું કશુંય કારણ નથી. 'આખું ને આખું' એવો શુદ્ધ પ્રયોગ વપરાય છે, ત્યાં કોઈ 'આખુંનું આખું' વાપરતું નથી.

"પાટીદાર મંદિર," આણંદ

નરસિંહભાઈ ઈ. પટેલ

———o———

જો એ તરફ એ ધસારો કરશે તો પોલાંડની સંમતિથી કે રશિયાની સંમતિથી કરશે? એમાંથી કોઈ પણની સંમતિ અનિવાર્ય ભાસે છે. નહિ તો જર્મનીને યુદ્ધ નોતરવું પડશે જેમાં એણે વગર યુદ્ધે તે આટલી ઝડપે આજ સુધીમાં જે મેળવ્યું છે એ બધું જ ગુમાવવું પડશે. 'ટાઈમ્સ' માંથી ]

## (૩) પ્રજાતંત્રવાદની કટોકટી

જર્મન અને ઇટાલિયન સરમુખત્યારોને સંતોષવાની અને એમ કરીને યુરોપમાં શાંતિ સ્થાપન કરવાની ચેમ્બરલેઇનની નીતિને બ્રિટિશ પ્રજામતનો ટેકો છે એમ કહેવામાં આવે છે. ચેમ્બરલેપનને બ્રિટિશ પ્રજાજનોના મોટા ભાગનો ટેકો, એમની કાર્યનીતિની સચ્ચાઈ વ્યક્ત કરે છે એના કરતાં એ અંગ્રેજ પ્રજાના મનમાં ઘર કરી બેઠેલ વિગ્રહભય-War-Psychosis અને વાસ્તવિકતાથી સામાન્ય પ્રજાને અજ્ઞાન રાખવાની બ્રિટિશ સરકાર અને ટોરી પ્રેસની નીતિને વધારે આભારી છે. પ્રો. આર્થર બેરીડેઇલ કીથ જેવા બંધારણવાદ અને લોકશાસનના હિમાયતી અને સમર્થ લેખકની તટસ્થતા પણ હાલની બ્રિટિશ નીતિથી હાલી ઊઠી છે. એમની અસ્વસ્થતા એમણે 'હિંદુસ્તાન રિવ્યૂ' ના ડીસેમ્બરના અંકમાં એક લેખ મારફત સારી રીતે વ્યક્ત કરી છે. ઝેક-જર્મન કટોકટીમાં બ્રિટિશ સત્તાધીશોએ ભજવેલા ભાગને વખોડી કાઢી યુરોપની સમસ્યા ઉપરથી હિંદે ધડો લેવાનું જણાવતાં એઓ લખે છે:

"હિંદ માટે તો, જેઓ લોકશાસનમાં માનનારા છે એમને માટે યુરોપમાં બનેલા તાજેતરના બનાવો એક ગંભીર ચેતવણીરૂપ છે. એ સ્પષ્ટ થઈ ગયું છે કે જેને પક્ષે બળ છે એની ન્યાયી માગણીને જ બ્રિટન નમતું આપે છે. પેલેસ્ટાઇનમાં આરબોને બ્રિટન લશ્કરી હિંસાથી છૂંદી રહ્યું છે. એનું કારણ એ નથી કે આરબોની આત્મનિર્ણયની માગણીમાં ન્યાય નથી; પણ કારણ કે તેઓ નબળા છે. અને યહૂદી બેંકરોની ભારે વગ નીચે બ્રિટિશ સત્તાધીશો દબાયેલા છે. એ પણ સ્પષ્ટ માલમ પડે છે કે બ્રિટિશ પ્રધાનમંડળ ચોખ્ખી રીતે નાત્સીઝમ અને ફાસિઝમનું પક્ષપાતી છે. હિંદમાં ફેડરલ બંધારણને વહેલી તકે દાખલ કરી દેવાની એમની ઇચ્છા, પ્રાંતોમાં પ્રજાતંત્રવાદ માટેના વ્યક્ત થતા પ્રયત્નોને, આપખુદ રાજાઓના પ્રતિનિધિઓ મારફત, દબાવી દેવાની મનોવૃત્તિમાં રહેલી છે. ખુદ બ્રિટનમાં સ્વાતંત્ર્યને ઘોર ધોકો પહોંચી રહ્યો છે. સામયિકોમાં પ્રગટ થતી સરકારી નીતિની કડવી ટીકાને દબાવવાના પ્રયત્નો એવી દલીલ કરીને કરવામાં આવે છે કે એ પ્રકારની ટીકા પરદેશોમાં અમૈત્રીભર્યા પ્રત્યાઘાતના પડઘા પાડે છે. આ ઉપરાંત રાષ્ટ્રીય રક્ષણ માટેની યોજનાઓ તૈયાર થઈ રહી છે. જે આખી વસ્તીને લશ્કરી ટુકડીના ધોરણે મૂકી દેશે અને પ્રજાના સ્વાતંત્ર્યને ભારે ધોકો પહોંચાડશે. આ ભય વધારે એટલા માટે છે કે આ બધું એમ કહીને કરવામાં આવે છે કે, શાંતિની જાળવણી અર્થે સ્વાતંત્ર્યનો ભોગ હાલ અનિવાર્ય છે. સરકારની ટીકાઓનો એવી જાતની આગ્રહી જાહેરાતોથી જવાબ વાળવામાં આવે છે કે ટીકાકારો યુદ્ધવાંછુઓ છે. આમ કહેવાનો ચોખ્ખો અર્થ એમ દેખાય છે કે મતદારોનો મોટો ભાગ સ્ત્રીઓનો હોવાથી, અને એ વર્ગને સૌથી વધારે યુદ્ધનો ત્રાસ હોવાથી, વિરોધીઓને યુદ્ધવાદીઓ કહી સરકાર સ્ત્રી મતદારોને પોતાના પક્ષે જાળવી રાખવા માગે છે. હાલ પરિસ્થિતિ યુદ્ધની શકયતાઓથી ભરેલી હોવાથી સરકારની અપીલને સફળતા મળે છે. શાંતિના પૂર્વગ્રહને અનુકૂળ સમૂહમાનસને આ રીતે પોતાને અનુકૂળ લઈને સરકારને પોતાની નીતિ અનુસરવા માટે છૂટા હાથે કામ લેવાની તક મેળવવી છે."

સીતાને લક્ષ્મણ વનમાં મૂકી આવે છે. ત્યારે સીતા લક્ષ્મણને રામ માટે સંદેશો આપતાં કહે છે:

वाच्यस्त्वया मद्वचनात् स राजा । स. ૧૪-૬૧

રામને હમેશાં આર્યપુત્ર કે એવા લાડના સંબોધનથી બોલાવતી સીતા અત્યારે ક્રોધે ભરાઈને, રાજધર્મના આગ્રહથી પોતે તજાયેલી છે એ વસ્તુસ્થિતિ સમજીને રામનો स राजा એ શબ્દથી ઉલ્લેખ કરે છે. એમાં જે વેધક કટાક્ષ છે એ ગુજરાતીમાં કોઈ પણ રીતે આવવો જ જોઈએ. એ પંક્તિનો અનુવાદ આ રહ્યો:

મારા કહ્યાથી નૃપને કહેજે.

મૂળમાં રાજાની આગળ જે स વિશેષણ છે તે અત્યંત અર્થસૂચક છે જે અહીં અનુવાદમાં નથી અને મૂળની ઉક્તિના સામર્થ્યનું અત્યંત આછું વહન એ કરે છે.

અનુવાદક મૂળને ખૂબખૂબ વફાદાર રહ્યા છે. પણ તે સાથે ગુજરાતીમાં મૂળના જેવો પ્રસાદ ઉપજાવી શક્યા નથી. શ્લોક વાંચીને ચિત્ત પ્રસન્ન થઈ જાય એવું બહુ થોડા સ્થળે બને છે. મૂળનો અર્થ ઘણે ઠેકાણે સાંગોપાંગ ઊતર્યો છે, જો કે અન્વયમાં ક્લિષ્ટતા આવી છે, જે મૂળમાં છે, છતાં એ તો સંસ્કૃત કવિતાની એક પ્રણાલિ જ બની ગયેલી છે,—છતાં મૂળનું પ્રસન્ન વાતાવરણ અનુવાદમાં પૂરેપૂરું જોવા મળતું નથી. કૃતિમાં વાતાવરણ તો હોવું જ જોઇએ. એ જ અનુવાદકનું કાર્ય છે. એ સર્જવા માટે મૂળને શબ્દશઃ વળગી ન રહેતાં અર્થ અને રસની દૃષ્ટિએ શ્લોકોની રચના થવી જોઈએ. આ કાર્ય એક સ્વતંત્ર કવિ જેટલી બલ્કે તેથી પણ વિશેષ પ્રતિભા માગી લે છે. મૂળના જેવું જ, પણ નવી જ સામગ્રીથી તેણે સૌન્દર્ય ઉપજાવવાનું હોય છે. આ કાર્ય માટે માણસે ઘણી તૈયારીઓ કરવી જોઇએ.

આ દિશામાં સ્વ. શ્રી કે. હ. ધ્રુવનું પ્રશસ્ય કાર્ય આપણને ઘણું દિશાદર્શક થઈ પડે છે. એમની અનુવાદની પદ્ધતિ અને એમના અનુવાદો આ દિશામાં દરેક અનુવાદ ને ઉદાહરણરૂપ થઈ પડે તેવા છે. એમની પદ્ધતિનું લાક્ષણિક અંગ એ છે કે અનુવાદને વારંવાર સુધાર્યે જવો.

આ અનુવાદને માટે પણ એ જ વસ્તુ કહેવાની છે કે એને હજી અનેકવાર મૂળના રસને લક્ષ્યમાં રાખી, ગુજરાતીમાં તેની જ રસની જમાવટની દૃષ્ટિએ વારંવાર સુધારવો, જો આ કાર્ય સધાય તો ગમે તેટલી લીધેલી છૂટ પણ નિર્વાહ્ય બનશે.

સંસ્કૃત શબ્દોને અનુવાદકે મચડ્યા છે તે જરા આશ્ચર્ય ઉપજાવે તેવું છે. 'કિરણ'નું 'કીર્ણ', 'પરમાર્થ'નું પર્માર્થ, 'પરશ્રિયો'નું 'પર્શ્રિયો' આવું ન ચાલી શકે.

પણ આવી મામૂલી ભૂલો છતાં કેટલાક પ્રસંગો સુવાચ્ય પણ છે. અજવિલાપના અનુવાદમાં અનુવાદકને ઘણી સફળતા મળી છે. રઘુ અને દિલીપનો સંવાદ હજી વધારે સારો બની શકત.

...જાવે તેવો બન્યો છે. દણ્ડકાપ્રત્યાગમનનો સર્ગ પણ ... શબ્દાલંકારો ઘણે સ્થળે ઊતર્યા છે. ...રીતે સફળ નથી થયું, છતાં જે વિશેનો પ્રયત્ન ...અનુવાદકને ધન્યવાદ આપીએ છીએ, ... પ્રસાદમય રસપૂર્ણ રૂપ લઈ

(૧) અચલા; (૨) વિનાશના અંશો: માયાઃ—કર્તાઃ 'સ્વપ્નસ્થ,' પ્રકાશકઃ ભનુભાઈ ૨. વ્યાસ. કિંમત અનુક્રમે ત્રણ અને પાંચ આના.

આ બે નાની પુસ્તિકાઓનાં ત્રણ લાંબાં કાવ્યો છે. પહેલું કાવ્ય વરસેક ઉપર પ્રગટ થયેલું, બીજું હમણાં થાય છે. ગુજરાતના નવા કવિતાલેખકોમાં આ પુસ્તિકાઓદ્વારા એક શક્તિશાળી કવિનો ઉમેરો થતો દેખાય છે.

સ્વપ્નસ્થની કવિતામાં એક નવા પ્રકારની તાજગી, એક નવું બળ, નવી હિમ્મત જોવા મળે છે. છંદને અને ભાષાને એ બહુ સરળતાથી પ્રયોજે છે, અને જ્યાં કાવ્યનો નિરૂપણીય વિષય અમુક નક્કર ઘટના કે અમુક પ્રસંગ હોય છે ત્યાં તેના ચિત્રણમાં સામાન્ય શબ્દોને અને નજીવી વિગતોને પણ તે રમણીય કરી મૂકે છે. આ ત્રણ કાવ્યોમાં સ્વપ્નસ્થે એવા ઘણા પ્રસંગોને રમણીય કરીને મૂકેલા છે.

'અચલા' એક અફલિત પ્રેમની કથા છે. કાવ્યની નાયિકા અને નાયક એકમેકને ચાહે છે છતાં તેઓ સહજીવન ગાળી શકતાં નથી. એ બંનેના મિલન પ્રસંગો અને અપૂર્ણ રહેલા હૃદયભાવમાંથી જન્મતી નાયકની વ્યથા એ કાવ્યનો વિષય છે, વિષય જૂનો છે, નવલિકાઓમાં કેટલોય ચવાઈ ગયેલો છે, છતાં અહીં કવિતામાં તેને સ્વપ્નસ્થ લાગણીનો ઘેરો પાસ આપી શક્યા છે.

કાવ્યમાં કેટલાંક અત્યંત સુરેખ ચિત્રો છે.

પછી હું ધીમેથી તુજ ચરણને આરસ પરે
પછાડીને ચાલી મન પર નવો તોર ચડતાં.
* *
કઠેરો ઝાલીને કૃણી-ઉતરતા દાદર તણો
નમેલી હું નીચે પગથી પર છેલ્લી: સ્મિત અહો
લખાયેલું તારા વદન પર!...
* *
અજાણ્યાં આકાશે ખડખડ હસી ચંદ્ર ઉડતો
* *
અગાસી ને સામાં ગૃહ નજીકનાં જર્જર ગૃહો,
અને અંધારામાં ગહન સ્ફુટ રેખા સુચવતો
ઉભેલો ડેલો, ને નજીક પીપળો મૂક ફરકે.

નાયકનાયિકા નાનપણથી સાથે રમેલાં, કૂદેલાં, લડેલાંવડેલાં છે. એક જાનમાં તેઓ વધુ નજીક આવે છે. નાનપણમાં વરસાદના પાણીમાં બંનેએ સાથે કાગળની હોડીઓ તરાવેલી.

શેરી ભરી આ જળ જાય વ્હેતાં, હૂચા ઘણા કાગળના તરે ત્યાં,
ઝંપાટ આ કોઈ તણાઈ જાતી ને કોઇ જોડો પલળે પડ્યો તહીં.

બંનેએ મૂકેલી હોડીઓ પાણીમાં તણાતી જાય છે. છોકરીની હોડી ડૂબી જાય છે. પણ નાયક તે પોતાની ડૂબી ગઈ છે એમ કહી તેને આશ્વાસન આપે છે. એ પ્રસંગને યાદ કરતાં નાયકને, જ્યારે નાયિકા કોઇ બીજાને પરણી ગયેલી છે ત્યારે થાય છેઃ

હવે નહિ જ સાંત્વનો હૃદય લેશ આપી શકે,
પ્રસન્ન મુખ દેખવા નહિ અસત્ય બોલી શકે,
સુદૂર અતિદૂર નાવ ડુબતી નિહાળી અને
અસહ્ય ગુરુભારથી હૃદય તે મ તો ડૂબશે.

કાવ્યના મુખ્ય વિષયો પસંદ કરવાનું કારણ જણાવતાં કર્તા કહે છે: 'મને લખતી વખતે લેશ પણ ખ્યાલ નહીં કે આ બધું નવું છે માટે લખવા જેવું છે. અલબત્ત એટલો ખ્યાલ તો અવશ્ય હતો જ કે આ કહેવાયું નથી.' પણ અકથિતનું કથન એ જ એક કારણ કાવ્યમાં રજૂ કરાયેલી સામગ્રીને કાવ્યમય નથી બનાવી શકતું. કેટલીક 'કુત્સિત બીનાઓ' જે કાવ્યમાં એમણે આલેખી છે તે જેટલી 'અનિવાર્ય' તેમને લાગી છે તેટલી દરેકને લાગવાની નથી. આ એક બીનાથી પણ તેમનું કાવ્ય ઘણા વાચકોમાં અભાવ જન્માવે એ તદ્દન સંભવિત છે.

નાયકનાયિકાના જીવનનું ઐક્ય સૂચવવાને જે પાયખાનાની વિગતો મૂકી છે તે રસની પોષક ભાગ્યે જ બને તેવી છે. એ 'અનિવાર્ય' નથી.

વળી અમને તો જે રીતનું સમાધાન કર્તા અહીં મૂકે છે તે જરાયે ઇષ્ટ લાગતું નથી. 'વેપારની વિકૃત દુનિયા વિસ્તરતી જાય ત્યાં સુધી આ બન્ને પ્રકારનાં જીવનની કંગાળતા અને માધુર્ય માણસની સમજણને અને કાવ્યને મળ્યા કરશે. અને તે પછી જ આવાં લેખન અને જીવન આનંદની મહાદુનિયામાં ડૂબી જશે?' આ વિચાર અમને જરાયે આવકારવા લાયક નથી લાગતો. આ કંગાળતા સાથે માધુર્ય હશે અને કવિતા તેને રમણીય કરી શકશે પણ કંગાળતા સાથેનો તેનો સંબંધ 'અનિવાર્ય' 'અવિમુચ્ય' છે, અને એ કંગાળતાને કર્તા સ્પૃહણીય ગણતા લાગે છે એમ એ પછીના વાક્યમાંથી જાણે ફલિત થાય છે. એ બરાબર છે? વળી એ 'આનંદની મહાદુનિયા' કઇ? શાહમૃગના જેવી આત્મવંચનાની? અમને એનો 'હા'માં જ જવાબ સૂઝે છે.

કર્તાને પોતાનું ચિંતન વધારે નક્કર કરવા અમે વિનવીએ છીએ. કર્તાની કાવ્યોમાં ચમકતી કાવ્યશક્તિ ખરેખર અભિનંદનીય છે. પણ એ ચિત્રણશક્તિ અને ભાવશક્તિની પાછળ સુરેખ ચિંતનનું સાચા સાંધાવાળું હાડપિંજર હોવાની જરૂર છે. કર્તાનાં આ પ્રકાશનોને અમે આવકારીએ છીએ.

ત્રિભુવનદાસ લુહાર

**દરિયાલાલઃ**–લેખકઃ શ્રી ગુણવંતરાય આચાર્ય. પ્રકાશકઃ 'પ્રજાબંધુ', અમદાવાદ.(ભેટપુસ્તક)

અંગ્રેજ અને આરબ તવારીખનવેશોનાં પુસ્તકોને આધારે લખાયેલું શ્રી ગુણવતરાય આચાર્યનું 'દરિયાલાલ' ગુજરાતીઓના વસાહતી પ્રકરણ ઉપર ખૂબ સુંદર પ્રકાશ નાંખે છે. એકબે સૈકા પહેલાં, ફક્ત સોબસો વર્ષ પહેલાં, આપણે આવા મોટા સાહસવીરો હતા એમ માનવા inferiority complexથી રંગાઇ ગયેલી આપણી બુદ્ધિ જાણે ના પાડે છે! પણ આટલી સચોટ રીતે મૂકેલી નક્કર ઘટનાઓની હકીકત માન્યા વિના છૂટકો થતો જ નથી. શ્રી મુનશી તેમના Gujarata and Its Literature માં લખે છે: 'Before the British came, the flag of Gujarata could be seen flying in eighty four ports, twenty three of which were on the Western cost, and the rest in foreign lands.' આ નવલકથા જાણે આ વાક્યને હકીકતથી પુરવાર કરવા લખાઇ હોય એમ લાગે છે! આપણો વસાહતી ઇતિહાસ કેવો રોમાંચક, કેવો અદ્ભુત, કેવો વીરત્વપ્રેરક છે! પુસ્તક વાંચીને હૃદય 'આ શું હતું ને શું થયું?' એમ વારંવાર પૂછ્યા કરે છે. 'પ્રજાબંધુ'ના ગ્રાહક ન હોય તેમણે પણ આ ચોપડી ખરીદી તેને પાને પાને આલેખાયેલા આપણા ભભકભર્યા ભૂતકાળને વાંચી આપણી અત્યારની સ્થિતિ માટે બે ઊનાં આંસુ સારવાં જોઇએ.

અત્યારે તો દુનિયાને મોખરે ઉભેલી અંગ્રેજ પ્રજા અને છેક પાછળ ઉભેલી હિંદી પ્રજા વચ્ચે બહુ ફેર છે. પણ તે વખતે, દોઢસોથી બસો વર્ષ પહેલાં, બંનેમાં કંઇ જ તફાવત ન હતો. બંને સાહસિક, શૂરા અને જીવન્ત હતા. ફક્ત, તે વખતે પણ, બંનેના દૃષ્ટિબિંદુમાં એક મહત્ત્વનો ફેર હતો. એ લોકોના સાહસ પાછળ પોતાની જમાત બાંધવાનો હેતુ હતોઃ પોતે, પોતાનો ધર્મ અને પોતાનો વાવટો—બધું સાથે સાથે જ હોય એમ અંગ્રેજ સાહસિક સ્વાભાવિક રીતે જ માનતો. હિંદી, વેપાર સિવાય બીજી કોઈ બાબતમાં પડવા નહોતો માગતો. જેરામ શિવજીની પેઢીની શક્તિ જોઈ હાલારીઓ પોતાનું રાજ્ય સ્થાપવાનો પ્રયત્ન કેમ નથી કરતા એ વિચારે ડંકર્કને આશ્ચર્ય થાય છે. લેખકને જ એ આશ્ચર્યનું વર્ણન કરવા દોઃ 'અને ન જીરવાય, ન સહેવાય એટલું અપાર અચરજ આ અંગ્રેજ મુસાફરને થયું. આટઆટલી લાગવગ, આટઆટલી સગવડ, આટઆટલી સાધનસરંજામની બહોળપ, આટઆટલી સરફરોશી......રામજીભાની વાતો ઉપરથી દેખાતું હતું અને એમાંનું ઘણું એણે જાતે અનુભવ્યું હતું કે જેરામ શિવજીની પેઢી પાસે કમીના કશી વાતની ન હતી... અરે, લશ્કર પણ હતું. ને લડી શકે એવું લશ્કર હોય......છતાં આટલી બધી મર્યાદા! અને તે પણ જાતે આંકેલી મર્યાદા!'

આપણે અવળી દૃષ્ટિએ લખાએલો ઈતિહાસ આપણને માનવા નથી દેતો કે આપણી મહત્તા, આપણો આદર્શ, આપણી ઉચ્ચતા જ આપણી અત્યારની સ્થિતિને માટે જવાબદાર છે. આપણી દૃષ્ટિ હંમેશ વિશાળ અને મનુષ્યસ્વભાવમાં રહેલી બૂરાઈને ન સમજનારી રહી છે. હિંદુઓના પતનનો ઈતિહાસ એટલે હિંદુઓના ન પાળી શકાય એવા આદર્શને પકડી રહેવાને મારેલાં ફાંફાંનો ઈતિહાસ......અસ્તુ.

ડંકર્ક કહે છે કે 'તમે સત્તા જમાવો નહિ તો ભવિષ્યમાં તમને કોઈ સતાવશે,' ત્યારે રામજીભા ઉત્તર આપે છેઃ 'અમને અહીં કોણ રંજાડે એમ છે? અમે ક્યાં કોઇનું બગાડીએ છીએ?' છે ને આબેહૂબ હિંદુ ઉત્તર! વળી પોતાનો વેપાર ખીલવવા આપણો ધીકતો વેપાર હજારો અન્યાયી કૃત્યો અને કાયદાથી તોડી પાડનાર પશ્ચિમની પ્રજાના પ્રતિનિધિઓ જુઓ અને હબસીઓ ઉપર પ્રેમથી જીત મેળવનાર હિંદી પ્રજાનો પ્રતિનિધિ રામજીભા બોલે છે એ જુઓઃ *'દેશી લોકો વેપાર કરતાં શીખે તો એમને શા માટે રોકાય?' ઊલટાનું અમે જ* એમને શીખવી રહ્યા છીએ. મુલક એમનો, માણસ એમનાં ને એમને વેપાર કરવો હોય તો અમારાથી ના પણ કેમ પડાય?'

પોતાનાં દુન્યવી હિતોને આગળ ધપાવવામાં જ ધર્મનો ઉપયોગ કરનાર પાશ્ચાત્ય, અને ધર્મ એ તો હૃદયની નિરાળી, ઉચ્ચ વસ્તુ છે એમ માનનારા પૌરસ્ત્યના તે સંબંધી વિચારો પણ જાણવા જેવા છેઃ

રામજીભાઃ "હશે, પણ અમે ધર્મને દુનિયાદારીમાં કામમાં ન લઈએ. દૂર રાખીએ ભલે—પણ દુરુપયોગ તો ન કરીએ."

ડંકર્કઃ "દુનિયાદારીના કામમાં મદદગાર ન બને તો પછી ધર્મનું કામ પણ શું છે? એ તો આલોકમાં જેટલો ઉપયોગનો થઈ શકે એટલો ધર્મ કામનો. પરલોક તો કોણે નજરે જોયો છે?"

રામજીભાઃ "તમે તદ્દન જડવાદી છો."

આગળ જતાં ડંકર્ક બોલે છેઃ "દુનિયાનો દોર જ એવો છેઃ અમે મેળવીને પસ્તાઈએ, તમે ખોઈને પસ્તાઓ."

એ લોકો મેળવીને પસ્તાયા છે કે નહિ એ તો હજુ વિવાદાસ્પદ છે. પણ આપણે ખોઇને તો જરૂર પસ્તાયા છીએ. પશ્ચિમના દેશોના લોકોને આફ્રિકા ખંડ અસ્તિત્વ ધરાવે છે કે નહિ એની પણ ખબર નહોતી, તે વારના ત્યાં જંગી વેપાર ખેડનાર અને ભયંકર જંગલોને ઠેકાણે સુંદર શહેરો ઊભાં કરનાર હિંદપુત્રોની આજે આફ્રિકામાં શી સ્થિતિ છે? ઑસ્ટ્રેલિયા શોધાયો તેનાથી બસો વર્ષ પૂર્વે હિંદનો વેપાર એ દેશ સાથે હતો એમ તો 'ઑસ્ટ્રેલિયાની શોધને લગતા બનાવો અને હકીકતો જણાવતી વ્યાખ્યાનમાળાઓ.' કહે છે. છતાં અત્યારે ત્યાં પણ આપણું શું સ્થાન છે?

આ બધાંનું ગમે તે કારણ હોય: એ તો દુઃખી થઈ જઇને, શ્રી આચાર્ય લખે છે તેમ, "થયું! હોનહાર બની ગઇ! સાપ ગયા ને લીસોટા રહ્યા; ને આજ તો લીસોટા પણ ભુંસાવા માંડ્યા છે. એ લીસોટા કોઈ પ્રતાપી ભુજંગના હતા કે ખાઉધરા અજગરના હતા એય આજે ભૂલાઇ ગયું છે!" પણ એ ભૂલાવું ન જોઇએ. આપણી નજદીકના ભૂતકાળમાં બનેલી થોડીઘણી પરાક્રમની ગાથાઓમાં આ વસાહતી પ્રકરણનું પરાક્રમ અપૂર્વ સ્થાન ભોગવે છે. આપણાં અત્યારનાં બાળકોને આવી જ વાર્તાઓની જરૂર છે. પશ્ચિમના વીરોની સાહસકથા તેમની આગળ ન જ મૂકવી એમ હું નથી કહેતો, પણ તેથી આડકતરી રીતે આપણો inferiority complex તો જરૂર વધે છે. આવી રોમાંચક સાચી ઘટનાઓ આપણાં બાળકો વાંચે તો આપણા પૂર્વજો લાડુ ખાઈ નાતજાતના ઝઘડા ઉપરાંત બીજું પણ કંઈ કરતા હતા એવો એમને ખ્યાલ આવે; અને આપણે ઇતિહાસમાં હાર્યા સિવાય બીજું પણ કંઈ કર્યું છે એ વિચારે એમની બેસી ગએલી છાતી ઉપર આવે.

અને પાત્રો પણ કેવાં છે! રામજીભા ને લધાભા, લાલિયો ઘંટ અને રહેમતુલ્લા, રૂખી અને બાશુટાઃ પોતપોતાની વિશિષ્ટતા અને ક્ષતિઓ સાથે બધાં જ સાચાં સ્ત્રીપુરુષો!

કમજોર અને રોતાં પાત્રોથી ભરેલી આપણી કેટલીક નવલો હવે પ્રજાના હાથમાં મૂકતા આપણે બંધ થઈએ તો સારું. રોયા તો બહુ વખત! નિસાસા પણ ઘણો વખત નાંખ્યા! હવે તો કંઈ કામ કરવાનો પ્રસંગ આવી લાગ્યો છે અને એવે વખતે 'દરિયાલાલ' જેવું જ પુસ્તક મદદરૂપ થઈ પડે એમ છે.

વળી સહેજ પણ પૂર્વતૈયારી વિના ચોપડીઓ લખી નાખનાર લેખકોએ શ્રી આચાર્ય પાસેથી બોધપાઠ પણ લેવાનો છે. તેઓ જાતે જ કબૂલ કરે છે કે તેમણે આફ્રિકા જોયો પણ નથી અને છતાં તેમનાં ત્યાંનાં જંગલો અને સરોવરો, 'કુમારાં વનો અને પશુઓનાં વર્ણનો વાંચી કોણ એમ ન માને કે આ ભાઇ તો આખો આફ્રિકા ખુંદી વળેલા છે! આફ્રિકનોના કાલો અને બામાઓ, મમ્બો જમ્બાની પૂજા, મુકલુન્કુલુ, મુકલુન્કુલુનો એ ઈજન-સાદ અને 'લાકુના' તરફનો ભક્તિભાવ—આ બધું એવું આબેહુબ રીતે આલેખાયું છે કે ઘડીભર અમદાવાદના એક ઘરના ખૂણામાં ખુરશીમાં પડીને આ ચોપડી વાંચીએ છીએ એ વાત જ આપણે ભૂલી જઇએ છીએ અને આફ્રિકાનાં એ જંગલોમાં—કે જ્યાં સૂર્યનાં કિરણો જમીનને પહોંચી શકતાં નથી—ગુલામો, ગેંડા અને પાડા સાથે જાણે ફરવા મંડી પડ્યા છીએ!

આ પુસ્તક લખીને શ્રી. આચાર્યે અને તેને ભેટપુસ્તક તરીકે પ્રસિદ્ધ કરીને 'પ્રજાબંધુ'એ ગુજરાતીઓની ખરેખર અપૂર્વ સેવા કરી છે. પુસ્તકનો ખૂબ બહોળો પ્રચાર થવો જોઇએ અને તેમ કરવામાં ગુજરાતની મહત્તા ફરી સ્થાપવાના કોડ સેવનાર દરેક જણે પોતાનો ફાળો આપવો જોઇએ એમ હું માનું છું.

દામુભાઇ શુક્લ

—o—




આદ્ય [હાલ નિવૃત્ત] તંત્રી

રામનારાયણ વિશ્વનાથ પાઠક

---

સંચાલક

રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી

વર્ષ ૧૪

અંક ૩

# અનુક્રમણિકા

પુ૦ ૨૭ — પોષ : ૧૯૯૫ — અંક ૩



લવાજમ ... હિંદમાં રૂ. ૫ પરદેશમાં રૂ. ૬॥ છૂટક અંક રૂ. ०॥

પ્રકાશક: રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી: પ્રસ્થાન કાર્યાલય: પારસી અગિયારી સામે: ખમાસા ચોકી: અમદાવાદ.
મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ. આદિત્ય મુદ્રણાલય : રાયખડ રોડ : અમદાવાદ. તા. ૧-૪-૩૯

# ॥ પ્રસ્થાન ॥

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૨૭ પોષ · ૧૯૯૫ અંક ૩

## કવિજનતણી—+

'મુસિફર'

[ હરિણી ]

કવિજનતણી દીઠી ક્યાંહી કહો હૃદયેશ્વરી ?
સુગુણગરવી રૂપે કેવા મનોહર એ ભરી ?
અજબ ગહરાં નેણો કેવાં ઉરે કવિના રમે ?
સ્મરણ મહિં જે સંસારે ના ભિન્નું કંઈએ ગમે !

ગિરિવરતણા ઉંચા શૃંગે ઉગે બિજ ચંદ્રિકા !
તરુવરતણી રાજીમાંહી હસે વનદેવતા !
નદજળ મહા વેગીલાં જે લસે વિજળી ઉરે !
સરવર વિષે પદ્માકારે ખિલે કમલાસના !

ઝળહળ અંગે તેજઃસ્નાતા દિવોદુહિતા ઉષા,
દિનભર તપે, સંધ્યાકાળે નમે પરિપાકથી,
શ્રમિત હસતી તારા, ભેદી અમાસતણાં તમસ્
તમસ તરિને વ્યાપી વિશ્વે પ્રભામય પૂર્ણિમા !

નયન હસતાં કન્યાકેરાં, મદે ભર યૌવને
યુવતિ જનનાં, ઉત્કણ્ઠા વા વિલોગણુ આંખની,
નયન મહિં વા ઘેરી આભા સુગર્ભવતી તણી,
અલક અથવા માતા આંખે સ્તનંધય દેખતી !

જડ જગતનાં રૂપો એ તો ! રમે બહુ આંખડી.
કવિહૃદય ના તેમાં પામે તથાપિ કૃતાર્થતા !
સરજન તણી લીલા પેલી ! સ્ફુરે ઉર ભાવથી.
તદપિ કવિનો વીસામો ના, ન વા રસલીનતા !

કુદરતમહિં જીવો જીવે પરસ્પર ભક્ષણે,
મનુષ મનુપે વૈષમ્યેથી અનાદિ નૃશંસતા,
જગત મહિં હા ! હિંસાદંષ્ટ્રા કરાલ મુખે ભરી
નિરખિ, કવિના હૈયે ઉંડે વિદારક વેદના !

કવિ ઉર ગુહા ! ઉંડો ચીરો, પ્રકાશ જરા કંઈ !
મુખડું છુપવી ઉંચી આંખે ધરી અવગુણ્ઠનું,
અમ હૃદયની દેવી ! વાસો સદા હૃદયે છતાં
દરશન કૃપા કો દી જ્યારે વિદારક વેદના !

પ્રકૃતિ નટીના આભાસોમાં, તને કવિ પૂજતો
મનુષઉરના ઊર્મિ પ્રાન્તે સુણે તુજ તાલને
ચરણ ચુમતો દેવી તારાં ! તથાપિ ઉરે વસ્યા
સ્મરણથકિ ના આંસુભીની સરે તુજ આંખડી !

નમું ચિતિ રૂપિણી !



# રાજકીય નોંધો

'નિરીક્ષક'

## પ્રમુખની ચૂંટણી

મહાસભાના પ્રમુખની ચૂંટણી દરમિયાન અને તે પછી ઊભા થયેલ પક્ષાપક્ષીના મુદ્દા ઉપર મહાસભાના ખુલ્લા અધિવેશનમાં સારી પેઠે પ્રકાશ પાડવામાં આવ્યો છે. ઘણી વાર આવી ચૂંટણીઓ રાજકીય પક્ષો ને સિદ્ધાંતોને અનુસરનારાઓના સંખ્યાબળનું સાચું પ્રતિબિંબ નથી હોતી. ઘણી વાર તો ઉમેદવારોની વૈયક્તિક લોકપ્રિયતા હેઠળ સિદ્ધાંતોનાં જાળાં તૂટી જાય છે. શ્રી. સુભાષબાબુની પ્રમુખ તરીકે વરણી થયા બાદ ગાંધીજીએ એ સંબંધે કરેલી જાહેરાતનો ચોખ્ખો અર્થ એવો થઈ શકે એમ હતું કે એમની દૃષ્ટિએ ડૉ. પટ્ટાભિની હાર એટલે પોતાની હાર હતી. અને સાથે સાથે એઓ એટલું જણાવવાનું પણ નહોતા ચૂક્યા કે પોતે કોઈ ચોક્કસ સિદ્ધાંતોનું પ્રતિબિંબ ન હોય તો કશું જ નહોતા. આથી એમની હારનો અર્થ એમણે ગાંધીવાદની હાર હોવાનો કર્યો. મહાસભાના ખુલ્લા માંડવામાં શ્રી. પંતના ગાંધીજીની રાહબરી માગતા ઠરાવને મળેલી જબ્બર બહુમતિ જોતાં જરૂર કહી શકાય કે સાચા લોકશાસનવાદનો વિકાસ એ હજી આપણા દેશમાં ઘણી દૂરની વાત છે. શ્રી પંતના ઠરાવના સમર્થકો તરફથી ગમે તેટલું કહેવામાં આવે કે મહાસભાની કાર્યવાહિની ચૂંટણી પ્રમુખે ગાંધીજીની સંમતિથી કરવી એનો અર્થ શ્રી સુભાષબાબુમાં અવિશ્વાસ હોવાનો ન કરી શકાય. આ સાચું હોય તો એમ પણ કહી શકાય કે સુભાષબાબુની જીત એ ગાંધીવાદની હાર ગણાવવું એ પણ ગાંધીજીને માટે બરોબર નહોતું. મહાસભાના બંધારણ અનુસાર પ્રમુખ મહાસભાની કારોબારી નીમે એ બાબતમાં કોઈ અમુક વ્યક્તિ, પછી તે ગમે તેટલી મહાન હોય તો પણ, એની સંમતિ લેવાની પ્રમુખને પ્રતિનિધિઓ તરફથી ફરજ પાડવામાં આવે એને બીજું ગમે તે કહો પણ મને લાગે છે કે પ્રજાતંત્રવાદ તો નહિ જ કહી શકીએ. શ્રી નહેરૂ અને સરદાર પટેલ મહાસભાના પ્રમુખ હતા ત્યારે પણ એમના પ્રમુખપણાંના મોભામાં આંચ આવ્યા વિના ગાંધીજીને મહાસભાના કુલમુખત્યાર બનાવવામાં આવ્યા હતા. તે વખતે લોકશાસન ઊડી નહોતું ગયું એમ શ્રી સત્યમૂર્તિ જણાવે છે. એનો જવાબ એટલો જ આપી શકાય કે તે વખતે પ્રમુખની ચૂંટણીનો પ્રશ્ન વિવાદાસ્પદ નહોતો બન્યો, અને તે પણ ગાંધીજી જણાવે છે તે પ્રમાણે, ગાંધીવાદની હારસંમી પ્રમુખની ચૂંટણી નહોતી.

### મહાત્માજી: અનિવાર્ય તત્ત્વ

મને લાગે છે કે સુભાષબાબુની ચૂંટણી અમુક અંશે ગાંધીવાદનાં ઓસરતા જુવાળનું પ્રતિબિંબ જરૂર કહી શકાય. પણ ગાંધીજીનો પ્રભાવ, એમનું નેતૃત્વ, વ્યૂહચાલ, અજોડતા

અને વ્યક્તિગત લોકપ્રિયતા હજી જેવી ને તેવી કહી શકાય. આ બાબત પૂરતા મહાત્માજીને ગાંધીવાદથી અલગ પાડવા જોઈએ. આ અલગ પાડવાપણું ખુદ એઓ પસંદ નહિ કરે. આમ છતાં પ્રતિનિધિઓ, આગેવાન મહાસભાવાદીઓ, અમુક ઉદ્દામવાદીઓ અને પ્રજા ગાંધીવાદ પ્રત્યે વત્તીઓછી પસંદગી નાપસંદગી ધરાવતાં હોવા છતાં, 'રાજકીય નાખુદા' તરીકે એમને જ પસંદ કરે છે. આમાં કોઈ રાજકીય ફિલસૂફીના કરતાં વ્યક્તિગત તત્ત્વ તરીકે એમની વિશેષતા જ વધારે કામ કરે છે. જેમ પ્રમુખની ચૂંટણી સંબંધે બન્યું તેમ મોટા ભાગના પ્રતિનિધિઓને મને ડૉ. પટ્ટાભિના કરતાં સુભાષબાબુ વધારે ગમતા ઉમેદવાર હતા.

આમ છતાં ગાંધીવાદના આથમતા પડછાયા, આ ચૂંટણી વ્યક્ત કરે છે એમ, માનવા તરફ લઈ જનાર તત્ત્વ તો એ છે કે ચૂંટણી પહેલાં કૉંગ્રેસ કારોબારીના ચુસ્ત ગાંધીવાદી સભ્યો સરદારશ્રી, રાજેન્દ્રબાબુ વગેરેએ સુભાષબાબુને ન ચૂંટવા વિશે જાહેર નિવેદન પણ કર્યું હતું. આ સભ્યોની પ્રતિષ્ઠા ને વગ ભારોભાર હોવા છતાં પ્રતિનિધિઓ સુભાષબાબુ તરફ (બસોની બહુમતિમાં) ઢળ્યા એ ગાંધીવાદની ઓછી થતી જતી અસર અને વર્ગહિત-જાગૃત જનતા તરફના પ્રતિનિધિઓની વધતી જતી અસર બતાવે છે. ગાંધીવાદને મવાળવાદ અને સમાજવાદ અને સમાજવાદીઓને ઉદ્દામવાદ ને ઉદ્દામવાદીઓ: એ જાતના વિભાગો પાડવા એ ગાંધીવાદ પ્રત્યેની તિરસ્કારયુક્ત સૂગ સિવાય બીજું ન ગણી શકાય. પણ જો એ બંને વાદોને સમન્વયાત્મક ફિલસૂફી ને વિગ્રહાત્મક વિચારસરણી એ જાતના ભાગ પાડવામાં આવે તો સંકોચ વિના કહી શકાય કે વિગ્રહાત્મક વિચારસરણીને વેગ આપે એ જાતનું વાતાવરણ અને એને ઝીલી લે એવું જનમાનસ ઝડપથી થતું જાય છે. સમન્વયાત્મક ફિલસૂફીને વ્યક્ત કરતું વૈયક્તિક તત્ત્વ મહાત્માજીને જો ગાંધીવાદી ફિલસૂફીમાંથી બાદ કરવામાં આવે તો એની અસર ઘણી ઓછી થઈ જાય એમ છે. આથી એમ લાગે છે કે થોડા વખતમાં કૉંગ્રેસની અભિવ્યક્ત નીતિમાં નહિ તો મહાસભાવાદી માનસનું તો ઝડપી નવું સ્ફોટન—Rapid orientation—થઈ ગયું છે, જે સારી પેઠે વધવાની પૂરી વકી છે. રાષ્ટ્રબાહ્ય પરિસ્થિતિનું ક્રાંતિકારી પરિવર્તનમૂલક વહેણ પણ એ તરફ જ છે. ઘટનાઓનો ઘોષ એટલો ઉગ્ર ને ઉથલપાથલો મારતો છે કે જૂનાં મૂલ્યો ને નીતિઓ ને કાર્યવાહિઓ કે પદ્ધતિઓ જુદા જ ચોકઠામાં જઈ પડવાની છે. જ્યાં એ બધાંનો સમાસ અતડો લાગવાથી ગોઠે એવાં સેટીંગનાં મૂલ્યો, ને નીતિઓ ચોક્કસ ધારણ માંડવાનાં.

### ઐક્ય ને સંગઠન

આજે મહાસભા મુખ્યત્વે બે ભાવના વ્યક્ત કરતા માણસોવાળું તંત્ર છે: ગાંધીવાદી ને સામ્રાજ્યવાદ વિરોધી. એક પક્ષે ગાંધીવાદી વિભાગમાં પણ જુદી જુદી આચારવિચારની કોટી રજૂ કરતી શ્રેણીઓ એકઠી થઈ છે; તો બીજે પક્ષે સામ્રાજ્યવાદ વિરોધી ભાવના હેઠળ ચુસ્ત રાષ્ટ્રવાદી, નાસવાદી ને સામ્યવાદી સુધીના ભેગા થયા છે. પણ આ બે ભાવનાની રસી આખા તંત્રને છાવરી વળે છે. આમ હોવાથી એ બહુ બહોળું તંત્ર બની ગયું છે. હિંદના બહુવિધ રાજકીય માનસનું જો કોઈ સંસ્થા વધારેમાં વધારે પ્રતિબિંબ પાડતી હોય તો તે મહાસભા છે. માત્ર એનો પ્રધાનસૂર ક્રાંતિકારી હોવાથી એની સાફસૂફી આપોઆપ ગાળે ગાળે થયા કરે છે. લડતની ભઠ્ઠીમાંથી પસાર થતાં એમાં દાખલ પડેલાં તકવાદી ને લક્કડિયાં તત્ત્વો બળી જાય છે. નક્કર પદાર્થો જ તપે છે. નહિ તો આટલા મોટા તંત્રને આંતરિક

બગાડાથી તૂટી પડતાં વાર નહિ લાગે. અનુભવ, દૃષ્ટિ ને ક્રાંતિકારી નિષ્ઠાવાળા આગેવાનોના હાથમાં એનાં મુખ્ય સંચાલનસૂત્રો હોવાથી પણ એની નક્કરતા જળવાઈ રહી છે.

પણ હવે ધીમે ધીમે એમાં કામ કરતાં ક્રાંતિવાદી છતાં ફિલસૂફીએ વિરોધી તત્ત્વોનો દબાવી રાખેલો દુર્મેળ બહાર આવતો જાય છે. મૂળગત બાબતોમાં કોઈ પણ પક્ષ નમતું મૂકવા તૈયાર ન હોવાથી એકવાક્યતા ઓછી જળવાતી માલમ પડે છે. આથી જ બધા પક્ષો વચ્ચે એકસાથ સામનો આપવાની વાતો અને કદાચ પ્રામાણિક ઇચ્છા હોવા છતાં પોલાદી એકસાથપણું ઊભું થતું નથી. આજે માલમ પડતી સઘન એકતાનું કારણ હજી તત્ત્વતઃ, મહાસભાના ગાંધીવાદી અગ્રણીઓના હાથમાં તંત્રની લગામ છે અને વિરોધીઓની લઘુમતિ ઘણી નાની છે એ છે. પણ જ્યારે આ લઘુમતિ, બહુમતિની સરખામણીમાં સરખી ઊતરતી થશે ત્યારે એકતા જાળવવી કઠણ પડશે.

મહાસભાના ઇતિહાસમાં છેવટે ડૉ. પટ્ટાભિએ ચાર વર્ષ ઉપર લખ્યું હતું કે 'Now Congress is marking time' (હાલ મહાસભા તાક શોધે છે). તાક શોધવાનો સમય ધાર્યા કરતાં ઘણી ઝડપથી પૂરો થઈ ગયો છે. હરિપુરા પછી રાજસ્થાનોનો પ્રશ્ન એટલો વ્યાપક અને ઉગ્ર બની ગયો કે હરિપુરાનો બિનદરમિયાનગીરીનો ઠરાવ ભૂતકાળની બાબત બની ગયો. અધિકારપ્રાપ્તિ માટે જાગૃત થયેલી પ્રજાને સીમાબંધન ક્યારે નડયાં છે? કોંગ્રેસને પક્ષે આ જાગૃતિને ગતિ ને માર્ગ આપવાં જ રહ્યાં. પરિણામે બિનદરમિયાનગીરી છતાં રજવાડાં સામે અનુકૂળતા પ્રમાણે તાક માંડવાનું ઊભુ થયું. ચક્રવર્તી સત્તાના રક્ષણ હેઠળ આવેલાં રજવાડાંઓની અધિકારરક્ષા માટે આડકતરી રીતે ઉપલી સત્તાએ, ગાંધીજીના શબ્દોમાં કહીએ તો, બ્રિટિશસિંહે મહાસભા સામે પોતાનો પંજો ઉપાડયો. આમ થતાં જ બિનદરમિયાનગીરીના વડા સમર્થક છતાં સરદાર વલ્લભભાઈએ રાજ્યોમાં વ્યક્તિગત દરમિયાનગીરી ચાલુ રાખીને મહત્ત્વની જાહેરાત કરી કે દેશીરાજ્યોમાં જવાબદાર રાજતંત્રનો પ્રશ્ન, રાજાઓ ને કોંગ્રેસ વચ્ચે નહિ પણ વડીસત્તા ને કોંગ્રેસની વચ્ચેની લડાઇ છે.

## અણધારી તક

આમ અણધારી બાજુએથી મહાસભાને વિશાળ મોરચાનો મોકો મળી ગયો. એમાં સવડ તો એ હતી કે વખત જતાં આ મોરચાને બ્રિટિશસત્તા સામેના મોરચામાં સ્વાભાવિક રીતે જ ફેરવી શકાય એમ હતું, જે હવે થતું જાય છે.

પરિસ્થિતિએ આપણને ૧૯૩૦–૩૨ની લડત સન્મુખ લાવી મૂક્યા છે. તાક શોધવાનો સમય પસાર થઈ ગયો જણાય છે. હવે લડત ઉપાડવાનો પ્રસંગ ગોતવાનું રહ્યું. સંગ્રામની કે અલ્ટીમેટમની કટોકટી ભિન્ન મતવાદી મહાસભાવાદીઓમાં ગંભીર જવાબદારી ને પ્રામાણિક એકતાનું ભાન જાગૃત કરે એ જરૂરી છે. આવતી કટોકટીમાં ગાંધીજીનું કૌશલ્યપૂર્ણ નેતૃત્વ મળે (ગાંધીવાદનું નહિ) એ હેતુથી કદાચ મોટા ભાગના પ્રતિનિધિઓએ પંડિત પંતના ઠરાવને ટેકો આપ્યો હશે.

## કટોકટીનાં કારણો

પંડિત જવાહરલાલે રજૂ કરેલ રાષ્ટ્રીય માગણીના ઠરાવમાં ઊભી થનારી કટોકટીની વાસ્તવિક આગાહી કરવામાં આવી છે. "હિંદની વર્તમાન પરિસ્થિતિ, રાષ્ટ્રીય હિલચાલનું

સંગઠિત બળ, જનસમૂહમાં જાગૃતિનો અજબ વિકાસ, દેશી રાજ્યોની પ્રજાકીય જાગૃતિ, અને જગતની ઝપાટાબંધ બદલાતી પરિસ્થિતિઃ એ બધું જોતાં એવો સમય આવી પહોંચ્યો છે જ્યારે હિંદુસ્તાનને આત્મનિર્ણયનો સિદ્ધાંત પૂરેપૂરા પ્રમાણમાં લાગુ પાડવો જોઇએ." ઠરાવના આ ભાગમાં બતાવ્યા પ્રમાણે જનતાની લડાયક જાગૃતિ ને જગતની ઝડપભેર બદલાતી પરિસ્થિતિ હવે કોંગ્રેસને પક્ષે બ્રિટિશરાજ સામે કટોકટી ઊભી કરવા દોરી જશે. મધ્ય યુરોપમાં છેલ્લા ચારપાંચ દિવસોમાં થયેલ વિષમ મામલો જોતાં, બ્રિટિશ વડા-પ્રધાનના સુલેહના પ્રયાસો ને મ્યૂનિચના કરાર નિષ્ફળ ગયા લાગે છે. બ્રિટિશ સામ્રાજ્યવાદ કોઈ અજબ ગભરામણ અનુભવી રહ્યો છે. આ વિષમ ટાંકણે બ્રિટનમાં જો દૂરદર્શી ને વાસ્તવિક રાજપુરુષો હોય તો હિંદ સાથે ઈન્ડો-બ્રિટિશ સુલેહના કરાર ઘડવા માટે એમણે તૈયારી બતાવવી જોઈએ. વિરોધી અને જાગૃત હિંદ વિગ્રહમાં ડૂબેલા બ્રિટનને કશી મદદ તો ન જ કરે પણ એને ચિંતાનું કારણ થઈ પડશે.

હિંદને સંતોષવાની લાગણી બ્રિટિશ રાજકીય મંડળોમાં વાસ્તવિકતા પામી જવાની ને એમાંથી બને તેટલો વધુ લાભ ઉઠાવવાની વૃત્તિવાળા રાજપુરુષોમાં વ્યક્ત થતી માલમ પડે છે. એ બાબતમાં હાલ મહાસભા તરફથી, બ્રિટિશ સત્તાના વડા પાસેથી તાબડતોબ સત્તાવાર જાહેરાત કરાવવા માટે ઉગ્ર માગણી કરવી જોઈએ.

## હિંદની પરદેશી રાજનીતિ

હિંદ પરાધીન છતાં જાગૃત ને શાંતિપ્રિય રાષ્ટ્ર હોવાથી અને બ્રિટન અને ફ્રાંસની ફાસિસ્ટપક્ષી પરદેશનીતિ સામે એનો જબરો વિરોધ રહ્યો છે. હિંદી સરકાર વ્હાઈટ હોલની દોરી આ બાબતમાં દોરાતી હોવાથી હિંદને નામે પણ રાષ્ટ્રસંઘમાં ને બીજે બધે બ્રિટિશ નીતિને અનુકૂળ પોતાની નીતિ રાખે છેઃ સાચું કહીએ તો હિંદી સરકારને પોતાની પરદેશ નીતિ જેવું જ નથી. બ્રિટિશ પ્રધાનમંડળમાં બેસનાર બ્રિટિશ સરકારના એક પ્રધાન, હિંદની પરદેશનીતિ ઘડે છે! આથી હિંદને રાષ્ટ્ર તરીકેનો કોઈ પણ દરજ્જો નથી—જે મોમો લિથુઆનિયા ને લેટવિયા જેવાં ક્ષુદ્ર રાષ્ટ્રોને મળે છે.

મહાયુદ્ધ પછી કોંગ્રેસ બ્રિટિશ સામ્રાજ્યવાદી પરદેશનીતિનો વારંવાર વિરોધ કરતી આવી છે. આમ છતાં છેલ્લાં ચારપાંચ વરસથી પરદેશનો મામલો વિશેષ બગડ્યો હોવાથી બ્રિટને સ્પષ્ટપણે ફાસિસ્ટ રાષ્ટ્રોને અનુકૂળ વલણ લીધું હોવાથી, ને દેશમાં કોંગ્રેસ બહુ બળવાન સંસ્થા બનવાથી એની અસરકારકતા વધી હોવાને કારણે એણે હિંદની પરદેશનીતિ સંબંધે સ્પષ્ટ ને બ્રિટનવિરોધી ઠરાવો કરવા માંડ્યા છે. એનો પ્રધાનસૂર લોકશાસનવાદી, શાંતિવાદી ને ફાસિઝમ ને યુદ્ધવિરોધી હોવાથી, શાંતિપ્રિય ને લોકશાસનવાદી દેશોમાં એની અસર સારી પડે છે. બહુ નજીકનાં વરસોમાં હિંદ એક સ્વતંત્ર રાષ્ટ્ર હશે અને તે વખતે હિંદ જેવા જબરા દેશનો સામુદાયિક સલામતી ને શાંતિવાદી દેશોની હરોળમાં ઉમેરો થવાનો જેને જગતની શાંતિને ટકાવી રાખવામાં એક જબરું બળ બનશે. આ વસ્તુ નાના ને મોટા લોકશાસનવાદી દેશોમાં નવી હિમ્મત ને શક્તિ ને આશા લાવે છે.

ત્રિપુરી ખાતેનો ઠરાવ પણ જગતનાં શાંતિચાહક રાષ્ટ્રોને, હરિપુરાની માફક હિમ્મત આપવા ઉપરાંત બ્રિટનને ચેતવણી આપે છે. આ વખતે પંડિત જવાહરલાલજીની પ્રેરણાથી પરદેશનીતિ સંબંધેનો ઠરાવ, બ્રિટિશ રીતરસમોની સામે ઉગ્ર અણગમો બતાવવા ઉપરાંત

આંતરરાષ્ટ્રીય રાજ્યસંબંધોના આચારને સ્પષ્ટપણે નૈતિક પ્રદેશમાં લાવવાની ને એમ કરી એને શુદ્ધ કરવાની ખાહેશ વ્યક્ત કરે છે.

### પરદેશ રાજનીતિનો ઠરાવ

આ રહ્યો તે ઠરાવ:

"બ્રિટનની પરદેશનીતિ, જેને અંતિમ પરિણામે મ્યૂનિચનો કરાર, ઍંગ્લો-ઈટાલિયન કરાર, અને બંડખોર સ્પેનનો સ્વીકાર થવા પામ્યાં છે, તેને વિષે કોંગ્રેસ સખત નાપસંદગી જાહેર કરે છે. એ રાજનીતિમાં લોકશાહીનો ઈરાદાપૂર્વકનો દ્રોહ કરવામાં આવ્યો છે, આપેલાં વચનો ફરી તોડવામાં આવ્યાં છે, સંયુક્ત સલામતીની પદ્ધતિનો અંત આણવામાં આવ્યો છે, અને જે સરકારો લોકશાહીને સ્વતંત્રતા સામે ખુલ્લો પડકાર ફેંકે છે તેમની સાથે સહકાર બાંધવામાં આવ્યો છે. આને પરિણામે દુનિયામાં અંધાધૂંધી જામી છે, પાશવિક હિંસાબળ જીતે છે, નિરંકુશપણે વિચરે છે, અને રાષ્ટ્રોના ભાવિની તોડભાંગ કરે છે, અને સૌથી પ્રચંડ યુદ્ધની શાંતિને નામે તૈયારીઓ ચાલી રહી છે. યુરોપના મધ્ય અને નૈઋત્ય ભાગમાં આંતરરાષ્ટ્રીય નીતિ ધર્મની ભાવના એટલી ક્ષીણ થઈ ગઈ છે કે નાઝી સરકારે યહુદી કોમનાં માણસો સામે અપાર જુલ્મો કર્યા. બ્રિટનની જે પરદેશનીતિએ સર્વ પ્રસંગે ફાસિસ્ટ રાજ્યોને સહાયતા કરી છે ને લોકશાસનવાળા દેશોના વિનાશમાં મદદ આપી છે તે નીતિમાં પોતાનો લગીરે સાથ નથી એમ કોંગ્રેસ છચોક જાહેર કરે છે. એને સામ્રાજ્યવાદ ને ફાસિઝમ બંને સામે સરખો વિરોધ છે ને તેની ખાતરી છે કે બંનેનો અંત જગતની શાંતિ અને પ્રગતિ માટે ખૂબ જરૂરી છે. કોંગ્રેસનો એ પણ અભિપ્રાય છે કે હિંદ સ્વતંત્ર પ્રજા તરીકે પોતાની પરદેશનીતિ ઘડે, ને એ રીતે સામ્રાજ્યવાદ ને ફાસિસ્ટવાદથી અળગું રહી પોતાનો શાંતિ ને સ્વાતંત્ર્યનો પંથ ખેડે એ તત્કાળ જરૂરનું છે."

આગામી આંતરરાષ્ટ્રીય કટોકટીમાં ઉપલી નીતિને વફાદારીપૂર્વક વળગી રહે એ કોંગ્રેસને માટે બહુ જરૂરી છે. એટલે કે બ્રિટિશ સંકડામણનો લાભ લઈને બ્રિટનવિરોધી ફાસિસ્ટ ને નાત્સી રાજ્યો સાથે મળી જઈ ને એને ગૂંગળાવવાનો પ્રયત્ન એ નહિ કરે.

તા. ૨૦-૩-૧૯૩૯

# लिपि विषे निवेदन

ઈ. સ. ૧૯૩૧થી ગૂજરાતી લિપિના નાગરીકરણનો હું પ્રચાર કરતો આવ્યો છું. એ કામ સાહિત્ય સંમેલનો કે સરકાર દ્વારા કરાવી શકાય તે પહેલાં કોઈ સુધારક લેખક કે પ્રકાશક તેને પ્રયોગો દ્વારા રજૂ કરે તો તે વધારે સારી રીતે થાય એ વિચારથી 'પ્રસ્થાન'ના સહકારથી મેં કેટલાક સુધારા દાખલ કરવાની શરૂઆત કરી. એ પહેલું પગથિયું હતું. નાગરીકરણ અે મારી દૃષ્ટિઅે લિપિસુધારાનું છેલ્લું પગથિયું નથી. અેક લિપિના પ્રચારને પ્રતિકૂળ ન થાય અે રીતે સાક્ષરતા પ્રચાર, લેખન, ટપલેખન અને મુદ્રણની સરળતા સિદ્ધ કરવા માટે ક્રમેક્રમે જુદાજુદા સુધારા દાખલ કરવાની અેક કાચી પરંપરા મારા મનમાં ગોઠવાયેલી છે. તેવા પ્રયોગો કરવાનું મારા મનમાં હતું.

આમ કરવામાં મારી-લિપિનો અેક નવો પંથ કાઢવાનું મારા મનમાં કદી આવ્યું નથી. લિપિ અે લખવાનું કેવળ અેક અગવડભર્યું સાંકેતિક સાધન છે. એ મારે પ્રાન્ત કે રાષ્ટ્રના યે અભિમાનથી પ્રેરાઈ કોઈ વિશિષ્ટતાને જાળવી રાખવામાં હું માનતો નથી, તો મારી વિશિષ્ટતા તો દાખલ કરાય જ કેમ? મારા આગ્રહો કે મતો હું ત્યાં સુધી જ રજૂ કરું છું, જ્યાં સુધી સુધારામાં રસ લેતી થોડીક વ્યક્તિઓમાં કે મંડળોમાં જ અે વિચારાય છે.

હવે આ કામમાં વધારે વિદ્વાનો રસ લેતા થયા છે અને ગૂજરાત તથા બીજા પ્રાન્તોનાં સાહિત્ય સંમેલનોઅે પણ અે પ્રશ્ન વિચારવા માંડ્યો છે. મુણ્ડે મુણ્ડે મતિર્ભિન્ના એ ન્યાયે અેમાં અનેક સૂચનાઓ થાય અને વિવિધ અભિપ્રાયો ઉત્પન્ન થાય અેમાં નવાઈ નથી. તેમાં નૈકો મુનિર્યસ્ય વચઃ પ્રમાણમ્ અેવું જ બને. પરિણામે અનેક ઝગડનારા પંથોમાં લિપિપંથોનો ઉમેરો થવાનો પણ સંભવ છે અેવો મને ભય ઉત્પન્ન થયો છે. અેમાં હું અેક નિમિત્ત થવા ઇચ્છતો નથી. આથી લિપિસુધારાના અેક વ્યક્તિગત પ્રયોજક મારે ન રહેવું અેવો મેં નિર્ણય કર્યો છે.

આનો અર્થ અે કે 'પ્રસ્થાન' મારા લેખો તથા પુસ્તકોને નાગરીકૃત ગૂજરાતીમાં જ છાપે અેવી તેની જોડે સમજૂત હતી, તે બંધનમાંથી મારી તરફથી હું તેને મુક્ત કરું છું. એ તેને પ્રચલિત ગૂજરાતી લિપિ કે અેને ફાવે તેવી સુધારેલી લિપિમાં છાપે. જો એ કોઈ ફેરફારવાળી લિપિમાં છાપે તો તેના પોતાના સુધારા તરીકે છાપશે; એ સુધારાની તરફેણમાં મારો અંગત મત હોય કે ન યે હોય.

નવજીવન કાર્યાલયને પણ આ જ રીતે તેની જોડેની સમજૂતમાંથી છૂટું કર્યું છે. જે છૂટ પ્રસ્થાન કે નવજીવનને રહેશે તે જ, અલબત્ત, બીજી પ્રકાશક સંસ્થાઓને રહેશે.

મારા પ્રયોગમાં શ્રી રણછોડજી મિસ્ત્રીઅે જે ઉદારતાથી મને સાથ આપ્યો છે, તે માટે હું તેમનો સદાનો ઋણી છું.

વર્ધા
૨૦-૨-૧૯૩૯

किशोरलाल मशरूवाळा

# भगवद्गीतानुं अध्ययन

[ मागशर, १९९५ : पा. १०५थी चालु ]

दत्तात्रेय बालकृष्ण कालेलकर

## अध्याय ३ जो [ चालु ]

### यज्ञ-मीमांसा

यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः ।
तदर्थं कर्म कौंतेय मुक्तसंगः समाचर ॥
सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥
देवान् भावयताऽनेन ते देवा भावयंतु वः ।
परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ॥
इष्टान् भोगान्हि वो देवा दास्यंते यज्ञभाविताः ।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः ॥
यज्ञशिष्टाशिनः संतो मुच्यते सर्व किल्बिषैः ।
भुंजते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात् ॥ (अ. ३, श्लो. ९-१३)

સૃષ્ટિમાં અુત્પત્તિ સાથે વપરાશ અથવા નાશનો મેળ ન હોત તો સૃષ્ટિ બરાબર ચાલત નહિ. અુત્પત્તિ જો વધી પડે તો એ સંગ્રહનો ભાર શી રીતે ઝિલાય? જેટલું અન્ન પેદા થાય છે તેટલું ખવાઅી જાય છે. પછી ભલે એ અન્ન માણસ ખાય, પશુપક્ષી ખાય કે સૂક્ષ્મ કીડા ખાય. અન્નનો જો નાશ ન થાય અને સંગ્રહ વધ્યા કરે તો આ સૃષ્ટિમાં જોતજોતામાં બધે અન્ન જ થઅી જાય. અને એ બાકીની સૃષ્ટિને અૂભવાનું સ્થાન જ નહિ રાખે. તેથી સૃષ્ટિમાં આપણે હમેશાં ન કળી શકીએ એવો મેળ હોય જ છે.

સૃષ્ટિની એ વ્યવસ્થા મનુષ્યેતર સૃષ્ટિમાં એની મેળે જળવાય છે એમ આપણે જોઅીએ છીએ પણ મનુષ્યને સૃષ્ટિનો નિયમ સમજીને તે પ્રમાણે ચાલવાની અથવા તેની વિરુદ્ધ જઅીને સજા ખમવાની સ્વતંત્રતા મળેલી છે. મનુષ્ય પોતાની બુદ્ધિનો અને શ્રદ્ધાનો અુપયોગ કરી સૃષ્ટિરચનાની ઘણી વસ્તુઓ સમજે છે અને તેથી પોતાની અિચ્છા એમાં દાખલ કરી સૃષ્ટિની વ્યવસ્થામાં પરિવર્તન કરવાનો અમુક હક્ક ધરાવે છે. મનુષ્યેતર જીવો સૃષ્ટિ રચવામાં દખલ કરી શકતા નથી અથવા દખલ કરવા અિચ્છતા નથી. પણ અીશ્વરે માણસને અુત્પાતિયો બનાવ્યો છે. ધારે તો એ દેવાળું નીકળે ત્યાં સુધી જઅી શકે છે. તેથી જ અીશ્વરે એને યજ્ઞધર્મ સાથે પેદા કર્યો. અને એને કહ્યું કે યજ્ઞધર્મ સાચવશો તો દેવાળું નહિ નીકળે, અિહલોકમાં અને પરલોકમાં કુશળ હશો. યજ્ઞને ચૂકશો તો સૃષ્ટિદ્રોહી, સમાજદ્રોહી અને આત્મ-

ધાતી ચોર અને મૂઢ ગણાશે. યજ્ઞધર્મનું પાલન એ જીવનનું પ્રામાણિકપણું છે. યજ્ઞધર્મનું પાલન એ સુખસમૃદ્ધિની, નિષ્પાપ જીવનની અને અમૃતત્વની નિશ્ચિન્તિ (Insurance) છે.

આ યજ્ઞધર્મ શો છે ?

જીવનમાં મનુષ્ય જે જે જેટલું વાપરે છે તે તે તેટલા પ્રમાણમાં એણે પેદા કરવું જોઈએ. જે વસ્તુ બધા જ વાપરે છે તે ઉત્પન્ન કરવામાં બધાનો ભાગ હોવો જ જોઇએ; એમાં અવેજી નહિ ચાલે; એટલે કે એક માણસનું કામ બીજો કરે એ પણ નહિ ચાલે અને એક કામને બદલે બીજું કામ કરે અથવા એક વસ્તુને બદલે બીજી જાતની વસ્તુ પેદા કરે, એ પણ નહિ ચાલે. દરેક માણસને અન્ન ખાવાની આવશ્યકતા છે, તો અન્ન પેદા કરવામાં દરેકનો ભાગ હોવો જોઈએ. કોઈ એમ કહે કે અન્નને બદલે હું કવિતા પેદા કરીશ અને મારો પાડોશી મારે માટે અન્ન પેદા કરે, તો એમાં ન્યાય નથી, એમાં યજ્ઞધર્મનું પાલન નથી. કવિતા કરવાથી આહારની આવશ્યકતા ઓછી નથી થતી અને બે જણનો બોજો એક જણને ઊંચકવો પડે છે એ અન્યાય રહી જ જાય છે. કવિતા કરવામાં કોઈ પણ વસ્તુ વાપરવી નથી પડતી કે શારીરિક શ્રમ પણ લેવો નથી પડતો; એટલે કવિતા આપીને કે વેચીને એના બદલામાં માણસ કોઈનો શારીરિક શ્રમ મેળવે એ ન્યાય નથી. અમુક માણસ ચોરી કરતો નથી, મારામારી કરતો નથી, પ્રામાણિક રહે છે એટલા ખાતર એ સદ્‌ગુણોના એ પૈસા માંગે, એ યોગ્ય ન કહેવાય. જો કે આજે મોટામોટા અમલદારો જે મોટા પગાર ખાય છે તે દક્ષતા, પ્રામાણિકતા (અને આશ્ચર્યની વાત તો નિઃસ્પૃહતા)નું વળતર હોય છે. મનુષ્ય અન્ન વસ્ત્ર ઇત્યાદિ પાર્થિવ વસ્તુઓથી શરીરરક્ષણ કરે છે; એણે શારીરિક પરિશ્રમથી જ એ વસ્તુના વપરાશનું વળતર આપવું જોઈએ. નહિ તો સૃષ્ટિનો એટલે કે સમાજનો ભાર વધવાનો અને અધર્મનું અભ્યુત્થાન થવાનું. એ અધર્મને રોકવાને અને ધર્મની સંસ્થાપના માટે યજ્ઞ સર્જેલો છે.

યજ્ઞ એટલે સૃષ્ટિવ્યવસ્થામાંથી જેટલી વસ્તુઓ વાપરીને આપણે ખોટ ઉત્પન્ન કરીએ છીએ, તે ખોટ પૂરી પાડવાની ક્રિયા.

સમાજ એકરૂપ હોવાને કારણે અને સામાજિક પુરૂષાર્થનો લાભ બધા જ ઉઠાવે છે એ કારણે પણ દરેક માણસ આખા સમાજના વર્તન માટે જવાબદાર છે. એ જવાબદારી ગણિતી હિસાબ કરીને દરેકને માટે પ્રમાણસર અંશતઃ ફાળવી ન શકાય. એટલે આખો સમાજ જે ખોટ પેદા કરે છે તે પોતાનાથી બની શકે તેટલી પૂરવાની જવાબદારી દરેક વ્યક્તિની છે. આ સામુદાયિક જવાબદારીને લીધે યજ્ઞકર્મ અત્યંત આવશ્યક બને છે. મારે જિંદગીમાં લાકડાની વસ્તુઓ હરહંમેશ વાપરવી પડે છે. પોતાના ઘરમાં રહેતો હોઉં કે ભાડાના મહેલમાં રહેતો હોઉં; મંદિરમાં, પાલખીમાં કે રેલવેના ડબ્બામાં બેઠો હોઉં મારે માટે લાકડાનો ઉપયોગ તો થાય જ છે; તો મારે જેમ બને તેમ ઝાડો વાવવામાં મદદ કરવી જોઈએ, ઝાડોનો નિષ્કારણ સંહાર થતો હોય તો તે અટકાવવો જોઈએ અને વૃક્ષસૃષ્ટિની સંભાળની સાવચેતી રાખવી જોઈએ. એ યજ્ઞધર્મ થયો.

મારે કપડાં વાપરવાં છે તો કપાસ વાવવાથી માંડીને કાંતવાપીંજવાવણવા સુધીની ક્રિયામાં મારો ભાગ હોવો જોઈએ. એમાંથી કેટલીક ક્રિયાઓ આવશ્યક હોવા છતાં પૂરતી આજીવિકા આપી શકતી નથી એવી ક્રિયા પ્રત્યે તો યજ્ઞધર્મ વિશેષપણે હોય છે. આખા

સમુદાયે એવા કામમાં પોતાનો ફાળો આપવો જ જોઈએ એ સમાજનો વિશેષ યજ્ઞધર્મ છે. યજ્ઞ જો બીજા મારફતે કરાવીએ તો બીજો કાં તો આપણો સ્વામી બને છે અથવા દાસ બને છે. બંને સ્થિતિમાં એ આપણા વિકાસને અટકાવે છે. આપણો ભાર વહેતો એ આપણા ઉપર ભારરૂપ થાય છે અને એ અને આપણે બને વિશ્વવ્યવસ્થાને શાપરૂપ નીવડીએ છીએ.

જો લોકો નળનું પાણી વાપરે અને ઊંચી ટાંકીમાં પાણી ચઢાવવામાં મદદ ન કરે તો તેઓ ચારિત્ર્યભ્રષ્ટ થશે અને થોડા જ દિવસમાં પાણી વગર તરફડીને મરી જશે. નળના પાણીનો ભોગ ભોગવવો હોય તો પાણી ટાંકી સુધી ચડાવવાનો યજ્ઞ કરવો જ જોઈએ. વરસાદ જોઈતો હોય તો ગરમીદ્વારા પાણીની વરાળ સૃષ્ટિએ આકાશને આપવી જોઈએ.

ભોગદ્વારા કુદરતનું જેટલું દેવું કર્યું હોય તે અદા કરવાનો પ્રથમ ધર્મ છે. એ ઋણ અદા થયા પછી જ માણસને નવા ભોગ ભોગવવાનો અધિકાર મળી શકે છે. યજ્ઞાર્થે પૂરતું કર્મ કર્યા પછી જ એટલે કે દેવું ચૂકવ્યા પછી જ જે કંઈ વધારે પુરુષાર્થ થઈ શકે તેનું ફળ અમૃતફળ કહેવાય. કેમકે માથા પરનું દેવું ચૂકવ્યા પછી મેળવેલું એ ફળ છે. એમાં પાપ નથી. (જો કે એમાંથી વાસનાને લીધે નવું પાપ ઉત્પન્ન થવાનો સંભવ ખરો.) અને યજ્ઞરૂપી દેવું મેં પૂરતું ચૂકવ્યું એમ કોણ કહી શકે? આખો જન્મારો યજ્ઞકર્મની પાછળ જ જાય તો તેમાં આશ્ચર્ય કે અજુગતું કશું જ નથી કેમકે એ જ પુણ્યકર્મ છે, એમાંજ જીવન-સાર્થક્ય છે.

### जीवनचक्र

एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।
अघायुरिंद्रियारामो मोघं पार्थ स जीवति ॥ ( અ. ૩, શ્લો. ૧૬ )

આ વિષય પર મેં એક લેખ[1] લખ્યો છે તે જ અહીં નોંધ રૂપે લઈ શકાય. એમાં સહેજસાજ સુધારાને અવકાશ છે પણ તે ન થાય તોયે નોંધ સંપૂર્ણ છે.

ઈશ્વરની રચનામાં જ્યાંત્યાં પરસ્પરાવલંબન ગોઠવેલું છે અને તેથી જ જરૂરિયાત કરતાં ઓછું કે વધારે કંઈ રહેતું નથી. ઝાડો આપણો પ્રાણનાશક વાયુ ખાઈ જાય છે અને પ્રાણવાયુ પેદા કરે છે. આપણે એ પ્રાણવાયુથી પોષાઈએ છીએ અને ઝાડોના ખોરાકરૂપે પ્રાણનાશક વાયુ શરીરવાટે કાઢી નાંખીએ છીએ. એક મોટી કાચની હાંડી તળે એક છોડ અને એક ઉંદર રાખી તેઓ બંને લાંબા વખત સુધી હવા ખૂટાડ્યા વગર "પરસ્પર ભાવયન્તઃ" રહી શકે એવો પ્રયોગ છે એક વિજ્ઞાનશાસ્ત્રીએ કર્યો હતો. એ યજ્ઞનું ઉત્તમ ઉદાહરણ છે. આખી સૃષ્ટિની રચનાનો વિચાર કરતાં ખાતરી થાય છે કે સરવાળે આ પરસ્પરાવલંબનની વ્યવસ્થા જ સર્વત્ર ભરેલી છે. આમાંથી જ અપરિગ્રહનો ધર્મ સ્પષ્ટ થાય છે. આવતી કાલ ઊગશે તો આવતી કાલનું અનાજ પણ ઊગશે. ચિંતા શાને કરીએ? એમ જ અપરિગ્રહી કહેવાનો. આજનો ધર્મ આજે અદા કર્યો, આજની જોગવાઈ આજે કરી એટલે બસ. સમાજ તેમજ સૃષ્ટિ સંગ્રહનો ભાર ખમી ન શકે. એક બાજુ સંગ્રહ વધે એટલે બીજી બાજુ ભૂખમરો વધવાનો જ. બધો બોજો એક બાજુ આવવાથી ત્રાજવું જેમ ઢળી જાય છે તેમ સમાજ પણ ઢળી જાય છે. પોતાના વંશ માટે સંગ્રહ કરનાર માબાપો દુનિયામાં આળસ અથવા વિલાસિતાને જ ઉત્તેજન આપે છે. સંગ્રહનો સંગ ભયાનક છે. એટલે સંગ-રહિત થઈને માણસે નિરંતર એટલે કે અખંડ કર્તવ્યકર્મ કરવું જોઈએ.

---

[1] જીવનસંસ્કૃતિ પા. ૧૪૪.

## લોકસંગ્રહ

तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन् कर्म परमाप्नोति पूरुषः ॥ ( અ. ૩, શ્લોક ૧૯ )

જોન મોર્લીએ On Compromise વાળો નિબંધ લખ્યો છે. એને મહાદેવભાઈએ નામ આપ્યું છે 'સત્યાગ્રહની મર્યાદા', બેલગામવાળા તેલંગે એને 'લોકસંગ્રહ'નું નામ આપ્યું હતું. માણસ સમાજમાં રહે છે, સમાજની હૂંફ મેળવે છે, સમાજ સાથે બંધાયેલો છે એટલે સમાજ ખાતર અમુક હદે જ એણે રહેવું જોઈએ. સમાજને સાચવવા માટે એણે પોતાનો વ્યક્તિગત આગ્રહ જતો કરવો જોઈએ. સત્યાગ્રહી સત્યને સાચવવા જાય છે. સમાજપરાયણ માણસ સમાજને એટલે કે લોકોને સાચવવા જાય છે. બન્ને વૃત્તિ શુભ જેવી લાગે છે. આ બે વચ્ચે મેળ કેમ બેસાડવો એ જીવનનો મહત્ત્વનો સવાલ છે. સત્યનિષ્ઠા અને લોકનિષ્ઠાનું અધિકરણ નક્કી કેમ કરવું એજ જીવનનો સનાતન સવાલ છે.

જ્યાં તત્ત્વપાલનનો પ્રશ્ન હોય ત્યાં તત્ત્વભ્રષ્ટ થવું ન જ ઘટે. તત્ત્વભ્રષ્ટ માણસ સમાજની કશી સેવા નથી કરતો. જ્યાં તત્ત્વનો સવાલ નથી પણ સગવડઅગવડનો જ સવાલ છે, પરસ્પર વિરોધી સ્વાર્થનો જ સવાલ છે ત્યાં સ્વાર્થ જતો કરવો, આગ્રહ છોડી દેવો, નુકસાન વેઠવું, પ્રગતિનો વેગ મંદ પડે તો ય ધીરજ રાખવી અને સમાજને સાથે લઈને ચાલવું એ યોગ્ય છે.

તત્ત્વપાલનનો આગ્રહ તો જેને તત્ત્વનો સાક્ષાત્કાર થયો છે એટલે કે તત્ત્વ ગળે જેને ઊતર્યું છે એ જ પોતાના પૂરતો રાખી શકે છે. બીજા ઉપર એવો આગ્રહ ન લદાય એ જ ધર્મનું પરમ રહસ્ય છે. ધર્મમાં જબરદસ્તી ન હોય એ કુરાનનું વચન એ જ મહાન અહિંસાનું તત્ત્વ સૂચવે છે.

એટલે અહિંસા એ જ સત્યનું વ્યાકરણ છે. એ જ સત્યાગ્રહની મર્યાદા છે. બીજાની સ્વતંત્રતા ઉપર તરાપ માર્યા વગર પોતાની સ્વતંત્રતા ભોગવજે, એ સુવર્ણમર્યાદા પણ એ જ ચુકાદો આપે છે.

ગીતામાં લોકસંગ્રહનો ઉપદેશ છે તેનો અર્થ કંઈક જુદો છે. લોકોને સાચવવા ખાતર લોકો આગળ સત્ય પણ ન મુકાય અને લોકો જેમ વર્તે છે તેમ પોતે વર્તવાની જરૂર ન હોય છતાં લોકોને રીઝવવા ખાતર અથવા લોકોને ઠેકાણે રાખવા ખાતર લોકોના જેવું આચરી બતાવવું એનુંજ નામ લોકસંગ્રહ એમ ઘણા લોકો માને છે. ગીતાએ એવો લોકસંગ્રહ સૂચવ્યો છે માટે તે પ્રમાણે જ ચાલવું જોઈએ એમ માનનાર કેટલાક લોકો છે. જ્યારે એ તત્ત્વ અથવા આચારસૂત્ર દંભમૂલક છે માટે એનો ત્યાગ કરવો ઘટે છે અને એવું આચારસૂત્ર દુનિયાને શીખવનાર ભગવદ્‌ગીતાને પણ વખોડી કાઢવાની જરૂર છે એમ કેટલાક હિંમતપૂર્વક કહે છે. એ બંનેને લોકસંગ્રહનું સૂક્ષ્મતત્ત્વ સમજાયું જ નથી એમ કહેવું જોઈએ.

* * *

अधिकारभेदात् धर्मभेदः । જેવો માણસનો અધિકાર તેવો એનો ધર્મ. માણસની યોગ્યતા પ્રમાણે એને માટે એનું કર્તવ્ય નક્કી હોય છે. એ હિંદુધર્મનું મહાન સૂત્ર છે. બીજા ધર્મોમાં પણ ઓછેવત્તે અંશે પણ એનો સ્વીકાર છે જ. શરૂઆતમાં ન હોય તો પાછળથી લોકોને એ સિદ્ધાંત પોતાના ધર્મમાં ઉમેરવો પડ્યો છે. 'I must therefore I can' એ ફિલસૂફનું વચન પણ અધિકારવાદને જ સૂચવે છે.

'હવે માણસની લાયકાત પ્રમાણે એનું કર્તવ્યકર્મ નક્કી થાય છે એ સાર્વત્રિક સિદ્ધાંત લો અને સામાન્ય માણસો શિષ્ટજનોને અનુસરે છે એ મનુષ્યસ્વભાવની ખાસિયત લો. બેનું મિશ્રણ કર્યા પછી લોકોને એમની શક્તિ, એમની લાયકાત અને એમના ધર્મ પ્રમાણે ઉન્નતિને પંથે ચલાવવા હોય, એમને દોરવા હોય તો શિષ્ટલોકોએ એ પ્રમાણે પોતે ચાલી બતાવ્યા વગર છૂટકો જ નથી. એ જ લોકસંગ્રહનું રહસ્ય છે. લોકસંગ્રહનો એ અર્થ છે જ નહિ કે અનુયાયી મંડળ બાંધવા માટે લોકોની મરજી પ્રમાણે ચાલવું. પણ લોકવ્યવસ્થા ન તૂટે, લોકોને પોતાના ધર્મ વિશે ભ્રાંતિ પેદા ન થાય, શિષ્ટોના આચરણમાંથી લોકોને કર્તવ્ય કર્મની પ્રેરણા મળવી જોઈએ તે ઝરણું બંધ ન થાય, ટૂંકામાં લોકવ્યવસ્થાનો અને માનવી પ્રગતિનો ઉચ્છેદ ન થાય એટલા માટે બહુ જ યોગ્ય એવાં કર્મોમાં શિષ્ટજને ઉત્સાહપૂર્વક ભાગ લેવો જોઈએ. Noblesse obligeના તત્ત્વ પ્રમાણે પણ શિષ્ટોનો એ જ સ્વધર્મ છે.

એમ કરતાં પોતાના અંતરાત્માને દગો દેવાપણું રહેતું નથી. અમુક વખતે સ્વધર્મ તરીકે અમુક રીતે જ વર્તવું જોઈએ એવી અંદરની પ્રેરણા થયા પછી તે પ્રમાણે ન ચાલવું એ કોઈ પણ માણસ માટે અશક્ય થવું જોઈએ. સ્વધર્મ સર્વોપરિ છે. એને વટાવીને બીજી વસ્તુનો વિચાર કરવાનો હક્ક કોઈને નથી. પણ જે શિષ્ટ છે તેની આગેવાની સ્વતઃસિદ્ધ છે. તેથી લોકસંગ્રહ એ એનો ધર્મ થઈ પડે છે. એ ધર્મ પ્રમાણે લોકોને માટે જે યોગ્ય હોય તે તે આચરી બતાવે છે. નહિ કે લોકોને જ રુચે છે તે સ્વીકારી લોકપ્રવાહમાં તણાઈ જાય છે. એમાં લોકોનું અનુયાયિત્વ સાધવવાપણું નથી હોતું પણ લોકોનો સામાજિક ધર્મ તૂટે નહિ એની ચિંતા રાખવાનું હોય છે.

## बुद्धिभेद

कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।
लोकसंग्रहमेवापि संपश्यन् कर्तुमर्हसि ॥
यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥
न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥
यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतन्द्रितः ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥
उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।
संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥
सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वंति भारत ।
कुर्याद्विद्वांस्तथाऽसक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥
न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ।
जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥ (અ. ૩, શ્લો. ૨૦–૨૬)

'અજ્ઞાની કર્મસંગી લોકોનો બુદ્ધિભેદ ન કરવો જોઈએ. તેઓ અજ્ઞાનને લીધે આસક્ત થઈને જેવાં કર્મો કરે છે તેવાં જ કર્મો જ્ઞાનીપુરુષોએ અનાસક્તિથી લોકોના ભલા ખાતર

કરવાં જોઈએ', એમ કહીને ઘણા લોકો સામાન્ય પ્રજાને અજ્ઞાનમાં રાખવાની હિમાયત કરે છે અને પછી પ્રજાના તેઓ અજ્ઞાન અને વિદ્વાન એવા બે વર્ગ પાડે છે. એમાં હસવા જેવું તો એ છે કે દરેક માણસ પોતાને વિદ્વાન કોટિનો જ માને છે પણ દલીલની સગવડ ખાતર અને પોતાના બચાવ ખાતર અજ્ઞાનની કોટિમાં જઈ બેસે છે.

ખરું જોતાં અજ્ઞાન અને વિદ્વાન એ બે સાપેક્ષ શબ્દો છે. નિભ્રાન્ત સંપૂર્ણ જ્ઞાની એવો તો એક પરમાત્મા છે. બાકી દરેક માણસ સજ્ઞાન પણ ગણાય અને અજ્ઞાન પણ ગણાય. ભૂમિકાની કસોટી હાથમાં લઈએ તે પ્રમાણે માણસ સજ્ઞાન કે અજ્ઞાન નક્કી થવાનો છે. બાળકોના પ્રમાણમાં મોટી ઉમરના લોકો જ્ઞાની ગણાય. પણ તે તે શાસ્ત્રના વિશારદો આગળ એ જ લોકો અજ્ઞાની પણ નિવડે. જ્ઞાનનું દર્શન ક્રમેક્રમે થાય છે. અજ્ઞાનમાંથી મુક્તિ ક્રમેક્રમે મળે છે. મેલાં કપડાં જેમ ધોવાતાંધોવાતાં ઊજળાં થતાં જાય છે તેમ જ જ્ઞાન અજ્ઞાની પણ વાત છે. એટલે દરેક માણસ જ્ઞાની પણ છે અને અજ્ઞાન પણ છે.

ઈશ્વરની ગૂઢ યોજનામાં અજ્ઞાનને પણ ચોક્કસ સ્થાન છે. જેમ માણસને ભારે ઘા થયો હોય ત્યારે આખું શરીર બ્હેર મારી જાય છે, બેભાન થાય છે અને એ બેભાનીને કારણે જ અતિ વેદનામાંથી મુક્ત રહી એ બચી જાય છે, તેમ જ માણસની યોગ્યતા બહારનું જ્ઞાન એને ન હોવાને લીધે તે બચી જાય છે. નાનાં બાળકો કેટલીક કૌટુંબિક પરિસ્થિતિ સમજી શકતાં નથી અને એ અજ્ઞાનના કવચને લીધે જ મહાન માનસિક આઘાતમાંથી તેઓ બચી જાય છે. અજ્ઞાન દૂર કરવાનો મનુષ્ય માત્રનો સામાજિક ધર્મ છે પણ તે ક્રમશઃ દૂર કરાય ઈંડાનો એ ધર્મ નથી કે હંમેશને માટે એ પોતાનું કવચ કાયમ રાખે. છતાં એ કવચ ગમે ત્યારે ન ભગાય. અકાળે ભાંગવાથી જીવનાશનો દોષ માથે આવે. અંદરનું બચ્ચું સંપૂર્ણપણે વિકસિત થાય એટલે કાં તો એની મા બહારથી તોડે અથવા બચ્ચું જ પોતાના કવચને અંદરથી ભાંગી નાંખે.

બુદ્ધિભેદ ન કરાય એ સિદ્ધાંત 'અધિકાર જોઈને જ્ઞાન અપાય' એ રૂપમાં પ્રગટ થાય છે. એ સિદ્ધાંત એક રીતે સાચો પણ છે. પણ ધૂર્ત લોકો સત્ય વિશે બેદરકાર થઈ જેવો માણસ જુએ તેવું રૂપ ધારણ કરી બધાને રાજી રાખવાનો પ્રયત્ન કરે છે. જ્ઞાન તો એક-રૂપ હોય; એનું વિવરણ ભિન્ન રીતે કરાય; એના આકલનમાં ગ્રાહકની શક્તિભેદે ભેદ પડે, પણ જ્ઞાનનો અપલાપ તો નહિ જ કરાય. I am all things to all men એ સેંટ પોલનું વચન લઈ પશ્ચિમના ધૂર્ત લોકો પણ બુદ્ધિભેદ ન કરવાની વાત આગળ કરે છે.

સાચો સિદ્ધાંત એ લાગે છે કે જ્ઞાન મેઘવૃષ્ટિથી ફેલાતું હોય તોય માણસ પોતાના અધિકાર પ્રમાણે જ એને ગ્રહણ કરી શકે છે. કૂવામાં કે તળાવમાં પાણી ગમે તેટલું હોય, ઘડો પોતાની શક્તિ જેટલું જ લેવાનો છે. ઉનાળાનો જે તડકો છાણા પર પડી એક દિવસમાં એને સૂકવે છે, તળાવમાં પહોંચી ત્યાંનું બધું પાણી ચૂસી નીચલા કાદવનાં ચોસલાં કરી નાંખે છે એ જ તડકો ઝાડ પરનાં ફૂલો પર પથરાઈને એમને ખિલાવે છે અને હસાવે છે. એટલે કે જ્ઞાન આપનાર સામાન્ય હિતનો વિચાર કરી સાધારણ રૂપમાં કહી દે પછી જેની જેવી જિજ્ઞાસા હોય અને લાયકાત હોય તે પ્રમાણે તે સમજી લે અથવા વધુ પૂછે.

ટૂંકામાં કહીએ તો એમ લાગે છે કે જ્ઞાન આપનારે પણ વિશિષ્ટ પરિસ્થિતિમાં જ્ઞાન આપવાની માઠી અસર થાય છે કે કેમ એ તપાસવું જોઈએ અને લેનારે પણ પોતાની ભૂખ જેટલું જ જ્ઞાન મેળવી 'દૂર માર્ગો જોવાનો લોભ' ન રાખતાં એક ડગલાથી સંતોષ માનવો. અને એ સિદ્ધાંત પર

ભૂલી ન જઈએ કે માણસ પોતાની શક્તિ જેટલું જ જ્ઞાન લઈ શકે છે. માણસની જેવી ઉત્કટતા તેટલા જ ઊંડાણનું સિદ્ધાન્તોનું આકલન એને થાય છે.

'કર્મ તો અજ્ઞાની માટે જ છે. જ્ઞાની પુરુષ કશું કર્મ કરવાને બંધાયલો જ નથી, અજ્ઞાની લોકો પર દયા રાખી એમની ખાતર કંઈ કર્મ કરે' તો કરે એ કેટલાક વેદાંતીઓનો સિદ્ધાંત ગીતાને અભીષ્ટ છે જ નહિ. એટલે બુદ્ધિભેદ ન કરવા વિશેના સિદ્ધાન્તનો એ રીતે અર્થ ન કરાય.

દરેક જ્ઞાનની સ્થૂળ, સૂક્ષ્મ, અતિસૂક્ષ્મ, રહસ્યમય એવી અનેક આવૃત્તિઓ હોય છે. જેની જેવી શક્તિ અથવા યોગ્યતા તેવું જ દર્શન દરેકને થવાનું છે; એટલે આપણે કોઈને એમ કહી ન શકીએ કે મારું દર્શન સાચું છે, તારું દર્શન તદ્દન જૂઠું છે. પ્રગતિના પહાડ પર ટોચે રહેલા મંદિરના શિખરનું ધ્યાન ધરીને બધા જ ચઢે છે. દરેકને શિખરનું દર્શન સૌ-સૌનું સ્થૂલ સૂક્ષ્મ અને એકાંગી કે અનેકાંગી થાય છે. સંપૂર્ણ તો કોઈને જ થતું નથી. કોણ કોને કહે કે મને યથાર્થ દર્શન થયું છે, તને નથી થયું ? હિંદુવૃત્તિ કહે છે કે બધાં જ દર્શનો સાચાં છે. प्रस्थानभेदात् दर्शनभेदः । दृष्टिभेदात् दर्शनभेदः ।

## મનની કેળવણી

सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वन्ति भारत ।
कुर्याद्विद्वांस्तथाऽसक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥
न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ।
जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥
प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥
तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ।
गुणा गुणेषु वर्तंत इति मत्वा न सज्जते ॥
प्रकृतेर्गुणसंमूढा सज्जन्ते गुणकर्मसु ।
तानकृत्स्नविदो मंदान् कृत्स्नविन्न विचालयेत् ॥ (અ. ૩, શ્લો. ૨૫–૨૯)

સાધકો અને માનસશાસ્ત્રીઓ જાણે છે કે મનને કાબૂમાં રાખવા માટે જેટલી દૃઢતા જરૂરની છે એટલી જ કુનેહ પણ જરૂરની છે. વગર વિચારે મનોવૃત્તિની સામે થતાં મન પણ એટલું જ તોફાને ચઢે છે અથવા નિષ્ક્રિય થઈ બેસે છે. નદીનો પ્રવાહ અટકાવવા માટે જો એની સામે પાળ બાંધી હોય તો ઘણી વાર પ્રવાહ એને તોડી નાંખે છે. એના કરતાં જો એ જ પાળ ખૂબ ત્રાંસી બાંધી હોય તો પ્રવાહની દિશા બદલાવી શકાય અને ધીમે ધીમે એની પાસેથી ધાર્યું કામ પણ કરાવાય. પ્રવાહમાં પાણીનો જથ્થો હદ કરતાં વધે તો એને નીકળી જવાનો માર્ગ પણ કરી આપવો પડે છે. આટલું કર્યા પછી પણ પ્રવાહ સંપૂર્ણપણે ધાર્યું કામ ન આપે. પ્રવાહનું પાણી જ્યાંજ્યાંથી આવે છે ત્યાં પણ નજર પહોંચાડી ત્યાં જ ઇષ્ટ ફેરફાર કરાવવા જોઈએ. અને પાણી અંતે જ્યાં જાય છે ત્યાં પણ એને માટે પૂરતું ક્ષેત્ર કરી આપવાની જરૂર રહે છે. મનને વશ કરવામાં પણ આ જ જાતની એન્જિનિયરિંગ વાપરવી પડે છે. પાણીનો સ્વભાવ ફરવાનો નથી, એ સ્વભાવ જાણીને એનો લાભ લઈને જ પાણીને વાળી શકાય. મનનો સ્વભાવ સમજી લઈને માનસશાસ્ત્રના સિદ્ધાંત અનુસાર સાધનાનો ક્રમ બાંધવો જોઈએ અને ધીમેધીમે એ મન ઉપર અધ્યાત્મનો કિમિયો ચલાવી મનનું આખરે રૂપાંતર જ કરી નાંખવાનું હોય છે.

આ ચેતવણી આપવા ખાતર બે શ્લોકો[1] ગીતાએ આપ્યા છે. જ્ઞાની પણ પોતાના સ્વભાવ પ્રમાણે વર્તે છે. બળાત્કારથી કશું વળવાનું નથી એ માણસે જાણવું જોઈએ. પણ એટલા ખાતર માણસ ઇન્દ્રિયોના પોતપોતાના વિષયો પ્રત્યેના રાગદ્વેષને વશ થઈ જાય એ પણ ન પોસાય, એમ ગીતાએ ચેતવણી અને દિશાસૂચન બંને કર્યા છે. એમાંથી જ અર્જુનનો પ્રખ્યાત પ્રશ્ન સૂઝ્યો છે કે ઇચ્છા ન હોવા છતાં માણસ પાપ તરફ કેમ પ્રેરાય છે.

*　　　*　　　*

છાંદોગ્ય ઉપનિષદમાં આત્મસાક્ષાત્કારીનાં વર્ણન આપતાં ઋષિ કહે છે કે મારે હાથે શુભ કર્મ કેમ નથી થતાં, હું પાપ જ કેમ કરું છું, એ જાતનો પરિતાપ એને નથી થતો. આવા પરિતાપનો અનુભવ આપણને વધાને હંમેશ થાય છે. એટલે એ પરિતાપમાંથી મુક્તિ મળે એ કેટલું ધન્ય ભાગ્ય છે એની આપણને ગલેજ કલ્પના થઈ શકે એમ છે. અર્જુન પણ શ્રીકૃષ્ણને પૂછે છે કે માણસ પાપ કરવા તો ઇચ્છતો નથી છતાં હંમેશ પાપમાં પડે છે ત્યારે એ પ્રેરણા કેની. એ બળાત્કાર કેનો ?

અધ્યાત્મશાસ્ત્રનો એ મોટામાં મોટો અને અતિ અગત્યનો સવાલ છે. ભગવાને એનો જે જવાબ આપ્યો છે તે માણસજાતે હંમેશાં ધ્યાનમાં રાખવા જેવો છે.

## ગુણત્રયીનું રહસ્ય

સત્ત્વ, રજ, તમ એવી માણસની ત્રિવિધ પ્રકૃતિ છે. એમાં સત્ત્વમાં શાંતિ, સમાધાન, જ્ઞાન, તેજ, શૌર્ય, સામર્થ્ય, પરાક્રમ, ઉદારતા ઇત્યાદિ સર્વ શ્રેષ્ઠ ગુણોનો સમાવેશ થાય છે. રજોગુણમાં આમાંના કેટલાક ગુણોનો આભાસ હોય છે. તેથી ધાંધલિયા, અસંતોષી અને અલ્પસંતોષી લોકો સત્ત્વગુણ કરતાં રજોગુણને વધારે ઇષ્ટ માને છે. તેઓ સત્ત્વગુણી ગણાતા પણ તમોગુણી, એવા અસમર્થ, નબળાપોચા અને જડ સાધુઓના દાખલા ટાંકી કહે છે કે આવો સત્ત્વગુણ અમારે નથી જોઈતો. હિંદુસ્તાનમાં એવો સત્ત્વગુણ વધી પડવાથી જ સર્વનાશ થયો છે.

સાચું જોતાં ધાંધલ, આંધળી પ્રવૃત્તિ, ઈર્ષા, દ્વેષ ઇત્યાદિ દોષોથી ભરેલા રજોગુણમાં ઇચ્છવા જેવું કશું નથી હોતું.

તમોગુણી માણસ જ્યારે સત્ત્વગુણમાં પ્રવેશ કરવા ઇચ્છે છે ત્યારે તમ અને સત્ત્વના એ ઝઘડામાં, ધોળા અને કાળાના એ ગજગ્રાહમાં, એક પગથિયા તરીકે વચમાં કાબરચીતરા/ (શબલ) રજોગુણનો ઉદ્ભવ થાય છે. એ વચલી સ્થિતિ ઓળખીને, વટાવીને, સત્ત્વગુણ તરફ પહોંચવાનું હોય છે. અખંડ ધ્યાન તો સત્ત્વગુણનું જ હોય.

પણ સ્વામી વિવેકાનંદે એક વખતે આપણા રાષ્ટ્રીય દોષોનું તમોમય સ્વરૂપ સુધારું પાડતાં ઉત્સાહમાં આવીને કહ્યું કે મારે તો રજોગુણ જોઈએ છે, આજે આપણા લોકોએ રજોગુણ કેળવવો જોઈએ, સત્ત્વગુણનો વારો પાછળથી આવશે, મારે એની પડી નથી. પરિણામે કેટલાય નવયુવકો રજોગુણના હિમાયતી અને ઉપાસક બન્યા અને સત્ત્વગુણની નિંદા કરવા લાગ્યા છે. એમાં ભૂલ એ છે કે સત્ત્વગુણ પરાક્રમશાળી છે, શુભ પ્રવૃત્તિથી પરિપૂર્ણ છે, એમાં દુર્બળે બક્ષેલી ક્ષમા નથી પણ તેજસ્વીએ બતાવેલી ઉદારતા છે, એ વાત લોકો ભૂલી

---

૧. सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।
प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ॥
इंद्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।
तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपंथिनौ ॥ (અ. ૩, શ્લો. ૩૩-૩૪)

ગયા છે. અને નિવૃત્તિમાર્ગનો બોધ કરનારા આરામપરાયણ જડ સાધુઓના દાખલાને લીધે સાત્ત્વિક ગુણની કલ્પના શુદ્ધ રહી નથી. તમોગુણને જ સત્ત્વ તરીકે સાધુઓ ઓળખાવવા લાગ્યા તેથી લોકો અકળાયા. પામર લોકોને હાથે ઉત્તમ ધર્મસિદ્ધાન્ત પણ રોગ ઉત્પન્ન કરે એવી કોટિએ પહોંચી જાય છે.

ભગવાન કહે છે કે રજોગુણમાંથી ઉત્પન્ન થયેલો મહાપાપી ખાઉધરો શત્રુ કામક્રોધ એ જ માણસને પાપ તરફ ખેંચી લઈ જાય છે. એને લીધે જ માણસનું મન મેલું થાય છે, બુદ્ધિ બહેર મારી જાય છે, જ્ઞાન ઢંકાઈ જાય છે અને ઇન્દ્રિયો પરવશ થઈ સળગ્યા કરે છે અને એમાં વિષયોનો ભોગ લેતાં લેતાં અંતે એ માણસનો જ ભોગ લઈ લે છે. માટે એ કામક્રોધરૂપી સનાતન શત્રુનું સ્વરૂપ, એનું રહેઠાણ અને એના કાવાદાવા ઓળખી એનો ત્યાગ અથવા નાશ કરી માણસે બચી જવું જોઈએ.

આગળ જતાં સોળમા અધ્યાયમાં ભગવાન ફરી કહે છે: કામ, ક્રોધ અને લોભ એ આત્માનો નાશ કરનારું, એને નરક તરફ તાણીને લઈ જનારું ત્રેવડું દ્વાર છે. માણસે આ ત્રણેનો ત્યાગ કરવો જોઈએ. આ ત્રેવડા નરકદ્વારેથી દૂર રહેનાર મનુષ્ય આત્માનું કલ્યાણ આચરી શકે છે. અને તેથી જ એ પરમગતિને પામે છે.[1]

જેમ બીજા અધ્યાયમાં વિષયના ધ્યાનથી શરૂ થનાર ગફલત અંતે માણસને નાશ સુધી લઈ જનારી અધઃપાતપરંપરા બતાવી; વિષયધ્યાનમાંથી સંગ, એમાંથી કામ, એમાંથી ક્રોધ, એમાંથી સંમોહ, એમાંથી સ્મૃતિભ્રંશ, એમાંથી બુદ્ધિનાશ અને અંતે વિનાશ એ Progress of Error જેમ બતાવી તેમ ત્રીજા અધ્યાયને અંતે ભગવાને આત્મા જેમાં રહે છે એવા કિલ્લાની એકની અંદર બીજી એવી અનેક દીવાલો બતાવી છે અને એ બધી દીવાલોનો કબજો લઈને, કામક્રોધરૂપી શત્રુ અથવા બૌદ્ધ પરિભાષામાં કહીએ તો માર આત્માને ગૂંગળાવી નાખે છે માટે એ મારને મારીને આત્માને મુક્ત કરવો ઘટે છે એવી યુદ્ધનીતિ ભગવાને બતાવી છે.

* * *

ગીતામાં સ્વજન, સ્વભાવ, સ્વકર્મ અને સ્વધર્મનો ઉલ્લેખ આવ્યો છે. ધર્માધર્મના નિર્ણયમાં સ્વજનનો ખ્યાલ ન હોઈ શકે એ વિશે એક નોંધ લખેલી તો છે જ. સ્વભાવ વિશે ગીતાને ઘણું કહેવાનું છે એની નોંધ યથાસ્થાને આવશે. સ્વકર્મ વિશે અઢારમા અધ્યાયમાં થોડોક વિસ્તાર કર્યો છે એ અને સ્વધર્મ અને પરધર્મ વિશે ત્રીજા અધ્યાયમાં[2] આવેલો ઉલ્લેખ એકત્ર લઈને સ્વધર્મમીમાંસા કરવાની આવશ્યકતા છે. કેમકે ગીતાની શિખામણમાં સ્વધર્મપાલનને અત્યંત ઉચ્ચ સ્થાન છે. સ્વધર્મપાલનથી જ માણસ સિદ્ધિ મેળવી શકે છે, સ્વધર્મપાલન એ જ પરમાત્માની પૂજા છે, સ્વધર્મમાં મરણ પણ બહેતર, સ્વધર્મનો કોઈ કાળે ત્યાગ કરાય જ નહિ, સ્વધર્મ વિગુણ હોય તોય એ આપણને વળગેલો છે, એના પાલનમાં પાપ નથી, સ્વધર્મ જોઈને પણ યુદ્ધ કરવું ઘટે છે વગેરે ગીતાનો ખાસ બોધ છે.

ગીતામાં જેટલું અધ્યાત્મશાસ્ત્ર છે તેટલું જ સમાજશાસ્ત્ર પણ છે. તેથી બન્ને દૃષ્ટિએ સ્વધર્મમીમાંસા ઉપર વિશેષ લક્ષ આપવું જોઈએ.

---

૧. त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
काम: क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥
एतैर्विमुक्तः कौन्तेय तमोद्वारैस्त्रिभिर्नरः ।
आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् ॥ (અ. ૧૬, શ્લો. ૨૧-૨૨)

૨. श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥ (અ. ૩, શ્લો. ૩૫)

# વોટ

'પુંડરીક'

'વોટ આપો, વોટ આપો' બોલતા સૌ આવતા,
જોયું ન કો'દી વદન તેવા હેત બહુ વરસાવતા;
જાણે જગતના સેવકો અર્પણ કરી નિજ જિંદગી,
બસ ભેખ સેવાધર્મની દર્શાવતા હાકલ કરી !
છે ઘેર નોકર ચાકરો, મોટર અને ગાડી ઘણી,
તેથી ગરીબની હાય હૈયે દુઃખથી પોકારતા !
જે પ્રેમ છૂપો કો કદિ જાણી શક્યું નવ અબઘડી,
તે દેશદાઝ સ્વરૂપમાં પલટ્યો, અહા શો માનવી !

તે માનવી,
જે સ્વરૂપ નિજ બદલ્યાં કરે !
પળમાં પલટવું રૂપ તેનો મંત્ર છે !
'ના, ના, પરંતુ વોટ આંહીં તંત્ર છે;'
તે તંત્ર કહો કે મંત્ર કહો,
જંતર બની સૌને ઘડીભર હલમલાવે તેમ છે !
તેના અમલમાં મૂર્ખ પણ ડાહ્યો થઇ પંકાય છે,
તેના વિનાનો દેશપ્રેમી ધૂળ ભેળો થાય છે !

※

# બહિર્જગત

રામભાઈ પટેલ

## ફાસિઝમના જુવાળ

યુરોપીય રાજકારણના પ્રધાન ખેલાડીઓ–હિટલર, મુસોલિની, ચેમ્બરલેઈન અને દલાડિયેર– કોઈ અનોખી રીતે જ ઇતિહાસનું પુનરાવર્તન કરી રહ્યા છે. ૧૯૧૯થી ૧૯૩૮ના સપ્ટેમ્બર સુધી આપણે મહાયુદ્ધ પછીના સમયમાં હતા. ગયા સપ્ટેંબર પછી મ્યૂનિચ કરારે યુરોપીય અને એને લીધે જગતની વર્તમાન તવારીખને મ્યૂનિચ પછીના સમયમાં મૂકી દીધી છે. વર્સેલ્સમાં સંધિ કરાવી જર્મનીને પરાજિત ને હડધૂત કરીને તે વખતના વિજેતાઓ પણ આમ જ રાચતા હતા. મ્યૂનિચના વિજેતાઓ પણ લગભગ એ જ રીતે પણ થોડા જુદા શબ્દોમાં રાચી રહ્યા છે. કંઈ ફેર હોય તો માત્ર એટલો જ કે તે વખતે પરાજિત પક્ષને રાચવાપણું નહોતું; મ્યૂનિચમાં હારનાર જીતનાર ઉભય પક્ષવાળાઓ રાચ્યા હતા. અને હજી આજે પણ એમજ કરી રહ્યા છે. હિટલર–મુસોલિનીની માગણીઓ સ્વીકારાય અને એમની પ્રતિષ્ઠાને કોઈ ઓર જોમ અપાય (અને તે બિલકુલ પણ લોહી રેડયા વિના) એથી એઓ રાચે એ સમજી શકાય એમ છે. થોડા તટસ્થ નિરીક્ષકોને આશ્ચર્ય એ બિનાથી થાય છે કે આટલી સહેલાઈથી અને મોઢાનો મરકાટ ઓછો કર્યા વિના કે લાગણીનો થડકાર પણ અનુભવ્યા વિના સૈકા-જૂનાં બે જબ્બર સામ્રાજ્યવાદી રાષ્ટ્રો, બ્રિટન અને ફ્રાંસ, પોતાનાં ઐતિહાસિક ને કપરાં વેરી રાષ્ટ્રો–અને તે પણ એઓ ભયાનક રીતે લશ્કરી આક્રમણવાદી સરમુખત્યારીના જ્વરથી ધખી રહ્યાં હોય તેવે વખતે–ના લાભમાં પોતાનાં મૂળગત હિતો ને જબરા સ્વાર્થો જતા કરી શકે! એ સાચું છે કે સ્વાર્થોની આપ–લે અને વિરોધક હિતોનો સમાસ એ જ આંતર-રાષ્ટ્રીય શુભદિલીના વિકાસનો માર્ગ મોકળો કરી શકે છે. એનાથી જ દુનિયામાં રાષ્ટ્રોના સહકારનું નક્કર સર્જન થઈ શકે છે. પણ એ ક્યારે? એને માટે સહકાર કરવા મથતા બધા પક્ષો વત્તેઓછે અંશે આતુર હોવા જોઈએ. દરેકે વત્તોઓછો ત્યાગ દાખવવો જોઈએ. હિટલરના દાવામાં આ તત્ત્વો હતાં? એનો દાવો પરાણે પડાવી લેવા જેટલી હદે નહોતો જતો? અને એનો દાવો મંજૂર થવામાં એમાં રહેલી ન્યાયાન્યાયપરતાના કરતાં એ દાવો સર કરવા માટે યુદ્ધે ચઢવા સુધી પણ એ તૈયાર હતો એટલે યુદ્ધનો ભય જ સ્વીકાર-નારાઓના મનમાં વધારે હતો એમ નથી લાગતું? આમ એક જબ્બર અનિષ્ટ નાબૂદ કરવાના હેતુથી કદાચ ફ્રાંસ બ્રિટનના વડાઓ હિટલર સમક્ષ નમી પડ્યા હોય તોયે એ પ્રશ્ન તો આપણી સમક્ષ ખડો ને ખડો જ રહે છે કે મ્યૂનિચે એ અનિષ્ટ નાબૂદ કર્યું છે? ખુદ ચેમ્બરલેઈન પોતે પણ એનો જવાબ હામાં આપી શક્યા નથી. ફ્રાંસના વડાની મૂંઝવણ તો ઊલટી એણે ઘણી વધારી મૂકી હોવાનું જણાય છે. ખરી વસ્તુ તો એ છે કે સમસ્ત યુરોપીય સમસ્યાને સનેપાતી પ્રદેશમાં લાવી મૂકવાનું કાર્ય જ મ્યૂનિચે કર્યું છે. આપણે આટલું

જો સ્વીકારીએ કે આધુનિક યુદ્ધ, આંતરરાષ્ટ્રીય અસ્થિરતા, અવિશ્વાસ, લશ્કરીવાદ, આક્રમણ-વાદી વૃત્તિનો વિકાસ, મારે તેની તરવારનો ન્યાય, બળજબરી ને બળાત્કારની આગળ ન્યાય ને આંતરરાષ્ટ્રીય કાનૂનને મળતી નસ્યત એ જો ભયાનક રોગ હોય ને એમાંથી તંદુરસ્ત, સલામત ને સ્વતંત્ર સમાજનું સર્જન નહિ પણ મૃત્યુ જ નિર્માણ થાય છે, તો ફાસિઝમ અને એનાં સાંગોપાંગોનો વિકાસ, પોતાના રાહમાં એ ઉપસું બધું જ લાવે છે. એબિસીનિયા, ચીન, ઑસ્ટ્રિયા, ઝેકોસ્લોવેકિયા, સ્પેન (અને હવે બીજો કયો દેશ? રુમાનિયા? પોલાંડ?)ની હત્યાઓ ને વિગ્રહો એ ફાસિવાદનું જ પરિણામ છે. ફાસિઝમ, લોકશાસનવાદનો નાશ છે. લોકશાસન–ફાસિઝમનો સંયોગ શક્ય જ નથી. એ તો અંધારા અજવાળાના સંયોગનો પ્રયત્ન કરવા જેવું વિલક્ષણ કાર્ય છે. આથી કહેવાતાં લોકશાસનવાદી રાષ્ટ્રોએ મ્યૂનિચ ખાતે ફાસિઝમ આગળ નમતું જોખી એની શક્તિ ને પ્રતિષ્ઠામાં જે ભરતી આણી છે એનાથી યુરોપનું અને સમસ્ત દુનિયાનું મોટું અહિત થવાનું છે. તક વહી ગયા પહેલાં જો લોકશાસનવાદી તંત્રવાળા દેશો સંયુક્ત થઈ ને એનો સામનો નહિ કરે તો ફાસિઝમ, ડેમોક્રસી–લોકશાસનવાદનો કાળ સાબિત થવાનો છે. લોકશાસનની નાબૂદી સાથે એણે સૈકાઓથી જહેમતપૂર્વક સ્થાપી કરેલ સામાજિક મૂલ્યોનો પણ વિનાશ જ થવાનો. લોક-શાસનનાં સૌથી કિંમતી મૂલ્યો તે વિચાર, વાણી ને સંઘસ્વાતંત્ર્ય. આ ઉપરાંત એનો શાંતિ અને સહકાર માટેનો નબળો પણ ચાલુ પ્રયત્ન, જેના ઉપર મને લાગે છે કોઈ પણ સમાજ પ્રવૃત્તિનું ચિરકાળપણું નિર્ભર રહે છે. ખરી વસ્તુ તો એ હોવી જોઈએ કે દુનિયામાં જેમ વિનાશક શક્તિવાળાં સાધનોનો વિકાસ વધતો જાય તેમ સંગઠિતપણે માણસો ને રાષ્ટ્રોનો એના ઉપર ડહાપણભર્યો કાબૂ વધતો જવો જોઈએ. તો જ શાંતિ ને સ્થિરતા ટકાવી રાખી શકાય. ફાસિવાદ આ બધાંનાં મૂળમાં ઘા કરે છે. આથી જ જગતના સમર્થ વિચારકો ને તત્ત્વચિંતકો એના ઊગમથી આટલા સમસમી ઊઠયા છે. યુરોપનાં સંકીર્ણ રાષ્ટ્રમર્યાદાવાળાં ને વૈમનસ્ય ભરેલાં રાજ્યોના કથળી ગયેલાં અંતઃકરણવાળા રાજપુરુષો સિવાય બીજા દેશોના રાજપુરુષો પણ આ નવા સામાજિક રોગને મ્યૂનિચમાં મળેલી પ્રતિષ્ઠાથી ચોંકી ઊઠયા છે. એવા એક સમર્થ રાજપુરુષ પ્રે. રૂઝવેલ્ટના ભાષણનો એ સંબંધેનો હૈયાઉકળાટ વ્યક્ત કરતો ફકરો ગયે મહિને મેં ટાંક્યો હતો. રૂઝવેલ્ટનો ભય કેટલો વાસ્તવિક છે એ દિવસે દિવસે સ્પષ્ટ થતું જાય છે.

### આત્મઘાતી સંધિપત્ર

મ્યૂનિચ ખાતેના કરારોમાં નોંધાયેલા ફેરફારોના કરતાં એ ફેરફારો જેના લાભમાં કરવામાં આવ્યા હતા એ વધારે મહત્ત્વનું છે. લશ્કરીવાદને ઉપર ચઢવાની સીડી મૂકી આપવા જેવા એ કરારો છે. બ્રિટન અને ફ્રાંસનાં મૂળગત સામ્રાજ્યવાદી હિતોનો ધ્વંસ કરનાર એ કરારો છે. અને આમ છતાં એમણે એના ઉપર મતું માર્યું છે.

### માનસિક પાયમાલીની કમનસીબી

એમની એ કમનસીબી છે કે સામ્રાજ્યસ્થાપનના લાંબા કાળ દરમિયાન ખૂબ જહેમતથી પોતાનાં હિતો જમાવવા ને રક્ષવા માટે તૈયાર રહેનાર એ રાષ્ટ્રો માનસિક પાયમાલીની હદે આવી ગયાં છે. પણ એનાં કરતાં યે મોટો સવાલ તો એમને માટે એ હતો નાત્સી ને ફાસિસ્ટ સરમુખત્યારોનો સામનો કરવા માટે એમને પોતાના દેશોમાં બધા વર્ગોનો

સંયુક્ત મોરચો ખડો કરવો પડે એમ હતું. અને સોવિયેટ રશિયા સાથે લશ્કરી સંધિયુક્ત સહકાર કરવો પડે એમ હતું. ફ્રાન્સના પ્રત્યાઘાતી વર્ગના એક વડા મોં લાવલે ૧૯૩૫માં જર્મની તરફના ભયની વાસ્તવિકતા પીછાણી રશિયા સાથે આ જાતની લશ્કરી સંધિ કરીને બ્રિટનનો જબરો ખોફ વહોરી લીધો હતો. ફ્રાંસને હિટલરની દયા ઉપર છોડી મૂકતી પરદેશનીતિ અનુસરીને બ્રિટને એની કડીમાં કડી સજા ફ્રાંસને કરી છે.

## સહકારની કિંમત

ફાસિઝમનો વિરોધી એવો યુદ્ધવિરોધી રાષ્ટ્રોનો અને વર્ગોનો મોરચો ખડો કરવામાં સોવિયેટ રશિયા અનિવાર્યપણે આવી જતું હોવાથી અને દેશમાં બધા વર્ગોનો સામનો ખડો કરવા માટે ઉપલા વર્ગના ઘણા લાભો નીચલા વર્ગની તરફેણમાં જતા કરવાની પરિસ્થિતિ હોવાથી બ્રિટિશ પ્રત્યાઘાતી વર્ગે ફાસિઝમ સાથે સહકાર કરવાની નીતિ પસંદ કરી છે. ફાસિઝમ સાથે સહકાર કરવાની કિંમત એની નજરે એના કરતાં ઓછી લાગી છે. આ પસંદગીમાંથી બ્રિટનની કોંઝર્વેટિવ સરકારની છેલ્લાં પાંચ વરસની નીતિની રેખા ઘડાઈ છે. રાષ્ટ્રસંઘ, નાનાં રાષ્ટ્રો, મહત્ત્વની સંધિઓ એ બધાંનો ભોગ આપીને પણ એણે જર્મની અને ઈટાલીના ફાસિઝમનો સાથ શોધ્યો છે. વર્તમાન ઇતિહાસની એ એક વિલક્ષણતા છે કે જેનાં મૂળભૂત સામ્રાજ્યવાદી હિતસંબંધો પરસ્પરને ભોગે જ ફાલી ફાવી શકે એમ છે એવાં રાષ્ટ્રો, એક પક્ષે ફ્રાંસ-બ્રિટન અને બીજે પક્ષે જર્મની-ઈટાલીનું જૂથ જામી શક્યું છે. સાથેસાથ એમ પણ લાગે છે કે બ્રિટિશ સામ્રાજ્યવાદ આટલો ટૂંકદૃષ્ટિ ને કલ્પના વિનાનો ભૂતકાળમાં કદી નહોતો.

## સ્વાર્થી અસંગતતા

ઇંગ્લેંડે એના સામ્રાજ્યવાદી ઇતિહાસના શ્રીગણેશ માંડ્યા ત્યારથી પોતાનો કોઈ પણ સમોવડિયો હરીફ લાંબો સમય નભાવી લીધો નથી. રાણી ઇલિઝાબેથના વખતમાં સ્પેનના ફિલિપને એણે હરાવ્યો, ત્યાર પછી ફ્રાંસમાં બ્રિટનનો પ્રચંડ હરીફ નેપોલિયન ઊભો થયો એને પણ ગમે તે મિશે એણે આખા યુરોપને-રશિયાના ઝારથી માંડીને ઓસ્ટ્રિયાના ચાન્સેલર પ્રિન્સ મૅટર્નિશ સુધી-નેપોલિયન વિરુદ્ધ ભેગા કરીને ઠેકાણે કર્યો. પછી જાગ્યો બિસ્માર્ક ને વિલ્હેલ્મ કૈઝર. બિસ્માર્કે જેટલે અંશે નેપોલિયનના વારસોનો કાંટો કાઢવા પ્રયત્ન કર્યો એટલે સુધી એને બ્રિટને નભાવી લીધો. એનાથી આગળ એ ગયો જ નહોતો. પણ કૈઝરે જગતસ્વામિત્વના મનોરથો ઘડ્યા. તરત બ્રિટને પોતાના મસ્ત વિરોધી ફ્રાંસ અને ઝારીસ્ટ રશિયા ને જાપાનને ગમે તે રીતે ભેગા કર્યા ને એનો કૈઝર વિરુદ્ધ જુમલો ઊભો કર્યો, ને છેવટે એને પછાડ્યો. આ બ્રિટિશ નીતિપ્રણાલિ જોતાં પ્રશ્ન ઊઠે છે કે હિટલર-મુસોલિનીને એ ક્યાં સુધી સહન કરશે?

આનો જવાબ આપવો કઠણ છે. બ્રિટિશ પરદેશનીતિનું વલણ પોતાના વાસ્તવિક હરીફને હંફાવવા માટે મિત્રરાજ્યોની હરોળ ઊભી કરવાનું રહ્યું છે. એ જ હેતુથી રશિયા, જાપાન અને ફ્રાંસ જેવા પોતાના હળાહળ વિરોધીઓને પણ જર્મન અને ઑસ્ટ્રો-હંગેરિયન સામ્રાજ્યવાદ સામે મહાયુદ્ધ પહેલાં બ્રિટિશ સામ્રાજ્યાધીશોએ ખડા કર્યા હતા. બાલ્ડવીન અને ચેમ્બરલેઈનની સરદારી હેઠળ એમાંનું કશું પણ બ્રિટન આજે કરતું હોય એમ જણાતું

નથી. ઊલટાનું એની નીતિ સ્પષ્ટપણે રાષ્ટ્રસંઘ પ્રચારિત સામુદાયિક સલામતીની નીતિનો દ્રોહ કરી હિટલર અને મુસોલિની આગળ નમી પડવાની જણાય છે. મને એનાં બેત્રણ કારણો જણાય છે.

## એનાં કારણો

પ્રથમ તો, આજના બ્રિટિશ કૉન્ઝર્વેટિવ સામ્રાજ્યવાદી સૂત્રધારોની ગણતરી એવી હોય એમ લાગે છે કે જો જર્મની અને ઇટલી સાથે મળી જઈને પશ્ચિમ યુરોપ પૂરતો ચતુર્રાષ્ટ્ર શાંતિ અને આક્રમણ ન કરવાનો કરાર કરી શકાય તો સે'જે જર્મનીનું ધ્યાન પૂર્વ ને મધ્ય યુરોપ ને સોવિયેટ રશિયાના યુક્રાઈન પ્રદેશ ઉપર જાય અને ઇટલીનું ધ્યાન ઉત્તર આફ્રિકા, ટર્કી અને એશિયા માઈનર તરફ દોરાય. એ લોકોની ગણતરી પ્રમાણે હિટલર–મુસોલિની એ પ્રદેશોમાં અબાધિત સત્તા જમાવવા સિવાય જંપે એમ ન હોવાથી અને એમનાં સકંજામાં આવતાં રાષ્ટ્રો વહેલેમોડે એમની સાથે વિગ્રહ કર્યા વિના ન રહે (ખાસ કરીને રશિયા અને ટર્કી) એમ હોવાથી, પૂર્વ યુરોપીય વિગ્રહ સળગ્યા વિના નહિ રહે. જર્મની, રશિયા સામે પશ્ચિમ બાજુએ વિગ્રહ માંડે એ સાથે જ પાસિફિકમાં જાપાન એના ઉપર પૂર્વ બાજુએથી એકી વખતે હુમલો કરે એમ હોવાથી એ વિગ્રહમાં ભાગ લેનાર દરેક રાષ્ટ્રને નબળાં પાડી દીધા વિના નહિ રહે. કેટલાક અતિ આધુનિક વિગ્રહશાસ્ત્રી યુદ્ધવિશારદોનો મત એ જાતનો છે કે વર્તમાન સાધનોવાળાં યુદ્ધોમાં હારનાર–જીતનાર સરખા જ ખુવાર ને નબળા પડશે. *આ સિદ્ધાંત બ્રિટિશ સત્તાધીશોએ સ્વીકાર્યો જણાય છે. આથી એમને યુદ્ધમાં સંડોવાઈ* હારજીતની બાજીમાં ફાવવાની નીતિ અનુસરવા કરતાં યુદ્ધ ટાળવાની ને જ્યાં યુદ્ધ સળગે ત્યાં એને તે પ્રદેશ પૂરતું મર્યાદિત કરી રાખવાની નીતિ અનુસરવી વધારે લાભપ્રદ દેખાય છે.

આવા યુદ્ધને અંતે તટસ્થ રાજ્યો જ છેવટે અતિ બળવાન તરીકે બાકી રહે એમ હોવાથી ફરી પાછું સત્તાતુલાનું ત્રાજવું એમના લાભમાં નમે એવી વધારે વકી હોવાનું એમને જણાય છે.

સરમુખત્યારીવાળા દેશોમાં આંતરિક અસંતોષ ને ધૂંધવાટ, એમની આર્થિક ને લશ્કરી સંકડામણ વગેરેને લીધે એ જાતનાં કોઈ પણ બે જબરાં રાષ્ટ્રો વચ્ચે ફાટેલો વિગ્રહ સરમુખત્યારોનો જ પહેલો અંત આણશે એ એમને ચોક્કસ લાગે છે. જો હિટલર, મુસોલિની, સ્ટૅલિન અને બીજા લઘુ સરમુખત્યારો પોતાનાં વિગ્રહી કરતૂકોને કારણે પોતાને હાથે વિનાશ વહોરી લેવા જેટલા ઉન્માદાવૃત્ત હોય તો પછી બ્રિટનનાં સામ્રાજ્યવાદી હિતો, યુદ્ધથી અળગા કે તટસ્થ રહેવામાં વધુ લાંબો કાળ નહિ ટકે.

ચીન, એબિસીનિયા, સ્પેન, ઑસ્ટ્રિયા, ઝેકોસ્લોવેકિયા ને હવે બીજાં નાનાં રાષ્ટ્રોને કબજે કરતાં જાપાન, ઇટલી ને જર્મનીના લશ્કરી સરમુખત્યારોને એટલો તો આર્થિક માર પડ્યો છે ને હજી પડે એમ છે કે કોઈ પણ ઘડીએ એમનાથી ફ્રાંસ, બ્રિટન, કે યુ. એસ. એ. જેવાં ધનિક અને સમર્થ રાજ્યો સામે યુદ્ધ છેડી શકાય એમ નથી.

આથી સરમુખત્યાર દેશોની આર્થિક, લશ્કરી ને બીજી આંતરિક પરિસ્થિતિનો પોતાના કુશળ ને પાવરધા માણસો પાસે બારીક અભ્યાસ કરાવી એમના અભિપ્રાય સાથે બ્રિટિશ

પ્રધાનમંડળના રાહબરો એ નિર્ણય ઉપર આવ્યા છે કે યુદ્ધની ગમે એટલી ખૂમો છતાં ઉપરોક્ત રાજ્યોના સરમુખત્યારો એમની સામે તરવાર ઉગામવા જેટલા શક્તિમાન થઈ શકે એમ નથી.

ગયા સપ્ટેમ્બરમાં ઉપસ્થિત થયેલી ઝેક–જર્મન કટોકટી વખતે બ્રિટિશ 'વૉર ઑફિસ'ની આંકણી મુજબ, બ્રિટનનું હવાઈ બળ, જર્મની ઇટલીના સંયુક્ત સામના સામે ટકે એટલું મજબૂત નહોતું. આ અભિપ્રાય છેક છેલ્લી ઘડીએ વડાપ્રધાનને પ્રત્યક્ષ ને સિદ્ધ કરી બતાવવામાં આવ્યો હતો. પરિણામે હિટલરને મળવા ને એમાં છેવટે ઝેકોસ્લોવેકિયાને હોમી દેવા માટેનાં હવાઈ મિશને બ્રિટિશ વડાપ્રધાન ઊપડ્યા હતા.

## હિટલરનું અણધાર્યું આક્રમણ

મ્યૂનિચ કરારની શાહી પણ સુકાઈ નથી ત્યાં તો છેલ્લા એ–ત્રણ દિવસમાં હિટલરે ફરી નવો ધડાકો કર્યો છે. આ રહ્યો રૉઇટરનો છેલ્લો સંદેશો:

પ્રાગ, માર્ચ, ૧૫

## હિટલર ચઢાઈને મોખરે

પ્રાગનો કબજો: જર્મન લશ્કર સવારે ૭ વાગે પ્રાગની ભાગોળે પહોંચી ગયું. કંઈ અવનવું બન્યું નથી.

બર્લિન માર્ચ, ૧૫

હિટલરે વહેલી સવારે બર્લિન છોડયું. અને ઝેક રાજ્યના બોહેમિયા અને મોરેવિયા પ્રાંતોમાં ધસતા જર્મન લશ્કરને મોખરે પહોંચશે.

(પાછળથી) જર્મન ટુકડીઓએ પ્રાગનો કબજો લીધો. પ્રાગ હવે જર્મનીના નવા સંરક્ષણ હેઠળના રાજ્યનું વડું મથક થાય છે.

પ્રાગમાં દાખલ થયા બાદ હિટલર તરફથી નાત્સી વાવટો શહેરના દુર્ગ ઉપર ફરકાવવામાં આવ્યો હતો.

ઝેક પ્રધાનમંડળે રાજીનામું આપી દીધું છે. એને સ્થાને ફૂહરરે ઝેક નાત્સી નેતા જનરલ ગજાને ઝેક સરમુખત્યાર નીમ્યો છે.

## થથરાવતી ઘટના

ઉપરના સમાચાર ઉપર ટીકા કરવી કદાચ વ્યર્થ છે. મ્યૂનિચ કરારને શાંતિદૂત ચેમ્બરલેઇનની દૈવી સિદ્ધિ તરીકે ઓળખાવનાર એક એંગ્લો ઈંડિયન અખબારે ગઈ કાલે (તા. ૧૬) પરિસ્થિતિની સમાલોચના કરતા અગ્રલેખનું મથાળું 'ઝેકો–સ્લોવેકિયા અદૃશ્ય થાય છે' આપ્યું હતું. એટલી ટીકા જ પૂરતી નથી?

હવે વાંચો ૧૫મીનું ચેમ્બરલેઇનનું આમની સભામાં કરેલું નિવેદન:

## મ્યૂનિચના કરવૈયાઓએ નહોતું ધાર્યું

"મ્યૂનિચ ખાતે સહી કરનાર બાકીની સરકારો પાસેથી શાંતિની બાંહેધરી મેળવવાના પ્રયત્નોમાં સરકારને નિષ્ફળતા સાંપડી હોવાથી, હવે બ્રિટિશ સરકાર પોતાને મ્યૂનીચની બાંહેધરીમાંથી મુક્ત થયેલ માને છે.

ગુંજાશ હોવી જોઈએ, જેથી કરીને ત્રણ ચાર વર્ષના સુબદ્ધ વ્યાસંગને પરિપાકે, માનવાસ્મિતાનો ભાવ (sense of humanity), જે સંસ્કારી જીવનનો શ્વાસોચ્છવાસ છે તે, ત્હમારામાં ઘનીભૂત રૂપે આગળ આવે અને માત્ર શુભ વૃત્તિ મટીને સક્રિય પ્રવૃત્તિમય બને; જેથી કરીને જીવનમાં ત્હમે પ્રવેશો અને ત્હમારાં સ્થાન પ્રાપ્ત કરો ત્યારે ત્હમે ત્હમારાં કર્તવ્યો ઉદાત્ત વૃત્તિથી બજાવી શકો, અને જે કંઈ કરો જે કંઈ આચરો તે સર્વમાં સત્ય, ન્યાય, અને સંગીન પ્રગતિ ત્હમને ઇષ્ટ છે, વિદ્યાપ્રકાશના ફેલાવને ત્હમે અનુકૂળ છો, અને દુનિયાને છે તે કરતાં કંઈક વધારે સારી બનાવવાનો જુમ્મો ત્હમારે માથે પણ છે, એવી ત્હમારી પોતાની માનવાસ્મિતા ડગલે ડગલે અને આપોઆપ પ્રકાશી રહે.

આપણા અર્વાચીન સાહિત્યનાં થોડાં પણ મહત્ત્વનાં લક્ષણોને જ આજે હું સ્પર્શી શકીશ. ટૂંકા સમયમાં સર્વગ્રાહી કે વ્યાપક વ્યાખ્યાન પણ નહીં કરી શકાય. અને આથી કરીને વળી ત્હમને વ્યાખ્યાનમાં કોઈ કોઈ ઠેકાણે સમતોલપણાનો અભાવ લાગે, કોઈ જગાએ વધુ પડતો ભાર દેતો લાગું, કોઈ જગાએ મ્હારા પૂર્વગ્રહો જ ઉચ્ચારતો લાગી જાઉં, તો જરા યે નવાઈ નહીં. પરંતુ જો ત્હમે વિવેકપૂર્વક પરીક્ષા કરવામાં અને સાચું ખોટું તારવવામાં ટેવાયા હશો, તો આશા રાખું છું કે આ વ્યાખ્યાનમાંથી ત્હમને કેટલાંક ફલ-પ્રદ વિચારણાસ્થાનો અને દૃષ્ટિબિંદુઓ મળી રહેશે, જેનાં મનન અને પરીક્ષણ ત્હમે જાતે કરી શકશો.

કેટલાક આપણા આ સાહિત્યયુગના બે વિભાગ પાડે છે. ઇસ્વી. ૧૯૧૮ લગીના એટલે યુરોપી મહાયુદ્ધના અંત લગીના કાલને તેઓ 'નવા અવતાર'નો (renascence) યુગ કહે છે. પછીના સમયને 'ક્રાન્તિ'નો (revolution) યુગ ગણે છે. સાહિત્યમાં અર્વાચીન કાલનો આરંભ હિંદના જુદા જુદા ભાગોમાં—જુદાં જુદાં ભાષાસાહિત્યોમાં—જુદે જુદે દાયકે થયેલો. બંગાળા જેવા પ્રાંતમાં અર્વાચીન સાહિત્ય લખાવાની શરુઆત ઘણી વ્હેલી થઈ ગઈ. હિંદી પ્રજામાંની કેટલીક કોમો—દાખલા તરીકે મુસ્લિમ કોમ, હિંદની અન્ય કોમોને મુકાબલે, કંઈક પાછળ રહી ગયેલ જણાય છે. જે ફેરફારો થયા છે અને હજી થતા આવે છે, તે વિવિધરંગી છે; ક્યાંક રગપૂરણી ઘેરી, ક્યાંક આછી, એમ પણ છે. દેશના એક છેડાથી બીજા લગીના આખા વિસ્તારમાં પ્રવૃત્તિનો વેગ એક સરખો નથી. વળી સર્જક પ્રતિભાનો ફાળ પ્રાંતે પ્રાંતે પ્રજાએ પ્રજાએ ભાષાએ ભાષાએ સમાન બળનો હોય પણ નહીં. છતાં ખુલ્લું છે કે ન્યૂનાધિક ફેરફાર સર્વત્ર ચાલી રહ્યો છે, તેનો પ્રકાર તેની દિશા પણ આખા હિંદમાં તદ્દવ છે.

'નવો અવતાર' (renascence) કહી શકાય એવી સાહિત્યપ્રવૃત્તિનો ઉદય બે વિજાતીય સંસ્કૃતિઓ, ફિલસૂફીઓ, સાહિત્યવાઙ્મયો, સમાજો, અને જીવનરૂઢિ-વ્યવહાર-ભાવનાઓ લાંબા સમય દરમિયાન અવિરત અને નિકટ સ્પર્શમાં આવે અને રહે ત્યારે જોવામાં આવે છે. અને આ અવનવ વલણો વિચારણાઓ લખાણો પ્રવૃત્તિઓ આદિ જ્યાંસુધી ભદ્રલોકમાં-ઉપલા "દશ હજાર" ઉજળિયાતમાં-કહો કે સુશિક્ષિત સાધનસંપન્ન મધ્યમ વર્ગમાં બંધાઈ રહે, ત્યાંસુધી એ ચલનવલન (movement) ક્રાન્તિકર (revolutionary) બની શકતું નથી. પ્રજાનાં નીચલાં થરો પણ ક્ષુબ્ધ થઈ જાય, અને નાયકોને માથે આખો ભાર રાખવાની પોતાની સ્થાયી પ્રકૃતિ ઘડીભર છાંડી દઈને, પોતે જ પોતાને સુઝતું ચલનવલન આદરે, ત્યારે જ ક્રાન્તિનું મોજું ચડે-ઉછળે છે. કબૂલ છે, કે નવાવતાર અને ક્રાંતિ વચ્ચે આ મેં દર્શાવેલી સીમા સર્વમાન્ય નથી કેટલાક નવાવતાર અને ક્રાંતિ વચ્ચેના ભેદની વ્યાખ્યા જુદી રીતે

બાંધે છે. તેઓ માને છે, કે ચલનવલન માત્ર સંસ્કારપ્રવૃત્તિ(culture movement)ના રૂપનું હોય ત્યાં લગી તેને ક્રાંતિ ન ગણાય. સાહિત્ય કળા અને વિચારના પ્રદેશો જ સંક્ષુબ્ધ થયા હોય તો એ પરિમિત પ્રવૃત્તિ સાંસ્કૃતિક (cultural) જ ગણાવી ઘટે. જ્યારે આગળ વધીને ધર્મ સમાજજીવન અને નીતિનાં ક્ષેત્રોમાં પણ સંક્ષોભ ધસી જાય, આ પ્રદેશોમાંના પાયાઓ પણ ખોદાવા મંડાય, અને ઝમાનાઓની જામેલી પરંપરાઓ અને રૂઢિઓ પણ તુટવા લાગે, ત્યારે તો ક્રાંતિ પ્રવર્ત્તે છે એમ પણ સ્વીકારવું પ્રાપ્ત થાય. વારુ: પ્હેલું મત સ્વીકારો કે બીજું. બેય અન્યોન્ય સંકળાયલા લાગે છે?–તો કેવી રીતે? બે પરસ્પર વિરુદ્ધ જણાય છે?–તો કયે પ્રકારે? બેય માં કોઈ ઉંડી ભૂલ રહી જાય છે? તો તે શી? વળી બંનેમાં અભિન્ન કે જુદી જુદી? અગર ભૂલ એકમાં છે બીજામાં નથી? આ કશુંય આજે આપણે તપાસવા નહીં થોભી શકિયે.

આજે સજીવન છે તે ગુજરાતી સાહિત્યમાં સૌથી આગળ પડતી મૂર્તિઓ કઈ કઈ? હું ધારૂં છું કે આવા સવાલના જવાબમાં સૌ એક અવાજે ત્રણ નામ આપશેઃ શ્રી ક. મા. મુન્શી; શ્રી ન્હા. દ. કવિ; શ્રી મો. ક. ગાંધી શ્રી કવિને સાહિત્યનેતાનું પદ વ્હેલું પ્રાપ્ત થયું. અને અત્યારે તો એમના કેટલાક પ્રશંસકો પણ કબૂલ કરે છે કે એમના અમલનો કૃષ્ણપક્ષ બેસી ચુકયો છે, બલ્કે અમાવાસ્યા પણ બહુ વેગળે નથી. ચાલો આપણે કેટલીક મિનિટ એમનું નિરીક્ષણ કરિયે.

શ્રી કવિનાં વિશેષ લક્ષણો ત્રણ છેઃ એ વ્યક્તિત્વવાદી (individualist) છે; એ રંગદર્શી (Romantic) છે; એ બંડખોર છે. એમનાં બંડ શાની સામે હોય છે? જે જે પરંપરાઓમાંથી પ્રાણ ઉડી જઈ એમને માત્ર ખોખાં રહેલાં જણાય છે તેમની સામે. (૧) ગુજરાતી પિંગળ એમને આવું ખોખું જ જણાયું. એ પરંપરાને છોડી દઈ એમણે વૉલ્ટ વ્હિટમાનની "અનિયમિત પદાવલિ" કે 'વર્સ લાઈબર' (માપમુક્ત પદ્ય)માં કાવ્યો લખ્યાં. સામસામે તોળાતાં ટુંકાં પ્રવાહી આકર્ષક વાકયો અને વાકયખંડોની કળામય રચનાનું "સંવાદી ડોલન" ઉત્કૃષ્ટ કાવ્યની ઉંચાઈઓ તેમ ઉંડાઈઓને પણ પ્હોંચી વળે, એમ પોતાને લાગ્યું. (૨) લગ્નનાં અને અન્ય સામાજિક સગપણોમાં પ્રેમનું એક જ તત્ત્વ એમની વ્યક્તિત્વવાદીની નજરે પાસ પડયું. અને ખ્રિસ્તી ધર્મગુરુ જેમ ઉપદેશે છે,—શ્રદ્ધાવાન હજો, ઉદાર સદ્‌ભાવવાળા હજો, શ્રદ્ધા અને કરુણા (charity) એ લાગણીજોડી જ કેળવો, અને આ લોકનાં તેમ દિવ્ય લોકનાં પ્રેયશ્રેય સમસ્ત આપોઆપ આવીને ત્હમારા ઉપર વર્ષી રહેશે; તેમ આપણા કવિ–પાદરી બોધ કરે છે,—પ્રેમ કરો અને વ્યક્તિવિકાસ સાધો, આ બેને દઢાતિદઢ વળગો, આ બેની વફાદારીમાં હૃદયની ઉંડામાં ઉંડી ગુહા લગી નિર્મલ–વિશુદ્ધ બની જાવ, અને આ લોકનાં તેમ દિવ્ય લોકનાં વગેરે વગેરે. વારુ: (અ) જીવનને સળંગ સમદષ્ટિએ અને સાંગોપાંગ નિરખવું ("seeing life steadily and seeing it whole"), તે શું આ દૃષ્ટિ હોય ખરી? (આ) નીતિ–અનીતિના પ્રશ્નમાં જાતિનેય (sexual) પ્રેરણા (instinct)નું સ્થાન ભાવનાવાદી રંગદર્શીએ (romantic idealist) પણ સ્વીકારવાનું ખરૂં કે નહીં? બીજા પ્રશ્નો પણ સહજ ઉદ્‌ભવે છે (ઇ) જાતિનેય પ્રેરણા કરતાં ઘણા લાંબા વખત લગી પ્રવર્તતા માતૃભાવ અને પિતૃભાવને આ નીતિઅનીતિ વિચારણા અને સમાજ ઘટનામાં કયું સ્થાન આપીશું? (ઈ) નરનારી પ્રેમ શિવાયના સ્નેહસંબંધો—ગુરુશિષ્ય

સંબંધ, ગુરુબંધુઓ, શાળાબંધુઓ, વ્યવસાયબંધુઓ, તનતોડ મજૂરીના બંધુઓ, જીવલેણ સંગ્રામોમાંના સેનાબંધુઓ વગેરે સંબંધો અને વર્ષો લગી પ્રવર્તતા તથા ખરી અણીએ સોવસા જવાબ દેતા વફાદાર પ્રેમોને સમાજરચનામાં સ્થાન ખરૂં કે નહીં? (ઙ) મન હૃદય અને પ્રાણુને પણ સૂકવી નાખતી અને વળતરમાં ભૂખ અને ચીંથરાં જ રળતી તનતોડ મજૂરી-ગુલામી-જે સમાજવ્યવસ્થામાં અનિવાર્ય ઓતપ્રોત હોય તે આખા સમાજનું ઘોર કલંક નથી? (ઊ) સ્થલે સ્થલે ચોગરદમ જોવામાં આવે છે તે અસમાનતાઓ, જ્યાં આંખ પડે ત્યાં છે જ!—એમના વિષે આપણા કવિ-પાદરીનો શો બોધ છે? (એ) મન અને હૃદયની જોડે જડાયલાં છે અને વિચાર અને લાગણી જેમનાં ઉત્પત્તિ સ્થાન છે, એવાં દુઃખો અને કષ્ટોનું શું? (ઐ) અત્યારના અતિસંકુલ અને લાગણીપ્રધાન સમાજોની અનેકાનેક અસમાનતાઓ વિષમતાઓ અને ગુંચાઈ ગયેલ સંબંધો અણધાર્યા આઘાત પ્રત્યાઘાતો આદિ વિષે પણ શું ધારવું? (ઓ) છેલ્લે સાહિત્યક્ષેત્રમાં પણ આકૃતિ અને ઉદ્દેશ, શરીર અને આત્મા કે પ્રકૃતિ અને પ્રાણુ કે ચારિત્ર અને ભાવનાની અવિભાજ્ય જોડી જેવાં સંકળાયેલાં નથી શું?

શ્રી ન્હાનાલાલને આપણે બંડખોર સુધારાવાદી ગણિયે, તે સાથે આપણે એમના વિષે આ પણ યાદ રાખવાનું છે કે પ્રજાસ્મિતાનો જુસ્સો (nationalism) તેમનામાં ઉત્કટ અને ઊર્મિલ પ્રકારનો હોવાથી સ્થાનિક રીતરિવાજો ઉત્સવો રસમો રૂઢિઓ અને વિચિત્રતાઓ તેમને એકદમ આકર્ષે છે, અને હાલ આપણામાં એટલે આપણાં ઊર્મિલ સ્ત્રીપુરુષોમાં ગુલામી માનસ (slave mentality) કે "આપણે તો જાણે સમઝ્યા" એ રૂપનો દબાઈ ગયેલ હોવાનો-જીવનસંગ્રામમાં હારી ગયેલ હોવાનો, "વાણિયા, મૂછ નીચી! તો કહે સાડીસાત વાર નીચી"—એ પ્રકારનો ભાવ, તેના પ્રત્યાઘાત રૂપનું ગુલામી માનસ ચાલે છે, તે તો આવી આવી સ્થાનિક રૂઢિઓના રક્ષણ-ઉદ્ધાર-પ્રચાર-અતિ વખાણ આદિમાં ઝુકાવી દે છે. આમ કવિનાં આચરણો અને લખાણો અને ભલામણોનું આ ક્ષેત્ર આપણી આગળ જાણે કે એક કોયડો જ બની રહે છે. જે જે બાબતો શ્રી ન્હાનાલાલને સિદ્ધાન્તની (fundamental) અને કૂટસ્થ (conscience કૉન્શિયન્સ)ને સ્પર્શતી લાગે છે, તે તે વિષે પોતે આગ્રહી અને લડાયક સુધારાવાદી છે, જરાયે મચક ન આપી કોઈ કોઈ વાર તો લોકો હસે એવી સ્થિતિમાં પણ મુકાઈ જવામાં એમને વાંધો નથી. અને એ ને એ માણસ કંઈક તળપદી પરંપરાની બાબત આવી લાગતાં તેને અંગે સુરતમાં સુસ્ત સંપ્રદાયરક્ષક (conservative) હોય એવા બની રહે છે, છેક ઉપહાસનું નિશાન બની જાય તે હદ લગી. જે સુધારક એકેશ્વરવાદી સહૃદય નિખાલસતા પૂર્વક જણાવ્યા કરે છે કે પોતે પંથોથી પર છે, પરમ પિતાનો વિશ્વવ્યાપી પંથ તે જ "અમારા રાહ"; તે પાછા એટલી જ સાહજિક ઊર્મિથી ન્હાના અને સાંકડામાં સાંકડા અસ્પૃશ્યતાની પરાકાષ્ઠા (extreme Don'ttouchism*) જેવા સંપ્રદાય કે સંપ્રદાય ફાંટાને ગગનગામી પ્રશંસાથી ઉંચે ચડાવે છેઃ—જો એ સંપ્રદાય ફાંટાના તે સ્થળ અને કાળના આગવાઓ શ્રી ન્હાનાલાલ જેવા મહાન અતિથિની વિધિસર પૂજાપાત્રી ધરવા એમની રુચિઓ તેમ અરુચિઓને પંપાળવા, જેટલી કુનેહવાળા હોય છે ને, તો તો શ્રી ન્હાનાલાલ એવી બ્હેંત નમવા જેટલી

---

+ "Don'ttouchism is the very negation of Hinduism" એ વિચાર મુક્તકનો મૂળ દ્રષ્ટા સ્વામિ વિવેકાનંદ છે,

સભ્યતાવાળાને દોટ હાથ પણ નમી પડે છે. શ્રી ન્હાનાલાલ નવજુવાન હતા, એમની કલમમાંથી ગદ્ય પદ્ય અપદ્યાગદ્ય તાજાં જ ટપકવા માંડ્યાં હતાં, ત્યારે તો ઈશ્વરવાદી સુધારાદળને મોખરે આવવાં મથનાર આ નવો સુભટ, "પ્રેમભક્તિ"નો મુદ્રાલેખ ભાલા અને તરવાર બખતર અને ઢાલ અને નેજા ઉપર દેખાડનારો આ નવો "નાઈટ (knight)", મ્હારા ઊર્મિલ મિત્ર મણિશંકર ભટ્ટને તેમ બીજા પ્રશંસકોને જાણે મહાન નર્મદ જ પાછો નવે અવતાર આવ્યો હોય એટલો બધો આશાસ્પદ લાગેલો; જે રૂઢિગઢની સામે નર્મદે ચઢાઈ આદરેલી, જે ગઢના દરવાજા અને બુરજોની નર્મદ તો ઝાંખી જ કરવા પામેલો, તે આ નવો સેનાપતિ કંઈક અંશે તો સર કરશે, ફત્તેહનો વાવટો એમાંનાં કોઈ કોઈ ઠેકાણે તો સ્થાપશે, એટલે લગી આશાઓનું તેજોવર્તુલ (halo) શ્રી કવિને એ એમની નવજુવાનીમાં ઓપાવતું હતું. અને એને એ ન્હાનાલાલ અત્યારે પોતાની ઉત્તરાવસ્થાના સમુચિત કાર્ય લેખે ગુજરાતને પોતાની શૈલી ઘૂંટી ઘૂંટીને અને રહ્યાંસહ્યાં સાધનોનો મનમાન્યો વિપર્યય કરી નાખીને પણ આ નવું સત્ય સમઝાવવાને મથી રહ્યો છે, કે શુદ્ધ આર્યતાના મુકુટમણિ બ્રાહ્મણત્વના અતિ ઉન્નતવિમલ પ્રતીક તો પોતાના પિતાશ્રી દલપતરામ જ, એમનો હરીફ નર્મદ બીચારો કોણ માત્ર! અરેરેરે. પાર્થિવ પ્રકાશાભાસ કેટલા ક્ષણભંગુર! ("sic transit gloria mundi!")+

આપણે હવે શ્રી મુનશીને લઈયે. શ્રી ન્હાનાલાલ જેવાની સાહિત્યપ્રવૃત્તિ આપણે જોઈ વળિયે તેટલાથી જ તેમનો માત્ર કર્તા લેખે નહીં તેમના સમગ્ર વ્યક્તિત્વનો ખ્યાલ પણ આપણને આવી જાય. શ્રી ન્હાનાલાલ જેવા દાખલાઓમાં એમનાં લખાણો જ એમનું ઉત્તમાંગ છે. શ્રી મુનશી જેવાનાં જીવન જુદી તરેહનાં છે, એમની પ્રવૃત્તિઓ સાહિત્યેતર ક્ષેત્રોમાં પણ મહત્ત્વની છે. મુનશીના વ્યક્તિત્વના સમગ્ર દર્શન માટે એમની એ પ્રવૃત્તિઓ પણ આપણે જોવી સમઝવી ઘટે. પરંતુ અહીં તેમ નહીં બની શકે. આ સ્થળે આપણને શ્રી મુનશીની સાહિત્યપ્રવૃત્તિ સાથે જ નિસબત છે; વધારે સ્પષ્ટતાથી કહું કે શ્રી મુનશી નામે વ્યક્તિની સાથે અહીં અને અત્યારે આપણને ન લેવા ન દેવા; આપણે એમની કૃતિઓની ઉડતી વિચારણાથી જ સંતોષ માનીશું. નર્મદની અશક્તિઓ અને ખામીઓ પુષ્કળ હોવા છતાં, એ વીરપુરુષમાં

---

× આ વ્યાખ્યાનને અપૂર્ણ રૂપમાં જોઈને પણ એના ઉપર કેટલાક બંધુઓએ પોતાની કલમ ચલાવી છે. એક બંધુ મેં ઉપર કહ્યું છે તે સમજવાની દરકાર કર્યા વિના પણ કવિશ્રીનો પક્ષ તાણે છે. અત્યારના ગાડરિયા પ્રવાહી વૈમનસ્યની સામે શ્રી ન્હાનાલાલની કૃતિઓના ગુણોને સપ્રમાણ રજુ કરતા પક્ષવાદીઓ વધે તો સારૂં, એ હું પણ ઇચ્છું છું. પરંતુ ગુજરાતી સાહિત્યના શ્રી ન્હાનાલાલ પણ એક અગ્રણી, તો "વડીલ" ના દોષ જોવા કહેવા એ તો પાપ, અરે અનાર્યતા, વળી આપણે આપસઆપસમાં ગમે તેમ બરડિયે ચરભડિયે, પરંતુ અંગ્રેજીમાં બોલિયે લખિયે—એટલે કે ગુજરાત બ્હારની જનતા આગળ ગુજરાતના કોઈ અગ્રણી વિષે બોલતાં લખતાં તો ગુણદૃષ્ટિ પ્રધાન રાખવાની જ સૌની ફરજ દેખીતી, એવાં આ બંધુનાં ધોરણ જણાય છે; તે ધોરણોથી તો સદાય હું નવ ગજ છેટો રહ્યો છું. ગુણૈકદૃષ્ટિ, દોષૈકદૃષ્ટિ, બેમાંથી એકે સમીચીન સમભાવી દૃષ્ટિ નથી. વળી આ બંધુ મ્હારી સામે શ્રી ન્હાનાલાલ કૃત દલપતરામના જીવનચરિત વિષેના જે ભાગ બ્હાર પડી ચુક્યા છે તેમાંથી ફકરા ટાંકવાની તસ્દી સુદ્ધાં લે છે. જે હજી લખાયા નથી, તે ભાગો પણ હું ઉપલા લખાણમાં સમાવેશ કરી લઉં છું, એ આ બંધુ જોઈ શક્યા નથી. અહીંતહીંના પસંદ કરેલા ફકરા મ્હને જવાબ લેખે પર્યાપ્ત હોઈ જ ન શકે. મ્હારી સમગ્ર ટીકા એ ગ્રંથની આખી અને પ્રધાન ઝોકને લક્ષે છે. શ્રી ન્હાનાલાલના આખા જીવનનો તેમના આખા કૃતિકલાપનો હું સાક્ષી, એ દાવે આ ગુણદોષ દર્શન મેં કર્યું છેઃ બનતી તટસ્થતાએ.

નવેસર ઉગતું આવતું ગુજરાત પોતાની નવપલ્લવિત યુવાવસ્થાની મૂર્તિ જોતું હતું. નર્મદ પછીને ઝમાને આત્મભાન (self consciousness) વધ્યું છે. આત્મભાની ઝમાનાની વ્યક્તિ શ્રી મુનશીની અભિલાષા છે કે પોતે પોતાના ઝમાનાના નવાંકુર યૌવનની મૂર્તિ લેખે, પોતાના લખાણોદ્વારા કેટલાક અંશોમાં તો માનનીય મૂર્તિ લેખે સ્વીકારાય. મ્હારું તાત્પર્ય આ છે કે શ્રી મુનશીનાં લખાણોમાં ક્યાંય ત્હમને સાહજિકતા કે સ્વયમેવ ઉપસી આવતી રેખાઓનો રજકણે નહીં જણાય. રેખાઓ અને શબ્દો માંડણી અને ગોઠવણ આદિ મધ્ય કે ઉપસંહાર જરે જર ત્હમને સાવધાન ગણતરીનો જ ખયાલ આપશે. શ્રી મુનશી લખેલું ભાષણ વાંચે છે અગર એમ ને એમ બોલે છે, તે વખતે એમના હાવભાવમાં પણ તત્ક્ષણ પ્રેરણાનો આવિર્ભાવ નહીં લાગે. સાંભળ્યું છે કે એમાંના કેટલાક તો તેઓ અરીસા સામે ગોઠવી મઠારીને આવે છે. આનો ખોટો અર્થ રખે કરો. શ્રી મુનશી નિખાલસ નથી એમ હું નથી કહેતો: એવા દોષારોપણનો મ્હને અધિકાર નથી. હું અત્ર બોલું છું તેમાંનું રજ પણ અંગત અર્થે ન જ લેવાનું ધ્યાનમાં રાખશો. શ્રી મુનશીનાં લખાણો નિખાલસતામાં કોઈ આજન્મ નટના સૂરો અને અભિનયોના જોટાનાં છે. અને એવા નટ હોય છે તેમ મુનશી પણ કેટલેક અંશે લોકાનુસારી લોકનાયક (demagogue) છે; એ વર્ગના લોકનાયકો પામર ભાવનાના અને પ્રાકૃત અભિરુચિઓવાળા (Vulgar) હોય, તેવા મુનશી નથી. એઓ તો સંસ્કારી અને ઉચ્ચ ભાવનાઓ માટે મથનારા છે. મ્હને જે લાગે છે તે આ, કે શ્રી મુનશીની કલમ આજન્મ આભિજાત્યને, તપસ્વી અને સ્વાર્થોને તુચ્છ ગણતાં નેતૃત્વને (જે સેવાના કંઈપણ બદલાની કલ્પનાં માત્રથીયે છળી ઉઠે એવા ઉદાત્ત નેતૃત્વને) મૂર્તિમાન કરવાની શક્તિ ધરાવતી જ નથી. મ્હને દેખાય છે તે એમની બીજી એક મર્યાદા પણ જણાવું. આ પૃથ્વી જ, તે ઉપરનો આ વર્તમાનકાળ જ, એમના મનને તો આખુ અને સનાતન વિશ્વ છે. એમનું દષ્ટિબિંદુ નખશિખ ઐહિક (secular) જ છે. વર્તમાન જીવનસંગ્રામના ઉત્સાહો અને વિજયો, દમામો અને ઉપાધિઓ, એ જંગ, એ હારજીત, ભયંકર અટવીનાં ભયસ્થાનો વટાવી સીધા વિકટ ચડાવની ટોચે પ્હોંચી જઈ ત્યાં જ જે છે તે સિંહાસન (હરીફ માત્રને પાછળ રાખી દઇ) ઝડપી લેવાનો ધસારો,— એ જ શ્રી કનુ મુનશીની સાચી દુનિયા, એ એક જ એમની દુનિયા. આવું વિશ્વદર્શન એઓ પરમ સત્ય એ જ છે એવી પ્રતીતિએ સ્વીકારે છે, કે શ્રી ન્હાનાલાલ અને શ્રી ગોવર્દ્ધન ત્રિપાઠીનાથી ન્યારો ચીલો પાડવાને સારૂ સ્વીકારે છે, એ ગમે તે હો, અત્ર આપણે કાજે આટલું નોંધવું પૂરતું છે, કે આપણા આ લેખક જડવાદી છે, અગર જો કે એ છાપના હલકા અર્થમાં નહીં. એમનાં બધાં જ મૂલ્યાંકનો બજારૂ નાણાંની રૂપિયા આના પાઈએ પૂરેપૂરી કીંમત જણાવી શકાય એવાં હોય છે. હવે ઝમાનાઓ પર ઝમાનાઓ દરમિયાન આપણી હિંદી સંસ્કૃતિ તો કિસ્મતના ભારે ભારે પ્રહારો ખમી ખમીને પણ આ દષ્ટિથી અપરિમેય (incommensurable) એવાં મૂલ્યાંકનોને વળગી રહી છે. હિંદી માનસને તો યોગી, અગમનિગમદર્શી મહાત્મા અને ભક્તની કીંમત એટલી મોટી છે, કે તેને મુકાબલે પ્રકૃતિસિદ્ધ ઉમરાવ હૃદયધારી, કે ફત્તેહમંદ લોકનાયક કે નવા કોટિપતિ-જેને પોતાની સંપત્તિ સત્તા કે વગના ઉપભોગમાં વાનરવેડા જ શક્ય તેવા કોટિપતિ, હિંદી માનસના લેખામાં જ નથી. આપણે જેને વંદિયે છિયે તે આપણી હિંદમૈયાને આવા કોઈની પરવાયે નથી. શ્રી મુનશી હિંદની આ ખાસિયતથી અજાણ્યા તો હોય નહીં; તથાપિ તેઓ ઉગતી પ્રજાને અભ્ર-ચાતક-ધામો અને ગંધર્વનગરો, વાસ્તવશૂન્ય ભાવનાઓ અને આભાસોથી વિમુખ બની દરેક ક્ષેત્રમાં સામાન્ય બુદ્ધિ અને

અનુભવ સ્વીકારે એવાં ભૌતિક મૂલ્યાંકનોને જ વળગવાનો અને પ્રવૃત્તિ માત્ર એ ધોરણે કરવાનો સદુપદેશ આકળા થઈને આપ્યા કરે છે. એમનાં પ્રવચનોનો મુખ્ય ધ્વનિ આ જ છે: "ક્રિયાશીલ બનો, વર્તમાન વાસ્તવને વળગો, અને મરદાની ખેડો." આ સુરવાળાં સાહિત્યને જ તેઓ સાચે પ્રગતિશીલ ગણે છે; અવર સર્વ પ્રકારનાં વાઙ્મયને શ્રી મુનશી પ્રત્યાઘાતી (reactionary) કે તેથી પણ નઠારૂં માને છે. શ્રી મુનશી ગાંધીજીના અનુયાયી પણ છે, ગાંધી છાવણીમાં તેઓ વગવાળા સેનાપતિ પણ છે; એ વસ્તુસ્થિતિ સાથે એમની ઉપર જણાવેલી માન્યતાઓ કેટલે દરજ્જે બંધબેસતી આવે—એ જો કે એક કોયડો લાગે, તો પણ આપણે સાહિત્યના જ અભ્યાસીઓનું આટલું સુભાગ્ય, કે એવા કૂટ પ્રશ્નો ઉકેલવાનો બોજો આપણે માથે નહીં.

શ્રી. મુનશીનું જ્ઞાન વિશાલ અને વિવિધ પ્રકારનું છે. એ વાંચતાં વાંચતાં ધરાતા જ નથી, તથાપિ એ પંડિત તો નથી. એમની પારદ શી (mercurial) પ્રકૃતિને અને પંડિતાઈને બનતી રાશ આવે જ નહીં. જે માણસ મુખ્યત્વે પંડિત હોય જે વિચાર કરી કરીને ગણતરીપૂર્વક અને કંઈક ડગલું ભરવું જ પડે એવી સ્થિતિમાં જ વર્તન કરે, અને તે પણ જરા અચકાઈ અચકાઈને તે શ્રી. મુનશીને તો કેવળ વેદિયો લાગે. કાયદામાં જેમ કબજો લઈ લેવો એ લગભગ ફાવી ગયા બરોબર છે, તેમ મુનશી–માનસ ડગલું ભરવામાં, ક્રિયા કરી નાખવામાં જ શ્રદ્ધાળુ છે, ઝડપી ક્રિયાને લગભગ વિજય જેટલું મહત્ત્વ આપે છે, અને જે જ્ઞાન અભ્યાસપૂર્વક સંપાદન કરવાની પોતાને ફુરસદ ના હોય, તે આ કાર્યદક્ષ ચપલ કાર્યકર્તા એ વિષયના નિષ્ણાતોની મગજ તીજોરીઓ ઉઘાડી–ફાડીને તેમાંથી મેળવી લે છે. અસીલોના દાવા ઘણુંખરૂં જીતાડનારો વકીલ બારિસ્ટર સોલિસિટરો કનેથી કેવી નોંધો કે ક્યિતો કેવાં ટાંચણો આદિ મેળવવાં તે સારી રીતે જાણે છે, અને એ પર–સંચિતનો ઉપયોગ કરવામાં ઉસ્તાદ બનેલો હોય છે. વહીવટી અમલદાર શિરસ્તેદાર અને તેના હાથ નીચેની કારકુન પલટણ જે મુખતેસર તારણ (precis) રજુ કરે છે તેને આધારે સરકારના હુકમો અને નિર્ણયો ફરમાવે છે. અને આમ જ કરનારા શ્રી. મુનશી વારવાર ભૂલથાપ પણ ખાઈ જાય છે, અને તે તે વિષય જાતે જાણતા હોય એવા પંડિતોના હાસ્યપાત્ર બની રહે છે. એઓ વેદમાં કે વ્યાસમાં પતંજલિમાં કે ઍરિસ્ટોટલમાં ફિલસૂફીમાં કે માનસશાસ્ત્રમાં, ફ્રોઈડમાં કે નીચેઝમાં ડુબકી મારવા જાય છે, ત્યારે બડી રમૂજ પડે છે.

પણ ત્હમારા દિલમાં શ્રી. મુનશી સામે પૂર્વગ્રહ બંધાવા પામે એમ હું નથી ઇચ્છતો. એમનાં પાનાં ફેરવતાં ફેરવતાં ત્હમે આ મે વેરેલાં કસોટીકણો બીજાં દૃષ્ટિબિંદુઓની સાથે સાથે ધ્યાનમાં રાખશો અને ત્હમારી ફુરસદે પોતપોતાની રીતે સ્વતંત્ર અભિપ્રાય બાંધશો. અને તેમ કરતાં આટલી તો શરત રાખશો કે શ્રી. મુનશીએ ગુજરાતી ગદ્યમાં પ્રાણ અને ખમીરની નવી પિચકારી લગાવી છે. નર્મદે આપણું આધુનિક ગુજરાતી ગદ્ય સર્જ્યું; ગોવર્દ્ધન ત્રિપાઠીએ તેની સરલ તેમ આલંકારિક બંને રીતિને ખીલવી; કનુ મુનશીને હાથે તે વછેરનાં વેગહેક પામે છે. એમને હાથે ગુજરાતી સાહિત્યમાં નવલિકા, નવલ અને નાટક પણ ક્ષેત્ર-વિસ્તાર પામ્યાં છે, ત્રણેમાં એમણે ચલચ્ચિત્રોનાં લક્ષણોમાંથી કંઈક દાખલ કર્યાં છે, એઓ સાહિત્યજાતિઓમાંથી અનેકની સાથે રમે છે, જેની સાથે રમે છે તેના નમૂના બીબાં અને ઢાળામાં ફેરફાર દાખલ કરે છે, અને હું ભૂલતો ન હોઉં તો એમનાં લખાણોના વાચકોની સંખ્યા ગાંધીજી કે કલાપીના વાચકો કરતાં ઓછી નથી. આ દાવો એમની કૃતિઓને

માથે કળશ જેવી એમની સિદ્ધરાજ જયસિંહને સ્પર્શતી નવલો માટે તો નિ:શંક કરી શકાય. વળી જે જે એમનાં લખાણ વાંચવા લે છે, તેને તેને એકવાર તો એમની રચનાનો વેગ તાણી શકે છે. અને જે સાહિત્ય પળવાર પણ તાણી શકે, તેનું સામર્થ્ય શું પળવારનું જ સંભવે ખરું ? નજાને. સાહિત્ય સર્જકો અને રાજકર્તાઓનું ભાવિ રાજાઓના ભાવિ સાથે એક વાતે મળતું આવે છે. એક રાજાનો અમલ ચાલ્યા કરે છે બીજો ગાદીપતિ થાય છે ત્યાં લગી. દરેક રાજાની તુલના આપણે એની પછીના રાજા સાથે જ એને સરખાવીને કરિયે છિયે. શ્રી મુનશીની નકલો કરવા મથનારાઓની સંખ્યા ન્હાની નથી, છતાં હજી લગી તો એમનો વારસ ક્ષિતિજ ઉપર ચડતો દેખાતો નથી.

ગાંધીજી પણ માત્ર લેખક નહીં, ઘણા વિશાળ ક્ષેત્રે પ્રવર્તતી વ્યક્તિ છે. પણ જેમ ઉપલા દાખલામાં તેમ જ આમાં, આપણે તો તેમને કેવળ લેખક તરીકે અથવા તેમનાં ફક્ત લખાણોને જોવાનાં છે. જ્યારે સાહિત્યસર્જનનું ધ્યેય સર્જકના ચિત્તનું દર્શન કરાવવાનું હોય છે, ત્યારે વ્યાખ્યાતા, પાદરી, પ્રચારક, કે પત્રકારનું નિશાન શ્રોતા–વાચકોમાંથી બને તેટલી મોટી સંખ્યાને પોતાના મતના કરવાનું હોય છે. લેખક તરીકે ગાંધીજી આ બીજા વર્ગમાં આવે. સેનાધિપતિ ઇચ્છે કે લશ્કરમાંનો દરેકે દરેક સૈનિક યુદ્ધમાં ભાગ લે તે બુદ્ધિપૂર્વક ભાગ લે. પોતાનો પક્ષ નીતિનો છે, લડાઈનું ધ્યેય આ છે, સામા પક્ષની જ અવળાઈને લઈને યુદ્ધ માંડવું પડેલું છે, વગેરે. સેનાધિપતિ લશ્કરને સંબોધીને જ કંઈ કહે કહાવે છે. તે સર્વનો પ્રધાન આશય આ જ હોય. રાજકીય પક્ષોમાં પણ નેતા પોતાના હજારો સભ્યો જે કંઈ કરે તેમાં બુદ્ધિપૂર્વક અને પક્ષના ધ્યેય તેમ પદ્ધતિમાં પૂરેપૂરી શ્રદ્ધાથી પ્રવર્તે એમ ઇચ્છતો હોય છે. નેતાની ફતેહનો આધાર પણ તેની પોતાની શ્રદ્ધા અને નિષ્ઠા ઉપર છે, નેતાનાં વચનો સભ્યોને કેટલાં નિખાલસ લાગે છે તેના ઉપર છે. મોહનભાઈની કલમમાં આ ગુણો સોળેસોળ આના આવિર્ભાવ પામે છે. બીજું કોઈપણ ગુજરાતી લખાણ આ ગુણો કે દૈવતમાં ગાંધીજીના લખાણની બરોબરી નહીં કરી શકે. અને મ્હારા નવયુવક મિત્રો, ગાંધીજીના લખાણો વિષે આગળ ચાલતાં હું બીજું એક જ લક્ષણ ત્હમારી આગળ ધરીશ, જે ત્હમારા ધ્યાનમાં પૂરેપૂરું ઊતરી જાય એ મ્હારી ઇચ્છા છે. એમનાં લખાણોનો આદિથી, જેમ તે સર્જાતાં ગયાં છે તેમ કાળાનુક્રમમાં ત્હમે અભ્યાસ કરજો. કોઈ પણ બાબત કે કસબ શીખવાનો ઉત્તમોત્તમ માર્ગ તે ત્હમારી તમામ શક્તિઓના સમર્પણે કર્યે જવાનો છે. ગાંધીજી આ સત્યનો જીવન્ત દાખલો છે. શાસ્ત્રદૃષ્ટિએ એ જો શ્રેષ્ઠ માર્ગ છે, તો વ્યવહારદૃષ્ટિએ કઠિનમાં કઠિન માર્ગ પણ એ જ છે. મોહનભાઈ તો મંડયા જ રહ્યા, અને ભાષાપ્રભુત્વ રૂપ વિજય એમને વર્યો છે. લખવું, લખવું, લખવું,–ડર્બન અને જોહાનસ્બર્ગમાં ઇસવી. ૧૯૦૦ પ્હેલાંથી અને સંતત ચાર દાયકા લગી લખ લખ લખ કર્યા જ કરવું, હર વખતે પોતાની તમામ શક્તિઓને સંયોજીને લખવું, એ એમણે કર્યે જ રાખ્યું છે. યુવાવસ્થામાં આરંભ કર્યો ત્યારે એમની કેળવણી અને એમનું જ્ઞાન છેક કાચાં હતાં. લેખકકલાનો એકડો પણ એ ન્હોતા જાણતા. પરંતુ મંડયા જ રહ્યા. પોતાનું તમામ બળ આ વ્યવસાયમાં રેડયું; ઉત્તમ કર્તાઓનો અભ્યાસ કર્યો; તરજુમા કર્યા. પોતાની જાહેર પ્રવૃત્તિઓમાં પોતાનાં નિશાન, પોતાની પદ્ધતિઓ, પોતે અનુયાયીઓ શું શું કરે એમ ઇચ્છે છે, શા કારણે,—એ બધું એમને તો કરકંકણવત્ પ્રત્યક્ષ કરાવવું હતું. તે તે ક્ષણે તે અનન્ય ડગલું જ ચોકખે ચોકખું ભરવામાં હિંદી પ્રજાજનનું

સ્વમાન અને હિંદીનો હિંદી લેખે ટેક કેવી રીતે સમાયલાં છે, તે જ એમનું હર ક્ષણે હરેક ડગલાં વિષે વક્તવ્ય હતું. પગથિયે પગથિયે એમનો વિજય પણ દિવસો દિવસ આની પોતાના અનુયાયીઓમાં પૂરેપૂરી પ્રતીતિ ઉપજાવી ના શકાય તો અશક્ય હતો. અને ડગલે ડગલે અનુયાયીઓમાંથી પૂરતી સંખ્યાનું પીઠબળ એમને મળ્યા જ કર્યું. નેતા લેખે પોતે પણ દિવસો દિવસ શક્ય તે બધાયે આત્મભોગ આ પ્રજાગૌરવના યજ્ઞમાં આહુતિ રૂપે આપતા જ રહ્યા, અને જે જે અનુયાયીઓ એમની સાથે ખભેખભો મિલાવીને આગળ વધ્યા, એમને ડગલે ડગલે કદમો માંડતા રહ્યા, તે દરેકને ગમે તે આફતઓપદીમાં પણ એમણે પોતાના સ્વજન ગણ્યા. એ સર્વ આગળ એમની ભિક્ષા પણ એઓ પોતાની જેમ સર્વસ્વ સમર્પણની આહુતિઓ આપ્યા કરે એ જ. મોહનભાઈનું ચારિત્ર આમ આ લાંબો કાળ પ્રજ્વળતા યજ્ઞાગ્નિમાં તવાતું સંશોધાતું અને પોલાદી નક્કરતા પામતું ગયું. અને એમની કલમ—એક શીખાઉની કાચી કલમ, જેને લખવાની હતી તે બાબતો યથાર્થ માંડવાને અને પછી છાપવાને પૂરતો સમય પણ ભાગ્યે મળતો, કેટલીક વાર તો રાત ને દિવસ એક કરતાં ય સમય પ્હોંચતો નહીં;—એ કલમ પણ તવાતી સંશોધાતી અને પોલાદી નક્કરતા પ્રાપ્ત કરતી ચાલી; કલાકે કલાકે, દિવસો દિવસ, વર્ષો વર્ષ સુધરતી ગઈ, પ્રભુત્વ મેળવતી ગઈ. તમે મોહનભાઈનાં લખાણોનો ચોડો કાળાનુક્રમમાં ગોઠવીને તેનો અભ્યાસ કરજો અને આ આખી ક્રિયા ત્હમારી આગળ પ્રત્યક્ષ થશે. ચારિત્રબળમાંથી અને તેની સાથે સાથે તેના એક અનિવાર્ય પરિણામ લેખે લેખિનીબળ કેવી રીતે ઘડાતું આવે છે તેનો એક આખા ઝમાના પર્યંત ચાલી રહેલો આ દાખલો ખરે જ મનનીય અને પ્રતીતિજનક ગણવાને પાત્ર છે. આની સાથે મુકાબલો સહી શકે એવાં બીજાં ઉદાહરણ આપણે મિલ્ટન, વર્ડ્સવર્થ, કે દાન્તે જોવાનાં જ સંભારવાં પડે. શેક્સપીયર આ ઉદાહરણમાળામાં આવે જ નહીં. ટોલ્સ્ટોઈ આ વર્ગનો ગણાય જ નહીં. અને રૂસોની કલમ અગર જો કે મહામોટી શક્તિ હતી, તથાપિ તેનું બલ એ વ્યક્તિના ચારિત્ર્યબલનું પરિણામ તો કેવી રીતે ગણી શકાશે. હું જે કહેવા માગું છું તે ત્હમારી સમઝમાં ઉતારી શક્યો હોઇશ એવી આશા રાખું છું. અને ઉમેરૂં છું કે આ જે કંઈ કહું છું, તે સાહિત્ય અભ્યાસીને દાવે જ કહું છું. ત્હમે જાણતા હશો કે હું ગાંધીજીનો અનુયાયી છું નહીં; કદાપિ હતો નહીં; અને વ્યવહારૂ સક્રિય રાજકારણ ( politics )ના પૂરપાટ જોસ્સાઓ શોરબકોર કોલાહલ અને કીચડકચરામાં પડવાનું આકર્ષક મ્હને કદાપિ થવાનું પણ નથી. એ જાતનાં પાણી આ જાતની માછલીને ન જ ખેંચી શકે.

થોડીક મિનિટ વધારે લેવા મન થાય છે. અર્વાચીન ગુજરાતી સાહિત્યની એક ચોથી મૂર્તિ પ્રતિ ત્હમારું ધ્યાન દોરવા ઇચ્છું છું. પણ એ મૂર્તિ છે ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી, જેનાં લખાણ પ્રાચીન અર્વાચીન કોઈ પણ ગુજરાતી લખાણ કરતાં વધારે ઉંડાં છે, અને મહાકવિ પ્રેમાનંદનાં આખ્યાનોના જેટલી અમરતાના હકદાર નિઃસંશય છે. ગો. મા. ત્રિ.માં ક્રાંતિનો ગંધ પણ નથી. અને એ રાષ્ટ્રવાદી તો છે, પણ એમનો રાષ્ટ્રવાદ બૌદ્ધિક ( intelletual ) હોવાથી, એમના પછીના ઊર્મિલ રાષ્ટ્રવાદીઓ એમનાથી રાષ્ટ્રવાદી મુદ્દલ નહિ કે રાષ્ટ્રવાદના વિરોધી એવા પ્રજાજનો સામે વિરોધ કરે તે કરતાં એમના સામે વિશેષ વિરોધ દાખવે છે. રીનેસન્સ ( નવાવતાર ) કાળના એ આપણા જ્ઞાન-

પ્રભાવે શ્રેષ્ઠ પ્રતિનિધિ છે. એમને સાહિત્ય કલા અને વિદ્યામાં—સીધી રીતે સક્રિય નહીં એવાં આ બલોમાં સારી પેઠે શ્રદ્ધા હતી. તેમને એ દેવીઓ, અપ્સરાઓ, અને વિચારૌત્ય સંવાદિતા અને સુંદરતાની વિભૂતિઓ ગણતા. આ વિભૂતિઓને ગાંધીજી જેવા વ્યવહારુ નેતાઓ હસી કઢાડે, પણ ગાંધીજી જેવા અસાધારણ પ્રભાવવાળા નેતાને જ હસી કઢાડવાનો કંઈ યે હક્ક છે, કેમ જે ગાંધીજી જેવા નેતાઓ જ પોતાનાં એ વિભૂતિઓથી પ્રેરિત મુદ્દલે નહીં એવાં લખાણોથી પણ કલાપ્રસન્ન લખાણો અને વિદ્યાના કરતાં ઘણી વધારે મોટી અસર ઉપજાવી શકે છે. ગોવર્ધનરામ હિંદનો ઉદ્ધાર માનતા, બે બળોનાં અન્યોન્ય મિશ્રણને પરિણામે : પશ્ચિમ સંસ્કૃતિનું બલ, અને પ્રાચીન-પૂર્વની સંસ્કૃતિનું બલ. અને એમને મતે આ બીજી સંસ્કૃતિ તે પ્રાચીન આર્યાવર્ત્તની સંસ્કૃતિ, આર્યાવર્ત્ત ઉપર વિદેશી વિજેતાઓની ઝૂંસરી પડી અને તેથી પણ વિશેષ હાનિકર રૂઢિનો જુલમ જામ્યો અને તેની અવનતિ અને ગુલામીના માઠા દિવસ બેઠા તે પ્હેલાંના કાળની-આર્યો ટીટીને હિંદીઓ થયા તે પ્હેલાંની અહીંની આપણી સંસ્કૃતિ ગો. મા. ત્રિ. ને શ્રદ્ધા હતી કે આ ઉભય શક્તિઓ અર્વાચીન હિંદમાં પ્રસરશે અને ઊંડી ઉતરશે તેમ તેમ હિંદી પ્રજાનું રુધિર નવયૌવન મેળવી લેશે, એ નવયૌવનની સાથે એ ઉભય શક્તિઓનો ત્રિવેણીસંગમ પણ સંધાશે, અને હિંદી બુદ્ધિ અને ચારિત્ર પૂરેપૂરાં ઉન્નતોજ્જ્વલ બની, માનવજાતિના લાંબા ઇતિહાસમાંય અભૂતપૂર્વ સૌમ્ય ( spiritual ) સામર્થ્ય અને શાસ્ત્રભૂત માનવતાએ વિકસી રહેશે.

શ્રી ગોવર્ધનરામની કળા વિષે પણ થોડું એક. નવો જ શબ્દ યોજું તો મહાનવલ ( noveloon *) એટલે નવલોની એક માળા, એક કથાએ સંધાયેલી, જેમ "આઈડિલ્સ ઑફ ધિ કિંગ ( Idylls of the King )"ની માળાને આર્થર રાજાની કથા સાંધી લે છે. મહાયુદ્ધ પછીના યુરોપી સાહિત્યમાં મહાનવલની ફેશન ( fashion ) વધતી જાય છે. મહાનવલોના યુરોપી લેખકોની સંખ્યા વધતી જાય છે, તેમાં ગેલ્સવર્ધી અને રોમે રોલાં જેવા મશહૂર પણ થયાં છે. પરંતુ ગો. મા. ત્રિ.એ જ્યારે સરસ્વતીચંદ્ર ચાર ભાગે રચ્યો, ત્યારે એમની આગળ એવા નમૂના હતા જ નહીં. પરંતુ પોતાની કને વિચાર અને ઊર્મિઓની, પોતાના ગુજરાતી ભાઈઓના જીવનાનુભવનાં જુદાં જુદાં ક્ષેત્રોને લગતાં નિરીક્ષણોની એટલી તો જમાવટ હતી, કે તેમણે આ મહાનવલ પાંચ વિભાગે યોજી, તેને મૂર્ત કરવાની પોતે દીક્ષા લીધી, અને શરીરના ઘસારાએ મૂળ યોજનાને ટુંકાવવાની ફરજ પાડી, ત્યારે પણ એને પોતે ચારે ભાગે સુંદર રીતે સિદ્ધ કરી. નાયકની આસપાસ એક પછી એક મોટાં થતાં વર્તુલો રૂપે એમણે આપણી પ્રજાનું સંકુલવિવિધ જીવન ગોઠવ્યું, તેમાં વસ્તીના ઊંચાં નીચાં ઘણાં થરોને સમાસ આપ્યો, અને દરેક થરના બીજા થરો સાથેના સંબંધોમાં જરા જેટલી ક્ષતિ પણ આવવા પામી નથી. એ મહાનવલમાં વિચારપટનો વિસ્તાર પણ જીવનપટના વિસ્તાર જેટલો સાગરોપમ છે. વાંચકને લાગે છે કે જાણે તે કોઈ અતિમહાન નાટકશાળાના મધ્યબિંદુએ બેઠો છે, અને તેની આંખ એક ઉપર એક ખોલાતાં વર્તુલી દશ્યોથી આકર્ષાતી આકર્ષાતી છેક ગગનચુમ્બિ શિખરોને પણ જોવા પામે છે, જે વિષે લેશ પણ અતિશયોક્તિ વિના દાવો થઈ શકે કે ત્યાં સ્વર્ગલોકનો ધવલ પ્રકાશ તેની આંખને આંજી નાખે છે. કહેનારે કહ્યું છે કે સરસ્વતીચંદ્ર ઓગણીસમી સદીના ગુજરાતનું પુરાણ છે, તે

* ball-ballon, novel-noveloon.

એણે યથાર્થ કર્યું છે. એ ગ્રંથ આપણી આગળ એક સાથે ત્રણ પેઢીનાં જીવન વર્ણવે છે, અને વર્ણન આટલું બધું વિશાળસંકુલ ઉચ્ચાવચ છતાં તેમાં ક્યાં ય અવાસ્તવિકતા નથી, પરિસ્થિતિભ્રંશ નથી, રંગવિસંવાદ નથી, વર્ણનની રેખા કે વસ્તુનો તાંતણો પણ અનુચિત નહીં એવી અસાધારણ કળાકુશળતાએ કર્તા ત્રણે પેઢીને રજુ કરે છે. હું સ્વીકારી લઉં છું કે આ નબળા દુબળા નાગર બ્રાહ્મણની કાયા એક સશક્ત શિકારીના જેવી હોત તો કેવું રૂડું થાત, એવી ઇચ્છા દર્શાવવી પણ વ્યર્થ છે. પરંતુ જો દૈવે નાગરનો નાગર અને શિકારીનો શિકારી એવો રાક્ષસી ( monstrous ) પુરુષ સર્જીને તેમાં ગો. મા. ત્રિ.ની બુદ્ધિને સ્થાન આપ્યું હોત, તો વાચકને કાજે આ ૧૮૦૦ પાનાં સજીવન જનતાથી ભરચક છે, તેમ સાથે સાથે ગુજરાતની પશુસૃષ્ટિ અને પંખીસૃષ્ટિ પણ તેમાં વસાવાઈ હોત.

પૂરૂં કરિયે. બંધુઓ અને બ્હેનો, મ્હારી તમને સલાહ છે કે ત્હમે શ્રી. ન્હાનાલાલને એમના ગ્રંથોમાંની ભાવનાઓ માટે વાંચશો, શ્રી. મુનશીને જોમ અને સ્ફૂર્તિ માટે, શ્રી. મોહનભાઈને શ્રદ્ધા અને આશા માટે, શ્રી. ગોવર્ધનરામને આપણી પચરંગ ધરતી અને પ્રજાની સહૃદય સમઝણ માટે વાંચશો.

વિદ્યાર્થી બંધુઓ અને બ્હેનો, જે સાહિત્યનો ઉચ્ચ અભ્યાસ ત્હમે આ સ્થાનને અનુરૂપ પદ્ધતિએ લઈ બેસવા ચાહો છો તેના અર્વાચીન કાલના મુખ્ય જ્યોતિઓ આ છે. અભ્યાસ વધે છે તેમ તેમ બુદ્ધિશક્તિઓ સતેજ થાય છે, અને સમર્થ બને છે, અને આગળ ચાલતાં ચાલતાં એમાંથી જ સર્જન ફળે છે. વાંચતાં અને વંચાવતાં, પ્રશ્નોનાં ઉત્તરપત્રો લખતાં, મનોયત્નો બેસાડતાં અને પ્રયોગો કરતાં કરતાં ત્હમારામાંથી કેટલાંક સ્વતંત્ર સર્જન ઉપજાવવાનાં પણ થઈ જશો અમને પ્રાપ્ય હતાં તે કરતાં ત્હમારાં સાધનો ઘણાં વધારે છે. વિદ્યાપીઠે પ્રગતિ કરેલી છે અને ધાવ લેખે એની યોગ્યતા અમારા સમયમાં હતી તે કરતાં અત્યારે વિકસેલી છે. અમારા અભ્યાસક્રમોમાં માતૃભાષા કે તેના સાહિત્યને સ્થાન જ અપાયેલું ન્હોતું. એ અભ્યાસ અમારે તો જાતે કરી લેવા પડેલા, ફાલતુ સમયમાં અથવા તો વિદ્યાપીઠના વર્ગો અને પરીક્ષા મંડળોમાંથી બ્હાર આવી ગયા તે પછી. અને તોપણ જે અત્યારે સાક્ષરયુગને નામે ઓળખાયો છે, તેના સર્જકો અમેઃ ભલે ત્હમે એ અમારા યુગને ગુજરાતી સાહિત્યના બીજા કોઈ પણ યુગ સાથે સરખાવી જુવો, સાક્ષરયુગને બીજા કોઈ પણ યુગથી નીચું જોવું પડે એમ નથી. એ યુગ શું પૂરો થયો, પૂરો થવામાં છે, પૂરો થઈ જશે? નજીકના ભવિષ્યમાં શું થશે તેનું ઉત્તર ત્હમારાં આચરણો અને ત્હમારી કલમો, ત્હમારા પ્રયાસો પ્રયોગો અને ગદ્યપદ્ય સર્જનો દ્વારા મળવાનું છે. દાયકા સવાદાયકા દરમિયાન હું ત્હમારી ઉમરના અને ત્હમારી શિક્ષાએ સંપન્ન બંધુઓ અને બ્હેનો કનેથી એટલું અને એવા પ્રકારનું નવતર સાહિત્ય મેળવવાની આશા રાખું છું, કે તે દ્વારા સાક્ષરયુગ જ હજી ચાલ્યા કરે છે એમ સિદ્ધ થાય, અને તે વધારે મધુર, વધારે આકર્ષક, અથચ સુશિક્ષિત સ્નાતક ભગિનીઓની વધતી જતી સંખ્યોદ્‌ભૂત ચડિયાતાં અને વધારે પ્રમાણમાં મળી રહેતાં સર્જનો વડે વધારે વધારે સમભાવી બની રહે. શુભં ભવતુ સર્વેષાં!

———o———

# नटीशून्यम् : સ્ત્રીવિનાનું નાટક

ઉમાશંકર જોષી

[ સમય : સંધ્યા. નાટ્યકાર ખુરશીમાં બેઠો બેઠો ટેબલ ઉપરની ચીજોમાં કાંઈક શોધે છે. જેટલી ચીજો ટેબલ ઉપર છે તેટલી આખા ખંડમાં પણ નથી. આ ખંડ, શયનખંડનું તો આપણે જાણી શકતા નથી, પણ અંગત અભ્યાસખંડ ઉપરાંત દીવાનખાનાના ખંડ તરીકે પણ વપરાતો હોવો જોઈએ એમ દેખાઈ આવે છે. ટેબલની આજુબાજુ કોઈક હાથા-તૂટલી તો કોઈક પીઠ-ભાંગલી ખુરશીઓ છે. ટેબલ ઉપર સુમાર વિનાનાં પુસ્તકો અને છાપાં ચોપાનિયાઓનો ઢકરડો છે. એક ચાનો પ્યાલો વચમાં પડયો છે. નાટ્યકારના હાથમાં એક પુસ્તક છે. સામે દીવાલ ઉપર શેક્સપિયર, ટાગોર, શૉ, શેલી વગેરેનાં ચિત્રો છે એ જ આ ઘરનો વૈભવ લાગે છે. ]

નાટ્યકાર : ( વસ્તુઓ વીંખતાં વીંખતાં ) અરે ખુશનસીબી. પ્રેરણા મગજને બારણે ટકોરા મારતી ઊભી હોય ને લક્ષ્મી ચાંલ્લો કરવા વખતે આપણે મોંઢું ધોવા જઈએ (કાગળિયાં ફેંદે છે.) પણ કોરા કાગળો બધા ગયા ક્યાં ? ( ઊભો થઈ આમતેમ જુએ છે. ) કાગળો જડતા નથી અને કોણ જાણે પણ અત્યારે મગજમાં પ્રેરણાનાં પૂર ઉપર પૂર ધસ્યાં આવે છે. ( ચાનો પ્યાલો જોઈ ) પણ આ ચાનો પ્યાલો શ્રીમતી ક્યારે અહીં મૂકી ગયાં હશે ! ( હસી જઈ ને ) હં, સમજાયું. બસ એ શ્રીમતીનાં જ આ પરાક્રમ ! એમની સિવાય કાગળો સંતાડે જ કોણ ? ( ચા પીએ છે ) નોટબૂકો અને ચોપડીઓ એમને મન શોકયો જ છે ! ( પ્યાલો અર્ધો રાખી બાજુ મૂકી પાછા વસ્તુઓ વીંખે છે. ) પણ હું નકામો નારીદ્રોહી થતો જાઉં છું. ( હસીને ટટાર ઊભા રહી, હાથ ઘસતા ઘસતા.) કાગળો હોય જ ક્યાંથી ? હું પણ કેવો છું ? ક્યાંથી હોય કાગળો ? બધા જ વપરાઈ ગયા હશે. હમણાં હમણાં નાટકો કેટલાં લખ્યાં ? અરે ! પ્રેરણાએ કોરા કાગળની કરચ પણ ક્યાં રહેવા દીધી છે ? ( ફરી વીંખે છે ) પણ આ નવો નાટક તો મારો માસ્ટર પીસ. શું કહું છું ?, માસ્ટર પીસ, ગૌરવગ્રંથ ! ( એકદમ ખુશ થઈ જઈ ઢગલા તળેથી કાગળનો થોકડો કાઢતા. ) જડી ગયો, જડી ગયો, મારો માસ્ટર પીસ જડી ગયો. ( અર્ધુંક નાચી લે છે. ) માસ્ટર પીસ ! માસ્ટર પીસ !

પહેલો વિદ્યાર્થી : ( બહાર કોઈથી વાત કરતો કરતો પ્રવેશે છે. ) મળશે કે ?

નાટ્યકાર : શું ?

પહેલો વિદ્યાર્થી : ( બહાર તરફ મોં રાખી ) શું કહ્યું ? સાંજનો વખત છે એટલે મળે પણ ખરા ? ચાલ વિનાયક. ચાલો નસીબદાર તે પોતે ઘેર જ છે. ( ત્રણચાર વિદ્યાર્થીઓ અંદર આવે છે. )

નાટ્યકાર : શું છે ?

પહેલો વિદ્યાર્થી : જી, અમે આપને સહેજ મળવા માગીએ છીએ.

નાટ્યકાર : મળવાનું તો તમે કરી લીધું. હવે તે સિવાય બીજું કાંઈ કામ છે ?

બીજો વિદ્યાર્થી : જી, અમે એક કૉલેજના નાટ્યમંડળના મંત્રીઓ છીએ. અમે ...

નાટ્યકાર : તમારે વિષે તમારે જે કાંઈ કહેવાનું હોય તે તમારી આત્મકથામાં જ લખજો. મારે જરૂર હશે તો હું વાંચી લઈશ. (પોતાના હાથમાં કોરા કાગળોની થપ્પી છે તેમાં જોઈ રહે છે, જાણે કાંઈ વાંચતા ન હોય. ત્રણે વિદ્યાર્થીઓ એકમેકની સામું જુએ છે. પછી કોરા કાગળો વાંચતા નાટ્યકાર તરફ અજાયબીથી જોઈ રહે છે.)

પહેલો વિદ્યાર્થી : અમે જાણ્યું આપ અમને બેએક મિનિટ આપશો.

નાટ્યકાર : તે આપવા પહેલાં જ તમે લઈ લીધી છે. (ફરી કાગળોમાં માથું ઘાલે છે. કાગળો એક પછી એક ઉકેલે છે. એનાથી બોલાઈ જવાય છે) માસ્ટર પીસ!

ત્રીજો વિદ્યાર્થી : (હજી સુધી છાનો હતો તે) તે જ લેવા અમે આપની પાસે આવ્યા છીએ.

નાટ્યકાર : (સહેજ ખંચાઈ ને) શું?

પહેલો વિદ્યાર્થી : અમારી કૉલેજમાં નાટક ભજવવું છે. જો આપ એક ઉત્તમ કૃતિ આપો તો અમે આપના ઋણી રહીશું.

નાટ્યકાર : એમ? (સાવધાન થતા હોય તેમ, માથું ધુણાવીને) તો પહેલાંથી બોલી વળતાં શું થાય છે? (બેસે છે.) બેસો. (ખુરશીઓ તરફ હાથ કરે છે.)

બીજો વિદ્યાર્થી : અમે જાણીએ છીએ, આપનો કીમતી સમય બગાડીએ છીએ. (બધા બેસે છે.)

પહેલો વિદ્યાર્થી : પણું અમે જે કોઈ લેખક આગળ ગયા ત્યાંથી નિરાશ થઈ પાછા વળ્યા છીએ એટલે ધૃષ્ટતા કરીને પણ આપનો સમય લેવો પડ્યો.

નાટ્યકાર : (માથું કાગળોમાં જ રાખીને.) ટૂંકામાં, તમારે નાટક જોઈએ છીએ એમ જ ને?

ત્રીજો વિદ્યાર્થી : અને તે પણ એક માસ્ટર પીસ.

નાટ્યકાર : જુઓ, મને બહુ વખત નથી. તમારે કેવી રીતની જરૂરિયાત છે તે કહી દો.

પહેલો વિદ્યાર્થી : કલાકેક ચાલે એવડું નાટક જોઈએ.

નાટ્યકાર : હં

બીજો વિદ્યાર્થી : પાત્રો વધારે હોવ તો સારું, કોઈ રહીએ ન જાય અને કોઈને ખોટુંએ ન લાગે.

નાટ્યકાર : (છાપેલાં પુસ્તકો એક પછી એક હાથમાં લઈ) આ તો બધાં પંચાકી સપ્તાંકી નાટકો છે. પૂરા ત્રણ કલાક ચાલે.

ત્રીજો વિદ્યાર્થી : પણ અપ્રગટ કૃતિઓમાંથી કોઈ નાનકડો 'પીસ'આઈ–મીન–માસ્ટર–પીસ–શોધી આપશો તો કૃપા થશે.

પહેલો વિદ્યાર્થી : અપ્રગટ કૃતિ હશે તો વધુ સારું.

નાટ્યકાર : અને અલિખિત કૃતિ હોય તો? (મનમાં મલકાય છે. મૂળની કાગળની થપી લે છે.)

બીજો વિદ્યાર્થી : (પહેલાને) અને પેલું કહી દે ને કે સ્ત્રીપાત્ર (નાટ્યકાર તરફ તેનું ધ્યાન ખેંચી)--સ્ત્રીપાત્ર વગરનું નાટક આપજો તો જોઈએ.

પહેલો વિદ્યાર્થી : (બીજાને અટકાવી, નાટ્યકારને બોલવા દીધા સિવાય જ.) હા જી. એ તો કહેવું જ ભૂલી ગયો. અમારે ત્યાં સ્ત્રીપાત્ર ભજવવાને કોઈ વિદ્યાર્થીઓ તૈયાર નથી.

ત્રીજો વિદ્યાર્થી : ( તેને અટકાવી ડઘાયેલા નાટ્યકારને બોલવાની તક જ ન આપી ) જો કે અમારે ત્યાં કેટલાક ઉત્સાહી વિદ્યાર્થીઓ છે જેમને સ્ત્રીપાત્રનો પાઠ નહિ લેવા દઈએ તો ભારે માઠું લાગશે.

નાટ્યકાર : (ઊભો થઈ જઈને) શું ? (ટેબલ ઉપર હાથ પછાડીને) આ હું સ્વપ્નમાં છું કે સાચેસાચ સાંભળું છું.

પહેલો વિદ્યાર્થી : આપના ખજાનામાં આવું એકાદ નાટક ન હોય એ તો અસંભવિત વાત છે.

નાટ્યકાર : ( ખિજાઈને ) " આવું " એટલે ?

બીજો વિદ્યાર્થી : એટલે કે જેમાં એકે સ્ત્રીપાત્ર આવતું ન હોય.

નાટ્યકાર : એટલે કે નાટક નામને પાત્ર ન હોય એવું નાટક. સ્ત્રી વગરનું નાટક હું તો શું, પણ મોટા ઈસ્કીલસ, શેક્સપિયર કે ઈબ્સન; કાલિદાસ, ભાસ કે ભવભૂતિ; રણછોડરામ, વિભાકર કે મુલાણી પાસે માગશો તોયે નહીં મળે.

ત્રીજો વિદ્યાર્થી : હું એ જ કહું છું ( વિદ્યાર્થી મિત્રોને ) મારા મિત્રો ...

નાટ્યકાર : (આવેશમાં) સ્ત્રી પાત્ર વગરનું નાટક! સ્ત્રી રૂપી પાત્ર વગર નાટ્યરસ ઝીલાવો જ અશક્ય છે.

ત્રીજો વિદ્યાર્થી : (તેને) મારા મિત્રો સ્ત્રીનો પાઠ લેવાને તૈયાર ...

નાટ્યકાર : સ્ત્રીમિત્રો ?

ત્રીજો વિદ્યાર્થી : ના જી, મારા જેવા જ મિત્રો.

નાટ્યકાર : (ધીમેથી, બારણું બતાવી) તમે જઈ શકો છો. મારી પાસે તમારા જેવા ભજવનારા માટે નાટક નથી. સ્ત્રીનો પાઠ સ્ત્રી જ ભજવે.

ત્રીજો વિદ્યાર્થી : જી, માફ કરશો. પણ હમણાં આપે શેક્સપિયરનું નામ લીધું તેય લેડી મેકબેથ જેવી પ્રતાપી બાઈનું પાત્ર, ચૌદ પંદર વર્ષના છોકરા પાસે જ ભજવાવતોને ?

નાટ્યકાર : તમે હવે જશો ? હું શેક્સપિયર નથી એ સાચી જ વાત છે. પણ તમે વીસમી સદીનાં હો એ વાત સાચી લાગતી નથી.

બીજો વિદ્યાર્થી : પણ સ્ત્રી પાત્રો વગરનું નાટક ......

નાટ્યકાર : તે હજી લખાવું બાકી છે. (બાજુ જોઈ) આપ સહુ જઈ શકો છો.

પહેલો વિદ્યાર્થી : બહુ શિષ્ટ પ્રેક્ષકો સમક્ષ અમારે ખેલ ભજવવાનો છે.

બીજો વિદ્યાર્થી : લેખકને યશ ઉપરાંત, ધનની પણ પ્રાપ્તિ થવાનો સારો સંભવ છે.

નાટ્યકાર : હં ! ( આંગળીથી જવાનો ઈસારો કરે છે)

પહેલો વિદ્યાર્થી : (જતાં જતાં) પાછા વળતાં થોડા વખત પછી વળી આપને મળી જઈશ. કંઈ શોધી રાખો તો.

નાટ્યકાર : હં ! (ધૂનમાં બબડે છે) સ્ત્રી વિનાનું નાટક ?! (સૌ જાય છે.)

[ નાટ્યકાર ટેબલ ઉપર માથું ઢાળે છે. તરતજ પછી સચેત થતો હોય તેમ ટટાર બેસે છે. કાગળની થપ્પી ઉપાડે છે. માથું ખોતરે છે. બબડે છે. 'શું સૂઝ્યું હતું?' કંટાળા અને થાકની અસર એના મુખ ઉપર દેખાય છે. લમણા ઉપર થોડીક વાર ટેકવી રાખે છે. જાણે કંઈ યાદ ન કરતો હોય. હાથનાં આંગળાથી 'તો કંઇ નહિ' એવો અભિનય કરી ટેબલ ઉપર માથું ઢાળે છે......પ્રકાશ બદલાય છે. કોઈ ભવ્ય મૂર્તિ પ્રવેશે છે. સફેદ લાંબા વાળ. ટૂંકડી સફેદ દાઢી. ભારે કરચલીવાળું મોં. દીપ્તિવંત વિશાળ લલાટ. તીક્ષ્ણ આંખો......તે ધીમે કદમે ટેબલ પાસે આવી નાટ્યકારના માથાના તાલકા ઉપર આંગળીના ટકોરા મારે છે. નાટ્યકાર ઊંચે જુએ છે, જોઈ જ રહે છે. ]

નાટ્યકાર : સ્વપ્નાવસ્થામાં હોય એવા ક્ષીણ સ્વરે આ હું શું જોઉં છું...( ધીરેથી, હિંમતપૂર્વક) હે મહાનુભાવ, તમે અહીં ક્યાંથી? કે તમારું ભૂત હું જોઉં છું કે જોઉં છું એ જ મારા મનનું ભૂત છે? કે હું હું જ નથી અને મારું ભૂત છું? કે ......

આગંતુક : પૂછવાની ખાતર પ્રશ્નો પૂછનારને કદી ઉત્તર જડતો નથી.

નાટ્યકાર : અરે! તમે બોલો પણ છો? હું તમને સાંભળું છું તો તો તમે છો એ સત્ય છે. અને હું? હું બોલું તો છું પણ મને સાંભળી શકુ છું? કોણ જાણે? હું છું એ કદાચ સાચું ન યે હોય. કદાચ અર્ધ સત્ય હોય, એ કેમ બને? પણ સંભવિત છે કે અસંભવિત વસ્તુઓ પણ બને. એરિસ્ટોટલ જેવાએ એમ કહ્યું છે એટલે ન બને એ જ અસંભવિત છે.

આગંતુક : ( સ્મિતપૂર્વક ) એમ કે? મેં કહ્યું છે? પણ આમ તમારા માનસને બેબાકળું બનાવવા નહિ ( સહેજ ચાલે છે. )

નાટ્યકાર : પણ તમે ચાલ્યા જશો નહિ. તમને જોયા છે તો એક પ્રશ્ન પૂછી લઉં.

એરિસ્ટોટલ : હા. ઘણી વાર પૂછવા છતાંએ ઉત્તર લાધતા નથી.

નાટ્યકાર : માફ કરજો પણ અમે જુદું જ શીખ્યા છીએ. માગો અને તમને મળશે. મહાનુભાવ, હું આપને પૂછું છું: સ્ત્રી વિના નાટક રચી શકાય?

એરિસ્ટોટલ : પૂછો અને ઉત્તર લાધશે એ તમારી શ્રદ્ધા તો પાકા ઝાડ નીચે ભૂખ્યા બેસી રહેવા માટેની છે. હજાર વાર પ્રયત્નો કરો તો કદાચ એકાદ વાર ઉત્તર લાધે એ અમે તો શીખ્યા હતા અને શીખવ્યું હતું પણ તમને શીરાના કોળિયા જેવી ફિલસૂફીઓ જોઇએ. નહિ તો જેનો જવાબ અપાઈ ગયો હોય તેવા પ્રશ્નો પૂછવામાં આવે ખરા?

નાટ્યકાર : (જરી ઝંખવાણો પડી) ના, જી. આપના કરતાં પણ આપના અનુયાયીઓ આપના વિચારો વધુ ચોકસાઈથી સમજતા હતા ને તે તેમણે સાચવ્યા છે તેવા હું જોઈ ગયો છું. પણ ક્યાંઈ આ મારા પ્રશ્ન વિષે આપે સ્પષ્ટ ઇશારો કર્યો લાગતો નથી.

એરિસ્ટોટલ : એનું નામ જ મારી હાડકાહરામી! મેં સ્પષ્ટ કહ્યું છે કે કળા તે પ્રકૃતિની અનુકૃતિ છે. કળામાં કુદરતનું અનુકરણ છે. એ સિદ્ધાંતમાં તમારા પ્રશ્ન જેવા સેંકડો પ્રશ્નના ઉત્તરનો અર્ક સમાયેલો છે. હું તમારા જેવાને શીખવવા માટે હજારો વરસ ગુમાવું તો પણ......( જાય છે )

નાટ્યકાર:-તો જતાં જતાં સાંભળતા જાઓ:

પ્લેટોને ઘડવા માટે સોક્રેટિસ થવું ઘટે.
એરિસ્ટોટલ બના'વાને પ્લેટોશા બનવું પડે.

તમે કોઈ જગપ્રસિદ્ધ શિષ્ય નિપજાવી ન શક્યા એથી જ તમારા ગુરુપદનું માપ નીકળી શકે છે.

એરિસ્ટોટલ : (જતાં જતાં) હું એવા શિષ્યની શોધમાં જ છું. પણ તે તમે તો નથી જ. (જાય છે)

[નાટ્યકાર ડોકું નીચું નમાવે છે......પ્રકાશ બદલાય છે સામેથી ઋષિવેશમાં ભારતમુનિ પ્રવેશે છે. લાંબી દાઢી, ભવ્ય કપાળમાં ભસ્મ ત્રિપુંડ. ભગવો વેષ. રસિક મુખમુદ્રા. એક હાથમાં વીણા, બીજામાં જપમાલા માળા હાથે ભૈરવી તંબૂરા માફક સૂર કાઢે છે. નાટ્યકાર આંખો ચોળે છે. પછી કાન મારે છે. ઊભો થઈ જઈ]

નાટ્યકાર : ભગવન્, દાસના પ્રણામ સ્વીકારો. (ઊભો થઈ ટટાર રહી બે હાથ જોડી, પાછો બેસી જાય છે. ભરતમુનિ તેની પ્રણામ કરવાની રીત તરફ જોઈ જ રહે છે.)

ભરતમુનિ : વત્સ, તું કોણ છે?

નાટ્યકાર : ભગવન્, હું એક અલ્પ નાટ્યકારયશઃપ્રાર્થી છું. આપનો મારા પર અનુગ્રહ થાઓ.

ભરતમુનિ : (સામે હાથ હલાવી) હં. આ સૌ સદસ્યો લાગે છે. (નાટ્યકારને) તો હે વત્સ, સૌ સદસ્યોને માટે તું એક નાટક કાં યોજતો નથી?

નાટ્યકાર : ભગવન્ તે જ કરી રહ્યો છું. પણ વચ્ચે ભારે ગૂંચ પડી છે. સ્ત્રી પાત્ર એકે ન હોય એવું નાટક આપ નભાવી લો ખરા?

ભરતમુનિ : વત્સ, એક્કે સ્ત્રી પાત્ર નહિ? (હસે છે)

નાટ્યકાર : હા. ભગવન્, એક્કે નહિ

ભરતમુનિ : તો તો હે કીર્તિલોલુપ વત્સ, એક્કે નાટ્યકાર જગતે જોયો નહોત.

નાટ્યકાર : (ભોળપથી) જન્મ્યો ન હોત તેથીને ભગવન્?

ભરતમુનિ : અરે બાળક, ઇન્દ્રસભામાં જ્યારે મેં પ્રથમ નાટ્યની યોજના કરી તેમાં એકે અપ્સરાનો પાઠ ન હોત તો ઇન્દ્ર ઘડીના સોમા ભાગ જેટલી વાર પણ ચલાવી લેત કે? અને હું નિષ્ફળ નીવડ્યો હોત તો બીજા કોઈ ક્યાંથી નાટક રચવાના જ હતા?

નાટ્યકાર : હે ગુરો! આપની વાત મને તરત સમજાઈ જાય છે. આપના રંગભૂમિના અનુભવો જણાવશો તો ભારે અનુગ્રહ થશે. ભગવન્. અપ્સરાનો પાઠ આપનો કોઈ શિષ્ય જ ભજવતો કે?

ભરતમુનિ : શાંતમ્ પાપમ્! શાંતમ્ પાપમ્! ઇન્દ્ર એ કદી સહન કરે કે? વત્સ, ઉર્વશી અને મેનકા, રત્નાવલી અને રંભાને સ્ત્રીપાત્રોના પાઠ ભજવતાં જોઈને તો આપોઆપ મને સરસ્વતી સ્ફુરતી.

નાટ્યકાર : અને આપના શિષ્યો? ભગવન્, ક્ષમા કરજો પ્રશ્ન કરું તો! રંભા જેવી અપ્સરાઓ નાયિકા તરીકે હોય ને આપના શિષ્યો, આપના નૈષ્ઠિક બ્રહ્મચારી છાત્રો, નાયકનો પાઠ ભજવતા?

ભરતમુનિ : (તેની સામું જોઈ રહે છે) તું ઉપહાસ તો કરતો લાગતો નથી ને? (નાટ્યકાર બે હાથ જોડે છે) તો સાંભળ. ઇન્દ્ર આવી બાબતો સહન કરે તો કોઈ એને ઇંદ્રાસન ઉપરથી પણ ઉથલાવી નાખે. ઇન્દ્ર પોતે નાયક થતો અથવા તો બીજી સ્ત્રીઓ પાસે પુરુષોનો પાઠ લેવરાવતો. મારા વ્રતનિયમધારી શિષ્યોને નાટ્યને મિષે પણ ઉર્વશી રંભા જેવીઓના પ્રિયતમ થવાનું ભાગ્ય ક્યાંથી?

નાટયકાર : (હડે પેટ) અને એવું ભાગ્ય સુલભ હોત તો શિષ્યોના ગુરુ પોતે જ ક્યાં ...
(ભરતમુનિ તેને અટકાવી વીણા ઉગામે છે ને જતા રહે છે.)

નાટયકાર : (નીચું જોઇ) હાશ! (માથું ખંજવાળે છે)

(નાટયકાર ઊંચું જુએ છે ત્યાં પ્રકાશ બદલાઈ ગયો છે. કવિકુલગુરુ કાલિદાસ પ્રવેશે છે. ફરફરતાં શ્વેત વસ્ત્ર, ખુલ્લું માથું; ખભે ઉત્તરીય. ઊંચો ઘાટ. ચળકતાં અંગ. માદક ચાલ. રસ નીતરતી છટા.)

નાટયકારઃ અરે મધ્યકાલીન અપરુચિઓનો આ ઉત્પાદક ક્યાંથી? (મોટેથી) હે કવિકુલગુરુ, તમે તમારે રસ્તે રસ્તે ચાલ્યા જાઓ. હમણાં જ હું તમારા ગુરુથી માંડમાંડ છૂટયો છું. પણ વિચારું છું તો લાગે છે કે તમે કવિ ભલે હો પણ નાટયકાર તો હરગીજ નથી. અને તે મને ગૂંચવે એવા પ્રશ્ન અંગે તો કંઈ જ કામના નથી.

કાલિદાસઃ નાટયકાર પાસે પ્રશ્નોના ઉત્તરની અપેક્ષા રાખતો કોઈ મંદ યશઃપ્રાર્થી લાગે છે. (મોટેથી) નાટક તો સૌ ગુરુઓના, અરે ભાસના પણ, ગુરુ શ્રીભરતમુનિએ કહ્યું છે તેમ ક્રીડનક છે, રમકડું છે. અને ઢીંગલીથી તો રમાય. પ્રશ્ન પૂછાય નહિ.

નાટયકાર : તે તમને પૂછીશું! તમે તમારે રસ્તે પડો! તમારામાં ને શેક્સપિયરમાં એટલો ફરક છે. એણે એરિસ્ટોટલનું નામનિશાન પણ ન સ્વીકાર્યું ને તમે ભરતમુનિનો કક્કો ખરો કર્યો! સાંભળતા જાઓ જે તમારે મન ઢીંગલી રૂપ હતું તે નાટક પ્રશ્નો સાંભળે યે છે ને પૂછેયે છે.

કાલિદાસ : ને તમે જ ઢીંગલા થઈ ગયા છો!

નાટયકાર : તમે જ્યાં ત્યાં પુરુષસ્ત્રીને ઢીંગલાઢીંગલી જોનાર ને આલેખનાર બીજું કંઈ બોલી શકો એમ પણ શું છો? રસિકતાને નામે, શૃંગાર રસને નામે, તમે ......

કાલિદાસ : (એને રોકીને) હા. તમારી કલ્પનાને મારા કાશ્મીરી શૈશવની, દેશભરના પરિભ્રમણની, ગુપ્ત રાજાના મૈત્રીભાવની, યૌવનના રસપ્રવાસની, જીવનના અમૃતાસ્વાદની, અદેખાઈ આવ્યા કરતી લાગે છે.

નાટયકાર : માત્ર દયા જ આવે છે.

કાલિદાસ : એમ?

નાટયકાર : હા. રામ સીતાને છોડવા મનને તૈયાર કરે છે ત્યારે તેના મોંમાં તમે જે શબ્દો મૂક્યા છે તે જ સ્ત્રીઓ પ્રત્યેની તમારી દૃષ્ટિને સ્પષ્ટ કરવા પૂરતા છે. ચાળા પાડતો "પોતાનો દેહ હોમીને પ્રજાના મનનું અનુરંજન કરવું તો પછી ઇંદ્રિયાર્થથી કરવું તેમાં શું?" વાહ! હે કવિકુલગુરો! સીતા એક સ્ત્રી તે રામને, તમને, પુરુષને, ઇન્દ્રિયાર્થ, ભોગ્યા જ દેખાય છે? તમારી સાથે લાંબી વાત કરતાં યે લજ્જાઉં છું. (હાથથી જવા સૂચવે છે)

કાલિદાસ : (જતાં જતાં) તમારા પ્રાણીશાસ્ત્રને પૂછો. હું તો કવિ છું. (જાય છે)

[નાટયકાર કાલિદાસને પોતે કહેલા શબ્દોથી કંઈક અકળાય છે. આમતેમ જુએ છે. પ્રકાશ બદલાય છે. શેક્સપિયર દાખલ થાય છે. રુક્ષ વેશ. મોટું નવી જ ઢબનું કોલર. માથે ઘોડેક સુધી તાલ. બરાબર મૂછો. હડપચી ઉપર દાઢીના વાળ. વિશાળ રસનાં ને ઓજસનાં સરોવર જેવી આંખો.]

નાટયકાર : (થી હાથ લંબાવાઈ જવાય છે પણ સામાની પ્રતિભાથી ખેંચાઈ જઈને પાછો ખેંચી લે છે) માફ કરજો! તમને નહિ.

શેક્સપિયર : (પોતે હાથ લંબાવે છે) જે કોઈ હાથ લંબાવવાની દરકાર કરે તેની

જોડે હાથ મિલાવ્યા છે ને તેનો મૂંગા મૂંગા ખરા હૃદયથી આભાર પણ માન્યો છે. લોહી માંસનો જીવતો ધબકતો હાથ ક્યાંથી? ( હાથ મેળવે છે )

નાટ્યકાર : મારું સદ્‌ભાગ્ય! પણ ઠોઠ નિશાળિયો છું. આપે જગતના બધા જ અનુભવોનો નિચોડ નાટકોમાં રજુ કર્યો છે. કંઈ જ બાકી રહેવા દીધું નથી, છતાં એક વાત.

શેક્સપિયર (વચ્ચેથી) હું એ માનતો નથી. હાં......પણ તમારી વાત જ કહો ને.

નાટ્યકાર : ( હિંમત કરીને ) સ્ત્રી વિનાનું નાટક ચાલે?

શેક્સપિયર : કેમ ન ચાલે? હું તમને સામો સવાલ પૂછું. લોકોને સ્ત્રી વગરનું નાટક જોઈએ છે?

નાટ્યકાર : હા. મારી પાસે એની માગણી થઈ છે.

શેક્સપિયર : અને બીજો સવાલ. તમને કંઈ એ પેટે વળતર મળવાની વકી છે?

નાટ્યકાર : જી, હા. સંભવ તો ખરો.

શેક્સપિયર : તો જરૂર સ્ત્રી વગરનું નાટક ચાલવાનો સંભવ હોઈ શકે. વળતરની ખાતરી હોય તો નાટક પણ ખાતરીપૂર્વક ચાલે.

નાટ્યકાર : એમ કે? ( અચંબાથી જોઈ રહે છે )

શેક્સપિયર : હારતો. લોકોની માગણીને અવગણશો નહિ. થિયેટર બહાર ઉમરાવોના ઘોડા પકડીને હંડીમાં હુંકવાતા છોકરડાગાંથી શેકસપિયર બનાવનાર એ લોકો જ છે. એમણે આસમાની ( રોમેન્ટિક ) પરીકથાઓ માગી તો મેં એ આપી, રાજાઓનાં પરાક્રમો માગ્યાં તો તે બતાવ્યાં, જીવનની પરમકરુણતા ઇચ્છી તો તે ખુલ્લી કરી બતાવી; એમણે જ મને દોર્યો છે.

નાટ્યકાર : કહે છે કે બધાને ખુશ કરવા જનાર કોઈના મનનું આરાધાન કરી શકતો નથી.

શેક્સપિયર : ના, ના; નાટ્યકાર નાટક દ્વારા સૌ જ કોઈના મનને ખુશ કરી શકે અને .........

નાટ્યકાર : આ તો તમે અમારા કાલિદાસ જેવું કહ્યું.

શેક્સપિયર : એટલું જ નહિ, પણ પોતાના મનને પણ ખુશ કરી શકે.

નાટ્યકાર : શી રીતે?

શેક્સપિયર : એક તો બધાને ખુશ કરી શકાય છે એ ખ્યાલથી જ પોતે ખુશ રહેવાનું બને. ઉપરાંત પ્રાપ્તિ પણ સારી એટલે વળી ખાસ ખુશાલી.

નાટ્યકાર : તમને તો ભજવનાર તરીકે પણ પ્રાપ્તિ થતી હશે?

શેક્સપિયર : હું ઘોડા પકડી રાખવા માટે, નાટક ભજવવા માટે, નાટક તફડાવવા માટે, નાટક લખવા માટે, દરેક માટે પૈસા વસૂલ કરતો.

નાટ્યકાર : બહુ સારું કહેવાય.

શેક્સપિયર : તેમાં નાટક લખું એવાં કે અમુક પાત્ર મારા સિવાય કોઈ ભજવી જ ન શકે. શું હેમ્લેટ કે શું કિંગ લિયર. કોની માએ સવાશેર સૂંઠ ખાધી છે કે એ પાત્ર ભજવી બતાવે? ને ફૉલ્સ્ટાફ તો મારે માટે જ મેં ઊભો કરેલો.

નાટ્યકાર : આ તો નવી જ વાત! ક્યાંય વાંચ્યું નથી આવું તો!

શેકસપિયર : અને નાટચકાર પોતે જ ભજવનાર હોય તો મુખ્ય મુખ્ય ઉક્તિઓ લખાણમાં લખે જ શાનો? ભજવતી વખતે જ નવી સૂઝી એમ બતાવી ઘુસાડી ન દે? વાહવાહ બોલાઈ જાય ને વન્સમોર પડે એ જુદો. રાતેરાત નવી તરકીબો.

નાટચકાર : (માથું ખોતરી) મેં પણ અભિનય માટે ઘણી મહેનત ઉઠાવી પણ ... અરે, પણ ઇલિઝાબેથ રાણીએ The Merry Wives of Windsor ખાસ ફોલ્સ્ટાફને પ્રેમ કરતો જોવા લખાવરાવેલું એ વાત ખરી કે?

શેકસપિયર : હા. કેમ? (સહેજ મલકાય છે)

નાટચકાર : કેમ તે તમને ભારે પડી ગયું હશે. બીજું શું? મેરી વાઈવ્ઝનો પાઠ ભજવનાર તો પંદર વરસના છોકરા જ ને? રાણીને એ પ્રેમપ્રસંગોથી ખરે જ ભારે રમૂજ પડી હશે. (હસે છે.)

શેકસપિયર : અરે ભલા માણસ! એમાં હસો છો શું? એવું નામ જ નાટક. નહિ તો શું હું જ્યુલિસ સીઝરનો પાઠ લેતો એટલે ખરેખરો સીઝર થઈ જતો હતો? ને ખરેખરો સીઝર હોત તો શેકસપિયર જ શા માટે થવાની પરવા કરત? રાણી એ ખુશ થઈ અને આપણે પણ. એમાં ગયું શું?

નાટચકાર : શું ગયું શું? (લાડપૂર્વક અકળાઈને) તમને લેડી મેકબેથ જેવી વાઘણ પણ કાચી વયના છોકરાની રજુ કરતાં શરમ ન આવતી?

શેકસપિયર : અરે તમે તો સાવ ભલાભોળા માણસ લાગો છો! નાટક સાચું હોતું જ નથી. સામાના મનમાં જે નથી તે હસાવવાનું છે. જે રીતે એ બરોબર ઠસાવી શકાય તે રીત સર્વોત્તમ.

નાટચકાર : તમે તો શેકસપિયરની ભાષામાં બોલતા લાગતા નથી.

શેકસપિયર : હશે, અને છતાં મેં તરકીબ અજમાવી નથી જ એમ છેક નથી.

નાટચકાર : તે તો જાણવા તલસું છું. કહો તો કૃપા.

શેકસપિયર : જુઓ, અમારા પ્રેક્ષકોને નાની વયનો છોકરો જ સ્ત્રી તરીકે જોઈએ. અને મારે જોઈએ બરોબરની સ્ત્રીઓ. આપણે યુક્તિ લડાવી કે સ્ત્રીઓ પુરુષવેશમાં ઘણુંખરું રખડે. ન પ્રેક્ષકોની રુચિને આંચકો લાગે, ન શેકસપિયરની સ્ત્રીપરીક્ષામાં ઊણપ રહે. જુઓ પોર્શિયા શાયલોક સમક્ષ પુરુષવેશે હાજર થાય છે જ ને? તેમજ નેરિસા વગેરે પણ.

નાટચકાર : (ગોખેલું હોય તેમ પટપટ) હા, ને તેમજ *As You Like it*માં રોઝેલિન્ડ *Twelth Night*માં વાયોલા અને *Cymbeline*માં ઇમોજેન.

શેકસપિયર : તમે મને ભગાડી મૂકવા સારો તુક્કો અજમાવ્યો. મારી વસ્તુઓમાં તમે ગ્રીનની વસ્તુઓમાં હું લેતો એટલો બધો રસ લેતા લાગો છો. (જવા કરે છે.)

નાટચકાર : ગ્રીનમાં ફેરફાર કરતાં શેકસપિયર થયો પણ શેકસપિયરમાં ફેરફાર કરતાં તો ગ્રીન જ થાય.

શેકસપિયર : (જતાં જતાં આશ્ચર્યથી) હં. (જાય છે.)

નાટચકાર : (નીચે જોઈ) શેકસપિયરનાં નાટકો તે જરૂર બેકનનાં જ. બેકનનાં નહિ તો ફ્લેચરનાં, પણ આનાં તો નહીં જ. (ઊંચે જુએ છે) અરે!

[સ્ટ્રીન્ડબર્ગ પ્રવેશે છે. બેબાકળો છતાં ઊંડો. અદમ્ય તરવરાટ છતાં ચુપકી. વાળ વિંખાયેલા. ચાલ અસ્વસ્થ.]

સ્ટ્રીન્ડબર્ગ : એમાં શું થઈ ગયું? મારું હૈયું ચીરીને ધગધગતા લોહીથી લખવા તૈયાર છું કે એક નાચીજ સ્ત્રીને કારણે સ્ટ્રીન્ડબર્ગ બીજો શેક્સપિયર ન થઈ શક્યો! (સામે નાટ્યકારને જોઈ) અરે!

નાટ્યકાર : અરે, પણ, સ્ટ્રીન્ડબર્ગ સાહેબ, એટલું બધું કાં કહી નાખો? હું તો ગાઈશ કે "એક સ્ત્રી કેરે કારણે અમને સ્ટ્રીન્ડબર્ગ સરખો લેખક મળ્યો."

સ્ટ્રીન્ડબર્ગ : (મૂઠ્ઠી ઉગામી) ત્રણ ત્રણ વારના લગ્નપ્રયોગ, અગણિત અંગત પ્રયોગ, છતાં હૃદય સ્ત્રીતરસ્યું રહ્યું તે રહ્યું જ. સ્ત્રીની સારી બાજુનો અનુભવ ન જ થયો, ને સ્ટ્રીન્ડબર્ગ અધૂરો શેક્સપિયર રહી ગયો.

નાટ્યકાર : ના, રે ના; તમે શેક્સપિયર કરતાં યે વધારે મને તો ભાસો છો. સ્ત્રી વિના જ નાટક રચીએ એ ઠીક ને? શેક્સપિયર તો દૂધદહીંઓ છે.

સ્ટ્રીન્ડબર્ગ : અરે ભાઈ, શેક્સપિયરથી જ્યાદે થવામાં યે સાર નથી. દોઢડાહ્યાની પેઠે દોઢ શેક્સપિયર તે ગાળ જ સમજવી...છતાં મારું માનો સ્ત્રીનું નામ જ છોડો. હું તો, પ્રભુને નાસ્તિક નાસ્તિભાવે પણ હરઘડી સંભાર્યા કરે તેમ, નિન્દાને બહાને પણ સ્ત્રીનું રટણ કરતો, પણ એ તેને પાત્ર નથી.

નાટ્યકાર : તમે મારો જ અનુભવ બોલી રહ્યા છો!

સ્ટ્રીન્ડબર્ગ : તમારો જ નહિ. પ્રત્યેક નાટ્યકારનો.

નાટ્યકાર : શેક્સપિયરનો પણ?

સ્ટ્રીન્ડબર્ગ : હા. પણ એમાંથી એ છૂટ્યો ને બીજા ન છૂટ્યા. એ જ એની મહત્તા.

નાટ્યકાર : કે અલ્પતા? સૉનેટની અંધાર બાનુને પડખે ચડી ગયો ત્યાં સ્ત્રીત્વની ઊજળી બાજુ તો જોવા પામ્યો ને?

સ્ટ્રીન્ડબર્ગ : હવે હું જોઈ શકું છું. એ અંધારબાનુ તે કોઈ સાચી હશે એમ માનીશ નહિ. ભલા, એ તો મનના અંધારામાં ભમનારી, આત્માનાં ઊંડાણો અજવાળનારી નારી-પ્રતિભા... એને એનું દર્શન થયું. ને મારા જેવા ...

નાટ્યકાર : તો તો સ્ત્રીપાત્રો નાટકમાં રાખવાં જ ઠીક. નહિ?

સ્ટ્રીન્ડબર્ગ : (ઊછળી પડી) ના, ના, ના, ના ગમે એમ પણ એ ભૂલ ન કરશો.
(ઉશ્કેરાઈ ને ચાલવા માંડે છે.)

નાટ્યકાર : (જુએ છે તો બર્નાર્ડ શૉ. પરિચિત છે તે વેશમાં. ઊભો થઈ જઈ ને) માફ કરજો! હું ભૂલથી આપની જગ્યામાં પેસી ગયો! (ખસે છે).

શૉ : ગભરાવાનું કોઈ કારણ નથી ઘરખાનગી હું ઊગ્ર નથી.

નાટ્યકાર : પણ તમે ઉગ્ર નથી એટલે જ ગભરાવું પડે છે.

શૉ : તો ગભરાઓ. શૉથી કોણ ગભરાતું નથી? મોટો ભલભલો શેક્સપિયર પણ કબરમાં પડ્યો પડ્યો ગભરાય છે, છતાં શેક્સપિયર કરતાં હું મોટો છું એ કહેતાં હું ગભરાતો નથી.

નાટ્યકાર : કારણ?

શૉ : કારણ ? કારણ આપવા બંધાયેલો નથી છતાં આપતાં ગભરાતોયે નથી. કારણ એ જ કે છેલ્લાં ત્રણસો વરસમાં બ્રિટિશ મ્યુઝિયમમાં જ્ઞાનનો જે ભંડાર જમ્યો છે તેનો લાભ આ બંદાને મળ્યો છે. શેક્સપિયર લખી બતાવે મારાં નાટકોની પ્રસ્તાવના જેવી એકાદ એના નાટક આગળ પ્રસ્તાવના. ને શું કહું છું ? જો પ્રસ્તાવના લખતો ગયો હોતને તો વિવેચકોએ ગાંડની જે ફિલસૂફી એનાં નાટકોમાંથી કાઢી છે તે નીકળત નહિ ને એ મોટા ભા કદી થાત નહિ.

નાટયકાર : બનવા જોગ છે.

શૉ : ને તોય મારાં નાટકો પર તો હું મદાર જ બાંધતો નથી. પ્રસ્તાવનાઓ જ બસ છે.

નાટયકાર : આપની શાંત પ્રકૃતિ જોઈ પ્રશ્ન પૂછવાનું મન થાય છે કે સ્ત્રી વિના નાટક લખ્યું હોય ને પ્રસ્તાવનામાં તેનું કારણ આપ્યું હોય કે તાકડે સ્ત્રીનો પાઠ ભજવવા કોઈ સ્ત્રી તૈયાર ન હોઈ ને પુરુષ ભજવે તે લેખક વગેરેને મંજૂર ન હોઈ ...

શૉ : તમે તો મારા કરતાં પણ લાંબી પ્રસ્તાવના લખવાના લાગો છો. મને ભગાડવાનો જ રસ્તો લાગે છે.

નાટયકાર : ( પોતાનું વાક્ય પૂરું કરતાં, ચડેલે શ્વાસે ) તો ચાલે ?

શૉ : શું ' તો ચાલે ?'

નાટયકાર : ( ફરીથી ) સ્ત્રી વિનાનું નાટક ?

શૉ : હું મારી મેળે ચાલ્યો જઈશ. આવા પ્રશ્નોથી મને ભગાડો નહિ. મેં એક વાર તો કહ્યું છે કે જ્યાં સુધી મારી સ્ત્રી હયાત છે ત્યાં સુધી લગ્ન વિષે મને પૂછશો નહિ, આજે ઉમેરું, છું કે જ્યાં સુધી મારું લગ્ન હયાત છે ત્યાં સુધી સ્ત્રી વિષે પૂછશો નહિ.

નાટયકાર : તો મારી કોઈ ગતિ નથી. તમે નહિ કહો તો... ?

શૉ : જો તને ' ટીપ ' આપતો જાઉં છું. પ્રાણીશાસ્ત્ર કહે છે કે કુદરતને સર્જનક્રિયામાં પુરુષ અવારનવાર જ કામમાં આવે છે ને સર્જનક્રિયાનો ભાર ઉપાડી લેનારી તો ખરી એક સ્ત્રી જ છે, એટલે કાળે કરીને કુદરત પુરુષ વગર પણ ચલાવી લે અને સર્જન એકલી સ્ત્રી દ્વારા જ, અન્ય દાખલાઓમાં મળી આવે છે તેમ, કરે. જો, હું કંઈ ભવિષ્ય જોઈ આવ્યો નથી. પેલું બ્રિટિશ મ્યુઝિયમ ! હવે પૂછીશ નહિ.

( જાય છે. )

નાટયકાર : બનવા જોગ છે...( નીચે જોઈ ) કુદરત શું કહે છે ? પ્રાણીશાસ્ત્ર શું કહે છે ? જીવનમાં સ્ત્રી વિના નાટક સંભવી શકે ? અરે સ્ત્રી વિનાનું નાટક તો તો પાણીવલોણું જ નીવડે. ઠીક થયું તે હું ચેતી ગયો ! (માથું ટેબલ પર અઢેલે છે. બારણા પર ટકોરા. પહેલો વિદ્યાર્થી અંદર પ્રવેશે છે.)

પહેલો વિદ્યાર્થી : જી, નાટક જડયું ?

નાટયકાર : ( ઝબકીને, બોલી પડે છે ) જડયું.

બીજો વિદ્યાર્થી : ( પ્રવેશીને ) અમારા બરનું છે ને ?

નાટયકાર : ( કોરા કાગળની થપ્પી ઉપાડીને ) જડયું છે, પણ પેલું તમે જતાં જતાં કહેતા હતાને તે વળતરવાળી વાતનું પહેલાં નક્કી કરો. નક્કી ને ?

પહેલો વિદ્યાર્થીઃ હા, જી. નક્કી.

બીજો વિદ્યાર્થી : અમારાથી થાય એવું છે ને ? પેલી સ્ત્રીવાળી પંચાત સ્તો ?

નાટયકાર : ( હસીને ) જુઓ, કશો વાંધો નહિ આવે. બેફિકર રહો. કોઈ ને કશો વાંધો

નહિ આવે. વિદ્યાર્થિનીઓ સ્ત્રીઓનો પાઠ ભજવે નહિ તો યે ભલે. પુરુષોને સ્ત્રીનો પાઠ ન લેવા દઈએ તો યે ભલે. અને પ્રેક્ષકોને સ્ત્રીપાત્રો વગર ન ચાલતું હોય તો યે ભલે.

બીજો વિદ્યાર્થી : એ બધું સાથે તો કેમ બને?

નાટયકાર : જુઓ આપણા નાટકમાં બધાં જ સ્ત્રીપાત્રો છે.

બીજો વિદ્યાર્થી : બધાં જ? અમારે તો એકે ન જોઈએ.

નાટયકાર : ગભરાઓ નહિ. બધી યુવતીઓ છે. પરવડશે?

પહેલો વિદ્યાર્થી : અરે! પણ? એક યુવતી પણ અમે......એ તે કેમ ચાલે?

નાટયકાર : (હસીને) ચાલશે, ચાલશે, મારા સાહેબ. કેમકે બધી જ યુવતીઓ પુરુષવેશમાં પ્રવેશે છે.

પહેલો અને બીજો વિદ્યાર્થી : સુંદર! પછી? સુંદર! (હસે છે)

નાટયકાર : પછી તેઓ પોતાના પ્રિયતમો જોડે પ્રેમના ક્ષેત્રમાં જ હરીફાઈ કરે છે, ઇત્યાદિ, ઇત્યાદિ. કેમ, બોલો, ચાલશે ને?

પહેલો-બીજો : ઘણી ખુશીથી! સુંદર! સુંદર! (હસે છે)

નાટયકાર : (આજુબાજુ જોઈને) તમને પણ...? (ખંચાઈને) અરે, પેલા ત્રીજા ભાઈ ક્યાં ગયા? એમને ને એમના મિત્રોને ખોટું લાગશે.

બીજો વિદ્યાર્થી : કપડાં બદલવા. તે અમારાં સહમંત્રી મિસ માતંગિની પુરુષવેશમાં હતાં.

નાટયકાર : તો તેમની પાસે સ્ત્રીપાઠ ભજવાવોને?

પહેલો વિદ્યાર્થી : ના, તે તો કહે છે કે તમે પુરુષો હોંસે હોંસે સ્ત્રીઓનો પાઠ લો છો તે લીધા કરો. અમે ય કદીક પુરુષોનો પાઠ ભજવી જોઈએ.

નાટયકાર : તો તો તે ખુશ થશે જ. એમને મારા નાટકમાં પાઠ ભજવવો ઠીક પડશે. (હસે છે)

પહેલો વિદ્યાર્થી : હવે આપ નાટક આપશો તો અમે આપનો કીમતી સમય નહિ લઈએ.

નાટયકાર : ક્યાં છે નાટક?

બીજો વિદ્યાર્થી : (મુંઝાઈને) ખરેખર, તમે હસો છો?

નાટયકાર : (કોરા કાગળોની થપ્પી બનાવી) આ રહ્યું નાટક. (પાનાં ફરફરાવે છે) કાલે સવારે આવીને લઈ જજો.

પહેલો વિદ્યાર્થી : હજી હવે લખાવાનું છે?

નાટયકાર : હા. સ્ત્રી વિનાનું નાટક લખાવું હજી બાકી છે.

બીજો વિદ્યાર્થી : અમારાં મિસ માતંગિનીને તમે વરતી ગયા લાગો છો. તેમની ઉપરથી જ તમને નાટક સૂઝ્યું લાગે છે.

નાટયકાર : (ખંધું હસીને) બનવાજોગ છે. (વિદ્યાર્થીઓ જાય છે)

પહેલો-બીજો વિદ્યાર્થી : સાહેબજી!

નાટયકાર : સાહેબજી!×

[ પડદો ]

× મુંબઈની ધ સીડનહામ કોલેજ ઑફ કોમર્સ ઍન્ડ ઇકોનોમિક્સના રજતમહોત્સવ પ્રસંગે કોલેજના વિદ્યાર્થીઓએ ભજવ્યું હતું. તા. ૧૪-૧-૧૯૩૯.

अ-कवि

## ( ૭ )

આલંકારિકોએ નવરસ કહ્યા છે. પણ એક મુખ્ય રસ વિષે એમણે કાંઈ કહ્યું નથી. એથી ક્ષતિ થવાનું મુખ્ય કારણ એ છે કે તમે જે સામાન્ય હોય તેની ચર્ચા કરી શકો. પણ જે વિશિષ્ઠ હોય તે ચર્ચા બહારની વસ્તુ હોય છે એનું એક જ ઉદાહરણ લઈએ. લાયબ્રેરીમાં વર્તમાનપત્રો વાંચવા માટે લોકો જાય છે. પણ તેમાં વાંચનારા કરતાં જોનારા જ વધારે નીકળે છે. કારણ કે વાંચી તો સૌ શકે છે, પણ જોવામાં જ વિશિષ્ટતા રહી છે. એક વખત હું પુસ્તકાલયમાં ગયો ત્યારે વર્તમાનપત્ર મેળવવા માટે, એક ભાઈ વાંચતા હતા, તેની પાસે જઈને બેઠો. મારા મનને એમ કે એ પૂરું કરશે એટલે છાપું મને આપશે પણ વાંચનારને એ વર્તમાનપત્રમાં નવરસ ઉપરાંતના એક વિશિષ્ઠ રસની પ્રાપ્તિ થવાથી તે વધારે ને વધારે એમાં ખૂંચતા ગયા. પહેલાં એમણે વર્તમાનપત્રોનાં પાનાં ઉતાવળે ફેરવ્યાં, પછી ધીમે રહીને ફેરવ્યાં, રસનિષ્પત્તિના મહાનિયમ પ્રમાણે જ્યારે એમણે ધીમે રહીને આખું વર્તમાનપત્ર સાદ્યંત પૂરું કર્યું ત્યારે એમાં કાંઈ નવું દર્શન થવાથી, તેમણે જાહેરખબરો વાંચવી શરૂ કરી. ગમે તે વસ્તુનો અંત આવે એ અચલ નિયમ સાચી રસવૃત્તિ માટે નથી, એટલે એમણે જાહેર-ખબર પૂરી થયા પછી ભાવતાલ જાણવા શરૂ કર્યા. જ્યારે એ પણ પૂરા થયા ત્યારે સિનેમા નટીઓને અન્યાય ન થાય માટે દરેક સિનેમાની જાહેરાત વાંચવી શરૂ કરી. તેમજ પોતાને આ વિષયમાં વ્યક્તિ તરીકે અદ્‌ભુત રસ રહ્યો છે એ દર્શાવવા અત્યાર સુધી મનમાં વાંચતા હતા, તે હવે મોટેથી વાંચવાનું શરૂ કર્યું. મને સિનેમા નટીઓનાં ઘણાંખરાં નામ યાદ હોવાથી, એમની મહેનત બચાવવા મેં કહ્યું: 'તમે કહો તો કયું કયું સિનેમા ચાલે છે ને કોણ કોણ કામ કરે છે તે કહી જાઉં!'

તે ગુસ્સે થયા વિના ધીમેથી ઠંડી રીતે બોલ્યા: 'પણ તો રસ ન આવે નાં!'—જો કે એમણે વાપરેલો શબ્દ તો 'ટેસ' હતો.

પેલા ઢાઢીની વાત છે કે તે એક વિપ્રની રસોઈ સામે બેસીને વાટ જોતો હતો ને વિચાર કરતો હતો કે રસોઈ પૂરી થાય પછી મહારાજને પૂછું. રસોઈ પૂરી થઈ. મહારાજને કહ્યું: 'મહારાજજી! લાડું ખાતાં વખતે ભૂખ્યા રહેશો તો પછી શું કરશો?'

મહારાજે કહ્યું: 'તો કોઠાં પડ્યાં છે તે ખાઈશું!'

'પણ એમ કરતાં ભૂખ્યા રહ્યા તો?' ઢાઢીએ પૂછ્યું.

'તો બાટી છે!'

'અને છતાં પૂરું ન થયું તો?'

'તો ખીચડી છે નાં, ભાઈ!'

'તમે તો તપોનિધિ—ભૂખને મારી જાણો ને ભૂખને સંતોષી જાણો—એટલે એવી રીતે ખીચડીથી પૂરું ન પડ્યું તો?'

'તો દાળ છે, શાક છે.'

'અને છતાં હજી ભૂખ રહી ગઈ તો? તો શું ખાશો?'

મહારાજે તપી જઈને કહ્યું: 'તો તને ખાઈશ!"

ઢાઢીએ વિચાર કર્યો કે આ રસોઈમાં આશા રાખવી એ ઊંટના હોઠની શિયાળે આશા રાખી હતી એવી વાત છે. એટલે પાણી પીને ત્યાંથી ચાલતો થયો. એવી રીતે પેલા 'રેસ'દાર ભાઈએ, મોટેથી, સિનેમા નટીનાં નામો વાંચવા શરૂ કર્યાં ત્યારે મેં પણ ચાલતી પકડવામાં જ લાભ માન્યો. એનું કારણ છે. રસનિષ્પત્તિનો નિયમ છે: નવરસના નિયમ છે. પણ વિશિષ્ટરસ—જેને જે ગમે તેનો—કાંઈ નિયમ નથી. કોઈએ કહ્યું છે કે સૌથી સુંદર રૂપ સ્વરૂપ છે. તેમ આ વિશિષ્ટ પ્રકારની રસનિષ્પત્તિ વિષે પણ કહી શકાય કે નવરસથી પર જે એક રસ રહ્યો છે તેમાં સર્વ રસનો સાર છે. એટલે તો આપણા કવિઓએ પણ ગાયું છે કે રાજાને ગમે તે રાણી ને છાણાં વીણતી આણી. ખરી રીતે દુનિયામાં જેટલા માણસ છે તેટલા રસો છે. ન હોય તો હોવા જોઈએ. કેટલાક કહે છે કે કલાપી કવિ છે. કેટલાક કહે છે કે એ સ્નેહી છે. એ બન્ને શબ્દોનો શો મેળ છે એ સવાલ જુદો છે—પણ જ્યાં વિશિષ્ટ રસનો પ્રશ્ન હોય ત્યાં ખરી રીતે પ્રશ્ન ન કરવામાં જ એ રસની કસોટી રહી છે. એટલે તમે એ બન્ને શબ્દોના મેળ વિનાના સંબંધની વાત બાજુએ મૂકીને બન્ને બાજુની દલીલો સાંભળો તો જ વિશિષ્ટ રસની તમને કાંઈક ઝાંખી થાય.

લોકોને પોતાનું વ્યક્તિત્વ ગુમાવવું નથી. એ ન ગુમાવવું હોય તો તમારે આ જમાનામાં બીજું કાંઈ ન કરતાં માત્ર તમારો મત દર્શાવવો. એ મતને માટે કોઈ કારણ માગે તો તે ન આપવાં. જે મતને માટે કારણ હોય તેમાં વ્યક્તિત્વ ક્યાં આવ્યું? કોઈ કહે કે મુનશીની નવલકથાઓ રસભરેલી છે, તો તમારો રસ વિષેનો ખ્યાલ કાંઈક જુદો છે એ દર્શાવવા પહેલાં તમારે એક બગાસું ખાવું. કેટલાક માને છે કે બગાસું ખાવું એ આળસનું ચિન્હ છે. ખરી રીતે તમારો મત જુદો છે એ બતાવવાનો નૈસર્ગિક અભિનય છે. ને કદાચ ભરતમુનિએ એ વિષે એમ કહ્યું પણ હશે. વ્યક્તિગત રસ એ કેટલી મહત્ત્વની વસ્તુ છે તે દર્શાવવા એક બીજું ઉદાહરણ હું આપું છું.

અમદાવાદમાં ખાવાની ઘણીખરી વસ્તુઓ તો આસપાસની ભૂમિમાં પાકે છે. અમદાવાદમાં બાજરી પણ મળે છે. ઘઉં, તુવેર સઘળું મળે છે. એક વખત એક ભાઈએ અમને કહ્યું: 'તમે બાજરી ખાધી છે પણ બાજરો ખાધો છે?'

'બાજરો?'

'ત્યારે? બાજરી નહિ, બાજરો. એક હાથ લાંબા ડૂંડામાંથી કાઢેલો, મગ જેવડો, લીલોછમ, ને રાજા મહારાજાના થાળમાં આવે છે તે.'

સાચે, અમને તો ભારે નવાઈ લાગી. આ બાજરાનો વિશિષ્ટ રસ લેવા માટે, રાજા મહારાજા થાવું તો પોસાય તેમ હતું નહિ. આજે જ્યારે તાંબીયાના ત્રણ લેખે રાજા મહારાજા વેચાય છે ત્યારે એ વાતનો અર્થ પણ ન હતો. રાજા મહારાજા ન થાઈએ પણ બાજરો તો ખાઈએ જ એ વિચાર દૃઢ કરી અમદાવાદથી ત્રણસો માઈલ દૂર પાકેલો બાજરો મંગાવ્યો.

બાજરો તો આવ્યો. પણ જે બાજરાનો અમને મોહ હતો તેનો ખીસખોલાંને કેમ ન હોય? એમણે પણ જમાત જમાવી. આવો શાહી બાજરો કયારેક મળે છે એમ ધારીને એમણે હુમલો શરૂ કર્યો. ચારપાંચ જણાએ ભેગા મળીને મંગાવેલો-એટલે જ્યાં સુધી આ શહેનશાહી બાજરાને વહેંચી લેવામાં ન આવે ત્યાં સુધી તેની કોઈકે ચોકી કરવી રહી. એમાંથી વિશિષ્ટ રસ મળવાનો છે એ સ્વપ્ન હોવાથી, ખીસખોલાંની સેનાને હઠાવવા, એક નેતરની સોટી પણ ખરીદી. આ પ્રમાણે આ બાજરાની રસકથા આટલે આવી ત્યાં કોઈકે કહ્યું કે એના રોટલા ખાવા હોય તો ઘંટીએ હાથે દળવો જોઈએ. કોઈનો મત પડયો કે ઘંટીનો પથ્થર પ્રાંગધ્રાનો હશે તો જ રસનિષ્પત્તિ મળશે. બીજા એક ભાઈને રસનિષ્પત્તિ માટે આટલી સાધના પણ અધૂરી લાગી. એમનું મંતવ્ય હતું કે રસ બાજરામાં છે ને નથી. ઘંટીમાં પણ છે ને નથી. ઘંટી દ્વારા થતા લોટમાં પણ છે ને નથી. રસ છે છે ને છે—એ પરિસ્થિતિ તો માત્ર રોટલા ઘડનારાના હાથમાં રહી છે. એ હાથ પુરુષનો હશે તો રોટલો પણ કર્કશ થશે; સ્ત્રીનો હશે તો રોટલો કોમળ થશે. વળી ડોશીના હાથનો રોટલો ડોસલાં જેવો થશે-એટલે એ બાજરામાંથી વ્યક્તિગત રસનિષ્પત્તિની સાધના અંતે તો એટલી લાંબી થઈ પડી કે એનો ખરો રસ કઈ ક્રિયામાં હતો તેનો પત્તો જ લાગ્યો નહિ. છેવટે નક્કી થયું કે રસ વાતોમાં હતો—ને બાજરામાં તો બાજરો જ હતો. મને બાજરાની આ સાધના ઉપરથી અત્યારની કવિતારચનાની સાધના સાંભરે છે. એ બન્નેની વચ્ચે ખરી રીતે સામ્ય કાંઈ નથી. પણ રસનિષ્પત્તિ માટે સામાન્ય માનવમાં રહેલું એક અચલ તત્ત્વ—એ નિયમ કવિઓને એટલો કઢંગો લાગ્યો કે તેમણે, વિશિષ્ઠ તત્ત્વની આરાધના શરૂ કરી. કેટલાક રાજદ્વારી પુરુષો કહે છે કે સરકારને રાજ કરતાં આવડતું નથી. આવડતું હોય તો માત્ર હિંદુ, મુસ્લિમ, પારસી, સ્ત્રી, હરિજન—એવા એવા વિભાગ પાડવાને બદલે રાજવ્યવસ્થામાં કડિયા, કુંભાર, મોચી, હજામ, બ્રાહ્મણ; પછી બ્રાહ્મણ ઉનેવાળ, બ્રાહ્મણ મોઢ, કાઠિયાવાડના બ્રાહ્મણ, વીરમગામની પેલી તરફના બ્રાહ્મણ, વીરમગામની આ બાજુના બ્રાહ્મણ—એવા એવા એટલા તો વર્ગ પાડી શકાયા હોત કે, ભલેને મુંજે મૃણાલવતીને કહ્યું કે, સહસ્ત્ર કકડા થાય પણ સાકરની મીઠાશ જતી નથી, પણ આ સહસ્ત્ર કકડા થતાં તો સાકરની મીઠાશ શું સાકરનું અસ્તિત્વ જ ન રહેત. આ બાબતમાં દેશીરાજ્યો દીર્ઘદૃષ્ટિ બતાવે તો નવાઈ નહિ. તેમણે ખરી રીતે નાતવાર, પેટા નાતવાર, પછી ગોળવાર, ગામવાર, પોળવાર, ને ફળીવાર, ને છેવટે ઘરવાર-ચૂંટણીનો હક્ક આપવો જોઈએ. એમ થવાથી ચૂંટણી રહેશે ને હક્ક નહિ રહે. તેમ કવિઓએ જ્યારે સામાન્ય રસતત્ત્વને બાજુએ મૂકી, વિશિષ્ઠ રસતત્ત્વની આરાધના શરૂ કરી, ત્યારે કવિતાનું અસ્તિત્વ ન રહ્યું, પણ કવિઓનું તો અસ્તિત્વ રહ્યું. એટલે આ રસતત્ત્વના અનેક ફાયદા છે. કવિતા જો ન સમજાય તો રસનિષ્પત્તિ માટે ક્લિષ્ટતા અનિવાર્ય સમજવી. એ જો સમજાય તો કાંઈ અસર ન કરે તો એના વિશિષ્ઠરસનું એ પરિણામ સમજવું. કોઈ પણ સંયોગોમાં એ કવિતા ન મટે. એ સમજાય નહિ તો નાળિયેર જેવી સમજવી; એનાં છોતરાં, કાચલાં તોડો ત્યારે જ માવો મળે. એ સમજાય, પણ અસર ન કરે તો, ઊર્મિદારુણથી એને મુક્ત સમજવી. કોઈ પણ સંયોગોમાં એ કવિતા રહે છે. કારણ કે એને ઘડનાર કવિ છેઃ આ જો કવિતા ન રહે તો પેલા કવિ ન રહે. માટે કવિતાએ પણ રહેવું જોઈએ ને કવિએ પણ રહેવું જોઈએ.

વ્યક્તિગત રસની એક એથી પણ વધારે ખૂબી છે. હમણાં જ કોઈએ કહ્યું હતું કે ગુલાબની કળી તે ગુલાબની કળી છે. એનું પૃથક્કરણ હોય નહિ. કલાનું પણ પૃથક્કરણ નહિ. તમે અમુક વસ્તુને શા માટે રસનિષ્પત્તિનું સાધન માનો છો તેનું પૃથક્કરણ નહિ.

અનેક પ્રકારની પરિસ્થિતિ એ માટે કારણરૂપ હોઈ શકે. પણ એમ કારણ ન આપવામાં જ વ્યક્તિગત રસની ખરી મહત્તા છે. તમે બીજું ગમે તે કરજો પણ તમારા પોતાના ભલાને, માટે પણ આ જરૂરી છે કે કોઈ વસ્તુમાં તમને કેમ 'રસ' પડ્યો તેનું કારણ ન આપતા.. એ કારણ આપતાંની સાથે જ તમે એનું સઘળું મહત્ત્વ ગુમાવશો. મહાન પુરુષો જે કાર્ય કરે છે, તેને માટે ઘણી વખત કારણ આપી શકતા નથી. જોન ઓફ આર્ક પણ કહેતી કે હું શા માટે આમ બોલું છું તેનું મારી પાસે કાંઈ જ કારણ નથી.

રસનિષ્પત્તિનો એક બીજો મહાન નિયમ પણ યાદ રાખવો ઘટે છે. જેમ તમારી વિશિષ્ટ રસવૃત્તિ માટે કાંઈ કારણ નથી. તમે કારણ આપી શકતા નથી, માટે તે મહાન છે, તેમ એવી કોઈ વસ્તુ ન હોવી જોઈએ કે રહેવી જોઈએ કે જેમાં તમને રસ ન પડે. સંગીત—તમને રસ પડે જ. ચિત્રકલા—તમને રસ ન પડે તેવું બને જ નહિ. શિલ્પ—તમને એ વિષે તો રસ છે જ. સ્થાપત્ય-જૂનું સારું છે એ જાણી લેવું. તો તમે એ વિષયના જ્ઞાતા કહેવાશો. ભાષણ—એની શૈલી છે એ વાત સાચી, પણ તમારી પાસે તમારી શૈલી ક્યાં નથી? એવો એક મહાન માણસ બતાવો કે જેને પોતાની શૈલી ન હોય? સાહિત્ય—એ તો તમારો પ્રિય વિષય. સમાજસેવા—તમને એમાં જ રસ પડે છે. ભરતકામ—તમે એ કર્યું નથી, પણ ધારો તો કરી શકો. બંગડીપરીક્ષા—તમે સ્ત્રી ન હો તો પણ બંગડી શું એ તમે સમજી શકો. ધર્મ—એના ચાર પાયા છે એ તમને ખબર છે. તત્ત્વજ્ઞાન—જૂનવાણીને સમજાવવા શંકર, પશ્ચિમને સમજવા કેન્ટ, ને હાલ ફરમાશુ કામ માટે રાધાકૃષ્ણન, ત્રણ નામ યાદ રાખી લેજો. આ પ્રમાણે સઘળી વસ્તુમાં રસ લેવાથી તમારામાં વિશાળતા આવી કહેવાશે. કેટલાક એમ કહે છે ખરા કે એક વિષયનું સમ્યક્‌દર્શન કરવાથી અનેક વિષયોનું જ્ઞાન મળે, પણ અનેક વિષયોનાં દર્શન કરવાથી એક વિષયનું જ્ઞાન ન મળે એમ કોઈ કહેતું નથી. માટે તમારે બને ત્યાં સુધી રસનિષ્પત્તિના એ બે મહાન નિયમો જાળવવા.

નવલકથામાં રસનિષ્પત્તિ માટે સર્વસામાન્ય નિયમ છે કે તેમાં પ્રેમનો ત્રિકોણ જોઈએ: પ્રેમ ન હોય તો ચાલે, પણ પ્રેમનો ત્રિકોણ તો જોઈએ જ. તે વિનાની નવલકથા હોઈ શકે જ નહિ. તેમ તમારે પણ નિયમ રાખવો કે જ્યાં સુધી કોઈ પણ કૃતિ તમને ન સંતોષે ત્યાં સુધી તેમાં રસ હોવાનો સંભવ નથી. પ્રજાપતિએ ઈંદ્રને કહ્યું હતું કે હજી તું કાચો છે. હજી તું સમજ્યો નથી. છત્રીસ છત્રીસ વર્ષ તપ કરીને છેવટે તેમણે કહ્યું કે હજી તું કાચો છે. શું કાચું છે—ક્યાં કાચો છે—કેમ કાચો છે—નિયમ શું છે—એ કાંઈ ન કહેતાં, જ્ઞાનને સુવર્ણપાત્રમાં ઢાંકેલું રાખવામાં જ જ્ઞાન છું એ સૂત્ર પ્રમાણે, ટૂંકાકારી મત આપ્યો. તેમ તમને કોઈ વિષયની સમજ પડે કે ન પડે કે ગમે તેમ હોય—પણ તમારે કાંઈક ગંભીરતાથી હજી જાણે કે તમે જે આદર્શ ધાર્યો છે તે ઘણો ઊંચો હોય તેમ એક જ વાક્ય કહેવું: હજી આપણે શરૂઆત કરી છે, વિષય મહાન છે વગેરે વગેરે.

આ પ્રમાણે જે માણસ રસને પોતાની વ્યક્તિગત મિલકત માનશે તે આ જમાનામાં ફાવશે. કારણ કે એને ખબર નથી. એમ કદી શકાય જ નહિ. તેમજ રસનિષ્પત્તિના સર્વ-સામાન્ય નિયમોનું બંધન તેને નડશે નહિ. વળી તે સર્વદેશી રહી શકશે માટે વર્તમાનપત્રના પેલા વાંચનારા ભાઈની પેઠે સર્વભક્ષી—સર્વરસી—આ નવો શબ્દ છે પણ તે વિચાર બરાબર રજુ કરે છે માટે વાપર્યો છે—થવાની ટેવ પાડવી. એવો કોઈ વિષય નથી જે આવડે નહિ. એવો કોઈ રસ નથી જે આપણા અનુભવની બહાર હોય. પ્રેમનો ત્રિકોણ નવલકથાનું, તેમ રસનિષ્પત્તિ એ વિવેચનનું અમોઘ હથિયાર છે. એની સમજણ હોવાની જરૂર નથી—પણ એ વાપર્યે રાખવું.

---

# તુર્કીનો તારણહાર

રમણીકલાલ જે. દલાલ
બી.એ., એલએલ. બી.

[ ગતાંકથી ચાલુ ]

## ૫

લશ્કરી આગેવાનો ને પ્રતિનિધિઓની પરિષદ એર્ઝેરમમાં મળી. ત્યાં કમાલની ધરપકડ કરવા સુલતાને કાઆઝીમ પર તાર મૂક્યો. પ્રતિનિધિઓ છેડાયા. સિવાસ પરિષદ બોલાવવા કારોબારી સમિતિ નીમી. કમાલને ચેરમેન ચૂંટ્યો. સિવાસ પરિષદમાં સમસ્ત તુર્કીમાંથી પ્રતિનિધિઓ આવ્યા. એમની આગળ કોઈ યોજના નહોતી. કમાલે ધીરજથી કામ લીધું. 'તુર્કીનો ઉદ્ધાર' એક જ એની વીરહાક હતી. એમાંની શ્રદ્ધાએ એને વક્તૃત્વ બક્ષ્યું. એના વ્યક્તિત્વે પરિષદ પર છાપ પાડી. એવામાં પરિષદના પ્રતિનિધિઓની ધરપકડ માટે સુલતાને અલી ગાલિબને ફરમાવ્યું. પરિષદને એ અપમાન ખૂંચ્યું. એનો સામનો કરવા ઠરાવ થયો. કમાલે અલી ગાલિબને હાંકી કાઢ્યો, પછી 'રાષ્ટ્રીય ખરડો' તૈયાર કરવામાં આવ્યો. એ કબૂલાય ત્યાં સુધી લડી લેવાનો નિરધાર થયો.

એક પ્રાંતિક સરકાર ચૂંટી કાઢવામાં આવી. કમાલ એનો અધ્યક્ષ નીમાયો. ગાલિબ પાસેથી પત્રવ્યવહાર પકડાયો. દામદ ફેરીદને બરતરફ કરી નવી ચૂંટણી રાખવા પરિષદે કહેણ મોકલ્યું. ઉત્તર ન મળ્યો એટલે કમાલે લગામ હાથમાં લીધી ને કોન્સ્ટેન્ટીનોપલને દેશભરથી છૂટું પાડી દીધું. ત્યારે સુલતાને નમતું મૂક્યું. નવી ચૂંટણી થઈ. પરિષદની બહુમતિ આવી. એંગોરાને પાટનગર બનાવી નવી પાર્લામેન્ટ બોલાવી. પ્રતિનિધિઓએ ફરી કોન્સ્ટેન્ટીનોપલ જવા ઠરાવ્યું. ૧૯૨૦માં તેઓ આનંદથી કોન્સ્ટેન્ટીનોપલમાં મળ્યા. 'રાષ્ટ્રીય ખરડા' પ્રમાણે વિદેશીઓને ખાલી કરવા ફરમાવ્યું. અંગ્રેજોએ તેમનું કહ્યું માન્યું નહિ. સોળમી માર્ચે અંગ્રેજોએ કોન્સ્ટેન્ટીનોપલ કબજે લીધું. પ્રતિનિધિઓને કેદ કર્યા. સરદારોને માલ્ટા મોકલી આપ્યા: પાર્લામેન્ટે તાળું માર્યું.

હવે સુલતાનને ઝાળ ચઢી. એણે 'ખલીફનું સૈન્ય' ઊભું કર્યું. ખલીફ ને રાજ્યતંત્ર માટે લડી લેવા ધાર્મિક ફરમાન કર્યું. પ્રજાએ પૂરો જવાબ વાળ્યો. આંતરવિગ્રહ મંડાયો. ધાર્મિક અંધશ્રદ્ધા કમાલની સામે થઈ. ગ્રીસ ને ફ્રાન્સ પણ શાંત બેસી રહ્યાં નહિ. બોલુમાં બંડ ઊઠ્યું. 'ખલીફનું સૈન્ય' વિજયકૂચ કરી રહ્યું. પરંતુ તુર્કીની રાષ્ટ્રીયતા હજી પરવારી નહોતી. કમાલની મક્કમતાએ તુર્કોમાં પ્રાણ પૂર્યા. એમણે ગ્રીકોને રોક્યા. એંગોરાને ભયમુક્ત કર્યું. કુર્દોને નસાડી મૂક્યા. ફ્રેંચ ને આર્મીનિયનોમાં ભંગાણ પાડ્યું. ઇટાલિયનોને કોનિયાની પેલી પાર હાંકી કાઢ્યા. અંગ્રેજો કોન્સ્ટેન્ટીનોપલમાં હશે ત્યાં સુધી કશું જ બની શકશે નહિ એવી પ્રજાને ખાતરી થઈ. મુસ્તફાની વાતનું રહસ્ય હવે સમજાયું. દરેક એના ધ્વજ નીચે એકઠા

થવા નીકળી પડયા. ઍંગોરામાં નવી પાર્લામેન્ટ મળી. એ જ સાચી રાષ્ટ્રીય સભા હતી: કામદેસર તુર્કી સરકાર હતી. કમાલ એનો પ્રમુખ ચૂંટાયો.

જગતનું ભાવિ નક્કી કરવા પૅરિસમાં મળેલા મિત્રરાજ્યોના પ્રતિનિધિઓ ચમક્યા: તુર્કી માટે 'સેવરીસનું તહનામું' ઘડી કાઢયું. એનાં ગુલામીનાં બંધન એકેએક સ્વતંત્ર તુર્કને સાલ્યાં. એક જ ક્ષણમાં પરસ્પરના વિખવાદો ભૂલાઈ ગયા. કમાલે કહેલું સાચું પડયું હતું. એના જ ધ્વજ નીચે સૌ એકઠા મળ્યા. 'ખલીફના સૈન્ય'નો ખુરદો કાઢી આંતરવિગ્રહ શમાવી દીધો. કમાલને આગેવાન જાહેર કર્યો. કમાલીઓ ગ્રીકો ને મિત્રરાજ્યોને હાંકી કાઢવા એકપગે થયા. કમાલ તો તૈયાર જ હતો. એણે સંગ્રામ સમિતિ રચી. તુર્કીનું સમગ્ર જોમ એણે કૉન્સ્ટેન્ટીનોપલ તરફ વાળ્યું. મિત્રરાજ્યોને ધ્રાસકો પડયો. એ રાષ્ટ્રીય પૂરને રોકવું જ જોઈએ. પણ કેવી રીતે? પૅરિસ પરિષદના ટેબલ પરથી તેમણે નિરાધારીમાં ચોમેર દૃષ્ટિપાત કર્યો. માત્ર ગ્રીક વડાપ્રધાન વેનીઝીલૉસ પર નજર ઠરી. તુર્કીનો સામનો કરવા એનો સાથ માગ્યો. કમાલ કૉન્સ્ટેન્ટીનોપલ તરફ વળ્યો કે ગ્રીકો સામા આવ્યા. કમાલે છૂટક ટુકડીઓ સામે ધરી નિયંત્રિત લશ્કર પાછું બોલાવી લીધું. પણ એથી તો પ્રજામાં પુનઃ નિરાશા વ્યાપી. છતાં કમાલ મૂંઝાયો નહિ. ગ્રીકો સાથે લડી લેવાનું હતું એ વાત તેણે સ્પષ્ટ કરી. અંગ્રેજોમાં હવે દમ રહ્યો નહોતો એ સિદ્ધ કરી બતાવ્યું. ગ્રીકો તો તુર્કોના ગુલામો હતા. એમનાથી તુર્કો દમ ખાશે? વિશ્વાસ સંપાદન કરવા એણે ભગીરથ પ્રયત્ન કર્યો. સુલેહના દૂતોને કાયર કહી તુચ્છકાર્યા. પૂરા ઝડપથી એણે ગ્રીકોની સામે થવા તૈયારી કરી. ગ્રીક લશ્કર એસ્કી શેહીરને ત્રણ બાજુથી ઘેરતું હતું. કમાલે એસ્કી શેહીર ખાલી કરાવ્યું. ઍંગોરા જઈ સંપૂર્ણ લશ્કરી સત્તા અખત્યાર કરી. સકારિયા નદીને કાંઠે જંગ જામ્યો. કમાલ આલા ગીઝમાં રહી દોરવણી કરી રહ્યો. ચૌદ દિવસ પછી ગ્રીકો નરમ પડયા જણાયા. કમાલ જાતે મોખરે ગયો. બાવીસમે દિવસે ગ્રીકોએ પીછેહઠ કરી. એસ્કી શેહીરના અસલ સ્થળ સુધી હાંકી કાઢી કમાલ ઍંગોરા પાછો વળ્યો.

ઍંગોરાની પ્રજા તો વિજયવાર્તાથી ઘેલી બની ગઈ. કમાલને 'ગાઝી'નું બિરુદ આપી વધાવી લીધો. દેશપરદેશોમાંથી અભિનંદનો મળ્યાં. પણ કમાલ એમ ફુલાઈ જાય તેમ નહોતો. હજી તો પારોશમાં પહેલી પૂણી હતી. હજી તો ઓટની શરૂઆત હતી. હજી ગ્રીકોને શિકસ્ત આપવાની હતી. એ ધ્યેયથી કમાલ તો કામે પણ લાગી ગયો. પરંતુ લોકોને લડાઈ નહોતી જોઈતી. બધાંને થાક લાગ્યો હતો. સરદારોને સત્તાની મોજ માણવી હતી. કમાલને ઘેર પણ શાંતિ નહોતી. અંધ ઝૂબેદા એને ઘર માંડવા કહેતી. કમાલને કૌટુંબિક જંજાળ માટે ફુરસદ નહોતી. આમ એ ચીડિયો બની ગયો છતાં ધ્યેય ચૂક્યો નહિ. ઈ. સ. ૧૯૨૨ના ઑગસ્ટની ૨૬મીએ એણે ફરી પ્રસ્થાન કર્યું. હાલિદે એડિબને શુકન દેવા આમંત્રી. ગ્રીકો પર અણધાર્યું આક્રમણ કર્યું. ગ્રીકોમાં ભંગાણ પડયું. લશ્કર સ્મર્ના તરફ આંખ મીચીને ભાગ્યું. દસ જ દિવસની અંદર ચમત્કારિક રીતે આનાટોલિયા શત્રુમુક્ત થયું. ગ્રીક લશ્કર ફરી છટકી ગયું. કમાલે સ્મર્નામાં વિજયપ્રવેશ કર્યો.

કમાલની ઑફિસમાં ધમાલ મચી રહી હતી. હજારો કાગડા એને ઉકેલવાના હતા. એ કામમાં દટાઈ ગયો. ત્રીજે દિવસે પહેરેગીરે એક બાઈને પ્રવેશ કરાવવા પરવાનગી માગી. કમાલ પરવાનગી આપે તે પહેલાં તો એ અંદર આવી. લતીફા હાનુમ તરીકે પોતે જ

ઓળખાણ આપી. કમાલ આવી વર્તણૂંક કદી સાંખતો નહિ. પણ એ બાઈની હિંમત જોઈ એ ઠરી જ ગયો. એનેટોલિયાની ખેડૂતણો કરતાં એ જુદા જ પ્રકારની હતી. તુર્કી સ્ત્રીઓમાં એ ભાત પાડતી. અંગ્રેજી પોશાકમાં સજ્જ થયેલી હતી. માત્ર તુર્કી ટોપી જ જાત દર્શાવતી. એનાં નયન બુરખાબીબીનાં નહોતાં. પુરુષની આંખે તે મળી. કમાલ અંજાયો. હાનુમની વાત સાદી હતી. એનો બાપ સ્મર્નાનો પ્રખ્યાત વેપારી હતો. બોર્નોવોની ટેકરીઓ પર એમનો બંગલો હતો. આ ધમાલ છોડી ત્યાં શાંતિમાં વસવાટ કરવા એ કમાલને વિનંતિ કરવા આવી હતી. કમાલે એની વાત માન્ય રાખી ને એને ફાવ્યું પણ ખરું? એની તમામ સગવડો, સચવાતી. ઉપરાંત લતીફાનું આકર્ષણ ભારે હતું એ બાળક લાગતી છતાં જ્ઞાનનો ભંડાર હતી. એ પ્યારમાં પડયો. નવી તાઝગી અનુભવી. દારૂ છોડી દીધો. લતીફા હતી એટલે એની જરૂર નહોતી. લતીફા પણ તુર્કીના એ તારણહારની પૂજા કરતી. કમાલે રીત પ્રમાણે સીધી વાત કરવા માંડી; અનેક ઉપાયો અજમાવ્યા પણ વ્યર્થ. અણીની પળે લતીફા છટકી જતી. એ બિનઅનુભવી હતો. એણે બજારૂ સ્ત્રીઓ જ જોઈ હતી. જરૂરી મોજ માણી પૈસાથી એમનાં મોં પૂર્યાં હતાં. લતીફા જુદા જ પ્રકારની હતી. પાશ્ચાત્ય સંસ્કૃતિમાં નિષ્ણાત બની હતી. એટલે કમાલ ફાવ્યો નહિ. એને રોમેરોમ આગ પ્રગટી લતીફાએ સાફ સુણાવ્યું: "હું તમને ચાહું છું: મારી સાથે લગ્ન કરો: હું રખાત નહિ બનું." તુર્કીનો ઉદ્ધાર કર્યા સિવાય નહિ પરણવાના કમાલે સોગંદ લીધા હતા. લતીફા પણ એવી જ મક્કમ હતી. કમાલના રોષનો પાર રહ્યો નહિ. એ ભાગ્યો ને સીધો ઘોડા પર બેસી એના લશ્કરમાં પહોંચી ગયો! લતીફા એની પૂજા કરતી—એની વાટ જોતી અભ્યાસ તરફ વળી. કમાલ કામે લાગ્યો. બોર્નોવોની ટેકરી સ્મૃતિમાંથી પરાણે દૂર કરી. શાંતિ શોધવા એણે સુરાને સાથી બનાવ્યો!

ગ્રીક લશ્કર સ્મર્નાથી નાસી છૂટયું હતું પણ થ્રેસમાં સંગઠિત થતું હતું. કમાલ પાસે જહાજો નહોતાં. એને જમીનમાર્ગે આક્રમણ કરવાનું હતું. વચ્ચે ચાનક આગળ અંગ્રેજ લશ્કર પડયું હતું. ગ્રીકો કુછ વિસાતમાં નહોતા પણ અંગ્રેજો ભારે પડે તેવા હતા. પણ અંગ્રેજો લડશે? તે એક કોયડો હતો. કમાલે નિર્ણય કરી લીધો. એ હજાર સવાર રવાના કર્યા. અંગ્રેજોએ તેમને રોકયા. પરિસ્થિતિ ગંભીર બની. કમાલે દાવ ખેલ્યો. તુર્કી લશ્કર આગળ વધ્યું. યુદ્ધની જરા પણ ઇચ્છા વિના: પણ સંપૂર્ણ તૈયારી સાથે. અંગ્રેજો ગૂંચવાયા. ફ્રાન્સ ગભરાયું. કોઈને ય બીજું જગતયુદ્ધ જોઈતું નહોતું. સંધિના સંદેશા આવ્યા. કમાલે મહેરબાનીની રાહે કબૂલ રાખ્યા. ગ્રીકો થ્રેસ ખાલી કરશે એવી ખાતરી આપી. તુર્કીમાંથી મિત્રરાજ્યોનો પગ ટળી ગયો. કમાલ જીત્યો. પોતાના જ વ્યક્તિત્વથી ફાવતું કરવા હવે જ એ મુખત્યાર થયો.

ફરી એના વિચાર લતીફા તરફ વળ્યા. ફીકીયેને એણે મ્યુનિચ મોકલી દીધી. એની માતા પથારીવશ હતી. ફીકીયેની એ ઈર્ષા કરતી પણ લતીફા સાથેના લગ્નની વાત તો એણે વધાવી લીધી. કમાલ મોટર લઈ દોડયો. લતીફાને પરણવાનો હુકમ જ કર્યો. ક્ષણભર લતીફા થંભી ગઈ આટલી ઝડપ! રસ્તા પરથી જે હાથે ચડયો તે મુલ્લાંને પકડી તે બહાર નીકળ્યો ત્યારે જ એના મિત્રોએ તથા લોકોએ જાણ્યું કે ગાઝીએ લગ્ન કર્યાં!

તુર્કીનો વિજય થયો હતો. 'રાષ્ટ્રીય ખરડા'ની કલમો જ કમાલની શરતો હતી. તુર્કીને પોતાની હદો જ સાબૂત રાખવી હતી: વિદેશીઓનો પગ કાઢવો હતો. બીજે નિર્બલ માનવી

કલ્પનાપાંખે ઊડત. ઈસ્લામી સામ્રાજ્યનાં સ્વપ્નાં સેવત. વાતાવરણ પણ એવું જ થયું હતું. પણ કમાલની દૃષ્ટિ નિર્મલ હતી. ઑટોમન સામ્રાજ્યનો પુનરોદ્ધાર કરવા એ તૈયાર નહોતો. એ તો તુર્કો માટે તુર્કી જ સાચવી રાખવા માગતો હતો. કલ્પનાનું એને કામ નહોતું.

પરંતુ લશ્કરી વિજય પછી હવે એને રાજનૈતિક વિજય મેળવવાનો હતો. ૧૯૧૯માં અમાસિયામાં મળ્યા હતા તેમ રાઉફ, રેફેટ, ને અલિ ફરી મળ્યા. વહીદીનને ખસેડવા સૌ તૈયાર હતા પણ સુલતાન કે ખલીફનું નામનિશાન મીટાવી દેવા કોઈ તૈયાર નહોતું. કમાલે સાચવીને પગ મૂકવાનો હતો. એને તો નવાજૂની કરી મૂકવી હતી. એણે તક માટે વાટ જોવી યોગ્ય ધારી ને અઠવાડિયામાં જ તક આવી. લોઝાં પરિષદ માટે સુલતાનને આમંત્રણ મળ્યું. એ વાત અંગોરાની રાષ્ટ્રીય સભામાં મૂકાઈ ને સુલતાન ને અંગ્રેજો વિરુદ્ધ રોષ ફાટી નીકળ્યો. ખલીફ ને સુલતાનને જુદા પાડી સુલતાનને ઉડાવી દેવાની કમાલે યોજના મૂકી. એક ખાસ સમિતિ નીમાઈ. સમિતિ પાસે કમાલે યોજના સ્વીકારાવી રાજ્યસભામાં પસાર કરાવી. રેફેટ કૉન્સ્ટેન્ટીનોપલ પહોંચ્યો ને સુલતાનની રાજ્યસત્તા ખૂંચવી લીધી. સુલતાન વહીદીન જીવ બચાવવા અંગ્રેજ જહાજમાં તુર્કી છોડી ભાગી ગયો. એના ભત્રિજા અબ્દુલ મજીદને ખલીફ જાહેર કરવામાં આવ્યો.

હવે તુર્કીમાં રાજ્યકર્તા રહ્યો નહિ. નવું રાજ્યતંત્ર ઘડવાનું હતું. લોકો હજી જૂના વિચારના હતા. ઓછામાં ઓછા ક્રાન્તિકારી સુધારા પણ તોફાન જગાવે એમ હતું. કમાલ વિચારમાં પડ્યો. સ્થાનિક વિરોધ સમિતિઓ હજી અસ્તિત્વ ધરાવતી હતી. વર્ષો વીતવા સાથે વિકાસ પામી હતી. એને 'પ્રજાકીય પક્ષ'નું નામ આપી કામ લેવાનો કમાલે ઠરાવ કર્યો. એણે દેશભરમાં પ્રવાસ કર્યો. 'પ્રજાકીય પક્ષ'ને જાગૃત કર્યો. બધાએ એનાં વચન માથે ચડાવ્યાં. એ અંગોરા પાછો ફર્યો. પછી એણે સખત હાથે કામ લેવા માંડયું. પ્રતિનિધિઓ એની સામે થઈ શક્યા નહિ. ઈસ્મત લોઝાં પરિષદમાં શાંતિની શરતો નક્કી કરવા ગયો હતો. ત્યાં જીતવામાં જ કમાલનો વિજય હતો. ઈસ્મત ફાવ્યો. તુર્કીને જોઈતું હતું તે મળ્યું. હેરીંગ્ટન ને તેના સૈન્યે કૉન્સ્ટેન્ટીનોપલ છોડયું. કમાલને યશ મળ્યો. નવું તુર્કી સરજવાની એ તક હતી. એણે પ્રધાનમંડળને ખાણા માટે આમંત્ર્યું. પ્રતિનિધિઓની ચાલ ઝાઝો ન જોઈએ એવું તેમના દિલમાં ઠસાવ્યું. બીજે દિવસે પ્રધાનમંડળે રાજીનામું આપ્યું. રાજસભા નવું તંત્ર ઘડવા બેઠી. પ્રતિનિધિઓ એકમત થઈ શક્યા નહિ. તંત્ર ન રચાયું. સભાનું કામ અટકી પડયું. રાજતંત્ર ઘડવાનું કામ એકલા કમાલને સોંપવું એવો નિર્ણય થયો. કમાલને બોલાવવામાં આવ્યો. ત્યારની પરિસ્થિતિમાં રાજ્ય અશક્ય હતું એમ તેણે સિદ્ધ કર્યું. રાજ્યની રીત જ બદલવાની અગત્ય દર્શાવી. પ્રજાતંત્ર ને પ્રમુખ. તે સિવાય તુર્કીને આરો નહોતો. રાજ્યસભાને એનું મંતવ્ય સ્વીકાર્યા વિના છૂટકો નહોતો. કમાલનો ખરડો મંજૂર થયો. તુર્કી પ્રજાતંત્રવાળું બન્યું. કમાલ પહેલો પ્રમુખ ચૂંટાયો. એ કાયદેસર સરમુખત્યાર થયો. એકહથ્થુ સત્તા તરફ એનું લક્ષ્ય હતું. પ્રજાકીય પક્ષ એનું રાજકીય શસ્ત્ર હતું. લશ્કર એનો પડયો બોલ ઉપાડતું. કમાલે ધર્મને પણ હદપાર કરવા માગ્યો. ધર્મની નાગચૂડમાં તુર્કી લોચવાઈ ગયું હતું એમાંથી છૂટયા સિવાય એ અર્વાચીન રાષ્ટ્ર બની શકે તેમ નહોતું. પણ પ્રજા હજી ધર્માંધ હતી. બહુ જ સાવચેતીથી કામ લેવાનું હતું. પ્રજાકીય પક્ષની નીતિમાં કમાલે ધર્મનું નામનિશાન રાખ્યું નહોતું. યોગ્ય તકની એ વાટ જોઈ રહ્યો હતો. પણ વાત આગળ

વધી. કમાલ ઇસ્લામને નાબુદ કરવા ને ખલીફને કાઢી મૂકવા માગતો હતો એવી માન્યતા પ્રસરી ચૂકી. કમાલને ધર્મમાં શ્રદ્ધા નહોતી એ તો સૌ કોઈ જાણતું. તેણે અંગોરાની સ્ત્રીઓ પાસે બુરખો ફગાવી દેવરાવ્યો હતો. તેમણે યુરોપીય નૃત્ય અપનાવ્યું હતું. એટલે કમાલ વિરોધી ધાર્મિક હિલચાલ શરૂ થઈ. ખલીફને પડખે સહુ એકઠા મળ્યા. પણ અબ્દુલ મજીદમાં મહત્ત્વાકાંક્ષા નહોતી. છતાં ઓટોમન સામ્રાજ્યના ધ્વજધારીઓ એને પડખે ભળ્યા. કમાલના રાજનૈતિક વિરોધીઓ પણ એને આવી મળ્યા. એમણે મજીદને બંધારણીય રાજકર્તા બનાવવા ધાર્યો. કમાલે ભય જોયો. એ ધાર્મિક આંધીથી એ ગૂચવાયો. ઉતાવળ કર્યે ભડકો થાય ને વાટ જોયે વિનાશ થાય. ફરી નસીબ એની વ્હારે ધાયું. ફરી અંગ્રેજો એનું સાધન બન્યા. આગાખાન ને અમીર અલીએ ખલીફને અપનાવતો પત્ર લખ્યો. કમાલને તક મળી. એણે આગાખાનની ઝાટકણી કાઢી. એને અંગ્રેજનો હથિયાર બનાવ્યો. અંગ્રેજના નામથી તુર્કી ફરી ભડક્યું. ખલીફની વિરુદ્ધ થઈ એકુ કમાલવિરોધી ધર્માન્ધ મોજું ઓસરી ગયું. લશ્કર એની પડખે ઊભું. રાઉફને પકડી મંગાવી પ્રજાતંત્રને પગે લગાડયો. અબ્દુલ મજીદનો ખોટો ભપકો નાબુદ કર્યો. અંગોરાની સામે થઈ શકે તેવી તેની સ્થિતિ જ રાખી નહિ. કોઈએ કમાલને ખલીફ થવા કહ્યું. હિંદ ને ઇજિપ્તથી પણ એવી જ વાત આવી. એ પદવી ભારે હતી. કમાલે ધાર્યું હોત તો તે અખત્યાર કરી શકત પરન્તુ એ પોતાની અને પોતાના દેશની શક્તિઓ પારખતોઃ એણે ના પાડી. એની સાફ દૃષ્ટિમાં જ એનો વિજય હતો.

ઇ. સ. ૧૯૨૪ના માર્ચની ત્રીજીએ એણે ખલીફને રાજ્યતંત્રમાંથી દૂર કરનારો ખરડો રજૂ કર્યો. પ્રજાતંત્રની સલામતી માટે એ પસાર કરવામાં આવ્યો. જૂના તંત્રનાં મૂળ કમાલે ઉખેડી નાંખ્યા. એ જ રાત્રે અબ્દુલ મજીદને તુર્કી છોડી જવા ફરમાન થયું. એને સ્વીટ્ઝરલૅન્ડ મોકલી દેવામાં આવ્યો. બે દિવસ પછી જૂના તંત્રના રાજકુટુંબીઓને હદપાર કર્યા. તુર્કીમાં કોઈએ વાંધો ઉઠાવ્યો નહિ. કમાલનો વિજય થયો. પણ એની તબિયત લથડી. શાંતિ માટે એણે પીવા માંડયું પણ એથી તો એ ઉદાસ ને ચીઢિયો બની ગયો. એનું ખાનગી જીવન પણ શાંતિ આપતું નહિ. ઝુબેદાનું અવસાન થયું હતું. લતીફા એના ખાનગી જીવનને ધિક્કારતી. કમાલ જેવો જ એનો સ્વભાવ હતો. તકરાર વધી પડી. કમાલે એને તલ્લાક આપી. એ હતાશ બની ગયો. સત્તાએ એની પશુતા ઉત્તેજિત કરી. એના સાથીદારોનાં કુટુંબીઓ પણ સલામત નહોતાં. ફીક્રીયી પાછી આવી. કમાલે કઠોર બની તેને હાંકી કાઢી. તેણે આપઘાત કર્યો. એની પાછળ આખું તુર્કી રડયું. કમાલનું જીવન પલટાઈ ગયું. તે એકાંતસેવી બની ગયો. બહાર ફરવાનું પણ છોડી દીધું. એના ખૂન માટે પણ બે નિષ્ફળ પ્રયત્નો થયા હતા. તે વહેમી બની ગયો. અંગરક્ષક વિના એણે બહાર નીકળવાનું બંધ કર્યું. જાહેર મુલાકાતો રદ કરી.

દેશમાં પણ યુદ્ધ પછીની ભયંકરતા વ્યાપી હતી. ઘેર ઘેર ગરીબાઈ વ્યાપી હતી. કરભારથી લોકો અકળાઈ ગયા હતા. ઇસ્મત વડાપ્રધાન તરીકે નિષ્ફળ નીવડયો હતો. પ્રજામાં ખૂબ અસંતોષ વ્યાપ્યો. ખૂબ પોકાર ઊઠયા. કમાલે લોકોને શાંત કરવા ઇસ્મતને ખસેડી ફેટીને વડોપ્રધાન નીમ્યો. છતાં પ્રજા શાંત ન થઈ. પણ એનું કિસ્મત હજી તેજ હતું. કુર્દોએ બંડ કર્યું. રણદુંદુભિ વાગ્યાં કે કમાલ ઊભો થઈ ગયો. કુર્દોને અંગ્રેજોનું પીઠબળ

છે એમ કહી એણે પ્રજાને દોરી. દેશ ભયમાં છે, ગાઝી એકલો જ એને બચાવી શકશે એવી હાકલથી બધો ય વિરોધ શમી ગયો. બે જ મહિનામાં કમાલે સફળતાઈથી બળવો દાબી દીધો. બંડખોરોના સરદારને ફાંસી દેવાઈ.

હવે એને ઘરનો વિરોધ ટાળવો હતો. એ કશું જ ભૂલી શકતો નહિ: કોઈને ય ક્ષમા આપતો નહિ. એણે રાજ્યસભા બોલાવી. વિરોધ પક્ષની પોલ ઉઘાડી પાડી. કેટલાક આગેવાનો તો દેશ છોડી ગયા. રાજ્યસભાએ બંધારણ મુલતવી રાખી એને સરમુખત્યાર સ્થાપ્યો. એણે ઈસ્મતને ફરી વડોપ્રધાન બનાવ્યો. સખત હાથે કામ લેવા માંડયું. અંગોરાનું ભૂખરું વરુ રોષથી ધૂમી રહ્યું. એનામાં અહંભાવ વધ્યો. પ્રતિક્રાંતિ અટકાવવાની અગત્ય એ સમજતો. એના પરાજયમાં તુર્કીનો વિનાશ હતો એ તેના ખ્યાલ બહાર નહોતું. જાતે તુર્કી સાથે એકાકાર બની ગયો. પ્રતિક્રાંતિની શકયતાનું પણ નિવારણ કરવા એ કટિબદ્ધ થયો. હવે આખી યે રમત એ સમજી ચૂક્યો હતો. તુર્કીમાં કેળવાયેલો મધ્યમ વર્ગ નહોતો. તુર્કો અભણ ને સાદા હતા, ગમે તેવાં દુઃખ વેઠી લેતા. ક્રાંતિને સમજતા જ નહિ, અંધશ્રદ્ધાથી અનુસરતા, એટલે કમાલને લોકોનો ભય નહોતો: માત્ર એના મોટા વિરોધીઓનો જ ભય હતો. ફેટી ન હોત તો એણે બધાને સાફ કરી નાંખ્યા હોત. રાઉફ વગેરે કાયરતાથી ભાગી ગયા હતા. બીજા કાવત્રાં કર્યાં વિના રહેવાના નહોતા. સાલોનિકાનો યહુદી જેવીડ બધાંને પીઠબળ આપી રહ્યો હતો. અનવર ને તલાટનો એ મિત્ર હતો. પોલીસ મારફત વિરોધીઓ પર કમાલે નજર રાખી. કમાલનો જાન લેવાના કાવત્રામાં કેટલાક સપડાઈ ગયા. જેવીડ સાથે આરીફ જેવાનો પણ કમાલે ઘાણ કાઢી નાંખ્યો. કમાલે જૂનાં સ્મરણો કે ભાવનાને બિલકુલ આડે આવવા દીધાં નહિ.

આમ કમાલ સ્વતંત્ર સરમુખત્યાર થયો. એના શત્રુઓ ફાંસીએ ગયા કે દેશપાર થયા. તુર્કી પ્રજા શાંત ને આજ્ઞાધીન હતી. રાજ્યની તમામ સત્તા એને હસ્તક થઈ. 'પ્રજાકીય પક્ષ'ના હાથમાં તંત્ર મૂકાયું. એ પક્ષનો સભ્ય ન હોય તેને તંત્રમાં સ્થાન નહોતું. એની શિસ્ત લશ્કરી હતી. કમાલને આજ્ઞાધીન. એને વિરોધપક્ષ જ નહોતો. એમાંથી જ પ્રતિનિધિઓ ને પ્રધાનો ચૂંટાયા. પ્રજાતંત્રનો દેખાવ છતાં જાણે લશ્કરનો કબજો. ફીયા, રફેત, ફેવઝી ને ઈસમત મારફત એણે તંત્ર નભાવ્યું. સૌનો એ વડો. પ્રજાતંત્રનો પ્રમુખ. શકિત એનો જીવન-મંત્ર. તુર્કીને આબાદ, સંસ્કૃતિમય ને શ્રીમંત બનાવવું એ એનું ધ્યેય. એ પાર પાડવા એ કામે લાગ્યો. તુર્કોને શિક્ષક જોઈતો હતો. કમાલને શિક્ષક થવું ગમતું. પ્રથમ એણે વિનાશનું આદરેલું ને અધૂરું રહેલું કાર્ય પુરું કરવા માંડયું. શરૂઆતમાં એણે ફેઝ સામે લડત માંડી. ફેઝ દૂર કરવા પ્રથમ એણે લોકોને સમજાવ્યા. લોકોએ ન માન્યું એટલે એણે કાયદાનો આશ્રય લીધો ને ફેઝ ગઈ. તુર્કીનો એકેએક પ્રજાજન હૅટ પહેરતો થઈ ગયો. પછી એણે ધર્મને રાજ્યતંત્રથી છૂટો પાડયો. મનમાનતો ધર્મ પાળવાની દરેક પ્રજાજનને છૂટ હોવી જોઈએ. ધારાસભામાં કાયદો કરાવી એણે ધર્મસંસ્થાઓ બંધ કરાવી ને તેનાં નાણાં જપ્ત કર્યાં. પછી જર્મનીના વેપારી નિયમો, ઈટલીના ફોજદારી કાયદાઓ ને સ્વીટ્ઝર્લૅંડની દિવાની કલમો સ્વીકારી તુર્કીનું આખું ઘડતર જ બદલી નાંખ્યું. તુર્કોમાં દરેક ચીજ તુર્કીમાં જ બનેલી હોવી જોઈએ એવો પ્રથમથી જ એનો આગ્રહ હતો. એ પ્રમાણે પ્રથમ એણે ભાષા તળપદી બનાવી. કુરાન ને બાયબલનું તુર્કીમાં ભાષાંતર કરાવ્યું.

મસ્જિદમાં પ્રાર્થના પણ તુર્કીમાં કરવા ફરમાવ્યું. ટિકિટો પર ભૂખરા વરુનું ચિત્ર મૂકાવ્યું. વિદેશી શાળાઓનું ધાર્મિક સ્વરૂપ રદ કર્યું. તુર્કીનું શિક્ષણ ને તુર્કી શિક્ષકો ફરજિયાત કર્યા. ધંધામાં પણ તુર્કી મૂકીને પ્રાધાન્ય અપાયું. કેટલાક ધંધાઓ તુર્કો માટે અનામત ઠરાવ્યા. વિદેશી આયાત પર ભારે જકાત નાંખી. લોકોને સ્વદેશીવ્રત લેવડાવ્યું. માનવજીવન નિયમિત કરવા પણ હજારો સુધારા કર્યા. શુક્રવારને તહેવાર ઠરાવ્યો. મેટ્રિક સિસ્ટમ ને ગ્રેગોરિયન કેલેન્ડર સ્વીકાર્યું. ભિખારીઓ દૂર કર્યા. કુદરતી ખોડ પર હસનારને ફોજદારી ગુનાને પાત્ર ઠરાવ્યો. આરોગ્યના પ્રમાણપત્ર વિના લગ્ન અસંભવિત બનાવ્યું. એને તુર્કોને પ્રગતિના માર્ગે ધસડવા પડયા.

ચાન કાયામાં કમાલે દરબાર રાખ્યો. એને સુડતાલીસ વર્ષ થયાં હતાં. હવે શરીરે પણ તે જરા ભારે થયો હતો. એક દિવસે તે પથારીવશ થતો ને બીજે દિવસે તાજો થઈ જતો. એણે એક આદર્શ ખેતર બનાવવા માંડયું હતું. ખેડૂતો માટે સહકારી બેંકો સ્થાપી મોટી ઈજનેરી યોજનાઓ ઘડી. નવા રસ્તા ને રેલવે બાંધી. ગમે તેવા દોષો હશે છતાં કમાલ દેશભક્ત હતો. એણે જોયું કે અરબ્બી લિપિ બદલી લૅટિન બનાવ્યા વિના તુર્કીનો આરો નહોતો. સ્વહસ્તે એણે એ કામ ઉપાડયું ને જાતમહેનતથી જ પાર પાડયું. તમામ કારીગીરીઓને એણે અર્વાચીન સ્વરૂપ આપ્યું. પોતાનાં પૂતળાં ઊભાં કર્યાં. એંગોરામાં સહ-શિક્ષણ શરૂ કર્યું. પાશ્ચાત્ય સંગીતને સ્થાન આપ્યું. દરેકને નૃત્ય કરવા ફરજ પાડી. નૃત્ય-શાળાઓ શરૂ કરી. કેટલીક અનાથ કન્યાઓ એણે દત્તક લીધી હતી. એમને એણે નિષ્ણાત નર્તકીઓ બનાવી. સ્ત્રીઓનો ઉદ્ધાર થાય એટલું જ નહિ પણ તેઓ રાજકાર્યમાં ભાગ લેતી થાય એ તો એની નેમ હતી. બૂરખા દૂર કરાવી એમને તે બહાર લાવ્યો. એમને મતાધિકાર આપ્યો. પુરુષોના સમાન હક્ક આપ્યા.

પછી એણે વિચારસ્વાતંત્ર્યનો અખતરો અજમાવ્યો, પરન્તુ તુર્કી એને માટે તૈયાર નહોતું. દેશભરમાં અવ્યવસ્થા વ્યાપી. ફરી એણે સરમુખત્યારનો પંજો અજમાવ્યો ને બધી જ ધમાલ શમાવી દીધી. જાતે રાજ્યની લગામ હાથમાં લીધી. દેશભરમાં પ્રવાસ આદર્યો. ફરી ચૂંટણી કરી નવી રાજ્યસભા રચી. બાર સભ્યોને તંત્રની ટીકા કરવા સત્તા આપી. બાર-પંદર વર્ષ સરમુખત્યારે રાજ્ય કર્યા વિના છૂટકો નહોતો. પોતાની તકોના ટૂંકા વર્તુલનો એને સંપૂર્ણ ખ્યાલ હતો ને એ જ્ઞાનમાં જ એની મહત્તા હતી. પ્રજાના ઉજ્જ્વલ ભવિષ્યમાં એની શ્રદ્ધા હતી—એ શ્રદ્ધામાં એની મહત્તા હતી. જગતના મહાન શિલ્પીની એમાં પ્રેરણા હતી. એ સરમુખત્યાર હતો. એ ફાવ્યો હશે તો તુર્કી જીવશે, નહિ તો તુર્કીમાં ફરી સરમુખત્યાર પાકશે નહિ.×

× H. C. Armstrongના Grey Wolf નામના પુસ્તક પરથી.




૧

## ગ્રામ્ય વિરુદ્ધ નાગર શબ્દ

**મહાશય તંત્રીશ્રી,**

**'પ્રસ્થાન'**

**અમદાવાદ**

'**પ્રસ્થાન**'ના કારતકના અંકના 'ગ્રામ્ય વિરુદ્ધ નાગર શબ્દો' એ લેખમાં આપેલી કેટલીક હકીકત વાંધાભરેલી જણાય છે.

એ લેખમાં સર્વત્ર તદ્‌ભવ શબ્દોનું માત્ર મૂળ જ આપ્યું છે; જે કલ્પિત કે વાસ્તવિક અવાન્તર ઉત્સર્ગોદ્વારા તદ્‌ભવ સધાયો હોય તે ઉત્સર્ગો ક્યાંય આપવામાં આવ્યા નથી. પરિણામે કેટલાક શબ્દોની સૂચવેલી વ્યુત્પત્તિ વિશ્વસનીય લાગતી નથી, તો કેટલાકની અશાસ્ત્રીય લાગે છે. ઉદાહરણ તરીકે, મેઘવદ્દન> 'મેહવો' કે યષ્ટિ> જેવી એ વ્યુત્પત્તિઓ સાચી હોય તો પણ તેના અવાન્તર ઉત્સર્ગો આપ્યા સિવાય સમજાય તેવી નથી. ચપટ, ચપેટ કે ચર્પટના અર્થ સાથે ચેવડાના અર્થને જરાયે મળતાપણું ન હોવાથી, તેમાંથી 'ચેવડો' શબ્દ સાધવા કરતાં, चिपिटक:, चिपिटकः કે चिपुटकः 'પહુંઆ, પીસેલા ચોખા' એ શબ્દમાંથી चेवडओ> चेवडउ દ્વારા તે શબ્દ સાધવો વધારે યોગ્ય છે.

'ગતો' એ શબ્દ કઈ રીતે વધારે શુદ્ધ? સં. गतः પરથી गओ>गउ, પછી સરળતા ખાતર य् નો પ્રક્ષેપ થતાં 'ગયો,' 'ગતો' નહિ. અને 'જતો' ના મૂળ રૂપને या ધાતુ સાથે સંબંધ છે. यामांथी ઊતરી આવેલા ધાતુને કૃદન્તનો તો, તી, તું પ્રત્યય લગાડવાથી જતો, જતી, જતું સધાય છે. એટલે 'ગતો' જ અશુદ્ધ છે.

વળી ફીણ, ખીમચંદ, નિશાળ એ શબ્દો પણ અશુદ્ધ નથી. પ્રાકૃતના સમયથી પ્રચલિત ए, ओ નો इ, उ કરવાની પ્રક્રિયાને આધારે જ એ શબ્દો સધાયા છે. તેમનાં ગ્રામ્ય સ્વરૂપ ફેણ, નેશાળ, ખેમચંદ વગેરે કેમ થયાં તે તો ગુજરાતીના પ્રાન્તવાર થતા ઉચ્ચારણભેદોમાં પ્રવર્તતા વાગ્વ્યાપારના નિયમોના અભ્યાસથી જ જાણી શકાય. અને એ દૃષ્ટિએ કોઈ પણ શબ્દનું પ્રચલિત ઉપરાંત અન્યસ્વરૂપ ('વેરિયંટ') જ્યાં જ્યાં અપાય ત્યાં ત્યાં એ સ્વરૂપ કયા પ્રાંતમાં વિશેષે કરીને વપરાય છે તે પણ સાથે આપવું જરૂરી છે. એ લેખમાં જ ગ્રામ્ય તરીકે અપાયેલા કેટલાક શબ્દો આ તરફ વપરાતા જ નથી.

છેલ્લે, અકારાન્ત, નપુંસકલિંગ અંગોનેય તેમનું પ્રથમા બહુવચન સાધવા લગાડવામાં આવતો ' ઓ ' પ્રત્યય ભાષાશાસ્ત્રના એક અગત્યના નિયમ—સામ્યના નિયમ—પ્રમાણે ન સમજાવી શકાય? સમયના વહેવા સાથે ભાષા નવાં નવાં પરિવર્તનો પામી ઉત્તરોત્તર જે ભૂમિકાઓ બદલાવે છે, તેમાં સામ્યનો નિયમ એક અગત્યના કારણ તરીકે ભાગ ભજવે છે. આપણી ભાષામાં ' ઓ ' પ્રત્યયથી પ્રથમા બહુવચન સાધતાં અંગો વધારે હોવાથી તેમના રૂપાખ્યાનની અસર નપુંસકલિંગ અંગોના રૂપાખ્યાન પર થઈ હોય. એટલે નપુંસકલિંગ અંગોએ પણ પ્રથમા બહુવચન સાધવા ' ઓ ' પ્રત્યય સ્વીકાર્યો હોય. સંસ્કૃતમાં આને મળતો જ એક ફેરફાર થયો છે. તુલનાત્મક ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ નપુંસક નામ યુગનું વૈદિક ભાષામાં થતું પ્રથમા બહુવચન યુગા જ મૂળરૂપ હતું. પણ નકારાન્ત ધામન્ જેવાં નામોનાં ધામા ને ધામાનિ એમ બે રૂપની અસરથી યુગાનિ પણ વપરાવા લાગ્યું. સમય જતાં સંસ્કૃતમાં યુગા વપરાતું બંધ થયું અને વધારેમાં ઇકારાન્ત, ઉકારાન્ત અને ઋકારાન્ત અંગો પણ, સામ્યથી, નપુંસક પ્રથમા બહુવચન, નિ ઉમેરીને સાધવા લાગ્યા. આમ ' વનો, ' ' ઘરો ' વગેરે રૂપો પણ શુદ્ધ જ છે.

હ. ચુ. ભાયાણી

૨

## મુદ્રણ, પુનર્મુદ્રણ, આવૃત્તિ, સંસ્કરણ

પુસ્તક છપાય, ફરી છપાય, સુધારાવધારા સાથે છપાય તોપણ છેક ગઈ કાલ સુધી આપણે ત્યાં આવૃત્તિ એ એક જ શબ્દ વપરાતો આવ્યો હતો. નવી આવૃત્તિ, સુધારાવધારા સાથેની આવૃત્તિ, વગેરે પ્રયોગો પણ આવૃત્તિ શબ્દને તો કાયમ જ રાખે છે.

આ બધા શબ્દો આપણે અંગ્રેજીના અનુકરણમાં બનાવેલા છે. અંગ્રેજીમાં ' એડિશન ', ' રિપ્રિંટ ', ' ઇમ્પ્રેશન ' વગેરે શબ્દો પ્રચલિત છે. એ શબ્દોના અર્થ વિચારી લેવાથી આપણા ગુજરાતી શબ્દોના પ્રયોગમાં આજે પ્રવર્તતી શિથિલતા દૂર થઈ શકશે એમ લાગે છે, એટલે પહેલાં આપણે એ અંગ્રેજી શબ્દો તપાસીએ.

' ઇમ્પ્રેશન ' એટલે છાપ. પુસ્તક છપાય એ એની ' ઇમ્પ્રેશન ' થઈ કહેવાય. ત્યાર-પછી જો એ પુસ્તક હતું એના એ જ સ્વરૂપમાં ફરી છપાય તો તેને ' સેકંડ ઇમ્પ્રેશન ' અથવા ' રિપ્રિંટ ' કહેવાય. આમ આજે આ બે શબ્દો આ અર્થમાં વપરાય છે. ' એડિશન ' શબ્દ ' એડિટ ' ઉપરથી આવેલો છે. ' એડિટ 'નો અર્થ સંપાદન કરવું, સંશોધન કરવું, સંસ્કારવું એવો થાય છે. એટલે જ્યારે પુસ્તક પહેલી વાર છપાઈ ગયા પછી તેમાં કંઈ ફેરફાર કરવામાં આવ્યો હોય અને એ રીતે તે ફરી વાર છપાય ત્યારે તે ' સેકન્ડ એડિશન ' કહેવાય. આ રીતે વિચારતાં આપણે એવું કહી શકીએ કે એક પુસ્તક નવમી વાર છપાય અને તે વખતે તેમાં સુધારાવધારા કર્યા હોય તો તે નવમું ઇમ્પ્રેશન ગણાય અને ' સેકંડ એડિશન ' ગણાય. અંગ્રેજી પુસ્તકો પર આવું ઘણી વાર જોવામાં આવે છે.

હવે આ ચોકસાઈ જો આપણે આપણી ભાષામાં દાખલ કરવા માગતા હોઈએ તો આ પ્રકારની વ્યવસ્થા કરવી જોઈએ.

પુસ્તક પહેલી વાર છપાય ત્યારે તે તેની પહેલી આવૃત્તિ અથવા પહેલું મુદ્રણ કહેવાય.

પુસ્તક કોઈ પણ જાતના ફેરફાર વિના બીજી વાર છપાય તો તે તેની બીજી આવૃત્તિ અથવા બીજું મુદ્રણ અથવા પુનર્મુદ્રણ કહેવાય.

પણ પુસ્તક જો ફેરફાર સાથે ફરી વાર છપાય તો તે તેનું બીજું સંસ્કરણ કહેવાય.

આપણે આપણા આ પ્રચલિત શબ્દોના અર્થનો વિચાર કરીશું તો આ વ્યવસ્થાનું ઔચિત્ય સમજાશે.

આવૃત્તિ એટલે તેનું તે ફરી કરવું તે. આથી જ્યારે કોઈ પુસ્તક એ ને એ રૂપમાં ફરી છપાય ત્યારે તેની બીજી આવૃત્તિ થઈ કહેવાય.

મુદ્રણ અને પુનર્મુદ્રણ પણ પોતાના અર્થને લીધે એ જ અર્થમાં વપરાય તે બરાબર છે.

સંસ્કરણ એટલે સુધારવું તે. આથી પુસ્તકમાં સુધારાવધારા કર્યા હોય તો જ ફરી છપાયેલા પુસ્તકને બીજું સંસ્મરણ કહેવું, તે સિવાય નહિ.

શ્રી ઉમાશંકર જોશીકૃત 'ગંગોત્રી'ની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થઈ છે તેની પ્રસ્તાવનામાં લેખકે આ ભેદ ખૂબ સ્પષ્ટ રીતે પાળ્યો છે. તેમણે લખ્યું છે: 'પ્રસ્તુત આવૃત્તિ તે દ્વિતીય સંસ્કરણ નહિ પણ પુનર્મુદ્રણ માત્ર છે. ત્રણેક ઠેકાણે ન-જેવા ફેરફાર કર્યા છે, જેની નોંધ ટિપ્પણમાં લીધી છે.

સહુ લેખકો અને પ્રકાશકો આ ભેદ પાળે એવી વિનંતી કરી આ ચર્ચા પૂરી કરું છું.

લિ.
ગ્રંથકીટ

---o---

# ક્ષિપ્રવિજયી સત્યાગ્રહ

[ બોરસદની લડત ]

ભાઈલાલ નાથાભાઈ પટેલ

[ ગતાંકથી ચાલુ ]

### સરકારને ગભરાવનારું નગારું

દરેક ગામે એક નગારું રાખવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. ચબુતરાના ઊંચા મકાન ઉપર નગારું રાખી એક સ્વયંસેવક સવારના છથી તે રાતના સાત વાગ્યા સુધી બેસતો, કારણ કે સરકાર તે જ સમયમાં કાયદેસર રીતે જપ્તી કરી શકે. આ સ્વયંસેવક જ્યારે કોઈ અમલદારને આઘેથી આવતો જોતો ત્યારે તરત જ નગારું વગાડવા માંડતો. નગારાનો અવાજ સાંભળતાં જ દરેક જણ પોતાનું ઘર બંધ કરી તાળાં દઈ દેતું. આમ બંધબારણે અથવા તાળું વાસેલું હોય એવે ઘરે કાયદેસર રીતે જપ્તી ન કરી શકાય એવો સરકારી કાયદો હોવાથી, જપ્તી કરવા હોંશભર્યા આવેલા અમલદારો વીલે મોઢે પાછા ફરતા. તાળું તોડવું હોય તો પંચ રૂબરૂ એ વિધિ કરવી પડે. પણ પંચ કોણ થાય? ગામમાં ચકલુંય એ કામ માટે ફરકે તો ને?

### ચોરથીયે ભૂંડા

આ યુક્તિમાં સફળતા ન મળતાં સરકારે બીજી રીતે દાવ ખેલવા માંડ્યો. કોઈ અનુકૂળ ગામ પસંદ કરી સરકાર ત્યાં પોલીસ ગોઠવતી. આ પોલીસને એવી રીતે કામ લેવા જણાવવામાં આવ્યું કે વહેલી સવારના જે ઘરમાં જપ્તી કરવાની હોય ત્યાં જઈને ઊભા રહેવું, અને સવારના ઘર ઊઘડે કે તરત જ ઘરના ઉંબરાનો કબજો લઈ જપ્તી કરવી. આ સરકારી વ્યૂહનો સામનો કરવાનો પ્રજાએ એ ઉપાય શોધી કાઢ્યો કે ગામની બાજુમાં જ્યાં સરકારી પોલીસનો પડાવ હોય ત્યાં જ નગારું ગોઠવવામાં આવ્યું. પોલીસ પોતાના પડાવમાંથી બહાર નીકળે કે તરત જ નગારું વગાડવામાં આવતું, એટલે પોલીસ આવવાની સૂચના પ્રજાને મળતી અને તાબડતોબ બધાં પોતાનાં ઘર બંધ કરી દેતાં. આ રીતે સરકારને પોતાના આ દાવમાં પણ નિષ્ફળતા જ મળી.

### એકસંપીના ઠરાવો

સરકારને મદદ કરનારા જે લોકો હતા તે છેવટે તો પ્રજાના જ માણસો હતા. એટલે તેઓ લોકોની નબળાઈ ક્યાં છે તે સમજતા હતા. તેમની સૂચના મુજબ સરકારી અમલદારોએ બીજા નોકરો મારફતે પ્રજાનાં સગાંસ્નેહીઓને ફોડવાના પ્રયત્નો કર્યા, અને એવી રીતે એકબે દાખલાઓમાં તેઓ ફાવ્યા પણ ખરા. આ સરકારી વ્યૂહની સામે પ્રજાએ પોતાનું જ્ઞાતિબંધારણનું શસ્ત્ર છોડ્યું, અને સરકારી વ્યૂહના ટુકડા કરી નાખ્યા. જ્ઞાતિઓના, પંચોના, મહાજનોના અને એકડાના ઠરાવોથી એકસો ને ચાર ગામની પ્રજા એવી તો અભેદ્ય કિલ્લા જેવી થઈ ગઈ કે સરકારની નજર સરખી પણ તેમાં ખૂંચી ન શકી. સરકારી અમલદારોને પણ હવે લાગવા માંડ્યું કે વધારે વખત આ રીતે કામ લેવું

પાલવવાનું નથી. કારણ સરકારી અમલદારો અને તેમને મદદ કરનારાઓને પણ જ્ઞાતિની ગરજ હતી જ. તેમના દીકરાઓ માટે કન્યાઓ ઓછી વિલાયતથી લાવવાની હતી ? આ એકસંપીના ઠરાવો આબાદ ગોળીબાર જેવા નીવડ્યા, અને સરકારી અમલદારો અને તેમને મદદ કરનારાઓના સાંધા ઢીલા થયા.

### એક અમલદારની મનોદશા

ખેડા જિલ્લાના ડિસ્ટ્રીક ડેપ્યુટી કલેક્ટર મોટરમાં બેસી જતા હતા. તે વખતે તેમની મોટર પાસે પોલીસ અમલદાર ભાઈ મગનલાલ આવ્યા. કલેક્ટરે સહજ પ્રશ્ન પૂછ્યો, ભાઈ મગનલાલ, શા સમાચાર છે ? મગનલાલે સાચા સમાચાર કહેતાં જણાવ્યું:

'સાહેબ, સમાચાર શા હોય? બોરસદ તાલુકામાં તો હવે આપણે રહેવા જેવું રહ્યું નથી. જ્યાં અમલદારી કરવા જાઉં છું ત્યાં કૂતરાની જેમ હડધૂત થઈને ફરવું પડે છે. અમારા ઉપર કોઈની માનભરી દૃષ્ટિ તો જણાતી જ નથી. કોઈ આદરસત્કાર કરતું નથી. જ્યાં જઈએ ત્યાં ગાંધીની ટોપીવાળો ઊભો જ હોય. અને તેના શબ્દોયે પરમેશ્વરના શબ્દો જ સમજી લો, સાહેબ. આપણું સાંભળીને તેનો અમલ કરવો કે નહિ તે વાત તો બાજુએ રહી, પણ આપણું તો કોઈ સાંભળતું જ નથી. આપણો બધાનો તો ધોબીના કૂતરા જેવો ઘાટ છે—નહિ ઘરનો કે નહિ ઘાટનો. હવે તો સગાંસંબંધીઓ પણ આપણા તરફ તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે. હવે કંઈ નિકાલ લાવો તો મહેરબાની. સાહેબ, અમે તો હવે ઇજ્જત અને પ્રતિષ્ઠા ખોઈ બેઠા છીએ. માણસ હોવા છતાં કૂતરા જેવા ગણાઈએ છીએ. સાહેબ, આ તે દુઃખ કેમ સહન થાય ?'

આ ભાઈનું ઉપર મુજબનું નિવેદન જરાયે અતિશયોક્તિવાળું ન હતું. સાચે જ તેમની સ્થિતિ તેવી હતી.

### તાલીમબદ્ધ પ્રજા

પ્રજાને કેળવવા માટે તો વર્ષો જોઈએ, અને તેમાંયે પચરંગી અને ભિન્નભિન્ન ધર્મો અને નાતજાતોવાળી પ્રજા તાલીમબદ્ધ થાય જ નહિ એમ કહેનારા ઘણા પડ્યા છે. બોરસદની અને એવી બીજી લડતોએ આ કથન ખોટું પાડ્યું છે. અગ્નિની ભઠ્ઠીમાં લોઢું મૂકીએ, અને તે ગરમ થતાં તેનો મનગમતો ઘાટ ઘડી શકાય છે. તેવું જ પ્રજાનું પણ છે. બોરસદ તાલુકામાં હિન્દુ, મુસલમાન, જૈન, ખ્રિસ્તી વગેરે બધા ધર્મોના લોકોની વસ્તી છે. તેમાંય વળી અનેક જ્ઞાતિઓ અને પેટાજ્ઞાતિઓમાં લોકો વહેંચાયેલા છે. છતાં પ્રજા એકઅવાજે તૈયાર થઈ ગઈ. દરબારસાહેબની એકએક સૂચનાનો અમલ કાયદાની જેમ થવા લાગ્યો.

### દરબારસાહેબનો હુકમ

પોતાના બધા દાવથી કંટાળી સરકારે નવો અખતરો શરૂ કર્યો. બંધ ઘરોમાં જપ્તી ન થઈ શકતી, એટલે સરકારે ખુલ્લાં બજારો તરફ નજર કરી અને બજારમાં જપ્તી કરવાનું અજમાવ્યું. સરકાર આમાં ફાવી ન જાય તે માટે દરબારસાહેબે હુકમ છોડ્યો કે દિવસના કોઈ કામ કરવું જ નહિ, પોતાનાં બધાં જ કામો રાતનાં કરવાં.

### રાત્રીનો દિવસ

દરબારસાહેબનો હુકમ છૂટતાં જ બોરસદમાં રાત્રીનો દિવસ શરૂ થયો. ચકલે ચકલે

પેટ્રોમેક્સની બત્તીઓ અજવાળું આપતી ટાંગેલી જણાતી. આખા ગામમાં ઝગઝગાટ થઈ ગયો. બજારો રાતના ઊઘડે, અને બધી જ ખરીદી રાતના થવા માંડી. આજુબાજુનાં ગામડાંમાંથી પણ ખરીદ કરનારાઓ રાતના રાજીખુશીથી આવતા અને જરૂરી વસ્તુ ખરીદીને જતા. પાણી ભરવાનું કામ પણ સ્ત્રીઓએ રાતના કરવા માંડયું. રાતે પાણી ભરવાની સગવડ રહે, માટે જાહેર કૂવાઓ ઉપર પણ પેટ્રોમેક્સની બત્તીઓ મૂકવામાં આવી હતી. આ બત્તીઓના અજવાળામાં ત્રાંબાપિત્તળનાં બેડાં ઉપર પડેલાં પાણીનાં ટીપાં મોતીનાં બિન્દુ જેવાં દેખાવા લાગ્યાં. આમ, આ સરકારના પ્રતાપે બોરસદ મોહમયી નગરી બની ગઈ, ત્યારે સરકારી અમલદારોને ભાગે ટપાલની પેટી જેવું મોં કરી, માથે હાથ દઈ, બેસી રહેવાનો અવસર આવ્યો.

### નિર્ભય પ્રજા

તાલીમની સાથે જ પ્રજા ડર છોડે છે, અને જેણે ભય છોડયો એ વીર થયો જ સમજવો. જેમજેમ લડત જામતી ગઈ તેમતેમ પ્રજાનો ડર ઓછો થતો ગયો. પોલીસનો ડર તો ગયો, એટલે સાથેસાથે બહારવટિયાઓનો ડર પણ પ્રજામાંથી ગયો. સત્યાગ્રહ પત્રિકામાં પણ ઠોકી ઠોકીને લોકોને એ જ • વાત મનમાં ઠસાવવાનો પ્રયત્ન થતો, કે "સત્યને ડર શાનો? બહારવટિયા આપણા ભાઈઓ છે. તેમનાથી ડરવાનું હોય નહિ. નિડર થઈને અયોગ્ય કાર્યોમાં સહકાર ન આપવાની તાકાત મેળવવી જોઈએ. તેવી રીતે ઊંધે રસ્તે દોરનારા તરફ પણ પ્રેમભાવ રાખી તેવાઓને સાચે રસ્તે દોરતાં શીખવું જોઈએ. જે લોકો આપણા ઉપર જુલમ કરે છે, તે કંઈ આફ્રિકામાંથી આવેલાં પશુ નથી કે તેથી આપણે તેમનાથી બીવાનું હોય." આવાં લખાણોથી સત્યાગ્રહ પત્રિકાએ ઘણાંનાં જીવનમાં પરિવર્તન કર્યું.

### બહારવટિયાઓને પણ અસર થઈ

સત્યાગ્રહ પત્રિકાએ આમ લોકોના જીવનમાં પરિવર્તન કર્યું, તો એ પત્રિકાએ બહારવટિયાઓને પણ અસર કરી હોય એમ લાગ્યું. લડતની શરૂઆતમાં જ દરબારસાહેબે આ બહારવટિયાઓને ઉદ્દેશીને એક વિનંતિપત્ર બહાર પાડયું હતું, અને તેમાં તેમને લૂંટ કરવાનું છોડી દઈ, હિમ્મત હોય તો જાતે સરકાર સમક્ષ હાજર થઈ જવા, અથવા તો હિન્દુસ્તાનમાં ઘણાયે પર્વતો કોતરે છે ત્યાં નાસી છૂટવા વીનવ્યું હતું. આ વીનવણી પણ તેમને કાને ગઈ લાગે છે, કારણ લડતના સમય દરમિયાન કોઈ પણ સ્થળે બહારવટિયાએ ત્રાસ આપ્યો જણાતો નથી, અને જાણે લડતનું શુદ્ધ વાતાવરણ જળવાઈ રહે તે માટે આ બહાદુર બહારવટિયાઓ પણ બોરસદ તાલુકાની હદ છોડીને ચાલી ગયા હોય એમ લાગ્યું.

### અહિંસા અને શાંતિ

આ આખી લડત દરમિયાન પ્રજાએ પૂરેપૂરી રીતે અહિંસાનું પાલન કર્યું. એક પ્રસંગ એવો બન્યાનો ઉલ્લેખ મળે છે કે જિલ્લાના મુખ્ય અમલદાર પર કિન્નો રાખી બોરસદમાં જ તેના ઉપર હુમલો કરવાનો વિચાર બહારવટિયા તરફથી લેખિત રૂપમાં દરબારસાહેબને મળ્યો. દરબારસાહેબે આ લેખિત બાતમી જે અમલદાર પર હુમલો થવાનો હતો તેમને જ સુપ્રત કરી. આથી અમલદાર ચેત્યા, અને સહીસલામત સ્થળે પહોંચી ગયા. આ બાતમી આપવા માટે તેમણે દરબારસાહેબનો ઉપકાર માન્યો. બીજા અમલદારો અને સરકારને હાજીહા કરનારા ઉપર પણ આની સારી અસર થઈ.

## ક્ષત્રિય કોમે પણ અહિંસા પાળી

આપણે જાણીએ છીએ કે બોરસદ તાલુકાની બારૈયા કોમ નિડર અને બહાદુર છે. આ આખી કોમે આ સત્યાગ્રહની લડતમાં ઝંપલાવ્યું હતું. તાલુકાના એક ગામમાંથી આ બારૈયા કોમ તરફથી ખેડા જિલ્લા સમિતિ તરફના મંત્રી શ્રી રાવજીભાઈ મણિભાઈને કહેવામાં આવ્યું કે: "તમે બધા જે કામ કરી રહ્યા છો તે તો બધું ઠીક છે, પણ ફક્ત બે વસ્તુઓ અમને ગમતી નથી. એક તો એ કે તમે અમારાં ધારિયાં નીચાં મુકાવ્યાં છે, અને તે નકામાં કાટ ખાધા કરે છે. બીજું એ કે ભાગોળે જતાં ધાતુના લોટા પણ જપ્તીમાં જાય એ બીકે માટીનાં વાસણો જંગલ જતાં વાપરવાં પડે છે." આ બહાદુર કોમને આ ડરપોકપણું ખૂબ સાલતું હતું. પ્રજા ઉપર સરકાર દમન કરે અને આ વીર ક્ષત્રિય કોમને જોઈ રહેવું પડે, એ તેમનાથી કેમ સહન થાય? ભાગોળે જતાં સાથે રાખેલા પિત્તળ કે ધાતુના લોટાની પણ જપ્તી કરનારને થોડોઘણો સાલમપાક આપ્યા વગર કેમ છોડાય, એની આ બહાદુર પ્રજાને સમજ પડતી નહોતી. પણ આ પ્રશ્નોના જવાબમાં શ્રી રાવજીભાઈએ એક જ વાક્યમાં જવાબ આપ્યો કે: "દરબારસાહેબનો હુકમ છે. એટલે આપણે તેનો અમલ કરવો જ જોઈએ" દરબારસાહેબના નામની અસર આમ જાદુ જેવી હતી. બીજી દલીલો કરી આ બારૈયાઓને સમજાવવાનો પ્રયત્ન તો જરૂર નિષ્ફળ નીવડે જ. દરબારસાહેબના આવા હુકમથી ગમે તેવી ઉશ્કેરણીના પ્રસંગોમાં, ગમે તેવી કનડગત થતી હોય તેવે વખતે, પણ બારૈયાઓએ પોતાના મગજનું સમતોલપણું જાળવી રાખ્યું હતું. ઉદ્ધત અમલદારો તરફની ઉશ્કેરણીના પ્રસંગોમાં પણ તુમાખી મિજાજના પટેલોએ અહિંસા જાળવી લડતનું શુદ્ધ વાતાવરણ જાળવી રાખવામાં કિંમતી મદદ કરી.

## કેટલી રકમ વસૂલ થઈ?

આટલું દમન કરતાં છતાં અને બહારવટિયાઓને પકડવા માટે બહારથી આણેલી ચારસો પોલીસોની ફોજનો પણ આ કર વસૂલ કરવામાં જ ઉપયોગ કર્યો હોવા છતાં, અઢી લાખના ભારે કરમાંથી સરકારે નવસો રૂપિયાની રકમ લોકો પાસેથી રાજીખુશીથી મેળવી. બધાં દમનનાં પગલાંને પરિણામે અને જપ્તીઓનો વરસાદ વરસાવ્યા પછી સરકાર માંડમાંડ જપ્તીના માલની હરાજીમાંથી વીસ હજાર રૂપિયાની રકમ એકઠી કરી શકી. આટલો કર વસૂલ કરતાં સરકારને કરની આવક કરતાં ખર્ચ વધુ કરવું પડ્યું હતું, અને દુનિયાની કોઈ પણ શાણી સરકારને માથે કલંક ચોટે એવી એ બીના હતી. જો રાજ્યોને કર ઉઘરાવવા જતાં કરમાં જેટલી રકમ મળે તેના કરતાં વધારે ખર્ચ કરવું પડે તો શું થાય? છેવટે દેવાળું કાઢ્યા વિના એ સરકાર પાસે બીજો કયો રસ્તો રહે?

## જપ્તીઓના પ્રકાર અને સરકારી દમન

આમ લડત પૂર જોસમાં ચાલી. સરકારી અમલદારોએ પોતાની બધી શક્તિ અજમાવી કર વસૂલ કરવાનો પ્રયત્ન કર્યો. આ કર વસૂલ કરતાં કાયદાને અને નીતિને તો બાજુ પર મૂક્યાં. જપ્તીઓના અનેક પ્રકાર આ અમલદારોએ અજમાવ્યા. દમનના કોરડા પણ વીંઝવા માંડ્યા. બેટાસીમાં એક બાઈના ખભા ઉપર હાથ મૂકી એક પોલીસે સ્ત્રીજાતનું ઘોર અપમાન કર્યું. આટલું જ નહિ, પણ તે બાઈના ધણીને તેણે બંદૂકના કુંદા માર્યા. વીરસદમાં વગર પંચે જપ્તીઓ કરી, દાવોલમાં મુસલમાન મામલતદાર અને મુસલમાન રાવણિયા પણ ઘરમાં

પેસી ચૂલા સુધી જઈ બાળબચ્ચાંને ખાવાનાં તેલથી જપ્તીમાં લાવતાં અચકાતા નહિ. અલારસામાં જપ્તીઓની શરૂઆત મામલતદારે પોતે જ કરી. તેમણે સાંકળો વાસેલાં ઘર ઉઘાડ્યાં, કોઠીમાંના દાણા કાઢ્યા, અને હાથમાં આવ્યાં એવાં કપડાંમાં તે બાંધી લીધા. બીજે ઠેકાણેથી દાણા કાઢતાં તેમાંથી કલ્લાંની રૂા. ૯૯ ની કિમ્મતની જોડ હાથમાં આવી. તે જોડ રૂા. ૨–૭–૦ના કર માટે જપ્તીમાં લેવામાં આવી. એ જ ગામમાં એક ગરાસિયો રાવણિયા સાથે જપ્તી સંબંધી વાત કરતો હતો. આ ખબર મામલતદારને મળતાં મામલતદારે રાવણિયાને કહ્યું, "લાકડી ફરકાવ, હું કહું છું કે હું તારી પાછળ છું." આવા અંદરઅંદર લડાવવાના પ્રયત્નો પણ થયા. સારસામાં એક ઘરમાં એક વિધવાબાઈ એકલી હતી. તેનો રૂા. ૫–૭–૦નો કર આકારતાં આ સરકાર અચકાઈ નહિ. બીજી એક વિધવાબાઈને ધક્કો મારીને અમલદારો તેની ભેંસ લઈ ગયા. ત્રીજે એક ઘરેથી ઘરનો માલિક કોણ છે તે જાણવાની દરકાર ન કરતાં ઘરનો નંબર ૧૫૧૭ જોઈ તેમણે દૂઝણી ભેંસ ઉઠાવી. વળી એ જ ગામમાં એક મોચીને ત્યાં એક ખંડમાં સુવાવડી બાઈનો ખાટલો હતો તે ભાગમાં જઈ મહામહેનતે એક સાલ્લો અને એક ધોતિયું મેળવી જપ્તી કરવામાં ફતેહ મેળવી! સદાવ્રતની દુકાનનાં વાસણો પણ લઈ ગયા. ઢૂંઢાકૂવામાં મુખી અને કારકુન પાસે ઉચકાવીને પણ જપ્તીનાં વાસણ લીધા વિના ન છોડ્યાં! નાપાડમાં વહોરા કોમની વિધવા બાઈ હતી. તે તથા તેની આંધળી સાસુ ઘાણી ચલાવીને જીવન ગુજારતાં. આ બાઈ પાસે પહેરવાનાં પૂરાં કપડાં પણ નહોતાં, છતાં તેને ત્યાં પણ જપ્તી થઈ! વીરસદમાં અમીન કાશીભાઈ ઝવેરભાઈ અને અમીન દેશાઈભાઈનાં ગુજરી ગયેલાં માતાજીનો પણ પોલીસવેરો જપ્તી કરી વસૂલ કર્યો. અમીન શિવાભાઈ બાબરભાઈ બિન નાથાભાઈને ત્યાં ઘરમાં એકંદર ૭ માણસો હતાં, છતાં બે વધારી આઠનો કર વસૂલ કર્યો. ઉમરાવ ગામમાં ઘંટી અને દેગડી પણ જપ્તીમાં લીધાં. બોરસદને દરવાજે પટાવાળા ઊભા રહેતા. તેમણે એક દિવસ ઘાસનાં પોટલાં લઈ વેચવા આવનારને અટકાવી તેઓને કચેરી તરફ હાંક્યા. કચેરીમાં તેમણે જણાવ્યું, "કર ભરો નહિ તો માલ જપ્ત થશે." એટલામાં ત્યાં એક સ્વયંસેવક પહોંચ્યો. માલ ઉપડાવી સરદાર પાસે લાવ્યો. પાછળપાછળ કારકુનભાઈ આવ્યા અને કહ્યું કે "ખાનસાહેબે પોટલાં કચેરીમાં મંગાવ્યાં છે." તેમણે યોગ્ય જવાબ આપતાં કહ્યું કે "અમે તે વેચાતાં રાખી લીધાં છે." કારકુન વીલે મોઢે પાછા ફર્યા, અને આવા બીજાઓને આંતર્યા હતા તેમને પણ છૂટા કર્યા.

આમ જપ્તીના અનેક પ્રકારો અજમાવ્યા. કેટલાંક ગામોમાં તો મુખી રાવણિયાઓએ માલ ઉપાડવાની હિમ્મતથી ના પાડી. આવું બધું કર્યા છતાં આ લડતનો અંત જલદી આવ્યો. આ લડતમાં અલારસાના વીસ અને ખેડાના ૭ મળી કુલ છવ્વીસ માણસોની ધરપકડ થઈ હતી.

## લોકોના ભોગનો જાદુ

આટલું બધું કર્યું છતાં પ્રજા પાછી ન પડી, એટલે સરકારી અમલદારો પોતાની સ્થિતિ સમજી ગયા. હવે તેઓ ઢીલા પણ પડ્યા. નછૂટકે જ તેઓ કર વસૂલ કરવા લાગ્યા. કારણ ઘણા મુખી રાવણિયાઓએ રાજીનામાં તો ન આપ્યાં, પણ જપ્તી કરવાની પોતાની અશક્તિ તેમણે અમલદારોને ઉપરાઉપરી જણાવી દીધી. કેટલાકે જપ્તી કરવાની ઘસીને ના પાડી દીધી. લગભગ બધાં જ ગામોમાં આ સ્થિતિ થઈ. આ લોકોએ ના પાડવાથી જપ્તી અને

દમનનું કામ વધારાની પોલીસને માથે આવ્યું. તે પોલીસે પણ પોતાનું એ કામ નથી એમ કહી વિરોધ કર્યો. સરકારની મુશ્કેલી વધી દિવસે દિવસે મહેસૂલી અમલદારો અને પોલીસોનાં હૃદય પ્રજા તરફ વળ્યાં એમ કહી શકાય.

### અમલદારોની નિરાશા

જાહેર છાપાંઓએ પણ આ લડતના સમાચારો આકર્ષક રીતે આપ્યા. તે વાંચીને ગુજરાતના આગેવાનો બોરસદ તરફ આકર્ષાયા અને બોરસદ યાત્રાનું ધામ બની રહ્યું. આટલું દમન કર્યાં છતાં પણ ગામેગામ ઉત્સાહથી સભાઓ થતી જોઈ સરકારી અમલદારોનો રુઆબ ઊતરી ગયો. કેટલાક જવાબદાર સરકારી માણસોએ કલેક્ટરને પણ સંભળાવી દીધું કે આ જુલમ વધારે લંબાશે તો પરિણામ સારું નહિ આવે. આવા હેવાલો મુંબઈ સરકારને પણ પહોંચ્યા, અને દોઢમાસની ટૂંક મુદતમાં સરકાર હાંફી ગઈ.

### લડાઈનો અંત

પ્રજાની દુઃખ સહન કરવાની તૈયારી અને અમલદારોના હેવાલો જોઈ સરકારનું મન બદલાયું. ગમે તેમ કરી નાક ઊંચું રાખી લડત બંધ કરવાનો સરકારે નિર્ધાર કર્યો. પોતાની ભૂલ કબૂલ તો ન જ થાય, માટે જે ફારસ ભજવવું પડે તે ભજવીને આ અન્યાયી કર ઉપર પડદો પાડવાનો સરકારે નિશ્ચય કરી પોતાના સ્વદેશ ખાતાના સભ્ય સર મૉરિસ હેવર્ડને બોરસદ મોકલ્યા. બોરસદમાં તેઓ આવ્યા, અને તેમને ખાતરી થયાનું જણાયું કે તેમનું કંઈ વળે તેમ નહોતું. એ નામદાર મુંબઈ પહોંચ્યા પછી તરત જ તા. ૮–૧–૨૪ને રોજ મુંબઈ સરકારે નીચેની છાપાજોગી યાદી બહાર પાડી. " બોરસદ તાલુકાના લોકોને ખર્ચે ત્યાં વધારાની પોલીસ રાખવાની આવશ્યકતા છે કે કેમ તેની નામદાર ગવર્નરે હોમ ડિપાર્ટમેન્ટના સભ્ય મારફતે ખાસ તપાસ કરાવી છે, જેઓએ તેમની વિનંતિથી છેલ્લા થોડાક દિવસ દરમિયાન ખેડા જિલ્લાની જાતે મુલાકાત લીધી હતી. નામદાર ગવર્નરે આ તપાસ વિશે પોતાના કારોબારી મંડળ સાથે મસલત ચલાવી છે. જેને પરિણામે એઓ એવા નિર્ણય ઉપર આવ્યા છે કે લોકોના રક્ષણને માટે તેમજ બહારવટિયાઓનો પીછો પકડીને તેમને દબાવી દેવા માટે આગળ પગલાં ભરવા સારું તાલુકાની સામાન્ય પોલીસ ઉપરાંત વધારાની પોલીસની મજબૂત ટુકડીઓ હજી થોડોક વખત રાખવી પડશે. પરંતુ સાથેસાથે આ ટુકડીઓના ખર્ચ માટે નાખવામાં આવેલો વધારાનો કર લોકોને પાછો આપી દેવાને માટે સબળ કારણ છે, એવો તેમણે નિર્ણય કર્યો છે. વળી એ પણ સચું છે કે અત્યાર સુધી એકંદર રીતે લોકો બહારવટિયા પકડવાને વિશે ઉદાસીન રહ્યા તે ઘણુંખરું કેટલાક જાણીતા મુખ્ય બહારવટિયાઓની દુષ્ટ અને અમાનુષી રીતોને લીધે જ છે. વળી આ વખતે વરસાદની મોસમ કેટલેક અંશે નિષ્ફળ જવાને લીધે વધારાની પોલીસના નિભાવ માટે વેરો ભરવાનું પણ કેટલાક લોકોને મુશ્કેલ પડે એમ છે. આ બધું જોઈને અત્યારે જે વધારાની પોલીસ મુકાઈ ચૂકેલી છે તેનું ખર્ચ ચાલુ વર્ષમાં સરકારની સામાન્ય આવકમાંથી જ આપવાનું નામદાર ગવર્નરે ઠરાવ્યું છે, અને આવતા વર્ષમાં એને કાયમ રાખવા માટે ધારાસભા પાસે એની માગણી કરવામાં આવશે. આ તાલુકાના લોકો લાંબા વખત સુધી ત્રાસદાયક ગુનાનો ભોગ થઈ પડેલા છે, અને તેમને વધારાની પોલીસને લીધે મળતા રક્ષણનો અત્યાર સુધીમાં અનુભવ થઈ ચૂક્યો છે. એટલે એઓ બહારવટિયાઓને દબાવી દેવા માટે હવે પછી લેવાનાં પગલાંમાં ખરા દિલથી સહાય અને સહકાર કરીને સરકારની આ ઉદાર નીતિનો જવાબ વાળશે એવો નામદાર ગવર્નરને વિશ્વાસ છે. "

## પૂર્ણાહુતિ

સરકાર આ ઠરાવમાં બહુ સ્પષ્ટ શબ્દોમાં પોતાની હાર કબૂલ કરે છે, એ આપણે જોઈ ગયા છીએ. પ્રજા ઉપરનો કર માફ થયો, વસૂલ થયેલો દંડ અને જપ્તીમાં લેવાયેલો માલ પાછો આપવાનું અને વધારાની પોલીસનું ખર્ચ સરકારે ભોગવી લેવાનું ઠરાવ્યું છે. વળી પરાપૂર્વથી ચાલી આવતી રૂઢિ છોડી નિર્દોષ અને કચરાયેલી પ્રજાને દોષિત અને દુઃખી કરવાના મહા અપરાધમાંથી બચી જઈ સત્યનો સ્વીકાર કરી સરકારે પોતે પણ વિજય મેળવી લીધો, એમ કહીએ તો ચાલે. સરકારે ખુલ્લા દિલથી અને હિંમતથી પોતાની ભૂલ સ્વીકારી. આમ સરકારનો અને પ્રજાનો બંનેનો વિજય થયો.

## ઉજવણી

તા. ૧૩મી જાન્યુઆરીનો દિવસ તાલુકાની પ્રજાએ ખૂબ ધામધૂમથી ઊજવ્યો. ગામેગામ સભાઓ થઈ, અને આનંદથી બધા વીખરાયા. સરદારસાહેબે વિજયની ઉજવણીમાં સરકારને હવે પડતી મૂકી રચનાત્મક કાર્ય માટે સ્વયંસેવકોની હાકલ કરી, અને બત્રીસ સ્વયંસેવકોએ ઓછામાં ઓછા એક વર્ષ સુધી આ તાલુકાના રચનાત્મક કાર્યમાં દટાઈ જવાની તૈયારી બતાવી અને કામ શરૂ થયું.

## ઉપસંહાર

આમ બહુ જ ટૂંકા સમયમાં આ લડતનો અંત આવ્યો. "આ રાજ્યમાંથી ન્યાય મોં સંતાડીને નાસી ગયો છે," એવું સરદારનું કથન તદ્દન સાચું છે એમ આ લડત ઉપરથી આપણે જોઈ શકીએ છીએ. બોરસદની લડતનું મહત્ત્વ તો એ છે કે પૂજ્ય બાપુજીની સીધી કે આડકતરી દોરવણી ન હોવા છતાં તથા તેઓથી તે સમયે જેલમાં હોવાથી તેમની સલાહ સૂચના મેળવવાનું અશક્ય હતું, તોપણ સરદાર આ લડત જીત્યા. વળી આ લડતનો અંત કોઈ પણ જાતની વાટાઘાટ વિના આવ્યો. સરકારે જ હુકમ બહાર પાડી કર પાછો ખેંચી લીધો અને લીધેલો કર પાછો આપવાનું જાહેર કર્યું.

નાગપુરમાં તો એક મેજિસ્ટ્રેટના અવિચારી હુકમના અનાદરને રાજ્ય ઊંધું વાળવાની હિલચાલ તરીકે વર્ણવવામાં આવી હતી. અને સરકારે પોતાનાં બધાં શસ્ત્રો તેને દબાવી દેવાને માટે વાપરવાની ધમકી આપી હતી. બોરસદમાં સરકારે એવી ઢોંગધમકીનો આશ્રય લેવાને બદલે લોકોની માગણીનો સીધી રીતે સ્વીકાર કર્યો, એ જેમ તે વખતની સરકારનું ડહાપણ સૂચવે છે તેમ લોકોના પક્ષનું સાચાપણું અને લોકોના સંગઠનની ખૂબી પણ સિદ્ધ કરે છે. આ લડતની અસર એટલી બધી સરસ થઈ હતી કે આણંદ તાલુકાનાં બીજાં કેટલાંક ગામો ઉપર નાખેલો એવો જ કર સરકારે કેવળ એક અરજી ઉપરથી રદ કર્યો.

સરદાર વલ્લભભાઈની વાણી અને આત્માનો પરિચય જેવો બારડોલીએ કરાવ્યો તેવો બોરસદ ન કરાવી શક્યું. કારણ બોરસદની લડત એટલી ટૂંકી હતી કે સરદાર વલ્લભભાઈના ભાષણના ભણકારા પણ ગુજરાતમાં પહોંચ્યા નહોતા ત્યાં તો વિજય મળ્યો. સરદાર વલ્લભભાઈનું જીવનચરિત્ર લખાશે ત્યારે બોરસદ સત્યાગ્રહની લડત પણ એક સ્વતંત્ર પ્રકરણ રોકશે જ. વળી શ્રી મહાદેવભાઈએ બોરસદની લડત અંગે સાચો અભિપ્રાય આપતાં જણાવ્યું છે કે:—

"બોરસદના જેવી સ્વચ્છ અને ક્ષિપ્રવિજયી લડત હિંદુસ્તાનના ઇતિહાસમાં તો હજી સુધી નથી લડાઈ."

———o———

# મૃત્યુસમું જીવન

મૂળ લેખક: મિસ એગ્નસ સ્મેડલી
અનુવાદક: શશિકાન્ત દલાલ

[ગતાંકથી ચાલુ]

૩

હસી–ચેન દાવો કરે છે કે એ ક્રાંતિના સમયમાં કોમ્યુનિસ્ટ કુમાર હતી. એ ખરું છે કે ખોટું તે તો ઇશ્વર જાણે. એ મોસ્કો જઈ આવી છે એ વાત ખરી છે પણ જાણકાર લોકો કહે છે એ કોમ્યુનિસ્ટ કુમાર મંડળની સભ્ય કદી નહોતી થઈ. હસી-ચેન પહેલેથી જ છીછરી હતી. એનું મોં બાલિશ ને શૂન્ય હતું અને મોસ્કોમાં એનો વખત મોટે ભાગે તો એના પ્રેમી સાથે ગેલ કરવામાં જતો.

એનો પ્રેમી તો ખરેખર કોમ્યુનિસ્ટ હતો. ચીનમાં કોમ્યુનિસ્ટ પાર્ટી સ્થાપવામાં એણે મદદ પણ કરી હતી. શૂન્યમનસ્કા હસી–ચેન કદાચ એના પ્રેમીની અંગત લાગવગને લીધે જ પાર્ટી તરફથી મોસ્કો જઈ શકી હશે. અભ્યાસની સાથે એને પહેલેથી જ સંબંધ નહોતો એટલે મોસ્કોમાં એના પર વખતનો બિલકુલે વ્યય કરવામાં એ માનતી નહોતી. પોતે આધુનિક રમણી છે એ એના મિત્રોને અને મોસ્કોની પ્રજાને બતાવતા પરવારતી એટલે એના પ્રેમીની સોડમાં ભરાતી. વૈભવશાળી ને મધ્યમ વર્ગની ચાઈનીઝ રમણીઓ જેમાં રાચે છે એવી કાલી કાલી, નાદાન વાતો કરીને એને રીઝવવાનો પ્રયત્ન કરતી. આવી વાતો કરવી એ એને મન હોંશિયારીનું ચિન્હ હતું. એ માનતી હતી કે એથી એના પ્રેમીની નજરમાં એનું આકર્ષણ વધતું હતું. એ કોમ્યુનિસ્ટ કુમાર મંડળનો ચાંદ લટકાવતી હતી તે પણ કદાચ એના પ્રેમીને ખુશ કરવાને માટે જ હશે.

એના પ્રેમીની ઉમર એના સાથીઓથી ઘણી વધારે હતી. એની યુવાની જૂનવાણી વિચારમાં જ પસાર થઈ હતી. એટલે હજુએ એના મનમાં ખ્યાલ રહી ગયો હતો કે કોમ્યુનિસ્ટ રમણીઓ પણ વેલીઓ માફક, એના જેવા વીર પુરુષો પર આધાર રાખ્યા વગર ન રહી શકે.

ચીનમાં કોમ્યુનિસ્ટો સામે દમન શરૂ થયું કે તરત જ હસી–ચેને કુમાર મંડળનો ચાંદ ફગાવી દીધો અને પોતે કોમ્યુનિસ્ટ છે તેની બડાશ મારવાની મૂકી દીધી. એના જેવાઓમાં 'કોમરેડ' કહેવડાવવાની હવે ફેશન નહોતી. ધીમે, ધીમે, અચકાતા અચકાતા એનો પ્રેમી પણ ક્રાંતિઘાતીઓના પક્ષમાં ભળ્યો ને સમય જતાં ચાંગ-કૈ-શેકનો જમણો હાથ થઈ પડ્યો. લોકોમાં થોડો વખત તો માન્યતા પ્રસરી કે કુઓમિન-ટાંગમાંથી ખબર મેળવવા એને જાસુસ તરીકે મૂક્યો છે. પણ તરત જ એના સાથીઓની ઉપરાછાપરી ધરપકડ થવા માંડી ને કોમ્યુનિસ્ટ પાર્ટીનાં છૂપાં સ્થાનો ને કામોની પોલિસને ખબર પડવા માંડી એટલે લોકોનો ભ્રમ દૂર થયો. કદાચ કોમ્યુનિસ્ટ પાર્ટીએ શરૂઆતમાં એને કુઓમિન્ટાંગમાં

ભળવાનો હુકમ પણ કર્યો હોય. પણ આ લહેરી આદમી જેને યુવાનીમાં જૂનવાણી વિચારો અને રહેણીકરણીમાં રચ્યાપચ્યા રહેવાની ટેવ પડી ગઈ હતી, જેને કૉમ્યુનિઝમની ફિલસૂફી હજુ બરાબર પચી નહોતી, તેના હાથમાં સત્તા આવી, સુખ સગવડ ને સહીસલામતી મળ્યાં એટલે ક્રાંતિકારીઓના કષ્ટમય જીવનમાં ફરી જવાનું મન ન થયું હોય એ બનવાજોગ છે. જે હોય તે, પણ એક વાત તો ચોક્કસ છે. આ 'કૉમ્યુનિસ્ટ' વીરે કુઓમિન્ટાંગ સાથે કામ કરવા માંડ્યું ત્યારથી પોલિસને કૉમ્યુનિસ્ટો વિષે વધારે બાતમી મળવા લાગી ને કૉમ્યુનિસ્ટ કાર્યકરો જલદી પકડાવા લાગ્યા.

એણે કૉમ્યુનિસ્ટ પાર્ટીનો વિશ્વાસઘાત કર્યો. પછી થોડા વખતમાં જ હસી–ચેન એને પરણી ને બંને નાનકીંગમાં એક મહાલયમાં રહેવા લાગ્યાં. નાનકીંગમાં આવતા જતા ઘણાએ 'જનરલો' ને બીજા લશ્કરી અફસરો એમને ત્યાં પરોણા તરીકે ઊતરવા લાગ્યા. વર્ષો વીત્યાં પણ હસી–ચેન હજુએ શૂન્યમુખી ને છીછરી રહી હતી. હજુએ પહેલાંની માફક એના ધણીની હાજરીમાં અસહાય બાળકની માફક વર્તતી ને કાલુ કાલુ બોલીને એને વળગવા જતી. એનો પતિ ગાયોના વૃંદમાં ઘૂમતા આખલાના ગર્વથી એને પંપાળતો ને એની સાથે લાડ કરતો.

પણ કેટલાક એવા પ્રસંગો છે કે જ્યારે હસી–ચેનની અસહાયતા ને કાંગલાપણાનો અભિનય અદશ્ય થઈ જાય છે ને તેની જગાએ નવી જ હસી–ચેન દેખા દે છે. દાખલા તરીકે, જ્યારે હસી-ચેનને 'સોસાયટી'માં જવાનું હોય ને ત્યાં એના જેવી જ બીજા રાજપુરુષોની પત્નીઓને બતાવવું હોય કે પોતે કોઈ જેવા તેવા માણસની પત્ની નથી પણ ચાંગ-કૈ-શેકના ખાસ મિત્રની પત્ની છે ત્યારે એનો આખો ઉઠાવ મોભાદાર બની જાય છે, મોં પર ગંભીરતા ને સખતાઈ આવી જાય છે, લોકો સાથે હસે છે, હસ્તધૂનન કરે છે કે એમની ખબરઅંતર પૂછે છે ત્યારે એના બોલવા ચાલવામાં ભારેખમતા આવે છે. ભૂલચૂકમાં એના ક્રાંતિ વખતના કોઈ મિત્રો, જેઓએ હજુ ક્રાંતિ કરવાનાં સ્વપ્નાં નથી છોડી દીધાં, એમની સાથે મિલન થઈ જાય છે ત્યારે એમની સાથે કોઈ સામ્રાજ્ઞી એના રંક પ્રજાજનો સાથે વાત કરતી હોય તેમ વાત કરે છે—જાણે કૃપા કરતી હોય એમ એમના તરફ જુએ છે.

મોટા અમલદારની પત્ની તરીકે ને જાણીતી ઉચ્ચ વર્ગની રમણી તરીકે મોટા મોટા જાહેર પ્રસંગોમાં એનું નામ આગળ આવે છે. શાંગહાઈમાં ઘડીએ ઘડીએ સ્વદેશાભિમાનીઓને કોઈ ને કોઈ ફાળામાં ભરવાની વિનતિઓ થાય છે. અલબત્ત એક વાર ફાળો ભરાઈ ગયો પછી એનું શું થાય છે તેની કોઈ ને ખબર પડતી નથી. આવી વિનતિઓની નીચે સહીઓમાં બાઈશ્રીનું નામ ઘણી વાર પહેલું હોય છે. ઘણી વાર એને નિશાળો, બાળમંદિરો કે અનાથાલયોની ઉદ્‌ઘાટન ક્રિયા કરવાનાં નિમંત્રણો મળે છે. ઘણી વાર ધર્માદા નાટ્યપ્રયોગો પણ એના પ્રમુખપણા નીચે થાય છે. આવે આવે પ્રસંગે પૂર ભભકામાં એ પોતાની નવી અમેરિકન કારમાં જાય છે. પ્રસંગાનુસાર એનો શૉફર પણ દમામમાં હોય છે. કોઈ વાર લશ્કરી પોષાકમાં હોય તો કોઈ વાર સરકારી યુનિફૉર્મમાં હોય છે. ગાડીમાંથી ઊતરીને એની ખાસ દબદબાભરી ચાલમાં હસી–ચેન હૉલમાં જાય છે ને પ્રમુખસ્થાન લે છે. પચાસ

સૂત્રોની ટીકાઓ ઉપરથી અને પચ્ચીસસો વર્ષથી ચાલ્યા આવતા રિવાજો ઉપરથી બિલકુલ સ્પષ્ટ સમજાય તેમ છે. છતાં તે વસ્તુને એક જુદા જ આકારમાં મૂકી કોલાહલ ઉત્પન્ન કરવો એમાં શો હેતુ હોવો જોઇએ ? અથવા એનાથી શો ફાયદો થતો હોવો જોઇએ એ નથી સમજાતું. અત્યારે તો મહાત્મા ગાંધીજીએ ભગવાન મહાવીરના એ અહિંસાવાદને રાષ્ટ્રીય પ્રવૃત્તિનું મધ્યબિન્દુ બનાવ્યું છે. અને હિંદુસ્તાન જ નહિ દુનિયાના બીજા દેશો તેની તરફ મીટ માંડી રહ્યા છે અને અનુકરણ કરી રહ્યાં છે. આવી સ્થિતિમાં "મહાવીર સ્વામીએ માંસાહાર લીધો હતો," "તેમના સાધુઓ પણ માંસ લેતા હતા," "વનસ્પતિ આહારમાં અને માંસાહારમાં સરખી જ હિંસા છે," ઇત્યાદિ જાહેર કરવું અને તે પણ સૂત્રોની આડમાં ઊભા રહીને જાહેર કરવું, એ ક્યાંસુધી ઉચિત છે એનો વિચાર કરવો ઘટે છે.

"સૂત્રોના અનુવાદ કરતાં પ્રસંગ આવે અમારે તે તે શબ્દોના સ્પષ્ટ અર્થ કરવા જોઇએ" એવો જો બચાવ કરવામાં આવતો હોય તો તે પણ ભૂલો છે. જૈન સૂત્રો, ટીકા સિવાય, આજનો કોઈ પણ વિદ્વાન સંપૂર્ણ રીતે, સ્પષ્ટ રીતે લગાવી શકે-એનો પૂરેપૂરો અર્થ કાઢી શકે એ અશક્ય છે. સૂત્રોના ભાષાંતરકારો કે વ્યાખ્યાનકારો ટીકાનો આશ્રય જરૂર લેશે, અને એ આશ્રય લેતાં કોઇ પણ ભાષાંતરકાર કે વ્યાખ્યાનકારને કબૂલવું પડશે કે જૈન સૂત્રોમાં જે જે શબ્દોનો બાહ્ય દૃષ્ટિએ અમુક જાનવરોનો અર્થ કાઢી શકીએ છીએ, તેવો અર્થ નથી. આ વાતનું સ્પષ્ટીકરણ હમણાં હું આગળ કરીશ.

૨

'પુરાતત્ત્વમંદિર' અહમદાવાદ તરફથી થોડાં વર્ષો ઉપર પ્રકટ થતાં 'પુરાતત્ત્વ'ના ત્રીજા પુસ્તકના ચોથા અંકમાં અધ્યાપક ધર્માનંદ કૌસંબીનો 'માંસાહાર' સંબંધી એક લેખ પ્રકટ થયો હતો. તે લેખમાં તેમણે એ બતાવવા પ્રયત્ન કર્યો હતો કે "બુદ્ધના સમયમાં જેમ બુદ્ધ અને બુદ્ધ ભિક્ષુકો માંસાહાર કરતા હતા, તેમ શ્રમણો (જૈન સાધુઓ) પણ કરતા હતા."

હમણાં 'પ્રસ્થાન' માસિકના ચૌદમા વર્ષના પહેલા અંકમાં શ્રી. ગોપાળદાસ જીવાભાઇ પટેલ નામના વિદ્વાને 'શ્રી મહાવીર સ્વામીનો માંસાહાર' એ નામનો લેખ લખ્યો છે. તેમાં તેમણે પણ એ બતાવવા નિષ્ફળ પ્રયત્ન કર્યો છે કે 'મહાવીરસ્વામીએ માંસાહાર કર્યો હતો." અને "જૈનસૂત્રોમાં તેની સાબિતી મળે છે." લેખકના આ લેખનું જરા સ્પષ્ટતાથી અવલોકન કરવું, એ મારી આ પ્રવૃત્તિનો ઉદ્દેશ છે. અને તે એટલા માટે કે લોકો ગેરસમજુતીમાં ન પડે.

વિદ્વાન લેખક શ્રીયુત પટેલે 'ભગવતીસૂત્ર'ના પંદરમા શતકમાં આવેલા ગોશાળાના પ્રસંગને સૌથી પહેલાં હાથ ધર્યો છે. ગોશાળાનો અને ભગવાન મહાવીરસ્વામીનો સંબંધ ભગવતીના પંદરમા શતકને અનુસારે તેમણે વિસ્તારથી આલેખ્યો છે. ગોશાળો મહાવીર સ્વામી પાસે આવે છે. ભગવાન મહાવીરના બે શિષ્યોને ગોશાળાએ તેજોલેશ્યાથી બાળી મૂક્યા અને પછી મહાવીરસ્વામી ઉપર તેજોલેશ્યા છોડી. એ તેજોલેશ્યા મહાવીરસ્વામીને કંઈ પણ અસર કરવાને બદલે તેમના ઉપર અફળાઈ ગોશાળા ઉપર પાછી પડી. ગોશાળાએ મહાવીરસ્વામીને કહ્યુંઃ "તું છ મહિનાને અંતે દાહની પીડાથી મરણ પામીશ." ભગવાન મહાવીરસ્વામીએ કહ્યુંઃ "હું તો હજુ સોળ વર્ષ સુધી તીર્થંકરપણે વિચરીશઃ પણ તું તારા જ તેજથી પરાભવ પામીને સાત રાત્રીને અંતે મરીશ". બરાબર સાત રાત્રીએ ગોશાળો મરી ગયો. મહાવીરસ્વામીને પેલી તેજોલેશ્યાની અસરથી મરડો થયો. સિંહ નામનો મહાવીર-

સ્વામીનો શિષ્ય અણગાર ઘણો દુ:ખી થયો. ભગવાને જ્ઞાનથી જોઈ તેને પોતાની પાસે બોલાવી કહ્યું: "તું ચિન્તા કરીશ નહિ, હું હજુ સોળ વરસ જીવવાનો છું." તે પછી ભગવતી-સૂત્રમાં આ પ્રમાણે પાઠ આવે છે:

"तत्थणं रेवतीए गाहावइए मम अट्ठाए दुवे कवोयसरीरा उपक्खडीया, तेहिं नो अट्ठो अत्थि। से अण्णे पारियासिए मज्जारकडे कुक्कुडमंसए तमाहराहि, तेणं अट्ठो" ઈત્યાદિ.

શ્રીયુત પટેલ ઉપર્યુક્ત પાઠનો આમ અર્થ કરે છે:— (તું મેંઢીક ગ્રામમાં રેવતી નામની બાઇ છે, તેને ત્યાં જા.) તેણે મારે માટે બે કબૂતર રાંધીને તૈયાર કર્યાં છે. પણ તેને કે'જે કે મારે તેનું કામ નથી. પણ ગઈ કાલે બિલાડાએ મારી નાખેલા કુકડાનું માંસ તેં તૈયાર કર્યું છે, તે આપ."

આમાં જે વિવાદગ્રસ્ત શબ્દો છે તે આ છે:—"दुवे कवोयसरीरा" "मज्जारकडे" "कुक्कुडमंसए." આ શબ્દોના અર્થો શ્રી પટેલ અનુક્રમે આમ કરે છે: "બે કપોત (કબૂતર) નાં શરીર" "બિલાડે મારેલ" "કુકડાનું માંસ." આ અર્થ કરીને તેઓ બતાવવા ચાહે છે કે: "મહાવીરસ્વામીએ તેજોલેશ્યાની ગરમીથી થએલો મરડાની બિમારીમાં બિલાડીએ મારી નાખેલા કુકડાનું માંસ ખાધું હતું."

ઉપરના શબ્દોનો જે અર્થ તેઓ કરે છે "તે સિવાય બીજો કોઇ અર્થ કોષમાં થતો નથી" એમ તેઓ જણાવે છે. મને લાગે છે કે આ લેખકે જૂના કોષો તરફ ધ્યાન આપ્યું લાગતું નથી. હું એમનું અને બીજા વાચકોનું ધ્યાન ખેંચું છું કે જુના કોષોમાં આવા પ્રાણીવાચક દેખાતા અનેક શબ્દો વનસ્પતિવાચક શબ્દોમાં વપરાએલ આવે છે. નિર્ણયસાગર પ્રેસમાં પ્રકાશિત "અભિધાન સંગ્રહ" નામના સંગ્રહમાં નિઘણ્ટુ નામનો કોષ છપાયો છે. તેના ૧૩૯ અને ૧૪૦મા શ્લોકોમાં આ શબ્દો છે:

'पारावते तु साराम्लो रक्तमालः परावतः ।
आरेवतः सारफलो महापारावतो महान् ॥
"कपोताण्डतुल्यफलो......"

આ ઉપરથી કોઈ પણ વિદ્વાન જોઈ શકે છે કે કપોત કે જેનો પ્રચલિત અર્થ કબૂતર છે, તેનો બીજો અર્થ "ઈંડાના તુલ્ય ફળ" પણ થાય છે.

આવી જ રીતે કુક્કુટ શબ્દ એ જ નિઘણ્ટુના ૩૪૨મા શ્લોકમાં વનસ્પતિ અર્થમાં વપરાએલો સ્પષ્ટ દેખાય છે:

"धीवारकः शितिवरी वितुन्नः कुक्कुटः शिति ।"

ત્રીજો શબ્દ મજ્જારકડે (માર્જાર કૃત) એનો અર્થ શ્રી પટેલ "બિલાડીથી મારેલ" કરે છે. પરન્તુ મજ્જાર શબ્દનો અર્થ પણ ભગવતીસૂત્રના એકવીસમા શતકમાં "મુગ્ધ-પર્ણી વનસ્પતિ"ના અર્થમાં મૂકવામાં આવ્યો છે. એટલે અહીં પણ માર્જાર એટલે "એક વનસ્પતિવિશેષથી તૈયાર કરેલ" એમ કરવામાં આવે, એ જ વધારે ઉપયુક્ત છે.

આથી જે શબ્દોનો અર્થ કોષમાં 'પ્રચલિત અર્થ સિવાય વનસ્પતિવિશેષમાં થતો નથી', એવી જે દલીલ કરવામાં આવે છે તે ખોટી છે.

હવે તેઓ કહે છે કે ટીકાકારોએ પણ માંસ અર્થ જ કર્યો છે, પરન્તુ તે પણ ઠીક નથી. અભયદેવસૂરિ મહારાજ ઉપર્યુક્ત શબ્દોનો આ પ્રમાણે વાસ્તવિક અર્થ કરે છે:

"कपोतकः पक्षिविशेषस्तद्वद् द्वे फले, वर्णसाधर्म्यात्, ते 'कपोते' कुष्माण्डे ह्रस्वकपोते कपोतके, ते चैते शरीरे च वनस्पतिजीवदेहत्वात् .कपोतशरीरे अथवा कपोतशरीरे इव धूसरवर्ण-साधर्म्यादेव, कपोतशरीरे कुष्माण्डफले इव, ते उपस्कृते संस्कृते, 'तेहिं णो अट्ठोत्ति' बहुपापत्वात्"

અર્થાત્—'કપોત' પક્ષિવિશેષ (કબૂતર)નું નામ છે. તેના જેવા વર્ણવાળા બે ફળ, એટલે કુષ્માણ્ડ ફળ, એવા પકાવેલા બે કુષ્માણ્ડ ફળનું મને પ્રયોજન નથી. ('કુત્સિતા-ભ્યાદાતે' સિદ્ધહૈમ વ્યાકરણના ૭–૩–૩૩મા સૂત્રથી 'અલ્પ' (નાના) અર્થમાં કપ્ પ્રત્યય આવ્યો છે) કારણકે, તેમાં ઘણો દોષ છે. આધાકર્મી હોવાથી.

વળી ટીકાકારે 'વિશેષ સમાસ' કરીને કહ્યું છે કે 'કપોતક' એ કોળાનું નામ છે અને શરીર એ ફળનું નામ છે. અથવા ધૂસર વર્ણના જેવું હોવાથી 'दुवे कवोए सरीरा' એનો અર્થ 'બે કોળાનાં ફળ' એવો થાય છે. તે આધાકર્મી હોવાથી બહુ પાપનું કારણ છે, માટે મારે ન કલ્પે.

આવી જ રીતે 'मज्जारकडे कुक्कटमंसए' એનો સ્પષ્ટાર્થ કરતાં પણ ટીકાકાર કહે છે કે 'मार्जारो' वायुविशेषस्तदुपशमनाय कृतं—संस्कृत=मार्जारकृतं' । अपरे त्वाहुः—मार्जारो विरालिका-भिधानो वनस्पतिविशेषस्तेन कृतं भावितं यत्तत्तथा, किं तत् ? इत्याह—कुर्कुटकमांसकं बीजपूरकं कटाहं । आहराहि त्ति निरवद्यत्वात् ॥

અર્થાત્, માર્જાર નામના વાયુની શાંતિને માટે તૈયાર કરેલી વસ્તુ માર્જારકૃત કહેવાય અથવા બીજા કહે છે કે—માર્જાર એટલે વિરાલિકા નામની વનસ્પતિવિશેષ, તેનાથી સંસ્કારિત કરેલ તે, તે શું? कुर्कुटकमांसकं—બિજોરાનો ગર્ભ (બિજોરાનો મુરબ્બો) તેને તું લાવ. કારણકે તે નિરવદ્ય છે.

આમ કોષથી અને ટીકાકારોએ કરેલા અર્થથી બન્ને રીતે 'કપોત' 'માર્જાર' અને 'કુક્કુટ'નો અર્થ જાનવરવિશેષ નહિ, પણ વનસ્પતિવિશેષ છે, એ વાત સ્પષ્ટ છે.

એક બીજી વાત પણ વિચારવા જેવી છે. ભગવાન મહાવીરને આ વસ્તુ મંગાવવાની જરૂર પોતાને થએલા મરડાની શાંતિને માટે પડી હતી; મરડા જેવી ઉષ્ણતાની બિમારીમાં કબૂતર કે કુકડાનું માંસ મંગાવે, તે અસંભવિત છે. કોળાનો અથવા બિજોરાનો મુરબ્બો આપી શકાય. કારણકે તે ઠંડાં ફળો છે. એટલે બુદ્ધિથી પણ આપણે વિચારી શકીએ કે આ પ્રસંગ માંસાહાર માટે નથી અને એટલા માટે વનસ્પતિ તરીકે કરાતો અર્થ જેમ પ્રસંગ અનુસરતો છે, તેમ કોષથી પણ તે અનુકૂળ છે. અને તેને ટીકાકારોએ પણ ટેકો આપ્યો છે.

ત્રીજી વાત એ છે કે ભગવાન મહાવીરે આ વસ્તુ યજ્ઞયાગાદિ કરનારા કોઈ બ્રાહ્મણને ત્યાંથી નથી મંગાવી પરન્તુ રેવતી શ્રાવિકાને ત્યાંથી મંગાવી છે. રેવતી, એ સુલસા આદિ મુખ્ય શ્રાવિકાઓ પૈકીની શ્રાવકવ્રતધારિણી મુખ્ય શ્રાવિકા હતી. તેને ત્યાં માંસ રંધાતું હોય, એ કલ્પના પણ અસ્થાને છે. જો ભગવાન મહાવીરને આ પ્રસંગે માંસ ગ્રહણ કરવાનું હોત તો તે પોતાના સાધુને ગમે તે કોઈ માંસાહારીનું જ ઘર બતાવત કારણ કે તે વખતે ભિક્ષા માટે અમુક કુળોનું બંધન તો હતું નહિ. એ વાત તો શ્રી પરેલ પણ સ્વીકારે છે.

વિદ્વાન લેખકે પોતાના લેખના છેલ્લા પેરેગ્રાફમાં વૈદકીય દૃષ્ટિએ આ રોગ શો હોવો જોઈએ? એનો વિચાર કર્યો છે. પરન્તુ તેજોલેશ્યા ગમે તેવી વસ્તુ હોય, છતાં તે બાળ-નારી, ઉષ્ણતા ઉત્પન્ન કરનારી વસ્તુ હોવી જોઈએ, એ તો નક્કી છે. ભગવાન મહાવીરના

એ શિષ્યોને તેની વધારે અસર થવાથી તે બળી જાય અને ભગવાન મહાવીરની આંતરશક્તિની પ્રબળતાથી વધારે અસર ન કરે અને કેવળ શરીરમાં ઉષ્ણતા, દાહ, ગરમી ઉત્પન્ન કરે તો તે સ્વાભાવિક છે. અને તે ગરમીના ઉપશમનને માટે ઠંડા ઉપચારો જ ઉપયુક્ત લેખી શકાય.

૩

વિદ્વાનોને એ સમજાવવાની જરૂર નથી કે દરેક ધર્મના પ્રાચીન ગ્રન્થોમાં એવા અનેક શબ્દો આવે છે, કે જે અત્યારે કંઈ બીજા જ અર્થમાં વપરાતા હોય છે. અને અત્યારે જે અર્થમાં તે શબ્દો વપરાતો હોય, તે જ અર્થમાં તે શબ્દો જો લઇ જવામાં આવે, તો ઘણો જ અનર્થ ઊભો થાય. દાખલા તરીકે, 'ઐરાવણ' ઇન્દ્રના હાથીનું નામ મશહૂર છે. પરન્તુ 'પન્નવણા' સૂત્રમાં 'લકૂચફળ'ના અર્થમાં મૂકયો છે. 'મંડૂકી' એ 'દેડકી'નું નામ પ્રસિદ્ધ છે. પરન્તુ 'ઉપાસકદશાઙ્ગ' સૂત્રમાં આણંદ શ્રાવકના અધિકારમાં આણંદ શ્રાવક વનસ્પતિનું પરિમાણ કરતાં 'મંડૂકી'ની છૂટ રાખે છે. કારણ કે 'મંડૂકી' એ કોઈ નામની વનસ્પતિનું નામ છે. આ અર્થો મનઃકલ્પિત નથી; પરન્તુ નિઘન્ટુ આદિ સંસ્કૃત-પ્રાકૃત કોષોથી પણ જાણી શકાય છે. વ્યવહારમાં પણ એવા ઘણા શબ્દો છે કે જેના જુદા જુદા અર્થો થાય છે. 'રાવણ,' 'દશાનન'નું નામ છે. તેમ 'તંદુક' ફળનું પણ નામ છે. 'પતંગ' ચાર ઇન્દ્રિયવાળા જીવનું નામ છે અને 'મહુડાં'નું પણ નામ છે. 'તાપસપ્રિયા' તાપસની સ્ત્રીનું નામ છે. તેમ 'દ્રાક્ષા'નું પણ નામ છે. 'કચ્છપ' એ 'કાચબા'નું નામ છે, તેમ 'નન્દિ-ત્રીણિ' વૃક્ષનું પણ નામ છે, 'ગોજીહ્વા' ગાયની 'જીભ'નું નામ છે, તેમ 'ગોબી'નું પણ નામ છે. 'માંસલ' અતિપુષ્ટનું નામ છે તેમ 'કાલીંગડા'નું પણ નામ છે. 'બિમ્બી' સર્પવિશેષનું નામ છે, તેમ 'કંડૂરી' નામના શાકનું પણ નામ છે. 'ચતુષ્પદી' ચાર પગ વાળાને કહે છે, તેમ 'ભીંડા'નું પણ નામ છે. આ બધા શબ્દો એવા વિચિત્ર છે કે ઉપલક દૃષ્ટિએ જોતાં ઘણા માણસો અર્થનો અનર્થ કરી નાખે છે. પરન્તુ પ્રસંગ અને પરિસ્થિતિઓનો ખ્યાલ કરીને જ શબ્દોના અર્થો કરવા જોઈએ.

ભિન્નભિન્ન પ્રાંતની ભાષાઓમાં પણ એવા શબ્દો ભરાએલા છે, કે એક જ શબ્દ એક દેશમાં એક અર્થમાં વપરાય છે, તો તે જ શબ્દ બીજા દેશમાં બીજા અર્થમાં વપરાય છે.

પંજાબનો કોઈ વાણિયો ગુજરાતમાં આવીને એમ કહે કે 'હમલોગ કુકડી બહુત ખાતે હૈં' તો ગુજરાતનો વાણિયો ડંડો જ થઇ જાય. એને શી ખબર કે પંજાબમાં 'મકાઇ'ને કુકડી કહેતા હશે. ગુજરાતનો વાણિયો માળવામાં જઈને કોઇ ચણાના ખેતરમાં ઊભેલી બાઇને કહે કે 'બાઈ! બે આનાના પોપટા આપ' તો તે વાણિયો પેલી બાઇની પાસેથી 'પોપટા'ને બદલે પાંચપાંચસેરની ગાળો જ મેળવે. એને શી ખબર કે માળવામાં 'પોપટા' શબ્દ કોઇ બિભત્સ-ખરાબ અર્થમાં વપરાતો હશે.

પચ્ચીસ સો વર્ષ ઉપર મગધ દેશમાં ભગવાન મહાવીરના મુખથી ઉચ્ચારાએલા શબ્દો અથવા તે દેશમાં હજારો વર્ષ ઉપર તે દેશની ભાષામાં લખાએલાં સૂત્રોનો આપણે અત્યારની ભાષામાં વપરાતા શબ્દો તરીકે અર્થ કરીએ એ કયાં સુધી બંધબેસતું થાય, એ બહુ વિચારવા જેવું છે. એ સૂત્રોના અર્થ કરતી વખતે આપણે ઘણી ઘણી બાબતોનો ખ્યાલ રાખવો પડે છે.

મન, વચન, કાયાથી અહિંસાનું સંપૂર્ણ પાલન કરનાર અને જગતને તેનો સંદેશ સંભળાવનાર ભગવાન મહાવીર પોતાને માટે જાનવરનું માંસ મંગાવે, એ કલ્પનામાં યે આવી શકે ખરું?

૪

શ્રીયુત પટેલ આગળ જતાં પોતાના લેખમાં હિંસા વિના સાધુનું જીવન પણ ટકી શકે નહિ એમ બતાવી છકાયના જીવો પૈકી અમુક કાયના જીવોની હિંસા સાધુઓથી પણ થવાની જ, એમ પ્રતિપાદન કરે છે. પરન્તુ તેઓ પોતે જ ચોથા પ્રકરણના ચોથા પેરેગ્રાફમાં એ વાત કબૂલ કરે છે કે:

" મહાવીરસ્વામીએ આ સ્થળે વિચાર્યું કે ગૃહજીવનનો સદંતર ત્યાગ કરી માત્ર ભિક્ષાચર્યાથી જીવવામાં આવે, તો જ ઓછામાં ઓછી પ્રવૃત્તિ અને તે દ્વારા ઓછામાં ઓછી હિંસા સંભવી શકે. તેથી તેમણે ઠરાવ્યું કે અહિંસાનું મહાવ્રત ધારણ કરવા ઇચ્છનારે પ્રથમ તો ભિક્ષુક બનવું જોઈએ. અને ગૃહસ્થોને ત્યાંથી માંગી આણેલી વસ્તુઓ વડે જ જીવવાનું સ્વીકારવું જોઈએ."

એટલું જ નહિ પરન્તુ તેઓ એમ પણ સ્વીકારે છે કે:

" એકને ખભેથી ઊતરીને હિંસા બીજાને ખભે ન જાય, તેમજ સાધુને એવી હિંસામાં કંઈ નિમિત્ત ન લાગે.' તેના માટે મહાવીરસ્વામીએ બતાવેલો ભિક્ષાનો વિધિ બહુ વિસ્તારથી બતાવીને એ પણ સ્પષ્ટ કર્યું છે કે:

" સાધુને માટે 'આધાકર્મિક' કે 'ઔદ્દેશિક' આહારનો ત્યાગ મહાવીરસ્વામીએ બતાવ્યો છે."

લેખક બરાબર સમજતા હોવા જોઈએ કે આટલી બધી વિસ્તૃત અને સખતમાં સખત વિધિ બતાવવાનો ઉદ્દેશ એક જ છે કે, સાધુનું જીવન અહિંસક બન્યું રહે.

સૂત્રોમાં જ્યાં જ્યાં 'માંસ'વાચી શબ્દો આવે છે, તે તે સ્થળે વનસ્પતિવાચી શબ્દો હોવાનું કહેવા સામે તેમનો એ વિરોધ છે કે:

" જો તે શબ્દોથી 'વનસ્પતિ'નો જ અર્થ અભિપ્રેત હતો, તો ગ્રન્થકારે ખાવાની બાબતમાં 'માંસ'વાચી શબ્દો જાણી જોઈને વાપર્યા શા માટે ?"

પરન્તુ એ હું પહેલાં બતાવી ચૂક્યો છું કે જેને આપણે 'માંસ'વાચી શબ્દો તરીકે જોઈએ છીએ, તે 'વનસ્પતિ'વાચી શબ્દો છે. અને તે વાત કોષથી, ટીકાથી અને અત્યારના વ્યવહારથી પણ કેટલાંક ઉદાહરણો આપીને મેં સિદ્ધ કરી બતાવી છે. એટલે તે સંબંધી પિષ્ટપેષણ કરવાની જરૂર નથી.

હવે લેખક, આચારાંગસૂત્ર અને દશવૈકાલિક સૂત્રોનો ઈશારો કરીને 'બહુ કાંટાવાળું માછલું' કે 'બહુહાડકાંવાળું માંસ' લેવાનો નિષેધ કર્યો છે, તે ઉપરથી એમ સિદ્ધ કરવા માગે છે કે " તે વખતે સાધુઓ માંસવાળો આહાર લેતા હતા."

જો કે લેખક, તે પાઠો કે તે પ્રસંગ આપ્યા વિના ઈશારો કરે છે. પરન્તુ આપણે તે પાઠોને પણ સ્પષ્ટ રીતે જોઈ જઈએ. આચારાંગસૂત્રનો તે પાઠ આ છેઃ

" से भिक्खू वा भिक्खुणी वा सेज्जं पुण जाणेज्जा बहुअट्ठियं मंसं वा मच्छं वा बहुकण्टकं— ત્યાંથી લઈને—संलाणए मंसगं मच्छगं भोच्चा अट्ठियाइं कंटए गहाय, ससमायाए एगंतमवक्कमेज्जा

अवक्कमेत्ता अहेरज्झामयं झिलंसि वा अट्ठिरासिंसि वा किट्टरासिंसि वा तुसरासिंसि वा गोमयरासिंसि वा अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि पडिलेहिय पडिलेहिय पमज्जिय पमज्जिय तओ संजयामेव पमज्जिय पमज्जिय परिठवेज्जा।

( બાબૂવાળું આચારાંગસૂત્ર પૃ. ૮૧–૮૨ )

આ જ પાઠને લગભગ મળતી દશવૈકાલિકની પણ નીચેની ગાથાઓ છે:

बहुअट्ठिअं पोग्गलं अणिमिसं वा बहुकंटयं ।
अत्थियं तिंदुयं बिल्लं, उच्छुखण्ड च संबलिं ॥ ७३ ॥
अप्पे सिआ भोयणज्जाए, बहुउज्झिय धम्मियं
देंतिअं पडिआइक्खे न मे कप्पइ तारिसं ॥ ७४ ॥

અ. ૫.

ઉપરના 'આચારાંગ'ના પાઠનો સારાંશ એ છે કે બહુ કંટકમય, મત્સ્ય કે બહુ અસ્થિમય માંસ મળે તો, સાધુ સાધ્વીએ લેવું નહિ. અને એવી રીતે બહુ કંટકમય મત્સ્ય કે બહુ અસ્થિમય માંસ આપનાર ગૃહસ્થને કે ગૃહસ્થિનીને નિષેધ કરવો, અને કેવળ અસ્થિકંટક સિવાયનું મત્સ્ય કે માંસ માંગવું. તેમ છતાં તે જો જબરદસ્તીથી પાત્રમાં નાખે, તો આરામમાં કે ઉપાશ્રયમાં ગમે ત્યાં એકાન્તમાં જઈને માંસ ને મત્સ્યનો ઉપભોગ કરીને, કાંટા તથા હાડકા કોઈ બાળેલી જમીન પર, હાડકાંના ઢગલા પર, કાટ ખાઇ ગયેલા જૂના લોઢાના ઢગલા ઉપર અથવા એવી નિર્દોષ જમીન ઉપર જગ્યા સાફ કરીને સંયમપૂર્વક મૂકવા.

ઉપરની દશવૈકાલિકની ગાથાઓનો અર્થ એ છે કે: " બહુ અસ્થિમય માંસ, બહુ કંટકમય મત્સ્ય, અસ્થિવૃક્ષફળ, બિલ્લીપત્રનું ફળ, શેરડી, શાલ્મલી–આવી જાતના પદાર્થો, જેમાં ખાવાનો ભાગ ઓછો અને ફેંકી દેવાનો ભાગ વધારે હોય, તે આપનારીને 'તે મને યોગ્ય નથી' એમ કહીને નિષેધ કરે. "

જૈનસૂત્રોના માંસાહારના સમર્થનમાં માત્ર આ જ પાઠો આગળ કરવામાં આવે છે.

સૌથી પહેલી બાબત તો એ છે કે આવા પાઠોના અર્થ કરતી વખતે આગળ પાછળના અધિકારનો પ્રસંગ જોવાની ખાસ જરૂરત છે. જે જૈનસૂત્રો માંસાહારને માટે સખતમાં સખત રીતે નિષેધ કરતા હોય અને અધ્યાપક કૌસંબીના કહેવા પ્રમાણે, જે જૈનશ્રમણો પોતાથી પરોક્ષ થયેલી હિંસાને પણ હિંસા માનતા હોય, તે જૈનશ્રમણો માંસ યા માછલી સ્વીકારે, એ બિલકુલ અસંભવિત વાત છે.

ધ્યાનમાં રાખવું જોઇએ કે આ એક અપવાદિત પ્રસંગ છે. એટલે કે કોઈ મહાવિકટ પ્રસંગમાં આ વસ્તુઓ ગ્રહણ કરવા માટે લખ્યું છે. વિધિ નથી, અપવાદ છે. અને તે પણ બહાર પરિભોગને માટે—શરીર ઉપર લગાવવાને માટે; ખાવાને માટે નહિ.

લેખક ટીકાઓને માન્ય રાખતા હોઈ ટીકાકારના આ શબ્દો ઉપર તેમણે જરૂર ધ્યાન આપવું ઘટે છે:

" यस्य चोपादानं क्वचित् लुताद्युपशमनार्थं सद्वैद्योपदेशतो वा बाह्यपरिभोगेन स्वेदादिना, ज्ञानाद्युपकारकत्वात्, फलवद् दृष्टं, भुजिश्चात्र बहिःपरिभोगार्थे, नाभ्यवहारार्थे, पदातिभोगवत्। "

અર્થાત્ ક્યારેક લૂતાદિ રોગની શાંતિને માટે કુશળ વૈદ્યના આદેશથી બહાર લગાડવાને માટે માંસ–મત્સ્ય ગ્રહણ કરે, પરન્તુ તે ખાવાને માટે નહિ. અહીં 'ભુજ' ધાતુ પરિભોગ

અર્થમાં છે, જેવી રીતે કે 'પદાતિભોગ' આદિ શબ્દોમાં 'ભુજ' ધાતુનો અર્થ 'ખાવું' એવો નહિ; પણ કામમાં લેવું–લગાવવું એ ગ્રહણ કરવાનો છે.

ટીકાકારોનો આ ખુલાસો સ્પષ્ટ બતાવે છે કે કોઈ મહાઅપવાદ માર્ગમાં કુશળ વૈદ્ય દ્વારા બહારના ઉપયોગને માટે તેને ગ્રહણ કરવાનું સૂચવ્યું છે.

હરિભદ્રસૂરિ કહે છે કેઃ "अयं किल कालाद्यपेक्षया ग्रहणे प्रतिषेधः" અહીં 'કાલ' નો અર્થ કેટલાક 'દુષ્કાળ' કરે છે, પરન્તુ તે ઠીક નથી; 'કાળ' શબ્દથી સમયવિશેષ સમજવો જોઈએ. સમયવિશેષ એટલે કોઈ મહાભયંકર લૂતાદિ રોગના સમયે, તે વસ્તુ ગ્રહણ કરવાની જરૂર પડે તો હરિભદ્રસૂરિ મહારાજ કહે છે કે "એવા અતિ કંટકમય મત્સ્ય કે અતિ અસ્થિમય માંસનો સાધુ નિષેધ કરે."

હરિભદ્રસૂરિ વધુ ખુલાસો કરતાં એમ પણ કહે છે કેઃ 'આ પ્રસંગ વનસ્પતિ સંબંધી હોવાથી તે પણ એક જાતની વનસ્પતિનાં ફળોનાં નામો છે." वनस्पत्यधिकारात् तथाविध-फलाभिधाने एते '।

તેઓ કહે છે કેઃ

'अस्थियं' अस्थिकवृक्षफलम् ।

'तिंदुयं' तेंदुरुकीफलम् ॥ इति.

ઉપરની વાતને કલ્પસૂત્ર સુબોધિકા ટેકો આપે છે. કલ્પસૂત્રના નવમાં ક્ષણમાં કહ્યું છે કેઃ

"यद्यपि मधु १ मद्य २ मांस ३ नवनीत ४ वर्जनं यावज्जीवं अस्त्येव, तथापि अत्यन्तापवाददशायां बाह्यपरिभोगार्थं कदाचिद् ग्रहणेऽपि चातुर्मास्यां सर्वथा निषेधः ॥'

અર્થાત્ મધુ, મદ્ય, માંસ અને માખણ એનો ત્યાગ યાવત્ જીવનને માટે છે જ, તથાપિ અત્યન્ત અપવાદ દશામાં બહાર લગાડવાને માટે કદાચિત ગ્રહણ પણ કરવું પડે, તો પણ તે ચોમાસામાં તો સર્વથા નિષેધ જ છે.

એટલે જે પાઠો ઉપરથી લોકોને ભ્રાંતિ ઉત્પન્ન કરવામાં આવે છે, તે પાઠોનું ખાસ રહસ્ય પણ સમજવાની જરૂર છે.

## ૫

જૈનસૂત્રોના અભ્યાસીઓને એ સમજાવવાની ભાગ્યે જ જરૂર રહે છે કે ભગવાન મહાવીરે અહિંસા અને માંસગ્રહણના નિષેધને ઘણું જ મહત્ત્વ આપ્યું છે. 'આચારાંગસૂત્ર' અને 'નિશીથસૂત્ર' નો આ પાઠ સ્પષ્ટ બતાવે છે કે જ્યાં મત્સ્ય, માંસ વેચાતું હોય ત્યાં થઈને ચાલવાનો પણ નિષેધ છે.

'मंसखलं मच्छखलं वा इच्चाइ जाविणो अभिसंधारेज्ज'

સૂયડાંગ સૂત્રના બીજા અધ્યયનમાં મુનિઓના આચાર સંબંધી બતાવતાં अमज्जमांसासिणो' એમ કહીને 'માંસ' અને મદ્ય નહિ ખાનારા' એવું જૈનમુનિઓનું વિશેષણ આપવામાં આવ્યું છે.

ભગવતીસૂત્રના આઠમા શતકના નવમા ઉદ્દેશમાં મહાઆરંભ, મહાપરિગ્રહ, માંસાહાર અને પંચેન્દ્રિયના વધથી નારકીના આયુષ્યને યોગ્ય બંધ થાય છે, એમ બતાવવામાં આવ્યું છે. આ રહ્યો તે પાઠઃ

'महारंभयाए महापरिग्गहयाए कुणिमहारेणं पंचदियवहेणं नेरइया उयकम्मा सरीरप्पयोगनामाए कम्मस्सउदएणं नेरइया उयकम्मासरीरे जाव पयोगवन्धे.'

આ જ વસ્તુ ઠાણાંગસૂત્રના ચોથા ઠાણામાં પણ બતાવવામાં આવી છેઃ

"चउहिं ठाणेहिं जीवा णेरइयत्ताए कम्मं पकरेति तं जहाःमहारंभयाए महापरिग्गहयाए पंचेन्द्रियवहेणं कुणिमाहानेणं ॥

આવી રીતે માંસાહારને ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ પાપ, નારકીના આયુષ્યને યોગ્ય કર્મબન્ધન કરાવનારું પાપ, જે જૈનસૂત્રોમાં બતાવવામાં આવ્યું હોય, તે જૈનસૂત્રો માંસગ્રહણનો આદેશ આપે અથવા માંસગ્રહણનું ઉદાહરણ પૂરું પાડે, એ કલ્પનામાંયે આવી શકે એવી વસ્તુ નથી.

ભગવાન મહાવીર અને તેમના સાધુઓ ચુસ્ત અહિંસાના ઉપાસક અને પ્રકાશક હતા, એ વાત અધ્યાપક કૌસંબીજી પણ સ્વીકારે છે. તેમણે પોતાના 'માંસાહાર' સંબંધીના લેખમાં લખ્યું છે કેઃ "તે જ પ્રમાણે પોતાથી પરોક્ષ કે અહેતુપૂર્વક થયેલી હિંસા, એ હિંસા નથી, એમ બુદ્ધ ભગવાન કહેતા. દાખલા તરીકે, આપણે દીવો કરીએ અને તેના ઉપર પડીને જીવડાં મરી જાય, તો તે હિંસા નથી થતી એમ તેમનું કહેવું હતું. તે ઉપરથી જૈનશ્રમણો પણ તેમને નાસ્તિક (અક્રિયાવાદી) કહેતા."

આનો અર્થ જ એ છે કે પરોક્ષમાં થતી હિંસાને પણ જૈનો હિંસા તરીકે માનતા આવ્યા છે. જૈનસાધુઓ બીજાના ઘરનું આમંત્રણ સ્વીકારવાને પણ તૈયાર નહોતા અને નથી અને સાધુને માટે તૈયાર કરેલું અન્ન એને પણ નિષિદ્ધ ગણતા અને ગણે છે. કારણકે તૈયાર કરતી વખતે અગ્નિને લીધે થોડી ઘણી પણ હિંસા થાય, તેમાં અનુમોદન આપ્યા જેવું થાય, એટલા માટે તેનો સ્વીકાર નહોતા કરતા અને અત્યારે પણ નથી કરતા. 'આટલી બધી વ્યાપક અહિંસા મહાવીર અને તેમના અનુયાયીઓ માને છે' એવું વિદ્વાન લેખકે સ્વીકારવા છતાં, મહાવીરે માંસગ્રહણ કર્યું હતું, એવા અર્થ તરફ લઇ જવા પ્રયત્ન કરે છે, એ બહુ આશ્ચર્ય ઉત્પન્ન કરે છે.

માંસ નહિ ગ્રહણ કરવાનું શું કારણ છે? એ કારણ તરફ અને તે સંબંધી જૈન શાસ્ત્રોમાં આપેલા પાઠો તરફ ધ્યાન આપવામાં આવે તો પણ એ સ્વીકાર્યા વગર ન રહી શકાય કે ભગવાન મહાવીર કે તેમના સાધુઓ કદી પણ માંસગ્રહણ કરી શકે નહિ.

સૌથી પહેલાં તો કોઈ પણ જીવના મર્યા વિના માંસ ઉત્પન્ન થતું નથી. અને બીજું, કોઇ પણ સ્થિતિમાં માંસ નિર્જીવ હોતું નથી. કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય 'યોગશાસ્ત્ર'ના ત્રીજા પ્રકાશમાં કહે છે કેઃ

"सद्यः सम्मूर्च्छितानन्त जन्तुमन्तानदूषितम्।
नरकाध्वनिपाथेयं कोऽश्निपात् पिशितं सुधीः ॥ ३३ ॥

અર્થાત્ જીવના નાશ સમયે જ જેમાં અનન્ત જીવો ઉત્પન્ન થાય છે, એવા દૂષિત માંસનું કયો બુદ્ધિશાળી ભક્ષણ કરે? કે જે માંસ નરકના માર્ગમાં ભાતારૂપ થાય છે.

મતલબ કે, માંસમાં નિરન્તર જીવો વ્યાપ્ત જ રહે છે, આ જ કારણ છે કે માંસનો જૈનસૂત્રોમાં સર્વથા નિષેધ કરવામાં આવ્યો છે.

આવી રીતે સૂયગડાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધના છઠ્ઠા અધ્યયનની સાડત્રીસમી–આડત્રીસમી ગાથાઓમાં માંસાહાર કરનારાઓનું વર્ણન આપી પછી, કહેવામાં આવ્યું છે કેઃ

ये यावि भुञ्जन्ति तहप्पगार
सेवन्ति ते पावमजाणमाणं ।
मणं न एयं कुसलं करन्ती
वाचावि एसा बुइया उ मिच्छा ॥

અર્થાત્, જેઓ તથાપ્રકારનો આહાર કરે છે, તે પાપને નહિ જાણનાર અનાર્ય માણસો તેની સેવા કરે છે—તેનું ગ્રહણ કરે છે. પરન્તુ કુશલ મનુષ્યો અર્થાત્ માંસ-ભક્ષણમાં રહેલા પાપને જાણનારા મનુષ્યો તેની અભિલાષારૂપ મન પણ ન કરે. અરે, એવી વાણી પણ એમની બુદ્ધિ થઈ ગએલી હોય છે. મિથ્યા છે, અર્થાત્ એવી વાણી પણ બોલતા નથી.

આ ઉપરથી હરકોઈ માણસ સમજી શકે છે કે, માંસાહારને જે સૂત્રોએ, જે તીર્થંકરે, જે શ્રમણોએ આટલું બધું તુચ્છ ગણ્યું હોય અને અહિંસા સંબંધી સૂક્ષ્મ વિચાર કર્યો હોય, ઠેકાણે ઠેકાણે નિષેધ કર્યો હોય, તેઓ માંસગ્રહણ કરે, એ સંભવિત જ કેમ હોઈ શકે? મૂળ શબ્દોના અર્થોને નહિ જાણી શકવાના કારણે, અથવા અત્યારના કલ્પનાના જમાનામાં સૂત્રોનું સંપૂર્ણ રહસ્ય ન સમજી શકવાના કારણે, આપણે ગમે તેવા બંધ-બેસતા અર્થો કરીએ, તો તેથી આપણે ખરી વસ્તુને અન્યાય આપીએ છીએ એમ કહી શકાય.

૬

હવે મારે લેખકની એક બાબતનો ખુલાસો કરવો રહ્યો. લેખક પોતાના લેખની અંતમાં જતાં એક વિચિત્ર વસ્તુ પ્રકટ કરે છે. તેઓ કહે છે કે: "પશુને બદલે વનસ્પતિ ખાઓ તો હિંસક મટીને અહિંસક બન્યા એમ ન જ કહી શકાય; માત્ર હિંસાના પદાર્થમાં ફેર પડ્યો. પણ હિંસા તો સરખી જ રહી." જૈન સૂત્રોનાં ભાષાંતર કરવાની જવાબદારી ભૂલીને લેખકે અહીં ખૂબ ભૂલ ખાધી છે. તેમનો લખવાનો ભાવાર્થ સ્પષ્ટ છે કે: 'એક માણસ કોઈ વનસ્પતિ કાપે અને બીજો માણસ માણસને કાપે. આ બન્નેનું પાપ સરખું છે.' બલકે 'એક માણસ શ્વાસોચ્છ્વાસ લેતાં વાયુકાયના જીવોને હણે અને બીજો માણસ કોઈ માણસને હણે, એ બંનેનું પાપ સરખું છે.' વિદ્વાન લેખક એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઈન્દ્રિય, ચઉરિન્દ્રિય અને પંચેન્દ્રિય આભેદોને ભૂલી જાય છે. પંચેન્દ્રિયમાં પણ તિર્યંચ અને મનુષ્યના ભેદો ભૂલે છે. એકેન્દ્રિયથી લઈને પંચેન્દ્રિય સુધી અને પંચેન્દ્રિયમાં પણ તિર્યંચ અને મનુષ્ય થવામાં કોઈ કારણ વિદ્વાન લેખક માને છે કે? તે સિવાય કેટલીક વસ્તુની હિંસા અનિવાર્ય હોય છે, એ હિંસાથી બચવું સર્વથા અસંભવિત હોય છે, એ વસ્તુને પણ લેખક કેમ ભૂલી જાય છે? શ્વાસોચ્છ્વાસ લીધા વિના જીવન નથી અને જીવન વિના સંયમ નથી. આ વસ્તુને જો તેઓ સમજ્યા હોત, તો પૃથ્વીકાયાદિ એકેન્દ્રિય જીવોમાં અને વનસ્પતિ તથા જાનવરને એકસરખા ન ગણત.

લેખક કહે છે કે: 'વારંવાર શરીર પ્રાપ્ત કરાવનાર કર્મના ક્ષયમાં જ જો પ્રયત્નશીલ થવાનું શરૂ કરવામાં આવે તો હિંસામાંથી અહિંસામાં એક પગલું ચોક્કસ ભર્યું કહેવાય." પરન્તુ લેખક ભૂલે છે કે કર્મક્ષયનો પ્રયત્ન કરવા માટે જ જીવહિંસા ત્યાગવાની છે. જેટલે

જેટલે અંશે હિંસાનો ત્યાગ થાય છે, તેટલે તેટલે અંશે સંયમની પાલના અને આશ્રયનો રોધ થાય છે. સાધુ વિહાર કરે કે ગોચરી જાય, દરેક ક્રિયામાં લેખક હિંસા જરૂર જોઇ શકતા હશે. પરંતુ હિંસાજન્ય કર્મનું બંધન ઉપયોગપૂર્વક ક્રિયા કરનાર સાધુને થતું નથી. એ વાત પણ તેમણે ભૂલવો જોઈતી નથી. દશવૈકાલિક સૂત્રની

कहं चरे कहं चिट्ठे कहमासे कहं सये ।
कहं भुंजन्तो भासन्तो पावं कम्मं न बंधई ॥

કેવી રીતે ચાલવું? કેવી રીતે ઊભવું? કેવી રીતે બેસવું, કેવી રીતે સૂવું? કેવી રીતે ખાવું અને કેવી રીતે બોલવું કે જેથી પાપકર્મ ના બંધાય? શિષ્યના આ પ્રશ્નના ઉત્તરમાં ગુરુએ જે એક માર્ગ બતાવ્યો, તે ખૂબ ધ્યાનમાં રાખવા જેવો છેઃ

जयं चरे जयं चिट्ठे जयमासे जयं सये ।
जयं भुंजन्तो भासन्तो पावं कम्मं न बंधई ॥

યતનાથી ચાલો, યતનાથી ઊભા રહો, યતનાથી બેસો, યતનાથી સુઓ, યતનાથી ખાઓ અને યતનાથી બોલો જેથી પાપકર્મ ન બંધાય.

સંયમની રક્ષામાં ઉપયોગ એ પ્રધાન ચીજ છે. સંયમના નિર્વાહ માટે શરીરનો નિર્વાહ અને શરીરના નિર્વાહ માટે બાહ્ય ક્રિયાઓ જરૂરની છે. અને ક્રિયામાં કર્મ રહેલું જ છે. જ્યાં ક્રિયા છે ત્યાં કર્મ છે. પરન્તુ કર્મનું બંધન અંતઃકરણ–મનના પરિણામ ઉપર આધાર રાખે છે. એટલા માટે કહેવામાં આવ્યું છે કેઃ ઉપયોગે ધર્મ, ક્રિયાએ કર્મ, અને પરિણામે બંધ છે. શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે ચાલવાની અને બીજી બધી ક્રિયાઓ સાધુ ઉપયોગપૂર્વક કરે છે, સંયમના રક્ષણ માટે કરે છે, તો તેને બંધ નથી. કારણ કે એ ક્રિયાઓ અનિવાર્ય છે, અશક્ય પરિહાર્ય છે. પરન્તુ આવી ક્રિયા સાધુ કરે છે, એટલે તેને હિંસાનું પાપ લાગે છે, એ માનવું નિતાન્ત અજ્ઞાનતાનું સૂચક છે. આવું માનનાર સૌથી પહેલાં તો જૈન શાસ્ત્રોમાં બતાવેલ સ્થૂલ અહિંસા, સૂક્ષ્મ અહિંસા, દ્રવ્ય અહિંસા, ભાવ અહિંસા, સ્વરૂપ અહિંસા, પરમાર્થ અહિંસા, દેશ અહિંસા અને સર્વ અહિંસા—ઇત્યાદિ અહિંસાના ભેદોને, અને હિંસા–અહિંસાની વ્યાખ્યાને જ સમજ્યા નથી. યદ્યપિ એ વાત સાચી છે કે મુનિઓને પણ ચાલવાની, ખાવાની, પીવાની, બોલવાની વગેરે ક્રિયાઓ કરવી પડે છે અને તેમાં સૂક્ષ્મ જીવહિંસા થાય છે. પરન્તુ તેમનો આત્મા હિંસાના સંકલ્પ વિકલ્પથી દૂર હોવાને કારણે તેનાથી અલિપ્ત રહે છે. શ્રમણોના શરીરમાત્રથી થવા વાળી હિંસા દ્રવ્યહિંસા કિંવા સ્વરૂપહિંસા કહેવાય છે; ભાવહિંસા કે પરમાર્થહિંસા નથી. કારણ એ હિંસામાં આત્માનો કોઈ હિંસક ભાવ નથી. વિષય કષાયથી વિરક્ત રહી, કદાચિત્ કોઇ હિંસા થઈ પણ જાય, તો પણ તે હિંસાના દોષી ન કહેવાય. વ્યવહારમાં પણ આનાં અનેક ઉદાહરણો આપી શકાય છે.

પિતા પુત્રને તેના હિતની ખાતર તાડન તર્જન કરે, અથવા ગુરુ શિષ્યને સંયમની રક્ષા કરવા માટે કોઈ વખત ઠપકો આપે, તો તેથી કરીને પિતા કે ગુરુ હિંસાજન્ય પાપ કરે છે એમ ન કહી શકાય. એટલું જ શા માટે? એક ગૃહસ્થ પોતાના મિત્રને ત્યાં જાય, મિત્રના નાનકડા બાળકને રમાડતાં અકસ્માત્ બાળક હાથમાંથી પડી જાય અને કદાચ તે

મરી જાય, તો તેથી તે માણસ બાળકનો ખૂની નહિ કહેવાય. કારણ કે તેનો હેતુ તેના મનઃપરિણામ બાળકને મારવાનો નહતો. આથી ઊલટું, એક માણસ કોઈ માણસનું ખૂન કરવા ખુલ્લી તરવાર લઈ પાછળ પડે અને તે તેનું ખૂન કરે, તે અગાઉ જ પોલીસ તેને પકડી લે, તે જો કે, તેણે ખૂન નથી કર્યું, છતાં ખૂની તરીકે જ તે ગુનેગાર ગણાશે. અને તેને પાપ પણ રૌદ્રપરિણામનું-ઘોર હિંસાનું લાગશે; કારણ કે પુણ્ય-પાપ-શુભ-અશુભ કર્મનો મુખ્ય આધાર મન ઉપર છે. ક્રિયા એક સરખી હોવા છતાં, તે જ ક્રિયાથી એક માણસ આદર પામે છે, શુભ કર્મ ઉપાર્જન કરે છે; જ્યારે બીજો માણસ સજા પામે છે-પાપબંધન કરે છે. રોગીને સારો કરવા ડાક્ટર કલોરોફૉર્મ સુંઘાડે છે, જ્યારે કોઈ ચોર કોઈ માણસની મિલકત લૂંટી લેવા માટે કલોરોફૉર્મ સુંઘાડે. બન્ને ક્રિયા એકસરખી હોવા છતાં મનનો અભિપ્રાય જુદો જુદો હોવાથી એક પ્રશંસનીય છે, બીજો ગુનેગાર છે. એક વધુ ઉદાહરણ જુઓ. એક માણસ એક વખત પોતાની સ્ત્રીને આલિંગન કરે છે. તે જ માણસ બીજે સમયે પોતાની પુત્રી, બહેન યા માતાને આલિંગન કરે છે. આલિંગનક્રિયા એકસરખી હોવા છતાં બન્ને વખતનાં આલિંગનોમાં મનનાં પરિણામો જુદા જુદા પ્રકારના છે. અને તેથી વ્યાવહારિક દૃષ્ટિએ જેમ ભેદ છે, તેમ શુભાશુભ કર્મની દૃષ્ટિએ પણ ભેદ છે. એટલા જ માટે ગીતામાં કહ્યું છેઃ

> योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेन्द्रियः ।
> सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥

યોગયુક્ત, વિશુદ્ધાત્મા, વિજિતાત્મા, જીતેન્દ્રિય અને સર્વભૂતોમાં આત્મબુદ્ધિ રાખનાર કર્મ કરવા છતાં પણ તેનાથી અલિપ્ત રહે છે.

આવી રીતે 'ધર્મરત્નમંજૂષા' ગ્રન્થમાં કહ્યું છેઃ

> नं नहु मणिओ बन्धो जीवस्स वहेवि समिइगुत्ताणं ।
> भावो तत्थ पमाणं न पमाणं काय व्यवहारो ॥ (પૃ. ૩૨)

પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ પાલન કરનાર મહાવ્રતધારી સાધુઓને કદાચિત્ કોઈ જીવનો વધ થઈ જાય, તો પણ બંધ નથી થતો. કારણ કે કર્મબન્ધનમાં માનસિક ભાવ કારણભૂત છે, કાયિક વ્યાપાર નહિ.

આથી વિપરીત જેનું મન શુદ્ધ અને સંયમમાં નથી, જે સ્વાર્થ લોલુપતામાં જ ફસાએલા રહે છે, ઐહિક સ્વાર્થ માટે જ ક્રિયા કરે છે, અને જે કષાયથી લિપ્ત છે, તે બાહ્ય સ્વરૂપથી અહિંસક હોવા છતાં તે હિંસક છે. કારણ કે તેના મનના પરિણામ હિંસક છે.

જો આ બાબતો ઉપર શ્રી પટેલે ગંભીરપણે વિચાર કર્યો હોત, અથવા કોઈ ગીતાર્થ વિદ્વાન પાસે અભ્યાસ કર્યો હોત, તો તેઓ કદિ ન માનત કે સાધુઓ ખાવાની-ચાલવાની વગેરે ક્રિયાઓ કરે છે, અને તેમાં એકેન્દ્રિય જીવોની હિંસા થાય છે માટે તેમણે માંસાહાર કરવો જોઈએ. અથવા આવી ક્રિયાઓ કરતા હતા એટલે માંસાહાર પણ કરતા હતા. મનુષ્ય પશુહિંસા વિના રહી શકે છે, માંસાહાર વિના ગૃહસ્થો પણ ચલાવી શકે છે. તો પછી સાધુ વાયુકાયની હિંસા વિના નથી રહી શકતો, માટે તે માંસાહાર વિના પણ ન રહી શકે, એવું ધોરણ બાંધવું, એ તો બહુ દુઃખકારક અને આશ્ચર્યજનક છે.

૭

ચાલુ કાળમાં જૈનધર્મના સિદ્ધાન્તો અને જૈનધર્મનું શાસન ભગવાન મહાવીરના ઉપદેશને અનુસરીને અઢીહજાર વર્ષોથી ચાલ્યું આવ્યું છે. ભગવાન મહાવીરના સિદ્ધાન્તોનો અભ્યાસ કરનાર કોઇ પણ અભ્યાસી કહી શકે છે કે ભગવાન મહાવીરે કેવલજ્ઞાન થયા પછી જગતને સંદેશ સંભળાવ્યો છે. તેમણે જે જે કહ્યું છે, તે પોતાના આચરણમાં ઉતારીને કહ્યું છે. તેમના સિદ્ધાન્તોની મુખ્ય વસ્તુ અહિંસા, સંયમ અને તપ છે. આત્મવિકાસની સાધનભૂત આ ત્રણ વસ્તુઓ મુખ્ય છે. આ ત્રણે વસ્તુઓ તેમણે પોતાના જીવનથી આદર્શરૂપે ખડી કરી છે. પોતાનો મત-પંથ વધારવાની અંશમાં પણ ઇચ્છા રાખ્યા વગર પોતાના જ્ઞાનમાં જે સત્ય લાગ્યું તે તેમણે પ્રકાશ્યું છે. લોકો તેમને માને કે ન માને, તેમના મતનો આદર કરે કે ન કરે, તે સંબંધી જરા પણ વિચાર રાખ્યા સિવાય સકલ કર્મનો ક્ષય એ જ મુક્તિનો માર્ગ છે, અને કર્મક્ષયનાં પ્રધાન કારણો અહિંસા, સંયમ અને તપ છે. એ એમણે બતાવ્યું. આમ ભગવાન મહાવીરનું ચરિત્ર અહિંસા અને દયાથી ઓતપ્રોત થએલું આપણે જોઈ શકીએ છીએ. જૈનસૂત્રના અભ્યાસીઓ ઉપલક દૃષ્ટિએ અભ્યાસ ન કરતાં અથવા એકાદ અનુવાદકનું અનુકરણ ન કરતાં સ્વયં બહુ જ સંશોધક બુદ્ધિથી અભ્યાસ કરવાની અને અનુવાદ કરવાની જરૂર છે. સેંકડો કે હજારો વર્ષો પહેલાંની આ વસ્તુ છે. જુદા જુદા સમયમાં, જુદા જુદા દેશોમાં, ભાષાઓ અને રીતરિવાજોમાં સમયે સમયે પરિવર્તનો થયાં કરે છે. આ બધા સમયના પ્રવાહમાં પહેલી વસ્તુઓનો ખ્યાલ કર્યા સિવાય, ઉપલક દૃષ્ટિએ જો કોઇ પણ વસ્તુ પ્રકાશ કરવામાં આવે છે, તો તેમાં બીજાને અન્યાય થવાનો સંભવ રહે છે. 'પુરુષવિશ્વાસે વચનવિશ્વાસ' એ સિદ્ધાન્ત મધ્યબિન્દુમાં રાખીને મહાવીર કોણ હતા, એમનું જીવન કેવું હતું, એ બધું જોઈ તપાસી પછી જ એમનાં વચનો ઉપર ઉહાપોહ કરવાની જરૂર છે. તેની સાથે સાથે જ મેં મારા લેખના પ્રારંભમાં કહ્યું છે તેમ, પ્રકાશિત થતી વસ્તુના લાભાલાભનો પણ વિચાર કરવાની જરૂર છે. વિદ્વાનો મારા નમ્ર વક્તવ્ય તરફ ધ્યાન આપશે, એવી ઇચ્છા સાથે વિરમું છું.

———o———

# શ્રી મહાવીરસ્વામી અને માંસાહાર

મુનિ ધુરંધરવિજય

'પ્રસ્થાન' માસિકના ચાલુ વર્ષના કારતક માસના અંકમાં શ્રી. ગોપાલદાસ જીવાભાઈ પટેલે શ્રી ભગવતીજી સૂત્રના ૧૫મા શતકના પાઠને આધારે શ્રી મહાવીરસ્વામીએ એક વખત માંસાહાર કર્યો હતો એમ સિદ્ધ કરવા પ્રયત્ન સેવ્યો છે. અને તેમ કરીને તે વિષયક ચર્ચા શાન્ત કરવાને બદલે વિશેષ ઉહાપોહ ઉત્પન્ન કર્યો છે. આ બાબતનું સત્ય સ્વરૂપ જો પ્રગટ કરવામાં ન આવે તો ઘણાએકને મતિવિભ્રમ થવા સંભવ છે. માટે ભ્રમ દૂર કરવામાં ઉપયોગી એવી કેટલીક વાતો નીચે જણાવવામાં આવે છે.

૧ પૂર્વાપરનો સંબંધ મેળવ્યા સિવાય વાક્યનો અર્થ કરતાં અનર્થ થઈ જાય છે. માટે જૈન આગમોમાં માંસાહારનો જે સ્થાને સ્થાને સખત નિષેધ છે, તે વાત લક્ષ્યમાં રહેવી જોઈએ. જેમકે સૂયગડાંગસૂત્ર અધ્યા. ૨૭માં મુનિઓના આચાર પ્રસ્તાવમાં अमज्जमंसासिणो ॥ ( મુનિઓ ) મદ્ય અને માંસ નહિ ખાનારા, એવો સ્પષ્ટ પાઠ છે.

શ્રી ભગવતીજી સૂત્ર શત-૮. ઉદ્દેશ ૯ મામાં શ્રી ગૌતમ સ્વામીજી, ભગવાન મહાવીરને નરકગતિયોગ્ય કાર્મણ શરીર પ્રયોગબન્ધનું કારણ પૂછે છે. ને ભગવાન મહાવીર ઉત્તર આપે છે તે આ પ્રમાણેઃ

नेरइयाउयकम्मासरीरप्पयोगबंधेणं भंते ? पुच्छा । महारंभयाए महापरिग्गहयाए कुणिमाहारेणं पंचिंदियवहेणं नेरइय। उयकम्मासरीरप्पयोगनामाए कम्मस्स उदएणं नेरइयाउयकम्मासरीरजावगपयोग बंधे ॥

પ્રશ્નઃ હે ભગવન્ત, નારકીના આયુષ્ય યોગ્ય કાર્મણ શરીર પ્રયોગબન્ધનું કારણ શું છે ? ( ઉત્તરઃ હે ગૌતમ ) મહારંભથી મહાપરિગ્રહથી, માંસાહારથી અને પંચેન્દ્રિયના વધથી નારકોના આયુષ્યને યોગ્ય કાર્મણ શરીર પ્રયોગ બંધ થાય છે.

એ જ પ્રમાણે સ્થાનાંગ સૂત્રમાં ચોથે ઠાણે નીચે પ્રમાણે પાઠ છેઃ

॥ चउहिं ठाणेहिं जीवा णेरइयत्ताएकम्मं पकरेंति, तंजहा महारंभयाए महापरिग्गहयाए पंचेंदियवहेणं कुणिमाहारेणं ॥

ચાર કારણો વડે જીવો નારક યોગ્ય કર્મ બાંધે છેઃ ૧ મહારંભ, ૨ મહાપરિગ્રહ, ૩ પચેન્દ્રિય વધ અને ૪ માંસાહાર.

વળી ઉવવાઈ સૂત્રમાં પણ માંસાહારી નારકીને યોગ્ય કર્મ બાંધી નરકગતિમાં ઉત્પન્ન થાય છે. એવો પાઠ છે તે આ પ્રમાણેઃ

॥ चउहि ठाणेहिं जीवा णेरइयत्ताएकम्मं पकरेंति णेरइयत्ताएकम्मं पकरेत्ताणेरइएसु उववज्जंति तंजहा महारंभयाए महापरिग्गहयाये पंचिंदियवहेणं कुणिमाहारेणं ॥

તે જ પ્રમાણે દશવૈકાલિકસૂત્ર ચૂલિકાબીજી, ઉત્તરાધ્યયન સૂત્રના પાંચમા-સાતમા અને ઓગણીશમા, અધ્યયનો વગેરે સ્થળોએ માંસાહારનો સ્પષ્ટ નિષેધ કરેલ છે. આ બધી વાતો ધ્યાનમાં રાખીને જ જો તેની સાથેનાં સૂત્રોનો અર્થ કરવામાં આવે તો જ યથાવસ્થિત

સ્વરૂપ પ્રાપ્ત થાય. માટે જ શ્રી આચારાંગ વગેરે સૂત્રોમાં જ્યાં ' માંસ ' વગેરે શબ્દોનો ઉપયોગ આવે છે ત્યાં તે શબ્દોનો ઉપરોક્ત પાઠોને બાધ ન આવે તેવો " मुनिः वहिःपरिभोगे ॥ (ભોગઃ એટલે બાહ્ય પરિભોગ ) અથવા " मांसंफलगर्भः " ( માંસઃ એટલે ફૂલનો ગર્ભ ) એવો અર્થ પ્રાચીન ટીકાકારો શીલાંકાચાર્ય વગેરેએ સ્ફુટ રીતે કરેલ છે. શ્રી દશવૈકાલિક સૂત્ર પંચમ અધ્યયનની ગાથા ૭૩નો અર્થ કરતાં શ્રી હરિભદ્રસૂરિજી પુદ્‌ગલ શબ્દનો માંસ અર્થ દર્શાવી તરત જ " अन्येतु " કરીને પૂર્વાપરના અનુસંધાન તથા પ્રકરણને લગતો તેનો અર્થ તથા વિધફળ એમ વનસ્પતિને લગતો કરે છે. તે બીજા અર્થમાં જ તેમની અનુમતિ છે. કારણ કે કોઈપણ આચાર્યના વાક્યનો અર્થ સમજતાં પૂર્વે તેમની શૈલી જાણવી જોઈએ. શ્રી હરિભદ્રસૂરિજી પ્રખર ન્યાયનિપુણ હતા તેમ તેમના વિરચિત એક એક ગ્રન્થ સાક્ષી પૂરે છે.

ન્યાયશાસ્ત્રની એક એવી શૈલી છે કે એક પક્ષ બતાવી ( તે પક્ષમાં ) તેમાં પોતાની અરુચિ દર્શાવવાને અને સ્વાભિમત-સિદ્ધાન્ત અર્થ બતાવવાને માટે " अन्येतु परेतु " ઈત્યાદિ શબ્દોથી બીજો પક્ષ બતાવાય છે. આ શૈલી ન્યાયશાસ્ત્રના આકાર ગ્રન્થ ચિન્તામણિની દીધિતિ ઉપર જાગદીશી–ગાદાધરી વગેરે ન્યાય ગ્રન્થોમાં સ્થાને સ્થાને સ્પષ્ટ છે. આ શૈલીથી હરિભદ્રસૂરિજીને વનસ્પતિવાળો અર્થ અભિમત છે.

આ રીતે પૂર્વાપરનું અનુસંધાન કરતાં ભગવતજી સૂત્રના ૧૫ શતકનો અર્થ પણ વનસ્પતિને લગતો જ સંગત અને પ્રામાણિક ગણાય.

૨ શ્રી મહાવીરસ્વામી અને તેમના સાધુઓ નિર્જીવ ભોજી હતા અને હોય છે. એ *વિષયમાં કોઈને મતભેદ નથી. જ્યારે માંસ કોઈપણ સ્થિતિમાં નિર્જીવ હોતું જ નથી. તેને માટે* કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરિજી માંસનું સ્વરૂપ દર્શાવતાં કહે છે કેઃ

सद्यः संमूर्च्छितानन्त जन्तुसंतानदूषितम् ॥
नरकाध्वनिपाथेयं कोऽश्नियात् पिशितंसुधीः ॥ ३३ ॥

'યોગશાસ્ત્ર' : તૃતીય પ્રકાશ.

જીવોના નાશ સમયે જ જેમાં અનન્ત જન્તુ સંતાન ઉત્પન્ન થાય છે એવા દોષો વડે દૂષિત થએલું અને નરક માર્ગમાં પાથેય ( ભાતા ) સમાન એવા માંસનું કયો બુદ્ધિમાન ભક્ષણ કરે !

અર્થાત્, માંસમાં સર્વદા અનન્ત જીવરાશિ વ્યાપ્ત જ રહે છે. આ વાત નિર્મૂલક નથી. તેને માટે ટીકામાં પોતે સૂત્રની ગાથાને પ્રમાણ તરીકે મૂકે છે તે આઃ

आमासु अपक्कासु अ विपच्चमाणासु मंसपेसीसु ॥
सययं चिय उववाओ भणिओउ निगोअजीवाणं ॥

કાચીપાકી અને પાક ઉપર મૂકેલી એવી માંસની પેશીઓમાં અનવતરત નિગોદ જીવોનો ઉપપાત કહેલો છે ( જ્ઞાનીઓએ ).

એ પ્રમાણે અનન્ત જીવોથી ભરપૂર એવા માંસનો આહાર ભગવાન મહાવીર જેવા દૃઢપ્રતિજ્ઞ પુરુષ કોઈપણ સ્થિતિમાં કરે એ વાત કેવળ શ્રદ્ધાને તો નહિ પણ બુદ્ધિને પણ અગ્રાહ્ય છે. માટે જ શ્રી ભગવતીજી સૂત્રના પંદરમા શતકમાં શ્રી મહાવીરના રોગોપશમનાર્થે

સાવેક્ષ ઔષધના પાઠનો નવાઙ્ગી ટીકાકાર શ્રી અભયદેવ સુરિજી તેમજ દાનશેખરસૂરિજી જે અર્થ કરે છે તે જ વિદ્વાનોને ગ્રાહ્ય થઈ શકે. તે આ પ્રમાણે:

॥ कपोतकः पक्षिविशेषः तद्वद् ये फले वर्णसाधर्म्यात् ते कपोते कूष्माण्डे ह्रस्वे कपोते कपोतके ते चते शरीरे वनस्पतिजीवदेहत्वात् कपोतकशरीरे अथवा कपोतकशरीरे इव धूसरवर्णसाधर्म्यादेव कपोतक शरीरे कूष्माण्ड फले इव ॥......

કપોતક એટલે પક્ષિવિશેષ તેની જેવા જે બે ફળો વર્ણની સધર્મતાથી તે બે કપોત એટલે બે કૂષ્માંડ ફળો (કોળાં). નાના કપોત તે કપોતક કહેવાય તે બે શરીર વનસ્પતિ જીવના દેહ હોવાને કારણે તે કપોતક શરીર કહેવાય. અથવા (બીજી રીતે) કપોતકનાં બે શરીરોની જેવા ભૂરાવર્ણના સાધર્મ્યથી કપોતક શરીર એટલે કૂષ્માંડ ફળો જ (લેવાં).

मार्जारो वायुविशेषः तदुपशमनायकृतं संस्कृतं मार्जारकृतम् ॥
अपरेत्वाहुः मार्जारो विरालिकाभिधानो वनस्पतिविशेषः—
तेनकृतं भावित यत् तत्तया किंतत् ? इत्याह "कुर्कुटकमांसकं"
बीजपूरकं कटाहम् "आहाराहि" त्ति निरवद्यत्वात् ॥

માર્જાર[1] એટલે એક જાતનો વાયુ તેના શમનને માટે કરેલું તે માર્જાર કૃત કહેવાય. બીજાઓ કહે છે કે માર્જાર એટલે વિરાલિકા[2] નામની ઔષધીવિશેષ તેના વડે કૃત એટલે ભાવિત (સંસ્કારિત) કરેલ જે તેઃ તે શું ? તે કહે છેઃ "કુર્કુટકમાંસકં" બીજ પૂરક (બીજોરું) કટાહં-ગર્ભ). આહરાહિ એટલે લાવ. નિરવદ્ય હોવાથી આ પ્રમાણે ભગવતીજી સૂત્રના ૧૫ મા શતકના પાઠનો અર્થ છે.

પ્રસ્તુત પાઠમાં "मार्जार कृतम्" નો (બીલાડાએ મારેલ) એવો અર્થ ગોપાળજીભાઈ પટેલ કરે છે તે બરાબર નથી. કારણ કે "कृतम्"નો અર્થ મારેલ એમ કોઈ પણ સ્થળે થતો નથી. પરંતુ 'राजिकृतम्' द्राक्षाकृतम् ઇત્યાદિ સ્થળોએ રાઇ વડે સંસ્કારેલ, દ્રાક્ષવડે સંસ્કારેલ (કે જેને ભાષામાં રાઈતું વગેરે કહેવામાં આવે છે) તે પ્રમાણે સંસ્કારેલ એવો અર્થ થાય છે. તેને બદલે "कृतम्"નો અર્થ ખેંચીતાણીને "મારેલ" કરવો અને પૂર્વના ટીકાકારોને ખેંચીતાણીને અર્થ કરનારા કહેવા તે સહૃદયને ઘૃણા ઉત્પન્ન કરે તેવું છે.

વળી ભગવાન મહાવીરને ઔષધ વહોરાવનાર રેવતી એ કોઇ સામાન્ય સ્ત્રી નહતી પરંતુ મહાવીરના ચતુર્વિધ સંઘ પૈકી કલ્પસૂત્રમાં વર્ણવેલ સુલસા વગેરે શ્રાવકા સંઘની ગણત્રીમાંની મુખ્યવ્રતધારી શ્રાવિકા હતી, કે જેને ત્યાં ભગવાન મહાવીરે વારંવાર ઉપદેશેલ નરકાવતારના મ્હારભૂત માંસભક્ષણ કદીપણ સંભવી શકે જ નહિ.

૩ એવી એક શંકા સ્થાને છે કે માંસાહારના મહાન પ્રતિષેધક ભગવાન મહાવીરના આગમોમાં સામાન્ય જનતાને ભ્રમમાં નાંખે એવા 'માંસ' 'કપોત' 'માર્જાર' વગેરે શબ્દોની યોજના શાથી હોય ? શું સ્પષ્ટ અર્થને બતાવનાર, બીજા શબ્દો ન હતા કે જેથી આવા દ્વર્થક તેમજ સાધર્મ્યથી અર્થ લઇ આગમસંગત કરવા પડે તેવા શબ્દોનો પ્રયોગ કરાયો ?

આનું સમાધાન ગુરુગમથી જેઓએ જૈન આગમોનું રહસ્ય જાણ્યું છે તે આગમના

૧. બધારા (પિત્ત)ના વિકારથી ઉત્પન્ન થયેલ વાયુ, તે માર્જાર કહેવાય છે.
૨. રાતિચિના અથવા મજ્જાને વિરાલિકા કહેવામાં આવે છે.

અભ્યાસીઓને સરલ રીતે થઈ શકે તેવું છે. તે એ કે ગણધરોએ આગમોની રચના ચતુરનુ-[1] યોગમયી કરી હતી કે જેથી આગમના પ્રત્યેક સૂત્રથી દ્રવ્યાનુયોગનો, ગણિતાનુયોગનો, ચરણકરણાનુયોગનો તેમજ ધર્મકથાનુયોગનો અર્થ નીકળતો અને શિષ્યોને સમજાવતો હતો, પરન્તુ આર્યવજ્રસ્વામી પછી મેધાહ્રાસ વગેરેને કારણે પ્રત્યેક સૂત્રને એકેક અનુયોગમાં નિયત કરવામાં આવ્યા. આ વાત શ્રીહરિભદ્રસૂરિજી રચિત શ્રીદશવૈકાલિક ટીકામાં આ પ્રમાણે છેઃ

इह चार्थतोऽनुयोगो द्विधा अपृथक्त्वानुयोगः पृथक्त्वानुयोगश्च तत्रापृथक्त्वानुयोगो यत्रैकस्मिन्नेव सूत्रे सर्व एव चरणकरणादयः प्ररूप्यन्तेऽनन्तगमपर्यायार्थकत्वात् सूत्रस्य, पृथक्त्वानुयोगश्च यत्रक्वचित्सूत्रं चरणकरणमेव क्वचित्पुनर्धर्मकथैव वेत्यादि ॥ अनयोश्च वक्तव्यता ॥

जावंति अज्जवइरा अज्जपुहुत्त कालियानुओगस्स ।
तेणारेण पुहुत्तं कालियसुयदिट्ठिवाए य ॥

અહીં અર્થથી અનુયોગ બે પ્રકારનો છે. એક અપૃથક્ત્વાનુયોગ અને બીજો પૃથક્ત્વાનુયોગ. તેમાં અપૃથક્ત્વાનુયોગ એક જ સૂત્રમાં સર્વ ચરણકરણ વગેરે યોગ પ્રરૂપાય તે, કારણ કે સૂત્ર અનન્ત ગમપર્યાય અને અર્થવાળું હોવાથી, પૃથક્ત્વાનુયોગ તે કે જે કોઈ સૂત્રમાં ચરણકરણાનુયોગ જ હોય તો કોઈ સૂત્રમાં ધર્મકથાનુયોગ જ હોય, એ પ્રમાણે આ બંને યોગની વક્તવ્યતા આ રીતે છે. જ્યાં સુધી આર્યવજ્રસ્વામી હતા ત્યાં સુધી કાલિકાનુયોગને અપૃથક્ત્વપણું હતું, તે પછી કાલિકસૂત્ર અને દૃષ્ટિવાદમાં પૃથક્ત્વાનુયોગ થયો.

માટે 'માંસ' 'કપોત' 'માર્જાર' વગેરે શબ્દો, બીજા અનુયોગમાં ઉપયોગી હોવાને કારણે વપરાયેલા અને તે જ કારણે સૂત્રોના શબ્દો પરિવર્તનને અસહ્ય હોઈ એક અનુયોગમાં આગમો નિયત કરાયા છતાં કાયમ રહ્યા છે. અનેકાર્થક વાક્યોની રચનામાં તેમજ તેની વ્યાખ્યા કરવામાં ઉપર્યુક્ત રીતિ ચાલુ સંસ્કૃત પદ્યો તેમ જ લોકભાષામાં પણ જોવાય છે. કવિશ્રી ધનપાલ 'તિલકમંજરી'ની શરૂઆતમાં એક દ્વયર્થક[2] શ્લોકથી "કાદમ્બરી" કાર બાણકવિનો પરિચય આપતાં કહે છેઃ

केवलोऽपि स्फुरन् वाणः करोति विमदान् कवीन् ॥
किं पुनः क्लृप्तसंधानः पुलिन्ध्रकृतसन्निधिः ॥

આ સ્થળે બાણ શબ્દનો અર્થ તીર અને બાણકવિ. કવિ શબ્દથી કવિઓ અને કુત્સિત પક્ષીઓ, સંધાન શબ્દથી ધનુષ્ય સાથે જોડાણ અને કાદમ્બરી ગ્રન્થનું અનુસંધાન અને પુલિન્ધ્ર શબ્દથી ભિલ્લ અને બાણનો પુત્ર (શબ્દ સમાનતાથી) લેવાય છે. ભાષામાં પણઃ

घरण धरंत चिन्ता करत त्यागत शोरबकोर ॥
सुवर्णकुं ढूंढत फीरत कवि व्यभिचारी चोर ॥

એ સૂક્તમાં 'ચરણ' અને 'સુવર્ણ' એ શબ્દોના ભિન્ન ભિન્ન દૃષ્ટિએ ભિન્ન ભિન્ન અર્થો લેવાય છે. તેને સ્થાને (સુવર્ણને સ્થાને) સુ શબ્દ સુરૂપ-કે કાંચન વગેરે શબ્દોની યોજના યોગ્ય નથી. કારણ કે એમ કરવા જતાં એના બીજા બીજા અર્થ કાઢવા અશક્ય થઈ પડે છે. તો ચાર ચાર અર્થવાળા આગમોમાં તેવા શબ્દો હોય તેમાં શંકા રહેતી નથી.

૧. ચાર પ્રકારના વ્યાખ્યાનવાળી.
૨. જુદા જુદા ચાર અર્થ દર્શાવવાપણું.

૪ આટલો માંસાહાર પરત્વે શાસ્ત્રીય વિચાર કર્યા બાદ, મહાવીરસ્વામીના વ્યાધિ પરત્વે કયો પદાર્થ ઉપયોગી હોઈ શકે તે વૈદ્યકશાસ્ત્રથી વિચારીએ. વૈદ્યક ગ્રન્થોમાં પ્રમાણભૂત એવા સુશ્રુત નામના વૈદ્ય ગ્રન્થના ૪૬મા અધ્યાયમાં કુષ્માંડ (કોળા)ના ગુણો નીચે પ્રમાણે બતાવેલ છે:

पित्तघ्नं तेषु कूष्माण्डं बालं मध्यं कफावहम् ॥
शुक्लं लघूष्णं सक्षारं दीपनं बस्तिशोधनम् ॥२१३॥
सर्वदोषहरं हृद्यं पथ्यं चेतोविकारिणाम् ॥

તેષુ એટલે શાકોમાં કુષ્માંડ (કોળું) પિત્તનાશક છે. મધ્ય કુષ્માંડ કફનો નાશ કરનાર અને શુકલ કુષ્માંડ હળવું, ક્ષારયુક્ત દીપન, મૂત્રવિશોધક, સર્વ દોષને હરનાર, હૃદ્ય અને મનોવિભ્રમવાળાને પથ્ય હોય છે.

તે જ ગ્રન્થમાં બીજોરાનું વર્ણન આ પ્રમાણે છે:

लघ्वम्लं दीपनं हृद्यं मातुलुङ्गमुदाहृतम् ॥
त्वक्तिक्ता दुर्जरा तस्य वातक्रिमिकफापहा ॥१४९॥
स्वादु शीतं गुरु स्निग्धं मांसं मारुतपित्तजित् ॥
मेध्यं शूलानिलच्छर्दि कफारोचकनाशनम् ॥१५०॥
दीपनं लघुसंग्राहि गुल्मार्शोघ्नं तु केसरम् ॥
शूलानिल विबन्धेषु रसस्तस्योपदिश्यते ॥१५१॥
अरुचौ च विशेषेण मन्देऽग्नौ कफमारुते ॥

માતુલુંગ (બીજોરું) હળવું ખાટું અગ્નિદીપક હૃદ્ય છે. તેની છાલ (બીજોરાની છાલ) તિક્ત દુર્જર વાયુ, કૃમી અને કફનો નાશ કરનાર છે; તેનું (બીજોરાનું) માંસ (ગર્ભ) સ્વાદુ, શીતલ, ભારે સ્નિગ્ધ, વાત અને પિત્તનાશક, બુદ્ધિવર્ધક, શૂલ, વાયુ વમન કફ અને અરુચિને હરનાર છે; તેનાં કેસરાં અગ્નિદીપક હળવા ગ્રાહી ગુલ્મ અને અર્શનો નાશ કરનારાં છે. વળી શૂલ, અજીર્ણ, બન્ધકોષ, અગ્નિમાન્દ્ય, કફ, વાયુ, અરુચિમાં તેનો (બીજોરાનો) રસ વિશેષે કરીને ઉપદેશાય છે.

આ પ્રકરણ વાંચનાર દરેક વિચારકને સ્પષ્ટ માલમ પડશે કે બાલકુષ્માંડ (કોળું) સામાન્ય રીતે પિત્તનાશક હોવાથી રેવતી શ્રાવિકા, ભગવાન મહાવીર માટે ઔષધ તરીકે તૈયાર કરે પણ બીજોરું પિત્તની સાથે વાયુને પણ હરનાર હોઈ શ્રી મહાવીરસ્વામી નિરવદ્યતાના કારણે મંગાવે તે જ સંગત છે. વળી ઉપરના શ્લોક ૧૫૦માં 'માંસ' શબ્દ સુશ્રુતમહર્ષિએ ફલગર્ભના અર્થમાં વાપરેલો સ્પષ્ટ દેખાય છે. આથી એ વાત વાચકના ધ્યાનમાં ખૂબ રહેવી જોઈએ કે પૂર્વે માંસ શબ્દ ફળગર્ભના અર્થમાં પુષ્કળ વપરાતો અને વનસ્પત્યાહારના વિષયમાં "मांस मासं भुंजेज्जा" ઇત્યાદિ પાઠો મૂકવામાં સંદિગ્ધતા ન રહેતી. વળી સુશ્રુતમાં કુર્કુટનું વર્ણન કરતાં તેને ઉષ્ણવીર્ય તરીકે વર્ણવેલ છે કે જો પિત્તજ્વર વગેરે દાહક વ્યાધિ ઉપર તેનો ઉપયોગ કરવામાં આવે તો તે વ્યાધિનું શમન કરવાને બદલે ઊલટું વિકારવૃદ્ધિમાં કારણીભૂત થાય. માટે પિત્તના શમન માટે વૈદ્યક દૃષ્ટિએ વિચાર કરતાં પણ માંસ અર્થ કદી પણ સંગત ન થાય અને વનસ્પતિવાળો અર્થ સર્વાંશે સંગત થાય છે.

૫ વાત, પિત્ત અને કફ એમ ત્રિપ્રકૃતિ અને સમધાતુથી બંધાયેલા ભગવાન મહાવીરના શરીરમાં દેહસ્વભાવજન્ય વ્યાધિઓ ઉત્પન્ન થાય અને તે વ્યાધિઓ વૈદક ઉપાયોથી નાશ પામે, તે જ વાત સર્વે સુજ્ઞને માન્ય થઈ શકે. માટે જ ચારિત્ર અંગીકાર કર્યા પછીના ભગવાન મહાવીરના અનેક ઉપસર્ગોમાંના એક કર્ણકીલક (કાનમાં ખીલા) નામના ઉપસર્ગના પ્રસંગે શ્રી મહાવીરને કર્ણમાં મહાપીડા થાય છે. વૈદ્યને ત્યાં આહાર માટે જતાં વૈદ્યને તે મહાપુરુષને કંઈક પીડા છે એવું જ્ઞાન થાય છે. અને નિવારણને માટે શ્રીવીરની પાછળ પાછળ ફરે છે. ને ભગવાન સ્થિર થયે, છતે કીલકાકર્ષણ કર્યા બાદ સંરોહિણી ઔષધી વડે તે વ્રણ રૂઝવે છે. એ વૃત્તાંત જૈન આગમોમાં પ્રસિદ્ધ છે.

૬ યુક્તિવાદના સમયમાં મહાવીર ભગવાને એક વખત ઔષધના કારણે પણ માંસનો આહાર તરીકે ઉપયોગ કર્યો હતો એવો વિચાર બુદ્ધિને ગ્રાહ્ય ન થઈ શકે. કારણ કે નાયકની પ્રવૃત્તિ ઉપર તેના અનુયાયીઓની પ્રવૃત્તિનો આધાર છે. એ જ વિચારને કારણે જ ભગવાન મહાવીરે એક વખત ક્ષુધા અને તૃષાર્ત મુનિઓને ગ્રીષ્મની અપૂર્વ ગરમીથી અચિત્ત અને નિર્જીવ થયેલ તલ અને જલનો વનમાં યોગ હોવા છતાં નિષેધ કર્યો હતો. અને બુધ્ધે પોતાના જીવનમાં એક વખત માંસભક્ષણ કરેલ તેને પરિણામે આજે પણ બૌદ્ધાનુયાયીઓમાં માંસાહારની વિપુલતા દેખાય છે. અને મહાવીરના અનુયાયીઓમાં માંસભક્ષણ પ્રત્યે તેટલી જ ઘૃણા દેખાય છે. એ પ્રમાણે કાર્ય ઉપરથી પણ કારણનું અનુમાન થઈ શકે છે કે મનુષ્ય સ્વભાવના વેત્તા ભગવાન મહાવીર એક પણ વખત માંસભક્ષણ કરી જગતને માંસાહારનો માર્ગ ખુલ્લો કરી આપે નહિ. એમ અનેક રીતે વિચાર કરતાં ભગવાન મહાવીર માંસાહાર કરે એ વાત તદન યુક્તિશૂન્ય ગણાય.

——o——

૫ વાત, પિત્ત અને કફ એમ ત્રિપ્રકૃતિ અને સપ્તધાતુથી બંધાયેલા ભગવાન મહાવીરના શરીરમાં દેહસ્વભાવજન્ય વ્યાધિઓ ઉત્પન્ન થાય અને તે વ્યાધિઓ વૈદક ઉપાયોથી નાશ પામે, તેજ વાત સર્વ સુજ્ઞને માન્ય થઈ શકે. માટે જ ચારિત્ર અંગીકાર કર્યા પછીના ભગવાન મહાવીરના અનેક ઉપસર્ગોમાંના એક કર્ણકીલક (કાનમાં ખીલા) નામના ઉપસર્ગના પ્રસંગે શ્રી મહાવીરને કર્ણમાં મહાપીડા થાય છે. વૈદ્યને ત્યાં આહાર માટે જતાં વૈદ્યને તે મહાપુરુષને કંઈક પીડા છે એવું જ્ઞાન થાય છે. અને નિવારણને માટે શ્રીવીરની પાછળ પાછળ ફરે છે. ને ભગવાન સ્થિર થયે છતે કીલકાકર્ષણ કર્યા બાદ સંરોહિણી ઔષધી વડે તે વ્રણ રૂજવે છે. એ વૃત્તાંત જૈન આગમોમાં પ્રસિદ્ધ છે.

૬ યુક્તિવાદના સમયમાં મહાવીર ભગવાને એક વખત ઔષધના કારણે પણ માંસનો આહાર તરીકે ઉપયોગ કર્યો હતો એવો વિચાર બુદ્ધિને ગ્રાહ્ય ન થઈ શકે. કારણ કે નાયકની પ્રવૃત્તિ ઉપર તેના અનુયાયીઓની પ્રવૃત્તિનો આધાર છે. એ જ વિચારને કારણે જ ભગવાન મહાવીરે એક વખત ક્ષુધા અને તૃષાર્ત મુનિઓને ગ્રીષ્મની અપૂર્વ ગરમીથી અચિત્ત અને નિર્જીવ થયેલ તલ અને જલનો વનમાં યોગ હોવા છતાં નિષેધ કર્યો હતો. અને બુધ્ધે પોતાના જીવનમાં એક વખત માંસભક્ષણ કરેલ તેને પરિણામે આજ પણ બૌદ્ધાનુયાયીઓમાં માંસાહારની વિપુલતા દેખાય છે. અને મહાવીરના અનુયાયીઓમાં માંસભક્ષણ પ્રત્યે તેટલી જ ઘૃણા દેખાય છે. એ પ્રમાણે કાર્ય ઉપરથી પણ કારણનું અનુમાન થઈ શકે છે કે મનુષ્ય સ્વભાવના વેત્તા ભગવાન મહાવીર એક પણ વખત માંસભક્ષણ કરી જગતને માંસાહારનો માર્ગ ખુલ્લો કરી આપે નહિ. એમ અનેક રીતે વિચાર કરતાં ભગવાન મહાવીર માંસાહાર કરે એ વાત તદન યુક્તિશૂન્ય ગણાય"

———o———

# શ્રીમહાવીરસ્વામીના માંસાહારને લગતી ચર્ચા

શ્રી. તંત્રીશ્રી,
'પ્રસ્થાન'
અમદાવાદ

ભાઈશ્રી,

સં. ૧૯૯૫ ના કારતક માસમાં આપે પ્રસિદ્ધ કરેલા "શ્રી મહાવીરસ્વામીનો માંસાહાર" નામના મારા લેખના જવાબરૂપે આપને મળેલા એ ત્રણ લેખો મને જોવા માટે અને તેને અંગે મારે કાંઈ લખી આપવું ઠીક લાગે તો તેમ કરવાની સૂચના સાથે મોકલ્યા, તેને માટે હું આપનો આભારી છું. એ લેખો હું તેમને ઘટતા આદરપૂર્વક વાંચી ગયો છું. તે ઉપરાંત મારી ઉપર બીજા ખાનગી પત્રો પણ આ લેખને અંગે આવ્યા છે. તે બધા પરથી મને લાગે છે કે, મારે આપને એક પત્રરૂપે થોડી ચોખવટ કરી લેવી એ જ' ઠીક થશે. લેખોના વ્યવસ્થિત ઉત્તર આપવાની તરખટમાં પડવાથી નાહકની ચર્ચા જ વધશે અને અન્ય કશો અર્થ નહિ સરે, એમ હું ચોક્કસ માનું છું. એટલે એવી લખાલખીમાં પડવું હું છોડું એમાં આપ પણ સંમત થશો જ.

મને મળેલા કેટલાક પત્રો તથા લેખો પરથી મને જે એક ખાસ દુઃખ થયું છે તે મારે જણાવવું જોઈએ. કેટલાક લેખકોએ પોતાના લખાણમાં સંગીન અને શાંત દલીલને બદલે સાંપ્રદાયિકતાનું ઝનૂન, ક્રોધ અને પરમતઅસહિષ્ણુતા દાખવ્યાં છે; એ અહિંસા-પ્રેમીઓને માટે સાચે જ દુઃખદ વસ્તુ છે. મેં જે લેખ લખ્યો હતો એના ઇરાદા વિષે પણ કેટલાક ભાઈઓએ શંકા કે આક્ષેપો કર્યા તે તો એક ક્રૂરતા જ ગણાય. એ લેખમાં જ મેં જણાવ્યું હતું અને ફરી સ્પષ્ટ કરું છું કે, શ્રીમહાવીરસ્વામીએ માંસાહાર કરેલો એવો કોઈ પ્રકારનો વાદ સ્થાપવા હું નીકળ્યો નથી, મારો એવો મુદ્દલ ઇરાદો નથી. પરન્તુ, જૂના ગ્રંથમાં આવતા એક વાક્યનો અર્થ કરવા જતાં પ્રામાણિકપણે મને જે સત્ય લાગ્યું તે જ માત્ર મેં કહ્યું છે. અને તે પણ જ્યારે અનેક જૈન મિત્રોએ એવી ચોખવટની માગણી કરી ત્યારે.

અને આવો અર્થ કરનાર હું જ જગતમાં પહેલો નીકળ્યો છું એમે ય નથી. કેમકે, કેટલાક જૈન પૂર્વાચાર્યોએ જ એવો અર્થ કર્યો છે. વનસ્પતિ–આહારનો અર્થ અને તેનું પંડિતાઈભર્યું સમર્થન કરનારા પણ હતા અને છે, એની મને ખબર છે. એ બધાને સાથે જોયા–વિચાર્યા બાદ મને જે અર્થ ઠીક લાગ્યો તે મેં રજૂ કર્યો. એને વિષે કોઈ વાદબુદ્ધિ ધરવાનો મારો મુદ્દલ ઇરાદો નથી. પણ સાથે સાથે એટલું આપને જણાવું કે જે પત્રો તથા લેખો મને જૈન શુભેચ્છક ભાઈઓએ મોકલ્યા છે, તે બધામાંથી મને મારા વિચારમાં ફેરબદલ કરવા જેવું કશું મળ્યું નથી.

જૈન ભાઈઓને કેવું દુઃખ થતું હશે એ હું મારા પોતાના પરથી કલ્પી શકું છું. જ્યારે મેં પ્રથમ જાણ્યું કે રામ કૃષ્ણ માંસ ખાતા ત્યારે મને અતિ દુઃખ થયું હતું. પણ જેમ જેમ હું વધારે વિચારતો ગયો, તેમ તેમ મારું તે દુઃખ ઓછું થયું, અને મેં જોયું કે માંસ ખાવા છતાં રામ કૃષ્ણ મને ઓછા પ્રિય કે પૂજ્ય થવાને બદલે તેટલા જ પ્રિય અને પૂજ્ય

રહ્યા છે. અને જ્યારે એક મિત્રે મને રામાયણના એક ગુજરાતી અનુવાદમાંથી રામના 'માંસાહાર'નાં સ્થાનોએ 'ફલાહાર' એવો અપ્રમાણિત ફેરફાર કરેલો બતાવ્યો, ત્યારે મને સારું ન લાગ્યું. કેમકે એમાં અસત્ય હતું, અને અસત્યથી અંતે જઈને નૈતિક વિકૃતિ જ પરિણમે છે એમાં શંકા નથી. જો કે પ્રેમનું લક્ષણ જ એ છે કે પ્રેમી પોતાના પ્રિયને પોતાના આદર્શ-રંગે જુએ અને ચીતરે. એક પ્રસિદ્ધ ઉદાહરણ લઉં તો, ગાંધીજી કહે છે, 'મારા રામ ને કૃષ્ણ તો કદી માંસ ખાય નહિ, અઘટિત કરે નહિ, ઇ૦ ઇ૦.' પણ ત્યારે તે ઐતિહાસિક રામને અંગે — જો તે હોય તો પોતાનો કોઈ ખાસ આગ્રહ પણ નથી રાખતા, અને પ્રેમના કાયદા પ્રમાણે પોતાની પૂજ્ય માનસમૂર્તિ ઘડી લઈને પોતાનું કામ ચલાવે છે. મને લાગે છે કે, આવા પ્રકારની સ્પષ્ટતા આજના સર્વ ધર્મ પ્રત્યે ઉદાર દૃષ્ટિના જમાનામાં જરૂરની છે. આજ આપણી વિચારપદ્ધતિ, ટીકાપદ્ધતિ, અને તત્ત્વનિર્ણયપદ્ધતિ તથા પાંડિત્યશૈલી, મને-કમને, એવા પ્રકારની થઈ ગઈ છે કે ઉપરના જેવી અનાસક્ત દૃષ્ટિ કેળવ્યા વગર છૂટકો નથી. તેથી જ, રામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર વગેરે માંસાહારી હતા એમ હું જ્યારે સાંભળું છું કે વાંચું છું ત્યારે મને આઘાત થતો નથી. તેમજ તે આદર્શ-મૂર્તિઓ માટેનો મારો પૂજ્યભાવ પણ ઘટતો નથી.

છેવટમાં, જૈન ભાઈબહેનોને હું ખાતરી આપું છું કે, હું કોઈ પ્રકારનો વાદ ખડો કરવા નીકળ્યો નથી. તેમની લાગણીને મેં અજાણપણે પણ દુભાવી છે તે બદલ તેઓ, ઉપરનાં કારણોને લઈને મારી લાચારી સમજે અને મને ક્ષમા આપે. હું જાણું છું કે, ઝઘડાના વાક્યના મેં કરેલા અર્થોથી જુદા અર્થો કરાય છે. જેને જે ઠીક લાગે તે ખુશીથી માને એમાં મારે ઝઘડો કરવાનું મુદ્દલ પ્રયોજન નથી. અને તેથી જ હું આપે મને મોકલી આપેલા લેખો વિષે વધુ વાદવિવાદમાં પડતો નથી. આપે આવેલા લેખો પ્રસિદ્ધ કરવા પહેલાં મને વાંચી જોવા મોકલ્યા તે માટે ફરી આભાર માનું છું, અને જણાવું છું કે કોઈ રીતની જાહેર ચર્ચામાં પડવાનો મારો ઇરાદો નહોતો અને નથી જ.

લિ. આપનો

**ગોપાલદાસ જીવાભાઈ પટેલ**

***

હવે આ ચર્ચા બંધ કરવામાં આવે છે.

અમારો સાધારણ રિવાજ એવો છે કે, એક પક્ષની ચર્ચા આવે તો તેનો ઉત્તર મેળવી તેની સાથે છાપવો. તે પ્રમાણે નિરામિષાહારના પક્ષના બે લેખો (જે અન્યત્ર છાપ્યા છે) શ્રી. ગોપાળદાસ તરફ મોકલ્યા. તેના જવાબમાં તેમણે ચર્ચામાંથી નિવૃત્ત થવાનો ઉત્તર લખ્યો એટલે તે છાપી આ ચર્ચા બંધ કરીએ છીએ.

ચર્ચા બંધ કરતાં એટલું કહેવું જોઈએ કે જૈન ભાઈઓએ આ આખો પ્રશ્ન ઇતિહાસની અને તે સમયની ભાષાની દૃષ્ટિએ વિચારી જોવો જોઈએ.

શ્રી. ગોપાળદાસનો ઉદ્દેશ લેશ પણ જૈનભાઈઓની ધર્મલાગણી દુભાવવાનો નહોતો, માત્ર શાસ્ત્રીય રીતે શો અર્થ થઈ શકે છે તે આપવાનો હતો. અને ચર્ચાપત્ર લખનાર ભાઈઓ એમનો ઉદ્દેશ એ રીતે સમજશે એમ આશા રાખીએ છીએ.

**—પ્રસ્થાનતંત્ર**

———o———

# સ્વ. મોતીભાઈ નરસિંહભાઈ અમીન

ચુનીલાલ બેચરલાલ ભટ્ટ

लोकोत्तराणां चेतांसि कोहि विज्ञातुमर्हति ।

શ્રી. મોતીભાઈ અમીનનો જન્મ તા. ૧૯-૧૧-૧૮૭૩ના રોજ થયેલો. તેમનાં માતા લગભગ અંધ અવસ્થા ભોગવતાં હોવાથી તેમના પિતાએ ફરીથી લગ્ન કર્યું તે વખતે મોતીભાઈની ઉમ્મર ચાર વર્ષની હતી. એમનાં માતાની છેક અપંગ જેવી સ્થિતિ હોવાથી અપરમાતા હરખાબાએ તેમને પોતાના પુત્રની જેમ ઉછેર્યા અને મોતીભાઈ પણ તેમને સગાં માતા ગણતા. મોતીભાઈનું લગ્ન ૭ વર્ષની ઉમ્મરે થયેલું, અને દશ વર્ષના થતાં તેમના પિતા એક જાનમાં દારૂખાનું સળગી જવાથી દાઝી જઈ મરણ પામ્યા.

તેમણે ગુજરાતીનો તેમજ અંગ્રેજી ચાર ધોરણ સુધીનો અભ્યાસ વસોમાં જ કરેલો, અને પછી વડોદરા હાઈસ્કૂલમાં ભણવા ગયેલા. ત્યાં કમાટી બાગમાં આવેલા રામજી મંદિરમાં તે તેમજ બીજા અનેક વિદ્યાર્થીઓ રસોયો રાખીને રહેતા. આ સ્થાન આજે વડોદરામાં પરીતર બોર્ડિંગ હાઉસને નામે જાણીતું છે.

આ દિવસો તેમના વિદ્યાર્થીજીવનના હતા. પરંતુ જનસેવાનાં અને કેળવણીનાં કાર્યો તેમણે વિદ્યાર્થીજીવન દરમિયાન જ શરૂ કરેલાં છે. પંદર વર્ષની ઉમરે ઈ. સ. ૧૮૮૮માં વસોમાં પોતાના ઘરને મેડે તેમણે વિદ્યાર્થીસમાજ પુસ્તકાલયની શરૂઆત કરી. તે પુસ્તકાલયમાં ઘણાં સારાં પુસ્તકોનો સંગ્રહ કરેલો હતો, અને ગામના વાચકોને પુસ્તકો નિયમિત વાંચવા આપવાની વ્યવસ્થા વેકેશનમાં પોતે જાતે કરતા, અને બીજા સમયમાં તે વ્યવસ્થા ચાલુ રહે તેવી ગોઠવણ તે કરી જતા. આ વિદ્યાર્થીસમાજનો એક ઉત્સવ ભારે દબદબાથી સ્વર્ગસ્થ સાક્ષર શ્રીગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીના પ્રમુખપણા નીચે તેમણે ઊજવ્યો હતો. આજના કોલેજોમાં ભણતા વિદ્યાર્થીઓને, પોતાના ગામમાં વેકેશનમાં સમાજસેવાનું કામ કરવાની દિશા મોતીભાઈના જીવનમાંથી જડે છે.

આ ઉપરાંત અભ્યાસના દિવસોમાં વડોદરે રામજી મંદિરમાં રહી હાઈસ્કૂલ અને કોલેજમાં ભણ્યા ત્યારે તેમણે પોતાની સાથે રહેનારા મિત્રોનું સ્નેહ અને સંપવાળું એક સારું જુથ જમાવ્યું. આ ટોળી એક વખત પાંત્રીસની હતી એટલે તે 'ધી થર્ટીફાઈવ' (The Thirty-five)ના નામથી ઓળખાતી. પાછળથી તેની સંખ્યા વધીને ઘણી મોટી થઈ હતી, તો પણ તે પાંત્રીસની ટોળીને નામે ઓળખાતી. પાંત્રીસની ટોળીના તેમને આખી જિંદગી સુધી દરેક પ્રસંગે સલાહ અને સહાય આપતા. એટલે તેઓ પોતાના વિદ્યાર્થીજીવનના દિવસો ઘણી વખત આનંદથી અને મગરૂરીથી યાદ કરતા. આ પાંત્રીસ પૈકી એક ગરીબ મિત્રને તેમણે પોતાના જ ખર્ચમાંથી ભણવા માટે મદદ કરેલી. તેને જોઈતી ચોપડીઓ, અને કાગળ પેન્સિલથી માંડી સઘળી મદદ પોતે જ આપતા. આમ કરવા જતાં ઘેર વડિલને

વધારે ખર્ચ ન દેખાય તેટલા માટે પોતે ખાસ જરૂરિયાત સિવાયના બીજા ખર્ચો રાખતા નહિ, એટલે ઘેર તો વડિલ એમ જ જાણે કે ભાઈ પોતાના અભ્યાસ માટે જરૂરી ખર્ચ કરે છે; જ્યારે પોતે પોતાના ખર્ચમાં પોતાનું તેમજ મિત્રનું ખર્ચ કાઢતા હતા. આ તેમનાં વિદ્યાર્થીવયનાં પરોપકારી જીવનનાં બીજ વર્ષો જતાં ઊગ્યાં, ફૂલ્યાં અને ફાલ્યાં.

અભ્યાસમાં તેઓ અસાધારણ પ્રતિભાશાળી ન હતા પરંતુ સેવાભાવ તેમની રગેરગમાં રહેલો હતો. આમ અભ્યાસની ઊણપ સેવાની ભાવનાથી તેમના જીવનમાં પૂરાઈ હતી. સેવાનાં વિધવિધ સ્વપ્નાં તેમણે વિદ્યાર્થીજીવન દરમિયાન જ સેવેલાં. ગ્રેજ્યુએટ થયા પછી જીવનમાં પડતાં તે સ્વપ્નાંનો સાક્ષાત્કાર કરવા તેમણે પ્રયત્નો કરેલા, અને તેમાં સફળતા મેળવી તેમણે જીવનને ધન્ય બનાવ્યું.

ગ્રેજ્યુએટ થયા પછી રેવન્યુ ખાતાની નોકરી મળી. તે જતી કરી ઓછા પગારની શિક્ષકની નોકરી પસંદ કરી અને વડોદરા રાજ્યના કેળવણી ખાતામાં તેઓ જોડાયા. પ્રથમ તેમણે વડોદરા અને પછી પાટણની હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે કામ કર્યું. શાળામાં પાંચ કલાક ભણાવનાર તે શિક્ષક જ ન હતા. શાળાના સમય બહાર લોકસેવાનું શિક્ષક તરીકેનું કાર્ય તેમણે પાટણમાં શરૂ કર્યું. હોળીના દિવસોમાં તોફાનો થતાં અને જે અશ્લીલ વાતાવરણ જામતું તેને અટકાવી તે દિવસોમાં સંસ્કારી વાતાવરણ જમાવવાનો એમણે પ્રયત્ન કર્યો, અને તેમાં કેટલેક અંશે તે સફળ પણ થયા. પાટણની ઈતર જનહિતની પ્રવૃત્તિઓમાં તેમણે સારો ભાગ લીધો, અને વિદ્યાર્થીઓના તે પ્રિય શિક્ષક થઈ પડ્યા. તેમનાં કાર્યોરૂપી પુષ્પોની સુવાસ એટલી ફેલાઈ કે પાટણથી તેમની બદલી થઈ ત્યારે પાટણવાસીઓએ તેમને માનપત્ર આપવા પ્રયત્ન કર્યો. તેમણે માનપત્ર લેવાની ના પાડી છતાં માનપત્ર છપાયું. અને જલસામાં તેમણે હાજરી ન આપી ત્યારે પાટણથી જે ગાડીમાં તે વિદાય થયા તે ગાડીમાં માનપત્રો છૂટથી વહેંચાયાં. આ પ્રમાણે સેવા કરવા છતાં માનના પ્રસંગોથી તેઓ જીવનની શરૂઆતથી જ વેગળા રહેલા છે. અને આ બનાવ પછી તેમને કોઈએ માનપત્ર આપવા આગ્રહ કર્યો નથી. તેમની એવી માન્યતા હતી કે સાચા સેવકને માનપત્રોથી ઉત્તેજન મળતું નથી, પરંતુ કંઈક અંશે હાનિ થાય છે. માનપત્રરૂપી—કીર્તિરૂપી—ઉત્તેજનાની ઇચ્છા રાખનારને સેવાનાં ક્ષેત્રમાં રાખવા માટે તે ભલે હયાતિ ભોગવે. પાટણથી પેટલાદ આવ્યા પછી તેમના કાર્યની દિશાનો વિસ્તાર વધ્યો. સેવાભાવિ શિક્ષક શું શું કરી શકે તે સઘળું આપણે તેમના પેટલાદના જીવનમાં જોઈએ છીએ. તે દિવસોમાં શાળાને અંગે વિદ્યાર્થી આશ્રમો ન હતા. તેમજ હાલની લોજો કે વીશીઓ પણ ન હતી. ગામડાના ભણવા આવનાર વિદ્યાર્થીઓને જાતે પાણી ભરવું, ખાવા કરવું, એમ સઘળાં ઘરકામ જાતે કરવાના અને અભ્યાસ કરવાનો હતો. બાળવયમાં અને તે પણ કદી ઘેર ન કરેલાં એવાં કામો કરવાથી ઘણા વિદ્યાર્થી કંટાળી જતા; થોડા દહાડા ભણી ઘેર ભાગી જતા; કેટલાક ઘેરથી બેચાર દિવસનું ભાથું બાંધી લાવી તે ઉપર ચલાવતા; બેચાર દહાડા ખાવા કરતા, અને રવિવાર કે તહેવારની રજા આવે એટલે ઘેર દોડી જતા. વિદ્યાર્થીઓ માટેના આ કફળાઈના દિવસો મોતીભાઈએ જોયા. તેમને ભણવાને માટે અનુકૂળતા કરી આપવા, અને તેમનામાં પરસ્પર સદ્ભાવ અને સહકાર જન્માવવા તેમણે પ્રયત્ન શરૂ કર્યા. એક દિવસ પેટલાદ હાઈસ્કૂલમાં ભણતા પરગામના બધા વિદ્યાર્થીઓને ભેગા કરી તેમણે કહ્યું કે તમારે બધાને અમુક જગ્યાએ ભેગા રહેવાની

વ્યવસ્થા કરી છે, અને ખાવા વગેરેની સગવડ પણ ત્યાં થશે. વિદ્યાર્થીઓ આ વાત સાંભળી ખુશ ખુશ થઈ ગયા. તેમનાં દુઃખોને દૂર કરનાર પિતા મળ્યો હોય તેમ સઘળાને લાગ્યું. સૌ પોતપોતાનો સમાન લઈ તે નવી નીકળની બોર્ડિંગમાં આનંદથી દોડી આવ્યા. આ રીતે પેટલાદ બોર્ડિંગની શરૂઆત થઈ. રસોઈયાની, પાણીની વગેરે વ્યવસ્થા થઈ એટલે વિદ્યાર્થીઓનું ભણવાનું કામ રાગે પડ્યું.

મોતીભાઈને મન શાળાશિક્ષણ ઉપરાંત તેમના જીવનને ઘડવું એ જ મુખ્ય વસ્તુ હતી. અને તે કામ તેમણે બોર્ડિંગમાં આરંભ્યું. પોતપોતાનાં ગામોમાં જન્માષ્ટમીના તહેવારોમાં રમાતા જુગાર અટકાવવા, હોળીના તહેવારોમાં થતાં અશ્લીલ અને બીભત્સ વાતાવરણો દૂર કરવા, ગામમાં આગ કે તેવા કોઈ પણ અકસ્માતના પ્રસંગે મદદ માટે દોડી જવું, એ વિચારો રૂપી જનસેવાનાં બીજ તેમણે આ વિદ્યાર્થીઓનાં દિલમાં વાવ્યાં. અને ગામે ગામ તે પ્રવૃત્તિઓ તેમણે વિદ્યાર્થીઓ પાસે હાથ ધરાવી. આમ તે સમય જતાં વર્તમાન ચરોતરના વિધાયક બન્યા.

વિદ્યાર્થીઓનું રહેવાનું મકાન ભાડાનું હતું. તેમાં હવાઉજાશ પૂરતાં ન હતાં. તેમણે પેટલાદ મહાલ વહીવટદારની સહાનુભૂતિ મેળવી સરકારી જેલનું પડી રહેલું મકાન બોર્ડિંગ હાઉસ માટે મેળવ્યું, અને વડોદરા રાજ્યના કોઠારમાંનાં અન્નક્ષેત્રનાં વાસણો, અન્નક્ષેત્ર બંધ થવાથી પડી રહ્યાં હતાં તે પણ બોર્ડિંગ માટે મેળવ્યાં. બોર્ડિંગમાં વિદ્યાર્થીઓની સંખ્યા દિન પર દિન વધવા લાગી. મોતીભાઈ તો વધતા કામને પહોંચી વળવા અને તે સઘળા વિદ્યાર્થીઓને જરૂરી સહાય આપવા સદા તત્પર જ હતા.

પેટલાદની સ્કૂલ છઠ્ઠા ધોરણ સુધીની હતી એટલે મૅટ્રિકના અભ્યાસ માટે વડોદરા કે એવા દૂરના સ્થળે વિદ્યાર્થીઓને જવું પડતું. ત્યાં પડતી મુશ્કેલીઓ પોતાના જૂના વિદ્યાર્થીઓ પાસેથી સાંભળી, એક દિવસ સાંજે પોતાની સાથેના શિક્ષકો સાથે વાત કરી નિશ્ચય કર્યો કે આપણે મૅટ્રિક વર્ગ ઉઘાડવો. આ વર્ગ સવારમાં અને સાંજે બોર્ડિંગમાં ભરાતો. જે શિક્ષકો બપોરે સરકારી નોકરી કરતા તે જ શિક્ષકો મૅટ્રિક વર્ગમાં વગર પૈસે સવાર–સાંજ શીખવતા. વગર મૂડીએ શરૂ કરેલો આ મૅટ્રિક વર્ગ સરકારે અને યુનિવર્સિટીએ મંજૂર કર્યો ત્યારથી પેટલાદમાં હાઇસ્કૂલ થઈ. આ સમયે તેમની શિક્ષકોની પસંદગી અવનવી હતીઃ મંગળજી શાસ્ત્રી જેવા સંસ્કૃતના અધ્યાપક અને ગુજરાતીના અધ્યાપક તરીકે શ્રી. કરુણાશંકર જેવા ગુજરાતના સાચા શિક્ષક તેમણે ગામડામાંથી મેળવ્યા, અને તેમના સહવાસનો લાભ પોતાના સઘળા વિદ્યાર્થીઓને અપાવ્યો.

આ દિવસોમાં તેમણે મિત્રમંડળ પુસ્તકાલયોની શરૂઆત કરી. તે પ્રવૃત્તિ તેમણે જ ઊભી કરેલી અને તેઓ જ ચલાવતા. પરંતુ વડોદરા રાજ્યના નોકર હોવાથી તેમણે મિત્રમંડળના નામથી આ કાર્ય શરૂ કર્યું. અને ખરેખર તેમના સહાધ્યાયી મિત્રોમાંથી આ મિત્રમંડળ પુસ્તકાલય પ્રવૃત્તિમાં સહાય મળેલી. જે ગામ અમુક રૂપિયા મોકલે તેને તેથી દોઢી કિંમતનાં પુસ્તકો મોકલવાની વ્યવસ્થા તેમણે શરૂ કરેલી, અને એવાં મિત્રમંડળ પુસ્તકાલયો જુદી જુદી જગાએ શરૂ પણ થયેલાં. આ પ્રવૃત્તિ ઉપરથી સદ્ગત મહારાજા શ્રીમંત સયાજીરાવને જ્યારે પુસ્તકાલય ખાતું કાઢવાનો વિચાર થયો, અને તે માટે અમેરિકાથી બોર્ડન સાહેબને તેડી લાવ્યા ત્યારે મોતીભાઈ અમીનને પેટલાદની હાઈસ્કૂલમાં એકદમ

ત્યારથી બોલાવી વડોદરે બોર્ડન સાહેબના હાથ નીચે નીમી દીધા. તેઓ ઘણી વખત કહેતો કે જો મને લાયબ્રેરી ખાતામાં જવું છે કે નહિ એમ પૂછવામાં આવ્યું હોત તો હું ના જ પાડત. પરંતુ મને તેવી કંઈ પણ તક મળી નહિ, એટલે મારે વિદ્યાર્થીઓના સહવાસમાંથી છૂટા પડી રહેવાનું પ્રાપ્ત થયું.

પેટલાદમાં હતા તે સમય દરમિયાન વિદ્યાર્થીઓને અને જનતાને સારું વાચન પૂરું પાડવાના હેતુથી ગદ્યપદ્યસંગ્રહ નામનું એક માસિક પણ તેમણે શરૂ કર્યું હતું. ગુજરાતના સઘળા લેખકોમાંથી સારામાં સારું લખાણ એમાં લેવામાં આવતું. ઘણા માણસો આથી ગદ્યપદ્યસંગ્રહને ખાંડના નાળિયેરની ઉપમા આપતા અને કહેતા કે તેને જે બાજુએથી ચાખો તે બાજુએથી તે ગળ્યું જ લાગે છે.

જેવી રીતે વિદ્યાર્થીઓ માટે પેટલાદની બોર્ડિંગની શરૂઆત થઈ, અને મેટ્રિક વર્ગ નીકળ્યો તેવી જ રીતે વિદ્યાર્થીઓ મેટ્રિક થઈને આગળ કૉલેજમાં જાય તેવા પ્રસંગ ઉપરથી વિદ્યાર્થી–લોન–ફંડ ઊભું થયું. મોતીભાઈ વિદ્યાર્થીઓના સાચા પિતા હતા, અને વિદ્યાર્થીઓ પિતા પાસે જેટલી વાતો કરી શકે તેથી વિશેષ વાતો અંતર ખોલીને આ સ્નેહાળ પિતા પાસે કરતા. એક વિદ્યાર્થીએ તેમને કહ્યું કે કૉલેજમાં ભણવા જવા માટે મારા પિતાએ એક જણને ત્યાંથી રૂપિયા ઉપાડી લાવવાનું નક્કી કર્યું; ત્યારે તે રૂપિયા ધીરનાર માણસે જણાવ્યું કે તમે તેમજ અભ્યાસ કરવા જનાર તમારો દીકરો બન્ને ખાતું પાડી આપો તો જ હું રૂપિયા ધીરું. આ વાત સાંભળી મોતીભાઈનું દિલ કંપ્યું. હજી જે વિદ્યાર્થી ભણે છે તેની પાસે પણ આવું ખાતું પડાવવાનો નાણાં ધીરનારનો આગ્રહ જોઈ તેમના દિલમાં કંઈ કંઈ લાગણીઓના ઉભરા આવી ગયા. અને પોતે મન સાથે નક્કી કરી જણાવ્યું કે તેણે તેવું ખાતું ન પાડી આપવું. અને ભણવા માટે જોઈતા પૈસા પોતાની પાસેથી મળશે. આ રીતે પેટલાદ–લોન–ફંડની શરૂઆત પરસ્પર વિશ્વાસ અને સહાયને ધોરણે થઈ. તેમાંથી અનેક વિદ્યાર્થીઓને તેમણે ભણવાને માટે પૈસા આપ્યા, અને સમયસર તેમને તે પૈસા પાછા પણ મળી ગયા છે. જગતમાં સેવાનાં કામ વિશ્વાસ અને સહાયથી કેવાં થાય છે તેનો સુંદર નમૂનો પેટલાદ–લોન–ફંડ પૂરો પાડે છે. ત્રીસ હજાર રૂપિયા જેટલી રકમ તેમણે આ લોન ફંડમાંથી ધીરી હતી. વધારે નવાઈની વાત તો એ છે કે કહેવાતા લોનફંડમાં પેટલાદના ટાવર ફંડની નાની શી રકમ હતી. પરંતુ બાકીની સઘળી રકમ તેમણે વખતોવખત મિત્રો પાસેથી વ્યાજે અથવા વગર વ્યાજે મેળવીને વિદ્યાર્થીઓને ખાતું પડાવ્યા સિવાય ધીરેલી હતી. સમય જતાં વિદ્યાર્થીઓને આર્થિક સહાય આપવાના કાર્યને સ્થાયી સ્વરૂપ આપવા સહકારી ધોરણે રજિસ્ટર થયેલું ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ સ્થપાયું છે. અને તે પરદેશ જનાર વિદ્યાર્થીઓને પણ સહાય આપે છે. પેટલાદ–લોન–ફંડનો સઘળો હિસાબ તેમણે ઈ. સ. ૧૯૩૭ના 'ચરોતર' માસિકમાં છપાવી દીધો છે, અને તેમાં વિદ્યાર્થીઓને ગોટાના વચન ઉપર જ નાણાં ધીરી ભણાવી ધંધે વળગાડ્યા, અને તે નૈતિક જવાબદારીનું પરિણામ સુંદર આવ્યું છે તેનો હેવાલ ત્યાંથી મળે છે.

તેમની સઘળી પ્રવૃત્તિઓ નાત જાત કે ધર્મના ભેદ સિવાયની જનહિતાર્થે હતી. પરંતુ તેનું ક્ષેત્ર તેમણે પોતાની શક્તિ મુજબ મર્યાદિત કર્યું હતું. તેમને જે જે પ્રવૃત્તિઓ કરવાનો વિચાર થતો તે તેઓ ચરોતરમાં કરતા અને અન્ય પ્રદેશના લોકો તેને જોઈ પોતાના પ્રદેશમાં તેવી પ્રવૃત્તિઓ આદરે એમ તે કહેતા. ચરોતરના હિત માટેની પ્રવૃત્તિઓનું જે ધોરણ હતું તેથી એ વિશેષ પ્રકારનું ધોરણ તેમના વતન વસો માટે હતું. તેમનો એક નિયમ એ હતો



## (૧) સત્યાગ્રહનો સિદ્ધાંત

સત્યાગ્રહ યુદ્ધની અવેજી નથી. યુદ્ધનાં ઘણાંખરાં કુરૂપ તત્ત્વોથી મુક્ત એવું અને વિનાશની સાથે સંબંધ ધરાવતાં ઘણા હેતુઓ કરતાં ઘણા વધારે ઉદાત્ત હેતુઓથી પ્રેરાયેલું એ એક યુદ્ધ જ છે. એ પોતે યુદ્ધનું મહાપારુષભર્યું રોમાંચક સ્વરૂપ જ છે.

સત્યાગ્રહી યોદ્ધાની શ્રદ્ધાની પહેલી કલમ એ છે કે એણે સમસ્ત માનવજાતિને એક સ્વરૂપે નિહાળવાની અને એના પ્રત્યે પ્રેમ દર્શાવવાની આવશ્યકતા સ્વીકારવી રહી. સત્યાગ્રહી એમ પણ માને છે કે કોઈ પણ સ્વરૂપમાં પ્રગટ થતું શોષણ, પ્રેમના વાદની સાથે કદી પણ સંમત થઈ શકે એમ નથી. સ્વાનુલક્ષી પરિગ્રહને પ્રેમ સાથે નહિ બની શકે.

આ મૂળગત માન્યતાની રૂએ સત્યાગ્રહી સુરતપણે માને છે કે માનવસમાજમાં જ્યાં જ્યાં હિતસંબંધોની અથડામણો છે ત્યાં કોઈક સ્થળે પણ બગાડો હોવો જોઈએ. અને આપણે એ પરિસ્થિતિનું ધીરજપૂર્વક જો નિદર્શન કરી શકીએ તો માનવએકતાની ગૂમ થયેલી ભાવના ફરીવાર ખચીતપણે સ્થાપિત કરી શકાય, અને સાથે સાથે સમસ્ત માનવ જાતના સર્વોચ્ચ લાભોની પણ સેવા થઈ શકે.

આથી સત્યાગ્રહી માને છે કે અથડામણનું સમાધાનીભર્યું સમીકરણ જરૂર થઈ શકે, જો કોઈ પણ રીતે પોતે પોતાના પ્રતિસ્પર્ધી વિરોધીને સમજવા જેટલો તૈયાર કરી શકે તો.

સત્તાસ્થિત પુરુષોનાં દિલમાં વધારે સારી સમજૂતી સ્થાપન કરવાના રસ્તામાં આજે ભય મોટી અટકાયત થઈ પડ્યો છે ને એમને નીચા ઉતારી પાડે છે. ગુમાન અને આત્મરક્ષાનો ખ્યાલ એમની પીઠને અક્કડ બનાવે છે, અને એમને ન્યાય, સાચી આપલે, અને બુદ્ધિયુક્તતા તરફ પીઠ ફેરવાવે છે. સત્યાગ્રહીએ, આથી એમની સાથે કામ લેવાની કોઈ અસરકારક તરકીબ શોધવી જ રહી. સામાના કરતાં પોતાની જાતે દુઃખ વહોરી લેવાની રીત એ એની તરકીબ છે.

સત્યાગ્રહીના વિગ્રહશાસ્ત્રનો પ્રથમ કાનૂન પ્રેમનો કાનૂન છે એ અગાઉ કહેવાઈ ચૂક્યું છે. પણ એ પ્રેમના કાનૂનમાંથી જ ફલિત થતો બીજો કાનૂન, વિરોધીના મત સુધી પહોંચવાનો રસ્તો એની બુદ્ધિની મારફતે નહિ પણ એના હૃદયમાં પ્રવેશ મેળવવાની મારફતે જ શક્ય હોવાનો છે. એ માને છે કે પ્રસન્ન મને અને સ્વેચ્છાએ સ્વીકારેલ દુઃખ મારફતે જ વધારે સારી સમજૂતી સ્થાપવાનો રસ્તો ખુલી શકે અને વિરોધીમાં પોતાની અન્યાયી સ્થિતિની સમજ પેદા કરી એ કબૂલ કરાવવાનું બની શકે એમ છે. સત્યાગ્રહી એ પણ જાણે છે કે જગતમાં શોષણની બધી પદ્ધતિઓ ફાલી શકવાનું કારણ એ છે કે

શોષક અને શોષિતો બંને એના નિભાવમાં સહકાર આપે છે. શોષિતોનો સહકાર ભયમાંથી નીપજતો હોય છે, આમ છતાં એઓ એ પદ્ધતિ સાથે સહકાર તો કરે જ છે. અહીં સત્યાગ્રહી સ્વેચ્છાપૂર્વકના દુઃખસ્વીકારની સર્વોત્તમ તક જોઈ શકે છે. શોષણની વ્યવસ્થા સાથેનો પોતાનો સહકારસંબંધ ખેંચી લઈને સત્યાગ્રહી એને તોડી પાડવાનો પ્રયત્ન કરે છે, અને આમ કરીને પોતાનો વિરોધી જે જુલ્માટો વરસાવવા શક્તિમાન હોય એ બધા પોતાના ઉપર આવકારે છે. જો એ જુલ્મારોની ઝડીમાંથી અડગ ને અણનમ નીકળી શકે તો એનાં પૌરુષભર્યાં રોમાંચક દુઃખો વિરોધીના હૃદયતલને સ્પર્શવાનો પૂરો સંભવ ખરો. અને આમ કરીને ચાલુ વ્યવસ્થાનાં અનિષ્ટો ને અન્યાયો વિનાની નવી વ્યવસ્થા પોતાના વિરોધી સાથે બેસીને ચર્ચા ને વાટાઘાટદ્વારા ને પરસ્પરના પ્રયત્નોથી ઘડવાનો નવો રાહ શોધી શકે છે. એમ બને ખરું કે સત્યાગ્રહી પોતાના વિરોધીના હૃદયને એના દુઃખસહનદ્વારા ન પણ સ્પર્શી શકે. આમ થાય ત્યારે ય એના પ્રયત્નો ફોગટ જતા નથી. સતત બહિષ્કાર કોઈ પણ વ્યવસ્થાને તોડી પાડવા સમર્થ છે. પછી ભલે સત્યાગ્રહી એને અંતે શોષક કે જુલમગારની શુભદિલી જીતી શકે કે નહિ જીતી શકે. જ્યારે અસરકારક બહિષ્કાર એના પાયા ખોદી રહ્યો હોય ત્યારે કોઈ પણ વ્યવસ્થા લાંબો કાળ નહિ જીવી શકે.

જે દુઃખ સત્યાગ્રહી આપમરજીથી સહન કરવા નીકળે છે એ યંત્રવત્ સહન કરાવું ન જોઈએ. બધો વખત માનવપ્રેમની ભાવનાના પ્રદીપથી એણે દુઃખને અજવાળ્યાં કરવું જોઈએ.

સત્યાગ્રહ, વાપરનાર અને જેની સામે એ વાપરવામાં આવતું હોય એ બંનેને માટે કલ્યાણકારી શસ્ત્ર છે. સત્યાગ્રહીને માટે એ આત્મશુદ્ધિની પ્રક્રિયા છે, જ્યારે એના વિરોધીના હૃદયમાં સુષુપ્ત સ્થિતિમાં પડેલ માનવમહદ્ ગુણોને જાગૃત કરવા તરફ પણ એનું વલણ હોય છે. આ પ્રમાણે સત્યાગ્રહી સૈનિક, હિંસાને સાધન તરીકે વાપરનાર સૈનિકથી એ બાબતમાં ચઢી જાય છે કે વિગ્રહની શરૂઆતથી અંત સુધી બધો જ વખત સત્યાગ્રહી એના વિરોધીને પોતાના દૃષ્ટિબિંદુની યથાર્થતા સમજાવી શકવાની સુધારક પદ્ધતિનો આશ્રય લે છે.

(સત્યાગ્રહનો સિદ્ધાંતઃ શ્રી નિર્મલકુમાર વસુએ વિશ્વભારતી ક્વાર્ટર્લીમાં લખેલા લેખમાંથી)

## (૨) સાચી રાષ્ટ્રીય અસ્મિતા

**શ્રી વિવેકાનંદના** ખ્યાલમાં રાષ્ટ્રીય અસ્મિતાનો શો આદર્શ હતો એની યાદ દેવરાવતાં, 'પ્રબુદ્ધ ભારત'માં ડૉ. તારકનાથ દાસ ( અમેરિકાવાસી ) વર્તમાન 'સુધરેલી બર્બરતા', સાથે એને સરખાવીને નીચે પ્રમાણે લખે છેઃ

"સ્વામી શ્રી વિવેકાનંદના અનુયાયી કહેવરાવનારને માટે રાષ્ટ્રીય અસ્મિતાના આદર્શનું સેવન ન કરવું એ અશક્ય છે. હિંદના રાજપુરુષોએ હિંદની રાષ્ટ્રીય મુક્તિ માટે સ્વામી વિવેકાનંદનો રાષ્ટ્રાભિમાનનો આદર્શ ઊંડાણથી વિચારવા જેવો છે. નીચેના શબ્દોમાં વિવેકાનંદ એવા રાષ્ટ્રીય અભિમાનને વ્યક્ત કરે છેઃ

'હું રાષ્ટ્રાભિમાનમાં માનું છું, અને મને રાષ્ટ્રાભિમાનનો મારો પોતાનો આદર્શ પણ છે. મહાન સિદ્ધિઓ માટે ત્રણ ચીજોની આવશ્યકતા છે. હૃદયમાંથી લાગણી થવા દો;

બુદ્ધિ કે તર્ક કેટલું સમાવી શકે ? એ આપણને થોડાં જ કદમ દૂર લઈ જાય છે. પણ હૃદયસ્પર્શિત લાગણીઓમાંથી જબરી પ્રેરણાઓનો ઉગમ થાય છે. પ્રેમ જ સૌથી અશક્ય લાગતાં દ્વારો પણ ખોલી દે છે. પ્રેમ, વિશ્વનાં બધાં ગૂઢોનું દ્વાર છે. એટલા માટે મારા ભાવિ સુધારક બિરાદરો ને રાષ્ટ્રવાદીઓ, તમે લાગણી અનુભવો. તમને લાગણીનો અનુભવ થાય છે ?

'પાશવી વૃત્તિવાળાઓનાં આ દ્વાર પડોશીઓ થયાં સાંભળ્યાં છે ? લક્ષાવધિ માનવો આજે ભૂખે મરી રહ્યાં છે અને યુગોથી એટલાં જ ભૂખે મરતાં આવ્યાં છે. એની લાગણી તમને થાય છે? તમને એ લાગણી થાય છે કે જડ અજ્ઞાનનું વાદળું દેશની ભૂમિ ઉપર છાવરી વળ્યું છે? એ તમને આકુળવ્યાકુળ કરી મૂકે છે? એ લાગણી તમારા લોહીમાં દાખલ થઈને, તમારી રક્તશિરાઓમાં વહી રહી છે, ને તમારા હૃદય ધબકારાઓ સાથે મળી ગઈ છે? એણે તમને લગભગ પાગલ બનાવી મૂક્યા છે? વિનાશના દુઃખના એક માત્ર ખ્યાલથી તમે ભરપૂર થઈ રહ્યા છે? અને તમે તમારું નામ, તમારી કીર્તિ, તમારો પત્નીપરિવાર, તમારી મત્તા અને ખુદ તમારું શરીર પણ ભૂલી ગયા છો? આટલું તમે મેળવી શક્યા છો? રાષ્ટ્રાભિમાની થવાનું આ પ્રથમ પગલું છે—માત્ર પ્રથમ જ પગલું. એ વખતે તમને જે લાગણી થાય ત્યારે તમારી શક્તિની બરબાદી પરપોટા જેવી વાતોમાં ન કરતાં તમે કોઈ રસ્તો શોધી શક્યા છો? કે કોઈ વ્યાવહારિક ઉકેલ તમને સૂઝ્યો છે' જે એમનાં દુઃખોનું મર્દન કરી એમને જીવંત મૃત્યુના જડબાંમાંથી બચાવવા કે એમના દુઃખમાં દિલાસા રૂપ થવા સમર્થ નીવડે? આમ હોય તોયે એટલું બસ નથી. પહાડઊંચી મુશ્કેલીઓનો સામનો કરી શકવાની લોખંડી ઇચ્છાશક્તિ તમે ધરાવો છો? સમસ્ત દુનિયાં હાથમાં તરવાર લઈને ઊભી હોય એમ તમારી વિરુદ્ધ ખડી હોય તોયે તમને જે સાચું લાગે એ કરવા તમે હિંમત ભીડો એમ છો? તમારો અંગત પરિવાર તમારી સામે હોય, તમે સર્વસ્વ ગુમાવતા હો, કીર્તિ ભૂંસાઈ જતી હોય, તોયે તમે તમારા ધ્યેયને વળગી રહેશો? મહાન રાજવી ભર્તૃહરિએ ગાયું છે કે ભલે નીતિનિપુણો નિંદા કરે કે વખાણ કરે, લક્ષ્મી મરજી પ્રમાણે આવે કે જાય, મૃત્યુ આજે આવે કે યુગાંતે આવે, તે જ ખરેખર ધીર પુરુષ છે જે ન્યાયના રસ્તાથી તસુ પણ ખસતો નથી' તેમ તમને થાય છે? એટલું કાર્યધૈર્ય તમારામાં છે? જો તમારામાં આ ત્રણેનો સંગમ થતો હશે તો તમારામાંનો દરેક આશ્ચર્યકારક કાર્યો કરી બતાવશે.'

હિંદુસ્તાનમાં સાચી જાગૃતિ લાવે એ જાતનું રાષ્ટ્રાભિમાન આને કહી શકાય. આ જાતનું રાષ્ટ્રાભિમાન ગમે તેમ તોયે દુર્લભ જ રહેવાનું, કારણ કે સાચા નેતૃત્વનાં ગુણ, નેતાના અધ્યાત્મ જીવનમાં મૂળધારણ કરતા હોય છે. આવો નેતા અસંખ્યોને માટે સાચું સ્વાતંત્ર્ય સ્થાપવાના કાર્યને વધારવા માટે ખરા અર્થમાં સ્વાર્થ રહિત થઈ શકે છે.

## (૩) યુરોપની શાંતિના પાયા

ગ્રેટ ઇલ્યુઝન—જબરી ભ્રમણાના કર્તા ને વિખ્યાત શાંતિવાદી લેખક સર નોર્મન એંજેલ 'આર્યન્ પાથ' પત્રમાં એક લેખ મારફત જગતનાં રાષ્ટ્રો સમક્ષ એક જબરી

સમસ્યા ધરે છે: યુરોપીય સંસ્કૃતિએ એનું નિરાકરણ કરવું કે વિનાશ વહોરી લેવો એ સિવાય બીજો કોઈ વિકલ્પ એને માટે ઉઘાડો નથી એમ લેખક ગંભીરપણે માને છે.

"કરોડોની સંખ્યામાં યુરોપના લોકો આજે શાંતિ ઝંખી રહ્યા છે. તો પછી એમને યુદ્ધની ભેટ જ કેમ મળે છે?"

આનો જવાબ જો એમ આપવામાં આવે કે એમને ઇચ્છા વિરુદ્ધ યુદ્ધ તરફ ધકેલવાનું કામ સરમુખત્યારો, મૂડીવાદીઓ ને શસ્ત્રસરંજામના બનાવનારાઓ કરે છે તો એમ કહેવાય કે આપણે જે શબ્દો વાપરીએ છીએ એનો અર્થ આપણા ખ્યાલમાં આવ્યો જણાતો નથી. એક સરમુખત્યાર, કે એવા વીસની ટોળકી યા તો બસો કે બે હજાર ધનિકો ને દારૂગોળો બનાવનારાઓ કરોડોને ઇચ્છા વિરુદ્ધ ધકેલી શકે નહિ. આ ધક્કાનું બળ કરોડોની તરફ છે, નહિ કે એક મુખત્યાર કે ગણ્યાગાંઠ્યા ધનિકો ને શસ્ત્રોનાં કારખાનાંઓના માલિક ને ગૃહસ્થો તરફ. આ સદ્‌ગૃહસ્થો પોતાના લાભને માટે કરોડોની સંખ્યાવાળા પોતાના દેશને યુદ્ધે ચડવાનું કહે એ કલ્પનાગ્રાહ્ય વસ્તુ છે. પણ એમનું કહ્યું પેલાં કરોડો માને છે શું કરવા, જ્યારે અમુક કરવાની તેમની ઇચ્છા જ નથી તો? મુખ્ય વસ્તુ તો એ છે કે આ માણસોનાં મન કોઈ ફિલસૂફી ને વિચારોએ અને વિજયના લાભનાં ખ્યાલોએ જકડી લીધાં છે, આ સિવાય કીર્તિ, કે રાષ્ટ્રવાદને ખાતર યા એક કે બીજી જાતિની વર્ગની કે પક્ષની નાબૂદીની ભાવનાએ તેમનાં મનોને જેર કરી લીધાં છે. અને આનો લાભ થોડી વ્યક્તિઓ ઉઠાવે છે. પણ છેવટના પૃથક્કરણમાં એટલું તો સ્પષ્ટ જણાય છે કે માણસોના મનની સ્થિતિ કે એની વ્યગ્રતાની ઉપર નજરબંદી કરીને એમને લડાઈ માટે તૈયાર કરવામાં આવે છે. જેટલે અંશે કોઈ બળ આ લોકોને યુદ્ધમાં જવાની ફરજ પાડે છે એટલે અંશે એ બળ પૂરું પાડનાર એ લોકો પોતે જ હોય છે. આ બળથી પોતાની ઇચ્છા ઉપર સ્વાર થવા એમને શક્તિમાન કરવાનું કામ સરમુખત્યારો સમજુતાથી (કે પ્રચારથી) કરે છે.

દા. ત. બાંધકામના ઉદ્યોગપતિઓ કોઈ રીતે લંડન, બર્મીંગહામ કે મુંબઇ જેવાં મોટાં શહેરનો આગથી નાશ કરાવી શકે તો એ ઉદ્યોગમાં જોડાયેલા બધા—ઈંટોવાળા, સીમેંટના કારખાનાંવાળા, કાચ અને લોખંડપતિઓને ખૂબ નફો મળે; અને આ ઉદ્યોગોમાં શેરો ધરાવનારાઓને પણ મોટો ફાયદો થાય. પણ આ ઉદ્યોગનાં હિતો ધરાવનાર ઉદ્યોગપતિઓ લંડન, બર્મીંગહામ કે મુંબઈના નાગરિકોને પોતાનાં શહેરોને સળગાવી મૂકવાનું જણાવે તો શું એઓ સફળ થાય? આ બાબતમાં બધા મૂડીવાદીઓ પોતાની ઇચ્છા બર આણવામાં તદ્દન નિર્બળ પુરવાર થાય, પણ એઓ આ જ શહેરોને બોંબમારો ચલાવીને એનાં ફૂરચેફૂરચા ઉરાડી મુકાવવામાં પોતાની ઇચ્છા નાગરિકો ઉપર લાદવામાં તદ્દન સફળ થતા હોય છે. આમ શાથી બને છે?

હિટલરે જ્યારે પોતાની રાજકીય કારકીર્દિના શ્રીગણેશ માંડયા ત્યારે એનાં અનુયાયીઓની સંખ્યા દશની હતી. અને આ સંખ્યા દશની જ રહેત, જો એ જનતાના હલકા આવેગને અપીલ કરીને એને સળગાવવામાં સફળ ન થયો હોત તો. આ હલકી લાગણીઓ—વિનાશવૃત્તિ, નિકંદનવૃત્તિ, વેરની લાગણી, તિરસ્કાર અને રાષ્ટ્રવાદની લાગણીઓ—આવેગો

એટલા જોરાવર હોય છે કે જેઓ એના ભોગ થઈ પડે છે એમને ભાન રહેતું નથી કે એઓ આવેગના માર્યા ક્યાં દોરાઈ રહ્યા હોય છે અને એઓ શેનો ભોગ આપી રહ્યા છે.

પ્રાથમિક આવેગો ને સાહજિક વૃત્તિઓમાં સૌથી વધારે ઊંડો ઊતરેલો બદ્ધમૂળ આવેગ સ્વરક્ષણની વૃત્તિનો છે. કારણ કે એના વિના પ્રાણ ધરાવનારે ચીજો જીવતર ચાલુ નહિ રાખી શકત. અને જો આપણે જરા વધારે તટસ્થતાપૂર્વક જે હેતુઓ—લાગણીઓ—એ યુરોપમાં કરોડોને વિનાશને રસ્તે ધકેલી દીધા છે એની તપાસણી કરીએ તો દેખીતો વિરોધાભાસ લાગવા છતાં આપણને માલમ પડી આવશે કે સ્વરક્ષણની આ પ્રાથમિક વૃત્તિ એ જ યુદ્ધનાં વાતાવરણમાં કારણભૂત હેતુ છે.

આપણે જાણીએ છીએ કે સ્વરક્ષણની આવૃત્તિ આજુબાજુની પરિસ્થિતિનાં પરિવર્તનના યોગ્ય આકલન વિના અને એના બુદ્ધિપુરઃસરના ભાન વિના આ વૃત્તિ જ સર્વનાશનું કારણ થઈ પડે છે. દા. ત. બે જહાજના અથડાવાને પરિણામે ડૂબતા જહાજમાંથી બચવા ઇચ્છતાં મુસાફરો જો અકસ્માતમાં બચાવવા માટે રાખવામાં આવેલી હોડકીઓ ઉપર ગભરામણથી એકસામટા ધસી જાય તો એઓ સ્વરક્ષણની વૃત્તિને તાબે થઈને દોડતા હોવા છતાં એનો બુદ્ધિપુરઃસરનો ખ્યાલ ન કરવાને પરિણામે નાનકડી બોટ ઉપર 'એકસામટા ધસી જવાને પરિણામે પેલી બોટ પણ સમતોલપણું ગુમાવી બેસવાથી ઊંધી વળી જાય ને બધા ડૂબી મરે. પણ ભયનો સંચાર થતાં વેળાસર જો કોઈ શિકારનું પ્રાણી પલાયન કરી જાય તો આ જ વૃત્તિ એના આત્મરક્ષણનું સાધન થઈ પડે છે. પેલા મુસાફરોની ગભરામણ અને અબુદ્ધિયુક્ત ધસારો—જો કે એ સ્વરક્ષણ વૃત્તિને લીધે જ થયો હોય છે—એક દાખલામાં વિનાશ લાવે છે; જ્યારે બીજા દાખલામાં પ્રાણીનું રક્ષણ કરે છે. પહેલા દાખલાની સ્થિતિ આજે રાષ્ટ્રોના સંબંધમાં પ્રવર્તી રહી છે.

આજની બચાવપદ્ધતિનું મૂળ તત્ત્વ શું છે? દરેક મોટું રાષ્ટ્ર મોટે ભાગે આ નીતિનું અનુસરણ કરે છે; જો આપણે સલામત રહેવું હોય તો આપણાં બચાવનાં સાધનો કોઈ પણ સંભવિત હુમલાખોરનાં લડાયક સાધનોથી વધારે તાકાતવાન હોવાં જોઈએ. આમ બચાવની અનિવાર્ય શરત તરીકે એ રાષ્ટ્ર કોઈ પણ ભાવિ હરીફની ચૅલેંજનો સામનો કરવા માટે એના કરતાં પણ વધારે લશ્કરી સાજ સજવા તરફ વળે છે. પણ આમ હોય તો વધારે નબળાં રાષ્ટ્રોનું શું થાય? જો લશ્કરી સાધનોની સર્વોપરિતા એ જ બચાવની એક માત્ર આવશ્યક શરત હોય તો નબળાં રાષ્ટ્રોને માટે બચાવ જેવું રહેતું જ નથી.



[ સ્થળસંકોચને લીધે પુસ્તકપરિચય વગેરે વિભાગો આપી શકાયા નથી. ]




આદ્ય [હાલ નિવૃત્ત] તંત્રી

**રામનારાયણ વિશ્વનાથ પાઠક**

| | | |
|---|---|---|
| ૧૯૯૫ | સંપાદક | વર્ષ ૧૪ |
| મહા | **રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી** | અંક ૪ |

## અનુક્રમણિકા

પુ૦ ૨૭ મહા : ૧૯૯૫ અંક ૪





પ્રકાશક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : પ્રસ્થાન કાર્યાલય : ચાર રસ્તા : ખાડિયા : અમદાવાદ
મુદ્રક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : કિશોર પ્રિન્ટરી : ચાર રસ્તા : ખાડિયા : તા. અમદાવાદ ૨૦-૪-૩૯

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૨૭ માહ • ૧૯૯૫ અંક ૪

# उपन्याससम्राट वामन मल्हार जोशी

दत्तात्रेय बालकृष्ण कालेलकर

વામન મલ્હાર જોશીનું નામ જ્યારે તેઓ 'વિશ્વવૃત્ત' માસિકના સહતંત્રી હતા ત્યારે મેં સાંભળેલું. 'આશાની નિરાશા અને નિરાશાની આશા' નામના લોકમાન્ય ટિળકના એક લેખ વડે જ માસિકનો પ્રારંભ થવાથી તેના પ્રત્યે અમ વિદ્યાર્થીઓના હૃદયમાં વધારે આદરભાવ હતો. ત્યારપછી કોલ્હાપુર સરકારની કિન્નાખોર નીતિના કારણે રાષ્ટ્રીય કેળવણીના અધ્વર્યુ પ્રોફેસર વિજાપુરકર અને વામન મલ્હાર જોશી ઉપર 'ખૂનમાં મદદ કરવાના' ગુના બદલ મુકદ્દમો ચાલ્યો. વાત માત્ર એટલી જ હતી કે લાહોરના પંડિત શ્રી. સાતવળે-કરનો 'વૈદિક પ્રાર્થનાઓની તેજસ્વિતા' નામનો લેખ આ તંત્રીદ્વયે 'વિશ્વવૃત્ત'માં પ્રકટ કર્યો હતો. આથી વિશેષ મૂર્ખાઈભરેલા મુકદ્દમાની કલ્પનાયે કરી શકાતી નથી. છતાં પણ મહારાષ્ટ્રની લોકવાર્તાઓનો સંગ્રહ કરી પ્રસિદ્ધિ મેળવનાર કિંકેડ સાહેબે બન્ને તંત્રીઓને અને મુદ્રકને ખાસી સજા કરી હતી.

આજે યાદ આવે છે કે શ્રી સાતવળેકરના લેખમાં શંખાસુરનો અર્થ મહામૂર્ખ બતાવતાં અનેક રાજાઓ મહામૂર્ખ હોય છે એવા આશયનું કથન લેખકે પોતે અથવા તંત્રી મંડળના કાર્યાલયમાંથી કોઈએ કર્યું હતું તે સારુ, શ્રી બિજાપુરકરને સાબરમતી જેલમાં, અને

વામન મલ્હારને હૈદ્રાબાદ જેલમાં રાખવામાં આવ્યા હતા. નિયમાનુસાર સજા ભોગવી જ્યારે વામન મલ્હાર છૂટયા ત્યારે તેમની પાછળ દેખરેખ રાખવા માટે એક છૂપો પોલીસ મૂકવામાં આવ્યો હતો. આ સિપાઈ તેમને કેદમાથી છૂટેલા હોવા છતાં મરજી પ્રમાણે કંઈ જવાઆવવા દેતો નહિ. અને જ્યારે વામન મલ્હારે તેનો હુકમ ન માન્યો ત્યારે તેણે તેમને સખત મારઝૂડ કરવામાં પણ કસર રાખી નહોતી. આ વાત મેં મારા મિત્ર અને મહાસભાના આજના જનરલ સેક્રેટરી (શ્રી. જીવતરામ કૃપાલાની) પાસેથી જાણી. મહારાષ્ટ્રના એક દેશભક્ત જેલમાંથી છૂટે છે એમ સમજી તેમનું સ્વાગત કરવા તેઓ ગયેલા અને તેમણે આ બનાવ પોતાની આંખે પ્રત્યક્ષ જોયેલો. આપણા યુવકો માટે તો આવા બનાવો સ્વરાજ્યની દીક્ષારૂપ ગણી શકાય. બ્રિટિશ સામ્રાજ્યનું પશુબળ આ પ્રમાણે ત્રણ બદામના પોલીસ સિપાઈમાં આરૂઢ થઈ આપણા પરમ માનનીય દેશસેવકોની શી દશા કરે છે તે બાબતનો પ્રત્યક્ષ ચિતાર જોયા પછી આપણને બીજું સૂઝી જ શું શકે!

આ પછી વામનરાવનું નામ મેં 'આશ્રમ હરિણી'ના લેખક તરીકે સાંભળ્યું. રાષ્ટ્રીય શિક્ષણના એક ઉત્કટ પ્રયોગમાં મેં પણ કંઈક ભાગ લીધેલો હોવાથી મારામાં વામનરાવ જેવા સમર્થ રાષ્ટ્રીય કેળવણીકારની કૃતિ વિષે પ્રેમ અને આદરભાવ વર્તાય એ સ્વાભાવિક જ હતું. સાથે સાથે કહેવું જોઈએ કે 'આશ્રમ હરિણી' નવલિકા જેટલી નાની છે તેટલી જ સુંદર છે. તેના પહેલા ભાગમાં આશ્રમજીવન અને વિદ્યાર્થીઓની મુગ્ધમાનસકલિકાના પ્રથમ ઉન્મેષનું વર્ણન એટલું તો મનોહર છે કે તેમાં જ વામનરાવની પછીની બધી શક્તિઓનું પૂરેપૂરું દર્શન થઈ શકે છે. જ્યારે ગુરુકન્યા મુગ્ધ ભાવે પિતાને પૂછે છે કે: 'બાપુ, તપ કોને કહે છે?' ત્યારે બાઈબલમાં વર્ણવેલો 'સત્ય કોને કહે છે?' એવો કૌતુકપૂર્ણ, નાસ્તિકતા ભરેલો રોમન ગવર્નર પાઇલેટનો પ્રશ્ન યાદ આવ્યા વિના રહેતો નથી. જે સ્ત્રી-જાતનો અવતાર અનેક ઋષિમહર્ષિઓનું તપોબલ નષ્ટ કરવા જ થયેલો છે તેની જ આ નાની સરખી આવૃત્તિ ગુરુકન્યા સર્વથા મુગ્ધ ભાવે 'તપ કોને કહે છે' એ વાત જ્યાં પોતાના પિતાને પૂછે છે તે પ્રસંગ ખરેખર પરમ રમણીય છે. આ જ પ્રમાણે આશ્રમ-બાળકોનું ઠસ્સાથી કહેવું કે 'સ્ત્રીઓ સુંદર છે તેથી શું થયું? અમે તેમની વાત શા માટે માનીએ?' આ પ્રસંગ એક બાજુએ કણ્વના આશ્રમની યાદ અપાવે છે તો બીજી બાજુએ ઋષ્યશૃંગની. લેખકે 'આશ્રમ હરિણી'ને બધી રીતે પૌરાણિક કથાનક સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો છે. પણ છેવટે 'આશ્રમ હરિણી' ટેનિસનના *Enoch Arden* નામના કાવ્યની શૈલીએ પહોંચી ગઈ છે. લેખકને પણ ખાસ પરિસ્થિતિમાં પુનર્વિવાહની જરૂરિયાત સિદ્ધ કરવાનું વાતાવરણ ઊભું કરવું હતું.

તે વખતે મારો મત પુનર્વિવાહથી ઘણે અંશે વિરુદ્ધ હોવાને લીધે આ પ્રમાણે નવલિકાની મદદથી અને પૌરાણિક વાતાવરણને બળે પુનર્વિવાહનો આવો પ્રચાર કરવો અને તે પણ સાચી અસરકારક રીતે એ મને જરાએ ન ગમ્યું. અને તેથી જ મેં 'આશ્રમ હરિણી'ની સખત સમાલોચના કરવાનો નિશ્ચય કર્યો. પણ વિવેચના કરવાની દૃષ્ટિએ હું જેમજેમ આ બાબતનું નિરીક્ષણ કરતો ગયો તેમતેમ મને તેની સુંદરતા વધારે ને વધારે જણાવા લાગી. એટલે સુધી કે અંતે મારે સાચા દિલથી સંતોષ માનવો પડ્યો કે

આ પુસ્તક વિષે કંઈ પણ ન લખવું એ જ તેની યોગ્ય વિવેચના છે અથવા પૂરતો વિરોધ છે. વામનરાવે કેટલીએ સાહિત્યકન્યકાઓને જન્મ આપ્યો છે, છતાં તેમની 'આશ્રમ હરિણી' સૌથી મોટી અને સૌથી સારી લાગે છે.

પણ મહારાષ્ટ્રને વામનરાવનો યથાર્થ પરિચય તો 'રાગિણી' દ્વારા જ થયો, અને તેમની કીર્તિનું કારણ પણ 'રાગિણી' જ છે. આ નવલકથા મહારાષ્ટ્રના કાલ્પનિક સાહિત્યમાં વિવેચન અને શૈલી બન્ને દૃષ્ટિએ ક્રાન્તિ ઉત્પન્ન કરનાર નીવડી. એનાં સંસ્કારી પાત્રો કાવ્યશાસ્ત્રવિનોદના એવા તો આનંદદાયક ફુવારા ઉડાવે છે કે સમગ્ર જીવન એકદમ નન્દનવન સમું બની જાય છે. એ નવલમાં વામનરાવની તત્ત્વચર્ચા અને વાદપટુતા બન્ને તેના ઉત્કૃષ્ટ રૂપમાં જોઈ શકાય છે.

વાસ્તવિક રીતે જોઈએ તો વામનરાવનું અસલ સ્વરૂપ એક ફિલોસોફીના પ્રોફેસર રૂપે આપણી આગળ પ્રકટ થાય છે. તેઓ દાર્શનિક તત્ત્વોની શોધ કરવામાં અત્યંત પ્રવીણ છે. તેમની સામે ગમે તે વિષય મૂકો તેઓ સૌથી પહેલાં આ બાબતોનો નિર્ણય કરવામાં અગ્રેસર થશે કે આનો કેટલી દૃષ્ટિએ વિચાર થઈ શકે; આને કેટલી બાજુઓ હોઈ શકે અને આનાં અંગપ્રત્યંગનાં કેટકેટલાં અનુકૂળ–પ્રતિકૂળ પ્રમાણો હોઈ શકે. રસ્કિનના મત પ્રમાણે 'મનુષ્ય વધારેમાં વધારે એટલું જ કરી શકે છે કે કોઈ પણ વિષયના સંબંધમાં બુદ્ધિપૂર્વક શંકા ઉત્પન્ન કરી શકે અને તેને એવી રીતે રજુ કરે કે સાંભળનારને રુચે અને આટલું કરી શકવું એ જ્ઞાનની પ્રગતિમાં એક મોટી સહાયતા છે.' (આ લખતી વખતે મારી સામે રસ્કિનના શબ્દો નથી. પા સૈકા પહેલાં વાંચેલી વાતોનું સ્મરણ જો બરાબર મનાતું હોય તો કંઈક આવા જ વિચારો રસ્કિને કોઈક સ્થળે રજુ કર્યા છે.)

મહાકવિ ગટેએ પોતાની 'વિલ્હેલ્મ માયસ્ટર' નામની કૃતિમાં બેએક સ્ત્રીપાત્રોનું ઘણું જ મનોહર અંકન કર્યું છે. આ જ કારણે જર્મન રાષ્ટ્ર ગટે પ્રતિ હમેશાં કૃતજ્ઞતાની લાગણી અનુભવે છે. મહારાષ્ટ્રે પણ 'રાગિણી' અને 'ઉત્તરા' જેવી શાલીન કન્યાઓ ભેટ આપવા માટે વામનરાવના સદૈવ કૃતજ્ઞ થવું જોઈએ.

'રાગિણી'ના બીજા ભાગનું વાતાવરણ પહેલા કરતાં એકદમ જુદું જ છે. પહેલા ભાગમાં આદર્શોનું જે ઉડ્ડયન છે, તે જીવનમાં ટકી શકતું નથી. આદર્શ એક રીતે ગગનવિહાર છે અને જીવન પૃથ્વી પરનો સંચાર. જાણે આ જ વિચારે તેમણે બીજા ભાગની રચના એકદમ બદલી નાંખી છે. કેટલાક વિવેચકોનું મન્તવ્ય છે કે બીજા ભાગમાં તેમની પ્રતિભાની પાંખો સંધ્યા સમયનો થાક અનુભવે છે. પણ મને તો એવું જણાયું નથી.

'આશ્રમ હરિણી'ના કથાનકમાં *Enoch Arden*ની પ્રેરણા ઉઠીની લેવા વિષે આલોચના થવાના કારણે 'રાગિણી'ના ઉત્તરાર્દ્ધમાં વામનરાવ સાવધાન થઈ ગયા છે. જ્યારે આ કથાનકની મહારાષ્ટ્રીય ટોળીને જંગલી લોકોએ કહ્યું કે 'ધર્મ પરિવર્તન કરો, નહિ તો અમે તમને ઊના તેલના કઢાયામાં નાંખીશું' ત્યારે પોતાના બુદ્ધિબળે તેમણે કઈ રીતે છૂટકારો મેળવ્યો તેનું વર્ણન કરતાં વામનરાવે પોતાના એક પાત્રને મોઢે કહેવડાવ્યું છે કે

'આવા દુસ્તર પ્રસંગે પહેલાં વાંચેલી અમુક નવલકથાનું મને સ્મરણ થઈ આવ્યું. અને તેમાં વર્ણવેલી યુક્તિનું અનુસરણ કરવાથી અહીં કામ સરી શકે છે આ પ્રમાણે મેં મારા મનમાં નિર્ણય કર્યો.' બીજામાંથી લીધેલી પ્રેરણાને આ પ્રમાણે કુશળતાપૂર્વક સ્વીકાર કરવાથી સાહિત્યક ચોરીના દોષભાગી નથી થવું પડતું.

નવલકાર વામનરાવે તત્ત્વજ્ઞાની વામનરાવને છુપાવી દીધા છે. નહિ તો 'નીતિશાસ્ત્ર-પ્રવેશ'ના કારણે જ તેમની વિશેષ ખ્યાતિ થઈ શકતી હતી. નીતિશાસ્ત્ર વિષે આટલો સુબોધ, સુયોગ્ય અને આવો મનોરંજક ગ્રન્થ દેશી ભાષામાં તો ક્યાંએ મારા જોવામાં નથી આવ્યો. તત્ત્વજ્ઞાની થયા પછી માણસે અત્યંત ન્યાયનિષ્ઠ થવું જોઈએ આ આદર્શનો વામનરાવે એટલી તો ઉત્કૃષ્ટતાથી નિર્વાહ કર્યો છે કે પોતાના સિદ્ધાંતપક્ષ કરતાં પૂર્વપક્ષની રચના જ તેમના હાથે વિશેષ સુંદર બને છે. અને હું માનું છું કે તેમની લોકપ્રિયતાનું મૂળ કારણ આમાં જ રહેલું છે. જેમ સંસારને શ્રમશીલ (કષ્ટસહિષ્ણુ) સેવકો પ્રિય હોય છે, દાનવીર લોકો પ્રિય હોય છે, અને સત્કાર્ય કર્યા પછી તેના શ્રેયની ચિન્તા ન કરનાર બેદરકાર લોકો પણ પ્રિય હોય છે તેમ વિપક્ષીઓને ઉદારતાપૂર્વક અને શક્તિસંપન્ન પીછીથી સુસજ્જિત કરનાર લોકો પણ પ્રિય હોય છે. કહેવાય છે કે વિપક્ષીઓ વિષે વામનરાવનું દાક્ષિણ્ય જોઈ લોકમાન્ય ટિળકે તેમને કહ્યું હતું કે સમાચારપત્રોના તંત્રીઓ માટે આ સ્વભાવ દોષરૂપ છે. તંત્રીએ તો ન્યાયાધ્યક્ષ નહિ પણ લડાઈખોર વકીલની ભૂમિકા સમ્પાદન કરવાની હોય છે.

લૉર્ડ મોર્લેએ ક્યાંક કહ્યું છે કે 'કોઈ વિષયના સાધક–બાધક પ્રમાણોની યોજના કરી બન્ને બાજુએ વ્યૂહ રચવા એ આપણા વિદ્વાનો માટે એક રમત વાત છે. પણ રાજ્યભાર માથે ઉપાડી લીધા પછી સાધક–બાધક પ્રમાણોનો વિચાર કરી અન્તે જ્યારે નિશ્ચયાત્મક નિર્ણય આપવો પડે છે ત્યારે શેરશેર લોહી સુકાઈ જાય છે.' પણ આ પ્રમાણે અનેક વાર શેરશેર લોહી આપવા વામનરાવ તૈયાર નથી જણાતા. ઍડિસનનો સર રૉજર ડી૦ કાવ્હરલે પોતાનું અજ્ઞાન છુપાવવા વારંવાર કહે છે કે Much might be said on both sides (બન્ને પક્ષો વિષે ઘણું કહી શકાય એમ છે.) અને નિર્ણય આપવાની વાત કોરાણે મૂકી દે છે. વામનરાવ પણ નિર્ણય જાહેર કરવાનો પ્રસંગ ઘણું કરીને ટાળ્યા કરે છે. પણ તેનું કારણ અજ્ઞાનથી બિલકુલ ઊલટું છે. તેમને દરેક વિષયની બધી બાજુઓ સમાન રૂપે પ્રત્યક્ષ જણાયાને લીધે તેમનું તીવ્ર જ્ઞાન જ તેમને અંતિમ નિર્ણય આપવા દેતું નથી અને સાથેસાથે તેમનામાં પ્રેમપૂર્ણ તેમજ મધુર સ્વભાવની અહિંસાવૃત્તિ પણ હોવાને લીધે મિત્રમંડળીના કથન પ્રમાણે તેઓ જીવનવ્યવહારમાં પણ ઘણે ભાગે મૃદુ–નમ્ર છે.

મારા મનમાં પણ અનેકવાર વિકલ્પ ઉદ્ભવ્યો છે કે વામનરાવ આ રીતે પ્રત્યેક વિષયના અંગપ્રત્યંગનું પ્રતિપાદન કરે છે તે જ્ઞાન તેમના વિશાળ અને ચોક્કસ અન્યાવલોકનનું પરિણામ છે કે તેમના તત્ત્વજ્ઞસુલભ મનનનું? ત્યારે અંતઃકરણ એમ કહે છે કે જો અન્યપરિશીલન કરતાં તેમનું મનન અધિક હોત તો કદાચ તેમની બુદ્ધિ વિશેષ નિશ્ચયાત્મક થઈ શકત પણ જે મનુષ્ય ગુણગ્રહણશીલ છે અને જેની ચિત્તવૃત્તિમાં મુખ્યત્વે માર્દવ છે તેમાં ગ્રાહકવૃત્તિ (receptivity) અને કદરવૃત્તિ (appreciativeness) વધારે હોવી જ જોઈએ.

દરેક આગળ વધતી ભાષા માટે અનુવાદની જરૂર હોય છે જ. માટે વામનરાવ જેવા સાહિત્યનિપુણ તત્ત્વચિંતક માટે પણ કલમનો આ ક્ષેત્રમાં પ્રયોગ કરી જોવો સ્વાભાવિક હતું. પણ આ ક્ષેત્રનો અનુભવ પણ કંઈક મનોરંજક છે. 'વિશ્વવૃત્ત'ના પ્રતાપે કોલ્હાપુર જેલમાં રહેતા ત્યારે જેલના કામ રૂપે ત્યાંના છત્રપતિએ તેમને 'દશકુમારચરિત'નો અનુવાદ કરવાની આજ્ઞા આપી હતી. જો કે આ ગ્રન્થની ભાષા અપ્રતિમ છે અને સંસ્કૃતના શાસ્ત્રીઓ તથા વિદ્વાન વ્યાકરણ-વિશેષજ્ઞો આ ગ્રન્થ ઉપર હમેશાં વારી જાય છે છતાં પણ કથાનકની દૃષ્ટિએ આ ગ્રન્થ કચરાપેટીમાં ફેંકવા જેવો છે. વામનરાવે આને બદલે બીજા કોઈ સારા ગ્રન્થ માટે પ્રાર્થના કરી જોઈ પણ એપિક્ટેટસને (Epictetus) આથી સારું કામ ક્યાંથી મળી શકે? આ પછી તો હૈદ્રાબાદ જેલમાં જતાં તેમને ભાગે ઘંટી દળવાનું, દોરડાં વણવાનું અને જોડાનાં તળિયાં તૈયાર કરવાનું કામ આવ્યું હતું. આગળ જતાં જ્યારે તેમણે સ્વેચ્છાએ સમાચાર-પત્રની ચક્કીનું કામ અપનાવ્યું ત્યારે મનોવિનોદરૂપે તેમના હાથે 'સોક્રેટિસના સંવાદો'નો ઘણો જ મધુર અનુવાદ થયો અને તેને માટે તેટલી જ ઉત્તમ ચરિત્રાત્મક ભૂમિકા પણ લખી શકાઈ. જ્યારે મારા દીકરાએ મરાઠીનો કોઈ ઉત્તમ ગ્રન્થ વાંચવા માગ્યો ત્યારે મેં તેની વધતી જતી બૌદ્ધિક ક્ષુધાતૃપ્તિ માટે પૌષ્ટિક ભોજન-રૂપે 'સોક્રેટિસના સંવાદો' પુસ્તક વાંચવા આપ્યું. અને તેને તે બહુ જ ગમ્યું. આ પ્રમાણે બીજા એક ગુજરાતી યુવકે થોડુંક મરાઠી શીખ્યા પછી વાંચવા માટે મરાઠીનો કોઈ સારો ગ્રન્થ સૂચવવા કહ્યું ત્યારે મેં તેને 'નીતિશાસ્ત્રપ્રવેશ'નું નામ આપ્યું. આ ગ્રન્થ વાંચવાથી તેના હૃદયમાં મહારાષ્ટ્રીય સાહિત્ય વિષે આદરભાવ જાગ્યો અને હમણાં તે જ્યારે મને મળવા પૂને આવ્યો ત્યારે કહેવા લાગ્યો કે મારા અહીં આવવાનો ઉદ્દેશ કેવળ આપને મળવા પૂરતો જ નથી પણ બની શકે તો વામનરાવજીનાં દર્શન કરવાનો છે. મારે માટે પૂનાની આ પવિત્ર પુણ્યયાત્રા છે.

એક વાર વામનરાવ અમુક સમય માટે વડોદરા જઈ રહ્યા હતા ત્યારે અમે તેમને વારંવાર અમારે ત્યાં બોલાવતા. તેમને બોલાવવા એટલે માત્ર કાવ્યશાસ્ત્રવિનોદની ચર્ચાનો આનંદ લૂંટવો. આ પ્રસંગ પહેલાં હું પોતાનાં બાળબચ્ચાંને છોડી તથા તેમને મારો પત્તો સુદ્ધાં ન આપી કેટલાંક વર્ષો સુધી હિમાલયમાં જઈ વસ્યો હતો. તેથી 'રાગિણી'ના વિભિન્ન પ્રસંગોની મીમાંસા કરવામાં અમને કંઈક વિશેષ આનંદાનુભવ થતો હતો. એક વાર મેં વામનરાવને પૂછ્યું કે 'તમે ક્યાંક્યાંની યાત્રા કરી છે, તે તો હું નથી જાણતો પણ તમે કાશી નથી ગયા એ તો હું નિશ્ચયપૂર્વક કહી શકું છું!' તેમણે જવાબ આપ્યો: 'તમારું કહેવું તદ્દન સાચું છે. પણ તમે આ અનુમાન શા ઉપરથી કર્યું?' મેં જવાબ આપ્યો: 'આપની "રાગિણી"નું એક પાત્ર ટાંગામાં બેસી ઠેઠ દુર્ગાઘાટ સુધી ગયું છે. આથી મેં અનુમાન કર્યું. કારણકે દુર્ગાઘાટના માર્ગે એટલી તો વાંકીચૂંકી અને સાંકડી ગલીઓ છે કે ત્યાં ઘોડા ગાડી જઈ શકતી જ નથી.' આ સાંભળી વામનરાવે કહ્યું: "રાગિણી"નો આ ભાગ લખતી વખતે મારી પાસે શ્રી. ઘોરપડેનું "યાત્રાવર્ણન" હતું. તેમાંથી દુર્ગાઘાટનું નામ મેં આમાં જોડી દીધું.' વિખ્યાત વિદ્વાન રોમે રોલાં પણ ઘણે ભાગે સમાચારપત્રોની કાપલીઓ ઘણી જ સંભાળપૂર્વક સંઘરી રાખે છે અને તેનો પોતાની કૃતિઓમાં ઉપયોગ કરે છે. પ્રતિભાશાળી લેખક ક્યાંથી કઈ વસ્તુ લેશે અને તેનો શો ઉપયોગ કરશે તે કોણ કહી શકે? તેમનો હાથ તો જાણે એક જાતના પારસમણિ જેવો હોય છે.

બીજા નવલકારો કરતાં વામનરાવમાં એક બહુ મોટું અંતર જણાય છે. અર્થાત્ નવલકારની એક વાર ખ્યાતિ થઈ કે પછી તો તેને રૂપિયાની ટંકશાળ ખોલવાનું મન થઈ જાય છે. અને તેથી જ તે એક પછી બીજી આતશબાજીની જેમ પોતાની રચનાઓનો ચમત્કાર બતાવ્યે જાય છે. રૉબર્ટ લુઈ સ્ટીવન્સનના કથન પ્રમાણે, સાહિત્યક્ષેત્રની ખ્યાતિ સ્ત્રીઓનાં સૌન્દર્ય જેવી હોય છે. યૌવન ટકતાં સુધી લોકો તે પર મુગ્ધ બને છે માટે તે તકે જ વહેતી ગંગામાં હાથ ધોઈ લેવા જોઈએ. કોઈ વ્યક્તિની ઘણા દિવસો સુધી ભક્તિ કરી શકવાની ભાવના મનમાં ઉદ્ભવતાં જ માત્ર આટલા જ કારણે પણ લોકો પોતાના પ્રિય લેખકને મૂકી બીજાની આરાધના કરવા મંડી જાય છે. માટે જ ખ્યાતિ રૂપ મેઘની છાયા રહે ત્યાં સુધી તેનો લાભ અવશ્ય લેવો જોઈએ. પણ વામનરાવ વિષે આમ કહી શકીએ નહિ. હું તો માનું છું કે તેઓ એક જ સરખી બે નવલો કદીએ ન લખી શકે. તેમની કાવ્યાભિરુચિ નિરન્તર વધતી જ રહે છે. કહેવાય છે કે તેમની 'નલિની' એટલી સારી કૃતિ નથી ગણાઈ, પણ હું તો હજુ સુધી તે વાંચી શક્યો નથી. આ સ્થિતિમાં મારી દૃષ્ટિએ હું 'રાગિણી' પછી 'સુશીલાના દેવ' વિષે જ સમ્મતિ આપી શકું છું.

આ નવલકથામાં વામનરાવ અત્યંત ઉચ્ચ કોટિનું કળાવિધાન સાધી શક્યા છે. એમાં વર્ણનવિસ્તારની સાથેસાથે શૈલીના હ્રસ્વાને દૂર કરી કેવળ સ્વભાવચિત્રણ, ગતિવિધાન-મથન, મનો-વિશ્લેષણ વગેરે બાબતોનો સમારંભ ગજ વાચકો સામે ધર્યો છે. આ નવલમાં વામનરાવ કેવળ લોકરંજક ન રહેતાં સમાજના વિચાર-ધુરીણ બન્યા છે. ઈશ્વરવિષયક ઠેઠ પૌરાણિક કલ્પનામાંથી નીકળી બુદ્ધિવાદની ખીણ વટાવી તેઓ તે સમતલ ભૂમિએ પહોંચ્યા છે કે જ્યાં કેવળ ધ્યેય જ ઈશ્વર છે.

'સુશીલાના દેવ' નામની નવલકથાએ ચિન્તનશીલ મહારાષ્ટ્રમાં ખળભળાટ મચાવી મૂક્યો. પણ સર્વસાધારણ જનતામાં તે વિશેષ લોકપ્રિય ન થઈ શકી. પરન્તુ તે દોષ વામનરાવનો નથી પણ જનતાનો છે, કારણ કે જે તીવ્ર વેગે તેમના સાહિત્યનો આદર્શ ઊમર થાય છે તેની સાથે લોકો દોડીને પણ સાથે ચાલી શકતા નથી.

સામાન્ય શ્રેણીના લેખકો જનતા સમક્ષ પરીક્ષાર્થે ઊભા રહે છે. પણ વામનરાવ જેવા પ્રતિભાશાળી સિદ્ધહસ્ત કલાધરોની સમક્ષ તો જનતાની જ પરીક્ષા થાય છે. 'સુશીલાના દેવ'માં વામનરાવે સામાજિક જીવનની અનેક કલ્પનાઓને તોલી જોતાં આદર્શ સમાજનું ચિત્ર અંકિત કરવાનો પ્રયત્ન કર્યો છે. પણ વામનરાવ કદીએ કોઈ આદર્શના મિશનરી (પ્રચારક) નથી થઈ શકતા. તેમના જીવનમાં ધીરતાનો ઝળકાટ છે. પણ તેમના તત્ત્વજ્ઞાન માટે તે વધારે અનુકૂળ નથી જણાતો. આ જ કારણે તેમના જેવો નીડર રાજકાજકુશળ માણસ માત્ર સામાજિક પરિસ્થિતિનો નિરીક્ષક, વાચનલોલુપ જનતાપ્રેરક અને મહારાષ્ટ્ર મહિલાઓનો અધ્યાપક બની સંતોષ માની લે છે. નહિતર જે સહાનુભૂતિ અને કોમળ હાથે 'ઇન્દુ કાળે' અને 'સરલા ભોળે' નામની તેમની નવી નવલકથા લખાઈ છે તે સહાનુભૂતિનો પરિપાક થયે તેમનું કેવળ મહારાષ્ટ્રને જ નહિ બલ્કે અખિલ ભારતવર્ષને બતાવી આપ્યું હોત કે નિજ જીવનમાં ધ્યેયનિષ્ઠતાને લીધે આવનાર આપદાઓમાં કેટલા ઉદાત્ત રસ રહેલા છે. વામનરાવ ખરેખર જન્મથી જ ધ્યેયોપાસક વીર છે. જો તેમણે પોતાના ત્રીજા ભાઈની

જેમ ભારતસેવાનો માર્ગ સ્વીકાર્યો હોત તો જરૂર તેઓ રાષ્ટ્રીય મહાસભાના એક અગ્રગણ્ય સેવક બન્યા હોત, અને પ્રશ્નની દરેક બાજુની મહત્તા પારખવાની શક્તિને લીધે તેઓ કેવળ રાજનીતિજ્ઞ જ નહિ બલ્કે રાષ્ટ્રપુરુષ પણ બની શક્યા હોત.

૨

આ લેખમાળાનો ઉદ્દેશ માત્ર એટલો જ છે કે જેમના પરિચયથી મારા મન ઉપર ઉત્તમ છાપ પડી છે તેમનાં કેવળ સંસ્મરણો આપવાં. આ જ કારણે મારે વામનરાવના રાજનૈતિક, સામાજિક અને શિક્ષણવિષયક સિદ્ધાન્તોની ચર્ચા નથી કરવી તેમજ તેમના લેખનનૈપુણ્ય વિષે પણ કોઈ સાંગોપાંગ વિવેચન નથી કરવું. હમણાં જ એક દિવસે હું પૂના જઈ તેમને મળ્યો હતો. ભલે મને પોતાને ધૂમ્રપાન પ્રત્યે ગમે તેટલી સૂગ હોય છતાં મારી કેટલીએ પરિચિત વ્યક્તિઓએ મને બીજાનું ધૂમ્રપાન સહન કરતાં શીખવી દીધું છે. એટલું જ નહિ, પણ ટેનિસ રમનાર–માં તે રમવાના કૌશલ્ય ઉપરાંત એક ખાસ ઢસો (Style) હોય છે, તે જ પ્રમાણે બીડી અથવા સિગારેટ સળગાવી તેનો સ્વાદ લેવામાં અને ધુમાડાના ગુબ્બારા ઉડાવવામાં પણ એક વિશેષ પ્રકારનો તોર છે તેનો તમાશો જોવાનું પણ હું શીખ્યો છું. પણ હું માનું છું કે મારા 'મહારાષ્ટ્ર'મિત્ર ઓગલે અને વામન મલ્હાર જોશી આ બન્ને બીડીના અનન્ય ઉપાસક હોવા છતાં તેમને તે ઢસક સાથે બીડી પીતાં આવડતી નથી. અસ્તુ. હમણાં તે દિવસે જ્યારે અમે મળ્યા ત્યારે વામનરાવ પોતાની કૃતિઓના ગુણદોષની તદ્દન તટસ્થ વૃત્તિથી તેમજ સર્વથા સહજ રીતે ચર્ચા કરવા તૈયાર જણાયા.

વામનરાવ જેવા તત્ત્વચિન્તક, સાહિત્યરસિક, શિક્ષણપરાયણ અને સમાજહિતૈષી પુરુષ એક રીતે સામાજિક જીવનના એક મેળવણ (leaven) જ કહી શકાય. કલાનું સ્વાતંત્ર્ય અને નીતિનું સામ્રાજ્ય બન્ને સ્વીકૃત હોવાને લીધે તથા સાહિત્યકલાનો અત્યુચ્ચ આદર્શ તેમના દ્વારા પળાતો હોઈ તેઓ સહેજે મહારાષ્ટ્રના એક સાહિત્યસમ્રાટ લેખાયા છે.

આ પરિચય સાથે જ વામનરાવના મોટા ભાઈ પ્રો૦ મહાદેવ મલ્હાર જોશીની સ્મૃતિમાં એક શ્રદ્ધાંજલિ અર્પણ કરવી હું પોતાનું પવિત્ર કર્તવ્ય સમજું છું.

હું બે વાર જૂનાગઢમાં તેમનો મહેમાન થયો છું. જ્યારેજ્યારે મેં મારા મનમાં મહાકવિ કાલિદાસની મૂર્તિનું કલ્પનાચિત્ર દોરવાનો પ્રયત્ન કર્યો છે, ત્યારેત્યારે મને આદર્શ ગૃહસ્થાશ્રમી અને સાત્વિક મહાદેવ મલ્હારની મૂર્તિનું સામ્ય તેમાં જણાયું છે. મહાદેવરાવે મુંબાઈ વિશ્વવિદ્યાલય માટે 'આધુનિક સુશિક્ષિતોનું વેદાંત' નામની લેખમાળા લખી અને વામનરાવે પોતાની શંકા તેમજ મતભેદની પુષ્ટિ તેની સાથે જોડી દીધાં છે. આટલી ઉચ્ચ કક્ષાએ પહોંચી–ને કરેલી તત્ત્વજ્ઞાનની મનોરંજક ચર્ચા બીજે ભાગે જ મળી શકશે. મહાદેવરાવના લખેલા 'સચ્ચિદાનન્દના પત્રો' પુસ્તકાકારે પ્રકાશિત ન થઈ શક્યા તે માટે તેમના ભાઈ અને મહારાષ્ટ્રપ્રદેશ બન્ને સમાન દોષના ભાગી છે. [આખરે એ ચોપડી હમણાં જ બહાર પડી છે.]

આપણા વિદ્વાનો કોલેજમાં જે ભાષાઓ શીખે છે તેની બહાર તેઓ જરાએ જતા નથી. અને કોલેજમાં શીખવાની ભાષાઓમાં ઘણું કરીને અંગ્રેજી, ફ્રેન્ચ અથવા જર્મન, સંસ્કૃત, ફારસી અથવા પાલિ જ હોય છે. અને માતૃભાષાનું અધ્યયન પણ બાલ્યકાળમાં થાય છે તેટલું જ રહે છે. એટલે ઉમરે પહોંચ્યા પછી આપણા વિદ્વાનો જે કંઈ સેવા કરે છે તે અંગ્રેજીની અથવા વધીને કરે તો પોતાની પ્રાન્તીય ભાષાની જ. તેથી જ આપણા પ્રાન્તોનો પરસ્પરનો વ્યવહાર આજ સુધી તદ્દન પરિમિત જ રહ્યો છે. અમુક થોડા જ મજૂર અનુવાદકોએ એક પ્રાન્તના સાહિત્યનો કંઈક પરિચય બીજા પ્રાન્તને અવશ્ય કરાવ્યો છે. પણ જો નોબેલ પ્રાઇઝ પ્રાપ્ત થવાના કારણે વિશ્વવિખ્યાત થનાર મહાકવિ શ્રી રવીન્દ્રનાથ ટાગોરને બાદ કરીએ, તો આપણા પ્રાન્તોના ધુરન્ધર સાહિત્યસેવકો પોતાના પ્રાન્તબહાર જતાં વ્યથિત જણાય છે. ભારતની પ્રાન્તીય પરિષદો અને વિશેષતઃ હિન્દી સાહિત્ય સમ્મેલને બધા પ્રાન્તના વિદ્વાનોને, સાહિત્યવીરોને અવારનવાર નિમંત્રિત કરવા જોઈએ. પણ જેમણે ભારતવર્ષની રાષ્ટ્રીયતાની જોખમદારી માથે લીધી છે તેમની પ્રાન્તીયતા જોઈને પણ દુઃખ થાય છે. રાષ્ટ્રભાષા હિન્દીના દરબારમાં તો અખિલ ભારતીય સાહિત્ય સમ્મેલન ભરી શકવું મુશ્કેલ ન હોવું જોઈએ. પણ આ માટે વામનરાવ જેવા સાહિત્યસેવકોએ અંગ્રેજી ભાષાનું તુંબડું મૂકી રાષ્ટ્રભાષા હિન્દીના પ્રવાહમાં તરતાં શીખવું જોઈશે, તેમના જેવા માટે આ કાર્ય જરાએ અઘરું નથી. *

---

* હિંદી ઉપરથી. અનુવાદક શ્રી. જેઠાલાલ જોશી.

# માનવ ત્રિપુટિ

સુન્દરમ્

બેઠા છે પોતપોતાને રાફડે ફેણ માંડીને,
ભીંસીને કાય ભૂમિની ભુજંગો ઘોર શા ત્રણ,
છૂટેલા રુદ્ર અંગેથી વિષાળા ક્રૂરદંષ્ટ્ર એ
રુદ્રના નૃત્યને માટે ભૂમિકા શું રચી રહ્યા.

## હિટલર્

પેલો ત્યાં આંખ ફાડી, શિરલટ ધુણવી, ઘોઘરે સાદ ત્રાડે,
તીણી દંષ્ટ્રા ભરેલું મુખ વળી વળી જે ગર્વગાંડું વિકાસે,
ખૂણે ખાંચે વસેલો, ક્ષણ મહીં લપકી, હસ્તી શા રાષ્ટ્ર માથે
ચિત્તા શું આવી ચોંટયો, જગત ડરવતો પેંતરાએ અચિંતા.

લોકોહૈયે વસેલો : અતુટ અચુત જંજીર રાષ્ટ્રાંગ બાંધી
ભંજી એણે વિજેતા મુલકની, પછડાઈ પડેલી પ્રજાનાં
અંગોને આમળીને સુચલિત કરિયાં, તાવીને ઐક્ય ભઠ્ઠે
આખા એ રાષ્ટ્રમાંથી ચપલ અસિ ઘડી કાઢી દુર્જેય તીક્ષ્ણ.

લૈ એ તલવાર હાથે જગત શિર પરે ઝૂલી ઝંઝા શું ત્રાડે :
"આર્યો છીએ અમે હા, અખિલ ભુવનની સંસ્કૃતિના વિધાતા,
મેલો સૌ માર્ગ, સર્વે હટી અમ પથથી જાવ રે, ઓ અનાર્યો!
વીણી વીણી હણીશું ધરતી પટથી સૌ શુદ્ર સામ્ય પ્રિયોને!"

કેવા છે એ પ્રલાપો! કુટિલ ઘૃણિત સૌ સાધનો : ઘોર હિંસા,
ધિક્કારોની ધજાઓ, નિજથી અવરના નાશનાં લૈ દહામાં,
સૌ નીતિરીતિઓને કચડતી પગથી, સંસ્કૃતિ એ શું આર્યો?
ના ના, કો જોગણીની રગત નિગળતી કારમી આ સવારી!

ના એ છે આર્ય વાણી, અભય વિતરતી વિશ્વમાંગલ્યગાથા,
રક્તે માંસે સીંચેલી સમર ધરતીમાં ખોપરી ચાટતા કો
ધૂમંતા પ્રેત કેરી લલિત વચનરંગી જિઘૃક્ષાની ત્રાડ.

## મુસોલિની

ને આ ત્યાં મુઠ્ઠી વાળી, દશન કચડતો, ગર્જતો ઘોર વાણી,
ઊભો છે તોપ મોઢે ચડી, દૃઢ ચિબુકે, શો વૃષસ્કંધ પઠ્ઠો !
ખોદાઇ ખાણમાંથી ભ્રમણ દમનની ભઠ્ઠીમાંહે તવાઈ
થૈ શું વજ્રાંગ, ઠોકી કરગત કરતો રાષ્ટ્રનાં સર્વ સૂત્ર.

આદર્શોને ઉલાળી, કદમ દૃઢ કરી વજ્ર સત્તાસને એ
સ્વપ્નોને સેવતો : છે જગત વિજયનાં–દ્વીપ ખંડાન્તરોને
ખાંડેથી ખંડી લેઇ વિજય કુસુમને ન્હેરતા સીઝરોનાં.
યોજે છે રાષ્ટ્ર આખું બલમદમલિના સંસ્કૃતિ સર્જવા શી !

તોપો ગર્જન્ત ઘેરી, ગગન ઉભરતાં ગૃધ્ર શાં લૈ વિમાનો,
લૈને ભૂખ્યાં વૃકોનું દલ, ચમચર શાં યંત્રયાનો જમાવી,
ભેરી ભેંકાર વાતો, જગમતગણના ઘોળી પી, એ ધપીને
ભક્ષીને દીન રાષ્ટ્ર, મકર મુખ શી એ વટ્ટથી દાઢ ચાટે.

એ છે ખેલાડી ખુલ્લો, અબલ સકલને ભક્ષતાં રાષ્ટ્ર સામે
પોતે ભક્ષે છ ખુલ્લું નિજ કર ચડતું ભક્ષ્ય, નિર્ભીક ત્રાડેઃ
"તીણી દંષ્ટ્રા તણો છે વિજય જગતમાં. જે જીતે તે જ રાજા ઉચ્ચ,
પૃથ્વીમાં માનવીના ગુણ વિકસનની યુદ્ધભૂમિ જ શાલા."
આદર્શોની હવામાં વિચરત જગને કર્ણ આ ત્રાડ એની
આવે ભૂખાળવાં તે વનચર વૃકના જેવી વન્યા કરાળ.
થીજ્યા મ્હોર્યા ધરાના થર વિંધી ઉઠતી શું જુની અગ્નિઝાળ.

## સ્ટેલિન

ત્રીજો આ છે તરસ્વી પણ દૃઢગિરિના શૃંગ શો સ્વસ્થ ઊભો,
ના એ ત્રાડે, ન વીંઝે કર, ન દશન કે દાખવે, મૂક એનો
પંજો પોલાદનો અપ્રતિહત ફરતો ચૂડ લેતો બલિષ્ઠ,
પીસી સૌ સ્પર્ધકોને ટશુમશુ બનતી કાન્તિ દેતો દબાવી.

પૃથ્વીના પંચમાંશે નવલ રુચિર આદર્શની સાધનાના
ઘેરા ઉદ્‌ઘોષ ગર્જે, સુગઠિત રચતો તંત્ર, ભંડાર ભૂના
ખોલે, મોટાં રણોને સુહરિત કરતો, દીર્ઘ વારિ પ્રવાહો
બાંધે આંધે, યુગોથી દૃઢપદ હિમને વીંધી રસ્તા રચંતો.

એના આદર્શ ઊંચા જગમહીં રચવાં સામ્યકેરાં સુરાજ્ય,
ના કોઈ ભક્ષ્ય, કો ના દલિત, નહિ જ જ્યાં દ્રવ્યની દુષ્ટ લીલા,
ને એની સ્થાપનાર્થે મનુજ પ્રકૃતિ શું જંગ એનો મચે છે.

એ જંગે રંગ જુદા ઘડીઘડી પ્રગટે, એક આદર્શ ઝંડો
રંગાઈ લાલ ઊંચો નભ મહીં સરતો દૂર, શસ્ત્રક્રિયાઓ
રોગીલા રાષ્ટ્ર દેહે નિરદય બનતી એની; આદર્શ ખાંગો
થંભે, શૈણે કુંફાડા નિજ પર ઝુઝતા શત્રુના વારવા રે,
ચિંતા એની જ, ને એ અરિથી અવર સૌ સાથ મૈત્રી રચે છે.

હિંસા ઉચ્છેદ માગે, પણ પણ અગનો અગ્નિથી શામશે શું ?
ના એ છે પ્રશ્ન એનો. સુવિપુલ વિષભંડાર સંચી, ઊભો એ
છેલ્લા જંગે ઝુઝીને જગથી હટવવા સર્વથા હિંસ્ર ભાવ.

પૃથ્વીમાં પ્રેક્ષણાર્હો ત્રિપુટિ નરતણી, એમનાં નામ આગે
ઝાંખા છે 'રાજ' શબ્દો, નિજ ભુજ બલથી શક્તિ ટોચે ચડેલા
માન્ધાતાથી ય મોટા, અગણિત જનનાં ભાવિઓના વિધાતા,
કર્તા હર્તા, ધરાપે મનુજ બલ તણું નવ્ય પ્રાકટ્ય દાખે.

ભુજંગો ત્રણ ભૂપૃષ્ઠે બેઠા છે ફેણ માંડીને
યોજતા દાવ પોતાના પેંતરા પેંચ સાધીને.
એમનાં યુદ્ધને અંતે ધરા કેવી બની હશે,
મૃત્યુની પાનભૂમિ કે શિવની પાદપીઠિકા ?

# રાજકીય નોંધ

## ['આછું' પૃથક્કરણ]

'નિરીક્ષક'

"સામાજિક ઉકળાટના કાળમાં હમેશાં ગંભીર સામાજિક ચિંતનને જ્યારે ધક્કો મળે છે. પરંપરાગત વ્યવસ્થાયંત્રના સ્તંભ જ્યારે તૂટી પડતા માલમ પડે છે ત્યારે માણસો પોતાની રાજકીય શિથિલતા કે નિષ્ક્રિયતા ખંખેરી નાખીને ખળભળી ઊઠતા હોય છે. એ વખતે એમના દિલમાં વસે છે કે સામાજિક પરિવર્તન આજનો યુગસ્વભાવ છે ને શકળગળ છે. એમને એ રોજની વાસ્તવિક ઘટના ભાસે છે. ત્યારે એમને લાગે છે કે ચાલુ યુગવ્યવસ્થા પછીના પ્રકારના સામાજિક વિકલ્પ સમાજની સામે ઉપસ્થિત થયો હોવાથી એમને પોતાને પણ કોઈ પણ વિકલ્પ પ્રત્યે પોતાનું વલણ નવેસરથી નક્કી કરવાનું આવશ્યક છે."*

ભારતવર્ષના અને જગત સમસ્તના વર્તમાન સમાજકારણ ઉપર આજે દષ્ટિક્ષેપ કરતાં માહિતી ધરાવનાર વ્યક્તિને લાગ્યા વિના નથી રહેતું કે છેલ્લાં કેટલાંક વરસથી જબરદસ્ત પરિવર્તનમૂલક ઘટનાના પ્રવાહોનો વેગ અભૂતકાય થતો જાય છે. ૧૯૩૦ અને ૧૯૩૯—તવારીખ આલેખનની દષ્ટિએ નવ વરસના ગાળાનો શો હિસાબ? છતાં પણ જે લોકોએ છેલ્લાં નવ વરસ દરમિયાન જાગૃત મને અને બૃહદ્દષ્ટિએ જગતની છેલ્લાં નવ વરસની ઘટનાતવારીખ નિહાળવાનો લહાવો ને અનનુભૂતતા અનુભવ્યાં છે એમને—પછી એ પોતે ગમે તે સમાજફિલસૂફી પૂજક હોય—લાગ્યાં વિના નહિ રહે કે આ નવ વરસના બનાવો બાકી રહેલા આખા સૈકાના ભાવિ ઇતિહાસને અને આંતરરાષ્ટ્રીય સંગઠ્ઠનધોરણને જુદો જ ને ન ભૂલાય એવો ઘાટ ને વાન આપી જશે. ઘણાં વરસો પહેલાં ટ્રોટ્સ્કી બોલ્યો હતો કે ક્રાંતિભીરુઓએ આ સદીનો સમય એમને જન્મવા માટે કવખતનો સમય પસંદ કર્યો છે. આ કથન આપણે પરિવર્તનભીરુઓને પણ આ સદીના ચોથા દાયકામાં સારી પેઠે લાગુ પાડી શકીએ એમ છીએ. બનાવોનો પ્રચંડ ઘોધ વહી રહ્યો છે. ઊભેલા ને ખસતા સૌને ઇચ્છા અનિચ્છાએ એ પોતાની વેગદિશામાં ખેંચી, ઘસડી જાય છે. એના આગળ વ્યક્તિઓ પોતાનું વ્યક્તિપણું ને રાષ્ટ્રો રાષ્ટ્રપણું ગુમાવતાં જાય છે. રાષ્ટ્રો પણ આ બનાવો સામે પોતાની પરિવર્તનપસંદગી કરવાની છૂટ હારી જતાં લાગે છે. મંચુરિયા, ચીન, સ્પેન, એબિસીનિયા, ઓસ્ટ્રિયા, ઝેકોસ્લોવેકિયા, લિથુઆનિયા અને હવે પોલૅંડ, બેલ્જિયમ, આલ્બેનિયા અને પછી મહારાજ્યો, વગેરે કઈ પસંદગીમાં સ્વતંત્રતા ભોગવી છે કે ભોગવશે?

---

* '*Challenge*:' *1937* ના ત્રૈમાસિક અંકમાં *Metaphysics of Reaction* વાળા લેખમાંથી.

આમ એક યા બીજી રીતે પોતાની પસંદગી રાષ્ટ્રો ને વ્યક્તિઓ ગુમાવતાં જાય છે ને એ સાથે ફરજિયાત સામૂહિકતા એમને માથે લદાતી જાય છે.

આપણે ત્યાં પણ આ જ થઈ રહ્યું છે. પક્ષો, વર્ગો, રજવાડાંઓ, બ્રિટિશ સરકાર વગેરે બધાં જ પોતાનું નીતિસ્વાતંત્ર્ય ગુમાવતાં જાય છે. એમાં કેટલાક પરિસ્થિતિ ઉપર કાબૂ જમાવીને એમની સ્વતંત્રતા ગુમાવે છે જ્યારે બીજાં તત્ત્વો પરિસ્થિતિની અનિવાર્યતાને કારણે સ્વતંત્રતા–આપમરજી–હારે છે. પણ બંને પક્ષે આપમરજીનું ક્ષેત્ર સાંકડું થતું જાય છે, ને વખત જતાં પરસ્પર અંગ વિરોધી તત્ત્વો પણ સંકળાતાં જાય છે. ફાસિઝમે પેદા કરેલ પરિસ્થિતિ જેમ સામ્રાજ્યવાદી બ્રિટન અને સોવિયેટવાદી રશિયાને એક શિબિરમાં મનેકમને પણ તાણી લાવશે તેમ એ જ પરિસ્થિતિ હિંદમાં વહેલેમોડે શાહી લોકશાસનવાદી બ્રિટન અને હિંદને લાવી મૂકશે. આ સંભાવના દાંડેદિવસે વધતી જાય છે.

આમ જગતમાં આજે જબરદસ્ત પાયા ઉપર એકીકરણ ને વિભક્તિકરણની ભૂમિકા સર્જાઈ રહી છે. એ વખતે આપણે જરા આપણા સ્થાનિક પ્રશ્નો ઉપર નજર માંડીએ તો જણાશે કે હિંદમાં પ્રત્યાઘાતી તત્ત્વો અને લોકસત્તાવાદી તત્ત્વો વચ્ચે વિભક્તિકરણની પ્રક્રિયા વેગ ધારણ કરી રહી છે. પ્રાંતિક અમલમાં સહાસ્થિત થવાને કારણે મળેલી ઇજ્જત અને સંગઠનશક્તિને વધવાની અનુકૂળતાને કારણે અને બાહ્ય પરિસ્થિતિની વિકટતાને કારણે બ્રિટિશસત્તાને ધીમું પણ નક્કર ભાન આવતું જાય છે કે હિંદમાં મહાસભા જ સત્તા આંચકી લેનાર સંસ્થા છે, એથી એ વધારે ને વધારે સ્થાનજાગૃત થતી જાય છે. પરિણામે પ્રત્યાઘાતી તત્ત્વો જેને માટે બ્રિટિશસત્તા જ નોધારાના આધારસમ હતી એનાથી હવે એ અળગાં થતાં જાય છે. બ્રિટિશ સામ્રાજ્યવાદ હવે પાંખ અને પડખું બંને બદલી રહ્યો છે. યુરોપમાં છેક મ્યૂનિચ કરાર સુધી એ સામ્રાજ્યવાદની અણિશુદ્ધ નેમ રશિયાને અળગો પાડી દેવાની ને ફાસિસ્ટ રાજ્યો સાથે ચતુર્રાષ્ટ્ર કરાર કરી એકદિલી ને એકસંપી સાધવાની હતી. પણ માર્ચની ૧૫મીએ હિટલરે આખી બાજી પલટી નાંખી. અને બીજે કે ત્રીજે દિવસે શાહી પત્રોએ ફાસિઝમ વિરોધી મોરચાને ખ્યાલમાં રાખીને બ્રિટન માટે પોતાની પરદેશનીતિનું નવેસરથી પુનર્વિધાન કરવાની માગણી કરવા માંડી ને નવા શાંતિ ને રક્ષણાત્મક મોરચા–Peace and Security front–માં સામ્યવાદી રીંછ સાથે સામ્રાજ્યવાદી બ્રિટિશસિંહ ભેગા થયા. હિંદમાં પણ એ નીતિનું અનુસરણ થાય એમ લાગે છે. ‘કૂતરાં ભસ્યાં કરે છે ને શાહી પોઠ ચાલ્યે જાય છે’ એ હિંદી વજીર સર સેમ્યૂઅલ હોરની (૧૯૩૨) આમની સભામાં કરેલી નામીચી જાહેરાત સુધી અને તે પછી પણ કેટલોક વખત બ્રિટિશ સત્તાધારીઓની નીતિ હિંદમાં પ્રત્યાઘાતી બળોનું મહાસભા વિરુદ્ધ દઢીકરણ કરવાની હતી. અને ૧૯૩૩ પછી મહાસભા જેમ વધારે વર્ગવિગ્રહવાદી (!) થતી ગઈ તેમ બ્રિટિશનીતિ,, હિંદી પ્રત્યાઘાતીઓનું સંઘટિત એકીકરણ કરવા તરફ વધારે પ્રવૃત્તિશીલ બની. ૧૯૩૨–૩૩ની સત્યાગ્રહી હારને પરિણામે મહાસભાને મળેલી ક્ષણજીવી શિકસ્ત ને એને લીધે જન્મેલ પરાજયવૃત્તિ અને થોડો વખત મહાસભાનું હિંદવ્યાપી સંગઠન ને નિયમનનું વેરણછેરણ થઈ જવાને લીધે બ્રિટિશસત્તાએ આત્માનંદ અનુભવ્યો હતો. પ્રત્યાઘાતી તત્ત્વો પણ વધારે જોશીલા સૂરે બૂમો પાડવા માંડ્યાં હતાં કે મહાસભા હવે ખતમ થઈ ગઈ. પણ એઓ ને એમનો આધારસ્થંભ સામ્રાજ્યવાદ પરિસ્થિતિના કંઈ

સર્વાંશે સ્વામી ઓછા જ હતા ? તોયે આખા નવા હિંદી કાનૂનને ઘડવામાં શાહી સત્તાએ મોટે ભાગે એ જ ખ્યાલ રાખ્યો છે. ફેડરલ બંધારણ ને ઉપલી ધારાસભાઓ વગેરે તત્ત્વોને બંધારણુગત કરવામાં એમનો હેતુ રાષ્ટ્રવાદ સામે અભેદ અંતરાય ખડો કરવાનો જ હતો.

## પરિસ્થિતિમાં પલટો

૧૯૩૬ની શાહી પરિષદ વખતે બાલ્ડવિને નિવૃત્તિ લીધી. એને સ્થાને બ્રિટિશ મધ્યમવર્ગી જૂનવાણીતાના પ્રતિબિંબ રૂપ માનસ ધરાવનાર નેવિલ ચેમ્બરલેઇન આવ્યા. પોતાના મનમાં બ્રિટિશ સામ્રાજ્ય ને યુરોપને સ્પર્શતા બે લાડકા ખ્યાલો મગજમાં ભરીને એમણે વડાપ્રધાનપણું ધારણ કર્યું. યુરોપને સ્પર્શતો એમનો લાડકો ખ્યાલ ફાસિસ્ટ નેતાઓ–હિટલર, મુસોલિની–નું દૃષ્ટિબિંદુ સમજી લઈ એમના મનમાં પોતા પ્રત્યે એરદિલી ઊભી કરી યુરોપીય શાંતિ સ્થાપવાનો હતો. સામ્રાજ્યને સ્પર્શ કરતો એમનો બીજો લાડકો ખ્યાલ સામ્રાજ્ય સંગઠનનો હતો. સંસ્થાની દેશો—હિંદ, ઈજિપ્ત, પેલેસ્ટાઈન, ઝાંઝીબાર વગેરે—માં પ્રત્યાઘાતી ને પ્રગતિવાદી–સામ્રાજ્યવાદ વિરોધી તત્ત્વોને સામસામાં ગોઠવીને એઓ સતત આથડ્યાં કરે ને એમને, પરિણામે બ્રિટિશ સત્તા સામે થવાનો મોકો ન મળે એવી રીતે એ દરેક દેશમાં પ્રત્યાઘાતી ને પ્રગતિવાદી બળોની આંતરિક પરિબળતુલા—internal balance of forces—ઊભી કરવી એ એમના મનમાં વસી રહેલો બીજો લાડકો ખ્યાલ હતો.

## નિષ્ફળતાનો અંજામ

આ રીતે પોતાની નીતિ વિશે બહુ જ સ્પષ્ટ ખ્યાલ સાથે અને બ્રિટિશ ટોરીઓમાં પોતાની અસામાન્ય બહુમતિની પરિસ્થિતિમાં એમણે સામ્રાજ્યસત્તાની જવાબદારી ઉપાડી. એમના માનસનો અભ્યાસ કરનાર એક ચરિત્રલેખકને મતે એ વખતે ચેમ્બરલેઇનમાં બીજી પણ એક અહંવૃત્તિ કામ કરતી હતી. એ વૃત્તિ પોતે બ્રિટિશ વડાપ્રધાનોમાં ઓધી ખબા ને ચતુર વડાપ્રધાનો જેવા ગણાવાની હતી. લાક્ષણિક મધ્યમવર્ગી અંગ્રેજ તરીકે તો એઓ પંકાયેલા હતા જ. હવે એમને એ મધ્યમવર્ગી ઇંગ્લિશ લાક્ષણિકતાને બ્રિટિશ જાતિ સાથે એકરૂપ કરી દેવાનો મોકો મળ્યો.

યુરોપીય ક્ષેત્રમાં એમના પહેલા ખ્યાલનો કેવો ફજેતો થયો એ બહુ તાજો ને ન ભૂલાય એવો ઇતિહાસ છે. સંસ્થાની દેશોમાં આંતરિક પરિબળતુલા ઊભી કરવાની નીતિના જનક એઓ જ હતા એમ ન કહી શકાય, પણ એ નીતિ અનુસરવાના વ્યવસ્થિત ને જાગૃત ખ્યાલ સાથે એઓ વડાપ્રધાન થયા હતા. પેલેસ્ટાઈન અને ઝાંઝીબારમાં, કેન્યામાં, સિલોનમાં ને હિંદમાં એમણે આંતરિક પરિબળતુલાનો જાગૃત અમલ કરાવવા પ્રયત્ન કર્યો. પ્રત્યાઘાતી તત્ત્વો, ઉપલા બધા દેશોમાં બહુ ગોઠવાયેલાં ને સંગઠિત નહોતાં, એમણે પ્રત્યાઘાતીઓને સંગઠિત થવા દેવાનો મોકો ખડો કરી આપ્યો. પેલેસ્ટાઈનમાં આરબ–યહૂદીઓના ઝઘડાને સંગઠિત ને લોહિયાળ સ્વરૂપ આપવામાં આવ્યું. ત્યાં આરબ–યહૂદીઓ પરસ્પર ઝઘડીને ખતમ થવામાં લાગી ગયા. કેન્યામાં વ્હાઈટ સેટલર્સ સામે

હિંદીઓને વ્યવસ્થિતપણે વિરુદ્ધ કરી મૂકવામાં આવ્યા. સિલોનમાં પણ એવું જ થતું જાય છે. ને હિંદમાં? નવા બંધારણમાં આંતર હિતવિગ્રહની પાકે પાયે જોગવાઈ કરવામાં આવી છે.

પણ કમબખ્તી એ હતી કે જો યુરોપમાં સફળ થાય તો જ સંસ્થાની દેશોમાં આંતરિક પરિબળતુલાની નીતિને જશ મળે એમ હતું. યુરોપમાં એ નિષ્ફળ જતાં સંસ્થાનોમાં આંતરિક વિભક્તીકરણ કરાવવાની નીતિ પણ આત્મઘાતની નીતિ પુરવાર થઈ રહી છે. એનું કારણ સ્પષ્ટ છે. ફાસિસ્ટ રાજ્યો સાથે ત્યાં એકસંપી ન થઈ એટલે હવે એમની સાથે વિગ્રહી સામનો અનિવાર્ય થઈ પડયો છે. અને એમની સાથેના વિગ્રહ વખતે બ્રિટિશ સંસ્થાનોનો સામ્રાજ્યવાદવિરોધ, સામ્રાજ્યનાશ ને વિગ્રહી પરાજયમાં પરિણમે યુરોપમાં ફાસિસ્ટ રાજ્યો સાથે કોઈ પણ જાતની સલાહભરી સ્વાર્થી સમજૂતી ઉપર આવી શકાય તો જ સંસ્થાની દેશોમાં ટાઢે કાળજે ને હળવે મને આંતરિક સત્તાતુલાની બાજી ખેલી શકાય.

આથી હવે બ્રિટિશ સત્તા મોં ફેરવવા મંડી છે. આંતરિક સત્તાતુલાની નીતિને બદલે એને હવે પ્રત્યાઘાતી ને પ્રગતિવાદી પરસ્પર વિરોધી પક્ષોમાંથી કોઈ પણ એકની મક્કમપણે ઓથ લીધે જ છૂટકો. પ્રત્યાઘાતી તત્ત્વોને જનતાનું પીઠબળ ન હોવાથી અટૂલાં એકલાં એઓ સામ્રાજ્યવાદને વિગ્રહી જોમ ન અપાવી શકે. તો પછી એ ભાંગેલાં બરાંનો એને શો ખપ? પણ સાબૂતઅંગ પ્રગતિવાદી ને જાગૃત પક્ષને પણ શી રીતે સાથે લઈ શકાય? એમને લેવા માટે તો ભારોભાર સ્વાર્થોની ધરછોડ કરવી પડે, સામ્રાજ્યવાદનો ત્યાગ કરવો પડે. વિગ્રહી હાર કે સામ્રાજ્યશાસનનો ત્યાગ આ વિકલ્પો વચ્ચે ગણત્રી-બાજ ને ઠંડા મગજ તરીકે પંકાયેલા ટોરી રાહબર ચેમ્બરલેઈનને આજે પસંદગી કરવાની આવી છે. નવી પસંદગી કરવાને એઓ બહુ જ ઓછા ટેવાયેલા છે. બ્રિટિશ શાહીહિતસંગત પસંદગી કરવામાં એમના પુરોગામીઓ જેમ સફળ કૌશલ્ય દાખવવામાં ટેવાયેલા હતા એમ એઓ પણ ટેવાયેલા છે. માત્ર એટલું કે આ વખતે એમના કૂટ કૌશલ્યને હિટલર-મુસોલિનીએ જોબ ન આપી. વડાપ્રધાન થયા પછી એમની નીતિએ બીજું કર્યુંયે શું છે?

## હિંદમાં કયો વિકલ્પ?

આપણને હિંદીઓને લાગે વળગે છે ત્યાં સુધી આપણો આજે પહેલો રાજકારણી મુદ્દો એ હોવો જોઈએ કે સંગઠિત હિંદી પ્રજામતે બ્રિટનને અને એના ટોરી રાહબર ચેમ્બરલેઈનને નક્કર પાયે હિંદમાં તો સામ્રાજ્યત્યાગનો વિકલ્પ જ પસંદ કરવાની ફરજ પાડવી. એ સાથે એમના દિલમાંથી પાકે પાયે એ ભૂત કાઢી નાખવા જેટલી પણ આપણે ક્રિયાશીલ સંગઠિતતા બતાવવી રહી કે હિંદમાં મહાસભા સામે પ્રત્યાઘાતી બળોને મહત્ત્વ આપીને એમને ખડાં કરવાનો મોકો કાયમ માટે હરાઈ ગયો છે એટલું જ નહિ, પણ એમ કરવામાં બ્રિટન ભવિષ્યમાં ચોક્કસપણે ઇન્ડો-બ્રિટિશ સમજૂતીનાં દ્વાર બંધ કરી દે છે. આજે પરિસ્થિતિ એટલી નાજુક ને કટોકટીની છે કે

રાષ્ટ્રીય મહાસભા તરફથી શાહી સત્તાને હિંદ પ્રત્યેની પોતાની નીતિ બહુ જ થોડાં વખતમાં ચોક્કસપણે જાહેર કરવાનું આમંત્રણ આપવામાં આવે. જણાવેલ વખતમાં એ જાતની જાહેરાત વડી સત્તા તરફથી ન કરવામાં આવે તો મહાસભા વિગ્રહ શરૂ થવાની ઘડીએ કે તે પછી બ્રિટિશસત્તા સાથે કોઈ પણ જાતની બાંધછોડ કરવાની વાટાઘાટમાં ઊતરશે નહિ એની પણ ખબર આપવી જોઈએ.

આમ કરવાનું કારણ એ છે કે આજે શાહી સત્તા હિંદી પ્રશ્નને ઠેલ્યે રાખવાની નીતિ અનુસરે છે. પ્રાંતિક ક્ષેત્રમાં મહાસભાને જે કરવું હોય તે બાબતમાં ગવર્નરો કે મધ્યસ્થ સત્તા હમણાં બિલકુલ વચ્ચે ન પડવાની રીત અખત્યાર કરીને અને મધ્યસ્થ સરકારમાં ફેડરેશનને દૂર ને દૂર ઠેલીને મહાસભા સાથે ખાંડાં અથડાવવાનો પ્રસંગ એ ઉપસ્થિત કરવા માગતી નથી. પ્રાંતિક મહાસભાવાદી સરકારોને પૂરતી છૂટ આપીને એનો ઇરાદો મહાસભાવાદીઓના મનમાં ખોટી સલામતીનો ને બ્રિટિશ શુભદિલીનો ભ્રામક ખ્યાલ ઊભો કરાવવાનો છે જેથી એમની વિરોધવૃત્તિ ( Sense of grievance ) બૂઠી થઈ જાય.

આવી પરિસ્થિતિમાં એને મહાસભા પ્રત્યેનું વિધિસર વલણ જાહેર કરવાની ફરજ પાડવાનું કામ બ્રિટિશ સત્તાના હક્કદાર ભાવિ સત્તાવારસ તરીકે મહાસભાનું થઈ પડે છે. હવે મહાસભા આ ફરજ પાડવા માટે કયું વલણ ક્યારે અખત્યાર કરે છે તે જોવું રહ્યું.

૧૦-૪-૩૯



# ઈસ્લામમાં અહિંસા

મૂળ લેખક : ડૉ. એમ. એચ. સૈયદ
એમ. એ., પીએચ. ડી., ડી. લિટ.
અનુવાદક : અમૃતલાલ નાથાલાલ મોદી

આ લેખનું મથાળું જ માન્યામાં ન આવે એવું છે. ઇસ્લામના અજ્ઞાનને લીધે એને હિંસા, બળજબરી, બળાત્કાર વગેરે તત્ત્વો સાથે એટલા બધા લાંબા વખતથી સાંકળી દેવામાં આવ્યો છે કે એમાં અહિંસાનું તત્ત્વ હોઈ શકે કે કેમ એ બાબતની આપણને શંકા રહ્યા જ કરે.

એકમેકનાં દૃષ્ટિબિંદુઓ સમજ્યા સિવાય કોઈ પણ બે કોમ વચ્ચે ભાઈચારો ને એકતા સાધી શકાતી નથી. હિંદની બે પ્રધાન કોમ—હિંદુ અને મુસલમાન—એક બીજાના ધર્મ વિષે નહિ જેવું જ જાણતી હોય છે; અને છતાં એકબીજાને દોષ દેતાં આપણે જરાય અચકાતા નથી. અને કોઈ કોઈ વખત તો ખુદા અને ધર્મને નામે એકબીજાનો રોટો પીસતાં પણ ખચકાતા નથી.

આર્યકુળમાંથી પ્રભવેલા લગભગ બધાય ધર્મો એક યા બીજા સ્વરૂપે અહિંસામાં માને છે. બૌદ્ધ અને જૈનધર્મ સંપૂર્ણતયા એનો સ્વીકાર અને પ્રચાર કરે છે; જ્યારે હિંદુધર્મ એ બેની સરખામણીમાં એ તત્ત્વ પર કંઈક ઓછો ભાર મૂકે છે. એટલે કે ક્ષત્રિયો ને શૂદ્રોને માંસાહારની છૂટ આપે છે.

અહિંસાના આદર્શના મૂળમાં એક પ્રધાન સિદ્ધાંત રહેલો છે કે પદાર્થમાત્ર—ખનિજ, ઉદ્ભિજ્જ, પ્રાણીજ અને મનુષ્યમાં એક જ જીવંત તત્ત્વ વ્યાપેલું છે. ઉત્ક્રાંતિ દરમિયાન જીવંત તત્ત્વ જુદી જુદી કક્ષાનાં સ્વરૂપોમાંથી પસાર થયા કરે છે. આ રીતે જોતાં આપણા પોતાના પાડોશીને મન, વચન કે કર્મથી ઈજા કરતાં આપણે આપણી જાતને જ ઈજા કરીએ છીએ:

"કોઈ પણ કાળે, કોઈને પણ મન, વચન, કર્મથી જરા પણ દુઃખ ન દેવું એને મહર્ષિઓએ **અહિંસા** કહી છે. અને આ કારણથી જ પ્રાચીન અર્વાચીન એકેએક ધર્મે પોતાના અનુયાયી વર્ગને કોઈપણ ચેતન પદાર્થને નિષ્પ્રયોજન ઈજા કરવાની, મનસ્વી ક્રૂરતા દાખવવાની મના કરી છે; અને દુખિયારાં માત્ર તરફ અનુકંપા બતાવવાની આજ્ઞા કરી છે; ટૂંકમાં બને તે બધી રીતે અહિંસાનું પાલન કરવાની આજ્ઞા કરી છે.

માંસાહારીઓની ખાતર નિર્દોષ પશુપંખીઓની કતલ જોઈને આપણને લાગે છે કે અહિંસાનો વિશ્વસ્પર્શી આદર્શ દેશેદેશમાં હણાઈ રહ્યો છે. આ ઘોર હત્યાકાંડનો બચાવ કેવી રીતે થઈ શકે? સાચી હકીકત એ છે કે કુદરતના સામ્રાજ્યમાં બલિદાનનો કાનુન બલવત્તર નીવડ્યો છે—નાનાનું મોટાની ખાતર બલિદાન દેવાઈ રહ્યું છે. વસ્તુમાત્રમાં જીવન છે. પ્રાણીઓમાં છે એટલું જ નહિ પણ વનસ્પતિમાં ય છે. હા, એ સાચું કે

ચેતનની માત્રા બધાયમાં એકસરખી ન રહેતાં ઓછીવત્તી નજરે પડે છે. ભાજીપાલા વગર પ્રાણીજીવન શક્ય નથી. એ જે દેશોમાં પૂરતા પ્રમાણમાં શાકાહાર નહોતો મળતો ત્યાં મનુષ્યોને પ્રાણીઓના માંસથી નિભાવ કરવો પડતો. અરબસ્તાન રણપ્રદેશ હોવાથી ત્યાં ઝાઝી વનસ્પતિ થતી નથી. પશુ કરતાં મનુષ્યજીવન વધારે કિંમતી હોવાથી મનુષ્યના સંરક્ષણ અર્થે પશુનું બલિદાન અપાતું હતું.

પ્રાચીન ભારતમાં પવિત્ર બલિ તરીકે અને પ્રસંગોપાત દેવોનો કોપ શાંત કરવા માટે પશુઓ વધેરાતાં. ક્ષત્રિયો અને શૂદ્રોને માંસાહારની છૂટી હતી. હાલના જમાનામાં કેટલાય બ્રાહ્મણો ને વૈશ્યોએ માંસને પોતાના ખોરાકમાં મહત્ત્વનું સ્થાન આપવા માંડ્યું છે. બૌદ્ધધર્મે માંસાહારનો કડક રીતે નિષેધ કરેલો હોવા છતાં બ્રહ્મદેશ, લંકા અને બીજે ઠેકાણેના ઘણા બૌદ્ધો માંસ ખાતાં ખચકાતા નથી.

એટલે પ્રાણીવધ માટે માત્ર મુસલમાનોને જ ન વખોડવા જોઈએ. ન્યાયદૃષ્ટિએ વિચારતાં તો બકરીનું જીવન ગાયના જેટલું જ કિંમતી છે. છતાંય હિંદુઓની ધાર્મિક લાગણીઓને માન આપીને મુસલમાનોએ ગૌવધ ન કરવો જોઈએ. મધ્યમ વર્ગના મુસલમાનો સામાન્યતઃ ગોમાંસ ખાતા નથી. ગોમાંસાહાર, અરે વસ્તુતઃ તો કોઈ પણ પ્રકારનો માંસાહાર મુસલમાનો માટે ફરજિયાત નથી જ; તેવી જ રીતે એ તેમના ધર્મનો પ્રધાન સિદ્ધાંત પણ નથી જ. એવા કેટલાય મુસ્લિમ ઓલિયાઓ અને સાધારણ માણસો થઈ ગયા છે અને અત્યારે પણ છે કે જેઓ માંસાહાર કરતા જ નથી. હઝરત અલી ભાગ્યે જ માંસ લેતા અને એ તો ઊલટું કહેતા કે "તમારા પેટને કતલ કરેલાં પ્રાણીઓની કબર ન બનાવો."

ઇસ્લામના કેટલાક ઓલિયાઓએ તો પ્રાણીવધને કદિ ઉત્તેજન નથી આપ્યું. અલ્લાહના નામ પર દુનિયાભરમાંથી જ્યાં બધા મુસલમાનો ભેગા થાય છે એ હજના સમય દરમિયાન અહિંસાનું સંપૂર્ણ પાલન કરવામાં આવે છે.

અલ્લાએ જેને સ્પષ્ટ ફરમાન કરીને પૃથ્વી પર મોકલ્યા કે "અમે તને દુનિયા તરફ રહેમ સિવાય બીજા કશા માટે મોકલ્યો નથી" (અલ કુરાન ૨૧, ૧૦૭) એવા ઇસ્લામના પેગંબર, માનવજાતના ગુરુ, પોતાના લોકોને અહિંસા સિવાય બીજું કયું ફરમાન કરી શકે?

કેટલાંક ઐતિહાસિક કારણોને લીધે હિંદમાં ઇસ્લામ હિંસાના પર્યાય શબ્દ તરીકે પ્રચલિત થઈ ગયો છે એ ખરેખર દયાજનક, શોચનીય છે. મુસ્લિમ વિજેતાઓને એક હાથમાં કુરાન અને બીજા હાથમાં તલવાર લઈને દેશોના દેશો પર ઘૂમી વળેલા વર્ણવવામાં આવ્યા છે; જ્યારે કુરાન (સુર, ૨ અયત ૨૫૭)માં આપણે વાંચીએ છીએ કે "ધર્મમાં ફરજિયાતપણું, બલાત્કાર હોય જ નહિ." પેગંબરસાહેબ બળાત્કારથી ધર્માંતર કરાવવાની વિરુદ્ધ એટલા બધા હતા કે ઉપરનું વાક્ય પોતાના કેટલાક પહેલવહેલા અનુયાયીઓને ઉદ્દેશીને એમણે ઉચ્ચાર્યું હોય એમ કહેવાય છે. કારણ કે એમનામાંના જેમને દીકરા હતા અને એ દીકરા 'મૂર્તિપૂજામાં ઉછરેલા હતા એટલે પિતાઓ તેમને બળાત્કારથી ઇસ્લામમાં ભેળવવા મથતા હતા તે વખતે તે પિતાઓને સંબોધીને ઉપર પ્રમાણે

પેગંબરસાહેબે ફરમાન કરેલું. જો એક પિતાએ પણ પોતાના પુત્રને બળાત્કારથી ધર્માન્તર ન કરાવવાનું હોય તો પછી અજાણ્યાઓને બળાત્કારથી ધર્માન્તર કરાવવાનો તો પ્રશ્ન જ ક્યાં રહે છે?

વસ્તુતઃ પેગંબરસાહેબ પોતે તો પારાવાર નમ્રતા ને માનવતાથી ભરેલા હતા. એમને વિષે તો એટલે સુધી કહેવાય છે કેઃ "પડદા પાછળ બેઠેલી કુમારિકા કરતાં પણ એ વધારે વિનયી અને સભ્ય હતા." પોતાનાથી ઊતરતા દરજ્જાના લોકો પ્રત્યે સૌથી વધારે છૂટછાટભર્યું વર્તન પોતે રાખતા અને પોતાના વિચિત્ર દેખાવવાળા નાના નોકરને એ ગમે તે કરે તો પણ કદી ઠપકો સરખો પણ દેવા દેતા નહિ. (તેમનો નોકર) અનાસ કહેતોઃ "પેગંબરસાહેબ પાસે હું દસ વરસ રહ્યો, પણ એકેય વખત મને 'અફ' સરખું પણ કહ્યું નથી; અને 'આમ કેમ કર્યું?' અને 'આમ કેમ ન કર્યું?' એવું પણ કદી કહ્યું નથી."

તેમને બાળકો બહુ વહાલાં હતાં; રસ્તામાં તેમને ઊભાં રાખી તેમનું માથું થાબડતા. બાળકો સાથે તેઓ મસ્તી કરતા અને તેમનાં રમકડાં લઈને રમતા. એમની જિંદગીમાં કદી કોઈ ને ય એમણે માર્યો નથી. વાત કરતાં આકરામાં આકરું કશુંય જો એ બોલતા તો તે આ પ્રમાણે કહેતાઃ "એને થયું છે શું? એના કપાળે કાદવ ચોળો." કોઈને શાપ દેવાનું એમને કહેવામાં આવતું કે તરત પોતે કહેતાઃ "મને શાપ આપવા માટે અહીં નથી મોકલેલો, પણ માનવજાત પર રહેમ માટે મને મોકલ્યો છે." માંદાઓને જોવા જતા, રસ્તે જતાં કોઈની પણ મૈયતમાં તરત જ જોડાતા. ગુલામને ઘેર પણ ખાણું લેવા જતા, થીંગડાંવાળાં કપડાં પહેરતા, પોતાનાં કપડાં ને જોડા હાથે સાંધતા, બકરીઓ દોહતા અને પોતાનું બધું કામ જાતે કરી લેતા. "હાથ મિલાવતી વખતે હાથ પાછો લેવામાં, ને અજાણ્યા સાથે વાત છેડવામાં પોતે કદી પહેલ નહોતા કરતા; તેવી જ રીતે કોઈનું સાંભળવાની પણ કદી ના નહોતા પાડતા" (લેઈનપુલ).

## સાચો મુસલમાન કોણ?

પેગંબરસાહેબ એમ નહોતા માનતા કે જિંદગીમાં એક વખત ઇસ્લામનો અંગીકાર કરવાથી કોઈ પણ વ્યક્તિ 'મમીન' થઈ જાય, અને બેહિસ્તનો અધિકારી બને.

પોતે કહ્યું છેઃ "જે વ્યભિચાર કરે, ચોરી કરે, દારૂ પીએ, લૂંટ ચલાવે અથવા (નાણાં) ઉચાપત કરે એ મમીન (ઇસ્લામમાં માનનારો) નથી; સાવધાન, સાવધાન."

"દયા ધર્મનું પ્રતીક છે, અને જેનામાં દયા નથી તેનામાં ધર્મ નથી."

## સ્ત્રીઓ અને ગુલામો

પેગંબરસાહેબના વખતના અરબસ્તાનમાં સ્ત્રીઓ અને ગુલામો દલિતવર્ગમાં ગણાતા, અને જ્યારે જ્યારે પ્રસંગ મળતો ત્યારે ત્યારે એમનો પક્ષ લઈને બોલવાનું ચૂકતા નહિ. પેગંબરસાહેબનાં એ વચનો પરથી સમજાય છે કે તે વખતે ગુલામોની પેઠે સ્ત્રીઓને પણ બધે જ નિર્દય રીતે મારવામાં આવતી હતીઃ

"મારા કુટુંબ પાસે ઘણીય સ્ત્રીઓ પોતાના ધણી સામે ફરિયાદ કરતી એકઠી થઈ છે; જેઓ પોતાની સ્ત્રીઓને મારપીટ કરે છે તેઓ સારું કામ નથી કરતા."

"તમારી ઓરતોને મારો નહિ; ગુલામની પેઠે કોઈએ પોતાની સ્ત્રીને ફટકારવી નહિ."

"સ્ત્રીઓ પ્રત્યે સારું વર્તન રાખવાનું ખુદાનું તમને ફરમાન છે, કારણ કે એ તમારી મા, બેન, કે કાકી, માસી છે."

## સ્ત્રીઓના હક

'સ્ત્રી પ્રત્યે સારામાં સારી રીતે વર્તનાર જ તમારામાં શ્રેષ્ઠ છે.' પોતાના મૃત્યુ-દિનના ત્રણ મહિના અગાઉ બીજી હીજરી સનના ત્રીજા હજના આઠમા ચાંદને દિવસે (૭મી માર્ચ, ૮૩૨) જ્બલુલઅરફાતની ટોચ પરથી ચાલીસ હજાર યાત્રાળુઓને સંબોધીને જે પ્રવચન કરેલું તેમાં પણ સ્ત્રીઓ પ્રત્યે દયાળુ વર્તન રાખવાની વાત કરવાનું ચૂકયા નહોતા. સ્ત્રીઓ વિષે એક વખત પોતે કહેલું: "જગત અને તેની તમામ વસ્તુઓ કિંમતી છે; પણ જગતમાં સૌથી વધારે કિંમતી વસ્તુ જો કોઈ પણ હોય તો તે સદ્‌ગુણી સ્ત્રી છે."

## છૂટાછેડા

અરબસ્તાનની તે વખતની સામાજિક સ્થિતિનો વિચાર કરીને પેગંબરસાહેબે છૂટાછેડાની રજા આપેલી, પણ તેમાં રહેલાં જોખમો તરફ લાલબત્તી તો ધરેલી જ:

"છૂટાછેડા કાયદેસર ગણાય પણ અલ્લાને એ ન ગમતી વાત છે."

"અલ્લાએ એવી એક પણ વસ્તુ નથી પેદા કરી કે જેના પ્રત્યે એને છૂટાછેડા જેટલો અણગમો હોય."

## ગુલામો

તેની જ રીતે ગુલામોનું કલ્યાણ સાધવાના કામને પણ પેગંબરસાહેબે પોતાનું વિશિષ્ટ કર્તવ્ય લેખેલું. તેમણે જાહેર કરેલું કે ગુલામોનું 'મનુમિશન' એ ધર્મકાર્ય છે. એ તિરસ્કૃત માનવવર્ગ પ્રત્યે દયા બતાવવાની પોતાના અનુયાયીવર્ગને આજ્ઞા કરતાં ઘણાં વચનો પોતે કહ્યાં છે:

"તમારામાંના જેઓ એકલા ખાય છે, ગુલામોને ફટકારે છે, અને કોઈને કશું આપતા નથી એ સૌથી ખરાબ છે."

"પોતાના ગુલામો પ્રત્યે દુર્વર્તન રાખનાર જન્નતનો અધિકારી નહિ બને."

"તારા નોકરને દિવસમાં સીત્તેર વખત માફ કર."

## અહિંસા-મનથી

પેગંબરસાહેબના વિશ્વસ્પર્શી પ્રેમમાંથી તિર્યગ્ યોનિનાં પ્રાણીઓને પણ બાકાત રાખવામાં નથી આવ્યાં. એમના વિષે કહેવાય છે કે મુસાફરી દરમિયાન જ્યારે પોતે ઊંટ પરથી કોઈ ઠેકાણે નીચે ઊતરતા, ત્યારે ઊંટનું પલાણ ઢીલું કર્યા સિવાય પોતે નિમાજ નહોતા પઢતા.*

---

* આના અનુસંધાનમાં Coleridge's Ancient Marinerમાંની સુપ્રસિદ્ધ છેલ્લી પંક્તિઓ યાદ કર્યા સિવાય નથી રહેવાતું :

He prayeth well, who loveth well,
Both man and bird and beast,
He prayeth best, who loveth best
All things both great and small
For the dear God who loveth us,
He made and loveth all.

પેગંબરસાહેબની આવી હેતાળ દયામાં કશું જ આશ્ચર્યજનક નથી, કારણ કે એમણે જ કહ્યું છે:

"પોતાનાં જાનવર તરફ જે દયાળુ છે, તેના તરફ અલ્લા દયાળુ છે."

"સમસ્ત પ્રાણીઓ અલ્લાનું કુટુંબ છે, કારણ કે બધાનો નિભાવ એ જ કરે છે; એટલે અલ્લાના કુટુંબનું જે ભલું કરે છે તે જ અલ્લાને સૌથી વધારે વહાલો છે."

"અલ્લાની રહેમ સૌથી વધારે કોના તરફ હોય છે?"

"એનાં સરજાવેલાં પ્રાણીઓનું સૌથી વધારે ભલું કરનાર તરફ જ."

## પશુઓના હક

'પશુઓના હક' પર પેગંબરસાહેબ ઘણી વખત ભાર મૂકીને કહેતાઃ

"આ મૂંગાં પ્રાણીઓના સંબંધમાં અલ્લાથી ડરો; બેસવા યોગ્ય હોય ત્યારે જ તેમના પર બેસો અને એ થાકી જાય કે તરત જ ઊતરી પડો."

"મૂંગાં પ્રાણીઓ પ્રત્યે દયા બતાવવાથી, તેમને પાણી પાવાથી, સાચે જ કલ્યાણ થાય છે. તરસથી તરફડતા એક કૂતરાને કૂવા પાસે પડેલો જોઈને એક વ્યભિચારિણી સ્ત્રીએ તેને પાણી પાયેલું તેથી તેને (તેનાં પાપકર્મની) માફી મળેલી; કારણ કે કૂતરો તરસનો માર્યો જીભ બહાર કાઢીને તરફડતો હતો, મરવાની અણી પર હતો; પેલી સ્ત્રીએ પોતાનો જોડો કાઢીને પોતાના કપડાને છેડે બાંધીને કૂવામાંથી પાણી કાઢ્યું ને કૂતરાને પાયું. આ કામથી તેને માફી મળી."

ખુદાની નજરે મનુષ્યજીવન અને પશુજીવનને પાક કુરાનમાં એક જ કોટિનાં ગણવામાં આવ્યાં છે. 'પૃથ્વી પર પશુ કે પંખી એવો કંઈ ભેદ જ નથી, એ બધાં ય તમારા (મનુષ્ય) જેવાં જ પ્રાણીઓ છે—તેઓ પણ ખુદા પાસે જ જવાનાં (કુરાન).

(ખુદાના) બંદાના દીલમાં શ્રદ્ધા અને ઈર્ષા એકસાથે ન રહી શકે! (અબુ-હુરયરાહ)

બીજાની ઈર્ષા કરતી વખતે તમે સાવધ રહો; કારણ કે અગ્નિ જેમ ઇંધનને ખાઈ જાય છે તેમ ઈર્ષા ભલાઈને ખાઈ જાય છે (અબુ-હુરયરાહ).

"તમારી પૂર્વે થઈ ગયેલા લોકોના બે રોગ—ઈર્ષા અને અસૂયા તમારામાં ઘૂસવા લાગ્યા છે. અને આ બે તમને મુંડી નાંખશે. હું એમ નથી કહેતો કે તમારા વાળનું એ મુંડન કરી નાંખશે, પણ તમારામાં રહેલી ધર્મભાવનાનું એ મુંડન કરી નાંખશે. અલ્લાને ન માનો ત્યાંસુધી જે પાક પરવરદિગારના હાથમાં મારું જીવન રહેલું છે તેના પડખે બેહિસ્તમાં તમે નહિ પ્રવેશી શકો; અને એક બીજા પ્રત્યે પરસ્પર પ્રેમ નહિ રાખો ત્યાં સુધી તમારામાં શ્રદ્ધા નહિ આવે. એકમેક તરફ પ્રેમ કેમ રાખવો એ તમને બતાવું: અંદર અંદર મળવાનું અને અભિવાદન કરવાનું વિસ્તારો."

## અહિંસા—વાણીથી

"રોજા (રમઝાન)ના ઉપવાસ કરે પણ જૂઠું બોલવાનું ને નિંદા કરવાનું ન તજે તેના ખાનપાનત્યાગ તરફ ખુદા બિલકુલ ધ્યાન આપતા નથી."

ચાડીચુગલીનો અર્થ સમજો છો? પોતાના બિરાદરની જે બાબત તરફ તમને તિરસ્કાર ને અણગમો હોય એ બાબત તમારામાંના બીજા કોઈની પાસે કહેવી એનું નામ ચાડી કરવી.

એક જણે પૂછ્યું: "પણ મારા ભાઈમાં એ હોય તેનું શું? પેગંબરસાહેબે જવાબમાં કહ્યું કે તું કહે છે એમ જો એનામાં એ હોય તો તું એની ચાડી કરે છે; અને તું કહે છે એવું જો એનામાં ન હોય તો તેં એના પર જૂઠો આરોપ મૂક્યો છે. (અબુ હુરયરાહ)

ચાડીચુગલી તો વ્યભિચાર કરતાં ય વધારે શોચનીય છે; જેનું ભૂંડું બોલીએ તે જ્યાં સુધી માફ ન કરે ત્યાં સુધી ખુદા તરફથી માફી નથી મળતી (અબુ સૈયદ ને જાબીર).

ચાડીચુગલી કરીને પોતાના ભાઈને (ખુદાના) ક્રોધમાંથી બચાવી લેવાનો જે કોઈ પ્રયત્ન કરે છે તે ખુદ ખુદા સામે જ દાવો લડે છે કે હું એને દોજખના તાપમાંથી ઉગારી લઈશ (યઝીદની પુત્રી, અસ્મા). '

પોતાની સમક્ષ જો કોઈ મુસ્લિમ બિરાદરની ચાડી થઈ રહી હોય, અને એને મદદ કરવાની શક્તિ હોય, અને જો મદદ કરે તો ખુદા તેને અહીં અને પછીથી બંને ઠેકાણે મદદ કરે છે.

## અહિંસા—કર્મથી

એક માણસ એક શેતરંજ લઈને પેગંબરસાહેબ પાસે આવીને કહેવા લાગ્યો: "પેગંબરસાહેબ, જંગલમાં થઈને જતાં જતાં મેં પંખીનાં બચ્ચાંનો અવાજ સાંભળ્યો; એ બધાંને લઈને મેં મારી શેતરંજમાં મૂક્યાં; આ જોઈને એમની માતા મારા માથા પર ફરવા લાગી. પેલી શેતરંજ મેં ઉઘાડી એટલે એ અંદર પડી. મેં તરત જ શેતરંજ સંકેલી લીધી. હવે જુઓ, આ રહ્યાં એ બધાંય." પેગંબરસાહેબે મારી પાસે એ બધાં નીચે મૂકાવ્યાં. મેં આમ કર્યું કે તરત જ એમની મા એમનામાં ભળી ગઈ, એટલે પેગંબર સાહેબે પેલાને કહ્યું: "પોતાનાં બચ્ચાં તરફનો માતાનો પ્રેમ જોઈને તને નવાઈ લાગે છે કે શું? મને અહીં મોકલનાર ખુદાના કસમથી હું કહું છું કે આ માતા પોતાનાં બચ્ચાંને ચાહે છે તેના કરતાં પોતાનાં પ્રાણીઓને ખુદા વધારે ચાહે છે. તું જે જગાએથી આમને લઈ આવ્યો છું ત્યાં જ તું આ બધાં પાછાં મૂકી આવ. એમની માને એમની સાથે રહેવા દેજે."

ડી. એસ. માર્ગોલીઉથ બતાવે છે ને મુજબ "લક્ષ્ય તરીકે વીંધવા માટે પંખીઓને રાખનારા શિકારીઓને તેમ કરવાની પેગંબરસાહેબે મના કરેલી અને ઊંટ પ્રત્યે દુર્વર્તન ચલાવનારાને ઠપકારેલા. એમના કોઈ અનુયાયીઓ જો કોઈ રાફડો સળગાવી મૂકતા તો પોતે તે તરત જ બુઝાવી નંખાવતા. મરી ગયેલા કોઈ પણ સખસનું ઊંટ ભૂખતરસથી પીડાઈને મરી જાય ત્યાં સુધી એની કબરે બાંધી રાખવાનું હવે બંધ થયું હતું. પશુનાં ટોળાંમાંથી કેટલાંકની આંખો ફોડીને બીજાનની આંખ હવે સંતોષાની નહોતી. વરસાદ લાવવા માટે બાજરની પૂંછડીએ ઉંબાડિયાં બાંધીને દોરના ટોળામાં તેમને છૂટાં નહોતા મૂકી દેવાના. ઘોડાના માંસ પર મારતા નહોતા; તેમની કેશવાળી ને પૂંછડી* કપાતી નહોતી; કારણ કે

કુદરતે ગરમી આપવા માટે કેશવાળી અને માખો ઉડાડવા માટે પૂંછડી તેમને આપી છે. ગધેડાને ડામવામાં કે મોં પર મારવામાં નડોતા આવતા. કૂકડા અને ઊંટના નામથી અપાતા શાપ, ગાળો બંધ પડ્યાં હતાં. જ્યારે કોઈ સ્ત્રી પોતાને ધારેલે ઠેકાણે સહીસલામત પહોંચી જાય તો તે ઊંટનું બલિદાન આપવાની માનતા માનતી, ત્યારે પેગંબરસાહેબ પ્રાણીની સેવાનો આવો કઢંગો બદલો આપવા બદલ તેને હસી- કાઢતા અને તેની બાધામાંથી તેને તરત મુક્ત કરતા."

બીજાં પણ થોડાં વધારે વચનામૃતો ટાંકીએ છીએઃ

એક ચકલીને પણ જે માણસ નિષ્પ્રયોજન મારી નાંખે છે તેની સામે કયામતને દિને ખુદા સમક્ષ પેલી ચકલી બૂમરાણ કરીને કહેશે કે: 'ઓ મારા ખુદા, અમુક અમુક માણસે મને નિષ્પ્રયોજન મારી નાંખેલી; કશા પણ પ્રયોજન માટે એણે મને નહિ મારેલી.'

યોગ્યાયોગ્યનો વિચાર કર્યા વિના કોઈ પણ એક ચકલી સરખી કોઈ મારનાર નથી. પણ ખુદા એ વિષે એને (જરૂર) પૂછશે. (ઈબ્નિ ઉમર)

કેટલાક લોકો એક ઘેટાને બાણથી વીંધતા હતા. તેમની પાસે થઈને પેગંબર-સાહેબ જતા હતા. 'પશુઓને અંગહીન ન કરો' એમ કહીને એમણે એ કૃત્ય વખોડી કાઢ્યું. (અબદુલ્લાહ, જાફર)

જીવંત પદાર્થોને બાણથી વીંધવા માટે ન લો. (ઈબ્નિ અબ્બાસ)

બાંધેલાં તમામ જીવતાં પ્રાણીઓને મારી નાંખવાની પેગંબરસાહેબે મના કરી (જાહીર).

મોં પર ડામેલા ગધેડાને લઈ જનારને જોઈને પેગંબરસાહેબ બોલી ઊઠ્યા, એને જેણે ડામ દીધો છે તેને ખુદા શાપે છે; મોં પર મારવાની ને ડામ દેવાની પણ તેમણે મના કરી. (જાહીર)

રસ્તે જતાં એક માણસને ખૂબ તરસ લાગી. એક કૂવો દીઠો એટલે તે એમાં ઊતર્યો ને ધરાઈને પાણી પીધું. બહાર નીકળતાં તરસથી તરફડતા એક કૂતરાને એણે જોયો. તેની જીભ પાણી માટે ફાંફાં મારતી હતી. તરસ અસહ્ય થવાથી તે કાદવ ખાવા લાગ્યું. પેલો માણસ પોતાના મનમાં બોલ્યોઃ 'તરસને લીધે મને જે પીડા થતી હતી તે જ પીડા અત્યારે આ કૂતરું ભોગવી રહ્યું છે.' ફરીથી તરત જ એ કૂવામાં ઊતર્યો અને (બીજા કશા પાત્રના અભાવે) પોતાના નાના જોડામાં પાણી લીધું અને મોં વડે એ જોડો પકડીને ધીમે ધીમે કૂવામાંથી એ બહાર નીકળ્યો, અને પેલું પાણી કૂતરાને પાયું. તેના આ કૃત્યથી ખુદા ખુશ થયા અને તેનાં પાપોની તેને માફી બક્ષી. તેમણે પૂછ્યુંઃ 'ઓ પેગંબરસાહેબ, અમારાં ઢોર પ્રત્યે અમે સારું વર્તન રાખીએ તેનો અમને કશો બદલો મળવાનો ખરો કે?' પેગંબરસાહેબે કહ્યું: 'ચેતનથી ધબકતા પ્રત્યેક હૃદય પ્રત્યે બતાવેલા સદ્વર્તન માટે બદલો છે જ છે.' (અબુ-હુરરર)

પ્રાચીન કાળના એક મહાન પેગંબરને એક વખત એક કીડી કરડી એટલે એમણે કીડીઓનો દાફડો બાળી નાખવાનો જ્યારે હુકમ કર્યો તે વખતે ખુદાએ દર્શન આપીને

કહ્યું, તને એક કીડી કરડી એટલામાં તો તેં મારો મહિમા ગાનારા (તારા જેવા જ) લોકોને બાળી મૂક્યા (અબુ હુરૈરહ).

ઘોડાના કપાળ ઉપરનો વાળનો ગુચ્છ નહિ કાપતા, કારણ કે એમાં એની શોભા છે; એની કેશવાળી નહિ કાપતા, કારણ કે એથી એનું રક્ષણ થાય છે; એની પૂંછડી નહિ કાપતા, કારણ કે એનાથી એ માખીઓ ઉડાડી શકે છે.

પોતાના મોં–લૂછણાથી પોતાના ઘોડાનું મોં પેગંબરસાહેબને લૂંછતા જોઈને એક જણે પૂછ્યું: 'સાહેબ, આમ કેમ કરો છો?' એટલે પોતે કહ્યું: 'રાતના મારા ઘોડા સંબંધી ખુદાએ મને ઠપકો આપેલો.'

## વિશ્વસ્પર્શી સિદ્ધાંત

"જુલમનો ભોગ થઈ પડેલો ગમે તે હોય, મુસલમાન હોય કે ન હોય, પણ તેને મદદ કરો."

"જુલમનો ભોગ થઈ પડેલાની વહારે જે કોઈ દોડ્યો છે તેને માટે ખુદાએ તોંતેર માફી લખી છે."

"જાલીમને ઓળખવા છતાંય જેણે એને મદદ આપી છે તે સાચે જ ઇસ્લામથી બહિષ્કૃત થયેલો છે."

"પોતાના પાડોશીઓને ભૂખ્યા જોવા છતાં જે પોતે પેટ ભરીને ખાય છે તે સાચો મુસલમાન નથી."

આ પ્રામાણિક (authoritative) અને સત્યપૂર્ણ વચનામૃતો પરથી સ્પષ્ટ સમજાય છે કે આર્યકુળના અન્ય ધર્મોની પેઠે ઇસ્લામ પણ અહિંસા અને તેમાંથી ફલિત થતા તમામ ભાવમાં માને છે અને ઇસ્લામ વિષે ખોટી માહિતી ધરાવતા તેના દુશ્મનો તેના સંબંધી જેમ માને છે તેમ ઇસ્લામે હિંસા, બળજબરી કે બળાત્કાર એવું કશુંય કદી જ ઉપદેશ્યું કે આદેશ્યું નથી.

કોઈ પણ ધર્મનો અનુયાયી અથવા અનુયાયી વર્ગ ને તે ધર્મના સિદ્ધાંતાનુસાર જીવન ન ઘડે અથવા તેમાંના ઉપદેશોને પોતાના જીવનમાં ન ઉતારે તો તેને માટે તે ધર્મ કે તેના સંસ્થાપક તલપુર પણ દોષપાત્ર નથી જ. કેટલાક બિનમુસ્લિમ લોકો તેના સાચા આદેશો અને ઉપદેશોનો અભ્યાસ કર્યા વગર અથવા યથાર્થ સમજ્યા વગર તેને દોષિત ઠરાવવા મચી પડે છે ત્યારે તેઓ ઇસ્લામને ઘણો જ અન્યાય કરે છે. આ નિંદકોમાંના ઘણા પોતાના ધર્મના સાચા સિદ્ધાંતો અને આદર્શોથી અજાન હોય છે. આવા જ કેટલાક વર્તમાન યુગના મુસલમાનો કે જેઓ પોતાના મજહબના સિદ્ધાંત વિષે નહિ જેવું જ જાણતા હોય છે તેમના વર્તન ઉપરથી પેલા નિંદકો ઇસ્લામનો ન્યાય તોળવા મંડી પડે છે.

આપણે એકબીજાની ટીકા કરવા દોડીએ, એકમેક પર દોષારોપણ કરીએ તે પહેલાં, આપણે એકબીજાને યથાર્થ સમજતાં શીખીએ એ હવે અત્યંત આવશ્યક છે.*

---

* 'પ્રબુદ્ધ ભારત'ના જાન્યુઆરીના અંકમાં પ્રગટ થયેલા *Some Aspects of Ahimsa in Islam*નો ભાવાનુવાદ.

# શુદ્ધિપત્રક

**મારી ગાંધીજયંતી** વાળા લેખમાં અસંખ્ય ભૂલો રહી જવા પામી છે. તે નીચે આપ્યા મુજબ સુધારી લઈને પછી જ લેખ વાંચવા વિનંતી છે.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૨૯ | ૪ | માહિતી | શાસ્ત્રીય માહિતી |
| ૩૨૯ | ૨૨ | ઉઠાયું હોય | ઉઠાયું તે ૭૦ વાગે ઉઠાયું હોય |
| ૩૨૯ | ૨૨ | એટલે | એટલું |
| ૩૨૯ | ૩૦ | ચોટી | ચોરી |
| ૩૨૯ | ૩૦ | આંખમાંથી | આંખમાં |
| ૩૩૦ | ૧૧ | જમીન | જમીને |
| ૩૩૧ | ૨ | થાય | થયો |
| ૩૩૨ | ૧ | " તમે થયા ?" | "તમે થયા ?" "તમે થયા ?" |
| ૩૩૨ | ૧૩ | તે | ને |
| ૩૩૨ | ૧૬ | નોંધણી. | નોંધણી |
| ૩૩૨ | ૨૬ | પાંચ–રૂપિયાથી | પાંચ રૂપિયાથી |
| ૩૩૩ | ૧૪ | આહવાન | આવાહન |
| ૩૩૩ | ૩૦ | તેમાંની જ... | તેમાંની જ છે... |
| ૩૩૪ | ૩૧ | જાકી | જાકીટ |
| ૩૩૪ | ૩૪ | Differenta | Differentia |
| ૩૩૬ | ૭ | ૭ | છે |
| ૩૩૬ | ૯ | વેલાઈ | વેવાઈ |
| ૩૩૬ | ૯ | આયો | આવ્યો |
| ૩૩૬ | ૨૫ | શકશે | શકે |
| ૩૩૬ | ૨૫ | કે શખસો | કે આવનાર શખસો |
| ૩૩૬ | ૨૯ | ભાઈબહેન | ભાઈ કે બહેન |
| ૩૩૮ | ૩૩ | 'મૂર્ખ' | 'મૂર્ખો' |

આટલી અસહ્ય ભૂલો રહી જવા બદલ અમે દિલગીર છીએ.

**વ્યવસ્થાપક**

# મારી ગાંધીજયંતી

રમણલાલ છોટાલાલ મહેતા

આજે ગાંધીજીની વરસગાંઠ છે. અત્યારે રાતના દશ થયા છે એટલે તો બે કલાક પછી ગાંધીજીની ઉંમર ૬૯ વર્ષ ને ૧ દિવસની હશે. એમ થશે એમ ગણાશે પણ ૧૮૬૯ની ૨જી ઓક્ટોબરના દિવસે મોહન કેટલા વાગ્યે જન્મ્યા હતા તેની કશી યે માહિતી 'આત્મકથા' પૂરી પાડતી નથી, એથી એમની ચોક્કસ ઉંમર કહેવી અસંત મુશ્કેલ છે. કૃષ્ણ કેટલા વાગે જન્મ્યા હતા તે વિશે વિદ્વાનોમાં મતભેદ નથી (જો કે સમૂળગા જન્મ્યા હતા જ કે નહિ તે વિશે તો મતભેદ છે જ.), પણ મોહનનો જન્મયોગ કઈ ઘડીએ થયો હતો તે વિષયમાં જગતના મોટા મોટા પંડિતોમાં પણ અચોક્કસતા પ્રવર્તી રહેલી છે. આ આખો પ્રશ્ન જ વિવાદાત્મક છે. ગાંધીજી આ બાબત પર 'હરિજન'માં લખી પ્રકાશ ફેંકશે એવું વિદ્વાનોનું ધારવું છે

હશે
હોવું જોઈએ.

ગઈ કાલે રાત્રે વાંચ્યું : 'કાલે કોંગ્રેસહાઉસ આગળથી ૭૦ ધજાઓ અને ૭૦ મશાલો સહિત એક પ્રચંડ સરઘસ નીકળશે. સર્વ બાઈભાઈઓને સરઘસમાં ભાગ લેવા વિનંતી છે.' વાંચતાં ઊંઘી ગયો. ગાંધીજીનું સ્વપ્નું આવ્યું : ગાંધીજી ૭૦ કપ બકરીનું દૂધ ગટગટાવી ગયા; ૭૦ જણને મુલાકાત આપી; ૭૦ શુભ સંદેશાઓ વાંચ્યા; ગાંધીજી પર ૭૦ ઘંટા વગડાવવાનો ન્હાનાલાલનો તાર આવ્યો હતો, પણ તાર મોકલનારનું નામ વાંચી મહાદેવભાઈએ જાતે 'તબિયત સારી નથી' કહી તારવાળાને જ તાર પાછો આપી દીધો; ડૉ. ગિલ્ડર અને ડૉ. જીવરાજે ગાંધીજીને ૭૦ વખત તપાસ્યા, અને ૭૦ વખત વધુ કામ ન કરતાં આરામ લેવાની સલાહ આપી તે ગાંધીજીએ ૭૦ વખત હસી કાઢી; ૭૦ વખત ગાંધીજી મિ. ઝિન્નાને મળ્યા ને પાછા આવ્યા; હવે પોતે ૭૦ ઉપવાસ કરી નહિ શકે એવો સંદેશો ગાંધીજીએ ૭૦ ખબરપત્રીઓની સભા આગળ કહ્યો; વગેરે.

સ્વપ્નાની અસર આજે જયંતીના દિવસે પુષ્કળ જણાઈ : દરરોજ સાડાપાંચે ઊઠવાની ટેવ હતી પણ આજે બહુ મોડું, છેક સાત વાગ્યે ઉઠાયું હોય એટલે અળખામણું લાગ્યું. બે ટકોરાના વચલા ગાળામાં ઊંઘ આવી જતી હતી તેથી કે કોઈ બીજા કારણે ૭ વાગે ટકોરા ૭૦ સંભળાયા અને સવારના પહોરથી જ ૭૦, ૭૦, ૭૦ સારા યે માનસમાં ઘૂમી ગયું.

દાતણ કરતાં વિચારમાં ને વિચારમાં અડધો કલાક સુધી દાતણ માત્ર ચાવ્યા જ કર્યું. બાએ ટકોર કરી : 'કેટલા કલાક દાતણ કર્યા કરવું છે?' મનમાંથી જવાબ ઊપસી આવ્યો : '૭૦ કલાક.' પણ ગાંડો ગણાવાની બીકથી મૂંગો રહ્યો.

લગભગ સિત્તેરેક લોટા જેટલું નળ નીચે નાહી પરવારીને ગાંધીજીની 'આત્મકથા' વાંચવા બેઠો. 'ચોરી અને પ્રાયશ્ચિત્ત' વાંચતાં વાંચતાં આંખમાંથી આંસુ આવી ગયાં.

પિતાજી આગળ ભાઈના હાથનું કડું કાપ્યાની ભૂલની ચિઠ્ઠી લખીને એકરાર કર્યાનો હૃદયદ્રાવક પ્રસંગ આંખ આગળ આવતાં મારી જાતનો વિચાર આવ્યો ને વિચાર કરતાં કરતાં ઊંઘી જવાયું. જમવાનો વખત થતાં બાએ બૂમ પાડીને જગાડ્યો, ને કહ્યું: "કેટલી બૂમ પડાવી તે ખબર છે?" "બહુ બહુ તો સિત્તેર," મેં જવાબ દીધો. "આ પ્રકરણ પૂરું કરીને હમણાં આવી લાગ્યો એમ જાણ ને!"–કહી પ્રકરણનાં બાકીનાં પાનાં પૂરાં કરવા બેઠો. બારમું પ્રકરણ પૂરું થતાં બરાબર સિત્તેર જ પાનાં પૂરાં થયેલાં જાણી અત્યંત આનંદમાં આવી ગયો, ને જમવાની અભિરુચિ થઈ લાગી.

આજે બાએ દૂધપાક પૂરી કરી હતી. 'જિલ્લા સમિતિના પ્રમુખને ત્યાં આજે શું બનાવ્યું હશે, વેઢમીપાતરાં કે બિરંજદૂધ?'–નો વિચાર આવતાં એમ વિચાર આવ્યો કે આમ વિચાર કરવામાં ને કરવામાં તો ભાણામાંના દૂધપાક પૂરીનો જ યોગ્ય વિચાર કરી નહિ શકાય. એટલે બીજા ત્રીજા વિચાર કરવાનું માંડી વાળ્યું. જમીને પછી વિચાર આવ્યો કે આજે ગાંધીમંદિરના ઘણા ભક્તોએ વૈષ્ણવ આસ્થાથી ગાંધીજીની મૂર્તિ કે ફોટા આગળ ૭૦ વાનગીનો અન્નકૂટ પૂર્યો હશે ને પાંચ કલાક જેવી પાંચ મિનિટ પછી, રાજભોગના દર્શન પછી, તેનો થોડોએક પરસાદ જમ્યા હશે.

બપોર થવા આવી અને...

*

[હમણાં હમણાં નોંધપોથી લખવાની મને એવી તો ટેવ પડી ગઈ છે કે જે લખું છું તેમાં એ શૈલી ઘૂસી જાય છે. ઉપરનું લખાણ એની સાક્ષી પૂરે છે. પણ બસ, હવે એ અટકાવવું જ રહ્યું. બપોર પછી મારા જીવને એવો તો જબ્બર ધક્કો ખાધો છે, મધ્યાહ્ન પહેલાંની જિંદગી ને મધ્યાહ્ન પછીની જિંદગીમાં એટલો તો વિશાળ ભેદ પડી ગયો છે કે તે જો વિસ્તારથી લખવા માગું તો જરૂર, શૈલીને પણ નવો રંગ આપ્યા વિના છૂટકો જ નથી.]

સવારના મહિમાને ભુલાવતી બપોર થવા આવી ને દૂધપાકપૂરીનું ઘેન ચડવા માંડ્યું. જમીને વરસમાં કંઈ નહિ તો આજે તો કાંતવાનો વિચાર હતો જ;–બને તો કલાકને દસ મિનિટ, નહિ તો પછી, આખરે તો, બને તો અડધો કલાક તો ખરું જ ખરું, અને એ પણ કદાચ કલિકાલવશાત્ નહિ જ કરી શકાયું તો તો પછી, છેવટે તો, કંઈ નહિ તો, બને તો પાંચ મિનિટ તો રેંટિયા પર બેસવા જરૂર જરૂર પ્રયત્ન તો કરવો જ એવો નિશ્ચય ગઈ ગાંધીજયંતીના દિવસે (નહોતું કંતાયું એટલે) આજને માટે ખાસ કરી રાખેલો, પણ દૂધપાકપૂરીનું એવું તો ઘેન ચડવા માંડ્યું હતું કે કાંતવાનું માંડી જ વાળવું પડ્યું (આંખે ઊડીને વળગે એટલી વાર આગલા ફકરામાં 'વિચાર' આવ્યા કરે છે, ને આ ફકરામાં 'તો' આવ્યા કરે છે. વાચકની એ માટે–વાર માફી માગું છું. પણ એ ઉપરથી અનુમાન કરી શકાય ખરું કે જો માણસ માત્ર 'વિચાર' જ કર્યા કરે તો તો 'તો'માંથી ઊંચા આવવું એ તેને માટે લગભગ અશક્ય જ છે.)

સવા બે ને પાંચનો ટકોરો થયો. (મારે ત્યાં વારંવાર—મારે છુપાવવું શું કરવા જોઈએ? —સેકંડે સેકંડે ઘડિયાળ ટકટકે છે.) ટકોરો થાય ને હું જાગ્યો,—ના, મને જગાડવામાં આવ્યો—હિંસાત્મક રીતે; કોંગ્રેસવાળા જ તો. આજે રજાને દિવસે પણ ગાંધીવાદીઓએ મને બહુ ઊંઘવા નહિ દીધો. બહુ બહુ તો ૧–૧૦ થી ૨–૨૦ ઊંઘ્યો હઈશ! કોણે ઘર બતાવ્યું હશે? ખરો દુશ્મન પાકયો છે!

બહારથી ‘રમણભાઈ’ ની બૂમ પડી. કોણ જાણે કેમ પણ મને જોયા વગર જ સમજણ પડી ગઈ કે ખાદી ફેરીવાળાઓ જ હોવા જોઈએ. અંતરમાંથી, અંદરથી એવો અવાજ આવ્યો હશે. છસાત બૂમ પડી ત્યાં સુધી તો મેં જાણી જોઈને જવાબ જ ન આપ્યો, પણ પછી એક બીજા કારણ ને લઈને મારે બોલવું પડ્યું. આટલી બધી બૂમ પડી એટલે બાએ પોતે જ પૂછયાગાછ્યા વિના ગોખમાં જઈને બાફી માર્યું:

“આવોને! ઘરમાં જ છે. ઊંઘે છે.”

ખરું જોતાં ‘ઊંઘે છે’ નો અર્થ ‘આવોને’ થી તદ્દન ઊંધો પડતો હતો. જરાક અક્કલ ચલાવવાની જરૂર છે. પણ જવા દો, એ ફેરીવાળાઓ એવું ગર્ભિત સમજતા થશે ત્યારે તો સ્વરાજ આવી જ ગયું હશે........બાની બા મને ઊંઘમાંથી જગાડવા આવી પણ મારી આંખો જોઈ–હલ્લો કરવા ધારેલા કિલ્લાના પૂરેપૂરા ઊઘડેલા દરવાજા જેવી આંખો જોઈ—વિચારમાં જ પડી ગઈ. એણે મારી સામે જોયા કર્યું; ને મેં પણ, ‘મારે એની જોડે પરણવું જ નથી’ એમ કહ્યા છતાં બાએ જન્માક્ષર આપી દીધા હોય ને સખત માઠું લાગે એવો ભાવ લાવી મોઢું ચડાવીને સામું જોયા કર્યું. ચાર પુરુષાર્થથી વીંટળાઈને કિલ્લેસલ્લ્જ થઈને બે બહેનો ચઢી આવી. દાદર પરથી જ પધરામણીનો વિચાર થયો કે ‘માફ કરજો, પણ આ વર્ષે મને પગારમાં કશું ઇન્ક્રિમેન્ટ મળ્યું નથી, અને હજી ચોખાદાળ પણ ભરવાના છે; પેલો ગોપાળ હમણાં જ દૂધના પંદર રૂપિયા અંકે ૧૫) લઈ ગયો. અને નરસિંહ ધીવાળાને પચ્ચીસ આપવાના તો હજી બાકી જ છે. મને કંઈ ખાદી લેવામાં વાંધો નથી, પણ જુઓ છોને...’ વગેરે. પણ મોઢામાંથી લૂખો ‘આવો’ સિવાય બીજું કશું નીકળી શક્યું નહિ. છએ જણ ઉપર આવ્યાં ને આનંદથી હિંચકા પર બેઠાં. એક બહેને હસતાં હસતાં વાત શરૂ કરી:

“કેમ આજે સરઘસમાં આવવાના છો ને?”

હવે આ પ્રશ્ન તદ્દન બીનજરૂરી હતો. વિદ્યાર્થી માસ્તરને અભ્યાસ બહારનો સવાલ પૂછેઃ ‘હેં સાહેબ! તમે કઈ પદ્ધતિથી શીખવાડો છો? ડાયરેક્ટ કે ઇન્ડાયરેક્ટ મેથડથી, હેં સાહેબ?’) તેવો આ પ્રશ્ન હતો. મને ચોખ્ખે ચોખ્ખું કહી દેવું જોઈતું હતું કે અમે ખાદી વેચવા નીકળ્યાં છીએ, ને તમારાથી બને તેટલી ખાદી ખરીદો. મને કહેવાનો વિચાર પણ આવી ગયો. ‘સિસ્ટર, બહેન, તમારી ચાલાકી મારી આગળ નહિ ચાલે, હોં’ પણ આજે ગાંધીજયંતી હોવાથી જવાબ બીજો જ આપી દેવાયોઃ “હા વળી, આજના સરઘસમાં નહિ આવીએ તો બીજું શું કરવાના છીએ?’ પેલા બહેનને થયું કે ચાલો, શરૂઆત સારી થઈ ગઈ. હવે એ બહેને અંદર અંદર જ વાતો શરૂ કરીઃ “આ વખતે તો કોંગ્રેસના સભ્યો નોંધવાનું બહુ વહેલું કરી નાખ્યું, નહિ? તમે થઈ ગયા કે નહિ?”

"તમે થયા?" વારાફરતી બધાને પૂછવામાં આવ્યું. એ લોક બધા થઈ ગયેલા માલૂમ પડ્યા, અથવા મને માલૂમ પડાવવામાં આવ્યા કારણ કે પોતાનામાંનું દરેક જણ નોંધાઈ ગયું છે તે દરેક જણ સારી પેઠે જાણતું હતું. છેલ્લો વારો મારો આવ્યો.

"તમે થઈ ગયા?"

આવે વખતે પણ ગાંધીજી અહિંસા પાળવાની કહે છે! ગાંધીજીની જન્મતિથિને દિવસે જ આવી આડકતરી રીતે–અને આડકતરી રીતે એટલે અસત્યની રીતે–પૂછવાની મહાભૂલ માટે "આત્મકથા" દસ દસ વાર સારા દસ્કતે લખી લાવવાની શિક્ષા કરવી જોઈએ એમ તમને નથી લાગતું? હશે, એ વર્કિંગ કમિટિનો પ્રશ્ન છે; આપણા એકલાથી કંઈ એ નક્કી થાય એમ નથી. 'તમે થઈ ગયા? ના જવાબમાં મને કહી નાખવાનું મન તો થઈ ગયું કે 'ના, નથી થયો. ને થવાનો વિચાર પણ નથી. મારા જેવા ખરુના કત્તાને બદલે પરદેશી પેન વાપરનારને કોંગ્રેસના સભ્ય નીમીને શું કરશો?? મારે સમજીને જ કોંગ્રેસનો સડો વધારવો ન જોઈએ. પણ બોલવા માંગતો હોય તે કરતાં જુદું જ કેટલીક વાર માણસથી બોલી દેવાય છે. તે મારાથી બોલી દેવાયું:

"ના, હજી નથી થયો."

ખરું જોતાં એમાંથી એવો અર્થ નીપજતો નહોતો કે હજી સભ્ય નહોતો થયો માટે હવે તો બસ નોંધી જ લ્યો. પરંતુ મારાં બોલવાનો વિપરીત અર્થ કરવામાં આવ્યો–નોંધણીબુક કાઢવામાં આવી અને મારું આખુંયે નામ ને સરનામું પૂછી લેવામાં આવ્યું; ને સહી કરી આપવાનું કહ્યું. થયું; મારું નામઠામ જાણ્યા પછી હવે હંમેશને માટે આ કોંગ્રેસવાળાઓ રિબાવવાના!–હવે આટલું પણ પૂરું નહોતું. મારી પાસેથી ચાર આના મળ્યા છે તેની રસીદ આપવામાં આવી. એનો અર્થ એ હતો કે મારે ચાર આના કાઢવા. જુઓ તો ખરા, મને કોંગ્રેસનો સભ્ય પણ નીમવો અને ઉપરથી ચાર આના પણ કઢાવવા! દાન ઉપર દક્ષિણા!

હવે બીજી સિફત શરૂ થઈ. ગાંધીજયંતીના દિવસે જ! એક ભાઈએ વાત ઉપાડી:

"ગઈ કાલે બધું મળીને લગભગ ૪૨૧ની ખાદી વેચાઈ, હોં કે સરલાબહેન!"

સરલાબહેને મારી સામે જોતાં જોતાં પૂર્તિ કરી: "હા, આ વખતે પણ લોકોનો ઉત્સાહ સારો છે. કોઈએ પાંચ—રૂપિયાથી ઓછી રશીદ ફડાવી નથી."

કોણ જાણે કેમ પણ મને બાને બૂમ પાડવાનું મન થઈ ગયું. નાનપણમાં કંઈ પણ બીક જેવું જરા લાગે કે 'બા' તરત જ વિચાર કર્યા વગર બોલી દેવાય છે, એનો જ આ સંસ્કાર ઊભરી આવ્યો હશે. મને કલાપી યાદ આવ્યો, ગાવાનું મન થઈ ગયું:

'શાને કસે છે ફક્ત આ લાચારને?'

પણ ગાઉં કે રડું તે પહેલાં જ–

"રમણલાલભાઈ! જસ્ટ સી! આ કોટની ડિઝાઈન તમારા ટેસ્ટને ગમ્યા વગર રહેવાની નથી. આંકની છે." એક ભાઈએ આગળ ચાલવા માંડ્યું.

"એમ કે? સુંદર ડિઝાઈન છે." મેં જવાબ દીધો.

"કેટલું ફાડું?"

માણસો આપઘાત કેમ કરતા હશે તે હવે મને સમજાયું. 'સુંદર ડિઝાઈન છે'નો અર્થ 'કટકું ફાડું' કેવી રીતે કરવામાં આવ્યો તે હજી મને સમજાયું નથી.

"મેં તો ગયે મહિને જ"–પણ હું વાક્ય પૂરું કરું તે પહેલાં જ મને અટકાવવામાં આવ્યો. આ મહાસભાવાળાઓ સરકારનું સાંભળતા નથી તે મારું સાંભળવાના હતા?

"બેએક સ્યૂટ્સ કરાવી નાખો." એક કફની પહેરેલા ભાઈએ કહ્યું.—મોટાભાઈને પહેલી પત્ની ગુજરી ગયા પછી ચચ્ચાર વર્ષસુધી કન્યા જ ન મળે, પણ પછી ઓચિંતા કોઈ 'Wealthy father's only daughter, extremely beautiful and highly educated'[1] જોડે લગ્ન ગોઠવાઈ જાય અને ઉત્સાહમાં ને ઉત્સાહમાં નાનાભાઈ પર જ ખુશ થઈ, 'બેએક સ્યૂટ્સ કરાવી નાખો' કહી નાખે એવી લાગણી એ ભાઈના શબ્દોમાં વ્યક્ત થતી હતી!... હું વિચાર કરું તે પહેલાં તો તે ભાઈએ ગજ ભરવા પણ માંડ્યા. સાથેસાથ તરત એક બીજા ભાઈએ ખમીસને માટે ઝીણી ખાદી બતાવવા પણ માંડી:

"આ ડિઝાઈનના કોટની જોડે આનું ખમીસ કરાવો તો જરૂર દીપી નીકળે, નહિ?"

"તમે જ ક્યાંથી દીપી નીકળ્યા છો?" મારો અંતરાત્મા પોકારી ઊઠ્યો.

"મેં આમાંની સાડાસાત વાર લીધી." એક બીજા ભાઈએ મને આહ્વાન દીધું.

"માફ કરજો, પણ ગયે અઠવાડિયે જ મેં—" પણ આમાંનો એક શબ્દ પણ બોલું તે પહેલાં તો હાહાકાર વર્તી રહ્યો. કોટની આઠ વાર ખાદીનો ફાટવાનો તીણો ભયંકર અવાજ સારા યે ઓરડામાં છવાઈ રહ્યો. કોઈ મિત્ર 'પેલી ચોપડી છે કે તમારે ત્યાં?' પૂછે, ને આપણે જવાબ આપીએ ન આપીએ તે પહેલાં તો તે પોતે જ ખોળીને ઘેર લઈ જાય ને 'ભેટ આપી છે' માની હમેશને માટે પચાવી પાડે એવી જ આ વાત હતી. આ લોકો વણનોતરે આવ્યા હતા ને મને પૂછ્યાગાછ્યા વગર જ મારા જ પૈસા, મારા જ કોટના ચોર-ખિસ્સામાંથી, મારી સામું જોઈને જ, હસતા હસતા શાંતિથી કાઢી લેતા...ગાંધીજીને આ બાબત પર કાગળ લખવાનો વિચાર તો થયો પણ મહાદેવભાઈ અને ગાંધીજી બન્ને હમણાં માંદા હોવાથી એ પણ અત્યારે માંડી વાળવું પડે એમ હતું...મારું ઘર બતાવનાર પર જ મને અત્યંત ચીઢ ચડી. ચીઢ અને કવિતાને કંઈ સંબંધ છે કે નહિ તે હું જાણતો નથી, પણ મારામાં તો ચીઢ પછી તરત કવિતા આવી: મણિલાલ યાદ આવી ગયા:

'બતાવી રાહ આ જેણે ગયાં તે શું દગો દેઈ!
રિબાવી, રોવરાવી, ને શું રમશો ખાકથી મારી!'

"ત્રણેક ખમીસનું આમાંથી જ ફાડું કે બીજી ડિઝાઈનો બતાવું?...અરે ગમનલાલ! પાન પછી બનાવજે, પણ જરા ભાઈને બતાવો તો ખરા!...જુઓ, આ ડિઝાઈન પણ ઘણી સારી છે. મેં પહેરી છે તેમાંની જ...એમ કરો: એક આમાંથી, બીજું આમાંથી, ને ત્રીજું આ કોકટી ફડાવો. આ પણ સારું છે; એમાંથી પણ એક કરાવી નાખો."

હવે ખરું પૂછો તો ખમીસની એક ડિઝાઈન ખરેખર સારી હતી. પણ કોટનું આ લોકોએ વગર પૂછે ફાડી નાખ્યું હતું; ને પૈસા કેમ આવે છે કેમ જાય છે તેનું ભાન રાખ્યા વગર મારાં ખમીસ મારે જ ખરચે ફડાવી આપવાની પેરવી કરતા હતા. મેં આ

1 ઇત્યાદિ / વગેરે

વખતે તો સંભળાવી દીધું : " ના." પરંતુ મારાથી જેટલી જોઈએ તેટલી અકડાઈથી એ કહી શકાયું નહિ.

"ચલો ભાઈ, એ રહેવા દો...તો આમાંથી ત્રણેત્રણ આખી બાંયનાં કરાવવાનો વિચાર હોય તો એ પ્રમાણે કાપું." પેલા ભાઈએ પૂછ્યું–અથવા કહ્યું. એમની ગળે પડવાની ( અથવા પાણીએ પડવાની ) રીત, મારે કહેવું જોઈએ, ખરેખર અનોખી હતી.

"બે આખી બાંયના કરાવો, ને એક અડધી બાંયનું." એક બહેને મને મૂંગો જોઈ વિચાર કરતો ધારી સલાહ આપી.

મેં હમણાં થોડા વખત પર જ એક માસિકમાં લેખ લખ્યો છે, ને તેમાં 'આપણે બહેનો પર કદી હાથ ઉગામવો ન જોઈએ,' એવું લખી–વાળી માર્યું છે. એટલે શાંત રહેવામાં જ અ-અપકીર્તિ હતી; એમાં જ સાહિત્ય અને જીવનનો મેળ પરાણે પણ રહી શકતો હતો. ( આજ તો હું ઘણા અનુભવોને અંતે માનું છું કે કોઈ પણ જાતની સલાહ આપનાર કોઈ પણ શખ્સ દેશનિકાલને યોગ્ય છે. ) આ બહેનને હું ઓળખતો નહોતો, કદી એમની જોડે પડેલાં મને પ્રસંગ પડયો નહતો, છતાં આ સલાહ આપવા તેઓ તૈયાર થયાં હતાં. હા, ઓળખીતા પાળખીતા આપણને વારે ઘડીએ માગ્યે વણમાગ્યે સલાહ આપ્યા કરે,–કોટપાટલુન, હજામ, ઇન્ડિપેન, ટમેટા, રબર, નોકરી, સેંથો, ઓકવું ચાલવું, મંજન, નાટકચેટક, આસન, પત્ની, મેથીપાક, ઓવલટાઈન, દસકત વગેરે વગેરે હરેક વિષયમાં સલાહ જ આપ્યા જ કરે, તે તો જાણે સમજ્યા; તેનું તો આપણે ભવિષ્યમાં વેર વાળી શકીએ—એટલી અને એવી જ ( અથવા એથી વધુ ને ખોટી હોવામાં ઉત્તમતર ) સામી સલાહ આપીને.–એ રીતે ક્ષમ્ય. પણ અહીં તો કશી ઓળખાણ નહોતી, પિછાન નહોતી...ને બીજી તો આ વસ્તુ ચીઢ ચઢાવે એવી હતીઃ એ સોદો આવ્યા સારુ મેં અડધી જ બાંયનું ખમીસ પહેર્યું હતું. ને પેલા બહેને વણમાગી જે સલાહ આપી તે મારા પર ટીકા જ હતીઃ "બે આખી બાંયનાં કરાવો, ને એક અડધી બાંયનું !" અડધી બાંયના ખમીસમાં હું સારો નહોતો લાગતો એ સાથેસાથ કહી નાખ્યું હતું. આ અપમાન હતું; ઘોર અપમાન હતું; મોઢામોઢ. કોઈ ભાઈએ જો એવું અપમાન કર્યું હોત તો... તો ? તો જોવા જેવી થાત; ગાંધીજયંતી ઊજવાઈ જાત. ઠીક હતું કે સલાહ આપનાર એક બહેન જ હતાં.—જો કે આમ લખી હું એમ નથી કહેવા માગતો કે મારા ખમીસની બાબતમાં એમણે જે સલાહ આપી તે જરા યે શોભતી હતી. જરા પણ નહિ. એ સ્ત્રીઓ શું સમજે અમારી પુરુષોની બાબતમાં ? અને ખાસ કરીને ખમીસની બાબતમાં ? હા, બ્લાઉસ અને ખમીસનો ઉપરનો કોલર ઘણી વાર સરખો જોવામાં આવે છે, લાંબી બાંયના પણ બ્લાઉસ હોઈ શકે છે, છતાં તદ્વિદોનું માનવું છે કે બ્લાઉસ અને ખમીસમાં, બ્લાઉસ અને જાકીટ કરતાં ભેદની પ્રતીતિ વધુ થાય છે. બ્લાઉસ અને જાકીટ, વિદ્વાનોને મતે, કેટલીક વાર ઓળખી શકાતા નથી, પણ તેની સૂક્ષ્મ પરીક્ષા પછી કોઈ પણ માણસ–સ્ત્રી અને પુરુષને જુદા સમજી શકનાર કોઈ પણ માણસ–તેનો ભેદ વરતી શકે છે." બ્લાઉસ, ખમીસ અને જાકીટ એ ત્રણે પોતપોતાને આધીન વિશેષગુણ (Differentia) ને આધારે ( = ઉપયોગભેદના આક્ષેપે ) જુદા પડી આવે છે." આ પરથી આપણે હવે જોઈ શકીએ છીએ કે ખમીસ અને બ્લાઉસમાં "ઉપયોગભેદના આક્ષેપે" ઘણો ફેર

છે; સૂક્ષ્મ, પણ ફેર છે...આમ હોવા છતાં ખમીસ જેવા જનાની નહિ પણ મરદાની વિષયમાં એ છોકરેને સલાહ આપી તે, ઓલો, કેમ ખમાય?

તમે કહેશો કે ખરેખર ન જ ખમાય; અહિંસાબહિંસા ઠીક, એ લોકો તો માર ખાયે જ સુધરે. તમારી સલાહ તદ્દન સાચી; એક રીતે અસરકારક પગલા તરીકે શોભે એવી યે ખરી. પરંતુ લોકમાં આમ મારી પ્રતિષ્ઠા સારી છે; ગુંડા તરીકેની મારામાં ખાસ શ્રદ્ધા ધરાવતા નથી; ખાદી ધારણ કરું એટલે માને છે કે હું જેલમાં જઈ આવેલો છું, અને અહિંસા ને સત્ય ને બ્રહ્મચર્ય પાળું છું. મને તો મૂગા રહેવામાં જ સો ગુણ દેખાયા. ઘણી વાર આપણી ખોટી સુઆબરુ મોઢું બંધ રાખવાથી જળવાઈ રહે છે. ખોટું કહું છું?

શાંત રહી એ બહેનને શું જવાબ દીધે હું શીશામાં વધુ ન ઊતરું તેનો વિચાર કરતો હતો. પણ જવાબ આપવાની મહા આફતમાંથી તત્કાલ પૂરતો તો મને ઈશ્વરે બચાવી લીધો. ઈશ્વરમાં ન માનનારા મને કહેશે કે ભાઈ, એમ મિસ્ટિક (રહસ્યવાદી) નહિ બનો, જેણે બચાવી લીધો હોય તેનું નામઠામ સીધા પાધરા દઈ દો. તો કહેવાનું કે હું મિસ્ટિક નથી બન્યો; જે ઈશ્વરલાલ નામના મારા પરમ મિત્રે મને બચાવી લીધો તેનું જ નામ મેં દીધું છે...રસ્તા પરથી જ ઈશ્વરે મને મોટેથી ત્રણચાર બૂમ પાડી. (એને એવી રીતે એક સામટી લાગલગાટ ચારપાંચ બૂમ પાડવાની ટેવ જ છે. પછી આપણા માથે આળ દે કે 'કેમ અલ્યા, બહેરો થઈ ગયો છે? ચાર બૂમ પાડી તો પણ ભાઈને જવાબ આપવાની ફુરસદ જ નથી!') હું દાદર ઊતરી નીચે જઇ પહોંચ્યો. મારે ને ઈશ્વરને બહુ બને છે. કોઈ જોતું ન હોય ત્યારે નાનપણ યાદ કરી ઠીકાબાજી પણ રમી લઈએ છીએ. એણે મિત્રતાના દાવારૂપે મારે ખભે જોરથી હાથ પછાડ્યો. મેં પૂછ્યું:

"કેમ અત્યારના કંઈ ફૂટી નીકળ્યો? કંઈ કામકાજ છે કે નહિ? મને કેમ બોલાવ્યો?"

"હજી તને બોલતા નહિ આવડ્યું! જરા શીખ જરા. હું જ્યારે જ્યારે તને બોલાવું ત્યારે ત્યારે નીચે મોઢે બે હાથ જોડી તારે મને કહેવું જોઈએ કે 'હે ઈશ્વર! પ્રભુ! ધનભાગ્ય મારાં કે આપના દર્શન આજ થયા. પાવન થઈ ગયો. હું ગરીબથી થાય એવું કંઈ કામકાજ હોય તો ફરમાવશો. મારી રાંકબુદ્ધિથી થાય તેવું આપને ચરણે ધરીશ' વગેરે. પણ આ તો કંઈ જુએ જ નહિ કે કોણ છે, કોણ નહિ! જરા વડીલનું માનવકર રાખતાં શીખ!"

મેં હાથ જોડી કહ્યું: "હે ઈશ્વર! પ્રભુ! ધનભાગ્ય મારાં કે આપના આજ દર્શન થયાં. પાવન થઈ ગયો. હું ગરીબથી થાય એવું કંઈ કામકાજ હોય તો ફરમાવશો. મારી રાંકબુદ્ધિથી થાય તેવું આપને ચરણે ધરીશ, વગેરે."

"'વગેરે' નહિ બોલવાનું."

"'વગેરે' નહિ બોલવાનું."

"બોઈ, તારે ત્યાં આટલો બધો કોલાહલ કેમ છે? હું તો જતો'તો પોસ્ટઑફિસ. શોરબકોર સાંભળી મને થયું કે રમણલાલજીનો ગોલોકવાસ થયો કે શું? ચાલો સારું થયું, મહાયુદ્ધ પહેલાં જ ગયો તે ભાગ્યશાળી થઈ ગયો...પણ ખાતરી કરવા જરા બોલાવી જોયો. કોણ આવ્યું છે?"

વગર કારણે બોલાવી શકે, એકમેકને ઘેર જઈ શકે એનું નામ નિઃસ્વાર્થ મૈત્રી. અમે એવા મિત્રો છીએ એટલે જ મને આમ ઉપરથી નીચે બોલાવી શક્યો હતો. આવા સાચ્ચા મિત્રની મદદ લેવાની મને જરૂર લાગી.

"તારા વિવાહ કરવા કોઈ સગાવગા આવ્યા છે કે શું? આટલો બધો અવાજ શાનો નહિ તો?" મારા મિત્રે પૂછ્યું.

મેં કહ્યું: "મારું ખિસ્સું ઉપર કતરાય છે. પણ એ તો બહુ શાંતિથી ચાલે છે. આ બધો ઊંચો અવાજ તો ઉપરના માળનો છે."

ઘર આગળ વાજાં સાંભળી મારા મિત્રને તો મારે ઘેર જ—

'પેલા વેવાઈને ઘેર ઢોલ પડે ઢુલકાર પડે, કોઈ ઉમરાવજાદો આવ્યો રે!'

એમ જ લાગ્યું હતું. મેં કહ્યું:

"ખાદી કેટલી મોંઘી આવી શકે છે એ જોવું હોય તો ચાલ. સાદું ને સસ્તું તો ઘણી વાર જોવા મળે છે, પણ સાદું ને મોઘું જોવું હોય તો ચાલ, એક બહેનનું લૂગડું જોવા જેવું છે."

"એક બહેનનું?" ઈશ્વરલાલે પૂછ્યું.

"હા."

"ચલો; ઊભો રહે; મને આગળ જવા દે."

—પણ એ ભાઈના પગ પાછા પડ્યા. દાદરા પર ચંપલનો અવાજ થયો. ફેરીવાળાંઓ બધાં પાછાં ફરતાં હતાં. મને થયું, હાશ! આનંદ થયો. પણ એ બધાંનાં મોં પાનથી રાતાં જોઈને મારો આનંદ જરા ઓછો પડી ગયો. "જય જય" કરતા બધાં વિજયી યોદ્ધાઓ પસાર થતાં ગયાં. બાએ ઉપરથી "આવજો" કહ્યું તેમાં મારે યે સૂર પુરાવવો પડ્યો. —જો કે મનમાં હું કંઈક જુદું જ બોલ્યો હતો. બલા ગઈ કે ફરીથી મારે ઓટલે ચડ્યા તો પોલીસ બોલાવીશ કે એવું કંઈક.

ઉપર જઈને જોયું તો હિંચકા આગળ જ એક નાનું સ્ટૂલ પડ્યું હતું. તેની ઉપર કપરકાબી ને પાનની તાસક પડ્યાં હતાં. કપરકાબીમાં ચાના છેલ્લા અવશેષ હતા, પાણી નહોતું, તે ઉપરથી કોઈ પણ સારો અનુભવી ડિટેક્ટિવ કહી શકશે કે શખસો ચા પી ગયા હોવાનો ઘણો સંભવ છે, એવું અનુમાન જે ઘરમાં ચોરો પેઠા હતા તે ઘરમાંની આંતરિક પરિસ્થિતિ ઝીણવટથી—સૂક્ષ્મદર્શક યંત્રથી—તપાસતાં સાધારણ રીતે કરી શકાય. એક કપરકાબીમાં દૂધની મલાઈ બાઝી હતી, સૂંઘી જોતાં દૂધની વાસ આવતી હતી, સ્ટૂલ પર દૂધના છાંટા પડ્યા હતા—વગેરે પરથી એક બાઈગરેન (ચા ન પીતા હોવાના ખ્યાલ કારણે) દૂધ પી ગયા હોવાનો, અને તેથી અમારે માટે હવે દૂધવાળી ચા બની શકશે કે નહિ તે વિશે ખણીખોતરી સારીમાઠી અટકળ કરવાનો, તે પર ચર્ચા કરવાનો, લડવાનો વગેરે ક્રમિક વિકાસ અનુબંધનો સંભવ હોવાનો સંશય ઉદ્દીપ્ત થતો હતો. પણ બાએ બહાર આવી અમારે માટે ચા તૈયાર થાય છે એવા શુભ સમાચાર આપવાથી સંશયનું નિરાકરણ તો થઈ ગયું. વધુમાં, હરાંતમાંથી દુઃખ ઉપરાંત સુખની પણ પ્રાપ્તિ થઈ. મો

છે એવી ફિલસૂફી માત્રા મળી લાગી. ચા મને બહુ જ ભાવે છે. ચા એટલે મારે મન મર્ત્યલોકનું અમૃત. સ્વર્ગમાં ચાની હોટલ જો નહિ હોય તો—હું આ બાબતમાં નિરાશાવાદી નથી—તો એટલા ખાતર પણ હું સ્વર્ગ જતો અટકું એવી મારી ચા-ભક્તિ છે. તમે એક હાથમાં રાખો ચાનો એક ભરેલો પ્યાલો, ને બીજા હાથમાં હોમરનું 'ઇડિયટ'. (ઈડિયટ?–છાપભૂલ છે. ઈલિયડ જોઈએ) પછી ચા પીતાં પીતાં જ ઇલિયડ વાંચતાં જાવ, ને નિષ્પક્ષપાત રહી પછી કરો તેની તુલના કે રસમાં કોણ ચડે છે?!

ઈશ્વર તકિયો ઉઠાવી હિંચકે પથરાયો ને હું યે ગાદી પર ઢોળાયો. મારો વિચાર ઊંઘવાનો નહોતો. સવારનો ઊંઘ્યો હતો, ને બપોરના પણ એક ઊંઘ કાઢી ઊઠવાને બહુ વાર નહોતી થઈ. હવે જો બીજી ઊંઘ લઈશ તો........તો રાતના મોડી ઊંઘ આવશે, રાતના ઊંઘ મોડી આવશે તો સવારે મોડું ઉઠાશે, સવારે મોડું ઉઠાશે તો સ્કૂલે મોડું જવાશે, સ્કૂલે મોડું જવાશે તો દાણીસાહેબ ચીઢવાશે, દાણીસાહેબ ચીઢવાશે તો કદાચ પાણીચું આપશે, પાણીચું આપશે એટલે મારે તે લેવું પડશે ને સ્કૂલને પાણીચું આપવું પડશે, ને ભૂખમરો વેઠવો પડશે, ને કદાચ મરી જવું પડશે! માટે અત્યારના તો બને તો ન જ ઊંઘવા પ્રયત્ન કરી છૂટવો—સફળ થાય ન થાય પરમ કૃપાળુના હાથમાં છે એવી હું મનમાં ગાંઠ બાંધતો હતો, ત્યાં તો બાએ વિક્ષેપ નાંખ્યો:

"કેમ ઊંઘ્યા જ કરવું છે?"

"હું જાગતો જ હતો."

"હોય્યા જાગતો! તો પછી મેં બૂમ પાડી તે જવાબ કેમ ન આપ્યો?"

"તેં ક્યારે બૂમ પાડી?" મેં પૂછ્યું.

"લે ભાઈ ઈશ્વર, સાંભળ, આ જાગતો હતો!"

તમે તમારો મિજાજ ધારો ત્યારે ઠેકાણે પણ નથી રાખી શકતા, ને માગો ત્યારે ગુમાવી પણ નથી શકતા. હું કબૂલ કરું છું કે મારાથી આવા યોગ્ય ટાણે ઊકળી ન શકાયું તે મારી અશક્તિ જ હતી. મેં મૂંગા મૂંગા ચા પી લીધી. પછી વિચાર આવ્યો કે પેલા કોંગ્રેસવાળાઓ બનાવી ગયા. પછી મારી નાણાંકીય પરિસ્થિતિ કેવીક છે તે તો જરા પાકીટમાં નિહાળું. પણ ખિસ્સામાં જોયું તો પાકીટ ન મળે! મનમાં ધ્રાસકો પડ્યો. બાને પૂછી જોયું, તો કહે:

"મેં તો લઈને આ નાના સ્ટૂલ પર જ મૂક્યું હતું."

"તો ગયું ક્યાં?"

"તેં પોતે જ કોઈ ઠેકાણે મૂકી દીધું હશે. જવાનું હતું ક્યાં?"

"ક્યાં મૂકી દે?"

"તે તો ભાઈ, તું જાણે."

'જાય ક્યાં?' 'જાય ક્યાં?' કરતો હું સ્ટૂલની ઉપર નીચે જોઈ વળ્યો. બા રસોડામાં પ્યાલારકાબી મૂકી આવી હતી તે પણ તપાસી આવ્યો. છતાં આંખે દેખાતું નહિ હોય એમ ધારી પાણી છાંટી આંખ તૈયાર કરી. ઈશ્વરનાં ખિસ્સાં તપાસ્યાં, પથારી ઉકેલી જોઈ, ઈશ્વરને હસતો જોઈ એના ખિસ્સા ફરીથી તપાસ્યાં ને એની ટોપી પણ ઊંચકી જોઈ—રખેને

એણે પાકીટ ટોપીમાં સંતાડ્યું હોય! પાકીટમાં લોટરીની ટિકિટ પણ હતી. એવું યાદ આવતાં, એક જોષીએ આઠ આને ભવિષ્ય ભાખેલું કે 'આ વર્ષે તમને જબ્બર આર્થિક લાભ થવાનો છે' તે પણ યાદ આવ્યું, ને પહેલા ઇનામના દસ હજાર કોઈ ચોરી ગયું તેની ખાતરી થઈ ગઈ...કાલે આખા શહેરમાં સનસનાટી ફેલાઈ જશે, ને જાણીતા અખબારોમાં 'શ્રી રમણલાલને ત્યાં દસ હજારની ભયંકર ચોરી' એમ મોટા મોટા અક્ષરે છપાશે ને નામ જાણીતું થશે એનો સંતોષ થવો જોઈતો હતો, પણ ન થયો. પેલા લોકો કોટપાટલૂનખમીસની તરેહવાર ખાદી પધરાવી ગયા હતા તેના પડેપડમાં ખોલી જોયું. કવિતા લખવા જેટલો નિરાશ થઈ ગયો. 'આ પેલા ભગતડાઓનું જ કામ'—હું જોરથી બોલી પડ્યો. આજ સુધી મેં પેલા કોંગ્રેસવાળાઓને બહુ વિશ્વાસ રાખવા લાયક ગણ્યા હતા; આવા છેક ચોર નીકળશે એમ નહોતું ધાર્યું. એ લોકોની પાછળ માણસ દોડાવવાનો વિચાર થયો, પણ માણસમાં કહો, નોકરચાકરમાં કહો, ઘાટીમાં કહો, કે દોસ્તદારમાં કહો, પણ મારા સિવાય ત્યારે તો ઈશ્વર જ હતો. ઈશ્વરને પોલીસગેટ પર જઈ દરેક પોલીસગેટે ફોન કરી પેલા ફેરીવાળાઓને પકડી કબજે કરાવવા વિનંતિ કરી જોઈ પણ તેમાં યે એ તદ્દન દયાહીન નીકળ્યો. મેં એને બહુ વીનવ્યો, આજીજી કરી, એણે પગે પડવાનું કહ્યું તે પણ કરી જોયું, તો પણ

'અરે એને દિલે દૈવે દયા પેદા કરી ના ના.'

મારે કશું જ લેવું નહોતું, એ લોકોને ઉપર પણ નહોતા ચઢાવવા, એ લોકોને જવાબ પણ નહોતો દેવો, છતાં મને કોટપાટલૂનખમીસની બબ્બે ત્રણત્રણ જોડ પહેરાવી ગયા, ચા પી ગયા, દૂધ પી ગયા, ને મારો વખત બગાડી ગયા, ને નીચમાં નીચ, મારાં દસ હજાર પાકતે તે લૂંટી ગયાં, મને

'થયા પૂરા બેહાલ રમણ તુજ રડતી સૂરત'

ગાતો–રડતો મૂકી ગયા. મિત્ર પણ બેવફા નીકળ્યો.

'ઉપરા ઉપરી માર, સુલતાની આસમાની
પડવા માંડ્યો ખૂબ, નિશાની છે બહુ ઘાની..'

એ નર્મદનું કાવ્ય પ્રત્યક્ષ થયું........વળી થોડી વાર ઈશ્વરને ધમકાવી જોયો, કાબૂલી પાસે માર મરાવીશ વગેરે ઘણી ધમકી સ્વરૂપની આજીજીઓ કરી જોઈ. આખરે થાકી મૂંઝાઈ ગાદી પર બેસી ગયો. ઈશ્વરને ટપાલ નાખવી હતી, એનો વખત થતો હતો, એટલે એણે કહ્યું:

"મારું કહ્યું કરે તો તરત પત્તો ખાય."

"બોલને મૂર્ખા, તું જે કહે તે માટે તૈયાર છું. બેટા ટટળાવ નહિ. તને ખબર નથી: એમાં તો પેલી લોટરીની ટિકિટ પણ હતી." મેં કહ્યું.

"પહેલાં તો એ કે 'મૂર્ખા' શબ્દ પાછો ખેંચી લે." એણે શાંતિથી કહ્યું.

"'મૂર્ખ' શબ્દ પાછો ખેંચી લઉં છું. બસ?" મેં કહ્યું. હવે એણે એક પછી એક તરંગ કરવા માંડ્યા:

મારી પાસે એક પોસ્ટકાર્ડ કઢાવ્યો, પોતાના મિત્રને કાલે કાગળ લખવાનો હતો તેને બદલે આજની તકનો દુરુપયોગ કરી મારી પાસે લખાવ્યો, સરનામું કરાવ્યું ને એના

કોટના ખિસ્સામાં પણ મારી જ પાસે કાગળ મુકાવ્યો. મારા મનમાં એમ કે આટલું કરતાં પણ જો પત્તો ખાતો હોય તો એમાં આપણું શું જાય છે? પણ હજી તો ઘણું બાકી હતું. મારી પાસે 'ક્રોનિકલ' મંગાવ્યું, ને મને શાંત ઊભો રહેવાની સૂચના કરી પોતે વાંચવા માંડયું. એમાંથી પત્યા એટલે એના ચશ્મા સાફ કરાવ્યા. એક ચોપડી હું ઘણા દિવસ થયા આનાકાની કરતો હતો તે મંગાવી કબજે કરી. સામે ઘેરથી એક બાઈને બૂમ પાડી બોલાવવાનું કહ્યું. કારણ પૂછતાં 'પાકીટ નહિ મળે' એવી ચીમકી મળી. સામેથી ગુણવંતલાલને મેં બોલાવ્યા. એ આવીને બારીએ ઊભા રહ્યા. એમને પાકીટની ખબર છે કે નહિ તે પૂછવાનું કહ્યું. મેં ગુણવંતલાલને પૂછ્યું, એટલે એમના સ્વભાવ અનુસાર શું શું બન્યું, કોણ કોણ આવી ગયું, આવી જનાર માણસોનો પહેરવેશ કેવો હતો, ક્યારે આવી ગયા, એમનામાં સનમુખલાલ કરીને કોઈ હતું કે નહિ તેની પ્રશ્નપરંપરા એમણે ચલાવવા માંડી. પછી તો પોતાનાં પાકીટ કેટલી વાર ગયાં હતાં, કેટલી વાર ખિસ્સાં કતરાયાં હતાં ('એકવાર હું દિલ્હી હતો, ત્યારે...,' 'એક વાર હું બનારસ ગયો હતો, ત્યારે...' વગેરે), અત્યારે માણસો ગરીબાઈને લીધે કેવાં કાળાં કર્મો કરવા મંડ્યા છે, એમાંથી બચવા સોશ્યાલિઝમ સિવાય બીજો એકકેય માર્ગ નથી, વગેરે ભાષણ એમણે તો આપવા માંડ્યું. ઈશ્વર ગુણવંતલાલનો સ્વભાવ સારી પેઠે જાણતો હતો એટલે જ મને ગુણવંતલાલના ભાષણથી પજવવાનો માર્ગ લીધો હતો. એમાંથી જેમ તેમ કરતાં પત્યો, એટલે જોડેની ઓરડીમાં લઈ ગયો, ને ટેલિફોન કરવાનું કહ્યું :

"નં ૧૦૨૪ને ટેલિફોન કર."

"૧૦૨૪ કોણ છે?"

"પાછો સવાલ પૂછ્યો? પાકીટ વગર રહેવું છે?"

"શું ફોન કરું?" મેં પૂછ્યું.

"કહે કે 'હું મૂર્ખો છું.'"

મેં એમ કહેવાની ના કહી ને મડાગાંઠ ઊભી થઈ.

"કોઈ ભળતો જ નંબર છે, હું ને તું બન્ને ઓળખતા નથી, છતાં તારે શું કરવા વાંધો લેવો જોઈએ એ મને સમજાતું જ નથી," ઈશ્વરે કહ્યું. છમાં પાંચ જ બાકી હતી એટલે એ ઊઠ્યો, ને કહ્યું:

"ફોન પર કહે કે 'મારા જેવો મૂર્ખો માણસ બીજો કશો—આરસી સિવાય બીજે કશે—મેં જોયો નથી. મેં જ ઊંચકીને ગાદીના તકિયાની બાજુમાં મૂકેલું પાકીટ મારાથી જ ખોળી શકાતું નથી!' જો ઘંટડી વાગે, જે હોય તેને પહેલાં એ જ સમાચાર આપ."

બસ, મને જોઈતું મને મળી ગયું. 'હમણાં આવું છું' કરતો ઈશ્વર કાગળ નાખવા ચાલ્યો ગયો. મેં પાકીટ ઉઘાડી જોયું તો માલમ પડ્યું કે હું લગભગ તારાજ થઈ ગયો હતો. ત્રણ કલાક પહેલાં મારા પાકીટમાં દસ રૂપિયા ને છૂટી બે પાઈ હતાં. એમાંથી દસ રૂપિયા ગાંધીજીના શરીર અને હૃદયની અર્ધાંગના ખાદીમાં રૂપાન્તર થયું હતું; અને બે પાઈ પણ સ્થાનભ્રષ્ટ થઈ હતી. ઉપલા ખાનામાંથી માંહેના ખાનામાં, ગોખમાંથી છેક રસોડામાં ચાલી ગઈ હતી. અને એ બે પાઈ પણ ટૂંટિયું વાળીને એક ખૂણામાં એવી તો ઊંઘી ગઈ હતી કે સૂતેલા નાગને જગાડવા ટોપલીમાં હાથ નાખવો પડે તેમ મારે પણ

એ પાઈને બહાર કાઢવાને પાકીટમાં હાથ નાખવો પડ્યો. બહાર કાઢીને થોડી વાર મેં એમની સામે જોયા કર્યું. કોઈ મા વગરની એ નાની બાલિકાઓ જેવી એ પાઈઓ લાગતી હતી. પાછી પાકીટમાં પૂરી દીધી ને વિચાર કરવા લાગ્યો કે ઇશ્વરપ્રાર્થના કરવાથી, 'પ્રભો ! જેવું હતું તેવું ફરી પાકીટ બનાવી દે' એ ભજન લલકારવાથી કંઈ વળશે કે નહિ? પણ પ્રાર્થનામાં સ્વાર્થનો જરા ય છાંટો ન હોવો જોઈએ, નિષ્કામભાવે પ્રાર્થના તો થવી જોઈએ, નિષ્કામભાવે જો પ્રાર્થના થાય તો પ્રાર્થના ફળે એ રીતે પણ ફળની અપેક્ષા ન રાખવી જોઈએ—એવા બધા પ્રાર્થનાના નિયમો છે તે મારાથી નહિ જ પાળી શકાય. હવે તો આવતે વર્ષે પેલા કૉંગ્રેસવાળાઓ જરૂર આવવાના, ત્યારે શું કરવું, ગાંધી-સપ્તાહના સાતેસાત દિવસ કોઈ ગામડે નાસી જવું કે નહિ, ચાલ્યા જવું તો કયે ગામડે, પલસાણા, ભોંયપુર, વાવડી અને કૂવાનાં હવાપાણી કેવાંક છે, અથવા તો પેલો પોલીસ ઑફિસર થયો છે–એ ચોથી સુધી મારી ત્વેડે જ હતો. એને ત્યાં જીગર નથી કે આવે–તેને ત્યાં અઠવાડિયું ધામા નાખવા એ પણ કરવા જેવું કે નહિ, વગેરે અત્યારથી જ નક્કી કરી નાખવું જોઈએ. કાલની વાત કાલ સાથે કે દેખલેંગે કરી આને હું જો મુલતવી રાખીશ તો ઇશ્વર જાણે આ વખતે તો દસ જ મૂંઝાયો છું પણ આવતે વર્ષે એને દસે નહિ જ ગુણાય એની ખાતરી શી ? એનું શું કહેવાય? હા, એ જ એ તો. પેલા ઑફિસરને ત્યાં જ જવું એ નક્કી. બસ, પછી એ લોકમાં હિંમત હોય તો આવે. માર જ ખાઈ જશે......

આવતે વર્ષે લડવાના સંગ્રામમાં મારી જીત જ થવાની છે, અરે થઈ ગઈ છે, એ વિષે હવે મારા મનમાં જરા યે દગદગો ન રહ્યો. હજી તો જો કે સોળે સોકટી કાચી હતી છતાં જીતનો આનંદ માતો ન હતો. પત્ની હતે તો આ બાબત પર એને જરૂર ચુંબન કરતે એમ વિચારતો–વિમાસતો હતો, ત્યાં તો કાગળ ટપાલમાં નાખીને ઇશ્વર આવી પહોંચ્યો. ખબર આપી કે સરઘસ નીકળવાની તૈયારી છે. મને તૈયાર થવાનું ફરમાવ્યું. આજે બાગને બદલે સરઘસમાં ને ત્યાંથી ગાંધીચોકના ભાષણમાં ફરવા જવાનું હતું. ઘરની બહાર નીકળ્યા ને સરઘસમાં જોડાયા. જલદી ચાલવા કરતાં ધીમા ચાલવામાં થાક વધારે લાગે છે એ ઘણા વરઘોડામાં ફરી અનુભવી લીધું હતું તેનો એક વધુ અનુભવ થયો. સરઘસમાંથી 'ગાંધીજી ઝિન્દાબાદ' ની એવી તો કાનફોડતી બ્લડપ્રેસર વધારી નાખતી ઘોષણાઓ થતી હતી કે ગાંધીજી જો ત્યાં હાજર હતે તો જરૂર આટલું તો સાંભળવાની વિનંતિ કરીને કહેતે કે મને જો વધુ જીવાડવો હોય તો મહેરબાની કરી આ 'ઝિન્દાબાદ' ના પોકારો હવે માંડી વાળો... સરઘસ પછી ભાષણ સાંભળ્યું–અથવા ભાષણ 'જોયું' એમ કહું તો પણ ચાલે કેમકે અમે એટલા બધા દૂર બેઠા હતા કે વક્તાના મોંના ઉઘાડ-બંધ જ માત્ર દેખાતા હતા. એથી કોઈ સાયલંટ પિક્ચર જોતા હોઈએ એવો અનુભવ થતો હતો. વળી કોઈને કોઈ જગ્યાએથી કોઈને કોઈ ભાઈની ગાંધીભક્તિ પાંચપાંચ મિનિટે ઊકળી ઊઠતી, ગળામાં આવીને ભરાતી ને એ ગૂંગળામણમાંથી છૂટી 'મહાત્મા ગાંધીજીનો જય' ની આનંદત્રાડોમાં વ્યક્ત થતી હતી. એથી કોઈ મહાગીતના ધ્રુવપદની ગરજ સરતી હતી, એ ચોક્કસ. ભાષણત્રાસોને અંતે વંદેમાતરમ્ ગાવાની શરૂઆત થઈ ને લોકો ઊભા થઈ ગયા. અમે પણ ચાલવા માંડ્યું. રસ્તામાં એક વેશમાં નેતા જેવા લાગતા ભાઈને પૂછી જોયું કે ...ભાઈએ આજે ભાષણમાં શું કહ્યું ? એમણે જવાબ દીધો: "ટૂંકમાં કહું તો

એવણસાહેબ . જુદી જુદી લયમાં ઊંચાનીચા આરોહઅવરોહમાં આમતેમ જોતા આમતેમ ફરતા ને હાથ હલાવતા બોલ્યા તો છે બસ આટલું જ માત્ર : મહાત્મા ગાંધીજીનો જય."

ઈશ્વરનું ઘર આવ્યું ને એના છૂટા પડવાની રાહ જોતો હું ઊભો રહ્યો. ઓચિંતા એણે પૂછ્યું: " કરોડો માણસોમાં પણ કેટલીક વખત એક જ બુદ્ધિશાળી જડે છે. તું શું માને છે ? "

" તું શું કહેવા માગે છે ? " મેં પૂછ્યું.

" એ જ કે મારા સિવાય બીજા કોઈનામાં અક્કલ નથી એમ મેં તને પેલે દિવસે કહેલું ને, તે આજે પુરવાર કરવા માગું છું. બોલ, જવાબ દે, આજે ગાંધીજીની કેટલામી વરસગાંઠ ? "

" સિત્તેરમી. " મેં જવાબ દીધો.

" સિત્તેરમી ? "

" એમાં સવાલ શું પૂછે છે ! "

" આખી દુનિયા, સારું જગત એમ માને છે કે આજે ગાંધીજીની સિત્તેરમી વરસ-ગાંઠ છે...ઠીક...તારો અવતાર ક્યારે થયો ? "

" મારો અવતાર ? "

" તું કયા વરસમાં જન્મેલો ? " ઈશ્વરે ચીડાઈને પૂછ્યું.

" ૧૯૧૩માં-સપ્ટેંબરની બીજીએ-બળરકે, જ્યારે ઉપા—"

" ચૂપ ! ૧૯૧૪ના સપ્ટેંબરની બીજીએ તારી પહેલી વરસગાંઠ ઊજવાઈ હશે કે બીજી !"

" આવા તદ્દન સહેલા પ્રશ્નનો જવાબ તારા જેવા બુદ્ધિશાળીને આપવો એમ હું માની શકતો જ નથી " મેં કહ્યું.

" જવાબ આપ ! "

" પહેલી વર્ષગાંઠ. "

" ગાંધીજીનો ૧૮૬૯માં જન્મ છે. એમની પહેલી વર્ષગાંઠ ક્યારે આવે ? "

" ૧૮૭૦માં. "

" ૧૮૭૦માં પહેલી તો ૧૯૩૮માં કેટલામી ? " ઈશ્વરે ગણિતનો સવાલ પૂછ્યો.

" ઊભો રહે. ૭૦મી પહેલી, ૭૧મી બીજી, ૭૨મી ત્રીજી,...આપણે ૬૯મી આવે...."

" તો પછી આ બધા લોકો સિત્તેરમી વર્ષગાંઠ ઊજવે છે તેમને વિશે હવે તું શો મત ધરાવે છે ? "

" મૂર્ખો છે. "

" અને હું કેવો છું ! "

" ડાહ્યો. " મેં જવાબ દીધો.

મારા જવાબથી પૂરો સંતોષ પામીને એ ઘેર ગયો, ને મેં પણ સાડાઆઠ થયા હોવાથી ઘર તરફ પગ માંડ્યા. આખે રસ્તે ૬૯ કે ૭૦મી વર્ષગાંઠ કહેવાય તેના, મારી કાચી ગણતરી પ્રમાણે, મેં ૬૯ કે ૭૦ વિચાર કર્યા હશે,......અને આજની મારી ગાંધી-જયંતીના આખા દિવસના હેવાલ પરથી મને તો લાગે છે કે...ચોક્કસ લાગે છે કે...આજે રાત્રે મને ૬૯ કે ૭૦ સ્વપ્નાં આવવાં જોઈએ.

# ત્રીસ વર્ષે

ગુલાબદાસ બ્રોકર

ત્રીસ વર્ષો વીત્યાં આજે ધરિત્રીએ પરિક્રમા
કરી આ ત્રીસ સાલોની મને જન્મ દીધા પછી. ૨

એ ત્રીસ વર્ષો મહીં તો યુગો કૈં
ફરી ગયા હોય, ફરેલ એવું
દેખાય આજે રૂપ પૃથ્વી કેરું.
તૂટયાં સીમા બંધન સૌ સ્થલોનાં
હતું દૂરે જે નવ દૂર તે રહ્યું.
વિશાળ જે અંતર પૃથ્વી કેરાં
દુર્ભેદ્ય ને દુસ્તર સૌ ગણાતાં
તરાય, ભેદાય હવે સુખેથી
જાણે કશી હોય નહીં વિડંબના. ૧૧

રાજ્યો, રાજ્વીસંસ્થા પ્રભુની ભેટ બેઉએ
ગણાતી, ત્રીસ વર્ષોનાં વ્હાણાં વાયાં ન'તાં તદા. ૧૩

ઝ્હણે ઊભી કૈસર રાચતો'તો
નિહાળતો ગર્વ ભરેલ ચક્ષુથી
અમાપ સેના—બળ એ અમાપ—
ને ઝાર સમ્રાટ બધાય રૂસનો
સત્તા હતી વિસ્તરી બેઉ ખંડે
જેની, વિલાસે નિજ મ્હાલતો'તો
પ્રજાતણું રક્ત વહાવી નત્યે. ૨૦

ત્યાં એક દહાડો 'જઠરાગ્નિ' જાગ્યો
ભૂખ્યાં જનોનો કંઇ ત્રાસિતોનો,
બળી ગયાં રાજ્ય સિંહાસનો કૈં,
બળી ગઇ ભેટ પ્રભુ દીધેલી
ફરી ગઇ સૃષ્ટિ સમગ્ર અંગે. ૨૫

સ્થલ ને કાલનાં માપો વિજ્ઞાને વર્ણવ્યાં હતાં
સર્વ તે ફેરવી નાખ્યાં શ્વેત એક મહર્ષિએ. ૨૭

ને ત્યાં થયાં શાસન રાક્ષસોનાં
જેણે મહર્ષિ, વળી કૈં બીજાને
કાઢી મૂકયા દેશ વિશેથી, ને કર્યો
હિંસા તણા રાજ્ય તણો પૂકાર. ૩૧

સૂતેલો ઘોર નિદ્રામાં વર્ષોની, હિંદ જે હતો
તે યે ખંખેરીને નિદ્રા અહિંસા યુદ્ધમાં વળ્યો. ૩૩

ડૂબ્યું હતું જે જગ સર્વ હિંસા
તણી મહા કાજળ કોટડીમાં
ભૂલી ગયું'તું ઇસુ, બુદ્ધ, બીજા
પયગંબરોને, ઋષિ મંડળોને,
તેનો ફરી પ્રાણ જગાડી દીધો
આ ત્રીસ વર્ષો મહીં ગાંધીજીએ. ૩૯

શાને એ ત્રીસ વર્ષોની ગાથા ગાઇ રહું મહા?
કર્યું શું ત્રીસ વર્ષોમાં વિચારું એ જ એકના? ૪૧

ખાધું પીધું મોજ મજા કરી કૈં
ને વાણીનાં દ્વંદ્વ અનેક ખેલ્યો
બીજું કર્યું ના કંઇએ, વિચારું
તો આવતી ના કંઇ સિદ્ધિ હસ્તમાં. ૪૫

ફરી રહ્યું'તું રૂપ પૃથ્વી કેરું,
ફરી રહ્યું આજ હજીય, તેને
ફેરાવવામાં નવ હાથ આપુ
જાણું નથી શક્તિ કરો મહીં તે. ૪૯

જે હાથો પૃથિવી કેરું નવું રૂપ ઘડી રહ્યાં
નથી તાકાત મારામાં તેમની સાથ ઊભવા. ૫૧

છતાંય, પ્રેરાઈ અનંત શક્તિથી
બનું નવું રૂપ ઘડાય પૃથ્વીનું
તેના કણોમાં કણ એક માત્ર હું
એવી કંઈ અંતર લાલસા ધરું. ૫૬



# દોઢેક હજાર વર્ષ ઉપરનો આપણો સમાજ

નરસિંહભાઈ ઈ. પટેલ

જગતના સર્વે ધર્મોમાં તેમ હિંદુ અને જૈન ધર્મમાં પણ લોકસમાજને ધર્મના માત્ર ઉપદેશો લૂખા લાગે છે, માટે ધર્મભાવનામાં તેમને રસ પડે અને તેમાં તે સ્થિર થાય એ હેતુએ ધર્મગુરુઓએ વિવિધ કથાઓ યોજી કાઢી હોય છે. આશરે બે હજાર વર્ષ ઉપર પાદલિપ્ત નામે પ્રખ્યાત આચાર્ય થઈ ગયા. તેમના નામ ઉપરથી આજના 'પાલિતાણા' નું નામ પડ્યું છે એમ કહેવાય છે. તેમણે શ્રાવકશ્રાવિકાઓને ધર્મસ્થિત કરવા સારુ "તરંગવતી"ની કથા તે સમયની પ્રાકૃત ભાષામાં લખી. તે સમયે અને ત્યાર પછી પણ બહુ કાળ સુધી એ કથા અતિશય લોકપ્રિય થઈ પડી. પણ કાળક્રમે એ પ્રાકૃતભાષાનું રૂપાન્તર થતું ચાલ્યું અને પછી તો એવી સ્થિતિ થઈ ગઈ કે લોકો એ ભાષા બિલકુલ ભૂલી ગયા. પરિણામે 'તરંગવતી'ની કથા વંચાતી છેક જ બંધ થઈ ગઈ ને વીસરી જવાઈ. પણ આ ઉત્તમ કથા આમ છેક જ વીસરી જવાય એ વાત આશરે એક હજાર વર્ષ પછી થયેલા નેમિચંદ્ર ગણિ નામે એક સાધુને સાલી. તેથી એમણે પોતાના સમયની પ્રાકૃત ભાષામાં મૂળ કથાનો પુનરુદ્ધાર કર્યો ને એનું નામ 'તરંગલીલા' રાખ્યું. એ કથાની એક નકલ જર્મનીમાં ગઈ, ત્યાં એનો જર્મન ભાષામાં અનુવાદ થયો અને પછી તો એ જર્મન અનુવાદ ઉપરથી એનો ગુજરાતી અનુવાદ પણ છપાયો છે.

મૂળ એ 'તરંગવતી'ની કથા આજથી બે હજાર વર્ષ ઉપર લખાઈ, તેનો પુનરુદ્ધાર આજથી એક હજાર વર્ષ ઉપર થયો; એટલે એમાંનું સમાજવર્ણન એ બે સમય વચ્ચેનું માની એ સમાજને આપણે 'દોઢેક હજાર વર્ષ ઉપરનો' કહીએ તો તેમાં કંઈ અનુચિત નહિ કહેવાય.

વળી ધાર્મિક ક્રિયાકાંડ બાદ કરીને સંસારવ્યવહાર તરફ દૃષ્ટિ કરીએ તો જેમ આજે તેમ ત્યારે પણ હિંદુઓના ને જૈનોના સંસારવ્યવહારમાં કંઈ બહુ ફેર દેખાતો નથી, એટલે એ કથામાં વર્ણવેલો સમાજ જૈન હોવા છતાં તેને 'આપણો સમાજ' કહીએ તો તેમાં પણ અનુચિત નહિ કહેવાય.

હવે ત્યારે એ 'તરંગવતી'ની કથામાં વર્ણવેલો તે સમયનો આપણો સમાજ કેવો હતો તે જોઈએ.

સમાજમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ વર્ણો ઉપરાંત ચંડાળ, ભીલ, અંત્યજ, પારધી વગેરે હતા; અને વળી શક, બર્બર, યવન વગેરે પરદેશી જાતિઓ આવી વસી હતી (૧૩૫૭).[1] જૈન પુરુષોનાં ઋષભદેવ (આજના 'રિખવદાસ') (૯૫), બલદેવ (૬૧૦) વગેરે અને સ્ત્રીઓમાં તરંગવતી, સારસિકા વગેરે નામ પડતાં. તે વારે ખાસ સમૃદ્ધ ધનપતિઓ હતા. નગરશેઠ ન્યાય તોળતા (૯૫); ધનવાનો સાત સાત માળની હવેલીઓ અને સૌથી ઊંચે અગાશીઓ પણ બંધાવતા (૧૨૫). ઘરમાં દાસદાસીઓ (૨૯); ઉપરાંત અંતરાવાસમાં વ્યંઢળો

૧ કથામાંનાં વર્ણન જે જે ગાથામાં છે તેનો અંક કૌંસમાં ટાંક્યો છે.

પણ રખાતા (૪૧૫, ૧૨૦૬). ઘરમાં બાજઠ.(૪૨૩), સાંગામાંચી (૧૨૨૬) વગેરે આસનો રખાતાં. હિંડોળાખાટો પણ બંધાતી (૧૨૯૮). ઉત્તમ ખાણામાં ખીર અને તાજા માખણનો બનાવેલો પાક પણ ગણાતો (૧૮૨). વાહનમાં રથ હતો, તેને બળદ જોડાતા; રથમાં મૂલ્યવાન ગાલીચા પાથરવામાં આવતા અને તેનાં પૈડાંમાં ઘુઘરીઓ જડાતી, જેથી રથ ચાલે ત્યારે તે ખખડે (૨૧૦). ગૃહસ્થના ઘરમાં અતિથિસત્કાર સારી રીતે થતો (૧૧૪૮). અતિથિઓના આગમનની રાહ જોવાતી (૨૯). અને અતિથિ જાય ત્યારે તેને વળાવવા જવાનો રિવાજ પણ હતો (૪૩૮). ગામની ભાગોળે સીતાજીનાં મંદિર પણ બંધાયાં હતાં (૧૧૧૮).

કાર્તિકી પૂર્ણિમા ઉપર લોક મહાન દ્દે કૌમુદીપર્વ ઊજવતા. તે દિવસે હિંસક ધંધા કરનારા, શ્રમજીવીઓ ને સૌ વેપારીઓ પાકી પાળતા (૪૬૪). અજવાળી રાતે લોક આનંદ કરવા નગરમાં ફરવા નીકળતા (૫૩૯). અમુક પ્રસંગે નટીઓ નાટક ભજવતી (૧૨૯૨). પણ વળી જંગલના લૂંટારા નવરાત્રીમાં નરનારીનો શરદ્બલિ પણ આપતા (૯૯૩).

જૈનો આજની પેઠે જ ધાર્મિક ક્રિયાઓ કરતા : ઉપવાસ કરતા, પરિક્રમણ કરતા, ક્ષમાપ્રાર્થના કરતા, સાધુસંતોને વસ્ત્ર, પાત્ર, ભોજન, શયન, આસન આદિ વસ્તુઓનું દાન કરતા; મહાવીરસ્વામીએ તો સર્વસ્વનો ત્યાગ કર્યો ને પોતે દિગંબર રહેતા છતાં મંદિરોમાંની જીનેશ્વરદેવની મૂર્તિઓ આગળ સોનાનાં અને રત્નનાં ભેટણાં મૂકવાની ધર્મવિરુદ્ધ ક્રિયા આ કથાના સમય પૂર્વે જ શરૂ થઈ ગઈ હતી (૪૩૭): અને તે હજી એ ચાલુ જ છે. જૈન સાધુઓને જ નહિ, પણ બ્રાહ્મણો, ભિક્ષુકો વગેરેને પણ જૈનો દાન દેતા. લોક રાજાના શત્રુને, જુઠ્ઠાને અને વ્યભિચારીને દાન આપતા નહિ (૪૭૮). ધનાઢ્યો ધર્મશાળાઓ અને આનંદશાળાઓ બંધાવતા (૬૩૦), વિસામાના ચોતરા બંધાવતા અને પરબો મંડાવતા (૧૧૭૮), તથા પક્ષીઓને દાણા નાખતા (૬૪૦). જૈનો પણ યમુનાનદીની અને તેમાંના કાલીય નાગની પણ, નમસ્કાર કરીને, સ્તુતિ કરતા (૮૫૯), પ્રાર્થના પણ કરતા (૧૦૨). સીતાજીના મંદિરમાં સીતાજીનું સ્મરણ કરતા (૧૧૧૮). ગાયો ગૃહજીવનની માતા મનાતી (૧૦૮૭). જતાં જમણે હાથે નરપંખીનો શબ્દ સંભળાય તો શુભશકુન (૧૨૦૮), અને જમણે હાથે શિયાળનો શબ્દ સંભળાય તો અપશુકન મનાતા (૮૬૪). લોક પગના ને ગળાના સમ ખાતા (૨૮૭).

મૂર્ખ બ્રાહ્મણનો તિરસ્કાર થતો (૬૯૧), યોગ્ય બ્રાહ્મણને દાન દેવાતું (૪૮૧). ગૃહસ્થ બ્રાહ્મણકુટુંબ વેદધર્મીઓનું તેમ જ જૈનોનું પણ સુંદર રીતે આતિથ્ય કરતું (૧૧૪૮). સાસરે જતી બેનદીકરીને લૂંટવી નહિ, વગેરે કુલધર્મ આજે જેમ બહારવટિયા પાળે છે તેમ તે સમયે, કયા કયા સંજોગોમાં અમુક અમુક પશુપંખીને હણવાં નહિ એવો કુલધર્મ પારધીઓ પણ પાળતા (૧૩૮૫).

તે સમયના લોક અનેક વિદ્યાકળા પણ જાણતા : વેપારીઓ અર્થશાસ્ત્રના સિદ્ધાન્ત સારી રીતે જાણતા (૯૫), વૈદ્યો નાડીપરીક્ષામાં નિપુણ હતા અને વળી તે સમયે પણ શસ્ત્રક્રિયામાં યે ચતુર હતા (૪૨૩). સ્વપ્નશાસ્ત્રનો પણ અભ્યાસ થતો (૫૧૩). પત્રો અને પુસ્તકો ભોજપત્ર ઉપર લખાતાં (૬૫૯). નાટકો લખાતાં અને કુટુંબના આનંદ માટે પણ તે ભજવી બતાવાતાં. તે સમયે નટીઓ પણ નાટક ભજવવામાં ભાગ લેતી (૧૨૯૨).

પ્રાચીન કાળે યુરોપના કેટલાક દેશમાં રાત કેટલી વીતી તે જાણવાને માટે મીણબત્તી કેટલી બળી તે જોતા, તેમ આપણી કથાને સમયે પણ રાત કેટલી વીતી તે જાણવાને માટે દીવાની બત્તી કેટલી બળી તે જોતા. રાતે બહાર જતાં સાથે ફાનસ લેતા, એ ઉપરથી જણાય છે કે ત્યારે ફાનસનો ઉપયોગ પણ થતો (૫૩૯).

હવે જરી તે સમયના નારીસમાજ તરફ દૃષ્ટિ કરીએ.

ધનવાન લોક કન્યાજન્મને વધાવી લેતા, નાડીછેદનને પ્રસંગે સગાંસ્નેહીઓને જમાડતા. તરંગવતી યમુનાની કૃપાથી કન્યા જન્મી, માટે પિતાએ કન્યાનું નામ તરંગવતી પાડ્યું હતું (૧૦૨). જૈનો પણ કન્યાઓને ચૂડાકર્મનો સંસ્કારવિધિ કરતા (૧૦૭). બાળકો માટે ધાત્ર અને દાસીઓ રાખતા, તેમને રમવા માટે સોનાનાં રમકડાં વસાવતા. ધનવાનની કન્યા જરા મોટી થતાં સખીઓ સાથે સોનાની પૂતળીએ રમતી અને માટીનાં ઘર ઘર પણ રમતી (૧૦૭).

પ્રાચીન ભારતમાં પણ કુમારોની જેટલી કન્યાઓની કેળવણી માટે આવશ્યકતા મનાતી નહોતી. કુમારો માટેનાં ગુરુકુલોની હકીકતો અનેક ગ્રંથોમાં મળી આવે છે, કન્યાઓ માટેના ગુરુકુલનો ક્યાંય ઉલ્લેખ જણાતો નથી. છતાં ધનવાનો પોતાની કન્યાઓને શિક્ષકો રાખી ઘેર ભણાવતા. તેમને વાચન, લેખન, ગણિત, ગાન, વાદન, નૃત્ય, રસાયણશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, પુષ્પઉછેરની કળા વગેરે શિખવાતું (૧૧૬). ફૂલના રંગ તેઓ ફેરવી પણ શકતી (૧૬૦, ૧૬૪). કેટલીક કન્યાઓ ચિત્રમાં એવી નિપુણ થતી કે અમુક કથા કે ઇતિહાસ તે વસ્ત્ર પર હારબંધ ચિત્રો ચીતરીને પ્રકટ કરતી (૪૯૨). તીર્થંકરના ને બુદ્ધના અમુક જીવનપ્રસંગો એવી રીતે ચિત્રપટો ઉપર ચીતરેલા પ્રાચીન સાહિત્યમાં મળી આવે છે, પત્થર ઉપર કોતરેલા પણ મળી આવે છે. જૈન લોકમાં આજે પણ અમુક સ્થળે અમુક પર્વ ઉપર એવા પટનાં દર્શન કરવા જવાનો રિવાજ છે. આજના સિનેમાના ચિત્રપટ જેવી એ કળા છે. કન્યાઓ માનસશાસ્ત્રનો પણ અભ્યાસ કરતી (૪૯૨), અને ધર્માનુરાગી પિતાઓ પોતાની કન્યાઓને, ધર્મપંડિતો રાખી, ધર્મશાસ્ત્રનો પણ અભ્યાસ કરાવતા (૧૧૬).

કન્યા ભણી કરીને તરુણ ઉમરની થતી ત્યારે એનાં માબાપ એના લગ્નની તજવીજ કરતાં (૧૭૦). વરના પિતા પોતાના પુત્ર માટે કન્યાના પિતા પાસે તેની કન્યાનું માગું કરતા અને તેને માટે મોટી રકમો આપતા. ધનવાનો પણ આમ પોતાની કન્યાનો વિક્રય કરતા (૪૪૨, ૬૪૩). આમ કન્યાવિક્રય કરવા છતાં કન્યાનો પિતા પોતાની કન્યાને સાસરે સુખ મળશે કે કેમ તે જોતો (૬૪૮) અને વરપક્ષ આબરૂદાર અને પૈસાદાર હોવા છતાં તેનામાં નૈતિક કે ધાર્મિક યોગ્યતા ન હોય તો તેવાં માગાં પાછાં ઠેલતો (૪૪૨). કોઈ કોઈ વાર વરકન્યા સ્નેહબંધનથી બંધાઈને લગ્નનો સંકલ્પ કરતાં (૬૬૨). પણ તેમનાં માબાપ એ લગ્નમાં સમ્મતિ ન આપે તો તે બંને છાનાંમાનાં નાશી જતાં (૭૯૮) અને કોઈક સ્થળે ગુપ્ત રીતે ગાન્ધર્વલગ્ન કરી લેઈ લગ્નસુખ ભોગવતાં (૮૯૩). કન્યાપિતાને જ્યારે પોતાની કન્યા અમુક કુમાર સાથે નાશી ગયાની ખબર પડે છે ત્યારે તે પોતાના અનમ્ર કુળાભિમાનને કારણે 'નદી જેમ પોતાના જ કિનારાને ડુબાડે તેમ ભ્રષ્ટ નારીઓ પોતાના કુળની આબરૂને ડુબાડે છે. અશુદ્ધ પુત્રી ઊંચા અને ધનવાન કુળને હાનિ કરે છે અને

પોતાના ભ્રષ્ટાચારથી આખા કુળને કલંક આપે છે. કલ્પનાનાં સ્વપ્ન, અને સુંદર મૃગજલ ઉપર જેટલો વિશ્વાસ રખાય એટલો જ વિશ્વાસ ચતુર અને ચંચળ નારી ઉપર રખાય એમ કહી ખેદ કરે છે અને નારીજાતિ પ્રત્યે તિરસ્કાર દર્શાવે છે (૧૨૫૫). પણ જરા શાન્તિ થતાં વરકન્યાનાં માબાપ એ નાશી ગયેલાંની શોધ કરાવવા માણસો દોડાવે છે (૧૧૩૧). પાછાં વરકન્યા ઘેર આવતાં બંને પક્ષ તેમને વધાવી લે છે (૧૨૨૬) અને મહાઆનંદે તેમનાં લગ્ન કરાવી આપે છે. અને ત્યારે નગરમાં અસાધારણ ઉત્સાહ મંડાય છે (૧૨૪૯). કોઈ કોઈ માણસ કન્યાહરણને ઉત્તેજતા, પણ કુળવાન માણસો એને નિષિદ્ધ માનતા. (૬૧૭, ૬૨૧).

તે સમયે ધનવાન સ્ત્રીઓ પણ સફેદ વસ્ત્ર પહેરતી, કોઈ કોઈ સુતરાઉ કે રેશમી વસ્ત્ર પણ પહેરતી. શરીર ઉપર આછા પણ મોતીના કે સોનાના રત્નજડિત અલંકાર સજતી (૩૬, ૧૯૪). ઝાંઝર અને કટિમેખળા પણ પહેરતી (૧૯૯). શરીર ઉપર તૈલમર્દન કરતી (૧૮૨). માથામાં ફૂલ ગૂંથતી અને મોં ઉપર ચૂર્ણ (પાઉડર) પણ લગાવતી (૧૩૦૯). ત્યારે પાઉડર આ યુગનો જ વિલાસ નથી! પ્રોષિતભર્તૃકાને અમુક પ્રકારે વાળ રાખવા પડતા, પણ કેવે પ્રકારે, તેનું વર્ણન કથામાં આવતું નથી.

તે સમયે સ્ત્રીઓમાં ઘૂમટાનો રિવાજ હોય એમ કથામાં ક્યાંય આવતું નથી. સ્ત્રીઓ ખુલ્લી રીતે બાગમાં ઉજાણીએ જતી (૧૯૪). જુવાન સ્ત્રીઓ પોતાના પતિ સાથે ખુલ્લી રીતે બાગમાં ફરવા જતી અને ત્યાંના પ્રકૃતિસૌન્દર્યનો આનંદ અનુભવતી (૧૨૯૮). સ્ત્રીઓ ઘોડે પણ બેસતી (૧૧૫૬, ૧૨૦૩).

પોતાની મનઃકામના સિદ્ધ કરવા સ્ત્રીઓ વિવિધ યુક્તિ કરતી, જેને સ્ત્રીચરિત્ર કહેવાય (૬૭૮). ધાર્મિક સ્ત્રીઓ એની સિદ્ધિ માટે વિવિધ વ્રત ને તપસ્યા કરતી (૪૫૨). અને પતિ પાછળ સતી પણ થતી (૩૭૯).

આજથી દોઢેક હજાર વર્ષનો આપણો સમાજ આવો હતો. તેમાં આજે કેવો ને કેટલો ફેરફાર થયો છે, આપણે કઈ કઈ બાબતમાં આગળ ચાલ્યા છીએ, કે પાછા પડયા છીએ તે વિચારી લેવાનું કામ વાચકને જ સોંપું છું.

---

## આશાવાદ

દ્વારકાનગરી પૉમ્પી
ઢંકેટાં ઉધ્વસ્ત થે જ્યાં
ઘોલકી શિશુઓ તો યે
સિન્ધુતીરે રચી રહ્યાં.

તનસુખ ભટ્ટ

# સંગીતકાર ખાંસાહેબ અબદુલ કરીમખાં

## [ વ્યક્તિ અને કલા ]

વૈદ્ય ચૈતન્ય દેસાઈ

[ સં. ૧૯૯૪ના ભાદ્ર અંકથી ચાલુ ]

## ૬

બેલગામથી ખાંસાહેબ ધારવાડ આવ્યા, પણ ત્યાં ઘણા દિવસ રોકાયા છતાં રસિકોએ આવકાર આપ્યો નહિ. તે વખતે ધારવાડ શહેર કર્ણાટકમાં સંગીતનું કેન્દ્ર બનાતું. ખાં રેહમતખાંના પટ્ટશિષ્ય રા. ભાસ્કર બુવા બખલે મહારાષ્ટ્રમાં આવ્યા પછી રાવબહાદુર સહસ્રબુદ્ધે એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની ઓળખાણથી ધારવાડ ટ્રેનિંગ સ્કૂલમાં ગાયનશિક્ષક તરીકે રહ્યા હતા અને તેઓશ્રી ત્યાં બહુ જ માનવંતા તથા લોકપ્રિય થયા હતા. ગામમાં રસિક તજજ્ઞ શોખીનો ઘણા હતા અને ગુણીજનોને આશ્રય આપતી 'મિત્ર સમાજ' નામની એક સારી કલબ પણ હતી. છતાં કોઈ નવો ગાયકવાદક ધારવાડમાં આવે, તો તેને રા. ભાસ્કર બુવાને પોતાનું ગાયનવાદન સંભળાવવું પડતું અને તે તેમને પસંદ પડે તો તે પરોણાનું ગાયન ગામમાં થતું. અમારા ખાંસાહેબને તો સગા ભાઈને ઘેર પણ આંટા મારવાનો કંટાળો, એટલે તેમનું ગાયન ધારવાડમાં થાય શી રીતે? એટલે કંટાળીને તેઓ હુબળી ગામ ચાલ્યા ગયા. ત્યાં ખાં નથ્થનખાંનાં એક શિષ્યા ગાયિકા 'બાગલીબાઈ' એમનું મોટું પ્રસ્થ હતું અને કોંકણકર્ણાટકમાં ગવૈયા કરતાં ગાયિકાનર્તકીનો શોખ પહેલેથી જ વધારે પ્રમાણમાં હતો. હુબળીમાં ય ખાંસાહેબને કેટલાક દિવસ સુધી રાહ જોવી પડી. એટલામાં ત્યાંના એક પ્રસિદ્ધ વકીલ શ્રી. ગિહાટીને ત્યાં લગ્નપ્રસંગે બાગલીબાઈનો તેમ જ ખાંસાહેબના ગાયનનું નક્કી થયું. ખાંસાહેબનું ગાયન શરૂ થયું ત્યારે સ્ટેંકીંગ રૂમમાં સજ્જ થયેલી બાગલીબાઈ ખુરશી ઉપર અને બીજી બધી સારી સારી મંડળી નીચે જાજમ ઉપર બેઠી હતી. આ પ્રકાર સભ્યતાની વિરુદ્ધ છે અને બેરા કલાકારોને અપમાન થાય છે એમ ખાંસાહેબનો મત હતો. આ વખતના ગાયનથી ખાંસાહેબની કીર્તિ હળવે હળવે કર્ણાટકમાં ચારે તરફ ફેલાઈ અને તરત જ 'હુબળી કલબ' તરફથી તેમને ગાવાનું આમંત્રણ મળ્યું. જ્યાં પોતાનું ગાયન થવાનું હોય તે જગ્યા ખાંસાહેબ પહેલેથી જ જોઈ જતા, અને બધા ય શ્રોતાઓને સહેલાઈથી સરખી રીતે ગાયન સંભળાય એવી બેઠકની રચના કરવા માટે તેઓ વ્યવસ્થાપકોને સૂચનાઓ આપતા; ઉપરાંત બાગલીબાઈની બેઠકનો પ્રકાર તાજેતરમાં તેમણે જોયેલો. એટલે કલબમાં બધાએ નીચે જ બેસવું જોઈએ એવી પોતાની શરત તેમણે વ્યવસ્થાપકો પાસેથી કબૂલાવી લીધી. પણ ગાયન શરૂ થવાની વખતે બાગલીબાઈ ગાયન સાંભળવા માટે આવ્યાં અને તેમને એકલાને ખુરશી મળી! આ જોઈને ખાંસાહેબે તંબૂર નીચે પડાવ્યા અને પોતાની શરતની યાદ વ્યવસ્થાપકોને આપી, જેથી બાગલીબાઈની ખુરશી બહાર ગેલરીમાં ઉપાડાઈ ગઈ. ખાંસાહેબની બેત્રણ ચીજો બહુ રંગથી ગવાઈ ગયા પછી એક શ્રોતાએ 'દરબારી' રાગની ફરમાયશ કરી. ખાંસાહેબના

દિલમાં બાબલીબાઈની ખુરશી ખટકતી હતી એટલે તેમણે પૂછ્યું: "મૈં આપકો રંડીકી દરબારી સુનાવૂં યા ગવૈયોંકી?" એટલે મંડળી મનમાં સમજી ગઈ. તે દિવસે ખાં સાહેબે ચીડાઈને અપ્રતિમ ગાયું. પછી હુબળીમાં તેઓ છએક માસ રહ્યા, જે દરમિયાન આજુબાજુનાં ગામ કુંદગોળ, લક્ષ્મેશ્વર, ગદગ, બાગલકોટ વગેરે ઠેકાણે તેમને આમંત્રણ મળ્યું અને તેમની સારી નામના થઈ.

આ જ અરસામાં એટલે સં. ૧૯૦૧-૦૨ દરમિયાન શ્રી રામભાઉ કુંદગોળકર ખાંસાહેબના શિષ્ય થયા જે આજે ખાંસાહેબના શિષ્યોમાં અગ્રેસર અને 'સવાઈ ગંધર્વ' નામથી પ્રસિદ્ધ છે.

કુંદગોળમાં એક મજાનો પ્રસંગ બન્યો. કર્ણાટક તરફ જેને 'દુર્ગમુર્ગી' અને પૂના તરફ 'કડક લક્ષ્મી' કહેવાય છે તે સંપ્રદાયના ભિખારી એક જાતનું ઢોલક વગાડી ફરે છે. આ ઢોલકમાં એક બાજૂ ઉપર આઘાત કરી તરત જ બીજી બાજૂ ઉપર લાકડી ઘસી એક વિચિત્ર અવાજ કાઢવાનો હોય છે. આ ઢોલકવાળો એક 'કડક લક્ષ્મી' પોતાના ઢોલકમાંથી વિચિત્ર અવાજ કાઢતો રસ્તે જતો ખાં સાહેબને દેખાયો. તેમને તે વાદ્ય માટે કુતૂહલ થયું અને તેને તેમણે પોતાની પાસે બોલાવ્યો, જેથી ઊલટો ગભરાઈ જઈ તે નાસવા માંડયો. પણ ખાંસાહેબે તેને પકડી પાડયો "અને તારું ઢોલક મારે જોવું છે" એમ નમ્રતાપૂર્વક કહ્યું. ખાંસાહેબે તેની પાસેથી ઢોલક માગી લીધું અને તેમાંથી તેવો જ વિચિત્ર ધ્વનિ પોતાના હાથે વગાડી કાઢી જોયો ત્યારે જ તેમને સંતોષ વળ્યો. પછી "દેખો, હમભી બજા સકતે હૈં!" એમ હસતાં હસતાં કહી તેમણે તે ભિખારીને એક રૂપિયો આપ્યો! આ પ્રસંગ અલ્પ છે, છતાં સંગીતની દરેક ક્રિયા હાથે કરી જોવાનો તેમનો કેવો સ્વભાવ હતો, તે ઉપલા પ્રસંગથી સારી રીતે વિશદ થાય છે.

ખાંસાહેબ વિજાપુર ગયા હતા ત્યારે ત્યાં નથ્થનખાંના પુત્ર (અને આજના વિલાયતખાંના મોટાભાઈ) અબદુલ્લેખાંનો મુકામ હતો. અબદુલ્લેખાં આગ્રેવાલા 'ઘરાણા'નું ગાયન ઉત્તમ રીતે ગાતા તેવું આજે તેઓમાંથી કોઈ ગાતા નથી. વિજાપુરના રસિકો તેમનું ગાયન સાંભળી બેહદ ખુશ થયા અને તે વખતની રીત પ્રમાણે તેમને 'મેડલ' દેવા માટે નક્કી થયું. એટલામાં અમારા ખાંસાહેબનું વિજાપુરમાં પહેલું જ ગાયન થયું અને હવે મેડલ કોને આપવો એ બાબતમાં લોકોમાં મતભેદ થયો. બન્નેનું હરીફાઈનું ગાયન ("सामना") કરવું અને જે જીતી જાય તેને મેડલ આપવો એમ ગામના શિષ્ટ લોકોએ નિર્ણય કર્યો. તે પ્રમાણે બન્નેનાં ગાયન એક જ મહેફિલમાં થયાં અને સર્વમતે ખાંસાહેબ શ્રેષ્ઠ છે એમ નિશ્ચય થવાથી ખાંસાહેબને સન્માનપૂર્વક મેડલ આપવામાં આવ્યો. આ પ્રસંગથી ખાંસાહેબની અબદુલ્લેખાં સાથે ઓળખાણ થઈ અને અબદુલ્લેખાં પોતાની આખર સુધી તેમને બહુ માનતા અને પ્રેમથી મળવા આવતા. હુબળીમાં ખાંસાહેબ છસાત મહિના રહ્યા. ધારવાડથી રા. બખલેના ગુરુબંધુ રા. મણેરીકર માસ્તર, પોતાની સાથે રોજ રોજ નવા સ્નેહીઓ લાવી ખાંસાહેબનું મહેનતનું ગાયન સાંભળી જતા, પણ તેની ગંધ પણ તેમણે ધારવાડના રસિકોને આવવા દીધી નહિ. ધારવાડના એક નિષ્પક્ષપાતી રસિક અને સબજજ રાવસાહેબ કડૂરકરને કાને ખાંસાહેબનાં ઉચ્ચ ગાયનની વાત આવી અને પોતાના ગામમાં બ્રાહ્મણી વાતાવરણથી ખાંસાહેબ જેવાના અલૌકિક ગુણની કદર થતી નથી તેથી પોતે બ્રાહ્મણ હોઈ તેમને ખેદ થયો અને

તેમણે ખાંસાહેબને આગ્રહથી ધારવાડ બોલાવી લીધા. પછી ત્યાં તેમનાં પંદરવીસ ઠેકાણે ગાયન થયાં. ધારવાડની રસિક મંડળીએ રા. બખલે બુવાને મેડલ આપવાનું નક્કી કરેલું તે બાબતમાં ખાંસાહેબનાં ગાયન થયા પછી ત્યાં મતભેદ થયો અને રસિકોમાં બે તીવ્ર પક્ષો થયા. ત્યાંના સારા માણસોમાં રા. બખલે બુવાના કેટલાક અંધ ભક્તો હતા અને ચાહે તેમ હોય પણ મેડલ રા. બખલેને જ મળવો જોઈએ એવો તેઓનો આગ્રહ અને કારવાઈ હતી. અંતે સં. ૧૯૦૫માં રાવબહાદુર ગાંગુલીની બદલીના પ્રસંગે 'મિત્રસમાજ' તરફથી તેમને 'પાનસોપારી' (પાર્ટી) થઈ અને ખાંસાહેબનું ગાયન થયું અને સંગીત-કોવિદ વકીલ રા. હેર્લેકરના હસ્તે તેમને સન્માનપૂર્વક સુવર્ણપદક આપવામાં આવ્યું. આ રા. બખલેના પક્ષવાળાઓને યોગ્ય ન લાગ્યું અને તેઓએ ત્યાંના પ્રસિદ્ધ વકીલ રા. બલ્લાળીના બંગલા ઉપર બન્નેની હરીફાઈની મહેફિલ કરાવી, જેમાં ખાંસાહેબ વિજયી થયાનું સર્વેએ માન્ય કર્યું. છતાં બીજે જ દિવસે ફરીથી એક 'સામના' હુબળીની વકીલ મંડળીની ક્લબ તરફથી નક્કી કરવામાં આવ્યો. તે દિવસે રાતે રા. બખલેએ રાતે બાર વાગ્યા સુધી બહુ જ સારું ગાયું. ખાંસાહેબને તેડવા માટે કોઈ ગયું નહિ, જેથી રાહ જોઈ કંટાળી, તેઓ પોતાના ઉતારા ઉપર સૂઈ ગયા. વિરુદ્ધ પક્ષની આ ખટપટ જોઈ ત્યાંના એક તજજ્ઞ અને રા. બખલેના આશ્રયદાતા રાવસાહેબ ચાફળકર, હુબળી મ્યુનિસિપાલિટીના ચેરમેન પોતે ખાંસાહેબને ત્યાં મધ્યરાતે જઈ તેમને તેડી લાવ્યા. ખાંસાહેબ આવ્યા અને તેમણે માલકંસ રાગ શરૂ કર્યો. થોડા વખત પછી પહેલાં રા. બખલેએ શું ગાયું હતું તે પણ લોકો ભૂલી ગયા. એક કલાક પછી એવો રંગ જામ્યો કે બધા શ્રોતાઓ દેહભાન ભૂલી ગયા અને રા. બખલે દૂર બેઠા હતા તે જોરથી ઊઠી આગળ આવી ગદ્‌ગદિત થઈ હૈયું ખોલીને "વાહ! વાહ! ગાના તો આપકા હિ હૈ!" એટલું બોલીને પાસે બેઠા. આ બનાવથી હર્ષિત થઈ શ્રોતૃવર્ગે પાંચ મિનિટ સુધી તાળીઓનો ગડગડાટ કર્યો અને રા. બખલેએ પોતે જ ખાંસાહેબની તારીફ કરી હોવાથી ખાંસાહેબને મેડલ આપી દેવાનો નિર્ણય થયો. રા. બખલે મુસલમાની ઢંગનું ગાયન ગાતા અને તેઓના જેવો કાબેલ ગાયક મહા-રાષ્ટ્રીઓમાં બીજો થયો નથી. તેઓ મહત્ત્વાકાંક્ષી છતાં ગુણગ્રાહી અને નમ્ર હતા. શરૂઆતમાં તેમણે ખાં બંદેઅલીખાંને ગુરુ કર્યા હતા અને તેમના શુભ આશીર્વાદથી જ પોતે જશ મેળવતા થાય છે, એવી અડગ શ્રદ્ધા તેઓ રાખતા, એ વાત ઉલ્લેખનીય છે.

સમકાલીન ઉત્તમ ગુણીજનો સાથે 'સામના' કરી ખાંસાહેબ દરેક વખતે વિજયી થયા અને પોતે અજોડ છે તે વાતની ખાતરી દુશ્મનોને પણ કરાવી દીધી. આવા બે ઉત્તમ ગુણીજનોના સામનાના પ્રસંગ રોમાંચકારી હતા; તે પ્રસંગે દરેક જણ પોતાની કલા બતાવવાની કમાલ કરતા. ખાંસાહેબના હૃદયભેદક ગાયનથી તેમના સામનાવાળાનું જ અંતઃકરણ પીગળી જતું અને કળાના દિવ્ય વાતાવરણમાં ડૂબી જવાથી માત્સર્ય હરીફાઈ આદિ જડ વાસનાઓ બળી જઈ લડવા આવેલો તે કલાકાર ખાંસાહેબને મૂર્તિમંત ગાનદેવતા શારદા સમજી સાશ્રુ બાથમાં લેવા દોડી જતો, તે પ્રસંગનું વર્ણન આ જડ લેખિની કેવી રીતે કરી શકે? એવા અદ્‌ભુત પ્રસંગોના ઉપભોક્તાઓ પણ ધન્ય છે!......

ધારવાડના સામના પછી રા. સા. કદ્રુસ્કરને ખાંસાહેબ ઉપર બહુ જ પ્રેમ થયો અને તેઓ તેમને સતારા તેડી ગયા. ત્યાં તેમનું પહેલું ગાયન થયું ત્યારે ત્યાંના એક પ્રસિદ્ધ

'ગુરવ' જાતનો તબલજી સાથ કરવા આવ્યો અને ખાંસાહેબને બીજા ગવૈયાની જેમ જ સમજી તબલા ઉપર તાલની ધડપડ કરવા માંડયો, જેથી ખાંસાહેબે પણ તાલબાજીનું ગાયન ગાઈ તેને સીધો કરી દીધો! આ ગાયનથી ખાંસાહેબની કીર્તિ તે વખતના સાતારકર મહારાજના કાન ઉપર ગઈ અને પોતાના ગવૈયા રા. છગજીને મોકલી ખાંસાહેબને તેડાવી તેમણે તેમનું ગાયન સાંભળ્યું અને જરીનો પોશાક વગેરે આપી સારો સત્કાર કર્યો. ત્યારપછી સતારાના વકીલ લોકો તરફથી 'યુનિયન ક્લબ'માં સાંજરે ખાંસાહેબનું ગાયન થયું. આ વખતે ક્લબનો સભ્યો બહાર ટેનીસ રમતા હતા, એટલે સતારાના એક પ્રસિદ્ધ વકીલ દાદાસાહેબ કરંદીકરે એમણે ખાંસાહેબને મરાઠી નાટકમાંનું એકાદ ગાયન (પદ) બોલવા માટે કહ્યું; જેના પરિણામે ટેનીસની રમત બંધ થઈ અને હોલમાં ભીડ થઈ ગઈ. સામાન્ય શ્રોતાઓ માટે આ ઉપાય ખાંસાહેબ ત્યાર પછી દરેક જલસામાં કરતા અને ઉસ્તાદી ગાયનમાં ન સમજવાવાળા શ્રોતાઓને મંત્રમુગ્ધ રાખવા માટે 'પિયા બિન નાહી આવત' 'ઉગિચ કાં કાંતો' વગેરે લોકપ્રિય ગાયનો બોલતા. આવાં સામાન્ય ગાયનોમાં પણ તેઓ રાગદારીનો ઢંગ લાવતા, નોટેશન બોલી સ્વરોનું નૃત્ય બતાવતા અને નાટકના ગાયનના પગથિયા ઉપરથી શાસ્ત્રીય ગાયનના ઉચ્ચ પગથિયા ઉપર ચડવા માટે સામાન્ય શ્રોતાઓને પગભર કરવાનો પ્રયત્ન કરતા.

સતારા પછી ધારવાડ, બેલગામ, મિરજ થઈ ખાંસાહેબ એક વર્ષ સુધી કોલ્હાપુર રહ્યા. કોલ્હાપુરના મહારાજાના મામા અને દીવાન શ્રી. બાબાસાહેબ ગાયકવાડના બંગલામાં રહી તેઓ ગાયિકા દત્તીબાઈને ગાયન શીખવતા. હાલ મુંબઈમાં પ્રસિદ્ધિ પામેલ ગાયિકા કેસરબાઈ પણ તે વખતે તેની સાથે જ ખાંસાહેબ પાસે શિક્ષણ લેતા, જે પાછળથી અલ્લાદિયાખાં પાસે ભણ્યાં છે. મહારાષ્ટ્રમાં કુરુંદવાડ, મિરજ, સાંગલી વગેરે નાનાં નાનાં સંસ્થાનો છે, તે કોલ્હાપુરની આજુબાજુમાં જ છે. આ સંસ્થાનોના રાજાઓ સંસ્કારી અને સંગીતમાં સમજી તે કલાને ઉત્તેજન આપવાવાળા હતા અને છે. ખાસ કરી ગણેશ ચતુર્થીનો ઉત્સવ મહારાષ્ટ્રમાં વધારે પ્રચલિત છે અને તે તહેવારના પ્રસંગે ઉક્ત સંસ્થાનના અધિપતિઓ તરફથી ગણેશપૂજન ઠાઠમાં કરવામાં આવતું અને હિંદુસ્તાનના સારા સારા ગાયકવાદકો તે પ્રસંગે આવી મુજરા કરતા અને વિદાયગીરી મેળવતા. આ સંસ્થાનો પાસેથી આમંત્રણ મળવા માંડયા એટલે ખાંસાહેબ પણ તેઓના ગણેશોત્સવ ઉપર પ્રેમથી જતા અને ગાતા.

ઉક્ત સંસ્થાનોના ઉત્સવ પ્રસંગે જે ગાયનોની મહેફિલો થતી તેમાં સ્વ. શ્રી. વિષ્ણુપંત છત્રે, પ્રસિદ્ધ સર્કસ કંપનીવાળા પોતે હાજર રહેતા અને મહેફિલનું તંત્ર દરબાર તરફથી પોતે ચલાવતા. પહેલાં તેઓશ્રી હદુખાં પાસે ગાયન શીખ્યા હતા પણ તેમાં બહુ પ્રગતિ ન કરી શકયા અને પાછળથી ઘોડાનું સર્કસ કાઢી નામ અને પૈસા કમાઈ શકયા હતા. તેઓ સ્વભાવના મિજાજી પણ રંગીલા હતા અને ઉસ્તાદી ગાયન સાથે જ ભવાઈમાં પણ ભાગ લેતા. ગાયક રહિમતખાં બનારસમાં વ્યસનાધીન અને ગાંડા જેવા બની રખડતા હતા તેમને ત્યાંથી લઈ આવી આખર સુધી છત્રેબંધુઓએ સાથે રાખી સાચવ્યા હતા. શ્રી. વિષ્ણુપંત ઉત્તરના ગવૈયાના આશ્રયદાતા હતા અને ગાયકવાદકોમાં તેમના શબ્દને બહુ માન મળતું. પરિણામે ઘણાખરા ગાયકો પહેલાં તેમને

મળવા જતા અને બનતી ખુશામત પણ કરતા. પોતાને ત્યાં ખાંસાહેબ અબ્દુલ કરીમખાં કોઈ દિવસ આવતા નહિ, આ વાત શ્રી. વિષ્ણુપંતના અહંકારી અંતઃકરણમાં સાલતી હતી. છેવટે ઘોડા ઉપર સ્વાર થઈ તેઓ ખાંસાહેબને પોતાને ત્યાં મળવા આવવા માટે આમંત્રણ આપી ગયા. ઘોરપડેના ડેલામાં રા. છત્રે ઉતારો કરતા અને ત્યાં બધા ગવૈયાઓનો અડ્ડો જામી રહેતો. રાતે ખાંસાહેબ ત્યાં ગયા ત્યારે કુરુંદવાડના મહારાજા શ્રીમંત અણ્ણાસાહેબ અને રા. છત્રે એક બેઠક ઉપર બેઠા હતા અને સામે બેઠેલા ગાયકવાદકો સાથે ગપ્પાં ચલાવતા હતા. હૈદરબક્ષખાં, હૈદરખાં, કાલેખાં પંજાબી, રહિમતખાં, બાળકૃષ્ણબુવા ઇચલકરંજીકર અને બીજા ગાયકવાદકો હાજર હતા. ખાંસાહેબને આવેલા જોઈને શ્રી. છત્રેએ હૈદરબક્ષખાંને પ્રશ્ન કર્યોઃ "કયોં ભાઈ હૈદરબક્ષ, બંદેઅલીખાં બુરે બીનવાલે કહેલાતે હૈં, ઉસકા વજહ કયા?" હૈદરબક્ષ ચૂપ રહ્યા, બીજા ગવૈયાઓને પણ આ વેણ મનમાં લાગ્યું, પણ પ્રતિવાદ કરવાનું સાહસ કોઈથી થયું નહિ. આથી શ્રી. છત્રેનો ઉત્સાહ વધ્યો અને તેમણે ફરીથી તે જ પ્રશ્ન પૂછયો. આ અપમાનાસ્પદ સ્થિતિ જોઈને ખાંસાહેબથી રહેવાયું નહિ. તેઓ બોલ્યાઃ "છત્રેસાબ! હમકો આપ કે મકાનપે બુલાકે, બંદેઅલીખાં હમારે બુઝુર્ગોમેંસે થે, ઇસલિયે હમકો દેખકર આપ બારબાર છેડ રહે હૈં. ઇસકી ખબર મેં આપકો દે દેતા હૂં. દેખિયે સાબ, ખાંસાહબ રહિમતખાં યહાં બૈઠે હૈ, યે બંદેઅલીખાં કે બેહેનોઈ હૈ. સિવા, હમારી માસાબ ઇન્હોકે ઘરાનેકી હૈ. આપભી ખુદકો હદ્દુખાંકે શાગીર્દ (શિષ્ય) કહલાતે હૈ. ફિર વે કોન થે ઔર કૈસે થે ઇસિ બાબતકી આપકો ખબર તક નહીં હૈ, યહ અફસોસકી બાત હૈ. મૈં ઇનકી બેઅદબી કરના નહીં ચાહતા, ઇસલિયે છત્રેસાબ, આપ ઇન બાતોંકો છોડ દીજીએ."

પોતે ધાર્યા પ્રમાણે વાતાવરણ ગરમ થાય છે, તે જોઈને શ્રી છત્રે વધારે ઉમંગમાં આવ્યા અને તેઓશ્રીએ તે જ પ્રશ્ન ફરીથી પૂછયો. એટલે ખાંસાહેબે નિર્ભયતાથી રોકડો જવાબ આપ્યોઃ "દેખિયે સાબ, આપ જૈસે બમ્મનો ઉનકે વહાં ગોશકી હંડી લુંજતે થે ઇસલિયે વે બુરે બીનવાલે કહલાતે થે!" રા. છત્રેએ પૂછયુંઃ "કયા વે નાયક થે?" ખાંસાહેબે જવાબ વાળ્યોઃ "વે તો નાયક થે હી, મગર આપ લોગોંકે લિયે મૈં નાયક ઇધર બેઠા હૂં! જો કુછ લડના હો વહ મેરેસેં લડો!" એટલું કહી ખાંસાહેબે તેમને કહ્યું કે તમે લોકો હદ્દુખાંની ચીજો ગાઈને તેમનું નામ ખરાબ કરો છો! શું હદ્દુખાં એવી રીતે ગાતા હતા? એમ કહી હદ્દુખાંના આ સાંપ્રદાયિક મિયાંમલ્હારની 'કરીમ નામ' આ પ્રસિદ્ધ ચીજ ગાતા હતા તે તેવી રીતે ગાઈ બતાવી, તેમાં તીવ્ર ગાંધારયુક્ત તાનો લીધી અને તેની "સરગમ" નિસરેગમપધનિસા એવી રીતે કરી બતાવી. આ પુરાવા સાથેના ખંડનથી રા. છત્રેનું મોઢું બંધ થઈ ગયું. પણ પછી તેમણે તેનું વેર લેવા એક પેંતરો રચ્યોઃ ગવૈયાઓમાં ખાંસાહેબને બીજા વર્ગમાં નાખી તેમની વિદાયગીરીની રકમ કમતી કરવાનો તેમણે પ્રયત્ન કર્યો. ભાઈ અબ્દુલ હક્ક વિદાયગીરી લેવા માટે ગયા હતા, તે આ પ્રકાર જોઈને ચીડાઈ ગયા અને તેમણે કહ્યું કે "બધાય ગાયકોની વિદાયગીરીની રકમ ભેગી કરો અને બધાયના 'સામના' કરી તેમાં જે ઉત્તમ ગાશે, તેને આ બધી રકમ આપી દો! મારા મોટાભાઈ તો ઘેરે રહ્યા, પણ હમણાં હું જ ગાઉં છું!." આટલી નાની ઉમરમાં તેમણે કહેલાં આ સાહસયુક્ત સ્પષ્ટ વચન સાંભળી મહારાજાના ભાઈ શ્રી બાળાસાહેબને કૌતુક થયું અને તેઓશ્રીએ

રા. છત્રેને હસીને કહ્યું: "દાદા દાદા કરવાવાળા આ ગવૈયાઓ નથી વારુ! એમના સવાલનો જવાબ આપો યા તો તેઓ કહે છે તેમ કરો!" હવે બાજી બદલાય છે તેમ જોઈને રા. છત્રેએ મુકામ હલાવ્યો અને બીજે ગામ પધાર્યા. તે જ રાતે કુરુંદવાડના દરબારે ખાંસાહેબનું ખાસ ગાયન ડેલીમાં કરાવ્યું અને સારો માનમરતબો કર્યો. રા. છત્રે સંસ્થાની મહેફિલના કારભારી બની ગયા હતા અને ખાં સાહેબના કોઈ પક્ષકાર ત્યાં હતા નહિ, છતાં પોતાના પૂર્વજોની થતી બેઅદબી અટકાવવા માટે તેઓ લડયા અને પોતાને નુકસાન થશે તેનીય દરકાર કરી નહિ. આ ઉપરથી તેમનો સ્વભાવ કેટલો નિર્ભય, નિસ્પૃહ અને સ્વાભિમાની હતો તે દેખાશે. મારે અહીંયા કબૂલ કરવું જોઈએ કે મહારાષ્ટ્રમાં મત્સરનું વાતાવરણ વધારે છે અને આજે આગળ વધેલી કેટલીક બ્રાહ્મણ કોમ બીજી કોમની વ્યકિતઓને પાછળ પાડવા માટે અશ્લાઘ્ય પ્રયત્નો કરતી હોય છે. ખાંસાહેબ જીવતા હતા ત્યારે આ લોકોએ તેમનો જ્યાં ત્યાં અકારણ વિરોધ કર્યો, એટલું જ નહિ પણ તેમના મૃત્યુ પછી પણ તેમની કલાનું પ્રખર તેજ બહાર ન આવે એવા દુષ્ટ પ્રયત્નો કર્યા કરે છે. આ વાત જે ઉચ્ચ ગાયન કલાએ મહારાષ્ટ્રના સુદૈવે મહારાષ્ટ્રમાં વસવાટ કર્યો તે કલાને પણ નુકસાનકારક છે. આ બ્રાહ્મણ વર્ગમાંથીજ કેટલાક સજ્જનોએ વિરોધી કાવતરાં તોડી ખાંસાહેબની યોગ્ય કદર થવા માટે પ્રયત્ન કર્યા અને ખાંસાહેબે પણ પોતાના શિષ્યવર્ગમાં બ્રાહ્મણોનો સંગ્રહ વિશેષ પ્રેમથી કર્યો. આ માત્ર વિરોધાભાસનું એક ઉદાહરણ ગણાશે!

ચાલુ ]



## પતંગ મમ પ્રાણનો —

પતંગ મમ પ્રાણનો પ્રણયદોરના બંધને
ભલે જકડીને ચગાવ ગગનાંગણે, આભના
અતાગ દૂર દેશમાં, નજરથી ઘણે વેગળે.
અને રમત જો ગમે જરૂર તો રહો ખેલતાં
નહીં દિવસ એકબે, યુગયુગાન્તરો છો જતા.
કદી નવ કહું: અરે! અરર! હાય! થાકી ગયો;
હવે બસ કરો; મને ન રસ ઊડવામાં રહ્યો.
કહું ફકત આટલું; ફકત આટલું તો ચહું:
પ્રિયે! પ્રણયદોરનો પકડ હાથથી જાય ના
પતંગ, મમ પ્રાણને અફળ ઉડવું થાય ના.

**પ્રેમશંકર ન. ભટ્ટ**

# ગોળ

બાપાલાલ ગ. વૈદ્ય

સુધારાના ઘસારા સાથે ગોળનો વપરાશ બંધ થયો છે અને તેનું સ્થાન ખાંડે લીધું છે. આજ તો શિષ્ટ ગૃહોમાંથી ગોળનો વપરાશ જ સાવ બંધ થઈ ગયો છે. દાળમાં, કઢીમાં, શાકમાં હવે ગોળને બદલે ખાંડ નાખવાની 'ફેશન' પેઠી છે. ગોળ નાખવાથી કઢી, દાળ, શાકનો રંગ કાળો થઈ જાય એટલે દેખાવ માટે ખાંડ વપરાવા લાગી છે!

લાડુ, શીરો, પુરણપોળી ઇત્યાદિ મિષ્ટાન્ન બનાવવામાં પણ હવે ગોળ વપરાવો બંધ થયો છે. શ્રેયને ત્યજીને આપણે પ્રેયને વળગ્યા છીએ. ગોળને છોડીને ખાંડનો વપરાશ વધવાના મૂળમાં આપણો મોહ જ કારણભૂત બન્યો છે.

આપણા દેશની પ્રાન્તીય ભાષાઓ બંગાળી, હિંદી, મરાઠી ઇત્યાદિમાં 'આહાર' ઉપર જે પુસ્તકો લખાયેલાં છે તે સૌમાં ખાંડ (sugars) ઉપર લખવામાં આવ્યું છે. ગોળના ગુણદોષ કે તેમાં રહેલાં તત્ત્વો ઉપર કોઈએ કંઈ જ લખ્યું નથી. પશ્ચિમનાં પુસ્તકો ઉપર જ આપણે આપણી મદાર બાંધી છે એટલે આ જ સ્થિતિ હોય ને! હંમેશના નાસ્તામાં* જ્યાં ગોળનું સ્થાન હતું ત્યાં હવે 'ચા' ઘૂસી છે અને જ્યાં ઢગલાબંધ ગોળ પાકતો હતો ત્યાં હવે પરદેશથી લાખો ટન ખાંડ આવતી થઈ છે!

---

* Life and Experience of a Bengali Chemist Vol II, p. 334. લબ્ધપ્રતિષ્ઠ ચિકિત્સક ડૉ. નલિનીરંજન સેન એમ. ડી. જણાવે છે કે બંગાળમાં સવારમાં ચણા અને ગોળનો નાસ્તો પ્રથમ થતો હતો (Gur–chhola). ધનિકો આ સાથે મલાઈ, દૂધ, ઘીનો ઉપયોગ કરતા હતા. જે વાત બંગાળને લાગુ પડે છે તે ગૂજરાતને પણ લાગુ પડે છે. આજથી દાયકા પહેલાં ગૂજરાતનાં ગામડાંમાં સર્વત્ર ગોળનો જ વપરાશ થતો હતો.

ગોળનો વપરાશ જ્યારથી ઓછો થઈ ખાંડનો વપરાશ વધ્યો છે ત્યારથી મધુપ્રમેહ અને કેન્સર જેવા દારુણ રોગોનું પ્રમાણ પણ ખૂબ વધ્યું છે. લંડન યુનિવર્સિટીના રસાયનશાસ્ત્રના અધ્યાપક ડૉ. પ્લીમર કહે છે: "બાર્કર અને હૉફમૅનના આંકડા બતાવે છે કે આખી દુનિયામાં કેન્સર અને મધુમેહનું પ્રમાણ વધતું જાય છે અને તેની સાથે સાથે એટલા જ પ્રમાણમાં મેંદો અને ખાંડ વધારે ખવાતાં થયાં છે. આવા આહારમાં વિટામિન 'બી'ની ખામી હોય છે એટલે તેમાંથી જે દરદનાં પ્રારંભિક ચિહ્નો દેખાય છે તે આખરે કદાચ કેન્સર કે મધુમેહનું રૂપ ધારણ કરે એવો સંભવ રહે છે. અને છતાં આપણે આ દેશમાં સરકારની મદદથી ખાંડનાં કારખાનાં ઊભાં કરીએ છીએ! આપણે આખી શેરડી કે આખાં બીટરૂટ ખાવાં જોઇએ, તૈયાર ખાંડ ખાવી યોગ્ય નથી. ખાંડ બનાવતાં જે કૂચા ફેંકી દેવામાં આવે છે તેની જ આપણને જરૂર હોય છે... જો મેંદાને બદલે આખા ઘઉંનો લોટ ખાઈએ અને આહારમાંથી મેંદો અને ખાંડનું પ્રમાણ ઘટાડીએ તો આખી પ્રજાના આહારમાં વિટામીન 'બી'ની જરાયે ખામી ન રહે. તૈયાર સફેદ ખાંડ એ સ્વાભાવિક ખોરાક નથી."

ગોળ મળે છે તે પણ ૯૫ ટકા સેળભેળવાળો હોય છે એમ અનુભવી વિદ્વાનો કહે છે. ગોળમાં ભેજ વિશેષ રહે (વજન વધારવા માટે) એટલા માટે તેમાં સોડા ભેળવવામાં આવે છે. વજન માટે ચણાનો લોટ પણ ભેળવવામાં આવે છે. આ સ્થિતિ મીટાવવા સખત પગલાં સરકાર તરફથી લેવાવાં જોઈએ.

આપણા ચિકિત્સકોને આપણા ખાદ્ય પદાર્થોનું સુદ્રઢેય જ્ઞાન નથી એમ લાચારીથી કહેવું પડે છે. રિંગણાંના ગુણદોષ કોઈ એમને પૂછે તો તે નિરુત્તર થઈ જાય છે અથવા 'વૈદ્યને પૂછો' એમ કહીને પતાવે છે. ગોળના ગુણ વિષે આપણું અજ્ઞાન જેવું તેવું નથી. આપણાં પ્રત્યેક શાકપાનના ગુણદોષ, પ્રત્યેક ખાદ્ય અને પેય પદાર્થોના ગુણદોષ આપણા ચિકિત્સકો જાણતા નથી તો પછી પૃથગ્જનોનું તો પૂછવું જ શું ?

ગોળ શેરડીમાંથી બને છે. તાડખજુરી, બીટ, ગાજર ઇત્યાદિમાંથી ગોળ બને છે પરંતુ આપણા દેશમાં મુખ્યત્વે શેરડીમાંથી જ ગોળ બનાવવામાં આવે છે એટલે પ્રથમ આપણે શેરડીના ગુણદોષ ઉપર ઊડતી નજર નાખીને પછી ગોળના નિર્વાચન ઉપર આવીશું.

વાગ્ભટ–'અષ્ટાંગ હૃદય'નો કર્તા–કહે છેઃ

इक्षोः रसो गुरुः स्निग्धो बृंहः कफमूत्रकृत् ।
वृष्यः शीतोऽस्रपित्तघ्नः स्वादुपाकरस सरः ॥

અર્થ—શેરડીનો રસ ગુરુ, સ્નિગ્ધ, પુષ્ટિ આપનાર, કફ કરનાર અને પેશાબને સાફ લાવનાર છે, બલપ્રદ છે, ઠંડો છે, રક્ત અને પિત્તના રોગો મટાડનાર છે, રેચક છે, રસમાં અને વિપાકમાં મધુર છે.

ગ્રંથકર્તાએ રસ વાયુકર્તા છે કે વાયુને જીતનાર છે એ વિષે કંઈ કહ્યું નથી, પરંતુ ટીકાકાર અરુણદત્ત કહે છે કે દ્રવ્ય સ્નિગ્ધ, બૃહણ, વૃષ્ય અને મધુરાદિ ગુણયુક્ત હોય તે દ્રવ્ય વાયુનો નાશ કરનાર જ હોય. અર્થાત્ શેરડીનો રસ વાયુને જીતનાર છે. અષ્ટાંગ સંગ્રહકાર (આ મહાગ્રન્થના લેખક પણ વાગ્ભટ જ છે એમ ઘણા વિદ્વાનો માને છે.) કહે છે કેઃ 'वृष्यः शीतः पवनजित् भुक्ते वातप्रकोपनः" અર્થાત્ શેરડીનો રસ ટોનિક છે, ઠંડો છે, વાયુને જીતનાર છે પરંતુ ખાધા પછી પીવાથી તે વાયુનું પ્રકોપન કરનાર છે. ખરનાદ પણ કહે છે કે "શેરડીનો રસ બૃહણ એટલે પુષ્ટિકૃત્, ચક્ષુષ્ય=આંખને હિતકર અને વાતલ હોઈ આફરો કરનાર છે.

શેરડીના મૂળ આગળના ભાગનો રસ અત્યંત મીઠો હોય છે. મધ્યભાગમાં મધુર હોય છે અને છેડાવાળા ભાગમાં ખારાશ પડતો રસ હોય છે એમ સુશ્રુત કહે છે અને તે વાત ઘણાએ અનુભવી પણ હશે. યંત્રથી જે રસ કાઢવામાં આવે છે તેમાં તો શેરડીનું આખું જ રાડું પીલાય છે એટલે શેરડીનો સંચામાં કાઢેલો રસ બહુ મીઠો લાગતો નથી, કારણકે તેમાં છેડાના ભાગમાં રહેલો લવણ રસ ભળેલો હોય છે. શેરડીની ખરી મઝા દાંતે કાપીને ખાવામાં છે અને એથી જ વાગ્ભટ કહે છે કે 'दंतपीडितः शर्करासमः' દાંતે કાપીને ખાવાથી શેરડી સાકર જેવી મીઠી લાગે છે.

આયુર્વેદના ગ્રન્થો ચરક, સુશ્રુત, વાગ્ભટ, ભાવપ્રકાશ વગેરેમાં શેરડીની અનેક જાતોનો ઉલ્લેખ મળી આવે છે. પૌંડ્રક, વાંશિક, શતપર્વા, કાંતાર, નૈપાલ, ભીરુક, શતપોરક, તાપસેક્ષુ, કાષ્ટેક્ષુ, સૂચિપત્રક, દીર્ઘપત્ર, નીલપોર, કોશકૃત્ ઇત્યાદિ શેરડીની જાતો અને તે પ્રત્યેકના વિવિધ ગુણદોષની વિશદ ચર્ચા કરવામાં આવી છે. આપણે આ બધું છોડી દઈ હવે ગોળ ઉપર આવીશું.

સુશ્રુત ગોળના ગુણ નીચે મુજબ આપે છે:

"गुडः सक्षारमधुरो नातिशीतः स्निग्धो मूत्ररक्तशोधनो नातिपित्तजित् वातघ्नो मेदः कृमिकफकरो बल्यो वृष्यश्च ॥" सू. स्था. अ. ૪૬–૧૬૦. અર્થાત્ ગોળ સહેજ ક્ષારયુકત મધુર રસવાળો છે. તે બહુ ઠંડો નથી, તે સ્નિગ્ધ છે, મૂત્ર અને રકતનું શોધન કરનાર છે. (મૂત્રાશયના વિકારોમાં ગોળ સારો છે. લોહી બગડયું હોય તેને માટે પણ ગોળ સારો છે.) પિત્તને જીતવામાં તે અતિ બળવાન નથી અર્થાત્ ગોળ અતિશીત નથી એટલે અતિ:પિત્તજિત્ પણ નથી પરંતુ સહેજ પિત્ત જીતનાર છે. ગોળ વાયુનો નાશ કરનાર છે, મેદ વધારનાર છે, કૃમિ અને કફને કરનાર છે, શકિત આપનાર અને પુરુષાતન આપનાર છે.

ઉપર જે ગોળના ગુણો કહ્યા છે તે અનિર્મળ ગોળના છે અર્થાત્ અતિસ્વચ્છ બરફી જેવા સફેદ ગોળના આ ગુણ નથી. અતિનિર્મળ ગોળના ગુણો સુશ્રુતના મત પ્રમાણે 'पित्तघ्नो मधुरः शुद्धो वातघ्नो असृक्प्रसादकः' ખૂબ જ સ્વચ્છ ગોળ પિત્તને હણનાર, મધુર, વાતઘ્ન અને લોહી સાફ કરનાર છે. ગોળ ઘણી જાતના આવે છે. કેટલાક રાબ જેવા માટલામાં ભરાઈને આવે છે, કેટલાક રવાદાર સહેજ ઘટ્ટ આવે છે, કેટલાક કાળા, લાલ રંગના, જ્યારે કેટલાક બરફી જેવા કઠિન અને સુંદર પણ આવે છે. ગોળ જેમ વધુ નિર્મળ તેમ તે ખાવા માટે સારો. માટલાંમાં જે ઢીલો રેલા ઊતરે એવો ગોળ આવે છે તે આયુર્વેદાચાર્યો જેને 'ફાણિત' કહે છે તે જાત છે. ભાવમિશ્ર કહે છે:

इक्षोः रसस्तु यः पक्वः किंचिद्गाढो बहुद्रवः ।
स एव इक्षुविकारेषु ख्यातः फाणितसंज्ञया ॥

આ ફાણિતને ચરકે 'ક્ષુદ્રગુડ' કહ્યો છે. ચરક ટીકાકારે ક્ષુદ્રગુડનો પરિચય 'असितगुडः' એવો આપ્યો છે અર્થાત્ કાળા રંગનો, રેલા ઊતરે એવો જે ગોળ તે ક્ષુદ્રગુડ અથવા ફાણિત અને આવા ગોળનો ગુણ, વાગ્ભટના મત પ્રમાણે, "પચવામાં ભારે, અભિષ્યન્દિ (રસવહન કરનાર શિરાઓના માર્ગને રૂંધનાર) વાત પિત્ત અને કફ આ ત્રણેય દોષોને કોપાવનાર, અને મૂત્રશોધક છે." 'फाणितं गुर्वभिष्यन्दि चयकृन्मूत्रशोधनम्' (વાગ્ભટ) અર્થાત્ આવો ગોળ ખાવામાં ન લેવો જોઈએ. ખૂબ જ નિર્મળ થઈ ગોળ જ ખાવાના ઉપયોગમાં લેવો જોઈએ.

વળી તરતનો એટલે નવો ગોળ ખાવાના ઉપયોગમાં ન લેવો જોઈએ. સુશ્રુત કહે છે કે सपुराणो ऽधिकगुणो गुडः पथ्यतमः स्मृतः ॥ અર્થાત્, ગોળ જેમ જૂનો-પુરાણો તેમ તે ખાવામાં ખૂબ જ સારો છે. નવો ગોળ: गुडो नवः कफश्वास कासकृमिकरो ऽग्निकृत्। કફ કરનાર, શ્વાસ કરનાર, ઉધરસને ઉત્પન્ન કરનાર, કૃમિ ઉત્પન્ન કરનાર અને જઠરાગ્નિ તેજ કરનાર છે* એમ ભાવમિશ્ર કહે છે. બધા જ આચાર્યો આ મતના છે કે નવો ગોળ ખાવામાં કફ કરનાર છે જ્યારે જૂનો ગોળ ખાવામાં સારો છે–પથ્ય છે. બેત્રણ વર્ષનો જૂનો ગોળ હમેશાં ખાવાના ઉપયોગમાં લેવો હિતાવહ છે. વાગ્ભટ કહે છે કે જૂનો ગોળ

* જૂનો ગોળ અગ્નિપુષ્ટિકૃત્ અર્થાત્ જઠરાગ્નિની પુષ્ટિ કરનાર છે એમ કહીને નવા કરતાં જૂનો ગોળ વધુ જઠરાગ્નિપ્રદીપક છે એ બતાવેલું છે. વાગ્ભટ નવા ગોળને જઠરાગ્નિ મંદ કરનાર તરીકે ઓળખાવે છે.

લોહ, ફોસ્ફરસ અને કૅલ્સિયમ્ કાર્બનરસાયન [ organic ] રૂપમાં ગોળમાં છે. આ ત્રણેય તત્ત્વો શરીરમાં અતિ અગત્યનો ભાગ ભજવે છે. આ નજીવું દેખાતું ઉપરોક્ત તત્ત્વોનું પ્રમાણ શરીર માટે અત્યંત હિતાવહ છે. લંબાણુભયથી આ તત્ત્વોના અભિશોષણ વિષયની સૂક્ષ્મતામાં ઊતરવું યોગ્ય ધાર્યું નથી. ૧ અધોળ ગોળ ૧૦૦ કૅલેરીઝ ઉષ્માશક્તિ આપે છે.

વળી, આ ઉપરાંત ગોળમાં અલ્પ પ્રમાણમાં 'એ' અને 'બી' નામનાં બે વિટામિન્સ* છે, જે ગોળની મહત્તાની સ્થાપનામાં ઓર જ વધારો કરે છે. આ વિટામિનના યુગમાં 'એ' અને 'બી' વિટામિનનું મૂલ્યાંકન ઓછું નથી.

**ઉપસંહાર**

૧ ખાંડ કરતાં ગોળ વિશેષ સુપાચ્ય છે.
૨ પાચનયંત્રને ખાંડ પચાવતાં ખૂબ શ્રમ ઉઠાવવો પડે છે જ્યારે ગોળ સહેલાઈથી પચી જાય છે.
૩ ગોળમાં ખનિજ ક્ષારો છે.
૪ ગોળમાં કૅલ્સિયમ્, લોહ અને ફોસ્ફરસ છે.
૫ ગોળમાં વિટામિન 'એ' અને 'બી' છે.
૬ ગોળ એ કર્બોદિત [ કાર્બોહાઇડ્રેટ ] છે અને કર્બોદિત શરીરના ગઠનમાં, કાર્યશક્તિ અર્પવામાં અતિ મહત્ત્વનાં છે એમ વિદ્વાનોના અનેક અખતરાઓથી સિદ્ધ થએલું છે.
૭ ગોળ શરીરનો થાક ઉતારવામાં લબ્ધપ્રતિષ્ઠ છે.
૮ ગોળમાં ઉષ્માશક્તિ અર્પવાનો ગુણ છે.
૯ ગોળ રેચક છે, પેશાબ સાફ લાવનાર છે, રક્તશુદ્ધિ કરનાર છે, ટૉનિક છે.

આયુર્વેદના આચાર્યોનાં મંતવ્યોને આધુનિક વિજ્ઞાન પરિબૃંહિત કરે છે એ જાણી આપણા આચાર્યોની દીર્ઘદૃષ્ટિ માટે આપણને અભિમાન થાય છે. આયુર્વેદના આચાર્યે તો નીચેનો શ્લોક ગાઈ ગોળની અપૂર્વ પ્રતિષ્ઠા કરી છે:

श्लेष्माणमाशु विनिहन्ति सदार्द्रकेण
पित्तं निहन्ति च तदेव हरीतकीभिः
शुंठ्या समं हरति वातमशेष मित्थं,
दोषत्रयक्षयकराय नमो गुडाय ॥
( भावमिश्र )

**અર્થ**

આદુ સાથે ગોળ કફને જલદી હણી નાંખે છે, હરડે સાથે ગોળ પિત્તનો નાશ કરે છે, સુંઠ સાથે ગોળ વાયુને હણે છે. વાત, પિત્ત અને કફ એ ત્રણેય દોષોના નાશ કરનાર આવા ગોળને નમસ્કાર હો !×

* શ્રી ચુનીલાલ બસુકૃત બંગાળી પુસ્તક 'ખાદ્ય'માં વિટામીન 'બી' સારા પ્રમાણમાં, જ્યારે શેપ્રાની ફાર્માકોપીઆમાં 'V. L' સ્વલ્પ પ્રમાણમાં બતાવવામાં આવ્યું છે. 'એ'નો તો ઉલ્લેખ જ નથી.

× પ્રથમ પ્રસિદ્ધ થયો 'લોકવાણી' વાર્ષિકઃ ૧૯૬૩–૬૪ માં.

# શ્રી. મેઘાણીની કાવ્યપ્રવૃત્તિ

સુંદરજી ગો. બેટાઈ

શ્રી. મેઘાણીની લોકસાહિત્ય વિશેની નિષ્ઠા સર્વવિદિત છે. એમની એ નિષ્ઠા ગુજરાતના જ લોકસાહિત્યમાં નિયન્ત્રિત ન રહેતાં અન્ય પ્રાન્તો અને ઇતર દેશોના લોકસાહિત્યમાં પણ વિચરી છે. એમની સમગ્ર કાવ્યપ્રવૃત્તિમાં એમની લોકસાહિત્યનિષ્ઠાનું પ્રતિફલન પણ થયું છે—થયા વગર ભાગ્યે જ રહે. એમના કાવ્યસંસ્કારોમાં લોકસાહિત્ય ઉપરાંત કવિવર ટાગોરની વ્યાપક કવિત્વભાવનાની તેમજ રશિયામાં થયેલા પ્રચંડ જીવનપરિવર્તનના આધુનિક ઈતિહાસ અને અભિનવ સાહિત્યની તથા આધુનિક હિંદના ઉત્સાહપ્રેરક રાષ્ટ્રીય સંચલનની અચૂક અસરને પણ ગણાવવી પડે એમ છે.

ગુજરાતના નવીન કવિઓમાં શ્રી. મેઘાણીની એક વિશિષ્ટતા એમની વ્યાપક લોકપ્રિયતા છે. એમની લોકસાહિત્યની ભક્તિથી એમના કાવ્યલેખનમાં એવા અંશોનો પ્રવેશ થયો છે કે એ લોકપ્રિય થયા વગર રહે જ નહિ. એમનાં કાવ્યોનું કલેવર જ જુઓ. અન્ય વર્તમાન કવિઓ પોતાના હૃદયસંવેદનોને બહુધા પ્રાચીન સંસ્કૃત છન્દોમાં સુબદ્ધ કરે છે. અલબત, અનેકવાર છન્દોના બંધારણમાં નવા અનુકૂળ ફેરફાર કરતાં આજનો કવિ સંકોચ અનુભવતો નથી કે માફી માગતો નથી—ઊલટો મોકળાશનો આનંદ જ અનુભવે છે. પરંતુ શ્રી. મેઘાણી બેપાંચ અપવાદરૂપ રચનાઓ બાદ કરીએ તો સંસ્કૃત છન્દોનો કે તેનાં પરિવર્તિત સ્વરૂપોનો સ્પર્શ પણ ન કરતાં લોકસાહિત્યમાં પ્રતિષ્ઠિત થયેલા પ્રાચીન ઢાળોમાં જ પોતાની કાવ્યશક્તિને મુક્ત રીતે વિહરવા દે છે. પ્રાચીન ઢાળોમાં પ્રસંગોચિત નવીન કલામય તત્ત્વોને એ ખૂબીથી પ્રવર્તાવે છે. ચારણી છન્દોને એમણે ખપમાં લીધા છે તે પણ એમની લોકસાહિત્યની ઉપાસનાનાં સ્વાભાવિક ફળરૂપ જ છે.

કાવ્યલેખનમાં એમને જે વિષયો પ્રિય થયા છે તે પણ એમની લોકસાહિત્યથી બંધાયેલી અને પરિપુષ્ટ થયેલી રુચિના પરિણામરૂપ છે. માતૃભૂમિનું ભૂતકાલીન ગૌરવ પ્રગટ કરે એવા કિસ્સાઓ એમના ચિત્તને તુરત આકર્ષણ કરે છે, અને વર્તમાન પ્રગતિશીલ જીવનસંગ્રામમાંથી પણ એ જ રીતે એમની દૃષ્ટિ ગૌરવનાં સ્થાન શોધી લે છે અને નવીન લોકજીવનમાં વ્યાપક ભાવો અને વિચારોને સરળ, વેધક ગેય રચનાઓમાં નિબદ્ધ કરી દે છે.

પૂ. ગાંધીજીની વીર્યવાન અસરથી આપણા જીવનનું કયું ક્ષેત્ર અસ્પૃષ્ટ રહી શક્યું છે ? એમની અંગત મહત્તા તેમજ એમણે પ્રેરેલી રાષ્ટ્રીય જાગૃતિ વિશે હિંદના સર્વ પ્રાન્તોની ભાષામાં પુષ્કળ કાવ્યલેખન થયું છે. ગુજરાતી ભાષામાં કદાચ તે સવિશેષ થયું છે. આ પ્રકારનાં લખાણુના અનેક સંગ્રહો બહાર પડ્યા છે તે જાણીતી બાબત છે. કવિતાની શુદ્ધ કસોટીએ તપાસતાં આ પ્રકારની લેખનપ્રવૃત્તિ બહુધા તેના પ્રસંગલક્ષીપણાને લીધે ચિરંજીવ તત્ત્વોથી અંકિત ન હોય તે અસ્વાભાવિક નથી. અનેકવાર

આવી રચનાઓમાં હસામણી અત્યુક્તિઓ થાય અને કંઈક કૃત્રિમ ઉત્સાહશક્તિના લપલપાટ-બકવાદ-મિથ્યાવાદ પણ પ્રવેશ પામી જાય જેની ઔચિત્યહીનતા સામાન્ય લેખકવાચકને તત્કાળ ન સમજાય એટલું જ નહિ પણ તેને જ ઉત્કૃષ્ટ કાવ્યાંશ ગણીને તેના ઉપર તે ઓવારી જાય: આવું આવું સમાજમાં પ્રચંડ સંક્ષોભક બળો પ્રવર્તતાં હોય ત્યારે બને તેમાં નવાઈ શી? આમ છતાં આવી કૃતિઓ તત્કાલીન લોકમાનસનું પ્રતિબિમ્બ દર્શાવવામાં સફળ થાય છે એમ કબૂલવું જ જોઈએ. કેટલીક વાર ક્ષણિક પ્રસંગ કે તેના પરથી પ્રેરાયેલા ભાવ સમર્થ કવિને હાથે ચિરંજીવ મહત્ત્વ પણ પામે. શ્રી. મેઘાણીએ રાષ્ટ્રીય સંક્ષોભની કેવળ અસર તળે જ નહિ પરંતુ સાક્ષાત્ એ સંક્ષોભ વચ્ચે જ રહીને પુષ્કળ કાવ્યલેખન કર્યું છે, અને તેમાં કેવળ પ્રાસંગિક અગત્યની તેમ જ ક્ષણિક પ્રસંગ કે તત્ત્વ ચિરંજીવ બની ગયા હોય એવી ઉભય પ્રકારની રચનાઓ દેખાય છે. પૂ. ગાંધીજી વિશે એમણે ચાર કાવ્યો લખેલાં છે. તેમાંનું 'છેલ્લો કટોરો' પ્રગટ થયું, ને સ્વાભાવિક રીતે જ તત્કાળ લોકપ્રિય બની ગયું. ગાંધીજીની તત્કાલીન હૃદયસ્થિતિનું સાચું પ્રતિબિમ્બ તેમાં પડી શકયું છે તેથી એમને પણ એ ગમ્યું. આમ છતાં 'છેલ્લી સલામ'માં કાવ્યતત્ત્વ, બેશક, વધારે ઊંચા પ્રકારનું મને લાગે છે. અસહ્ય અનિષ્ટની સામે થવા માટે ઉત્કૃષ્ટ માનવ-આત્મા પોતાનું સર્વસ્વ કુરબાન કરવા તત્પર બને તે પ્રસંગ અત્યંત કરુણ, અત્યંત ભવ્ય જ ગણાય. આ કરુણ અને ભવ્ય અંશોને હૃદયપૂર્ણ, સરલ, નિરાડમ્બર, સાદાઈથી જ સચોટ એવી વાણીમાં પ્રગટ કરીને શ્રી. મેઘાણીએ માનવઆત્માના સામર્થ્યની મંગલ ગાથા આ કાવ્યમાં આપણને આપી છે. 'સતને ત્રાજવડે મ્હારાં કલેજાં વ્હડાવિયાં મ્હેં' એવો પાષાણમય હૃદયને પણ ઉન્મથન અનુભવાવે એવો પ્રસંગ છે. એ અન્તિમ ઘડીએ પણ ઈશ્વરશ્રદ્ધા તલભાર પણ જેની ઓછી થઈ નથી એવું પરમ ઉદાત્ત પાત્ર છે. આવા હૃદયપ્રમાથી પ્રસંગને અને આવાં લોકોત્તર પાત્રને ભજનના કરુણ સંગીતમય વાતાવરણમાં લેખકે ગૂંથી લીધાં છે. અલબત, પૂ. ગાંધીજીને પોતાને તો આ 'છેલ્લી સલામ' કાવ્ય 'છેલ્લો કટોરો'ની જોડે મૂકવા જેવું નથી લાગ્યું. પરંતુ પૂ. ગાંધીજીના એ અભિપ્રાયનું પૃથક્કરણ કરવાનું સાહસ હું નહિ કરું.

માતૃભૂમિની વેદના—તેની પરવશતાની વેદના શ્રી. મેઘાણીએ અનેક કાવ્યોમાં ઉતારી છે. તેમાં સ્વતંત્ર સર્જન અને અન્ય સાહિત્યકૃતિઓનું અવલંબન ઉભય છે. પારકી વસ્તુને આગળ કરી લેવાનો કીમિયો શ્રી. મેઘાણી પાસે છે એમ દર્શાવનારી પુષ્કળ કૃતિઓ 'યુગવન્દના'માંથી મળી આવશે. મૂળ કૃતિમાં જરા જેટલો ફેરફાર કરીને વિશેષ સૌન્દર્ય પ્રગટ કરી દેવાનું પણ એમની કાવ્યરસિકતાને અસિદ્ધ નથી. એમની આ વર્ગની કૃતિઓમાં 'કોઈનો લાડકવાયો' કદાચ સર્વોત્કૃષ્ટ છે. *Somebody's Darling*નું એ અનુકરણ છે એમ ન જાણનારને એ કૃતિ આપણા રાષ્ટ્રીય વાતાવરણનું સ્વાભાવિક ફળ જ લાગે. રાષ્ટ્રીય મોક્ષની ધૂને ચડેલું કવિમાનસ જ્યાં જ્યાં રાષ્ટ્રીયતાનાં ઉત્કૃષ્ટ તત્ત્વોનું દર્શન કરે છે ત્યાં ત્યાંથી તે પોતાની રાષ્ટ્રીય દૃષ્ટિને સમૃદ્ધ કરવાને પ્રેરણા મેળવતું રહે છે. એ એક પ્રકારની જાગૃતિ જ છે. રાષ્ટ્રીય જાગૃતિને લગતાં એમનાં કાવ્યો તત્કાલીન લોકલાગણીને મૂર્તરૂપ કરીને કૃતકૃત્ય થઈ ગયાં છે તે વિશે શક નથી. એમાંથી જેટલાં ચિરંજીવ રહેવાને પાત્ર હોય તેટલાં ભલે ચિરંજીવ રહે. અપાત્ર હોય

તેટલાં પણ કૃતકૃત્ય તો થઈ જ ચૂક્યાં છે—માટે કદાચ ભૂલાઈ જાય તોય ભલે. કવિ પોતે એ વિશે બેફિકર છે.

સ્વ. નરસિંહરાવભાઈએ *Lead Kindly Light, To a Skylark* ઈત્યાદિ કૃતિઓનાં પ્રતિફલનોમાં પોતાની ઉચ્ચ કાવ્યરસિકતા પ્રવર્તાવી હતી. સ્વ. કેશવલાલ ધ્રુવે તો સંસ્કૃત સાહિત્યની સમૃદ્ધિને જીવનભર ગુજરાતીમાં રેલાવ્યા જ કરી હતી. પ્રો. બળવંતરાય ઠાકોરે Francis Thompsonની *The Hound of Heaven* નામની સમર્થ કૃતિનો ગદ્ય અનુવાદ સમર્થ રીતે કર્યો છે અને બીજી અનેક કૃતિઓ 'માતૃસ્નેહ,' 'શેરદોરો' 'રચું જ વાટિકા નવીન' ઈત્યાદિ પણ અંગ્રેજી ઉપરથી રચી છે. આમ પરકીય કૃતિઓનો રસાસ્વાદ કરાવવામાં શ્રી. મેઘાણી એકલા નથી પરંતુ પ્રતિસર્જનની વ્યાપકતા શ્રી. મેઘાણી જેટલી અન્ય કોઈ કાવ્યલેખકમાં હજી સુધી જણાઈ નથી. સહુથી વિશેષ પ્રબલ વ્યક્ત અસર શ્રી. મેઘાણીના કાવ્યલેખનમાં કવિવર ટાગોરની જણાય છે. 'ઝાકળનું બિન્દુ' એ 'યુગવન્દના'નું પહેલું જ કાવ્ય એક સુકુમાર અને વિચાર તથા ભાવના ગૌરવથી યુક્ત રચના છે. આ કૃતિનું વાતાવરણ જ કવિવર ટાગોરની કવિતા-સૃષ્ટિનું છે. 'કથાગીતો'નો વિભાગમાં 'અભિસાર', 'વીર બંદો' મૂળ કવિવર ટાગોરની જ કૃતિઓ છે. 'અભિસાર'ના અનુવાદમાં મૂળની એકધારાવાહી છન્દોરચનાને ત્યાગીને ગુજરાતી ખંડકાવ્યોની પ્રચલિત રૂઢિને અનુસરીને પ્રાચીન સંસ્કૃત છન્દોનો ઉપયોગ કર્યો છે. આથી કૃતિને લાભ અને હાનિ બંને થયાં છે. મૂળનો સરલ ત્વરિત કથનપ્રવાહ કંઈક મન્દ બન્યો છે એ હાનિ. શ્રી મેઘાણી સંસ્કૃત છન્દોને પણ સફળ રીતે વાપરી શકે છે એ જાણવાનું મળે છે એ લાભ. લાભ કરતાં નુકશાન, બેશક, વધારે લાગે છે. 'વીર બંદો' સમર્પણની ભવ્ય કવિતા, કરુણ કવિતા, બીભત્સ કવિતા છે. હૃદય ઉપર ઊંડી છાપ પડી જાય એવી આખી યોજના છે. 'એક દિન પંચસિન્ધુને તીર' એ ધ્રુવ પંક્તિના રણકારમાં આખા કાવ્યની કથાના ધ્વનિપ્રતિધ્વનિ જગાડવાની શક્તિ છે. 'સાંતાલની નારી' એ સુંદર ભાવગીત પણ કવિવરની જ પ્રસાદકણિકા છે. આ બધી કૃતિઓ ઉપરાંત બીજી અનેક રચનાઓ પણ ટાગોરની કૃતિઓ ઉપરથી પ્રેરાયાની નોંધ લેખકે 'ટિપ્પણ'માં કરેલી જ છે. તે ઉપરાંત પણ ટાગોરનાં કાવ્યોના ભાવો એક કે બીજે રૂપે અનેક વાર પ્રતિધ્વનિત થયા છે.

કવિએ ક્રાન્તિનો ધ્વનિ જગાવતાં જે કાવ્યો લખ્યાં છે તેમાં સ્વતંત્ર સર્જન કરતાં પ્રતિફલન વિશેષ થયું છે. અલબત્ત, હિંદના વર્તમાન જીવનની હીન છતાં સત્ત્વશીલ સ્થિતિના દર્શનથી એમને પ્રેરણા પુષ્કળ થઈ છે; પરંતુ એ પ્રેરણાને અનેક સ્થાનેથી પરિપુષ્ટિ મળી છે એ પણ એટલું જ સાચું છે. 'કાલ જાગે', 'વિરાટ જાગે', 'કવિ ત્હને કેમ ગમે?' વગેરે શ્રી. મેઘાણીની સુપ્રસિદ્ધ રચનાઓ આ વર્ગનાં ઉત્કૃષ્ટ ઉદાહરણો તરીકે સર્વવિદિત છે.

શ્રી. મેઘાણીની આ પ્રકારની રચનાઓમાં ન જેવા ફેરફારથી પણ કેવું રસિક ફળ પ્રાપ્ત થાય છે તેનું એક નાનું ઉદાહરણ તપાસી એમની સ્વતન્ત્ર કૃતિઓ ઉપર દૃષ્ટિપાત કરીશું. 'રાતાં ફૂલડાં' એક અંગ્રેજી લોકગીત ઉપરથી એમણે રચ્યું છે. એ ગીતની નાયિકા કુમારિકા છે. એણે કરેલી બાલહત્યાનું વર્ણન મૂળમાં નીચે પ્રમાણે છે:

She has taken out her little knife,
Fair flowers in the valley,
And twined the sweet babe of its life,
And the green leaves they grow rarely.

આ અવતરણની બીજી અને ચોથી લીટીઓ આખા balladમાં કડીએ કડીએ એ જ રીતે આવ્યા કરે છે તેની સાથે આપણે અહીં સંબંધ નથી. જે પ્રસંગને અહીં અનુલક્ષણ કર્યું છે તે પહેલી અને ત્રીજી પંક્તિમાં સંક્ષેપમાં વર્ણવેલો છે. એ પ્રસંગ શ્રી. મેઘાણીની રચનામાં નીચેને રૂપે પ્રગટ થાય છે :

જમણે હાથે પીંચી આંખડી રે રાતાં ફૂલડાં,
હાં રે બાઈએ ડાબે હાથે દબરેલી ડોક,
વનરામાં ગલ રાતાં ફૂલડાં.

મૂળની little knife રૂપાંતરમાંથી જતી રહે છે અને આ ઘોર અપત્યહત્યામાં પણ વાત્સલ્યનું ઉચિત દર્શન અચૂક રીતે થાય છે. આવા ઉચિત ફલની પ્રાપ્તિ લેખકની આ પ્રકારની વિશિષ્ટ શક્તિની નિદર્શક છે.

પરતઃ પ્રેરણા લઈને શ્રી. મેઘાણીએ સુંદર રચનાઓ આપી છે એ સત્યની માત્ર એક બાજુ છે. એમનું હૃદય સાચા કવિનું હૃદય છે એ વિશે શક નથી. એમણે સ્વતંત્ર પ્રેરણાથી અનેક ચિરંજીવ કાવ્યો સર્જેલાં છે. એમાંની એક ભાવપ્રપૂર્ણ સુબદ્ધ રચના 'છેલ્લી સલામ' વિશે ઉપર કહેલું જ છે. 'તરુણોનું મનોરાજ્ય,' 'શિવાજીનું હાલરડું' 'ફાગણ આયો,' 'વૈશાખી દાવાનલ આવો' વગેરે અનેક રચનાઓ શ્રી. મેઘાણીના સ્વતંત્ર કવિત્વના જમે પાસામાં પડેલાં છે. 'મૃત્યુનો ગરબો' સ્વતંત્ર રીતે લખાયો હોવા છતાં 'ગીતાંજલિ'ના એક સુપ્રસિદ્ધ કાવ્યનો ભાવ–કલ્પના પણ–તેમાં પ્રતિબિમ્બિત છે એટલે આ વર્ગમાં એ કૃતિને નહિ ગણીએ. 'ધણ રે બોલે' એ કાવ્યમાં 'જહેનડ' અને 'બંધુડાં'ની કલ્પના સ્વયંસ્ફુર્તિ જ દર્શાવે છે; પરંતુ તરવાર ભાંગીને તેમાંથી હળ જેવી સર્જનાત્મક વસ્તુઓ ઘડવાની ભાવના એક અંગ્રેજી કાવ્યમાં બીજરૂપે છે. એ બીજનો વિકાસ અનુચિન્તનના સિંચન વડે થયો હોય એમ લાગે છે તે છતાં તેને સ્વતંત્ર સર્જનના વર્ગમાં મૂકાય એવું સ્વતંત્ર વ્યક્તિત્વ એ કાવ્યનું છે. 'એક જન્મતિથિ' શ્રાવણી પાંચમના અંધારમાં કવિના હૃદયમાં જાગેલા દામ્પત્યભાવના કરુણ ગંભીર ધ્વનિને નિર્દમ્ભ હૃદયંગમ વાણી વડે લાવણીના પરિચિત છતાં વિલક્ષણ સ્વરોમાં ઝણઝણાવે છે. આ લાંબી રચના કેવળ સ્વતન્ત્ર છે. લોકસાહિત્યને પચાવીને લોકજીવનની એક વિશિષ્ટ દૃષ્ટિ શ્રી. મેઘાણીએ કેળવી છે. એ દૃષ્ટિ કેળવવામાં લોકસાહિત્યના પરિશીલન ઉપરાંત બીજાં અનેક ઉપકારક નિમિત્તો ભળ્યાં જ છે. પરપ્રેરિત કે સ્વયંસ્ફુરિત એમની સઘળી રચનામાં એક પ્રકારનું વ્યક્તિત્વ ઓતપ્રોત જણાય છે તે એમનું આગવું જ છે.

વિચારપ્રધાન કવિતાને પ્રો. ઠાકોરના શબ્દપ્રયોગ પ્રમાણે દ્વિજોત્તમ જાતિની ગણીએ તો શ્રી. મેઘાણીના કવિત્વનો શો આંક ઊતરે એ પ્રશ્ન વિચારવા જેવો અવશ્ય છે. પરંતુ શ્રી.

મેઘાણી પ્રકૃતિથી જ લાગણીપ્રધાન જણાય છે. લાગણીની વ્યાપકતા કવિશ્રી ન્હાનાલાલ પછીના લેખકોમાં શ્રી મેઘાણીના જેવી ને જેટલી ભાગ્યે જ મળશે. પરંતુ કવિતાના સર્જનવ્યાપારમાં લાગણી અનિવાર્ય અગત્યનો અંશ હોવા છતાં કેવળ લાગણીથી ઈષ્ટ ફલની પ્રાપ્તિ થતી નથી એ હકીકત લક્ષ બહાર રાખવા યોગ્ય નથી. નર્મદમાં પણ 'જોસ્સો' ક્યાં ન્હોતો! અને છતાં એની ઉત્કૃષ્ટ ગણાય એવી કાવ્યરચના કેટલી અલ્પસંખ્ય છે! કવિ નર્મદની પેઠે લાગણી એ જ આ કવિની શક્તિ અને મર્યાદા ઉભય છે. આમ કહેવામાં શ્રી. મેઘાણી અને નર્મદના કવિત્વ વચ્ચેના ભેદક અંશોને હું ભૂલી જતો નથી. લાગણી જ્યારે પોતાના કુદરતી સ્વરૂપને સાચવીને કલાવ્યાપારમાં પ્રવિષ્ટ થાય છે ત્યારે તે લેખકની શક્તિ તરીકે દર્શન દે છે. એ જ લાગણી જ્યારે કંઈક વિકૃત, અતિવ્યાપક બનીને કૃત્રિમતાના પ્રદેશમાં પ્રવેશ કરે છે ત્યારે પરિણામ લાગણીવેડા–Sentimentalism–માં જ આવે છે, અને સાચી કવિતાને બાધક થાય છે. 'દૂધવાળો' વિશેનું કાવ્ય અને આ પ્રકારનું કૃત્રિમ વાતાવરણથી દૂષિત જણાયું છે. 'બીડીઓ વાળો, બીડીઓ વાળો' એ રચના જે સુપ્રસિદ્ધ અંગ્રેજ કાવ્ય ઉપરથી પ્રેરાયેલી છે તેનું સ્વાભાવિક સૌન્દર્ય પ્રગટ કરતી નથી તેનું કારણ આ જ લાગે છે. અન્યત્ર પણ આ પ્રકારનું દર્શન 'યુગવંદના'માં જોનારને તુરત થશે. લાગણીને તે ગૂંગળાઈ જાય એટલા બધા સંયમમાં રાખવી એ જેમ એક જાતનો કવિતા પ્રત્યેનો ગુનો છે, તેમ તેને નિર્બન્ધ બનાવી બહેકી જવા દેવી, સચ્ચાઈના પ્રદેશમાંથી સરકી જવા દેવી તે બીજા પ્રકારનો ગુનો છે. પ્રાચીનોમાં મહાકવિ કાલિદાસે 'શાકુન્તલ'ના ચોથા અંકમાં, 'મેઘદૂત'માં સમગ્રપણે અને 'રઘુવંશ' તથા 'કુમારસંભવ'માં અનેક સ્થળે લાગણીના ઘનત્વનો અને સંયમના ઔચિત્યનો સંયોગ સાધીને સુભગ કવિત્વ નિષ્પન્ન કર્યું છે. અર્વાચીનોમાં સ્વ. નરસિંહરાવભાઈની 'સ્મરણસંહિતા'માં એ જ પ્રકારની કવિત્વપ્રવૃત્તિ છે. પ્રો. બળવંતરાય ઠાકોરે 'જતું પિયરઘર,' 'મોગરો' વગેરે અનેક કૃતિઓમાં આવું જ સભગત્વ પ્રગટ કરેલું છે. અદ્યતનોમાં શ્રી. રામનારાયણ પાઠકે 'છેલ્લું દર્શન,' 'નર્મદાને આરે' ઈત્યાદિ અનેક રચનાઓમાં સંયમનું ઔચિત્ય સાચવીને હૃદયભાવ પૂર્ણ બલથી વ્યક્ત કર્યો છે. બીજા અનેક કવિઓનાં કાવ્યો આ દૃષ્ટિબિન્દુને પુષ્ટ કરનારાં ઉલ્લેખી શકાય એમ છે પરંતુ અહીં એવાં કાવ્યોની સંપૂર્ણ નામાવલી પ્રગટ કરવાનો ઈરાદો નથી. સંયમ ઔચિત્યની મર્યાદામાં રહે ત્યાં લાગણીને બાધક થવાને બદલે ઉત્કર્ષક જ થાય છે અને આ પ્રકારના ઔચિત્યથી રહિત લાગણી બીજું ગમે તે પરિણામ સિદ્ધ કરે પણ ઉચ્ચ કવિત્વ તો સિદ્ધ નથી જ કરી શકતી એટલું જ વક્તવ્ય છે. કંઈક શ્રી. મેઘાણીની પોતાની પ્રકૃતિને લીધે, કંઈક એમના અભ્યાસ સંસ્કાર ઈત્યાદિને લીધે, કંઈક એમની રાજદ્વારી સંક્ષોભવાળી જીવનપ્રવૃત્તિને લીધે અને કંઈક કદાચ પ્રાચીન દૃઢપ્રતિષ્ઠ કાવ્યોના ઓછા પરિશીલનને લીધે એમની લેખનપ્રવૃત્તિમાં ઘણીવાર આ પ્રકારના ઔચિત્યની ઉણપ જોવામાં આવે છે અને તે કવિત્વને પૂર્ણ કલાસામર્થ્યથી પ્રવર્તવામાં અવરોધક બને છે.

# શું ખપે?

પતીલ

[ગઝલ]

પૂછે છે મને કેમ તું કે શું તને ખપે?
તે તે ખપે મને બધું જે મિત્રને ખપે. ૧

જેવો સમો લેવાતી કરી સોઈ તે મુજબ,
ન ક્લેશ તેહ રાહ ખેંચનારને ખપે. ૨

હે તું જવા બધીય રીતભાત નકામી:
ન માન યાર ઘેર કદી યારને ખપે. ૩

ગણાતો ગુન્હો હોય એ સરકાર મહીં છો–
ચોરેલી વસ્તુ કેમ નહીં ચોરને ખપે? ૪

પાનારને પીનારમાં જુદાઈ નથી જો
તો તેય ખપે જે ન કદી અન્યને ખપે. ૫

ઓ ખેદ પામ, ખેદ પામ, ખેદ પામ ના–
આવું ગુલામનું ન કાં ગુલામને ખપે? ૬

હેરાન છું ઓછો ન હુંય એ જ ખ્યાલથી
કે ખૂન મારૂં માહરા ન દેશને ખપે. ૭

ચચીયલું સ્થળે સ્થળે ગાણું પતીલનું
જો ના ખપે બધાંયને તો એકને ખપે! ૮

# કુમારી સરલા

જેઠાલાલ ત્રિવેદી

રસ્તે ચાલતાં નીચી દૃષ્ટિએ ચાલવાની મારી ટેવને લીધે ઘણીક વાર શેરીની સ્ત્રીઓ મારાં વખાણ કરતી. પણ જનસ્વભાવના પરીક્ષકો બહુધા આવા માણસોનાં મૂળ ઊંડાં હોવાનો અભિપ્રાય વ્યકત કરે છે, તે જાણી હું મનમાં જ તેમના પર ખીજાતો. ગમે તેમ પણ ત્રણેક વર્ષથી મારી પત્ની સિવાય હું એકલ જીવન ગાળતો હતો તે છતાં, શેરીના નારીમંડળમાં મારી એટલી આબરૂ હતી એ જાણી મને સંતોષ થતો. વળી રસ્તે ચાલતાં ઠેસઠોકરના સપાટામાંથી બચવા ઉપરાંત માર્ગમાંથી મને કોઈ કોઈ વાર સુંદર ચીજો પણ જડી આવતી. આજે ઑફિસમાંથી ઘેર આવતાં એવી એક સુંદરતમ ચીજ મને મારા ઘરની નજીકમાંથી જ રસ્તામાંથી જડી. તે એક ગડી વાળેલી કાગળની ચિઠ્ઠી હતી. કુતૂહલ-વશાત્ તે ઉપાડી લઈ વાંચતાં જ હું આશ્ચર્યથી સ્થંભી ગયો. એ આશ્ચર્ય સમાતાં જ હું આનંદથી પાંખો આવી હોય તેમ સડસડાટ કરતો ઘેર આવી મેડા પર ચડી ગયો.

એ એક મામૂલી ચિઠ્ઠી ન હતી, ખાસ કરીને મારે માટે. હું મેડા પર જઈ બૂટ પણ ઉતાર્યા સિવાય આરામખુરશીમાં પડી વારંવાર એ ચિઠ્ઠી વાંચવા લાગ્યો. ફરી ફરી વાંચવા છતાં મનને તૃપ્તિ થઈ નહિ. કેવા સુવાચ્ય મરોડદાર એ અક્ષર હતા?

"જયંતભાઈ, ચાલો આવો છો કે?" મેડી નીચેથી મારા એક જૂના મિત્ર રામરાવે ફરવા જવા બૂમ પાડી. તે સાંભળતાં જ હું સફાળો બેઠો થઈ ગયો. કંજૂસના મોંઘામૂલા ધન જેવી એ ચિઠ્ઠી મેં ચોરની પેઠે પાસેના ટેબલના ખાનામાં સરકાવી દીધી. ત્યાં તો 'જયંતભાઈ, કેમ બોલતા નથી?' એમ પૂછતો રામરાવ દાદર ચડી ઉપર આવ્યો. રામરાવનું આગમન મને અત્યારે બિલકુલ પસંદ પડયું નહિ.

"શું બોલું! મને તો પેટમાં સખત દુઃખી આવ્યું છે." મેં મોં કટાણું કરી કહ્યું. મોં કૃત્રિમ રીતે કટાણું કરવાની મારે તકલીફ લેવી પડી નહિ. કારણ અત્યારે રામરાવને જોતાં જ મોં પર એ ભાવ સહજ આવી ગયો હતો. મારી અસ્વસ્થતા જોઈ રામરાવે ઊભા ઊભા જ વિદાય લીધી. "ઠીક, ત્યારે, ચમનરાય વગેરે ચોકમાં રાહ જુએ છે, એટલે હું જાઉં છું. જરા પેઈનકીલર કે બીજી કાંઈ દવા હોય તો લઈ લ્યો ને સૂઈ જાઓ એટલે ઠીક થઈ જશે."

રામરાવ ગયો ને મેં કપડાં બદલી પુનઃ ટેબલના ખાનામાંથી પેલી ચિઠ્ઠી કાઢી મારી અતૃપ્ત આંખોને તૃપ્ત કરવા માંડી. કોઈ અદીઠ છતાં દૃઢ પ્રેમાળ યુવતીએ મારા પર લખેલો એ એક પ્રણયપત્ર હતો! સદ્‌ભાગ્ય મારું કે એ પત્ર મારે જ હાથ વખતસર આવ્યો. કદાચ એ પત્ર એ રીતે મને પહોંચાડવાની ગુપ્ત યોજના પણ પ્રણયિની તરફથી ઘડાઈ હોય તો નવાઈ નહિ. મેં ખુરસીમાં લાંબા થઈ એકવાર નિરાંતે એ પત્ર વાંચ્યો :

નયનાલ્હાદક પ્રિયતમ જયંત,

કેટલાય દિવસથી તારી મોહક મુખમુદ્રા જોતી હું તારે માટે ઘેલી બનેલી છું, તે તું તો જાણતોય નહિ હોય. હવે નથી સહેવાતું એટલે આજે આ પત્ર લખવાનું સાહસ કરું છું. આ લખતાં પવનથી હાલતા પીંપળના પાનની પેઠે મારું હૈયું ફફડે છે—કંપે છે. પણ વહાલા, હું લખું નહિ તો તું જાણે પણ શી રીતે?

પ્રિય જયંત, મને નિરાશ તો નહિ કરે ને? હું તને રુબરૂ મળી શકું તેવી સ્વતંત્ર હાલતમાં નથી. ચોરીછૂપીથી તેમ કરું તો પણ ફતેહ મળે તેમ નથી. માટે તારી અદીઠ પ્રેમિકા, તારે જ માટે ઝૂરતી સરલહૃદયા સરલાને જીવાડવી હોય તો તું જ મને ખોળી કાઢી, આપણો મિલાપ થાય તેવી ગોઠવણ કરજે. જો મારા પ્રતિ મારા પ્રિયતમ જયંતને જરીકે પ્રેમ ઉદ્‌ભવશે તો તે મને આજ નહિ તો માસ બે માસ કે છ માસે પણ ખોળી કાઢીને જરૂર ભેટશે એની મને દૃઢ શ્રદ્ધા છે. એ શ્રદ્ધા પર જ જીવન ટકાવી રાખીશ. દરરોજ સાયંકાળે હવેલીની રસ્તા પરની બારીમાં તારી માર્ગપ્રતીક્ષા કોઇને શંકા ન પડે તેમ કરી રહી છું.

વધુ શું લખું? आकृतिर्गुणान् कथयति એ ન્યાયે તારી મધુર મુખાકૃતિમાં, મને શ્રદ્ધા છે કે, તું મને લાંબો વખત ટળવળતી નહિ રાખી શકે. પ્રિયતમ, તને પ્રણયવશ બની તુંકારથી સંબોધું છું તેથી રખે માઠું લગાડતો.

લિ. તારે જ માટે ટળવળતી
સરલા

જેણે પોતાની પત્નીને જડસુ માની નજેવા વાંકે વર્ષોથી પિયરમાં સડતી મૂકી, સ્ત્રીવિષયક નિરાશામાં પોતાનું જીવન ગાળવા માંડેલું તેને આવા, પ્રણયની ઉષ્માથી ઉભરાતા પત્રના આમંત્રણે શું ન થાય? બધી સ્ત્રીઓ મારી પત્ની જેવી જડ અને હઠીલી નથી. હું એ મારી રસિક સરલાને પ્રાપ્ત કરી, ક્યારે મારી તોરભરી પત્નીનો ગર્વ ઉતારું એમ મને થવા લાગ્યું. વર્ષો પહેલાં થવું જોઇતું આ ભાન કોણ જાણે કેમ, પણ મને અત્યારે જ થયું. વર્ષોથી જેમતેમ થીજી રહેલો જાતીય વિકાર પણ મારા લોહીમાં એ વખતે વધુ ઉગ્ર રૂપે સંચાર કરી રહ્યો હશે. સરલાની કોઈ કૉલેજમાં ભણતી કે કદાચ ભણી ઉતરેલી આધુનિક શૃંગારની ટાપટીપથી પતંગિયા જેવી બનેલી યુવતીની કલ્પિત છબી મારી આંખો સમક્ષ તરવરી રહી. માણસના પોતાના મનની એક અનોખી સૃષ્ટિ હોય છે. એ સૃષ્ટિના કલ્પલોકમાં મારું મન રમવા લાગ્યું. હું કવિ કે ચિત્રકાર હોત તો એ દિવસે મારી અદીઠ પ્રિયતમાનું એવું અનુપમ કાવ્ય કે ચિત્ર ઉપજાવી શકત કે જે કલાનો અજોડ નમૂનો ગણાઈ શકત. સામાન્ય મનુષ્યો પણ જીવનની આવી કોક મંગળ ઘડીએ તો સહેજે કલાકાર બની જાય છે.

સરલાની ભાષા તથા અક્ષરો જોતાં એ કોઈ સંસ્કારી કુટુંબની કન્યા હશે એમ લાગ્યું. એની વાક્યરચના જોતાં એ સાહિત્યની પણ રસિકા હશે એમ મને લાગ્યું. મારી મુખાકૃતિ પર મુગ્ધ થનાર એ યુવતી મને બરોબર ઓળખતી હોવી જોઈએ અને

નજીકના લતામાં જ તેનું નિવાસસ્થાન હોવું જોઈએ, એમ હું અનુમાન કરી શક્યો. કદાચ રોજ મને એ રસ્તે મળતી હોય ને નીચું ઘાલી ચાલ્યો જનાર હું એને ન જોતો હોઉં તો? જોવા છતાંયે તે તેના વડીલોના ચોકીપહેરાને લીધે કે બીજા કારણે વાતચીતનો પ્રસંગ ન પણ પાડી શકતી હોય એ પણ સંભવિત હતું. અને એ હવેલીની બારી કયા સ્થળે કયા રસ્તા પર હશે વારું? એ મારી અદીઠ લયલા મને ......

હું કલ્પનાની ડાળે ઝૂલતાં જાણે રસિક બનવા લાગ્યો. પણ તે જ વખતે મારી એ કલ્પનામાં ભંગ પડ્યો. મારાં વૃદ્ધ માતા ધીમે ડગલે દાદર ચડી મારી પાસે આવી બોલ્યાં: "કેમ બેટા, પેટમાં દુઃખે છે? શામરાવે કહ્યું ત્યારે મેં તો જાણ્યું."

મને અત્યારે માજીનું આગમન જરાય ગમ્યું નહિ. પણ જીવનભર મને એક સરખા પ્રેમથી નવડાવનાર એ માતા તરફ મારો પક્ષપાત હતો. પત્ની સાથેના રીસામણાને કારણે પણ કદાચ એ પક્ષપાત વધુ તીવ્ર બન્યો હશે. મેં માજીને ધીરેથી કહ્યું: "ના મા, હવે ઠીક થઈ ગયું. પણ મારી અત્યારે જમવાની ઇચ્છા નથી." મેં માજીને અગાઉથી ખબર આપી દીધી. એમ જાણીને કે, જમવાની વખતે વળી ફરી મારી રસભરી કલ્પનામાં માજી ભંગ પાડે નહિ. વળી હર્ષના અતિરેકથી મારી ભૂખ પણ મરી ગઈ હતી.

પણ માજી તો એ સાંભળી વધુ ચિંતિત બની સામેની ખુરશીમાં બેસી કાળજીપૂર્વક કહેવા લાગ્યાં: "ભાઈ, શરીર સાચવીને ઑફિસમાં કામકાજ કરવું. બજારનો નાસ્તો વગેરે ખાવાથીય શરીર બગડે. માટે એ ટેવ બહુ રાખીશ નહિ."

"મને ક્યાં એવી ટેવ છે? આ તો સહજ આંકડી આવી ગઈ" મેં ટૂંકામાં પતાવ્યું.

માજી ચૂપ બની થોડીવાર મારા શરીર તરફ જોઈ રહ્યાં. પછી બોલ્યાં: "ભાઈ, આ બળાપામાં જોને તારું શરીરે કેટલું સુકાઈ ગયું છે! હું હવે ઘરડી થઈ. હવે બેટા, વહુને રંજાળવામાં સાર નથી. મારી પાછળ તારું કોણ છે? એ હશે તો તને પેટમાં થોડોઘણોય ઠારશે. એવી ભલી છોકરીની કોણ જાણે કેમ તારી સાથે આંખ લડી ગઈ? બિચારી હાડે તો સાવ ગરીબ છે! તને દયા યે નથી આવતી?"

માજી મને અગાઉ બીજીવાર લગ્ન કરવા સુદ્ધાંત સમજાવી ચૂકેલાં. પણ મારી વૃત્તિ તે તરફ નહિ હોવાથી, છેવટે વહુનો જ પક્ષ કરી વખતોવખત "વહુને તેડાવ ભાઈ, હવે તો હદ થઈ" એમ લાગ મળતાં મને સમજાવતાં. આજે પણ એમણે એ વાત કાઢી. મેં ટૂંકામાં પતાવવા ખાતર જ કહ્યું: "માજી, હવે થોડા દહાડા ધીરજ રાખો. હું એ બાબત કાંઈક રસ્તો કાઢવા ધારું છું." આ બોલતી વખતે સરલા સાથેના મારા ભવિષ્યમાં થનાર કલ્પિત લગ્નની શક્યતા પણ મારા મગજમાં જાગતી જ હતી.

"ભલે બેટા, થોડુંક ખાઈશ નહિ?" માજીએ મારું મન પરખી આપોઆપ વાત બદલી.

"ના, જરા ચા પી લઈશ. તે પણ હું નીચે આવું ત્યારે બનાવજે." મેં કહ્યું ને માજી નીચે ગયાં.

નીચે જતાં માજીની પીઠ તરફ હું જોઈ રહ્યો. એ બિચારાં સરલાની વાત જાણશે ત્યારે કેવાં ખુશી થશે? મને વિચાર આવ્યો ને તે સાથે પૂર્વવત્ કલ્પનાના હિંડોળે ચડ્યો.

## ૨

હું એક મોટી વેપારી પેઢીની ઑફિસમાં હેડક્લાર્ક હતો. વિદ્યાર્થી અવસ્થામાં જ કમળા નામની એક પંદરેક વર્ષની છોકરી સાથે મારાં લગ્ન થયાં હતાં. કમળા સુન્દરતાની ઉપરાંત થોડુંક અંગ્રેજી પણ જાણતી હતી. મારી પ્રત્યે તેને સારો ભાવ-પ્રેમ હતો. પણ તેના કુટુંબના સંસ્કારથી તેનો સ્વભાવ બહુ ગર્વિષ્ઠ હતો. અમારા પ્રેમમાં આ ગર્વ વખતોવખત આડે આવવા લાગ્યો.

નાનીનાની બાબતોમાં અમે ચડસે ચડતાં. સ્ત્રી પુરુષના હક્કો બાબતની ચર્ચા ચાલતી હોય, ગૃહવ્યવસ્થાની વાત હોય, કે અમારી જ્ઞાતિનાં બીજાં દંપતીની વાત ચર્ચાતી હોય—ગમે તે ચર્ચા હોય પણ અંતે અમે અમારી અંગત વાત પર આવી ચડતાં ને નાહક ઉભાન્તેડી કરી મન ખાટું કર્યા પછી જ જંપતાં. અમારા ઉભયના સ્વભાવમાં જરા વધારે પડતી ખટાશ હશે એમ હું ધારું છું. રસોઈમાં પણ ગળપણ વગરની વધારે ખટાશ કોઈને ભાવે છે?

આ પ્રમાણે ખટરાગથી એક દિવસ મેં ઉતાવળો પણ મજબૂત નિશ્ચય કરી નાંખ્યો કે, હું કમળા વગર ચલાવી લઈશ. અમારા મનમાં તે વખતે મિથ્યા ગર્વનાં મોન્ટ એવરેસ્ટની ઊંચાઈએ ઊછળી રહ્યાં હતાં. કમળાએ પણ મને તેવા જ ગર્વથી જવાબ આપ્યો: "તમોને મારા વગર જરાય નથી ચાલવાનું. પાછળથી પસ્તાશો."

એનો આ ગર્વ ઉતારવા હું મારી સર્વશક્તિના ભોગે તૈયાર બની ગયો. કમળાને પિયર વળાવી મેં મારી જીવનચર્યા જ બદલી નાંખી. સ્ત્રીઓ સાથેનો સહવાસ, સ્ત્રીવિષયક વિચારો અને કોઈના પણ ગૃહજીવનની વાતોમાં રસ લેવાનું છોડી દીધું. શરૂઆતમાં મને કમળા કંઈક યાદ આવતી પણ એકાદ વર્ષ પછી એકધારું જીવન જીવવાની ટેવ પડવાથી હું દૃઢ રહી શક્યો. સવારસાંજ નિર્જન માર્ગે મિત્રો સાથે કે એકલા શૂન્યમનસ્ક બની ફરવા જવું, બાકીનો દિવસનો ભાગ ઑફિસમાં ગાળવો, ને રાત્રે મા સાથે વાતચીત કરી શયન કરવું: એવી એકધારી દિનચર્યાનો અભ્યાસ મને પડી ગયો. પરિણામે હું કંઈક નિરાશાભરેલું અને હેતુશૂન્ય જીવન જીવવા લાગ્યો. જીવનમાં જાણે ઊંડે ઊંડે કોઈક કાંટો ખટકી રહેતો પણ તે કાઢી નાંખવા હું જાણે અશક્ત હતો. એને સ્વાભાવિક માનવાના પ્રયાસમાં જ મારા દિન વીતવા લાગ્યા.

પણ હવે? હવે મારા જીવનમાં સરલાનું આગમન થયું ને મને જીવનમાં દિવ્ય હેતુ જણાવા લાગ્યો. સરલાને મેળવવી એ કાંઈ પાર્થિવ હેતુમાં ગણાવી શકાય એવી વસ્તુ ન હતી. અને એકવાર કમળા સાથેના પાર્થિવ જીવનમાં નિરાશા પામેલો હું દિવ્ય જીવનની આશા વગર ફરી ઊભો પણ શાનો થાઉં?

## ૩

સરલાને કેમ શોધી કાઢવી એ મારે માટે જટિલ કોયડો હતો. તેની પ્રણયપત્રિકાનો મથાળાનો તારીખ તથા ઠેકાણાનો ભાગ ફાડી નાખેલો જણાતો હતો. તારીખના આંકડા ફાડી નાખેલા ભાગમાં જતા રહેલાનું ઝાંખું ચિહ્ન જણાતું હતું. તે અંકોની ઉપર સરનામું પણ લખેલું હશે એમ અનુમાન કરી શકાતું હતું. વખતે કાગળ બીજાના હાથમાં જતાં

પકડાઈ જવાના ભયને લીધે સરનામું ઈરાદાપૂર્વક ન પણ લખ્યું હોય. અને તેમ હોય તો સરલાએ તેને શોધી કાઢવા બાબત મારામાં મૂકેલી શ્રદ્ધા અજબ ગણાય. તે ક્યાંક નજીકના લત્તામાં જ રહેતી હોવી જોઇએ, એમ મારું અનુમાન હોવાથી મેં મારા રહેઠાણને લગતા આવેલા ભાગમાં શોધ શરૂ કરી.'

એ રસ્તે થઈ કૉલેજ કે હાઈસ્કૂલમાં જતી એકેએક યુવતીને હું હવે નિહાળવા લાગ્યો. રસ્તે જતાં આવતાં જે જે યુવતીઓ મારી કલ્પિત સરલા જેવી જણાતી તેમના તરફ જોઈ, તેમના વદન પર હું કંઈક વણલખ્યું વાંચવા પ્રયત્ન કરતો. લખ્યું તો બધાય વાંચે, મારી પેઠે વણલખ્યું વાંચે તેજ પ્રેમિક!

. નીચું જોઈ ચાલનાર હું હવે ઠેસઠોકરની પરવા કર્યા વગર રસ્તે જતાં ઊંચી હવેલીઓની બારીઓ અને બારીઓમાં કોઈક રમ્ય મુખ શોધતો ચાલવા લાગ્યો. મારા નજીકના લત્તાના ભાગમાં ઘણાં સારાં કુટુંબો હવેલીઓમાં વસતાં હતાં. ત્યાં વારંવાર આંટા મારવાથી વખતે મનધાર્યું સિદ્ધ થાય એમ હતું. પણ વગર કામે એમ ફરાય શી રીતે? આજ સુધી એકાંતિક જીવન જેવું જીવન જીવનારા મેં એ ભાગમાં જુવાન મિત્રો શોધી કાઢ્યા. તેમાં એક ચિત્રકાર તથા એક સાહિત્યકાર હતો. આવા લોકોને ત્યાં વારંવાર જઈ બેસવામાં અને તેમને મનગમતા વિષયો પર ગપ્પાં મારવામાં કોઈને પણ ભાગ્યે જ હરકત આવે છે, કારણ પોતાના વિષયના રસિકોને તે ગમે તે વખતે નિઃસંકોચ આવકારી શકે છે. વળી પ્રેમની, યુવાન યુવતીઓની ને તેવી બીજી વાતો તરફ તેમને ખાસ સૂગ નથી હોતી, એટલે એ કારણથી પણ મને એ મિત્રો ગમતા. અને એક ખાસ કારણ કહું? મારી અદીઠ પ્રેમિકા કોઈ ઉચ્ચ કુટુંબની સાહિત્યશોખીન કન્યા હોવાની મને તો તેના પત્ર પરથી ખાત્રી થઈ ચૂકી હતી. એટલે આવા સાહિત્યકાર કે કલાકાર કદાચ તેવી વ્યક્તિઓથી પરિચિત હોય; અને ન હોય તો તેઓ સહજમાં કોશિષ કરી પરિચય કરી શકે છે. આ કારણથી મેં આ મિત્રોને શોધ્યા હતા. મારી જ ઑફિસના એક યુવકની મારફતે મેં તેમનો પરિચય કર્યો હતો અને ક્રમે ક્રમે તે પરિચય વધવા લાગ્યો. તેમને ત્યાં જવા આવવાના બહાને એ ભાગના રસ્તાઓ પર પણ ઊંચી આંખે લટાર મારવાની સારી તક મળતી હતી.

મારું જીવન સરલામય થઈ રહ્યું હતું. ક્યારે તેનો પત્તો મળે અને મારી આંખને તૃપ્ત કરી, એનાં મધુર વચનો શ્રવણ કરું એમ મને થયા કરતું હતું. દિવસો વીતતા તે મારાથી સહન થતું નહિ. વખતે સરલા પર એનાં માબાપે અંકુશ મૂક્યો હોય અને હું એને શોધી ન શકવાથી તે છેવટે નિરાશ થઈ, મારી આશા છોડી દે એની મને બહુ ભીતિ રહેતી. કેટલીક હવેલીઓમાં ઉભેલી યુવતીઓ તરફ મેં એકી ટશે જોયા કર્યું હતું. પરિણામે કોઈની રોષભરી નજર પુરસ્કારરૂપ મળતી, તો કોઈ મોં ફેરવી ચાલી જતી દેખાતી. હું ખૂબ ગુસ્સે થતો પણ શું કરું?

આટલા હંગામામાં માજી વળી "વહુને બોલાવીશું, ભાઈ?" કહી મારું માથું પકવતાં. "બોલાવાશે આગળ, હમણાં નહિ" એમ કહી હું કંટાળો દર્શાવતો. મારા પ્રથમના નકારને બદલે આટલો અનિશ્ચિત પણ હકાર સાંભળી માજી આશાભરી રીતે શાન્ત થતાં.

બહુ માથાકૂટ કરે તો હું સાફસાફ ના કહી દઉં, એવી પણ એમને બીતિ રહેતી એટલે એ વધુ બોલતાં નહિ. મને બહુ કંટાળો આવે ત્યારે હું સરલાનો પેલો પ્રણયપત્ર કાઢી વાંચતો એટલે મને અજબ તાજગી મળતી. એ પ્રેમાર્દ્ર પત્રમાં એવું જાદુ હતું. એ અક્ષરોમાં એવી મોહિની હતી કે એ દેખતાં જ હું ભૂખ તરસ ને થાક બધુંયે ભૂલી જતો. પ્રણયીઓને તો આમાં ખાસ કાંઈ નવાઈ લાગશે નહિ. બીજાઓની તો શી ખબર?

૩

મારા જુવાન કલાકાર મિત્રો મારી સાથે વિવિધ ચર્ચામાં ઊતરતા. મારી સાંસારિક સ્થિતિ હું તેમનાથી છુપાવવા પ્રયત્ન કરવા લાગ્યો. પણ કેટલાક દિવસો બાદ તેમના સીધા ને સહૃદય પ્રશ્નો આગળ હું મહાત થયો. મારે કમળાના ત્યાગની સ્થૂલ ઘટના તેમને જણાવવી પડી. સરલા બાબતની વાત તેમને આગળ પર જરૂર પડે તો જ કરવી એવો મેં નિશ્ચય કર્યો હતો. અને તે બાબત મને કંઈ પણ પૂછવાની ભૂમિકા તેમની પાસે હતી પણ નહિ.

"તમે કમળાબેનને અન્યાય નથી કરતા?" સાહિત્યકાર મિત્ર મંદ સ્મિતસહ પૂછતો.

"અને તે મને અન્યાય કેમ નહિ કરતી હોય વારું?" હું બચાવ કરવા ખાતર જ બોલતો.

"માઠું ન લગાડશો. પણ આપણા સમાજમાં આજે સ્ત્રીઓને આપણે કેટલી કચડી છે, તે જલદી ખ્યાલમાં પણ આવે એવું નથી. તમે કમળાબેનને ઘરમાંથી—જે ઘર ખરી રીતે તમારા બેઉના સમાન માલકી અધિકારનું ગણાય તેમાંથી—કાઢી શકો, ને તેમને જવું પડે એ સ્ત્રીઓની ઓછી નિરાધારતા છે?"

"પણ મારા પ્રત્યે એવી રીતે વર્તે એટલે શું થાય?" હું ગૂંચવણથી જવાબ આપતો.

"તમે કહો છો કે કમળાબેન તમને ચાહતાં અને હજી પણ ચાહતાં હશે, તો પછી દુર્વર્તનની વાત જ ક્યાં રહી?"

આવી ચર્ચાઓને અંતે વારંવાર હું નિરુત્તર થતો ને કમળા તરફ મને થોડીઘણી અનુકંપા પણ ઉદ્ભવતી. પણ તે લાંબો વખત ટકતી નહિ. ખાસ કરીને સરલાના સ્મરણને લીધે જ.

ચિત્રકાર મિત્રનાં આલ્બમોમાંથી હું નારીચિત્રો બારીકાઈથી જોતો ને પ્રત્યેક ચિત્રમાં અદલ સરલાનો ચહેરો શોધવા-કલ્પવા પ્રયાસ કરતો. ચિત્રકારની હથોટીને કારણે કે પછી મારી મનગમતી કલ્પનાને લીધે, મને દરેક નારીચિત્રમાં એક જ સુરેખ ચહેરો પ્રગટ થતો દેખાતો હતો.

ચિત્રકારને ત્યાં પોતાનાં ચિત્રો તૈયાર કરાવવા, શીખવા માટે કે સલાહ લેવા ખાતર વખતોવખત કોઈ કોઈ સંસ્કારી યુવતીઓ આવતી જતી. પણ મારી સરલા તેમાં ન જણાતી. કદાચ સરલા પણ કોક દિવસે અહીં આવી ચડે, એવી છૂપી આશા મારા મનમાં રહ્યા કરતી. એ આશાએ હું પણ ઘણો વખત ત્યાં બેસી, આવતી યુવતીઓ સાથે

ચિત્રો બાબતની સામાન્ય ચર્ચામાં ભાગ લેતો. મારી ચિત્રકલા પ્રત્યેની આ રીતની અભિરુચિ મારા મિત્રને પણ પ્રસન્ન બનાવી મૂકતી.

કેટલાક દિવસ બાદ એક યુવતી સાથે વાતચીત નીકળતાં મેં જરા સાહસ કરી ઊંડે ઝંપલાવ્યું : " તમે કુમારી સરલાને ઓળખો છો ! એમની લેખનશૈલી વિષે મેં સાંભળ્યું છે. "

" એ કોણ ! મેં તેમનું નામ આજે જ સાંભળ્યું. " યુવતીએ મને પ્રતિપ્રશ્ન કર્યો. હું ઠંડોગાર થઈ ગયો. જવાબ આપવાનું સાધન મારી પાસે નહિ હોવાથી, મેં મૌન પકડી એક નવું ચિત્ર ટેબલ પરથી ઉઠાવી તે યુવતીને બતાવતાં કહ્યું : " આ જોઈ, મિ. પટેલની છેલ્લી કૃતિ ? "

" ના, ના, જોઉં ! " કહી યુવતી તે જોવા લાગી, એટલે મેં છૂટકારાનો દમ લીધો. સદ્‌ભાગ્યે સરલા બાબતનો મારો પ્રશ્ન મારા મિત્રે સાંભળ્યો ન હતો. કારણ તેનું ધ્યાન એક અગત્યના ચિત્રમાં પરોવાયેલું હતું.

*

એક દિવસ, ઊંડા વિચારમાં ગરક બનેલો હું સાહિત્યકાર મિત્રને ત્યાં બેઠો હતો. મિત્ર પાસેના ટેબલ આગળ બેસી કંઈક લખી રહ્યો હતો. હું સરલાના વિચારમાં જ ગરક બન્યો હતો. આજે પહેલવહેલી જ વાર મને કમળાનો એક પત્ર મળ્યો હતો. તેમાં તેણે પોતાની જરૂર હોય તો આવીને ઘર સંભાળવાની ગર્ભિત સંમતિ દર્શાવી હતી. એ પત્રમાં કમળાના ગર્વિષ્ટ છતાં નિર્મળ ઉરનું કંઈક નિદર્શન થતું હતું. આથી સરલાના વિચારો સાથે આજે કમળા પણ યાદ આવતી હતી. તે છતાં સરલાનું મેં કલ્પેલું ત્રિભુવનમોહક સ્વરૂપ હું ભૂલી શકું તેમ ન હતું. કમળા કરતાં સરલા ક્યાંય ચડિયાતી લાગતી. હું મન સાથે જ બેની સરખામણી કરી દરેક બાબતમાં સરલાની શ્રેષ્ઠતા કલ્પના વડે અનુભવી રહ્યો હતો.

" આ જોઈ મારી છેલ્લી નવલકથા ? કાલે જ પૂરી થઈ. " સાહિત્યકાર મિત્રે લખવાનું પૂરું થતાં જ મારી વિચારમાળામાં ભંગ પાડ્યો.

" ના, ક્યાં બતાવી છે તમે ? જોઉં " કહી મેં ટેબલ પરથી ફૂલ્સકેપ–ચતુર્થાંશ કદની નોટબુકનો ગુટકો ઉપાડી જોવા માંડ્યો. એ નવલકથાનું નામ હતું : ' પ્રણય–પરીક્ષા. ' " વાહ, ઠીક નામ રાખ્યું છે ! " એમ વિના કારણ બોલતાં મેં પાનાં ઉથલાવવા માંડ્યાં. માનસિક અસ્વસ્થતાને લીધે તેમાંનો કોઈ ભાગ વાંચવાની મારી ઈચ્છા ન હતી. છતાં વિવેકની ખાતર હું રસથી જોવાનો ડોળ કરી પાનાં ઉથલાવતો હતો.

એ પાનાં ફેરવતાં જ મને એક વિચિત્ર ખ્યાલ આવ્યો. આ સાહિત્યકાર મિત્રના અક્ષર જેવા જ સરલાના અક્ષર છે. તે તેના જ કુટુંબની તો નહિ હોય? પણ આગલી નિરાશાઓ યાદ આવતાં વળી પાછું થયું કે, ' સુથારનું મન બાવળીએ ' એ ન્યાયે મને બધે સરલાના જ વિચારો આવે છે. આમ વિચાર કરતાં હું પાનાં ફેરવી રહ્યો હતો, ત્યાં વચ્ચે બગાસું આવતાં બે હાથ ઊંચા કરી આળસથી બગાસું ખાવા ઘડી રોકાયો. ગાસું

ખાઈ નોટમાં નજર નાખતાં ડાબા હાથના પાન પર લાલ પેન્સિલના છેકા મારેલા જણાયા. વધુ બારીકાઈથી જોતાં છેકેલા ભાગમાં પાછળથી સુધારો વધારો કરીને હાંસિયામાં 'કાયમ' એવા શબ્દો કુંડાળામાં લખેલા હતા.

"કેમ વચમાં આ પાનું છેકીને પાછું તે જ કાયમ રાખવું પડ્યું છે?" મેં પૂછવા ખાતર જ પૂછ્યું.

"એ પણ એક સાંભળવા જેવી ગમતની વાત છે." હું એ નવલકથા જોઈ, એમાં ખૂબ રસ લઉં છું એમ માની, મિત્રે ઉત્સાહથી ચલાવ્યું. "એ છેકેલા પાનમાં એક પત્ર લખાયો છે. નવલકથાની નાયિકાએ લખેલા એ પત્રની ભાષા મને ન ગમવાથી મેં છૂટા પાના પર બીજો પત્ર લખી નોટમાં મૂક્યો હતો. અને આ પાન છેકા મારી રદ કરેલું હતું. પછી તે દિવસે કંઈક જરૂરી કામે મારે ઉતાવળથી બહાર જવું પડ્યું. તેથી આ નવલકથાવાળી નોટબૂક ટેબલ પર એમને એમ જ પડી રહેવા દઈ, હું બહાર ગયો. મારા ગયા બાદ મારા મિત્ર પુરંદરની પત્ની તથા તેનાં બાળકો મારે ત્યાં આવ્યાં. તે વખતે મારી પત્ની ઉપર અગાશીમાં બેઠેલી હોવાથી તે બધાં ઉપર આવી બેઠાં. સ્ત્રીઓ અગાશીમાં બેઠી હશે અને બાળકો આ ખંડમાં આવી હિંચવા તથા રમવા લાગ્યાં. હિંડોળા તરફ નજર કરી મિત્રે રસપૂર્વક આગળ ચલાવ્યું. શું એ બન્યું હશે એવી ઉત્કંઠાથી હું સાંભળી રહ્યો.

"બન્ને બાળકોમાં મોટો છોકરો જરા બદમાસ હતો." મિત્ર 'બદમાસ' શબ્દ હસવાહાથી બોલ્યા છતાં તે જરા હસ્યા. પછી બોલ્યા: "તેણે નાના છોકરાને કહ્યું: 'ધીરુ, આપણે કાગળની હોડી બનાવીશું?' ધીરુની સંમતિ તો શા માટે ન મળે? એટલે એ બદમાસે હોડી બનાવવા જોઈતો કાગળ શોધવા માંડ્યો. અને આ નોટ ઉઘાડતાં જ પેલા સુધારેલા પત્રવાળું પાનું એના હાથમાં આવી ગયું.

"એ જ વખતે ધીરુએ એની બાને બૂમ પાડી કહ્યું: 'બા, આ રસિકે નોટમાંથી કાગળ લીધો.' પણ, 'ના બા, નથી લીધો' કહી રસિકે તફડાવેલું પાનું ખિસ્સામાં છુપાવીને ખાલી હાથ બતાવ્યા એટલે ગૃહિણીને શંકા આવી નહિ. વળી ગૃહિણી સખી સાથે વાતોના રસમાં ડૂબી ગયાં હતાં એટલે તપાસ કરવાની કડવી ફરજ બજાવવાનું મન થાય તેમ ન હતું. ને એમાં જરા અવિવેક પણ ખરો જને! પછી સાંજે હું બહારથી આવ્યો ત્યારે પેલું છૂટું પાનું ન જડવાથી તપાસ કરતાં ગૃહિણીએ આ બધી વાત કહી, એટલે ચોર પકડાયો. એ છૂટું પાનું જે સ્થિતિમાં હોય તેવું મને પરત આપવા રસિકને પુરંદર દ્વારા કહેવડાવ્યું. પણ રસ્તામાં ક્યાંક પડી ગયાનું બહાનું બતાવી એ છૂટી ગયો. પછી આ છેકેલા પત્રને જ સુધારીને કાયમ રાખવો પડ્યો. અને મારા માનવા પ્રમાણે તે હવે સરસ બન્યો છે. કુમારી સરલાના વ્યક્તિત્વને શોભ આપે તેવો." મિત્રે સામેના જ પાના પર આંગળી ચીંધી પોતાની વાત પૂરી કરી.

કુ. સરલાનું નામ સાંભળતાં જ હું ચમકી ઊઠ્યો. મારી ચમક શમે તે પહેલાં મારી આંખ સામેના છેકેલા પાન પર ઠરી ને પરિણામે અગાઉની ચમક શતગુણ વધી ગઈ: જાણે ધરતી મારા પગ નીચેથી સરકી જતી હોય એમ મને લાગ્યું! નવલકથાના તે પાન

પર મારા મિત્રે લખેલો કુમારી સરલાનો પત્ર મેં વાંચ્યો. મારી પાસેના પત્રની તે લગભગ નકલ જ હતી. અક્ષર પણ તે જ હતા. ત્યારે શું કુમારી સરલા તે જ આ સાહિત્યકાર મિત્ર? શું એ આ મિત્રની કલ્પનાકુમારી માત્ર હતી?

મારી છાતીનાં પાટિયાં ભીંસાવા લાગ્યાં. પ્રાણવાયુથી છલકાતા વિશ્વમાં મને જાણે શ્વાસના સાંસા પડવા લાગ્યા. જેમતેમ કરી મેં મારી જાતને સંભાળી લીધી. હું બેશુદ્ધ બનતાં બચી ગયો તેની મને જ નવાઈ લાગે છે. મારી મધુર કલ્પના—મારું કલ્પનાનું સ્વર્ગ પળમાં ઊડી ગયું. હું એ મિત્ર પર, બદમાસ રસિક પર, કે મારી જાત પર કે કોના પર ખીજાઉં તે ન સમજાયું. કલ્પનાસમૃદ્ધિથી સમૃદ્ધ બનેલો હું પળવારમાં તે લૂંટાઈ જતાં રંક બની ગયો. કલ્પનાના વેપારી કવિઓ! સાહિત્યકારો! પ્રણામ તમને! એ કલ્પનાના નશા અમથી સેં છીરવાય?

જેમતેમ કરી હું ત્યાંથી ઘરભેગો થયો. કેફ ઊતરી જતાં વ્યસનીનું શરીર જેમ ઢીલો બની જાય છે તેમ હું ઢીલો થઈ પલંગમાં પડ્યો. ઘોર નિરાશા, અપમાન, બેવકૂફી એ બધું હું જાણે એકી સાથે અનુભવી રહ્યો. 'સરલા' શબ્દ પર મને તિરસ્કાર છૂટવા લાગ્યો: હું રડું રડું થઇ રહ્યો. પણ કોની ગોદમાં મોં ઘાલી રડું? મને કમળા સાંભરી ને હું તેનો પ્રેમાળ પત્ર કાઢી આંસુથી તેને નવડાવી રહ્યો!

કમળાનું નામ જ હવે મેં સરલા પાડ્યું છે: તે એ નામ તરફના આકર્ષણની ખાતર નહિ, પણ ભાંગેલા સંસારને પુનઃ સાંધી આપનાર કલ્પનાસુંદરીનું સ્મરણ રાખવા ખાતર જ.

"તમે પુરુષો ભલેને ગમે તેવા હો, અમારા વગર તમે અંધારાં જ ઉલેચ્યા કરવાના." સરલાની રમૂજભરી વાત નીકળતાં કમળા છેવટે આ સૂત્ર ઉચ્ચારે છે; અને તેમાં મને કોણ જાણે કેમ, કાંઈ પણ વિરોધ કરવા સરખું જણાતું નથી.

---

## દીવડા

'પુંડરીક'

અંધારી રાતડી ને ટગમગતા દીવડા,
સરિતાના વ્હેણમાં હાલ્યા હોજી રે;
ઝગમગતા તારલા નભમાં સોહામણા,
સુરગંગા નીરમાં ન્હાતા હોજી રે:—અંધારી૦

ક્યાંથી આવ્યા ને તમે જાશો ક્યાં દીવડા?
નદીઓનાં વ્હેણુ ભળે દરિયામાં જી રે;
એ રે દરિયામાં હાલવાશો કે ડૂબશો?
જાશે ક્યાં જ્યોત ઝંખવાતી હોજી રે?—અંધારી૦

卐

# વિજ્ઞાનની પરિભાષા

ડોલરરાય ર. માંકડ

'પ્રસ્થાન'ના ૧૯૯૪ના શ્રાવણના અંકમાં શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળાએ વિજ્ઞાનની પરિભાષા વિશે કેટલુંક લખાણ કર્યું છે. એમાં પરિભાષા બનાવવામાં નીચેનો મુદ્દો ધ્યાનમાં રાખવો જોઈએ એમ તેઓ કહે છેઃ "ત્યારે, પરિભાષા બનાવવામાં આ વાતનો વિચાર કરવાની જરૂર છે. નવા* શબ્દો રોજના અને, જેને જેને તે વિદ્યા સાથે સંબંધ આવે તે, બધા લોકોના વ્યવહારમાં સહજપણે ઊતરે, એટલું જ નહિ પણ જો તે સામાન્ય લોકોની શબ્દો બનાવવાની પ્રાકૃતશકિતને વધારે તથા કેળવે તો જ સફળ થયા કહેવાય."

પરિભાષા બનાવવામાં ધ્યાનમાં રાખવાને આ એક જ મુદ્દો હું સમજું છું ત્યાં સુધી અપર્યાપ્ત છે તેમ જ એ આખા લેખમાં એક જાતનું એકતરફી વળણ દેખાય છે તે બતાવવાને અહીં થોડુંક સૂચનાત્મક લખાણ કરવાની રજા લઉં છું.

વૈજ્ઞાનિક પરિભાષા બનાવવાનો હેતુ શો? એ પ્રશ્નના જવાબ ઉપર એને બનાવવામાં ધ્યાનમાં રાખવાના મુદ્દાઓ અવલંબે છે. હું સમજું છું ત્યાં સુધી વિજ્ઞાનના, પરિભાષાની દૃષ્ટિએ, બે વિભાગો કરવા શકય છે. કડિયાકામ, સુતારકામ, લુહારકામ ઈત્યાદિ રોજના હાથમહેનતને લગતા ધંધાની સાથે સંબંધ ધરાવતા જુદા જુદા વિષયો એક બાજુ રાખીએ; અને શુદ્ધ રસાયણશાસ્ત્ર, ભૌતિકશાસ્ત્ર, માનસશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર આદિ સૈદ્ધાન્તિક વિષયો બીજી બાજુ રાખીએ; અને પછી એ બન્નેનો ઉપયોગ તપાસીએ તો જણાઈ રહેશે કે વિજ્ઞાનના વિષયોમાં *Theory* (સિદ્ધાન્ત) અને *Practice* (વ્યવહાર) કે *Application* એમ બે ભાગ શકય છે. તેમાંથી સિદ્ધાન્તના તો આખા વિભાગ સાથે બધા વિષયોમાં ભણેલાઓને જ સંબંધ છે અને રહેશે. વ્યવહારના વિભાગને કેટલાક વિષયોમાં (*Engineering, Agriculture* આદિમાં) અભણ કે પ્રમાણમાં સારી પેઠે ઓછું ભણેલાઓ સાથે સંબંધ રહેશે. એટલે વૈજ્ઞાનિક પરિભાષાના આ દૃષ્ટિએ બે વિભાગો આમઃ (૧) વ્યવહારોપયોગી પરિભાષા (૨) સૈદ્ધાન્તિક પરિભાષા× આવી રીતે વિજ્ઞાનના જુદા જુદા વિષયોમાં અરધાથી વધુ વિષયોને તો ભણેલાઓ સાથે જ સંબંધ

---

* અહીંથી શરુ થતું આ વાક્યનું ઘડતર બહુ કઢંગું અને અશુદ્ધ લાગે છે. 'રોજના'નો અન્વય શેની સાથે? 'રોજના' થી 'નહિ' સુધીનો વાકયભાગ કર્તા તેમજ મુખ્ય ક્રિયાપદ સાથે બરાબર મળતો નથી. વળી 'સંબંધ આવે' ને બદલે 'સંબંધ હોય' જોઈએ ને? વચલા વાક્યભાગમાં 'ઉતારે' ને બદલે 'ઉતરે' એમ છાપભૂલ હશે? તો પણ 'રોજના' શબ્દ તો મેળ વગરનો જ રહે છે.

× સામાન્ય રીતે વ્યવહારોપયોગી વિષયોને અમુક અમુક વિદ્યા તથા સૈદ્ધાન્તિક વિષયોને અમુક અમુક શાસ્ત્ર તરીકે આપણે ઓળખીએ તો ઠીક. દા. ત. સુતારવિદ્યા, કૃષિવિદ્યા પણ ગણિતશાસ્ત્ર, માનસશાસ્ત્ર વગેરે. વિદ્યા અને શાસ્ત્રનો આ ભેદ પ્રચારમાં મૂકવો ઈષ્ટ છે.

રહેશે. બાકીના વિષયોને એના વ્યવહારમાં હાથમહેનત કરનારા ઓછું ભણેલા કારીગરો સાથે સંબંધ રહેશે.

આ બે વિભાગોની દૃષ્ટિએ જોતાં એમ લાગે છે કે શ્રી. કિશોરલાલે સ્વીકારેલો ઉપરનો મુદ્દો અપર્યાપ્ત અને એકતરફી છે, કેમકે એમાં એમની દૃષ્ટિ ઓછું ભણેલા સામાન્ય લોકો ઉપર જ રહી છે.

એટલે જે જે વિષયોને માત્ર ભણેલાઓ સાથે જ સંબંધ રહેવાનો છે તે તે વિષયોની પરિભાષા ઘડવામાં કઈ દૃષ્ટિ રાખવી તેના વિશે એમના તરફથી, એ લેખમાં, કંઈ જ સૂચન થયું નથી. કદાચ એમ હોય કે બન્ને વિભાગોની બાબતમાં એક જ દૃષ્ટિ રાખવી એમ એમને ઈષ્ટ છે. તો કહેવું જોઈએ કે એ બરાબર નથી. માટે આ મુદ્દાને વધારે તપાસીએ. *Chemristry*ના આંતરરાષ્ટ્રીય સમિતિએ નક્કી કરેલા સંકેતાક્ષરોને આપણે સ્વીકારીએ તેમાં જેમ રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે વિચારની આપલે ચર્ચાચર્ચા વગેરેની અનુકૂળતાને આપણે પ્રધાનપદ આપીએ છીએ તેમ માત્ર વ્યવહારના ધંધાને લગતા શબ્દો સિવાયની સૈદ્ધાન્તિક પરિભાષા (જુદા જુદા વિષયોની) ઘડવામાં, હિન્દની જુદી જુદી ભાષા બોલનારા પ્રાન્તોમાં જેમ બને તેમ એકધારાપણું વધે એ મુદ્દો પણ આપણે સ્વીકારવો ઘટે કે નહીં?* આ મુદ્દાની દૃષ્ટિએ પ્રાન્તિક પ્રત્યયો ઉપસર્ગો અને તળપદા શબ્દો આવા સૈદ્ધાન્તિક વિષયોમાં જેમ બને તેમ ઓછા વપરાય અને સર્વસામાન્ય થઈ પડે એવા શબ્દો વધારે સ્વીકારાય એ ઈષ્ટ નથી શું? એ દૃષ્ટિએ સંસ્કૃત-ફારસીના મૂળ તત્સમ શબ્દોનો સ્વીકાર કેવી રીતે અનિષ્ટ છે?

એટલે હું ધારું છું ત્યાં સુધી સૈદ્ધાન્તિક પરિભાષામાં જેમ બને તેમ સર્વ પ્રાન્તોમાં સ્વીકાર પામે એવા શબ્દો યોજવા જોઈએ. હવે પ્રશ્ન રહ્યો વ્યવહારોપયોગી પરિભાષાનો. શ્રી. કિશોરલાલે આગળ નિર્દિષ્ટ કરેલા લેખમાં આ પ્રશ્નને જ પોતાની દૃષ્ટિ સમક્ષ રાખ્યો છે.× આ દૃષ્ટિએ એમના લેખમાંથી બે મુદ્દા તરી નીકળે છે. (૧) વિજ્ઞાનની પરિભાષા બનાવવામાં ઉચ્ચારની સરળતા હોવી જોઈએ. (૨) અને બને ત્યાં સુધી વાપરનાર પોતે જ નવા નવા શબ્દો બનાવી શકે એવી એ પરિભાષા હોવી જોઈએ. આ બન્ને મુદ્દાઓનાં સામાન્ય સત્ય પરત્વે કશો જ વિવાદ ન હોય; પરંતુ એના ઉપરથી ઊઠતી બધી વીગતો તપાસતાં કેટલુંક વિચારવાનું પ્રાપ્ત થાય છે.

સામાન્ય રીતે બોલનારને ઉચ્ચારની કઠિનતા બે કારણોથી નડે છે: (૧) જોડાક્ષરોને ઉચ્ચારવાની અશક્તિને લીધે; અને (૨) નવા શબ્દોની (એમાં જોડાક્ષર ન હોય તો પણ) અપરિચિતતાને લીધે. *Film* નો ફીલમ, *Plaster* નો પલાસ્તર કે પીલાસ્તર એવા ઉચ્ચારો પહેલાં કારણે થાય છે; તો *Top* નો ટાપ, *Boiler* નો બાઈલર, *Pipe*નો પેપ એવા ઉચ્ચારો બીજા કારણે થાય છે. *cement* નો ચીમેંટ ઉચ્ચાર સાંભળ્યો છે તેમાં ઉપલાં

* આ મુદ્દો શ્રી પેપટલાલની સમિતિએ સ્વીકાર્યો છે તે બરાબર છે.

× ખરી રીતે એમણે આ એક જ દૃષ્ટિ સૈદ્ધાન્તિક તેમ જ વ્યાવહારિક પરિભાષાને લાગુ પાડી છે એ જ મુખ્ય ચર્ચાવિષય છે. પોતે નક્કી કરેલ નિયમોની પછવાડે વ્યવહારની બોલીની જ દૃષ્ટિ છે છતાં એ નિયમો તેમણે ખાસ કરીને સિદ્ધાન્તની પરિભાષાને લાગુ પાડવાનો પ્રયત્ન કર્યો છે, તેથી જ એ આખા લેખમાં વિસંગતિ દેખાય છે.

બન્ને કારણે પ્રવર્તે છે. પહેલી બાબતમાં બોલનારનાં ઉચ્ચારસ્થાનોની કાંઈક ઊણપ ભાગ ભજવે છે તો બીજી બાબતમાં (નવા અપરિચિત શબ્દોના ઉચ્ચારોને પકડવામાં) અપૂર્ણ શ્રવણશક્તિ કે અનવધાનતાદિ કારણો ભાગ ભજવે છે. હવે આ બન્ને તત્ત્વો-ઉચ્ચારસ્થાનની અમુક અમુક ઊણપો તથા શ્રવણની અનવધાનતા—અભણ અથવા ઓછું ભણેલા વર્ગમાં આજકાલનાં આવેલાં નથી, પણ સદાકાળનાં છે અને અત્યારે દેખાય છે ત્યાં સુધી તો સદાકાળનાં રહેવાનાં છે. વૈદિક સંસ્કૃત અને કાવ્યકાળનું સંસ્કૃત, પ્રાકૃત અપભ્રંશ અને આપણી ચાલુ ગુજરાતી મરાઠી બંગાળી આદિ ભાષાઓ તેમ વળી પશ્ચિમની અંગ્રેજી આદિ ભાષાઓ—એમ બધી જ ભાષામાં સામાન્ય પ્રાકૃત જનોમાં આ બન્ને તત્ત્વો રહ્યાં છે અને એને લીધે જ બોલીઓ (*dialects*) ઊભી થયા કરે છે.

હવે શ્રી. કિશોરલાલે ચર્ચેલી વાતનો નિષ્કર્ષ એમ થાય કે નવી પરિભાષામાં* (૧) જેમ બને તેમ ઓછા (બને ત્યાં સુધી નહીં જ) જોડાક્ષરોવાળા શબ્દો યોજવા તથા (૨) ઉપસર્ગો પ્રત્યયો આદિ તેમ વળી મૂળ પ્રકૃતિ-શબ્દ વાપરનારને પરિચિત હોય તેવા જ યોજવા. આ બન્ને મુદ્દાને તપાસીએ.

આપણે ગમે તેટલી સાવચેતી રાખીએ તોપણ જોડાક્ષરનું સદંતર નિરસન વિજ્ઞાનની પરિભાષા ઘડતી વખતે આપણે કરી શકશું જ નહીં, તેથી એ અનિષ્ટ તો કોઈ ને કોઈ પ્રમાણમાં રહેવાનું જ. વળી ધારો કે બધા જ વૈજ્ઞાનિક શબ્દોમાંથી જોડાક્ષરોને હાંકી કાઢવામાં આપણે સફળ થઈએ તો શી સ્થિતિ થાય? દરેક ભાષાને વાઙ્મયિક વ્યક્તિને (*expression*) માટે અમુક સમૃદ્ધિ મેળવવી પડે છે; આપણી ગુજરાતી ભાષા એ દૃષ્ટિએ આજે હજી પૂરી સમૃદ્ધ નથી એમ આપણે સહુ કબુલ કરીએ છીએ. એવી સ્થિતિમાં નવા શબ્દોમાંથી જોડાક્ષરનું નિરસન કરતાં ભાષાની વ્યક્તિશક્તિ ખૂબ ઘટી જશે એનું શું? વાઙ્મયિક વ્યક્તિમાં ઓજઆદિ ગુણોનાં ખેડાણમાં બહુ મુશ્કેલી નડશે તેનું શું?

બીજો મુદ્દો જોઈએ. કારીગર વર્ગને પરિચિત હોય તેવા મૂળ શબ્દો અને ઉપસર્ગ-પ્રત્યયો આદિ વાપરવાથી પણ નવા શબ્દોની અપરિચિતતા તો રહેવાની જ. શ્રી. કિશોરલાલે પોતે 'પ્રસ્થાન'ના એ અંકમાં પૃ. ૨૨૩ ઉપર આપ્યા છે તેવા શબ્દો આપણા આજના કારીગરને ચિરપરિચિત લાગે એમ તો નથી જ.× એવા શબ્દોને વાપરવાનો પણ તેઓને અભ્યાસ કરવો પડશે. એટલે જે અનિષ્ટ ટાળવાને આ યોજના કરવાનું શ્રી. કિશોરલાલ કહે છે તે તો રહેવાનું જ. વળી પૃ. ૨૨૩ ઉપર આપેલા બ્હાર 'બ્હારજવું,' 'ફરગોળવું' જેવા જ બધા શબ્દો હોય તો વાઙ્મયિક વ્યક્તિમાં માધુર્યાદિ ગુણોનું સ્થાન ક્યાં રહેશે. આજના જમાનામાં લલિત વાઙ્મયની ભાષા ઉપર પણ વિજ્ઞાનની ભાષાએ ઘણી અસર કરી છે અને જેમ વખત જાય છે તેમ એ અસર વધુ વ્યાપક થતી જશે એ ક્યા તજ્જ્ઞથી અજાણ્યું છે? આપણી વિજ્ઞાનની નવી પરિભાષા માત્ર હાથમદેનત

* એમણે જો માત્ર વ્યવહારની પરિભાષા માટે જ આ બધી ચર્ચા કરી હોય તો તો બહુ કહેવા જેવું નથી, પણ એમ લાગતું નથી. એમણે જે અંગ્રેજી શબ્દોનાં ઉદાહરણો આપ્યાં છે તથા દાખિલ, ઈત્યાદિ શબ્દોની યાદી આપી છે તેમાંના ઘણાખરા સૈદ્ધાન્તિક પરિભાષાના છે; અને મારા ઘણાખરા વાંધા સૈદ્ધાન્તિક પરિભાષાને એમનાં ધોરણે ઘડાવવા માટે જ છે.

× અને ભણેલા વર્ગને તો ચિરઅપરિચિત જ લાગવાના.

કરનારા અભણ કારીગરોને માટે જ છે અને સાહિત્યકારો માટે નથી જ એવું તો નથી ને? *

વિજ્ઞાનની પરિભાષા ઘડવામાં જેમ હાથમહેનત કરનારા કારીગરોને ધ્યાનમાં રાખવાના છે તેમ જ લલિત–લલિતેતર વાઙ્મયની વ્યક્તિને પણ ધ્યાનમાં રાખવાની છે એ મુદ્દો શ્રી. કિશોરલાલના લેખમાં સાવ ભૂલાઈ ગયો લાગે છે. ભાષાવિકાસ અને ભાષાસમૃદ્ધિની દૃષ્ટિએ આ મુદ્દો જ મુખ્ય છે અને ઉચ્ચાર–સારલ્યાદિનો મુદ્દો ગૌણ છે એમ મારું માનવું છે.

વળી શ્રી. કિશોરલાલે સૂચવી છે તેવી પરિભાષામાં પણ જોડાક્ષર તેમ જ અપરિચિતતાનાં અનિષ્ટો, કેટલેક અંશે, રહેવાનો સમ્ભવ છે, તેથી એમની દૃષ્ટિને બરાબર અનુસરીને સૂચવાયેલા શબ્દો પણ વ્યવહારમાં વપરાતાં પોતાનાં રૂપોને બદલતા જશે એટલે કે અપભ્રષ્ટ (ઉચ્ચારણની દૃષ્ટિએ જ) થતા જશે એમ મને લાગે છે. એટલે આપણે ગમે તેવા શબ્દો ઘડશું તોપણ વ્યવહારમાં પડતાં તેનાં ઉચ્ચારણમાં અપભ્રંશ થતા રહેવાનાં છે એ વાત પણ આ આખી ચર્ચામાં પ્રધાનપણે ધ્યાનમાં રાખવાની છે. ×

હવે સંસ્કૃત–ફારસી તત્સમવાળી પરિભાષા વાપરવાથી શું અનિષ્ટ થશે તે તપાસીએ. શ્રી. કિશોરલાલનો ભય એવો છે જે એવી ભાષા યોજવાથી એને કારીગરવર્ગ અપનાવી નહીં શકે; પણ અપનાવી નહીં શકે એટલે શું? હું સમજું છું ત્યાં સુધી એનો અર્થ એટલો જ કે એવી ભાષાના શબ્દોનાં ઉચ્ચારણમાં કારીગરવર્ગને તકલીફ પડશે અને તેથી એના અપભ્રંશો થતા રહેશે, તથા એવા શબ્દો એમને પોતાના નહીં લાગે એટલે તેઓ પોતે એમાંથી નવા શબ્દો બનાવતા નહીં થાય. ભયના આ બન્ને મુદ્દામાં કેટલું વજૂદ છે? પહેલો મુદ્દો તત્ત્વમાં સાચો છે એમ કબુલ કરીએ તોપણ શ્રી. કિશોરલાલે પોતે સૂચવેલી પરિભાષામાં પણ એ અનિષ્ટ રહેવાનું છે. પણ એનાથી ડરી જવા જેવું એ અનિષ્ટ છે શું? એ અનિષ્ટ નિર્વાહ્ય નથી શું? આપણે યોજેલા સંસ્કૃત શબ્દોના ઉચ્ચારો કારીગરોનાં મોંમાં વ્યવહારની બોલી પૂરતા કંઈક અપભ્રષ્ટ થઈ જાય તેને અનિષ્ટ શા માટે ગણાય છે તે જ મારી સમજમાં આવતું નથી. મૂળ અંગ્રેજી ઉપરથી અપભ્રષ્ટ થયેલા પણ હવે બોલીમાં (શિષ્ટ ભાષામાં નહીં) રૂઢ થઈ ગયેલા—ઇન્જિન, ઇસ્પિતાલ, દાક્તર, ગ્યાટ, લાટ, ડીપોટી, સુપરિટેન, ઇડીપેન વગેરે શબ્દોને આપણે ઇષ્ટ શબ્દો ગણીએ છીએ અને તે તે મૂળ શબ્દ ઉપરથી તેનાં ઉચ્ચારાનુકૂલ નવાં સ્વરૂપો ઉપજાવી લેવામાં આપણે તેના વાપરનારની

---

* ખરી રીતે એ આખા લેખમાં સગવડતાની ખાતર શાસ્ત્રીય દૃષ્ટિનો ભોગ અપાયેલો નજરે પડે છે. પૃ. ૨૨૫માં ઉપર મૂકેલી પાદનોંધમાં તો આ અશાસ્ત્રીય દૃષ્ટિ હદ ઓળંગી ગઈ છે. 'મ્હને' અને 'મને' બન્ને ચાલે એમ કહેતાં એ વાત ભૂલાઈ જાય છે કે વિસર્ગમાં મહાપ્રાણનાં તત્ત્વ કરતાં ઊષ્માક્ષરનું તત્ત્વ વધારે છે. વિસર્ગમાં અ ભળ્યાથી હ થાય છે એમ કહેવામાં આખાં યે ભાષાશાસ્ત્રની વિટમ્બના છે.

× 'બાર ગાઉએ બોલી બદલાય' આદિ કહેવતોની પછવાડે ભાષાશાસ્ત્રનો જે એક સનાતન સિદ્ધાન્ત છૂપાયો છે તે એ છે કે ભાષા એટલે literary (વાઙ્મયિક) ભાષા તો બદલાય કે નહીં, પણ બોલી તો દેશકાળ મુજબ બદલાતી રહે છે જ. [ભાષા બોલીના કરતાં ઘણા વધુ લાંબે ગાળે પણ દેશકાળ મુજબ બદલાય છે એમ આજ સુધીની ભાષાનો ઇતિહાસ પુરવાર કરે છે.] આ સનાતન ફેરફાર, મુખ્યત્વે કરીને સામાન્ય વર્ગની બોલી ઉપર આધાર રાખે છે. એમની બોલીમાં નવીનતા ભળતાં નિતનવા ફેરફાર થવાના જ.

કુશળતા સ્વીકારીએ છીએ.× તો પછી હવે આપણે જે પરિભાષા યોજીએ તેમાં જે સંસ્કૃતાદિ અઘરા લાગે તેવા શબ્દો હોય તેને વ્યવહારમાં વાપરનાર કારીગરો ઉચ્ચારાનુકૂલ સ્વરૂપમાં ફેરવી નહીં લે એમ માનવાનું કંઈ જ કારણ નથી. અને એમ ફેરવી લે તેને અનિષ્ટ સ્થિતિ માનવાનું પણ કંઈ જ કારણ નથી. ખરી રીતે એવી સ્થિતિને અનિષ્ટ ગણીએ તોપણ એ અનિષ્ટને આપણે ટાળી શકીએ તેમ નથી. બીજી દૃષ્ટિએ એ સ્થિતિ સ્વાભાવિક છે.

બીજો મુદ્દો જોઈએ. સંસ્કૃત–ફારસી તત્સમ પ્રત્યયો ઉપસર્ગો આદિ રાખવાથી કારીગરવર્ગને એ શબ્દો પોતાના નહીં લાગે અને તેઓ એમાંથી નવા શબ્દો નહીં ઘડી શકે એ બીજો ભય છે. પણ, મારા ધારવા પ્રમાણે એ ભય નિર્મૂળ છે. ખરી રીતે વ્યવહારપૂરતા પોતાના શબ્દો ઉપજાવી કાઢવાની કારીગરવર્ગની શક્તિ અજબ છે. આથી તો અંગ્રેજી ફારસી તેમ જ સંસ્કૃત શબ્દોને તેમની બોલીમાં ઉચ્ચારાનુકૂલ સ્વરૂપો મળતાં જાય છે અને જરૂર હોય ત્યાં નવા શબ્દો તેઓ ઘડી કાઢે છે. પણ માત્ર કારીગરવર્ગની જરૂર કેટલી? જરૂરપૂરતા શબ્દો આજે એમની બોલીમાં (એક અથવા બીજા સ્વરૂપમાં) નથી એમ પણ કોણ કહી શકશે? એ બોલીમાં આજે કેટલાક અંગ્રેજી કે અંગ્રેજી ઉપરથી અપભ્રષ્ટ થયેલા શબ્દો છે તેને અનિષ્ટ ગણીને આપણે બીજા શબ્દો યોજવાની વાતો કરીએ છીએ એ જ મુખ્ય મુદ્દો (બોલીપૂરતો) છે. આમાં પણ pipe ને બદલે 'નળ' કે 'નળી' શબ્દ આપણે યોજીએ છીએ તે લખાણની ભાષાની દૃષ્ટિએ. વપરાશની બોલીમાં નળ, નળી કે પેપ વપરાય તેમાં હાલ તરત બહુ વાંધો રાખવો ન જોઈએ, તેમ વખત જતાં એમાંથી જે રૂઢ થઈ જાય તેને સ્વીકારી લેવામાં પણ વાંધો રાખવો ન જોઈએ. એટલે સૈદ્ધાન્તિક પરિભાષાને સામાન્ય લોકો નવનવા શબ્દો ઘડીને આપે એવા પ્રસંગો મને તો બહુ દેખાતા નથી. વ્યવહારની બોલીની જરૂરત એટલી ઓછી છે અને અનુકૂળ કામચલાઉ શબ્દો અપનાવવાની કારીગરવર્ગની શક્તિ એટલી તો અજબ છે કે આ આખા મુદ્દા ઉપર વધુ ભાર મૂકવાની જરૂર મને તો લાગતી નથી.

આ બધાંનો અર્થ એવો નથી કે બધા જ વૈજ્ઞાનિક શબ્દો સંસ્કૃત–ફારસીમાંથી એમ ને એમ લઈ લેવા એમ હું કહું છું. આ વિષયમાં મારું સામાન્ય માનવું એમ છે કે જ્યાં સુધી બને ત્યાં સુધી જે અર્થનો શબ્દ જોઈતો હોય તે અર્થનો યોગ્ય શબ્દ ચાલુ પ્રચારમાં હોય તો તેને સ્વીકારી લેવો.+ જ્યાં નવા શબ્દ યોજવા પડે ત્યાં આપણા પ્રાચીન–અર્વાચીન ગુજરાતી શબ્દોમાંથી નિકટતમ અર્થવાળા શબ્દને નવો પારિભાષિક અર્થ આપવાનું બની શકે તો તેમ કરીને તેને પ્રચરાવવાનો પ્રયત્ન કરવો. એવા શબ્દો ગુજરાતીમાંથી ન મળે ત્યારે સંસ્કૃત–ફારસીમાંથી તે જ અર્થના શબ્દો પહેલાં અને નિકટતમ અર્થના શબ્દો પછી, શોધીને તેમને અપનાવવામાં વાંધો ન રાખવો.

આ દૃષ્ટિએ શ્રી. કિશોરલાલે સૂચવેલા નિયમો વિશે મારાં વલણો અહીં નોંધી લઉં જેથી સ્પષ્ટતા વધે.• પહેલું સૂચન તત્ત્વમાં સ્વીકાર્ય છે.

---

× આ શ્રી. કિશોરલાલનો પોતાનો જ મત છે. જુઓ 'પ્રસ્થાન' એ જ અંક, પૃ. ૨૧૮.

+ આમાં પણ બધા જ ચાલુ શબ્દોને આપણે ન સ્વીકારી શકીએ તે એની અતિપ્રાન્તીયતાને લીધે: માટે મેં યોગ્ય શબ્દ વાપર્યો છે.

• સામાન્ય રીતે શ્રી પોપટલાલની સમિતિએ સ્વીકારેલા નિયમો મને માન્ય જણાય છે. નવમા મતભેદને અવકાશ લાગે છે. બાકી બીજા નિયમોમાં સારી પેઠે દીર્ઘદૃષ્ટિ વપરાયેલી છે. પહેલા નિયમમાં સગવડતા ખાતર શાસ્ત્રીયતાને જતી કરવાનું લખ્યું છે અત્યારે પ્રચારમાં છે તેવા શબ્દો માટે નિર્વાહ્ય ગણાય; બાકી નવા શબ્દો માટે તો એ મુદ્દો અસ્વીકાર્ય જ રહેવો જોઈએ.

બીજાં સૂચન મુજબ ઉપસર્ગોની સેળભેળીઓ ઉપયોગ મને માન્ય નથી. પણ કેટલીક વાર સંસ્કૃત ધાતુને ગુજરાતી ધાતુ તરીકે ગણીને એનાં રૂપો કરવાથી સગવડતા વધે છે, છતાં ભાષાવ્યકિતની પાકૃતા આવતી નથી એમ મને લાગ્યું છે. દાઃ ત. થોડીક લીટીઓ પહેલાં મેં વાપરેલ 'પ્રચરાવવુ" ( *To make current* 'પ્રચરવું' નુંભાવે રૂપ ) શબ્દ એવો છે . આજ લેખમાં આગળ મેં વાપરેલ વિશેષવું (*To distinguish*) શબ્દ પણ એ જ જાતનો છે. આપણી ભાષામાં હમણાં કેટલાંક ક્રિયાપદોને બદલે આપણે જોડકણાં કરવાં પડે છે. દા. ત. *To unite* માટે 'જોડવુ' છે, પણ *To separate* માટે ' જુદાં પડવું ' ' જુદા કરવું ' છે. આનાં જોડકણાંને બદલે એક શબ્દ હોવાની ભાષાવ્યકિતની દૃષ્ટિએ, બહુ જરૂર છે. તો *To separaate* માટે વિયોજવું (વિયોજ્યું, વિયોજશે) વાપરવામાં મને કશો બાધ લાગતો નથી એટલું જ નહીં, એમ કરવું બહુ જરૂરી લાગે છે.

ત્રીજું (૧) તથા (૨)માં લખેલી વાત પણ મને કેટલેક અંશે સ્વીકાર્ય લાગે છે, પરંતુ બધાં જ ક્રિયાવિશેષણોને એ પ્રમાણે ક્રિયાપદમાં નહીં ફેરવી શકાય. નામને ક્રિયાપદમાં ફેરવવાનું તો બને ત્યાં લગી ન જ કરવું. એ આપણી ભાષાનાં મૂળગત બંધારણની વિરુદ્ધ છે.

ત્રીજુ (૩) મને યોગ્ય લાગતું નથી. એ ભાગમાં એમણે આપેલા ઉપસર્ગોમાંથી કેટલાક, આપણી ભાષામાં જુદા શબ્દો તરીકે વપરાય છે તો કેટલાક માત્ર પૂર્વંગ તરીકે વપરાય છે. જે પૂર્વંગ તરીકે વપરાય છે તેને વાપરીને નવા શબ્દો બનાવવાથી સામાન્ય લોકો નવા શબ્દો બનાવતા નહીં થઈ જાય એમ મને લાગે છે; કેમકે નવા બનાવેલા શબ્દોમાંથી તેઓ પૂર્વંગને જુદો પાડી શકશે નહીં.× એ યાદીમાંથી જે જુદા શબ્દો તરીકે વપરાય છે (દા.ત. બહાર,આડા, મહીં. નીચ, સાથ) તેને પૂર્વંગ તરીકે વાપરવા યોગ્ય નથી. અંગ્રેજી *in, out* વગેરેની પેઠે આપણી ભાષામાં 'મહીં, 'બહાર' આદિ શબ્દોને પૂર્વંગ તરીકે વાપરી શકાય નહીં તેનું એક કારણ એ છે જે એમ કરતાં વ્યાવહારિક દૃષ્ટિએ, ગોટાળો અને અસ્પષ્ટતા વધવાનો સંભવ છે. આડાવવું (આડાગયો) [*To digress*], બહાર જવું ( બહાર ગયો ) *To egress* આદિ રૂપોના પારિભાષિક અર્થને એના સામાન્ય અર્થથી વિશેષવામાં (*To distingish*) મુશ્કેલી ઊભી થશે. અંગ્રેજી *in, out* અને ગુંજરાતી મહીં, બ્હાર આદિ વચ્ચે એક અગત્યનો ભેદ પણ છે. અંગ્રેજીમાં *in out*, જ્યારે છૂટા શબ્દો તરીકે વપરાય છે ત્યારે તે ક્રિયાપદની પછી વપરાય છે (દા. ત. *He goes out*), પણ આગળ કદી નહીં, અને પૂર્વંગ તરીકે જ્યારે તેનો વપરાશ થાય છે ત્યારે તે ક્રિયાપદની આગળ વપરાય છે અને તેની સાથે સમાસિત થાય છે (દા. ત. *out going committee*) એટલે અંગ્રેજીમાં આવા શબ્દોના આ બે જુદા વપરાશ વચ્ચે ભેદ છે. એવો ભેદ ગુજરાતીમાં (બહાર, મહીં આદિમાં) શકય નથી. શ્રી. કિશોરલાલનાં સૂચન મુજબ પણ એવો ભેદ આપણે નવેસર ઊભો નહીં કરી શકીએ.+ તેથી કરીને આવા શબ્દોને પૂર્વંગ તરીકે વાપરવાની તરફેણમાં હું નથી. સંસ્કૃત મૂળ ઉપસર્ગ સ્વીકારવામાં મને કશો જ બાધ જણાતો નથી, ખાસ કરીને એવા નવા શબ્દો બન્યા પછી અમલદાર-વર્ગમાં વપરાતાં કારીગરવર્ગ તેમને ઝટ અપનાવી લેશે એમ લાગે છે તેથી.

× એટલે સંસ્કૃત ઉપસર્ગો વાપરવાથી જે અનિષ્ટ ઊભું થવાનો ભય રાખવામાં આવે છે તે તે અનિષ્ટ આ બાબતમાં ઊભું થશે.

+ કેમકે *He goes out* નું 'તે જાય છે બહાર' અને *out going committee* નું 'બહારજતી સમિતિ' એમ ભેદ કરીને આપણે વપરાશ કરી શકવાના નથી. એ આપણી ભાષાનાં બંધારણથી વિરુદ્ધ છે.

# સમય ફરે તેમ ધર્મ પણ ફરે છે

વાલજી ગોવિંદજી દેસાઈ

> अन्ये कृतयुगे धर्मा स्त्रेतायां द्वापरेऽपरे
> अन्ये कलियुगे नृणां युगह्रासानुरूपतः ॥मनुस्मृति. ३–८६ ॥

સત્યયુગમાં બીજા ધર્મ હોય છે, ને જેમ યુગ ફરે તેમ ત્રેતા, દ્વાપર તથા કલિયુગમાં નોખા નોખા ધર્મ હોય છે.'

આજ કરતાં કાલની સ્થિતિ નોખી હોય તો આજનો ધર્મ કાલ કામ નથી આવતો એવો મનુનો સિદ્ધાન્ત છે, ને એને બીજા સ્મૃતિકારોએ પણ ટેકો આપ્યો છે.

> देशकाल निमित्तानां भेदैर्धर्मो विभिद्यते ।
> अन्यो धर्मः समस्थस्य विषमस्थस्य चापरः ॥

'દેશ કાલ ને નિમિત્ત ફરે તેમ ધર્મ પણ ફરે છે. બધી વાતે સરખાઈ હોય ત્યારે નોખો ધર્મ હોય છે, ને વિષમદશા આવી પડે ત્યારે નોખો ધર્મ હોય છે.

> नह्येवैकान्तिको धर्मः धर्मो ह्यावस्थिकः स्मृतः ।
> न हि सर्वहितः कश्चिदाचारः संप्रवर्तते ॥

'ધર્મ એકધારો ન હોય; ધર્મ અવસ્થાનુરૂપ હોય છે. સર્વકાળે સર્વલોકોનું હિત કરે એવો આચાર કોઈ જ ન શકે.'

> तस्मादन्यः प्रभवति सोऽपरं बाधते पुनः ।
> आचाराणामनैकाग्र्यं तस्मात्सर्वत्र लक्ष्यते ॥

એટલે એકાદા નિયમથી લાભ કરતાં હાનિ અધિક છે એમ જણાય ત્યારે એને ઠેકાણે નવો નિયમ પ્રવર્તે છે, ને આ નવો નિયમ અવગુણકારી દેખાય એટલે વળી ત્રીજો નિયમ જ એને સ્થાને આવે છે. આથી કરીને એકસરખો આચાર ચાલ્યા કરે એવું ક્યાં ય જોતા નથી.

ધર્મચારી પોતે ધર્મ આચરતાં માર્યો ન જાય એવું વિશેષ ધ્યાન રાખવું જોઈએ છે. આનો દાખલો વિજ્ઞાનેશ્વરે મિતાક્ષરા (પ્રાયશ્ચિત્તાધ્યાય ૨૯૨)માં એવો આપ્યો છે કે એક પ્રાયશ્ચિત્ત (૩૧૧)માં રાત આખી પાણીમાં કાઢવાની હોય છે. હવે હિમગિરિનિકટવર્તી કોઈ માણસને આમ પાણીમાં રહેવાનો કોઈ ઉપદેશ કરે, અથવા પોષ માસની કડકડતી ટાઢમાં પહાડ ઉપર નહિ પણ દેશમાં યે કોઈને ઉદકવાસ કરાવે તો એ માણસ જ મરી જાય. એટલે ધર્મ આચરતાં દેશકાલનો અવશ્ય વિચાર કરવો પડે છે. અસ્પૃશ્યતાનો દાખલો લઈએ તો અસ્પૃશ્ય ગણાતા લોકો હિન્દુધર્મ પાળે ત્યાં લગી એના હિન્દુપણાના દંડ દાખલ કૂવેથી પાણી ન ભરી શકે, પણ એ હિન્દુ મટીને મુસલમાન કે ખ્રિસ્તી થઈ જાય તો તરત કૂવા ઉપર ચડી શકે આ સ્થિતિ ચાલુ રહે તો હિન્દુ અને હિન્દુધર્મનો દેખીતો અવશ્યંભાવી નાશ છે. જેમ કાળ ફરે તેમ જો માણસ કે રાષ્ટ્ર બુદ્ધિપ્રયોગ કરીને પોતે પણ ન ફરે ને કાળચક્રના સપાટામાં આવી જાય છે.

જયશેખરસૂરિએ ઉપદેશ ચિન્તામણિમાં ઠીક કહ્યું છે કે, 'સમજુ લોકો સત્કર્મમાં જ પૂર્વજ વર્ત્યા હોય એમ વર્તે છેઃ

पूर्वजा ह्यनुवर्त्यन्ते सत्कर्मस्वेव केचिदैः ॥१५३॥

'પૂર્વજ નિર્ધન હોય એટલે કોણ નિર્ધન રહેવા ઇચ્છે છે? અથવા પૂર્વજ રોગગ્રસ્ત હોય એટલે કોને રોગી રહેવું ગમે?'

पूर्वजेषु दरिद्रेषु दिदरिद्रासतीह कः।
को वा रोगाभिभूतेषु तेषु कामयते रुजः ॥१६४॥

લોઢા, સીસા, રૂપા, સોના તથા માણેકની ખાણ આવતાં વિદ્વાન માણસ આગલું મૂકીને પાછળનો સંગ્રહ કરે છે, પણ જે માણસ આ મને પડેલું મળ્યું હતું એમ કરીને લોઢાનો જ આદર કરે ને ઉત્તરોત્તર સંગ્રહ ન કરે એની દશા શોચનીય છે.

यथा यः हशिकश्वेतस्वर्ण माणिक्यखानिषु ।
प्राप्तासु कुरुते विद्वानुत्तरोत्तर संग्रहम् ॥१६६॥
यः पुनः प्राग्मया प्राप्तमित्यस्येव सादरः ।
नोत्तरोत्तर संग्राही स शोच्यः खलु बालिशः ॥१५६॥

---

## અજાણ્યા પથિકને

[ પૃથ્વી ] જટિલ

અહિં તું રહેજે, નથી કશી ય ફિક્ર એમાં મને
નિરાંતથી તું લેટજે, નહિ જ મૂલ્ય એ આપજે
પછી ઉતરતાં જ થાક તવ પંથ જાજે ભલે
તને યદિ જવું ગમે, નહિતરે અહિં ખેલજે.
જઈશ યદિ તો તને જરૂર ભાતું આપીશ હું
અને નહિ જઈશ તો સહજ સાથમાં ખેલશું
અને તું બદલો પૂછે? નહિ જ કાંઇ મ્હારે ખપે
ન કંચન, ન મોતી વા નહિ જ મીઠડી દૃષ્ટિયે.
છતાંય કંઈ માગવું નથી જ મૂલ્ય જેતું ખરે,
અરે હજી ય કાં ડરે? "જરૂર સ્નેહ એ યાચશે
કંઈક સ્મરણાર્થે વા સરસ ચીજ માગી જશે"
તને થતું, ખરું? છતાં કહું ફરી ન કૈં એ ખપે
ભલા, યદિ તને ગમે તું મુજ પાસ કૈં માગજે!
બધુંય ધન, સૌખ્ય સૌ, જીવનમાળ યે હું દઉં,
અને બીજું કશું નહિ, બસ પિછાન ત્હારી ચહું.

# સંગીને સાદ

પ્રબોધ

સંગે ચાલ્યા : સરલ દિસતી રમ્ય સંસાર કેડી,
આજુબાજુ સ્વજન સુખની વાડીઓ વિસ્તરેલી,
ઝૂકી લીલી લલિત ઉરની વાડ માથે પતંગાં
જ્યાં ત્યાં ઊડે શિશુ મગજની રંગિલી કલ્પનાનાં.
હૈયું નાચે, પગ થનગને : અંગ પ્રસ્વેદભીનાં–
માથે આશા જળકણ ભર્યો વા વહે ખેતરોનો.

આજે સુણી પ્રલયસૂરની બંસરી સૂસવાતી
દોડી આવ્યા ઘનતિમિરના મોરલા દિગ્દિગેથી;
ગાઢાન્ધારે ભીષણ જળની વજ્રધારા સહેતું
નાચી ઊઠ્યું રુધિર ઝરતું મસ્ત હૈયું ય મારું.
ને તોફાને રખડી રઝળી સંગતિ મ્હાલવાની
મારી આશા જળ પૂર વહ્યા ધોધવામાં દડી ગૈ.
તો યે ઘેર્યું ગગન ગરજે એટલી બૂમ પાડું
કે—

ના બાપુ, અધવચ જરી થંભજે રાહધારી.
ઘેરાયેલી અહીં વિષમતા પંથ તારે પ્રવૃત્તે
તે પ્હેલાં તો સમય પૂરમાં ઝંપલાવી પ્રયત્ને
બાહુ વીંઝી જઈ ચડ સખે આપણી સ્વપ્ન લોમાં;
જૂની પ્રીતિ સ્મરણ રહી તો, ત્યાં પછી રાહ જોજે.

卐

## બહિર્જગત

રામભાઇ પટેલ

ગયા ડીસેમ્બરમાં મ્યૂનિચ ખાતે બ્રિટિશ વડાપ્રધાન બ્રિટનની કૂટ રાજનીતિની પરંપરાને સંગત ચતુર્રાષ્ટ્રને લગભગ મળતો કરાર કરી આવ્યા. ને એમણે ફૂલ્યે હૈયે જાન્યુઆરીમાં 'ડેલી ટેલિગ્રાફ'ને એ ખુશાલીની મુલાકાત આપી. એમાં એમણે હિટલરની પ્રશંસા કરતાં જણાવ્યું કે "ગયા સપ્ટેંબરમાં એક મુદ્દા ઉપરની અમારી ચર્ચા દરમ્યાન હિટલરે નિખાલસ જાહેરાત કરેલી કે એને હવે યુરોપમાં કોઇપણ પ્રકારની પ્રાદેશિક દાવાગીરી રહેલી નથી એ અમને યાદ આવે છે. અને આપણા તરફથી મેમલ ધારાનું સોએ સો ટકા પાલન થવાથી હવે આપણે હિટલર ઉપર વિશ્વાસ મૂકીએ છીએ કે એ એની જાહેરાત બરાબર પાળશે."

એ પછી એઓ મુસોલિનીને મનાવી લેવા જાન્યુઆરીની અધવચ પોતાના ડાહ્યા પરદેશ મંત્રી લૅાર્ડ હૅલીફૅક્સની સાથે ત્રણ દિવસ ઈટાલિયન સરમુખત્યારની રોમ ખાતે મહેમાનગીરી માણી આવ્યા. પોતે હિટલર–મુસોલિનીનો વિશ્વાસ જીતવા બદલ બ્રિટિશ નીતિનાં કહ્યાગરાં વાજિંત્રોમાં પોતાની નીતિની ને નવા શાંતિયુગની શરૂઆત થવા બદલ વાહવાહ બોલાવવા લાગ્યા.

ઝેકાસ્લોવેકિયાનું મ્યૂનિચ ખાતે જ સાચું મૃત્યુખત લખી આપી બ્રિટનના વડાપ્રધાને લગભગ છ માસનો શાંતિ ને સલામતીયુગનો આરંભ કર્યો. ઑક્ટોબરની છઠ્ઠીએ એમણે જાહેર કર્યું કે 'અમે ઝેકાસ્લોવેકિયાને છેહ દીધાનો આરોપ અમારા ઉપર મૂકવામાં આવે છે, એ માત્ર કપોલકલ્પિત જ છે. અમે જે કર્યું એ તો એને સંપૂર્ણ ફનાગીરીમાંથી બચાવી લેવાનું અને એને નવા રાષ્ટ્ર તરીકે નૂતન જીવન માણવાની તક ઊભી કરી આપવાનું, જે મને લાગે છે કે એને તટસ્થતાની ખાતરી વચ્ચે સ્વીટ્ઝર્લૅન્ડના જેવું રાષ્ટ્રીય જીવન વિકસાવવાનો લ્હાવો આપશે. જો કે એ લાભ ઉઠાવવામાં એને થોડો પ્રાદેશિક ભોગ ને લશ્કરી કિલ્લેબંદીવાળી સરહદ જતી કરવી પડી છે વગેરે."

થોડા મહિનાનો 'રાષ્ટ્રીય જીવન વિકસાવવાનો લ્હાવો' અનુભવ્યા બાદ, અને ચેમ્બરલેઇન, દલાડિયેર, જર્મન ફૂહરર ને ઈટાલિયન ડૂસેની બાંહેધરીનું અનુપમ માન ખાટવાના પાંચેક માસ જેયા બાદ, 'બાકી રહેલ ઝેકાસ્લોવેકિયા'નું શું થયું ? મહાન રાષ્ટ્ર તરીકે મધ્ય યુરોપમાં શાંતિ ને વ્યવસ્થા જાળવી રાખવાની જવાબદારી જર્મનીને માથે આવી પડી હોવાથી ઝેકાસ્લોવેકિયાને એને ખાતર 'થર્ડ રીશ' સાથે જોડી દેવાનું ફૂહરરે યોગ્ય ધાર્યું છે.

આમ કોઈ પણ: પ્રકારના દેખાવો કર્યા વિના કે પોતાના સહચર ચેમ્બરલેઇન–દલાડિયેરને ખબરે આપ્યા વિના ફૂહરરના 'માર્ચિંગ બૂટો' આગેકદમ રાખ્યે જાય છે.

થોડા માસની રાહત આપીને યુરોપની ઉન્માદી જોડી ફરીવાર સળવળી શકી છે. ૧૫મા માર્ચે જગતે, તાજા જ મ્યુનિચ કરાર ને એ સાથે કુટિલ બ્રિટિશ નીતિને શિકસ્ત મળતું જોયું. રદ્દી કાગળના ટુકડાની માફક મ્યુનિચ કરારના ચીરા થઈ ગયા. ને સાથે ફ્રાંકો-બ્રિટિશ સૂત્રધારોને એમની શાહી તવારીખમાં અજોડ ને અણચિંતવી હાર મળી. ફાસિસ્ટ આક્રમણના હવે એક પછી એક નબળાં રાષ્ટ્રોને ઘેરી લેવા માંડયાં. રાષ્ટ્રસંઘ ને એની કહેવાતી સલામતીઓ ને બાંહેધરીઓ બધું કયાંયે ફેંકાઈ ગયું.

મ્યુનિચ ખાતે ખાતરી ને ઝેક તટસ્થતા જાળવવાની બાંહેધરી આપી હોવા છતાં એ ઝેક રાજ્ય અલોપ થઈ ગયું છતાં ફ્રાંસ કે બ્રિટનના મુત્સદ્દીઓ હાલતા જણાતા નથી. નગ્ન પશુવૃત્તિ ને નબળાં રાષ્ટ્રોનું એકલવાયાપણું એ આજે રોજની બીના થઈ પડી છે. ઝેક રાષ્ટ્ર ખાલસા થતાં ચેમ્બરલેઈનની હામ ભાંગી ગઈ લાગે છે. નિરાશાના આવેશમાં ઘસડાઈને એમણે હિટલરના કૃત્યને ચોખ્ખા શબ્દોમાં પહેલીવાર વખોડી કાઢયું. અત્યાર સુધી જેમના પેટનું પાણી પણ નહોતું હાલતું એ વડાપ્રધાન બર્મિંગહામ ખાતેની એક બ્રોડકાસ્ટ જાહેરાતમાં હિટલરની નીતિરીતિને કેવી રીતે જોતા થયા એ એમના શબ્દો જ બતાવી આપે છે:

## વડાપ્રધાનની પહેલી જાહેરાત

"........ખચિત મ્યુનિચ કરાર ઉપર એક સંયુકત મતું મારનાર તરીકે–જો હિટલરે એ કરારો રદ કરવાનું દુરસ્ત ધાર્યું હોત તોયે–એમાં પરસ્પર સલાહ મસલત કરવાની જે જોગવાઈ રાખવામાં આવી હતી એ પ્રમાણે મને પૂછવા હિટલર બંધાયેલો હતો. એમ ન કરતાં એણે તો કાયદો પોતાના હાથમાં લઈ લીધો. ઝેક પ્રમુખ બર્લિનમાં વાટાઘાટ માટે પહોંચ્યો અને એની સમક્ષ ખાલસાની માગણીઓ પેશ કરવામાં આવી એ પહેલાં જ જર્મન લશ્કર કૂચ કરતું થઈ ગયું ને થોડા જ કલાકમાં ઝેક રાજધાની પ્રાગમાં પહોંચ્યું.

"........હિટલરની 'હવે મારે કોઈ પણ પ્રકારની પ્રાદેશિક તૃષ્ણા રહી નથી' વાળી જાહેરાતનું શું થયું? 'અમારે જર્મન રાજ્યમાં ઝેક લોકો જોઈતા નથી' એની એણે આપેલી બાંહેધરીનું શું? અને આત્મનિર્ણયના જે સિદ્ધાંતના અમલી પાલન ને સ્વીકાર માટે હિટલર આટલો બધો લાલપીળો થતો હતો ને સુદેટન જર્મનોને જર્મન રીશ સાથે એ સિદ્ધાંતના મુદ્દા ઉપર જોડી દેવા માટે બર્ચેસગેડન ખાતે મારી સામે જેણે આટઆટલી દલીલો કરેલી એ સિદ્ધાંતનું હવે શું?

"આપણને કહેવામાં આવે છે કે આ ખાલસાગીરી ઝેકોસ્લોવેકિયામાં શાંતિભંગ થતો હોવાને કારણે કરવામાં આવી છે. વળી આપણને એમ જણાવવામાં આવે છે કે નોન–જર્મન પ્રદેશોના રહેવાસીઓને એમની મરજી વિરુદ્ધ જર્મન રક્ષણ હેઠળ મૂકવાનું જરૂર નામું એટલા વાસ્તે અનિવાર્ય બન્યું છે કે એમના દેશની અવ્યવસ્થા ને શાંતિભંગે, એમના જબરા પડોશી દેશની સુલેહશાંતિને ભયમાં મૂકી હતી. જો ઝેકોસ્લોવેકિયામાં અવ્યવસ્થા હતી તો તેના માટે બહારનાઓ (જર્મનો) જવાબદાર નહોતા? અને જર્મનીની બહારનો કોઈ પણ માણસ એ માનવા તૈયાર થાય ખરો કે જરા સરખા દેશના લોકોની કહેવાતી

અશાંતિ આટલા શિસ્તબદ્ધ ને શક્તિશાળી જર્મનરાષ્ટ્રને જોખમ રૂપ થઈ પડી હતી અને એ અશાંતિ એમણે લીધેલ પગલું લેવાને યોગ્ય ઠરાવતી હતી?

"આપણા મનમાં હવે એ પ્રશ્ન વસી નથી રહેતો કે આટલી બધી પુનરુક્તિ સાથે ને ગંભીર સોગન સાથે આપવામાં આવેલી બાંહેધરીઓને ગળી જવાનું બહાનું શોધી કાઢવું જો આટલું સહેલું હોય તો હવે એવા પક્ષ તરફથી ભાવિમાં બીજી કોઈ પણ ગંભીર બાંહેધરીઓ પાળવામાં જ આવશે એમ શી રીતે મનાય?

"બીજો પ્રશ્ન પણ આપણા મનમાં એ જાતનો ઊઠે છે કે, જર્મનીએ એની હાલની સરકારની કારકીર્દિ હેઠળ જગત સન્મુખ દુઃખદ નવાઈઓની હારમાળા, જેવી કે રૂહાઈનની કિલ્લેબંદી, ઓસ્ટ્રિયાનું જોડાણ, સુદેટન પ્રદેશો પાછા લઈ લેવા વગેરે ફેંકયે રાખી છે. આ બનાવોએ જગતમતને સખત આંચકો ખવરાવ્યો છે ને એને જર્મનવિરોધી કરી મૂકયો છે.

## પશુબળથી જગતસ્વામિત્વ

"પણ ઉપલી બાબતો વિશે ભલે આપણને ગમે તેટલો અણગમો હોય તોયે એ દરેક પ્રસંગે જર્મનીને પક્ષે કંઈયે કારણ—જાતિનું એકીકરણ યા તો ન્યાયી દાવાઓ જે લાંબા વખત સુધી સ્વીકારાયા નહોતા—હતું જે એ જાતના બનાવોને સહ્ય બનાવતું હતું. પણ આ અઠવાડિયે જે બનાવો બન્યા છે, એ બનાવો તો ખુદ જર્મન સરકારે જે સિદ્ધાંતો આગળ ધર્યાં કર્યા છે એને પણ કઠોર રીતે અવગણનારા છે. અને એઓ જુદી જ પંક્તિમાં બેસે છે; આથી આપણા મનમાં એ પ્રશ્નો ઊઠે છે કે જૂની ભરખાઉ નીતિનો આ અંત છે કે નવી શરૂઆત માત્ર? નાનકડા રાજ્ય ઉપર આ છેલ્લો જ હુમલો છે કે એના પછી બીજાં ઓનો વારો આવવાનો છે? જગતને પશુબળે દબાવી રાખી એનું સ્વામિત્વ સંફળ કરવાની કૂચમાં એ આ એક પગલું જ માત્ર છે?"

આ પ્રકારની લાંબી ભ્રમનિરાસભરી હૈયાવરાળ—જે ચેમ્બરલેઈન માટે અસ્વાભાવિક છે—કાઢયા પછી એમણે સરમુખત્યારોને નવા આક્રમણવિરોધી બ્લૉક રચવાની બ્રિટનની તૈયારી વિશે સૂચના આપી. આ ભાષણને 'માંચેસ્ટર ગાર્ડિયને' ૪થી ઑગસ્ટ ૧૯૧૪માં લૉર્ડ ગ્રેએ કરેલ યુદ્ધજાહેરાત જેટલું ગંભીર લેખ્યું છે. એ ગંભીર છે એ વિશે તો શંકા જ નથી. પણ હજીયે બ્રિટિશનીતિ પ્રામાણિક ને નેકદિલી બતાવનાર થશે કે કેમ એ શંકા છે. ને યુદ્ધભયને પડકાર ફેંકવા એ તૈયાર થવા વિશે તો એથીયે વધારે શંકા રહે છે. કારણ કે એપછી તો મેમલ થર્ડ રીશ સાથે જોડાઈ ગયું. અને ગઈ કાલે જ ફાસિસ્ટ સરમુખત્યારે આલ્બેનિયા હિટલરની જ ઝડપે કોઈ પણ જાતના કારણ વિના લઈ લીધું છે છતાંયે વૃદ્ધ ચેમ્બરલેઈન સ્કોટલેંડમાં હવા ખાધા કરે છે! અને રૂટરનો સંદેશ જણાવે છે કે આલ્બેનિયા ઉપર ઇટલીએ કરેલ ચડાઈનો બનાવ પ્રત્યે બ્રિટિશ સરકાર પોતાનાં હિતો ઉપર સીધા આક્રમણ તરીકે જોતી નથી!

## બ્રિટિશનીતિની હલકાઈ

ચેમ્બરલેઇનના ઉકળાટનો વળતો જવાબ હિટલરે એના ભાષણમાં એ જાતનો વાળ્યો કે "ત્રણસો વરસ સુધી બ્રિટન ગુંડાની માફક વર્ત્યું અને હવે એના ઘડપણમાં એ સદ્ગુણોની

વાતો કરે છે!" હિટલરના ભાષણના ચારેક દિવસ પહેલાં એનો બંધુ સરમુખત્યાર પણ એ જ ભાષામાં બોલી ગયો. એણે ભૂમધ્ય ને આડ્રિયાટિક સમુદ્ર દરેક રીતે ઈટાલીના છે ને ઈટાલી એની આસપાસ પોતાનું સર્વોપરી સ્થાન જમાવશે એની નોબત વગાડીને બ્રિટનને જાહેર કર્યું કે 'અમારી ક્રાંતિ હજી ખતમ નથી થઈ, એ તો હજી શરૂ જ થઈ છે!'

## આસુરી આક્રમણની પરંપરા

રોમ–બર્લિન ધૂરાની મજબૂતીને સપ્રમાણ કરતું નિવેદન પણ એણે કર્યું. આ બધાની પાકી નોંધ લેવાનો ફ્રાન્સ–બ્રિટનને હવે સમય આવી લાગ્યો છે. તોયે સોવિયેટ રશિયાએ ફ્રાન્સ, બ્રિટન, પોલાંડ, રશિયા ને ટર્કી જેવાં રાષ્ટ્રોની પરિષદ બોલાવીને ફાસિસ્ટ રાજ્યો સામે રક્ષણાત્મક મોરચો તૈયાર કરવાની સૂચના કરી પણ ચેમ્બરલેઈને એને ધ્યાન ઉપર નથી લીધી! એને હજી મનમાં રહી ગયુ લાગે છે કે જો ફ્રાન્સ ને બ્રિટન થોડો વખત શાંત થઈને તટસ્થ રીતે પણ જબરી લશ્કરી તૈયારી કરતાં બેસી રહે તો બહુ થોડા વખતમાં હિટલર રશિયા સાથે બાઝી પડશે. સાથે જાપાન, ઈટાલી હશે. આમ એઓ પરસ્પર લડીને વીંખાઈ પીંખાઈ જશે. ફ્રાન્સ, બ્રિટન આથી અણસ્પર્શ્યાં રહીને બચી જશે. પણ આ સ્વાર્થી ગણત્રી ઊંધી વળવાની છે. રશિયાને કોઈની બીક નથી. એની પ્રાદેશિક વિશાળતા ને સાધનોની સર્વાંગી વિપુલતાને લીધે હાલ તુરત હિટલર એ તરફ નજર માંડવાની હિંમત કરે એમ નથી. સ્ટેલિનને એની પાકી ખાતરી છે. આથી તો એણે હિટલરના ગુસ્સાની દરકાર રાખ્યા વિના ફાસિઝમ વિરોધી રક્ષણાત્મક મોરચો ઊભો કરવા માટે પ્રથમ સૂચના કરી.

## નવો તબક્કો

યુરોપીય ઇતિહાસમાં હવે વિગ્રહ ઝઝૂમતો નવો તબક્કો શરૂ થાય છે. બ્રિટિશ ડિપ્લોમસી હજી સરકી જવાની હલકી રમત રમવામાં લાગી રહી છે. ભય ને સામ્રાજ્યભંગની ગભરામણ એને હિટલર–મુસોલિનીના આક્રમણ સામે ઝડપી ને નિશ્ચયાત્મક રૂક–જાવનું કોઈ પણ બાંધી દેતું પગલું ભરવાનું અટકાવી રહ્યાં છે. બ્રિટિશ રાજનીતિના વૃદ્ધત્વનું એ પ્રતીક છે. એની વૃદ્ધ અશક્તિ ખુલ્લી પડતી જાય છે. એને લીધે હિટલર–મુસોલિનીને વધારે ને વધારે આત્મવિશ્વાસ આવતો જાય છે. વિગ્રહ ફાટવાનો હશે ત્યારે ફાટશે પણ એને અનિવાર્ય કરી મૂકવાની ને યુરોપને કટોકટીની હારમાળાનું શિકારી ક્ષેત્ર કરી મૂકવાની જો કોઈની પણ જવાબદારી હોય તો તે બ્રિટન અને એના વડાપ્રધાન ચેમ્બરલેઇનની છે.

તા. ૧૧–૪–૩૯

—∞—




## સૉનેટલિંગવિચાર

જગત અને જગત્સાહિત્યના વધતા જતા સંસર્ગને પરિણામે આપણી ભાષામાં નવા નવા વિદેશી શબ્દો આવતા રહે છે, અને આવતા રહેવાના. આમ બહારથી આવીને આપણામાં ભળી જતા લોકો કે શબ્દો સામે વાંધો લેવાને કશું જ કારણ નથી. પણ પોતામાં આવીને ભળવા ઇચ્છતા લોકોને જેમ આપણે આપણી સમાજવ્યવસ્થામાં યોગ્ય સ્થાનનિર્દેશ કરી દીધો અને અવ્યવસ્થા ન પ્રવર્તવા દીધી તેમ આ નવા આવતા શબ્દોને પણ આપણે આપણી વ્યાકરણવ્યવસ્થામાં યોગ્ય સ્થાને ગોઠવી દેવા જોઈએ. જો એમ ન કરીએ તો એવા અવ્યવસ્થિત આગંતુક શબ્દો અવ્યવસ્થા ઊભી કરે એવો ભય ખરો. આપણી ભાષામાં વિકારી વિશેષણોનાં અને ક્રિયાપદોનાં રૂપ નામના લિંગને અનુસરે છે, એટલે જ્યારે જ્યારે આપણે કોઈ વિદેશી નામ આપણી ભાષામાં દાખલ કરીએ ત્યારે તેના લિંગનો વિચાર કરવો પ્રાપ્ત થાય છે, અને તે કરી લેવો ઘટે.

આવા બહારથી આવતા શબ્દોના લિંગનો નિર્ણય કરવામાં આપણે સામાન્ય રીતે તે તે શબ્દના ગુજરાતી પર્યાયના લિંગથી દોરવાઈએ છીએ. ઉદાહરણ તરીકે પોસ્ટકાર્ડ. જે માણસ પોસ્ટકાર્ડનો પર્યાય 'કાગળ' સમજતો હશે તે 'પોસ્ટકાર્ડ' ને પુંલ્લિંગ ગણશે અને જે માણસ 'પોસ્ટકાર્ડ'નો પર્યાય 'પત્તું' સમજતો હશે તે 'નપુંસકલિંગ' ગણશે. આમ કેટલાક શબ્દો વિષે તો આ પ્રકારનો વિકલ્પ ચાલ્યા જ કરવાનો—જેમ કેટલાક ગુજરાતી શબ્દોને વિષે પણ ચાલ્યા કરે છે. કોઈ 'ચા' કેવો કહે છે અને કોઈ 'ચા' કેવી કહે છે. ગુજરાતી રૂઢ શબ્દોના લિંગને વિષે વપરાશને એક લિંગ પૂરતો મર્યાદિત રાખવાનો નિર્ણય કર્યે પણ લોકબોલીમાં તે નિર્ણય પળાવાનો સંભવ નથી, પણ આવા નવા આવતા શબ્દોને વિષે તો વિદ્વાનો કોઈ એક નિર્ણય આપે તો તે પળાવાનો સંભવ છે. તેમાં યે જો એ શબ્દ શાસ્ત્રીય હોય તો એવો સંભવ વળી વધારે. પણ આજે તો આવા શાસ્ત્રીય શબ્દોના ઉપયોગમાં પણ વિદ્વાનો કંઈક શિથિલતા ચલાવતા લાગે છે. એક 'સૉનેટ' નો જ દાખલો લઈ ને આ વાત સ્પષ્ટ કરીશ.

આપણા વયોવૃદ્ધ સાક્ષર શ્રી બળવંતરાય ઠાકોરે ગુજરાતી સાહિત્યમાં 'સૉનેટ' નો અને એ શબ્દનો પુરસ્કાર કર્યો છે. એમણે પોતે ભણકાર ધારા બીજીમાં ત્રણ ઠેકાણે એ શબ્દ સ્ત્રીલિંગમાં વાપર્યો છે.

(૧) 'ગયો જ તું અશોકમાં' એ કાવ્યની નીચે ટીપમાં 'કાંતમાળાની પત્રધારાને અંતે મૂકેલી સૉનેટ' પા. ૬૯.

(૨) 'પ્રીતિના સ્વાતંત્ર્ય પહેલાં' એ કાવ્યની નીચે ટીપમાં: '......અને એમ આ બે સરખા ખંડની સૉનેટ બની ગઈ.' પા. ૭૦.

(૩) 'પ્રાર્થના' કાવ્યની નીચે ટીપમાં 'ઈ. ૧૯૦૪ પ્હેલાની આ સૉનેટ ભણકારમાં છાપવી રહી ગયેલી.' પા. ૭૨.

ત્યાર પછી 'આપણી કવિતાસમૃદ્ધિ' પુસ્તકમાં એમણે એ શબ્દ નપુંસકલિંગમાં વાપર્યો છે. 'ઈલા સ્મારક' કાવ્ય વિષે લખતાં એમણે લખ્યું છેઃ 'વસંતતિલકાનું સૉનેટ.'

વળી પોતાનાં સૉનેટો ભેગાં કરી પ્રસિદ્ધ કર્યાં ત્યારે તે પુસ્તકનું નામ જ એમણે 'મ્હારાં સૉનેટો' એવું રાખ્યું, અને એ પુસ્તકમાં પહેલા જ સૉનેટ 'ભણકાર'ની નોંધમાં લખ્યુંઃ 'ગુજરાતી કવિતામંદિરમાં પ્રથમ પ્હેલાં સૉનેટ આ અને 'અદષ્ટિ દર્શન.' પા. ૪૯.

આમ સૉનેટના પુરસ્કર્તાએ એ શબ્દને બે લિંગમાં વાપર્યો છે. સૉનેટ વિષે પુસ્તિકા લખનાર શ્રી. સુંદરજી ગો. બેટાઈએ અને સ્વ. સાક્ષર શ્રી નરસિંહરાવે પણ એ શબ્દ નપુંસક- લિંગમાં વાપર્યો છે. પણ હમણાં જ પ્રસિદ્ધ થયેલ 'અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણો'માં શ્રી. રામનારાયણ વિ. પાઠકે 'સૉનેટ,' શબ્દને પુંલ્લિંગમાં વાપર્યો છે. દાખલા તરીકે પાને ૧૭૧ મે એઓ લખે છેઃ તેમનો એક સૉનેટ નીચે ટાંકું છું.' એમણે આ પહેલાં પણ 'અર્વાચીન ગુજરાતી કાવ્યસાહિત્ય'માં પાને ૪૮મે સૉનેટ શબ્દ પુંલ્લિંગમાં વાપરેલો હતો. જુઓઃ 'તેથી ૧૪ પંક્તિઓના સૉનેટ થયા...'

આ ત્રણે ઉપયોગોનો સહેજ વિચાર કરીએ તો આપણને સમજાશે કે જ્યારે શ્રી. બળવંતરાય સૉનેટને સ્ત્રીલિંગમાં વાપરે છે ત્યારે એમના મનમાં સૉનેટ એટલે સૉનેટ-બંધમાં લખાયેલી કવિતા એવો અર્થ રમતો હશે, અને જ્યારે એઓ એ જ શબ્દ નપુંસકલિંગમાં વાપરે છે ત્યારે એમના મનમાં સૉનેટ એટલે સૉનેટ–બંધમાં લખાયેલું કાવ્ય એવો અર્થ રમતો હશે. શ્રી રામનારાયણ પાઠક જ્યારે એ શબ્દ પુંલ્લિંગમાં વાપરે છે ત્યારે એમના મનમાં કદાચ સૉનેટબંધ એવો અર્થ રમતો હશે. 'છંદ' શબ્દ પણ પુંલ્લિંગ છે, એની પણ એમના મન ઉપર અજ્ઞાત અસર થઈ હશે.

શ્રી. બળવંતરાય ઠાકોરે હમણાં એ શબ્દ સ્ત્રીલિંગમાં વાપર્યો જાણમાં નથી, એટલે એમણે પોતે એ શબ્દને નપુંસકલિંગમાં વાપરવાનું જ નક્કી કર્યું હોય એમ સંભવે. એટલે આ શબ્દ ત્રણે લિંગમાં વપરાયેલો મળી આવે છે, તેમ છતાં આજે એનો ઉપયોગ બે જ લિંગમાં થાય છે એમ કહી શકીએઃ નપુંસકલિંગમાં અને પુંલ્લિંગમાં. હવે શાસ્ત્રીયતાનો વિચાર કરીએ તો આપણે કદાચ એ શબ્દને પુંલ્લિંગ ગણવાનો વારો આવે. પણ વ્યવહારુ માર્ગ કાઢવાની દષ્ટિએ જ વિચાર કરીએ તો એ શબ્દને નપુંસકલિંગ ગણવો એ સહેલું અને સારું છે. કારણ આજે ઘણાખરા લેખકો એ શબ્દને નપુંસક-લિંગમાં જ વાપરે છે. મેં ઉપર બતાવ્યાં તે પાંચ સ્થાનો બાદ કરતાં (ત્રણ, શ્રી. બ. ક. ઠા. એ સ્ત્રીલિંગમાં વાપર્યાનાં અને બે શ્રી રા. વિ. પા.એ પુંલ્લિંગમાં વાપર્યાનાં) આપણા સાહિત્યમાં બધે એ શબ્દ નપુંસકલિંગમાં જ વપરાયેલો માલૂમ પડશે. વળી નપુંસકલિંગમાં જ વાપરવો એવું ફરમાન કાઢવામાં આપણે આજે તો કેવળ એક જ લેખકને સમજાવવાના રહે છે અને તે શ્રી રા. વિ. પાઠકને. શ્રી બ. ક. ઠાકોરે તો એ શબ્દને સ્ત્રીલિંગમાં વાપરવાનું બંધ કર્યું છે એ હું ઉપર કહી ગયો છું.

આટલી હકીકત જાણ્યા પછી શ્રી. રા. વિ. પાઠક એ શબ્દને નપુંસકલિંગમાં વાપરવાનું સ્વીકારી એ શબ્દના વપરાશ પૂરતી એકવાક્યતા આપણી ભાષામાં લાવવાને રાજી થાય એવી હું એમને જાહેર વિનંતી કરું છું.

લિ. 'ગ્રંથકીટ'




## ( ૧ ) સરમુખત્યારી ગ્રંથિ

જાણીતા અમેરિકન માનસશાસ્ત્રી મિ. જૉસેફ જેસ્ટ્રો, ડીસેમ્બર માસના ' કરંટ હિસ્ટ્રી 'માં ' સરમુખત્યારી ગ્રંથિ ' ની માનસપૃથક્કરણશાસ્ત્રની દૃષ્ટિએ જગતના ત્રણ મોટા સરમુખત્યારો—હિટલર, મુસોલિની અને સ્ટૅલિન—ના માનસની મીમાંસા કરે છે. સરમુખત્યાર હિટલરને એ ' યુરોપનો ગાંડો આદમી ' ગણે છે. હિટલરની માનસિક ગ્રંથિઓમાં એક ' પૅરેનૉઈક ગ્રંથિ ' પણ માલૂમ પડે છે. એના આજનાં બધાં ઉન્માદી ને અસમધારણ પગલાં ને ભાષણો આ ' પૅરેનૉઈક ગ્રંથિ ' ને જવાબદાર છે, એમ લેખક બતાવે છે. લેખક જણાવે છે કે " દુર્લભ અપવાદો સિવાય આ ગ્રંથિવાળા માણસો સમાજમાં સનસનાટી ને ક્ષોભ મચાવનારાં અનિષ્ટ તત્ત્વો હોય છે. " આ ગ્રંથિને અનુરૂપ જ હિટલરની બીજી ગ્રંથિ લેખકને મતે ' દર્દ ગ્રંથિ ' ( briename Complex ) છે. એનું કારણ આપતાં એઓ જણાવે છેઃ " આ ગ્રંથિએ એના મગજ ઉપર ઉગ્ર ક્રોધવૃત્તિની માફક સવારી કરી છે. તદ્દન ગરીબાઈ ને અનેક સંકટો વચ્ચે ઘેરાયેલી જિંદગીથી એને જીવનનો આરંભ કરવાનો આવ્યો હતો, પોતાનું સ્થાન જમાવવા ને નામ કાઢવા માટે જુવાનીમાં નિષ્ફળ બંડોનો એને લેવો પડેલો આશ્રય વગેરે કારણોને લઈને ઉપલી ગ્રંથિઓ હવે એનામાં અંધ ને જુસ્સાદાર મતાગ્રહના રૂપમાં પલટાઈ ગઈ લાગે છે. અને એમ લાગે છે કે તિરસ્કારવૃત્તિ મારફત જ જાણે એની પૅરેનૉઈડ ગ્રંથિ આવિષ્કાર પામે છે. હવે એ સત્તામાં આવેલો હોવાથી આ ગ્રંથિ એને યહૂદી પ્રત્યે અમાનુષી અત્યાચાર પ્રત્યે, પુસ્તકો બળાવી નાંખવામાં અને પોતાના વિરોધીઓને કન્સેન્ટ્રેશન કેદખાનામાં અસહ્ય યાતનાઓ પમાડવા તરફ લઈ જાય છે. એનો કુંઠિત અને વિકૃત અહં ઇતિહાસની અવગણના કરે છે, જ્ઞાન અને વિદ્યાવિકાસને દેશવટો આપે છે, સ્ત્રીઓને એના વિગ્રહીકાર્ય માટે માણસો પૂરાં પાડનારું ગુલામપ્રાણી ગણે છે, ધર્મને નાબૂદ કરાવે છે, બીજાં રાષ્ટ્રો ને આદર્શો ને સિદ્ધાંતોની વિડંબના કરે છે, અને બધા વિરોધોની સાફસૂફી ને નાબૂદી કરે છે. સત્તા-સ્થિત હિટલરે બહાર પાડેલાં હુકમનામાંઓ ને ડિક્રીઓ, માનસશાસ્ત્રીઓ માટે ' પૅરેનૉઈઆ ' મનોરોગના આબાદ નમૂના તરીકે કામ આવશે."

ઈટાલિયન માંધાતા મુસોલિની અને રશિયાના લોખંડી વડા તરફ આ માનસશાસ્ત્રી નરમાશનો પક્ષપાત બતાવે છે. એમને એ છેલ્લે પાટલે બેઠેલા અસમધારણ માણસો નથી માનતો. આમ છતાં એ જણાવે છેઃ " જો ઈટાલિયન અને રશિયન સરમુખત્યારો છે એના

કરતાં વધારે સમધારણ–normal–માણસો હોત તો છેલ્લાં વરસોનો જગતનો ઈતિહાસ ઘણો જુદો હોત. એક માનસશાસ્ત્રી તરીકે હું જૉન ગંથરના અનુમાન સાથે મળતો થાઉં છું કે ' બધા જ સરમુખત્યારો .અસમધારણ–abnormal–હોય છે. આ વિધાન સત્ય સિદ્ધાંત તરીકે સ્વીકારી શકાય ' કારણ કે ' સમધારણ મનુષ્યોની ધૃષ્ટતા એમના જેટલી ભારે ને પ્રચૂર જવાબદારી સ્વીકારવા તૈયાર થાય એટલી બધી નથી હોતી.'

આગળ ચાલતાં મુસોલિની વિશે એ જણાવે છે કે બીજા કોઈ ઉન્માદી આવેગનો માર્યો મુસોલિની જે કરે છે એના કરતાં એ પોતાની વિચારપૂર્વક ને શાંત મને નક્કી કરેલ વૃત્તિનો ધકેલ્યો વધારે ધસડાય છે. એમિલ લડવીગને એણે કહ્યું હતું કે ' જેમ સિંહ પોતાના પંજાથી શિકારને શરીરે ઉઝરડા ભરે છે તેમ મારે મારી ઈચ્છાશક્તિથી ઇતિહાસને પાને મારા આંક પાડવા છે.' એને બણગાંબાજીમાં ભારે સંતોષ મળે છે. સીઝર અને નેપોલિયનની માફક મનુષ્યોને દંગ કરી નાંખે એવા દાવ ખેલવાનું એને બહુ ગમે છે. એણે પોતે, પોતાની અહંવૃત્તિનો સંતોષ, અને માનવસ્વાતંત્ર્યના લાભો એ બંને વચ્ચે ઈરાદાપૂર્વક પોતાની પસંદગી કરી લીધી છે.

સ્ટૅલિનની મીમાંસા કરતાં લેખક જણાવે છે : " વર્તમાન સરમુખત્યારોની જમાતમાં સ્ટૅલિન ખસૂસપણે સૌથી વધારે સમધારણ છે. વૈયક્તિક વર્તાવમાં એ બહુ શાંત છે, અને એ વિનોદવૃત્તિ પણ ધરાવે છે. એ શક્તિશાળી માણસ છે ને સાથોસાથ ઐતિહાસિક પરિબળોનું એને ભાન છે. એની પ્રતિભા ઘણી બાબતોમાં માયાવી લાગે છે.

હિટલર અને મુસોલિનીની માફક, સ્ટૅલિને જે રાજ્યસત્તા આજે એના હાથ હેઠળ છે એનું સર્જન નથી કર્યું. ઊલટું, મરી જતા લેનિને એના અનુયાયીઓને સ્ટૅલિન વિરુદ્ધ ચેતાવ્યા હતા કે એની રીતો રશિયાના તંત્ર માટે ભયરૂપ ને હિંસક હતી. આમ છતાં લેનિન પછી એ સરમુખત્યાર થઈ શક્યો. બહુ જ મુશ્કેલ ક્રાંતિકારી પરિસ્થિતિમાંથી, વ્યવસ્થા કરવાની અને વીગતો ઉપર ભારે કાબૂ મેળવવાની પોતાની અપરાજેય શક્તિ ને સામર્થ્યથી સ્ટૅલિને પોતાનો માર્ગ ઢૂંઢી લીધો છે.

સ્ટૅલિનનું મનોબંધારણ એકાંતસેવી લાગે છે. એ ભાગ્યે જ ભાષણો કરે છે, રાજપુરુષોને મુલાકાત આપે છે કે પત્રકારો સાથે વાતચીત કરે છે. અરે, એટલું જ નહિ પરંતુ મૉસ્કો આર્ટ થિયેટરના પ્રયોગો ને સમારંભો વેળા એ પોતાનાં બૉક્સમાં પડદા પાછળ એકલો બેસે છે. એની બધી રીતો છૂપી, ગહન ને અટપટી હોય છે. કોઈ એને પામી શકતું નથી."

## ( ૨ ) પ્રાંતિક સરકારો, સાવધાન !

**લખનૌના** મહાસભાવાદી અંગ્રેજી દૈનિક 'નૅશનલ હૅરોલ્ડ'માં ' પ્રાંતિક સરકારો, સાવધાન !' એ શીર્ષક હેઠળ તાજેતરમાં પંડિત નહેરુ લેખ લખતાં જણાવે છે કે: " એમને માટે વરસભરમાં વ્યવસાયથી ખીચોખીચ ભરેલો આ મહિનો ( માર્ચ–એપ્રિલ ) હોય છે.

બજેટો રચાય છે, એના ઉપર ટીકાઓ વરસે છે અને જ્યાં એ બજેટો, સ્થાપિત હિત-સંબંધોને સારી રીતે સ્પર્શતાં હોય છે ત્યાં એ હિતો સાથે લાગતાવળગતાઓ હૈયાની ગુસ્સાભરી હાયવરાળ ને બૂમોથી વાતાવરણ ધમધમાવી મૂકે છે. આપણા પ્રધાનો બિચારા કાળજાતૂટ ઝડેમત ઉઠાવે છે ને આરામ વિના મોડી રાતો ખેંચે છે ને એ કામમાં એમની જાત ઘસી નાંખે છે."

આગળ ચાલતાં પ્રધાનપદાં માટે મથનારા ને જુગુપ્સાજનક ચાલબાજી કરનારાઓની ટીકા કરતાં પંડિતજી એમની સ્નિગ્ધ પ્રાસાદિક મનોરંજક શૈલીમાં જણાવે છે કે કેટલાક પ્રધાનોની એમના સ્થાન પ્રત્યે અદેખાઈ કરે છે ને કેટલાક એમની જગ્યાએ ચડી બેસવા બાજીઓ રમે છે. પણ જેઓ એમના અને એમના કાર્યના નિકટ પરિચયમાં આવ્યા છે તેમને બરાબર માલૂમ પડે છે કે એમની જગ્યા ભાગ્યે જ લેવા જેવી છે અને એમની ગરદન દબાવી નાંખતી જવાબદારી સ્વીકારવા જેવી લાગે. પ્રધાનો સાચી દિલચસ્પીથી ને વફાદાર તમન્નાથી દેશને માટે વૈતરું ઉખેડી રહ્યા છે. પણ જે સફળતાની આપણે એમની પાસેથી અપેક્ષા રાખી હતી એ ન સાંપડી હોય તો વાંક એમનો નથી. એને સારુ એમને ટપકારવા ખડા થવું એ બરાબર નથી.

પણ પંડિતજીને કોંગ્રેસ પ્રધાનમંડળોથી ચેન પડતું નથી. એમનું મન ઊંચે ઊડે છે, એમની નજર વિશાળ સમસ્યાનો, ઘેરાઈ રહેલાં ને ગાઢાં થતાં આવરણોનો તાગ કાઢવા ને ઉકેલ આણવા મંથન અનુભવે છે. એથી એઓ કહે છે :

"એમ કહેવાય છે કે પ્રાંતિક સ્વરાજ્ય બહુ ઝડપથી એની બધી શક્યતાઓ ખલાસ કરી રહ્યું છે. અને રાષ્ટ્રીય ને આંતરરાષ્ટ્રીય બાજુએ લાંબું પગલું આગળ ભરવાનો સમય આવી લાગ્યો છે. જો આપણા પ્રધાનો, ને પ્રાંતિક સરકારો ને મહાસભાની દીર્ઘ સંસ્થાઓ બાહ્ય પરિસ્થિતિમાં અને આપણા લોકમાનસમાં થતો ને થયેલ ફેરફાર કળી શકે ને એઓ પોતાને એમની લાઈનમાં રાખી શકે તો સારું. નહિ તો એઓ એમનો કાબૂ ગુમાવી બેસવાના, જેથી એમની અસર પણ છેલ્લે ગુમાવી બેસશે. વિષમ સમસ્યાઓનો ઉકેલ ઠેલ્યે રાખવાની નીતિથી કોઈ જબરા પ્રશ્નો ક્રાંતિયુગમાં ઉકેલી શકાતા નથી.

આગળ ચાલતાં દેશમાં ને પરદેશમાં વધતી જતી વ્યવસ્થિત ગુંડાગીરીનો એઓ ઉલ્લેખ કરે છે, ને જણાવે છે કે કોમી મરકીની ગુંડાગીરી આપણાં મનને ભરી દે છે. ખૂન અને હિંસા જ્યાં ત્યાં ફાટી નીકળી છે ને આપણી સુંદર ને રળિયામણી ભૂમિને કલુષિત કરી રહી છે.

"આપણા પ્રશ્નો વિકટ છે. પણ આજનો મહાપ્રશ્ન–વિરાટ સમસ્યા જેના અંધાર-ઘેરા ઓછાયા બધાને છાવરી વળી ઘેરા કરી મૂકે છે તે તો આંતરરાષ્ટ્રીય મામલાઓમાં ગુંડાગીરીનો ઉગમ ને એનો વિજય છે. યુરોપમાં ને બધે અજવાળાં ઝાંખાં થાય છે ને ઊતરી રહેલાં કાળઅંધારામાં સ્વાતંત્ર્યની કતલ ચાલી રહી છે. પાશવી હિંસાનું રાજ જામી રહ્યું છે."

ફાસિવાદ ને નાત્સીવાદની વિગ્રહી કૂચો એમને થથરાવી રહી છે, અને એઓ જણાવે છે કે તરવારીરાજ, જે સ્વતંત્રતા ને લોકશાસનને હણે છે ને સંસ્કૃતિ ને સંસ્કારિતાનો અંતઃઆણે છે એવું તરવારીરાજ આજે ફાળ ભરી રહ્યું છે.

હિંદુસ્તાનમાં આ ભયાનક ઘટનાપ્રવાહોના પ્રત્યાઘાતની ચર્ચા કરતાં પંડિતજી જણાવે છે કેઃ "આપણે તાજા બનાવો નહિ ભૂલીએ. યુરોપની વર્તમાન કટોકટીના જનક હિટલર-મુસોલિનીની ઘાતકી જમાત નથી. અંતતઃ આ આખી દુર્ઘટના બ્રિટિશ પરદેશનીતિ, જેને ફ્રેંચ નીતિનો ટેકો મળ્યો છે એનું પરિણામ છે. આજે ફાસિવાદ સામે લોકશાસનના મોરચા ખડા કરવાની વાતો ફ્રાન્સ–બ્રિટન કરી રહ્યાં છે. પણ આપણે એ રખે ભૂલીએ કે ફ્રાન્સ–બ્રિટનની ડેમોક્રસી સાથે ફાસિઝમ સામે મોરચો ખડો કરી શકાય એમ નથી. પણ એ ડેમોક્રેસીએજ ફાસિઝમ અને નાત્સીઝમને પાળ્યો પોષ્યો છે ને મોટો કર્યો છે, એણે જ સ્પેનિશ રીપબ્લિક ને ઝેકોસ્લોવેકિયાની ખતમગીરીનાં આંક માંડ્યા છે. આ બધાને માટે અને યુરોપના આજના વાંકા રહતે માટે જો કોઈ બીજા એક માણસના કરતાં વધારે જવાબદાર હોય તો તે નેવિલ ચેમ્બરલેઈન અને એની નીતિ છે.

આજે ઉંબરે ઊભેલા ને માથે ઝઝૂમતા ભયાનક ભયો હજી પણ એ ચૅમ્બરલેઇન એની મ્યુનિચની નીતિ વિસરાવી શક્તા નથી, તેમ એના ફાસિસ્ટ મગજનાં અંધરાંને અજવાળતા નથી."

હિંદ આગામી દાવાનળમાં શું કરશે એની ચર્ચા કરતાં પંડિતજી સ્પષ્ટ કરે છે કે "સામ્રાજ્યવાદી નાગચૂડમાં સપડાયેલ હિંદ, લોકશાસનનો બચાવ એના પોતાના દેશમાં એ સ્થાપવાની લડત અને કડેધડે સામ્રાજ્યવાદનો સક્રીય વિરોધ કરીને જ કરી શકે. આપણે કંઈ સાટાં કરવાં નથી. જુદા જ ને ઉચ્ચતર નૈતિક સિદ્ધાંતો ઉપર નભતું આપણું રાજકારણ છે. આપણે તો ભારતના દરજ્જાને લાજમ અને હિંદી સ્વાતંત્ર્યને સંગત રીતે જ આપણી નીતિ નક્કી કરીશું. માથા ઉપર ખખડતા વિગ્રહી ભયને બરોબર સમજી પીછાણીને આજે પણ આપણે જગતને સ્વાતંત્ર્ય ને લોકશાસનના રક્ષણકાર્યમાં સહકાર કરવા તૈયાર છીએ. પણ એ સહકાર, મુક્ત પ્રજાનો હોય, ગુલામો તરીકેનો ન હોઈ શકે. અમે અમારી તાત્કાળિક મુક્તિ ને આત્મનિર્ણય માગીએ છીએ.

"પ્રાંતિક સરકારો, બૃહદ્ જગતના ભારે બનાવોને નહિ ભૂલી શકે. જે મર્મસ્પર્શી નાટ્યાંકો જગત ઉપર ખેલાય છે ને જેઓ પરિસ્થિતિ ને ધરતીની સૂરત બદલી રહ્યા છે એમાં એમણે પણ પોતાનો પાઠ ભજવવા તૈયાર રહેવાનું છે."

## ( ૩ ) અહિંસા : તવારીખની એરણ ઉપર

માર્ચ માસના 'ઇન્ડિયન રિવ્યૂ'માં 'સોસ્યાલિઝમ ઍન્ડ ધ ઇન્ડિયન આઇડિયલ' નામના એક લેખમાં, માર્ક્સવાદ, ગાંધીવાદ, શાસ્ત્રીય સમાજવાદ, વર્ગવિગ્રહ ને અહિંસા ઉપરાંત આપણા આધુનિક પ્રશ્નોની ટૂંકી પણ રસિક સમાલોચના કરતાં એના લેખક છેવટમાં જણાવે છેઃ

"અહિંસા આજે ઇતિહાસની એરણ ઉપર ચડી છે. ગાંધીજીએ અહિંસાજનિત બૃહદતર સમસ્યાને જગતમતને આંગણે મૂકી છે. છેક હમણાં સુધી અહિંસા, મર્યાદિત ને વ્યક્તિગત શસ્ત્રશાસ્ત્ર ગણાતું હતું. એ કૌટુમ્બિક ઝઘડાઓના નિરાકરણ પૂરતું કેન્દ્રિત થયેલ તત્ત્વ હતું. પણ ગાંધીજીએ આ અહિંસાને સામાજિક ક્ષેત્ર ઉપર ચડાવી દીધી છે. ગાંધીજીના શિલ્પી હાથે એણે પોતાની વૈયક્તિક, કૌટુમ્બિક ને સ્થાનિક લાક્ષણિકતાની સીમા તોડી નાખી છે ને સામાજિક વિગ્રહોના નિવારણના સમાજવિશાળ સ્થાને પહોંચી ગઈ છે. નાત, જાત, ધર્મ, કર્મનાં બંધનો તોડીને એ સામાજિક શસ્ત્ર બની ગઈ છે. ગાંધીજીને મતે તો અહિંસા બ્રહ્માંડની સીમામર્યાદાઓ ( જો હોય તો ) જેટલી વ્યાપક છે.

આપણે અહિંસાસાધનના પ્રયોગોમાંથી નિપજેલ અનુભવોને જો નહિ સંઘરીએ તો એ ભૂલભર્યું ગણાશે. પણ સાથે સાથે એની મર્યાદાનું સાચું આકલન પણ જો ( લાગણીવશતાને કારણે ) નહિ કરી શકીએ તો એ મૂર્ખાઈ ગણાશે. માર્ક્સવાદે માનવસ્વભાવનાં અટપટાં ગૂંચળાં ચીંધ્યાં છે ને એમાંથી રસ્તો બતાવ્યો છે. લેનિને એના ગુરુના અમૂલ્ય અનુભવવારસાના શિક્ષણમાં ઉમેરો કર્યો. ડૉ. ડચ કહે છે એ પ્રમાણે “ જે હેતુઓ માનવ વર્તણૂંકને ક્રિયાશીલતા આપે છે એ હેતુઓનું સ્વભાવ પરિવર્તન–કાયાપલટ- કરવી ” એ પ્રશ્ન હાલની સામાજિક વ્યવસ્થાને ઉખાડી નાખ્યા પછી લોકોની સામે આવીને ખડો થવો રહ્યો. તમને ફાવે તો એ કાયાપલટને તમે બૌદ્ધિક ક્રાન્તિ કહો કે ચેતનાની જાગૃતિ કહો, પણ મને એ શંકા નથી કે એની સત્યશોધનપ્રવૃત્તિની કૂચમાં માનવી એક પછી એક પાછલા દાખલાઓને વટાવતો, માનવહૃદયને જે ઉદાત્ત સ્વપ્ન–જ્યાં બધા ઝઘડા, બધી વિસંવાદિતાઓનો અભાવ છે—તરફ ચાલ્યો જાય છે. આમ અહિંસા એ માનવજાતિનું કાયમી આકર્ષણબિંદુ રહ્યું છે ને સમાજવાદીઓ એને અવગણતા–ભૂલતા નથી. વિગ્રહની ટૅકનિક તરીકે તો એ અકલ્પ્ય શક્યતાઓને ઉઘાડી રહી છે. શ્રમજીવીવર્ગનું પગલું જુઓ. શું એ જંગલના કાયદાને સ્થાને પ્રેમના કાનૂનને સ્થાપવાના સંગઠિત પ્રયત્નરૂપ નથી ? સામુદાયિક સાટાં, શું છે ? તકરારોના શાંતિ ને સમાધાનકારક નિવેડાની એ રીતો નથી ? હડતાળ. એ શું છે ? ઘર્ષણ, ઝઘડાની એ વધુ દયાળુ રીત નથી ? સમાજવાદનો ઇતિહાસ, એ લોખંડી શસ્ત્રોનો આસરો લીધા વિના, એમની જાતને પ્રસ્થાપિત કરવાના માનવસમુદાયના જારી પ્રયત્નની એક લાંબી કથા છે. જનતા જ શાંતિની ધ્વજવાહક રહી છે, કારણ કે વિગ્રહોમાં એનું લોહી રેડાય છે, એ તોપોનાં મોં ભરે છે. અને આથી વિગ્રહની ટૅકનિકની તવારીખમાં એમની રીતથી ગાંધીજી એમના શસ્ત્રથી જે છેલ્લામાં છેલ્લું પ્રકરણ લખી રહ્યા છે એ આમજનતાને માટે તો એમની નિરાશાજનક ને દુઃખદ મુક્તિકથામાં અમૂલ્ય બોધપાઠ રૂપ છે.

## ( ૪ ) આર્ય સંસ્કૃતિનું મૂળ લક્ષણ

‘ ધી ઈન્ડિયન વર્લ્ડ ’ માસિકના ફેબ્રુઆરી અંકમાં આર્ય સંસ્કૃતિ–સંસ્કારિતાનાં મૂળતત્ત્વોની સમીક્ષા કરતાં શ્રી. કનૈયાલાલ મુનશી એવું બતાવવા પ્રયત્ન કરે છે કે આર્યન સંસ્કૃતિનાં પ્રથમ ને તાત્ત્વિક લક્ષણ પ્રમાણે “ પૈતૃક સત્તા હેઠળ કૌટુંબિક જીવન રચાયું હતું અને એના આનુષંગિક તરીકે નારીત્વની શુદ્ધિ જાળવવાનું સખત નિયમન રાખવામાં આવ્યું હતું. આનો હેતુ એ હતો કે એથી જાતિની પણ નિર્ભેળ શુદ્ધતા જાળવી રખાય.”

કુટુંબ વ્યવસ્થાની આ સમધારણ ને સ્વાભાવિક સંસ્થાને આર્યન સંસ્કૃતિએ ભારે મહત્ત્વ આપ્યું છે. કારણ કે સમાજવ્યવસ્થાનું એ એકમ હોવાથી એની મજબૂતી ઉપર સમાજશક્તિ, શુદ્ધિ ને સામર્થ્ય ટકે છે. આ માટે શ્રી. મુનશીને મતે આર્ય સંસ્કૃતિએ કુટુંબસંસ્થાને ટકાવી રાખવા માટે નીચેના આગ્રહો અનિવાર્ય માન્યા છેઃ

અ કુટુંબમાં પિતાની સર્વોપરિતા ટકાવી રાખવા માટે એના પ્રત્યે માનદૃષ્ટિ હોવી જોઈએ એટલું જ નહિ પણ કુટુંબના નર પૂર્વજોની કેટલીયે પેઢી પ્રત્યે લાગણીજન્ય માનવૃત્તિ પણ પેદા કરવી જોઈએ એમ માનવું.

બ માતા ( અહીં ગૃહિણી )ની પિતા ( પતિ ) સાથેની સંપૂર્ણ એકરૂપતા અબાધિતપણે ટકાવી રાખવામાં આવતી. આ એકરૂપતા અપરિહાર્ય ગણાતી.

રોમ, ગ્રીસ વગેરે ઘણા દેશોમાં પૈતૃક સર્વોપરિતાનો પ્રથમ નિયમ સ્વીકારવામાં આવ્યો હતો પરંતુ હિંદમાં ઉપલા બંને નિયમોના ખ્યાલોને સ્વીકારવામાં આવ્યા હોવા ઉપરાંત ધાર્મિક વિધિ, કર્મકાંડો, રૂઢિઓ–માન્યતાઓ ને વિધાનોમાં ખુંપાવી દેવામાં આવ્યા હતા આર્ય સંસ્કૃતિનું બીજું તાત્વિક લક્ષણ એમને મતે એ છે કે આખા સમાજમાં સર્વ વર્ગોનો અન્યોન્યાશ્રય એમાં વણી લેવામાં આવ્યો હતો. આ વર્ગોને પછી એમનાં કાર્યો–functions–પ્રમાણે વહેંચી નાખવામાં આવ્યા. આ વર્ગો–વર્ણો–ના આ પ્રમાણે મુખ્ય ચાર ભાગ આર્ય સંસ્કૃતિના વિધાયકોએ પાડ્યા હતા :

૧ સર્જક, ચિંતક, બુદ્ધિવાદી ને આદર્શવાદી વર્ણ. બ્રાહ્મણોનો વર્ણ.

૨ સમાજનું નિયમન, સંગઠનને અમલમાં મૂકાવનાર ને એને ટકાવવામાં રક્ષણ કરનાર વર્ગ. રાજકર્તા ક્ષત્રિયોનો વર્ણ.

૩ વાણિજ્યને ઉત્પાદન કરનાર કૃષિકાર ને વણિક વર્ણ.

૪ અને જે વર્ગો સમાજની પ્રાથમિક જરૂરિયાતોની સેવા પૂરી પાડે છે એવાઓનો વર્ણ.

સમાજવ્યવસ્થા ને સંગઠન આ ખ્યાલને અપ્રાદેશિકપણે લાગુ પાડવાનો ખ્યાલ હતો. એટલે કે સર્વદેશે સમાજમાં આ વ્યવસ્થા હોવી આર્ય સંસ્કૃતિએ ઇષ્ટ માની છે. એકે એક વ્યક્તિને સ્વધર્મ સાથે જન્મેલ ગણવામાં આવતી.

આમાંથી વર્ણાશ્રમધર્મ કે વ્યવસ્થાનો ખ્યાલ ઊભો થયો. વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે સમાજના બધા વર્ણોને પરસ્પરાવલંબી અને સમાજ સમસ્તને સતત સામંજસ્ય અનુભવતા કલ્પવામાં આવ્યા છે.

સમાજને, એક ધર્મપ્રેરિત ને ચાતુર્વર્ણ્યમંડિત વ્યવસ્થાને સાતત્ય ને ચિરકાળપણું આપનાર તત્ત્વ ગણવામાં આવ્યો છે.

## ( ૫ ) રશિયામાં મજૂરો ને માતાઓ

**મંથલી** 'લેબર રિવ્યૂ'માં સોવિયેટ રશિયામાં સરકાર તરફથી રાષ્ટ્રોપકારક ખાતાંઓમાં કેટલી બેહદ છૂટથી નાણાં ખરચવામાં આવે છે એનો હેવાલ આપવામાં આવ્યો છે. મજૂરોની સ્થિતિમાં ત્યાં વરસોવરસ કેટલો ભારી વિકાસ થતો જાય છે, માતાઓ ને બાળકો ત્યાં કેટલો આદર પામે છે ને એમનું સ્થાન કેટલું ઊંચું છે ને એમની સરકાર એમની કેટલી દરકાર રાખે છે એ ઉપરથી જોઈ શકાય છે. મંથલી 'લેબર રિવ્યૂ' માંના નીચેના કેટલાક આંકડાઓ વસ્તુ સ્પષ્ટ કરે છે.

"મજૂર સંઘોનાં આરોગ્યભવનો–સેનેટોરિયા–ની સંખ્યા ૧૯૩૩ થી ૧૯૩૭ સુધીમાં ૯૪ થી ૨૧૬ જેટલી થઈ એમનાં આરામગૃહો ૩૦૫થી વધીને ૬૨૧ થયાં. ૧૯૩૬માં ૪૧૩૫૦૦ માણસો ખાસ દવાદારૂ માટે આરોગ્યભવનોમાં મોકલવામાં આવ્યાં હતાં અને ૧૫૦૦૦૦૦ વીમાવાળાં કામદારોએ એમની વેકેશનો આરામગૃહોમાં ગાળી હતી ! ૧૯૨૮ થી ૧૯૩૨ના પાંચ વરસ દરમિયાન ૨૨૬૦૦૦,૦૦૦ રૂબલોનો સોસ્યલ ઈન્સ્યોરન્સ ફંડમાંથી, નવાં આરામગૃહો ને આરોગ્યભવનો બાંધવા પાછળ ખરચ કરવામાં આવ્યો હતો.' ૧૯૩૬માં એ ખાતે એ ફંડમાંથી ૫૦૦,૦૦૦,૦૦૦ રૂબલથી પણ વધારે ખર્ચ થયો હતો.

માંદગી વગેરેના વીમા ધરાવનાર માણસોની સંખ્યા ને એ ખાતે એમના જમા થયેલ રૂબલો (૧૯૨૬ થી ૧૯૩૭ સુધીમાં..) નીચે પ્રમાણે આપવામાં આવ્યા છેઃ

| | ઈન્સ્યોર્ડ માણસો | એમનું એકંદર ભંડોળ |
|---|---|---|
| ૧૯૨૬ | ૮૧૮૬૦૦૦ | ૭૦૩ ૪૦૦ ૦૦૦ |
| ૧૯૨૭ | ૯૦૩૦૦૦૦ | ૯૨૩ ૨૦૦ ૦૦૦ |
| ૧૯૨૮ | ૯૮૬૫૪૦૦ | ૧૦૫૦ ૨૦૦ ૦૦૦ |
| ૧૯૨૯ | ૧૦૯૩૨૨૦૦ | ૧૫૨૮ ૯૦૦ ૦૦૦ |
| ૧૯૩૦ | ૧૩૪૬૯૭૦૦ | ૧૬૬૦ ૬૦૦ ૦૦૦ |
| ૧૯૩૧ | ૧૭૬૫૮૪૦૦ | ૨૮૪૯ ૫૦૦ ૦૦૦ |
| ૧૯૩૨ | ૨૨૩૮૫૩૦૦ | ૪૪૦૦ ૦૦૦ ૦૦૦ |
| ૧૯૩૩ | ૨૨૧૫૬૩૦૦ | ૪૭૯૪ ૮૦૦ ૦૦૦ |
| ૧૯૩૪ | ૨૩૯૩૪૬૦૦ | ૫૮૫૯ ૮૦૦ ૦૦૦ |
| ૧૯૩૫ | ૨૪૯૪૮૭૦૦ | ૭૧૫૭ ૦૦૦ ૦૦૦ |
| ૧૯૩૬ | ૨૫૬૩૦૦૦૦ | ૮૩૮૦ ૦૦૦ ૦૯૦ |
| ૧૯૩૭ | ........ | ૫૨૯૨ ૦૦૦ ૦૦૦ |

સોવિયેટ રશિયામાં સોશ્યલ ઈન્સ્યોરંસ ભંડોળમાંથી પ્રસૂતીઓના ફાયદાને અંગે જુદાં જુદાં કાર્યો પાછળ થતો ખર્ચ (હજાર રૂબલમાં):

| | સૂવાવડ અંગે માતાઓને રોકડ | રોજનો દર દરમાય | નર્સિંગ અંગે | પરચૂરણ |
|---|---|---|---|---|
| ૧૯૩૧ | ૫૮૬૦૦ | ૨·૫૯ | ૫૨૦૦૦ | ૬૬૦૦ |
| ૧૯૩૨ | ૮૧૭૦૦ | ૨·૮૬ | ૭૦૧૦૦ | ૧૪૪૦૦ |
| ૧૯૩૩ | ૮૩૭૦૦ | ૩·૪૩ | ૬૩૫૦૦ | ૩૫૪૦૦ |
| ૧૯૩૪ | ૧૧૦૨૦૦ | ૩·૯૩ | ૫૭૬૦૦ | ૫૩૪૦૦ |
| ૧૯૩૫ | ૨૧૩૫૦૦ | ૪·૬૯ | ૮૩૩૦૦ | ૮૦૫૦૦ |
| ૧૯૩૬ | ૩૭૬૩૦૦ | ૫·૬૫ | ૧૪૮૩૦૦ | ૧૧૨૬૦૦ |
| ૧૯૩૭ | ૮૨૨૦૦૦ | ૭·૨૬ | ૩૨૩૦૦૦ | ૨૦૮૧૦૦ |

## (૬) લશ્કરી સત્તાનું સરવૈયું*

| | હવાઈ જહાજો | લશ્કરી અનામત | ઉત્પાદન શક્તિ | હવાઈ કાફલો | નૌકાબળ ટનમાં | સ્ટેન્ડિંગ લશ્કર | લશ્કરી અનામત |
|---|---|---|---|---|---|---|---|
| યુ. એસ. એ. | ૨૦૦૦ | ૪૦૦૦ | ૪૦૦૦૦ | ૧૬૨૦૦૦૦ | ૧૭૫૦૦૦ | ૩૦૦૦૦૦ |
| બ્રિટન | ૩૦૦૦ | ૬૦૦૦ | ૬૦૦૦૦ | ૧૯૦૪૦૦૦ | ૨૧૭૦૦૦ | ૨૫૦૦૦૦ |
| ફ્રાન્સ | ૨૨૦૦ | ૩૦૦૦ | ૬૦૦૦૦ | ૭૮૫૦૦૦ | ૭૦૦૦૦૦ | ૬૦૦૦૦૦૦ |
| જર્મની | ૭૦૦૦ | ૧૦૦૦૦ | ૨૦૦૦૦૦ | ૪૬૫૦૦૦ | ૧૦૦૦૦૦૦ | ૫૦૦૦૦૦૦ |
| ઈટલી | ૩૨૦૦ | ૬૦૦૦ | ૧૨૦૦૦૦ | ૬૭૦૦૦૦ | ૩૦૦૦૦૦ | ૬૫૦૦૦૦૦ |
| જાપાન | ૨૮૦૦ | ૩૦૦૦ | ૫૦૦૦૦ | ૧૧૨૦૦૦૦ | ૧૨૫૦૦૦૦ | ૩૦૦૦૦૦૦ |

### સત્તાતુલા—Balance of Power

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| જર્મન-ઈટલી-જાપાન | ૧૩૦૦૦ | ૧૯૦૦૦ | ૩૭૦૦૦૦ | ૨૨૫૫૦૦૦ | ૨૨૫૫૦૦૦ | ૧૪૫૦૦૦૦૦ |
| લોકશાસનવાદી દેશો | ૭૨૦૦ | ૧૩૦૦૦ | ૧૬૦૦૦ | ૪૩૦૯૦૦૦ | ૧૦૯૨૦૦૦ | ૬૫૫૦૦૦૦૦ |
| સોવિયેટ રશિયા | ૬૦૦૦ | ૪૦૦૦ | ૧૫૦૦૦૦ | ૩૧૫૦૦૦ | ૧૩૦૦૦૦૦ | ૮૦૦૦૦૦૦ |

* મહારાજ્યોની લશ્કરી તાકાતની સ્થિતિ ઉપર પ્રમાણે આ વર્ષની શરૂઆતમાં હતી. આ વરસે ભયંકર લશ્કરી હરીફાઈને કારણે એમાં ઝડપી ફેરફારો થયા છે.

—∞—

# મહત્ત્વના આંકડા

ઇન્ડિયન કોટન ટેક્ષટાઇલ ઇન્ડસ્ટ્રી ૧૯૩૮ના વાર્ષિક હેવાલમાં શ્રી. એમ. પી. ગાંધી કેટલાક રસિક આંકડાઓ નીચે પ્રમાણે આપે છે:

## મિલકાપડનું ઉત્પાદન

[ દસ લાખ વારમાં ]

| | ગ્રીરડ | કલર્ડ પીસગૂડઝ | કુલ પેદાશ |
|---|---|---|---|
| ૧૯૨૬–૨૭ | ૧૫૭૭·૨ | ૬૮૧·૫ | ૨૨૫૮·૭ |
| ૨૭–૨૮ | ૧૬૭૫·૦ | ૬૮૧·૬ | ૨૩૫૬·૬ |
| ૨૮–૨૯ | ૧૪૦૯·૬ | ૪૮૩·૭ | ૧૮૯૩·૩ |
| ૨૯–૩૦ | ૧૮૧૪·૯ | ૬૦૪·૧ | ૨૪૧૯·૦ |
| ૩૦–૩૧ | ૨૦૦૩·૫ | ૫૫૭·૬ | ૨૫૬૧·૧ |
| ૩૧–૩૨ | ૨૩૧૧·૧ | ૬૭૮·૮ | ૨૯૮૯·૯ |
| ૩૨–૩૩ | ૨૪૨૩·૩ | ૭૪૬·૯ | ૩૧૭૦·૨ |
| ૩૩–૩૪ | ૨૨૬૫·૧ | ૬૮૦·૧ | ૨૯૪૫·૨ |
| ૩૪–૩૫ | ૨૬૪૧·૬ | ૭૫૫·૮ | ૩૩૯૭·૪ |
| ૩૫–૩૬ | ૨૭૭૩·૪ | ૭૯૭·૮ | ૩૫૭૧·૩ |
| ૩૬–૩૭ | ૨૭૬૧·૭ | ૮૧૦·૨ | ૩૫૭૧·૯ |
| ૩૭–૩૮(એ.થી.ડીસે) | ૨૩૫૪૪·૦ | ૬૭૬·૧ | ૩૦૩૦·૨ |

ઉપલા આંકડાની સમીક્ષા કરતાં એઓ જણાવે છે કે પીસગૂડ્ઝના કુલ ઉત્પાદનમાં ૧૯૨૬–૨૭ થી ૧૯૩૭–૩૮ સુધીમાં ૮૦ ૦/૦ થી પણ વધારે વધારો થયો છે. હિંદી સ્વદેશી મિલ ઉદ્યોગને માટે આ ઓછું ન ગણાય.

આની સીધી અસર પરદેશી કાપડની આયાત ઉપર પડી છે. એના આંકડા એઓ આપે છે:

## પીસગૂડ્ઝની આયાતના આંકડા (દસ લાખ વારમાં)

| ૧૯૩૨–૩૩ | ૩૩–૩૪ | ૩૪–૩૫ | ૩૫–૩૬ | ૩૬–૩૭ | ૧૯૩૭–૩૮ |
|---|---|---|---|---|---|
| ૧૧૯૭ | ૭૬૦ | ૯૪૩ | ૯૪૬ | ૭૬૪ | ૫૯૦ |

મિલકાપડનું ઉત્પાદન વધતું ગયું છે. પણ જગતની મંદીની અસર ને વસ્તુની કિંમતના ઘટાડાની અસરને કારણે મિલકાપડની કિંમત પણ ઘટતી રહી છે. શ્રી. ગાંધી નીચેના આંકડાથી એ બતાવે છે:

## હિંદી મિલકાપડની દર વારે સરેરાશ કિંમત (આનામાં)

| | | | |
|---|---|---|---|
| ૧૯૨૯–૩૦ | ૩·૮૧ | ૧૯૩૦–૩૧ | ૩·૧૫ |
| ૧૯૩૧–૩૨ | ૨·૮૭ | ૧૯૩૨–૩૩ | ૨·૭૭ |
| ૧૯૩૩–૩૪ | ૨·૬૪ | ૧૯૩૪–૩૫ | ૨·૬૬ |
| ૧૯૩૫–૩૬ | ૨·૫૫ | ૧૯૩૬–૩૭ | ૨·૪૮ |

મિલઉદ્યોગ હિંદમાં સ્વદેશી ભાવનાના વર્તમાન વિકાસને કારણે ફાલતો ઉદ્યોગ છે. સ્વદેશીનાં મોજાં સાથેસાથ એ ઉદ્યોગમાં પ્રગતિનાં આશાસ્પદ પગરણ શરૂ થાય છે. હિંદમાં એનો છેલ્લા બે દાયકામાં કેવી રીતે વિકાસ થયો ને મિલઉદ્યોગનાં બે પ્રધાન કેન્દ્રો, મુંબઈ ને અમદાવાદનો એમાં શો ભાગ છે તે શ્રી. ગાંધી નીચેના આંકડાથી બતાવે છે:

| | મિલસંખ્યાના ટકા | | | | સૂતર ઉત્પાદનના ટકા | | | | કાપડ ઉત્પાદનના ટકા | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ૧૯૧૯ | ૧૯૨૭ | ૧૯૩૨ | ૧૯૩૭ | '૧૮-૧૯ | '૨૬-૨૭ | '૩૧-૩૨ | '૩૬-૩૭ | '૧૮-૧૯ | '૨૬-૨૭ | '૩૧-૩૨ | '૩૬-૩૭ |
| મુંબઈ | ૩૨'૯ | ૨૪'૭ | ૨૩'૯ | ૧૮'૬ | ૪૯'૭ | ૪૨'૮ | ૩૩'૩ | ૨૬'૩ | ૫૦'૬ | ૪૯'૨ | ૩૯'૩ | ૩૨'૧ |
| અમદાવાદ | ૧૯'૮ | ૧૯'૬ | ૨૩'૦ | ૨૧'૯ | ૧૧'૯ | ૧૩'૧ | ૧૫'૮ | ૧૫'૫ | ૨૦'૩ | ૧૯'૫ | ૨૨'૨ | ૨૧'૭ |
| બાકીહિંદના | ૪૭'૩ | ૫૫'૭ | ૫૩'૧ | ૫૯'૫ | ૩૮'૪ | ૪૪'૧ | ૫૦'૯ | ૫૮'૨ | ૨૯'૧ | ૩૧'૩ | ૩૮'૫ | ૪૬'૨ |

નીચેના કોઠામાં અમદાવાદ અને મુંબઈમાં છેલ્લાં ૨૦ વરસમાં મિલોનો વધારો સમસ્ત હિંદમાં મિલોના વધારા સાથેના સંબંધમાં એમણે બતાવ્યો છે,

| | મિલોની સંખ્યા ઓગ. આખરે પુરા થતા વરસ દરમિયાન | | | | સૂતર ઉત્પાદન દશ લાખ રતલમાં | | | | તૈયાર કાપડનું ઉત્પાદન દરેક જાતનું દશ લાખ રતલમાં | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ૧૯૧૯ | ૧૯૨૭ | ૧૯૩૨ | ૧૯૩૭× | '૧૮-૧૯ | '૨૬-૨૭ | '૩૧-૩૨ | '૩૬-૩૭× | '૧૮-૧૯ | '૨૬-૨૭ | '૩૧-૩૨ | '૩૬-૩૭× |
| મુંબઇ | ૮૫ | ૮૩ | ૮૧ | ૬૯ | ૩૦૬ | ૩૪૫ | ૩૨૨ | ૨૭૭ | ૧૭૭ | ૨૬૫ | ૨૬૪ | ૨૫૧ |
| અમદાવાદ | ૫૧ | ૬૬ | ૭૮ | ૮૧ | ૭૩ | ૧૦૬ | ૧૫૨ | ૧૬૩ | ૭૧ | ૧૦૫ | ૧૪૯ | ૧૭૦ |
| બાકીનું હિંદ | ૧૨૨ | ૧૮૭ | ૧૮૦ | ૨૨૦ | ૨૩૬ | ૩૫૬ | ૪૯૨ | ૬૧૪ | ૧૦૨ | ૧૬૯ | ૨૫૯ | ૩૬૧ |
| કુલ | ૨૫૮ | ૩૩૬ | ૩૩૯ | ૩૭૦ | ૬૧૫ | ૮૦૭ | ૯૬૬ | ૧૦૫૪ | ૩૫૦ | ૩૫૯ | ૬૭૨ | ૩૬૧ |

×(બર્મા બાદ કરતાં)

રૂની ઉત્પાદનની બાબતનો ઉલ્લેખ કરતાં એઓ જણાવે છે કે હિંદમાં એવો સામાન્ય મત છે કે ભારત રૂનું સર્વ પ્રથમ ઉગમસ્થાન છે. પણ રૂનો છોડ હિંદમાં કેવી રીતે ઊગ્યો, કયારે ઊગ્યો વગેરે હિંદની લાંબી કાળતવારીખના ઝાંખાં ભૂતકાળમાં ઢંકાઈ ગયો છે. આજે પણ હિંદનું સ્થાન રૂ ઉગાડનાર દેશોમાં સર્વશ્રેષ્ઠ નથી તો પણ હિંદ એ બાબતમાં પહેલી પંક્તિનો દેશ ગણી શકાય ખરો. દુનિયામાં રૂ ઉગાડનાર મોટામાં મોટા દેશ, યુ. એસ. એ સાથે, હિંદ ઘણી નજીક બેસી શકે એવો દેશ છે. નીચેના આંકડા ઉપરથી એ વાત સ્પષ્ટ થાય છે એમ શ્રી. ગાંધી જણાવે છેઃ

રૂનું ઉત્પાદન

| | હજાર એકરમાં | | | ૪૦૦ પૌંડની હજાર ગાંસડીમાં | | |
|---|---|---|---|---|---|---|
| | હિંદ | યુ. એસ. એ. | ઇજિપ્ત | હિંદ | યુ. એસ. એ. | ઇજિપ્ત |
| ૧૯૩૩–૩૪ | ૨૪૧૩૭ | ૨૯૩૮૩ | ૧૮૭૩ | ૫૧૦૮ | ૧૬૩૦૯ | ૨૧૨૩ |
| ૧૯૩૪–૩૫ | ૨૪૦૨૩ | ૨૬૮૬૬ | ૧૭૮૮ | ૪૮૫૮ | ૧૨૦૪૬ | ૧૮૭૧ |
| ૧૯૩૫–૩૬ | ૨૫૧૩૮ | ૨૭૩૩૫ | ૧૭૩૨ | ૫૭૨૮ | ૧૩૨૯૭ | ૨૧૧૩ |
| ૧૯૩૬–૩૭ | ૨૫૨૧૯ | ૩૦૦૨૮ | ૧૭૮૧ | ૬૩૦૭ | ૧૫૪૯૯ | ૨૨૮૬ |
| ૧૯૩૭–૩૮ | ૨૫૩૩૪+ | ૩૩૦૩૦ | ૨૦૫૩ | ૫૪૦૭* | ૨૩૪૩૨ | ૨૬૭૩ |

+ બર્મા ન ગણતું.




**ઉત્તર હિંદુસ્તાનમાં જૈનધર્મ:** (ઈ. સ. પૂર્વે ૮૦૦– ઈ. સ. પ૨૬) લેખકઃ ચિમનલાલ જયચંદ શાહ. એમ. એ.

ઈ. સ. પૂર્વે પાંચસોથી છસો વર્ષ પહેલાં આર્યાવર્ત એટલે ઉત્તર હિંદુસ્તાનમાં ઘણું મોટું પરિવર્તન થઈ રહ્યું હતું. ઘણાં વર્ષોથી આ પ્રદેશમાં હિંદની પશ્ચિમ સરહદ ઓળંગીને જુદી જુદી કોમ અને જાતની પ્રજાઓ આવી હતી. તેમના ધર્મો, તેમની સામાજિક વ્યવસ્થા, તેમના રીતરિવાજો, રહેણીકરણી વિવિધ પ્રકારનાં હતાં. જે સ્થાનિક અનાર્ય પ્રજા હતી તેણે બ્રાહ્મણધર્મ થોડો ઘણો પચાવ્યો હતો પણ આર્ય પ્રજામાં જે જે ધર્મને લગતી ખરાબ માન્યતાઓ (યજ્ઞોમાં સેંકડો પશુઓનો સંહાર થતો હતો), રૂઢીઓ, અને રિવાજો હતા તેની સામે સખત વિરોધ જગાવ્યો હતો. આ વિરોધના પરિણામે આર્યાવર્તમાં અનેક સુધારક ધર્મો જન્મ પામ્યા હતા. આવા નવા ધર્મો અગર સંપ્રદાયોની સંખ્યા ઘણી મોટી હતી તેમાંથી ત્રણ મુખ્ય ધર્મો ઠીક ઠીક ફેલાયા હતા. ગૌતમ બુદ્ધનો મધ્યમ માર્ગ (બૌદ્ધધર્મ), નાતપુત્તનો નિર્ગ્રંથીઓનો ધર્મ (જૈનધર્મ), અને આજીવકનો ધર્મ. આ ત્રણમાંથી બુદ્ધધર્મ હિંદુસ્તાનમાં ઠેકઠેકાણે ફેલાયા પછી ટિબેટ, બ્રહ્મદેશ, લંકા, ચીન, જાપાન, આજે જે પૂર્વ તુર્કીસ્તાન કહેવાય છે ત્યાં, અને મધ્ય એશિયાના કેટલાક ભાગમાં પ્રસરી ગયો, અને યુરોપિયન વિદ્વાનોમાં જાણીતો થયો. જૈનધર્મ પણ હિંદ દેશમાં તેમજ તેની બહાર ફેલાયો હતો, પણ આજે તો માત્ર હિંદ દેશમાં તેના અનુયાયી જુજ સંખ્યામાં વિદ્યમાન છે અને આજીવકોનો ધર્મ ઘણાં થોડાં વર્ષમાં નાબૂદ થયો. એ બીજા ધર્મોમાં સમાઈ ગયો હશે એવું અનુમાન કરી શકાય.

ઇતિહાસવેત્તાઓની માન્યતા એવી છે કે આ બધા સુધારક ધર્મો અથવા સંપ્રદાયોએ જે મૂળ બ્રાહ્મણ ધર્મ હતો તેના પર ઘણી અસર કરીને તેનું ભારે પરિવર્તન કર્યું હતું. છેલ્લાં સાઠસીત્તેર વર્ષમાં જેવી રીતે બ્રહ્મસમાજ, આર્યસમાજ, દેવસમાજ, થિયોસોફી વગેરે અનેક સુધારક સમાજોની સ્થાપના થઈ છે અને તેના વિચારો ધીમે ધીમે હિંદુસમાજે ઘણે અંશે સ્વીકાર્યા છે તેવું ૨૫૦૦ વર્ષ પહેલાં બન્યું હશે એવું અનુમાન થાય છે. જેવી રીતે હાલમાં થાય છે તેવી રીતે તે વખતે પણ નવા સુધારક સંપ્રદાયોની વચ્ચે ખોટી સ્પર્ધા ચાલતી હતી, પરસ્પર નિંદા પણ થતી અને પોતાનો ધર્મ બહુ જૂનો છે, બહુ ફેલાયો છે, પ્રજાની મોટી સંખ્યાને માન્ય છે અને રાજાઓમાં તેમજ રાજકુટુંબોમાં પ્રતિષ્ઠિત થયો છે તે વિશે અદેખાઈ ભરેલી હરીફાઈ ચાલી હતી. આવી સ્પર્ધાએ ઇતિહાસને વિપરીત કરવાનો પ્રયાસ કર્યો છે.

શ્રી. ચિમનલાલ શાહે આ પુસ્તકમાં શીલાલેખો, તામ્રપત્રો વગેરેના સંશોધન અને સત્ય પ્રમાણો એકઠાં કરીને જૈન ઇતિહાસ રચવાનો પ્રયાસ કર્યો છે. વિદ્વાન જૈન મુનિ-

પુણ્યવિજયે ઉપોદ્‌ઘાતમાં લખ્યું છે તે વાસ્તવિક છે કેઃ "પ્રસ્તુત ગ્રંથ પાશ્ચાત્ય તેમજ ભારતીય વિદ્વાનોના સંખ્યાબંધ ગ્રંથોના અવલોકન અને મનનના દોહનરૂપ હોઈ આમાં સ્વતંત્ર વિચારસરણીને સ્થાન ખાસ કરીને આપવામાં આવ્યું નથી એ હકીકતને ભાઈ શ્રી શાહે પોતે પોતાના પ્રસ્તુત ગ્રંથમાં ઉપસંહારમાં જણાવી છે." મુનિજી લખે છેઃ "આપણને આપણા એટલે જૈન પ્રજાના ધર્મ, નીતિ, તત્ત્વજ્ઞાન, આચાર, વ્યવહાર, કલા, શિલ્પ, સાહિત્ય, આદિ સાથે સંબંધ ધરાવતા ઇતિહાસ ઉપરાંત ચર્ચાસ્પદ વિષયોને ચર્ચવા માટેનું એક ખાસ દૃષ્ટિબિંદુ પણ મળી રહે છે. અર્થાત્, પરસ્પર વિવાદાસ્પદ મનાતા ઐતિહાસિક વિષયોની ચર્ચા એક બીજા વિદ્વાનો કેટલી સૂક્ષ્મતાથી, કેટલી શાસ્ત્રીયતાથી, કેટલી પ્રામાણિકતાથી અને કેટલી સભ્ય:ભાષામાં કરે છે તેમ જ એ પ્રશ્નોને ચર્ચવામાં કેટલો સમભાવ અને સ્થિતપ્રજ્ઞપણું રાખે છે. આજના ચર્ચાસ્પદ ધાર્મિક, સામાજિક આદિ પ્રશ્નોની અસભ્ય અને કદાગ્રહભરી રીતે ચર્ચા કરનાર અત્યારના જૈન સમાજે ઉપરોકત પ્રામાણિક દૃષ્ટિબિંદુ જરૂર અનુકરણ કરવા જેવું છે."

મહાવીરસ્વામીના સમયથી શરૂઆત કરીને ઈ. સ. ૫૨૬માં વલ્લભીપુરમાં સિદ્ધાંત-ગ્રંથોની યાદી તૈયાર કરી તેની પૂર્વનો ઇતિહાસ આ ગ્રંથમાં એકઠો કર્યો છે. જૈન સંપ્રદાયના પોતે અનુયાયી હોવા છતાં જે તટસ્થતા એ જાળવી શકયા છે તે પ્રશંસનીય છે. જે સામાન્ય લોકો ધાર્મિક ગ્રંથોમાં પ્રગટ થયેલી દરેક હકીકતને 'વેદવાકય' જેવી શંકારહિત ગણવાનો આગ્રહ રાખતા હશે તેમને પણ આ ઇતિહાસ થોડેઘણે અંશે ખૂંચે એવું શ્રી. શાહે રાખ્યું નથી કારણ કે જે બાબતોમાં ઐતિહાસિક પ્રમાણો કે લખાણો નથી તેની ચર્ચામાં એ ઊતર્યા નથી. શાહ કહે છે કેઃ 'આ ગ્રંથનિર્માણનો મારો ઉદ્દેશ સામાન્ય જૈનધર્મ (શ્વેતાંબર, દિગંબર, કે સ્થાનકવાસી ફીરકાઓ નહિ) ઉત્તરહિંદમાં કેટલા પ્રમાણમાં ફેલાયેલો છે તે શોધવાનો, તેની વૃદ્ધિ અને વિસ્તારનો ઇતિહાસ માત્ર આલેખવાનો છે."

મહાવીરસ્વામીએ જે ત્યાગધર્મનો ઉપદેશ આપ્યો હતો તેનું વર્ણન સારું આપ્યું છે, અને એ આખા પ્રકરણમાંથી ઘણું જાણવા મળે એવું છે. અહિંસા ધર્મના પાલન વિશે જૈનધર્મ સુપ્રસિદ્ધ છે. પાન ૪૬ ઉપર શ્રી. શાહે લખ્યું છે કે "આજની દુનિયામાં પ્રવર્તતું ઉપાધિમય જીવન જોતાં પોતાના વ્યાવહારિક જીવનમાં પણ પ્રત્યેક જીવપ્રતિ જૈનોની દયા આશ્ચર્યજનક છે. આજે પ્રવર્તતા જૈન માટે ગમે તેવી ટીકા કરવા જેવું લાગતા છતાં પણ જૈનોનો અહિંસાનો મહાન આદર્શ અર્થાત્ પ્રાણીમાત્ર પર પ્રેમ અને મિત્રતા એ અદ્‌ભુત છે." ઝીણામાં ઝીણા જંતુને બચાવવા માટે પાણી ગાળવાનો, રજોહરણ તથા મુહપત્તિનો ઉપયોગ થાય છે એ બધી વાત સાચી, પણ જૈનોએ અન્ય કોમોની માફક પોતાના જેવા મોટા પ્રાણી (મનુષ્ય) તરફ હમેશાં પ્રેમ બતાવ્યો નથી. આજે પણ જુદા જુદા ફીરકાઓ વચ્ચે અને હાલમાં દીક્ષાના સંબંધમાં અપ્રેમ, દ્વેષ, નિંદા અને જુદા જુદા પ્રકારની હિંસાત્મક પ્રવૃત્તિ કરવામાં બહુ બાકી રાખ્યું નથી, તેમજ વ્યાજના ધંધામાં અજ્ઞાન પ્રજાના હાલહવાલ કરીને પુરા પાયમાલ કરવામાં દયા બતાવી નથી. જ્યારે આખી હિંદી પ્રજાની અધોગતિ થઈ ત્યારે તેમાં જૈન સમાજ પણ સપડાયો અને ઉપર જણાવેલી અસંગતતા એ અધોગતિને આભારી છે.

પછીનાં પ્રકરણોમાં કલિંગ દેશમાં જૈનધર્મનો ફેલાવો થયો તે બાબતમાં ખંડગિરિમાં જે શિલાલેખો છે તેનું વર્ણન, મથુરાના કંકાલીટીલા ટેકરીના શિલાલેખો અને ગુપ્તવંશીય રાજાઓમાં જૈનધર્મ દાખલ થયો તે વિશે છે.

સાતમા પ્રકરણમાં વલ્લભીપુરમાં મળેલી સંઘ પરિષદનો પરિચય કરાવ્યો છે.

રાજવંશમાં જૈનધર્મના પ્રકરણમાં એક વાત શ્રી. શાહે લખી છે કે "અહીં એક વાત ધ્યાનમાં રાખવાની છે કે જુદા જુદા રાજાઓ અને વંશો જેમને જૈનો પોતાના ધર્માનુયાયી યા હિતચિંતક માને છે તેમના વિશે જે કાંઈ કહેવાયું છે અને કહેવાશે તે જ પ્રમાણે બૌદ્ધોએ પણ કહ્યું છે." આ વાક્ય એમનું પ્રામાણિકપણું અને તટસ્થતા બતાવી આપે છે.

સેન્ટ ઝેવિયર્સ કૉલેજના ઇતિહાસના વિદ્વાન પ્રો. હેરાસની મદદથી શ્રી. ચિમનલાલ શાહે અતિ પરિશ્રમ ઉઠાવીને અનેક ગ્રંથો વાંચીને આ પુસ્તક લખ્યું છે. ઇતિહાસકારોના મતમતાંતર પ્રમાણે એમાં જણાવેલી કોઈ હકીકતો વિશે મતભેદ હશે. મારા જેવા સામાન્ય વાચક (man in the street)ને માટે, એટલે હિંદ દેશના બાર લાખ જૈનોના ઘણા મોટા ભાગને માટે આ પુસ્તક ઘણું જ મહત્ત્વનું અને ઉપયોગી થઈ પડશે. એમાં જણાવેલી ઘણી હકીકતો અન્ય પુસ્તકોમાં વાંચવામાં આવી નથી. મુનિ પુણ્યવિજયજી કહે છે: 'આપણને જાણીને આશ્ચર્ય અને દિલગીરી થશે કે વર્ષોનાં વર્ષો અગાઉ પાશ્ચાત્ય તેમજ ભારતીય જૈનેતર વિદ્વાનોએ જૈનસાહિત્ય અને જૈનઇતિહાસનાં વિવિધ અંગોને જે ઊંડાણ અને ઝીણવટથી છણ્યાં છે અને એનું જે મહત્ત્વ આંક્યું છે તેનો પોતાને જૈન-ધર્માવલંબી તરીકે ઓળખાવતી જૈન પ્રજાને જ નહિ પણ 'જૈનધર્મના પ્રચારક" તરીકેનો દાવો કરનાર જૈન ધર્મગુરુઓને સુદ્ધાં ખ્યાલ સરખો નથી અને હજુ વર્ષો પછી પણ એ આવશે કે કેમ એ શંકાસ્પદ છે."

મુનિજીએ જે સાચી વસ્તુસ્થિતિ જણાવી છે તેને ટાળવા માટે અત્યંત જરૂરનું છે કે દરેકે દરેક જૈને આ પુસ્તક વાંચવું જોઈએ અને તેનું મનન કરવું જોઈએ. પુસ્તકની છપામણી સુંદર છે, કાગળો બહુ સારા વાપર્યા છે, અને અતિ સુંદર રંગિત ચિત્રો પણ આપ્યાં છે. છાપવામાં થોડીક ભૂલો રહી ગઈ છે. આ પુસ્તક મૂળ અંગ્રેજી ભાષામાં લખાયું છે તે ભાષાંતરમાં જણાઈ આવે છે. જે અંગ્રેજી વાંચી શકતા હોય તેમણે અંગ્રેજી પુસ્તક વાંચવું ઠીક પડશે.

એક વિચાર મને આવે છે કે શ્રી. ચિમનલાલ શાહ વેપારમાં પડયા તેથી આપણી પ્રજાએ, અને ખાસ કરીને જૈન પ્રજાએ એક નિષ્પક્ષ ઇતિહાસલેખક અને અભ્યાસી ગુમાવ્યો છે.

**સુમન્ત મહેતા**

**કાયાકલ્પ વિજ્ઞાનઃ**—લેખક અને પ્રકાશક: વૈદ્ય રવિશંકર જટાશંકર ત્રિવેદી, તંત્રી 'વૈદ્યકલ્પતરુ' અમદાવાદ. કિંમત રૂ. ૧–૮–૦ (વૈદ્યકલ્પતરુની ૪૪મા વર્ષની ભેટ.)

સમાલોચકનું કામ હમેશાં રુચિકર હોતું નથી. સાહિત્યની સમાલોચના તટસ્થતા, સત્યપરાયણતા, વિશાળ વાચન અને સદસદ્ વિવેકબુદ્ધિ વગેરે ગુણોની અપેક્ષા રાખે છે. ગુજરાતી વૈદ્યક પુસ્તકોની સમાલોચના માટે હજી વખત જ આવ્યો નથી. આ છતાંય ગઈ કોઈ વખત મારી ઉપર સમાલોચના લખવાની ફરજ આવી પડે છે એટલે હું ખૂબ જ સંકોચ અનુભવું છું. કારણ કે સત્ય સાંભળનાર આ યુગમાં દુર્લભ થઈ ગયા છે. એટલે આ અરુચિકર કાર્ય બીતાં બીતાં બજાવવું પડે છે.

સદરહુ પુસ્તક સ્વ. વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણ ઇન્દ્રજીને અર્પણ કરવામાં આવ્યું છે કારણ કે સ્વ. જટાશંકરભાઈએ તેમના એકાદા પત્રમાં જયકૃષ્ણભાઈને આયુર્વેદના રસાયન-પ્રયોગો સેવી દીર્ઘાયુષ્ય પ્રાપ્ત કરવા સૂચવ્યું હતું એમ મને યાદ છે. એટલે નિવાપાંજલિમાં દર્શાવ્યા મુજબ "આપના જીવનક્રમની સાથે યથાસ્થિત સુસંગત હોઈ" તેમને જ અર્પણ કરવામાં આવ્યું છે. સ્વ. જયકૃષ્ણભાઈનું જીવનચરિત્ર જે મારા પુસ્તક ઉપરથી, ચરોતર કેળવણી મંડળે; ટુંકાવીને છપાવ્યું છે તે આમાં ઉતારવામાં આવ્યું છે.

'આમુખ' માં લેખક જણાવે છે કે "આ પુસ્તકમાં ૨૩૫ પ્રયોગો પ્રગટ કરવામાં આવ્યા છે અને બાકીના ૫૪ પ્રયોગો ગ્રંથોનાં નામ આપીને પ્રયોગોનાં નામ આપી આપેલા છે." અને લેખક અજબ ધૃષ્ટતાથી જણાવે છે કે "આ પ્રયોગો અનુભવને જ અંગે લખાયા છે." હું પૂછું આ અનુભવ કોનો? ઋષિમુનિઓનો કે લેખક મહાશયનો પોતાનો? લેખકનો પોતાનો અનુભવ તો નથી જ એમ કહેવામાં હું ઔચિત્યમર્યાદા ઉલ્લંઘતો નથી. આગળ ઉપર લેખક લખે છેઃ "સો વર્ષ, પાંચસો વર્ષ, કે હજાર વર્ષનું આયુષ્ય અમો ગલ્પ માનતા નથી. પૂર્વનો ઇતિહાસ જોતાં આયુષ્યનું પ્રમાણ વધારે હતું એમ જણાય છે." આ વાક્ય વધુ વિચારણા માગે છે.

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवाः
भद्रं पश्येमाक्षिभिर्यजत्राः ।
स्थिरैरंगैस्तुष्टुवांसस्तनूभिः
व्यशेम देवहितं यदायुः ॥ માંડૂક્યોપનિષદ.

આ પ્રસિદ્ધ મંત્ર ઉપર સાયણાચાર્યનું ભાષ્ય જોઈએઃ—

"यत् आयुः षोडशाधिकशतं प्रमाणं विंशत्यधिक शत प्रमाणं वा देवहितं देवेन प्रजापतिना स्थापितं तत् व्यशेम प्राप्नुयाम ॥

અમો સ્થિર એવાં અંગોથી 'દેવહિત' આયુષ્યને પ્રાપ્ત કરીએ એમ આ મંત્ર કહે છે. દેવહિત આયુષ્ય એટલે ૧૧૬ યા ૧૨૦ વર્ષનું આયુષ્ય એમ સાયણાચાર્ય કહે છે.

વળી આપણા સમર્થ વિદ્વાન શ્રી. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી તેમના 'આયુર્વેદ વિજ્ઞાન" નામના માસિકના પુ. ૨૧ અંક ૭માં 'પં. માલવીયજી અને કાયાકલ્પ' એ નામના લેખના અંતમાં કહે છે તે પણ જોવા જેવું છેઃ

"આ વિષયની ચર્ચા પૂરી કરતાં એક અરુચિકર સત્ય પણ કહી દઉં. ઉપર જેની વાત કરી છે તે આમલક રસાયનની ફલશ્રુતિમાં હજાર વર્ષ જીવતા રહેવાની વાત છે. અન્યોક્ત બીજાં રસાયનોની નીચે પણ એવી જ હજાર—દશહજાર વર્ષની ફલશ્રુતિ છે. આવી ફલશ્રુતિ ઉપર અવિશ્વાસ આ જમાનામાં જ આપણામાં આવ્યો છે, એવું ઘણા માને મનાવે છે પણ એ ખોટું છે. પ્રાચીનોમાં પણ જે વિચારશીલ વિદ્વાનો હતા તેઓએ આવી વાતોને કોઈ દિવસ માની જ નથી. દાખલા તરીકે, દોઢ હજાર વર્ષ પહેલાં થઈ ગયેલા પૂર્વમીમાંસા સૂત્રના ભાષ્યકાર શબરસ્વામીએ પ્રસ્તુત રસાયનોને ઉદ્દેશીને જ લખ્યું છેઃ

न रसायनानामेतत्सामर्थ्यं दृष्टं येन सहस्रसंवत्सरं जीवेयुः । જેનાથી હજારો વર્ષ જીવાય એવી રસાયનોમાં શક્તિ નથી."

પૃ. ૨૭ ઉપર "ખરેખર! પ્રયોગો સિદ્ધ છે, તે તો આપણે માલવીયજીના દાખલાથી જાણ્યું." આ વાક્ય છે. પં. માલવીયજીના દાખલાથી માલવીયજીને નવજીવન પ્રાપ્ત નથી થયું એ જ પુરવાર થયું છે. માલવીયજી મહામના હોઈ એ પ્રયોગની નિષ્ફળતા દર્શાવે

એવું લખાણ ન જ લખે. એમને પ્રયોગથી નુકસાન નહિ તો ફાયદો પણ અત્યલ્પ જ થયો છે એ તો એમનુ સ્ટેટમેન્ટ વાંચતાં દીવા જેવું સમજાય છે. પરંતુ વૈદ્યરાજોએ આ રજનું ગજ કર્યું છે અને આપણા દેશમાંય અને તેમાંયે વૈદ્યોમાં વિવેકશક્તિ ઓછી એટલે એકે કહ્યું, બીજાએ લખ્યું, ત્રીજાએ વાંચ્યું, અને પછી તો બાબાવાક્ય વેદવાક્ય જ થઈ પડ્યું. વિવેકશૂન્ય લેખકોએ આયુર્વેદના રસાયન પ્રયોગોને કાયાકલ્પ ગણી કાઢયો અને પછી તો શાસ્ત્રભંડારમાંથી અનેક પ્રયોગ, ખજાનાઓ પ્રજા પાસે પીરસાતા જ ચાલ્યા છે. ભાગ્યે એવું વૈદ્યક માસિક બાકી રહ્યું હશે જેમાં આવા રસાયન પ્રયોગોથી પાનાં નહિ ભરવામાં આવ્યાં હોય.

આ પુસ્તક શા ઉદ્દેશથી લખાયેલું છે તે અમને સમજાતું નથી. તે જો પૃથગ્જનો માટે લખાયું હોય તો લેખકની મહેનત વ્યર્થ જ લાગે છે કારણ કે આ પુસ્તક વાંચીને કોઈ પણ માણસ ભાગ્યે જ 'કાયાકલ્પ' કરવા તૈયાર થઈ શકશે. જો વૈદ્યો, ગુજરાતી પુસ્તકો વાંચીને જ વૈદું કરનારા, માસ્તરમાંથી વૈદ્યો થયેલા એવાઓ માટે લખાયેલું હોય તો તેમને માર્ગદર્શક થાય ખરું. પુસ્તક માટે ટૂંકમાં કહીએ તો 'હકીકતોનો ખીચડો' છે એમ કહી શકાય. લેખકે પોતાની દૃષ્ટિ સમક્ષ કોઈ જાતનો ક્રમ નથી રાખ્યો. કોઈ પણ પ્રકરણ વિશદ વિચારણાથી લખાયેલું નથી. "કાયાકલ્પ શા માટે?" "કાયાકલ્પનો ઉદ્દેશ," "કાયાકલ્પ વિવેચન" આવાં આવાં પ્રકરણોનાં નામો રખાયેલાં છે, પરંતુ કોઈ પણ પ્રકરણમાં મૌલિકતા કે નવીનતા નથી.

દશમૂળમાં અરલુ આવે છે એનો અર્થ લેખક 'મોટો અરડૂસો' કરે છે એ ઠીક નથી. દશમૂળમાં અરલુ એટલે ટેંટુ લેવાનું જોઈએ. શાલિપર્ણી એ ઘોડાસમેરવો નહિ એ હવે લખવું પડે એમાં શોભા નહિ. ધઉંલા—ધઉંના ખેતરમાં ઊગતી વનસ્પતિ, ઇત્યાદિ ભૂલો હવે નિભાવી ન જ શકાય.

'વૈદ્યકલ્પતરુ'ની એક વખતની ખ્યાતિ હવે અસ્તાચલે જવા લાગી છે એ ખેદજનક છે. બીજે સ્થળે જેમ જેમ માસિકોની આયુષ્યમર્યાદા લંબાય છે તેમ તેમ તેમાં સંગીન લખાણો આવતાં જાય છે. અહીં એથી ઊલટું છે. ભેટ આપવા ખાતર જ ભેટ આપવાની પદ્ધતિ ઇષ્ટ કે યોગ્ય નથી. સારી સંતતિ, ધાત્રીશિક્ષા, બાળકોનો વૈદ્ય, સ્ત્રીઓનો વૈદ્ય ઇત્યાદિ સારાં પુસ્તકો જે માસિકે સમાજને ધર્યાં છે તે માસિકની ભેટો ઉત્તરોત્તર નિસ્તેજ, નિષ્પ્રાણ નીકળતી જોઈ લેખકનું હૃદય દુઃખ અનુભવે છે. ગુજરાતમાં દેશી વૈદ્યકનાં ગણ્યાંગાંઠયાં માસિકો અને તેમની ભેટો કે પુસ્તકો મને નિસ્તેજ જણાય છે. પ્રચાર તરીકે—ધંધા તરીકે આ યુગમાં આ બધું ઠીક હશે, પરંતુ સંસ્કારી હૃદયોને તો આવાં પુસ્તકો દેખી આઘાત જ થાય છે. ગૂજરાતી વૈદ્યોની કીર્તિ પર પ્રાન્તમાં પ્રસરે એવી જાતના સાહિત્યની અપેક્ષા ગૂજરાતી વૈદ્યક રાખે છે.

'કાયાકલ્પ વિજ્ઞાન'ની કિંમત પણ ભારે છે. બાપાલાલ ગ. વૈદ્ય

## જાહેર નિવેદન

ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ, તરફથી ૧૯૩૯ ના વર્ષના ગુજરાતી સાહિત્યની સમીક્ષા કરવાનું કાર્ય શ્રી. પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી અને શ્રી. પ્રો. વ્રજરાય મુકુંદરાય દેસાઈને સોંપવામાં આવેલ છે, તો આથી સૌ પ્રકાશકો અને લેખકોને વિનંતી કરવાની કે તેઓ પોતાનાં પ્રકાશનો નીચેના સરનામે મોકલી આપી સભાને આ કામમાં સહકાર આપેઃ—

શ્રી. પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી
એમ.ટી.બી. કૉલેજ,
અઠવા લાઈન્સ,
સૂરત.




આદ્ય [ હાલ નિવૃત્ત ] તંત્રી

**રામનારાયણ વિશ્વનાથ પાઠક**

૧૯૯૫

ફાગણ

સંચાલક

**રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી**

# અનુક્રમણિકા

પુ૦ ૨૭ ફાગણ : ૧૯૯૫ અંક ૫



---



---


પ્રકાશક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : પ્રસ્થાન કાર્યાલય : ચાર રસ્તા : ખાડિયા : અમદાવાદ

મુદ્રક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : કિશોર પ્રિન્ટરી : ચાર રસ્તા : ખાડિયા : અમદાવાદ તા. ૨૬-૪-૩૯

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૨૭ ફાગણ, ૧૯૯૫ અંક ૫

# ત્રિપુરીની મહાસભા

## [ થોડાં સંસ્મરણો ]

ગુલાબદાસ બ્રોકર

નર્મદાનો સુંદર કિનારો અને ચાંદની રાત. એ બન્ને વસ્તુઓ જ્યાં એકઠી મળી સૌંદર્યસર્જન કરતી હોય ત્યાં કોનું હૃદય આનંદથી છલકાઈ ન ઊઠે? છતાં ત્રિપુરીમાં એકઠાં મળેલાં હજારો સ્ત્રીપુરુષોને એ તરફ જોવા સમય પણ નહોતો મળતો, આજુબાજુ આટલું બધું સૌંદર્ય પથરાઈ ગયું છે એવો ખ્યાલ પણ નહોતો આવતો.

અને તેનાં અનેક કારણો હતાં. ત્રિપુરીની મહાસભા મળી ત્યારે આખા દેશનું માનસ સંક્ષુબ્ધ થઈ ગયું હતું. રાજકોટમાં મહાત્માજીએ મરણપર્યંતના અપવાસ આદર્યા હતા, સુભાષબાબુની માંદગી ગંભીર હતી, છતાં તેને વધારે ગંભીર બનાવતા તે ત્રિપુરી આવી પહોંચ્યા હતા, દેશના મહારથી મોવડીઓએ કાર્યવાહક સમિતિમાંથી રાજીનામાંઓ આપી દીધાં હતાં. દરેકે દરેક પળ ઉદ્વેગજનક હતી. આવતી કાલે શું થશે તે કોઈ કહી શકતું નહિ. દરેક માણસ બીજા માણસને પૂછતોઃ

"કેમ શું લાગે છે? શું પરિણામ આવશે?"

કોઈની પાસે કશો જવાબ હતો નહિ. સામાન્ય પ્રેક્ષકો જ નહિ પણ મોટા મોટા કાર્યકર્તાઓની પણ આ દશા હતી. આ બધા બનાવોને અંતે મહાસભા છિન્નભિન્ન થઈ જશે કે વધારે એકત્રિત બની ભવિષ્યમાં વધારે બળપૂર્વક દુશ્મનોનો સામનો કરશે એ કશું સમજાતું નહોતું.

એવી સ્થિતિમાં પહેલે દિવસે અખિલ હિંદ મહાસભાસમિતિની બેઠક મળે છે. બધા આતુર હૃદયે એ સભાસ્થાન તરફ દોડ્યા જાય છે. સ્વાગતસમિતિની ગોઠવણમાં

પૂરેપૂરી ખામી છે. મંડપ લોકોના ધસારા માટે ખૂબ નાનો છે. એ મંડપ સમાવી શકે તે કરતાં ઘણી વધારે ટિકિટો એ લોકોએ વેચી નાખી છે. પૈસા ભર્યા છતાં બેસવાની તો શું ઊભા રહેવાની પણ ઘણા માણસોને જગ્યા નથી મળતી. સદ્‌ભાગ્યે વહેલા ઘૂસી જનારને સભા પૂરી થયા પહેલાં બહાર નીકળવામાં પૂરેપૂરું જોખમ છે. તે પાછો અંદર જઈ શકતો નથી. છતાં એ બધી તકલીફો વેઠીને પણ બને તેટલી શાંતિથી એ પહેલે દિવસે તો લોકો એ જગ્યાએ એકત્ર થયા છે.

શ્રી. સુભાષબાબુ આવી શકયા નથી. તેમને તાવ વધુ ચડી આવ્યો છે. સભાનું કામકાજ તરત જ પતાવી વધારે ઉપયોગી કામ બીજા દિવસ ઉપર મુલતવી રહે છે. હજી યે આશંકા અને ચિન્તાઓનો એક દિવસ વધારે કાઢવો પડશે એવો ભાવ દરેકના મુખ ઉપર દેખાઈ આવે છે. પણ એ ભાવની સાથે પણ અમુક આનંદ જોડાયેલો હોય છે. જો વાતાવરણ બીજી રીતે આટલું બધું વ્યાકુળ ન હોત તો તો એ આનંદ માઝા મૂકી દેત. એ સભામાં આજે શ્રી. જવાહરલાલે રાજકોટનો તાર વાંચી જણાવ્યું છે કે મહાત્માજીએ અપવાસ છોડયા છે અને વાઈસરૉય સાથે કંઈ વાટાઘાટ ચાલવાની છે. એથી વધારે આનંદના બીજા કોઈ પણ સમાચાર ત્રિપુરી ખાતે આવવાનો સંભવ નહોતો.

બીજે દિવસે એટલાં જ ઉદ્વેગ અને આશંકાના વાતાવરણમાં મહાસમિતિની બેઠક મળે છે. આજે તો શ્રી. સુભાષબાબુ પણ આવ્યા છે. તેમને ૧૦૨° તાવ છે. ચાલી શકવાની કે ટટ્ટાર બેસી શકવાની તાકાત આ લાંબી માંદગીએ તેમના શરીરમાં રાખી નથી. મોટરમાંથી તેમને ખુરશી ઉપર ઊંચકી લાવવામાં આવે છે. સભાસ્થાને પણ એક મોટું ગાદલું પાથર્યું હોય છે. તેના પર લાંબા સૂઈને કામકાજ ચલાવી શકાય એ જાતના આધારની ગોઠવણ કરવામાં આવી હોય છે. તે જેટલો વખત સભામાં હાજર હોય છે તેટલો વખત બે બહેનો તેમને ચાલુ પંખો નાખ્યા જ કરે છે. એક બહેન તેમના માથા પર બરફ ફેરવે છે. ડૉક્ટર પણ ત્યાં હાજર બેઠા જ હોય છે. અને એ રીતે સભાનું કામકાજ શરૂ થાય છે.

આ માણસની ઇચ્છાશક્તિ ઉપર ખુશ થઈ જવાય છે. અત્યાર સુધીમાં શ્રી. સુભાષબાબુએ અનેકાનેક જંગ ખેલ્યા છે. તેમાં તેમણે જાનની કદિ પણ પરવા કરી નથી. તેમની વીરતા વિષે અનેક વાતો પ્રચલિત છે. પણ એ બધું એ પ્રત્યક્ષ સ્વરૂપમાં જોવા તો અહીં જ મળ્યું. ભલે તેમણે અખત્યાર કરેલી નીતિ આપણને પસંદ ન હોય, ભલે તેમની કાર્યપદ્ધતિ આપણને દોષયુક્ત લાગતી હોય પણ તેમની જિંદગી પ્રત્યેની બેદરકારી તો તેમના પ્રત્યે માન ઉપજાવ્યા વિના રહેતી જ નથી.

તેમની પાસે એકબે અત્યંત મહત્ત્વના ઠરાવો આવ્યા હોય છે. સૌથી વધુ અગત્યનો ઠરાવ શ્રી. ગોવિંદ વલ્લભ પંતે મોકલ્યો છે. તે ઠરાવ સૌથી પહેલો મહાસમિતિમાં રજૂ કરવા દેવાની વિનંતી કરતી દોઢસોએક સભ્યોની સહીઓ પણ પ્રમુખશ્રી પાસે આવી ગઈ છે. પણ એ ઠરાવ ત્યાં જ રજૂ કરવા દેવામાં બંધારણની અમુક ગૂંચ આડી આવે છે.

એ સભા મહાસમિતિની સભા છે, વિષયવિચારિણી સમિતિની સભા નથી. આ સભા પૂરી થાય પછી વિષયવિચારિણી સમિતિની સભા શરૂ થાય. આ સભા આગળ

આવેલો ઠરાવ મહાસભા આગળ ન પણ આવે. આ ઠરાવ મૂકી શકાય કે નહિ એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. પ્રમુખશ્રી કહે છે કે એ વિષે સભ્યો તરફથી અમુક દૃષ્ટિબિંદુઓ જાણવા મળે પછી જ હું રુલિંગ આપું. બન્ને પક્ષની માન્યતાવાળા સભ્યો એક યા બીજી જાતની દલીલો કરે છે. છેવટે, પ્રમુખ રુલિંગ આપે છે કે એ ઠરાવ મહાસમિતિમાં નહિ પણ વિષયવિચારિણી સમિતિમાં જ આવી શકે. અને એ વખતે થયેલી ચર્ચાઓ ઉપરથી એ રુલિંગ વ્યાજબી છે એમ જ લાગે.

વિષયવિચારિણી સમિતિની બેઠકમાં સૌથી પહેલો એ જ ઠરાવ રજૂ થાય છે. એના ઉપરની ચર્ચા રસમય છે. ત્રિપુરીની મહાસભાનો સૌથી અગત્યનો ઠરાવ જ તે છે કેમકે તેના ઉપર દેશનું ભાવિ અવલંબી રહ્યું છે. કાયદેસર તો ઠરાવ અમુક દિવસો પહેલાં જ આવી જવો જોઈએ પણ એવી બંધારણની બારીકીઓ માટે અત્યારે વખત નથી. પ્રમુખશ્રી એ જ ઠરાવને સૌથી મહત્ત્વનો ઠરાવ ગણી તેની ઉપર ચર્ચા ચલાવવા સભ્યોને આમંત્રણ આપે છે.

આ મહાસમિતિમાં અને એમ જુઓ તો તો આખી મહાસભામાં સૌથી સુંદર બે ભાષણો થયાં. તેમાંનું પહેલું ભાષણ એ પ્રસ્તાવ રજૂ કરતી વખતનું શ્રી. ગોવિંદ વલ્લભ પંતનું છે. તેમની દલીલો એટલી સ્નેહ ભરેલી છે કે સામા પક્ષને એમના ભાષણમાંથી તેમની સામે ધરવા એક પણ દલીલ ન મળે. અને એ તો ચોખ્ખું કહે છે કે કોઈએ એમ માનવાનું નથી કે આ પ્રસ્તાવ દ્વારા શ્રી. સુભાષબાબુ ઉપર આડકતરી રીતે ઠપકાની દરખાસ્ત લાવવામાં આવે છે. પ્રમુખની ચૂંટણી દરમિયાન જે આક્ષેપો થયા છે તે માટે પણ આ ઠરાવ કોઈની ઉપર ટીકા નથી કરતો. તે તો કહે છે કે મહાસભા એ બધી વસ્તુઓ માટે શોક અનુભવે છે. વળી બધા કહે છે કે બ્રિટિશ સામ્રાજ્ય સામે લડી લેવાનો સમય નજીક આવતો જાય છે. તો આ ઠરાવ દ્વારા મહાત્માજીને જ એ મુદ્દાની આગેવાની લેવાનું નિમંત્રણ અપાય છે. તેમની આગેવાની નીચે આપણે જબરજસ્ત કૂચો કરી છે, મહાન વિજયો મેળવ્યા છે. આવા કટોકટીને વખતે તેમની આગેવાની વિના આપણને ચાલે તેમ નથી. તે આગેવાની હોય તો તેમને જ હાથે ચૂંટાયેલી કાર્યવાહક સમિતિ જોઈએ. આ ઠરાવ પ્રમુખશ્રીને વિનંતિ કરે છે કે મહાત્માજીની ઈચ્છાપૂર્વકની કાર્યવાહક સમિતિની નિમણૂંક તેમણે કરવી.

પોણાએક કલાક સુધી ચાલેલું તેમનું ભાષણ અત્યંત શાંતિપૂર્વક સંભળાય છે. શ્રી. ગાડગીલ તેમને ટેકો આપવા ઊભા થાય છે. સભાજનોના હાસ્ય વચ્ચે તે કહે છે કે હું નથી right પક્ષનો કે નથી left પક્ષનો; હું તો છું upright પક્ષનો.

પછી તો એ ઠરાવ ઉપર સુધારાઓના ઢગલાઓ પ્રમુખશ્રી પાસે આવી પડે છે. એ બધા સુધારાઓમાં મુખ્ય સૂર આ ઠરાવના બે અંગનો વિરોધી છે. એક આક્ષેપો વિષેના મહાસભાના શોક પ્રદર્શિત કરવા વિષેનો અને બીજો મહાત્માજીની ઈચ્છા પ્રમાણેની કાર્યવાહક સમિતિની નિમણૂંક કરવા વિષેનો.

શ્રી નરીમાન પ્રજાવાદના સંરક્ષક તરીકે આ ચર્ચાઓમાં તરી આવતા દેખાય છે. તેમનો સુધારો સાવ નાનો છે. According to the wishes of Mahatma

Gandhi ને બદલે in consultation with Mahatma Gandhi રાખવું તેમ તે કહે છે. એ સુધારો રજૂ કરતાં તે એક મોટું ભાષણ કરે છે. સરસ બાપામાં થયેલું તે વ્યાખ્યાન રમૂજ આપે છે, મઝા પણ કરાવે છે પણ એ બધાને અંતે શોકની એક લાગણી હૃદય ઉપર જમાવી જાય છે. તેમની મોટી મોટી વાતોની અંદરથી તેમનું નાનું નાનું અંગત તત્ત્વ દેખાઈ આવે છે તે જ એ શોકની લાગણી પેદા કરે છે.

"માણસ ગમે તેટલો મોટો હોય, તેને આપણે માન આપીએ, પૂજીએ, પણ હંમેશા એ તો નક્કી જ કે સંસ્થા તેના કરતાં પણ હરહંમેશ મોટી છે."

કેટલું સરસ સૂત્ર! પણ કેટલું વિપરીત રીતે વપરાયેલું.

પણ એ બધું તો ઠીક છે. સૌથી વધારે ખરાબ તો તેમનો આરોપ કહો તો આરોપ, આક્ષેપ કહો તો આક્ષેપ, જે કહો તે, તે છે. તે કહે છેઃ

"આપણે તો ખુશી થવું જોઈએ કે આજે આટલાં વર્ષે, વીસ વર્ષમાં પહેલી જ વાર, પ્રજાવાદે ( Democracy ) જોર કર્યું. પહેલી જ વાર તે સફળ બન્યો."

વળી બીજું,

"ચાર આનાના સભ્ય પણ નથી તેમના દ્વારા થયેલી કાર્યવાહક સમિતિની નિમણૂક બંધારણપુરઃસરની તો નહિ જ કહેવાય."

અને એવું એવું તો ઘણું યે.

સુભાષબાબુને એ ભાષણ મદદ તો ન જ કરી શક્યું પણ શ્રી. નરીમાનને પોતાને તો એ નુકસાન કરતું જ ગયું.

શ્રી. દત્ત મજુમદાર પણ એમના પછી એક મોટું ભાષણ કરી જાય છે. એ ભાષણ ખૂબ ખૂબ ગરમ શબ્દોમાં અપાયેલું છે, ખૂબ ખૂબ હૈયા ઉકળાટથી ભરેલું છે અને એથી જ એમના પોતાના પક્ષને ખૂબ ખૂબ નુકસાનકર્તા છે. એમના પક્ષવાળાઓ જ એ સાંભળતાં સાંભળતાં મનમાં કહેતા હશેઃ

"*O God, save us from our friends.*"

સમાજવાદીઓ તરફથી પણ એ ઠરાવ પર બે સુધારા મૂકાયા છે. એક શ્રી. પટવર્ધન તરફથી અને બીજો શ્રી. જયપ્રકાશ તરફથી. શ્રી. પટવર્ધને પેલા આક્ષેપો વાળો ભાગ કાઢી નાખવા સૂચવ્યું છે. શ્રી. જયપ્રકાશ પેલી ગાંધીજી જ કાર્યવાહક સમિતિ નીમે એ વાતને બીજા ગોળગોળ શબ્દો મૂકી ઉડાવી દેવા માગે છે. તે બન્ને સમાજવાદી પક્ષના સારામાં સારા વક્તાઓ છે. બન્નેને પોતાને શું કહેવાનું છે તેનો પૂરેપૂરો ખ્યાલ છે છતાં તેમના આ સુધારાઓ રજૂ કરતી વખતનાં વ્યાખ્યાનો જરા પણ અસર નથી પાડતાં. આ કમનસીબ બનાવોને અંગે ઊભી થયેલી પરિસ્થિતિમાં તેમણે ક્યાં રહેવું તે પૂરેપૂરું ચોક્કસ તે લોકો ન કરી શક્યા હોય તેવો તેમનો દેખાવ છે.

અને આ વખતના મહાસભાના અધિવેશનમાં મહાસભા સમાજવાદી પક્ષની સ્થિતિ બધા કરતાં કફોડી છે એ તો સ્પષ્ટ દેખાઈ આવે છે. વર્ષો સુધી left અને right વિષે બૂમાબૂમ તે લોકોએ કરી મૂકી હોય છે એટલે આજે જ્યારે એ left અને rightના

પ્રશ્ન પર જ મહાસભામાં ભંગાણ પડવાની સ્થિતિ આવી પહોંચી છે ત્યારે તે લોકોએ ક્યાં ઊભા રહેવું તે નક્કી કરવું તેમને માટે પણ મુસ્કેલ થઈ પડ્યું છે. પહેલેથી છેલ્લે સુધી તેમાંના દરેકે દરેક ચૂસ્ત દેશભકત છે. તે લોકો જાણે છે કે આ પક્ષાપક્ષીમાં left અને rightનાં નામો છૂટથી વપરાયાં છે; પણ ખરું જોતાં મારામારી એ બે સિદ્ધાંતો વચ્ચે નથી: જે મુદ્દા ઉપર વાંધો પડી ગયો છે એ થોડો કે ઘણો અંગત મુદ્દો જ છે. પછી તેને સિદ્ધાંત વગેરેનો સુભાષબાબુ તરફથી ભલે રંગ અપાયો હોય. વળી મોટું યુદ્ધ તો આગળ ઉપર ચાલ્યું જ આવે છે. એ વખતે દેશના આ સમર્થ કાર્યસેવકોનો સહકાર છોડી પોતે જ સત્તા હાથમાં લઈ દેશની શકિતને વેડફી નાખવી એ વ્યાજબી નથી. અને એમ તો સુભાષબાબુની આ બધી તકરારો સમયની નીતિ પણ, ગેરવ્યાજબી નથી તેમ તે લોકો માનતા હોય તેમ લાગતું નથી. છતાં આટલાં વર્ષો સુધી જ્યારે તેમણે left અને right શબ્દોથી દેશ આખાને ગજવી મૂકયો હોય ત્યારે એ જ વસ્તુ ઉપર વિચાર કરવા સમય આવે ત્યારે leftist પ્રમુખના હાથમાંની મુખ્ય સત્તા મહાત્માજીને સુપરત કરાવી ફરી પાછા right ના જ હાથમાં બધી સત્તા મૂકી દેવાના ઠરાવ ઉપર પોતે તે ઠરાવની તરફેણમાં મત આપવો એ પણ તેમને મુશ્કેલ લાગે છે. આમાંથી બચવું કેવી રીતે? આમાં તેમણે એક પક્ષ તરીકે કઈ નીતિ અખત્યાર કરવી? તે લોકો કૈં નક્કી કરી શકતા નથી, અને પાછળથી શ્રી. જયપ્રકાશે જાહેર કર્યું છે તેમ, એ વખતે એ પક્ષ તો ઇચ્છાએ કે અનિચ્છાએ એ ઠરાવની વિરુદ્ધમાં જ વિષયવિચારણી સમિતિમાં મત આપે છે.

વાતાવરણ હજી સંક્ષુબ્ધ છે, અચોક્કસ છે. પલ્લું કઈ બાજુ નમશે એ વિષે લોકોને શંકા તો ઓછી રહી છે છતાં ખાતરી તો નથી જ થઈ. પણ ત્યાં તો એ બધી શંકાઓને ઉડાવી દઈ એના ચોક્કસ પરિણામની ખાતરી કરાવી આપે એવું શ્રી. રાજગોપાલાચાર્યનું ભાષણ થાય છે. આ ભાષણ આ વખતની ત્રિપુરીની ચર્ચાઓ સમયે થયેલાં ભાષણોમાં સર્વશ્રેષ્ઠ છે. રાજાજીની વિવાદશકિત તો સુપ્રસિદ્ધ છે. પણ તેમને ઘણું કઠિન કામ કરવાનું હોય છે. સામે જ માંદા પ્રમુખ પડયા છે. તેમને માથે બરફ ફરે છે. આજુબાજુ પંખાઓ ઢોળાય છે. એ ખુલ્લી જગ્યામાં વધારે માંદા પડી જવાની પૂરેપૂરી શકયતા છે. માનસિક આરામની તેમને જે જરૂર છે એ વિષે તો ડોકટરોએ છાપરે ચડીને પોકાર કર્યો છે. એ તો ત્યાં એમને મળવો શકય નથી જ. પણ તેમને માનસિક સંતાપ તો ન જ થવો જોઇએ ના? છતાં આ મુદ્દાની ચર્ચા જ એવી છે કે તેમાં માનસિક સંતાપ થયા વિના રહે નહિ. એ બધું ખૂબ જ નમ્રતાપૂર્વક છતાં અતિ મક્કમતાપૂર્વક થવું જોઈએ. એ વસ્તુની જોખમદારી જ માણસને ગંભીર બનાવી મૂકે. રાજાજી બોલવા ઊભા થાય છે ત્યારે તે એકદમ શાંત છે, ખૂબ ગંભીર છે. તેમની વકતૃત્વ કળામાં ધૂમધડાકાને સ્થાન નથી. શાંત એકધારા પ્રવાહે તેમની શબ્દનદી વહી જાય છે. તેમની ઉપર આરોપ છે કે તે માણસની બુદ્ધિ કરતાં માણસની લાગણીઓને સ્પર્શી પોતાનું કામ કાઢી જાય છે. તેથી તે શરૂઆતમાં જ સ્પષ્ટ કરી દે છેઃ

"હું તમારી લાગણીઓને નહિ પણ તમારી બુદ્ધિને જ અસર કરે એવું બોલીશ." અને તેમનું આખુંયે ભાષણ તેમના આ કથનનું સત્ય સાબિત કરી બતાવે છે.

પ્રસ્તાવમાં મુખ્ય બે મુદ્દાઓ વિવાદાત્મ છે. એક આક્ષેપો સંબંધી; બીજો મહાત્માજીની ઇચ્છા મુજબ જ કાર્યવાહક સમિતિ નીમાય તે સંબંધી. પહેલા પ્રશ્નની બધી યે બાજુ બતાવી દઈ તે સાબિત કરી દે છે કે આક્ષેપો થયા જ છે. આવા સાથીદારો માટે અયોગ્ય આક્ષેપો થયા છે, નથી પ્રયત્ન થયો તે સાબિત કરી આપવા કે તે પાછા ખેંચી લેવા. અલબત્ત, આ સભામાં જ પ્રમુખશ્રીએ જાહેર કર્યું છે કે તેમનો ઇરાદો કાર્યવાહક સમિતિના સભ્યો સામે આક્ષેપ કરવાનો હતો જ નહિ. તે ગમે તે હો પણ આક્ષેપો થયા છે, તે પાછા ખેંચાયા નથી, અને તે એવે સમયે થયા છે કે સામા પક્ષને જવાબ વાળવાનો પણ સમય ન રહે. એથી બીજું કૈં ન કરતાં ઓછામાં ઓછું મહાસભા એ વિષે પોતાનો શોક પ્રદર્શિત કરે એ તો વ્યાજબી જ છે.

બાકી આ ચૂંટણીમાં યુવાનોની જીત થઈ છે. તે લોકોને જ મહાસભાનું તંત્ર ચલાવવાનો સંપૂર્ણ હક છે. બીજા માણસો તો રાજીનામાં આપી બેસી ગયા છે. ગાંધીજી પણ તેમના હાથમાં સત્તા રહે તેમાં નાખુશ નથી.

"પણ" એ કહેતાં રાજાજી વધારે ગંભીર બને છે, "પણ બે ચીજ એકસાથે નથી થઈ શકતી. મહાત્માજીનું નેતૃત્વ પણ જોઈએ અને તે કહે તેમ ન કરવાની પણ છૂટ જોઈએ: એ બન્ને ચીજનો મેળ નહિ ખાય. તમે કહો કે ગાંધીજીએ અત્યાર સુધી અમને દોર્યા છે, અમને વિજયો અપાવ્યા છે, અમને શક્તિશાળી બનાવ્યા છે. એ બધું ખરું છે, એ માટે અમને એમના પ્રત્યે માનભાવ છે, પૂજ્યભાવ છે, છતાં હવે તો અમારે અમારી રીતે ચાલવું છે, અમે પણ હજી જો તૈયાર નહિ થઈશું તો કયારે થઈશું? તમે એમ કહો, એમ કહેવું વ્યાજબી પણ છે. પણ તો પછી તમારે તમારી રીતે જ ચાલવું પડશે. તેમાં મહાત્માજીની દોરવણી તમને નહિ મળે. પણ તમારે એમની દોરવણી પણ જોઈતી હોય તો તે નીમે એ જ કાર્યવાહક સમિતિ ચૂંટવી પડશે, એના કહ્યા પ્રમાણે જ કરવું પડશે. એમાં બીજો રસ્તો જ નથી."

અર્ધોએક કલાક સુધી ચાલેલું તેમનું ભાષણ સંપૂર્ણ શાંતિપૂર્વક લોકો સાંભળી રહે છે. આટલો મોટો માનવસમુદાય તેમાં જરા પણ અવાજ કરતો નથી.

એ પછી તો એ પ્રસ્તાવનું ભાવિ નક્કી થઈ ચૂક્યું છે. પછીનાં ભાષણો તો ઘણાં થાય છે પણ તે બધાં રસવિહીન લાગે છે. ધ્યાન ખેંચે એવું એ પછીનું એક ભાષણ તે શ્રી. નરેંદ્રદેવનું.

શ્રી. નરેંદ્રદેવ બોલવા ઊભા થાય છે કે થોડી જ વારમાં તેમની મુશ્કેલી વધી પડે છે. ઓચિંતાં જ સભાસ્થાનમાંની બત્તીઓ બુઝાઈ જાય છે. Microphone પણ નકામું થઈ પડે છે. કિટસન લાઈટના અજવાળે અને પોતાના જ ગળાના જોરે શ્રી. નરેંદ્રદેવને બોલવું પડે છે. તે મહત્ત્વના મુદ્દાઓ રજૂ કરે છે અને ચર્ચે છે. Right કોણ અને left કોણ, ક્રાંતિકારી ( revolutionary ) કોણ કહેવાય, ક્રાંતિ પ્રત્યાઘાતી ( counter revolutionary ) કોણ કહેવાય વગેરેની લાંબી લાંબી ચર્ચાઓમાં તે ઊતરે છે.

"કોણ કહે છે કે અત્યારના સંજોગોમાં આઝાદ સાહેબ, રાજેન્દ્રબાબુ કે વલ્લભભાઈ ક્રાંતિકારી નથી, leftist નથી? જે કોઈ પણ બ્રિટિશ શાહીવાદ સામે ઊભા રહી

તેને નિર્મૂળ કરવાને લડત લડવાને ખડે પગે તૈયાર છે તે બધા ક્રાંતિકારી છે, તે બધા leftist છે. હા, એક દિવસ એવો આવશે, સામાજિક વિપ્લવ (social revolution),નો જ્યારે એ બધા કદાચ સામા પલ્લામાં બેસશે. પણ એને તો હજી ઘણી વાર છે. અત્યારે તો એ બધામાં કોઈ જ rightist નથી, કોઈ જ પ્રત્યાઘાતી નથી." વગેરે વગેરે ઘણું ય તે કહી નાખે છે.

મારા જેવાને માટે તો આ બધું સમાજવાદી પક્ષની કફોડી સ્થિતિ પુરવાર કરવાને પૂરતું છે. વર્ષો સુધી તે લોકોએ આ બધા નેતાઓને rightist કહ્યા છે, જરાએ અચકાયા વગર, જરાયે ક્ષોભ પામ્યા વગર. પોતે left અને પેલા right, પોતે ક્રાંતિકારી અને પેલા લોકોમાં ક્રાંતિનું આટલું વિશદ દર્શન નહિ. એ બધું તો તેમણે છાપરે ચઢીને પોકારી પોકારીને કહ્યું છે. આજે જ્યારે કટોકટીની સ્થિતિ આવી પહોંચી છે ત્યારે એને એ માણસોને મોટામાં મોટા ક્રાંતિકારી જબરજસ્તમાં જબરજસ્ત leftist કહીને નવાજવા એ બધું......

પણ ખેર, એ વસ્તુ આ સંસ્મરણોમાં ન સમાઈ શકે.

બધા સુધારાઓ ઊડી જાય છે. એ મૂળ ઠરાવ સારી એવી બહુમતિથી પસાર થઈ જાય છે.

પછીનું વિષયવિચારિણી સમિતિનું કામકાજ તો ઝપાટાબંધ ઉકલાઈ જાય છે. સુભાષબાબુની તબિયત વધારે બગડી છે. તેમની જગ્યાએ મૌલાના આઝાદ પ્રમુખસ્થાન શોભાવે છે. શોભાવે છે ખાસ લખ્યું છે કેમકે ખરેખર એ સ્થાન તે શોભાવે જ છે. કામ એટલી સિફતથી અને એટલી ઝડપથી તે લ્યે છે કે તેમને એ સ્થિતિમાં પહેલી જ વાર જોનારને આશ્ચર્ય થયા વિના ન રહે.

હવેનો સૌથી ઉપયોગી ઠરાવ રાષ્ટ્રીય માગણી ( National Demand ) વિષેનો છે. તે શ્રી. જવાહરલાલ રજૂ કરી જાય છે. તેમાં થોડા સુધારાઓ સૂચવાય છે પણ બધા જ ઊડી જાય છે. તે વિષેની દલીલો તો હરિપુરામાં થઈ હતી એ જ છે અને જવાબો પણ એવા જ છે એટલે તે વિષે કશું કહેવાનું કારણ નથી.

મહાસભાના ખુલ્લા અધિવેશનમાં પણ પ્રમુખસ્થાને શ્રી મૌલાના સાહેબને જ બેસવું પડે છે. શ્રી સુભાષબાબુની તીવ્ર ઇચ્છા છે કે પોતે આ અધિવેશનમાં હાજર રહી શકે. પણ કુદરત તેમને માટે એ અશક્ય બનાવી મૂકે છે. તેમનું પ્રમુખ તરીકેનું વ્યાખ્યાન પણ શરદબાબુ વાંચી જાય છે.

સ્વાગત સમિતિએ આ મંડપને બનાવવામાં લીધેલી મહેનતમાં કશી ખામી નથી. કુદરતી રચનાએ તેમાં મદદ કરી છે. વાતાવરણ પણ સુંદર છે. ટેકરીઓની પછે આવેલો તે મંડપ ખરેખર રમણીય લાગે છે.

અને પહેલે દિવસે તો બધું કામ પણ સુખરૂપ ચાલે છે. મિસરના પ્રતિનિધિમંડળનું સ્વાગત થાય છે. દોઢદોઢ ગજ લાંબાં આરબી વાક્યોથી એ પ્રતિનિધિમંડળના પ્રમુખ સ્વાગતનો જવાબ વાળે છે. બીજે દિવસે સભામાં હાજરી આપી શકવાની સુભાષબાબુને ઉમેદ છે. તેથી પહેલે દિવસે તો બીજું કશું કામ કર્યા સિવાય સભા વિસર્જન થાય છે.

બીજા ઉપયોગી ઠરાવોમાં તો મહાસભામાં પેઠેલી ગંદકી દૂર કરવા વિષેનો ઠરાવ ઉપયોગી છે. એનું પરિણામ શું આવે છે તે જોવાનું રહ્યું.

* * *

ત્રિપુરીની મહાસભા વિષાદ અને ઝઘડાના વાતાવરણમાં મળેલી હોવાથી તેમાં હાસ્યને સ્થાન ઓછું હતું. પણ હાસ્યની એ ખોટ સ્વાગત સમિતિની વ્યવસ્થાશક્તિ કે અશક્તિ પૂરી પાડે છે. ઉતારાઓમાં કોણ આવ્યું, કોણ ગયું તેનું ધ્યાન રાખવા સ્વયંસેવકો પણ નથી, છતાં રસ્તામાં વચ્ચોવચ ઊભા રહી સ્વયંસેવકો ચાલનારાઓને ડાબે રસ્તે જ જવા સૂચન કરે છે. એક સ્વયંસેવકને મેં કહ્યું:

"અહીં બધા નેતાઓ right પર જવા કહે છે અને તમે left પર જવા કહો છો! અમારે જવું કઈ દિશામાં?"

તે ખૂબ હસે છે.

આ મહાસભા વખતનું પ્રદર્શન સરસ છે. દર વર્ષે તેમાં ઉપયોગી સુધારા વધારાઓ થયા કરે છે એ એક આશાનું ચિન્હ છે.

* * *

ત્રિપુરીની મહાસભા આવી અને ગઈ. ત્યાં તો બન્ને પક્ષો વચ્ચે તડ પડતી અટકી ગઈ. પણ હજુ બધું અનિશ્ચિત છે. શું થશે તે હજી કહી શકાતું નથી. પણ આઝાદીની કૂચમાં એવા અંતરાયો અનિવાર્ય છે. એવા અંતરાયોને અંતે દેશ હમેશાં એક ડગલું આગળ વધ્યો જ હોય છે. ત્રિપુરી પણ એવા જબરજસ્ત પ્રસ્થાનમાં મદદરૂપ થશે જ એ આશા અસ્થાને નથી.

## યાત્રાળુ

હરિશ્ચંદ્ર ભ. ભટ્ટ

જાણ્યા ન મુગ્ધ ઉરભાવ, ન પંથ પૂછ્યો
યાત્રી અમે રખડતા વનમાં જનોમાં;
પ્રસ્થાનને વરસ કૈંક વિત્યાં હવે તો
ભૂલ્યા અમે પુજન અર્ચનની વિધિઓ.
યાત્રા કરી જીવન તીર્થની એક માર્ગે
ભાથું લઈ તપનું, મંદિર માંહી આવી
બાળ્યો બધો ધુપ અમે સુખદુઃખનો ત્યાં;
રે'શું હવે જગતમાં ધુમ રેખ જેવાં.



# શિક્ષકો અને વિદ્યાર્થીઓ

મૂળ લેખક: ચક્રવર્તી રાજગોપાલાચારી
અનુવાદક: રામભાઈ પટેલ

અધ્યાપન એ કેટલું મુશ્કેલ કાર્ય છે! એ રમતવાત હોત તો ભાગ્યે જ માબાપો એમનાં સંતાનોને શાળામાં મોકલત. આજે, સારી પેઠે ભણેલાંગણેલાં માબાપો પણ પોતાનાં છોકરાંને શાળામાં મૂકે છે, અને ઘેર જ ભણાવતાં નથી એ બતાવે છે કે એમને પણ શિક્ષણ આપવું દુષ્કર લાગે છે. આનો ખુલાસો એ હોઈ શકે કે એવાં માબાપો પણ જાણે છે કે અધ્યાપનનું કાર્ય એ શાસ્ત્ર છે, કળા છે; ને એ વિષયને પોતાનું મહત્ત્વનું ને મુખ્ય કાર્ય કરી બેઠેલ ધંધાદારી કેળવણીકારનાં હાથમાં પોતાનાં બાળકો સોંપી પોતાનાં બાળકોને કેળવણી આપવાનું એમને ઈષ્ટ જણાય છે. પણ બીજા ધંધાઓ ને શિક્ષણના ધંધા વચ્ચે ખરેખર એક મોટો ભેદ છે. બીજા ધંધામાં પડેલા ધંધાદારીઓને પોતાના કામમાં આપવા પડતા ધ્યાનના કરતાં શિક્ષણનો ધંધો એના ધંધાદારીનું વધારે ધ્યાન માગે છે.

દા. ત, એક તબીબ પોતાના દરદીને સાજો કરી આપે તો એ અને એનાં માણસો તબીબના ભારે આભારી થઈ પડે છે. જો એ દરદીને સાજો ન કરી શકે તો પણ લોકો એનો દોષ ન કાઢતાં માને છે કે જે બનનાર હોય છે એને મિથ્યા કરી શકાતું નથી. કાયદામાં પણ એવું જ જોવા મળે છે. જીતનાર કે હારનાર પક્ષ સાથે કાયદાશાસ્ત્રીની ઇજ્જત જોડાયેલી નથી હોતી. ખેતીવાડી વિજ્ઞાનમાં પણ શું છે? કૃષિશાસ્ત્રનો જાણકાર જો કોઈ પાક સાંગોપાંગ ઉગાડીને પકવવામાં સફળ થાય તો એ જશ ખાટી જાય છે. ને પાક નિષ્ફળ ગયો તો! લોકો એને ઠપકારતા નથી. લોકો તો ઋતુ ને વરસાદ ને એવું તેવું વચ્ચે લાવે છે ને એને કુદરતી આફત માને છે, કૃષિશાસ્ત્રીની નહિ.

હવે શિક્ષણકારની કમનસીબી જુઓ. એ એના ધંધાના સફળ નિષ્ફળ પરિણામ સાથે અનિવાર્યપણે સંડાયેલો હોય છે. કેમ શીખવવું તે એને જાણવું પડે છે આ ઉપરાંત કેળવણીને 'વાહક સાધન' ( negotiable instrument ) બનાવવાની ફરજ પણ એની.

શિક્ષણકળા ને શિક્ષણશાસ્ત્ર ઘણાં અગત્યનાં ને સાર્વત્રિક ઉપયોગનાં સાધનો છે. ફળમાં હાર્દિક મહત્ત્વનું બીજ હોય છે. એના વિના ગમે તેવા મોંઘામૂલા ફળની ઉપયોગિતાનો પણ એની એક પેઢીમાં જ પાર આવી જાય. અધ્યાપકોને તાલીમ આપતી વિદ્યાપીઠનો પ્રયત્ન, એમાં તાલીમ લેતા અધ્યાપકોમાં શિક્ષણરૂપી ફળમાં જ્ઞાનબીજ રોપવાનો છે. જેથી એ બીજ એમની મારફત અનંત સંખ્યામાં એવાં જ બીજાં ફળોની નીપજનું કારણ બની શકે. ફળમાં બીજનું જે કાર્ય હોય છે તે શિક્ષણમાં, શિક્ષણ તાલીમ વિદ્યાપીઠ અને અધ્યાપનકાર્યનું છે. આથી મને લાગે છે કે યુનિવર્સિટીમાંથી બહાર પડતા દરેક

ગ્રેજ્યુએટના મગજમાં આ બીજનો એકાદો અંશ પણ નાંખી આપવો જરૂરનો છે. આ દેશમાં, જ્યાં લગ્ન એક આદરણીય સંસ્થા ગણાય છે ત્યાં, જો કુટુંબોને સારી રીતે સંસ્કારછાપી કરવાં હોય ને જ્ઞાનનો ફેલાવો ઓછે ખરચે કરવો હોય, તો દરેકે શિક્ષણશાસ્ત્ર ને શિક્ષણકળાનું ખપપૂરતું જ્ઞાન મેળવવું ઘણું જરૂરી છે. આપણે યુનિવર્સિટીમાંથી બહાર પડતા બધા ગ્રેજ્યુએટોને, તાલીમ લીધેલા ધંધાદારી શિક્ષકોની જેમ શિક્ષણના પારંગત કરવા જોઇએ એવું સમજવાનું નથી, પણ એમણે શિક્ષણશાસ્ત્ર થોડું યે જાણી લેવું જોઈએ જેથી એઓ શિક્ષણકારને સહાયક થઈ પડે ને એની જહેમત હળવી કરે.

કેળવણીમાં આજે ઘણા સિદ્ધાંતો આગળ ધરવામાં આવે છે. કેટલાક એમ માને છે કે બાળકની પ્રજ્ઞાશક્તિ પૂર્વનિયત હોય છે ને એને શિક્ષણ આપવાની બધીયે જહેમતનું વધારેમાં વધારે પરિણામ એની અંતઃસ્થ શક્તિને બહાર આણવા જેટલું જ આવી શકે. બીજી બાજુ કેટલાક એવા સિદ્ધાંતવાદીઓ છે કે શિક્ષક જો શાસ્ત્રીય ઢબે ને કલાત્મક રીતે શીખવી શકે તો બાળકના વ્યક્તિત્વને વધારી શકાય, સંગઠિત કરી શકાય ને વિકસાવી શકાય. પરસ્પર વિરોધી આ બે સિદ્ધાંતો સર્વાંશે સાચા નહિ હોય. કદાચ શિક્ષણનું સત્ય આ બંને અંતિમો વચ્ચે સમાયેલું હોય. સત્ય ગમે તે હો પણ આપણે એમ માનીને ચાલવું જોઈએ કે બાળકને જેવું ઘડવું હોય તેવું આપણે ઘડી શકીએ. જેટલે અંશે શિક્ષકની ફરજ સંકળાયેલી હોય એટલે અંશે તો આ જાતની દૃષ્ટિ રાખીને ચાલવું એ જ એને માટે તો બરોબર ગણાય. પણ શિક્ષણપદ્ધતિનો સવાલ આવે ત્યારે આપણે પહેલાં સિદ્ધાંતના કથનનો વિચાર કરવો જોઇએ. કારણ કે બાળકોને વિષયો શીખવવામાં એનું વિષય પ્રત્યેનું મનોવલણ નક્કી કરવું ને એ જાણ્યા પછી એ રીતે જ એની શક્તિને વધારવા ને વિકસાવવાની રીત શોધી શકાય.

હું પોતે શાળામાં ભણતો વિદ્યાર્થી હતો ત્યારે વર્ગમાં જોયેલા કેટલાયે ઘાતકી બનાવો મારી આંખ સામે ખડા થાય છે. ઘણી વાર શિક્ષક એક યા બીજા વિદ્યાર્થીનો હાથ પહોળો કરાવી ટેબલ ઉપર મુકાવતો ને પછી એની પથ્થરપાટીની કોર વિદ્યાર્થીના હાથ ઉપર જોરથી મારતો. આ કડી સજા વિદ્યાર્થી કોઇ વિષયમાં જરૂરી શક્તિ કે આવડત બતાવવા નિષ્ફળ ગયો હોય એ બદલ થતી. સજાની વેદના અને એનો ભય, વિદ્યાર્થીના મનને ગોટવી નાખી એના મગજને થીજવી દેવાનું કારણ થઈ પડતાં. વિદ્યાર્થી વધારે ભૂલો કરતો, શિક્ષક વધારે ખીજાતો અને એના સપાટ હાથ ઉપર સ્લેટનો ઝપાટો વધારે જોરથી પડતો. આ ભયાનક દેખાવો ઘણા વિદ્યાર્થીઓને બીવરાવી ને થથરાવી મૂકતા.

## નૂતન પદ્ધતિ

આજે શિક્ષકો શિક્ષણની નવી પદ્ધતિઓમાં જેટલા આગ્રહપૂર્વક માને છે એટલા જ આગ્રહપૂર્વક મહેતાજીઓ પુરાણા દિવસોમાં 'આંકણી પદ્ધતિ' (ferule method)માં માનતા હતા. એવું સંભવિત છે કે શિક્ષણક્ષેત્રમાં આજે જે સિદ્ધાંતો ગૃહિત ને પ્રચલિત છે એ ભવિષ્યમાં પડતા મૂકવામાં પણ આવે, જેમ આંકણીથી શીખવવાની પદ્ધતિને આજે પડતી મૂકવામાં આવી છે. આથી નવા પ્રચલિત સિદ્ધાંતોને આજે આપણે ભલે અનુસરીએ, પણ એ વિશે અંધમતવાદી ન થઈએ. આપણે સ્વીકૃત સિદ્ધાંતોને બદલવા માટે તૈયાર રહેવું જોઈએ. આપણું દૃષ્ટિબિંદુ નાળચામાં ઢાળેલા બીબાં જેવું ન થવું જોઈએ, ને આપણાથી

વિરુદ્ધ સિદ્ધાંત સ્વીકારનાર સાથે તરખટ મચાવવી ન જોઈએ. કેટલાક માણસો એમ કહેતા કે વ્યાકરણ શીખ્યા વિના કોઈ પણ ભાષા શીખવી અશક્ય હોય છે. આજે હવે કેટલાક એમ કહે છે કે ભાષા શીખવા માટે વ્યાકરણ તરફ નજર માંડવાની યે જરૂર નથી, પણ પ્રત્યક્ષ પદ્ધતિ–પરિચય પદ્ધતિ–એ જ શીખવું જોઈએ.—ઘડાનો ઉપયોગ કર્યા વિના નદીના પ્રવાહમાંથી સીધા જ પાણી પીઓને? આ એમની દલીલ હતી. નદીમાંથી સીધું જ પાણી પીવું એ જરૂર સારું છે. પણ ઘડામાં નદીમાંથી પાણી ઘેર ભરી જવું ને જ્યારે પાણી પીવાની જરૂર પડે ત્યારે વારંવાર નદીએ જવાની તકલીફ લીધા વિના જ પાણી પીવાની સવડ કરવી એ પણ વધારે સારું નહિ? પ્રત્યક્ષ કે પરિચય પદ્ધતિ અને વ્યાકરણ પદ્ધતિનો સમન્વય જરૂર વધારે અર્થ સારે. એ જ રીતે આપણે, કયો વિષય કયા સંયોજન–ગ્રુપમાં–શીખવાડવો જોઈએ એ વિશે પણ બહુ દુરાગ્રહી થવાની જરૂર નથી. વિષયોનું क, ख, ग વર્ગમાં વર્ગીકરણ કરીને એમને એના માળખામાં ગોંધી રાખવાની વૃત્તિ પણ દૃગગોચર થાય છે. કેટલીક વાર કોઈ અમુક વિષય અમુક નિયત વર્ગના કુંડાળામાં દાખલ કરવો કે નહિ, અથવા દાખલ કરવામાં આવ્યો હોય તો કેમ કાઢી કે ન કાઢી નાખવો એ બાબતમાં શિક્ષકો વચ્ચે ભારે જંગ જામતો પણ જોવામાં આવે છે. આ બાબતમાં પણ હું થોડી સ્થિતિસ્થાપકતા ને ફેરફાર કરવાની તૈયારીવાળી વૃત્તિનું સમર્થન કરું છું.

કેટલાંક માણસોની મહાન આકાંક્ષા લોકોને સાક્ષર કરવાની હોય છે. બીજા કેટલાક દેશોના લોકોના પ્રમાણ જેટલા આ દેશના લોકો હજી સુધી પણ સાક્ષર થયા નથી એ વાતની કેટલાકોને ભારે શરમ લાગે છે. કેટલાકને નિરક્ષરતાનો અભાવ ભારે મહત્ત્વનો લાગે છે. કેટલાકને વળી સાક્ષરતાના કરતાં કેળવણીની વધારે પડી હોય છે. ને એમનું કહેવું એવું છે કે સાક્ષરતા વિના પણ કેળવણી આપવી શક્ય છે. અરે! સાક્ષરતાની બાબતમાં પણ ઘણા મતભેદો છે ને! અભણને ભણાવવામાં વાક્યથી શરૂઆત કરીને પછી ધીમે ધીમે શબ્દ ને અક્ષર ઉપર આવવું કે એનાથી ઊલટો ક્રમ રાખવો એ વિશે પણ ભિન્ન ભિન્ન સિદ્ધાંતો છે! એમાંથી એક યા બીજા સિદ્ધાંતનો સ્વીકાર કરીને પોતાનો કક્કો સાબૂત કરવા લડી લેવા તૈયાર થનારા લોકો પણ છે. શિક્ષણકાર્યની બાબતમાં પણ વિરોધક આદર્શો હોય છે. કદાચ, આ બધા ઝઘડાઓની અંતિમતાની વચ્ચે સત્ય સમાયેલું હશે. આથી કોઈપણ સિદ્ધાંતને મરણિયા ચુસ્તાઈથી વળગી ન રહેવું ઠીક લાગે છે.

ગમે તેમ પણ એટલું તો ચોખ્ખું લાગે છે કે આપણે કેળવણી ને સાક્ષરતાના કાર્યક્રમને બહુ ઝડપે પૂરો કરવો પડશે. આથી એ વિષય આપણી ઝીણવટભરી વિચારણા માગી લે છે. દા. ત. સાક્ષરતાના આ જબરા આંદોલનને આપણે આપણી ભાષાના સંબંધમાં વિચારવું જોઈએ. એની ખામીઓથી આપણે ગભરાવાની જરૂર નથી. હિંદમાં શિક્ષણ માનસમાં એક જબરી ખામી એ છે કે આપણા ખ્યાલોને થોડો ખોટો વળાંક આપવામાં આવ્યો છે કે આપણે બધું અંગ્રેજી ધોરણે માપવા મંડી જઈએ છીએ. આપણી ભાષામાં મૂળાક્ષરો Phonetic છે અને રોમન લિપિ જેવું એનું સ્વરૂપ નથી. આપણી લિપિમાં પણ ઘણા ફાયદા સમાયેલા છે. માત્ર આપણે એને અંગ્રેજીનાં ધોરણે નહિ પરંતુ સ્વતંત્ર ધોરણે માપવા ને વિચારવા જોઈએ. આપણી લિપિમાં રહેલ સગવડતા ને સહેલાઈઓનો

આપણે વધારેમાં વધારે લાભ ઉઠાવવો જોઈએ. આપણા ગામડિયાઓને એમની લિપિ શીખવવી વધારે સહેલી છે કારણ કે એ Phonetic છે.

મૂળાક્ષરોમાં ખામીઓ તો છે જ. પણ બધા કાયદા ને ગેરકાયદો એકેક નહિ એવું કયાંયે જોયું સાંભળ્યું છે? ગામડિયાઓને શીખવવામાં આપણે એમને મૂળ મુદ્રાના અક્ષરો પ્રથમ શીખવવા તરફ ધ્યાન રાખવું જોઈએ કારણ કે ઙ ને ઞ વર્ગના અક્ષરો જેનો ઘણો ઓછો વપરાશ થતો હોય છે એને પાછળથી શીખવવા જોઈએ. બીજા અક્ષરો છે કે જેઓ કદિ શબ્દોમાં પહેલા આવતા નથી. કેટલાક વચ્ચે નથી આવતા, ને બીજા કેટલાક શબ્દાંતે નથી આવતા. આ બાબતો, મૂળાક્ષરો શીખવતી વખતે ખ્યાલમાં રખાવી જોઈએ. નકામા કેટલાક અક્ષરોને તો આપણે સાવ છોડી દઈએ તોયે શું ખોટું? આ બધું કર્યા પછી આપણને માલમ પડશે કે લિપિ શીખવાનું કે શીખવવાનું કામ એકબે દિવસનું નહિ તો એક સપ્તાહનું જ છે. આપણે ભણનારાઓ સહેલાઈથી શીખી શકે એ ક્રમે શબ્દો ગોઠવીને પણ તૈયાર કરવા જોઈએ. શિક્ષકોને સાક્ષરતા સંબંધે આ ને એવી બીજી બાબતોમાં સંશોધન કરતા રહેવાના આગ્રહ સાથે મને કહેવા દો કે એમણે માત્ર પ્રદર્શન કરવા માટે જ નવા નવા તુક્કાઓ ઉપજાવી નહિ કાઢવા જોઈએ. એમ કરવું નકામું, ને કદાચ હિતાવહ પણ નથી. એમણે કરેલ સંશોધનની યોજના સાદી, સીધી ને સરળ હોવી જોઈએ કે જ્યાં લાગુ પાડવી હોય ત્યાં એને લાગુ પાડી શકાય.

## શિક્ષણકારોને

શિક્ષકોને ખાસ યાદ રાખવાનો આગ્રહ કરતી બીજી વાત મારે એ કહેવી છે કે એમણે એ જોવું જોઈએ કે એઓ જેને શીખવે એ પાછો બીજાને શીખવી શકે એવી એનામાં આવડત પણ પેદા થાય. શિક્ષણકારે પોતાની પદ્ધતિ જ એવી રાખવી જોઈએ કે શીખનાર, શીખવાના કામ સાથે આપોઆપ શીખવવાની સાદી ને અસરકારક પદ્ધતિ પણ પચાવતો જાય. ઘરેણું જેમ ગળા ઉપર વળગાડી દેવામાં આવે છે તેમ જ્ઞાનને આપણે એના ઉપર વળગાડીને બાંધી દઈએ એનો કશો ઉપયોગી અર્થ નથી. એ તો માત્ર એને કુતૂહલવૃત્તિની એક ચીજ બનાવી મૂકશે. આપણે તો એના અંતરમાં જ્ઞાનારોપણ એવી રીતે કરવું રહ્યું કે જેથી એ બીજામાં પણ જ્ઞાનારોપણ કરી શકે. એ રીતે જ સાક્ષરતા ભૌમિતિક પ્રમાણમાં ઉત્તરોત્તર વધારી શકાય. ત્યારે આપણી જહેમતના પરિણામની વિરાટતા જોઈને આપણે દિંગ થઈ જઈશું. *

# રાજકીય નોંધો

'નિરીક્ષક'

## રાજકોટ

અખિલ હિંદના વિશાળ પટ ઉપર રાજકોટ એક ટપકાં જેવું છે. છતાં હિંદના વિરાટ પુરુષ અને મહાન રાજનેતાની સાથે એ નાનકડું રજવાડું આજે રાજકારણની દૃષ્ટિએ જોડાઈ ગયું હોવાથી એનું મહત્ત્વ અસાધારણ વધી ગયું છે. ખરી રીતે તો મહાસભાની રજવાડી નીતિનું એ અજમાયેશ ક્ષેત્ર થઈ પડ્યું છે. મહાસભા અને ખાસ કરીને એના સાચા સૂત્રધાર મહાત્માજી હિંદની રાજકીય મુક્તિની હિલચાલ સાથે રજવાડી આપખુદીનો કઈ રીતે તોડ કાઢશે અને એની પ્રજાને જવાબદાર રાજતંત્ર મેળવવાનો કયો રસ્તો બતાવશે એના બધા પાસા રાજકોટ નરેશ સામેની હિલચાલમાં આજે એઓ ફેંકી રહ્યા છે. મહાત્માજીના રાજકીય પાસાઓ 'સત્ય ને અહિંસા'ની એમની સમજમાંથી ફલિત થતા હોવાથી રજવાડી આપખુદી સામે એને લાગુ પાડવામાં એમને કેવો જશ મળે છે એ જોવાનું ને એનો પ્રયોગ કરવાનું ક્ષેત્ર પણ રાજકોટ બની બેઠું છે. આથી રાજકોટના મામલાની વત્તીઓછી સફળતા નિષ્ફળતાના પરિણામ ઉપર મહાસભાની રજવાડીનીતિ કોઈ પણ પ્રકારની ચોક્કસ દિશા ગ્રહણ કરશે. રાજાઓનું ભાવિ પણ રાજકોટ સાથે અનિવાર્ય સંબંધે જોડાઈ રહ્યું છે. કારણ કે રાજકોટના ઠાકોરને પ્રજાના જવાબદાર રાજતંત્રની માગણીને સંમત થવા કેવી રીતે સમજાવી શકાય કે ન સમજાવી શકાય એના ઉપર મહાસભા ને ગાંધીજી હિંદના આપખુદ નરેશો સાથે પોતાની ચોક્કસ નીતિને કાયમી સ્વરૂપ આપશે. આથી જ રાજાઓને 'સમય ઓળખો'ની સલાહ આપતાં મહાત્માજીએ હમણાં જ લખ્યું છે કે 'હું રાજાઓને તેમજ તેમના સલાહકારોને વિનવું છું કે કાળબળને પીછાનો, સમય ઓળખો અને તેને વરતીને ચાલવા લાગો.'

પણ અંધ આપખુદી અને બેવકૂફી ભરેલી, હીન માણસોની સલાહનાં પાણી પીને ઉછરેલા હિંદના રાજાઓમાં સમય ઓળખવાની શક્તિ નથી અને એને લીધે એઓ નવા યુગની પ્રજાભાવના ને પ્રજાસત્તાની મમતમાંથી ફલિત થતી પ્રજાની લડાયક હિલચાલોને રાજાઓ એમની આપખુદીને છાજે એવી રીતે દબાવવાની નીતિ ગ્રહણ કરી બેઠા છે. એ નાલાયક આપખુદોને બહુ મોડું થતાં પહેલાં સમજાવી ન શકવાની ખાતરી મહાત્માજી જેવા ધીર પુરુષને પણ થતી જાય છે. નફ્ફટ આપખુદી સામે હૃદયપલટાની એમની ફિલસૂફીજનિત અહિંસક સત્યાગ્રહને નિર્ણયાત્મક ઢબે વાપરવાનો એમને આ પહેલો અનુભવ છે ને એમાં એમને નિરાશા સાંપડતી જાય છે. એટલે ફરી એમણે રાજાઓને નમ્ર ને છતાં દૃઢ ચેતવણીનો સૂર કાઢતાં જણાવ્યું કે 'જુલમો વર્તાવીને તમો કદાચ ચાર દિવસને સારુ આઝાદીની ચળવળને ભોંયરે પેસારવાની સફળતા મેળવશો, પણ તમો તેને કદાપિ કચડી શકવાના નથી....પ્રજાને અવગણવાના દિવસો હવે વહી ગયા છે.'...કોંગ્રેસને અને કોંગ્રેસના કાર્યકરોને અવગણવાનો તેમનો પ્રયાસ એ ધસમસતાં પૂરને હાથની હથેલીથી થોભાવવા મથનાર બાળકના પ્રયાસ જેવો છે.

## પંડની ઘોર ખોદનાર આપખુદી

કડવી અથડામણને ટાળવા માટે બને તેટલું કરી છૂટી, અસંગત હિતસંબંધોને પણ સમાધાનને રાહે જોતરવા મથનાર ગાંધીજી જેવા પુરુષની આ ચેતવણી સમજી શકે એવા ડહાપણવાળા રાજાઓ હોત તો એઓ આપખુદ શાના કહેવાત? જગતના ઇતિહાસમાં કોઈ વૈયક્તિક આપખુદીમાં સમય ઓળખીને એને અનુકૂળ થઈ જવાની સાન જોવા મળી છે? રશિયાના ઝારો ને ફ્રેંચ ક્રાંતિ પહેલાના ફ્રાંસના આપખુદ લૂઈઓની આપખૂદીએ કાળબળને પિછાણ્યું હતું કે હિંદના રાજાઓમાં એ ભાન આવે? તવારીખની વહી સમજીને વાંચવાની કોઈ પણ આપખુદ પદ્ધતિ ( Autocratic system ) કે એના ટેકેદારોએ તકલીફ લીધી નથી. એમણે જો કોઈ તકલીફ લીધી હોય તો તે ઊગતી જન-શક્તિના વિરાટ, પ્રચંડ વેગને હઠાવવાના છોકરવાદી પ્રયત્નરૂપ જુલમી પગલાં લેવાની. પણ સર્વ દેશે ને લગભગ સર્વકાળે આ તકલીફ આપખુદીને માટે આત્મઘાતી તકલીફ સમાન પુરવાર થઈ છે. હિંદના રજવાડી આપખુદોની જમાત પાસેથી કાળબળને વરતી જવાની ડહાપણભરી અક્કલની આશા રાખવી મહાસભા તેમજ મહાત્માજીને માટે ફોગટ પ્રયત્ન જેવું છે એવું રાજકોટ, જયપુર, ત્રાવણકોર, હૈદરાબાદ, કાશ્મીર ને બીજાં રાજ્યો સાબિત કરી આપવાની ઉત્સાહી હરીફાઈ આજે તો કરી રહ્યાં છે.

પણ જે પુરુષ ને જેની ફિલસૂફી વિરોધીને ઊની આંચ પણ ન આવે ને એની સાદી સમજને અપીલ કરવાની એકેએક શકયતાઓ ખલાસ ન થાય ત્યાં સુધી અપીલ કર્યા કરવાની તક આપવા જેટલાં ધીર ને ઉદાર હોય એવા ગાંધીજી ને ગાંધીવાદી ફિલસૂફીને માટે તો ‘અપીલ પ્રૂફ’ આપખુદોને પણ બને તેટલી સમજી જવાની તકો આપવાની નીતિને અનુસરવું એ પરિણામે ભલે વ્યર્થ નીવડે તો યે એમને માટે તો એ જ વાસ્તવિક દૃષ્ટિ ને રાજકીય નીતિ છે. એટલા માટે આપણે એમનો વાંક નહિ કાઢી શકીએ.

## પણ હવે શું?

હિંદની રજવાડી આપખુદીને વેળાસર ચેતી જવાની અપીલ કરીને જ મહાત્માજી થોભ્યા નથી. એમણે તો પોતે પ્રેરણા આપીને શરૂ કરાવેલ રજવાડાંઓની પ્રજાકીય હિલચાલને પણ થંભાવી દેવાને આશ્ચર્યકારક પગલું ભર્યું છે. પછી એ પગલું યથાર્થ હતું કે નહિ એ વિશે ભલે બેમત હોય ( ને મને એની યથાર્થતા વિશે ભારે અસંતોષ છે) છતાં રાજકોટનું પ્રકરણ ઊકલે ત્યાં સુધી રાજાઓને સમજી જવાની ને પ્રજાને વહેલી તકે જવાબદાર રાજતંત્રની ભેટ ધરી એમના ખાસ હક્કોને મર્યાદિત કરી પ્રજાની શુભદિલી ઉપર ટકાવી રાખવાની જબરી તક આપવા માટે એમણે વેગવાન બનેલી રજવાડી હિલચાલને મોકૂફીનો, ‘રૂક જાવ’નો આદેશ આપ્યો એ, ગાંધીજી વિરોધીઓને ઝઝૂમતી અનિવાર્ય આફતમાંથી ઉગારી લેવા માટે કેટલા ઉત્સુકદિલ હોય છે એનો જ્વલંત પુરાવો છે. આવી ઉત્સુકદિલીનું ક્રાંતિકારી હિલચાલોમાં કેટલું મહત્ત્વ ને મૂલ્ય હોય છે એ ભલે વિવાદાસ્પદ મુદ્દો હોય પણ ગાંધિયન રાજકરણી નીતિની નૈતિક ઉદ્દામતા ને ચારુતાનું ઝળહળતું ઉદાહરણ છે.

[ અનુસંધાન પાનું ૪૮૪

# મંદા

ગુલાબદાસ બ્રોકર



હું નહાવા બેઠો અને હજી પાંચેક મિનિટ જ થઈ હશે ત્યાં ઓચિંતો જ અવાજ સાંભળ્યો:

"કપિલભાઈ ઓ કપિલભાઈ"

એ અવાજની પાછળ એકાદ નાનું ડૂસકું દબાવી દેવાનો પ્રયત્ન થઈ રહ્યો હોય એવું મને લાગ્યું. સાદ તો મંદાનો જ હતો એ હું બરાબર પારખી શક્યો.

"કોણ મંદાબહેન?" મેં બાથરૂમમાંથી જ પૂછ્યું.

"હા." એટલો જ અવાજ અને તે પણ એકદમ ધીમો.

"જરા બેસોને, હું હમણાં જ આવું." મેં કહ્યું.

"ના, હું બેસીશ નહિ. મને વખત નથી. આ તો કાલે સાંજે મારા તરફથી તમને માઠું લાગ્યું હશે એમ મને લાગ્યું એટલે હું તમારી માફી માગવા આવી'તી. હું જાઉં છું." આટલું તે ઝડપથી બોલી ગઈ.

"જરા બેસો તો ખરાં!" મેં બૂમ મારી.

પણ સામો કૈં એ ઉત્તર ન વળ્યો. હું સમજી ગયો કે તે ચાલી ગઈ હતી.

અને મંદા આવી વિચિત્ર રીતે મારી માફી માગે એ મારે માટે છેક નવો પ્રસંગ નહોતો જેથી હું આશ્ચર્ય પામું. હજી થોડા જ દિવસો પહેલાં મને એની માફી માગવાની વિચિત્ર પ્રથાનો અનુભવ થઈ ગયો હતો. તે દહાડે હું ઑફિસમાં નિરાંતે જાઉં તો ચાલે તેમ હતું, અને એ બાજુ મંદાને પણ કૈં કામ હોવાથી મારે જતી વખતે નાકા પરના તેના ઘરમાંથી તેને બોલાવવાની હતી. નિયત કરેલા સમયે હું ત્યાં ગયો ત્યારે એ તો હજી જમી પણ નહોતી. મારો સમય સારા પ્રમાણમાં ખર્ચાઈ ગયો હતો. હવે તે જમી રહે ત્યાં સુધી રોકાવાને મારી પાસે જરા જેટલો પણ સમય નહોતો, છતાં તેણે આગ્રહ કરી મને રોકી રાખ્યો. અંતે અમે નીચે ઊતર્યાં. ટ્રામના સ્ટેશન પાસે જઈને ઊભાં રહ્યાં અને થોડા વખતમાં દૂરથી ટ્રામ દેખાઈ ત્યાં ઓચિંતી મંદા બોલી ઊઠી:

"કપિલભાઈ, તમે તમારે જાવ; મારે નથી આવવું."

"કેમ શું થયું?" મેં પૂછ્યું.

"મારે નથી આવવું. હું મારે નિરાંતે આવીશ." તેણે કહ્યું.

"ત્યારે મને નાહકનો રોકી રાખ્યો ના? ચાલો, હવે ચાલો." મેં ગુસ્સાથી કહ્યું.

"તે તમારે ઑફિસમાં એવી કઈ હૂંડી વટાવવાની હતી તે અર્ધો કલાક રોકાયા એમાં આટલો દમ મારો છો?" જાણે પોતે નિર્દોષ હોય અને હું જ એને હેરાન કરતો હોઉં એવો ભાવ મોં ઉપર લાવી તે બોલી.

ટ્રામ નજીક આવી પહોંચી. વધારે વાત કરવાનો સમય નહોતો. મેં કહ્યું:

"આવવું હોય તો ચાલો, નહિ તો હું જાઉં છું."

"તે હું ક્યાં તમને રોકું છું?" તે બોલી.

હું ટ્રામમાં ચડતો હતો ત્યાં મને હસતાં હસતાં બોલાયેલું વાક્ય સંભળાયું:

"આજે બિન્દુબેનને બીજાથી નથી લાગતા તે મારી સામે ગુસ્સો કરે છે."

મને ગુસ્સો તો એવો ચડ્યો હતો કે મેં પાછાં ફરીને તેની સામે પણ ન જોયું.

અને હું એ બધું ભૂલી જઈ બેત્રણ કલાકમાં તો ઓફિસના કામની ધમાલમાં એટલો ઓતપ્રોત થઈ ગયો હતો કે એ સંભારવા પણ પ્રયત્ન કરવો પડે. ત્યાં ટેલિફોન રણક્યો અને મારા નામની બૂમ પડી:

'કપિલભાઈ, તમને કોઈ બોલાવે છે." રિસીવર કાને અડાડતાં મંદાનો એ જ ચિરપરિચિત અવાજ મારે કાને પડ્યો.

"કપિલભાઈ, સવારના તમને માઠું લાગ્યું, નહિ?"

"હશે, એનું અત્યારે શું છે?" મેં કહ્યું.

"મારી ભૂલ થઈ હોં! મને માફ નહિ કરો?" જાણે હું એને કદાપિ માફી ન આપવાનો હોઉં અને એ માફી મળ્યા વિના એનાથી જીવી ન શકાવાનું હોય એવા અવાજે તેણે પૂછયું.

મને એની વિચિત્રતા ઉપર હસવું આવતું હતું. વળી વાત આગળ લંબાવવામાં પણ સાર નહોતો. મેં કહ્યું:

"હા, હા; જરૂર કરીશ. હું તો એ બધું ભૂલી પણ ગયો છું." મેં રિસીવર મૂકી દીધું.

મંદા એટલી વિચિત્ર હતી, એવી ધૂની હતી કે આવી રીતે વર્તવું તેને માટે સાવ સામાન્ય બની ગયું હતું. બીજા કોઈની આવી વર્તણૂક–તે વ્યક્તિ ગમે તેટલી ધૂની હોવા છતાં—જરૂર દુઃખ અને તિરસ્કાર ઉત્પન્ન કરે. પણ મંદા તરફ મને એવો કશો ભાવ આવતો નહોતો. કારણ કે હું જાણતો હતો કે એ બધા બાહ્ય આચરણોની નીચે એના હૃદયમાં તો મારે માટે ખૂબખૂબ ભાવ હતો. અને પોતાની વર્તણૂકથી મને જરા પણ દુઃખી બનતાં કે ચાકી ગયેલો જોતાં એની આંખમાં તરત પાણી આવી જતાં. એવે વખતે હું બધો ગુસ્સો ભૂલી જઈ એને આનંદમાં લઈ આવવા મારાથી બનતા પ્રયત્નો કરતો.

મારે મન મંદા મારી નાની બહેન જેવી હતી. કમભાગ્યે સગી બહેન નહિ હોવાથી બહેનનો પ્રેમ તો મને આ મંદાને ઓળખ્યા પછી જ મળવા માંડ્યો હતો. મંદાનાં માતાપિતા પણ અમારો આવો નિર્મળ સંબંધ વર્તી શકતાં અને તે જોઈ રાજી થતાં. અત્યારે તો મંદા અઢારેક વર્ષની થઈ હશે છતાં કદાપિ તેમણે અમારા સંબંધમાં અંતરાય નહોતો નાખ્યો કે વહેમ નહોતો દાખવ્યો. ઊલટું, એનો ધૂની સ્વભાવ દૂર કરાવવા બનતો પ્રયત્ન કરી જોવા મને તે ઘણી ઘણી વાર વિનતિ કરતાં.

અને હું પણ ઘણી વાર જ્યારે મંદા વિષે વિચાર કરવા લાગ્યો હોઉં ત્યારે ખરેખર દુઃખી બની જતો. એ ધૂની સ્વભાવની નીચે વહેતો એનો પ્રેમાળ નિર્દોષ સ્વભાવ જોવાની નવરાશ કોને રહેશે? એનું અત્યારે તો ઠીક છે પણ પતિ, બાળકોની જોખમદારી આવ્યા પછી આમ ને આમ ગાડું કેમ ગબડશે જશે? એ દુઃખી તો નહિ થઈ જાય? એને કોઈ દુઃખી તો નહિ કરી નાખે? આવા આવા અનેકાનેક વિચારો મારા મગજમાં ઘૂમી ઘૂમી તેને ચકરાવે ચડાવી દેતા. મને એ ગૂંચવાડામાં કંઈ માર્ગ જ જડતો નહોતો. મંદાને સમજાવી તેના સ્વભાવમાં સુધારો કરાવવા સમર્થ થવું તે માત્ર અસંભવિત નહિ અશક્ય જ હતું. નાનપણમાં અમે અમારા નાના ગામમાં બાજુબાજુમાં રહેતાં ત્યારથી હું એને ઓળખતો. ત્યારથી એ એટલી જ હઠીલી અને એટલી જ ધૂની સ્વભાવની હતી. એક વાત મન પર લે તે એ મૂકી દે તો એ મંદા જ નહિ ને? ત્યારે તો એની બા ઘણી વાર એને ખીજાઈ ખીજાઈને કહેતાં:

"આ તો આવો મિજાજ રાખે છે એ ઠીક છે કે માબાપ સહન કરે છે. સાસરિયામાં એવું કર્યું તો આંખમાં રાતાં આંસુ આવશે રાતાં!"

પણ એ તો જેમ ઉમરમાં વધતી ગઈ તેમ તેને વળગેલો સ્વભાવ વધુ ને વધુ બળપૂર્વક તેને વળગતો જ ગયો.

એ લોકો મુંબઈ આવી રહ્યાં પછી ત્રણચાર વર્ષમાં હું પણ નોકરી કરવા મુંબઈ આવ્યો અને સદ્‌ભાગ્યે તેમના જ લત્તામાં તેમનાથી થોડે દૂરના મકાનમાં મને જગ્યા મળી ગઈ. મારો તેમની સાથેનો સંબંધ પહેલાં જેવો જ રહેવા લાગ્યો. હવે મોટી થઈ ગયે મૅટ્રિક ભણતી મંદા પણ સાથે મારી એટલું ભળી ગઈ કે અમારો સંબંધ વિશેષ ગાઢ થયો. વધારામાં મારી પત્ની બિંદુને પણ આ અર્ધીગાંડી અને આખી પ્રેમાળ છોકરી એવી ગમી ગઈ કે ઘણી વાર તો મારા કરતાં એ જ એની વિશેષ ચિન્તા કરતી. કોઈ કોઈ વાર ખૂબ આનંદની વાતો કરતાં અમે બન્ને બેઠાં હોય ત્યાં કશાયે કારણ વિના ઓચિંતો જ તે મને કહેતી:

"આ મંદાનું તે શું થશે? મને તો એની ચિન્તા થાય છે."

"તને ચિન્તા કરવાના વિષયો ખૂટી ગયા લાગે છે તે નાહક કોઈની ચિન્તા ઉછીની લે છે." હું મશ્કરી કરતો.

"તે મંદા શું કોઈ કહેવાય?" વળી જરા હસીને, "પણ એ વિચિત્ર તો ગજબ છે હોં. અમે બન્ને ફરવા ગયાં હોઈએ ત્યારે ઘણી વાર હું કહું કે આ રસ્તે જઈએ ત્યારે કારણ વિના તે બીજે જ રસ્તે ચાલવા માંડે છે. હું તેની સાથે ચાલવા માંડું તો ઠીક છે નહિ તો તે તો પાછી ફરવાની જ નહિ. એને પરણનારો હેરાન હેરાન થઈ જશે."

પણ એવી વાત આવતાં ઘણી વાર તો બિન્દુનું હાસ્ય ઊડી જતું.

"આવી મજાની છોકરી કોઈ એવાને પલ્લે પડી તો એને રઝળાવી મારશે હોં!"

નાહકની ચિન્તા કરવાની નિરર્થકતા એને સમજાવવાના પ્રયત્નોમાં મારા હૃદયમાં ઘર કરી બેઠેલી એવી જ ચિન્તાઓને હું છુપાવી રાખતો.

મંદાને પોતાને તો એવી કોઈ ચિન્તા સ્પર્શતી જ નહિ. કોઈ કોઈ વાર તેના સ્વભાવના આવા અણધાર્યા અનિશ્ચિત છતાં અતિ સંભવિત પરિણામ વિષે તેની પાસે હું વાત કરતો તો તે હસીને વાત ઉડાવી દેતી.

"તમે નાહકના એવી ખોટી ખોટી ચિન્તાઓ કરો છો. હું કંઈ ગાંડી નથી." અને કોઈ વાર લહેરમાં આવી ગઈ હોય તો તે ઉમેરતી પણ:

"અરે, મને પરણનાર તો મને એવી સરસ રીતે રાખશે કે તમે બિન્દુબહેનને શું રાખતા'તા!"

હું તેવે વખતે તેની સામે જોઈ માત્ર સ્મિત કરતો. એ સ્મિતનો વિષાદ તે કદાપિ સમજી શકતી નહિ. હું તેને એ સમજાવવા પ્રયત્ન પણ કરતો નહિ.

એમને એમ મારે લાંબા સમય માટે રંગૂન જવાનું થયું ત્યાં સુધી મંદા અવિવાહિતા જ રહી, ધૂની જ રહી, વિચિત્ર જ રહી, પ્રેમાળ જ રહી. છૂટાં પડયાં પછી ટ્રેનમાં બિંદુનાં આંખનાં પાણી તો હું બે ત્રણ સ્ટેશનો પછી ખાળી શકયો. મંદાનાં પાણી કયારે સુકાયાં હશે તે તો તે જ જાણે.

રંગૂનમાં પણ અમને મંદાના પત્રો ઠીક ઠીક નિયમિતતાથી મળતા. ખાસ કરીને બિન્દુને જ તે પત્રો લખતી અને તેમાં "કપિલભાઈને મારા ખાસ વંદન કહેજે" તેમ તો લખતી જ લખતી. આમેય આળસુ એવા મને પણ બિન્દુના પત્રદ્વારા જ મંદાને આશિષ મોકલવાનું ઠીક ફાવતું.

એમ ને એમ વર્ષ દોઢ વર્ષ નીકળી ગયું. હવે તો અમને રંગૂન સારા પ્રમાણમાં ફાવી ગયું હતું. હજી ત્રણચાર વર્ષ તો અહીં જ રહેવાનું નક્કી હતું. કોઈક વાર અમને મંદાની વિચિત્રતાઓ યાદ આવતી અને અમે તે વિષે વાતો કરતાં લહેરથી હસી પડતાં. તેનાં પરિણામોનો ભય, આટલે દૂર હોવાથી, અમારા હૃદયમાંથી નાશ પામ્યો હોય તેવું લાગતું હતું.

એવામાં એક વખતે પંદરેક દિવસ સુધી મંદાનો પત્ર ન આવ્યો. બિંદુએ બેએક પત્રો લખી નાખ્યા પણ જવાબ જ નહિ. અમને ચિન્તા થવા લાગી. શું થયું હશે? કંઈ માંદી તો નહિ પડી હોય? ફરી એક પત્રનો પણ જવાબ ન આવે તો તેની માતાને પુછાવવાનો બિન્દુ વિચાર કરતી હતી ત્યાં લાલ શાહીથી સરનામું લખેલું એક કવર અમારા પર આવ્યું. ઉઘાડીને વાંચતાં અમારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે તો મંદાનાં લગ્ન માટે એનાં માબાપે અમારાં પર મોકલેલી કંકોતરી હતી! પંદરેક દિવસમાં જ તેનાં લગ્ન થવાનાં હતાં અને તેમાં ખાસ આવવા આગ્રહભર્યો એક પત્ર પણ તેના પિતાએ મને લખ્યો હતો. "મંદાકિનીને તમારા આવવાથી અત્યંત હર્ષ થશે" તેમ પણ લખ્યું હતું. મંદાએ તો અમને આ વિષે કંઈ જણાવ્યું જ નહોતું. તેનું વેશવાળ થઈ ગયું હશે તે તો અમને કલ્પના પણ નહોતી. મંદાએ કેમ કંઈ લખ્યું જ નહિ હોય? લગ્નમાં આવવા સંબંધી તેના તરફથી તો એક લીટી સરખી પણ નહોતી આવી. બિન્દુ પણ આ કંકોતરી જોઈ વિચારમાં પડી ગઈ. પણ એ કંકોતરીમાં લખેલ એક વસ્તુએ અમને સંતોષ આપ્યો. એ વસ્તુ તે મંદાના પતિનું નામ. એ વિપિનને અમે થોડાઘણો ઓળખતાં હતાં. તે એમ. એ. થયો હતો અને તાજો જ કોઈ કોલેજમાં પ્રોફેસર તરીકે જોડાયો હતો એ

અમને ખબર હતી. છોકરો ભલો હતો, સારો હતો, લાગણીવાળો હતો એવું એવું પણ અમે મુંબઈ હતાં ત્યારે એના વિષે સાંભળ્યું હતું.

મંદાનાં મૌન વિષેનું અમારું આશ્ચર્ય હજી વધતું જતું હતું ત્યાં કંકોતરી આવ્યાને બીજે જ દિવસે મંદા તરફથી એક લાંબો પત્ર આવ્યો. તેમાં અમને બન્નેને તેના લગ્ન માટે મુંબઈ આવી જવા હૃદયપૂર્વકનો આગ્રહ હતો. "કપિલભાઈના અને તમારા આશીર્વાદ વિના હું પરણી શી રીતે શકીશ તેની તો મને કલ્પના પણ નથી આવતી." એવું એવું તો કૈં કૈં તેણે લખ્યું હતું. તેના મૌનનો પણ તેની જ રીતનો વિચિત્ર ખુલાસો તેમાં હતો. "એમાં શું લખવું 'તું?" વિપિન સાથે વેવિશાળ થયાને તો છ મહિના થઈ ગયા હતા. વિપિનને પોતે જ પતિ તરીકે પસંદ કરી શોધી કાઢ્યો હતો. એ બધી હકીકત છેક હવે તે અમને લખતી હતી!

મને જવાની ખૂબ ઇચ્છા થઈ આવી પણ મારાથી નીકળી શકાય તેમ હતું જ નહિ. બિન્દુ એકલી આટલે બધે દૂર શી રીતે જાય? મંદાને અમારા પત્રોમાંના આશીર્વાદથી જ ચલાવી લેવું પડ્યું. તે પરણી ગઈ.

પરણ્યા પછી પણ મંદાના પત્રો આવ્યે રાખતા. તે સુખી હતી. ખૂબ ખૂબ સુખી હતી તે જાણી અમે પણ સુખી થતાં. થોડા વખતમાં તો તેણે તેના પતિ સાથે પડાવેલી છબિની એક નકલ પણ અમને મોકલી આપી.

તે છબિ અતિ સુંદર હતી. બન્નેની આંખોમાંથી જાણે અનંત હાસ્ય ઝરતું હોય તેવું લાગતું હતું. અને મંદા તો જાણે હસતી હસતી મને કહેતી ન હોય:

"જુઓ કપિલભાઈ, તમે કહેતા હતા કે પરણીશ પછી તારું આમ થશે ને તેમ થશે પણ કૈં થયું? કેવાં સુખી છીએ અમે! કેટલાં એકબીજાને ચહાઈએ છીએ! એ આ અમારી નિર્જીવ પ્રતિમામાંથી પણ નથી દેખાઈ આવતું?

અને હું પણ મારી માન્યતામાં ખોટો પડ્યો હોઉં તે મોટું સદ્ભાગ્ય હોય તે રીતે ઘણી વાર એ છબિની સામે જોયે રાખતો.

થોડા વખતમાં એવો જ કૈં મંદાનો પત્ર પણ આવ્યો. તે બિન્દુને લખતી હતીઃ

"કપિલભાઈએ મને બહુ શિખામણો દીધી હતી, પણ મેં તેમાંની એકે નથી પાળી. હું તો મારે જેમ બધાં સાથે વર્તતી તેમ જ વિપિન સાથે પણ વર્તું છું. અને એ એટલા તો સુખી છે, એટલા સુખી છે! અને હું? કહી દઉં? ના, ના; નહિ કહું, નહિ તો તમે કપિલભાઈને કહ્યા વિના રહેશો નહિ અને એ મને ગાંડી ગણી હસશે."

છતાં તેનાથી રહી શકાયું તો નહિ જ. પોતાના સુખની અને પરસ્પરના સ્નેહની નાની નાની વિગતોથી એણે બીજો પત્ર એટલો બધો ભરી દીધો કે એ વાંચતાં મારો ગર્વ તો માયો જ નહિ. તેણે બિન્દુને ખાસ સોગન આપી એ પત્ર મને ન વંચાવવા ભલામણ કરી હતી. પણ એવા સોગંદ કે ભલામણો માને તો પછી બિન્દુ સ્ત્રી કેમ કહેવાય!

પણ મંદાના લગ્નને કેટલેક વર્ષ વીત્યાં પછી તેના પત્રો ઓછા ને ઓછા આવતા ગયા. એ ઓછપનું કારણ અમને સમજાયું નહિ. બિન્દુ ઘણી વાર મને પૂછતી કે મંદા કેમ આમ ઢીલી પડી ગઈ હશે? પણ હું શો જવાબ આપું? મને લાગતું કે પ્રત્યક્ષ પરિચય ઓછો થવાથી અને પોતાની જંજાળોમાં મંદા પોતે પડી જવાથી આમ થતું હશે અને હું બિન્દુને એમ કહેતો પણ. તેને પણ એ જવાબ બરોબર લાગતો.

પણ પછી તો મંદાના પત્રો આવતા તદ્દન બંધ થઈ ગયા. મને પણ ચિન્તા થવા લાગી. તેની તબિયત વિષે તેના માતાપિતાને અમે ખબર પૂછાવી. તેમનો પત્ર આવ્યો તેમાં મંદા સાવ સાજી હતી તેમ લખ્યું હતું. તેને વિષે ચિન્તા ન કરવાનું લખી તેમણે જણાવ્યું હતું કે હમણાં હમણાં મંદા તેમને ઘેર પણ બહુ જ ઓછું આવતી. તેનું કારણ તે લોકો જાણતાં નહોતાં. અને મંદા જેવી ધૂની છોકરી એવું એવું કરે તેની પાછળ વળી બીજાં કારણો પણ કયાં હોય?

આ પણ વળી મંદાની નવી જ ધૂન હશે એમ મન મનાવી અમે તેને વિષે ચિન્તા કરવી છોડી દીધી.

એ પછી પણ બેએક વર્ષ સુધી અમે રંગૂનમાં રહ્યાં, પણ મંદાનો પત્ર આવ્યો જ નહિ. કંટાળીને બિન્દુએ પણ તેને પત્રો લખવાનું છોડી દીધું હતું.

છેવટે જ્યારે ફરી પાછું મુંબઈની ઓફિસમાં જ નોકરી માટે મારે જવાનું થયું ત્યારે મારા હૃદયમાં અનેક ભાવો નાચતા હતા. પોતાનાં જ લોકોની વચ્ચે પાછા જવાનો આનંદ તો એ લોકોથી લાંબા સમય માટે દૂર રહેલો માણસ જ જાણી શકે, સમજી શકે, માણી શકે. અને એ સૌથી યે વધારે તો ફરી પાછી હસતી, રમતી, ઘડીમાં ખીજાતી અને બીજી ઘડીએ માફી માગી રડું રડું થઈ જતી મંદાને મળાશે એ વાત મને આનંદ આપતી હતી. બિન્દુને મંદાની છેલ્લી વર્તણૂકથી—પત્રોના જવાબો પણ ન લખવા બાબતની—જે ગુસ્સો ચડયો હતો તે હવે ફરી પાછું મંદાને મળાશે એ વિચારે ઊતરી ગયો. આખે રસ્તે અમે અમારા જૂના મિત્રોની, મુંબઈનાં ઘણાં ઘણાં સંસ્મરણોની અને ખાસ કરીને તો મંદાની જ વાતો કરી. તેને અમે ત્યાં આવીએ છીએ એ અમે જણાવ્યું પણ નહોતું. અમારા અણચિન્તવ્યા આગમનથી તેને કેટલો આનંદ થશે એ વિચાર જ અમારી કલ્પનાને રોકી રહ્યો હતો.

મુંબઈ આવ્યાં પછી વહેલામાં વહેલી તકે અમે મંદાને ઘેર ગયાં. અમને જોઈને પહેલા વહેલાં તો મંદા આશ્ચર્યચકિત થઈ ગઈ, પણ બીજી જ પળે તેની આંખોમાં, તેના મોઢા ઉપર, તેના અંગેઅંગમાં દર્દ વ્યાપી ગયેલો અમે જોઈ શકયાં. પણ તે દર્દ અને આશ્ચર્ય અમુક પળો માટે જ તેના ચહેરા ઉપર રહ્યાં. થોડી વારમાં તો એ બધી રેખાઓ ભૂંસાઈ ગઈ. ઊંડી તર્ક માત્ર ઘેરા વિષાદની રેખાઓએ જ મંદાના ચહેરાને પકડી લીધેલો હું જોઈ શકયો.

અને એવું કે ભાન થતાં જ મંદાના ચહેરામાં અને શરીરમાં થઈ ગયેલા ફેરફારોનો મને ખ્યાલ આવ્યો. આ મંદા તો જાણે પહેલાંની મંદા જ હોય નહિ તેવું તેને જોતાં લાગે એવો તેનો દેખાવ ફરી ગયો હતો. પહેલાંનું તેનું તંદુરસ્ત, પળે પળે હાસ્યમાં પલટી જતું મુખ અત્યારે તો માંડ વર્ષમાં એકાદ વાર હાસ્ય પેદા કરી શકતું હોય તેવું લાગતું

હતું. તેની ચમકારા મારતી આંખો ભાવવિહીન થઈ ગઈ હોય તેવી લુખ્ખી લુખ્ખી દેખાતી હતી. શરીરનું કદ પણ ઘટયું હતું. પહેલાં તંદુરસ્તીની લાલીથી રમ્ય દેખાતો તેનો ચહેરો ફિક્કો બની ગયો હતો. અને અમને જોતાં ચેતના કુદરતી હાસ્ય પછી જ્યારે જ્યારે તેણે સ્મિત કરવાનો પ્રયત્ન કર્યો ત્યારે ત્યારે એ સ્મિત ઉપર ઉપરનું, પરાણે લાવેલું હોય તેવું મને ચોખ્ખું દેખાઈ જતું. આ બધું હું થોડી વારમાં જ જોઈ શક્યો. કેમકે હું મંદાને એટલી બધી ઓળખતો હતો, એટલી બધી ચાહતો હતો.

મંદાનો પતિ વિપિન પણ ઘરમાં જ હતો. તેને પણ મેં પહેલાં કોઈ કોઈ વાર જોયેલો. મંદામાં પડ્યો હતો એટલા પ્રમાણમાં તેનામાં પણ ફેર પડયો હોય તેવું મને લાગ્યું. આ ફેરફારનું રહસ્ય હું ન સમજી શકયો.

મંદાએ તેની સાથે અમારી ઓળખાણ કરાવીઃ

“ આ કપિલભાઈ, અને આ બિન્દુબહેન, પહેલાં હું તમને તેમને વિષે ખૂબ ખૂબ કહેતી'તી, યાદ હોય તો.” તેણે વિપિનને કહ્યું.

મંદાની બોલવાની રીત મને વિચિત્ર લાગી. “ પહેલાં કહેતી'તી” એટલે શું? “ યાદ હોય તો ” એટલે શું? હજી આ છોકરી એટલી ને એટલી જ વિચિત્ર રહી!

“હા, હા; મને યાદ છે ને!” વિપિને કહ્યું. અમારામાં તેને કંઈ રસ હોય—કે પછી ત્યાંની કંઈ પણ વસ્તુમાં તેને રસ હોય–તેવું તેના બોલવા ઉપરથી ન લાગ્યું. મારું આશ્ચર્ય વધતું જ ચાલ્યું. મંદા તો આ માણસના ખૂબ ખૂબ વખાણ લખતી હતી, અને એને તો મંદાના અંગત મિત્રોની ઓળખાણ કરવામાં આનંદ તો શું ઉત્સુકતા જેવું પણ દેખાતું નહોતું.

અમારા ઓચિંતા આગમન સંબંધીના ખુલાસા અપાઈ ગયા પછી અને થોડી આડી અવળી વાતો થયા પછી મેં કહ્યુંઃ

“ મંદાબહેન, તમે કેમ આમ નંખાઈ ગયાં છો? તબિયત સારી નથી રહેતી કે શું?”

“ ના, ના, મને તો કંઈ નથી.” તે હસવાનો પ્રયત્ન કરતાં બોલી. તેની આંખો છૂપી રીતે આટલું બોલતાં વિપિનની દિશામાં જઈ આવી હતી તે મારાથી અજાણ્યું ન રહ્યું.

બિંદુ તો મંદાને આવી સ્થિતિમાં જોઈ ને જ એટલી ડઘાઈ ગઈ હતી કે મંદાને પત્રો લખવા બંધ કરવા માટે ઠપકાના જે શબ્દો તે ઘેરથી ગોખીને આવી હતી તે તેણે પોતાના મનમાં જ સમાવી રાખ્યા.

ત્યાં અમે થોડી વાર બેઠાં પણ વાત જ ચાલતી નહોતી. મને વાતાવરણ ગુંગળાવનારું લાગ્યું. અમારા નવા રહેઠાણનું સરનામું મંદાને આપી અને ત્યાં વહેલામાં વહેલી તકે આવી જવા ઘણો આગ્રહ કરી હું ઊઠી ગયો. બિંદુ તો કંઈ બોલી શકતી નહોતી. અમે જતાં હતાં ત્યારે વિપિને કહ્યુંઃ

“ આવજો હોં! તમે લોકો અહીં અવારનવાર આવતાં રહેજો. મંદાના નાનપણનાં મિત્રોને જ મળવાનો તેને ખૂબ શોખ છે. તમે લોકો આવશો તો તેને એ ઘડી આનંદ રહેશે. ” તેના મોં પર એક શુષ્ક સ્મિત પથરાઈ રહ્યું હતું. “ અને મને પણ.” તેણે ઉમેર્યું.

મંદાની આંખોમાં પણ અમને વિદાય દેતાં તેજ આવ્યું. તે તે જ હરખનું હતું કે અશ્રુનું તે હું ન પારખી શક્યો.

એ બધામાં અમને બંનેને કશી સમજ ન પડી. ઘેર પહોંચતાં સુધી અમે એક અક્ષર બોલ્યાં નહિ.

થોડા દિવસ પછી જ્યારે મંદા ઘેર આવી ત્યારે તેનામાં પડી ગયેલા ફેરફાર વિષે મેં તથા બિંદુએ તેને ખૂબ ખૂબ પૂછ્યું. સુખ્ખું સ્મિત કરતાં કરતાં એ બધા પ્રશ્નોનો મંદાએ એક જ જવાબ આપ્યો:

"ના, મને તો કંઈ નથી. તમે લોકો નાહકની ચિન્તા કરો છો."

"પણ તમે મને કાગળો લખતાં સાવ બંધ કેમ થઈ ગયાં તે તો કહો!"

"અમસ્તાં જ" જરી મોં પર જરા સ્મિત લાવવાનો પ્રયત્ન કરી તેણે ઉમેર્યું.

"હું ધૂની છું ના એટલે!"

તેના ચહેરા પરથી સ્મિત તો ઊડી ગયું પણ તે ગણગણતી સંભળાઈ:

"બધાને મન હું ધૂની જ છું, બીજું કશું નથી."

તે હઠીલી તો એટલી હતી કે તેને એ બાબતમાં વધુ પૂછપરછ કરવામાં સાર નહોતો. આડીઅવળી બીજી અનેક વાતો કરી તે ચાલી ગઈ. જતાં જતાં મારી આંખો સામે જોઈ તેણે કહ્યું:

"કપિલભાઈ, તમે મારે માટે નકામા દુઃખી થાવ છો. મને કંઈ જ નથી."

હું કંઈ બોલું તે પહેલાં તો તે દાદરો ઊતરી ગઈ હતી.

બીજી વખતે જ્યારે મંદા અમને મળવા આવી ત્યારે એ જરા વધારે ફિક્કી લાગતી હતી. અમને જોઈને હસવાનો તે પ્રયત્ન કરતી તે પણ આ વખતે તો તેણે મૂકી દીધો હતો. બિન્દુ તેની બાજુમાં બેસી ગઈ. મંદાનો હાથ પોતાના હાથમાં લઈ પંપાળતાં પંપાળતાં તેણે વાતો શરૂ કરી. આ વખતે પણ અમે મંદાની પોતાની જ વાતો ઉપર આવ્યાં. અને બિંદુ તેને અટકાવી શકે કે તેને કંઈ ખબર પણ પડે તે પહેલાં તો મંદા બિન્દુના ખભા ઉપર પોતાનું માથું દાબી રોવા લાગી. હું અને બિન્દુ તો આમાં જ બની ગયાં. અમે કંઈ પણ બોલ્યાં નહિ. તેને રોવા જ દીધી. તેણે બિચારીએ રોઈને પણ પોતાનું દિલ કદાપિ હળવું કર્યું હોય એમ ન લાગ્યું. અર્ધોએક કલાક સુધી તેણે આંસુ પાડ્યાં. અને પછી હસતી રમતી મંદા આવી કેમ બની ગઈ તેની તેણે બધી વાત કરી.

તે અને વિપિન પરણ્યાં ત્યારે અને ત્યાર પછી અમુક વખત સુધી તો પૂરેપૂરાં સુખી હતાં. તેના ત્યારના પત્રોથી પણ અમે એ વાત તો જાણી શક્યાં હઈશું તેની તેને ખાતરી હતી. તેમનીબન્નિ પણ કેવી સરસ આવી હતી! ત્યારે પણ તે તો બધાંની સાથે જે રીતે વર્તતી તે પ્રમાણે જ વિપિનની સાથે વર્તતી. પણ વિપિનને ત્યારે તો કોઈ દિવસ કોઈ વાતનું માઠું નહોતું લાગતું. કોઈ કોઈ વાર તો મંદાને પોતાને પણ લાગી જતું કે પોતે વિપિનનું અપમાન કરી નાખ્યું પણ વિપિનને એવું કશું લાગ્યું હોય તેવું મંદાને દેખાતું નહોતું. અહોહો! તે દિવસો કેવા સુખના હતા!

પછી પણ જેમ સમય વીતતો ગયો તેમ એ આનંદ વધતો જ ગયો. કોઈ કોઈ વાર કંઈ પણ કારણ વિના માત્ર તરંગને જ વશ થઈ પોતે વિપિનની ઇચ્છા હોય તેનાથી વિરુદ્ધ વર્તતી. તેવો એક પ્રસંગ તેણે અમને કહ્યો.

વિપિન કોઈ મિત્ર પાસેથી સાંભળી આવ્યો હશે કે અમુક ફિલ્મ બહુ સરસ આવી હતી. બધા તે ફિલ્મ વખાણતા હતા. વિપિને એ ફિલ્મ જોવા જવા ઇચ્છા દર્શાવી. ન જવાનું કંઈ કારણ નહોતું છતાં મંદાએ જવા ના પાડી. છેવટે વિપિનના અતિ આગ્રહને વશ થઈ તે અને તેને દુઃખ થતું હોય તેવું લાગતું હતું તેથી મંદા ફિલ્મમાં જવા તૈયાર થઈ. વિપિન ઉત્સાહમાં આવી ગયો. એ થિયેટર પાસે ગાડી આવતાં મંદાનું મન ફરી ગયું. તેણે કહ્યું:

"આ ફિલ્મ જોવા નથી જવું. આપણે કોઈ બીજી ફિલ્મમાં જઈએ."

"કેમ વળી શું થયું?" વિપિને પૂછ્યું.

"થાય શું વળી? કંઈ નથી થયું પણ હું આમાં નથી આવવાની."

વિપિને ઘણી મથામણ કરી પણ બધી વ્યર્થ. મંદા એકની બે થાય તો તે મંદા શેની? તે લોકો બીજી ફિલ્મમાં ગયાં. મંદા જોઈ શકી કે વિપિનને માઠું લાગ્યું હતું. ઘેર પહોંચ્યા ત્યાં સુધી તે કંઈ બોલ્યો નહિ. ઘેર પહોંચ્યાં પછી તેણે એટલું જ કહ્યું:

"મંદા, હું તને આટલું આટલું ચાહું છું ને તું આમ કેમ કરે છે?"

"એમાં મેં આમ શું કર્યું"? મંદાએ જવાબ તો દઈ દીધો પણ પાછળથી પસ્તાઈ. વિપિન તો શૂન્યમનસ્ક જેવો બની સૂઈ ગયો હતો. સવારે મંદાએ પોતાની ભૂલ માટે માફી માગી લીધી. વિપિને માફી તો આપી પણ તેની આંખો વિષાદમય તો એકએક દિવસ સુધી રહી.

આ તો માત્ર એક પ્રસંગ થયો. આવા નાનામોટા પ્રસંગો તો ઘણી વખત બનતા. હવે કોઈ કોઈ વાર વિપિનને માઠું લાગી જતું. મંદા પોતે મનમાં ઘણી ઘણી વાર પસ્તાતી, જરાપણ વિચિત્ર ન બનવાના કે વિચિત્રતાઓ અમલમાં ન મૂકવાના તે વારંવાર નિર્ણયો કરતી. પણ કોણ જાણે કેમ તેનાથી એ રીતે વર્તાઈ જવાતું. ઘણી વાર તો એ એકાંતમાં એ માટે ખૂબ રોતી. પણ રોયે શું વળે? એમ કંઈ સ્વભાવ કોઈ ને છોડી જાય છે? વિપિન પાસે જ્યારે તે પશ્ચાત્તાપ જાહેર કરતી ત્યારે તે તેને આશ્વાસન આપતો. પણ સાથે સાથે એ સ્વભાવ સુધારી લેવા શિખામણો તો જરૂર આપતો.

પણ એક વખત વધારે ગંભીર બનાવ બની ગયો. વિપિનનો એક જૂનો મિત્ર ચારપાંચ વર્ષ આફ્રિકા રહીને આવતો હતો. તે મિત્ર વિષે વિપિને મંદા પાસે ખૂબ ખૂબ વાતો કરી હતી, જેમ મંદાએ અમારે વિષે વિપિન પાસે ખૂબ વાતો કરી હતી તેમ. વિપિનનો ઉત્સાહ માતો નહોતો. તેણે એ મિત્ર જે થોડા દિવસ મુંબઈ રહે એટલા વખત માટે ભરચક કાર્યક્રમ ગોઠવી રાખ્યો હતો. મંદાએ વિપિનને તે મિત્ર આવવાનો હતો તેને આગલે દિવસે ઓચિંતાં જ કહ્યું:

"તમારી સાથે આ બધાંમાં હું ક્યાંય નથી આવવાની હોં!"

"કેમ!" વિપિનની આંખોમાં માત્ર આશ્ચર્ય જ ભર્યું હોય એવું મંદાને લાગ્યું.

"જરા, મને ન ગમે."

"શું ન ગમે? ને તું ન આવે તો એને ખરાબ ન લાગે?

"એને ખરાબ લાગે એમાં મને શું?"

"તને કે નહિ પણ મને તો ખરું ના? વળી એ પણ તને મળવા કેટલો ઉત્સુક હશે! મેં તારાં કેટલાં વખાણ તેની પાસે કર્યાં છે!" વિપિનના મોં ઉપર એક સ્મિત ફરકી ગયું.

પણ પોતાની વિચિત્રતાના રાહુએ મંદાને બરાબર જકડી લીધી હતી. તે એકની બે ન થઈ.

"એકની લાખ વાત થાય તોયે હું તો નથી આવવાની તે નથી જ આવવાની."

"પણ તું સમજ તો ખરી, તારાં મિત્રો પેલાં કપિલભાઈ અને બિન્દુબહેન આવે અને હું આવી રીતે વર્તું તો તને કેટલું દુઃખ થાય?" વિપિને નિરાશાથી કહ્યું.

"જે થાય તે થાય. હું નથી જ આવવાની." મંદા મક્કમ જ રહી.

"ઠીક ત્યારે, બેસજે ઘેર." કહી વિપિન ચાલ્યો ગયો.

તે પછીના જે આઠદસ દિવસ પેલો મિત્ર મુંબઈમાં રહ્યો તેની સાથે વિપિન ખૂબ ખૂબ ફર્યો, આથડ્યો, પણ એકે વખત મંદાને તેણે પોતાની સાથે આવવા ન કહ્યું. પેલાની સાથે પોતાની પત્ની તરીકે મંદાની સાધારણ ઓળખાણ કરાવી તે જ. બાકી જાણે ત્રીજું માણસ ઘરમાં પડ્યું છે એવું વિપિનને લાગતું જ ન હોય તેવું મંદાને લાગતું.

તે મિત્ર ગયા પછી મંદાએ વિપિનની આગળ પોતાની ભૂલ કબૂલ કરી, આંસુ સાર્યાં, ક્ષમાયાચના કરી પણ એ બધું નિરર્થક હતું. વિપિને કહ્યું:

"હવે એ બધું શા ખપનું? પેલાના મનમાં તો એમ જ રહી ગયું ના કે વિપિન પોતાની સ્ત્રી વિશે મારી આગળ ગપ્પાં હાંકતો હતો!"

પંદર વીસ દિવસની મહેનતે માંડમાંડ વિપિન જરાતરા આનંદમાં આવ્યો.

છતાં મંદાને સાન ન આવી. આ બનાવ બની ગયા પછી એકએક મહિના પછી વિપિનની હોસ્ટેલનો એક વિદ્યાર્થી તેને મળવા આવ્યો હતો. વિપિનની સાથે તેને સારું હતું અને વિપિનને ઘેર તે વારંવાર આવતો જતો હતો. મંદાની સાથે પણ તે ઠીક ભળી ગયો હતો. મંદા અને તે સાહિત્ય સંબંધી કૈં વાતો કરતાં હતાં. વિપિનને એમાં ઝાઝો રસ નહોતો. કોઈ લેખક વિશે વાત ચાલતી હતી ત્યાં વચ્ચે જ તે બોલ્યો:

"એ તો સારો લેખક ગણાય છે, નહિ? મને એનાં કોઈ કોઈ લખાણો ખૂબ ગમ્યાં છે, જો કે મેં ઝાઝું સાહિત્ય વાંચ્યું નથી."

મંદાની આંખમાં એક ચમક આવી ગઈ. તે બોલી:

"અરે, એ તો સામાન્ય લેખક છે સામાન્ય. પણ તમારા જેવા સામાન્ય માણસો માટે તો એ ખરેખર સારો લેખક ગણાય, વિપિન."

આટલું કહી વિપિનની દિશામાં ઝીણી નજર નાખી તે હસી પડી. પેલો વિદ્યાર્થી આવું જોઈ ગયો. વિપિન કૈં ન બોલ્યો.

વળી બીજી વખત. કોઈની સાથે વાત કરતાં કરતાં વિપિન મશ્કરીમાં કહેતો હતો:

" એ તો હું મંદાને દેશમાં આ પાસે મૂકી આવ્યો નહિ ! નહિ તો એને બરોબર ખબર પડત."

" દેશમાં રહેત મારી બલારાત " મંદાએ કહ્યું.

" કેમ ન રહેત તો શું કરત? " વિપિને મશ્કરી જ ચાલુ રાખી.

મંદાએ ગુસ્સો કરી કહ્યું:

" હવે મૂકો એ વાત. હું એવી નાની નાની બાબતોમાં દુઃખી થવામાં માનતી જ નથી."

આવા આવા પ્રસંગો જેમ જેમ વધતા જતા હતા તેમ તેમ મંદા તરફની વિપિનની વર્તણુકમાં ફેર પડતો જતો હતો. તે કશું બોલતો નહિ, કે મંદાને ખીજાતો પણ નહિ. પણ મંદા તરફ તે વધુ ને વધુ બેદરકાર થતો જતો હતો. ઘેર બેઠો હોય ત્યારે પણ તે બહુ જ ઓછું બોલતો. મંદા રડી રડી તેની માફી માગતી, ફરી કદી પણ એવી રીતે ન વર્તવાનું વચન આપતી, પણ તેમ વર્ત્યા વિના તેનાથી રહેવાતું જ નહોતું. અને મંદાના પશ્ચાત્તાપે જરા નરમ કરેલું વિપિનનું હૃદય ફરી પાછા નવા આઘાતથી વધારે કઠણ થઈ જતું હતું, વધારે બેદરકાર બનતું જતું હતું. બિન્દુને તથા મને એ બધા વિષે લખવા મંદાની ઘણી વાર ઇચ્છા થતી પણ નાહકના અમને શા માટે દુઃખી કરવાં? ને પોતાને સુધારવાની મેં ક્યાં ઓછી મહેનત લીધી હતી? છતાં પોતે એની એ જ રહી હતી. આવો સોનાનો સંસાર એક માત્ર પોતાની જીભથી અને પોતાની હઠથી તેણે ધૂળનો કરી નાખ્યો હતો.

પણ મંદાને એક વાતનું દુઃખ ઘણું થતું હતું. પોતે કપિલભાઈ જોડે તો આ કરતાંય ખરાબ રીતે ઘણી વાર વર્તેલી છતાં કપિલભાઈ કદાપિ આમ વિપિન જેમ મૂંગા નહોતા થઈ જતા. એક દિવસ વિપિન કંઈક આનંદમાં હતો ત્યારે તેણે તેને કહ્યું પણ:

" કપિલભાઈ સાથે તો હું તમારી સાથે વર્તું છું તે કરતાંયે ખરાબ રીતે ઘણીવાર વર્તતી, પણ એ આમ તમારી જેમ રીસાતા નહિ."

વિપિનના ચહેરા ઉપરનો આનંદ એ સાંભળી ઊડી ગયો. તેણે કંઈક કડવાશથી કહ્યું:

" તે એ કપિલભાઈને તારી સાથે કંઈ આખી જિંદગી ગાળવાની નહોતી ના ? "

મંદાને માઠું લાગ્યું. તે બોલી:

" ને તમને એ ગાળવી અસહ્ય લાગે છે કેમ? પહેલાં તો તમને પણ હું અને મારી વિચિત્રતાઓ મીઠાં સાકર જેવાં લાગતાં. અને હવે આમ કરી મારું લોહી બાળી નાખો છો."

વિપિન મોટેથી કશું ન બોલ્યો—માત્ર મનશું જ ગણગણ્યો તે મંદા સાંભળી ગઈ:

" કોનું લોહી બળી ગયું છે એ તો ડૉક્ટરને સાચી ખબર પડે."

તેણે ટેબલ ઉપર પડેલી ચોપડી ઉપાડી અને એમાં મોઢું દાટી દેતાં ધીમે ધીમે બોલ્યો:

" વિચિત્રતાઓને પણ હદ હોય છે. અને માણસને સ્વમાન જેવું પણ કંઈક હોય છે."

અને હવે તો પોતાની ભૂલ વિપિન પાસે કબૂલ કરવા જવાની પણ મંદાની હિંમત ચાલતી નહોતી. તે એવું કશું સાંભળતો જ નહિ અને બહુ થાય તો તેને ધમકાવી કાઢતો.

મંદા ખૂબ દુઃખી થતી છતાં અમે આવ્યાં ત્યારે પણ વિપિન સાથે પોતાથી વાયડાઈથી બોલાઈ ગયું હતું. નહિ તો વિપિન નવાં માણસો જોડે આવી રીતે કદિ વર્તે નહિ. કોણ જાણે કેમ તેનો પણ આખો સ્વભાવ જ પલટાઈ ગયો હતો.

મંદાએ વાત પૂરી કરી ત્યારે બિન્દુની આંખોમાં પણ આંસુ હતાં. મંદા સ્વસ્થ થઈ સાડી સંકોરી ચાલી જવા લાગી. આશ્વાસનના બે શબ્દો પણ તેના દુઃખમાં ઉમેરો કરશે એમ મને લાગ્યું. હું કશું બોલ્યો નહિ. હવે એ સંસાર સુધરવાની કંઈ આશા જ નહોતી. હમણાં જ કયાંક વાંચેલી કવિતાની એક લીટી, મંદા દાદરો ઊતરી ત્યાં જ મારા મગજમાંથી પસાર થઈ ગઈઃ

"માનવીના હૈયાને નંદવામાં વાર શી?"×



# ડાયરીને

'પુંડરીક'

વ્હાલી, મારા જીવનભરનાં સુખદુઃખોની સાથી,
એકાકી આ હૃદયભરની હોઈ આશ્વાસ નાના;
ના કોઈ આ જગતભરમાં તું જ જેવી સખીરી!—
માતા, પત્ની અગર ભગિની જે કહું તે જ મારી.
તારે પાને જીગર હણતી વેદના ઠલવું હું,
ને આનંદી વિમળ પળના લ્હેરથી ભોગવું છું;
જાણું છું કે ક્ષણિક જીવને અલ્પ આયુષ્ય તારૂં,
તારી વાણી પ્રગટ નવ તોયે મહાધૈર્યધારી.
જ્ઞાનીઓ કે કવિગણ અને કે કલાના ઉપાસી,
ગોદે તારી નિજજીવનનો સાર સર્વસ્વ અર્પી,—
ક્યાં છે તેઓ?—અનુભવ તણા પ્રાણભંડાર મૂકી,
બીરાજે છે જનગણમને સૂક્ષ્મરૂપે નિગૂઢ઼ઃ
તારે પાને પ્રણયરસની અંજલિ આ સમર્પું,
સ્વીકારી લે હરખભર હે ડાયરી પ્રેમપાત્રી.



× શ્રી. ઉમાશંકર જોષી.

## એક ગાંડી

સુન્દરમ્

પ્હેલી મેં જોઇ 'તી એને ગાભા શી ગોદડીતણા,
ટૂંટિયાં વાળી પોઢલી આંબા હેઠે નિશા સમે,
જ્યારે વર્ષા ચઢી પ્હેલી તૂટેલી ધાર મૂશળે.

લોચા શી સ્થિર એ સૂતી મોઢું માથું છુપાવીને,
આછો આકાર અંગોનો સૂચવે કે મનુષ્ય એ,
બાકી ઢેફા સમી કાયે શ્વાસે યે સ્ફુરતો ન'તો,
ચટાતી પગથી ત્યારે બચી એ સ્હેજમાં ગઈ.

વળી મેં જોઇ 'તી એને બીજા આંબાની હેઠળે,
બપોરે તડકો જ્યારે ખીલ્યો 'તો ચાંદની સમો,
ત્યારે એ પગ લંબાવી પૂંઠ રસ્તા ભણી કરી
બેઠી 'તી સ્વસ્થ, ત્યાં એના વાળ ને વસ્ત્ર ઊડતાં
વાયુથી,—વાળ આછેરા ધોળા વાંકડિયા અને
રાત્રે તે અંગ પે ચોંટયું પલળેલું જ વસ્ત્ર તે
કોઈએ જે હશે આપ્યું રંગીલી ભાતવાળું જે
સુકાઈ આપ મેળે તે ફરકંતું હતું હવાં.
કટોરો કાચનો તેની કને ખાલી પડયો હતો,
જેના પે આંગળી તેની ફરતી 'તી કદી કદી.

ત્યાં થોડી વારમાં બે'ક કૂતરાં આવિયાં અને
કટોરો તે ગયાં સૂંઘી ડોસીને યે ગયાં સુંઘી.
ને ડોસી સ્થિર ને સ્વસ્થ બેસી તેવી જ ત્યાં રહી,
ઊડતા વસ્ત્રને આછું સંકોરી કરથી ધીમે.

પાસે થૈ મોટરો કેરા ખટારા ખખડી જતા
એની ના દૃષ્ટિ કે ધ્યાન બીજે ક્યાંય જતું જરા.
જાણે આ જગથી જુદી સૃષ્ટિની રાણી એ હતી.

છેલ્લે મેં જોઈ ત્યાં એને ત્રીજા આંબાની હેઠળે
ખાડામાં કચરો જ્યાં સૌ ભંગીઓ નાખતા હતા,
ખસતી હતી તે ત્યાહીં બેઠી બેઠી જરા જરા;
આ ફેરે મોં હતું એનું રસ્તા મેર, હતો નહિ
કટોરો એની પાસે કે વસ્ત્રે યે અંગ પે ન 'તું.
સુકી શા હાડકાંની એ કાયા સ્ત્રીની હતી જ એ
ખ્યાલે ના આવતો, માથે બાબરાં માત્ર ઊડતાં.
માનવી સંસ્કૃતિ કેરી ઉપાધિ સર્વથી છૂટી
આંગળાં કચરા માંહે નાખીને સ્હેજ ખોતરી
શોધતી હોય કૈં એવું ઘસડી દેહ ત્યાં રહી.

એ કાળી ચામડી, અંગો ટૂંકાં વેંતેકનાં, નહીં
એકે યે જાતિનું ચિન્હ, મોઢા પે હોઠ તે જરા
લાગતા મળતા સ્હેજ માણસને, અને નહીં
આંખો એની હતી સ્વચ્છ તો યે એ ભાળતી ન 'તી
આપણે ભાળીએ જેવું, કશો યે અર્થ એહને
હતો ના સૃષ્ટિનો, લજ્જા પીડા કે ભૂખ દુઃખ, કે
કશું યે જોઈએ, ક્યાંકે જવું કે કોઈ અર્થ રે,
એની એ ગતિમાં ન્હોતો, દૃષ્ટિમાં ના, ક્યહીં ય ના.

જોયાં છે જંતુઓ, પક્ષી પશુઓ માનવી ય કૈં
જીવવા મથતાં ઝાઝું, અન્નઆશ્રય ખોળતાં
વલખાં મારતાં, દુઃખે રીબાતાં તોય દુઃખથી
છૂટવા મથતાં, દૈન્યે ચૈતન્ય તજતાં નહીં.
ને ભાળી દીનતા મારું દ્રવ્યું હૈયું ઘણું ય છે.

પણ આ ગાંડીને ભાળી દ્રવવાની ય શક્તિ ના
મારામાં હું રહી ભાળું, પરમાશ્ચર્યથી ભર્યો
સ્મરું છું દૃશ્ય એ છેલ્લું, વૈચિત્ર્યે હું દટાઉં છું,
માનવી પ્રાણીની આવી દશા કલ્પી કદી ન 'તી.

•

ખીલેલા માનવીમાંથી ચેતના કેરી પાંખડી
ખરી જે ગૈ બધી ને આ ખાલી જે ડાંખળી રહી–
સ્થૂલ ને સૂક્ષ્મ એકે જ્યાં નહીં ઇન્દ્રિય જીવતી,
માટીનો એક લોચો શું સ્ફુરતો સૃષ્ટિ આદિમાં,
'કેવું ચૈતન્યનું રૂપ?' મથતો સ્હેજ કલ્પવા
હોયે શું તેમ ઊડીને દડતો—એવી એ પરે
ફરી સૌ પાંખડી પાછી ચોંટાડી શું શકે જ કો—
કો દયા, કો દવા કોઇ, વા કો સૌરાજ્ય સામ્યનું?

૨૯–૭–૩૮

# સૉલેનમ મૅલોન્જેના

## [ આપણાં જાણીતાં રીંગણાં ]

બાપાલાલ ગ. વૈદ્ય

રીંગણાંનાં સંસ્કૃત નામ वार्ताकी फलं, वृन्ताकम्, वार्ताकं ઇત્યાદિ છે. ચરક-સંહિતા (ઈ. સ. પૂ. ૩૦૦ થી ૪૦૦)માં રીંગણાના શાક તથા ફળના ગુણ મળે છે. અમરકોષમાં આનો ઉલ્લેખ નથી. ચરક પછીના લગભગ ઘણાખરા લેખકોએ રીંગણાંના ગુણોનો ઉલ્લેખ કરેલો છે.

આનું લેટિન નામ Solanum melongena (સૉલેનમ મૅલોન્જેના) છે. મૅલોન્જેના એ રીંગણાનું અરબી નામ છે અને વિદ્વાનો માને છે કે મૂળ આ છોડ અરબસ્તાનનો છે. ડી. કેન્ડોલ આ મતનો છે; વિદ્વાનો આનું વતન હજી સુધી નક્કી કરી શક્યા નથી; પરંતુ ચરકમાં રીંગણાનો ઉલ્લેખ છે એ ઉપરથી સિદ્ધ થાય છે કે, રીંગણ એ હિંદુસ્તાનનું વતની છે. આનું અંગ્રેજી નામ Egg Plant (એગ પ્લેન્ટ), Jew's apple (જ્યુઝ એપલ), mad apple (મેડ એપલ) વગેરે છે.[1]

ચરકસંહિતામાં શાક વર્ગમાં એ ગણાવેલું છે અને કફ અને પિત્તને હરે છે એવો ઉલ્લેખ છે (સૂત્રસ્થાન અ. ૨૭). આ જ લેખક ફળ વર્ગમાં રીંગણાને ગણાવે છે. અને 'वातघ्नं दीपनं चैव वार्ताकं कटुतिक्तकम्' અર્થાત્ રીંગણાં વાયુને હણનાર, જઠરાગ્નિ પ્રદીપ્ત કરનાર અને રસમાં કટુ અને તિક્ત છે, એવા ગુણ દર્શાવે છે.

ચરક એને कफपित्तहरम् કફ અને પિત્તને હરનાર કહે છે. સાધારણ રીતે वृन्ताकं कफपित्तकृत् કફ અને પિત્તને કરનારું મનાય છે. જુઓ:

कफपित्तकरा माषा : कफपित्तकरं दधि ।
कफपित्तकरा : मत्स्या : वृन्ताकं कफपित्तकृत् ।

પરંતુ વંતાક કફપિત્તકૃત્ છે એવું અન્ય લેખકોએ ભાગ્યે જ કહ્યું છે.

શ્રી કેશવકૃત 'સિદ્ધમંત્ર' માં રીંગણાંને પિત્ત કરનાર અને કફ તથા વાયુને હણનાર (पित्तलं कफवातघ्न) ગણાવેલું છે. આ જ સમર્થ લેખક मध्यवार्ताकं બહુ મોટું નહિ તેમ બહુ કુમળું પણ નહિ, પરંતુ વચલા ગાળાના રીંગણાના ફળને કફ અને વાયુને હણનાર પરંતુ પિત્તને વધારનાર નહિ તેમ ઉત્પન્ન કરનાર પણ નહિ (પિત્તોદાસીન) તરીકે અને આગળ ચાલતાં बालवार्ताकं ને कफपित्तहरं તરીકે વર્ણવે છે. અર્થાત્ 'સિદ્ધમંત્ર' ના લેખકના મત મુજબ:

---

1 આ વિષયના રસિકોને Sturtevant's *Notes on Edible Plants* p. 451 વાંચવા ભલામણ છે.

પાકટ મોટાં રીંગણાં : કફ અને વાયુને હણનાર પરંતુ પિત્તને કરનાર.

બહુ મોટાં તેમ બહુ નાનાં નહિ એવાં રીંગણાં ) કફ અને વાયુને હણનાર પરંતુ પિત્ત વધારે નહિ તેમ ઘટાડે નહિ એવાં.

નાનાં રીંગણાનાં રવૈયાં : કફ અને પિત્તને હરનાર.

વાતઘ્નત્વાદિ નિર્ણય માટે આ ગ્રન્થ ખૂબ જ પ્રમાણભૂત મનાય છે. એ જોતાં રીંગણાં કફ અને વાયુને હરનાર છે એ નિર્વિવાદ છે. કુમળાં રવૈયાં કફ, વાયુ અને પિત્ત ત્રણેને હણનારાં છે. ઘરડાં, મોટાં રીંગણાં પિત્ત કરનાર છે.

'ભાવપ્રકાશ'ના લેખક ભાવમિશ્રે પણ આ જ વાતનું સમર્થન કર્યું છે. તે કહે છેઃ

वृन्ताकं स्वादु तीक्ष्णोष्णं कटुपाकमपित्तलम् ।
ज्वर वात बलासघ्न दीपनं शुक्रलं लघु ॥
तद्बालं कफपित्तघ्नं वृद्धं पित्तकरं लघु ।
वृन्ताकं पित्तलं किञ्चिदङ्गार परिपाचितम् ॥
कफमेदोऽनिलामघ्नं अत्यर्थं लघु दीपनम् ।
तदेव हि गुरू स्निग्धं सतैलं लवणान्वितम् ॥
अपरं श्वेतवृन्ताकं कुक्कुटाण्डसमं भवेत् ।
तदर्शःसु विशेषेण हितं हीनच पूर्ववत् ॥

અર્થ : રીંગણાં સ્વાદિષ્ટ છે, તીક્ષ્ણ અને ઉષ્ણ છે; વિપાકમાં કટુ છે અને પિત્ત કરનાર નથી. ( પિત્તોદાસીન છે એ અર્થ લેવો જોઈએ. ) રીંગણાં તાવ, વાયુ અને કફને હણનાર છે, જઠરાગ્નિ પ્રદીપ્ત કરનાર છે, વીર્ય વધારનાર છે અને હલકાં છે. રીંગણાંનાં રવૈયા ( કુમળાં ફળ ) કફ અને પિત્તને હણનાર છે, ઘરડાં રીંગણાં પિત્તને કરનાર છે.

અંગારામાં ભારેલાં રીંગણાનું ભરથ સહેજ પિત્તકર છે. કફ, મેદ, વાયુ, આમને હણનાર છે. પચવામાં અત્યંત હલકું છે અને જઠરાગ્નિ પ્રદીપ્ત કરનાર છે. આ જ ભરથ જો તેલ, મીઠું વગેરે સાથે ખાવામાં આવે તો પચવામાં ભારે છે.

સફેદ રીંગણાની બીજી જાત થાય છે. આ સફેદ રીંગણાં મરઘીનાં ઈંડાં જેવાં હોય છે. આ રીંગણાં હરસવાળા માટે સારાં છે ( ભાવપ્રકાશ ), અર્થાત કુમળાં અને વચલા ગાળાનાં રીંગણાં તાવમાં, વાયુમાં અને કફમાં હિતકર છે. રીંગણાં વીર્યવર્ધક છે, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર છે અને હલકાં છે.

રાજનિઘંટુકાર નરહરિએ રીંગણાનું એક નામ શાકશ્રેષ્ઠા રાખ્યું છે. દરેક શાકમાં રીંગણાંને શ્રેષ્ઠ ગણાવ્યું છે. બીજું સુંદર નામ 'नृपप्रिय फलस्मृतिः' રાખ્યું છે અને નીચે મુજબ ગુણ આપ્યા છે :

"રીંગણાં તીખાં, રુચિ ઉત્પન્ન કરનારાં, મધુર, પિત્તનો નાશ કરનારાં, બળ અને પુષ્ટિ આપનાર, હૃદયને હિતકર, ભારે (ગુરુ) અને વાયુના રોગોમાં નિંદિત (वातरोगेषु निन्दिता) છે." મોટાં રીંગણાં વાયુ કરનાર છે; માટે વાતરોગમાં રીંગણાં નિંદિત ગણાવ્યાં છે. 'નિઘંટુ રત્નાકર'માં મોટાં રીંગણાંને ' કફ કરનાર, મૂત્રલ (પિસાબ સાફ લાવનાર), હલકાં,

ભારે, બળકારક, ધાતુવૃદ્ધિ કરનાર, વાયડાં, પિત્ત વધારનાર ગણાવ્યાં છે અને તે યોગ્ય છે. બહુ મોટાં રીંગણાં ખાવામાં ન લેવાં જોઈએ.

શ્રી ક્ષેમશર્મકૃત 'क्षेमकुतूहलम्' નામના ગ્રન્થમાં રીંગણાં વિષે નીચેના શ્લોકો ધ્યાનાર્હ છે :

सर्वासां शाकजातीनां वृन्ताकं शाकनायकम् ।
अत : शाकत्रम त्यक्त्वाप्रथमं नायकं वदेत् ॥ १२

અર્થ: સમસ્ત શાકની જાતોમાં રીંગણાં શાકોનો નાયક છે, માટે શાકોનો ક્રમ છોડી દઈને સૌ પ્રથમ હું શાક નાયકના ગુણ કહું છું.

भोजनं धिगवृन्ताकं वृन्ताकं धिगवृन्तकम् ।
सवृन्तं धिगतैलाढयं तैलाढयं धिगरामठम् ॥ १३

અર્થ : વંતાક સિવાયના ભોજનને ધિક્કાર છે, ડીંટડા સિવાયના વંતાકના શાકને ધિક્કાર છે. ડીંટા સાથે વંતાકનું શાક કર્યું હોય પણ જો ખૂબ તેલ ન મૂકયું હોય તો તેને પણ ધિક્કાર છે. અને તેલ ખૂબ મૂકયું હોય પરંતુ જો હિંગનો વઘાર ન મૂકયો હોય તો તેને પણ ધિક્કાર છે. અર્થાત્ રીંગણાં સમારતી વખતે ડીંટાં રાખવાં જોઇએ અને બરાબર બફાઈ ગયા પછી સ્વચ્છ તલનું તેલ અને હિંગનો વઘાર મૂકવો જોઈએ.*

सवृन्त वृन्ताक तुरीय खण्डं सरामठं तप्तघृते सुपाचितम् ।
ससैन्धवं चुत्रकशाक संयुतं सपोलिकं पूर्वजपुण्यदापितम् ॥ १४

અર્થ: ડીંટા સાથે રીંગણાનાં નાનાં નાનાં રવૈયાંના ચાર ભાગ કરી તેમાં હિંગ અને બીજો મસાલો ભરી તેને ઘીમાં બૂડતાં મૂકી દેવાં. ઠીક ચડી જાય એટલે ઉતારી સિંધવ અને ચુકાની ખારી ભાજી સાથે મિલાવી પૂરીઓ સાથે ખાવાં તે ભાગ્ય તો પૂર્વ-જન્મના પુણ્યથી જ પ્રાપ્ત થાય છે.

सुस्विन्नवृन्ताकफलं मृशाग्निना संक्षोदितं तत्त न नालवर्जितम्
सुवासितं राजिकसैन्धवान्वितं विमर्ध दध्ना परिवेष्टितं ध्रुवम् ॥

અર્થ: ડીંટા સાથે જ રીંગણાના ફળને ગરમાગરમ રાખમાં ભારીને સારી રીતે બફાઈ જાય ત્યારે બહાર કાઢી હાથવડે તેને બરાબર છુંદી નાખી તેમાં દહીં, રાઈ, સિંધવ વગેરે યોગ્ય પ્રમાણમાં મિલાવીને ખાવું, એ પણ ભાગ્યશાળી હોય તો જ ખવાય છે : (રીંગણાંનું ભરથ ઘણાયે ખાધું હશે અને તે સૌ આની સાક્ષી પૂરશે.)

આ ગ્રંથમાં તો રીંગણાંના ૧૮ શ્લોકો છે. લંબાણભયથી તે બધા મેં અહીં છોડી દીધા છે. નીચે એક આખરનો શ્લોક જે તેના ગુણનું વર્ણન કરે છે તે આપીને આપણે વિરમીશું :

---

* આપણે રીંગણાંનાં ડીંટાનું પણ શાક ભેગું સમારીએ છીએ તે પ્રથા પાછળ તથ્ય હશે એમ લાગે છે. આધુનિક આહારશાસ્ત્રીઓએ કેટલાંક ફળોનાં ડીંટા પાસેના ભાગમાં અધિક ખાદ્યતત્ત્વો હોય છે એમ જણાવેલું છે. રીંગણામાં પણ તેના લીલા ડીંટામાં વધારે વિટામિન્સ હોય એ સંભવિત લાગે છે.

वन्हेः दीप्तिकरं परं रुचिकरं गुल्मापहं पाचनं ।
प्लीहानं च शिरोरुजं विजयते जीर्णज्वरं कामलाम् ॥
हन्यात् वात कफाम रोग निचयं मूत्रग्रहं साश्मरीं ।
वृन्ताको मृदुवन्हिना सुपचितः पुंभिः सदा सेव्यते ॥

અર્થ: વંતાક જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર છે, રુચિપ્રદ છે, વાયુના ગોળાનો નાશ કરનાર છે, અન્ન પચાવનાર છે. બરોળ, માથાની વેદના, જીર્ણજ્વર, કમળો, વાયુ, કફ અને આમનો રોગ સમૂલ, મૂત્રગ્રહ (પેસાબ અટકી ગયો હોય તે રોગ) પથરી આ તમામ રોગોને વંતાક હણે છે. મંદ આંચમાં વંતાકને પકાવી લઈ ખાવાં શ્રેયસ્કર છે.

રીંગણાંનું ભરથ એક સાદામાં સાદું પરંતુ સ્વાદિષ્ટ અને ગુણપ્રદ ખાદ્ય છે. સંસ્કૃતમાં એને માટે 'भरित्थम्' શબ્દ રાખ્યો છે અને તેના ગુણ નીચે મુજબ દર્શાવેલા છેઃ+

' हरति पवनदोषं श्लेष्महन्तृ प्रसिद्धम् ।
जठर भरणभव्यं चारुभोज्यं भरित्थम् ॥

અર્થ: ભરથ વાયુના દોષને હણે છે, કફને હણે છે, આ એક સરસ ભોજ્ય પદાર્થ છે. યોગ્ય મસાલાઓ મેળવીને ખાવું અત્યંત હિતાવહ છે.

वार्ताकफलं नवीनमक्ष्णोर्हितःस्वादुरथापि तिक्तः । भावप्रकाश

અર્થાત્ : તાજું રીંગણાનું ફળ આંખ માટે હિતકર છે એમ ભાવમિશ્ર કહે છે.

આધુનિકો વંતાક માટે શું કહે છે તે હવે આપણે જોઈશું.

રીંગણામાં: જલ ૯૩·૬૫ ટકા, નત્રિલ ·૮૯, સ્નેહ ૧·૪૮, કર્બોદિત ૩·૪૮, લવણો+ ૧·૩૮ છે.

ડૉ. ચોપ્રાએ એક અધોળ રીંગણામાં ૧·૪૪ ગ્રામ કર્બોદિત છે એમ દર્શાવેલું છે.× જ્યારે શ્રી. પ્રફુલ્લચંદ્ર રોય અને શ્રી. હરગોપાલ બિશ્વાસકૃત "ખાદ્યવિજ્ઞાન"માં રીંગણામાં વિટામીન એ, બી×, સી વગેરે નીચેના પ્રમાણમાં છે.

| એ | બી. | સી |
|---|---|---|
| + | ++ | + |

આ સિવાય રીંગણાં વિષે વિશેષ માહિતી કોઈએ આપી હોય તો તે મારા જોવામાં આવી નથી; છતાં આટલી માહિતી પણ પથપ્રદર્શક છે. રીંગણાંમાં જળનો મોટો ભાગ છે. જેમ દરેક લીલાં શાકભાજીમાં છે તેમ, રીંગણામાં કાર્બોદિત (કાર્બો હાઈડ્રેટ)નું પ્રમાણ ઘણું સારું છે, એટલે એ ખોરાકની ગરજ સારે એમ છે. ઘણાંખરાં શાક પોષણ દૃષ્ટિએ બહુ કીમતી નથી હોતાં; પરંતુ રીંગણાં તો પોષક દૃષ્ટિએ પણ ઉપયોગી ખાદ્ય

+ રાયબહાદુર ચૂનીલાલ બસુકૃત "ખાદ્ય" પૃ. ૧૩૨માં આ પૃથક્કરણ એ. કે. ટર્નર (મુંબઈ)નું છે, એમ જણાવેલું છે.

× Pharmacopaca and Guide. 1936. p. 126

પદાર્થ છે; કારણ કે તે ફળ છે અને પાનફૂલ કરતાં ફળમાં ખાદ્ય પદાર્થો ઠીક હોય છે. એમાં સ્નેહ અને પ્રોટિન (નત્રિલ) પણ ઠીક પ્રમાણમાં છે અને ખનિજ ક્ષારો પણ છે. આ ઉપરાંત 'એ' 'બી×' અને 'સી' આ ત્રણ વિટામિન્સ છે.

## ઉપસંહાર

૧ કુમળાં રીંગણાં જેને આપણે રવૈયાં કહીએ છીએ એ ખાવામાં સૌથી ઉત્તમ છે. કુમળાં રીંગણાં પિત્તનો નાશ કરનાર છે, તેમજ વાત અને કફને પણ હણનાર છે. અર્થાત્ કુમળાં રીંગણાં ત્રિદોષઘ્ન છે.

૨ બહુ મોટાં નહિ તેમ બહુ નાનાં નહિ, પરંતુ વચલા ગાળાનાં રીંગણાં કફ અને વાયુને હણનાર છે અને પિત્તને નથી ઓછું કરતાં કે નથી વધારતાં.

૩ ઘરડાં મોટાં રીંગણાં પિત્ત ઉત્પન્ન કરનાર છે માટે તે ન ખાવાં જોઈએ.

૪ તાવમાં, ખાંસીમાં અને વાયુના રોગોમાં રીંગણાંનું શાક ખાવું સારું છે.

૫ રીંગણાં દીપન, પાચન અને વીર્યવૃદ્ધિ કરનાર છે.

૬ નાનાં સફેદ રીંગણાં હરસમસાના રોગીઓ માટે સારાં છે.

૭ રીંગણાંને ઉત્તમ શાક—શાકશ્રેષ્ઠ—ગણવામાં આવ્યું છે.

૮ અરોચ વાળા માટે, જેને પેસાબ અટકતો હોય તેવા માટે, વાયુના ગોળાવાળા દર્દીને માટે, પથરી થઈ હોય તેવા માટે, જીર્ણજ્વર અને કમળાના રોગમાં તેમજ આમજીર્ણવાળા માટે ઉત્તમ ખાદ્યપદાર્થ છે.

૯ રીંગણાંનાં રવૈયાં મસાલો ભરીને અને ઘી કે તેલમાં * સરખે વજને પાણી નાખીને મૂકી દેવાથી અતિ સ્વાદિષ્ટ શાક બને છે.

---

* શાકમાં તેલ ઘીનો વધાર મૂકવાની પ્રથા યુક્તિસંગત અને શાસ્ત્રીય છે. રીંગણાંમાં વિટામીન 'એ' છે. વનસ્પતિમાં 'કેરોટીન' (ગાજરરંગી દાણાદાર પદાર્થ) હોય છે. પ્રાણીદેહમાં કેરોટીનજ વિટામિન 'એ' માં રૂપાંતરિત થાય છે. પ્રાણીઓના શરીરમાં કેરોટીન લેવામાં નથી આવતું. ઉદ્ભિજ્જ સૃષ્ટિમાં જ કેરોટીન જણાય છે. જ્યારે શાકમાં વિટામિન 'એ' છે એમ કહેવામાં આવે છે ત્યારે સમજવું જોઈએ કે શાકમાં કેરોટીન છે, જે શરીરમાં ગયા પછી વિટામિન 'એ' માં રૂપાંતરિત થાય છે.

વિટામિન 'એ' વર્ણહીન તરલ પદાર્થ છે અને તે તેલ અથવા ઘીમાં દ્રવીભૂત થાય છે. (Fat soluble). જો શાકમાં તેલ અથવા ઘીનો વધાર મૂકવામાં ન આવે તો શાકનું કેરોટીન શરીર ઉપયોગમાં લઈ શકતું નથી. ડૉ. બશિર અહમદે પ્રાણીઓ ઉપર અખતરા કરીને આ વાત સિદ્ધ કરેલી છે. ('Methodik der Vitaminforschung,' Bomskov, p. 35) લીલાં તાજાં શાકભાજીમાં, ઘણું કરીને, વિટામિન 'એ' હોય છે જ અને 'એ' વિટામિનનો શરીર સારામાં સારો ઉપયોગ સાધી શકે એટલા માટે શાક માત્રને તેલ અથવા ઘીનો વધાર આપવો જોઇએ. તેલ ઘીનો વઘાર સ્વાદ માટે મૂકવામાં નથી આવતો; પરંતુ શાકના પ્રાણને તે જલદી શરીરમાં અભિશોષિત કરી શકે છે એટલા માટે જ વધારનો વ્યવહાર યુક્તિસંગત, શાસ્ત્રીય અને અપરિહાર્ય લાગે છે. આપણા પૂર્વજોની દીર્ઘદષ્ટિ માટે આપણને માન થયા વગર રહેતું નથી.

૧૦ રીંગણાંનું ભરથ ઉત્તમ બનાવટ છે. તે વાયુ અને કફને હણનાર છે, રુચિ ઉત્પન્ન કરનાર છે.

૧૧ રીંગણાંમાં પ્રોટિન, કર્બોદિત, સ્નેહ અને ખનિજ ક્ષારો સારા પ્રમાણમાં છે. ૧ ઔંસ વંતાકમાં કર્બોદિતનું પ્રમાણ લગભગ ૧ાા ગ્રામ જેટલું છે.

૧૨ રીંગણાંમાં 'એ' 'બી+' અને 'સી' એ ત્રણ વિટામિન્સ છે. આ ત્રણ વિટામિન્સ સ્વાસ્થ્યરક્ષામાં અગત્યનો ભાગ ભજવે છે.

૧૩ રીંગણાંમાં પોટાસિયમ્, સોડિયમ્ વગેરે ખનિજ ક્ષારો છે. સહેજ લોહનો સાર પણ છે.

૧૪ હિંદુસ્તાન જેવા ગરીબ દેશ માટે રીંગણાંનું શાક સસ્તું અને સારું છે.

૧૫ રીંગણાંનાં ડીંટાં શાક સાથે બારી નાખવાં જોઈએ, તેને કાઢી નાખવાં ન જોઈએ. ડીંટામાં ઉપયોગી તત્ત્વ છે એ આધુનિક આહારશાસ્ત્રીઓના ધ્યાનમાં આવ્યું જણાતું નથી.

૧૬ આજની કેટલીક શોખીન ગૃહિણીઓ રીંગણાને છોલી નાખી તેનું શાક બનાવે છે; પરંતુ તેથી ઉપયોગી ખનિજ ક્ષારો જે છાલમાં રહેલા છે તે આપણે ગુમાવીએ છીએ. ૧



૧. 'પ્રજાબંધુ' : દીપોત્સવી અંક : ૧૯૯૪માંથી.

# મહારાજા સયાજીરાવ ગાયકવાડ

સુમન્ત મહેતા

[ પ્રજાના કોઈ પણ આગેવાન પુરુષનું અવસાન થાય છે ત્યારે ફક્ત તેમની પ્રશસ્તિ, બારોબાર ગુણગાન કરવાની એક પ્રથા પડી ગઈ છે. આ પ્રથાની પાછળ એકતરફી ચિત્ર દોરવાની નબળાઈ જણાઈ આવે છે. જે ચિત્રની અંદર તેજની સાથે છાયાના રંગો પૂરાય નહિ તે કદી શોભતું નથી. છાયાના પડદા પર તેજ વધારે શોભે છે. વળી, જે ચિત્રમાં પર્સ્પેક્ટિવનો ઉપયોગ થતો નથી તે કઢંગાં અને બેહૂદાં જણાય છે. અમુક દૃષ્ટિએ એવાં ચિત્રો આપણે ચલાવી લઈએ એ વાત જુદી છે. અમુક પુરુષ જે કાળમાં ઉછર્યો અને તે વખતના વાતાવરણમાં જે કામ કર્યું તેની કિંમત આજના સમયના પ્રમાણોથી આંકવા જઈએ તો તે સત્ય નહિ ગણાય, ન્યાયી નહિ ગણાય. મને જ્યારે સ્વ. મહારાજા સયાજીરાવ વિષે લખવાનું સૂચવવામાં આવ્યું ત્યારે મેં નિર્ણય કર્યો કે મારા જાણવામાં આવ્યા હોય તેવા આ પ્રકારના કિસ્સાઓ પણ આપવા. મને નોંધપોથી રાખવાની ટેવ છે તેથી મારી પાસે સારું સાધન છે, પણ હાલમાં તો મેં માત્ર સાંભરી આવ્યા તેવા પ્રસંગો જ આપ્યા છે. કેટલાક વિશે મેં ભૂતકાળમાં અન્ય સ્થળે વર્ણન કર્યું છે. —સુ. મ.]

એક વખત એવો હતો કે જ્યારે હિંદના મોગલ પાદશાહ, શાહ-ઈન-શાહ, આખા જગતની અંદર મોટામાં મોટા વિશાળ દેશના માલિક હતા, જેનાં સાધનસામગ્રી, જાહોજલાલી અને ઝવેરાત જગમશહૂર હતાં. દિલ્હીના રાજમહેલ જેવો એક પણ રાજમહેલ આખી દુનિયામાં નથી કે જ્યાં કિંમતી આરસ-પહાણની અંદર ઝવેરાત જડવામાં આવ્યું હોય. છેલ્લા બાદશાહના છોકરાઓ તથા નજદીકનાં સગાંઓને ૧૮૫૭ના બળવા પછી દેશપાર કરીને રંગૂનમાં કેદ કર્યાં હતાં. એ છેલ્લા શહેનશાહના પૌત્રનો દીકરો ઘણું કરીને ૧૯૧૦માં કલકત્તામાં મેટ્રિકની પરીક્ષા આપવા માટે ગયો હતો અને પછી હિંદ દેશ જોવા માટે પર્યટન કરી રહ્યો હતો. આજે રશિયાના બાદશાહ (ઝાર)નાં કુટુંબીઓની જે દયાજનક સ્થિતિ થઈ રહી છે તેવી જ હિંદી પાદશાહનાં કુટુંબીઓની થઈ ગઈ હતી અને તેમની સ્થિતિ એટલી બધી કંગાલ બની ગયેલી કે તેમાંથી કેટલાંક ખરેખરાં શેરીએ શેરીએ ભટકતાં હતાં. છેલ્લા શહેનશાહનો આ પ્રપૌત્ર વડોદરામાં શ્રી. સયાજીરાવ મહારાજાને મળવા આવ્યો. દીલને શહેનશાહ (પાદશાહી કુટુંબના ફરજંદ)ને સહજ હોય એવી આદાબથી આ યુવાને મહારાજાને તસ્લીમ (નીચી સલામ) કરી અને તદ્દન મામૂલી નજર પેશ કરી. આ દૃશ્ય જોઈને મને કાંઈ કાંઈ વિચારો આવ્યા. વડોદરાનો પહેલો રાજા પીલાજીરાવ ગણાય છે તેનો બાપ દામાજીરાવ મામૂલી ખેડૂત હતો. તેણે ખેતી કરવાને બદલે સૈનિક થવાનું સાહસ ઉપાડ્યું. પોતાના જેવા વીસેક જુવાનીઆને એકઠા કરીને દાભાડેના લશ્કરમાં જોડાયો. આખા દેશમાં મહાવિપ્લવ ચાલી રહ્યો હતો અને સાહસિક માણસો માટે ખેતીના કરતાં લૂંટફાટમાં કમાણી સારી હતી. એના પ્રતાપી છોકરાએ રહેતે રહેતે મોટું સૈન્ય ખડું કર્યું. આ પીલાજીરાવે સોનગઢમાં ગાદી સ્થાપી. એને દત્તક છોકરો લેવો પડેલો. આવા

કુટુંબના એક પ્રતાપરાવ ગાયકવાડના વંશજો ખાનદેશના છેક નાનાં ગામડાંમાં ખેતી કરતા હતા. મરાઠાઓમાં ગાયકવાડ કુટુંબ કુળવાન ગણાતું નથી. આ ગામડું કવલાણા એટલું નાનું અને કંગાલ હતું કે તેમાં એક પણ ઈંટેરી ઘર નહોતું, બધાં માટીનાં ખોરડાં હતાં. કાશીરાવ ગાયકવાડ અને તેના બેત્રણ ભાઈઓની વચ્ચે ૧૪–૧૫ વીઘાં જેટલી જમીન હતી. જમીન ફળદ્રુપ નહોતી અને કુટુંબ ફળદ્રુપ હતું એટલે તેમની આર્થિક સ્થિતિ કેવી હશે તે સહેલાઈથી સમજી શકાય એવું છે. કાશીરાવના સગા ભાઈ ઉકાજીરાવ લોટીલોટો લઈને ગુજરાતમાં કાંઈ કામધંધો શોધતા આવ્યા, અને એમ કહેવાય છે કે વડોદરા શહેરમાં એક લુહારી કારખાનામાં ધમણ ખેંચતા હતા. લોકવાયકા એવી છે કે જ્યારે અંગ્રેજ સરકારે મલ્હારરાવ ગાયકવાડને પદભ્રષ્ટ કર્યા અને એવું ઠરાવ્યું કે ખંડેરાવ મહારાજાનાં વિધવા જમનાબાઈએ ગાયકવાડ કુટુંબમાંથી કોઈ છોકરાને દત્તક લેવો ત્યારે આ ઉકાજીરાવે રેસિડંસીમાં પોતાનું કુટુંબ પહેલા પીલાજીરાવથી ઊતરી આવ્યું છે એવું જાહેર કર્યું. આવી રીતે એક છેક નાનાં ગામડામાં જન્મેલો, તેર વર્ષની વય સુધી કેવળ અભણ રહેલો, ધૂળકીચડમાં રમતો આખડતો, થોડી ખેતીની ગરીબાઈમાં આખું જીવન ગાળવાને માટે સર્જાયેલો છોકરો ગોપાળરાવ દત્તક લેવાયો, આખા હિંદનાં મોટામાં મોટા રાજવીઓમાં એને બીજું સ્થાન મળ્યું અને એનાં ચારિત્ર્યબળ, ઉદ્યમ, મહત્ત્વાકાંક્ષા તથા બીજા અનેક સદ્ગુણોના પ્રતાપે એ આખા દેશમાં વધારેમાં વધારે પ્રગતિવાન મહારાજા ગણાઈ ગયો. એમ પણ કહેવાય છે કે જ્યારે એમનું અવસાન થયું ત્યારે પોતાની ખાનગી મિલકતો પોતાનાં કુટુંબીઓને આપી તે આશરે નવ કરોડ રૂપિયાની હતી. ઔરંગઝેબ પાદશાહ જાણતો નહોતો કે એનાં વંશજોને માસિક રૂપિયા વીસ માટે અંગ્રેજ સરકારને અરજીઓ કરવી પડશે; પ્રતાપરાવ ગાયકવાડ જાણતો નહોતો કે એનો વંશજ મોટો મહારાજા, સંપત્તિમાં સમૃદ્ધ, અને મહાન આગેવાન નીવડશે. જગતના કાળચક્રમાં ચડતી અને પડતી, ભરતી અને ઓટ, વિકાસ અને વિનાશ થયાં જ કરે છે; પણ જ્યારે આ ઔરંગઝેબ અને પ્રતાપરાવના વંશજો મળતા જોવામાં આવે ત્યારે કોઈ પણ વિચારકનું મન ચકડોળે ચડે એ તદ્દન સ્વાભાવિક છે.

જ્યારે દત્તક લેવાની પસંદગીને માટે કાશીરાવના ત્રણે છોકરાઓને વડોદરે લાવવામાં આવ્યા ત્યારે અંગ્રેજ રેસિડંટે એક નોંધ કરી છે કે આ છોકરાઓને સારું ખાવાનું મળશે અને સારાં કપડાં મળશે ત્યારે સારા દેખાશે. પણ સાથે સાથે એમ પણ લખ્યું છે કે વચલો છોકરો વિચારવંત, ગંભીર અને હોશિયાર જણાતો હતો. તે વખતની એક આખ્યાયિકા એવી છે કે આ ત્રણે છોકરાઓને પૂછવામાં આવ્યું, કે તમને શા માટે વડોદરે આણ્યા છે તે જાણો છો? એમ કહેવાય છે કે સૌથી મોટા આનંદરાવ બોલ્યા જ નહિ, છેક નાના સંપતરાવ રડી પડયા અને ગોપાળરાવે ડંકે કલેજે ઉત્તર આપ્યો કે હું વડોદરા રાજ્યનો રાજા થવા માટે આવ્યો છું! મહારાજામાં પુષ્કળ આત્મવિશ્વાસ છેક નાનપણથી હતો. આત્મશ્રદ્ધા વિનાના માણસે કોઈ દિવસ કાંઈ મહાન કાર્યો કર્યાં છે?

૧૮૭૫ની સાલમાં આ અભણ છોકરાને દત્તક લઈને ગાદીએ બેસાડયો. પણ ત્યાર પછી છેક ૧૮૮૧ની આખર સુધી એટલે સાડા છ વર્ષ સુધી એને મરાઠી, ગુજરાતી, અંગ્રેજી તથા ઉર્દૂ ભાષાઓ, હિસાબ, ભૂગોળ તથા ઇતિહાસ શીખવવામાં

આવ્યાં. વડોદરાની અંધાધુંધી ભયંકર હતી. ગણપતરાવ, ખંડેરાવ અને મલ્હારરાવ એ ત્રણેના સમયમાં મહારાજાના માનીતા પણ બિનકેળવાયેલા, મામૂલી માણસો રાજવહીવટ ચલાવતા હતા. અન્યાય અને ત્રાસનો લાંબો ઇતિહાસ રચાયો હતો. મલ્હારરાવે રેસિડંટને ઝેર આપ્યું હોય કે ન આપ્યું હોય તો પણ તે રાજ્ય કરવા માટે તદ્દન નાલાયક હતા. આવા ભયંકર અંધાધુંધીના વાતાવરણને સાફ કરવાનું કામ નવા દીવાન સર ટી. માધવરાવને માથે આવી પડ્યું હતું. એ યુગમાં આખા દેશમાં ત્રણ અતિકુશળ દીવાનો ગણાતા હતા: (સર સાલાર જંગ, સર માધવરાવ અને સર દિનકરરાવ), તેમાં સર માધવરાવ ઘણા અનુભવી અને બાહોશ હતા. મહારાજાના ચારિત્ર્યનું ઘડતર સર ટી. માધવરાવ, મહારાણી જમનાબાઈ તથા એમના મુખ્ય શિક્ષક એલિયટના હાથમાં હતું. સારાં નશીબે આ ત્રણે જણ સારાં હતાં. મહારાજાને કસરત, કુસ્તી, તરવાનું, ઘોડે બેસવાનું, શિકાર વગેરે પણ શીખવવામાં આવેલું, અને છેવટના વર્ષમાં એમને રાજ્યવહીવટની બાબતમાં દરેક ખાતાની માહિતી આપવામાં આવેલી, જ્યારે આ જુવાન મહારાજાની ઉમર માત્ર ૧૮ વર્ષની હતી ત્યારે એને દીવાન સર માધવરાવે રાજધર્મ વિશે ૪૯ ભાષણો, મુલ્કી (જમીન) વિષય પર કાઝી શહાબુદ્દિને ૨૭ ભાષણો, બીજા અમલદારોએ ફોજ, ખંડણી વિશે ૯, ભાષણો કેળવણી, તુરંગ, વગેરે બાબતો પર ૬ ભાષણો, કોઈએ ૧૮ અને બીજાએ ૧૭ એવી રીતે જ્ઞાનના ધોધમાં બીચારા સયાજીરાવને પલાળી નાંખ્યા. મહારાજાને જે પ્રકારનું શિક્ષણ ઠાંસીઠાંસીને આપવામાં આવેલું તે વાંચીને મને એક ચોપડીનું નામ, (મેં એ પુસ્તક વાંચ્યું નથી) "એમ. એ. બના કે ક્યૂં મેરી મીટ્ટી ખરાબ કી" સાંભરી આવ્યું હતું. મેં મહારાજાના જીવનચરિત્ર વિશે બેત્રણ પુસ્તકો વાંચ્યાં છે, હું તેમને સારી રીતે ઓળખતો હતો, ત્રણ વર્ષ સુધી લાગલગાટ હું તેમની સાથે રહ્યો હતો.

એમના કોઈ પણ શિક્ષકે, સગાંએ, નિકટ સમાગમમાં આવનાર અમલદારે, કે જીવનચરિત્ર લખનારે સૂચવ્યું નથી તે વિચાર મને આવ્યો છે કે મહારાજાને જે કૃત્રિમ *(hot house)* શિક્ષણ આપવામાં આવેલું તેથી એમના જ્ઞાનતંતુઓ નરમ પડી ગયાં, વર્ષો સુધી નિદ્રાનાશનો રોગ ચાલુ રહ્યો, હમેશ અપચાની બૂમ રહી, અને પછીથી અપચાનો વારસ સંધીવા (gout) થયો. પણ આ બાબતની ચર્ચા પાછળ કરીશું.

સાચી વાત તો એવી હતી કે મહારાજા ખૂબ ચાલાક હતા, એમને જાણવાની જિજ્ઞાસા હતી, એમનો સ્વભાવ ધીર ગંભીર હતો, એ તરત અભિપ્રાય બાંધી દેતા નહિ પણ એમણે દરેક પ્રશ્નને દરેક દિશામાંથી જોવાની ટેવ પાડી હતી. બુદ્ધિબળના કરતાં એમનામાં દુનિયાદારીના વ્યવહારનું ડહાપણ વિશેષ હતું એટલે તે કોઈ પણ વસ્તુની પૂર્વગ્રહો સિવાય સાચી કિંમત આંકી શકતા. એ મહેનતુ હતા, તથા એમને પોતાની જવાબદારીનું ભારે ભાન હતું. ગરમ દૂધ પીતાં દાઝેલો માણસ જેવી રીતે છાશને પણ ફુંકીને પીએ તેમ આ જુવાન મહારાજા ખંડેરાવ તથા મલ્હારરાવની ગેરવર્તણુક, અંધાધુંધી અને ગેરવહીવટથી ચોંકેલા હતા. એ સદાચારી હતા, વ્યસનોથી મુક્ત હતા, વિનયી અને સંયમી હતા. સડેલું રાજ્ય સુધારવા માટે જે મહામહેનત એમના તેજસ્વી દીવાન કરી રહ્યા હતા તેના કરતાં પણ વધારે સુધારા કરવાની એનામાં મહત્ત્વાકાંક્ષા જાગી હતી. સર ટી.

માધવરાવે રાજ્યવહીવટ સુધારવા માટે બહારના અનુભવી, ભણેલા અને ચારિત્ર્યવાન અમલદારો વડોદરામાં દાખલ કર્યાં તે છતાં તેમના હાથ નીચેનો વર્ગ તો મોટા ભાગે જૂનો અને શિસ્ત વિનાનો તથા ખટપટી રહ્યો હતો. વડોદરાની રેસિડેન્સી સાથે હરહંમેશ ઝગડા થયા કરતા હતા તેની સાથે એમણે મીઠો સંબંધ બાંધવાનો મહાપ્રયાસ કર્યો. દીવાને સરદાર, દરકદારોને ન્યાય તથા સંતોષ આપીને તેમનો સદ્કાર સ્થાપ્યો: મોટા શાહુકારોની સાથે સમાધાન કરી લીધું. ખેડૂતો પરનો કરવેરો ઘટાડ્યો. કોઈ પણ પ્રજાજન ઠરાવેલી રીત પ્રમાણે ન્યાય માગી શકે એવી વ્યવસ્થા કરી. નવી શાળાઓ ખોલી, દવાખાનાં કાઢ્યાં, આખા ગુજરાતમાં નથી એવો મોટો સાર્વજનિક બાગ કર્યો, મોટાં સાર્વજનિક તથા નવા રાજમહેલનાં મકાનોની યોજના કરી. સારાં વ્યવસ્થિત રાજ્યમાં હોય એવા પ્રામાણિક, પોતાના કામને અંગે યોગ્ય લાયકાતવાળા અમલદારોની નિમણૂક કરી અને આખા રાજ્યમાં ફરીને સડો કાઢી નાંખ્યો. રાજકારભારની સત્તા દીવાન, જમનાબાઈ મહારાણી તથા રેસિડંટના હાથમાં હતી પણ તેનો વહીવટ તથા ખરી જવાબદારી દીવાનનાં હતાં. બધા નિર્ણયો એ પોતે કરતા તેથી રાજમહેલમાં ચાડીચુગલી કરનારાઓ આવી આપખુદી વિશે ટીકા કરતા અને રેસિડેન્સી સાથે (ખાસ કરીને લશ્કરની બાબતમાં) જે નવી સમજુતીઓ થતી હતી તેમાં રાજ્યના હક્કો ડૂબે છે એવી ટીકાઓ થઈ રહી હતી.

મહારાજાને ૧૮ વર્ષની વયે ડીસેમ્બર ૧૮૮૧માં, રાજસત્તા સોંપવામાં આવી અને માત્ર નવ મહિનાની અંદર એમણે પોતાના અતિપ્રભાવશાળી, કાર્યકુશળ અને વિચક્ષણ બુદ્ધિવાળા દીવાનને રજા આપી દીધી. જર્મનીમાં પ્રિન્સ બિસ્માર્ક પ્રધાન હતો તે આખા યુરોપમાં સુપ્રસિદ્ધ અને ઘણો જ હોશિયાર ગણાતો હતો, તેને પણ નવા રાજા વિલિયમ બીજાએ આવી જ રીતે છૂટા કરી દીધેલા. આ બનાવ બતાવી આપે છે કે આ ગામડિયા છોકરાને પોતાનામાં કેટલો વિશ્વાસ હતો. એણે રાજ્યની લગામ પોતાના હાથમાં લઈ લીધી અને રાજ્ય ચલાવવા માંડ્યું.

આજથી પંદરેક વર્ષ પહેલાં આપણા સુપ્રસિદ્ધ વિચારશીલ કવિ શ્રી. ન્હાનાલાલે એક લેખ સયાજીરાવ મહારાજા વિશે લખ્યો હતો તેમાંથી બે ચીજ મને આજે સાંભરે, છે. એમણે કહ્યું છે કે જે શિખરો ઊંચાં હોય છે તેની પાસે ખીણ પણ વધારે ઊંડી હોય છે. મહારાજાના ગુણો મોટા હતા અને તેમની ઊણપો પણ ઘણી મોટી હતી. આ વાત તદ્દન સાચી છે. બીજો પ્રશ્ન એમણે એ રજૂ કર્યો હતો કે વડોદરાની વાડીમાં સારાં ફૂલો કેમ શોભતાં નથી? જમીનનો દોષ છે, પાણીનો દોષ છે કે પાણી સીંચનાર માળીનો દોષ છે? આ વાત પણ ખરેખરી વિચારવા જેવી છે. સારા વિચારના, કર્તવ્યનિષ્ઠ પ્રામાણિક મનુષ્યો મહારાજા માટે લાગણી રાખનારા પણ સ્વતંત્ર વિચારના અમલદારોને કે પ્રજાજનોને મહારાજા પોષી શકયા નહોતા. કવિએ એવા અમલદારો તથા પ્રજાજનોનાં નામ આપ્યાં છે, હું તેમાં થોડા ઉમેરા કરી શકું પણ આ પ્રકારનો તેજોદ્વેષનો દોષ ઘણા મોટા માણસોમાં જોવામાં આવે છે. સયાજીરાવ તેવામાં અપવાદરૂપ નહતા.

હાલમાં જ મેં એક લેખમાં જણાવ્યું છે કે કવિ ટેનિસનના કહ્યા પ્રમાણે, self reverence, self knowledge, and self control સ્વમાન, આત્મજ્ઞાન અને

આત્મસંયમ આ ત્રણ ગુણોને લઈ ને માણસ મહાન અને પ્રતિષ્ઠિત બને છે. આ ત્રણે ગુણો એકમેકની સાથે સંકળાયેલા છે. આત્મજ્ઞાન વિના સ્વમાન આવતું નથી. આત્મજ્ઞાનથી જ આત્મસંયમ કેળવાય છે. આ ત્રણે ગુણો સયાજીરાવમાં સારા પ્રમાણમાં ખીલ્યા હતા. તેથી જ એ મહાપુરુષ થયા. એમને દરેક પ્રશ્નના ઊંડાણમાં ઊતરવાની તેમજ સિદ્ધાંતની દૃષ્ટિએ વિચારવાની ટેવ પડી હતી. પણ તે બાબતની તાલીમ પૂરતા પ્રમાણમાં મળેલી નહિ. ખંડેરાવ મલ્હારરાવના સમયના વાતાવરણમાંથી સયાજીરાવ એક ચીજ શીખ્યા કે કોઈ પણ માણસમાં વિશ્વાસ મૂકવો નહિ. આ ચોખ્ખી અને ભારે ભૂલ હતી અને પરિણામ એ આવ્યું કે એ પોતાના મનનો ભાર કોઈની પાસે ઠાલવી શકતા નહિ. દરેક માણસ વિશે એમના મનમાં શંકા રહેતી. કોઈ પણ અમલદારમાં, સગાંમાં, પોતાનાં છોકરાંઓ કે પત્નીમાં એમણે વિશ્વાસ મૂકયો નહિ, કોઈ પણ મિત્ર કરી શકયા નહિ, કોઈને વિશે ઊંચો સારો અભિપ્રાય (સાચો) બાંધી શકયા નહિ. અવિશ્વાસ સામા માણસમાં અવિશ્વાસ પેદા કરે છે અને એકંદરે બન્નેને અલાભ થાય છે. આવા વહેમી શંકાશીલ સ્વભાવને લીધે મહારાજાએ આખા રાજ્યતંત્રનું વાતાવરણ કલુષિત કર્યું એટલું જ નહિ પણ પોતે મિત્રો વિના દુઃખી થયા અને એમનું કૌટુંબિક જીવન ઘણું કડવું થઈ ગયું. સર ટી. માધવરાવ ઘણા ઉદાર મનના તેજસ્વી મહાપુરુષ હતા અને એમનો પ્રભાવ એવો ઉજ્જવળ હતો કે એમના સમાગમમાં આવેલા સૌને આંજી નાખતા. એમનામાં કપટનીતિનો અંશ સરખો પણ નહોતો, એમની બાજી ખુલ્લી રહેતી હતી. શિવાજી મહારાજ માટે એવું કહેવાય છે કે દરેક કિલ્લા કે થાણામાં કે દરેક પ્રાંતમાં એક બ્રાહ્મણની સાથે એક પરભુ (પ્રભુ)-ને નીમતા. કોઈ દગો દઈ જાય નહિ, દરેક બાબતની હકીકત બે જુદા પક્ષો તરફથી મળે એ તેમનો હેતુ હતો. આમ કરવાથી એક જ પરિણામ આવે અને તેવું જ બન્યું કે દરેક ઠેકાણે પક્ષાપક્ષી, ચાડીચુગલી અને અણવિશ્વાસનું વાતાવરણ પેદા થયું. આ કારણને લઈને જ મરાઠાઓનું કે બ્રાહ્મણોનું રાજ્ય ખટપટો, ચાડીચુગલી, દ્વેષભાવ તથા કપટથી બગડી ગયું. શીખ પ્રજાએ પણ 'ખાલસા'નો મોટો સમાજ ઉત્પન્ન કર્યો હતો પણ તેમાં આવું અનિષ્ટ તત્ત્વ આવ્યું નહોતું. સયાજીરાવે પરસ્પર વિરોધી અમલદારોને સાથે નીમીને આખી પબ્લિક સર્વિસ, નોકરશાહીનું સત્યાનાશ વાળી નાંખ્યું. નોકરશાહીએ એમના ઉચ્ચ મનોરથોને ટેકો ન આપ્યો એવી એમણે અનેક વાર ટીકા કરી છે પણ નોકરશાહીને બગાડનાર તેના શિસ્તને અશકય બનાવનાર પોતે હતા તે તેઓ સમજતા નહોતા અગર સમજવા માગતા નહોતા. મને એક પ્રસંગ બહુ જ સાંભરી આવે છે. અમે લંકા, મલાયા, ચીન થઈને જાપાન જતા હતા. રાજકુટુંબની સાથે મંત્રી તરીકે આંબેગાંવકર હતા. તે ઘણા શાંત, નિષ્પક્ષ સજ્જન હતા. દાક્તર તરીકે હું હતો. ઇંગ્લાંડની કેળવણીથી એટલો બધો રંગાયેલો કે પક્ષપાત કે ભેદભાવ જેવી ચીજ સમજું નહિ, અને એ જુવાનીના દિવસોમાં બધાનો મિત્ર, હસમુખો, નિર્દોષ મશ્કરીઓ કરનાર, સરળ અને ભોળો. (કડવા બોલો, તીખા સ્વભાવનો ખરો) કેપ્ટન શિવરાજસિંધ શાંત ઉમદા સ્વભાવનો, પૂરેપૂરો જેન્ટલમેન, અને કેપ્ટન નિંબાલકર સાચાબોલો, નિષ્કપટ, અને એકમાર્ગી. અમારી ચારે જણ વચ્ચે ઘણો જ મેળ હતો. દરેક જણ બીજાને મદદ કરવાને તત્પર હતા. એકેકને માટે માન હતું, મિત્રભાવ હતો. પરિણામ એ આવ્યું કે અમે કોઈ દિવસ અમારામાંથી કોઈની વિરુદ્ધ બોલીએ નહિ. અભિપ્રાયની બાબતમાં ઝગડીએ, એકેકની

મશ્કરી કરીએ પણ કદી નિંદા કે ચાડી ન કરીએ. મહારાજાએ તેને ચૂપકી જાળવવાનું કાવતરું "Conspiracy of silence" કહ્યું ત્યારે મને તલવારના ઘા જેવો આઘાત થયો.

સયાજીરાવ મહારાજાએ રાજ્યમાં ફરવા માંડ્યું ત્યારે નવસારી પ્રાંતના કાળીપરજ (તે વખતે ધાણકા કહેવાતા હતા, હવે રાનિપરજ કહેવાય છે.) લેકોની પછાત તથા જંગલી સ્થિતિ જોઈને તેમને માટે એક બોર્ડિંગ-સ્કૂલ કાઢી. આ એક ઘણું મહત્ત્વનું અને સ્તુત્ય પગલું હતું કારણ કે એ નોંધવા જેવી હકીકત છે કે જ્યારે ૧૯૨૨-૨૩ની સાલમાં કાળીપરજમાં જાગૃતિનું મોજું આવ્યું ત્યારે તેનો લાભ સૂરત જિલ્લાની પ્રજાના કરતાં પાસેના નવસારી પ્રાંતે વધારે લીધો કારણ કે વડોદરાના રાનિપરજમાં શિક્ષણના સુસંસ્કાર પડ્યા હતા. વડોદરામાં કલાભવનની દ્વારા તેમણે હુન્નરઉદ્યોગને ઉત્તેજન આપ્યું. આજે હિંદભરમાં એવી ઘણી ય શાળાઓ છે, પણ વર્ષો સુધી આખા હિંદ દેશમાંથી વિદ્યાર્થીઓ વડોદરે આવતા હતા અને હજી પણ આવે છે. વડોદરા શહેરમાં મ્યુનિસિપાલિટીની સ્થાપના કરી અને એ શહેરમાં લગભગ દરેક વર્ષે કોલેરાનો રોગ ફાટી નીકળતો હતો તેથી ચોખ્ખા પાણીની જોગવાઇ આજવાના તળાવમાંથી કરી. છેક ૧૮૯૩ની સાલમાં એક પ્રાંતમાં ફરજિયાત અને મફત કેળવણીનો અખતરો શરૂ કર્યો અને પછીથી આખા રાજ્યમાં ૧૯૦૬થી તેનો અમલ વધારી દીધો. પુસ્તકાલયની પ્રવૃત્તિ માટે વડોદરા રાજ્ય મશહુર થયું છે. આવી કેળવણીનો લાભ જે લોકો અંત્યજ કહેવાતા હતા અને આજે હરિજન કહેવાય છે તેમને પૂરતા પ્રમાણમાં મળે તેટલા માટે એક ઇન્સ્પેક્ટર નીમ્યા અને પછીથી બોર્ડિંગો તથા શાળાઓ કાઢીને પુષ્કળ પ્રચાર કર્યો. અંત્યજોદ્ધારના ઇતિહાસમાં મહારાજા સયાજીરાવનું નામ અમર રહેશે. લાયબ્રેરીના ફેલાવાને માટે આજે પણ એમ કહી શકાય કે આખા હિંદ દેશમાં કોઈ પણ પ્રાંત કે રાજ્યમાં વડોદરાની સાથે સરખામણી કરી શકાય એવું કામ થયું નથી. ફરજિયાત કેળવણીનો અખતરો અમલદારોની જડતાને લીધે જોઈએ તેટલો સફળ થઈ શક્યો નથી.

બાળલગ્ન પ્રતિબંધ કાયદો, પુરોહિતનો કાયદો અને બાળકો માટે બીડી પીવાના પ્રતિબંધથી માંડીને સિવિલ લગ્ન, જ્ઞાતિત્રાસનો કાયદો, લગ્નવિચ્છેદ તથા સ્ત્રીઓને મિલકત આપવાના કાયદા જેવા અનેક સામાજિક કાયદાઓ કરવા માટે વડોદરા રાજ્ય આગળ પડતું ગણાયું છે. આ દરેકની પાછળ મહારાજાની પ્રેરણા હતી એટલું જ નહિ પણ પુષ્કળ આગ્રહ હતો. તેમાં ખામી એક જ હતી અને તે ખામી નાની નથી, કે માત્ર કલમને ગોદે સમાજ સુધારો થઈ શકતો નથી.

કરવા ધારેલા સુધારાની પહેલાં અને પછી પ્રજાને સમજાવવાનું, કેળવવાનું જે કામ થવું જોઈએ તે થયું નહિ, અથવા થયું તે નહિ જેવું હતું. દેશભક્ત રમેશચંદ્ર દત્તને અમાત્ય અને પછીથી દીવાન તરીકે લાવીને રાજ્યમાં પંચાયતો (ગ્રામ, તાલુકા અને પ્રાંત), મ્યુનિસિપાલિટીઓ, તથા ધારાસભાની યોજના અમલમાં મૂકી. અમલદારોના સત્તાલોભ, દખલગીરી તથા પજવણીને લીધે આ સંસ્થાઓ ખીલી શકી નહિ તેનો દોષ કોને માથે નાંખવો તેની ચર્ચા આ પ્રસંગે અપ્રસ્તુત છે. મહારાજા અનેક વાર પરદેશોમાં ફર્યા અને ત્યાં એમને જે પ્રેરણા અને સ્ફુરણા મળ્યાં તે પ્રમાણે પોતાના રાજ્યમાં અમલ કરવાના હુકમો છૂટ્યા. એવા હુકમોની અમલ બજાવણી માટે જે દૃઢ સંકલ્પ હોવો

જોઈએ, જે દેખરેખ, જે સતત પ્રયાસ, તપાસણી, મસલતો ઇત્યાદિ હોવાં જોઈએ તેના અભાવને લીધે યોગ્ય પ્રગતિ થઈ નથી એ પણ સ્પષ્ટ કહેવાની જરૂર રહે છે.

મહારાજા ઓછામાં ઓછા છવીસ વાર યુરોપ કે અમેરિકા ગયા હતા. ઘણાં વર્ષો સુધી એવું બન્યું કે ચાર મહિના સ્વદેશમાં અને આઠ મહિના પરદેશ રહેવાનો કાર્યક્રમ હોય. કેટલીક વાર આઠ મહિનાને બદલે સામટા વીસ મહિના યુરોપમાં ગાળ્યા છે. લોર્ડ કર્ઝને સખત ટીકા કરી અને એક સકર્યુલર કાઢ્યો ત્યાર પછીથી ચાર વર્ષ, અને યુરોપની લડાઈની શરૂઆત પછીથી સાડાચાર વર્ષ બાદ કરતાં એમ કહી શકાય કે છેક ૧૮૮૭ની સાલથી તે ૧૯૩૮ની આખર સુધી એ પોતાના રાજ્યમાં થોડું જ રહ્યા છે. આ દેશમાં રહેવાનું થતું ત્યારે પણ હિમાલય, નીલગીરી કે પશ્ચિમ ઘાટની ટેકરીઓ પર ઘણો વખત ગાળ્યો છે. મેં શરૂઆતમાં બતાવ્યું છે કે એમનું કાઠું મજબૂત હતું તે છતાં એમને માથે જે શિક્ષણનો ભાર અને પછીથી રાજ્યવહીવટનો ભાર પડ્યો તેનો બોજો એ ચાર વર્ષ સુધી ખમી શક્યા અને પછીથી એમને નિદ્રાનાશ (insomnia) અને જ્ઞાનતંતુની નબળાઈ (neurasthenia)ના રોગો લાગુ પડ્યા હતા. કુદરત હમેશાં વેરની વસુલાત કરે છે અને બાર ચૌદ વર્ષના અભ્યાસક્રમને છ વર્ષમાં ખતમ કરનારને ભારે દુઃખ સહન કરવું પડયું હતું. એ પણ વાત કેટલેક અંશે ખરી હશે કે જેવી રીતે ઘણા રાજા નવાબોને દારૂની લત લાગી હોય છે તેવી રીતે સયાજીરાવ મહારાજાને યુરોપમાં રખડવાની લત લાગી હશે. યુરોપની 'સોસાયટી' એમને પોતાની કરી લે એટલી ઉદારતા યુરોપિયનોમાં ભાગ્યે જ હોય; તેથી સયાજીરાવ નહોતા રહ્યા ઘરના કે ઘાટના.

એક દિવસ અમે ફરતા હતા ત્યારે મને એમણે કહ્યું કે મારાથી શા માટે સામાન્ય માણસની પેઠે ન રહેવાય? શા માટે મારે ચોવીસે કલાક મહારાજા રહેવું પડે? આ પ્રશ્નનો મેં જવાબ આપેલો કે કેમ તે મને સાંભરતું નથી પણ આજે હું કહી શકું છું કે એમને ચોવીસે કલાક મહારાજા રહેવાનું કોણે કહ્યું હતું? હું અનુમાન કરું છું કે રાજાના છોકરાને આવું અભિમાન (આવો શબ્દ છે કે નહિ તે હું જાણતો નથી) ભાગ્યે જ રહેતું હશે. મહારાજાએ બીચારાએ બાર વર્ષની કાચી ઉમરથી આ ભાવ કેળવ્યો હતો અને સાચવીને પોષ્યો હતો. મહારાજા કોઈ દિવસ કોઈ ચીજ પોતે ખરીદતા નહિ અને એમની સાથે કોઈ ને કોઈ સાથી હોય તેને માથે નાણાં આપવાનો અને હિસાબ રાખવાનો બોજો રહેતો. સામાન્ય માણસ થવા માટે પોતે ગજવામાં પાંચદશ પાઉન્ડ રાખવા માંડ્યા. એક દિવસ અમે દુકાનમાં જઈને ચોકોલેટ લીધાં. કઈ જાતનાં ચોકોલેટ લેવાં છે તેનું તેમને ભાન નહોતું. એક પેટી રજૂ થઈ તે પસંદ કરી લીધી. પોતે એક પાઉન્ડ મૂક્યો અને ચાલતા થયા. ન લીધી પેટી, ન લીધું બાકીનું પરચૂરણ નાણું. હું દુકાનની બહાર ઊભો હતો. મારી પાસે ખુશ થઈને કહ્યું કે ચાલો આજથી શરૂઆત કરી! એટલામાં દુકાનદાર આવ્યો અને મને કહ્યું કે પેલા ગૃહસ્થ પરચૂરણ લેવાનું ભૂલી ગયા છે અને આ રહી તેમની પેટી. ત્યાર પછીના અનુભવ પરથી કહું છું કે જો પાંચ શિલિંગ છ પેન્સનો સામાન લીધો હોય તો પાઉન્ડમાંથી કેટલું પરચૂરણ પાછું મળવું જોઈએ તેનું એમને વ્યવહારુ જ્ઞાન નહોતું. કાગળ પેન્સિલથી ગણી કાઢે ખરા—એક પાઉન્ડના વીસ શિલિંગ થાય છે તે પહેલેથી કહી મૂક્યું હોય તો.

મહારાજા મુસાફરીમાં સારાં સારાં પુસ્તકો રાખતા, અને અમે તેમને માટે સારાં પુસ્તકો ખરીદી શકતા. પુસ્તકો વાંચીને અમે કલાકો સુધી ચર્ચા કરતા. સ્ટીમરમાં હોઈએ એટલે પુષ્કળ ફુરસદ હોય અને તે સિવાય એ દરરોજ કલાક દોઢ કલાક ચાલતા અને અમારો વારો આવે ત્યારે મને—ક્રમને અમારે સાથે ચાલવું પડતું અને આખો વખત હિંદ દેશના કે જગતના અનેક પ્રશ્નોની ચર્ચા ગંભીરપણે કરતા. જ્યાં જોઈએ ત્યાં એમને સંસ્થાઓ તથા તેના સ્થાપકો જોવાનો આગ્રહ હતો. સૃષ્ટિસૌન્દર્ય, બાગબગીચા, ચિત્રો તથા મકાનોનું સ્થાપત્ય જોવા ઉપરાંત એમને Men and Institutions, મહાન પુરુષો, સત્પુરુષોને જોવાનો શોખ હતો. સાથે વાતચર્ચા કરવાનો તથા સંસ્થાઓ જોવાનો શોખ હતો.

મહારાજાના એક બીજા અવગુણ વિશે ચર્ચા કરવી પડશે. પૈસાની બાબતમાં એમનો જીવ બહુ સંકુચિત હતો. એ કોઈને આપી શકતા નહિ, અને આપવું પડતું તે કદી પણ 'good grace' હસીને આનંદથી અપાતું નહિ. પોતાની પાછળ લાખો રૂપિયા ખર્ચતા પણ એમનાં નજીકમાં નજીક સગાંકુટુંબીઓને, સરદારોને, અમલદારોને બધાને કેવળ કંજુસાઈને લીધે એમણે અસંતોષી અને મોટે ભાગે વિરોધી બનાવેલા. એનાં દૃષ્ટાંતો હસવા જેવાં અને દુઃખી થવા જેવાં છે પણ તે આપવાં એ મને યોગ્ય લાગતું નથી. મહારાણી સાહેબ, પોતાનાં છોકરાં, અને બીજાં પાસેના સગાં એ બધાંને આ ત્રાસથી દુઃખી થવું પડતું. છપ્પનિયાના દુકાળ પછીનાં વર્ષે ખેડૂતોને રાહત નહોતી મળી એ જાણીતી વાત છે. આ કંજુસાઈની સાથે બીજી એક અનિષ્ઠ વાત એવી હતી કે જે મનુષ્ય માગવાની હદ કરતું અથવા સ્વમાનને બાજુએ મૂકતું તેને થોડુંઘણું મળી રહેતું અને સ્વમાનીને મળતું નહિ અને તેથી જે દેખીતો અન્યાય થતો તે મહારાજાને જરાય ખૂંચતો નહિ.

મારા સ્મરણપટ પર એટલાં બધાં ચિત્રો આવી જાય છે કે તેનો અખૂટ ભંડાર એકઠો થઈ શકે. એક રાજકીય પુરુષ તરીકે બધા વાઈસરાયો એમને માન આપતા. પોતાના રાજ્યમાંથી રેસિડેન્સીની તથા વાઈસરોયના પરદેશી (ફોરેન) મંત્રીની દખલગીરી બની શકે તેટલી તેમણે ઓછી કરી હતી. બીજા રાજાઓ એમની સલાહ લેવા આવતા. રાજાઓમાં એ માત્ર વયોવૃદ્ધ નહિ પણ ઘણા અનુભવી અને કાર્યકુશળ, શાણા તથા વિચારવંત હોઈને તે સૌના વડીલ થઈ ગયા હતા. આપણા દેશની લડત માટે એમને સહાનુભૂતિ હતી પણ અસહકાર, સત્યાગ્રહ અને ખાદીનું રહસ્ય એ સમજી શકયા નહિ.

પોતાના ઉચ્ચ દરજ્જા માટે એમને ઘણું માન હતું. વડોદરાની પ્રજા એમને સલામ, નમસ્કાર કે નમન કરતા નહિ પણ 'મુજરો' કરતા. કમરમાંથી નીચા વળીને ત્રણ વખત સલામ કરવાની રીત વડોદરામાં ચાલે છે. એ આંખના ખૂણામાંથી હમેશાં જોતા કે બરાબર મુજરો થાય છે કે નહિ, અને ન થાય તો સંદેશો મોકલતા.

૧૯૩૦માં હું વડોદરા પ્રજામંડળનો બીજી વાર પ્રમુખ થયો હતો ત્યારે મારા ભાષણમાં એમના ખાનગી ખર્ચ માટે એટલી જ ટીકા કરી કે જો ગામડાંની શાળામાં છોકરીઓને શિવણનું શિક્ષણ આપવા માટે વાર્ષિક રૂપિયા ૧૨૦નો ખર્ચ સરકાર ન કરી શકતી હોય તો મહારાજા સાહેબે દર વર્ષે રૂ. ૨૪ લાખ લે છે તેમાંથી ઘટાડો કરવો. આ ટીકાથી ખળભળાટ થઈ ગયો. મેં જાણે રાજદ્રોહ કર્યો

હોય એવી ટીકાઓ સાંભળી. પરિષદમાંથી વડોદરે ગયો કે તરત મહારાજશ્રીને મળવા ગયો. એમને સંધીવા થયેલો તેથી મહારાણી સાહેબાના ખંડમાં, અંતરગૃહમાં, એક પૈડાંવાળી ખુરશીમાં જાંગીઓ અને કુડતું પહેરીને બેઠા હતા. ઘૂંટણ પર શેક ચાલતો હતો. એ અરસામાં હું ટૂંકાં ધોતિયાં અને પહેરણ પહેરતો અને એક ધોતિયું ખભે (શ્રી વલ્લભભાઈની માફક) લટકાવતો. મેં જઈને નમસ્કાર કર્યા એટલે એમણે ઘણા પ્રેમપૂર્વક હસીને બૂમ મારી: "આવો, આવો મહાત્મા, કેમ છો?" મને તદ્દન પોતાની પાસે બેસાડ્યો. મેં એમની તબિયતના સમાચાર પૂછ્યા. એ મારી ટૂંકી ધોતી તરફ જોઈને હસ્યાં કરતા હતા. મેં એમને કહ્યું: "મહારાજ, તમે મારા કરતાં મોટા મહાત્મા છો!" એમણે પૂછ્યું: "કેમ?" ત્યારે મેં કહ્યું: "તમે વધારે ટૂંકો જાંગિયો પહેર્યો છે." ત્યાર પછી અમે ઘણી રમૂજની વાતો કરી અને મશ્કરીઓ કરી. એટલામાં મહારાણીશ્રી આવ્યાં અને મારા ભાષણ વિશે મને એવો ઉધડો લીધો કે મહારાજા અને હું બન્ને વિસ્મય પામી ગયાં. હું દસ વર્ષની ઉમરે મકારપુરા રાજમહેલમાં છઆઠ મહિના રહેલો. ત્યાર પછી મને કુટુંબીજન તરીકે ખાવા બોલાવે, રમવા બોલાવે. પૂરેપૂરાં ત્રણ વર્ષ આ રાજકુટુંબ સાથે રાતદિવસ સાથે રહીને, સાથે જમીને, સાથે ફરીને ગાળ્યાં હતાં અને વડોદરા રાજ્ય સાથેનો સંબંધ છોડ્યા પછી પણ અમારો અંગત સંબંધ પ્રેમભાવવાળો અને મીઠો હતો. મારાથી સામો જવાબ તો ન અપાય પણ હું પ્રજામંડળનો પ્રમુખ પણ હતો તેથી મેં મહારાજા સાહેબને અપીલ કરી કે આપ મારા શબ્દો વાંચી જુઓ. મેં કંઈ ખોટું કહ્યું નથી. મેં કહ્યું છે તે યોગ્ય છે. મેં ખોટું કહ્યું હોય તો મને સમજાવો! મહારાજા સાહેબના મનમાં જે હશે તે એમણે શમાવી દીધું, એ પ્રકરણ પૂરું થયું અને અમે બીજી વાતો પર ચડી ગયા.

મહારાજા સ્વભાવે ઘણા ગંભીર હતા પણ એ કોઈ કોઈ વખત રમૂજી થઈ શકતા હતા. એક પ્રસંગની વાત કરીને આ લેખ પૂરો કરું છું. એક વખત માત્ર અમે બે લંડનથી પૅરિસ જતા હતા—એક અમેરિકન કરોડાધિપતિના મહેમાન તરીકે મોજ કરવા માટે. ડોવરની ખાડી ઓળંગીને ફ્રેન્ચ આગગાડીમાં બેઠા અને તરત જ જમવાના ડબ્બામાં જઈને બેઠા. એટલામાં એક જુવાન ગુજરાતી ઝવેરી આવ્યો અને અમને જોઈને અમારી ટેબલ પર મહારાજાની સામે બેઠો. આઠ નવ મહિના પહેલાં જ્યારે હું યુરોપમાં આવી ગયેલો ત્યારે પૅરિસની હિંદુસ્તાન એસોસિયેશન સમક્ષ ભાષણ કરેલું અને મારા માનમાં પાર્ટી અપાઈ હતી તેથી ત્યાંના ઘણા ઝવેરીઓ મને ઓળખતા. આ ભાઈએ મને ઓળખીને વાતો કરી. ખાવાનું આવતું ગયું અને અમે વાતે ચડ્યા. પછી થોડી વારે એણે મને પૂછ્યું: "આ સાથેના ગૃહસ્થ કોણ છે?" હું જવાબ આપું ત્યાર પહેલાં મહારાજાએ ટેબલની નીચેથી અડકીને ચેતવ્યો અને કહ્યું: "હું જમીનદાર છું, સરદાર છું અને યુરોપ જોવા માટે નીકળ્યો છું." "તમારું નામ શું છે?" એમણે કહ્યું: "ગોપાળરાવ." પછી તો મને એક બાજુએ મૂકીને આ બન્ને જણે ખૂબ ગપાટા માર્યા, અને ગમત કરી. મહારાજા તદ્દન અજ્ઞાન હોય એવો ઢોંગ કરીને કંઈ કંઈ હકીકતો કઢાવી પણ એમણે બિલકુલ જણાવ્યું નહિ કે પોતે કોણ છે. સારું થયું કે મહારાજાના લક્ષમાં નહોતું કે આ જુવાનિયો અને તેનો મામો, જેમને અમે ઘણાં વર્ષોથી ઓળખતા હતા તે વડોદરાની પ્રજા છે. એમના મામા છેક પહેલા ગુજરાતી ઝવેરી પૅરિસ આવીને વસેલા. પેલો ભાઈ ખૂબ જોસમાં આવેલો તેણે કહ્યું કે તમે બન્ને મુસાફીર છો તેથી બન્ને મારા મહેમાન છો અને

અમારું બિલ પોતે આપવાનો પ્રયત્ન કર્યો. પણ મેં એને ખૂબ સમજાવ્યો કે આ જમીનદાર ઘણો પૈસાદાર છે, અને એણે જ પૈસા ખર્ચવા જોઈએ. અમે છૂટા પડયા. બીજે દિવસે એમના મામાને ખબર પડી કે મહારાજા આવ્યા છે. એટલે એ મળવા આવ્યા. સાથે એમનો ભાણેજ પણ આવ્યો. મામાને ખબર નહિ કે હું આવ્યો છું એટલે મારું નામ દેવાયેલું નહિ, અને મહારાજાને મળવાને કોણ ઉત્સુક ન હોય? મામાએ આદરપૂર્વક મહારાજાને સન્માન કર્યું તે જોઈને તથા મને સાથે જોઈને બિચારો જુવાનિયો આભો બની ગયો. પણ મહારાજાએ ઘણા આનંદ સાથે કહ્યું કે જો મેં ખરું નામ આપ્યું હોત તો આપણે આટલી બધી છૂટથી ચર્ચા કરી શકત નહિ. આવી રીતે કોઈ કોઈ વખત એ મહારાજપણાનો ભાર ઉતારી દેતા અને મજા કરતા.

આપણે જે જમાનામાં ઉછરીએ છીએ તે વખતના વાતાવરણમાંથી કેટલીક ઊંડી છાપો આપણા માનસ પર પડે છે. એ છાપમાંથી ગ્રંથિઓ (complexes) બંધાય છે. એ વખતના અનુભવોમાંથી આપણા સારાનરસા પૂર્વગ્રહો prejudices and prepossessions બંધાય છે. અમુક વય પછીનાં વાતાવરણની અસર ઓછી રહે છે. વંશપરંપરાની અસર કેટલી અને કેવી થાય છે એ સમજવું બહુ મુશ્કેલ છે. ગોપાળરાવનાં સગાં મા બાપે જરૂર ગુણોનો વારસો આપ્યો હશે. લોકો કાશીરાવ પાટીલનાં વખાણ કરે છે પણ મને એમ લાગે છે કે આવા મહાપુરુષોની માનું ચારિત્ર્યબળ જબરું હોય છે. મહારાજાને સારું શિક્ષણ ન મળ્યું એ એમને બહુ ખૂંચતું હતું અને તેની ખામી વિશે ચર્ચા અનેક વાર કરતા. અબ્રાહામ લિન્કન જંગલમાં જનમ્યો હતો, પોતાની મેળે જે ચોપડીઓ મળની તે વાંચીને જ્ઞાન તથા ડહાપણ મેળવ્યું અને ઝાડની ડાળીઓમાંથી બાંધેલી ઝૂંપડીમાં ઉછરેલો કેવળ ગરીબ છોકરો અમેરિકા જેવા મહાન દેશનો પ્રમુખ થયો એટલું જ નહિ, પણ જ્યાં સુધી અમેરિકન રાષ્ટ્ર કાયમ રહેશે ત્યાં સુધી લિન્કનનું નામ ભૂલાશે નહિ. દેશમાં ભારે કટોકટીનો પ્રસંગ ખડો થયો ત્યારે ચમત્કારિક ડહાપણ તથા હિંમતથી એણે દેશને સાચે માર્ગે દોર્યો હતો. સયાજીરાવ મહારાજાએ એમની પહેલાના ત્રણ ગાયકવાડો—ગણપતરાવ, ખંડેરાવ અને મલ્હારરાવે કાળો પડદો ટાંગેલો તેની સામે ઉજ્જવળ કારકીર્દિ કરી બતાવી. પ્રજાને દુઃખના ખાડામાંથી બચાવીને સુવ્યવસ્થિત રાજકારભાર સ્થાપ્યો. એમને માર્ગ બતાવનારમાં સર ટી. માધવરાવ મુખ્ય હતા, એમના રાજ્યને પગભર કરીને તિજોરીમાં નાણું એકઠું કરનાર પણ માધવરાવ હતા, મહારાજાને શિક્ષણ આપવાની તથા ચારિત્ર્ય ખીલવવાની યોજના કરનાર અને અમલ કરાવનાર પણ માધવરાવ દીવાન હતા અને તે છતાં એ તો બધી બહારની છાપો કહેવાય. ગોપાળરાવમાં સોનું હોય તો તેના પર છાપ મારવાથી સોનાની મ્હોર થાય. બહુજનની સાથે હું સંમત થાઉં છું કે સયાજીરાવ ગાયકવાડ મહાન પુરુષ થઈ ગયા.

## આડે ઊભાં —

રાજન

આડે ઊભાં સાગ શાલ્મલી
આડે ઊંચી ડુંગર ધાર
આડી મ્હેલાતુંની ભીતર
તેજ છુપાયાં અપરંપાર
ખીણે પા પા પગલી કરનારાને
— તું વિણુ સબ નિઃસાર.

ઉષાની કોમળ આંગળીએ
અંધારાનાં ઉઘડે ઉર
વર્ષાની ઝરમર પગલીએ
પત્થરમાંથી વાય કપૂર
દખ્ખિણુ દરિયાની લહરીએ
નાચે કોણુ ન વન્ય મયૂર ?

એક જ તારાં નેણુ તણું નૂર
એક જ તારું વેણુ ખમીર
ધડકંતા હૈયાનો એક જ
ચાચું હું અણુસાર લગીર
ઝાઝું મુજથી જીરવાશે ના
હૈયું મારું સાવ સગીર.

આડે ઊભાં સાગ શાલ્મલી
આડે ઊંચી ડુંગર ધાર
આડી મ્હેલાતુંની ભીતર
તેજ છુપાયાં અપરંપાર
ખીણે પા પા પગલી કરતા
—રાને તું વિણુ સબ નિઃસાર.

# સંગીતકાર ખાંસાહેબ અબદુલ કરીમખાં

## [ વ્યક્તિ અને કલા ]

વૈદ્ય ચૈતન્ય દેસાઇ

[ ગતાંકથી ચાલુ ]

આ પછી ખાંસાહેબ કર્ણાટકમાં ફરી સોલાપુરમાં ત્રણ વરસ રહ્યા. આ વખતે તેમની સાથે તેમની ઉક્ત શિષ્યા અને સવાઈ ગાંધર્વ હતા. ત્યાં બેત્રણ ગાયિકાઓએ તેમની પાસે શિક્ષણ લીધું. સ. ૧૯૦૬–૭ની દરમિયાન, જ્યારે તે સોલાપુરમાં હતા, ત્યારે ત્યાં "ગુઠીયાનીવાલે કલ્લનખાં" કરીને એક સારા ગવૈયા રહેતા હતા. તેમને હાશીજ અને બસીર કરીને બે પુત્ર હતા, જેમાંથી બસીર હાલ મુંબઈ રહે છે. હાશીજખાં તાનદારીનું ગાયન બહુ તૈયારીથી ગાતા. ત્યાંના સાર્વજનિક ગણેશોત્સવ પ્રસંગે હાશીજખાંનું ગાયન થયું. તેમણે મિયામલ્હાર ગાઈ ખૂબ તાનબાજી કરી અને હાજર રહેલા એવા બીજા ગવૈયાઓને છંછેડવા માટે વચમાં બોલ્યાઃ "ઇસિ રાગમેં ઐસે સુર લગતે હૈં, દેખિયે સાબ!" શ્રોતાઓમાં તજ્જ્ઞ તો કોઈ ન હતા, પણ ગવૈયાઓને સ્થાનાસ્થાન વિચાર ઓછો જ હોય છે. આજે પણ કેટલા કલાલવવિદગ્ધ સામાન્ય ગાયકો આખા હિંદુસ્તાનના ગવૈયાઓને જાહેર ચેલેંજ દેતા ક્યાં નથી દેખાતા? તેવી જ આ વાત હતી. હાશીજખાં પછી ખાંસાહેબની ગાવાની પાળી આવી ત્યારે તેમણે દરબારી ગાયો અને હાશીજખાંના ભાષણને ઉદ્દેશીને બોલ્યાઃ "ફિર દેખિયે સાબ, ઈસિ રાગમેં તાનબાજી કરનેસે આદમી ગાનાહિ ભૂલ જાતા હૈ!" આની ઉપર કલ્લનખાંએ સમાધાન કરવા માટે કહ્યું: "વે બચ્ચે હૈં, ઈસ બાત પર આપ ખ્યાલ મત દીજીએ!"

અહીંથી જ ખાંસાહેબ વચમાં પૂના જઈ આવેલા. તે વખતે પૂનામાં 'નાટ્યકલા પ્રવર્તક મંડળી'એ એક સારો જલસો ગોઠવ્યો હતો. તેમાં નેપાલના પ્રસિદ્ધ બૅંજોવાદક શ્રી. ડોકલ, સરોદિયા અબીદ અલી, રા. વઝેબુવા, બખલે અને ખાંસાહેબ આટલા લોકોએ ભાગ લીધો હતો. બખલે પછી ખાંસાહેબે ગાયું અને આ બન્નેનાં ગાયન લોકોને વિશેષ ગમ્યાં. બીજે દિવસે 'आरसे–महाल' માં શ્રુતિના વિષય ઉપર વ્યાખ્યાનો થયાં અને તેમાં ખાંસાહેબે રાગવાચક સૂક્ષ્મ સ્વરો ઉર્ફે શ્રુતિઓ ગાઈને સમજાવી. આ અરસામાં સં. ૧૯૦૭માં અલિયાખાંના ભાણેજ અને શિષ્ય ખાંમિયાંજાન પૂના આવ્યા હતા એટલે રા. બખલેના ચાહનારાઓએ તે બન્નેનો 'સામનો' આર્યભૂષણ થિયેટરમાં કરાવ્યો. આ પ્રસંગે તજ્જ્ઞ પરીક્ષક તરીકે રાવબહાદુર દેવલ, સખારામ કે તકર, નાસરખાંના શિષ્ય રા. વિષ્ણુપંત જોશી પખવાજી એટલી મંડળી હાજર હતી. રા. બખલેએ સવારના પહોરમાં રામકલી રાગ ઉત્કૃષ્ટ ગાયો. તેમના પછી મિયાંજાને દેશકાર અને ભૈરવી ગાઈ મહેફિલ જીતી લીધી એવો નિકાલ સર્વાનુમતે અપાઈ ગયો. આ વખતે બપોરના બાર વાગી ગયા હતા. ખાંસાહેબનું ગાયન ત્યાંના લોકોએ તાજેતરમાં સાંભળ્યું હોવાથી તે વખતે તે ગાવા માટે

ખાંસાહેબને લોકોએ ખૂબ આગ્રહ કર્યો. એટલે રા. બ. દેવલે જાહેર કર્યું કે ખાંસાહેબે ગાઈ મહેફિલ જીત્યા પછી તેમને આપવાની વિદાયગીરીની જવાબદારી કોઈ માથે લેતો હોય, તો હું તેમને ગાવાની ફરજ પાડી શકું છું. પણ સામનાના નિયમ પ્રમાણે આ જવાબદારી લેવા માટે કોઈ આગળ આવ્યા નહિ અને ખાંસાહેબે મિર્યાંજાનના ગુરુને જ પહેલાં જીત્યા હોવાથી મિર્યાંજાન સાથે હરીફાઈમાં ઊતરવાનું તેમને યોગ્ય વા આવશ્યક લાગ્યું નહિ. આ બીના આંખે જોયેલા લોકો હજી જીવતા છે અને આ વાત પૂનામાં જ બનેલી; છતાં પૂનાવાળા ઉક્ત પં. જોશીએ લખ્યું છે, કે મિર્યાંજાને અબદુલ કરીમખાં કરતાં ભૈરવી સારી ગાઈ અને તેમને મહાત કર્યા! ઉપર કહેલ મહારાષ્ટ્રીય વાતાવરણનો આ એક નમૂનો છે!

ખાંસાહેબને વડોદરામાં વિષપ્રયોગ કરવામાં આવ્યો હતો, ત્યાર પછી ફરીથી મહારાષ્ટ્રમાં તેમની ઉપર તેવો જ બીજો પ્રયોગ કરવામાં આવ્યો. તેમનો અવાજ નાબૂદ થાય તે માટે આ પ્રયોગ હતો. તેથી છેલ્લે છેલ્લે ૧૯૦૮માં તેમનો અવાજ એટલો ખરાબ થયો કે ગાવાનું છેક મૂકી દેવાના નિર્ણય પર તેઓ આવી ગયા હતા. આ વખતે વિજાપુર પાસેના બદામી ગામમાંની દર્ગાનું માહાત્મ્ય સાંભળી તેઓ ત્યાં જઈને ગાયનથી સેવા કરવા લાગ્યા. બદામીનો 'બનશંકરી' પહાડ ચમત્કારી ઔષધિઓ માટે પ્રસિદ્ધ છે. ત્યાંના એક ભરવાડે તેમને એક મૂળિયું દવા તરીકે ખાવા આપ્યું, જેથી તેમને સેંકડો લીલીપીળી ઊલટીઓ થઈ આરામ થયો અને અવાજ સુધરી સાફ અને સુરેલ થઈ ગયો, તે છેલ્લે સુધી તેવો જ રહ્યો. બદામીની દર્ગામાં ખાંસાહેબ રોજના આઠ કલાક ગાવાની મહેનત કરતા અને પોતે ભૂખ તરસ ભૂલી જતા એટલું જ નહિ, પણ તેમના ગાનમાધુર્ય ઉપર લુબ્ધ થઈને ત્યાંના સેંકડો વાંદરા તેમની ફરતા ગોળ બેસી તેમનું ગાયન તલ્લીનતાથી સાંભળતા; અને વચમાં એકાદ વાંદર બચ્ચાએ ગડબડ કીધી હોય, તો તેને શિસ્તખોર વાંદરી થપ્પડ લગાવી ચૂપ કરતી, એ વાતથી આપણને જરૂર આશ્ચર્ય લાગશે!

સ. ૧૯૦૯માં ખાંસાહેબ કુસંદવાડના ગણેશોત્સવમાં ગયા હતા, જ્યાં રહિમતખાં, બાળકૃષ્ણ બુવા વગેરે ઉપસ્થિત હતા. આ વખતે મહારાષ્ટ્રમાંના એક લબ્ધપ્રતિષ્ઠ ગવૈયા ખાંઅલાદિયાખાંના બે પુત્રો,—નસિરુદ્દીનખાં (એમણે ગાવાનું મૂકી દીધું) અને મંજીખાં જે દોઢેક વરસ ઉપર ગુજરી ગયા—ખાસ આવ્યા હતા, તેમજ ઉત્તર હિંદુસ્તાનની એક અંધગાયિકા "સુખીયા" અને તેની કન્યા "તર્તૈયા" આવ્યાં હતાં. ગાયન શરૂ કરવાને વખતે પહેલાં આ બે છોકરાઓને (અલાદિયાખાંના પુત્રોને) ગાવા બેસાડો અને પછી તર્તૈયા ગાશે, એમ દરબાર તરફથી રા. બ. દેવલે ફરમાવ્યું. મહેફિલના રિવાજ પ્રમાણે ગવૈયા ઉપર રંડી ગાઈ શકતી નથી. એટલે ગાયનકલા અને ગાયકનો ઉચ્ચ દરજ્જો સાચવવા માટે હંમેશ તત્પર રહેતા ખાંસાહેબને આ વાત ગમી નહિ "કોઈપણ ગવૈયા ઉપર રંડી ગાઈ શકશે નહિ" એવો વાંધો તેમણે નિર્ભયતાપૂર્વક લીધો. ખાંસાહેબ આગ્રહ છોડતા નથી એમ જોઈને રા. બ. દેવલે શરૂઆતમાં તર્તૈયાને ગાવાનું કહ્યું. તર્તૈયા બહુ જ સારું ગાતી. તેણે ખૂબ રંગ જમાવ્યો. તેનું ગાયન બંધ થયા પછી મંજીખાને ગાવા માટે રા. દેવલે કહ્યું: પણ બન્નેય બંધુઓએ તર્તૈયા પછી ગાવા માટે આનાકાની કરી "તૂં ગા, હું ગા" કરવા મંડયા. મોટાભાઈએ કહ્યું: "મારો અવાજ બેસી ગયો છે." નાના ભાઈએ કહ્યું કે મારી તબિયત સારી નથી. રા. દેવલે આ સારી તક જોઈને કહ્યું:

"સાંભળ્યું ખાંસાહેબ ! એટલા માટે જ હું તેમ કરવાનું કહેતો હતો !" ગવૈયાને ઓછું લાવનાર આ બનાવથી ખાંસાહેબ ક્રોધથી લાલચોળ થઈ ગયા અને પોતે જ તંબૂર સૂરમાં મેળવી લઇ ગાવા બેઠા. બપોરના એક વાગ્યા સુધી તેઓએ ગાવાની કમાલ કરી દીધી. પછી રહિમતખાંને ગાવા માટે આગ્રહ કરવામાં આવ્યો. પણ, "ભાઈ અબ્દુલ કરીમખાંને ગાનેમેં બહોત રંગ જમાયા હૈ, અબ હમ નહીં ગાતે !" એવી ટૂંકી વાત કહી રહિમતખાં સાહેબે મહેફિલ ખતમ કરાવી. બધા લોકો ઊઠી ચાલ્યા ગયા પછી વૃદ્ધ સુખિયા ખાંસાહેબને મળી, ખાંસાહેબને પાસે લીધા અને આંખમાં અશ્રુ આણી તેણે તેમના માથા ઉપર આંગળીના ટચકારા કરી "અલા–બલા" દૂર કરી. અને બોલીઃ "મને ડોસીને એક વચન આપ. આજથી તારે કોઈ પારકાના હાથનું કંઈ પણ ખાવું નહીં !" આ વૃદ્ધાનો પ્રેમ જોઈને ખાંસાહેબ ભળગળા થયા અને તેવું વચન આપી દીધું. આ વચન પ્રમાણે ખાંસાહેબ આખર સુધી તેમના અંગત શિષ્યો સિવાય બીજાના હાથે અપાયેલું અન્ન યા મેવા મીઠાઈ કોઈ દિવસ ખાતા નહિ અને તેમ કરતાં ભૂખ્યાં રહેવું પડે તો ભૂખ્યા રહેવાનું પસંદ કરતા.

## (૬) વિદ્યાલયોની સ્થાપના

સં. ૧૯૦૯–૧૦ સુધી કર્ણાટક તથા મહારાષ્ટ્રમાંના સર્વ મુખ્ય મુખ્ય સ્થળોએ ફરી ખાંસાહેબે તેમની વિશિષ્ટ ગાયનપદ્ધતિને ચાહનાર એવો એક રસિકવર્ગ પેદા કર્યો. આ જ અરસામાં કે. બાળકૃષ્ણ બુવાના એક શિષ્ય પં. વિષ્ણુ દિગંબર પલુસ્કર એમણે શિષ્યો તૈયાર કરી નોટેશનનાં પુસ્તકો લખી અને વ્યાખ્યાનો તથા જલસાઓ કરી પંજાબ પ્રાંતમાં ગાયનનો બહોળો પ્રચાર કર્યો હતો. સ. ૧૯૦૮માં રા. પલુસ્કર મુંબઈ આવ્યા અને તેમણે પોતાની પદ્ધતિ અને કાર્યનો પ્રચાર મહારાષ્ટ્રમાં શરૂ કર્યો. પં. જોશીએ વર્ણન કર્યું છેઃ "મહારાષ્ટ્રની સંપત્તિનું પિયર એટલે મુંબઈ શહેર. ત્યાં પંજાબમાં મેળવી તેવી કીર્તિ મેળવવી આ હેતુ મનમાં રાખી તેઓએ (રા. પલુસ્કરે) મુંબઈમાં સ. ૧૯૦૮માં 'ગાંધર્વ વિદ્યાલય' સ્થાપન કર્યું. પછી ટોલેજંગ મોટી ઈમારત બાંધી અને મુંબાપુરસ્થ લોકોને અંજાવવા જેવો સર્વ પ્રકારનો સરસામાન તૈયાર કર્યો. મુંબઈમાં પહેલાં એવી સંગીત શાળા નહોતી. વિદ્યાર્થી–વિદ્યાર્થિનીઓની સંખ્યા બહુ જ વધી. સર્વ પ્રકારે શોભાવન્ત ઠાઠ ઊઠી રહ્યો. બુવાનું બોલવું મીઠું, ગાયન મીઠું, દેખાવ રૂઆબદાર, શિષ્યશાખાપણું મોટું અને બુવા પોતે નિર્વ્યસની. એટલે મુંબઈમાં તેમની ઈચ્છા પ્રમાણે તેમની કીર્તિ વધી ! તેમને મળેલા શિક્ષણના પ્રમાણમાં તેમનું ધ્યેય બહુ મોટું હતું." (સં. ચૂ દ. પૃ. ૧૦૨–૩) કોઈ પણ કલાગુરુની કૃપાથી જ એટલે સેવાચાકરી કરીને જ મેળવવી પડે છે. તેમાં ય હિંદુસ્તાની ગાયન રહ્યું મુસલમાનોના હાથમાં, તેમની સેવા પણ આકરી અને તેમને પૈસાની પરવા તે વખતે રાજ્યાશ્રમ હોવાથી, હતી નહિ. અંગ્રેજી સંસ્કૃતિનો આ દેશમાં પ્રચાર થયા પછી ગાયનકલા બહુ ઉચ્ચ અને સારી છે અને તે આપણાં દીકરાદીકરીને આવડવી જોઈએ એવી આકાંક્ષા સામાન્ય પ્રજામાં ઉત્પન્ન થઈ, પણ તેનો રસ્તો વિકટ હતો. આ પરિસ્થિતિનો લાભ પ્રચારકોએ લીધો. સંગીતના પહેલા પ્રચારક તરીકે પં. પલુસ્કરનું નામ ભૂલાય તેમ નથી. તેમણે પચાસસાઠ જેટલી ચોપડીઓ ગાયન ઉપર લખી, પોતાની નોટેશનની એક પદ્ધતિ બેસાડી, તેમજ સેંકડો વિદ્યાર્થીઓ તૈયાર કર્યાં, અલબ-

તેઓ પોતે ઉચ્ચ કલાકાર હતા નહિ અને તેમના કાર્યનો વિસ્તાર ફેલાયો તેની સાથે જ તેનું ઊંડાણ પણ ઓછું થયું ! એક ગામ એવું નહિ હોય, કે જ્યાં તેમના શિષ્યની સંગીતશાળા નહિ હોય. પણ દિલગીરીની વાત આટલી જ બની કે હદ્દુખાંના ઘરાનાની જે મહાન કલાનો અલ્પઅંશ કૈ. બાળકૃષ્ણ બુવાની કૃપાથી રા. પલુસ્કરને મળી ગયો હતો, તેનો ય અંશ તેમના એકેય શિષ્યમાં ઊતર્યો નહિ અને આ સંપ્રદાયે જે પ્રચાર કર્યો તે ચોપડીમાં જોઈને હાર્મોનિયમ સાથે ચીજોના અક્ષરો ગાવાનો અને કર્ણકટુ તાનબાજીનો ! રા. જોશીએ પણ આ દુઃખદ વાતનો ઉલ્લેખ સ્પષ્ટતાથી કર્યો છે. (સ. ઘ. ઇ.)

રા. પલુસ્કર પ્રચારાર્થે વ્યાખ્યાનો આપતા તેમાં "ગાયનકલા પહેલી હિંદુઓની, આજે તે નીચ મુસંડા લોકોના હાથમાં ગઈ છે. મુસલમાન ગવૈયાઓ વિદ્યાના ચોર, વ્યસની અને ઉન્મત્ત હોય છે !" એવા પ્રલાપ ખાસ કાઢતા. ખરું જોતાં મુસલમાન અને હિંદુ બન્ને કલાકાર વર્ગોમાંનો બહુજનસમાજ ઉક્ત વર્ણન મુજબના સ્વભાવનો થોડોઘણો હતો અને આગળ પણ એમજ રહેશે એમ લાગે છે. કેટલાક કલાકાર અપવાદ રૂપે મળી આવે છે, તોપણ કલોપાસકોના વિચિત્ર સ્વભાવ અને વર્તનમાં બદલો થતો દેખાતો નથી, તેમજ કલા હસ્તગત કરવાનો કોઈ પણ રાજમાર્ગ હજી નીકળ્યો દેખાતો નથી ! પં. પલુસ્કર પછી પં. ભાતખંડેજીએ ગાયન સર્વસુલભ થવા માટે ઘણી મહેનત કરી છતાં ગ્રંથો અને નિશાળોમાંથી સાચો કલાકાર ન જ પાકી શકે એવો સૃષ્ટિનિયમ જ જાણે હોય એમ લાગે છે ! નોટેશનની ચોપડીઓ અને ગાયનશાળાઓ વડે કનિષ્ટ દરજ્જાનો પણ ગાયક ઉત્પન્ન થતો નથી. છતાં ઉક્ત સાધનો વડે કલાનો ઉપર ઉપરનો ફેલાવો (mass production) થવામાં અને ગાયનમાં આપણે ઘણું સમજીએ છીએ એવું માનવાવાળા સારાનરસા રસિકો ઉત્પન્ન થવામાં જરૂર મદદ થાય છે, એમ કબૂલ કરવું જોઈએ. પોતાને દશવીશ ગાયનો ગાતાં આવડે એવી હોંશ રાખવાવાળા સાક્ષર ગૃહસ્થો, શેઠિયાઓ અને કોલેજિયનોને ગાયનકલાનો અસ્થિપંજર બતાવી દેવા માટે કામે તેવા 'ગાયન માસ્તરો'ની ય જરૂર સમાજને છે, એ પણ કબૂલ કરી શકાય.

કૈ. પલુસ્કરજીનું પહેલું વ્યાખ્યાન તથા ગાયન ખાંસાહેબે સોલાપુરમાં સાંભળ્યું અને તેમને ક્રોધ સાથે દુઃખ પણ થયું. સંગીતનો જાતે પ્રચાર કરીને જ આનો જવાબ આપવો, નહિ કે ખાલી દલીલોથી, એવો તેમણે નિશ્ચય કર્યો અને તરત જ સ. ૧૯૧૦ માં 'આર્ય સંગીત વિદ્યાલય' નામની શિક્ષણસંસ્થા તેમણે બેલગામમાં ખોલી. આ પહેલાં પણ તેમણે રા. સવાઈ ગંધર્વ, બેહરે, માને, હુસેનખાં સારંગિયા વગેરે વિદ્યાર્થીઓને પોતાના ખર્ચે રાખી શિક્ષણ આપ્યું હતું. ઉપરાન્ત સ. ૧૯૦૭–૮થી ત્રણ વરસ સુધી પોતાના સહકારીઓને સાથે લઈ ગાયનવાદન અને નૃત્યના જલસાઓ થિયેટરમાં ટિકિટો લગાડી જાહેર રીતે કરવાની નવી જ ભાત મહારાષ્ટ્રમાં પાડી હતી, જેને માટે બીજા ગવૈયાઓની કુત્સિત ટીકા તેમને સહન કરવી પડી હતી. ગવૈયાઓનો રાજાશ્રય તૂટી ગયા પછી ગામે ગામ શિષ્ય લોકોને ત્યાં આંટા ખાઈ ગાયનની બેઠકો કરવી પડતી, તે કરતાં જાહેર જલસાનો માર્ગ ખાંસાહેબને વધારે સ્વાભિમાનપોષક લાગ્યો. ઉસ્તાદી ગાયનમાં તે વખતે સામાન્ય રસિકવર્ગને રસ ન પડતો, જેથી પોતાના ગાયન ઉપરાન્ત, સ્ત્રીઓ તથા છોકરાઓનું નૃત્ય, જલતરંગ, તબલાતરંગ, ઘંટતરંગ વગેરે વિવિધ આકર્ષક કાર્યક્રમો રાખી

તેઓ સામાન્ય રસિકવર્ગનું ચિત્ત ખેંચી રાખતા. શાસ્ત્રીય ઉચ્ચ ગાયનમાં રસ લેવાની શક્તિ રસિકોમાં જેમ જેમ વધતી ગઈ તેમ તેમ ખાંસાહેબ પોતાના જલસાઓના ઉક્ત મનોરંજક કાર્યક્રમો બંધ કરતા ગયા; જેમ ખાંસાહેબે પોતાનો વિશિષ્ટ રસિકવર્ગ ઉત્પન્ન કરેલો તેમ તે જ વખતે રા. બખલેએ પણ પોતાનો એક રસિકવર્ગ પેદા કરી રાખ્યો હતો. પં. પલુસ્કરના પ્રચારકાર્યને જવાબ આપવાનું તેમને પણ મન થયું અને પોતાની સારી નોકરી મૂકી દઈ ભર જુવાનીમાં રા. બખલેએ પૂનામાં 'ભારત ગાયન સમાજ' નામે એક વિદ્યાલય શરૂ કર્યું, જે આજે પણ તેમના શિષ્યો ચલાવે છે. આ વિદ્યાલય તરફથી જલસાઓ થતા તેમાં પહેલાં રા. બાલગંધર્વ, ટેંબે, મા. કૃષ્ણરાવ ગાતાં, બજાવતા અને પછી રા. બખલે ગાયન કરતા અને એવી રીતે નાટકી ગાયન અને શાસ્ત્રીય ગાયન બન્ને લોકોની સામે મૂકી શાસ્ત્રીય સંગીત માટે લોકોમાં અભિરુચિ પેદા કરવાની કોશીષ કરતા.

આ વખતે પૂનામાં ખાંસાહેબનાં ઘણાં ગાયનો થયાં અને પૂનાનાં ઘણાંખરાં રસિકોનાં હૃદય તેમણે ખેંચી લીધાં. ખાંસાહેબ કેવળ ગાયક જ ન હતા, પણ ગાયનશાસ્ત્રજ્ઞ પણ હતા, જેથી તેમનો દૃઢ પરિચય સર ડૉ. ભાંડારકર, ના. ગોખલ, લો. ટીળક, રા. શિવરામપંત પરાંજપે, રૅં. પરાંજપે વગેરે મહારાષ્ટ્રના પ્રમુખ વિદ્વાનો સાથે થયો. અને ખાંસાહેબની કલા અને જ્ઞાનનો લાભ મહારાષ્ટ્રનું વિદ્યાકેંદ્ર પૂનાને મળે એ માટે આ લોકોએ ખાંસાહેબને પ્રેમાળ આગ્રહ કર્યો, જેથી તેઓએ બેલગામનું વિદ્યાલય એક સારા શિષ્ય રા. કપિલેશ્વરીને સોંપી પોતે પૂનામાં બીજું વિદ્યાલય શરૂ કર્યું. બેલગામના વિદ્યાલયમાંથી રા. કપિલેશ્વરી બંધુ, દશરથ મૂળે, બેહરે, સુરેશબાબુ, હિરાબાઈ બડોદકર વગેરે શિષ્યો તૈયાર થયાં. છેલ્લાં બે ભાઈબહેનોને ખાંસાહેબના જેવાં કંઠમાધુર્યની બક્ષિસ મળેલી પણ સંગીતકલાનું દુર્દૈવ કે તેઓ ખાંસાહેબ પાસે વધારે વખત ટકી શક્યાં નહિ! પૂનાનું વિદ્યાલય સ. ૧૯૧૨માં ના૦ ગોખલેના હાથે ખોલવામાં આવ્યું હતું. આ વિદ્યાલયમાંથી રા. અનંતરાવ ગાડગીલ, કેતકર, દત્તોબા કુલકર્ણી (માસ્તર કૃષ્ણાના મોટાભાઈ) વગેરે શિષ્યો તૈયાર થયા. આ વિદ્યાલય ચાર વરસ ખૂબ ઉત્સાહમાં ચલાવ્યા પછી ખાંસાહેબ મુંબઈમાં આવ્યા. અત્યાર સુધી તેમની દિગંતકીર્તિ મુંબઈવાળા રસિકોના કાને આવી પહોંચી હોવાથી, તેમને ત્યાં સારો આવકાર મળ્યો. અહિંયાં પણ વિદ્યાલય કાઢવા માટે આગ્રહ થયો, એટલે શેઠ જમનાદાસ દ્વારકાદાસના હસ્તે કાંદેવાડીમાં બે. જયકરના બંગલા ઉપર વિદ્યાલય ખોલવાનો સમારંભ કરી વિદ્યાલય શરૂ કર્યું. આ બનાવ સ. ૧૯૧૬માં બન્યો. શરૂઆતથી જ આ વિદ્યાલયમાં સેંકડો વિદ્યાર્થીઓ આવતા અને છેલ્લે આ સંખ્યા ચારસો ઉપર ગયેલી. જેઓને આખું જીવન કલાકાર તરીકે વ્યતીત કરવું છે, એવા જ વિદ્યાર્થીઓને પોતાને ખર્ચે શિક્ષણ આપી તૈયાર કરવા અને તૈયાર થયેલા વિદ્યાર્થીઓએ આગળ સેવું જ કાર્ય ચલાવી ગાયનકલાની સર્વોન્નતિ કરવી, એ ખાંસાહેબનો વિદ્યાલયો સ્થાપન કરવામાં મૂળ હેતુ હતો. પૂનાનું વિદ્યાલય તેમણે રા. ગાડગીલને સોંપ્યું, છતાં આવી રીતે વિદ્યાલયો ચલાવવા માટે પૈસા જોઈએ તે માટે ખાંસાહેબ પોતે જલસા કરી બધે ફરતા રહેતા. ગમે તેવા શોખીન વિદ્યાર્થીઓની સાથે માથાફોડ કરવાનું કામ ખાંસાહેબ જેવાને માટે ન હતું તેમજ સંગીત કલાસ ચલાવી ફી ભેગી કરીને ચલાવવાની પણ તેમને જરૂર હતી નહિ. મોટા પાયા ઉપર

શિક્ષણ આપવાની કલ્પના તેઓએ રા. પલુસ્કર પાસેથી લીધી. પણ તેની વ્યર્થતા અને હાનિનો અનુભવ તેમને હવે થવા માંડ્યો. પૂનામાં ય કલાસ ચલાવવાનું શરૂ થયું. મુંબઈની વ્યવસ્થા માટે એક કમિટી નીમી પ્રમુખ ચાલાકત્વ ઉક્ત 'શિષ્યા' ને સોંપ્યું હતું. મુંબઈના વિદ્યાલયમાં કલાસ પદ્ધતિ વડે ચોખ્ખી દુકાનદારી શરૂ થઈ છે કે કરવી પડી છે અને નોટેશનની ચોપડી ઉપરથી કલાસમાં ગાયન ભણતા વિદ્યાર્થીઓ વડે કદાચ ગાયનકલાનો નાશ યા હ્રાસ થવાનો સંભવ છે, તે હવે ખાંસાહેબને દેખાવા માંડ્યું. એટલામાં સ. ૧૯૧૮ના પ્લેગમાં તેમના પૂનાના પ્રિય શિષ્ય રા. ગાડગીલ મરણ પામ્યા. અહોરાત્ર કલાની તંદ્રીમાં નિમગ્ન રહેનાર ખાંસાહેબ જેવા અંતર્ગોલ કલાકારને વિદ્યાલયોની દુકાનદારીએ હેરાન કરી નાખ્યા હોય તો આશ્ચર્ય નથી! વિદ્યાલયો કાયમનાં બંધ કરી આ ખટપટમાંથી મુક્ત થવાનો વિચાર તેમણે કર્યો. પણ વિદ્યાલયોમાં અનેક વિદ્યાર્થીઓ થોડું ઘણું ભણીને ચાલી જાય છે, છતાં તેને ઉચ્ચ કલાનો સંપર્ક અને સંસ્કાર ખાંસાહેબનાં વિદ્યાલયોમાંથી જરૂર લાગ્યા વિના ન રહેતો, જેથી તેવા વિદ્યાર્થીમાંથી ભાવિના તજ્જ્ઞ રસિકો પેદા થતા, આ વાત ધ્યાનમાં લાવી ખાંસાહેબને વિદ્યાલયો ચાલુ રાખવા માટે તેમના સ્નેહી રસિકોએ આગ્રહ કર્યો, જેના પરિણામે ખાંસાહેબ પૂનાનું વિદ્યાલય રા. દશરથબુવા મૂળેનેઅને મુંબઈનું રા. કપિલેશ્વરીને સોંપી પોતે નિવૃત્ત થયા. મુંબઈના વિદ્યાલયમાં ઉક્ત 'શિષ્યા'એ ઘણો ગોટાળો કર્યો હતો તે બાબત ખાતરી કરી લઈ તેમણે તે શિષ્યાને રજા આપી. વિદ્યાલયનો આજસુધીનો બધો વહીવટ શિષ્યા જ ચલાવતી હોવાથી જેને માલમિલકત કહી શકાય તેવી બધી ચીજો તેના જ તાબામાં હતી. તે કેટલાક હજાર રૂપિયાની કિંમતની ચીજો લઈને પોતાનાં છોકરાં સાથે ચાલી ગઈ! વિદ્યાલયમાંનું ફરનિચર અને ખાંસાહેબે પહેરેલાં કપડાં એટલું સિલકમાં રહ્યું!

વિદ્યાલયોની જવાબદારીથી ખાંસાહેબ મુક્ત થયા તોય વિદ્યાલયોના કામકાજમાં ધ્યાન રાખી પોતાની હાજરીના વખતમાં કેટલાક વિદ્યાર્થીઓને તેઓ શીખવતા. સૂક્ષ્મ સ્વરજ્ઞાન અને ઉચ્ચ રાગજ્ઞાન આપવા માટે ખાંસાહેબનાં વિદ્યાલયો હજી પ્રસિદ્ધ અને અજોડ છે, જેથી આ વિદ્યાલયોમાંથી ચાલી ગયેલો વિદ્યાર્થી બીજા વિદ્યાલયમાં ભણી જ શકતો નથી. પહેલેથી વિદ્યાર્થીઓને સાથે રાખી પોતાને ખર્ચે ખાંસાહેબ ભણાવતા તે પદ્ધતિ વિદ્યાલયની આમદાનીમાં ય તેઓએ ચાલુ રાખેલી અને આ ગુરુકુલપીઠ તેમના અંત સુધી તેમણે તત્ત્વનિષ્ઠાથી અખંડ ચાલુ રાખ્યું. વિદ્યાલયની કારકીર્દિમાં રા. ખાડિલકર, શંકરરાવ સરનાઈક, સરસ્વતીબાઈ મિરજકર (જેણે હમણાં જ બે રેકર્ડો આપી છે), દ્દ્ગીરપ્પા વગેરે વિદ્યાર્થીઓ તૈયાર થયા. આખરની વખતમાં રોશનઆરા, હરિશ્ચન્દ્ર, કપિલેશ્વરી, દેવધર, કુમાર જોશેફ અને ભગિની (ક્રિશ્ચન) વગેરે ભણતાં હતાં.

આમાંથી રા. હરિશ્ચંદ્ર કપિલેશ્વરીએ ગાયનકલામાં મા. મનોહર બરવે અને કુમારગંધર્વ બન્નેના સરવાળા જેટલું પૂર્વજન્માર્જિત ગાનનૈપુણ્ય બાળપણમાં જ બતાવ્યું હતું અને તેને માટે મોટી આશા બંધાઈ હતી. પણ એને ખાંસાહેબનાં સાચાશિક્ષણનો લાભ બે વરસથી વધારે મુદ્દત સુધી ન મળી શક્યો આ પણ એક દુર્દૈવ ખરું. રોશનઆરાને પણ બે વરસ જેટલું જ શિક્ષણ મળ્યું છે છતાં આજની ગાયિકાઓમાં તેણે ક્યારનું ઉચ્ચતમ સ્થાન મેળવી લીધું છે!

કલાની આમરણ સેવા કરવાવાળા બધા શિષ્યો થઈ જાય એ જ ખાંસાહેબની મનીષા હતી. શિષ્યોમાંથી તેમના જેવો કલારત અને ફકીરીવૃત્તિનો સેવક કોઈ પણ બની શકયો નહિ. કલા પાછળ સર્વસ્વ હોમી દે એવી કલોપાસક વ્યક્તિ ખાંસાહેબની દૃષ્ટિમાં કે કૃપાછાયામાં આવી શકી નહિ. એકાદ જણે આવવાનો પ્રયત્ન કર્યો હોય તોય ખાંસાહેબની ફરતી કેટલીક શિષ્યમંડળીની કાંટાળી વાડ હતી તે વચમાં આવી. રા. સવાઈગંધર્વ જેવો ઉત્તમ તૈયાર પ્રતિભાશાળી શિષ્ય ખાંસાહેબના વિરોધને એક કોર મૂકી નાટકમાં ચાલી ગયો, ત્યારે જેના ગંધર્વતુલ્ય કંઠ ઉપર આફરીન થઈ ખાંસાહેબ તેને પોતાની કલા આપમેળે આપવા તૈયાર થયા હતા તેવા એક શિષ્ય રા. શંકરરાવ સરનાયક અધવચમાં જ ખાંસાહેબની ઇચ્છા વિરુદ્ધ નાટક કંપનીનો મુખ્ય નટ અને માલિક બન્યો! કેટલાંક વરસ પછી સરનાયક અલાદિયાખાનની કીર્તિ સાંભળી તેમની પાસે શીખવા જતા પણ અલાદિયાની પદ્ધતિમાં કલામયતા ઓછી અનુભવવાથી તેઓ પાછા ખાંસાહેબ પાસે પશ્ચાત્તાપપૂર્વક આવ્યા. શ્રી. સરનાયક નાટકના અમુક પદમાં ખાસ તાળીઓ લેતા. તેમાંથી એક પદની તાન ખાંસાહેબે આ પ્રસંગે રા. સરનાયકને સંભળાવી અને કહ્યું: "જુઓ, તમારી આ એક તાન ઉપર લોકો તમને આટલી તાળી પાડે છે. હવે એના કરતાં હજી ઘણી સારી તાનો કેટલી બાકી છે? સાંભળો!" એમ બોલી તે એક જ પદ જુદી જુદી એટલી અને એવી સુંદર ઢબે ખાંસાહેબે ગાઈ બતાવ્યું કે શ્રી સરનાયકની આંખોમાંથી હર્ષાશ્રુની ધારાઓ ચાલવા માંડી!

જેઓની પાસેથી સારી આશાઓ રાખી હતી અને તેટલા માટે જ જેઓને પોતાના ખર્ચે ભણાવ્યા હતા તે શિષ્યો ગવૈયાઓ બની સંપ્રદાય ચલાવવાને બદલે પૈસા કમાવા માટે નાટકમાં જઈ કલાનો દુરુપયોગ અને અવનતિ કરે છે, તેવો અનુભવ થવાથી શિષ્યોને ભણાવવા બાબત આગળ જતાં ખાંસાહેબ નિરુત્સાહી અને નિરાશ બન્યા હોય તેમાં આશ્ચર્ય નથી. ઉપરાંત કેટલાક શિષ્યો ભણી તૈયાર થયા પછી ગુરુને જ વગોવવા તૈયાર થતા, એવા દાખલાઓ પણ તેમણે જોયા. પરિણામે, જિંદગીના ઉત્તરાર્ધમાં તેમનું અધ્યાપનનું કાર્ય મંદ પડયું અને તેથી વખતે તેઓ જ્ઞાનદાનમાં કંજુસાઈ કરતા દેખાતા, જેને માટે ગવૈયાઓ તો પ્રસિદ્ધ જ હોય છે!

ચાલુ ]

# અજ – વિલાપ*

'ઉપેન્દ્ર'

[ મન્દા-માલિની-કાન્તા ]

માલાના એ સ્પરશથી તદા રાણી નિર્વાણ પામી :
તવ સહજ રહી ના ભૂપની ધીરતા; ને
ગદ્દગદ કરી રુંધ્યો કંઠ અશ્રુ-પ્રવાહે :
અતિશય તપ લાગ્યે માર્દવે લોહ વ્હેતું,
કરવી તવ કથા શી શોક-શેક્યા જીવોની ?
—ને આવેગે સભર નૃપનું હૈયું આક્રન્દમાં વ્હે. ૧

[ વિયોગિની ]

કુસુમો પણ અંગ-સંગથી યદિ આયુ હરતાં! અરે! હવે
બનશે પ્રતિકૂળ દૈવનું હણવાનું હથિયાર શું નહિ ? ૨
હણવા મૃદુ વસ્તુને મૃદુ હથિયારો યમ વાપરે હવે ?
પડતાં હિમ શોષ પામતી નલિની દાખવતી જ સૂત્ર એ. ૩
હણતી યદિ પ્રાણ માલિકા, મુજ એ કંઠ-વસી હણે ન કાં ?
થતું અમૃત કો દિને વિષ, વિષ વા અમૃત ઈશ-ઈચ્છયા. ૪
મુજ વા વિફરેલ દૈવથી સરજ્યો આ અશનિ વિધાતૃએ,
નવ જેથી ઉખેડિયું તરુ, તરુ-ટેકેલી ઉખેડી વલ્લરી. ૫
કંઈ વાંક ઘણો છતાં ય ના કરી મ્હારી અવધીરણા કદી :
સહસા, વણ વાંક, માહરી સંહ લીધા કયમ તેં અબોલડા ? ૬
'હૃદયે નવ રાખતા મ્હને–શઠ છે'—એમ, પ્રિયે, ત્હને વસ્યું:
અત એવ સદાય માટ તું પરલોકે ગઈ–પૂછયું ના મ્હને ! ૭

---

* રઘુવંશના આઠમા સર્ગના ૪૩ થી ૭૦-અ સુધીના શ્લોકોનો (આદિ અને અન્ત્ય સિવાય) સમ-શ્લોકી અનુવાદ—'પ્રસ્થાન'ના એક આગલા અંકમાં છપાઈ ગયેલા 'વસિષ્ઠનો આશ્વાસન-સંદેશ' ના પ્રાક્-સંધાનમાં વાંચવાનો.

મુજ દેવી અનુસર્યો યદિ, વળિયા તો કયમ એ વિના જ આ
મુજ પ્રાણ અભાગી ? તો સહે નિજ હાથે ઉપજાવી વેદના. ૮
સુરત–શ્રમથી મુખે વળ્યાં તવ સૂકયાં ય ન સ્વેદ–બિન્દુડાંઃ
પણ તું ગઈ–તું જ રે ! ગઈ ! અહહા, જીવન આવું ચંચલ ! ૯
મનથી પણ ના કદી કર્યું અગમ્યું તાહરૂં, શે ત્યજે મ્હને ?
'પૃથિવી–પતિ' નામથી જ હું; હૃદયે તો વસી તું જ માહરા. ૧૦
કુસુમે ખચી વાળની લટો, અલિ–નીલી, વળિયાંથી શોભતી,
અનિલે ઉડતી, મ્હને થતું–" તુજને જીવન, હાશ, સાંપડયું !" ૧૧
થઈ જાગૃત સત્વર, પ્રિયે, કર તું દૂર વિષાદ માહરો,
તૃણજ્યોતિ હિમાદ્રિ–ખો મહિં નિજ તેજે તમ–ને યથા હણે. ૧૨
વિખરેલ લટે, અબોલ આ મુખ ત્હારૂં દુઃખ આપતું મ્હને,
કરમાયલ પદ્મ કો જશું, શમ્યું રાત્રે જ્યહિં ભૃંગ–ગુંજન. ૧૩
શશીને મળતી નિશા ફરી; ચકવાકી ફરી નાથને મળે;
અત એવ સહે વિયોગ એઃ ગઈ તું નિત્યની–શે હું ના બળું ? ૧૪
શયને નવ–પલ્લવે રચ્યાં દુઃખ પામે ય શરીર કોમળું
તવ આઃ કયમ એ ચિતાતણી સહશે સેજ ? કહે મ્હને પ્રિયે ! ૧૫
તવ એ લટકાળી ગઈ ગતિ, થઈ આ નીરવ તેથી મેખલાઃ
તુજ નીંદ અનન્તથી થઈ અતિશોકે વશ એ ય મૃત્યુને ? ૧૬
મધુરાસ્ફુટ બોલ કોકિલે, મદ–ઘેરી ગતિ હંસીઓ મહિં;
હરિણી મહિં દૃષ્ટિ ચંચલા, લટકા વાત–ઝુલન્તી વેલમાંઃ ૧૭
સુરધામ પ્રતિ જતાં છતાં મુજ કાજે મૂકી આ ગુણો ગઇ,
પણ એથી ન હૈયું, તાહરા વિરહે ઝૂરતું, શાન્તિ પામતું. ૧૮
ફલિની–સહકાર–બેઉની કલપી તેં હતી બેલડી ખરે;
ઉજવ્યા વિણ એ વિવાહને જવું એ યોગ્ય ન કો રીતે દીસે. ૧૯
પૂર્યું દોહદ તેં અશોકનું, કુસુમો તો ખીલશે જ તે મહિંઃ
સરજ્યાં તવ વેણી સોહવા–કયમ હું અર્પીશ અંજલિ મહિં ? ૨૦

નૂપુરે ઝમકંત પાદના તવ એ દુર્લભ સ્પર્શને સ્મરી
કુસુમાશ્રુ અશોક સારતો-કરતો શોક, સુગાત્રિ, તાહરો ! ૨૧

તવ શ્વાસ સમાં સુગન્ધિ આ બકુલોથી અધ-ગૂંથી મેખલા
મુજ સ્હાયથી, ના સમાયી; શેં ગમતું, કિન્નર-કણ્ઠિ, આ સુવું? ૨૨

સખીઓ સમભાવથી ભરી, બીજના ચન્દ્ર સમો સુપૂત આ;
તુજ સ્નેહ મહિં જં રાચું હું-કયમ તોયે તવ આવી ક્રૂરતા? ૨૩

ગયું સૌ સુખ ને ક્રીડા ગઈ, ગયું સંગીત, નિરોજ થઈ ઋતુ;
અવ ભૂષણ શેં પહેરવાં? થઈ શય્યા મમ સૂની આજ શી? ૨૪

ગૃહદેવી, સખી ય, મન્ત્રી ને પ્રિય-શિષ્યા હતી તું કલા મહિં:
વિધિએ થઈ ક્રૂર માહરૂં, હરતાં કહે તુજને, ન શું હર્યું? ૨૫

મુખથી મુજ અર્પિયાં ત્હને-મધુરાં એ મધુપાન ભોગવ્યાં:
અવ તું કયમ પીશ, સુન્દરિ, મુજ આંસુ-ઉભરાતી અંજલિ? ૨૬

સહુ વૈભવમ્હાંય તું વિના સુખ મ્હારૂં ગણજે પૂરૂં થયું :
મુજને કંઇ ભોગ ના રૂચે-મુજ સૌ ભોગ તું માંહિ છે રહ્યા. ૨૭

પ્રિયાના મૃત્યુના શોકે ઘવાતાં, આમ ભૂપનું
કારૂણ્ય-ઝરતી વાણી મહિં હૈયું તદા દ્રવ્યું. ૨૮

卐

# ચારિત્ર્યશીલ !

મૂળ લેખક : પ્રભાતકુમાર મુખોપાધ્યાય
અનુવાદક : અરવિંદ ઠેઢી

જે બુધવારે વર્તમાનપત્રમાં બહાર પડ્યું કે સુરેન્દ્રનાથ માનસહિત બી. એ.ની પરીક્ષામાં પાસ થયો છે તેને બીજે જ બુધવારે ભાગલપુરથી તેના કાકાના મૃત્યુના સમાચાર આવ્યા.

સુરેન્દ્રનાથના બાપ તે નાનો હતો ત્યારે જ ગુજરી ગયેલા. તેને અને તેના મોટાભાઈને આ કાકાએ ભણાવીગણાવીને માણસ કર્યા હતા એટલે કાકાના મૃત્યુથી સુરેન્દ્ર બીજી વાર બાપવિહોણો થઈ ગયો.

કાકા ભાગલપુરના મોટા વકીલ હતા. સુરેન્દ્રનો મોટોભાઈ ઝાઝું ભણ્યો નહતો એટલે તેને સાધારણ નોકરીમાં તેમણે વળગાડી દીધો હતો. પણ સુરેન તો કાયદાની પરીક્ષા પસાર કરી વકીલાત કરે એવી એમની ઇચ્છા હતી અને સુરેને પણ પોતાના જીવનની દિશા એ જ નક્કી કરી રાખી હતી.

અકસ્માત જોયું—કાયદો ભણવાનું ખરચ મેળવનાર બીજું કોઈ હતું નહિ.

સુરેનની માને બધા શિખામણ આપવા લાગ્યા : "છોકરાને પરણાવી દો. સસરો ખરચની જોગવાઈ કરી આપશે." પણ સુરેને તો પાસ થયા પહેલાં નહિ પરણું એમ ચોખ્ખું સંભળાવી દીધું.

માને કહ્યું : "કલકત્તા જાઉં છું. છોકરાઓ ભણાવી કંઈક કમાઈશ. એમાંથી મારું વીશીખર્ચ નીકળી આવશે."

વિધવા માની નાનકડી પૂંજી ભાંગી થોડા રૂપિયા લઈ સુરેન્દ્ર કલકત્તા પહોંચ્યો. કોલેજમાં નામ પણ નોંધાવી દીધું. કેટલાક દિવસના પ્રયાસને અંતે દશ રૂપિયાનું એક ખાનગી ટ્યુશન પણ મેળવી લીધું. હવે બીજા દશનું મળે તો જ વીશીખર્ચનું પૂરું થાય.

પણ આ દશ રૂપિયા મેળવતાં ઘણો જ વખત લાગ્યો. ઘેરથી જે કંઈ લાવ્યો હતો તે પણ ખરચાઈ ગયું. સુરેન્દ્ર બહુ જ ફિકરમાં પડી ગયો.

શ્રાવણ મહિનો છે. થોડા દહાડા થયા વરસાદ બંધ થયો છે. ખૂબ તાપ પડે છે. સાંજે જમીને વીશીની અગાસી ઉપર ચાલતાં ચાલતાં વિચારવા લાગ્યો. પ્રેસિડેન્સી કોલેજના ટાવરમાં નવ વાગ્યા. દશ પણ વાગી ગયા. અગાસીમાં બીજા વિદ્યાર્થીઓ પણ આંટા મારે છે. કોઈ સિગારેટ ફૂંકે છે, કોઈ વાતો કરે છે, કોઈ વળી ગણગણ કરી સિનેમાનાં ગાયન ગાય છે.

અચાનક નીચેથી એક અવાજ સંભળાયો: "સુરેનબાબુ હૈ?"

સરમન નોકર વાસણ માંજતો હતો તેણે જવાબ દીધો: "બાબુ છાદે આછે દેખા હોબે." સરમનને બંગાલી ભાષામાં બોલવાનો જબરો શોખ હતો. કોઈ તેને હિંદીમાં પ્રશ્ન કરે તો ય તે તેને બંગાલીમાં જ જવાબ આપતો.

આગંતુક ખટ્ખટ્ કરી સિડી ચડવા લાગ્યો. સુરેન્દ્ર ઉત્સુક થઈ પ્રતીક્ષા કરવા લાગ્યો.

"કોણ—અરે રજનીદાદા* ?"

"સુરેન, છે તો સારી પેઠે ને ?"

રજનીદાદા સુરેનના જ ગામના હતા. ઉમ્મરે આશરે પાંત્રીસના. કંટ્રાકટરનો ધંધો કરતા હતા. સારું પેદા કરેલું.

હેરિસન રોડ તરફથી આવતા પ્રકાશમાં સુરેન્દ્રે જોયું. રજનીએ પગે ચમકતાં રેશમી મોજાં પહેર્યાં હતાં. અને ઉપર પંપશુઝ. શરીર ઉપર રેશમી ઝબ્બો ને તે ઉપર જરી-કિનારની સોનેરી ચાદર. માથામાંથી સેન્ટની અને મોઢામાંથી દારૂની વાસ આવતી હતી.

"સુરેન, છે તો સારી પેઠે ને ?"

"મઝામાં છું. આજે એકાએક રજનીદાદા ? શી ખબર છે ?"

રજની બોલ્યો : "એક વાત કહેવી છે. અહીં કહું ? તારા રૂમમાં ચાલ ને ?"

સુરેન ધીમે સાદે બોલ્યો : "રૂમમાં પણ લોકો તો છે જ."

રજની બોલ્યો : "ત્યારે ચાલ મારી સાથે. રસ્તે કહીશ. ચાલ જલદી કર, ખમીશ ને ચાદર ઓઢી લે."

આટલું કહી રજની ચિરુટ બહાર કાઢી દિવાસળી સળગાવવા લાગ્યો. સુરેન નીચે ઊતરી ગયો.

પાંચ મિનિટમાં તો બન્ને જણા રસ્તા ઉપર આવી ગયા. દરવાજા પાસે જ એક ગાડી ઊભી હતી. રજની બોલ્યો : "ચાલ એય !"

સુરેન ઉત્સુક થઈ બોલ્યો : "ક્યાં લઈ જાવ છો મને ? જે કહેવું હોય તે અહીં જ કહો ને ?"

ગામમાં રજનીની ચારિત્ર્ય સંબંધે સારી આબરૂ ન હતી. કલકત્તા આવ્યો ત્યારે માએ યાદ દઈ કહ્યું હતું જે 'એ રઝડુ સાથે ફરી બગડી ન જતો' એ વાત સુરેનના મનમાં આવી ગઈ.

રજની બોલ્યો : "હું જાઉં છું થિયેટરે. અહીં ઊભાને કહું તો મને મોડું થઈ જાય. રસ્તે કહીશ. આટલું શું પાછું ચાલી શકીશ નહિ ? ભારે તાકાતવાળો થઈ ગયો લાગે છે. ચાલ, ચાલ."

સુરેન્દ્ર બેઠો. રજનીએ ગાડીવાળાને હુકમ દીધો : "બિડીન સ્ટ્રીટ."

* દાદા—ભાઈ

૨

ગાડી ચાલી એટલે સુરેને પૂછ્યું : “વાત તો કરો, શું છે ?”

“તારે માટે એક ખાનગી ટ્યુશન ખોળી કાઢ્યું છે.”

સુરેન્દ્ર ખુશ થઈ બોલ્યો: “ક્યાં ? કેટલાનું ?”

“મસ્જિદ વાડી સ્ટ્રીટ, પચીસ રૂપિયા.”

સાંભળી સુરેન ખૂબ જ ખુશ થયો. બોલ્યો :

“પચ્ચીસ રૂપિયા ? શું કહો છો રજનીદાદા ? ક્યારે ?”

“બપોરે બે કલાક.”

“શું શીખવવાનું ?”

“એક કલાક બંગાલી, એક કલાક અંગ્રેજી.”

અચાનક સુરેનના મનમાં થયું આટલા બધા રૂપિયા છે એટલે લાગે છે કે વિદ્યાર્થી એકથી વધારે હશે. એટલે પૂછ્યું : “કેટલા છોકરા છે ?”

“એકે ય નહિ” કહી રજની જોશથી ચીરુટ ખેંચવા લાગ્યો.

“એકે ય નહિ ? એનો અર્થ શો ?”

“છોકરો એકે નથી, એક છોકરી છે.”

“છોકરી ? કેટલી ઉમ્મરની છોકરી છે ?”

રજની હસીને બોલ્યો: “તારે એની તપાસ શા માટે ? તું તારે જજે, ભણાવજે. ઉમ્મર ગમે તેવડી હોય ને ?”

સુરેન ભોંઠો પડી બોલ્યો: “ના, ના; એ તો અમસ્તુ જ પૂછતો'તો.”

રજની ઉદારભાવે બોલ્યો: “ઉમ્મર હશે પંદરસોળની.”

સુરેન ઉંમર સાંભળી બોલ્યો: “બ્રાહ્મ હશે, ખરું ને ?”

“ના.”

“ક્રિશ્ચિયન ?”

“ના.”

“ત્યારે શું ? હિંદુ તો નથી ને ?”

“હિંદુ જ છે.”

“હિંદુ ! આવડી મોટી છોકરી ભણશે ? કોની છોકરી છે ? એના બાપનું નામ શું ?”

રજની હસીને બોલ્યો: “ખોદા જાણે. જો માનું નામ પૂછતો હો તો કહી શકું.”

સુરેન ઉત્તરોત્તર અધિક વિસ્મિત થઈ બોલ્યો: “શું ?”

“માનું નામ આમોદિની. બેંગોલ થિયેટરવાળી આમોદિની. સાંભળ્યું છે ને નામ ?”

કિંતુ આ ખબરથી સુરેનનો સમસ્ત ઉત્સાહ ઓસરી ગયો. દીર્ઘ નિશ્વાસ છોડી બોલ્યો: “સાંભળ્યું છે.”

“ત્યારે શું કહે છે ?”

સુરેન્દ્ર દૃઢભાવે બોલ્યોઃ " મારાથી એ નહિ બને."

" કેમ ?"

સુરેન્દ્ર ઉત્તેજિત ભાવે બોલ્યોઃ " વેશ્યાની છોકરીને ભણાવું ? કદી નહિ."

રજની બોલ્યોઃ " મોટો ગધેડો છે તું. કેમ ? હરકત શી છે તે તો સાંભળું."

સુરેન બોલ્યોઃ " હરકત ઘણી જ છે."

" શું કમાણી અનિષ્ઠ તો નથી ને ?"

" અનિષ્ઠ ભલેને હોય."

" ત્યારે, લાગે છે કે પ્રલોભનમાં પડી જઈશ ?"

સુરેન ગર્વિતભાવે બોલ્યોઃ " એ બીક રાખતો જ નથી."

" ત્યારે ? ત્યારે શી હરકત છે તે જ કહે ને ?"

" વેશ્યાની છોકરીને ભણાવું ? સાંભળીને લોકો કહેશે શું ?"

રજની અવજ્ઞાપૂર્વક હસીને બોલ્યોઃ

" મોટો ગધેડો છે તું. બી. એ. પાસ થઈ આવી વાત કરે છે ? લોકો શું કહેશે ને શું નહિ કહે તેની જ બીકે આટલો મૂઢ બની જાય છે ?"

સુરેન ચૂપ જ બેસી રહ્યો.

રજની બોલ્યોઃ " સાંભળ. એ હરકત કાંઈ જ કામની નથી, અને લોકોને જાણવાની જરૂર પણ શી છે કે તું ભણાવવા જાય છે ? કોને ભણાવવા જાય છે, ક્યાં ભણાવવા જાય છે, એ લોકોને તારે કહેવાની જરૂર જ શી છે ? હા, પણ જો તારા મનની વાત તું બરોબર કહેતો હોય કે 'ચારિત્ર્ય સંભાળી નહિ શકું' તો અવશ્ય ઉચિત નથી. એનો સારી પેઠે મનમાં વિચાર કરી જોજે."

પોતાના ચારિત્ર્યબળ ઉપર સુરેન્દ્રને અગાધ વિશ્વાસ હતો. આ સાંભળીને તેનું અભિમાન ઘવાયું. ગર્વ સહિત બોલ્યોઃ

" એને માટે જરીય બીતો નથી."

" ત્યારે લઈ લે. પૈસા સાથે કામ ને ? જે પૈસા આપે તેની ચાકરી કરવી. એમજ તો પૈસા નથી મેળવવાને ?"

સુરેન વિચાર કરી બોલ્યોઃ " ઘેર બધાં સાંભળશે તો શું કહેશે ?"

રજની બોલ્યોઃ " ગધેડો લાગે છે તું. ઘરના લોકો જાણશે શી રીતે ? કલકત્તા શહેર તો સાગર છે. કોણ કોની ખબર રાખે છે ?–તારું પણ તેમજ."

આ જ સમયે ગાડી થિયેટરે પહોંચી. રજની બોલ્યોઃ " ત્યારે શું કહે છે ? આજ આમોદિનીને મળવાનો છું, શું કહું ?"

સુરેનને એક વાર તો મનમાં થયું કે, " નહિ." પણ વળી વિચાર્યુંઃ " પણ આટલી બધી ઉતાવળ શી ? બે દહાડા પછી જ કહું તો ?" બોલ્યોઃ " રજનીદા, વિચાર કરી બેએક દહાડામાં તમને કહીશ." અને રજા માગી.

રજની બોલ્યો: " અચ્છા, જે હોય તે મને લખજે. પણ એક વાત છે ભાઈ! જો તને લાગતું હોય કે જાતને સાચવી શકીશ, અંતરમાં જરા સરખો પણ વસવસો નહિ રહે તો જ કહેજે. હું તો ઉમ્મરે પહોંચ્યો છું, તું હજુ છોકરું છે—પહેલેથી જ સાવધાન રહેવું સારું " કહી રજનીએ થિયેટરમાં પ્રવેશ કર્યો અને સુરેન પણ ધીમે પગલે વિચારતો વિચારતો વીશીએ પાછો પહોંચ્યો.

૩

તે રાત્રે સુરેનને ઊંઘ સારી ન આવી. ખૂબ વખત વિચાર કર્યો. બીજે દિવસે પણ સારો દહાડો વિચાર કર્યો.

તેના મનમાં થયું, જો કામનો અસ્વીકાર કરીશ તો રજનીદાદા વિચાર કરશે કે પોતાના ચારિત્ર્યબલ પર પૂરતો વિશ્વાસ નહિ હોઈ ને જ હું આગળ ન વધ્યો. આ વિચારની સાથે આર્થિક તંગી પણ તેના મન ઉપર પ્રબળપણે આધિપત્ય જમાવવા લાગી. પચીસ રૂપિયા! દશ ને પચીસ—પાંત્રીસ. મહિને જો વીસ રૂપિયા ખરચું તોય પંદર બચે. ત્રણ વરસ સુધી જો મહિને પંદર બચે તો પાંચસો ઉપર થઈ જાય. પરીક્ષા પાસ કરી એ મૂડીથી ધંધો શરૂ કરી શકાય.

વળી વિચાર થયો: ત્રણ વરસ સુધી લાગલગાટ હું આ વેશ્યાની છોકરીને ભણાવીશ તે ઓછું જ અજાણ્યું રહેવાનું છે? છિ! છિ! છિ! એ તો મોટા કલંકની વાત.

આખરે નક્કી કર્યું: એક બાજુ આ ટયુશન લેવું; બીજી બાજુ બીજું કાંઈ મેળવવાનો પ્રયત્ન પણ ચાલુ રાખવો. કોઈ સારું મળી જાય એટલે આને છોડી દેવું. રજનીદાદા ખરું જ કહે છે: 'મહેનત કરીશ ને પૈસા લઈશ.' કેવા માણસના પૈસા છે એનો વિચાર કરવાની મારે જરૂર શી!

પણ જ્યારે જ્યારે વાત બહાર પડી જવાની કલ્પના આવતી ત્યારે ત્યારે સુરેનનો ઉત્સાહ ઓસરી જતો—પણ તેની ઔષધિ રજની આપી ગયો છે:

"કલકત્તા શહેર સાગર છે. કોણ કોની ખબર રાખે છે?"

સોચીવિચારી રજનીદાદાને પત્ર લખવા બેઠો. પત્ર પૂરો કરી, જરા અટક્યો, વિચાર થયો—ચિઠ્ઠી ચપતરી લખી સાક્ષી શા માટે રાખવો? ચાલ, મોઢે જ જઈ ને રજનીદાદાને કહી આવું.

ચિઠ્ઠી ફાડી, સળગાવી નાખી. બહાર નીકળી બાઉ બજારમાં રજનીદાદાને ઘેર જઈ હાજર થયો. જોયું, દોસ્તો મિત્રો સાથે મળી રજનીદાદા જુગાર રમે છે ને દારૂ ઢીંચે છે.

સુરેને થોડી વાર બેસી રમત જોયા કરી. રમત પૂરી થઈ એટલે રજનીએ તેને પૂછ્યું: "કેમ, કેવા ખબર છે?"

સુરેન બોલ્યો: " ખબર સારા છે. એક વાત કરવા આવ્યો છું."

રજની બોલ્યો: "હં. સારું, જરા થોભ." ગ્લાસનો બધો દારૂ ખલાસ કરી કહ્યું: " ચાલ."

દૂર જઈને એકાંતમાં રજનીએ પૂછ્યું: " શું નક્કી કર્યું?"

સુરેન બોલ્યો: "લેવાનું જ નક્કી કર્યું."

રજની બોલ્યો: "ત્યારે સારું. પણ ખૂબ સાવચેત રહેજે, ભાઈ! પાણીને અડકયા સિવાય માછલી પકડવાની છે, સમજે છે ને? જાણું છું તું નાનો હતો તે દહાડાનો, એટલે જ સાહસ કરી આ કામે જવા દઉં છું. મેં આમોદિનીને ખૂબ જ ગર્વ સાથે કહ્યું છે કે તું બહુ ચારિત્ર્યશીલ છે. કોઈ પણ જાતની ફિકર નથી."

સુરેને પૂછ્યું: "આ લોકો ચારિત્ર્યશીલતા માટે કેમ આટલા બધા મરી પડે છે?"

રજની બોલ્યો: "બી. એ. પાસ થયો છે! આટલુંય ન સમજી શકયો? મોટો ગધેડો લાગે છે તું. કેમ? કહું છું સાંભળ.

"આમોદિની ઉત્તમ અભિનેત્રી છે. તેની ઈચ્છા એવી છે કે તેની દીકરી પણ એક દહાડો તેના જેવી ઉત્તમ અભિનેત્રી બને. એટલે જ તેને સારી રીતે વાંચતાં લખતાં શીખવાડે છે. પહેલાં તો એ લોકોએ ભણાવવા માટે એક ઘરડોખખ્ખ પંડિતજી રાખેલો, પણ બુઢ્ઢો હતો તેથી શું?–બુઢ્ઢાનું દિલ ખૂબ શોખીન. ભણાવેગણાવે નહિ: કોઈ કોઈ તો છોકરીને લઈને નાસી પણ જાય. એટલે એ લોકો સારો માણસ ઈચ્છે છે. કૉલેજનો ચારિત્ર્યશીલ છોકરો રાખ્યો હોય તો પછી બીક નહિ, એટલે–બીજું શું!– સમજ્યો ને?"

સુરેન બોલ્યો: "ત્યારે, ઠીક!" વિચાર કરતાં તેને ગર્વ થયો કે પોતે તો કૉલેજનો એક ચારિત્ર્યશીલ વિદ્યાર્થી છે!—જે લોકો પાપપંકમાં ડૂબેલા છે તેઓ પણ આ વિશુદ્ધતાની કિંમત જાણે છે.

રજની બોલ્યો: "ત્યારે ઠેકાણું આપું છું. કાલે પરમ દહાડે એક દહાડો જઈને બધું ઠીકઠાક કરી આવ."

સુરેન બોલ્યો: "ના રજનીદાદા, હું એકલો નહિ જઈ શકું."

"કેમ? મસ્જિદવાડી સ્ટ્રીટ નથી જોઈ?"

"તે તો જોઈ છે. પણ એકલો નહિ જઈ શકું, રજનીદાદા."

"મોટો ગધેડો છે તું. ઠીક, કાલે બપોરે આવજે, મારી સાથે લઈ જઈશ."

બીજે દહાડે રજનીએ સુરેનને લઈ જઈને બધું ઠીકઠાક કરી આપ્યું.

## ૪

સુરેનની વિદ્યાર્થિનીનું નામ હતું નલિની. શીખતી'તી મેઘનાદવધ, સીતા વનવાસ અને રૉયલ રીડર નંબર થ્રી. છોકરી ખૂબ જ બુદ્ધિવાન હતી અને એટલી જ શાન્ત અને શિષ્ટ–જાણે ઊંચા ઘરની ગૃહસ્થ કન્યા. "અંગ્રેજીમાં શું શીખે છે?" પૂછતાં પ્રથમ નલિની બોલેલી: "રૉયલ રીડર નંબર થર્ડ." સુરેન સુધારીને બોલ્યો: "નંબર થ્રી કહેવાય, થર્ડ નહિ" ત્યારે પણ વિનીતભાવે "નંબર થ્રી" કહી બાલિકાએ ભૂલ સુધારી લીધી.

શનિવાર સુધી નિયમિત રીતે સુરેને તેને ભણાવ્યું. તેની મા આવી વચ્ચે વચ્ચે સાંભળી જતી.

રવિવારે છુટ્ટી—રવિવારે ભણાવવા જવાનું ન હતું.

સુરેન મનમાં ને મનમાં બોલ્યો: "હાશ, બચી ગયો. આજ હવે બહાર જવાનું નથી. પણ જેટલું ખુશ થવા જેવું હતું તેટલું મન ખુશ થયું લાગ્યું નહિ. કહેતાં ભૂલી ગયો છું, છોકરી અતિવ સુંદર હતી."

બીજે અઠવાડિયે, ભણાવતાં ભણાવતાં સુરેન વચ્ચે થોડી થોડી વાત કરવા લાગ્યો-ભાગલપુર વિષે, બીજાં ગામો વિષે અને જુદા જુદા અનેક વિષયો ઉપર. વાતોના અધિકાંશથી ભણવાનું કામ થોડું થોડું અધૂરું રહી જતું, એટલે તે દહાડાનું સાટું વાળવા સુરેન રોજ બે કલાક વધારે રોકાતો.

ત્રીજે અઠવાડિયે જે રવિવાર આવ્યો તે તદ્દન નિરસ લાગ્યો. તે દહાડે નલિનીના વિચાર કરતાં તેને થયું: "અરે, કેવું નશીબ છોકરીનું છે? અત્યારે જે અનાઘ્રાત કુસુમ સરખી નિર્મળ, જાણે વિધાતાના સ્વહસ્તે નિર્માત કોઈ વિશુદ્ધ આત્મા. આ પણ પાપપંકે પડવાની? શું આ જ એનું ભાવિ છે? શું આની વિશુદ્ધતા રક્ષવાનો કોઈ ઉપાય જ નથી?"

તે રાત્રે સુરેને સ્વપ્ન જોયું. નદીને તીરે એક શાલવનમાં નલિની સાથે તે ફરે છે.

બીજે દહાડે ભણાવતાં ભણાવતાં સ્વપ્નની વાત નલિનીએ કહી.

નલિની બોલી: "સ્વપ્ન શેનાથી આવતાં હશે, કહો જોઉં?"

સુરેન બોલ્યો: "એ વિષયમાં ખૂબ જ મતભેદો પ્રચલિત છે. કોઈ કોઈ કહે છે કે દિવસે આપણે જે વિચાર કરીએ તે રાત્રે સ્વપ્નમાં દેખીએ છીએ."

નલિની બોલી: "ના, તેમ નથી. આપણને આત્મા હોય છે, ખરું ને? એકજણનો આત્મા જો બીજાના આત્માની નજીક જાય તો બન્ને જણાં સ્વપ્ન જુએ. પરંતુ ઊંઘ ઊડે ત્યારે એકજણને યાદ રહે, બીજું ભૂલી જાય."

સુરેન બોલ્યો: "વાહ, એ તો ઘણું સરસ!"

માસ્તરબાબુ આવે કે તુરત દાસી ટેબલ ઉપર કેટલાંક તૈયાર પાન રાખી જતી. એક દહાડો સુરેન બોલ્યો: "બીજા દહાડાઓ કરતાં આજે પાન ખૂબ જ સરસ થયું છે."

નલિની બાલિકા સુલભ ગર્વથી બોલી: "સારું થયું છે આજે? મેં બનાવ્યું છે, માસ્તરમાશય!"

સુરેન બોલ્યો: "એમ? તું આવું સરસ પાન બનાવી જાણે છે? અમારી વીશીમાં તો પાન બનાવે છે—રામ, રામ!"

ત્રીજે દહાડે ભણાવવાનું ખતમ થયા પછી વિદાય વખતે નલિનીએ સુરેનને કહ્યું: "તમે કહેતા હતા ને આપની વીશીમાં પાન સારાં થતાં નથી? પાંચદશ પાન તૈયાર કર્યાં છે, લઈ જશો?"

સુરેન પાન લઈ સ્નિગ્ધકંઠે બોલ્યો: "જરૂર."

નલિનીને એની માએ તદ્દન સ્વતંત્રપણે ઉછેરી છે છતાંય સુરેન પાસેથી જે જગતના ખબર સાંભળતી તે જગત નલિની પાસે તદ્દન નવું જ હતું. તેનું જગત, જે જગત બાળપણથી જ તેને વિંટળાયેલું છે તે જગત, અને આ જગતમાં કેટલો ભેદ છે! સુરેન પોતાની માની, કાકીમાની, કાકાની દીકરીના વિવાહની વગેરે વાતો કરતો ત્યારે કશીક નિર્દિષ્ઠ આકાંક્ષાથી નલિનીનું હૃદય ભરાઈ આવતું. સુરેનની દુનિયાના

ખબર નલિનીને 'તરસ્યાંને પાણી' જેવા લાગતા. સુરેન પ્રતિ નલિની એક અપૂર્વ આકર્ષણ અનુભવવા લાગી.

નલિનીના અવાજની મધુરતા, યૌવનની નવીનતા અને અંતરની સન્‌રસતાથી જાણે સુરેને પણ એક નવી જ દુનિયા જોઈ. કેટલેક દહાડે તેને પોતાના માનસિક પરિવર્તનનું ભાન થયું પણ કશીય પ્રતિકારની ચેષ્ટા એણે ન કરી. માન્યું કે 'મન તો વશ ને અજેત થઈ ગયું છે.

ધીમે ધીમે સુરેનના મનની એવી સ્થિતિ થઈ ગઈ કે નલિનીને તેના હલકા વાતાવરણમાંથી બચાવી લેવી એ જ એનો પોતાનો એક માત્ર પુરુષાર્થ એણે નક્કી કર્યો. એમાં જ પોતાના માનવજીવનનું સાફલ્ય એણે જોયું. પ્રેમના બળથી કર્તવ્યપંથ પણ જ સરળ લાગવા માંડ્યો. નલિની પાસે વાત કરવામાં પણ એણે ઢીલ ન કરી.

તેને શ્રદ્ધાથી, આશાથી અને સુખથી પુલકકમ્પિત અને કરી બોલ્યોઃ "હું તારો સ્વામી છું. તને નહિ મેળવું તો હું સુખી થઈશ નહિ. મને નહિ મેળવે તો તું પણ સુખી નહિ થાય. તને હું મારી ધર્મપત્ની બનાવીશ. લોકોની વાતોની જરાય પરવા કરતો નથી. પૃથ્વી શું વિશાળ નથી પડી? આપણે જ્યાં લોકો નહિ આવી શકે ત્યાં જઈ રહીશું. શું ખાશું? મહેનત કરશું—જરૂર પડશે તો બેય પરિશ્રમ કરીશું. એ વખત નહિ મળે તો એક વેળા ખાઈશું. તો જ અને ત્યારે જ આપણે સુખી રહીશું."

અંધારું થઈ ગયું હતું. દાસી દીવો લાવી. સુરેનની સમીપ નલિનીની નોટબૂક પડી હતી. તે તપાસવા જમણા હાથમાં તેણે કલમ પકડેલી, પણ ડાબો હાથ નલિનીના હાથ સાથે સંયુક્ત હતો. જ્યારે દાસીનો પદધ્વનિ સંભળાયો ત્યારે બન્નેએ ગભરાઈ ને હાથ ખેંચી લીધા.

આ પછી ચાર સપ્તાહ નલિની અને સુરેન પરસ્પર પ્રેમના ભરપૂર નશામાં મસ્ત થઈ રહ્યાં.

સોમવારે બપોરે ભણાવવા ગયો ત્યારે સુરેને સાંભળ્યું કે, 'નલિની નથી. એ એની માસીને ઘેર ગઈ છે.'

આમોદિની આવી બોલી: "નલિન હમણાં કેટલાક મહિના ત્યાં રોકાશે. કલકત્તાના હવાપાણી તેને માફક આવતાં નથી. ફરી જ્યારે આવશે ત્યારે જો જરૂર હશે તો આપને બોલાવીશ."

આટલું કહી સુરેનનો પગાર ચૂકવી દીધો.

સુરેન ચાલી નીકળ્યો પણ ઘેર ન ગયો. સીધો મેદાનમાં જઈ એકાંત સ્થાન ખોળી રેતી ઉપર બેસી રહ્યો.

વિચારવા લાગ્યો: "આ તે થયું શું? બિનબાદલ બીજલી કેમ ચમકી? શનિવારે જ્યારે નલિનીની રજા માગી હતી ત્યારે નલિની કશું જાણતી નહોતી, જાણતી હોત તો જરૂર બોલી હોત. અચાનક આ થયું શું?

"ગઈ છે તે પણ બેચાર દહાડા માટે નહિ. કેટલા મહિના રહેશે તે પણ નક્કી નથી. કલકત્તાનાં હવાપાણી માફક આવતાં નથી! આજ બે મહિના થયા હંમેશ તેને જોઉં છું. મને તો એવું એક પણ દિવસ લાગ્યું નથી!!

અંધારું થઈ ગયું. આકાશમાં તારા ચમકવા લાગ્યા. સામે ગૅસની બત્તીઓ પણ સળગી. ધીમે ધીમે રાત્રિ થઈ ગઈ.

"નલિની એક દહાડો તેને કહેતી હતી કે તેની સન્મુખ ઘણી જ વિપદ છે. સુરેનને થયું કે એ વાતને અને આ ઘટનાને ક્યાંય સંબંધ લાગે છે. કદાચ તેની મા તેના ઉપર કશો જુલમ કરતી હશે. નલિની અત્યારે ક્યાં, ને કેવી સ્થિતિમાં હશે ?" આ વિચાર આવતાં સુરેનની આંખમાંથી ટપ ટપ આંસુ પડવા માંડ્યા.

આ એક મહિનાની કેટલીય વાતો, કેટલાય પ્રસંગો, હાસ્ય અને સુખ બધુંય તેને યાદ આવ્યું. કેટલાંય સ્વપ્નદર્શન—અને એ જ સ્વપ્નાંઓનું જાગૃત અનુકરણ. કેટલું માનાભિમાન યાદ આવવા લાગ્યું. જેમ જેમ યાદ આવે તેમ તેમ જાણે છાતી ફાટતી જાય છે. હવે મળશે નહિ.

રેતી ઉપર જ સુરેન પડી રહ્યો. રાત્રિના દસ વાગ્યા સુધી નાના બાળકની પેઠે રડ્યો. દશના ડંકા થયા એટલે ધીમે ધીમે વીશીએ આવી પહોંચ્યો.

અઠવાડિયું વીત્યું : અઠવાડિયા પછી શોક ઘણો જ ઓછો થઈ ગયો. ત્યારે થયું: "ઓહ, ઠીક બચી ગયો."

ક્યાં ડૂબી જવા ચાલ્યો 'તો ?

કેવો સર્વનાશ કરી બેસતે ?

કેવા મોહમાં પડી ગયેલો ? ભગવાને જ આ જાળ કાપી આપી એ સારું નસીબ. મેળે તો કાપી શકત નહિ.

ક્યાં જઈને અટકત, કોણ જાણે ! જો જાણ્યું હોત કે તેની મા જુલમ કરે છે તો તે જ ઘડીએ તેને લઈ ગમે ત્યાં ચાલી ગયો હોત. એને લઈને જીવનભરનો જાત, બીજું શું ? એકવાર તૂટ્યું ફરી સંધાતું નથી.

બે અઠવાડિયાં પછી સુરેન સંપૂર્ણ સ્વસ્થ થઈ ગયો.

પૂજાની રજાને હવે બે સપ્તાહ બાકી છે. બપોર વખતે, અગાસીમાં ચાલતાં ચાલતાં સુરેન બંકિમબાબુનું 'ધર્મ તત્ત્વ' વાંચે છે ત્યાં દાસીએ આવી તેના હાથમાં એક પત્ર મૂક્યો. શરનામું જોઈ સુરેન કંપી ઊઠ્યો—નલિનીના હસ્તાક્ષર !

ટપાલની છાપ જોઈ—ભવાનીપુર.

પત્ર ફોડ્યો.

૪૪/૨, નીલમણી વસુલેન
ભવાનીપુર, કલકત્તા

**પ્રિયતમ,**

એક માસ થયાં તમારાં દર્શન નથી થયાં છતાં હજી જીવતી છું. મહા દુઃખમાં છું. વધુ લખવાનો વખત નથી. અહીં હું સખત પહેરા નીચે છું. જે ડોસી મારી ચોકી કરે છે તેની દીકરી આવી છે. તેની સાથે દોસ્તી કરી તેની જ સહાયથી આ પત્ર ટપાલમાં નાખવાની વ્યવસ્થા કરી શકી છું.

જે દહાડે આપણે છેલ્લાં મળ્યાં તે જ સાંજે માએ મને ખૂબ ત્રાસ આપ્યો. હું ખૂબ જ રડી.

માએ આવી તમારી વાત પૂછી—મેં સ્વીકાર કર્યો કે હું તમને ચાહું છું.

મા બોલી, કે તમે તો ભિખારી છો. પોતાનું પણ પૂરું કરી શકતા નથી. છતાંય હું જો પરણીશ તો લોકાપવાદથી ને અપમાનથી ડરી જઈને બેચાર દહાડા પછી તમે મારો ત્યાગ કરશો. અને કહ્યું જો હું તમને ફરી વધારે વખત નહિ જોઉં તો તમને ભૂલી જઈશ. બીજે દહાડે સવારે જ અહીં આવી મને રાખી ગઈ છે.

મેં આ આખો મહિનો ખૂબ જ વિચાર કર્યો છે. તમારો ને મારો ચિર-વિચ્છેદ થશે એ વાત એક ક્ષણ માટે પણ મારા અંતરમાં ટકતી નથી. એક દહાડો આપણે જરૂર મળીશું એ આશા એક ક્ષણ પણ હું મૂકી શકતી નથી.

આપણે મળીશું ત્યારે તમને શું શું થશે તે પણ હું જાણું છું. લોકો તમને શું કહેશે તે વિચાર આવતાં મારી છાતી ફાટી જાય છે. મારા એકલાના સુખ ખાતર હોત તો તો હું તમારા જીવનપથ આગળથી ચાલી જાત. પણ હે, મારા સ્વામી! મને નહિ મેળવો તો તમે દુઃખી થશો એવો વિશ્વાસ તમે જ મારા દિલમાં જન્માવ્યો છે.

તમારા અને મારા બેયના સુખને ખાતર જ હું આપણા મિલનની આકાંક્ષા કરું છું.

મારા આ પત્રનો જવાબ તમે ટપાલમાં નહિ દેતા. કાલે સાંજે હાથમાં કાગળ લઈ આવશો. ભવાનીપુરમાં જે પદ્મપુકર છે તેના વાયવ્ય ખૂણે ઊભા રહેશો. કોઈ એક સ્ત્રી તમારું નામ લઈ બૂમ પાડે તેને પત્ર આપી દેશો. એટલે મને મળી જશે.

તમારી
**નલિની**

તા. ક: બરોબર સાત વાગ્યે જ આવજો.

પત્ર વાંચી તુરત જ સુરેન નીચે ઊતરી ગયો. દાસીને બોલાવી બે આનાનો નાસ્તો લાવવા કહ્યું. સરસામાન બાંધવા મંડયો. વીશીના છાત્રોને કહ્યું, ઘેરથી હમણાં જ કાગળ આવ્યો છે. મા બહુ અસ્વસ્થ છે. હમણાં જ રવાના થવું જોઈશે.

નાસ્તો આવ્યો એટલે ચાકરને કહ્યું: "સરમન, એક ગાડી બોલાવ. જલદી!"

ગાડી આવી. સરસામાન લઈ હાવરા પહોંચ્યો. રાત્રે અગિયાર વાગ્યે ઘેર પહોંચી ગયો. માને કહ્યું, કલકત્તામાં ભયાનક કોલેરા ફાટી નીકળ્યો છે એટલે નાસી આવ્યો.



# ફેંકી દીધેલી વસ્તુઓમાંથી દ્રવ્યોપાર્જન

પદ્મકાન્ત રં. શાહ
બી. એસસી., એ. એમ. આઇ. ઈ. ઈ.

નિરૂપયોગી વસ્તુઓ તરીકે લોકોએ ધ્યાનમાં ન લીધેલી એવી અનેક વસ્તુઓનું નિરીક્ષણ કરી, એમને કામમાં લઈ, એમાંથી જુદી જ વસ્તુઓને જન્મ આપી, દ્રવ્ય પેદા કરવાનો કીમિયો આશ્ચર્યજનક છે. 'જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ' એ કહેવતને વિજ્ઞાનના યુગમાં જરા ફેરવવી પડશે. કવિની જગ્યાએ વિજ્ઞાનશાસ્ત્રીનું નામ મૂકવું જોઇએ. ખરેખરા કરકસરિયા માણસે પણ જે વસ્તુઓને ફેંકી દીધી છે, તેમાંથી પણ વિજ્ઞાનશાસ્ત્રીએ ઉપયોગી વસ્તુઓ મેળવી છે.

આ દિશામાં બર્મિંગહામે પહેલ કરી છે. ઉકરડાનો પૂરો ઉકેલ કરવામાં બર્મિંગહામના કારખાનાંને ઠીક સફળતા મળી છે. સૌથી પહેલાં તો બધો કચરો 'લારી' ઓમાં નાંખી એક 'કારખાના' માં ઉપાડી જવામાં આવે છે. અહીં આગળ આ કચરામાંથી બધી ધૂળ કાઢી નાંખવામાં આવે છે અને આ ધૂળને ભેજવાળી જગ્યાઓ પર ઢાલવી દેવામાં આવી જમીનને ઘાસનાં મેદાનોનાં રૂપમાં ફેરવવાની યોજનાનું મંગળાચરણ કરવામાં આવે છે. પછી રહેલા કચરાને લોહચુંબકો વચ્ચે પસાર કરીને તેમાંથી બધું લોખંડ મેળવી લેવામાં આવે છે. આ લોખંડમાં ટીનના ડબ્બા, અસ્ત્રાની બ્લેડો, લોખંડના સામાનના કટકા વગેરે ખાસ જોવામાં આવે છે. એમને ગાળીને પછી લોખંડની નવી જ વસ્તુઓ બનાવાય છે. બાકી રહેલા કચરામાં ચીથરાં, કાગળ, દાંતનાં ચોકઠાં, ગ્રામોફોનની રેકર્ડોના કટકા વગેરે માલમ પડ્યાં છે. આમાંના કેટલાંક, દાખલા તરીકે, ફળોનાં છોડાં, હાડકાં વગેરે ખાતર તરીકે સારા ઉપયોગમાં લેવાય છે. છેવટે જે બાકી રહે છે તેનો બળતણ તરીકે ઉપયોગ કરી ઈલેક્ટ્રિક ડાયનેમો ચલાવવામાં આવે છે અને કારખાના તરફ કચરાપેટીઓની આવતી 'લારી'ઓ દોડાવવામાં વિદ્યુત્ શક્તિ તેઓ પૂરી પાડે છે. ભઠ્ઠીમાં બાળેલા કચરામાંથી પણ મકાનો બાંધવાની ઈંટો કરવામાં આવે છે!

આવી રીતે એક વરસમાં બર્મિંગહામે સાત હજાર પાઉન્ડની કિંમતનાં ખાતરો, ચાર હજાર પાઉન્ડની કિંમતનાં તેલો, અને બીજી વસ્તુઓમાંથી વીસ હજાર પાઉન્ડ વસૂલ કર્યાં છે!

હવે તો જગતમાં અનેક ઠેકાણે કચરામાંથી કંચન ઉત્પન્ન કરવામાં આવે છે.

ગટરની ગંદકીમાંથી ઉપયોગી વસ્તુઓ મેળવવામાં આવી છે. ખાતર ઉપરાંત તેમાંથી ગેસ (વાયુ) પેદા કરવાની કોશિષ પણ થઈ છે. આવી રીતે ઉત્તર કેરોલિનામાં આવેલા શુગર ક્રીક પ્લેન્ટે (Sugar Creek plant) નવ કરોડ ગેલન જેટલાં ગંદવાડમાંથી ચાર લાખ ઘનફીટ જેટલો ગેસ એક વરસમાં ઉત્પન્ન કર્યો હતો. આ ગેસમાં

મુખ્યત્વે મીથેન (Methane) નામનો વાયુ છે. એની જ્યોત નિસ્તેજ છે અને ખૂબ ગરમી તે આપે છે. પેટ્રોલ એન્જિન ચલાવવા માટે પણ આ ગેસ વાપરી શકાય છે.

મિલના ભૂંગળા વાટે પણ ધુમાડા રૂપે કિંમતી ધાતુઓ ઊડી જાય છે. કહેવાય છે કે દસ લાખ પાઉન્ડ કરતાં વધારે કિંમતની ધાતુઓ દર વર્ષે ઇગ્લેન્ડના કારખાનાંના ભૂંગળા વાટે ઊંચે સંચરે છે. આ ધાતુઓમાં ગેલિયમ અને જર્મેનિયમ મુખ્ય છે. ગેલિયમ ફોટો-ઈલેક્ટ્રિક સેલ ( Photo-Electric cell—જેના પર પ્રકાશ પડવાથી વિદ્યુત્ ઉત્પન્ન થાય છે—બોલતાં ચિત્રો બતાવતાં યંત્રોમાં અને ટેલિવિઝન યંત્રમાં ઉપયોગમાં લેવાય છે.) ની બનાવટમાં વપરાય છે. જર્મેનિયમ દવા તરીકે દવાખાનામાં કામમાં આવે છે.

શેરડીમાંથી ખાંડ બનાવ્યા પછી બાકી રહેલા કૂચાઓમાંથી આલ્કોહોલ, એસિટોન વગેરે બનાવવામાં આવે છે.

ઉકરડાના કચરામાંથી પત્થર પણ પેદા કરવામાં આવે છે. મિ. ડબ્લ્યુ એરેકે આ રીત શોધી કાઢી છે.

સુકા ઘાસમાંથી લિગનિન (lignin) બનાવવામાં આવે છે. આ લિગનિન રંગરસાયણોના ઉદ્યોગમાં વપરાય છે.

ડામરમાંથી રંગોનો ઉદ્યોગ કેટલો ખીલી નીકળ્યો છે એ હવે અજાણ્યું નથી. વળી એમાંથી ઉપયોગી રસાયણો, સુગંધો અને કુદરતમાં જ મળતી અનેક સુંદર વસ્તુઓને આંટી દે એવી વસ્તુઓ, જેમકે કસ્તુરી, જેસ્મીન વગેરે પેદા કરવામાં આવે છે.

લાકડાંના વહેરમાંથી લાકડાંનાં પાટિયાં બનાવવામાં આવે છે! હાઇડ્રોલિક દબાણથી આ સિદ્ધ થઈ શકે છે.

સફરજનનાં છોડાંમાંથી 'પેક્ટીન' નામનો પદાર્થ બનાવવામાં આવે છે. એ પદાર્થ મુરબ્બા બનાવવાના કામમાં લેવાય છે. નારંગીનાં છોડાંમાંથી નારંગીનું તેલ બનાવાય છે. હાડકાંમાંથી જીલેટીન અને ફોસ્ફરસ બનાવવામાં આવે છે. ચોકલેટ અને ફોટોગ્રાફીની ફિલ્મો બનાવવામાં જીલેટીન વપરાય છે. કૃત્રિમ ખાતરો ફૉસ્ફરસમાંથી મેળવવામાં આવે છે.

ચીથરાંમાંથી કાગળ અને બનાવટી રેશમ ઉત્પન્ન કરવામાં આવે છે. ચરબીમાંથી સાબુ, બનાવટી ઘી, બનાવટી માખણ વગેરે બનાવવામાં આવે છે.

ફેંકી દીધેલાં સિગરેટનાં ઠૂંઠાંમાંથી નિકોટિન પેદા કરવામાં આવે છે.

૧૯૩૬માં કોકોના છાલામાં વિટામીન D છે એવું માલમ પડ્યું. આ વિટામીન D શરીરને ચૂનાના ક્ષારોનો બરોબર ઉપયોગ કરવા શક્તિમાન બનાવે છે. વિટામીન D વગર ગમે તેટલું કેલ્શ્યમ લેવામાં આવે તો પણ શરીર તેનો ઉપયોગ કરી શકતું નથી અને તે બહાર જ નીકળી જાય છે.

કેટલાંક દરિયાઈ પક્ષીઓની હગાર (વિષ્ટા) જેને 'ગ્વાનો' (guano) કહેવામાં આવે છે તે ખાતર તરીકે ખૂબ ઉપયોગી માલમ પડી છે. હવે છે કે એના જેવું સરસ

ખાતર દુનિયાભરમાં બીજું એકે નથી. પેરુનિવાસીઓમાં કહેવત છે કે ગ્વાનો સાધુ નથી પણ સાધુ કરતાં વધારે ચમત્કાર તે કરી શકે છે!

દુનિયામાં ખારામાં ખારા પાણીનું મૃત સરોવર પણ એક રસાયણશાસ્ત્રીને આંખે ચડ્યું. એનું નામ એમ. એ. નોવેમેસ્કી (M. A. Novomeysky). મૃત સરોવરની સમૃદ્ધિનો પૂરો ઉપયોગ કરવાનું એણે ધાર્યું અને પેલેસ્ટાઈન પોટેશ કંપનીનો મેનેજિંગ ડાયરેક્ટર તે બન્યો, અને ૧૯૩૦માં પેલેસ્ટાઈનની સરકાર પાસેથી "મૃત સરોવરના જળની અંદરથી ક્ષારો, રસાયણો અને ખનિજો, બાષ્પીભવન કે એવી કોઈ બીજી રીતે ઉત્પન્ન કરી તેમને બજારમાં વેચવાનો" પરવાનો મેળવ્યો. શરત પ્રમાણે પંચોતેર વર્ષ પૂરાં થયે આ કંપની સરકારના કબજામાં આવશે અને તે દરમિયાન નફાનો મોટો ભાગ સરકાર લેશે.

ત્રણસો ને સાઠ ચોરસ માઈલના જળ ક્ષેત્રફળવાળું આ મૃત સરોવર ૪૭ માઈલ લાંબું અને ૧૦ માઈલ પહોળું છે. પૃથ્વીની સપાટી પર નીચામાં નીચી જગ્યાએ એ આવી રહેલું છે. એની અંદર દરરોજ જોર્ડન નદી સાઠ લાખ ટન જેટલું પાણી પધરાવે છે અને શિયાળામાં તો ત્યાં પાણીની રેલ આવે છે. એ પાણીને બહાર નીકળવાનો માર્ગ નથી એટલે બાષ્પીભવનથી જ વધારાનું પાણી દૂર કરવામાં આવે છે. આ સમુદ્રનું પાણી અતિશય ખારું છે. સામાન્ય રીતે દરિયાના પાણીમાં ચાર થી છ ટકા જેટલી ખારાશ હોય છે જ્યારે આમાં તો તેવીસ થી પચીસ ટકા જેટલી છે. કોઈ પણ પ્રકારનું જીવન અહીં સંભવી શકતું નથી. જૉર્ડન નદી જે માછલીઓ તાણી લાવે છે તે અહીં મૃત્યુ પામે છે અને પક્ષીઓને ખોરાક પૂરો પાડે છે. પાણી અતિશય ખારું હોવાને લીધે તે ભારે એટલું બધું છે કે તેમાં ડૂબ્યા વગર તરી શકાય છે. કોઈ પણ પ્રકારના ભય વગર આમાં તરવું સુગમ પડે છે.

મૃત સરોવરમાં સવા કરોડ ટન તો ક્ષારો (salts) છે; અને દર વર્ષે આમાં વધારો થતો જ જાય છે, આશરે આઠથી નવ લાખ ટન જેટલો. દુનિયાને હજારો વર્ષની જરૂરિયાત પૂરી પાડે એટલા પ્રમાણમાં અહીંથી પોટાશ અને બ્રોમિન મળે છે.

બ્રોમિન ઘેરા રાતા રંગનું, જલદી ઊડી જાય તેવું (volatile) પ્રવાહી છે. એમાંથી બનતાં રસાયણો ફોટોગ્રાફી, તથા રંગના ઉદ્યોગોમાં અને ઔષધોની બનાવટમાં વપરાય છે.

પોટાશ કૃત્રિમ ખાતર તરીકે અને વિસ્ફોટકો (explosives)ના સર્જનમાં વપરાય છે. મૃત સરોવરની સમૃદ્ધિનું સૌથી ઉપયોગી ધન આ છે.

તેમાંથી મળતો બીજો ક્ષાર મેગનેશિયમનો છે. તેમાંથી મેગનેશિયા સિમેન્ટ બનાવવામાં આવે છે. શીનના દોરાની બનાવટમાં પણ એનો ઉપયોગ કરવામાં આવે છે.

૧૯૩૨માં મૃત સરોવરની સમૃદ્ધિ એકઠી કરવાનું કામ ચાલુ થયું. ત્યાર પછી, ૧૯૩૬માં બારસો ટન બ્રોમિન અને ત્રીસ હજાર ટન પોટાશ તેમાંથી પેદા કરી બજારમાં મૂકવામાં આવ્યા.

પેલેસ્ટાઈન પોટાશ કંપની સ્થપાયા પછી એમ પણ માલૂમ પડ્યું કે મૃતસરોવરની આસપાસની હવા બહુ જ સરસ છે અને વળી મૃત સરોવરમાં સ્નાન કરવાથી આરોગ્યની

દૃષ્ટિએ લાભદાયક છે એટલે ત્યાં આગળ અનેક સ્નાનગૃહો પણ બંધાયાં છે. વરસાદ એ અહીં નવાઇનો બનાવ ગણાય છે અને બારે માસ સૂર્યપ્રકાશનો લાભ મળી શકે છે.

અમેરિકામાં ઘણું સોનું કાદવ અને કીચડમાંથી મેળવવામાં આવે છે. કીચડને પાણી સાથે ખૂબ ધોવામાં આવે છે. ખૂબ જ બારીક રજકણો બાકી રહે ત્યારે તેમાં પારો મેળવવામાં આવે છે. આ પારા સાથે સોનાની રજકણો મળી જાય છે અને પછી તેમાંથી સોનું કાઢી લેવામાં આવે છે. એટલી સરસ આ પદ્ધતિ છે કે એક ટકાનો દસમો ભાગ જ વેડફાઈ જાય છે; બાકીનું બધું સોનું પૂરા પ્રમાણમાં પેદા કરી શકાય છે.

કેટલેક ઠેકાણે તો ઉના પાણીના ઝરામાંથી વરાળનો શકિત (power) તરીકે ઉપયોગ કરવાના પ્રયોગ થઈ ગયા છે. અને તેમાં સારી સફળતા મળી છે. ઈટાલીમાં વોલ્ટેરા આગળ ૧૯૧૬થી આવું એક પાવર હાઉસ (power house) ચલાવવામાં આવે છે.

રસાયણવિજ્ઞાન કેટલું આગળ વધ્યું છે તેનો આથી આપણને ખ્યાલ આવે છે. ઉપર તો માત્ર આ બધા કિસ્સાઓની રૂપરેખા જ આપી છે. આપણા હિંદુસ્તાનમાં આવા અખતરાઓ થયા નથી પણ ખરેખર એવા અખતરાઓને ઉત્તેજન આપવું જરૂરી છે. કદાચ કેટલાક હસવા જેવા કિસ્સાઓ લાગે પણ તેનું પરિણામ જોયા પછી જ ખબર પડે કે તેમાંથી તો ધનના ઢગલા ઉત્પન્ન કરી શકાય. હિંદની સમૃદ્ધિ કૈં ઓછી નથી. એનો યથાશકિત ઉપયોગ કરવા આજે નહિ તો ભવિષ્યમાં આપણે સમર્થ થઈશું અને ત્યારે હિંદનું ગૌરવ દુનિયાના બીજા દેશોના પ્રમાણમાં ઘણું મોટું હશે. અત્યારે તો ઉત્તેજનનો અભાવ એ જ મોટી મુસ્કેલી છે. ઔદ્યોગિક સાહસ સાથે ઘણી વાર કરુણતા સંકળાયેલી હોય છે. હિંદનું ભાગ્ય કૈંક એવું છે. પણ નજદીકના ભવિષ્યમાં તે ઉજ્જવળ થશે એવી અમર આશા હિંદની અંદર રસ લઈ રહેલા દરેકને છે જ. *

* આ લેખની કેટલીક વીગતો માટે Marvels of the Modern World પુસ્તકનો હું ઋણી છું.

# ઈંગ્લેન્ડ પોતાનાં બાળકો માટે શું કરે છે ?

આખ્યાતા : હરજીવન કાલિદાસ મહેતા

લેખ તૈયાર કરનાર : જયન્ત નાનુભાઈ શેઠ

દુનિયાના પ્રગતિમાન દેશોમાં અત્યારે ઈંગ્લેન્ડનું સ્થાન અદ્વિતીય છે. મહત્ત્વાકાંક્ષી ઇંગ્લેન્ડની પ્રગતિ અને આબાદીનાં કારણો શોધવા દૂર જવું પડે એમ નથી. કોઈપણ દેશની ઉન્નતિનાં કારણોનું અન્વેષણ કરનારને તે દેશનાં સંતાનોને અપાતી કેળવણીમાં, બાળકો પરત્વે રાખવામાં આવતી કાળજીમાં અને જ્ઞાન આપવાની પદ્ધતિમાં તે દેશની પ્રગતિ વા આબાદીનું મૂળ જણાશે. પાશ્ચાત્ય જગતમાં અને પૂર્વમાં આજે તો ઈંગ્લેન્ડના વિજયડંકા વાગી રહ્યા છે. જીવનના દરેક ક્ષેત્રમાં ઈંગ્લેન્ડે આજે અનેરી પ્રગતિ સાધી છે. આ બધું ત્યાંની કેળવણીને આભારી છે. જે ઇંગ્લેન્ડે વર્ષો સુધી રોમન અને ગ્રીક સંસ્કૃતિની પૂજા કરી, અને એ મૃતપ્રાય સંસ્કૃતિના પાયા પર આંગ્લ સંસ્કૃતિની ઈમારત ઊભી કરી, જે ઈંગ્લેન્ડ કાલની અસર નીચે જંગલી અવસ્થામાં દિવસો પસાર કરતું તે જ ઇંગ્લેન્ડ આજે પ્રગતિને શિખરે ચડીને આખા જગતને આંજી નાંખે છે એનું કારણ શું ?

એક જમાનો હતો જ્યારે આર્ય સંસ્કૃતિને ખોળે સહુ કોઈ પ્રજા હૂંફ મેળવતી. એ જ સમયે અંગ્રેજ પ્રજા જંગલી અવસ્થામાં હતી. લોકો ગુફામાં રહેતાં અને ચામડાંનાં વસ્ત્રોથી શરીર ઢાંકતાં. પરંતુ આજે એ જ અંગ્રેજો બીજાને વસ્ત્રો પૂરાં પાડે છે એ શું આશ્ચર્યની વાત નથી ? એનું કારણ ત્યાંની પ્રાથમિક કેળવણી. અહીં તો હજુ પ્રાથમિક કેળવણી કયા વર્ષથી શરૂ કરવી એ નક્કી થયું નથી, જ્યારે ઇંગ્લેન્ડ પોતાનાં બાળકોને બે વર્ષની ઉંમરથી કેળવવાનું શરૂ કરે છે. અને આઠ વર્ષની ઉંમરથી ત્યાં Elementory Juniorનો અભ્યાસ શરૂ થાય છે. એમાં બાળકને હાથધંધો (Craft) શીખવે છે. સુતારીકામ, નેતરકામ માટે બાળકોને જોઇતાં સાધનો અને બીજી મદદ આપવામાં આવે છે.

ત્યાં ખાસ કરીને સ્કૂલોની સંસ્થાઓ ચર્ચના હાથમાં હોય છે. મુખ્યત્વે ઘણીખરી સ્કૂલો પાદરીઓ ચલાવે છે. ત્યારપછી ઈ. સ. ૧૮૬૭માં સ્કૂલોની માંગણીને વશ થઈ રાજ્યે પ્રાથમિક કેળવણી ૧૪ વર્ષની ઉંમર સુધી ફરજિયાત કરી. પરન્તુ અત્રે એક વસ્તુ નોંધવી ઘટે કે જર્મનીમાં પ્રાથમિક કેળવણી ઈ. સ. ૧૭૭૦માં ફરજિયાત કરવામાં આવી હતી. રાજ્યે કેળવણીનાં શુભ પરિણામો ઉત્તરોત્તર જોયાં અને ઈ. સ. ૧૮૮૦માં તો પ્રાથમિક કેળવણી સર્વત્ર ફરજિયાત કરી દીધી. જેમ જેમ સમય જતો ગયો તેમતેમ ત્યાંનાં સમર્થ ચિન્તકોને એક પ્રશ્ન ખૂબ મૂંઝવવા લાગ્યો. સશક્ત પ્રજા કેળવણી સહેલાઈથી લઈ શકે પરન્તુ ખામીવાળાને કેળવણી આપવી એ શું રાજ્યની ફરજ નથી ? અને તે કેવી રીતે બની શકે ? આખરે એ ચિન્તનનું શુભ જ પરિણામ આવ્યું.

ઈ. સ.ની ૧૯મી સદીમાં એટલે ઈ. સ. ૧૮૮૨માં ખામીવાળાં બાળકો માટે શિક્ષણની યોજના અને વ્યવસ્થા થઈ. ઠેરઠેર શાળાઓ કાઢવામાં આવી. અંગ્રેજ લોકો પ્રારબ્ધમાં લેશમાત્ર પણ માનતા નથી. પુરુષાર્થ :મનુષ્ય-યત્નમાં જ એ લોકો રાચે છે. ત્યાં પ્રત્યેક વ્યક્તિ એમ જ માને છે કે જ્ઞાન મેળવવું એ એનો જન્મસિદ્ધ હક છે. અને રાજ્યની ફરજ છે કે એ સગવડ કરી આપવી. જ્યારે આપણે અહીં પ્રારબ્ધ અને પારલૌકિક વાતોમાં અટવાયા કરીએ છીએ; ત્યારે ત્યાં મૂંગાંને બોલતાં કરવામાં, બહેરાંને સાંભળતાં કરવામાં, આંધળાંને દેખતાં કરવામાં અવિરત પ્રયત્ન થઈ રહ્યા છે. ત્યાં આંધળાં અને બહેરાં મૂંગાંની શાળામાં શિક્ષકો પણ અંધ અને બહેરાં, મૂંગાં હોય છે. કારણ એ લોકો પોતાના વિદ્યાર્થીની મુશ્કેલીઓ સહેલાઈથી સમજી શકે છે.

ત્યાં સર્વ કોઈ सा विद्या या विमुक्तये । એ સૂત્રમાં અસીમ શ્રદ્ધા ધરાવે છે. જે શિક્ષણ નિર્વાહદાયી નથી, જે શિક્ષણથી પેટનું પોષણ ન થઈ શકે એ શિક્ષણ યા કેળવણીની એમને લેશ માત્ર જરૂર નથી. અને શિક્ષણથી બાળક પોતાનું ભરણપોષણ કરતો થાય તેથી ત્યાં દરેક શાળાની સાથે After Care Committee નામની સંસ્થા જોડાયેલી હોય છે. આ સંસ્થા દરેક વિદ્યાર્થીને અભ્યાસ પૂર્ણ થયા બાદ ધંધો શોધી આપે છે. પરિણામે ૮૦ ટકા બાળકો ધંધે ચડે છે એટલે બેકારીનો દુષ્ટ રાક્ષસ ત્યાં નજરે પડતો નથી. આપણે ત્યાં પણ ડેવિડ સાસૂન રીફોર્મેટરી ઈન્ડસ્ટ્રિયલ સ્કૂલ (David Sassoon Reformatory Industrial School) જેવી સંસ્થાની જરૂર છે.

ઇંગ્લૅન્ડમાં ફરજિયાત કેળવણીને પરિણામે ઈ. સ. ૧૮૦૬માં શાળામાં જ ગરીબોનાં બાળકોને એક ટંક ખાવાની અને એક વખત દૂધ આપવાની સગવડ કરવામાં આવી. દરેક શાળાને એવી એક સંસ્થા હોય છે અને શિક્ષકો મુખ્યત્વે કરીને તે ચલાવે છે. ખોરાકનો ખર્ચ ટંકના ચાર આનાથી વધુ આવતો નથી. પરન્તુ એથી ગરીબ ભૂખ્યાં બાળકો સંતોષ મેળવે છે. અને અનેક ગણા ઉત્સાહથી પ્રગતિ સાધી શકે છે. ડેન્માર્કમાં પણ શાળામાં ભોજનની વ્યવસ્થા હોય છે.

આપણે અહીં બાળકના શિક્ષણ પરત્વે માબાપ ઉદાસીનતા સેવે છે, જ્યારે ત્યાં ખૂબ કાળજી રાખવામાં આવે છે. તેમજ અહીં સેવાભાવનો સર્વત્ર અભાવ જોવામાં આવે છે, ત્યાં એવું કાંઇ જ નથી. ત્યાં શાળા તરફથી વર્ષમાં ત્રણવાર શારીરિક તપાસ થાય છે અને ઉપચાર સૂચવવામાં આવે છે. દાક્તરી રિપોર્ટ માબાપને મોકલવામાં આવે છે. છતાં જ્યારે લોકે બેપરવાઈ બતાવી ત્યારે ઈ. સ. ૧૯૦૮માં બાળકો પરત્વે બેપરવાઇ અને ઘાતકીપણાનો કાયદો ત્યાંની સરકારે પસાર કર્યો. એ દિવસથી અંગ્રેજ માબાપ પોતાનાં બાળકની નાનામાં નાની બાબતોમાં પણ અપૂર્વ રસ લે છે.

ઈ. સ. ૧૯૧૦માં દરેક શાળાએ Voluntary Care Committee અને મુનસફી Care Committee સ્થાપી. એમાં દાકતર અને માબાપ સભ્ય તરીકે આવી શકે. દરેક ખર્ચમાં અપાય એટલું જ આપે, બાકીનું કેળવણી ખાતું પૂરું પાડે એવી વ્યવસ્થા કરી. આવી Committeeનું પરિણામ એ આવ્યું કે ૧૭-૧૮ વર્ષમાં બાળકની ઊંચાઈ ૦॥। ઈંચ વધી અને વજન ૩ રતલ વધ્યું. આવી કમિટીઓ તરફથી

હંમેશાં કોઈ પણ રોગને અટકાવવાનાં પગલાં લેવામાં આવતાં, જ્યારે આપણે ત્યાં તો રોગ ફાટી નીકળે ત્યારે શાળા બંધ કરવાની વાતો થાય છે. એ શું હાસ્યાસ્પદ નથી? વિશેષમાં, ત્યાં શાળામાં બાળકો માટે નર્સની વ્યવસ્થા હોય છે. આ ઉપરાન્ત શિક્ષકોને પણ, આરોગ્ય શિક્ષણ સુંદર રીતે આપી શકે માટે હેન્ડબૂક આપવામાં આવે છે. એ પુસ્તકની મદદથી શિક્ષકો બાળકોને આરોગ્ય કેમ જાળવવું એ સમજાવે છે. આ બધાંનું પરિણામ આપણે જોઈએ તો ત્યાંનું મરણપ્રમાણ એકદમ ઘટી ગયું છે અને બધાં દીર્ઘાયુષી થયાં છે. ત્યારે પ્રારબ્ધ કયાં સંતાઈ ગયું? આપણે જ્યાં ત્યાં પ્રારબ્ધની વાતો કરીને મૂર્ખતાનું પ્રદર્શન નથી કરતાં શું વારું?

સામાન્ય રીતે આપણે ત્યાં ૧૭ વર્ષે કેળવણી પૂરી થાય છે. પછીથી મહાવ્યથા શરૂ થાય છે. દરેકને શું કરવું એ પ્રશ્ન ખૂબ મૂંઝવે છે. ઈંગ્લેન્ડમાં પણ એક સમય એવો હતો જ્યારે ૧૪–૧૫ વર્ષે બાળક ભણી રહે ત્યારબાદ એણે શું કરવું એવો પ્રશ્ન દૃષ્ટિ સમક્ષ આવી ઊભો રહેતો. ઈ. સ. ૧૯૧૦માં ધંધાની પસંદગીનો કાયદો ત્યાંની સરકારે પસાર કર્યો અને જે શાળા કેળવણી આપે એ જ શાળા પોતાની ફરજ સમજીને બાળકને ઠેકાણે પાડે. એ માટે નાની કમિટી નીમી. એમાં માબાપ, Care Committee નો સભ્ય અને મજૂર મંડળનો સભાસદ મળીને બાળકને બોલાવે અને પ્રશ્નો દ્વારા એનું માનસ સમજે—વલણ પારખે, અને છેવટે બાળકની ઇચ્છાનુસાર ધંધામાં એને ઠેકાણે પાડે.

ઈ. સ. ૧૯૧૮માં Workers Educational Institutionનો ત્યાંની પ્રજાએ પાર્લામેન્ટ પાસે કાયદો કરાવ્યો અને દરેક મજૂર લત્તામાં શાળાઓ ઉઘાડી. ઈ. સ. ૧૯૨૧માં School and Physical Training Actને પરિણામે શારીરિક કેળવણી ફરજિયાત થઈ. ખાતાને ખર્ચે ટૂંકા પ્રવાસ અને મુસાફરીની યોજનાઓ ઘડાઈ અને ખર્ચ માટે voluntary ફંડ શરૂ કર્યાં. ઠેરઠેર હાઉસિંગ સોસાયટીઓ નીકળી. મજૂરો અને સામાન્ય જનતા માટે સારાં હવાપ્રકાશવાળાં ઘરો બાંધવાં શરૂ કર્યાં. ઇ. સ. ૧૯૨૧થી ૧૯૩૬ સુધીમાં ૮ લાખ ઘરો County Councils તરફથી અને ૨૧ લાખ ઘરો હાઉસિંગ સોસાયટીઓ તરફથી બંધાવ્યાં છે. આપણે અહીં આમાંનું કાંઈએ નજરે પડતું નથી એ શું શોકજનક વાત નથી?

ત્યારપછી ત્યાંની સરકારે માબાપની તંદુરસ્તી પર ધ્યાન આપવું શરુ કર્યું. જો માબાપો રોગિષ્ટ હોય તો તેમનાં સંતાનો એવાં જ નીવડે એમાં જરાયે સંદેહ નથી, માટે પ્રત્યેક દેશની ફરજ છે કે માબાપનું આરોગ્ય જાળવવું જોઈએ. એટલા જ માટે વારંવાર ટૂંકા પ્રવાસો ત્યાં ગોઠવવામાં આવે છે. એમાં માબાપ સહર્ષ ભાગ લે છે અને ઘણું શીખે છે. ટૂંકી મુસાફરીમાં બધું પૂરું પાડવામાં આવે છે. બ્રિટિશ ઇમ્પીરિયલ ઇન્સ્ટિટયૂશન અને ત્યાંની મ્યુનિસિપાલિટી તરફથી રવિવાર સિવાય દરરોજ ભાષણ હોય છે; જેમાં બધાં ઉત્સાહપૂર્વક ભાગ લે છે.

ટૂંક સમય બાદ Adoption Act અને Death Dutyના કાયદા અમલમાં આવ્યા. શિક્ષણ પૂર્ણ થાય ત્યાં સુધી બાળકની સંભાળ રાજ્યને માથે લાદેલી હોય છે.

ઈ. સ. ૧૯૩૫માં પંદર વર્ષની ઉંમર સુધી કેળવણી ફરજિયાત કરવામાં આવી. આટલી બધી સગવડ હોવા છતાં ત્યાં શેંકડાબંધ રાત્રિશાળાઓ ગામેગામ ઉઘાડવામાં આવી છે. આવી રાત્રિશાળાઓમાં અનેક વિષયો શીખવાય છે. મોટી ઉંમરના સહુ કોઈ તેનો લાભ લે છે. અને ધંધો, ઉદ્યોગ, હુન્નર, કળા એ બધું રસપૂર્વક શીખવવામાં આવે છે. ૮૭ વર્ષની ડોશીમાઓ પણ ત્યાં આનંદથી ધંધો ઉદ્યોગ શીખે છે એ ખરેખર આશ્ચર્ય ઉપજાવે તેવું નથી ?

આ ઉપરાન્ત ત્યાં Central School નામની સંસ્થા અસ્તિત્વ ધરાવે છે. એમાં Elementary Junior અને Elementary Seniorમાંથી ચાલાક બાળકો જઈ શકે છે. અને Cental Schoolમાંથી મોટે ભાગે બાળકો ધંધે વળગે છે. અને બહુ જ થોડા કોલેજમાં ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરવા જાય છે. પરિણામે ત્યાં અહીંની જેમ બી. એ. ને એમ. એ.નું લશ્કર હોતું નથી. કૉલેજ શિક્ષણને ત્યાં એક પ્રકારની Luxury ગણવામાં આવે છે. સામાન્ય જનતા ભાગ્યે જ એનો મોહ ધરાવે છે. પરિણામે કોલેજો પોતાની પ્રતિષ્ઠા જાળવી રહી છે. અને બહુ જ થોડા બી. એ. ને એમ. એ. બહાર પાડે છે. આપણે અહીં મનોદશા એથી વિપરીત છે, એટલે પરિણામ પણ વિપરીત જ આવે ને?

બીજી એક બાબત લક્ષ ખેંચે એવી એ છે કે ત્યાં બાળકો ધંધો પોતાની પસંદગીથી સ્વીકારે છે; જ્યારે આપણે અહીં કૌટુમ્બિક અસ્મિતાનો ખોટો ડોળ બતાવીને બાળકનું ભાવિ બગાડવામાં આવે છે. ત્યાંની શાળાઓમાં સ્ત્રી શિક્ષકોનું પ્રમાણ ૭૨ ટકા છે અને દરેક શાળા તરફથી ગ્રીષ્મ શાળાઓ અને વેકેશનવર્ગો ચલાવવામાં આવે છે. આથી બાળકો રજા દરમિયાન ઘણું નવું શીખે છે. આ વર્ગો દ્વારા બાળકોમાં રહેલા ગુણો ખીલવવાનું, પોષવાનું અને ઉછેરવાનું અનુપમ કાર્ય સધાય છે. અઢાર વર્ષે ત્યાં શિક્ષણ સમાપ્ત થાય છે અને Declaration Rights સમજાવવામાં આવે છે.

શિક્ષણને અન્તે અંગ્રેજ વિદ્યાર્થીને પોતાની જવાબદારીનું સંપૂર્ણ ભાન હોય છે. એ હંમેશાં એક સારા શહેરી તરીકે બહાર પડે છે. એના મગજમાં નિરાશાનાં, બેકારીનાં દુઃખદ સ્વપ્નાં હોતાં નથી. એ જગતમાં આનંદ, જીવનમાં ઉલ્લાસ અને કર્તવ્યમાં શ્રેય જુએ છે. ટૂંકમાં, એનામાં પોતાનું ભાવિ ઉજ્જવળ કરવાની અપૂર્વ શક્તિ હોય છે. જે આબાદી ઇંગ્લેન્ડે ટૂંક સમયમાં પ્રાપ્ત કરી છે તે એની કેળવણીને આભારી છે એમાં તો લેશ માત્ર સંદેહ નથી. જ્યારે આપણે ત્યાં હિંદમાં તો એ વિશે મૌન જ સેવવું ઉચિત ધારું છું. હિંદ સંપૂર્ણ સ્વતંત્ર નથી પરન્તુ એમ છતાંએ પ્રજા સમજીને કેળવણીના ક્ષેત્રમાં પોતાની ફરજ બજાવે તો જ્ઞાનદીપ જરૂર ઘેરેઘેર પ્રગટે એમાં નવાઈ નથી જ. પરન્તુ "वो दिन कहांसे !..............." અસ્તુ !

# લિપિચર્ચા

નરસિંહભાઈ ઈ. પટેલ

**વૈદિક કુળની** સંસ્કૃત તેમ જ અર્વાચીન સૌ ભાષાઓમાં अइउण्। ऋलृक्। એટલે अ, इ, उ, ऋ, लृ એ પાંચ મૂળ સ્વર છે, પણ તેમાં યે अदेङ्गुणः ।૧।૧:૨ એ પાણિની વ્યાકરણના સૂત્ર પ્રમાણે अ ગુણ સ્વર છે. બેશક ત્યારે પ્રશ્ન થાય છે કે अનો મૂળ સ્વર કયો? યુરોપિયન વિદ્વાનો માને છે કે આજે જો કે એ મૂળ સ્વર લુપ્ત થઈ ગયો છે, છતાં પ્રાગ્વૈદિક ભાષામાં હતો. એ મૂળ સ્વર લુપ્ત થવાને કારણે તેનો ગુણ સ્વર अને આજે મૂળ સ્વર માનવો પડ્યો છે.

એ મૂળ સ્વર હ્રસ્વ છે. તેના आ, ई, ऊ, અને ॠ એ દીર્ઘસ્વર છે. જો કે वृद्धिरादैच् ।૧।૧।૧ એ સૂત્ર પ્રમાણે પેલા લુપ્ત સ્વરનો अ જેમ ગુણ સ્વર છે તેમ आ વૃદ્ધિ સ્વર છે. लृ નો દીર્ઘ સ્વર લુપ્ત થયો છે.

आद्गुण : ૬ । ૧ । ૮૭ । એ સૂત્ર પ્રમાણે अ કે आ પછી હ્રસ્વ કે દીર્ઘ મૂળ સ્વર આવે તો એ બે મળી ગુણ સ્વર થાય અને वृद्धिरेचि । ૬ ।૧।૮૮। એ સૂત્ર પ્રમાણે अ કે आ પછી ગુણસ્વર આવે તો એ બે મળીને વૃદ્ધિ સ્વર થાય.

ત્યારે ખરી રીતે તો इ, उ, અને ऋ એટલા જ મૂળસ્વર છે (ગુજરાતીમાં लृ લુપ્ત થયો છે) તેમની તથા તેમના દીર્ઘ સ્વરની વિશિષ્ટ લિપિસંજ્ઞા સંસ્કૃતની પેઠે ગુજરાતી ભાષામાં પણ છે. ઉપર જણાવ્યું તેમ अમાં મૂળ સ્વર મળ્યે ગુણ સ્વર અને ગુણ સ્વર મળ્યે વૃદ્ધિ સ્વર થાય છે, એટલે એમની લિપિસંજ્ઞા अની ભૂમિકા ઉપર વિશિષ્ટ સંજ્ઞાઓ મૂકીને બનાવી છે. એ રીતે આજની આપણી સ્વરમાળા નીચે પ્રમાણે છેઃ

| | | | | |
|---|---|---|---|---|
| મૂળ સ્વર—હ્રસ્વ | લુપ્ત | ઇ | ઉ | ઋ |
| દીર્ઘ | ,, | ઈ | ઊ | ૠ.... |
| ગુણ સ્વર | અ | એ | ઓ | અર્* |
| વૃદ્ધિ ,, | આ | ઐ | ઔ | આર્* |

હવે ઉપરના સ્વરો વ્યંજનો સાથે મળે ત્યારે તે દરેક માટે વિશિષ્ટ સંજ્ઞાઓ યોજાઈ છે. અ મળે ત્યારે વ્યંજનની હલન્ત સંજ્ઞા ઊડી જાય છે. પછીના આ, ઇ, ઈ, ઉ, ઊ;

* અર્ અને આર્ ખરી રીતે તો ऋના ગુણ અને વૃદ્ધિ સ્વર નથી, પણ જેમ ઇના ગુણ સ્વર અને વૃદ્ધિ સ્વર પછી અ આવતાં તે બે મળી અનુક્રમે અય્, અને આય્ થાય છે, જેમ ઉ ના ગુણ સ્વર અને વૃદ્ધિ સ્વર પછી અ આવતાં એ બે મળી અનુક્રમે અવ્ અને આવ્ થાય છે, તેવી જ રીતે ऋના ગુણ અને વૃદ્ધિ સ્વર; જે લુપ્ત થઈ ગયા છે, તેમની પછી અ આવતાં તે બે મળી અર્ અને આર્ થાય; પણ તે બેને જ, લુપ્ત થઈ ગયેલા ગુણ અને વૃદ્ધિ સ્વરને બદલે, માની લેવામાં આવ્યા છે.

ઋ, (ૠ, આજે લુપ્ત થયો છે) એ, ઐ, ઓ, ઔ, એ સ્વરો માટે અનુક્રમે ા, િ, ી, ુ, ૂ, ૃ, ે, ૈ, ો, ૌ, એ સંજ્ઞાઓ વ્યંજનોને લાગે છે.

હાલ લિપિસુધારાનો પ્રશ્ન ઊપડ્યો છે, ગુજરાતી ભાષાની લિપિ સુધારવા માટે શ્રી. મશરૂવાળા અને શ્રી કાલેલકર સારો રસ લે છે. અને પોતાના લેખો પણ પોતાની સુધારેલી લિપિમાં છપાવે છે. પણ લિપિસુધારાના ઉત્સાહમાં એ બંને ભાઈઓ શાસ્ત્રીય દૃષ્ટિએ અમુક દોષ કરે છે એમ લાગ્યાથી જ આ ચર્ચા ઉપાડું છું.

'પ્રસ્થાન'ના માગશરના અંકમાં શ્રી કાલેલકરનો 'ભગવદ્ગીતાનું અધ્યયન' એ નામે લેખ એમણે પોતાની નવી લિપિમાં છપાવ્યો છે, તેમાં એમણે ઇ, ઈ, ઉ અને ઊ ને બદલે અિ, અી, અુ, (કોઈ કોઈ જગાએ ૩ પણ) અને અૂ છપાવ્યા છે. (એ જ ન્યાયે ઋ ને બદલે અૃ છપાવવો જોઈતો હતો, પણ તેમ નથી છપાવ્યો.) આ ફેરફારમાં મને શાસ્ત્રીય દોષ દેખાય છે. કારણ કે ક્ વગેરે વ્યંજનોની સાથે ઇ વગેરે ચાર મૂળ સ્વર જોડાતાં, િ વગેરે ચાર સંજ્ઞાઓ એ વ્યંજનને લાગે છે. પણ અ સાથે એ ચાર સ્વર જોડાતાં તેમને બદલે અને ગુણસ્વર જોડાતાં વૃદ્ધિસ્વર બની જાય છે. ક્+ઇ=કિ, એ બરાબર; પણ અ+ઇ=અિ નહિ, પણ એ જ થાય. આમ એ મૂળ સ્વરની સંજ્ઞાઓ વ્યંજનની પેઠે અને ન જ લગાડી શકાય. ગુણ અને વૃદ્ધિ સ્વર મૂળ નહિ, પણ અ ની સાથે સંયુક્ત થયેલી સ્વર હોવાથી તેમની સંજ્ઞાઓ અને લગાડવાની યોજના સંસ્કૃત ભાષાના વિદ્વાનોએ કરી છે.

કોઈ દાવો કરશે કે સર્વે સ્વરોને સમાન રૂપ આપવાને માટે આવો સુધારો કર્યો છે ને તે ઇષ્ટ છે. પણ જે સ્વરોના ઉચ્ચારનાં સ્થાન સ્પષ્ટ રીતે વિશિષ્ટ અને જુદાં છે, તે સ્વરોની સંજ્ઞાઓ પણ સ્પષ્ટ રીતે વિશિષ્ટ અને જુદી હોય એમાં જ શાસ્ત્રીયતા છે અને એ વાત પ્રાચીન વ્યાકરણશાસ્ત્રીઓએ સારી રીતે વિચારીને સૌ મૂળ સ્વરોની વિશિષ્ટ અને જુદી સંજ્ઞાઓ યોજી છે.

કોઈ દાવો કરશે કે લેખનની સરળતાને હેતુએ આ સુધારો કર્યો છે, પણ હું પૂછું છું કે ઇ, ઈ, ઉ અને ઊ ને બદલે અિ, અી, અુ અને અૂ લખવામાં કઈ સરળતા છે? લેખનમાં સરળતાનો પ્રથમ નિયમ એ છે કે અક્ષરો અને શબ્દો પણ લખતાં કલમ વગર ઉપાડ્યે સરળતાએ ચાલે, અને તેટલી ઓછી વાર કલમ ઉપાડવી પડે. એ નિયમે યુરોપની સર્વે ભાષાઓ લખવામાં સરળ છે. મરડાઈને તૈયાર થએલી મોડી કહેવાતી મરાઠી લિપિ પણ લખવામાં એટલી જ સરળ છે. ગુજરાતી લિપિનાં છાપખાનાં આવતા પહેલાં, દેવનાગરી લિપિનાં માથાંને સરળતાથી, કલમ ઉપાડ્યા વિના, લખવાને માટે એ જ નિયમે જુદાં માથાં એક સળંગ લીટીના સ્વરૂપમાં દોરી દેવાતાં. અને એ દૃષ્ટિએ અત્યારે લખાતા મૂળસ્વરો, સુધારેલી લિપિના સ્વરો કરતાં લખવામાં વધારે સરળ છે.

અને સરળતાને ખાતર શાસ્ત્રીયતાનો ભોગ તો ન જ અપાય. અંગ્રેજી knowledge શબ્દનો ઉચ્ચાર 'નોલેજ' થાય છે, તેમાંના k નો ઉચ્ચાર ઊડી ગયો છે અને તે અક્ષર

આજે અજાગલસ્તન પેઠે નિરર્થક થઈ પડ્યો છે; છતાં યે એ શબ્દને સંસ્કૃત જ્ઞા શબ્દ સાથે ધાતુસંબંધ છે એ ઐતિહાસિક શાસ્ત્રીયતા (જાણે કે) સાચવી રાખવા માટે જ એ નિરર્થક દેખાતા k નો સંગ્રહ કરી રાખ્યો છે, સરળતા સાધવા ખાતર એને ધકેલી નથી દીધો.

શાસ્ત્રીયતાનો ભોગ ન અપાતો હોય ત્યાં સરળતા સાધવી એ ઇષ્ટ છે. દેવનાગરી અક્ષરોનાં માથાંની એક સળંગ લીટી આપણા પૂર્વજોએ સરળતાને માટે બનાવી દીધી હતી, તેમ જ જી, જુ અને જૂ, એમને બદલે જી, જુ, જૂ સળંગ કલમે લખાય એટલા માટે બનાવ્યા હતા. પણ આ લિપિસુધારકો એકરૂપતાને માટે કે કોણ જાણે કયે હેતુએ આ અક્ષરોની સરળતા તોડીને પાછા મૂળ રૂપે લખવાનું યોજે છે?

મારી આ વિચારશ્રેણીમાં કંઈ દોષ હોય તો કોઈ દેખાડે એવી આશા છે



અનુસંધાન પાનું ૪૨૦ ]

પણ ક્રાંતિકારી લડત ચોમેરની કટોકટીની પરિસ્થિતિમાં, કાંઈ માત્ર નૈતિક શુદ્ધતા કે ચારુતાનો જ પ્રશ્ન નથી. એ તો પ્રજાકીય જીવનવૈષમ્યના તોડનો પ્રશ્ન છે. ચોમેર જ્યાં ભયાનક ઐતિહાસિક ઉથલપાથલની કટોકટીનાં ડંકા બજતા હોય તે વખતે જે રાજકીય નેતા, જનતાની મુક્તિ ઘડતો હોય તે પોતાની હિલચાલને ફિલસૂફીની શુદ્ધાશુદ્ધતાના ગજે જ માત્ર નહિ આપી શકે. એ રીતે માપવા જતાં એને જનશક્તિના જુવાળને થંભાવવા પડે. એના અરસિક ને નિરાશ પ્રત્યાઘાતો જોવા, સહેવા પડે. અને એવા વાતાવરણની પરિસ્થિતિમાં માથે લટકતી તરવાર જેમ તૂટી પડે તેમ ઝઝૂમતી જગતવ્યાપી આફત જો વરસી પડે તો એનો શીઘ્ર સામનો કરવા માટે પ્રજા કદાચ જરૂરી તત્પરતા ન દાખવે. ને એનાં વસમાં પરિણામ સહેવાં પડે. ત્યારે કદાચ એવું થયું ગણાય કે નાલાયક વિરોધીઓને તક આપવા જતાં પ્રજાનું ભાવિ ખોળવાઈ જાય.

## બીજી બાજુ

અલબત્ત, ઉપલી ચર્ચા એમ માનીને કરવામાં આવી છે કે દિલ્હી ખાતેથી રજવાડી ચળવળોના સવિનય કાનૂનભંગી પગલાં મોકૂફ રાખવાની સૂચના આપવામાં મહાત્માજીનો એક માત્ર હેતુ રાજાઓને છેલ્લી તક આપવાનો હતો. પ્રજાકીય વિરોધની મૂંઝવણભરી વિષમ સ્થિતિમાં રાજાઓ ઠંડે મગજે વિચાર ન કરી શકે એ બનવા જોગ હોવાથી એમને સ્વસ્થ કરી મૂકે એવું વાતાવરણ પ્રજા તરફથી તૈયાર કરી આપવામાં આવે જેથી એઓ શાંત ચિત્તે વિચાર કરે કે પ્રજાને જવાબદાર રાજતંત્ર આપવામાં એઓ એમના ભાવિ ઉપર ઝઝૂમતી આફતને ટાળી શકે. રજવાડી લડતોને મોકૂફ રાખવામાં મહાત્માજીનો આ હેતુ પણ હતો. પણ એમની પાસે લડત મોકૂફીનું પગલું લેવરાવનાર મોટું તત્ત્વ તો રજવાડી લડતો અહિંસક ન રહી હતી એ હતું. લડત લડનાર પ્રજામાં એમને જોઈતું અહિંસક શિસ્ત નહોતું વગેરે.

હકીકત જો આમ હોય તો આપણે જરૂર કહી શકીએ કે એમને માટે લડત મોકૂફીની સલાહ આપવા સિવાય બીજો ઉપાય નહોતો. કારણ કે સુભાષબાબુની પ્રમુખ તરીકે વરણી થઈ એના વિરોધમાં એમણે જે નિવેદન બહાર પાડ્યું હતું એમાં એમણે સ્પષ્ટ કર્યું હતું કે 'હું જો કોઈ (સત્ય ને અહિંસાના) સિદ્ધાંતોનું પ્રતિબિંબ ન હોઉં તો હું કંઈ જ નથી.' એટલે અહિંસક ઢબે ને અહિંસાના નિયમની શરતે ન ચાલતી રજવાડી લડતોને એઓ ન જ દોરી શકે એ સ્વાભાવિક ને એમને માટે યોગ્ય જ છે. ગાંધીજી, ગાંધીજી મટીને તો રજવાડી લડત નહિ જ દોરી શકે ? ને એમને મતે હિંસક થતી જતી રજવાડી લડતને પ્રેરણા આપીને પણ દોર્યે જવું એ ગાંધીજી મટવાપણું જ કહેવાય.

આટલે સુધી તો બધું બરાબર લાગે છે. પણ લડત મોકૂફીના એક નિવેદનના છેવટના ભાગમાં ગાંધીજી જણાવે છે કે 'ત્રાવણકોરવાસીઓને હું ખોળાધરી આપું છું કે આ મોકૂફી દરમ્યાન હું નવરો નહિ બેસું. દરમિયાન મોકૂફીવાળાં રાજ્યોમાં રાહત નહિ આવે એમ માનીએ તો યે, છેવટના નિર્ણય ઉપર આવવામાં હું ઝાઝો વિલંબ નહિ કરું.'

આ નિવેદન પછી મોફૂસીવાળાં રાજ્યો'માં પણ મોફૂસીની સૂચના એમના તરફથી આપવામાં આવી છે. ને એમાં મુખ્ય કારણ દેશી રાજ્યોમાં ચાલતી લડતોમાં હિંસાનો દાનવ વારંવાર ફૂટી નીકળવાનું એમણે જણાવ્યું છે. એમને પોતાને પણ શંકા થઈ હોય એવું લાગે છે કે 'અગાઉની સવિનયભંગની લડતો ઉપાડવાની બાબતમાં ઉતાવળ કર્યાનો અને વધુ પડતો વિશ્વાસ ધર્યાનો આરોપ' દેશીરજવાડાંમાં શરૂ કરેલ સવિનયભંગને પણ કેમ નહિ લાગુ પાડી શકાય? કારણ કે દેશી રાજ્યોની લડત મોફૂસી ફરમાવતાં એઓ લખે છે કે, 'સત્યાગ્રહની ભાવના હજી પચી નથી અને શોધકના હૈયામાં હિંસા જાણ્યે અજાણ્યે પણ ફેરા માર્યા કરે છે.'

પ્રજાની નાડ ઉપર એમનો હાથ હમેશાં રહ્યો હોવાથી આપણે એમના ઉપરના વિધાનને સચોટ ગણવું રહ્યું. હવે પ્રશ્ન એ થાય છે કે જો આટલી તાલીમ પછી પણ સવિનય ભંગ કરવા જેટલી અહિંસા આપણે નથી કેળવી શક્યા એમ મહાત્માજી સકારણ માને છે તો ત્રાવણકોરવાસીઓને એમણે ખાતરી આપી છે કે છેવટના નિર્ણય ઉપર આવવામાં એઓ ઝાઝો વિલંબ નહિ કરે એટલે શું? એમનો છેવટનો નિર્ણય 'હંગામી મોફૂસી' ને કાયમી મોફૂસીમાં ફેરવી નાખવાનો નહિ હોય? ને એમને લાગતી હિંસા જોતાં એમનો નિર્ણય એ તરફનો હશે એમ માનવાને કારણ મળે છે. કારણ કે છેવટના નિર્ણય ઉપર આવવાને ઝાઝો વિલંબ નહિ કરવા છતાં એ વિલંબ જેટલા ટૂંકા ગાળામાં તો એવું નહિ જ બની જાય કે આજે દેખાતી હિંસા અદૃશ્ય થઈ જાય ને એને સ્થાને દેશી રાજ્યોની પ્રજામાં ને કાર્યકરોમાં શિસ્તબદ્ધ અહિંસા ઘર કરી જાય. સાવ ટૂંકા વખતમાં 'હિંસાથી ધખધખી રહેલું વાતાવરણ' અહિંસક વાતાવરણમાં નહિ પલટાઈ જાય એ સમજવું મુશ્કેલ નથી. તો શું એઓ હંગામી મોફૂસીને કાયમીની ફરમાશ કરશે? એમની સ્વાભાવજનિત ક્રાંતિવૃત્તિ અને જન્મજાત લોકનેતાની લાગતી જોતાં પ્રજાની ઉગ્રતાને દાબી દેવાનું પગલું એઓ નહિ ભરી શકે. ત્યારે એમનો નિર્ણય કયો હશે? એ પ્રશ્ન ખડો રહે છે.

## ભૂંડી ખટપટની અટવી સામે સત્યાગ્રહી

પણ રાજકોટે ઉપલા પ્રશ્નને ઢાંકી દીધો છે. રાજકોટ, અત્યારે હિંદના અહિંસાના આચાર્યની સત્યાગ્રહી કસોટીનું મેદાન થઈ રહ્યું હોવાથી સમસ્ત ભારતવર્ષની નજર આજે એ તરફ છે. ઠાકોર આપખુદી ને ભૂંડા સલાહકારોની જમાતને મોટામાં મોટા સત્યાગ્રહીની પારદર્શક શુદ્ધતાનું રસાયણ સ્પર્શ કરવા અસમર્થ પુરવાર થતું દેખાય છે. મહાત્માજીની ચૂસ્ત શ્રદ્ધા એ પ્રકારની છે કે સત્યાગ્રહનું રસાયણ ગમે તેવા સખત હૈયાના ઈનસાનને પણ વહેલે મોડે સ્પર્શે જ છે. રાજકોટના ઠાકોર અને એમના સલાહકાર ગાંધીજીના સત્યાગ્રહ રસાયણની અસરમાં આવવાની ઈરાદાપૂર્વક ના પાડે છે. જે વ્યક્તિ કે વર્ગ જાગૃતપણે અમુક શક્તિની અસરમાં તણાવાની ના પાડે એને પણ તાણી જવાની અમોઘ શક્તિ સત્યાગ્રહમાં છે? મને એ વિશે શંકા છે. રાજકોટ નરેશ ને એના સલાહકારો મારફત હિંદની રજવાડી આપખુદી એ સાબિત કરી આપશે કે એઓ 'સત્યાગ્રહપ્રૂફ' છે.

## આપખુદી સામે સત્યાગ્રહના પ્રકારો

આજ સુધીની મહાત્માજીની કારકીર્દિ દરમ્યાન એમને સદ્‌ભાગ્યે એમને પોતાનું સત્યાગ્રહનું શસ્ત્ર ડૅમોક્રેટિક ભાવના, અસર ને મર્યાદિત પદ્ધતિવાળી સત્તા સામે અજમાવવાનું આવ્યું છે. દક્ષિણ આફ્રિકાના હિંદીઓ સાથે એમણે કરેલ પ્રયોગ પણ ડૅમોક્રેટિક પદ્ધતિના સત્તાધીશો સમક્ષ કરેલ સત્યાગ્રહ હતો. ત્યાર પછી હિંદમાં આપણે જોઈએ છીએ કે એક યા બીજી રીતે ડૅમોક્રેટિક શાસનપ્રણાલિની અસરવાળી વ્યક્તિઓ કે સત્તાધારી વર્ગ સામે એમને સંખ્યાની દૃષ્ટિએ અતુલ પ્રમાણવાળા માણસોની મદદથી એ શસ્ત્રને વાપરવાનો પ્રસંગ આવ્યો હતો. એ દાખલાઓમાં પણ જ્યારે મુખ્ય સત્તાધીશ આપખુદ માનસવાળા અને વધારે કઠણ માલૂમ પડયા છે ત્યારે એ હિલચાલને અને શસ્ત્રને ધોકો પહોંચ્યો છે. લૉર્ડ રેડીંગ, લૉર્ડ ઈરવીન કે જનરલ સ્મટ્સ જેવા પ્રમાણમાં વધારે મુલાયમ કાળજાવાળા ને લિબરલીઝમની ફિલસૂફીવાળા માણસોને એની અસર વહેલી ને વધારે થઈ એટલે એમના વખતમાં આપણી સત્યાગ્રહી હિલચાલ વિજય મેળવતી લાગી. લૉર્ડ વિલિંગ્ડન ને સર સેમ્યુઅલ હૉર જેવા રુક્ષહૃદયી સત્તાધીશો સામે જ્યારે એને આથડવાનું આવ્યું ત્યારે એનું પરિણામ શું આવ્યું એ આપણે જાણીએ છીએ.

લોકશાસનની પાર્શ્વભૂમિકાવાળી બ્રિટિશ સત્તા સામે હિંદમાં ગાંધીજીએ પ્રચારિત કરેલ સત્યાગ્રહની રીતોને એના એ સ્વરૂપે રજવાડી આપખુદી સામે આપણે નહિ લાગુ પાડી શકીએ. આપખુદી સામે સત્યાગ્રહનું શસ્ત્ર સાવ નિષ્ફળ જશે એમ કહેવું એ આજે ઘણું કવેળાનું કહેવાય. પણ એને સારી સફળતા મળશે એમ માનવાનેયે કારણ નથી જણાતું. દેશી રાજ્યોએ આદરેલ વ્યવસ્થિત ગુંડાગીરીને ન સમજી શકાય એવી ખટપટી ભૂંડાઈઓ સામે પ્રજા અહિંસક પદ્ધતિએ કેટલે અંશે સફળ થશે એ કહી શકાય એવું નથી. રાજકોટ એનું ઝળહળતું ઉદાહરણ છે.

આમ આજે દેશી રાજ્યની ચળવળ ઊકળતી કઢાઈમાંથી પસાર થઈ રહી છે. પ્રજા જ્યારે હક્ક મેળવવા જીવ સાથે મથામણ કરી રહી હોય તે વખતે જે પ્રત્યાઘાતી તત્ત્વો આપખુદી રાજાઓ સાથે અપવિત્ર ભેરુબંધીની ગાંઠે જોડાઈ રહ્યાં છે એ વિસ્મય પમાડે એવું છે. રાજકોટમાં મુસ્લિમોની વતી શ્રી જિન્ના, હરિજનોના નાયક ડૉ. આંબેડકર પ્રજાપક્ષે ઊભવાને બદલે લઘુમતિઓનાં હિતો જાળવવાને નામે પ્રજા સામે, ઠાકોર સાથે બેસી ગયા છે. કોમવાદી નેતાઓ આટલા હલકા થઈ શકતા હશે એ ભાગ્યે જ કોઈના ખ્યાલમાં આ પહેલાં આવ્યું હશે. મુસ્લિમ જનતા ને થોડા ભાનભૂલ્યા હરિજનો એમના નાયકોથી નહિ ચેતે? ડૉ. આંબેડકર ને શ્રી જિન્નાની છેલ્લી રીતિનીતિ ઉપરથી લાગે છે કે આપણા દેશનું કોમવાદી માનસ ને એના રાજકારણની રીતો ભારે ગેબી જણાય છે.

૨૧-૪-૧૯૩૯

# ભેટ

પ્રજારામ ન. રાવળ

છવાયલા જૂઈથી ગ્રીષ્મ મંડપોઃ
સુરેખ એ રંગતણી મિલાવટોઃ
સૌન્દર્ય સંપન્ન નદી તણા તટોઃ
ને ઊડતી અનિલથી લચલાતણી લટો.

રસાળ આ વિશ્વ વિશાળ વાડિએ
લળી રહ્યાં કોટિક મિષ્ઠ લૂમખાંઃ
ને મ્હેકતાં કોટિક મિષ્ઠ ઝૂમખાં
ઝૂમી રહ્યાં કવિતની કમનીય ક્યારિએ.

સૌન્દર્ય સાગરમહીં કરી સ્નાન તાજું
ઊગે ઉષા નિત્ય નવીનતાભરીઃ
થૈ મુગ્ધ વિશ્વ ફુલતારકથી વધાવે
સંધ્યારૂપે નભનિકુંજ મહીં જતી સરી.

ચારે દિશાથી અવની પખાળતો,
આકાશને અંતરમાં ધરંતો,
મોતી અને જંળચરો ઉર સંઘરંતો
અંભોધિ કૈં ગભીર, ઘેરૂં, અનેરૂં ગાતો.

વિરાટવ્યાપી વિભુએ લીધી શું
ધરા બધી ઊંડળમાંહિં, એવું
અનંત નાવિન્યથકી ભરેલું
કેવું અહો! ગગન આપણુપે ઝુકેલું!

આછાં ભમંતાં નભમાંહિં આભલાંઃ
કંતાયલાં કોકથી શુભ્ર ગાભલાંઃ
તેમાં ચળાતાં તરતો સુધાંશુ
ફિક્કી અહો! વરસતી જગ ચંદ્રપ્રાંશુ!

પધારતી મંગલ કૃષ્ણ-રાત્રિ
ધીમે પદે કોમલ સંચરંતીઃ
ઢાંકી દઈને બુરખાથી દેહને
દેવકન્યાતણાં નેત્રો ન્યહાળંતાઁ ધરિત્રીને!

આ પાસ સપ્તર્ષિનું ઝૂમખું શું
ઝૂલી રહ્યું છે નભ હીંચકામાં!
તેજસ્વી ત્યાં સર્વથકી અધિકી
દૂરે ઉભી મલકતી કંઈ શુક્રતારિકા.

આકાશમાં દુન્દુભિનાદ વાજતા
નદીતણા યૌવનઓઘ ગાજતા
અઢાર ભારે વનની વનસ્પતિ
ઝૂકેલ મેઘાગમનેથી મોદતી.

લસરકે પીંછી કેરા આભના ફલકોપરિ
ખેંચાતી રંગબેરંગી કમાન ઈન્દ્રચાપની.
ઉત્તુંગ અભ્રંકષ પર્વતો ઉભાઃ
પોચા ઉરેથી ઝરણાં દડી રહ્યાંઃ

ઉગેલ આ શી કુમળી ધરો લીલી!
પૃથ્વીમૈયાતણાં જાણે કૂણાં સ્નેહાંકુરો સમી!
વહી રહ્યાં સેંજળ કૈં ઝરાઓઃ
ગાતાં મીઠાં ગાન ઉડંત પંખીઓઃ
વર્ષાગમે ખેતર પાકથી લચેઃ
મૂકાયો માનવી સારી વિશ્વસમૃદ્ધિની વચ્ચે.
ખ્હોળા કરે સહુ મળ્યા અમૂલા ખજાના,
હોઠે ધર્યા અમૃતના વિધિએ કટોરા;
રે! કિન્તુ વ્યક્તિગત સ્વાર્થ અનેક ભેળી,
કીધાં અમે જ અમ જીવન ઝેરઘોળ્યાં!

રામભાઈ પટેલ

## મુસોલિનીની કૃચ

યુરોપના બનાવો મ્યુનિચ પછી એટલી ઝડપે આગળ વધી રહ્યા છે કે થોડા દિવસ પહેલાંની હકીકત જાણે પુરાણી તિથિનો બની જાય છે. કેટલીકવાર તો સવારના બનાવો સાંજે જૂના થતા લાગે છે. આથી માસિક સમાલોચનામાં આજે યુરોપના માસેમાસના બનાવોનું આલેખન મુશ્કેલ ને ઘણીવાર વાસી બની જાય છે. ઘટનાઓનો જાણે ધોધ વહી રહ્યો છે. સ્થિરતા જેવું કશું લાગતું જ નથી. એપ્રિલની ૧ લી તારીખે યુરોપનું એકનું એક મુસ્લિમ રાજ્ય આલ્બેનિયા સ્વતંત્ર રાજ્યનો મોભો માણતું હતું. પંદર જ દિવસમાં આલ્બેનિયા ઈટાલિયન ફાસિસ્ટ સામ્રાજ્યનો એક ભાગ બની જાય છે, ને ઈટાલિયન સમ્રાટ આલ્બેનિયાનો તાજધારી થઈ બેસે છે. આલ્બેનિયાનો રાજા દામડેકાણા વિનાનો એક દેશમાંથી બીજા દેશમાં આશ્રય શોધતો રવડતો માણસ થઈ ગયો હોય છે. એક દિવસ પહેલાં ઝેકોસ્લોવેકિયા સ્વતંત્ર રાજ્ય માલૂમ પડે છે, મેમલ લિથુઆનિયાનું મહત્ત્વનું શહેર હોય છે, તો બીજે દિવસે હિટલરના 'માર્ચીંગ બૂટ'ની પડઘી સાથે થર્ડ રીશના ઓળા એના ઉપર ઊતરી પડે છે! શેતરંજના દાવમાં ઘડીએ ઘડીએ પલટાતી બાજીની માફક યુરોપનાં રાજ્યોના અસ્તિત્વ ને પ્રદેશોની બાજીના દાવ પલટો મારતા ખેલાયા કરે છે! ને આ બધું સહન કરતા પક્ષ તરફથી જરા પણ પ્રતિકાર થયા વિના. યુરોપની પાણીદાર પ્રજાઓ પ્રતિકારરહિત તાબેદારીની વ્યવસ્થિતિમાં ગોઠવાઈ જતી લાગે છે! આમ શાથી બને છે? મ્યુનિચે યુરોપીય લઘુરાષ્ટ્રોની પ્રતિકારક કમર ભાંગી નાખી છે! બહાદુર પ્રજાઓની પ્રતિકારી ઈચ્છાશક્તિ ભાંગી નાંખીને, ફ્રાંસ-બ્રિટન શી રીતે ભવિષ્યમાં ફાસિસ્ટ કૂચનો વિગ્રહી સામનો કરશે?

હિટલરે ઝેકોસ્લોવેકિયા હડપ કરીને જેમ મ્યુનિચના મેખ ધડીકમાં ભૂંસી નાખ્યા ને ચેમ્બરલેઈન-દલાડિયેરની જમાતને આંખ ચોળતા કરી મૂક્યા તેમ આલ્બેનિયા ઉપર હુમલો કરીને અને સ્પેનિશ આંતરવિગ્રહ જનરલ ફ્રાંકોની જીતમાં પરિણમ્યા છતાં, મુસોલિની તરફથી એથી ઊલટી કબૂલાત ૧૩મી જાન્યુઆરીએ, ચેમ્બરલેઈનને આપ્યા છતાં ઈટાલિયન સૈન્ય સ્પેનમાં રાખી રહ્યો છે એથી બહુ ઉત્સાહપૂર્વક ચેમ્બરલેઈન નીતિ-વાદીઓએ વધાવેલ એંગ્લો-ઈટાલિયન કરારે, જેમાં ભૂમધ્યની યથાસ્થિતતા ચાલુ રાખવાની કબૂલત આપ્યા છતાં પણ એ કરારને એના કાગળની કિંમત કરતાં પણ ઓછી કિંમતના કરી મૂકવામાં આવ્યા છે! આમ હિટલરે મધ્ય યુરોપ પૂરતા ફ્રાંસને ને મુસોલિનીએ ભૂમધ્ય સમુદ્રમાં ફ્રાંસ બ્રિટનને જબરો ફટકો માર્યો છે! ફાસિસ્ટ સરદારોને રીઝવીને એમની સાથે ચતુર્રાષ્ટ્ર કરાર કરી લેવાની, જેથી છેવટે ફાસિસ્ટ ટોળાંને રશિયા ઉપર વહેતાં મૂકી દેવાની નેમવાળી એમની પરદેશનીતિથી બાલ્ડવિન અને સર જહોન સાઈમને નિવૃત્તિ લેતા રામ્સે મેકડોનાલ્ડ પાસેથી કોન્ઝર્વેટિવ રાષ્ટ્રીય સરકારનો ચાર્જ લીધો હતો.

આજે ચાર વરસે એ નેમ કેવી ધૂળમાં મળી ગયેલી લાગે છે? બાલ્ડવિન અને તે પછી ચેમ્બરલેઈનના ચતુર્રાષ્ટ્ર કરારને ને સોવિયેટ રશિયાનું એકાંગીકરણ સિદ્ધ કરવાની મુરાદ નિષ્ફળ નિવડી છે એટલું જ નહિ પરંતુ મિત્ર માનેલ ફાસિસ્ટસંઘ ગભરાવી મૂકે એટલી હદે એમનો વિરોધી થઈ પડ્યો છે. આજ સુધી સેવેલી ને કરેલી મૈત્રીની વાતો પડતી મૂકીને પહેલીવાર બ્રિટિશ સત્તાધીશો સફાળા જાગી ઊઠ્યા છે ને હવે 'શાંતિ મોરચા,' 'સંરક્ષક રાષ્ટ્રસંઘ' 'ફાસિવાદ વિરોધી લોકશાસનવાદી રાષ્ટ્રોનું એકીકરણ' વગેરે વાતો કરતા થઈ ગયા છે.

## ફાસિસ્ટ નિરધાર

આ બધું હોવા છતાં હિટલર–મુસોલિની એમના નિરધારમાંથી પાછા હઠતાં દેખાતા નથી. બાલ્ડવિન, ચેમ્બરલેઈન પ્રણિત બ્રિટિશનીતિની નબળાઈ, અચોક્કસાઈ, ભીરુતા ને રશિયા સાથે ભળી જઈને હિટલર–મુસોલિની સાથે છેવટનો હિસાબ કરી લેવાના મનોવલણ ને નિશ્ચયના અભાવને લઈને ફાસિસ્ટ સરમુખત્યારો સમજી ગયા છે કે 'આજ સુધી ગુંડાગીરીની તવારીખ રચનાર બ્રિટન એના ઘડપણમાં સદ્‌ગુણોની વાતો કરે છે' એનાથી બીવાની જરૂર નથી.

ફાસિસ્ટ સરમુખત્યારો આટલા બધા ફાટ્યા ફાટ્યા આગળ વધી રહ્યા છે એનું બીજું કારણ બ્રિટિશ અને ફ્રેંચ વિગ્રહીશક્તિની અપૂર્ણતાનું પણ છે. ફાસિસ્ટ ને નાત્સી એજન્ટોએ એમને પાકે પાયે ખબર આપી છે કે નજીકના વિગ્રહમાં જર્મનો–ઈટાલિયન વિગ્રહી મોરચાશક્તિ સામે ફ્રાંકો–બ્રિટિશ લશ્કરી શક્તિ પ્રમાણમાં ઓછી છે. આથી એમને વિગ્રહની બીક નથી.

આ ઉપરાંત બીજું કારણ હિટલર–મુસોલિનીના માનસબંધારણનું પણ લાગે છે. હિટલર અને મુસોલિનીની કારકીર્દિ જાણનાર કહી શકશે કે એમણે પરિણામની પરવા રાખ્યા વિના આજ સુધી ઝુકાવ્યે રાખ્યું છે (Dare devils). જર્મન રીપબ્લિકન સરકાર સામે જેટલી સફળતા ને સહેલાઈથી હિટલર વિજય મેળવી શક્યો, મુસોલિની, ઈટાલિમાં જે આસાનીથી લિબરલ રાજપુરુષો પાસેથી સત્તા આંચકી શક્યો એ બધાંને કારણે એમને ખાતરી થઈ છે કે પ્રજાસત્તાક સરકારોમાં એકહથ્થુશાસન ન હોવાથી વિગ્રહ માટે જરૂરી નિશ્ચયબળ ને ત્વરિત નિર્ણયના અભાવની જબરી નબળાઈ હોય છે. એની સાથે એમણે મહાયુદ્ધ પછી ફ્રાંસ અને બ્રિટનમાં વિગ્રહબીકે સમૂહમાનસ ઉપર જમાવેલ કાબૂ જોડી દીધો છે.

## વિભક્ત યુદ્ધ : વિભક્ત મોરચા

આ પરિસ્થિતિનો લાભ લેવા માટે એમણે બે અલગ અલગ રીતિનીતિ અખત્યાર કરી. મૂડીવાદી ફ્રેંચ–બ્રિટિશ સમૂહમાનસ સામે એમણે રશિયન બોલ્શેવિઝમનો હાઉ ઊભો કર્યો ને છેક મ્યુનિચ સુધી એમણે સ્પષ્ટપણે એવું વલણ બતાવ્યું કે જર્મન નાત્સીવાદ ને ઈટાલિયન ફાસિવાદ યુરોપને બોલ્શેવિઝમના દાવાનળથી બચાવવાના ઉપાય તરીકે છે. ફ્રાંસ કે બ્રિટન સામે એને કશી રોકટોક નથી. આ હેતુ માટે એમણે ૧૯૩૬માં ફાસિસ્ટ આંતરરાષ્ટ્રીય સ્થાપવાનો દેખાવ કર્યો. દરેક દેશમાં બોલ્શેવિઝમ વધતો જતો

હોવાનો પ્રચાર શરુ કર્યો. આમ કરીને એમણે દરેક દેશનાં સ્થાપિત હિતોની સહાનુભૂતિ ને અમુક અંશે સાથ સર કર્યો.

બીજી તરફ એમણે પોતાના શક્ય વિરોધીઓને એકઠા ન થવા દેવાના પ્રયત્ન શરુ કર્યા. પોલાંડ સાથે દશ વરસના શાંતિકરાર કરીને એને ફ્રાંસથી હિટલરે, સર્વપ્રથમ વિખૂટું પાડયું. મુસોલિનીએ જુગોસ્લેવિયાને, ફ્રાંકો રશિયા–ઝેક અસરથી છૂટું પાડવા માંડયું. એંગ્લો–જર્મન નૌકાકરાર કરીને હિટલરે ફ્રાંસ–બ્રિટન રૂઢીકરણ ઢીલું કરી મૂકયું. રોમ–પૅરિસ કરાર કરીને મુસોલિનીએ ફ્રાંસને, બ્રિટનથી વધુ વેગળું કર્યું.

આ રીતે હરીફ રાષ્ટ્રોમાં ભાગલા પાડવાનું કાર્ય પૂરું થયા પછી ૧૯૩૬, ૧૯૩૭ ને ૧૯૩૮માં સ્થાનિક વિગ્રહો ને કજીયાગીરીની શરૂઆત, હિટલર મુસોલિનીએ કરી. સ્પેનમાં આંતરવિગ્રહ શરુ કરાવી એને સ્પેનયુદ્ધ કરાવી મૂકયો. બ્રિટને એમાં પોતાનો ફાળો સાથ આપ્યો. પછી આવ્યું ઑસ્ટ્રિયા, ને પછી આક્રમણની હારમાળા શરૂ થઈ, આજે આલ્બેનિયા સુધી આવીને તાત્કાળિક થંભી છે. હવે ફ્રાંકો–બ્રિટિશ ભ્રમણા ઊડી ગઈ છે ને એમણે નવા આક્રમણ સામે મક્કમ પગલાં લેવાનું જાહેર કર્યું હોવાથી થોડો વખત ફાસિસ્ટ આક્રમણ અટકશે.

દરમ્યાન બ્રિટિશ કુટિલનીતિએ ભીતરમાં પોતાનો ગેબી દોરીસંચાર શરૂ કર્યો છે. હજી પણ ચેમ્બરલેઈનની મુરાદ હિટલર–મુસોલિની સાથે સમજૂત કરી લેવાનો છે. એ માટે એણે બહુ છૂપે છૂપે વેતરણ કરવા માંડી છે. એટલા માટે રશિયા સાથે ફાસિઝમ વિરોધી મોરચો ખડો કરવાની એની વાટાઘાટ પૂરી થતી નથી, પોલાંડને આપેલી ખાતરી, રૂમાનિયા, ગ્રીસ ને ટર્કીને પણ આપવાની ચોક્કસ જાહેરાત એમના તરફથી થતી નથી.

## ચાકે પીંડો

આને પરિણામે પોલાંડને માથે બીજો રન્સીમેન હાકાઈ બેસે તો નવાઈ નહિ. જો કે તાજેતરમાં જ ચેમ્બરલેઈને બ્રિટિશ સરકારવતી પોલાંડના રાષ્ટ્રીય અસ્તિત્વને હુમલા સામે ટકાવી રાખવાની ખાતરી આપી છે. પણ એવી ખાતરી મ્યુનિચ વખતે ઝેકોસ્લોવેકિયાને પણ કયાં નહોતી આપવામાં આવી?

હા, બીજો પણ સંભવ છે. પોતાના ફાસિસ્ટ સહોદરોને મનાવી લેવાની નવી છૂપી હિલચાલમાં જો બ્રિટિશ વડાપ્રધાન નિષ્ફળ નીવડે—ને એમાં તાત્કાળિક સફળતા મળે તોયે લાંબે ગાળે નિષ્ફળતા એમને કરમે ચોંટેલી જ છે—તો ચોક્કસપણે ૧૯૧૪ના ઑગસ્ટ માસની માફક ૧૯૩૯ના કોઈપણ મહિનામાં જર્મનીવિરોધી રાષ્ટ્રજૂથ ઊભું થશે. રશિયા તો એમાં હશે જ. પણ અમેરિકાયે હશે.

૨૨–૪–૩૯




## (૧) આધુનિક કાવ્યકળા

૧૯૩૯ના 'સાહિત્ય વાર્ષિક' માં કાવ્ય અને સંસ્કૃતિ ઉપર લેખ લખતાં ડૉ. અમીય ચક્રવર્તી જણાવે છેઃ

"વિગ્રહ દરમ્યાન સંસ્કૃતિને માથે આવી પડેલ પ્રલયકારી આફતે અને વિગ્રહ બાદ પણ ચાલુ રહેલ આધુનિક યુગની કરુણ વિટંબણાઓએ, જે વ્યવસ્થા સાથે એઓ અવિભાજ્યપણે જાંગળાએલા હોય છે એમાં એમના કાર્ય વિશે કાવ્યકારોને ખૂબ જાગૃત કર્યાં છે. સમાજનું વ્યવસ્થાનૈષ્ફલ્ય એમના પોતાના અસ્તિત્વને હાનિકારક થઈ પડશે એટલું જ નહિ પરંતુ કલાને પણ વિકૃત પરિસ્થિતિની દાસી બનાવી મૂકશે, અને કાવ્યસંકલિત (Poetic) ન્યાય ને સત્યની કલ્પના પણ મલિન થઈ જશે, એ ખ્યાલથી એઓ સચેત થઈ ઊઠયા છે. આધુનિક માનવજાતની આંતરરાષ્ટ્રીય ભૂમિકાનો પ્રશ્ન જેની સામે ઉપસ્થિત થયો છે અને મન અને જીવનની, નીચલા થર ઉપરના વિકાસ સાથે સંગત હોય એ તરફ ઢસડાવાની હઠીલી ટેવોની પરિસ્થિતિમાં, 'આધુનિક કાવ્યને એ વચ્ચેના ફરકની હાસ્યાસ્પદતા સ્પષ્ટ કરવાની, એટલું જ નહિ પરંતુ એમાંથી ઊગરવાના રસ્તાનું સૂચન કરવાની પણ ફરજ પડે છે.

"........આજે કાવ્ય, સંસ્કૃતિની ભેટોની ઉપયોગિતા સમજાવવામાં પ્રવૃત્તિપણે લાગી ગયું છે. એ સાથે 'પ્રગતિ' 'વિકાસ'ની અવાસ્તવિકતા ચીંધવાનું ને ખુલ્લી કરવાનું કાર્ય કરી રહેલ છે. આ અવાસ્તવિકતા માનવ આત્માના વિનાશ ઉપર ફૂલેફાલે છે. માણસ, ઓજાર બનાવનાર પ્રાણી હોવાથી, હમેશ એની વૃત્તિ ઓજારોને–સાધનોને આદર્શના રંગે રંગવાની હોય છે. આજે સંસ્કૃતિના યાંત્રિક ઓજારોને 'કાવ્ય કદર'નો પૂરતો પ્રશસ્તિ લાભ મળી રહ્યો છે. ......પણ સાથે સાથે વિનાશનાં એંજીનો તરીકે યંત્રોના માનવ મારફત થતા ઉપયોગને, આપણા યુગની સાચી કાવ્યકલાના ભારોભાર વખોડી કાઢતા હુમલામાંથી પસાર થવું પડે છે.

"આપણા મહાન આધુનિક, રવીન્દ્રનાથ ટાગોરનાં કાવ્યોમાં મૂલ્યોની અતિચારુ સમતુલા દૃશ્યમાન થાય છે. આનું કારણ એ છે કે એમની કાવ્યપ્રતિભા, કવિ તરીકેની સંપૂર્ણ જવાબદારીનાં ભાનવાળી જાંચ પછી જ આધુનિક યુગને સ્વીકારે છે. એમને માટે 'સર્જનાત્મક સમન્વય' (Creative Unity) જ જીવન અને વિકાસનો સિદ્ધાંત છે. માનવ આદર્શોમાં કે એની પ્રવૃત્તિમાં જ્યાં જ્યાં આ સમન્વયને તરછોડવામાં કે

નકારવામાં આવે છે ત્યાં ત્યાં સંસ્કૃતિને ખમવું જ પડે છે. ટાગોરની દૃષ્ટિએ 'આત્મ સર્જન માનવ અસ્તિત્વના મૂળમાં છે, અને માનવમાં રહેલ આત્મસર્જક વૃત્તિનો આવેગ, પૂર્ણાવસ્થાના કાનૂનને જીવનમાં ઉતાર્યા પછી એની પાસે જીવનનાં ઉપકરણોનો ઉપયોગ કરાવે છે.

"કાવ્ય, સત્યની એકસ્વરૂપતા પ્રગટ કરે છે, અને માનવજાતિની અનેકાંગી મૂલ્ય-સંપત્તિઓને, ચિરકાલીન સમન્વયાત્મક આવિષ્કારનું સ્વરૂપ આપવાના સંસ્કૃતિનાં મંથનોને આગળ દોરે છે."

## (૨) સોવિયેટ રશિયાની ત્રીજી પંચવાર્ષિક યોજના

દશ વરસ ઉપર સોવિયેટ સરકારે સ્ટૅલિનની પ્રેરણાથી ઉત્પાદન વધારવાની વ્યવસ્થિત યોજના ઉપાડી હતી. આ યોજના પાંચ પાંચ વરસના તબક્કામાં વહેંચી નાખવામાં આવી હતી. દુનિયામાં સાવ પછાત ગણાતા સોવિયેટ રશિયાએ એનાં પંચવાર્ષિક યોજનાની સફળતાને કારણે દશ જ વરસમાં જગતના દેશોમાં ત્રીજું સ્થાન પ્રાપ્ત કર્યું છે. આ વરસની શરૂઆતમાં રશિયાએ ત્રીજી પંચવાર્ષિક યોજના અમલમાં મૂકી. એનો વ્યાપ અમાપ છે એમ કહી શકાય. એનો થોડો ખ્યાલ આવી શકે એ માટે ૧૨મી માર્ચે ભરાયેલ રશિયન કમ્યુનિસ્ટ પાર્ટી કોંગ્રેસ સમક્ષ કરવામાં આવેલ સ્ટૅલિનના અહેવાલ ને મોલોટોવના વક્તવ્ય-માંથી પ્રસ્તુત ભાગ નીચે તારવવામાં આવે છેઃ

૧૯૩૭માં દુનિયાંના દેશો આર્થિક મંદીની અસરમાંથી નીકળી ગયા હતા. આર્થિક તેજીનાં નવાં પગરણ શરૂ થયાં હતાં. આથી ૧૯૩૩નું વર્ષ કે જે જબ્બર આર્થિક મંદીનું વરસ હતું એ વરસમાં મૂડીવાદી દેશોમાં કુલ બેકારીનું પ્રમાણ ૩૦૦૦૦૦૦૦ દશલાખ હતું એ ૧૯૩૭માં ઘટીને ૧૪૦૦૦૦૦૦ થયું. પણ ૧૯૩૮માં ફરી પાછું મંદીનું મોજું ચડવા લાગ્યું ને મંદીની ચડઊતરની પારાશીશી સમાન બેકારી પાછી વધીને ૧૮૦૦૦૦૦૦ સુધી પહોંચી.

પણ મૂડીદારી ઉત્પાદન પદ્ધતિનો નિકાલ કર્યા પછી સોવિયેટ રશિયાએ પંચવાર્ષિક યોજનામાં નિયત કરવામાં આવ્યું હતું એ રીતે જથાબંધ માલની ઉત્પાદન પદ્ધતિ સ્વીકારી હોવાથી એને આર્થિક તેજીમંદી ને બેકારીની વધઘટના ઝેરી વર્તુળમાં સપડાવાપણું નહોતું રહ્યું. દર વરસે રશિયન સરકાર પ્રજાની આવકમાં ૨૦ ટકાનો વધારો ને ઉત્પાદક યાંત્રિક સાધનોને ઉત્પન્નમાં પણ એટલો વધારો કરવા શક્તિમાન થઈ. બીજી પંચવાર્ષિક યોજના દરમ્યાન પેદાશ વધારવાનાં યંત્રો ને કારખાનાં પાછળ ૧૧૫૦૦૦૦૦૦૦૦ રૂબલ ખરચવામાં આવ્યા હતા. ત્રીજી યોજનામાં ૧૮૦૦૦ દશલાખ રૂબલ ખરચવાની જોગવાઈ કરવામાં આવી છે. આ મૂડીરોકાણ બંને યોજના દરમ્યાન નીચે પ્રમાણે વહેંચી નાખવામાં આવ્યું હતુંઃ

પેદાશ વધારવાનાં સાધનોમાં મૂડીરોકાણ (૦૦૦ ૦૦૦ ૦૦૦ રૂબલમાં)

| | બીજી પંચવાર્ષિક યોજના અનુસાર | ત્રીજી યોજના અનુસાર |
|---|---|---|
| પેદાશ કરનારાઓના માલ પાછળ | ૮૬·૮ | ૪૯·૮ |
| માલના વપરાશી જથા માટે | ૧૬·૫ | ૮·૮ |
| | ૧૦૩·૩ | ૫૮·૬ |
| ખેતીવાડી | ૧૦·૬ | — |
| યાનવાહન | ૩૫·૮ | ૨૦·૭ |
| | ૧૪૯·૭ | ૭૯·૩ |

## રાષ્ટ્રસંપત્તિમાં જબરો વધારો

રાષ્ટ્રની કુલ મૂડી ( Basic Capital ) જે ૧૯૩૭ની આખરે ૧૮૯·૩ મિલિયર્ડ રૂબલ આંકવામાં આવી હતી એ ૧૯૪૨ માં ત્રીજી યોજનાને અંતે વધારીને ૩૪૭ મિલિયર્ડ રૂબલ થશે. ઉદ્યોગો ખાતે એ વધારો ૬૮ થી ૧૪૨ મિલિયર્ડ રૂબલ જેટલો વધારવામાં આવશે. ખેતીવાડી અંગે ૨૩ થી ૩૧ અને યાનવાહનનાં નવાં બાંધકામ ને યંત્રો વગેરે અંગે ૩૮ થી ૭૦ જેટલો વધારો થયો હશે.

પોતાના અહેવાલમાં થોડા તાદશ આંકડા આપતાં સ્ટેલિને જણાવ્યું હતું કે સોવિયેટ યુનિયનનો ઔદ્યોગિક વિકાસ વિરાટ પાયા ઉપર થઈ રહ્યો છે. સોવિયેટ યુનિયનની ઔદ્યોગિક પેદાશ પહેલી યોજનાને અંતે ૧૯૩૩માં ૪૨૦૩૦ ૦૦૦ ૦૦૦ રૂબલ હતી. ૧૯૩૮ માં બીજી યોજના પૂરી થઈ ત્યારે ઔદ્યોગિક પેદાશ ૧૦૦ ૩૭૫ ૦૦૦ ૦૦૦ રૂબલ એટલે ૧૩૯ ટકા જેટલી વધી હતી !

ખેતીવાડીનો યાંત્રિક વિકાસ રજુ કરતાં એણે જણાવ્યું હતું કે સોવિયેટ ફાર્મ ઉપર ૧૯૩૩માં ૨૧૦ ૯૦૦ ટ્રેક્ટરો હતાં. ૧૯૩૪ માં ૨૭૬૦૦૦, ૧૯૩૫માં ૩૬,૦૦૦, ૧૯૩૬ માં ૪૨૨૦૦૦ અને ૧૯૩૭માં ૪૮૩૫૦૦ ટ્રેક્ટરો હતાં.

હાર્વેસ્ટર કંબાઇન્સમાં તો પાંચસો ટકાનો વધારો થયો હતો. (૨૫૪૦૦, ૧૯૩૩ માં; ૧૫૩૫૦૦, ૧૯૩૮ની આખરે. )

રાષ્ટ્રીય આવકની વાત કરતાં એણે જણાવ્યું હતું કે ૧૯૩૩ માં રશિયાની કુલ આવક ૪૮૫૦૦ દશલાખ રૂબલ હતી તે વધીને ૧૯૩૮માં ૧૦૫૦૦૦ દશલાખ રૂબલ થઈ હતી ! કામદારોના વાર્ષિક પગાર પણ ૧૯૩૨–૩૮ દરમ્યાન ૩૫૦૦૦ દશલાખ રૂબલથી ૯૬૪૨૫ દશલાખ રૂબલે પહોંચ્યો હતો.

કામદાર દીઠ રાશ આવક ઉદ્યોગોમાં ૧૯૩૩ની સાલમાં ૧૫૧૩ રૂબલ હતી. ૧૯૩૮ માં એ ૩૪૪૭ રૂબલ થઈ.

કેળવણી અને સામાજિક રાહતોનાં (social services) કાર્યો પાછળ રકમ ખરચવામાં રશિયા સૌથી મોખરે આવે છે. રશિયન કોલેજો ને યુનિવર્સિટીમાં વિદ્યાર્થીઓની સંખ્યા બ્રિટન, ફ્રાંસ, જર્મની ને જાપાનની કુલ સંખ્યાના સરવાળાથી પણ વધારે હોય છે.

સોસ્યલ સરવિસીઝ પાછળ રાજ્યે ૧૯૩૩ માં ૫૮૪૦ દશલાખ રૂબલ ખર્ચ્યાં હતા ને ૧૯૩૮ માં ૩૫૨૦૨૫ દશલાખ રૂબલ ખર્ચ્યાં હતા.

ત્રીજી યોજનાનાં આંખે ઊડીને વળગે એવાં કેટલાંક લક્ષણો મોલોટોવે એના ભાષણમાં આ પ્રમાણે કહ્યાં હતાં:

"ત્રીજી પંચવાર્ષિક યોજના રાષ્ટ્રીય અર્થવ્યવસ્થાને હજી પણ જબ્બર આગેકૂચ કરાવે છે. ખાસ કરીને આપણી ઉદ્યોગપદ્ધતિને વિકસાવવાની ખાસ તકેદારી રાખે છે. એમાંયે સંરક્ષક લશ્કરી ને મોટા ઉદ્યોગોને આગળ ધપાવવાની એમાં જોગવાઇ કરવામાં આવી છે.

ત્રીજી યોજના આપણી રાષ્ટ્રીય આવકમાં દોઢસો ટકાનો વધારો કરે છે. ૯૬૦૦૦ દશલાખ રૂબલથી દેશની આવક વધીને ૧૭૪૦૦૦ દશલાખ રૂબલ થશે.

ત્રીજી યોજનાને અંતે ઉદ્યોગોની પેદાશનો જથો ૯૫ હજાર દશલાખથી વધીને લગભગ ૨૦૦૦૦૦ દશલાખ જેટલો થશે. એટલે ૧૯૪૨ની આખરે જ્યારે આપણી યોજના ખતમ થશે ત્યારે ૧૯૧૩ના વરસ કરતાં આપણી ઉદ્યોગોની પેદાશ પંદર ગણી વધી ગઈ હશે!

ત્રીજી પંચવાર્ષિક યોજના દરમ્યાન આપણા ઉદ્યોગોની રાશ પેદાશ ચૌદ ટકા જેટલી આંકવામાં આવી છે. ટકાની દૃષ્ટિએ આગલી યોજના કરતાં આ વખતે ઓછું છે. પણ એ ખ્યાલ રાખવો જરૂરી છે કે ત્રીજી યોજનામાં એક ટકાનો વધારો ૧૮૦૦ દશલાખ રૂબલ જેટલો હશે; જ્યારે આગલી યોજનામાં એક ટકો ૯૦૦ દશલાખ રૂબલ જેટલો થતો હતો."

૧૯૪૨માં ખેતીવાડીની આવકમાં દોઢો વધારો થશે. રેલ્વે એંજીનોની સંખ્યામાં ૩૨ ટકા, મોટરકારોની પેદાશમાં ૧૦૦ ટકા (આજે રશિયામાં ૫૭૦ હજાર મોટરકારો છે. ૧૯૪૨માં ૧૮ લાખ મોટરકારો હશે.), વિજળીક પાવરમાં ૧૦૬ ટકા, કોલસાની પેદાશમાં ૮૧ ટકા, બળતણનાં તેલોની પેદાશમાં ૭૭ ટકા, પીગ આયર્નમાં ૫૨ ટકા, સ્ટીલમાં ૫૮ ટકા, રોલ્ડ સ્ટીલમાં ૬૨ ટકા અને રાસાયનિક ઉદ્યોગોમાં ૧૨૭ ટકા વધારો થશે.

પોતાના વક્તવ્યનો ઉપસંહાર કરતાં અગાઉ મોલોટોવે ત્રીજી યોજના આગલી યોજનાઓ કરતાં કઈ રીતે જુદી પડે છે એ બતાવ્યું ને કહ્યું: "પહેલી બે યોજનાઓમાં તો આપણે સોસ્યાલિસ્ટ અર્થવ્યવસ્થાના પાયા નાંખવાના હતા; ત્રીજી યોજના વખતે એ પાયા નંખાઈ, પૂરાઈ ગયા છે. હવે આપણે કમ્યૂનિસ્ટ સમાજરચના ને અર્થવ્યવસ્થાની ભવ્ય મજબૂત ઈમારત ચણવાની છે."

રામભાઇ પટેલ




**દત્તાઃ**—મૂળ લેખક શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાય. અનુવાદકઃ ભોગીલાલ ગાંધી.
પ્રકાશકઃ આર. આર. શેઠની કું. મુંબઇ. કિં. રૂા. ૨-૦-૦

દત્તા પહેલેથી છેલ્લે સુધી વાંચ્યા પછી એક વિચાર આવે છે કે દત્તાનું જે વસ્તુ (plot) છે, એ વસ્તુ લઈ શરદબાબુ સિવાય બીજા કોઈ લેખકે એમાંથી નવલકથા વણી કાઢવાનો પ્રયત્ન કર્યો હોત તો જરૂર એ નિષ્ફળ જાત. માત્ર શરદબાબુની અસાધારણ શકિતઓએ જ આ નવલકથાને બચાવી લીધી છે.

શરદબાબુની એક નવલકથા વાંચી રહ્યા પછી, કે વાંચતાં વાંચતાં, એમની બીજી નવલકથાઓ જોડે, અથવા વાંચતાં હોઈએ એ નવલકથાનું માત્ર બીજી નવલકથાના પાત્ર જોડે સરખાવવાની સહજ ટેવ પડી જાય છે. એક નવલકથાની બીજી નવલકથા જોડે તુલના કરવાની પણ ઇચ્છા થાય છે. શ્રી રામનારાયણ પાઠક આ પુસ્તકના ઉપોદ્ઘાતમાં નવલકથાનો સર્વાંગી રસિક પરિચય આપતાં આ વાર્તાને પ્રસંગોપાત યથાર્થરીતે જ શરદબાબુની અન્ય નવલકથાઓ 'વિપ્રદાસ', 'બામણની દીકરી' અને 'પલ્લીસમાજ' જોડે સરખાવે છે.

આ નવલકથાનાં વસ્તુ, પાત્ર, રચના વગેરે કોઈ ખાસ અંગો વિશે નહિ, પણ એની પર સમગ્ર રીતે વિચાર કરતાં એટલું લાગ્યા વિના રહેતું નથી કે 'દત્તા' શરદબાબુની ઉત્તમ નવલકથાઓ શ્રીકાંત, સાવકી મા, દેવદાસ, ચંદ્રનાથ, પલ્લીસમાંજ જેટલી રસદષ્ટિએ ઉચ્ચ કોટિની તો નથી જ. આનો અર્થ એમ નથી કે 'દત્તા' એક નિર્માલ્ય નવલકથા છે. પાત્રસૃષ્ટિ જોઈએ ત્યાં જ શરદબાબુનાં અન્ય મહાન પાત્રો માફક અહીં પણ નવલકથાની નાયિકા દત્તા, નરેન, મહાન દંભી અને ધૂર્ત રાસબિહારી અને એનો ઢેફોળશંકર જેવો પુત્ર વિલાસબિહારી બધાં જીવન્ત પાત્રો છે. મુખ્ય પાત્રોની સૃષ્ટિથી આગળ વધી ગૌણ પાત્રોની સૃષ્ટિ તરફ દષ્ટિપાત કરીએ તોપણ, જેમ શેકસપીઅર વિશે કહેવાય છે તેમ, એના નાનામાં નાનાં પાત્રોને પણ કંઇ ને કંઈ વિશિષ્ટતા, કોઈ વૈયક્તિક ચાળો, ટેવ, લાક્ષણિકતા હોય છે જે એને બીજાં પાત્રોથી જુદું પાડી દે છે અને એને જીવન્ત બનાવે છે. તેમ નાનાં તેમજ મોટાં પાત્રોને જીવનદાન આપવાની શરદબાબુની શકિત એક મહાન લેખકને છાજે એવી છે એમાં શક નથી. દષ્ટાંત તરીકે દયાળબાબુ જેવું ગૌણ પાત્ર લો. દયાળબાબુનું પાત્ર પણ આપણને કેટલું જીવતું પરિચિત લાગે છે. એ જ પ્રમાણે નલિની.

આ નવલકથામાં આપણે જોઈએ છીએ, પાત્રો બહુ જ ઓછાં છે. શરદબાબુની અન્ય નવલકથાઓમાં નાનાંમોટાં થઈને પણ પાત્રોની સંખ્યા ઠીકઠીક વધી જાય છે, પણ આમાં તો જોઈએ એ કરતાં એક પણ નકામું પાત્ર ન દાખલ કરવાના નિશ્ચયથી જ આ કથા લખવાની શરદબાબુએ જાણે શરુઆત કરી હોય એવો ભાસ થાય છે.

પરંતુ, વસ્તુ પાતળી અને કુતૂહલ વિહોણી છે એમ લાગ્યા વિના રહેતું નથી. વસ્તુ એટલી જ છે કે વિજયા ( દત્તા ) એના પિતાની ઈચ્છાનુસાર નરેનને દેવાયેલી છે. ધૂર્ત રાસબિહારી વિજયાના પિતાના મૃત્યુ બાદ દત્તાની જાગીર પણ પોતાને આવી જાય માટે દત્તાને પોતાના પુત્ર વિલાસ જોડે પરણાવવા ખટપટ કરે છે. આ રીતે નરેન, વિલાસ અને વિજયા વચ્ચે ત્રિકોણ બની જાય છે, અને કુતૂહલ એટલા પૂરતું જ રહે છે કે નરેન અને વિલાસમાંથી વિજયા કોને પરણશે. નવલકથાના આરંભમાં જ વિજયા નરેનને દત્તા ( દેવાયેલી ) છે, અને શરદબાબુની બેપાંચ નવલકથાઓ જેમણે વાંચી છે અને શરદબાબુના વિચારો અને જીવનદષ્ટિનો જેમને જરા સરખો પણ પરિચય છે એને માટે 'દત્તા'નો શો અંત આવશે, દત્તા કોને પરણશે એ કહેવું મુશ્કેલ નહિ થઈ પડે. શરદબાબુ કોઈ દિવસે સનસનાટી કરે જ નહિ ! એટલા પૂરતા તો શરદબાબુને સ્થિતિચુસ્ત કહી શકાય નહિ ? (એટલું તો ચોક્કસ કે શરદબાબુનું માનસ Revolutionist નહિ, પણ Reformist છે.) દત્તા નરેનને અપાયેલી છે અને નરેનને જ જવાની—ભલે રાસબિહારી અને વિલાસબિહારી આકાશપાતાળ એક કરે !

આખરે બને છે પણ એમ. વિજયા નરેનને પરણે છે. આટલી પાતળી વસ્તુ પોણા-ત્રણસો પાનાંમાં પથરાયેલી પડી છે. થોડીવારમાં લેખક વિજયાનું મન નરેન તરફ વાળે છે, થોડીવારમાં કોઈ રચના અથવા પ્રસંગને લઈને એના વિરુદ્ધ કરે છે. વાચકને થાય કે હવે વિજયા વિલાસને પરણી જશે, ત્યાં વળી વિલાસ વિરુદ્ધની યોજના શરૂ થાય. આમ ડોલાડોલમાં ઘણીવાર સુધી તો વાચકનું કુતૂહલ ટકી રહે છે, અને શ્રી રામનારાયણ પાઠક કહે છે તેમ, છેલ્લે છેલ્લે તો જ્યારે વિજયા નરેનના નલિની જોડેના સંબંધ પરત્વે વહેમાઈ વિલાસ સાથે લગ્ન કરી નાખવા સહી કરી આપે છે, ત્યારે તો "વાંચનાર પોતાની અપેક્ષાના શેપની અંતિમ હદે પહોંચે છે."

પણ નવલકથાનાં પાનાં ફેરવતાં જે વાંચકે એમ અપેક્ષા રાખી હોય કે વિજયા નરેનને જ પરણશે એને એટલું આશ્વાસન હોય છે કે હજી પણ ઘણાં પાનાં બાકી છે, અને પોતાની અપેક્ષા જ ખરી પડશે ! અને આખરે આ વસ્તુની ભૂલભુલામણીમાં રખડી થાકયાપાકયા વાચક આખરે નરેન વિજયાના વૈદિક વિધિથી થતા લગ્નના સમારંભમાં આવી પહોંચે છે. અને જૂનું ઉખાણું "જે જેનાં તે તેનાં, બાકી ફાંફાં મારે શેનાં ?" જેવું બની જાય છે. Poetic justice પ્રમાણે દુષ્ટ રાસબિહારી બાજી હારી જાય છે. સખ્ત જૂના 'કવિ ન્યાય' પ્રમાણે તો ખલને સજા થવી જોઈએ, પણ અહીં રાસબિહારી ઉપર માત્ર આટલી જ સજા કરવામાં આવે છે કે એને વિજયા અને નરેનના લગ્નમાં ગોળધાણા ખાવા માટે યોજનાપુરઃસર હાજર રાખવામાં આવે છે.

આમ આ વાર્તા મંગલાન્ત બને છે.

આ વાર્તાનો સારાંશ જોવાથી શરદબાબુ અમુક અંશે વિચારોમાં જીવનદષ્ટિમાં સ્થિતિચૂસ્ત છે, અને જ્યાં જ્યાં સમાજનાં અનિષ્ટોની, કે અમુક પાત્રોનાં સુખદુઃખની વાત કરતાં, કે સમાજનાં અનિષ્ટોનો ઉકેલ સૂચવતાં શરદબાબુનું માનસ, પ્રત્યાઘાતી પ્રગતિશીલ જનવાણી જેવાં બિનજવાબદાર માણસોના હાથે ટાણે કટાણે વપરાઈ વપરાઈ અળખામણા થઈ પડેલા શબ્દો નહિ વાપરતાં, મેં ઉપર કહ્યું તેમ, સુધારકનું માનસ છે, ક્રાંતિકારનું નહિ.

સુધારક (Reformist) નું માનસ કંઈક આવા પ્રકારનું હોય છે કે—એક મકાન છે, એનો પાયો ખોદી નાખી, આખું મકાન તોડી પાડી નવું જ મકાન બનાવવાની જરૂર નથી, પણ એને સુધારી વધારી, અમુક ફેરફારો કરી વ્હાઈટવૉશ કરી એમ ને એમ રાખવું.

એ કબૂલ કે શરદબાબુની ખ્યાતિ આના પર અવલંબેલી જ નથી. એમની વિશિષ્ટતા બીજી જ છે. શરદબાબુની વિશિષ્ટતા સમભાવપૂર્વક સ્ત્રી તેમજ પુરુષ પાત્રોના ગૂઢ અને રહસ્યમય મનોવ્યાપાર કુશળતાથી અને કળાથી વ્યકત કરવામાં છે. એમાં પણ સ્ત્રીનું માનસ રજૂ કરવામાં શરદબાબુનું અદ્ભુત કૌશલ દેખાઈ આવે છે. એક શ્રીકાંતની અંદર જ અન્નદા દીદી, પિયારી બાઈજી, દેવદાસમાં પાર્વતી તેમ અહીં 'દત્તા'માં વિજયાનું પાત્ર છે. અલબત્ત, બીજા જેટલું પ્રાણવાન, સબળ અને મહાન તો નહિ, છતાં સરસ અને સુંદર તો ખરું જ.

શરદબાબુની એક શકિત સ્ત્રીહૃદયના સૂક્ષ્મમાં સૂક્ષ્મ વ્યાપારો વ્યકત કરવામાં છે તેમ એની બીજી શકિત, જેના પર વાચકોનું જોઈએ તેટલું લક્ષ નથી ખેંચાયું એ શરદબાબુની ખલપાત્રો સર્જવાની શકિત છે. જેમ નાયક નાયિકાને એ પાત્રસર્જનની સફળતાના પુરાવારૂપે આપણે આપણો સમભાવ આપીએ છીએ તેમ, ખલપાત્રોને આપણે તિરસ્કારીએ છીએ. એ ખલપાત્રોના પ્રપંચો, ધૂર્તતા, કાવાદાવા જોઈ આપણને રોમરોમ ક્રોધાગ્નિ વ્યાપી જાય છે. આપણને એમ થાય કે જો એ આપણને સામો મળે તો એનું ગળું ભીંસી નાખીએ. એવી લાગણી થાય ત્યારે ખલપાત્રનું સર્જન સફળ થયું મણાય. આવાં એક અમર પાત્ર, 'સાવકી મા' નો ગોલક ચાટુજ્જેનો શ્રી. પાઠક, રાસબિહારી જોડે સરખાવતાં ઉલ્લેખ કરે છે. વિજયા સાવકી માની બામણની દીકરી કે અનુપમા જેટલી સફળ હોય કે નહિ, પણ આ નવલકથાનું રાસબિહારીનું પાત્ર 'સાવકી મા' નું ગોલક ચાટુજ્જેના પાત્ર જેટલું જ સફળ છે. ડગલે ને પગલે, 'હે ઈશ્વર, હે મંગળમય જગદીશ' કરતો બગભગત રાસબિહારી, પોતાની જીભે ઈશ્વરનું નામ લેતાં ઈશ્વરના નામને પણ જાણે અપવિત્ર કરે છે! અને બીજી બાજુથી વિજયાની માલમિલકત પડાવી લઈ પોતાના પુત્ર જોડે પરણાવી દેવાની યોજનાઓ ઘડયા કરે છે ત્યારે એ દંભીને ગળે ભીંસ દઈ, ક્રોધ તૃપ્ત કરવા ઈચ્છા થાય છે એ જ શરદબાબુની ખલ પાત્રો સર્જવાની અદ્ભુત શક્તિનો પુરાવો છે.

એનો પુત્ર વિલાસ તો બિચારો દુષ્ટ કરતાં ભોટ વધારે છે. પૂજ્ય પિતાશ્રી જેમ દોરી ખેંચે એમ એ નાચે છે, બોલે છે, વર્તે છે. એને પોતાને પોતાપણું બહુ જ ઓછું

છે. દેવાનાંમપ્રિય જેવો વિલાસ છેવટે છેવટે કંઈક ચમકારો કરે છે, અને કહે છે "તારા સિવાય તારી ધનદોલતની મને લેશમાત્ર સ્પૃહા નથી." આ અન્તિમ પરિવર્તનથી વાચકને વિલાસ પ્રત્યે ધૃણા નથી, તિરસ્કાર નથી રહેતો, માત્ર દયા ઊપજે છે અને વાચકનો બધો તિરસ્કાર રાસબિહારી પર ઢોળાય છે.

કેટલાકને એમ લાગશે કે રાસબિહારીના પાત્રદ્વારા શરદબાબુ બ્રાહ્મસમાજીઓ અને બ્રાહ્મોસમાજ ઉપર કટાક્ષ કરે છે. એ ખરું છે કે રાસબિહારી બ્રાહ્મોસમાજી છે અને ડગલે પગલે કુટિલ રીતે પાદપદ્મ અને મંગળમય જગદીશનું નામ લે છે, કુટિલ સ્વાર્થથી પ્રેરાઈ ગામમાં બ્રાહ્મોસમાજની સ્થાપના કરવા ઇચ્છે છે, પરંતુ એમાં સમસ્ત બ્રાહ્મોસમાજ તરફ કટાક્ષ કરવાના આશયથી રાસબિહારીનું પાત્ર સરજાયું હોય એમ લાગતું નથી.

અન્તમાં, શ્રી પાઠક, આ નવલકથામાંથી જ એક અવતરણ પસંદ કરે છે. અને તે આખી વાર્તાનું રહસ્ય બતાવે છેઃ

"એના બાપુ એને જેના હાથમાં સોંપી ગયા છે એના જ હાથમાં એને સમર્પણ કરો.... હૃદયનો મેળ એ જ સાચું લગ્ન છે. વિજયાના અંતર્યામીએ તો કદી સંમતિ આપી નથી. એ અંતર્યામી કરતાં શું વિજયાના શબ્દો વધારે છે? એના હૃદયના સત્યને ઉડાવી દઈ એના મોંના શબ્દોને શું વધારે મહત્ત્વ અપાશે?"

સાથેસાથે, શરદબાબુની એના પાત્રોદ્વારા વ્યક્ત થતી અંતર્યામી અને ઇશ્વર વિશેની શ્રદ્ધા પણ તપાસવા જેવી છે, પણ એ અહીં પ્રસ્તુત નહિ લેખાય, એટલે એની ચર્ચામાં નહિ ઊતરીએ.

'એના બાપુ જેના હાથમાં સોંપી ગયા છે તેના જ હાથમાં એને સમર્પણ કરો' એ જો વાર્તાનું રહસ્ય હોય અને શરદબાબુનું વક્તવ્ય હોય તો કેટલીક જ્ઞાતિઓમાં હજીપણ છોકરી ચારપાંચ વર્ષની હોય ત્યારથી કેટલેક ઠેકાણે જન્મથી કે જન્મ પૂર્વે જ એનો સંબંધ નક્કી કરી નાખવાની પ્રથા ચાલુ છે; એવા સંજોગોમાં "એના બાપુ જેના હાથમાં સોંપી ગયા છે તેના જ હાથમાં એને સમર્પણ કરો" એ રહસ્ય જીવનમાં અનુસરવું મુસ્કેલ થઈ પડે. આ નવલકથા પૂરતું તો સારું છે કે સદ્ભાગ્યે નરેન એક ઉચ્ચ કેળવણી પામેલો, સંસ્કારી, સ્નેહાળ યુવાન છે, નહિતર વિજયાને પણ અંતર્યામીનો બોલ ઉથાપવાની ફરજ ન પડી હોત એ કોણ કહી શકે?

આટલી ચર્ચા કર્યા પછી એટલું તો કહેવું જ જોઈએ કે શરદબાબુની બીજી નવલકથાઓ માફક આ પણ એક સરસ નવલકથા છે. શરદબાબુની ગુજરાતમાં હાલ એટલી કીર્તિ છે કે શરદબાબુની અમુક નવલકથા વાંચવા ભલામણ કરવાની કદાચ જરૂર પણ ન રહે. શરદબાબુનું નામ વાંચીને જ વિવેચકોના નિર્ણયથી રાહ જોયા વિના જ ઘણાખરા વાચકો તો વાંચી જવાના જ, અને ઓછા વત્તા પ્રમાણમાં આનંદ મેળવવાના. 'દત્તા' પણ એટલો આનંદ તો આપશે જ એમ ખાત્રીપૂર્વક કહી શકાય!

શ્રી ભોગીલાલ ગાંધીએ મૂળ બંગાળીમાંથી આ નવલકથાનો અનુવાદ કર્યો છે. મૂળ તો કેવું હશે એની મને ખબર નથી, પણ એક જગાએથી એક સુંદર ફૂલના રોપને ઉપાડી બીજી જગાએ એને જરા પણ હરકત પહોંચાડ્યા વિના, જરાપણ કરમાવ્યા વિના એ જ સુગંધ, એ જ સૌંદર્ય સહિત બીજી જગાએ જે કોઈ વાવી આપે એવું કાર્ય આપણે સફળ કાર્ય કહીએ, તો શ્રી ભોગીલાલ ગાંધીના અનુવાદને પણ આપણે સફળ કહેવો જોઈએ. એ અનુવાદની ભાષામાં જરાપણ કિલષ્ટતા નથી, સંદિગ્ધતા નથી, પરંતુ એ ભાષામાં સરળતા છે, સ્વાભાવિકતા છે. શ્રી ગાંધીએ આ પહેલાં પણ શરદબાબુના ગ્રંથોના અનુવાદ આપી ગૂજરાતની સેવા કરી છે. સારા અનુવાદકની ખરી કિંમત તો ખરાબ અનુવાદક મળે ત્યારે જ થાય છે, નહિતર તો 'અનુવાદ કર્યો એમાં શું?' એવો ઉપેક્ષાયુક્ત પ્રશ્ન થાય. હમણાં શરદબાબુના એકાદ ગ્રંથનો બહુ ખરાબ અનુવાદ વાંચ્યો ત્યારે થયું કે અનુવાદ કરવાની ય એક કળા હોય છે.

ઉમેદભાઈ મણિયાર






આદ્ય [હાલ નિવૃત્ત] તંત્રી
રામનારાયણ વિશ્વનાથ પાઠક


૧૯૯૫ — સંચાલક — વર્ષ ૧૪

ચૈત્ર — રણછોડજી કેસુરભાઈ મિસ્રી — અંક ૬

## અનુક્રમણિકા

પુ૦ ૨૭ ચૈત્ર : ૧૯૯૫ અંક






પ્રકાશક : રણછોડજી કેસરભાઈ મિસ્ત્રી : પ્રસ્થાન કાર્યાલય : ચાર રસ્તા : ખાડિયા : અમદાવા

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૨૭ ચૈત્ર • ૧૯૯૫ અંક ૬

# गीताविषयक प्रकीर्ण लेखो

दत्तात्रेय बालकृष्ण कालेलकर

## ૧. ભગવદ્‌ગીતાનું પ્રામાણ્ય*

વેદાંત તત્ત્વજ્ઞાનમાં પ્રસ્થાનત્રયીનું પ્રામાણ્ય છે. ઉપનિષદો, બાદરાયણનાં બ્રહ્મસૂત્રો અને ભગવદ્‌ગીતા એ ત્રણેમાં વેદાંતશાસ્ત્ર આવી ગયું છે. આ ત્રણેની એકવાક્યતા કરી બતાવે તે આચાર્ય, એમ પહેલેથી લોકો માનતા આવ્યા છે. આ ગ્રંથોમાંનું એક પણ વચન પોતાના પ્રતિપાદનને પ્રતિકૂલ નથી, એવો અવિરોધ સિદ્ધ કરી આપ્યા સિવાય કોઈ પણ મત વેદાન્ત તરીકે સ્વીકારાતો નથી. દ્વૈત, અદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, શુદ્ધાદ્વૈત ઇત્યાદિ સર્વે વાદ આ પ્રસ્થાનત્રયીમાંથી જ નીકળ્યા છે એવું બતાવી દેવાયું છે. એટલે જ આ સર્વે વાદો 'વેદાંત' એ નામના સરખા જ અધિકારી છે. મૂળ ત્રણે ગ્રંથોમાં એકવાક્યતા છે જ એ ગૃહીત માનેલું હોઈ એ એકવાક્યતા કેવી છે તે પ્રત્યેક આચાર્યે બતાવી આપવાનું હોય છે.

હવે પ્રશ્ન એ છે કે, આપણા અસંખ્ય ધર્મગ્રંથોમાંથી આ ત્રણનો જ પ્રમાણગ્રંથ તરીકે કેમ સ્વીકાર થયો છે?

કોઈ કહેશે કે 'ગીતા' તો પ્રત્યક્ષ ભગવાનનું વચન છે, એટલે એ ગ્રન્થ પ્રમાણ મનાયો છે. પણ મહાભારત, ભાગવત, વિષ્ણુપુરાણ, હરિવંશ ઇત્યાદિ અન્ય ગ્રંથોમાં ભગવાનનાં વચનો કાંઈ ઓછાં નથી. ત્યારે ભગવદ્‌ગીતાને ભગવાનનું વચન કહીને જુદી કેમ તારવી?

વસ્તુસ્થિતિ એવી છે કે બાદરાયણનાં બ્રહ્મસૂત્રો અને ભગવાનની ગીતા એ સ્વતંત્ર ગ્રંથો નથી, પણ બંને ગ્રંથો ઉપનિષદના તત્ત્વજ્ઞાનનું જ ઉપબૃંહણ કરે છે. જેમ જુદા જુદા દેશોના કાયદાઓનો અભ્યાસ કરી 'કાયદાશાસ્ત્ર' (Jurisprudence) તૈયાર થયું, તે જ પ્રમાણે ઉપનિષદોનાં નિરનિરાળાં વચનોનો તાત્ત્વિક દૃષ્ટિએ વિચાર કરી બાદરાયણે તેમાંથી બ્રહ્મસૂત્રો નિર્માણ કર્યાં. બ્રહ્મસૂત્રોમે ઉપનિષદોનું શાસ્ત્રીકરણ કહી શકાય. તર્કપ્રણાલીનું અવલંબન કરી બાદરાયણે ઉપનિષદોનું તત્ત્વજ્ઞાન સૂત્રરૂપે આપણી આગળ રજૂ કર્યું છે.

બાદરાયણે જેમ વ્યવસ્થા—પદ્ધતિનો—વ્યાસવૃત્તિનો—ઉપયોગ કર્યો તે પ્રમાણે ગોપાલકૃષ્ણે જીવનદૃષ્ટિ અને સમન્વયવૃત્તિનો ઉપયોગ કરી તે જ ઉપનિષદોનું દોહન કર્યું. બ્રહ્મસૂત્રોમાં જીવનતત્ત્વજ્ઞાન આવ્યું, ભગવદ્‌ગીતામાં જીવનયોગ અથવા જીવનકલા આવી. ગીતામાં સર્વ ઉપનિષદોનું દોહન છે, એ જ ગીતાપ્રામાણ્યનું બલવત્તર કારણ છે. અને આ દોહનમાં સમન્વયદૃષ્ટિ હોવાથી તેને વધારે મહત્ત્વ મળ્યું છે.

આનો અર્થ એ થયો કે મૂળ પ્રમાણભૂત ગ્રંથ તો ઉપનિષદો જ છે. આ ઉપનિષદોનો

* મૂળ મરાઠી ઉપરથી

અર્થ શાસ્ત્રીય તત્ત્વજ્ઞાન અને યૌગિકકલા, એ બંને માન્ય પદ્ધતિથી કરીએ છીએ એટલે તે અર્થ સાચો થાય.

ઉપનિષદોને આ યોગ્યતા શાથી મળી? ઉપનિષદો એટલે વૈદિક પરંપરાના ઋષિઓના સ્વતંત્ર, સ્વયંભૂ, મૂલભૂત ધર્માનુભવ; અને તેમને યોગયુક્ત સ્થિતિમાં હમેશાં થયેલું જ્ઞાનસ્ફુરણ. ધર્મ-પ્રામાણ્ય હમેશાં ધર્માનુભવનું જ હોવાનું; પછી તે ધર્માનુભવ પ્રાચીન હોય કે અર્વાચીન; સ્વકીય હોય કે પરકીય.

પણ આપણે એમ માનતા આવ્યા છીએ કે વૈદિક પરંપરાના ઋષિઓનાં હૃદયો નિર્મળ અને પ્રસન્ન હોવાને લીધે અને એમનામાં પૂર્વગ્રહ ઓછામાં ઓછા હોવાને કારણે ઈશ્વરી કૃપાનાં તે અધિકાધિક અધિકારી હતાં, અને આ યોગ્યતાને કારણે જ તેમને સત્યજ્ઞાનનું સ્ફુરણ સહજ થયું.

પાછળથી લોકોએ આનો અર્થ એવો કર્યો કે, ઉપનિષદોનાં વચનોમાં ભૂલ, ભ્રાંતિ કે પરસ્પર વિરોધીપણું મુદ્દલ નથી. કારણ, શુદ્ધ અનુભવ ગમે ત્યાં એક જ હોવાનો. આ દૃષ્ટિ તર્કશુદ્ધ હશે; પરસ્પર વિરોધ દેખાય છે તે ઉપર ઉપરનો છે, સિદ્ધાંતભેદ દેખાય છે તેનું કારણ ભૂમિકાભેદ છે એમ જે કહેવામાં આવે છે તે ખરું હશે; પણ ઉપનિષદોમાં ખોટી કલ્પના, ભ્રાંતવિચાર અને વિસંગતિ ક્યાંકક્યાંક દેખાય તો પણ શું થયું? ખાણમાંથી કાઢેલા સોનામાં કચરો પણ હોય. ઉપનિષદોમાંનાં વચનોનો આપણે આંધળા થઈને સ્વીકાર કરવાનો નથી હોતો. ટૂંકામાં, ઉપનિષદોનાં વચનો એ અંધારામાં પ્રવાસ કરનારા મુસાફરના હાથમાંની વીજળીની બત્તી છે. વિચારને જાગૃત કરી ભિન્ન ભિન્ન દિશામાં દૂર કેવું દેખાય છે તે સુઝાડવાનું કામ ઉપનિષદોનું છે. જે દિશા મનમાં વસે તે દિશાએ જાતે ચાલી જોવાનું હોય છે. ઉદાહરણ તરીકે, ગણિતનો એકાદ અઘરો દાખલો છોડવાને શિક્ષક એના પર હલ્લો કરવાની બેચાર દિશા વિદ્યાર્થીઓને બતાવી આઘો રહી જાય છે; એ બધી જ દિશાએ જતાં ઉત્તર મેળવી શકાય એવું કંઈ નથી. કોઈક પ્રયત્ન નકામો જાય, કોઈક પ્રયત્ન લાગુ થઈ જાય. પણ એ બધી દિશાએ જવાથી ગણિતબુદ્ધિ તો તાજી થવાની જ. કારણ, લાગુ ન પડનારી દિશા પણ સમર્થ ગણિતશાસ્ત્રીએ સુઝાડી છે, એ વાત વીસરવી ન જોઈએ. વિશિષ્ટ ઉદાહરણમાં એ દૃષ્ટિ અથવા રીત ઉપયોગી ભલે ન જણાય તો પણ ગણિતમાં મગજ કેમ ચાલવું જોઈએ તે તો તે ઉપરથી આપણને ઉત્તમ રીતે જાણવાને મળે જ છે.

કોઈ પણ શાસ્ત્રીય અથવા તાત્ત્વિક શોધ કર્યા પછી બીજાને તે સમજાવવાની પદ્ધતિ તાર્કિક હોય છે, યુક્તિલડી હોય છે, પરસ્મૈપદી હોય છે. પણ જાતે શોધ કરતી વખતે માણસ તેનું અવલંબન નથી કરતો. શાસ્ત્રજ્ઞ અથવા તત્ત્વજ્ઞ પોતે જ શોધ કરવાને નીકળે ત્યારે તે કવિ હોય છે, તેની પદ્ધતિ આત્મનેપદી હોય છે. 'લૉજિકલ' અને 'સાયકોલૉજિકલ' એવો આ ભેદ છે. ઉપનિષદોમાં કેવળ અંતિમ તત્ત્વજ્ઞાન નથી પણ તત્ત્વજિજ્ઞાસુ વિચાર વીરની તે વાસરી (diary) છે. પોતે ક્યાં ક્યાં કેવી કેવી ડૂબકી મારી હતી અને ક્યાં કેવો પત્તો લાગ્યો તેની તે નોંધપોથી છે. એટલા માટે જ ઉપનિષદોને આટલું પ્રામાણ્ય મળ્યું છે.

ઉપનિષદોમાં જેમ અતીંદ્રિય જ્ઞાન છે તેમ બુદ્ધિની મર્યાદા વટાવીને મોટી કલ્પનાના કૂદકા પણ એમાં છે. પ્રાચીન ઉપનિષદોમાં તત્ત્વજ્ઞાનનાં પડીકાં બાંધીને નથી રાખેલાં પણ તત્ત્વની કસરતના કૂદકા બતાવેલા છે.

હૃદયે જેઓ શુદ્ધ છે, જેમણે મનોવિજય, વાસનાવિજય કરેલો છે અને જેમનામાં તત્ત્વ-જિજ્ઞાસાની અકુતોભય હિંમત છે, એવા લોકો જ આપ્ત ગણાય. એમણે કહેલી વાત મનુષ્યજાતે

શ્રદ્ધાથી, આસ્તિકતાથી, પારમાર્થિકતાથી સ્વીકારીને, પછી તેને સ્વતંત્રપણે તપાસી જોવી જોઈએ. તપાસ નાસ્તિક પણ હોઈ શકે છે, અને આસ્તિક પણ હોઈ શકે છે. તપાસના મૂળમાં જે આસ્તિકતા હોય છે તે જ શ્રદ્ધા. એવી શ્રદ્ધાએ એકાદ વચન તરફ જોવું એનું જ નામ તેનું પ્રામાણ્ય સ્વીકારવું. શ્રદ્ધા અથવા પ્રામાણ્ય એટલે અનુભવ લેવાની આવશ્યકતા ટાળનાર આળસ, એદીપણું કે આંધળાપણું નહીં.

શ્રદ્ધા એટલે એકાદ વસ્તુ આસ્તિકપણે તપાસવાની તૈયારી. આવી તૈયારી વિના તપાસની કડાકૂટ પણ કોણ કરવાનો હતો? ઉપનિષદ્વચન શ્રદ્ધાથી સ્વીકારીને એ અનુસાર ધર્માનુભવ લેવા પહેલાં બ્રહ્મસૂત્ર પ્રમાણે તેમની બૌદ્ધિક છણણી કરવી જોઈએ, પછી ગીતાની સમન્વય દૃષ્ટિએ જીવનમાં આ વચનો કેમ લાગુ કરવાં એની કલા હસ્તગત કરવી જોઈએ અને છેવટે પ્રાચીનોનો ધર્માનુભવ માર્ગદર્શન માટે લઈને પોતાના અનુભવથી કૃતાર્થ થવું જોઈએ. મોક્ષનો માર્ગ સમજી લઈને તેને અજમાવવાનું જે સાધન તે જ પ્રસ્થાનત્રયી. આ ત્રણેમાં મૂળ આધાર જો કે ઉપનિષદોનો છે તો પણ એ ઉપનિષદોને ભગવદ્ગીતાએ તદ્દન નવીન રૂપ આપ્યું છે, એટલે જ ગાય-વાછરડાંનું રૂપક વાપરીને ગીતામાહાત્મ્યમાં કહેલું છેઃ

> सर्वोपनिषदो गावो, दोग्धा गोपालनंदनः ।
> पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥

ડિસેમ્બર, ૧૯૩૫.

*

## २. संन्यासाश्रम के संन्यासधर्म ?*

ગીતામાં ચાર વર્ણોનો સ્પષ્ટ ઉલ્લેખ છે, ચાર આશ્રમોનો નથી. પણ તેથી ગીતાકાળમાં ચાર આશ્રમો નહોતા એમ કહેવાશે નહીં. કૃષ્ણચરિત્રમાં શ્રીકૃષ્ણ ગુરુગૃહે સાંદીપની ઋષિના આશ્રમમાં રહ્યાનો ઉલ્લેખ છે. વિદુર, ધૃતરાષ્ટ્ર, ગાંધારી ઇત્યાદિ સ્ત્રી-પુરુષોએ વાનપ્રસ્થ લીધાનાં વર્ણનો અવિસ્તર આવે છે. આમ હોવા છતાં ગીતામાં માત્ર ચાર આશ્રમોની વ્યવસ્થા સ્વીકારેલી કેમ નથી? ઈશુએ જે પ્રમાણે યહૂદી ધર્મમાં ફેરફાર કર્યો, તે જ પ્રમાણે શ્રીકૃષ્ણે એમના કાળમાં વૈદિકધર્મમાં સારી પેઠે ફેરફાર કર્યો છે. બુદ્ધદેવે પાછળથી એ જ કામ જુદી રીતે કર્યું.

ત્યારે ભગવાનને આશ્રમવ્યવસ્થા ઇષ્ટ નહોતી એમ સમજવું?

"तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।" આ શ્લોક ઉપરથી બ્રહ્મચર્યાશ્રમ રૂઢ હોઈને ભગવાનને તે માન્ય હોય તેમ દેખાય છે. ગીતાની શરૂઆતમાં જ ગૃહસ્થાશ્રમ માંહેનાં શ્રાદ્ધકર્મ, કુલધર્મ અને જાતિધર્મનો ઉલ્લેખ આવે છે. ગૃહસ્થાશ્રમ પરત્વે ભગવાને કશો જ અભિપ્રાય ઉચ્ચાર્યો નથી. યજ્ઞવિધિ પણ એક અર્થમાં ગૃહસ્થધર્મ જ છે. પરંતુ યજ્ઞ, દાન, તપનો ભગવાને વ્યાપક અર્થ કર્યો છે.

વાનપ્રસ્થાશ્રમ એ જીવનરૂપી નાટકમાંના છેલ્લા અંક પહેલાંના વિષ્કંભક જેવો છે. એ વિષે ભગવાન વિશેષ શું કહે? વાનપ્રસ્થ એટલે ગૃહસ્થાશ્રમમાંથી સંન્યાસાશ્રમમાં જવા માટે કરી રાખેલું પ્રસ્થાન.

'न निरग्निर्न चाक्रियः' આ બે વિશેષણોમાંથી સંન્યાસાશ્રમનો જ બોધ થાય છે. જેણે યજ્ઞયાગ અને પાકનિષ્પત્તિ છોડયાં છે અને સર્વ કર્મકાંડોથી મુક્તિ મેળવી છે, તે ચોથા આશ્રમની જ વ્યક્તિ હોય તેમાં શંકા નથી. ભગવાનને આ ચોથા આશ્રમનો વિરોધ કરવો

* મૂળ મરાઠી ઉપરથી.

જરૂરી જણાયો હોય તે સ્પષ્ટ છે. હિંદુધર્મમાં આ આશ્રમની ઉત્પત્તિ, ચડતી-પડતી અને પુનર્જાગૃતિ કઈ કઈ રીતે થતી ગઈ તેનો ઇતિહાસ જોવા જેવો છે. યજ્ઞયાગથી કંટાળીને વેદાંતજ્ઞાનની ઉપાસના માટે ધનૈષણા, પુત્રૈષણા અને લોકૈષણાનો ત્યાગ કરી ભિક્ષાચાર ઉપર રહેનાર સંન્યસ્ત માણસની અકર્મણ્યતા જોઈને, અથવા સામાન્ય મનુષ્યના સ્વભાવને અને સમાજ-વ્યવસ્થાને બંધ ન બેસનાર આ આશ્રમ માંહેની વિકૃતિ જોઈને સંન્યાસાશ્રમને રદ કરવો એવું આપણા પૂર્વજોએ એક વખતે ઠરાવ્યું. આ હિલચાલ કદાચ ભગવાન ગીતાકારે જ શરૂ કરી હશે. એમને એ હિલચાલ માન્ય હતી એમાં શંકા નથી. આખરે ચાર્વાક અને યોગી બે બન્નેને મન પણ સંન્યાસાશ્રમ સરખો જ નિંદ્ય ગણાયો અને નિયોગની પેઠે કલિવર્જ્યમાં જઈ પડ્યો!

આગળ ઉપર જ્યારે ગૌતમબુદ્ધે નિર્વાણપરાયણ એવા ભિક્ષુસંઘની સ્થાપના કરી ત્યારે સંન્યાસમાર્ગને ફરીથી પ્રતિષ્ઠા મળી. અને ભિક્ષુસંઘની ચઢતી જોઈને શંકરાચાર્યે સંન્યાસાશ્રમ ઉપરનો કલિવર્જ્યત્વનો (કલિકાળ માટે નિષિદ્ધ હોવાનો)નો નિર્બંધ દૂર કરી તેને પુનઃ ચાલુ કર્યો. ચાલુ કર્યો એટલું જ નહિ, પણ દેશના ચાર ખૂણે પોતાના ચાર મઠો સ્થાપી હિંદુસમાજનું નિયંત્રણ તેના હાથમાં સોંપ્યું. શંકરાચાર્યનું આ ઘણું મોટું કાર્ય ગણાય.

બુદ્ધદેવે ભિક્ષુ અને ભિક્ષુણીના સંઘો ચાલુ કર્યા ખરા. પણ પાછળથી એની શી દશા થઈ તે આપણે સંસ્કૃત નાટકોમાં અને દશકુમાર ચરિતાદિ તે કાળની કથાઓમાં જોઈએ છીએ. આ લોકોમાં તંત્રમાર્ગી વામાચારે અને કિમયાએ પ્રવેશ કર્યો. પરિવ્રાજિકા ભિક્ષુણી કુટણખાનાં ચલાવવા લાગી; ગાંજા, ભાંગ, અફીણ ઇત્યાદિને આધ્યાત્મિક સાધના સમજનારો વૈરાગીઓનો પંથ એની પડખે શરૂ થઈ ગયો. અને આખરે, સમાજમાં પુરુષાર્થ છેક જ ક્ષીણ થઈ ગયો. અજ્ઞાન, આળસ, ભ્રમ અને વિકૃતિને એદી અને હરામખોર એવા પ્રચારકોની સારી મદદ મળી અને સમાજ હતવીર્ય બન્યો.

લોકોત્તર સંન્યાસીઓની અને તેમની અલૌકિક ધર્મસેવાની પરંપરા તૂટી હતી એવું નથી. કેટલાક શ્રેષ્ઠ સંન્યાસીઓ ધર્મસેવા કરતા જ હતા. પણ સંસ્થા તરીકે સંન્યાસાશ્રમ ટકાવી રાખવામાં કશો લાભ રહ્યો નહિ. હજી હમણાં જ સ્વામી દયાનંદ સરસ્વતીએ અને સ્વામી વિવેકાનંદે સંન્યાસાશ્રમને ઊંચો આણ્યો છે. જેમ શંકરાચાર્યે સંન્યાસાશ્રમમાં મૂલતઃ ફેરફારો કર્યા તેમ આ આધુનિક સંન્યાસીઓએ આ આશ્રમમાં ઘણું મહાન પરિવર્તન કરી સ્વદેશમાં અને પરદેશમાં ધર્મજાગૃતિ અને ધર્મપ્રચાર કરવાની વ્યવસ્થા ઉત્પન્ન કરી. છતાંય સંન્યાસાશ્રમ હિંદુસમાજમાં વ્યાપક સ્વરૂપે દૃઢમૂલ થશે કે કેમ તેની તો શંકા જ છે.

મહાત્મા ગાંધીએ આશ્રમવ્યવસ્થા જગતના કલ્યાણ માટે છે, એવી સંમતિ આપ્યા છતાં સંન્યાસઆશ્રમને બાજુ ઉપર જ રાખી દીધો છે. અને ગીતાકાર ભગવાનની વૃત્તિનો સ્વીકાર કરીને ગીતામાં કહેલ જીવનવ્યાપી સંન્યાસધર્મ જાગ્રત કરવાનો પ્રયત્ન કર્યો છે.

ગીતામાંનો સંન્યાસ એ આશ્રમ નથી, પણ સર્વ કાળે, સર્વ અવસ્થામાં પાળવાનો, બધાએ આચરવાનો જીવનધર્મ છે. આખી ગીતા સંન્યાસાશ્રમનો વિરોધ કરીને સંન્યાસધર્મી યોગવિદ્યા, જીવનવિદ્યા, કર્મકૌશલ, ઇત્યાદિનો જ પુરસ્કાર કરવા અર્થે છે. અર્જુનને લાગ્યું હતું કે જીવનપરાઙ્મુખ થઈ, યુદ્ધને ટાળી, અપ્રતિકારી ભિક્ષાચારથી રહેવું. ભગવાને એ માર્ગને નામર્દપણાનો ઠેરવી અર્જુનને યોગી થવાનો ઉપદેશ આપ્યો. અને ખરે જ, હિંદુધર્મના વિકાસમાંથી એ જ નિષ્પન્ન થયું છે કે 'अयं हि परमो धर्मो यद्योगेनात्मदर्शनम् ।'

નવેમ્બર, ૧૯૩૫.

## ३. अभय अने सत्त्वसंशुद्धि

'મંગળપ્રભાત'માં અભય વિષે લખતાં ગાંધીજી લખે છે: "દૈવી સંપતનું વર્ણન કરતાં ભગવાને અભયની ગણના પહેલી કરી છે. શ્લોક બેસાડવાની સગવડને ખાતર હો કે અભયને પ્રથમ સ્થાન હોવું જોઈએ તેથી હો, મારી મતિ પ્રમાણે અભયને પ્રથમ સ્થાન મળ્યું છે તે યોગ્ય જ છે. અભય વિના બીજી સંપત્તિઓ ન સાંપડે."

અભય અને બીક એ પરસ્પર વિરોધી સાર્વભૌમ જીવનતત્ત્વો છે. માણસ બીએ છે તે જીવવાના અવળખાથી; અને અભય બને છે તે પણ જીવનને કૃતાર્થ કરવા માટે. માણસ બીકને વશ થાય તો એનું આખું જીવન એક રંગ પકડે. અને બીક ઉપર જો એ વિજય મેળવે તો એનું જીવન બીજો જ રંગ લે છે. બીક અને અભય એ બંને જીવન માટેના બે નોખા નોખા પાયા છે. જે સ્વભાવે નિર્ભય નથી તે અચૂક આસુરી સંપત્તિમાં જઈને પડવાનો, ભોગૈશ્વર્યની ઉપાસના કરવાનો અને ડગલે અને પગલે આત્માનો ઇન્કાર કરવાનો. માણસ ભારે શક્તિશાળી હોય અને છતાં નિર્ભય ન હોય એમ બને. અંગ્રેજો અને જર્મનો શું ઓછા બહાદુર છે? પણ પોતે નિર્ભય નથી એટલે ત્રાસ વર્તાવી સામા પક્ષને ભયભીત દશામાં મૂકવામાં માને છે.

જે સ્વભાવે નિર્ભય છે તે જ બધાને અભયદાન આપી શકે. નિર્ભય માણસ કોઈના ઉપર સહેજે અવિશ્વાસ ન કરે. જ્યારે બીકણ માણસ ભાગ્યે જ કોઈના ઉપર વિશ્વાસ રાખે છે. જે માણસ નિર્ભય છે તેને જીવનમાં ફતેહ મળે જ છે એમ નથી. પણ એનું જીવન ક્ષણેક્ષણે કૃતાર્થ થાય છે. નિર્ભયતાને કારણે એ પીડાય તોયે ધૂપ બળીને સુવાસ ફેલાય એવી રીતે એના જીવનમાંથી સુવાસ ફેલાય છે.

* * *

દૈવી સંપદનું બીજું લક્ષણ તે સત્ત્વસંશુદ્ધિ. સત્ત્વ એટલે અર્ક. જીવનનો અર્ક કયો? ચારિત્ર્ય એ જ જીવનનો અર્ક છે. ચારિત્ર્ય વિના જીવન ટકે જ નહિ. ચારિત્ર્યશુદ્ધિથી જ માણસ અને સમાજ ચઢે છે.

સત્ એટલે સાચું. સત્ત્વ એટલે સાચાપણું. જે છે, જેની હસ્તી વિષે શંકા નથી; જે ટકવાનું છે તે જ સત્ત્વ. માણસ જ્યારે ક્ષીણ થાય છે, નિસ્તેજ થાય છે, ચારિત્ર્યમાં ઊતરી જાય છે ત્યારે આપણે કહીએ છીએ કે એનામાં સત્ત્વ રહ્યું નથી. સત્ત્વ ગયું એટલે બાકી બધો કૂચો જ રહ્યો. જડીબુટ્ટીમાંથી શીરો (સત્ત્વ) કાઢી લીધો એટલે પછી કૂચો જ રહેવાનો. ગળોનું કે સિંકોનાનું સત્ત્વ કાઢી લીધું એટલે એમાં એનો ઉપયોગી ભાગ આવી ગયો.

આ અંતરનું સત્ત્વ જો બગડી જાય તો બહારના ઉપાયો નિરર્થક છે. શરીરમાં લોહી બગડે ત્યારે ચામડી ઉપર ઇલાજ કર્યે શો પત્તો ખાય? ત્યાં તો કેવળ ગંધક ચોપડવાથી અથવા માટીના પાટા બાંધવાથી કામ સરવાનું નથી. એને માટે તો રેચ લેવો જોઈએ, બસ્તીનો પ્રયોગ કરવો જોઈએ. ઉપવાસ કરી પછી ફળના રસ ઉપર કે દૂધ ઉપર રહેવું જોઈએ. આનું નામ તે સત્ત્વસંશુદ્ધિ.

સમાજશરીર બગડે એટલે એના ચારિત્ર્યમાં સડો પેસી જાય છે. એ દૂર કરવા માટે ચારિત્ર્યને ચઢાવનાર લોકકેળવણીની સાધના અમલમાં આણવી જોઈએ. આ રીતે સત્ત્વસંશુદ્ધિ થયા પછી જ જ્ઞાન અને યોગનો રસ્તો ખુલ્લો થાય છે.

ફેબ્રુઆરી, ૧૯૩૯.

આ જ વસ્તુ જ્ઞાનથી પણ સાધી શકાય. દરેક જણની પરિસ્થિતિ બધી તરફથી વિચારતાં આવડે અને દરેક પ્રત્યે નિરપેક્ષ તટસ્થવૃત્તિ રહે, સર્વત્ર નિર્વૈર બનાય તોયે આત્મૌપમ્ય અનુભવી શકાય.

પ્રશ્ન:—જે આત્મૌપમ્યની અને સર્વભૂતાત્મતાની આપણે કલ્પના કરીએ છીએ તે કેવળ વૃત્તિ છે કે તત્ત્વ છે? આત્મૌપમ્ય થવું એટલે કોઈ એક ભાવના ભાવવી કે વિશિષ્ટ વસ્તુને પહોંચવું?

ઉત્તર:—આત્મા એ કંઈ શૂન્ય વસ્તુ નથી. એટલે આત્મૌપમ્ય પોલી વૃત્તિ કેળવવાથી નથી મળવાનું. એ નક્કર વસ્તુ છે તેને શોધી કાઢવું જોઈએ.

પ્રશ્ન:—પણ એને પૂરેપૂરું પારખી શકાતું જ નથી. એની વ્યાપકતા ને ભિન્નતા અનંત છે. તે કારણે એનું આકલન નથી થતું. પછી એ તત્ત્વ પ્રાપ્ત કઈ રીતે થઈ શકે?

ઉત્તર:—અનંત તત્ત્વ પૂરેપૂરું ન સમજાય તેમાં કાંઈ હાનિ નથી. એ અનંત છે તો ભલે તેને વિષેનો આપણી ફરજ કાચી ને અધૂરી રહે. એક વાર આપણી યાત્રા શરૂ થઈ એટલે તીર્થે પહોંચવાના જ છીએ. અંતર ફક્ત કાળનું રહેવાનું. યાત્રાએ ઊપડ્યા અને ચોક્કસ દિશાએ આગળ વધવા લાગ્યા એટલું આપણે માટે બસ છે. કઈ તરફ જવું છે એ એક વાર મનમાં ઠરાવી લીધા પછી અશાંતિ અને અસ્વસ્થતા ટળી જાય છે. પછી સાવધાની એટલી જ રાખવાની કે આડે રસ્તે આપણે ન ઊતરી પડીએ. આજકાલનું આપણું જીવન સીધે માર્ગે જતું જ નથી. જે ગામ ન જવું હોય તે ગામના રસ્તાની પંચાત કરવા આપણે બેસી જઈએ છીએ. જો એ કુટેવ છૂટી જાય તો આપણી ઘણીખરી અકળામણ ટળી જાય.

અને અપૂર્ણતા એ પણ ભારે આશીર્વાદ જ છે. જે વસ્તુ પાકી ગઈ એ સુધરવાની કે વધવાની નથી. ચાક ઉપર કાચો પિંડો હોય તે જ વિકસિત થવાનો છે. આફ્રિકન સમાજ જે સુધારો પેદા કરશે એ તે પહેલાંના બધા સુધારાથી ચડિયાતો હશે. બાળો માણસ જે મૌલિકતા દાખવે છે એ ઘડાયેલો પંડિત નથી દાખવી શકતો. બાપુજી જે સિદ્ધાંતો શોધી શકે છે તે તેમનાથી પોતાને ચતુર ગણનારા માણસો નથી શોધી શકતા. જ્યાં સુધી અપૂર્ણતા છે ત્યાં સુધી જ આશાને સ્થાન છે. પૂર્ણતાએ પહોંચ્યા પછી આશા શી રાખવી? એમ કહેવું ખોટું નથી કે બાધાઓ – વ્યવહારકુશળતાની ઊણપ – પ્રગતિશીલપણાની આવશ્યક શરત છે.

પ્રશ્ન:—મનુષ્ય માત્ર પ્રગતિને પંથે છે. માનવીની કચાશ પૂર્ણતાનો એક અંશ છે એ મુદ્દો સમજાય છે, પણ વિશ્વમાં અસંખ્ય પ્રાણીઓ ને પદાર્થો છે અને તેમની ભિન્નતાનોયે અંત નથી. એ સર્વમાં પણ એક જ પૂર્ણ તત્ત્વ પથરાયેલું છે?

ઉત્તર:—હા, બધું એક જ તત્ત્વ છે. અને દરેકનો વિકાસ થવાનો જ છે. એ એક ખૂબીની વાત છે કે પાપ માણસને અનેક રીતે દુર્બળ અને અશક્ત કરી મૂકે છે, છતાં એ પણ આપણને સમભાવ તરફ ખેંચી લઈ જાય છે. જેને હાથે પાપ થઈ ગયું હોય તે બીજા પ્રત્યે સહેજે સહિષ્ણુ બને છે. ખરાબમાં ખરાબ વસ્તુ પણ વિકાસનું જ પગલું છે, અને જે વસ્તુ આગળ વધતી અટકે છે, જેમાં વધારે પાકવાપણું નથી સે ભાંગી જાય છે અને નવે સ્વરૂપે ફરી વિકાસ સાધે છે.

૧૯૩૨.

———o———

# રાજકીય નોંધ

'નિરીક્ષક'

## મહાસમિતિની બેઠક

ત્રિપુરી ખાતે મળેલી પરમી મહાસભાની બેઠકની જેમ ત્યાર પછી થોડા દિવસ ઉપર કલકત્તા ખાતે મળેલી મહાસમિતિની—કોંગ્રેસ પાર્લામેન્ટ—ની બેઠક પણ હિંદી અને ખાસ કરીને મહાસભાવાદી રાજકારણની દૃષ્ટિએ ઘણી મહત્ત્વની ને યાદગાર હતી. ત્રિપુરી પહેલાં રાષ્ટ્રપ્રમુખની ચૂંટણીમાં જૂની વર્કીંગ કમિટીના અતિ મોટા ભાગના સભ્યોની અને મહાત્માજીની ઇચ્છાવિરુદ્ધ સુભાષબાબુ ઊભા રહ્યા અને એઓ ચૂંટાયા પછી એમણે મહાસભાની સ્થાપિત ગાંધીવાદી નેતાગીરી સામે ફરકાવેલો ઝંડો ત્રિપુરી ખાતે પણ સારી પેઠે ફરક્યો ને એ વિરોધ મહાસમિતિમાં પણ દેખાયો. ત્રિપુરીમાં એમની ગંભીર માંદગીને કારણે ગાંધીવાદી નેતાગીરી સામેના વિરોધમાં શ્રી સુભાષબાબુ સક્રિય ને વિગ્રહી વિરોધ બતાવવા કામ ન લાગ્યા. એ એમણે મહાસમિતિની બેઠકમાં કરી બતાવ્યું. એમને સમજાવી લેવાનું ન બની શક્યું એ ભારે ખેદની વાત હતી. સૈદ્ધાંતિક વાંધાના કરતાં જ્યાં અંગત વાંધાની વાડો ઊભી થઈ હોય ત્યાં રાજકીય ક્ષેત્રમાં શું કે જીવનનાં અન્ય ક્ષેત્રોમાં શું, સામસામાઓ વચ્ચે મેળ શોધી કાઢવો અશક્ય નહિ તો અતિ દુષ્કર કાર્ય તો છે જ; કારણકે અંગત વાંધાઓ પરસ્પર સામે કડતી લાગણીના વાંધાઓ હોય છે. એમાં બુદ્ધિપ્રેરી તાર્કિક દલીલો બહુ કામ કાઢી આપતી નથી. એમાં ગમે તે કારણે ઊભો થયેલો દિલનો શમશમાટ હોય છે, દિમાગના રદિયાઓ બહુ નથી જણાતા. આથી શ્રી સુભાષબાબુ અને મહાત્માજી અને એમના અનુયાયીઓ વચ્ચે અભંગ સાથીદારીની તૂટેલી ગાંઠ સાંધવા માટેની કવિવર ટાગોરના જેવા ભવ્ય પુરુષની તટસ્થ અપીલ અને જવાહરલાલજી જેવા બંને પક્ષમાન્ય એવા સજ્જન રાજપુરુષની દરમિયાનગીરી અને ગાંધી–સુભાષ, જવાહર–સુભાષ વાટાઘાટોનું પરિણામ કંઈ ન આવ્યું. છેવટે શ્રી સુભાષબાબુને રાષ્ટ્રપતિપદનો ત્યાગ કરવો પડ્યો.

બીજી વસ્તુ. રાજીનામું આપ્યા પછી શ્રી સુભાષબાબુએ મહાસભામાં શરૂ કરેલ નવો પક્ષ 'ફોરવર્ડ બ્લોક' સ્થાપતી વખતે કરેલ જાહેર નિવેદન ઉપરથી એમ માલમ પડે છે કે એમને ગાંધીજી કે ગાંધીવાદ સામે કોઈ સૈદ્ધાંતિક વાંધો નથી. નથી એમને મહાસભાની ચાલુ નીતિ, કાર્યક્રમ અને રીતરસમ સામે વાંધો. છતાં એમને ગાંધીજી કે એમના અનુયાયી નેતાઓ સાથે વર્કિંગ કમિટીમાં રહીને કામ કરવું અશક્ય લાગ્યું ને એમણે રાજીનામું આપ્યું અને નવો પક્ષ સ્થાપ્યો. પક્ષને નથી કોઈ અલગ કાર્યક્રમ કે કાર્યનીતિ. ગાંધીવાદી, સમાજવાદી, રોયવાદી, ઉદ્દામવાદી કે સામ્યવાદી અને આ પક્ષોમાં

ન હોય એવા વચગાળાના મહાસભાવાદીઓ : દરેકને માટે એ પક્ષમાં ભળવાના દરવાજા ઉઘાડા છે. એ જ બતાવે છે કે શ્રી સુભાષબાબુ સમેત ફોરવર્ડ બ્લૉકવાળાઓને ગાંધીજી અને એમના અનુયાયીઓ સામે અંગત વાંધાઓ જ છે. જે સમાજ—સામ્યવાદીઓ કે બીજા ડાબી પાંખવાદીઓને એવા અંગત વાંધાઓ નહિ હશે તેઓ એ પક્ષમાં જોડાવાના નથી. આનાં બીજાં કારણોને બાદ કરીએ તોપણ એક મુખ્ય કારણ એ છે કે નવા પક્ષનું કોઈ પણ ફરક પાડતું તત્ત્વ– Distinctive feature છે નહિ માત્ર અંગત તત્ત્વ છે.

## મૂળવાત ને મૂળવાંધા

રાષ્ટ્રપ્રમુખની ચૂંટણી બાદ શ્રી સુભાષબાબુએ અને એમના સામા પક્ષવાળાઓએ કરેલાં અસંખ્ય નિવેદનો બને તેટલી તટસ્થદૃષ્ટિએ વાંચવાનો ને એને સમજવાનો પ્રયત્ન કરવા છતાં શ્રી સુભાષબાબુના ગાંધીવાદ સામે શા શા મહત્ત્વના સૈદ્ધાંતિક વાંધાઓ છે એની મને હજી સુધી સમ સૂઝી નથી.

એમાંથી મને એક જ વાત માલમ પડી છે તે એ કે શ્રી સુભાષબાબુમાં મહાત્માજી પ્રત્યે અનુયાયી તત્ત્વ નહોતું. એમને વર્કિંગ કમિટીના ગાંધીવાદી સભ્યો સાથે ન ફાવતું આવવાનું આ એક જ કારણ મને લાગે છે. પણ એવું અનુયાયી તત્ત્વ તો જવાહરલાલજીનામાં પણ કયાં છે? છતાં એમને શરૂથી તે આજ દી' લગી ગાંધીજી અને ગાંધીભક્ત નેતાઓ સાથે કેટલું સારું બન્યું, ફાવ્યું છે! તો સુભાષબાબુને કેમ ન ફાવ્યું? એમાં સ્વભાવભેદ અને રીતિભેદ સિવાય બીજું દેખાતું નથી.

સામ્યવાદીઓ, સમાજવાદીઓ ને રૉયવાદીઓને ગાંધીવાદ સાથે ન ફાવે એ સમજી શકાય એવું છે. પછી ભલે કોઈને એ વાદ ને એના વાદીઓ સામે સૂગ હોય. કારણ કે એ વાદોના વાદીઓ એમને સાચા ને સાજસમા લાગતા સિદ્ધાંતો જે ગાંધીવાદી સિદ્ધાંતોથી જૂદા ને ઘણીવાર વિરોધક હોય છે તે ને માનનારા હોય છે. પણ સુભાષબાબુએ તો ઘણી વાર ને ફોરવર્ડ બ્લૉકની નીતિરીતિ સમજાવતા એમના નિવેદનમાં પણ જણાવ્યા પ્રમાણે એમને ગાંધીવાદી કૉંગ્રેસની સત્યાગ્રહની, અહિંસક ને સવિનય સામનાની રીતો માન્ય છે. આજના સંજોગોમાં એ જ વ્યવહાર્ય રીતો છે એમ પણ એમણે જણાવ્યું છે. આ બધું એમના કેસને સાવ લૂલો ને નાપાયાદાર બનાવી મૂકે છે.

## મહાસભાનાં ડાબાં જમણાં પાંખાં

મહાસભામાં આજે ગાંધીવાદી નેતાગીરીને મંજૂર રાખનાર માણસોની અતિમોટા ભાગની બહુમતી હોવાથી અધિકારગ્રહણે એના હાથમાં પાર્લામેન્ટરી પ્રોગ્રામ અને પાર્લામેન્ટરી બોર્ડની લગામ મૂકી. આને લીધે સ્વાભાવિક રીતે જ પ્રધાનમંડળો એમનાં બન્યાં. એનો રંગ ને એનો ગ્રોક ગાંધીવાદી થયો. બધે જ અતિમોટી બહુમતી હોવાને લીધે સત્તાસ્થિત સરકારોની સત્તા પણ સીધી અને આડકતરી રીતે ગાંધીવાદીઓના હાથમાં આવી. આમ થવાને કારણે નહિ પરંતુ આમ થયા પછી કૉંગ્રેસમાં ડાબી જમણી પાંખો વચ્ચેનું અંતર વધતું ગયું. હરિપુરા પછી તો તે સારી રીતે વધવા લાગ્યું. કિસાન-

પ્રવૃત્તિઓ ને કિસાનસભાઓ સીધી રીતે ગાંધીવાદી પ્રધાનમંડળો સામે મોરચા માંડવા લાગ્યાં. બીજા ડાબા પક્ષો પણ એમની લઘુમતીને કારણે વધારે લડાયક વલણ લેવા લાગ્યા. એમને એમ લાગ્યું કે હવે ગાંધીવાદે મવાળ વલણ અખત્યાર કર્યું હોઈ, પાર્લામેન્ટરી પ્રોગ્રામને એ જળોઈની ચુસ્તાઈથી વળગી રહેશે. એટલે હવે કૉંગ્રેસને મવાળ નેતાગીરીના કળણમાંથી ખેંચી કાઢી શાહીવાદના સામના માટે ક્રાન્તિકારી ધોરી માર્ગે ચઢાવવાનું કાર્ય એમનું જ છે.

આવી ક્રાંતિકારી જવાબદારીનું એમને ભાન થયું, પણ મહાસભામાં એમની ભારે લઘુમતી હોવાથી અને મહાસભાના તંત્રમાં એમનું બહુ નાનું સ્થાન હોવાથી કૉંગ્રેસને એમને ગમતા ઝોક આપવામાં એઓ નિષ્ફળ જતા ગયા. એટલે એમનામાં લાગણીદમનનો જુસ્સો ને ગુસ્સો બંને પ્રગટવા લાગ્યાં. કોઈ પણ ડાબી પાંખિયા સામયિકનાં પાનાં ઉકેલનારને આ માલૂમ પડ્યા વિના નહિ રહે. એમાંના કેટલાંક ડાબાં પત્રોએ તો માઝા મૂકીને ' ઑફિસિયલ ' કૉંગ્રેસ, અને એનાં પ્રધાનમંડળોની પ્રણાલિઓ સામે કલમની કાતર ચલાવવા માંડી. સ્વાભાવિક રીતે જ ' ઑફિસિયલ ' વર્ગ તરફથી આનો ક્રિયાશીલ વિરોધ ને અણગમો પ્રગટ થયો. આણે પરસ્પરના ગુસ્સાને ઉત્તેજન આપ્યું. ને આ ઉત્તેજનના ધુમાડામાં ઘણી વાર પરસ્પરને સમજવાનું સ્પષ્ટ વાતાવરણ ધૂંધળું ને ધૂંધળું રહેવા લાગ્યું.

આ સ્થિતિમાં શાહીવાદવિરોધી મોરચામાં અભંગ એકતાની વાતો છતાં કૉંગ્રેસની આંતરિક એકતા ટેલાતી જાય છે. એકસાથ સામનાની નીતિ પરસ્પરને ઉડાવી દેવા માટે જાણે ન ઉચ્ચારાતી હોય? દરેકને એકસાથ સામનો કરવો છે. પણ દરેકને એ પોતાની શરતે જોઈએ છે. ડાબી જમણી બંને પાંખમાંથી કોઈને પણ પોતાનું સ્થાન છોડીને એકતા સાધવાની તૈયારી નથી. આને કારણે લઘુમતી પક્ષે ઉકળાટ ને વિરોધ ને વધુમતિ પક્ષે શિસ્તભંગની ને ગેરવ્યવસ્થાની ફરિયાદો જોવા સાંભળવા મળે છે.

## સૈદ્ધાંતિક અસાધ્યતા

હવે એટલું તો સ્પષ્ટ લાગતું જાય છે કે મહાસભામાં જુદેજુદે નામે પ્રગટ થતી ડાબી પાંખોની વચ્ચે અને મહાત્માજીપ્રેરિત હાલની કૉંગ્રેસનીતિ ને સિદ્ધાંત વચ્ચેનો અસાધ્ય સૈદ્ધાંતિક અમેળ બહાર આવતો જાય છે ને જે અત્યાર સુધી પ્રવાહીની માફક વહેતો ને વત્તેઓછે અંશે બીજામાં ભળી જતો હતો તે નક્કર સ્વરૂપ પકડતો જાય છે. આ સ્થિતિને બે ભાવિ છેઃ એક તો, આ બે વાદોમાં કોણ ટકી શકે એ ધોરણે સતત અથડામણ ચાલ્યાં કરશે, અથવા તો એક બીજાને સફળતાથી ઉડાવી દેશે. આજની સ્થિતિમાં અસરકારકપણે એક બીજાને ઉડાવી દે એ સંભવિત નથી લાગતું. સતત અથડામણ એ નિયતની ઘટના રહેવાની; શાહીવાદવિરોધી એકતા નિષ્ફળ નીવડવાની.

## ડાબી પાંખની એકતા

મહાસભામાં બીજું એક તત્ત્વ આજે જોવા મળે છે તે ડાબી પાંખવાળા પક્ષોની દુર્બળતા. ' ડાબી એકતા ' પણ આજે તો શક્ય થઈ નથી, ત્યાં પછી અલગ સિદ્ધાં-

તોથી પ્રેરાતા પક્ષો વચ્ચે એકદિલી જામવાની તો વાત જ શી? ડાબી પાંખોનું આજે દુર્ભાગ્ય એ છે કે એમને કોઈ જ્યારો મહારથી દોરક ને વાહક હજી સાંપડયો નથી, જે પક્ષનો તો હોય જ, પણ પાક્ષિક દૃષ્ટિની પર અને પક્ષને ઓઢી વળતા છત્ર સમો હોય. આથી સામ્યવાદી, સમાજવાદી રોયવાદી, વગેરે પક્ષો પક્ષો નહિ પણ જાણે પરસ્પર વિરોધી મંડળો જેવાં લાગે છે. આને કારણે એમનું બળ અને સંગઠન જામી શકતાં નથી. જામે છે તો વિરોધી સિદ્ધાંતવાળાઓને કારણે નહિ પરંતુ પરસ્પરને કારણે તૂટી જાય છે. દા. ત., દિલ્હી ખાતે ગયે વરસે મળેલી મહાસમિતિમાં ડાબો પક્ષ એકસાથે મળીને વધુમતી સામે ખડો થયો હતો. ત્રિપુરીમાં આ પક્ષોએ નોખી નોખી 'ટેકટિક' અખત્યાર કરી.

મને ડાબા પક્ષોનું ભાવિ કથળી ગયેલું લાગે છે. શ્રી સુભાષબાબુ જેવા નવો જ પક્ષ સ્થાપવાનું માંડી વાળી હાલના જ ડાબા પક્ષોને એકત્ર કરવામાં રોકાયા હોત તો વધારે સારું થાત! જોકે આજે તો કોઈ પણ રાષ્ટ્રનેતા, મહાસભામાં કોઈ પણ એક નાના પક્ષમાં ભળી જાય કે નવો પક્ષ પાડવા જાય છે તો એ રાષ્ટ્રનેતા મટી જાય છે. એ 'ગ્રૂપ લિડર' બની જાય છે. 'ફોરવર્ડ બ્લૉક' સ્થાપવાની ભૂલ કરીને અને મહાસભાની ચાલુ નેતાગીરીથી અલગ પડીને શ્રી સુભાષબાબુ, રાષ્ટ્રપતિપદેથી અલગ પડયા છે એટલું જ નહિ પરંતુ રાષ્ટ્રનેતાના પદેથી પણ ઊથલી પડયા છે. હજી ઘણા સમય સુધી મહાસભામાં વધુમતી પક્ષના અગ્રણીઓ જ રાષ્ટ્રનેતાનાં સ્થાન રાખી શકશે.

આ સંબંધે થોડા સમય પહેલાં સ્ટેલિને કરેલ કથન લાગુ પડે છે કે સફળ નેતાની શક્તિ ને કુનેહ એ જ છે કે એ પોતાના પક્ષવાદીઓમાંથી જેઓ જનતાને પાછળ મૂકીને એકલાએકલા આગળ દોડતા હોય છે તેમને પાછા ખેંચી પાડવા ને જનતા સાથે એમને કૂચ કરતા રાખવા અને બીજી બાજુ પાછળ ઢસડાતા જનસમૂહને પોતા સાથે ખેંચવો. સ્ટેલિને બતાવેલ સરળ આગેવાનીની આ લાયકાત હિંદમાં ગાંધીજી, મહાસભાના વધુમતિ પક્ષ તરફથી, ધરાવે છે એમાં શંકા નથી. જ્યારે ડાબી પાંખવાળાઓમાં આવી લાયકાત ધરાવનાર આગેવાનને અભાવે એમનું પરસ્પરનું અને જનતા સાથેનું જોડાણ વેરવિખેરાવસ્થામાં રહે છે. આ વરવી લાગે એવી છતાં તથ્યભરેલી હકીકત છે.

## ભાવનાની કસોટી

અવનવી સમસ્યાઓની સાઠમારીમાં ઘૂંઘવાતા આપણા રાજકારણમાં શું કરવું ને શું ન કરવું જોઈએ એ શોધી કાઢવું અતિ મુશ્કેલ કાર્ય છે. ઘણાને માટે એ શક્તિ ને ગજા બહારની વાત પણ છે. શમશમાટ કરતી ઉગ્ર લાગણીઓ ને મૂંઝવતી 'ટેકટિકો' રાજકારણની નાડીઓમાં ધબકે છે. મૂંઝવણ, ઝડપી ઉકેલ માગતી પરિસ્થિતિ, અણચિંતવી આવીને ખડી થતી ઘટનાઓ વગેરે આજે હિંદના આંતરિક તેમજ જગતના આંતરદેશીય રાજકારણને ભરી રહ્યાં છે. કટોકટીના અવનવા તબક્કાઓ આવ્યે જાય છે. અને ત્રણ વર્ષ પહેલાં જવાહરલાલજીએ લખનૌ કૉંગ્રેસ પછી કહ્યું હતું તે આજે તેવખતના કરતાં પણ આપણા રાજકારણને લાગુ પડે છે કે, "We are passing through a

crisis—a crisis of the spirit." (આપણે એક કટોકટીમાંથી પસાર થઈ રહ્યા છીએ ને ભાવનાની કટોકટી છે.)

## કયે રસ્તે !

અંદરથી ભાંગુભાંગુ થતી મહાસભાને માથે આજે ઐતિહાસિક જવાબદારી આવીને ટોકાઈ છે. ભારતની રાષ્ટ્રતવારીખમાં મહાસભાને હાથે નવા મોભાના આંક માંડતા ઇતિહાસની ઘટના બનવાને હજી બહુ ઝાઝો સમય થોભવું પડે એમ લાગતું નથી. જ્યારે વધુમાં વધુ સંકલ્પબળ, મનોબળ ને સાચું શિસ્ત જોઈએ છે ત્યારે જ મહાસભામાં, સરદાર વલ્લભભાઈએ હમણાં જ બનારસ ખાતે કહ્યું તેમ આંતરિક શિસ્ત જેવું બહુ ઓછું રહ્યું છે. એનાં કારણો શાં છે, એને માટે કોણ ને કઈ પરિસ્થિતિ જવાબદાર છે એ બધું તપાસવું અહીં અસ્થાને છે. પરંતુ એટલું લાગે છે કે મહાસભાની નેતાગીરીની અને મહાસભાવાદીઓની આજની અવસાદ ને અનૈક્યભરી સ્થિતિમાં, શ્રી સુભાષબાબુ કહે છે એ જાતનું બ્રિટિશસત્તાને 'હિંદી સ્વાતંત્ર્યનું આખરીનામું' આપવું એ પરિણામદાયી નહિ નિવડે.

આપણું રાજકારણ કયો ઝોક લેશે ? મહાસભામાં ચોક્કસ ભાગલા પડશે કે નહિ એ સવાલો આજે ઊઠે એવું વાતાવરણ તો છે. ભાગલા પાડવાની રાહબરી કોણ લે છે એ તો કોણ જાણે, પણ નક્કર ભાગલા પડવા આજે શક્ય નથી. એનું કારણ એ છે કે મહાસભામાં ડાબી જમણી પાંખ વચ્ચે આંતરિક ભેદો ને વિખવાદો હશે—છે—છતાં 'જૂથ તૂટતાં બધા જ સાથે ડૂબવાના છીએ' એ લાગણી બધામાં છે. આથી બધાને એકભારીમાં બાંધી રાખતી રસીના બંધ ઢીલા પડતા ભલે દેખાય, ભારીની અંદર નાનીનાની ભારીની રસીઓ ભલે વણાય પણ મુખ્ય દોર તૂટે એમ નથી. તોપણ આ ગઠન, અનિવાર્યતા ને સામાન્ય ભયને કારણે છે; એક ભાવનાને કારણે નથી. આથી વહેલેમોડે તો ડાબી જમણી પાંખ બાંગવાની જ છે. અને હિંદનું સાચું ભાવિ આજની એકતા નહિ પરંતુ આ પાંખો એની અવસ્થા આવતાં તૂટયા પછી જે પક્ષ નક્કર સત્તા ધરાવશે તે એના આકલન ને કાર્ય પ્રમાણે ઘડશે.

* * *

## રાજકોટ ને દેશીરાજ્યો

રાજકોટનું ગૂંચવાયેલું કોકડું હજી સરાણે ચઢ્યું નથી. કાઠિયાવાડી રાજખટપટોની મેલી રમતોએ મહાત્માજી જેવાને પણ ચકવી હરાવી નાખ્યા છે. રજવાડી મેલી ખટપટોમાં કાઠિયાવાડ એની નાનીનાની ઠકરાતો અને ઐતિહાસિકતાને કારણે અનોખું સ્થાન ધરાવે છે. તેમાં પણ રાજકોટ કાઠિયાવાડી મેલી રાજખટપટોનું મહાધામ છે. કારણ, એક તો ત્યાં પોલિટિકલ એજન્સી. આમ હોવાને કારણે નાનાંમોટાં બધાં જ રજવાડાના નરેંદ્રોએ કંઈ કંઈ કાવાદાવા કરવા માટે ને વડી સત્તા સાથે સંબંધ રાખવાની અનુકૂળતા ખાતર

પોતપોતાનાં થાણાં નાખ્યાં છે. બીજાં રાજ્યોમાં ખટપટો તો એકરાગી, સ્થાનિક ને મોટે ભાગે પોતા પૂરતી રહે છે. જ્યારે રાજકોટ આ બધી ખટપટોના સૂત્રધારો ને કરવૈયાઓનું મિલનસ્થાન હોવાથી, પોતે નાનકડું હોવા છતાં એની ખટપટના ઓછાયામાં બધેની ખટપટોની છાંટ હોય છે. રાજકોટની લોકજાગૃતિમાંથી પરિણમેલ સરદાર—ધર્મેન્દ્રસિંહ કરારનામાના જે હાલ થયા છે ને ત્યાર પછી મહાત્માજી વચ્ચે પડ્યા પછી પ્રજાપરિષદ સાથે એઓ જે ખટપટનો ભોગ થઈ પડ્યા છે એ હકીકતે ઉપલી વસ્તુની પ્રજાને ખબર પડી છે. એ ખટપટે તાત્કાલિક પૂરતા ભલે મહાત્માજીને ગૂંચવી નાખ્યા હોય, અને લાંની પ્રજા ઉપર આજે ભલે હતાશતા ને નાઉમેદીનું મોજું ફરી વળ્યું હોય; પરંતુ એનું એક પરિણામ એ આવે એમ છે કે મહાત્માજી અને એમના અનુયાયીઓ જેઓ આવા નાલાયક રાજાઓને ગમે તેવા નમ્ર સ્વરૂપે પણ ચાલુ રાખવાની, ટ્રસ્ટીપણાની નીતિમાં માનતા આવ્યા છે એમાંના ઘણાખરાની નેક ને ઇતબાર રાજાઓની પરિવર્તનશક્તિ ઉપરથી ઊઠી જશે. બીજી આવી ખટપટો ઉપર નભવું એ અફીણ ખાઈને નભવા જેવું હોવાથી આજે એનો આસરો લઈને પ્રજાનાયકોને બહાવરા બનાવતા કાઠી ખટપટીઓ એક મોટામાં મોટી આત્મવિઘાતક ભૂલ કરી રહ્યા છે કે પોતાની પદ્ધતિના મિત્રોને એઓ દુશ્મન બનાવી રહ્યા છે. લિંકને વાપરેલ મહાવાક્યને આપણે થોડું ફેરવીને એ રાજાઓને ને એમના સાગરીતોને કહી શકીએ કે તમે એકાદ માણસને કાયમ માટે ચગદી શકો. થોડાને લાંબા સમય સુધી ચગદી શકશો, પરંતુ બધાં માણસોને કાયમ માટે નહિ ચગદી શકો. આપખુદ રાજાઓ, એમના પ્રદેશોમાં જનતાની જાગૃતિને દબાવવનાં જે ગોઝારાં પગલાં લઈ રહ્યા છે, જે વ્યવસ્થિત ગુંડાગીરીનો આસરો લઈ રહ્યા છે એ ઉપરથી તો એમ લાગે છે કે એમના મનમાં એમ વસી બેઠું છે કે એઓ બધાંને કાયમ માટે દબાવી શકશે. ઇતિહાસનો એમનો અવળો પાઠ એમની પાસે આવું કરાવે છે.

રાજકોટ ભલે કાઠી ફકરાતી રાજકારણનું કેન્દ્ર હોય, પરંતુ સમસ્ત હિંદમાં એનું કંઈ મહત્ત્વ નહોતું. પરંતુ પરિસ્થિતિને કારણે હિંદના શ્રેષ્ઠ રાજપુરુષ સાથે એના ઠાકોર ને એના કારભારીએ ખટપટી ખાંડાં ખખડાવ્યાં હોવાને લીધે ત્યાં રાજાવાદ વિનાશક લોકશાસનવાદી લડત નાના પાયા ઉપર લડાઈ રહી છે. ગાંધીજી અને એમના અનુયાયીઓને ફકરાતી સત્તા જેટલા વધારે હેરાન કરશે એટલું એનું મહત્ત્વ વધવાનું. ગાંધીજીને જ્યારે ગળા સુધીની ખાતરી થશે, અને એને હવે બહુ વાર નથી, ત્યારે પીળા પ્રદેશના રાજાઓ પોતાનું સમસ્ત ભાવિ હારી જવાના. કાળ સામે મોં માંડવાનું એમને માટે એથી બીજું પરિણામ શું આવે!

## રજવાડી ગુંડાગીરી

રજવાડી પ્રજાએ આપખુદીમાંથી મુક્તિ માટે ઉપાડેલ જવાબદાર રાજતંત્રની ચળવળને સીધી રીતે દાબી દેવી આપખુદોને માટે બહુ અઘરી વાત થઈ પડી છે, એટલે એમણે થોડા જ સમય ઉપર મુંબઈ ખાતેની ખાનગી સભામાં પ્રજાવાદ સામે રાજાવાદનો છૂટકછૂટક નહિ પરંતુ એકત્ર સામનો કરવાનું નક્કી કર્યું, બીજું એમણે પ્રજાકીય વિક્ષ-

ચાલને કાયદેસર રસ્તે નહિ પરંતુ ગુંડાગીરીથી દબાવી દેવાનું નક્કી કર્યું. અતિ જવાબદાર સત્તાનાં સ્થાનો ઉપર બેસનાર રાજાઓ કેટલા અધમ ને નપાવટ થઈ ગયા છે એ એના ઉપરથી જ ચોખ્ખું દેખાય છે. કાયદાના સાચાખોટા રક્ષકો જ્યારે ગુંડા કે ધાડપાડુઓ બને ત્યારે પ્રજા કયાં તો ત્રાસે મરી તૂટી જાય છે કે કયાં તો છૂવ ઉપર આવી વિગ્રહ આદરે. રજવાડી જાગૃતને સંગઠિત પ્રજા બીજા વિકલ્પનો વહેલેમોડે આશ્રય લેશે એવાં ચિહ્નો આજે તો જણાય છે.

આ વખતે વડી સત્તાને કોંગ્રેસની ભેરુબંધીની ગરજ હશે તો એ રાજાઓને દબાવશે, નહિ તો છેટે રહીને જોયા કરશે. એણે જોયા કરવાની નીતિનો આસરો લીધેલો હમણાં તો જણાય છે. હિંદમાં તો કેટલાક વખતથી ચોગરદમ જોયા કરવાની અને કોંગ્રેસ સાથે કોઈ રીતે પણ આગળથી ન બંધાઈ જવાની નીતિ વડી સત્તાએ સ્વીકારી દેખાય છે. એમ કરવામાં એ ભાવિનું વિનાશક ભાથું બાંધી રહી છે.

તા. ૧૩-૫-૩૬

# એવી લીલા કોણે આદરી ?

'પુંડરીક'

( પ્હેલા પ્હેલા પવન પધારશે—એ ભજનનો ઢાળ )

ઊગી પુરવમાં સોહામણો,
સુરજ આથમી જાય;
ખંડે ખંડે શોભા પાથરી,
પાછો સંકેલી ધાય,—

એવાં તે પૈડાં કાળનાં, તેજ અંધારા માંય,
ક્યારે આવે ને ક્યારે જાય તે, નવ કાંઈ જણાય;
એવી લીલા કોણે આદરી ?

ખાવા મળે નહિ એકને, ભૂખે ટળવળતાં બાળ;
બીજાને ત્યાં ભાતભાતનાં ખાણાંથી ભરિયા થાળ.
એવી લીલા કોણે આદરી ?

ધૂળી ચડી નભમાં રહી પેલાં ભૂંગળાં માંય;
એરે ધૂળીની કાળાશમાં કોનાં દિલ રંગાય ?
એવી લીલા કોણે આદરી ?

તડકો ને છાંયડો વેઠતાં ખેતર પાકયોરે પાક;
ખાવારે વાળો તે ખાઈ ગયો, ખેડુતનું હૈયું ખાખ,
એવી લીલા કોણે આદરી ?

卐

# ચિઠ્ઠીનો ભેદ

પન્નાલાલ પટેલ

આંખ ઊઘડતાં જ ખટમીઠાં સ્વપ્ન ઊડી ગયાં. ઘડિયાળમાં જોઉં છું તો સાત પર પાંચ મિનિટ થઈ હતી. ભલે આજનો દિવસ પણ બીજા દિવસો જેવો હોય તો પણ મને તો—અને એકલા મને જ શું કામ? મારા જેવા ઘણાઓ માટે પણ—કોઈ ઓર જ લાગ્યો. કેમ ન લાગે? રવિવાર હોવાથી નોકરીએ જવાની રોજની ઉતાવળ નહોતી કે નહોતી ફિકર પગાર કપાવાની. પણ તરત જ રાવજીભાઈને મળવા જવાનું યાદ આવતાં ઊઠયો, આંખો ચોળી, આળસ મરડી ઓરડી બહાર નીકળ્યો ત્યારે અનંતની ઊગમણી વ્યાસપીઠ પર જાણે કેસરિયા રંગનો પડદો ઝૂલી રહ્યો હતો. દાતણ કરતાં કરતાં જોયું તો પેલો વ્યોમનો ખેલાડી આસ્તે આસ્તે ડોકાતો હતો. કોણ જાણે શું જોઈ ગયો કે જોતજોતામાં એના બાળક જેવા ગુલાબી મુખ પર ગુસ્સાનો અગ્નિ જાણે ભભૂકવા મંડયો. અંધારાં તો ભાગી ગયાં પણ શિયાળાની ટાઢ હજુ તેની સામે ઝઝૂમતી હતી. પણ મને એ લડાઈ જોવાની ફુરસદ નહોતી. દાતણ કરીને માથાના વાળને પાણીથી ફેરસલાવી, ઝટપટ કાંસકી ફેરવી લીધી; અને પાંચપાંચ વર્ષથી ટાઢ સાથે યુદ્ધ ખેલતો ગરમ કોટ ચડાવી સાયકલ પર ચડી બેઠો. રાવજીભાઈના પ્રતાપે ચાની ડખલ તો રાખી જ નહોતી.

લગભગ કલાક સુધી મુસાફરી કર્યા પછી રાવજીભાઈના કમ્પાઉન્ડમાં પેસતાં જોઉં છું, તો બારણા વચ્ચોવચ્ચ તાળાચંદ લટકતા ભાળ્યા. મને થયું : આ તો, 'વહેલી ઊઠીને ભૂલી પડી,' એના જેવું થયું! કારણકે દર રવિવારે તો હું નવેકના સુમારે આવતો પણ ઘણીખરી વાર તેમને ત્યાં મારા જેવા બીજાઓની ઠઠ જામી જતી તો કોઈવાર ટપાલ લખવામાં ગુંથાયેલા રહેતા અને એમ એમની સાથે વાત કરવાનો મારો વારો મોડો આવતો. જોકે એ લાભ હું બને તેટલો વહેલો લેવા ઇચ્છતો પણ પેટમાં બોલતાં બિલાડાં ઊઠવાની ફરજ પાડતાં. આજે થયું કે પહેલો જ નંબર લાગશે અને વાતચીત કરવાનો પણ સારો લાભ મળશે. ગયા રવિવારે એમણે પણ ચાહીને કહ્યું હતું : 'સવારમાં વહેલો આવતો હોય તો લગભગ નવ સુધી હું નવરો જ હોઉં છું.'

ખેર, જમાવા દે ઓટલા પર. પણ એટલામાં મારી નજર તાળા નીચે દબાવેલા કાગળ પર પડી. નાની ડાયરીના આજના જ પત્તા પર લખેલું હતું : 'હું બહાર જાઉં છું. દસ સવાદસ સુધીમાં તો આવી જઈશ; બેસજે.' હું તો ખુશ ખુશ થઈ ઊઠયો. અને કેમ ન થાઉં? કેટલીય પ્રવૃત્તિઓમાં નિઃસ્વાર્થ રીતે અગ્રગણ્ય ભાગ ભજવતો આવડો મોટો માણસ મને યાદ રાખીને બેસવા માટે લખી જાય એ કંઈ ઓછું હતું?

ઓટલા પર બેસતાં મને છેલ્લા છેલ્લા મારા પ્રત્યેના એમના વધતા જતા સ્નેહના પ્રસંગ યાદ આવ્યા. ગયા એના આગલા રવિવારે એમણે મને પૂછેલું: 'અંબાલાલ, તું

બલા પરણીશ ક્યારે?' કોઈને થશે કે એમાં શું? પણ રાવજીભાઈને મોઢે આવી વાત મારા માટે નો શું પણ કોઈ પણ માણસને માટે નવાઈની હતી. એવી વાતો કરવી એમને ગમતી જ નહિ હોય એમ તો કેમ કહું, પણ એટલું તો ચોક્કસ કે એમને એવી ફુરસદ જ નહોતી. મજૂર પ્રવૃત્તિમાં જુઓ તો રાવજીભાઈ, સમિતિના કામકાજનું ઊંડું જ્ઞાન કોણ ધરાવે છે તો રાવજીભાઈ, અને આજુબાજુનાં ગામડાંઓના ખેડૂતોની પ્રવૃત્તિમાં પણ હમણાં હમણાં એમને લીધે સારી ચમક આવી હતી. વળી અનાથાશ્રમના કામકાજમાં પણ મદદ કરતા, અને રાત્રિશાળાઓના તો એ જ મુખ્ય કાર્યકર્તા હતા. છતાંય દેખાવે તો સાવ સાદા માણસ. અને એમનો સ્વભાવ પણ એવો જ હતો. કશાય ગર્વ કે અભિમાન વગર બસ વૈતરું જ કૂટયે જતા. બહાર એમનું કેટલું માન છે એનું તો મને ભાન છે એટલું ય એમને કદાચ નહિ હોય. હવે આવો માણસ મારું સુખ જોવાની ઇચ્છા ધરાવે પછી હું ખુશ કેમ ન થાઉં? અમારી ઉમ્મરમાં માંડ ચારપાંચ વર્ષનો તફાવત હશે. અને એ હિસાબે ત્રીસેકની ઉમ્મરવાળા એમના જેવા માણસ માટે આવો સવાલ પણ સ્વાભાવિક છે. પણ ખૂબી એ છે કે એમની પોતાની બાબતમાં તો આ વિષે એ સાવ ઉદાસીન હતા. મેં મારા એક મિત્રને—કે જેની મારફત મારે રાવજીભાઈ સાથે ઓળખાણ થઈ અને એની જ બલામણથી રાવજીભાઈએ મને ઠેકાણે પાડેલો—પૂછેલું: 'બલા, આ રાવજીભાઈ પરણતા કેમ નથી?' કારણકે એમની સેવા, અને વળી રૂપે રંગે પણ એવા હતા કે પોતાની જાતનો વિક્રય કરવા ધારે તો પણ ખુશીથી ધારી જગ્યાએ કરી શકે. એમની પાછળ કેટલી યુવતીઓ ઘેલી હતી એ તો મારા કરતાં કમઅક્કલ પણ જોઈ શકતો હતો. પણ પેલા મિત્રે કહેલું: 'એમનું જીવન હવે સેવા તરફ વળી ગયું છે. કોઈ પૂછે છે તો હસીને જવાબ આપે છે: "મને મરવાની તો ફુરસદ નથી પછી પરણવાની તો વાત જ શી?" અને હસીને ઉમેરે છે: "હું હવે પરણવા લાયક જ ક્યાં રહ્યો છું?"' મને પણ એ વાત બરાબર લાગેલી. પછી આવો માણસ મને હસતાં હસતાં પૂછે: 'હેં અંબાલાલ! ધાર કે તને કોઈ ચાહે છે તો તું પરણવા તૈયાર થાય કે નહિ?' મારે મોઢે તો આવેલું કે તમે પોતે કેમ નથી પરણતા? પણ હું ચૂપ રહ્યો. પણ જ્યારે તેમણે ફરીથી પૂછ્યું ત્યારે મેં કહ્યું: 'તમને આજ આ શું સૂઝ્યું છે રાવજીભાઈ?' અને શરમાતાં શરમાતાં કહ્યું: 'મૂળ વાત તો એ છે કે એનો મેં હજુ વિચાર જ કર્યો નથી!' પછી તો એમણે મને બહુ બહુ પૂછ્યું: 'પરણવાની તને ઇચ્છા જ નથી થતી? જીવનમાં એકલા એકલા નથી લાગ્યા કરતું? કોઈ વાર નહિ?'—વગેરે. વળી ગયા રવિવારે કહેલું: 'તારે માટે હું અનાથાશ્રમમાંથી એક અનાથને જરૂર પસંદ કરીશ.' અને પછી એટલા બધા ખુશ થઈ ઉઠેલા—કંઈક હસેલા પણ ખરા—કે એ બધું મારે માટે સાવ નવું હતું. પછી તો 'હવે આવતે રવિવારે વાત,' કહેતાકને કામે લાગી ગએલા. હું પણ ઊઠીને ઘેર ગયો.

આ સાત દિવસ એમની આ વાતો અને લાગણી માટે મને કંઈક કંઈક થયા કર્યું. જોકે આજે મારે એમને કહી દેવું હતું કે અંદેરબાન જોતે, આવું ક્યાંય હમણાં નક્કી કરી બેસતા; નહિ તો ઘેર ડોસા જાણશે તો મારા પગ જ ભાગી નાખશે! તે સિવાય રાત્રિશાળા અંગે પણ વાતચીત કરવાની હતી. વળી વાત નીકળશે તો એમને એમના જ

સંવાલ—જે મને પૂછ્યા હતા તે જ—હું ય સામા પૂછીશ: ભલે કોઈને એમ લાગે કે આ તો બેઅદબી કહેવાય, પણ મને એવું હવે નહોતું લાગતું. ખરું પૂછો તો એમના પેલા જૂના–વાત્સલ્યભર્યો છતાંય ભારેખમ લાગતા હાસ્ય કરતાં હમણાં હમણાંનું હળવું હાસ્ય મને વધારે ગમતું. સાચું કહું તો–કોણ જાણે કેમ પણ પહેલાંના કરતાં એ આજકાલ વધારે આત્મીય લાગતા હતા.—એટલામાં ઘડિયાળે નવના ટકોરા કરી અધીરતા વધારી મૂકી.

પાછી મેં પેલી ચિઠ્ઠી ઉઘાડી, એટલામાં કમ્પાઉન્ડમાં પેસતા એક મહાશયનો અવાજ અથડાયો.

'કેમ, રાવજીભાઈ નથી?'

'ના.'

જોકે મેં ટૂંકમાં તો પતાવ્યું, પણ એ કાંઈ મારો છાલ છોડે એવા ન લાગ્યા. 'ક્યાં ગયા છે?' 'ક્યારે આવશે?' વગેરેના જવાબ આપતાં મેં કહ્યું: 'આ ચિઠ્ઠી લખી ગયા છે.'

તેમણે ચિઠ્ઠી હાથમાં લેતાં કહ્યું: 'એમણે મને પરમ દિવસે ટાઈમ તો આપ્યો હતો.' ચિઠ્ઠી પર નજર ફેરવતાં બોલ્યા: 'લખી ગયા છે ને, "બેસજો." કહેતા પ્રફુલ્લ વદને ફરીથી વાંચી ગયા. પછી આજુબાજુ જોયું, (મને લાગે છે ખુરશી માટે હશે) છેવટે ઓટલી પર ફૂંક મારી મારી સામે જમાવ્યું.

મને થયું તો ખરું કે કહું: 'જરા ચશ્માં ઉતારીને વાંચો અંદર તો "બેસજો" કરીને લખેલું છે. પણ નહિ તોય આ ભાઈ ચોંટ્યા છે તે ઉખડવાના નથી, પછી ભલેને બેઠા અને નીચે આવેલા 'જે'માં લંબાતા માત્રનો લાભ લઈ ચિઠ્ઠીમાં ભાગ પડાવે તોય, અને લખેલી છે એ ઓછી મટી જવાની છે, પણ મને એમના હાથમાં ચિઠ્ઠી રહી એ ઠીક તો ન જ લાગ્યું.

એમનાં કપડાં ઉપરથી એ કોઈબી સેવામાં મુંડાયા હોય તેવા તો નહોતા લાગતા. મેં કહ્યું: 'આપને કંઈ કામ હશે!'

'કામ તો છે જ સ્તો.' તેમના મોં પર કંટાળા જેવું કંઈક હતું. ક્ષણ ભર પછી બોલ્યા: 'હું સ્વસ્તિક મિલનો સેક્રેટરી છું.'

'ત્યારે તો કંઈ મજૂરોના ઝઘડા માટે આવ્યા હશો.'

'એમ જ છે. એ વિષે થોડીક વાતચીત કરવી છે. ને ટાઈમ આપે તો એ પ્રમાણે મોટર પણ તેડવા મોકલાય ને?' કદાચ મારા મોં પર ગુંચવાડો જોયો હશે. તેમણે ઉમેર્યું: 'શેઠને બંગલે મજૂરોનું ડેપ્યુટેશન તેડયું છે. પણ એમાં જો રાવજીભાઈ ન આવે તો બીજા તો એવા છે કે સલાહ કરવામાં કંઈ સમજે જ નહિ ને.' અને પછી તો એમણે, જુદી જુદી પ્રવૃત્તિઓમાં ભરાયેલા રાવજીભાઈ ભૂલી જાય એ બીક, અને સાથે સાથે બેઉ પક્ષને માન્ય એવા એમના ગુણ અને બુદ્ધિનાં પણ વખાણ કર્યાં. છેવટમાં, ચિઠ્ઠી બતાવતાં બોલ્યા: 'જુઓને આ ચિઠ્ઠી જ. બે દિવસની વાત પણ ભૂલ્યા છે? મને લાગે છે બહાર નીકળ્યા પછી સાંભર્યું હશે! છેવટે ડાયરી ફાડીને ય લખી ગયા ખરા.'

બધીય બાબતમાં હું સંમત હતો પણ આ ચિઠ્ઠી પચાવી પડયો એ મને જરાય ન ગમ્યું. પછી એમણે વળી મિલમજૂરોની અને નવા નવા કાર્યકર્તાઓની પારાયણ અણુગમા સાથે ઉકેલી. એમના શ્વાસ ખાવાનો લાભ લેતાં મેં પૂછ્યું: 'કેટલા વાગ્યા છે?'

'સાડા નવ.' તેમણે કહ્યું.

એટલામાં ફાટકમાં ઝળકતા કેસરિયા રંગે મારી આંખ ખેંચી. સવારમાં જોએલી ઉષાના રંગભરી કોઈ વાદળી જાણે ઊંધું ઘાલીને ચાલવા છતાંય એના મોં પર રમતું હાસ્ય ગમી જાય તેવું હતું.

એકાએક પાળિયા જેવા બેઠેલા અમને જોતાં તે ધીમી પડી ગઈ. તેણે પૂછ્યું: 'કેમ રાવજીભાઈ નથી?'

'ના,' અને તેને પગથિયાં આગળ જ થંભી જતી જોઈ ઉમેર્યું: 'પણ હવે આવવાની તૈયારી.'

તેણે કાંડાની ઘડિયાળ જોઈ. કંઈક વિચારમાં પડી. હું તો એનો દાંત વચ્ચે દબાતો ગુલાબી હોઠ જોઈ જ રહ્યો.

'ક્યારે આવશે કંઈ નક્કી જાણો છો?' તેણે મારી સામે જોતાં પૂછ્યું.

'દસ દવાદસે આવવાનું લખી ગયા છે.' કહેતાં હું ઊભો થયો અને પેલા ભાઈ પાસેથી ચિઠ્ઠી લઈ આપતાં ઉમેર્યું: 'હવે તો આવતા જ હશે. સાડા આઠ પહેલાંના ગયા લાગે છે.'

એને ચિઠ્ઠી વાંચતાં જોઈ મને થયું કે આ વળી ક્યાંય ચિઠ્ઠી માટે પોતાનો દાવો ન નોંધાવે. પણ એવું કંઈ ન બન્યું. એણે ચિઠ્ઠી પાછી આપતાં કહ્યું: 'એમને કહેજો ને જરા કે સુનંદા આવી હતી.'

મને થયું કે આ યુવતી બેસે તો બીજું તો ઠીક મારા ભાઈ, પણ આ ભેજાંખાઉની લપછપમાંથી તો છુટાય, અને સમય ખૂટવાની તો પંચાત જ મટી જાય. મેં કહ્યું: 'હવે પા કલાકમાં તો આવી પહોંચશે; બેસોને.'

'ના, મારે ગાડી પકડવાની છે' કહી તેને પીઠ ફેરવતી જોઈ મને થયું કે બિચારી કાંઈ સ્ત્રીપ્રવૃત્તિની પૂછગાછ કરવા આવી હશે.

એની પાતળી દેહલતા પર ખાદીનાં જાડાં કપડાંનો ભારો જોઈ મનમાં થયું કે 'આવી કોમલાંગીઓ ખાદી ન વાપરતી હોય તોય શું? અમે બધા વાપરીએ છીએ એ ઓછું છે?' પણ ત્યાં તો એની ઉપડતી પાનીઓથી ઠોકરાતો અને તોય વળી વળી પાછો આવતો ઘેર જોયો. વીરાંગના જેવી એની ચાલ જોઈ મને થયું: 'ના, ના; ખાદીને પચાવી જાય એવી જ છે તો.' વળી થયું: 'બધીય પરીઓ જો સ્વર્ગમાંથી હેઠી ઊતરે—સુનંદાની પેઠે—તો બિચારી ગુલામોને ભાગે જ છૂટકો થાય. પણ—'

'હવે આવવા જોઈએ.' પેલા સેક્રેટરી બોલ્યા. અને ક્ષણ પછી કમ્પાઉન્ડની વંડી પરથી દેખાતું માથું જોઈ બોલી ઊઠયાઃ 'લો: આવ્યાય ખરા.'

પણ ત્યાં તો ફાટકમાંથી ભળતો માણસ દેખાયો. આ ભાઈને હું લટકતી સલામ જેટલા ઓળખતો હતો. મેં સાહેબજી કર્યા. પગથિયાં ચડતાં જ બુદ્ધિનો ચમકારો તેમણે દેખાડ્યોઃ 'રાવજીભાઇ નથી લાગતા, કેમ?'

બીજા સવાલોમાંથી બચવા મેં પેલું માનપત્ર ધરી દીધું; અને ભાઈસાહેબે મારી બીકને ખરી પણ પાડી દીધી.

'બેસવાનું લખી ગયા છે એટલે બેસવું જ પડશે.' કહી તેમણે સાથે આણેલો ખલતો—અંદર કંઈક પત્રિકાઓ જેવું દેખાતું હતું—મારી બાજુમાં મૂક્યો. પછી ઓટલી પર ઝૂકતાં ચિઠ્ઠી પર નજર ફેરવતાં વળી કહ્યું: 'ઠીક થયું, લખી ગયા; નહિ તો હું તો પાછો જ જાત.'

મેં જોયું તો સેક્રેટરી સાહેબ કંઈક નારાજ નજરે આમની તરફ જોઈ રહ્યા હતા. મારું તો મગજ જ કામ નહોતું કરતું. કારણ કે, 'બેસજો' એમ ચોખ્ખું લખેલું હતું. વળી જો માનાર્થે કે પછી સર્વ આગન્તુકો માટે લખ્યું હોત તો "બેસજો'ને બદલે 'બેસશો' વાપરત, એ માટે મને લેશ પણ શંકા નહોતીઃ કારણમાં રાવજીભાઈનો વિનય સાક્ષી પૂરતો હતો. મને ગુસ્સો તો એવો આવ્યો કે રાવજીભાઈ આવે કે તરત જ પૂછીને ચોખવટ કરવી કે ભાઈસાહેબ, તમે કોને ઉદ્દેશીને ચિઠ્ઠી લખી છે? વળી આ નવાભાઈને તો કંઈ સમજ જ નહોતી પડતી કે એ એકવચનમાં છે કે બહુવચનમાં...કંટાળામાંથી ભાન આવતાં, 'હશે. ગમે તેને લખી હોય એમાં આપણે શું?' વિચારી મેં પેલા નવા ભાઈને કહ્યું: 'આપને કંઈ કામ હશે!'

'અરે હા ભાઈ! એક માસથી ધક્કા ખાઉં છું પણ કંઈ પત્તો જ ખાતો નથી.'

સેક્રેટરી બોલ્યાઃ 'એમને તે કંઈ એક કામ છે? ભલા માણસને ખાવાની ય ફુરસદ નહિ મળતી હોય સાં—'

પેલા ભાઈ એમની ધૂનમાં જ બોલવા લાગ્યાઃ 'અમને કે' છે, "તમે હવે તમારી મેળે સંભાળતા થાઓ." પણ એમ કંઈ ચાલે? ઘણીય બુદ્ધિ તો વાપરીએ પણ એમની તોલે અવાય છે કંઈ?'

પછી મેં એ ભાઈને પૂછીને જાણી લીધું કે પોતે હમણાં હમણાં ખેડૂતોમાં કામ કરે છે. એટલામાં દસ થયાની ખબર ઘડિયાળે આપી.

પાંચેક મિનિટ અમારી છએ આંખો રસ્તા પર મંડાઈ રહી. કદાચ ત્રણે જણે જોયા હશે પણ સેક્રેટરી પહેલા બોલી ઊઠ્યાઃ 'લો, આ આવ્યા.'

આમેય રાવજીભાઈની ચાલ ઉતાવળી તો ખરી પણ આજ કંઈક વધારે અધીરા હતા. ફાટકમાંથી જ અમારી સલામનો જવાબ આપતા એ હસતા મુખ તરફ હું જોઈ રહ્યો.

'ઓહો! તમે બધા બેઠા છો?' આમ તેમ જોતાં રાવજીભાઈ બોલ્યા. એમના મોં પરના હાસ્યને ઊડી જતું જોઈ મને થયું કે ભલા આદમી સવારના કામ નીચે દટાયેલા હશે એટલે અમારા કામનો ભારો જોઈને એમ જ થાય ને? જોકે મારી આ ધારણા એમને માટે નવી હતી. પણ મને થયું કે એ ય માણસ છે. થાક તો લાગે જ ને?

'કોઈ એક '—

સેક્રેટરીની વધામણી મેં ઝૂંટવી લીધીઃ 'સુનંદાબેન કરીને એક બેન આવ્યાં હતાં.'

રાવજીભાઈએ ફક્ત 'ઉં' કર્યું. એમને કંઈક વિચારમાં પડેલા જોઈ—એમની ગેરહાજરીમાં મેં કંઈક એમના વતી ફરજ બજાવી છે એવાં ભાન સાથે—મેં કહ્યું: 'મેં તો એમને બેસવાનું કહ્યું પણ કે' છેઃ "મારે ગાડી પકડવાની છે. મોડું થાય." એમ કહીને આપને આવ્યાં હતાં એટલું કહેવાનું કહી ચાલી ગયાં.'

કોણ જાણે તાળું ઉઘાડતાં રાવજીભાઈએ આ બધું સાંભળ્યું કે ન સાંભળ્યું પણ એમણે કમાડ ઉઘાડતાં એમની પાછળ ઘૂસવાને તૈયાર થઈ ઉભેલા અમને—તેમાંય ખાસ તો સેક્રેટરી તરફ જોતાં કહ્યું: 'અત્યારે મને જરા ઠીક નથી. આપ કાલેબાલે મળો તો સારું.'—સેક્રેટરી કંઈક કહેવા જતો હતો પણ એમણે મોં પર કંટાળો લાવી ઉમેર્યું: 'હું બધું જાણું છું. પણ મારાથી આજ કંઈ જ નહિ બને.' અને પછી પેલા ભાઈને પણ 'માફ કરજો, અભય, આપણે ફરીથી મળીશું.' અને મને પણ, 'અંબાલાલ, તું તો આજ નવરો જ છે. મોડેથી આવજે ને.' કહીને અંદર ચાલતા થયા!

પેલા બે જણને તો કોણ જાણે શું થયું, પણ મને તો જરૂર થયું: 'લો! છે કાંઈ જીભને આળસ! કહી દીધું મોડેથી આવજે!'—પણ ક્ષણમાં જ ભાન આવ્યું કે પેલા બે જણ કરતાં રાવજીભાઇની આપણા પર વધારે મહેરબાની છે.

મારી છાતી વેંત ફૂલી, જો કે પગથિયાં ઊતરતાં સ્વમાનને કંઈક ઘા વાગ્યો હોય તેમ તો લાગતું જ હતું.

ફાટક બહાર નીકળતાં થેલીવાળા ભાઈ બોલ્યા: 'કોણ જાણે હમણાંના શી પ્રવૃત્તિમાં પડ્યા છે કે જાણે ઓળખતા જ ન હોય એમ કોઈ કોઈ વાર તો કરી બેસે છે.'

પણ આ ભાઈના વાક્ય સાથે હું સહમત ન થઈ શક્યો. બલકે મને તો એમનો આજકાલનો લલિત આનંદ પહેલાંના ધીર ગંભીર હાસ્ય કરતાં વધારે ગમતો હતો. હાં! એક અત્યારનું વર્તન ખરેખર વિચિત્ર હતું.

સેક્રેટરી બોલ્યાઃ 'એ તો ભાઈ મોટા માણસ દરેક એવા. જરાક માથું ભારે થયું કે બસ, "પછી મળજો" કહી નાખવાના. પછી ભલેને તમારે ગમે તેવું કામ કેમ ન હોય. એ તો મોટા માણસની ખાસિયત જ હોય છે.'

વળી પેલા ભાઈ બોલ્યાઃ 'આવું હોય તો એમણે કોઈને બેસવા માટે લખવું જ ન જોઈએ. અને કંટાળા સાથે ઉમેર્યું: 'નક્કામો અડધોપોણો કલાક બગાડ્યો!'

સેક્રેટરી બોલ્યાઃ 'અરે મારું જરૂરનું કામ રખડી પડ્યું ને ચિઠ્ઠી જોઈને તો હું બેસી રહ્યો.'

વળી પાછી મને ચીઢ ચડી. એક રીતે એવું પણ ઇચ્છયું કે આ બે જણ ચિઠ્ઠી માટે લડી પડે તો ઠીક. પણ પેલા ભાઇ તો એમના વિચારમાં ટાઢાટપ દેખાયા. મને થયું જેને લખી હતી એને તો ખાસ્સા બે કલાક બગાડવા છતાં કશું નથી ને આ મૂર્ખાઓ

નાહકના શું કામ અગડતા હશે. મને ભ્રમ ભાગી તેમના કાન આંમળવાનું મન તો થયું, એટલામાં થેલીવાળા ભાઈ બસને થોભાવતાં બોલ્યાઃ

'તમે તો સાયકલ પર જ આવશો ને?'

મેં 'હા' કહી અને બેઉ જણને સાહેબજી કરી લીધા. મોટર ઊપડતાં મેં પણ પેડલ પર પગ દીધો; ત્યાં તો પાછળથી 'આસ્તે'...નો પરિચિત અવાજ આવ્યો. જોઉં છું તો રાવજીભાઈ બસ માટે બૂમ પાડતા હતા. મેં બૂમ પાડવા કર્યું પણ બસ નીકળી ગઈ હતી.

'કેમ પાછા રાવજીભાઈ?' એમની અધીરાઈએ મને નવાઈ પમાડ્યો.

રાવજીભાઈ એમની ધૂનમાં જ હતા: 'આ બસવાળા! આજુબાજુ જોતા જ નથી! કોણ જાણે હવે ક્યારે બીજી બસ—પણ એટલામાં ખખડાટ સંભળાતાં, 'આવતી હોય એમ લાગે તો છે.'

મેં જોયું તો બસને દેખતાં જ રાવજીભાઈના મોં પરથી કંટાળો અકળામણ બધું ય ઊડી ગયું. અને જોતજોતામાં કોઈ અવર્ણનીય આનંદ અને અધીરાઈ દેખાયાં. મારું મગજ તો વિચારોનું જાણે રેલવે જંકશન બની ગયું.

મેં હિંમત કરી: 'સ્ટેશને જતા હશો, નહિ રાવજીભાઈ?'

રાવજીભાઈ મારી સામે જોઈ એવું ઠપકાભરી રીતે મીઠું મલકયા, જાણે કહેતા ન હોય: 'બદમાસ કહીંનો! મશ્કરી કરે છે?' પછી બોલ્યા: 'હા.'

અને બસમાં ચડતાં કહ્યું: 'અંબાલાલ, સાંજના આવજે હોંકે.'

'સારું' કહી મેં પેડલ પર પગ દીધો. સાથે જ રેલગાડીના ડબ્બા પેઠે ફટોફટ વિચાર ગોઠવાઈ ગયા: એમનું પહેલાંનું દેવોના જેવું ગંભીર હાસ્ય અને હમણાં હમણાંનું પેલું ઊછળતા હૈયાનું મધૂરું માનવ હાસ્ય, હૃદયનાં ગલગલિયાં જેવી મારી સાથેની વાતો, એ બધા સાથે ગાડીના એન્જિન જેવી સુનંદા જોડાઈ ગઈ! અને એમ ચિઠ્ઠીનો ભેદ ખુલ્લો પડતાં હું રસ્તા વચ્ચે ય ખડખડાટ હસી પડયો.



## ભજન ત્હારું કેમ કરું કિરતાર?

સુંદરજી ગો. બેટાઇ

કેમ ધરું રે કરતાળ, હાથે કેમ ધરું કરતાળ ?
કેમ કરું રે કિરતાર, ભજન ત્હારું કેમ કરું કિરતાર ?

ઘર ઘર ઊઠે બાંધવને પગ બેડી તણા ફટકાર,
પળે પળે મીઠાબોલીના માર તણા ચીસકારઃ
ભૂંડા મારતણા ચીસકાર.

ભડભડે ચેહ નિરાશા ને દુઃખની, દુનિયા બની આ સ્મશાન;
એકેક અંતર જીવતું જુદું ખેદખંડેર મસાણઃ
ભજન તે કેમ કરું કિરતાર ?

દિશદિશ ગોળિયું નિત્ય વછૂટે ને આકાશથી બંબામાર;
ધારણ ક્યાંથી ચિત્તને વારું ? જીવતા મોતના મારઃ
ભૂંડા જુદા જીવતા મોતના મારઃ
ભજન ત્હારું કેમ કરું કિરતાર ?

કેમ ધરું રે કરતાળ, હાથે કેમ ધરું કરતાળ ?
કેમ કરું રે કિરતાર, ભજન ત્હારું કેમ કરું કિરતાર ?

卐

# લેખક–પ્રકાશક વચ્ચે થતું કરારનામું[1]

ત્રિભુવન વીરજીભાઇ હેમાણી
રતિલાલ ઉકાભાઇ પટેલ

'સુખચેનની ઇચ્છાવાળાએ લેખકના ધંધામાં પડવું જ ન જોઈએ. તે ઘણો જ અચોક્કસ ધંધો છે. લેખકના ધંધાની આવક પર ઉદર-નિર્વાહનો આધાર રાખવામાં જેટલી સલામતી છે તેના કરતાં જુગારની આવક પર આધાર રાખવામાં વિશેષ સલામતી છે.'

—વા. મો. શાહ

'જો એને [ સાહિત્યકારને ] દેશની નાની કે મોટી મિલકત તરીકે સાચવવો હોય, તેનો પૂરેપૂરો લાભ લેવો હોય, તેનાં કાર્યમાંથી આનંદ મળે તેમ હોય ને તે લેવો હોય; તો સાહિત્યકારને જરૂરજોગાં અનાજપાણી પૂરાં પાડીને જીવાડવો પણ ઘટે એ હકીકત કૈં ઘુંટીઘુંટીને ગાઓવાર કહેવી પડે તેવી લાગતી નથી.'

—વિજયરાય વૈદ્ય બી. એ.

'સ્વતંત્ર રીતે પોતાનાં ભેજાંને વલોવીને રત્નો કહાડનારા લેખકોને જો કંઈ બદલો મળતો હોય તો તે એટલો જ કે હેમના મૃત્યુ બાદ હેમની વાહવાહ થાય છે અને શોકના ઠરાવો પસાર કરવાનો 'દેખાવ' માત્ર થાય છે.'

—વા. મો. શાહ.[2]

---

૧ 'લેખકમિત્ર' શીર્ષક હવે પછી પ્રગટ થનારાં પુસ્તકનું એક પ્રકરણ.

૨. આ અવતરણોની પસંદગી બાબતમાં એક ખુલાસો કરી લેવાની જરૂર જણાય છે. એક સાહિત્યરસિક મિત્રે સૂચન કરે છે કે 'સદ્‌ગત વા. મો. શાહ પ્રત્યે તમને પક્ષપાત છે એટલે તેમનાં લખાણોમાંથી જ તમે અવતરણો રજુ કર્યે જાઓ છો.' આવું માનનારી પ્રત્યેક વ્યક્તિની જાણ માટે જણાવી દેવું તદ્દન આવશ્યક છે કે વા. મો. શાહ પ્રત્યેની અમારી ભાવનાભક્તિને કોઈએ પક્ષપાતનું નામ આપવું હોય તો ભલે તેમ કરવાને તે મુખત્યાર છે. પરન્તુ સાચી હકીકત તો એ છે કે લેખનપુરસ્કાર સંબંધી અન્ય ગુજરાતી લેખકોનાં લખાણમાંથી અવતરણો શોધવા જતાં અમને કેવળ નિરાશા જ સાંપડી છે. તેવાં લખાણો ફેંદી વળતાં અમને જે કંઈ સંતોષ મળ્યો છે તે અત્રે રજુ કરેલાં અવતરણો દ્વારા જ: બ. ક. ઠાકોર, 'વલ્લભ' અને વિજયરાય વૈદ્યનાં મળ્યાં તેટલાં અવતરણોનો અમે છૂટથી ઉપયોગ કર્યો છે અને બીજા લેખકોનાં તેને લગતાં અવતરણો ન મળવાને કારણે વા. મો. શાહના લેખોમાંથી વધુ પડતાં અવતરણો લેવાં પડયાં છે. અમે તો જાહેર રીતે કહેવાને લલચાઈએ છીએ કે ઉપર જણાવેલા લેખકો સિવાયના બીજા લેખકોએ લેખનપુરસ્કારના વિષયને ભાગ્યે જ સ્પર્શ્યો છે; છતાં પણ એ વિષયને લગતાં બીજા લેખકોનાં અવતરણો કોઈ રજુ કરી શકશે તો વાચકવર્ગને તો લાભ જ થશે. સાથે સાથે એ પણ જણાવી દેવું આવશ્યક સમજું છું કે વા. મો. શાહનાં જે અવતરણોનો અમે ઉપયોગ કરી રહ્યા છીએ તે ૨૪-૨૫ વરસ પહેલાંનાં સદ્‌ગતનાં લખાણોમાંથી લેવાયેલાં છે. અઢી દાયકા પહેલાં લેખનપુરસ્કારના પ્રશ્નને કોઇ ગુજરાતી લેખક-પ્રકાશક છેડતો નહોતો તેવે સમયે વા. મો. શાહે લેખકના હિતની વાતો પોતાની ઓજસ્વી શૈલી દ્વારા કહી બતાવી છે એ તો અમારે મન ગર્વનો વિષય છે. —લેખકો

લેખનપુરસ્કાર સંબંધી જોઈતી સમજણ મળી રહે એટલા ખાતર પ્રકાશક સાથેના તેના વ્યવહાર દરમિયાન અમુક અમુક સમયે કરવા પડતાં કરારનામાં સંબંધી રીતસરની જાણવા જેવી માહિતી લેખકે પોતે જ મેળવી લેવી જોઈએ. કોઈ પ્રકાશક જ્યારે અમુક હસ્તલેખને પ્રગટ કરવાના નિશ્ચય પર આવે છે ત્યારે તે બાબતની જાણ તે તેના લેખકને કરે છે, એટલું જ નહિ પણ કયી કયી શરતોએ તે પુસ્તક છપાવવાની તરફેણમાં તે છે તે બાબતની રીતસરની ચોખવટ કરવાને તેને આમંત્રણ દ્વારા પ્રેરે છે. આપણા ગુજરાતમાં તો લેખકને મહેનતાણું આપવાની બાબતમાં કોઈ ચોક્કસ પ્રકારનું ધોરણ હોય એવું જાણવામાં નથી, એટલે તે બાબતમાં કોઈ અનુભવી જાણકાર પોતા પાસે રહેલી અતિ ઉપયોગી હકીકત જનતા સમક્ષ રજુ કરે ત્યારે જ આપણને એ બાબતની જાણ કંઈક અંશે થાય ખરી. પરંતુ યુરોપ—અમેરિકામાં તો મોટે ભાગે ‘રૉયલ્ટી’નાં ધોરણ પર જ પુસ્તકોને પ્રગટાવવામાં આવે છે. ત્યાં પણ અગાઉ તો પ્રકાશકો પોતે કરવા ધારેલાં પ્રકાશનના ગ્રંથસ્વામિત્વના સઘળા હક્કો, આપણા ગુજરાતમાં હરહંમેશ બને છે તે મુજબ, કાયમને માટે ખરીદી લેતા હતા. પણ વખતના વહેવા સાથે તેમજ સ્વાનુભવે લેખકો શીખ્યા કે ‘રૉયલ્ટી’નું ધોરણ ‘કૉપીરાઈટ’ના વેચાણ કરતાં લેખકના હિતમાં વધુ ફાયદાકારક છે. એમ કરવાથી લેખકને તેના પુસ્તકની સફળતા કે નિષ્ફળતાના પ્રમાણમાં જ બદલો મળવા પામે છે અને તેથી તે તે પ્રકાશનને આગળ ધપાવવા માટે પ્રકાશકની સાથે લેખકનો પણ સહકાર ભળવા પામે છે.

કોઈ કોઈ વખતે ખાસ વિષયને લગતા અમુક અભ્યાસપૂર્ણ ગ્રંથો, નફાને અમુક હિસ્સે વહેંચી લેવાની દૃષ્ટિએ અગર તો કમિશન કે વટાવના ધોરણ પર પ્રકાશકો તરફથી પ્રગટાવવામાં આવે છે, પરંતુ એમાંનાં ચાહે તે ધોરણને સ્વીકારવામાં આવે ત્યારે પણ બે પક્ષો વચ્ચે અમુક પ્રકારનું ચોક્કસ દૃષ્ટિબિન્દુ રજુ કરનારું એક કરારનામું પાશ્ચાત્ય દેશોમાં કરવામાં આવે છે અને તેની એક એક પ્રત બંને પક્ષ પાસે રહે છે. એવાં કરારનામાં રૂપી ખત પર પોતાની સહી આપતાં પહેલાં લેખકે સો ગળણે પોતાના નિશ્ચયને ગાળી જોવો જોઈએ. પ્રકાશકને પોતાનાં પુસ્તકની પ્રસિદ્ધિ માટેનો હક્ક આપતી વખતે લેખકે ખાસ કરીને એટલો વિચાર કરી લેવો જ ઘટે કે પોતાને અમુક પ્રકારની આર્થિક આમદાની થઈ શકે એવા માલેકીના હક્ક, તે પ્રકાશકને પોતાની ઉતાવળે કરી આપેલી કરારનામાની કબૂલત દ્વારા મળી જતા નથી. યોગ્ય બદલો મળે તો જ એવા સઘળા હક્ક પ્રકાશકને સુપરત કરવા એ ઇચ્છવા યોગ્ય છે. તાત્પર્ય એટલું જ કે એ પુસ્તકમાંથી ઉત્પન્ન થઈ શકે એવી સઘળી આવકમાંથી પોતા પૂરતો જ યોગ્ય હિસ્સો તો પોતાને મળવા પામે છે એટલું લેખકે અવશ્ય જોવું જોઈએ. એમાં ગફલત કરવાથી આર્થિક નુકસાની સહેવાનો પ્રસંગ લેખકને આવે છે; માટે જ આ સાવચેતીનો સૂર રજુ કરવાની જરૂર જણાઈ છે.

કોઈ નવા લેખકની પાસે પ્રકાશક જે શરતો રજુ કરે છે તે શરતો તો એ પુસ્તકનો પ્રકાર, તેની ખપતનો પ્રકાશકે કરી રાખેલો અડસટ્ટો તથા તેના પ્રત્યે થનારી લોકાભિરુચિ પર જ અવલંબે છે. તેમાંયે નવાસના લેખકને તો કંઈ ખાસ પ્રકારનો આર્થિક લાભ

પ્રાપ્ત થાય એવી શરતો ભાગ્યે જ રજુ કરવામાં આવે છે અને આપણા ગુજરાતમાં તો લેખકો હંમેશને માટે પોતાના પુસ્તકના સર્વ હક્ક પ્રકાશકને સ્વાધીન કરી દઈને થોડોક તાત્કાલિક આર્થિક લાભ પ્રાપ્ત કરી લે છે એવો વિચિત્ર રવૈયો પ્રચલિત છે. પરંતુ યુરોપ–અમેરિકામાં તો નવા લેખકને પણ દશ ટકા જેટલી 'રૉયલ્ટી' તો શરૂઆતથી જ આપવામાં આવે છે અને અમુક પ્રતો વેચાયા પછી તે 'રૉયલ્ટી'માં અઢી ટકાનો વધારો કરી આપવાની પણ શરત કરારનામામાં પ્રકાશકો કરી આપે છે. આવી રીત પશ્ચિમના દેશોમાં પ્રવર્તે છે.

એ ઉપરાંત યુરોપ–અમેરિકામાં એક બીજી પદ્ધતિ પણ પ્રચલિત છે. કેટલાક લેખકો તો એ 'રૉયલ્ટી'ની પદ્ધતિ કરતાં કમિશનનાં ધોરણવાળાં કરારનામાંને વધુ પસંદગી આપે છે. તેઓ માને છે કે 'રૉયલ્ટી'નાં ધોરણ કરતાં કમિશનની પદ્ધતિથી લેખકને વધુ આવક થવા પામે છે. વળી કેટલાંક પુસ્તકો એવા પ્રકારનાં હોય છે કે તેમનો ફેલાવો ઘણો જ મર્યાદિત થવાનો સંભવ રહે છે. તેથી પ્રકાશક એ પ્રકાશનને અંગેનું સઘળું ખર્ચ પોતે જ માથે લઈને તે ઉપરાંત લેખકને 'રૉયલ્ટી' આપવાનું સ્વીકારે તો તેથી તે પ્રકાશકના ભાગ્યમાં તો ખરેખર નુકસાનીનો મોટો મોટલો જ વહોરવાનો આવે. વસ્તુસ્થિતિ આવી હોવાથી કેટલાક શાસ્ત્રીય ગ્રંથો તથા સંકુચિત ફેલાવો આપી શકે તેવાં પુસ્તકો માટે આ કમિશન પદ્ધતિનું જ કરારનામું કરવામાં આવે છે. આ સ્થળે એક વસ્તુ નોંધી લેવી જરૂરની છેઃ આ પ્રથા દ્વારા જ પ્રસિદ્ધ થયેલા કેટલાક ગ્રંથોને માટે રીતસરનું કરારનામું કરેલું હોવા છતાં પણ જો તે ગ્રંથ દેખીતી રીતે જ નિર્માલ્ય કોટિનો જણાતો હોય તો પ્રકાશક પોતે જ પોતાનું નામ પ્રગટકર્તા તરીકે આપતો નથી અને તે બાબતનો સ્પષ્ટ નિર્દેશ કરનારી એક કલમનો ઉમેરો પણ તે કરારનામામાં કરવામાં આવે છે.

ઘણીયે વાર પ્રકાશકો તરફથી લેખકો પાસે પ્રકાશન–ખર્ચ આપવાની માગણી કરવામાં આવે છે અને તે દૃષ્ટિએ જુદી જાતનું જ કરારનામું કરવાનું કરવામાં આવે છે. પણ એવી રીતે લેખકના ખર્ચે અને જોખમે પુસ્તકો પ્રગટ કરવાની આદતવાળા પ્રકાશકો મારફત પુસ્તકો પ્રસિદ્ધ કરાવવા કરતાં પોતાના હસ્તલેખોને ટેબલનાં ખાનાંઓમાં ભરી રાખવાં એ વધારે હિતાવહ છે. એવી પ્રકાશન સંસ્થાઓ તો પુસ્તકના બહોળા ઉઠાવ ઉપર નહિ, પણ તે પુસ્તકની પ્રત્યેક પ્રતની પડતર કિંમત અને તેના પર નીપજતા નફા માટે યોગ્ય હિસ્સાની માગણી કરે છે. એ રીતે પ્રગટેલાં પુસ્તકો સાહિત્યની દૃષ્ટિએ તો ઘણીયે વાર તદ્દન નિર્માલ્ય માલમ પડે છે, પરંતુ તે બાબતની ચિંતા તે પ્રકાશકને હોતી નથી. કારણ કે નુકસાની સાથે તેને નિસ્બત ન રહે એ રીતનું કરારનામું કરાવી લેવામાં તે વ્યક્તિઓ પારંગત હોય છે. એવાં પ્રકાશનોની સમાલોચના પણ ફરફરિયાં જેવાં કચરાપટ્ટી વર્તમાનપત્રો સિવાય બીજે ભાગ્યે જ દેખા દે છે. આપણા ગુજરાતમાં પણ, ભલે કરારનામાંની ખાસ પદ્ધતિ પ્રચલિત ન હોય તોપણ, ઉપર જણાવેલી વસ્તુસ્થિતિ તો માલુમ પડે જ છે.

હવે કરારનામું કેવું હોય તેનો નમૂનો તપાસીએ. પશ્ચિમના દેશોમાં તો નીચેના નમૂના મુજબનાં કરારનામાંઓ ખૂબ પ્રચલિત છે. અલબત્ત તેની કલમોમાં વધઘટ થાય છે જ. એવાં કરારનામાંઓનાં બારીક અવલોકન તેમજ મનન પરથી ગુજરાતના લેખકોને કેટલીયે જાણવા જેવી માહિતી મળી રહે એવા હેતુથી એક કરારનામાનું ટુંકાવેલું ભાષાંતર નીચે રજુ કરવામાં આવે છેઃ—

આજે સને ૧૯—ના—મહિનાની—મી તારીખે એક પક્ષે (હવે પછી લેખક તરીકે સંબોધાવાના હક્કવાળી વ્યક્તિ) શ્રીયુત અથવા તેના વતી વહીવટ કરનારી વ્યક્તિઓ અગર તેના પ્રતિનિધિઓ અગર તેના વસિયતનામાનો અમલ કરનારાઓ તથા બીજી બાજુએ (હવે પછી પ્રકાશક તરીકે સંબોધાવાના હક્કવાળી વ્યક્તિ) મેસર્સ અથવા તેના વારસદારો અથવા તેના વસિયતનામાનો અમલ કરનારાઓ—એ બે પક્ષો વચ્ચે આ કરારનામું કરવામાં આવે છે. મૂળ વસ્તુ એ છે કે લેખક શીર્ષક ગ્રંથ લખી રહેલ છે અથવા તેણે લખ્યો છે અને પ્રકાશક તેને પ્રસિદ્ધ કરે એમ તેની ઇચ્છા છે. એ વસ્તુને ધ્યાનમાં લઈને બંને પક્ષોને નીચે જણાવેલી કલમો બંધનકર્તા છે એમ ઠરાવવામાં આવે છેઃ—

૧. લેખકે પોતાના પુસ્તકની પ્રેસકોપી તૈયાર કરીને તારીખ—સુધીમાં પ્રકાશકને સુપરત કરી દેવી. જ્યારે પ્રકાશકો એ હસ્તલેખને રીતસરની ખંતપૂર્વક પુસ્તકાકારે તૈયાર કરાવશે અને તે હસ્તલેખની બધી વસ્તુ (Matter) છાપખાનામાં તૈયાર થઈ ગયા પછીના—મહીના સુધીમાં તેને પ્રકાશક તરફથી પ્રસિદ્ધ કરવામાં આવશે. એ પુસ્તકમાં આશરે—શબ્દોનો સમાવેશ થશે.

૨. લેખકને મહેનતાણા બદલ મળવાની જે રકમનો ઉલ્લેખ હવે પછીની કલમમાં કરવામાં આવશે તેને ધ્યાનમાં લઈને એવું ઠરાવવામાં આવે છે કે તે પુસ્તકના ગ્રંથ-સ્વામિત્વને લગતા સઘળા હક્ક પ્રકાશકને સુપરત કરવામાં આવે છે. એ સઘળા હક્કમાં પુસ્તકને ફરીવાર છપાવવાનો તેમજ તેનો અમુક ઉપયોગી ભાગ પુસ્તકાકારે પ્રગટાવવાનો પણ સમાવેશ કરવામાં આવે છે.

૩. પુસ્તકને પ્રગટાવવાનો સમય, તેનાં રૂપરંગ, તેના પ્રચાર માટેની જાહેર ખબરો, વર્તમાનપત્રોમાં સમાલોચના માટે મોકલાવવાની પ્રતો—એ બધાં માટે પ્રકાશકની મુનસફી પ્રમાણે કરવાનું ઠરાવવામાં આવે છે; અને બીજી બાજુએ પ્રકાશકે એ પુસ્તકનાં ઉત્પાદન માટેનું સઘળું ખર્ચ પોતાના પદરથી જોડવાનું છે. એ સઘળા ખર્ચમાં એક વસ્તુ સમજી લેવાની છે: પ્રેસકોપીમાં ન હોય એવા બીજા વધારાના સુધારાઓ તેમજ મુદ્રણદોષો સિવાયનાં પ્રૂફનાં પૃષ્ઠો પર લેખકે કરેલા પાછળના ઉમેરાઓ—એ બંને માટે જે કંઈ વધારાનું બિલ મુદ્રક તરફથી રજુ કરવામાં આવે તેનું ખર્ચ લેખકને શિર રહેશે.

૪. સદરહુ પુસ્તકની દરેક પ્રતની છાપેલી કિંમત રૂ.—રાખવામાં આવશે. પરંતુ પ્રકાશકોને જરૂર જણાય ત્યારે કોઈ પણ આવૃત્તિમાં પ્રથમ છપાયેલી કિંમતમાં વધઘટ કરવાનો હક્ક તેને રહેશે અને પહેલી આવૃત્તિ પ્રગટ થયા પછીનાં બે વરસ પસાર થઈ ગયા પછી કોઈ પણ આવૃત્તિની બાકી રહેલી પ્રતો જે કંઈ કિંમતે વેચાય તે કિંમતે વેચવાને

પ્રકાશક હક્કદાર રહેશે. અલબત્ત એ બાકી રહેલી પ્રતોને ખરીદી લેવા માટે લેખકને સૌથી પહેલી પસંદગી આપવામાં આવશે.

૫. પ્રકાશકે લેખકને દર વરસે મોડામાં મોડું એપ્રિલની ત્રીસમી તારીખ સુધીમાં નીચે જણાવેલી હકીકતનો નિર્દેશ કરનારું એક પત્રક મોકલવું:—

(અ) વરસ દરમિયાન પ્રગટેલી આવૃત્તિઓની પ્રતોની કુલ સંખ્યા. અને તેમાંથી વેચાયેલી પ્રતોની કુલ સંખ્યા. (બ) દશમી કલમમાં જણાવેલી શરતો મુજબ વરસ દરમિયાન થયેલાં વેચાણમાં થતા નફાની ચોખ્ખી રકમ [ શરૂઆતની પહેલી—પ્રતોનાં વેચાણમાંથી લેખકને 'રોયલ્ટી' તરીકે કંઈ પણ મળશે નહિ ].

૬. લેખકની માગણી પરથી પ્રકાશકે દર સાલના સપ્ટેંબર માસની ત્રીસમી તારીખ સુધીમાં ઉપર જણાવેલી માહિતીવાળું છમાસિક પત્રક લેખકને મોકલવું, પરંતુ એ છ મહિના દરમિયાન થયેલાં વેચાણ પર પોણોસો ટકાથી ઓછી રકમની 'રોયલ્ટી' લેખકને મળે તેમ હોય તો એ છમાસિક પત્રકની પ્રથા શરૂ કરવી કે નહિ તે પ્રકાશકની મુનસફી પર રહેશે.

૭. ઉપર જણાવેલું માહિતીપત્રક લેખકને આપતી વખતે પ્રકાશક તરફથી નીચે જણાવેલી રકમ લેખકને ભરપાઈ કરવાની રહેશે:—

અર્ધી કિંમતથી વધારેની કોઈ પણ કિંમતે વેચાયેલી પ્રતો માટે છાપેલી કિંમતના દશ ટકા 'રોયલ્ટી' લેખકને મળે—તેમાંયે શરૂઆતની—પ્રતો પર—ટકા તથા એ શરૂઆતની પ્રતો પછીની બાકીની પ્રતો પર—ટકા પ્રમાણે 'રોયલ્ટી'નું ધોરણ નક્કી કરવામાં આવે છે; પરંતુ છાપેલી કિંમતથી અર્ધી કિંમત કરતાં ઓછાં મૂલ્યે વેચાયેલી સઘળી પ્રતોનાં વેચાણમાંથી ઊપજેલી ચોખ્ખી આમદાની પર દશ ટકા રોયલ્ટી આપવી; વળી છાપેલી કિંમતના ચોથા ભાગનાં મૂલ્યે વેચાયેલી પ્રતોમાંથી ઊપજેલી ચોખ્ખી આવક પર પણ લેખકને પાંચ ટકા 'રોયલ્ટી' આપવી. આ 'રોયલ્ટી'ની ગણતરી માટે એવું પણ નક્કી કરવામાં આવે છે કે દરેક તેર પ્રતોની ગણતરી બાર પ્રતો તરીકે કરવી. લેખકને અગર તો સમાલોચના માટે સામયિકોને વિનામૂલ્યે અપાતી પ્રતો પર તેમ જ આગથી અગર 'ટ્રાંઝીટ' દરમિયાન નાશ પામતી પ્રતો પર કંઈ પણ 'રોયલ્ટી' આપવાનું રહેશે નહિ.

૮. પ્રસ્તુત પુસ્તકની અસલ આવૃત્તિ વેચાતી બંધ થાય તે પછી જો પ્રકાશકો તે જ પુસ્તકની સસ્તી આવૃત્તિ પ્રગટાવવાનું ઇચ્છે તો તેઓ પોતાના હિસાબે અને જોખમે તેમ કરી શકે છે; પરંતુ એ સસ્તી આવૃત્તિની દરેક પ્રતની છાપેલી કિંમત પર લેખકને—ટકાની રોયલ્ટી મળવી જોઈએ, પણ અર્ધી કે તેથી ઓછી કિંમતે વેચાયેલી પ્રતો પરથી થયેલી ચોખ્ખી આવક પર જ રોયલ્ટીનો હક્ક રહે, નહિ કે છાપેલી કિંમત પર. અસલ આવૃત્તિ પ્રગટયા પછીના—વરસ દરમિયાન લેખકની રીતસરની પરવાનગી વગર એવી કોઈ સસ્તી આવૃત્તિ પ્રગટાવી શકાશે નહિ.

૯. પ્રકાશકને અમેરિકામાં અગર બ્રિટિશ સામ્રાજ્યના કોઈ પણ પ્રદેશમાં આ પુસ્તકની મૂળ આવૃત્તિની અગર ખાસ પ્રગટાવેલી આવૃત્તિની નકલો પર લેખકને—ટકા રૉયલ્ટી આપવાની રહેશે.

૧૦. સદરહુ પુસ્તકના ભાષાંતર કે અનુવાદ કે એવો બીજો કોઈ પણ હક્ક વેચવાની સત્તા પ્રકાશકની ગણાશે અને એ રીતનો સોદો કરવામાં થતું સઘળું ખર્ચ પ્રકાશકને શિરે જ રહેશે. એવા કોઈ હક્કના કુલ વેચાણમાંથી પ્રકાશકે લેખકને સાતમી કલમમાં બતાવ્યા મુજબ—ટકા પ્રમાણે રૉયલ્ટી આપવાની રહેશે. વળી એ પુસ્તકને ફિલ્મ પર ચડાવવા દેવાનો હક્ક વેચવાની મુનસફી પણ પ્રકાશકની જ રહેશે, પરંતુ એવા હક્કનાં વેચાણમાંથી થતી આવકના ૮૦ ટકા જેટલી રકમ પ્રકાશકે લેખકને આપવી.

૧૧. લેખકે, બની શકે ત્યાં સુધી પુસ્તકમાં સુધારાવધારા કરવામાં, પુસ્તકને તદ્દન અદ્યતન બનાવવામાં તથા લેખક-પ્રકાશક એમ બંનેને અનુક્રમણિકાની જરૂર જણાય તો તે પુસ્તકની લેખનસૂચિ તૈયાર કરી આપવામાં કોઈ પણ જાતના આર્થિક મહેનતાણા વગર મદદ કરવાની છે.

૧૨. પ્રકાશકની પરવાનગી વગર લેખક પોતાના પુસ્તકનું સંક્ષિપ્ત સ્વરૂપ અથવા તો એ પુસ્તકનો અમુક ઉપયોગી ભાગ જુદા પુસ્તકાકારે પ્રગટાવી શકે નહિ.

૧૩. પુસ્તક પ્રગટ થતાં જ તેની પહેલી આવૃત્તિની છ પ્રતો પ્રકાશક તરફથી લેખકને વિનામૂલ્યે મળશે અને બીજી વધારે પ્રતોની જરૂર જણાય તો તેણે વ્યાપારી ભાવે ખરીદવી જોઈશે.

૧૪. લેખકે આ કરારનામા દ્વારા પ્રકાશકને એ પ્રકારની ખાતરી આપી છે કે તેનું પુસ્તક પ્રચલિત 'કૉપીરાઈટ' ના કાયદાનો ભંગ કરીને કોઈના હક્ક પર તરાપ મારનારું નથી તેમજ તેમાં બીભત્સ કે અશિષ્ટ અથવા બદનક્ષી કરનારું લખાણ નથી. આ પ્રકારની ખાતરી આપવા છતાં પણ ઉપર જણાવેલા મુદ્દાને અંગે પ્રકાશકોને લેખક તરફથી અજાણમાં રાખવામાં આવ્યા હશે તો તેને લગતું જે કંઈ નુકસાન અગર ખર્ચ થશે તેને માટે લેખક જવાબદાર ગણાશે.

૧૫. હસ્તલેખ સોંપતી વખતે જ લેખકે કાંઈ પણ ખર્ચ લીધા વગર જ પોતાના પુસ્તકમાં ઉપયોગી થઈ શકે એવાં ચિત્રો, ફોટાઓ, આલેખો, નકશાઓ અથવા એવી બીજી જરૂરની વસ્તુઓ પ્રકાશકને સોંપવી અને પ્રકાશકે પોતાના ખર્ચે તેના બ્લૉક બનાવવાના રહેશે. લેખક તરફથી મળેલી એવી સામગ્રી તથા બીજી વસ્તુઓ કામ પતી ગયા પછી લેખકની ઇચ્છા હોય તો તેને પાછાં સુપરત કરી દેવાં, પરંતુ પૂરતી કાળજી રાખવા છતાં પણ આકસ્મિક સંયોગોને અંગે તેને થયેલી નુકસાની માટે અગર તે ગૂમ થવા માટે પ્રકાશક જવાબદાર ગણાશે નહિ.

૧૬. મજકુર પુસ્તકના બહોળા પ્રચાર માટેની વિશાળ જાહેરાત પ્રકાશક કરી શકે એટલા ખાતર લેખકે હવે પછીનાં પુસ્તકને ગ્રંથકારે પ્રગટાવતી વખતે પહેલી પસંદગી આ પ્રકાશકને જ આપવી જોઈશે.

૧૭. પહેલી આવૃત્તિ પ્રગટ થયા પછી પાંચ વર્ષનો ગાળો પસાર થયા પછી જો એ પુસ્તકની પ્રતો મળી શકતી ન હોય અને તેની નવી આવૃત્તિ પ્રગટ કરવા માટે લેખક તરફથી લેખિત વિનંતિ મળે છતાં પણ છ મહિનાની અંદર પ્રકાશક નવી આવૃત્તિ પ્રગટ ન કરી શકે અથવા લેખક તરફથી એવી માગણી થવા છતાં પણ એક મહિનાની અંદર આ કરારનામાની કલમોમાં જણાવ્યા પ્રમાણે લેખકની રીતસરની લેણી નીકળતી રકમ ભરપાઈ કરવામાં ન આવે તો—એ બંનેમાંથી કોઈ પણ બાબત બનવા પામે તો—આ કરારનામામાં જણાવેલી બધી બાબતોના હક્ક લેખકને પાછા આપોઆપ મળી જાય છે. પરંતુ પ્રકાશકે તેના પુસ્તકના પહેલાં પ્રકાશન માટે ખાસ ખર્ચે તૈયાર કરાવેલા બ્લોક, સ્ટીરિયો પ્લેટ્સ, મોલ્ડ્ઝ, આલેખો ( Designs ) ઇત્યાદિ વસ્તુઓ લેખકે પડતર કિંમતના અર્ધભાવે ખરીદી લેવાં પડશે.

* * *

અત્યાર સુધી આપણે પાશ્ચાત્ય દેશોમાં થતાં કરારનામાંની વિગતો જાણી. પરંતુ આપણા ગુજરાતમાં લેખક–પ્રકાશક વચ્ચે થતાં કરારનામાં સંબંધી કંઈક જાણવાની ઇચ્છા સૌ કોઈને થાય એ તદ્દન સ્વાભાવિક છે. પણ હજી સુધી પુસ્તકો માટે થતાં કરારનામાં વિષે આપણે ત્યાં કાંઈ સાહિત્ય પ્રસિદ્ધ થયું જાણમાં નથી. અલબત, આપણા લેખકો અને પ્રકાશકો પોતાનાં કરારનામાંને જાહેર પ્રશ્ન તરીકે ચર્ચાનો વિષય બનવા દેતા નથી. આમ હોઈને તે સંબંધી પ્રાયઃ અજ્ઞાન જ પ્રવર્તે એમાં નવાઈ જેવું કંઈ નથી. કોઈ ભાઈઓ એ દિશામાં પહેલ કરે એમ ઇચ્છું છું.

છતાં પણ ગુજરાતી સામયિકોમાંના અમુકના સમભાવી પ્રકાશકો લેખકોને પુરસ્કાર આપવાની પ્રથા શરૂ કરતી વખતે અમુક મુદ્દાઓની ચોખવટ કરી છે, જેનો સારગર્ભ એટલો જ છે કે લેખક પોતાનું લખાણ પ્રકાશકને એક વખતને માટે વાપરવા આપે અને પ્રકાશક તેને તેના બદલા તરીકે અમુક રકમ પુરસ્કાર રૂપે આપે. એટલે તેમાં તો લેખક—પ્રકાશકના વ્યવહારને લગતી કંઈપણ આંટીઘૂંટી જેવું રહેતું નથી. આવું ધોરણ 'બુદ્ધિપ્રકાશ' 'માનસી' વગેરેના તંત્રીઓએ સ્વીકારેલું છે. એથી ઊલટું, ક્યારેક ક્યારેક પ્રકાશકો તરફથી લેખનપુરસ્કાર તો બાજુએ રહ્યો, પણ જે સામયિકના અમુક અંકમાં લેખકનું લખાણ પ્રગટ થવા પામ્યું હોય તે અંકને પણ રીતસરની કિંમત આપીને ખરીદવાની તુંડમિજાજીનો અનુભવ કોઈ કોઈ લેખકને થયો હોય એવાં દષ્ટાંતો પણ મળી રહે છે ખરાં. આ ઉપરાંત, પુરસ્કાર આપ્યા વગર પણ પોતાના પત્રમાં લેખને પ્રસિદ્ધ કરી, તે લેખના સર્વહક્ક તંત્રીને સ્વાધીન રાખવાની જાહેરાત કરવાનું ભૂતકાળમાં સધ્ધર ગણાતાં પત્રો પણ ચૂક્યાં નથી.

આ આપણી અત્યારની પરિસ્થિતિ છે. આ વિશે જો યોગ્ય ચર્ચાઓ થતી રહે તો ઘણા જ નજીકના ભવિષ્યમાં આપણા ગુજરાતમાં પણ લેખનને વ્યવસાય તરીકે અપનાવનારા લેખકોને પોતાનાં લક્ષ્યને પહોંચવામાં મદદરૂપ થશે, તથા એમનો રાહ વધુ સરળ બને એટલા ખાતર આપણા લેખકોને તેમના પ્રકાશકો તરફથી જે પ્રકારનો અનુભવ મળવા પામે છે તે અનુભવને જનતા સમક્ષ ધરી દેવાની હિંમત તેઓ દાખવે અને એ રીતે ભવિષ્યમાં લેખન–વ્યવસાયમાં પડવા ઇચ્છનારાઓના તેઓ રાહબર બને. કોણ જાણે છે કે ગુજરાતમાં એવો દિવસ ક્યારે ઊગશે?



# અશ્રદ્ધાનું શ્રાદ્ધ

સુંદરજી ગો. બેટાઈ

પ્રાતઃકાળે પુણ્ય ગોદાવરીનાં
વ્હેતાં પાણી સૂર્યનાં સ્વર્ણભર્ગ
ઝીલી લીલા લ્હેરતાં, શાન્ત ચિત્તે
જોઈ લીલા અંતરે કૈંક જાગી.
અસ્તે ઊભો ચન્દ્રમા, વીતરાગ
જાણે કોઈ પુનિત પિતૃના આત્મનો પાંડુ પિંડ. ૬

સીતાદેવી કેરી એ શીલમૂર્તિ,
ભવ્યચ્છાયા રામના તેજ કેરી
સૌમિત્રિના ત્યાગની તીવ્ર જ્યોતિ;
ગોદાનીરે નીરદેહી બનેલી
દીઠી વ્હેતી પૂર્વની એ ત્રિમૂર્તિ. ૧૧

જેના દેહે દેહનિર્માણ મારું,
જેના આત્મે આત્મકેરો સ્ફુલિંગ,
જોયાં જે મેં વા ન જોતાં ગયાં જે,
આંક્યાં ચિત્તે વા ગયાં વિસ્મરાઈ
કાલસ્રોતે સૌ વહ્યાં પૂર્વજોને
તર્પી અર્પી નીર ગોદાવરીનાં,
તર્પી અર્પી : भावपिण्डोदकं હું
આજે આવ્યો સારવા શ્રાદ્ધ આંહીં. ૧૯

શ્રદ્ધા કો'દી શ્રાદ્ધકેરા વિધાને
ના આ હૈયે આપમેળે સ્ફૂરેલી;
પ્રેર્યો જો કે કૈંક વેળા પિતાએ
તોયે ના'વી શ્રાદ્ધશ્રદ્ધા કદીયે;
ને આજેયે અંતરે તો ખડી છે
અશ્રદ્ધાએ પૂર્વવત્ પૂર્વકેરી.

આત્મા કેરી રંગની સૂક્ષ્મ સૃષ્ટિ
સંકેલાશે વિશ્વની કો ગુહામાં,
કો' દી મ્હારી દેહમાટી વિલાઈ
જાશે વ્હેતા મૃત્યુગંગા પ્રવાહે,
ને શ્રદ્ધાળુ વંશજોમાંથી કોક
આવી આહીં સારશે શ્રાદ્ધ મ્હારું:
એવી મારા અંતરે કો' ખૂણામાં
છાનીછૂપી યે નથી રે મનીષા,
રે એની તો ઉગ્ર રાખું અનિચ્છા. ૩૪

તોયે આજે શાન્ત ગોદાવરીની
વ્હેતી જાતી શીતળી મર્મરોમાં,
અસ્પષ્ટાર્થો કાવ્યવાક્ જેવી કોઈ,
વ્હેતી આવે પૂર્વજો કેરી વાણી;
એ વાણીના શાન્ત પુણ્યોદકે હું
ન્હાતો આશીર્ષ ડૂબું, પ્રબલ વહનમાં આત્મસંમાર્જતો હું. ૪૦

વ્હેતાં નીરે સૂર્યના રશ્મિ કેરો
કેવો જામે રંગ જ્યોતિર્વિલાસ!
સ્વર્ગંગના સ્રોતમાં હોય જાણે
પૂતાત્માના રશ્મિઓનો પ્રવાસ!
કિરણે કિરણે નીરની ઊર્ધ્વયાત્રા
જાણે ઊર્ધ્વારોહ કૈં પિત્રીઓના!
આજે ગોદાદર્શને ઉચ્છલંત
મ્હારે હૈયે ગંગશો કો પ્રવાહ;
એ માંગલ્યે મંગલા મૂર્તિ કૈં કૈં
તેજોદેહી તેજવસ્ત્રો વસાના,
હર્ષન્તી શી એ તરંગે તરંગે
રેલન્તી શી અભિનવ છટા વ્યંજતી અંગઅંગે. ૫૨

રે આ ક્યાંથી સર્વને ઢાંકી દેતી
કોની સૌમ્યા કાન્તિ હ્યાં વિસ્તરન્તી?
અંતર્ગંગાવારિને વ્યાપી લેતી,
અંતર્ગંગા મૂર્તિરૂપે સ્ફુરંતી
એ તો વાત્સલ્યગંગા પુનિત છલકતી મ્હારી માતામહીની. ૫૭

જેને જોઈ આંખ ના પૂર્ણ ઠારી,
જેની મૂર્તિ સ્પષ્ટ ચિત્તે ન આંકી,
તોયે જેનાં દર્શને સ્વપ્નમાંહે
કૈં કૈં મીઠા દુઃખના લીધા લ્હાવા,
જેણે પોષ્યો દેહને આપદેહે,

જેણે આત્મા આત્મથી સંસ્ફુરાવ્યો,
જેણે બુદ્ધિ બુદ્ધિથી પેટવી; ને
રોપ્યા જેણે ભાવથી પુણ્ય ભાવો,
આયુર્ગંગા મ્હારી જ્યાંથી વહેલી,
ગંગોત્રીથી અધિક અધિકી મ્હારી એ માતૃગંગા. ૬૭

શીળા શીળા પુણ્ય તેજપ્રવાહે
ઘેરા ઘેર્યાં આત્મના અંધકાર
ધોતી વ્હેતી ગંગ માતામહીની,
વ્હેતાં પીયૂષ વધારે વહન જનનિનાં દિવ્ય માંગલ્ય ગાને. ૭૧

અપેક્ષા મન્ત્રની ના ના, વિધાનોની ય ના કશી;
સાંપડી દિવ્ય સામગ્રી પિંડોદક કશાં પછી !" ૭૩

* લેખકના તાજેતરમાં પ્રગટ થનાર 'ઈન્દ્રધનુ' નામના કાવ્યસંગ્રહમાંથી.

卐

# સ્વ૦ સુમતિ, શ્રી. હંસા મહેતા,

# અને શ્રી. પુષ્પા વકીલ

હીરા મહેતા

ગુજરાતી સાહિત્યના પ્રારંભથી તે અત્યારલગીના સમય સુધીમાં થઈ ગયેલ સ્ત્રીકવિઓનાં નામો વીણવા માંડીશું તો ગણતર નામો જ—અરે! આંગળીને વેઢે ગણાય તેટલાં બેચારપાંચ રડ્યાંખડ્યાં નામો જ—આપણી નજરે ચઢશે. અને તેમાં યે વળી આપણે જોવા જઈશું તો, જેણે પોતાની કવિતાની અજબ શક્તિથી સાહિત્યને નવાજી દીધી હોય તેવી એકે સમર્થ સ્ત્રી, મીરાંના અપવાદ શિવાય, હજુ લગી થયેલી માલમ થાય પડશે નહિ. વળી જે સ્ત્રીકવિ અપવાદનું સ્થાન ભોગવે છે તે મીરાં વિશે પણ, આપણા, સાહિત્યમાં એમ શંકા ઊઠેલી છે કે, એ તે ગુજરાતી કવિતા લખનાર હતી કે મેવાડની કોઈ હિંદી લેખિકા હતી? પણ એ પ્રશ્ન જવા દઈએ; અને મીરાં પછીથી તે અત્યાર-લગીની આપણી સ્થિતિ તપાસીએ તો બેશક, આપણે એમ જ કહેવાનું રહે કે આપણામાં એકે શક્તિશાળી, મહાન સ્ત્રીકવિ જાગી નથી; અને જે કવયિત્રીઓનાં ગણતર નામો જણાય છે, તેમાંથી એકેએ હજુ લગી આપણને સમર્થ કવિતા બક્ષી નથી.

આ પ્રમાણે હોવાનું એક મુખ્ય કારણ એ ગણી શકાય ખરું કે ગુજરાતનું સ્ત્રીજીવન હજુ જોઈએ તેટલું સંસ્કાર અને જ્ઞાનની દૃષ્ટિએ જાગૃત થયું નથી. ગુજરાતી સ્ત્રીઓ પોતાના સંકુચિત જીવનમાંથી હજુ બહાર નીકળી નથી. અને જીવનના બહોળા અનુભવો તેણે લીધા નથી. આમ જીવન પ્રત્યેની વિશાળ દૃષ્ટિ અર્થાત સંસ્કારિતા તેમનામાં બહુ ઓછી છે; જે સંસ્કારગ્રાહકશક્તિ અનુભવો દ્વારા તેને કાવ્યસર્જન માટે પ્રેરી શકે. આ અનુભવોમાં પ્રેરનાર જ્ઞાનશક્તિ પણ ગુજરાતી સ્ત્રીઓમાં ઓછા પ્રમાણમાં વિકસેલી જણાય છે. આપણે એમ ઇચ્છીશું કે ગુજરાતી સ્ત્રીઓ જાગૃત થઈ સાહિત્યના ક્ષેત્રભણી આકર્ષાય. એટલું જ નહિ પણ સાહિત્યની હરિયાળી જેવો કાવ્યપ્રદેશ પણ તેઓ સર કરે અને તેમાં યથાશક્તિ ફાળો આપે.

આ રેડિયો વ્યાખ્યાન માળામાં ગુજરાતી કવયિત્રીઓની નામાવલિની અંદર જેમને સ્થાન અપાયું છે, તે ત્રણ લેખિકાઓનું પરિચયદર્શન એ મારો આજનો વિષય છે. આ બહેનો તે, સ્વ૦ સુમતિ, શ્રીમતી હંસાબહેન મહેતા, અને શ્રીમતિ પુષ્પાબહેન વકીલ છે. આ બહેનો જેમનો જેમનો કવયિત્રીઓ તરીકે મારે પરિચય કરાવવાનો છે તે ત્રણેનો કવિ હોવાનો દાવો છે જ નહિ તે મારે પ્રારંભથી સ્પષ્ટ કરી દેવું જોઈએ. આ ત્રણે લેખિકાઓએ જે કંઈક લખ્યું છે તે જોતાં, અને તેને આપણા અન્ય કવિઓની કૃતિઓની હરોળમાં મૂકતાં, આપણે સંકોચ વિના એમ કહી શકશું કે તેઓ કવિ છે તે કરતાં

કવિત્વપ્રેમી અને સાહિત્યરસિક છે. અને તેમના કવિત્વપ્રેમ અને અને રસિકતાને અંગે શોખ ખાતર તેમણે કવિતા લેખકના થોડા ઘણા અખતરા કરેલા છેઃ જે અવશ્ય ગુજરાતની સ્ત્રીજાગૃતિની દૃષ્ટિએ આદરણીય—પ્રશંસનીય છે.

આ ત્રણ લેખિકાઓમાંથી સ્વ૦ સુમતિના કાવ્યલેખનનો જથ્થો સૌથી વિશેષ છેઃ એટલું જ નહિ પણ તેમના ગેયકાવ્યસંગ્રહો 'પ્રભુપ્રસાદી' માં કેવળ પ્રભુભકિતનાં કાવ્યો છે. અને 'હૃદયઝરણાં' માં વિવિધ વિષયોનાં વહેણ ઢળેલાં છે. 'હૃદયઝરણાં' ની આવકારદાયી અને સમભાવી પિછાન આપતો સ્વ૦ નરસિંહરાવનો 'પુરસ્કરણલેખ' લેખિકાની શૈલીનું વિગતવાર દર્શન કરાવે છે. એટલે વિશેષ કંઈ કહેવાનું નહિ રહે, છતાં સ્વ૦ સુમતિની કાવ્યપ્રવૃત્તિ વિશે થોડીક સમાલોચના કરવી અયોગ્ય નહિ ગણાય.

આ લેખિકાએ કાવ્યના અનુવાદ વડે પોતાની કાવ્યપ્રવૃત્તિનો પહેલવહેલો પાઠ ભણેલો જણાય છે. અને તેવા પ્રયાસો ઝીલતાં ઝીલતાં તેમણે મૌલિક કાવ્યો લખવાની શકિત ઉત્પાદન કરી છે, જે સ્વ૦ નરસિંહરાવે કહેલું છે. આ કાવ્યોમાં વિવિધ વિષયો ખેડાયેલા છે, છતાં માતાપિતા ને ભાંડુસંબંધી વિષયો સારા પ્રમાણમાં દેખાય છે. તે લેખિકાનો કૌટુંબિક પ્રેમ પૂરવાર કરે છે. આ સર્વે વિષયોને નિરૂપતાં જે ભાવો લેખિકાના અંતરમાં જાગે છે તે અત્યંત સાદા સરળ છે. તેમનાં કવ્યોમાં આવતા સુખના અનુભવો પણ સરળ છે; અને દુઃખની વેદનાઓ પણ એટલી જ સરળ છે. વળી તેમનાં કાવ્યોમાં રહેલી કલ્પના યે સરળ છે, અને ચિત્તવેધક તેજસ્વી કલ્પનાનાં દર્શન ક્યાંય થતાં નથી. આવી સરળ કલ્પના ને સરળ ભાવોને વ્યક્ત કરતી કવિતાની રચના પણ નિર્વ્યાજ સરળ છે. જો કે કાવ્યરચનામાં અનેક છન્દના પલટાઓ તેમણે લીધેલા છે, છતાં તેમની રચના એકંદરે 'સ્વભાવસરલા' જ છે. આ છન્દપલટા લગભગ તેમનાં બધા કવ્યોમાં છે તેમાંના કેટલાક પ્રયાસો ઠીક છે તો કેટલાક તદ્દન નિરર્થક છે. ટૂંકમાં, તેમની ઋજુ કાવ્યરચનામાં, સ્વ. સુમતિ ઊંચા કલાકારને છાજે તેવી સંકુલ રચનાની કુશળતા સાધી શક્યાં નથી તે તેમની કાવ્યરચનાની પ્રાથમિક દશા જ સૂચવે છે. તેમનાં કાવ્યો આ દશામાંથી બહાર નીકળે તે પહેલાં જ તેઓ આ દુનિયામાંથી બહાર ઊપડી ગયાં, તે આપને માટે શોકની વાત છે,

સ્વ. સુમતિનાં કાવ્યોનું એક બીજું લક્ષણ એ છે કે કાવ્યનું બ્યાન કરી રહ્યા બાદ, અન્તે તેઓ જીવનને અગર જગતને લગતાં કોઈ સામાન્ય સત્યનાં સૂત્રો રજૂ કરી ઉપદેશ આપે છે. એકેએક કાવ્યમાં રહેલા આ નિતાન્ત ઉપદેશની એકધારી મંદતા કદાચ વાચકને રોચક ન પણ બને!

ત્રીજું, 'હૃદયઝરણાં'ની લેખિકા પર તેના પ્રસ્તાવનાકાર—કવિની અસર ઘણા પ્રમાણમાં જોવામાં આવે છે. નરસિંહરાવની શૈલીની શુદ્ધતાથી માંડીને તે નરસિંહરાવની ઈશ્વર પ્રત્યેની ભક્તિ અને શ્રદ્ધા, તથા દિવ્યભૂમિ વિશેની આસ્થા વગેરે અનેક ખાસિયતો 'હૃદય ઝરણાંમાં' ગોચર થાય છે.

સ્વ. સુમતિની માફક જ જેમને નાગરજાતિની શિષ્ટ સંસ્કારિતાનો વારસો મળ્યો છે એવાં બીજાં લેખિકા શ્રીમતી હંસાબેન છે. બાળકોના કથાકર તરીકે સાહિત્યમાં પ્રવેશ

આપનાર આ બહેને કાવ્યો પણ લખેલાં છે. પણ તે બહુ જ જુજ. તેમના આ ગણ્યાં ગાંઠ્યાં કાવ્યો પરથી એમ તો સિદ્ધ થાય છે જ કે તેમનામાં રસજ્ઞતા અને સંસ્કારિતા વસેલાં છે. તે સાથે રસજ્ઞ અને સંસ્કારી વાચકો માટે જેટલી બૌદ્ધિક શક્તિ પણ તેમાં રહેલી છે. આમ કહેવાને બદલે આપણે ઉલટાવીને એમ કહી શકીશું કે, લેખિકાની વિકસેલી બૌદ્ધિક શક્તિ જ તેમને કાવ્યનો વ્યાસંગ અને કાવ્યસર્જન માટે પ્રેરે છે. આ બૌદ્ધિક શક્તિને અંગે જ તેઓએ કરણઘેલાના ત્રણ મહત્વના પ્રસંગો ચૂંટી લઈ, કરણઘેલાનું જીવન આપણી સમક્ષ રજૂ કર્યું છે. તેમનાં કાવ્યોમાં ગાંભીર્ય, અને ગાંભીર્યમાંથી પ્રકાશતું ગૌરવ જણાય છે. શ્રી. હંસાબેને બહુ ઓછાં કાવ્યો લખેલાં જણાય છે. છતાં, તેમણે ખેડેલાં કાવ્યના વિષયોમાં અને પ્રકારોમાં વૈવિધ્ય રહેલું છે. કરણઘેલામાંથી ત્રણ ચિત્રો, નર્મદને 'સ્મરણાંજલિ,' 'જીવન સંધ્યા' 'ગુર્જર ગિરાનું સ્તવન' વગેરે કાવ્યોનાં શીર્ષકો પરથી જ વિષયનું વૈવિધ્ય પરખાશે. કાવ્યના જુદાજુદા પ્રકારોના આલેખનમાં પણ શ્રી. હંસાબેને ઠીક વિવિધતા દાખવી છે. તેમણે છન્દોબદ્ધ કાવ્યો લખ્યાં છે અને ગીતો પણ લખેલાં છે, ગીતોમાં, સાદાંગીત, બાળકોનું સંવાદ—ગીત ગરબા ઈત્યાદિ વિવિધ પ્રકારો છે. હંસાબેનનાં નાટકોમાં પ્રસંગે પ્રસંગે ગીતો તથા શ્લોકો આવે છે. અને તેમનાં નાટકોમાં સંસ્કૃત નાટકોની જેમ અસર દેખાય છે તે જ પ્રમાણે સંસ્કૃતના શ્લોકોમાં રહેલી શુદ્ધતા તેમના નાટકોના શ્લોકોમાં પણ જણાય છે.

શ્રી હંસાબહેનનાં બધાં કાવ્યોમાંથી 'સ્મરણાંજલિ' કરણઘેલામાંથી ત્રણ ચિત્રો 'શરદની શોભા' તથા 'જીવનસંધ્યા' નામનું તેમનું ભજનના ઢાળે લખાયેલું સુંદર ગીત આપણે જોઈએ;

**જી વ ન સં ધ્યા**

[ હંસ તનધનકી કોન બડાઈ' એ રાગ ]

આવ્યો સમય સમી સાંજનો ભાઈ.
રાત્રિની તું હવે કર તૈયારી—આવ્યો.

યૌવનતેજ શો અસ્ત થયો રવિ
સંધ્યારાગરાંસ્વપ્નાંચાલ્યાં ભૂંસાઈ—આવ્યો.

પૂર્વનાં સ્મરણો જીવનનાં અનેરાં
છાયા સમાં ભળે અંધાર માંહી—આવ્યો.

પંખી સ્વજન શાં નિજ ગૃહ સીધાવ્યાં
ક્ષેમ બની શી સંધ્યાની શાન્તિ—આવ્યો.

શૂન્ય આકાશે શુક્રતારા ચમકે
સંધ્યાની એક જ પ્રેમલ જ્યોતિ—આવ્યો.

આ ગીત પ્રતિનિધિ બની, તેમનાં બધાં કાવ્યોમાં રહેલાં ગાંભીર્ય—ગૌરવને એકી સાથે પુરવાર કરતું જણાશે.

શ્રી. પુષ્પાબ્હેન વકીલનાં, જુદાં જુદાં માસિકો જેમકે 'કૌમુદી,' 'ઊર્મિ,' 'ગુણસુંદરી,' 'માધુરી' વગેરેમાં ક્યારેક પ્રસિદ્ધ થતાં કાવ્યોથી સાહિત્યરસિકો પરિચિત હશે. તેમણે ગરબાઓ ઠીક પ્રમાણમાં લખેલા છે. વળી આપણા પ્રાચીન સાહિત્યમાં 'રત્નાના મહિના' તથા 'રાધિકાના વિરહના દ્વાદશ માસ' જેવાં પદોનો જે પ્રકાર માલૂમ પડે છે, તે પરથી પ્રેરણા લઈ પુષ્પાબ્હેને રાધાના વિરહના બારે માસો વર્ણવેલા છે. આપણા સાહિત્યનો ભૂલાતો જતો આ પ્રકાર, શ્રી. પુષ્પાબ્હેને ફરી પાછો ઢંઢોળ્યો જણાય છે. પણ તેને માટે એ સૂચવવા જેવું લાગે છે કે આપણા જીવનની રહેણી કરણીમાં અમુક પ્રકારનું કાવ્યોચિત પરિવર્તન માગે છે. જો એમ નહિ થશે તો પ્રાચીન સાહિત્યનાં તે પદોનું નર્યું નિર્જીવ અનુકરણ જ આ પદોએ કર્યું લેખાશે. બાકી રાધા અને કૃષ્ણ તો આપણા સાહિત્યનાં અમર પાત્રો છે. એક રીતે તો આપણાં આ માનીતાં પાત્રો, અક્ષય પાત્રો જેવાં છેઃ જેને નવનવી રીતે આલેખી શકાય એટલી અખૂટ ખૂબી તેમનામાં ભરેલી છે. અને તેથી સાચી રીત એ છે કે, આ બે પાત્રોની કંઠોપકંઠ ચાલી આવતી હકીકતોનો આધાર લઈ, આપણે બીજી નવી કલ્પનાની તાજગી આપી તેમને આલેખીએ. અને તેમ કરવાથી, આ પાત્રોમાં કેટલાય જમાનાથી ચાલી આવતી સચેતન આકર્ષકતા હજુ એવી ને એવી સાચવી રાખવાની તાકાત રહેશે.

શ્રીમતી હંસાબ્હેનની રચનામાં ગાંભીર્ય અને ગૌરવ જણાય છે તો શ્રી. પુષ્પાબ્હેનની કાવ્યરચનામાં માર્દવ અને સરળ લાલિત્ય રહેલાં છે. તેમની કવિતામાં વિશાલ અને ઉચ્ચ કલ્પનાને બદલે, હલેલી કલ્પનાનું મુગ્ધ સ્વરૂપ માલુમ પડે છે. તેમણે હજુ વિવિધ પ્રકારના વિષયો નથી ખેડયા. અને વિશેષ કરીને તેમણે જે પ્રેમનો વિષય નિરૂપેલો છે તે પ્રેમ વિશેનાં આત્મલક્ષી અને પરલક્ષી કાવ્યોનો જથ્થો, તેમનાં કુલ કાવ્યોનો ઝાઝેરો—લગભગ બધો ભાગ રોકી લે છે. સ્વ૦ સુમતિમાં જેટલું છન્દોવૈવિધ્ય દેખાય છે તે પણ હજુ પુષ્પાબ્હેનમાં વિકસેલું નથી. તેમણે લખેલાં કાવ્યોના છન્દો અને તેની સંકલના તદ્દન સાદા પ્રકારનાં છે. આમ તેમની કાવ્યલેખનની પ્રવૃત્તિ હજુ શરૂઆતની જ ગણી શકાય તેવી છે. તેમણે લખેલાં કાવ્યોમાંથી ઉચ્ચ ગણી શકાય તેવું 'તાદાત્મ્ય' કાવ્ય છે. હવે પછી તેઓ કાવ્યલેખન પ્રવૃત્તિ ચાલુ રાખી, સમય જતાં ઉચ્ચ કાવ્ય વિકસાવે તેવી આપણે આશા રાખીશું. આ સાથે ઈતર સાહિત્યરસિક બ્હેનોને પણ, કાવ્યભૂમિમાં પગરણ માંડવાનું આમંત્રણ છે.

તા. ૧-૩-૩૯ના રોજ મુંબઈના રેડિયો સ્ટેશને વાંચેલું, અને તે રેડિયો અધિકારીની સંમતિથી પ્રસિદ્ધ કર્યું છે.

# વિજ્ઞાન અને ચૈતન્ય

'अनमल'

**અ**નેક યુગોથી માનવપ્રજ્ઞાને આહ્વાન દેતો આ પ્રશ્ન છે: આ નિરવધિ વિશ્વ ક્યાંથી પ્રકટ્યું? અગાધ, અમેય અને અનંત આ વિશ્વ સામ્રાજ્યનું સંચાલન ક્યાંથી થઈ રહ્યું છે? કયા હેતુથી આ વિરાટ વિશ્વયંત્રનાં પ્રચંડ ચક્રો પળભર પણ થાક્યા વિના અનિમેષ પરિભ્રમણ કરી રહ્યાં છે!

સૂર્ય, ચંદ્ર અને કોટિસહસ્ત્ર તારલાઓથી ભરેલા આકાશનું દર્શન આદિ માનવને વિચારમાં નાખી દેતું. આકાશને ચૂમતા પર્વતો, ખળખળ વહેતી નદીઓ અને દિવસરાત ઘૂઘવાટ કરતા મહાસાગરને જોઈને, આ સર્વનો કોઈ કર્તા હોવો જોઈએ, એ વિચાર દાખલ થયો. સાગરની વિશાળતા અને આકાશની ગહન અનંતતાનું એના સરજનહારમાં પણ આરોપણ થયું, આમ આ જગતની રચના કરનાર, તેનું સંચાલન કરનાર અને તેને સંહારનાર કોઈ ઇશ્વર છે, એ વિચાર ક્રમેક્રમે પ્રચલિત થયો.

વિજ્ઞાનયુગનો પ્રારંભ થતાં, માણસ પોતાના એકેએક વિચારને વિજ્ઞાનથી કસવા લાગ્યો છે. દેવદેવીઓની સત્તા અસ્ત થઈ તેમનું સ્થાન ખગોળ, પદાર્થવિજ્ઞાન, રસાયણ અને બીજા ભૌતિકશાસ્ત્રના નિયમોએ લીધું છે. જગતની સર્વ આશ્ચર્યકારક ઘટનાઓ માટે પહેલાં ઇશ્વરની જવાબદારી ગણાતી, તેની જગાએ હવે વિજ્ઞાનના નિયમો આવ્યા. જ્ઞાત તેમજ અજ્ઞાત, જે કાંઈ છે, એ બધાને વિજ્ઞાનવડે સમજી શકાશે, એની આશાનો પણ ઉદય થયો છે. જડ દ્રવ્યો યા પરમાણુઓ સંગઠિત થઈ દેહ ઘડાય છે, અને દેહની અમુક વિશિષ્ટ રચનામાંથી સંવેદનાશક્તિનો આવિર્ભાવ થાય છે, એ માન્યતાનુસાર માનવના કર્તા તરીકે કોઈ ઇશ્વરની આવશ્યકતા નથી રહેતી, એ વિચાર પણ ઠીકઠીક પ્રચલિત બન્યો છે.

આમ વિજ્ઞાને જબરદસ્ત ક્રાન્તિ આણી છે. હવે વિજ્ઞાન આપણને ક્યાં સુધી પહોંચાડે તેમ છે, એ વિચારીએ. વિજ્ઞાનનો મોટામાં મોટો દાવો એ છે કે તેના બધા સિદ્ધાંતો પ્રત્યક્ષ પ્રમાણો પર બંધાયેલા છે, જ્યારે આધ્યાત્મવાદનો મદાર ગૂઢ અને અગમ્ય જણાતા સિદ્ધાંતો પર છે. આમ વિજ્ઞાનની પદ્ધતિ પ્રત્યક્ષ હોવાને કારણે શાસ્ત્રીય છે; અધ્યાત્મવાદની અશાસ્ત્રીય છે.

આ દાવો કેટલે અંશે ટકી શકે તેમ છે, એ તપાસીએ ઉદાહરણ તરીકે આધ્યાત્મવાદના મુખ્ય સિદ્ધાંતોમાંનો એક એ છે કે "આ વિશ્વમાં બહારથી ભિન્ન દેખાતી અનેક સાંત અને વિકારી વસ્તુઓના મૂળમાં એક જ અનંત અને અવિકારી તત્ત્વ રહેલું છે." વિજ્ઞાનશાસ્ત્રીઓએ 'પદાર્થ' (matter)નું પૃથક્કરણ કરી પ્રત્યેક તત્ત્વ

( element )નું અંતિમ સ્વરૂપ પરમાણુઓનું ( atoms ) બનેલું છે, એમ નક્કી કર્યું. અનેક વર્ષોને અંતે આ જગત્ હાઇડ્રોજન, સોડિયમ, યુરેનિયમ અને એવાં ૯૨ પ્રકારનાં તત્ત્વોનું બનેલું છે એમ તેમણે ઠરાવ્યું.

આમ વર્ષો સુધી પરમાણુને પદાર્થના અંતિમ સ્વરૂપ તરીકે માન્ય કર્યા પછી વિદ્યુતની શોધખોળો આગળ વધતાં ઉપરની માન્યતામાં ફેરફાર થયો. પરમાણુને પદાર્થના અંતિમ સ્વરૂપ તરીકે માની શકાય એમ ન રહ્યું, કેમકે અવિભાજ્ય મનાતા પરમાણુનું વિદ્યુતપ્રવાહની સહાયથી પૃથક્કરણ કરતાં એનાથી પણ સૂક્ષ્મતર વિદ્યુદણુ (electron) હાથ આવ્યું! પરમાણુવાદ ( atomic theory ) પ્રમાણે પ્રત્યેક તત્ત્વના વિશિષ્ટ પરમાણુઓ હોય છે, જ્યારે વિદ્યુદણુવાદ ( electronic theory ) પ્રમાણે કોઈપણ તત્ત્વનો પરમાણુ વિદ્યુદણુઓનો બનેલો છે, અને આ વિદ્યુદણુઓ સર્વ તત્ત્વોમાં એક જ પ્રકારના છે. આમ હાઇડ્રોજન અને સોડિયમના પરમાણુઓ એક બીજાથી તદ્દન ભિન્ન ગુણવાળા હોય છે, પરંતુ જેમાંથી એ પરમાણુઓ બનેલા છે, તે વિદ્યુદણુઓ તો બન્નેમાં એક જ ગુણવાળા છે,

સૌથી વધુ આશ્ચર્યકારક શોધ તો એ છે કે વિદ્યુદણુ એ વસ્તુ નથી, પણ વિદ્યુતનું કિરણમાત્ર છે. જે. ડબલ્યુ. સુલીવાન કહે છે તેમ "The electron is nothing but electricity! There is nothing like "matter" at all! The theory that matter is composed of electrons, therefore really means that matter is built up out of disembodied charges of electricity."

આમ વિદ્યુદણુની શોધથી પદાર્થનું અંતિમ સ્વરૂપ વધારે એકત્વ તરફ ગયું છે. હવે આ વિદ્યુદણુ શું છે? વિજ્ઞાનનો ઉત્તર છે કે પ્રત્યેક પરમાણુ પ્રોટોન અને ઈલેક્ટ્રોનનો બનેલો છે. પ્રોટોન મધ્યમાં સ્થિર છે; તેની આસપાસ નિશ્ચિત સંખ્યામાં ઈલેક્ટ્રોન વેગથી ફરી રહ્યા છે તેમજ પરસ્પર અથડાઈ રહ્યા છે. આ કાગળ, પેન, શાહી, ટેબલ એ સર્વ દોડદોડી કરતા વિદ્યુદણુના સમુદાય માત્ર છે. ખૂબીની વાત તો એ છે કે ટેબલ, કાગળ અને પેનના વિદ્યુદણુઓની એક બીજા સાથે અથડામણ થવા છતાં ટેબલ પરથી કાગળ ખસી જતો નથી અને પેનથી પણ સ્થિર રીતે લખી શકાય છે. આ વિદ્યુદણુ કેવી વિચિત્ર વસ્તુ છે! પ્રત્યક્ષ પદ્ધતિમાં જ માનનાર વિજ્ઞાનને પણ અહીં વિદ્યુદણુ જેવી ગૂઢ અને અગમ્ય વસ્તુને સ્વીકારવી પડી છે.

એજ પ્રમાણે વિજ્ઞાનશાસ્ત્રીઓએ કેટલીય માથાકૂટ પછી સ્થાપેલ ( Ether Theory ) ઇથરવાદનું છે. સૂર્યનાં કિરણો અનંત સ્થલનો પટ વટાવી પૃથ્વી પર આવે છે, માટે સૂર્ય અને પૃથ્વીની વચ્ચે ઈથર નામનું તત્ત્વ હોવું જ જોઈએ! સૂર્ય અને પૃથ્વી વચ્ચેની જગા ખાલી હોય તો પ્રકાશ શી રીતે આવી શકે? આમ ઈથર યાને આકાશતત્ત્વનું અસ્તિત્વ તો સ્વીકાર્યું. ત્યારપછી ઈથરનું સ્વરૂપ અને તેના ગુણો નક્કી કરવાનો પ્રયત્ન આદર્યો. પરંતુ આટલા વર્ષોના પ્રયાસો પછી પણ ઈથરે વિજ્ઞાનશાસ્ત્રીઓને પોતાનું પ્રત્યક્ષ પ્રમાણ આપવાની ના પાડી હોય તેમ [illegible] આપી

વૈજ્ઞાનિકોમાં તીવ્ર મતભેદ ઊભો થયો છે. કેટલાક કહે છે કે ઈથર જેવું કાંઈ છે, એમ માનવું તે ભ્રમ છે. કોઈ કહે છે કે તે ઘન ( solid ) છે, કોઈ કહે છે કે તે એક જેલી (Jelly-મુરબ્બા જેવો પદાર્થ ) છે, કોઈ કહે છે કે તે ફીણના જેવું છે, ત્યારે કોઈ વળી કહે છે કે તે છે, પણ પદાર્થના કોઈ ગુણ ( properties ) તેનામાં નથી. આમ ઇથરનાં અસ્તિત્વ વિષે જ કોઈ ચોક્કસ નિર્ણયપર વૈજ્ઞાનિકો આવી શકયા નથી, એવી અગમ્ય એ વસ્તુ છે.

આ પ્રમાણે આધ્યાત્મવાદને ગૂઢ અને અગમ્ય સિદ્ધાંતો પર બંધાયેલો કહેનાર વિજ્ઞાનની પ્રત્યક્ષ મનાતી પદ્ધતિમાં પણ ગૂઢ અને અગમ્ય સિદ્ધાંતો થોડા નથી! પ્રોટોન, ઇલેક્ટ્રોન, ઈથર કે કવોન્ટાનો 'સ્થૂલ-પ્રત્યક્ષ' ખ્યાલ આપવો કેવળ અસંભવિત છે. આમાં સૌથી છેલ્લા કવોન્ટમવાદ (Quantum theory )ની નિરાશાજનક શોધ એ છે કે પદાર્થનું અંતિમ સ્થૂલ સ્વરૂપ જાણવું અશકય છે! ડૉ. ઈ. એસ. એડિંગ્ટનના કથન અનુસાર, "It is not reality, but the skeleton of reality. Aetualily has been lost in the escig ericies of the clase." અર્થાત્ વિજ્ઞાને સત્યની શોધને અંતે સત્યને બદલે સત્યનું હાડપિંજર શોધી કાઢ્યું છે! (જેમકે કવોન્ટમવાદનું છેલ્લું સમીકરણ qp–pq=ih)

એટલે આપણે જોઈ શકયા કે વિજ્ઞાનની પણ અમુક મર્યાદા છે, જેનાથી આગળ તે જઈ શકે તેમ નથી. ટેબલ પર ઊભો ઊભો કોઈ રાક્ષસી શક્તિવાળો માણસ પણ તેજ ટેબલને પોતાના હાથ વતી ઊંચકવાનો ગમે તેટલો પ્રયત્ન કરે, પણ સફળ નહિ થાય. એ પ્રમાણે વિશ્વના અંતિમ સ્વરૂપનો વૈજ્ઞાનિક રીતે નિર્ણય કરવામાં માનવબુદ્ધિ સફળ ન થઈ શકે, એમ લાગે છે.

એક વાત નિશ્ચિત છે, કે આ વિશ્વનું સંચાલન કરનાર અમુક નિયમો છે. આ નિયમો અથવા કાનૂનોને અનુસરી પૃથ્વી અને બીજા ગ્રહો સૂર્યની આસપાસ ફરી ભ્રમણ કરે છે; ચંદ્ર સૂર્યની આસપાસ ફરે છે; ચોક્કસ કાળે સૂર્ય, પૃથ્વી અને ચંદ્ર અમુક વિશિષ્ટ સ્થાનમાં આવી ગ્રહણ થાય છે. જે અચૂકતાથી આ સર્વ નિયમો કામ કરે છે, એ જોતાં જ વિચારશીલ મન પર છાપ પડે છે કે આ નિયમોની પાછળ કોઈ એક મહાન નિયમ Law of Lawsનું અસ્તિત્વ હોવું જોઈએ, કે જેનાથી વિશ્વની સર્વ ઘટનાઓનું સૂત્રસંચાલન થાય છે. એને ઇશ્વર (Ruler) કહીએ, કે બીજી કોઇ સંજ્ઞા આપીએ એથી કાંઈ એનું અસ્તિત્વ મટી જતું નથી.

કારણ વગર કાર્ય સંભવે નહિ, એ સિદ્ધાંત અનુસાર પ્રત્યેક પરિમિત વસ્તુ કે કાર્યનું અસ્તિત્વ બીજી અનેક પરિમિત વસ્તુઓ કે કાર્યો પર અવલંબતું હોય છે, અને આ બીજી વસ્તુઓ અને કાર્યોનું અસ્તિત્વ વળી બીજી અગણિત વસ્તુઓ અને કાર્યો પર અવલંબે છે. આ પ્રમાણે છેવટે આપણે એક એવી વસ્તુનો સ્વીકાર કરવો જ પડે છે કે જે અપરિમિત હોય, અને જેના પર બીજી પરિમિત વસ્તુઓ અને કાર્યો અવલંબતાં હોય, પરંતુ જે પોતે સ્વ-અવલંબી હોય, એટલે સર્વ કાર્યોનું કારણ હોય. આ જ દલીલને વિજ્ઞાનની પરિભાષામાં એરીસ્ટોટલે મૂકી હતી, "There must be a Prime Mover; who is the ultimate source of every motion in the world. This prime mover must be himself unmoved, since

otherwise there would be needed another source of motion prior to him."

વિચાર કરતાં પ્રતીતિ થાય છે કે આ વિશ્વની ઉત્પત્તિ કોઈ જડદ્રવ્યમાંથી નહિ પરંતુ ચૈતન્યમાંથી થઈ છે. જડવાદીઓનું એવું મંતવ્ય છે કે આદિકાળમાં ચૈતન્ય જેવું કાંઈ હતું જ નહિ, અને ચૈતન્યની શરૂઆત તો ક્રમવિકાસ (evolution) થતાં બહુ મોડી થઈ હતી. બીજી બાજુએ વિજ્ઞાનસિદ્ધ સત્ય તો એ છે કે જડમાંથી ચેતનનો આવિર્ભાવ અસંભવ છે. મનુષ્યનાં બીજ કોઈ માનવપ્રાણીના વીર્યમાંથી હોઈ શકે, પથ્થર કે કોઈ ધાતુમાંથી નહિ જ. પ્રાણીશાસ્ત્ર (Zoology) અને વનસ્પતિશાસ્ત્રના (Botany) તમામ પ્રયોગોને અંતે પણ જડદ્રવ્યમાંથી કોઇપણ પ્રકારનું ચેતન કે જીવન ઉત્પન્ન કરવામાં જરાપણ સફળતા મળી નથી, અને ઉપરનું સત્ય વધુ દૃઢપણે સ્થાપિત થયું છે.

વળી શક્તિસાતત્ય ( Conservation of energy ) ના નિયમને વ્યાપક અર્થ આપતાં એમ પણ કહી શકાય કે વિશ્વમાંના ચૈતન્યરાશિમાં તસભાર પણ ઘટાડો યા વધારો ન થઈ શકે. અર્થાત્ આજે એક સ્વરૂપે વ્યક્ત થતું ચૈતન્ય પૂર્વે ભિન્ન સ્વરૂપમાં પણ વિદ્યમાન હોવું જ જોઈએ, જેમ આજનું એક પૂર્ણવિકસિત વૃક્ષ પૂર્વે બીજના સ્વરૂપમાં સંકુચિત અવસ્થામાં વિદ્યમાન હતું. સરળતાને ખાતર તત્ત્વજ્ઞાનીઓએ આ આદિચૈતન્યને પ્રભુ ( प्रभवति यस्मात्–जगत् सः । જેમાંથી જગત્ પ્રભવે છે–જન્મે છે ) સંજ્ઞા આપી છે. પુરાણકારોએ આ કલ્પના સરસ રૂપકદ્વારા મૂકી છે, જેમાં આદિચૈતન્યને સમુદ્રશાયી ભગવાન વિષ્ણુની કાવ્યમય સંજ્ઞા આપી છે અને તેમની નાભિમાંથી આખા વિશ્વને વર્ણવ્યું છે.ક્રમવિકાસવાદની દૃષ્ટિએ આ વસ્તુનો વિચાર કરીએ. એ વાદ પ્રમાણે એક અત્યંત ક્ષુદ્ર જીવાણુમાંથી ક્રમેક્રમે વિકાસ પામી અનેક યુગોને અંતે અર્વાચીન માનવ ઘડાયો છે. જડવાદીઓ આ પરથી એવો ઉપસિદ્ધાંત પણ તારવે છે કે વિકાસક્રમની આ યોજનામાં ચૈતન્યનું સ્થાન તો ઘણું પાછળ હોવું જોઈએ. જગતના પ્રારંભકાળે ચૈતન્યનું અસ્તિત્વ હતું જ નહિ, આથી વિશ્વની રચના પાછળ ચૈતન્ય ભૂમિકા હોવી સંભવતી નથી.

ઉપરથી મજબુત લાગતી આ દલીલ તપાસીએ. એક પક્ષી ઇંડામાંથી બહાર આવે છે. એક ઝાડ બીજમાંથી ઊગે છે. પ્રશ્ન આ છેઃ પક્ષી ઇંડામાંથી જ કેમ આવે છે, અને ધૂળના ઢેફામાંથી કેમ નહિ? ઝાડ બીજમાંથી જ કેમ ઊગે છે, અને કાચના કકડામાંથી કેમ નથી ઊગતું? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે પક્ષી ઇંડામાં સંકુચિત અવસ્થામાં પણ રહેલું છે, અને માટીમાં નથી રહ્યું. તેમ જ ઝાડ બીજમાં સુષુપ્ત અવસ્થામાં પણ રહેલું છે, અને કાચમાં નથી. આમ પક્ષી અને ઇંડામાં ભેદ એ છે કે પક્ષી એ ચૈતન્યની જાગૃત અવસ્થા છે, જ્યારે ઈંડું એ સુષુપ્ત અવસ્થા છે. વિજ્ઞાનની પરિભાષા યોજીએ તો પક્ષી એ ક્રમવિકાસ પામેલું ઇંડું છે, ઈંડું એ ક્રમસંકોચ પામેલું પક્ષી છે. એજ પ્રમાણે ઝાડ એ ક્રમવિકસિત બીજ છે, બીજ એ ક્રમસંકુચિત ઝાડ છે. આમ અનેક યુગો પૂર્વે, જ્યારે વ્યક્ત જીવનના સંચારની શરૂઆત પણ થઈ ન હતી, ત્યારે પણ અવ્યક્ત સ્થિતિમાં ચૈતન્યનું અસ્તિત્વ તો હતું જ, જેમ બીજમાં એક વૃક્ષનું હોય છે તેમ.

એટલે એક સનાતન ચૈતન્યનું અસ્તિત્વ સિદ્ધ થાય છે, જે આ જગત્‌નું આદિ-કારણ છે, જે વિશ્વનું નિયામક તત્ત્વ હોઈ તેને સંચલિત કરે છે, જે અનાદિ, અનંત, અવિકારી અગમ્ય, અદ્‌ભુત અને અજ્ઞેય છે.

# અમેરિકાની ગ્રામ્ય પરિસ્થિતિ

નગીનભાઇ માધવભાઇ પટેલ

અમેરિકા ખેતીપ્રધાન દેશ છે; અમેરિકા આગળ પડતો, આગળ ધપતો દેશ છે, અને અમેરિકાના ખેડૂતની આર્થિક સ્થિતિ પણ સારી છે. આ કારણોને લઈને અમેરિકા વિષે વધુને વધુ જાણવાની આપણી ઇંતેજારી વધતી જાય છે. હિંદુસ્તાન પણ ખેતીપ્રધાન દેશ છે પણ ખેતીના વિકાસમાં પાછળ પડી ગયેલો દેશ છે તેથી કરીને અમેરિકાની ગ્રામ્ય પરિસ્થિતિ જાણવા આપણે વધુ આતુર છીએ કે જેથી એ જાણ્યા પછી આપણે પણ આપણા સંયોગો અને પરિસ્થિતિ અને જરૂરિયાતો ને અનુકૂળ અનુરૂપ ફેરફાર કરી શકીએ. ફેરફાર કરી શકીએ કે ન પણ કરી શકીએ પણ તુલનાત્મક દૃષ્ટિબિંદુ તો આપણને મળે એ હિસાબે પણ અમેરિકાની ગ્રામ્ય પરિસ્થિતિ આપણે જાણવી રહી.

હિંદુસ્તાન પ્રાચીન દેશ હોવાથી તેનો ગ્રામ્ય ઉત્થાન અને ગ્રામ્યવિકાસ આપણે બરાબર નથી જાણતા, પણ અમેરિકાનો ગ્રામ્ય ઉત્થાન અને વિકાસ તદ્દન અર્વાચીન આધુનિક છે, તેથી તેની નાનામાં નાની વિગત પણ મળી શકે છે. અમેરિકામાં ઘણે મોટે ભાગે ઇગ્લેન્ડ, જર્મની, ફ્રાન્સ, ઈટાલી વગેરે યુરોપના દેશોની પ્રજા આવીને વસેલી છે. એટલે અમેરિકાના કયા રાજ્યના કયા પરગણામાં યુરોપની કઈ પ્રજા આવીને વસી છે તે ઐતિહાસિક દૃષ્ટિથી પણ જાણવાનું મળે છે. ઇગ્લેન્ડ, સ્કોટલેન્ડ, આયર્લેન્ડના લોકો અને જર્મન ડચ અને ફ્રેન્ચ લોકોએ અહીં ખેતીની આદ્યશરૂઆત કરી. પણ અમેરિકા સપાટ પ્રદેશ નથી. ઘણે મોટે ભાગે વિશાળ ટેકરીઓ વાળો (Rolling) પ્રદેશ છે. આવી ભૌગોલિક પરિસ્થિતિને લઈ ને જેમ જેમ બહારથી લોકો અમેરિકામાં આવતા ગયા તેમ તેમ પોતે સંપાદન કરી શકે એટલી જમીનમાં છૂટા છવાયા વસતા ગયા. શરૂઆતમાં ગામડું નહિ પણ છૂટાંછવાયાં ઘરો બંધાતાં. એક ઘર અહીં તો બીજું ઘર ઘણા માઇલ દૂર અને વચ્ચે ગીચ ઝાડી, ઝરણાં, ડુંગર કે ટેકરીઓ આવેલી હોય જ. આમ છૂટાંછવાયાં ફાર્મ શરૂઆતમાં વસ્યાં તેનાં બે કારણ છે; એક તો મેં ઉપર જણાવ્યું તે ટેકરીઓ વાળો પ્રદેશ. ધારો કે શરૂઆતમાં કેટલાક ખેડૂતો ગામડું વસાવીને રહેવા લાગ્યા હોત તો જેની જમીન ઘણે દૂર છે તેને દસ બાર કે ઘણી ટેકરીઓ ચઢી ઊતરી ખેતી કરવા જવું પડે તો તેને કેટલી મુશ્કેલી વેઠવી પડે. તે ઉપરાંત જ્યાં જીવન જોખમકારી નથી, જ્યાં જીવનને વ્યક્તિને કે કુટુંબને—બહારથી કોઈ પણ જાતનો ધોકો નથી ત્યાં છૂટાછવાયા એકલવાયા વસવામાં વાંધો પણ શો હોય? આ ઉપરાંત જમીન પણ પુષ્કળ પ્રમાણમાં મળી શકતી; અને સાથેસાથેની બધી જ જમીન કંઈ સારી ન હોય. આ કારણોને લઈ ને છૂટાછવાયાં ફાર્મ વસ્યાં. આ ફાર્મ એટલે એક કુટુંબ અને તેનો કબીલો, રાચરચીલું, ઢોર, ઓજાર અને બીજી જીવનની જરૂરિયાતો.

અમેરિકાનું આદ્યજીવન આ દૃષ્ટિએ ખેતીપ્રધાન ખરું. પણ તે જીવન ગ્રામ્યજીવન નહિ પણ કૌટુંબિક. કુટુંબ અને ખેતી. અમેરિકાની રાષ્ટ્ર ઉન્નતિ આ બે બળો ઉપર

ચણાએલી છે. કુટુંબના ખ્યાલે ઘણી જગ્યાએ જુદુ રૂપાંતર લીધું છે. જીવનમાં ઉન્નતિ સાધવા માટે એ રૂપાંતર સ્તુત્ય ગણાય. તે રૂપાંતર તે આ અમેરિકા ૪૮ રાજ્યોનું સમવાય તંત્ર છે. દરેક રાજ્ય પરગણાંમાં વહેંચી નાખવામાં આવ્યું છે. કોઈ રાજ્ય–ટેક્સાસ જેવું મોટું હોય તો તેમાં વધુ પરગણાંનો સમાવેશ થાય છે. કોઈ રાજ્ય–રહોડ આયલેન્ડ જેવું નાનું હોય તો તેમાં થોડાં પરગણાં આવેલાં હોય. એક પરગણું એટલે ૩૬ ચોરસ માઈલ આટલા જમીનના જથ્થાને પરગણું એટલે "કાઉન્ટી" કહેવામાં આવે છે. આટલા છત્રીસ ચોરસ માઈલમાં રહેતી વસ્તી રાજકીય અને સામાજિક દૃષ્ટિએ સંયુક્ત માનવામાં આવે છે. આટલી વસ્તીના જથ્થાને "જ્ઞાતિ" (Community) કહેવામાં આવે છે. હવે આ પ્રદેશોમાં ડચ આવીને વસ્યા હોય કે સ્કોટ આવીને વસ્યા હોય પણ પરગણાના સંયુક્ત જ્ઞાતિવિકાસ માટે આ બન્ને લોકોએ પોતાની પરાપૂર્વની રાજકીયતા જતી કરવી રહી. અહીં અમેરિકામાં જ્યાં જ્યાં જગ્યાએ આવી રાજકીયતાની લાગણી જતી કરવામાં આવી છે, કુટુંબભાવ વિસ્તારીને જ્યાં જ્ઞાતિભાવ લોકોમાં પેદા થયો છે ત્યાં, નિઃશંક જીવનવિકાસ થયો છે. જ્ઞાતિભાવને હું એના વિશાળ અર્થમાં, જે અર્થ આપણી આદિ-આર્ય સંસ્કૃતિમાં હતો તે અર્થમાં એટલે કે Community of interests એ અર્થમાં હું અહીં વાપરું છું. હાલ આપણા સમાજમાં પ્રચલિત છે તે અર્થમાં નહિ પણ આ પ્રકારનો સંયુક્તભાવ બધી જ જગ્યાએ ઉપસ્થિત નથી થયો અને જ્યાં નથી થયો ત્યાંની જનતા પાછળ પણ ઘણી છે.

અને ખેતી હાલ વધારે વૈજ્ઞાનિક રીતે કરવામાં આવે છે. જમીનની માવજત, ખેડ, ખાતર, પાણી, ખેતીનાં ઓજારો, પાક, પાકનું પ્રમાણ, બજાર, બજાર ભાવ, વગેરે ઉપર જ્યાં જ્યાં ખેડૂતને મુશ્કેલી નડે, ત્યાં ત્યાં પ્રયોગો રાજ્ય તરફથી—કરી, તેનું નિરાકરણ કરવામાં આવે છે. અમેરિકાનું સમવાયતંત્ર ખેતીવાડીનું મોટામાં મોટું ખાતુ ચલાવે છે. દરેક રાજ્ય પોતાનું ખાતું ચલાવે છે અને ક્ષેત્રો રાખે છે, તે ઉપરાંત ઘણું ખરું બધી યુનિવર્સિટીઓ પણ પોતાનાં ખેતીવિષયક સંશોધન ખાતાં ચલાવે છે. અમેરિકાના ખેડૂતને આથી ઘણો લાભ થાય છે.

પણ વસવાટના દિવસોમાં શરૂઆતમાં ખેડૂતોનું જીવન ઘણું કપરું હતું. જંગલમાંથી બાળવા લાકડું અને ઘર બાંધવા કાટમાલ મળતો એ વાત ખરી, પણ રસ્તાઓના અભાવે દરેક ખેડૂત–કુટુંબ એકલવાયું એલાયદું જીવન ગુજારતું. હાલમાં તો દરેક ખેડૂતના ધામે આગળ થઈને સીમેન્ટનો રસ્તો જતો આપણને જણાય છે. રસ્તાનું અહીંઆં સારામાં સારું સાધન છે. પગદંડી (Cow tract) જ્યાં જણાય ત્યાં થોડા વખતમાં રાજ્ય તરફથી પાકો રસ્તો બંધાય જ—પગદંડી એ જ બતાવી આપે છે કે તે પ્રદેશના લોકોને ત્યાં રસ્તાની જરૂર છે. દર ચાર ચોરસ માઈલે જરૂર હોય તો વસ્તીના પ્રમાણમાં ત્યાંના લોકો માટે એક નિશાળ રાજ્ય તરફથી ઉઘડવી જ જોઈએ. આજુ બાજુનાં ધામોને અનુકૂળ પડે એવી એકાદ જગ્યાએ નિશાળ સ્થાપવામાં આવી. આજ જગ્યાએ દેવળ હોય, કિરાણાબુસાર વગેરેના સ્ટોર હોય. આ સંસ્થાઓની વ્યવસ્થા કરનારા બીજા માણસો ત્યાં વસતા હોય. નાના નાના હાથ–ઉદ્યોગવાળા લોકો પણ અહીંજ વસતા હોય. આ જગ્યા એટલે ગામડું. આપણે ત્યાં ગામડું, એટલે ખેડૂતોનું વસતીસ્થાન, પણ અહીં

ગામડાંને ને ખેતીને કંઈ લાગતું વળગતું નથી. અને શહેર એટલે વેપાર, હુન્નર ઉદ્યોગ, કારખાનાં વગેરે માટેનું મથક. આમ ફાર્મ, ગામડું અને શહેર આ ત્રણેનો અર્થ અહીં જુદો જુદો સમજવામાં આવે છે. આમ ખેડૂતને પોતાની દૈનિક જરૂરિયાત મેળવવાનું પોતાનાં છોકરાંના શિક્ષણ માટેનું અને પોતાના ધાર્મિક જીવન માટેનું મથક એટલે ગામડું; અને પોતાની ખેતીના ઉત્પન્ન માલ વેચવાનું મથક એટલે શહેર.

અમેરિકા ખેતી–પ્રધાન દેશ છે એનો અર્થ એમ નહિ કે અમેરિકાની વસ્તીનો ઘણો મોટો ભાગ ખેતીના કામમાં રોકાએલો છે. ૧૯૩૦ની છેલ્લી વસ્તી ગણત્રી પ્રમાણે અમેરિકાની જનસંખ્યાના માત્ર ૪૩·૮ ટકા જ ગામમાં વસે છે અને ૫૬·૨ ટકા શહેરી છે. ગ્રામનો અર્થ ઉપર જણાવ્યા પ્રમાણે ફાર્મ ઉપર વસતાં કુટુંબો અને તેમને લઈને અને તેમને માટે નભતાં ગામડાં એવો સમજવો. વસ્તીગણત્રીએ ગ્રામનો અર્થ આ પ્રમાણે કર્યો છે. જે જગ્યાની ૨૫૦૦ સુધીની જનસંખ્યા હોય તેને ગ્રામ ગણવી. આથી વધુ સંખ્યા હોય તો તે ગ્રામ ન ગણાય. આ ઉપરથી દેખીતું છે કે ગ્રામના બે વિભાગ પાડવા પડે: એક ખેતીનો ધંધો કરનારા અને બીજો ખેતીનો ધંધો નહિ કરનારા.

શહેરો તો છૂટાંછવાયાં આવેલાં છે. ઉપર લખ્યા પરથી જણાશે કે ગામડું ખેડૂતના જીવનનું મુખ્ય અંગ છે. ખેડૂતનું કૌટુંબિક જીવન એના ફાર્મ ઉપર છે પણ એનું આર્થિક સામાજિક, ધાર્મિક અને રાજકીય જીવન પણ આ ગામડાંમાં આવેલું છે. પરગણાનું મથક જ આવું એકાદ ગામડું હોય તો તે ગામડું અમેરિકાના સંયોગો પ્રમાણે, ખેડૂત જીવનનું અનિવાર્ય અંગ લેખાય.

અમેરિકામાં ૪૮ રાજ્યોમાંથી ૨૬ રાજ્યો તો એકદમ ખેતીપ્રધાન છે. ડેકોટા મિસિસીપી જેવાં રાજ્યોમાં તો લગભગ ૮૩ ટકા વસ્તી ખેતીના કામમાં રોકાએલી છે. ગણત્રી માટે અમેરિકાના નવ વિભાગ પાડવામાં આવે છે:

૧. પેસિફીક. *પશ્ચિમના સમુદ્ર કિનારા ભાગમાં વૉશિંગ્ટન, ઓરેગન અને કેલીફોર્નિઆ* નાં ત્રણ રાજ્યો "પેસિફીક" વિભાગમાં આવે. આ પ્રદેશ ફળઝાડ અને બાગાયત માટે ખૂબ જ પ્રખ્યાત છે. "સંકીસ્ટ" ( sunkist ) નામની સંત્રાંની જાત દુનિયામાં અજોડ છે. આ જાતની દરેક મોસંબી ઉપર સંકીસ્ટ શબ્દો છાપેલા આવે છે. આ સંત્રુ પણ નથી અને મોસંબી પણ ન કહેવાય માટે બન્ને શબ્દો મેં વાપર્યા છે. દ્રાક્ષ, પીઅર, પીચ, વગેરે શીત પ્રદેશનાં ફળ પણ અહીં જ ઉત્પન્ન થાય છે. આપણી સરખામણીમાં અમેરિકાનું જીવન ચારથી છ ગણું મોંઘું છે. કેલીફોર્નિઆના પશ્ચિમ કિનારાથી ન્યૂયોર્કનું રાજ્ય ૨૫૦૦ માઈલથી પણ વધુ દૂર. આટલે દૂરથી દ્રાક્ષ અને મોસંબી આવે છતાં પણ પુનાના બજારમાં મળે છે તે જ ભાવે–હંમેશના એક જ ભાવે અહીં દ્રાક્ષ મોસંબી મળે છે. ફળ બીજી બધી વસ્તુંના સરખામણીમાં અમેરિકામાં સોંઘી વસ્તુ છે.

૨. ડુંગરાળ પ્રદેશ માઉન્ટન–આમાં મોન્ટાના, ઈડાહો, વ્યોમીંગ, ઉટાહ, નેવાડા, કોલોરેડો, એરીઝોના અને ન્યૂ મેકસીકોનો સમાવેશ થાય છે. આ પ્રદેશ બહુ વિકસવા પામ્યો

નથી. ફાર્મ પણ ઘણાં મોટાં. મુખ્યધંધો ઘેટાં ઉછેરનો. અહીંનાં ફાર્મને "રેન્ચફાર્મસ" કહેવામાં આવે છે. અહીંનું જીવન ઘણું સોંઘું છે.

આ બે વિભાગ પછી મધ્ય ભાગમાં આવેલાં રાજ્યોના ચાર વિભાગ પાડવામાં આવ્યા છે. ઊભી લીટીની ડાબી બાજુના વિભાગને પશ્ચિમનો મધ્ય વિભાગ અને જમણી બાજુનો પૂર્વનો મધ્ય વિભાગ કહેવામાં આવે છે. આડી લીટીની ઉપરના વિભાગને ઉત્તરનો મધ્ય વિભાગ અને નીચેનાને દક્ષિણનો મધ્ય વિભાગ એટલે કુલ ચાર વિભાગ પડશે.

૩. પશ્ચિમનો દક્ષિણ મધ્ય વિભાગઃ (West South Central) આમાં આરકાનસાસ. લુઈઝીઆના, ઓકલાહોમા અને ટેક્સસનાં રાજ્યો આવેલાં છે. કપાસની ખેતીનો પટો અહીંથી શરૂ થઈ પૂર્વનાં રાજ્યો તરફ ફેલાય છે.

૪. પૂર્વબાજુનો દક્ષિણ વિભાગ. આમાં કેન્ટુકી, ટીનેસી, અલાબામા, અને મિસિસીપી રાજ્યોનો સમાવેશ થાય છે. આ પ્રદેશ પણ કપાસની ખેતીનો જ પટો છે. આફ્રિકાની નાઈલ નદીના પ્રદેશ ઉપર કપાસ વાવવા લાગ્યું તે જ પ્રમાણે મિસિસીપીમાં પણ બન્યું છે. કપાસની શરૂઆત મિસિસીપીના ફળદ્રુપ પ્રદેશમાંથી થઈ અને પશ્ચિમ તરફ ફેલાતા લાગી. આજે આ કપાસનો પટો દુનિયામાં વધારામાં વધારે—જથામાં, અને સારામાં સારું કપાસ ઉત્પન્ન કરે છે.

૫. દક્ષિણ એટલેન્ટીકમાં ડેલાવર, મેરીલેન્ડ, વરજીનિયા, પશ્ચિમવરજીનિયા, ઉત્તર અને દક્ષિણ કેરોલીના, જ્યોરજીઆ અને ફ્લોરીડાનાં રાજ્યો. આ જમીન પણ ખેતી પ્રધાન જ છે, અને કપાસ અને ઘઉં ઉગાડવામાં આવે છે. આમ આખોએ દક્ષિણનો ચીચર-પટો છુરાયત પાકને માટે ખૂબ માફક છે. દુનિયાની સારી જાતની તમાકુ અહીં પાકે છે.

૬. પશ્ચિમ તરફનો ઉત્તર મધ્ય વિભાગઃ આમાં ઉત્તર દક્ષિણ ડેકોટા, મીનેસોટા, નેબ્રાસ્કા, આયોવા, કેનસાસ અને મીસુરીનાં રાજ્યો આવેલાં છે. આ પટો મકાઈ અને ઠંડી ઋતુના ઘઉં તેમજ તેલીબીઆં વગેરે પાક ઉછેરવા માટે અનુકૂળ છે.

૭. પૂર્વનો ઉત્તર તરફનો મધ્યવિભાગ—આ વિભાગમાં વિસ્કાન્સીન, મીશીગન, ઈલીનોઈ, ઈન્ડીઆના અને ઓહીઓનાં રાજ્યો આવેલાં છે. નાના સમુદ્ર જેવાં મોટાં તળાવ લેઈક સુપીરીઅર, લેઈક મીશીગન, લેઈક હુરોન અને લેઈક એરી, કેનેડા અને અમેરિકાની સરહદ ઉપર આવેલાં છે. આ બે રાજ્યો કેનેડા અને અમેરિકાનાં સંયુક્ત રાજ્યોની હદ આ તળાવોની વચ્ચે થઈને પસાર થાય છે. અહીં મકાઈ વાવવામાં આવે છે પણ આ રાજ્યો અને હવે પછીના બીજા બે વિભાગમાં ખેતી કરતાં હુન્નરઉદ્યોગ અને કારખાનાં વધુ આવેલાં છે.

૮. મધ્ય એટલેન્ટીક વિભાગમાં ન્યુયોર્ક, ન્યૂ જરસી અને પેનસીલવાનીઆન રાજ્યો આવેલાં છે. ન્યુયોર્ક, ફીલાડેલ્ફીઆ બફેલો જેવાં મોટાં શહેર આ પ્રદેશમાં આવેલાં હોવાથી "મેટ્રોપોલિટન" વિભાગના નામથી જાણીતાં છે.

૯. ન્યૂ ઈંગ્લેન્ડ વિભાગમાં વરમોન્ટ, મેઈન, ન્યૂ હેમ્પશાયર, માસાચુસેટ્સ, રહોડ આયલેન્ડ, અને કોનેટીકટનાં કારખાનાં પ્રધાન રાજ્યોનો સમાવેશ થાય છે. ન્યૂ

ઈંગ્લેન્ડનાં બોસ્ટન, માસાચુસેટ્સથી માંડી ન્યૂ યોર્ક, ફીલાડેલ્ફીઆ, રોચેસ્ટર, બફેલો, ચીકાગો આમ લગભગ હજાર બારસો માઈલનો પ્રદેશ અમેરિકાના શરૂઆતના દિવસોમાં વસાએલો હુન્નર ઉદ્યોગ અને કારખાનાં ખનીજ વગેરેને લઈને વધારામાં વધારે ધનાઢ્ય છે એમ કહેવામાં કશો વાંધો નથી. બીજાં રાજ્યો કરતાં રહેવાનું જીવનનું ધોરણ પણ ઊંચું છે.

આ નવ વિભાગમાંથી આપણી સમજ ખાતર અને સરળતા ખાતર પણ ન્યૂ યોર્ક ચિકાગો સુધીનો ઉત્તર પૂર્વનો પ્રદેશ ખેતીપ્રધાન નહિ પણ કારખાનાં પ્રધાન, દક્ષિણનો પ્રદેશ ખેતી પ્રધાન, મોટાં ફાર્મવાળો. કપાસને માફક આવતો પ્રદેશ ઉત્તરનો મધ્યસ્થ વિભાગ મકાઈ અને ઘઉં તેમજ બીજા પાકને અનુકૂળ, પેસિફીક સમુદ્રના કિનારાવાળો ફળફળાદિની ખેતી માટે અનુકૂળ; આ રીતે સમજીશું તો બસ છે.

ખેતીપ્રધાન રાજ્યોનાં હવામાન અને વરસાદ કુદરતી જ રીતે જુદા જુદા પાકને માટે એટલાં માફક આવે છે કે તે પાક શિવાય બીજા પાકો સફળતાથી ઉછેરી શકાતા નથી. પેસિફીક બાજુનાં ફળ કપાસના પટામાં વાળવા પ્રયાસ થએલા પણ તેમાં સફળતા નહિ મળી. આ પ્રદેશોની પાક ઉછેરની મોસમ એ કારણો ઉપર આધાર રાખે છે. એક છેલ્લે બરફ ક્યારે પડે છે અને બરફ પડવો શરૂ ક્યારે થાય છે. આમ છેલ્લા અને પહેલા બરફ વચ્ચેનો ગાળો–ઉઘાડ–પાક ઉછેરની મોસમ નક્કી કરે છે. આ દૃષ્ટિએ ૧૦૦, ૧૨૦ અને ૧૫૦ દિવસના ઊઘાડ–ગાળા વાળા પટામાં અનુકૂળ પાક વાવવામાં આવે છે. ઉત્તર બાજુનાં રાજ્યોમાં થઈને ૧૦૦ દિવસનો ચીચરવટો તો દક્ષિણ બાજુનાં રાજ્યોમાં થઈને ૨૦૦ દિવસનો ચીચરવટો તો પસાર થાય છે હવે હવામાન અને મોસમના ગાળા ઉપર કયા પાક વાવવા તે કુદરતી રીતે જ નક્કી કરી શકાય. છતાં પણ માણસ પોતાના જ્ઞાન અને બુદ્ધિનો ઉપયોગ કરી શકે છે. દાખલા તરીકે, ઉત્તરના થંડા અને ટૂંકા ગાળાવાળા (૧૦૦ દિવસના) પ્રદેશમાં ઠંડી ઋતુના અને જેને પાકતાં લાંબો વખત ન લાગે એવા ઘઉં વાવવામાં આવે છે; પણ દક્ષિણ કે જ્યાં લાંબો ગાળો અને ગરમ પ્રદેશ આવેલો છે ત્યાં તે પ્રમાણે ઘઉંની બીજી જાતો વાવી શકાય છે. ઉત્તરમાં વવાતા ઘઉંને "વિન્ટર વ્હિટ" (શિયાળુ) તો દક્ષિણમાં વવાતા ઘઉંને "સ્પ્રીંગ વ્હીટ" કહે છે. આ બે જાતો જુદી જ છે. પ્રકૃતિમાં વૃક્ષોની એટલી વ્યાપકતા અને વિવિધતા છે કે નૈસર્ગિક સંયોગોને અનુકૂળ અનુરૂપ જોઈતું વૃક્ષ દુનિયાના કોઈ એકાદ ખૂણેથી પણ મળી આવે. રશિયા પહેલે નંબરે અને અમેરિકા ત્યારબાદ બીજે નંબરે. દુનિયા ઉપરની આ વૃક્ષરૂપી સમૃદ્ધિ ભેગી કરી તેનો અભ્યાસ કરી પોતાને અનુકૂળ વૃક્ષની જાત ઉત્પન્ન કરી વાવવામાં, આવે. પ્રકૃતિ પ્રતિકૂળ હોય એ એક દૃષ્ટિબિંદુ પણ એજ પ્રકૃતિ દુનિયાના બીજા કોઈ ભાગ ઉપર અનુકૂળ હોય તો માણસે માત્ર તેનો લાભ જ લેવો રહ્યો. વિકાસ આવાં સંશોધનોમાં રહેલો છે. ( Explore, exploit the varietal wealth )

અમેરિકા ઉપર આટલી ઉડતી નજર દોડાવ્યા પછી પાછા ગ્રામ્ય પરિસ્થિતિ ઉપર આવી જઈએ. ન્યૂયોર્ક જેવા શહેરમાં દર ચોરસ માઈલે ૨૩,૧૭૮,૭ માણસો ચિકાગોમાં ૧૭,૫૧૨,૬ માણસોની જનસંખ્યા આવેલી છે. પણ ખેતીપ્રધાન પરગણાંમાં આ જન-

સંખ્યા ઘણી જ ઓછી છે. ૩ કે ચાર ટકાથી બહુ બહુ તો સો ટકા સંસ્કૃતિના બે અંગ છે, એક ગ્રામ્ય અને બીજું શહેરી. અમેરિકાની સંસ્કૃતિ ગ્રામજીવનથી અઢારમી સદીના અંતમાંથી શરૂ થઈ અને આજે એજ અમેરિકાની સંસ્કૃતિમાં શહેરીજીવન દુનિયામાં મોટામાં મોટો ભાગ ભજવે છે. અમેરિકાની રાષ્ટ્રોન્નતિ, ખાસ કરીને ગ્રામોન્નતિ ના ત્રણ વિભાગ પાડવામાં આવે છે. પહેલો આદિ શરૂઆતનાં વસવાટના દિવસો અઢારમી સદીના અંતમાં અને ઓગણીસમીની શરૂઆતમાં પૂર્વ તરફનાં રાજ્યોમાંથી શરૂઆત થઈ. લોકો ધીરે ધીરે પશ્ચિમ તરફ ફેલાવા લાગ્યા. બીજો વિભાગ તે ખરો ખેતીનો વિભાગ Land Farming Classical Period આ સમય આપણને દુનિયાના ૧૯૧૪–૧૮ના મહાન વિગ્રહ સુધી લાવીને આર્થિક ખાંડાના કિનારા ઉપર છૂટા મૂકી દે છે. નવી જમીન ઉત્સાહી લોકો, ઉન્નત જીવનનાં સ્વપ્નો, સખત મહેનત, જમીનની ફળદ્રુપતા, ખનીજ વગેરે કારણોને લઈને આ સમય દરમિયાન અમેરિકા દુનિયાનો ધનાઢ્ય દેશ બને છે. આજે અમેરિકા આગળ વધારેમાં વધારે સોનુ અને વધારે જમીનનું ઉપજ આ બે પ્રશ્નો એમના આર્થિક જીવનમાં ખડા થઈ ગયા છે. આ કાળ દરમિયાન જ અમેરિકાનાં મોટાં શહેરોનો વિકાસ થયો. ખેડૂતોના છોકરાં શહેરી જીવનથી આકર્ષાઈ શહેરોમાં ભાગી જવા લાગ્યાં. જનસંખ્યા વધવા લાગી. ખેતીની ઉત્પન્ના કાચા માલની માગણી પણ વધવા લાગી. મોટાં વિશાળ ફાર્મ, મજૂરોની અછત. આ સંયોગોમાં અહીંના ખેડૂતને મશીનરી—યાંત્રિક બળનો ઉપયોગ કરવાની ફરજ પડી. ખેડૂતને પૈસાની તંગી નહોતી. આમ અમેરિકાની ખેતીવાડીમાં યાંત્રિક બળનો વપરાશ અમેરિકાનાં શહેરોની ઉન્નતિ અને વિકાસ સાથે સંકળાએલો છે. અને આ શહેરોનો વિકાસ એટલે હુન્નરઉદ્યોગ અને કારખાનાંની આવશ્યક ઉન્નતિ. ગ્રામજનતાની જરૂરિયાતો શહેરો પૂરી પાડવાં લાગ્યાં. પણ શહેરો ખેતીની ઉપજ્ન્ન શિવાય ધાન્ય અને કપાસ જેવા કાચા માલ સિવાય ન નભી શકે. આમ ગ્રામજીવન અને શહેરી જીવન સંકળાઈ ગયું. એક બીજા ઉપર નભવા લાગ્યાં. ત્રીજા કાળની શરૂઆતમાં જમીન મળવી મુશ્કેલ થઇ પડી. અમેરિકાની બધી જમીન અપાઈ ગઈ. ખેડાણ પણ થઈ ગઈ. પણ મહાન વિગ્રહને લઈને આર્થિક સંકડામણ આવી પડી. આ આધુનિક કાળ. પણ ગ્રામજીવન અને શહેરી જીવન સંકળાયેલાં જ રહ્યાં. ગ્રામ અને શહેરી બળો પરસ્પરાવલંબિત બની રહ્યાં. એક બીજા વગર ન નભી શકાય એમ લોકોને પ્રતિત થયું. શરૂઆતની ખેતી જરૂર પૂરતી જ હતી. (sustenance farminig) પણ શહેરના વિકાસ સાથે અને દુનિયાના બીજા દેશોના સંપર્કમાં આવવાથી બજાર વિકસવાથી એ ખેતી માટે જરૂર પૂરતી નહિ પણ બજાર માટે વેપાર માટે મોટા પ્રમાણમાં ખેતી (Commercil farming) થાય છે. અમેરિકામાં આજે ખેતી નિયંત્રણનો કાયદો Agricultural Adjustment Act. A. A. A.) છે, જોઈએ તેટલો કપાસ કે જોઈએ તેટલો ઘઉં ઉપજ કરી શકે એમ છે. ખેડૂતોના સહકાર રાજ્યસત્તા સાથે ઉપર જ આ કાયદાની સફળતાનો આધાર રાખે છે.

પણ અમેરિકાનો પ્રશ્ન માત્ર ખેતીનો કે ખેડૂત જીવનનો જ પ્રશ્ન નથી, રાષ્ટ્રજીવનનો—અમેરિકાની સંસ્કૃતિનો પ્રશ્ન છે. સંસ્કૃતિમાં શહેરી અને ગ્રામ આ બન્ને અંગોની આવશ્યકતા સ્વીકારવામાં આવી છે. માત્ર ગ્રામવિકાસ સાધવા માટે શહેરનો વિકાસ અટકાવી દેવા અમેરિકાના રાજ્યો તૈયાર નથી. કપાસના ખેડુતને વસ્ત્રોની જરૂર છે. અને

તેને માટે જરૂરી ઉદ્યોગ હંતામણ વણાટ, દરજીકામ પણ વિકસવાં જ જોઈએ. આમ સંઘટિત જીવન, એક-જ્ઞાતિજીવન-Community life—ની આવશ્યકતા સ્વીકારવી જ પડે. તે જ પ્રમાણે ખેડૂત ઘઉં ઉત્પન્ન કરે, પણ તેને દળવા આટેના અને રોટી બનાવવાના ધંધા પણ અનિવાર્ય લેખાવા જ જોઈએ. પોતે રોટી ઘેર બનાવી શકે, પણ ઘઉં તો એને સંચામાં દળાવવા જ જોઈએ ને? પણ ઘેર બનાવવા કરતાં સ્ટોરમાંથી એને તૈયાર તાજી રોટી સોંઘી મળી શકે છે. આ પ્રકારની ગ્રામ અને શહેરી જીવનની સંકલના પણ વિકાસ માટે અનિવાર્ય રીતે ઉપસ્થિત થઈ. આજે અમેરિકાની આ સંકલનાને; આ સંસ્કૃતિને ગ્રામ શહેરી (rurban) rural અને urban આ બે શબ્દો નો એક ભેગો ન્યાસ rurban) કહેવામાં આવે છે. ગ્રામજીવનની એકલતા (isolation) આજે અમેરિકા નથી સ્વીકારતું. શહેરી જીવનનું એકલવાયાપણું (independentness) પણ અમેરિકા નથી સ્વીકારતું. અમેરિકાની સંસ્કૃતિ આ બન્ને જીવનનો ન્યાસ છે, વણાટ છે. તાણાવાણા જેવી એ બન્ને જીવનની એક ભેગી સંકલના (Chainage) છે. આ દષ્ટિબિંદુ બીજા લેખમાં "ઔદ્યોગિક ખેતીવાડી" ના મથાળા નીચે હું વિકસાવીશ. હાલ તો એટલું જ કે Rurban is a community.



# બદલો !

મનસુખલાલ મ. ઝવેરી

નિરાશાનું મારું ઉર મુજ વિમાસી તવ રહ્યું:
તને શું ના આપ્યું ? તવ ચરણ મેં શું નવ ધર્યું ?
મહત્ત્વાકાંક્ષાઓ મદભર બધી મુગ્ધ ઉરની,
બધાં કાવ્યો મારાં, સકળ મુજ સ્વપ્નો નિતનવાં,
બધું મેં તો તારે ચરણ ધરી દીધું હરખથી;
અને ધાર્યું કે આ સકલ રસ મારા જીવનનો
મુખે તારા મીઠું સ્મિત પ્રગટશે, ને તહીં મને
મળી રે'શે મારા અરપણ તણો શ્રેષ્ઠ બદલો.

અરે ! મેં વાંછ્યું'તું સ્મિત વિણુ કશું ના તુજ કને !

ન'તી વાંછી તારા તન તરુણની તાઝગી; ન વા
હતું હૈયે સોણું તવ નયન નિર્વાણ બનવા;
ન બીજાંને, એવું કંઈય મુજ કાજે પણ ચહ્યું.
હતું જાચ્યું મેં તો ઘનદળથી બિન્દુ જળતણું.

મનીષા મારી તો ઈતર સહુની જેમ સ્મિતની
સુધા તારી પ્રાશી, તુજ પ્રણયની પૂનમમહીં
હતી મારે હૈયે જીવનરસ ઊંડો વહવવા,
અને સૌભાગ્યોની સુખદ લહરીએ લહરવા.

છતાં યે મારે તો કરમ ન હતું તેટલું ય તે;
અને જ્યારે મારું અરપણ ગ્રહીને તુજ કને,
ઊભો જોતો તારાં ગહન નભ જેવાં નયનને,
નિરાશાએ ઘેર્યું તવ મુજ અભાગી હૃદયને.

ન રંગોની લીલા લલિત તવ નેત્રે પ્રગટી, કે
લસી તારા ગાલે સુરખી નવ પ્રત્યૂષ સરખી;
—અને હૃદય વિદ્ધ મારું મૃગશું પડ્યું ત્યાં ઢળી.

પરંતુ ઉરમાં થતું અવ મને : નિરાશા કશે
તદા હૃદય મૂંઝવી મુજ રહી જ? વ્યામોહ શે
ધરી હું બદલો રહ્યો તુજ કનેથી ચાચી? અને
વૃથા જ વણસાડી મેં પળ અનન્ય આનન્દની?
તવ પ્રણયમૂર્તિને પદ સમર્પી સર્વસ્વ હું
શકું : ક્ષણ નથી શું એ જ કૃતકૃતત્યતાની સ્વયં?

નવ ઉજાળી શકે ક્ષણ એક આ
સકલ જીવનની ઘન કાલિમા?

જઈ વિસરી તો પછી ક્ષણ અનન્યની ધન્યતા,
મથ્યો પ્રણયનાં ય તે કયમ હું મૂલ્યને આગવા?

અને પ્રણય એક કાં? જગતમાંહી સર્વત્ર આ
ગ્રહે છ પ્રતિવસ્તુ જ્યાં નિજ સ્વતંત્ર કો મૂલ્યને,
તહીં કવણ અન્ય કોઈ સમ સંભવી યે શકે?

ઉષા નભની નન્દિની, કનકવર્ણ વા સન્ધિકા,
સુહન્ત નભ પશ્ચિમે વિધુની લેખ વા વાંકડી,
અને રજતફેનિલા ગગનગંગ સોહામણી,
અબોલ મરકન્ત મુગ્ધ દ્યુતિ શુક્રતારાતણી,

વળી ગગનગુંબજે ગરજી ને ગડૂડી રહી,
ધરા પર ઢળી ઢળી, ઉર રસોથી એનું ભરી,
પ્રતિક્ષણ નવીન રૂપ ધરી નાચતો મેહુલો,
ગભીર અવિરામ વા રવ મહાબ્ધિના ગીતનો,

પરાગ કુસુમોતણા, પરભૃતોતણાં કૂજનો,
મયૂરગણકંઠની રમઝટો વ કેકાતણી,
પ્રફુલ્લ અનિમિત્ત વા શિશુ તણી છટા હાસની,
અને સહજ પ્રસ્નવે વહત લ્હાણ માતૃત્વની.

વિભૂતિ સહુ ભવ્ય વા લલિત આ નથી શું રહી
પરસ્પર સ્વતંત્ર મૂલ્ય નિજનું અનોખું ધરી?

અહીં કશું ન અન્યની સમ રહ્યું; અને સાંપડી
શકે ન બદલામહીં ઇતર વસ્તુ કેરા કંઈ;

જઈ વીસરી તત્ત્વ આ વિવશ હૈયું મારું તદા,
મથ્યું પ્રણયનાં ય તે તુજશું મૂલ્યને માગવા!
ડૂબે ન પછી કેમ એ અતલ એક નૈરાશ્યમાં?

ક્ષમા કર સખી! તવ સ્મિતથકી ય નૈરાશ્ય આ
મને પ્રણયનું રહસ્ય અદકું રહે દાખવી.
હવે હૃદય માહરું પ્રણયને ય ના માગશે
કદાપિ બદલામહીં; રસ અખૂટ એનો હશે
નહિ ગ્રહણમાં, પરંતુ નિજ દાનસાતત્યમાં;

અને તવ પદે નિરંતર શકે જ જો એ ઢળી
હશે હૃદય કાજ શી ઇતર લ્હાણ સૌભાગ્યની?

卐

# માનીતોના કોડ

મૂળ લેખક : શ્રી રવીન્દ્રનાથ ટાગોર
અનુવાદક : પિનાકિન ત્રિવેદી બી. એ.

અંતકાળ આવ્યો હોય તેમ માનીતીનું અંગેઅંગ ધ્રૂજે છે. એને કંઈ જ ગમતું નથી. વૈદરાજ આવ્યા. અકસીર માત્રાને મધમાં ઓગાળીને કહેઃ "ખાઈ જાઓ. ઘડીમાં મટી જશે." પણ માનીતીએ તો એ ફગાવી દીધી.

રાજાને-કાને વાત પહોંચી. દરબાર છોડી રાજાજી જલદી દોડી આવ્યા. પાસે બેસીને પૂછેઃ "તને શું થઈ ગયું? કહે તો ખરી!"

એ ધુંધવાઈને બોલી ઊઠીઃ "તમે બધા અહીંથી ખસી જાઓ. મને મારી પેલી સહિયરને બોલાવી આપો."

સહિયર આવી. એકાંતમાં રાણી એનો હાથ પકડી કહેઃ "સખી! બરાબર બેસ. વાત કહેવી છે."

સહિયર બોલીઃ "ખુશીથી; દિલ ખોલીને."

માનીતીએ દિલ ખોલ્યુંઃ "બહેન! મારા આ સાતમજલી મહેલની પડખે જ પેલીના ત્રણ બંગલા હતા. ત્રણમાંથી બે થયા ને પછી એક થઈ ગયો. તે પછી જોયું તો તે રાજમહેલમાં જ ન મળે ને હું તો એ દુખિયારીની વાત જ વીસરી ગઈ. પછી એક દિવસ મયૂરાસન પર ચઢીને હું રંગમંદિર તરફ ઉત્સવ માટે જવા નીકળી. આગળ-પાછળ મોટું લાવલશ્કર! આમ સૂરીલી શરણાઈ વાગે ને આમ ઢોલમૃદંગની રમઝટ. રસ્તે જોયું તો બરાબર નદીકાંઠે ચંપાની શીળી છાંયડીમાં ઘાટ આગળ એક નાનીશી ઝૂંપડી. વાડમાંથી તાજાં તાજાં ફૂલ ડોકિયાં કરે અને નિર્મલ આંગણામાં ચોખાના લોટથી પૂરેલી શુભ્ર રંગોળીમાં શંખચક્ર આંકેલાં. છત્ર ધરનારીને મેં પૂછ્યુંઃ 'અરે! અહીં કોણ રહે છે?' એ કહેઃ 'પેલી, અણ–'

પછી તો ઘેર આવીને ચુપચાપ બેસી રહી. દીવોયે ન કર્યો. રાજાજીએ આવીને પૂછ્યુંઃ 'તને થયું છે શું? તારે જોઈએ છે શું?'

મેં કહ્યુંઃ 'મારે આ મહેલમાં નથી રહેવું.'

રાજાજી કહેઃ 'તો તને હાથીદાંતનો મહેલ ચણાવી દઉં ને અંદર દૂધના ફીણ જેવી સુંવાળી શંખલાંની રેણુ પથરાવું ને મોતીનાં છીપલાંથી એને કિનારે કિનારે કમળની ભાત પડાવી દઉં, પછી છે કંઈ?'

મેં કહ્યુંઃ 'ના. મને તો પેલા બગીચાની એક બાજુએ નાનીશી ઝૂંપડી બંધાવીને તેમાં રહેવાના કોડ જાગ્યા છે.'

રાજાજી કહે: 'ભલે, ભલે! તેમાં આટલી ફિકર શાની?'

રાજકારીગરે નાની ઝૂંપડી તૈયાર કરી. જાણે ચૂંટી આણેલું વનફૂલ. ક્યાં પેલું ને ક્યાં આ! પ્રત્યક્ષ થતાં જ જડવત થઈ ગયું. એમાં હોંસેહોંસે રહેવા તો ગઈ; પણ, બહેન! હું તો શરમાઈ ગઈ.

વળી એક દિવસ નદીસ્નાન માટે નીકળી. સાથે એકસો ને સાત તો દાસદાસી. આખી પાલખી જ પાણીમાં ઉતારી ને હું નાહી.

પાછા ફરતાં પાલખીની બારીમાંથી બહાર જોયું. કોણ જાણે એ કયા ઘરની હશે! જાણે દેવને ચઢેલું પુષ્પ! હાથે શંખની શ્વેત બંગડી ને અંગે લાલપટાની સાદી સાડી. નાહી ધોઈ ને પાણીની ગાગર ભરી જાય તે. એના ભીના કેશ ને ભીની ગાગર પર તેજ-કિરણો ઝલકયાં કરે છે. મેં છત્રવાળાને પૂછયું: 'એ કોણ છે? કયા દેવમંદિરમાં તપસ્યા કરે છે?'

એણે કહ્યું: 'ના ઓળખી! એ તો પેલી અણુમા—'

વળી પાછી તે દિવસે ઘેર આવી સૂમસામ બેઠી. રાજાજી દોડતા આવ્યા ને કહે: તને થયું છે શું? તારે શું જોઈએ છે તે તો કહે!"

મેં કહ્યું: 'મારે તો રોજરોજ નદીઘાટે ગાગર લઈને પેલા બકુલવાળા રસ્તે થઈ ાણી ભરવા જવું છે.'

રાજાજી કહે: 'ઓહો! એમાં આમ ચિંતા શું લઈ બેઠી છે!'

રસ્તે રસ્તે પહેરેગીર ગોઠવાયા. બધા લોકો ખસી ગયા. નદીમાં નાહીને શંખની ંગડી ને લાલપટાની સાડી પહેરી. પાણીની ગાગર પણ ભરી લાવી. પણ આંગણામાં માવતાં જ ગાગરને બારણામાં પછાડી. ધાર્યું ન થયું ને બહેન! હું તો લજવાઈ મરી.

પછી આવ્યો શારદરાસનો શુભદિન!

ચાંદની રાતે મધુવનમાં તંબૂ ઠોકાયા ને ત્યાં તો આખીયે રાત નૃત્ય ને સંગીતની મ મચી.

બીજે દિવસે હાથી પર સવારી નીકળી. પડદા પાછળથી જોયું તો વનને રસ્તે ક જુવાનજોધ ચાલ્યો જાય છે. એના શિરપેચ પર વનફૂલનો છૂટો હાર, હાથમાં છાબ એમાં વનનાં ફળફૂલ ભરેલાં.

મેં છત્રવાળીને પૂછયું: 'આ કયી ભાગ્યવતીનો કુળદીપક?' એણે કહ્યું, 'ખબર થી? એ તો પેલી અણુમાનીતીનો દીકરો. એની મા માટે જંગલનાં ફળફૂલ વીણીને લઈ ય છે."

વળી પાછી ઘેર આવી ચુપચાપ બેસી રહી. રાજાજીએ આવીને પૂછયું, 'અરે! સુ તને થયું છે શું? તારે શું જોઈએ?'

મેં કહ્યું; 'મારે તો રોજ વનનાં ફળફૂલ ને શાકભાજી ખાવાં છે ને તે પણ મારો કુંવર જાતે જ લાવે.'

રાજાજી કહે; 'ભલે! ભલે! એમાં આટલા ઉચાટ શા?' સોનાની પાલખીમાં બેઠી છું ત્યાં કુંવર છાબ ભરી લઈ આવ્યો. એને અંગેઅંગ પસીનો ને મોઢું જુઓ તો ચઢેલું. છાબ એમની એમ પડી રહી ને બહેન! હું તો ખરેખરી લજવાઈ મરી.

પછી કોણ જાણે મને શું યે થઈ ગયું છે! એકલીએકલી બેસી રહું ચુપચાપ. રાજાજી રોજ આવી પૂછે કે તને થયું છે શું ને જોઈએ છે શું? બસ! એનું એ જ.

પણ બહેન! માનીતી થઈનેયે મારે શું જોઈએ છે તે શરમની મારી કોઈને કહી શકતી નથી. એટલે જ તને બોલાવી. સખી! મારી અંતિમ ઇચ્છા તારા કાનમાં કહું. મારે તો પેલી અણમાનીતીનું દુઃખ જોઈએ છે."

સહિયરે ગાલે હાથ ફેરવી કહ્યું; "એમ કેમ?"

માનીતીએ કહ્યું: "બહેન! એની વાંસની વેણુમાંથી જ મધુર સૂર નીકળ્યા ને મારી આ સોનાની બંસી તો હું વહેતી કરી પણ વગાડી ન શકી! હાય દૈવ!"

---

# ભુલાયેલાં સ્વપ્ન

**ભાસ્કર વહોરા**

અનંત વ્યોમે જ્યમ વાદળાંઓ
સૂતાં દીસે, તેમ અરણ્ય મધ્યે

સૂતાં જૂનાં સ્વપ્ન અનેક મારાં.
જાગ્યાં હજી ના કદી જાગશે એ?

કે અંધકારે ભૂલવી દિશા ને
જાગ્યાં છતાં ના ભમ ભાગ્યનાંએ?
જાણી ઘણાં અભ્ર સ્વસ્વાંગ છોડી
ધારે બીજો છેવટ વ્યોમ કેરી

અનંતતામાં પલટાય જાવા—
આ સ્વપ્ન મારાં ભવના અરણ્યે
અસંખ્ય વૃક્ષો મહીં ગૂંગળાતાં
સૂતાં સૂતાં શું દવમાંહી અંતે

બન્યાં હશે ભસ્મ વિનાશકારી?

# ઉત્તરરામચરિત

ભાષાન્તરકાર : રંજિતલાલ હરિલાલ પંડયા

## અંક ૩ જો

વાસન્તી :

આ એ તમારી કદલીવન મધ્યવર્તી,
કાન્તા સહે, શયન જ્યાં કરતા, શિલા, તે,
જ્યાં અર્પતી તૃણુ સીતા બહુ વાર બેસી,
ના જેથી આ હરિણુ બાલ ત્યજંત એને!

રામ : મારાથી આ કદી જ નહી જોઈ શકાય!!

( રુદન કરતાં બીજે સ્થાને બેસે છે. )

સીતા : સખી વાસન્તી, આ બતાવીને તેં મારું તથા આર્યપુત્રનું શું કરવાનું નિર્ધાર્યું છે ? હા ! ધિક્ ! એ જ આ આર્યપુત્ર, એ જ આ પંચવટીવન, એ જ પ્રિયસખી વાસન્તી, એ જ અમારા વિવિધ વિશ્રંભસાક્ષી, ગોદાવરીના વનપ્રદેશો, એ જ પેટનાં બાળકો જેવાં, મૃગ, પંખી અને પાદપોના સમૂહ અને એ જ હું પણ; છતાં હું મંદભાગિનીને તો, આ સઘળું જોયા છતાં પણ, ન જોયા જેવું જ છે! આવાં છે પૃથ્વીજીવનનાં પરિવર્તન!

વાસન્તી : સખી સીતા! શું નથી દેખતી રામચંદ્રની અવસ્થા ?!

કમળદળશાં મીઠાં અંગો વડે દૃગ નન્દતા,
સતત, છૂટથી, ન્યાળ્યા સૌએ, છતાં નવના નવ,
વિકલ કરણા, પાંડુવર્ણો, શુચે અતિ દુર્બલ,
કહીંથી પરખાયે એવા, છે તથાપિ દૃગે પ્રિય!

સીતા : જોઉં છું, સખી ! જોઉં છું !

તમસા : જો બહુ બહુ કરીને, તારા પ્રિયને !

સીતા : અરે દૈવ ! એ કદી પણ મારા વિના હશે અને હું એમના વિના હોઈશ, એવું સ્વપ્ને પણ કોને કલ્પેલું ? ! તો લાવ આ આંસુની ધાર વચ્ચેથી, મુહૂર્ત માત્ર પણ, જન્માન્તરે જાણે દેખેલા, વત્સલ આર્યપુત્રને નિહાળું !

( નિહાળતી ઊભી રહે છે. )

તમસા : ( તેને આલિંગીને, સાસ્ર )

સ્રવતી, અપૂર અશ્રુ, શોક આનન્દ કેરાં,
હૃદય તણી તૃષાએ દીર્ઘ ખેંચાઈ, તારી,
ધવલ ધવલ આંખો, મુગ્ધ, વર્ષતી પ્રેમ,
હૃદયપિયુ પખાળે, દૂધની દીર્ઘિકાશી !

વાસન્તી :

ફલ, કુસુમનો, દ્યો, દ્યો વૃક્ષો ! સુઅર્ઘ્ય મધુભર્યો !
કમલ વિકસ્યા કેરા મોદે ભર્યો, અનિલો વહો !
અવિરલ મીઠું કૂજતાં ઓ ! કૂજો મીઠું પંખીડાં !
વન ઈહ પધાર્યા છે પોતે, ફરી રઘુનન્દ આ !

રામ : આવ, સખી વાસન્તી, અહીંયાં બેસ.

વાસન્તી : ( બેસીનેઃ સાસ્ર ) મહારાજ, કુમાર લક્ષ્મણ કુશળ છે ?

રામ : ( ન સાંભળ્યું દાખવીને )

કરકમલ થકી જે, વૃક્ષ, પંખી, કુરંગો.
સલીલ, તૃણ, નિવારે, મૈથિલી પોષતી, તે,
નીરખી, મુજ મહીં કો ઉપજે છે વિકાર,
દ્રવ જયમ ઉર કેરો, અશ્મ ઓગાળનાર !

વાસન્તી : મહારાજ, આપને પૂછી રહી છું કે કુમાર લક્ષ્મણ કુશળ છે ?

રામ—(મનમાં) અરે, "મહારાજ" એવો નિઃસ્નેહ આહ્વાન બોલ, અને સૌમિત્રેય વિષે પણ પૂછતાં, અશ્રુસ્ખલિત કુશળ પ્રશ્ન ?! માનું છું, સીતાવૃત્તાંત જાણ્યું છે એણે ! (પ્રકાશ) હા, કુશળ છે કુમાર !

વાસન્તી : ( રડી પડી ) અયિ દેવ ! શું પૂછું વધારે તમને ?!—દારુણ છો !

સીતા :-સખી વાસન્તી, શું તું આવું બોલું છું ?! આર્યપુત્ર પ્રતિ તો સર્વએ સહૃદયતા દાખવવી ઘટે, અને તેમાંયે, ખાસ કરીને, મારી પ્રિય સખીએ તો !

વાસન્તી :

તું છું જીવિત, મુજ અંતર છું બીજું તું,
તું કૌમુદી નયન, તું અમિ અંગ કેરું,
એવાં અનેક પ્રિયથી રીઝવી સુમુગ્ધા,
તેને જ—શાંત, અથવા, શું વદું વધારે ?!

( મૂર્છિત થાય છે. )

તમાસા : સ્થાને છે એનું આ વિરમવું અને મૂર્છા પણ !

રામ : સખી, શાંત થા, શાંત થા !

વાસન્તી : ( શાંત થઈ ) તો તમે દેવે, આ અકાર્ય કાર્ય કેમ કર્યું ?!

સીતા : થોભ, થોભ, સખી વાસન્તી !

રામ : લોકો સહન નહોતા કરી શકતા માટે !

વાસન્તી : શા કારણથી ?

રામ : એ તો એ જાણે !

તમસા : તારો ઠપકો મોડો પડ્યો !

વાસન્તી :

આયિ કઠોર ! યશ પ્રિય છે તને ? !
અયશ આથી શું ઘોર બીજે કહે ? !
હરિણનેણી તણું થયું શું વને ?
વિતથ નાથ ! કહો લહી શી મને ? !

સીતા : તું જ કઠોર અને દારુણ છું, સખી વાસન્તી, કે આમ બળેલા આર્યપુત્રને બાળું છું !

તમસા : પ્રણય અને શોક જ આ બોલ બોલે છે !

રામ : સખી, બીજું શું વિચારવું ? !

ત્રીને ! બાલહરિણી સમ લોલ નેત્ર,
આલસ્ય ભારી, સ્ફૂરતા ગુરુ ગર્ભ ભારે,
જ્યોત્સ્નામયી શી, મૃદુ બાલમૃણાલ કલ્પી,
સોંપાઈ અંગલતિકા, નકી, શ્વાપદે એ !

સીતા : આર્યપુત્ર ! આ રહી હું જીવતી, આ રહી !

રામ : હા ! પ્રિયે જાનકી ! તું ક્યાં છું ? !

સીતા : અને ધિક્ ! ધિક્ ! અન્યની પેઠે, આર્યપુત્ર મુક્ત કંઠે રુવે છે !

તમસા : વત્સે, સ્વાભાવિક જ છે એ ! દુ:ખીઓએ પોતાના દુ:ખનું નિર્વાપન રવું જ જોઈએ !

ભરાતાં પૂર્ણ કાસાર, પરિવાહ ઉપાય છે,
શોકથી ક્ષુબ્ધ હૈયાને, રોવું ધારણ એક છે !

તેમાં વળી, ખાસ કરીને રામભદ્રને તો, બહુ બહુ પ્રકારે, આ પૃથ્વીજીવન કષ્ટમાત્ર નીવડેલ છે !

વિધિ સાથે, ધ્યાને, સકલ જગ આ પાળવું અગે,
પ્રજાળંતો હૈયું, પ્રિય વિરહ, તાપે કુસુમ શો,
સ્વદાયે ત્યાગીને, વિલપનતણુંયે સુખ નહીં;
ખૂલે જો આજે, તો, હૃદય, રહવું છે હિતકરી !

રામ : કષ્ટ ! અરે, કષ્ટ !

હૃદય તૂટતું ગાઢોદ્વેગે, થતું પણ ના દ્વિધા!
વિકલ વહતી મૂર્છા કાયે, હરે નવ ચેતના!
શરીર પ્રજળે અંતરદાહે, અને પણ ભસ્મ ના ના!
વિધિ પ્રહરતી મર્મચ્છેદી, ન લે પણ જીવ આ!

સીતા : ખરે! એમ જ છે!

રામ : હે! સંમાનિત નગર અને ગ્રામના નિવાસીઓ!

ન રુચ્યું તમને, દેવી કેરુ ગૃહે વસવું તદા,
તૃણ સમી વને શૂન્યે ત્યાગી, ન શોચ કર્યો કદા,
પરિચિત અતિ, તે તે ભાવે, દ્રવે મુજ ઉર આ,
અશરણ રહું, આજે તેથી! કરો મુજને ક્ષમા!

વાસંતી : (મનમાં) અતિ ગંભીર છે, દુઃખસંભારનો ઊભરો! (પ્રકાશ) દેવ, બનવાનું બની ગયું, ધૈર્ય ધરો હવે!

રામ : સખી, શું ધૈર્ય કહે છું?

દેવીથી શૂન્ય જગને, થયાં દ્વાદશ વર્ષ હા!
નષ્ટ નામે થયું, તોયે ન રામ નહતો થયો!

સીતા : આર્યપુત્રનાં આ વચનોથી મૂર્છિત થઈ જાઉં છું હું!

તમસા : એમ જ છે, વત્સે!

નો'ય આ મધુરી વાણી સ્નેહીલી, શોકદારુણ,
સ્રવંતી મધુધારા આ, વિષની ભરી તું પરે!

રામ : ઓ વાસન્તી! કહે, મેં,

વાંકુ તપાવેલું અલાતશલ્ય
હૃદે ખૂપ્યું, કે વિખદંશ ઝેરી
વીધંત તેવો ઉર મર્મ, તોયે,
સહ્યો નથી શું, હદિ મર્મપીડા

સીતા : એવી છું મંદભાગિણી હું કે ફરીને આર્યપુત્રને ત્રાસ આપ્યા કરું છું!

રામ : અંતઃકરણને અત્યંત દઢતાથી સંસ્થિત રાખું છું તે છતાં આ ચિરપરિચિત પ્રિયવસ્તુઓના દર્શનથી મને ન ખાળી શકાય એવો ઉદ્દામ ક્ષોભ થાય છે!

ઘૂમંતા આ ભીષણ દુઃખના શોકસંવેગને હું,
જે જે યત્નો; જ્યમત્યમ કરી, આદરું, રોકવાને,
ભેદી તે તે, બળથી હૃદયે, વિસ્તરે કો વિકાર,
વારી કેરું પૂર અણખળ્યું, જેમ, કો રેતી-બંધ!

સીતા : આર્યપુત્રના અનિવારી શકાય એવા આ દારુણ દુઃખારંભથી મારું પોતાનું દુઃખ ભૂલીને, હું તો સંમૂઢ થઈ ગઈ છું !

વાસન્તી : (સ્વગત) અતિ દુઃખ અનુભવે છે, દેવ ! લાવ, ત્યારે બીજે સ્થળે એમનું મન દોરું. (પ્રકાશ) દેવ, આ ચિરપરિચિત જનસ્થાન ભાગોને નિહાળવાનું સન્માન આપો !

રામ : ભલે. (ઊઠીને પરિક્રમણ કરે છે)

સીતા : પ્રિયસખીનો વિનોદઉપાય, દુઃખને સંદીપ્ત જ કરશે, એમ માનું છું !

વાસન્તી : દેવ ! દેવ !

ઊભા આજ લતાગૃહે તમ હતા, ન્યાળંત એનો પથ,
એ હંસે બની કૌતુકી, ચિર કરી ગોદાવરીને તીરે,
આવંતાં તમને, દુણાયલ અતિ જોઈ, કીધી'તી, બીની,
એણે, મુગ્ધ સરોજ કુડ્મલ કરો જોડી, પ્રણામાંજલિ !

સીતા : દારુણ છું, વાસન્તી, દારુણ છું ! કે અમારાં હૃદયમાં ઊંડાં પેઠેલાં શલ્યને આમ વારંવાર હલમલાવીને, મને અને આર્યપુત્રને સંતાપું છું !

રામ : ઓ ચંડી જાનકી ! તું : અહીંતહીં દેખાઉં છું છતાં, કેમ અનુકંપા નથી કરતી ?

હા ! હા ! દેવી ! હૃદય તૂટતું ! છૂટતા દેહબંધો !
સૂનું જાણું જગ ! અવિરત જ્વાલમાં હો જ્વલું હું !
સિઝાતો આ વિધુર મુજ આતમા ડૂબે આંધી માંહ્ય !
વિશ્વચ્છાયો, સ્તિમિત કરતો, મોહ ! રે ! શું કરું હું !

[ મૂર્છિત થાય છે ]

સીતા : હા ધિક ! હા ધિક ! ફરીને આર્યપુત્ર મૂર્છાગત થઈ ગયા !

વાસન્તી : દેવ, શાંત થાઓ, શાંત થાઓ !

સીતા : આર્યપુત્ર, મને મન્દભાગિનીને ઉદ્દેશીને આપનું, સકલ જીવલોકને મંગલકારી જીવન, રહેશે કે નહિ રહે, એવી દારુણ અવસ્થામાં આવી પડે છે, એ ખરે જ, મને મારી નાંખે છે !

[ મૂર્છિત થાય છે ]

તમસા : વત્સે, શાંત થા, શાંત થા ! ફરી પણ તારો કરસ્પર્શ જ રામભદ્રને સજીવન કરી શકે તેમ છે !

વાસન્તી : અરે, કેમ હજી પણ જાગ્રત થતા નથી ?!

હા ! પ્રિય સખી સીતા; ક્યાં છું તું ? !
બચાવ તારા જીવિતેશ્વરને !

[ સીતા ગભરાતી પ્રવેશ કરી, હૃદયે તથા લલાટે સ્પર્શે છે ]

વાસન્તી : હાશ, પુનઃ સચેતન થયા રામભદ્ર !

રામ :

લીપંતો અમૃતભરેલ શું સુલેપે,
અંતરને બહિર શરીર કેરી ધાતુ
ઓચિંતો, છેક ફરી સ્પર્શ, છવ દેઈ,
આણે છે, સુખ અતિથી, અનેરી મૂર્છા !

( આનન્દથી આંખો મીંચીને ) સખી વાસન્તી ! સુભાગ્યવંતી છું !

વાસન્તી : દેવ, શી રીતે ?!

રામ : સખી, બીજું શું ?! પુનઃપ્રાપ્ત થઈ છે જાનકી !

વાસન્તી : અરે દેવ, રામભદ્ર, ક્યાં છે એ ?!

રામ : ( સ્પર્શસુખ દાખવીને ) જોને, આ સામે જ રહી !

વાસન્તી : અરે દેવ, કેમ આવાં મર્મચ્છિદ્ર દારુણ પ્રલાપોથી, પ્રિય સખીના દુઃખથી બળેલી મને મંદભાગિનીને બાળો છો ?!

સીતા : મારે આઘા જતા રહેવું છે. પણ આ મારો પ્રસ્વેદભીનો, ધ્રૂજતો હાથ, આર્યપુત્રના, ચિર સ્નેહભાવથી સૌમ્ય અને શીતળ સ્પર્શને લીધે, દીર્ઘ અને દારુણ છતાં ત્વરાથી મારા શોકસંતાપને હરી લેનાર, વજ્રલેપથી બંધાઈ ગયો હોય એમ અવશ બની ગયો છે !

રામ : સખી, કેમ પ્રલાપો કહું છું ?

ગ્રહ્યો'તો મેં પૂર્વે, પરિણયસમે, કંકણવીંટયો,
અભિશે જે શીળો, સુલભ અતિ સ્પર્શે પરિચિત,

સીતા : આર્યપુત્ર ! હતા એવા જ છો હવે તમે !

રામ :

ધર્યો છે એ તેનો, લલિત લવલી અંકુર સમો,
રૂડો હસ્તે પાણી, તુહિન કણશો મેં જ સુભગ ?

( પકડે છે. )

સીતા : હા ધિક્ ! ધિક્ ! આર્યપુત્રના સ્પર્શથી મોહિત થયેલી મેં ખરે, ભૂલ જ કરી !

રામ : સખી વાસન્તી, આનન્દથી મારી ઈંદ્રિયો જડ થઈ ગયેલી છે અને સંક્ષોભથી પરવશ થઈ ગયો છું, માટે તું એને ઝાલી રાખ !

વાસન્તી : અરે કષ્ટ ! આ તો ગાંડપણ જ !

[ સીતા ગભરાટથી પોતાનો હાથ ખેંચી લઈ, દૂર ચાલી જાય છે. ]

રામ : અરે ધિક્ ! આ તે કેવી બેદરકારી !

તમસા : ( સસ્મિત, સ્નેહથી આંસુ લાવી, આલિંગીને ) અયિ વત્સે! આ તો હું આત્મપ્રશંસા કરું છું!

સીતા : ( લજ્જાથી નીચું જોઈ, સ્વગત ) ભગવતી હસે છે મને!

વાસંતી : આમ ભેટ આપીને, મહાન ઉપકાર કર્યો છે તમે અમારી ઉપર! આપની કાર્યહાનિ ન થાય, એમ ભલે આપ પધારો!

સીતા : અત્યારે વાસન્તી મારી સામે વર્તે છે!

તમસા : વત્સે, ચાલ, જઈએ આપણે!

સીતા : ( કષ્ટથી ) એમ કરીએ ત્યારે!

તમસા : અથવા શી રીતે જવાશે? જ્યારે તારાં,

પ્રિયની પર ચોંટેલાં તૃષ્ણાએ દીર્ઘ ખેંચિયાં,
મર્મચ્છિદ પ્રયત્ને ય, ખેંચ્યાં ખેંચાય ચક્ષુ ના.

સીતા : નમો નમ : અપૂર્વ પુણ્યે જ દર્શન પામતાં, આર્યપુત્રનાં ચરણકમળને!

[ મૂર્છિત થાય છે ]

તમસા : વત્સે! શાંત થા, શાંત થા!

સીતા : ( આશ્વાસ પામી ) વાદળાંની પરંપરાઓમાંથી, પૂર્ણિમાના ચન્દ્રનું દર્શન તે કેટલું થાય?!

તમસા : અહો! શું સંયોજન?!

આ એક છે રસ કરુણ, નિમિત્તભેદે,
જુદાંજુદાં નવલ રૂપ વિભિન્ન ધારે,
આવર્ત, બુદ્બુદ તરંગ સમા વિકારો,
વારિ યથા, સલિલ, તોય, સમગ્ર એહ;

રામ : અયિ વિમાનરાજ! આમ, આમ!

[ બધાં ઊઠે છે )

તમસા અને વાસન્તી : ( બન્ને, સીતા અને રામને ઉદ્દેશીને )

અવનિ, અમરસિન્ધુ, ને અમો શાં અનેક,
સ્વકુલ પતિ મુનિ, જે આદ્ય છંદ પ્રયોક્તા,
શુચિ અરુંધતિ સાથી, ને, મહર્ષિ વસિષ્ઠ,
બહુ બહુ તમ સાધો, મંગલ શ્રેય રૂડું!

( સર્વ જાય છે )

છાયા નામનો ત્રીજો અંક સમાપ્ત

# કેરોલ, લુપેસ્કુ અને રુમાનિયા

વિજય મુ પાસુ

નાઝીવાદના પ્રચંડ જુવાળ સામે અણનમ ખડકની જેમ ઊભેલા રાજા કેરોલનું ચિત્ર આધુનિક ઇતિહાસમાં જેટલું અજોડ છે તેટલું જ રોમાંચક છે. પરંતુ રુમાનિયામાં તે જે સ્થાન ભોગવે છે તેના માટે કોઈને ઈર્ષા આવે તેમ નથી. એક બાજુ ઇંગ્લંડ તથા ફ્રાન્સ અને બીજી બાજુ જર્મનીનાં પ્રલોભન અને દબાણ વચ્ચે, તે તારના દોરડા ઉપર છત્રી લઈને સમતોલપણે ચાલતા કુશળ નટની જેમ તટસ્થ રહે છે. ઉપરની રુમાનિયાના નાઝીપક્ષ ( Gron Guards ) ની નાગી તરવાર તેના માથે લટકે છે. તેનો ટ્રાન્સીલવાનિયા પ્રાન્ત હંગરી ફરીથી પોતાના સીમાડામાં મેળવી લેવા ઝંખે છે. દક્ષિણ દોબ્રુજાનો ફળદ્રુપ પ્રદેશ તેની પાસેથી પાછો મેળવવાની આશા બલ્ગેરિયાએ હજી છોડી નથી. રશિયા પાસેથી તેણે ઝૂંટવી લીધેલા બેસારેબિયા પ્રાન્ત ઉપરથી શાન્તિને ખાતર રશિયાએ પોતાનો હક્ક જતો કર્યો છે, છતાં કેરોલને રશિયન સૈન્યનો વિશ્વાસ નથી. રુમાનિયાની અખૂટ તેલ અને ધાન્ય સમૃદ્ધિ ખરીદી લેવા જર્મની આતુર છે. પરંતુ જર્મનીની વેપારી પદ્ધતિમાં તેને વિશ્વાસ નથી. રુમાનિયા ઉપર આર્થિક અને છેવટે રાજકીય દબાણ લાવી કાળા સમુદ્રના કાંઠે પોતાના લશ્કરી કાફલા માટે મથક મેળવવા ઇચ્છતા નાઝી જર્મનીની મહત્ત્વાકાંક્ષાનો તેને ભરોસો નથી; અને આ બધી આફતથી ઇંગ્લંડ તેનું રક્ષણ કરશે અને કરી શકશે તેવી તેને ખાતરી નથી.

મગરૂર, મિથ્યાભિમાની અને મક્કમ મુખમુદ્રા ધરાવતો કેરોલ સરમુખત્યાર છે અને નથી. તેના પ્રધાનોને તેની પ્રણયપાત્રી યહૂદણ માદામ લુપેસ્કુ પસંદ કરે છે અને કેરોલ તેમને માન્ય રાખે છે. તે પછી એ પ્રધાનો ચૂંટણીમાં પ્રજા પાસેથી પોતાને મંજૂર રખાવે છે. એ પ્રધાનોની મદદથી કેરોલ રુમાનિયાના નાઝી પક્ષ સામે લડે છે. એ પક્ષ જેમને પોતાના દુશ્મન ગણી જેમની હસ્તી જોખમ અને રિવોલ્વરથી મિટાવી દેવા માગે છે તેઓમાં કેરોલની રખાત માદામ લુપેસ્કુનું સ્થાન પહેલું છે.

પુત્રને ગાદી ઉપરથી ખસેડીને તેની પાસેથી રાજગાદીનો 'વારસો' મેળવનાર રાજા યુરોપના ઇતિહાસમાં કદાચ કેરોલ એક જ હશે. અંગ્રેજ માતા અને જર્મન પિતાથી જુદા પડીને તે પોતાના બંધુ લેટિન રાજ્ય ફ્રાન્સના રાજા 'પ્રિયતમ' લુઈ (પંદરમા લુઈ)-નું સ્મરણ કરાવે છે, કારણકે પ્રેમના બહુ ખેડાયેલા પ્રદેશમાં તેણે રંગીલા લુઈની જેમ ઘણાં સાહસ ખેડ્યાં છે. ૧૯૧૮માં પાટવીકુમાર તરીકે જ્યારે તે માદામ ઝીઝી લામ-બ્રીનો જેવી આમવર્ગની સ્ત્રી સાથે પ્રેમમાં પડ્યો ત્યારે તેની (કેરોલની) મા ચોંકી ઊઠી. તેણે કેરોલને 'સુધારવા' ઘણા પ્રયાસ કર્યા, પરંતુ તેનું પરિણામ એ આવ્યું કે કેરોલે ઝીઝી સાથે લગ્ન કરી હેનોવર અને હોહેનઝોલર્ન રાજાઓને તો ઠીક પણ ફ્રાન્સના કુલીન રાજાઓને પણ ઝાંખા પાડી દીધા! રુમાનિયાની વડી અદાલતે ઠરાવ્યું કે રાજ-

ગાદીનો વારસ કેરોલ એવાં લગન ન કરી શકે, પરંતુ જિદ્દી કેરોલે ઝીઝીને જતી કરવાને બદલે રાજગાદી ઉપરથી પોતાનો હક્ક જતો કર્યો. કહો જોઈએ, કયા લુઈએ કઈ માદામ દ મોંતેસ્પાં કે માદામ પોમ્પાદૂર માટે આટલો 'આત્મભોગ' આપ્યો હતો!

ઝીઝીએ કેરોલને એક પુત્રની ભેટ આપી તેથી કે કેમ તે તો હું તમને નથી કહી શકતો, પણ કેરોલે ઝીઝીનો ત્યાગ કર્યો. કદાચ તેને પ્રેમપ્રદેશમાં નવાં સાહસ ખેડવાની ઝંખના થઈ હશે. જૂનું ભૂલી જવા અને નવું જોવા તે મુસાફરીએ ઊપડ્યો. સ્વીટ્ઝર્લૅંડમાં તે ગ્રીસની રાજકુમારી હેલનને મળ્યો અને ત્યાં જ તેની મુસાફરીનો અંત આવ્યો. હેલન સાથે તેણે લગ્ન કર્યાં. તેઓએ રુમાનિયાને રાજકુમાર માઈકલની ભેટ આપી. બુકારેસ્ટની રંગીલી પ્રજાએ જાણ્યું કે રુમાનિયાના રંગીલા પાટવી રાજકુમારની ચંચળવૃત્તિ હવે સ્થિર થઈ છે! પરંતુ મેં તમને નથી કહ્યું કે કેરોલને પ્રેમપ્રદેશના યાત્રી અથવા કહો કે સાહસખેડુ તરીકે જૂનું ભૂલી જવા અને નવું જોવાની વૃત્તિ રહ્યાં કરે છે? લગ્નજીવનનું બંધન તેને બોજારૂપ લાગ્યું. એવું એકધારું જીવન તેને કંટાળાભરેલું લાગ્યું. તેણે હેલનનો ત્યાગ કર્યો.

સીનાઈઆ રુમાનિયાની ગ્રીષ્મ રાજધાની છે. ૧૯૨૩માં કેરોલ તે રમ્ય પ્રદેશમાં શિકાર ખેલવા ગયો હતો ત્યાં તે એક લશ્કરી અફસરની યહૂદણ પત્ની માગ્દાને મળ્યો. મેં તમને નથી કહ્યું કે કેરોલ સૌંદર્ય અને બુદ્ધિનો પારેખ છે! પરંતુ કોણે કોનો શિકાર કર્યો તે હું નથી કહી શકતો. માગ્દાલુપેસ્કુએ પોતાના પતિને તલ્લાક આપી દીધી.

રખાતોની દુનિયામાં જેઓ ઇતિહાસને પાને ચડેલા છે તે રખાતોમાં માદામ લુપેસ્કુ સહેલાઈથી પહેલું સ્થાન લઈ જાય છે. તમે કદાચ પંદરમા લુઈની પ્રણયપાત્રીઓ માદામ પોમ્પાદૂર, માદામ દુ બારી અને શાતોરુની હકરાણીની મને યાદ આપશો, પરંતુ શું 'પ્રિયતમ' લુઈના પતન માટે તેઓ ઓછી જવાબદાર હતી? જો કેરોલની આવતી કાલ કરુણ નીવડે તો તેના માટે હું માગ્દા ઉપર દોષારોપણ નહિ કરું. એ તો દરેકને કબૂલ કરવું પડશે કે માગ્દા લુપેસ્કુ રુમાનિયાનું રાજતંત્ર જે રીતે ચલાવે છે તેમાં ડહાપણનો અભાવ નથી. હું તમને એટલી ખાતરી આપી શકું છું કે બુદ્ધિ અને વફાદારીમાં માગ્દા તેની દુનિયામાં એક અને અજોડ છે, અને સૌથી મહત્ત્વની વાત એ છે કે તેણે ઝીઝીની જેમ કેરોલને પુત્રની ભેટ આપીને મૂંઝવણમાં નથી નાખ્યો, જ્યારે ચૌદમા લુઈને તેની પ્રણયપાત્રી માદામ દ મોંતેસ્પાંએ સાત પુત્રોથી નવાજ્યો હતો!

જોન બ્રાટિયાનુ કેરોલનાં માતાપિતાનો કૃપાપાત્ર સલાહકાર હતો, અને તે કારણથી કેરોલ અને બ્રાટિયાનુ દુશ્મન હતાં. જ્યારે માગ્દાએ પોતાના ધણી પાસેથી છૂટાછેડા મેળવ્યા ત્યારે તે ચકચારનો લાભ લઈ ને બ્રાટિયાનુએ કેરોલના રાજગાદી ઉપરના હક્કમાંથી તેના 'છૂટાછેડા' કરાવ્યા. કેરોલ અને માગ્દા લુપેસ્કુએ દેશવટો લીધો.

જોર્દન ગુંપર જેમને લાંચિયા, લોભી અને વિલાસી માણસો તરીકે ઓળખાવે છે તેવા રુમાનિયાના રાજપુરુષોમાં જુલિયુ માનિયુનું સ્થાન અજોડ છે. ૧૯૨૭માં કેરોલના પિતા ફર્ડિનાન્ડનું અવસાન થયું અને કેરોલ તથા હેલનના ૭ વર્ષના પુત્ર માઇકલને રાજા તરીકે જાહેર કરવામાં આવ્યો, પરંતુ જુલિયુ માનિયુની માન્યતા એવી હતી કે કેરોલ એક

જ એવો પુરુષ છે જેના છત્ર નીચે સ્થાયી અને બળવાન સંસ્કારની સ્થાપના થઈ શકે. પરંતુ પેલી યહૂદણ નારી? સાધુચરિત જુલિયુની આંખમાં તે ખટકતી હતી. તેણે પોતાની યોજના આડે નહિ આવવા માગ્દા લુપેસ્કુને વિનંતિ કરી. તે વફાદાર સ્ત્રી કેરોલના હિત ખાતર તેના પ્રેમનો ત્યાગ કરવા તૈયાર થઈ. 'કેરોલને ગાદી મળે એટલે દેશના સુખ ખાતર હું સદા માટે અદૃશ્ય થઈશ અને મારી એક જ ઇચ્છા છે કે તે પછી મને કોઈ યાદ ન કરે!'

૧૯૩૦ના જૂનનો તે દિવસ મને યાદ છે કે જ્યારે કેરોલનું વિમાન અચાનક આકાશમાંથી ઊતર્યું અને કેરોલ બુખારેસ્ટમાં દાખલ થયો તે સમાચારે દુનિયાને તાજુબ કરી દીધી. જુલિયુ માનિયુએ બધી તૈયારી કરી રાખી હતી. બ્રેન બ્રાટિયાનુ ગુજરી ગયો હતો. તેના અનુયાયીઓને માનિયુએ દબાવી દીધા હતા. માનિયુના મિત્ર મેજર પ્રીકયે સૈન્ય પોતાના હાથમાં રાખ્યું હતું. પિતાએ પુત્ર પાસેથી ગાદી સંભાળી લીધી અને પોતાને રુમાનિયાના રાજા તરીકે જાહેર કર્યો.

વફાદાર માનિયુ એમ માનતો હતો કે ત્યક્તા હેલનને હવે કેરોલ પાછી બોલાવી લેશે, પરંતુ તેની એ આશા ન ફળી. માગ્દા વિના કેરોલને ચેન પડતું ન હતું. તેના વિના કેરોલને પોતાનું જીવન રસહીન લાગતું હતું. બે માસ કેરોલે અસ્વસ્થતામાં ગાળ્યા પછી એક દિવસ માનિયુને ખબર પડી કે માગ્દા કેરોલના મહેલમાં છે. 'રુમાનિયા ઉપર કેરોલનું શાસન હતું, પણ કેરોલ ઉપર માગ્દાનું શાસન હતું,' સાધુપુરુષ માનિયુએ પોતાના રાજાની યહૂદણ રખાત પાસેથી હુકમ લેવાની ના પાડી અને રાજીનામું આપ્યું. કૃતઘ્ની કેરોલે તેના રાજીનામાનો 'ખુશી સાથે સ્વીકાર' કરી તે સ્વામીભક્ત સેવકની સેવાનો બદલો આપ્યો!

અને મેજર પ્રીકયુ?

હિટલરની સત્તાના ઉદય સાથે રુમાનિયામાં નાઝી પક્ષે જોર કર્યું અને યહૂદી વિરોધી પ્રવૃત્તિએ ઉગ્ર સ્વરૂપ પકડ્યું. એક યહૂદી નારી રુમાનિયાના રાજા ઉપર રાજ્ય કરે તે વાત રુમાનિયન નાઝી પક્ષ કેમ સાંખી શકે? દેશમાં અરાજકતા વધવા લાગી. મેજર લાડીમીર પ્રીકમને લાગ્યું કે જો દેશમાં શાન્તિ સ્થાપવી હોય તો તે યહૂદી નારી જવી જોઈએ. તેણે તેને દૂર કરવા કાવતરું કર્યું, પણ તે કેદ પકડાયો, બરતરફ થયો અને તેને જેલના સળિયા પાછળ ધકેલી દેવામાં આવ્યો. માગ્દા લુપેસ્કુએ બે બળવાન વિરોધીઓને મહાત કર્યા.

જેણે કેરોલની કૃપા મેળવવી હોય તેણે તેની પ્રિયતમા માગ્દાની મીઠી નજર મેળવવી જોઈએ. જેણે પ્રધાનપદ ભોગવવું હોય તેણે માગ્દા લુપેસ્કુની સત્તા માન્ય રાખવી જોઈએ. પરંતુ તે યહૂદણની કૃપાની ભીખ માગનાર પ્રધાન ઉપર રુમાનિયાના નાઝી મંડળની ખફા ઊતર્યા વિના કેમ રહે? વડા પ્રધાન જોન ડુકાએ માનિયુ અને પ્રીકયનો દાખલો ધ્યાનમાં રાખીને લુપેસ્કુને રીઝવવાનું પસંદ કર્યું હતું, પરંતુ નાઝી ઉદ્દામવાદીઓએ તેનું ખૂન કરીને રુમાનિયાની એ શરમ ડુકાના લોહીથી ધોઈ નાખી. બહાદુર કેરોલ નાઝીઓના બોમ્બથી બચવા બીકનો માર્યો માગ્દા લુપેસ્કુની સોડમાં સંતાઈ રહ્યો! માગ્દા માટે અને પોતા માટે પ્રાણ આપનાર પ્રધાન પાછળ તે બે આંસુ ખેરવી પણ ન ગયો.

પૂર્વ યુરોપમાં હિટલરના પગપેસારા સાથે કેરોલની મૂંઝવણ વધતી જાય છે. રુમાનિયાના નાઝી પક્ષના નેતા કોડ્રીઆનુને ઠાર મારીને કેરોલે હિટલરની ખફા વહોરી લીધી છે. બુખારેસ્ટના રાજમાર્ગ ઉપર આવેલા પોતાના મહેલમાં તેને સલામતી જણાતી નથી, એટલે તે આસપાસનાં મકાનો તોડાવી નાખે છે. કેરોલ જાણે છે કે હિટલર ગમે ત્યારે રુમાનિયામાં નાઝી પક્ષ પાસેથી તેની સામે બળવો કરાવી શકશે. રુમાનિયામાં વસતી જર્મન પ્રજાના રક્ષણના નામે રુમાનિયા ઉપર હાથ નાખી શકશે, બલ્ગેરિયાને ડોબ્રુજા મેળવવા ઉશ્કેરી શકશે, ટ્રાન્સીલવાનિયા પાછું મેળવવામાં હંગરીને ટેકો આપી શકશે અને યુક્રાઇનનું નવું રાજ્ય સ્થાપવાની યોજના અમલમાં મૂકી શકશે; તેથી જ કેરોલે તાજેતરમાં બની શકે તેટલા મક્કમ રહીને પણ હિટલરની વેપારી માગણીઓ ઘણેખરે અંશે મંજુર રાખી છે.

કેરોલ રુમાનિયાના સ્વાતંત્ર્યને અનુરૂપ રહીને જર્મનીને ખુશી રાખવા માગે છે. તે રુમાનિયાનાં તેલ અને અનાજ વેચવા માગે છે, જર્મની તે ખરીદવા માગે છે, પરંતુ તે જર્મનીના આર્થિક દબાણ નીચે આવવા માગતો નથી. જર્મની તેના સામે એક અઘરા કોયડા સમાન છે. તેના પિતા અને પિતામહ સામે પણ એ જ કોયડો હતો. કેરોલ બ્રિટન અને ફ્રાન્સની કફોડી સ્થિતિ સમજે છે. તેમની મદદ ઉપર તે મદાર બાંધી શકે તેમ નથી; વળી જર્મનીના અજેય લશ્કરી બળને પણ તે જાણે છે. ૧૯૧૮માં હિન્ડનબર્ગ અને ફેલ્ડનહેઈન જર્મન સૈન્ય સાથે અજેય કાર્પેથિયન પહાડોને વીંધીને રુમાનિયા ઉપર ફરી વળ્યા હતા તે વાત કેરોલ કદી ભૂલી શકશે ખરો ?

આમ આ આંતરિક અને આંતરરાષ્ટ્રીય રાજકારણની ચિંતા, ઉપાધિ અને દોડધામમાં કેરોલની દશા જરાય ઈર્ષાજનક નથી. માગ્દા લુપેસ્કુ તેને દરેક બાબતની સલાહ આપે છે. છતાં એ આ હોદ્દા વિનાની પ્રધાન પ્રિયતમાની સાથે રહી શકતો નથી, કારણ કે તેને નાઝી પક્ષની બીક લાગે છે. માગ્દા લુપેસ્કુની મંજૂરી વિના રુમાનિયાના રાજકારભારમાં કંઈ થઈ શકતું નથી. તે પોતાના માણસોનું મોટું મંડળ ધરાવે છે. આધેડ વયની માગ્દા હવે દિવસે દિવસે ચરબી વધારતી જાય છે, પરંતુ તેની બુદ્ધિ તીવ્ર છે. પ્રેમવીર કેરોલની ચંચળવૃત્તિ હવે સ્થિર થઈ છે કે કેમ તે તો હું નથી કહી શકતો, પરંતુ ઉદ્દામમતના નાઝીઓની રિવોલ્વર તો હજી માગ્દાનું માથું શોધે છે.

રુમાનિયાની આવતી કાલ ? તે કોણ કહી શકે ? તેના તેલના કૂવા તરબોળ છે. તેનાં ધાન્યનાં ખેતરો ભરચક છે. હિટલર તેના સીમાડાની વધુ ને વધુ પાસે આવે છે. કોડ્રિયાનુનો પ્રેતાત્મા કેરોલ અને લુપેસ્કુ વચ્ચે ભટકે છે; રુમાનિયામાં હિટલરનું દારૂખાનું તૈયાર છે : રુમાનિયન નાઝી અને જર્મન સોકો; હિટલર તેની વાટ ક્યારે સળગાવશે તે કોણ કહી શકે ? જેવું કેરોલનું જીવન રોમાંચક છે તેવી જ રુમાનિયાની આવતી કાલ રોમાંચક હશે.

અને માગ્દા લુપેસ્કુ ? કોને ખબર છે કે કેરોલની એ પ્રણયપાત્રીનું સ્થાન બાલ્કનના આવતી કાલના ઇતિહાસમાં શું હશે ?

# અટારીએથી

ગજાનન વિ. પાઠક

અમારી સુશોભિત અટારીવાળું ઘર રાજમાર્ગ પર પડતું હતું. એ માર્ગ વધારે પહોળો કરવા માટે મ્યુનિસિપાલિટીએ અમારું ઘર લઈ લીધું—અમે તેનું યોગ્ય વળતર ઘણી મહેનત કરી ત્યારે મેળવી શક્યા; એ વળતરમાંથી અમે નદીપાર એક ઘર બંધાવી દીધું છે. અને હવે અમે ત્યાં જ રહીએ છીએ. મારા આ નવા મકાનને હું તો ઘર જ કહું છું 'બંગલો' નથી કહેતો. ખુદ વાઈસરૉયને રહેવા માટેના મકાનને 'વાયસરૉયઝ હાઉસ' કહેવાય છે તો હું મારા મકાનને ઘર કેમ ન કહું? રહેઠાણ માટે બંગલો શબ્દ કોણ જાણે ક્યારથી અને કેમ આપણે વાપરીએ છીએ એ મને સમજાતું નથી.

આ અમારા નવા મકાનને પણ મેં અટારી તો કરી જ છે પણ આ અટારીમાંથી શહેરનાં દશ્યો જોવા મળતાં નથી. શહેરમાં જે જીવંત વહી રહેતાં દશ્યો—જેને જોવામાં કલાકોના કલાકો ચાલ્યા જાય તે દશ્યો અહીં નથી. અહીં વરઘોડા જોવા ન મળે—અહીં શુક્રવારની ઊંચીની લંગરો જોવા મળતી નથી. અત્રેના ધનિકો આ તરફ બંગલા બાંધે છે તેમને પાછાં ગામનાં ઘરો છે તેનો મોહ તેમને છૂટશે નથી. એમના શુભ પ્રસંગો કે અશુભ પ્રસંગો ગામના ઘરે થાય. આ ઘરો તો ભાડાં ખાવાને કે કોઈ વાર હવા ખાવા માટે હોય છે. તેમજ બહારગામથી આવી વસેલા લોકો પોતાના શુભાશુભ પ્રસંગો પોતાને દેશ ઊજવે છે એટલે અમારી અટારીમાંથી આવા પ્રસંગો તો જોવાના જ નહિ. તેમાં બીજાં કુદરતી દશ્યો અમદાવાદમાં નથી. નથી પર્વતો કે ડુંગરાઓ—નદી સાબરમતિ છે પણ તે ચૌધરેહાલ અવસ્થા ભોગવે છે. આ તરફની સૃષ્ટિમાં માત્ર ઝાડનાં ઝુંડો છે. આખું અમદાવાદ ઝાડનાં ઝુંડોમાં જાણે કે ડૂબી ગયેલું છે. પણ સોસાઇટીઓમાં તો ઝાડનાં ઝુંડો પણ નથી. તેમાં વળી સોસાયટીમાં બરાબર રસ્તા પર મકાન કરવાની મનાઈ છે. તમારા કૉમ્પાઉન્ડથી ૨૦–૨૫ ફૂટ જગા છોડીને મકાન કરી શકો ને તેમાં તમે અટારી કરી શકો. પછી એ અટારીમાંથી તમે રસ્તો પણ પૂરો જોઈ ન શકો. સામે નજર કરો તો સામેનાં મકાનો જોવાય. રસ્તા તો નિર્જન જ દેખાય. તમારે જોવાનું રહે ઊંચે આકાશ ને નીચે ધરતી. હા—દૂરથી શહેરનો ધુમાડો દેખો ખરા. આ દશ્યોનાં કંટાળામાં કોઈ વાર ધોળકાની જતી આવતી ગાડી કે વાંદરાંઓનાં ટોળાં તમને જાગૃત કરે ખરાં. અટારીમાંથી આ બાહ્ય જગત તરફની દૃષ્ટિમાં બહુ આહ્લાદકારક ચીજો ન મળે ત્યારે તમારે આંતરદૃષ્ટિ કરવાની રહી. તમારે તમારા જ કમ્પાઉન્ડમાં અટારીમાંથી નીચે નજર પડતાં સુંદર દેખાય તેવો બગીચો કરવો. તમારી અટારીમાંથી તમે તેના બગીચાનો birds eye view બહુ સારો ભોગવી શકશો.

* * *

એક વાર ગરબાના દિવસોમાં મને ગરબાઓનું નિમંત્રણ મળ્યું હતું ત્યારે એ નિમંત્રણ માટે ગોઠવાયેલા ગરબા સાંભળવા ગયો હતો. આ ગોઠવાયેલા ગરબાઓની

બધી સામગ્રી, તેનાં ગીતો, તેનો ઢાળ વગેરે સર્વ જાણે કૃત્રિમ લાગ્યું ને તેમાં પણ બંગાળી રાગમાં ગૂજરાતી ગરબાઓ ગાવાવા લાગ્યા ત્યારે ગરબા ગાનારાઓની બે તાળીઓ વાગે અને ઝોલું આવી જતું હતું. તેવી એક બુલંદ તાલી સાથે હું જાગૃત થઈ, નાસીપાસ થઈ, બીજા ગરબામાં ગયો, ત્યાં મને કોઈએ કહ્યું મિસ્ટર...ચકલે બહુ સારા ગરબા થાય છે, ત્યાં તમને ગમશે, ત્યાં હારમોનિયમ તબલાં સાથે ગાય છે અને એક નાટકનો અકટર ગવરાવે છે. હું ત્યાં ગયો તો સ્વ. ડાહ્યાભાઈ ધોળશાજીનો ગરબો એ એકટરે ગવરાવતો હતો. દૂરથી જ એ ગરબાનો અવાજ સાંભળી આપણે તો ત્યાંથી નાસીને ઘેર આવ્યા. બધાં જંપી ગયાં હતાં અંદર જઈ જરા સૂતો. ત્યાં પાસેના ગામડામાંથી શાંત વાતાવરણમાંથી કોમળ પણ બુલંદ સ્વરોએ મને જગાડ્યો. નિદ્રા નહિ આવતાં હું ઊઠ્યો. કોઈને પણ જગાડ્યા વિના ઘરને બહારથી તાળું લગાવી એ સ્વરો તરફ નિમંત્રણ વિના જ ચાલ્યો. ગામડામાં પેસતાં કૂતરાંઓનાં સ્વાગતો સ્વીકારતો સ્વીકારતો ગરબાવાળી જગાએ આવ્યો. ત્યાં લગભગ પચીસેક બૈરાંઓ વચ્ચેની દિવેલની દીવાબાળી મોટી ગરબી આસપાસ રમઝટ બોલાવી રહ્યાં હતાં. માણસોની ઠઠ જામી હતી. કેટલાક ખાટલા પર, કેટલાક ઓટા પર, કેટલાંક આસપાસનાં ગાડાં પર કેટલાંક આજુબાજુનાં ઝાડવાં પર, અને કેટલાક છાપરે એમ બધો શ્રોતાજન ગોઠવાયેલાં હતાં. મારા જેવાથી આ ઠઠમાં માર્ગ કરી શકાય તેમ નહોતું. મારે માત્ર ગરબી સાંભળવી નહોતી, સાંભળત તો ઘેર પથારીમાં પડ્યાં પડ્યાં, પણ મારે તો ગરબી જોવી પણ હતી; એટલે મેં પણ કોઈ ઝાડ પર કે છાપરા પર બેસવા વિચાર કર્યો. ફરતે બધે નજર કરી. એક તરફ ખાતરોના ઢગલા હતા, બીજી તરફ છાણાં થપાયેલાં પડ્યાં હતાં. ત્રીજી તરફ ગાયો, ભેંસો વાગોળતી બેઠી હતી, પણ તેમનાં કાન ગરબા તરફ જ હતા. ત્યાં દૂર એક નીચું ઘર જોયું જેના પડદાના છાપરા પર કોઈ બેઠું નહોતું, ત્યાં જઈ બેસવા વિચાર કર્યો. ત્યાં ગયો. છાપરાની પછીતે એક ગાડું ઊભું કરેલું પડ્યું હતું તેના પર ચડી તેના ધૂંસરાં પર થઈને પતરાના છાપરા પર ચડી ગયો. પતરાં પર છાણાં થાપેલાં હતાં તેમાં માર્ગ કરી આપણે આસન જમાવી બેઠા. ગરબા ઉત્તરોત્તર એક પછી એક એમ ગવાતા જ ચાલ્યા. કોઈમાં નૃત્યપ્રયોગો પણ થયા. કોઈમાં થાળી, કોઈમાં ગાગર તો કોઈમાં દાંડિયા રાસ ઝિલાયો. આ રસમાં ગાનાર, જોનાર અને સાંભળનાર સર્વ કોઈ એવું રસતરબોળ થઈ ગયું કે જ્યારે પરોઢના ત્રણ ચાર વાગવા આવ્યા હશે અને ઢોરોએ બીજા દિવસની દિનચર્યા શરૂ કરી ત્યારે ગરબા ધીમેધીમે શાંત પડવા માંડ્યા. સૌથી પહેલાં ઢોરો જાગૃત થયાં. કેટલાંક બરાડવા માંડ્યાં. ગાયો દીદીરવા લાગી, અને પોતાનાં બચ્ચાંઓના મિલન માટે અધીરી થવા લાગી ત્યારે રબારીઓ લાકડીઓ ખખડાવવા માંડ્યા. ક્યાંક ક્યાંક સાવરણા ફરવા લાગ્યા. કેટલાક પોતાનાં એક બીજાંને બાથ ભરીને સૂતેલાં છોકરાંઓને ઉઠાડવાં માંડ્યા. દિનચર્યાની પ્રવૃત્તિ શરૂ થઈ, હું પણ પ્રવૃત્ત થઈ ઊઠ્યો, પણ જ્યાં જોઉં છું ત્યાં ચડતી વખતે ખપ લાગેલું ગાડું નહિ, એ પણ પ્રવૃત્ત થઈ ગયું!! એટલે ઠેકડો મારી નીચે ઊતરી ચાલ્યો. મનમાં વિચારતો જ રહ્યો કે શું આ લોકોનું જીવન છે!! ખરૂં જીવન એમનું કે આપણું!! ઘેર આવી ચુપચુપ કોઈને ઉઠાડ્યા વિના જ સૂઈ ગયો અને બૈરીએ "હવે ચાહ થઈ ગઈ છે હો" કહ્યાની સાથે સફાળો ઊઠ્યો!!

આવા જ એક પ્રસંગે હું એક જણની અગાસી પર જઈ ચઢેલો ત્યારે પણ ઉપર ચઢવાની વખતનું સાધન ઊતરતી વખતે નહોતું તેમ ટેકડો મરાય તેમ પણ નહોતું. એટલે અમે "જેંટલમેન્લી" ગૃહસ્થાઈથી બે અગાશીને લાગેલા ચોકમાંના દાદર પરથી ઊતરવા લાગ્યા, ત્યાં ઘરમાંનાં બૈરાંઓએ મને ચોર સમજી બૂમાબૂમ કરવા માંડી. પણ મેં દાદર નીચે ચોકમાં આવી ચોકનું બારણું ઉઘડાવવા ઠોક્યું. ત્યારે અંદરના પુરુષે સ્ત્રીઓને શાંત પાડી, બારણું ઉઘાડ્યું. ઉઘાડતાંની સાથે તેણે મને કહ્યું કે "શાબ, આપ ક્યાંથી?" મેં મારી ફસામણની બધી વાત કરી, ત્યારે તેણે કહ્યું કે "આપે અમને રાતે જ કહ્યું હોત તો અમે આપને બહુ સારી જગાએ બેસાડત." પણ મેં કહ્યું કે "આ ઘર તો બંધ હતું, તમે પણ બધાં ઘરમાં જ ગયાં હશો." ત્યારે કહે, "હા એમ જ હતું પણ શાબ તો એમને દિવસે કહેવરાવવું હતું ને! તો હું સારી રૂપાળી ખાટલી ને ગોદડી ઢાળી આપત." મેં કહ્યું કે "પણ હું એમ કોઈની ઓળખાણ વિના શી રીતે કહેવરાવું?" તો કહે: કેમ શાબ આપ મને સ્પષ્ટ નથી ઓળખતા? હું તો આપની મીલના શાળખાતામાં કામ કરતો એ 'શનીયો'!! મને તો મિલ ન ફાવી તે પાછો અમારા ઢોરનો જ ધંધો કરું છું. શાબ હવે એમ ને એમ તો નહિ જવા દઉં. હવે હવાર પડવા આવ્યું છે ને ઢોરાં હમણાં જ દોહ્યાં છે તે તાજું દૂધ પીને જ જાઓ. એનું સ્વાગત સ્વીકારી હું ઘેર આવ્યો. ફરી પાછો 'ચા થઈ ગઈ છે'નો અવાજ સાંભળી ઊઠ્યો પણ ત્યારે ગત સંસ્કારથી ચાને બદલે દૂધ જ માંગ્યું.

---

# આજે નેત્રે સ્મિત ઝલક છે

ऋतुर्नां कुसुमाकरः

[મન્દાક્રાન્તા]

આજે નેત્રે સ્મિત ઝલક છે સૌમ્ય કલ્યાણકારી,
આનન્દાશ્રુ થકી ભીની બની નેત્રની આ કિનારી.
આજે મારે વદન ફૂટતા હાસ્યના શા ફૂવારા,
આજે જાણે પ્રિય ! ઝળહળે નેત્રના બેય તારા........(૧)

કોઇ વેળા રુદન રમતું કારમું એક આંખે,
તે વેળાએ મથું છું હસવા ધૈર્યથી બીજી આંખે,
સુકાયે ના નયન જળ ત્યાં હાસ્ય હોઠે સ્ફૂરે છે,
હાસ્યોમાંથી રુદન પલટા કો દી થાતા ઉરે રે........(૨)

હોઠે જ્યારે અમૃત રસની વાડકી હું ધરું છું,
કો દિ ત્યારે ગરલ ઘૂંટડા અમૃતે એ ભરું છું.
વીણું પેલી – ધરી મધુરવી – કિસ્મતે ફૂલછાબ,
કાંટાળાં ત્યાં હૃદય વીંધતાં મોહ કેરાં ગુલાબ........(૩)

આજે ઊગ્યું સુભગ નવલું રંગભીનું પ્રભાત,
આનન્દે આ નવ અવર કો શોકની શ્યામ રાત,
આંખો આજે નવલ લસતી રંગભીની રસીલી,
વિશ્વો કેરી લહરી રહ્યું છે ઉર આ આજ ઝીલી........(૪)

હૈયે આજે અનિલ લહરી શું વસન્તશ્રી ઢાળે,
પ્રેમાત્માની શુચિ મધુલતા સ્પર્શ ફૂંબે વીંઝોળે.
આજે રંગી જલદ ધનુની સુપ્રભાએ શું આશા,
આજે હોઠે સુરગણ તણી કો ફિરસ્તાઈ ભાષા ! !........(૫)

આજે ઊગ્યાં યુગયુગ તણાં કર્મનાં પુણ્યપર્વ,
આજે માથું અણુનમ રહ્યું નાથને ઓથ ગર્વ,
આજે મોઢે પ્રભુજી શું ધરે આ સુધાનો કટોરો
આજે આત્મા શુચિ વિબુધને ગર્વિલો પુણ્ય-ગોરો......(૬)

વ્હાલાં ઝીલો મુજ વદનનાં તો મીઠાં ચારુ-હાસ્ય
વ્હાલાં નતોં સહુ જીવનને પ્રેમીલાં રમ્ય લાસ્ય,
વ્હાલાં વીણો સ્મિત કુસુમ શાં આજ હૈયે ગરે છે.
વ્હાલાં મ્હાલો કિલકિલ ઉરે આજ શો નિર્ઝરે તે........(૭)

ચેપી મારાં મૃદુ ઉર તણાં આ બનો મંદ હાસ્ય,
ચેપી મારા ઉર ઉર તણા આ બનો સુપ્રકાશ.
વ્હાલાં ઝીલો મુજ ઉર તણાં આજ આ પુણ્યજ્યોતિ,
એ જ્યોતિની સ્મિત ઝલક હો સર્વને ઉર ન્હોતી........(૮)

## શબ્દચર્ચા

ચતુરભાઈ પુરુષોત્તમદાસ મેઢ્ન

### (૧) "સંપેટવું ને સમેટવું"

"પ્રસ્થાન"ના અષાઢ ૧૯૯૩ના અંકમાં શ્રીયુત ગૌરીપ્રસાદ ઝાલાએ (પ્રથમ તેજ વર્ષના માગશરના 'પ્રસ્થાન'ના અંકથી પોતે જ શરૂ કરેલી પોતાની તેમજ શ્રીયુત બક્ષીની ચર્ચા ઉપરથી) ઉપરના મથાળાના મારા લેખનો (મહા, ૧૯૯૩) શ્રીયુત બક્ષીને તેમજ મને ઉત્તર આપ્યો છે. તેમાં તે જણાવે છે કે "જોકે મેં આ વ્યુત્પત્તિનો ઉલ્લેખ તર્કરૂપે જ કર્યો હતો અને કરું છું; છતાં રા. બક્ષી એ તર્કના ખંડન માટે જે આધારોનો ઉપન્યાસ કરે છે તે આધારોનું સામર્થ્ય તપાસી જોવા જેવું છે એમ મને લાગે છે." આવી જાતની વૃત્તિથી ને કેવળ તર્ક કરવાથી મૂળ ચર્ચા મારી જાય છે. એમાં કાંઈ વિશેષ પ્રકાશ પડતો નથી. આપણે તો ખીલે બંધાઈને લખવું જોઈએ-છટકવાની બારી ન રાખવી જોઈએ. ચર્ચાને શરૂ કરનાર વ્યક્તિ ઘણુંખરું જિજ્ઞાસુ હોય છે. આ ખેલ હારજીતનો ન હોય. આટલી જ સૂચના કરી વિશેષ પ્રકાશ પડે તે હેતુથી લખું છું.

સં. संवेष्ट् ધાતુને મથાળાના બન્ને ધાતુના મૂળ તરીકે કાયમ રાખી वेष्ट्, संवेष्ट् ધાતુનાં પ્રાકૃત વ્યાકરણમાં નોંધેલાં કે સંભવિત રૂપ જણાવી संवेष्ट ઉપરથી संवेढ થાય કે કેમ તે જણાવીશ.

(૧) वेष्टते ઉપરથી वेढइ (સિ. હે. ૮–૪–૨૨૧)

(૨) संवेष्टते ઉપરથી संवेल्लइ „ ૮–૪–૨૨૨)
उद्वेष्टते ઉપરથી उव्वेल्लइ કે उव्वेढइ ( સિ. હે. ૮–૪–૨૨૩)

(૩) संवेष्टते ઉપરથી संवेढइ (સંભવિત રૂપ)
(સિ. હે. ૮–૨–૩૪ સૂત્ર ઉપર વાર્તિકમાં જણાવ્યા પ્રમાણે ष्ट નો ढ બને તે તદ્દન સંભવિત છે." उष्ट्रादि वर्जिते ष्टस्य ठो भवति" આમાં એકંદર આવેલા ત્રણ શબ્દોનો (उष्ट्र–उट्ट, इष्टा–इट्टा, संदष्ट—संदट्ट) સમાવેશ કર્યો છે; પણ વિસ્ટ્ટ ઉપરથી वि ઉપસર્ગનો લોપ થઈ બનતું ઘુટ્ટ અપભ્રંશમાં વપરાયું છે, તેમજ वेष्ट ઉપરથી वेढ થયા સિવાય 'વીંટો' શબ્દ બને નહિ.

(૪) સૂત્ર ૮—૨—૩૪માં જણાવ્યા પ્રમાણે ઉપરના ત્રણ શબ્દોના અપવાદ સિવાય અન્યત્ર ष्ट નો ठ બને છે. આ વિકાર ઘણો પ્રચલિત ગણાય.

(૧) 'वेढ' રૂપ પરથી ગુજરાતીમાં સોનાનો 'વેઢ' થયો છે.

(૨) 'वेल्ल' રૂપ પરથી 'કાનના' વેલ્લા શબ્દ થયો છે.

(૩) 'वेट्ट' રૂપ પરથી વીંટી, વીંટવું, વીંટો, વીંટલા; उट्ट ઊંટ, * इट्टा–ઈંટ, छुट्ट છૂટ, વગેરે શબ્દો બન્યા છે.

(૪) ઘણો પ્રચલિતઃ બેઠો, નાઠો, પેઠો, દીઠો, વગેરે. (ष्ट નો ट्ठ બની.)

ઉપર પ્રમાણે ष्ट ના ढ, ट्ट, ને ल्ल એમ ત્રણ વિકાર જૂજ પ્રમાણમાં ને વધુ પ્રમાણમાં ट्ट થાય છે. જેમ (૩)માં બતાવેલા શબ્દો માટે ष्ट નો ट्ट થયો તેમ संवेष्ट् ધાતુમાં ન જ બન્યું હોય એનો ખાસ આધાર નથી. માટે જ વ્યાકરણમાં નોંધાયેલા संवेल्ल રૂપના બોલીમાં પ્રચલિત પુરોગામી રૂપ તરીકે (संवेष्ट्–संवेट्ट–संवेड्ड–संवेल्ल) संवेट्ट રૂપને સ્વીકારી તે ઉપરથી મૂળ લેખમાં (મહા ૧૯૯૩) દર્શાવ્યા પ્રમાણે 'સંપેટવું' ને 'સમેટવું' બન્ને ધાતુઓની વ્યુત્પત્તિ સાધું છું.

## (૨) मेघवाह—મેશ્વો (નદી)

"**પ્રસ્થાન**"ના કારતક ૧૯૯૫ના અંકમાં મુ. નરસિંહભાઈ શુદ્ધ ગ્રામીણ શબ્દોને નાગર ભાષામાં વિશેષ બગાડ્યાનો આક્ષેપ કરે છે. તે **સિદ્ધાંતને** કાયમ રાખી માત્ર અહીંતહીં **વિગતોની** જ ચર્ચા કરવી ઉચિત લાગે છે.

૧. ख. 'मेघवहन' ઉપરથી 'મેહવો' ને પછી નાગર ભાષામાં 'હ'નો 'સ' કરી 'મેશ્વો' સાધવા કરતાં मेघवाहः શબ્દ ઉપરથી 'મેશ્વો' શબ્દને વ્યુત્પન્ન કરવો વધારે સરળ ને સ્વભાવિક લાગે છે. તે નદીને કાંઠો ચરતાં કે નદી ઊતરતાં અનેક વાર ઘેટાં તણાયાને લીધે એ મૂળ શબ્દનો પ્રચાર થયો હોવો જોઈએ, આ વ્યુત્પત્તિ ખરી હોય તો मेसवाहो—मेसवाउ—मैसवो–મેશ્વો ઉપરથી 'મેહવો' શબ્દ થયો; એટલે નાગરજનોને આ શબ્દને બગાડવાના દોષમાંથી મુક્ત કરવા જોઈએ.

૨. क. चपट–चपेट–चर्पट શબ્દોનો અર્થ ધોલ–મારવાની કે ઉગામવાની થાય છે. એટલે चिपट સંસ્કૃત શબ્દ ઉપરથી 'ચેવડો' સાધવો રહ્યો. હિંદી 'चिवका પણ 'चिपट'ને વિશેષ મળતો છે. મુદ્દા તરફ વળતાં નાગરભાષામાં બોલાતો 'કેવડો' 'ચેવડા' ઉપરથી બગડ્યો અને તે વળી શુદ્ધ બનાવવાની દાનતથી–એમ કહેવા કરતાં केतक ઉપરથી બનતા 'કેવડો' ને चपट ઉપરથી બનતા 'ચેવડો' બન્ને શબ્દોનો વિવેક ન જળવાયાથી આમ બન્યું હોય, એ વિશેષ સંભવિત લાગે છે. સરખાવોઃ 'મગજ' ને 'મગસ'.

૩. क. विष्फिष्ट ઉપરથી 'વછૂટું' ને બગડેલા 'વખૂટું'–વિખૂટ'' ને વ્યુત્પન્ન કરવા કરતાં विच्छ्ट ઉપરથી 'છૂટું' ને 'વછૂટું' બન્નેને વ્યુત્પન્ન કરવા મને વધારે ઉચિત લાગે છે. આમ કરવામાં બન્ને શબ્દોમાં આવેલા 'ઊ' નું સમાધાન સહજ થાય છે. 'છ' નો 'ખ' થાય, એ સ્વાભાવિક નથી લાગતું? એક શંકાસ્પદ ઉદાહરણ આપું તો દે. विच्छोह ઉપરથી ગુ. 'વખો' બને છે.

* આપ્ટેના સં૰ કોષમાં इष्टा શબ્દ આવેલો નથી; इष्टका ઈંટ માટે આપ્યો છે. यज्—इष्ट ઉપરથી બહુધા યજ્ઞમાં વપરાતી ઈંટો, માટે इष्टक—इष्टका इष्टिका શબ્દો પ્રચલિત થયા લાગે છે.

૪. ક. यष्टि ઉપરથી 'જેડી' ને બગડેલો 'ગેડી' શબ્દ વ્યુત્પન્ન કરવો મને ઉચિત લાગતો નથી. 'ગેડીદડો' એમ 'ગેડી' ને 'દડા' ના સાહચર્યને લીધે कन्दुक ઉપરથી બનતા ગેંદુઅ (સિ. હે. ૮-૧-૫૭, ૧૮૨)માંથી અર્થપરિવર્તનને લીધે कन्दुकदण्डौ ઉપરથી 'ગેડીદડો' વ્યુત્પન્ન થયેલો મને લાગે છે.

૫. ગ. नयशाला ઉપરથી 'નેશાળ' ને બગડેલો 'નિશાળ' શબ્દ વ્યુત્પન્ન કરવો સરળ પડે છે ખરો, પણ તે શબ્દને માટે વપરાયેલા જૂના પ્રયોગોનો વિચાર કરવો પડે. સદ્દગત ધ્રુવસાહેબ પણ 'ભાલણ કૃત કાદંબરી' પૂર્વભાગ-બીજી આવૃતિ પૃ. ૨૨૭માં જણાવે છે કે "નેસાલી-સં. नयशाला સ્ત્રી પ્રત્યય ई વધારાપડતો છે. સરખાવો વિનય-મંદિર. કેટલાક વિદ્વાન लेखशाला ઉપરથી એ શબ્દને ઊપજાવે છે. પરંતુ નય, વિનય કિંવા કેળવણીનો માત્ર લેખનમાં સમાસ થઈ જતો નથી." તેથી ઊલટું સદ્દગત નરસિંહરાવભાઈ 'નિશાળ' શબ્દને लेखशाला ઉપરથી વ્યુત્પન્ન કરે છે. (G. L. Lil. Vol I. PP. 456) જે શબ્દોને માટે ઐતિહાસિક પુરાવો મળે છે ત્યાં જે તે શબ્દના મળી આવતા પ્રયોગો આધારે વ્યુત્પત્તિ સાધવી મને ઇષ્ટ લાગે છે: 'इति-श्री विमलप्रबन्धे नवखंडे लेषशालाप्करण (૪ થો ખંડ) આમ ૨૫૫૨ મળી આવતા શબ્દ ઉપરથી વ્યુત્પત્તિ દોષરહિત ગણાય. અલબત્ત 'નેશાળ' ઉપરથી 'નિશાળ' થયો છે; પરંતુ તેમાં કેવળ શુદ્ધ બનાવવાના હેતુ ઉપરાંત સ્વરભાર પણ જવાબદાર છે. વળી लेखशालाप्रकरणकं ઉપરથી 'નિશા પ્રગરણું' શબ્દ બન્યો છે.



# રંગદ્વેષ ને માનવપ્રેમ

મૂળ લેખક : સર સર્વપલ્લી રાધાકૃષ્ણ
અનુવાદક : રા મ ભા ઇ પ ટે લ

ઉત્તર આફ્રિકા ખાતે પોતાની રજાનાં ત્રણ અઠવાડિયાં ગાળવા ગયેલ અને ત્યાંના હિંદી એજન્ટ જનરલ સર રામરાવના અંગત મહેમાન થનાર સર રાધાકૃષ્ણે ડરબન બ્રોડકાસ્ટિંગ સ્ટેશનથી એક અત્યંત મનનીય વ્યાખ્યાન બ્રોડકાસ્ટ કર્યું હતું. દુનિયાંની વર્તમાન અથડામણું અને રાષ્ટ્રોની ઉન્માદી વલણુ વર્તમાન સંસ્કૃતિને કયા ખાડામાં નાખશે ને માનવના સુખદ ભાવિનું કેવું સત્યાનાશ વાળશે એ વિષે એમણે વેદનાપૂર્ણ વાતો કહી હતી. વ્યાખ્યાનની શરૂઆત એમણે જગદ્વ્યાપી માનવઉન્માદના તોફાન કેન્દ્રરૂપ યુરોપની અવસાદભરી ખતરનાકીને રસ્તે લઈ જતી પરિસ્થિતિનું બયાન આપવાથી કરી. એમણે જણાવ્યું કેઃ—

"જેટલો સમય હું અહીં રહ્યો એ બધા વખત દરમિયાન યુરોપિયન પરિસ્થિતિ અતિ ચિંતાભરી ને સખત તાણુતાણીવાળી રહી છે. કોઈ પણુ બુદ્ધિમાન એશિયાવાસી, જે મહાન પ્રજાઓ આજે યુરોપની ભોમ ઉપર વસવાટ કરે છે એમની પ્રશસ્તિ ગાયા વિના કે એમના પ્રત્યે બહુમાન બતાવ્યા વિના રહી શકે. એમની ઉમદા ને ભવ્ય સિદ્ધિઓ એનું દિલ ખેંચ્યા વિના નહિ રહે. પણુ જ્યારે સીમાક્ષેત્રે અજવાળાં ઢાંકી દેતાં કાળાં વાદળાં ઘેરાઈ રહ્યાં છે ત્યારે એનું હૈયું વલોવાઈ ઊઠે છે. ઝડપે પથરાતા કાળામશ વાદળની પેઠે તિરસ્કાર પોતાની કાળી ચાદર બિછાવી રહ્યો છે અને આપણાં હૈયાં આપણુને નાસીપાસ કરી રહ્યાં છે—અને આપણાથી એ પ્રશ્ન પૂછયા વિના નથી રહેવાતો કે આપણે પોતે આપણી સગી જાતને–પંડને–ઉગારી શકવા કેમ અશક્ત પુરવાર થઈએ છીએ? શા માટે આ ન સમજાય એવું જગત આટલું બધું જંગલી, બેવકૂફ ને દુઃખી દુઃખી છે? શાથી આ વિચિત્ર બનાવો ને આસુરી વિરોધો માટે આપણે આપણી દેહને જવાબદાર બનાવીએ છીએ? જનસામાન્યનું ભલું કરવાના, સર્વભૂતહિતાય, દારુણુ દારિદ્ર્યનાં દાહક અનિષ્ટોને મટાડી દેવાનાં, રાષ્ટ્રીય નીચતાઓ અને જાતીય નીચાજોણાં–Racial humiliation–ને હઠાવવાના, અને માનવસમાજના તંત્રને વધારે ન્યાય્ય ધોરણુની ભૂમિકા ઉપર ગોઠવવા માટેનાં, અઢળક ને અનર્ગળ સાધનો આપણી પાસે છે છતાં, જગતનાં અગ્રગણ્ય રાજ્યો હજી એ માન્યતાને વળગી રહ્યાં છે કે રાષ્ટ્રીય જીવનનો આદર્શ ને હેતુ સત્તા જ છે, જેને માટે સત્ય ને સ્વાતંત્ર્યના બધા સિદ્ધાંતો હોડમાં મૂકી એનો ભોગ આપી શકાય છે. રાષ્ટ્રોની દુનિયાં આજે એક એવા 'શિશુગૃહ' જેવી છે જ્યાં વિકૃત, દુત્તાં, તુંડમિજાજી છોકરાંઓ એકબીજાને પજવાટ કરતાં પોતાનાં રમકડાંઓના કદ માત્રથી રંજ ને રોમાંચ અનુભવતાં જણાય છે.

## ભૌતિક સંપદની હોંસાતુંસી

પરપીડન, સત્તા અને ભૌતિક સાધનસંપત્તિનો કબજો મેળવવાની વસુખી હોંસાતુંસી

સાથે કુદરતી બળોનો મનગમતો ઉપયોગ કરવાની માનવ મગજની ખૂબ વધી ગયેલી શક્તિને લીધે અને પ્રચારવેડાની ટેકનિકને લીધે, સર્વસામાન્ય ચિંતા ને જુલમગારી, લોભ અને ભય અસહ્ય હદે વધી પડ્યાં છે. રાષ્ટ્રોનું મહાનપણું આપણે એમની ફ્રજગીરીના જથ્થાની વિશાળતા ઉપર અને શસ્ત્રસરંજામના વ્યાપ ઉપર માપીએ છીએ. જે કોઈની કમાણી વરસે ૫૦૦ પાઉંડની નથી હોતી એ રમૂજ કરવા લાયક ઇન્સાન ગણાય છે, જે રાષ્ટ્ર પોતાની સમસ્ત માનવસંખ્યાને લશ્કરી ટુકડીઓના નિયમધરમમાં નથી પલટી નાખી એ ધિક્કારને પાત્ર બને છે! કોઈ ભૂંડી પદ્ધતિ આપણાં મનને ઘડી રહી છે, અને આપણા સૌથી સંસ્કારી ને સજ્જન ગણાતા માણસોને પણ યોગ્ય રીતે વર્તવાનું લગભગ અશક્ય કરી મૂકે છે. સંસ્કૃતિના ઉગાવ અને પ્રગતિના માર્ગમાં આજે સૌથી મોટી વાટબાધા, વર્ગ ને જાતિ–Race–ની પુરાણી ને પરિચિત સંસ્થાઓ જેની સાથે આપણે સંકળાયેલા છીએ એ છે. એઓ હંમેશાં ઉત્પાતકારી પરિણામનું કારણ થયાં છે. લોકશાસનવાદનો, વૈયક્તિક છૂટનો અને બૌદ્ધિક સચ્ચાઈનો મહાન ફાળો આપવા છતાં ગ્રીક સંસ્કૃતિ નાબૂદ થઈ ગઈ, કારણ કે ગ્રીકો, એમનાં શહેરી રાજ્યો City-states-પ્રત્યેની ઝનૂની વફાદારીને કારણે માંહોમાંહે એકત્ર ન થઈ શકયા. એમનાં ઐશ્વર્ય, એમના દર્પ, એમની જાહોજલાલી, એમનાં સાહિત્ય ને કળાના ઉપર અનવધિ જનતાની ગુલામી, તેમનાં દારિદ્ર્ય ને તેમની નામોશીના ઓછાયા છવાઈ વળ્યા હતા. સંસ્કૃતિને રોમનો તરફથી મળેલ બક્ષિસો ભારે કીમતી છે. પણ રોમન સામ્રાજ્યનું કમઠાણ ૫૦૦ની સાલ આવતાંમાં તો અસ્તિત્વ વિનાનું થઈ ગયું હતું. રોમન શાંતિનો દોર બધે ફરી વળ્યો ખરો, પણ એ શાંતિ રણની, વિર્યહીન અપ્રતિકારની અને દિલદ્રાવક ગુલામીની હતી. રોમની પડતીનું કારણ જંગલીઓનું બાહ્ય આક્રમણ જ હતું એમ સમજવાનું નથી. બાહ્ય ભયના જેટલું જ આંતરદ્રોહ પણ એના પતનનું કારણ હતું. સિડોનિસના પત્રોમાં આપણે લાંચ, સટ્ટો, 'સેન્સરશીપ,' અને યહૂદીઓ ઉપર થતા અત્યાચારો વગેરેની માહિતી મેળવી શકીએ છીએ. કોઈ પણ સંસ્કૃતિના પતન ટાણે દેખાતાં બધાં જ વિચિત્ર તત્ત્વો—ન્યાય ને સહિષ્ણુતાનો અભાવ, દુઃખ ને પરિતાપ પ્રત્યે બતાવાતી લાગણી, જડતા, ભોગવિલાસ પ્રત્યેની અભિરુચિ, ટોળાંની અને વ્યક્તિઓની સ્વાર્થપરાયણ દાનત, ભૂમિ ને રક્તના મુદ્દા ઉપર માણસોને અળગાં પાડવાપણું—વર્તમાન સંસ્કૃતિ બતાવી રહી છે. સમસ્ત માનવજાતિના કલ્યાણકામી નહિ પરંતુ થોડી વિશિષ્ટ હક્ક ધરાવનાર સત્તાશીલ વ્યક્તિઓ કે રાષ્ટ્રોના લાભમાં ચાલતી સમાજવ્યવસ્થા તત્ત્વતઃ અન્યાયી હોય છે, અને એનો બચાવ માત્ર લશ્કરી બળે જ થઈ શકે છે.

## સંસ્કૃતિ ને સલામતી

આપણી સલામત સદ્ધરતા જેને આપણે સંસ્કૃતિનું ખોટું નામ આપીએ છીએ એને સાચવવા આપણે ભૌતિક સાધનોમાં, સંગ્રહિત સંપત્તિમાં ને મૃત્યુ લાવનારાં હથિયારોમાં વિશ્વાસ મૂકીએ છીએ. આપણે આપણા યુવાન માણસોને, આપણા લોભ ને અન્યાયનો ભોગ થયેલા તરફથી આવતા હુમલાથી રક્ષણ કરવાના હેતુથી મારી નાખવા ને ઘાયલ કરવાનું, કતલ ને વિનાશ કરવાનું સમજાવીએ છીએ. આપણા આચાર, વ્યવહાર ને વિચારમાં જો કોઈ શીઘ્ર ને તળિયાઝાટક ફેરફાર ન થાય તો આપણી જાતિ

કદાચ નામશેષ થઈ જશે, અને તે કુદરતી પ્રલયકોપને કારણે નહિ પરંતુ કહેવાતી સંસ્કૃતિ કે જે માનવીની લોભવૃત્તિને વૈજ્ઞાનિક પ્રતિભાનું મિશ્રણ—A compound of human cupidity and scientific genius—છે; એ હશે. જે સ્વરૂપે માણસ આજે છે એ સર્જનનું છેલ્લું સ્વરૂપ નથી. જો એ પોતાની લોભી ઉદ્દામ વાસનાના આવેગો ને અહંવૃત્તિને સંયમમાં ન રાખી શકે, જો એ જાતિજાતિના, વર્ગવર્ગના ને રાષ્ટ્રરાષ્ટ્રના ઊંચનીચના ભેદો નહિ વીસરી શકે, તો એણે પોતાના સ્વભાવની ખૂરાઈના અંકુશ હેઠળ ઓછા આવેલા બીજા જીવોને એની જગ્યા ખાલી કરી આપવી પડશે.

લશ્કરી અને બળજબરીભરી જીવનપદ્ધતિવાળી અને જાતિય આત્મહત્યાની શક્યતાવાળી આપણી સંસ્કૃતિ, ભ્રમનિરાસની લાગણીપૂર્વક આજે પૂર્વ તરફ મીં માંડતી જણાય છે. પશ્ચિમની યુવાન પ્રજાઓ આજે એઓ જગતની તવારીખમાં જે પરિવર્તનકારી ભાગ ભજવી રહી છે એને માટે આવશ્યક જે ઊંચા ગુણો—સાહસવૃત્તિ ને મહત્ત્વકાંક્ષા, હિંમત અને ખાનદાની, સામાજિક ઉત્સાહ ને જાહેરવૃત્તિ—ધરાવે છે એ ગુણો બહુ મોટા પ્રમાણમાં હિંદી સંસ્કૃતિ ધરાવતી નથી. તોયે એ દીર્ઘજીવી થઈ છે, ઘણી કટોકટીનો એણે સામનો કર્યો છે, અને એનું અનોખાપણું એણે જાળવી રાખ્યું છે. એનો જીવનકાળ બતાવે છે કે એનામાં જીવાદોરી લંબાવવાની નક્કર કુદરતી વૃત્તિ છે, કોઈ વિચિત્ર પ્રકારની ચેતના છે, અને કોઈ વિચિત્ર શક્તિ જેણે એને ઘણા યે રાજકીય, આર્થિક ને સામાજિક પરિવર્તનો સાથે ગોઠવાઈ જવા સમર્થ કરી છે, એ છે. થોડીએક સમજ અને સહનશક્તિ કેળવવા માટે કદાચ પ્રચુર પ્રમાણમાં અવસાદ અને આપત્તિ સહન કરવાં પડતાં હશે. જીવન પ્રત્યેની આધ્યાત્મિક દૃષ્ટિએ હિંદી સંસ્કૃતિને વધારે આગ્રહી ટકાઉશક્તિ બક્ષી લાગે છે. એવી આશા રાખવી વધારે પડતી ગણાય ખરી કે એ સંસ્કૃતિનું યોગ્ય નવવિધાન કરવામાં આવે, એટલે કે પૂર્વે રચેલાં મૂલ્યો—આંતરજીવનનાં સત્યો, વિનમ્રતા અને પ્રેમ વગેરેની નવેસરથી ધારણ બેસારવામાં આવે તો એ આ માર્ગ ભૂલેલી ને દર્દગ્રસ્ત દુનિયામાં સાચો પ્રેમ સ્થાપિત કરે?

"હું આશાસેવી ઇન્સાન છું. મને શ્રદ્ધા છે કે માનવીના આત્માને કાયમ માટે કબજગ્રસ્ત નહિ કરી શકાય. માનવજાતિની ગૂઢનિગૂઢ આંતરદૃષ્ટતા માનવીજગતના અલ્પજીવી ગાંડપણથી નાબૂદ ન કરી શકાય. ભિન્નભિન્ન દેશોની પ્રજા શાંતિમય જીવન જીવવા ભારે આતુર છે. એમના નાયકો એમનામાં બીજા પ્રત્યે જે તિરસ્કાર, દમન અને ભયની લાગણીઓ દાખલ કરી રહ્યા છે એ તરફ વળવા તેઓ નારાજ છે. અમુક પ્રજા પોતાનાં દેશની નથી કે પોતાની રાષ્ટ્રપ્રજા નથી એટલા જ વાસ્તે એમનાં દુઃખો પ્રત્યે ક્રૂર હાસ્યવૃત્તિ બતાવવાની વૃત્તિ એમનામાં નથી; પરંતુ એમના લોકનાયકો એમને જે ઝેર પાય છે એને લીધે એમનો સામાજિક સ્વભાવ વિકૃત થઈ ગયો છે. આપણને એવા લોકનાયકોની જરૂર છે કે જેઓ જીવનની કૃત્રિમ રીતરસમોની રસ્સીના બંધ, જે આપણા કુદરતી જીવનના ઝરાથી આપણને વિખૂટા પાડે છે એને કાપી નાખતા હોય. આપણને એવા નાયકો જોઈએ છે કે જેઓ એમ સ્વીકારતા હોય કે બીજી પ્રજાઓ પ્રત્યેનું આપણું હાલનું વલણ, કૃત્રિમ છુરખાઓ જેવું છે, જે લાંબા સમયના પરંપરાગત આચારને કારણે આપણામાં જામી બેઠું છે. વર્ણવાદ—Racialism—અને રાષ્ટ્રવાદ, જે આપણી વિકૃતતર વાસનાઓને અપીલ કરે છે, જે આપણી પાસે છેતરપિંડી અને બીજાઓને ત્રાસ આપવાનું, લૂંટવાનું ને દણવાનું કરાવે છે અને આ બધું વળી પાછું

એવી લાગણીથી કરાવે છે કે આમ કરવામાં આપણે સદ્ગુણી છીએ અને આપણે ઈશ્વિરતા દોર્યા એને છાજે એવું કરી રહ્યા છીએ. પરંતુ ઈશ્વિરની દૃષ્ટિએ તો સર્વ રાષ્ટ્રો ને સર્વ પ્રજાઓ એક જ આકાશની તીરિયા કમાન હેઠળ વસવાટ કરે છે. પરપીડનવૃત્તિ વિનાનો માનવ જ્યારે દયાભાવભર્યો હોય છે ત્યારે ક્રૂરભાવભર્યો હોય ત્યારના કરતાં વધારે સુખાનુભૂતિ કરે છે. આપણો સ્વભાવ ન્યાયી હોવાનો અને શુદ્ધ રહેવાનો છે. પરંતુ આપણી સંસ્થાઓ આપણા ઉપર આપણે સ્વભાવે કરીને છીએ એના કરતાં બદતર થવાની ફરજ પાડતું કાયમી દબાણ મૂકી રાખે છે. જે માનવતા આપણે ગુમાવી રહ્યા છીએ એનું સંપાદન કરવા માટે આપણે મથવું પડશે, આ માનવતા આપણા બંધુમાનવો તરફ માનવસંબંધની, અને માનવજીવનની ભાવનાની લાગણી છે.

માનવી સંકલ્પશક્તિને યંત્રે આજે વીર્યહીન, બલહીન કરી મૂકી છે. સ્થાપિત ને સાબૂત વાતાવરણની જરૂરિયાતોના આપણે જ્ઞાત અજ્ઞાત ગુલામો બન્યા છીએ. આપણી માનવતાને ફરી સજીવ કરવી પડશે. આ એવો યુગ છે જ્યારે ધરતી ધમધમી રહી છે. ભાવિ અજ્ઞાત શક્યતાઓથી ભરાઈ રહ્યું છે, એ ભાવિ શેના જેવું હશે ? એનો ઘાટ દેવાનો આધાર આપણા દરેક ઉપર છે. આપણાં કાર્યો ને કર્તવ્યો એને ઘડવામાં ફાળો આપશે.

આજે એવા ઘણા નિરાશાસેવીઓ છે જેઓ એમ માને છે કે વર્તમાન જગતના ઉન્માદને વિનાશ સિવાય બીજા કોઈ ઉગારાનો વિકલ્પ નથી. એ સાચું લાગતું નથી. બીજો વિકલ્પ છે. એ વિકલ્પ બધાંની શક્તિમર્યાદામાં સમાઈ શકે એવો છે. આ વિકલ્પ તે પ્રેમનો સિદ્ધાંત છે. એણે, માનવઆત્માને, ભૂતકાળની અસંખ્ય આપખુદીઓ ને કાળા જુલ્મોની ઝડીઓનાં અંધારાંમહીં પણ તેજકણ ધર્યું છે ને એને ઉચ્છ્વાસને રાખ્યો છે. હજી પણ એ એને ઉચ્છ્વાસનેથી ગભડવા નહિ દે. આપણે અસુર નહિ પરંતુ માનવતાભર્યા થવાનું પસંદ કરીએ. ઝઘડવાનું, આથડવાનું પશુ જગતને સોંપી દઈ આપણે તો ઇન્સાન તરીકે, જરૂર પડે તો, માનવતા અને અંતરાત્માને ખાતર સંતાપ પણ સહી લઈએ.

દક્ષિણ આફ્રિકામાં મારા હિંદી જાતિ ભાઈઓ, એમની ચામડીના વર્ણભેદે કરીને ઘણાં અપમાનો ને અટકાયતી કાનૂનો વેઠે છે, અને એમને લાગે છે કે એમનામાંના મોટામાં મોટાને પણ આ રંગદ્વેષને કારણે અન્યાયો સહેવા પડે છે. એ જો હું નહિ જાહેર કરું તો હું સત્યવક્તા નહિ કહેવાઉં. આ ઘણી જટિલ સમસ્યાનો ઉકેલ વધારે ઉદારતાપૂર્વક થવો બહુ જરૂરી છે. આપણામાં માનવની શક્તિ પ્રત્યે એટલો ઇતબાર હોવો જોઈએ કે જો એને યોગ્ય તક આપવામાં આવે તો દરેક સમધારણ મનુષ્ય સમાજનો, સ્વમાની ને આપજીવી સભ્ય થઈ શકે છે. રંગીન અને ગોરાઓ, નેટિવો ને હિંદીઓને એક જીવંત સમાજગઠનમાં વણી લેવા એ ભગીરથ કાર્ય જરૂર છે, પરંતુ એ અનારોગ્ય નથી. ભેદોને ભૂંસી નાખવાની કે એક કરી નાખવાની જરૂર નથી, પરંતુ એ ભેદો અથડામણમાં ન આવે એવું કરવું જોઈએ. જ્યાં સુધી એક કોમ community—ની સત્તા, સંપત્તિ ને દર્પગૌરવ બીજી કોમની શરમ, નામોશી, નીચાજોણું ને દારિદ્ર ઉપર મુસ્તાક છે ત્યાં સુધી આપણને હૈયાધારણ મળવાની નથી, કળ વળવાની નથી ને અસ્થિરતા ને ભય એ આપણા કાયમી સંગી હશે. કોઈ પણ રાજ્ય, આરામ ને તંકની દુમેંળિયા વહેંચણી વચ્ચે ચિરકાળ ટકી શકે નહિ.........આવી શ્રદ્ધા ધરાવનાર અગ્રણીઓ મને માલમ પડ્યા છે જેમને એમ લાગે છે કે, નૈતિક સિદ્ધાંત, શાંતિ ને સુખ અને રાજ્યની સલામતી ને સ્થિરતા ખાતર પણ ન્યાય ને સ્વાતંત્ર્યતા સિદ્ધાંતોનું પુનર્ગઠન ( Re-ordering ) કરવું જોઈએ કારણકે ન્યાયવંચિત આબાદીવાળું રાજ્ય રેતી પર ચણેલા મહેલ જેવું છે."

રામભાઈ પટેલ

# ફાસિસ્ટ ધરી

મહાયુદ્ધ પછી પહેલી વાર બ્રિટિશ સત્તાધીશ વર્ગને આ વરસના માર્ચ માસમાં ખાતરી થઈ કે એમની પરદેશનીતિ, જે અત્યારસુધી સોવિયેટીઝમ વિરોધી અને એના પ્રતીકારક તરીકે ઊગમ પામેલ ફાસિવાદ તરફી રહી છે એ નીતિ ધરમૂળથી સ્વહિત-ઘાતક છે. જાણ્યે અજાણ્યે બ્રિટિશ શાહીવાદને એના હરીફ જર્મન નાત્સીવાદ ને ઈટાલિયન ફાસિવાદને રીઝવી, મનાવી લેવું શકય છે એમ લાગ્યા કર્યું હતું. ખાસ કરીને બાલ્ડવીન–ચેમ્બરલેઈનના મુખ્ય સંચાલન હેઠળ છેલ્લાં પાંચ વરસથી ચાલતી બ્રિટિશ શાહી સરકારે અને બ્રિટિશ રાજકારણમાં મુખ્ય ભાગ ભજવનાર કૉન્ઝર્વેટિવ પક્ષે એવી ધારણા ઉપર ઈટાલો–જર્મનપક્ષી વલણ યુરોપિયન રાજકારણમાં અને જીનિવાના આંતરરાષ્ટ્રીય તખ્ત ઉપર અખત્યાર કર્યું હતું કે બ્રિટિશ શાહીવાદ અને ફાસિવાદ વચ્ચે હિતસામ્ય ને સ્વાર્થસામ્યની સામાન્ય સમાધાનરેખા શોધી શકાય એમ છે. આ રેખા સાંપડે એ માટે મહાયુદ્ધમાં જીતનાર પક્ષ તરીકે બ્રિટને જર્મનપક્ષી વલણ દાખવવું જોઈએ.

આવું વલણ દાખવવામાં એમને ત્રેવડી સલામતી દેખાતી હતી. એક તો જો બૉલ્શેવિઝમ સામે આંતરરાષ્ટ્રીય ધોરણે શાહીવાદને પક્ષે સંયુક્ત મોરચો ખડો કરવો હોય તો ઈટાલો–જર્મન ફાસિઝમ સાથે મૈત્રિ કરવી જ રહી. આ મૈત્રિ સાધવામાં બીજાને ભોગે કંઈ પણ આપલે કરવી હોય તો કરવી. અને થોડીઘણી પોતાને પક્ષે પણ હિતત્યાગની નીતિ અનુસરવી રહી. આમ જો થાય તો બોલ્શેવિઝમ સામેની હોળીમાં આક્રમણવાદી ફાસિવાદના નાળિયેરને હોમી શકાશે.

બીજું મહાયુદ્ધ પછી યુરોપીય દેશોમાં અને તેમાંયે ખાસ કરીને ફ્રાંસ અને ઇંગ્લંડમાં પ્રજાનું શાંતિવાદી મનોવલણ સારા પ્રમાણમાં વ્યાપક ને દૃઢ થયું હોવાથી જો ફાસિવાદવિરોધી નીતિ બ્રિટિશ સરકારને પક્ષે અનુસરવામાં આવે તો ઉન્માદી સરમુખ-ત્યારો કે જેઓ યેનકેન પ્રકારેણ પોતાના સ્વાર્થી ને આક્રમણકારી હેતુઓ સિદ્ધ કરવા સજ્જ થયા હતા એમની સામે વિગ્રહમાં ઊતરવાની કટોકટી વારંવાર ઊભી થયા કરે અને શાંતિવાદી ફ્રેંચ બ્રિટિશ પ્રજા, આ વિરોધી નીતિ અનુસરનાર સત્તાસ્થિત પક્ષને જવાબદાર લેખે.

ત્રીજું કારણ ફાસિવાદ સાથે જો એકવાર મૈત્રિ સાધવામાં આવે તો એને વહેલે-મોડે રશિયન સરકાર સામે પરસ્પરવિનાશક વિગ્રહમાં ધકેલી શકાય ને પોતે બહુ ઉમદા તાટસ્થ્ય જાળવી શકે ને બંને નબળા પડી જતાં નિઃસ્વાર્થી શાંતિદૂતો તરીકે વચ્ચે પડી શકે ને ફરી પોતાની અડિયલ મુત્સદ્દીના દાવ અજમાવી શકે.

એવી લાગણીથી કરાવે છે કે આમ કરવામાં આપણે સદ્‌ગુણી છીએ અને આપણે ઈશ્વરના દોર્યા એને છાજે એવું કરી રહ્યા છીએ. પરંતુ ઈશ્વરની દૃષ્ટિએ તો સર્વ રાષ્ટ્રો ને સર્વ પ્રજાઓ એક જ આકાશની તીરિયા કમાન હેઠળ વસવાટ કરે છે. પરપીડનવૃત્તિ વિનાનો માનવ જ્યારે દયાભાવભર્યો હોય છે ત્યારે ક્રૂરભાવભર્યો હોય ત્યારના કરતાં વધારે સુખાનુભૂતિ કરે છે. આપણો સ્વભાવ ન્યાયી હોવાનો અને શુદ્ધ રહેવાનો છે. પરંતુ આપણી સંસ્થાઓ આપણા ઉપર આપણે સ્વભાવે કરીને છીએ એના કરતાં બદતર થવાની ફરજ પાડતું કાયમી દબાણ મૂકી રાખે છે. જે માનવતા આપણે ગુમાવી રહ્યા છીએ એતું સંપાદન કરવા માટે આપણે મથવું પડશે, આ માનવતા આપણા બંધુમાનવો તરફ માનવસંબંધની, અને માનવજીવનની ભાવનાની લાગણી દે.

માનવી સંકલ્પશક્તિને યંત્રે આજે વીર્યહીન, બલહીન કરી મૂકી છે. સ્થાપિત ને સાબૂત વાતાવરણની જરૂરિયાતોના આપણે જ્ઞાત અજ્ઞાત ગુલામો બન્યા છીએ. આપણી માનવતાને ફરી સજીવ કરવી પડશે. આ એવો યુગ છે જ્યારે ધરતી ધમધમી રહી છે. ભાવિ અજ્ઞાત શક્યતાઓથી ભરાઈ રહ્યું છે, એ ભાવિ શેના જેવું હશે? એનો ઘાટ દેવાનો આધાર આપણા દરેક ઉપર છે. આપણાં કાર્યો ને કર્તવ્યો એને ઘડવામાં ફાળો આપશે.

આજે એવા ઘણા નિરાશાસેવીઓ છે જેઓ એમ માને છે કે વર્તમાન જગતના ઉન્માદને વિનાશ સિવાય બીજા કોઈ ઉગારાનો વિકલ્પ નથી. એ સાચું લાગતું નથી. બીજો વિકલ્પ છે. એ વિકલ્પ બધાંની શક્તિમર્યાદામાં સમાઈ શકે એવો છે. આ વિકલ્પ તે પ્રેમનો સિદ્ધાંત છે. એણે, માનવઆત્માને, ભૂતકાળની અસંખ્ય આપખુદીઓ ને કાળા જુલ્મોની ઝડીઓનાં અંધારાંમહીં પણ તેજકણ ધર્યું છે ને એને ઉચ્ચાસને રાખ્યો છે. હજી પણ એ એને ઉચ્ચાસનેથી ગબડવા નહિ દે. આપણે અસુર નહિ પરંતુ માનવતાભર્યા થવાનું પસંદ કરીએ. ઝઘડવાનું, આથડવાનું પશુ જગતને સોંપી દઈ આપણે તો ઇન્સાન તરીકે, જરૂર પડે તો, માનવતા અને અંતરાત્માને ખાતર સંતાપ પણ સહી લઈએ.

દક્ષિણ આફ્રિકામાં મારા હિંદી જાતિ ભાઈઓ, એમની ચામડીના વર્ણભેદે કરીને ઘણાં અપમાનો ને અટકાયતી કાનૂનો વેઠે છે, અને એમને લાગે છે કે એમનામાંના મોટામાં મોટાને પણ આ રંગદ્વેષને કારણે અન્યાયો સહેવા પડે છે. એ જો હું નહિ જાહેર કરું તો હું સત્યવક્તા નહિ કહેવાઉં. આ ઘણી જટિલ સમસ્યાનો ઉકેલ વધારે ઉદારતાપૂર્વક થવો બહુ જરૂરી છે. આપણામાં માનવની શક્તિ પ્રત્યે એટલો ઇતબાર હોવો જોઈએ કે જો એને યોગ્ય તક આપવામાં આવે તો દરેક સમધારણ મનુષ્ય સમાજનો, સ્વમાની ને આપજીવી સભ્ય થઈ શકે છે. રંગીન અને ગોરાઓ, નેટિવો ને હિંદીઓને એક જીવંત સમાજગઠનમાં વણી લેવા એ ભગીરથ કાર્ય જરૂર છે, પરંતુ એ અનારોધ્ય નથી. ભેદોને ભૂંસી નાખવાની કે એક કરી નાખવાની જરૂર નથી, પરંતુ એ ભેદો અથડામણમાં ન આવે એવું કરવું જોઈએ. જ્યાં સુધી એક કોમ community—ની સત્તા, સંપત્તિ ને દર્પગૌરવ બીજી કોમની શરમ, નામોશી, નીચાજોણું ને દારિદ્ય ઉપર મુસ્તાક છે ત્યાં સુધી આપણને હૈયાધારણ મળવાની નથી, કળ વળવાની નથી ને અસ્થિરતા ને ભય એ આપણા કાયમી સંગી હશે. કોઈ પણ રાજ્ય, આરામ ને તકની દુમેળિયા વહેંચણી વચ્ચે ચિરકાળ ટકી શકે નહિ.........આની શ્રદ્ધા ધરાવનાર અગ્રણીઓ મને માલુમ પડ્યા છે જેમને એમ લાગે છે કે, નૈતિક સિદ્ધાંત, શાંતિ ને સુખ અને રાજ્યની સલામતી ને સ્થિરતા ખાતર પણ ન્યાય ને સ્વાતંત્ર્યના સિદ્ધાંતોનું પુનર્ગઠન ( Re-ordering ) કરવું જોઈએ કારણકે ન્યાયવંચિત આબાદીવાળું રાજ્ય રેતી પર ચણેલા મહેલ જેવું છે."

રામભાઈ પટેલ

# ફાસિસ્ટ ધરી

મહાયુદ્ધ પછી પહેલી વાર બ્રિટિશ સત્તાધીશ વર્ગને આ વરસના માર્ચ માસમાં ખાતરી થઈ કે એમની પરદેશનીતિ, જે અત્યારસુધી સોવિયેટીઝમ વિરોધી અને એના પ્રતીકારક તરીકે ઊગમ પામેલ ફાસિવાદ તરફી રહી છે એ નીતિ ધરમૂળથી સ્વહિત-ઘાતક છે. જાણ્યે અજાણ્યે બ્રિટિશ શાહીવાદને એના હરીફ જર્મન નાતસીવાદ ને ઈટાલિયન ફાસિવાદને રીઝવી, મનાવી લેવું શક્ય છે એમ લાગ્યા કર્યું હતું. ખાસ કરીને બાલ્ડવીન-ચેમ્બરલેઈનના મુખ્ય સંચાલન હેઠળ છેલ્લાં પાંચ વરસથી ચાલતી બ્રિટિશ શાહી સરકારે અને બ્રિટિશ રાજકારણમાં મુખ્ય ભાગ ભજવનાર કોંઝર્વેટિવ પક્ષે એવી ધારણા ઉપર ઈટાલો-જર્મનપક્ષી વલણ યુરોપિયન રાજકારણમાં અને જીનિવાના આંતરરાષ્ટ્રીય તખ્ત ઉપર અખત્યાર કર્યું હતું કે બ્રિટિશ શાહીવાદ અને ફાસિવાદ વચ્ચે હિતસામ્ય ને સ્વાર્થસામ્યની સામાન્ય સમાધાનરેખા શોધી શકાય એમ છે. આ રેખા સાંપડે એ માટે મહાયુદ્ધમાં જીતનાર પક્ષ તરીકે બ્રિટને જર્મનપક્ષી વલણ દાખવવું જોઈએ.

આવું વલણ દાખવવામાં એમને બેત્રણ સલામતી દેખાતી હતી. એક તો જો બોલ્શેવિઝમ સામે આંતરરાષ્ટ્રીય ધોરણે શાહીવાદને પક્ષે સંયુક્ત મોરચો ખડો કરવો હોય તો ઈટાલો-જર્મન ફાસિઝમ સાથે મૈત્રિ કરવી જ રહી. આ મૈત્રિ સાધવામાં બીજાને ભોગે કંઈ પણ આપલે કરવી હોય તો કરવી. અને થોડીઘણી પોતાને પક્ષે પણ હિતત્યાગની નીતિ અનુસરવી રહી. આમ જો થાય તો બોલ્શેવિઝમ સામેની હોળીમાં આક્રમણવાદી ફાસિવાદના નાળિયેરને હોમી શકાશે.

બીજું મહાયુદ્ધ પછી યુરોપીય દેશોમાં અને તેમાંયે ખાસ કરીને ફ્રાંસ અને ઇંગ્લંડમાં પ્રજાનું શાંતિવાદી મનોવલણ સારા પ્રમાણમાં વ્યાપક ને દૃઢ થયું હોવાથી જો ફાસિવાદવિરોધી નીતિ બ્રિટિશ સરકારને પક્ષે અનુસરવામાં આવે તો ઉન્માદી સરમુખ-ત્યારો કે જેઓ યેનકેન પ્રકારેણ પોતાના સ્વાર્થી ને આક્રમણકારી હેતુઓ સિદ્ધ કરવા સજ્જ થયા હતા એમની સામે વિગ્રહમાં ઊતરવાની કટોકટી વારંવાર ઊભી થયા કરે અને શાંતિવાદી ફ્રેંચ બ્રિટિશ પ્રજા, આ વિરોધી નીતિ અનુસરનાર સત્તાસ્થિત પક્ષને જવાબદાર લેખે.

ત્રીજું કારણ ફાસિવાદ સાથે જો એકવાર મૈત્રિ સાધવામાં આવે તો એને વહેલે-મોડે રશિયન સરકાર સામે પરસ્પરવિનાશક વિગ્રહમાં ધકેલી શકાય ને પોતે બહુ ઉમદા તાટસ્થ્ય જાળવી શકે ને બંને નબળા પડી જતાં નિઃસ્વાર્થી શાંતિદૂતો તરીકે વચ્ચે પડી શકે ને ફરી પોતાની અડિયલ મુત્સદ્દીના દાવ અજમાવી શકે.

આ બધાં કારણોને લીધે જ એબિસિનિયા, ઓસ્ટ્રિયા, ઝેકોસ્લોવેકિયા, સ્પેન અને ચીનમાં મંચુરિયાને વધેરવામાં આવ્યાં.

ફાસિવાદને રીઝવવા આટલું બધું કરવા છતાં બ્રિટિશ સત્તાધીશો એને રીઝવી શક્યા નહિ. અને આજથી સાડાત્રણ વર્ષ પહેલાં મેજર ગ્રેહામ પોલે જણાવ્યું હતું એ કથન સાચું પડ્યું છે કે ગમે તેટલી ફાસિવાદ તરફી નીતિ બ્રિટન અનુસરતું હોવા છતાં એના રાજતંત્રવાહકોને અને લશ્કરી સત્તાવાળાઓને ગમ નથી કે એમની તોપબંદૂકો જર્મની સિવાય યુરોપમાં કયા રાજ્ય સામે ફૂટવાની છે? યુરોપમાં ડેમોક્રસીનો જર્મની સિવાય કોણ ભાવિ શત્રુ છે?

આ વસ્તુ હિટલરી–જર્મન મુખત્યારો તો સારી પેઠે જાણતા હતા. ઘણા જર્મન વિગ્રહશાસ્ત્રના લેખકોએ અને ચતુર રાજપુરુષોએ જાહેર કર્યું છે કે જર્મની જગતસ્વામિત્વનું સ્વપ્ન સિદ્ધ કરવા માટે એણે બ્રિટન અને એના સામ્રાજ્યને તોડી ફોડી નાખવું પડશે. બોલ્શેવિઝમનો હાઉ તો કાલ્પનિક ભયગ્રંથિનો હાઉ છે. જ્યારે બ્રિટિશ શાહીવાદના કબજામાં તો દુનિયામાં મોટામાં મોટા પ્રદેશો છે ને જગતની ચોથા ભાગની વસ્તી છે. બ્રિટનની આ કબજેગીરી છોડાવ્યા વિના જર્મન ધારણા શી રીતે બર આવવાની હતી?

બોલ્શેવિઝમનો હાઉ ખડો કરીને ટૂંકદૃષ્ટિ બ્રિટિશ સત્તાધીશોને હિટલર–મુસોલિનીએ સ્વપક્ષી કરી લીધા. એમની જ મદદથી એઓ લશ્કરી રીતે બેઠાં થયા. યુરોપમાં બધે ફાસિવાદનો દોર જમાવ્યો. નાનાં નાનાં રાજ્યોનો કોળિયો થયો. સામુદાયિક સલામતી, આંતરરાષ્ટ્રીય સંધિપત્રો, કબૂલાતો ને બાંહેધરીઓ નકામાં થઈ પડ્યાં. આ બધાંને માટે ફ્રાંસ અને બ્રિટનની વલણ જવાબદાર છે. પોતાને લાગતા ધક્કાથી બચી જવા એમણે નાનાં નાનાં રાજ્યોને વારાફરતી ધકેલ્યા કર્યાં. એમાં બહાના તરીકે કોઈ વાર 'તટસ્થતાની નીતિ, તો કોઈ વાર વર્સેલ્સ કરારનામાની ખામીમાં સુધારો' વગેરે કારણો બતાવ્યાં છે.

વર્સેલ્સ કરારો તો જાણે ભૂલવાળા હતા; પણ મ્યુનિચ કરાર તો વર્સેલ્સના તહોમતદારો–ચેમ્બરલેઈન, ડલાડિયેર, હિટલર અને મુસોલિનીએ કર્યો હતા. એમાં શી ખોડખાંપણ હતી? અને તોયે એ થયા પછી પાંચ જ માસમાં નકામા થઈ પડ્યા. જર્મનીની પરંપરાગત આંધળિયા નીતિ એને માટે જવાબદાર છે. નહિ તો જો હિટલર થોડી વધારે સાવચેતીપૂર્વક વર્ત્યો હોત તો એ કરારોને છૂંદીને એણે ઝેકોસ્લોવેકિયા નહોતું લેવું જોઈતું. તો હજી પણ એ ચેમ્બરલેઈન અને એમના સાગરીતોની મદદથી ઘણું પડાવી શકત. માત્ર આ કરારો પૂરતી એણે બ્રિટિશ વડા પ્રધાનના મનમાં એટલી ભ્રમણા રાખી મૂકવી જોઈતી હતી કે પોતાનો ઇરાદો બ્રિટન વિરોધી નથી.

પરંતુ સરમુખત્યારી મોટે ભાગે આંધળી અને પરિણામ બેપરવાહ હોય છે. કૈઝરે પણ એમ જ આંધળી ને ગણતરી વિનાની નીતિ અનુસરી હતી. ૧૯૧૪ના ઓગસ્ટ માસ સુધીમાં તો એણે જગતના લગભગ બધા જ બળવાન દેશોને પોતાની નીતિથી જર્મન વિરોધી અને બ્રિટન તરફી કરી મૂક્યા હતા. હિટલર પણ આજે એ જ કરી રહ્યો છે. જર્મની સાથે હાલમાં જ થયેલ લશ્કરી સંધિ ઉપરથી, માલૂમ પડે છે કે, હવે મુસોલિની પણ એ જ કરી રહ્યો છે. એનો અંજામ એ આવ્યો છે કે ફ્રાંસ, ઇંગ્લંડ,

બોલ્શેવિક રશિયા અને છેવટે યુ. એસ. એ. એક બ્લોકમાં આવી ગયાં છે. ભાવિ વિગ્રહમાં એ રાજ્યો એકપક્ષે ઊભાં રહીને જર્મની-ઇટલી વિરુદ્ધ લડશે. આખી જગતના સંયુક્ત લશ્કરી સામના અને આર્થિક બહિષ્કાર સામે જર્મની કે ઇટલી ટકી શકે એમ નથી. આ સ્થિતિ એમને કૈઝરની માફક ફરી વાર આત્મઘાતને રસ્તે લઈ જશે. પણ એ દરમિયાન એઓ નુકસાન પણ પારાવાર કરી જવાનાં.

## રૂઝવેલ્ટનો શાંતિસંદેશ

ઝેકોસ્લોવેકિયા ને આલ્બેનિયા હડપ કરી જવાના ફાસિસ્ટ સરમુખત્યારોનાં પગલાંએ ફ્રાંસ અને બ્રિટનના રાજકારભારી રાજપુરુષોની ઊંઘ ઉરાડી. એમને પહેલી વાર ભાન થયું કે અત્યારસુધીની એમની ફાસિસ્ટપક્ષી પરદેશનીતિનો નતીજો હિટલર મુસોલિનીને શાંતિવાદી રાષ્ટ્રો સામે ભયકારક હદે ઉશ્કેરી મૂકવામાં આવ્યો છે, ફાસિઝમ સાથે એમનું દિલસમાધાન શક્ય જ નથી. આથી ફાસિસ્ટ સરમુખત્યારોને વિફરી જતા અટકાવવાનો હવે એક જ રસ્તો છે અને તે સામુદાયિક સલામતીનો. બધાં યુદ્ધવિરોધી રાજ્યોનો સંયુક્ત મોરચો એ રીતે ખડો કરવામાં આવે કે એવાના એક પણ રાજ્ય ઉપર ફાસિસ્ટ આક્રમણ થતાં બધાં સંયુક્ત મોરચાવાળાં રાજ્યો એની પડખે ઊભાં રહી વિગ્રહને ભોગે પણ સંયુક્ત આત્મરક્ષણ કરે. પાંચ પાંચ વરસથી જે સંયુક્ત સલામતીના રાષ્ટ્રસંઘના સિદ્ધાંતનું ખૂન કરવાનું કામ બાલ્ડવિન-ચેમ્બરલેઇન કરી રહ્યા હતા એમને છેક હવે મૂળ મુદ્દાની નીતિ ઉપર આવવું પડ્યું છે.

ચેમ્બરલેઇનની દાનત તો ઝેકોસ્લોવેકિયા પછી પણ જર્મની અને ઇટલી સાથે ઘરછોડ કરવાની હતી. પરંતુ પ્રેસિડંટ રૂઝવેલ્ટે હિટલર-મુસોલિનીને પાડવેલ દસ વરસની બિનઆક્રમણકારી નીતિ અનુસરવાની બાંહેધરી માગતા સંદેશાને એમણે હડધૂત કરી નાખ્યા પછી સદાને માટે બ્રિટિશ વડા પ્રધાનને દાનતપલટો કરવો પડ્યો. એ સોવિયેટ રશિયા સાથે પરસ્પર સહાયની લશ્કરી સંધિ કરવા માટેની ચેમ્બરલેઇનની તૈયારી નહોતી. રુમાનિયા અને ટર્કીને સહાય કરવા માટે તાજેતરમાં જ બ્રિટને આપેલી ખાતરી રશિયાને આપવા ચેમ્બરલેઇન તૈયાર નહોતા. હજી આજેય નથી. પરંતુ હવે પરાણે ખાતરી આપવી પડે એવી પરિસ્થિતિ ઊભી થઈ છે.

## કૉર્ડેલ હલની વિચિત્ર આશા

પોતાના પ્રમુખ રૂઝવેલ્ટના શાંતિસંદેશને હિટલર મુસોલિનીએ હડધૂત કરી નાખ્યા પછી પણ અમેરિકન પરદેશમંત્રી કોર્ડેલ હલે ફાસિસ્ટ સરમુખત્યારોને 'રાષ્ટ્રો રાષ્ટ્રો વચ્ચેના મતભેદો મિત્રાચારી ભરી ઘરછોડને રાહે' શમાવી દેવાની ઉમદા અપીલ કરી! હજી એમને સરમુખત્યારોમાં રહેલ અંતઃસ્થ માનવતાના અંશને જાગૃત કરવાની લાગણી છે. એ અપીલમાં એમણે જણાવ્યું કેઃ—

વિગ્રહમાં આપણે સૌ શિકાર બનીએ છીએ. પરંતુ આપણામાંના કેટલાક એ વિગ્રહની કમબખ્તીના કરવૈયા પણ છીએ.

યુદ્ધની તોપખડખડાટ ધડાકેધડાકે એ પહેલાં તો ઘણા લાંબા વખતથી એની તૈયારી માનવઘાતના ને સંતાપોની નિતવધતી અંજલિ માગે છે. ભાવિમાં વિશ્વાસની લાગણી તૂટી ગઈ છે: સર્જનાત્મક વિચારો ને સાહસો, વ્યક્તિની સ્વતંત્રતા, વગેરે બધું પશુબળના રથચક્ર સાથે સાંકળે જડાઈ ગયું છે."

વધારામાં એમણે જણાવ્યું કે માણસો આ દલીલથી વિગ્રહનો આસરો લે છે કે પોતાના અન્યાયો ને આપદાઓનો નિકાલ કરવાનું અને રાષ્ટ્રો વચ્ચેના મતભેદો ઉકેલવાનું આ જ એક સાધન એમને માટે ખુલ્લું છે! પણ એ હેતુઓ સિદ્ધ કરવાનું યુદ્ધ સાચો ઉપાય છે ખરો?

આવી દલીલથી કોઈ પણ રાષ્ટ્ર વિગ્રહનો આસરો લે, પરંતુ એનાં પરિણામો એ રાષ્ટ્રની પ્રજાએ અને સમસ્ત માનવજાતિને વેઠવાં પડે છે ને એની ભારે કિંમત આપવી પડે છે.

બ્રિટિશ વડા પ્રધાનની માફક અમેરિકન પરદેશમંત્રી પણ માને છે કે ચર્ચા, બાંધછોડ કરવાની વૃત્તિ, નિખાલસતા અને એવા બીજા ઉમદા ગુણો વડે રાષ્ટ્રનાયકો પોતપોતાના રાજ્યની એકબીજા સામેની ફરિયાદોનો નિકાલ આણી શકે એમ છે. જરૂર આણી શકે, પરંતુ ક્યારે? ઉભયપક્ષની એટલી નિખાલસ ને ઉમદા તૈયારી હોય ત્યારે. પરંતુ બ્રિટિશ સામ્રાજ્યની તવારીખ જોતાં બ્રિટિશ રાજકારકીર્દિમાં આવું ક્યાંયે ને ક્યારેય જોવા મળતું નથી. ચાંચિયાગીરી ને ઉઘાડે છોગે આદરેલ લૂંટથી ફ્રાંસ, બ્રિટન અને બેલ્જિયમે પોતાનાં સામ્રાજ્યો સ્થાપ્યાં છે. આજે એ સામ્રાજ્યવાદના ચક્ર હેઠળ છૂંદાતી પ્રજાઓને, બ્રિટિશ વડા પ્રધાન ચર્ચા ને બાંધછોડની નીતિનો સ્વીકાર કરીને કેમ છૂટી નથી કરતા? સામ્રાજ્યવાદની વિનાશક કાંચળી ફ્રાંસ અને બ્રિટન ઉતારી મૂકે તો શાંતિવાદી રાષ્ટ્રોનો જગતવ્યાપી રક્ષણાત્મક મોરચો ખડો કરી શકાય. વિગ્રહ અટકાવવાનો એ જ સાચો ઉપાય છે. પણ ચાંચિયાએ ઊભા કરેલ સામ્રાજ્યને કુટિલ રાજપુરુષોની અવળી નીતિને કારણે આત્મવિનાશી રસ્તે જ ભાંગવું પડવાનું. ચર્ચાને બાંધછોડની નીતિથી એ નહિ તૂટે.

૧૯૧૪નું 'આન્ડ મિલિટરી ઍલાયન્સ' (જબરદસ્ત લશ્કરી જૂથ) ફરી જામતું જાય છે. એનું પરિણામ શું આવશે? વિગ્રહ કે શાંતિ?

૧૯-૫-૩૯




## (૧) પ્રગતિ માટે પ્રયત્ન અનિવાર્ય છે

**આપણાં દુન્યવી** અનિષ્ટોનો સાચો ને સચોટ ઉપાય ગમે તે હોય પણ એટલું તો ચોક્કસ દેખાય છે કે કોઈ પણ ઉપાય માણસો અનિષ્ટનાં નિવારણ તરીકે સ્વીકારે તોયે એ દરેક માણસોને પક્ષે જબરદસ્ત પ્રયત્ન તો માગી જ લેવાના. અને અનેક કારણોસર પણ માણસો, એમને લાગતા અનિષ્ટનિવારણના ઉપાય માટે આવશ્યક પ્રયત્ન કરવામાં જો પાછા પડ્યા તો કદીયે માનવસમાજમાંથી અનિષ્ટ નાબૂદ થવાનું નથી, કારણ કે સૂચિત ઉપાયોની અજમાયશ નહિ થવાની. હવે બીજી બાજુ એમ કહેવામાં આવે છે કે માણસો તરફથી પ્રયત્નોની માગણી કરતા તો અનેક ઉપાયો રજૂ કરવામાં આવે છે. આમ ઉપાયબાહુલ્યની ગૂંચવણ એને અજમાવી જોવાના કરતાં વધારે મોટી છે. કેટલીક વાર સમાજવાદ માટેની અસરકારક દલીલોનો એના વિરોધકો તરફથી આ જાતનો કોરો કટ જવાબ મળે છે કે 'તમે માનવસ્વભાવને નહિ બદલી શકો. તમારી બીજી બધી વાતો બરાબર હોવા છતાં આ એક મોટી આંટી છે.' જોકે હું વ્યક્તિગત આ જાતના માનવસ્વભાવની પરિવર્તનશીલતાનો નકાર વ્યક્ત કરતું દૃષ્ટિબિંદુ સ્વીકારતો નહિ હોવા છતાં એટલું તો જરૂર કબૂલ કરું છું કે માનવસ્વભાવમાં બહુ મંદગતિએ જ પરિવર્તન થઈ શકે એમ છે. અને તે પણ ભારે દુઃખકારક પ્રયત્નો કરવાને કારણે જ. અને જ્યાં સુધી આ સ્વભાવપરિવર્તન થયું નથી ત્યાં સુધી કેટલીક વસ્તુઓ તો એ હરગીજ નહિ કરે (પછી એ ગમે તેટલી હિતાવહ્ય હોય.) એક આદમીની પાછળ કોઈ ગાંડો આખલો દોડતો હોય એ વખતે એને (માણસને) જરા વધારે ઝડપથી દોડવા કહેવું એ પ્રસ્તુત છે. પણ જો એને લાકડાના પગ હોય અથવા તો એ એની દોડશક્તિની છેલ્લી હદે આવી પહોંચ્યો હોય એ વખતે એને જરા વધારે ઝડપથી દોડવા કહેવું એ જરા બેવકૂફી કહેવાય. આપણી ઘણી ઓછી સમસ્યાઓ ઉપરના દૃષ્ટાંત જેટલી સાદી હશે, પણ એને માટે પસંદ કરવામાં આવેલા ઉપાયો તો જરૂર લાકડાના પગવાળા માણસને પાછળ આખલો પડ્યો હોય ત્યારે જરા વધારે ઝડપથી દોડવાની સલાહ આપવા જેવા લાગે છે.

ડૉ. હોપકીન્સના 'સાઇકોલોજી ઑવ્ સોસ્યલ મૂવમેન્ટ્સ'માંથી ]

## (૨) હિંદનું ખનિજ ઉત્પન્ન

પાઉંડની કિંમતમાં હિંદી ખનિજોની પેદાશ ૧૯૧૯—૨૩ની પંચવાર્ષિકીની સરાસરી પ્રમાણે ૨,૫૧,૯૪,૧૨૩ જેટલી હતી. ૧૯૨૪માં એમાં ૩૫ લાખ પાઉંડનો દે

થયો. દેખીતો વધારો એટલા માટે કે એ વરસે રૂપિયાના હૂંડિયામણમાં વધારો થયો હતો. ૧૯૨૪ પછી ૧૯૨૮ સુધી એમાં ધીમો ઘટાડો થતો રહ્યો છે. એ વરસોની વાર્ષિક રાશ ૨,૧૮,૮૮,૫૨૮ પાઉંડની આવે છે. ૧૯૨૯માં એમાં થોડો વધારો થઈને ૨,૨૩,૨૮,૬૬૬ પાઉંડ જેટલે પહોંચી. પછી મંદી આવી. એણે પાછો ખનિજોની કિંમતમાં ઘટાડો મરાવ્યો. ઘટાડો જોરથી થવા લાગ્યો. ૧૯૩૨માં ખનિજોની કિંમત ઘટીને ૧,૫૬,૧૨,૨૩૫ પાઉંડે પહોંચી ગઈ. ૧૯૩૩માં વળતાં પાણી થવા લાગ્યાં. એ સાલે આગલી સાલની કિંમતમાં દશ લાખ પાઉંડનો વધારો બતાવ્યો. (પાઉંડ. ૧,૬૫,૯૯,૮૩૭) એ પછી વધારો ચાલુ રહ્યો. ૧૯૩૪માં ખનિજોની પેદાશની કિંમતનો આંકડો પાઉંડ ૧,૭૬,૬૮,૩૮૭એ પહોંચ્યો. ૧૯૩૫માં ૧૯૦ લાખે ૧૯૩૬માં વળી સહેજ વધારો ને ૧૯૩૭માં આગલી બે સાલના વધારા ઉપર એકદમ મોટો ૫૯,૪૪,૨૩૬ પાઉંડનો વધારો નોંધાયો ને કુલ કિંમત ૨,૫૨,૧૮,૫૭૭ પાઉંડે પહોંચી.

હિંદની ખનિજ પેદાશોમાં કોલસો અને પેટ્રોલ મોખરે આવે છે. જેની કિંમત પાઉંડમાં લગભગ ૧૦,૦૦,૦૦૦ પાઉંડ જેટલી થાય છે.

રામભાઈ પટેલ

રીકોર્ડ્ઝ ઑવ ધ જીઓલૉજીકલ સર્વે ઑવ ઇન્ડિયામાંથી ]

## (૩) હિન્દમાં સ્ત્રી દાક્તરો

**પડદા પાળતી** સ્ત્રીઓનાં પ્રસુતિસમયનાં દુઃખદરદો નિવારવા માટે બાઈ દાક્તરોની હિન્દમાં અત્યંત જરૂરિયાત હતી. મિશનરી સંસ્થાની માંગણીને માન આપી ડૉ. ક્લેરા સ્વેઈન એમ ડી. નામનાં બાઈ દાક્તરને અમેરિકાથી હિન્દ મોકલી આપ્યાં. ૨૭ જાન્યુઆરી ૧૮૭૦માં તે હિન્દમાં આવ્યાં. તેમણે બરેલીમાં રહેવાનું રાખ્યું.

બરેલીમાં ટોમસ દંપતિ નિરાશ્રિત બાળકોને ફીઝીયોલૉજી અને હાઈજીનનું શિક્ષણ આપી રહ્યાં હતાં ડૉ. સ્વેઈને આ કામ ઉપાડી લીધું અને આગળ ધપાવ્યું. તેના પરિણામે ચૌદ શિષ્યાઓ મેડિસીન, નર્સિંગ અને કમ્પાઉન્ડિંગમાં, ત્રણ વર્ષ બાદ નિષ્ણાત બની. હિન્દમાં પ્રથમ નિષ્ણાત બાઈ દાક્તર ડૉ. સ્વેઈનના જ્ઞાનનો લાભ ઘણી સ્ત્રીઓ લઈ રહી હતી. ડૉ. સ્વેઈનનો વિચાર મોટી હૉસ્પિટલ અને દવાખાનું ખોલવાનો હતો. રામપુરના નવાબની ઉદાર સખાવતથી ઈ. સ. ૧૮૭૪માં બરેલીમાં સ્ત્રીઓ માટે હૉસ્પિટલ ખુલ્લી મુકાઈ. ઘણી સ્ત્રીઓ આનો લાભ લેવા લાગી.

ખેત્રીના રાજાએ ડૉ. સ્વેઈનને રાજકુટુમ્બની સ્ત્રીઓના ડૉક્ટર તરીકે નિમણૂંક આપી. આથી ડૉ. સ્વેઈન ઈ. સ. ૧૮૮૫માં ત્યાં ગયાં. તેમનાં કામથી ખુશ થઈ રાજકુમારીએ શહેરમાં સ્ત્રીઓ માટે દવાખાનું બાંધી આપ્યું. ડૉ. સ્વેઈન ત્યાં કામ કરવા લાગ્યાં.

હિન્દના મહિલા સમાજમાંથી દાક્તરી શિક્ષણ લેવાની પહેલ કરનાર સન્નારી આનંદીબાઈ જોશી હતાં. ઈ. સ. ૧૮૮૬માં અમેરિકાથી દાક્તરી અભ્યાસ પૂર્ણ કરી તે હિન્દ આવ્યાં. તેમને આલ્બર્ટ એડવર્ડ હૉસ્પિટલમાં સ્ત્રી વૉર્ડનાં અધિકારી નીમવામાં આવ્યાં. પણ

મુંબઈની કામા હૉસ્પિટલમાં હાઉસ સર્જન તરીકે તેમની નિમણુંક થઈ. સ્ત્રી સમાજનાં ત્રીજાં મોવડી રૂખમાબાઈએ ઈ. સ. ૧૮૯૫માં લંડનની દાક્તરી શિક્ષણની ઉપાધિ મેળવી. તેમણે પ્રથમ સૂરતમાં અને પછી ઝનાના સ્ટેટ હૉસ્પિટલ રાજકોટમાં કામ કરવા માંડ્યું.

કાઉન્ટેસ ઑફ ડફરીનનું ફંડ ઈ. સ. ૧૮૮૫માં જાહેર થયું. એનો ઉદ્દેશ મહિલાવર્ગમાં નર્સિંગ અને મીડવાઈફરી એ દાક્તરી શિક્ષણનો પ્રચાર કરવાનો હતો. ઈ. સ. ૧૮૯૪માં લુધિયાણામાં ક્રિશ્ચિયન સ્ત્રીઓ માટે લેડીઝ કૉલેજ ખુલ્લી મુકાઈ. ઈ. સ. ૧૯૧૬માં દિલ્હીમાં લેડી હાર્ડિંજ લેડીઝ કૉલેજની સ્થાપના થઈ. એમાં ફક્ત સ્ત્રીઓને જ દાક્તરી વિદ્યાનું જ્ઞાન સ્ત્રી અધ્યાપકો દ્વારા જ અપાય છે.

ડૉ. સ્કેર્ડરને હિન્દમાં આવ્યાં ને શતાબ્દિ વિતી ગઈ, તે સમય દરમિયાન હિન્દની કેટલીક સ્ત્રીઓએ તબીબી વિદ્યાનું ઉચ્ચ શિક્ષણ મેળવ્યું. શિક્ષિત નર્સો અને દાયણો પણ સારી સંખ્યામાં મળી આવવા લાગી. વીમેન્સ મેડિકલ સર્વીસ અને એસોસિયેશન ઑફ વીમેન ઑફ ઇન્ડિયા નામની સંસ્થાઓ હયાતીમાં આવી.



દોષ કાઢજો.

૫ કોઈ હોદ્દો સ્વીકારતા નહિ; કારણ કામ કરવા કરતાં તેની ટીકા કરવી એ સહેલું છે.

૬ છતાં તમને કોઈ સમિતિમાં નીમવામાં ન આવે તો નારાજ જરૂર થજો; પણ જો લેવામાં આવે તો સમિતિની સભામાં હાજરી નહિ આપતા.

૭ જો કોઈ મહત્ત્વની બાબતમાં પ્રમુખ તમારો અભિપ્રાય જાણવા માગે તો મારે કશું કહેવાનું નથી એમ કહેજો અને સભા પૂરી થયા પછી કામ કેવી રીતે થવું જોઈએ તે દરેકને કહેતા ફરજો.

૮ તદ્દન આવશ્યક હોય તે કરતાં વધુ કશું કરતાં નહિ, પણ જ્યારે બીજા સભ્યો કમર કસીને ઉત્સાહથી અને નિઃસ્વાર્થપણે મદદ કરવા દોડી જાય ત્યારે મંડળનું કામ અમુક ટોળીઓ દ્વારા ચાલે છે એવી બૂમાબૂમ કરી મૂકજો.

૯ બની શકે ત્યાં સુધી પોતાનું લવાજમ આપવાનું મુલતવી રાખજો; અથવા તો બિલકુલ આપતા જ નહિ.

હોય તે વસ્તુ કેટલીક વખત એમના ઉલ્લેખ વિના જ શ્રી. મુનશીએ એમની એમ સ્વીકારી લીધી હોય છે, ઉ. ત. Popular Fictionનું પ્રકરણ એ શ્રી. મંજુલાલ મજમુદારના 'મધ્ય કાલના સાહિત્યપ્રવાહ'માંથી લોકવાર્તા સાહિત્યના વિસ્તૃત લેખનું મોટે ભાગે ટુંકાવેલું સ્વરૂપ છે. છતાં એ વાતનો સ્વીકાર નથી પ્રસ્તાવનામાં કે નથી પુસ્તકમાં બીજે ક્યાંય. શ્રી. ઝવેરીના પુસ્તકમાં ઉપલક દૃષ્ટિએ જોનારને પણ છોટી મોટી દરેક બાબતમાં જેનું ઋણ હોય તેનું સ્વીકારેલું જણાશે. મધ્યકાળના મોટા ભાગના લેખકોના જીવન કે લેખન પરત્વે શ્રી. મુનશી જાણે ઉદાસીનતાથી જોતા હોય એવું લાગ્યા કરે છે. અને એમાંથી નીપજતાં બેકાળજી કે ખોટી ઉતાવળને પરિણામે કાવ્યોનાં કેટલેક સ્થળે ભૂલભરેલાં ભાષાન્તરો એમણે કર્યાં છે તે તો નફામાં.

ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ આમ અંગ્રેજીમાં જ કેમ લખાયા કરે છે એ પ્રશ્ન પણ ચર્ચા માંગે છે. ગુજરાતી ભાષાથી અજાણ ઇતર પ્રાન્તના સંસ્કારી જનોને કે અંગ્રેજોને આપણા સાહિત્યમાં રસ લેતા કરવા એ એનો શુભ હેતુ હોવા છતાં એમાં એમ નથી બનતું કે મોટે ભાગે અંગ્રેજી નહિ જાણનારી કે અલ્પ જાણનારી ગુજરાતી પ્રજા એના સાહિત્યના ઇતિહાસજ્ઞાનથી છેક જ વંચિત રહી જાય છે? લોકપ્રિય રીતે સરળ ગુજરાતી ભાષામાં આપણા સાહિત્યનો ઇતિહાસ લખાય અને આપણો સાહિત્ય પ્રત્યે કંઇક સ્વભાવથી જ ઉદાસીન સમાજ વધુ ને વધુ પ્રમાણમાં સાહિત્યમાં રસ લેતો થાય એ વધારે અગત્યનું અને ઇષ્ટ છે.

ગુજરાતી સાહિત્યનાં વેદે ગણાય એટલા ઇતિહાસ ગ્રંથોમાં 'માઇલ સ્ટોન્સ'નું સ્થાન હજી સુધી મોખરે જ છે. અને જે સંશોધન અને અખંડ કર્તવ્યબુદ્ધિનો લાભ એને મળ્યો છે તે 'ફરધર માઇલ સ્ટોન્સ'ને પણ મળશે, અને ટૂંક સમયમાં આવી જ અતિપુષ્ટ નવી આવૃતિ તેની બહાર પડશે, એવી આશા સાથે આ અવલોકન પૂરું કરીએ છીએ.

પ્રસન્ન વકીલ

---

# અનુક્રમણિકા

પુ૦ ૨૮ વૈશાખ : ૧૯૯૫ અંક ૧





પ્રકાશક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : પ્રસ્થાન કાર્યાલય : ચાર રસ્તા : ખાડિયા : અમદાવાદ
મુદ્રક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : કિશોર પ્રિન્ટરી : ચાર રસ્તા : ખાડિયા : અમદાવાદ તા. ૨૨-૫-૩૯

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

પુસ્તક ૨૮ વૈશાખ : ૧૯૯૫ અંક ૧


## સાહિત્ય અને જીવન*


રામનારાયણ વિ. પાઠક


સાહિત્યનો અર્થ હું અહીં વાઙ્‌મય લલિતકલા, એટલે સર્જનાત્મક સાહિત્ય એવો કરું છું. આજે સાહિત્ય સંબંધી એક પ્રશ્નની હું ચર્ચા કરવા ઇચ્છું છું. વિવેચનના અભ્યાસીઓ જાણે છે કે સાહિત્ય સંબંધી બે સામસામા પક્ષો છે, બે વિવેચનના જાણે ધોરી માર્ગો છે જે ક્યાંય મળતા દેખાતા નથી. એક મત એવો છે કે કલા અને સાહિત્ય પણ જીવનને અર્થે જ છે. કલાનું મુખ્ય કામ જીવનને ઉન્નત કરવું એ જ છે. ઘણા ફિલસૂફો, લોકનાયકો, ધર્મસંસ્થાપકો આ મતના જણાયા છે. આ વ્યાખ્યાનમાં હું ઝાઝા મતો ટાંકવા માગતો નથી, માત્ર સર્વગમ્ય થાય એવી પદ્ધતિએ ચર્ચા કરવા માગું છું એટલે વધારે અવતરણો ન આપતાં માત્ર મહાત્મા ગાંધીજીનું એક અવતરણ આપીશ. તેઓ કહે છે:

'આપણામાં જે સારી ભાવના સૂતેલી છે તેને જાગ્રત કરવાની જે શક્તિ ધરાવે છે તે કવિ છે.

મંગળપ્રભાત પૃ. ૪૧

* સદ્‌ગત મહારાજા સયાજીરાવ ગાયકવાડની જયન્તીસપ્તાહને પ્રસંગે તા. ૧૧-૩-૩૯-ના રોજ આપેલા ભાષણની નોંધ ઉપરથી.

અર્થાત્ એમનો અભિપ્રાય એવો છે કે સાચા કાવ્યે માનવમાં રહેલી ઉન્નત ભાવના જાગ્રત કરવી જોઈએ. બીજો મત તે પ્રસિદ્ધ Art for Art's sake—'કલા ખાતર કલા'નો છે. એ મત પશ્ચિમમાં જ જન્મ્યો છે એમ આપણે સામાન્ય રીતે માનીએ છીએ. પણ એ મત આપણા કાવ્યશાસ્ત્રકારોનો પણ છે. સંસ્કૃત કાવ્યશાસ્ત્રનો પૂરો અભ્યાસ નહિ થતો હોવાથી જ આપણે એમ માનીએ છીએ. વાગ્દેવતાવતાર મમ્મટ 'કાવ્યપ્રકાશ'ના આરંભમાં ઇષ્ટ દેવતાને નમસ્કાર કરતાં કહે છે:

नियतिकृतनियमरहितां ह्लादैकमयीमनन्यपरतन्त्राम् ।
नवरसरुचिरां निर्मितिमादधती भारती कवेर्जयति ॥

મમ્મટ ભારતી એટલે સરસ્વતીને વન્દે છે. એ ભારતી કેવી છે? એ નવરસથી સુન્દર એવી નિર્મિતિ એટલે સૃષ્ટિ રચે છે. એ સૃષ્ટિ કેવી છે? એ આપણા જગતના નિયમથી રહિત છે, કેવળ આનન્દમય છે, અને અનન્યપરતન્ત્ર છે. કાવ્ય કે સાહિત્ય અનન્યપરતન્ત્ર છે એટલે એનું પ્રયોજન એનાથી વ્યતિરિક્ત, એનાથી પર, એમાંથી બહાર નથી. એ કોઈ બીજી વસ્તુને લીધે ઇષ્ટ નથી બનતું, પણ એ પોતે જ ઇષ્ટ છે. પ્રસિદ્ધ અંગ્રેજ વિવેચક એ. સી. બ્રેડલી 'કલા ખાતર કલા' કે 'કાવ્ય ખાતર કાવ્ય'-ની ચર્ચા કરતાં જે શબ્દો વાપરે છે તે આના અનુવાદ અને ભાષ્યરૂપ જણાશે. એ કહે છે :

> What then does the formula 'Poetry for poetry's sake' tell us about this experience? It says, as I understand it, these things. First, this experience is an end in itself, is worth having on its own account, has an intrinsic value. Next, its poetic value is this intrinsic worth alone. Poetry may have also an ulterior value as a means to culture or religion.... But its ulterior worth neither is nor can directly determine its poetic worth as a satisfying imaginative experience; and this is to be judged entirely from within. And to these two positions the formula would add, though not of necessity, a third. The consideration of ulterior ends.. tends to lower poetic value. It does so because it tends to change the nature of poetry by taking it out of its own atmosphere. For its nature is to be not a part, nor yet a copy, of the real world (as we commonly understand that phrase) but to be a world by itself, independent, complete, autonomous. ૧

૧ *Oxford Lectures on Poetry pp. 4–5.*

એ કહે છે કે કાવ્યદ્વારા મેળવાતો અનુભવ જાતે જ ઇષ્ટ છે, સંસ્કૃત વિવેચકોનો શબ્દ વાપરું તો તે જાતે જ 'ઉપાદેય' છે. બીજું, એની આંતર ઇષ્ટતા એ જ કાવ્યને ઉપાદેય કરે છે. અને છેલ્લે કહે છે કે કાવ્યથી વ્યતિરિક્ત કોઈ પ્રયોજનની ખાતર કાવ્યને ઇષ્ટ માનવાથી કાવ્યની કિંમત, કાવ્યની ઇષ્ટતા, કદાચ ઓછી થાય. તે કહે છે: "કાવ્યનું સ્વરૂપ એવું છે કે કાવ્ય, વ્યાવહારિક દુનિયાંનો ભાગ નથી, તેમ નકલ પણ નથી. તે પોતાની મેળે જ એક દુનિયાં છે: સ્વતંત્ર, સંપૂર્ણ, સ્વાયત્ત."

અને એક દૃષ્ટિએ જોતાં આ તદ્દન સાચું છે. પ્રથમ તો વ્યાવહારિક જગતનો અનુભવ અને કાવ્યનો અનુભવ આપણે તદ્દન ભિન્ન રીતે લઈએ છીએ. જીવનનો અનુભવ આપણે બાહ્ય આઘાત સહન કરીને લઈએ છીએ, તેમાં આપણી ઇચ્છા ઉપર કશો આધાર નથી. આપણે વશે કે કવશે તે લેવો પડે છે. આપણી ઇચ્છા ન હોય તોપણ ઉનાળામાં આપણે તાપનો અનુભવ લેવો જ પડવાનો, તેવી જ રીતે જગતની અનેક અસંખ્ય પરિસ્થિતિમાં સુખદુઃખ માનાપમાન શીતોષ્ણ વગેરે દ્વંદ્વોનો અનુભવ આપણે સહન કરીને લઈએ છીએ. કાવ્યનો અનુભવ આપણે લેવો હોય તો લઈએ, ન લેવો હોય તો ન લઈએ. જગતનો અનુભવ આપણી ઇંદ્રિયો ઉપરના બાહ્ય જગતના આઘાતથી કરીએ છીએ, કાવ્યનો અનુભવ આપણે એકાદ બાહ્ય ઇન્દ્રિય દ્વારા પણ મુખ્યત્વે આપણી કલ્પનાથી કરીએ છીએ. કાવ્ય અલબત આપણે કાનથી સાંભળીએ છીએ પણ કાવ્યનો અનુભવ મુખ્યત્વે કલ્પના પોતે ઘડીને આપણને કરાવે છે. અને કલ્પના પોતે એ અનુભવ ઘડે છે તેનું કારણ આપણને એ અનુભવમાં આનંદ થાય છે એ છે. વ્યાવહારિક જગતનો અનુભવ ન લેવો હોય તોપણ લેવો પડે છે; કાવ્યનો અનુભવ કલ્પના સ્વયં રાચતી રાચતી લે છે. જગતના અનુભવ વખતે ચિત્ત સર્વાત્મથી એ અનુભવને સંમુખ નથી થતું. અનેક પ્રયોજનો તેમાં આડાં આવે છે, અનેક પ્રયોજનો ચિત્તને દ્વિધા, શું અનેકધા કરતાં હોય છે; કાવ્યના અનુભવ વખતે ચિત્ત સર્વાત્મથી એ અનુભવની સંમુખ થાય છે, તે વખતે વ્યવહારનો સર્વ અનુભવ વિગલિત થઈ જાય છે, જીવનનો આખો જામ જાણે એના જ અનુભવથી છલકાય છે.

ત્યારે જીવનને અને કાવ્યને કશો સંબંધ નહિ? ના, એમ નથી. ઘણો સંબંધ છે અને તે પણ માર્મિક સંબંધ છે. ઉપર નિર્દેશ કરેલ એ. સી. બ્રેડલી પણ આ જ પ્રશ્ન પૂછી તેનો હકારમાં ઉત્તર આપે છે. તે કહે છે:

Again our formula may be accused of cutting poetry away from its connection with life. And this accusation raises so large a problem that I must ask leave to be dogmatic as well as brief. There is plenty of connection between life and poetry, but it is, so to say, a connection underground. ૨

૧. એજન; પૃ. ૬.

કહે છે કે કાવ્ય અને જીવનનો સંબંધ જાણે કે ગૂઢ, અંદરખાનાનો છે, આંતરભૌમ છે, ભૂમ્યંતર છે, બહાર દેખાય તેવો નથી. હું ઉમેરીશ કે, માત્ર ભૂમ્યંતર નથી. પણ ઉપર માથા ઉપરનો પણ છે, મારી દૃષ્ટિએ દશે દિશાનો છે, સર્વતોભદ્ર છે. કાવ્ય એક સ્વતંત્ર સર્જન છે, તેનો અનુભવ લેવાની પદ્ધતિ બીજા બધા અનુભવોથી ભિન્ન છે, તેનો અનુભવ વ્યવહારથી સ્વતંત્ર થઈ લેવાનો છે એટલું કહ્યા પછી એટલું જ કહેવાનું રહે છે, કે તે સિવાય, કાવ્યને જીવન સાથે સર્વતોભદ્ર સંબંધ છે. એ કેવી રીતે તે કહેવાનો હવે પ્રયત્ન કરીશ.

અલબત, કાવ્ય સ્વતંત્ર રીતે અનુભવવાનું છે પણ તેનો અનુભવનાર, ભાવક આ વ્યવહાર જગતનો છે. તેનું ચિત્ત વ્યવહારના સંસ્કારોથી સિદ્ધ થયેલું છે. એ સંસ્કારસિદ્ધ ચિત્ત લઈને તે કાવ્યાનુભવ કરવા આવે છે. એ સંસ્કારસિદ્ધ ચિત્તને અનુકૂલ એ કાવ્યાનુભવવ્યાપાર થવો જોઈએ. એટલું જ નહિ, કાવ્યનો નિર્માતા કવિ પણ એ વ્યવહારજગતમાંથી જ આવેલો છે. અને તે એ વ્યવહારજગતની જ વાણી વાપરે છે. વાણી પ્રથમતઃ અને મુખ્યત્વે વ્યવહારના પદાર્થો અર્થો સૂચવવા રચાયેલી છે. કવિ એ વાણીમાંથી વિલક્ષણ અર્થ કાઢે છે એ ખરું. પણ તે એ વાણીના મુખ્ય અર્થ દ્વારા જ! એ વાણીનો મુખ્ય અર્થ કદી નાશ પામી શકતો નથી. એ અર્થનો નાશ થાય તો તે સાથે એ શબ્દની સર્વ શક્તિ પણ નાશ જ પામે છે. એ મુખ્ય અર્થનો નાશ થતાં એ શબ્દમાં ભાવકના મનમાં કશો અર્થ સૂચવવાની શક્તિ રહેતી નથી. તેવી જ રીતે કવિ પોતાનું ઉપાદાન પણ આ વ્યાવહારિક જગતમાંથી જ મેળવે છે. શિલ્પી જેમ આ જગતમાંથી લાકડું કે પથ્થર લઈ તેનો આકાર ઘડે છે તેમ કવિ આ જગતના લોકવૃત્તમાંથી અર્થજાતમાંથી પોતાની સૃષ્ટિ ઘડે છે. એ વસ્તુમાંથી, એ, વ્યવહારમાં અનનુભૂત એવા, અપૂર્વ એવા ભાવો જાગ્રત કરી શકે છે, પણ વસ્તુ તો આ વ્યાવહારિક જગતમાંથી જ લે છે. જેમ વ્યવહારમાં અર્થ ન થઈ શકે એવા શબ્દથી કાવ્યમાં અર્થ થઈ શકતો નથી, તેમ જ વ્યવહારમાં કેવળ અપરિચિત હોય એવી વસ્તુથી ભાવ પણ ઉત્પન્ન થઈ શકે નહિ. એટલું જ નહિ, કવિમાં કેવળ અનનુભૂત વસ્તુ ઉત્પન્ન કરવાની શક્તિ હોતી નથી, અને કેવળ અનનુભૂત વસ્તુ કોઈ માનવી કે ભાવક સમજી પણ ન શકે. દાખલા તરીકે, શાકુન્તલના છેલ્લા અંકમાં સર્વદમન સિંહના બચ્ચાના દાંત ગણવા તેને મોઢું ફાડવાનું કહે છે એ, બાલચેષ્ટા વાત્સલ્ય જન્મસિદ્ધ નિર્ભયતા શક્તિ એ સર્વનું અપૂર્વ દૃશ્ય છે. વ્યવહારમાં ક્યાંઈ ન અનુભવાયું હોય એવું વાત્સલ્ય અને આશ્ચર્ય ત્યાં અનુભવાય છે, પણ ત્યાં કવિ જે ભાષા વાપરે છે તેનો દરેક શબ્દ વ્યવહારની ભાષાનો જ છે. અને બાળક, તેનો દ્રષ્ટા પિતા, સિંહ, વગેરે સર્વ વસ્તુ આ વ્યવહારની પરિચિત વસ્તુઓ જ છે. વ્યવહારમાં સિંહ ઘણો પ્રતાપી છે, એ પ્રતાપની સૂચકતા નાટકમાં પણ ઇષ્ટ છે એટલું જ નહિ, આવશ્યક છે. નાટકનો સિંહ જો પ્રતાપી ન હોય તો એ દૃશ્યમાં ચમત્કાર રહે નહિ. પ્રતાપી સિંહથી પણ આ આવડો નાનો બાળક ડરતો નથી, એમાં ચમત્કાર રહેલો છે. અર્થાત્, કાવ્ય સ્વતંત્ર હોવા છતાં, ભાવક ભાષા વસ્તુ અને કવિ એ ચાર દ્વારા તેનો જીવન સાથેનો સંબંધ માર્મિક રહે છે. અને એ સંબંધ સર્વતોભદ્ર છે, કાવ્યમાં આંતર બાહ્ય સર્વત્ર, અણુએ અણુમાં વ્યાપ્ત છે.

ઘણા એમ માને છે કે કાવ્ય કવિની કલ્પનાએ સ્વતંત્ર રીતે ઘડેલું છે એટલે કાવ્યની સૃષ્ટિને આપણા વ્યાવહારિક જગત સાથે સંબંધ હોઈ શકે નહિ. પણ એ માન્યતા સાચી નથી. કલ્પના સ્વતંત્ર રીતે વિહરે છતાં તે કલ્પના આપણા આત્માની જ કલ્પના છે. એ આત્માના સ્વભાવથી વિસંવાદી રીતે વિહરે જ નહિ. આપણે પ્રથમ જોયું કે કાવ્ય નિરતિશય આનંદ આપે છે: તેનું કારણ એ છે કે કાવ્યનો અનુભવ આપણા આત્માને કે ચિત્તને અત્યન્ત અનુકૂલ છે. નૈયાયિકો કહે છે કે अनुकूलवेदनीयं सुखम्। प्रतिकूलवेदनीयम् दुःखम् । જેનો અનુભવ આપણને અનુકૂળ હોય તે સુખ, પ્રતિકૂલ હોય તે દુઃખ. કાવ્યનો અનુભવ આપણા સમસ્ત આત્માને અનુકૂળ છે માટે તેમાં આનંદ અનુભવાય છે. અને સમસ્ત આત્માને એટલે આત્માની ગોચર—અગોચર જ્ઞાત—અજ્ઞાત બુદ્ધિ—હૃદય—નીતિ સર્વ શક્તિઓથી સંપન્ન આત્માને. એટલે વ્યવહારમાં જે વસ્તુ આત્માને ક્લેશકર લાગે—આત્માની નીતિબુદ્ધિને ક્લેશકર લાગે, અરુચિકર લાગે, અનુચિત લાગે, તે કાવ્યમાં અન્યથા લાગે એમ બની શકે નહિ. વ્યવહારમાં ઉચિત—અનુચિત સુરુચિ-દુરુચિ જે અનુભવે છે કે નક્કી કરે છે, તે જ આત્મા કાવ્યમાં સ્વૈરલીલા કરે છે. એટલે કાવ્યસૃષ્ટિ વ્યવહારસૃષ્ટિથી તત્ત્વતઃ કે સ્વભાવતઃ ભિન્ન ન જ હોઈ શકે.

કેટલાક એમ માને છે કે કાવ્યસૃષ્ટિ સૌંદર્યને માટે છે એટલે તેને વ્યવહારસૃષ્ટિ સાથે સંબંધ ન હોઈ શકે. સૌંદર્ય માટે છે, એનો હું એટલો જ અર્થ કરું છું કે એ અનુભવ સમસ્ત આત્માને અનુકૂલ છે, આત્માના સમસ્ત સંકુલ સુકુમાર તંત્રને અનુકૂલ છે, અને તેમાં સમસ્ત આત્મા સર્વ શક્તિથી જીવન્તતા અનુભવે છે. સમસ્ત આત્માને અનુકૂલ ન હોય એવો કોઈ અનુભવ સુંદર હોઈ શકે નહિ. નિત્ય વ્યવહારને માટે એક વસ્તુ અનુકૂળ, નીતિને માટે બીજી અનુકૂળ, વળી સૌંદર્યને માટે કોઈ ત્રીજી જ અનુકૂળ હોય, એમ હું માનતો નથી. એમ હોય તો આત્માના વિભાગ થઈ જાય. ચેતનમાં વિભાગ માનવા એ ચેતનનું સ્વરૂપ નહિ સમજવા બરાબર છે. ચેતનમાં વૈવિધ્ય હોય, પણ એ સર્વ વૈવિધ્યને વ્યાપીને અને અતિક્રમીને રહેલું, એ સર્વને એકતંત્ર કરનારું, એ સર્વને એકત્વ આપનારું એકત્વ રહેલું જ હોય. આ દૃશ્ય જડસૃષ્ટિમાં એકત્વ છે કે નહિ તે સંબંધી વિજ્ઞાનને ભલે શંકા હોય, પણ ચેતનમાં એકત્વ હોવું જ જોઈએ. એ ચેતનમાં રહેલું એકત્વ જ સૃષ્ટિમાં એકત્વની અપેક્ષા કરે છે, શોધે છે, અને સૃષ્ટિના નાનાત્વમાં રહેલું એકત્વ અનુભવી શકે છે.

અલબત ઉપર કહી તેવી સર્વ શક્તિની એકતંત્ર વ્યવસ્થા આપણે સિદ્ધ કરેલી હોતી નથી. એ સિદ્ધ કરેલી હોય તેને આપણે પૂર્ણ પુરુષ જીવન્મુક્ત સિદ્ધ પુરુષ કહીએ. આપણે એ જેટલે અંશે સિદ્ધ નથી કરી એટલે અંશે આપણે અપૂર્ણ છીએ. આપણું જીવન બધું એ સિદ્ધ કરવાનાં જુદા જુદા પ્રકારના ઉધામા છે. વ્યવહારમાં જે આપણે સિદ્ધ નથી કર્યું, તે કાવ્યમાં એ કાવ્યાનુભવ પૂરતું એક દૃષ્ટિએ સિદ્ધ થાય છે. કવિને કોઈ ધન્ય ક્ષણમાં એ પૂર્ણતા દેખાઈ જાય છે, અને એ દર્શનની આસપાસ તેની કલ્પના રમમાણ થઈ એવી સૃષ્ટિને રચે છે, કે જેથી એ દર્શનાનુભવ કાવ્યના ભાવકને પણ થાય. આમ કરવા કવિ કોઈ પૂર્ણ પુરુષનું પાત્ર કાવ્યદ્વારા આપે છે એવું હમેશ હોતું નથી. એમ તો વ્યાસ જેવો કોઈ મહાકવિ કરી શકે. પણ સામાન્ય રીતે કવિ પોતાનાં પાત્રોની

અપૂર્ણતા પણ એવી રીતે નિરૂપે કે આપણને એ અપૂર્ણતા જોતાં જોતાં પણ પૂર્ણતાનું દૃષ્ટિબિન્દુ અનુભવગમ્ય થાય. એ અપૂર્ણતા જ પૂર્ણતાના મધ્યબિન્દુનો આક્ષેપ કરે. એક દાખલાથી આ બતાવવા પ્રયત્ન કરીશ. એને માટે ચેહોવની તરત સ્મરણમાં આવી ચડેલી એક વાર્તા દૃષ્ટાન્ત તરીકે લઉં છું. રશિયામાં કોઈ સાધારણ નાના શહેરમાં એક દાકતરને ત્યાં એક માણસ આવે છે અને તેને પોતાની પત્ની ઓચિન્તી માંદી પડી છે તેને માટે મુલાકાતે આવવા કહે છે. હવે તે જ દીવસે દાકતરનો નાનો દિકરો મરી ગયેલો હોય છે. ઘર છોડી જવાની તેની જરા પણ મરજી નથી, પણ પેલાની કાકલુદીથી છેવટ હા પાડે છે અને જાય છે. મને વિગતો યાદ નથી, આટલામાં પણ મેં જ વિગતો પૂરી છે, તેમ પૂરીને કલ્પીએ કે દાકતરને તે માણસ સાથે ઘણી ઠંડીમાં વરસતા વરસાદમાં રશિયાના ખરાબ માર્ગો પર થઈને પંદર અઢાર માઈલ જવું પડ્યું. બન્ને જણા ઘરમાં ગયા. દાકતર દીવાનખાનામાં બેઠો, અને પેલો માણસ દરદી પાસે લઈ જવાની સગવડ કરી પોતાને બોલાવે તેની રાહ જોતો અધીરો થતો બેઠો છે ત્યાં તે આવીને કહે છે કે ખરી હકીકત તો એ હતી કે બૈરી ઘર મૂકી નાસી ગઈ છે. એ માંદી હતી જ નહિ, માત્ર નાસી જવાને માટે માંદી હોવાનો તેણે ઢોંગ કરેલો હતો—અને દાકતરનો પિત્તો જાય છે ! તે પેલા માણસને ભાંડી નાખે છે, અને ન થાય એટલું કરે છે.

આખી વાર્તામાં એ દાકતરનું વર્ણન વાંચતાં આપણને જરૂર લાગે કે દાકતર ગુસ્સે થાય એ સ્વાભાવિક છે. વાંચનાર એ દાકતરના ગુસ્સાની પૂર્ણ પ્રતીતિ કરશે. પણ વાર્તાકારની કલાનો ચમત્કાર એ કે એમ કરતાં છતાં સાથે સાથે વાંચનાર જોઈ શકશે કે દાકતરનો અનુભવ ગમે તેટલો ક્લેશકારક હતો છતાં પેલો માણસ ગુસ્સાને પાત્ર નહોતો, ઊલટો દયાને સમભાવને સાન્ત્વનને પાત્ર હતો. તેનો કશો જ દોષ નહોતો, તેને મર્મઘાતક નુકસાન થયું હતું, અને તેની ક્રૂરમાં ક્રૂર મશ્કરી થઈ હતી ! અહીં વ્યવહારનો અનુભવ અને કાવ્યનો અનુભવ, બન્નેનો ફેર આપણે જોઈ શકીએ છીએ. વ્યવહારમાં આપણે દાકતરની જગાએ હોઈએ તો આપણને પણ કદાચ દાકતરની પેઠે જ ગુસ્સો ચડી જાય. પણ તે અનુભવ સાથે, એમ થવામાં આપણી ઉદારતાની, માણસાઈની અપૂર્ણતા છે એવો ખ્યાલ, એવું દૃષ્ટિબિન્દુ, આપણને ન આવે એમ બને. પછીથી પણ એવો ખ્યાલ આવે તો આપણાં સદ્‌ભાગ્ય. પણ કાવ્યમાં એ સર્વ વૃત્તાન્તનું વર્ણન એવી રીતે કરેલું છે કે દાકતરના માનસની પ્રત્યક્ષ પ્રતીતિ કરતાં, સાથે સાથે તેનાથી ઊર્ધ્વ પણ જઈએ છીએ, એ ભૂમિકાનો અનુભવ કરતાં તેને અતિક્રમીને પણ જઈએ છીએ. અને સમજાય છે કે દાકતરે સહનશીલ થવું જોઈતું હતું. ઊલટું સાન્ત્વન આપવું જોઈતું હતું.—સમજાય છે એટલે કાંઈ કવિએ એમ કહેલું હોતું નથી, આપણા મનમાં આપણે એ કે એ અર્થનું વાક્ય બોલતા હોતા નથી, પણ મન એની મેળે એ દૃષ્ટિ અનુભવી લે છે. એનું જ નામ વ્યંજના ! એને જ હું કહું છું કે કાવ્ય અપૂર્ણતાનું નિરૂપણ કરતાં પણ પૂર્ણતાના દૃષ્ટિબિન્દુનો આક્ષેપ કરે છે. આપણે કાવ્યમાં જે દૃષ્ટિ સમજી શકયા તે વ્યવહારમાં નથી સમજતા તેનું કારણ એ કે વ્યવહારમાં આપણે સર્વાત્મથી જાગ્રત હોતા નથી. એ દાકતરનો દાખલો ખરેખરો જ બનેલો માનો. એમ માનવામાં કશી જ મુશ્કેલી આવે એમ નથી, વ્યવહારજગત અને કાવ્યજગત એટલાં બધાં એક સ્વરૂપ

હોઈ શકે છે. એ દાકતર એટલું ઉદારતાનું દષ્ટિબિન્દુ કેમ ન લઈ શક્યો ? તો જવાબ એ છે કે તે વખતે તે સર્વોમથી જાગ્રત નહોતો. જૂની ફિલસૂફીની પરિભાષામાં કહેવું હોય તો એમ કહેવાય કે તેનો જીવ પુત્રશોક અને મુસાફરીના થાકના મોહના આવરણ વાળો હતો. દુઃખ થાકના મોહથી તે અભિભૂત હતો—હારેલો હતો, દુઃખ થાકની સામે થઈ, તેનાથી ઊર્ધ્વ થઈ તેનું ચેતન ઉચિત વૃત્તિ સ્ફુરાવી શક્યું નહિ. વ્યવહારમાં એ દાકતરનું દશ્ય નજરે જોત તોપણ કદાચ આપણામાં દાકતરના માનસથી ઊર્ધ્વ દષ્ટિબિન્દુ ન આવત, પણ વાર્તા એવી કલાથી કહેવાઈ કે એ દષ્ટિબિન્દુ વાર્તા વાંચનારને ગમ્ય થયું. વ્યવહારિક અનુભવનો અને વાર્તાદ્વારા મેળવેલા અનુભવનો આ ભેદ. વાર્તાનો અનુભવ વધારે રહસ્યવાળો થયો. અને મહાત્માજી કહે છે કે જીવનની ઉચ્ચ ભાવનાને જાગ્રત કરવી એ કલાનું કામ છે, તે આ દષ્ટિએ ખરું છે. આ રીતે કલા આપણા જીવનનાં સુપ્ત રહેલાં દષ્ટિબિન્દુઓ આપણને અનુભવગમ્ય કરાવે છે. વ્યવહારમાં જે અનુભવ નજરે જોઈને થાય તે અનુભવ કલામાં કલ્પનાથી થાય છે, એ અનુભવ પણ પ્રત્યક્ષ જેવો જ થાય છે, ફરક એ છે કે કલામાં એ અનુભવ સરહસ્ય થાય છે.

મેં શરૂઆતમાં કહ્યું કે કલ્પનાનુભવ આપણે વ્યાવહારિક અનુભવ કરતાં જુદી રીતે લઈએ છીએ, કાવ્યસૃષ્ટિ એક સ્વતંત્ર સૃષ્ટિ છે અને તેનો અનુભવ વ્યવહારથી સ્વતંત્ર રીતે કરવો જોઈએ, કાવ્યાનુભવ કરતી વખતે વ્યવહારનું સર્વજ્ઞાન વિગલિત થઈ જાય છે. પછી મેં કહ્યું કે એમ હોવા છતાં કાવ્યાનુભવ પહેલાં જે ભાવક અને કવિ આ વ્યાવહારિક જગતમાં વિચરતા હતા તે જ સ્વયં કાવ્યનો અનુભવ કરનારા છે. કાવ્યાનુભવ પહેલાં તેમનો આ વ્યવહારજગત સાથે સંબંધ હતો. અને હવે મારે એ કહેવાનું છે કે જેમ કાવ્યાનુભવ પહેલાં ભાવકને વ્યવહારજગત સાથે સંબંધ હતો તેમ હવે કાવ્યાનુભવ લઈ લીધા પછી ભાવક પાછો પોતાના વ્યવહારજગતમાં આવે છે ત્યારે કાવ્યનો અનુભવ સાથે લઈને આવે છે. તેના પૂર્વના અનુભવમાં કાવ્યનો અનુભવ ઉમેરાય છે, તેની સાથે એકરસ થઈ જાય છે. અને સરહસ્ય કાવ્યાનુભવ કરવાથી હવે ભાવક વ્યવહારજગતનો અનુભવ પણ કંઈક વધારે રહસ્યપૂર્વક કરતાં શીખે છે. જગતને સમજવાની તેની શક્તિ વધેલી છે. કાવ્યથી તે વધારે સંસ્કારી થયો છે. કાવ્યનું આ આનુષંગિક ફલ છે.

આ રીતે સાહિત્યકલાનો અને જીવનનો ઘણો માર્મિક સંબંધ છે. જીવનમાં સાહિત્યકલાને ઘણું ઊંચું સ્થાન છે. જીવનનું એ એક ઉચ્ચ પ્રકારનું ઇષ્ટ છે.

અને તેમ છતાં સાહિત્યસેવન, કાવ્યાનુભવ એ જીવનનું એક જ ધ્યેય નથી, તેમ જ તે સૌથી ઉન્નત ધ્યેય પણ નથી. જીવનનું સૌથી ઉન્નત ધ્યેય પોતે ઉન્નતિ, વિશાલતા, જાગૃતિ, નિર્ભયતા સિદ્ધ કરવી એ છે. અમુક કાવ્યના પરિમિત અનુભવમાં પૂર્ણતા મનસમક્ષ વ્યક્ત થાય એટલાથી કૃતાર્થ થઈ શકાતું નથી. એ પૂર્ણતા સમસ્ત જીવનમાં સિદ્ધ કરવી જોઈએ. અને તે તરફ જવાનો માર્ગ વાસ્તવિક જીવન સોંસરો પડેલો છે. વાસ્તવિક જીવનના ઉપસ્થિત પ્રસંગોએ નિર્ભયતા વિશાળતા સેવતાં સેવતાં જ એ સિદ્ધિઓ પ્રાપ્ત થઈ શકે છે. એવા પ્રસંગો જતા કરીએ, તેવા પ્રસંગોએ ખસી જઈએ, તો એ

પ્રસંગનું કામ કોઈ કાવ્ય કરી શકશે નહિ. બહાદુરી કરવાને પ્રસંગે, ફરજમાંથી ખસી જઈએ તો એ પ્રસંગનું ફળ વીરરસ કાવ્યવાચનથી કે વીરરસના નૃત્યથી નથી મળવાનું. ફળ નથી મળવાનું એટલે વ્યાવહારિક ફળ નથી મળવાનું એ તો દેખીતું જ છે. પણ બહાદુરીના કૃત્યથી આત્માની જે ઉન્નતિ થવાની હતી તે વીરરસકાવ્યવાચનથી નથી થવાની. ઊલટું, બહાદુરીનો પ્રાપ્ત પ્રસંગ જવા દીધો, ચેતનની સ્ફૂર્તિની એક તક ગુમાવી, એથી ચેતન એટલું ઓસર્યું. અને પછી એ ક્રિયાને ફરી અટકાવીએ નહિ તો એ ઓસરતું જ જવાનું. એ ચેતન પછી કાવ્યદ્વારા પણ વીરરસનો અનુભવ કરવાને એટલું નાલાયક બનવાનું. ખરી રીતે વાસ્તવિક જીવનના પ્રસંગો વાસ્તવિક જીવનના જ છે, તેની જગા બીજી કોઈ વસ્તુ લઈ શકે જ નહિ. ચેતનતંત્રમાં અવેજી ચાલતી નથી. એકની જગા બીજું લઈ શકતું નથી. અને સામાન્ય માણસની ઊંડી પ્રતીતિ પણ એવી જ હોય છે. માત્ર આત્મપ્રતારણા માટે કલાની અવેજીનું બહાનું માણસ કાઢે છે. લડવા જવાનું કોઈ પણ બહાનાથી ટાળવા પ્રયત્ન કરે છે, વીરરસના નૃત્યમાં બહાદુરી અનુભવી લેવાય છે એમ માનવા પ્રયત્ન કરે છે, પણ કોઈ પોતાના પ્રેમપાત્રને પરણવાને બદલે માત્ર પ્રેમના સાહિત્યથી કે પ્રેમના નૃત્યથી ચલાવી લેતું નથી.

એટલે સાહિત્ય અને જીવનનો માર્મિક સંબંધ કબૂલ છતાં, સાહિત્ય જીવનને સમૃદ્ધ કરે છે, ઉન્નત કરે છે, એ સ્વીકાર્યા છતાં, કાવ્ય કે કોઈ પણ કલા સાથે વાસ્તવિક જીવનનું સાટું ન કરી શકાય એ મારે કહેવાનું રહે છે. અને એ તરફ ખાસ ધ્યાન ખેંચવાની જરૂર છે કારણ કે હાલના કલાપ્રશસ્તિના વાતાવરણમાં, મનુષ્ય પોતાની નિર્બળતાથી ઘણી વાર એમ માની પોતાની જાતને છેતરે છે. જેવું ધર્મનું વેવલાપણું હતું, તેવું કલાનું પણ હોઈ શકે છે. અને છેતરનાર માણસ ભલે બીજાને છેતરી શકતો હશે, પણ કોઈ જીવનને છેતરી શકવાનું નથી.



# ત્રીજો દિવસ*

મનસુખલાલ મ૦ ઝવેરી

ગગડયાં યુદ્ધનાં જેવાં ત્રીજે દિવસ દુંદુભિ,
ને ટંકાર થયો પ્હેલો ચાપનો, તે ઘડી થકી,
પાર્થો શું વિજયશ્રી આ વરસી સ્મિતને રહી,
અને કૌરવસેનામાં ઓટ ઉત્સાહની થઈ.
ભીમ ને ભીમનો પુત્ર ભવ્ય પેલો ઘટોત્કચ,
ઘૂમી બે ય રહે જાણે સાગરે વડવાનલ.
લણાતાં ધાન્ય, વેરાઈ પડેલાં કણને ચણે
પારેવાં, શુક ને ભોળાં ચકલાં; ત્યાં યથાવિધે
સીંચાણા સૂસવી આવે સહસા કયાંકથી અને
ઊડી જાય ગ્રહી ચાંચે ફફડન્ત વિહંગને.
પિતાપુત્ર તણાં તેવાં સહસા શર આવતાં,
યોદ્ધાને કૌરવો કેરા ટપોટપ ગ્રસી જતાં.
અને મધ્યાન્હ પ્હેલાં તો નિરાશા ગાઢ કો ફરી
વળ્યે, કૌરવસેનામાં નાસાનાસ મચી રહી.
દુર્યોધન નિહાળી આ નિજ સૈન્યતણી ગતિ,
ચાલ્યો ભીષ્મતણી પાસે ખિન્ન ઉદ્વિગ્ન ચિત્તથી.
તેને નિરખતાં પૂછ્યું પૌરવોના પિતામહે,
"કેમ ? શા કાજ બેટા તું દીસે આજ ઉદાસ છે ?"
દુર્યોધન વદ્યો, "ના, નાં, એ તો અમથું આપને
લાગે છે; આપ બેઠાં શી ચિન્તા યે હોય માહરે ?"

---

* મહાભારત યુદ્ધનો.

"એમ તે હોય? તારાં આ વદને ખેદ વ્યાપતો
છાનો કેમ રહે? ફૂહેને શાને ઉદ્વેગ ધારતો?"
"શાનો ઉદ્વેગ? ને શાનો ખેદ? કૈં યે મને નથી;
એ તો દૃષ્ટિ સદા હોયે પક્ષપાતી વડીલની.
તેથી તો આપને લાગે મુખ મારું ઉદાસ આ;
બાકી હોય મને શું આ તપે જ્યાં તેજ આપનાં?"
"તો ય આ?" હસતા, એને વૃદ્ધ નેણે વિલોકતા,
પિતામહ રહે પૂછી, "તો ય આ મુખભાવ શા?"
"મુખભાવ? નહિ,–હા, હા,–કાલના એ પ્રસંગની,
પડી કૈંક હશે છાયા; બાકી આજ કશું નથી."
"પ્રસંગ કાલનો? ભાઈ, તને શું ખટકે હજી
વત્સ લક્ષ્મણ કેરી એ દોહ્યલી વીરની ગતિ?"
"ના રે, એ ખટકે શાની? મારે લક્ષ્મણ ક્યાં હતો
પુત્ર એક જ કે તેનાં મરણે શોક હું કરું?"
પિતામહ મથે એનાં તાગવા વક્ર વેણુને,
ને તેને અધમીંચેલાં નયને નિરખી રહે.
દુર્યોધન વદે શબ્દે, "મારે પુત્ર, પિતામહ,
બીજા છે અતિતેજસ્વી અભિમન્યુ, ઘટોત્કચ;
રૂહેંસ્યો લક્ષ્મણુને કાલે ભલેને અભિમન્યુએ,
ને ઘટોત્કચ આજે છો સેના સકળ સંહરે.
ને આજે કૌરવો કેરી વાડી વેરાન થાય છો;
ભીમપુત્ર તણા હાથે આજે વિધ્વંસ છો થતો;
સો યે કૌરવ કેરો ને કૌરવોના સહાયનો
ને ભલે પાંડવો કેરો દિગન્તે યશ ગાજતો.
તો યે પાંડવના પુત્રો તે છે પુત્રો ય માહરા,

તેમના કરથી લેશે પિંડદાનો ય આદ્દન આ. ”
પામીને પાર વેણોનો પિતામહ ધરી રહે
ગભીરું મૌન, તે ન્હાળી દુર્યોધન ફરી વદે.
“ એ તો ઠીક થયું કે આ નથી કર્ણ-હવાં અંહી;
ને નહીં આવશે યુદ્ધે હશો આપ તહીં લગી.
નહિ તો શાં ય દુર્ભાગ્ય થાત કૌરવ વંશનાં
કે પુત્રો પણ પાર્થોના પિંડ દેવા રહેત ના!
એ તો સુજ્ઞ જ છો આપ કે પ્રસન્ન હજી રહ્યા;
ને મારા વંશની રક્ષા સ્થિર ચિત્તે કરી રહ્યા. ”

—અને ગાંગેયને અંગે રોષ રાતા ભભૂકતા,
વૃદ્ધ કંઠ થકી ઘેરી સરતી સિંહગર્જના;
દુર્યોધન તણાં વેણે વીંધાતાં, નેણ રોમમાં
વ્યાપતાં વહ્નિ, કમ્પે છે એમનો અધરોષ્ઠ ત્યાં.

ને ટંકાર કરી તીખો ધનુકેરો ધનુર્ધર,
ધસે છે રથમાં બેસી પાર્થ સૈન્યે પિતામહ.
કાલેયો હણવા કાજે ધસે જેવા શચીપતિ,
એવા આજે ધસે ભીષ્મ પાર્થના સૈન્યની ભણી.
સંજીવન વહાવે એ શંખનાદે સ્વસૈન્યમાં,
ને પ્રસ્વેદ વછૂટાવે સૈન્યની મહિં પાર્થના.
ન્હાળિયે રોજ તોયે જે રૌદ્રતા ન ચખે ચડી
ચંડરશ્મિ તણી, ગ્રીષ્મે અચિંતી તે છતાં થતી,
એના એ વાયરા જેમ વહ્નિઝાળ વહાવતાં,
ને સરો પણ એનાં એ શોપ કંઠે વધારતાં,

ઢાળીને શિર ઉભે છે કુસુમો કરમાઈને,
વૃક્ષકોટરથી બ્હીલાં વિહંગમ ખરી પડે,
જડચેતન સૃષ્ટિ સૌ સૂમસામ બની રહે,
ને પ્રભાતેથી ઝંખે સૌ કૈંક શીળા પ્રદોષને;
તે વિધે ભીષ્મના ભાળી આજે ભીષણ ભર્ગને,
ને છટા કારમી એના નિહાળી અસ્ત્ર શસ્ત્રની,
કલ્પેલી ય નહિ તેવી સુણી ડણુક એહની
કૌરવ પણ થંભે છે ભરાઈ ભય વિસ્મયે.
એના એ રથમાં બેસી, એના એ ભીષ્મ ઘૂમતા,
ને એનાં એ જ અસ્ત્રોને પાર્થને સૈન્ય ઝીંકતા.
તો યે આજ અનોખી કો દીપ્તિ ભીષ્મ ધરી રહે,
ને અપૂર્વ જ તેજેથી દઝાડી પાર્થને રહે.
ક્યાં પ્રશાન્ત સદાના એ પુણ્યમૂર્તિ પિતામહ !
ને ક્યાં આ કાલના યે કો કાલ શા કુરુપુંગવ !
અવિશ્રાન્ત રહે છે એ રેલી શરની ધારને,
ભેળીને સિંહશા ઘેરા નિજ કંઠનિનાદને.
કૈંકને ખડ્ગથી ઢાળે, ગ્રસે છે કૈંકને શરે,
કૈંકને મૂશળો કેરા પ્રહારે ચૂર્ણ એ કરે.
કૈંકના પ્રાણને શોષે તેજેથી નયનો તણાં,
તો વળી નિજ દુર્ધર્ષ હુંકારે કૈંકને હણે.
નેણની તર્જના, ઘેરી ગર્જના, અસ્ત્રશસ્ત્રની
ઝાપટો ચોદિશે ઢાળી પાર્થના સૈન્યને રહી.
ચોમાસે ચરતાં જેવાં વડાં વૃન્દો અજાતણાં
વનરાજ તણી ઘેરી સુણતાં માત્ર ગર્જના,
ને અડયે નેણની એનાં પિંગળી પાવક પ્રભા,

ગળી ગાત્ર જતાં જેવાં થઈ નિશ્ચેષ્ટ સૌ જતાં,
તે વિધે ભીષ્મની ત્રાડે મૃતકલ્પ થઈ જતું
સૈન્ય પાંડવ કેરું ને કૌરવી બળ વાધતું.
ને ધસે ભીષ્મ સેનામાં પાર્થની, જે વિધે ધસે
વેગથી વિનતા કેરો પુત્ર પાતાલ મંડલે,
છૂંદે સાપોલિયાં તો ચે રાખીને દૃષ્ટિ નાગપે,
તે વિધે શોધતા નેણે અધીરાં પાંડુપુત્રને.
પણ પાંડુ તણા પુત્રો, છોડીને માર્ગ ભીષ્મનો
આજે અન્યત્ર પોતાનાં ચકાસી શૌર્યને રહ્યા.
હાંફતા શ્રમથી, ક્રોધે ગાજતા ભીષ્મનો તહીં
ધસે છે રથ સંગ્રામે, રથની પાસ ધર્મના.
"ચેતજે પાર્થ" ગર્જીને શરનો મેઘ વર્ષતા
ઘોર પુષ્કરના જેવા પિતામહ તુટી પડ્યા.
પણ પૃથ્વી તણા ઊંડા પેટાળે નિજ મૂળને
ફેલાવીને ઉભા કોઇ તોતિંગ વડના સમા,
યુધિષ્ઠિર રહ્યા ઝાલી ઝીંક ગાંગેયની અને
પ્રગટી ય રહ્યા સામી કલાને નિજ ક્ષત્રની.
ઘડીમાં શરથી એ તો આવરે રથ ભીષ્મનો,
ઘડીમાં ભીષ્મના બાણે વીંધાયે દેહ એહનો.
ઘડીમાં મેઘનું ભાસે સર્વથા બળ ખૂટતું,
ઘડીમાં મૂળ ખોદાયે ઝપાટે વૃક્ષરાજનું.
પરસ્પર રહે ખૂંપી શરો તે, પુંગવો સમા
ખંખેરી પલમાં બન્ને રમી આજે રણે રહ્યા.
કૂદીને સહસા ત્યાં તો રથેથી કુરુપુંગવ,
ભરીને ફાળ, વેગેથી ચડે છે ધર્મને રથ.
ને ઝીંકે કાલના કાળા દંડશું નિજ મૂશલ
ગર્જીને ધર્મરાજના વિશાળા વક્ષમંડળે.
અચિંત્યા, અણકલ્પેલા પ્રહારે લથડી પડી,
મૂર્છામાં ઢળતો ત્યાં તો પાંડુનો પુત્ર અગ્રણી.

સારથી લઇને તેને રથ દૂર લઈ જતો,
અને વિજયનાદેથી ગર્વે ગાંગેય ગાજતો.
પણ ત્યાં તો નિહાળે એ સામેથી રથ આવતો
સવ્યસાચી તણો વેગે, ધરા ધમધમાવતો.
પૂર્વમાં મેઘની પૂંઠે જેવો બાલાર્ક દીસતો,
તેવો કૃષ્ણ તણી ઓથે દીસતો મૌલિ પાર્થનો.
ઊડે છે રજનાં કાળાં પટલો મેઘશાં બધે,
હાંફતા હયમુખેથી ફીણોટા તે મહીં ઉડે.
કિરણો અસ્ત્રશસ્ત્રોનાં રચી ત્યાં વીજળી તણા
સળાકા, રથને શોભા આવર્તકની અર્પતા.
ભીષ્મના રથની પાસે આવ્યો જ્યાં રથ પાર્થનો,
ત્યાં તો "પાર્થ ! તું આવ્યો કે ? શોધતો'તો હું ક્યારનો !"
ગર્જના ભીષ્મની એવી સંભળાય અને સરે
શિલીમુખતણી ધારા પાર્થ કેરી ધ્વજ પરે.
કપિધ્વજ તણો ત્યાં તો ધ્વજદંડ ધરા પરે
પડે છે સહસા, જેમ પક્વ કો ફળ વાયરે.
મૂંઝાઈ નયને ધારે, પાર્થ ગાઢા વિષાદને
મધુસૂદનનાં નેણો રોપે જાસૂદ શાં બને.
" સજ્જ ગાંડીવધારી, થા : પાછો શાનો વિષાદ આ ?"
પાર્થને પડકારે ત્યાં ફરીથી કાળ કંસનો.
ને વદે, " સવ્યસાચીને શોભતા ઉપચારથી
હજી કેમ ન પૂજા તું કરે આ કુલવૃદ્ધની ?
આપે તું અર્ઘ્ય તે પ્હેલાં આશિષો વરસી રહ્યા
પિતામહ, છતાં તારાં હજી ના ઘેન ઉડતાં ?"
"વિષાદે નથી વાંધ્યુંય ! ઘેરાયો હું જરા, નથી
ઘેનમાં અથવા ડૂબ્યો, નથી ભૂલ્યો પ્રમાદથી.
પણ આ અન્તરે કાંઈ —ન જાણું શું ય—થાય છે,
અને અકળ રીતે આ મતિ મૂંઝાઈ જાય છે.
ઓળા કાલ તણા ગેબી આંખને મુજ આવરે,

અદીઠો સોસ. અંગોનાં બધાં ચેતનને હરે."
"જશું શિબિરમાં ત્યારે ?" વક્રનેણે હસી રહી
પૂછે છે પાર્થને એના રણના રથસારથી.
પાર્થ પ્રત્યુત્તરે તેના, પ્રત્યંચા નિજ તાણતો,
અને ભીષ્મ ભણી તીણાં શરને વરસી રહ્યો.
પણ આજ. શરો તેનાં લક્ષ્ય ચૂકી ઉડી રહ્યાં,
ભીષ્મના રથથી દૂરે, સુદૂરે એ સરી રહ્યાં.
મૂંઝાઈ અદકો એ તો અદકાં શર છોડતો,
લક્ષ્યચૂક થતાં, પાછો મૂંઝાઈ અદકો જતો.
ને તેનાં વદને કાળી નિરાશા કો ફરી વળે,
કૃષ્ણનાં અંગ ક્રોધેથી કમ્પી ફૂંપળશાં રહે.
વિજેતાને મુખે જેવું રમી વિરલ કો રહે,
અટ્ટહાસ કરી તેવું ભીષ્મ પૂછે છ પાર્થને,
"થાકી આજ ગયો, ભાઈ? શાને તો શ્રમ તું કરે?
લે, ઘડી જંપ નિદ્રામાં"—ને વર્ષી શર એ રહે,
તીક્ષ્ણ નાગફ્ણા જેવાં, જેણે અર્જુન ઢાળિયો
મૂર્છામાં, મચવી એને અંગે તીવ્ર પ્રકમ્પ કો.
ને ધનુષ્ય સર્યું નીચે કરમાંહિથી પાર્થનાં;
"સવ્યસાચિ! સખા!" બોલી, ન્હાળતા રથમાંહિ ત્યાં,
સ્તબ્ધ કૃષ્ણ થયા દેખી દશા કૃપણ પાર્થની,
નિશ્ચેતન પડ્યો 'તો જે શવશો રથની મહીં.
અને ભીષ્મ તણી ભાળી મુખે વ્યાપી કૃતાર્થતા
રોમે રોમ રહ્યાં એનો રોપ કો તીવ્ર ધારતાં.
કોટિકોટિક સૂર્યોની દીપ્તિ ભીષણ ધારતું
સુદર્શન ગ્રહ્યું એણે કરે પ્રલયવર્ષતું.
ને ધસ્યા ભીષ્મની સામે ભીમ ભૂકમ્પના સમા
ચક્રપાણિ મહાવેગે, અંગે ક્રોધેથી કમ્પતાં.
પાર્થના સારથી કેરા કરે નિઃશસ્ત્ર, ન્હાળતાં
મૂર્તિ આ મૃત્યુની, સૈન્યો કમ્પી ઉભય ત્યાં ગયાં.

ત્યાં તો ગાંગેયના શબ્દો સર્યા ગૌરવથી ભર્યા,
"આવો કૃષ્ણ ! મુરારિ ! લો, તજું છું શસ્ત્ર માહરાં.
મધુસૂદન ! ચક્રેથી છેદીને શીર્ષ માહરું,
મારો વિજય સ્વીકારો, આટલું બસ ચાહું હું."
"તમારો જય ?" ગર્જે ત્યાં વિસ્મયે વાસુદેવ; ને
"મારો વિજય ? હા, મારો જય" ભીષ્મ તહીં વદે.
"મારો વિજય ના શાને ? પાર્થોને મેં નસાડિયા
તે તો ઠીક; પરંતુ મેં હરાવ્યા તમને ય આ.
પ્રતિજ્ઞા તમ નિઃશસ્ત્ર રહેવાની પરંતપ !
ભુલાવીને ઝલાવું હું શસ્ત્ર એ જ નથી જય ?
આવો, આ મસ્તકે મારા. ચલાવો શસ્ત્ર આપનું;
આવો, પૂર્ણ જ્યશ્રીને ઝંખે છે ચિત્ત માહરું."
– પણ કૃષ્ણ તણે હસ્તે ચક્ર નિશ્ચલ થૈ જતું,
રોષે રાતું થયેલું એ મુખ મ્લાન થઈ જતું.
પ્રતિજ્ઞાભંગની લજ્જા હૈયે એને ફરી વળે;
અને ગાંગેય કેરા એ પ્રતીતિ બળની કરે.
આજીવન રહ્યા ધારી પ્રતિજ્ઞા ભીષ્મ જે રહ્યા,
આજીવન રહ્યા જીતી જેહ દુર્દાન્ત વાસના.
એવા ભીષ્મ કયહીં ને કયાં પોતે, સંક્ષોભ જેમના
હૈયાની દૃઢતાને યે દ્રવાવે પલમાત્રમાં ?
અને 'વિજય મારો' એ વચનો ભીષ્મનાં રહ્યાં
ઠસાવી નિજ સાર્થક્ય અન્તરે આર્દ્ર કૃષ્ણના.

*

અને મૂર્છા વચ્ચે પાછી રમણા પાર્થની મચી,
સન્ધ્યાએ તો છતાં ધારી છાયા ગૂઢ વિષાદની.×

× 'આરાધના' નામના નવા કાવ્યસંગ્રહમાંથી.

# નવવર્ષ

મૂળ લેખકઃ કવિવર રવીન્દ્રનાથ ટાગોર

અનુવાદકઃ રામભાઈ પટેલ

આજે નવા વરસને દિવસે તમે જે જે લોકો અહીં આવ્યાં છો એ બધાં, જીવનપંથનું પાથેય સંગ્રહ કરવાનો મનમાં ખ્યાલ રાખીને આવ્યાં છો. એ જ રીતે પંથીયાત્રીઓ નૌકાઘાટે વાટનું ભાતું બાંધીને આવતાં હોય છે. નવી રીતે આજે તમે લોકો તમારાં પ્રયાણપ્રવૃત્ત થઈને આવ્યાં છો. તમારાં જીવનનો સંપૂર્ણ ઇતિહાસ તમારા સિવાય અન્ય કોઈ જાણતું નથી—તે બીજો જાણે કેવળ અંતર્યામી. પ્રેમવૃત્તિની કોણ જાણે કેટલીયે આનંદ–વેદનાઓનાં ઉપકરણોથી તમારાં એક એકના જીવનના તાંતણા વણાયેલા હશે! એ બધાંને સમગ્ર સ્વરૂપે ઉપાડીને આજ તમે લોકો સામેની દિશામાં નવીન યાત્રાને પંથે પ્રવૃત્ત થશો. નિશ્ચય, ઉદાસીન ભાવે ઘરના ખૂણામાં પડી રહેવાનું દુઃખ તમારે ભાગે નથી. સુદીર્ઘ જીવન હજી તમારી સામે ખડે પગે ઊભું છે. તમારાં સકળ સુખદુઃખનો સમગ્ર સંભાર લઈને તમે તમારી જીવનયાત્રામાં અગ્રેસર થાઓ એવા મારા તમને આશીર્વાદ છે.

મારી વાત તો જુદી છે. હું તો હવે આવી પહોંચ્યો છું મારી યાત્રાને કાંઠે. મારી સામે આજે હવે સંસારયાત્રાનો પંથ વિસ્તૃત રહ્યો નથી. એટલે આજે હવે હું ચાલી આવેલા રસ્તા તરફ પાછો ફરી જીવનનું આશ્ચર્ય રહસ્ય, જીવનનો માયનો ને હેતુ શું છે એ જોવા સમજવા મોં ફેરવું છું. આજે સ્થિર થઈને બેસવાનો મારો સમો આવી લાગ્યો છે. કેટલાક દિવસથી હવે મારા ઉદ્‌ભ્રાંત ચિત્તમાં એ જ પ્રશ્ન ઊઠ્યા કરે છે—જીવનમાં શું લાધ્યું લાધ્યું ને મારી અભિજ્ઞતામાં સર્વથી મોટી વસ્તુ કઈ છે? મારી નજરે ચડતી સૌથી મોટી ચીજ 'વિસ્મય'ની છે. જીવનના આરંભથી આજ સુધી મારે માટે 'વિસ્મય'નો પાર નથી. ઈતર જીવજંતુઓ એમની બાંધી જીવનયાત્રાના વ્યાપમાં રહીને એમનાં ખાદ્યપેય સાધનો મેળવવામાં જ તૃપ્તિ અનુભવે છે. એમને માટે તો કોઈ 'વિસ્મય' નથી! આપણને પ્રેમાનુભવ થાય છે. એ પ્રેમાનુભૂતિનું કોઈ સાંસારિક મૂલ્ય નથી. એ તો મૂલ્યપ્રયોજનાતીત છે.

મને બચપણની વાત યાદ આવે છે. મારા બગીચામાં કેળનાં ઝૂંડાનાં પાદડાં ઉપર શિશિરકણિકાઓ ઠરતી. એ કણિકાઓ ઊગતા સૂર્યના પ્રકાશમાં હીરાકણીશી ઝળહળી ઊઠતી. હું એ જોવા નાસી છૂટતો. એ વખતે મનમાં થતું જાણે એ ઝાકળબિંદુઓ કદી પણ નાશ ન પામે તો કેવું મઝાનું! આ પરમ વિસ્મયનું કારણ દસ્યાતીત છે પણ એની ભીતરમાં બીજુંયે કંઈ છે જે આપણે સ્પષ્ટપણે જોઈ શકતા નથી. છતાં આપણા અંતરમાં સમજી શકીએ છીએ કે એની અંદર છે આનંદનાં અખૂટ ઝરણાં, સુંદરની વેદી. હું તન્મય થઈને વિશ્વપટને તાકી રહેતો. એ આશ્ચર્ય આજે પણ ગયું નથી. વિસ્મયના આ આવેગને ઐહિક પ્રયોજનની દિશાએથી જોતાં એનો કોઈ અર્થ માલૂમ

પડતો નથી. પરંતુ એનાં ઊંડાણમાં પ્રવેશ કરી શકતાં એના રહસ્યને સ્પર્શી શકાય છે. ને સમજાય છે કે જ્યોત્સ્ના રાત્રિનું વિસ્મય, પ્રિયમિલનનો આનંદઃ એનો ફુવારો ક્યાંથી હોય છે ?

બીજી એક વાત મારા મનપ્રાણને ગંભીરભાવે આન્દોલિત કરી રહી છે. જ્યારે કોઇ નવસર્જન કરું છું, ગાન ગાઉં છું ત્યારે પણ લાગે છે કે એની અંદર પણ કોઈ વિરાટ વિસ્મય વિરાજી રહ્યું છે. આત્મપ્રકાશના આનંદતરંગે મારા મનને એકાંત ભાવે ડોલાવ્યું છે. ગાનસર્જકના ગાનમાં જ્યારે યોગ્ય સૂર મળે છે ત્યારે તે વિશ્વસૃષ્ટિના છંદરહસ્યના આનંદની સાથે એકરાગે ચડી જાય છે.

એ ઉપરાંત મારા જીવનમાં બીજું પણ એક ગંભીર વિસ્મય છે. ઉત્કટભાવે જીવનમાં પ્રેમાનુભૂતિ કરી છે. કેટલાં નિબિડ આકર્ષણોનો મેં અનુભવ કર્યો છે, જેમાં અનિર્વચનીય આનંદ સમાયો હોય છે—એ જ આનંદ મને અસીમની દિશામાં લઇ જાય છે. પ્રિયજનને સ્નેહ કરવાની અંદરથી આપણે આપણા જીવનની નાની સીમાની અંદર રહીને પણ વિશ્વના એ મૂળતત્ત્વનો સંપર્ક પામીએ છીએ, જેને વિશે કહેવામાં આવ્યું છેઃ

आनन्दाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते ।

આ પ્રસંગે મારા મનમાં માનવના જીવનની બીજી એક વિસ્મયની વાત યાદ આવે છે. એ વાત, તે કલ્યાણને તાંતણે માનવની સાથે માનવના સંબંધની છે. માનવને માટે માનવ શા કારણે ત્યાગ કરે છે ? માણસ જ્યારે પોતાના સ્વાર્થને માટે, કમાણીને વાસ્તે, કોઈ સિદ્ધિને વાસ્તે, કંઈ કામ કરે કે જહેમત ઉઠાવે એનો અર્થ તો સહેજે સમજાય એવો છે. પરંતુ માનવે યુગે યુગે એવી કોઈ વસ્તુ માટે શા કારણે પ્રાણાર્પણ કર્યાં છે જે એની પોતાની ન હોય ? આ ત્યાગનો મહિમા કે ભાવનો બધાને સૂઝતો નથી. માણસ માણસનો સમૂહ થઈને જે માનવદેવતા થયો છે તે કંઈ દૂરદૂરનાં નક્ષત્રોનો દેવતા તો નથી કે જે આપણાથી જ્ઞાનાતીત હોય ? માનવદેવતાનો દાવો તો માણસો ઉપર જ છે. તે તો માણસોને આહ્વાહન કરે છે કે તમારા ગજા પ્રમાણે મને દાન કરો. એ તો માણસનો પ્રાર્થી છે. આ અપાદાનમાં જ માનવની મહત્તા છે. માણસનું મહત્ત્વ એના ઘરકારભારમાં કે એની ઉદરવૃત્તિમાં નથી. મહાનનો અર્થ પણ મહાન જ હોય. સમગ્ર માનવની અંદર જે દેવતાનો વાસ છે તેને વંદના કરવી પડશે. એ સિવાય બીજો કોઈ પણ દેવતા જો હોય તો તે મારી જાણ બહાર છે. એની સાથેનો આપણો સંપર્ક દૂરવર્તી છે. આ માનવદેવતાનો થોડો ય અર્ઘ્ય હું આ જીવનમાં ભેગો કરી શક્યો હોઉં તો જીવન સાર્થક થયું છે એમ ગણીશ.

એક વાત આજના દિવસોમાં અનેકના મનમાં ઊઠ્યા કરે છે—એ જ કે આજે માણસ મહાપાતક ભોગવે છે. આ અમાનુષિકતામાં મંગલનો પ્રકાશ ક્યાં છે ? એમ થાય છે જાણે શેતાનનું લીલાતાંડવ ચાલી રહ્યું છે. જાણે દેવતા સાથે એનું દ્વંદ્વયુદ્ધ મચી રહ્યું છે. આ પ્રશ્નનો જવાબ મેં જે વિચારી રાખ્યો છે તે તમને કહું.

માણસને સ્વાધીનતામાં જ મુક્તિ લાધી છે. જે રીતે પશુને પ્રકૃતિ દોરે છે એ રીતે માણસને પ્રકૃતિ કાન આમળીને તો ચલાવી નથી શકતી? પશુના બધા જ અભાવો પ્રકૃતિ પૂરા કરે છે. જેમકે ઠંડીથી પશુઓ પોતાનાં જ રૂવાંથી રક્ષણ મેળવે છે. વિધાતાએ માણસને દિગમ્બરાવસ્થામાં મોકલ્યો છે; પરંતુ એને શક્તિ આપી છે. એના વડે એ પોતાને ઢાંકવાનાં ઉપકરણો મેળવે છે. પ્રકૃતિ પાસેથી એ પોતાની જરૂરિયાતો સ્વાધીનભાવે ગ્રહણ કરે છે, ભિક્ષુકભાવે નહિ. આ સ્વાધીનતા દ્વારા આપણે પ્રકૃતિના સ્વામી થવાની શક્તિ પામીને એની વેદી સમક્ષ બેસવાનો અધિકાર મેળવ્યો છે. માનવની આ સ્વાધીન શક્તિના ક્ષેત્રમાં જે સ્વચ્છંદવૃત્તિ, નિષ્ઠુરતા, ને અન્યાય પ્રવેશ પામે તો એનું મોચન એણે શ્રેય બુદ્ધિ વડે જ કરવું રહ્યું. માનવ કંઈ બાળક નહોય. એને તો કહેવું પડશે કે આ નિષ્ઠુરતાને હું મારી સ્વાધીન શક્તિથી અટકાવીશ. મનુષ્યત્વની મહાવેદનાનો આ અધિકાર છે. માણસને કહેવું પડશે કે અમે સર્વનાશ થવા દઈશું નહીં; અમે એનો પ્રતિકાર કરીશું. માણસને પોતાની તવારીખ પોતે રચવી પડશે. જે સર્વ શક્તિમાન છે એ જો આપણું સકલ કલ્યાણ સાધી આપે તો એણે આપણને શ્રેયઃશક્તિ આપી શું કામ? માનવના આ અધિકારને માટે શ્રેયસાધકોએ યુગેયુગે પ્રાણત્યાગ કર્યાં છે. એ શ્રેયસાધકો સમજ્યા હતા કે 'હું અને તમે' એક જ છીએ.

આ વાતના મૂળમાં એ મુદ્દો છે કે માણસ પોતા થકી સંપૂર્ણ નથી. બધાં માનવ-મન સાથે પ્રેમનો સુયોગ કરવામાં એની સાર્થકતા છે. એને જ બુદ્ધે બ્રહ્મવિહાર કહ્યો છે. ખ્રિસ્તે પણ એવું જ કહ્યું છે. આ માનવસત્યની ઉપલબ્ધિ થઈ શકી હોય તો જ આપણી ઉપાસના સાર્થક થાય. આ સત્યની ઝાંખી કરી શકયો છે માટે જ માનવ અન્યને કાજે પ્રાણ વિસર્જન કરી શકયો છે. એમ કરતાં એના મનમાં એ પ્રશ્ન નથી ઊઠયો કે આ ત્યાગનું ફળ એ પોતે પામશે કે નહીં. એણે તો એટલું જ જાણ્યું છે કે એના ત્યાગનો અર્ઘ્ય મહામાનવના ભંડારમાં સમર્પિત થયો છે. જેમણે ત્યાગ સ્વીકારીને પ્રાણ હોમ્યા છે એઓ જાણે સમજે છે કે આ ભંડાર અસીમ છે, અક્ષય છે.

મારા પોતાના જીવનમાં અહંવૃત્તિની ક્ષુદ્ર સીમા ઉત્તીર્ણ કરીને કોઈ એક નાના સરખા દ્વારમાં થઈને પણ જો હું ત્યાગના ક્ષેત્રમાં પ્રવેશ કરી શકયો હોઉં, મારાં કાર્યોમાં આ સત્યની કયારે ય જરા સરખી પણ ઝાંખી કરી શકયો હોઉં કે મારા જીવનની સાર્થકતા એકલા પોતામાં નહીં પણ બધાંમાં છે તો જ આ દીર્ઘ જીવનપંથને અંતે બોલી શકીશઃ 'મારું જીવન પૂર્ણ થયું છે.'*

---

* શાંતિનિકેતનમાં નવવર્ષ-ઉત્સવ વખતે આચાર્યશ્રીનું પુરોવચન.

# પ્રેમનું અદ્વૈત

પતીલ

[ લાવણી ]

નહિ હતું મને લવ ભાન મગજની છુપી શક્તિનું મારી
જ્યાં સુધી આદરી મેં ન હતી તુજ યારી;
પણ ગયું મારું તમ, અને ઉઘડતી આંખ થઈ મુજ ત્યારે,
મુજ તરફ આપવા લક્ષ લાગી તું જ્યારે !

મેં તને ખેંચી મુજ તરફ, જેમ તું મને રહેલી ખેંચી
ને એક અન્યને લીધાં આપણે વ્હેંચી.
પછી સ્નેહ માહરો પ્રેમ વિષે પલટાયો
ને બની વસ્તુ તે ગઈ હતો જે છાયો;
ઓળખ્યાં આપણે એકબીજાંને જ્યાદે,
એકેક થકી વધુ સરલ ઘણા અનુવાદે
જ્યાં જુએ બીજાંઓ ભૂલ ભવ્યતા ત્યાંય આપણે દેખી,
બળ એક બીજાનું યોગ્ય આદરે લેખી.
જ્યાં હતો મને સંદેહ, મળ્યો ઉત્સાહ ત્યાંય તુજ આવી
ને નાખ્યું માહરું સર્વ ફેરવી ભાવી.

ગતિ કરી આપણે જીવન સમરમાં સાથે,
કાળને કાપતાં જતાં આપણા હાથે.
ભયતણાં ભૂત નહિં હવે આવતાં આડે,
રહી ગયાં ભૂખ ને ભાર વળી પછવાડે,
કર્મથી કસાતાં રહ્યાં આપણે તાજાં,
બ્હારથી ભલે નહિ તો ય ભિતરમાં સાજાં.
કેળવી આપણે કળા જગત તેહને કહે છે જાદુઃ
કેટલું બધું એ કહે, રહસ્ય જ સાદું !

# રાજકીય નોંધો

'નિરીક્ષક'

## વળતાં પાણી

રાજકોટ દેશી રાજ્યોમાં જવાબદાર રાજતંત્રની હિલચાલની જાગૃતિનું બારડોલી યે બન્યુ અને ચૌરીચોરાયે બન્યું. ચૌરીચોરા ખાતે પ્રજાની હિંસાવૃત્તિ ફાટી નીકળવાને કારણે હિંદવ્યાપી સવિનય ભંગની લડાઈ મહાત્માજીએ થંભાવી દીધી હતી. દેશીરાજ્યોની પ્રજામાં શિસ્તબદ્ધ અહિંસાનો અભાવ લાગવાથી અને અમુક અમુક સ્થળોએ સત્તાવાળાઓ સામે પ્રજાની હિંસકવૃત્તિ ફાટી નીકળવાથી રાજકોટ અને બીજે ચાલતી જવાબદાર રાજતંત્રની હિલચાલ મહાત્માજીએ સમેટી લીધી છે.

જવાબદાર રાજતંત્રની પ્રજાકીય હિલચાલ સમેટી લેવાના આદેશનું સીધું પરિણામ દેશી રાજ્યોની પ્રજામાં નૈરાશ્યભર્યા અવસાદમાં આવ્યું છે એમ અખિલ હિંદ રાજસ્થાની પ્રજા પરિષદના પ્રમુખ પંડિત જવાહરલાલજીએ પણ જાહેર કર્યું છે.

૧૯૩૭ની આખરે મૈસૂર રાજ્યમાંથી રજવાડી જાગૃતિનાં આંદોલનો શરૂ થયાં. ૧૯૩૮ના આખા વરસ દરમિયાન અને એ વરસની આખરમાં ખાસ કરીને રાજકોટની સંચાલક સરદારી, સરદારશ્રી વલ્લભભાઈએ લીધી ત્યાર પછી બધાં જ દેશી રાજ્યોમાં કોઈ અવનવા ઉત્સાહ, જાગૃતિ ને લડાયક વૃત્તિનાં મોજાં ઉછળવા લાગ્યાં. વરસાદની શરૂઆતમાં ફરી વળતા કોઈ તોફાની વંટોળના ઝપાટા ને ઝનૂનથી સરદાર વલ્લભભાઈ ગુજરાત–કાઠિયાવાડનાં નાનાંમોટાં રજવાડાંમાં પ્રજાને લડાયક મોરચામાં ખડી કરવા ઘૂમવા લાગ્યા. એમના અસામાન્ય યુદ્ધકૌશલ્ય ને બળતી ઝાળ જેવી દાહકશક્તિના સપાટામાં એમણે થોડા માસમાં રજવાડી ગઢને આવરી લીધો. નરેન્દ્રમંડળના સ્તંભો ધ્રૂજી રહ્યા. એક બાજુ બ્રિટિશ હિંદમાં મોટા ભાગના પ્રાંતોમાં 'કોંગ્રેસ રાજ' ની આણ ફરતી હતી. કોંગ્રેસની લાગવગ બ્રિટિશ સત્તાની ભીતર સુધી સત્તાશીલ ઢબે પહોંચી ગઈ હતી. બ્રિટિશ રાજના હક્કદાર વારસ તરીકે કોંગ્રેસની શાખ લંડનની ડાઉનિંગ સ્ટ્રીટ સુધી જામતી જતી હતી. હવે રાજાઓને કદી નહીં પેઠી હોય એવી ચમક પેઠી કે એઓ તાજનો ટેકો ગુમાવી બેઠા છે અને તાજની નીતિ કોંગ્રેસ સાથે મૈત્રી જમાવવાની હતી.

અમુક અંશે મધ્યયુગી અંધારરાજના પ્રતીક સમા હિંદી નરેન્દ્રોના અગ્રણીઓની આ ચમક પાયાદાર પણ હતી. ઝેક–જર્મન અથડામણની કટોકટી વખતે બ્રિટિશ સામ્રાજ્યની સદ્ધરતાનું નાવ તોફાને ચડયા પછી શાહીસત્તાએ એના હિંદી પ્રતિનિધિને હિંદમાં વિફરી જતી પરિસ્થિતિને પહોંચી વળવા માટે પગલાં લેવાની સલાહ મોકલતાં 'થોભો અને જુઓ; કોઈ બાજુ બંધાશો નહિ' એ જાતની સૂચના પણ આપી હતી. સત્તા ઉપર હોવાથી પોતાની સત્તા અને સંગઠનની બેવડી શક્તિનો લાભ મહાસભાએ રજવાડી

ચળવળને પડકાર આપતી હદે લાવી મૂકવામાં કર્યો. બ્રિટિશસત્તા મુંઝાયેલી હોવાથી એની નિષ્ક્રિયતાએ આ ચળવળને પગભર થવામાં મદદ કરી.

પરંતુ પદ્ધતિસરની અને લોકશાસનની રીતરસમોવાળી બ્રિટિશ સત્તા સામે લડવામાં ને લડતના વ્યૂહો ગોઠવવાના અનુભવમાં ટેવાયેલા મહાસભાવાદી રાજકીય નેતાઓને અને જવાબદાર તંત્રની લડાઈ ઉપાડનાર પ્રજાને, કોઈ પણ જાતની પદ્ધતિ કે રાજનીતિના દુશ્મનો જેવા આપખુદ નરેન્દ્રોની સત્તા સામે કામ લેવાનું હતું. વિરોધી ચળવળને દબાવવાની બ્રિટિશ પ્રણાલી રજવાડી સત્તાને માન્ય ન હતી. જ્યારે હિંદી પ્રજા એ સત્તા સામે લડવાની રીતોથી વાકેફ હતી. આ એક જબરી મુસ્કેલી હતી. આ મુસ્કેલી જ છેવટે આખી રજવાડી હિલચાલને વેરવિખેર કરનાર તત્ત્વ થઈ પડી. વ્યવસ્થિત ગુંડાગીરીની એમની પદ્ધતિએ ને એમનાં લક્ષણને છાજે એવી રીતે રજવાડાંઓએ જનતાની હિલચાલને તોડી પાડવાનો રસ્તો લીધો. મૈસૂર અને ત્રાવણકોરના ગોળીબારોથી ન દબાયેલ પ્રજા રાજાશાહીની વ્યવસ્થિત ગુંડાગીરીથી જેર થઈ ગઈ એમ કહીએ તો ખોટું નથી. ગુંડાગીરી પ્રજાકીય કિલ્લાની ભીતરમાંથી બાકોરાં પાડનાર તત્ત્વ થઈ પડયું.

રાજસત્તાવાળાઓ પ્રજાકીય લડતને દાબી દેવા માટે આ નવી રીત અજમાવવાના તબક્કાએ પહોંચ્યા કે ગાંધીજી સીધી રીતે આ ચળવળના ક્ષેત્રમાં દાખલ થયા. એમણે રાજકોટને પ્રથમ લીધું. રાજા પ્રજા વચ્ચે થયેલ કરારનામાનો અર્થ કરવા બાબતમાં પડેલ મડાગાંઠનો શાંતિના દૂત તરીકે ઉકેલ કાઢી આપવાના ઈરાદાથી ગાંધીજી આ રાજાશાહી–લોકશાહીની ભીષણ અથડામણમાં દાખલ થયા અને કપરી મૂંઝવણની પરિસ્થિતિ ભોગવી રજવાડી હિલચાલને સંકેલી લેવરાવનાર તરીકે બહાર નીકળ્યા. આ બધું કેવી રીતે થયું એ સૌ કોઈ જાણે છે. પણ આ આખી હિલચાલનું અવલોકન કરતાં કેટલાક મુદ્દાઓ મારી નજરે પડયા છે તેનો હું ઉલ્લેખ કરી લઉં.

## સત્યાગ્રહની મર્યાદા ને બળજબરીની ફિલસૂફી

આપખુદ રજવાડી સત્તાનો સામનો કરવામાં સત્યાગ્રહની રીત બ્રિટિશસત્તા સામે અજમાવવા જેટલી અસરકારક નહીં પુરવાર થઈ. ખુદ ગાંધીજીને પણ રાજકોટ ખાતે રાજકોટ નરેશ અને એના સલાહકારને પોતાની સત્યાગ્રહી શક્તિથી પલાળવાની અશક્તિ જાહેર કરવી પડી છે. આમ છતાં એમણે ભાર દઈને કહ્યું છે કે સત્યાગ્રહશાસ્ત્રની કાર્યસાધકતા અપરાજેય ને અમોઘ છે. સત્યાગ્રહની શકિતમાં આ એમની શ્રદ્ધા ગણાય, સિદ્ધિ નહીં. એઓ પોતાની શ્રદ્ધાને સિદ્ધિ સાથે ભેળવી દે છે. વ્યવહારુ રાજકારણમાં શ્રદ્ધા એ વેગ આપનાર બળ ગણાવું જોઈએ; સિદ્ધિ મર્યાદાનો ખ્યાલ અપાવનાર માપ ગણાવું જોઈએ. મહાત્માજીની આ શ્રદ્ધા ભારે મૂલ્યવાન ને ઉચ્ચ કોટિની ભલે હો, પણ પોતાના સાધનની કાર્યસાધકતાનો આંક માંડવા બેસતાં એણે કરેલી સિદ્ધિ વધારે જોખાવી જોઈએ. કાર્યસિદ્ધિની દૃષ્ટિએ જોતાં સત્યાગ્રહનું શસ્ત્ર, આપખુદી ને બળાત્કારમાં પોષાયેલ વ્યવસ્થાના ટેકેદારોની જ્યારે, આપખુદી ને બળજબરી કે બળાત્કાર ફિલસૂફી બને છે ત્યારે જુદી જ જીવનફિલસૂફી ધરાવનાર સત્યાગ્રહને માટે એઓ 'અપીલપ્રૂફ' બની બેસે છે. અનિષ્ટ વ્યવસ્થા જ્યારે પોતાની એક નોખી ફિલસૂફી જન્માવે છે ત્યારે ઈષ્ટ વ્યવસ્થાની

ફિલસૂફી એને ભાગ્યે જ શાંતિમય માર્ગે ફેરવી શકે કે શ્રદ્ધાપલટ કરાવી શકે. શ્રદ્ધા-પરિવર્તનની પુરોગામી શરત ફિલસૂફીપરિવર્તન છે. મહાત્માજી અહિંસાની ફિલસૂફીને હિંસાની ફિલસૂફી કરતાં અબાધિતપણે ચડિયાતી–Absolutely superior–માનતા જણાય છે. એઓ એમ પણ માને છે કે અબાધિતપણે ચડિયાતી ફિલસૂફીની અપીલ ઊતરતી ફિલસૂફી સ્વીકારનારને થાય જ છે. માત્ર એમાં એઓ જે શરત માગે છે તે એ જ કે એ અપીલ કરનાર વ્યક્તિમાં પારદર્શક શુદ્ધતા હોવી જોઈએ. વાસ્તવમાં એવું જણાય છે કે આવી પારદર્શક શુદ્ધતાવાળી વ્યક્તિની અબાધિતપણે ચડિયાતી ફિલસૂફીની અપીલ ઊતરતી ભલે હોય પણ નોખી ફિલસૂફીમાંથી ઊગમ પામતી શ્રદ્ધાવાળા મનુષ્યોને નથી થતી. દા. ત. થોડા સમય ઉપર જર્મન પ્રચારખાતાના પ્રધાન ડૉ. ગોબેલ્સે એક ભાષણમાં કહ્યું હતું કે 'શસ્ત્રો એ જ સૌથી સરસ દલીલ છે.' ડૉ. ગોબેલ્સ જેવા હિંસાની ફિલસૂફીને ધર્માંધ ઝનુનથી સ્વીકારનાર માણસને માટે અહિંસાની અપીલ નકામી છે. એ જ રીતે હિંદના મોટા ભાગના આપખુદ રાજવીઓ આપખુદીની માન્યતા સર્જ્ડપણે ધરાવતા હોવાથી સમજાવટની રીત કે લોકશાસનની રીતરસમ એમને માટે અસરકારક નહીં નીવડે એવો મજબૂત સંભવ છે.

## પશુબળના દોર

આજે યુરોપીય ફાસિવાદે હિંસા, મારફાડ, બળજબરી, આપખુદી ને કબજેગીરીના વિષમ સિદ્ધાંતો માનવ આલમમાં વહેતા મૂકી દીધા છે. લીબરલીઝમ, ડેમોક્રસી, સંઘ-સ્વાતંત્ર્ય ને વ્યક્તિસ્વાતંત્ર્યના રસ્તામાં ૧૯મી સદી ને વીસમી સદીના ત્રણ દાયકા સુધીમાં જગતે સાધેલી પ્રગતિ ફાસિવાદનાં પાશવી આંદોલનો ભૂંસી નાખવા માંડી છે. અત્યાચાર ને બળજબરીને આજે, ફિલસૂફીને સંગઠનથી મઢવામાં આવ્યાં હોવાથી એનો અમલ વ્યાપક ને નિર્ઘૃણ બનતો જાય છે. હિંદમાં પણ એના છાંટા ઊડી રહ્યા છે. પ્રગતિકારક બળો જો લડાયક જોરથી એને હઠાવવા કટિબદ્ધ નહીં થઈ શકે તો છેલ્લાં વીસ વરસમાં મહાત્માજીના નેતૃત્વ હેઠળ લોકશાસનવાદના ધ્યેય તરફ હિંદી પ્રજાએ સાધેલી પ્રગતિ નામશેષ થઈ જશે. આપણી સામે હવે પ્રગતિ કે અત્યાચાર ને પીછેહઠના બે જ વિકલ્પો ઝડપથી આવી રહ્યા છે. અસંઘાતી બળોની ફિલસૂફીને પગદંડો જમાવતી અટકાવવા માટે સત્યાગ્રહી વિગ્રહપદ્ધતિ–War Technique–કેટલી સફળ થાય એમ છે એ હજી સ્પષ્ટ નથી થયું.

## ત્યારે કરવું શું ?

આજે મહાસભા ને એના ધુરીણો સમક્ષ હવે શું કરવું એ વિકટ સમસ્યા મોં ફાડીને ખડી થઈ છે. એનો વિરાટ ત્રાસ એમને અકળાવી રહ્યો છે. આપખુદીનો અત્યાચાર ને કોમવાદનો સફળ સામનો કરવા માટેની કોઈ પણ પદ્ધતિ હજી આપણને હાથ નથી લાગી. હાથ લાગી હોય તો એનો વ્યવહાર સાધ્ય થયો નથી. જગતવ્યાપી પાયા ઉપર આજે રાજકીય ગુંડાગીરીની ટેકનિક વપરાઈ રહી છે. હિંદની રજવાડાશાહી પોતાના હિતસંબંધો ટકાવી રાખવા માટે ઠેર ઠેર એનો આસરો લઈ રહી છે. આ આસુરી હવાનો

ચેપ પ્રજાને ભરખી જતો અટકાવવા શું કરવું એ મહાત્માજી પણ શોધી રહ્યા છે. એ વખતે મહાસભાની ડાબી પાંખ તરફથી એવી આશંકા સેવાતી માલમ પડે છે કે ગાંધિયન નેતૃત્વ આ તોફાનનો સામનો કરવા અસમર્થ પુરવાર થતું જાય છે. આમાં કેટલું તથ્ય છે એની આંકણી કરવાનું બાજુએ રાખીને એટલું તો કહી જ શકાય એમ છે કે હિંદી રાજકારણના પ્રત્યાઘાતને પાછો હઠાવવા ગાંધિયન શક્તિ અસમર્થ પુરવારં થશે તો બીજી કોઈ પણ શક્તિ નજીકના ભવિષ્યમાં તો સમર્થ થવાની નથી. ગાંધિયન શક્તિને આજે કંઈ પણ કરવાપણું હોય તો તે પોતાની પદ્ધતિનું ને વ્યૂહનું નવવિધાન કરવું એ છે. કારણ કે એને હવે કોઈ પણ નીતિરીતિને ન અનુસરનાર બેનમૂન આપખુદીનો સામનો કરવાનો છે.

તા. ૧૬-૬-૩૯

# જીવન-પતંગ

વાસુદેવ જાની

૧

કનકવો મમ જીવનનો કરી,
હૃદય તારુ તણી ફીરકી ભરું
ચગવું હું અતિ દૂર દિગન્તમાં,
મૂકી દઈ ફીરકી પૂરપાટમાં.

૨

વિકટ રાન અને ઘીચ ઝાડીયો,
નદ સરોવર ને ગિરિમાળ કો;
સરવને નિરખી ધપતો ઉંચો,–
કનકવો મમ જીવન પંથનો.

૩

ચગવવો દૂર વ્યોમ વિષે ઊંચો
પછડીને તૂટેલો ફૂટતો. ભલે
તૂટી કના છટ્કી જઈ દોરથી,
જઈ પડેછ અદીઠ પ્રદેશમાં.

ક્વચિત તો તૂટશે મમ દોર આ!
શીદ ગ્રહી રહું હસ્ત મહીં પછી?

# લતા

ધૂમકેતુ

અજિતે ને ચંપાએ જે પ્રતિજ્ઞા લીધી હતી તે પ્રતિજ્ઞા આટલી વહેલી પૂરી થાશે એનો અજિતને ખ્યાલ નહતો. ખરી રીતે એ પ્રતિજ્ઞા તો રમતના એક અંશ જેવી થઈ ને રહી ગઈ; કારણ કે તે પછી તેમનો પરિચય ઓછો થઈ ગયો. ચંપાએ આગળ અભ્યાસ કરવાનું છોડી દીધું હતું અને અભ્યાસમાં અજિતને એકલાં રહેવાના ને મુક્ત વાતાવરણમાં અનેક જાતના મિત્રો સાથે ભળવાના પ્રસંગો આવતા ગયા.

જ્યારે જ્યારે એ રજામાં ઘેર આવતો ત્યારે ત્યારે જુદા જુદા વિચારોથી ભરેલી અનેક વાતો લઈ ને એ આવતો; પણ પહેલાં જે રસથી ચંપા એ વાતોને વધાવી લેતી—અને લગભગ અજિતના શબ્દોના પડઘા પાડતી—એ ઉત્માદ હવે એનામાંથી સરી જતો હોય તેવું અજિતને લાગ્યું હતું. એનાથી આ ફેરફાર સમજી શકાયો નહિ, છતાં હજી બન્ને એકબીજાંની સાથે જ હરતાં ફરતાં.

તે દિવસે ચા–ટેબલ ઉપર જે નિખાલસ સ્વતંત્રતાથી એણે માત્ર પૈસા સંઘરનારની વિનાશક જડત્વ વૃત્તિ વિષે કહ્યું હતું એ નિખાલસ સ્વતંત્રતા એનામાં હજી કાયમ હતી, એનું રમતિયાળ માધુર્ય પણ કાયમ હતું, એની કોઈની પણ શેહમાં ન તણાવાની વૃત્તિ કાયમ હતી: માત્ર એક નવી વાત ઉમેરાઈ હતી અને તે એની સૌન્દર્યદર્શન માટેની અત્યંત–અત્યંત તીવ્ર અભિલાષા. સ્પષ્ટ રીતે આ અનુપમ સાથેના સહવાસનું પરિણામ હતું.

એક વખત તેણે અજિતને કહ્યું: 'મને જેટલું જંગલમાં રખડવાનું મન થાય છે એના હજારમા ભાગનું પણ ચા–ટેબલ પર બેસવાનું મન નથી થતું. મને લાગે છે—દુનિયાની વિનાશક એવી હરેક પ્રવૃત્તિના મૂળમાં એક જગ્યાએ સ્થિર થવાનો માણસનો મોહપ્રધાન ભાગ ભજવે છે! શા માટે મનુષ્યે એક જ દેશના ને એક જ સ્થળના રહેવું? એનો અર્થ જ એ છે કે એણે માલિક બનીને રહેવું. એવું શા માટે? મને તો એવું બહુ ગમે કે જાણે આખી દુનિયા સરિતાના જળની પેઠે નિત્ય ચાલતી હોય. નેપાળનાં પુરુષો સ્ત્રીઓ બાળકો રખડતાં રખડતાં સિલોનમાં જાય: સિલોનના લોકો કાશ્મીરમાં ફરતા હોય! દુનિયા આખી ધર્મશાળા જેવું રૂપ ધારે તો હજારો વિનાશક પ્રવૃત્તિઓ એની મેળે બંધ થઈ જાય!'

'પૂર્વયુગના જંગલીઓ પેઠે રખડુ ટોળારૂપે કાં? પણ એવી રીતે દુનિયા વિકાસ કરી શકે ખરી?'

'હું જાણવા માગું છું કે અત્યારે પણ તમે શો વિકાસ કર્યો છે?'

'કેમ? વિદ્યુતબળ, પવનબળ, જળબળ, સમુદ્રબળ—આ હરેક પ્રકારનાં બળ સ્થિરતા વિના મનુષ્યને મળી શકે ખરાં? સ્થિરતા વિના સંસ્કારિતા જન્મે ખરી?'

'સંસ્કારિતા!' ચંપા હસી પડી. એના હાસ્યમાં ચોખ્ખો કટાક્ષ હતો.

'તમે ભલે હસો, પણ હરેક પ્રકારનો વિકાસ અમુક પ્રકારની સ્થિરતા માગે છે. સ્થિરતા વિના જીવન નથી.'

'એમ કહો કે તમને વહેતાં પાણીનું સૌન્દર્ય મળ્યું નથી. જે એક જગ્યાએ બંધાયું—એક જગ્યાએ રહ્યું—એક રીતે રહ્યું તે વધારે ને વધારે જડ થતું ગયું. ચૈતન્ય માત્ર ગતિ દર્શાવે છે: જડ સ્થિર રહે છે એ વસ્તુ સૂચક નથી?'

'મને તો તારા વિચાર ભમતા ટોળાની એકાદ રખડુ છોકરી જેવા લાગે છે!'

'મને તો વહેતું ઝરણ, ચાલતાં પાણી, તરંગી જલનિધિ, બોલતાં જંગલ—મને તો એ સઘળાં મારા લોહીમાંથી ઊઠીને બોલતાં હોય તેમ લાગે છે!'

'હરેક સ્થૂળ વૃત્તિને, અસંસ્કારી જનને, વિકાસક્રમમાં અશ્રદ્ધા ધરાવનારને, પ્રાચીન યુગી માનસને, આ રીત પસંદ પડે છે, પણ એ માત્ર તારા જંગલી લોહીનો અવશેષ છે!'

'મને પણ એમ લાગે છે, અજિત! જાણે મારા લોહીમાં કોઈ ને કોઈ જંગલી અવસ્થાનાં શેષ રજકણો હજી પણ રહ્યાં છે. જ્યારે એ મને બોલાવે છે ત્યારે એમના સાદમાં આજ્ઞા કરનારની સત્તા ગાજી રહે છેઃ એ મને બોલાવે છે અને જાણે મારે જવું જ પડશે એમ થઈ જાય છે. હું એ અવાજની અવજ્ઞા કરી શકતી નથી, —એને ના પાડી શકતી નથી.'

'એ તારું અતિશય પ્રાથમિક અવસ્થાનું—અનુપમ જેવું માનસ સૂચવે છે!'

'હાં, બસ. અનુપમ જેવું જ મને થાય છે. જાણે કેમ—અમે જ એ એ વાત સમજતાં હોઈએ!'

'અમે જ' એ શબ્દમાં મુકાયેલો ભાર અજિતને ખૂંચી રહ્યો.

તે દિવસે તો વાત આટલેથી અટકી, પણ બન્નેની વિચારસૃષ્ટિ વચ્ચે પડેલા મહાન અંતરની આ ઝાંખી વધુ ને વધુ સ્પષ્ટ થતી ગઈ.

અજિત જે ક્ષેત્રમાંથી આવતો તે ક્ષેત્રમાંથી તે અનેક પ્રકારનાં પરિવર્તનો લઈને આવતો. અનેક પ્રકારના વિચારોને લઈને આવતો. અનેક પ્રકારના નવા પ્રયોગોની સૃષ્ટિ લઈને આવતો. જ્યારે એકધારા જીવનપ્રવાહના કિનારા પર બેઠેલી ચંપા પોતાની જીવન-સરિતાના જળમાં વધારે ને વધારે ઊંડું અવગાહન કરી રહી હતી. એકની દૃષ્ટિ-મર્યાદાનો કાંઈ અંત ન હતો, એના વિચારો અનેક પ્રયોગશાળામાં ઘડાઈ રહ્યા હતા; બીજાની દૃષ્ટિમર્યાદા સમક્ષ આખી સૃષ્ટિ, સૌન્દર્યના પટની પેઠે પથરાયેલી પડી હતી અને એમાં પોતે કોઈ મુક્તાત્માના આનંદથી વિહરવા માગતી હતી. બન્ને વચ્ચે ઘણું મોટું અંતર છે, એ તો જેમ દિવસો જતા ગયા તેમ તેમ સ્પષ્ટ થતું ગયું. પછી તો અજિત પણ જે ઉલ્લાસથી રજામાં આંહીં દોડ્યો આવતો તે ઉલ્લાસ પણ મંદ પડી ગયો.

અને થોડે અંતરે એક એવો બીજો પ્રસંગ પણ બન્યો કે જેથી અજિતના મનનો ઉલ્લાસ વધારે ને વધારે મંદ થતો ગયો.

અજિત જ્યારે રજાઓમાં ને બીજી રીતે આવી આવતો ત્યારે સમવયસ્ક હોવાને લીધે ચંપકની સાથે ઘણે ભાગે લાંબે સુધી ફરવા જતો.

પહેલાં તો અજિતને ચંપકમાં શ્રદ્ધા ન હતી. અને પોતાની માને આ સ્થિતિમાં મૂકનાર રાધાકૃષ્ણ તરફ તિરસ્કાર હતો. પણ વાતવાતમાં ચંપકે ચાલાકીથી પોતાનો રાધાકૃષ્ણ સાથેનો મતભેદ પ્રદર્શિત કર્યો ત્યારથી ચંપકની અને તેની વચ્ચે એક પ્રકારની ગાંઠ બંધાવા લાગી.

વળી ગુલાબનું અમુક પ્રકારનું જૂનવાણી માનસ પણ અજિતથી સહન થતું નહિ. ગોપાળે આશ્રય આપ્યો માટે હવે ગોપાળ પ્રત્યે અસાધારણ માન રાખવું એ એને ખરાબ લાગતું.

એટલે સાધારણ રીતે અનેક વિષયો પર વાત થતી તેમાં માણસો વિષે પણ કાંઈ ને કાંઈ ચર્ચા થતી.

અજિતને ધીમે ધીમે ખાતરી થતી હતી કે ચંપા આ જમાનામાં રહેનારી સ્ત્રી નથી. એ જમાનાથી પર રહેનારી અને છેક મૂળ સુધી પહોંચી જનારી—નદી પર પશુધન લઈને માનવી રખડતો તે જમાનાની—એ નારી છે. માત્ર એનો વેષ આજનો છે. એનું માનસ તો જંગલીનું છે. એના કેટલાક વિચાર અત્યંત વિચિત્ર છે. કેટલાક વિચાર ભયંકર પણ છે. કેટલાક વિચાર અતિશય પ્રાચીન છે તો કેટલાક અતિશય અર્વાચીન પણ છે. આવી રીતે ચંપાનું રૂપરંગમાં જે આકર્ષણ હતું તેમાં બુદ્ધિનું આકર્ષણ બહુ જ ઓછું છે એમ અજિતને લાગવા માંડ્યું હતું. તેણે આજે એ વિષે જ ચંપક સાથે વાત ઉપાડી હતી.

'મને લાગે છે કે મારી માની પણ ભૂલ છે. ગોપાળ પોતે ઇચ્છતો હોય તો પણ તેણે પોતે સ્પષ્ટ રીતે ચંપાને જ કહેવું જોઈએ કે તું મને ભલે ચાલતી હો પણ મારે ત્યાં તારું સ્થાન નથી.'

ચંપકે આ વિચાર અજિત પાસેથી પહેલ વહેલો સાંભળ્યો. તેના મનમાં કાંઈક આનંદ પણ થયો. તે બોલ્યો:

'મને તો ભાઈ! એક શંકા પણ થઈ છે.'

'શાની?'

'સાચું કહો ન કહો—પણ આ સ્વતંત્રતા, આ રમતિયાળ મધુરતા, આટલું મધુર આકર્ષણ, આંખમાં આવી જલનિધિ રંગની મોહિની—એ સઘળાંમાંથી કાંઈ પણ ગોપાળનું નથી.'

'પણ ગોપાળની વહુ—'

'એ તો મરી ગઈ છે. પણ મારા બાપુ કહેતા હતા—જો કે—' ચંપકે સાવધાનતાથી ઉમેર્યું—'જો કે એમના શબ્દ ઉપર હું બહુ વિશ્વાસ ન મૂકું.'

'શું કહેતા હતા?'

'એમ કે લોહીફેર છે.'

થોડા દિવસ પહેલાં ચંપાએ પોતે કહેલી વાત અજિતને અચાનક યાદ આવી. તેણે કહ્યું ન હતું કે તેના લોહીમાંથી આવતો અવાજ આજ્ઞા કરનારની સત્તાથી આવે છે. તે

વિચારમાં પડી ગયો. એટલામાં તેને એક બીજી વાત પણ સાંભરી. ચંપાની દંતપંક્તિમાં જંગલીપણાની નિશાની હતી. નાના, મનોહર, સીધા, સ્વચ્છ દાંત હોવા એ જંગલી વારસો બતાવે છે. સુધરેલા સમાજમાં ગનતાં સુધી દાંત ખરબચડા ને કઢંગા હોય છે. એ રીતે ચંપાના મનોહર દાંતમાં જંગલીપણાનો સ્પષ્ટ અવશેષ હતો; અને તો એ લોહીફેર ક્યાં જઈને અટકતો હશે? એનું મૂળ ક્યાં હશે?'

અજિતને વિચારમાં પડેલો જોઈને ચંપક બોલ્યોઃ 'સાધારણ રીતે મારા બાપુનો સ્વભાવ હું જાણું છું—એમાં ઈર્ષાનો રંગ હોય છે!'

અજિતને ચંપકના આ વાક્યે વધારે સ્પષ્ટ બનાવ્યો.

'મને પણ એક શંકા તો પડી છે; અને શંકાનું કારણ શકય લાગ્યું છે.'

'કે?'

'કે કદાચ ચંપાનું મૂળ આ ઘરમાં ન હોય!'

'ન હોય તો પછી ક્યાં હોય?'

'એ કહી શકાતું નથી.'

ચંપકે આસપાસ જોઈને ખાસ સાવધાનતા બતાવી, પણ ધીરેથી ઉમેર્યુંઃ 'ચંપામાં-ક્યાંથી એ ખબર નથી, પણ કુસુમબહેનના સ્વભાવની કુમાશ ને સુવાસ છે.' પછી તે અચાનક ચૂપ થઈ ગયો.

અજિતને પહેલાં નહિ સમજાયેલા અનેક પ્રસંગો નજરે તરી આવ્યા. કુસુમની ચંપા પ્રત્યેની અસાધારણ પ્રીતિનું કારણ સ્પષ્ટ થતું લાગ્યું. પોતાનું માનસ જે વખતે માલિકીપણાના ભાન માત્રને ધિક્કારનારું થયું હતું તે જ વખતે ચંપાનું માનસ માલિકી-પણાને ધિક્કારનારું છતાં સ્પષ્ટ રીતે વ્યક્તિત્વ માટે અસાધારણ માન ધરાવનારું થયું હતું. એ ફેરફારમાં પણ તેને આ પૈસાવાદની ગંધ આવી. તેણે ચંપકને કહ્યુંઃ 'આખું બધું ગોટા જેવું લાગે છે!'

આટલી વાતના બીજથી એનું અંતર ચંપાથી વધારે દૂર થઈ ગયું. એને હવે એકદમ દીવા જેવું સમજાઈ ગયું કે ગોપાળનો આમદ એ સ્વાર્થી આમદ છે. તેને ગોપાળ પ્રત્યે મનમાં છાનો ધિક્કાર થયોઃ અને તે જ રીતે ચંપા વિષે પણ.

ચંપકે આ વાત રાધાકૃષ્ણને કાને પણ નાખી દીધી.

ત્યાર પછી અજિતને લાગ્યું કે પોતે લતા તરફ જે રીતે આકર્ષાયો છે તેમાં ચોખ્ખી રીતે બુદ્ધિની સમાનતા કારણરૂપ છે, એટલે એ ધીમે ધીમે ચંપાથી દૂર થતો જ ગયો અને ચંપા પણ તેનાથી દૂર થતી ગઈ. આથી તેમણે લીધેલી પ્રતિજ્ઞા નાનાં છોકરાંની બાલકીની રમત જેવી બની, તેમની વચ્ચે ભૂતકાળનાં મુડદાં જેવી વસ્તુ થઈ રહી.

ત્યાર પછી જ્યારે અજિત પાછો ગયો ત્યારે તે સીધો લતાને ત્યાં ગયો. રતનબાઈ તે વખતે ઘેર ન હતાં. લતા એકલી સ્ટવ સળગાવી ચા તૈયાર કરી રહી હતી.

'હલ્લો! મિ. અજિત! હું આજે જ તમને સંભારી રહી હતી!'

'શા માટે?'

'એક સુંદર "પ્લૉટ" મળ્યો છે. મેં કહ્યું મિ. અજિતને કહીશું. એના ઉપર સારામાં સારી નવલકથા તે લખી શકશે.'

અજિતની એમના વિદ્યાર્થી મિત્રોમાં નવલકથાકાર તરીકેની કીર્તિ હતી. પોતે જે લખતો તે સ્ત્રીમિત્રોને ભેગાં કરી વાંચી સંભળાવતો. તેમાંની કોઈની એવી ઇચ્છા પણ હતી કે એ એની કવિતા કરે!

પણ અજિતે હજી કવિતા કરી ન હતી, એટલે નવલકથાનાં પાત્રોની–વસ્તુવિધાનની, અને છેલ્લે છેલ્લે માલિકી ભાવનાથી નિકંદન પામતી પ્રજાઓની ચર્ચા થતી. તેમાં લતા એટલો બધો રસ લેતી કે એ મંડળનું નામ પણ લતામંડળ પડયું હતું. કોઈએ પછી પાછળથી એમ સૂચવ્યું હતું કે લતામંડપ રાખો તો ઠીક પડશે. ગમે તેમ પણ દુનિયાથી ઐપરવા–દુનિયા વિષે વધારેમાં વધારે વિચાર કરનારા, સામાજિક રિવાજોને સખત શબ્દથી નિંદનારાઓ, કાર્યની મુશ્કેલીનો ઓછો ખ્યાલ હોવાથી ઘણી મોટી ભાવના સેવનારાઓ, એવા સાતઆઠ મિત્રો ને બેત્રણ સ્ત્રીમિત્રોનું એક લતામંડળ દર શનિવારે ચાર વાગે મળતું. તેમાં અજિતનું સ્થાન નવલકથાકાર, લેખક ને ક્રાંતિકારી વિચારો ધરાવનાર તરીકે જાણીતું હતું. એટલે આજે લતાએ તેને 'પ્લૉટ'ની વાત કરી.

'શાનો "પ્લૉટ" છે?'

'એક સ્ત્રી છે.'

'તો હવે પુરુષ હોવાનો જ.'

'હોવાનો જ એમ નહિ. સ્ત્રી એકલી પણ હોઈ શકે.'

'સ્ત્રી કોઈ દિવસ એકલી રહેવાની નથી. એકલી રહેનારી સ્ત્રી...કાં પ્રૌઢ વયે શોધશે.'

'શું શોધશે?' લતાએ ગુસ્સે થઈને કહ્યું. ગુસ્સે થવાથી કોઈક જ સ્ત્રી રૂપાળી લાગે છે. સાધારણ રીતે એ રડે ત્યારે રૂપાળી લાગે છે, પણ લતા ગુસ્સે થતી ત્યારે વધારે રૂપાળી બની જતી.

'તમે ગુસ્સે ન થાઓ તો કહું!'

'હું ગુસ્સે થઈ જ નથી.'

'મને માફ કરજો–તમે ગુસ્સે થાઓ છો ત્યારે વધારે રૂપાળાં લાગો છો!'

'હુ–હૂ–તમે પુરુષો સ્ત્રીઓના શરીરને જ વખાણ્યા કરો છો.'

'એનું કારણ છે. એમની બુદ્ધિમાં તો બહુ વખાણવા જેવું હોતું નથી તેથી...'

'પ્રચલિત વિચારોનો ભૂખોઈ ભરેલો પડ્યો!'

'ત્યારે તમે ભૂલો છો. દુનિયા વિચાર કરવા થોભતી નથી કે પોતે વિચાર કરતી પણ નથી. એ તો પ્રચલિત વિચારો સ્વીકારી તેમને પોતાના કરી લે છે. દુનિયામાં વધુમાં વધુ મુશ્કેલ કામ વિચાર કરવાનું છે. હાં, પણ તમારી વાત શી હતી?'

'એક સ્ત્રી હતી—જુવાન, સુંદર, પવિત્ર; અને એક પુરુષ હતો.'

'હં.'

'બન્ને સાથે રહેતાં હતાં. પ્રેમ થયો. પ્રતિજ્ઞા થઈ—' અજિત શંકાથી તેની સામે જોઈ રહ્યો. પોતાની વાત તો તે નથી કરતી ને?–' કે આપણને મૃત્યુ પણ જુદાં નહિ પાડે.'

'બરાબર, પછી ?'

'હવે એટલા પરથી તમે વાર્તા કરી કાઢો.'

'તમે કરો.'

'હું તો લગ્નમાં માનતી જ નથી.'

'પણ જે રીતમાં તમે માનો છો તે રીત પરથી ગોઠવો—લગ્ન એ પણ એક રીત છે. એવી બીજી રીત પણ હોઈ શકે.'

'જાણે એ પુરુષ પૈસાદાર હોય, સ્ત્રી સુંદર હોય, પરણે, સાથે રહે, પછી જ ખબર પડે કે એમની વચ્ચે મહાન અંતર પડેલું છે—બન્ને પૂર્વપશ્ચિમના કિનારા ઉપર ઊભા છે. છૂટાછેડા લેવાતા નથી; બીજી વેરી પણ પરણાતી નથી.'

'કેમ ? કોણ ના પાડે છે ?'

'પ્રતિષ્ઠા.'

'હવે એમનું શું થાય છે તે કહો.'

'બન્ને વિચાર કરે છે કે—'

'એક સવાલ પૂછી લઉં ? છોકરાં નથી નાં એમને ?'

'ના નથી.'

'ચાલો પછી.'

'હવે તમે એ વાર્તા ગોઠવો.'

'આમાં કાંઈ ગોઠવવાપણું નથી. એ તો ઘરઘરની વાર્તા છે. વર્ષોથી ચાલતી આવતી વાર્તા છે. જ્યારથી માણસ પોતાને બીજાનાં કરતાં વધારે શક્તિશાળી માનવા લાગ્યો ત્યારથી ચાલી આવે છે. એનું મૂલછેદન કર્યા વિના—કેવળ થીગડાંથી એ વાત સુધરે તેમ નથી. પણ વાર્તા કોની છે ?'

'મારી, તમારી—સૌની.'

'ત્યારે હવે આ વાર્તા હું પૂરી કરું છું. પહેલવહેલો એક "ભયંકર" વિચાર ઉપાડી લો કે દુનિયામાં સઘળી પવિત્રતા જાણે સ્ત્રીપુરુષના સંબંધમાં જ વસી રહી છે. જાતિજીવન સંબંધી જેમનો વિચાર બહુ શિથિલ હોય તેનામાં પણ માનવતા રહી શકે છે. એક વેશ્યા એક ગૃહસ્થ સ્ત્રી કરતાં અધમ જ હોય એવો કોઈ નિયમ નથી. જીવનનાં અનેક ક્ષેત્રોમાં એવું પણ બને કે તમે અમુક દિશામાં શિથિલ ને સ્થૂલ રહી જાઓ: અમુક દિશામાં સૂક્ષ્મ ને તત્ત્વજ્ઞ બનો. ગૃહસ્થ સ્ત્રી આતિથ્યમાં આગળ હોય, રૂપજીવી વખતે સંગીતમાં આગળ હોય. માનવતામાં કોણ આગળ છે એ તો પ્રસંગ પડયે જ સમજી શકાય; પણ આપણી જે જાતિની ભાવના છે તે પણ એક પાળબદ્ધ મોરીમાં વહેનાર ગંદા પાણી જેવી પરંપરાગત પ્રાપ્ત થયેલી વસ્તુ છે. પરંપરાને ઘણી વખત પરિવર્તનથી શુદ્ધ કરવાની જરૂર હોય. પણ જો તે શુદ્ધ કરાતી નથી તો ઘણુંખરું એ વિચારહીન વસ્તુ બની જાય છે ને એની રીતે પ્રજાનો મોટો ભાગ પણ પરંપરામાં શ્રદ્ધા ધરાવનારો નહિ—પરંપરાને અનુસરનારો થઈ જાય છે. માટે આ વાર્તાને તમારે ઘરઘરની વાર્તાના પ્રતીક રૂપ બનાવી એનું નિરાકરણ કરવું. હોય તો આ રહ્યું: બન્ને પાછાં હતાં તેવાં થઈ જાય, નવેસરથી જીવન જીવે.'

લતા સાંભળી રહી. તે ધીમે રહીને ચાનો પ્યાલો મૂકતાં બોલીઃ 'ત્યારે તમે તો વાર્તા લખી જાણી, પણ હું તો વાર્તા જીવી ગઈ!'

'કેમ? આ તમારી વાર્તા છે?'

'ત્યારે નહિ? મારો વિવાહ મારી માએ ગોઠવ્યો હતો તે તમને ખબર છે નાં? મેં માની રજા લઈ, મારો એ વિવાહ ફોક કરવાનો તાર આજે રવાના કરી દીધો. પણ આ તો વિવાહ હતો. એ જ પ્રમાણે લગ્ન હોત તોપણુ હું તેમ જ કરત.'

અજિતના દિલમાં વિચાર આવી ગયો. આ અકસ્માતે એને ઉત્તેજના આપીઃ

'ચાલો ત્યારે, હું પણ એક પ્રતિજ્ઞા ફોક કરીને આવ્યો છું!'

'શાની?'

'મેં એક પ્રતિજ્ઞા બાળપણમાં લીધેલી—ચંપા સાથે!'

'ચંપા કોણ?'

'હું જ્યાં રહું છું નાં—તે ધરમાલિકની પુત્રી.'

'રૂપાળી છે?'

'જુઓ અંતે તો તમે સ્ત્રી ને? હું જોઉં છું કે સભામાં તમે એકબીજાનાં રૂપ ને કપડાં જોયા કરો છો. અમારા પુરુષોનાં કરતાં પણ રૂપની ચર્ચા એ તમારો ખાસ વિષય હોય તેમ લાગે છે. સ્ત્રીઓ એકબીજા સામે સભામાં પણ લૂગડાં, ઘરેણાં ને રૂપ જુએ છે."

'એનું કારણ છે. તમે પુરુષો, સ્ત્રીઓને માલની પેઠે પસંદ કરો છો. તમારે સશક્ત, સુંદર, મજબૂત, ઘસારો સહી શકે તેવો "માલ" જોઈએ છીએ—સ્ત્રી ક્યાં જોઈએ છીએ? એટલે એ બજારમાં રૂપ મુખ્ય વસ્તુ થઈ પડી છે.'

'અને બીજું પૈસા—એમાં બિચારો "પ્રેમ" તો પરદેશી મહેમાન જેવો થઈને રહે છે. કોઈ જાણતું નથી એ ક્યારે આવ્યો : કોઈ એને કહેતું નથી કે તું કેમ ગયો. કોઈ બોલતું નથી કે બે દિવસ રહે!'

'હાં, પણ તમે શું કહેતા હતા?'

'કે મેં પણ પ્રતિજ્ઞા ફોક કર્યાનો આજે મનમાં નિશ્ચય કરી લીધો.'

'ક્યારે?'

'તમારે ત્યાં આવતાં પહેલાં.'

'ત્યારે મેં આ બાજુ તાર કર્યો : તમે આં બાજુ પ્રતિજ્ઞા ફોક કરી. એ બન્નેની વચ્ચે કાંઈ સંબંધ હશે?' લતા તેના પ્યાલામાં ચા રેડતી રેડતી સ્વગત કહેતી હોય તેમ બોલી : 'વખતે હોય—વખતે ન પણ હોય.'

ત્યાર પછી તો અજિત ને લતા વચ્ચે આવા પ્રસંગો વધતા જ ગયા.

એક વખત તો બન્ને આબુ સુધી સાથે ફરી આવ્યાં પણ ખરાં. આ વખતે અજિત સાથે લતાએ જવું એમ નક્કી થયું હતું.*

* 'અજિતા' નામની લેખકની નવલકથાનું એક પ્રકરણ.

# આંધળે બેરૂં

'પારાશર્ય'

આંધળે બેરું કૂટાણું રે સાયબા !
ચોપાસે તું જ તોય દેખ્યો નથી અમે,
તેં યે જવાબ નથી વાળ્યો, શું
આંધળે બેરું કૂટાણું, રે સાયબા !

એરણ અંધાપો, બેરો હથોડો
વચ્ચે બ્રહ્માંડ આ ટીપાણું, રે આંધળે બેરું—૦

બૈરી રતાંધળી ને બેરો ધણી સૂતાં
ચોરે નિરાંતે ઘર ફાડયું, રે આંધળે બેરું—૦

ઘાંચીને ભૂળગી આંખો મળે નહીં
આ તો બળદાના કાનનું કાચું, રે આંધળે બેરું—૦

શ્રોતાધિકાર નહીં જાણ્યો કથાભટે
ભેંસ કને ભાગવત વાંચ્યું, રે આંધળે બેરૂં—૦

અંમે સહુ માનવી જનમ્યાં રે આંધળાં
તારે કે' દી હતા કાન ? આમ આંધળે બેરું—૦

હજીયે મેં આંધળે જાણ્યું ન આટલું
આ તો બેરાના કાનમાં ગાયું, રે આંધળે બેરૂં—૦

આંધળે બેરું કૂટલું રે સાયબા !

✱

# સાત પેઢીનું વેર+

રવિશંકર સંતોષરામ ભટ્ટ

જાણે પ્રથમ-જલ પૃથ્વી-સમસ્તને ફરી ઘેરી લેતાં હોય એમ જણાતું હતું. ધોધમાર વરસાદ છેલ્લા ચાર કલાકથી સતત વર્ષતો હતો અને હજુ કેટલો સમય વધુ વરસશે તેની આગાહી થઈ શકે તેમ નહોતું. ગગનમાં અને પૃથ્વી પર અંધકારના થર જામ્યાં હતાં. મનુષ્યની આંખ ખુલતાં જ તેની દષ્ટિને ઝાંખ વળતી અને સર્વત્ર અંધકાર વ્યાપી રહેતો. દિનમાન પૂરું થયું હતું. એથી અંધકાર અને ભીની ધુમ્મસ વધુ ઘેરાં બન્યાં હોય એવો ભાસ થતો હતો.

આ ધુમ્મસના પ્રચંડ ગોટમાં વીંટાયેલ બે ઘોડેસ્વાર ધીમે કદમે રસ્તો કાપતા હતા. એમાંનો એક સ્વાર બુઝર્ગ કાઠી હતો. અફીણ, ગાંજો વગેરે કેફી પદાર્થોના સેવનથી એનું શરીર નિર્બળ અને જર્જરિત થયેલું હતું. અને એના કપાળ પરની કરચલીઓ એના આકરા જીવનની યાદ આપતી હતી. એની આંખો ઊંડી પેસી ગઈ હતી.. એની દાઢીના સફેદ વાળ વરસાદના પાણીથી ભીંજાઈ અત્યારે ધુમ્મસમાં ભૂખરા જણાતા હતા. એના માથા પર મોટો આંટીદાર ફેંટો બાંધ્યો હતો; અને એની કમ્મરે તલવાર લટકતી હતી. એક હાથમાં સુતરના દોરડાની ઘોડાની લગામ હતી અને બીજા હાથમાં રંગબેરંગી દાંડી વાળો ચાબૂક હતો. એનો ઘોડો એક ટટ્ટાર વછેરો હતો. આવી ધુમ્મસમાં અને વરસાદના તોફાનમાં કલાકોથી ચાલ્યા છતાં જાણે હજુ હમણાં જ બહાર નીકળ્યો હોય અને હજુ ગમે તેટલા વખત સુધી મુસાફરી કરવા તૈયાર હોય એવા પ્રગલ્ભ કદમે એ ચાલતો હતો.

બીજો ઘોડેસ્વાર કાઠીનો યુવાન ભત્રીજો હતો. એનું વદન મજબૂત અને ભરાવદાર હતું. એનું વદન સુંદર અને ઘાટીલું હતું. અત્યારે સંયોગોની કઠિનતા પણ જાણે એને નવીન અનુભવની મજા આપતી હોય એમ એનું મોં મરકી રહ્યું હતું. માથેથી સારો ભીંજાવાથી એણે ફાળિયું નાંખ્યો હતો; અને એના અંગ્રેજી ઢબમાં કાપેલ વાળ ભીંજાઈને ચોંટી ગયા હતા. એની કમ્મર પર પણ તલવાર લટકતી હતી પરંતુ ટેવ ન હોવાથી એને તે વારંવાર સરખી મૂકવી પડતી. એનું ઘોડું વૃદ્ધ હતું. ઘરડો કાઠીનો જુવાન વછેરો અને આ જમાનાનું પાકેલ ટાયડું મુસાફરીનો પંથ સાથે કેમ કાપી શકતાં એ કલ્પવું મુશ્કેલ હતું. સ્વભાવ પ્રમાણે તેણે જુવાન ઘોડેસ્વારને સારી પેઠે કંટાળો આપ્યો હતો. મુસાફરી દરમિયાન લગભગ આઠમીવાર ફરી ઘરડું ઘોડું ઊભું રહ્યું. અંતે યુવાન ઘોડેસ્વારે કહ્યું: "વળી પાંછી જીદ આદરી." વૃદ્ધ કાઠીએ જાણે પોતાને સંબોધીને કંઈ કહેવાયું છે એમ માની પાછું વાળી જોઈ ઉચ્ચાર્યું: " "શું કહ્યું, હમીર?" યુવાને જવાબ

---

+ આ વાર્તામાં જણાવેલ સ્થળ તથા પાત્રનાં નામો કેવળ કાલ્પનિક છે.

આપવાને બદલે હાથમાં રાખેલ એક નાની નેતરની સોટીથી ઘોડાને મારવા માંડ્યું. પરન્તુ એ છતાં જ્યારે વૃદ્ધ અશ્વ નિશ્ચલ રહ્યો ત્યારે એણે વૃદ્ધ કાઠીને જવાબ વાળ્યો :

"કાકા, આ તો હવે સાઠ ના પાડે છે. કહો તો હવે એને દોરીને હું ચાલું." કાકાએ, પોતાના ઘોડાને ફેરવીને, યુવાન તરફ આવી કહ્યું:

"અરે, એ તો અમથું. એમને એમ એણે તો દહકો કાઢી નાંખ્યો. જરા થાક ખાઈ ને વળી પાછું હાલવા માંડશે."

યુવાનને કાકાના આશાવાદમાં શ્રદ્ધા ન બેઠી. એણે કહ્યું : "હશે, પણ હવે બીજા દસ કલાક પણ એ નહિ કાઢે!"

"અરે, તો આ ગામ ક્યાં આઘું છે? હમણાં પહોંચી જાયે. હવે જરા હળવા હાલશું." એમ કહી વૃદ્ધ કાઠીએ પોતાનો વછેરો ફરી મુસાફરીની દિશા તરફ ફેરવ્યો અને આગળ ચલાવ્યો. અત્યાર સુધીની ગતિ હતી એથી વધારે ધીમી ગતિએ જઈ શકાય તેમ નહોતું. એટલે વૃદ્ધ કાકાના શબ્દો માત્ર સાંત્વન રૂપ હતા એમ માની જુવાને પોતાના ઘોડા પર જ તેને ફાવે ત્યારે આગળ વધવાનું છોડ્યું. વછેરો આગળ ગયો જાણીને કે અન્ય કોઈ આકર્ષણથી વૃદ્ધ ઘોડું આપમેળે જ ચાલવા માંડ્યું. ત્યાં જુવાને હર્ષમાં આવી : "હં—જીતે રહો" કહી એડી મારી એટલે વળી જૂની જીદ યાદ લાવી ઘોડું ઊભું રહ્યું. પરન્તુ આખર મુસાફરી શરૂ થઈ.

લગભગ ત્રણેક કલાકની મુસાફરીને અંતે બન્ને મુસાફરો એક ગામના ચોરા પાસે આવી પહોંચ્યા. ત્યાં આવતાં જાણે એ પ્રદેશની ભૂગોળથી માહિતગાર હોય એવી અદાથી વૃદ્ધ કાઠીએ કહ્યું :" આ તો 'નેસડા' લાગે છે. આપણે રાત રહી બળકડે હાલીયેં તો કસુંબા વખતે રામપરે પહોંચી જાયેં."

યુવાન ભત્રીજા હમીરે એનો જવાબ ન વાળ્યો કેમકે આ સ્થાન–નિશ્ચય માટે અને મુસાફરી દરમિયાન સામાન્ય રીતે તેને વૃદ્ધ કાકા, આલા ખુમાણ, પર જ આધાર રાખવાનો હતો. અંધારું ખૂબ હતું; વરસાદની ઝરમર ચાલુ હતી. ચોરા પાસે આવીને આલાએ "રામ રામ" એમ બૂમ મારી. ચોરા પર આ વખતે કોણ હોય? દૂર ચોરાની ઊંડી દિવાલની વચ્ચે બે કોડિયામાં દીવા બળતા હતા અને તેની સામેને ખૂણે એક ઝાંખું, ધુમાડિયું હરીકેન ફાનસ બળતું હતું. એની નીચે એક ચારણ ગોદડી નાંખી બેઠો હતો તેણે "એ રામ રામ" એમ ઉત્તર વાળ્યો. અને ચારણ હાથમાં હરીકેન લઈ ચોરાના ઓટલા પર આવ્યો. આવીને એણે ખબર પૂછ્યા.

આલા ખુમાણે કહ્યું: "આ જુઓને—મે જામ્યો છે : માગ સૂઝે તેમ નથી અને રાત પડી ગઈ છે એટલે અહીં થંભી જાવું પડશે. સવારે પાછા પંથે પડી જશું."

"આપ કોણ? બાપુ!" ચારણે ઓળખાણ કરવા કહ્યું.

"હું આલો ખુમાણ" કાઠીએ કુળના ગર્વથી ઉચ્ચાર્યું.

ચારણે માત્ર "હં" એમ કહ્યું. અહીં ખુમાણનાં ઘર તો ન મળે." એમ કહી એ શાંત થઈ ગયો.

આલાએ રોષથી કહ્યું : "એ કાંઈ નહિ બાપુ ! હમીર ! ચોરે બેસીને રાત કાઢી નાંખશું. ભાઈ, આ જાનવર ક્યાંય બંધાય તેમ છે ?"

ચારણને થયું કે આ મુસાફરો ચોરા પર રાત રહેશે તો એને જ મહેમાનગતી કરવી પડશે અને પોતાની નિદ્રા બગડશે એટલે જાણે એકાએક રસ્તો સૂઝયો હોય એમ તે બોલી ઊઠયો :

"પણ એમ શું કામ બાપુ? હું તમને લઈ જાઉં. હાલો. કાંઈ ચોરે એમ રાત ક્હોળાય ?"

આલાએ તે ન ગણકારતાં કહ્યું : "એ કાંઈ નહિ. તમારે શું કામ કાંઈ તકલીફ લેવી હોય?"

ચારણને લાગ્યું કે આલા ખુમાણને માઠું લાગ્યું એટલે એ વિનવવા લાગ્યો અને આગન્તુકોને ગામના એક કાઠી જમીનદારને ત્યાં ઉતારો સ્વીકારવા આગ્રહ કરવા લાગ્યો. થોડી ખુશામત અને રીઝવણી પછી આલા ખુમાણે હા કહી, અને એના બહાના-રૂપ જાણે આત્મ-સંબોધનથી કહેતો હોય તેમ ઉચ્ચાર્યુંઃ

"આપણે આ દિશ ઓછું કામ : એટલે ઝાઝી ભાળ નહિં."

થોડી વારમાં આલો ખુમાણ, હમીર અને ચારણ એ ત્રણે જણા એક ડેલી પાસે આવી ઊભા રહ્યા. બાવાએ ડેલીનો આગળીઓ ઉઘાડી અંદર પ્રવેશ કર્યો અને ઊંચા સાદે બોલ્યોઃ "મેરામ બાપુ ! આજ આપને ત્યાં મહેમાન પધાર્યા છે." અને એણે ડેલીનો દરવાજો ખોલ્યો અને મુસાફર કાકો ભત્રીજો અંદર દાખલ થયા. ચારણનો પરિચિત અવાજ સાંભળીને ઘરની પરસાળના બારણામાં એક ઊંચી કાઠીનો, ભરાવદાર શરીર-વાળો માણસ ઊભો રહ્યો; અને ત્યાંથી મહેમાનોને જોતાં જ તેમને સંબોધી લાક્ષણિક રીતે કહ્યુંઃ "એ રામ રામ છે મહેમાનોને ! આજ અમારા ધનભાગ્ય !" એમ કહી એણે ડેલી પરનું ફાનસ નીચે ઉતાર્યું અને પરસાળ પરથી નીચે ઊતરી ચોકમાં બન્ને આગન્તુકો સામે આવી ઊભો રહ્યો, અને માયાળુ રીતે પૂછ્યું :

"પધારો આપા ! ક્યાં રહેવું આપને ?"

"મારું નામ આલો ખુમાણઃ આ મારો ભત્રીજો હમીરઃ અમારું ગામ પડધરી." આલાએ ઉત્તર વાળ્યો.

મેરામણે સાહજિક રીતે કહ્યુંઃ "ભલે—બાપુ—ભલે. હું મેરામણ !" અને પછી એણે નોકરને બોલાવી હુકમ કર્યોઃ "અલ્યા કરશન ! મહેમાનોનાં ઘોડાંને આપણી કોઢે બાંધી આવઃ એને કડબનીરણ કરજે."

મેરામણ બન્ને મહેમાનોને અંદર લઈ ગયો. ચારણ છૂટવાની તક જોઈ બોલ્યોઃ "હું રજા લઉં બાપુ !" એને વિદાય મળતાં એ ગયો.

આલા ખુમાણ અને હમીર બન્નેને મેરામણની પ્રસન્ન મુદ્રા અને આવકારથી એની અભિજાતતા વિષે પ્રતીતિ થઈ ચૂકી હતી. હમીરને આવું ઉદાત્ત વર્તન જોતાં મેરામણ માટે માન થયું.

"હૈકડી મેલ" એમ કહી આલાએ અરુચિ બતાવી ફરી ગાંભીર્ય ધારણ કર્યું અને આલો પડખું ફરી ગયો. હમીરે માત્ર હાસ્ય કર્યું. અને એણે પણ ઢોરણીમાં શરીર લાંબું કર્યું.

લગભગ ત્રણેક કલાક વીત્યા હશે. ફરી આલાને ઉધરસ આવવા લાગી; અને એ પથારીમાં બેઠો થઈ ગયો. થોડી વારે ઉધરસ શમી. હમીરની ઊંઘમાં આથી ખલેલ આવી પરન્તુ એ શાંત પડી રહ્યો. આલાએ પાણી પીધું અને ખોંખારો ખાઈ ફરી સુવાની તૈયારી કરી. ત્યાં ઘરની અંદરથી વાતચીત થતી હતી તેનો અવાજ કાને આવવા લાગ્યો. વરસાદ રહી ગયો હતો: અને રાત્રિની નીરવતામાં ઊંચે સાદે બોલાયેલ શબ્દો સ્પષ્ટ રીતે સંભળાતા હતા. વાત પરથી જણાયું કે ઘરનો માલિક—મેરામણ—પોતાની પ્રામાણિકતા પુરવાર કરવા જાહેર કરતો હતો કે "તો તો સાતમી પેઢીએ મૂળુ માણેકની કીર્તિ લાજે!" એ શબ્દો ઊંચે સાદે ઉચ્ચારાયા હતા અને આલો તથા હમીર સૂતા હતા ત્યાં સ્પષ્ટ રીતે સંભળાયા. આલાએ વાતચીત સાંભળી. આ છેવટનું વાક્ય સાંભળ્યું અને જાણે અચાનક એની કારમી કુશંકા ખરી પડી હોય એમ એ સફાળો બેઠો થઈ ગયો. એ ટટ્ટાર થયો. એણે પોતાની આંખો ઝીણી કરી અને જાણે ભૂતકાળની કોઈ વાત યાદ કરતો હોય એમ બેત્રણ વાર માથું ધુણાવ્યું. વૃદ્ધના ચોંકવાથી હમીર આલા તરફ ફર્યો; અને આલા પાસે આવ્યો.

આલાએ ફરી માથું ધુણાવ્યું અને કહ્યું: "ભાઈ, બહુ બારે થઈ! દૈવ રૂઠ્યો હશે તે આપણે આવે વખતે નીકળ્યા!"

હમીરે, અજાણતાં પૂછ્યું: "પણ કાકા! થયું છે શું?"

આલાએ રોષથી તાડુકીને કહ્યું: "થયું છે શું? છોકરા! તને તારા કુળની પણ ખબર નથી. શહેરમાં કાલેજમાં ભણીને પોથીઓ શું વાંચે છે?"

હમીરને આ ટોણો સાલ્યો પરન્તુ એની પ્રસ્તુતતા એ સમજી શક્યો નહિ. એટલે એણે ફરી પોતાનું અજ્ઞાન જણાવ્યું.

આલાનો બીજો ઉપાય નહોતો. ટૂંકામાં વાત એમ હતી કે આલાની પાંચેક પેઢી પરના આલા ખુમાણને અને 'મૂળધરી'ના મૂળુ માણેક—જેનું નામ અમર કરવા આ ગામનું નામ મૂળધરી પાડવામાં આવેલ—સાથે તકરાર થયેલ. તકરારનું કારણ ન જેવું હતું. પરન્તુ એ જમાનામાં એ તકરાર બન્ને પક્ષના સ્વમાનનો વિષય બની અને આખરે ખૂનખાર લડાઈમાં પરિણમી હતી. બન્ને પક્ષનાં થોડાં માણસો માર્યાં ગયાં અને એ રીતે વેર બંધાતાં એકબીજાનાં કુટુંબો વચ્ચેનો સંબંધ તૂટી ગયેલો.

આલાએ એ તકરારનું અને સમગ્ર વૈરકથાનું વર્ણન ચારણોને મુખેથી સાંભળેલું. શૌર્યની કથાઓ મુખે સાચવી રાખનાર આ લોક-કવિઓ આવા નમૂનાઓ યોગ્ય પ્રસંગે વર્ણવે છે; એ વર્ણનો કુલની અને ગામની સુદ્ધાં યશ-લક્ષ્મી ગણાય છે. એ કથાઓમાં પરંપરાગત ઉમેરાઓ થાય છે. અને એ રીતે ઘણી વાર બનેલી હકીકતનું રૂપાંતર એક કાલ્પનિક ગાથા જેવું થયેલું જણાય છે. પ્રસ્તુત વાત સમય જતાં ભૂલાયેલી અને બન્ને કુટુંબો વચ્ચે કશો સંબંધ ન હોવાથી પહેલાંની કટુતા અને વેર પણ ઓછાં થયેલાં. પરન્તુ આલાએ તો એ વર્ણન એના નાનપણથી ઘણીવાર સાંભળેલ અને એ સાંભળતાં

એના શૌર્યની લાગણી આ વેર વાળવા માટે ઘણીવાર ઉદ્દીપ્ત બની રહેલી. એ સ્મૃતિ જૂની થઈ હતી પણ અત્યારે આલાએ 'મજાધરી' ગામનું નામ સાંભળ્યું ત્યારથી એક પ્રકારની બેચેનીની લાગણી એના મનમાં ઊગી હતી; અને મુળુ માણેકનું નામ સાંભળતાં એને આખી વેરકથા યાદ આવી અને વર્ણનમાંના પ્રસંગો, જે તેને ઘણી વાર કલ્પનામાં અનુભવેલા એ તેની સ્મૃતિમાં સળકી ઊઠયા. વેરની લાગણીએ એના ચિત્તને ઘેરી લીધું. નાનપણથી માત્ર ગામનો ચાર ગોંદરા વચ્ચે આખું જીવન નિષ્ક્રિય અવસ્થામાં ગાળેલું એટલે આ વેર એને મન મહત્ત્વનું હતું. વધારામાં એણે સાંભળ્યું હતું કે એના પૂર્વજે શપથ લીધેલ કે "આ વેર વાળવામાં એક માથું માગણું રહ્યું છે એ મરતાં પહેલાં લઈશ" એ શપથ અપરિપૂર્ણ રહેલ. એ વાત આલાને વધુ શૌર્ય આપતી. કદાચ, એ વેર વાળવામાં અથવા શપથ પૂર્ણ કરવામાં પોતે નિમિત્ત રૂપ બને તો એણે કુલ-ઋણ અદા કર્યું કહેવાય અને એના કુલની કીર્તિ વધે. એ આત્મ-ગૌરવ વધારનારી લાગણી પણ સુષુપ્તિમાંથી જાણે અત્યારે બહાર આવી અને વેરની લાગણીને બળવત્તર કરવા લાગી.

આખું ચિત્ર જાણે એની નજર સમક્ષ ખડું થઈ ગયું હોય તેમ આલાએ કહ્યું:

"દૈવ રૂઠયો: દૈવ. નહિ તો આપણે આ દશા વળવાનું હોય? આડો સાપ ઊતર્યો હશે."

હમીરે આશ્ચર્યથી પૂછયું: "કેમ કાકા? એવું બોલો છો?"

"કેમ? આપણે દુશ્મનના ઘરમાં બેઠા છીએ."

"દુશ્મન? આપણને જેણે આશ્રય આપ્યો એને દુશ્મન કહો છો?"

"હા-આપણે એના ઘરનો ઊંબરો હરામ છે. આપણાથી અહીં ન રહેવાય!"

"કાકા, પણ છે શું?"

"છોકરા! તને ખબર નથી: મુળુ માણેક અને આલા ખાચરના કદમ વચ્ચે જૂનું વેર છે. આપણે વેરીના ઘરમાં બેઠા છીએ. એની હારે તો એક માથાનું સાટું બાકી છે."

હમીર કંપી ઊઠયો: આલો આ શી વાત કરે છે. મેરામણે એ બન્નેની બરદાસ્ત કરી આશ્રય આપ્યો. અને આલો જૂનું વેર સંભારી કૃતઘ્ન રીતે વાત કરે છે. હમીરે આલાને શાંત પડવા કહ્યું:

"આપણે જેના મહેમાન થયા એનું માથું લેવાની ઈચ્છા સરખી પણ પાપ ગણાય."

આલાએ ભવાં ચડાવી કહ્યું: "હમીર! મારે એનો આશરો ન ખપે." અને ઢોરણીમાંથી બેઠા થઈ એણે ઓશીકા પરથી પોતાની તરવાર લીધી અને કપડાં પહેરવા લાગ્યો.

હમીરે ઊભા થઈને કહ્યું: "આ વરસાદપાણીમાં રાતે કયાં જશું? સવારે ભળકડે તો નીકળવું જ છે ને?"

"અરે—ગમે ત્યાં જશું: પણ હવે તો એના જ પાદર પર એક માથાનું સાટું કરીશ ને!"

"અરર! કાકા! મેરામણ માણેક સાથે એવું થાય? આપણે હવે જૂનું વેર શું કામ ઉખેળવું?"

"શું કામ ઉખેળવું?" આલાએ નીચા વળી ડોળા કાઢી હમીર સામે મીટ માંડી અને પછી ધીમા પણ સખત અવાજે કહ્યું: "બાયલા! એમાં તારા કુળની લાજ છે." એમ કહી આલો જાણે અગન વરસાવતો હોય એવી આંખે હમીર સામે તાકી રહ્યો. એની આંખો લાલઘુમ બની ગઈ. હમીરના મનમાં સખત આંચકો આવ્યો: એને બાયલો કહ્યો એને લઈને એનું સ્વમાન ઘવાયું અને કાકાની સામે ધસ્યો. નર્યો ક્રોધથી વિવશ બની આલાનું શરીર ધ્રૂજતું હતું; અને જ્યારે તેણે હમીરનો ગુસ્સો જોયો ત્યારે આવેગમાં એનો શરીર પરનો કાબૂ જતો રહ્યો. આલો ઢોલણી પર ફસડાઈ પડયો. હમીરે તેને ઝીલી લેવા યત્ન કર્યો. તેણે આલાને બરાબર સુવાડયો.

આલો થોડો વખત નિશ્ચેતન પડી રહ્યો. પછી જાણે રોષના આવેગથી એનાં ગાત્રો તંગ બન્યાં હોય એમ આલો સફાળો બેઠો થયો, હમીરને મનાવતો હોય તેવી રીતે ધીમે પણ મક્કમ અવાજે કહેવા લાગ્યો: "બેટા! હમીર, હું આપણા કુળની લાજ રાખવા કહું છું. આ ગામના મૂળુ માણેકે આપણા આલા ખુમાણને પાદર આવી એની સાથે જુદ્ધ કર્યું. બહાદર આલાએ એને હરાવ્યો એટલે "આલાનું ગામ લૂંટીશ અને ખેદાન-મેદાન કરી નાંખીશ" એવા સમ ખાઈને એ મોટું ધાડું લઈને આવ્યો. આલાએ અને એનાં બે દીકરાએ મૂળુને હંફાવી પાછો વાળ્યો, બેઉ બાજુએ સરખાં માણસો માર્યાં ગયાં હશે. એમાં મૂળુનો એક જુવાન કુંવર ખપી ગયો. એનું વેર વાળવા ત્રણ મહિને એક વાઘરીએ આલાના નાના કુંવરને છાની રીતે મારી નાંખ્યો. આલાને ખબર પડી કે મૂળુ માણેકના વાઘરીએ જ કુંવરને માર્યો 'તો એટલે એણે પાણી મૂકયું કે "મરીશ તો મૂળુના ઘરના એક કુંવરનું માથું લઈને." આલાએ શ્વાસ લીધો અને ફરી કહેવા લાગ્યો: "એની તક આજે મળી ગઈ છે. આલાનો વંશ જ આજ હવે સારું પૂરું કર્યા વિના પાછો ફરે નહિ: તો તો કુળ લાજે. હમીર! આજ ભળકડે કાં તો હું ખપી જાઉં અને નહિ તો—મેરામણ યાદ રાખજે! હું મરું તો કુળની લાજ રાખવાનું તારે માથે છે."

હમીર આલાના આ શબ્દો સાંભળી કંપી ઊઠયો, હમીરનું સ્વમાન ઘવાયું હતું, એટલે એના મનમાં અત્યંત રોષ અને ક્ષોભ જન્મ્યાં હતાં. આલાની થંડી અને મક્કમ ક્રૂરતાથી એનો રોષ વધ્યો. એણે બધી હિંમત સમેટીને કહ્યું:

"કાકા! તમે હત્યા કરવાનું કહો છો. આ જમાનામાં તમે ખૂન કરશો તો એનો બદલો મેરામણના વંશજે નહિ લેવો પડે: સરકાર લેશે."

આલાથી આ સહન ન થયું, એને મન વેરને રોધક એવી બધી દલીલો વ્યર્થ હતી. એણે બબૂકીને કહ્યું: "અરે! કુળની લાજ પાસે મારો જાન શી વસાતમાં છે. હું મોતથી નથી બીતો સમજ્યો? અને તારામાં અત્યારથી મોતની આવડી બીક જોઈ મારું દીલ દુભાય છે." એમ કહી એણે હાથમાં તલવાર લીધી અને ઢોલણી પરથી નીચે ઊતરી ડેલી તરફ જવા ધસ્યો, ત્યાં આલાનો પગ લથડ્યો અને આલો ગોથું ખાઈ ગયો.

ક્રોધાવેગથી આલાને એકાએક મૂર્છા આવી હતી. હમીરે કાકાને ઊંચકીને ફરી ઢોલણીમાં સુવાડ્યો. અને મૂર્છા પાછી વાળવાના પ્રયત્નમાં એ પવન નાખવા લાગ્યો.

હમીર આલાની પાસે જ બેસી રહ્યો. કાકાની દયાજનક સ્થિતિનું દુઃખ એને વિષાદમય બનાવતું હતું. ઊંઘ ઊડી જવાથી એનું માથું ભારે થયું હતું. છતાં એના મનમાં અનેક વિચારો ઉભરાતા હતા. આવો ગુસ્સો અને આટલા જૂના વેરની લાગણીનો જુસ્સો સંસ્કારી હમીરને સ્પર્શ નહોતાં કરી શકતાં. આલાના અજ્ઞાન અને ઝનૂન વિષે હમીરને પહેલાં રમૂજ થયેલ; પછી આલો વધુ દૃઢ અને ગંભીર બન્યો ત્યારે હમીરને એની સ્થિતિ વિષે દયા જન્મી હતી. કુલની લાજ વિષે આટલી પ્રબલ સ્વમાનની લાગણી એણે પહેલી વાર અનુભવાયેલ જોઈ. એ વિષય ઉપર એના અને આલાના વિચારો જુદા હતા. એ બન્ને જુદી જ દુનિયામાં વસતા હતા. એટલે એને આલાની વૃત્તિ સમજાઈ નહોતી: દશકાઓ પહેલાંનું વેર આવી રીતે જીરવી રાખી માત્ર એકબીજાનો નાશ કરવામાં શું ગૌરવ હતું? ખરી રીતે, એ જંગલમાં રહેનારાઓની નીતિ હતી. એક પક્ષ જરા પણ ક્ષમાશીલતા બતાવે તો એ નગળાઈ ગણાય એ બીકે બન્ને પક્ષો વેરની લાગણી ટકાવી રાખતા. 'સ્વમાન'નો ખ્યાલ, ખરી રીતે બીરુ હોવા છતાં, અત્યંત કાળજીપૂર્વક જીવને જોખમે પણ સાચવી રખાતો. આલાના મનમાં એ ખ્યાલ ખૂબ દૃઢ થયેલો હતો; અને તેને લઈને આલાનું મન અત્યારે હચમચી ગયું હતું. હમીર શહેરમાં ઉછર્યો હતો. એના સંસ્કારો જુદા પ્રકારના હતા. એના વર્તન અને વિચારમાં માણસ માણસ વચ્ચેનો સમભાવ અને સહૃદયતા સ્પષ્ટ જણાતાં. આલાના વર્તનથી એની ચિત્તવૃત્તિને આઘાત પહોંચ્યો હતો.—જો કે એ જાણતો હતો કે આલાએ પોતાના ગામમાં જ સઘળું જીવન વીતાવ્યું હતું. ગામમાં આલાની પ્રતિષ્ઠા એક શૂરવીર તરીકેની હતી; એ કીર્તિ માટે આલાને ગર્વ હતો. એ ગર્વ ઘણી વાર શેખાઈમાં વ્યક્ત થતો ત્યારે રમૂજ થતી. પણ એ વૃત્તિનું આજનું દર્શન તો હમીરને બહુ વિઘાતક જણાયું. આલાના અને પોતાના જીવન વચ્ચે કેટલું જબ્બર અંતર હતું એનો વિચાર કરતાં હમીરે આલાની ઢોરણી પર માથું ટેકવ્યું.

લગભગ અડધો પોણો કલાક વીત્યો.

આલાની મૂર્છા વળતી હોય એમ જણાયું. ઢોરણીમાં સળવળાટ થયો એથી હમીરની તંદ્રા ઊડી ગઈ. આલાએ પડખું ફેરવ્યું. હમીર ઊભો થઈ, આલાને ભાન આવ્યું છે કે નહિ તેની ખાતરી કરવા નીચે નમ્યો. આલાએ ધીરેધીરે આંખો ઉઘાડી. એની દૃષ્ટિમાં શૂન્યતા જણાતી હતી. જાણે કોઈ અજાણ્યા માણસ સામે જોતો ન હોય તેમ એ હમીર સામે તાકી રહ્યો. હમીરને લાગ્યું કે આલો હજુ તંદ્રામાં જ છે. એને બોલાવવાનું મન થયું પરન્તુ આલાની ચિત્તશાંતિને કોઈ રીતે ક્ષુબ્ધ ન કરવી એવા આશયથી એ શાંત રહ્યો. આલાએ ફાનસ સામે જોયું અને આ વિચિત્ર વાતાવરણમાં પોતે ક્યાંથી આવ્યો એ સંભારવા મથતો હોય તેમ એણે આસપાસ નજર નાંખી. પરન્તુ એની ભ્રમિત નજર પાછી વળી અને આલાએ પોતાનું માથું બીજી તરફ ઢાળી દીધું. થોડી વાર એ આંખો મીંચી પડી રહ્યો. એ દરમિયાન આલાના હોઠ ફફડવા લાગ્યા; આલો પ્રાર્થના કરતો હોય એમ લાગ્યું. આલાએ ફરી પડખું ફેરવ્યું. અને ઢોરણીમાં બેઠો થવા યત્ન કરવા લાગ્યો. હમીરે તેને ટેકો આપી બેઠો કર્યો. આલો ધીમે સાદે પણ સ્પષ્ટ રીતે પ્રાર્થના ઉચ્ચારવા લાગ્યો. આલો દેવીભક્ત હતો એટલે તેણે દેવીની

આરાધના કરી. પ્રાર્થનામાં ગરકાવ થઈ ગયો હોય તેમ એ આંખો મીંચી બેસી રહ્યો. એનું મોં શાંત અને સ્વસ્થ જણાતું હતું. આલાના મોં પર અત્યારે અસાધારણ નમ્રતા છવાઈ હતી. પ્રાર્થના પૂરી થઈ ન થઈ ત્યાં આલાએ અચાનક 'ચારણી' કથાના દુહા ઉચ્ચારવા શરૂ કર્યા અને હમીર સામે જોઈ તેનું ધ્યાન ખેંચતો હોય તેવી ચેષ્ટા કરી દુહાના બે પદો તેણે ભાર દઈને ઉચ્ચાર્યાં. આલો વેર–કથાના દુહા સંભારીને ઉચ્ચારતો હતો. આલામાં અચાનક એ સ્મૃતિ કેમ જાગ્રત થઈ તેની હમીરને ખબર ન પડી; દેખીતી રીતે આલો સ્વસ્થ જણાતો હતો છતાં તેના કપાળ પરની ચામડી કોઈ વાર તણાતી હતી અને તેનો હાથ ધ્રૂજતો હતો. હમીરે આલાને સંબોધીને કહ્યું: "કાકા, તમે બહુ થાકી ગયા છો, હવે સૂઈ જાઓ." એમ કહી એ તેને સુવાડવા લાગ્યો. આલાએ શાંત થઈ હમીર સામે જોયું, અને તેને અધીન બનતો હોય તેવી રીતે ગંભીર મુદ્રા રાખી એ ઢોરણીમાં સૂતો. આલો થોડી વાર સૂઈ રહ્યો. એ ફાનસ સામે તાકી રહ્યો. અને પછી હમીર સામે મીટ માંડી જોઈ રહ્યો. આલાની દૃષ્ટિમાં ફરી શૂન્યતા જણાતી હતી. હમીરને લાગ્યું કે આલો થોડી વારમાં સૂઈ જશે. તે ઢોરણી પાસે બેઠો.

એકાએક આલાના માનસનું પરાવર્તન ( regression ) થયું હોય તેમ એ ઢોરણીમાં બેઠો થઈને કુદ્યો. એણે પોતાની તરવાર લીધી. હમીર ઝબકી ઊઠ્યો અને એ આલાને પકડવા ગયો. આલો તલવારની મૂઠ પર હાથ રાખી આગળ ધસ્યો અને બોલવા લાગ્યો: "ક્યાં છે મૂળુ માણેકનો વંશજ! આવી જા! આજે એવો ભેટો થઈ ગયો છે કે હવે જો અવસર ચૂકું તો મારે ઝેર ખાઈ મરવું પડે." આલાએ દાંત પીસ્યા અને મ્યાનમાંથી તરવાર બહાર ખેંચી.

હમીરને તુરત જણાયું કે આલો ઉન્મત્ત બની આવો પ્રલાપ કરે છે; અને એ સ્થિતિમાં નાગી તરવાર ફેરવતાં કદાચ પોતાની જાતને ઘાયલ કરશે એવી બીકથી હમીર દોડ્યો અને આલાને બાથમાં જકડી લીધો. આલાનું શરીરબળ અતિશય વધ્યું હતું. એ હમીરની બાથમાંથી છૂટવા માટે યત્ન કરવા લાગ્યો. હમીરે કહ્યું: "કાકા! સૂઈ જાઓ! અહીં કોઈ નથી." આલાએ ઉશ્કેરાઈને જવાબ વાળ્યો:

"અરે! પણ આ રહ્યો ને! હું તો તૈયાર જ છું; બહાદરને વળી વાર શી? મેં તો મારો જન્મારો વાટ જોઈને કાઢી નાંખ્યો. હવે આ અવસર ચૂકાય? આલા! તારો આતમો ત્રીજી પેઢીએ રાજી થશે!" એમ કહી આલો વેર–કથાના વર્ણનના દુહા બોલવા લાગ્યો; અને એમાં જ્યારે શૌર્યનો પ્રસંગ આવ્યો ત્યારે આલાએ આવેશમાં હમીરને ધક્કો મારી દૂર ખસેડ્યો. હમીરની બાથ લગભગ છૂટી ગઈ; પરન્તુ તેણે આલાને ફરી જકડીને પકડી લીધો. આલો છૂટવા માટે ખૂબ મથતો હતો. તેના હાથમાંથી તરવાર પડી ગઈ. આલાએ એક જબ્બર ચીસ નાંખી અને અકથ્ય કષ્ટથી પીડાતો હોય તેમ એ હમીરના હાથમાં ઢગલો થઈ ઢળી પડ્યો. હમીરને આ દૃશ્ય બહુ ભયંકર લાગ્યું. એના અનુભવમાં આવો પ્રસંગ કદી આવ્યો નહોતો. એણે આલાને તેડીને ફરી ઢોરણીમાં સુવાડ્યો. આલાનાં અંગ તણાતાં હતાં; અને તે કાંઈ બોલવા મથતો હોય એમ લાગ્યું પરન્તુ સ્પષ્ટ શબ્દો નીકળી શક્યા નહિ.

આલાની ચીસ સાંભળી મેરામણ જાગી ઊઠ્યો. એના મહેમાનને કૈં : હશે તેમ માની એ દોઢી ઉપર દોડી આવ્યો. એણે હમીરની પાસે આવી તેન હાથ મૂક્યો. મેરામણે હમીરના મોં પર ગાંભીર્ય અને ચિંતા જોયાં. હમીર એકાએક આવવાથી જરા ભોંઠો પડ્યો. પણ સ્વસ્થ બનવા યત્ન કરતો હોય એણે મેરામણ સામે, હાસ્ય કરી, માથું નમાવ્યું. મેરામણે તેનો ક્ષોભ ઓછો કર

"આપાને શું થયું છે? મેં બૂમ સાંભળી એટલે મને લાગ્યું કે કાંઈ

હમીરે મેરામણનાં મુખ પર સહાનુભૂતિભરી ચિંતા જોઈ. એથી એની ઊડી ગઈ. પણ એ મેરામણને શો જવાબ આપે? જેના ઘરની મહેમાનગતી એ જ ઘરના છાપરા નીચે ઊભા રહી તેની સામેની દુશ્મનાવટનો એકરાર કેમ હમીરે પોતાની બધી હિંમત સમેટી કહ્યું:

"કાકાને ઊંઘમાં નાસવાની ટેવ છે. પણ અત્યારે જરા ગંભીર લાગે છે

મેરામણે વધુ સવાલ ન પૂછયા. તેણે હમીરને સાંત્વન આપ્યું અને એ ઢોરણી પાસે ગયો. આલો નિશ્ચેતન બની પડી રહ્યો હતો. ત્યાં એકાએક આલ મરડ લીધો અને એનાં અંગો તણાવા લાગ્યાં. આલાથી ચીસ પડાઈ ગઈ, દ પીસાયા. મેરામણે આલાના શરીરનો મરડ જોયો અને અપૂર્વ અનુકંપાની એણે હળવેથી આલાનો હાથ પકડી નાડ તપાસી.

આલાનાં ગાત્રોમાંથી તાણ છૂટી ગયું. આલો નિશ્ચેતન થઈ ગયો. આ એકાએક બંધ પડી ગયું.

મેરામણ આભો બની ગયો. તેણે માથું ધુણાવ્યું. હમીરે જોયું કે આલા ગયો. એ આલાની ઢોરણી પાસે ઘુંટણ વાળી બેસી ગયો અને આલાના નિશ્ચે પર માથું રાખી ધ્રૂસકે ધ્રૂસકે રડી પડ્યો.

મેરામણે ધીરેથી હમીરને ઊભો કર્યો. થોડી વાર બન્ને નિશ્ચેષ્ટ મૂંગા ઊ મેરામણે હમીરને માયાળુ શબ્દોમાં સાંત્વન આપતાં કહ્યું: "ભાઈ, શોક થવાનું હતું તે થઈ ગયું. ઈશ્વરને જે સૂઝ્યું તે ખરું." અને પછી થોડી વા "આલાને મારી મહેમાનગતીમાં ઊણપ લાગી! જેવું મારું ભાગ્ય."

* * *

બીજે દિને મેરામણને ઘેર આખું ગામ શોક કરવા માટે ઊભરાયું. બધા નુભૂતિભર્યાં સાંત્વન વચ્ચે એક બુઢ્ઢા ખપ્પર ચારણે આવીને કહ્યું:

"આ હાલો ખુમાણ તો પડધરીનાને!" એ સાંભળી મેરામણે હમીર હમીરે 'હા' કહી એટલે ચારણે ઉમેર્યું: "ત્યારે એ તો આલા ખુમાણના વ આલાએ આપણા મૂળુ માણેક સાથે વેર ખેડેલ." એમ કહી એણે એક દુહો ચારણે આગળ ચલાવ્યું: "આલા ખુમાણે પાણી મૂક્યું 'તું કે 'મરીશ તો મૂળ એક કુંવરના માથાનું સાટું કરીને.' બહુ વટવાળી પાટી! બહુ વટવાળી."

આ સાંભળી મેરામણ ગંભીર બની વિચારમાં ગરકાવ થઈ ગયો.

હમીરને તમ્મર આવ્યાં. એ જીભ કરડીને બેસી રહ્યો.

# વાત્રકકાંઠે

રમણિક અરાલવાળા

[ પૃથ્વી ]

અહો ! અહીં વિશાળ વાત્રકતણે મીઠે કાંઠડે
ઉઠી નિત પ્રભાત, માત ! પરીવાત સૂણાવતાં
મ્હને હુલવી ઝૂલવી કરમહીં ત્હમે લાવતાં.

ત્હણે લગીર છીછરે પણ સુસ્વચ્છ આરે ત્હમે
વિરાજી, મૃદુ વ્હેનમાં વિવિધ વસ્ત્ર ધોતાં જતાં;
અને હું ઉછળંત ઊર્મિપર ઊર્મિનાં વર્તુલો
રચી, સીકરછત્રમણ્ડિત સલીલને પારણે
ઝુલી, સુરભીપુચ્છગુચ્છ સહી સેલતો નીસરૂં
તીરે, તહીં ધીરે નીરે પદ ધરી ત્હમે પૂંઠળે
મ્હને પકડતાં, પટાવી પુલકાવીને પાટલે
ચડાવી, ચખ મીંચવી, ગવરી ગાયને ગોરસે
હથેળી હળવી પસારી શિરબાબરી ચોળતાં,
અને સરિત આદરે લહરી અંગુલીએ ગલી,
બધે જનની ઝૂલવે શિશુઉરે પછી શી પડી ! ૧૪

ત્હમે તટપરે ઉભાં કર ધરી છ કંકાવટી,
ધીમી પવનસેર શ્વેતપટ સાળુ હીલોળતી,
છુટી જલકુમાશયુક્ત લટ સ્કન્ધપે ઝૂલતી,
ઢળ્યાં નયન, અંગુલી ચિર પ્રકાશને પૂજતી,
અતીવ રમણીય ભાલ વિલસંત ભક્તિદ્યુતિ,
અનન્ય જગવંદ્ય સંસ્કૃતિની સોનલા આંરસી !

અને અનિલ જેમ પાલવ રમાડતો હુંય ત્યાં
હતો નિરખતો બધું જનની ! કેવું નિઃશંક થૈ !
અગમ્ય અહ ભાવ એ હજી અગમ્ય છે એટલા. ૨૩

પ્રસન્ન સરિતાતણા સ્મિતકણોશુ : સોહામણાં
છીપો ધવલ શંખલા લળીલળી વીણીને ત્હમે

ભરાવી ગજવે, કુંળા કર કપોલને ચૂમતાં.
અને રજતવેણુના સરિતસાણુએ લ્હેરતી
કલામય કિનારશી સકરટેટીની વાડીઓ
વટાવી વળતાં ગૃહે ઝુલવતાં ફળો મીઠડાં.
તહીં તરવરંત કોમલ ગુલાબી ન્હાના કરે
ભરેલ શિરહેલ્યની કનકકેડયમાં ક્રીડતો
સહે સુરજ આવતો મુજશું મીઠડું ગેલતો. ૩૨

અહો જનની! એ જ આ વિમલસ્રોત જેને તટે
ભયંકર ભવાબ્ધિનાં સુભગ સેતુબંધો સમી
અલૌકિક પળો વીતાવી ઉભયે, સુતાં આજ ત્યાં
ભરી નયનમાં બધી અધુરી ઊંઘ આયુષ્યની. ૩૬

સુતાં અહીં, સુતેલ તેમ કદી ન્યાળતો જીવને,
તહીં કરકમાનની કનકપાળમાં ઝૂલતું
સરોવર સમું તમારૂં મુખ સ્નિગ્ધ વાત્સલ્યને
નીરે છલકતું, ઢળી નયનપદ્મની પાંદડી;
ભવિષ્ય પરિવારનાં નિરખી ભવ્ય સ્વપ્નસ્મિતે
સ્ફુરંત મૃદુ દંતપંક્તિ,—ઘડી આવતી ને જતી
હરોળ સમી હંસની;—વિવિધ મંથનો વાંચતી
અનંત લહરી સમી તરવરંત રેખાવલી.
અમીટ નયને નિહાળી બધું મુગ્ધ બાલોર્મિએ
જતો પગ તળાંસવા, તહીં ઉઘાડતાં આંખડી,
અને અગણ ચુંબને, ભીડી લઈ મ્હને બાથમાં,
પીયૂષ પીવરાવતાં સ્મિતની સાકરો સાથનાં. ૪૮

મહોર્મિમય માત! નિત્ય મુજ શક્તિ સંવર્ધવા
શું શૂં નવ કર્યું? શું શૂં નવ સહ્યું? શું શૂં વિસર્યું?
ભરી ભવભવો તણા જિવનવેગ જીવ્યાં ત્હમે
અકેક ધબકારમાં; સુમનશીર્ષ શૈલેશ લૈ
પ્રલંબ અવિલંબ અંધભવપંથ ઘૂમી વળ્યાં;
સુણ્યો ન સમણેય મ્હેં શબ્દ આહ ઉચ્છ્વાસમાં,
સુતાં જનની! આજ તો ફક્ત આગની આશમાં. ૫૫

અરે! સરલ શૈશવે કિસલયો સમા જે કરે
લહ્યા તુલસીપત્રવેષ્ટિત પ્રસાદ પૂજા તણા,

લહ્યાં જ વળી જે કરે તવ અગાધ વાત્સલ્યના
શિયોર્મિંમય સિન્ધુથી સકલ સારશાં ચુંબનો;
ધર્યો જનની! આજ એ જ કર ક્રૂર કાલાગ્નિ મ્હેં! ૬૦

અહો અદય અગ્નિ! શૈશવ વિશેય મ્હારે ઉરે
વસ્યો અડપલે, અકારણ હઠે, જુઠે ક્રંદને;
વસ્યો ઉછળતી યુવામહીં અનિષ્ટ ભાવોર્મિંએ,
લહ્યું નવ અનિષ્ટ ઈષ્ટ નવયૌવનોન્માદમાં,
અકારણ અનેકધા દમીદમી દઝાપા દીધા,
કથા દહન કાજ હે અનલ! આજ મ્હારે ઉરે
વસીશ? ઉર તો બન્યું ભસમપુંજ—ટાઢી ચિતા.—
સુતાં સ્મરણ—ફ્લશાં ધવલસાનીભાર્યો—હજી
ફરીશ વળી કેટલે સ્થળ રૂપાન્તરે અંતરે! ૬૯

હજી મધુર એમની સ્વપનગૂંથી છાબે નથી
ધર્યું સુમન એક, ત્યાં સુમનશાં જ ચૂંટાઈ એ
અનંત યુગથી ઉણી સુહવવા ગયાં છાબડી.
ચલી વિમલ ચંદ્રિકા, સમસમંત ઘેરી નિશા,
કિહાં નવ ઉષા! કિહાં જિવનરંગ મધ્યાન્હના? ૭૪

અયે સરિત! આજ તો સકળ સ્વપ્નને તાહરે
તીરે જ મુકી જાઉં છું, પણ કદી કદી આવી હું
પસારી કુમળી હથેળી તવ અંક બેસીશ ત્યાં
અકેકુ મુજ સોહલુ કરી જિવંત આપીશ મા?
કદીકદી બળ્યો ઝળ્યો તવતીરે હું આવીશ ને
ખિલેલી જલદર્પણે વદન એ જ ન્યાળીશ મા!
સુરમ્ય સલિલોર્મિંએ ઉમળકા સરંતા સ્મિતે,
ગભીર જલઘૂમરી મહીં અગાધ એ ચિંતનો,
સુણીશ પરભાતિયાં મુખરવ્હેનમાં માતનાં;
પ્રવાહ મહીં ન્યાળી જીવન-પ્રવાહ એ સ્ફૂર્તિલો,
અટૂલ જગયાત્રી હું ડગ ભરીશ અંધારમાં.× ૮૫



× ફરીથી લખ્યા તા. ૧૧–૩–૩૯.

# હેમચંદ્રાચાર્યની કૃતિઓ

મોતીચંદ ગીરધરલાલ કાપડિયા

**શ્રી.** હેમચંદ્રાચાર્યની કૃતિઓએ જગતને મુગ્ધ કર્યું છે તેનાં કારણો નીચે મુજબ છેઃ—

૧ એમની કૃતિઓ સાર્વજનિક ઉપયોગની છે.

૨ એમણે સંસ્કૃત-પ્રાકૃત વાંઙમયની સર્વ દિશાઓ ખેડી છે.

૩ એમણે જે જે વિષયો લીધા છે તેમાં વિચારની સ્પષ્ટતા અને વસ્તુનો મેળાપ અસાધારણ છે.

૪ એમની વિષયોની ચર્ચા પરિપૂર્ણ છે.

૫ એમણે બાળ મધ્યમ અને વિશિષ્ટ અભ્યાસીઓનો તફાવત બરાબર ધ્યાનમાં રાખ્યો છે.

૬ એમની વિષયોને સહેલા સ્પષ્ટ અને આકર્ષક બનાવવાની રીતિ અદ્વિતીય છે.

૭ વૈજ્ઞાનિક વિષયોની તેમની છણાવટ તલસ્પર્શી છે અને કોઈ પણ સ્થાને તેઓ ગૂંચવણમાં પડી ગયા નથી કે કોઈ સ્થાને તેઓએ અસ્પષ્ટતા થવા દીધી નથી.

એમની કૃતિઓ **બે વિભાગમાં** વહેંચી નાખવા જેવી છે. એક વિભાગ વિજ્ઞાનનો છે. એમાં એમણે વ્યાકરણને પ્રાધાન્ય આપી, કોષ, લિંગ, અલંકાર અને છંદ સુધી જઈ આખો શબ્દનો વિષય લીધો છે અને ત્યાર પછી તર્ક ( ન્યાય ) અને નીતિના વિષયને ન્યાય આપ્યો છે. સમસ્ત સંસ્કૃત વાંઙ્ગમયને આ રીતે એમણે હાથ ધર્યું છે. અને બીજા વિભાગમાં કાવ્ય અને ઉપદેશ વિષયને હાથ ધરી તેમાં યોગ અને આધ્યાત્મ તથા ભક્તિ-સ્તુતિને ન્યાય આપ્યો છે. સંસ્કૃત સાહિત્યમાં આવું સર્વદેશીય જ્ઞાન ધરાવનાર એક પણ વિદ્વાન આ ભરતભૂમિમાં થયેલ હોય એવું જાણવામાં નથી. ખુદ વ્યાકરણનાં પાંચે અંગો, તે પર વૃત્તિ, તે પર ન્યાસ લખનાર એક અખંડ વિદ્વાન થયો નથી. એમણે તો સર્વાંગી વ્યાકરણ, વૃત્તિ અને ન્યાસ સહિત લખવા ઉપરાંત કોષો બનાવ્યા, અલંકાર પર છેલ્લા શબ્દો લખી નાખ્યા, છંદ સાહિત્યને અપનાવ્યું અને એ રીતે 'કલિકાલસર્વજ્ઞ'નું બિરુદ સાચું કરી બતાવ્યું. એવી જ રીતે કાવ્ય લખ્યું તો મોટા મહાભારત સાથે તુલના થાય તે રીતે તે કામ કર્યું અને યોગમાં સ્વાનુભવ ચીતરી **મહાયોગીનું** પદ પ્રાપ્ત કર્યું અને સાથે સાથે પ્રભાવશાળી ભાષામાં સ્તુતિગ્રંથો પણ લખ્યા. સંસ્કૃત વાંઙમયમાં તેમનું સ્થાન અનોખું છે.

તેમની કૃતિઓ ઉપર સંક્ષેપમાં દૃષ્ટિપાત કરી જઈએ.

# હેમચંદ્રાચાર્યની કૃતિઓ

## પ્રથમ વિભાગ

**સિદ્ધહૈમ શબ્દાનુશાસન**

શ્રી. હેમચંદ્રાચાર્યની આ અમર કૃતિના સંબંધમાં ખાસ જણાવવું જરૂરી છે કે એ કૃતિ શ્રીમાન સિદ્ધરાજ જયસિંહની પ્રેરણાથી રચવામાં આવી. એ રચના કરતી વખત દેશપરદેશથી સર્વ વ્યાકરણો મંગાવવામાં આવ્યાં, એમાં સૂત્રો, ઉણાદિ પ્રત્યયો, દશગણો, ધાતુઓ અને નામની જાતિ માટે જુદા જુદા વિભાગો પાડવામાં આવ્યા. એ વ્યાકરણની પ્રસિદ્ધિ હાથીની અંબાડી પર એના સ્થાપન દ્વારા થઈ. એના અધ્યાપક તરીકે કક્કલ નામના વિદ્વાન પાસે અધ્યયનશાળા પાટણમાં ખોલવામાં આવી, ત્રણસો લહીઆઓ રોકી એની નકલો કરાવવામાં આવી અને એના પર હેમચંદ્રાચાર્ય પોતે ૬૦૦૦ શ્લોક પ્રમાણ લઘુવૃત્તિ અને ૧૮૦૦૦ શ્લોક પ્રમાણ બૃહદ્વૃત્તિની રચના કરી. આ વ્યાકરણની આખી કૃતિ સિદ્ધરાજ જયસિંહના સમયમાં થઈ હોય એમ જણાય છે. એમાં માળવાના યશોવર્માના કેદની હકીકત પ્રશસ્તિના શ્લોકમાં આવે છે તેથી, તેમજ પ્રબંધકારોના ઉલ્લેખ પરથી એ કૃતિનો કાળ સં. ૧૧૯૩ લગભગ લાગે છે.

એ જ વ્યાકરણ પર કર્તાએ પાછળની જિંદગીમાં અલંકાર ચૂડામણિ બનાવ્યા પછી બહન્યાસ લખ્યો, એની શ્લોક સંખ્યા ૯૦૦૦૦ની છે. આ સર્વ બાબતો વિચારતાં વ્યાકરણ સવા લાખ શ્લોકનું બનાવ્યું અને મેરૂતુંગાચાર્ય કહે છે તે વાત બરાબર જણાય છે.

એમના જીવન પછી સદર વ્યાકરણ પર અનેક ટીકાઓ રચાઈ છે, એ પરથી અનેક નાનાંમોટાં વ્યાકરણો રચાયાં છે અને એના જુદા જુદા વિભાગો પર ટીકા લખાઈ છે તે ઉપરથી માલુમ પડે છે કે સદર વ્યાકરણ ખૂબ પ્રસિદ્ધિ પામ્યું હતું અને વિદ્વાનોએ તેનો સારી રીતે સ્વીકાર કર્યો હતો. નોંધવા જેવી બાબત છે કે એ વ્યાકરણ પરથી દેવાનંદે **સિદ્ધ સારસ્વત** વ્યાકરણ (સં ૧૩૩૪) રચ્યું અને વિનયવિજય ઉપાધ્યાયે સં. ૧૭૧૨માં લઘુ **હૈમપ્રક્રિયાના** નામથી અને તેના પર ન્યાસ 'હૈમપ્રકાશ' નામે લગભગ ૨૦૦૦૦ શ્લોકનો રચ્યો. જિનમંડનગણિ કુમારપાળ પ્રબંધમાં કહે છે કે 'શબ્દસમુદ્રના પારગામી જે હેમચંદ્રે એકલાએ આવું શબ્દાનુશાસન રચ્યું તેની મતિની કઈ રીતે કેવી સ્તુતિ કરીએ! આ કુમારપાળ પ્રબંધ ગ્રંથ સં. ૧૪૯૨માં બનેલ છે એટલે તે સમયે હેમચંદ્રાચાર્યનું વિદ્વદ્વર્ગમાં કેટલું માન અને કયું સ્થાન હશે તેનો ખ્યાલ આવે છે.

'**અનુશાસન**' શબ્દનો અર્થ **નિરૂપણ** થાય છે એટલે શબ્દના વિષયનું નિરૂપણ કરનારો ગ્રંથ એમ એનો અર્થ સમજવો. અંગ્રેજીમાં Treatise કહે છે એ અર્થમાં એ શબ્દ વપરાયો જણાય છે. સંસ્કૃત કોશમાં એનો અર્થ **નિયમો–ધારાઓનો સંગ્રહ** એમ પણ થાય છે. એમાં હુકમ કે ફરમાનનો ભાવ પણ આવે છે.

આ શબ્દાનુશાસન પર દુર્ગપદ વ્યાખ્યા નામનો લઘુન્યાસ ૩૦૦૦૦ શ્લોક પ્રમાણ રચ્યો છે. સં. ૧૩૬૮માં વાદિ દેવસૂરિની પાટે થયેલા વિદ્યાધર ગણિએ અહદ્વૃત્તિ પરથી દીપિકા ઉદ્ધરી. સં. ૧૩૩૪માં દેવાનંદે એના ઉપરથી સિદ્ધ સારસ્વત વ્યાકરણ રચ્યું. સદર વ્યાકરણ પર રત્નશેખર સૂરિએ અવચૂરિ રચી. સિદ્ધહેમ શબ્દાનુશાસનમાં સાધેલા છયે લિંગના શબ્દોનો સંગ્રહ સ્યાદિશબ્દસમુચ્ચય નામે વાયટગચ્છીય અમરચંદ્રસૂરિએ કર્યો (યશોવિજય ગ્રંથમાળા). આવી રીતે શબ્દાનુશાસન પર અનેક પ્રકારની રચનાઓ થઈ છે.

લિંગાનુશાસન એટલે શબ્દની જાતિના નિયમો તથા ઉણ્ વગેરે પ્રત્યયોની હકીકતનો સમાવેશ પણ એ જ વ્યાકરણમાં થાય છે.

શ્રી. જિનમંડન આ વ્યાકરણના સંબંધમાં તેમના સમયમાં ચાલતી ઉક્તિનો ઉલ્લેખ નીચે પ્રમાણે કરે છેઃ

> भ्रातः पाणिनि संवृणु प्रलपितं कातंत्रकंथाकथा
> मा कार्षीः कटु शाकटायन वचः क्षुद्रेण चांद्रेण किम् ।
> कः कंठाभरणादिभिर्वठरयत्यात्मानमन्यैरपि
> श्रूयन्ते यदि तावदर्थमधुराः श्रीसिद्धहेमोक्तयः ॥

"ભાઈ પાણિનિ! તારા અપલાપ બંધ કર. વરરુચિ! તારું વ્યાકરણ કંથા જેવું છે એટલે તને તો શું કહું? શાકટાયન! તારાં કડવાં વચન કાઢીશ જ નહિ અને ચંદ્ર! તારું વ્યાકરણ સાર વગરનું છે એટલે તારી તો વાત પણ કરતો નથી. જ્યાં સુધી હેમચંદ્રની અર્થગંભીર મધુર વાણી આ જગતમાં વિદ્યમાન છે ત્યાં સુધી કંઠાભરણાદિ બીજાં વ્યાકરણો ભણી કયો પુરુષ પોતાની બુદ્ધિને જડ કરે?"

આ સિદ્ધહેમ વ્યાકરણનાં સૂત્રોના શ્લોક ૧૧૦૦ છે. સર્વ મળીને સૂત્રો ૪૬૮૫ છે, તેમાં ૩૫૬૬ સંસ્કૃત વિભાગનાં છે અને ૧૧૧૯ પ્રાકૃત વિભાગના છે. આ વ્યાકરણની વિશિષ્ટતા એ છે કે પંચાંગી વ્યાકરણોમાં સૂત્ર, ગણપાઠ, ધાતુપાઠ, ઉણાદિ અને લિંગાનુશાસન જુદા જુદા લેખકોએ લખેલ હોય છે ત્યારે હેમચંદ્રે આખું પંચાંગી વ્યાકરણ જાતે લખ્યું, તે પર નાનીમોટી વૃત્તિ લખી અને મોટો ન્યાસ પણ જાતે લખ્યો. આ મોટા ન્યાસના ટુકડાઓ છૂટા છૂટા મળે છે, પણ જે મળે છે તે જોતાં એ અસાધારણ કૃતિ છે એમ તે વિષયના જાણકારને જરૂર લાગ્યા વગર રહે તેમ નથી. બીજી ખૂબી એ છે કે આખા વ્યાકરણના વિષયને તદ્દન સ્પષ્ટ કરી દેવામાં આવ્યો છે. વ્યાકરણ પરિપૂર્ણ સર્વાંગી હોવા છતાં સહેલાઈથી સમજાય તેવું અને અલ્પ પ્રયાસે યાદ રહી જાય તેવું બનાવ્યું છે. પ્રાકૃત વિભાગ લખી ભાષાજ્ઞાનનું મજબૂત સાધન પૂરું પાડયું છે. કલાકૃતિના સર્વ વિભાગોને એક સ્થાનકે કરી અભ્યાસીને ભારે સરળતા કરી આપી છે.

**(૨) અભિધાન ચિંતામણિ [કોષ–નામમાળા પર ટીકા]**

આ ગ્રંથની જુદી જુદી પાંચ આવૃત્તિઓ મુદ્રિત થઈ ગયેલ છે. આ કૃતિ સં. ૧૨૦૦ના અરસામાં સિદ્ધરાજ જયસિંહના મરણ બાદ થઈ હોય તેમ અનુમાન થાય છે. એ શબ્દશાસ્ત્રનું આરંભેલ કાર્ય પૂર્ણ કરવા લખાયેલો ગ્રંથ હોવા છતાં એની સાથે કે

એની અંદર કોઈ રાજાનું નામ જોડાયેલું નથી તેથી જયસિંહના મરણ બાદ અને કુમારપાળના રાજ્ય દરમિયાન પ્રાપ્ત થયેલ ગુરુસ્થાન પહેલાં એટલે કે વચ્ચેના સમયમાં આ કૃતિ રચેલ હોય એમ સંભવ રહે છે.

આ આકર ગ્રંથ યશોવિજય ગ્રંથમાળામાં ટીકા સહિત છપાયેલ છે. તેનાં ૬૨૦ પૃષ્ઠ છે. એના અધૂરા સૂચિપત્રનાં ૧૫૨ પૃષ્ઠો છપાયેલાં છે. આ ગ્રંથના ૭ કાંડ છે. પ્રથમ કાંડમાં દેવાધિદેવ, બીજા કાંડમાં દેવ, ત્રીજામાં મનુષ્ય, ચોથામાં તિર્યંચો, પાંચમામાં નારકો અને છઠ્ઠામાં સાધારણ. એક અર્થવાચી શબ્દોનો આમાં સંગ્રહ છે. દા. ત. દેવ શબ્દના અર્થમાં સુપર્વ, સુર, નિર્જર, ઋભુ, બર્હિર્મુખ, અનિમિષ, દૈવત, નાકિન, નાકિલેખ વગેરે ૨૭ શબ્દો બતાવ્યા છે. આમાં યૌગિક, યોગરૂઢ અને રૂઢ શબ્દો સ્પષ્ટ કર્યા છે. છઠ્ઠા કાંડમાં અવ્યયની ચર્ચા કરી તેનાં સ્થાન બતાવ્યાં છે.

નામમાળા ગ્રંથ પર હેમચંદ્રાચાર્યે આ અભિધાનચિંતામણિ નામની ટીકા રચી છે. ગ્રંથ ઘણો વિશાળ છે.

શબ્દાનુશાસન પછી આ ગ્રંથ રચ્યો છે એ એના પહેલા શ્લોકથી જ પ્રાપ્ત થાય છે. મૂળ ગ્રંથનું નામ **નામમાળા** છે એ પણ પ્રથમ શ્લોકથી જ સમજાય છે. આ ગ્રંથની શરૂઆતમાં વ્યાડિ વાસુકિ અને ધનપાળ પૂર્વ પંડિતોનો આધાર બતાવી ગ્રંથનો મહિમા વધાર્યો છે.

**(૩) હૈમલિંગાનુશાસન**

શબ્દ વિષયનો એક વિશેષ આકર ગ્રંથ તે લિંગાનુશાસન છે. એમાં શબ્દોની નર, નારી અને નાન્યતર જાતિ પર વિવરણ છે. કેટલાક શબ્દો નરનારી, કેટલાક નારીનાન્યતર અને કેટલાક નરનાન્યતર જાતિના હોય છે તે તેમાં વિસ્તારથી બતાવ્યું છે.

એ ગ્રંથ પર હેમચંદ્રાચાર્યે પોતે અવચૂરિ લખી છે. અવચૂરિ સહિત મૂળ ગ્રંથ યશોવિજય ગ્રંથમાળા (નં. ૨)માં છપાયેલ છે. પૃષ્ઠ ૧૬૦ ક્રાઉન છે. એને છેડે ગ્રંથકર્તા લખે છેઃ 'મહાન શબ્દવિષયની લિંગવિધિ સંક્ષેપમાં અત્ર બતાવી છે. જે અહીં કહ્યું ન હોય તે સજ્જન માણસોએ લોકથી જાણી લેવું.' એકને એક શબ્દ એક અર્થમાં એક જાતિનો હોય તે જ શબ્દ બીજા અર્થમાં બીજી જાતિનો હોય તે પણ આ ગ્રંથમાં બતાવ્યું છે. આખો ગ્રંથ પદ્યબંધ છે, ગેય છે અને અવચૂરિ સંસ્કૃત ભાષામાં છે. આ ગ્રંથને શબ્દાનુશાસનનો એક સ્વતંત્ર વિભાગ ગણી શકાય.

**(૪) અનેકાર્થ સંગ્રહ**

કોશ ગ્રંથનો આ બીજો વિભાગ છે. અભિધાન ચિંતામણિમાં એકઅર્થવાચી અનેક શબ્દોનો સંગ્રહ કર્યો તેમ આ ગ્રંથમાં એક શબ્દના અનેક અર્થ સ્પષ્ટ કરીને બતાવ્યા છે. આ ગ્રંથ પર હેમચંદ્રાચાર્યના શિષ્ય મહેંદ્રે ટીકા રચી છે. સ્વોપજ્ઞ વૃત્તિના શ્લોક ૬૦૦૦ છે અને મહેંદ્રસૂરિની વૃત્તિના શ્લોક ૧૨૦૦૦ છે. આ ગ્રંથ મુદ્રિત થઈ ગયો છે.

(૫) દેશ્ય શબ્દસંગ્રહ [દેશી નામમાળા] રમણાવલિ

એકાર્થવાચી શબ્દો, એક શબ્દના અનેક અર્થો લખ્યા, એટલે આખી સંસ્કૃત ભાષાની ચર્ચા થઈ ગઈ અને કોષ લગભગ પૂરો થયો, પણ હેમચંદ્રાચાર્યને તો દેશી શબ્દોનો સંગ્રહ પણ કરવો હતો તે એમણે આ ગ્રંથમાં કર્યો. વ્યાકરણના નિયમ પ્રમાણે જે શબ્દો સિદ્ધ ન થઈ શકે, છતાં ભાષામાં વપરાતા હોય તેનો અત્ર સંગ્રહ કરવામાં આવ્યો છે. આ શબ્દોની **રમણાવલિ** અતિ મહત્ત્વની છે અને હિંદુસ્તાનની ભાષાના અભ્યાસને અંગે અને જૂની શોધખોળને અંગે અતિ મહત્ત્વનો ભાગ બજાવે છે. આ ગ્રંથ મુદ્રિત છે. આ રીતે શબ્દશાસ્ત્રના વિષયને આગળ ધપાવ્યો.

(૬) નિઘંટુ શેષ

શબ્દશાસ્ત્રનો આ છેલ્લો ગ્રંથ છે. એમાં વનસ્પતિનાં નામોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. વૈદક દૃષ્ટિએ આ ગ્રંથ ઘણો મહત્ત્વનો છે, પરિપૂર્ણ છે, પણ એના ઉપર કોઈ ટીકા લખાયેલી લભ્ય નથી. બનવા જોગ છે કે હેમચંદ્રાચાર્યે કે એના કોઈ શિષ્યે આ ગ્રંથ પર કદાચ ટીકા ન પણ લખી હોય.

આ રીતે સિદ્ધરાજના અવસાન સમય સુધીમાં અને ત્યાર પછીના થોડા સમયમાં હેમચંદ્રાચાર્યે પોતાની અસાધારણ યૌગિક શક્તિથી શબ્દશાસ્ત્રના વિજ્ઞાનની એની સર્વ દિશામાં પૂરું કર્યું. આ કાર્યમાં એમના શિષ્યોએ મદદ કરી હશે એમ જણાય છે, જેમકે અનેકાર્થસંગ્રહની ટીકા મહેંદ્રે કરી, પણ સર્વ ગ્રંથરત્નોની રચનાકાર્યનું મોટું માન તો હેમચંદ્રાચાર્યની અસાધારણ ગ્રહણશક્તિ અને વ્યવસ્થાશક્તિને જ અવલંબે છે. આ ગ્રંથોમાં મૌલિકતા કરતાં ગોઠવણ-વ્યવસ્થાનો પ્રશ્ન વધારે અગત્યનો છે, અને વ્યવસ્થા એ જ મૌલિકતા કહી શકાય એવા આ વિષયો છે એ દૃષ્ટિએ હેમચંદ્રાચાર્યની મૌલિકતા જરૂર આકર્ષક છે. સર્વગ્રંથોની વચ્ચે એકવાક્યતા રહી શકી છે એ ગ્રંથરચનામાં સ્વાધીન આધિપત્ય એક ગ્રંથકારને જ સૂચવે છે.

(૭) દ્વયાશ્રય કાવ્ય

શબ્દાનુશાસનના સૂત્રોનાં અનુક્રમે દૃષ્ટાંતો આપવા માટે અને સાથે મૂળરાજથી માંડીને સોલંકીનો ઇતિહાસ રચવા માટે આ કાવ્ય લખ્યું. તેમાં વીશ સર્ગ છે. એમાં મૂળરાજ, ચામુંડરાજ, વલ્લભરાજ, દુર્લભરાજ, ભીમદેવ અને કર્ણદેવના રાજ્યનું વર્ણન કરી છેવટે સિદ્ધરાજ અને કુમારપાળનાં વર્ણનો કર્યાં છે. સાથે સાથે વ્યાકરણનાં દૃષ્ટાંતો ચાલે છે. એટલે એનું નામ દ્વયાશ્રય કહેવાય છે. એ ગ્રંથનું ઐતિહાસિક નજરે ઘણું મોટું મૂલ્ય છે. એનું ગુજરાતી ભાષાંતર સ્વર્ગસ્થ સાક્ષર મણિભાઈ નભુભાઈએ વડોદરા કેળવણી ખાતાના આશ્રય નીચે કરી એ ગ્રંથની ઉપયોગિતા બતાવતી વિસ્તૃત પ્રસ્તાવના લખી છે. એમાં ગુજરાતના ઇતિહાસના અલ્પભાવ પરત્વે વિચારણા કરી આ ગ્રંથને ખૂબ અપનાવ્યો છે. એ ગ્રંથનું બીજું નામ '**ચૌલુક્ય વંશોત્કીર્તન**' આપવામાં આવ્યું છે. એની શરૂઆતના ૭૦ શ્લોકમાં પાટણ શહેરનું વર્ણન છે. સિદ્ધરાજ જયસિંહ સુધીમાં પંદર સર્ગો કરી તે પછી કુમારપાળ રાજાના સંબંધમાં છેલ્લા પાંચ સર્ગો છે. તે યુગની સાંસારિક રીતિઓ, ધાર્મિક પ્રવૃત્તિઓ, લડાયક પદ્ધતિઓ વગેરે પર એ ગ્રંથ ખૂબ પ્રકાશ

પાડે છે. ફાર્બસસાહેબે રાસમાળામાં એ ગ્રંથનો આધાર લીધો જણાય છે, પણ અનેક જગોએ એ ગ્રંથ બરાબર સમજ્યા નથી એમ દેખાઈ આવે છે. આ ગ્રંથનો ઇતિહાસની નજરે સાર્વત્રિક ઉપયોગ છે. અને વ્યાકરણના અભ્યાસીને વૈજ્ઞાનિક નજરે પણ ઉપયોગ છે. આ ગ્રંથ પર અભય તિલકગણિએ ટીકા રચી છે અને આખો ગ્રંથ ટીકા સહિત બે વિભાગમાં બોમ્બે સંસ્કૃત સીરિઝમાં પ્રો. કાથાવટેએ મુદ્રિત કર્યો છે. એમાં ૧૪૦૦ પૃષ્ઠ થાય છે. ગ્રંથ અસાધારણ ઉપયોગિતાથી ભરપૂર છે. એમાં તદ્યુગીન શસ્ત્રોનાં નામો, વ્યવહાર નીતિઓ, ચાલુ રિવાજો વગેરે ખૂબ જાણવા જેવું છે અને એનું વાચન ઇતિહાસની નજરે પણ પૂર્ણ બદલો વાળે તેવું છે. એ ગ્રંથ લગભગ ૬૦૦૦ શ્લોક પ્રમાણ ગણાય.

(૮) કુમારપાળ ચરિત

શબ્દાનુશાસનનાં આઠમા અધ્યાય-પ્રાકૃત વિભાગનાં દૃષ્ટાંતો આપવા દ્વયાશ્રય કાવ્યની પુરવણી રૂપે કુમારપાળ ચરિત હેમચંદ્રાચાર્યે પ્રાકૃતમાં લખ્યું. એમાં એક બાજુ દૃષ્ટાંતો ચાલે છે અને સાથે સંસ્કૃત દ્વયાશ્રયના વીશમા સર્ગ પછીનું કુમારપાળ ચરિત્ર ચાલે છે. એના આઠ સર્ગો છે. પ્રથમના પાંચ સર્ગમાં અણહિલપુર પાટણનું વર્ણન, રાજાનો વૈભવ, જિનેશ્વરનાં મંદિરોની ભવ્યતા, રાજા દર્શને જાય તેની સ્વારીનું વર્ણન, રાજાની ભવ્ય ઉદાર જિનપૂજા, ઉદ્યાનોની ભવ્યતા, રાજ્યવૈભવ અને રૈવતના સુખનો ખ્યાલ આપવામાં આવ્યો છે. છઠ્ઠામાં મલ્લિકાર્જુન સાથે કુમારપાળનું યુદ્ધ વર્ણવ્યું છે અને સાતમા આઠમા સર્ગમાં શ્રુતદેવીનો ઉપદેશ અને રાજાના મુખમાં ગુણવર્ણન મૂક્યું છે. આ ગ્રંથ પણ ઐતિહાસિક છે. એના ઉપર પૂર્ણકળશગણિએ સુંદર ટીકા રચી છે અને શંકર પાંડુરંગ પરબે એને બોમ્બે સંસ્કૃત સીરિઝમાં પ્રગટ કરેલ છે. મુદ્રિત ગ્રંથના પૃ. ૨૯૮ થયા છે. સદર ગ્રંથને છેડે આઠમો અધ્યાય ( શબ્દાનુશાસનનો ) પણ આપ્યો છે.

ઇતિહાસ અને વ્યાકરણની નજરે આ ગ્રંથ પણ ઘણો ઉપયોગી છે. સંસ્કૃત દ્વયાશ્રય કદાચ સિદ્ધરાજ જયસિંહના વખતમાં ૧૫ સર્ગ સુધી લખાયેલ હોય, આ આખો ગ્રંથ તો કુમારપાળના સમયમાં લખાયો છે અને કુમારપાળના જૈનત્વ સ્વીકારાદિ હકીકત ધ્યાનમાં લેતાં તેની કૃતિનો સમય સં. ૧૨૨૦ લગભગ ગણી શકાય. ગુજરાતના ઇતિહાસ લખનારે આ બન્ને દ્વયાશ્રયોનો ઉપયોગ સારી રીતે કર્યો છે અને તેમાં નોંધેલ બનાવને આધારભૂત ગણ્યા છે.

(૯) કાવ્યાનુશાસન [ અલંકાર ચુડામણિ ]

શબ્દશાસ્ત્ર અને કોશનું કામ પૂરું કર્યા પછી શ્રી હેમચંદ્રાચાર્યે પોતાનું ધ્યાન કાવ્યના વિષય તરફ દોર્યું. કાવ્યની વ્યાખ્યા, રસો, ગુણ, અલંકાર, વગેરે આખો વિજ્ઞાનનો વિષય છે. એના આઠ અધ્યાય બનાવ્યા છે. એમાં રસ, ભાવ, રસાભાસ અને ભાવાભાસ પર વિવેચન છે, એમાં કાવ્યના દોષો બતાવ્યા છે, કાવ્યના ગુણોમાં માધુર્ય ઓજસ અને પ્રસાદ પર વિવેચન છે, છ પ્રકારના શબ્દાલંકાર પર વિવેચન છે, અનુપ્રાસ પર ચર્ચા છે, અલંકારોના ઓગણત્રીસ વિભાગ પાડ્યા છે, નાયકનાયિકાના પ્રકાર અને ગુણો પર વિવેચન છે વગેરે કાવ્યનું સંપૂર્ણ વિવેચન આ ગ્રંથમાં છે. એ કાવ્યાનુશાસન

પર પોતે અલંકાર ચૂડામણિ નામની ટીકા લખી છે અને વિશેષ જાણકારને માટે વિસ્તૃત વિવેચન સાથે વિવેક નામની ટીકા લખી છે. આ આખો ગ્રંથ સદર બન્ને ટીકાઓ સાથે શ્રી. રસિકલાલ છોટાલાલ પરીખે શ્રી મહાવીર જૈન વિદ્યાલય તરફથી 'એડિટ' કર્યો છે. એના પર વિસ્તારથી વિવેચન કર્યું છે અને કાવ્ય–સાહિત્ય ગ્રંથમાં આ પુસ્તકનું સ્થાન શું છે તેનું નિદર્શન કર્યું છે.

કાવ્ય–સાહિત્યના વિષય પર આ ગ્રંથ સર્વદેશીય હોવા સાથે સંક્ષિપ્ત અને સ્પષ્ટ હોઈ વિદ્વાનોની પ્રશંસા પામ્યો છે. એમાં ૨૦૮ સૂત્રો છે. શબ્દાનુશાસન પછી પોતે આ સાહિત્યગ્રંથ બનાવ્યો છે એમ ગ્રંથની શરૂઆતમાં જણાવી ગ્રંથનું કર્તૃત્વ સ્પષ્ટ કર્યું છે.

(૧૦) છંદોનુશાસન

કાવ્યાનુશાસન પછી છંદોનુશાસન રચ્યું. આ ગ્રંથ તે સંસ્કૃત પ્રાકૃતભાષાનું પિંગળ છે. એમાં આઠ અધ્યાયમાં ૭૬૩ સૂત્રો છે. સંજ્ઞા પ્રથમ અધ્યાયમાં બતાવી માત્રામેળના છંદો અક્ષરમેળના છંદો પર ખૂબ વિગતો આપી છે અને પ્રાકૃત તથા અપભ્રંશના મતો માટે તો આ એક જ ગ્રંથ છે. એના પર વિસ્તારથી ટીકા જાતે લખી છે. દૃષ્ટાંતોના શ્લોકો જાતે જ બનાવ્યા છે એટલે કાવ્ય પર તેમનો કેટલો કાબુ હતો તે જાણવા માટે આ ગ્રંથ દાખલાઓ પૂરા પાડે છે.

આ રીતે શબ્દાનુશાસન, કાવ્યાનુશાસન, છંદોનુશાસન અને લિંગાનુશાસન દ્વારા લક્ષણશાસ્ત્ર અને સાહિત્ય વિભાગના સર્વ વિષયો એક જ લેખકે પૂરા કર્યા છે. સાહિત્ય શબ્દ અહીં કાવ્યના વિજ્ઞાનમાં વાપરવામાં આવ્યો છે. એના વિશાળ અર્થમાં તો આખું ભાષાશાસ્ત્ર આવે. આપણે સાહિત્યશબ્દ એ અર્થમાં આપણી પરિષદ સાથે વાપરીએ છીએ. સંસ્કૃતમાં બન્ને અર્થ સુયોગ્ય છતાં સાહિત્યનો પારિભાષિક અર્થ સંકુચિત પણ થાય છે. એ રીતે આ દશ ગ્રંથો દ્વારા લક્ષણ અને સાહિત્યનું આખું વિશાળ ક્ષેત્ર લેખક મહાત્માએ પરિપૂર્ણ ખેડી લીધું. પૂર્વકાળમાં ભાષાના વિજ્ઞાન અને કળામાં જે જે વિષયો આવે તે સર્વને આ રીતે તેઓએ અપનાવ્યા. અને આ રીતે તેઓની સાહિત્યસેવાનું પ્રથમ પ્રકરણ સં ૧૨૦૮ આસપાસ પૂરું થયું.

(૧૧) પ્રમાણ મીમાંસા

વ્યાકરણ, કોષ, કાવ્ય અને છંદનો વિષય પૂરો કરી આચાર્યશ્રીએ ન્યાયના વિષય તરફ પોતાનું ધ્યાન દોડાવ્યું. ન્યાય અને પ્રમાણના વિષય પર જૈનોએ ખૂબ ચર્ચા કરી છે. એમના નય નિક્ષેપ અને પ્રમાણના વિચારો સ્પષ્ટ સુગમ્ય અને વિદ્વાનોને વિચારમાં નાખી દે તેવા છે. એમનો સ્યાદ્વાદ—અનેકાંતવાદ તર્કની કોટિ પર રચાયેલો છે. આ વિષય પર આચાર્યે પ્રમાણ—મીમાંસા રચી. એના પાંચ અધ્યાય બનાવ્યા. હાલ તો એના બીજા અધ્યાયના પ્રથમ આહ્નિક સુધીનો ભાગ લભ્ય થાય છે. આખું પુસ્તક જેસલમીરના ભંડારમાં છે એમ કહેવાય છે. એની શોધ થવાની જરૂર છે. પ્રમાણ મીમાંસાનો ઉપલબ્ધ ભાગ જોતાં છએ દર્શનનું વિશિષ્ટ અને સ્પષ્ટ જ્ઞાન હેમચંદ્રાચાર્યને હતું એમ જણાઈ આવે છે. આ પુસ્તક લોકહિતની દૃષ્ટિએ રચાયેલું છે એ

ખાસ ધ્યાનમાં લેવા યોગ્ય છે. વસ્તુતઃ હેમચંદ્રાચાર્યની સર્વ કૃતિઓ જનતાના હિત માટે લખાયેલી હતી એના પુરાવા સર્વ ગ્રંથોમાં પ્રાપ્ત થાય છે. એની જૈનો માટે સંકુચિત નજર નહોતી, કારણ કે એ લોકની અંદર જૈનોનો સમાવેશ થાય છે એમ સમજી શકતા હતા. અનાદિ વિદ્યાઓ સંક્ષેપ અથવા વિસ્તાર દ્વારા નવીન થાય છે એટલે કોઈ ગ્રંથ નવો બનતો નથી, પણ લેખકની આવડત પ્રમાણે નવું સ્વરૂપ અપાય છે. એટલે મૌલિકતા કરતાં વ્યવસ્થાનો જ એમાં સવાલ રહે છે એમ ગ્રંથકાર પોતે આ ગ્રંથની શરૂઆતમાં જ જણાવી દે છે.

નાટ્યદર્પણકાર લખે છે કે:

> शब्द–प्रमाण–साहित्य छन्दो लक्ष्मविधायिनाम्
> श्री हेमचन्द्रपादानां प्रसादाय नमो नमः।

અત્યાર સુધીમાં શબ્દ, પ્રમાણ, સાહિત્ય, છંદ અને કોષકાર તરીકે નામના મેળવનાર હેમચંદ્રસૂરિના પ્રસાદને અત્ર નમસ્કાર કરવામાં આવ્યો છે.

### ૧૨ ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્ર

હવે આપણે પરમાર્હત કુમારપાળ મહારાજાના સમયમાં આવીએ છીએ. કુમારપાળ મહારાજાને ઉપદેશ આપવા અને તેની પ્રેરણાથી આ મોટું મહાભારત હેમચંદ્રાચાર્યે લખ્યું. તેના દશ પર્વો છે, કુલ ૩૬૦૦૦ શ્લોક અનુષ્ટુપ છંદમાં છે અને આખો કાવ્ય-ગ્રંથ છે. એમાં ચોવીશ તીર્થંકર, બાર ચક્રવર્તી, નવ વાસુદેવ, નવ પ્રતિવાસુદેવ અને નવ બળદેવનાં મળી ત્રેસઠ પુરુષોનાં ચરિત્રો છે. એનો આદર્શ મહાભારત તથા રામાયણનો છે. ગ્રંથકર્તા પોતે મહાન કોશકાર હોવાથી એણે ભાષાપરનું સ્વામીત્વ ખૂબ સારી રીતે આ ગ્રંથમાં બતાવ્યું છે. એમની લેખનપદ્ધતિ સરળ, સ્પષ્ટ અને હૃદયંગમ હોઈ વાંચતાં ખૂબ મજા આવે એવો આ ગ્રંથ છે. કાવ્યની દૃષ્ટિએ જે મૌલિક દાખલાઓ છંદોનુશાસન અને કાવ્યાનુશાસનમાં મૂક્યા છે તે જોતાં અને આ ગ્રંથનું કાવ્યત્વ જોતાં લેખક મહાત્માની અજબશક્તિ માટે માન થયા વગર રહે તેમ નથી. કુમારપાળ મહારાજે જૈનધર્મનો સ્વીકાર કર્યો હતો કે નહિ તે સંબંધમાં કોઈને જરાપણ શંકા હોય તો મહાવીર ચરિત્રના ભવિષ્યવાણીના શ્લોકો વાંચતાં ખુલાસો થઈ જાય તેમ છે. આ સંબંધનો વિગતવાર ખુલાસો દ્વયાશ્રય કાવ્યમાં પણ આવે છે તે વિચારવા યોગ્ય છે. આ મહાન કાવ્યગ્રંથમાં શલાકા પુરુષોનાં ચરિત્રો ઉપરાંત પ્રાસંગિક ઘણાં ચરિત્રો આવે છે. એમાં પ્રથમ તીર્થંકર આદિનાથ, ઋષભદેવ, ચરમ તીર્થંકર મહાવીરસ્વામી અને રામ લક્ષ્મણનાં ચરિત્રો ખૂબ વિસ્તારથી આપવામાં આવ્યાં છે. આખો ગ્રંથ મનન કરવા યોગ્ય છે અને અનેક રીતે શિક્ષણીય છે. એનું પરિશીલન કરનાર કહે છે કે એ આખો ગ્રંથ સાદ્યંત વાંચવામાં આવે તો સંસ્કૃત ભાષાના આખા કોશનો અભ્યાસ થઈ જાય તેવી તેની ગોઠવણ છે. આ આખો મૂળ ગ્રંથ ૭ વિભાગમાં શ્રી જૈનધર્મ પ્રસારક સભાએ મુદ્રિત કર્યો છે અને તેનું ગુજરાતી સરળ ભાષાંતર પણ તે જ સંસ્થાએ બહાર પાડેલ છે. આ કાવ્યગ્રંથ છે.

૧૩ પરિશિષ્ટ પર્વ

: ત્રિષષ્ઠિ શલાકા પુરુષ ચરિત્રની પૂરવણી તરીકે શ્રી મહાવીરસ્વામી પછીના ૧૩ આચાર્યોનાં ચરિત્રો આપવામાં આવ્યાં છે. પ્રથમ ચાર સર્ગમાં (૧) જંબુસ્વામી, પછીના સર્ગોમાં (૨) પ્રભવસ્વામી, (૩) સ્વયંભવસ્વામી, (૪) યશોભદ્રસૂરિ, (૫) સંભૂતિવિજય, (૬) ભદ્રબાહુસ્વામી, (૭) સ્થૂળભદ્ર, (૮) આર્ય મહાગિરિ, (૯) આર્ય સુહસ્તિ, (૧૦) આર્ય સિંહગિરિ, (૧૧) વજ્રસ્વામી (૧૨) આર્ય રક્ષિતસૂરિનાં ચરિત્રો આપ્યાં છે.

આ પૂર્વના અભ્યાસીઓની જીવનરેખા વિસ્તારથી આપી શ્રી મહાવીરસ્વામી પછીનો ઇતિહાસ ૨૦૦ વર્ષ આગળ લઈ આવી ઈ. સ. પૂર્વે ત્રણ સૈકા સુધી લઈ આવેલ છે. આ ગ્રંથના કુલ ૩૪૫૦ શ્લોક અનુષ્ટુપ છે, ભાષા અને ઇતિહાસની નજરે એમાં અપૂર્વતા છે અને જંબુસ્વામી તથા સ્થૂલભદ્રનાં ચરિત્રો ખાસ વાંચવા–મનન કરવા– અનુકરણ કરવા યોગ્ય છે. એમાં પ્રસન્નચંદ્ર વગેરેનાં રસિક અવાંતર ચરિત્રો પણ આપ્યાં છે. આ ગ્રંથને પ્રો. હરમન જેકોબીએ વિસ્તૃત પ્રસ્તાવના સાથે બોમ્બે રોયલ એશિયાટિક સોસાયટીમાં છપાવ્યો છે અને ત્યાર પછી તેની આવૃત્તિ શ્રી જૈન ધર્મ પ્રસારક સભાએ કરેલ છે અને ગુજરાતીમાં ભાષાંતર પણ પ્રકટ કરેલ છે.

આ રીતે ઇતિહાસના વિષયમાં સારો પ્રકાશ પાડનાર ગ્રંથની રચના આચાર્યવર્યે કરી.

(૧૪) યોગશાસ્ત્ર

કુમારપાળ રાજાના આગ્રહથી યોગશાસ્ત્રની રચના હેમચંદ્રાચાર્યે કરી, આ ધાર્મિક ગ્રંથ છે. એમાં યોગની વ્યાખ્યા કરી એને મોક્ષનું કારણ જણાવ્યું છે. ગુણસ્થાનમાં ચઢતો જાય તેમ યોગમાં પ્રગતિ કરે એ નજરે એમણે માર્ગાનુસારીપણાથી યોગની શરૂઆત કરી છે. એમાં શ્રાવક–જૈનના ગુણો વર્ણવ્યા છે. યમ, નિયમ, આસન, પ્રાણાયમ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા અને સમાધિનું સ્વરૂપ વિગતવાર બતાવ્યું છે અને પ્રથમના ચાર પ્રકાશ પર ઘણી વિગતવાર ટીકા લખી છે. એમાં કથાઓ પણ ગોઠવી ગ્રંથને વ્યાખ્યેય બનાવ્યો છે. જ્ઞાનદર્શનચરિત્ર એ આત્મા છે એમ જણાવી આત્મિક ગુણોને ખૂબ બહલાવ્યા છે અને છેલ્લા પ્રકાશમાં સ્વાનુભવ બતાવી યોગના વિષયને પરાકાષ્ઠાએ મૂક્યો છે. આખો ગ્રંથ કુમારપાળ રાજાના આત્મશ્રેય માટે લખ્યો છે એમ ગ્રંથને છેડે જણાવી આશીર્વાદ આપ્યો છે. આ ગ્રંથ ખૂબ પ્રસિદ્ધ છે અને તેના પર અનેક જાતની ચર્ચાઓ થયેલ છે. એના બાર પ્રકાશ છે અને આખો ગ્રંથ આત્મિક પ્રગતિ માટે વાંચવા વિચારવા યોગ્ય છે. આ ગ્રંથનું પૂર ૧૨૦૦૦ શ્લોક જેટલું છે (ટીકા સાથે) અને મૂળ ગ્રંથ અનુષ્ટુપ છંદમાં રચવામાં આવ્યો છે.

ગ્રંથને છેડે લખે છે:

श्री चौलुक्य कुमारपाल नृपतेरत्यर्थमभ्यर्थता-
दाचार्येण निशिता पथि गिरां श्री हेमचन्द्रेण सा।

આ ગ્રંથ કુમારપાળ ચૌલુક્યની અભ્યર્થનાથી રચ્યો એ અહીં સ્પષ્ટ થાય છે.

**૧૫) વીતરાગ સ્તોત્ર**

આ ગ્રંથ પણ કુમારપાળ રાજાના આગ્રહથી તેના હિત માટે રચવામાં આવ્યો છે. આમાં તીર્થંકર વીતરાગની સ્તુતિ છે. એના ૨૦ સ્તવ–વિભાગ પાડવામાં આવ્યા છે તે આ પ્રમાણેઃ— (૧) પ્રસ્તાવના સ્તવ, (૨) સહજાતિશય વર્ણનાસ્તવ, (૩) કર્મક્ષય જાતિશય વર્ણના સ્તવ, (૪) સુરકૃતાતિશય વર્ણના પ્રકાશ, (૫) પ્રાતિહાર્ય સ્તવ, (૬) વિપક્ષનિરાસ પ્રકાશ, (૭) જગત્કર્તૃત્વ નિરાસ પ્રકાશ, (૮) એકાંત નિરાસ સ્તવ, (૯) કલિ પ્રશમ સ્તવ, (૧૦) અદ્ભુત સ્તવ, (૧૧) અચિંત્ય મહિમસ્તવ, (૧૨) વૈરાગ્યસ્તવ, (૧૩) વિરોધ સ્તવ, (૧૪) યોગસિદ્ધ સ્તવ, (૧૫) ભક્તિ સ્તવ, (૧૬) આત્મગર્હા સ્તવ. (૧૭) સર્વ સ્તવ, (૧૮) કઠોર સ્તવ, (૧૯) આજ્ઞા સ્તવ અને (૨૦) આશીસ્તવ. આ ગ્રંથના ૧૮૬ અનુષ્ટુપ છંદ–શ્લોકો છે. ભાષા અતિ મધુર અને યાદ રહી જાય તેવી છે. એના પર અન્ય લેખકોએ સંસ્કૃત ટીકા કરી છે. ગ્રંથ મુદ્રિત છે, ખાસ વાંચવા યોગ્ય છે.

**(૧૬) બે બત્રીશીઓઃ (૧) અયોગ વ્યવચ્છેદિકા; (૨) અન્યયોગ વ્યવચ્છેદિકા.**

આ બત્રીશીઓ વિવિધ છંદમાં છે. બન્નેના નામ પ્રમાણે બત્રીશ બત્રીશ શ્લોકો છે. પ્રથમ બત્રીશીમાં જૈન ધર્મ ખોટો છે એ વાતને ગ્રંથકર્તા જુદી પાડે છે અને બીજી બત્રીશીમાં અન્ય દર્શનકારો પોતાના મત સત્ય છે એ વાત પર ચર્ચા કરી એના પર જૈન તરીકે જવાબ આપે છે. આ બીજી બત્રીશી પર મલ્લીષેણે સ્યાદ્વાદ મંજરી નામની મોટી ટીકા લખી છે જે બોંબે સંસ્કૃત સીરિઝમાં (નં. ૮૩) પ્રો. આનંદશંકર ધ્રુવે વિસ્તૃત ઉપોદ્‌ઘાત નોટ સાથે બહાર પાડી છે. બત્રીશ શ્લોકમાં સર્વ દર્શનને તપાસી લેવા અને તેમાં એક અક્ષર પણ બિનજરૂરી કે વગર અર્થનો આવવા ન દેવો–એમાં ગ્રંથકાર લેખકનો ભાષા પર કાબૂ, દર્શનોનો અભ્યાસ અને સંસ્કાર સ્વામીત્વ દાખવે છે. આ સ્યાદ્વાદ મંજરી ન્યાયનો અદ્ભુત ગ્રંથ ગણાય છે અને એનું માન હેમચંદ્રાચાર્યને યોગ્ય શબ્દોમાં ટીકાકાર આપે છે.

## પ્રકીર્ણ

**સપ્તસંધાન કાવ્ય**

આ નામનું કાવ્ય શ્રી હેમચન્દ્રાચાર્યે બનાવ્યું એવો ઉલ્લેખ મળે છે. ગ્રંથ પ્રાપ્ત થતો નથી.

**દ્વિજવદન ચપેટા**

લાલબાગના ભંડારમાં એની પ્રત છે. મારા જોવામાં એ ગ્રંથ આવ્યો નથી.

**અર્હન્નીતિ**

આ ગ્રંથ પારસા દત્તકાદિ ધર્મશાસ્ત્ર ગ્રંથ છે. એનું કર્તવ્ય નિર્ણિત નથી, તે પર કેટલીક ચર્ચા છે તે પ્રસંગે હાથ ધરવામાં આવશે.

આ ઉપરાંત મહાદેવસ્તોત્ર, અલંકારવૃત્તિ વિવેક અને અર્હત્સહસ્રનામ સમુચ્ચય સ્તુતિગ્રંથો અને વાદાનુશાસન નામનો યોગગ્રંથ તેમના નામ પર આવે છે, તે પર હજુ વિશેષ શોધખોળને સ્થાન છે.

# ધમ્મપદ

સુંદરજી ગો. બેટાઈ

[ અપ્રમાદવર્ગ ]

૨૧ અપ્રમાદ અમૃતપદ, પ્રમાદ પદ મૃત્યુનું,
અપ્રમત્તો નવ મરે, પ્રમત્તો મૃતના સમા. ૧

૨૨ એ વિશેષત્વ જાણીને પંડિતો અપ્રમાદનું
અપ્રમાદે પ્રમોદન્તા આર્યગોચરમાં[1] મચ્યા. ૨

૨૩ તે ધ્યાની, સાતતિક[2] તે, સદા દૃઢપરાક્રમી
ધીરો સ્પર્શન્ત નિર્વાણ યોગક્ષેમ અનુત્તમ. ૩

૨૪ ઉત્થાનવંત, સ્મૃતિવંત,
શુચિકર્મી, સુવિચારકર્મી જે,
સંયમી, વળી ધર્મજીવી જે,
અપ્રમત્ત, યશ તેહનો વધે. ૪

૨૫ ઉત્થાને ને અપ્રમાદે સંયમે ને દમે (વળી)
રચવો પંડિતે દ્વીપ—જેને ઓઘ ન વીખરે. ૫

૨૬ પ્રમાદમાં મચે બાલો[3] અને દુર્બુદ્ધિ જે જનો;
ધન શ્રેષ્ઠ ગણી રક્ષે મેધાવી અપ્રમાદને. ૬

૨૭ મા પ્રમાદ દિશે ઢૂંકો; મા કર્મરતિમાં ફસો;
અપ્રમત્ત ધ્યાનયુક્ત પામે વિપુલ સૌખ્યને. ૭

૨૮ જ્યારે પંડિત અપ્રમાદે હઠાવી દે પ્રમાદને
ત્યારે અશોક બનીને પ્રજ્ઞાપ્રાસાદથી જુએ
શોકયુક્ત પ્રજાને એ;
ભૂમીઊભેલને જેમ
પર્વતસ્થ જુએ, તેમ નિરખે ધીર બાલને. ૮

૧ સત્કર્મ ૨ સતત ક્રિયા કરનાર. ૩ અજ્ઞાનીઓ.

૨૯ શીઘ્રાશ્વ[૪] નિર્બલાશ્વીને[૫] પછાડી જેમ મૂકી દે,
સુમેધાવી જતો આગે
અપ્રમત્ત પ્રમત્તોમાં સુપ્તોમાં બહુ જાગતો. ૯

૩૦ ઇન્દ્રને અપ્રમાદેથી દેવોમાં શ્રેષ્ઠતા મળી;
પ્રશંસાતો અપ્રમાદ, પ્રમાદે ગર્હણા સદા. ૧૦

૩૧ અપ્રમાદરત જે ભિક્ષુ, પ્રમાદે ભયદર્શી જે,
સંયોજન[૬] અણુસ્થૂલ દહી અગ્નિ સમો જતો. ૧૧

૩૨ અપ્રમાદરત જે ભિક્ષુ, પ્રમાદે ભયદર્શી જે,
પરિહાનિ નહીં ત્હેની, પાસે નિર્વાણની જ એ. ૧૨

卐

૪ તેજીલા ઘોડાવાળો. ૫ નિર્બળ ઘોડાવાળાને ૬ બુદ્ધ ભગવાને બતાવેલા 'મધ્યમ પ્રતિપદા' માર્ગનું અનુસરણ કરતાં નડનારાં બંધનો કે સાંકળો.

# કૂલી

'કૌટિલ્ય'

"એઇ, સારંગી, વાપી દો સારંગ, ચાલ બોગીનાં બાર ઉઘાડ." મધ્યાન્હના પ્રખર તાપમાં જંગલમાં આવેલ રેલવે સાઈડીંગ ઉપર છસાત જબરજસ્ત ગોડાઉન પથરાયેલાં પડ્યાં હતાં. પાસે આઠ વેગન લાઈનબંધ પડ્યાં હતાં અને પ્લૅટફૉર્મ ઉપર દસથી બાર નેટિવોનું ટોળું ઊભું હતું. તેમાંના કેટલાક અર્ધનગ્ન હતા. માથે ટોપી, ખુલ્લું શરીર અને ચિંથરેહાલ કટકા સિવાય સૂર્યના તાપમાં તેમનાં કાળાં શરીર ચમકતાં હતાં. પાસે એક હિંદી ટ્રાન્સપોર્ટર ઊભો ઊભો એક વેગનનાં બાર ખોલવા નેટિવ ફોરમેનને હુકમ આપતો હતો.

મારું કામ ત્યાં રૂની ગાંસડીઓ જેમ જેમ ઊતરે તેમ તેમ તેની નોંધ રાખીને જુદા જુદા જથ્થાવાર ગોઠવાય છે કે કેમ તે જોવાનું હતું. વેગનનાં બાર ખોલવા એક નેટિવ ગયો ત્યારે હું પણ પાસે જઈને ઊભો. સીઝનની પહેલી ગાંસડી જોવાનો અને નોંધ લઈને ગોડાઉનના ઠંડા વાતાવરણમાં બેસી જવાનો મારો ઈરાદો હતો.

"લેગો (Let go) જવા દે" કર્કીંગ. વેગનનું બાર ખુલ્યું. અંદરથી હું ઊભો હતો ત્યાં એક ગાંસડી પડી અને રબ્બરના દડાની માફક કુદકા મારતી દૂર જઈ પડી. મારા સદ્ભાગ્યે કે સારંગની ચાલાકીથી ગાંસડી પડી ત્યારે હું તે જગ્યાએ નહોતો. મારી છાતીના ધબકારા વધી ગયા હતા!

"બ્વાના મઝુન્ગુ—આમ ઊભા ન રહેવાય." બેચાર નેટિવો બોલી ઊઠ્યા. રતનસી—ટ્રાન્સપોર્ટર—પાસે આવી ઊભો. "જુઓ શેઠ, કોકવાર ચગદાઈ મરશો. બારને અઢેલીને ઘણીયે ગાંસડી ઊભી હોય. અલ્યા સારંગ—પાન્ગા, પાન્ગા (ચાલુ કર) ડેમીટ." તરત જ તે કૂલીઓ તરફ વળ્યો. ચારસો ચારસો રતલની એ ગાંસડીઓને એક પછી એક બોગીમાંથી કાઢવા લાગ્યા. બે જણા બોગીમાં રહ્યા. બે જણા ગોડાઉનમાં લઈ જવા અને આઠ જણ અંદર ગોઠવવાના કામમાં રોકાયા.

એક ઉપર બીજી, બીજા ઉપર ત્રીજી, એમ એ ગાંસડીઓ ખડકાવા લાગી.

મેં રતનસીને કૂલીઓને આરામ આપવા જણાવ્યું. જવાબ અણધાર્યો મળ્યો: "હવે કામ પૂરું કર્યા વગર એ લોકો આરામ નહિ લે."

છતાં મેં બૂમ પાડી: "હાફ-ટાઈમ—કામ મૂકી દો."

"વાચા બ્વાના, રહેવા દો. અમને આ ગાંસડીઓ પૂરી કરી લેવાં દો. પછી નહિ થઈ શકે."

ત્યાં ઉપર ગાંસડી ગોઠવતો એક નેટિવ ગાવા લાગ્યો:

"હે લો હે લો કોઈ ગજ્જા હે લો."

દિવસનો શિલિંગ કમાતા એ મસ્ત કૂલીઓમાં કેટલી સહનશક્તિ હોય છે તેનું માપ હજી કાઢી શકાયું નહોતું. ટ્રક ઉપર ટ્રક ખાલી થવા લાગ્યાં પણ એકપણ નેટિવમાં થાકની નિશાની ન જણાઈ.

બપોરના તડકામાં મારી આંખ ઘેરાવા લાગી હતી ત્યાં નેટિવો વચ્ચે ચાલતી ચર્ચાએ મારી ઊંઘ ઉડાડી દીધી.

"માન્ગા (એક જાત) સ્વાહીલી કરતાં ચડતા છે." . .

"મેન્ડેગ્ઝાકો, તારા બાપાને પૂછયું હતું?" એક કૂલીએ જવાબ આપ્યો. બધા હસી પડ્યા. જેનું અપમાન થયું હતું તે માંન્ગા જાતનો નેટિવ બોલી ઊઠયો: "સાહિદી મ્યોટો. અલફ્ક જેવી વસ્તુનું નામ પણ તું જાણે છે? માન્ગા એટલે મચરાણુ. માન્ગા એટલે બીદુઈનોના વંશજ. અરબસ્તાનના બીદુઅનો એ આફ્રિકાના માન્ગા." વળી બધા ખડખડ હસ્યા.

"જુકીન્ગનું ચસ્કી ગયુ છે" કહેતાં એક નેટિવ તેની દાઢી પકડીને ગાવા લાગ્યોઃ

રાધે કૃષ્ણ બોલ મુખસે, રાધે કૃષ્ણ બોલ.

"ચાલી, જુકીન્ગ," રતનસીભાઈનો તીણો સૂર કાને પડ્યો. "ડેમીટ, અપાના મનેનો. વાત નહિ કરો, જલદીથી કામ કરવા માંડો."

"ઓકે. મઝુન્ગુ" વળી પાછા બધા કામે વળગ્યા.

"ઓ...ઓ" થોડો વખત થયાં શાંત પડી ગયેલું વાતાવરણ ભેદતી હોય તેવી ચીસ પડી. ગોડાઉનના બાર આગળ ઉભેલા વેગન તરફ બધા દોડ્યા. અંદર એક કૂલી ઉપર ચારસો રતલની એક રૂની ગાંસડી પડી હતી. બીજા બે જણા એ દૂર કરવાની કોશીશ કરતા હતા.

મને બીક લાગી. માથા ઉપર ગાંસડી પડી હોવાથી વખત છે ને......

ગાંસડી ઊપડી, નીચે એક કૂલી તરફડિયાં મારતો હતો. તેની આંખ ફાટી ગઈ હતી. બધા ઉશ્કેરાઈને બોલવા લાગ્યા પણ કોઈને બિચારા કૂલીની સારવાર કરવાનું સૂઝયું નહિ. મને મારી ફર્સ્ટ એઈડની કેળવણી યાદ આવી. બધાને દૂર ખસેડી મેં તેના તરફ જોયું. એક વખત તો ચીતરી ચડી પણ તેને દૂર કરીને પાણી મંગાવ્યું.

આલીનું માથું હાથમાં લીધું. પડતાં પડતાં તે રહી ગયું. તેની જીભ ફાટી ગઈ હતી. પણ તેનામાં જીવ હતો. તરત જ પાણી છાંટયું અને મોઢું સાફ કર્યું.

રતનસીને લોરી પાસે લાવવા કહ્યું. પરંતુ એ જ વખતે આલી બેઠો થયો, અને હસવા લાગ્યો. એક વખત તો હું આભો બની ગયો, મને થયું કે તેની ચાવી ખસી ગઈ લાગે છે. પણ બીજી જ ક્ષણે તેના શબ્દોએ મારી બીક ભાંગી નાખીઃ

"બહુ નથી વાગ્યું, બ્વાના."

આખી જીભ ફાટી ગઈ હતી, આંખ લાલચોળ થઈ ગઈ હતી, છતાં એ કૂલી હસતાં હસતાં "કંઈ નથી થયું" એમ બોલી રહ્યો હતો. બધાના ધિક્કારને પાત્ર થયેલા,

ચગદાતા, બધાનાં અપમાનો સહન કરીને હડધૂત થતા એ શ્યામ દેશના વતનીઓ પ્રત્યે મારું માન વધવા લાગ્યું.

લક્ષ્મીને ખોળે રમેલો હોવાથી અત્યાર સુધી કાળા માનવીને હું હુકમ કરવાની, સત્તા ચલાવવાની ચીજ તરીકે જ સમજતો. મને એ વખતે ખ્યાલ નહોતો કે કાળા શરીરમાં પણ સ્ફટિકથી પણ શુદ્ધ અને માખણથી પણ નરમ હૃદય વસતું હશે. અલબત્ત, બીજા હિંદીઓ અને યુરોપિયનોની સરખામણીમાં એ લોકોને તુચ્છકારવાની મારી ટેવ નહોતી.

ત્રણ વાગ્યા છતાં કામ પૂરું નહોતું થયું. કામ નવુંસવું હોવાથી ગરમી, ધૂળ અને ભૂખથી હું હેરાન થઈ ગયો હતો. દુનિયામાં સહુથી વધુ કામવાળો માણસ હું મને પોતાને માનવા લાગ્યો હતો.

"હવે તો આ લોકોને આરામ આપો." મેં ચાર ઉપરાઉપરની થપ્પી પરથી સાદ કર્યો. મારું માથું એ જંગી ગોડાઉનના છાપરાને અડતું હતું. એસ્બેસ્ટોસની ઠંડીથી નીચે કરતાં વાતાવરણ સારું હતું.

"બ્વાના, તમે પણ ઠીક છો. જુઓ આ" કહીને એક નેટિવે એક કાચનો શીશો કાઢ્યો. એ શીશો બીઅરનો હતો.

"રતનસી, આ લોકો જો દારૂબારૂ પીશે તો કામ નહિ કરે. તમારા કૂલીમાં ડિસીપ્લીન તો રાખો."

"તમે પણ ક્યાં ડિસીપ્લીનનું પૂછડું પકડી બેઠા છો. તમને ખબર છે કે દારૂ પીધા પછી તો તેમનામાં વધુ જોર આવશે અને આજે રાતના બે વાગ્યા સુધીમાં બધું કામ પતાવશે."

એટલામાં મારે માટે ચાની થર્મોસ તથા સેન્ડવીચ આવ્યાં. એ જોઈને એક કૂલી મારી પાસે આવ્યો.

"આ શું છે?"

"ચા તથા બ્રેડ."

"ઉફ, તમે બ્વાનાકુવા થઈને ચા પીઓ છો?"

તેની મશ્કરી કરવાનું મન થયું એટલે મેં તેને પૂછયું: "ત્યારે શું પીઉં? દૂધ?"

"જુઓ, હું રસ્તો બતાવું. તમે મને ચા આપો—એ મને ગરીબને શોભશે. અને તમે આ બીઅર પીઓ. મારાં છોકરાં પણ ચાને તો અડતાં નથી." મને હસવું આવ્યું. પછી એના કુટુંબની પૂછપરછ કરવી શરૂ કરી "તને છોકરાં કેટલાં છે?"

"નવ."

"ઈન્શાલ્લાહ! આલી, તો પછી એ બધાંને તું આ એક શિલિંગમાંથી પોષે છે?"

"મારી બીબી પણ બધી કામ કરે છે. મારા બાપનો યામ્બો છે અને ઘેર ગાય છે."

"તારી બીબી કેટલી?"

"અત્યારે તો બ્વાના ત્રણ જ છે. પણ જો પૈસા બચશે તો એકબે બીજી ખરીદીશ."

આ લોકોમાં અમુક મણ મીઠું અને અમુક બકરાં સાથે સ્ત્રીઓનો વિનિમય થાય છે. પરંતુ આમાં સ્ત્રીના બાપને વધુ સારી કિંમત મળી ગણાય છે.

વળી પાછું કામ પૂર જોશમાં શરૂ થયું.

"સીમ સારી, સીમ સારી, મનાન્ગો કીગુરૂ, સીમ સારી" નેટિવો ગાતા ગાતા કામ ઉપર ચડયા. થોડી વારમાં પાછા વાતોના ગપાટા ઊડવા લાગ્યા. અને મારા કામ કરતાં આ લોકોની psychologyનો અભ્યાસ વધુ રસપ્રદ લાગ્યો. મારી tally book મેં એક બાજુએ મૂકી.

"બ્વાના એનેડા જ. આબેહૂબ. એ જર્મન એટલો ખારો છે કે એની જ સરખામણી થઈ શકે." બધા હસી પડયા અને મારી સામું જોવા લાગ્યા. હું વિચારમાં પડયો. વાતોમાં કંઈ કડી નહોતી મળતી.

"ગયે વર્ષે હું સામા ગોડાઉનમાં કામ કરતો હતો ત્યાં એક રૂની ગાંસડી ઉપરનો માર્ક ભુંસાઈ ગયો ત્યારે મને એણે કંઈ હન્ટર માર્યા છે—હન્ટર. હમદુલીલ્લાહ."

"આ બ્વાના પણ એવા જ છે. પણ ખીજાય ત્યારે જ."

રતનસીએ હસતાં હસતાં કહ્યું: "શેઠ, આ બધા ગુણો તમારા જ ગવાય છે. તમારું નામ આજથી નેટિવોમાં જો બ્વાના સ્વેનેડા ન થઈ જાય તો કહેજો."

"અરે, આપણા ઉપર હાથ તો ઉગામે." બુકીન્ગ બોલ્યો.

"તો તું શું કરીશ?" આલીએ પૂછયું.

"સામો થઈશ."

"એમ! તો લે આ" કહીને હજી અમે વચ્ચે પડીએ તે પહેલાં આલીએ એક થપાટ ચડાવી દીધી હતી. બુકીન્ગે સામો હાથ ઉગામ્યો પણ સારંગે આવીને બુકીન્ગને બીજો તમાચો માર્યો. એટલે તે શાંત પડયો. પણ બબડાટ ચાલુ રહ્યો.

"હું એક ખ્રિસ્તી. મને માર્યો. તે પણ તારા જેવાએ. એક નાચીઝ માન્ગો મને મારે! જોર્જની કોર્ટમાં તને ન લઈ જાઉં તો કહેજે."

"પણ સુલ્તાન જ્યોર્જ તો પાંચ હજાર માઈલ દૂર બેઠો છે."

"હું ત્યાં જઈશ."

એમને એમ સાંજના છ વાગ્યા. સાત, આઠ, નવ, દસ. પણ નીરાંતે કૂલીઓ કામ કરતા હતા. વચ્ચે વચ્ચે કોક કોક ઘેર જવાની વાત કરતો હતો તો બધા તેને નમાલો ગણીને કાઢી નાખતા. મેં ધીમેથી કામ બંધ કરવાની વાત છેડી.

"તમારે જવું હોય તો જાવ. પણ આજે આખી રાત થાય તો પણ અમે કામ પૂરું કર્યા વગર નહિ આવીએ. કેમ સારંગ?"

"બિલકુલ નહિ બ્વાના."

"પણ તમે બધા આજે પંદર કલાકથી કામ કરો છો તેનું શું?" મેં વચમાં પૂછયું.

"ત્રણ દિવસથી કેમ નથી કરતા ? અમને મઝુન્ગુએ આજે દારૂ આપ્યો છે તેનો બદલો જરૂર વાળશું."

પરિણામે દસના અગિયાર થયા, બાર, એક અને બે વાગ્યા.

છેલ્લી પાંચદસ ગાંસડી રહી હતી.
"બ્વાના, હવે પછી કાલ આવીએ તો ?" સારંગ બોલ્યો.
"હવે આ પાંચદસને માટે કાલ કોણ આવશે ?"
"આજે તો કામ નહિ જ થાય."
વિચિત્ર ભેજાંનો એક નમૂનો નહિ તો શું.

સવારના સાત વાગ્યાથી પરોઢિયે બે વાગ્યા સુધી સતત કામ કર્યા પછી દશ મિનિટના કામમાં આનાકાની કરવા લાગ્યા. મને ગુસ્સો ચડયો. એ વખતે મેં વીસ કલાકનું કામ ન જોયું, પણ દશ મિનિટને માટે થતું આળસ જોયું. "સારંગ, અમાના મને નો, પાન્ગા માટામેથી." મેં બૂમ પાડી. બીજી જ ક્ષણે મને પસ્તાવો થયો. પણ માનવ સ્વભાવ જ એવો છે કે ભૂલને તરત પકડશે. કર્યું કામ: નજરમાં ન લેતાં થોડીશી આનાકાનીથી ગુસ્સે થશે.

"બ્વાના શેનેડા. કળીશા બ્વાના રોમેડા" એમ બબડતાં કામ પૂરું થયું.

સવારના પાંચ વાગે ઘેર પહોંચીને હું પથારીમાં પડયો. ઊંઘમાં સ્વપ્નાં પણ એ કૂલીઓનાં જ આવ્યાં !

# વર્તુળયાત્રા

પદ્મકાન્ત ર. શાહ

બી. એસસી; એ. એમ. આઈ. ઈ (લંડન)

રજાનો દિવસ હતો અને અમે ફરવા નીકળ્યા હતા. વાતાવરણમાં પુષ્કળ ધુમ્મસ વરસ્યું હતું એટલે રસ્તો કંઈ દેખાતો નહોતો. અમારે કંઈ ઉતાવળ ન હતી અને અમને લાગ્યું કે બેત્રણ માઈલ ભટક્યા પછી સીધે રસ્તે આવી જઈશું. પણ અમારી ધારણા ખોટી પડી. એ ખુલ્લી વિશાળ જગ્યામાં અમે ખૂબ ફર્યાં પણ રસ્તાનો કંઈ પત્તો લાગ્યો નહિ. અમે ખરેખર ભૂલાં પડ્યા હતા. અમારા સુભાગ્યે આખરે અમને એક ભરવાડ મળ્યો; તેને અમે રસ્તો પૂછ્યો એટલે તેણે કહ્યું કે પાએક કલાક સુધી સીધા નાકની દાંડીએ ચાલ્યા જશો તો રસ્તો મળશે. અમે એ પ્રમાણે ચાલ ચાલુ કર્યું અને અમારી અજાયબી વચ્ચે પેલો ભરવાડ જ્યાં બેઠો હતો ત્યાં જ અડધા કલાક પછી આવી પહોંચ્યા! અમે વર્તુળયાત્રા કરી હતી. ભરવાડે સલાહ આપી કે ધુમ્મસ વિખેરાઈ જાય ત્યાં લગી અમારે થોભી જવું. અને અમે તેની સલાહ સ્વીકારી.

અંધારું, જંગલ, ધુમ્મસ, બરફનાં તોફાનો વગેરેમાં જ્યારે માણસ ભૂલો પડે છે ત્યારે એ વર્તુળાકારે રખડે છે એ સર્વસામાન્ય અનુભવ છે. આવી જ જાતનો અનુભવ સસલાં, શિયાળ, હરણ વગેરે પશુઓની બાબતમાં, જ્યારે તેમની પાછળ કોઈ શિકારી પડે છે ત્યારે માલૂમ પડ્યો છે. જેમ મનુષ્યની આંખ આગળ ધુમ્મસ હોય છે અને તેને રસ્તો દેખાતો નથી, તેમ આ પ્રાણીઓનાં મનમાં બીક હોય છે અને તેથી તેઓ પોતાનો માર્ગ સંભાળી શકતાં નથી.

કૅન્સાસ યુનિવર્સિટી (યુનાઈટેડ સ્ટેટ્સ, અમેરિકા)ના પ્રોફેસર એ. એ. શૅફરે આ વર્તુળયાત્રા સંબંધી ઊંડો અભ્યાસ કર્યો છે અને અનેક વિગતો ભેગી કરી, આંખે પાટા બાંધી ચાલનારાઓ, પાણીમાં તરનારાઓ, વાહન હાંકનારાઓ, વગેરેએ લીધેલા માર્ગોના નકશા તૈયાર કર્યા છે. એ બધા નકશા ઓછેવત્તે અંશે વર્તુળાકાર છે, ખાસ કરીને તો જે પ્રદેશોમાં બરફનાં તોફાનો અને ધુમ્મસ સતત છાઈ રહે છે ત્યાં. વર્તુળયાત્રાની સૌથી પ્રથમ નોંધ ૨૦,૦૦૦ વર્ષ પહેલાંની એણે મેળવી છે જેમાં એક શિકારી પાછળ પડતાં હરણે ઘડિયાળની કમાન જેવો રસ્તો લીધો હતો એવો ઉલ્લેખ છે.

માણસને જ્યારે ચાલવામાં અમુક ધ્યેય હોય છે ત્યારે આજુબાજુનો દેખાવ એના ધ્યાનમાં હોય છે અને તેને લીધે પોતાનો રસ્તો નિર્ણીત કરી શકે છે. હોડીમાં સહેલ કરવા નીકળેલા બિનઅનુભવી યુવાનો કરતાં માછીમારો પોતાનો રસ્તો પાણીમાં વધારે સારી રીતે સંભાળી શકે છે. અનુભવને લીધે તેઓ પોતાનો રસ્તો સાચવી શકે છે. ભૂગોળનો સારો અભ્યાસ હોવા છતાં, જ્યાં દિશાસૂચક કંપાસ ભૂલાઈ જવાના દાખલાઓ

બન્યા છે ત્યાં ભલભલા અનુભવી નાવિકો પણ આડે રસ્તે ચડી જઈ જુદે જ ઠેકાણે પહોંચી ગયાના બનાવો નોંધાયા છે. કેટલાક ખૂબ અનુભવી માણસો પોતાનો રસ્તો ગમે તેવા ધુમ્મસમાં પણ નક્કી કરી શકે છે તે તો તેમના અતિશય મહાવરાને લીધે છે. આજુંબાજુના પ્રદેશોનો ખૂબ જ પરિચય હોવાને કારણે તેઓ સીધે રસ્તે ચાલી શકે છે. પરંતુ ઘણાખરા મનુષ્યો આવા પ્રસંગોમાં પોતાનો રસ્તો ભૂલવાના અને ગોળાકારે જ ફરવાના. કેટલીક વાર જમણી તરફ, તો કેટલીક વાર ડાબી તરફ અને ઘણી વાર તો તદ્દન ઊંધી જ દિશામાં—પેલા અફીણી ઠાકોર ઠકરાણીના મહેલમાંથી કંટાળી નોકરી શોધવા જતાં પાછા પોતાને જ આંગણે આવી ચડ્યા હતા તેવી રીતે!

તરવાની જેમને પુષ્કળ છૂટ છે એવાં પ્રાણીઓ સ્વતઃ સર્પાકારે તરે છે. અલબત્ત, આપણે જમીન ઉપર તો બે જ પરિમાણો (Dimensions)માં વર્તુળયાત્રા કરીએ છીએ પણ પાણીમાં તો એ પ્રાણીઓ ત્રણે પરિમાણોમાં વર્તુળયાત્રા કરી શકે છે.

પ્રોફેસર શેફરે બીજા પણ પ્રયોગો કર્યા હતા. તેમાં બરફ વડે આચ્છાદિત થયેલાં મેદાનો પર, જ્યાં પગલાંનાં સ્પષ્ટ બીબાં પડેલાં જોઈ શકાય, ત્યાં માણસોને આંખે પાટા બાંધીને તેણે ચલાવ્યાં હતાં. તેઓ પણ નિયમિત કે અનિયમિત વર્તુળયાત્રા કરતાં માલૂમ પડ્યાં હતાં. બેશક, જુદાં જુદાં માણસોએ બનાવેલા વર્તુળોના વ્યાસમાં તેમજ આકારોમાં ફેર હતો પણ એ તો સંભવિત જ હતું. આવી જ વર્તુળયાત્રા જ્યારે કોઈ માણસ આંખે પાટા બાંધીને મોટર ચલાવે છે ત્યારે પણ થાય છે. આંખે પાટા બાંધીને તરવામાં પણ આ જ વસ્તુ જોવામાં આવી છે. આમાં માણસ જે દિશા લે છે તેને ખાસ સંબંધ નથી; મુદ્દાની વાત વર્તુળયાત્રાની છે. જુદા જુદા પ્રયોગોમાં એક જ માણસ જુદી જ દિશામાં કુંડાળાં કરે છે! આપણે મશ્કરીમાં 'કુંડાળું કર્યું' એમ કોઈને કહીએ છીએ ત્યારે જાણે-અજાણે આ વર્તુળયાત્રાનો ઉલ્લેખ કરીએ છીએ.

ધુમ્મસમાં રસ્તો ગુમાવ્યાનો જેઓને અનુભવ થાય છે તેમને ખબર પડતી નથી કે તેઓ કુંડાળામાં જ ફરે છે પરંતુ તેઓને એવો વહેમ પડ્યા વગર રહેતો નથી. તે જ પ્રમાણે આંખે પાટા બાંધેલા માણસો એમ માને છે કે તેઓ સીધા જ જાય છે. એક માન્યતા એવી છે કે આંખે પાટા બાંધવાથી આપણે રસ્તો જોઈ શકતા નથી અને તેથી આપણું સમતોલપણું સાચવવામાં આપણને મુશ્કેલી પડે છે એટલે પગ એવી ઢબે પડે છે કે આપણે સમતોલપણું ગુમાવી ન બેસીએ. પણ આ વસ્તુ છેક નાનાં પ્રાણીઓ, જેમના પગ અતિશય ટૂંકા હોય છે, તેમને લાગુ પડી શકતી નથી. શેફર કોઈ ઊંડું રહસ્ય કલ્પે છે છતાં એટલું તો ચોક્કસ છે કે વર્તુળયાત્રા શરીરની મુખ્ય જ્ઞાનતંતુસંસ્થાની આજ્ઞાઓને આભારી છે.

# વિલિયમ બટલર યીટ્સ

કૃષ્ણવદન જેતલી એમ. એ.

He disappeared in the dead of winter;
The brooks were frozen, the airports almost deserted,
And snow disfigured the public statues:
The mercury sank in the mouth of the dying day.
O all the instruments agree
The day of his death was a dark cold day.

* * *

Now he is scattered among a hundred cities,
And wholly given over to unfamiliar affections;
To find his happiness in another kind of wood,
And be punished under a foreign code of conscience,
The words of a dead man
Are modified in the guts of the living.

—W. H. Auden
"In the Memory of W. B. Yeats"

મહાન કવિ યીટ્સના આ વર્ષના જાન્યુઆરીમાં થયેલ મૃત્યુથી આયર્લેન્ડે એ. ઈ. ઉર્ફે જ્યોર્જ રસેલ પછી બીજું એક સાહિત્યરત્ન ગુમાવ્યું છે. આયર્લેન્ડની જૂની દંતકથાઓમાં દટાયેલી સંસ્કૃતિનું પાન કરી તેણે પોતાનો કલ્પનામય ગૂઢવાદ પોષ્યો હતો. તેની પ્રેરણાનું બળ તેણે આયર્લેન્ડની લીલમ જેવી ગણાતી હરિયાળી ભૂમિમાંથી મેળવ્યું હતું. છતાં હિંદી પ્રકૃતિવાદ (pantheism) અને ફ્રેંચ રૂપકવાદની તેના પર ગાઢી અસર હતી. આવું ધાવણ ધાવી તેની કવિતા અત્યંત અર્થઘન બની ગઈ છે. શાબ્દિક બળથી ગહન વાતાવરણની જાદુઈ અસર પેદા કરી ભૌતિક વસ્તુઓની રૂપરેખા સ્વપ્નસમાં ધુમસમાં તે ભુંસી નાંખે છે. ખૂબરી ભૂમિકા પર જાપાની શૈલીએ તે વાયુમય અલૌકિક ચિત્રો આલેખે છે.

ડૉ. અમિયા ચક્રવર્તિ તેને માટે લખે છેઃ 'જેવું તેનું લેખન હતું તેવું જ તેનું દર્શન હતું. એક ઋષિ જેમ તેનાં નયનોમાં તેના મનાકાશના નક્ષત્રોનું તેજ ચમકતું. તેની ભમ્મરો પર તેનાં ભ્રમણની ક્ષિતિજ રેખાઓ આલેખાઈ હતી.'

યીટ્સનો જન્મ ૧૩મી જૂન ૧૮૬૫ને દિને ડબ્લીન પાસે સેન્ડીમાઉંટ નામના ગામમાં થયો હતો. તેનો પિતા જે. બી. યીટ્સ અગ્રગણ્ય આયરિશ કલાકાર હતો અને

'રોયલ હિબરનિયન એકેડેમી' નો સભ્ય હતો: તેની માતાનો પિતા સ્લીગો પરગણાનો વેપારી અને વહાણમાલિક હતો. તેના જન્મ પછી તેનાં માતાપિતાએ આયર્લેન્ડ છોડી લંડનમાં વસવાટ કર્યો. તેને દસ વર્ષની ઉંમરે હેમરસ્મિથમાં ગોડોલ્ફીન શાળામાં મૂકવામાં આવ્યો. પાંચ વર્ષ પછી તે ડબ્લીન ગયો અને ઈરાઝમસ શાળામાં દાખલ થયો. આ પહેલાં યે તે ઘણી વખત રજાઓમાં સ્લીગોમાં તેના મોસાળે આવ્યો હતો. સ્લીગોનાં સરોવરો, પર્વતો અને રંગીન ખેતરો તેની કવિતામાં અવતરવા સર્જાયાં હતાં. તેની શાળાના શિક્ષણ પછી તેના પિતાના પ્રોત્સાહનથી તેણે ચિત્રકલાનો ત્રણ વર્ષ અભ્યાસ કર્યો. પણ તેના ભાઈ જેક જેવો તે સફળ ચિત્રકાર ન બની શક્યો. તેણે તો કવિતા-દેવીનું શરણ શોધ્યું. તે પુસ્તકાલયોમાં પરદેશી સાહિત્યના અનુવાદો વાંચવામાં તેમ જ કરવામાં અને કોનોટના ખેડૂતો પાસેથી રસપૂર્વક વાર્તાઓ સાંભળવામાં સમય ગાળવા લાગ્યો. ઓગણીસ વર્ષની વયે તેનું પ્રથમ કાવ્ય 'પ્રતિમાઓનો ટાપુ' 'ડબ્લીન વિદ્યા-પીઠના સામયિક'માં પ્રગટ થયું. પછી તેણે 'આયરિશ માસિક'માં પણ કાવ્યો પ્રગટ કરવા શરૂ કર્યાં. ૧૮૮૬માં એકવીસ વર્ષની વયે તેણે પીંછી અને રંગને છેલ્લી વિદાય આપી, અને તેનું પ્રથમ નાટ્યકાવ્ય 'Mosada' પ્રગટ થયું. ૧૮૮૭માં યીટ્સે લંડનમાં કવિ અને પત્રકાર તરીકે જીવન ગાળવું શરૂ કર્યું. પણ તેના પ્રથમ પ્રકાશન તરીકે ખ્યાતિ પામેલ The Wandering of Oisin (૧૮૮૯) માંનાં કાવ્યો સ્લીગોમાં જ લખાયાં હતાં. એ સંગ્રહના પ્રથમ પાને ઉધ્ધૃત કરેલ Tulka નું લાક્ષણિક વાક્યઃ

"Give me the world thou wilt, but grant me an asylum for my affections' યીટ્સના માનસ પર સારો પ્રકાશ ફેંકે છે.

તેની ચોવીસ વર્ષની ઉંમરથી તે તોતેર વર્ષની ઉંમરે ફ્રાંસમાં તેના થયેલ મરણ પર્યંતની તેની જીવનકથા તેના મિત્રોએ લખેલ અનેક સંસ્મરણોમાં તથા તેની ગદ્ય વિચાર-માળાઓમાં નોંધાયેલી છે. પેટર અને આર્થર સાયમોન્સના આ મિત્રના ઘડતરમાં વિલિ-યમ બ્લેકની અસરે ખૂબ ભાગ ભજવ્યો છે. અત્યારે અપ્રાપ્ય હોને લખેલ તેના જીવન-ચરિત્રમાં યીટ્સે તેની યુવાવસ્થામાં ડબ્લીનમાં રહેતા એક હિંદુ અભ્યાસકે તેના પર ઊંડી અસર કરેલી એવું કહ્યું છે. ૭ વર્ષ પર તેણે મોહિની ચેટરજીને અર્પણ કરેલું સુંદર કાવ્ય, તેનો રવીન્દ્રનાથ ઠાકુર સાથે મૈત્રીસંબંધ, મેજોર્કોના ટાપુમાં ઉપનિષદોનાં ભાષાંતર માટે તેનો શ્રી પુરોહિતસ્વામી સાથેનો સહકાર વગેરે માહિતી યીટ્સના હિંદી વાચકોને રસદાયક લાગશે. તેનાં 'અનુસૂયા અને વિજયે' 'પ્રભુ પ્રત્યે હિંદી' 'હિંદી તેની પ્રિયા પ્રત્યે' (Crossways ૧૮૮૯) કાવ્યો હિંદીઓ વાંચશે ત્યારે જાણશે કે તેણે તેના એક પાત્ર પાસે કબૂલ કરાવ્યું છે કે તેનું ડહાપણ 'એક આત્માની યાત્રાએ નીકળેલા વિદ્વાન હિંદીના રૂપકમય વિવાદમાંથી' આવ્યું છે.

બધા કલાકારો જેમ તે પણ મહાન સમન્વયસાધક હતો. પશ્ચિમ અને પૂર્વના અનેક જ્ઞાનઝરણોના પાણી પી તે જીવનવિદ્યા પામ્યો હતો. ચીની સંસ્કૃતિ તેની કલાની મહાન પ્રેરણા બની ચૂકી હતી અને પૂર્વમાં બાઈઝેન્ટિયમ સુધીની તેની મુસાફરીએ અંગ્રેજી ભાષાનાં બે સુંદરતમ ઊર્મિકાવ્યોને જન્મ આપ્યો છે.

યીટ્સના મિત્ર એચ. ડબલ્યુ. નેવિનસને યીટ્સના યૌવનકાળનું સંસ્મરણ તેનાં કાવ્યોનો ઉલ્લેખ કરતા શબ્દોમાં સુંદર રીતે નીચે પ્રમાણે નોંધ્યું છે:

"It was a golden or silvery time when we entered the 'Celtic Twilight' and followed the 'Wanderings of Oisin,' and knew how Cuchullain died, and perceived from far away the 'Isle in the Water' and went 'Down by the Salley Gardens' and listened to the 'Wind among the Reeds' and asked 'Who will go drive with Fergus now?' and set out for the 'Townland that is the World's Bane,' and gazed upon the Poor Old Woman who 'went down the path a young girl and had the walk of a queen,' or when we stand by the lake where two souls are 'Love and Continual Farewell.' It was a new and lovely time of the youthful Yeats—and nearly fifty years ago many of us were living in it."

London Mercury, March—'39.

બેવરલી નિકોલાસે 'ટવેન્ટી-ફાઈવ'માં યીટ્સ માટે લખ્યું છે: 'Yeats always seems to me to move in a mist. He was like "men as trees walking." યીટ્સ મને હંમેશાં ધુમ્મસમાં ફરતો હોય એવું લાગે છે. તે 'વૃક્ષો જેમ ચાલતાં માણસો જેવો" હતો.'



# રૂપવસંત

ગૌતમ કે. ભટ્ટ

વિશાલ ગિરિકંદરા, મુખર આ બની ગાજતી,
ગભીર ઘનગર્જને વિકૂરતા મૃગેન્દ્રો તણા
પ્રચંડ પડછંદથી; પ્રલયનાં પૂરો રેડતા
ધસંતે જલપોધના પતનથી વિકંપે ધરા.

સુગૂઢ તરુપલ્લવે નિવસતાં વિહંગો ઘણાં,
સમૂહ કલગાનથી વિહસતા વનાન્તો રહ્યા,
સુરમ્ય મૃદુ મર્મરો અનિલના દૂતો વા રચે,
પ્રસન્ન જલસ્રોતના સરણમાં તરંગો શમે.

અનંત ઉદયાસ્તથી ચમકતાં દિસે દિઙ્મુખો,
કરાલ રવહીનતા ધુઘવતી ગિરિશૃંગપે,
તપેલ રવિબિંબથી હિમ તણા મહાખંડ કૈં,
વિભક્ત બનતા, ખીણે ગબડતાં કરે ઘોર શો.

સદાય મકરંદથી ખિલવતો રુડાં ફૂલ જે,
અગાધ ઉદધિ ઉરે જ્વલન તેજ તું પેટવે,
જરા ન મનવાણીના બળહીણા લઘુ સાધને
મપાય તવ ભવ્યતા, વિરમતાં બધાં સર્વદા.

નિસર્ગ નયનોઃ રવિ, તરલ તારલા ઈન્દુના
અગમ્ય પલકારને સમજવા, જગન્મંજુષા
ભરેલ ગૂઢ વસ્તુથી, પલટતા મહાસાજથી,
અપાય વિણ ખોલવા મુજ કને નથી કીલિકા.

ચહું મધુ પીવા મળે ભમરીડંખની વેદના,
ગુલાબ રૂપવાસ કાજ ગ્રહતાં દમે કંટકો,

લહું કીટ ગણે, મહા વિષ વમન્ત સર્પો રહ્યા
અને વનચરો મહીં ડણક વાઘ સિંહો તણી.
ભલાં વનચરો ફરે, લહરીઓ લીલા ઘાસના
સમૂહ પર ખૂબ ઝાકળ તણાં ઝગે બિન્દુડાં,
સુમંદ લહરો શીળી બનતી એ જ ઝંઝાનિલો,
તુષાર જલબિન્દુમાં ડૂબતી કૈંક નૌકા વડી.

અનંત વણઝાર આ જીવનપંથને કાપતી;
સદા રૂપવસંત આ જગતના લઘુ પ્રાંગણે.
બઢે તિમિર વેરતા તિમુર, ચંગખાં ચોદિશે
મહાનદની રેલશા અટલ, જોર શોરે ભર્યા
ધપે મિહિર અટ્ટિલા, કરંત લોહીનાં મિશ્રણો
ધસે પરશુરામ કૈં.

છતાં મયૂર પિચ્છના ચમકતા કલાપો, સ્વરો;
વસંત વળી ઘોઘનાં મધુર નૃત્યગીતો અને
પ્રસન્ન જલસ્રોતપે રસળતા મરાલો તણી;

નયેન્દુ, નવયૌવના સ્મિત સુહાગની બંકિમા;
અગાધ ઉદધિ તણાં વિકટ જંગલો, વ્યોમમાં
પ્રમાણ અવમાનતી રસ ઝરે જ મંદાકિની.

ઉષા બજત ઝાંઝરી—મનુકૂલે સુરિલી ઋચા;
અપાર કિરણો બન્યાં સૂરજનાંય—આરણ્યકો;
કરાલ અનિલો મ્હણે—અહીં બને દયાનંદ કો;
અફાટ વિચિમાલની—લ્યુથરની બની ઘોષણા.

ઉંચાં અચલ શૃંગ ત્યાં—અમ વિધેય વાલ્મીકિ આ,
ન એક બસઃ દૈન્ય ના, અછત કેવી ભૂમા કને;
પ્રબુદ્ધ, મનુ, વ્યાસ ને કિશનની બજે બંસરી;

ખિલે લલિત ચાંદની, ધનુષ—રંગ—લીલા નભે
અહીં અમ કવિગણે લસત પ્રાણવંતી ગિરા.
ન એ સરલતા કદિ અરૂસભાવને પ્રેરશો,
ન વા અકલ ભવ્યતા, હૃદયમૂઢ હુંને કરે.
ખપે સુલભ તૃપ્તિના, સમય વ્હેનમાં દોડતા
અતંત્ર વનકાષ્ઠના સમ થશો ન મારી દશા.
મળે પ્રકૃતિ—અંકમાં પ્રિયજનોની યે સંગતિ
અને નગરમાં મીઠી વિજનતા તણી શાંતતા.
કુતૂહલ ભર્યાં ચખે નિતનવાં નિહાળ્યા કરું,
અદીઠ નટરાજનાં, અભિનયો, રૂપો, નર્તનો.

卐

# બ્રાહ્મણનાં ને સજ્જનનાં શાસ્ત્રોક્ત લક્ષણ

વાલજી ગોવિંદજી દેસાઈ

न तिष्ठति तु यः पूर्वां नोपास्ते यश्च पश्चिमाम् ।
स शूद्रवद् बहिष्कार्यः सर्वस्माद् द्विजकर्मणः ॥मनुस्मृति २–१०३॥

જે સવારસાંઝ સન્ધ્યાનું અનુષ્ઠાન ન કરે એનો બધાં દ્વિજકર્મથી અધિકાર કરવો.

यथा काष्ठमयो हस्ती यथा चर्ममयो मृगः ।
यश्च विप्रोऽनधीयानस्त्रयस्ते नाम बिभ्रति ॥१५७॥

જેમ લાકડાનો ઘડેલો હાથી, ચામડાનો બનાવેલો હરણ અને વિદ્યા ન ભણનારો બ્રાહ્મણ એ ત્રણે નામધારી જ છે.

योऽनधीत्य द्विजो वेदमन्यत्र कुरुते श्रमम् ।
स जीवन्नेव शूद्रत्वमाशु गच्छति सान्वयः ॥१६८॥

જે બ્રાહ્મણ વેદ [ વિદ્યા ] ન ભણે ને બીજે શ્રમ કરે તે જીવતાં જ પુત્રપૌત્ર સહિત શૂદ્રત્વને પામે છે.

संमानाद् ब्राह्मणो नित्यमुद्विजेत विषादिव ।
अमृतस्येव चाकांक्षेदवमानस्य सर्वदा ॥१६२॥

બ્રાહ્મણ જેમ વિષથી ડરે તેમ માનથી નિત્ય ડરતો રહે અને જેમ અમૃતની તેમ જ અપમાનની ઇચ્છા રાખે.

सुखं ह्यवमतः शेते सुखं च प्रतिबुध्यते ।
सुखं चरति लोकेऽस्मिन्नवमन्ता विनश्यति ॥१६८॥

અપમાન પામેલો સુખે સુએ છે, સુખે જાગે છે અને આ લોકમાં સુખે વિચરે છે, પણ અપમાનકર્તા નાશ પામે છે.

सावित्री मात्र सारोऽपि वरं विप्रः सुयन्त्रितः ।
नायन्त्रितस्त्रिवेदोऽपि सर्वाशी सर्वविक्रयी ॥२–११८॥

ગાયત્રીનો જ જાણ પણ સંયમી વિપ્ર સારો, પણ ત્રિવેદી છતાં સર્વભક્ષી દુરાચારી બ્રાહ્મણ નહિ સારો.

न कन्यायाः पिता विद्वान गृह्णीयाच्छुल्कमण्वपि ॥३–५१॥

કન્યાના પિતાએ કન્યાદાનનિમિત્તે લેશમાત્ર ધન ન લેવું, નહિ તો એણે કન્યાને વેચી કહેવાય.

अयं स केवलं भुंक्ते यः पचत्यात्मकारणत् ।
यज्ञशिष्टाशनं ह्येतत्सतामन्नं विधीयते ॥११८॥

જે એક પતિ સારુ જ રાંધે છે ને તરુણને અન્ન દેતો નથી તે અન્ન નહિ પણ કેવળ પાપ જ ખાય છે. શ્રુતિ પણ કહે છે કે 'કેવલાઘો ભવતિ કેવલાદી'! બીજાને જમાડતાં શેષ વધે એ જ અન્ન સજ્જને ખાવું.

नोच्छिष्टं कस्यचिद् दधात् ॥२–५६॥

કોઈને એઠું ન આપવું

नाद्याच्चैव तथान्तरा ।

સવારસાંઝ બે વાર જમવું. [ सायं प्रातर्द्विजातीनामशनं स्मृतिनोदितम् । मिताक्षरा १—८१ । ] સવારસાંઝના ભોજન વચ્ચે ન જમવું.

न चैवात्यशनं कुर्यात् ।

અતિ ભોજન ન કરવું.

द्वौ दैवे पितृकार्ये त्रीनेकैकमुभयत्र वा ।
भोजयेत्सुसमृद्धोऽपि न प्रसज्जेत विस्तरे ॥ ३–१२६ ॥

દેવકાર્યમાં બે ને પિતૃશ્રાદ્ધમાં ત્રણ અથવા બેયમાં એક એક બ્રાહ્મણ જમાડવો; વધારે ને જમાડવા જેટલો માણસ સુસમૃદ્ધ હોય તોય વિસ્તર ન કરે.

ज्ञानोत्कृष्टाय देयानि कव्यानि च हवींषि च । १३२ ॥

હવ્યકવ્ય જ્ઞાનીને જ દેવા.

यथेरिणे बीजमुप्त्वा न वप्ता लभते फलम् ।
तथाऽनृचे हविर्दत्त्वा न दाता लभते फलम् ॥ १४२ ॥

જેમ ખારી ઊસ ભૂમિમાં બીજ વાવનાર ફળ પામતો નથી તેમ અવિદ્વાન બ્રાહ્મણને દાન દેનારો પણ ફળ પામતો નથી.

भृतकाध्यापको यश्च वार्धुलिश्च चिकित्सक. । १५६, १५३ ॥
हव्यकव्येषु वर्ज्याः स्युर्नक्षत्रैर्यश्च जीवति ॥ १५२ १५ख ॥

પૈસા લઈને ભણાવનારા વૈદું કરનારા, વ્યાજ ખાનારા, ને જોષ જોઈને જીવનારા બ્રાહ્મણને જમાડવા નહિ.

अध्यापनमध्ययनं यजनं याजनं तथा ।
दानं प्रतिग्रहं चैव ब्राह्मणानामकल्पयत् ॥ १—८८ ॥

ભણવું, ભણાવવું, યજ્ઞ કરવો ને કરાવવો, દાન દેવું અને લેવું આ બ્રાહ્મણનાં છ કર્મ બ્રહ્માએ કલ્પ્યાં છે.

यात्रामात्रप्रसिद्ध्यर्थं स्वैः कर्मभिरगर्हितैः ।
अक्लेशेन शरीरस्य कुर्वीत धनसञ्चयम् ॥ ८—३ ॥

માત્ર યાત્રા અર્થાત્ પ્રાણસ્થિતિને સારુ જ સ્વકર્મ કરીને ધનસંચય કરવો

कुसूलधान्यको वा स्यात्कुम्भी धान्यक एव च।
त्र्यहैहिको वापि भवेदश्वस्तनिक एव वा ॥ ७ ॥

ત્રણ વર્ષ ચાલે એટલું અથવા એક વર્ષ ચાલે એટલું ધાન સંઘરવું, અથવા ત્રણ દિવસના નિર્વાહોચિત ધન રાખવું, અથવા આવતી કાલનું ખાતુ પણ ન રાખવું.

[ પરિગ્રહનું માપ બાંધવું એ બ્રાહ્મણ તેમજ જૈને બહુ આવશ્યક ગણ્યું છે. ભગવતી સૂત્ર (૮–૯)માં ગૌતમ મહાવીરસ્વામીને પૂછે છે કે માણસ નરકમાં કેમ કરીને જાય છે, પછી ભગવાન અસદ્‌ગતિનાં કારણ બતાવે છે તેમાં ' મહાપરિગ્રહ ' પહેલું અને માંસાહાર ને પંચેન્દ્રિયવધ એના પછી મૂકયાં છે. એટલે મહાપરિગ્રહમાં માંસાહાર ને હિંસા કરતાં યે વધારે પાપ છે. મહાવીરસ્વામીના શ્રાવકો પરિગ્રહનું પરિમાણ બાંધતા તેમ આજ પણ કોઈ શ્રાવક બાંધતા હોય તો કોણ જાણે. પણ બૉસ્ટનમાં એક અમેરિકન વેપારી હતો. તેણે ડબ્લ્યુ. એચ. ડૅવન્પોર્ટ આદમ્સના ' ધી સીક્રેટ ઑવ સકસેસ 'માં લખ્યા પ્રમાણે એક પતિજ્ઞાપત્ર કર્યું હતું તે એના મરણ પછી હાથ લાગ્યું હતું:

' ઈશ્વરનો અનુગ્રહ હશે તો હું પચાસ હજાર ડોલરથી વધારે ધન મારી આગળ નહિ રાખું. ઈશ્વર કૃપાએ મારા ધંધાના શુદ્ધ લાભનો ચોથો ભાગ હું ધર્માદામાં વાપરીશ. જો મારી આગળ કદાપિ વીસ હજાર ડોલર થાય તો મારા શુદ્ધ નફાનો અર્ધો ભાગ દાનધર્મમાં કાઢીશ; ત્રીસ હજાર ડોલર થાય તો પોણા ભાગનું દાન કરીશ, અને પચાસ હજાર પછી પૂરેપૂરો નફો ધર્માદામાં નાખીશ. આ પતિજ્ઞા પાળવામાં ભગવાન મને સહાય થાય; નહિ તો મારા કરતાં વધારે ટેકીલા કારભારીને એ ધન આપે ને મને કાઢી મૂકે.'

અને આ પ્રતિજ્ઞા એણે અક્ષરશઃ પાળી હતી.

[ અપૂર્ણ

---

# સ્વરવિજ્ઞાન

હરકાન્ત શુક્લ

સ્વર વિષે કાંઈ પણ જાણતા પહેલાં સ્વરનું પ્રાથમિક સ્વરૂપ શું છે તે જાણવું અતિ આવશ્યક છે. વસ્તુતઃ સ્વર એ અવાજનો જ એક પ્રકાર છે. વૈજ્ઞાનિક રીતે અવાજ એ બે દ્રવ્યોના અફળાવાથી, ઘર્ષણથી અથવા ધ્રુજારીથી ઉત્પન્ન થતા આન્દોલનોનું પરિણામ છે. જ્યારે આ આન્દોલનો કર્ણેન્દ્રિય પર અથડાય છે ત્યારે અવાજ પ્રત્યક્ષ થાય છે.

આપણે ત્યાં પ્રાચીન ગ્રંથોમાં અવાજને નાદ તરીકે ઓળખવામાં આવે છે, અને નાદના પ્રકારોનું ઘણું સરસ વર્ણન કરવામાં આવેલ છે. આપણે ત્યાં નાદના બે પ્રકારો વર્ણવ્યા છેઃ આહતનાદ અને અનાહત નાદ છે. જે નાદ આઘાત વડે પ્રત્યક્ષ થાય છે તે આહતનાદ કહેવાય છે; જ્યારે જે નાદ મનુષ્ય કર્ણેન્દ્રિય શકિત બહારનો છે તે અનાહત નાદ કહેવાય છે. આહતનાદના બે પ્રકારો છે, જેમાં એક જીવજન્ય અને બીજો જડજન્ય છે. જીવજન્ય નાદનું સ્વરૂપ વાણી કહેવાય છે, જ્યારે જડજન્ય નાદનું સ્વરૂપ ધ્વનિ કહેવાય છે. વાણીના શબ્દ અને સ્વર તેવા બે પ્રકારો છે, જ્યારે ધ્વનિમાં માત્ર ઘોંઘાટ અને સ્વર એવા વિભાગો છે. નાદના સ્વરૂપમાં અનાહતનાદનું રૂપ ઘણું ગૂઢ અને અગમ્ય રહે છે. હિંદના મહાન વિજ્ઞાનવેત્તા સર વેંકટ રમણે અનાહતનાદ ( Sound that is not heard ) ઉપર સરસ રીતે લખતાં અનાહતનાદને કાંઈક પારજાંબલી કીરણો ( Ultra vioret lays અને અંતર રકત કીરણો Infrared rays ) સાથે સરખાવેલ છે.

કુદરતે પ્રાણીને પોતાની ભાવના કે સુખદુખની લાગણી દર્શાવવા વાણી રૂપી મહાન સાધન આપેલ છે. જો કે જીવનના સાધારણ વ્યવહારમાં પ્રાણી માત્રને કાન કરતાં આંખનો સવિશેષ ઉપયોગ કરવો પડે છે, છતાં પણ મનુષ્યના કિસ્સામાં તો શ્રવણેન્દ્રિય દ્વારા મનુષ્યના ચિંતન અને વિચારો તથા લાગણીઓ પર ન ભુંસાઈ શકે તેવી પ્રબળ છાપ પડે છે. મનુષ્યે વાણીમાંથી ઉપજતા શબ્દોમાં એક પ્રકારની અર્થસૂચકતા તથા ભાવવાહકતા આરોપી ભાષા રચી પોતાનો જીવનવ્યવહાર અને વિચારવિનિમય તદન સરળ બનાવેલ છે. પ્રાણીઓ તથા પક્ષીઓમાં પણ આવો જ વાણીપ્રકાર જોવામાં આવે છે. પરંતુ તેના નિયમો જાણવા મુશ્કેલ છે; ઉપરાંત તે પ્રાથમિક અવસ્થામાં જ વિરમે છે. આમ હોવા છતાં પણ પ્રાણીઓ તથા પક્ષીઓની શ્રવણેન્દ્રિય શકિત મનુષ્ય કરતાં વધુ સતેજ હોય છે, કારણ કે જીવન સંરક્ષણનાં ઘણાં કાર્યો તેને માત્ર કાનની જ મદદ વડે કરી લેવાં પડે છે.

આપણી વાચાશકિત બહુધા શ્રવણેન્દ્રિય શકિત પર અવલંબે છે શ્રવણેન્દ્રિય જ્ઞાનતંતુઓનું ઉત્તેજન મન ઉપર અસર કરતાં તે વાણીદ્વારા વહન થાય છે. અવાજ જેટલો કાન સાથે જોડાયેલ છે તેટલો જ જીભ સાથે પણ સંકળાયેલ છે. એક ઇન્દ્રિય તેને ગ્રહણ

કરે છે જ્યારે બીજી તેને બહાર લાવે છે. ઘણી વાર મૂંગા માણસો બહેરા પણ જોવામાં આવે છે. આપણા પોતાના જ અવાજનું પ્રમાણ પારખવાનું આપણા જ કાન પર રહે છે. આથી ઘણી વાર બહેરા માણસો નજીક હોવા છતાં ખૂબ તાણીને વાતો કરતા માલૂમ પડે છે. ઘણી વાર ચક્ષુ વગરના માણસોની શ્રવણેન્દ્રિય શકિત એટલી સતેજ થાય છે કે તેઓ ઘણુંખરું કાનથી જ જોઈ લેતા હોય તેમ લાગે છે. કુદરતની પારિણામિક અવસ્થામાં મનુષ્યે વાણીના અનેક પ્રકારો શોધી તેના પર શાસ્ત્રો રચી વાણીની જ એક સંગીત જેવી સ્વયંભુ કલા રચી કમાલ કરી છે. સંગીત એ શ્રવણેન્દ્રિય ગોચર કલા છે. સંગીતની સામગ્રી સ્વરો છે, અને સ્વરોનું સુમધુરતાના નિયમ પ્રમાણે સંમિશ્રણ કરવાથી તેમાંથી આનંદ, અનુકુળતા, અને પ્રસન્નતા ઉદ્‌ભવે છે.

## ૨

સંગીત કલાના અવયવો સ્વરો એ પણ અવાજનું જ સુમધુર સ્વરૂપ છે. અવાજ એ દ્રવ્યના આન્દોલનથી ઉત્પન્ન થતો ઇન્દ્રિય સંસ્કાર છે, એટલે અવાજ અને આન્દોલનો બેઉ સહચારી વસ્તુ છે. પરંતુ અવાજને ઉત્પન્ન થવા માટે તથા એક જગ્યાથી બીજી જગ્યા પર જવા માટે કોઈપણ પ્રકારના દ્રવ્યની આવશ્યકતા રહે છે. જો દ્રવ્યનો અભાવ હોય અગર તો શૂન્યાવકાશ હોય તો તેમાંથી અવાજપ્રસરણ થવું મુશ્કેલ છે. ઘન, પ્રવાહી કે વાયુમાન ત્રણે જાતના પદાર્થમાંથી અવાજ વધુ ઓછી ઝડપે ગતિ કરી શકે છે અને દ્રવ્યની ધ્રૂજારીથી ઉત્પન્ન થતાં મોજાંઓ દ્વારા પ્રસરે છે. અથડાતી વસ્તુની સ્થિતિસ્થાપકતા એ પણ અવાજના ઘડતર અને આન્દોલનોની ગતિ માટે જરૂરની વસ્તુ છે કેમકે દ્રવ્યની સ્થિતિસ્થાપકતા વિના કમ્પન થવું મુશ્કેલ છે. કોઈ પણ જાતના અવાજ લઈ જનાર દ્રવ્યમાં અવાજ થતાંની સાથે બધા અણુઓ એકી સાથે આન્દોલિત થતા નથી. એટલે અવાજ થતાંની સાથે તે દ્રવ્યના અણુ ઘણા જ નજીક આવે છે અને પછી વિસ્તારને પામે છે. અવાજ પસાર થતા દ્રવ્યમાં અણુઓ નજીક આવવાની જે ક્રિયા છે તેને ઘનીભવન કહેવામાં આવે છે, જ્યારે અણુઓ એકમેકથી દૂર જવાની ક્રિયાને સ્ફારીભવન કહેવામાં આવે છે. અવાજનું મોજું ઘનીભવન અને સ્ફારીભવનના ક્રમ વડે આગળ વધે છે. હવા અને પાણી કરતાં લોખંડમાં અવાજનો વેગ સૌથી વિશેષ ઝડપી બને છે, એટલે સંગીતમાં ધાતુના બનાવેલા તારોની મદદ સ્વરોત્પત્તિ માટે ખૂબ લેવામાં આવે છે.

અવાજનાં ત્રણ આવશ્યક તત્ત્વો છે, અને તે પ્રમાણ, મોટાઈ અને રૂપ અગર તો ગુણ છે. અવાજનું પ્રથમ તત્ત્વ પ્રમાણ લઈએ. તે અવાજને તીણો, ઊંચો નીચો, વગેરે બનાવે છે. અવાજનું પ્રમાણ તે અવાજ ઉત્પન્ન કરનાર દ્રવ્ય સેકન્ડમાં કેટલું ધ્રૂજે છે તેના પર રહે છે. જેમ જેમ આન્દોલનોની સંખ્યા વધતી જાય છે તેમ તેમ અવાજનું પ્રમાણ ઊંચું થતું જાય છે. જ્યારે એક ક્ષણમાં થોડી સંખ્યાના આન્દોલનો ઉત્પન્ન થાય છે. ત્યારે અવાજ ઘેરો થાય છે. મનુષ્યની કર્ણેન્દ્રિય શકિતની ઓછામાં ઓછી અવધી ક્ષણના ૧૬ આન્દોલનોથી શરૂ કરતાં વધુમાં વધુ ૪૦૦૦૦ આન્દોલનો સાંભળી શકવાની છે. આ કક્ષા વચ્ચે દુનિયાના બધા સ્વરો અને સંગીતસપ્તકોનો સમાવેશ થાય છે.

અવાજ–પ્રમાણ પછી બીજું ઉપયોગી તત્ત્વ અવાજની મોટાઈ છે. અવાજની મોટાઈ તે અવાજ ઉત્પાદક દ્રવ્યોના અથડામણની શકિત પર અવલંબે છે. દ્રવ્યોના અફળાવાના જોર પર અવાજ તરંગોની ઊંચાઈ, પહોળાઈ, અને લંબાઈનો આધાર રહે છે અને તેના પ્રમાણમાં અવાજ નાનો અગર મોટો થઈ શકે છે.

અવાજનું ત્રીજું લાક્ષણિક તત્ત્વ તેનો અવાજ ગુણ કે રૂપ છે, અને તેને અંગ્રેજીમાં Timbre કહેવામાં આવે છે. જ્યારે એક જ સ્વર જુદા જુદા માણસો ગાય છે અગર જુદાં જુદાં વાજિંત્રોમાં વગાડવામાં આવે છે, ત્યારે એ સ્વરનું અવાજ પ્રમાણ અને મોટાઈ એકસરખાં હોય છે. છતાં પણ તે બધા અવાજો એકબીજાથી જુદા તરી આવે છે. જગતમાં જેમ બધા માણસો એક જ સરખી મુખાકૃતિવાળા નથી હોતા, તેમ બધા માણસોના અવાજના રૂપો પણ એક જ જાતના નથી હોતાં. જે માણસો આંખો વડે જોઈ શકવા અસમર્થ છે તે એક માણસ બીજાથી માત્ર અવાજ વડે પારખી શકે છે. આ ઓળખવામાં અવાજ ગુણ અને અવાજવળાંક મુખ્ય વસ્તુ છે. અવાજનાં આંદોલનો એક સરખી પહોળાઈ અને લંબાઈ તથા ઊંચાઈના હશે તો પણ તેનો અવાજગુણ જુદા જુદા પ્રકારનો હોઈ શકે છે. તેનું કારણ દરેક મનુષ્યની સ્વરપેટીમાં સ્વરતંતુ, અને તેની સ્થિતિસ્થાપકતા તથા તેની લંબાઈમાં ફેરફારો રહે છે. આથી કરીને આંદોલનોની ઊંચાઈ, લંબાઈ, અને પહોળાઈ ઉપરાંત તેના વળાંક પર ખાસ લક્ષ આપવાનું રહે છે. આ વળાંકના રૂપ અને રચના પર અવાજ ગુણનો મુખ્યત્વે કરીને આધાર રહે છે. અવાજના વળાંકનું રૂપ અવાજમાંથી નીકળતા ઓછાવત્તા સદસંવાદી અનુસ્વરોની અતિશયતા કે ધીમાપણા પર અવલંબે છે. પુરુષ અને સ્ત્રીના અવાજ ગુણમાં જે દેખીતો ફેરફાર જોવામાં આવે છે તેનું કારણ આ છે. અવાજના જુદા જુદા પ્રમાણ તથા ગુણો છે, જે ઉપરથી યુરોપીય સંગીતમાં અવાજના રૂપ પ્રમાણે ગાયકોના પ્રકારો પાડવામાં આવેલ છે, અને તે પ્રકારોનું ધોરણ આન્દોલનોની સંખ્યા અને કક્ષા પ્રમાણે નક્કી કરવામાં આવેલ છે.

| અવાજ પ્રકાર | આન્દોલનો |
|---|---|
| બાસ Bass ... ... ... ... ... | ... ૮૨–૨૯૩ |
| બેરીટોન Baritone ... ... ... ... | ... ૮૭–૩૭૦ |
| કોન્ટ્રાલ્ટો Contralto ... ... ... ... | ... ૧૧૪–૧૬૪ |
| મેઝોસોપ્રાનો mezzo Soprano ... ... ... | ... ૧૭૪–૮૭૦ |
| સોપ્રાનો Soprano ... ... ... ... | ...૨૧૮-૧૦૪૪ |

સાધારણ રીતે મનુષ્યના અવાજની કક્ષા બેથી અઢી સપ્તકની ગણાય છે. પરંતુ અસાધારણ કેળવાયેલ અવાજ સાડાત્રણ સપ્તક સુધી જઈ શકે છે. ઉપર મુજબ અવાજના પ્રકારો પ્રમાણે ગાયકોના વિભાગો પાડવાની પ્રથા આપણે ત્યાં નથી, પણ ઉદાહરણ તરીકે, ફૈયાઝખાન, સાયગલ, અબ્દુલ કરીમખાં અને પ્યારાસાહેબના અવાજ અનુક્રમે બાસ, બેરીટોન, મેઝોસોપ્રાનો અને સોપ્રાનો કહી શકાય.

કુદરતના બધા અવાજો મધુર અને કર્ણપ્રિય નથી હોતા. અવાજને મધુર બનવા માટે અવાજના આન્દોલનોને સરખા અંતરવાળાં, તથા સમાન લંબાઈ, પહોળાઈ, અને મોટાઇવાળાં થવું જોઈએ છીએ. જ્યારે અવાજનાં આન્દોલનો એકસરખાં, સમપ્રકૃતિક, સમાન્તરવાળાં, અને ક્ષતિ વગરનાં હોય છે ત્યારે તેમાંથી સ્વર જન્મે છે. જો અવાજનાં આન્દોલનો વચ્ચેનું અંતર અસમાન રહે તો અવાજ ભાગ્યે જ સંગીતમય સ્વરૂપ ધારણ કરી શકે. અવાજનાં સુવ્યવસ્થિતિત અને સમાન્તરવાળાં આન્દોલનો કર્ણેન્દ્રિય પર અથડાતાં તે શ્રવણેન્દ્રિય તંતુઓ દ્વારા જ્ઞાનતંતુઓને ઉત્તેજે છે. વ્યવસ્થા અને તાલબદ્ધતા એ જ્ઞાનતંતુ ક્રિયાનો પણ ક્રમ હોવાથી સ્વરનાં આન્દોલનો કાનને શબ્દ કે ઘોંઘાટ કરતાં વધુ મધુર, અનુકૂળ અને આલ્હાદક લાગે છે.

૩

મનુષ્યના કંઠની રચના જોતાં તે એક શુષિરવાદ્ય જેવું લાગે છે. સ્વરપેટી, જ્ઞાનતંતુઓ વગેરે અવાજ ઉત્પન્ન કરવા માટે મુખ્ય અવયવો છે. મનુષ્યનો કંઠ એ તેનું નૈસર્ગિક વાજિંત્ર છે તે ખરું પણ તે કંઠમાંથી રેલાતા સ્વરની શાસ્ત્રીય વ્યવસ્થા કરવા માટે સૌથી પ્રથમ તારના વાજિંત્રનો ઉપયોગ લેવામાં આવેલ છે અને તેમાંય ખાસ કરીને બે ઘોડી વચ્ચે ટેકવેલ તાર ( આધુનિક એકતારાનું પ્રાથમિક સ્વરૂપ ) એ સૌથી પ્રથમ નૈસર્ગિક વાજિંત્ર છે. બે ઘોડી વચ્ચે ટેકવેલ તાર ખેંચશું તો તેમાંથી એક સ્વર નીકળે છે, જે સ્વર તારની ઘટ્ટતા, જાડાઈ, લંબાઈ, અને ખેંચાણ પર અવલંબે છે. આ સ્વરને મુખ્ય સ્વર કહેવામાં આવે છે. આજ સ્વર આપણને આ તારની લંબાઈના બરાબર મધ્યમાંથી પણ મળી આવે છે. આમ જોશું તો એક સ્વરથી શરૂ કરી તે જ સ્વર ફરીથી મળે ત્યાં સુધીમાં સ્વરની એક સીધી લીંટી થાય છે. ફરીથી મળતો સ્વર તે મુખ્ય સ્વરથી બમણા પ્રમાણમાં ઊંચો રહે છે અને તેના આન્દોલનોનું પ્રમાણ પણ બમણું રહે છે. દાખલા તરીકે, પ્રથમ સ્વર જેને આપણે ષડ્જ કહીએ છીએ તે જ જાતનો સ્વરની સીધી લીંટીએ બીજો ષડ્જ મળે તેને તાર ષડ્જ કહેવાય છે. આ બે ષડ્જ વચ્ચે કાનને અનુકૂળ લાગતાં અમુક અંતરો નક્કી થયાં તે સ્વરો કહેવાય છે. આવા સ્વરોની સંખ્યા સાત છે અને તેને આપણે સંગીતસપ્તક તરીકે ઓળખીએ છીએ. આ સ્વરો ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત અને નિષાદ છે. ષડ્જ કેટલા આન્દોલનો કે કમ્પન સંખ્યાનો બનેલો છે તે માટે આપણા પ્રાચીન ગ્રંથોમાં ક્યાંય સ્પષ્ટ ઉલ્લેખ થયેલ જોવામાં આવતો નથી. પરંતુ આધુનિક સમયમાં તે ૨૪૦ ની કમ્પન સંખ્યાનો છે તેમ માનવામાં આવે છે. એટલે ષડ્જના ૨૪૦ આન્દોલનો થાય તો તાર ષડ્જના ૪૮૦ આન્દોલનો થાય. આ બે સ્વરો વચ્ચેનું વચલું પ્રમાણ ૩૬૦ આન્દોલનોનું થાય આને પંચમ કહેવામાં આવે છે, જ્યારે ષડ્જ અને પંચમ વચ્ચેનો મધ્યસ્થ સ્વર તે ૩૦૦ આન્દોલનોનો થાય અને આ સ્વરને ગાંધાર તરીકે ઓળખવામાં આવે છે. હવે ગાંધાર અને ષડ્જનો નૈસર્ગિક સંવાદ છે. જેઓના કાન તંબુરના રણકારથી ટેવાયેલા હોય છે તે સ્પષ્ટ રીતે તંબુર પર તારની જવારી ખોલ્યા પછી ષડ્જમાંથી ગાંધાર સાંભળી શકે છે. એટલે ષડજ સાંભળ્યા પછી તેમાંથી જ ઉદ્‌ભવતો ગાંધાર સ્વર પર સ્થાન મેળવવું સહજ થઈ પડે છે, અને પંચમ અને ષડ્જ વચ્ચેનું મધ્ય

પ્રમાણ પણ ગાંધાર જ થાય છે. આમ ગાંધારની સ્થિતિ બધી રીતે સાનુકૂળ બને છે. જેવી રીતે ષડ્જમાંથી ગાંધાર સંભળાય છે તેમ પંચમમાંથી ઋષભ સ્વર સંભળાય છે. ષડ્જ, ગાંધાર અને પંચમ આમ સહજ રીતે પ્રાપ્ત થતાં ઋષભના સ્થાન માટે કાંઈ કહેવાપણું રહેતું જ નથી. ઋષભ દેખીતી રીતે ગાંધાર કરતાં નીચી અવસ્થાનો હોવાથી ગાંધાર પહેલાં ઋષભ સ્થાન લે છે. ઉપરાંત ષડ્જ ગાંધાર વચ્ચેનું મધ્ય સ્થાન પણ ઋષભનું છે. આવી રીતે સ્વરસપ્તકના સારેગમ તેમ ચાર સ્વરો નૈસર્ગિક સહસંવાદથી જ અનાયાસે પ્રાપ્ત થાય છે. હવે સારિગપ તે પૂર્વાંગના સ્વરો મળતાં મધ્યમ પોતાનું સ્થાન સહજ રીતે મેળવી લે છે. અવાજની ખાસ ખાસિયત છે કે એક સ્વરથી બીજા ઉપર જતાં તે કુદકાથી ચાલે છે અને તેમ થતાં તે મધ્યમ પર વિશેષ આવે છે. મધ્યમ એ ગાંધાર અને પંચમ વચ્ચેનો બરાબર મધ્યસ્થ સ્વર નથી પણ મધ્યમના આન્દોલનો જોઈએ તે કરતાં ૧૦ ઓછા પ્રમાણમાં રહે છે. તેમ હોવાથી તેનું સ્વરૂપ વધુ રૂચિકર થાય છે. ઉપરાંત ષડ્જ અને મધ્યમ તથા ઋષભ અને પંચમ વચ્ચે પણ નૈસર્ગિક સહસંવાદ છે. આવી રીતે સ્વરસપ્તકના પૂર્વાંગના બધા સ્વરો આપોઆપ નક્કી થયા પછી પાછળ રહેતા ધૈવત અને નિષાદના સ્વરોના સ્થાન નિયત કરવા બહુ મુશ્કેલ નથી. આપણા પૂર્વજોએ સ્વરોની કમ્પન સંખ્યા કે આન્દોલનોની બાબતમાં આધુનિક સમયમાં વૈજ્ઞાનિક પદ્ધતિએ નક્કી કરવામાં આવેલ છે તેમ નક્કી કરેલ નથી. પણ સ્વરવિજ્ઞાન અને સ્વરગણિતનો એક સિદ્ધાંત છે કે કાનને મધુર લાગતા સ્વરો વચ્ચે નૈસર્ગિક સહસંવાદ છે એટલે તેનું ગુણોત્તર પ્રમાણ પણ ગણિતના હિસાબે સપ્રમાણ જોવામાં આવે છે. પંચમ પછીના ધૈવત અને નિષાદ પણ ષડ્જ સાથેના ઋષભગાંધારના પ્રમાણ હિસાબે મેળવવામાં આવેલ છે. આપણે ત્યાં માત્ર ગણિતનો મેળ કરતાં કાનની સુરુચિ પર વિશેષ લક્ષ્ય અપાયું છે.

હિંદના સૌથી પ્રાચીન વાજિંત્ર વીણાના દંડ પર જોશું તો તેના તારની સળંગ લંબાઈની $\frac{૧}{૯}$, $\frac{૧}{૫}$, $\frac{૧}{૪}$, $\frac{૧}{૩}$, $\frac{૧}{૨}$ એ વિભાગોએ પડદા મૂકવામાં આવેલ છે. આમ પડદાઓથી તારની મૂળ લંબાઈ ઘોડીથી મેરૂ સુધીની જે થતી હોય તે લંબાઈ તે તે પડદાઓથી ઘોડી સુધી જતાં અનુક્રમે ૧, $\frac{૮}{૯}$, $\frac{૪}{૫}$, $\frac{૩}{૪}$, $\frac{૨}{૩}$, $\frac{૧}{૨}$ થાય છે. હવે ધ્વનિનો એક એવો નિયમ છે કે કોઈ પણ તારના ભાગ કરીએ ત્યારે તે ભાગની કંપન સંખ્યા તારની મૂળ લંબાઈ તથા તે ભાગની લંબાઈના વ્યસ્ત પ્રમાણમાં થાય છે. જેમકે એક લંબાઈના તારની કંપન સંખ્યાં ૨૪૦ રહે તો તારના $\frac{૮}{૯}$ ભાગે પાડતાં એટલા ટુકડાની કમ્પન સંખ્યા $૨૪૦\times\frac{૯}{૮}=૨૭૦$ થશે. આથી ૧, $\frac{૮}{૯}$, $\frac{૪}{૫}$, $\frac{૩}{૪}$, $\frac{૨}{૩}$, $\frac{૧૬}{૨૭}$, $\frac{૮}{૧૫}$, $\frac{૧}{૨}$ એ બધા વિભાગોની અનુક્રમે કમ્પન સંખ્યા ૨૪૦, ૨૭૦, ૩૦૦, ૩૨૦, ૩૬૦, ૪૦૫, ૪૫૦, ૪૮૦ થશે. ઉપરના વિભાગોમાં જણાવેલ $\frac{૧૬}{૨૭}$ અને $\frac{૮}{૧૫}$ ના વિભાગો ઋષભ અને ગાંધારનો $\frac{૨}{૩}$ મો ભાગ એટલે $\frac{૮}{૯}\times\frac{૨}{૩}=\frac{૧૬}{૨૭}$ અને $\frac{૪}{૫}\times\frac{૨}{૩}=\frac{૮}{૧૫}$ થાય છે. જેમ એક લીટી અનેક બિંદુઓની બની હોય છે તેમ સ્વરસપ્તક વચ્ચે અનેક સ્વરો આવી શકે છે. પરંતુ એક સ્વર બીજાથી પારખી શકાય અને બીજાથી જુદો પાડી શકાય તેને હિંદી સંગીતમાં શ્રુતિ કહેવામાં આવે છે. શ્રુતિ એ સ્વરનું નાનામાં નાનું અંતર છે જે એક સ્વરને બીજાથી સ્પષ્ટ રીતે જુદો પાડે છે. હિંદી સંગીતમાં શ્રુતિની સંખ્યા ૨૨ ની છે. ગ્રીક લોકોએ ૨૪ ની સંખ્યા કરી હતી, ત્યારે કેટલાકે તો ૩૪ ની રાખેલ હતી. તાંજોરના

અહ્મદામ પંડિયારે ૯૬ શ્રુતિઓ ગણાવી છે. આમ શ્રુતિઓની અનેક સંખ્યા થઈ શકે. પણ હિંદી સંગીતના સ્વરસપ્તકમાં ૨૨ શ્રુતિનો સમાવેશ થાય છે.

હિંદી સ્વરસપ્તક એ નૈસર્ગિક સ્વરસપ્તક છે. પ્રથમ ષડ્જથી તાર ષડ્જ વચ્ચેનાં અંતરો સમભાગે વિભિન્ન થાય તો તે Tempered Scale સમભાગી સપ્તક કહેવાય છે. આમ કરવાથી કમ્પન સંખ્યા અને સ્વરગણિત સહેલું છે પરંતુ સ્વરમાધુર્ય બરાબર સચવાતું નથી. હિંદી સંગીતસપ્તક ઉપર પ્રમાણે રચાયું હોવાથી નૈસર્ગિક સહસંવાદને જ તેમાં સ્થાન મળતાં તેમાં સ્વરમાધુર્ય પણ નૈસર્ગિક જ રહે છે. આથી કરીને હિંદી સંગીતમાં યુરોપીય સંગીતમાં જોવામાં આવતા સહસંવાદનો અભાવ રહે છે. હિંદી સંગીતસપ્તકના ત્રણ પ્રકાર છેઃ મન્દ્ર, મધ્ય અને તાર. મન્દ્રસપ્તકના સ્વરો કાઢતાં છાતીમાં જોર પડે છે, મધ્યસપ્તક અનાયાસે નીકળે છે, જ્યારે તારસપ્તકમાં મગજમાં જોર પડે છે. કર્ણેન્દ્રિય શક્તિની અવધી ૧૬–૪૦૦૦૦ આન્દોલનોની છે જે વચ્ચે ૧૧ સપ્તકો શકય છે. આમાંથી ૨૪૦ આન્દોલનોથી શરૂ થતા ષડ્જવાળું સપ્તકને મધ્યસપ્તક ગણાય છે, જેને અંગ્રેજીમાં Middle C Scale કહેવામાં આવે છે.

સંગીતસપ્તક એ કાંઈ જલદીથી પ્રાપ્ત થયેલ વસ્તુ નથી પણ સૈકાઓની મહેનત અને ઉત્ક્રાન્તિનું પરિણામ છે. સંગીતનો ઇતિહાસ મનુષ્યજાત જેટલો જ પુરાતન છે. ભાષા અને વ્યાકરણની જેમ સંગીત અને તેનું શાસ્ત્ર પરસ્પરનો સંબંધ ભોગવતું આવેલ છે. સંસ્કૃત પ્રજાઓનાં સંગીતગ્રામ પણ ખૂબ સંસ્કૃત અને સંપૂર્ણ જોવામાં આવે છે. હિંદનું સંગીતસપ્તક પણ ઘણા જ પુરાતન સમય પહેલાં સંપૂર્ણ બની ચૂકયું હતું.

સ્વર એ શબ્દ કરતાં વધુ ભાવવાહક છે, પણ મનુષ્ય જેટલે દરજ્જે સ્વરની અર્થપૂર્ણતા મુકરર કરવા સફળ નીવડયો છે તેટલે દરજ્જે શબ્દની અર્થપૂર્ણતા મુકરરતા ચોકસ કરી શકયો નથી. ખૂબ જંગલી અને અસંસ્કૃત માનવીથી માંડી સુધરેલ અને ખૂબ જ સંસ્કૃત માણસોએ સ્વરોનો લાગણી દર્શાવવા ઉપયોગ કર્યો છે. પરંતુ તે સમજાવવા હજુ તેને શબ્દો મળ્યા નથી. આધુનિક વિજ્ઞાનશાસ્ત્રે જીવનની ઝીણામાં ઝીણી વસ્તુઓનો ઉલ્લેખ કરી તેનું પૃથક્કરણ કરી તેનો જીવન સાથેનો સંબંધ નક્કી કરવામાં ખૂબ જ સહાય અને સફળતા સાધી છે તો હવે સ્વરની અર્થવાહકતા સ્પષ્ટ કરવાનું તેના માટે બહુ દુષ્કર નથી તેવી અપેક્ષા અસ્થાને ન જ ગણાય.

---

# એક પત્ર

સોનીવાડ, વલસાડ
તા. ૨૨-૫-૩૬

સ્નેહી મુરબ્બીશ્રી,

હું બે દિવસ થયાં અહીં આવ્યો છું. અત્યાર સુધી નડિયાદ હતો. હમણાં ગુજરાતમાં પ્રૌઢ શિક્ષણનું કામ ખૂબ જોશમાં ચાલે છે. પ્રૌઢ શિક્ષણનું કાર્ય કરનાર ખેડા જિલ્લાનાં શિક્ષકશિક્ષિકાઓનો એક તાલીમવર્ગ નડિયાદમાં ખોલ્યો હતો. એમાં મારે ગૃહપતિ તરીકે કામ કરવાનું હતું.

એ પહેલાં ઉનાળાની રજા દરમિયાન ખેડા જિલ્લાનાં ગામડાંઓમાં પ્રૌઢ શિક્ષણનું કામ કરવા જનાર શાળા-કૉલેજના વિદ્યાર્થીઓ અને શિક્ષકોને માટે ત્રણ દિવસનો એક તાલીમવર્ગ ઉત્તરસંડા ખાતે ખોલવામાં આવ્યો હતો. ત્યાં પણ હું ગયો હતો. આવા વર્ગો મારફતે નવા નવા જુવાનો સાથે સંપર્ક સધાય છે, એમને આપણી વાત સંભળાવાય છે અને એમનાં મન કઈ દિશામાં ગતિ કરી રહ્યાં છે, તેનો પણ કંઈક ખ્યાલ આવે છે. આ ત્રણ દિવસના વર્ગમાં પોણોસોએક જણ આવ્યા હતા. કેટલાક બી. એ., બી. એસસી. વગેરે પણ હતા. રોજ ગ્રામસફાઈ, ઉપાસના, સંગીત ઉપરાંત કેમ શીખવવું, ખાદીનું મહત્ત્વ, મહાસભાના પ્રધાનમંડળનું કાર્ય, ગાંધીજી, રવીન્દ્રનાથ, ગામડાંના પ્રશ્નો એમ કેટલાક વિષયો ઉપર વ્યાખ્યાનો રાખ્યાં હતાં. આ બધાંનો ખર્ચ ગામના એક જુવાન આગેવાને જ ઉપાડી લીધો હતો. ત્રણ દિવસ પછી આ બધા આખા જિલ્લામાં વેરાઈ ગયા. ૨૬મી સુધી એઓ કામ કરશે. જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં ગ્રામસફાઈ કરશે, બાળકોને રમતો રમાડશે, ગીતો અને ભજનો શીખવશે, દેશ અને દુનિયાના સમાચાર કહેશે, સ્વચ્છતા અને એવા જ બીજા વિષયો ઉપર વાતચીત કરશે અને સાથે સાથે અક્ષરજ્ઞાન પણ આપશે. ગામડાંની સ્થિતિનો એકંદર ખ્યાલ આવે એવા કેટલાક આંકડા પણ ભેગા કરશે. આ માટે અમે એમને એક પ્રશ્નાવલિ તૈયાર કરીને આપી છે.

આ રીતે આપણા ભણેલા અને ભણતા યુવાનો કંઈક કામ કરવાનો નિશ્ચય કરીને ગામડાંમાં જાય એનું સારું જ પરિણામ આવશે. આપણા દેશનો શિક્ષિતવર્ગ ગામડાથી વિમુખ બન્યો એ આપણા ગામડાના પતનનું એક મોટું કારણ છે. આજે આવી પ્રવૃત્તિઓ દ્વારા આપણે એ શિક્ષિત યુવાનોને ધીમેધીમે પાછા ગામડાને અભિમુખ કરવા મથીએ છીએ.

અહીં અમને જે કૉલેજિયનોનો પરિચય થયો તે ઉપરથી તો મને લાગ્યું કે એ વર્ગમાંથી પણ આવાં કામો માટે આપણને માણસો જરૂર મળી શકે. એમનામાં પણ કંઈક કરવાની ભાવના હોય છે, પણ આજે એ ભાવનાને યોગ્ય પોષણ અને માર્ગદર્શન જ્યાંથી મળવું જોઈએ ત્યાંથી મળતું નથી. આજના આપણા અધ્યાપકો નિષ્પ્રાણ જેવા થઈ ગયા છે. તેઓ આ વિદ્યાર્થીઓને આવાં કામો બતાવતા નથી. તેમને આ વિદ્યાર્થીઓનાં જીવનમાં રસ જ બહુ ઓછો છે. તેઓ વિદ્યાર્થીઓ સાથે હળે છે મળે છે જ બહુ ઓછું, અને હળે છે મળે છે ત્યારે પણ જીવનને સ્પર્શતા વિષયોની વાત જ થતી નથી.

વર્ગોમાં ચાલુ પ્રશ્નોની ચર્ચા થાય, પણ જાણે કોઈ દૂરના પરાયા મુલકના પ્રશ્નો ચર્ચતા હોઈએ, તેની સાથે આપણો કંઈ સંબંધ જ ન હોય એમ શાસ્ત્રીય ચર્ચા થાય, પણ આ તો આપણા પોતાના દેશની વાત છે, એમાં આજે જે ક્રાંતિ થઈ રહી છે તેમાં આપણે પોતાને પણ કંઈક કરવાનું આવે છે, એવું ભાન જ થતું નથી. આને પરિણામે હવાઈ ચર્ચા–જેમાં કશું કરવાપણું ન હોય એવી શાસ્ત્રીય ચર્ચા ખૂબ ચાલે છે પણ કાર્ય કરવાની વાત થતી નથી.

આ વિદ્યાર્થીઓ કંઈક કરવા માગતા હોય છે અને તેમને તેમના અધ્યાપકો તરફથી કોઈપણ પ્રકારનું માર્ગદર્શન, પ્રોત્સાહન કે પોષણ મળતું નથી એટલે પોતાની એ ભૂખને તેઓ સમાજવાદ, સિનેમા અને સુંદરીની વાતો કરીને શમાવે છે. આજે યુવાનો રાજકારણમાં ભાગ લેવાની વાતો કરે છે, પણ રાજકારણમાં ભાગ લેવો એટલે ભાષણો કરવાં અને ચર્ચા કરવી એટલામાં જ બધું સમાપ્ત થઈ જાય છે. એમનો સંપર્ક સાધી જો આપણે એમને કર્તવ્યને માર્ગે વાળી શકીએ તો આપણને લોકશિક્ષણના કાર્યમાં જબરો સાથ મળે. અને સાથેસાથે આ આપણા ઊગતા નાગરિકોને પોતાના દેશનો સાચો પરિચય થાય. વળી શાળા મહાશાળામાં જે કેટલાક હવાઈ ખ્યાલો બાંધ્યા હોય તે પણ વસ્તુસ્થિતિના પ્રત્યક્ષ પરિચયથી સુધરે અને સાચી કોઈ દિશા સૂઝે. અસ્તુ.

નડિયાદનો વર્ગ દસ દિવસનો હતો. તેમાં આવનાર બધા જ શિક્ષકો હતા. એ વર્ગમાં એકંદરે ૧૦૪ ભાઈબહેનો આવ્યાં હતાં. ૧૦૧ ભાઈઓ અને ૩ બહેનો. તેમાં પાંચ મુસલમાનો, અને ત્રણ હરિજનોનો સમાવેશ થતો હતો. એમાં ઘરડા યે હતા અને જુવાનો હતા. આમ છતાં સૌએ આખી દિનચર્યામાં ખૂબ ઉત્સાહપૂર્વક ભાગ લીધો હતો.

મળસ્કે ચાર વાગે ઊઠવાનું હતું અને તળાવે જઈ નાહી આવવાનું હતું. બધા માટે પીવા વાપરવાનું પાણી ભરવાનું, રહેવાના અને વર્ગના ઓરડા વાળવાના, ચોગાન વાળવાનું, દીવાબત્તી કરવાનાં, શાક સમારવાનું, પીરસવાનું, એમ બધાં જ કામો જાતે કરવાનાં હતાં. પોતાનાં વાસણો માંજવાનાં તો હોય જ. આ બધું સૌએ હસતાં હસતાં કર્યું. સાંજે કવાયતમાં અને રમતમાં સુદ્ધાં બુઢ્ઢા કાકાઓએ પણ હોંસથી ભાગ લીધો. સૌમાં કંઈક નવું જાણવાની, નવું અનુભવવાની વૃત્તિ જણાતી હતી. આપણા દેશની પ્રાણશકિત વધતી જાય છે, એનાં આ બધાં લક્ષણો લાગે છે.

આ વર્ગમાં ખાસ નોંધવા જેવી અને જેની બધા ઉપર ખૂબ અસર થઈ એવી વાત તો એ હતી કે અમે આ વર્ગમાં કોઈ પણ જાતનો પંક્તિભેદ પાળ્યો નહોતો. જે મુસલમાન અને હરિજન ભાઈઓ આવ્યા હતા તેઓ બધા સામાન્ય માટલેથી જ પાણી પીતા હતા, એક જ પંક્તિએ જમતા હતા અને વારા પ્રમાણે સૌને પીરસતા પણ હતા. એકસો ચારમાંથી માત્ર એક જ શિક્ષક એવા નીકળ્યા જે આ અનાચારથી અકળાઈ પાછા ગયા. વર્ગમાં આવેલા મુસલમાનભાઈઓ માથે ફેઝ સાથે જ્યારે દાળભાત પીરસવા નીકળ્યા ત્યારનું દૃશ્ય હજી યે યાદ આવે છે. આ બધાંની અસર મુસલમાન-ભાઈઓ ઉપર તો ખૂબ જ પડી. છેલ્લે દિવસે વિદાય સમારંભમાં તેમણે એ વસ્તુ વ્યક્ત પણ કરી. તેઓમાંના એક જણે કહ્યું: "હિંદુઓ પણ અમારી સાથે એક માટલે પાણી

પીએ, અમારી સાથે એક પંક્તિએ બેસી જમે, અરે, અમારે હાથે પીરસેલાં દાળભાત જમે, એ તો અમે કદી સ્વપ્ને પણ કલ્પેલું નહિ. પણ અહીં તો અમે એ નજરોનજર જોયું. આવું જો આખા સમાજમાં રોજ ચાલતું હોય તો કેવું સારું !"

અમારી ઉપાસનામાં પણ એ સૌ ભાઈઓ ભળતા અને ધૂનો પણ લલકારતા. એમની નમાઝ પણ નિયમિત ચાલુ હતી. એક દિવસે તો એઓમાંથી એક ભાઈએ ઈસ્લામી ભજનો પણ ઉપાસના વખતે ગાઈ સંભળાવ્યાં. આમ કોમકોમનો ભેદ ભૂલી જવાયો અને સૌ ભાઈભાઈ બની ગયા. આ રીતે પણ મને તો આવા વર્ગો ખૂબ ઉપકારક લાગ્યા.

બીજી એક વાત. આટલા બધા પ્રાથમિક શાળાના શિક્ષકોને મેં તો પહેલી જ વાર આમ સાથે રહીને જોયા. કેટલા નિસ્તેજ બની ગયા છે! ઉપલા અમલદારોએ એમનામાં સ્વમાન કે હિંમત જેવી કોઈ વસ્તુ રહેવા દીધી નથી. સાહેબ સાહેબ કહીને ખુશામત કરવી એ એમની સામાન્ય ભાષા થઈ પડી છે. એઓ એટલા તો દબાયેલા છે કે પોતાની સાચી અગવડો અને મુસીબતો સુદ્ધાં રજૂ કરતાં ડરે છે.

એમને માથે આપણા ભાવિ નાગરિકો તૈયાર કરવાનું કામ આપણે નાખેલું છે. જો એમની ભીતિ દૂર કરવામાં ન આવે, એમની સાથે સમભાવપૂર્વક વર્તવામાં ન આવે, એમનામાં અમલદારો સાથે સામી છાતીએ વાત કરવાની હિંમત પ્રેરવામાં ન આવે, એમનામાં આત્મવિશ્વાસ અને સ્વમાન જગાડવામાં ન આવે, અને એમને પોતાનાં સાચાં ગૌરવ અને મહત્ત્વનું ભાન કરાવવામાં ન આવે તો આપણું એ રાષ્ટ્રઘડતરનું કામ કદી થવાનું નથી. तेजस्वी नावधीतमस्तु એ પ્રાર્થના આજે આપણી શાળાએ શાળાએ ગજાવવાની જરૂર છે. આજે પ્રજામાં જે નવું જીવન, નવું ચેતન સળવળી રહ્યું છે તેનો લાભ લઈ કેળવણી ખાતાના વડાઓએ પોતાના અધિકારીઓ અને અમલદારોને સૂચના આપવી જોઈએ કે શિક્ષકો સાથેના વર્તાવમાં અમલદારશાહી તોર ન હોવો જોઈએ, પણ મોટાભાઈને છાજે એવાં સમભાવ અને મદદ કરવાની વૃત્તિ હોવાં જોઈએ; શિક્ષકોના દોષો જ જોવાની કાકદૃષ્ટિ નહિ, પણ એમની મુશ્કેલીઓ સમજી તેનો ઉકેલ સૂચવવાની સ્નેહદૃષ્ટિ હોવી જોઈએ; શિક્ષકોને રૂઆબથી દબડાવીને દબાયેલા રાખવાને બદલે સમભાવથી એમનાં મન જીતી, નિર્ભયતા પ્રેરી એઓ પોતાના મનની વાત મોકળે મને કહેતા થાય એવું કરવાની જરૂર છે. જો આપણે આટલું પણ નહિ કરી શકીએ તો પછી કેળવણીના ક્ષેત્રમાં જે નવો મહાન ક્રાંતિકારી પ્રયોગ આપણે કરવા માગીએ છીએ તે શરૂ થતાં જ દફનાઈ જશે એવો ભય રહ્યા કરે છે.

અહીં ભેગા થયેલા શિક્ષકોમાંથી સિત્તેરેક જણ તો આપઉત્સાહથી રાત્રિશાળાઓ ચલાવતા હતા. બાકીનાઓ જઈને શરૂ કરવા માગતા હતા. એમાંના બધા જ સેવાભાવી, કંઈક કરી છૂટવાની વૃત્તિવાળા હતા. આપણે જો એમની સાથે વધારે નિકટનો પરિચય સાધી શકીએ તો સહેજે એમની મારફતે ગામે ગામે રાષ્ટ્રીયતાનો સંદેશ પહોંચાડી શકાય એમ મને લાગ્યું.

અમે એક દિવસ રાતે પરિચયનો કાર્યક્રમ રાખ્યો હતો. દરેક જણ પોતપોતાનો પરિચય આપે એવું રાખ્યું હતું. આમાંથી અમને ઘણું જાણવાનું મળ્યું. કેટલાય શિક્ષકો કેટકેટલા ધંધા કરી કરીને આખરે પાછા શિક્ષક થાય છે. કેટલાક ખૂબ આપભોગ આપીને શિક્ષણનું કામ કરનારા હોય છે, કેટલાય નોકરી મળે એ આશાએ મહિનાના મહિના બલકે વરસો સુધી ઉમેદવારી કરનારા એટલે ઘરનું ખાઈને છોકરાં ભણાવનારા હોય છે. આ પરિચયમાંથી અમને આ શિક્ષકોની સ્થિતિનો સારો ખ્યાલ આવ્યો. કેટલાક પરિચયોથી ખૂબ આદર જાગ્યો, આનંદ થયો, આશા પ્રગટી.

આ વર્ગ દસ દિવસનો હતો, એટલે અમો વ્યાખ્યાનો થોડાં ગોઠવી શક્યા હતા. વ્યાખ્યાનો ગોઠવવામાં અમે એક દૃષ્ટિ રાખી હતી. પ્રૌઢ શિક્ષણને માટે સારી પદ્ધતિ બતાવવી એ એક વાત. દેશમાં થઈ રહેલી ક્રાંતિની સમજ આપી એ ક્રાંતિમાં સમજપૂર્વક કંઈક ભાગ લેવાની વૃત્તિ જગાડવી એ બીજી વાત. શિક્ષકના કાર્યનું ગૌરવ અને મહત્ત્વ સમજાય એ ત્રીજી વાત.

રોજ એક કલાક અમે સંગીત ખાતે કાઢ્યો હતો. એમાં બાળગીતો, રાષ્ટ્રગીતો, પ્રચારગીતો, ભજનો વગેરે શીખવ્યાં, ગાઈ બતાવ્યાં, ગવડાવ્યાં. રંજનના કાર્યક્રમ દ્વારા શિષ્ટ હાસ્યવિનોદનો પણ પરિચય કરાવ્યો અને આ પ્રસંગે શ્રી દરબારસાહેબ, ખેડા જિલ્લા સ્કૂલ બોર્ડનાં પ્રમુખ શ્રી ભક્તિલક્ષ્મીબા, જિલ્લા સમિતિના પ્રમુખ શ્રી રાવજીભાઈ, ધારાસભાના સભ્ય શ્રી બાબુભાઈ વગેરે હાજર હતાં અને એમણે આ બધાંમાં ખૂબ રસપૂર્વક ભાગ લીધો હતો એટલે એની અસર શિક્ષકો ઉપર ખૂબ સારી પડી હતી.

અત્યાર સુધી આપણે આ શિક્ષકવર્ગને મળી જ શકતા નહોતા. આજે એવી પરિસ્થિતિ છે કે આપણે એમની સાથે ભળી શકીએ છીએ. તો આપણે આપણી વાત એમને કહેવાના અનેક પ્રસંગો યોજવા જોઈએ, આપણો સંપર્ક વધારવો જોઈએ. શિક્ષક જ સમાજનો સાચો નેતા છે. આપણા શિક્ષકોને પણ જો આપણે નવજીવનના અગ્રદૂતો બનાવી શકીએ તો આપણા સમાજમાં પલટો લાવવાનું કામ ઝટ અને સહેલાઈથી થઈ શકશે.

આવા સાતઆઠ દિવસના ટૂંકા ટૂંકા તાલીમવર્ગો ખોલી રાષ્ટ્રીય શિક્ષણના ક્ષેત્રમાં કામ કરતા આપણા કાર્યકર્તાઓ જોડે પ્રાથમિક શાળાના શિક્ષકોનો સંપર્ક સાધવામાં આવે તો આપણા શિક્ષણમાં કંઈક નવું તેજ, કંઈક નવો પ્રાણ, કંઈક નવો આનંદ જોવા પામીશું, એવું મને આ દસ દિવસના અનુભવ ઉપરથી લાગ્યું છે.

એક વાત હું વચમાં લખવાની ભૂલી ગયો એટલે હવે અહીં અંતે લખું છું. આ વર્ગમાં અમે એક કલાક કાંતણ માટે પણ રાખ્યો હતો. પરિણામે બધા શિક્ષકો કાંતતાં શીખી ગયા. કેટલાકને એ વસ્તુનો ચેપ પણ લાગ્યો અને તેઓ રેંટિયા પણ ખરીદી લઈ ગયા. બીજા કેટલાક તકલી ખરીદી લઈ ગયા. પૂણી પણ ગઈ. આ વર્ગમાં–કાંતણવર્ગમાં–રેંટિયા વિષે, ખાદી વિષે અનેક વાતો પણ કરવામાં આવી હતી: આમ થોડા રેંટિયા અને થોડી તકલી ભેગી ખાદીની અને સ્વદેશીની વાતો પણ ગામડાંમાં ગઈ, નવા, આજ સુધી અસ્પૃષ્ટ રહેલા વર્ગમાં ગઈ, ધારે તો એ વસ્તુનો પ્રચાર કરી શકે એવા વર્ગમાં ગઈ.

અમ્રૂ ખલાસ.

હું ચોથી સુધી અહીં રહેવાનો છું. પછી પાછો અમદાવાદ. મુંબઈ આવવાનો વિચાર માંડી વાળ્યો છે. આવત તો તમે મને જરૂર પૂછત કે શું ચાલે છે? આટલા દિવસ શું કર્યું? એટલે ત્યાં આવ્યા વિના પણ હિસાબ મોકલી આપ્યો છે. હમણાં રોજ હજાર પંદરસો વાર કાંતવાનું ચાલે છે. આ રજામાં દોઢશેર બશેર સૂતર કંતાઈ જશે. મારે આવતે વરસે ઈતિહાસ લેવાનો છે એટલે હમણાં તો ઈતિહાસ વાંચું છું.

તમારી તબિયત સારી હશે, અને તમારું કામ ધમધોકાર ચાલતું હશે. વિવેચનના લેખોમાંથી પરવારી ગયા?

હાલ એજ.

લિ. સ્નેહાધીન,
નગીનદાસ પારેખનાં વંદન.

---

# તૂંમય હું રફીક!

'સરોદ'

છે શ્રાંત છેક તન ને મન છે સુવાળું
તો યે લખાવ કંઈ ને કંઈ તું પરાણે
ને હું લખું; સમજી તે ન શકું હું શાને,
મારે ન મારું પલ જીવન દોરવાનું!

સોંધુજલે સફર વ્હાણ કરે મહાન,
ઊર્મિ ભરી ભરી, કુદે બની એકતાન;
તેને ય ભાવિદીશ વાયુ કરે જ સોંપી
રાહે રહેવું નિજ; એ જ પ્રભુની શાન.

મેં મૂકી આ કલમ; એવું પરાશ્રયે તો
તારાય જીવવું નથી, કર ચ્હાય સો તે;
તારો ફુંકે પવન ઉર સઢે ભલે ને
હું ન્હૈં જ એક પણ વામ વધારવાનો!

લે! ફુંકથી તુજ લખાઈ ગયું કંઈક!
મારો વૃથા ગરવ; તૂંમય હું રફીક.

卐

# બહિર્જગત

રામભાઈ પટેલ

## એક કબજેગીરી પછી

ગયા સપ્ટેંબરમાં જ્યારે યુરોપના ચાર માંધાતાઓએ ભેગા થઈ ને મ્યુનિચમાં નવું વર્સેલ્સ રચ્યું ત્યારે તટસ્થ વિચારકોને એના ગભખ્વાર ભાવિની શંકા નહોતી રહી. બળજબરી ને સામ્રાજ્યવાદી સ્વાર્થને જોરે નાનાં કે નબળાં રાજ્યોનો ભોગ લેનાર અન્યાય ઉપર રચાતા કરારો શાંતિ કે સલામતી લાવી નહિ શકે. ચેમ્બરલેઈનને માટે તો એક બીજા સ્વરૂપે એ કરારો ચતુર્રાષ્ટ્રી કરારો જ હતા; જેને માટે હિટલર સત્તાસ્થિત થયા પછી બ્રિટન મથતું જ રહ્યું હતું અને જેની સફળતામાં એબિસીનિયા વચ્ચે આવી પડ્યું હતું. મ્યુનિચ કરારો વખતે ચેમ્બરલેઈનની રાહબરી હેઠળ એંગ્લો-જર્મન હિતસંબંધો એમની પરદેશનીતિ પૂરતા તો એકરાહિયા બન્યા. પહેલેથીજ હિટલરની પરદેશનીતિનાં બે પ્રધાન સૂત્રો હતાંઃ એક, મહાયુદ્ધ પછી ફ્રાંસની જામેલી યુરોપીય સર્વોપરિતા તોડી નાખી એને સ્થાને જર્મન ખંડપ્રભુત્વ સ્થાપિત કરવું; બીજું, યુરોપમાં જર્મની વિરુદ્ધ કોઈ પણ મહારાજ્યોનું જુથ જામવા ન દેવું અને તેટલા માટે સામ્યવાદી લાલ રશિયાને તદ્દન અટૂલું પાડી દેવું. ફ્રાંકો-સોવિયેટ કે એંગ્લો-સોવિયેટ સંધિ, મૈત્રી કે જોડાણ ન થવા દેવામાં આવે તો જ યુરોપમાં જર્મની સામે ભવિષ્યમાં કોઈ પણ અસરકારક પ્રતિકારી રાષ્ટ્રજુથ ખડું ન થાય; જે જર્મન મહેચ્છા પૂરી થવામાં આધારૂપ થઈ પડે. જર્મની પૂરતો શસ્ત્રસાજ કરી લે એટલે ફ્રાંકો-બ્રિટિશ જોડખું એને દબાવવા જેટલી મગરૂરી નહિ બતાવી શકે. આ ઉપરાંત જર્મની સાથે ઈટલીને પણ જો અભંગ ને અનિવાર્ય લશ્કરી સાથી તરીકે યુરોપના રાજકીય શેતરંજ ઉપર મૂકી શકાય અને રશિયાને અટૂલું જ રાખી શકાય તો ફ્રાંકો-બ્રિટિશ બળ સામે યુરોપમાં જર્મન બળનો ઓરંગો જામે. આ મુરાદથી હિટલરે પોતાની પરદેશનીતિ ઘડી. રશિયન સામ્યવાદના ઝડપી પ્રસરણનો ભ્રમ પેદા કરી પોતે સત્તાધારી બ્રિટિશ ટોરીઓને મિત્ર બનાવ્યા ને એમનાંમાં પશ્ચિમ યુરોપી ચાર રાજ્યો વચ્ચે પરસ્પર ચડાઈ ન કરવાની જર્મની અને ઈટલી સાથે કરાર કરવાની લાલચ જન્માવી. મ્યુનિચ આ લાલચ અને સોવિયેટ અસરના પ્રસરણના ભયનું દ્વિવિધ પરિણામ હતું. મ્યુનિચ ખાતે થયેલ ચતુર્રાષ્ટ્રી કરારનું પાલન હિટલર તરફથી કરવામાં આવ્યું હોત તો યુરોપિયન રાજકારણ ને યુરોપીય તવારીખ કોઈ જુદી જ સૂરત ધારણ કરત. પણ હિટલરે શા માટે એ કરારનો એકદમ ને એકપક્ષી ભંગ કરી ફ્રાંસ અને બ્રિટનને પોતાથી અલગ પાડી દીધાં અને રશિયાને જર્મન વિરોધી જબરા જુથમાં દાખલ થવાની તક ઊભી કરી આપી એનાં કારણો જોતાં પહેલાં મ્યુનિચકરારભંગ થતાં યુરોપના બે પ્રમુખ રાષ્ટ્રો, ફ્રાંસ ને બ્રિટનની પરદેશનીતિમાં ને યુરોપિયન રાજકારણમાં શા શા મહત્ત્વના ને તલસ્પર્શી ફેરફારો થયા તે જોવું જોઈએ.

## નવી દિશા: નવું જુથ

૧ મ્યૂનિચ કરારનો હિટલરે ભંગ કર્યો ત્યારે પહેલી વાર ટોરી સત્તાવાળાઓને અને ચેમ્બરલેઈનને ભાન થયું કે યુરોપિયન રાષ્ટ્રસમૂહમાં જર્મની સહકારી તરીકે નહિ પરંતુ લશ્કરી હરીફ તરીકે જ બેસી શકે એમ છે. બિસ્માર્ક ને કૈઝરની જર્મન પરરાષ્ટ્રનીતિમાં હિટલર ફેરફાર કરવા માગતો નથી.

૨ યુરોપીય સ્વામિત્વ ને એ પછી ભૂખંડવ્યાપી સ્વામિત્વની નીતિ હિટલર કોઈ પણ રીતે આગળ વધારવા માગતો હોવાથી એની સાથે રશિયાને અટૂલું કરી એને પરાજિત કરવાની નીતિમાં બ્રિટન સહકાર કરે એ લાંબે ગાળે બ્રિટનને માટે જ આત્મઘાતી પુરવાર થશે.

૩ મધ્ય યુરોપનાં અને એશિયાટિક પ્રવેશદ્વાર જેવાં અરબ રાષ્ટ્રોને હિટલરની નીતિ જર્મન હકૂમત હેઠળ લાવવાની છે.

૪ બ્રિટિશ પ્રભુત્વને ખંડિત કરી બ્રિટિશ સામ્રાજ્યને તોડી પાડવાની હિટલરની યોજના પાકે પાયે ને પદ્ધતિસર કામ કરે છે.

ઝેકોસ્લોવેકિયાની ખાલસાગીરી, મેમેલનો કબજો, ૧૯૩૫ના એંગ્લો–જર્મન નૌકાકરાર, ૧૯૩૪ના દશ વરસ માટે પોલાંડના ફાસિસ્ટ સરમુખત્યાર પિલ્સુડ્સ્કી સાથે પરસ્પર આક્રમણ ન કરવાના કરાર વગેરેને આગળથી સામા પક્ષને ખબરે આપ્યા વિના હિટલરે આપેલી તિલાંજલી વગેરે સાબિતીઓ એટલી જબરી હતી કે ચેમ્બરલેઈન જેવા મોટા ભોગો આપીને પણ ફાસિસ્ટ સરમુખત્યારોને રીઝવી લેવા મથનાર વડા પ્રધાનથી પોતાની મ્યૂનિચનીતિ ચાલુ રાખી શકાય એમ હવે ન રહ્યું.

એ વખતે ભૂમધ્ય સમુદ્રમાં બ્રિટનને જબરો ફટકો લગાવવાના હેતુથી રોમ–બર્લિન ધૂરાના રોમન ભાગીદારે એક જ દિવસમાં આલ્બેનિયાના એક માત્ર યુરોપીય મુસ્લીમ રાજ્યનો લશ્કરી જોરે કબજો લીધો. આ બધું ચેમ્બરલેઈનની વિકૃત ને ખતરનાક નીતિનું પરિણામ હતું. ફ્રાંકો–બ્રિટિશ લાગવગ ને હિતસંબંધ ઉપર રોમ–બર્લિન ધૂરાના વાહકોએ એક પછી એક જબરા ઘા કરવા માંડયા ત્યારે એ વાત સ્પષ્ટ થઈ કે જર્મન લશ્કરી ઝનૂનનો વહેલોમોડોયે બ્રિટને અને ફ્રાંસે સામનો કર્યા વિના છૂટકો નથી. આથી વારાફરતી નાનાં રાજ્યોને જો બ્રિટન, સ્પેન, ઝેકોસ્લોવેકિયા ને આલ્બેનિયાની માફક વિના પ્રતિકારે નામશેષ થઈ જવા દેશે તો છેવટે ફ્રાંસ અને બ્રિટન રોમ–બર્લિન સામે એકલાં જ રહી જશે એની પ્રતીતિ બ્રિટિશ સત્તાધીશોને થવા લાગી.

આને લીધે હમણાં થોડા દિવસ ઉપર જ બ્રિટિશ પરદેશમંત્રી લૉર્ડ હેલિફેક્ષે ઉમરાવની સભામાં જાહેર કર્યા પ્રમાણે છેલ્લા થોડા માસથી બ્રિટિશ પરદેશનીતિનું જે નવવિધાન થયું છે એ નવવિધાન અનિવાર્ય થઈ પડયું.

બ્રિટિશ પરદેશનીતિને નિષ્ફળ કરી નાઝી સરમુખત્યારે પોતાની ભાવી નિષ્ફળતા ઉપર પણ મહોર મારી છે. એ જ રીતે ૧૯૧૪ પહેલાંનાં ૭ વરસ દરમિયાન વિલ્હેમ કૈઝરે પરસ્પર વિરોધી ફ્રાંસ, બ્રિટન અને રશિયાને આત્મરક્ષણની વૃત્તિથી એક થઈ જવાની ફરજ

પાડીને પોતાના ભાવિ પરાજય ઉપર મહોર મારી હતી. પહેલેથી જ પોતાના વિગ્રહી પરાજય ઉપર પાકી મહોર મારવાની નીતિ વર્તમાન ઇતિહાસમાં આંધળા સરમુખત્યારો જ અનુસર્યા છે.

## હિટલર કેવી રીતે નિષ્ફળ જશે!

જર્મનીની લશ્કરી તાકાતની દૃષ્ટિએથી જોતાં ઝેક પ્રજાને જર્મન ત્રીજા રીશ સાથે જોડીને હિટલરે એક જબરી થાપ ખાધી છે. ગત મહાયુદ્ધ પહેલાંના ઑસ્ટ્રો–હંગેરિયન સામ્રાજ્યમાં સ્વતંત્ર થવાની જબરી તેજદિલીવાળી પ્રજાઓને પરાણે દબાવી રાખવાને લીધે આધુનિક યુદ્ધમાં અતિ જરૂરી રાષ્ટ્રીય એકદિલી ને કડક શિસ્ત ન રહ્યાં. એને લીધે એ સામ્રાજ્યમાં વસતી વિરોધી પ્રજાઓ તક મળતાં મિત્રરાજ્યો સાથે મળી ગઈ. ઑસ્ટ્રો-જર્મન પરાજયનું આ પણ એક જબરું કારણ હતું. થર્ડ રીશસાથે આવી વિરોધી પ્રજાને જોડીને ભાવિ વિગ્રહ વખતે હિટલર આંતરવિગ્રહની પાકી સજાવટ કરી રહ્યો છે.

પ્રદેશો જાળવવાની આંધળિયા નીતિને વશ થઈ ને કૈઝરે બ્રિટિશનૌકા પ્રભુત્વને પડકારવા માટે જબર નૌકા કાફલો તૈયાર કરવાની જંગી યોજના અમલમાં મૂકી હતી અને બ્રિટનને નિર્ણયાત્મક ઢબે જર્મની વિરોધી કરી મૂક્યું હતું. મ્યૂનિચ કરારનો ભંગ કરી ઝેકોસ્લોવેકિયાને નાબૂદ કરવાથી અને ૧૯૩૫ના ઍંગ્લો–જર્મન નૌકા કરારો રદ કરીને ૧૯૩૯માં હિટલરે બ્રિટનને જર્મની વિરોધી દળની સરદારી સોંપી છે.

ફાસિસ્ટ વિગ્રહી આક્રમણવાદી નીતિનો અસરકારક સામનો કરવા માટે જોઈતી હેતુશુદ્ધિના અભાવને લીધે અને એને માટે અનુસરવી પડતી સામુદાયિક સલામતીમાં માનનારાં રાષ્ટ્રોના એકી કરણમાં સોવિયેટ રશિયાને દાખલ કરવાની અનિચ્છાને કારણે ફ્રાંસ બ્રિટન વગેરેએ બતાવેલી નબળાઈ ને લીધે ફાસિસ્ટ સરમુખત્યારોને, એબિસીનિયાના દાખલા ઉપરથી અણધારી સફળતાની ઝનૂની આશા બંધાઈ. એ પછી તરત જ હિટલરે ૧૯૩૬ની શરૂઆતમાં ર્હાઈન લૅન્ડની કિલ્લેબંદી જાહેર કરી ને નિષિદ્ધ જર્મન પ્રદેશમાં લશ્કર દાખલ કર્યું. આનો અસરકારક જવાબી સામનો કરવામાં ફ્રાંસ અને બ્રિટને ભારે નબળાઈ બતાવી. આ પછી તો આક્રમણો, દમ મરાવવાની નીતિ ને ઝનૂની કબ્જેગીરી ને ખાલસાનીતિનો ફાસિસ્ટ સૂત્રધારોએ રીતસરનો અમલ શરૂ કર્યો. આ સાથે અસાધારણ ગતિએ ને અભૂતપૂર્વ વ્યાપ ઉપર શસ્ત્રીકરણ શરૂ કર્યું. ૧૯૩૬ થી ૧૯૩૯ના માર્ચનાં ત્રણ વરસનો યુરોપીય ઇતિહાસ એટલે કોઈપણ જાતનાં સંધિપત્રો, વચનો, સ્વાતંત્ર્ય વગેરેના ભંગનો ને ઝઝૂમતા વિગ્રહનો ઇતિહાસ છે. લોકશાસનવાદી દેશોની વિગ્રહી નબળાઈનો હિટલર–મુસોલિનીએ છેક છેવટ સુધી લાભ લીધો, અને બ્રિટન અને ફ્રાંસ સફાળાં થાય એ પહેલાં એમનાં ધરાવ્યાપી ને સાગરગાહી સામ્રાજ્યનાં એકેએક મથકોએ ભયકારક હદે પોતાનાં લશ્કરી સામાં થાણાં ઊભાં કરી દીધાં. જીબ્રાલ્ટરથી સિંગાપોર સુધીનો બ્રિટિશ ધોરી રસ્તો આવતા વિગ્રહમાં એને લીધે લગભગ નકામો થઈ પડવાનો છે.

આમ છતાં ફાસિસ્ટ સરમુખત્યારોની નરાતાળ આંધળિયા નીતિને કારણે જ્યારે પણ વિગ્રહ ફાટશે ને વખતે ફ્રાંસ–બ્રિટનને પક્ષે દુનિયાંના રાષ્ટ્રોનો ઘણો મોટો ભાગ પોતાનાં

બધાં જ વિગ્રહી સાધનો સાથે જોડાશે; અમેરિકન નૌકાદળ, હવાઈ દળ અને ભૂમિદળની છૂપી બાબતો ખોળી કાઢવા માટે જર્મની તરફથી અમેરિકામાં વ્યવસ્થિત પણે રચનામાં આવેલી જાસૂસી જાળનું પકડાઈ જવા પણું, યહૂદીઓ ઉપર થતા અત્યાચાર, ઝેકોસ્લોવેકિયાની કબજેગીરી, ફાસિસ્ટ લશ્કરી જોડાણ વગેરેને લીધે યુ. એસ. એ. અને દુનિયાંના બીજા સ્વતંત્ર દેશોને સામુદાયિક સલામતીના ધોરણ ઉપર ફાસિસ્ટ આક્રમણવાદ સામે વિગ્રહી મોરચો ખડો કર્યા સિવાય જગતશાંતિને માટે બીજો કોઈ રસ્તો નથી.

હિટલર અને મુસોલિનીએ પોતાની બેફામ નીતિને કારણે એમની સાથે મોટા ભોગો (અલબત, ઓસ્ટ્રિઆ, ઝેકોસ્લોવેકિયા જેવાં બીજાં રાજ્યોને ભોગે) આપીને પણ ભાઈબંધી કરવા ઇચ્છતા ચેમ્બરલેઈન અને એના ટોરી જોડીદારોને વિરોધી દળમાં હડસેલી મૂકયા છે. બ્રિટિશ પ્રત્યાઘાતી ટોરીઓએ નિર્ધાર કર્યો હતો કે ફાસિઝમ વિરોધી દળ ન જ રચવું. અને એવું દળ રચાય તોપણ સોવિયેટ રશિયાને એમાં ન જ દાખલ કરવું. એમને એ મોટામાં મોટી બીક હતી કે જો રશિયાને યુરોપીય નાનાંમોટાં રાજ્યોના સમુહમાં એક મહારાજ્ય તરીકે દાખલ કરવામાં આવશે તો એને આંતરરાષ્ટ્રીય સામ્યવાદનો પ્રચાર કરવાનું ને એ રીતે ભાવિ વિગ્રહમાં દરેક દેશમાં મૂડીવાદ સામે આંતરવિગ્રહ જગાવવાની એક મોટી તકનાં દ્વાર ખુલ્લાં કરી આપવા જેવું થશે. આમ થાય તો રશિયા સિવાય વિગ્રહમાં પડનાર બંને પક્ષોનાં રાજ્યોમાં વિગ્રહ બે મેદાને લડાય. એક મોરચા ઉપર અને બીજો સરહદની અંદર આંતરવિગ્રહને સ્વરૂપે. આ બે મોરચાના કેડ ભાંગી નાખે એવા વિગ્રહમાંથી માત્ર રશિયા જ બચી શકે. આ પરિસ્થિતિ કે જે ટોરી હિતસંબંધોના મૂળમાં જ ઘા કરે છે એમાંથી બચવા માટે બ્રિટિશ ટોરીઓએ ઓછા અનિષ્ટરૂપી હિટલર મુસોલિનીને સંતોષવાનો વ્યવસ્થિત પેંતરો રચ્યો. ઝેકોસ્લોવેકિયામાં મોકલવામાં આવેલું રન્સિમેન શિષ્ટમંડળ, સ્પેનિશ આંતરવિગ્રહમાં ફ્રેંકોને મળતી જર્મન–ઈટાલિયન મદદને અક્ષુણ્ણ રાખી સ્પેનિશ સરકારને મળતી મદદ અટકાવવાના હેતુથી ઊભું કરવામાં આવેલ નોન ઇન્ટર્વેન્શન કમિટીનું ફમઠાણ વગેરેની પાછળ બ્રિટિશ સરકારનો એ જ હેતુ હતો. મ્યુનિચ કરાર એ હેતુની પરાકાષ્ટા હતી. પણ પરાકાષ્ટાએ પહોંચ્યા પછી ફાસિસ્ટ સરમુખત્યારો એ બ્રિટિશ નીતિને ઊંડી ખીણમાં ધકેલી મૂકી. પરિણામે આજે હવે ન છૂટકે બ્રિટન રશિયા સાથે લશ્કરી જોડાણની વાટાઘાટમાં ઊતર્યું છે. પોલાંડ, રુમાનિયા અને ટર્કીને આક્રમણ વખતે ફ્રાંકો–બ્રિટિશ તાત્કાલિક મદદની બાંહેધરીઓ આપવામાં આવે છે. પણ આ બાંહેધરીઓ પૂરી કરવા માટે સોવિયેટ રશિયાની મદદ અનિવાર્ય છે એમ હમણાં જ મિ. લૉઈડ જ્યોર્જે જણાવ્યું છે. આ બાંહેધરીઓ અપાયા બાદ બ્રિટિશ લશ્કરી અમલદારોએ વડાપ્રધાનને જણાવ્યું હતું કે ભૌગોલિક મર્યાદાઓને કારણે રુમાનિયા કે પોલાંડ ઉપર ફાસિસ્ટ આક્રમણ થાય તો ફ્રાંસ અને બ્રિટન એકલાં એ દેશોને અસરકારક મદદ નહિં આપી શકે. જવાબદાર બ્રિટિશ લશ્કરી તત્ત્વોએ એ પણ અભિપ્રાય આપી દીધો કહેવાય છે કે આજે સોવિયેટ રશિયા સમસ્ત યુરોપમાં લશ્કરી દૃષ્ટિએ સૌથી બળવાન રાષ્ટ્ર છે અને ભૌગોલિક રીતે સૌથી વધારે અભેદ્ય હોઈ સલામત છે. આને કારણે છેવટે બ્રિટિશ ટોરિઓના રાહબરોને સોવિયેટ મૈત્રિ માટે વાટાઘાટો શરૂ કરવાની ફરજ પડી છે. પણ આજે સોવિયેટ સરકારને બ્રિટિશ કે ફ્રેંચ મૈત્રિની એટલી

બધી ગરજ ન હોવાથી સોવિયેટ પરદેશમંત્રી મોલોટોવે સોવિયેટ પાર્લામેન્ટ સમક્ષ તાજેતરમાં કરેલ વક્તવ્યમાં પોતાની સરકારની શરતો સ્પષ્ટપણે રજુ કરી હતી. આ શરતો પ્રમાણે સોવિયેટ સરકાર, પોલાંડ, રુમાનિયા ને ટર્કીને બ્રિટિશ સરકારે જે જાતની ગેરંટી આપી છે એ પ્રકારની ગેરંટી આપવા જરૂર તૈયાર થાય. પણ સામે પક્ષે બ્રિટન અને ફ્રાંસ સોવિયેટ સરકારની સલામતી માટે સોવિયેટ સરહદ ઉપર આવેલાં નાનાં રાજ્યોને આક્રમણ સામે બિનશરતી મદદની ખાતરી આપે. બ્રિટનને આ ખાતરી આપવી નથી. જ્યારે સોવિયેટ રશિયા ઉપર આક્રમણ કરવાના આગલા પગથિયા તરીકે એની સરહદ ઉપર આવેલાં લેટવિયા, લિથુઆનિયા જેવાં નાનકડાં રાજ્યોને પ્રથમ હડપ કરવાની જર્મન નેમ સોવિયેટ સરકાર વરતી શકે છે. રશિયાને મદદ કરવાની કપરી કસોટીમાંથી પોતે છટકી જવું અને પોતાની ભેરે ભીડ વખતે એને તાણી લાવવું એ જાતની કૂટનીતિ ચેમ્બરલેઈન અનુસરવા માગે છે. પણ મોલોટોવે કહ્યા પ્રમાણે, રશિયા આજે દશ વરસ પહેલાંનું નબળું ને દરિદ્ર રાષ્ટ્ર નથી; કે એને સામ્રાજ્યવાદી ને ફાસિસ્ટ ડિપ્લોમસીની અપવિત્ર શેતરંજમાં ગરજાણુ ને અનાહત રાષ્ટ્ર તરીકે ઊભા રહેવાની જરૂર પડે. આજે તો એ મજબૂત ને મગરૂર પણ શાંતિપ્રિય રાષ્ટ્ર છે. અને જૉન ગંથરના શબ્દોમાં કહીએ તો, આવતાં ત્રણેક વરસમાં એ દુનિયાનું સૌથી પ્રબળ ને પાણીદાર રાષ્ટ્ર થઈ જશે, માત્ર એટલું કે એ ગાળા દરમિયાન વિગ્રહ ન થવો જોઈએ. માટે જ રશિયા આજે વિગ્રહ ટાળવા મથી રહ્યું છે. અને જો ચેમ્બરલેઈન વાસ્તવદર્શી રાજપુરુષની માફક આજની કટોકટીમાં મજબૂત રીતે પોતાની નીતિ ઘડે ને ફાસિઝમ વિરોધી રાષ્ટ્રોનો રક્ષણાત્મક મોરચો—defensive front—રચે તો ફાસિસ્ટ 'માર્ચીંગ બૂટો'ની કૂચ થંભાવી શકાશે. પણ એક બાજુ રશિયા સાથે વાટાઘાટમાં ઊતરીને ખાનગી રીતે હિટલર–મુસોલિનીને સમજાવી લેવાની છૂપી પેરવીઓ આજે ચાલી રહી છે એની કેટલાક જાણીતા અમેરિકન પત્રકારોને ગંધ આવી ગઈ છે. પોતાની નીતિ ને હેતુ સંબંધે ભૂતકાળમાં બ્રિટન ક્યારે પ્રામાણિક ને નિખાલસ રહ્યું છે કે તે આજે બેધારી નીતિની રમત ન રમે ?

પરિણામની બેપરવાઈ ને ઝનૂન એ બે માનસિક કારણોથી જો કોઈ પક્ષ વિગ્રહમાં જીતી શકતો હોય તો એકચક્રી શાસનવાળી જર્મન અને ઈટાલિયન પ્રજા લોકશાસનવાદી દેશોને જીતી જાય એમ છે. આજે ફ્રેંચ, બ્રિટિશ અને નાનાં રાષ્ટ્રોમાં વસતી બીજી યુરોપીય પ્રજાની માનસિક પ્રતિકારી શક્તિ ફાસિસ્ટ સરમુખત્યારોએ તોડી નાખી છે. નહિ તો જે ઝડપે ફાસિસ્ટ દળ રચાતું જાય છે એટલા જ વેગથી ફ્રાંસ અને બ્રિટને એનો સામનો કરવાનાં પાકે પાયે પગલાં લીધાં હોત. પણ સામ્રાજ્યવાદની કાળી કારકીર્દિનો ભાર રાષ્ટ્રોને એવું કરવા દે એમ નહોતું.

## સામે પક્ષે

બીજી બાજુ ફાસિસ્ટ મૈત્રીજુથનો મરણિયો વેગ કેટલી અધીરાઈથી આગળ વધે છે તે જોઈએ તો જણાય છે કે જેવી બ્રિટને રુમાનિયા, ટર્કી અને પોલાંડને વિગ્રહી મદદ કરવાની બાંહેધરી આપી કે તરત જ રોમ–બર્લિન રાજકીય ધૂરા ભાગીદારીને લશ્કરી ભાગી-

કરતાં ઘણાં જ ઓછાં મહત્ત્વનાં છે; અને વિચારબળના આક્રમણનો સામનો કરવા કરતાં વસ્તુઓ સામેના આક્રમણનો સામનો વધારે સહેલાઇથી ને સફળતાથી કરી શકાય છે.

'વધારે સમૃદ્ધ જીવન' પ્રાપ્ત કરવાની મહત્ત્વાકાંક્ષા પ્રશસ્ય જ છે. પણ ઇતિહાસના તજ્જ્ઞો સિવાય બીજાથી આ તથ્ય યથાર્થ નથી સમજાતું લાગતું કે કોઈ પણ પ્રજા એશઆરામને બદલે ત્યાગની ઉપાસના કર્યા સિવાય, તેમજ એકે એકે બાધા કરવાની પ્રમાદી વૃત્તિને તિલાંજલી આપી, સેવાભાવનાનું સેવન કર્યા સિવાય ગૌરવ પ્રાપ્ત કરી શકી હોય, અને પ્રાપ્ત કર્યાં પછી દીર્ઘ કાળ પર્યંત ટકાવી શકી હોય. રોગર ડબ્લ્યુ. બેબસનના સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો, "સત્ય જ પ્રગતિનું ઉગમસ્થાન છે, હિંમત અને ધૈર્ય જ સલામતીની જનની છે, અને ત્યાગ એ જ સ્વાતંત્ર્યનું પ્રાકટ્યદ્વાર છે."*

અમૃતલાલ ના. મોદી

## (૨) સન્સિ લોકો વિષે

**સન્સિ લોકો** પંજાબના કેટલાક ભાગોમાં મળી આવતી ભરવાડ જાતિના છે. તેઓ હજુ પ્રાચીન અવસ્થામાં છે. તેઓ સરદાર પ્રત્યે વફાદાર છે અને તેઓ જેકબના ૧૨ પુત્રોના વંશમાંથી ઊતરી આવેલા માને છે.

તેઓ બધા સારા શિકારી છે. દરેક જાતના પશુને પકડીને તેઓ ખાઈ જાય છે. સ્વચ્છતાની તેઓ કદી દરકાર કરતા નથી. પશુઓના પર તેમનો નિર્વાહ ચાલતો હોઈને તેઓને કૂતરા બહુ ગમે છે. તેઓ ઘણી વખત જનાવરોનાં ટોળાંની માલિકી ધરાવે છે. સ્ત્રીઓ સામાન્યતઃ ઘરવપરાશ માટે કાંતતી હોય છે. તેઓના નીચે પ્રમાણે વર્ગ પાડી શકાયઃ

વસાહતમાં રહેતા સાન્સિ લોકો; જેમને માટે ખાસ કાયદાઓ પસાર કરવામાં આવ્યા છે તેઓ; જેઓનો ખાસ વહીવટ કરવામાં નથી આવતો તેઓ અને પાછળના વર્ગની પણ બે જાત છેઃ

૧. રેહલુવાળા–કારણકે તેમની કન્યાઓ જંગલી રીતે ગાય છે તથા નાચે છે.
૨. વર્તવન.

તેમની ભાષા ઘણી રમૂજી છે. શબ્દો ટૂંકા છે અને જ્યારે તેઓ ઝડપથી બોલે છે ત્યારે સમજવા અઘરા પડે છે. તેમની ભાષામાં ઓછામાં ઓછા શબ્દો છે.

સન્સિની બહુમતિ રજપૂત તથા હિંદુઓ છે પણ તેઓ નાતબહાર છે. એક રીતે તેઓ એકેશ્વરવાદી છે. તેમનો મુખ્ય દેવ 'ગુગાપીર' છે. તે દૈવીશક્તિ ધરાવે છે. તેઓ કાલીમાતાને પણ પૂજે છે.

જન્મ આપતી વખતે માતા દશ દિવસ એકાંતવાસમાં રહે છે. આ દિવસો દરમિયાન કાલીને ભોગ ધરાવવામાં આવે છે. (દેવોનો પ્રિય ખોરાક ચોખા છે.)

દશમે દિવસે દેસુથાનની ક્રિયા કરવામાં આવે છે. આ ક્રિયામાં સૂંપડું સાફ કરાય છે તેમજ બાળક તથા માતાની શુદ્ધિ માટે સાધુઓ હવન કરે છે.

---

* તા. ૮-૭-૩૮ના Science માંથી

તેઓ શબને ખાટલા પર લઈ જાય છે અને 'અર્થી'નો ઉપયોગ કરે છે. તેઓ કપાલક્રિયા ( ખોપરી તોડવાની ક્રિયા )ની વિધિ પણ કરે છે. દહન થયેલ શબના અવશેષ એટલે ફુલ ત્રીજે દિવસે ભેગા કરવામાં આવે છે. રોવા કકળવાનું ત્રણ દિવસ ચાલે છે. પછી શબને ઊંચકનારાઓને મીઠાભાતનું ભોજન આપવામાં આવે છે.

સન્સિ લોકો તરવારને ખૂબ પવિત્ર માને છે. હિસારમાં કોઈ પણ દિવસ તરવારની મૂઠ પર હાથ મૂકીને સન્સિ લોકો કદી જૂઠું બોલતા નથી.

સન્સિ લોકોમાં લગ્નનો મહિમા ઘણો હોય છે. તેઓ પોતાના ગામથી બહાર પરણે છે અને નજીકનાં સગાં સાથેનું લગ્ન અપવિત્ર ગણવામાં આવે છે. જ્યારે પુરુષો યોગ્ય વયના થાય ત્યારે તેઓ પોતાને ઠીક પડે તેવી પત્ની શોધી લે છે. કેટલીક વાર મામાઓની પણ સલાહ લેવામાં આવે છે.

જાતિના રિવાજ પ્રમાણે છોકરાછોકરીઓને નાસી જવાની છૂટ છે. જ્યારે ભાગી ગયાની ખબર પડે છે ત્યારે જ્ઞાતિના મહોત્સવ વખતે આ સંબંધ જાહેર કરવામાં આવે છે.

કન્યા મેળવવાની બીજી રીત એ છે કે જંગલમાં કન્યાઓ ટોળે મળી ભેગી થઈ હોય ત્યાં પ્રેમીએ જઈને પોતાને પસંદ પડે તે કન્યા લઈ ભાગી જવું. બાકી રહેલી કન્યાઓ ઘેર જઈને તેમનાં માતાપિતાને કહે છે કે કોઈ પશુ તમારી કન્યાને ઉપાડી ગયું છે અને અમુક યુવક તેની મદદે ગયેલ છે.

એક બીજો રિવાજ એવો છે કે પુરુષ પસંદ કરેલ કન્યાના વાળમાં ફૂલ ચોંટાડે છે. આ રીતે તેમનો સંબંધ બંધાતાં બીજો કોઈ કન્યાની માગણી કરી શકતું નથી.

## (૩) હિમાલયના ભોટિયા લોકો

**હિમાલયના લોકોમાંથી** ભોટિયા લોકો જેટલો બીજા લોકોમાં આપણને રસ પડશે નહિ. તેમના રીતરિવાજો તથા પોશાકો ઉપરાંત તેમના વિષે ઘણું વિચિત્ર જાણવાનું છે. સમુદ્રની સપાટીથી ૧૦,૦૦૦ થી ૧૬,૦૦૦ ફૂટ ઊંચે હંમેશાં બરફની નજીક રહેતા આ ભોટિયા લોકો તેમની પરિસ્થિતિના ગુલામ છે. જાતિ તરીકે તેઓ શક્તિશાળી, મજબૂત, ઉદ્યમી અને પ્રમાણિક છે–પણ તેઓ દુરાચારી તથા ગંદા પણ છે. શરીરનો બાંધો ખૂબ જ મજબૂત હોઈ તેઓની સહનશક્તિ અદ્ભુત છે, અને કુદરત પોતાની બક્ષિસ આપવામાં ખૂબ કંજુસાઈ કરતી હોઈ તેમની જરૂરિયાતો પણ મર્યાદિત છે. જાનવરો ઉછેરીને નિર્વાહ ચલાવનાર જાતિના તેઓ હોવાથી તેઓએ વેપારને ધંધો ગણ્યો છે, અને હિંદ તેમજ તિબેટ વચ્ચેના વેપારનો મોટો ભાગ આ ગામેગામ ફરનાર વેપારીઓના હાથમાં છે. સપાટ પ્રદેશ પર શિક્ષણે ઠીક પ્રગતિ કરી છે પણ ટેકરીઓના આંતર ભાગમાં તે પ્રગતિ શિથિલ છે અને તેથી ભોટિયા લોકો અજ્ઞાન તથા વહેમી છે. પણ મનુષ્યવિજ્ઞાન તથા કુદરતની નૈમિત્તિક મદદ વિના પણ શું કરી શકે તે આ પહાડી લોકોના જીવનથી તાદૃશ જણાઈ આવે છે. તેમનાં ઝૂંપડાંમાં તેઓ તદ્દન સુખી છે. શહેરની સુખસગવડ અગર મહેલો માટે પણ તેઓ આ ઝૂંપડાંનો ત્યાગ કરશે નહિ.

## જોહર અને દર્મા

તિબેટની સરહદ પર કુમાઉન પ્રદેશમાં જોહર તથા દર્મા નામનાં પરગણાં છે. ભોટિયા લોકોનું મૂળ રહેઠાણ અહીં છે. ૧૦,૦૦૦ ફૂટથી વધારે ઊંચાઇએ આવેલ ભોટિયા પ્રદેશ વર્ષમાં છ મહિનાથી વધારે સમય માટે બરફથી આચ્છાદિત હોય છે. ઓક્ટોબરથી એપ્રિલ સુધી બરફનો વિશાળ પ્રદેશ હોય છે. તેમાં કોઈ રહેતું નથી, રહી શકાતું નથી. બધાં ઘર ઉજ્જડ હોય છે. જ્યારે મે માસમાં બરફ ઓગળવા માંડે છે ત્યારે ભોટિયા લોકો પોતાના કુટુંબ તથા ઢોર સાથે પોતાના ગ્રીષ્મગૃહમાં પાછા ફરતા હોય છે. શિયાળામાં તેઓ નીચાણના પ્રદેશમાં જઈ આલ્મોરા, ભાબર, તરાઈ તથા મેદાન પર વેપાર કરે છે. જુઆલજીબી તથા બાગેશ્વરના વેપારી મેળામાં તથા રામનગર તથા હલ્દવાનીના 'મંડી' માં તેઓ ખૂબ જાય છે. સોહસિંક તથા શ્રીમંત ભોટિયાઓ તિબેટમાંથી મોટા પ્રમાણમાં લાવેલ ઊન વેચવા માટે કાનપુર અને કલકત્તા સુધી જાય છે. પણ ઉનાળો આવે કે તેમનાં પર્વતગૃહો તેમને બોલાવે છે. તેની તેઓ અવગણના કરી શકતા નથી. મે થી સપ્ટેમ્બર સુધીના પાંચ માસ સુધી ભોટિયા પ્રદેશ પ્રવૃત્તિથી ગાજી રહ્યો હોય છે. આ પાંચ મહિનામાં જ વસંતઋતુ, ઉનાળો તથા પાનખર ઋતુ આવી જાય છે. ચારે બાજુ હિમાચ્છાદિત શિખરો આવેલાં હોવાથી દશ્ય ભવ્ય જ નહિ પણ ભયંકર પણ લાગે છે. પ્રેક્ષકની ભાવના મુજબ આ શિખરો ભવ્યતા અથવા ભયંકરતાનો ખ્યાલ આપે છે.

## ખેતી

ખેતી લગભગ અસંભવિત હોવાના કારણસર ભોટિયા લોકો ખેતી પર નહિ જેવો આધાર રાખે છે. થોડાં ઘણાં ખેતરોમાં 'મદુઆ' જવ અને રાઈ દેખાય છે પણ ખોરાકની વસ્તુઓનો મોટો ભાગ નીચેના પ્રદેશોમાંથી આયાત થાય છે. વરસાદ બહુ જુજ છે. ખેતીનાં સાધનો પુરાતન કાળથી ચાલતાં આવે છે તે છે. બટેટાં તથા મૂળા. સિવાય બીજા શાકનું અસ્તિત્વ જ નથી. તાજેતરમાં ત્યાં પીચ ઉગાડવામાં આવ્યાં છે. તે સિવાય બીજાં કોઈ ફળો મળતાં નથી. વૃક્ષોમાં માત્ર 'ભોજપત્ર' છે. 'સ્પ્રુસ' ઝાડ દિનપ્રતિદિન ઓછું થતું જાય છે. મનુષ્યો માટે આ પ્રદેશમાં ગમે તેટલી મુસ્કેલીઓ હોય પરંતુ ઘેટાં તથા બકરાંઓને આ પ્રદેશનો ખૂબ મોહ છે. ઉનાળામાં પર્વતનાં શિખરો ઘાસ તથા લીલોતરીની શેતરંજથી આચ્છાદિત થયેલાં હોય છે. 'ફ્રીન્ચી' નામક લીલોતરી તો ઘેટાં માટે અમૃતતુલ્ય છે થોડા જ દિવસના ચારાથી ઘેટાંનું આરોગ્ય સુધરી જાય છે. શિયાળાના મહિનામાં તેમને પૂરતું ખાવાનું મળ્યું હોતું નથી.

## ઘેટાં અને બકરાં

ભોટિયાના ઘેટાંબકરાંનાં ટોળાં તેમનો મુખ્ય આધાર છે. પહેલાં ઘેટાં, પછી બકરાં. તે ઊન માટે, ખોરાક તરીકે તથા વાહન તરીકે ઉપયોગમાં આવે છે. પાર્વતીય પ્રદેશમાં અવરજવરના સાધન તરીકે આ પ્રાણીઓ ઉપર ખૂબ આધાર રાખી શકાય તેવાં છે. તેમનું પગલું ચોક્કસપણે પડે છે અને તેમનું નિભાવખર્ચ નહિ જેવું છે. શ્રીમંત ભોટિયાલોકો ટટ્ટુ રાખે છે. તેઓ જમ્પ્રિ ટટ્ટુ તરીકે ઓળખાય છે. આ ટટ્ટુઓ ટૂંકા કદના હોય છે પણ બહુ ઉપયોગી છે. તેમની તિબેટમાંથી આયાત કરવામાં આવે છે. બીજું બહુ ઉપયોગી પ્રાણી 'ઝબ્બા' છે. આ પ્રાણી 'યાક' તથા 'ગાય'નું મિશ્રણ છે. ભારવાહક પશુ તરીકે તે ખૂબ ઉપયોગી છે.

ભોટિયા લોકો પહેલેથી જ વેપારી છે તે વાતનું વિસ્મરણ થવું ન જોઈએ. હિંદ-બ્રિટન વેપારનો તેમનો ઇજારો છે. ઉનાળાના મહિનાઓમાં ભોટિયા લોકો મિલન, ગાર્બ્યંગ વગેરેમાં કુટુંબોને રાખીને બ્રિટિશ પ્રદેશ, ઓળંગીને તિબેટ જાય છે. ત્યાં તેઓ લઈ ગયેલ માલ—કપડાં, ચા, ખાંડ, દીવાસળી અને એવી બીજી વસ્તુઓ વેચે છે. તેના બદલે તેઓ ઊન, મીઠું, ટંકણખાર, ચામડાં, દવા તથા મૂળિયાં લઈ જાય છે. ટંકણખારની માગ ઘટવાથી તેનો વેપાર ઓછો થઈ ગયો છે. ઊન માટેની માગ સતત વધ્યા કરે છે. ભોટિયાઓ તિબેટમાં જુલાઈમાં જાય છે પણ મુસાફરી ભય તથા જોખમવાળી હોવાથી લોકો એકી સાથે ૫૦થી ઓછી સંખ્યામાં જતા નથી. તિબેટના લૂંટારુઓ બહુ ભયંકર છે અને અનેક પ્રકારની સાવચેતી રાખવા છતાં લૂંટ તથા ખૂન ઠીક પ્રમાણમાં થાય છે.

જ્યારે ભોટિયા પુરુષો તિબેટમાં વેપાર માટે ગયા હોય છે ત્યારે સ્ત્રીઓ શિયાળામાં પોતાના અંગત ઉપયોગ માટે તથા નીચલા પ્રદેશોમાં વેચવા માટે ઊનનો માલ ઉત્પન્ન કરવા મંડી પડી હોય છે. આ બનાવટ માટે ઊનની વિવિધ જાતનો ઉપયોગ કરવામાં આવે છે. સિસ હિમાલયનાં બકરાં તથા ઘેટાં ઉપરથી કાતરી લીધેલ ઊન 'થુલ્મા' વણવામાં વાપરવામાં આવે છે. આ ગરમ ધાબળાથી ખૂબ ગરમી મળે છે. જ્વાલછબી તથા બાગેશ્વરના મેળાઓમાં આ ધાબળાની ખૂબ માગ હોય છે. ત્યાં તે બહુ સસ્તી કીંમતે વેચાય છે. 'થુલ્મા' બે રંગના હોય છેઃ ધોળા તથા કાળા. જેવા રંગની ઊન વાપરી હોય તેવા તે હોય છે. ખૂબ જ આકર્ષક રીતે તે વણવામાં આવેલ હોય છે અને દેખાવમાં ખૂબ સુંદર હોય છે. પટ્ટા, ખરબચડી ઊનનાં બનેલાં હોય છે. બહુ થોડી કીંમતમાં તે મળી શકે છે. તેમની પહોળાઈ ઓછી હોવાથી શિયાળામાં પહેરવા માટે તે ખૂબ ઉપયોગી છે. 'પરમ' તરીકે ઓળખાતા ઝીણા ઊનની આયાત તિબેટમાંથી કરવામાં આવે છે. શાલ તથા પંખી વણવા માટે ભોટિયા સ્ત્રીઓ તેનો ઉપયોગ કરે છે. વણકર તરીકે ભોટિયા સ્ત્રીઓ ખૂબ પ્રખ્યાત છે. અને તેઓ વણાટકામને પોતાનું એક જ કાર્ય ગણે છે. જોહરમાં જો પુરુષો વણાટકામ કરે અથવા તો સ્ત્રીઓના કામમાં માથું મારે તો તેમનો થોડો દંડ થાય છે. કાંતવાનું કાર્ય સ્ત્રી તથા પુરુષો બન્ને કરે છે. કાંતવા માટે એવી ઉત્કટ ઇચ્છા હોય છે કે ભોટિયા સ્ત્રીપુરુષો પીંજણ હમેશાં પોતાની પાસે રાખે છે. વાત કરતાં અથવા ચાલતાં તેઓ કાંતવાનું છોડી દેતા નથી. તેઓ ઉદ્યોગી હોવાની આ મોટી સાબિતી છે. જો ભોટિયા પુરુષ પોતાનો સઘળો સમય કાંતવામાં આપી શકે તો તે આખા દિવસમાં અર્ધો શેર સૂતર કાંતી નાખે છે.

ભોટિયાનાં કપડાં, ઘરબનાવટની ઊનનાં બનેલાં હોય છે. સ્ત્રીઓ રંગબેરંગી કપડાંની શોખીન છે. તિબેટમાં મળી શકતું ઊંચામાં ઊંચું ઊન આ માટે વાપરવામાં આવે છે. 'લુમ' તરીકે ઓળખાતા ઊનના બૂટ ખાસ વિશિષ્ટતા છે. આ બૂટ ઘૂંટણ સુધી પહોંચે છે. તેના તળિયામાં ભેંસનું ચામડું હોય છે. જોહરના લોકો, દર્મા, બ્યાન્સ અને ચોંદાસના લોકો કરતાં સારી સ્થિતિના છે. તેમનાં કપડાં વધારે કીંમતી તથા ભભકાદાર હોય છે. કેટલીક ભોટિયા સ્ત્રીઓ ઊનનો દુપટ્ટો વાપરે છે. હિંદુ સ્ત્રીઓ સાડી પહેરે છે તેમ તેનો તે ઉપયોગ કરે છે. પડદાનું ત્યાં નામનિશાન નથી. સ્ત્રીઓ તથા પુરુષો સાથે નાચે

તથા ગાય તેમાં કંઈ અજુગતું લાગતું નથી. એકબીજાની કેડમાં હાથ નાખીને મશ્કરી કરતાં કે સુંઘનો લેતાં સ્ત્રીપુરુષો જાહેરમાં ઊભા રહેલાં જોવામાં આવે છે. ભોટિયા સ્ત્રીઓનાં ઘરેણાં ઘણાં વિચિત્ર છે. તેનું વર્ણન કરવું અશક્ય છે. કોઈ પણ ઠેકાણે પહેરાતી કોઈપણ વસ્તુ સાથે તેની સરખામણી થઈ શકે તેમ નથી. જસતના બનાવેલા એરીંગને કદ તથા આકારમાં ઘરની મોટી કૂંચીઓ સાથે સરખાવી શકાય.

## સમાન દરજ્જો

કુટુંબમાં ભોટિયા સ્ત્રીને પુરુષ જેટલા જ હકક છે તેની નોંધ લેવી જરૂરી છે. કુમાઉનમાં સ્ત્રીઓને ગુલામ અથવા ભારવાહી પશુ તરીકે ગણવામાં આવે છે. હિમાલયના નીચેના પ્રદેશની સ્ત્રીઓને કુટુંબમાં મજૂરની માફક વહીતરું કરવું પડે છે અને તેમની સખત મજૂરીના બદલામાં તેમને અપમાન સહન કરવું પડે છે. કુમાઉનના પુરુષોએ કુટુંબના કામના એવા વિભાગ પાડયા છે કે બધું મહેનતનું કામ સ્ત્રીઓ પર જ આવી પડે. ઘર વાળવું, ઠામ ઉટકવાં, દળણું દળવું અને આખા કુટુંબની રસોઈ કરવી—આ બધું ઘરનું કામ કરવા ઉપરાંત તેઓને ખેતરમાં જઈને પણ સખત કામ કરવું પડે છે. હિમાલયના નીચેના પ્રદેશની કુમાઉન સ્ત્રીને શારીરિક મહેનતનો બધો બોજો માથે ઉપાડવાનો હોય છે. એક પ્રખ્યાત અધિકારીના શબ્દોમાં, "સ્ત્રીને પુરુષો માટે ખેતરમાં ભાત લઈ જવાનું હોય છે, ઢોરની ગમાણ સાફ કરવાની હોય છે, ઢોરને માટે ઘાસ કાપીને નીરવાનું હોય છે. ઉપરાંત બાળકોની સંભાળ લેવાની હોય છે. ટૂંકામાં તે ખોદકામ કે ખેતી કરતી નથી કે બળદ હાંકતી નથી. તે સિવાય મહેનતનું એવું બીજું કોઈ કાર્ય નથી કે જે તે ન કરતી હોય." વળી તે તેના પતિના પ્રેમની એકલી ભાગીદાર હોતી નથી. તેના પતિના પ્રેમમાં ભાગ પડાવવા માટે હરીફ હોય છે અને કુમાઉનના ઘણાખરા ભાગોમાં બહુપત્નીત્વ ખૂબ પ્રચલિત છે. એમ કહેવામાં આવે છે કે ટેકરીમાં રહેનાર માણસની દોલતની ગણતરી તેની પત્નીની સંખ્યાથી થઈ શકે છે. ભોટિયા સ્ત્રી ખૂબ મહેનતુ છે પણ તે પુરુષોનું એઠું ખાતી નથી. ઘરની વણકર હોવાથી તે હમેશાં સારાંમાં સારાં કપડાં પહેરે છે.

જ્યારે ભોટિયા લોકો તિબેટ અને બીજે વેપાર કરવા માટે જાય છે ત્યારે સ્ત્રીઓ જ ઘરની માલિક થઈ રહે છે. તેઓ 'કલબનું જીવન' ગાળે છે. આ રિવાજમાંથી એક મોટું અનિષ્ટ ઉત્પન્ન થયું છે. દર્મા અને ચોરદાસમાં 'રંગભંગ' તરીકે ઓળખાતી કલબો છે. તે ખરાબ ચાલના પુરુષો માટે અનુકૂળ સ્થાન થઈ પડે છે. આહીં કુંવારાં સ્ત્રીપુરુષો ભેગાં થઈને અગ્નિની આસપાસ આખી રાત્રી નાચગાન કરે છે. આ કલબમાં લગ્નો પણ ગોઠવાય છે. લગ્ન પહેલાંનો સહવાસ સાધારણ વસ્તુ છે. સ્ત્રીઓનો મોટો ભાગ બિલકુલ લગ્ન કરતો નથી અને આખું જીવન સ્વચ્છંદમાં ગાળવાનું પસંદ કરે છે. નીતિનો કાયદો કુમાઉનના હિંદુ કુટુંબના કાયદા કરતાં અર્ધો પણ સખત નથી. સ્ત્રી અને પુરુષોમા ગુપ્ત દરદો સામાન્ય છે અને એવો ભય રાખવામાં આવે છે કે જો આ વિવેકહીન જાતીય સંબંધ ચાલુ રહેશે તો ભોટિયા જાતિનો નાશ થઈ જશે.

ભોટિયામાં લગ્નના કાનુન પણ જરાયે સખત નથી. વિધવાના પુનર્લગ્ન માટે કંઈ પ્રતિબંધ નથી. સામાન્યતઃ પતિના મૃત્યુ પછી તેની વિધવા, તેના પતિનો નાનો ભાઈ લગ્નલાયક ઉમરનો હોય તો, તેને પુરુષ ભાગીદાર તરીકે સ્વીકારે છે. કોઈ વાર વિધવાનાં સગાં તેને બીજા માણસને વેચી નાખે છે. આવા કિસ્સામાં નવો પતિ વિધવાના પહેલા પતિનાં સગાંઓને અથવા તો તેનાં માબાપને યોગ્ય રકમ આપે છે. જો પત્ની પતિનો ત્યાગ કરીને બીજાની સાથે રહેવા જાય તો, બીજા માણસે પતિને યોગ્ય બદલો આપવાનો હોય છે. આ રકમ, તેના બીજા લગ્નના ખર્ચ પૂરતી હોય છે. આ બદલા સિવાય છૂટાછેડાની ક્રિયા પૂરી થતી નથી. જોહરી લોકો અત્યારે ઉચ્ચ વર્ગના હિંદુઓના જૂના રીતરિવાજોની નકલ કરી રહ્યા છે અને કન્યા અથવા પતિની સંમતિ સિવાય હવે માબાપો લગ્ન નક્કી કરે છે.

ભોટિયા લોકો જબરા ખાનારા છે. તેઓ ખોરાકનો મોટો જથ્થો–વિશેષતઃ માંસ–ખાય છે. અનાજમાં માત્ર મહુઆ અથવા જવ ઉત્પન્ન થાય છે અને તે બહુ જ ધીમે પચે છે. ઘેટાંબકરાંનો ઉપયોગ ઊન માટે તથા ભારવાહક પશુઓ તરીકે થાય છે. જ્યારે તેઓ ઉપયોગી મટી જાય છે. ત્યારે તેમને મારી નાખવામાં આવે છે. ભોટિયા લોકો ખાવાની વાનીઓની વિવિધતાથી બહુ પરિચિત નથી, અને તેમનાં સાધનો મર્યાદિત હોવા છતાં તેઓની તંદુરસ્તી સારી રહે છે તે નવાઈ જેવું છે. કુમાઉનના બ્રાહ્મણો તેમને અસ્પૃશ્યો ગણે છે અને તેમના હાથના સ્પર્શવાળું પાણી પણ પીતા નથી. ભોટિયા લોકો કાચી ને પાકી રસોઈ વચ્ચે બહુ ભેદ ગણતા નથી. હિમાલયની નીચેના પ્રદેશના લોકો આ તફાવત માટે બહુ ચોકસાઈ રાખે છે. તેઓ કપડાં પહેરીને જમતાં અચકાતા નથી. અમુક જણને હાથે થયેલ રસોઈ જ જમવી એવો પણ તેમને બાધ નથી. તેઓ ઘણા ગંદા હોય છે. અંગત સ્વચ્છતાનું તેમને જરાયે ભાન નથી. તેઓ પાણીનો ઉપયોગ કરતાં ડરે છે અને પોતાનાં શરીર લૂછવા માટે તથા રાંધવાનાં વાસણો સાફ કરવા માટે ખમીસનો ઉપયોગ કરે છે.

## અદ્વૈતવાદી

ભોટિયા લોકો ધર્મે અદ્વૈતવાદી છે. વળી તેઓ ઘણા વહેમી છે. પોતાના કુટુંબના જ્યોતિષીની સલાહ વિના તેઓ બહાર મુસાફરીએ નીકળતા નથી. બકરાના બલિદાનમાં તેમને ઘણી શ્રદ્ધા છે. પર્વતના શિખરને તેઓ પૂજ્ય ગણે છે. મિ. ટ્રેઇલ લખે છે કે: "ભોટિયા લોકોને હિંદુ પૂર્વગ્રહ ધારણ કરવાની ફરજ પડી છે. હિંદુઓ સાથેના સતત સહવાસથી તેમના ઘણા વહેમોએ તેમનામાં ધીમે ધીમે સ્થાન પ્રાપ્ત કર્યું છે. વળી તિબેટ સાથેના વાર્ષિક સંબંધને અંગે તેમના બાપદાદાની માન્યતાઓ સજીવન રહી છે. ભોટિયાઓને અત્યારે અદ્વૈતવાદી ગણી શકાય. હિંદુ અગર બૌદ્ધ લોકોએ ચણાવેલ દરેક મંદિરને તેઓ સરખું માન આપે છે. ભોટનાં દેવળો તો મૂર્તિનું રક્ષણ જ થઈ શકે તેવા છૂટાછવાયા પત્થરોનાં બનેલાં નાનાં મકાનો છે. ડર્મામાં ભોટિયાના દેવોની પૂજા થાય છે. ભોગ અપાયેલ બકરાના યકૃતમાંથી શુકન જોવાય છે. આ ક્રિયા સિવાય કોઈ પણ મહત્ત્વના કાર્યનો આરંભ કરવામાં આવતો નથી. પહેલી ભવિષ્યવાણી પ્રતિકૂળ નીવડતાં, ફરીથી ભોગ અપાય છે અને ફરીથી શુકન જોવાય છે. શુકનની બહુમતિનું પરિણામ, પ્રશ્નનો નિવેડો લાવે છે.

બીજા હિંદુઓની માફક ભોટિયાઓ પણ શબને બાળે છે. જો મરનાર પોતાના નિવાસસ્થાનથી બહુ દૂર મૃત્યુ પામ્યો હોય તો તેનાં સગાંઓ મડદાને બાળી નાખ્યા બાદ મૃત શરીરના હાડકાનો એક કટકો લાવે છે. આ હાડકાનો કટકો પેટીમાં ઘેર લાવવામાં આવે છે અને તેના પર ઊનનો દોરો બાંધવામાં આવે છે, જેથી કરીને મૃત્યુ પામેલ મનુષ્યને ઘેર આવી પોતાના બાપદાદા સાથે થવામાં કંઈ મુશ્કેલી નડે નહિ. સ્વર્ગસ્થના સ્મરણમાં સગાંવહાલાંઓ કોઈ વાર માછલી અથવા દહીં અથવા ખોરાકની કોઈ વસ્તુ ખાવાનું એકાદ વર્ષ માટે અગર તેથી થોડા સમય માટે છોડી દે છે. અંત્યેષ્ટિ ક્રિયામાં ખૂબ ખર્ચ થાય છે. તે પૂર્ણ કરવા માટે સગાંવહાલાં તથા મિત્રોને મોટી મિજબાની આપવી આવશ્યક મનાય છે.

એમ દેખાઈ આવશે કે ભોટિયા લોકો અનેક રીતે બહુ વિખ્યાત લોકો છે. તેઓમાં ટેકરી પર રહેનાર લોકોના બધા ગુણ–અવગુણો છે પણ હિમાલયની નીચેના પ્રદેશમાં રહેતા લોકો કરતાં તેઓ વધારે ખંતીલા તથા ઉદ્યોગી છે. તેઓની ઊંચાઈ મધ્યમ છે. તેમનો વાન શ્વેત તથા ગાલ લાલચોળ હોય છે. તેઓ ખૂબ કસાયેલ હોવા ઉપરાંત અત્યંત પ્રમાણિક છે. આ પ્રદેશમાં ચોરી શું એ કોઇ જાણતું જ નથી. તેઓની રીતભાત જંગલી તથા અવિનયી ગણી શકાય કેમકે મેદાન પરના કેળવાયેલ માણસોમાં મળી આવતી સંસ્કૃતિનો તેમનામાં અભાવ છે. છતાં તેઓ બહુ આનંદી તથા રમૂજી છે. તેઓ સંગીતના ખૂબ શોખીન છે. નાચમાં સ્ત્રીપુરુષો મુક્તપણે ભાગ લે છે. આ નાચ તેમની પ્રિય વસ્તુ છે. અત્યાર સુધી તો, દુરુપયોગ છતાં, આ લોકોએ પોતાની શક્તિ જાળવી રાખી છે. છતાં કોઈ પણ પ્રજાની શક્તિ પર સતત મારો થતાં અંતે તે શક્તિનો હ્રાસ થાય છે. જોહરી લોકો બદલાયેલ પરિસ્થિતિને અનુકૂળ થયા છે અને તેમની જાતિના બીજા લોકો કરતાં તેઓ વધારે શ્રીમંત તથા આબાદ છે. તેમના શ્રીમંત પાડોશીની અડોઅડ ઊભા રહેવા માટે પછાત વર્ગો પણ જરૂરી સુધારા દાખલ કરશે તેવી આશા રાખવામાં આવે છે.

'મુસાફર'ના 'હિંદુસ્તાન ટાઈમ્સ'ના લેખ પરથી]

છોટાલાલ માનસિંગ કામદાર

——૨૪૧——

# પુસ્તક પરિચય

**પારિજાત** :—લેખક અને પ્રકાશક : શ્રી. પૂજાલાલ. સોલ એજન્ટઃ શ્રી અરવિન્દ કાર્યાલય, આણંદ. મૂલ્ય ૨–૦–૦.

'પ્રસ્થાન'ના વાચકો, અને વિશેષે કરીને ગુજરાતી કાવ્યસાહિત્યના અભ્યાસીઓ શ્રી. પૂજાલાલના આ કાવ્યસંગ્રહને જરૂર વધાવી લેશે. પાંચેક વર્ષ પૂર્વે જ્યારે શ્રી. પૂજાલાલનાં કાવ્યો ગુજરાતી સામાયિકોમાં પ્રગટ થવા માંડયાં ત્યારથી જ અમે એ નવા કવિ વિષે ઉજ્જવળ આશાઓ બાંધી હતી, અને આ પ્રકાશન તથા એની શરૂઆતમાંનો પ્રો. ઠાકોરનો પ્રવેશક અમારી આશાઓ પૂર્ણાંશે ફળી છે તેની પ્રતીતિ કરાવશે.

આ સંગ્રહ જોતાં પ્રથમ દૃષ્ટિએ આપણને આકર્ષે એવું તત્ત્વ વૈવિધ્ય છે. એમની કવિતાનો પટ અત્યંત વિશાળ છે અને તેથી આત્મભોગની ગાથા ગાવા તેઓ ઈશુ પાસે જાય છે, સૌંદર્યને પિછાનવા તેઓ મોના લીસા પાસે જાય છે, અને અરવિંદબાબુના અધ્યાત્મવાદથી રંગાયેલા હોવા છતાં તેઓ 'વિજ્ઞાનસૂર્યને' જેવાં કાવ્યો સર્જે છે.

શ્રી. અરવિંદબાબુના અધ્યાત્મવાદની અસરને લીધે એમની કવિતામાં એત્રણ તત્ત્વો પ્રવેશ પામેલાં જણાશે. તેમાંનું પ્રથમ લક્ષણ ચિન્તન છે. પણ આ ચિન્તનનું વૈશિષ્ટય એ છે કે એ ચિન્તન ભકિતજન્ય છે. એમનું માનસ ચિન્તનપ્રધાન હોવા છતાં એમનું હૃદયતો, પ્રવેશક–લેખક પ્રો. ઠાકોર કહે છે તેમ, ભક્તનું જ છે. જૂની ભકિતપ્રધાન કવિતામાં હતું તેમ, શ્રી. પૂજાલાલની ભકિતપ્રધાન કવિતામાં પણ, માનવની અલ્પતા તથા પંગુતા, 'વિશ્વદેવ' 'અપાત્રતા' વગેરે કાવ્યોમાં દૃષ્ટિએ પડે છે. પરન્તુ એમની કવિતામાં મધ્યકાલીન કવિઓની જેમ માત્ર માનવની અલ્પતાની કરુણગાથા કે દીનવચનો જ નથી, પરંતુ, માનવની મહત્તા અને શકિતનો પરિચય એઓ 'મનુપ્રભુ' 'હીનની પ્રાર્થના' 'મરજીવિયા' વગેરે કાવ્યોમાં કરાવે છે, એટલું જ નહિ કિન્તુ 'કુંઠિત સ્વભાવને' 'અગ્નિનું આવાહન' 'આત્મવિહંગમ' વગેરે કાવ્યો એમની કવિતામાં જેમ છે, થનગનતું ચૈતન્ય છે તેની પ્રતીતિ કરાવે છે. એઓ કલ્પનાના પૂજારી છે, અને એઓ કલ્પનાને વિનન્તિ કરે છે કે :

> સરી ન જતી કલ્પના ત્વરિત આમ ત્યાગી મ્હને
> ... ... ... ... મા અધીરી જવા
> થતી; હજુ અતૃપ્ત માનસ કવિત્વ ઝંખી રહ્યું.
> વિમુગ્ધ કરી કલ્પના, લસત લોકની અપ્સરા
> અલોપ થઈ જાન, મુકત કર કાવ્યકેરા ઝરા.

કલ્પનાના આવા ભકત હોવા છતાં, કલ્પના વાસ્તવિક પરિસ્થિતિને વિસરાવી દે છે, એવો ભય જે આજના કવિઓ અને વિવેચકો સેવે છે, તેનો ઉત્તર શ્રી. પૂજાલાલની કવિને સંબોધાયેલી નીચેની પંક્તિઓ આપે છેઃ

પરન્તુ ગગનોપરે, રસસમાધિમાં ઝૂલતો
રખે તું નિજ માત આ અવનીની જૂની વેદના
દુઃખે દલિત મૂક સ્નેહ હર... ... ....

શ્રી. પૂજાલાલ ગુજરાતથી દૂર પોંડીચેરીમાં વસતા હોવા છતાં અર્વાચીન ગુજરાતી કાવ્યસાહિત્યથી એઓ સુપરિચિત છે. 'હું શું આપું' કાવ્ય માટે શ્રી. સુન્દરજી બેટાઈનું, અને 'નમું તને'માં શ્રી. સુન્દરમનું ઋણ તેઓ સ્વીકારે છે. પરન્તુ તદુપરાંત 'સદ્દગત પિતાશ્રીને શ્રદ્ધાંજલિ' કાવ્યને કવિશ્રી ન્હાનાલાલના 'પિતૃતર્પણ' સાથે, 'સૌન્દર્યોપભોગ' શ્રી. રસિકલાલ પરીખના 'કહો હું શું શોચું' સાથે, 'મૃગસુંદરને' સ્વ. કલાપીકૃત 'શિકારીને' તથા સ્વ. બોટાદકરકૃત 'મૃગ અને ઉદ્યાન' સાથે, 'મ્હારે હૈયે આવ'ને શ્રી. સુન્દરમ્ કૃત 'જુદાઈ' સાથે, ક: ને શ્રી. સુન્દરમ્ કૃત 'કોણ' સાથે સરખાવવા જેવાં છે.

એકી સાથે ૫૪ સોનેટો આપણને પ્રથમ વેળા શ્રી. પૂજાલાલ જ આપે છે. અને આ સોનેટોમાં એમને ઠીક સફળતા મળી છે, એમ નિઃસંકોચ કહી શકાય, પરન્તુ કેટલીક વેળા કાવ્યના ભાવ સ્વયમેવ સ્ફૂર્યા હોય એમ લાગવાને બદલે, જાણે યાંત્રિક રીતે કાવ્યમાં આવ્યા હોય એવું લાગે છે. 'અરવલ્લી' કે પુરાણ પાટણોના 'અવશેષોમાં' કે 'ચિતોડને' કાવ્યને જોઈને જે શૌર્ય અને મહત્તાનાં એ સ્થાનો પ્રતીક છે તે ભૂતકાલીન મહત્તા તથા શૌર્ય અને વીરત્વનું સ્મરણ, અને આજે એ સર્વ ભૂંસાઈ ગયું છે માટે શોક, એ બધું, ઊર્મિજન્ય તો નથી જ લાગતું. આ સાથે એ પણ કહેવું જોઈએ કે, સંસ્કૃતપ્રચુરતા તથા પ્રવાહીતાના આગ્રહથી, અત્યંત લાંબી વાકયરચનાથી, ભાષા વધુ ભારેખમ બની ગઈ છે. કંઈક અંશે અર્થદુર્બોધતા પણ આવી છે, અને શબ્દબાહુલ્ય પણ પોષાયું છે. જેમકેઃ

અલૌકિક સ્વરૂપિણી, દ્યુતિવિહારિણી માનસી !
કલા શરદ્દચન્દ્રની, અમલ આત્મલાવણ્યમાં
પ્રફુલ્લ પમરાવતી, અમરગંગના વ્હેનમાં
થતાં સ્નપિત ફેનશીકર વડે રહેલાં હસી
સુપલ્લ કિરણાંગુલિ પર રમાડતી ઉલ્લસી.
(માનસીને)

'પ્રણયરૂપિની' કાવ્યમાં પણ પ્રથમ આઠ પંક્તિમાં માત્ર નકારોક્તિ જ છે. આમ છતાં એમના કાવ્યમાં પ્રસાદ છે, અને શબ્દમાધુર્ય પણ છે. અનુપ્રાસ અને યમક તો એમને સ્વતઃસિદ્ધ છે. એકાદ દૃષ્ટાંત જ બસ થશેઃ

ઉતારી મલિનામાયા મર્ત્ય માનવકાયની

નિર્બન્ધ, નિર્વસન, નીરવ, નિર્વિકલ્પ
નિત્યપ્રભાવ પુરુષ પ્રભુ પ્રાણ માટે.

ઉપમા અને અલંકારો પણ એમની કવિતામાં સમુચિત સ્થાને હોવાથી, એમની કવિતાને માધુર્ય અર્પે છે છતાં જ્યારે એકની એક ઉપમા વા એકનું એક રૂપક પુનઃ પુનઃ દૃષ્ટિએ પડે છે, જેમકે, 'આત્મવિહંગમ,' 'કાવ્યનું દિવ્ય પંખીડું' 'સ્વાતંત્ર્યનું પંખી' 'પ્રભુતાનું પંખી' ત્યારે આપણને એ ઉપમા વા રૂપક ખૂંચવાનું જ.

એમનાં કુદરતવિષયક કાવ્યો કવિશ્રી ખોટાદકરનાં કાવ્યોની જેમ બોધપ્રધાન બની જાય છે. કુદરતનાં તત્ત્વો પરથી બોધ લેવાની વૃત્તિ વા કુદરતનું અવલંબન લઈને કુદરતમાંથી માનવજીવનમાં સંક્રમણ કરવાની વૃત્તિ—જે સ્વ. કલાપીથી શરૂ થયેલી છે—નવી કવિતામાં ભિન્નભિન્ન સ્વરૂપે દૃષ્ટિએ પડે છે, તેનું દર્શન શ્રી. પૂજાલાલનાં પ્રકૃતિ કાવ્યોમાં પણ થાય છે.

એમનાં લાંબાં કાવ્યો વિષે એટલું કહી શકાય કે, સોનેટ વા ઊર્મિગીતો જેવા નાના કાવ્યપ્રકારોમાં એમને જેટલી સિદ્ધિ મળી છે, તેટલી લાંબાં કાવ્યોમાં મળી નથી. 'જન્મદિન' કે 'માતૃભાષા' જેવાં કાવ્યો નિબંધ જેવાં જ લાગે છે. 'રાજર્ષિ શિવાજી' કાવ્યમાં કથાનું તત્ત્વ હોવાથી એમાં કવિને સફળતા મળી છે. લાંબાં કાવ્યોમાં કાં તો કથાનું તત્ત્વ હોય વા અનન્ય પ્રતિભાયુક્ત જોમદાર કથન હોય તો જ કાવ્યનો રસ જળવાઈ રહે ને કાવ્ય સુબદ્ધ વા સંશ્લિષ્ટ બની રહે.

જૂના સંતોનાં ભજનોની લઢણ એમની કાવ્યપ્રતિભાને અનુકૂળ છે. અને 'લાંબી વાટે' જેવાં કાવ્યો ભવિષ્ય માટે સારી આશા આપે છે.

આવા શિષ્ટ સાહિત્યના ગ્રન્થમાં ચાર પાનાં ભરાય એટલી અશુદ્ધિઓ હોય તે સ્થિતિ હવે તો અસહ્ય જ લેખાવી જોઈએ.

શ્રી. સુન્દરમ્, ઉમાશંકર વગેરેનાં કાવ્યોદ્વારા, આપણા કાવ્યસાહિત્યમાં ગાંધીવાદ તથા સમાજવાદની અસર પ્રતિબિંબિત થઈ. શ્રી સ્નેહરશ્મિ અને શ્રી શ્રીધરાણીએ કવિવર ટાગોરના અગમ્યવાદની આપણને ઝાંખી કરાવી. તો શ્રી પૂજાલાલ 'પારિજાત' દ્વારા શ્રી અરવિંદબાબુના અધ્યાત્મવાદની અસર ગુજરાતી કવિતામાં લાવે છે.

ચન્દ્રકાન્ત મહેતા

**વિશ્વદર્શન** :—સંગ્રાહક : છોટાલાલ માનસિંગ કામદાર બી. એ. પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ. મૂલ્ય ૩–૮–૦.

ગુજરાતી ભાષામાં, યુરોપીય ભાષાઓની માફક જગતની આંકડાવિષયક તેમજ ઇતર આધારભૂત માહિતી માટે સંદર્ભગ્રંથ તરીકે 'ઇયર બૂક' પ્રગટ થતી નથી. ભારતી સાહિત્ય સંઘે શ્રી. કામદાર મારફત સંગ્રહ કરેલ વિશ્વદર્શન પ્રગટ કરીને આ બાબતમાં પ્રશંસાપાત્ર પહેલ કરી ગણાય.

પુસ્તકમાં સારી પેઠે માહિતીઓ ઠાંસી ઠાંસીને ભરવામાં આવી છે. આવું પુસ્તક માહિતી માટે જ હોવાથી માહિતીભંડાર જેવું થાય એ યોગ્ય જ છે. પરંતુ માત્ર માહિતીઓ આવા પુસ્તકને રમ્ય નથી બનાવી શકતી. માહિતીઓની ગોઠવણ ને એનાં ઉપરનાં ટૂંકાં કથનો ખૂબ આકર્ષક ને રોચક રીતે ગોઠવાવાં જોઈએ. ગોઠવણમાં સરળતા પણ

હોવી જોઇએ. કારણ કે સરળતા એ અંકગ્રંથની શાસ્ત્રીયતાને સાર્થક કરે છે. રોચક ને આકર્ષક ને વાંચવાં ગમે એ રીતે જો આવા ગ્રંથ ન લખાયા હોય તો એ શુષ્ક લાગે. આ બાબતમાં શ્રી. કામદાર સફળ થયા નથી એમ અનભિજ્ઞ વાચક–Layreader–ને લાગ્યા વિના નથી રહેતું. આ ઉપરાંત એની ગોઠવણી શાસ્ત્રીય સંદર્ભગ્રંથને અનુરૂપ મને નથી લાગતી. આ એક મહત્ત્વનો દોષ આવા પુસ્તકને માટે ગણાય.

ત્રીજો મુદ્દો હકીકતો ને માહિતીઓમાં ભૂલો સંબંધે: વિશ્વદર્શનમાં લેખકે આંકડાઓની માહિતી સંબંધે બહુ કાળજી રાખી જણાતી નથી, જ્યારે આધારભૂતતા એ સંદર્ભગ્રંથોની ઉપયોગિતાનું મોટામાં મોટું અંગ છે. આંકડાની ભૂલો બાબતમાં આખા પુસ્તકની માહિતીઓને મેં અંગ્રેજી ઇયર બૂકો સાથે સરખાવી નથી જોઈ પરંતુ પુસ્તક વાંચતાં અમુક આંકડાઓ સંબંધેના મારા ખ્યાલ સાથે શ્રી કામદારે આપેલા આંકડાનો મેળ ન બેઠો એટલે મેં અંગ્રેજી ઇયર બૂકો સાથે બેચાર જગ્યાએ એના આંકડા સરખાવ્યા ત્યારે એ ભૂલભરેલા કે અધૂરા દેખાયા. દા. ત. પુસ્તકમાં 'ચીનની મોટી દીવાલ એક હજારથી વધારે ફૂટ લાંબી ઈ. સ. પૂર્વે ૨૧૪માં બાંધવામાં આવી.' ચીનની દીવાલ બે હજાર ફૂટ લાંબી નથી, એની લંબાઈ સેંકડો માઇલની છે.

૭૯મે પાને લખ્યું છે: "આખા જગતના પેટ્રોલિયમનો $\frac{2}{3}$ ભાગ યુનાઈટેડ સ્ટેટ્સની જમીનમાંથી નીકળે છે." સ્ટેટ્સમેન ઇયર બૂક (૧૯૩૭)માં આપેલા આંકડા પ્રમાણે આ બાબતમાં યુ. એસ. એ. નો હિસ્સો ૫૫ થી ૬૦ ટકા છે.

આવી બીજી ભૂલો પણ છે. આ જાતના ગ્રંથમાં લેખકે આ બાબતમાં ખૂબ ચોકસાઈ રાખવી જોઇએ, નહિ તો આવાં પુસ્તકની ઉપયોગિતા મારી જાય.

હકીકતોની ગોઠવણીમાં એમને એકબે સૂચનાઓ કરવાનું મન થાય છે. એમણે બે મુખ્ય ભાગો પાડવા જોઈએ: એક હિંદનો અને બીજો આખી દુનિયાનો. આ બંને ભાગોમાં પછી વિષયવાર વિગતોની ગોઠવણ કરવી જોઈએ. નહિ તો એક જ જાતની હકીકતો શોધવા માટે વાચકને કેટલાંયે પાનાં ઉથલાવવાં પડે. એવું આમાં થઈ ગયું છે. અમેરિકન વર્લ્ડ આલ્મેનેકની રચનાને ગોઠવણીનો નમૂનો લેખકે નજર સામે રાખવો જોઈતો હતો એમ કહેવાનું મન થાય છે.

પુસ્તકની ભાષા ઘણી અસ્પષ્ટ છે. દા. ત. "બ્રિટિશ સૈનિકને દર મહિને અપાતા ભથ્થાનું સરેરાશ ખર્ચ ૭૨૭૦૦૦ રૂપિયા છે" (પૃ. ૪૩૧). આની સામે "હિંદી સૈનિકને દર મહિને અપાતા ભથ્થાનું ૩૮૭૦૦૦ છે." એમ લખવામાં આવ્યું છે. ઉપલાં વાક્યોનો અર્થ એ થાય કે દરેક હિંદી અને દરેક બ્રિટિશ સૈનિક દીઠ સરેરાશ દર મહિને અમુક ભથ્થાખર્ચ આવે છે. આ વસ્તુ તદ્દન ન માની શકાય એવી છે. બધા બ્રિટિશ અને હિંદી સૈનિકોને કુલ માસિક ભથ્થુ અમુક મળે છે એમ લેખકનું કહેવું છે, પણ વાક્યરચનાનો અર્થ વિપરિત થાય છે.

આવાં પુસ્તકોનું પ્રકાશન ઘણું જરૂરી છે, એ નિર્વિવાદ છે. લેખક એના બીજા સંસ્કરણમાં સારી પેઠે સુધારા કરીને એને ફરી ગોઠવીને પ્રસિદ્ધ કરે એમ ઇચ્છીએ. પુસ્તકને તદ્દન અદ્યતન, અપ–ટુ–ડેટ, બનાવવું જોઇએ.

રા. દી. પ.




આદ્ય [હાલ નિવૃત્ત] તંત્રી
રામનારાયણ વિશ્વનાથ પાઠક

સંચાલક
રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી

વર્ષ ૧૪
અંક

## અનુક્રમણિકા

પુ૦ ૨૮ જેઠ : ૧૯૯૫ અંક ૨





પ્રકાશક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : પ્રધાન કાર્યાલય : ચાર રસ્તા : ખાડિયા : અમદાવાદ
મુદ્રક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : કિશોર પ્રિન્ટરી : ચાર રસ્તા : ખાડિયા : અમદાવાદ તા. ૨૦–૭–૩૯

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૨૮ જેઠ : ૧૯૯૫ અંક ૨

## ભગવી ધજા

મૂસિકાર

અવાવર કુવો ! નજીક અટુલો ઉભો લીમડો
ઉગેલ થડ પાંદડાં, ત્રુટિત બાહુ–શાખા બધી
સુબન્ધુ સમ સંકટે સહુ ઉભાં સુકા ખેતરે
ઉભા ચરણ ત્યાં જઈ મન ઉભું વશે વર્તતું.

શમેલ ગરમી કંઈ, ધુળટ સાંજ વૈશાખની,
ઉડે ધ્વજ શિવાલયે, બજત આરતી ઝલ્લરી
અવાજ ! ન તથાપિ ત્યાં મન તણો જ વિક્ષેપ કો.
વિચાર ભગવા ધ્વજે નયન માંડતો સંચરે.

ગયો ન દશકો હજી, બળદને હળે હાંકતા
કૃષીવલતણા અવાજ અથવા ચિચૂડાતણા
સુણ્યા, તરુતળે પણે જગવતો ધુણી જોગિડો
પ્રસાદ દઈ બાળવલ્લભ બને સ્વયં બાળુડો !

તજી ખેલક જોગિડે ફરકતી ધજામાં હસે !
પણેથી ધસતું શહેર, કરેમાંય આ ખેતરો
અવાવર કુવા રહે, નહિ રહે હવે સ્થાન કો
ધમાલ વિણ ! જામશે સુખ–સહસ્ર–કોલાહલ !

વિષાદ પરિવર્તને ? સતત તો વિષાદે વસું !
ગમે અમુક ના ગમે ? સડક ડામરી દોડશે,
અને ઉપર મોટરો, મહિં ઉડંત ઝુલ્ફાં હશે
જુવાન લલનાતણાં, ઘુવડપાઘડી વા ડગે !

વિચિત્ર બહુ બંગલા ધનિક મધ્યમી લોકના
વિચિત્ર બઈરાં વળી ધનિક મધ્યમી લોકના
વિચિત્ર ફરજંદ એ ધનિક મધ્યમી લોકના
ગમે નહિ શું હાવકી ધનિક મધ્યમી સંસ્કૃતિ ?

દિલાવર દિલે નહિ, સુરુચિહીન અત્યંત એ,
રમે કુટિલમાર્ગમાં, સરલતા ન જાણી કદી
પુરો મરદ ના મળે, ન મહિલા પુરી પ્રાણવાન્
સમર્થ નહિ ભોગમાં, નહિ સમર્થ એ ત્યાગમાં !

વિષાદ - પરિવર્તને ? પ્રથમ ભૂમિ વાસો અહીં
વનેચરતણો હશે, ઘન ઘટા અરણ્યોતણી
બને વિરલ, જે હતી નિબિડ, હાથ–હાથાથકી.
લુંટાય તુજ શોભના સુરત જે, અરણ્યાનિ ઓ !

વનેચર ગયો, કૃષીવલ પછી હળે ખેડતો
જમીન જડ જે, કરે મૃદુ સબીજ, વર્ષાકૃપા–
પ્રતીક્ષણ કરે, ફળે નહિ ફળે ! અકસ્માતને
અધીન ! મતિ સંગ્રહે વિચરતી, અને વંચને.

વનેચર કૃષીવલો વણિક એકબીજાથકી
બને કુશળ સંગ્રહે પટુ બને વળી વંચને
પરાક્રમ કરે ભલે રુધિર રેડતા વા ભલે
સદા વિજય સંગ્રહી કુશળ વંચકોને વરે !

વિષાદ પરિવર્તને ? નહિ વિષાદ ! જો તો જરા
જગે નય અહો અચૂક વરતે મહામત્સ્યનો !
ગળાય ક્ષુદ્ર–મધ્યમો, ધનિક મત્સ્ય મોટા થકી !
સમાજ અથ વ્યક્તિ એ નયપથે ! જુદો માર્ગ ના ?
નિહાળ........................................................
ઉડંત ભગવી ધ્વજ ! ફરતું ચક્ર બીજી દિશા ! !



# કોંગ્રેસ

મૂળ લેખકઃ ડૉ. રવીન્દ્રનાથ ટાગોર
અનુવાદક : રામભાઈ પટેલ

પ્રિય અમિય ચક્રવર્તી,

અત્યંત ઉદ્વિગ્ન મને તમને પત્ર લખવા બેઠો છું.

કેટલાક વખત પહેલાં દેશનું મન મરુભૂમિમય હતું. દિગંતવ્યાપી ઉજ્જડતાએ એના ભિન્નભિન્ન ભાગોમાં પરસ્પરના વસ્તુવિનિમયના સંબંધને રુંધીને આખા યુગને દરિદ્ર કરી મૂક્યો હતો.

એવા કપરા કાળમાં આશ્ચર્યજનક રીતે અલ્પ સમયમાં એ બૃહદ્ શૂન્યતાની અંદરથી મુક્તિની મોટી આશા વહન કરતી કોંગ્રેસે બહુ શાખાપ્રશાખાવાળી વનસ્પતિની પેઠે દૂરગામી ભાવિ તરફ પોતાનું માથું ઊંચક્યું. વિરાટ જનતાનાં મનપ્રાણ આશ્ચર્યવેગે બદલાઈ ગયાં. એ મનપ્રાણ આશા કરતાં શીખ્યાં ને ભય કરતાં ભૂલી ગયાં. બંધનમોચનના સંકલ્પો સેવવામાં હવે એમનો સંકોચ ભાગી ગયો.

ઘણા વખતથી દેશ, હૈયાની ધીરતા છોડીને ભરસાગરે ભૂલી પડેલી નૌકાના યાત્રીઓ જેમ કિનારાની આશા છોડીને ભાંગેલે હૈયે બેઠા હોય છે એ રીતે, મુક્તિને અસંભવ માની બેઠો હતો. પણ હવે એ અસંભવની લાગણી જતી રહી. સંકલ્પબળનું દૈન્ય અદશ્ય થઈ ગયું. દેશના એક છેડાથી બીજા છેડા સુધી, માત્ર એક વ્યક્તિના અવિચલિત આત્મવિશ્વાસને જોરે આજે સમસ્ત રાષ્ટ્રનું મહાપરિવર્તન થઈ ગયું છે. ઇતિહાસનું આ એક આશ્ચર્ય છે. પણ આજે મારા મનમાં એક એવી આશંકા જાગી છે કે એ વ્યક્તિની સિદ્ધિના અસ્વીકારની, અકૃતજ્ઞતાની લાગણી દેશમાં જામતી જાય છે.

સફળ ભવિતવ્યતાના વિશ્વાસને લીધે આજે અસામાન્ય વ્યક્તિપ્રતિભાથી પર કોંગ્રેસનાં મંડાણ થઈ રહ્યાં છે. આ વધતી જતી કોંગ્રેસના સીમાડાઓ લંબાવવાના ને એનું સંસ્કારઘડતર વખત જતાં ધીરે ધીરે થવાનું. પણ અધીર થઈને જો આપણે એનો ઉતાવળો વિકાસ કરવા મંડીશું તો મહાસભામંદિરની દીવાલોમાં ચીરા પડશે. મહાત્માજીની શક્તિમાં દેશનું એક જબરદસ્ત મિલનતીર્થ ઘડાઈ ઊઠ્યું છે. હવે એમના સાથથી એ મિલનતીર્થની રક્ષા કરવી રહી ને એને પરિણામદાયી કરવું રહ્યું.

તમે જાણો છો કે મારો સ્વભાવ તદ્દન સનાતની નથી. જડ મતવાદ કે પધ્ધતિની દીવાલોમાં પૂરાઈ જકડાઈ રહેવાથી શ્રેયપ્રેયનું ચિરંતન રક્ષણ થાય છે એમ હું માનતો નથી. આધુનિક કોંગ્રેસ ભલે ગમે તેટલી વ્યાપક થઈ હોય પરંતુ એનો મતવાદ કે એનું લક્ષ્ય દઢનિર્દિષ્ટ ભાવે નિશ્ચળ થાય એ વાત બની શકે એમ નથી. ક્યારે ય એવું ન બને એમ હું ઇચ્છું છું, પરંતુ આજ મહાસભાના પરમ મૂલ્યનું જ્યારે મને ભાન થાય છે,

ને એ વાત પણ જ્યારે હું જાણતો હોઉં છું કે એ એક મહાન વ્યક્તિની સર્જનસૃષ્ટિ છે ત્યારે એને અચાનક હચમચાવી કાઢવાની થઈ રહેલી પ્રવૃત્તિઓ જોતાં મન ઉદ્વિગ્ન થયા વિના નથી રહેતું. એ વખતે મારા મનમાં એમ થાય છે કે કૉંગ્રેસના પરિવર્તનની પ્રક્રિયા અંદરથી સંચારિત શરૂ થવી જોઈએ, એની બાહ્ય કાપકૂપ દ્વારા નહિ.

પહેલાં મહાસભાને નામે ભારતવર્ષમાં જે આંદોલન જાગ્યું હતું એ તો આપણે જાણીએ છીએ. એ આંદોલન બહારનું હતું, દેશના જનગણના અંતર તરફ એણે જોયું નહોતું, એને જગાડ્યું નહોતું; સ્વદેશના પરિણામ માટે એ આંદોલને કરુણદૃષ્ટિએ બહારની બાજુના ઉપરવાળાઓ તરફ રસ્તો ચીંધ્યો હતો. પરવશતા આપણી ધાકખોળે સ્વતંત્રતાએ આશ્રય લીધો છે એ આપણું સ્વપ્ન એ આંદોલને ભાંગ્યું નહિ ને દિવસોની કાકલૂદી કરનાર હાથજોડ કરનારી મુક્તિફેજના ચિત્તદૈન્યને મેં ધિક્કારી કાઢ્યું છે. એ તમે જાણો છો. એ સ્થિતિમાં અચાનક જાણે દેશવ્યાપૃત ઘોર વાદળામાં દેશના સુપ્તપ્રાણમાં કોઈકે વીજળીસંચાર કર્યો ને આત્મશક્તિનિર્ભર વિશ્વાસને જાગૃત કરી દીધો ને નિર્ભય વીરના સાધન તરીકે અહિંસ્ર સાધનનો પ્રચાર કર્યો. નવજીવનની તપસ્યાનું તે પ્રથમ પર્વ આજે પણ ખતમ થયું નથી. આજે પણ એ, જેમણે એનો પ્રથમ પ્રચાર કર્યો એમના જ હાથમાં છે. શિવની તપોભૂમિમાં હોઠ ઉપર તર્જની રાખીને નંદી ઊભા હતા, કારણ કે તપસ્યા તે વખતે પૂરી નહોતી થઈ. બહારના આઘાતથી એ તપસ્યામાં ભંગ કરવા જતાં ઉત્પાત થયો હતો.

કૉંગ્રેસ પોતાના પરિવર્તનના આરંભકાળમાં હતી ત્યાં સુધી આંતરિક બાજુએ તેને શંકાનું કારણ થોડું જ હતું. અત્યારે એણે વિપુલ શક્તિ ને પ્રતિષ્ઠા મેળવ્યાં છે. સમસ્ત દુનિયાએ એનો શ્રદ્ધાભાવે સ્વીકાર કર્યો છે. તે જમાનાની કૉંગ્રેસ રાજદરબારનાં બંધ બારણા આગળ નકામી માથાફોડ કરતી હતી. આજે એ જ દરબારનાં ખુલ્લાં દ્વારની ભીતરમાં એનું સ્થાન સંમાનિત ઢબે માન્ય થયું છે. એ જ દરબાર હવે કૉંગ્રેસ સાથે કરાર કરવામાં પણ ક્ષતિ અનુભવતો નથી. પરંતુ મનુ કહી ગયા છે કેઃ 'સન્માનને ઝેરની માફક ગણજે.' પૃથ્વીના કોઈ દેશમાં કે ભાગમાં સામર્થ્ય અતિપ્રચૂર પ્રમાણમાં સંચિત થાય છે ત્યારે અંદરખાનેથી જ એ પોતાના મારણવિપનું સર્જન પણ કરે છે. સામ્રાજ્યવાદનું નામ લો કે ફાસિઝમનું લો, સંચિત સત્તાશક્તિ ગમે તે નામે કે કામે પોતાની વિનાશસૃષ્ટિ સરજ્યે જાય છે. કૉંગ્રેસના અંતઃસંચિત બળનો તાપ એના અસ્વાસ્થ્યનું કારણ થઈ પડવાનો મને વહેમ જાય છે. જે લોકો એની મધ્યસ્થ જગ્યાએ આ શક્તિ ઉપર વિશિષ્ટભાવે અધિકાર ધરાવી રહ્યા છે એમની સંકટના વખતમાં ધૈર્યચ્યુતિ થઈ છે. વિવેકબુદ્ધિ સરળ સોજે રસ્તે ચાલતી નથી. પરસ્પર પ્રતિ જે શ્રદ્ધા ને સૌજન્ય, અને જે નિયમોનું યથાર્થભાવે પાલન થતાં કૉંગ્રેસના બળ ને સન્માનની રક્ષા થાત તેની ચ્યુતિ થયેલી માલૂમ પડે છે. આ વ્યવહારવિકૃતિ—આચારવિકૃતિના મૂળમાં સત્તાસ્પર્ધાનો પ્રભાવ છે. ઈસાઈશાસ્ત્રમાં લખ્યું છે કે બહુ સંપત્તિવાનને માટે સ્વર્ગરાજ્યનો પંથ સાંકડો થઈ જાય છે. કેમ નહિ સાંકડો થાય? ધનના અભિમાનીનું જોર તામસિકતા આણે છે. કૉંગ્રેસ આજે વિપુલ સંમાનધન વડે ધનિક થઈ બેઠી છે. આથી એનો સ્વર્ગરાજ્યપંથ વાંકોચૂકો થઈ ગયો છે. મુક્તિની સાધના એટલે તપસ્યાની સાધના. એ તપસ્યા સાત્ત્વિક હોવી જોઈએ એવો હું

મહાત્માજીના ઉપદેશનો અર્થ સમજ્યો છું. પરંતુ આ તપસ્યાક્ષેત્રે જેઓ રક્ષક તરીકે એકઠા થયા છે એમનાં મન શું ઉદારતાથી ભીનાં થયેલાં છે? એઓ આજે પરસ્પરને આઘાતપ્રઘાત કરી જે વિચ્છેદનું સર્જન કરી રહ્યા છે એ ઉપરથી જે આવેગ શક્તિગર્વ ને શક્તિલોભમાંથી પેદા થાય એ આવેગ એમના મનમાં બિલકુલ નથી એમ કહી શકાશે? મહાત્માજીના ભક્તો જ્યારે એમને હિટલર–મુસોલિનીના સમકક્ષ કહીને વિશ્વસમક્ષ એમને અસંમાનિત કરી રહ્યા છે ત્યારે અંદરખાનેથી કૉંગ્રેસના મંદિરમાં શક્તિપૂજાની વેદી રચાઈ રહ્યાની ઉદ્ધત સાંગિતી નજરે નથી ચઢતી? સત્યના પક્ષમાં જે તપસ્વીએ કૉંગ્રેસને ઘડી છે એની વિશુદ્ધતા શું તેઓ રક્ષી શકશે? તેમનો આદર્શ શક્તિપૂજાના નરબલિસંગ્રાહક હિટલર મુસોલિની હોઈ શકે? હું સર્વાન્તઃકરણથી જવાહરલાલને શ્રદ્ધાભાવે નીરખું છું, કારણકે જ્યાં ધન, અધર્મ, કે રાષ્ટ્રપૂજા, વ્યક્તિની સંકીર્ણ સીમામાં શક્તિના ઔદ્ધત્યને પુંજીભૂત કરતાં હોય છે ત્યાં એની સામે એઓ ખડા થાય છે. હું જવાહરલાલજીને પ્રશ્ન કરું છું કે કૉંગ્રેસના દુર્ગદ્વારના રક્ષપાલોના મનમાં ક્યાંયે પણ વ્યક્તિગત શક્તિમદનું સામુદાયિક લક્ષણ દેખાવા માંડ્યું નથી? આટલા દિવસ પછી મારા મનમાં શંકા ઉપસ્થિત થઈ છે. પરંતુ હું પોલિટિશ્યન નથી એ વાત હું આ પ્રસંગે કબૂલ કરીશ.

આ બાબતમાં એક વાત કહેવી જરૂરી છે. ગઈ કૉંગ્રેસના અધિવેશનમાં બંગાળીઓની અવજ્ઞા કરવામાં આવી હતી એ ખ્યાલ બંગાળમાં ફેલાઈ ગયો છે. આ આરોપ માની લેવામાં નબળાઈ છે. ચારે બાજુ બધા પોતાની વિરુદ્ધમાં વર્તુળ રચી રહ્યા છે એવો સંશય હંમેશાં મનમાં રાખીને ફર્યા કરવું એ એક પ્રકારના મનોવિકારનું ચિહ્ન છે. કમનસીબે દેશના મિલનકેન્દ્રરૂપ કૉંગ્રેસની પ્રતિષ્ઠા થવા છતાં ભારતવર્ષમાં એક પ્રદેશના લોકોના બીજા પ્રદેશના લોકો સાથેના વિચ્છેદનું સામુદાયિક ચિહ્ન જુદે જુદે સ્વરૂપે ઠેર ઠેર દેખાવા માંડ્યું છે. ભારતવર્ષમાં હિંદુ–મુસલમાનનું અનૈક્ય શોચનીય ને ભયાવહ સ્થિતિએ પહોંચી ગયું છે એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય. વિચ્છેદનું વાહન ધર્મ પોતે થઈ પડે ત્યારે તેના જેવું દુર્દૈવ બીજું કશું નથી હોતું. પરંતુ એક પ્રદેશના બીજા પ્રદેશ સાથેના પરસ્પર આત્મભાનની ક્ષીણતાનું કારણ પરસ્પરમાં પરિચયનો અભાવ ને આચારની જુદાઈનું છે. આ દુર્ભાગી ભારતવર્ષમાં આચારે ને ધર્મે એક સિંહાસને ચડી બેસીને માનવીની બુદ્ધિને ગંધાતી ગુનાહિત કરી મૂકી છે. જે દેશનો આચાર આંધળી જીદવાળો નથી હોતો, જે દેશમાં ધર્મભેદ સામાજિક જીવનના ટુકડા ટુકડા નથી કરી નાખતો તે દેશમાં રાષ્ટ્રીય ઐક્યનું સ્વતઃ સર્જન થાય છે. આપણી કૉંગ્રેસ, આ પ્રકારના સ્વાભાવિક સામાજિક ઐક્યની ભીતરમાંથી સજીવરૂપે સર્જાઈ નથી. આપણી કૉંગ્રેસને એક એવા સામાજિક અનૈક્યના પથ્થરતલ ઉપર સ્થાપવામાં આવી છે જે અનૈક્યે દરેક પાંચદશ ગાઉને અંતરે અતલસ્પર્શ ગર્ત ખોદી રાખ્યો છે. ધર્મનામધારી રક્ષકદળો દિનરાત એ ખાડાઓની આગળ વાડરૂપે ખડાં થઈ રહ્યાં છે.

કારણ જે હોય તે ખરું, પણ પ્રદેશ પ્રદેશ વચ્ચે જોડીમેળ જામ્યો નથી. અત્યારે મને મારા એક લખાણમાં મેં વાપરેલ ઉપમા યાદ આવે છે. એમાં હતું કે જે જૂની ગાડીનાં પૈડાં વગેરે ઢીલાંઢફ થઈ ગયાં હોય, જેની ઉપરનું કોચ બોકસ ટગુમગુ થયા કરે,

ધૂંસરી પડુપડુ થતી હોય, એ ગાડીને દોરડાં દોરડી બાંધીને જેટલો વખત ઘોડારખાનામાં રાખી મૂકવામાં આવે તેટલો વખત એના બધા ભાગોમાં એક જાતની એકતાનો ખ્યાલ કરીને સંતોષ અનુભવી શકાય. પરંતુ જ્યાં ઘોડો જોડીને એને રસ્તા ઉપર હાંકવામાં આવે ત્યાં તો એનો આત્મવિદ્રોહ ઘોંઘાટ મચાવી મૂકે છે.

ભારતવર્ષની મુક્તિયાત્રાના રથને બાંધેલો હતો ત્યાંથી છોડી કોંગ્રેસે આજે બહાર નાણી લાવી રસ્તા ઉપર ચાલતો કર્યો છે. રાજકારણની દોરડી બાંધેલી અવસ્થામાં એ રથ ચાલવા મંડયો ત્યારે વારેવારે માલમ પડવા લાગ્યું કે એનાં પૈંડાં, ધરી, ધોરિયા કે ધૂંસરી વચ્ચે કોઈ જાતનું મેળમિલન નથી. બધા સાંધા જ ઢીલા ઢીલા. પરિસ્થિતિ જ્યારે આ જાતની હોય ત્યારે વધારે સચેત ને સાવધ થઈને ચાલવું એ કોંગ્રેસના કર્તાહર્તાઓની ફરજ છે. કારણ કે સંદિગ્ધ મનો બધી જાતના આઘાતો ને વિરોધોને મોટું રૂપ આપી દે છે. આજે એ જ થઈ રહ્યું છે. સમસ્ત બંગાળમાં આજે કોંગ્રેસની રસ્સી તોડી નાખવાની તાણ શરૂ થઈ છે. એની જરૂર નહોતી. આવા એક વિશાળ પ્રદેશના આ જાતના મનઃચાંચલ્યની અવસ્થામાં બંગાળના નેતાઓને સીધે રસ્તે ચાલવું દુઃસાધ્ય થઈ પડશે.

હું સમજી શકું છું કે દેશને સ્વાતંત્ર્યદાન કરવાના મહોદ્દેશ સાથે મહાત્માજીનો મનસંકલ્પ બંધાઈ રહ્યો છે. પોતાના રસ્તાનો નકશો એમણે મનમાં મનમાં આંકી રાખ્યો છે. આથી કદાચ કોઈ જુદા મતવાદના ધાથી એમનો સંકલ્પ ક્ષુણ્ણ થઈ જાય એ પ્રકારની આશંકા એમના મનમાં થાય એ સ્વાભાવિક છે. એમણે જ દેશને આટલા દિ' આટલે સુધી દેશની પ્રજાના વિષમ પ્રમાદમાં થઈને પણ દોર્યો ચલાવ્યો છે. આ સંચાલન કે દોરવણીની વ્યવસ્થાને શિથિલ કરવાની પ્રવૃત્તિ પ્રત્યે એઓ શંકિતભાવે જોતા હોય, તોયે એમ તો હું ન જ કહું કે એકચક્રીસત્તાના લોભથી એઓ આમ કરે છે. પ્રતિભાસંપન્ન પુરુષમાત્રને પોતાના બળ કે શક્તિ તરફની પોતાની શ્રદ્ધા અતિદૃઢ ન હોય તો એમના જીવનનો ઉદ્દેશ માર્યો જાય. આ શ્રદ્ધાને તેઓ ભગવાન તરફની શ્રદ્ધા સાથે જોડી દઈને ધ્રુવતારકસમી નિશ્ચળ કરી મૂકે છે. મહાત્માજીની પોતાની આ શ્રદ્ધા સાર્થક હોવાનું પ્રમાણ એમને પોતાની મોટી મોટી ભૂલો છતાં મળી ગયું છે. આ ઉપરાંત પોતાની કલ્પના પોતા સિવાય અન્ય કોઈ સંપૂર્ણ કરી શકે એમ નથી એ પણ એઓ માને છે. બધા પ્રભાવસંપન્ન પુરુષોને આ જાતની સ્વશ્રદ્ધા રાખવાનો હક્ક છે. પોતે શરૂ કરેલ કાર્ય અસમાપ્ત સ્થિતિમાં હોય ત્યારે તો એમને પોતાની શ્રદ્ધા રાખવાનો ખાસ હક્ક મળે છે. મહાત્માજીના સૃજનમંદિરમાં નવાં ઘણાંયે મૂલ્યવાન ઉપકરણોનો સાથ સર કરવાની જરૂર છે. ધૈર્ય ને શ્રદ્ધાપૂર્વક આ જાતનું સાથ મેળવવાનું એમનાથી નહિ બનશે તો એમના સર્જનસમગ્રને હાનિ પહોંચશે. મારા પોતા સંબંધે એટલું કબૂલી લઉં કે મહાત્માજી સાથે બધી બાબતોમાં મારો મત મળતો નથી. એટલે કે હું જો એમના જેવો ચારિત્ર્યપ્રભાવસંપન્ન માણસ હોત તો હું બીજી રીતે કામ કરત. એ બીજી રીત કઈ તે મારાં અનેક જૂનાં લખાણોમાં વર્ણવાઈ છે. મારામાં ચિંતનશક્તિ કદાચ હોય પણ મારામાં પ્રભાવ નથી. એ પ્રભાવ દુનિયામાં બહુ થોડા માણસોમાં જ હોય છે... એવા કોઈ શક્તિસંપન્ન પુરુષનો આવિર્ભાવ દેશમાં થશે તો તેને એમનો રસ્તો છોડવો જ પડશે. એ પુરુષની કર્મધારાને આપણે વિક્ષિપ્ત કરી શકીશું નહિ. એવો વખત આવશે

જ્યારે આજની ખામી દૂર થશે. અને એ ખામીને દૂર કરવામાં આપણે બધા આપણી યોગ્યતા પ્રમાણે પ્રવૃત્ત થઈશું. આજે તો આપણા નૌકાનાયકે સામેના જે ઘાટને લક્ષમાં રાખીને નૌકા છોડી છે એમને નિરાંતે નૌકા હાંકવા દઈએ. દૂરદષ્ટિહીન ભક્તોની પેઠે આપણે માત્ર એવું નહિ બોલીએ કે એ નાવિક જે ઘાટે પહોંચાડશે એ ઘાટથી ઊંચે બીજો ઘાટ નથી. બીજા ઘણા ઘાટો છે ને ત્યાં પહોંચવા બીજા નાવિકો જોઈશે.

મારા મનમાં જે ખ્યાલ ઊઠયો હતો તે આગળ કહી ગયો છું. હું એટલું સમજું છું કે રાષ્ટ્રવ્યાપાર સમાજની અંતર્ગત ચીજ છે. કોઈ દેશની તવારીખમાં એથી ઊલટું નથી. સામાજિક ભીંતને બાદ કરી રાષ્ટ્રીય ઇમારતની કલ્પનામાં મુગ્ધ થવામાં કશો લાભ નથી. સમુદ્રપારના દેશોમાં અનેક પ્રકારની ઇમારતોની જયતોરણોનાં શિખરો માલમ પડે છે. પરંતુ એ કોઈનો ય પાયો રેતી ઉપર નથી ચણાયો. આપણે એમનું અનુસરણ કરતી ઇમારતનો પ્લાન ઘડીએ ત્યારે દેશના સામાજિક ચિત્તમાં રહેલ પાયાના રહસ્યનો પણ આપણે ખ્યાલ કરવો જોઈએ.

થોડા દિવસથી લગભગ ઉજ્જડ પહાડ ઉપર આવીને આશ્રય લીધો છે. ખળભળી રહેલ રાજકીય ઉત્તેજનાથી કેટલેયે દૂર આવી પડયો છું. વરસો પછી ભારતવર્ષને અને મને પોતાને શાન્ત મનથી નીરખવાનો અવસર મળ્યો છે. હું જોઉં છું કે માનવજગતમાં રાજકારણ–પૉલિટિક્સ–એ પ્રબલ શક્તિ લઈને વ્યવહાર કરે છે. એક શક્તિનો પ્રયોગ બાહ્ય દિશાએ થાય છે. એ છે યંત્રશક્તિ. અને બીજી શક્તિનો પ્રયોગ માણસની અંતરદિશામાં થાય છે. એ છે મંત્રશક્તિ. આજે યુરોપના સંકટ સમયે આ બે શક્તિનો હિસાબ ગણીને પ્રતિદ્વંદ્વીઓ કોઈવાર આગળ તો કોઈવાર પાછળ પગલાં ભરે છે.

એમની બાબતમાં હું એક વસ્તુ સ્પષ્ટ જોઈ શકું છું તે એ કે આ બંને શક્તિઓમાંથી કોઈ પણ સહેજે પામી શકાય એવી નથી. એની કીંમત બહુ મોંઘી છે ને એની વ્યવહારતાલીમની ચર્યા પણ બહુ લાંબી છે. ઘણા કાળથી આપણે પારકાને તાબે હોવાથી યંત્રશક્તિનો ઝટકો કેવો હોય છે તે જાણીએ છીએ પરંતુ એને પ્રાપ્ત કરવાનો રસ્તો આપણે માટે અગોચર રહ્યો.

...એ વખતે દેશના રાજકારણનો આરંભ થયો. એને માથે અગોચર રસ્તાની દુરૂહ સમસ્યા હતી. એ વખતના નેતાઓએ રાજકારણની નાવ દરખાસ્ત, વિનંતિની પાર્લામેન્ટમાં હંકારી હતી. પણ તે એટકીને ઊભી રહી. આ વિકટ સ્થિતિમાં એક દિવસ મહાત્માજી આવીને વિપુલ શક્તિમાન હરીફ સામે મોખરે ખડા થયા. એમણે દુ:ખ સહ્યું પણ મસ્તક નમાવ્યું નહિ. યંત્રશક્તિ વિના પણ મહાસંગ્રામ ચાલી શકે છે એ સત્ય સિદ્ધ સાબિત કરી આપવું એ તેમની આશા હતી. એક એક પ્રશ્નને લક્ષ્ય બનાવીને તેમણે સંગ્રામ ઉપાડયો. એમાંથી એકેમાં એઓ છેવટ સુધી જીત્યા એમ તો હું નહિ કહી શકું, પરંતુ એમણે પરાભવની ભીતરમાં થઈને વિજયની ભૂમિકા સરજી. ધીમે ધીમે એમણે દેશમાં એવું સંકલ્પબળ તૈયાર કર્યું જે એમણે સજ્જવેલ શસ્ત્રને યોગ્ય સંયમ ને સાહસપૂર્વક વાપરી શકે. આ અસ્ત્ર સિવાય આપણે માટે બીજો કોઈ આરોઉગારો નથી એટલું જ નહિ પણ દુનિયાંને માટે પણ બીજો કોઈ શસ્ત્રવિકલ્પ રહ્યો નથી. હિંસ્રયુદ્ધને છેડો નથી. તે ચોમેરના ધ્વંસસાધનની ચકરી ખવરાવે છે. એની સમાપ્તિ સર્વનાશમાં.

હિંસયુદ્ધની સેના સરજવી સહેલી છે. વરસેકની કૂચકદમ પછી એમને રણક્ષેત્રમ મોકલી શકાય છે. પરંતુ અહિંસક વિગ્રહ માટે મનને પરિપકવ કરતાં વખત લાગે છે અશિક્ષિત લોકોને ભેળવીને એ યુદ્ધસેનામાં સારી ઠઠ જમાવવામાં આવી હતી. પણ એમને કારણે તો દક્ષયજ્ઞ ભાંગી જાય. મૂલ્યવાન કહી શકાય એવો સિદ્ધિલાભ એ અ: જમાત નહિ કરાવી શકે, એટલું જ નહિ પરંતુ પાશવશક્તિ તરફથી રીતસરનો આઘાત થતાં આ ઠઠ પોતાને સમાલી શકતો નથી, છિન્નભિન્ન થઈ જાય છે.

દુનિયામાં આજે જે જાતિઓ લડાઈઓ ચલાવે છે એ બધી જાતિઓનું જોર સર્વશક્તિમાન લોકશિક્ષણ ઉપર નભે છે. વર્તમાનયુગ શિક્ષિતબુદ્ધિનો યુગ છે. સ્પર્ધાખોર સ્નાયુબળની માંસપેશીનો યુગ ન હોય. જાપાન અને બીજી મોટી મોટી પ્રાચ્યજાતિઓએ મોટા પ્રમાણમાં જનશિક્ષણસત્રો ખોલી દીધાં છે. અત્યારના જમાનામાં આપણે લોકો આંખબંધા મોહને વાહન બનાવી મુસાફરી નહિ કરી શકીએ. મહાત્માજીએ સવિનય કાનૂનભંગ બંધ કરી જનશિક્ષણમાં મન પરોવ્યું છે. મને લાગે છે કે એમણે જોયું હશે કે માણસોની ઠઠ જમાવીને કરેલો સત્યાગ્રહ જોતજોતામાં તો અસહ્ય થઈ પડે છે.

આજકાલ કયો લોકપુરુષ પોલિટિક્સને કયે રસ્તે લઈ જશે એ સંબંધે બહુ ચર્ચા ચાલે છે. મારા મનમાં તો અનેક શંકાઓ ઊઠે છે ને હું આ બધી રાજકીય પંથયાત્રાનું પરિણામ સમજી શકતો નથી. એ બાબતમાં નિશ્ચિત વિચાર કરવો મારે માટે મુશ્કેલ છે. કારણ, હું રાજકારણ પ્રવીણ નથી. એટલી વાત હું જાણું છું કે જેઓ શક્તિશાળી હોય તેઓ નૂતન રસ્તે અસાધ્યને પણ સાધ્ય કરી શકે છે. મહાત્માજી આ વિધાનનું સાબૂત પ્રમાણ છે. તો પણ એમણે સ્વીકારેલ બધા સિદ્ધાંતો અંતિમત્વ પામશે એ વાત સ્વીકારી ન શકાય. બીજા કોઈ કર્મવીર પુરુષના મનમાં નૂતન સાધનાની પ્રેરણા જાગશે તો એને ખાળવા વારવાના જબરા પ્રયત્નો છતાં એ વીર હાથજોડીને બેસી રહેવાનો નથી. પોતાની કામના-સિદ્ધિને માટે એને કદાચ ચાલી આવેલ રસ્તાનો ત્યાગ કરી કોઈ અજાણે રસ્તે પોતાનું જુથ જમાવવું યે પડે. એ નવા જુથને વ્યવસ્થિત ને મજબૂત થતાં વખત પણ લાગે. કોંગ્રેસની પ્રયાણદિશામાં કોઈ દળ નવી વાટ શોધવા માટે નીકળી પડે તો હું એ સફળ થાય એમ ઇચ્છીશ. હું એ નવા દળની કામનાની અભિવ્યક્તિ નીરખીશ. પરંતુ તે આઘે રહીને. કારણ કે દેશના જનગણનાયકની જવાબદારી અતિ ભારે હોય છે. એના સારાં-નરસાં ફળો બહુ દૂરવ્યાપી હોઈને એ ઘણી વાર આગળથી ન જોઈ વિચારી શકાય એવાં હોય છે. જેને પોતામાં અતિ જબરો વિશ્વાસ હોય તે જ એ જવાબદારીનો સોખંડીભાર ઊંચકી શકે. પરંતુ મારે પક્ષે હું તો આ બધી રાજદ્વારી જવાબદારી ઉપાડવાનું મારું સ્વાભાવિક કર્મ માનતો નથી. માટે પરધર્મો ભયાવહઃ. મને તો મારે પરિચિત રસ્તે જ સાંત્વના મળી શકે. આપણાં શાસ્ત્રો પણ કહે છે કે ગણદેવતાની પૂજા બધી પૂજાથી પહેલી છે. જેનાથી જનસમૂહ સ્વસ્થ, સબળ થાય, શિક્ષિત થાય, આનંદનો લહાવો પામે, આત્મસંમાનની દીક્ષા મેળવે, પોતાની રોજિંદી જીવિકાની પ્રવૃત્તિમાં સુંદર ને નિર્મળની આરાધના, ઉપાસના કરી શકે અને આત્મરક્ષણ કાજે સ્વકલ્યાણનાં સાધનોમાં પરસ્પર પ્રતિ શ્રદ્ધા રાખી બધા સંમિલિત થઈ શકે એવાં બધાં કાર્યોનાં મંડાણમાં પ્રવૃત્ત થવું એ સ્વદેશસેવાની પ્રથમ રીત છે. મેં મારી મર્યાદિત શક્તિના ક્ષુદ્ર વ્યાપમાં રહીને આજ

ચાલીસ વરસથી એ પૂજાપ્રવૃત્તિમાં મારું મન દીધું છે. મહાત્માજીએ જ્યારે સ્વદેશને જગાડવાનો ભાર ઊંચકયો ત્યારે મેં મારા ખરા દિલથી પ્રાર્થના કરી હતી કે એઓ આપણી જનતાની અનન્ય શક્તિનો કોઈ નવીન રાહદ્વારા ઉદ્ધાર કરી શકે. કારણકે દેશને પામવો એટલે એની પરિપૂર્ણતા દ્વારા પામવો. દેશની યથાર્થ સ્વાધીનતા તેને જ કહી શકીએ કે એની મારફત એની રૂંધાયેલી કુંઠાયેલી સમસ્ત શક્તિ મુક્ત થાય.

આજે બંગાળ પ્રાંતના લોકનાયકનું પ્રધાનપદ સુભાષચંદ્રનું છે. ભારતવર્ષમાં એઓ જે આસનગ્રહણની સાધના કરતા આવ્યા છે એ રાજકારણની વેદીથી, મેં પૂર્વે કહ્યું એ પ્રમાણે, હું અજાણ છું. એ વેદીમંચક ઉપર જુથ જુથની અથડામણના વંટોળની ધૂળ ઊડે છે. એ ધૂળના ચક્રાવામાં થઈને હું ભાવિને સ્પષ્ટ રીતે જોઈ શકતો નથી. આજકાલ ચાલતી આ બધી હોંસાતૂંસીમાં મારા મનને બંગાળ પ્રાંતે જકડી લીધું છે. જે બંગાળને આપણે મહાન કરીશું તે જ બંગાળને મહાન કરવાનો લાભ ભારતવર્ષને પણ મળશે. આ બંગાળની આંતરબાહ્ય સમસ્ત દીનતા, ક્ષુદ્રતાને દૂર કરવાની દૃઢનિશ્ચયી સુભાષબાબુ સાધના કરી શકે એટલી મારી એમને અભ્યર્થના છે. અને એમના આ મહાપ્રયત્નમાં એઓ મારી સહાયની આશા પણ રાખી શકે એમ હું એમને જણાવી દઉં. અલબત્ત, મારી સહાય મારા પોતામાં જે વિશેષશક્તિ હોય તે દ્વારા જ એમને મળી શકે. બંગાળની સાર્થકતા સિદ્ધ કર્યા પછી જ બંગાળ, ભારતવર્ષની મહાજાતીય રાષ્ટ્રસભામાં સંમાનપૂર્વક પ્રવેશ કરી શકશે. આ સાર્થકતા સુભાષબાબુની તપસ્યામાં સંપૂર્ણ થાઓ.

મંપૂ ૨૦–૫–૩૯ **રવીન્દ્રનાથ ઠાકૂર**

તા. ક. અપ્રાસંગિક છતાં ફરી વાર એક વાત તમને જણાવી દઉં. હિંદુ મુસલમાનો વચ્ચે નોકરીઓની પ્રમાણસરની વહેંચણી કરવામાં એક અવિચાર સમાયેલો છે એ માટે હિંદુઓએ ભારતશાસન મંત્રીના દરબારમાં એક વિનંતીપત્ર મોકલ્યું છે. એ પત્રમાં મારા નામની સહી કરતાં મેં સંકોચ અનુભવ્યો હતો. લાંબા કાળ સુધી ચાકરીનું ધાન ખાઈ ખાઈને બંગાળીની નાડી દુર્બળ થઈ ગઈ છે. હવે એ નોકરી ચાકરીની વહેંચણીની મારામારીમાં પડવાની રુચિ થતી નથી. હિંદુઓના કરમમાં પરાધીન નોકરીનાં અસંમાનિત બારણાં જો બંધ થતાં હોય તો ભલે ને થાય? ત્યારે જ મને લાગે છે કે નવી શક્તિ પેદા કરવી પડશે. આત્મનિર્ભરતાનો એક મહાપંથ ખોળી ખોદી કાઢવો પડશે. આ દુઃખનો ધક્કો જ યુગપલટો કરાવશે, પરંતુ અનિચ્છા છતાં મેં ફરિયાદપત્ર ઉપર મતું માર્યું છે. એનું માત્ર એક જ કારણ છે. દેશની આ બે જબરી કોમ વચ્ચે અન્યાય ને પક્ષપાતનું તત્ત્વ જોઈને શાસનકર્તા તરફ અશ્રદ્ધા જન્મે છે. એથી એના ફળાફળની વિચારણા એઓ કરે. પરંતુ બે પક્ષ વચ્ચે અસમાન ધોરણે અન્નવહેંચણી કરવાનું શોચનીય પરિણામ, સાંપ્રદાયિક ભેદબુદ્ધિને ઝીણી ઝીણી માલ વગરની બાબતમાં પણ અતિ તીવ્ર કરી મૂકવામાં આવ્યું છે. એને શાંત કરવાનો અવકાશ રહ્યો નથી. પોતાની પ્રબળ શક્તિમાંથી જ હિટલર–મુસોલિની દુનિયામાં અન્યાય વરસાવવાનો અપ્રતિહત સુયોગ પામ્યા છે. એમાંયે એક ભયાનક મહિમા સમાયેલો છે. પરંતુ આપણી તકરારો ને અન્યાયોમાં તો પૌરુષનો મહિમાયે નથી, છે માત્ર દૈન્યની કઠોર કુરૂપતા.[1]

[1] શ્રી. અમીય ચક્રવર્તીને કવિવરે લખેલો પત્ર—'પ્રવાસી' આષાઢ અંકમાંથી ટુંકાવીને.

# રાજકીય નોંધ

'નિરીક્ષક'

## અસહિષ્ણુતાનું પ્રતિબિંબ

રાજકીય વાતાવરણમાં કેટલી યે ગાજવીજ કરીને મહાસમિતિની બેઠક મુંબઈ ખાતે મળી ને પૂરી થઈ ગઈ. હિંદના રાજકારણમાં ને ખાસ કરીને હિંદી રાષ્ટ્રીય મહાસભાવાદી રાજકારણમાં આંતરિક ધૂંધવાટ, અકળામણ, અસહિષ્ણુતા ને જેને શ્રી મશરૂવાળાએ સ્વયેનિશત્રુત્વ કહ્યું છે એ બધું મહાસમિતિની બેઠક દરમિયાન મહાસભામાં જામેલાં જુદી જુદી વિચારસરણી ધરાવનાર જુથનાયકોનાં વક્તવ્યમાં બહાર આવ્યું. કઈ કાર્યપદ્ધતિએ મહાસભાનું કામ ચલાવવું એ બાબતનો જુથો વચ્ચેનો તીવ્ર મતભેદ કલકત્તા ને મુંબઈની મહાસભામાં સારી પેઠે બહાર આવ્યો. મહાસભા દેશમાં જુદા જુદા હિતસંબંધો ધરાવનાર ને નોખી નોખી આદર્શભક્તિ રાખનાર વર્ગોનું એક સંસ્થાગત જુથ હોવાથી એ દરેક વર્ગની લાગણીઓ, ભાવનાઓ, હિતસંબંધો ને સરસાઈ કે વર્ચસ્વ માટેની તીવ્રતાનું પ્રતિબિંબ એમાં મોટે ભાગે પડે છે. દેશ અને દુનિયાં આજે જબરદસ્ત કટોકટી ને ભાવના વેગમાંથી પસાર થઈ રહ્યાં છે. જગત સમસ્તમાં દોર જમાવી રહેલી ને માનવહૃદયને વ્યાકુળ વિહ્વળ કરી રહેલ અચોક્કસતા ને બિનસલામતીની લાગણીની પ્રચંડ અસરના આઘાત પ્રત્યાઘાત હિંદમાં પણ પૂરા જોરથી થઈ રહ્યા છે. પ્રજાવ્યાપી મનઃચાંચલ્ય ને હૃદયવેગની ધારા અક્ષત વેગે દોડી રહી છે. કોઈ પણ સમૂહમાં જાગૃતિ ને સંગઠનની સાથોસાથ અસ્થિરતા ને અચોક્કસતાનું ભાન થતાં એ સમૂહના દિલમાં વૈષમ્ય ને વિરોધને એકદમ વશ થઈ જવાની લાગણી જન્મે છે. હિંદી રાજકીય મહાસભા મારફત હિંદની જનશક્તિને અપૂર્વ રીતે હલાવી નાખવાની મહાત્માજીની મહાવિરાટ શક્તિએ હિંદી જનસમૂહને જાગૃત ને સંગઠિત કર્યો. દેશની પ્રાંતિક સરકારોમાં થોડીઘણી સત્તા પણ એને કારણે પ્રાપ્ત થઈ. આ જાગ્રત જનશક્તિ વેગને સંતોષે, એમની જાગેલી આંકાક્ષાઓને તૃપ્ત કરે એ જાતની પરિસ્થિતિ પૂરતા પ્રમાણમાં ન પેદા થઈ અને સંગઠન ને જાગૃતિ તો વધતાં જ જાય છે. આ સ્થિતિ ઊભી થઈ એટલે સહેજે આંતરિક અથડામણો પેદા થવા પામી. એમ તો આંતરિક અથડામણો પહેલાં પણ હતી પણ આજની મહાસભાવાદી આંતરિક અથડામણોનું સ્વરૂપ પહેલાંની અથડામણોથી જુદા પ્રકારનું છે. મહાસભામાં વિપક્ષો વચ્ચેની વર્તમાન આંતરિક અથડામણનું સ્વરૂપ અશ્રદ્ધાના કૂડા ખડક ઉપર રચાઈ રહ્યું છે. પહેલાં વત્તીઓછી ઉદ્દામ કે નવમતવાદવૃત્તિ ધરાવનાર મહાસભાવાદીઓમાં ગતિચાલનના મુદ્દા ઉપર અથડામણ હતી; આજે ધ્યેય ને હેતુઓના મુદ્દા ઉપર અથડામણો ખેંચાઈ રહી છે. આથી આજની અથડામણો વચ્ચે વિપક્ષોમાં સ્વસ્થતા નથી દેખાતી : અશ્રદ્ધા, ભય ને ફફડાટ દેખાય છે.

રાજકીય જવાબદારીનો ભાર ને પરિસ્થિતિની તાણનો વેગ વધતાં જાય છે, ત્યારે સાથોસાથ અશ્રદ્ધા વધતી જાય છે. શ્રી સુભાષબાબુના 'પ્રાગતિક પક્ષ'ના પ્રચાર અર્થે કરાયેલાં વક્તવ્યો ને ઉદ્દામવાદી મંડળના નેતા શ્રી રૉયનાં છેલ્લાં ભાષણો વાંચતાં એ વસ્તુ સાબિત થાય છે. 'પ્રાગતિક પક્ષ' ને ઉદ્દામવાદી મંડળને અને કિસાનનાયકોને મહાસભાના આજના મોવડીઓમાં વિશ્વાસ નથી. ભયાનક વિરોધ ને અશ્રદ્ધા છે. મહાસભામાં આજે વિપક્ષો વચ્ચે એક સમાન હેતુસિદ્ધિ માટેની તમન્નાભરી ભેરુદિલી ઓછી થઈ ગઈ છે ને એકબીજાને ઉડાડી દેવાના ગંભીર પ્રયાસો ચાલે છે. મહાસમિતિના ઠરાવો, બંધારણમાં અમુક જાતના ફેરફાર કરવાના પ્રયત્નો, ડાબી પાંખના મંડળોના નેતાઓનાં વક્તવ્યો—એ બધું શું બતાવે છે? એ જો કંઈ પણ વ્યક્ત કરતાં હોય તો તે મેળમિલાવટ નહિ પરંતુ આંતરિક તાણાતાણની પરિસ્થિતિ. વિપક્ષ તરફથી પોતાની નાબૂદીની આશંકાને કારણે ડાબીજમણી પાંખના હૈયામાં ફફડાટ, અચોક્કસતા ને અસહિષ્ણુતા દેખાઇ રહ્યાં છે. કટોકટી જેમ જેમ ઉગ્રતર થતી જાય છે તેમ તેમ સ્વરક્ષણના કોટ સાંકડા ને સાંકડા કરતા જવાની વૃત્તિ દરેક પક્ષમાં વધતી જાય છે. વ્યક્તિગત ધોરણે મહાસભાવાદીઓ સત્યાગ્રહ ન આદરી શકે એ જાતનો ઠરાવ કરવાના મહાસમિતિમાં વધુમતિ પક્ષના પ્રયાસ અને લઘુમતિ પક્ષની રજૂઆત કરતાં ઉદ્દામવાદી મંડળોના વિરોધમાં પરસ્પર સખત અવિશ્વાસ સિવાય બીજું કશું જોવા નથી મળતું. જે ઠરાવ સખત નિયમનને નામે પસાર કરવામાં આવતો હોય તેનો આટલો જબરો વિરોધ શાને? શું ડાબી પાંખવાળાઓ નિયમનના, આંતરિક સડાની નાબૂદી કરવાના પ્રયાસોના વિરોધીઓ છે? ના. તો નિયમનને ખાતર જ આ ઠરાવ કરવામાં આવે છે એવી જાતની મહાસભાના મોવડીઓ તરફથી કરવામાં આવેલી સ્પષ્ટ જાહેરાત છતાં વિરોધી દળ તરફથી એનો પ્રખર વિરોધ કેમ કરવામાં આવ્યો? એનું કારણ મને તો એટલું જ દેખાય છે કે ડાબી પાંખને વધુમતિ જમણી પાંખના ઇરાદામાં સ્પષ્ટ અવિશ્વાસ પેદા થયો છે; શંકા જન્મી છે. જ્યાં સાથીદારોની શુભદિલીને બદલે હેતુશંકા સહેજે જન્મતી હોય ત્યાં અથડામણ કેટલી અકળાવનારી હદે પહોંચી ગઈ હોવી જોઈએ એનો અસ્સો ખ્યાલ આથી આવી શકે છે. આ સ્થિતિમાં વધુમતિ પક્ષે એટલું જોવું જોઈતું હતું કે વર્તમાનને સમાલવાના એમના પ્રયાસમાં એઓ ભાવિને હારી ન બેસે. કારણકે આજે ગમે તે હો પરંતુ લઘુમતિને પક્ષે કાળનું ભાવિ તો છે જ. હિંદની પરિસ્થિતિ જ એટલી દુઃસહ ને વિષમ છે કે એને માટે નમ્ર પ્રયાસનો, થાગડથીગડનો વચલો માર્ગ છે જ નહિ. દુરવસ્થાની સ્થિતિ જ માણસોને અકળાવી નાખે છે. વ્યક્તિ કે સમૂહ જ્યારે સતત અકળામણના ધૂંધળા વાતાવરણમાં જીવતા હોય ત્યારે શાંત મગજે ને ધૈર્યધારણપૂર્વક વિચાર કરવો એમને માટે કઠણ થઈ પડે છે. ઉદ્દામ વિચારધારા ઉદ્દામ પરિસ્થિતિનું પ્રતીક છે. આથી આજે લાગણીની ધમધમાટભરી અથડામણો પ્રવર્તી રહી છે. વધુમતિ પક્ષે, લઘુમતિને અળગી થતી અટકાવવાના ભગીરથ પ્રયત્નો કરવા રહ્યા. લઘુમતિમાં જન્મેલી આશંકા ને અશ્રધ્ધા દૂર ન થાય તો મને તો આપણું રાજકીય ભાવિ કથળી ગયેલું લાગે છે. મને લાગે છે કે સત્યાગ્રહ કરવા સંબંધેનો ઠરાવ પસાર કરીને વધુમતિપક્ષ વધારે સંકીર્ણ થયો છે. એણે લઘુમતિ ડાબી પાંખને વધારે ઉદ્દંડ થવાનો ને એને અળગી કરી મૂકવાનો માર્ગ મોકળો કર્યો છે. આનું સીધું પરિણામ એ આવવાનું કે ડાબી પાંખવાળાઓ

વધારે મારમૂખા બનવાના, એ વધારે કેન્દ્રિત થવાના. શ્રી. સુભાષબાબુ જેવા અતિ લોકપ્રિ ને શકિતશાળી નાયક ડાબી પાંખને પ્રાપ્ત થાય છે. આપણું એ કમનસીબ છે કે એક પ બીજી પાંખને અશકત કરવાના પ્રયત્નોમાં વધારે ને વધારે શકિત ખરચતી જાય છે.

## નિયમનની શકિત ને એકતાની શકિત

મહાસભામાં વધી પડેલ અનિયંત્રિતતાને વધારે કાબુબદ્ધ કરવા માટે મહાસમિતિ વૈયકિતક સત્યાગ્રહ માટે સ્થાનિક પ્રાંતિક સમિતિઓની મંજૂરી મેળવવાનો ઠરાવ કરવ આવ્યો છે. આ ઠરાવ આજે દેશમાં ઠેરઠેર કિસાનસત્યાગ્રહો ચાલી રહેલા છે ત અંકુશમાં લાવવા માટે કરવામાં આવ્યો છે. કિસાનસભા મહાસભાની હરીફ ને વિરો સંસ્થા બને એ મહાસભા ન જ સહી શકે. પરંતુ કિસાનસભા કે એના તંત્રવા મહાસભા સામે ખડા થાય અને છતાં એઓ મહાસભાવાદીઓ તો હોય જ છે—એ ; એમનામાં કોઈ માનસવિકૃતિ ગરી ગઈ છે એટલા કારણે નહિ પરંતુ એમને જ લાગે છે કે મહાસભાવાદી પ્રધાનમંડળો કિસાનોનાં સાચાં દુઃખ દૂર કરવા તૈયાર ન ત્યારે જ એઓ સત્યાગ્રહ આદરે છે. એની મર્યાદામાં રહીને વ્યકિતનો–સમૂહનો પોતાને અન લાગતા અન્યાયનો સત્યાગ્રહી સામનો કરવાનો હકક તો ખુદ ગાંધીજીએ સ્થાપિત ક છે. કિસાન સત્યાગ્રહો એ અમુક મહાસભાવાદીઓની એ લાગણીનું પરિણામ છે. એ ઉપર પક્ષનિયમનની દૃષ્ટિએ કડક પ્રતિબંધ મૂકવાનું પગલું શિસ્તની શકિત જાળવવ દૃષ્ટિએ વ્યાજબી ભલે હોય પરંતુ સમસ્ત મહાસભાની ઐકયશકિત એનાથી વધશે ન ઘટશે. શિસ્ત વધે ને ઐકયશકિત જો ઘટવાની હોય તો એ શિસ્તની કિંમત કોડીની જાય છે. મહાસમિતિનો આ સત્યાગ્રહ વિશેનો ઠરાવ મહાસભાના અંતઃસ્થ ભંગાણ સૂચન છે. એ જેટલું જલદી સાંધી લેવાય એટલું સારું.

તા. ૭–૭–૩૯

# હિંદુમુસ્લિમ એકતા

વક્તા : રાજગોપાલાચારિયર ચક્રવર્તી
અનુવાદક : કેશવરામ કા. શાસ્ત્રી

[ ગઈ બારાંવફાતને દિવસે મહમ્મદ પેગંબરસાહેબનો જન્મદિવસ ઊજવવાને માટે મદ્રાસમાં ' મુસ્લિમ ગવર્નમેન્ટ સર્વન્ટ્સ એસોસિયેશન ' તરફથી સર મહમદ ઉસ્માનના પ્રમુખપદે એક મોટો સમારંભ ગવર્નમેન્ટ મોહમેડન કૉલેજના મકાનમાં ગોઠવવામાં આવ્યો હતો, જેમાં મદ્રાસપ્રાંતના વડાપ્રધાન શ્રી. રાજગોપાલાચારિયર વગેરે કેટલાક હિંદુ પ્રતિષ્ઠિત ગૃહસ્થોને આમંત્રણ આપવામાં આવ્યું હતું. આ પ્રસંગે શ્રી. રાજગોપાલાચારિયરે 'હિંદુમુસ્લિમ' એકતા એ વિષય ઉપર જે સચોટ અને માર્મિક વ્યાખ્યાન આપ્યું હતું તે ' હિંદુ" પત્રના તા. ૨૧-૫-૩૮ના અંકમાંથી અત્રે ઉતારવામાં આવ્યું છે —અનુવાદક]

## સાચા હિંદુની સમભાવ-ભાવના

આ પ્રસંગે મુસલમાન સિવાયના બીજાને વક્તા તરીકે આવવાનું આમંત્રણ કરનારા મુસ્લિમ ભાઈઓએ ખોટું કર્યું છે એમ નહિ કહી શકાય. જુદા જુદા સંપ્રદાય અને ધર્મોમાં થયેલા પ્રભુના પેગંબરો તરફ જેવી જાતનું માન છે, તેવી જાતનું માન ઇસ્લામમાં અને પેગંબર મહંમદમાં રાખનારા જે ઘણા હિંદુઓ છે, તેમાંનો હું પણ એક હોવાનો દાવો કરી શકું છું. મુસ્લિમો સ્વાભાવિક રીતે સર્વોત્તમ, સર્વોચ્ચ અને છેલ્લા પેગંબર તરીકે મહંમદને જુએ છે. ઘણી મોટી સંખ્યાના જે હિંદુઓ પ્રભુના જે અનેક પેગંબરો-ધર્માચાર્યો થયા છે, તેઓમાંના એક તરીકે મહમદ પેગંબરને સ્વીકારે છે, તેઓના વતી હું આ શબ્દો ઉચ્ચારું છું, એ વસ્તુ તરફ શ્રોતાઓ અવિશ્વાસની નજરે ન જુએ, એવી મારી વિનંતી છે. માત્ર મહમદ પેગંબર સાહેબના વિષયમાં આ બીજાઓ અને મુસ્લિમોની વચ્ચે આદરમાં જે કાંઈ ન્યૂનાધિકતા છે, તે મારા મુસ્લિમ ભાઈઓએ ચલાવી લેવી જોઈએ. આ ન્યૂનાધિકતા મોટા પ્રમાણમાં છે, એમ તો જરાયે માનવું ન જોઈએ. હિંદુઓ, બધા ધર્મના આચાર્યો એકસરખા આદર અને માનને પાત્ર છે, તેવું એક સરખી રીતે માની રહ્યા છે. જ્યાં સામાન્ય માનવની બુદ્ધિની પહોંચ નથી તેવા વિષયોમાં તો સરખામણી કે ગણતરીનો કોઈ પ્રશ્ન જ ઊભો થતો નથી. કેટલીક સામાન્ય બાબતોમાં યે જ્યારે કોઈ વાત અમુક હદ વટાવી જઈ રહેલી હોય છે, ત્યારે પણ હિંદુઓ તુલના કરવાના વિષયમાં કોઈ પ્રયત્ન કરતા નથી. પ્રભુ તરફના સંદેશાને લાવનાર, પછી તે ગમે તે હો, તે સામાન્ય માનવ ગણતરી અને આંકણીથી પરનો વિષય બની રહે છે. આથી જ પ્રભુ તરફનો સંદેશો લાવનાર હરકોઈ વ્યક્તિ તરફ સાચો હિંદુ જે આદર અને માન રાખી રહ્યો હોય છે, તે બે વચ્ચે ભાગ્યે જ કાંઈ ભેદ હોય છે.

## કેળવાયેલા મુસ્લિમોની ધાર્મિક ટેવો

આજે આપણે જે એકત્રિત થયા છીએ, તેવા પ્રસંગો અત્યંત સ્વાભાવિક સ્વરૂપમાં આવશ્યક છે, અને પ્રાર્થના સ્તવનોથી ગૂંજી ઊઠેલી સભાઓના કારણ રૂપે હોવા જોઈએ.

તે પ્રમાણે આજે એકત્રિત થયા તે માટે મારાં તમોને અભિનંદન છે. જ્યાંસુધી મેં જોયું છે ત્યાંસુધી માત્ર ઇસ્લામમાં જ એ જોવામાં આવે છે કે આધુનિક દષ્ટિની સંપૂર્ણ કેળવણી લીધેલી વ્યક્તિઓ પણ પારંપરિક આચાર અને કર્તવ્યોને જાળવી રાખે છે. એ તદ્દન જાણીતી વાત છે કે અર્વાચીન કેળવણી પામેલી હિંદુ વ્યક્તિઓમાંથી પારંપરિક આચારમાં માનતી હોય, તેવી વ્યક્તિઓને શોધી કાઢવી એ અઘરામાં અઘરું કાર્ય છે.

તેઓએ જૂના આચારમાંથી પોતાને અનુકૂળ પડે તેવું થોડું તારવી લીધું છે. આ યોગ્ય થયું છે કે અયોગ્ય થયું છે, તે હું કહી શકતો નથી, પણ થયું તો છે જ. મેં મુસ્લિમોના વિષયમાં તો જોયું જ છે કે ઉચ્ચમાં ઉચ્ચ કેળવણી પામેલી વ્યક્તિ પણ નિમાજનો સમય થતાં પોતે ગમે ત્યાં હોય ત્યાં પોતાની ચાદર જમીન ઉપર બિછાવી નિમાજ પઢવા લાગી હોય છે. એમ હોઈ શકે ખરું કે વધુ ચુસ્ત મુસ્લિમભાઈઓ એવી વ્યક્તિઓના વિષયમાં ફરિયાદ કરતા હોય કે એ આચાર કાંઈક અનિયમિત થતો જાય છે અને પારંપરિક આચારનું ખરા સ્વરૂપમાં અનુસરણ નથી થતું; પરંતુ તુલનાની દષ્ટિએ જોતાં મુસ્લિમોમાં છે તેના કરતાં હિંદુઓમાં આ પરિસ્થિતિ વધુ હીન દશાએ પહોંચેલી છે. પાંચ વખતની વાત જતી કરીએ, પણ મને તો નવાઈ જ લાગશે કે ઘણા હિંદુઓ પાંચ દિવસમાં તો શું પણ એક સપ્તાહમાં પ્રભુની પ્રાર્થના એકવાર પણ કરતા હોય! અલબત્ત, કદાચ એમ પણ કહેવામાં આવે કે પ્રત્યક્ષ રીતે હાથ જોડી પ્રાર્થના કરવામાં ન આવે તેથી શું, પણ મનથી તો પ્રભુની પ્રાર્થના કરી લેવામાં આવે છે! તેઓ એમ દલીલ કરશે કે માનવ, પશુ અને પક્ષીઓને જે ચાહે છે, તે ઉત્તમ પ્રકારની પ્રભુપ્રાર્થના જ કરી રહ્યો છે. અમુક ચોક્કસ વિધિ અને આચારો પાળવાનું નક્કી કર્યું, તે પૂર્વજોને જાણે કે તે જાતના ( એટલે કે જીવદયા વગેરે ) સત્ય તત્ત્વનું જ્ઞાન ન હતું, એવું કાંઈ નથી. ઉપદેશ આપનાર ધર્માચાર્યોને એ વસ્તુનું જ્ઞાન હતું. આમ છતાં તેઓને કેટલાક આચારો અમલમાં મૂકવાનું જરૂરનું જણાયું. અને ધર્મચુસ્ત લોકોને તેથી કહેવાનો હક્ક છે કે એ પરંપરાપ્રાપ્ત વિધિ અને આચારોનું પાલન કરવું યોગ્ય છે. આ વિષયમાં હિંદુઓ કરતાં મુસ્લિમો આચારપરાયણ વધુ છે, તે માટે મુસ્લિમભાઈઓને મારે અભિનંદન આપવાં જોઈએ. આધુનિક સર્વોચ્ચ કેળવણી પામેલા મુસ્લિમભાઈઓ, પોતામાં અને જૂના વિચારના મુસ્લિમભાઈઓમાં પોતપોતાના આચારના વિષયમાં કશો તફાવત નથી, તે પ્રમાણે નિમાજ પઢતા હોય, એ એક પરમ સંતોષની વાત છે. આ વસ્તુ નવી શ્રદ્ધા અને અનન્યતા જગવે છે.

આ બધી વસ્તુઓનો જ્યારે હું વિચાર કરું છું ત્યારે કહ્યા વિના ચાલતું નથી કે ઇસ્લામે આ આચારને પોતાના અનુયાયીઓમાં જીવતો રાખ્યો છે, તે જોતાં ઇસ્લામમાં કાંઈક છે ખરું. એથી ઊલટું હિંદુધર્મ જેવા ધર્મોમાં કોઈક વસ્તુએ પરંપરાપ્રાપ્ત વિધિ અને આચારોને ન માનવાની સ્થિતમાં તે તે ધર્મના અનુયાયીઓને મૂકી દીધા છે. આ દષ્ટિએ કહ્યા વિના નથી ચાલતું કે ઇસ્લામે કાંઈ એવું તત્ત્વ જાળવી રાખ્યું છે કે જેણે અર્વાચીન કેળવણીના દબાણ હેઠળ પણ જૂના આચારવિચારને જાળવી રાખ્યા છે. કાં તો તે આચારવિચારમાં સાદાઈનું તત્ત્વ છે અથવા તો ઘરની કોઈ એવી ખાસ ચાલી આવતી

કેળવણીનું એ પરિણામ છે કે જે જાતની કેળવણીનો અત્યારનાં હિંદુ કુટુંબોમાં અભાવ છે. અથવા તો કોઈ બીજું જ કારણ છે. ગમે તે હો એ વાત સાચી તો છે જ.

## દિલગીરી અને અફસોસનો વિષય

એક બીજાના ધર્મને સમજવાના, અને ધાર્મિક માન્યતામાં તફાવત હોતાં એક બીજાને ચાહતા કરવાના બધા પ્રયત્નો જેવા સફળ થવા જોઈએ તેવા સફળ થયા નથી, તે અફસોસની વાત છે. પ્રાર્થનાઓ કરવાના ખાસ વિધિના સંબંધમાં તફાવત માલૂમ પડતાં જ સૂગ બતાવી દૂર થઈ જવું એ એક સામાન્ય માનવસ્વભાવ જ ગણાય છે. આ વસ્તુની જાણ થતાં જ ઘણા દિલગીરી ભરેલા પ્રસંગો વારંવાર ઊભા થાય છે. આ જ વર્ષે મહમદ પેગંબર સાહેબનો જન્મદિન પંચાંગ પ્રમાણે આવ્યો તેમ છતાં મતભેદને કારણે કેટલાય ન ઇચ્છવા યોગ્ય બનાવો બનવા પામ્યા અને વાત એટલે સુધી પહોંચી કે મારું તેમ જ આપણા પ્રાંતના બીજા ભલા માણસોનું તે તરફ અનિચ્છાએ પણ ધ્યાન ખેંચાયું. આ વિષયમાં જો જરા વિચાર કરવામાં આવ્યો હોત તો તેમાં કશું પણ તથ્ય માલૂમ ન પડતાં નર્યું હાસ્યતત્ત્વ જ માલૂમ પડયું હોત. અમુક પ્રકારના વિધિને અમલમાં મૂકતાં એકજાતના ચાલ્યા આવતા જૂદાણમાં એકનો વધારો થતાં માત્ર વિધિના ભેદથી જ લોકો એકબીજાને ચાહવામાં નિષ્ફળ જાય, એ ભારે આશ્ચર્યનો વિષય છે. એક જ માણસનાં જુદાં નામ પાડતાં બાળકોમાં જેવો ઝઘડો થાય તેવા પ્રકારનો આ ઝઘડો છે. બચ્ચાંઓના વિષયમાં તો આનો બચાવ કરી શકાય, પણ તત્ત્વજ્ઞાનીઓના વિષયમાં તો બચાવ ન જ કરી શકાય. આમ છતાં આ ઝઘડા તત્ત્વજ્ઞ અને વિચાર કરનારાઓમાં પણ જોવામાં આવે છે; આ તો ભારે દિલગીરી અને અફસોસનો વિષય ગણાય. આ ખાતર આપણે આજના મહમદ પેગંબર સાહેબના જન્મદિનને દિવસે સૌ સાથે મળી પ્રાર્થના કરીએ કે એક પ્રભુની પ્રાર્થના કરવાની જુદી જુદી વિધિઓમાં કેળવાયેલા છતાં આપણે સૌ આપણા જીવન દરમિયાન ઉત્તમ પ્રકારની સમાધાનીએ પહોંચીએ. અનેક નિષ્ફળતા મળ્યા છતાં હજી યે આવી સમાધાનીની આપણે આશા રાખીએ જ.

## બીજા ધર્મોના અભ્યાસની આવશ્યકતા

મારો અંગત અભિપ્રાય એવો છે કે જ્યારે મનુષ્ય ઉમરલાયક થાય ત્યારે તેણે એક બીજાના ધર્મનો અભ્યાસ કરવાને માટે તૈયાર થવું જોઈએ. બચપણમાં આ વસ્તુની શકયતા નથી. તે ઉમર દરમિયાન તો એ જ જરૂરનું છે કે બચ્ચાંઓને પોતપોતાના ધર્મનું જ ખાસ શિક્ષણ આપવામાં આવે. પણ તેઓ ઉમરલાયક થાય અને બુદ્ધિ પરિપકવ થાય ત્યારે એકબીજાના ધર્મોનો પૂર્ણ સ્વરૂપે અભ્યાસ થાય તેવી અનુકૂળતા તેઓને કરી આપવામાં આવવી જોઈએ; અર્ધાં સમજેલા વિચારોને કે દ્વેષોને થવા ન દેવા જોઈએ. "બીજા ધર્મના લોકો કમનસીબ છે, પણ તેઓમાં એક ઉત્તમ પ્રકારની મહત્ત્વાકાંક્ષા તો છે જ," એમ થવું જોઈએ. હિંદના લોકોને કહેવામાં આવે છે કે તમારે ત્યાં ઘણા ધર્મો, ઘણી ભાષાઓ અને અનેક પ્રકારના રીતરિવાજો છે અને તેથી એકંદરે તમારા જેવી બીજી કમનસીબ પ્રજા કોઈ નથી; પણ ખરી વસ્તુસ્થિતિ આવી નથી; આમ હોવામાં એક

મહત્ત્વાકાંક્ષા પ્રાપ્ત કરવાનું ધ્યેય રહેલું છે. અને આ અનેક પ્રકારના રીતરિવાજોના મધ્યમાં પણ શાશ્વત સત્ય અને જીવનસૌંદર્યને જોઈ શકે, એ ભાવના છે. આ જો મળે તો એ સર્વોત્તમ વસ્તુ છે. બધા ધર્મોની એકતા થાય તેવી મહત્ત્વાકાંક્ષા પોતાની સમક્ષ રહેલી જ છે; અને તેને માટે આનંદપૂર્વક પોતે સખત કામ કરવાનું છે, એવી જાતની સાચી સમજ પામેલી, કેળવણીના ઉચ્ચ શિખરે પહોંચેલી પ્રજા એ બધા ધર્મોમાં હોય એવી મહત્ત્વાકાંક્ષા સર્વને હોય છે. જે સર્વ તકલીફો થાય છે, તે પોતાના જ દેશમાં મોટી અને અનન્ય કીર્તિને પ્રાપ્ત કરવા તરફ દોરી લઈ જતી હોય, આમ છતાં આજે એક પણ એવી વ્યક્તિ નહિ મળે કે જેને આ વિષયમાં નિરાશા કે અફસોસની લાગણીથી બોલવાનું ન હોય. કોઈ પણ વ્યક્તિ ભૂલ ખાવાની અને ઊલટું સમજવાની સ્થિતિમાં મુકાયા વિના આ વિષયમાં બોલી નહિ શકે. અત્યારે આપણે મુશ્કેલી ભરેલા સમયમાં આવી પડયા છીએ. આ જ આપણી ખાસ કમનસીબી કહો, લાભ કહો, જે કાંઇ કહો તે છે. આમ છતાં હજીયે આપણામાંના ઘણા આશા રાખી રહ્યા છીએ કે આપણે પૂર્વવત્ કાર્ય કર્યે જઈએ છીએ. જેટલું વધુ સત્ય ઉચ્ચારીએ છીએ એટલા આપણે વધુ દંભી ગણાઇએ અને એટલા બીજા વધુ ગુસ્સે થાય. જેટલું ખેંચીએ તેટલી સામી બાજુથી ખેંચતાણ વધુ થવાની, જેવી આપણી બાજુ આવવાની ઇચ્છા વિનાના કોઈ પશુને ખેંચવાથી એ સામે ખેંચાય છે તેવી. લોકોને એકત્રિત કરવાને માટે પ્રયત્ન કરીએ તો કેટલીક વાર તેઓ ઊલટાં સામાં થઈ વિભિન્ન થઈ જાય છે. પણ કેટલીક વાર જો રાશ ઢીલી મૂકવામાં આવે છે તો લોકો જોડાઈ જાય તેવું બની જાય છે. પશુઓના સંપર્કમાં આવેલી વ્યક્તિ આ વસ્તુ વધુ સમજી શકશે. માણસ પણ એ જ જાતના સ્વભાવનો છે. વાંચવા લખવામાં એ આગળ વધ્યો હોય, પણ ઐંજિક ઉષ્ણ વૃત્તિઓમાં તો તે પશુ સમાન જ છે. પશુની જેમ મનુષ્યને પણ ક્ષુધા, ક્રોધ, અને ક્રૂરતા છે. આપણે આશા રાખીએ કે હિંદીઓ બધા એકત્ર થાય. આવા સાર્વદેશિક ઉત્સવોમાં ભિન્નભિન્ન કોમો એકઠી મળી શકે અને એકબીજાને વધુ સારી રીતે સમજી શકે, અને જ્યારે ઝઘડા અને સાંસારિક દ્વેષભાવને સ્થાને પ્રાર્થના અને માનથી વાતાવરણ ભરચક થઈ ગયું હોય ત્યારે જુદા પડી તેઓ વધુ લાભ ઉઠાવી શકે. સરકારી નોકરોએ આજે આ જે ઉજવણી યોજી છે, તે માટે તેથી અભિનંદન આપ્યા વિના મારાથી રહી શકાતું નથી. હું આશા રાખું છું કે તમોએ બીજી કોમની ઘણી વ્યક્તિઓને આમંત્રણ આપ્યાં હશે. આ પ્રસંગ મળે છે, તેનો સદુપયોગ કરવાનું ચૂકવું ન જોઈએ. આમાં આટલું પણ જો બીજાઓને આમંત્રણ આપવાનું ઔદાર્ય બતાવવામાં આવ્યું છે, તો હવે ભવિષ્યમાં બીજી કોમોના પણ જે શુભ પ્રસંગો આવે તેમાં પણ પરસ્પર તે ઔદાર્ય જાળવવામાં પ્રમાદ ન કરવો જોઈએ.

## ગેરસમજૂતી દૂર કરવાનો પ્રયત્ન કરો

મારાથી બની શક્યું છે તેટલો મહમદ પેગંબર સાહેબના જીવન અને ઉપદેશનો અભ્યાસ કરવા પ્રયત્ન કર્યો છે. મારી ઇચ્છા છે, તેટલા પ્રમાણમાં હું ઇસ્લામના સિદ્ધાંતોનો સંપૂર્ણપણે અભ્યાસ નથી કરી શકયો, છતાં ઇસ્લામ તરફ માન અને આદર રાખનારો એક અભ્યાસક થવાનો તો પ્રયત્ન કર્યો જ છે. હિંદુધર્મનો પણ ઘણો અભ્યાસ

તો હું કરી શકયો યે નથી. હજી યે મેં મારા મિત્રોમાંના ઘણાને જોયા છે કે જેઓ સદ્‌મુસ્લિમો છે અને જેઓએ વર્ષો પૂર્વેથી આ વિષયમાં મારે વિશે વ્યાજબી વલણને જાગ્રત કરેલું છે. આજથી અઢાર વર્ષ ઉપર જ્યારે હું જેલમાં હતો ત્યારે મારી પડોશમાં એ ચુસ્ત મુસ્લિમ ભાઈઓ મારા સાથી તરીકે હતા. તેઓએ મને કુરાને શરીફનો એક સારો અનુવાદ આપ્યો અને મને તદ્વિષયક શિક્ષણ આપ્યું, જેને હું આજ પણ ભૂલી શકું તેમ નથી. હિંદના કેટલાક લોકો પેગંબર સાહેબના વિષયમાં ખૂબ ઊલટું સમજેલા છે. આ વિષયમાં ઘણું કાર્ય કરવાની જરૂર છે. કેટલાક લોકો પેગંબર સાહેબના હાર્દને બરોબર સમજી નથી શકયા, તે વિષયમાં તો જરા જેટલી પણ શંકા નથી; કેમકે એમ ન હોય તો કેટલુંક ખરાબ સાહિત્ય પ્રચારમાં આવ્યું છે, તે જન્મ જ પામી શકયું ન હોત. આ વિષયમાં આપણે ઝઘડવાની જરૂર નથી, પણ આપણી ફરજ છે કે તેની ચોખવટ કરી નાખવી જોઈએ. જેઓને ઊલટું સમજાયું છે તેવા વર્ગના ગુના જ શોધવાને બદલે સમજાવીને સુધારીને, અને પ્રજાને સત્યનું દર્શન કરાવીને વસ્તુને સત્ય સ્વરૂપમાં રજૂ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. આ જગતમાં દરેક વસ્તુમાં અન્યથા સમજ થવાનો સંભવ છે અને તેમ થવું દૂરના દેશોમાં જુદા વાતાવરણ અને જુદા સમયમાં થયેલા લોકોના વિષયમાં સ્વાભાવિક છે. તે તે પદાર્થોના સમપ્રમાણની ખરી સમજ ન આવી શકી હોય અને તેથી બીજા દેશનાં પ્રજાજન કરતાં ઊંચા છીએ તેવી જાતની લાગણી પ્રવર્તતી હોય. સ્થાન, સમય અને વાતાવરણના તફાવતને લીધે આ થવા પામે છે. પેગંબર સાહેબ આજથી ૧૪૦૦ વરસ ઉપર થઈ ગયા; એને ઘણો સમય વ્યતીત થઈ ગયો છે. તેઓ હિંદ કરતાં જુદા જ પ્રકારના દેશમાં વસતા હતા. આથી કરીને જુદી જ પરંપરામાં અને જગતના વિકાસના સમયમાં તદ્દન જુદા જ સમયમાં ઊછરેલી હિંદની પ્રજા સરલતાથી પેગંબર સાહેબના અરબસ્તાનમાંના જીવનને બરોબર સમજી શકે નહિ. આથી કરીને અન્યથા થયેલી સમજને કેટલીક હદ સુધી તો મુસ્લિમભાઈઓએ ચલાવી લેવી જોઈએ. આ માટે પ્રજાને કેળવણી આપવી જોઈએ અને ઊલટી સમજને દૂર કરવાનો યત્ન કરવો જોઈએ. આપણે પારસ્પરિક આદર બતાવીને તેવા આદરને ઉત્તરોત્તર વિકસિત કરીશું. મહમંદ પેગંબર સાહેબ અને ઈસ્લામનાં અભ્યાસ, સમજ અને વલણને વિશે હિંદુઓ માન અને આદર બતાવતા હોય તો તેમાં જરા જેટલી પણ શંકાને સ્થાન નથી કે હિંદુઓ જે વસ્તુઓ તરફ પૂજ્યભાવની દૃષ્ટિ રાખતા હોય તેના તરફ મુસ્લિમભાઈઓ તેટલું જ માન અને આદર બતાવશે જ. યોગ્ય અભ્યાસથી આમ ઘણું મેળવી શકાશે. આથી જ કોલેજોમાં તેવા અભ્યાસને તેમ જ કૉલેજની બહાર કેળવાયેલાં કુટુંબોમાં પણ બીજા ધર્મોના અભ્યાસને ઉત્તેજન આપવાનો વિચાર હું પસંદ કરું છું. તમારા જેવા સરકારી નોકરોને પોતાની પાછળ મોટાં કુટુંબોની દેખરેખ રાખવાનું પડયું છે. આ કુટુંબીજનોને ઉચ્ચ પ્રકારની સાંસ્કૃતિક પદ્ધતિએ ઉછેરવાનું તેમ જ છોકરાંઓને તેઓ રાતદિવસ જે બીજા લોકો સાથે રહે છે, તેઓના ધર્મનું પોતાના ધર્મ ઉપરાંત યોગ્ય જ્ઞાન આપવાની સરળતા કરી આપવાની તમારી ફરજ છે. આ જ વસ્તુ હું મુસ્લિમ હોઉં તો હિંદુઓ સમક્ષ રજૂ કરવા ચાહું છું.

હું તમોને એવું જણાવવા ચાહું છું કે એવા ઘણા હિંદુઓ અત્યારે પણ છે કે જેઓને પેગંબર સાહેબને માટે, મુસ્લિમભાઈઓને માન અને આદર છે તેટલાં જ માન

અને આદર છે. તમે આ વિષયમાં ગમે તેટલું ઊલટું સાંભળતા હો છતાં આ વિષયમાં આશા રાખો અને માનો કે ઊલટી કહેવાતી વસ્તુમાં વધુ પડતું છે જ. અત્યારે સાચી સમજવાળાની સંખ્યા વધતી ચાલી છે. હવે આ સમજનો જમાનો આવ્યો છે; મુશ્કેલીઓ હોવા છતાં યે સારી સમજનો આ યુગ આવ્યો જ છે.

## શહેનશાહ અકબરને અંજલિ

હિંદના ઇતિહાસમાં એવી કેટલી યે પળોને આપણે ગુમાવી છે કે જે વખતે હિંદમાં વસતી પ્રજા–પ્રજા વચ્ચેની સંપૂર્ણ એકતા જ નહિ, સંપૂર્ણ સમજ પ્રાપ્ત કરી શકાઈ હોત. તેવા કેટલાએ મુસ્લિમ રાજવીઓ થઈ ગયા છે કે જેઓએ આ વિષયમાં ખૂબ પ્રયત્ન કર્યા પણ નિષ્ફળ ગયા. તેઓ કોઈ સામાન્ય પોચા કે નિકૃષ્ટ માનવી નહોતા; તેઓ મહાન પુરુષો હતા. પણ આપણાં એવાં દુર્ભાગ્ય કે તેઓએ સંપૂર્ણ સમજદારી સ્થાપવાની ઇચ્છા કરી પણ તે સ્થાપવામાં તેઓ સફળ થયા નહિ. તમારામાંના ઘણા દિલ્હી ગયા હશે કે નહિ તે હું જાણતો નથી, પણ જો ત્યાં જાઓ અને એ મહાન શહેનશાહોના મુકરબા જુઓ તો મને જે પ્રકારની લાગણી થઈ છે, તેવી ન થાય તેવું ન બને. હું અકબરના મુકરબાની યાદ અત્રે ખાસ આપવા ચાહું છું. ત્યાં જતાં તે ભવ્ય શાંતિ અને ગંભીરતાના વાતાવરણમાં પ્રત્યેકને એવું થયા વિના નહિ રહે કે એ મહાન આત્માએ પુષ્કળ પ્રયત્ન, કર્યો પણ પારસ્પરિક સાચી સમજ સ્થાપવામાં નિષ્ફળતા મેળવી. હું જ્યારે જ્યારે દિલ્હીમાં અકબરના મુકરબાની મુલાકાતે ગયો છું, ત્યારે ત્યારે અનેક વાર મને આ જાતની લાગણી થઈ આવી છે કે 'સર્વધર્મની પરિષદ મેળવવાને માટે આ સ્થાન કેવું ભવ્ય છે! આ સ્થાન એટલું મોટું છે કે દુનિયાના સમગ્ર ધર્મોના પ્રતિનિધિઓ અહીં એકઠા થઈ શકે. અરે, સ્થાન એટલું વિશાળ છે કે આખી મહાસભાની બેઠક ત્યાં ગોઠવી શકાય. આવી પરિષદને યોગ્ય શાંત સ્થળ આ છે, એમાં ફેર નથી; પણ એ બધા મારા શેખચલ્લીના વિચારો! આવી વસ્તુને અમલમાં મૂકાયેલી જોવાનું ભાગ્ય ક્યાંથી? કદાચ કોઈક દિવસે એ વસ્તુ પ્રાપ્ત થાય ખરી!'

આવા તો ત્યાં ઘણા ભવ્ય મુકરબા અને બીજાં સ્થાનો છે કે જેમાં મને આવા પ્રકારના વિચાર થઈ આવ્યા છે. મુસ્લિમભાઈઓ હજી પણ એવું માને કે એક દિવસે એ શક્ય બનશે કે હિંદ ઇસ્લામનું એક સૌથી મહાન સ્થાન બનશે, અને સાથેસાથ તેજસ્વી માણસો બધા મહાન ધર્મોના તરફ જે આદર અને માનથી જુએ છે, તે પ્રમાણે જ ઇસ્લામ તરફ આદરભાવથી નિહાળશે. હવે એવો પણ સમય આવી લાગશે કે જ્યારે આપણે અત્યારનાં તોફાનો, મુસ્કેલીઓ, વહેમો અને ટંટાઓને ભૂલી જઈશું. જો લોકોને શ્રદ્ધા હોય તો જરૂર આ વસ્તુ પ્રાપ્ત થશે.

આપણે એવી જાતની કલ્પના યે ન કરવી જોઈએ કે યુગો થયાં એક ખાસ પ્રકારની જે સંસ્કૃતિમાં હિંદુઓ ઊછર્યા છે, તેને તેઓ છોડી દેશે. તેઓ એવા પ્રકારના તત્ત્વજ્ઞાનમાં ઊછર્યા છે કે જેણે તેઓને પોતાના ધર્મ અને પોતાની માન્યતામાં ચુસ્ત બનાવી દીધા છે. વસ્તુઓ તરફનું તેઓનું દૃષ્ટિબિંદુ ઘણા જુદા પ્રકારનું છે કે જેને મુસ્લિમો પોતાની દૃષ્ટિએ જુએ તો તેવા પ્રકારનું જ જુએ. અમુક પ્રકારની પૂજા કે

ભક્તિ હિંદુઓ કરે છે, તે વિષયમાં ક્રિશ્ચિયન પાદરીઓને સમજવામાં ભૂલ કરતાં મેં અનેક વાર જોયા છે. આ વિષયમાં થયેલી ભૂલ માટે માત્ર મુસ્લિમભાઈઓ જ ગુનેગાર ગણાય તેમ નથી. પૂજનને માટે અમુક જ પ્રકારના સ્વરૂપને નક્કી કર્યા પછી હિંદુઓ તેને આદર અને ધર્મની ઉચ્ચમાં ઉચ્ચ માત્રાએ જઈ પૂજી શકે છે. આમાં એટલો બધો તફાવત રહેલો છે કે પાદરીઓ તેને બરોબર રીતે સમજી ન શકે. પણ મુસ્લિમભાઈઓને તો હવે આ વસ્તુનું બરોબર જ્ઞાન થવું જ જોઈએ; કેમકે ક્રિશ્ચિયન પાદરીઓ કરતાં ઘણા લાંબા સમયથી મુસ્લિમભાઈઓ હિંદુઓની સાથે રહેતા આવ્યા છે; અને તેથી સમજવાને શક્તિમાન થવું જોઈએ. હિંદમાં મુસ્લિમભાઈઓ હિંદુઓને બરોબર સમજે છે, તેવું જોવાને માટે હું બહુ આતુર છું. પછી જો હિંદુઓ મુસ્લિમભાઈઓના હૃદયને ન સમજે તો બધો વાંક હું હિંદુઓ ઉપર મૂકવાને તૈયાર છું. મુસ્લિમભાઈઓના હૃદયને સમજવાનું હિંદુઓને માટે વધુ સરળ છે; કેમકે હિંદુઓમાં અનેક પ્રકારના પેટા ધર્મો અને ફિરકાઓ છે અને ઈશ્વરપ્રાપ્તિના અનેક ભિન્ન પ્રકારો હોઈ શકે છે, તેવી માન્યતામાં ઊછરવાનું થયું છે. આથી જ તેઓ મુસ્લિમભાઈઓના હૃદયને પકડી શકશે. પરંતુ મુસ્લિમભાઈઓને કદાચ એમ કરવું મુશ્કેલી ભરેલું બને છે; કેમકે પ્રાર્થનાના પ્રકારના વિષયમાં તેઓના ઉપર ઘોખંડી શિસ્ત લાદવામાં આવી છે. આમ છતાં જુદા જુદા દેશોમાં વસ્તુઓ જુદી જુદી રીતે ખીલે છે. મને જરા જેટલી પણ શંકા નથી કે અરબસ્તાનમાંનો એક વિદ્વાન મુસ્લિમ હિંદમાંના વિદ્વાન મુસ્લિમ કરતાં કેટલેય જુદો પડે છે, તે જ રીતે ઈરાનમાંનો એક વિદ્વાન મુસ્લિમ બીજા દેશના વિદ્વાન મુસ્લિમથી ક્યાંય જુદો પડે છે. તેઓની આસપાસ તદ્દન ભિન્ન પ્રકારની સંસ્કૃતિ છે. તે સંસ્કૃતિ શ્રદ્ધાને દૂષિત કરતી નથી, પરંતુ સમજ વધુ વિસ્તૃત બનાવે છે. આ દૃષ્ટિએ કેળવાયેલા મુસ્લિમભાઈઓ, જેનાથી આખરે સુખશાંતિ મળે તેવી દિશામાં હિંદમાંના મુસ્લિમભાઈઓને દોરી લઈ જઈ શકે. જૂના જમાનાના મોલવીઓ ઉપર આ બધું ન છોડી દો. હું એ વસ્તુને પસંદ કરું છું કે હાલના કેળવાયેલા મુસ્લિમભાઈઓ બીજી પ્રજાને ઈસ્લામ ધર્મના વિષયમાં સમજૂતી અને પ્રકાશ પાડવાના કાર્યમાં બહુ જાગરુક ભાગ લે, કે જેથી અત્યાર સુધી હતી તેના કરતાં યે આપણા દેશમાં વધુ સારા પ્રકારની સમજ ( અને એકદિલી ) મેળવી શકીએ.

## પ્રેમ અને સમભાવનો સંદેશ

પેગંબર સાહેબનું જીવન, જે પ્રદેશમાં પ્રેમ અને સમભાવ નહોતો ત્યાં તેમણે પ્રેમ અને સમભાવ વિસ્તાર્યો તેનો સંદેશો, પોતાની આસપાસનાં માનવકાર્યોને જે રીતે વેગ આપ્યો અને આખા યુરોપને વિશે વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનનો પુષ્કળ પ્રચાર એકદમ કરી આપ્યો તેવા પ્રકારની સંસ્કૃતિને જે રીતે હાથ આપ્યો તે રીત, આ સર્વને આપણે વિચારવાનો આ પ્રસંગ છે. જગતને જે વસ્તુની અત્યંત આવશ્યકતા હતી તે વસ્તુ આખા જગતમાં ફેલાવવાને અને સંગૃહીત કરવાને શક્તિમાન થાય તેવા સશક્ત જ્ઞાનને પેગંબર સાહેબે જે વહીથી વિસ્તાર્યું તે વહીમાં અને ઈસ્લામમાં કાંઈક વસ્તુ જરૂર છે.

# કોલસામાંથી પેટ્રોલિયમ

[ વિજ્ઞાનની એક અજબસિદ્ધિ ]

પંચકાન્ત ર. શાહ
બી. એસસી., એ. એમ. આઈ. ઈ. ટી.

કોલસામાંથી પેટ્રોલિયમ પેદા કરવાની શોધની સફળતા—વ્યવહારુ દૃષ્ટિએ—વીસમી સદીના વિજ્ઞાનની એક મહાન સિદ્ધિ છે. ડૉ. બર્જિયસ નામના જર્મન રસાયણશાસ્ત્રીની એ શોધ છે. એ શોધની ઉપયોગિતા જેવી તેવી નથી.

રસાયણશાસ્ત્ર પર કોલસાની કૃપા મોટી છે. કોલસામાંથી જગતને જે મળ્યું છે તે કદાચ બીજા કોઈ પદાર્થમાંથી નહિ મળ્યું હોય. બજારમાં મળતી મોંઘી દવાઓ, ફોટોગ્રાફીના રસાયણો, દિલ બહેલાવનારી સુગંધો, આંખને આંજી નાંખતી તરેહવાર રંગની છાયાઓ, સાકરથી સોગણી સ્વાદદાર સૅક્કરીન ખાંડ, વગેરે અનેક વસ્તુઓ, જેનાં નામ લખતાં પાર આવે તેમ નથી, એ સર્વેની વંશપત્રિકા જો તૈયાર કરવામાં આવે તો તેના આદિપુરુષ કોલસાદેવને મૂકવા પડશે. કોલસાને કુબેરભંડારી કહેવામાં આવે તો તેમાં જરાય અતિશયોક્તિ નથી.

કોલસામાંથી પેટ્રોલિયમ ઉત્પન્ન કરવાની શોધ તો નવી છે. એ શોધનો ઔદ્યોગિક ઉપયોગ પૂરા પ્રમાણમાં હજુ નથી થયો. પણ એ થશે એ વાતમાં સહેજ પણ શંકાને સ્થાન નથી. એ શોધનો વિકાસ કરવા માટે જગત તૈયાર છે. એમાં જગતને સ્વાર્થ છે, એમાં જગતને રસ છે. જે થોડાં વર્ષો પહેલાં સ્વપ્ન હતું તે હવે સિદ્ધ થયું છે. પેટ્રોલિયમના કૂવાઓ પર લોભી આંખ રાખવાની પછી જરૂર નહિ રહે. જ્યાં કોલસો છે ત્યાં આપોઆપ જ પેટ્રોલિયમ બનાવવાનાં કારખાનાં ઊભાં થશે.

અને નજીકના ભવિષ્યમાં, એમ પણ કલ્પના કરવી અવાસ્તવિક નથી કે જગત પર ઘણે ઠેકાણે ઘન બળતણને બદલે પ્રવાહી બળતણ વપરાશે. કોલસો જગત પર અખૂટ પડયો પાથર્યો છે. વિજ્ઞાનના હાથે એ ખજાનાનો ઉપયોગ એવો ઉત્તમ થશે કે જગતને વિજ્ઞાન પ્રત્યે મહાન આદર ઉત્પન્ન થશે.

કોલસાનાં રાસાયણિક સ્વરૂપનાં મુખ્ય અંગો તરીકે કાર્બન અને હાઈડ્રોજન, અને ઑક્સિજન અને નાઈટ્રોજનનાં જુદાં જુદાં સંયોગિત સ્વરૂપો માલૂમ પડયાં છે. એ સંયોગિત સ્વરૂપો કેવાં છે એ બરોબર જણાઈ શક્યું નથી કારણકે એમનું દર્શન થતાં પહેલાં જ એમના ટુકડા પડી જાય છે. ખનિજ કોલસામાં ખૂબ દબાણે હાઈડ્રોજન દાખલ કરવાથી એ કોલસાનું સ્વરૂપ પ્રવાહી બને છે એ ડૉ. બર્જિયસની શોધ છે.

ડૉ. બર્જિયસની શોધનો પૂરેપૂરો ઉપયોગ કરવા દરેક દેશ આતુર છે. ૧૯૨૭માં એક બ્રિટિશ ફર્મે આ સાહસ માથે લીધું; બ્રિટિશ સરકારે પણ એમાં ખૂબ રસ લીધો અને પૂરતું ઉત્તેજન આપ્યું. રોજના દસ ટન કોલસાનો ઉપયોગ કરી શકે એવો નાનકડો પ્લેન્ટ શરૂઆતમાં ડરહામમાં આવેલા બિલિંગહામ નામના ગામમાં નાંખવામાં આવ્યો અને એ પ્રયત્ન સફળ થતાં ૧૯૩૩માં મોટા સ્વરૂપમાં પ્લેન્ટ તૈયાર કરવામાં આવ્યો.

હવે તો દર વર્ષે એક લાખ ટન જેટલું પેટ્રોલિયમ બનાવવામાં આવે છે અને તેને માટે પાંચ લાખ ટન જેટલો કોલસો જરૂરનો છે.

આ પદ્ધતિને કોલસાની 'હાઈડ્રોજન પ્રોસેસ' કહે છે. એની સફળતા યોગ્ય ઉષ્ણતામાન, યોગ્ય દબાણ અને યોગ્ય પ્રકારનું પેટ્રોલિયમ મળી શકે તેટલા જ સમયનો ઉપયોગ, એટલી વસ્તુઓમાં રહેલી છે. તેલમાં કાલવેલા કોલસાની અંદર અત્યંત દબાણે હાઈડ્રોજન પસાર કરવાથી (અલબત્ત યોગ્ય પ્રોત્સાહક–Catalyst–ની હાજરીમાં) કોલસામાંથી પેટ્રોલિયમ ઉત્પન્ન થઈ શકે છે. દર ચોરસ ઈંચે ચાર લાખ રતલ જેટલું ભયંકર દબાણ આપવું પડે છે અને તે પણ પ્રોત્સાહક હાજર હોય તો જ શકય થઈ રહે! તેના વગર કોલસામાંથી પેટ્રોલિયમનું ટીપું પણ તૈયાર ન થાય!

'પ્રોત્સાહક' એટલે શું તેનો ઉલ્લેખ કરવો આવશ્યક લાગે છે. કેટલાક વિદ્યાર્થીઓને વાંચતા કરવા માટે 'પરીક્ષા'નું નામ બસ થઈ પડે છે. એ લોકો એવા હોય છે કે પરીક્ષા ન હોય તો વાંચે જ નહિ. ત્યારે એમના સંબંધમાં 'પરીક્ષા' એ પ્રોત્સાહક વસ્તુ છે. પરીક્ષા લેવાય કે નહિ તે જુદી વાત છે પણ પરીક્ષાનું નામ દેવાથી જ તેઓ વાંચતા થઈ શકશે. એવી રીતે રસાયણશાસ્ત્રમાં પણ બને છે. ઓક્સિજનની બનાવટમાં પણ આવા પ્રોત્સાહકની જરૂર પડે છે. પોટાશિયમ ક્લોરેટમાંથી એને બનાવવામાં આવે છે. હવે પોટાશિયમ ક્લોરેટને જો એમને એમજ ગરમ કરીએ તો ઓક્સિજન ઉત્પન્ન થવા માટે જ ખૂબ વખત લાગે; સખત તાપ થાય ત્યારે જ અંદરથી ઓક્સિજન છૂટો પડે. પણ જો અંદર મેંગેનીઝ ડાયોક્સાઈડ ઉમેરવામાં આવે તો તરત જ ઓક્સિજન ઉત્પન્ન થવાનો. આમ મેંગેનીઝ ડાયોક્સાઈડ ઓક્સિજનની બનાવટમાં પ્રોત્સાહક તરીકે કામ કરે છે.

પ્રોત્સાહકોની શોધ ઘણી વાર અકસ્માતને જ આભારી હોય છે. જર્મનીમાં બેડિશ વર્કસ (Badishe Works)માં રસાયણશાસ્ત્રીઓ બનાવટી ગળી તૈયાર કરવાનો પ્રયત્ન કરતા હતા તે વખતની આ વાત છે. બનાવટી ગળી બનાવવાની એમની રીત પુસ્તકો પ્રમાણે બધી બરાબર હતી પણ કેમે કરી ગળી તૈયાર થતી ન હતી. ખૂબ તાપ વધાર્યો, ખૂબ દબાણ ઉત્પન્ન કર્યું પણ ગળી બને જ નહિ. આનું કારણ સમજાતું ન હતું! રસાયણશાસ્ત્રીઓ તો નિરાશ થઈ ગયેલા. પ્રયત્ન તો ચાલુ જ હતો પણ એવામાં એક અકસ્માત બન્યો. રસાયણશાસ્ત્રીએ એક છોકરાને થર્મોમિટર વાંચવાનું કહ્યું. છોકરો તો ગભરાઈ ગયો. ઉતાવળમાં એણે થર્મોમિટર ભાંગી નાંખ્યું અને પારો સીધો જ રસાયણો વચ્ચે જઈને પડ્યો! રસાયણશાસ્ત્રીને લાગ્યું કે બધી મહેનત નવેસરથી કરવી પડશે પણ એવામાં ચમત્કાર બન્યો. બનાવટી ગળી માટે જોઈતો પદાર્થ તરત જ બની ગયો! આમ 'પારો' અહીં પ્રોત્સાહક બન્યો!

આવા 'પ્રોત્સાહકો' વગર રસાયણક્રિયા અશકય બને છે. પ્રોત્સાહક માત્ર પોતાની હાજરીથી જ રસાયણક્રિયાને વેગ આપે છે. એ ક્રિયામાં ભાગ લેતો નથી. શરૂઆતમાં અને છેવટે, એ તો જેવો હોય છે તેવો જ કાયમ રહે છે.

એ પ્રમાણે કોલસામાંથી પેટ્રોલિયમ બનાવવા માટે પ્રોત્સાહક ખાસ આવશ્યક છે. એ પ્રોત્સાહક હવે મળી ગયો છે અને જગતમાં કોલસામાંથી પેટ્રોલિયમ બનાવવાનાં કારખાનાં ટૂંક સમયમાં ખડાં થઈ જશે એમ લાગે છે.

# રાજેસરની દેરીઓને

પ્રેમશંકર હ. ભટ્ટ

પહોર મધરાતના! ઘસઘસાટ ત્યાં ઘોરતી
અઘોર ઉર નિંદને સકલ ચેતના સૃષ્ટિની!
ન્હણે જરીક કોર ફીક્કી નભખોળલો ખૂંદતી
રહે ઝબકી ચંદ્રની, અગણ પાળીયા દેરીઓ
અડીખમ ઉભાં કંઇ; કંઈ પડૂં પડૂં થૈ ટકે.
મહાજન અનેક ને શુરવીરો, સતી, ભક્તના
પ્રતીક અવશેષમાં જરીક થાક લેવા ઉભા,!

ઉભા યુગ અનંતથી!
અઘોર અધરાત વેળ ચિર શાંતિ ભેંકાર શી
અને પવન આમતેમ ભટકી કરે કોકની
યથા વિફલ શોધ એમ ખખડાવતો પાંદડાં
સૂકાં તરુ તણાં : કદીક નિજ તીવ્ર સૂરાવટે
કરે ઘૂવડ ચીબરી પડ મસાણનું જાગતું!
કદીક પવને ફૂંકાઇ અડધી જલેલી ચિતા
જલે જરીક જોરથી, જલી ગયેલથી રાખનો
ભીંસાય ભરડો ઉનો ધરતીની પરે કારમો!

મને ત્યમ છતાં પસંદ બસ એ નિશૂન્ય સ્થળ!
નિશૂન્ય કહું કેમ જ્યાં વર પડોશી આવા વસે?
અમંગલ મનાય જ્યાં જવું અમસ્થું ત્યાં છેવટે
હરેક વિરમે, અહો, ન વિધિ કેરું વૈચિત્ર્ય એ?

હમેશ કિનખાબ જાજમ પરે ફરે પાય ને
રહે શિર પરે જ છત્ર, બસ વ્યકિત તેવી મહા
અને જીવન પોષવા તરફડી મરે જે જનો
ભૂખ્યાં, નગન, દીન, હીન સહુ સાથરે ધૂળના
સમાન બની પોઢતાં : અહીં ન વિશ્વકૌટિલ્ય કે

અસંખ્ય છળ, દ્વેષ, દંભ, મદ, સ્વાર્થ, મોહાંધતા,
બિછાવી શકતી ન રે, કદિય ઝાળ ઝેરીલી ત્યાં !
સદા ધખતી ભઠ્ઠી ત્યાં જગતની બની ઈન્ધન
ચિંતા સળગતી મહીં સળગી શાંતિને પામતી !

મને સ્થળ પસંદ આ નવ પરંતુ એ કારણે !
કહું સ્થળ પસંદ કાં ? કહી શકાય શે કારણો ?
ન કાર્ય કદિ સંભવે વગર કારણે વિશ્વમાં ?
સુસ્પષ્ટ સહુ કારણો પણ ન જન્મ કાં કાર્યનો ?
વિચિત્ર ગણજો, ગણો અકલ ઘેલછા સ્વમની,
છતાં સ્થળ પસંદ એ ! . . . . . . . . .

અનેક વરસો પરે ધુસરક્ષુબ્ધ સંધ્યા સમે,
કદીક ઘણુ પાદરે રીડ સુણી ગ્રહી હાથમાં
પડેલ હથિયારને; નવજુવાન દોડી હશે
ઝુઝયો : ઝુઝી ઝુઝી હશે રુધિર નીંગળતું તન
સુરક્ષણ જ કાજ નિર્બળ તણા ખપાવ્યું અહીં.

સુરંગ ઘરચોળું પ્હેરી રૂપસુંદરી કોક ત્યાં
જતાં જ અહ—નંદવાઈ નિજ કંકણો, સ્વામીને
'અનેક ભવ અગ્નિસાક્ષી પથ જીંદગીનો પૂરો
કરીશ' વચનોનું બંધન વિછોડીને જે ઘડી,
અદીઠ પથ મૃત્યુનો નિરખી ખૂંદતા; તુર્ત જ
પળંત નિજ સ્વામી પૂંઠળ; ન સાક્ષી, સાથે લઈ
ચિતાઅગન; ઉત્સવે પળતી હોય તેવાં ધરી
સુમાંગલિક વસ્ત્ર, પીયળ, ગુલાલ ને અક્ષત !
હશે જ શરમાળ કો કુળવધૂ બનીને સતી,
કુટુંબ, પુર, અંતમાં ઉચરતી જ અદ્વૈતની
—કથા પરમ સ્નેહની—શતસહસ્ર જીહ્વા થકી !

કદીક જન ગામના ડમરી ધૂળની દૂરથી
નિહાળી ઉડતી અને પડઘી અશ્વની ગાજતી
સુણી, બનત બાવરા; નિજની માલમત્તા અને
સલામત બચાવી જીવ ભયત્રસ્ત નાઠા હશે !
સલામત સુરક્ષવા નિજનું રંક કર્તવ્ય કો,

હશે પરમ ભક્ત મંદિર વિશે ઉભો ભાવથી,
કરી સ્મરણ ઈશુનું પદ જડી દઈ આસને !
અને ‘મૂરત તોડી ફોડી ધન સંગ્રહો સામટું’
વદી તૂટી પડ્યું હશે અબલ એ શિરે ધાડિયું !

પ્રચંડ પુરુષાર્થ, પ્રેમ, બલિદાન વાભવ્યની
કથા અગનઝાળ, સિંધુર અને પડી પત્થરે !
રહે ગજવી કાલદેવ નિજ અંગુલિથી મહો
સુભવ્ય ગત ભૂતકાલ અહીં–આ ભૂમિમાં સદા !

અનંત સ્મરણો તણા ગહન ઝંકૃતિના સૂરો
ધરી મજ ગરીબ આ તન વિશે જ રાચી રહું !
સદા બલિ બની જવું અબલ રક્ષવા પૌરુષે,
અને પ્રભુ અનાદિથી અધિક પ્રેમગાથા તથા
સ્વધર્મ મહીં મૃત્યુ ઈષ્ટ સમ મંત્ર ઉચ્ચોચ્ચના
ધખંત ઈતિહાસથી લઘુક ચેતનાની કણી
ગ્રહી, મલકું આ સ્થળે; પરમ ધન્ય જેની ધરા !*



* હળવદનું રાજેસર નામક અગણિત ખાંભીઓ અને દેરીઓવાળું સ્મશાન જોઈને.

# શિવાલય

મૂળ લેખક: શ્રી અસમંજ મુખોપાધ્યાય
અનુવાદક : રોપણ દયાળજી ઘેલાણી

૧

એક દિવસે સાંજના, પાડામાં શ્રીરામ ઘોષને ઘેર સંધ્યાઆરતી તથા શંખધ્વનિના અવાજને ઢાંકી દેતો કજિયાનો કકળાટ જાગી ઊઠ્યો.

કલહ પિતા અને પુત્ર વચ્ચે હતો. કલહનું કારણ શ્રીરામનો પહેલો તેમજ છેલ્લો —એકનો એક પુત્ર—શિવનાથ આજ સાત સાત મહિના થયા બકુલહાટની સ્કૂલમાં માસ્તરની નોકરી કરી ત્રીસ રૂપિયાનો મહિનો કમાતો હતો. પણ આજસુધીમાં સાત પૈસા પણ તેણે બાપના હાથમાં મૂક્યા નહોતા તે હતું. પણ આજનો કજિયો રોજના કજિયા કરતાં કાંઈક વધુ ગંભીર હતો.

વૃદ્ધ શ્રીરામને ગુસ્સો આવે એ તદ્દન સ્વાભાવિક હતું. કારણકે આ એકના એક પુત્રને પોતાની અત્યંત ગરીબ અવસ્થા છતાં હજાર અભાવ અને જરૂરિયાતોની અવગણના કરી તણાઈને ખરચ કરી આઈ. એ. સુધી તેણે ભણાવ્યો હતો. અને નજીકમાં જ બકુલહાટ ગામના જમીનદારને ઘેર બેચાર વાર પગે ચાલી, ધક્કા ખાઈ, એક રીતે જમીનદાર મહાશયને પાયે પગે પડી, વિનવી, એમની સ્કૂલમાં એને નોકરી અપાવી હતી. શ્રીરામના મનમાં બહુ મોટી આશા હતી કે તેના દુઃખથી ચાલતા દરિદ્રસંસારમાં શિવનાથની કમાણીનું ધન ઘણાં દુઃખો દૂર કરશે. પણ પરિણામ જુદું જ આવ્યું. શિવનાથ જે ત્રીસ રૂપિયા કમાતો હતો તે ત્રીસ દિવસની અંદર જ કપડાંલત્તાંમાં, ફરવા હરવામાં, આમોદ-પ્રમોદમાં અને વિલાસમાં ઉડાડી નાંખતો હતો. ગરીબઘરનો છોકરો હોવા છતાં, તે વર્તણુકમાં મોટા માણસના છોકરાની માફક રહેવા માગતો હતો તેથી જ ચાર ધોતિયાંને બદલે એને તેર ધોતિયાં, જાતજાતનાં વીસેક અંગરખાં, ચારપાંચ જોડી પગરખાં, લાકડી, ચશ્મા, રીસ્ટવૉચ, ત્રણેક ફાઉન્ટન પેન, ક્રીમ, કેસ્ટર ઑઈલ, ટૂથબ્રશ, હેરબ્રશ, સ્નો, ટૉર્ચ, થરમૉસ, ફ્લાસ્ક વગેરેથી તે સર્વદા વિંટળાયેલો જ રહેતો. આ સિવાય દરેક શનિ અને રવિવારે ઈન્ટર ક્લાસની ટિકિટ ખરીદી ૩૦ માઈલ છેટે આવેલ કલકત્તા જવું અને સિનેમા વગેરે જોવાં આ બધું તેને જરૂર જરૂર જોઈએ. તે ઉપરાંત હેરકટીંગ, રેસ્ટોરાં, ટ્રામ, મોટરબસ, પોતાના ગામની ક્લબ, લાયબ્રેરી વગેરે વગેરે તો હોય જ. તેથી ત્રીસ રૂપિયા તો શું, પણ રાજા દક્ષપ્રજાપતિનું રાજ મળે તોપણ તેનો માસિકખર્ચ કાઢી શિવુ પોતાના દરિદ્ર પિતાને એક પૈસો પણ મદદ કરી શકત કે નહિ, એ શંકા પડતું હતું.

પણ શ્રીરામ—મૂર્ખ શ્રીરામ—વૃદ્ધ શ્રીરામ—મગજ ચસકેલો શ્રીરામ પોતાના પુત્રની આવી વર્તણુકને એકદમ અન્યાય ભરેલી, ગેરવાજબી છે એવું આજ દિવસ સુધી કહેતો

આવતો નહતો અને સાતસાત મહિનાના એક સામટા દુઃખ અને ગ્લાનિની વરાળને સહિષ્ણુતાના આવરણ નીચે ઢાંકી રાખી હતી તે આવરણ આજ એકદમ ઝાટકી નાખી ગુસ્સાથી લગભગ ગાંડા જેવો થઈ જઈ બરાડા પાડી ગર્જી ઊઠયો અને બોલ્યો: "હમણાં જ ચાલ્યો જા અહીંથી હરામખોર, પાજી! નિમકહરામ સ્ટુપીડ કયાંકનો, ચાલ નીકળ અહીંથી. જા તારું કાળુ કર!"

બન્ને વચ્ચેની બોલાચાલી જ્યારે હદ વટાવી ગઈ ત્યારે શ્રીરામની વિધવા બહેન સુખદાએ આવીને ગુસ્સાથી થરથર કાંપતા ભાઈને પરાણે ખેંચી ઘરમાં લાવી બેસાડયો. અને પોતાની પુત્રી બાતાસીને ખાખા સારુ એક ચલમ તમાકુની ભરી લાવવા કહ્યું. પુત્ર ઉપરનો ગુસ્સો ભગિની ઉપર ઠાલવતો શ્રીરામ ડાચિયું ભરીને બોલ્યો: "એ કયાંથી તમાકુ ભરી લાવશે? મારી પાસે પૈસા હતા કે તમાકુ લાવી શકું? આખા દિવસમાં એક ચલમ તમાકુની પણ આ હાયવરાળમાં હું પી શકયો છું?"

કન્યા તરફ જોઈ સુખદાએ કહ્યું: "તારો મોટોભાઈ (શિવનાથ) જે સીગરેટ પીએ છે તેમાંથી એક પેલા ઓરડામાંથી લઈ આવ જોઉં બહેન."

શ્રીરામ કૂદીને ઊભો થઈ ગયો અને ત્રાડ મારી બોલ્યો: "એ સુવરની ચીજને હું—તું જા બાતાસી, તારું કામ કર. જા."

ફળિયાના એક ખૂણામાં શિવુ હજુ નિશ્ચલ જડવત્ ઊભો હતો. તેના એક હાથમાં નેતરની છડી અને બીજા હાથમાં ટોર્ચ, પગમાં ક્રોકોડાઇલ લેધરનાં સેન્ડલ, શરીર ઉપર પોપલીનનો પંજાબી ઝભ્ભો. સાંજની ચા પી લીધી પછી તે પોતાની અને મિત્રોની 'કાર્તિકપુર વિજલી કલબ' તરફ જતો હતો—બરાબર તે જ વખતે ઉપલી આફત તેના પર આવી પડી.

શિવુએ ડેલીના દરવાજા પાસે અંધારામાં ઝાંખાં દેખાતાં ફણસના ઝાડ તરફ પોતાના હાથમાંની ટૉર્ચ એક વાર તાકી અને તેનું બટન દબાવ્યું. પછી હાથમાંની સોટીના છેડા વતી ફળિયાની જમીન ઉપર બેચાર વાર ઠક, ઠક ઠોકયું, પછી ફળિયામાં થોડી વાર આમ તેમ આંટા માર્યા અને છેવટે સીસોટી વગાડતો વગાડતો હાથમાંની સોટીને આંગળાંઓની વચ્ચે ગોળ ફેરવતો ફેરવતો 'કાર્તિકપુર વિજલી કલબ' તરફ જવા બહાર નીકળી પડયો.

## ૨

એ જ મહિનામાં શિવુનો હવાઈ કિલ્લો તૂટી પડયો—એટલે કે બકુલહાટ હાઈસ્કૂલની એની નોકરી જતી રહી.

બકુલહાટ જમીનદારના ઘરમાં જે વચલો ભાઈ હતો તે બહુ જ વિચક્ષણ પ્રકૃતિનો અને વિચારપરાયણ હતો. શિવુ તેના દરિદ્ર—ગરીબ—પિતાને એક પૈસો પણ આપતો નથી એટલું જ નહિ, પણ પોતાની બધી કમાણી વિલાસ અને બાબુગીરી કરવામાં આડે રસ્તે ખરચી નાંખે છે એ વાત ઘણી વખત તેને કાને આવી હતી. તેણે બેત્રણ મહિના પહેલાં જ હેડમાસ્તર મારફત શિવુને જણાવી પણ દીધું હતું કે શ્રીરામને કાંઈક મદદ અને

રહેત મળશે એવું સમજીને જ તેને સ્કૂલમાં નોકરી રાખવામાં આવ્યો હતો. જો તે શ્રીરામને કાંઈ આપશે નહિ તો તેની આ સ્કૂલની નોકરી ટકી શકશે નહિ. આટલી ચેતવણી આપ્યા છતાં પણ જ્યારે ઉપલી ઘટના તેને કાને આવી ત્યારે તરત જ તેમણે તેને કાઢી મૂકવાની વ્યવસ્થા કરી દીધી અને તેને પરિણામે આજ શિવુની અવસ્થા 'યથા પૂર્વં તથા પરં' થઈ ગઈ.

એટલે શિવુએ નિશ્ચય કર્યો કે તેણે હવે કાર્તિકપુરમાં રહેવું નહિ, કલકત્તા ચાલ્યું જવું. કલકત્તે જતાં પૈસાનો શો ટોટો ? જે મૂર્ખ હોય, બબૂચક હોય, ભોટમામા હોય, અક્કલના ઓથમીર હોય, મોં પર બેઠેલી માંખ ઉડાડી શકતા નહોય, તેવા જ કલકત્તા જેવા શહેરમાં જઈને પણ કાંઈ ઉપાર્જન કરી શકે નહિ. બાકી, કલકત્તામાં તો પૈસા હવામાં ઊડયા જ કરે છે–ફક્ત એને હવામાંથી પકડી લેવાની જ વાર–આ વાત ચોક્કસ છે–તદ્દન સાચી છે. એ કાંઈ ખાલી મોઢાની વાતો કે ગપાટા નથી જ. તેણે પોતાના એક ખાસ મિત્ર ગૌરને કહ્યું: "ચાલ ગૌર, કલકત્તા જઈએ. આ કાર્તિકપુરમાં શું સુખ બળ્યું છે કે અહીં પડયો રહે છે ? ચાલ આવીશ ?"

"હા આવીશ."

બન્ને મિત્રો વચ્ચે તે પછી ઘણી વાતો, વિચારો, આલોચનાઓ, તર્કવિતર્ક, સલાહ પરામર્ષ ચાલ્યાં. કલકત્તે જઈ બન્ને મિત્રો જે ધન કમાશે તેનાથી સુખની–ખાતર સુખની જ હવા–તેમને રાતદિવસ ઘેરીને વહેવા માંડશે, વગેરે વિચારોના શેખચલ્લીનાં સ્વપ્નાંમાં જ બન્ને જણ મશગુલ થઈ ગયા અને તુરતમાં જ કલકત્તે જવાનો એક શુભ દિવસ પણ નક્કી કરી નાંખ્યો.

તેમના વિદાય થવાના માનમાં 'વિજળી કલબ'માં 'ફીસ્ટ'ની ગોઠવણ થઈ. ખીચડી. તળેલાં ઈંડાં, તળેલાં સૂરણ, બટાટાની કાચરી, આમળાંની ચટણી, બટાટાવડાં અને એવું એવું બીજું. પણ.

'ફીસ્ટ'ને દિવસે સમીસાંજ પહેલાં જ ધમાલ ચાલવા માંડી. કાંઈ સાધારણ વાત નહિ, લગભગ વીસ જણ મેમ્બર હતા. ચોખા, દાળ, ઈંડાં, બટાટા, વેંગણ, મરી, મસાલો, રાઈ, મેથી, મરચાં, હળદર, તેલ, ઘી, મીઠું, કડાઈ, ટોપ, દેગડાં, કેળની પાતલો, બળતણ–વગેરે નાનાં પ્રકારનાં સાધનો આવવા લાગ્યાં. તે ઉપરાંત પાન, સીગરેટ અને બીજું પણ કાંઈ કાંઈ હતું.

સાંજ પછી હીરાલાલ એક મોટો પ્રસ્તાવ મૂકી બેઠો. તે બોલ્યો: "ખીચડી સાથે બકરાનું ગોસ હોત તો સારો મેળ ખાત. સ્વાદની મજા ઓર આવત." પ્રસ્તાવ થતાં જ બધાએ તેનું સમર્થન કર્યું. ત્યારે બધા વચ્ચે થોડી વાર મંત્રણા ચાલી અને તુરત જ નક્કી થયું કે ગોપાલ વાઘીના, ગામને છેડે આવેલા ઘરના તબેલામાં, તેનું જે એક સફેદ બકરીનું બચ્ચું છે તે, તેના ઘરની પાછલી બાજુએ આવેલા તેલી તળાવની પાળ ઉપરથી થઈ ઘરમાં દાખલ થઈ ગુપચૂપ લઈ આવવું. ચેંચાટ કરે નહિ એટલા ખાતર તેનું મોં બાંધી રાખવું—વગેરે વગેરે.

વખતસર ગોપાલ વાગ્દીનું સફેદ બકરીનું બચ્ચું અને એક ખાંડું આવી પહોંચ્યાં. વખતસર બલિદાન અપાઈ રંધાઈ પણ ગયું. નટવર બોલ્યોઃ "આપણે તો ભાઈ એ ગોસ્ ફ્રેસ લેવાના નથી. આપણે એ ખાતા નથી. હું બલિદાનની 'અગેન્સ્ટ'માં છું."

શિવુ સિગરેટનો ધુમાડો મોઢામાંથી છોડી દેતો બોલ્યોઃ "આ બલિદાનમાં કાંઈ દોષ નથી. આ કાંઈ દેવતા કે દેવી પાસે બલિદાન નથી. આમાં તો પશુનો પ્રાણ જેવો છે તેવો જ રહેશે; આપણે તેને અડીશું પણ નહિ. 'ન જાયતે મ્રિયતે' ચ 'નૈનં છિંદંતિ શસ્ત્રાણિ'-લાભમાં એટલું જ કે એકદમ ધર્માનુસાર રીતથી ફક્ત પશુનું માંસ જ વચમાંથી ખવાઇ જવાશે."

સુરેન્દ્ર બોલ્યોઃ "આ નટુ નાનપણમાં બકરીનું દૂધ પી ઉછરીને મોટો થયો છે તેથી બકરાંની જાત ઉપર તેનું હેત ઢોળાઈ પડે છે. મુરઘીનું બલિદાન આપો તો મને લાગે છે કે એમાં એ જરા ય વાંધો લેશે નહિ."

ગૌર બોલ્યોઃ "એમ નથી રે ભાઈ એમ નથી. કૃષ્ણગંજના ગોસ્વામી (વૈષ્ણવ વૈરાગી જેઓ મત્સ્ય માંસ ખાતા નથી) ને ઘેર એની સગાઈ થવાની છે તેથી પ્રથમથી જ નિરામિષ થવાની રીહર્સલ આપી આ બધી તૈયારીઓ કરવામાં આવે છે."

અગ્નિની નાની ચિણગારીમાંથી જેમ અગ્નિનો એક મોટો ભડકો થઈ ઊઠે, સૂક્ષ્માતિસૂક્ષ્મ એક છિદ્ર હોય તો જેમ તેમાંથી પાણી જઈ મોટી નૌકા જળથી સંપૂર્ણ ભરાઇ ડૂબી જાય છે, તેમ આ સાધારણ વાત મોટા કજિયાનું નિમિત્ત થઈ પડી અને નટવર સાથે બીજા બધાંનું તુમુલ વાગ્યુદ્ધ મોટા કલહમાં પરિણમ્યું. કજિયો વધી પડ્યો. અરધા કલાક પહેલાં જેવું કોઈએ સ્વપ્ને પણ ધાર્યું નહોતું તેવું અરધા કલાકમાં જ બની ગયું. ગજબ થઈ ગયો. નાટકના દૃશ્યના એકદમ છેલ્લા પ્રવેશમાં જેમ કોઈ ટ્રેજડીનો દેખાવ આવે તેમ કલહ જ્યારે સંપૂર્ણ ઉગ્ર માત્રા ઉપર આવી પહોંચ્યો ત્યારે શિવુ નટવરને ગળામાંથી પકડી ધક્કો મારી બહાર હાંકી કાઢતો બોલ્યોઃ "ગેટ આઉટ યુ રાસ્કલ!" નટવરને અંગ્રેજીનું તો એટલું બધું જ્ઞાન ન હોવાથી તે સામું તેટલા જ જુસ્સાથી પોતાનું તેજ બતાવી શક્યો નહિ. અતિશય ક્રોધના આવેશમાં તે કલબનું મકાન છોડી ચાલ્યો ગયો.

હીરાલાલ બોલ્યો : "મને લાગે છે કે એ કાંઈક પણ નવું પ્રકરણ જગાવશે."

સુરેન્દ્ર બોલ્યો : "કરશે સસલાનું શીંગડું. બીજું શું એના બાપનું કપાળ કરશે!"

શિવુ બોલ્યો : "ગૌર, એને 'ફૉલો' કરીને જો તો ખરો એ ક્યાં જાય છે?"

ગૌર એક કૂદકે ઊઠી બહાર નીકળ્યો. લગભગ એક કલાક પછી પાછો આવી તેણે ગુપચૂપ જે ખબર બધાને કહી તેથી ક્ષણભર તો કોઈના મોંઢામાંથી કાંઈ પણ શબ્દ નીકળી શક્યો નહિ. બધા નિસ્તેજ બની ગયા. એકેક મિનિટ પછી શિવુ બોલ્યો : "હેં! તેણે આજ રાતે જ એ ગોપાળ વાગ્દીને પોલીસ ચોકીમાં લઈ જઈ..."

પ્રફુલ્લે સલાહ આપી : "ત્યારે તો દારોગાને સાથે લઈ આવી મુદ્દામાલ સાથે... ચાલો આપણે એક કામ કરીએ. જલદી જલદી બધા ખાઈ પી પરવારી હાડકાં આંતરડાં બધાં ફેંકી દઈ એકદમ ઉપાધિ વગરના થઈ..."

તેને બોલતો વચમાં અટકાવી શિવુ બોલ્યો : "સબૂર ! એમ કાંઈ બચાવી શકાશે નહિ. બકરું મારેલું, રાંધેલું, ખાધેલું બધું પુરવાર થયા વગર રહી શકે તેમ નથી. આ જુઓને પાસે જ આપણો મહા મહાશત્રુ વદુ મોડેલ રહે છે તે જરૂર સાક્ષી આપશે અને નટવર તો છે જ એટલે બધું પુરવાર થતાં જરા પણ હરકત આવશે નહિ."

શિવુની વાત સાંભળતાં બધાના ચહેરા ઉપર ચિંતાની છાપ પડેલી જણાઈ. શિવુ બોલ્યો : "બેત્રણ શીશી 'કોબરા બ્લેક' કયાંથી મળી શકશે ?"

બેત્રણ જણા બોલી ઊઠયા: "જરૂર મળી શકશે."

"જલદી લઈ આવો. અને સાથે સાથે એક બ્રશ પણ."

થોડી વારમાં કોબરા બ્લેક આવી હાજર થયું. બ્રશ પણ આવ્યું. બધાએ તે પછી ભોજનકાર્ય સમાપ્ત કર્યું અને તે પછી થોડી વારે સહુ પોતપોતાને ઘેર ચાલ્યા ગયા. અજીઠી પાતલો હાડકાં વગેરે જ્યાં હતાં ત્યાંના ત્યાં જ પડી રહ્યાં.

મોડી રાત પછી ત્રણચાર ચોકીદારોએ 'બિજલી કલબ'ના મેમ્બરોને ઘેર દોડાદોડી કરી તેમને બોલાવવા માંડયા. ગામની નજીકના પોલીસ થાણામાંથી દારોગા મહાશય આવ્યા છે, એમના સામે ગોપાળ વાગ્દીનું બકરું ચોરી જવાના કેસની 'ઈન્કવાયરી' થશે.

તે જ મોડી રાતે 'કલબ'ના જ મકાનમાં દારોગાની ઈન્કવાયરી બેઠી. એક એક અજીઠી પાતલમાં બકરાંના હાડકાં વગેરે જોઈ દારોગા મહાશય બોલ્યા: "મને લાગે છે કે તમે બધાએ બહુ જ સરસ પાર્ટી કરી છે."

શિવુ બોલ્યો : "જી, કાંઈ ખાસ સરસ જેવું તો કહેવાય નહિ. ખીચડી અને બકરાનું ગોસ જ માત્ર હતાં."

બહારના વરંડામાં ફરિયાદી ગોપાલ વાગ્દી, નટવર; અને ગોપાલના પાડોશીઓમાંનો નંદપાલ અને આ તરફ કલબના પાડોશીઓમાંનો વદુ મોડેલ હસતે મુખડે બેઠા હતા.

શિવુએ આગળ ચલાવ્યું : "વચમાં વચમાં બીજું તો કાંઈ નહિ પણ આ પ્રમાણે, જરાતરા મોજમજાહ કરવામાં આવે છે."

"ખોટું નથી, ગામમાં બકરાંનો તો કાંઈ ટોટો નથી—સાંજ પછી અંધારું થતાં મોઢું બાંધી બકરું ખેંચી લાવવાની જ વાર. ત્યારે આ વખતે ગોપાળ વાગ્દીનો વારો આવી ગયો કેમ ?–તેનું સફેદ બકરું, કેમ—"

"સમજી શકાતું નથી, આપ શું કહો છો."

"હું એમ કહું છું કે ગોપાળના સફેદ બકરાને ચોરી લઈ આવી આ વખતે ફીસ્ટ કરવામાં આવી છે, ખરું ?"

"ગોપાળનું—સફેદ બકરું ! કાંઈ કહેવાય નહિ. અમે તો ગઈ કાલે બજારમાંથી એક કાળું બકરું ખરીદી લાવ્યા હતા. સસ્તામાં એટલે કે લગભગ નવ પાવલાંની અંદર મળ્યું તેથી તો—"

"કાળું બકરું? ઉતારેલ ચામડી તમે ચોક્કસ ફેંકી દીધી હશે કેમ?"

"જી ના. એમ ચામડી ફેંકી દેવાય કાંઈ? એના કાંઈ નહિ તો પાંચ છ આના જરૂર ઊપજશે સાહેબ. આ પેલી ભીંતે ખીંટી પર લટકાવેલી પડી છે, જુઓ."

દારોગાએ તે તરફ તાકીને જોયું. ફરિયાદી ગોપાળ વાગ્દી અને તેની તરફના બધા સાક્ષીઓએ પણ તે તરફ નજર ફેરવી જોઈને બધા હેબતાઈ જ ગયા.

તે પછી આગળ 'એન્કવાયરી' લાંબી ચાલી નહિ. દારોગાએ રિપોર્ટ લખ્યો— કેસ ખોટો છે–સફેદ બકરું પુરવાર થયું નથી. કાળું પુરવાર થયું છે. ગોપાળ વાગ્દી ઉપર દારોગો બહુ જ ક્રોધે ભરાયો અને તેને ગાળો આપતો આપતો ગાડાની છત્રી નીચે જઈને બેઠો. તેના ગયા પછી શિવુએ બધાને કહ્યું: "કોળરા બ્લેક લગાડી ચામડીને જો 'પેન્ટ' કરી ન નાંખી હોત તો આપણને બધાને કાંઈક ભોગ ભોગવવા પડત."

ગૌર એકદમ ટેસમાં આવી ગયો. તેણે ગાયું:

"તવ ચરણ તળે હૃદય મારું
ચઢાય ન્હેંચાવા-મધુરરાતે—"

## ૩

કલકત્તામાં આહીરીટોલામાં આવેલા એક ઘરની ડેલી પાસે જઈ એક યુવક થોડી વાર ઊભો રહ્યો. પછી ઘર તરફ સારી રીતે એક વાર નજર કરી લઈ ડેલીની સાંકળ ખખડાવવા લાગ્યો. અંદરથી ડેલી ખોલી દેવામાં આવતાં તે યુવકે અંદર દાખલ થઈ પૂછ્યું: "આ શું ૭૫ નંબરનું ઘર! વામાચરણ મિત્ર અહીં રહે છે?"

"હા, તે મારા માસા થાય. બોલાવી લાવું? લ્યો બોલાવું, પધારો આપ બેઠકખાનામાં બેસો."

પાંચેક મિનિટ પછી માસામહાશય શ્રીયુત વામાચરણ મિત્રે આવનાર યુવકની પાસે આવી પૂછ્યું: "આપને શું કામ છે?"

"આપનું કાંઈ ખોવાયું છે?"

"ખોવાયું છે? હા ખોવાયું છે ને શું. મારી શુધબુધ બધી ખોવાઈ છે. એક દીકરો માંદો છે. તેની માવજત ચાકરીમાં મારો પ્રાણ કંઠે આવ્યો છે અને આ બધી દુર્ભાવના-દુઃખનો વિચાર કરતાં કરતાં મારી શુધબુધ પણ—"

"આજે આપે કોઈ ચીજ ખોઈ છે? કોઈ કાગળ પત્ર કે કોઈ ટિકિટ જેવું કાંઈ?"

"હા, ટ્રામની એક 'મન્થલી' ટિકિટ આજ મેં ગુમાવી છે ખરી સાહેબ. માથાનું તો નથી કાંઈ ઠેકાણું. ગુમાવું એમાં નવાઈ પણ શી છે કહો ભલા? મળી છે આપને! બહુ જ ઉપકાર થયો. ધન્યવાદ આપને. આપ ક્યાંથી આવો છો? ટ્રામભાડું આપી દઉં આપને, ઘણા જ ધન્યવાદ, ઘણા જ ધન્યવાદ."

"ટ્રામભાડું હું લઈશ નહિ. અને આપની ટિકિટ મને જડી આવી તે આપને દેવા આવું એમાં ઉપકાર જેવું હું કશું ય માનતો નથી. એ તો મારી ફરજ; એ ન

"વિશ્વાસ આવતો નથી એમ ને ? તે ખરું છે. વિશ્વાસ ન આવે એવું જ છે. જે તરા શીખી હળદરને ગાંઠિયે ગાંધી થઈ જ્યોતિષીનો ધંધો ચલાવી, પેટ ભરવા ખાતર સેંકડો માણસો જ્યોતિષી તરીકે આજકાલ ઉભરાઈ નીકળ્યા છે. જ્યાં જુઓ ત્યાં જ્યોતિષીનાં સાઈનબોર્ડો ઢગલેબંધ જણાય છે. એમાં 'સુક્કા ભેગું લીલું' પણ બળી જ છે. આટલા ખાતર તો મિત્રમહાશય, મેં આ વિદ્યાને ઠીક ધંધા તરીકે પ્રાધાન્ય આપ્યું નથી. જ્યોતિષીની હરામખોરીની વાતો કાંઈ નવી નથી. એ બધા વાતો હવે જૂની થઈ ગઈ છે. 'વસુમતિ'માં વચ્ચેવચ્ચે કેટલીએ વાતો હું વાંચું છું."

"તેથી જ તો મારું કહેવું છે કે જ્યોતિષવિદ્યા જરૂર સાચી છે. અને પ્રત્યક્ષ શીઘ્ર ફળદાતા અને કાર્યકરી પણ છે, પણ—"

"જવા દો એ વાત. આપના પણબણથી હું ડરું તેમ નથી. જો હું આપને આ ઘડીએ જ ખાતરી કરાવી આપું તો ? વારુ, આપને આ પુત્ર સિવાય બીજો પુત્ર પણ છે ને ? તે હમણાં ઘરમાં બેઠો બેઠો શું કરે છે તે હું કહી આપું."

શ્રીયુત વામાચરણ મિત્ર મહાશય હી હી હી અવાજ કરી જરા હસીને બોલ્યા: "પુત્ર મારો એ એક જ છે, જે હાલ બિમાર છે. પુત્ર એક જ, પુત્રી પણ એક જ તેનાં લગ્ન પણ થઈ ગયાં છે. તે બાલીગંજ રહે છે."

"આપના જમાઈનું નામ શું ? તેની નામરાશિની આપને ખબર છે? આપની પુત્રીની નામરાશિ કઈ છે ?"

"પુત્રીની નામરાશિ છે વૃશ્ચિક. તેનું નામ સુરબાલા. જમાઈનું નામ કેતકી મોહન તેની જન્મરાશિ ઘણું કરીને ધનરાશિ છે."

ગજવામાંથી ફાઉન્ટન પેન બહાર કાઢી નોટબુકનાં કોરાં પાનાંમાં પાંચછ મિનિટ સુધી આંકડા માંડી, લખી, કાંઈક ગણતરી જેવું કરતો આંગળીના વેઢા ગણતો શિબુ થોડીવાર ચૂપ રહ્યો અને તે પછી માથું ઊંચું કરી બોલ્યો: "હવે તમે જુઓ, સાચી ગણતરીનું ફળ કેટલું સાચું આવે છે તે. બરાબર આ જ વખતે આપનો જમાઈ કોઈ એક માણસ પાસેથી કાંઈક ખરીદે છે."

"શું ખરીદે છે ?"

"ચાલુ સંજોગોમાં એ સવાલનો જવાબ બરાબર આપી શકાય તેમ નથી. તોપણ કોઈ પણ જાતની ચોપડી કે પુસ્તક, અથવા સાદીકલમ, પેનસીલ એનસીલ, અથવા તો લખવા વાંચવા સંબંધી એવું જ કાંઈ હોવું જોઈએ. કાલ સવારે કોઈ માણસને ત્યાં મોકલી મારી આ વાતની પરીક્ષા કરી જોજો ને. હું વળી આવતી કાલે આ વખતે ફરીથી આવી જઈશ."

ઉત્સાહમાં આવી જઈ મિત્રમહાશય બોલ્યા: "કાલ શા માટે ? મારે ત્યાં પણ ફોન છે, એમને ત્યાં પણ ફોન છે. હમણાં જ આપણે ખાત્રી કરી શકશું."

મિત્રમહાશયે ઊઠી ઊભા થઈ રીસીવર હાથમાં લીધું: "હલો, સાઉથ થ્રી કાઈવ નોર નાઈન. કોણ કેતકી ?"

"હાં."

"હું આહીરીટોલાથી વાત કરું છું. તમે હમણાં શું કરો છો?"

"આજ કરેલા ખરચનો હિસાબ લખું છું."

"કેટલીક વારથી હિસાબ લખો છો?"

"આ હમણાં જ લખવા બેસતો હતો. થોડીક બંગાલી ચોપડીઓ ખરીદ કરી–હમણાં જ–તેનું ખરચ લખવાનું હતું."

"કઈ કઈ ચોપડી ખરીદી?"

"બંગાળી વાર્તાની ચોપડીઓ એક છોકરો વેચવા આવ્યો હતો. તેની પાસેથી આઠેક ચોપડીઓ તારવી કાઢી રાખીઃ 'સુવર્ણલતા' '૭૦૨' 'યુગધર્મ' 'શ્રીગૌરાંગ' અને એવી એવી બીજી."

મહાવિસ્મય પામી મિત્રમહાશયે રીસીવર ટેલિફોન પર પાછું રાખી દીધું અને શિવુ પાસે આવીને બેઠા. તે પછી બીજી અહીંતહીંની થોડી વાતો, ગપાટા ચાલ્યા પછી શિવુ બોલ્યોઃ "કુપિત ગ્રહની શાંતિ કરવા જતાં વધુમાં વધુ પચાસેક રૂપિયાનું ખરચ થાય તેમ છે. મને પોતાને તમારે કાંઈ આપવું પડશે નહિ. કારણ મારો આ કાંઈ ખાસ ધંધો નથી. વિદ્યા શીખ્યો છું અને તે બહાને કોઈના ઉપર ઉપકાર થઈ શકે તો એ જ મારે મન મોટો લાભ છે; મારું આવતા જન્મનું તે ભથ્થું. પણ આટલું તો હું ભાર દઈને કહી શકું છું કે ગ્રહની શાંતિ થતાં જ આપના પુત્રની તબિયત સુધરવા માંડશે."

"ત્યારે પચાસ રૂપિયા હમણાં જ આપને આપવા પડશે ખરું?"

"જી, હા; અને છોકરાના હાથ ઉપરનું એક માદળિયું કે એક વીંટી—જે તે રોજ પહેરતો—વાપરતો હોય, તે સોનાની હોવી જોઈએ. એ વીંટી કે માદળિયું હું અંતર્ધાવન શુદ્ધિ કરી ત્રીજે દિવસે પાછી આપી જઈશ. તે જ દિવસે તે તેને પાછી પહેરાવી દેવી પડશે."

"અંતર્ધાવન શુદ્ધિ વળી શું?"

"એ આપ સમજી શકશો નહિ. એ તંત્રશાસ્ત્રમાં વર્ણવેલી એક ખાસ ક્રિયા છે."

બીજી પણ બેચાર વાતો, બેચાર ઉપદેશ, બેચાર પ્રશ્નો, બેચાર જવાબો પછી, દશદશ રૂપિયાની પાંચ નોટો અને એક સોનાની વીંટી લઈ શિવુ મિત્રમહાશયની રજા લઈ રવાના થયો.

## ૪

"ગૌર?"

"જી, હુજુર."

"અરે, પેલી ચોપડી તેણે ખરીદી નહિ ખરું?"

"કઈ ચોપડી?"

"અરે પેલી 'ચુંબન–તેની શક્તિ અને તેનો પ્રયોગવિધિ.' જમાઈરાજ જરા જૂના વિચારના જણાય છે, નહિ તો આ ચોપડી જ પહેલાં ખરીદાવી જોઈતી હતી. ચોપડી આ દેશમાં જેણે છપાવી છે, તેને એકવાર નજરોનજર જોવાનુ–મળવાનું મન થાય છે. તે બધાની શાબાશીને પાત્ર છે. ચાલ જવા દે એ વાત. ચાલ જોઈએ, આ નાકા પરની ચોકસીની દુકાને જઈ વીંટીની સદ્‌ગતિ કરી આવીએ."

"સદ્‌ગતિ કરી આવીએ?"

"હાં."

"ચાલ જઈએ, પણ એ પ્રમાણે પૈસા પેદા કરવાનો ધંધો કેટલા દિવસ ચાલશે એ હું પૂછું છું."

"શું કરીએ બોલ! નોકરીના બજારની તો તને ખબર છે! કોઈ પણ રીતે ત્યારે ખરચ તો ચલાવવું જોઈએ ને?"

"સાંભળ શિવુ, તું મારી અક્કલ પ્રમાણે એક વાર ચાલ. આપણે બન્ને જણ કાંઈક મહેનત મજૂરી કરી કોઈ એક નાનોસૂનો ધંધો શરૂ કરી દઈએ."

નાકા પરની દુકાન સવારના પહોરમાં ખોલી ચોકસી મહાશય અંદર બેસી ઘણું કરી મનમાં મનમાં કાંઈ નામજપ કરતા હતા. રેલીંગથી ચારે બાજુએથી ઘેરાયેલી અંદરની થોડી જગ્યામાં તેનો કારીગર ખુરામાં રહેલા દેવતાને ધમણવતી ફૂંકતો ફૂંકતો ગણગણ કરતો કૃષ્ણના નામની એકાદ ભજનની કડી ગાતો હતો. શિવુ ગૌરને સાથે લઈ દુકાનમાં દાખલ થયો અને ગઈકાલે આહીરીટોલાના મિત્રમહાશય પાસેથી 'અંતર્ધાવન–શુદ્ધિ' કરવાને લાવેલી પેલી સોનાની વીંટી ચોકસી મહાશયના હાથમાં મૂકી બોલ્યો: "આ વેચવી છે."

થોડીક વારને માટે નામજપ બંધ રાખી, ચોકસી મહાશય પોતાની ઝીણી તીક્ષ્ણ નજરથી ધારીધારીને વીંટી જોવા લાગ્યા. શિવુ અને ગૌર એની સામે પડેલી બે ખુરસીઓ ઉપર બેસી ગયા. ચોકસી મહાશય બોલ્યા: "બહુ જ હલકી જણાય છે. ગાળ્યા સિવાય કાંઈ બરાબર સમજ પડશે નહિ." એમ કહી અંદરની રેલીંગના ગાળામાંથી તેમણે વીંટી કારીગર કાલિપદના હાથમાં મૂકી અને કહ્યું: "ગાળી નાખ." કૃષ્ણ નામની ભજનની કડી તુરતને માટે બોલવી બંધ રાખી કાલીપદે વીંટી હાથમાં લીધી અને તેને એક નાની કુલડીમાં મૂકી તે ખૂરા પર ચડાવી ધમણ વતી ખૂબ જોરથી ધમવા લાગ્યો. અગ્નિના સખત તાપથી વીંટી ગળીને સોનું થઈ ગઈ પણ ભક્ત કાલિપદના હૃદયમાં જામેલી હરિ–ભક્તિ એ તાપના જોરથી જરા પણ ગળી નહિ. પણ વધુ ને વધુ ગાઢ થતી જણાઈ. તે બગાસું ખાતો ખાતો ચપટી વગાડી બોલી ઊઠ્યો:

"હરિ–હરિ–હરિ!"

બગાસાંનો એક નિયમ–સ્વધર્મ–છે કે એકજણને આવે કે બીજા જણને આવવું જ જોઈએ. એટલું ખરું કે બન્નેનાં મન એકતાર હોવાં જોઈએ–એટલે કે 'એકતાર' બનવું એ બગાસાં લાવવાનું મૂળ સૂત્ર. મતલબ કે કાલિપદના બગાસાંની સાથે સાથે જ 'હર–હર–હર' બોલતા ચોકસી મહાશય એક મોટું બગાસું ખાઈ ચપટી વગાડી આખું શરીર જોરથી સારી રીતે હલાવી સીધા બેઠા. શિવુ ચકિત થઈ ગયો અને ચેતી જતાં ઊઠી ઊભા થઈ બોલી ઊઠ્યો: "ખબરદાર! આ બધી ચાલાકી મારી પાસે ચાલશે નહિ;

ચોકસી મહાશય ! નહિ તો રાતના દુકાનને આગ લગાવી દઈશ. તમે જાણો છો અમે વિજળી કલબના મેમ્બર છીએ."

ગૌર તો એકદમ આભો જ બની ગયો—અવાક્ નિશ્ચલ નિષ્પંદ.

ચોકસી મહાશય ગભરાઈને બોલી ઊઠયા: "શું થયું તમને, શું છે ? શી હકીકત છે?"

"અમે વિજળી કલબના મેમ્બર–શી હકીકત છે તે સમજતાં અમને કાંઈ થોડી જ વાર લાગે તેમ છે ? પેલા ભાઈશ્રી અંદરથી તમારો મત પૂછે છે— 'હરિ–હરિ–હરિ ?' તમે કહ્યું: 'હર, હર–હર' અરે, સાડાસાત આના ભાર તો સોનું છે એમાંથી શું હરી લેશો ? ઘણી જ મગજમારી કરી, અક્કલ ચલાવી, મહેનત કરી એ અંતર્ધાન મારફત હરાઈ છે. અને તમારે તેની ગીની સોનાની કિંમત આપવી પડશે. તેમાં તમારે નફો ખાવો હોય તો આઠેક આના ભલે ખાજો, બીજું શું."

તે પછી બન્ને જણ વચ્ચે થોડો વખત વાતચીત–વાદવિવાદ થયા પછી એક સંધિ થઈ અને બન્નેએ એકબીજાના માથે હાથ ફેરવવાનો પ્રયત્ન કર્યા પછી શિવુ ચોકસી મહાશયની આપેલી બીડી સળગાવી, વીંટીની કિંમત ૧૩।।≈ ગજવામાં મૂકી ગૌરનો હાથ પકડી દુકાનમાંથી બહાર નીકળ્યો.

તે વખતે હજુ દશ સવાદશનો સુમાર હતો. છોકરાછોકરીઓ બધાં હજુ સ્કૂલ–કૉલેજ ભણી જતાં હતાં. શિવુએ ગૌરને પોતાના શરીરનો ધક્કો મારી ઈસારાથી સામેના ફૂટપાથ તરફ તેની નજર ખેંચી. તે ફૂટપાથ ઉપરથી યુવતીઓનું એક ટોળું હાથમાં છાતી–સરસી ચોપડીઓ રાખી, કૉલેજ ભણી જતું હતું. તેમનાંમાંની કોઈના પગમાં સેંડલ, તો કોઈના પગમાં મખમલ પર રૂપેરી સોનેરી ભરતકામ કરેલી મોજડીઓ, તો વળી કોઈના પગમાં હાઈ–હીલવાળા ફાર ફેર સ્લીપર. ખાસ ખાસ બંગાલ દેશની યુવતીઓને જ પહેરવા સારુ મુંબઈ અમદાવાદની મિલોમાં જે કીમતી સાડી બનાવવામાં આવે છે તેવી સાડીઓ બધીઓએ પહેરી હતી. અને તે પહેરવાની વળી ખાસ અમુક જાતની રીત જેવી હોય તેવી જ રીતે પહેરેલી. વાળ બધીઓના સુંદર, અને શોભિતા. નામનું જ તેલ લગાડેલા અને તે ગુંથીને લાંબા છૂટા રાખેલા પાછળ લટકતા હતા. બે–એક જણીઓએ આંખ પર ચસ્મા ચડાવેલા. એ ચસ્માથી એમનાં મુખનું સૌંદર્ય વધતું હતું કે એ મુખ ઉપર બેસવાનું મળ્યાથી ચસ્માનું સૌંદર્ય વધતું હતું તેનો બારીકીથી વિચાર કર્યા સિવાય કહી શકાય તેમ નહોતું. ચાલ બધીઓની ધીર, મંથર ગતિવાળી. મુખ ઉપર છૂપા આનંદમિશ્રિત ગંભીરતાવાળો ભાવ.

તે તરફ જોતાં જોતાં શિવુ અને ગૌર મેસ ભણી આગળ ચાલવા લાગ્યા.*

અપૂર્ણ ]

* 'વસુમતિ' માસિકમાંથી (બંગાળી પોષ ૧૩૪૨)

# દેહલીદીપ

ઊર્મિલા દવે

[ પત્ની ]

અહો, નહીં જગે જ શું ? અફળ આ બધી યાતના
સહી બહુ પળો સુધીઃ વિફળ આશ હાવાં થઈ
ગઈ. ઝળહળી ઉઠયા દિગદિગન્ત સંધ્યાતણી
અનંત દીપમાળથી. નહીં જ એક મારા ગૃહે
પ્રકાશ ઝગતોઃ અરે, કવળ દીપ મારો હશે ?
દિવેલ પુરિયું સુગંધિત, વળી વળી વાટને
સુધી છ બહુ વારથી ઉભય દીપમાંઃ દેહલી
પરે અધુકડા જરા દીપ ટકાવિયા ઓયમાં.
છતાં ય નવ એ જગે !
કહીંથી સૌરભો આ વહી
રહી મધુર વાયુનાં વહનમાંહીં મારા બળી,
અને નુપુરઝંકૃતિ શ્રવણ બેયમાં વિસ્તરી
સરે હૃદયખોલુમાં નવનવાં પ્રતિગુંજને ?
સુણાય મમ પાસ મર્મર દુકૂલનો—જેમ કો
વહે ઝરણ ગીતડું વનતરુતણી શાખાઓ
બરી ખળખળાટથી ત્યમ–,તથાપિ પેખી શકું
સમીપ મમ, ધૂલિધૂસર પ્રદીપમાં, ના કંઈ.
યદા દરબ્બુત કંકણે સુભગ હસ્ત લંબાવી તું
અહીં ઉભય વાટને અરુણકોમળી અંગુલિ—
ચહી, પ્રગટિયા તદા ત્વરિત દેહલીદીપઃ ને
મુદામય મને હવે કમલદંડ શા શોભતા
કુમારિ, તવ હસ્તને લળી લળી નમી હું રહું.
કરી મમ પરે કૃપા, સફળ યાતનાઓ થઈ
હવે.
બસ વિલીન શું થઈ નુપૂરની ગિંજના !
ગયા દૂર દુકૂલમર્મર !

નહીં.

અહિંયા દીસે
સુરેખ પદપંક્તિઓ કુમકુમે લસંતી, અને
શિખા ઉભયદીપની તમસને રહી આવરી.
અખંડ ઝગતા રહો ઉભય દીપ ! પાવિત્ર્યની
સહું વિમળ આશકા શિરપરે. લલાટે ધરી
અશેષ પદકંકુ હું, પરમ ભાગ્ય વાંછી રહું.

# ઔંધનાં સ્મરણો

ઉમાદેવી

[ સંપાદક તરીકે આ સ્મરણોના લેખકનો થોડો પરિચય આપવો જરૂરી છે. મારા પોલાન્ડવાસી બે મિત્રોએ હિન્દુસ્તાનને પોતાની નૂતન માતૃભૂમિ તરીકે સ્થાપ્યું છે. આપણા દેશની અનેકવિધ સેવાનાં કાર્યોમાં એઓ જોડાયાં છે. ઉમાદેવી તેમાંનાં એક છે. મૂળ પોલાન્ડનાં વતની હોઈ ત્યાંની થિયોસોફિકલ સોસાયટીના ઘણાં વર્ષો સુધી એ પ્રમુખ હતાં. એમના દેશની પરાધીનતાનાં વર્ષોમાં દેશની આઝાદીના પ્રયત્નોમાં બીજાઓની સાથે એમણે પણ ભાગ લીધો હતો. અહીંયાં ખાદીપ્રચાર અને ગ્રામરચનાનું કામ કરે છે.

જીવનને આધ્યાત્મિક દૃષ્ટિએ એ જુએ છે અને જીવે છે. એટલે સાહિત્યને કે કળાને સેવા રૂપે અને પોતાના આદર્શોને અનુરૂપ હોય તેવી રીતે સાધન ગણીને ઉપયોગ કરે છે. એટલે એમનાં લખાણોમાં આત્મીયતા અને ઊંડાણ હોય છે. એમણે Heart of a Gopi નો પોલીશભાષામાં અનુવાદ કર્યો છે. લાવણ્ય, કવિતાકલા, મારું એલીફન્ટાનું દર્શન વગેરે ટૂંકા લેખોમાં એમની દૃષ્ટિની નવીનતા અને કુમાશ છે. આ સ્મરણોમાંએ એમની આત્મીયતા તરી આવે છે. સાચું કહું તો મારી સૂચનાથી આ સ્મરણો એમણે લખ્યાં છે. —હરિશ્ચંદ્ર ભટ્ટ]

ઘણાંખરાં રાજસ્થાનોમાં જ્યારે ત્રાસની નીતિથી પ્રજાજીવન મર્યાદિત થઈ ગયું છે એવે વખતે જે રાજ્ય અને રાજા બધાથી આગળ પડી સમયને ઓળખી લે છે ત્યારે એની હિંમત અને ત્યાગ જોઈને સહેજે એવો વિચાર આવે છે કે રાજાઓમાંથી એ ભારતીય સંસ્કૃતિનાં સારાં તત્ત્વોનો નાશ થયો નથી.

નાના રાજ્યના એ મહાન રાજવી ઔંધના શ્રીપંત પ્રતિનિધિ બાલાસાહેબ એવા એક રાજવી છે. એમનું વર્ચસ્વ ઘણા નાના પ્રદેશ ઉપર છે એથી શું ? નાના ઓરડા જેવા ખેતરમાં કૃષિને ઉપયોગી પ્રયોગો થાય છે અને એ પ્રયોગો દેશની સમૃદ્ધિમાં અગત્યનો ફાળો આપી પ્રજાજીવનમાં પરિવર્તન લાવે છે.

મહત્તા સિદ્ધાંતોની છે. પ્રયોગ ભલે નાના વિભાગમાં હોય પરંતુ એ આદર્શો માટેની સાધના અને પ્રયત્નોની કિંમત ભારી છે. કેટલાક વિચારકોએ કહ્યું છે કે માનવતાના પ્રશ્નોની કૂંચી હિન્દુસ્તાનમાં છે. જગતના બધા પ્રશ્નો અહીં ભેગા થયા છે, અને સારીએ માનવતાના પ્રશ્નોના ઉકેલના પ્રયત્ન અહીં થઈ રહ્યા છે. હિન્દુસ્તાન એમાં સફળ થશે તો જગતને એમાં ફાયદો થશે; એના ઉકેલમાં આખી માનવતાનો ઉકેલ જડશે.

ઔંધ નરેશે એની પ્રજાને જવાબદાર તંત્ર આપ્યું છે. રાજ્યનું બંધારણ વિશાળ અને પ્રજાતંત્ર ઉપર સ્થાયેલું એટલું જ નહિ પણ ભારતીય આદર્શો ઉપર ઘડાયેલું છે. એમાં નથી કોઈનું અનુકરણ કે નથી એમાં પશ્ચિમની ભાવનાને ભારતીય પરિસ્થિતિને અનુકૂળ કરવાનો પ્રયત્ન. આવા પ્રયત્નો હંમેશાં નિષ્ફળ થયા છે. કોઈ એક ભૂમિનો છોડ તે પ્રદેશની જમીનની રચના અને આબોહવા ઉપર આધાર રાખે છે. એથી જ પ્રતિકૂળ વાતાવરણમાં અને નવી ભૂમિમાં એનાં ડાળપાંખડાં શી રીતે વધે ?

વળી આમાં તો ગ્રામજનતાની બુદ્ધિમત્તામાં, તેમની એકનિષ્ઠામાં, પ્રામાણિકતામાં, ન્યાયપરાયણતામાં શ્રદ્ધા રાખેલી છે. પ્રજા તરફથી ચૂંટાયેલા પ્રતિનિધિઓની બનેલી પંચાયતના હાથમાં ન્યાય અને કારોબારી વહીવટ સોંપાયેલાં છે.

ઉપરની ગરીબી પાછળનાં હિંદુસ્તાનનાં ગામડાંની સંસ્કૃતિની સુવાસ જાણનારને ઔંધ નરેશના આ કાર્યથી આનંદ થશે. રાજ્યની આવકનો અર્ધો ભાગ પંચાયતને આપવાનો બંધારણમાં પ્રબંધ છે. ખરેખર જો બધી સરકારો આનું અનુકરણ કરે તો હિંદુસ્તાનનાં ગામડાં કેટલાં ટૂંકા વખતમાં સમૃદ્ધ થાય !

આ સુધારા દાખલ કરવામાં રાજાસાહેબને અંગત ભોગ પણ આપવા પડ્યા છે. એમણે પોતાની ખાનગી આવકનો મોટો ભાગ જતો કર્યો છે. પ્રાચીન ભારતના મહાન રાજવીઓનો નૈતિક વારસો એમણે મેળવ્યો છે. એઓ સારી રીતે જાણે છે કે મોટાં કામો આત્મભોગ વિના થઈ શકે નહિ. એમને એટલી પણ ખાતરી છે કે શ્રદ્ધાથી જ આવું ધર્મકાર્ય થઈ શકે અને કૃતકૃત્ય થયાનો સંતોષ મળે. કોઈ પણ કાર્યનું સાચું ફળ તો એ જ છે. હું તો માનું છું કે એમનાં હિંમત, ધૈર્ય અને આત્મભોગથી જ આ કાર્ય થઈ શક્યું છે. ( આપણે એમ માનવાને કારણ નથી કે સાર્વભૌમસત્તા . તરફનાં અંતરાયો વિના જ આ કામ થયું હશે.) આ વૃદ્ધ રાજા બંધારણમાં કહે છે કે, " રાજા સાહેબ રાજ્યનો પ્રથમ સેવક અને ઔંધની પ્રજાના આત્માનો ધારણ કરનાર છે."

આ શબ્દો પ્રજાની સાર્વજનિક સિદ્ધિ માત્ર નથી પરંતુ બંધારણમાં જે ભાવનામયતા છે તેના એ દ્યોતક છે.

જગતના રાજ્યબંધારણોમાં આગળ તરી આવે એવું, સર્વત્ર ચર્ચાતા સમકાલીન પ્રશ્નોનું આકલન એમાં છે. રાજ્ય તરફથી દરેકને કામ આપવાની બાંહેધરી એમાં છે. ઓછામાં ઓછા દરે કામ મેળવવાના હકની સમાનતાનો એમાં સ્વીકાર કરેલો છે. બેકારીના કરણ પરંતુ હઠયે અણઉકેલ રહેલા પ્રશ્નનો આમાં રાજ્ય તરફથી જવાબદારી લઈને ઉકેલ આણવાનો પ્રયત્ન છે. આપણી કલ્પનામાં પણ આવી શકે ખરું કે હિન્દુસ્તાન અને જગત આખાના પ્રશ્નનો આમાં નિકાલ આવી જાય છે—જો બધી સરકારો એની પ્રજાના એકેએક વ્યક્તિને કામ આપવાના હકનો સ્વીકાર કરે તો !

સાર્વત્રિક મતાધિકાર માટે અક્ષરજ્ઞાનને આવશ્યક ગણ્યું છે. શંકાવાદીઓને આમાં ઢીલ કરવાની નાકામારી જણાવા સંભવ છે. પરંતુ જેણે ઔંધનાં ગામડાં જોયાં છે અને રોજ રાત્રે ૯ થી ૧૦। સુધી મોટાં ફાનસની બાજુ ફરી વળતાં સ્ત્રીપુરુષોનાં ટોળાંને, ધ્યાનથી પત્રકો, ચિત્રો, અને અક્ષરજ્ઞાન માટેના નકશાઓને જોતા નજરે જોયા છે, એમનાં મોં પર ઉત્સાહ અને રસ જોયો છે, જેઓ આખો દિવસ સખત મજૂરી કરી આ બધું શીખવા આવે છે અને થોડાં અઠવાડિયાંનું પરિણામ જોયું છે તેને તો શંકા આવે એવું નથી. મહારાષ્ટ્રના ખેડૂતોની સમજશક્તિ અને એક વરસમાં અક્ષરજ્ઞાન બધે દાખલ કરવાની ઔંધ સરકારની પ્રામાણિક ઇચ્છામાં શંકા લાવવા જેવું નથી. એવી આશા રાખવાને કારણ છે કે થોડા દિવસમાં જે અભૂતપૂર્વ પ્રગતિ થઈ છે તે જોતાં તો અક્ષરજ્ઞાન યોજના એથીએ વહેલી પૂરી થાય.

આ પ્રચારમાં રાજાસાહેબનું આખું કુટુંબ ઉત્સાહપૂર્વક જોડાયું છે. રાજાની પુત્રીઓ આ રાત્રીશાળામાં શિક્ષિકા તરીકે કામ કરે છે. એમાં નથી ઉપરનો વિવેક કે મુરબ્બીપણાની છાયાઃ સાહજીકથી, બંધુભાવથી, મૈત્રીની ભાવનાથી આ કામમાં એ કુટુંબ જોડાયું છે. એમના પુત્ર—જેમને આ નવા બંધારણમાં દીવાનની જવાબદારી સોંપેલી છે તેઓ આ પ્રવૃત્તિના આગેવાન છે. એઓ ગામડે ગામડે ફરે છે, બધા પ્રજાજનોને મળે છે, અને તેમની જરૂરિયાતો, દુઃખો અને નબળાઈઓથી એ પરિચિત છેઃ ભારતીય દષ્ટિબિંદુથી રચાયેલા આ પહેલવહેલા બંધારણની સફળતાનો આધાર એમની શકિત છે, એમની મહાનુભાવિતા અને દક્ષતા ઉપર છે. એમને કામ કરતાં જોતાં કોઈને શંકા નથી રહેતી, કે આ મહાન કાર્યને યોગ્ય એ છે, અને થોડા વખતમાં આ નાનકડા રાજ્યને આખા ભારતમાં સુખી અને સુંદર રાજ્ય બનાવશે, જે ભારતીય સંસ્કૃતિના સાચા પ્રતીક રૂપ હશે, જેમાં આદર્શોને કાર્યમાં મૂકેલા જોઈ શકીશું.

આ બન્ને નામો—રાજાસાહેબ અને એમના પુત્ર આપાસાહેબનાં—આ દેશનાં ભાવી માટે આનંદ અને આશાનાં સૂચક છે, અને હિન્દુસ્તાનની સંસ્કૃતિના ઇતિહાસમાં એ નામો સાથે સારાં કાર્યો જોડાયેલાં હશે.



# રતિનું સાન્ત્વન

હરિશ્ચંદ્ર ભ. ભટ્ટ

[ હરિણી—પૃથ્વી ]

નહિં, નહિં, નહીં જૂઠું, બાળ્યો અનંગ શિવે નહીં :

"પણે નવ વસંતમાં તરુણ કેસુડે ફૂટતી  
કળી અધુકડી ખિલે અરુણરંગી એ ડાંખળી  
પરે કણુતરાં રમે કુહુરવે. તળાવે અહીં  
નહિં જલ સુકું બધું નિરખતાં ઉડી સારસાં  
જતાં યુગલમાં ભમે, ઉતરતી નિશા ગ્રિષ્મની.  
અષાઢ વરસે, અને ગરજતાં ઘને નાચતો  
મયૂર મદમત્ત આ, અરર—એકલો ? ના, નહિં  
સમીપ નિજ પ્રેમની સુરત, મુગ્ધ છે ઢેલડી.  
અને પ્રકૃતિ ષોડશી નૃયુગલી બની જોડલી  
રમે શરદઉત્સવે, ગગનમાં ઢળે ચંદિરા.

નવાંકુરિત, તપ્ત, વા  
શરન્નામ સુધાભર્યાં.  
બધે પુરુષ પ્રકૃતિ શિવ અને સતી શાં રમે  
મનોજ રતિ જીવતાં અહીં અભિન્ન આ વિશ્વમાં."

તેને 'ટાઉનશીપ' (Township) કહે છે. ૨૫૦૦ અને તેથી વધારે જનસંખ્યાના ટાઉન જેવા જથામાં પોતાનું સ્થાનિક તંત્ર હોય તો તેને શહેરી ગણવું, તે સિવાયનું બધું ગામડું. હવે આ ૨૫૦૦ નો આંકડો ગ્રામ અને શહેરીજીવન આવા બે વિભાગ પાડવા આપણે ન વાપરી શકીએ. અમુક જાતના વ્યવસ્થાતંત્રને લઈને અમેરિકા વાપરી શકે છે; આપણે માટે એ આંકડો ઘણો મોટો કહેવાય. હવે અમેરિકાના ભૂતકાળમાં નજર કરીએ, અને અમેરિકાના ગ્રામજીવનના વિકાસની પ્રવૃત્તિ પાછળ કેવો ઇતિહાસ છે તે જાણી લઈએ.

આદિવસવાટ કાળનું અમેરિકાનું જીવન ગ્રામજીવન હતું, ખેડૂતજીવન હતું. પ્રો. સેન્ડરસન (Sanderson) બુલેટીન ૬૦૮ "A Study of Rural Community Development in Waterville, New York"માં આવા એક ગામનું આદિજીવન સુંદર શબ્દોમાં નીચે પ્રમાણે આપે છે:

In March of 1792 there were four feet of snow in the hills southwest of Utica. Two men and their wives, one of them with a small baby, fought their way through the storm with oxen and sleds. The snow was so deep that the oxen could not pull when yoked side by side in the usual way, so the men unspanned them, made an individual yoke for each ox, and hitched them up tandem, using the cords from their beds to lengthen the traces. At last they reached a broad, sheltered hollow by a waterfall, and there they stopped and hewed out their cabins.

The village of Waterville had begun.

Those were the days of America's breeding. From the narrow streets of New England villages, from the crowded farms of Manhattan, even from the hills of Wales and the meadows of Ireland, sturdy men and women surged up the Mohawk, up the Susguehanna, to settle in rolling, lakejewelled central New York.

Fed by the steady immigrant stream, Waterville grew. Other hollows in the hills round about received their share of pioneers. who cleared the slopes and sowed their corn, dammed their creeks, and built their grist mills.

It was a struggle for the land. These settlers were jealous of the land which they had bought for as much as thirty dollars an acre from speculators who had purchased it from the government for three shillings an acre. (હાલમાં ચાર શિલિંગનો ડોલરનો ભાવ છે.) The fence lines had to be clear

and plain, or there were blows and law suits. The lazy man was despised, and only he who swung fhe axe with a will and laboured in the fresh-cleared cornfield from sun-up to sun-down, who ate with zeal and made the woods ring with his laughter, was praised.

પા. ૯-૧૨.

હદનિશાન માટે આપણે ત્યાં હાલમાં પણ મારામારી થાય છે. અમેરિકામાં પણ એક કાળે થતી હતી, અને અહીંના ખેડૂતને પણ કોર્ટે ચડવું પડતું. ઇંગ્લૅન્ડ, સ્કૉટલૅન્ડ, આયર્લૅન્ડ, જર્મની, ઇટાલી અને ફ્રેન્ચ—યુરોપના આ દેશોના લોકોએ અહીં આવી વસવાટ કરી ખેતી કરવા લાગ્યા. અને આ લોકો જ્યાં જ્યાં વસ્યા ત્યાં ત્યાં પોતાના જૂના રીતરિવાજોને ચુસ્તપણે વળગી રહી તે પ્રમાણે આચરણ પણ કરતા. પ્રો. સ્ટાઇનર (Prof. Steiner) પોતાના The American Community in Action નામના પુસ્તકમાં ગ્રામપ્રદેશમાં આવીને વસેલી ખેડૂતજ્ઞાતિનો સારો ચિતાર આપે છે તેનાં થોડાંક વાક્યોનો સાર અહીં ટાંકું છું.

"કૅથેરાઇન કેમ્પબેલની સોનાની ગીનીઓથી ખરીદેલી જમીન આજે પણ તેના વંશજોના હાથમાં છે...તે (જૉન મોનરો) કાવાદાવા પતાવતો, કોઈએ ખોટું કર્યું હોય તો તેને ધમકી આપતો, મરેલાંને વિધિસર દાટતો અને મરનારે કંઈ ખરાબ કામ કર્યું હોય તો તેને ઢાંકી દઈ તેની સ્તુતિ ગાતો. કોઈ વખતે વરસાદ ન પડ્યો હોય ત્યારે પોતે વરસાદ માટે પ્રાર્થના કરતો અને તે વખતે લોકો છત્રીઓ લઈ લઈને પ્રાર્થનામાં જતા."

વહેમ અને રૂઢિચુસ્તપણું અમેરિકાના આદિજીવનમાં પણ ઘણું હતું. હાલમાં તો અમેરિકાનું જીવન બુદ્ધિપૂર્વક નિયંત્રિત થયેલું છે. સમાજજીવનના દરેક કર્તવ્ય પાછળ વિચારનું અને બુદ્ધિનું બળ સમાએલું છે. અહીંની સમાજરચનામાં બુદ્ધિપૂર્વકની નિયંત્રણા મોટો ભાગ ભજવે છે અને જ્યાં સમાજનું કાર્યક્ષેત્ર બુદ્ધિબળથી નથી રચાયું ત્યાંનો સમાજ પાછળ પણ ઘણો છે. આ લોકો એને rational planning કહે છે. કોઈ જગ્યાએ ૧૮૦૦ સુધીનો સમય તો કોઈ જગ્યાએ-દક્ષિણનાં અને પશ્ચિમનાં રાજ્યોમાં- ૧૮૩૫ સુધીનો વખત આદિવસવાટકાળ ગણાય છે. પૈસા હોય તે પ્રમાણે લોકો રાજ્ય પાસેથી જમીન ખરીદ કરી ઘર બાંધી ખેતી કરી જીવન ગુજારતા. થોડાં કુટુંબ, થોડી વસતી, થોડી જીવનની જરૂરિયાતો, લાકડાં બળતણ, કાટમાલ માટે ઘીચ મોટાં જંગલ આ સંયોગોમાં ખેડૂતજીવન સરળતાથી પસાર થઈ જતું. પણ અમેરિકાના ગ્રામજીવનનો ખરો વિકાસ ૧૮૦૦-૧૮૩૫ પછીનાં વર્ષોમાં થવા પામ્યો.

રસાળ પણ કેટલાયે સૈકાઓ સુધી ખેડાયા વગરની જમીન ખેડાણ થઈ પાક રસાળતાને લઈને અને કુદરતી અનુકૂળતાને લઈને સારા પ્રમાણમાં પાકવા લાગ્યો. લોકો આબાદ થતા ગયા. સારાં ઘરો બાંધ્યાં. નિશાળો સ્થાપી. આજે કાયદા પ્રમાણે દર ચાર ચોરસ માઈલના લોકો જુદી પ્રાથમિક નિશાળની માગણી કરે તો રાજ્યે નિશાળ ખોલવી જ

રહી. ધર્માલયો અને દેવળો પણ ઠેકાણે ઠેકાણે ઊભાં કરવામાં આવ્યાં. હાલના વૈજ્ઞાનિક કાળમાં લોકોને ધાર્મિક જીવનમાં શ્રદ્ધા અને રસ નથી છતાં ધાર્મિક પ્રવૃત્તિ પડી ભાંગવા નથી પામી. લોકોની સ્થિતિ સુધરતી ગઈ તેમ તેમ જીવનની જરૂરિયાતો અને સાધનો પણ વધતાં ગયાં. જમીનમાંથી ઉત્પન્ન મળતું; વેપાર રોજગાર હુન્નરઉદ્યોગ અને ખાણ-માંથી પણ ઉત્પન્ન મળવા લાગ્યું. રસ્તાઓ અને રેલગાડીઓનો વિકાસ પણ ખૂબ જ થયો. આજે ગામડે ગામડે પાકી સીમેન્ટની સડક છે. એક બાજુએ મોટાં શહેર ખીલવા લાગ્યાં; હુન્નર અને કારખાનાં વધતાં ગયાં. શહેરીજીવનથી ખેંચાઈ ફાર્મ ઉપરથી છોકરા-છોકરીઓ શહેરોમાં જઈને વસ્યાં. પૂર્વમાં શહેરો તરફ લોકો જવા લાગ્યા અને પશ્ચિમ તરફ જમીન મળવાથી તે બાજુએ પણ લોકો વળ્યા—આમ મદદરૂપ છોકરાછોકરીઓ અને બીજાં માણસો ફાર્મ છોડીને જવાથી ફાર્મના માલિક ઉપર ખેડાણનો ભાર પડ્યો. આ જરૂરિયાતને લઈને ખેતીમાં મશીનરીનો વપરાશ વધવા લાગ્યો. નહિ તો મોટા જથામાં આવેલી જમીનને એકલે હાથે પહોંચી પણ શી રીતે શકાય? અને યંત્રો ખરીદવા વાપરવા માટે ખેડૂતોની આર્થિક સ્થિતિ પણ સારી હતી.

પણ બધા દિવસ સરખા નથી હોતા. મહાન વિગ્રહની આગળનો કાળ ખેડૂતોને માટે વિકટ હતો. સારાએ ગ્રામજીવન માટે વિકટ હતો. જમીનો બધી અપાઈ ગઈ અને ખેડાવા લાગી. ઉત્પન્ન લેવાની હોંશમાં કે લોભમાં જમીનની માવજતનો પ્રશ્ન બાજુએ પડ્યો. નવી જમીન મળવી મુશ્કેલ થઈ પડી એટલે જમીનની કિંમત પણ વધી ગઈ. ઉત્પન્નનું વેચાણવિક્રય નફો મેળવવાની દૃષ્ટિથી જ થતું; ખેતીને પગભર કરવાના આશયથી નહિ. પાકનું ધોરણ પણ બદલાઈ ગયું. પહેલાં ખેડૂત પોતાની જરૂરી વસ્તુઓ પોતાના ખેતરમાંથી પકવી લેતો પણ જરૂરિયાતો વધતી ગઈ એટલે ખેડૂત બીજા ઉપર પોતાની જરૂરિયાતો માટે આધાર રાખવા લાગ્યો. પોતે કપાસ પકવે પણ કપડાં માટે તેને બીજા ઉપર આધાર રાખવો રહ્યો: પોતે ઘઉં પકવે પણ રોટી માટે તેને બીજા ઉપર આધાર રાખવો પડે, કારણ કે પોતે એક જ જાતનો પાક ઉગાડે છે. પ્રો. સીમ્સ (Prof. Sims) પોતાના ગ્રામસમાજશાસ્ત્રમાં આનો સારો ચિતાર આપે છે:

> Exploiter Period:—This period was characterized by land boom and speculation in values. There was no free land and values began to rise. Buying and selling was not primarily for agriculture but for profits. Commercial farming supplemented subsistance farming. The whole period was of social decay. So rural sociology was born when country life became seriously maladjusted. When the farmers moved to towns and left abandoned farms or turned them over to transient reuters; when schools and churches closed their doors; and when the country came to be looked upon by those who remained in it as an undesirable dwelling place, then the situa-

tion became critical in a most fundamental way. Agricultural decline, folk depletion and social degeneration were the characteristics of the period. The chief cause of these was the social drainage to the cities and to the West... 'Back to the Farm' movement arose...

આપણી હાલની સ્થિતિમાં અને અમેરિકાની તે વખતની સ્થિતિમાં બહુ તફાવત નથી. ખેતી પડતી દશામાં છે; સમાજવ્યવસ્થા તૂટી પડી છે તેની જગ્યાએ માત્ર કેટલી અણસમજુ ગેરફાયદાકારક ઊલટી નુકશાનકારક રૂઢિઓને ચૂસ્તપણે આપણે પાળતા જઈએ છીએ. સમાજજીવનના પ્રવાહમાં નથી એકધારું વહેણ કે નથી કશો આશય; સમાજજીવન સંકલવા માટે નથી સિદ્ધાંત કે નથી દિશા. ઉપર જણાવેલી અમેરિકાની સ્થિતિ પ્રજાસત્તાક રાષ્ટ્રીય રાજ્યસત્તા કર્યાંથી સહન કરી શકે? કોર્નેલ વિદ્યાલયના ડીન બેઈલી અને મીશીગનના પ્રો. બટરફીલ્ડ–આ બે વ્યકિતઓએ ગ્રામપુનર્ઘટનાની પ્રવૃત્તિ હાથમાં ધરી. ડીન બેઈલીના પ્રમુખપણા નીચે પ્રેસિડન્ટ રૂઝવેલ્ટે એક કમિશન નીમ્યું–Commission on Country Life. આ કમિશન ૧૯૦૭માં નિમાયું; અને તેનો સવિસ્તર અહેવાલ ૧૯૧૧માં બહાર પડયો. ગ્રામજીવનના આઠ મુખ્ય મુદ્દાઓ ઉપર આ કમિશન ભાર મૂકે છે. આ મુદ્દાઓ નીચે પ્રમાણે છેઃ

૧. અનિયંત્રિત બેકાળજીથી ખેડાણ થતી જમીનનો ઊતરી જતો કસ.
૨. ખેતીના કામમાં માત્ર શારીરિક કામ કરનાર મજૂરની નહિ પણ સમજ અને બુદ્ધિપૂર્વક ખેતી કરે એવા માણસોની જરૂર.
૩. જમીન ખરીદવા વેચવામાં લેવાતા ખોટા ભાવતાલ.
૪. ધોરી રસ્તાઓ અને સડકોની ખરાબ સ્થિતિ- આને લઈને ખેતીની ઉત્પન્ન વેચવામાં નડતી મુશ્કેલીઓ, અને ખેડૂતનાં છોકરાંના શિક્ષણમાં પડતી અગવડો.
૫. અનાજના ભાવતાલની સ્થિતિ, રેલવે અને દલાલોને લઈને ખેડૂતને થતું નુકસાન.
૬. ગ્રામકુટુંબોની તંદુરસ્તી અને શરીરસ્વાસ્થ્ય.
૭. ખેતરમાં સ્ત્રીઓને સખત કામ કરવું પડતું અને તેથી સ્ત્રીઓ અને છોકરીઓ ફાર્મ છોડી શહેર તરફ ભાગી જતી તે.
૮. પૂરતી ગ્રામશાળાઓ સ્થાપવા વિષે.

આ પ્રવૃત્તિથી આજે અમેરિકામાં પાંચસો સંસ્થાઓ અને વિદ્યાલયો ગ્રામ સમાજશિક્ષણના વર્ગો ચલાવે છે અને કેટલીયે વ્યક્તિઓ ગ્રામપરિસ્થિતિમાં સંશોધન કરે છે. ગ્રામસમાજશાસ્ત્ર છેલ્લાં પચીસ વરસમાં ઘણું વિકસવા પામ્યું છે. અમેરિકન કન્ટ્રી લાઈફ એસોસિયેશન આ નામની સંસ્થા ગ્રામસમાજના અભ્યાસ અને વિકાસ માટે કામ કરે છે. ઉપરનાં કારણોમાંથી આપણને ઘણાં લાગુ પડે છે કારણ કે આપણા ગ્રામસમાજની સ્થિતિ અમેરિકાના ગ્રામસમાજ કરતાં ઘણી ખરાબ છે. સમાજ પુનર્રચનાના પ્રયાસમાં સમાજનાં બધાં અંગોનો સમાવેશ થાય છે. વ્યકિત અને વ્યકિત-સમૂહનું આર્થિક, ધાર્મિક, સામાજિક જીવનનું દરેક અંગ સમાજપુનર્ઘટનાના કાર્યમાં ઉપયોગી છે. સમાજરચનામાં કયાં કયાં બળો કામ કરે છે તેનો ટૂંકમાં પ્રો. સ્ટાઈનર આ પ્રમાણે હેવાલ આપે છેઃ

The tangled web of community forces: To understand its physical structure consideration must be given to such factors as location, topography, economic basis, and means of transportation and communication. Viewed as a social unit, it is made up of individuals, families, informal social groups, organizations, institutions, all interrelated in multitudious ways. To the student of economics, the community presents itself as a constellation of economic forces intimately bound up with its trade life and industrial development. Those interested in religion find the community a fertile land for study of religious organizations and institutions and their effectiveness as a means of social guidance and social control. The community to the social reformer, becomes a laboratory where various experiments can be carried on in effort to deal with social problems. The community, moreover, is organized as a political unit with its laws and social government and its machinery of political parties. Educationally, it has its public school system, library, newspaper, and other means of disseminating knowledge. The people themselves, apart from their organized efforts to satisfy their more important wants, may comprise different races and nationalities, vary greatly in their beliefs, attitudes, customs and traditions, and are widely divergent in their abilities and dominant desires. The strong urge for congenial associations, cliques and factions, all of which cut across the institutional life of the community and form a net-work of relationships that can hardly be unraveled.

અમેરિકાની પરિસ્થિતિ પ્રમાણે Communityનો અર્થ જ્ઞાતિ જે અર્થમાં આપણે સમજીએ છીએ અને વાપરીએ છીએ તે અર્થ નથી કરવાનો. ઉપર મેં જણાવ્યું તે પ્રમાણે એક 'ટાઉનશીપ'ના ક્ષેત્રમાં વસતા લોકોને અમેરિકા કોમ્યુનિટી ગણે છે—પછી એ લોકો જર્મન, ફ્રાન્સ કે ઇંગ્લેન્ડ ગમે તે રાષ્ટ્રના હોય કે જુદા જુદા દેશના લોકો એ જગ્યાએ વસતા હોય કે ગમે તે ધર્મ પાળતા હોય. એ એક સમાજ થયો અને તેના સામાજિક પ્રશ્નો તે પ્રમાણે જ ઉકેલવા જોઈએ. ધર્મને વધારે સ્થાન આપવાથી કે ફ્રેન્ચ જર્મન એવા ભાગ પાડવાથી અહીં પણ શરૂઆતમાં કજિયા થયા હતા. સમાજની ઉન્નતિ તે માત્ર ધર્મની કે શિક્ષણ પરત્વેની ઉન્નતિ નહિ પણ સમાજનાં બધાં જ વ્યાપક અંગોનો વિકાસ.

# સરમુખત્યારીની માનસબિમારી

ચન્દ્રભાઈ ભટ્ટ

સરમુખત્યાર હિટલરને માનસબિમારી છે? શી ખબર! પણ માણસ હોય તેને મન હોય છે ને તે તો એનેય છે અને એ મનમાં એક ધૂન છે—મહાન જર્મન પ્રજાની.

પણ એ પોતે જ જર્મન નથી ત્યાં! તેમાં શું? એવોએ એકલો જ ઓછો છે? બીજા ઘણાય આજે જ્યાં શાસન કરવા પહોંચ્યા'તા તે પ્રદેશના નહોતા. મુસ્તફા કમાલને જોઈને તેને તમે ગ્રીક કહેવાની ના પાડો પણ એ ગ્રીક હતો અને સાલોનિકામાં જનમ્યો હતો. પીલસુદસ્કી પોતે લીથુઆનિયન હતો. મુસ્સોલીની ઈટાલીમાં જનમ્યો હતો, અને સ્ટેલિનને તો સૌ જાણે છે કે એ રશિયન છે જ નહીં. તો પછી એડોલ્ફ ઑસ્ટ્રિયામાં જનમ્યો તેમાં એનો શો દોષ!

ઑસ્ટ્રિયામાં બ્રોનો છે ને બ્રોનોના મુખ્ય રસ્તા પર એક ત્રણ માળ ઊંચું મકાન છે. એ મકાનમાં એડોલ્ફની આંખો પહેલી વાર ઉઘડી અને એણે પહેલી વાર પ્રકાશ જોયો. એ ઘર હિટલરનાં માબાપની માલિકીનું હતું નહીં, પણ ભાડાનું હતું; પણ હિટલરના બાપની સ્થિતિ ગરીબ હતી અને સરમુખત્યારે બાળપણમાં ભૂખમરો દીઠેલો એ વાત તો ગલત છે.

આજે ત્યાં ઘણા એવા છે જેમણે એને નિશાળીઓ દીઠેલો. સ્પીટલ ગામમાં એનાં માસીબા પણ જીવતાં જાગતાં છે અને જે આયાએ એની માતાના પેટમાંથી એને બહાર કાઢેલો તે પણ આજે ખૂબ ગમતી ને રસિક બુઢ્ઢી છે.

ઝેકોસ્લોવાક હદ પરના ડાન્યુબના કિનારાપ્રદેશમાં એ સરમુખત્યારના પિતામહ રહેતા. ૧૭૯૨ના ફેબ્રુઆરીના કોઈ દિવસે સ્પીટલ ગામમાં જોહાન હિડલર નામનો એક આદમી જનમ્યો હતો, તે જ એડોલ્ફ હિટલરનો પિતામહ. હીડલર એક રખડતો મિલરનો ગોઠિયો હતો. એને મેરિયા-આના સીકલગ્રુબર નામની એક બાઈ સાથે સંબંધ થયો અને મેરિયાને પરણતાં પહેલાં ૧૮૩૭ની સાલમાં એક દીકરો સાંપડયો. મેરિયા સીકલગ્રુબર ત્યાર પછી પાંચ વરસે પોતાના છોકરાના બાપ હિડલર સાથે પરણી અને ત્યાં સુધી મેરિયાએ દીકરા સાથે પોતાનું નામ સીકલગ્રુબર જોડેલું. મેરિયા અને હિડલરનો એ દીકરો ચાલીસ વરસનો થયો ત્યારે એની જાત કાયદેસર રીતે એનાં બાબાપા સાથે જોડાઈ. ત્યારે ૧૮૭૭ની સાલ ચાલતી હતી અને ત્યારે એનું નામ એલોઈ હિટલર પડ્યું. આપણા એડોલ્ફ હિટલરનો એ જ બાપ થાય.

પણ હીડલરનું હિટલર કેમ થઈ ગયું?

એમાં કોઈ ચમત્કારો હોતા નથી, એ બધું એમ જ થયા કરતું હોય છે. આખો દિવસ જમીનને ફોડતા ને રોટલો પકવતા ખેડૂતો કંઈ લખી વાંચી શકતા હોતા નથી. હીડલરનો બાપ પોતાને હટલર કહેતો હતો. પાછું હટલરનું હીડલર થઈ ગયું, અને સરમુખત્યારના જન્મ પછી હીડલરનું હીટલર થઈ ગયું. આજે પણ એડોલ્ફની બેન પોલા પોતાને હીડલર જ કહે છે.

એ ગધાના વળતરમાં એણે એની માતા પર પ્રેમનો બધો આવેશ ઠાલવી દીધો. બા પણ બાપાને ધિક્કારતી હતી. એય બાપાનું તિરસ્કારતો. બન્નેની એકતા જામી. એણે માતા પાસેથી ઘણી વાતો સાંભળી હતી. તેમાંની એક એના બાપા જેવા ન થવાની હતી અને બીજી કલાકાર બનવાની હતી. એડોલ્ફે એ બન્ને વાતો યાદ કરી લીધી અને એણે માતાને પ્રસન્ન કરવાના અને તેથી સત્તા હાથ કરવાના પોતાના જ હકના વિચારો કર્યા જ કર્યા.

તો શું બધા જ સરમુખત્યારો એવા હોતા હશે? કોઈપણ સમધારણ માનવી આખા રાષ્ટ્ર પર સરમુખત્યારીથી શાસન કરવાની હોડમાં કેમ ઊતરી શકે? આજના સરમુખત્યારો તો આ રહ્યા. કમાલ આતાતુર્કનું અંગત જીવન કેવું કારમું અવ્યવસ્થિત ને અંધેર હતું! ડોલફસને વામનગ્રન્થિ હતી. પીલસુદસ્કીનો રોષ ઉગ્રતામાં માનસભિમારી સુધી પહોંચી ચૂકયો હતો. યુથોપિયાના યુદ્ધે મુસોલિનીને "મેગાલોમેનીયાક" તરીકે પુરવાર કર્યો છે. સ્ટેલિન એકલો જ અપવાદ જેવો દેખાય છે ને માનવતાની સમધારણતા સાચવી રહ્યો છે પણ એય જુવાન હતો ત્યારે તો બોંબ નાખનારો જ હતો તે કેમ ભૂલી જવાય!

૧૯૧૪નાં વિશ્વવિગ્રહ પછી એવો પલટો આવી ગયો છે. જૂની સત્તા પદભ્રષ્ટ થઈ છે. દીકરાદીકરીઓએ બાપાઓને ગાદી પરથી ગબડાવી પાડયાં છે. જુવાનોએ શિક્ષક, ગુરુઓને, આચાર્યોને, શાળાઓને અને મંદિરોને નકાર્યાં છે.

જૂની સત્તાગ્રન્થિ સંકોચાઈ ગઈ. ધર્મની ગાદી પર વિજ્ઞાનની તાજપોશી ઊજવાઈ. અને બાપાઓની સત્તાગ્રન્થિ પર હિટલરો ને મુસોલિનીઓ બિરાજ્યા. છોકરાંઓએ બાપાઓને નકાર્યા પણ હિટલરની, મુસોલિનીની, પીલસુદસ્કીની, જુગોસ્લેવિયાના એલેકઝેન્ડરની, ડોલફસની, કમાલની, સ્ટેલિનની સત્તા નકારી ન શકયાં. સત્તાનું કેન્દ્ર ખસીને ઘરમાંથી બહાર નીકળ્યું.

સત્તાના સંચલનમાં આવતા પ્રેમને બીકના વેગની ગતિ સરમુખત્યારોએ અનેકગણી વધારી મૂકી. જુગોસ્લેવિયાના એલેકઝાંડરે બળવાખોર ક્રોટસને મનાવી લેવાના પ્રયત્ન સાથે જ તેમને શૂળીએ ચડાવ્યા. ઠીંગણા ડોલફસે સમાજવાદીઓનાં ખૂન કરવા તોપોને છૂટી મૂકી દીધી અને પછી પોતાને માફ કરવા તેમને વીનવ્યા. કહે છે કે હિટલર પણ એના ઘણા અનુયાયીઓનો વહાલો છે અને એણે જુનની ૩૦મીએ કત્લેઆમ ચલાવી. જાણે સરમુખત્યારોના ખૂની ચરણોમાં લેટવાનો રોગચાળો લાગુ પડયો છે.

એવાં વધારે ને વધારે રોગીઓ પોતાની લઘુતાઓને સરમુખત્યારીની મહત્તામાં સમાવતાં ને પોતે મહાન બનતાં જોડાતાં જાય છે. સરમુખત્યારીની સત્તાના લોહીમાંસનો જાણે તે સૌ ઉપભોગ કરે છે. જાણે તે સૌ સરમુખત્યારના અનેક આત્માઓ અને સરમુખત્યાર તેમનો બની રહે છે. સત્તાગ્રન્થિમાં સૌ ગળા સુધી ગરકાઈ જાય છે.

જર્મનો કહે છે કે તેઓ હિટલર માટે નથી લડતા પણ હિટલર તેમને માટે લડે છે. મુસોલિનીને પોતાને માટે સત્તા જોઈતી નથી પણ ઈટાલીને માટે જ જોઈએ છે. સરમુખત્યારીની સત્તાગ્રન્થિમાં જાણે સરમુખત્યાર અને તેના ભગતરામો એક બની જતા દેખાય છે. એ ઐકયમાં જ આજ્ઞાધારકતા ને અવગણનાનાં, પ્રેમ અને તિરસ્કારનાં ભયંકર તત્ત્વો ભેગાં મળે છે અને એ સૌમાં ગરકાવ થઈ ગયેલો સરમુખત્યાર ઘડીભર તારણહાર બની રહે છે. સરમુખત્યારો સત્તા સાચવી શકે છે કારણ કે તેમની પ્રથામાં તલવારને મ્યાન નથી હોતું, તેમની ઘટનામાં પશુબળ નિરંકુશ ચરતું હોય છે, અને આપણે ભલાંભોળાં સામાન્ય કોટિનાં નરનારીઓ તેમનાથી ડરીને ચાલવાનું પસંદ કરતાં હોઈએ છીએ.*

* પ્રસ્થાન કાર્યાલય તરફથી ટૂંકમાં પ્રસિદ્ધ થનાર જૉન ગંથર કૃત 'યુરોપની ભીતરમાં'નું એક પ્રકરણ

# આપણી સ્વરાજ્ય સંસ્થાઓ

પ્રભુદાસ બાલુભાઈ પટવારી
બી. એ., એલએલ. બી.

"All the great sources of human suffeering are in a great degree, many of them entirely, conquerable by human care and effort".

—John Stuart Mill

"We must devote the machinery of the state to the highest ends we know."

—Horald Laski

**પ્રાં**તિક સ્વરાજ્ય—કહેવાતું પ્રાંતિક સ્વરાજ્ય સને ૧૯૩૫ના હિંદના નવા રાજ્યબંધારણનો એક અગત્યનો ભાગ કહી શકાય; બીજો ભાગ તે સમવાયતંત્ર. આ નવા બંધારણ અનુસાર ૧૯૩૭ના એપ્રિલ માસની પહેલી તારીખથી હિંદના બધા પ્રાંતોને નવી સત્તા સુપરત કરવામાં આવી.

સમવાયતંત્રની યોજનાનો પ્રારંભ હજુ કરવામાં આવેલ નથી. તેની સામે તો હિંદના દરેક રાજકીય મંડળે સખત વિરોધ અને અસંતોષ બતાવ્યો છે અને સૌએ તેને ગુલામીખત તરીકે વર્ણવ્યું છે. હિંદી રાષ્ટ્રીય મહાસભાએ તો તેને તોડીને ફગાવી દેવાનો નિશ્ચય અનેકવાર જાહેર કર્યો છે. હરિપુરા અધિવેશનમાં મહાસભાએ સમૂહતંત્ર અંગે એક અગત્યનો ઠરાવ કર્યો છે.

> રાષ્ટ્રીય મહાસભાએ નવા રાજ્યબંધારણનો અસ્વીકાર કરી સ્પષ્ટ જાહેર કર્યું છે કે હિંદની જનતાને એવું બંધારણ સ્વીકાર્ય બનશે કે જે જનતાએ પોતે વિદેશી સત્તાના હસ્તક્ષેપ વિના વિધાન–નિર્માત્રી (Constituent Assembly) પરિષદ દ્વારા સ્વતંત્રતાના ધ્યેયને અનુલક્ષીને રચ્યું હોય. અસ્વીકારની આ નીતિ અનુસાર મહાસભાએ પ્રાંતોમાં મહાસભા પ્રધાનમંડળ રચવાની અનુમતિ રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની લડતને વેગ આપવા માટે આપી છે. પ્રસ્તાવિત સમૂહતંત્રને માટે તો આવી રચનાનો વિચાર થોડા સમયને માટે પણ કરવામાં નહિ આવે. આ સમૂહતંત્રની યોજનાથી ભારતવર્ષને ભયંકર આફત વહોરવી પડશે અને તેથી સામ્રાજ્યવાદી સત્તાએ જકડેલ બંધનો વધારે મજબૂત બનશે. આ યોજનામાં શાસનના મુખ્ય કાર્યોને જવાબદારીમાંથી વિમુખ રાખવામાં આવેલ છે.
>
> "મહાસભા સમૂહતંત્રના આશયની વિરુદ્ધ નથી પરંતુ ખરું સમૂહતંત્ર તો એ જ હોઈ શકે કે જે જવાબદારતંત્રના રૂપ ઉપરાંત એવા પ્રકારનું હોવું જોઈએ કે જેમાં બધા વિભાગો સમાન સ્વતંત્રતા અને નાગરિકત્વ ભોગવતા હોય અને પ્રજામતવાદી ચૂંટણી-પદ્ધતિ અનુસાર પ્રતિનિધિત્વ ધરાવતા હોય. સમૂહતંત્રમાં જોડાતાં દેશીરાજ્યોમાં પણ દેશના અન્ય પ્રાંતોની જેમ પ્રતિનિધિ સંસ્થાઓ, જવાબદાર રાજ્યતંત્ર, નાગરિકપણાના સંપૂર્ણ હક્કો અને સમૂહતંત્રની ધારાસભાઓ માટે ચૂંટણીપદ્ધતિ હોવાં જોઈએ. આ વસ્તુ સિવાય યોજિત સમૂહતંત્ર ભારતીય સંગઠન સ્થાપવાને બદલે અંદર અંદર કુસંપનાં બીજ વાવશે અને દેશીરાજ્યોને આંતરિક અને બાહ્ય ઝઘડાઓમાં ઉતારશે.

"આથી મહાસભા આ સમૂહતંત્રની યોજનાને સખત રીતે વખોડી કાઢે છે અને દરેક પ્રાન્તિક અને જિલ્લા સમિતિઓને અને સમસ્ત જનતાને અને પ્રાન્તિક સરકારોને આ તંત્રની સ્થાપના સામે સખત વિરોધ કરવાનું જણાવે છે.

"હિંદુસ્તાનના પ્રજાની આ જાહેર ઇચ્છાની વિરુદ્ધ જો સમૂહતંત્ર દેશ પર ઠોકી બેસાડવાનો પ્રયત્ન કરવામાં આવશે તો પ્રજા તેની સામે દરેક રીતે લડત આપશે અને પ્રાંતિક સરકારો તે સાથે કોઈ પણ પ્રકારનો સહકાર કરશે નહિ.

"જો ભવિષ્યમાં આવો કોઈ પ્રસંગ ઉપસ્થિત થશે તો આથી અખિલ હિંદ મહાસભા સમિતિને અધિકાર આપવામાં આવે છે કે તેણે આ દિશામાં યોગ્ય પગલાં લેવાં."

૧૯૩૮ના સપ્ટેંબરમાં દિલ્હી ખાતે ભરાયેલી અખિલ હિંદ મહાસભા સમિતિએ પણ ઉપર્યુક્ત હરિપુરાના ઠરાવને સમર્થન કરતો ઠરાવ કરી બ્રિટિશ સલ્તનતને સ્પષ્ટ પડકાર કર્યો છે કે જેવી રીતે મહાસભાએ પ્રાંતિક ક્ષેત્રમાં પ્રવેશ કર્યો છે તેવી રીતે સમૂહતંત્ર પણ મહાસભા સ્વીકારી લેશે તેવી ભ્રાંતિ હોય તો તુરત કાઢી નાખવી.

ટૂંકમાં, સમૂહતંત્ર સામે હિંદની પ્રજાનો ઉગ્ર વિરોધ છે. બ્રિટિશ રાજ્યકર્તાઓએ તો આ વિરોધને અરણ્યરુદન સમાન લેખી યેન કેન પ્રકારે સમૂહતંત્રને ઠોકી બેસાડવા તરકીબો કરવા માંડી છે. ભવિષ્યમાં શું બને છે તે જોઈશું?

## પ્રાંતિક સરકાર

મહાસભાએ હિંદના અગિયાર પ્રાંતોમાંથી આઠ પ્રાંતોમાં પ્રધાનપદ સ્વીકારેલ છે. પહેલાં તો પ્રાંતિક રાજ્યવ્યવસ્થામાં પણ સહકાર આપવાની મહાસભાની ઇચ્છા ન હતી પરંતુ જ્યારે ગાંધીજીએ જણાવ્યું કે મહાસભાને ખાતરી મળે કે પ્રધાનોનાં બંધારણીય કાર્યોમાં પ્રાંતિક ગવર્નરો પોતાને મળેલી ખાસ સત્તાઓના આધારે હસ્તક્ષેપ નહિ કરે અને પ્રધાનોની સલાહની અવગણના કરવામાં નહિ આવે ત્યારે જ મહાસભા રાજ્યની લગામ લેવા વિચાર કરશે. ગવર્નરોએ તો આવી બાંહેધરી આપવાની કાંઈ તૈયારી ન બતાવી, એટલે મહાસભાએ પ્રધાનપદાં ન સ્વીકારવાનો નિર્ણય કર્યો. ૧૯૩૭ના એપ્રિલથી જુલાઈ સુધીમાં ઘણાખરા પ્રાંતોમાં કામચલાઉ મંત્રીમંડળો સ્થપાયાં. તેમણે ત્રણ માસ સુધી તો ધારાસભાની બેઠક બોલાવ્યા વિના ખેંચ્યું પરંતુ પ્રજાનો વિશ્વાસ સંપાદન કર્યા વિના તેઓ કેટલું આયુષ્ય ભોગવી શકે? વાયસરૉયને આ પરિસ્થિતિમાં ફેરફાર કર્યા વિના છૂટકો ન રહ્યો તેથી તેણે ગવર્નરોની નીતિ પરત્વે ચોખવટ કરી અને પ્રાંતિક સ્વતંત્રતામાં અડચણો નહિ નાખવામાં આવે તેવો સ્પષ્ટ ઈશારો કર્યો. આ સંજોગોમાં ૧૯૩૭ના જુલાઈના પહેલા અઠવાડિયામાં મહાસભાની કાર્યવાહક સમિતિએ એવો ઠરાવ કર્યો કે કાર્યવાહક સમિતિને એમ જણાય છે કે પરિસ્થિતિ અને ઘટનાઓમાં જે ફેરફાર થયો છે તે જોતાં એમ ખાતરી થાય છે કે ગવર્નરો માટે તેમની વિશેષ સત્તાઓનો ઉપયોગ કરવાનું કાર્ય સહેલું નહિ રહે. આથી સમિતિ એવો અભિપ્રાય ધરાવે છે કે મહાસભાએ પ્રધાનપદાં સ્વીકારવાં.

આ નિર્ણય બાદ મહાસભાએ રાજ્યની ધુરા હાથ ધરી લેવાનું કાર્ય સ્વીકાર્યું. ૧૯૩૭ની ચૂંટણીમાં મહાસભાએ ૭ પ્રાંતોમાં બહુમતી મળી તેથી મદ્રાસ, મુંબઈ,

સંયુક્તપ્રાંત, બિહાર અને ઓરિસામાં મહાસભાવાદી મંત્રીમંડળો સ્થપાયાં. ત્યારબાદ સરહદ પ્રાંતમાં અને આસામમાં પણ મહાસભાવાદી પ્રધાનમંડળો રચાયાં છે.

પ્રધાનમંડળો રચાયાં તેની ટૂંક કારકિર્દીમાં જ બિહાર અને સંયુક્ત પ્રાન્તોના પ્રધાનો અને ગવર્નરો વચ્ચે રાજકીય કેદીઓની મુક્તિના પ્રશ્ન અંગે મતભેદ પડવાથી પ્રધાનોએ રાજીનામાં આપેલાં અને તેને અંગે હરિપુરા અધિવેશન વખતે કેવું તંગ વાતાવરણ જામ્યું હતું તેથી સૌ પરિચિત છે. છેવટે ગવર્નરોને નમતું આપવું પડ્યું, સલાહ થઈ, અને અત્યારે ગાડું આગળ ચાલી રહ્યું છે.

આ રીતે લોકમતવાદી પ્રધાનમંડળો તો રચાયાં અને તે કાંઈ હિંદના રાજ્યબંધારણને સ્વીકારી લેવા માટે નહિ પરંતુ વસ્તુતઃ બંધારણને તોડવા માટે સ્થપાયાં છે; એટલે કે અત્યારના બંધારણમાં પ્રાંતિક તંત્રોને જે મર્યાદિત સત્તાઓ નવાજવામાં આવી છે તે કોઈ રીતે નિભાવી શકાય તેમ નથી એટલે જ્યાં સુધી સ્વતંત્રતાનું ધ્યેય પ્રાપ્ત નહિ થાય ત્યાં સુધી આપણાથી જંપી શકાશે નહિ. એટલે હાલના તબક્કે રાજ્યની લગામ હાથ ધરવાનું એક માત્ર પ્રયોજન એ જ છે કે બંધારણમાંથી જનતાના કલ્યાણ માટે બને તેટલો લાભ ઉઠાવવો. બંધારણમાં જે આડખીલીઓ આપણી આડે ઊભી છે તે તો પુષ્કળ છે અને આપણે સૌ સમજીએ છીએ કે ઘણા અગત્યના મુદ્દાઓમાં પ્રધાનોના હાથમાં કાંઈ સત્તા નથી અને તેથી મહાસભાએ પ્રધાનપદાં શરૂ કર્યાં એનો અર્થ એમ નથી કરવાનો કે બધું ઠેકાણે આવી ગયું છે. ઊલટું હવે આપણે જે કાંઈ મળ્યું છે તે દ્વારા પણ સ્વરાજ્યપ્રાપ્તિ માટે અથાગ પ્રયત્નો જારી રાખવાના છે તે ભૂલવું ન જોઈએ.

## પ્રધાનોનાં કાર્ય

આજે મહાસભાવાદી પ્રધાનોનો અમલ ચાલુ થયાને પૂરાં બે વર્ષ થયાં નથી તે દરમિયાન બંધારણમાં મળેલ સત્તા મર્યાદિત હોવા છતાં તેમણે પ્રજાહિત માટે પ્રશંસનીય કામકાજ કરેલ છે અને મુખ્ય બાબતોમાં સત્તાનો અભાવ હોવા છતાં પ્રમાણમાં ખૂબ ઝડપી કામ ચલાવ્યું છે. આટલી ટૂંકી કારકિર્દી દરમિયાન પ્રધાનમંડળે વાતાવરણમાં ખૂબ ફેરફાર કર્યો છે અને કામની અસર પ્રાંતના ખૂણેખૂણે નસેનસમાં પહોંચવા લાગી છે. જનતાનું હિત કયી રીતે વધારે સધાય તે દિશામાં તેઓ ખૂબ ઉદ્યમશીલ રહ્યા છે.

મહાસભાવાદી પ્રધાનમંડળો જે ઉત્સાહ અને વેગથી જનતાના શ્રેયાર્થે કામ કરી રહ્યા છે તે તો સૌ કોઈ જાણી શકે છે. તેઓ નવા નિશાળીઆઓ હોવા છતાં રાજ્યશાસનમાં જે હાથજમાવટ બતાવી છે તેના વિષે અને તેમના શુદ્ધ હેતુ અને ઉચ્ચ ભાવના માટે બેમત ન હોઈ શકે. છતાં ય ઘણી વ્યક્તિઓ અને પક્ષો મહાસભાને માથે દોષના ટોપલા ઓઢાડયા કરે છે અને સતત ગાયા કરે છે કે પ્રધાનોએ પ્રજાની સ્થિતિમાં કશું પરિવર્તન કર્યું નથી. મજૂરો અને ગામડાંના રહીશોની અજ્ઞાનતાનો લાભ લઈ તેમને ખોટી ઉશ્કેરણી કરવામાં આવે છે કે મહાસભા સત્તાશોખીન છે અને મૂડીદારોની ટેકાદાર છે એટલે એ શું કરવાની છે?

પ્રધાનોના હાથમાં જે સત્તા છે તે જોતાં લોકોને ખોટી ભ્રમજાળમાં નાખ્યા વિના તુલનાત્મક દષ્ટિએ નિરીક્ષણ કરવામાં આવે તો ગમે તે જોનારને એટલું તો કબૂલ કર્યા

વિના છૂટકો નથી કે મહાસભાએ ગરીબ પ્રજા માટે ઘણું કર્યું છે અને ઘણું કરવાનો તેને મનોરથ છે, ઘણું કરવાની દૃષ્ટિ છે—આશા છે—આદર્શો છે.

આ વિષયની યોગ્ય સમજ માટે આપણે હાલના પ્રધાનો કયે રસ્તે પ્રયાણ કરી રહ્યા છે તેનું ટૂંકું અવલોકન કરીએ.

પ્રધાનમંડળોએ દરેક દિશામાં કામ આરંભેલાં છે. દરેક પ્રાંતમાં કેળવણી, આરોગ્ય, જમીનસુધારણા, ખેડૂતોદ્ધાર, ઉદ્યોગ, દેવું, મજૂરોનું કલ્યાણ, જેલસુધારો, હરિજનપ્રવૃત્તિ, નહેરો વગેરે અનેક ક્ષેત્રોમાં નવરચના કરવાના પ્રયત્નો આદર્યા છે. જુદા જુદા વિષયોમાં દરેકના નિષ્ણાતો પાસેથી સલાહ લઈ ખૂબ જ ઉત્સાહથી પ્રગતિ કરવા માંડી છે. પ્રધાન મંડળોએ કરવા માંડેલાં કાર્યોનું અવલોકન કરવા માટે તથા તેની કિંમત આંકવા માટે આટલી ટૂંક મુદત ઘણી ઓછી કહી શકાય. પ્રધાનો કહે છે કે અમારી ઘણીખરી યોજનાઓ તો હજુ ગર્ભાવસ્થા જેવી સ્થિતિમાં છે, કારણ કે તે યોજનાઓ માટે કાયદા ઘડીને મંજુરી મેળવવાની જરૂર રહે છે અને કાયદા લાંબી વિધિ પછી ઘડી શકાય છે; છતાં ય જે થોડો વખત થયાં પોતે અધિકાર પર રહી છે તે દરમિયાન તેણે કારોબારી હુકમો કાઢીને પણ ઘણું કાર્ય સાધ્યું છે.

મુંબઈના મુખ્યપ્રધાન શ્રી બાળાસાહેબે પ્રધાનમંડળની નીતિનો સુંદર ઉલ્લેખ કરતાં જણાવ્યું છે કે હોદ્દાસ્વીકાર કર્યા પછી તુરત જ બંધારણીય મર્યાદાઓમાં શક્ય હોય તેટલી જનતાની નૈતિક અને આર્થિક સ્થિતિની સુધારણા કરવા માટે અમે સતત ચિંતાતુર રહ્યા છીએ. જો કે અમારાં સાધનો ક્ષુલ્લક છે.'[1]

પ્રધાનોએ પહેલું કાર્ય પોતાના પુરોગામી પ્રધાનો જે ભારે રકમના પગારો તથા ભથ્થાંઓ લઈ જતા હતા તેમાં ક્રાંતિકારક ઘટાડો કરવાનું કર્યું. પ્રધાનો અને ધારાસભાના પ્રમુખોના પગાર માસિક—રૂપિયા પાંચસો કરી નાખી અને મુસાફરીના ખર્ચમાં મોટો કાપ મૂકી આશરે વાર્ષિક સાતેક લાખ રૂપિયાનો બચાવ ઘણાખરા પ્રાંતોએ કરેલ છે. હિંદની ગરીબીના પ્રમાણમાં અમલદાર વર્ગ જે મોટા પગારો મેળવે છે તે ગાંધીજીને ઘણા વખતથી ખૂંચ્યા કરતું હતું. બીજા દેશોની આર્થિક સરખામણીમાં આપણા પગારો અતિ ગંજાવર કહી શકાય. મહાસભાના હાથમાં સત્તા આવતાં જ આ બાબતમાં દાખલો બેસાડવા પ્રધાનોના પગાર પાંચ હજાર રૂપિયાથી પાંચસો સુધી ઘટાડી નાખવામાં આવ્યા. એ તો કમનસીબીની વાત છે કે બંધારણમાં પ્રધાનોને સત્તા નથી તેથી તેઓ તાબાના સનંદી કે બીજા મોટા અમલદારોના પગારને આંગળી અડાડી શકે તેમ નથી.

ખેડૂતોની સ્થિતિમાં સુધારણા કરવાનું કાર્ય દરેક પ્રાન્તમાં ખૂબ ઝડપથી હાથ ધરવામાં આવ્યું છે. મુંબઈ ઈલાકામાં ઢોરોને ચરાવવા માટે સરકાર જે પૈસા લેતી અને જેમાંથી તેને વાર્ષિક સાડા છ લાખ રૂપિયાની આમદાની હતી તે કાઢી નાખવામાં આવેલ

1 Since taking office, our principal concern has been to find out within the limits prescribed to us by the constitution, ways for bettering the moral and economic conditions of our masses. The resources at our disposal are meagre.

છે. લગભગ સોળ લાખ રૂપિયા જેટલી જમીનમહેસૂલ માફ કરી છે. ગામડાંઓમાં પીવાનું પાણી પૂરું પાડવા માટે દસ લાખની રકમ આપવાની વ્યવસ્થા કરવામાં આવી છે. ગૃહઉદ્યોગો માટે લગભગ દોઢ લાખનો ફાળો આપવાનું ઠરાવ્યું છે. હરિજનોમાં કેળવણીનો પ્રચાર કરવા માટે ખાસ પ્રબંધ કરેલ છે અને શારીરિક કેળવણી આપવા માટે તથા પ્રૌઢ શિક્ષણના કાર્ય માટે હજારો રૂપિયાની જોગવાઈ કરી છે.

ગામડાંની આર્થિક સ્થિતિ સુધારવા માટે, કરની યોગ્ય ફેરવણી કરવા માટે અને રૈયતને રાહત આપવા માટે અનેક યોજનાઓ ઘડાઈ રહી છે. ગ્રામ નવરચના માટે આશરે રૂપિયા પચાસ લાખ ખર્ચવાનો નિર્ણય કર્યો છે.

ખેડૂતોને માટે લાભદાયી પગલાં તાત્કાલિક લેવા માંડ્યાં છે. કરજમાં ડૂબી ગયેલા ખેડૂતોને મદદ કરવાના અને ખાતાઓ ઉપર હક્કનું નિયમન કરવાના સવાલ ઉપર મહાસભા વિચાર કરી રહી છે; પરંતુ તે દરમિયાન નાના ખેડૂતોની મિલકત, જમીનના માલિકો તેમની પાસેથી છીનવી ન લે તેવા હેતુથી નાના ખાતેદારોને મદદ આપવા બાબતનો કાયદો ઘડાયો છે. આ કાયદા દ્વારા કોર્ટોના હુકમનામાની બજવણીમાં નાના ખેડૂતોની મિલકત તેમની પાસેથી છીનવી લઈ શકાય નહિ તેમ ખેડૂત ગણોતિયાના કબજામાં કોઈ જમીન છ વર્ષ કે વધારે મુદ્દત થયાં હોય તેને તે જમીનમાંથી કાઢી મૂકી શકાય નહિ. આ કાયદાથી નાના અને ગરીબ ખેડૂતોનું તો ખાસ સંરક્ષણ થયું છે. નાના ખાતેદારની વ્યાખ્યા એવી છે કે જે ખેડૂત જાતે જમીન ખેડતો હોય તથા જેઓ નહેરનું પાણી પાવામાં આવતું હોય તેવી જમીનના છ એકર સુધીનાં અને બીજી જમીનમાં અઢાર એકર સુધીની જમીન ધારણ કરતા હોય તે, અથવા જે જમીનની કુલ વાર્ષિક ખેતીની આકારણી રૂપિયા ત્રીસ સુધીની હોય તેવી જમીન જેઓ ધરાવતા હોય તે ખાતેદારો તરીકે ગણાશે. ગણોતિયા જમીનના માલિકને ચાલુ વર્ષનું ગણોત આપે તો માલિક જમીનનો કબજો પડાવી લઈ શકે નહિ.

નાગરિક સ્વાતંત્ર્યની બાબતમાં પણ મહાસભાવાદી સરકારે ખૂબ કાળજી રાખી છે અને રાજ્યકારી બાબતમાં રસ લેનાર વ્યક્તિને, જ્યાં સુધી તે હિંસાભર્યું વલણ અખત્યાર ન કરે ત્યાં સુધી, તેને સંપૂર્ણ સ્વાતંત્ર્ય રહેશે. પ્રધાનોએ ધારાસભાની વ્યાસપીઠ ઉપર પોતાની નાગરિક સ્વાતંત્ર્ય માટેની આતુરતા અનેક વાર પ્રદર્શિત કરી છે. નાગરિક સ્વાતંત્ર્ય લોકશાસનો મૂળભૂત હક્ક હોઈ તે દરેક વ્યકિત બરોબર ભોગવે તે જોવા મહાસભા સદાય તત્પર રહે છે. સંખ્યાબંધ અખબારો અને પુસ્તકો ઉપરના પ્રતિબંધો દૂર કરી પ્રજાના વિચારસ્વાતંત્ર્યને વેગ આપેલ છે.

સવિનય કાયદાભંગની ચળવળને લઈને જપ્ત થયેલી અગર વેચાઈ ગયેલી જમીન અને બીજી સ્થાવર મિલકતો, તેમના મૂળમાલિકોને અથવા તેમના વારસોને પાછી આપવાના ઇરાદાથી, સરકારના ખર્ચે પાછી વેચાતી લેવાનો ઠરાવ કરી પ્રધાનોએ મહાસભાના કાર્યને ન્યાય અને નીતિની વિશાળ ભાવનાના આધારરૂપ બનાવી પોતાના દેશને માટે દુઃખ સહન કરનાર લોકોને ન્યાય આપવાનો સરસ પ્રયત્ન કરી બતાવેલ છે.

મજૂરોના હિત માટે પણ મહાસભાએ પુરજોશથી કામ કરવા માંડ્યું છે. મજૂરો અને માલિકોના ઝઘડાનું ઉદ્યોગ અને પક્ષકારોને નુકશાન થયા વિના યોગ્ય રીતે

નિરાકરણ કરવા માટે પણ કાયદો ઘડયો છે. વળી મજૂરોની હાડમારીની તપાસ કરી તેમાં યોગ્ય સુધારણા કરવા માટે એક સમિતિ કામ કરી રહી છે.

કેળવણીના ક્ષેત્રમાં પણ પ્રધાનોએ હાલની સંકુચિત દૃષ્ટિ અને ગોખણપટ્ટી જ્ઞાનમાંથી રસ્તો કાઢવા પ્રયત્નો આદર્યા છે. પ્રાથમિક શાળાના શિક્ષકો અને કેળવણી તથા પ્રૌઢ શિક્ષણની, પ્રગતિ માટે ખૂબ જ પ્રયાસો ગતિમાન બન્યા છે.

દારૂબંધીના કાર્ય વિષે તો આજે સૌ કોઈ પરિચિત છે. દિનપ્રતિદિન પ્રતિબંધિત વિસ્તાર વધતો જાય છે અને ધીમે ધીમે સંપૂર્ણ દારૂબંધીની નીતિ અખત્યાર કરવામાં આવશે.

વૈદકીય સુધારણા, આર્થિક પ્રગતિ, રસ્તા બાંધવાના કાર્ય, સ્થાનિક સ્વરાજ્ય, હુન્નર ઉદ્યોગની ખીલવણી, બેકારીનું નિવારણ એમ અનેક વિષયોમાં પ્રધાનો કામ કરી રહેલ છે.

આ બધું લખવાનો હેતુ પ્રધાનમંડળના કાર્યની પ્રશંસા કરવાનો નથી. તેમ પ્રધાનો સફળ સુકાની તરીકે નામાંકિત થયા છે તે કહેવાનો ઉદ્દેશ પણ નથી, પરંતુ વિષયની ચર્ચામાં જરા સુગમતા ખાતર સંક્ષિપ્ત દૃષ્ટિપાત કરવામાં આવેલ છે. અને જે જે કાર્ય થઈ રહેલ છે તે તથા તેની પાછળનો હેતુ બરોબર સમજી આપણે શું કરવું જોઈએ તે તેનો વિચાર કરવા માટે જણાવ્યું છે. સુધારણાનું જે કાર્ય ધપી રહ્યું છે તેનો સરસમાં સરસ રીતે લાભ ઉઠાવવા આપણે પ્રયત્નશીલ બનવું પડશે. આજે આ બધું જોઈને અને વિચારીને આપણી જાતને આપણે સવાલ પૂછીએ કે આજે જે તક પ્રાપ્ત થઈ છે તેનો પૂરેપૂરો ઉપયોગ આપણે કરી શકવા સમર્થ બન્યા છીએ કે કેમ! આ કાર્યની પાછળ જે આદર્શો રહેલા છે તે આપણે બરોબર સમજીએ છીએ કે નહિ! એક રાષ્ટ્ર તરીકે આ બધું ઝીલી લેવાની તાકાત આપણામાં આવી છે કે કેમ અને જનતાના જીવનમાં, વ્યવહારમા અને ભાવનામાં આ વસ્તુ બરોબર સાંગોપાંગ ઊતરે છે કે નહિ તે ખાસ જોવું જોઈએ.

આ સ્થળે અને વખતે પ્રધાનમંડળના કાર્યની સમીક્ષા કરનાર બીજા એક પક્ષનો મત તપાસવો આવશ્યક છે. જેમ આગળ જણાવ્યા પ્રમાણે એક પક્ષ મહાસભાને મવાલ અને મૂડીદારોને ટેકાદાર તરીકે વર્ણવે છે ત્યારે બીજા પક્ષનું એમ કહેવું છે કે પ્રધાનોની કાર્યશક્તિ અજબ છે અને તેમના કાર્યની પાછળ શ્રેષ્ઠ આદર્શો છે પરંતુ જે વેગથી કામ કરવામાં આવે છે તે અનિચ્છનીય છે અને હિંદની અણઘડ પ્રજા એવી ઝડપથી મજલ કાપી શકે નહિ. વધારામાં એમ જણાવવામાં આવે છે કે ચૂંટણીમાં વિજયપ્રાપ્તિ મેળવી બહુમતી શાસનપદ્ધતિ ચલાવવામાં જે કાર્યક્રમો અને યોજનાઓ ઘડવામાં આવે છે તેને સમસ્ત પ્રજા અનુમતિ ( sanction ) આપે છે કે નહિ તે વસ્તુ ઉપર ખાસ ધ્યાન આપવું જોઈએ.

નાણાંની ધીરધાર કરનારાઓનો ગરીબ માણસો ઉપર કેટલો અનહદ ત્રાસ ફેલાયેલો છે તેથી સૌ પરિચિત છે. પ્રધાનોએ આ બાબતમાં પણ કાયદો કરવાનો ખરડો ધારાસભામાં દાખલ કર્યો છે અને તે કાયદા દ્વારા નાણાંની ધીરધાર કરનારાઓ પર અંકુશ મૂકીને તેમના હિસાબ અને નાણાં ધીરવાના ધંધાનું નિયમન કરવાનો હેતુ છે. આ કાયદાથી પરવાના આપવાની પદ્ધતિ દાખલ કરવામાં આવશે. પરવાના વગરના લેણદારોને

કોર્ટ મારફત લેણું વસુલ કરવાનો હક્ક રહેશે નહિ. જો લેણદાર અપ્રમાણિકપણું કે છેતરપીંડી કરશે તો તેને યોગ્ય નશિયત કરવાનો પ્રબંધ થયેલ છે. આ મુદ્દામાં મહત્ત્વની એક વસ્તુ એ છે કે નાણાંની ધીરધાર કરનારાઓને હિસાબ રાખવાની તથા દેણદારને હિસાબનો આંકડો આપવાની ફરજ પાડવામાં આવી છે. વ્યાજનું નિયમન કરવા માટે પણ ગોઠવણ કરવામાં આવી છે.

મહાસભા ઉપર આમ પરસ્પરવિરોધી મંતવ્યો હુમલાઓ કરે છે. ઉદ્દામવાદીઓ એવો આક્ષેપ મૂકે છે કે પહેલાંની નોકરશાહી સરકાર અને આ સરકારમાં નામનો જ તફાવત પડ્યો છે. એક બાજુથી પ્રધાનોને ઉતાવળિયા સુધારકોનો ખિતાબ નવાજવામાં આવે છે, ત્યારે બીજી બાજુથી તેમને નિષ્ક્રીય કહેવામાં આવે છે. એક તરફથી કિસાનો અને મજૂરો લાંબાંટૂંકાં સરઘસો કાઢીને ધારાસભાના મકાન તરફ ધસી જઈ ધૂમરાણ મચાવી મૂકે છે ત્યારે બીજી બાજુ જમીનદારો પણ પરિષદો ભરી લાંબાલાંબા દાવો ચડયે જાય છે, તેમ મિલકતમાલિકો પણ વ્યૂહ ગોઠવી કસરત કરે છે અને પ્રધાનોને ફેડરલ કોર્ટમાં ઘસડી જવાની ધમકીઓ અપાય છે! એક વિચારકે ઠીક કહ્યું છે કેઃ "લોકશાહી શાસનપદ્ધતિમાં એક વાત બહુ જ ખરાબ હોય છે; જેને અપ્રિય બનાવી મૂકવો હોય તેના હાથમાં રાજ્યકારભાર સોંપી દેવો! પછી ખલાસ! રાજ્યકર્તા થોડા જ વખતમાં ટીકાનો વિષય બની જાય છે." મહાસભા પ્રધાનમંડળોની પણ અત્યારે કંઈક આવી જ સ્થિતિ થઈ પડી છે પરંતુ સંસ્થાની પ્રણાલિકા પ્રમાણે અડગ ધીરજ, અખૂટ શ્રદ્ધા અને નિસ્સીમ પ્રેમથી મહાસભાએ પોતાનું કાર્ય આગળ ચલાવવા માંડ્યું છે.

સમાજના તંત્રને સુધારવા માટે જે સુધારાઓ ખાસ આવશ્યક છે તે તાત્કાલિક કરવામાં ન આવે તો સમાજનું સડેલું તંત્ર વહેલું તૂટી પડે. અમુક વસ્તુઓ તો વહેલી તકે હાથ પર લીધા વિના છૂટકો જ નથી. બાકી તો દેશમાં અસંખ્ય કામ કરવાનાં છે અને તે ધીમે ધીમે થતાં જાય છે તે આપણે ક્યાં નથી જોતા!

બીજો પ્રશ્ન પ્રજાની અનુમતિ અંગે ઉઠાવવામાં આવ્યો છે. એ વસ્તુ તો સત્ય છે કે પ્રજાની ખરી અનુમતિ તો ત્યારે જ હોઈ શકે કે જ્યારે સુધારણાના કાર્યને પ્રજા પૂર્ણ પણે સ્વીકારી લઈ તેનો પૂરેપૂરો અમલ કરે અને તેને પોતાના જીવનમાં વણી લે. પરંતુ તેનો અર્થ એમ નથી થતો કે પ્રજા સમ્મતિ આપે તો જ સુધારણા કાર્ય કરવું અને સમસ્ત જનસમાજના કલ્યાણ માટેની ખૂબ આવશ્યક સુધારણા ત્યાં સુધી સર્વાનુમતે સ્વીકૃત ન થાય ત્યાં સુધી અમલમાં ન મૂકી શકાય. એક દૃષ્ટાંત લઈએ. દારૂના દૈત્યનો વિનાશ જેટલો તાત્કાલિક કરવામાં આવે તેટલો વહેલો દેશને લાભ છે. પરંતુ દારૂના વેપારમાં સારી કમાણી કરતા થોડાક ગૃહસ્થોને દારૂબંધીથી આર્થિક નુકસાન થાય અને તેઓ ખૂબ શોરબકોર જમાવે એટલે શું દારૂબંધીનું કામ અભરાઈએ ચડાવવું? તે જ પ્રમાણે ખેડૂતવર્ગ દાસ જેવી શોષિત અવસ્થામાં ડૂબતો જાય છે તેમાંથી તેને બચાવવા માટે યોગ્ય ધારાઓ ઘડવામાં ઢીલ થઈ શકે તેમ નથી એ વાત તો ખેડૂતની દશા જોનાર દરેકે સ્વીકારવું પડશે. આવાં કાર્યોમાં ઢીલ કરવામાં આવે તો કોઈ દિવસ પ્રગતિ સાધી જ શકાય નહિ. થોડાક તાલુકદારો કે ઇનામદારો વગર મહેનતે મેળવેલ નાણાંની કોથળીઓની દોરીઓ ઢીલી મૂકી અર્થશાસ્ત્રીઓ કે ધારાશાસ્ત્રીઓ મારફત તરેહતરેહની દલીલો

ચલાવ એટલે શું ખેડૂતોનું કરજનિવારણ કે સુધારણાકાર્ય અટકાવી દેવું જોઈએ? આ કહેવાનો હેતુ લઘુમતી કોમના હિતો પ્રત્યે દુર્લક્ષ કરવાનો નથી. ઊલટું આદર્શ લોકશાસનના વિધાયકોની ફરજ છે તેમણે કોઈને પણ અન્યાય ન કરવો પરંતુ સાથેસાથે સમસ્ત જનસમાજના ઉત્કર્ષ આડે આવતી વસ્તુઓ દૂર કર્યાં વિના બેસી રહેવાય નહિ. સ્વાર્થવૃત્તિ અને ટૂંકી બુદ્ધિને વિસારે પાડવામાં આવે તો જરૂર લાંબાકાળે આવા વેપારીઓને કે જમીનદારોને બીજી અનેક રીતે લાભ મળશે અને બીજા સારા ધંધા હાથ કરવાથી દેશના હજારો કંગાલોના આશીર્વાદ મેળવી પહેલાં કરતાં પણ અધિકતર ધનપ્રાપ્તિ કરી શકાશે.

એટલે આ બધી વસ્તુઓ જોતાં સુધારણા કાર્યની અનિવાર્યતા સ્વીકાર્યા વગર ચાલે તેમ નથી. પરંતુ અત્યારની સરસ સફરથી આપણે ફૂલાઈ જઈ રાચવાનું નથી. આપણા અંતિમ ધ્યેય નજીક પહોંચવાનો પંથ લાંબો અને વિકટ છે. વચ્ચે કેટલાયે ખડકો અને કેટલાંયે વાવાઝોડાં-તોફાન સ્વાભાવિક અને અસ્વાભાવિક નડતરરૂપ આવનાર છે. ભવિષ્યના માર્ગે પહોંચી વળવા આપણે વધારે ઉદ્યમશીલ બનવું પડશે. એટલું ખરું છે કે અત્યારે પ્રગતિ સાધવાની સારામાં સારી તક પ્રાપ્ત થઈ છે. અને તેનો પૂરેપૂરો ઉપયોગ કરી શકવા આપણે સમર્થ બનવું જોઈએ. રાષ્ટ્રના જીવનમાં આવી તકો વારંવાર નથી આવતી. વરસાદ કંઈ બારેમાસ નથી વરસતો કે જેથી આપણે નિશ્ચિંત બેસી રહીએ.

મહાસભા હિંદની એક આદર્શ સંસ્થા છે, સત્ય અને અહિંસાની ભૂમિકા પર રચાયેલી છે અને નીતિ, ન્યાય અને આદર્શો પર પોતાની કાર્યનીતિ ઘડી રહી છે. પરંતુ આવી સંસ્થાને તથા જનતાને સંગીન અને અલાઢ્ય બનાવવા માટે આપણે સૌએ ખૂબ કામ કરવાનાં છે. મહાસભાના અન્ય કાર્યક્ષેત્ર અંગે હાલ આપણે ચર્ચા ન કરતાં મહાસભાએ રાજ્યધારણ દ્વારા જે જે સંસ્થાઓમાં પ્રવેશ કરી સેવાકાર્ય ઉપાડયું છે તે વિષે જ હાલ થોડું લખ્યું છે.

આ બધી સંસ્થાઓ મારફત આપણા રાષ્ટ્રના ઉજ્જવલ ભવિષ્ય માટે અને આપણા આદર્શો અને ઉચ્ચ ભાવનાઓને પહોંચી વળવા માટે અને પ્રજાને આ બધું બરોબર પચાવવા માટે તૈયાર કરવાની ખાસ જરૂર છે. આ માટે આપણે ઘણું કરવું જોઈશે. પરંતુ અત્યારે જે વસ્તુઓ અનિવાર્ય છે અને જેનો ખાસ અભાવ છે તેના ઉપર જ નજર દોડાવીએ તો પણ યોગ્ય કેળવણી, સંગઠન અને શિસ્તપાલનની ખાસ જરૂરિયાત છે. આ દરેક વાત એકબીજા સાથે સંકળાયેલી છે અને એકેય વિના નભાવી શકાય તેમ નથી.

## કેળવણી

સૌથી પહેલાં તો દેશના મોટા ભાગની વસ્તીની ચાલુ અજ્ઞાનતા નાબુદ કરવી જોઈએ. નિરક્ષરતા નિવારણ એ આપણા દેશની ચાલુ પરિસ્થિતિમાં સૌથી વધારે મહત્ત્વનું અને તાત્કાળિક હાથમાં લેવા જેવું કામ છે. એક વિદ્વાને યોગ્ય જ કહ્યું છે કે અશિક્ષિત લોકશાસન દેશને જ નહિ પરંતુ જગત આખાને અહિતકર્તા નીવડે છે. પ્રજા જેટલી ઉચ્ચ કક્ષાનો કેળવણી મેળવે તેટલી જ ઉચ્ચ કક્ષાએ શાસન, સત્ય અને ન્યાયના પાયા પર રચાય. ઉપર ચડવા માટે પહેલું અને સૌથી અઘરું પગથિયું તો એ જ છે. જેને વાંચતાં કે લખતાં આવડતું નથી તે પ્રજાને અંધારામાં જ સબડી રહેવું પડે છે. તેથી સૌથી પહેલું કાર્ય તેમાંથી છૂટકો મેળવી બહાર આવવાનું છે. હમણાં હમણાંમાં પ્રૌઢશિક્ષણનું કાર્ય

ખૂબ વેગવન્તું બન્યું છે તે આનંદની વાત છે. અને ખૂણેખાંચરે અજ્ઞાનતાને સાફ કરી શિક્ષણ પ્રસરાવવાના ખૂબ ઉત્સાહભર્યા પ્રયત્નો ચાલી રહ્યા છે તે આપણે જોઈએ છીએ. ગામડાંઓમાં પણ પદ્ધતિસર કામ આરંભાયું છે. આ કામ ખૂબ ગતિમાન બને અને આપણા બધા દેશ બાંધવો ટૂંક સમયમાં લખતાંવાંચતાં શીખી લે એવી આપણે આશા રાખીએ.

ક્રમાનુસાર વાંચતાં લખતાં શીખવાની સાથે સાથે પ્રજાના દરેક સભ્યને રાજ્યના અંગ તરીકેની પોતાની ફરજો વિષે યોગ્ય કેળવણી આપવી જોઈએ. જે જે કામો ચાલી રહ્યાં છે તે બધાંની સ્પષ્ટ સમજણ લોકોને આપવા માટે અનુકૂળ પ્રબંધ થવો જોઈએ. અભણ પ્રજાને અને વિશેષતઃ ગ્રામવાસીઓને આજની દૃષ્ટિએ વ્યવહારુ જ્ઞાન આપવું જોઈએ એટલું જ નહિ, પરંતુ ભણેલાઓ અને શહેરીઓ પણ પોતાની ફરજપાલન વિષે અજ્ઞાન કે બેદરકાર હોઈ તેમને પણ આ દિશામાં યોગ્ય માર્ગદર્શન કરાવવાનું ખૂબ આવશ્યક છે.

યોગ્ય કેળવણી અને જ્ઞાન આપવાથી લોકોમાં રાજકીય તેમજ સામાજિક અનેક સુધારણાઓ બહુ સહેલાઈથી પ્રવેશી શકશે અને પ્રજાની શકિત અને મનોવૃત્તિમાં જાગૃતિ આવતાં સમાજ અને દેશનો વિકાસ કરવાનું કાર્ય સરળ બની જશે.

આ દૃષ્ટિએ આપણે બંધારણ અનુસાર જે સંસ્થાઓ હસ્તગત કરી છે તેનો વિચાર કરીએ. ગામડાંમાં ગ્રામપંચાયત અને સહકારી મંડળીઓ હોય છે. તાલુકાનાં મુખ્ય મથકોમાં અને જિલ્લાનાં શહેરોમાં મ્યુનિસિપાલિટી તથા લોકલબોર્ડ છે. આ ઉપરાંત પ્રાંતની મુખ્ય સંસ્થાઓમાં બે ધારાસભાઓ, મ્યુનિસિપાલિટી તથા થોડીક બીજી સંસ્થાઓ હોય છે.

હવે ગામડાંથી માંડીને મોટામાં મોટા શહેર સુધી આપણા હસ્તક જે સંસ્થાઓ ચાલી રહી છે તે લોકશ્રેયના વિકાસ માટે બરોબર કામ કરી રહી છે કે કેમ અને પ્રજા તેના કામને અનુકૂળ બની છે કે કેમ એ વાત ઉપર ખાસ લક્ષ આપવું જોઈએ. સંસ્થાઓમાં કરવાનાં કામ અને યોજનાઓ માટે મહાસભા ઘણું કરે છે અને ગાંધીજી જેવા આદર્શ પથપ્રદર્શક પણ આપણને આજે સાંપડ્યા છે. તેની સાથેસાથે સંસ્થાના સભ્યોએ પણ યોગ્ય વિચારણા કરવી જોઈએ અને કાર્યશકિત ખીલવતાં નવી નવી સુધારણાઓ કરવાની દૃષ્ટિ કેળવવી જોઈએ અને એ માટે જોઈતાં આદર્શ અને ભાવના ધરાવવાં જોઈએ. આજે ગામડાંઓની વાત તો કયાં કરીએ પરંતુ સારાં શહેરોની મ્યુનિસિપાલિટીઓ તપાસો! આપણી ધારાસભાઓ જુઓ! આ વસ્તુનો અભાવ કેવો સ્પષ્ટ તરી આવે છે તે સહેલાઈથી જોઈ શકાશે.

## સંગઠન

શહેર અને ગામડાંમાં અજ્ઞાન અને ગેરસમજુતીના કારણે આજે જે કુસંપ અસ્તિત્વ ધરાવે છે અને તેથી દરેક વર્ગમાં અને કોમમાં આજે જે અનેક પક્ષો અને તડો પડેલા છે તે ઓછા પ્રમાણમાં નથી. એક બીજાનું કાપી નાખવાની હોંસાતોંસી, પરસ્પરની અદેખાઈ અને વિના કારણની ખેંચાખેંચી ઓછી ગંભીર નથી. આ વસ્તુએ

આપણાં શહેરો અને ગામડાંની સ્થિતિ અતિ શોચનીય બનાવી છે અને તેનું પરિણામ અંતે તો નિર્ધનતા અને દરિદ્રતામાં આવ્યું છે. ખોટો દ્વેષ, અસૂયા અને ફાટફૂટે આપણી પ્રગતિને ખૂબ રુંધી નાખી છે. પરદેશી શાસકોએ પોતાનું રાજ્ય નિભાવી રાખવા માટે આંતરકલહને એક સરસ સાધન બનાવ્યું છે. નથી થયો તેમાં મુસલમાનોને લાભ કે નથી કોઇ હિંદુ ફાવી ગયા. તેવી જ રીતે ગરીબ અને તવંગર, મજૂર અને માલિક, ખેડૂત અને જમીનમાલિક કોઈનું કાંઈ શ્રેય નથી થયું. આપણી અશિક્ષિત અવસ્થા અને સ્વાભાવિક બુદ્ધિનો અભાવ એ પણ પરસ્પરના ઝઘડાનું એક બીજું કારણ ગણી શકાય.

હિંદની પ્રગતિના માર્ગમાં સંગઠ્ઠનનો પ્રશ્ન બહુ જ કઠિન અને અટપટો બન્યો છે. દિલગીરીની વાત તો એ છે કે હાલના સમયમાં સંગઠ્ઠન વધવું જોઈએ તેના બદલે અમુક પક્ષો તરફથી જાણીબુઝીને કલહનું વાતાવરણ ઉપજાવવામાં આવે છે અને વૈમનસ્ય વધારવામાં આવે છે.

મહાસભાએ આમજનતા સાથે સંપર્ક વધારી આ વસ્તુ પ્રત્યે ખૂબ ધ્યાન આપવા માંડ્યું છે. શહેરોમાં આ દિશામાં ખૂબ પ્રયત્નો કરવાની જરૂર છે કારણ કે મતભેદો અને કલહનું જન્મસ્થાન શહેર છે અને કલહનું બીજ વાવનાર મુખ્યત્વે શહેરની અમુક વ્યક્તિઓ જ હોય છે. ગામડે ગામડે પંચાયત પદ્ધતિ સ્થાપવાનું અને ગામનાં મહાજનોમાં કુસંપને તિલાંજલી આપવા અને સંપ સાધવા કામ કરવાનું ખાસ આવશ્યક છે. આજે દેશને વિષમ પરિસ્થિતિનો સામનો કરવાનો છે અને અનેક રાજકીય ગૂંચવણોનો ઉકેલ લાવવાનો છે તેવા તબક્કે જનતા અને મહાસભા સંગઠિત બની દેશની ઐકયશકિત દ્વારા સ્વતંત્રતાની વિજયી કૂચ કરે એ માટે સૌએ પોતપોતાનો ફાળો આપવો જોઈએ.

## શિસ્તપાલન

બીજી અગત્યની વાત શિસ્તપાલનની છે. આપણી એક પ્રજાજન તરીકેની જે ફરજો હોય તેનું યોગ્ય પાલન કરવામાં આપણામાંના ઘણાખરા પછાત છીએ તે વસ્તુ આપણે કબૂલ કર્યા વિના ચાલે તેમ નથી. પંચાવન વર્ષ પહેલાં ઓકટેવિયન હ્યુમે જ્યારે રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના કરી તે વખતે તેમણે આ વસ્તુ ઉપર ખાસ ધ્યાન ખેંચેલું અને કલકત્તાની કોલેજના વિદ્યાર્થીઓને ઉદ્દેશીને લખેલું કે: "આપણી નાની સેના પણ શિસ્તબદ્ધ અને આચારવાન બનો, અને સવાલ એ છે કે તમારામાંથી કેટલા જણ ઉચ્ચતર જ્ઞાન ઉપાર્જન કરવાની સાથે સાથે નિસ્વાર્થી, સેવાભાવી, સાહસિક, આત્મસંયમી અને ઉદાર ભાવનાવાળા બનશો કે જે ગુણો આ સેનામાં ભરતી કરનારને માટે ખાસ આવશ્યક છે."[૧]

---

૧ "Our little army must be *sui generis* in discipline and equipment and the question simply is, how many of you will prove to possess, in addition to your big scholastic attainments the unselfishness, moral courage, self-control and active spirit of benevolence essential in all who should enlist."

મહાસભા જેવી સંસ્થામાં પણ શિસ્તભંગ દિવસે દિવસે વધવા માંડ્યો છે. તેમાંય મહાસભાએ જ્યારથી અધિકાર હસ્તગત કરેલ છે, ત્યારથી તેમાં વિસંવાદ વધ્યો છે અને તેનું મુખ્ય કારણ તેમાં નવા ભળનારાઓ છે. મહાસભા બળવાન અને વિશાળ બને તે ઇચ્છવાયોગ્ય છે, પરંતુ, અધિકારની ઉથલપાથલમાં તકસાધુ લોકો પોતાનો સ્વાર્થ સાધવા મહાસભામાં ભરતી કરતા હોય ત્યાં તેવી સંખ્યા મહાસભાની શુદ્ધિનો નાશ કરે છે, તેનું જોર ઘટાડે છે. પ્રતિષ્ઠા નરમ પાડે છે અને સંગઠન કરવાને બદલે વૈમનસ્ય વધારે છે.

ગાંધીજી આ વાતથી અજાણ નથી. તેઓ આ વસ્તુ ચિંતાજનક દૃષ્ટિએ જોઈ રહ્યા છે. મહાસભાના આંતરિક સડા માટે તેઓ વારંવાર કહ્યા કરે છે કે મારો અને મારા સાથીઓનો ઘણો સમય મહાસભામાં પેસી ગયેલ સડો દૂર કરવામાં વ્યતીત થાય છે. મહાસભામાં ચારેમેર શિસ્તભંગ ચાલી રહેલ છે અને ઘણાખરાનું વર્તન મહાસભાના સિદ્ધાંતોથી તદ્દન ઊલટું હોય છે. પ્રજામાં અહિંસા છે પરંતુ જેઓ તેમની દેખરેખ કરનારા છે તેમનામાં તે નથી.

તેવી જ સ્થિતિ આ બધી સંસ્થાઓની છે. સંસ્થાઓ ચલાવનારાઓમાંના ઘણાખરા સંસ્થાના નિયમો અને સિદ્ધાંતોને અનુસરતા નથી એટલું તો નહિ પરંતુ તેથી ઊલટું સંસ્થાના હિતને જોખમાવી, પોતાનું હિત સીધી કે આડકતરી રીતે સાધનારાની સંખ્યા મોટી છે.

સભ્યોના ઘણાખરા પોતાની જનસમૂહના એક સામાન્ય અંગ તરીકેની શી ફરજ છે તેથી પણ અજ્ઞાત હોય છે. એક નાનું પરંતુ રોજ બનતું દૃષ્ટાંત લઈએ. ગામડાંની સફાઈની વાત હાલ બાજુએ મૂકીને શહેરોની મ્યુનિસિપાલિટીના ઘણાખરા સભ્યોનું વર્તન આપણે કેવું જોઈએ છીએ? મ્યુનિસિપલ હિતમાં કે શહેરની આબાદીમાં કે પ્રજાની કેળવણીમાં તેઓ કેટલો ઊંડો રસ લે છે? અરે, પાણીની ખૂબ અછત હોય છે છતાં આપણામાંના ઘણાના ઘરમાં પાણીના નળ ખુલ્લા હોય છે અને બિનજરૂરી કેટલું બધું પાણી વહ્યું જાય છે? એક શહેરી તરીકે રસ્તે પસાર થનાર માણસે પણ આખા શહેરના લાભાર્થે ખુલ્લો નળ દેખાય ત્યાં બંધ કરી દેવો જોઈએ. મ્યુનિસિપાલિટીના કેટલા સભ્યો પોતાના ઘરમાં પણ આ વસ્તુનું ધ્યાન રાખે છે? સ્વચ્છતાના નિયમોનું પાલન કરનારા કેટલા મ્યુનિસિપાલિટીના સભ્યો જડી આવશે? ઊલટું આપણા શહેરની શેરીઓ તો સાફ થાય કે થોડા વખતમાં તરત જ ગંદી થયેલી માલૂમ પડે છે કેમકે શહેરીઓ પોતાની ફરજનું પાલન કરતા નથી અને ઊલટું સંસ્થાના સભ્યો તો પોતાના વિશિષ્ટ સ્થાનના કારણે આવી બધી કાળજી રાખવામાંથી જાણે પોતે આઝાદ ન હોય તેમ માની બેસે છે!

## સારા કાર્યકરોની ઊણપ

એ તો સર્વમાન્ય વસ્તુ છે કે દેશનું ભાવી દેશના કાર્યકરો ઉપર બહુ અવલંબેલું હોય છે. ગમે તે દેશ, પછી ભલે તે અજ્ઞાત સ્થિતિમાં હોય કે પ્રગતિશીલ હોય, પરંતુ દરેક સમાજ, દેશ અને જાતિને સારા સામાજિક કાર્યકરોની ખૂબ આવશ્યકતા હોય છે.

પ્રજાના મોટા ભાગની સંખ્યા અમુક અમુક નેતા કે કાર્યકર્તાના મન, વચન અને કર્મનું અનુસરણ કરે છે. એટલે કાર્યકરોની કક્ષાના ધોરણ ઉપર પ્રજાના જીવનનું માપ દોરી શકાય. જ્યારે દેશ પ્રગતિના પંથે ચાલવા મથી રહ્યો હોય ત્યારે તો પ્રયાણને ગતિશીલ બનાવવા અને યોગ્ય માર્ગદર્શન કરાવવા માટે સારા કાર્યકર્તાઓ ખાસ અનિવાર્ય છે. દેશની સ્થિતિ અને નીતિનું ધોરણ કાર્યકર્તાનાં ચારિત્ર્ય પ્રભાવ અને શક્તિ ઉપર અવલંબેલું હોઈ દેશને ઉચ્ચ ભાવનાશીલ અને ચારિત્ર્યવાન કાર્યકરો વિના ચાલી શકે નહિ.

આપણી સ્વરાજ્ય સંસ્થાઓમાં પણ યોગ્ય દોરવણી કરનારા કાર્યકરોની એટલી જ ખોટ છે. આ બધી સંસ્થાઓને આગળ ચલાવનારા અને ઉચ્ચ પ્રકારનું કાર્ય કરનારા માણસો અત્યારે બહુ જુજ છે તે કહ્યા વગર છૂટકો નથી. લોકશાસન પદ્ધતિ અનુસાર બધા સભ્યો પ્રતિનિધિઓ તરીકે ચૂંટાઈને આવેલા હોય છે પરંતુ સંસ્થામાં સ્થાન મેળવવા માટે જે અશ્લાઘ્ય સ્પર્ધા ચાલી રહી હોય છે અને પોતાનું સ્થાન કાયમ રાખવા જે નીતિ અખત્યાર કરવામાં આવી હોય છે તે આપણી વિચારણા માગી લે છે. ચૂંટણીમાં વિજય પ્રાપ્ત કરવા માટે કેટલા મોટા પ્રમાણમાં ખર્ચ અને ખટપટ કરવામાં આવે છે! ખોટા મત લેવાનું, મત મેળવવા માટે પૈસા કે લાલચ આપવાનું અને આવાં અનેક પ્રપંચોથી આપણે ક્યાં અપરિચિત છીએ! શું આ બધું જનતાની સેવા કરવા માટે કરવામાં આવે છે? આ લખવાનો હેતુ કોઈ વ્યક્તિ ઉપર કટાક્ષ કરવાનો નથી પરંતુ દેશની આઝાદી અને પ્રજાની સેવા માટે નિસ્વાર્થી સેવકોની કેટલી આવશ્યકતા છે તે વસ્તુ પર ભાર મૂકવા માટે છે.

શહેરોમાં અને ગામડાંમાં આ બધી સંસ્થાઓમાં સેવાભાવનાથી કેટલા સભ્યો જોડાયા હોય છે તેનું નિષ્પક્ષપાત નિરીક્ષણ કરવામાં આવે તો આપણે જરૂર કાંઈક દુઃખદાયક વસ્તુ જોઈશું. જનતાની પ્રત્યક્ષ સેવા માટે જેઓએ કોઈ દિવસ વિચાર પણ કર્યો નથી હોતો તેઓ આવી સંસ્થાઓમાં જોડાવા કેટલા બધા આતુર હોય છે!

ટૂંકમાં, અત્યારે આ વિષયમાં જે સ્થિતિ પ્રવર્તી રહી છે તે બરોબર તપાસ અને સતત ચોકસાઈ માગે છે. આ દિશામાં કાંઈક પગલાં લેવાની ખાસ જરૂરિયાત છે તેની કોઈથી ના નહિ કહી શકાય.

ઘણી જગ્યાએ તો તદ્દન ઊંધી પરિસ્થિતિ જોવામાં આવે છે. યોગ્ય આવડતના અભાવે અને સ્વાર્થત્યાગની ગેરહાજરીમાં સંસ્થાના સભ્યો પોતાની સાદી અને સહેલી ફરજ બજાવવામાં પણ નિષ્ફળ નીવડ્યા છે. નાનાં શહેરોમાં અને ગામડાંઓમાં વારંવાર અવ્યવસ્થા, અરાજકતા અને નાણાંના ગોટાળાને કારણે મ્યુનિસિપાલિટીઓ અને પંચાયતો બંધ કરવામાં આવે છે; આનો અર્થ એ નથી થતો કે આપણામાં વ્યવસ્થાશક્તિ નથી અને સંસ્થાઓ ચલાવવા માટે લાયકાત નથી તેથી આપણને કાંઈ મળવું ન જોઈએ. એ દલીલનો જવાબ આપવાની પણ જરૂર નથી. કોઈ પ્રજા શીખીને આવી નથી, કોઈ પ્રજા સ્વાધીનતા મેળવ્યા વિના પૂરેપુરું શીખી શકી નથી. કહેવાનો આશય એ છે કે આપણે આજે જે જે વસ્તુઓ સંપાદન કરીએ છીએ તે ટકાવી રાખવાનું કાર્ય મુશ્કેલ

છે અને તેથી અધિકતર મુશ્કેલ છે તેમાં વિકાસ સાધવાનું કાર્ય. આપણે ઉદ્યમશીલ બની લોકોની જડ બની ગયેલી દૃષ્ટિમાં પ્રોત્સાહન લાવવું પડશે તે ચોક્કસ છે.

## આપણી ફરજ

આ બધી સંસ્થાઓ ચલાવવાનું કાર્ય આપણા ઉપર આવ્યું છે, રાષ્ટ્રભાવનામાં જાગ્રતિ આવતી જાય છે અને સમાજના અને દેશના વાતાવરણમાં પલટો થઈ રહ્યો છે તેવે વખતે આ બધા સંજોગોનો સારામાં સારો લાભ કેવી રીતે ઉઠાવવો અને જનતાના શ્રેય માટે શું શું કરવું જોઈએ તે બધી બાબતો ખૂબ વિચાર માગી લે છે. પરિસ્થિતિની જ્યારે સંપૂર્ણ અનુકૂળતા આવી છે ત્યારે તેનો પૂરેપુરો લાભ લેવો જોઈએ. યુરોપના એક પ્રખર રાજનીતિજ્ઞ પુરુષે કહ્યું છે કે: " વિજયવંત વર્ગ આજે જે મેળવ્યું છે તેમાં મસ્ત બની સંતોષ માની બેસશે અને ભવિષ્ય માટે જે કાર્ય કરવાનું છે તેમાં ઢીલાશ રાખશે તો મેળવેલું સર્વસ્વ ટૂંક સમયમાં જ ગુમાવી બેસશે. ખરો મોકો મળ્યો હોય ત્યારે તો સૌએ કર્તવ્યશીલ બની રાષ્ટ્રના ઉજ્જવળ ભાવિ માટે દરેક પ્રયત્ન કરવો જોઈએ."

જ્યારે રાષ્ટ્રીય જાગૃતિના આંદોલનો ચારેમેર ખૂબ જોશથી ચાલી રહ્યાં છે ત્યારે પ્રજા મુખ્ય બાબતોથી બરોબર માહિતગાર બને અને એક રાષ્ટ્ર તરીકે પોતાનો વિકાસ સાધે તે ખાસ મહત્ત્વનું છે. આજે જે સમાજસુધારણા તથા રાજકીય સુધારણા ચાલી રહી છે તેની પાછળનો ઉચ્ચ હેતુ, શ્રેષ્ઠ ભૂમિકા અને ઇષ્ટ પરિણામ લાવવાની આકાંક્ષા, એ બધાં વિષે આપણી સંસ્થાઓમાં કામ કરનારાઓ અને ભણેલાઓમાં પણ અજ્ઞાન પ્રવર્તી રહ્યું છે ત્યાં ગ્રામજનો અને અજાણની શી વાત કરવી ? આ અજ્ઞાનને એક ગંભીર રાજકીય ભય તરીકે ગણવું જોઈએ કારણ કે જે ઉચ્ચ આદર્શો અને ભાવના ઉપર આપણું અંતિમ ધ્યેય હોવું જોઈએ તેની કલ્પના પણ પ્રજાને ન હોય ત્યાં આપણે મેળવ્યું ન મેળવ્યા બરોબર છે. રાષ્ટ્રના ઘડતરમાં આ વસ્તુ અનિવાર્ય છે. રખે એમ ન કહેવાય અને ઇતિહાસના પાને એમ ન લખાય કે પ્રજાને બધું મળતું હતું પરંતુ તેનામાં લેવાની કે ભોગવવાની શક્તિ ન હતી, જીરવવાની તાકાત ન હતી.

જો કે આપણી પ્રજામાં અને વિશેષતઃ ગામડાંની પ્રજામાં સુધારણા કરવી એ કાંઈ નાનીસૂની કે સહેલી વાત નથી. કાકાસાહેબે એક જગ્યાએ કહ્યું છે કે પડેલી પ્રજામાં એક જાતની જડતા રહે છે તે જડતાને લીધે ચાલુ વ્યવસ્થામાં, પછી તે ગમે તેટલી નઠારી કે જીવલેણ હોય, ફેરફાર કરતાં પ્રજાને ધ્રૂજ વછૂટે છે. દુર્બળ રોગી શરીરમાં સડો ચાલુ રહેવા દેવા તૈયાર હોય છે પણ નસ્તર મૂકાવતાં ધ્રૂજે છે.

ગામડાંની સ્થિતિ તો બહુ ખરાબ છે. અત્યારે ગ્રામપંચાયત જેવી સંસ્થાઓ નિષ્પ્રાણ અને નિરુપયોગી બની છે. તેમાં મોટું પરિવર્તન લાવ્યા વિના છૂટકો નથી. હાલના પ્રધાનમંડળે અત્યારની પંચાયતોના કામકાજ વિસ્તૃત બનાવવા માટે એક ખરડો તૈયાર કર્યો છે અને ટૂંક સમયમાં જ પંચાયતો સારું કામ કરતી થઈ જશે એમ જણાય છે. પરંતુ તેની સાથે સાથે ભવિષ્યનો બધો આધાર જનતાના સહકાર ઉપર રહેતો હોઈ પ્રજાને આ સંસ્થાઓનો પૂરેપુરો ઉપભોગ કરવા માટે યોગ્ય માર્ગદર્શનનો પ્રબંધ પણ થવો જોઈએ. સંસ્થાઓ માટે ભલે ક્ષેત્ર વિશાળ બને અને પ્રજાને માટે સારા કાયદા

કાનુનો ઘડાય, પરંતુ લોકો જો યોગ્ય સહકાર ન આપે તો આપણું કામ બહુ મુશ્કેલ બને છે એ વાત નિર્વિવાદ છે. એકબીજાના સહકારથી અને એકબીજાના વિચારની આપલેથી, જ્ઞાન અને અનુભવમાં વધારો કરવાથી અને એકબીજાના પ્રશ્નો અને મુશ્કેલીઓ સમજવાથી જ આપણા દેશની સ્વરાજ્યપદ્ધતિ સારી પ્રગતિ કરી શકશે અને તેને યોગ્ય અને કુશળ દોરવણી આપી શકાશે.

ગાંધીજીએ તાજેતરમાં બારડોલીમાં ગુજરાતની બધી સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાઓના સભ્યોને ઉદ્દેશીને જે થોડી બાબતો કહી છે તે અત્રે જણાવવાનું અસ્થાને નહિ ગણાય. તેમણે કહ્યું હતું કે લોકલબોર્ડ અને મ્યુનિસિપાલિટીમાં લોકોના પ્રતિનિધિઓ જાય છે તે કાંઈ માન મેળવવા કે પ્રતિસ્પર્ધા કરવા માટે નથી જતા, પરંતુ પ્રેમથી લોકસેવા કરવા માટે જાય છે અને સેવા કાંઈ પૈસાથી નથી થતી. આપણો દેશ કંગાળ છે. જો આપણી મ્યુનિસિપાલિટીના સભાસદોમાં સેવાભાવના હોય તો તેઓએ જાતે સાફસુફીનું કાર્ય પોતાને માથે લઈ ભંગી બની જવું જોઈએ અને તે માટે અભિમાન ધરાવવું જોઈએ. મહાસભાપક્ષ સિવાયના અન્ય મ્યુનિસિપલ સભ્યોને પણ પોતાની સાથે આવા કાર્યમાં જોડાવા આગ્રહ કરવો જોઈએ અને એ ચોક્કસ વાત છે કે તેમને આવા કામમાં આત્મશ્રદ્ધા હશે તો તેનો પ્રત્યુત્તર મળ્યા વગર નહિ રહે. બીજી વસ્તુ એ છે કે મ્યુનિસિપાલિટી કે લોકલબોર્ડની હકુમતમાં આવતા બધા પુખ્ત વયના પ્રજાજનો પાસેથી કામનો યોગ્ય હિસાબ લેવો જોઈએ, સૌ કોઈને મ્યુનિસિપલ કાર્યવાહીમાં જોડાઈ યોગ્ય ફાળો આપવા પ્રેરિત કરવા જોઈએ. તે માટે એક નિયમિત પદ્ધતિસર હાજરીપત્રક રાખવું જોઈએ. જેઓ ગરીબ વર્ગના હોય અને પૈસા આપી શકે તેવી સ્થિતિમાં ન હોય પરંતુ શરીરે સશક્ત અને કદાવર હોય તેમણે કર આપવાને બદલે વેતન વગર કામ કરી આપવું જોઈએ. ખરું હિંદ થોડાં મોટાં શહેરોમાં કે પ્રાંતનાં મુખ્ય મથકોમાં નથી પરંતુ સાત લાખ ગામડાંમાં છે. ત્યાં જ હિંદના ખરા અને અટપટા પ્રશ્નોનો સામનો કરવાનો હોય છે અને નિરાકરણ લાવવાનું હોય છે. ગામડાંઓ માટે આપણે સુંદર રસ્તાઓ, આદર્શ સફાઈ અને સ્વચ્છ પીવાના પાણીનો બંદોબસ્ત કરવો જોઈએ. જો પૈસાની આવક ઉપર જ આધાર રાખી કામ કરીએ તો આ વિશાળ કાર્યમાંના એક નાના ભાગનું કામ પણ આપણે નહિ કરી શકીએ. હિંદમાં મનુષ્યશક્તિ અને મનુષ્યપ્રયાસ અથાગ મળે તેમ છે. જો આપણે આ બધું એકઠું કરી તેને યોગ્ય દિશામાં વાળીએ તો આપણે આપણા ગામડાને કોઈ ઓર સ્વરૂપમાં જ લઈ જઈ શકીએ.

સંસ્થાઓમાં આવા ધ્યેયલક્ષી કામ કરનારાઓની સંખ્યા ખૂબ જુજ છે. ઘણાખરા તો પોતાનું કે સગાંસંબંધીનું હિત સાચવવા માટે જ સભ્ય થાય છે જ્યારે બીજાઓ સત્તાપ્રાપ્તિ માટે કે સત્તા ટકાવી રાખવા માટે જ સંસ્થામાં જાય છે. બીજા સભ્યો તરફથી સારી સૂચનાઓ કે વિચારવંત યોજનાઓ મૂકવામાં આવે છે ત્યારે પોતાની સત્તાને આંચ ન લાગી જાય તે હેતુથી આ બધું અવગણવામાં આવે છે એ આપણે કયાં નથી જોતા! જ્યારે નિસ્વાર્થ સેવાભાવી પુરુષોને કોઈ દિવસ સત્તા મેળવવાની હામ નથી હોતી-સત્તાને એની પાછળ દોડતાં આવવું પડે છે.

શ્રી સત્યમૂર્તિએ હમણાં કલકત્તા ખાતે ભરાયેલ સંસ્થાનિક સ્વરાજ્ય પરિષદના પ્રમુખસ્થાનેથી કહ્યું હતું કે "સમકાલીન હિંદના જાહેરજીવન ઉપર કટાક્ષ કરવાનો ઇરાદો રાખ્યા વિના એટલું તો મારે કહેવું જ પડે છે કે સ્થાનિક સંસ્થાઓ ન્યાયથી અને કુશળતાથી ચલાવવા માટે આપણી પાસે પૂરતી પુરુષશક્તિ તેમ સ્ત્રીશક્તિ નથી. જો કે ઇંગ્લાંડ તેમ જ અન્ય દેશોની સ્થાનિક સંસ્થાઓના ઇતિહાસમાં આ જ પ્રમાણે હોય છે એટલે આપણે આ દિશામાં ખાસ પ્રગતિ કરી નથી તે માટે આપણે શરમાવાનું નથી. મને વિશ્વાસ છે કે ટૂંક સમયમાં આપણામાં આપણા દેશનું તંત્ર ચલાવવા માટે જરૂરી પુરુષ તેમ સ્ત્રીશક્તિ આવી જશે. અને કદાચ આપણે ત્યારે આપણી સ્થાનિક સંસ્થાઓ બીજા દેશો કરતાં વધારે સારી રીતે ચલાવી શકીશું."

અંતમાં, હિંદના લોકો હિંદ ઉપર રાજ્ય કરે એવા વખતની આપણે છેક નજીક પહોંચવા આવ્યા છીએ ત્યારે, આપણી સ્વરાજ્ય સંસ્થાઓના કામકાજ તથા ભવિષ્ય માટે આપણે ખૂબ ધ્યાન આપવું પડશે. લોકશાસનોનો જે મૂળ અર્થ કહેવામાં આવ્યો છે કે તે પ્રજાનું રાજ્ય, પ્રજાથી રાજ્ય, અને પ્રજા માટેનું રાજ્ય છે તેની કેટલી હદે આપણે પહોંચ્યા છીએ તે જોવાનું છે.

જુદી જુદી સંસ્થાઓનાં કામકાજ, નીતિ અને વિગતો વિષે આ લેખમાં ચર્ચા કરવી અશક્ય છે પરંતુ આપણી સમક્ષ આ સંસ્થાઓના મુખ્ય મુખ્ય સળગતા પ્રશ્નો છે તેના વિષે યોગ્ય વિચારણા અને કામ કરવાની જરૂર છે તે નિશંક છે. આપણી સમક્ષ આજે આ કઠિન સમસ્યા ખડી છે અને તે તાત્કાલિક દિશાસૂચન માગે છે.



## વંદનીય

પૂજાલાલ

[ શાર્દૂલવિક્રીડિત ]

આદર્શે અનુરક્ત ભક્તહૃદયો સદ્ધર્મ સેવાતણી
વેદીમાં નિજ પ્રાણનો ય બલિ દે દેહાત્મબુધ્ધિ ત્યજી,
તેઓની કણ ભસ્મ તેય સહુને છે વંદનીયા સદા,
તેથીયે વધુ વંદ્ય વીર વિરલા જે મોતથી ગોગળી
રહેતા જીવત વેદના ધ્રુવતણી સિદ્ધયર્થ, ધૈર્યે સજી
આત્મા સત્યપથે અખંડ ધપતો ને હારતો ના કદા.

# છાપું

નાથાલાલ દવે

નાનો બિન્દુ ગયો ઉંઘી અરધી વાત સાંભળી;
સવિતાએ પછી ધીરે સતેજ બત્તીને કરી,
બેઠી એ વાંચવા છાપું ઓશીકે હાથ ટેકવી.

મથાળે અક્ષરો મોટા, ચિત્રોયે ચમકયાં ઘણાં;
નાનાં ખાનાં મહીં બેઠી નમ્ર પંક્તિ પરંપરા.
સત્તાધીશે કરેલી છે કશાની કયાંક ગર્જના,
હુકમો કૈંક છૂટયા છે પકડાપકડી તણા.
રાજધાની પડી મૂકી ચીનાઓ ચાલતા થયા;
ચડ્યા છે ભાવ ચાંદીના, તૂટયા પૂલ નદી તણા;
મારીને વાઘ ઉભા છે મહારાજા નજીકમાં.
દાઝી કો વિધવા, એને અકસ્માત નડયો હશે,
અને વચ્ચે છબી રૂડી દેશનેતા તણી દિસે.
એવા કૈંક સમાચારો, સીમા વૈવિધ્યની નહિં
સવિતા રસથી મોટા પાનાંઓ વાંચતી રહી.
જાહેરખબરો મોટી સીનેમાની, ધૂપેલની,
દવાની, દાંતની, સાબુ, ચશ્મા, તાળાં, સીલાઈની
ખૂણેથી સરીને છાની નજરે ચડતી હતી.

સવિતા ખૂબ એકાગ્ર બનીને વાંચતી જતી,
ગુલાબી સાડલો ધીરે અંબોડેથી સરી ગયો
ને કાળાં વાળનાં ગુચ્છ બત્તી કેરા પ્રકાશમાં
નમેલા ગૌર મ્હોં આડે અસ્તવ્યસ્ત ઢળી રહ્યા.

બાજુમાં ઉંઘતો બિન્દુ, પુત્ર એ ચાર વર્ષનો,
લાડીલો, એકનો એક, તોફાની, તંદુરસ્ત, ને
બીડેલાં પોપચાં, નાક નિદ્રામાં ફૂલતું જરા;
સુંવાળા વાળ ઓળેલા આડાઉભા બની ગયા.

સવિતા થૈ જરા ઉંચી, ને બીજું પૃષ્ઠ ફેરવ્યું,
ચીનની એક બીનાનું ચિત્ર ત્યાં નજરે પડયું.
પડેલું ચીનનું શ્હેર, સૈન્ય આવે જપાનથી,
શત્રુના ત્રાસથી ન્હાસે ભયભીત પ્રજાજનો.
વરસે બૉમ્બ, અગ્નિથી છંટાતી શેરીઓ, અને
હાથમાં બંદુકો ધારી સૈનિકો આવતા ધસી,
ફેલાવી પાંખ બે કાળી મૃત્યુનો ગૃધ્રરાજ ત્યાં
આવીને ઉતર્યો જાણે ઉજાણી આજ માણવા.

શહેરના એક ખૂણામાં નૌકા ઉભી નદી તટે,
ને તેમાં બાળકો ઉભાં ખીચોખીચ ભરાઈને;
જાતાં, નિર્દોષ પંખી શાં, મેલાં ને કોક દુબળાં,
હસતાં કોઈ, કો' રોતાં, કો' દિગ્મૂઢ બની ગયાં.
સહુના નામની ચિઠ્ઠી ચોડેલી કપડાં પરે,
ધકેલાતાં બધાં ક્યાંક અજાણ્યા કો' પ્રદેશમાં.
જતાં સૌ બચવા આજે શત્રુની ગોળીઓ થકી,
જતાં સૌ એકલાં, દૂર, વિખૂટાં માતતાતથી;
ભૂલાઈ જાય ના માટે ચિઠ્ઠીઓ ચોડવી પડી,
અરે ! એવાં બધાં, ભોળાં, નાનાં, ઘેલાં, અબૂજ સૌ
ભૂખ્યાં, દૂખ્યાં, જત વ્હાણે ચઢીને સર્વ બાળકો.

સવિતા ચિત્ર પેખતી,
ઉંડો નિશ્વાસ નાખીને, ફરીથી જોઈ એ રહી.
ભિંજાણી આંખ આંસુથી,
ને એની કલ્પના એને ખેંચી ગૈ દૂરદૂરના
યુદ્ધપીડિત, સંહારે કંપતા ચીનદેશમાં.

સળગે શહેરો, તૂટે નદીના બંધ, ઉખડે
વૃક્ષો કેરાં વનો, રૌદ્ર રૂપ ધારે વસુંધરા.
તૂટતા દુર્ગ, ને તોપો ધડાકા કારમા કરે,
સંગીનો ચળકે, ઉંચે વિમાનો ઘોર સુસવે,
વરસે મોત, વાયુમાં ઝેરની લહરો વહે.
માનવી માનવી કેરા રક્તભૂખ્યો ઘૂમી રહે,
ભૂલીને જાત એ લીલા ઘોર સંહારની રચે;
ને એ તાંડવ વચ્ચેથી એક વ્યાકુલ ક્રંદન
મર્મભેદી રહે વ્હેતું માતાની વેદનાતણું.

સવિતા ચમકી; બિન્દુ ઉંઘમાં પડખું ફર્યો,
બોલ્યોઃ 'બા !' ને વળી પાછો શાંત એ ઉંઘતો રહ્યો.
નાનું શું નમણું નાક ફૂલતું, ને કરાંગુલિ
ઠુંકી ને કુમળી એની પડેલી ગૌર ગાલપે.
ચમકે કુમળા કેશ બત્તીકેરા પ્રકાશમાં.
માતા નીચી નમી, ધીરે શિશુના મુખને ચુમી
ને તેને ગોદમાં લીધો, દબાવ્યો ખૂબ વ્હાલથી,
ન જાણે પ્રાર્થતી હોય તેમ, ધીમે મૃદુ સ્વરે
સ્થિર નેત્રે સવિતા ત્યાં ઉચ્ચરી શબ્દ આટલા—
"ગુમાવું ના કદિ મોંઘું મને જે રત્ન સાંપડ્યું
મને આશીષ દો એવી–" બિન્દુ પે હાથ ફેરવી—
"આ મારાં ફૂલને કોઈ દૂર ખેંચી જશો નહિં."

*

# એક યુગપરિવર્તક સમન્વય

હ. ચુ. ભાયાણી

ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસફલક પર નજર નાખતાં, તેમાં જે નજરને પકડી રાખે તેવાં આકર્ષણસ્થાનો છે તેમાં ગીતાનું સ્થાન અનન્ય છે. તેના રચનાકાળથી તે અત્યાર સુધીના બે હજારથી યે વધારે વરસના ગાળા પર તેનો અભ્યાસ થતો આવ્યો છે; અને સાંપ્રદાયિક અને અસાંપ્રદાયિક, પ્રાચીન ને અર્વાચીન, પૂર્વના ને પશ્ચિમના એમ જુદા જુદા વિદ્વાનોએ જુદીજુદી દૃષ્ટિથી અને પદ્ધતિથી ગીતાને સમજવાનો પ્રયત્ન કર્યો છે. પરિણામે એક સ્વતંત્ર ગીતાસાહિત્ય ઊભું થયું છે એમ કહીએ તો તે અતિશયોક્તિ નહિ ગણાય.

આ ગીતાસાહિત્ય તપાસતાં એટલું તો પ્રથમ દૃષ્ટિએ જ જોઈ શકાય કે આપણી અર્થકરણની પ્રાચીન અને પરંપરાગત પદ્ધતિ પ્રમાણે ગીતાના ધર્મ, વિચાર અને તત્ત્વ-જ્ઞાનને સમજવા માટે કરાયેલા પ્રયત્નો સાંપ્રદાયિક દૃષ્ટિએ જ કરાયેલા હોવાથી, તેમાં શાસ્ત્રોચિત તટસ્થતાનો અભાવ છે. ગીતા પરના શાંકરભાષ્યમાં અવારનવાર કરાયેલા ઉલ્લેખોથી જાણી શકાય કે શંકરાચાર્યની પહેલાં કોઈ વૈદિક કર્મકાણ્ડીએ ગીતામાં જ્ઞાન-કર્મસમુચ્ચયવાદ જોવાનો પ્રયત્ન કર્યો હતો. તેના પછી શંકરાચાર્યે ગીતા સંન્યાસ અને જ્ઞાનને પ્રધાનપણે ઉપદેશે છે એમ પ્રતિપાદિત કરવા પ્રયત્ન કર્યો. શંકર પછી રામાનુજે ગીતામાં સર્વત્ર ભક્તિ જ જોઈ. વૈદાન્તિક આચાર્યોએ તેમાં પોતપોતાના જ સંપ્રદાયોની વિશિષ્ટતાઓ દેખાડી. આ સૌથી જુદા જ પ્રકારની અસર નીચે અર્વાચીન સમયમાં શ્રી ટિળક જેવાએ ગીતાના પ્રધાન સૂર તરીકે નિષ્કામ કર્મને સ્થાપવા પ્રયત્ન કર્યો.

અને તે તે આચાર્યો અને વિદ્વાનોના મતોને તેમના યુગમાં પ્રવર્તતાં બળોની પૃષ્ઠ-ભૂમિકાએ તપાસતાં, એક જ ગીતામાંથી આવા પરસ્પરવિરોધી અનેક મતો કઈ રીતે અને શા માટે ઉત્પન્ન થયા તે સમજી શકાય. એક દૃષ્ટિએ જોતાં આપણા આચાર્યોને તેમના યુગનું મુખ કહી શકાય. સમયના વહી જવા સાથે ઉત્પન્ન થયેલી લોકોની ધાર્મિક અને દાર્શનિક જરૂરિયાતોના પ્રતીક તે તે યુગના આચાર્ય હતા. બીજી રીતે જોતાં તે જરૂરિયાતો પૂરી પાડવા માટે પ્રસ્થાનત્રયી જેવા પ્રમાણભૂત મનાયેલા જૂના શાસ્ત્રવારસા-માંથી જ ભાષ્યો દ્વારા નવા વિચારપ્રવાહને વેગ અને દિશાસૂચન આપનાર પણ આ આચાર્યો જ હતા. અને એ દૃષ્ટિએ તેમને યુગપુરુષો કહી શકાય. આ પ્રમાણે નૈયાયિકો, મહાયાન બૌદ્ધ તાર્કિકો વગેરેએ ઉત્પન્ન કરેલા બુદ્ધિપ્રધાન વાતાવરણમાં થયેલા શંકરાચાર્યે કર્મસંન્યાસમૂલક જ્ઞાનને પ્રાધાન્ય આપ્યું. સમય જતાં એવા સૂક્ષ્મ તાર્કિક ઉહ્યનોથી કંટાળેલો લોકસમુદાય હૃદયને અસર કરે તેવો માર્ગ ખોળવા લાગ્યો. એટલે રામાનુજે ત્રણે પ્રસ્થાનોમાં ભક્તિની જ શ્રેષ્ઠતા દેખાડી. બીજા આચાર્યોના મતો એ જ રીતે સમજી

શકાય. અર્વાચીન સમયમાં પશ્ચિમનાં વિચાર, તત્ત્વજ્ઞાન અને જીવનના સંપર્કમાં આવતાં આપણું દૈવવાદી અને નિષ્ક્રિય જીવન અનેકવિધ પરિવર્તનો પામવા લાગ્યું. આ બળોની અસર નીચે કર્મયુગ સ્થપાતાં શ્રી. ટિળકે ગીતા દ્વારા કર્મયોગનું પ્રતિપાદન કર્યું. આમ, આચાર્યો અને વિદ્વાનોના એકતરફી અર્થકરણ માટે જુદાં જુદાં બળો અને સંયોગો કારણભૂત હતાં.

આવા પ્રકારની અશાસ્ત્રીયતાથી દૂર રહી નિષ્પક્ષપાતપણે ગ્રંથને સમજવા માટે તુલનાત્મક, ઐતિહાસિક અને વિવેચનાત્મક પદ્ધતિ ગ્રહણ કરાય છે. આ પદ્ધતિમાં, કોઈ ગ્રંથની ભાષા સમજવા માટે તે જ ગ્રંથમાં કે તેના સમકાલીન તેવા બીજા ગ્રંથમાં થયેલા ભાષાવિષયક પ્રયોગોનો આશ્રય લઈને, અને ગ્રંથનું તત્ત્વજ્ઞાન સમજવા માટે તેની પૃષ્ઠભૂમિકા તપાસીને અને દાર્શનિક વિચારોના આખાએ વિકાસક્રમમાં બીજાની અપેક્ષાએ પ્રસ્તુત ગ્રંથના સ્થાનનો નિર્ણય કરીને ગ્રંથની તટસ્થતાપૂર્વક મૂલવણી કરવામાં આવે છે. અને તે જ શાસ્ત્રીય મૂલવણી છે.

ગીતાને આ રીતે તપાસતાં એટલું તો સ્પષ્ટ લાગે છે કે ગીતા પોતાના વિચાર અને તત્ત્વજ્ઞાનને તેના પછી રચાયેલા ષડ્દર્શનો કરે છે તેમ સુઘડ અને વ્યવસ્થિત રીતે રજૂ કરતી નથી, તેની વિચારમાળાના કેટલાક મણકા અસ્પષ્ટ અને કોઈવાર તો અદૃશ્ય જેવા લાગે છે. એટલે કે ગીતાના વિચારોને રજૂ કરવાની ઢબ ઉપનિષદોની ઢબને મળતી છે. બીજું, ગીતાની દાર્શનિક પરિભાષા બહુ પ્રવાહી છે. પાછળના સમયમાં અમુક અર્થમાં વપરાયેલા કેટલાક દાર્શનિક શબ્દો અહીં જુદા જ અર્થમાં વપરાયેલા છે, તો કેટલાક શબ્દો બે કે વધારે અર્થમાં યોજાયા છે. પણ આ પ્રમાણે વિચાર અને ભાષા થોડાંક શિથિલ હોવા છતાંએ સમગ્રદષ્ટિએ જોતાં ગીતાના વિચારપ્રવાહો કેવા સ્વરૂપે કઈ કઈ દિશામાં વહે છે તે પૂરી સ્પષ્ટતાથી જોઈ શકાય તેમ છે.

ગીતાની ધાર્મિક અને દાર્શનિક પૃષ્ઠભૂમિ જોઈએ તો સમજી શકાય કે ગીતાના રચનાકાળ પહેલાં મુખ્યત્વે વેદ, બ્રાહ્મણ અને ઉપનિષદ પર રચાયેલો ધર્મ સ્થાપિત ધર્મ તરીકે પ્રવર્તતો હતો. પરંપરાથી ગર્હિત થયેલા અથર્વવેદના ધર્મને બાદ કરતાં, શ્રૌત-ધર્મમાં એક બીજાથી નિરાળા બે પ્રવાહો સ્પષ્ટતાથી તરી આવતા હતાઃ યજ્ઞયાગમૂલક વૈદિક કર્મમાર્ગ અને કર્મસંન્યાસમૂલક ઔપનિષદિક જ્ઞાનમાર્ગ. વૈદિક કર્મમાર્ગ ઝીણી ઝીણી અસંખ્ય વિધિઓની પારાવાર આંટીઘૂંટીઓથી અત્યંત સંકુલ બનાવી દીધેલો (સરખાવો क्रियाविशेषबहुलाम्, ગી. અ. ૨, ૪૩), શ્રીમંત વર્ગને જ પોસાય તેવો અને માત્ર બાહ્યાચારપ્રધાન હોવાથી જનતાના હૃદયની ભૂખ સંતોષી શકતો ન હતો; જ્યારે ઔપનિષદિક જ્ઞાનમાર્ગ બુદ્ધિપ્રધાન અને ભાવોની ઉષ્મા વિનાનો હોવાથી, તે પ્રત્યે પણ લોકસમૂહ આકર્ષાય તેમ ન હતો. આ પ્રમાણે એક તરફથી સ્થાપિત ધર્મ પ્રત્યે આંતરિક અસંતોષ વધ્યે જતો હતો, ત્યારે બીજી તરફથી, કેટલેક અંશે એ અસંતોષથી જ ઉદ્ભવેલી કેટલીક નવીન જ વિચારસરણીઓ એ અસંતુષ્ટ લોકહૃદય પર અસર કરી રહી હતી. સમય જતાં આ વિચારસરણીઓ ઉત્તરોત્તર વિકાસ પામી પરસ્પરથી જુદી પડી જઈ,

થઈ. પરંતુ ગીતાપૂર્વકાળમાં તો તે કંઈક ઉદ્‌બુદ્ધ સ્વરૂપવાળી, એકબીજામાં સહેલાઈથી ભળી જાય તેવી, અવ્યાકૃત રૂપમાં હતી. એટલે ષડ્‌દર્શનોના કાળમાં એકબીજાથી તદ્દન વિરોધી લાગે તેવા પ્રવાહો ગીતાપૂર્વકાળમાં નાની સરણી રૂપે-બીજરૂપમાં હોવાથી બહુ વિરોધી લાગે તેમ નહતાં.

આ સરણીઓમાં એક ત્રિગુણમયી પ્રકૃતિ અને અકર્તા આત્માને સ્વીકારતી પાછળના સાંખ્યદર્શનના મૂળને મળતી વિચારસરણી હતી, બીજી પ્રવૃત્તિમાર્ગ અને સાધનાઓને પ્રધાનપદ આપતી પાછળના યોગદર્શનના પ્રાથમિક સિદ્ધાન્તોની સાથે સમાનતા ધરાવતી વિચારસરણી હતી. વ્યક્તની ઉપાસનામાં માનતી પાછળના ભક્તિસંપ્રદાયના મૂળરૂપ વળી ત્રીજી સરણી હતી. આ ઉપરાંત ધ્યાન, આસન અને શ્વાસનિયમનમાં માનતો ધ્યાનમાર્ગ અને અવતારવાદ જેવા નવા વાદો પણ તે સમયે ધમાલ મચાવી રહ્યા હતા. સ્થાપિત ધર્મ પર પણ ચોતરફથી પ્રહારો થતા હતા. ટૂંકમાં, આખુંયે વાતાવરણ નવા મતોથી નાસ્તિકવાદ અને સંશયવાદથી ઉભરાતું હતું. ( આ સંક્રાન્તિકાળની સ્થિતિને શ્રી. બેલ્વલ્કર 'ઉપનિષદ્‌-ઉત્તરકાલીન વિચારમંથન' એવું નામ આપે છે.) એટલે (૧) બ્રાહ્મણગ્રંથોના સમયથી ઊતરી આવેલી, એકબીજા સાથે સંબંધ વગરની ફાવે તે બે વસ્તુઓ વચ્ચે ઐકયનું પ્રતિપાદન કરવાની ટેવ; અને (૨) સ્વભાવથી જ કલ્પના અને શિથિલ તર્કસરણીમાં રાચતી લોકોની મનોવૃત્તિ—આ બે કારણો સાથે ખંડનાત્મક એવા અનેકવિધ ક્રાન્તિકારી વાદોનો તીવ્ર ઉકળાટ ભળ્યો. પરિણામે ષડ્‌દર્શન જેવા તર્કશુદ્ધ ચિંતનને પ્રતિકૂળ અને જરા શિથિલ અને સમન્વયાત્મક ચિન્તનને અનુકૂળ ભૂમિ તૈયાર થઈ. આ જ સમયે * ગીતાના વિચાર અને તત્ત્વજ્ઞાનનો ઉદ્‌ભવ થયો.

આ પ્રમાણે ગીતાની પૃષ્ઠભૂમિકાને આધારે તેમાં કેટલાક વિકાસની પ્રાથમિક ભૂમિકામાં હોય તેવા અને કેટલાક વિકાસની છેલ્લી ભૂમિકાએ જઈ પહોંચેલા હોય તેવા એમ વિવિધ માર્ગો અને મતોનો સમન્વય જોવાની આપણે આશા રાખીએ. અને આપણી એ આશાને ગીતા પૂરેપૂરી ચરિતાર્થ કરે છે કે કેમ તે જોઈએ.

પ્રથમ તો, વૈદિક કર્મમાર્ગ ( અ૦ ૩, ૯ થી ૧૬ ) સાથે ઔપનિષદિક જ્ઞાનમાર્ગનો ( અ. ૩, ૧૭ ) સમન્વય કરવાનો હતો. તે બે રીતે કર્યો: એક તો, "યજ્ઞ એટલે વેદવિહિત ક્રિયાસમૂહ" એવો પરંપરાગત સંકુચિત અર્થ ન સ્વીકારતાં, "યજ્ઞ ને તપના ભોક્તા ઈશ્વરને અર્થે કરાતું કર્મ" એવા વિશાળ ભાવમાં યજ્ઞ શબ્દને ઘટાવી (સરખાવો ઉપનિષદોમાં આપેલા સાંકેતિક યજ્ઞો), વૈદિક પ્રવૃત્તિવાદ અને ઔપનિષદિક નિવૃત્તિવાદનો સમન્વય કર્યો (અ. ૪, ૨૩ થી ૩૩). બીજું, "જુદા જુદા દેવોના ઉપાસકોને તેમની ઉપાસનાનું ફળ આપનાર હું જ છું" ( અ. ૭, ૨૧ ને ૨૨; અ. ૯, ૨૩ ને ૨૪) એવા અર્થનું વિધાન કરી વૈદિક કર્મમાર્ગે સ્વીકારેલા જુદા જુદા દેવોને એક ઈશ્વરના વિવિધ સ્વરૂપ ગણી, અને, "તે દેવોને ભજવાથી જેમ ઐહિક કામનાઓની તૃપ્તિ થાય છે કે સ્વર્ગ જેવું અંતવાન ફળ મળે છે, તેમ કૃષ્ણને

* એટલે કે અત્યારની ગીતામાં રજૂ થયેલા વિચાર ને તત્ત્વજ્ઞાન બુદ્ધ ધર્મના ઉદય થયો તે પહેલાંના છે એ મત અહીં સ્વીકારવામાં આવ્યો છે.

ભજવાથી મુક્તિનું અનંત ફળ મળે છે" એવું કહી (અ. ૭, ૨૩; અ. ૯, ૨૫) વૈદિક અનેક ઉપાસ્ય દેવો અને ઔપનિષદિક એકધ્યેયતત્ત્વ વચ્ચે મેળ બેસાર્યો.

બીજું, આત્માના અકર્તૃત્વમાં અને પરિણામે કર્મસંન્યાસમાં માનનાર સાંખ્યનો પ્રવૃત્તિપ્રધાન સાધનાઓમાં માનતા યોગની સાથે (અ. ૨, ૩૯; અ. ૩, ૩) સમન્વય કરવાનો હતો (અ. ૫, ૪). અને તે બાહ્ય ત્યાગ કરતાં આન્તરિક ત્યાગને ખરો ત્યાગ ગણી (અ. ૩, ૬–૭), કર્તૃત્વાભિમાન—અને ફલાશા–રહિત કર્મ એ અકર્મ જ છે (અ. ૨, ૭૧) એમ સ્થાપિત કરીને સાધ્યો.

છેલ્લે, ઔપનિષદિક અવ્યક્ત બ્રહ્મ અને ભક્તિમાર્ગને અનુકૂળ વ્યકત ઈશ્વર એ બે વચ્ચેનો વિરોધ દૂર કરવાનો હતો (અ. ૧૨, ૧). તે પરમ તત્ત્વની ક્ષર, અક્ષર (અવ્યકત) અને પુરુષોત્તમ (વ્યકત) એ ત્રયીરૂપેની કલ્પના સ્વીકારી સાધ્યું (અ. ૧૫, ૧૬–૧૭;). અહીં એ ધ્યાનમાં રાખવાનું કે આ વિષયમાં ગીતાનો પક્ષપાત વ્યકતોપાસના તરફ છે. ભગવાન સ્પષ્ટ કહે છે: "જેઓ અવ્યકતનું ચિન્તન કરે છે તેમને (વ્યકતોપાસક કરતાં) વધારે શ્રમ પડે છે; કારણ કે કષ્ટપૂર્વક જ માણસ અવ્યકત ધ્યેય પ્રાપ્ત કરી શકે છે" (અ. ૧૨, ૫); "હું ક્ષરથી પર અને અક્ષરથી યે ઉત્તમ હોવાથી લોકમાં તેમજ વેદમાં પુરુષોત્તમ તરીકે જાણીતો છું" (અ. ૧૫, ૧૮).

આ પ્રમાણે વિધવિધ સરણીઓનો સમન્વય ગીતાએ સારી સફળતાથી કર્યો છે. પરિણામે ઇચ્છાશકિત કે કાર્યશકિત (નિષ્કામ કર્મયોગ) શક્તિ બુદ્ધિ (જ્ઞાન અને ધ્યાન યોગ) ને લાગણીશકિત (ભકિતયોગ) એ મનુષ્યની ત્રણેય આદિશકિતઓને વિકસાવે તેવો ચિંતનસંભાર તેમાં રજૂ થયો છે. અને તે સાથે અવતારવાદ જેવા નવતર વાદોને પણ સ્થાન આપી (અ. ૪, ૫ થી ૯) તે પોતાના યુગનો સાચો પ્રતિનિધિ બની છે; અથવા અંતમાં જોઈશું કે તેણે એક નવો યુગ જ સ્થાપ્યો છે.

અને આવા સમન્વયાત્મક ગ્રંથોમાં સહજ એવી ઉદારતા ગીતામાં પૂર્ણ કળાએ પ્રકાશે છે. મુકિત માટે મથનાર વ્યકિત જો શ્રદ્ધાપૂર્વક પ્રયાસ કરતી હોય તો પોતાનો હેતુ સિધ્ધ કરવા માટે તેને પોતાના સ્વભાવ ને શક્તિ અનુસાર તેમજ સ્વધર્મ અનુસાર ગમે તે માર્ગ ગ્રહણ કરવાની ગીતા છૂટ આપે છે. "કોઈ ધ્યાનદ્વારા પોતામાં આપમેળે આત્માનું દર્શન કરે છે; કોઈ સાંખ્યમાર્ગદ્વારા તો બીજા કર્મયોગદ્વારા. એમ ન જાણતા એવા કેટલાક બીજા પાસેથી શ્રવણ કરી ઉપાસના કરે છે; અને આવા શ્રવણપરાયણ મનુષ્યો પણ મૃત્યુને તરી જાય છે" (અ. ૧૩, ૨૪–૨૫). વ્યકતની ઉપાસના શ્રેષ્ઠ કે અવ્યકતની, સાંખ્યમાર્ગ સાચો કે યોગમાર્ગ—આવા પ્રશ્નોના વિષયમાં, અથવા તો બીજા ધર્મો પ્રત્યેના વલણના સંબંધમાં અહીં પૂરી ઉદારદૃષ્ટિ પ્રવર્તે છે (અ. ૧૨, ૨–૩–૪; અ. ૫, ૪; અ. ૯, ૨૩).

પણ આવી સમદૃષ્ટિ હોવા છતાં યે, એ વિચારસરણીઓના ઇન્દ્રધનુરંગી મિશ્રણમાં ભકિતરંગ સૌથી વધારે ભભકભર્યો લાગે છે એમ આપણને લાગ્યા વિના રહેતું નથી, ભાવપ્રધાન માર્ગ જ સામાન્ય જનતાનું હૃદય હલાવી શકે, ને તેમની ધાર્મિક ભૂખ પૂરેપૂરી

સંતોષી શકે. વૈદિક અને ઔપનિષદિક માર્ગ મુખ્યત્વે શ્રીમંત અને બુદ્ધિશાળી વર્ગ માટે જ હતા. તેમની શુષ્કતા ધાર્મિક ધગશ પ્રગટાવવાને અસમર્થ હતાં. એટલે ગીતાએ ભક્તિ-માર્ગ હજી ઊગતા સ્વરૂપમાં હતો તો પણ તેની સ્તુતિ કરી, પૂરી છૂટથી સ્તુતિ કરી. પરિણામે, દુરાચારી તેમજ સ્ત્રી, વૈશ્ય ને શૂદ્ર જેવા પાપયોનિઓ—એટલે કે તે વેળાએ નૈતિક અને સામાજિક અધોગતિ ભોગવતા થરો—માટે પણ ઈશ્વરપ્રાપ્તિનાં—મુક્તિનાં દ્વાર ખુલ્લાં કર્યાં, અને એ રીતે નવો યુગ સ્થાપ્યો. એ યુગમાં પડેલા આ નવા સાદના પડઘાઓ દશગુણ અને શતગુણ થઈ યુગપ્રતિયુગ વિકાસ અને વિસ્તાર સાધતા ગયા. ભક્તિએ લોકહૃદયમાં સદાને માટે સ્થાન મેળવ્યું. ગીતા પછી ભક્તિ વિષે અનેક ગ્રંથો લખાયાં, અનેક સંપ્રદાયો સ્થપાયા. છતાં યે, ભક્તિ સાથે જ્ઞાન અને કર્મને પણ યોગ્ય સ્થાન આપતાં વ્યક્તિત્વના સર્વાંગીણ વિકાસના ધાર્મિક સાધન તરીકે, તેમજ દૃષ્ટિની બારો-બાર ઉદારતાને લીધે ગીતા આપણા સંસ્કૃતિવારસાનું હજીયે એક અનન્ય અને અણમોલ રત્ન રહી છે.×

× આ લેખમાં કોઇ કોઈ વિચારો શ્રી. અરવિંદ ઘોષના 'એસેઝ ઓન ધી ગીતા' અને શ્રી. બેલ્વલકરના 'બસુ મલીક લેક્ચર્સ' માંથી લીધા છે.

‘જ્હોન ક્રિસ્ટોફર’ ના મહાન ફ્રેંચ લેખક

# રોમેં રોલાં

કૃષ્ણવદન જેતલી એમ. એ.

જર્મન, મેઝિની, વેગ્નર, નિત્શે, ગેરિબાલ્ડી, ઈબ્સન, કોસુથ વગેરે મહાન માણસોના સંસર્ગમાં આવેલ જર્મન સન્નારી મેલવિડા વોન વેસનબર્ગ ૧૮૯૦માં રોમેં રોલાંને રોમમાં મળી હતી. ૧૯૦૩માં તે મરણ પામી. તેણે પોતાના *Memoirs of an Idealist* —‘એક ભાવનાવાદીનાં સંસ્મરણો’–નામના પુસ્તકમાં રોમેં રોલાં માટે લખ્યું છે:

> “In this young Frenchman I discovered the same idealism, the same lofty aspiration, the same profound grasp of every intellectual manifestation that I had already found in the greatest men of other nationalities.”

આપણે તો આ મહાન ફ્રેંચ વિચારકને સ્વામી વિવેકાનંદ, મહર્ષિ રામહંસ અને મહાત્મા ગાંધીનાં જીવનચરિત્રો લખનાર તરીકે તથા હિંદના એક મિત્ર તરીકે જ ઓળખીએ છીએ. છતાં તે મહાન સાહિત્યકાર છે એમ થોડા જ સાહિત્યપ્રેમીઓ જાણતા હશે. તેને મહાન સાહિત્યકાર તરીકેની કીર્તિ અપાવનાર તેની દસ ભાગમાં (૧૯૦૪–૧૯૧૨) લખાયેલી મહાન નવલકથા—*Jean Christopher*—( જ્હોન ક્રિસ્ટોફર ) છે. આ નવલમાળાના મણકાઓ નવલકથાના નાયક પ્રતિભાશાળી સંગીતકાર જ્હોન ક્રિસ્ટોફરના જીવનદોરથી સંકળાયેલા છે. ૧૯૧૨માં એ નવલકથા પૂરી થઈ અને પુસ્તકો રૂપે બહાર પડી અને ૧૯૧૩માં રોમેં રોલાંને ફ્રાંસના વિખ્યાત સાહિત્યમંદિરે–French Academyએ–Grand Prix અર્પણ કરી ભારે માન આપ્યું. ૧૯૧૫માં તેને જગવિખ્યાત સાહિત્યનું નોબેલ પારિતોષિક અર્પણ કરવામાં આવ્યું. ‘જ્હોન ક્રિસ્ટોફર’ ઓગણીસમી સદીના વિચારો અને વીસમી સદીના વિચારો સાથે જોડતો મહાપૂલ છે; તે યુગચિત્ર છે, યુગગાથા છે. જગતને આશ્લેષતું તેવું તત્ત્વ છે. તિમિર અને કંટકભર્યા માર્ગમાં બાહ્ય દુનિયા તરફ બેદરકારપણે હસતો અને અંતરમાં રહેલા પશુને કાબૂમાં રાખતો તેનો સંગીતકાર નાયક એક ભવ્ય વ્યક્તિસમો આપણને આકર્ષી રહે છે. તેનો સંગીત પ્રત્યેનો પ્રેમ આ નવલકથાને સંગીતની જ મહાગાથા કહેવા આપણને પ્રેરે છે. આલ્બર્ટ લિયોં ગેરાર્ડના શબ્દોમાં કહીએ તો, ‘Jean Christopher, cyclopean and multitudinous, is now established as one of the world's classics.’ આપણી નવી પ્રજાએ કદમાં, મહત્ત્વાકાંક્ષામાં, સંસ્કૃતિની વિશાળતામાં અને સહાનુભૂતિના ભંડારમાં તેની સરસાઈ કરે એવી કોઈ કૃતિ ઉપજાવી નથી.

રોમેં રોલાંનો જન્મ ૧૮૬૬માં જાન્યુઆરીની ૨૯મીએ કલામેસી ( મધ્ય ફ્રાંસ )માં થયો હતો. તેણે પૅરિસની 'સુપીરિયર નોર્મલ સ્કૂલ'માં અભ્યાસ કરી ઇતિહાસનો વિષય લઈ ડિગ્રી મેળવી. આ શાળા ફ્રેંચ સંસ્કૃતિનો એક અભેદ્ય દુર્ગ ગણાય છે. ડિગ્રી મેળવ્યા બાદ તેણે રોમમાં ૧૮૮૯ થી ૧૮૯૧ સુધી કલા અને શિલ્પવિદ્યાની શાળામાં રહી સંગીત તથા કલાના ઊંડા અભ્યાસને પરિણામે 'અર્વાચીન ઊર્મિપ્રધાન નાટકની ઉત્પત્તિ' વિશે વિદ્વત્તાપૂર્ણ મોટો નિબંધ લખી 'ડોક્ટર'ની ડિગ્રી મેળવી. એ વિદ્યાપીઠમાં સંગીતના વિષય પર સ્વીકારાયેલો એ પ્રથમ નિબંધ હતો. રોમમાં તે ફ્રેંચ મટી યુરોપિયન થયો. સોરબોનથી પાછા ફરી તે પોતાની જૂની 'સુપીરિયર નોર્મલ' શાળામાં અધ્યાપક થયો અને તેને માટે સોરબોનમાં સંગીતશાસ્ત્રના અધ્યાપકની નવી પદવી સ્થાપવામાં આવી. તેણે સંગીતના ટીકાકાર અને ઇતિહાસકાર તરીકે ખૂબ લખ્યું છે. 'હાન્ડેલ' અને 'બીથોવન'નાં જીવનચરિત્રો, Musicians of Yesterday અને Musicians of To-day નામના ગ્રંથોમાં ભેગા કરેલા સંગીતકારો પરના સુંદર લેખો, અને 'પૅરિસ—સંગીતનું કેન્દ્ર' નામનો અંગ્રેજો અને અમેરિકનોની આંખો ઉઘાડનાર પ્રખ્યાત ગ્રંથ–આ તેના સંગીતના વિષય પર જાણીતા ગ્રંથો છે. જ્હોન ક્રિસ્ટોફર પણ એક સંગીતકારનું કાલ્પનિક જીવન જ છે. એ નવલકથાના છેલ્લા દસમાં ભાગની શરૂઆતમાં નાયકના સંગીતપ્રેમને વ્યક્ત કરતાં પોતાનો અપૂર્વ સંગીતપ્રેમ દર્શાવતાં તેણે લખ્યું છે:

"Music, thou who hast rocked my sorrow-laden soul; music, thou who hast made me firm in strength, calm and joyous,-my love and my treasure,-I kiss thy pure lips, I hide my face in thy honey-sweet hair.

"...Thou hast peace of the stars in the great space of the field of night, marking their luminous track-plows of silver guided by the sure hand of the invisible ox-herd.

"...I listen to the throb of eternal life."

'એમિલ ઝોલાનું જીવન' નામના ચિત્રપટે હિંદીઓને પણ ડ્રેફુસ પ્રસંગથી જાણીતા કર્યા છે. યહૂદી ડ્રેફુસને ફ્રાંકો–પ્રુશિયન લડાઈ વખતે થયેલા ભયંકર અન્યાયથી આખું ફ્રાંસ ખળભળી ઊઠ્યું હતું. ઝોલા અને આનાતોલ ફ્રાંસ જેવા મહાન લેખકો એ અન્યાયનો વિરોધ કરવા તીખાં ભાષણો આપતા હતા. રોમેં રોલાંએ આ કટોકટીના વખતે તટસ્થતા ધારી હતી. તેણે તો બંને પક્ષોના આંધળી અથડામણમાં રુંધાઈ જતા બુદ્ધિના પ્રકાશને બચાવવાનું પોતાનું કર્તવ્ય માન્યું હતું. ડ્રેફુસના કેસે ફ્રેંચ સાહિત્ય પર ઘણી અસર કરી છે અને રોમેં રોલાંની તટસ્થતા પાછળ રહેલી અનિશ્ચિતતાના આછા પડઘા 'જ્હોન ક્રિસ્ટોફર'માં સંભળાય છે. "I will not Rest"—"હું જંપીશ નહિ" નામના તેના પુસ્તકમાં આપણે તેને વિશ્વશાંતિના પ્રેમી તરીકે જોઈએ છીએ.

વાણીવિલાસથી રોમેં રોલાં હંમેશાં પર જ રહ્યા છે. લેખન તેને મન એક જીવન-કર્તવ્ય છે, ધર્મ છે. તે પ્રાથમિક દશામાં રાષ્ટ્રના પ્રાણ સમાં જનસમૂહ સાથે સાચા સહૃદયી કવિઓ–લેખકોના નાના સંઘનો સંબંધ બાંધી જનસમૂહને આધ્યાત્મિક ખોરાક આપી તેમના આત્માની ભૂખ ટાળવા માંગે છે. તે મહાન ફ્રેંચ ઇતિહાસકાર મિશેલેત માફક માનતા લાગે છે કે "આપણે વિદ્વાનો અને સાહિત્યકારોએ લોકો માટે શું કર્યું છે? આપણે શું તેમને આધ્યાત્મિક દૃષ્ટિએ નગ્ન અને ભૂખ્યાં નથી રાખ્યાં?" ટૉલ્સ્ટૉયની રોમેં રોલાં પર ગાઢી અસર છે. 'જ્હોન ક્રિસ્ટોફર'માં જ કલા માટે લખતાં તે કહે છે:

"સર્વોત્તમ કલા—તેના નામને દીપાવે એવી કલા કામચલાઉ નિયમોથી પર છે; તે તો અનંતમાં ઘૂમતા ધૂમકેતુ જેવી છે. તેની શક્તિ ઉપયોગી પણ લાગે અને કદાચ ઉપરછલ્લી દૃષ્ટિએ તે નકામી અને હાનિકારક પણ લાગે; છતાં યે તે શક્તિ છે, તે ગતિ અને આગ છે, તે સ્વર્ગમાંથી છૂટેલી વીજળી છે; એ જ કારણે તે પવિત્ર છે, એ જ કારણે તે કલ્યાણકારી છે. વહેવારિક દૃષ્ટિએ પણ તે કલ્યાણકારી બને, છતાં યે તેનું સાચું દૈવી કલ્યાણ તો શ્રદ્ધા જેમ ચમત્કારિક કોટીનું છે. જ્યાં તે ઊગે છે ત્યાં તે સૂર્ય સમી છે. સૂર્ય નીતિમાન નથી તેમ અનીતિમાન નથી. જે છે તે એ જ છે. તે અવકાશનું તિમિર પ્રકાશથી ફેડે છે. કલા પણ એમ જ કરે છે."

'મારો સર્વોત્તમ મિત્ર શેકસપિયર' ના લેખક અને પ્રશંસક રોમેં રોલાંને પ્રથમ તો નાટકો લખી ફ્રેંચ રંગભૂમિ સુધારવાની પ્રબળ ઇચ્છા હતી. જનસમૂહનાં હૈયાંને સ્પર્શી તેમને ઉચ્ચ પ્રકારનો આનંદ આપી ઉન્નત કરે એવાં નાટકો લખવાનો તેનો વિચાર હતો. પણ કરવું એ કહેવા જેટલું સહેલું નથી. તેણે ઘણાં નાટકો લખ્યાં છે પણ ફક્ત છ નાટકો જ બે ગ્રંથો–*The Tragedies of Faith* અને *The Drama of the Revolution*–માં સંગ્રહિત કર્યાં છે. બીજા ગ્રંથમાં રહેલાં નાટકો મિશેલેતની દેશદાઝયુક્ત માનવતાવાળાં છે અને લેખકની મહત્ત્વાકાંક્ષાને ફલિત કરે તેવાં છે. *The Wolves*—વરૂઓ—પ્રજાકીય લશ્કરને ઘેરો ઘાલવામાં આવેલો છે એવા શહેરમાં ડ્રેફુસના પ્રકરણની રજૂઆત કરે છે. સારી ગૂંથણીવાળું, તંગ, મહાન સરળ અને શક્તિશાળી, શ્વાસ થંભાવી દે તેવું આ નાટક લોકપ્રિય બનવા અસમર્થ છે. બીજાં બે *Wanton* અને *The Fourteenth of July* લોકપ્રિય નાટકના આદર્શની વધુ નજીક આવે છે, પણ તેમનું ધ્યેય ચૂકે છે. અહીં આપણે 'જ્હોન ક્રિસ્ટોફર'માં જોઈએ છીએ તેમ પ્રોમિથિયસ જેવી લાગણી ધરાવતો, અથવા ધરાવવા યત્ન કરતો, છતાં અધ્યાપક માફક લખતો માનવ જોઈએ છીએ. આ નાટકો સારું સાહિત્ય કહેવાય, પણ કેવળ સાહિત્ય જ; નવસર્જન નહિ. ઇબ્સને સર્જક વિશે કહ્યું છે:

"If a man is to persevere in his art, he must have something else, something more than his native genius: passions, sorrows, which shall fill his life and give it a direction. Otherwise he will not create, he will write books."

રોમેં રોલાંને હવે એમ જણાયું કે અમૂર્ત વિચારો થોડાંને જ ઉત્સાહિત કરી શકે, પણ વિશાળ જનતા તો પૂજવા યોગ્ય વીરોને જ પસંદ કરે છે. આ વિચાર સામાન્ય રીતે સાચો જણાય, પણ ફ્રેંચક્રાંતિ તેની સત્યતા માટે શંકા ઉપજાવે છે. રોમેં રોલાંને મન વીરપૂજા એ 'વાતાવરણની વીરોના શ્વાસથી શુદ્ધિ કરવી' એ છે. આ કાર્ય પ્લુટાર્ક માફક સારી રીતે ચૂંટેલાં જીવનચરિત્રો દ્વારા જ થાય એમ લાગવાથી તેણે ચિત્રકાર 'માયકલ એન્જેલો' સંગીતકાર 'બીથોવન', અને સાહિત્યકાર વિચારક 'ટોલ્સ્ટોય'નાં જીવનચરિત્રો લખ્યાં. પણ તે સારો અભ્યાસી અને સત્યપ્રેમી હતો એટલે નીતિને ખાતર પણ સુધરેલાં જીવનો તે ચલાવી લે તેમ નહોતું. તેને મન નિર્મળ સત્યવાળા માણસો જ મહાન વિભૂતિઓ છે. આથી તેના આ મહાન જીવનચરિત્રોમાં આપણે બળ, આનંદ અને પ્રેમની ગુણત્રિપુટીનો તફાવત અને સમન્વય જોઈએ છીએ, છતાં યે અશક્તિ, મૂર્ખાઈ અને હતાશાની કપરી કંદરાઓ આપણને ભય પમાડી નિરાશ બનાવે છે. 'માયકલ એન્જેલો'નું જીવન વિષાદની છાયાથી રંગાયેલું છે અને 'બીથોવન' અને 'ટોલ્સ્ટોય'ના જીવનનો અંત પણ કંઈ સુખદ નથી. આપણને એ લોકો દેવદૂતો જેવા ન લાગતાં કેવળ અથડાતા કૂટાતા યાતના વેઠતા માનવો જ લાગે છે. આપણે તેમને તેમના જીવનની ખામીઓ અને દુઃખોને લીધે જ ચાહીએ છીએ અને તેમના લાગણીભર્યા સહાનુભૂતિના આત્મા જેવા ચરિત્રકારને પણ સપ્રેમ વધાવીએ છીએ. પણ જનસમૂહની શક્તિવર્ધક દવા તરીકે આ પુસ્તકો નિરર્થક છે. 'હાન્ડેલ', 'ગટે' ને હુગોવોલ્ફ'નાં જીવનચરિત્રો પણ તેણે લખ્યાં છે.

'જહોન ક્રિસ્ટોફર' લખતી વખતે આ દૃષ્ટિએ રોમેં રોલાં એક શરૂઆત કરનાર હતો. 'જહોન ક્રિસ્ટોફર' પ્રથમ તો *The Note Books of the Fortnight* નામના સામયિકના સત્તર ભાગમાં પ્રસિદ્ધ થઈ. આ સામયિક ઉપલા મધ્યમ વર્ગના કલાપ્રેમી અને સ્વતંત્ર વિચારના યુવાનોએ સ્થાપ્યું હતું અને તેનો દરેક અંક એક માણસનાં લખાણથી જ ભરવામાં આવતો. જહોન ક્રિસ્ટોફરનું બાળપણ અને જુવાનીનો પ્રવેશ દર્શાવતા સુંદર ભાગો આ સામયિક સિવાય ભાગ્યે જ બીજે પ્રગટ થઈ શક્યા હોત, કારણ કોઈ પણ ધંધાદારી પ્રકાશક તેમને પ્રગટ કરવા તૈયાર ન થાત. 'જહોન ક્રિસ્ટોફર' અમુક કોટીના વાચકો માટે લખાયું હોવા છતાં, તે કેવળ ઉચ્ચ શિષ્ટ વર્ગના ઉપભોગ અર્થે નથી. તેનું અનેક ભાષાઓમાં ભાષાંતર થયું છે. તેમાં રહેલા સાહિત્ય અને કલાના અમુક નિર્દેશો સામાન્ય વાચકને રુચિકર નહિ લાગે અને તેને તેમાં તંત્રીમંડળની ચર્ચાઓના પડઘા સંભળાય, પણ તે જલદીથી ભૂલી શકાય એવાં છે અને આ પ્રચંડ ચરિત્ર-નિરૂપક ગાથા આપણને આશ્ચર્યચકિત અને પ્રેમગદ્ગદ કરી લે છે.

જ્હોન ક્રિસ્ટોફર સિવાય રોમેં રોલાંએ *The Soul Enchanted* નામની નવલકમાળા તથા બીજી નવલો પણ લખી છે.

'જ્હોન ક્રિસ્ટોફર' દુઃખ વેઠી, ઝઝૂમતા અને વિજય પામવા સરજાયેલા બધાં રાષ્ટ્રોના મુક્ત આત્માઓને અર્પણ કરવામાં આવી છે.

રોમેં રોલાંએ તેને પૂરી કરતાં લખ્યું છે:

"મેં અંતની નજીક જતાં યુગની કરુણિકા લખી છે. મેં તેના દોષો, ગુણો, તેની ઊંડી વ્યથા, તેનું ધૂંધળું અભિમાન, તેના શૌર્યભર્યા યત્નો, આધિમાનવ ફરજના ભાર તળે—આખી દુનિયાના ભાર તળે—તેનો વિષાદ, દુનિયાની નીતિનું નવસર્જન, તેના સુંદરતાના સિદ્ધાંતો, તેની શ્રદ્ધા, નવી માનવતાનું ઘડતર—આપણે જેમ જીવીએ છીએ—તે બધાંમાંથી કાંઈ છુપાવવા પ્રયત્ન નથી કર્યો.

"જુવાનો, આજના જુવાનો, અમને તમારા પગ તળે કચડી, આગે ગદવા કૂચ કરો. અમારા કરતાં વધુ મહાન અને વધુ સુખી બનો.

"મારી જાત માટે તો હું જે મારો આત્મા સમો હતો તેને વિદાય આપું છું. હું તેને ખાલી કાંચળી જેમ ત્યજી દઉં છું. જીવન મરણો અને નવઅવતારોની પરંપરા છે. ક્રિસ્ટોફર, આપણે ફરી જન્મવા માટે મરવું જોઈએ. (ઑક્ટોબર, ૧૯૧૨)."

'જ્હોન ક્રિસ્ટોફર'ને સર્વોત્તમ સો પુસ્તકોની નામાવલિમાં મૂકતાં જે. સિ. પોવિસે લખ્યું છેઃ "નિત્શેના 'Ecce Homo' પછી પ્રગટ થનાર સૌથી નોંધપાત્ર પુસ્તક નિઃશંક રોમેં રોલાંનું જ્હોન ક્રિસ્ટોફર છે. કલા અને જીવનના સંબંધ પર એ અસંત સૂક્ષ્મ દૃષ્ટિએ સૂચક કૃતિ છે. એમાં સમાયેલું ઊંડું તત્ત્વજ્ઞાન વીરતાભર્યું છે—The philosophy of the worship of the mysterious life-force as God: and of the reaching out beyond the turmoil of good and evil towards some vast and dimly articulated reconciliation. સૌંદર્યમય વિચાર અને લાગણીની ઉચ્ચ સપાટી પર પહોંચવાની બુદ્ધિવાદી સીડી તરીકે ગટેના 'વિલ્હેલ્મ મૈસ્ટર' પછી આવું મહામૂલ્યવાન પુસ્તક બીજું કોઈ લખાયું નથી. Massive and dramatic, powerful and suggestive, it magnetizes us into an acceptance of its daring and optimistic hopes for the world..."

રોમેં રોલાં યુદ્ધના વિરોધી અને શાંતિના પ્રેમી છે. જ્યારે વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે તેણે *Above the Battle*માં સંગ્રહિત કરેલ પ્રખ્યાત યુદ્ધવિરોધી લેખમાળા લખી ઘણો ખળભળાટ મચાવી મૂક્યો અને પરિણામે તેને ઉતારી પાડવાના કેટલાક નીચ પ્રયાસોના ભોગ બનવું પડ્યું. ત્યારપછી તેણે આપમેળે ફ્રાંસ છોડી સ્વીટ્ઝર્લૅન્ડમાં વસવાટ શરૂ કર્યો. હજુ યે તે ભાગ્યે જ કામપ્રસંગ વિના ફ્રાંસ જાય છે. ૧૯૩૫માં જીનિવામાં તેના રહેઠાણ 'વિલા ઑલ્ગા'માં શ્રી. સુભાષચંદ્ર બોઝે તેમની મુલાકાત લીધી હતી. તે વખતે તેણે સુભાષચંદ્ર બોઝને પોતાનો ટાગોર સાથેનો ફોટો ભેટ આપી, તેની સાથે પત્રમાં લખ્યું હતુંઃ "શ્રી. સુભાષચંદ્ર બોઝને. આ પૂર્વ અને પશ્ચિમના મિલનની છબિ. મે. ૧લી ૧૯૩૫. રોમેં રોલાં." શ્રી. સુભાષ સાથેની વાતચીતમાં તેમણે પોતાનો કિસાનો અને મઝદૂરો પ્રત્યેનો પ્રેમ બતાવતાં કહ્યું હતું કે જો મહાત્મા ગાંધી તેમના હિતથી જુદા પડે તો હું તેનો વિરોધ કરી કિસાનો અને મઝદૂરોનો પક્ષ લઈશ. કારણ તેમના પક્ષમાં જ ન્યાય અને માનવસમાજની પ્રગતિને આવશ્યક સાચો કાયદો રહેલો છે. પોતાના મુખ્ય સિદ્ધાંતો જણાવતાં તેણે કહ્યું હતુંઃ '(૧) આંતરરાષ્ટ્રીયતા (દરેક પ્રજા માટે ભેદ વિના સમાન હક્ક હોય તેવી); (૨) શોષિત શ્રમજીવીઓ માટે ન્યાય—એટલે કે આપણે શોષક અને

શોષિત ન હોય એવા સમાજની સ્થાપના માટે લડવું જોઈએ. એ સમાજમાં બધાએ સમગ્ર જાત માટે કામ કરનારા હશે; (૩) દબાયેલાં રાષ્ટ્રોનું સ્વાતંત્ર્ય; (૪) સ્ત્રી અને પુરુષોના સમાન હક્ક—આ એ મુખ્ય સિદ્ધાંતો છે.'

તે સત્યને ચાહે છે. પણ સત્યને તે મર્યાદિત દૃષ્ટિથી જોતા નથી. તે સત્યને અવિચળ ન માનતાં કહે છેઃ 'સતત બદલાતાં આ વિશ્વમાં જે સત્ય કદી બદલાતું નથી તે જૂઠાણું છે, અથવા તેના કરતાં યે ખરાબ છે. જૂઠાણાંને પારખવાને અશક્ત એવા નેક માણસો માટે એ શૂન્ય છે.' *Fifteen Years of Combat*માં તેણે તેના સામાજિક વિચારોની ઉત્ક્રાંતિ અને તે માટેની આંતરિક મથામણ દર્શાવ્યાં છે અને *By Way of Revolution to Peace*માં લડાઈ, શાંતિ, અહિંસા વગેરે પ્રશ્નો પર પ્રકાશ ફેંક્યો છે. કલા અને વિજ્ઞાનનું જીવનમાં સ્થાન બતાવતાં તેણે કહ્યું છેઃ

> "The foremost science in the world is the science of living in such wise as to produce the minimum of evil and the maximum of good possible. The foremost art in the world is the art of knowing how to avoid evil and to produce good with the least effort possible."



કવિ ભાલણ કૃત

# એક અપ્રસિદ્ધ કવિતા

સંપાદક: છ. વિ. રાવળ

[ આ કવિની ઘણીખરી કવિતા ગુજરાતી પ્રેસ તરફથી બહાર પડેલા બૃહદ્ કાવ્યદોહનના આઠ ભાગમાં છપાઇ ગઈ છે, તેમ છતાં હજુ પણ કોઇ કોઈ વાર તેની રચેલી અપ્રસિદ્ધ કવિતા પણ હાથ આવે છે. આવી એક છપાયા વિનાની કવિતા આ નીચે આપવામાં આવી છે.

આ કવિતાની ભાષા, હાલની વપરાતી ભાષા જેવી છે. તેનું કારણ એ છે કે, જેમ જેમ લહિયાઓ જૂના કવિતાની નકલો ઉતારતા ગયા, તેમ તેમ તેઓ જૂની ભાષાની કવિતાને પોતાના વખતની ભાષાનું રૂપ આપતા ગયા. આ જ નિયમ નરસિંહ મહેતા અને મીરાંબાઈની કવિતાને પણ લાગુ પડે છે. તે બંનેના વખતની ભાષા હાલના જેવી નહોતી, છતાં તેમની છપાયેલી અને લોકસમૂહમાં વપરાતી કવિતાની ભાષા હાલની ભાષા જેવી છે. મીરાંબાઈ મેડતા—મેવાડનાં વતની હતાં એટલે તેમની ભાષા કંઈક હિંદી ને મુખ્યત્વે મેવાડી હોવી જોઈએ, પણ તેમ ન હોતાં તેમાં ઘણો ફેરફાર થઈ ગયો જણાય છે.

આવી જૂની ઉત્તમ કવિતાના સંગ્રહથી આપણા કવિતાના સાહિત્યમાં વધારો થાય એ ઈચ્છવાયોગ્ય છે.—સંપાદક ]

### મહાદેવના સાત વાર

### પદ

શંભુજી **સોમવારે**, ગયા ગંગાના આરે
મને તે વંન મેલી, સંગે નથી સાહેલી
ન અન્ન પાણી ભાવે, વિજોગે દુઃખ આવે
એ વાત કોને કહીએ, મનમાં વિચારી રહીએ.

ભવાની **ભોમ** વારે, ચિંતા કરે અપારે
નિદ્રા હરિ ન આવે, શંભુના ગુણ ગાવે
કૈલાસ અમને મેલી, અહિં કોણ અમારું બેલી
નંદી ભૃંગી ઓથે, ગયા ગંગાને કાંઠે.
શું કરું હું એની, આશા તજી છે એની
ગળે જો દેઉં ફાંસી, તો લોક કરે છે હાંસી.

બહુનામી **બુધવારે**, અમને ન લઈ ગયા હારે
ગંગા ને શિર ધારી, અમને મૂક્યાં વિસારી.
ગંગાને શંભુ એક, અમને મૂક્યાં છે છેક
ગંગાનાં ભાગ્ય મોટાં, અમારાં ભાગ્ય છોટાં.

ગંગાજી **ગુરૂવારે**, અમને તે મેણાં મારે
માનીતી આજ એ છે, શંભુજી સુખ દે છે.
આધીન થયા છે અહીં એ, એ વાત કોને કહીએ
વેઠાય નહીં દહાડી, હવે શું કરું હું માડી.
તજી છે ત્રિલોક નાથે, ગંગા ચડાવ્યાં માથે
ગંગાને આવી સાડી, અમને મૂક્યાં વિસારી.

**શુક્રવારે** સ્વામી, નમેરા શંભુ નામી
અસંખ્ય નામ તમારાં, છે અલ્પ ભાગ્ય મારાં
શંભુજીને કારણે, ઘોર તપ કીધાં વને
ગંગાનાં સંગ સાચાં, અભય પદ લીધાં
મન માની પાછી વળતી, શંભુનું સ્મરણ કરતી.

**શનિવારે** પ્રદોષ કરીએ, મહા દુઃખ પાપ હરીએ
વાલમને રાજ મલીયાં, જો સર્વ દુઃખ ટળીયાં
આવેલા નથી માડી, હું વાટ જોઉં દહાડી
મહિમાનો પાર ન આવે, નીતિના ગુણ ગાવે.

**આદિત્યે** ઈશ આવ્યા, ભવાની મન ભાવ્યા
ચાલો સામૈયે જઈએ, પ્રીતે પૂજીએ મોરારી
આઠ વાર આ ભણીએ, મહા દુઃખ પાપ હણીએ
**ભાલણ** કહે છે વાણી, સ્મરોને શૂલ પાણી.*

* એક જૂના હસ્તલિખિત પુસ્તકમાંથી ઉતારો.



## (૧) સમાજવાદનું અંદાજપત્ર

ઉત્પાદન અને ઉપભોગ વચ્ચેના આંતરિક વિરોધને દૂર કરી યોજનાબદ્ધ અર્થવ્યવસ્થા–Planned economy–ઉપર રાષ્ટ્રના અર્થચક્રને મૂકવાનો પ્રથમ અખતરો રશિયાએ કર્યો. ઉત્પાદન ને વપરાશ વધારવાની પંચવાર્ષિક યોજનાઓ પણ આ સંયોજિત અર્થવ્યવસ્થાનું જ પરિણામ છે. આજે રશિયા ત્રીજી પંચવાર્ષિક યોજનાની શરૂઆત કરી ચૂક્યું છે. આ યોજના અગાઉનાં વરસો ને ત્રીજી પંચવાર્ષિક યોજનાનાં ચાલુ વરસોની રશિયાની સામાજિક પરિસ્થિતિ વચ્ચે જબરો ફેરફાર માલૂમ પડે છે. આજે રશિયાનું પાટનગર મોસ્કો ને બીજાં પ્રાંતીય નગરો જોતાં ન્યૂયોર્ક ને શિકાગોની રિદ્ધિસિદ્ધિનાં એમાં દર્શન થાય છે. આમ છતાં અમેરિકન આબાદીમાં ગરીબતવંગર વચ્ચે રહેલ ભયાનક ભેદ રશિયામાં જોવા નથી મળતો. આર્થિક લોકશાસનનો અર્થ જ એ કે સમાજમાં સુખસંપત્તિની લગભગ સરખી વહેંચણી થાય.

સમાજશાસ્ત્રમાં આ પહેલો અખતરો છે. માટે સમાજશાસ્ત્ર વિચારકોની દૃષ્ટિએ રશિયન અખતરાનું માનવવ્યાપી મહત્ત્વ છે. માનસવિશ્લેષણશાસ્ત્રીઓને માટે પણ આ એક નવી માનસવેધશાળા–Psycho-analytical observatory–છે. માણસના માનસિક આકાશપ્રદેશના ખગોળવેત્તા માનસશાસ્ત્રીઓએ સમાજશાસ્ત્રના આ નવા પ્રયોગનું એ પ્રશ્ન મનમાં રાખીને અવલોકન કરવું જોઈએ કે સમાજમાં વ્યક્તિ વ્યક્તિ વચ્ચે સુખ, સંપત્તિ, તક ને સરળતાની સુમેળ વહેંચણી થાય ત્યારે વૈયક્તિક માનસ –Individual Psychology–ઉપર મૂડીવાદી અર્થવ્યવસ્થાના પ્રત્યાઘાતોથી કયા પ્રકારના જુદા ને સારાનરસા પ્રત્યાઘાતો થાય છે ને સમાજ ઉપર એનું સામુદાયિક પ્રતિબિંબ વ્યક્તિઓના સામુદાયિક વર્તન–Social behaviour of individuals–ઉપર કઈ જાતનું પડે છે.

આ તો માનસશાસ્ત્રના વિચારપ્રદેશને સ્પર્શતી સોવિયેટ સમાજવ્યવસ્થાની વાત થઈ. ને એનું અવલોકન સૂક્ષ્મ ને અટપટું હોઈ એ બહુ કપરું કાર્ય છે. પણ સોવિયેટ સમાજવ્યવસ્થાની અર્થશાસ્ત્રને સ્પર્શતી બાબતો તો બહુ જ સ્થૂળ ને ખાતરીકારક હોય છે. આર્થિક સંગઠન ને નિયંત્રણની બાબતમાં સોવિયેટ રશિયાનું આર્થિક સંગઠન ને નિયંત્રણ ચોક્કસપણે મૂડીવાદી વ્યવસ્થા કરતાં વધારે સરળ, શાસ્ત્રીય ને વધારે માનવકલ્યાણકારી હોઈ ઉન્નત લાગે છે. છેલ્લાં વીસ વરસમાં સોવિયેટ રશિયાની નવી

અર્થપદ્ધતિના અમલને કારણે ૧૯૧૮ ને ૧૯૩૯ના વરસ વચ્ચે નવ ગણો વિકાસ માલૂમ પડે છે! આજના રશિયાના આર્થિક વિકાસના આંકડા આકાશી પદાર્થોના અંતરના આંકડા જેવા લાગે છે. હમણાં જ સોવિયેટ પાર્લામેન્ટે ૧૯૩૯–૪૦નું સરકારી બજેટ પસાર કર્યું. એ બજેટ પ્રમાણે સોવિયેટ સરકારની ચાલુ વરસની આવક ખાતે ૧૫૫૬૦૦ ૦૦૦ ૦૦૦ રૂબલ (૩૦૦૦૦ ૦૦૦ ૦૦૦ ડોલર અથવા ૬૦૦૦ ૦૦૦ ૦૦૦ પાઉંડ) જમા થશે! રાજ્યની આટલી જબ્બર આવકનો ૯૫ ટકા ભાગ રાજ્યની માલિકીના ઉદ્યોગોમાંથી થશે જ્યારે પાંચ ટકા જેટલી જ આવક લોકો ઉપર સીધા કર નાખીને મેળવવામાં આવશે!

ત્રીસ હજાર દશ લાખ ડોલરની રાક્ષસી રકમમાંથી ૭૦૦૦ ૦૦૦ ૦૦૦ ડોલર જેટલી લશ્કરી બચાવ ખાતે રોકવામાં આવશે! રશિયા અભેદ કિલ્લો છે ને એ જેમ ૧૮૧૨માં નેપોલિયનની કારકીર્દિની કબર પુરવાર થયું હતું તેમ ભવિષ્યમાં જર્મન સરમુખત્યાર હિટલરની કારકીર્દિની ઘોર પણ પુરવાર થશે–જો હિટલર એ તરફ આક્રમણની તરવાર ઉગામશે તો. ચેમ્બરલેઈન હવે મોસ્કો સાથે ભાઈબંધી કરવાનાં ફાંફાં મારી રહ્યો છે એનું આ પણ કારણ છે.

રાજ્યની ત્રિજોરીખાતાના પ્રધાને અંદાજપત્રની ચર્ચા વખતે સોવિયેટ પાર્લામેન્ટ સમક્ષ જણાવ્યું હતું કે બે પંચવાર્ષિક યોજનાની સફળ પૂર્ણાહુતિને કારણે સોવિયેટ નેશનલ ઈકોનોમી–રાષ્ટ્રીય આવકનો–સાડા ત્રણ ગણો વિકાસ થયો છે. પહેલી પંચવાર્ષિક યોજના વખતે સામાજિક ને સાંસ્કારિક વિકાસ માટે રાજ્ય જેટલાં નાણાં ખરચી શકતું હતું એનાથી પાંચથી છ ગણાં નાણાં બીજી પંચવાર્ષિક યોજના દરમિયાન સોવિયેટ સરકાર ખરચી શકી હતી! એ ખાતે ગયા વરસના કરતાં આ નવા વરસે ૨૨ %. વધારે માંડવામાં આવશે.

હવે આની સાથે માતબર દેશો જેવા કે ઇંગ્લૅંડ અને અમેરિકાનાં રાક્ષસી ખોટો ખમતાં ને અબજોનું પબ્લિક દેવું વધારી મૂકતાં અંદાજપત્રો જુઓ. લશ્કરી ખાતે ત્રીસથી માંડીને સાઠ ટકા સુધી પોતાના બજેટને વેડફી નાખતી સરકારોનાં અંદાજપત્રો કયા સામાજિક નવવિધાન તરફ પ્રજાને લઈ જાય છે? વિગ્રહી નવવિધાન કે કલ્યાણકારી નવવિધાન? ૧૯૩૮–૩૯માં જર્મનીનું સરકારી દેવું એક લાખ દશ લાખ માર્ક, ઇટલીનું ૧૨૦ હજાર દશલાખ લાયર ને જપાનનું ૬૫ હજાર દશલાખ યેન જેટલું થઈ ગયું છે! ફાસિઝમના આ શાપિત આશીર્વાદનો ભયંકર પ્રત્યાઘાત જગત ઉપર ને વીસમી સદીનાં બાકી રહેલ વરસોની તવારીખ ઉપર કેવો થશે?

## (૨) માનવજ્યોતિર્ધરની જેહાદ

**થોડા અઠવાડિયાં** પહેલાં જ મહાન જર્મન સાહિત્યકાર અર્ન્સ્ટ ટોલર આપઘાત કરીને મૃત્યુ પામ્યો. અર્ન્સ્ટ ટોલર ક્રાંતિકારી જર્મન સાહિત્યકાર હતો. એ મુક્ત વિચારક હતો. એના મુક્ત આત્માને જર્મનીમાં હિટલરશાહી હેઠળ ઘણું વેઠવું પડ્યું. જીવન એને હીટલરશાહી હેઠળ જીવવું અસહ્ય થઈ પડ્યું. એટલે એણે અતિ જુવાન વયે આત્મહત્યા કરી પ્રાણત્યાગ કર્યો. મરતાં પહેલાં એણે અમેરિકન સાપ્તાહિક 'ધી ન્યૂ માસીસ'ને

અને આત પ્રાણવાન સંદેશ પાઠવ્યો હતો. ટોલરની આત્મવ્યથાનું એ સંદેશમાં સાચું પ્રતિબિંબ પડે છે. ફાસિવાદના દાનવી પડછાયાની ભૂતાવળ વીસમી સદીની બીજી ચતુર્થીમાં સમસ્ત માનવપ્રગતિને કેવી રીતે રૂંધી, દમી રહી છે એ ટોલર નીચેના સંદેશમાં દર્દનાક જબાનમાં જણાવે છે:

"સમસ્ત યુરોપ અને હવે તો જગતના બીજા ભાગોને પણ ધૂંધવી નાખતા અત્યાચારની ઝેરીવાયુના ભોગ થઈ પડેલા ને એના દુઃખી સાક્ષી બનેલા અમને પૂછવામાં આવે છે કે ભયત્રાસિત સંસ્કૃતિને બચાવવા માટે અમે દેશ છોડીને ભાગેલાઓ શો ફાળો આપી શકીએ એમ છીએ?

"સંસ્કૃતિ–કલ્ચર–નો અર્થ આપણે વિજ્ઞાન, કલા ને સાહિત્યનાં ઉત્સર્ગી મહાન સર્જનોનો જથો એટલો જ નથી કરતા, પણ સંસ્કૃતિના–સંસ્કારિતાના અર્થમાં આપણે નિત્યજીવનનાં તત્ત્વો, રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના. સમાજ સમાજ વચ્ચેના સંબંધો અને એ સંબંધોનું નિયંત્રણ કરતા નૈતિક આદર્શોને પણ સમાવી લઈએ છીએ.

"જો કે આ સંસ્કૃતિ આદર્શો રાષ્ટ્રે રાષ્ટ્રે, એમની અભિવ્યક્તિમાં, ભાષામાં, પ્રણાલિકામાં ને ટેવોમાં જુદા પડતા ભલે લાગે પણ પાશ્ચાત્ય સંસ્કૃતિના મૂળમાં બધે જ એક સર્વસામાન્ય તત્ત્વ છે. એ તત્ત્વ તે માનવતાનું.

"માનવતા ધર્મોના મૂળમાંથી ફૂટી રહી છે. એ સંતઋષિઓ ને આર્ષદ્રષ્ટાઓનાં આર્ષદર્શનમાંથી અને જેઓએ નિગૂઢ પ્રેમે માનવજાતિને ચાહી છે એમની લાગણીમાંથી ઊગી છે. પણ આ માનવતાનો કાનૂન સેંકડો ને હજારો વર્ષના યુગો પસાર થયા ત્યાં સુધી સાર્વત્રિક સ્વીકૃતિમાં આવ્યો નહોતો. આજે સરમુખત્યારો માનવતાના આ કાનૂનને પોતાની એક ટોળી—Tribe—ની સર્વોપરિતાની તરફેણમાં નકારી રહ્યા છે.

"આપણે માટે આત્મમાનનો અર્થ, વૈયક્તિક સ્વાતંત્ર્યનો, ન્યાયનો ને વ્યક્તિના યોગ્ય વિકાસના હક્કના દાવાનો ને કરુણા–ભૂતદયાનો હતો. એનો અર્થ બંધુ માનવોની વેદના, દુઃખો ને દમન પોતાનાં જેવાં ગણવાની વ્યક્તિની શક્તિનો હતો. આમ છતાં, આજે ફાસિઝમ, સ્વાતંત્ર્ય, ન્યાય ને ભૂતદયાનો દુશ્મન થઈ બેઠો છે. વ્યક્તિની વિગ્રહી લાયકાત–fitness–એની ઉપયોગિતા નક્કી કરે છે; ન્યાય એ ટોળકીનો ફાયદો બની ગયો છે ને ભૂતદયા તિરસ્કરણીય ને ઉપહાસપાત્ર થઈ રહી છે. ફાસિઝમ જુઠાણાને સત્યને સ્થાને બેસાડે છે, ધિક્કારને સદ્‌ગુણ ગણાવે છે ને ખૂન, હત્યાને આવશ્યકતા મનાવે છે. કારણ કે એ કોઈનો પણ આદર કરતો નથી. માનવીની વેદના કે આનંદઃ કંઈએ પ્રત્યે એને આદર નથી.

"જે સ્ત્રીપુરુષો સરમુખત્યારોનો જીવછૂટો પ્રતિકાર કરી રહ્યાં છે અને જેઓ માનવ-સંસ્કૃતિના મહામૂલા વારસાને અક્ષત, અબાધિત રાખવાનો જીવલેણ પ્રયત્ન કરી રહ્યાં છે ને જેઓ એ વારસાને નવાં ક્રાન્તદર્શનથી ને નૂતન સર્જનોથી એનું મૂલ્ય વધારવા મથી રહ્યાં છે એમનું આજે ઘોર દમન થઈ રહ્યું છે ને એઓ નાબૂદ થઈ રહ્યાં છે. દેશવટો સહીને એઓ પોતાને અને પોતાના સ્વમાનને બચાવે છે. ૧૯મી સદીમાં જુલમોથી બચવા માટે જર્મનીનો જેમને ત્યાગ કરવો પડયો હતો એ બોર્નસ, વેગનર્સ, માર્ક્સ,

દર્વેધ અને સ્કર્ઝના અનુગામીઓ ૧૯૩૩ના જર્મન દેશત્યાગીઓ છે. ૧૯મી સદીના એ દેશવટો ભોગવનારા ચિંતકો ને સાહિત્યકારોએ પોતાના દેશના પ્રતિનિધિ તરીકે એમણે એમના માદરેવતનની સંસ્કૃતિને મહાન બનાવી હતી એટલું જ નહિ પરંતુ જે દેશોએ એમનું સ્વાગત કર્યું હતું, એમને અપનાવ્યા હતા તેમની સંસ્કારિતાને પણ ઉન્નત કરી હતી.

"રીચાર્ડ વેગનરની સર્વોત્તમ કૃતિ, હેઈન્સનાં સુંદરતમ કાવ્યો ને માર્કસના મહાન ચિંતનગ્રંથોનું સર્જન એમના દેશવટામાં જર્મન સરહદની બહાર થયું હતું.

"સરમુખત્યારને સ્થાને કીંગ ફ્રેડરિક વિલિયમ ચોથો હોય કે એડોલ્ફ હિટલર હોય, પણ સરમુખત્યારની ચિરંતન ધિક્કારવૃત્તિ, એને બુદ્ધિવાદની ભીતિ હોય છે એની સાચી સાક્ષી પૂરે છે. કારણ કે બુદ્ધિ નિર્ભય હોય છે; તેથી એ સરમુખત્યારોની ભયંકર વિરોધી હોય છે. જેણે ભય જીત્યો એણે સરમુખત્યારને જીત્યો. એ વ્યકિત વિષે તેમજ આજે રાષ્ટ્રો વિષે સાચું છે.

"લોકશાસનવાદી દેશોએ દેશવટો ભોગવનારાઓને આદરમાનસહ અપનાવ્યા છે. એને માટે અમે એમના ભારે આભારી છીએ. એ જ સાબિત કરે છે કે માનવ એકતા મજબૂત ને જીવંત છે. જે વિચારો અમને વહાલા ને અમારે માટે મહાપવિત્ર છે એ જ વિચારો આ દેશોમાં જીવે છે ને એનો અમલ થાય છે. એમણે અમને આશ્રય આપ્યો એ પહેલાંથી જ અમે એમના મહાન પુરુષોની કૃતિઓથી પરિચિત થયા હતા. શેક્સપિયર, મોલિયેર. ટૉલ્સ્ટૉય, વ્હીટમૅન, ઝોલા, ઈબ્સેન ને બાયરનની કૃતિઓને અમે હંમેશ સંસ્કૃતિના અમારા વારસા તરીકે ગણી છે. એ સાહિત્યસંપદ્ આપણા બધાની મોંઘી પૂંજી છે.

"આવી પરસ્પરવૃત્તિ, જો કે દેશવટો ભોગવનારની આપદા ઓછી કરતી નથી છતાં એની કટુતાને હળવી કરી નાખે છે. જે દેશમાં એમની માતૃભાષા બોલાતી કે વપરાતી નથી એ દેશમાં રહેવું સાહિત્યકારને માટે મહા વસમું થઈ પડે છે. સાહિત્યકાર કે જેને સ્વભાષી બંધુઓની પ્રગટ અપ્રગટ વાચા તરફ કાન માંડવા જોઈએ એને પરભાષી વાચા સાંભળવી પડે છે. આ પરભાષાના સૂક્ષ્મતમ સૂરો એમને માટે તો હસ્તાપ્રાપ્ય જ રહે છે."

૧૯મી સદીમાં દેશવટો ભોગવનાર વીર ક્રાંતિકારીઓ ને આજે દેશવટો ભોગવતા સાહિત્યકારો ને ક્રાંતિકારીઓના વિષમ અવસ્થાભેદનો ઉલ્લેખ કરતાં અર્ન્સ્ટ ટોલર જણાવે છેઃ

"આજના દેશત્યાગી ને ૧૯મી સદીના દેશત્યાગીની સરખામણી કરતાં એક મહત્ત્વનો તફાવત એ નજરે પડે છે કે તે દિવસોમાં દેશત્યાગી, એક સૈનિક તરીકે કે સાહિત્યકાર તરીકે પરદેશમાં વસીને પણ પોતાના દેશના સરમુખત્યારનો સામનો કરી શકતો હતો. આજે તો આજનો સરમુખત્યાર એના પોતાના દેશની સરહદની બહાર પણ ઘણી વાર એટલો સજોર ને સતાવવાની શકિત ધરાવતો હોય છે કે, એ સરમુખત્યારે હાંકી કાઢેલ ભાવનાના પ્રચારક દ્વારા લખાયેલ ગ્રંથો પ્રગટ કરવાની ગ્રંથપ્રકાશકો, એનાં નાટકો ભજવવાની નાટ્યગૃહપતિઓ અને મુક્ત ચિત્રકારનાં ચિત્રો આર્ટ ગેલેરીઓમાં મૂકવાની એના વ્યવસ્થાપકો હિંમત કરી શકતા નથી.

"આમ છતાં, અમે પ્રતિસ્પર્ધીઓ તરીકે તો જર્મન માંધાતાની હરોળમાં ઊભા છીએ. ભલે ડૉ. ગોબેલ્સ, જર્મન ભાષાનું જંઝીરાવૃત સાહિત્ય જ દુનિયાને મળે એની કોશીશ

કર્યા કરે, પણ દુનિયાં, મુકત જર્મન દેશત્યાગીઓની કૃતિઓ વાંચે છે કારણ કે એ કૃતિઓમાં, આ દેશત્યાગીઓની, જર્મનીને બચાવવાની જેહાદની આભા હોય છે. જે જર્મનભાવનાને મુકત કરવા માટે એના મુકત સાહિત્યકારોની જેહાદ મંડાઈ છે એ ભાવના પાશ્ચાત્ય સંસ્કૃતિનો બહુ પ્રશસ્ય ને મહાન ભાગ છે. આ ભાવનાનો એક દિવસ વિજય થશે જ થશે.

"એના ખૂની સોબતીઓના સથવારા છતાં મિ. હિટલર જર્મનીમાં ભમતા વિકરાળ પડછાયાને નહિ અટકાવી શકે. એ વિકરાળ પડછાયો તે બહારવટુ ખેડનારા સાહિત્યકારના અવાજનો છે. આ અવાજ એટલો સમર્થ છે કે હિટલર એની હિસ્ટિરિયાથી ભરેલી ચીસોથી પણ એને નહિ ડૂબાડી શકે. કેટલીક વાર જ્યારે ફુહરર એની બંધનજડિત પ્રજાને અમે મુકત ને બહારવટિયા સાહિત્યકારો શું લખાએ વિચારીએ છીએ એ કહે છે ત્યારે અમારો અવાજ એને અભિભૂત કરી મૂકે છે.

"નામશેષ થવાના ભયના વિકરાળ ગ્રાસમાં સપડાયેલ સંસ્કૃતિને એની મોચનવ્યથામાંથી બચાવવા માટે અમે દેશત્યાગીઓ શું કરી શકીએ? હિટલર અમારા ગ્રંથો ઉપર પલિતો ચાંપી એની રાખખાખ બોલાવી શકે છે, અમારી માલમિલકત જપ્ત કરી શકે છે, પણ એ રાવણી સામર્થ્ય ને તાકાત બતાવનાર હિટલર અમારી પાસેથી ગેટે ને હૈલ્ડરલીનની વાણી નહિ લૂંટી લૂંટાવી શકે. આ ઉપરાંત જર્મનીની ભીતરમાં હજી આજેયે લાખો લાખો માનવો વસે છે કે જેઓમાં પોતાના રાષ્ટ્રના અધોગમનની લાગણી જાગ્રત છે એ અમારી શ્રધ્ધા અમારી પાસેથી હિટલર નહિ ખૂંચવી શકે.

"આત્મનાશના ભયથી વિહ્વળ બનેલી સંસ્કૃતિને બચાવવાનું અમારાથી તો જ બની શકે કે જે ભાગ્યશાળીઓ ગુલામીમાંથી છટકી નાઠાં છે એઓ પોતાની ભાષાને પોતાની સમગ્ર શક્તિ અર્પણ કરે, માનવજાતિ સામે આદરવામાં આવેલ હિટલરી માનવદ્રોહ સામે હિંમત ને સચ્ચાઈપૂર્વક ખડા થાય અને ફાસિસ્ટ બર્બરતા સામે જેહાદ માંડે.

"પણ આટલુંયે પૂરતું નથી.

"સંસ્કૃતિને શી રીતે બચાવી શકાય? જ્યારે બંધનમાં સપડાયેલ રાષ્ટ્રોની પ્રજા સ્વાતંત્ર્ય, ન્યાય ને માનવશોભાની ઝંખના પોતામાં જીવતી રાખે ને આ ઝંખનાને અનુકૂળ તક મળતાં કાર્યમાં ફેરવી શકે." *

## (૩) મહાસભાવાદી ને બિનમહાસભાવાદી પ્રાંતિક સરકારોનાં અંદાજપત્રોના આંકડા

**નવા બંધારણનો** પ્રાંતિક ભાગ બે વરસથી અમલમાં આવ્યો છે. એમાં અમુક અંશે સરકારી વહીવટ પ્રજાસત્તાના ધોરણ ઉપર મૂકવામાં આવ્યો છે. પોતાને જે જે પ્રાંતોમાં વધુમતિ મળી છે એ પ્રાંતોની ધારાસભાઓમાં મહાસભાએ પ્રધાનમંડળો રચવાની સરકારી વહીવટ ચલાવવાની નીતિ સ્વીકારી છે. મળી શકે એટલાં નાણાંનો ઉપયોગ રાષ્ટ્રઘડતરનાં ખાતાંઓમાં કરવાનો મહાસભાવાદી પ્રધાનોના ભારે પ્રયત્નો છતાં એમની સરકારની આવક ને પ્રાંતની વસતીની વિપુલતા જોતાં પ્રધાનોને પોતાની આકાશી

* 'ન્યૂ માસીસ'ને મળેલા અર્ન્સ્ટ ટોલરના સંદેશમાંથી.

યોજનાઓને મૂર્ત સ્વરૂપ આપવામાં કેટલી અસાધ્ય મુસ્કેલી પડે એમ છે એનો ખ્યાલ એમના પ્રાંતિક બજેટની રકમો ઉપરથી આવી શકશે. સાથે સાથે એ પણ જણાવવું જોઈએ કે પંજાબ, બંગાળ ને સિંધ જેવા પ્રાંતના બિનમહાસભાવાદી પ્રધાનમંડળો પણ અમુક અંશે વહીવટીતંત્રમાં મહાસભાની રચનાત્મક નીતિ અનુસરે છે.

**૧૯૩૯–૪૦ નાં પ્રાંતિક સરકારી અંદાજપત્રો** (૦૦૦ રૂા. માં)

| પ્રાંત | વસ્તી | આવક | જાવક | પુરાંત |
|---|---|---|---|---|
| પંજાબ | ૨૩૫૦૮૮૫૩ | ૧૧૬૭૦૦ | ૧૧૯૬૦૦ | –૨૯૦૦ |
| ઓરિસ્સા | ૮૦૪૩૬૮૧ | ૧૮૪૩૨ | ૨૦૨૬૭ | –૧૮૩૫ |
| બિહાર | ૩૨૩૭૧૪૩૪ | ૫૩૮૫૦ | ૫૩૭૨૫ | +૧૨૫ |
| મદ્રાસ | ૪૬૭૪૦૧૦૭ | ૧૬૨૩૪૫ | ૧૬૪૦૭૨ | –૧૭૨૭ |
| સિંધ | ૩૮૮૭૦૭૦ | ૩૮૩૨૩ | ૩૭૬૨૫ | +૬૮૮ |
| મુંબઈ | ૧૮૧૯૦૦૦૦ | ૧૨૫૫૧૭ | ૧૨૮૩૮૩ | –૨૮૪૬ |
| સંયુક્ત પ્રાંતો | ૪૮૪૦૮૭૬૩ | ૧૩૨૩૪૫ | ૧૩૬૯૩૮ | –૪૫૯૩ |
| મધ્ય પ્રાંતો | ૧૫૫૦૭૭૨૩ | ૪૮૫૬૪ | ૪૮૩૪૮ | +૨૨૬ |
| આસામ | ૮૬૨૨૨૫૧ | ૨૮૪૪૫ | ૩૦૧૮૪ | –૧૭૩૯ |
| સરહદી પ્રાંત | ૨૪૨૫૦૭૬ | ૧૮૩૨૮ | ૧૮૬૪૨ | –૩૧૪ |
| બંગાળ | ૫૦૧૧૪૦૦૨ | ૧૩૭૮૦૦ | ૧૪૬૫૦૦ | –૮૭૦૦ |
| બ્રિટિશહિંદી પ્રાંતો | ૨૫૬૮૫૯૭૮૭ | ૮૨૧૫૦૦ | ૮૨૬૫૦૦ | –૫૦૦૦ |

બ્રિટિશ હિંદની ૨૫ કરોડથી પણ વધારે વસ્તી ધરાવનાર પ્રાંતિક સરકારો માત્ર ૮૨ કરોડની આવક ઉપર રાષ્ટ્રઘડતરનાં કામો, જેવાં કે કેળવણી, સ્વાસ્થ્ય સુધારણા, પ્રૌઢશિક્ષણ, રસ્તાસુધાર, ખેતી ને ઉદ્યોગોનો વિકાસ વગેરે પાછળ કેટલાં ને ક્યાંથી નાણાં ખરચી શકે?

રામભાઈ પટેલ

## (૪) ટેકરીઓમાં નંદાની પૂજા

ગઢવાલ અને કુમાઉનમાં, ખાસ કરીને બડ્ડની આસપાસના પ્રદેશોમાં, નંદાષ્ટમીનો તહેવાર મોટા પ્રમાણમાં ઊજવવામાં આવે છે. ગયા વર્ષે સુદ આઠમને શુક્રવારે આ તહેવાર આવ્યો હતો. પહાડી લોકો પોતાના મુખ્ય તહેવાર તરીકે તેને ખૂબ પવિત્ર ગણે છે. શિવ અને પાર્વતીનાં લગ્નનો આ દિવસ હોઈ તેની યાદગીરીમાં તે ઊજવવામાં આવે છે. શક્તિનું રુદ્રસ્વરૂપ નંદા કુમાઉન હિમાલયમાં ખૂબ લોકપ્રિય છે. અને ગઢવાલ પ્રાંતમાં નંદાદેવીનું શિખર (૨૫,૬૬૦ ફૂટ) તેના પ્રતિનિધિરૂપ છે. વળી બ્રિટિશ સામ્રાજ્યમાં આ ઊંચામાં ઊંચું શિખર છે. અહીંઆ નંદાદેવી હિમાચલની પુત્રી પાર્વતી સાથે મળી જાય છે, અને તેની જ પૂજા માટેનાં ઘણાં મંદિરો ત્યાં આવી રહેલાં છે.

મલ્લાસોલીના કુરુરના લોકો તથા તલ્લાડસાપલીમાં આવેલ હિંડોલીના નાનોરા અને દસોંદારના ઉત્સવો ખાસ કરીને ગઢવાલી લોકોમાં ઊજવવામાં આવે છે. નંદાદેવીના સાથી ત્રિશૂલ (૨૩,૪૦૬ ફૂટ)માંથી વહેતી નદીને તેઓએ નંદાકિનીનું નામ આપ્યું

છે. નંદાકિની તથા હિંડોલીના જમણા કાંઠા પર મહાદેવ તળાવના નજીક ભદ્રગઢ ઉપર ફુરુર આવેલું છે. આ બન્ને મંદિરો મોટાં પૂજાસ્થાનો છે. આ દેવીનાં બીજાં મંદિરો સેમ્નિ, ગિંગ અને તલ્લા ધુરામાં, તલ્લા ચાંદપુરમાં, નૌતીમાં તથા સોભામાં ગેરમાં આવેલાં છે. જોહારમાં નંદાદેવીનું માહાત્મ્ય ઘણું જ છે. જોહર ખીણમાં ૧૧,૦૭૦ ફૂટ ઊંચે માર્તોળિમાં, એકાંત શાંતસ્થાન—જ્યાંથી અદ્ભુત દેખાવ નજરે પડે છે—ત્યાં હિમાચલની પુત્રી અને શિખર પર વસતા મહાદેવની અર્ધાંગના દેવી નંદાનું મંદિર આવેલું છે. સપ્ટેમ્બરના બીજા અઠવાડિયામાં તેના માનમાં વાર્ષિક મેળો ભરવામાં આવે છે. ત્યારે લગભગ દશ પાડા તથા ત્રણસોથી વધારે બકરાંનો ભોગ અપાય છે અને ઉચ્ચ ગણાતાં પંદર ગામોનાં લગભગ બધાં કુટુંબો ત્યાં હાજરી આપી, પૂજા કરીને આનંદ કરે છે. લાતામાં નીતિ ખીણમાં આ દેવીનું મંદિર છે ત્યાં ભોટિયા લોકો તેની પૂજા કરે છે. તે ખીણમાં જ્યારે કોલેરા સખત ફાટી નીકળે ત્યારે દેવીનું સાંત્વન કરવા માટે ટિબેટના લોકો ઘેટાંનો ભોગ આપે છે. નંદાદેવીનાં મંદિરો, આલ્મોરામાં, કટયુરમાં, રાંસુલામાં, તથા કુમાઉનમાં દાનપુરમાં બગરમાં છે. તે કુમાઉન રાજાઓની કુળદેવી હતી. તેના માનમાં કટયુર, સોવાલી અને રાણીખેતમાં મેળા ભરવામાં આવે છે.

તાલ્લાચાંદપુરમાં આવેલ પિતૃગૃહ નૌતીથી દેવીનો વરઘોડો નીકળે છે અને ત્રિશૂલ શિખરની તળેટીમાં આવેલ ૧૨૦૬૪ ફૂટની ઊંચાઈએ આવેલ હૈદની કુંડ સુધી ડોળીમાં જાય છે. ત્યાં તેના માટે એક મંદિર હોય છે, ત્યાં ખૂબ પૂજ્યભાવ તથા આનંદથી તેનું પૂજન કરવામાં આવે છે. દર બાર વર્ષે એક મહોત્સવ થાય છે ત્યારે પોતાના પાર્ષદ લાટુ સાથે હૈદનીકુંડથી આગળ બરફમાં જેટલું જઈ શકાય તેટલે દૂર લોકો દેવીને લઈ જાય છે, અને ત્યાં એ શિલા સ્વરૂપે તેનું પૂજન કરવામાં આવે છે. આ શિલા અગરખથી ઝળકાટ મારતી હોઈ સૂર્યનાં કિરણોનું પ્રતિબિંબ તેમાં પડે છે. પાર્ષદનું પણ ડેસોલીમાં નૌતી ખાતે મંદિર છે. ચાંદપુર પરગણામાં જન્મેલ ચાર શીંગડાવાળો દેવીને અર્પણ થયેલ ઘેટો આ સમારંભને મોખરે હોય છે. મુસાફરીના અંતે ઘેટાને શણગારી તથા દેવીને પસંદ રાખવા સારુ મોટો કોથળો તેના પર મૂકીને દેવી પાસે જવાને તેને છૂટો મૂકવામાં આવે છે. ઘેટો કદિ પાછો આવતો નથી. પર્વત પર કોઈને રસોઈ કરવા દેવાતી, ઘાસ કાપવા દેવાતી, લાકડાં કાપવાની કે મોટેથી ગાવાની મનાઈ છે કેમકે આ બધાં કારણોથી બરફનો મોટો જથ્થો પડવાનો અથવા તો કંઈક આફત ઊતરી આવવાનો સંભવ છે.

નંદાનું બીજું લોકપ્રિય નામ 'ઉફારાયણુ' છે. નૌતિ અને બીજાં સ્થળોએ તે આ નામથી પ્રસિદ્ધ છે. શિખર પર પથ્થરના ઢગલા સિવાય તેના માટે કંઈ મંદિરો બાંધવામાં આવતાં નથી. નૌતીમાં તેના રીતસરના પૂજારીઓ છે.

ગઢવાલ તથા કુમાઉનમાં નંદાષ્ટમી સરખી જ રીતે લોકપ્રિય છે અને અલ્મોરામાં મહાન મેળાનો ઉત્સવ થાય છે. શક્તિનાં વિવિધ સ્વરૂપોમાં—ભગવતી, માયા, મહામાયા—તેનું વર્ણન કરવામાં આવે છે. તેના માનમાં કુમ્ઝુગ, વાતી, લાસી, માતે અને ચિર્ચાકમાં ઉત્સવો ઊજવવામાં આવે છે. ત્યાં નાના તથા મોટા પાડાઓનો ભોગ ધરાવવામાં આવે છે. આલ્મોરામાં નાના પાડાનો ભોગ ધરાવવામાં આવે છે અને ત્યાં ચંદરાનીના પ્રતિનિધિ પોતાની તરવારથી પહેલો ઘા કરે છે અને પછી બીજાઓ પ્રાણીને મારી નાખે છે. કેટલાંક ગામોમાં આ ક્રૂર પ્રથાનો ઉત્સવ ઊજવવામાં આવે છે. પશુને આગલે દિવસે

દાળભાત ખવરાવવામાં આવે છે અને ભોગ ધરાવવાના દિવસે તેને મીઠાઈ ખવરાવવામાં આવે છે. તેના ગળામાં હાર પહેરાવવામાં આવે છે તથા તેની પૂજા કરાય છે. પછી ગામનો મુખી તેના ગળામાં તરવાર અથવા ખુકરી ભોંકે છે અને પશુને છૂટું મૂકી દેવાય છે. બધા માણસો તેની પાછળ પડે છે અને તે મૃત્યુ પામે ત્યાં સુધી તેના પર પથ્થરો ફેંકે છે તથા છરીના ઘા મારે છે. જે ગામડાંઓમાં 'મહિષ-મર્દિની' નું પૂજન કરાય છે ત્યાં ખાસ કરીને આ રિવાજ ચાલુ છે.

એક રસમય દંતકથામાં જણાવ્યા મુજબ આલ્મોરામાં રાજા કલ્યાણચંદે નંદાદેવીની સ્થાપના કરી ત્યારથી તેની પૂજા ચાલુ હતી પણ જ્યારે બ્રિટિશ લોકોએ ૧૮૧૫ માં કુમાઉનનો કબજો લીધો, ત્યારે મંદિરનાં મહેસૂલમુક્ત ગામડાંઓને કુમાઉનના પહેલા કમિશ્નર મી. ટ્રેઈલે જુદા પાડી નાખ્યાં. ૧૮૧૮ માં જ્યારે તે જોહારની બોટિયા ખીણ પાસે થઈને જતા હતા ત્યારે નંદકોટ—જ્યાં નંદાદેવીનો દરબાર ભરાવાનું મનાય છે—પાસે થઈને જતા બરફના ઝળહળિત પ્રકાશથી તે આંધળો થઈ ગયો. લોકોએ તેને કહ્યું કે જ્યાં સુધી દેવીની પૂજા ચાલુ નહિ થાય ત્યાં સુધી બરફને અંગે આવેલ કામચલાઉ અંધાપો રહેવાનો. તેમ કરવાનું તેણે વચન આપતાં તેની આંખો ઊઘડી અને સારી થઈ ગઈ.

ત્રિપૂલ શિખરની તળેટીમાં નંદાષ્ટમીને દિવસે દરવર્ષે દેવી યાત્રાએ જાય છે. ત્યાર બાદ તેને કુરુરથી તેના પિતાને ઘેર દેઓરરામાં છ માસ માટે લઈ જવામાં આવે છે. ત્યાં બધાનના લોકો તેની પૂજા કરે છે. જાન્યુઆરીમાં ઉત્તરાયણના દિવસે કુરુરમાં આવેલ શ્વસુરગૃહે દેવી પાછાં આવે છે.*

## હિંદની ખનીજ પેદાશ

**૧૯૧૯-૨૩** ના પાંચ વર્ષની સરેરાશ પેદાશ ૨૫,૧૯૪,૧૨૩ પૌંડની હતી. ત્યાર પછીના વર્ષમાં ૧૯૨૪ માં ૩,૫૦૦,૦૦૦ પૌંડનો વધારો થયો. પરંતુ આ વધારો અંશતઃ રૂપિયાની સરેરાશ વધેલી કીંમતને આભારી હતો. ૧૯૨૪ થી ૧૯૨૮ સુધી સતત ઘટાડો થતો ચાલ્યો. તે વર્ષમાં ૨૧,૮૮૮,૫૨૮ પૌંડની પેદાશ હતી. ૧૯૨૯ માં આ ઘટાડો અટકી ગયો. તે વર્ષમાં ૧૯૨૮ કરતાં ૨ ટકા વધારો થઈ ઉત્પન્ન ૨૨,૩૨૮,૬૮૬ પૌંડનું થયું. ૧૯૩૦માં ઘટાડો ફરીથી થયો અને ૧૯૩૨માં વાર્ષિક ઉત્પન્ન ૧૫,૬૧,૩૨૬ પૌંડનું થયું. ૧૯૩૩માં ફરીથી સુધારો થતાં ઉત્પન્ન લગભગ ૧,૦૦૦,૦૦૦ પૌંડનું વધીને ૧૬,૫૯૯,૮૩૭ પૌંડનું થયું. આ સુધારો ૧૯૩૪માં ચાલુ રહ્યો. ત્યારે કુલ કીંમતમાં ૧,૦૬૮,૫૫૦ પૌંડનો વધારો થઈને ૧૭,૬૬૮,૩૮૭ પૌંડની થઈ. અને ૧૯૩૫માં ૧૯,૩૪૬,૮૮૦ પૌંડની થઈ. ૧૯૩૬માં ૭૬,૪૩૧ પૌંડનો નાનો સરખો વધારો થઈને ૧૯, ૨૭૪, ૩૪૧ પૌંડનું ઉત્પન્ન થયું. ૧૯૩૭માં હિંદ અને બર્મામાં થઈને ૫,૯૪૪,૨૩૬ પૌંડનો વધારો થઈ કુલ આંકડો ૨૫,૨૧૮,૫૭૭ પૌંડનો થયો. હિંદના બધા ખનીજોની ઉત્પન્નની કુલ કીંમતમાં હિંદમાં ૩૪.૭ ટકા અથવા ૪,૧૦૪,૮૦૨ પૌંડનો વધારો થયો અને બર્મામાં ૧,૮૩૯,૪૩૪ પૌંડ અથવા ૨૪.૯ ટકાનો વધારો થયો હતો.

કોલસો તથા પેટ્રોલિયમ આ યાદીમાં પહેલાં આવે છે. કાચી મેંગેનીઝ ધાતુએ બીજું અને સોનાએ ત્રીજું સ્થાન લીધું છે. (એ. એમ. હેરન)

**છોટાલાલ માનસિંગ કામદાર**

---

* ગોવિંદપ્રસાદ નોતિયાલના લેખ પરથી.

# વિપત્તિ--સ્તોત્ર

'પતીલ'

[ શિખરિણી ]

વિપત્તિ વાહાલી[1], સુચિર રહી જે મો-સહ[2] વસી
નકારી, નિશ્ચયથી નવ ગઈ નમેરી થઈ અસી,
બીજાઓની પેરે, સમયની મહીં સખ્ત મુજને–
નિહાળ્યું મેં જ્યાં જ્યાં તહીં તહીં બધે જોઈ તુજને ! ૧
શુણોવાળી મોંઘા, મદ વગરની, ગૌરવવતી,
કૃપા જેની કોને અસુલભ કદાપિ નહિ થતી;
અમો જેવા કેરી ઉપર અહીં થાતા અણુછતાં[3]
ભુલાશે ના તારાં અમર વરદાનો વરસતાં ! ૨
નિહાળીને મારું જીવન કપરું કંટક ભર્યું
સખા જેવો લેખી મુજ ઉપર જેણે સ્મિત કર્યું !
પ્રદેશે આશાના મુજ સહ તું લાગી ભટકવા–
નહીં મૈત્રી છોડી મન કદી કર્યું તેં છટકવા. ૩
રહ્યું જ્યારે કોઈ મુજ નહિ, રહી તે સમય તું
થયો તારામાં હું લીન, થઈ ગઈ મૂજમય તું !
દિને, વ્યાપારોમાં, અગર રજનીમાં, સ્વપનમાં,
રહેતો હંમેશા બસ બસ હું તારા મનનમાં ! ૪
મહાદેવી જેવી, તનની ઉજળા, કૈરળ[4]સમા,
સમારાધી લાંબા સમયથી તને મેં, સુરરમા,
સખાઓની મધ્યે નહિ નહિ વિસાર્યાં વિસરતાં
લીધાં છે સ્વીકારી સુનિશ્ચિત ઉપાલંભ, હસતાં ! ૫
જનો શાણા જેઓ જગમહીં તને આ અવગણે,
બહુ દાઝે, દોડે, ભટકી ભટકીને ભરરણે,
નહીં તેઓને છે અવગત તહારી વિપુલતા,
અશાંતિઓ કેરા અગણિત નિનાદે નિવસતા. ૬
પ્રકોપે રાજાના, રિપુજનભયે, તસ્કરડરે
ફસાયેલા જેવા ફિકરની બજારો મહીં ફરે;
નિશીથે જેઓની વિતત, વસમી સેજ ઉપરે
મીઠી નિદ્રા આંખો મૃદુ કરવતી બંધ ન કરે. ૭

[1] વ્હાલી [2] મારી સાથે [3] શુભ [4] ધોળું કમળ

જતી ખૂટી એવી અનુભવહિણા અવ્યય થકી
સમૃદ્ધિઓ મારે નથી નથી જ હા! જોઈતી નકી;
મળે છે જે માત્ર ક્રમણ કરવાથી કુપથમાં,
ગુમાવી વ્યક્તિત્વ, પ્રહસન સહીને સુવસમા! ૮

અકલ્યાણો માંહે, અયિ પરમ કલ્યાણસુરતિ,
સુસંસ્કારો વાળી, અયશરહિતા ને બળવતી,
ઉગારી લેનારી નિઘૃણ અવલે પેથી અમને,
વહેનારી જારી વિષમ મુજ આ જીવનવને, ૯

ગયો જ્યારે નાખી તન પર તહારો હું સદરો:
સભામાં, લેવાને શુભ સકુનનો[1] ગુપ્ત ગજરો,
પડ્યો ત્યારે કોઈ સુહૃદજન કેરી ન નજરે,
ફર્યો પાછો મારા ગૃહ તરફ, ગંધર્વનગરે[2]! ૧૦

વહી ઓલે તારો ગરદન પરે હું બહુ ફર્યો
લઈ રસ્તા લાંબા, ભુખ તરસ ને તાપથી ભર્યો;
કર્યા મેં ઉચ્ચારો, પ્રતિરવ કર્યા તે ગિરિનભે–
નહીં કોઈ સ્થાને તુજ કરી શકયો વિક્રય, શુભે? ૧૧

મહામોલી મારી તુજ કરું સદા સેવન સુખે
તને વેચી એવું નવ કદી કહું હું મુજ મુખે;
ઉછીના આપેલા તુજ ગુણ હું મારા લઉં કરી,
વિના આનાકાની, સહુ તુજ અનુજ્ઞા અનુસરી. ૧૨

સહું તાતા તાપો, ભુખતરસના શાપથી મરું,
તને ના રુચે તે કદી પણ હવે હું નહિ કરું
રહે આલંબીને જીવન નિજ આપ્યાની શરતે
બધાંઓની વચ્ચે અરર! તરછોડાય કયમ તે? ૧૩

દઉં સ્વાર્થો હોમી સકળ મુજ તારા હુતભુજે,[3]
દબાયેલો ઓછો નથી હું તુજ વિખ્યાત કરજે:
બતાવ્યો તેં સાચો અતિ ગહન આદર્શ ઉજળો,
શકું વાળી તેનો, સુગુણવતી, શી પેર બદલો? ૧૪

ધીમા શ્વાસે, અશ્વાસન વિમલ વાકયે વિતરતી,[4]
ધરી માથું તારા ચરણ મહીં, માગું, ભગવતી!
દુખાવા આ મારા હજીય દહનારા હૃદયને
ધરી સાચી શ્રદ્ધા સહન કરતાં શીખવ મને! ૧૫

---

૧ શબ્દ ૨ અસ્તિત્વ વગરનું શહેર (આબાદીની દૃષ્ટિએ) ૩ અગ્નિ ૪ આપતી

# એક પત્ર

## [ દેશદર્શન ]

પ્રિય ભાઈ,

ગયે વર્ષે, ઉનાળાનો સમય એટલે લગભગ મે અને જુનનાં ચારેક અઠવાડિયાં મેં પુનામાં ગાળ્યાં હતાં અને ત્યાંના અનુભવો વિશે લેખ લખ્યો હતો. આ વખતની વેકેશન મુંબઈ તથા પરાંમાં ગાળેલી અને મારી શારીરિક નબળાઈને લીધે આરામ લેવો પડેલો, તે છતાં ત્રણચાર ચીજો મારા જોવાજાણવામાં આવી તે વિશે લેખને બદલે આ પત્ર લખું છું. મુસાફરી તથા સ્થળાંતરને લીધે જે નવા અનુભવો થાય છે તેનો વિચાર કરું છું ત્યારે મને બ્રિટિશ લેખક ચેસ્ટર્ટનની એક વાત સાંભરી આવે છે. એ મશ્કરીમાં કહે છે કે સ્થળાંતર કરવાથી જે લાભ મળે છે તે મોટે ભાગે સામાનથી પેટીઓ ભરવામાં મળી રહે છે. કપડાં, કાગળો, પુસ્તકો વગેરેથી પેટીઓ ભરવાથી અને ગોઠવવાથી જે તકલીફ પડે છે તેનાથી મુસાફરીનો આનંદ તથા ઉશ્કેરાટ મળી રહે છે. સ્થળાંતર કરવાથી જે નવું જોવાનું મળે છે તેના કરતાં તો જે ચીજો હંમેશાં જોવામાં આવે છે તેનું નવી દૃષ્ટિથી, નવી આંખે, નિરીક્ષણ કરવાની શક્તિ ખીલવીએ તો સેંકડો ચીજો જોવામાં આવે અને એ સેંકડો બાબતો પર નવો વિચાર ચલાવી શકાય. આ વાત ઘણે મોટે ભાગે ખરી છે, અને દરરોજના ટેવાઇ ગયેલા વાતાવરણમાં જે થોડી બાબતો મારા લક્ષમાં આવી છે તે વિશે આજે લખું છું.

### રસોડું અને ઘોડિયું

હું રહેતો હતો તેની પાડોશમાં આપણા હિંદીને પરણેલી એક અમેરિકન સન્નારી રહે છે તેનું ઘર જોવા માટે ગયો. ઘર બહુ મોટું નહોતું પણ એવી રીતે બાંધેલું કે એક તસુ જેટલો ભાગ નકામો પડી રહેતો નહિ. એ બાઈ જાજમ અને પાથરણાં પોતે વેક્યુમ ક્લીનરથી સાફ કરતી. રાંધવા માટે કેરોસીનનો સ્ટવ હતો. સામાન્ય રીતે જેને મધ્યમ વર્ગ કહીએ છીએ તેને પાલવી શકે તેના કરતાં એ ઘણો મોટો અને ખર્ચાળ હતો. ચારપાંચ તપેલીઓ સાથે ચડે અને મોટી ભઠ્ઠી (ઓવન)નાં બે ખાનાં હતાં, તેથી મેં કહ્યું કે મારે તો નાનો ચૂલો અને એક નાની ભઠ્ઠીવાળો સ્ટવ જોવો છે. આ બહેને કહ્યું કે એને ઘણો જ થોડો ખર્ચ આવે છે. પણ ચોકકસ રાખેલા આંકડા વિના આપણે કોઈ ચીજ માની ન લઇએ. ગરીબ મધ્યમ વર્ગની સ્ત્રીઓને રસોડાં તથા ઘોડિયાં સિવાયનું બીજું કામ કરવાની મહત્ત્વાકાંક્ષા છે અને કેટલીક વખત તો કમાણીને માટે તેવાં કામની તેને જરૂરિયાત છે, તેથી હું વર્ષોથી સારા સ્ટવની શોધમાં છું. મેં અનેક પ્રકારના સ્ટવ, કૂકરો તથા ભઠ્ઠીઓ જોયાં છે. 'સ્ટવ' શબ્દ વાપરું છું તેનો અર્થ એવો ન કરશો કે બધા ચૂલા પ્રાઈમસની માફક હવાના દબાણને લીધે ધમધમાટ જોરથી બળે છે. મોટે ભાગે સ્ટવ વિદેશી આવે છે પણ હાલમાં સ્વદેશી સ્ટવ પણ બજારમાં મળે છે. મારા એક મિત્ર જેમણે

ઘણાં વર્ષો અમેરિકામાં ગાળ્યાં છે તેમનું માનવું એવું છે કે સીમેન્ટનો સારો સ્ટવ બાંધી શકાય કે જેમાંથી રાંધવાની સાથે સાથે પાણીની નળીઓ ગરમ થાય એટલે નહાવા ધોવાનું પાણી મળે અને વાસણ માંજવા માટેના વાસણમાં (સિન્ક) ગરમ પાણી મળે, અને એવો ચૂલો (સ્ટવ) રૂ ૮૦માં થઈ શકે. એ વિશે મારી ખાતરી થઈ નથી. આ અમેરિકન બહેન બધાં વાસણો કાટ ન લાગે એવાં સ્ટીલ ( rustless steel )નાં વાપરે છે, તેને કલાઈ કરાવવાની જરૂર હોતી નથી. પણ આ વાસણો ખર્ચાળ છે. બધાં વાસણોને થોડો સાબુ નાંખેલા ગરમ પાણીથી સાફ કરી નાંખે છે. એ બહેન પોતે જ કપડાં ધુએ છે. કપડાં ધોવાનું મશીન વીજળીથી ચાલે છે. સાબુના પાણીમાં રાખી મૂકેલાં કપડાંને ત્રણ પાંખીઆના પંખાથી પાણીમાં ખૂબ વીંછળી લેવામાં આવ્યા બાદ (mangling) મશીનથી બધું પાણી નીચોવી લેવાય છે. મારી પાસે એક વેક્યુઅમ મશીન હતું તેવું નાનું એમની પાસે હતું તેનાથી રૂમાલો અને નાની ચીજો મશીનમાં મૂક્યા વિના ધોઈ નાંખે છે.

આ ઘરમાંથી નીકળીને અમે ફરવા જતાં હતાં એટલામાં એક ભાઈએ અમને બહુ પ્રેમપૂર્વક પોતાને ઘેર બોલાવ્યાં. એમની સ્થિતિ સાધારણ ગરીબ હતી એમ કહું તો ચાલે. એમની પત્નીને રોજ સવારસાંજ બે વખત રાંધવાની તકલીફમાંથી બની શકે તેટલું બચાવી લેવા માટે એ whole meal bread, થુલાંવાળા લોટની પાઉંરોટી એક વખત વાપરતાં. એમને ત્યાં એક પ્રાઇમસ અને એક બીજો ઘાસલેટનો સ્ટવ હતો તેના પર બધી રસોઈ થતી. રોટલી કે પાઉં અને માખણ, શાકભાજી, ફળ, ભાત અગર ખીચડી, ઓટમીલ અને દૂધ વગેરે ચીજો અને વિટેમીન પૂરાં પડે એવી ચીજોનો વપરાશ કરતા મારા કુટુંબમાં આવા અખતરાઓ થયા છે એટલે હું બહુ બારીકાઈથી પ્રશ્નો પૂછીને બધી ખબર મેળવતો હતો. આવા ઘણા ઘણા અખતરાઓ થશે, પણ સાથે સાથે મને વિચાર આવ્યો કે મુંબઈ જેવા શહેરમાં તો કોમ્યુનલ રસોડાં અમુક રસ્તાનું એક અગર અનેક મદ્રાસીઓનું એક, એવાં થવાં જોઈએ. હું નથી માનતો કે એ વધારે ખર્ચાળ થાય. પણ ગુજરાતી લોકો રસોઈની બાબતમાં ઘણા ચીકણા હોય છે અને વિદ્યાર્થીઓની હોસ્ટેલ વિશે મેં મુંબઈ, પુના, વડોદરા, અમદાવાદ તથા અન્ય સ્થળોએ સાંભળ્યું છે કે અમદાવાદી ખોરાક સૂરતીઓને ન ભાવે, કાઠિયાવાડીઓને પણ જુદી જાતનો ખોરાક જોઇએ, અટલે કૉલેજની હૉસ્ટેલમાં ગુજરાતીઓ અનેક જુદાં જુદાં રસોડાં રાખે છે. જ્યારે દરેક હિંદીને લશ્કરી નોકરી ફરજિયાત કરવાની આવશે ત્યારે આ ખોરાકની ચીકાશ નાબૂદ થશે.

પણ એક પ્રશ્ન સહેજે એવો પૂછાશે કે સનાતન કાળથી જે વ્યવસ્થા ચાલી આવી છે તેમાં ફેરફાર કરવાની જરૂર શી છે? તેનો ઉત્તર એક જ હોઈ શકે કે આજનો યુગ બદલાયેલો છે. ગામડાંઓમાં હજી સુધી તેની અસર ઓછી અગર નહિ જેવી જણાઈ હશે પણ શહેરોમાં અને મોટાં ગામોમાં ગરીબાઇને લીધે મધ્યમ વર્ગમાં પણ સ્ત્રીપુરુષો બન્નેને કમાણી કરવી પડે છે અને તે ઉપરાંત સ્ત્રીઓને જાહેરજીવનમાં ભાગ લેવાની તથા સામાજિક સેવા કરવાની ઇચ્છા થઈ છે અને થવી જોઈએ, તેથી બન્ને વખતે તાજી ગરમ રસોઈ કેવી રીતે કરવી અને તેમાં શું શું બનાવવું એ મહત્ત્વનો પ્રશ્ન બની ગયો છે.

મેં ઉપર જણાવ્યું કે હવે જે કટાય નહિ એ વાંધાતુનાં વાસણો મળે છે, તેને

કમાઈ કરાવવી પડતી નથી પણ મોવાં છે અને જ્યારે તે ભાંગેતૂટે ત્યારે તેના ભંગારની કિંમત આવતી નથી.

## આંતરજ્ઞાતીય લગ્નો

સમાજના અમુક ભાગમાં જુદી જુદી ન્યાતનાં સ્ત્રીપુરુષો વચ્ચે લગ્નો થતાં જાય છે, તેવાં લગ્નોની સંખ્યા વધે છે અને હવે એવાં લગ્નોની સામે વિરોધ ઓછો થાય છે. આ બાબતમાં વાતાવરણ બદલાયું છે. પણ હું ખાસ ચર્ચા એ કરવા માગું છું કે આજથી ૨૫–૩૦–૪૦ વર્ષ પહેલાં આપણા હિંદીઓ યુરોપ કે અમેરિકાની કોઈ સ્ત્રી સાથે લગ્ન કરતા તો તેવાં લગ્નો બહુ સફળ નીવડતાં નહિ. હાલમાં આવાં લગ્નો થાય છે તે વધારે સુખી નીવડે છે. મારી માન્યતા પ્રમાણે તેનું કારણ એ છે કે જૂના વખતમાં હિંદીઓ યુરોપિયન રીતે રહેવાનો અને બની શકે તેટલા પ્રમાણમાં યુરોપિયન સોસાયટી સાથે વ્યવહાર રાખવાનો પ્રયત્ન કરતા હતા. વિદેશી ગોરી પ્રજા ચડિયાતા સંસ્કારવાળી છે એ ભાવનાને લીધે એ ગૌરાંગ પ્રજા હિંદી ધણીને નીચો ગણતા. હવે આખું વાતાવરણ બદલાઈ ગયું છે અને વિદેશી સ્ત્રી હિંદી થઈને રહે છે, હિંદી પ્રજામાં ભળી જવાનો પ્રયત્ન કરે છે, યુરોપિયન સમાજમાં ભળવાનો જરાય પ્રયત્ન કરતી નથી. આવી રીતે એક જર્મન બહેનને તદ્દન હિંદી રીતે રહેતાં મેં જોઈ હતી. આવાં લગ્નોની સંખ્યા પણ વધતી જાય છે. જે થાય છે તે સારું થાય છે કે નહિ તેની ચર્ચામાં અહીં ઊતરતો નથી.

## વ્યાયામ અને હઠયોગ

છેવટે, મારે થોડી ચર્ચા હઠયોગ એટલે આસનો, પ્રાણાયામ અને નેતીધોતી જેવી ક્રિયાઓ વિશે કરવી છે. મને છેક નાનપણથી વ્યાયામનો શોખ હતો અને બારેક વર્ષની વયથી કસરતશાળામાં વ્યાયામની તાલીમ લીધેલી. વૈદ્યકીય અભ્યાસ કરતાં કરતાં મને એવું લાગેલું કે ૫૦૦ દંડ કાઢવા કે ૫૦૦ બેઠકો કરવી એ કસરતનો અત્યાચાર છે. ત્યાર પછીથી હું ઇંગ્લાંડમાં સ્વિડીશ વ્યાયામ શીખ્યો. તેમાં કોઈ પણ અંગને વધારે પડતો શ્રમ પહોંચતો નથી. એક હજારમાંથી નવસો નવાણું માણસોને તો નિરોગી રહેવા માટે વ્યાયામનો આશરો લેવો પડે છે. પ્રાણાયામ અને આસનો વિશે જાણવાનો મને શોખ હતો પણ આ ઉનાળામાં મારા જૂના વખતના ઓળખીતા બ્રહ્મચારી કુવલયાનંદના કૈવલ્યધામમાં ગયો. ત્યાંની વ્યવસ્થા જેવા ઉપરાંત ત્યાંથી થોડાં પુસ્તકો લાવીને વાંચ્યાં. અમદાવાદમાં મારા ઘરની જોડાજોડ એક બ્રહ્મચારી 'યોગસાધન આશ્રમ' ચલાવે છે. દરેક માણસે દરેક આસન શીખવાની જરૂર નથી, પણ હું બહુ સ્પષ્ટ રીતે માનું છું કે વ્યાયામની હળવી કસરતોની સાથે સાથે અમુક આસનો અને પ્રાણાયામના કેટલાક પ્રયોગો આપણી ઊગતી પ્રજાને ઘણા ઉપયોગી થઈ પડશે. આવી બાબતોમાં ગુજરાત હંમેશાં પાછળ પડી રહે છે. સંયુક્ત પ્રાંતની સરકારે આસનો તથા પ્રાણાયામના શિક્ષણને માટે વર્ગ ખોલ્યો હતો, અને તેની દેખરેખ શ્રી. કુવલયાનંદને સોંપી હતી. એજ...

લિ. સ્નેહાધીન

**સુમન્ત મહેતા**

રામભાઈ પટેલ

## નવી કટોકટી

કટોકટી ઉપર જ ફાસિસ્ટ સરમુખત્યારી નભે છે. આંતરિક વૈષમ્યભરી કટોકટીને સહ્ય બનાવવા સરમુખત્યારો આંતરરાષ્ટ્રીય કટોકટીની એક લાંબી હારમાળા રચ્યે જાય છે. મહાયુદ્ધ પછી ૧૯૨૨ થી ૧૯૩૨ સુધીનો દાયકો જાપાન ને ઈટલીમાં ફાસિસ્ટ સરમુખત્યારીઓએ પોતાનું આંતરિક દૃઢીકરણ કરવામાં ગાળ્યો. એમનું દૃઢીકરણ પૂરું થયું એ અરસામાં જર્મન લાક્ષણિકતા સાથે ત્યાં નવા જ પ્રકારની લશ્કરી સરમુખત્યારી અસ્તિત્વમાં આવી. આ નાત્સી સરમુખત્યારીને આંતરિક દૃઢીકરણની જરૂર નહોતી, કારણકે એણે પોતે સત્તાસ્થિત થયા અગાઉ ઘણા વખતથી જર્મન પ્રજાના મોટા ભાગનું ફાસિસ્ટ ને લશ્કરી ઢબે દૃઢીકરણ કરી લીધું હતું. જર્મન, ઈટાલિયન ને જાપાનીસ ફાસિસ્ટ સરમુખત્યારીએ લશ્કરી આક્રમણને પોતાનો રાષ્ટ્રસાધ્ય ધ્યેયમંત્ર બનાવ્યો હતો. મહાયુદ્ધ પછી જે રાજ્યો પાસે જગતનાં સંસ્થાનો ને પરાધીન એશિયાટિક પ્રદેશોનો કબજો રહ્યો હતો એમની સામે આક્રમણની એટલે કે એમનું સ્થાન પોતે લઈને એમને સ્થાનચ્યુત કરવાની એમની કૂડી નેમ હતી. વિગ્રહી કટોકટી વિના આ શક્ય નહોતું. આથી ૧૯૩૩ પછી આ ત્રણે દેશોની સરમુખત્યારીએ સંસ્થાનોવાળા સામ્રાજ્યવાદી દેશો સામે એકહરોળી મોરચો રચવાની નીતિનું અનુશીલન કરવા માંડ્યું. ૧૯૩૫ સુધી તો એ ત્રણે રાષ્ટ્રો પોતપોતાના હિતવિરોધોને કારણે ભેગાં થઈ શક્યાં નહિ. પણ એબિસીનિયન યુદ્ધે એ ત્રણેને ભેગાં થવાનો મોકો આપ્યો. બ્રિટન અને ફ્રાંસની ફાટફૂટીઆ વૃત્તિને કારણે, ને એ દેશોમાં બહુ લાગવગ ધરાવનાર ઉપલા વર્ગની ફાસિસ્ટ તરફી નીતિને કારણે, સામુદાયિક સલામતીના પાયા ઉપર આંતરરાષ્ટ્રીય શાંતિની સ્થાપના રાષ્ટ્રસંઘના તખ્ત ઉપર ન થઈ શકી. બ્રિટન અને પાછળથી ફ્રાંસની કપટી નીતિને કારણે છેલ્લાં ચાર વરસમાં રાષ્ટ્રસંઘની વાસ્તવિકતા માત્ર નામ સિવાય ભૂંસાઈ ગઈ છે. ચેમ્બરલેઈન વડા પ્રધાન થયા પછી રાષ્ટ્રસંઘની સ્વીકૃત ને પ્રગટ નીતિને છેહ દઈને એબિસીનિયાના ઈટાલિયન કબજાને સરકારી મંજૂરી આપવામાં આવી. ફાસિસ્ટ સરમુખત્યારો બ્રિટિશનીતિનું મંદું ને અચોક્કસ વલણ સમજી ગયા. એમણે સ્વહિતઅંધ બ્રિટિશ ટોરીઓને ભ્રમણામાં રાખીને બીજાં રાષ્ટ્રોને બ્રિટિશ મદદથી અળગાં પાડી દીધાં. અને એમના ઉપર એક યા બીજે મિશે આક્રમણપરંપરા શરૂ કરી. બ્રિટિશ ટોરીઓનો આત્મભ્રમ મ્યૂનિચ કરાર વખતે એની પરાકાષ્ઠાએ પહોંચ્યો. બીજાં નાનાં ને નબળાં રાજ્યોને ભોગે ફાસિસ્ટ વરવૃત્તિને સંતોખી પોતે ઘસારાથી બચી જવાની બદદાનત સેવનાર બ્રિટિશ ટોરીઓનો આત્મભ્રમ મ્યૂનિચ પછી બહુ લાંબો ટક્યો નહિ. કારણ કે મ્યૂનિચ પછી ફાસિસ્ટ આક્રમણ એ તબક્કે પહોંચ્યું હતું કે એમને પક્ષે થતી કોઈ પણ નવી કબજેગીરી ફ્રાંસ-બ્રિટનના સીધા હક્કો ઉપર અસર કર્યા વિના રહી ન શકે.

મ્યૂનિચ કરાર પછીની ફાસિસ્ટ આક્રમણ નીતિએ એ નગ્નસ્વરૂપે બતાવી આપ્યું છે કે પોતાના હક્કો ઉપર ભૂમધ્યમાં ઈટલી તરફથી, યુરોપમાં ને સંસ્થાનોમાં જર્મની

તરફથી ને પેસિફિક મહાસાગર ને ચીનમાં જાપાન તરફથી સીધી તરાપ પડવાની શરૂઆત થઈ કે તરત જ આજસુધી જે સામુદાયિક સલામતીને નામશેષ કરવાની નીતિ બ્રિટિશ સરકારના રાજપુરુષો રમી રહ્યા હતા તેમાં એમણે રાતોરાત જાણે દાવફેર કરી નાખ્યો. સોવિયેટ રશિયાને અલગ ને અટૂલું પાડી નાખવાની કેટલી યે ભેદી હિલચાલો પ્રવૃત્તિમય થઈ હતી તે પણ અટકી ગઈ, ને આજે સામ્રાજ્યવાદી બ્રિટન ને સામ્યવાદી રશિયન સરકાર વચ્ચે લશ્કરી સંધિના કરારોની વાટાઘાટો શરૂ થઈ છે. એ વાટાઘાટો બહુ લંબાઈ રહી છે. લંબાણનું કારણ એ નથી કે એંગ્લો–સોવિયેટ સંધિ નહિ થાય. પણ એનું કારણ એ છે કે એ વાટાઘાટો મારફત ઉત્તર દક્ષિણ રાજનીતિના ધ્રુવોના વિરોધી છેડાને ભેગા કરવાનો એમાં પ્રયાસ છે. એ વાટાઘાટો અશક્યને શક્ય બનાવવા માગે છે. સામ્યવાદ ને સામ્રાજ્યવાદ પરસ્પર હિતસામંજસ્યની ભૂમિકા શોધે છે. દુનિયાંની પરિસ્થિતિ એમને એ કરવાની ફરજ પાડે છે.

### ડાન્ઝીગ : નવું તોફાનકેન્દ્ર

ઝેકોસ્લોવેકિયા, સ્પેન અને આલ્બેનિયા ખતમ થયા પછી યુરોપીય રાજકીય વાતાવરણની તંગીને અતિતંગ બનાવતી નવી કટોકટી ઊભી થઈ છે. પોલિશ ચીરો જે તળ જર્મની અને જર્મન તાબાના પ્રુશિયા પ્રાંતને અલગ પાડી એ પટીની મારફત ઉત્તરે બાલ્ટીક સમુદ્રના ડાન્ઝીગ બંદરે જવાના માર્ગ તરીકે વર્સેલ્સ સંધિએ પોલાંડને સોંપ્યો હતો એના સંબંધમાં ને ડાન્ઝીગ શહેરને જર્મની સાથે જોડી દેવા બાબતમાં હિટલરે નવી કટોકટી ઊભી કરી છે.

યુધ્ધ પહેલાં ડાન્ઝીગ અને આજનો પોલિશ ચીરો જર્મનીને તાબે હતાં એટલે એને જર્મની સાથે ભેળવી દેવાની હિટલરની યોજના છે. પરંતુ એ આજે સહેલાઈથી, અને હમણાં જ બ્રિટિશ પરદેશમંત્રી લોર્ડ હેલિફેક્સે જાહેર કર્યા પ્રમાણે યુરોપીય યુધ્ધ કર્યા વિના, શક્ય નથી. પોલાંડ પોલિશ કોરીડર ને ડાન્ઝીગ અબાધિતપણે જર્મનીને પાછાં સોંપી શકે એમ નથી. કારણ કે જો એમ થાય તો થોડા જ માસમાં પોલાંડને સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે નાબૂદ થવું પડે. સુદેટન પ્રદેશ આપીને એક રાષ્ટ્રનો જે નામશેષ થયો એ દૃષ્ટાંત કોઈ પણ સ્વતંત્ર યુરોપીય રાજ્યથી ન ભૂલાય એવું છે. આથી પોલાંડે કોઈ પણ ભોગે ડાન્ઝીગ અને પોલિશ ચીરાને આક્રમણના ભયથી ત્રાસી જઈ જર્મનીને સોંપી ન દેવાનો નિર્ધાર જાહેર કર્યો છે. ખુદ બ્રિટને એને આક્રમણ વખતે બિનશરતી મદદ કરવાની બાંહેધરી આપી છે.

આ બધું છતાં રોજેરોજ ડાન્ઝીગ શહેરમાં જર્મન હુમલાની તૈયારી થઈ રહી છે. પોલિશ–જર્મન સરહદ ઉપર જર્મન લશ્કરની જમાવટ થઈ રહી છે, ડાન્ઝીગ શહેરના જર્મનો જર્મન હુમલાને આવકારવાની ભારે તૈયારીમાં મચી પડયા છે. જર્મન પત્રોમાં બ્રિટન અને પોલાંડ ઉપર સખત હુમલાઓ કરવામાં આવે છે. અને જાણે થોડા જ દિવસમાં હિટલર ડાન્ઝીગનો વિધિસરનો કબજો લેવાનો હોય એવી તૈયારી ચાલી રહી છે. ફ્રાંસ, બ્રિટન અને પોલાંડમાં એ હુમલાને વિગ્રહને ભોગે પણ ખાળવા માટે અસાધારણ શસ્ત્રસાજ ચાલી રહ્યા છે. બ્રિટિશ સરકારની જર્મન સરકારને સ્પષ્ટ ચેતવણી મળી ગઈ છે કે હવે જર્મની પોતાની આક્રમણકારી નીતિને સિધ્ધ કરવા માટે એક પણ ડગલું આગળ ભરશે કે તરત જ સમસ્ત યુરોપમાં ભારે વિગ્રહાગ્નિ સળગી ઊઠશે.

## હિટલરની માગણીઓ

આક્રમણનું એક પગલું ભરવામાં આવતાં તાત્કાલિક વિગ્રહ સળગી ઊઠવાની બારે ગંભીર ને કટોકટીભરી પરિસ્થિતિ છતાં હિટલર તો કૃતનિશ્ચયી થયો લાગે છે. લંડનની પરદેશ કચેરીને હિટલર થોડા સમયમાં જે માગણીઓ લોકશાસનવાદી દેશો સમક્ષ રજૂ કરવા માગે છે એ માગણીઓનો હેવાલ મળી ગયો છે. એ હેવાલની ખબર મુજબ હિટલરની માગણીઓ નીચે મુજબ છેઃ

(૧) ડાન્ઝીગને જર્મની સાથે જોડી દેવું.

(૨) મધ્ય યુરોપ ને બાલ્કન પ્રદેશોમાંથી બ્રિટન પોતાના સઘળા રાજકીય ને આર્થિક હિતસંબંધોનો ત્યાગ કરે ને એ પ્રદેશોને જર્મનીના એકહથ્થુ પ્રભાવક્ષેત્ર તરીકે સ્વીકારવામાં આવે.

(૩) જિબ્રાલ્ટરની બ્રિટિશ હકુમત હેઠળની સામુદ્રધુની સ્પેનને સુપરત કરવામાં આવે.

(૪) છબૂટીની રેલવે વગેરેમાં ઈટલીની તરફેણમાં હાલની યથાસ્થિતતામાં ફેરફાર થાય.

(૫) સુએઝ નહેરના તંત્ર ને કાબૂમાં ફેરફાર કરવો.

(૬) જર્મનીના સાંસ્થાનિક દાવાનો વિચાર કરવામાં આવે.

આ માગણીઓ પાછળ પૂરતું લશ્કરી બળ જમાવવા માટે નાત્સી સરકાર નીચે પ્રમાણે યોજના કરવા માગે છેઃ

(૧) જુલાઈની આખર સુધીમાં જર્મનીમાં શરૂ થયેલ લશ્કરી જમાવટ–mobilisation–સંપૂર્ણ કરવું.

(૨) ફ્રાંકો–જર્મન સરહદની કિલ્લેબંધીમાં લશ્કરની ભરતી કરવી.

(૩) પૂર્વ મોરેવિયા ને સ્લોવેકિયામાં જર્મન લશ્કરની ટુકડીઓ એકઠી કરવી. સ્લોવેકિયાની સરહદી કિલ્લેબંધી પૂરી કરવી.

(૪) જર્મન–પોલિશ સરહદ ઉપર બચાવ માટે લશ્કરી ટુકડીઓની હરોળો ગોઠવી દેવી.

### હવે શું?

આ અહેવાલ જો સાચો હોય તો યુધ્ધ માટે હિટલર દિલપૂર્વક તૈયારી કરી રહ્યો છે એમ ચોક્કસ જણાય છે. તો થોડા જ સમયમાં એંગ્લો–રશિયન વાટાઘાટો ખતમ થઈ જશે. છેલ્લા હેવાલ ઉપરથી લાગે છે કે એ વાટાઘાટો સફળ થશે. તો યુરોપમાં બ્રિટન, ફ્રાંસ, રશિયા, ટર્કી, રુમાનિયા વગેરે રાજ્યોનો બ્લોક રાજકીય નહિ પણ હવે લશ્કરી થવાનો. અમેરિકા ને કેનેડા પણ જર્મન–જાપાનીઝ–ઈટાલિયન બ્લોક સામે ગોઠવાઈ જશે–વિગ્રહની સંપૂર્ણ સજાવટ થઈ જશે. પોતાના પ્રતિસ્પર્ધીઓની આ જગતવ્યાપી જમાવટ ફાસિસ્ટ રાજ્યોને ખાળી શકશે? મને નથી લાગતું. તોપણ ફ્રાન્સ, બ્રિટન અને રશિયાનું જૂથ જો પ્રામાણિકપણે રચાયું હશે તો તત્કાળ તો ફાસિસ્ટ સરમુખત્યારોની દોડને અટકાવી દે એવો પૂરો સંભવ છે. છતાં સરમુખત્યારી માનસ અસાધારણ–abnormal–માનસ હોવાથી એ વાસ્તવિકતાનો ને એનાં જોખમો ને ખતરનાકીનો કેટલે સુધી વિચાર કરશે ને પોતાની નેમને ક્યાં સુધી ખાળી રાખશે એ કહેવું મુશ્કેલ છે. આ સ્થિતિમાં આશાજનક ચિન્હ યુધ્ધવિરોધી રાજ્યો હવે જે રીતે સફાળાં થઈને એકત્ર થવા માંડ્યાં છે, તે છે. એ હકીકત જ આશાજનક છે.

તા. ૭–૬–૩૯




આદ્ય [ હાલ નિવૃત્ત ] તંત્રી
રામનારાયણ વિશ્વનાથ પાઠક

સંચાલક
રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી

વર્ષ ૧૪
અંક ૯

# અનુક્રમણિકા



પુ૦ ૨૮ અષાઢ : ૧૯૯૫ અંક ૩





પ્રકાશક રમણીકલાલ ઈશ્વરભાઈ મિસ્ત્રી : પ્રસ્થાન કાર્યાલય : ચાર રસ્તા : ખાડિયા : અમદાવાદ
મુદ્રક : રમણીકલાલ ઈશ્વરભાઈ મિસ્ત્રી : કિશોર પ્રિન્ટરી : ચાર રસ્તા : ખાડિયા : અમદાવાદ તા. ૧૦-૮-૩૯

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૨૮ અષાઢ : ૧૯૯૫ અંક ૩

## જીવનમાં રૂઢિનું સ્થાન*

રામનારાયણ વિ. પાઠક

**રૂઢિ એ ખરી રીતે** સમાજશાસ્ત્રનો વિષય છે. એ વિષયના વિશિષ્ટ અભ્યાસના કોઈ દાવાથી હું રૂઢિ ઉપર બોલવા ઇચ્છતો નથી. પણ મારા સાહિત્યના અભ્યાસને અંગે જ મને આ વિષય પર કેટલુંક કહેવા જેવું લાગ્યું છે તેથી મેં આ વિષય પસંદ કર્યો છે.

આ વિષય તરફ મારું ધ્યાન કેવી રીતે ખેંચાયું એ પ્રસ્તુત હોવાથી જરા અંગત વાત કરું તો માફ કરશો. મારે ૧૯૩૦માં છ માસ જેલમાં રહેવાનું આવ્યું હતું. તે દરમિયાન મેં તિલકવ્યાખ્યા સાથે વાલ્મીકિકૃત રામાયણ સળંગ વાંચી જવાનું રાખ્યું હતું. જેલમાં અમારા વાચનના વિષયો સંબંધી બીજા મિત્રો સાથે પુષ્કળ ચર્ચા થતી. હું રામાયણ વાંચતો હતો તે સંબંધી એક જુવાન મિત્રે મને પ્રશ્ન કર્યો: " રામ શા કારણથી આદર્શપુરુષ ગણાય છે? તેણે કઈ રૂઢિઓ સામે બંડ કર્યું? તેણે શી ક્રાન્તિ કરી?" આ પ્રશ્નની નીચે એવી માન્યતા રહેલી છે કે ખરી મહત્તા ચાલુ રૂઢિ તોડવામાં રહેલી છે. એ હું સાચું માનતો નથી. સમાજનું ખરું હિત વારંવાર રૂઢિ તોડવામાં નથી રહ્યું, જો કે લાંબે અંતરે રૂઢિઓ બદલાવવી પડે, અને કોઈ વાર બધી રૂઢિઓ એક સાથે

* સદ્‌ગત મહારાજા સયાજીરાવ ગાયકવાડની જયંતીસમારંભને પ્રસંગે તા. ૧૨-૩-૩૯ના રોજ આપેલ ભાષણની નોંધ ઉપરથી.

બદલાવવાનું આવે. રૂઢિને તોડવામાં જ જો મહત્તા રહેલી હોય તો પછી થોડા જ વખતમાં બધી રૂઢિઓ તૂટી રહે, અને પછીના માણસોને મહાન થવાને કશું સાધન ન રહે! કદાચ તેમને પછી ડોન કિવશોટની પેઠે પરાક્રમ કરવા માટે ખોટા રૂઢિરાક્ષસો ઉપજાવવા પડે. એ ખ્યાલ જ અનુપપન્ન છે, અને અત્યારનો જુવાન વર્ગ જે રૂઢિ તોડવામાં જ પોતાની મહત્તા સમજે છે તે પોતે પણ ફેશન, જે રૂઢિનું છીછરામાં છીછરું સ્વરૂપ છે, તેની સત્તાથી મુક્ત નથી.

આપણે જરા જીવનમાં રૂઢિનું પ્રયોજન જોઈએ. ધારો કે કોઈ ગૃહસ્થને ઘેર કોઈ અજાણ્યો માણસ આવ્યો છે. તે તેને ઘેર આવ્યો છે એનો અર્થ જ એ છે કે તેને તેની પાસેથી કાંઈક જોઈએ છે. તે અજાણ્યો છે, કદાચ થાકેલો છે. અજાણપણાનો તેને સંકોચ પણ છે. પેલા ગૃહસ્થની તેના તરફ કેવી વૃત્તિ હશે તે તે જાણતો નથી. હવે આ જગાએ રૂઢિ એવી છે કે ગૃહસ્થ આગન્તુકને આવકાર આપે, તેને બેસવાને જગા બતાવે, તેને પાણી વગેરે તરતનો થાક ઊતરે તેવું આપે, તેને આગમનકારણ પૂછે, અને તેનો અપરિચયનો સંકોચ એ રીતે શિથિલ કરે. અહીં રૂઢિ શું બન્ને પક્ષે ઇષ્ટ નથી? એથી બન્નેની મૂંઝવણ, અને માનસિક તાણ ઓછું થતું નથી? રૂઢિ શું બન્નેની પ્રવૃત્તિનો માર્ગ ખુલ્લો કરી આપતી નથી? મને તો અહીં રૂઢિ, શબ્દ જેટલી જ, માનવ માનવ વચ્ચેના વ્યવહારનું સાધન બનતી જણાય છે. શબ્દના સંબંધમાં પણ અર્થબોધનું કારણ રૂઢિ જ મનાય છે. રૂઢિ ભાવનો માર્ગ કરી આપે છે, ભાવને પ્રગટ કરી આપે છે, ભાવનું રક્ષણ કરે છે, અને વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના વ્યવહારમાં મૂંઝવણ અને ઘર્ષણ ઓછાં કરી વ્યવહારને સરલ કરી આપે છે. જેમ ભાષા જનસમાજની પ્રગતિનું અને સંસ્કારિતાનું સાધન છે, જેમ ભાષાની શોધમાં અને વિકાસમાં માણસજાતનો વિજય અને ઉત્કર્ષ રહેલો છે તેવો જ રૂઢિમાં રહેલો છે.

હું બધા પ્રકારની રૂઢિઓ વિશે બોલવા ઇચ્છતો નથી. પણ એક પ્રકાર તરફ ગુજરાતીઓનું ધ્યાન ખેંચવાની મને જરૂર લાગે છે માટે કહું છું. કેટલીક રૂઢિઓ કોઈ વ્યવહારને માટે હોતી નથી, વ્યક્તિ વ્યક્તિના વ્યવહારનો તેમાં પ્રશ્ન હોતો નથી; એ રૂઢિઓ સામાજિક જીવનના ઉલ્લાસ માટેની હોય છે. આપણામાં દીવાળીએ એક બીજાને મળવાનો રિવાજ છે, હોળીએ રંગ ઉડાડવાનો, હોળી પ્રગટાવવાનો રિવાજ છે, સંક્રાંતિએ પતંગો ઉડાડવાનો રિવાજ છે. આ બધા રિવાજોને જીવનમાં મહત્ત્વનું સ્થાન છે. એથી સામાજિક જીવન ઉલ્લાસમય થાય છે, વ્યક્તિને સામાજિક જીવનનો અનુભવ થાય છે, સામાજિક એકતાની ભાવના તે અનુભવે છે, સંઘકાર્યો કરવાનો અભ્યાસ મળે છે, અનેક વ્યક્તિઓનો પરિચય થાય છે અને તે સાથે સંઘવર્તનનો પરિચય થાય છે, જે પ્રજાજીવનમાં ઘણું જરૂરી છે. એથી મન અને કલ્પના વિશાળ થાય છે. માણસ ઘરમાં એકલો બેસી જમે, અને મોટી પંક્તિમાં બેસી જમે, એકલો દરિયે જઈને નહાય, કે હજારો માણસો દરિયે જઈને નહાય, એમાં અનુભવનો આખો પ્રકાર ફરી જાય છે. એ અનુભવથી માનસમાં જે ભરતી આવે છે, જે જોમ આવે છે, જે ઉત્સાહ આવે છે, તે વ્યક્તિગત કોઈ કાર્યથી આવતો નથી. પ્યાલામાં ભરેલું પાણી અને સમુદ્રનું પાણી

તત્ત્વતઃ એક જ છે, પણ પ્યાલાના પાણીનું દૃશ્ય અને સમુદ્રનું દૃશ્ય, અને બન્નેની ચિત્ત ઉપર થતી અસર, બન્નેના સંસ્કારો, અત્યન્ત ભિન્ન પ્રકારના છે. તેમ જ આ સામાજિક જીવનના પરિચયનું અને સંઘનાં કાર્યોનું છે. એના વિના જીવન એટલું દરિદ્ર રહે છે, શુષ્ક રહે છે, ફિક્કું રહે છે.

અલબત્ત આ ઉત્સવોના રિવાજોની પછવાડે એક કે બીજા રૂપમાં ધર્મભાવના રહેલી હતી. ધીમે ધીમે ધર્મના બાહ્ય આચારો ઉપરથી આપણી શ્રદ્ધા ઊઠી ગઈ છે, અને તેથી આપણે એ રિવાજો પાળતા નથી. પણ એમ થયું હોય તો તે સમાજના રિવાજોને જરા જુદું ધર્મનિરપેક્ષ રૂપ આપવું જોઈએ, જેવું આપણે નવરાતરને આપેલું છે. નવરાતરની પછવાડે દેવીપૂજાની ભાવના હતી. અત્યારે આપણે કોઈ એ ધર્મભાવનાથી નવરાતર ઊજવતા નથી, માત્ર સ્ત્રીઓના કલાત્મક સંઘનૃત્ય અને સંઘગીતની ભાવનાથી જ એ ઉત્સવ ઊજવીએ છીએ. એમ આપણે બધા ઉત્સવોનું કરવું જોઈએ. હોળીમાંથી અશ્લીલતા અને ધૂળ કાઢી નાખો પણ ગલાલ રંગ શા માટે કાઢી નાંખવો? દાંડિયારાસ, મલ્લકુસ્તી એમાં શા માટે ભેળવીને આપણી જૂની ઘેરૈયાની રમતોની મરદાનગીને નવું સ્વરૂપ ન આપીએ? હું તો હોળીનો ભડકો પણ રહેવો જોઈએ અને એમાં ધર્મ નહિ માનનારા એવા ભણેલા, પોતાને સુધરેલા માનનારા પણ શા માટે ભાગ ન લે તે નથી સમજી શકતો.

આ બાબતમાં ગુજરાતીઓ દક્ષિણીઓ કરતાં વધારે સંઘકાર્યોથી દૂર જતા જણાય છે. દક્ષિણી ભાઈઓએ જૂના મેળાવડાનાં બધાં સ્વરૂપો જાળવી રાખ્યાં છે, અને તેમાં તેઓ નવાં અંગો, ખાસ કરીને વ્યાખ્યાનમાળાઓ ઉમેરતા જાય છે. દક્ષિણ બહાર જ્યાં જ્યાં દક્ષિણીભાઈઓ રહે છે ત્યાં ત્યાં તેમની કોઈ ને કોઈ સંસ્થા હશે જ, અને જાહેર તહેવારો તે સંસ્થાદ્વારા જ તેઓ ઊજવવાના. ગુજરાતીભાઈઓ જૂના તહેવારોને નવાં રૂપો આપતા નથી, અને ભણેલાઓ જૂના તહેવારોના મેળવડાથી દૂર નાસતા જાય છે, અને અતડા થતા જાય છે, જો કે અસહકારની ચળવળથી તે વલણ કંઈક રોકાયું છે. આમાં સૌથી ખરાબ તો, એક પ્રકારની સંઘની સૂગને કેટલાક સંસ્કારિતા ગણતા થયા છે, તે છે. મને તો તે એક પ્રકારનું ક્ષુદ્રાભિમાન(Snobbery) જ લાગે છે. બીજાઓ અમુકમાં રસ લે છે એટલા જ કારણથી પોતે તેમાં રસ ન લેવો, અને તેમાં પોતાની સંસ્કારિતા ગણવી. એ હીન પ્રકારનું અભિમાન છે. આપણામાંથી એ જવું જોઈએ. એને લીધે ગુજરાતીઓમાં સંઘકાર્યશક્તિ ઓછી થઈ છે અને થતી જાય છે.

આપણે વિશેષ વ્યક્તિ તરીકે તો હમેશાં કામ કરીએ છીએ, હરીએ ફરીએ છીએ, પોતપોતાના મિજાજ પ્રમાણે આનંદ કરીએ છીએ, પણ હોદ્દા પદવી સામાજિક સ્થિતિ એ બધાની વિશેષતા છોડી દઈ, કેવળ એક સંસ્કારી સમાજની વ્યક્તિ તરીકે બધાએ સાથે ભળીને વિહરવાની પણ જરૂર છે. આપણા પરદેશી રાજ્યકર્તાઓ આપણાથી અતડા રહે છે, એ જોઈને આપણે પણ એમના અનુકરણથી આપણા જ જ્ઞાતિભાઈઓ તરફ અતડા થઈએ તો તે એક પ્રકારનો સમાજદ્રોહ છે. એમને તો અતડા રહેવું પડે, એમને

તો માત્ર પોતાની ઇચ્છા પ્રમાણે શાસન કરવું છે, અને અતડા રહેવાથી જ એ શાસન વધારે સખ્ત અને મજબૂત કરી શકાય, પણ આપણે એમ શા માટે કરીએ? અંગ્રેજો પોતાની પ્રજામાં એવા નથી. તેઓ તો પોતામાં બહુ જ ભ્રાતૃભાવ વાળા છે. તેમની કલબોમાં જોશો તો ઉપરી અને તાબેદારનો કશો જ ભેદ નહિ દેખાય. આપણે તેમની કલબોનું અનુકરણ કર્યું, પણ તેમનો કલબનો ભાવ લાવી શકયા નહિ. આપણા વિદ્યાર્થીઓ અને પ્રોફેસરો પણ ત્યાંના જેટલા મળતા હળતા રહેતા નથી. આ સર્વ બદલાવું જોઈએ. આપણું સમાજજીવન વધારે ચેતનવાળું અને મુક્તિવાળું થવું જોઈએ. પણ કલબો બસ નથી. તેમાં પણ અમુક જ સ્થિતિવાળા ભેગા થાય છે. જાહેર તહેવારો હોવા જોઈએ જેમાં જનતા કશા પણ ભેદ વિના સંઘજીવનનો આનંદ અનુભવે.

પણ ત્યારે આ રૂઢિ સામેનો આટલો બધો વિરોધ શાથી છે? જુવાન માણસો શા માટે આટલો બધો રૂઢિવિરોધનો પોકાર કરે છે? એ જરૂર સમજવા જેવું છે, અને સમાજે વિચારવા જેવું છે. આ વિરોધનું એક કારણ તો તરત સમજાય તેવું છે. જુવાન માણસોને રૂઢિનો સંકોચ ડંખે અને તેના ફાયદા ધ્યાનમાં ન આવે. માણસને પોતાની પ્રતિકૂળતા તરત ધ્યાનમાં આવે છે, કોઈ પણ વસ્તુના દૂરગામી ફાયદા ઘણે અનુભવે જ સમજાય છે. એ દૃષ્ટિએ જુવાન માણસોને રૂઢિ સામે થોડો અણગમો તો હંમેશાં રહેવાનો. છોકરાંને સવારે દાતણ કરવાની ટેવ પાડવી પડે છે તે પણ પ્રથમ તો નથી જ ગમતું. એવો રૂઢિ સામેનો જુવાનોનો અણગમો બધા જમાનામાં હતો અને રહેવાનો. પહેલાં પણ હતો, પણ હમણાં જુવાન વર્ગ વધારે બોલતો થયો. એટલે એ અણગમો પરિપક્વ અનુભવની રાહ જોયા વિના અધીરો થઈ બહાર આવે છે. પણ એ સામાન્ય કારણ ઉપરાંત વિશેષ કારણ પણ છે, અને સમાજે એ સમજવું જોઈએ.

મેં પહેલાં શબ્દ અને રૂઢિ વચ્ચેનું સામ્ય બતાવ્યું. મેં કહ્યું કે શબ્દની પેઠે જ રૂઢિ ભાવનું રક્ષણ કરે છે. તેને પ્રવર્તવાનો માર્ગ કરી આપે છે, અને વ્યવહારમાં ઘર્ષણ ઘટાડે છે. પણ જેમ શબ્દ કે સિક્કો જૂનો થઈ તેનું મૂલ્ય ઘટે છે અને તેને ચલણમાંથી કાઢી નાખવો પડે છે, તેમ રૂઢિ પણ જો ઊતરી જાય તો તેને બદલાવવી પડે. રૂઢિ ઊતરી જાય છે ત્યારે તે ભાવને વહનમાર્ગ કરી આપવાને બદલે તેને રોકે છે. જેમ નાડી લોહી વહન કરવાનો રોધ કરે છે ત્યારે લોહીનું દબાણ વધે છે ને કવચિત્ નસ ફાટે છે, રક્તસ્રાવ થાય છે, પક્ષાઘાત થાય છે, કવચિત્ મૃત્યુ થાય છે, તેમ જ રૂઢિ ભાવનો રોધ કરતાં સમાજનો મિજાજ ઊછળે છે, તેનો ભાવ અપમાર્ગે વહે છે. તેનો અપવ્યય થાય છે, કવચિત્ સમાજને તેથી પક્ષાઘાત પણ થાય. આપણે ત્યાં લગ્નની રૂઢિઓની એ દશા થઈ છે. જૂના નાતના રિવાજો, તેનાં પસંદગીનાં સંકુચિત ક્ષેત્રો. અત્યારની લગ્નભાવનાને માર્ગ કરી આપતાં નથી, તેનું વહન કરતાં નથી, તેનો અવરોધ કરે છે. તેથી જુવાન વર્ગ રૂઢિ સામે જેહાદ પોકારે છે. લગ્નભાવ જીવનમાં એટલો વ્યાપક છે, જુવાનોને તો એટલો નિકટનો અને અનન્ય મહત્ત્વનો લાગે છે, કે તેથી લગ્નરૂઢિ સામેના વિરોધમાંથી તેઓ રૂઢિમાત્રની સામે, રૂઢિના ખ્યાલની પણ સામે થઈ જાય છે. એટલેથી ન અટકતાં નીતિની પણ સામે તેઓ થાય છે. તેમાં કંઈક અંશે આ કારણ છે. કંઈક અંશે નીતિ એટલે આચારનાં સર્વ ધોરણો કંઈક ફેરફાર માગે છે તે છે.

પણ આ સ્થિતિનો ખરો ઉપાય રૂઢિનો નાશ નથી પણ નવી રૂઢિઓ હોવી જોઇએ એ છે. જુવાન સ્ત્રીપુરુષોને પોતાનો જીવનસાથી શોધવાને માટે મળવાના રૂઢિનિયત પ્રસંગો નથી. આ બાબતમાં રૂઢિ નથી, એટલે જુવાન સ્ત્રીપુરુષોનાં માબાપોને અને હિતસ્વીઓને, અને ખાસ કરીને જુવાન પુત્રીનાં માબાપોને,—કારણકે આચાર-સ્ખલનનો ગેરફાયદો પુરુષ કરતાં સ્ત્રીને વધારે છે, અને સ્ત્રીને આ દશામાં વધારે રક્ષણની જરૂર છે,—અનેક આશંકાઓ ચિંતાઓ અવિશ્વાસો હદ્દેસતો થાય છે. રૂઢિ ન હોવાથી, સમાજ પણ જુવાન સ્ત્રીપુરુષોના મળવાના પ્રસંગો તરફ યોગ્ય ઉદારતા કે તટસ્થતાથી જોઈ શકતો નથી, અને એવા પ્રસંગો અનેક નિન્દાને જન્મ આપે છે અને આખા વાતાવરણને બગાડે છે. જુવાન સ્ત્રીપુરુષો પણ આ પ્રકારની નિન્દા તેમની પોતાની સ્વતંત્રતાની વિઘાતક છે તે નહિ સમજતાં, અંગત રાગદ્વેષથી તેને સ્વીકારવામાં અને વિસ્તારવામાં સરકી પડે છે. આ બાબતમાં ખરી જરૂર છે તે રૂઢિના અભાવની નથી, પણ યોગ્ય રૂઢિઓની છે, જેથી સ્ત્રી પુરુષો અને સમાજ યોગ્ય વર્તન અને મર્યાદા રાખી વર્તી શકે, પરસ્પર ઓળખી શકે, અને જેમાં જુવાનોનું સંરક્ષણ તેમ જ ભાવ પ્રકટીકરણ થાય. આપણો સમાજ વખતસર આટલું નહિ કરી શકે તો પરિણામે અનવસ્થા જ આવશે.

રૂઢિ તરફ એક બીજી આશંકા છે, અને માનસપૃથક્કરણશાસ્ત્રની પરિભાષામાં વાતો કરતાં શીખેલ આ જમાનાને એ આશંકા કરતાં રોકી શકાય નહિ. 'રૂઢિથી ભાવનું દમન નથી થતું? દમન થવાથી ભાવ વધારે વિકૃત ન થઈ જાય?' આનો સાચો જવાબ તો એ છે કે એ શાસ્ત્રનાં શાસ્ત્રીય પુસ્તકો અને તેની તાત્ત્વિક ટીકા વાંચો, માત્ર એના શબ્દો પકડી લઈ વાતો ન કરો. હું તો અહીં એટલું જ કહી શકું કે માણસમાં જેમ અન્નવૃત્તિ કામવૃત્તિ રહેલી છે તેમ જ સમાજધારણવૃત્તિ, સમાજસુખવૃત્તિ, અને સંયમ-વૃત્તિ પણ રહેલી છે. જે જીવનબલ અન્નવૃત્તિ અને કામવૃત્તિમાં પ્રગટ થાય છે તે જ જીવનબલ સમાજધારણવૃત્તિ સમાજપ્રેમ અને સંયમવૃત્તિમાં પણ પ્રગટ થાય છે, અને રૂઢિનું અનુવર્તન એ કોઈ બાહ્ય બલની પરાધીનતા નથી, પણ પોતામાં જ રહેલ સમાજ-ધારણવૃત્તિ સમાજપ્રેમ અને સંયમવૃત્તિનું આવિષ્કરણ છે. જેમ રસ્તાની ડાબી બાજુએ હાંકવું અને જમણી બાજુએ ચાલવું એ નિયમ પાળવાથી આપણી ગતિનું દમન થતું નથી, પણ ગતિને મહત્તમ અવકાશ અને સંરક્ષણ મળે છે તેમ જ રૂઢિમાં જીવનને મહત્તમ અવકાશ સ્વાતંત્ર્ય અને સંરક્ષણ મળે છે, અને તે સાથે તેમાં સમાજસ્વાસ્થ્યની વૃત્તિ સંતોષાય છે. રૂઢિના પરિપાલનમાં આ સમાજપ્રેમ સમાજ-આદરની વૃત્તિ હંમેશાં દેખાય છે, અનુભાવ્ય છે. એ વૃત્તિઓ પણ આપણા જ જીવનની છે, એટલે એની ખાતર પાળેલા સંયમમાં કોઈ અસાધારણ વિકૃત પરિણામ આવવાની જરૂર નથી.

ઘણાને વળી એમ લાગે છે કે રૂઢિની હદમાં વર્તન સ્વૈરતા ખોઈ બેસે છે અને તેથી તે સુંદર રહેતું નથી. તેમાં વ્યક્તિત્વ દબાઈ જાય છે. એ સાચું નથી. પહેલાં આપેલો દાખલો ફરી લેતાં, હું પૂછું છું, કે આપણે ઘેર કોઈ આવે તેને સન્માન આપતાં, તેની સાથે વિવેકથી વાત કરતાં, દરેક વ્યક્તિ પોતાનું વ્યક્તિત્વ નથી બતાવતી? —દરેક

વ્યક્તિ પોતાની કલા નથી બતાવતી ? વધારે સંસ્કારી માણસ માત્ર આવકાર આપ-વામાં જ ખરી સંસ્કારિતા કલા માનવતા બતાવતું નથી ? બધાં માણસો લગ્નજીવન ગાળે છે, પણ તેથી કોઈ બે દંપતીનાં લગ્નજીવનો એક સરખાં નથી બની જતાં, એ તો બન્ને જેવાં હોય છે, જેવાં એક બીજા સાથે વર્તે છે અને પોતાનું યુગલજીવન ઘડે છે, તેવું જ તે થાય છે. તેમ જ બધાનું છે.

રૂઢિની મર્યાદામાં રહેલા જીવનમાં પણ સૌંદર્ય છે. આપણને એ જોતાં આવડતું નથી. આપણા મહાન કવિ કાલિદાસે જેમ, સામાન્ય માણસને અજ્ઞાત અનનુભૂત અનેક જીવનપ્રસંગોમાં રહેલું સૌંદર્ય બતાવ્યું છે, તેમ રૂઢિની મર્યાદામાં રહેલું સૌંદર્ય પણ બતાવ્યું છે. રૂઢિની મર્યાદાને તે કોઈ પણ ભાવની શોભા ગણે છે. મેં મારા વ્યાખ્યાનની શરૂઆતમાં કહ્યું કે રૂઢિ વિશેનો પ્રશ્ન મારા સાહિત્યના અભ્યાસને અંગે ઊભો થયો છે. અને હવે ઉપસંહાર પણ હું સાહિત્યનાં અવતરણોથી જ કરીશ.

કાલિદાસ રૂઢિના અનુવર્તનમાં સૌંદર્ય જુએ છે. તેનાં પાત્રો, પ્રેમના આવેશમાં પણ આચાર પાળે છે, આવેશમાં આચાર ભૂલાય એટલી સ્થિતિ આવે તો બીજું પાત્ર આચારની યાદ દેવડાવે છે. વિક્રમોર્વશીય નાટકમાં બીજા અંકમાં પુરૂરવા અને ઉર્વશી બન્ને એક બીજાને મળવા અત્યંત ઉત્કંઠિત છે અને રાજા કહે છે:

तप्तेन तप्तमयसा घटनाय योग्यम्

'તપેલું લોઢું તપેલા લોઢા સાથે ઘડાવા યોગ્ય છે.' ઉર્વશીનો સંદેશો લઈ જનારી ચિત્રલેખા રાજાની વિરહાવસ્થા જોઈને રાજાની દૂતી થઈ ઉર્વશીને તેડવા આવે છે એવો રસિક અને તીવ્ર લાગણીનો પ્રસંગ છે. ઉર્વશી અને ચિત્રલેખા વચ્ચે જરા સુંદર ટોળ થાય છે પણ રાજાને મળતાં જ ચિત્રલેખા કહે છે:

आआरं दाव पडिवज्ज। [ आचारं तावत्प्रतिपद्यस्व । ]

'આચાર કર.' અને ઉર્વશી 'મહારાજને જય જય' બોલે છે. એવી જ રીતે ઉર્વશીએ ગુપ્ત રાખેલ ઔરસ પુત્ર આયુષ રાજસભામાં આવે છે, ઉર્વશી તેને ઓચિંતો જુએ છે ત્યારે પણ 'મહારાજને જય જય' કહેવાનું ભૂલતી નથી. એથી પણ વધારે ઉત્કટ પ્રસંગ કુમારસંભવમાંથી લઈએ. પાર્વતી શંકરની પૂજા કરવા જાય છે ત્યારે કામદેવ શંકરને મોહિત કરવા પોતાનાં શર વાપરે છે. એ રીતે મોહિત થવામાં હીનતા અને અપમાન લાગતાં શંકર કામદેવને ત્રીજા નેત્રની જ્વાળાથી બાળીને ભસ્મ કરે છે. પાર્વતી નિરાશ થઈ તપ આદરે છે. શંકર બટુકવેષે પાર્વતીની પરીક્ષા કરવા શંકરની નિન્દા કરે છે, પણ પાર્વતીની દૃઢ નિષ્ઠા જોઈ, ત્યાં જ સ્વરૂપ ધારણ કરી, તારા તપથી તારો વેચાણ થયો છું એમ કહીને પાર્વતીને ભેટે છે. પ્રેમનું આ અદ્ભુત રોમાન્સ છે. પણ આ પ્રેમ સિદ્ધ થયા પછી પાર્વતી અને મહેશ બન્ને કોઈ સ્વચ્છન્દી રીતે પરણતાં નથી. કુલાચાર બે પ્રકારનો, કન્યાના બાપ તરફથી કહેણ જાય, અથવા વરના બાપ તરફથી માગું જાય. પાર્વતી મહેશને ખાનગીમાં કહેવરાવે છે:

दाता मे भूभृतां नाथ : प्रमाणीक्रियतामिति । ६–१

'મારા પિતા દાનનું વેણ કહેવરાવે તે સ્વીકારજો.' પણ મહાદેવ પણ હિમાલય જેવા પર્વતરાજને એટલું પણ કરવું પડે એમ શા માટે કરે! તે હિમાલયનું ગૌરવ કરવા સપ્તર્ષિઓને બોલાવે છે, અને માગું કરવા કહે છેઃ

तामस्मदर्थे युष्माभिर्याचितव्यो हिमालय : ।६–२९

'મારા તરફથી હિમાલય આગળ ઉમાનું માગું કરવું.' અને

एवं वाच्यः स कन्यार्थमिति वो नोपदिश्यते ।
भवत्प्रणीतमाचारमामनन्ति हि साधवः ॥ ६–३१

'કન્યાને માટે આમ કહેવું એવું તમને તો કહેવાનું હોય જ નહિ! કારણકે તમારો જ રચેલો આચાર સાધુપુરુષોએ માન્ય રાખ્યો છે.' ફરી આચારનો જ ઉલ્લેખ છે. રઘુવંશમાં દિલીપની પત્ની સુદક્ષિણા ગર્ભાવસ્થામાં નાજુક પ્રકૃતિમાં પણ ઉપચારાંજલિ કરે છે.

तयोपचारांजलिखिन्नहस्तया ननन्द पारिप्लवनेत्रया नृपः । ३–११

'ઉપચારની અંજલિ કરતાં જેનો હાથ થાકી જતો હતો એવી રાણીને જોઈને રાજા આનન્દ પામતો હતો.' અને પછી એ રાણીને પુત્રપ્રસવ થતાં વધામણી લાવનાર પરિજનને

अदेयमासीत् त्रयमेव भूपतेः शशिप्रभं छत्रमुभे च चामरे । ३–१६

'ત્રણ જ વસ્તુઓ ભૂપતિને માટે ન અપાય એવી હતી. શશિપ્રભ છત્ર અને બે ચામરો.' એમ અતિશયોક્તિ કરતાં પણ રૂઢિની મર્યાદામાં કાલિદાસ શોભા જુએ છે. રઘુવંશમાંથી જ હજી એક બીજો દાખલો લઉં. રઘુવંશમાંનો અજવિલાપનો પ્રસંગ પ્રસિદ્ધ છે. અજને ઇન્દુમતીના મૃત્યુ પછી જીવન એટલું અકારું લાગ્યું કે તેને ઇન્દુમતીની સાથે જ પોતાનો દેહ પણ ભસ્મ કરવાની ઇચ્છા થઈ. પણ લોકાપવાદભયથી તેણે તેમ કર્યું નહિ.

प्रमदामनुसंस्थितः शुचा नृपतिः सन्निति वाच्यदर्शनात् ।
न चकार शरीरमग्निसात् सह देव्या न तु जीविताशया ॥ ८–७२

'રાજા વિદ્વાન છતાં પ્રમદાની પછવાડે મરણ પામ્યો એવા નિન્દાદર્શનથી તેણે પોતાનું શરીર અગ્નિસાત્ ન કર્યું, નહિ કે જીવિતની આશાએ!'[1] રાજાના મુખનું આવું વચન હોય, તો અત્યારની અશ્રદ્ધાના દૃષ્ટિબિન્દુથી કોઈ મશ્કરી પણ કરે કે ઠીક લાગણીવેડા કરે છે! પણ આ વચન કાલિદાસનું છે, એટલે રાજાને જીવિત ઉપર એટલો વિરાગ આવ્યો હતો એમાં શંકા નથી. રાજાના શોકનું વર્ણન કરતાં કાલિદાસ એક સુંદરમાં સુંદર ઉપમાનો પ્રયોગ કરે છેઃ

૧ મલ્લિનાથ પ્રમાણે અર્થ કર્યો છે.

तस्य प्रसह्य हृदयं किल शोकशंकुः
प्लक्षप्ररोह इव सौधतलं बिभेद । ८-९३

'પીપળાનો છોડ જેમ અગાસીને ફાડી નાંખે તેમ શોકશંકુએ અજના હૃદયને બળથી ચીરી નાખ્યું.' છેવટે એ રાજાને આ શોકથી જ અસાધ્ય રોગ થાય છે અને તે છેવટે તીર્થમાં જઈ અનશનવ્રતથી દેહત્યાગ કરે છે. એટલે રાજાનો શોક સાચો હતો અને છતાં તે રૂઢિનિન્દિત રીતે દેહત્યાગ કરતો નથી, અને ત્યાં કાલિદાસનો લોકાદર અને રૂઢિગત ભાવના સૌંદર્યનું દર્શન આપણે જોઈ શકીએ છીએ.

કાલિદાસનાં કાવ્યોમાં એક પ્રકારનું સ્વાસ્થ્ય અનુભવાય છે તેનાં અનેક કારણોમાં એક તેનો રૂઢિ માટેનો આદર પણ છે એમ હું માનું છું.

આવી રીતે રૂઢિને મનુષ્યજાતિના જીવનમાં ઘણું માર્મિક સ્થાન છે. રૂઢિઓને બદલાવવી પડે, અને ત્યારે લોકહિતની દૃષ્ટિએ, લોકમાનસને સંઘર્ષણ વિના પોતાના ભાવો પ્રગટ કરવાને તક મળે એવા રૂઢિઓ કરવી જોઈએ, પણ રૂઢિમાત્ર કાઢી નાંખવી જોઈએ એ વિચારમાં મનુષ્યસ્વભાવની ગેરસમજણ રહેલી છે. રૂઢિનો રૂઢિ તરીકે દ્વેષ કરવામાં કોઈ ખાસ મહત્તા રહેલી નથી. અને તેથી જ સાહિત્યમાં રૂઢિભંગને ખાસ કરીને મહત્તાનું લક્ષણ ગણી શકાય નહિ.

# રણરંગ

પૂજાલાલ

કબૂલ નથી હાર, જાઉં લગવાર હારી ભલે,
ભલે દુરિતનાં દલો વિજય વાવટાને ગ્રહી
ઊંચે ફરફરાવતાં ઉલટતાં તરંગી બલે,
ઝઝૂમીશ ખડો સમીપ રહી ધીર ને આગ્રહી.

હિમાચલ સમાન નિશ્ચલ મને ધસારા બધા
ફુહાવીશ, અભીત વક્ષ પર તીક્ષ્ણ વજ્રોતણા
ખમીશ ભડ ઘોઘમાર, વપુ વિદ્ધ છો લક્ષધા
થતું અરુણ રંગમાં સ્નપિત; ગર્જું હું ચોગણા
બલિષ્ટ અભિમાનથી, અગનરંગ ઉત્સાહથી
ધસીશ રણમાં ફરી ફરી, અભેદ્ય શ્રદ્ધાતણી
ધરી અનુપ ઢાલ, શુભ્ર સમશેરના ઘાવથી
ચીરી મદછકેલ શત્રુગણની મહાછાવણી
કરીશ મુજ માર્ગ, કાળજળ ઘોર સિંધુ મથી

નિગૂઢ ગઢમાં પ્રવેશ કરી લુપ્ત સામ્રાજ્યનાં
ચિરંતન સિંહાસનો સર કરીશ ઐશ્વર્યનાં.



# રાજકીય નોંધો

'નિરીક્ષક'

## મહાસમિતિની બેઠક પછી

જુનની આખરે મુંબઈ ખાતે મહાસમિતિની બેઠક મળી ગઈ. ત્રિપુરીની મહાસભા વખતથી શરૂ થયેલ મહાસભાની આંતરિક મુંઝામણ ને વ્યવસ્થિત અથડામણ કલકત્તામાં મહાસમિતિ મળી ત્યારે રાષ્ટ્રપતિ શ્રી. સુભાષબાબુના રાજીનામામાં ને મુંબઈ ખાતેની બેઠકમાં મહાસભાની બહુમતિ સામે એમણે આદરેલ ઉદ્દંડતાની જેહાદમાં પરિણમી. મુંબઈમાં રીતસર વિરોધ પક્ષના વિધિસરના નાયક તરીકે મહાસભાની ગાંધીવાદી વધુમતિ ને એના મોવડીઓ સામે એઓ ખડા થયા. આંતરિક બળવામંડળના મુખ્ય ઝંડાધારી એઓ મુંબઈની મહાસમિતિની બેઠક વખતથી થયા એમ કહી શકાય. કોઈ પણ સાચા લોકશાસનવાદી તંત્રમાં બહુમતિ સામે વધુમતિની વિરોધક ખડેપગી રહેવી જોઈએ. તો જ વધુમતિ પક્ષની રીતિનીતિઓની ક્ષતિવિકૃતિઓ એ પક્ષવાદીઓ ને સામાન્ય જનસમૂહની નજરમાં આણી શકાય. આ ઉપરાંત વ્યવસ્થિત લઘુમતિ પક્ષની હસ્તીનો બીજો એક ઇષ્ટ ફાયદો એ છે કે વધુમતિ પક્ષને એ સદાય જાગૃત રાખે છે, ને એ એની કાર્યક્ષતિઓ પ્રત્યે હંમેશ આંગળી ચીંધતો રહેવાને કારણે વધુમતિ પક્ષ સત્તાવિકૃત થતો અટકી શકે છે. આ કારણને લીધે કોંગ્રેસમાં મહાત્માજી એમની કારકીર્દિની શરૂઆતથી જ પ્રામાણિક ને નિખાલસ દિલે સભ્ય વિરોધીઓને આવકારતા આવ્યા છે. શ્રી. બોઝ ને બીજા સમાજવાદી વિચારસરણી ધરાવતા મહાસભાવાદીઓ પ્રત્યે મહાત્માજીએ હંમેશાં એક જન્મજાત લોકશાસનવાદીને શોભે છાજે એવી ખાનદાનીભરી રીતે આવકાર્યા છે. કારણકે એઓ માને છે કે મૃત ને જડબુદ્ધિ એકવાક્યતાના કરતાં જીવન્ત ને કાર્યક્ષમ મતભેદ પ્રગતિ ને સત્યદર્શન માટે ભારે ઇષ્ટ ચીજો છે.

પરંતુ શ્રી. સુભાષબાબુ અને એમના પ્રાગતિક પક્ષે મુંબઈની મહાસભાસમિતિની બેઠક પછી મહાસભાના ગાંધીવાદી વધુમતિ પક્ષ ને ખાસ કરીને એના અગ્રણીઓ સામે દેશભરમાં જગવેલ વિરોધઝુંબેશ વધુમતિને માર્ગદર્શક થઈ પડે એ પ્રકારની છે? મહાસમિતિની પ્રચંડ બહુમતિએ પસાર કરેલ વ્યક્તિગત સત્યાગ્રહ ઉપર અંકુશ મૂકતા ઠરાવનો શ્રી. સુભાષબાબુ જેવા મહાસભાના ભારે જવાબદાર અગ્રણી પ્રચંડ વિરોધ, રાષ્ટ્રપતિની તેમ ન કરવાની વિનંતિ છતાં, જગવી રહ્યા છે. એમ કરીને મહાસભા કે દેશમાં એઓ કયા શિસ્તબદ્ધ રાજની સ્થાપના ઝંખે છે? કોઈ પણ ક્રાંતિકારી ને લડાયક પક્ષની ક્રાંતિકારિતા ને લડાયકવૃત્તિ જેમ વધારે તેમ એનામાં શિસ્તવૃત્તિ પણ ભારે હોવી જ જોઈએ. જ્યારે એક પક્ષે દેશમાં શાહીવાદવિરોધી સીધી લડત જગાવવાની જોરશોરથી ઘોષણા કરનારાઓએ બીજી બાજુ કોઈ પણ જાતના નિયમનના પાયા ઉપર પ્રહાર કરતી

એકામવૃત્તિ મહાસભામાં જગાવી રહ્યા છે. લઘુમતિ પક્ષનો વિરોધ એકામપણા ને નિરંકુશતા સુધી વહી જતો હોય ત્યારે આપણને એમ લાગ્યા વિના નથી રહેતું કે એમને માર્ગે કદાચ એઓ કોઈ બારે સિદ્ધિ મેળવવા ભાગ્યશાળી થાય તો યે એ સિદ્ધિ એમની એકામ જમાતમાં એઓ વ્યવસ્થિત રીતે દિલચસ્પ કરી શકવાના નથી. દેશની મહાજબરી સંસ્થાના પાયા હલાવી નાખવા સુધી કે વરસો સુધી જે સાથીઓ સાથે લાંબી ક્રાંતિકૂચની પગદંડીઓ કાપ્યા પછી પરસ્પર હૈયાભંગ થઈ જાય ત્યાં સુધી વિરોધની ચીરફાડ લઈ જવાનું દિલના લોકનાયક થવાની અંતઃસ્થ લાગવગ ને વિશદદૃષ્ટિ ધરાવનાર ન કરી શકે. એ રીતે શ્રી. સુભાષબાબુ, કવિવર ટાગોરના શબ્દોમાં કહીએ તો, જનગણનાયકની લાયકાત વિનાના પૂરવાર થઈ રહ્યા છે. અને કોઈ પણ એક ગ્રુપ કે મંડળના લઘુદૃષ્ટિ નાયક થવાની પૂરતી લાયકાત એઓ આજે બતાવી રહ્યા છે.

## પ્રાગતિક પક્ષ

મહાસભાના રાજકીય જલપટ ઉપર પ્રાગતિક પક્ષના જે તોફાની ને નિરંકુશ કુંડાળાં શ્રી. સુભાષબાબુએ ઊછળતાં કરી મૂક્યાં છે એ એ પક્ષનો કાર્યક્રમ અને એના મહાનાનાયકની ફિલસૂફી ને એ મંડળના અગ્રણીઓની પરસ્પર વિસંવાદી રાજકીય કરિયર વગેરે જોતાં પ્રાગતિક પક્ષ એ ભાવિ વિનાનો છતાં ય રાજકીય જ્વરનિર્દેશક તત્ત્વનું પ્રગટીકરણ છે, મહાસભામાં દાખલ થયેલ સમાજવાદી કે સામ્યવાદી મંડળોને એમનું પોતાનું ઐતિહાસિક ભાવિ હશે કારણકે એ મંડળોને માનવજીવન વ્યવસ્થા ને રાજકારણની એક સ્પષ્ટ ને અનોખી ફિલસૂફી છે. જ્યારે પ્રાગતિક પક્ષના આચાર્ય શ્રી. સુભાષબાબુ પાસેથી એની કોઈ પણ જાતની વિચારસરણીની ફિલસૂફી મને આજ દિ' સુધીમાં હાથ લાગી નથી. જો કોઈ પણ વિચારસરણી એમની મને હાથ લાગી હોય તો તે પરસ્પર વિરોધક ને અસંગત વિચાર ને લાગણીનું મિશ્રણ જ. દા. ત. એમણે પોતાના વિરોધની શરૂઆતમાં કહ્યું હતું કે એમને પોતાને કોંગ્રેસનો દાયનો કાર્યક્રમ ને નીતિ કબૂલ મંજૂર છે. સત્યાગ્રહ ને અહિંસા એમણે અનેક જાહેરાતો દ્વારા માન્ય કર્યાં છે. એમને ગાંધીજીની આગેવાની પણ જોઈએ છે, જ્યારે હમણાં હમણાં એઓ ગાંધીજી ને ગાંધીજીના આગેવાન સાથીઓને કોંગ્રેસ છોડી દેવાની આજ્ઞા પણ પાઠવે છે. ને કારણમાં કહે છે કે એમણે મહાસભાને બંધારણવાદી ને સુધારવાદી ને બિનક્રાંતિકારી ચીલે ચડાવી દીધી છે! કોંગ્રેસમાં ડાબી પાંખવાળાએ આજે ઘણી લઘુમતિમાં છે. એના વતી શ્રી. સુભાષબાબુ પ્રચંડ બહુમતિને 'કોંગ્રેસ છોડી જાવ ને અમને જગ્યા કરી આપો'ની ધમકી આપતા જણાય ત્યારે એમાં શહેનશાહી બણગાંબાજીના જ સૂરો સંભળાય છે. સાચા ગણનાયકની ભાષા શ્રી. સુભાષબાબુના જેવી નથી હોતી. અમુક વ્યકિત ને વ્યકિતઓ પ્રત્યે વૈયકિતક કારણે વિરોધક ગ્રંથિઓથી ભરેલા માણસો વાળો કોઈ પક્ષે કે નાયકે જગતમાં સત્તા હસ્તગત કરી જાણી નથી.

## શિસ્ત ને ગેરરીતિનો પ્રશ્ન

પણ મૂળે શ્રી. સુભાષબાબુને ગાંધીજી કે એમને ટીંપે કરનારા કોંગ્રેસ મોવડીઓ સામે વાંધો ક્યાં છે? એ ક્યા મુદ્દા ઉપર સ્થગિત થઈ રહ્યો છે? ગાંધી–સુભાષ પત્રવ્યવહારમાં

મહાત્માજીએ તો શ્રી. સુભાષબાબુને સ્પષ્ટ ને ભારપૂર્વક જણાવ્યું હતું કે એમની અને સુભાષબાબુની વચ્ચે પાયાનો ને સિદ્ધાંતનો મતભેદ છે. ત્યારે એનો શ્રી. સુભાષબાબુએ આગ્રહપૂર્વક અસ્વીકાર કર્યો હતો. એ પછી થોડા મહિના બાદ આજે આ બાબત સંબંધમાં ગાંધીજી સાચા પુરવાર થયા છે. ગાંધી–સુભાષ વચ્ચે પાયાનો વાંધો નહિ હોત તો શ્રી. સુભાષબાબુનો વિરોધ આટલી કાતિલ હદે નહિ ગયો હોત. ગાંધીજીને પોતાની અમુક વિચારનીતિ છે. જ્યારે શ્રી. સુભાષબાબુને એવી કોઈ સ્પષ્ટ નીતિ નથી. અને છતાં એમને ગાંધીનીતિ સ્વીકાર્ય પણ નથી. જ્યારે રીતિની બાબતમાં એમની બન્ને વચ્ચે ભારે ભેદો ને ઉગ્ર અંતરાયો છે. ગાંધીજીને કૉંગ્રેસમાં સડો ને હિંસાવૃત્તિ બહુ ભારે દેખાય–શ્રી. સુભાષને એ માત્ર માનસિક ભ્રમ લાગે. શ્રી. સુભાષને મન શાહીવાદને હિંદમાંથી ચોવીસ કલાકનું એલ્ટીમેટમ આપીને હાંકી કાઢવાની હાલ સોનેરી તક જણાય ત્યારે ગાંધીજીને એમ કહેવું કરવું એ રાજકીય બાલિશતા જણાતી હોય.

ત્યારે ગાંધી–સુભાષ વિરોધનું મૂળ કાર્યપદ્ધતિનું ને એથી યે વધારે તો સ્વભાવનું માલમ પડે છે. ગાંધીજી પોતે વ્યક્તિવિશેષ સામર્થ્ય ને પરિસ્થિતિની આરપાર જોવાની અલૌકિક શક્તિ ને સામર્થ્ય ધરાવતા હોવાથી સહેજે શ્રી. સુભાષબાબુના પોતાથી વિરોધી મત સાથે એઓ સંમત થઈ જ ન શકે. તો તો એમને પોતાનું યુગસર્જક વ્યક્તિવિશેષત્વ છોડવું પડે. ઇતિહાસમાં કયા સિદ્ધસ્વીકૃત યુગપુરુષે એવું કર્યું છે કે આજે ગાંધીજી એમ કરે? ગાંધી–સુભાષ વિરોધ આથી વિરાટ ને વામન વચ્ચેનો વિરોધ થઈ પડ્યો છે.

## કયે રસ્તે?

શ્રી. સુભાષબાબુનાં લખાણો, જાહેરાતો ને કાર્યક્રમો જોતાં એમ લાગે છે કે કોઈ ઉચ્ચાત્યુચ્ચ રાજકીય વિચારસરણીનું સર્જન કે ઉદ્‌બોધન એમણે કોઈ દિ કર્યું નથી. પ્રાગતિક પક્ષકારો એવું એમનાથી થઈ શકવાનું પણ નથી. વધારેમાં વધારે જો કંઈ એઓ કરી શકશે તો તે એટલું જ કે મહાસભાવાદી દળોમાં એઓ પોતાની લાગવગ ને લોકપ્રિયતાને કારણે જબરા ભાગલા પાડી શકશે. ભાગલા પાડવાની સ્થિતિ તરફ એઓ અત્યંત ઝડપે આગળ વધી રહ્યા છે. કારણકે એમણે જાહેર કર્યું કહેવાય છે કે જો કોંગ્રેસ કારોબારી એમની સામે શિસ્તભંગના પગલાં લેશે તો પોતે કોંગ્રેસ સામે બીજી સમાંતર સંસ્થા ઊભી કરશે. સીધી લડત ને શાહીવાદને છ મહિનાનું અલ્ટીમેટમ આપવાની લડાયક વાતો કરનાર નાયક પોતાનાં કરતૂતોને લીધે પોતાની વાતને સિદ્ધ કરી શકવાની કોંગ્રેસની શક્તિ, સદ્ધરતા ને શિસ્તનો નાશ નોતરી રહ્યા છે એટલું પણ એઓ સમજી શકતા નથી એ ભારે દુઃખદ બિના આજના પ્રાગતિક પક્ષના રાજકારણની છે. કોમવાદીઓનું જોર જ્યારે દેશમાં મહાસભા વિરુદ્ધ જાગી રહ્યું છે, શાહીવાદનો સામનો કરવાની કટોકટી નજદીક આવતી દેખાય છે ત્યારે ઉપજાવી કાઢેલા મુદ્દાઓ ઉપર પ્રચંડ બહુમતિના સારાસાર નિર્ણય સામે જઈ ને શિસ્તનો ભંગ કરવાની હદે જવું એ મહાસભા તોડી પાડવા તરફ જવા જેવું છે; અને નહિ કે એને વધારે ઉદ્દામવાદી ને ક્રાંતિકર બનાવવા તરફ જવા જેવું છે.

## ઐતિહાસિક આવશ્યકતા ?

શ્રી. સુભાષબાબુએ થોડા દિવસ ઉપર એક નિવેદનમાં જણાવ્યું હતું કે કોંગ્રેસમાં પ્રાગતિક પક્ષ રાષ્ટ્રની ઐતિહાસિક આવશ્યકતામાંથી નીપજ્યો છે. પ્રાગતિક પણ પક્ષની નિપજ હાલને તબક્કે હિંદની કઈ ઐતિહાસિક આવશ્યકતાને આભારી છે તે એમણે કદિ કહ્યું જણાતું નથી. પ્રાગતિક પક્ષની આવશ્યકતા ડાબીપાંખનાં મંડળોને ભેગાં કરીને 'ડાબી-એકતા, સિદ્ધ કરવાની હોય તો એમાં પણ શ્રી. બોઝને નિષ્ફળતા સાંપડી છે. કારણકે વ્યક્તિગત માણસો બાદ કરતાં મહાસભાનાં ભિન્ન ભિન્ન ઉદ્દામમંડળો પ્રાગતિક પક્ષમાં જોડાયાં નથી. એનું મુખ્ય કારણ ડાબીપાંખીઆ મંડળોની પરસ્પરની અસંગતવૃત્તિ છે. શ્રી. સુભાષબાબુ ગરમપક્ષી સંગઠન સાધવા જેટલા સમર્થ પુરુષ પુરવાર નથી થયા. એમનાદ્વારા એ સંગઠન શકય પણ નથી. ઊલટું, એમની પ્રવૃત્તિથી એઓ મહાસભામાં ડાબીજમણી પાંખ વચ્ચે ને ડાબીપાંખમાં અંદર અંદર ભાગલાવૃત્તિનો વધારો કરશે. આવી વિપરીતતાને આપણે ઐતિહાસિક આવશ્યકતા ભાગ્યે જ કહી શકીએ.

ડાબીપાંખમાં કોકવાર જે એકતા જણાય છે તે ગાંધીવાદી બહુમતિના એમના વિરોધને કારણે છે. પણ માત્ર એક વસ્તુના વિરોધની સામાન્ય લાગણીમાંથી દળદળ વચ્ચે સાચું ઐક્ય સ્થપાતું નથી. સાચા ઐક્યનાં મૂળ કાર્ય ને વિચારસરણીની સમાનતામાં હોય છે. પ્રાગતિક પક્ષે ડાબી વિચારસરણીમાં આ જાતની એકતા સાધી હોત તો પણ એણે ઘણું કર્યું કહેવાત. એને બદલે એના પ્રવર્તક, કોંગ્રેસના ગાંધિયન અગ્રણીઓને નિંદવામાં ને એઓ બંધારણને ચાલે ચઢી ગયાની જોરશોરથી જાહેરાત કરવામાં મચી પડયા છે. ને 'લેફ્ટ બ્લૉક કનસોલિડેશન'નું કામ ખોળંબે પડયું છે!

## શ્રી. બોઝનો દારૂબંધી પદ્ધતિનો વિરોધ

મુંબઈમાં રહીને ડાબીપાંખનાં દળોને સંગઠિત ને એકત્ર કરવાનો પ્રયાસ કરતાં શ્રી. બોઝે મુંબઈ સરકારે હાલ મુંબઈમાં દારૂબંધીની જે પદ્ધતિ અખત્યાર કરી છે એનો વિરોધ કરતું એક લંબાણ નિવેદન બહાર પાડયું હતું. એમનું મંતવ્ય રજૂ કરવાનો એમને અબાધિત હક્ક હતો. પરંતુ દારૂબંધીની ખાધ ખમવા માટે મુંબઈ સરકારે જે મિલકત વેરો નાખ્યો છે એનો એમણે કોઈ વિચિત્ર રીતે વિરોધ કર્યો છે. મુંબઈમાં વસતી પારસી ને મુસ્લિમ લઘુમતિકોમના મિલકત ધરાવનારા આ વેરાથી કોંગ્રેસ સામે થઈ જશે એ દલીલ કરીને એમણે લઘુમતિ કોમના મિલકતદારોનું જબરું બચાવનામું રજૂ કર્યું. સરકારના કોઈ પણ વેરાનો લઘુમતિ બહુમતિના કોમવાદી ધોરણે વિચાર કરીને વિરોધ કરવામાં શ્રી. બોઝે એક જબરદસ્ત રાજદ્વારી ભૂલ કરી છે. એક બાજુ કોમવાદ ને બીજી બાજુ મિલકતદારોના એ એમ કરીને વકીલ બન્યા છે. કોમવાદી મુસ્લિમો ને પારસીઓ આજે એમનું બહુમાન કરી રહ્યા છે. શું કામ ન કરે? પણ બીજી બાજુ આપણને એ પ્રશ્ન થાય છે કે ત્યારે શ્રી. બોઝનાં રાજકારણના સિદ્ધાંતો શા છે? સમાજવાદીઓ, સામ્યવાદીઓ ને ગાંધીવાદ વિરોધીઓ એમના સથવારામાં ભળે છે શું કામ? મારે માટે એ એક અનંત આશ્ચર્ય છે કે શ્રી. બોઝ સાથે સમાજવાદી ને સામ્યવાદીઓ વચ્ચે સંબંધસામ્ય શાથી હશે?

આને આપણે પ્રાગતિક રાજકારણ કહીશું? એ રાજકારણ હિંદને કઈ રચનાત્મક કાર્ય-ક્રિયા તરફ દોરી શકશે?

## 'અલ્ટીમેટમ આપો'

બીજી એક ગંભીર વાત સુભાષબાબુ બ્રિટિશ સરકારને હિંદ ખાલી કરી જવાની નોટિસ આપવાની કરી રહ્યા છે. મહાત્માજી સામે એમનો મોટામાં મોટો રોષ એઓ સુભાષબાબુની આ યોજનામાં સંમત થતા નથી એ છે. ગાંધીજી અને એમના સાથીઓ હાલને તબક્કે સીધી લડત કે અલ્ટીમેટમ આપવાની શ્રી. બોઝની વાત મંજૂર કરતા નથી એટલા વાસ્તે એઓ બંધારણવાદી, ને ક્રાંતિવિરોધી માનસના થઈ ગયા છે એમ શ્રી. બોઝ કહ્યા કરે છે, નેતાઓ ઢીલા થઈ ગયા છે ને જનતા આખરી જંગ ખેલવા તૈયાર છે, એમ પણ એઓ કહે છે. આમ હોય તો એમને માટે સીધો રસ્તો એ રહે છે કે ઢીલા નેતાઓને બાજુએ રાખીને પ્રાગતિક પક્ષ તરફથી પોતે આખરી જંગ માટે જનતાને ખડી કરે. પણ ના, એ એમનાથી થઈ શકે એમ નથી. એને માટે તો એમને ગાંધીજીનો સાથ જોઈએ છે! શ્રી. બોઝ જણાવે એ જાતના કાર્યક્રમની સરદારીની જવાબદારી ગાંધીજીએ ઉપાડવી એમ આડકતરી રીતે એમનું કહેવું છે. ગાંધીજી જો કહે કે 'ભાઈ, તમારી વાત મારા દિલમાં વસતી નથી, એટલે એની જવાબદારી હું નં લઈ શકું' તો તરત શ્રી. બોઝનો જવાબ મળે છે કે ગાંધીજીને હવે સીધી લડત આપવી નથી! સેનાપતિની વ્યૂહરચના એક સૈનિક (કારણકે શ્રી. બોઝ પોતાને ઘણી વાર સૈનિક ગણાવે છે) કરી આપે! સેનાપતિ એ નામંજૂર કરે ને પોતે નવી વ્યૂહરચના ઘડી કાઢે ત્યાં સુધી સબૂરી પકડવાનું કહે તો સૈનિક સેનાપતિ ને 'લડત આપવા નથી માગતા' એમ સંભળાવી દે છે!

આમ શ્રી. બોઝ સંબંધે ગાંધીજીની સ્થિતિ બહુ કફોડી છે.

હવે આપણે એમની અલ્ટીમેટમ આપવાની યોજનાનો વિચાર કરીએ. બ્રિટિશ સરકાર એ અલ્ટીમેટમનું પાલન ન કરે તો મહાસભા કયા મુદ્દા ઉપર સીધી લડત ઉપાડે? છેલ્લી સીધી લડતના કપરા આઘાત ખમ્યા પછી આજે મહાસભાના બળમાં કે જનસમૂહના સંગઠનમાં એવો કયો ક્રાંતિકારી વધારો થયો છે ને બ્રિટિશ સરકારની એવી કઈ નબળાઈ વધી ગઈ છે કે એ બંને વચ્ચેની અથડામણમાં મહાસભા અવશ્ય જીતી જાય? ઊલટું, કોમવાદી અથડામણો ને કોમી સંગઠનને કારણે હિંદ એ દૃષ્ટિએ આજે છસાત વરસ ઉપર હતું એ કરતાં પણ વધારે વિભક્ત છે. કૉંગ્રેસવિરોધી દળો આજે પહેલાં કરતાં ઘણાં વધારે બળવાન ને જાગૃત છે. શાહીવાદ સામેની અથડામણમાં પોતાના પરાજયની વસમી સ્થિતિમાં મહાસભાની વકર ભૂંસી નાંખે એટલાં કોમવાદી દળો આજે મક્કમ થઈ ગયાં છે. ખાસ કરીને મુસ્લિમ લોકસમૂહ ઉપર મહાસભાનો પગભર કાબૂ ન જામે ત્યાં સુધી એની સ્થિતિ ઘણી કફોડી રહેવાની.

બીજી પણ એક વસ્તુ આજે અલ્ટીમેટમ ન આપવાની તરફેણમાં કામ કરી રહી છે. યુરોપમાં જર્મની વિરુદ્ધ ફ્રાંસ-બ્રિટન-રશિયા વચ્ચે ચાલતી વાટાઘાટો લગભગ પૂરી

થવા આવી છે. એ રાષ્ટ્રો વચ્ચે ત્રિરાષ્ટ્ર સંધિકરાર થઈ જતાં અને બ્રિટનની લડાઈની તૈયારી પૂરી થતાં આંતરરાષ્ટ્રીય રાજકારણમાં એની સ્થિતિ વધારે મજબૂત બનવાની. સામ્રાજ્યના બીજા ભાગોક અને અમેરિકાનો ટેકો પણ એને હવે ઝડપથી મળતો જાય છે. એવે વખતે હિંદના વિરોધ કે વિગ્રહને અવગણવાની બ્રિટનની તાકાત વધતી જાય છે.

આ ઉપરાંત ખુદ બ્રિટનમાં ચેમ્બરલેઇનની પરદેશનીતિ સામે વિરોધી પક્ષનો જે મતભેદ હતો તે એંગ્લો-રશિયન વાટાઘાટો પછી નાબૂદ થઈ રહ્યો છે. અંગ્રેજ પ્રજાની આંતરિક ફાટફૂટ આને કારણે સંધાતી જાય છે.

આવી રીતે શાહીવાદી બ્રિટિશ સત્તા પોતાનું સ્થાન સદ્ધર કરતી જાય છે. મહાસભા પોતાના આંતરિક સડાને કારણે, વામ પક્ષી વિરોધને કારણે ને કોમવાદીઓની વધતી જતી ઉગ્રતાને કારણે નબળી પડતી જણાય છે તે વખતે અલ્ટીમેટમની વાત કરવી રાજદ્વારી કુનેહ ને દૂરદૃષ્ટિની ખામી જ ગણાય.

## આંતરિક ઘર્ષણ ને મંથન

પરિસ્થિતિની અતિતીવ્રતા ને વિકટ સમસ્યાઓની વિકરાળતાના ઝડપી ઉકેલની અશક્યતાને કારણે મહાસભા આજે ગંભીર આંતરઘર્ષણ ને વિચારમંથનમાંથી પસાર થઈ રહી છે. મહાત્માજીની સર્વતોમુખી પ્રતિભા પણ રાષ્ટ્રની વિરાટ વિકટતા સામે વામણી પડતી લાગે છે. આવી સ્થિતિમાં રાષ્ટ્રનું ભાવિ આજે પોતાનું સ્વરૂપ ઘડી રહ્યું છે. એ અનેકરંગી ઘાટ પામે તો નવાઈ નહિ.

તા. ૯-૯-૧૯૩૯

---

* હમણાં આજનાં જ અખબારોમાં ઑસ્ટ્રિયાના વડાપ્રધાનની જાહેરાત પ્રગટ થઈ છે કે જે યુદ્ધમાં બ્રિટન સંડોવાશે એ યુદ્ધમાં ઑસ્ટ્રિયા એની પડખે ખડું રહેશે.

# સ્મરણ

પ્રજારામ ન. રાવળ

મધુઅંકમહીં નિશાતણા
        દિનની પાંપણ નીંદરે ઢળી.
ઝબકે ગણ તારલા તણાં
        વહતો મંદ સમીર લ્હેરથી.
નવનિમ્બમહોર ફોરતો
        પ્રસરી શીતળ, સૌમ્ય શાન્તિમાં;
પ્રિય સંગ વહેલ રાત્રિનાં
        સ્મરણો કૈં મધુરાં જગાડતો.
'શુચિ શાન્તિતણી પવિત્રતા
        અભડાશે જરી શબ્દસ્પર્શથી'
કહીં, મૌન ધરી, વિરાટના
        અણુ થાવા તણી માણી સાર્થતા.
સ્મરણો સુખ આપતાં સદા,
        કદી દારૂણ દુઃખે ભરી રહે:
સ્મરતાં ગત કાળ-ના હવે!–
        ફરતી કાતર ઝીણી અંતરે!

# गीतासार

**दत्तात्रेय बालकृष्ण कालेलकर**

ગીતા જીવનસિદ્ધાંતોનો સારગ્રંથ છે. તેમાંથી જે વિશેષ બોધ મળે છે તેનો અહીં સંગ્રહ કરવામાં આવે છે.

## अध्याय १ लो अने बीजो

(૧) જીવનસિદ્ધિમાં આડે આવનાર મોટામાં મોટી વસ્તુ હૃદયદૌર્બલ્ય છે; માટે એ મહાપાપ છે.

(૨) મન્યુદ્રુમ દુર્યોધન સંકટ સમયે આચાર્યનેજ ઉપદેશ આપવા લાગ્યો. ભક્તિદ્રુમ અર્જુન ધર્મજિજ્ઞાસુ થઈ પોતાના ગુરુને શરણે ગયો.

એકનો નાશ થયો, બીજાનો ઉદ્ધાર થયો.

(૩) ઉત્તમ જ્ઞાન તરીકે ભગવાને અર્જુનને કહ્યું, 'આત્મા અમર છે; તે અનેક જન્મ અને અનેક શરીર ધારણ કરે છે.'

(૪) જન્મ અને મરણ બન્ને અપરિહાર્ય છે. સુખદુઃખ પણ અપરિહાર્ય છે. તેમનો શોક વ્યર્થ છે. કેમકે જીવનસિદ્ધિ બન્નેમાંથી એકેપર અવલંબેલી નથી.

(૫) આત્મા અને શરીર બન્ને સાથે રહેવા છતાં બન્નેના ધર્મ એકબીજાથી અલગ છે.

(૬) દેહની ચિન્તા કરવા જેટલી એની કિંમત નથી.

(૭) સુખ તથા દુઃખ બન્નેની નૈતિક કિંમત કાંઈ જ નથી. ધર્મનિર્ણય કરવામાં બન્નેનો જરા સરખો પણ વિચાર ન કરવો જોઈએ.

(૮) ધર્મપાલન કરતાં જે યુદ્ધ આવી પડે છે, પ્રાપ્ત થાય છે, તે નિર્દોષ છે.
આર્ય લોકો મૃત્યુથી ડરતા નથી, અકીર્તિથી ડરે છે.

(૯) કર્મ કરતી વખતે તેથી ઉત્પન્ન થનાર સુખદુઃખ, લાભઅલાભ, જયપરાજય બધાનો ખ્યાલ છોડી દેવો જોઈએ. આ પ્રમાણે નિર્મોહ અનાસક્ત કર્મ કરવાથી પાપ લાગતું નથી. અર્થાત્ આવી વૃત્તિવાળા માણસને હાથે પાપ થઈ શકતું જ નથી. કેવળ ધર્મનો જ વિચાર કરી કરેલું કર્મ નિષ્પાપ જ હોઈ શકે છે.

(૧૦) આવું નિષ્પાપ ધર્માચરણ ભલે થોડું હોય, પણ તેની શક્તિ મહાન છે, મહાન ભયમાંથી તે ઉગારી લે છે.

(૧૧) ધર્મપરાયણ નિશ્ચયયુક્ત મનુષ્યના જીવનમાં દુગ્ધા હોતી નથી.

(૧૨) વિષયોપભોગના તેમજ ઐશ્વર્યના લોભથી બુદ્ધિ મલિન થાય છે, નિશ્ચયપણે ધર્મજ્ઞાન નથી થતું, અને ચિત્ત હમેશ અસ્વસ્થ તેમજ વ્યગ્ર રહે છે.

(૧૩) નવી નવી કમાણી કઈ રીતે હું કરું અને કમાયેલું કઈ રીતે બચેરી રાખું આ જ ચિન્તામાં જે ફસાયેલો છે તે આત્માને ઓળખી શકતો નથી.

(૧૪) કર્મનાં ફળ અનંત છે. અને તેમની વ્યવસ્થા પણ આપણા હાથમાં નથી. તેથી ન તો કર્મનો ત્યાગ કરવો જોઈએ, ન તેના ફળોનો આગ્રહ અથવા લોભ રાખવો જોઈએ.

(૧૫) કર્મમાત્ર હૃદયસ્થ ભગવાનને સંતોષવા – ધર્મભાવના કૃતાર્થ કરવા – કરવું જોઈએ; પછી ભલે તેનું ફળ મળે કે ન મળે. કર્મ સફળ થાઓ અથવા નિષ્ફળ, અમે અમારી ફરજ બજાવી શક્યા એ જ પરમસંતોષ છે, એવી વૃત્તિ રાખવી જોઈએ.

(૧૬) ચિત્તવૃત્તિની સમતા એ જ યોગ છે. આત્માની પ્રતિષ્ઠા આગળ નફોતોટો નગણ્ય વસ્તુ છે. ફળનો લોભ રાખવો કૃપણોનું કામ છે, પામરોનું કામ છે.

(૧૭) આવી સમતા પ્રાપ્ત કરવાથી જ દરેક જાતનું કર્મ કરવાની કુશળતા પ્રાપ્ત થાય છે.

(૧૮) જીવનમાં તટસ્થ ભાવ રાખી ધર્મપ્રાપ્ત કર્મ કરવું એ જ કર્મની ખૂબી છે, કર્મયોગની ચાવી છે.

(૧૯) બુદ્ધિનાશ થયો તો સર્વનાશ થયો. તેથી માણસે ગમે તે પ્રયત્ને પોતાની બુદ્ધિને જાળવવી જોઈએ. જે સ્થિર બુદ્ધિવાળો પુરુષ છે તે જ ઉત્તમ પુરુષ છે. તે બધા લોભનો ત્યાગ કરે છે. બાહ્ય પ્રતિષ્ઠાનો તે ભૂખ્યો નથી હોતો. પોતાના મહત્ત્વને તે ઓળખે છે. તેથી સુખદુઃખો તેને ચળાવતાં નથી. અનુરાગ, ભય અને ક્રોધ તો તેની પાસે આવતાં જ નથી.

(૨૦) બળજોરીથી વિષયભોગ દૂર કરવાથી વિષયસેવનને આપણે અળગા કરી શકીએ છીએ. વિષયની ઇચ્છા—તેનો રસ—તો રહી જ જાય છે. જ્યારે સર્વશ્રેષ્ઠ તત્ત્વનો આસ્વાદ ચાખીએ છીએ ત્યારે જ વિષયોના રસ પોતાની મેળે નષ્ટ થઈ જાય છે.

(૨૧) ઇંદ્રિયો જબરી છે; જોરથી મનને ખેંચે છે, વિષય તરફ લઈ જાય છે અને બુદ્ધિને ભ્રષ્ટ કરે છે.

(૨૨) આવી ઇંદ્રિયોને રોકવાથી જ બુદ્ધિ ઠેકાણે રહે છે.

(૨૩) મનુષ્યના અધઃપાતનો ક્રમ આ પ્રમાણે છે:

સદાચારની કદર રાખનાર મનુષ્ય પોતાને હાથે કુકર્મ ન થાય એટલા માટે પોતાના શરીરને તો ખૂબ સંભાળે છે, પણ મનને મનમાં જ વિષયોનું આનંદપૂર્વક ધ્યાન કરવા દે છે. ધ્યાન કરવાથી મન વિષયોમાં ચોંટે છે. આમ મન વિષયોમાં પરોવાવાથી વિષયસેવનની ઇચ્છા જાગ્રત થાય છે. અને ઇચ્છા જ કામવિકાર છે. જ્યારે ઇચ્છાથી પ્રેરાયેલું મન દુનિયા પ્રત્યે કામની દૃષ્ટિએ જુએ છે ત્યારે ઇચ્છાવિરોધી કે ઇચ્છાને પ્રતિકૂળ સ્વાભાવિક વસ્તુઓ ઉપર પણ એને ક્રોધ આવે છે. ક્રોધથી યોગ્ય–અયોગ્ય પારખવાની વિવેકશક્તિ નષ્ટ થઈ જાય છે, પોતાની સ્થિતિનું અને કર્તવ્યનું ભાન નથી રહેતું, બુદ્ધિ ભ્રષ્ટ થઈ જાય છે અને અંતે એનો વિનાશ થાય છે.

(૨૪) રાગદ્વેષનો ત્યાગ કરવાથી ચિત્ત પ્રસન્ન થાય છે; બધાં દુઃખો દૂર થાય છે અને બુદ્ધિ નિર્મળ થાય છે, સ્થિર થાય છે.

(૨૫) જેણે પોતાના મનની સામ્યાવસ્થા ગુમાવી છે તેની બુદ્ધિ ભ્રષ્ટ થાય છે, ભાવના ઘુટ્યાય છે. તે દે ડ.એમેનછે

(૨૬) દુનિયાભરના સામાન્ય લોકો આવા હોય છે. યોગીઓનો માર્ગ આથી ઊલટો હોય છે. જે બાબતમાં સંસારી લોકો કુશળ અને જાગ્રત રહે છે તે બાબતમાં યોગીઓ ઉદાસીન રહે છે, બેપરવા રહે છે; અને જે વિષે લોકો ગાફેલ રહે છે તે બાબતમાં યોગીઓ હમેશાં જાગ્રત રહે છે.

## अध्याय ३ जो

(૧) સમુદ્રમાં ભલે ગમે તેટલી નદીઓ આવી મળે તો પણ તે ફુલાતો નથી, માઝામાં જ રહે છે. આ જ રીતે કામો પ્રત્યે, વાસનાતૃપ્તિ પ્રત્યે જે કેવળ ઉદાસીન રહે છે તેને જ શાંતિસુખ પ્રાપ્ત થાય છે; વાસનાથી વિહ્વલ થયેલાને નહિ જ.

(૨) પણ બાહ્ય ત્યાગથી કશું વળતું નથી. બહારથી બધાનો ત્યાગ કર્યો અને અંતરમાં તેનું જ ધ્યાન રહ્યું તો તેથી કશો લાભ નથી. આવો માણસ પોતાને પણ ઠગે છે અને દુનિયાને પણ ઠગે છે. તેનું સંન્યાસાદિ આચરણ વ્યર્થ છે.

(૩) સમાજવ્યવસ્થાને જાળવવી, તેને ક્ષીણ થવા કે બગડવા ન દેવી, આ જ યજ્ઞ છે. યજ્ઞનો પરિષ્કાર ન થયો હોત તો દુનિયા ક્યારનીયે બગડી જાત. યજ્ઞના ઉદ્દેશથી કરવામાં આવેલું કર્મ સમાજવ્યવસ્થા માટે, વિશ્વવ્યવસ્થા માટે, જરૂરી છે. અંગત સ્વાર્થનો ત્યાગ કરી તે કરવું જોઈએ.

(૪) બધાના ભલા માટે જે કર્મ કરવામાં આવે છે, બગડેલાને સુધારવા માટે જે પ્રવૃત્તિ કરવામાં આવે છે, તે બંધનકર્તા નથી. કારણકે તેમાં કરનારનો અંગત સ્વાર્થ અને અહંકાર નથી. સંકુચિતતા પોતાના સ્વાર્થને લીધે જ આવે છે.

(૫) સમુદ્ર આકાશને પાણી આપે છે, આકાશ પર્વતને વરસાદ આપે છે, અને એ વરસાદ પર્વતમાંથી વહી નદીઓના રૂપમાં સમુદ્રને મળે છે. આ પ્રમાણે આ ચક્ર ચાલતું રહે છે.

(૬) બધાનું હિત સાધતાં સહેજે આપણું જે હિત સધાય છે તે જ હલાલ છે.

(૭) જે સમાજની સેવા લે છે, બીજાના ભલાપણાનો લાભ લે છે, પણ પોતે કોઈની સેવા નથી કરતો, ભલાઈ બતાવતો નથી, તે ચોર છે.

(૮) સ્વાર્થથી વધીને પાપ નથી. સ્વાર્થ એટલે સમાજદ્રોહ અને અન્યદ્રોહ પણ.

(૯) બે પ્રકારના લોકો હોય છે : આત્મરતિ અર્થાત્ આત્મારામ અને બીજા ઇંદ્રિયારામ. ઇંદ્રિયારામનું જીવન વ્યર્થ છે આત્મારામનું જીવન કૃતાર્થ છે.

(૧૦) નિરપેક્ષવૃત્તિ—અનાસક્તિ અખંડ રહે. સદાને માટે હોય તો તે જ.

(૧૧) શ્રેષ્ઠ માણસનું અનુકરણ બધા કરે જ છે. સમર્થને બધા અનુસરે છે. આર્ય પુરુષના આચરણ વડે જ પ્રાકૃત લોકો ધર્મપાલનની શક્તિ સમજી શકે છે, અને તેને કબૂલ રાખે છે. તેથી મોટાઓની જવાબદારી મોટી છે. સ્વાર્થ, અહંકાર આ મોટો જ્વર છે. આત્મપરાયણતા, આધ્યાત્મિક જીવન આ આરોગ્ય છે. રોગી દશા દૂર કરી કર્મ કરવું જોઈએ.

(૧૨) કુદરતનો પ્રવાદ એકસરખો નથી. ચોરી કરવી પણ સ્વભાવ છે અને પરોપકાર કરવો પણ સ્વભાવ છે. ઇન્દ્રિયો સ્વભાવિક રીતે પોતાના ભોગ માગે છે. સ્વભાવ સમજી તેમને વશ રહેવું એ સારું નથી. આત્માના સ્વભાવને વશ રહેવું જોઈએ. આત્મા સાત્વિક છે. વિષયવાસના માર્ગના લુટારાઓ છે.

(૧૩) વિશિષ્ટ પરિસ્થિતિમાં આત્મોન્નતિને અનુકૂળ એક જ માર્ગ રહે છે. તે જ સ્વધર્મ છે. તેનો ત્યાગ કરી બીજું કાર્ય સરળ અને રુચતું જોઈ કરવું જોખમભરેલું છે.

(૧૪) અર્જુન પૂછે છેઃ—મનુષ્ય પાપને ઇચ્છતો નથી છતાં પાપ કરે છે, આનું કારણ શું? કોના ખેંચાણથી લાચાર બની મનુષ્ય પાપમાં પડે છે?

ભગવાન કહે છેઃ—તે શત્રુ એક જ છે. એક બાજુએ જોતાં તે કામ, વાસના, ઇચ્છાના રૂપમાં નજરે પડે છે. બીજી બાજુએ જોતાં તે ક્રોધ, દ્રોહ, ઇર્ષ્યા, મત્સર, અસૂયાના રૂપમાં જણાય છે. મૂળ ખેંચાણ તો એક જ છે. અનુકૂળતા જણાતાં કામ અને પ્રતિકૂળતાના અનુભવથી ક્રોધ, આ તેનાં બે મોઢાં છે. આ દુશ્મને બધુ બગાડી નાખ્યું છે. અગ્નિને ધુમાડો વિંટળાઈ વળે તેમ જ્ઞાનને આણે ઘેરી લીધું છે. આ દુશ્મનને મારવો જોઈએ.

(૧૫) આત્મરૂપી રાજા કિલ્લામાં બેઠો છે. અને કિલ્લો દુશ્મનના હાથમાં જવાથી રાજા કેદી બન્યો છે. કિલ્લાની એકેએક દીવાલ શત્રુના હાથમાંથી કબજે કરી રાજાને છોડાવવો જોઈએ. રાજાને આપવાના કરો આ દુશ્મનના સિપાહીઓ લઈ જાય છે. આપણી ગફલતને કારણે આપણી રાજનિષ્ઠા રાજાને ઘેરી વળેલા ચોરોને ન મળવી જોઈએ.

## अध्याय ४ थो

(૧) રાજાને છોડાવવાનો આ પ્રયત્ન એક જન્મનો નથી. એક જન્મ તો નાટકનો જાણે એક જ અંક છે. તેમાં કોઈ વસ્તુનો પૂરો પરિપાક નથી થતો.

(૨) ભગવાને મનુષ્યના વિકાસ માટે અસંખ્ય જીવન આપ્યાં છે. અને મનુષ્યનો સાથ રાખવા માટે પરમાત્મા પોતે પણ અસંખ્ય વાર દેહ ધારણ કરે છે. મનુષ્ય અલ્પજ્ઞ હોવાથી આ જાણતો નથી. પરમાત્માથી કોઈ ભેદ છૂપો નથી. બધું ઉઘાડું છે.

(૩) આમ તો બધી સૃષ્ટિ પરમાત્માનો આદ્ય અવતાર છે. પ્રાણીમાત્ર તેનું જ રૂપ છે, પણ જ્યારે જ્યારે સમાજમાં જડતા શિથિલતા અથવા વિકૃતિ વધી જાય છે, લોકોનો વિશ્વાસ નષ્ટ થઈ જાય છે, સજ્જનતા દોષ રૂપ જણાય છે, ત્યારે સમાજને બચાવવા અને મનુષ્યત્વની પુનઃસ્થાપના કરવા પરમાત્મા પોતે વિશેષ શક્તિશાળી રૂપ ધારણ કરે છે. અને નીચે લોકોમાં આવી વિચરે છે આનું નામ તે અવતાર.

(૪) સદ્વાસનાઓનું રક્ષણ કરવું, દુર્વાસનાઓનો નાશ કરવો, અને ધર્મરક્ષાની, ધર્મનિષ્ઠાની માનવ હૃદયમાં સ્થાપના કરવી એ જ અવતારોનો સનાતન ઉદ્દેશ છે.

(૫) ઈશ્વર પાસે જવાના માર્ગ અસંખ્ય છે, અનંત છે. ઈશ્વરને માર્ગો સાથે નિસબત નથી. શરણે આવનાર જોડે કામ છે. ભક્ત જે નામે પોકારે છે તે નામે પરમાત્મા જવાબ આપે છે. નામ યથાર્થ છે કે નહિ, તે પરમાત્મા જોવા નથી બેસતા. બધાં નામો માણસનાં રાખેલાં હોઈ અપૂર્ણ જ છે, અયથાર્થ છે. તોપણ પરમાત્મા સર્વજ્ઞ છે, અંતર્યામી.

ન્ન છે. તેથી તે બધાં નામોનો સ્વીકાર કરે છે. બધા માર્ગોના અંતે તે જ અનન્ત ા છે. ગમે તે માર્ગે જાઓ—જલદી અથવા ધીમેથી—તેની પાસે જ પહોંચી જશો.

(૬) વ્યક્તિનો સ્વભાવ અને પરિસ્થિતિ જેમ ઈશ્વરનાં આપેલાં છે તેમ જ સામાજિક સ્થા, સામાજિક પરંપરા અને સામાજિક પ્રેરણા પણ ઈશ્વરપ્રેરિત જ છે. માનવ ાવમાં ગુણ અને કર્મ જ પ્રધાન છે. આ બન્નેની વ્યવસ્થા માટે પરમાત્માએ તેને સાર સમાજવ્યવસ્થાનું બીજ પેદા કર્યું છે.

(૭) કર્મ કોઈ ને નુકસાન નથી કરતું; નુકસાન કરે છે કર્મની પાછળ રહેલી વાસના. લ્પનો નાશ થયો તો પાપપુણ્ય પણ ગયાં. સ્વાર્થ જ પાપ છે. સૃષ્ટિવ્યવસ્થાનું ાવિક જ્ઞાન થયું અને તે ગળે ઉતર્યું કે કર્મનું બીજ બળી જાય છે. તેનું બંધન નથી.

(૮) માટે કર્મ કરતી વખતે આસક્તિનો ત્યાગ હોય, વાસનાથી મુક્તિ હોય, જ્ઞાનમાં સ્થિત હોય અને યજ્ઞનો ઉદ્દેશ હોય. આ અવસ્થામાં કર્મ કરવા છતાં પણ બંધન નથી રહેતું.

(૯) દુનિયાના લોકો ભોગો ભોગવી દુનિયાને બગાડી મૂકે છે. આ બગાડને ારવો એ પ્રથમ કર્તવ્ય છે. તે પૂર્ણ કર્યા પછી જે કંઈ પ્રવૃત્તિ બાકી રહે છે તે જ પાપ છે. તે જ અમૃતભોજન છે. પ્રથમ દેવું પતવી નાંખો. દેવું પતવ્યા પછી જે કંઈ ી રહે તે ભોગવી લો. આ જ સજ્જનોનો માર્ગ છે. જે લોકો ઋણમુક્ત થવા માટે યજ્ઞ ા કરતા તેમને નથી આ લોકમાં સફળતા કે નથી પરલોકમાં પ્રતિષ્ઠા.

(૧૦) દ્રવ્યમય યજ્ઞ કરતાં જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે.

(૧૧) કર્મની સફળતા. કર્મની કૃતાર્થતા જ્ઞાનપ્રાપ્તિમાં છે. અન્નાહારથી શરીરમાં ી તૈયાર થાય છે, લોહીથી શક્તિ આવે છે અને તે જ શક્તિ વડે નવું અન્ન પચે છે. જ પ્રમાણે કર્મનો પરિપાક જ્ઞાનમાં થાય છે. જ્ઞાન એટલે અનુષ્ઠાન, જ્ઞાન એટલે ાચાર; જ્ઞાન કેવળ વિચારરૂપ નથી, આચારરૂપ છે. સિદ્ધ આચાર જ જ્ઞાન છે.

(૧૨) જ્ઞાનનો માર્ગ સમજવા માટે જ્ઞાનીઓ પાસે જવું જોઈએ. તેમના શરણે ી તેમને અનેક રીતે સંતુષ્ટ કરી, તેમના સહવાસમાં વસી, તેમના જીવનનું નિરીક્ષણ કરી, ની પાસેથી જ્ઞાન પ્રાપ્ત થઈ શકે છે. આવા જ્ઞાનનો સાક્ષાત્કાર થયા પછી કાર્યાકાર્યની ા રહેતી નથી.

(૧૩) પાપ ગમે તેટલું બળવાન હોય તો પણ તેની શક્તિ પરિમિત છે. જ્ઞાન ાત્મસ્વરૂપ હોવાથી તેની શક્તિ અનંત છે. તેથી પાપનો સદા પરાભવ જ થાય છે. પ—સાગરને તરી જવા જ્ઞાનરૂપી હોડી પર્યાપ્ત છે.

(૧૪) ભગવાન કહે છેઃ—તમે ગમે તેટલા પાપી હો, પણ નિરાશ ના થશો. નની મદદથી તમારો બેડો પાર થશે. ઇન્ધનોનો ડુંગર જેવડો ઢગલો હોય પણ તેને ગ્નિની એક ચિનગારી બાળીને ખાક કરી નાંખશે. બધા કર્મોને બાળનાર શક્તિ જ્ઞાન જ ચિત્તને યોગયુક્ત કરવાથી તે જ્ઞાન પોતાની મેળે જ સમય આવ્યે ઉત્પન્ન થાય છે.

(૧૫) જે જ્ઞાનની પાછળ પડ્યો છે, જેણે ઇન્દ્રિયોને રોકી તેમની દખલગીરી બંધ કરી છે, અને જેનામાં શ્રદ્ધા છે તેને જ્ઞાન જરૂર પ્રાપ્ત થાય છે. અને જ્ઞાન વડે જ સાચી અને ચિરંતન શાન્તિ મળી શકે છે.

(૧૬) જે અજ્ઞાની છે, જેની પાસે શ્રદ્ધા નથી અને જે હંમેશાં સંશયથી ઘેરાયેલો છે, તેનો તો નાશ જ છે. સંશયાત્મા અખંડ દુઃખમાં રહે છે. તેનો આ લોક પણ બગડે છે અને પરલોક પણ ખોવાય છે.

(૧૭) અજ્ઞાનમાંથી સંશય ઉત્પન્ન થાય છે અને તે હૃદય બાળી તેને કોતરી ખાય છે. તે અજ્ઞાનનો નાશ કરી, સંશયને દૂર કરી, પ્રાપ્ત કર્તવ્ય માટે તૈયાર થઈ જવું એ જ પરમ પુરુષાર્થ છે.

## अध्याय ५ मो

(૧) કમળ પાણીમાં રહેવાથી પાણીથી પ્રસન્ન રહે છે તોપણ તેને પાણીનો સ્પર્શ થતો નથી. આ જ પ્રમાણે કર્મયોગી કર્મ કરવા છતાં, કર્મ દ્વારા ઉન્નતિ સાધવા છતાં, કર્મથી બંધાતો નથી. કારણકે તે જે કંઈ કરે છે તે બ્રહ્માત્મબુદ્ધિથી કરે છે.

(૨) કર્મફળ ઈશ્વરાર્પણ કરવાથી આપણે તેમાંથી મુક્ત રહીએ છીએ. ઈશ્વર પણ લોકોનું પાપપુણ્ય લેતો નથી. પ્રભુ કર્મના પ્રપંચમાં પડતો જ નથી. સ્વભાવ અથવા પ્રકૃતિ બધું કરે છે.

(૩) આત્મા જ્ઞાનસ્વરૂપ છે. જ્ઞાન ક્યાંય બહારથી લાવવાનું નથી હોતું. જ્ઞાન ઉપર અજ્ઞાનનું આવરણ આવવાથી જ માણસ દુઃખી થાય છે. એ આવરણ દૂર કર્યું એટલે જ્ઞાન પ્રકટ છે જ.

(૪) બધામાં એકનાં દર્શન કરવાં એ જ જ્ઞાનનું ઉત્તમ લક્ષણ છે. જેમાં જ્ઞાન પરિપૂર્ણ થયું છે તે સમદર્શી છે.

જ્ઞાન અને ચારિત્ર્યયુક્ત બ્રાહ્મણ હોય, જનહિતકારી પવિત્ર ગાય હોય, રાજવૈભવનો દ્યોતક મહાન ગજરાજ હોય, અથવા અકારણે અપવિત્ર ગણાયેલો કૂતરો હોય બધા પંડિતોની દૃષ્ટિમાં સરખા છે. વિશેષ તો શું કહીએ! કૂતરાનું ગોસ રાંધી ખાનાર ચંડાલને પણ પંડિતો તે જ સમાન દૃષ્ટિએ જુએ છે.

(૫) પરબ્રહ્મ પોતે દોષરહિત અને સમાનતાપૂર્ણ છે. માટે જે માણસ નિર્દોષ અને સમદર્શી થયો તેણે જીવતાં મોક્ષ પ્રાપ્ત કર્યો, બ્રાહ્મીસ્થિતિમાં સ્થિર થયો.

(૬) શરીરના ભોગો ક્ષણભંગુર છે, અસ્થાયી છે અને દુઃખપરિણામી છે. ઇન્દ્રિયો દ્વારા મળતાં જેટલાં સુખો છે તે પરિણામે દુઃખ આપનારાં છે. અને દુઃખ ન હોય તોપણ સુખનો તો અન્ત થનાર છે જ. આ ખ્યાલથી સુખમાં દુઃખ ભળી જાય છે. આ સ્થિતિમાં શાણો માણસ સુખની પાછળ શા માટે પડશે?

(૭) ઋષિ લોકો નિષ્પાપ થઈ ઇન્દ્રિયોનું દમન કરી પોતાનું સમગ્ર જીવન લોકકલ્યાણમાં જ ગાળે છે.

(૮) ઇચ્છા, ભય અને ક્રોધનો જેણે ત્યાગ કર્યો છે તે સદાને માટે મુક્ત છે.

(૯) ત્રણે લોકોનો સ્વામી યજ્ઞ અને તપનો ભોક્તા છે. તેની પાસે પક્ષપાત નથી. બધાં પ્રાણીઓનો તે સમાન સુહૃદ છે, એકસરખો મિત્ર છે.

## अध्याय ६ ठो

(૧) માણસ પોતે જે કરશે તે જ તેને માટે છે. પોતે જ પોતાનો શત્રુ અને પોતે જ પોતાનો મિત્ર છે. બીજાથી આપણું નુકસાન કેટલું થવાનું હતું? આપણા તટસ્થ રહેવા છતાં બીજાના કર્મથી જે થાય છે તે ખરું જોતાં નુકસાન પણ નથી અને લાભ પણ નથી. તેથી હમેશાં એવો યત્ન હોવો જોઈએ કે જેથી પોતાનો ઉદ્ધાર થઈ જાય. માણસે પોતાને નીચે પાડવો ન જ જોઈએ.

(૨) આત્મજયનો અર્થ જ ઉદ્ધાર છે.

(૩) જે તટસ્થ થયો છે, શત્રુ, મિત્ર અને ઉદાસીન, હિતકારી, અનહિતકારી તેમજ મધ્યસ્થ, સાધુ અને પાપી બધાના વિષયમાં જેનામાં સમાનતા છે તે જ સર્વશ્રેષ્ઠ છે, તે જ સત્યધૃતિ છે.

(૪) જેના મનમાંથી વાસનાઓનું તોફાન શાન્ત થયું છે અને આ રીતે જે નિર્ભય અને નિર્મળ થયો છે, જેને બ્રહ્મચર્ય સહજ સાધ્ય છે અને જે સદા ઈશ્વરનું ધ્યાન રાખે છે, તે જ ખરો સાધક છે, તે જ યોગી છે.

(૫) યોગી મધ્યમમાર્ગી હોય છે. અતિ ખાવું અથવા બિલકુલ ન ખાવું, ખૂબ સૂવું અથવા બિલકુલ ન સૂવું આ યોગીઓ માટે બરાબર નથી. આહારવિહારમાં જેણે પ્રમાણ રાખ્યું છે, કર્મ કરવામાં જેણે તેનું જ કૌશલ પ્રાપ્ત કર્યું છે, ઊંઘવા જાગવામાં જે સુયંત્રિત છે, તેના શારીરિક અને માનસિક બધા દોષો દૂર થાય છે.

(૬) ખરું સુખ તો ઇન્દ્રિયો વડે નથી પ્રાપ્ત થતું પણ નિર્મળ બુદ્ધિ વડે પ્રાપ્ત થાય છે.

(૭) સાચા સુખનું લક્ષણ એ છે કે તેમાં માણસની શાન્તિ નષ્ટ થતી નથી, મન પ્રસન્ન રહે છે, જ્ઞાન જાગ્રત રહે છે, ગમે તેટલું દુઃખ આવી પડવા છતાં હૃદયમાં ઉદ્વેગ થતો નથી અને કોઈ પણ લાભની ભૂખ રહેતી નથી.

(૮) આ રીતે દુઃખથી મુક્ત કરનાર યોગ તે જ સાચો યોગ છે. ચિત્ત શાન્ત કરી તેનું અનુશીલન કરવું ઘટે છે.

(૯) ચિત્ત ચારે બાજુએ દોડે છે તેને ધીરે ધીરે ખેંચી લાવી વિષયોથી પરાઙ્મુખ કરી આત્મામાં સ્થિર કરવું જોઈએ. આ પ્રમાણે ચંચલ અને અસ્થિર મન જ્યાં જ્યાં દોડી જાય ત્યાં ત્યાંથી તેને ખેંચી લાવી આત્મામાં લગાડવું જોઈએ. આ જ સાધના.

(૧૦) જે માણસે પોતાના દોષો કાઢી નાખ્યા છે, વિરાટ વિશ્વસમાજ સાથે જે એકરૂપ થયો છે અને જેના મનની અબળખા શમી ગઈ છે, એવા આત્મવિજયી માણસ પાસે સુખ એની મેળે ચાલી આવે છે.

(૧૧) આવી શક્તિવાળો માણસ પોતાને જ બધાના હૃદયમાં જુએ છે અને બધાને

પોતાની અંદર સમાયેલા જુએ છે. અને તેથી તે બધે એકરૂપ હોય છે. એને પોતીકા અને પરાયા એવો ભેદ હોય નહિ.

(૧૨) એને માટે બધે ઈશ્વરને જોતાં આવડવું જોઈએ અને ઈશ્વરમાં જ બધું સમાયેલું દેખાવું જોઈએ. એવો માણસ આત્મતત્ત્વને દગો ન દે અને આત્મતત્ત્વ પણ એને વિસારી ન મૂકે.

(૧૩) જે માણસ ઈશ્વરનિષ્ઠ છે અને બધાં ભૂતમાત્ર પ્રત્યે સમાન રીતે સમભાવી છે, તે જો ગફલતમાં હોય તોયે એને હાથે ભૂલ નહિ થાય.

(૧૪) બધાનો આત્મા એક જ છે એમ માનતાં મુશ્કેલી નહિ આવે; પણ બધાંનાં હૃદય એક જ છે એ જે સમજે છે અને સુખમાં તેમ જ દુઃખમાં, બધા સાથે એકરૂપ થાય છે તે જ ખરો યોગી કહેવાય.

(૧૫) મન એટલે વાંદરું. પવનનું પોટલું બંધાય પણ મન હાથ કરવું અઘરું છે. છતાં જો માણસ ધીમેધીમે પ્રયત્ન કરે અને વાસનાઓ પ્રત્યે ઉદાસીનતા કેળવે તો અંતે મન પણ તાબામાં આવી શકે છે.

(૧૬) માણસ આત્મોન્નતિને માટે મથતો હોય અથવા સમાજસેવામાં ખપી જતો હોય, તો એ કલ્યાણકારી છે; એની દુર્ગતિ કોઈ કાળે થવાની નથી.

(૧૭) જે માણસ સાધનાવીર થયો તેને કુદરત સાધનસંપન્ન કરે જ છે..

(૧૮) આ ભવની તપસ્યા તે આવતા ભવની મૂડી એ ન્યાયે એક જન્મની સાધના બીજા જન્મમાં કુદરતની બક્ષીસ જેવી માણસને મળે જ છે.

(૧૯) કેવળ તપ, કેવળ જ્ઞાન અથવા કેવળ કર્મ એ હંમેશા ગૌણ જ હોય છે. બધાનો જે સમન્વય કરે તે જ શ્રેષ્ઠ યોગી છે.

આમાં પણ જો આવા માણસના હૃદયમાં પહેલેથી ઈશ્વરનિષ્ઠા હોય તો પૂછવું જ શું? તે તો યોગીશ્વર જ છે.

## અધ્યાય ૭ મો

(૧) ઈશ્વરી વિભૂતિને સમજવા માટે એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે આ અખિલ વિશ્વનું ઉત્પત્તિસ્થાન અને વિનાશ ઈશ્વરમાં જ છે. ઈશ્વરથી પર એવું કંઈ છે જ નહિ. સૂતરના તાંતણામાં જેમ મણિ લટકતા રહે છે તે જ પ્રમાણે સમગ્ર વિશ્વ ભગવાનના આધારે અવલંબી રહેલું છે.

(૨) બધાં ભૂત-પ્રાણીઓનું જીવન તે જ છે અને બધાના જીવનનું હરણ કરનાર મૃત્યુ પણ તે જ છે. ભગવાન કહે છે—'जीवनं सर्वभूतेषु' અને 'मृत्युः सर्वहरश्चाहम्'.

(૩) ઉપનિષદોમાં કહ્યું છે—'बलमुपास्व'। આજકાલની દુનિયા પણ બળની ઉપાસના કરે છે. ભગવાન કહે છે—बलवतां बलं चाहं कामरागविवर्जितम्। કામ રાગ રહિત જે બળ છે તે જ ઈશ્વરની વિભૂતિ છે. તેની જ ઉપાસના કરવી જોઈએ. (યુરોપના ગુરુ નીત્શેએ આટલી વાત સમજી લીધી હોત તો તે અસુર ન બનત.)

(૪) જીવનને અન્ત છે, દરેક વસ્તુને ઘડપણ છે. પણ 'કામ'નો અન્ત નથી. શકિત ક્ષીણ થવા છતાં પણ કામ વધ્યે જ જાય છે. માટે તેને ધર્મના અંકુશમાં રાખવો જોઈએ. ધર્મ એટલે સદાચાર. જેને હરામ નહિ ગણીએ એટલો જ કામ માણસનો હક છે. ભગવાન કહે છે—धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ।

(૫) ભગવાને પ્રાણીઓ સર્જી ત્રણ ગુણોના બંધનમાં તેમને જકડી દીધા છે અને પોતે તેથી નિરાળા જઈ બેઠા છે. આથી માણસ પરમાત્માની કૃપાથી જીવતો હોવા છતાં પરમાત્માને ઓળખી શકતો નથી.

(૬) મારી આ ત્રિગુણાત્મક માયા જીતવી કઠણ છે. તેની જોડે કોઈ લડી શકતું નથી. જે મારે શરણે આવે છે તે જ આ માયાને જીતી શકે છે.

(૭) આસુરી વૃત્તિના લોકો આ ત્રિગુણાત્મક માયાની જાળમાં ફસાઈ દુરાચરી બને છે. તેમને મારા શરણે આવવાનું કદી સૂઝતું જ નથી.

(૮) ઈશ્વરને શરણે જનાર ભાગ્યશાળી લોકોના ચાર પ્રકાર છે, (૧) જેઓ દુઃખથી બચવા માગે છે, (૨) જીવનનું રહસ્ય સમજવા માગે છે, (૩) જીવનનું સારસર્વસ્વ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે છે, (૪) અને જેમણે પોતાનો આત્મા સંસ્કારી કર્યો છે, જીવનનું રહસ્ય પ્રાપ્ત કર્યું છે, જેમની સમક્ષ બધા ભેદો ખુલ્લા થયા છે અને ઈશ્વરની ભકિત જેમને અકારણ અર્થાત્ સહજ બની ગઈ છે આવા લોકો. આમાંથી છેલ્લી કોટીનો જ્ઞાની સર્વશ્રેષ્ઠ છે. કારણ કે તેની ભકિત નિર્હેતુક અને એકાગ્ર હોય છે. ભગવાન કહે છે—'જ્ઞાની તો મારો આત્મા જ છે.'

(૯) જ્ઞાની ભલે ગમે તેટલા જન્મ લે, અન્તે મારી પાસે જ આવનાર છે. તેને જ્યારે પ્રતીતિ થશે કે આ બધું વાસુદેવ જ છે ત્યારે તે સીધો મારી પાસે આવશે.

ચાલુ ] [ હિંદીમાંથી ]



# કવિવર રવીન્દ્રનાથ અને પં. જવાહરલાલ *

**કિશોરલાલ ઘ. મશરૂવાળા**

જગતમાં કવિવર રવીન્દ્રનાથનો મહિમા પૂ. ગાંધીજીની બરાબર છે. આ બે ભારત-પુત્રોને કારણે જગતમાં હિંદુસ્તાનનું માથું ઊંચું થયું છે. રાજકીય નેતાઓમાં પં. જવાહરલાલનું સ્થાન ગાંધીજીથી બીજું કહી શકાય. ગાંધીજીએ ઘણી વાર કહ્યું છે કે, તે એમના વારસ થશે. આ કારણે આ બે મહાપુરુષ જે કંઈ લખે તે આપણે માટે આદરપૂર્વક વાંચવા તથા વિચારવા યોગ્ય બની જાય છે. એમના વિચારોની આલોચના કરવી એ બહુ કઠણ તથા નાજુક કામ છે. પરંતુ એ જ કારણથી તેઓ પણ જે કંઈ લખે તે બહુ વિચાર કરીને લખે, એવી આશા રાખવી અયોગ્ય નહિ કહેવાય. એમની કલમમાંથી અધૂરો વિચારેલો કે ઉતાવળિયો એક શબ્દ પણ ભારે હાનિકારક તથા ગેર-સમજ વધારનારો થઈ શકે છે. એમની મહત્તાને કારણે એમનો દોષ કાઢતાં મને બહુ સંકોચ થાય છે. તો પણ તેમનાં બે નિવેદનોની આલોચના કરવી જરૂરી સમજું છું.

## ૧

## શ્રી. રવીન્દ્રનાથ

જુલાઈના 'મૉડર્ન રીવ્યૂ'[૧]માં કવિવરનો 'કૉંગ્રેસ' વિષે એક પત્ર પ્રસિદ્ધ થયો છે. તેમાં, ગાંધીજીએ દેશ તથા કૉંગ્રેસની કરેલી સેવાની તથા તેમની આગેવાની હેઠળ કૉંગ્રેસે કરેલી પ્રગતિની ભારે કદર કરેલી છે. પરંતુ બીજી બાજુથી કવિવરના દિલમાં એવી શંકા પેદા થઈ ગઈ છે કે, કૉંગ્રેસના આગેવાનોમાં કદાચ અધિકારમદ પેદા થઈ ગયો છે. કવિવર એટલું કબૂલ કરે છે કે, આજકાલના રાજકીય મામલાઓનું તેમનું જ્ઞાન બહુ અધૂરું છે, તેથી તેમની શંકા પાયા વિનાની પણ હોઈ શકે છે. તો પણ તેમણે પં. જવાહરલાલ પાસે એ બાબતનો જવાબ માગ્યો છે.

આના જ અનુસંધાનમાં, સરદાર વલ્લભભાઈએ ગાંધી સેવાસંઘના સંમેલનમાં ઉચ્ચારેલા એક વાક્યનો (કદાચ અધૂરા રિપોર્ટ ઉપરથી) ઉલ્લેખ કરીને કવિવરે તેના ઉપર ટીકા કરી છે. તે લખે છે:

"કૉંગ્રેસમાં શાક્ત સંપ્રદાય ધીરે ધીરે વધતો જાય છે. મહાત્માજીના અનુયાયીઓની, મહાત્માજીને હિટલર યા મુસોલિનીની બરોબરીના જાહેર કરવાની વૃત્તિમાં તે પોતાના સાચા સ્વરૂપે પ્રગટ થાય છે. નરમેધ કરનારા હિટલર–મુસોલિનીઓની આટલી પ્રતિષ્ઠા

* 'સર્વોદય' ઑગસ્ટ ૧૯૩૯ની હિંદી નોંધનો અનુવાદ.

૧. 'પ્રસ્થાન'ના જેઠ–૧૯૯૫ના ગયા અંકમાં 'પ્રવાસી'ના બંગાળી ઉપરથી ટૂંકાવેલા લેખનો અનુવાદ પ્રસિદ્ધ થયો છે.

સમજનારા એ લોકો, પોતાના નિષ્કામયોગી તપસ્વી ગુરુનું બતાવેલું સત્યનું મંદિર સારી રીતે પવિત્ર રાખી શકે, એ સંભવિત છે?"

સરદાર વલ્લભભાઈનું ભાષણ જુલાઈના 'સર્વોદય'માં આવી ગયું છે. તો પણ પ્રસ્તુત ફકરો અહીં ફરી ટાંકું છું:

"લોકો મને હિટલર કહે છે. 'આ હિટલર છે,' 'પેલો મુસોલિની છે,' 'ફલાણો સવાઈ-હિટલર છે' એવી તેઓ વાતો કરે છે. પરંતુ હું તમને કહું છું કે, ગાંધીજીથી મોટો હિટલર મેં જોયો નથી. પેલા જર્મનીવાળા હિટલરમાં અને આ હિટલરમાં એક ભારે ફરક છે. પેલો જોર-જબરદસ્તી અને હિંસાથી કામ લે છે; જ્યારે આની સત્તા પ્રેમ ઉપર નિર્ભર છે. આ તો પ્રેમ અને અહિંસાથી આપણાં હૃદય વશ કરી લે છે. એના પ્રેમનો હુમલો એવો છે કે તેનાથી કોઈ બચી નથી શકતું. આટલો ભારે લોકસંગ્રહ પણ એ પ્રેમની શક્તિ વડે જ થયો છે. એની બરોબરીનો બીજો માણસ દેશમાં નથી."

સરદાર વલ્લભભાઈ કવિ તો છે જ નહીં. બલકે વિદ્વાન પણ નથી. તે ખેડા જિલ્લાના એક ખેડૂત છે. અને સંભવ છે કે, શહેરી શૈલી, યા રુચિનો ભંગ ક્યાં થાય છે તે એ નથી જાણી શકતા. તેથી કરીને કાક-સમીક્ષકોની દૃષ્ટિમાં ગાંધીજીની હિટલર સાથે તુલના કરવામાં તેમણે હીનોપમાનો દોષ કરી દીધો હોય એ સંભવિત છે. પરંતુ તેમણે એ તુલના જે રીતે કરી છે, તેમાં શક્તિપૂજાનું સ્વરૂપ જોવું એ મને વધારે પડતી 'દૂરદર્શિતા' દેખાય છે.

આ ગેરસમાજ કદાચ અધૂરા રિપોર્ટ ઉપરથી થઈ હોય તો પણ આ નાનો સરખો ઉલ્લેખ એટલું જરૂર બતાવે છે કે, કવિવરના દિલમાં સરદાર અથવા કૉંગ્રેસના આગેવાનો પ્રતિ કેવી જાતની સાશંકવૃત્તિ પેદા થઈ છે.

એવી શંકાઓનું નિવારણ કેવી રીતે થાય?, કવિવર એટલા મોટા માણસ છે કે, કૉંગ્રેસના આગેવાનોમાં ગમે તેટલો અધિકારમદ આવી ગયો હોય, તો પણ તેઓમાંથી એક પણ એવો નહિ નીકળે, કે જે કવિવરના આમંત્રણનો નિરાદર કરવાની હિંમત કરી શકે. એટલે, જેનાં જેનાં કામો અથવા વૃત્તિઓની બાબતમાં તેમને શંકા પેદા થઈ ગઈ છે, તેમને પોતાને બોલાવીને તેઓ ખુલાસો માગે તો, કેવું સારું! છેવટે તો જેમની બાબતમાં બહુ ઝઘડો મચ્યો છે એવી વાતો પાંચ-છથી વધારે તો છે નહીં. કેવળ બુદ્ધિભેદ કરાવનારી એક કુશંકા જગતની સામે ફેંકવાને બદલે, જો તે રાજેન્દ્રબાબુ તથા સરદારને પૂછપરછ કરીને નિશ્ચિતરૂપમાં પોતાનો સંતોષ અથવા અસંતોષ પ્રગટ કરે, તો દેશને વધારે ફાયદો થશે. જનતા પણ નિઃસંશયરૂપે સમજી શકશે કે કૉંગ્રેસના વર્તમાન નેતાઓ મણિ છે કે કાચ છે.

૨

## પંડિત જવાહરલાલ

પરંતુ કવિવરનો શો વાંક કાઢીએ? કારણ કે પંડિત જવાહરલાલ, કે જે બધી બાબતોથી સારી રીતે વાકેફ છે તે પણ એક સાફ ભૂમિકા લઈને કૉંગ્રેસના આમ-સભાસદોને એક અથવા બીજી તરફ સ્પષ્ટ દર્શન કરાવવાને બદલે ફક્ત સંશયવૃત્તિ પેદા કરાવવાનું જ

ઠીક માને છે. હાલમાં જ શ્રી. સુભાષબાબુના પક્ષે ૯મી જુલાઈ ને કોંગ્રેસ-વિરોધી દિન તરીકે પાળવાની જે જાહેરાત કરી હતી, તેના વિરોધમાં પં. જવાહરલાલે એક નિવેદન પ્રસિદ્ધ કર્યું હતું. મેં એક શિક્ષક એવો જોયો હતો કે જે એવું માનતો હતો કે, નિશાળમાં આવતાં જ પહેલું કામ એ કરવું જોઈએ કે, દરેક છોકરાને બે-ચાર સોટીઓ ચોંટી દેવી. પછી દિવસભર તેઓ શિક્ષકને તંગ નહીં કરે. પંડિતજીની બાબતમાં પણ એવી જ શંકા થાય છે કે, તેમણે પણ એવો જ કોઈ કેળવણીનો સિદ્ધાંત સ્વીકારી તો નથી લીધો ? ત્રિપુરી મહાસભાના થોડા દિવસ પહેલાંથી એમનાં નિવેદનોએ એવું જ સ્વરૂપ પકડી લીધું છે પોતાના આ નિવેદનમાં પં. જવાહરલાલે એક બાજુથી શ્રી. સુભાષબાબુના કાર્યનો તીવ્ર નિષેધ કર્યો છે. પરંતુ બીજી બાજુ જે ઠરાવોની બાબતોમાં સુભાષબાબુને અસંતોષ છે તેમને વિષે પંડિતજી કહે છે:

"આ બે ઠરાવ વાંચતાં તો સકારણ દેખાય છે; તેમજ કોઈ પણ સંગઠિતરૂપે કામ કરનારી સંસ્થા એવા ઠરાવ કરે એ સ્વાભાવિક છે. પરંતુ એ પણ સાચું છે કે, એમનો ઉપયોગ પક્ષાપક્ષી કરવામાં પણ થવો સંભવિત છે. અને એમાં એ જ જોખમ છે. તે કારણથી જો મને તક મળી હોત તો ભારતીય મહાસમિતિમાં સત્યાગ્રહના ઠરાવનો વિરોધ કરવાનો મારો ઇરાદો હતો."

આનાથી સૂક્ષ્મરૂપમાં વર્તમાન પ્રાંતિક તેમ જ કારોબારી સમિતિ પ્રત્યે અવિશ્વાસ અને સંદેહ પ્રગટ થાય છેઃ પ્રાંતિક સમિતિઓ એટલી વિશ્વાસપાત્ર નથી કે તેઓ યોગ્ય પ્રસંગે પણ સત્યાગ્રહ કરવાની મંજૂરી આપશે; તેમ જ કારોબારી સમિતિ પણ એવી નથી કે જે અપીલ કરવામાં આવે ત્યારે ન્યાય આપે.

જો હાલની કારોબારી સમિતિ એવી વિશ્વાસપાત્ર ન હોય, તો મારા અભિપ્રાય મુજબ પં. જવાહરલાલનું એ કર્તવ્ય બની જાય છે કે, તેઓ કાં તો તેને સુધારે અથવા જેઓ તેને તોડવા માગે છે, તેમને સાથ આપે. કોંગ્રેસ ગમે તેટલી મોટી સંસ્થા હોય, પણ નેતાઓની સચ્ચાઈ અને બુદ્ધિમાં જનતાનો વિશ્વાસ એ જ તેનો આધારસ્તંભ છે. જે લોકો નેતાઓમાં અવિશ્વાસ સૂચિત કરતા રહીને, પ્રજાને કોંગ્રેસનો આશરો લેવાનું કહે છે, તેઓ જાણીબુઝીને ઊધઈએ અંદરથી પોલા કરી નાખેલા ઝાડ નીચે વિશ્રાંતિ લેવાની પ્રજાને સલાહ આપી રહ્યા છે.

## ૩

## કોંગ્રેસની હયાતમણી સ્થિતિ

પં. જવાહરલાલથી માંડીને માનવેન્દ્રનાથ રોય સુધી એક સાંકળ બની છે. તેઓમાં પરસ્પર મતભેદ એ વિષયમાં નથી કે, કારોબારી સમિતિમાં કેટલા પ્રમાણમાં વિશ્વાસ પ્રગટ કરવામાં આવે; પરંતુ એ વિષયમાં છે કે, અવિશ્વાસ અને કુશંકાનું કેટલું પ્રમાણ પ્રગટ કરવામાં આવે. આ બધામાં કેવળ માનવેન્દ્રનાથ રોયની ભૂમિકા જ સ્પષ્ટ તથા નિખાલસ છે. બીજા બધા ન તો પોતાની જાત પ્રત્યે ન્યાય કરે છે, કે ન તો કારોબારી સમિતિ પ્રત્યે સૌજન્ય દાખવે છે. માત્ર જેમના માથા પર આજે જવાબદારી છે, તેમની

સ્થિતિ હયામણી કરવાની જ તેઓ મજા લૂટે છે. છેવટે તેમાં સ્થિતિ તો કોંગ્રેસની જ હયામણી થવાની છે. ફેડરેશન અથવા ૧૯૩૫નો કાયદો તો જ્યારે તૂટશે ત્યારે તૂટશે; પણ કોંગ્રેસ તો આજે જ તૂટી રહી છે.

## ૪

## રોગ શો છે?

ઘણીવાર પોતાનામાં અવિશ્વાસ જ બીજાઓમાં અવિશ્વાસનું કારણ થઈ જાય છે. ન તો પં. જવાહરલાલ, ન શ્રી. સુભાષબાબુ કે ન શ્રી. નરેંદ્રદેવ યા શ્રી. જયપ્રકાશ નારાયણ કોંગ્રેસની લગામ પોતાના હાથમાં લેવાનો આત્મવિશ્વાસ અનુભવે છે. તો પણ 'કાંઈ બીજું કરું' 'કાંઈ વધુ કરું,' 'આટલાથી સંતોષ નથી,' આવી પ્રેરણા એમની બુદ્ધિમાં થયા કરે છે અને તે પોતા પ્રત્યે અસંતોષના રૂપમાં પ્રગટ થવાને બદલે કોંગ્રેસના સૂત્રધારો પ્રત્યે અસંતોષ પ્રગટ કરાવે છે. એમ કરવામાં એમને એ બહાનું મળી જાય છે કે, એ સૂત્રધારો સ્વતંત્ર વિચારક કે નેતા હોવાનો દાવો નથી કરતા. તેઓએ પોતાની ભક્તિ બીજા એક નેતાને સોંપી દીધી છે, તથા તેઓની બુદ્ધિ તેની જ યોજનાઓને સફળ બનાવવામાં સંતોષ માને છે. તેઓ બીજી યોજનાઓ પ્રત્યે રુચિ નથી બતાવી શકતા. 'કાંઈ વધુ કરું,' 'આટલાથી સંતોષ નથી' એવું તો તેઓને પણ થાય છે. પરંતુ 'કાંઈ બીજું કરું' એવી પ્રેરણા તેઓને નથી થતી. તેઓ પોતાના નેતાની યોજનાઓને પાર પાડવામાં જ 'કાંઈ વધુ કરવાની' જરૂરત, તથા 'સંતોષ નથી'ની વૃત્તિ અનુભવે છે. આ એકનિષ્ઠા અને સ્થિરબુદ્ધિના દોષને કારણે તેમના પ્રત્યે સાશંક અથવા કૃતઘ્ન થવાનો ઉપદેશ દેશના જુવાનોને આપવામાં આવે છે. જડ કુદરતમાં પ્રગતિનો કદાચ આવો જ કાયદો હશે! પરંતુ ચૈતન્યનો કાયદો આવો ન હોઈ શકે.

# શહેરનો વરસાદ

સુન્દરમ્

અહીં છાપાંમાંથી તવ પ્રથમના આગમનની
લહીએ માહીતીઃ અમુક વરસ્યો ઇંચ, અમુક
પ્રકારે, સ્થાને કો અમુક, વળી આંહીં અમુક તે
દિને આવી પ્હોંચે, વદત સહજે, આભ ભરતાં
નિહાળી ટોળાંને જલદ ગણનાં, જ્ઞાન અમનું
બધાં વર્ષાશાસ્ત્રો તણું ઠલવીએ; ને ગરમીના
ઉકાળાથી ખોલી બટન અકળાતા વિંઝણલા
રહીએ ખાઈ ત્યાં વિજળીકરસંચારિત. તને
અમે યે ઝંખીએઃ રજ ગરમી આ થાય જ કમી
અને ઓછાં આવે બિલ વિજળીનાં એમ ચિંતવી.

અને તું યે આવે બિજલી ચમકારે ગગડતો,
મહા ચશ્મે ઢાંક્યાં અમ નયન ઝાંખાં કરત તું
પડે તૂટી, સોડાઘરમહીં ફુટે બોતલ યથા
છલી જાતી, તેવાં છલછલત નેવાં, વહી જતો
પનાળોમાં માતો નહિ જ, ધુધવાએ નળ થકી
અગાસીઓકેરા, વિપુલ પડછંદે ઉતરતો
પછાડી કાયાને, સહુ નગરરસ્તા રસળતી
છલાવી દેતો સૌ ગટર, ઘડીમાં રેલ રચતો;
ઘડીમાં પાછો તું કયહીં ગુમ થતો જાદુગર શો,
નિશાની યે તારી નહિ કયહીં રહે, તુર્ત તડકો

કરી કોરું જાતો સઘળું, જ્યમ ત્યાં ટેબલ કરી
મુકે કોરાં બોયો ઝડપથકી સૌ હોટલ વિષે.
બધા ભૂખી ચિંતી નગર વસવાની હરખતા.

મને થાતું આ શું ઘડી ઘડી તમાસા તું ય કરે,
તને યે શ્હેરીનો સહુની જ્યમ રે છંદ શું ચડ્યો ?
અરે ભૂંડા! બીજે કયહીં વરસવાનું જ નથી શું ?
અહીં સૌના થઈને વસવું અળખાયા કયમ ગમે ?

નકામો તું પેલાં ધનભવનવાસી અરથ છેઃ
બની રહે છે પૂરી લપ વિહરતાં મોટર વિષે,
બગીચે તેઓને તું ય વિણ-ફુવારા નિત ઉડે,
વિના તું યે ત્યાં રે કુસુમ હરિયાળી હસી રહે.

અજોરોમાં બેઠા જન અરથ પંચાત વસમીઃ
કરાવે દિવાઓ દિવસ છત, વાછંટ છિડકી
પલાળે; ફેરિયા ઘડીઘડી જ ઢાંકે નિજ ચીજો;
તને ભાંડી રહે છે મનથી કણિયાઃ ભાવ વધશે
હવે ના દાણાના. બહુ જન તને ના સમજતા
કશે વર્સે ખાલી ? નહિ સ્પરશ તારાં જળતણો
થતો ક્યાંયે એના હૃદયતલમાં જીવનતણો.

તને હા સત્કારે હૃદય ભરી સાચા ઉમળકે
દવાવાળાઓ ને સતત હસતા દાકતર; વળી
ખુશી છત્રી–કોટો બિકત હરખે પણ્યપતિઓ;
અને કો ઘેલૂડા કવિ હરખતા; ચિત્રક કદી
લઈ પીંછી લીલી ધરતી ચિતરે બ્હાર નીકળી;
અને નાનાં નાનાં શિશુ છબછબાવાનું મળતાં
ધંડી નાચે રાચે. વિમલતમ સત્કાર તુજ તે !

અરે ભોળા ! તારા વિણ પણ ન કોઈનું અટકી
અહીં રહે; જો પેલે ધનિકઘર લક્ષ્મી-વરસતી
રહે છે ત્યાં તારે કશી વરસવાની જરૂર કે !
દવાવાળાઓ દાકતર, નહિ હસે તો ય નભશે.
અને ઊંચા ભાવો થકી બધી બજારો હરખશે

કલાકારો ને હા કવિજન જરા વ્યગ્ર બનશે.
પરંતુ તેઓને કવવું ક્યહીં ઓછું ચિતરવું ?
અહીં સાડીઓમાં તવ ધનુષરંગો નિત ભર્યા,
અને આંખોમાં સૌ ચમક ચપલાની નિત વસે,
કવાઓ તે ભાળી ઘણું ય કવશે, ચિત્રકગણો
બધા પાડી રહેશે સ્થિરચિતર* આ શાક બહુનાં
દુકાળોમાં યે જે કદી નહિ બજારેથી ઘટતાં.
અરે, હા બચ્ચાંને રમવું જળ માંહે ન મળશે,
પરન્તુ જાપાની બહુ રમકડાં છે અહીં ભર્યાં !

વળી ના સૂકાશે કદી ય જળ રાજા નળતણાં.
થશે ગર્મી, કિન્તુ નભવી જશું પંખા ચલવીને,
અને આઈસ્ક્રીમોથી ઉદર અમ ઠારી શકશું સૌ.
તને પૂછું બાપુ !
અહીં વર્સીને કાં ખરચ જલ મોંઘાં વ્યરથ તું ?
ન કો ઊંચી ડોકે તવ ગમ નિહાળી તલસતું,
ન આંહીં કો તારી બદરી તલસે ચાતક સુમું,
અહીં ના ઢેફેલાં બીજ ધરતીમાં તારી ઝરમર
રહે ઝંખી, હ્યાં ના સુપૃથુ પૃથિવી અંતર ખુલી
રહે તારા અર્થે, અહીં તું વરસ્યે મ્હેક નહિ રે
ધરાહૈયેં ઊઠે,—વિકળ કરતા ડામર તણા

અહીં ગંધાયે છે પથ—અહીં ન ફૂંળા સ્પરશથી
ઉઠે અંગેઅંગે પુલકી તરણાંથી પ્રકૃતિ; ના
તળાવોનાં હયાં છલકી ઉઠતાં, આંહિ જલ ના
ઉંચાં આવે કૂવાહૃદય; પનિહારી હરખવું
અહીં કો ના જાણે, નહિ કૂપકના અંતર વિષે
સ્ફુરે જે શાતા તે અહીં અનુભવે કોઈ, અહીં ના
રચે કોએ દ્હેરાં, શિશુ રમત માટી લઈ ભીની.

* Still life

અહીં તારી, બાપુ ! નહિ કદર, ના રે જરૂર કે.
અહીં પાકે પૈસા ખણખણ સ્વયં, ચીજ અહિંયાં
મળે માગી પૈસે, અહીં તવ કને યાચવું નહિ,
ન પૃથ્વી પાસેથી કણકણ જ લેવો લખલખી,
ન રે ડાળીએથી કુસુમ ચુંટવું સીધું ઝુકીને,
ત્યહીં તું હો વા હો નહિ, સરખું બંધો!
જગતમાં
ગમે ત્યાં તું જાજે, રણમહીં રહી તૂટી પડજે,
સમુદ્રે કે વર્ષી અવિરત ભર્યામાંહિ ભરજે,
પરન્તુ આ પૃથ્વી-વિમુખ, વિમુખાં જીવનતણાં
સુખોથી જે તેને અમૃત તવ કાં વ્યર્થ પીરસે ?

અમે છાપાં વાંચી,
કિતાબો કે વાંચી તવ પરમ ઉત્કર્ષ લહશું,
પ્રશાનો ને તારો રસબસત મેળાપ સુણશું,
પટે કે ચિત્રોને તવ ચમક કે ગર્જન લહી
શકીશું માણી સૌ પુલક દઈ પૈસા મબલખ:

તું જા, બંધો ! ત્યાં જ્યાં જન તલસતાં છે તું અરથે,
જ્યહીં ક્ષેત્રો ખોલી નિજ હૃદય બેઠાં તું અરથે,
અહીં ના કોઈને સમય વધુકો,
અહીં ના કોઈને હૃદય વધુકું છે તું અરથે!



# કરીમની અગિયારસ

ગૌતમ કે. ભટ્ટ

રસ્તે આવતાં જતાં કરીમની સાથે વાતચીત કરવાની શરૂઆત તો મેં વર્ષો પર કરી હતી. આ મોટા નગરના માર્ગો પર, જે થોડા ઘણા, આંગળીને વેઢે ગણાય એવા, મને સલામ કરનારાઓ હતા તેમાં એનું સ્થાન પહેલું હતું, એટલે કોઈ વાર કરીમની પાસેથી પૈસા બે પૈસાના ચણા ખરીદતાં હું એની સાથે થોડીઘણી ઉર્દૂમાં વાતચીત કરી લેતો. ઘણી યે વાર વિચાર કરેલો કે કાબુલી ચણા ને ખારી સિંગોથી ભરેલું એનું દેવદારનું ખોખું, એક ઓઢવાનું અને એકાદ વધારાનું કપડું, એ ક્યાં રાખે છે એ પૂછી જોઉં. પણ પછી શિયાળામાં, પ્રચલિત રિવાજ પ્રમાણે, કોક વાર સવારે વહેલાં ફરવા જતાં દુકાનના બે નાના ઓટલાને આ ખોખા વડે સાંધી, એને સૂતેલો જોયો ત્યારે હું સમજી ગયો કે એ ખોખું અને એ ચીજો તો એનાં રાતદિવસનાં સાથી છે. એ રાતે બે ઓટલાને સાંધનાર પૂલ બને છે અને દિવસે જીવન અને મરણને અલગ રાખનાર ખીણ બને છે. અનેક માલિકોવાળા એક મોટા મકાનની નીચેની જીવસૃષ્ટિનો એ વર્ષો થયાં સ્થિર જીવ હતો. ભાડૂતો આવે ને જાય, માલિકો હવાફેર કે વેપાર માટે બહારગામ જાય ને આવે, પણ કરીમ તો દિનભર ઠેકઠેકાણે ચણા વેચી આવી એ જ ઊંધા, ઉપર ચઢાવી દીધેલા તાપાવાળી દુકાનના ઓટલા પર આવી મોડી રાતે સૂએ; ત્યારે ચણા તો એમાં ભાગ્યે જ વધ્યા હોય પણ સિંગચણાને ગરમ કરનારી માટીની કુલડી, થોડાક પસ્તીના કાગળ અને થોડાંક શંકુ આકારનાં ખાલી પડીકાં તૈયાર વાળી રાખેલાં મળી આવે.

ઉંદરને પૂંછડીએથી ફસાવવાની તરકીબો આવે છે તેવાં નહિ પણ વેચનારાઓ ફડાકફડાક અવાજ કરે છે તેવાં ઉંદરિયાં તો સૌએ જોયાં જ હશે. એમની પણ બનાવટના હેતુમાં ઔચિત્ય કે સુસંગતતાનો ખ્યાલ રાખ્યો હોય છે. પણ કોણ જાણે કેમ આ આલીશાન માળાઓ જોઈ કોઈ એવા પાંજરાંનો મને ખ્યાલ આવે છે જે બનાવ્યાં હોય હાથી માટે પણ જેમાં રહેતા હોય ઉંદરડાઓ.

કબૂતરો, વંદાઓ, ઉંદરો આ માળાઓનાં જુદાં જુદાં સ્થાનોમાં પોતાને અનુકૂળ વાસ મેળવી વખતે માલિકને દુઆઓ દેતાં હશે પણ કરીમ જેવા અસંખ્ય માણસોને તો પોતાના પાંચેક ફૂટના બદનને રાત્રિના વિશ્રામ માટે લંબાવવા, ટાઢ, તાપ કે વરસાદમાં બહારના ઓટલાનો આશ્રય લેવો પડે છે. એમનાં આ સ્થાનોની આસપાસ દિવાલ રૂપે મોટાં મકાનો હોય છે. રસ્તા પર વિજળીના અનેક દીવાઓ ઝગે છે, વાહનો દોડે છે. આ બધી સામગ્રીની વચ્ચોવચ્ચ બેસતાં કરીમ મયૂરાસન પર બિરાજેલા શાહજહાનનું ગૌરવ અનુભવતો લાગે છે.

એની આ પરિસ્થિતિમાં હું કંઈ ઓછો જ ફેરફાર કરી શકું એમ છું, પણ આનંદદાયક રસથી કોક કોક વાર એવું થયું છે એટલે લખું છું. બાકી ભાગ્યે જ કોઈને ખબર હશે

કે સાત રસ્તાથી વિંટળાયેલી આ નાનકડી સૃષ્ટિનો કરીમ એ જૂનો જોગી હતો. એ ઘડિયાળની દુકાન હતી. ઘણાં જ નવાં અને જૂનાં ઘડિયાળોથી ભરેલી. એમાંનાં ઘણાંખરાં કાળની ઓછીવત્તી મશ્કરી કરનારાં તો ખરાં જ. કોઈ ને કોઈ તો જ્યારે જુઓ ત્યારે ટકોરા મારતાં જ હોય. રાત્રે બાર વાગે જો સતત ટકોરા ગણવા માંડો તો સંખ્યા ક્યાં જઈ પહોંચે તે કહેવાય નહિ. અને અવ્યવસ્થા તો એવી કે કેટલાંક તો સવારે ચારે બાર અને રાત્રે બારે નવ કે દસ ટકોરા પણ વગાડે. મારી રૂમમાં નવા આવનારને માટે તો બધાં જ એલારામ ઘડિયાળોનું જ કામ આપે પણ નિદ્રાના પ્રારંભમાં; અંતે નહિ. એટલે ક્યારેય તમે એમના પર વિશ્વાસ ન રાખી શકો. હું તો ટેવાઈ ગયેલો અને પૂરી થઈ ગયેલી ઊંઘ જ એલારામ રૂપે ગણનારો. કરીમ તો પાંચેક વાગે દુકાન પાસેથી જતી મ્યુનિસિપાલિટીની મોટી ગોસગાડીના ઘરઘરાટથી જાગી જતો અને દિનચર્યાનાં અનિવાર્ય પ્રાથમિક કામો ક્યાંક આગળ પાછળ પતાવી ખોખું લઈ કાબુલી ચણા ને ખારી સિંગો વેચવા બેસી જતો.

અજાણ્યો માણસ તો એને કોઈ પણ નાતજાતમાં કે કોમમાં ગોઠવી જ ન શકે. એ ધોતિયું પહેરતો અને તે પણ બંગાળી, મદ્રાસી, ગુજરાતી કે મરાઠી વગેરે ઢબોમાં પણ મળી આવે. ને અરધું કે આખું પાટલૂન પણ પહેરે. ટંગડી યે ચઢાવે. જે વખતે જેની છત હોય તે ખરું. સ્વચ્છતા એ તો વ્યક્તિગત ગુણ છે, કોમી નથી. એટલે એ બાબતમાં પણ એનું ધોરણ અવારનવાર બદલાતું રહેતું.

પછી રાજમાર્ગોના જનમાર્ગો ( footpaths ) પર, જાણીતા કે અજાણ્યા સ્થળે બેસીને જુએ ને સલામ કરે ત્યારે બીજો વિચાર આવે કે ખોખામાં તો માંડ આઠબાર આનાનો માલ હશે. તે બધો વેચાશે ક્યારે અને એને એમાંથી નફો પણ શો મળશે? એ વિચારની ચિંતા એના મોઢા પર તો તમે શેના જુઓ? એ ભાઈસાહેબ તો પાનબાન ખાઈને બેઠા હોય, કારવાને હયાત જોતા હોય અને એમાંથી ઘરાક શોધતા હોય, એતો કે ગઝલ લલકારતા હોય. ફારસી કે ઉર્દૂ ન જાણનાર માટે, બોસા, તસ્વીર, ખ્વાબ, પયખાના, પરવાના, મયખાના વગેરે એમાં આવતા શબ્દો નિરર્થક હોય. વખતે સાંભળનારાએ કલાપી વાંચ્યો હોય તો કાંઈક પણ અર્થ કાઢી શકે.

એક દિવસ તો હું પૂછી પણ બેઠો, "મિયાં, તુમ ક્યા કમાતા હૈ ઔર ક્યા ખાતા હૈ?" પણ ત્રણ છોકરાંઓને લઈ દરિયે જવા નીકળેલા એક સજ્જનનો, પૈસા પૈસાનાં ત્રણ પડીકાંનો જંગી ઑર્ડર પૂરો પાડવાના કામમાં એ લાગી ગયો અને હું પણ ચાલ્યો ગયો તેથી એનો જવાબ મેળવવાનું કંઈ બની શક્યું નહિ. મુંબઈમાં ખાવાપીવા વગેરે અનેકરંગી જીવનવ્યવહારોને નભાવવાની સસ્તામાં સસ્તી અને સોંઘામાં સોંઘી જે રીતો પડેલી છે એમાંની કોઈકનો જ તે આશ્રય લેતો હશે એમ ધારેલું.

પણ એ શુક્રવારે કંઈ અવનવું જ બન્યું. પેલી ગોસગાડી આવે તે પહેલાં જ કરીમ જાગી ગયો. રોજ તો એ વખતે બધું સુમસામ હોય. કોઈ હાલે કે ચાલે! પણ સાડાચાર કે પાંચેક વાગ્યાની શાંતિને ભેદતા, માણસોના વાર્તાલાપો ને અવરજવરથી તેની

નિંદર ઊડી ગઈ, અને તે બેઠો થઈ જોવા લાગ્યો. આટલાં બધાં માણસો કેમ દરિયે જતાં દેખાતાં હતાં તેનો વિચાર કરવા લાગ્યો.

જુમેરાત એટલે ગુરુવારની સાંજે તે પેલા નળબજારના, ચપ્પુની ધાર કાઢનાર બાઢા માણસની દુકાનની બાજુમાંથી કાબુલી ચણા વધારે પ્રમાણમાં લઈ આવ્યો હતો, કારણ કે શુક્રવારે સામાન્ય રીતે તેનો વકરો વધી જતો. અને કોઈ વાર તો સાંજે પાંચેક વાગે, બેત્રણ કલાકને માટે પણ દેશમાંથી તાજા આવેલા નાનકડા સદુ ઘાટીને દોડાવી થોડા વધારે ચણા કે સિંગો મંગાવી લેતો. અને રોજ કરતાં વધારે ખુરદો લાવી, વધારે કમાણી કરી પોતાને સ્થાને આવી સૂઈ જતો. વર્ષોથી તેનો આ જ કાર્યક્રમ. આપણે ક્યાં યે કરીમ અને એના જેવા બીજાઓની જીવનલીલા બારીકાઈથી જોઈએ છીએ કે કંઈક ચોકસાઈથી કહી શકાય? પણ મેં એને ઘણુંખરું, એકાદ બે દિવસ માટે પણ, ત્યાંથી ગેરહાજર રહેલો જોયો નથી—અલબત્ત, હું પોતે દેશમાં ન ગયો હોઉં તે વખતની જ વાત કહું છું.

પણ કોઈ દિવસે નહિ ને આજે તે બરાબર ફસાઈ ગયો. તે દિવસે કોઈ તહેવાર હશે એટલે ચણા સારા પ્રમાણમાં ખપશે એ વિચારના આનંદમાં તેણે દિવસ શરૂ પણ કરી દીધો, પણ આઠનવેક વાગે જિજ્ઞાસાના માર્યા કોઈને પૂછ્યું ત્યારે એને ખબર પડી કે મોટી અગિયારસ હોવાથી બધા દરિયે સ્નાન કરવા જતા હતા. શહેરની વસ્તીના મોટા ભાગનાં ઘણાં માણસો તો ઉપવાસ કે ફળમાં બાગે જ ગણાય એવી વસ્તુઓની ફરાળ કરવાના એટલે એના ચણાના વેપારમાં તેજીને બદલે મોટી મંદી થવાની અને એ દિવસે એનો શુક્કરવાર વળવાનો નહિ.

સદુને પણ હજુ કંઈ કામ મળ્યું ન હતું. એટલે એ આ વખતે મોટા પીઢ રામાઓની માફક કાગળ પર તમાકુ બાળીને દંતમંજન બનાવવાની, પાનની પટ્ટી તૈયાર કરવાની અને ખાસ ઢબે ધોતી પહેરવાની એમ ઘાટીજીવનની અનેકવિધ તાલીમ લેતો હતો. આજે તે મકાનના ખૂણા પાસે પોતાની વિશિષ્ટ ભાવહીનતા સાથે ઊભો હતો. એની પાસે " ક્યું બે સદુ, અબ ક્યા કરેંગે " કરતોક ને કરીમ આવીને ઊભો.

બરાબર એ જ વખતે, રજા હોવાથી જુહુ પર ફરવા જવાની ધારણાથી હું પરામાં મારા મિત્ર શ્રી. ઉ—ને ત્યાં જવા નીકળ્યો ને પસાર થતાં મિયાંને પૂછ્યું, " ક્યોં મિયાં, આજ ચણા બેચનેકુ નહિ ગયા હૈ? " એના જવાબમાં એણે છેલ્લા બે કલાકની પોતાની વાત કહી. આમ મોટી અગિયારસ ને શુક્રવારને લીધે એનો નિયત કાર્યક્રમ કેમ બદલાઈ ગયો તે સાંભળી ન સાંભળી હું મારી પોતાની મજાના ખયાલમાં ચાલ્યો ગયો.

આખો દિવસ અનેક મિત્રોની સાથે જુહુતીરે ગાળી રાત્રે દસેક વાગે હું જ્યારે ઘેર પાછો ફર્યો ત્યારે કરીમ ને સદુની જોડી પેલા નાના ઓટલા પર બેઠેલી હતી. કરીમના મોંમાં સફેદ બીડી હતી અને સદુના મોઢામાં પાનનો ડૂચો હતો. સવારની ચિંતાને સ્થાને બન્નેમાં મેં આનંદના ભર્યા જોયા, જો કે સખત રખડપટ્ટીની થકાવટ તો એમની

બેસવાની હદ પરથી જણાઈ આવતી હતી. તે વખતે પણ મારા વ્યવસાયી મગજનું કરીમ-વાળું ખાતું મેં ખોલ્યું અને એમની સવારની પરિસ્થિતિના સવાલના અનુસંધાનમાં એમના આજના ખાસ દિવસની દિનચર્યા પૂછી.

એ બન્નેનાં તે દિવસનાં પરાક્રમોની વિગતો કરીમે જે રસમય શૈલીમાં કહી તે બધી તેવી જ રીતે અહીં ઊતારી શકતો હોત તો ઘણું સારું. એમ કરવાનું મારું ગજું નથી. એ બધું સાંભળીને જ હું ઉપર મારા રૂમમાં ગયો હતો.

પછી સવારે તો કરીમે આગલી રાતના ચણા ને સિંગનું પડીકું એની યોગ્ય જગાએ મૂક્યું, અને સદુના મોટાભાઈ ગનુને કહી સદુને સાથે લઈ કરીમે, પોગસ ગલીના ઊંડાણમાં આવેલા એક અંધારિયા મકાનની ભોંયતળિયે આવેલી અનવરની ખોલીનો રસ્તો લીધો. પતંગની મોસમ ગયા પછી રંગીન કાગળોની ફરકડીઓ, પંખાઓ વગેરે બનાવી આ અનવર તહેવારોને દિવસે હરવા ફરવાનાં સ્થાનોમાં વેચતો. એની પાસેથી ઘણા ફેરિયાઓ એ રમકડાં લઈ નાનકડી કમાણી કરતા. તમે છોકરાંવાળા હશો કે છોકરાંવાળા કુટુંબ સાથે કદી ફરવા ગયા હશો તો તમે તેને જોયો જ હશે. છોકરાંઓનું ધ્યાન ખેંચાય અને તેઓ જીદ કરવા પ્રેરાય એવી રીતે તે તમારી પાસે થઈ પસાર થયો હોય ત્યારે તમે તેની એકાદ વસ્તુ (કમને) ખરીદી હોય કે ખરીદાતી જોઈ હોય તો પણ નવાઈ નહિ. આ અનવર પાસેથી એવાં રમકડાંનો એક જથ્થો જૂની ભાઈબંધીના જોરે જાંગડ લઈ કરીમ અને સદુએ જનમાર્ગ (ફૂટપાથ) પરની પોતાની માયા શરૂ કરી દીધી હતી.

ફરતા ફરતા જ્યારે બન્ને બપોરે મોટી મસીદ પાસે આવી પહોંચ્યા ત્યારે ઘણા મુસ્લિમ બિરાદરો જુમ્માની મોટી નમાજ માટે મસીદમાં જતા હતા. એમની ધાર્મિકતાના વાતાવરણના પ્રભાવે કરીમ આજે નમાજ પઢવા અંદર જવા પ્રેરાયો. રમકડાં સદુને સોંપ્યાં. ને એને એક શરબતની લારીવાળાને બતાવી પોતે અંદર ગયો. નમાજ પૂરી થયા પછી બન્નેએ પેલાને શરબત વેચવામાં મદદ કરી. પ્યાલા ભરવામાં, આપવામાં, બરફનો ચૂરો કરવામાં અને ઇસેન્સ નાખવામાં પ્યાલા ધોવાનું પણ રહી જતું. પણ આવડત પ્રમાણે ત્રણેએ રંગબેરંગી પ્યાલાઓ ફેરવ્યા. તેમાં થોડાંક રમકડાં વેચાયાં, પણ શરબતે અંગુર, અનાર કે ગુલાબની તો કેટલીયે વાર સુધી છોળો ઊડી. બન્નેને થોડા થોડા પૈસા ઉપરાંત બોનસ તરીકે એક એક મોટો શરબતનો પ્યાલો પણ પીવા મળ્યો. અને શરબતની લારી યે એક કાગળના રંગબેરંગી પંખાથી સુશોભિત બની.

આજે હિંદુઓની આમજનતા બરાબર ખીલી હતી. હિંદુ લોકોએ તો, પરોણા, મિત્ર, કુટુંબ કે બહારગામથી આવેલા સાઢુભાઈ સાથે ઘરની ચાર દીવાલો વચ્ચે રોજ કરતાં બેચારેક વધારે ચાનાં પ્યાલા પીધા કે થિયેટરની દીવાલો વચ્ચે પુરાઈ ચિત્રપટો જોયાં, પણ સમાજના નીચલા થરના કામદારો તો એમનાં બાળબચ્ચાં સાથે ચોપાટી, બાણગંગા કે ભૂલેશ્વર જવા નીકળી પડ્યા હતા. એમના રંગીન સાફાઓ ને કપડાંથી રસ્તાઓનો દેખાવ ફરી ગયો હતો, અને ગ્રાંટરોડ પૂલને છેડેથી મહાલક્ષ્મી જવાના રસ્તા પર એ બન્ને નીકળ્યા ત્યારે તો નાની, નીચી કોટડીઓનાં આંગણાંઓમાં તો ભજનમંડળીઓએ

રમઝટ મચાવવાની શરૂઆત કરી દીધેલી. ભૈયાઓની બકરીઓ, કઠિયારાનાં મરઘાંઓ અને પારસીઓનાં મોટા કંપાઉંડવાળા જૂની ઢબનાં મકાનોનાં બાળકો, ધોબીના બેલ તથા એ બધાનાં સાથી જેવાં પેલાં બાળકો, વીશીઓ બંધ હોવાથી ૭ ૭ કે સાત સાતની સંખ્યામાં મહાલક્ષ્મી જવા નીકળેલા મહાશયોની વિક્ટોરિયા કે બીજાઓની મોટરો નીચે કચડાઇ નહોતાં જતાં એ જ પ્રભુનો પાડ. કુલફીમલાઈવાળાઓ ઝપાટાબંધ ખસતા હતા. કેટલાંક નાનાંમોટાં ક્ષુધાશાંતિગૃહોની બહાર મોટી તાસકમાં રોજનાં મોટાં ભજિયાંઓને સ્થાને ફરાળની વાનીઓ હતી. આટાદાળ દુકાનના કાદવવાળા આંગણામાં જિલ્હે કાનપુરના ભૈયાજી, ગ્રાહકના ધ્યાનમાં બેઠેલા ગંડેરીવાળાના મન પર, ગંગામૈયાને લીધે પોતાના દેશની પવિત્રતા ઠસાવતા હતા. ગંડેરીના ખુમચા પર ગોઠવાયેલા ત્રિકોણાકાર ખડિયાઓ ગંડેરી જ માંડ દેખાય એટલો ઓછો પ્રકાશ ફેંકતા હતા. એમના પ્રકાશ કરતાં ધુમાડો વધારે બહોળા ક્ષેત્રમાં ફેલાવાથી વાતાવરણ અનોખું લાગતું હતું.

આ રસ્તાઓ પર ફરી કરીમે ખૂબ રમકડાં વેચ્યાં, અને બહાર જવા ઊલટેલા માનવપૂરમાં જ્યારે ઓટ આવવી શરૂ થઈ ત્યારે તે ભેગા જ બન્ને ફરતા ફરતા પોતાને સ્થાને આવ્યા.

અહીં સદુનો મેરિઆર્ક, ઘાટીઓના મુખીઓના અંતેવાસમાં બેઠો હતો. શેઠને ત્યાં સવારે ફરાળ કરેલું તે વધી પડેલું એ બધું ઘાટીઓને ખાવા મળેલું. પૈસા કમાવાની ધૂનમાં ઉપવાસી જેવા રહેલા આ બે જણ માટે ગનુએ રાખ્યું હતું તે પર બન્નેએ હાથ ચલાવ્યો અને પછી તે દિવસે આવેલું પરચૂરણ ગણી જોયું. રમકડાંવાળાને આપવાના પૈસા જુદા રાખતાં કરીમને ભાગે એક રૂપિયો આવ્યો અને સદુને આઠ આના મળ્યા. આ રૂપિયો કરીમની કમાણીના પૂર્ણિમાનો ચંદ્ર હતો અને નાના સદુને એના ભાઈ પાસેથી બે આની વાપરવા મળી તે તેની ઊઘડતી કારકિર્દીના બીજના ચંદ્રમા જેવી હતી.

કરીમ આમ અભિમાનસ કરી બેઠો હતો ત્યારે હું, આગળ જણાવી ગયો તેમ, જુહૂથી ફરીને આવ્યો અને એની વાત સાંભળી. પોતાના ચણા ન વેચાયાનો અફસોસ પણ એ કરવાનું ચૂક્યો નહિ. મારા બાબાને માટે એણે એક પીપૂડી પણ મને આપી. અને મેં પણ એની પાસેથી ચાર આનાના ચણા ખરીદ્યા. ધાર્યું કે કાલે છોકરાંને વહેંચીશ કે કોઈ આવશે તો તેને આપીશ. રૂપિયાનો સવા રૂપિયો થતાં કરીમનો હર્ષ પણ સમાગળ્યો કરી હું થાકેલો હોવાથી ચણાનું પડીકું લઈ મારા નિવાસમાં ગયો.

જુહૂ પરના આનંદ પર્યટનના અનુભવો, મિયાંની વાત વગેરેથી હું થાકી ગયો હતો. શરીર અને મન આરામ માગતાં હતાં. ચણા ઉંદરને બચકાવવાનું કાર્યક્રમમાં ન હોવાથી ગજવામાં ભર્યા. રાતના અગિયારનો સુમાર થયો. નીચે ઘડિયાળોના અગિયારના ટકોરા વાગવા શરૂ થયા. રોજની ટેવ પ્રમાણે મે ઘડિયાળના ગણનાં બાવીસ સુધી ગણી ચોકી છોડી દઉં છું અને સીધો ઊંઘમાં પડું છું.

સવારે ઊઠું છું ત્યારે દરિયા કિનારાનું સ્વપ્ન યાદ આવે છે. કિનારો ખૂબ લાંબો છે. સહેલાણીઓનો મોટો કાફલો ફરે છે. સંધ્યાકાળ છે. બધાંનાં છાયાચિત્રો જ દેખાય છે. બીજા કોઈ ઓળખાતા નથી, પણ આ મેળામાં, જુદાં જુદાં જીવનદર્શોમાં કરીમની અને સદ્દુની એમ બે જ મૂર્તિઓ ઓળખાય છે. એ નારિયેળ વેચે છે, ભેળ વેચે છે, સિંગ ચણા વેચે છે, ઘોડા પર બેસે છે, સાયકલ પર પસાર થાય છે, રબ્બરના બેલ્ટ કે ગોદડીઓ પર તરે છે અને વળી કોટપાટલૂન પહેરી ફરે પણ છે. સામે જીવન્ત સિંધુ ઘૂઘવે છે.

દાતણપાણી કરી ખુરશી પર બેસું છું ત્યારે ટેબલ પરના ચણા બાંધેલા કાગળ પર દૃષ્ટિ કરતાં, ઝીણા–જવાહરના કોમી એકતાના પત્રવ્યવહારનું 'ફ્રી પ્રેસ જર્નલ'નું પાનું જોઈ આશ્ચર્ય થાય છે. સાથે સાથે, જંગલનાં ઝાડોની ગુંચવાયેલી ડાળોને શ્રી. કાકાસાહેબે હિંદુમુસ્લિમ પ્રશ્નની જટિલતા સાથે સરખાવ્યાનું વાંચેલું યાદ આવે છે. લાગે છે કે આ ગુંચવાયેલી ડાળો પર જ કરીમ અને સદ્દુ જેવાં પંખીડાંઓ માળા બાંધી પડ્યાં છે. અને જીવનસંગ્રામમાં આર્થિક સમાનતાને લીધે એમના જીવનમાં એકતા આવેલી છે. એમને કોમી એકતાનાં ભાષણોની ગરજ નથી.

કંઈ ન સૂઝવાથી કરીમે આપેલી પીપૂડી વગાડું છું. બરાબર વાગે છે. એના જેવી પીપૂડી પેલા ઝીણા–જવાહરવાળા કાગળની બનાવી વગાડવા પ્રયત્ન કરું છું પણ લગારે ન વાગવાથી ચીઢમાં બારી બહાર ફેંકી, દૈનિક કામોની ઘટમાળમાં પડું છું.



# ભીષ્મ-સ્તુતિ*

નાગરદાસ અમરજી પંડ્યા

[ પુષ્પિતાગ્રા ]

ત્યમ હરતી સ્પૃહાથી મુક્ત મારી
મતિ પ્રભુ યાદવશ્રેષ્ઠ કૃષ્ણમાંહી,
નિજ સુખરત જે નિજક્રીડાર્થે
પ્રકૃતિ સૃજે ભવનો પ્રવાહ જેથી. (૧)

ત્રિભુવનગમતું તમાલ રંગી,
રવિકરગોરૂં રૂડું દુકૂલ ધારે
વદનકમલછાયું કેશ તેવા,
મુજ હો રતિ શુચિ પાર્થના સખામાં.(૨)

રણતુરગરજે મલિન વાળે,
વળી પરસ્વેદથકી રૂડા મુખાળા,
મુજ શર વિંધી જેમની ત્વચાને
કવચ ધર્યું હરિ તે ધરું હું ધ્યાને.(૩)

નિજરથ અરિસૈન્યમધ્ય લાવી,
સુણી નિજ મિત્રનું વાક્ય તુર્ત જેણે
હરિ લીધું રિપુસૈનિકોનું આયુ,
મુજ રતિ હો સ્થિર પાર્થના સખામાં.(૪)

નિરખી દુર ઉભેલ સૈન્ય જેહ,
વિમુખ સગા હણવાથી, પાપમાની,
હરી કુમતિ સખાની જ્ઞાન જેણે
નિજ દઈ તે પરને રચું હું ચર્ણે. (૫)

વચન નિજ તજી મુજ પ્રતિજ્ઞા
ખરી કરવા, ઉછળી રથેથી આવ્યા,
સિંહ ગજ હણવા શું, ચક્રધારી,
ધરણી ધ્રુજાવી, ખસી જતું દુકૂલે. (૬)

રૂધિરવહતું અંગથી, વિંધાયું
કવચ શરે મુજ આતતાયી કેરે,
મુજ વધ કરવા છતાં ધસ્યા જે
મુજ ગતિ તે ભગવાન્ મુકુન્દ થાઓ.(૭)

કરની મહીં લગામ, ચાબકો લે
કિરિટી તણા રથપાલ શોભતા તે,
મુજ મતિ મરણે શ્રીકૃષ્ણમાં હો,
થઈ મરનારની મુક્તિ જોઈ જેને.(૮)

લલિતગતિવિલાસ હાસ્ય મીઠું
પ્રણય કટાક્ષથી ખૂબ માનવાળી,
અનુકરણ મદાંધ થૈ કરંતી
પ્રકૃતિ રૂપે બની રે'તી ગોપી જેની. (૯)

મુનિ-નૃપતિની ભીડમાં સભામાં,
પૂજન યુધિષ્ઠિરયજ્ઞમાંહી પામ્યા.
સહુનું, નિરખવા ઉચિત સૌના,
મમ દગગોચર એ હરિ જ ઉભા. (૧૦)

નિજ સરજીત સર્વના હૃદેમાં,
ઘટ ઘટ વ્યાપક સૂર્ય જેમ સર્વ.
નજર મહીં અનેક તો ય એક
ભજું અજ એ હું વિનાશી ભેદ મોહ. (૧૧)

* બાણશય્યા ઉપર સૂતેલા ભીષ્મે શ્રીકૃષ્ણની કરેલી સ્તુતિ.
લેખકે શરૂ કરેલા શ્રીમદ્ ભાગવતના સમશ્લોકી ભાષાન્તરમાંથી (પ્રથમ સ્કંધ, નવમા અધ્યાયમાંથી)

## ૧૦

## સારા કહેવરાવવાની કળા

'અં-કવિ'

કોઈએ બગાડવાની કળા ઉપર લખ્યું છે ખરું પણ એનાથી ભિન્ન છતાં એટલી જ અગત્યની સારા કહેવરાવવાની કળા ઉપર કોઈએ લખ્યું નથી. આ કળા ઘણી પ્રાચીન છે એમ તો હું પણ માનું છું. કારણકે તે વિના ભાષામાં એની કહેવત–આપ ભલા તો જગ ભલા—એ આવી શકી ન હોત. આ કહેવતની ખરી ખૂબી એ છે કે આપે ભલું થવું એમ એણે નથી કહ્યું. આપે ભલું રહેવું—ભલું દેખાવું —ને દુનિયા તમને પણ ભલા કહેશે ને બદલામાં તમારે દુનિયાને–કયાં ગામ ગિરાસ આપવાનો છે?—ભલી કહેવી. આ પ્રમાણે અમે સારા છીએ કારણકે તમે સારા છો, તમે સારા છો કારણકે અમે સારા છીએ—એ સારા સંપ્રદાય વિષે રમણભાઈ જેવાને પણ ઉલ્લેખ કરવો પડયો છે.

આ સંપ્રદાયને કોઈ દર્પણ સંપ્રદાય સાથે ભેળવી ન દે માટે એની એક વિશિષ્ટતા ઉપર સૌનું લક્ષ ખેંચવું એ આવશ્યક છે. દર્પણમાં તો દેખાવા માટે પણ વસ્તુનું અસ્તિત્વ હોવું જોઈએ. પણ સારા સંપ્રદાયમાં તમારે સારું હોવું એ બિલકુલ જરૂરી નથી. કેટલાક કૉન્ટ્રાકટરો મકાનોના પાયામાં કાળી કપચીને બદલે ઢોર વાપરે છે, ને ચૂના ને રેતીનું પ્રમાણ રેતીને ખોટું ન લાગે એટલું રાખે છે, પણ ઉપરનું રંગરોગાની કામ એટલું સરસ કરે છે કે તમને જે વસ્તુ નથી દેખાતી તે ત્યાં ખરી રીતે હોય છે; જ્યારે જે વસ્તુ દેખાય છે તે ત્યાં ખરી રીતે હોતી નથી. કૉન્ટ્રાકટરોએ શાંકરમતની ઉપાસના કરવા આ બ્રહ્મભ્રમવાદને વ્યવહારૂ રૂપ આપ્યું છે. તેવી જ રીતે સારા સંપ્રદાયમાં, ઉપરનું રંગરોગાની કામ એટલું આકર્ષક હોય છે કે તમને જે વસ્તુ ત્યાં નથી તે જ દેખાય છે. અંગ્રેજીમાં કલા– Art –ની સાથે કનીંગ–cunning–શબ્દ વાપરે છે તે આ અર્થમાં વપરાતો લાગે છે. Cunning શબ્દ હોંશિયારી માટે વપરાય છે. અને હોંશિયારી છૂપાવવામાં રહી છે.

જે છે તે તો છે જ. એમાં હોંશિયારી શી? જે નથી તે છે એમ મનાવવું એમાં હોંશિયારી છે. એટલે જે કેમ છુપાવવું તે જાણે છે, તે જ ખરી રીતે કેમ પ્રગટ થવું એ જાણે છે. સારા સંપ્રદાયનું સત્ત્વ આ એક જ સૂત્રમાં આવી જાય છે. પણ ભગવાન પાણિનીના સૂત્ર ઉપર પણ જેમ ભાષ્ય કરવું પડયું હતું ત્યારે જ એ સૂત્રાત્મક ભાષા સામાન્ય જનને સમજાઈ હતી, એ જ પ્રમાણે આ સૂત્ર ઉપર પણ ભાષ્ય કરવું જરૂરી છે.

ત્યારે આ સંપ્રદાયનો પહેલો સિદ્ધાંત એ કે તમને વસ્તુ સારી લાગે છે માટે તમે વસ્તુને સારી કહો છો એ અગત્યનું નથી. ખરી રીતે તમારા માટે તો વસ્તુ હોવી કે ન હોવી એ બધું સરખું છે. વસ્તુ હોય તો તમે જે કહેશો તે જ વસ્તુ ન હોય તો પણ તમે કહેવાના છો. ઉદાહરણ તરીકે, ધારો કે તમારા એક ઓળખીતા રતાંધળા છે. તમારે એને રતાંધળા છો માટે દેખાતું નથી એમ ન કહેતાં રાત અંધારી છે માટે દેખાતું નથી એમ કહેવું જોઈએ. દોષ રાતનો છે. કારણકે તમારે રાતની સાથે કાંઈ લેવાદેવા નથી. એને તમો અંધારી કહો, અજવાળી કહો, બાડી કહો કે કાણી કહો, પણ એ તમારી સામે ફરિયાદ કરવાની નથી. એકવાર પેલા વેપારીભાઈઓની પરીક્ષા લીધી ત્યારે એમણે જે ડહાપણ બતાવ્યું હતું તેવું જ ડહાપણ આ સંપ્રદાયમાં વારંવાર બતાવવાનું છે. આવું ડહાપણ વાપરવાની વખતે લોકની યાદમાં ન રહે માટે આપણા કવિજનોએ તો એ વસ્તુને કંઠસ્થ કરાવી મૂકી છે:

'કાણાને કાણો નવ કહીએ કડવાં લાગે વેણ,
પણ હળવે રહીને પૂછીએ શેણે ખોયાં નેણ.'

તે છતાં આ કવિતા પણ સારા સંપ્રદાયની સંપૂર્ણ સૂચક તો નથી જ. એમાં પણ નેણનો સ્પષ્ટ ઉલ્લેખ છે. અને એ રીતે એમાં આનંદવર્ધનના ધ્વન્યાત્મક સિદ્ધાંતનો ભંગ છે. હું ખરી રીતે એ કવિતા આમ મૂકું:

કાણાને કાણો નવ કહીએ, કડવાં લાગે વેણ
(પણ કહીએ કે) ભરતમુનિ રસશાસ્ત્રનો શો અભિનય સુખ દેણ!

ભરતમુનિ ક્યાં જોવા આવવાનો છે કે ઉઘતી એક આંખ જરાક મીંચવી એ શૃંગારની સૂચક છે. પણ આ ભાઈએ તો એક આંખ મીંચી જ રાખી છે માટે એમાં કોઈ અભિનય નથી.

વસ્તુને સારી નરસી કાંઈ ન કહેવી પડે એટલા માટે જ બર્નાર્ડ શૉ પોતાનાં નાટકોમાં જે પ્રસ્તાવના મૂકે છે તેને નાટકની સાથે કાંઈ જ સંબંધ હોતો નથી. પણ એના કરતાં પણ વધારે સારી રીત આ છે. તમારે કોઈ પુસ્તક વિષે ધારો કે પ્રસ્તાવના લખવાની હોય, તો તમારે એમ કરવું કે પુસ્તક વાંચ્યા વિના જ પ્રસ્તાવના લખવી. એના બે ફાયદા છે. એક તો પુસ્તક અને તેના લેખક વિષે તમે જે અભિપ્રાય ધરાવતા હતા તેમાં કાંઈ ફેરફાર થતો નથી. બીજો ફાયદો એ કે તમે જે પ્રસ્તાવના લખો તે તમારો જ સ્વતંત્ર લેખ થઈ જશે. પુસ્તક વાંચવાની તમારી મહેનત બચે. લેખકને પોતા વિષે કાંઈ જાણવાની મહેનત ન પડે. ને તમારો એક સ્વતંત્ર લેખ લખાઈ જાય! એક કાંકરે બે પંખી મારવાની કહેવત કરનારને ખબર નહિ હોય કે એને બદલે ત્રણ પંખી પણ મરે. ને ત્રણ મરે તો વધારે પણ મરે.

વળી આથી એક બીજો ફાયદો છે. તમે જલકમલવત્ અલિપ્ત રહી શકો છો. શાનું પુસ્તક છે, લેખકે શું કર્યું છે, એણે શું લખ્યું છે, લખ્યું છે એમાં કાંઈ બલીહારી છે કે નહિ—એ કાંઈ જ જાણવાની તમારે ઉપાધિ નહિ. તમે પુસ્તક વાંચ્યા પહેલાં જેવા

કોરાધાકોર હતા તેવા જ કોરાધાકોર પુસ્તક વિષે લખ્યા પછી પણ રહેવાના. કારણકે તમે એ પુસ્તક સિવાય બીજા બધા વિષય ઉપર લખ્યું હોય છે !

મારા એક મિત્રે તુક્કો બતાવ્યો હતો તે આના કરતાં પણ સારો હતો. કારણકે તેમાં અર્થલાભની તક છે. પણ એ પ્રસ્તાવના કરતાં પુસ્તકના અભિપ્રાય સાથે સંબંધ ધરાવે છે. પણ એ આ લેખની સાથે સંબંધ ધરાવે કે ન ધરાવે એ વસ્તુ પણ અગત્યની નથી. કારણકે લેખના મથાળા પ્રમાણે જ લખવાનું મેં તમને વચન આપ્યું નથી. અને વચન આપ્યું હોય તો સારા કહેવરાવવાની કળા વિષે વચન આપ્યું છે. અને કોઈ પણ લેખને તમારે સારો કરવો હોય તો તેમાં તમારે વિષય કરતાં વિષયાંતર જ વધારે કરવાનું હોય છે. ભાષણકર્તાઓ આ વાત સારી પેઠે સમજે છે. એક વખત એક સભામાં હું ગયો ત્યાં વિષય સંગીત વિષે હતો—પણ ભાષણકર્તાએ વિષય રસનો લીધો હતો. અને છેવટે તો વિષયાંતર કરીને જ રસ ઉત્પન્ન કરાવ્યો હતો. એટલા જ માટે હું વિષયાંતર કરીને લખું છું. તત્ત્વજ્ઞોએ તો ચોખ્ખું લખ્યું છે કે સૌન્દર્ય સૃષ્ટિમાં નથી, પણ દૃષ્ટિમાં છે. એ જ પ્રમાણે રસ પણ વિષયમાં નથી, વ્યક્તિમાં છે. વ્યક્તિ જેટલું વિષયાંતર કરી શકે તેટલો જ રસ આપી શકે. કારણકે વિષય વિષે જો તમને જ્ઞાન હોય તો યાદ રાખજો કે તમે એના વિષે કાંઈ જ નહિ કહી શકો. ઘણુંખરું જ્ઞાન તો અજ્ઞાનીઓ આપે છે. એટલે હું વિષયાંતર કરવાનો લહાવો લઈને પણ તમને કાંઈક આપવાનો લહાવો લેવા ધારું છું.

અભિપ્રાય વિષે વાત એવી છે કે એક સદ્‌ગૃહસ્થે એક પુસ્તક મને અભિપ્રાય માટે મોકલ્યું. મને તો એક મુરબ્બીએ જીવનમાં, ફત્તેહની એક સર્વકલ નિયામક ચાવી આપી છે કે તમારે ફત્તેહ મેળવવી હોય તો કોઈ દિવસ દૂધને દૂધ ન કહેવું, દહીંને દહીં ન કહેવું, ને વાણિયા મગની પ્રાચીન પ્રથાને વળગી રહેવું. મને એ પ્રથામાં બે સ્પષ્ટ ફાયદા લાગે છે. એક તો એ આપણા જ્ઞાનની જાહેરાત કરે છે. આ એક ફાયદો. પણ આ ફાયદો બીજા ફાયદાને મુકાબલે કાંઈ જ નથી. બીજો ફાયદો તો વધારે ઉપયોગી છે. એ આપણા અજ્ઞાનને છુપાવી દે છે. તમે અભિપ્રાય આપો તો કાં તમારું જ્ઞાન પ્રગટ થાય, અજ્ઞાન પ્રગટ થાય. પણ કાંઈક પ્રગટ થાય. પણ જો કાંઈ ન કહો તો શું પ્રગટ થાય ? સંસ્કૃતમાં પંડિતોની સભામાં મૂર્ખે મૌન રાખવું એમ કહ્યું છે એ ખરું, પણ એની વિરુદ્ધ આમ પણ થઈ શકે કે મૂર્ખાઓની સભામાં પંડિતે મૌન રાખવું. અમારા એક સહાધ્યાયી શિક્ષકમિત્ર હતા. કેળવણી વિષે કોઈ કોઈ લખાણ અંગ્રેજીમાં આવે એ તેમની પાસે ઉત્સાહથી વાંચીએ ત્યારે તે હોઠબીડેલું, મુરબ્બીવટ ધારણ કરેલું, આંખના ખૂણામાંથી જ જરાક મોંની રેખાદ્વારા પ્રગટ થાય તેવું, મૌનહાસ્ય હસતા. આ એમનું હાસ્ય શાનું સૂચક છે એ શી ખબર પડે ? એ અગાધ જ્ઞાનનું પણ સૂચક હોઈ શકે કે જેને આ છોકરવાદ જેવાં લખાણો જોઈ સહેજ હસવું આવે. એ તો એમણે એક દિવસ અજાણતાં અભિપ્રાય વ્યક્ત કર્યો કે શેક્સપિયર કરતાં મિલ્ટનનો અભિપ્રાય શિક્ષણમાં વધારે મહત્ત્વનો છે—ત્યારે જ ખબર પડી કે અમે ભેંશ પાસે ભાગવત કરતા હતા ! અને ત્યારે એ મૌનહાસ્ય અજ્ઞાનનું સૂચક છે એ ખાતરી થઈ. પણ એ બોલ્યા ન હોત—કાંઈ અભિપ્રાય આપ્યો ન હોત—તો

દૂધદલી' જેવું છાનું હસ્યા જ કર્યા હોત તો? એટલા માટે પેલા પંડિતોએ છિદ્રમાં ઘણા અનર્થો છે એમ કહ્યું હતું ત્યાં ખરી રીતે અભિપ્રાયમાં અનર્થો છે એમ કહેવું જોઈતું હતું.

એટલે મારે માટે પણ અભિપ્રાય વ્યકત કરવો એ અશક્ય હતું. અંતે પેલા મારા મિત્રે મને એક યુક્તિ બતાવી. તમે એમ લખો કે તમારે કેટલા વાળો અભિપ્રાય જોઈએ છીએ? પૈસાના ચા વાળો અભિપ્રાય—દોઢ પૈસાના ચા વાળો અભિપ્રાય—સ્પેશ્યલ ટીનો અભિપ્રાય—કે સોડાલેમનની કિંમતનો અભિપ્રાય—કે રૂપિયા બે રૂપિયા—ખરી રીતે રૂપિયાને જો કોઈ પોતાનો મોટામાં મોટો દુશ્મન લાગ્યો હોય તો તે સાહિત્યકાર છે માટે એમ લખીને દુશ્મનાવટમાં વધારો કરવા જેવું હતું, છતાં મેં તો એમનું માનીને એ પણ લખ્યું કે—રૂપિયા બે રૂપિયાનો કેટલાવાળો અભિપ્રાય જોઈએ છીએ તે લખજો. અલબત, ભાઈ વિશ્વનાથ જેવા ખુશાથી શોધી કાઢે તેમ છે કે આ નુસ્ખો પણ મૌલિક નથી. એમાં રહેલું અપહરણ સ્પષ્ટ છે. તાવીજવાળા—કેટલાનું તાવીજ એમ જાહેરખબર કરે છે, એ ઉપરથી આ અભિપ્રાયનુસ્ખો લીધેલો છે. પણ એમ તો તાવીજવાળાએ પણ ધર્મશાસ્ત્રોમાંથી જ આ નુસ્ખા લીધા નથી? કેટલું દાન—ને શું ફળ—એ સ્પષ્ટ લખેલું છે. જોકે કેટલું દાન કરવાથી કેટલું પુણ્ય મળે એ સ્પષ્ટ કોઠો દર્શાવતું કોઈ એક પત્રક મારા હાથમાં હજી આવ્યું નથી, પણ આજે જ્યારે સરકાર જેવા પણ 'રીસર્ચ' કરાવે છે ત્યારે આ આપણા પૌરાણિક મિત્રો હજી આ રીસર્ચ વિષે ઉપેક્ષા સેવે છે એ બરાબર નથી. એમણે પણ એક પુણ્ય—અને દાન—એ દર્શાવતું પત્રક તૈયાર કરવું જોઈએ. સર્વહક્ક મારે સ્વાધીન છે એ જાહેરાત કરીને હું એક એવા કોઠાનો નમૂનો નીચે આપું છું:

| દાન | પુણ્યહાંસલ |
|---|---|
| સુવર્ણ | વિમાનની આગલી બેઠક—સૂચના—કોચરબ પાલડીની મોટર બસમાં ડ્રાઈવર પાસે જગ્યા મેળવવા માટે ધક્કાધક્કી કરતા ભાઈઓ આ જગ્યાનું મહત્ત્વ સમજી શકે. માટે આજના પારિભાષિક કોશ પ્રમાણે એ કહેવું જરૂરી છે કે આ જગ્યા લગભગ—વિમાનચાલકની પાસે જ છે. |
| રજત | વિમાનમાં—આગલી હરોળમાં—પહેલી ત્રણમાંની ગમે તે એક જગ્યા—વહેલો તે પહેલો. |
| તાંબુ | વિમાનની પાછલી હરોળ—છેલ્લી ત્રણ જગ્યા. તાંબાની ગાગરમાં ચાંદીસિક્કો નાખનારને ખાસ 'કનસેશન' મળશે. |
| લોઢું | આ ધાતુ વિમાન માટે સ્વીકારવામાં આવતી નથી છતાં તે ઉપયોગી હોઈ ત્યાં મોકલી તેની ચાંદી કે સુવર્ણ લાવશે તેને છેલ્લી હરોળમાં જગ્યા મળી શકશે. |

સૂચના:—મુખ્ય વિક્રેતા: લાલ ચક્કર પાઘડી ને કંકુ ચાંદલાની ફ. સ્થળ: પોળનો અંધારિયો ખૂણો. સમય: ગમે તે.

આવું પત્રક તૈયાર કરવામાં આવે તો પોતાને કઈ જગ્યાએ બેસવું છે એ નક્કી કરી માણસ એ પ્રમાણે ટિકિટ કઢાવી શકે. આ કોઠામાં ઝોન ટિકિટની યોજના રાખવી હોય તો વિમાન જે જગ્યાએ જવાનું છે એ જગ્યાઓનો નકશો આપવો જોઈએ. ને સ્વર્ગલોકમાંથી મૃત્યુલોકમાં આવવા માટે ને મૃત્યુલોકમાંથી પાતાળલોકમાં જવા માટેના સર્વ પ્રદેશનો નકશો સાથે રાખવો જોઈએ.

પણ આ તો આપણે આડી વાતે ચડી ગયા. આપણી મુખ્ય વાત અભિપ્રાયની છે. પણ જેવી રીતે કુશળ સંગીતકારો, મોંની ને ગળાની ગમે તેટલી કસરત કરી, છેવટે ધ્રુવપદને પકડી લે છે, તેમ આ લેખમાં ગમે તેટલું વિષયાંતર થાય, છતા ધ્રુવપદ ચૂકાતું નથી, એ વાંચનારે ધ્યાન રાખવું જોઈએ. એટલે જ પાછા અભિપ્રાય વ્યક્ત કરવાની વાત ઉપર આવવું સુગમ થઈ પડે છે.

ત્યારે અભિપ્રાય વ્યક્ત ન કરવામાં જે લાભ છે તે સૌના ધ્યાનમાં આવ્યો હશે. એટલા જ માટે આપણાં ઘણાં જાહેર કામો વિષે ગમે તેટલો અસંતોષ છતાં સૌ સંતોષ જ વ્યક્ત કરે છે. અભિપ્રાય વ્યક્ત ન કરનારો જેમ જ્ઞાની ગણાય છે તેમ પ્રૌઢ પણ ગણાય છે. ગુજરાતી વિવેચન સાહિત્યમાં પણ તમે જોશો કે કોઈ અભિપ્રાય નથી આપતું. તમે આખું વિવેચન વાંચી જાઓ—તો એ પુસ્તક શું છે, ને સારું છે કે નરસું, એમાં શું વાંચવાનું છે એ તમને ખબર નહિ પડે. પણ એમાં કયે પાને શું લખ્યું છે એ તમને ખબર પડશે—કે જે તમે પુસ્તક ખરીદીને ખોળી શકો છો. એટલા માટે જેમણે પોતાને માટે સારા કહેવરાવવાની કલા હસ્તગત કરવી હોય તેમણે કલાનો આ મુખ્ય સિદ્ધાંત—સંયમ એટલે કલા—મોંએ રાખવો. કાંઈ કહેતાં કાંઈ ન કહેવું, સારું પણ ન કહેવું, નરસું પણ ન કહેવું, બોલવું જ નહિ—એ એની તો જાદુભરી દવા છે. એ જે લગાડે તે સારો જ દેખાય.

કેટલાક એમ કહે છે કે આપણા મૂળ ધર્મસંસ્થાપકો મહાન હતા. તેમણે સ્થાપેલી સંસ્થાઓ પાછળથી શિથિલ થઈ; કારણકે એમનું જોઈએ તેવું વિશુદ્ધિકરણ ન થયું. એ લોકો એમ કહીને, અભિપ્રાયની જાહેરાત, સ્વચ્છતા, નિયમન, વગેરે ઉપર ભાર મૂકે છે. પણ એ લોકો એક વસ્તુ ભૂલી જાય છે કે અભિપ્રાય એ લોકો જ વ્યક્ત કરે છે કે જેમનો અભિપ્રાય કોઈ લેતું નથી. જે લોકો અભિપ્રાય આપે છે તે તો જાણે છે કે અભિપ્રાય ન આપવા જેવો એક પણ માર્મિક ઉપાય નથી. તમે અભિપ્રાય ધરાવો તો તમારે અભિપ્રાય માટે કાંઈક કરવાનું જોખમ ખેડવું પડે. તમે અભિપ્રાય ધરાવો—તો તમને વખતે કોઈક અભિપ્રાય માટે આગ્રહ પણ કરે. પણ તમે અભિપ્રાય ધરાવો ને ન ધરાવો—ને ન ધરાવો ને ધરાવો—તો તમને મોટામાં મોટો બારિસ્ટર પણ શું કરવાનો હતો? એટલે જ હું કહું છું કે ઘણાને બગાડવાની કલા જ સાધ્ય હોય છે ને બગાડે છે પણ કલાત્મક રીતે—તેમ ઘણાને સારા કહેવરાવવાની જ કલા સાધ્ય હોય છે ને તે પોતાને સારા કહેવરાવે છે કલાત્મક રીતે. કલાત્મક રીતે એટલા માટે કે એ પોતે તો સારા પણ હોતા નથી, નરસા પણ હોતા નથી, એ ખરી રીતે કાંઈ જ હોતા નથી; ને ખરી રીતે

તમે કાંઈ જ ન હો ત્યારે કાંઈક હો છો—પણ તે પોતાને કલાત્મક રીતે સારા કહેવરાવે છે. એ પણ એક કલા છે. ને તે સિદ્ધ કરવી હોય તો પ્રથમ સૂત્રઃ

अभिप्रायःन वक्तव्यः वक्तव्यो कदाचित् क्षणे,
मूलेऽपि न वक्तव्यो, भींति ऽस्ति कानवान् खलु।

આ શ્લોકને તમે અશ્લોક કહો તો હું તમને કહું કે તમે આમાં કાંઈ જ સમજ્યા નથી. આ શ્લોક ખરી રીતે આ કલાના પ્રતીક જેવો છે. એમાં સંસ્કૃત પણ છે, ગુજરાતી પણ છે ને ખરી રીતે એમાંથી એકે નથી. શ્રી. કાલેલકરે એટલા માટે જ પોતાની લિપિને દેવનાગરીની અપર દીકરી જેવી બનાવી છે, ને હનુમાનને પૂંછડે ગાભા વીંટાળ્યા હોય તેમ ગુજરાતીને પૂંછડે ગાભા વીંટાળ્યા જેવી વળગાડી દીધી છે. પણ એથી જ એના વિશે કોઈ કાંઈ કહેતું નથી. દેવનાગરીવાળા કહેશે કે ઠીક છે. ગુજરાતીવાળા કહેશે કે ઠીક છે. અને બન્ને જાણે છે કે આ ઠીક નથી. જેમના અભિપ્રાયમાં કાંઇક વજન હોઈ શકે એ શિક્ષણશાસ્ત્રીઓ તો કહે છે કે અમે અભિપ્રાય ન રાખીને સરકાર માબાપના રાજમાં રોટલા ખાતા હતા. હવે પણ અભિપ્રાય ન રાખીને જ રોટલા ખાઇ શકીએ તેમ છીએ. માટે અભિપ્રાયઃ ન વક્તવ્યઃ

રાજનીતિ તો સ્પષ્ટ રીતે કહે છે કે રાજાને વંત્તાક સારાં લાગે તો એનો રંગ ઘનશ્યામ કૃષ્ણ સાથે મેળવાય, ગરમ લાગે તો એને કાળાં કહેવાય. જે વખતે ઘનશ્યામ કહેવાં જોઈએ તે વખતે કાળાં ન કહેવાય, ને જે વખતે કાળાં કહેવાં જોઈએ તે વખતે ઘનશ્યામ ન કહેવાય એ જે જાણે છે, તે, ઉપનિષદ્કારોના શબ્દોમાં કહીએ તો, સઘળું જાણે છે.

સારા કહેવરાવનારે જેમ અભિપ્રાય વિશે સાવચેતી રાખવી તેમ બીજી સાવચેતી પવન વિશે રાખવી. પવન કઈ દિશાનો છે એ જોવું જોઈએ. એ પવનની દિશા નહિ જાણવાથી તો ઝાડ જેવા પણ ઊડી ગયા છે. સામે પવને ન દોડવું, પણ પવનની સાથે દોડવું ને પવન ફરે કે તરત તેની સામે થઈ જવું. આ જે જાણે છે તે પણ સઘળું જાણે છે.

ગમે તેવી સારી વસ્તુને માણસ બગાડી શકે છે એ જેટલું સ્વયંસિદ્ધ છે તેટલું જ સ્વયંસિદ્ધ આ છે કે ગમે તેવી બગડેલી વસ્તુને પણ માણસ સારી કહેવરાવી શકે છે. આપણે સડી ગયેલી કેરીને પણ ચપ્પુની મદદથી, 'આટલો જ ભાગ સડેલો છે.' 'ના, ના, આટલી તો સારી છે' 'હવે આટલી તો સારી છે જુઓને,' એમ વિશ્વાસી વાક્યો વડે ઉત્તેજી ઉત્તેજીને સારી નથી બનાવી દેતા? જુઓને, આપણા જ પ્રાચીન રીત-રિવાજોને સારા કહેવરાવવાં હોય ત્યારે આપણી મદદે કેટલાં બધાં પુરાણો, શાસ્ત્રો ને વિજ્ઞાનો પણ આવે છે! હમણાં જ મને એક મિત્રે કહ્યું કે સાળું આપણા કામમાં એક પ્રકારે વૈજ્ઞાનિક દૃષ્ટિ તો નજરે પડે છે! થાળી પાસે ફરતી પાણીની આડ કરી હોય તો કીડી ન આવે ને અજીરણના ત્રણ ભાગ મૂક્યા હોય તો માખી વગેરે ત્યાં જ બેસે ને નિરાંતે જમાય. મેં કહ્યું કે ઇંદ્રિય આકર્ષણ એ ભયંકર વસ્તુ છે ને થોડા રસાસ્વાદ લેનાર વધારે લેવા લલચાય એ સિદ્ધાંતે તો માખી, પછી નાના ભાગ ઉપરથી, થાળી ઉપર જ આવવા લલચાશે—એ મારી દલીલનો જવાબ મારા મિત્ર આપ્યો નથી. પણ

કાંઈજ ખરાબ નથી—સઘળું સારું છે—એ સિદ્ધાંત તો કૈઝર પાસે ને ઝાર પાસે પણ રાજનીતિજ્ઞોએ મૂક્યો નહતો? ને અત્યારે પણ કોઈ રાજાની તિજોરીમાં 'કાંઈ નથી' એમ કોઈ દીવાન બોલે ખરો? એમ બોલાય જ નહિ. એ અવ્યવહારુ રીત છે. તેવી જ રીતે તમે જ્યારે સઘળું સારું છે એ વાતાવરણમાં ફરતા હો ત્યારે આટલું ખરાબ છે એમ ન બોલતા. બોલ્યા તો તમે દુર્જન. એ તો એકાદ વિકારથી, આખું શરીર સાફ થઈ જાય, ત્યારે કહેવું કે પહેલેથી આટલું ધ્યાન રહી શક્યું હોત!

આ કલાની પ્રાચીનતા વિષે શંકા નથી. એની અર્વાચીનતા જાણીતી છે. એનું અમરત્વ પ્રગટ છે. એનો ઉપયોગ સૌના ધ્યાનમાં છે. એનાથી થતા લાભ બધાના ખ્યાલમાં છે. આ દૃષ્ટિએ જોતાં, આ સારા કહેવરાવવાની કલા વધારે વ્યાપક બને માટે થોડા વ્યવહારુ માર્ગ બતાવી દેવા જરૂરી છે.

(૧) કોઈ પણ દિવસ નિશ્ચયાત્મક અભિપ્રાય ન દર્શાવવો. અમુક વસ્તુ ખરાબ છે એમ ન કહેવું—એ સારી નહિ હોય એમ? એમ પ્રશ્ન પૂછવો, ને પ્રશ્નનો જવાબ ગળી જવો.

(૨) આપણે બીજાને સારા ત્યારે જ કહેવા કે જ્યારે એ પહેલો આપણને સારા કહે.

(૩) ખરાબ વસ્તુ લાભ આપતી હોય તો વસ્તુને ખરાબ ન કહેતાં એના પરિણામને વખોડવું. દારૂ ખરાબ નથી—દારૂનું પરિણામ ખરાબ છે— એ એક ઉદાહરણ રૂપે.

(૪) જેવી રીતે ભકતો હરિજાપ કરે તેમ તમારે 'અમે સારા કારણકે તમે સારા, તમે સારા કારણકે અમે સારા' એ જાપ ચાલુ રાખવો.

(૫) કોઈ વિષે કાંઈ પણ અભિપ્રાય ન આપવો; છતાં આપવો પડે તો એવો અભિપ્રાય આપવો કે જેમાં ભગતું નામ ભરી ન હોય.

(૬) એક સારા સંપ્રદાયની સ્થાપના કરવી. જેમ તૂટલ ફૂટલ વાસણ કંસારા સાંધે છે, તેમ એમાં સઘળી જ બગડેલી ચીજોને રંગરોગાન કરી સારી કરી બતાવવી.

(૭) તમે ગમે તે કરો પણ કલાત્મક રીતે કરશો તો તમારો વિજય છે.

(૮) કલા જેમ સંયમમાં છે, વાણી જેમ મૌનમાં છે, તેમ સારા કહેવરાવવાનું તમારા પોતાના હાથમાં છે. કોઈને—ખાસ કરીને ચાલુ પ્રવાહમાં વહેતી કોઈ વસ્તુને— નિંદતા નહિ.

(૯) જેને જેને વખાણો એ બધાંને તમારાં પગથિયાં ગણજો.

(૧૦) મૂળ સત્ત્વ આ છેઃ તમે કાંઈ ન કરો, કાંઈ ન કહો—છતાં તમે જ કર્યું છે એમ કહેવાય ત્યારે જાણવું કે તમારી કલા ફળી છે.

# સીતાનો સંદેશ*

ઉપેન્દ્ર

એ ભૂપને તું મુજ વેણ કહેજે, પ્રત્યક્ષ અગ્નિ મહિં શુદ્ધિ ભાળી;
ત્યજી મ્હને તો ય પ્રજા-પ્રવાદે, છાજે શું વિદ્યા-કુલને, ભલા, એ? ૧
વસે શુભેચ્છા ઉરમાં ત્હમારા—સ્વચ્છન્દ આ કર્મ ગણાય કેમ?
મ્હારાં જ પ્રાગ-જન્મ મહિં કરેલાં પાપો તણો દારુણ છે વિપાક. ૨
વરેલી લક્ષ્મી તરછોડી, ચાલ્યા ત્હમે હતા લઈ મુજને અરણ્યેઃ
પામ્યે પ્રતિષ્ઠા, નવ સાંખી એણે મ્હને ત્હમારે ભવને રહેતી. ૩
નિશાચરોથી પતિઓ પીડાતાં, સૌ તાપસીને ય તમ-પ્રસાદે
મ્હેં આપિયો આશ્રયઃ શી રીતે હું, ત્હમે છતાં, આશ્રય શોધું બીજે? ૪
હું તો સદાને વિરહે ત્હમારે સૂના ન આ જીવનને ય ધારું.
જો ન્હોય મ્હારે ઉદરે ત્હમારું સંરક્ષવા યોગ્ય જ બીજ વિઘ્ન. ૫
તેથી, પ્રસૂતિ પછી દૃષ્ટિ રાખી સૂર્યે સ્થિરા હું તપ આદરીશઃ
જેથી બીજા જન્મ મહીં ય થાઓ ત્હમે મ્હારા પતિઃ ના વિયોગ. ૬
વર્ણો અને આશ્રમ કેરી રક્ષા—એ ભૂપનો ધર્મ મનુ-લખ્યો છેઃ
ત્યજી મ્હને તો ય રહી ત્હમારે બીજાં તપસ્વી જ્યમ રક્ષવાની." ૭
ધારીને ઉર સંદેશ સુમિત્રા-પુત્ર તો ગયો;
શોકના ભારથી સીતા મુક્તકંઠે રડી રહી. ૮

---

* રઘુવંશ, સર્ગ ૧૪, શ્લોક ૬૧-૬૭નો સમશ્લોકી અનુવાદ. છેલ્લો શ્લોક પરિસ્થિતિ-નિર્દેશ માટે ૬૮મા શ્લોક ઉપરથી યોજીને મૂક્યો છે.

# શિવાલય

મૂળ લેખક: શ્રી અસમંજ મુખોપાધ્યાય
અનુવાદક : ટોપણ દયાળજી ઘેલાણી

[ ગતાંકથી ચાલુ ]

## ૫

શિબુ અને ગૌર કલકત્તા આવ્યે છ મહિના વીતી ગયા. થોડા દિવસ થયા મિરઝાપુર સ્ટ્રીટની મેસ છોડી ભવાનીપુરની મેસમાં બન્ને જણને આશ્રય લેવો પડયો હતો. મિરઝાપુર મેસમાં બેત્રણ મહિનાનો ચાર્જ ચડી ગયો હતો. ઉઘરાણી ઉપર ઉઘરાણી કર્યા છતાં પણ જ્યારે તે વસૂલ થઈ શકી નહિ, ત્યારે એક દિવસ મેસના મેનેજરે ખૂબ તકરાર અને ગાળાગાળી કરી તેમની પાસેથી જે રોકડ રકમ નીકળી તે વસૂલ કરી તેમને લીલું શ્રીફળ અને સૂકો ગોળ પકડાવી રવાના કર્યાં. છતાં યે તેના પૂરા રૂપિયા વસૂલ થયા નહિ, કાંઈક બાકી રહી ગઈ.

ઉપલા કારણથી શહેરના ઉત્તર ભાગમાં રહેવાનું છોડી તેઓએ દક્ષિણ ભાગમાં આવી આસરો લીધો. નવી મેસમાં આવી આદિ અને સાચાં નામો બન્ને જણને ફેરવવાં પડયાં. ગૌર બની ગયો નિતાઈ. એ નામનો હજુ યે મેળ ખાતો હતો ( ગૌરાંગ મહાપ્રભુનું બીજું નામ નિતાઈ હતું તેથી ) પણ શિબુને તો કૈલાસ ત્યાગ કરી એકદમ આકાશમાં ઉદય થવું પડયું—તેણે નામ રાખ્યું શશધર.

શિબુ નોકરી શોધવા પાછળ ખાઈપીને મંડયો હતો, આકાશપાતાળ એક કરતો હતો, પણ કોઈપણ જગાએ સરખાઈ આવતી નહોતી. કલકત્તાની દક્ષિણે ગડિયા મ્યુનિસિપાલિટીમાં એક જગ્યા ખાલી હતી. આજ કેટલાક દિવસો થયા તે આ જગ્યા મેળવવા વાસ્તે ધક્કા ખાતો હતો. કોઈ એક આબરૂદાર અને લાગવગવાળા કમિશનરની કોઈ રીતે ઓળખાણ કરી તેની લાગવગ લગાડવામાં આવે તો કામ થઈ જાય તેમ હતું. તપાસ કરતાં તેને જણાયું કે કમિશનરોમાંના કેટલાક તો તદ્દન વિચિત્ર પ્રકૃતિના માણસો હતા. તેઓની ગણના નહિ ત્રણમાં નહિ તેરમાં કે નહિ છપ્પનના મેળમાં એવી હતી. તેઓ કોઈની સિફારસ પણ બનતાં સુધી કરતા નહિ. તેમ એમનો સિફારસનું કાંઈ એવું વજન પણ પડતું નહિ. બીજા કેટલાક જણ હતા તેમનો પ્રભાવ પણ જેવો વજનદાર હતો તેવા જ તેઓ બધાં ખાતાંઓમાં લાગવગ ધરાવતા હતા. પણ દુષ્ટ માણસો તરફથી ગામમાં તેઓની સારીનરસી વાતો પણ પુષ્કળ થતી હતી. એમની પાસેથી કોઈ કામ કરાવી લેવું બહુ જ મુશ્કેલ હતું. આવા માણસોમાં ફક્ત એક રૂપચંદબાબુની સ્થિતિ કાંઈક જુદી જ જણાતી હતી. એમનો પ્રભાવ સારો પડતો હતો તેમજ સાધારણ જનસમાજમાં તેમનાં વખાણ પણ બારોબાર થતાં હતાં. તે બહુ જ સરળ મનના કહેવાતા. ઠાકોરજીની પૂજા કર્યા સિવાય

તે કોઈ દિવસ પાણી પણ પીતા નહિ. મોટરમાં બેસી બીજાઓ જ્યારે છાપું ખોલી વાંચવા માંડે ત્યારે આ સદ્ગૃહસ્થ એ મળેલા વખતનો સંપૂર્ણ સદુપયોગ કરતા. તે ગજવામાંથી 'ગજરી–ગીતા' બહાર કાઢી તેનો કોઈ એક અધ્યાય વાંચવા મંડી જતા. ગરીબ અને દુઃખી માણસો તરફ તેની દયા પણ ઘણી હતી, દાન પણ ઘણું કરતા. બધા કરતાં વખાણવા લાયક હતું તેનું નિષ્કલંક ચરિત્ર. અનર્ગળ ધનના માલિક અને વિધુર થયેલા હોવા છતાં ચારિત્ર્યબળમાં તે મહાબલી હતા—જાણે રાષ્ટ્રપતિ રૂપચંદગાબુને કોઈ રીતે પકડી શકાય તો શિવુનું કામ થઈ જાય એમ હતું. પણ આજ ત્રણચાર દિવસ થયા અથાગ મહેનત કરવા છતાં યે તેમની મુલાકાત થઈ શકતી નહોતી. સદા સર્વદા તે કામમાં જ ગુંથાયેલા રહેતા. ઘરમાં અથવા બહાર તે બહુ ઓછું રહેતા. કોઈ એક માણસે શિવુને ખાનગીમાં બોલાવી કહ્યું કે એમની મુલાકાત કરવી હોય તો ૫૩/૨ નંબર હાડકાહાગલી 'ચારૂ પુતલી'ને ઘેર ગયા સિવાય બીજો ઉપાય નથી.

આજ સવારે શિવુ ત્યાં ગયો હતો. ઘણી તપાસને અંતે અને અનેક ઢુંઢુશીતુરી કર્યા પછી તે ચારૂબાલાને મળી શક્યો. ચારૂ ખરેખર પુતલી જેવી જ હતી. રૂપ જાણે તેનું છલકાઈ જતું હતું, ફાટી પડતું હતું. આવું રૂપ નહોય તો રૂપચંદ કાંઈ ભૂલે એમ હતું ? ગમે તે હો, ત્યાં પણ શિવુને રૂપચંદગાબુના દર્શનનો લાભ મળ્યો નહિ. પોતાની નોકરી સબંધી બધી વાત સંક્ષેપમાં જણાવી તે ચારૂબાલાને જ ગળે પડ્યો. ચારૂએ કહ્યું: "તમે નોકરીની આશા છોડી દો. પહેલાં તે મારી વાત ઠેલી શકતા નહિ. હું જે કહું તે બધું કરતા. એક વખત એકજણ તુરતની જ વકીલની પરીક્ષા પાસ કરી અહીં આવી નોકરી વાસ્તે મને જ પકડી બેઠો. એમને કહેતાંવેંત જ માસિક અઢીસો રૂપિયાના પગારથી 'સેનિટરી' ઓફિસરની પોસ્ટ ઉપર તેને બસ બેસાડી જ દીધા."

"વાહ ! લૉ પાસ કરીને થયો સેનિટરી ઓફિસર ?"

"થાય જ તો. મારી શિફારસ હતી ને ?"

"સાંજના પાછો અહીં આવું તો એઓ મને મળશે ખરા ? "

"ના, પ્રથમ હંમેશાં અહીં જ આવતા, રહેતા, એ વાત સાચી છે. પણ આજકાલ—વારુ, તમે 'મહિલાશ્રય' જોયું છે. હમણાં જ નવું ખુલ્યું છે તે ?"

"ના, કોલેજ સ્ટ્રીટ માર્કેટમાં કે શું ?"

"અરે, ના રે ના; આ કાંઈ મોળી, સારી, છાયલ કે કાપડનું આશ્રય નહિ. આ મેનું એક્રોડ ઉપર 'વસનાશ્રય' નવું ખુલ્યું છે કે ત્યાં કાપડ બહુ જ સસ્તું અને મનપસંદ મળે છે તે છોડીને પૂર્વ દિશા તરફ જરા આગળ જતાં જ આ 'મહિલાશ્રય' એટલે કે મહિલાઓનું આશ્રમ આવેલું છે. અનાથ, વિધવા, સધવા બાઈઓને વાસ્તે એ ખોલવામાં આવ્યું છે. આજકાલ એમની મુલાકાત ત્યાં થવાનો સંભવ છે. આજકાલ એ તરફ ખૂબ ઢળી પડ્યા છે. શું કહું તમને હું, બાઈસાહેબ, આ મારી ઉમર લગભગ ચાળીસ વર્ષની થવા આવી, મારી જિંદગીમાં બાપુઓ પણ મેં ઘણા યે જોઈ નાંખ્યા, પણ આવો રંગરસિક માણસ—"

"તમે બીજો કોઈ જોયો નથી એમજ ને! તમારા જેવા માણસના સંસર્ગમાં આવ્યા છતાં તેના આવા દુર્ગુણ ગયા નહિ? ખરેખર, બહુ જ દિલગીર થવા જેવી બાબત છે!"

બીજી બેચાર આડીઅવળી વાતો કરી શિવુ ચારૂપુતલીને ત્યાંથી નિરાશ થઈ પાછો ફર્યો. રસ્તે ચાલતાં ચાલતાં તેને વિચાર થયો કે ચાલને છવ આજ સવારના પહોરમાં જ એકવાર બેકરોડ તરફ જઈ આવું. કદાચ અકસ્માત રૂપચંદબાબુ સાથે ભેટો થઈ જાય. તે ટ્રામમાં બેસી બેકરોડ આવ્યો અને થોડી તપાસ કરતાં જ એક મકાનના દરવાજા ઉપર જ એક સાઈનબોર્ડ જોવામાં આવ્યું: "મહિલાલય. [ અનાથ મહિલાઓનો આશ્રમ ]"

ઘણી મહેનત કાકલુદી વિનંતિ કર્યા પછી તેની મનની મુરાદ બર આવી. રૂપચંદબાબુ સાથે તેની મુલાકાત થઈ. રૂપચંદબાબુએ તેને કહ્યું: "ગડિયા મ્યુનિસિપાલિટીના વહીવટમાં મારું કાંઈ ચાલે તેમ નથી. એ તદ્દન અસંભવિત છે."

શિવુ નિરાશ થઈ બોલ્યો: "જો કોઈ પણ ઉપાયે એકાદ કામ પર મને—"

"લાચાર છું-લાચાર છું. ત્યારે તું હવે જા; મારે હજી ઘણું કામ છે."

"જી, બીજી એક વાત આપને કહેવાની છે."

"વળી શું કહેવું છે? ચાલ બોલી નાંખ જલદી."

"સાહેબ, મારી દૂરની સંબંધી બે વિધવાઓ છે. તેઓ બહુ જ દુઃખી છે. ખાવાનાં સાંસાં છે. આપના આ આશ્રમમાં જો કાંઈ—"

"એમને કાંઈ છોકરાંછૈયાં નથી? સંસાર કેમ ચલાવે છે?"

"સંસાર ચલાવી શકતી નથી. પાંચ જણાની દયા અને તેમની પોતાની આંખોના આંસુથી જેમ તેમ નિભાવ થાય છે. એક જણી તો બુઢ્ઢી થઈ છે. તેને હવે વધારે દિવસ દુઃખ ભોગવવું પડે એવું લાગતું નથી, પણ— "

"બીજીની ઉમર કેટલી છે?"

"એકદમ બાળક, આ એકવીસ બાવીસ વરસ થયાં હશે. તેને તો હજુ દુઃખની આખી જિંદગી કાઢવી બાકી છે. આપના આ મહાન અને સત્ આશ્રમમાં જો એને સ્થાન મળે તો કદાચ તે પોતાનો જીવ અને પોતાનું ચારિત્ર જાળવી—હાં, આપના હાથમાં આ કઈ ચોપડી છે—આટલી નાની ચોપડી!"

"હાં; બત્રીસી ગીતા."

"સવારના પહોરમાં અનાથાઓને વાંચી સંભળાવતા હશો, કેમ? વારુ. ત્યારે આપનો હુકમ હોય તો તે મારી આત્મીયા બે જણીને—"

"જો એમ છે કે બેય જણને એક સાથે એડમિટ કરવામાં બહુ જ મુશ્કેલી ઊભી થશે કારણ બીજી ઘણીની અરજીઓ આગળની કરેલી પડી છે. પણ તું તારે આ નાની ઉમરની બાઈને લઈ આવ. હું પ્રયત્ન કરીશ. ક્યારે લાવશે?"

"જી, ત્યારે આઠેક દિવસ—"

"ના, ના; કાલ જ લઈ આવ, સમજ્યો, નહિ તો પછી સીટ ખાલી નહિ હોય. તું ચા પીએ છે કે? હાં; અને મ્યુનિસિપાલિટીમાં કારકુનની જગ્યા વાસ્તે પણ એક અરજી લખીને લઈ આવજે—જોઉં કાંઈ થઈ શકે તેમ હશે તો પ્રયત્ન કરીશ. ત્યારે હવે ઢીલ કરતો નહિ. કાલે જ ચોક્કસ આવી જજે, સમજ્યો? અનાથા અને 'ઍપ્લીકેશન' બન્ને એક સાથે જ કાલે લઈ આવજે." રૂપચંદબાબુએ શિબુને વાસ્તે ચા લાવવાનો હુકમ કર્યો.

બીજી બેચાર વાતો કરી, ચા પી, શિબુ રજા લઈ ઘેર પાછો ફર્યો અને મેસમાં આવી ગૌરને આ બધી કહાણી કહેવા લાગ્યો.

બધી વાત ચુપચુપ શાંતપણે સાંભળી લીધા પછી ગૌર તો પેટ પકડીને હસવા જ લાગ્યો અને હસતાં હસતાં જમીન પર લોટી પડ્યો તો પણ હસવું ખાળી શક્યો નહિ. થોડી વારે હસવું શાંત થયા પછી તે બોલ્યો: "ગમ્મત તો બહુ જ સારી આવે છે."

"મારા સોગન, મને આ કાંઈ ગમતું નથી. એકાદ નોકરીચાકરીની ગોઠવણ ન થાય તો હવે—"

"પેલા ગુજરાતીની ઑફિસમાં નોકરીની જગ્યા માટે જરા સારી રીતે મહેનત કરી જો ને!"

"ચાલ ત્યારે ત્યાં આજે જ જાઉં. ત્યાં પણ જાઉં અને બિહાર ટ્રેડીંગ કૉરપોરેશનની ઑફિસમાં પણ એકવાર જઈ આવું."

બપોરે શિબુ ગુજરાતી ગૃહસ્થની ઑફિસમાં હાજર થયો. ત્યાં ત્રણચાર માણસોની જગ્યા ખાલી હતી. હંમેશ સવારે શિબુ જ્યારે 'લેક' ઉપર ફરવા જતો ત્યારે આ ગુજરાતી ગૃહસ્થ સાથે હમેશ તેનો ભેટો થતો. ધીમે ધીમે તેની સાથે વાતચીતનો પ્રસંગ પાડી ઓળખાણ પાડી. તે ગૃહસ્થ સ્વભાવે સાલસ, બહુ જ શાંત અને દયાળુ હોવા છતાં શિબુને ત્યાંથી નિરાશ થઈને પાછા ફરવું પડ્યું. તેમણે કહ્યું: "જુઓ શશધરબાબુ, અમારો એક ખાસ સિદ્ધાંત છે કે—જ્યાં સુધી બની શકે ત્યાં સુધી અમારા જ દેશના માણસ સિવાય બીજા કોઈને 'ઍપૉઇન્ટ' કરવો નહિ. એટલા માટે હું બહુ જ દિલગીર છું—ચાલો નમસ્કાર."

દુઃખથી અને રોષથી શિબુનું અંતર વ્યાકુળ બની ગયું. હવે તે બિહાર ટ્રેડીંગ કૉરપોરેશનની ઑફિસમાં જવા માટે એક 'બસ'માં ચડી બેઠો. તેના હાથમાં ચાલુ વરસના 'વસુમતિ'નો દશેરાનો અંક હતો તે તેણે ખોલી વાંચવા માંડ્યો. અનાયાસે કારટૂન ચિત્રવાળું એક પાનું જ ખુલ્યું. તેની નીચે લખેલું હતું:

"ખાલી નથી—ખાલી નથી—ભગિની, આ તરી (નૌકા)
હારાં જ રીધેલાં વિવિધ ધાનથી ગઈ છે ભરી."

આ પાનું તે ધ્યાન દઈને વાંચવા લાગ્યો.

૬

સાંજને વખતે થાકેલે શરીરે અને ઉદાસ ચહેરે શિવુ મેસમાં પાછો ફર્યો અને ગૌરને કહ્યું: "જો ભાઈ, હવે મરણિયા થવું પડશે. કાં તો ઇસ પાર કે ઉસ પાર. રૂપિયા તો કલકત્તામાં ખરેખર હવામાં જ ઊડે છે એટલુંજ નહિ, પણ પુષ્કળ પ્રમાણમાં ઊછળે છે તેને આપણે ઝડપી લેવા જોઈએ. વાંકી આંગળી કર્યા સિવાય ઘી નીકળવાનું નથી. સીધા રસ્તા હંમેશ લાંબા હોય છે અને ઘણી વખત પ્રમાણિક અને સત્યનિષ્ઠાવાળાના દુઃખનો અંત જિંદગી સુધી આવતો નથી." એમ બોલી તેણે તે દિવસની નિષ્ફળતાનું વર્ણન અક્ષરે અક્ષર જરા પણ ચૂકયા સિવાય ગૌર પાસે કર્યું.

ગૌરે વિસ્મય પામી પૂછયું: "બિહાર ટ્રેડીંગ કોરપોરેશનવાળા રઘુપતિપ્રસાદે પણ આવો જ જવાબ આપી તને રવાના કર્યો?"

"હાં, એ બધું સમજાય તેવું છે. બંગાલી જેવી મૂર્ખ કોઈ જાત નથી. અને મને લાગે છે કે આ બંગાલી જાતને જ ઠગી લેવા સિવાય બીજો કોઈ ઉપાય હવે હાથમાં રહ્યો નથી. ઠગાઈ જવાની બાબતમાં આ આપણી જાતિએ આખી 'વર્લ્ડ'નો 'રેકર્ડ' 'બ્રેક' કર્યો છે. પોતાને જેટલા ચાલાક અને હોશિયાર આ લોકો માને છે, તેનાથી અનેક ગણા વધુ તેઓ મૂર્ખ છે. લે, આ પિકચર આવતી કાલે મઢાવી લાવજે. ઓરડામાં ટાંગી રાખશું." એમ કહી શિવુએ 'ખાલી નથી, ખાલી નથી' વાળી પેલી 'વસુમતિ'ના અંકની છબિ ગૌરના હાથમાં આપી.

થોડીવાર ચૂપ રહી ગૌર બોલ્યો: "મારું કહ્યું માન તો રાણાઘાટના જમીનદારના વચલા પુત્રને તું એકવાર મળી આવને, તેઓ કદાચ તને નોકરી ચાકરી આપી મદદ કરી શકશે. તારા ઉપર તો તે બહુ જ હેત રાખે છે. અને પેલો ખૂબ પૈસાવાળો ડાકટર બાબુ—"

"ગાંડો થયો છે કે શું? રાણાઘાટના જમીનદારના વચલા પુત્રની વાત જુદી છે. પણ પેલા પૈસાવાળા ડાકટરની વાત તું કરે છે? મોટા માણસો-પૈસાદારો-ગરીબ તરફ કોઈ દહાડો સારી લાગણી ધરાવી શકે નહિ. મારો સૂર તથા મારું ગાયન બેચાર વાર સાંભળી એ મારા તરફ જરા ખેંચાયા હશે; તેથી જ થોડા દિવસ— જો કે હજુ પણ હું તેનો તે જ શિવનાથ ઘોષ છું અને ગળામાંથી ગાયન પણ પ્રથમની માફક જ મીઠી રીતે ગાઈ શકું છું પણ મોહ તો કાંઈ ઝાઝા દિવસ ટકતો નથી, થોડા દિવસમાં જ ઊડી જાય છે. પરિણામે—સમજ્યો ને?"

"હા, સમજ્યો."

"સમજ્યો છે ધૂળ આડી શેરીની! મારા જેવો પાકો—રીઢો—થા ત્યારે બધી સમજ પડશે. છેતરપીંડીનો ધંધો મારે સ્વીકાર કરવો પડયો છે એ વાત કબૂલ કરું છું, પણ કરવું શું, કહે જોઉં? આપણા દેશમાં જે લોકો પાસે પૈસા છે તે લોકો તરફથી તો દેશનું કાંઈ ભલું થવાની આશા જ નથી. હું મારા ઉપરથી વાત કરતો નથી, એવા પણ ઘણા માણસો હોય છે કે જેઓ અત્યંત શુધ્ધ ચારિત્ર્યવાળા, પ્રખર પ્રમાણિક, અત્યંત

સદાચારી અને એકદમ સીધે રસ્તે ચાલનારા સાચા સદ્‌ગૃહસ્થો હોય છે; પણ ભગવાને આ ગુણો આપવાની સાથે સાથે ગરીબી પણ એમને જ આપી છે—અને તે પુષ્કળ પ્રમાણમાં. એમનો એ સ્વભાવ હોય છે કે હજાર દુઃખ કષ્ટ અભાવ અને તાણ પડતાં છતાં કોઈની પાસે જઈ મોઢું ફાડી બોલી શકે કે હાથ લાંબો કરી માગી શકે નહિ. બહુ બહુ કરે તો પરોક્ષ રીતે ઈસારાથી કે ઈંગિતથી જણાવવા પ્રયત્ન કરે, પણ—"

તેને વચમાં જ બોલતો અટકાવી ગૌર બોલ્યો: "આખો દિવસ રખડી રખડીને તારું માથું ખરાબ થઈ ગયું લાગે છે, શિવુ. હજારમાંથી નવસો નવાણું માણસો તો ગરીબ જ હોય છે. એક જણ પાસે કદાચ થોડા પૈસાટકા હોય. અને આ ગરીબોની વહારે ધાતાં તો ત્યારે—" એટલું બોલી વાક્ય અધૂરું રાખી તે હી હી હી કરતો ખડખડાટ હસી પડયો.

"વારુ, વારુ; હવે મૂક તારી ફિલસૂફી બાજુએ. ચૂપ રહે. આ બધી બાબતો સમજતાં તને હજુ ઘણો વખત લાગશે. ચાલ હવે, 'સ્ટવ' લે અને ચા બનાવ, જોઉં."

ચા તૈયાર કરી બન્ને જણાએ થોડા નાસ્તા સાથે પીધી. પછી, શિવુનો થાક ઉતરતાં એક સિગરેટ સળગાવીને તે બોલ્યો:

"મારા કપાળમાં હજુ ઘણું દુઃખ ભોગવવાનું લખેલું હોય એવું લાગે છે. મારી જિંદગીમાં મેં કાંઈ વધુ અન્યાયો કર્યા છે, એવું તો નથી; પણ જે એક અન્યાય થઈ ગયો છે તે ભારોભાર થઈ ગયો છે."

"જેમ કે?"

"જેમ કે, બુઢ્ઢા બાપ તરફ ગેરવર્તન. દર મહિને માત્ર બાર રૂપિયા તે કમાય—એ તેની પૂંજી. કેટકેટલાં દુઃખ વેઠી અમને બધાંને ઉછેરી મોટા કર્યા હશે, ભણાવ્યા હશે વગેરે. અને મેં શકિત છતાં તેની એ ખરી મહેનતની કમાણીનું અન્ન બગાડી ખાલી બાબુગીરી કરવામાં મહિને ત્રીસ ત્રીસ રૂપિયા ઉડાવ્યા છે. કેટલી યે વાર તેમણે મને કહ્યું સમજાવ્યું હશે પણ મેં એ વાત ઉપર ધ્યાન આપ્યું જ નહિ. એક જ પૈસા—ફકત એક જ પૈસાને અભાવે પિતા કોઈ કોઈ વખત તમાકુ પી શકતા નહોતા અને હું રોજ બે પેટી એટલે કે સાત આનાની સિગરેટનો ધુમાડો કરતો હતો!"

"કેમ શું છે રે? આજે આ બધું શું આદર્યું છે, કહે જોઉં? અચાનક આમ—?"

"ખરેખર, આજ મન બહુ ખરાબ થઈ ગયું છે—ચાલ, જરા બહાર ફરી આવીએ."

રાતે વાળુ કર્યા પછી સૂતો સૂતો શિવુ બોલ્યો: "ગૌર, ઊંઘી ગયો કે શું?"

"ના."

"જો આવતી પરમ દિવસથી હું 'હંગર-સ્ટ્રાઈક' કરીશ."

"શું કરશે?"

"'હંગર સ્ટ્રાઈક'—અનશન—ઉપવાસ. સોગન ઉપર કહું છું હું કરીશ. જો સાંભળ બધું કહું છું તે. પણ તે પહેલાં એક બીજી વાત કહું છું તે સાંભળી લે. પોષ મહીનામાં

એકવાર હું રાણાઘાટ જઈશ. જમીનદારનો વચલો પુત્ર ખરેખર મારા તરફ લાગણી ધરાવે છે, પણ સાથે સાથે એ વિચાર પણ આવે છે કે તે મારું શું ભલું કરી શકશે."

" કેમ ? "

" કેમ એટલા માટે કે જેઓ પૈસાવાળા હોય છે તેઓનો બધો વખત, શક્તિ અને વિચાર એ પૈસાને કેવી રીતે સાચવવા ફેરવવા તેનો વિચાર કરી તે પ્રમાણે અમલમાં મૂકવાના બંદોબસ્ત કરવામાં જાય છે. ગરીબ તરફ જોવાનું કે નજર કરવાનું તો દૂર રહ્યું પણ એમના પોતાના સંસાર પણ સારી રીતે જોઈ શકવાનો સમય પણ તેમને મળતો નથી એ વાત હું બરાબર જાણું છું. વળી એક બીજી પણ વાત છે તે એ છે કે મેં બધી જગ્યાએ એવાં બાવળનાં બી વાવી રાખ્યાં છે કે ખરે ટાણે મને કોઈની યે મદદ મળે એ મારા નસીબમાં લખ્યું હોય તો જ બને. આ પિતાનો જ દાખલો લઉં. પોતાનાં ઘરનાં માણસોમાંથી કોણે પિતાને ખરે ટાણે મદદ કરી જીવાડયા છે ? એ તો બધું પરમાત્માએ જ કર્યું છે. એમ જ સમજવું કે પ્રભુની એવી ઇચ્છા હશે, વિધાતાનું વિધાન જ એવું હશે—જેવા ભાઈના લેખ, બીજું શું ?"

" એ બધી તત્ત્વજ્ઞાનની કથા હમણાં ઊંચી મૂક. 'હંગર સ્ટ્રાઈક'ની બાબતમાં તું શું કહેતો હતો ? "

" હા, આવતા પરમ દિવસથી હું 'હંગર સ્ટ્રાઈક' કરીશ. નોકરી ચાકરી તો આપણે જાણે કરવી જ નથી. મળે તેમ પણ નથી. મને જ ન મળે એવું નથી પણ કોઈને પણ મળે એવું નથી. તેં આપણા દેશના શશી લુહારે બનાવેલી છરીઓ, કાતરો, અસ્ત્રા વગેરે કોઈ દિવસ જોયાં છે ?"

" હા, જોયાં છે. એ તો 'ફર્સ્ટ ક્લાસ' ચીજ. મને લાગે છે કે વિલાયતથી આવતી કેટલીક જાતો કરતાં પણ ઘણી ઊંચી જાતનો એ માલ બને છે. "

" ખરેખર, એમ જ છે. એના બનાવેલા અસ્ત્રાઓ બે રૂપિયા ડઝનના ભાવથી વેપારીઓ લઈ જાય છે. લાકડાના હાથાવાળા તે બનાવે છે પણ જો શીંગડામાંથી બનતો પાલીશદાર હાથો અને તેના ઉપર નામ લખવામાં આવે તો સવા બે રૂપિયા ડઝન. વળી તેના ઉપર જો પૂંઠાનું ઘરું કરાવીએ અને ધારને જરા ઈલેકટ્રોપ્લેટ કરાવીએ, તો બહુ બહુ તો બધું મળીને ત્રણ રૂપિયે ડઝન પડવા જાય. કલકત્તાની બજારમાં કાંઈ નહિ તો ઓછામાં ઓછા આઠ રૂપિયે ડઝન તો જરૂર વેચાઈ જાય. "

" પણ તારે હંગર સ્ટ્રાઈક કરીને મરવું છે કે શશી લુહારનો બનાવેલો અસ્ત્રો ગળા ઉપર ફેરવીને મરવું છે તે ઠીક સમજાયું નહિ ! "

" મેં નિશ્ચય પાકો કર્યો છે : મરવું નથી, જીવવું છે. પહેલાં હંગર સ્ટ્રાઈક કરવો છે, પછી શશી લુહારના અસ્ત્રાથી જીવવું છે. "

" એટલે ? "

" એટલે એમ કે એક વખત જીવતની છેતરપીંડી કરવી પડશે. તે સિવાય બીજો ઉપાય નથી. પહેલાં 'હંગર સ્ટ્રાઈક' મારફત થોડા રૂપિયા ભેગા કરવા પડશે. પછી એ રૂપિયાથી જ આ શહેરમાં એક ' કટલેરી 'નો 'બીઝનેસ' ખોલી બેસશું. આ બાબતમાં મેં બધી તપાસ કરી તૈયારી કરી રાખી છે. મારી ખાતરી છે કાંઈ ઉડાંઉ ન કરીએ અને એકનિષ્ઠાથી મહેનત કરી મન પરોવી આ ધંધો ચલાવી શકીએ, તો આપણ બંનેની પૈસા સંબંધી મુશ્કેલીઓ દૂર થશે. અને તેમ થાય તો, પિતાને આટલા બધા દિવસ દુઃખી કર્યા પછી તેને કંઈક સુખી કરી તેનો આશીર્વાદ મેળવી શકીશ."

મોડી રાત સુધી પથારીમાં પડચા પડચા આ બાબત ઉપર ખૂબ ચર્ચા—આલોચના કર્યા પછી બંને જણા સૂઈ ગયા.

*બીજે* અઠવાડિયે જ્યાંત્યાં માણસોને મોઢે મોઢે છાપે છાપે દિલને ચોંકાવનારી એક ખબર ફેલાઈ ગઈ અને તેના પર જોરથી ચર્ચા ચાલવા લાગી. ભવાનીપુરની એક મેસમાં શશધર નામનો એક યુવક એક શિવાલય સ્થાપવા સારુ પૈસા ભેગા કરવાના ઉદ્દેશથી ઉપવાસ આદરી બેઠો છે. તેણે એક મહિનાની અંદર હજાર રૂપિયા જો ભેગા ન થાય તો ઉપવાસથી દેહત્યાગ કરવાનો નિશ્ચય કર્યો છે. ઉપવાસ શરૂ કર્યા પહેલાં તેણે નીચે પ્રમાણે નિવેદન કરી આહારનો ત્યાગ કર્યો છે અને મૌન સેવ્યું છેઃ

" હિંદુના દેશમાં શિવાલયની પ્રતિષ્ઠા કરવા સારુ દરેક માણસ એક રૂપિયો આપે એમાં કાંઈ નવાઈ પામવા જેવું કે અસંભવિત સરખું કાંઈ નથી. બંગાળ દેશમાંના એક હજાર માણસો પાસેથી એ મહત્ કાર્ય સાધવા સારું એ એક હજાર રૂપિયા ભેગા ન થાય તો આ ઉપવાસથી થનાર મૃત્યુનું પાપ અને તેની જવાબદારી આખી બંગાળી જાતિ ઉપર છે."

આ ખબર વાયુવેગે ચારે તરફ ફેલાઈ જતાં ધીરે ધીરે આ ઉપવાસ કરનાર મહાન વ્યક્તિની મુલાકાતે ચોતરફથી માણસો આવવા લાગ્યા અને રૂપિયા પણ ભેગા થવા લાગ્યા. ઉપવાસ કરનાર મહાન પુરુષ કોઈની સાથે કાંઈ વાત કરતા નહોતા. ગળાં સુધી એક સફેદ ચાદરથી પોતાનું શરીર ઢાંકી. દઈ ઓરડાની એક બાજુના ખૂણામાં બિછાવેલી પથારી ઉપર સૂઈ રહ્યા હતા. તેમનો અનુચર નિતાઈ કૃષ્ણ આવતાં જતાં બધાં માણસોને આવકાર આપતો અને તેમની સાથે બની શકે ત્યાં સુધી વાતચીત કરતો, જવાબ આપતો અને અપાતા રૂપિયા ઉપકાર સહિત ગ્રહણ કરતો હતો.

પાંચછ દિવસ પછી એક દિવસ મોડી રાતે, એકાદ શેર ખાવાનું ખાઈ અને એક મોટો વાડકો દૂધનો પી જઈ શિવુએ ગૌરને પૂછયુંઃ " આજ સુધીમાં કેટલા થયા? "

" ૫૭૨૭."

" ત્યારે તો એકબે દિવસમાં દશ હજારના આંકડે પહોંચી જવાશે એવું લાગે છે. આપણે તો હજારેકની આશા માંડ માંડ રાખી હતી. પણ દયાળુ પ્રભુએ દશ ગણા મોકલી દીધા ! "

બરાબર એમ જ થયું. બેત્રણ દિવસમાં બંગાળ દેશના ધર્મપૂર્ણ કલકત્તા શહેરમાં ધાર્મિક બંગાળીઓ મારફત ધર્માર્થી શિવાલયની પ્રતિષ્ઠા સારુ ધાર્મિક પ્રવર શિવનાથના હાથમાં દશ હજાર કલદાર રૂપાના સિક્કા ભેગા થઈ ગયા, જેને પરિણામે વૌ બજાર મોટા રસ્તા ઉપર એક મોટું મકાન ભાડે રાખવામાં આવ્યું અને મકાનના મુખ્ય દરવાજા ઉપર એક મોટું સાઈનબોર્ડ ઝૂલવા લાગ્યું. તેના ઉપર અને ઘરની ચોતરફ ખુલ્લી દીવાલો ઉપર નીચે પ્રમાણે લખાણ વાંચવામાં આવ્યું:

# શિવાલય

દરેક જાતના

સ્વદેશી

અસ્ત્રા, છરી, કાતર, સૂડી વગેરે

બનાવનાર તથા વેચનાર

પ્રોપ્રાયટર્સ

શિવનાથ ઘોષ અને ગૌરકૃષ્ણ મંડલ*



* 'વસુમતી' માસિકમાંથી ( બંગાળી પોષ : ૧૩૪૨ )

# દીઠો મેં દોસ્તને મારા

પતીલ

[ ગઝલ ]

દીઠો મેં દોસ્તને મારા છુપેલો ખાલી જામમાં,
ઉપાડયા વિણુ ગયો પી હું પડેલી વસ્તુ પ્યાલામાં!

ગયો ના હું અદાલતમાં છતાં યે શાહિદી[1] પૂરી
ચઢયો ના જહાઝ પર તોયે કરી મેં સૈર[2] દરિયામાં:

વસાવી એક મેં બત્તી બળ્યા વિણુ આપતી રોશન,[3]
કર્યો મેં કેદ કેદીને પુર્યા વિણુ કેદખાનામાં!

ઉપાડી હાથથી ખંજર મને ના કોઇએ માર્યું
છતાં યે કેમ, ને શાથી થયો ઘાયલ હું હૈયામાં!

નથી આ રાત ખિલવતની[4] છતાં એવું મને લાગે,
રહ્યો છું ખ્વાબ હું લેઈ સનમ કેરા બિછાનામાં.

કઝા[5] છે ના મને ભેટી મુઆ જેવો છતાં માનું,
ફૂલો મારા કફનમાં, ને કફન મારું જનાઝામાં.[6]

ગરીબી[7] વાત આ સરખી, પતીલા! ગુમ ગાયનમાં,
સુણીને સાચી કો ક્હેશે તહારા આ જમાનામાં?



૧. શાહિદી–સાક્ષી ૨. સૈર–સફર ૩. રોશન–અજવાળું ૪. ખિલવત–એકાન્ત મિલન.
૫. કઝા–મોત. ૬. જનાઝો–ઠાઠડી ૭. ગરીબી–વિચિત્ર.

# રોમેં રોલાં અને તેની મહાન કૃતિ

## ( જોન ક્રિસ્ટોફરનો પરિચય )

કૃષ્ણવદન જેતલી એમ. એ.

" His ( Romain Rolland's ) country is the world of art, his countrymen the elite of culture."

—*Albert Leon Guerald*

રોમેં રોલાંએ તેની ' જોન ક્રિસ્ટોફર ' નવલકથા લખવાનો હેતુ સાતમા ભાગની પ્રસ્તાવના ' ક્રિસ્ટોફરના મિત્રોને ' માં સમજાવતાં લખ્યું છેઃ " હું અટૂલો પડયો હતો, ફ્રાંસમાં બીજા ઘણાની માફક હું નૈતિક રીતે વિરોધી વાતાવરણમાં ગૂંગળાઈ રહ્યો હતો. મારે સ્વચ્છ હવા જોઈતી હતી. મારે એ રોગિષ્ટ સંસ્કૃતિ સામે, એ દંભથી બગડી ગયેલ વિચારો સામે, પ્રત્યાઘાત કરવો હતો. મારે એ બધાંને કહેવું હતુંઃ 'તમે જૂઠ્ઠાં છો ! તમે ફ્રાંસના પ્રતિનિધિ નથી !' આમ કરવા મારે સ્પષ્ટ દ્રષ્ટિ અને શુદ્ધ હૃદય તથા આવું કહેવાનો હક્ક ધરાવે એવો અકલંકિત આત્માવાળો તથા બધાં સાંભળે એવા મોટા અવાજવાળો નાયક જોઈતો હતો. મેં ધીરજ રાખી આવો નાયક સર્જ્યો છે. મેં એક શબ્દ પણ લખવો શરૂ કર્યો તે પહેલાં વર્ષોથી આ કૃતિનું ગર્ભાધાન થઈ ચૂકયું હતું. જ્યારે હું ક્રિસ્ટોફરની યાત્રાનો અંત જોઈ શકયો, ત્યારે જ ક્રિસ્ટોફર યાત્રા માટે સજ્જ થયો."

રોમેં રોલાં સત્યના એકનિષ્ઠ પ્રેમી છે. નવલકથાના દસમા ભાગમાં ઉતારેલ giuseppe preozzlinની સત્ય-પ્રશસ્તિ ( The Hymn to Truth ) માંથી નીચે જણાવેલ વાકયો રોલાંના દ્રષ્ટિબિંદુ પર સારો પ્રકાશ ફેંકે છેઃ

"Be true. There is no conscience, there is no noble life, there is no capacity for sacrifice where there is not a religious, a rigid, and a rigorous respect for truth. Strive then, to fulfil this duty. Untruth corrupts whoever makes use of it before it overcomes him against whom it is used. What does it matter that you gain an immediate success ? The roots of your soul will remain withered in the air above the soil that is crumbled away with untruth.—સાચાં બનો. જ્યાં સત્ય માટે ધાર્મિક સખત અને કડક માન નથી ત્યાં અંતઃકરણ નથી, શ્રેયસ્કર જીવન નથી, બલિદાનનું સામર્થ્ય નથી. માટે આ મુશ્કેલ ફરજ બજાવવા યત્ન કરો. અસત્ય બીજા સામે વિજય અપાવે તે પહેલાં જ તેના વાપરનારને દુષિત કરે છે. તમને સહજ સફળતા મળે તેથી શું થઈ ગયું ? જૂઠાણાંથી ખેડેલી જમીન પર તમારા આત્માનાં મૂળ હવામાં સુકાયેલાં પડી રહેશે. "

આડંબરી સિલ્વેન કોહ્ન જ્યારે કલાભક્તિનો દાવો કરે છે ત્યારે ક્રિસ્ટોફરના મુખમાં જે કડુ અને તીખાં વેણો રોમેં રોલાંએ મૂક્યાં છે તે રોલાંની સાચી કલાભાવના પ્રગટ કરે છે. ક્રિસ્ટોફર કોહ્નને સુણાવે છે:

"......We even believe that we are idealists while we think of nothing but ourselves. But you are much worse: you cover your national lewdness with the names of Art and Beauty ( with capitals ). ...Art for Art's sake? That's a fine faith! But it is the faith of the strong. Art! To grasp life, as the eagle claws its prey, to bear it up into the air, to rise with it into the serenity of space! For that you need talons, great wings, and a strong heart... Art for Art's sake! Oh, wretched men! Art is no common ground for the feet of all who pass it by. Why, it is a pleasure, it is the most intoxicating of all. But it is a pleasure which is only won at the cost of a strenuous fight: it is the laurel-wreath which crowns the victory of the strong. Art is life tamed. Art is the Emperor of life. To be Cæsar a man must have the soul of Cæsar. But you are only lime-light kings: you are playing a part, and do not even deceive yourselves. And like those actors, who turn to profit their deformities, you manufacture literature out of your own deformities and those of your public. Lovingly do you cultivate the diseases of your people, their fear of effort, their love of pleasure, their sensual minds, their chimerical humanitarianism, everything in them that drugs the will, everything in them that saps their power for action. You deaden their minds with the fumes of the opium. Behind it all is death: you know it, but you will not admit it. Well, I tell you: where death is, there art is not. Art is the spring of life. But even the most honest of our writers are so cowardly that even when the bandage is removed from their eyes, they pretend not to see; they have the effrontery to say: 'It is dangerous, I admit; it is poisonous: but it is full of talent.' It is as if a judge, sentencing a hooligan, were to say: 'He is a black guard, certainly: but he has so much talent!'

'કલા ખાતર કલા' એ ઉક્તિ સામાન્ય માણસ માટે નથી. કલા તો જીવનઝરણું છે. એના પાણીને રુંધી બગાડાય નહિ. સાહિત્ય તમારી કદરૂપતાનું, ગંદીનું પ્રદર્શન કરવા

માટે નથી. જીવનની બદીઓ જ જ્યારે સાહિત્યમાં પોષાશે ત્યારે તે માનસને ક્રિયાહીન બનાવનાર અફીણની ગરજ સારશે. એ જીવનપોષક મટી જઈ જીવનનો ધ્વંસ કરનાર મૃત્યુસમુ બની રહેશે. આવી કલા વિનાશક કામ કરે છે તે તમે જાણો છો, છતાં તમારામાં તેમ કહેવાની હિંમત નથી. ઊલટાં તમે કહો છો 'હું કબૂલ કરું છું તે નુકસાનકારક છે, ઝેરી છે, પણ તે ચાતુર્યમય છે.' જાણે કોઈ ન્યાયાધીશ હરામખોરને સજા કરતાં કહેતો નહોય: 'તે ખરેખર બદમાશ છે, પણ ઘણો બુદ્ધિમાન!' આવી રીતે કલાના ભક્ત હોવાનો દંભ કરનારા કલાદ્વેષીઓ માટે બર્નાર્ડ શૉએ પણ લખ્યું છે: 'Let no man dare to create in art a thing that he would not have exist in life'—'કલાક્ષેત્રમાં સર્વથા તે નિષિદ્ધ, ન જે જીવનક્ષેત્ર કાજે વિશુદ્ધ.' (બ. ક. ઠા.)

'જ્હોન ક્રિસ્ટોફર'નાં બે હજાર પૃષ્ઠોમાં કેટલાં યે પાત્રોનાં જીવન ધબકે છે. તેમની આશાઓ, નિરાશાઓ, સુખો, દુઃખો, પ્રેમ, ઈર્ષ્યા, દ્વેષ વગેરે લાગણીઓ ઘડીભર આપણી પોતાની જ લાગણીઓ બની જાય છે. એ બધું આ દસબાર પાનાંનાં અવલોકનમાં ન મળે એ સ્વાભાવિક છે. કદાચ તેના રસાસ્વાદનું આ વર્ણન તેનો ઉપહાસ કરતું પણ લાગે. છતાં આ તો એક મહાન વસ્તુની જાહેરાત જેવું છે. એને ઓળખી એનો આનંદ માણવા વાચકો પ્રેરાય એ જ આ લેખનો હેતુ હોઈ શકે.

જ્હોન ક્રિસ્ટોફર ક્રાફ્ટનો જન્મ રહિન નદી પર આવેલ એક ઠકરાતની રાજધાનીમાં થયો હતો. આ શહેર બીથોવનના રહેઠાણ બોનને મળતું આવે છે. બીથોવનના કુટુંબ જેમ ક્રિસ્ટોફરનું કુટુંબ પણ નેધરલૅન્ડસમાંથી ઊતરી આવ્યું હતું. તેનો દાદો મિશેલ ઠાકોરનો મુખ્ય સંગીતકાર હતો. તે વિચિત્ર માણસ હતો. સારો સંગીતપ્રેમી અને સંગીતસંચાલક હતો, પણ બેદરકાર વાદ્યકાર હતો. તેને રચવા માટે મહત્ત્વાકાંક્ષા હતી, પણ પ્રેરણા જડતી નહિ. તેનામાં ધનિકોને લળીને ચાલવાની બીકણ આદત હતી. તેનો પુત્ર મેલશિઓર તેનાથી વધુ ખરાબ હતો. તે બાપ જેવો જ મજબૂત, કદાવર અને વળી દેખાવડો હતો. તે વાયોલિન અચ્છી રીતે બજાવતો. શું બજાવવું તેની તેને ગમ ન હતી. તે લુઈઝા નામની ઘેટા જેવા દેખાતી રસોયણ સાથે પરણ્યો હતો. તે લુઈઝા પર ખોટા આક્ષેપ કરી તેને સતાવતો, હેરાન કરતો અને પોતાના વેડફાયેલા જીવનની નિરસતા છુપાવવા માટે દારૂ ઢીંચતો. આ મેલશિઓર અને લુઇઝાનો પુત્ર તે ક્રિસ્ટોફર.

દાદાએ આપેલા જૂના પિયાનો પર ક્રિસ્ટોફર પોતાના આત્મામાં સંવેદન જગાડનાર સૂર શોધી વગાડે છે. મેલશિઓર તેને આમ સૂરાવલિ સાથે રમત કરતો જુએ છે અને ક્રિસ્ટોફર પોતાને ચાબુકથી ફટકાવશે એ વિચારે થથરે છે. પણ ક્રિસ્ટોફરના સ્વરજ્ઞાનથી તાજુબ બનેલા મેલશિઓરને તો એને બાલસંગીતકાર બનાવી તેના દ્વારા કમાણી કરવાની તરકીબ સૂઝે છે. તે ક્રિસ્ટોફરના સ્વતંત્ર માનસથી વિરુદ્ધ એવું આકરું શિક્ષણ શરૂ કરે છે અને ક્રિસ્ટોફરને તે સામે બંડ જગાવવા બદલ ઘણી વાર માર પડે છે એટલે આખરે તે તાબે થાય છે. તેના સંગીત સ્વરોની નોંધ ઉતારી દાદા ઠાકોરને અત્યંત નમ્ર વિનતિભરી વાણીમાં અર્પણ કરે છે. ક્રિસ્ટોફરનો એક જાહેર જલસો ગોઠવવામાં આવે છે. વ્યાસપીઠ પર મુંઝાતો, હાસ્યજનક છતાં સહાનુભૂતિ માગી લેતો, સૂટમાં, ઘેટાના ઊન

જેવા વાંકડિયા વાળવાળો તે પ્રવેશ કરે છે. તેને મન આ સીતાની અગ્નિપરીક્ષા સમું કામ છે, અને જલસાને અંતે તેની દબાયેલી મૂંઝવણની લાગણીઓ અશ્રુપ્રવાહમાં વહી જાય છે. પણ ઠાકોર અને જાહેરપ્રજા ખુશ થયાં છે અને ક્રિસ્ટોફરને હવેથી હંમેશ માટે સંગીતના ગુલામ બનવું પડે છે. કમરી ગરીબાઈ, મિશેલ અને મેલશિઓર જેવા ઢંગ વિનાના શિક્ષકો અને નીરસ એદી વાતાવરણવાળું શહેર—બધું યે ક્રિસ્ટોફરની નૈસર્ગિક કલાભાવનાને રુંધી નાંખે એવું છે.

પણ આ રણમાં યે એક સુંદર વીરડી છે. મામા ગોટફ્રિડ માયાળુ, નમ્ર અને સંત પુરુષ જેવા છે. તે ક્રિસ્ટોફરને આત્માને સ્પર્શે એવા નૈસર્ગિક અને સાહજિક લાગણીને લઈને અમર બનેલા લોકગીતો સંભળાવે છે અને ક્રિસ્ટોફરના પ્રશંસાથી પ્રેરાયેલા અર્થહીન સુંદર સૂરોને વખોડી કાઢે છે. તેને તે સાવ જુઠાણાં કહે છે. તે ક્રિસ્ટોફરને કહે છે, 'ઘરમાંનું સંગીત ઓરડાના સૂર્યપ્રકાશ જેવું છે. સંગીત તો બહાર પ્રભુની તાજી હવાનો તમે શ્વાસ લો છો ત્યાં જ મળે.' ક્રિસ્ટોફરને અંતરમાંથી જાગતા અપાર્થિવ ગુંજનના સંગીતનો અને મોંઘી વાજાની પેટીમાંથી ઊડતા દંભી સંગીતનો ફરક સમજાય છે. જાહેર જલસાના પ્રસંગ સાથે પ્રથમ ભાગ 'ઉષા'નો અંત આવે છે અને બીજો ભાગ–'સવાર'–શરૂ થાય છે. આ ભાગમાં ક્રિસ્ટોફરને છ વર્ષથી પંદરમા વર્ષમાં લઈ જાય છે. દાદા મૃત્યુ પામે છે અને મેલશિઓર નિરંકુશ બને છે. ક્રિસ્ટોફરને માથે કુટુંબની જવાબદારી આવી પડે છે.

એક વખત ક્રિસ્ટોફરને રહિન પર વહાણમાં તેની જ ઉંમરનો ઓટો ડાઈનર નામનો મિત્ર જડી આવે છે. બંને એકબીજા વિના બેચેની અનુભવતાં હોય તેમ એકબીજાને પત્રો લખે છે અને ક્રિસ્ટોફર 'મારા પ્રાણ' એમ સંબોધી ઓટોને પત્રનો જવાબ પાઠવે છે. પણ ઓટો પૈસાદારનો પુત્ર છે અને ઝળકતી રીતભાતવાળો છે. તેને અંદરથી બબૂચક જેવા લાગતા ક્રિસ્ટોફરથી શરમ આવે છે. ક્રિસ્ટોફરને ખીજવવામાં અને તેની ઈર્ષા જાગૃત કરવામાં તે પ્રેમીની પોતા પ્રત્યે ભક્તિની ખાતરી ધરાવનાર નખરાળી સ્ત્રી જેમ આનંદ માને છે. ક્રિસ્ટોફરના નાના ભાઈઓ પણ તેમની મૈત્રીની મશ્કરીઓ કરે છે. છેવટે ઓટો વિદ્યાપીઠમાં જોડાવા શહેર છોડે છે ત્યારે સૌ જરા વિરામ પામે છે. પણ ક્રિસ્ટોફરનો ઓટો પ્રત્યે પ્રેમ એ તેના વિજાતી પ્રત્યે પ્રેમની વધાઈ આપનાર છે.

ક્રિસ્ટોફરના ઘર નજીક આવેલા પોતાના ઘણા વખતથી તજેલાં ઘરમાં જોસેફા ફોન કેરિશ નામની એક ધનિક વિધવા પોતાની એક નાની ચાંપલી અને ચાળા કરનારી પુત્રી મિના સાથે રહેવા આવે છે. હૃદયથી સ્વાર્થી, છતાં શ્રીમતી કેરિશ સમજુ અને માયાળુ છે. નવા વાતાવરણમાં કાંઈ ગોઠતું ન હોવાથી અને ક્રિસ્ટોફરના કૃતજ્ઞ અને નમ્ર સ્વભાવથી ખુશ થઈ તે તેને મિનાના સંગીતશિક્ષક તરીકે રાખે છે. મિનાને ક્રિસ્ટોફર તરફ અણગમો છે અને ક્રિસ્ટોફર પણ મિના તરફ બેદરકાર છે. છતાં યે એક દિવસ સંગીત શીખવતાં મિનાનો હાથ પોતાના હોઠ નજીક લાગતાં, તેનું મન હાથમાં ન રહેતાં ક્રિસ્ટોફર તેના હાથને ચુંબન કરે છે. આ ચુંબન જુવાનીના આંગણામાં ઉભેલાં બંને જણ પર વિદ્યુત્ જેવી અસર કરે છે. બંને જણ પોતે એકબીજાના પ્રેમમાં મગ્ન છે એવું માનતા

હોય છે. સાચી સ્થિતિ તો એ છે કે બંને પ્રેમ સાથે પ્રેમમાં પડ્યાં છે અથવા તો નજીક આવતા પ્રેમના પડછાયાને ચાહે છે. સમજુ અને અનુભવી માતા પુત્રીના પ્રેમથી અજાણ નથી રહી શકતી અને તે કાંઈ પણ ધમાલ કર્યા વિના પુત્રી સાથે ત્યાંથી ફ્રાંકફર્ટ ચાલી જાય છે. મિનાના પત્રો ટૂંકા અને વિવેકી બનતા જાય છે. જ્યારે મિના પાછી આવે છે ત્યારે ક્રિસ્ટોફરને પોતાની અને તેની વચ્ચે રહેલા, સામાજિક અને આધ્યાત્મિક અંતરની ખબર પડે છે. મિના તેની નથી—અરે, તેની હતી યે નહિ. તેનું ઘવાયેલું અહં રોષમાં પ્રગટે છે પણ એ ઘા થોડા વખતમાં જ રુઝાવાનો છે. પિતાના કરુણ મૃત્યુથી એ પ્રેમની વાત વિસારે પડે છે. દારૂના નશામાં ચકચૂર પિતાનું મૃત્યુ જલધરીના પાણીમાં ડૂબવાથી થાય છે. આ રીતે ક્રિસ્ટોફરના બાળપણનો અંત આવે છે.

મેલશિઓરના મૃત્યુ પછી ક્રિસ્ટોફરનું કુટુંબ યુલર્સના ગરીબ રહેઠાણમાં વસવા જાય છે. એ લોકો તદ્દન જંગલી સ્વભાવના, બરાડા પાડનારા અને પંચાતિયાં છે. ઘરમાં સૌથી વડી એમેલિયા પોતાનું કહ્યું કરાવવા બૂમો પાડનારી અસહ્ય વ્યક્તિ છે. તેની સાદી મૂર્ખી પુત્રી રોઝા પણ બીજા માફક રાડો નાંખે છે. છતાં તે માયાળુ અને સ્નેહાળ છે. તે ક્રિસ્ટોફર પ્રત્યે ઊંડો પ્રેમ ધરાવે છે અને ક્રિસ્ટોફર તેથી ત્રાસી જાય છે.

ઊગતી જુવાનીનું થનગનતું લોહી ક્રિસ્ટોફરની નસોમાં વહી રહ્યું છે. તેનું મગજ તેને ગાંડો બનાવી દે એવા વિચારોના વમળમાં અટવાઈ ગયું છે.

યુલર્સના ભોંય તળિયે સેબિન નામની એક જુવાન વિધવાએ ઘરગથ્થુ ચીજોની નાની દુકાન કાઢી છે. સેબિનના પાત્રનું આલેખન આખી નવલમાળામાં સૌથી અદ્દભુત વસ્તુ છે. અર્ધ ઉઘાડા 'બોડિસ'માં, બેદરકાર, આળસુ સેબિન સાદાઈ, મીઠાશ અને આરામનો ખ્યાલ પેદા કરે છે. ક્રિસ્ટોફર અને સેબિન સાંજના એકબીજા સામે બીડું તારામૈત્રક રચતાં બેસે છે. આમ તેમનો મૂક પ્રેમ શરૂ થાય છે. તેમને બંનેને એક ખ્રિસ્તીકરણની વિધિમાં આમંત્રણ મળે છે અને તોફાનને લીધે તેઓ સેબિનના ભાઈના ઘરમાં રાત્રિ ગાળે છે. બંનેના શયનખંડોને જોડતાં બંધ દ્વારનો ઉલાળો એક વખત ખૂલે છે અને ફરીથી શાંતિમાં ખલેલ પાડયા સિવાય હતો તેમ વસાય છે એ બિના જ તેમના અવ્યક્ત અને શુદ્ધ પ્રેમનું રૂપક બની રહે છે. ક્રિસ્ટોફરને જલસાઓ માટે ભમવાનું થાય છે અને ભ્રમણ પૂરું થાય છે ત્યારે સેબિન મૃત્યુ પામી હોય છે. આ લાગણીના ખોટા ઉભરા સિવાય આછા અને ઘેરા ભૂખરા રંગમાં આલેખેલું દશ્ય અત્યંત મૃદુ અને કરુણ લાગે છે અને સેબિનની આંખોમાં વસેલા મૂક અને મંદ તલસાટ આપણા સ્મૃતિપટ પર વારંવાર ભમ્યા કરે છે.

સેબિનની મૃદુ અને મધુર અસર ચાલી જતાં ક્રિસ્ટોફર પતનને પંથે વળે છે. તે અને તેનો ભાઈ અર્નેસ્ટ એડા નામની એક દુકાનમાં કામ કરતી બિભત્સતા અને બદીથી રંગાયેલી છોકરી અને તેની સખીઓ સાથે કાદવિયું જીવન ગુજારે છે. દારૂની બદીમાં પણ તે સપડાય છે. ઘડીભર આપણને લાગે છે કે તે પણ તેના પિતા મેલશિઓરની જીવન-કેડીમાં જઈ રહ્યો છે. પણ છૂપા ફિરસ્તા સમા મામા ગોટફ્રિડ તેને બચાવે છે અને તેનું

આણુકેળવ્યું બળ તથા ભાવનાવાદની જ્યોત ફરીથી ચમકે છે. ક્રિસ્ટોફર દુનિયાને જીતવા કમર કસે છે.

તે આજુબાજુ નજર કરે છે અને દંભ, સડો, બદી, નીચતા, આત્મવંચના, સંસ્કૃતિના ખોટા ખ્યાલો, સાચી કલા તરફ ઉપહાસ અને ખોટી કલાની પૂજા વગેરે જોઈ ત્રાસી જાય છે. એ વાતાવરણ તેને ગૂંગળાવી નાંખે છે. તે એક ખંડન કરનાર વિનાશક બની જાય છે અને મહાન સંગીતકારો, બ્રાહ્મ ને મેન્ડલશોન, શુબર્ટ ને શુમાનને તો ઠીક, પણ વેગનર અને બીથોવનને પણ ભાંડે છે. થોડા યહૂદી જુવાન સૌંદર્યપૂજકો એક સામયિક પ્રગટ કરે છે. તેમાં ક્રિસ્ટોફર એક લેખ લખે છે અને પરિણામે આખું ગામ તેનું વિરોધી બને છે અને હાકોરનો આશ્રય પણ તે ગુમાવે છે. તેણે રચેલા સંગીતના પુસ્તકને પ્રગટ કરવા તે પોતાની પાઈએ પાઈ ખરચી નાંખે છે. પણ પુસ્તકનું વેચાણ તો થતું નથી! તેનું ખાનગી સંગીતશિક્ષકનું કામ જતું રહે છે અને મિત્રોમાં તેને માટે ખરાબ વાતો ફેલાય છે. તેની જીવનરોટી માટે તે ખાનગી શાળામાં બાળકોને શીખવે છે અથવા શીખવવાનો દંભ કરે છે. એક સંગીત મંડળી તેનું સંગીત બજાવવા તૈયારી કરે છે. પણ જાહેરમાં તે બજાવતી વખતે એટલું હાસ્યજનક અને કદરૂપું બનાવે છે કે શ્રોતાવર્ગમાં મશ્કરીઓ અને હાસ્યની ઘૃણાજનક ચીચિયારીઓ ઊઠે છે. મુખ્ય સંગીત સંચાલક કહે છેઃ 'મૂર્ખા જેમ બ્રહ્માને ગાળો દેનારને ઉઘાડો પાડવા ખાતર જ મેં આ સંગીત પસંદ કર્યું હતું. નહિ તો આવું સંગીત છેવટ સુધી બજાવું જ નહિ!" ક્રિસ્ટોફરને થાય છે કે ધરતી માગ આપે તો સંતાઈ જાઉં. છેવટનો દાવ નાખવાનો વિચાર કરી તે થોડા પૈસા ભેગા કરી, બર્લિનમાં પોતાને બાળપણમાં મદદ કરવાનું વચન આપ્યું હતું તે મહાન સંગીતકાર હેસલર પાસે પૂજ્યભાવે જાય છે. હેસલર સાથે વાત કરવાની તક પણ માંડ સાંપડે છે. હેસલર ઘડીભર તો ક્રિસ્ટોફરના નૂતન શક્તિભર્યા સંગીતને પિતાની સહાનુભૂતિ બતાવે છે. પણ આળસ, સ્વાર્થ અને તિરસ્કાર તરત જ તેના મનને કબજે કરે છે અને તે જુવાન ક્રિસ્ટોફરને હતાશ બનાવે એવા શબ્દો સુણાવી વિદાય કરે છે. આ બનાવોમાં લુગે વોલ્ફના જીવનના અનેક પડઘા છે.

બર્લિનથી પાછાં ફરતાં ક્રિસ્ટોફર થોડા કલાક શુદ્ધ આનંદ મેળવવા ભાગ્યશાળી થાય છે. દક્ષિણમાં આવેલી વિદ્યાપીઠના અધ્યાપક ડૉ. શુલ્ઝે તેનાં સંગીત કાવ્યો વાંચ્યાં છે અને તે વાંચી હર્ષ અનુભવ્યો છે. ક્રિસ્ટોફર તેને મળે છે. શુલ્ઝ તો તેને જોઈ ઘેલો થઈ જાય છે. તે મહાન નથી, પણ નમ્ર બાળક જેવો, પ્રેમાળ અને આદર્શ ભક્ત માણસ છે. ક્રિસ્ટોફરના સંગીત જોડે તે પ્રેમમાં પડ્યો હતો તેમ તેના વ્યક્તિત્વના પ્રેમમાં પડે છે. આનંદ અને ક્રિસ્ટોફરની સેવા કરવામાં તે થાકી જાય છે. ઘણા વખતથી પીડાતો આ બુઢ્ઢો થોડાં અઠવાડિયાં બાદ મરણ પામે છે. શક્તિશાળીનું બળ વધે છે. ક્રિસ્ટોફર શુલ્ઝના મૃત્યુનું કારણ હતો અને એ મૃત્યુથી તેને વધુ જોમ આવે છે.

વિરોધી વાતાવરણવાળા શહેરમાં યે રહેવા ક્રિસ્ટોફર અશક્ત છે. મગજમાં આલેખાયેલું ઝાંખું અને વિકૃત ફ્રાંસનું ચિત્ર તેને ગહન રીતે આકર્ષે છે. પણ તેની ઘરડી માને લીધે તે ત્યાં જવા નિશ્ચય કરી શકતો નથી. પણ વિધિ આ ગૂંચનો ઉકેલ આણે છે. એક ગામડામાં નૃત્ય પ્રસંગે કેટલાક સૈનિકો ગામડાની બાળાઓ સાથે ગેરવર્તણૂક ચલાવે છે

અને તે ગામડાના જુવાનો નિસહાય તે જોયાં કરે છે. માથાનો ફરેલો ક્રિસ્ટોફર ધિંગાણું મચાવે છે. આથી ઉશ્કેરાઈ ગામડાનાં સ્ત્રીપુરુષો સૈનિકો પર હુમલો કરી તેમનામાંથી કેટલાકને સખત મારી ઘાયલ કરે છે. હવે ક્રિસ્ટોફરને બચવા માટે દેશ છોડયે જ છૂટકો છે. બીજે દિવસે પ્રભાતમાં તે પેરિસના રસ્તે બેલ્જિયમ સરહદ પર પ્રસ્થાન કરી રહ્યો છે.

Dawn, Morning, Adolescence અને Rebellion એમ અહીં ચાર ભાગ પૂરા થાય છે. આ ભાગોમાં જ ખરી એકતા અને સાતત્ય જળવાયાં છે. ક્રિસ્ટોફરના ચારિત્ર્યના ઘડતરમાં ભાગ ન ભજવતો હોય એવો તેમાં એકપણ પ્રસંગ નથી. નાયકના વ્યક્તિત્વની પાર્શ્વભૂમિકા જર્મનજીવન પૂરી પાડે છે. આ ચાર ભાગને અંતે આપણે ક્રિસ્ટોફરને એક પ્રચંડ બળ તરીકે, અર્ધદેવ અને અર્ધપશુ જેવો, હજુ યે પૂરો નહિ ઘડાયેલો છતાં યે જીવનનો અદમ્ય તલસાટ દાખવતો મહાશિલ્પકાર માઈકલ એન્જેલો કે રોડિને અર્ધઘડેલ શીલા સમો જોઈએ છીએ.

હવે પછીના છ ભાગો આ ભાગોથી ઊતરતા નહિ, છતાં જુદા જ પ્રકારના છે. જીવનચરિત્ર હવે જ્ઞાનકોષનું સ્વરૂપ પકડે છે. ફ્રાંસની તેમજ યુરોપની સંસ્કૃતિનું સમગ્ર આલેખન, આધુનિક યુગની ખામીઓ અને આશાઓ, સમાજના દરેક થરમાં વસતાં પાત્રો, કટાક્ષો, ઉપદેશો અને રૂપકોઃ આ બધાં તત્ત્વો છેલ્લા છ ભાગોમાં ખીચોખીચ ભરવામાં આવ્યાં છે. કેટલીક વખત તો આખા પ્રકરણમાં અને કોઈ વેળા તો આખા ભાગમાં ક્રિસ્ટોફરનું દર્શન દુર્લભ બને છે. તેના જીવનની કાળની કડીઓ સાંકળી શકાતી નથી. ઐતિહાસિક પ્રસંગો લેખકના મહા હેતુને અનુકૂળ થાય તે પ્રમાણે ટુંકાવી અને સંક્ષિપ્ત કરવામાં આવ્યા છે. આ બધું છેવટે આપણા પર એવી અસર મૂકતું જાય છે કે ક્રિસ્ટોફર એક જીવંત માણસ છે એ આપણે ભૂલી જઈએ છીએ. આપણે શંકામાં પડીએ છીએ કે તે સંગીતનું, જર્મન આત્માનું, બળનું કે તેના યુગનું ગૂઢરૂપી રૂપક છે કલાઆયોજનની દૃષ્ટિએ આ પાછલા છ ભાગો આગળના ચાર ભાગો સાથે સરખાવી શકાય તેમ નથી. પણ છતાં મહાન ભંડારમાં આપણે વાસ્તવિકતા, માનસમંથન કાવ્ય અને ડહાપણની અનેક કિંમતી વસ્તુઓ જોઈએ પણ છીએ.

પેરિસમાં ક્રિસ્ટોફરને પ્રથમ તો અત્યંત કપરા અનુભવો મળે છે. ભૂખ, એકલતા, અપમાન, જેવી અનેક કસોટીઓમાંથી તેને પસાર થવું પડે છે. તે ખાનગી સંગીત શિક્ષણ આપી અને સંગીત પુસ્તકો પ્રગટ કરનારા પ્રકાશકો માટે ભાડૂતી કામ કરી જીવનરોટી પેદા કરે છે. વિચિત્ર, તડજોડ ન જાણનાર, અસહનશીલ ચીડિયલ બની તે પોતાની આસપાસ અનેક શત્રુઓ ઊભા કરે છે. ઘણી મથામણ અને અથડામણને અંતે તેનાં 'ડેવીડ' નામના ઊર્મિ કાવ્યનો જાહેર સંગીતજલસો ગોઠવવામાં આવે છે ત્યારે તે ભાંગી પડે છે. શ્રોતાઓ એ સમજી નથી શકતા એટલે તેનો મિજાજ કાબૂમાં નથી રહેતો અને તે એક અત્યંત હલકા પ્રકારનું ગાન બજાવી તેમને કહે છે 'તમે આવા કચરાને જ લાયક છો.'

દમડી વિનાનો, મિત્રવિહોણો, અજ્ઞાત તે આ સડેલા શહેરની તદ્દન ખરાબ બાજુ સિવાય કાંઈ જોઈ કે જાણી શક્યો નથી એટલે ખૂબ સંતાપ પામે છે. તેને કહેવાતા પેરિસના સામાજિક દમામ માટે પ્રમાણભૂત ગણાતા એવા એક જર્મન યહૂદી સિલ્વેન્

કડીન સાથે પરિચય થાય છે. દાન્તેનો નર્કનો ભોમિયો જેમ વર્જિલ હતો તેમ સિલ્વેન કોહન ક્રિસ્ટોફરનો આ નવા નર્કનો ભોમિયો બને છે. આડંબર, કૃત્રિમતા, નીચતા, બદી, નિરસતા, વગેરે દૂષણો જ્યાં ને ત્યાં નજરે પડે છે. આજ પેરિસ ને? આ જ ફ્રાંસ છે? જો લેખકના આ ભાગના નામનો ઉપયોગ કરીએ તો એ 'બજારમાંનો મેવો છે.'

છેવટે આવી તંગ સ્થિતિમાં તેની શ્રદ્ધા તેમજ તેની તંદુરસ્તી તૂટી પડવાની તૈયારીમાં છે ત્યારે તેની એક નમ્ર, માયાળુ, તેના સંગીતનો ભકત એવો એક ઓલિવિયર જાંનિન નામના જુવાન કવિ સાથે પિછાન થાય છે. ક્રિસ્ટોફરની પ્રગતિમાં આ મૈત્રી અત્યંત અગત્યનો ભાગ ભજવે છે.

ઓલિવિયરને ક્રિસ્ટોફર મળ્યો તે પહેલાં તે ઓલિવિયરની બહેન આંત્વનેતનો પરિચય એક અકસ્માત દ્વારા જ કાંઈ સાધી શકયો હતો. એ અકસ્માત મિલને મહાપ્રેમનાં બીજ જેવું હતું. ઓલિવિયર અને આંત્વનેતનો બાપ બેંકર હતો. તે પ્રમાણિક હતો, પણ અણઘડ હતો એટલે તેણે તેને સોંપવામાં આવેલા દ્રવ્યને નુકશાન પહોંચાડ્યું અને કેટલુંક દ્રવ્ય જુગારમાં ગુમાવ્યું. આમાં તે પકડાઈ જશે એવું તેણે જાણ્યું એટલે આપઘાત કર્યો. તેમની માતા પણ આ નવી પરિસ્થિતિને અનુકૂળ જીવવા અસમર્થ હોવાથી હૃદય બંધ રહવાથી મરણ પામી. વિચારહીન આનંદી બાળા જેવી આંત્વનેત તેના ભાઈની કેળવણી પાછળ પોતાની તમામ શકિત ખર્ચે છે. પણ અસહ્ય અને અકથ્ય વેદના ભોગવતી તે છેવટે પોતાના ભાઈને 'સુપીરિયર નોર્મલ સ્કૂલ'માં દાખલ થયેલો જાણી પચીસ વર્ષની વયે મૃત્યુ પામે છે. છઠ્ઠા ભાગની આ વાત એક સ્વતંત્ર નવલ બને એવી અત્યંત કરુણ અને હૃદયભેદક, સુંદર અને સરળ કહાણી છે.

ક્રિસ્ટોફર અને ઓલિવિયર સાથે રહે છે અને સાથે કામ કરે છે. ઓલિવિયર દ્વારા ક્રિસ્ટોફર સાચા ફ્રાંસને જુએ છે. તે હવે 'બજારમાં' નથી પણ 'ઘરમાં' છે. તે અનેક પ્રકારના લોકોના સંસર્ગમાં આવે છે. પણ તેમના જીવનમાં બજારની ધાંધલ નથી પણ ગૃહની શાંતિ છે. તેમના જીવનમાં અનેક ન્યૂનતાઓ છે અને તેઓ ક્રિસ્ટોફરને ઓળખવા દરકાર રાખતાં નથી. છતાં ક્રિસ્ટોફર તેના બળથી, આનંદથી, સંગીતથી, હાસ્યથી બધાંને ઢંઢોળે છે, આકર્ષે છે અને માનવતાભર્યાં બનાવી ગ્લાનિ અને સંકોચનો નાશ કરે છે.

એક સત્તાવાન વર્તમાનપત્રના માલિકની અમીદૃષ્ટિ પામી ક્રિસ્ટોફર થોડા સમયમાં જ અચાનક લોકપ્રીતિ અને ખ્યાતિ પામે છે. દરેક જણના મોંથી તેનું નામ બોલાઈ રહ્યું છે. પણ પહેલાંના જેવો જ જક્કી સ્વભાવ રાખી તે તેના આશ્રયદાતા સાથે ઝપડે છે અને તેના પર નિંદાના કટુ હુમલા શરૂ થાય છે. અચાનક જ આ હુમલા કાંઈ કારણ જણાવ્યા સિવાય બંધ પડે છે. ક્રિસ્ટોફરની વહારે કોઈ તેનું પરમ હિતેચ્છુક આવી ચડ્યું છે. આ દિવ્ય સહાયક કાઉંટેસ ગ્રેઝીની છે. આઠ વર્ષ પહેલાંથી તે બીકુ ઇટાલિયન બાળા આ સંગીતકારની મૂક પૂજારિણી બની ચૂકી હતી. અત્યારે તે સમાજમાં ઉચ્ચ સ્થાન ધરાવે છે. આ તેમજ બીજી સ્ત્રીઓની મૈત્રી આઠમા ભાગના નામ–'મિત્રો'–ને સાર્થ બનાવે છે. પણ ક્રિસ્ટોફર કરતાં મુખ્ય રસકેન્દ્ર તો ઓલિવિયર જાંનિનનું જેકવેલાઈન સાથેનું લગ્ન છે. એ જેકવેલાઈનની ચંચળતા અને સ્વાર્થપરાયણતાને લીધે કથળી જઈ તરત જ ખરાબ રીતે ભાંગી પડે છે.

બીજાને સાંત્વન આપવામાં ઓલિવિયર સાંત્વન પામે છે. અકસ્માત તેને સામાજિક પ્રશ્નમાં અણધાર્યાં દૂષણો જણાય છે અને તેના પરથી તેની નજર ખસી શકતી નથી. તે હાર્દિક સહાનુભૂતિ સાથ સિન્ડીકાલિસ્ટ હીલચાલમાં રસ લઈ રહ્યો છે. ક્રિસ્ટોફર ઓલિવિયરના વિચારો સાથે મળતો થતો નથી, છતાં ગરીબાઈમાં તે જન્મથી ઉછરેલો હોવાથી શિષ્ટ ઓલિવિયર કરતાં સામાન્ય જનતામાં વધુ ભળી શકે છે અને લોકોને આકર્ષી શકે છે. આથી તે પણ મંડળીનો એક સભ્ય છે એવી માન્યતા ફેલાય છે. એક સંગીતપ્રેમી પોલીસ અધિકારી તેને આડકતરી રીતે ચેતવે છે, પણ તેની ચેતવણી પર ધ્યાન અપાતું નથી. પહેલી મેનો દિવસ આવે છે. તે દિવસે મજૂરોએ દેખાવો કરવાનો મહાન કાર્યક્રમ યોજ્યો છે. ક્રિસ્ટોફર એક શેરીમાં ઓલિવિયરને ઉત્સાહપૂર્વક આ મજા જોવા માટે ઘસડી જાય છે. અચાનક ત્યાં છમકલું થાય છે. તેમાં ઓલિવિયરનો ભક્ત એક ઈમેન્યુએલ નામનો છોકરો સપડાય છે અને તે કચડાઈ મરવાની તૈયારીમાં છે. ઓલિવિયર તેને બચાવવા દોડે છે. ક્રિસ્ટોફરને આ વાતની ખબર નથી. તે ઓલિવિયરને બે સિપાઈઓ સાથે લડતાં જુએ છે. સિપાઈ ઓલિવિયરને સંગીનથી મારી નાંખવાની ધમકી આપે છે. તે સાંભળતાં જ ક્રિસ્ટોફર એકના હાથમાંથી સંગીન ખૂંચવી તેને જ મૃત્યુને શરણ કરે છે. હવે તરત જ ભાગી છૂટવા સિવાય કોઈ આશા નથી. એક ખટારામાં ચડી તે પાસેના સ્ટેશને જઈ સ્વીઝ એકસપ્રેસ પકડી ભાગી છૂટે છે. થોડા દિવસ નિરુદ્દેશ, ભયત્રસ્ત ભ્રમણ કરી આખરે તે શ્રમિત, બિમાર, શોક અને પશ્ચાત્તાપથી ગાંડો એક અજાણ્યા બેસલ નામના શહેરમાં આવી ચડે છે. રસ્તામાં તેને ખબર પડી છે કે ઓલિવિયર મરણ પામ્યો હતો.

બેસલમાં તે જૂની ઓળખાણવાળા ડૉ. બ્રાનનો મહેમાન બને છે. ડૉ. બ્રાનની પત્ની આન્ના તદ્દન અનાકર્ષક છે. તેનાં કપડાં સ્વચ્છ, છતાં તેની અરસિકતાનું પ્રતિબિંબ પાડે છે. તેનું વર્તન કડક છે. તે બીંઢી અને ઘૃણાભરી લાગે છે. સાહજિક માનવતા-ભર્યા ક્રિસ્ટોફર તરફ તે તિરસ્કાર દાખવે છે. છતાં એક વખત તે ક્રિસ્ટોફરને નવીન અવાજથી નવીન આત્મા સહિત ગાન સંભળાવે છે અને બીજી વખતે ક્રિસ્ટોફર તેનામાં અણધારી રીતે ઉન્મત્ત શરીરનો તલસાટ, ચંચળતા, છળ અને બળ જુએ છે. બંને ચુંબનનો રસાસ્વાદ માણી એકબીજાને વધુ સારી રીતે ઓળખતાં થયાં છે! આન્નાની કડક સાધુતા નીચે તેની વિલાસભાવના દબાઈ રહેલી છે. એ પરથી કાબૂ છૂટી જતાં તેનો ધોધ તેના પર અને ક્રિસ્ટોફર પર ફરી વળે છે. તેઓ એકબીજાને ચાહે છે કે તિરસ્કારે છે? તેઓ એકબીજાને ઓળખવા અસમર્થ છે; તેમની જાતનું પણ તેમને ભાન નથી. કોઈ સજ્જનજૂની ઊર્મિ તેમને સતાવી રહી છે. ચુંબનથી તેઓ આનંદ ન પામતાં, શરમ અને પશ્ચાત્તાપ અનુભવે છે. તેઓ મરવા માટે તૈયાર થાય છે, પણ જૂની રિવોલ્વર તેમનું ધાર્યું કાર્ય અટકાવે છે. છેવટે આન્ના માંદી પડે છે અને ક્રિસ્ટોફર ચાલ્યો જાય છે. આવી તંગ સ્થિતિ ક્રિસ્ટોફરની જિંદગીનો સૌથી ગહન અનુભવ હતો. અત્યારસુધી તેનું જો કોઈ મહાદ્દૂષણ હતું તો તે તેની દુર્જયે ઇચ્છાશક્તિ માટે અભિમાન હતું; તેના આત્માનો તે નેતા હતો! પણ હવે તો તે એંડાની સાથે ગુજારેલા જીવન કરતાં યે વધુ પતિત દશાએ પહોંચ્યો હતો. અંતરમાં ઓલિવિયરના સ્મરણની પવિત્ર લાગણી તાજી

હતી તે વેળાએ જ તેણે તેના યજમાનને દગો દીધો હતો. પણ સ્વર્ગમાંથી અવતરેલ પસ્તાવાના વિપુલ ઝરણમાં સ્નાન કરી તે વિશુદ્ધ બને છે. તેના વાળમાં પળિયાં આવ્યાં છે. તેને પ્રભુની ઝાંખી થઈ છે?

છેલ્લા ભાગ પર મ્લાન શાંતિના લાંબા પડછાયા પડે છે. ફ્રાંસ અને જર્મનીમાંથ ત્યક્ત બનેલ ક્રિસ્ટોફર દસ વર્ષ સ્વીટ્ઝર્લૅન્ડ અને ઈટાલીમાં ગાળે છે. તેને પેરિસમાં ગુપ્ત મદદ કરનાર તેની બાળપુજારિણી કાઉન્ટેસ ગ્રેઝિઆ બેરેનીને તે મળે છે. અત્યારે તે વિધવા છે. તેની સાથે ક્રિસ્ટોફરની ગાઢ મૈત્રીની અસંત મૃદુ ગાંઠ બંધાય છે. ગ્રેઝિઆના ઈર્ષાળુ અને સ્વાર્થી પુત્રના વિરોધને અંગે તેઓ પરણી શકતાં નથી. તે બાજુએ રાખીએ તો યે તેમના બંનેના સ્વભાવ એટલા જુદાં પડતાં અને સખત વ્યક્તિત્વવાળાં છે કે એકના વ્યક્તિત્વનો બીજાની સાથે મેળ ખાય જ નહિ. ગ્રેઝિઆ મૃત્યુ પામે છે. ક્રિસ્ટોફરનો છેલ્લો પરમ આનંદ ગ્રેઝિઆની પુત્રી અને ઓલિવિયરના પુત્રનું લગ્નગ્રંથીથી જોડાણ કરવામાં છે. અહીં જ તેના જીવનનું પૂર્ણવિરામ છે. એક બાજુ યુગલ લગ્નયાત્રાની તૈયારી કરે છે; બીજી બાજુ ક્રિસ્ટોફર સ્વપ્ન સુરાવલિ વગાડતાં મૃત્યુ પામે છે. તેની સ્વપ્ન સુરાવલિ અનંતના સંગીતમાં ભળી જાય છે.

*

આ નવલકથાના દસે ભાગનું સમગ્ર અવલોકન કરતાં આપણને જણાય છે કે ક્રિસ્ટોફરનું જીવન સુખી તો નથી જ, પણ નિ:શંક અસફળ છે. તેને ખ્યાતિ મળે છે, પણ તેથી તેની સ્થિતિ સુધરતી નથી એટલે એને લાભ કહેવો કે કેમ એ શંકાજનક છે. સફળતાથી તે આનંદ નથી અનુભવતો, કારણ, તેની પ્રશંસાના મોટા પોકારો કરનારામાંથી મોટે ભાગે અજ્ઞાન લોકો છે. તેના જીવનપથમાં તે ત્રણ વખત સાચા પ્રેમને મળે છે, છતાં સેબિન અને આંતવનેતના મરણથી તેમનો પ્રેમ અવ્યક્ત જ રહે છે અને કાઉન્ટેસ ગ્રેઝિઆ બેરેની અત્યંત મોડી પડે છે. તેની આધ્યાત્મિક ઉન્નતિની ગતિ ઘણી મંદ છે અને દર્દમય છે! તેને વિજય મળે છે ત્યારે તેનામાં તેનો આનંદ માણવાની શક્તિ રહી નથી. કવિ યીટ્સના શબ્દોમાં કહીએ તો, કોઈ ડાકણે જ્યારે તેની શક્તિ નીચોવી લીધી છે ત્યારે તેને ઘણા વખતથી તે શોધતો હતો તે પ્રિયાનું મિલન થાય છે.

બળ-શક્તિ એ જ ક્રિસ્ટોફરનું મુખ્ય લક્ષણ છે. આ બળની હાર, અને નમ્રતાનો વિજય-સેબિનનું આછું પણ અનિવાર્ય આકર્ષણ, મામા ગોટફ્રિડની પવિત્ર છાયા, શુલ્ઝની પ્રેમભક્તિ, આંતવનેતનો મધુરપ્રભાવ, ગ્રેઝિઆનો નિરવ આનંદ અને શાંતિ-આ જ આ નવલનો બોધપાઠ જણાય છે. ક્રિસ્ટોફરનું બળ, તેની શક્તિ અસરકારક રીતે વ્યક્ત થયાં નથી. તેની મહત્તા સંગીતમાં જ છે; પણ એ સંગીતને આપણે બરોબર જાણતાં નથી. 'બીથોવનનું જીવન' પણ રોમેં રોલાંએ અનેક નબળાઈઓથી ભરેલું બનાવ્યું છે પણ બીથોવનનું સંગીત આપણે જાણતાં હોવાથી તે નબળાઈઓ તેના સંગીતની મહાન શક્તિ આગળ ધોવાઈ જાય છે.

રોમેં રોલાં શક્તિપૂજક છે પણ તેનામાં જ શક્તિનો અભાવ છે. આ નબળાઈ જ તેને શક્તિપૂજન તરફ પ્રેરે છે. તેનો આત્મા અને તેની કલા નમ્ર, સૂક્ષ્મ, ખીલતાં રંગોથી મનોહર રંગપલટા દર્શાવે છે. જ્યારે તે બળનો સિંધૂડો ફૂંકે છે, ત્યારે તે આર્કિટેક્ટ એન્જેલોનાં ચિત્રોનું અનુકરણ કરતા મથતા અબૂધ કલાકાર જેવો કૃત્રિમ લાગે છે.

મૃદુ મ્લાન શૈલીમાં તે અનુપમ છે. તેના સેબિન, શુલ્ઝ, આંતવનેત ને માદામ આરનોડનાં પાત્રો દુનિયાના સાહિત્યમાં અમર થવાં સર્જાયાં છે. કેટલાંક પાત્રો આપણા પરિચિત જેવાં તો કેટલાંક આપણા પડોશીઓ જેવાં લાગે છે. તદ્દન અરસિક પાત્ર પણ માનવતાભર્યું છે અને આપણી સહાનુભૂતિ માગી લે છે.

આ નવલના પ્રથમ ચાર ભાગ છેલ્લા છ ભાગથી છૂટા પડે છે. પ્રથમ ચા ભાગમાં જીવનચરિત્ર ધીમે પણ ચાલુ રહે છે. પણ કાપડના તાણાવાણા જેવી ગૂંથણી નથી, પણ પ્રસંગોના મણકાની માળા છે. બીજા છ ભાગ એક જંગલ રચે છે. તેમાં કેટલી વાર આંતવનેત, જેકવેલાઈન અને આના જેવી છૂટી થતાં યે સંપૂર્ણ લાગે એવી વાતો જડે છે. રોમેં રોલાંએ ક્રિસ્ટોફરના જીવનને એક નદી જેવું ગણ્યું છે પણ તે બંધોના અટકાવોવાળી અર્ધકૃત્રિમ નહેર જેવું છે–' Jean Christophe may be likened to a semi-artificial water way, interrupted by lock's એવો Guerardનો મત ઘણે અંશે સાચો છે. ક્રિસ્ટોફરનું જીવન તેના પ્રેમસંબંધમાં આવતી જુદા જુદા પ્રકારની સ્ત્રીપાત્રોની મદદથી જ નિચ્ય થતું અટકી જાય છે.

ફ્રેંચ સંસ્કૃતિના વર્ણન વિષે 'જ્હોન ક્રિસ્ટોફર' એક મૂલ્યવાન દસ્તાવેજ છે છતાં પૂર્ણ વિશ્વસનીય નહિ. સંસ્કૃતિનો અભ્યાસ અને નાયકનું જીવન તાણાવાણા માફક વણાયાં નથી; પણ વસ્ત્ર પર રંગીન કટકા ચોડી કરેલા ભરત જેવું લાગે છે. સમયની દૃષ્ટિએ પણ તેમાં ખામીઓ છે. પાંચમા ભાગની પશ્ચાદ્‌ભૂમિ ૧૯૦૮–૦૯ના બનાવોથી રચેલી છે. એ વખતે ક્રિસ્ટોફરની ઉંમર વીસ વર્ષની હોવી જોઈએ. આઠમા ભાગમાં ક્રિસ્ટોફર ત્રીસ વર્ષની ઉંમરે પહોંચે છે, પણ તેમાં જણાવેલા કેટલાક બનાવો ૧૯૧૦ની આસપાસના છે. છેલ્લા ભાગમાં બીજાં પંદર વર્ષ પસાર થઈ ગયાં છે. છતાં યે આપણે ૧૯૧૧ના ઐતિહાસિક કાળમાં જ ભમીએ છીએ! ફ્રાંસ અને જર્મનીને વિખૂટાં કરનારી હદ પર આ એક સાંસ્કૃતિક ઘા છે.

રોમેં રોલાંનું ધ્યેય પરમ કલ્યાણકારી છે, તેની સંસ્કૃતિની ભાવના વિશાળ છે, તેની બુદ્ધિ અનેકરંગી છે. એટલે જ અનેક ખામીઓ છતાં આથી વધુ રસિક અને વધુ ઉન્નતિપ્રેરક નવલકથાઓ આધુનિક સાહિત્યમાં ઘણી થોડી જ હશે. ટોલ્સ્ટોય જેવી ઊંડી સહાનુભૂતિને અંગે જ એણે દુનિયાના વાચકોનાં હૈયામાં ઘર કર્યું છે. સત્ય અને પ્રામાણિક ન્યાયની દૃષ્ટિએ ટોલ્સ્ટોય પછી 'જ્હોન ક્રિસ્ટોફર' જેવું શુદ્ધ અને સ્પષ્ટ લખાણ આ સદીમાં પ્રથમ જ વાંચવા મળે છે. એક દૃષ્ટિએ તો તે વીસમી સદીની શરૂઆત છે. ગતકાળ અને વર્તમાનનો પૂલ માફક સંબંધ જોડી આપણે ક્યાં ઊભા છીએ તે એ બતાવે છે. ભૂત અને વર્તમાનને ઉકેલી ભવિષ્યનો ઉકેલ કરવાનો ને આપણને આદેશ આપે છે. ગિલબર્ટ કાનાના શબ્દો વાપરીએ તો:

" The book clears the air. An open mind coming to it cannot fail to be refreshed and strengthened by its voyage down the river of a man's life, and if the book is followed to its end, the voyage will discover, with Christoper that there is Joy beneath sorrow, Joy through sorrow."

# ગિજુભાઈ : સ્મૃતિપ્રસંગ

'સરોદ'

સંધ્યાતણી સુરખિલી મૃદુ લ્હેરખીમાં
મેં દ્રશ્ય એક નવલું મધુરું નિહાળ્યું:
સૌન્દર્ય શું હૃદયરાધનના ઝરાનું,
પ્રેમસ્વરૂપ બનિયા જનનું, વિચાર્યું.

મેદાનમાં શરતના ફરવા જતા'તા
મિત્રો અમે; જન ઘણાં ફરતાં હતાં ત્યાં;
થોડેક આગળ હતા અમ ગિજુભાઈ,
ઝભ્ભો સફેદ, કર લાકડી, શીર્ષ ખુલ્લું.

સામેથી ત્યાં ફરી અને વળી ફ્હેલ પાછી
બાળા મળી ત્રણ, હતાં કરમાં ફુલો કૈં;
આવી ઉભી રહી નમી અડધૂંક આછું-
આછું હસી ફુલ દઈ ફરી ચાલી આગે.

ઉતાવળે જઈ અમે ગિજુભાઈ સામે
જોયું જરીક, ફુલ એ ધરી નાક પાસે
મીઠું હતા સ્મિત રહ્યા કરી ને પ્રકાશે
આંખો હતી ઝળકી ફુલ્લ રહી,-હુલાસે!

એ દ્રશ્ય આજ મધુરું નજરે તરે છે;
સામે અચેત છવિ છે ગિજુભાઈ કેરી.
ફૂલો ઉછેરી ખુબ ગુર્જરીનાં ગૃહોમાં
ચાલ્યા સ્વિકારી અહીંથી ફુલ કેટલાંક?



# સ્વર્ગસ્થ શ્રી. ગિજુભાઈનાં સંસ્મરણો

વિઠ્ઠલરાય ય. આવસત્થી

સને ૧૯૧૫ તથા ૧૬ની સાલમાં હું શ્રીદક્ષિણામૂર્તિ વિનયમંદિરમાં શિક્ષકનું કામ કરતો તે અરસામાં દક્ષિણામૂર્તિ ભવનના નિયામક શ્રી નાનાભાઈએ મને એક દિવસ કહ્યું: " આપણી સંસ્થામાં આજીવન સભ્ય તરીકે જોડાઈ કામ કરવા આ ભાઈ આજથી આવ્યા છે, એમનું નામ ગિજુભાઈ; તેઓ આપણા મોટાભાઈ (હરગોવિંદદાસ–સ્ટેશન માસ્તર) ના ભાણેજ થાય છે. " આમ તેમણે મને ગિજુભાઈની પ્રથમ પિછાન કરાવી, અને પછી અમારો પરિચય વધતો ગયો. તે એટલે સુધી કે ગામમાં પ્લેગના ઉપદ્રવ વખતે હું લગભગ ત્રણચાર મહિના એમના ભવનમાં જ રહ્યો હતો. અને શ્રી ગિજુભાઈને ત્યાં જમતો અને રહેતો હતો. એમનાં નાનાં છોકરાં પણ બધો વખત મારો ખોળો ખૂંદતાં અને આનંદ ગમ્મત કરતાં.

કેટલાક સમય સુધી મને એમ લાગ્યા કરેલું કે ગિજુભાઈ મૂળ વકીલાતનો ધંધો કરનારા, એમને કેળવણીનું કામ કેમ ફાવશે ! એકવાર મેં એમને એ પ્રશ્ન પૂછેલો પણ ખરો. તેના ઉત્તરમાં તેમણે જે ખુલાસો કર્યો હતો તે ઉપરથી મને સમજાયું કે—તેઓ કાંઈ આજીવન વકીલ નહોતા, પણ સ્વાતંત્ર્યના ચુસ્ત પૂજારી અને સત્યની એકનિષ્ઠાવાળા હતા.

આફ્રિકામાં યુગાન્ડા–રેલવે સરકાર તરફથી નવી બંધાતી હતી તે વખતે આપણા દેશના ઘણા જુવાનો અને કારીગરો ધંધારોજી અર્થે આફ્રિકા જતા હતા. ગિજુભાઈ પણ તે વખતે કેટલાક દોસ્તો સાથે ત્યાં ગયેલા અને લગભગ બે વરસ સુધી જુદી જુદી અંગ્રેજ કમ્પનીઓ અને પેઢીઓમાં સારા પગારથી નોકરી કરેલી. પણ એમની સ્વાતંત્ર્ય-ભાવનાને એવી નોકરીમાં ગુલામીની ગંધ લાગ્યા કરતી તેથી ત્રણચાર પેઢીઓ વારાફરતી બદલ્યા છતાં છેવટ તેઓ પાછા દેશમાં આવ્યા.

અહીં આવીને એમણે હાઈકોર્ટ પ્લીડરનો અભ્યાસ કર્યો અને તેની પરીક્ષામાં ઊંચે નંબરે પાસ થયા. શ્રી. ચૂડગર એમના સહાધ્યાયી હતા તે પહેલે નંબરે અને સ્વર્ગસ્થ ગિરિજાશંકર ભગવાનજી બધેકા ( આપણા ગિજુભાઈ ) બીજે નંબરે આવેલા એમ મને યાદ આવે છે. પછી શ્રી. ચૂડગર, શ્રી. અમૃતલાલ શેઠ, અને ગિજુભાઈ—એ પ્રખર પ્રવીણ વકીલત્રિપુટીએ વઢવાણ કેમ્પમાં વકીલાતનો ધંધો ધીકતો ચલાવ્યો, અને સરકારી કોર્ટોમાં સારી પ્રતિષ્ઠા જમાવી હતી. પણ વકીલાતનો ધંધો પાપમય લાગવાથી સ્વર્ગસ્થ ગિજુભાઈએ ટૂંક સમયમાં તે તજી દીધો. અને લગભગ સને ૧૯૧૬માં શ્રી દક્ષિણા-મૂર્તિના પવિત્ર કેળવણી તીર્થમાં એમનાં પુણ્ય પગલાં થયાં. એમની સત્યનિષ્ઠા છેવટે એમને કેળવણીના આવા પવિત્ર પ્રદેશમાં દોરી લાવી. તેમાં આજીવન સભ્ય થઈ તેમણે પૂરાં વીસ વર્ષ સતત ઉદ્યોગી રહીને કામ કર્યું અને સને ૧૯૩૬માં તેઓ એ સંસ્થામાંથી નિવૃત્ત

થયા હતા. તોપણ બાળકેળવણીના પ્રચારનું કાર્ય તો તેમણે છેવટની ઘડી સુધી જરાય, છોડયું નહોતું.

મોન્ટેસોરી શિક્ષણશાસ્ત્રમાં 'સ્વયંસ્ફુરણા' અને 'સ્વાશ્રય કે સ્વાતંત્ર્ય' એ બે મુખ્ય સિદ્ધાન્તો છે. આ બે સિદ્ધાન્તો એમને બહુ ગમી જવાથી એ શિક્ષણપદ્ધતિને પોતે સાચી પદ્ધતિ માનતા હતા. દક્ષિણામૂર્તિમાં જોડાયા પછી તેમણે દેશવિદેશનાં કેળવણીશાસ્ત્રો અને પદ્ધતિઓનો ઊંડો અભ્યાસ કર્યો, અને તેમાં મોન્ટેસોરી પદ્ધતિ તેમને સર્વશ્રેષ્ઠ લાગી હતી. તેથી તેમણે મોન્ટેસોરી બાળશાળા કાઢવા વિચાર કર્યો. અમે બન્નેએ મળીને તેનું નામ 'બાલમંદિર' નક્કી કર્યું; કેમકે તેમાં આવનારાં બાળકોને શિક્ષકે મારવા વઢવાનું કે ધમકાવવાનું બિલકુલ નહિ, પણ તેણે તો તટસ્થ રહીને કેવળ સ્નેહભાવે માન અને મમતાથી બાળકને માર્ગદર્શન કરાવવાનું હોય. માટે એનું નામ અમે 'બાલમંદિર' પાડયું હતું.

બાલમંદિરના પ્રચારની એમને તીવ્ર ધગશ હતી. તેથી ગામમાં લોકોને અનુકૂળ પડતાં સ્થળોએ બાળકોનાં માબાપ વડીલોને ભેગા કરી તેમણે અનેક વ્યાખ્યાનો આપ્યાં હતાં. તથા ભાવનગરના શિક્ષકોને પણ ભેગા કરીને ઘણાં વ્યાખ્યાનો આપેલાં; તેમાં, 'શિક્ષક કેવો હોવો જોઈએ,' 'બાળકો પ્રત્યે કેમ વર્તવું,' 'શિક્ષણ વિતરણ કેમ કરવું.' વગેરે ઘણી ઘણી બાબતોની સમજૂત આપીને શિક્ષકોને નવી દૃષ્ટિ પ્રાપ્ત કરાવવા તેમણે ખૂબ પ્રયત્નો કરેલા. આ બધા પ્રસંગે હું એમના સાગરીત તરીકે સાથે રહેતો અને એમનાં વ્યાખ્યાનોની બને તેટલી અક્ષરશઃ નોંધ લઈ સાફ લખીને એમને સોંપતો. તે નોંધો પછી પત્રિકારૂપે છપાવીને બહાર પાડવામાં આવતી હતી.

આ કામની એમની ઉત્કંઠા આટલાથી તૃપ્ત થાય એમ નહોતું. તેમને પોતાને કેળવણીની જે નવી દૃષ્ટિ લાધી હતી તે નવી દૃષ્ટિ દેશભરના શિક્ષકોને અપાય તો આખા દેશની બાળપ્રજાનો ઉછેર સુધરે એવી એમની ઉમેદ હતી. કેમકે કેળવણીની જૂની ઘરેડમાં બાળકો શિક્ષકોના અને પરીક્ષાના ત્રાસે કચરાવાથી તથા માબાપની બેદરકારી, ઉપેક્ષા અને અજ્ઞાનથી દેશની બાળપ્રજા નિર્માલ્ય, બીકણ, નિષ્ઠુર અને પાંગળી બનતી હતી તેથી એમનું હૈયું કકળી ઊઠયું. આથી તેમણે બાલમંદિરના કામ સાથે શિક્ષકોને તાલીમ આપવાના વર્ગો ચલાવવા માંડયા. આ વર્ગો લગભગ બારપંદર વર્ષ ચલાવ્યા હતા, તેમાં આખા ગુજરાતમાંથી, કચ્છ અને સિંધમાંથી, મહારાષ્ટ્રમાંથી અને બીજેથી પણ શિક્ષકો અને શિક્ષિકાઓ સેંકડોની સંખ્યામાં દર વર્ષે આવીને રહેતાં, અને વર્ષ દરમિયાન બાલશિક્ષણની સારી તાલીમ પામીને તથા નવી દૃષ્ટિ લઈને તેઓ જતાં. આ પ્રવૃત્તિથી તેમણે લગભગ હજાર જેટલી સંખ્યાના શિક્ષકો તૈયાર કરેલા. તેમાંના ઘણાખરા અત્યારે જુદે જુદે સ્થળે મોન્ટેસોરી—બાલમંદિરોના પૂજારીઓ બનીને બાળકિશોરોની સેવાભક્તિ કરી રહેલા છે!

ઉપરાંત તેમણે બાલબોધ સાહિત્યનાં પુસ્તકો તો લગભગ હજારેકની સંખ્યામાં પ્રગટ કર્યાં છે. 'શિક્ષણ પત્રિકા' અને એવી બીજી પ્રવૃત્તિ તો છેલ્લી ઘડી સુધી ચાલુ જ

રાખી હતી. પોતે માંદગીને લીધે બોલી ચાલી શકતા નહોતા, ત્યારે પણ એમની કલમ જે તેમણે મક્કમ હાથે પ્રથમથી જ પકડી હતી તેને જરાય ઢીલી પડવા દીધી નહોતી.

નવી કેળવણી પાછળ આવી ધગશથી, આવા ઉમંગથી અને આટલા સામર્થ્યથી ભેખ લઈને મંડનાર સ્વર્ગસ્થ ગિજુભાઈ જેવો કેળવણીનો દૃષ્ટા આપણા દેશમાં અત્યારે દુર્લભ છે, અને ત્યાં સુધી આપણને એમની ખોટ સાલવાની. એમણે નવી કેળવણીનો ડંકો મંત્ર સિંધ, કચ્છ અને મહારાષ્ટ્ર સુધી જ નહિ, પરંતુ ઉત્તર હિંદ અને બંગાળા સુધી તથા દક્ષિણે છેક મદ્રાસ પ્રાંત સુધી એ પ્રાણવંત મંત્રનાં પ્રભાવશાળી આંદોલનો ઉઠેલાં છે.

આ એમના બહિર્ જીવનની અને પ્રગટ પ્રવૃત્તિઓની હકીકત કહેવાઈ. પણ હું એમના નિકટ પરિચયમાં આવેલો હોવાથી એમના આન્તરજીવનની ઝાંખી પણ મને ઘણી વેળા થઈ છે. અમે આશરે સને ૧૯૧૭ કે '૧૮ની સાલમાં વિનયમંદિરના તથા બાલમંદિરના લગભગ સાઠેક વિદ્યાર્થીઓને આનંદપર્યટન માટે લઈ ગયા હતા. તે વખત અમે દોઢ માસ જેટલી મુસાફરી સાથે કરી હતી, તેથી એમનું આન્તરજીવન જાણવાનું મને સુલભ થયેલું.

ભાવનગર રાજ્યનાં દરિયાકિનારાનાં ગામોમાં થઈ ને પગે પગે ચાલી છેક પીપાવાવ કે પોર્ટ વિક્ટર પહોંચવાનો પર્યટનનો ક્રમ રાખ્યો હતો. ભાતું, રસોઈનાં ઠામવાસણ અને સીધુંસામાન રાખવા માટે એક ગાડું રાખ્યું હતું. અને નાનામોટા બધા વિદ્યાર્થીઓ હાથમાં દંડીકાં કે લાકડી પકડીને પગપાળા દરરોજ ઊપડતા. રોજેરોજ આશરે સાત ગાઉનો પંથ કરવો અને એટલામાં જે ગામ આવે તેમાં ઉતારામાં કે નિશાળમાં રાતવાસો કરવો એમ ગોઠવણ રાખી હતી. હું તે વખતે કેળવણીખાતામાં નોકર હતો તેથી એવાં સ્થળોના મહેતાજીઓને અમારા પ્રોગ્રામના આગળથી ખબર આપ્યા હતા, એટલે દરેક મજલે ઉતારાપાણીની સગવડો થઈ હતી. બપોરના ટીમણ વખતે રસ્તામાં અનુકૂળ સ્થળ આવે ત્યાં સૌને પાંદડાંમાં ભાતું પીરસાતું, અને રાતવાસો રહેવાને સ્થળે પહોંચીએ ત્યાં ઊની રસોઈ કરી સૌ જમી લેતા. રસોયો સાથે હતો તેથી રસોઈ થતાં દરમિયાન તથા બીજે દિવસ ચાલવાના વખત પહેલાં તે તે સ્થળોની આજુબાજુ જે કાંઈ જોવા જાણવા જેવું હોય તે કાર્ય કરી લેતા હતા. આ રીતે અમે લગભગ પંદરસત્તર દિવસે વિક્ટર પહોંચેલા. તે વેળા મહુવા કે વિક્ટર સુધી રેલવે લાઈન થઈ નહોતી. તેથી અમે બધા ચાલતા કુંડલા ગામે આવ્યા અને વિદ્યાર્થીઓને ટ્રેનમાં બેસારીને બે શિક્ષકો સાથે ભાવનગર મોકલી દીધા.

પછી ત્યાંથી ગિજુભાઈ, હું અને વેણીભાઈ પરબાર્યો નર્મદાનાં તીર્થસ્થાનોમાં પાવન થવા માટે સીધાવ્યા. નર્મદાનાં પાવનજળમાં અમે પંચતીર્થી પનાઈમાં બેસીને કરી હતી. ત્યાંથી શ્રી. ગાંધીજીના સત્યાગ્રહ આશ્રમનો અનુભવ લેવા અમારી ત્રિપુટી અમદાવાદ ઊતરી. આશ્રમવાસી તરીકે અમે ત્યાં ત્રણ દિવસ રહ્યા અને સૌની સાથે સૌની ગાફક અમારે ભાગે પડતું કામકાજ પણ કરેલું.

આ બધા સમય દરમિયાન સ્વર્ગસ્થ શ્રી. ગિજુભાઈનો સરલ અને રમૂજી સ્વભાવ, નિર્મમત્વ અને નિરહંકાર, અડગ ત્યાગ અને એકલક્ષતા, નિર્લેપ અને નિખાલસ દિલ એવા ઊંચા ગુણો મને વારંવાર પ્રત્યક્ષ થયેલા.

મુસાફરીનો જે પ્રોગ્રામ નક્કી કરેલ હતો તે બધો ચોકસાઈથી તેઓ પળેપળ પ્રમાણે પાળતા, અને 'સૌ તૈયાર છે' એવો સાદ પડે કે તુરત ઊભા થઈને તેઓ મોખરે ચાલવા માંડતા. તેમની ઝોળી ક્યાંઈ ટાંગેલી હોય, ધોતિયું રાતનું વળગણીએ સૂકાતું પડ્યું હોય તે કાંઈ સંભાળી લેવાની પરવા જ ન કરતા. કેટલીક વાર તો પગરખાં પહેરવાં પણ ભૂલી જતા. હું તે બધું સંભાળી લેતો. અને કોઈ વિદ્યાર્થીઓ પણ કાંઈ ચીજવસ્તુ ભૂલી ગયા હોય તેની તપાસ કરીને હું સૌની પાછળ ચાલતો. એક વખત ગિજુભાઈને આ બાબત મેં કહેલું કે: "આમ તમે દરેક સ્થળે કંઈ કંઈ વસ્તુ ભૂલતા જશો તો મુસાફરીને અંતે તમારે બધો સરસામાન ખોયાથી લંગોટીભર ઘેર પહોંચવું પડશે." તેના ઉત્તરમાં તેમણે હસીને મને કહેલું: 'હું મારા પ્રોગ્રામમાં અને એકંદર યોજનામાં જરાય ભૂલ થવા નથી દેતો, તે બરાબર સાચવું છું. અને બાલકેળવણી પાછળ દેશનાં બાળકો ખાતર મેં લંગોટી તો ક્યારની વાળી છે. વળી એવી ચીજવસ્તુ મારી વતી તમે સંભાળનાર છો એટલે હું એમાં વધારે ભૂલકણો થઈ ગયો છું."

એમના આ જવાબથી મને એ મુદ્દાનું રહસ્ય સમજાયું. એક, પોતાનું મુખ્ય અને મહત્ત્વનું કામ પોતે ચૂકવું નહિ; તથા બીજાના કામમાં દખલ કરવી નહિ; અને બીજું, સંભાળનાર કે દોરનાર કોઈક છે એવું ભાન જ્યાં સુધી રહે છે ત્યાં સુધી આપણે કાં તો બેદરકાર અથવા પાંગળા બનીએ છીએ. વિદ્યાર્થીઓને અનુભવ હશે કે—માસ્તર નિશાળમાં શીખવશે, અથવા ઘેર આવનાર ખાનગી માસ્તર પાસેથી શીખી લેવાશે—એવું ભાન મનમાં હોય છે, ત્યાં સુધી આપણે આપણું વાંચવા લખવાનું કામ પોતાની મેળે અને સરસ કરવા પરિશ્રમ લેતા નથી. એટલે તે આપમેળે તૈયાર કરવા ટેવાતા પણ નથી. પારકું આપેલું એવું ભણતર બહુ તો પરીક્ષા સુધી સંભારવાનો ભાર વેંઢારીને આપણે પરીક્ષા પછી માથું હળવું કરી દઈએ છીએ અને એ બધો ભાર મગજમાંથી ઉતારી દઈએ છીએ. શિક્ષણમાં સ્વાશ્રયી થવાના મુખ્ય સિદ્ધાંતથી આ વાત કેવળ વિરુદ્ધ છે.

હવે છેલ્લું એક અંગત સ્મરણ નોંધીને આ લેખ પૂરો કરું છું. દક્ષિણામૂર્તિ સ્તોત્રમાં એક શ્લોક છે કે:—

चित्रं वटतरोर्मूले वृद्धा शिष्या गुरुर्युवा ।
गुरोस्तु मौनं व्याख्यानं शिष्यास्तु छिन्न संशयाः ।

સ્વર્ગસ્થ શ્રી. ગિજુભાઈ કરતાં હું ઉમ્મરે દસબાર વર્ષ મોટો હતો. તોપણ હું એમને મારા ગુરુ કહેતો. મેં જોકે પેનપાટી લઈને એમની પાસે કક્કો ઘૂંટયો ન હતો, તેમજ એમનાં વ્યાખ્યાનોના વર્ગોમાં અભ્યાસ અર્થે નોંધપોથી લઈને હાજરી આપી નહોતી, પણ માત્ર એમના સહવાસ અને પરિચયથી કેળવણીના કેટલાક સંસ્કારો મેં ઝીલેલા અને તેથી એમને મારા ગુરુ લેખતો. તેમણે પણ મને પોતાના 'પટશિષ્ય' તરીકેનું મહિમાવાન

બેરૂદ ગણેલું. એટલે એમની પાસેથી તાલીમ લઈ જનારાઓમાં હું કાંઈ સર્વશ્રેષ્ઠ હોતો, પણ એમના શિક્ષણવિષયક પ્રારંભમાં હું એમનો પહેલો સાગ્રીત હતો. એમની એ પ્રવૃત્તિમાંથી તથા એમના એકંદર જીવનના અવલોકનમાંથી હું વ્યાખ્યાનો વગર પણ તાલીમ મેળવી શક્યો અને કેળવણીની નવી દષ્ટિ પ્રાપ્ત કરી શક્યો. તેથી ઉપર ટાંકેલો શ્લોક અમારા બેઉના સંબંધમાં યથાર્થ લાગુ પડે છે—એમ હું એમને ઘણીવાર કહેતો.

આવા એ ગિજુભાઈનો માયાળુ સ્નેહાળ સ્વભાવ કદિ વિસરાય એમ નથી. અને તેથી પણ ઘણા વધુ અંશે પ્રકાશતી એમની જાજ્વલ્યમાન પ્રતિભા તો અંતરની નજરે તર્યા જ કરે છે. એમણે અપાર બળથી ઉચ્ચારેલા નવી કેળવણીના મન્ત્રોનાં આંદોલનો દેશ આખામાં અત્યારે ગુંજી રહ્યાં છે તે હવે કદિ શમવાનાં નથી, કેમકે એ મંત્રના ધ્વનિ અમર છે અને એમનું એ જીવનકાર્ય પણ અમર રહેવાનું. એ સદ્ગત સ્નેહી આત્માને સ્વર્ગમાં સંપૂર્ણ શાન્તિ ઇચ્છું છું.

# ૧૯૧૪ની ગ્રીષ્મમાં

વિજય મુ. વાસુ

તે દિવસે રવિવાર હતો. સારાજેવા શહેરમાં અપાર મેદની વચ્ચે, નદીના ઘાટથી થોડે છેટે ગાવરિલો પ્રિન્શીપ ઊભો હતો. તેના ખિસ્સામાં એક ભરેલી, બ્રાઉનિંગ પિસ્તોલ હતી. તેનાથી થોડે દૂર ચાબ્રિનોવિચ ઊભો હતો. તેના ખિસ્સામાં, એક બોમ્બ હતો. ઑસ્ટ્રિયા–હંગરીના ગાદીવારસ આર્કડ્યૂક ફર્ડિનાન્ડ અને તેની પત્નીનું સરઘસ નીકળ્યું. ચાબ્રિનોવિચે બોમ્બ ફેંક્યો. ફર્ડિનાન્ડ બચી ગયો. પાછળની મોટરમાં ઑફિસરો ઘાયલ થયા.

ટાઉન હૉલમાં મેયરે ફર્ડિનાન્ડનું સ્વાગત કર્યું. "બસ કરો," ફર્ડિનાન્ડ ગુસ્સાથી ધૂંધવાતાં બરાડી ઊઠ્યો: "હું તમારી મુલાકાત લેવા આવ્યો છું અને તમે મારું સ્વાગત બોમ્બથી કરો છો!"

ઘવાયેલાઓને જોવા ફર્ડિનાન્ડે દવાખાના તરફ મોટર હાંકી. બોસ્નિયાના ગવર્નરે તેનો રસ્તો બદલાવ્યો. "તમે ખોટે રસ્તે જાઓ છો! નદીના ઘાટ તરફ હાંકો."

ગવર્નરના આ શબ્દોએ વિશ્વવિગ્રહમાં એંશી લાખ માણસોનો જીવ લીધો. ઘાટ તરફ પ્રિન્શીપની પિસ્તોલે ફર્ડિનાન્ડ અને તેની પત્નીના પ્રાણ લીધા.

• • •

જુલાઈની બીજી તારીખે કલાકના ૬૦ માઈલની ઝડપે 'અમેરિકા' નામનું વિમાન ૨૦૦૦ રતલ વજન ઉપાડી આટ્લાન્ટિક મહાસાગર ઓળંગી ગયું. તે જોઈને વિમાનોનો શોધક ઓરવિલ રાઈટ બોલી ઊઠ્યો: "વિગ્રહનો અંત વિમાન આણશે, કારણ કે જે લોકો વિગ્રહ સળગાવે છે તેઓ જ્યારે પોતાની જિંદગી જોખમમાં જોશે ત્યારે તેઓ વિગ્રહ સળગાવે તેવી ઓછી વકી રહેશે."

આનંદ કરો, હવે વિગ્રહ થવાનો નથી, કારણ કે બ્રિટન કરોડો પાઉન્ડ ખરચીને દર માસે એક હજાર વિમાન બાંધે છે. જર્મની, રશિયા, અને બીજાં રાજ્યો કેટલાં બાંધે છે તેનો તો કશો હિસાબ નથી. ચેમ્બરલેઈન, હિટલર, મુસોલિની, દલાદિયર અને કર્નલ બેક એરોપ્લેનના વિમાની કાફલા જોઈને ડરી જશે અને છેવટે વૈરાગ્યવૃત્તિ ધારણ કરી બધાં વિમાનોને ભેગાં કરી સળગાવી દેશે.—અથવા એકબીજાએ વિગ્રહ થઈ ગયા પછી તેમાં વિમાનો મનુષ્ય જાતની હસ્તી મિટાવી દેશે એટલે પછી વિગ્રહ કરનાર કોઈ રહેશે નહિ!

• • •

ઑસ્ટ્રિયા–હંગરીએ સર્વિયાને આપેલ અલ્ટીમેટમનો સર્વિયાએ આપેલ જવાબ વાંચી કૈસર વિલ્હેલ્મે છૂટકારાનો દમ ખેંચીને કહ્યું: "હવે લડાઈ થવાની બીક નથી."

એક કલાક પછી ઑસ્ટ્રિયા–હંગરીએ લડાઈ જાહેર કરી!

• ઑસ્ટ્રિયન શહેનશાહે વિમાન જોયાં હોત તો બીકનો માર્યો તે લડાઈ જાહેર ન કરત!

•

જુલાઈની નવમી તારીખ હતી. યુરોપના મામલાથી બેચેન બનેલા અમેરિકનો 'વ્હાઈટ હાઉસ'માં બેઠા હતા. હેન્રી ફોર્ડ અમેરિકાના 'શાન્તિપ્રેમી' પ્રમુખ વિલ્સન સાથે ખાણું લઈને બહાર નીકળ્યો. "આનંદ કરો," તેણે લોકોને કહ્યું, "હું પ્રમુખ સાથે મળતો થાઉં છું કે જાહોજલાલીનો વખત ચાલ્યો આવે છે."

•

જુલાઈની ૨૦મી તારીખે સેન્ટ પીટર્સબર્ગમાં કામગારોએ શ્રમજીવી વર્ગનું પ્યારું વિપ્લવગીત La Marseillaise ગાયું તે માટે ઝારના સૈન્યે તેમની ઉપર હુમલો કર્યો.

લગભગ તે જ વખતે ફ્રાન્સના પ્રમુખ પોંકારેએ રશિયાની ભૂમિ ઉપર પગ મૂક્યો. જર્મની વિરુદ્ધ રશિયાની વલણ કડક બનાવવા તે આવ્યો હતો અને તેના માનમાં ખુદ ઝારના સૈન્યે La Marseillaise—જે વિપ્લવગીત ફ્રાન્સનું રાષ્ટ્રગીત છે—ગાયું! ૧૮૧૨માં નેપોલિયને મૉસ્કો છોડ્યું તે પછી ઝારની પ્રજાએ પહેલી વાર દરબારી પ્રસંગે આ વિપ્લવગીત સાંભળ્યું.

•

આજે જર્મનીમાંથી જીવ બચાવવા નાસી છૂટેલો જગવિખ્યાત વિજ્ઞાનશાસ્ત્રી આઈન્સ્ટાઈન તે વખતે કૈસર વિલ્હેલ્મની વિજ્ઞાનની શોધખોળની સંસ્થાનો સંચાલક હતો.

•

પાઉલ જોસેફ ગોબેલ્સ નામનો ૧૭ વર્ષનો એક પાંગળો ગરીબ વિદ્યાર્થી તે વખતે કૅથોલિક શિષ્યવૃત્તિ ઉપર નભીને કળા, સાહિત્ય અને ઇતિહાસનો અભ્યાસ કરતો હતો.

આજે હિટલરનો ડાબો હાથ બની યહૂદીઓ અને કૅથોલિકોનું નિકંદન કાઢી રહ્યો છે તે એ જ ડૉ. ગોબેલ્સ.

•

તે વખતે ચીનની અત્યાચારી સરકારથી ભાગીને એક યુવાન ભાવનાશાળી રાષ્ટ્રવાદી ચીનાએ જાપાનમાં આશ્રય લીધો અને ત્યાંથી મંચુરિયા જઈ ચીનના એ પ્રાંતને ચીન સામે બળવો કરવા પ્રેરણા આપી.

આજે ચીન તરફથી જાપાન અને મંચુરિયા સામે લડી રહ્યો છે તે એ જ ચીઆંગ કાઈ-શેક.

•

સ્પેનિશ મૉરોક્કોમાં બળવાખોર રીફ લોકોને દાબી દેવા માટે તે વખતે ૨૧ વર્ષનો એક યુવાન સ્પેનિશ લશ્કરી અમલદાર મૉરોક્કોમાં સ્પેનિશ ટુકડીના મોખરે લડી રહ્યો હતો.

૨૧ વર્ષ પછી સ્પેનની પ્રજાને દાબી દેવા બળવાખોર રીફ લોકોના મોખરે

રહીને જે સ્પેન સામે લડતો હતો તે એ જ ફ્રાન્સિસ્કો ફ્રાંકો. તેની વધારે ઓળખાણની જરૂર છે?

*

જુલાઈની ૨૮મી તારીખે ઈટાલીમાં મિલાનના પોલીસ ખાતાના ખાનગી દફતરમાં નીચે પ્રમાણે શેરો થયોઃ

"લોવંતીના તંત્રી અને વિપ્લવવાદી સમાજવાદી નેતા બેનિટો મુસોલિનીએ વિપ્લવ માટે પ્રચારકાર્ય કરવા મોટી રકમની મદદ મેળવી છે."

એક વખતના એ વિપ્લવવીર અને સમાજવાદી નેતાએ હવે તો ઈટાલીમાંથી સમાજવાદનું નિકંદન કાઢી નાખ્યું છે. હવે તે રશિયામાંથી અને આખી દુનિયામાંથી સમાજવાદનો નાશ કરવા માગે છે.

*

ઑગસ્ટની બીજી તારીખે જર્મન લશ્કરે ફ્રાન્સની સરહદ તરફ પ્રયાણ કર્યું તેમાં એક નાના અમલદારનું નીચે પ્રમાણે વર્ણન આપેલ છેઃ

"મુલહાઉસન રેજિમેન્ટનો લેફ્ટેનન્ટ હરમાન ગોરિંગ—૨૧ વર્ષનો પાતળો, સુંદર જુવાન માણસ."

આજે તે પાતળો પણ નથી અને તેથી સુંદર પણ નથી. તેથી તો ગોરિંગ કહે છે કે જર્મનીને માખણ કરતાં તોપોની વધારે જરૂર છે. કયાંક બધા જર્મન માખણ ખાઈને તેના જેવા થઈ જાય તો?

•

ઑગસ્ટની ત્રીજી તારીખઃ જર્મન લશ્કરમાં લડવા માટે દાખલ થવા એક ફિક્કા, જુવાન ઑસ્ટ્રિયન ચિત્રકારે—ચિત્રકાર નહિ પણ પોસ્ટકાર્ડ ચિતરનાર અને લેભાગુ વક્તાએ બાવેરિયાના જર્મન રાજા નામદાર લુડવિગ ત્રીજાને અરજી કરી અને નામદાર રાજાએ તે અરજી મંજૂર કરવાની મહેરબાની બતાવી.

હવે તેને લેભાગુ કહેશો નહિ, હવે તે કોઈને અરજી નથી કરતો. તે રોજ શું કરે છે તે જાણવા અને તેના ભાષણ વાંચવા દુનિયાના માણસો રોજ સવારે ઊઠીને દોડધામ કરે છે. ઍડોલ્ફ હિટલરની ઓળખાણ આપવાની જરૂર છે?

•

ઑગસ્ટની ત્રીજી તારીખઃ પૂર્વ આફ્રિકાની આવતી એક સ્ટીમર ઇંગ્લંડ પહોંચવા દરિયાઈ સુરંગો વચ્ચેથી પાણી કાપે છે. તેની ઉપર છે "મોહનદાસ ગાંધી નામના એક ધનવાન વાણિયા વકીલ ગૃહસ્થ." તે ઇંગ્લંડ આવે છે બ્રિટિશ સામ્રાજ્યને વફાદાર રહેવા અને તેના સંકટના સમયે સેવા કરવા. પરંતુ આવતી કાલે થનાર લડાઈની તૈયારીમાં દુનિયાને તેના તરફ જોવાની ફુરસદ નહોતી.

સત્તર વર્ષ પછી લંગોટીભર, ઉઘાડા દેહે, લાકડીના ટેકે મુઠ્ઠીભર માણસો લઈને

અલિંસકપણે મીઠાનો કાયદો તોડી જ્યારે તેણે બ્રિટિશ શહેનશાહતને હચમચાવી દીધી ત્યારે આખી દુનિયાની નજર તે દૂબળા દેહ ઉપર ઠરી રહી.

•

ઝારની સત્તાએ તે વખતે જોસેફ જુગાશવિલીને સાઈબીરિયામાં કેદ રાખ્યો હતો, તેનો મિત્ર મેકસીમોવિચ લંડનમાં રશિયન એલચી ખાતાથી છેટો ભાગતો છુપાતો હતો.

ત્રણ વર્ષ પછી જેઓએ ઝારના લોહીથી નૂતન રશિયાની શરૂઆત કરી તેમાં એ હતાઃ સ્ટેલિન અને લીટવિનોવ.

•

અમેરિકાએ ખેતીના વિકાસ માટે યાંત્રિક હળ-ટ્રેક્ટર-ની શોધ કરી. બેલ્જિયમે તેની પાસેથી ટ્રેક્ટર ખરીદ કર્યાં. પ્રજાની આબાદી માટે યોજાયેલા તે યંત્રને જોઈને મેજર એડવર્ડ સ્વિન્ટન નામના એક બ્રિટિશ અફસરને તેમાં તોપો ગોઠવી લડાઈમાં તેનો ઉપયોગ કરવાનો વિચાર આવ્યો. વિશ્વવિગ્રહમાં એ ટ્રેક્ટર ઉપરથી ટૅંક બન્યું અને એ કાળમુખા શસ્ત્રે લડાઈમાં કેવો કરપીણ પાઠ ભજવ્યો છે તે કોનાથી અજાણ્યું છે?

*

ઑગસ્ટની ચોથી તારીખઃ રાતના ૧૧-૫૯ઃ લંડનમાં ૧૦ ડાઉનિંગ સ્ટ્રીટમાં બ્રિટિશ પ્રધાનો જર્મનીના જવાબની રાહ જોતા હતા. "અભરાઈ ઉપર ઘડિયાળમાં બારના ટકોરા થવા લાગ્યા અને જ્યારે મધરાતનો છેલ્લો ટકોરો પડ્યો ત્યારે ઉષઃકાળ જેટલી શાન્તિ હતી. આપણે તે વખતે વિગ્રહમાં ઊતર્યાં. હું સૂઈ જવા માટે રવાના થઈ અને સીડીના પગથિયા પાસે જ્યારે આવી ત્યારે મેં વિન્સ્ટન ચર્ચિલને સુખી મુખમુદ્રા સાથે ઝડપભેર પ્રધાનમંડળના ઓરડા તરફ જતો જોયો."[1]

•

ચાર કરોડના હત્યાકાંડમાં એકલા બ્રિટને પાંચ અબજ પાઉન્ડનો ખર્ચ કર્યો. દુનિયામાં મરેલા અને ઘવાયેલાઓની સંખ્યા બે કરોડની થઈ. પરંતુ એ લડાઈ માટે કયું વ્યાજબી કારણ હતું તે હજી કોઈ નથી કહી શકતું. વિશ્વવિગ્રહમાં હારેલી પ્રજાઓ આજે પોતાને વિજયી માને છે અને વિજેતા રાજ્યો પોતાને પરાજિત માને છે!

અને છતાં આવતી કાલે આપણે સૌ બીજા વધારે ભયાનક વિગ્રહમાં ઊતરવાની અણી ઉપર છીએ. શા માટે? તેનો જવાબ—સંતોષકારક જવાબ—કોઈ આપી શકે તેમ નથી. ×

---

૧ લેડી એસ્કવીથના શબ્દો.

× *Footnotes on Fourteen* નામના 'કરન્ટ હિસ્ટરી' (જુન, ૧૯૩૯)માં આવેલા એક કટાક્ષમય લેખ ઉપરથી.

# આધુનિક કાવ્યપ્રવાહ

[ એક વ્યાખ્યાન ]

વ્યાખ્યાતા : ચંદુલાલ જ. ભટ્ટ

સંસ્કૃતમાં કાવ્યની જુદી જુદી વ્યાખ્યાઓ આપી છે. દણ્ડિન્, મમ્મટ, વિશ્વનાથ તથા જગન્નાથ કાવ્યની વિવિધ વ્યાખ્યા આપે છે, એમાંથી વિશ્વનાથની વ્યાખ્યા બહુ સ્પષ્ટ છે :

वाक्यम् रसात्मकम् काव्यम् ।

એટલે 'રસમય વાક્ય તે કાવ્ય'. જગન્નાથ કહે છે એ વધારે સ્પષ્ટ છે :

रमणीयार्थ–प्रतिपादक : शब्द : काव्यम् ।

એટલે 'રમણીય અર્થ સૂચવતો શબ્દ તે કાવ્ય.'

મમ્મટ અને દણ્ડિનની વ્યાખ્યાઓ બહુ સ્પષ્ટ નથી. વળી " કાવ્ય તો દૈવી પ્રેરણાથી જ કે હૃદયની ઊર્મિઓના અતિરેકથીજ સ્ફુરે છે " એવો પણ કેટલાકનો અભિપ્રાય છે. અંગ્રેજ કવિ કૉલેરીજ કહે છે તે મુજબ:

" Poetry is the spontaneous overflow of powerful feelings."

અને વર્ડ્સવર્થ કહે છે:

" Poetry is the emotions recollected in tranquility."

આ પ્રમાણે કાવ્ય કોને કહેવું એ વિશે અંગ્રેજ સાહિત્યકારોમાં પણ ભિન્ન ભિન્ન મત છે.

આપણે આજના વિષય માટે તો 'વનપ્રવેશ' કરી ચૂકેલા એટલે પચાસ વર્ષની વય ઉપર પહોંચેલા છતાં વા સ્વર્ગસ્થ કવિઓની કૃતિઓની ચર્ચા કરીશું. 'વનપ્રવેશ' કરી ચૂકેલા કવિઓનો યુગ તે 'નરસિંહરાવયુગ.' એ બધાના અગ્રણી શ્રી. નરસિંહરાવ. એમની પહેલાંના નર્મદ અને દલપતે કાવ્યસરિતાનું વહેણ જુદી દિશાએ વાળ્યું. એમણે સમાજસુધારા અને સ્વદેશભક્તિના સૂર પૂર્યા. અને ગુજરાતી કવિતા-સાહિત્યમાં નવીન દિશા ઉઘાડી. એમની એ પહેલાંના કવિઓમાં ધ્યાન ખેંચે એવા પ્રેમાનંદ, શામળ અને દયારામે પૌરાણિક પ્રસંગો પરથી આખ્યાનો રચ્યાં. ભક્તિ, નીતિ અને બોધદાયક કાવ્યો રચીને ગુર્જરીની અનુપમ સેવા કરી. નર્મદની કવિતામાં એનો 'જોસ્સો' છૂપો રહી શકતો નથી. " યા હોમ કરીને પડો ફતેહ છે આગે " એ નર્મદનો મંત્ર ગુજરાતને હંમેશને માટે લાભદાયી થઈ પડશે. દલપતે પણ ભિન્ન ભિન્ન વિષયો પર કાવ્યો રચીને " ગુર્જર વાણી રાણી "ના વકીલ તરીકે ઉત્તમ સેવા બજાવી.

સ્વ. શ્રી. નરસિંહરાવે કાવ્યઝરણાને જુદી દિશાએ વાળ્યું. જે યુગના નરસિંહરાવ પ્રણેતા લેખાયા છે એ યુગના લગભગ બધા કવિઓએ અંગ્રેજી, અને સંસ્કૃત સાહિત્યનો ખૂબ

અભ્યાસ કર્યો. એને પરિણામે કવિતા અને ગદ્ય સાહિત્યમાં નવીન દૃષ્ટિથી તત્ત્વશોધન શરૂ થયું. શ્રી. નરસિંહરાવનાં કાવ્યોમાં પ્રકૃતિસૌન્દર્યનાં વર્ણનો સ્થળે-સ્થળે મળી આવે છે. એ સુંદર પ્રકૃતિદર્શનમાં જ કવિ ઘડીભર મુગ્ધ થઈ જાય છે અને એ વર્ણનો વાંચતાં આપણે પણ સૌન્દર્યપાનમાં ભાન ભૂલી બેસીએ છીએ. એમનાં સુંદર કાવ્યોમાં લક્ષ ખેંચે એવાં 'મધ્યરાત્રિએ કોયલ,' 'મેઘ અને ચન્દા'– વગેરે નોંધવા જેવાં છે. એ કાવ્યો પરથી કવિની સુંદર વર્ણનશક્તિનું ભાન થાય છે. એમનાં કાવ્યોમાં પ્રેમની મીઠાશ ને સૌરભ છે.

શ્રી નરસિંહરાવ એ પહેલા પ્રકૃતિકવિ છે. એમના પછી બીજા પ્રકૃતિકવિ શ્રી. કાન્ત ઉર્ફે મણિશંકર રત્નજી ભટ્ટ. ગુજરાતી ભાષામાં સુંદર 'ખંડકાવ્યો' અને 'અંજની ગીતિ' લખવાનું માન એમને ઘટે છે. શ્રી. નરસિંહરાવે ખંડકાવ્યોની પ્રેરણા એમની પાસેથી મેળવેલી. કાન્તનાં સર્વ કાવ્યોમાં સર્વાંગ સુંદર કાવ્ય 'વસન્તવિજય' છે. એમાંનું પ્રકૃતિવર્ણન એટલું હૃદયંગમ છે કે શ્રી. ન્હાનાલાલે એને "ગુજરાતી સાહિત્યનાં ખંડકાવ્યોમાં તાજમહાલ" કહ્યો છે. એ કાવ્યની સુંદર પંક્તિઓમાં ધ્યાન ખેંચે એવી વસન્તના આગમન વિશેની પંક્તિઓ છે:

"ધીમે ધીમે છટાથી કુસુમરજ લઈ, ડોલતો વાયુ વાય,
આખાસે વલ્લિઓથી પરિમલ પ્રસરે, નેત્રને તૃપ્તિ થાય,
બેસીને કોણ જાણે ક્યંહિ પરભૃતિકા ગાન સ્વર્ગીય ગાય,
ગાળી નાંખે હલાવી, રસિક હૃદયને વૃત્તિથી દાબ જાય."

શ્રી. કાન્તનાં કાવ્યોમાં પ્રેમની કોમળતા છે. એમણે માનવજીવન અને પ્રકૃતિવર્ણનની સુંદર ગુંથણી કરી છે. જુઓ:

"વહી જતાં ઝરણાં શ્રમને હરે,
નિરખતાં રચના નયનો ઠરે;
મધુર શબ્દ વિહંગ બધાં કરે,
રસિકનાં હૃદયો રસથી ભરે!"

*

"વસન્તે સ્થાપેલું પ્રબળ નિજ સામ્રાજ્ય સઘળે,
નવા રૂડાં વસ્ત્રો તરુવર ધરે છે સહુ સ્થળે;
બધી સામગ્રીએ મદન રસથી સૃષ્ટિ ભરતી,
જનોના જુસ્સાને અતિ ચપલ ઉદ્દીપ્ત કરતી."

આ પ્રમાણે શ્રી. કાન્તમાં સુંદર પ્રકૃતિવર્ણનોમાં માનવજીવનના પ્રસંગોનાં ગૂંથણી જણાશે.

સંસ્કૃત મહાકવિ કાલિદાસે પણ શાકુન્તલમાં ઘણે સ્થળે માનવજીવન સાથે કુદરતનો સમન્વય સાધ્યો છે. શકુન્તલા સાસરે જાય છે એ પ્રસંગે પવનને લીધે ઝાડપાન હાલે છે. એ પરથી કવિ કહે છે કે નિર્જીવ વસ્તુ પણ શકુન્તલાને વિદાય આપે છે એટલો બધો સ્નેહ બેઉ વચ્ચે હતો. માનવજીવનની વિષમતાના દર્શનમાં રાચનાર કાન્ત આ પ્રમાણે પ્રકૃતિકવિ છે એટલું જ નહિ, પ્રણયકવિ પણ છે. કાન્તનાં કાવ્યોમાં

ગેય તત્ત્વ ઉપરાંત, પદલાલિત્ય, માધુર્ય, વાચકને મુગ્ધ કરે છે. એ જ વસ્તુ એમનાં નાટકનાં ગાયનોમાં પણ લક્ષ ખેંચે છે. પદલાલિત્ય સાથે ગંભીર ભવ્ય કલ્પનાનું દર્શન કરવું હોય તો 'સાગર અને શશી'માં જુઓ :

"આજ મહારાજ જલ પર ઉદય જોઈને,
ચન્દ્રનો હૃદયમાં હર્ષ જામે.
સ્નેહઘન, કુસુમવન, વિમલ પરિમલ ગહન,
નિજ ગગનમાંહી ઉત્કર્ષ પામે;
પિતા : કાલના સર્વ સંતાપ શામે !"

ત્રીજા પ્રકૃતિકવિ રાજકવિ શ્રી. કલાપી. અત્રે પ્રશ્ન એ છે કે કલાપી કવિ કે સ્નેહી ? કાન્તે એમને 'સ્નેહી' કહ્યા છે.

કલાપીનાં કાવ્યોનું પ્રભવસ્થાન 'સ્નેહ' છે એ ન ભૂલવું જોઈએ. શ્રી બલવન્તરાય ઠાકોર કહે છે તેમ,

"કલાપીનાં કાવ્યો એટલે દુઃખી દર્દીનાં આંસુ."

આ અભિપ્રાય સર્વાંશે સત્ય છે. કલાપીનાં કાવ્યોમાં આપણે પ્રકૃતિસૌન્દર્યમાંથી માનવની પામરતા માટે કવિને રડતાં, ફરિયાદ કરતાં જોઈએ છીએ.

કલાપી કહે છે તેમ, "પ્રેમીઓ જુદાં છે."

"કમળ ભોળું, કુમુદ ભોળું, ભ્રમર ભોળો દિવાનાં છે,
જે જેનું ન તે તેનું, પ્રેમી પ્રેમી જુદાનાં."

કલાપીએ સૂફીવાદની ગઝલોનું અનુકરણ કરીને ગુજરાતીમાં સુંદર ગઝલો લખી છે. સૂફીવાદમાં ભક્ત તે આશક અને ઈશ્વર તે માશુક બને છે. એ 'ઇશ્કે હકિકી' એટલે 'દિવ્ય સ્નેહ'ની ભાવનાવાળી ગઝલો ગુજરાતીમાં લખવાનું માન એમને મળે છે.

"પેદા થયો હું ઢૂંઢવા તૂંને સનમ !
ઉંમર ગુઝારી ઢૂંઢતા તૂંને સનમ !

આવાં સૂફીવાદનાં કાવ્યોનો ઘણો અનર્થ થયો છે, એ ખરેખર શોચનીય છે. ઘણા લોકો એ કાવ્યોની ફિલસૂફી સમજી શકતા નથી. કલાપીનાં અનુષ્ટુપ ઘણાં જ સુંદર છે. એમણે અનુષ્ટુપદ્વારા કરેલી માનવજીવનની નિર્બળતા વિશેની ફરિયાદ જોઈ શકીશું:

"રસહીન ધરા થૈ છે, દયાહીન થયો નૃપ,
નહિ તો ના બને આવું, બોલી માતા ફરી રડી."

•

"જન્મ ને જીવનાં કૃત્યો, આકસ્મિક સૌ અરે !
પાસાં ફેંકે જનો સર્વે, દા' દેનો હરિ હાથ છે."

મંદાક્રાન્તામાં પણ આવી સુંદર પંક્તિઓ જડી આવે છે:

"છે આશામાં મધુર સુખ તે તૃપ્તિમાં કેમ છે ના ?
રે ! નોયે સૌ હૃદય ધરતાં, તૃપ્તિની કેમ આશા ?"

કલાપીને શરૂઆતથી જ રાજદ્વાર નરક અણગમો હતો. 'અમારા રાહ'માં એ કહે છેઃ

"તમારા રાજદ્વારોના ખૂની ભપકા નથી ગમતા,
મતલબની મુરવત જ્યાં, ખુશામતના ખજાના જ્યાં."

'ગ્રામમાતા'નું કાવ્ય ખેડૂતજીવનનો સુંદર ચિતાર રજૂ કરે છે. રાજાનો શો ધર્મ હોવો જોઈએ એ આબાદ રીતે વ્યક્ત કરે છે. હાલના રાજાઓને એ કાવ્ય ઘણું જ બોધદાયક થઈ પડે એવું છે. કલાપીની કવિતામાં કલાનાં તત્ત્વોની ઊણપ જણાઈ આવે છે. એમાં ઊર્મિતત્ત્વ પ્રધાનપદે છે.

આ પ્રમાણે ગુજરાતી સાહિત્યના ત્રણ મુખ્ય પ્રકૃતિકવિઓની ભિન્ન ભિન્ન દૃષ્ટિ—પ્રકૃતિસૌંદર્ય અને માનવતા વિશેની—આપણે જોઈ.

કલાપી પછી શ્રી. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી 'સ્નેહમુદ્રા' મારફતે આપણું ધ્યાન ખેંચે છે. એમનાં કાવ્યોમાં પદલાલિત્ય, ગંભીર સુંદર કલ્પના પણ માધુર્યનો સદંતર અભાવ જોવામાં આવે છે. કાવ્યોના પ્રસંગો સારા છે. એમનો હેતુ સમાજ સુધારણાનો હતો. 'સ્નેહમુદ્રા' અને 'સરસ્વતીચંદ્ર'માં ઘણે સ્થળે સુંદર કાવ્યપંક્તિઓ નજરે પડે છે. એ જ એમની કવિ તરીકેની ગણના કરાવવા પૂરતું છે.

એમના પછી ગુર્જર કવિશિરોમણિ શ્રી ન્હાનાલાલ ગુર્જરી કાવ્યકુંજેમાં અસ્ખલિત રેડે છે. ન્હાનાલાલ બધી રીતે અસહકારી છે. કાવ્યલેખનમાં એમણે નવીન પ્રણાલિ શરૂ કરી. એમણે ઘણા સાથે અસહકાર કરેલો. નાનપણમાં કવિ ઘણા જ તોફાની હતા. શ્રી. કેશવરામ હેડમાસ્તરે એમને સુધારેલા. શ્રીમદ્ ભગવદ્‌ગીતાનું સમશ્લોકી ભાષાન્તર પિતાને અર્પણ કરી કવિએ ઉત્તમ પિતૃશ્રાદ્ધ કર્યું છેઃ

"બાર બાર વીત્યાં વરસો,
રાત્રિઓ વીતતાં સુની"

મહાત્મા ગાંધીજીના પ્રખર વિરોધી હોવા છતાં 'ગુજરાતનો તપસ્વી' લખીને ગાંધીજીની મહત્તાના યશોગાન ગાયાં. ન્હાનાલાલ કવિશ્રેષ્ઠ છે એની તો કોઈથી ના પાડી શકાશે નહિ. એમનાં કાવ્યોમાં કલા છે, અનેરી કલ્પના છે, પદલાલિત્ય છે, માધુર્ય અને ઓજસ પણ છે. 'વસન્તોત્સવ'ની પ્રથમ પંક્તિ જ જુઓઃ

"ગુલછડી સમોવડી નાજુક બાલિકા હતી."

આ પંક્તિમાં શું નથી? પદલાલિત્ય, કલા અને માધુર્યનાં દર્શન નથી શું? કેટલાક એમનાં કાવ્યોને 'કાવ્યો' કહેતા નથી. એમનાં કાવ્યોને 'અપદ્યાગદ્ય' કહે છે. અને શૈલીને 'ડોલનશૈલી' કહે છે. ગમે તેમ કહો પરંતુ જો આપણે કાવ્યની વ્યાખ્યા તરીકેઃ 'रसात्मकम् वाक्यम् काव्यम्'ને સ્વીકારીએ તો ન્હાનાલાલની કવિતા સાચે જ શુદ્ધ કલાની પ્રતિમા છે. એમનાં અનેક કાવ્યોમાં 'તાજમહેલ'ની ભવ્ય કલ્પના અને સુંદર વર્ણન અનેકને ઘડીભર ભાન ભૂલાવે છેઃ કેટલાક 'તાજમહેલ'ને 'આંસુની પ્રતિમા' કહે છે. ઘણાં એને 'કાવ્ય' કહે છે. જ્યારે કવિસમ્રાટ ન્હાનાલાલે એને

"અશ્રુનો આરસ બન્યો."

એમ કહીને કલાના એ અપ્રતિમ નમૂનાને સુંદર કલ્પનાનું પદ ચડાવ્યું. શ્રી ન્હાનાલાલની

વર્ણનશક્તિ ખરેખર અદ્‌ભુત છે. એમના વર્ણનમાં એમની નવીન દૃષ્ટિનું દર્શન થાય છે. તત્ત્વદર્શન એ જ એમનો હેતુ છે. 'તાજમહેલ' ને જોઈને કવિ કહે છે:

"આ એહ શું મંડપ નિત્ય લગ્નનો
કે પ્રેમરાશિ પ્રિયુ પ્રેમ ભગ્નનો ?
આ તાજ શું મુમતાઝનો સખે ?
કે સ્નેહના પંખીની વાસયષ્ટિ એ ?

•

સૌંદર્યનો, કલાનો, કે તાજ આ મુગલાઈનો ?

•

પ્રેમની ભસ્મ ધારી, ને દિગંતે માંડી આંખડી,
પ્રેમના જોગણી કો આ, જુવે વ્હાલમની વાટડી."

શ્રી. ન્હાનાલાલ પણ એક સમયે તાજમહેલ જોવાની 'ના' જ પાડતા હતા. વર્ડ્ઝવર્થની પેઠે એ પણ માનતાઃ

"We have a vision of our own.
Why should we undo it ?"

પરન્તુ તાજમહેલના દર્શન પછી એમની કલ્પના એટલી સતેજ થઈ કે એમણે 'તાજમહેલ' જેવું સુંદર કાવ્ય ગુજરાતને આપ્યું. ન્હાનાલાલ 'અંડોળ' કવિ છે. એમણે કાવ્યની દેવીને તદ્દન બંધનમુક્ત કરી છે. રાસયુગના પ્રણેતા તરીકે ન્હાનાલાલની બરોબરી કોઈ જ કરી શકે એમ નથી. એમના સુંદર હૃદયસ્પર્શી રાસ ગુજરાતના રસતરસ્યાં નારી વર્ગમાં ચિરંજીવ રહેશે. ગુજરાતની સ્ત્રીઓનું સુંદર અને તાદૃશ વર્ણન કરતો રાસ ઘણો જાણીતો છે. સુરત, વડોદરા, અમદાવાદ, મુંબઈ, હાલાર વગેરે સ્થળોની સ્ત્રીઓનું એમણે આબેહુબ વર્ણન કર્યું છે. વડોદરાની સ્ત્રી વિશે લખે છે:

"છજી છટાળરી સોહાય, તપે મુખ મુગ્ધ હરા,
શુભ વડોદરાની વેલ સરીખી એ ચતુરા !"

એમનાં નાટકો અને કાવ્યોમાં એમની તત્ત્વશોધનની દૃષ્ટિ જોઈને વિસ્મય થાય છે. 'ગિરનાર' અને 'તાજમહેલ'માં એ દૃષ્ટિ પ્રધાનપદે છે:

"ઉગ્યું સવાર સુખરૂપ સખી ! અમારું,
યાત્રા ઢળે શુભમુખી અમ ઊર્ધ્વગામી,
માંડી સિંહાસન રવિ ગિરનાર શૃંગે
યાત્રાળુને કનક અંગુલિથી નિમન્ત્રે."

•

પર્વત ઉપર જતાં કવિને તત્ત્વદર્શન થાય છે:

"શું સ્થૂલ સૂક્ષ્મ લહરી નહિ એક પૂરે ?
શું સ્થૂલ નેત્ર નવ ચેતનમંત્ર વાંચે ?
તે એક શૈલકણના ઉરમાંહિ જોતાં,
ઇતિહાસવાહી શીઘ્ર દર્શન ત્યાં પ્રભુનાં."

ન્હાનાલાલ પછી બીજા 'સ્વતંત્ર' કવિ તે શ્રી. બળવન્તરાય ઠાકોર. એમણે છન્દોનાં માપ જાળવ્યાં છે. માત્ર મરજી પ્રમાણે યતિભંગ કર્યો છે. જેમ વિચારપ્રવાહને અનુસરીને ગદ્ય લેખનમાં આપણે અલ્પવિરામ વગેરે વિરામચિહ્નો વાપરીએ છીએ તેમ, "વિચાર પૂરો થાય ત્યાં યતિ આવવી જોઈએ એમ એમનું મન્તવ્ય છે." શ્રી. ઠાકોરને મતે "કવિતા એટલે વિચારપ્રવાહ" "નક્કર વિચાર ન હોય તે કાવ્ય નકામું." આ રીતે જોતાં એમનાં કાવ્યોમાં સર્વત્ર પદલાલિત્ય કે માધુર્ય કદાચ માલમ ન પડે પરન્તુ ઓજસ્વિતા તો છે જ. એમનાં કાવ્યો એટલે "શુદ્ધ અગેય પદ્ય." "પદલાલિત્ય, માધુર્યની જરૂર નથી" એમ એ માને છે.

છતાં એ 'ભણકાર'માં પ્રસિદ્ધ થયેલાં ઘણાંખરાં કાવ્યોમાં સુંદર કલ્પના, મનોહર વર્ણન અને પદલાલિત્યના ચમકારા દેખાય છે. એમનાં કાવ્યો ન સમજી શકાય તો વાંચનારનો એટલો ઓછો અધિકાર. એ ઉચ્ચ કોટિનાં કાવ્યો છે અને રહેશે. એમણે પ્રેમનાં સુંદર કાવ્યો લખ્યાં છે. ઘણાં તો યુવાનોએ અભ્યાસ કરવા જેવાં છે. શ્રી. ઠાકોરે નવા શબ્દો યોજ્યા છે. શ્રી ઠાકોર એટલે શબ્દોની ટંકશાળ. 'જાતીય ત્રિકોણ' અને 'નવલિકા' જેવા અનેક શબ્દો યોજીને એમણે સાહિત્યની સેવા કરી છે. એમનાં કાવ્યોમાં કોઈ સ્થળે 'દુરાન્વયદોષ' માલમ પડે છે. એમનું શાકુન્તલનું ભાષાન્તર છે એમાં કણ્વઋષિના મોંના શબ્દોમાં:

"છે દ્રવ્ય સાચે પરકીય કન્યા."

આ પંક્તિમાં 'પરકીય' વિશેષણ દ્રવ્યને લાગુ પડે છે, પણ વાંચનાર તે વિશેષણનો વિશેષ્ય 'કન્યા' સમજી બેસે એવી એ વાક્યની રચના છે.

શ્રી. ખબરદાર ઠાકોરના કાવ્યના સિદ્ધાન્તનો સખત વિરોધ કરે છે. એ કહે છે કે સૉનેટમાં ગમે એમ ન ચલાવી લેવાય. ઠાકોરે જોકે યતિભંગ સિવાય બીજો એકે દોષ યોજ્યો નથી એ નોંધવું ઘટે. ઠાકોર સૉનેટના પ્રણેતા છે. 'સૉનેટ'ને માટે 'પૃથ્વી' છન્દ યોગ્ય છે એ શોધનું માન એમને ઘટે છે. એમને પગલે ચાલીને આધુનિક યુવાન કવિઓએ 'સૉનેટ' લખ્યાં છે.

એમના પછી જાણીતા વિદ્વાન પારસી કવિ, શ્રી. ખબરદારની કવિતા પ્રતિ લક્ષ દોરીશું. એમનાં કાવ્યોમાંથી એમનું સંસ્કૃતનું અપરિમિત જ્ઞાન વાચકને મુગ્ધ કરે છે. અને કવિ પારસી નહિ જ હોય એવા ભ્રમમાં નાખી દે છે. ખબરદાર એટલે "સંસ્કૃત પંડિત." એમનું ભજન "ભજ મન દુઃખભંજન ભગવાન" સુપ્રસિદ્ધ અને ઘણું લોકપ્રિય છે. કવિ નર્મદ પછી દેશભક્તિ, સ્વદેશપ્રેમ, અને સ્વાર્પણની ભાવનાવાળાં કાવ્યો એમણે ગુજરાતને આપ્યાં છે. જેમ એક અંગ્રેજ દુનિયાના ગમે એ ભાગમાં વસતો હોય ત્યાં નાનું ઇંગ્લેંડ વસાવે, તેમ કવિ કહે છે:

"જ્યાં જ્યાં વસે એક ગુજરાતી
ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત."

ગુજરાતી જ્યાં વસે ત્યાં સુંદર ગુજરાત ઊભું કરે છે. આ કવિએ આપણને અંગ્રેજી Ballad–War songs પરથી સુંદર યુદ્ધગીતો આપ્યાં છેઃ

"વીરા ચાલો ઝટ રણમાં
કાઢો તાતી તલવાર.
રે! હર હર નાદે ઘુમતાં,
કરીએ અરિનો સંહાર."

એમણે અંગ્રેજ કાવ્યોનાં અનુવાદ કર્યા છે. શ્રી. વિજયરાય એમને એથી જ 'અપદર્તા' કહે છે, જોકે એ સાચું નથી જ. 'પ્રતિકાવ્યો' લખવામાં શ્રી. ખબરદારની પ્રતિભાને કોઈ અનેરો આનંદ મળતો હોય એમ લાગે છે. એમણે શ્રી. ન્હાનાલાલના 'ગુજરાતનો તપસ્વી' પરથી 'પ્રભાતનો તપસ્વી' લખ્યું છે. શ્રી. નરસિંહરાવના 'ઘુવડ' પરથી 'ઘુવર' રચ્યું છે. એમનાં કાવ્યો અભ્યાસ કરવા જેવાં છે. ખબરદારે એમની પુત્રી તેહમીના પરના કાવ્યમાં અન્તે સુંદર ભાવનાયુક્ત કલ્પના રજૂ કરી છેઃ

"જન્મ ને મૃત્યુ છે ઊભય સુંદર જગે;
હો ભલે ઊભયના પંથ ન્યારા;
પણ ખરે મૃત્યુ એ અધિક સુંદર દિસે;
જ્યાં ખીલે માત્ર શુભ સ્મરણ ક્યારા!"

એમની પહેલાંના બીજા પારસી કવિ શ્રી. મલબારીને પણ ભૂલવા જોઈએ નહિ. એ એમની 'લાવણી' તથા ઉપદેશાત્મક કાવ્યો માટે પ્રસિદ્ધ છે. એમની ભાષા તથા શૈલી દલપતરામને મળતાં આવે છેઃ

"રાજા રાણા અક્કડ શેનાં વિશાત શી તમ રાજ્યતણી;
શ્યી સત્તા પર ફુદકા મારો લાખ કોટિના ભલે ધણી;
લાખ તો મૂઠી રાખ બરાબર ક્રોડ છોડશો સરવાળે;
સત્તા સૂકા ઘાસ બરાબર બળી આસપાસે બાળે;
ચક્રવર્તિ મહારાજ ચાલિયા કાળચક્રની ફેરીએ;
સગાં દીઠાં મેં શાહઆલમનાં ભીખ માંગતાં શેરીએ."

આ પ્રમાણે કવિએ વાસ્તવદર્શન કર્યું છે.

શ્રી. લલિતજી અને એમનાં મંજિરીઆ ગુજરાતમાં ઘેરઘેર જાણીતાં છે. ન્હાનાલાલે એમને 'લગીર'ના કવિ કહ્યાં છે. એમનાં કાવ્યો 'મહાન' નથી છતાં એમાં માધુર્ય પુષ્કળ છે. 'મહુલી' 'મહુલી મઝાની પેલે તીર,'

સંતો વ્હાલાં!–મહુલી...

એ એમનું જાણીતું કાવ્ય છે.

શ્રી. બોટાદકર અંગ્રેજી ભાષા અને સાહિત્યથી બહુ પરિચિત ન હતા. એમણે બોટાદમાં મહેતાજી તરીકે જીવન વ્યતીત કરેલું છતાં એમનો સંસ્કૃતનો અભ્યાસ સારો હતો. ગુજરાતે એમના જીવન દરમ્યાન એમની કદર નથી કરી. પોતે ગામડામાં જ જીવન પસાર કરેલું હોવાથી ગ્રામજીવનનું સુંદર વર્ણન એમનાં કાવ્યોમાં દૃષ્ટિગોચર

થાય છે. માનવજીવનના નાના છતાં સુંદર પ્રસંગો એ જ એમનાં કાવ્યોનો મુખ્ય વિષય છે.

'આણું'—

" આવી આવી વગડાવીંધી વેલ્ય જો !
ઘુઘરીએ ઘમઘમતા આવ્યા ઘોડલા,
આજ ફળી અંતરની એકલ આશ જો !
મોહરેલી માવડીએ આણાં મોકલ્યાં."

આ કાવ્યનો ઢાળ પણ ગમી જાય એવો છે. કવિએ આગળ સુંદર ભાવ વ્યક્ત કર્યા છે. એમનાં પ્રકૃતિકાવ્યો ઘણાં જ સુંદર છે. સામાજિક કાવ્યો નોંધવા જેવાં છે. 'ભાગીરથી' અને 'ઊર્મિલા' સુંદર કાવ્યો છે. પતિતપાવની ગંગામૈયામાં સ્નાન કરીને પોતાને પાવન થયા માનનારાની મનોવૃત્તિનું તાદૃશ વર્ણન કવિએ કર્યું છે.

'ભાગીરથી'નાં દર્શન કરતાંની સાથે જ કવિને પ્રેરણા સ્ફુરે છે:

" દીઠું ભગિરથ તણા શ્રમનું સુહાતું
હા ! આજ ભવ્ય પરિણામ મનોજ્ઞ મીઠું !
કર્તવ્યનિષ્ઠ ઉરના જયની સુગીતા,
દીઠી મહાર્ણવ સમી સુરવંદ્ય ગંગા.

●

" કાં પામશો વિજય સ્વીકૃત કાર્ય માંહે,
કાં પામવું મરણ પૂર્વજના સુપન્થે;
એવો ઉરે અચલ નિશ્ચય હોય જેને,
સ્વર્લોક-વૈભવ ન દૂર જણાય તેને."

●

'ભાગીરથી'માં સ્નાન કર્યા છતાં કોઈ એનું મહત્ત્વ સમજતું નથી. કવિ કહે છેઃ

" સેવી અનેક શ્રમ દૂર થકી ઉમંગે,
હા ! આવીએ તુજપદે અયિ ! માત ગંગે !
ને શુન્ય માનસ વડે વપુને ભીંજાવી,
પાછા ગૃહે વિચરીએ સુરને હસાવી.

મીઠું મહત્ત્વ કદિ અંતરમાં ન આવે,
ને વીરનું સ્મરણ ના પળ એક આવે,
કર્તવ્યનિષ્ઠ બનવા નહિ સ્વાન્ત જાગે,
ને અન્યના શ્રમતણું ફળ આપ માગે.

કાવ્યને અંતે હિંદના વતનીઓના માનસનું દિગ્દર્શન થાય છેઃ

આરંભી કાર્ય પળમાં અટકી જનારા,
ને સ્વલ્પ વિઘ્ન નડતાં ત્વરુ નાસનારા,
કર્તવ્યસંગ ફળદર્શન ઇચ્છનારા,
હાં કાર્યનું પ્રથમથી ફળ માગનારા.

જે ભૂમિના અહહ ! આત્મજ હોય એવા,
ક્યાંથી સુભાગ્ય પ્રગટે લવમાંહી એના,
એ ક્યાં થકી ત્રિદિવના પથને નિહાળે
ને ક્યાં થકી સુર તણું સુખ સ્વલ્પ સેવે.

આ પ્રમાણે બોટાદકરનાં કાવ્યોનો અભ્યાસ કરીએ તો ઘણું જાણવાનું મળે.

એમના પછી બહુનામધારી શ્રી. પાઠક આવે છે. એમણે વિવિધ નામ ધારણ કરી ગુજરાતી સાહિત્યની અનેક રીતે સેવા કરી છે. શ્રી. પાઠક ઘણા સારા તંત્રી છે. 'દ્વિરેફ' નામ હેઠળ એમણે રસપ્રદ વાર્તાઓ લખી છે. "સ્વૈરવિહારી" નામથી હાસ્યરસિક કટાક્ષમય લેખો લખે છે. અને 'શેષ' ઉપનામથી કાવ્યો રચે છે. એમ છતાં એ સર્વમાંએ એમની દૃષ્ટિ ઉચ્ચ વિવેચકની જ છે. વિનોદ માટે લખે ત્યારે એ ઘણી સુંદર ઉપમા આપી શકે છે. એમના અનુષ્ટુપ કલાપીને મળતા છે— ઘણાં જ સુંદર છે. ટૂંકામાં, એમની ભાવપ્રદર્શિત કરવાની હથોટી સૌ કોઈને મોહ પમાડે એવી છે:

"કરાવે જનનાં જખ્મો, આદર્શોને પૂરાં કરે,
ચલાવે સૃષ્ટિનો તંતુ, ધન્ય તે નવયૌવન"

એમનું 'સ્નેહરશ્મિ' પરનું કાવ્ય કદિ ન હસનારને પણ હાસ્ય ઉપજાવવાની શક્તિનું ભાન કરાવે એવું છે.

શ્રી. પાઠકને છન્દ પર પ્રભુત્વ છે એ સુસ્પષ્ટ છે. કોઈ કોઈ સ્થળે 'ગણદોષ' રહી ગયા છે.

એમનાં કાવ્યોમાં લોકગીતોના જૂના ઢાળ જોવામાં આવે છે. શ્રી. પાઠકની કવિતાઓમાં કાઠિયાવાડી ગ્રામભાષાના શબ્દો સ્થળે સ્થળે નજરે પડે છે. દૃષ્ટાન્ત તરીકે:

(૧) "સખી મારા ઉરમાં છે એક હીરલો
એ તો અમથો હલ્યહલ્ય થાય રે.....

(આ સાથે સરખાવો શ્રી. હરગોવિંદ પ્રેમશંકરના
"શિવાજી અને જેબુન્નિસા" કાવ્યમાંની પંક્તિઓ—

પ્રેમહિરલો રે પ્રેમહિરલો
મારા ઉરમાં ઝગઝગ ઝગઝગ થાય!..પ્રેમહીરલો)

(૨) દેહડે છોડીને જ્યારે રોઇશું.
(૩) ધૂમતડ લેબાસના કે કિલ્લોળ
તેજની રૂડે ટશર્યું જો.

શ્રી. પાઠકની કેટલીક ઉપમાઓ ધ્યાન ખેંચે એવી છે:

(૧) કુકવિની કલ્પના પેઠે,
અંગ્રેજ રાજ્યનાં મ્યુનિસિપાલિટીઓની પેઠે
મનોરથો ઉભરાતા હતા.

(૨) કુરાજ્યની પાસે કરેલી માગણીની જેમ
લીંબડાએ તેને આંસુ
કરવી લીંબોળીઓ ખેરવવા હતા.

રમુજ ઉત્પન્ન કરે એવાં 'શેષનાં કાવ્યો'માં કવિની પોતાની છીંક પણ આવે છેઃ

પૂછયું શુકસનકાદિકે,
પ્રાસ નહીં મળવાની બીકે,
રાખ્યું ચોથાચરણ તરીકે,
પાઠકની છીંક!

આ પ્રમાણે વનપ્રવેશ કરી ચૂકેલા જાણીતા કવિઓનાં કાવ્યોનું મૂલ્યાંકન કરી ચૂક્યા. શ્રી. નરસિંહરાવથી માંડીને શ્રી. પાઠક સુધી જે કવિઓ વિશે આજે બોલાયું તેમાં ઘણા સમયને અભાવે રહી ગયા હશે. પરંતુ વિષયને ઉપયોગી નીવડે એવા જ કવિઓની કૃતિ વિશે બોલવું એ જ મારો હેતુ હોવાથી કોઈને અન્યાય થયો હોય તો માફી ચાહું છું. અસ્તુ!*



## લારીવાળો

'પુંડરીક'

ઉનાળાનો ભાનુ પ્રખર પ્રજળે દ્વિપ્રહરનો,
તપે રસ્તો ભારે વિજનસમ ભાસે નગરનો;
તહીં લારીવાળો ધૂળમય પથે ભાર વહતો,
કપાળે પ્રસ્વેદે મલિન વસને સિક્ત બનતો,
પરાણે ખેંચે છે સજલ શરીરે ભાર પરનો.
બતાવી ચિઠ્ઠી તે સકળ જનને અક્ષરવનો;
પહોંચી અંતે તે લિખિત સ્થળપે ત્હોંચ દઈને
ઉતારીને બોલે રસિક ગીત ગાતો ઘર ફરે.



* અંધેરી ગુજરાતી સાહિત્ય સભાના આશ્રય હેઠળ તા. ૨૨-૨-૩૯ના રોજ આપેલું વ્યાખ્યાન. નોંધ ઉપરથી તૈયાર કરનારઃ શ્રી. જયન્ત નાનુભાઈ શેઠ બી. એ. (ઓનર્સ)

# समाजविकासनां मूळभूत तत्त्वो

दत्तात्रेय बालकृष्ण कालेलकर

મનુષ્યસમાજના ગીતાએ મુખ્ય બે વિભાગ કર્યા છેઃ દૈવી અને આસુરી.

द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च।' (અ. ૧૬, શ્લો. ૬)

અને વળી કહ્યું છે કે

दैवी संपद्विमोक्षाय निबन्धायासुरी मता। (અ. ૧૬, શ્લો. ૫)

દૈવી સંપત્તિથી મનુષ્યનો વિકાસ થાય છે અને ધીમેધીમે સમાજવિનાશક દુર્ગુણોથી એ મુક્ત થાય છે. આસુરી સંપત્તિ સમાજના સ્વાર્થ, અહંકાર, મત્સર ઇત્યાદિ સમાજદ્રોહી દુર્ગુણોને વધુ ને વધુ બાંધી રાખે છે. ભોગ ને ઐશ્વર્ય—ની અંદર જ ચિત્ત પરોવી તેઓ આંધળા બને છે. સાચું જ્ઞાન તેઓ ખોઈ બેસે છે. અને અંતે અધોગતિએ પહોંચે છે. કામ, ક્રોધ, અને લોભ આ ત્રણેને કબૂલ રાખ્યા પછી સમાજની અવનતિ જ થવાની. નરકના દ્વારરૂપી આ ત્રણ દુર્ગુણોનો સતત વિરોધ કરવાથી જ સંસ્કૃતિ ટકી શકે છે.

ફક્ત જીવવાથી જેમ વ્યકિતનું જીવન કૃતાર્થ નથી થતું, તેમ સમાજનું પણ છે. જીવવું, ભોગવવું, જીતવું, અને ટકવું એટલાથી જ સમાજ કૃતાર્થ ન થઈ શકે. સમાજની મહત્ત્વાકાંક્ષા, સમાજની પ્રવૃત્તિ અથવા પુરુષાર્થ, સમાજનો જ્ઞાનરાશિ કંઈક મહાન્ ઉદ્દેશ તરફ દોડનાર હોય, જીવન કૃતાર્થ કરનાર હોય, મનુષ્યજાતિનું ચિત્ત એમનું જ ધ્યાન ધરતું હોય, તો જ જીવનમાં કંઈક પ્રવૃત્તિ છે, સફળતા છે, એમ કહેવાય. જે લોકો આગળ એ વસ્તુ નથી એ લોકો આસુરી સંપત્તિના છે. તેઓ,

मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः। (અ. ૯, શ્લો. ૧૨)

છે એમ ગીતાએ કહ્યું છે.

ઉપરના વિવેચન ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે ગીતાનું સમાજશાસ્ત્ર દૈવી સંપત્ અને આસુરી સંપત્‌ના વિભાગમાં જ સમાયેલું છે. દૈવી સંપત્તિમાં સમાજના સ્થૈર્ય અને અભિવૃદ્ધિનાં સર્વ લક્ષણો આવી ગયાં છે, જ્યારે આસુરી સંપત્તિમાં વિજય અને ઐશ્વર્યના આભાસથી માણસ આંધળો કેમ બને છે, જીવનરહસ્ય કેમ ભૂલે છે, અને અંતે એનો નાશ કેમ થાય છે, એ બતાવેલું છે. અધ્યાત્મશાસ્ત્ર અથવા વેદાંતવિદ્યા પરલોક માટે જ છે, ઇહલોકને વિરોધી છે એમ માની આપણે આજકાલ એ તરફ ઘણી ઉદાસીનતા કેળવી છે. પણ ઇહલોક ને પરલોક વચ્ચે આવો વિરોધ કોઈ જ ન શકે એમ ઉપનિષદોએ સ્પષ્ટ કર્યું છે. ઇહલોકમાં જેઓ નાલાયક નીવડ્યા તેઓ પરલોકમાં અનાયાસે લાયક થશે એમ ન જ બને. જે અહીં એ જ ત્યાં. જે ત્યાં તે જ અહીં. જેઓ આ બે વચ્ચે વિરોધ જુએ છે તેઓ એક વિનાશમાંથી બીજા વિનાશમાં ઊતરે છે, એમ વિનાશના સ્વામી યમરાજે પોતે જ કહ્યું છે. શ્રીશંકરાચાર્યે પણ ધર્મ વિષે કહેતાં એ જ કહ્યું છે કે,

ધર્મમાં એ એવડી શક્તિ છે. ઇહલોકમાં અભ્યુદય અને પારલૌકિક કલ્યાણ એ બંને જે સાધી આપે તે જ ધર્મ. ધર્મની બાબતમાં "નાના" એટલે પરસ્પર વિરોધ હોઈ જ ન શકે, એમ વિચારપૂર્વક માણસે હૃદયમાં ઠસાવવું જ જોઈએ.

मनसैवेदमाप्तव्यं नेह नानास्ति किंचन ।

આપણી માન્યતા એવી છે કે માણસ પૂર્વ સંસ્કારોને લીધે વિશિષ્ટ જન્મ લે છે અને એ મર્યાદા અથવા બંધનમાં રહીને જ એને પોતાનો વિકાસ સાધવાનો હોય છે. જ્યારે દેહ, કુટુંબ અને સમાજની મર્યાદામાં રહીને એ પુરુષાર્થ કરે છે ત્યારે કાં તો એ જૂનાં બંધનો વધુ ને વધુ દૃઢ કરે છે અને પોતાની શક્તિ ક્ષીણ કરે છે, અથવા કર્મ દ્વારા બધી સંકુચિતતામાંથી છૂટી જઈ વધારે વ્યાપક જીવન માટે લાયક બને છે. વ્યક્તિની પેઠે સમાજ પણ વિકાસશીલ છે અને બંનેનું ધ્યેય એક જ હોઈ શકે છે.

વ્યક્તિનો આદર્શ જુદો અને સમાજનો આદર્શ જુદો એમ નથી એટલાં જ માટે વ્યક્તિવાદ કે સમાજવાદ એ ઝઘડામાં અર્થ નથી. વ્યક્તિ કે સમાજ પોતાનો વિકાસ સાધીને કઈ દિશામાં જવા માગે છે એ જો પ્રથમથી નક્કી કર્યું હોય, તો યુરોપના સમાજશાસ્ત્રીઓમાં લાંબા વખતથી ચાલતો આવેલો એ ઝઘડો અર્થહીન છે એ સહેજે ધ્યાનમાં આવે એમ છે.

પુરુષાર્થ એટલે વિઘ્નો પર વિજય. માણસના સ્વભાવમાં જીવનસાફલ્ય તરફ જીવનનો જવાની વૃત્તિ પણ છે અને જીવનનો ઉદ્દેશ મારી જાય એ જાતની આત્મઘાતી વૃત્તિઓ પણ છે. એમને વિકૃતિ અથવા વિકાર કહેવામાં આવે છે. સ્વાર્થ, સંકુચિતતા, વિરોધ, વેર, દ્રોહ, હિંસા, અભિમાન વગેરે વિકારોથી જીવનપ્રયોજન હણાય છે અને માણસ વધુ ને વધુ મુશ્કેલીમાં આવી પડે છે.

હવે આપણે સમાજવિકાસનાં મૂળભૂત તત્ત્વો ગીતાએ કઈ રીતે બતાવ્યાં છે તે તપાસીએ.

## अभय

સમાજનો વિકાસ બધા સાથે જ્ઞાનયુક્ત ઐક્ય સાધવામાં છે એમ ગીતાનું કહેવું છે. આના કરતાં વ્યાપક, ઉદાત્ત અને વ્યવહારુ આદર્શ દુનિયાની કોઈ પણ ફિલસૂફીએ કે ધર્મે મનુષ્યસમાજ આગળ ધર્યો નથી. બધા સાથેનું સંપૂર્ણ ઐક્ય અનુભવવું એ જ સાચો વિશ્વજિત્ યજ્ઞ કહેવાય. જ્યાં ભેદ રહ્યો ત્યાં વિજય ન સંભવે. ભેદ છે ત્યાં ભય છે જ. ભેદ કાઢી નાખવો હોય તો પ્રથમ અભય પ્રાપ્ત કરવું જોઈએ. એટલે જ ગીતાએ દૈવી સંપત્તિના ગુણો ગણાવતાં વખતે 'અભય'ને પ્રથમ સ્થાન આપ્યું છે. ઉપનિષત્ કહે છે કે

द्वितीयाद्वै भयं भवति । બૃહદ્૦ (૧–૪–૨)

અભય બે પ્રકારનો છે. માણસ પોતાનું જીવન એવી રીતે ઘડી રાખે કે એ કોઈનાથી બીએ નહીં અને કોઈને એનાથી બીવાનું કારણ ન આપે. આ બંને જ્યારે સધાય ત્યારે અભય પ્રતિષ્ઠિત થયો એમ ગણાય. આ બંને બાજુઓ ફકીરી બેફિકરી વગર ખીલવી ન શકાય. હું કોઈનાથી ત્યારે જ નહિ ડરું જ્યારે મારી ખાતરી હોય કે મારું સાચું સર્વસ્વ

કોઈ લૂંટી જ ન શકે, અથવા જેને લોકો લૂંટી શકે તેવી વસ્તુઓ મારા જીવનવિકાસમાં મહત્ત્વની છે જ નહિ. "Who steals my purse steals trash" એમ કહેનાર માણસ આ વાત જરૂર કંઈક અંશે જાણતો હતો. લોકો લૂંટી લૂંટીને શું લૂંટે? સંપત્તિ, કીર્તિ, પ્રતિષ્ઠા, સ્થાન કે સંબંધ અને આ મર્ત્ય શરીર એટલું જ લૂંટી શકે. વીર એ વસ્તુની પરવા નથી રાખતો.

મારાથી કોઈ ન બીએ એ વૃત્તિ કેળવ્યા પછી એટલે કે કોઈનું નુકસાન આપણે હાથે ન થાય એ રીતે જીવન ઘડવાથી સંપૂર્ણ સમાધાન રહે છે. છતાં આપણાથી લોકો ન જ બીએ એમ ન કહેવાય. કેમકે માણસ વહેમી છે. જ્યાં બીવાપણું ન હોય ત્યાં જ વધારે બીએ છે. પણ જે માણસ કોઈને બીવાનું કારણ નથી આપતો તે માણસ ધીમેધીમે સમાજનો અત્યંત હિતકર્તા નીવડે છે. પણ અમુક માણસ આપણું ભૂંડું કરવાનો નથી એવી ખાતરી થયા પછી એનો લાભ લેનાર વિભૂતિઓ દુનિયામાં પડેલી જ હોય છે. એવા લોકો સામે અભયનો બીજો ભાગ, એટલે કે કોઈનાથી ડરવું નહિ કેમકે કોઈનાથી આપણું સાચું નુકસાન થવાનું જ નથી, એ વૃત્તિ જ કેળવવી જોઈએ.

આત્મરક્ષણની વૃત્તિ સમાજમાં એટલી બધી વ્યાપેલી છે કે આપભોગના પ્રસંગો માણસ જતા જ કરે છે. આપભોગ એ જ વિકાસનો ખોરાક છે. એ જોઈએ તેટલા પ્રમાણમાં સમાજને મળતો નથી માટે સમાજનું ચારિત્ર્ય આટલું દુર્બળ છે. આપભોગ જ્યારે સહજ અને સ્વાભાવિક થશે ત્યારે સમાજ જોતજોતામાં ઉન્નત દશાએ પહોંચશે. ડરપોક અને ડરાવનાર બન્ને જાણે છે કે નિર્ભય માણસ એ જ સમાજનું હીર છે—અમીર છે. સભ્યતા, સત્તા કે સંસ્કારિતા એટલા પરથી જ કોઈ સમાજ આગળ વધેલો છે એમ ન કહેવાય. જ્યાં અભય હોય ત્યાં જ વિકાસ છે, પ્રગતિ છે.

અભયનો અર્થ આપણે ફરીફરી વિચારવો ઘટે છે. હું કોઈનાથી બીતો નથી, મને કોઈની પરવા નથી એવી માણસ બડાઈ મારે એ અભયનું લક્ષણ નથી. માણસનું જીવન જ એવું હોવું જોઈએ કે એને ભયનું કારણ ન હોય. લોભ, ભોગલાલસા, અદેખાઈ, વગેરે માણસમાં હોય ત્યાં સુધી એ નિર્ભય નથી. અને જે પોતે નિર્ભય નથી તે બીજાને નિર્ભય શી રીતે કરી શકે? જે તૃપ્ત અથવા વિરક્ત છે તે જ નિર્ભય થઈ શકે છે અને એ જ બીજાને પણ અભયદાન આપી શકે છે; કેમકે તૃપ્તિ કે વિરક્તિ બંનેમાંથી જ સમાધાનનું વાતાવરણ આપણે મેળવી શકીએ છીએ.

સમાજની દૃષ્ટિએ—મનુષ્યજાતિની દૃષ્ટિએ—સમાધાન એ જ આજે દુનિયાને મુખ્ય વસ્તુ જોઈએ છીએ. પેતાની ઉન્નતિ પૂરેપૂરી થઈ નથી, જ્ઞાનનાં કેટલાંય ક્ષેત્રો હજી અણખેડેલાં જ છે, રોગ-મરણાદિ શત્રુઓ ઉપર હજી વિજય નથી મળ્યો તે કારણે માણસે અસંતોષ કેળવવો જોઈએ. પણ ભોગૈશ્વર્યની બાબતમાં અસંતોષ રાખીને દુનિયા કોઈ દિવસે સુખી થવાની નથી. આજે દુનિયાનાં ભિન્નભિન્ન સમાજને જોઈએ તો તે કાંતો ભયભીત દશામાં છે અથવા બીજાને ભયભીત કરવાની તૈયારીમાં છે. આ પ્રગતિનું લક્ષણ તો ન જ હોઈ શકે. તેથી જ અભય—દ્વિવિધ અભય—એ સમાજના સ્થૈર્ય અને ઉત્કર્ષ માટે અત્યંત આવશ્યક એવો સામાજિક સદ્ગુણ છે.

## सत्त्वसंशुद्धि

આજકાલ સૌ કોઈ સ્વીકારે છે કે કેળવણી વગર સમાજ સુવ્યવસ્થિત ન રહી શકે. જેમ વાસણો રોજ ઊટકાવાં જોઈએ, શરીરને રોજ નવરાવવું, ખવડાવવું જોઈએ, તેમ સમાજને અભયની કેળવણી મળવી જ જોઈએ. એ કેળવણીનો આદર્શ સત્ત્વસંશુદ્ધિ અને જ્ઞાનયોગવ્યવસ્થિતિમાં આવી જાય છે. સત્ત્વસંશુદ્ધિ એટલે હૃદય, ઇચ્છાઓ, હેતુઓ, વાસના, આદર્શ, એમની શુદ્ધતા. એ જેટલે દરજ્જે સુધાઈ હોય તેટલે દરજ્જે સમાજ સુધરેલો ગણાય.

સત્ત્વસંશુદ્ધિ માટે જૂના કાળમાં ધર્મોપદેશકો ખૂબ પ્રયત્ન કરતા, આજે વિદ્વાનો અને સમાજસેવકો પ્રયત્ન કરે છે. અને હવે તો એવો એક વર્ગ ઉત્પન્ન થતો જાય છે કે જે ઉપલા બંને વર્ગોની નિષ્ફળતા જોઈ સત્ત્વસંશુદ્ધિના પ્રયત્નો વ્યર્થ છે એમ જ માનતો અને કહેતો થયો છે. એની મેળે જેટલી સત્ત્વસંશુદ્ધિ થાય એટલી ખરી. સત્ત્વસંશુદ્ધિનો ખાસ પ્રયાસ નો વ્યક્તિઓ ભલે કરે પણ સામાજિક પ્રયાસથી તો તે ન જ થઈ શકે—ન જ થવો જોઈએ, થતો હોય તો એનો વિરોધ કરવો જોઈએ એમ કહેનાર એક પક્ષ છે.

સત્ત્વસંશુદ્ધિ માટે સામાજિક પુરુષાર્થ થઈ શકે છે અને તે થવો જોઇએ. નહિ તો મેળવેલું જ્ઞાન અને કેળવેલી શક્તિ સમાજને જ તોડી પાડવામાં કામ આવશે. એ તરફ લોકોનું લક્ષ જતું નથી તેથી જ રાષ્ટ્રો યુદ્ધની તૈયારીઓ વધારતાં જાય છે. વેપારીઓ અને કારખાનદારો જીવલેણ હરીફાઈ ચલાવે છે. અને કેળવણીનાં ઝરણાં મૂળમાં જ કલુષિત કરવામાં આવે છે. જૂના ધર્મોપદેશકોએ અને આજના વિદ્વાનોએ સત્ત્વસંશુદ્ધિનો પ્રયત્ન કર્યો એમાં કશું ખોટું નહોતું. અખંડ પ્રયત્ન વગર સંસ્કૃતિ ટકવાનો જ નથી. પણ સત્ત્વસંશુદ્ધિનો પ્રયત્ન શબ્દો દ્વારા મુખ્યતઃ કરવાનો નથી હોતો. શબ્દોની શક્તિ પરિમિત છે. શબ્દો અર્થોનું વહન કરે છે. નિશ્ચય, ચારિત્ર્ય કે સંકલ્પ શબ્દોમાં નથી હોતાં પણ એ વાપરનારના જીવનમાંથી આવે છે. જીવનશક્તિને અભાવે શબ્દો મોળા પડે તો તેટલા ખાતર સત્ત્વસંશુદ્ધિનો પ્રયોગ પણ છોડી દેવો એ બરાબર નથી.

૧૯૩૮

કેમ? તે બધાને મૂંગે મોંએ નથી આપવું પડતું? અને શા માટે? પરસેવો પાડીને પેદા કરેલા તમારા પૈસાનો ઉપયોગ તમારા જેવા જ બીજાને એટલે કે તમને જ બોમ્બ, ઝેરી ગૅસ ને અગ્નિવર્ષાથી મારી નાખવા માટે જ ને? ત્યાં કેમ વિરોધ નથી કરતો પશ્ચિમનો એ શિક્ષિત સમાજ?

ત્યારે આપણે ભાગે જે કરવધારો આપવાનો આવ્યો છે, એ નિર્દોષ સ્ત્રીબાળકોના લોહી રેડવા માટે નહિ, પણ એમના કંગાળ જીવનમાં નવી આશા, નવું લોહી, નવું ખમીર, નવી શક્તિ રેડવા માટે. એમની તૂટેલી ઝૂંપડી સમારવા માટે, એમના નગ્ન દેહ ઢાંકવા માટે, એમનાં ભૂખ્યાં પેટ ઠારવા માટે. એ જ છે દારૂબંધીનું પ્રયોજન, એ જ છે દારૂબંધીનું અંતિમ ફળ.

જો આપણામાં આર્યત્વનાં કંઈક સંસ્કાર બાકી હોય, જો આપણામાં આપણી સર્વશ્રેષ્ઠ સંસ્કૃતિનું અભિમાન કંઈક જાગ્રત હોય, દોઢ સદીની માનસિક ગુલામી છતાં પણ જો આપણે હિંદી ન મટયા હોઈએ, તો દારૂબંધીને આપણે આવકારવી જ રહી, એટલું જ નહિ પણ ગમે તે ભોગે એને સફળ બનાવવી જ રહી.

હું આશા રાખું છું અને આ લાંબા કાગળ પછી એ અસ્થાને નથી એમ પણ માનું છું કે, દારૂબંધીની લડતને હાનિ પહોંચે એવો એક શબ્દ પણ તારે મોઢેથી બહાર નહિ પડે. તને લાગશે કે હું તારા પ્રત્યે બહુ કડક થાઉં છું. પણ આ માત્ર તને સંબોધીને જ નથી લખતો. આ પત્ર લખતી વખતે મારી નજર સમક્ષ એક એવો ગુલામી ને વિકૃત માનસવાળો વર્ગ નાચી રહ્યો છે કે જેને માટે હું જેટલો કડક થાઉં એટલું ઓછું જ છે.

ઠીક ત્યારે, અમર રહો દારૂબંધી.

લિ.
તને મારા વિચારનો થયેલો
જોવા ઇચ્છતો તારો મિત્ર
'એક લૅન્ડલૉર્ડ યાને મિલકતદાર'

દેશના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાતાં પ્રકરણમાં થોડી સુવર્ણરજ છાંટવાનું ભાગ્ય મને પણ પ્રાપ્ત થયું! ભલે ટ્રામ પકડવા થોડું દોડવું પડે કે વરસાદમાં કે તડકામાં ફર્લાંગ ચાલવું પડે. એ રઝળપાટ કરતી વખતે પણ હું તો કહું છું કે ભલે આવી દારૂબંધી.

અને મને તો લાગે છે કે દારૂબંધી દ્વારા એક પથ્થરે બે પક્ષી આપણે મારી રહ્યા છીએ. દારૂબંધીથી આપણી પ્રજાને અભૂતપૂર્વ ફાયદા થવાના છે એ તો નિઃશંક જ છે. પણ પેલા અંગ્રેજો અને યુરોપિયનોની શી વલે! એમને તો કલબોમાં, હોટેલોમાં, કે બારમાં પણ દારૂ નહિ મળે. ઘરને ખૂણે બેસીને પીવામાં એમને થોડી જ ગિજ્જત આવશે? દારૂ વિનાના મેળાવડામાં, ખાણામાં, નૃત્યરંગમાં શી મીઠાશ રહેશે! એમની સોસ્યલ લાઇફ, એમનું રાત્રિ જીવન, તો ખલાસ જ થયું ને? દારૂ વગરના 'શુષ્ક' દેશમાં પૈસાદાર થઈને રહેવા કરતાં પોતાના 'લીલાછમ' દેશમાં ઓછી કમાણીએ રહેવું એમને ઠીક નહિ લાગે? અને એમ થાય તો ખોટું યે શું છે? આપણે પરદેશીઓને તો કાઢવા છે. પરદેશીઓને અહીં રહેવું હોય તો આપણા દેશના રીતરિવાજને, આપણા દેશના પ્રતિષ્ઠા ને ખાનદાનીના ખ્યાલોને એમણે માન આપવું જ જોઈએ. દારૂ પીનાર માણસ આપણા સમાજમાં તો પ્રતિષ્ઠિત કે ખાનદાન નથી જ ગણાતો. દારૂ તો એણે છાને ખૂણે બેસીને જ પીવો પડે છે. અંગ્રેજોને, યુરોપિયનોને પણ દારૂ પીવો હોય તો તે છાને ખૂણે જ પી શકે, જાહેરમાં નહિ જ. નીતિના, વ્યવહારના, પ્રતિષ્ઠાના આપણા આચારો એમણે પાળવા જ જોઇએ—જો એમણે હિંદુસ્તાનમાંથી 'પેટિયું' મેળવવું હોય તો.

એટલું જ શા માટે? હું તો એથી પણ વિશેષ રાજી થાઉં જો કોંગ્રેસ-સરકાર સૌ પરદેશીને, હિંદુસ્તાનીમાં જ લખવા બોલવાની ને ધોતિયું કે પાયજામો ને ટોપી પહેરવાની ફરજ પાડે તો. એના દેશમાં આપણે ધોતિયું નથી પહેરી શકતા. જાહેર સમારંભોમાં તો નહિ જ, તો આપણા દેશમાં એમણે આપણો પોશાક કેમ ન પહેરવો જોઈએ? અને પોતાના દેશમાં જ પરદેશી ભાષા બોલાય એ તો ગુલામ માનસની અવધિ કહેવાય. દુનિયાભરમાં હિંદમાં જ એ શક્ય બન્યું છે કે જ્યાં પરદેશીને હિંદુસ્તાની નહિ પણ અંગ્રેજી ભાષામાં વ્યવહાર કરવો સરળ પડે છે. અને આ બે બાબતોમાં તો એ નિયમો હિંદીઓને પણ એટલા જ આગ્રહપૂર્વક લાગુ પાડવા ઘટે બલકે હિંદીઓને તો એના ભંગ માટે વિશેષ આકરી સજા કરવી ઘટે. દેશના કાયદાના ભંગનો અને માતૃભાષા અને દેશના રીતરિવાજના અપમાનનો એમ બેવડો આરોપ એના પર મૂકી શકાય.

આ મંદીના જમાનામાં તને તારી આવક ઉપર ૧૦ ટકા આપી દેવા આકરા લાગે છે, એ બરાબર છે. આકરા તો સૌને લાગે, વખત જ એવો છે. પણ આપણાં ધર્મશાસ્ત્રોએ જ નથી કહ્યું કે માણસે કમાણીનો છઠ્ઠો ભાગ દાનધર્મમાં ખરચવો? અને હજારો લાખો માણસોને આ મહાવિનાશમાંથી ઉગારવા, એથી વધારે દાનધર્મ બીજો કયો હોઈ શકે? પણ કદાચ શાસ્ત્રાજ્ઞાની વાત તારે ગળે નહિ ઊતરે. પણ આજકાલ યુરોપ ને અમેરિકામાં, કહેવાતી સુધરેલી દુનિયામાં, પ્રજાની આવકનો મુખ્ય ભાગ, ત્યાંની સરકારો લશ્કરી જમાવટ ને શસ્ત્રસરંજામ ઉત્પન્ન કરવા માટે લઈ લે છે, તેનું

કેમ? તે બધાને મૂંગે મોંએ નથી આપવું પડતું? અને શા માટે? પરસેવો પાડીને પેદા કરેલા તમારા પૈસાનો ઉપયોગ તમારા જેવા જ બીજાને એટલે કે તમને જ, બોમ્બ, ઝેરી ગેસ ને અગ્નિવર્ષાથી મારી નાખવા માટે જ ને? ત્યાં કેમ વિરોધ નથી કરતો પશ્ચિમનો એ શિક્ષિત સમાજ?

ત્યારે આપણે ભાગે જે કરવધારો આપવાનો આવ્યો છે, એ નિર્દોષ સ્ત્રીબાળકોના લોહી રેડવા માટે નહિ, પણ એમના કંગાળ જીવનમાં નવી આશા, નવું લોહી, નવું ખમીર, નવી શક્તિ રેડવા માટે. એમની તૂટેલી ઝૂંપડી સમારવા માટે, એમના નગ્ન દેહ ઢાંકવા માટે, એમનાં ભૂખ્યાં પેટ ઠારવા માટે. એ જ છે દારૂબંધીનું પ્રયોજન, એ જ છે દારૂબંધીનું અંતિમ ફળ.

જો આપણામાં આર્યત્વનાં કંઈક સંસ્કાર બાકી હોય, જો આપણામાં આપણી સર્વશ્રેષ્ઠ સંસ્કૃતિનું અભિમાન કંઈક જાગ્રત હોય, દોઢ સદીની માનસિક ગુલામી છતાં પણ જો આપણે હિંદી ન મટયા હોઈએ, તો દારૂબંધીને આપણે આવકારવી જ રહી, એટલું જ નહિ પણ ગમે તે ભોગે એને સફળ બનાવવી જ રહી.

હું આશા રાખું છું અને આ લાંબા કાગળ પછી એ અસ્થાને નથી એમ પણ માનું છું કે, દારૂબંધીની લડતને હાનિ પહોંચે એવો એક શબ્દ પણ તારે મોઢેથી બહાર નહિ પડે. તને લાગશે કે હું તારા પ્રત્યે બહુ કડક થાઉં છું. પણ આ માત્ર તને સંબોધીને જ નથી લખતો. આ પત્ર લખતી વખતે મારી નજર સમક્ષ એક એવો ગુલામી ને વિકૃત માનસવાળો વર્ગ નાચી રહ્યો છે કે જેને માટે હું જેટલો કડક થાઉં એટલું ઓછું જ છે.

ઠીક ત્યારે, અમર રહો દારૂબંધી.

લિ.

તને મારા વિચારનો થયેલો

જોવા ઇચ્છતો તારો મિત્ર

'એક લૅન્ડલૉર્ડ યાને મિલકતદાર'

# સમ્બન્ધી*

**પ્રતાપરાય**

બાવાતણી એક બડી જમાત
આવી શહેરે રહી એક રાત,
કો ગોરના આશ્રમ આસપાસ
પડાવ નાખી, પળીઆ પ્રભાત. ૧

ત્યાં તેમનું વાહન કો ગધેડું
રાત્રિ દરમ્યાન જ મર્ણ પામ્યું
તેને મૂકી તંબુ ઉપાડી તુર્ત
સૌ ઉપડયા શોધી રૂડું મુહૂર્ત. ૨

પ્રભાતે ઉઠીને ગોરે ગધેડું મૃત નીરખ્યું
મ્યુનિસિપાલિટી કેરા તંત્રીઓને જણાવિયું. ૩

'મુડદું સડશે તો કો જંતુરોગ વધી જશે
તુર્ત દૂર કરો' એવું નમ્ર ભાવે લખ્યું ઘણું. ૪

સેક્રેટરીએ વળતાં લખ્યું કે
'મુએલના ગોર ઘણી ગણાય
તો સૌ વ્યવસ્થા કરવી ઘટે છે
સ્વહસ્ત તેને દફનાવવાની !' ૫

ગોરે જવાબ પાઠવ્યો જે 'હું મારી ફર્જ ના ચુકું'
કિન્તુ છેલ્લી ક્રિયા પ્હેલાં સમ્બન્ધીને જણાવવું
એવો શિરસ્તો છે તેથી તમને લખવું પડયું.' ૬

* 'Times of India'ના એક ટુકડા ઉપરથી.



## (૧) Tramp Tramp Tramp for Beauty

Although scientific research places walking fifth in the list of beneficial exercises, it ranks first as the favourite exercise of the Hollywood stars.

Anita Louise says she walks to keep her weight up. Susan Hayward walks to keep her weight down.

That isn't as contradictory as it sonuds because slow walking actually builds up our underweight figure and a brisk hike really reduces excess poundage.

Fay Bainter takes a long walk each evening. She saunters along and does not cover a lot of territory, but uses walking as a relaxer. It relieves the tension of nerves and muscles Kay Francis, on the other hand, looks upon a brisk walk just before retiring in the evening as a sure cure for insomnia.

A half dozen younger players say that they walk to acqtur euire pos perfection. Jane Bryan goes into a little more detail, saying that she does her walking indoors and combines it with a balancing act. Like the girls of mother's day, she gains grace by walking with a plate perched on hear head.

*The Times of India* june 7, 1939. p. 15

ભાવાર્થઃ—જો કે શરીરની કસરતમાં ચાલવાની કસરતનો પાંચમો નંબર છે પણ હોલીવૂડની નટીઓની એ પહેલા નંબરની પ્રિય કસરત છે.

એક નટી કહે છે કે તે વજન વધારવા માટે ચાલે છે, બીજી વજન ઘટાડવા ચાલે છે. આમાં દેખાય છે તેટલો વિરોધ નથી કારણકે ધીમે ચાલવાથી શરીરનો બાંધો વધાય છે અને ઉતાવળાં ચાલવાથી વધારાનું વજન ઘટે છે.

• એક બીજી નરી સાંઝે ફરવા જાય છે. તે બહુ દૂર જતી નથી પણ થોડામાં લટાર મારી કરે છે. એમ કરવાથી જ્ઞાનતંતુની અને સ્નાયુઓની તંગ દશા ઢીલી થાય છે. એક બીજી બાઈ નિદ્રાનાશના રોગના ઉપાય તરીકે સૂતા પહેલાં ઉતાવળી ચાલે ફરી આવે છે.

છએક જુવાન નરીઓ કહે છે કે પોતે આકારસૌષ્ઠવને માટે ફરવા જાય છે. એક બાઈ વધારે વિગતમાં જણાવે છે કે તે ચાલવાનું કામ ઘરમાં કરે છે અને ગતિનું લાલિત્ય મેળવવા માટે ઝાલ્યા વિના માથા પર થાળી રાખીને ચાલે છે.

ગુજરાતમાંથી બેડે પાણી ભરવાનો—રિવાજ ઘણી જગાએથી નીકળી ગયો છે ત્યાં આપણી સ્ત્રીઓની લલિત ગતિ સાચવી રાખવા માટે પાણીનું બેડું ભરી લાવવાની કસરત સ્ત્રીઓએ કરવી જોઈએ અને આપણી કન્યાશાળામાં તે દાખલ કરવી જોઈએ.

રા. વિ. પા.

## (૨) પંડિતજીની નજરે

સંયુક્ત પ્રાંતોની સરકારના મુખ્ય મંત્રીએ જિલ્લા અધિકારીઓ પર કોમવાદીઓ ને સામ્યવાદીઓ સાથે અમુક પ્રકારનું વર્તન ચલાવવું એ સંબંધી સૂચના કરતો એક પરિપત્ર પાઠવ્યાની હકીકત થોડા સમય ઉપર બહાર આવી હતી. એ પરિપત્રમાં સરકારે જિલ્લા અધિકારીઓને એવું સૂચવ્યાનું કહેવાય છે કે કોમવાદ ને વર્ગવિગ્રહ ફેલાવનાર વ્યક્તિઓને એક લાકડીએ જ હાંકવા જોઈએ. આ જાતનો પરિપત્ર પાઠવ્યાની સાચી હકીકત હજી બહાર આવી નથી. પરંતુ એ પ્રાંતોમાં એ કહેવાતા પરિપત્ર ફેરવવાની બાબત વિશે ઠીકઠીક ઉહાપોહ થયો હતો. એ સંબંધે શ્રી. પંતની સરકારને સલાહ આપતો એક લેખ લખનૌના મહાસભાવાદી દૈનિક 'ધી નેશનલ હેરૉલ્ડ'માં પંડિત જવાહરલાલજીએ લખ્યો છે. એ લેખમાં એઓ જણાવે છે:

"યુ. પી. ની સરકારે ફેરવેલ પરિપત્રનો ગિનસત્તાવાર હેવાલ છાપાંમાં પ્રગટ થયો છે. એમાં એક ફકરો આ પ્રમાણે છે કે 'હું એ સ્પષ્ટ કરવા માગું છું કે જે સખત હાથે કોમવાદીઓ તરફ કામ લેવાની જરૂર છે એ જ રીતે જેઓ વર્ગતિરસ્કાર ફેલાવે છે ને ખાસ કરીને કૉમ્યુનિસ્ટો તરફથી જે વર્ગવિગ્રહની ભાવના ફેલાવવામાં આવે છે એની સામે પણ કામ લેવાની જરૂર છે. કારણકે એનું પરિણામ હડતાળોમાં આવે છે ને એ કામદાર ને માલિકો વચ્ચે બેદિલી પેદા કરે છે." આગળ ચાલતાં પંડિતજી જણાવે છે કે એ પરિપત્રમાં કોમવાદીઓ ને સામ્યવાદીઓને અંકુશગત રાખવા માટે પિનલ કોડની ૧૫૩ક કલમનો ઉપયોગ કરવો.

પંડિતજી કહે છે કે જો આ જાતની સૂચના અપાઈ હોય તો એઓ એ પરિપત્રના ટીકાકારો સાથે સહમત થાય છે. પણ એઓ કહે છે કે કૉમ્યુનિસ્ટો ને કોમવાદીઓને એક ભૂમિકા ઉપર મૂકતો કહેવાતો પરિપત્ર મહાસભાવાદી પ્રધાનોના માનસનું પ્રતિબિંબ નથી પાડતો, પણ સેક્રેટેરિયેટના કોઈ અતિ ઉત્સાહી સેક્રેટરીએ ઉત્સાહમાં આવી જઈને આ પ્રમાણે લખી નાખ્યું હશે. કારણકે એઓ કહે છે કે, "આ રીતે તંત્ર ચલાવવું મહાસભાવાદી સરકારને માટે માન્ય નથી. વર્ગતિરસ્કાર કે તિરસ્કારનું બીજું કોઈ પણ સ્વરૂપ અનિષ્ટ વસ્તુ



## (૧) Tramp Tramp Tramp for Beauty

Although scientific research places walking fifth in the list of beneficial exercises, it ranks first as the favourite exercise of the Hollywood stars.

Anita Louise says she walks to keep her weight up. Susan Hayward walks to keep her weight down.

That isn't as contradictory as it sonuds because slow walking actually builds up our underweight figure and a brisk hike really reduces excess poundage.

Fay Bainter takes a long walk each evening. She saunters along and does not cover a lot of territory, but uses walking as a relaxer. It relieves the tension of nerves and muscles Kay Francis, on the other hand, looks upon a brisk walk just before retiring in the evening as a sure cure for insomnia.

A half dozen younger players say that they walk to acqtur euire pos perfection. Jane Bryan goes into a little more detail, saying that she does her walking indoors and combines it with a balancing act. Like the girls of mother's day, she gains grace by walking with a plate perched on hear head.

*The Times of India* june 7, 1939. p. 15

ભાવાર્થઃ—જો કે શરીરની કસરતમાં ચાલવાની કસરતનો પાંચમો નંબર છે પણ હોલીવૂડની નટીઓની એ પહેલા નંબરની પ્રિય કસરત છે.

એક નટી કહે છે, કે તે વજન વધારવા માટે ચાલે છે, બીજી વજન ઘટાડવા ચાલે છે. આમાં દેખાય છે તેટલો વિરોધ નથી કારણકે ધીમે ચાલવાથી શરીરનો બાંધો ઘડાય છે અને ઉતાવળાં ચાલવાથી વધારાનું વજન ઘટે છે.

• એક બીજી નટી સાંજે ફરવા જાય છે. તે બહુ દૂર જતી નથી પણ થોડામાં લટાર મારી કરે છે. એમ કરવાથી જ્ઞાનતંતુની અને સ્નાયુઓની તંગ દશા ઢીલી થાય છે. એક બીજી નટી નિદ્રાનાશના રોગના ઉપાય તરીકે સૂતા પહેલાં ઉતાવળી ચાલે ફરી આવે છે.

છએક જુવાન નટીઓ કહે છે કે પોતે આકારસૌષ્ઠવને માટે ફરવા જાય છે. એક બાઈ વધારે વિગતમાં જણાવે છે કે તે ચાલવાનું કામ ઘરમાં કરે છે અને ગતિનું લાલિત્ય મેળવવા માટે ઝાલ્યા વિના માથા પર થાળી રાખીને ચાલે છે.

ગુજરાતમાંથી બેડું પાણી ભરવાનો—રિવાજ ઘણી જગાએથી નીકળી ગયો છે ત્યાં આપણી સ્ત્રીઓની લલિત ગતિ સાચવી રાખવા માટે પાણીનું બેડું ભરી લાવવાની કસરત સ્ત્રીઓએ કરવી જોઈએ અને આપણી કન્યાશાળામાં તે દાખલ કરવી જોઈએ.

રા. વિ. પા.

## (૨) પંડિતજીની નજરે

સંયુક્ત પ્રાંતોની સરકારના મુખ્ય મંત્રીએ જિલ્લા અધિકારીઓ પર કોમવાદીઓ ને સામ્યવાદીઓ સાથે અમુક પ્રકારનું વર્તન ચલાવવું એ સંબંધી સૂચના કરતો એક પરિપત્ર મોકલ્યાની હકીકત થોડા સમય ઉપર બહાર આવી હતી. એ પરિપત્રમાં સરકારે જિલ્લા અધિકારીઓને એવું સૂચવ્યાનું કહેવાય છે કે કોમવાદ ને વર્ગવિગ્રહ ફેલાવનાર વ્યક્તિઓને એક લાકડીએ જ હાંકવા જોઈએ. આ જાતનો પરિપત્ર મોકલ્યાની સાચી હકીકત હજી બહાર આવી નથી. પરંતુ એ પ્રાંતોમાં એ કહેવાતા પરિપત્ર ફેરવવાની બાબત વિશે ઠીકઠીક ઉહાપોહ થયો હતો. એ સંબંધે શ્રી. પંતની સરકારને સલાહ આપતો એક લેખ લખનૌના મહાસભાવાદી દૈનિક 'ધી નૅશનલ હૅરલ્ડ'માં પંડિત જવાહરલાલજીએ લખ્યો છે. એ લેખમાં એઓ જણાવે છે:

"યુ. પી. ની સરકારે ફેરવેલ પરિપત્રનો બિનસત્તાવાર હેવાલ છાપાંમાં પ્રગટ થયો છે. એમાં એક ફકરો આ પ્રમાણે છે કે 'હું એ સ્પષ્ટ કરવા માગું છું કે જે સખત હાથે કોમવાદીઓ તરફ કામ લેવાની જરૂર છે એ જ રીતે જેઓ વર્ગતિરસ્કાર ફેલાવે છે ને ખાસ કરીને કૉમ્યુનિસ્ટો તરફથી જે વર્ગવિગ્રહની ભાવના ફેલાવવામાં આવે છે એની સામે પણ કામ લેવાની જરૂર છે. કારણકે એનું પરિણામ હડતાળોમાં આવે છે ને એ કામદાર ને માલિકો વચ્ચે બેદિલી પેદા કરે છે.'" આગળ ચાલતાં પંડિતજી જણાવે છે કે એ પરિપત્રમાં કોમવાદીઓ ને સામ્યવાદીઓને અંકુશગત રાખવા માટે ક્રિમિનલ કોડની ૧૫૩ક કલમનો ઉપયોગ કરવો.

પંડિતજી કહે છે કે જો આ જાતની સૂચના અપાઈ હોય તો એઓ એ પરિપત્રના ટીકાકારો સાથે સહમત થાય છે. પણ એઓ કહે છે કે કૉમ્યુનિસ્ટો ને કોમવાદીઓને એક ભૂમિકા ઉપર મૂકતો કહેવાતો પરિપત્ર મહાસભાવાદી પ્રધાનોના માનસનું પ્રતિબિંબ નથી પાડતો, પણ સેક્રેટેરિયેટના કોઈ અતિ ઉત્સાહી સેક્રેટરીએ ઉત્સાહમાં આવી જઈને આ પ્રમાણે લખી નાખ્યું હશે. કારણકે એઓ કહે છે કે, "આ રીતે તંત્ર ચલાવવું મહાસભાવાદી સરકારને માટે યોગ્ય નથી. વર્ગતિરસ્કાર કે તિરસ્કારનું બીજું કોઈ પણ સ્વરૂપ અનિષ્ટ વસ્તુ

છે. કોઈ એમ કલ્પી શકે ખરું કે વર્ગવિગ્રહની ભાવના ધાંધલિયાઓનું સર્જન છે ? દરેક માણસ જાણે છે યા એણે જાણવું જોઈએ કે વર્તમાન સમાજનું આર્થિક વ્યવસ્થાતંત્ર વર્ગોના વિભાગો ઉપર સ્થાપિત થયેલું છે. એ વિભાગો અનિવાર્યપણે એકબીજા સાથે અથડામણ ને ઘસામણમાં આવ્યા કરે છે. આ કમનસીબ અને અન્યાયી સ્થિતિ પ્રત્યે ધ્યાન ખેંચવું, વર્ગવિભાગો ને એની અથડામણોને નાબૂદ કરવા માટે પ્રયત્નો કરવા અને જે વ્યવસ્થા એને વધારે છે એને બદલવા મથવું એ દરેક સરકાર કે જેને હૈડે ન્યાયી ને સમવ્યવસ્થાવાળો સમાજ ઊભો કરવાની ધખના છે એનું ધ્યેય હોવું જોઈએ. આમ ન કરવું એનો અર્થ વર્ગતિરસ્કારને ચિરંતન કરવા બરાબર છે. સ્થાપિત હિતોવાળા, જેમને યથાસ્થિતતા ચાલુ રાખવી છે એમનો એ પુરાણો આચાર છે કે પોતાનાં સ્થાપિત હિતોનું સાચું સ્વરૂપ સારાં સારાં સૂત્રો વડે ઢાંકવા પ્રયત્ન કરવો. પણ દળદરવાડાનો ઇન્સ્પેક્ટર કંઈ દળદરવાડાઓનો સર્જક નથી. એ પોતે તો દળદરવાડાઓને ઉઘાડા પાડે છે ને એને નાબૂદ કરવાનો પ્રયત્ન કરે છે. ગટરોમાં ભેગો થઈ રહેલો કચરો ને ગંદવાડ કંઈ સેનિટરી ઈન્સ્પેક્ટર પેદા નથી કરતો." પંડિતજી કહે છે કે એ જ રીતે વર્ગવિગ્રહ કે વર્ગતિરસ્કાર આજે સમાજમાં દૃગ્ગોચર થાય છે એના ઉત્પાદકો કંઈ સામ્યવાદીઓ નથી.

પંડિતજી લખે છે કે, "કૉમ્યુનિસ્ટો કયા પ્રકારનો વર્ગતિરસ્કાર ફેલાવે છે?... સામ્યવાદીઓ ને સમાજવાદીઓ એક પ્રકારના આર્થિક વાદ–theory–માં માને છે. અને પોતે એ વાદને હડધૂત કરવાને કે એની ટીકા કરવાને લાયક માની બેસે એ પહેલાં સરકારી અધિકારીઓ એ વાદનો અભ્યાસ કરે એ વધારે ઇચ્છવા યોગ્ય છે. સરકારે પ્રજાના એક મંડળ કે ટોળીને વખોડવી ન જોઈએ. એણે તો જેઓ એના કાયદાનો ભંગ કરે છે એમને જ વખોડવા જોઈએ. બીજા બધાઓની માફક કૉમ્યુનિસ્ટો પણ સારા કે નરસા કે બંને વૃત્તિઓનું મિશ્રણ હોય છે." ને પંડિતજી જણાવે છે કે આ દેશની સરકાર કે એના અધિકારીઓએ આજે એ ન ભૂલવું જોઈએ કે ખુદ બ્રિટિશ સરકાર જેની સાથે વિમદી મૈત્રી માટે વાટાઘાટ ચલાવી રહી છે એવી દુનિયાની એક બહુ જ બળવાન ને પ્રગતિમાન સરકાર, કૉમ્યુનિસ્ટ સરકાર છે.

"એ વાત સાચી છે કે પોતાને કૉમ્યુનિસ્ટ કહેવડાવતા એવા ઘણા યે છે જેઓ ગેરવર્તણૂક કરે છે ને મુસ્કેલીઓ ઊભી કરે છે. એમને જરૂર વખોડો યા યોગ્ય લાગે એવાં પગલાં એમની સામે ભરો. પણ આને માટે જવાબદાર વ્યક્તિને જ એમાં સંડોવવી જોઈએ."

આગળ ચાલતાં એ લેખમાં નાગરિક સ્વાતંત્ર્ય ને મજૂર હડતાળો સંબંધે પોતાના વિચારો પ્રગટ કરતાં પંડિતજી લખે છે કે: "યુ. પી. ની સરકારે કાનપુરની મજૂરસભાને લખેલ એક પત્રદ્વારા એ વાત ભારપૂર્વક જણાવી છે કે દરેક માણસને નાગરિક સ્વાતંત્ર્યનો લાભ મળે એ એની ખાહેશ છે. કૉંગ્રેસ સત્તા ઉપર આવ્યા પછી વિશાળ નાગરિક સ્વાતંત્ર્ય ભોગવવાનું મળ્યા બદલ આ પ્રાંત ભાગ્યશાળી છે. જો કે કોમી અથડામણોના પ્રસંગો ઉપસ્થિત થવાને કારણે નાગરિક સ્વાતંત્ર્ય ઉપર અમુક અંકુશ મૂકવામાં આવ્યો છે. મજૂરસભા ઉપર સરકારે લખેલ કાગળ અભિનંદન પાત્ર છે. એમાનો કેટલોક ભાગ બહુ રોચક ન હોવા છતાં સરકારની મજૂરો પ્રત્યેની ભલી નીતિ તો એ બતાવે જ છે.

"સરકારે ટ્રેડ ડીસ્પ્યુટસ બિલ તૈયાર કર્યું છે એ પણ આનંદની વાત છે. એવી આશા રાખવામાં આવે છે કે મુંબઈ સરકારે પસાર કરેલ આવા બિલમાં જે ભૂલો રાખી છે એ ભૂલો એમાં નથી રહેવા પામવાની. કારણકે એ ભૂલોને કારણે મુંબઈ સરકારના બિલમાં રહેલ કેટલાંક સારાં તત્વો વેડફાઈ ગયાં છે......

"કાનપુરમાં હડતાળોનો ને ખાસ કરીને એકદમ પાડવામાં આવતી હડતાળોનો મજૂરો તરફથી જે આસરો લેવામાં આવે છે એને વખોડી કાઢવામાં સરકાર સંપૂર્ણ-પણે વ્યાજબી છે. આવી હડતાળોનો, મજૂરોને તકલીફ હોવા છતાં પણ ભાગ્યે જ અચાનક થઈ શકે. અચાનક પડતી આ પ્રકારની હડતાળોને કારણે કાનપુરમાં મજૂરોને સારી પેઠે ખમવું પડયું છે ને જનતાનો શહેરીઓનો પહેલાં એને જે સાથ હતો તે ઢીલો પડી ગયો છે.

"પણ હડતાળો હંમેશાં જ મજૂરોની આડાઈ ને લઢવાડિયાપણાને કારણે જ પડે છે! માલિકોના પક્ષે જે વલણ કાનપુરમાં અખત્યાર કર્યું ને એમણે જે નામોશી બતાવી છે એ સરકારે બતાવી હોત તો સારું થાત. ગયે વરસે સરકારે તપાસ સમિતિ નીમી હતી એની સાથે માલિકોએ જે અશિષ્ટતા આચરી હતી અને એ સમિતિની ભાલેમણો એમણે કેવી રીતે તરછોડી કાઢી હતી તે શું સરકાર ભૂલી ગઈ છે? ગયા વરસ દરમિયાન માલિકોની વર્તણુંક કેવી ઉસ્કેરાટભરી હતી? જો મજૂરોની માન્ય માગણીઓ સ્વીકારવામાં ન આવે તો એમણે શું કરવું? અન્યાયી રીતે એમના ઉપર વેર વાળીને દાઝ કાઢવામાં આવે તો એમણે શું કરવું? સરકારના મજૂર અમલદારની ભલામણો અવગણવામાં આવે તો સરકાર શું કરશે? મજૂરો ખોટી રીતે વર્તતા હોય તો એમને દરેક રીતે વખોડી કાઢો. પણ એઓ સાચા હોય ને માલિકો દેખીતી રીતે જ ખોટા હોય તો સરકાર મજૂરોને સાથ આપશે?

"હડતાળો સંબંધે સરકાર નાગરિક સ્વાતંત્ર્યનો નિર્દેશ કરે છે ત્યારે સરકારના મનમાં એનો શો અર્થ છે એ સ્પષ્ટ થતું નથી. મોટા રસ્તાઓ ને ગલીકૂંચીઓના આંતરમાર્ગ નાકાંઓ જમીન ઉપર સૂઈ જઈને કે કોર્ડન કરીને રોકી દેવામાં આવતાં હોય ત્યારે એને સરકાર વખોડી કાઢે તો હું પોતે તો સરકારની નીતિ સાથે ઊભો રહું. આ રીત હમણાં હમણાં જ બહુ પ્રચલિત થઈ છે ને બધી જાતના લોકો એને દરેક પ્રસંગે વાપરી રહ્યા છે. ભૂખમરાની હડતાળને જેમ હું સખત રીતે નાપસંદ કરું છું તેમ આ જાતની હડતાળોને પણ હું નાપસંદ કરું છું. મને લાગે છે કે આવી રીતો આપણને ઉતારી પાડશે ને આજે જે એની એક ભવ્ય અસર થાય છે એ અસર કરવાને બદલે એ આપણી લાગણીઓને બૂઠી બનાવી દેશે. એ ચોખ્ખી વાત છે કે સરકારની સર્વપ્રથમ ફરજ જાહેર શાંતિની જાળવણી છે.

"પણ આ દલીલનો ઉપયોગ ન્યાયી હડતાળને ને એને લગતી પિકેટીંગને વખોડી કાઢવામાં કરવામાં આવે તો એ દુઃખદ વસ્તુ છે. હડતાળને તોડી પાડવા માટે હડતાળ ભાંગ-નારાઓને બહારથી આયાત કરવા દેવા એ નાગરિક સ્વાતંત્ર્ય નથી."

## (૩) રશિયા યુરોપીય લશ્કરી બળની ચાવી

" હિટલરે ફ્રાંસ અને બ્રિટનના વડાપ્રધાનો સાથે કરેલ મ્યુનિચ તહનામાનો ભંગ કરીને એમનો જે વિશ્વાસઘાત કર્યો એનાથી એ બંને દેશોની સરકાર ચોંકી ઊઠી. હિટલરની નેકદિલી ઉપરથી એમની પતીજ ઊઠી ગઈ. ફ્રાંસ અને ઇંગ્લૅંડના રાજપુરુષોની પાકી ખાતરી થઈ કે વહેલેમોડે જર્મની અને તેનાં મળતિયાં રાજ્યો ઈટલી ને જાપાન સામે એને વિગ્રહમાં ઉતાર્યા વિના છોડશે નહિ. આ પ્રતીતિ થતાં જ ફ્રાંસ-બ્રિટને પોતાની મજબૂત હરોળ રચવાનો નિર્ધાર કર્યો ને અત્યાર સુધી સોવિયેટ રશિયાને અલગ પાડી દેવાની ને જર્મનીને ઓછી ખાધ લેઈને મનાવી લેવાની પોતાની નીતિ એમને પડતી મૂકવી પડી ને એ જ રશિયા સાથે સંધિ કરવા માટે વાટાઘાટો આરંભવાની એમને ફરજ પડી. આજે એ વાટાઘાટો લગભગ સંપૂર્ણ થવા આવી છે ને એક શકવર્તી ફ્રાંકો-બ્રિટિશ ને સોવિયેટ-બ્રિટિશ લશ્કરી કરાર દુનિયાં જોવા પામશે. એવી આજની ઘડીએ રશિયાનું સમગ્ર બળ કેટલું રાક્ષસી છે એનો ખ્યાલ કરવો જરૂરી છે. 'ઓરીએંટ' પત્રમાં પ્રગટ થયેલ લેખનો નીચેનો સારભાગ રશિયાની શક્તિનો ખ્યાલ કરાવશે.

" રશિયાની માનવશક્તિનું કદ ભીમસેની કહી શકાય. એ દેશ નથી પણ એક મોટો ખંડ જ છે. કારણકે યુરોપમાં નોર્વે ફિન્લૅંડથી માંડીને એની પ્રાદેશિક રેખા અતૂટ દોરે પૂર્વમાં પાંચ હજાર માઈલ લંબાતી પાસિફિકના શાંત કિનારાઓ સુધી પહોંચી ગઈ છે. બીજી બાજુ ઉત્તરે આર્કટિક પ્રદેશથી દક્ષિણે અફઘાનિસ્તાનની સાથે એ સરહદી સંબંધ બાંધે છે. રશિયા ધરતીની ભૂસપાટીનો આમ પૂરા પંદર ટકા ભાગ રોકી રહ્યું છે.

" લગભગ અઢાર કરોડની સોવિયેટ વસતી ધરાવનાર રશિયા પોતાના દેશની વસતી વધારવા ઝાવાં મારનાર હિટલર-મુસોલિનીની આંખમાં કણીની માફક ખટકે છે.

" રશિયન લશ્કરી સત્તાવાળાઓ સોવિયેટ સરકારની યુદ્ધશક્તિના આંકડા આપે છે એના અડધા પણ જો સાચા હોય તો પણ રાતું લશ્કર ધરતીના પડ ઉપર સૌથી વધારે આશ્ચર્યજનક લશ્કરી યંત્ર કહી શકાય. સોવિયેટ સ્ટેન્ડિંગ આર્મીની સંખ્યા ૧૭૦૦૦૦૦થી પણ વધારે છે. તાલીમબદ્ધ અનામત સૈનિકો પંદર લાખથી વધારે છે તે વળી જુદા. તદુપરાંત રશિયામાં પ્રતિ વરસે સોળ લાખ માણસો ફરજિયાત લશ્કરી તાલીમની ઉંમરે પહોંચે છે. એમાંના ૮૦ ટકા જેટલા શારીરિક લાયકાત ધરાવતા હોય છે. સામાન્યતઃ એમાંથી દશ લાખને તાલીમ માટે બોલાવવામાં આવે ને એમાંથી ત્રણ લાખને ખડા લશ્કરમાં ઉમેરવામાં આવે છે. બાકીના રીઝર્વ પ્રાદેશિક યોદ્ધાઓ તરીકે રહે છે. રશિયા ગમે તે ઘડીએ રણભૂમિ ઉપર ૭૦૦૦૦૦૦ સૈનિકોને સૌથી અદ્યતન લડાયક સાધનો સહિત ખડેપગે કરી શકે છે. અને આ આંકડો યુદ્ધની ખુવારી સહી લેતાં પણ ઘણા લાંબા સમય સુધી રશિયા ચાલુ રાખી શકે છે."

### સોવિયેટ હવાઈ બળ

" સોવિયેટ સરકારના હવાઈ દળ પાસે ૨૦૦૦૦ વિમાનો છે. ત્યાં વિમાની ઉદ્યોગ ખૂબ ઝડપે વિકસી રહ્યો છે. ૧૯૪૦ સુધીમાં સોવિયેટ સરકાર ૨૫૦૦૦ તૈયાર વિમાનો ને

૩૦૦૦૦ વિમાની એંજીનો બનાવવા માગે છે. સાથોસાથ વિમાનીઓને પણ રશિયા એટલી જ ઝડપે કેળવી રહ્યું છે. ૧૯૪૦માં એની પાસેની સંખ્યામાં તાલીમબદ્ધ વિમાન ચલાવનાર તૈયાર હશે. એટલે કે દરેક વિમાન સંભાળનાર વિમાની દીઠ બીજા પાંચ અનામત વિમાનીઓ તૈયાર થશે."

## યંત્રીકૃત લશ્કર

"સોવિયેટ લશ્કરનું યંત્રીકરણ લગભગ સંપૂર્ણ થઈ ગયું છે. એની પાસે ૨૦,૦૦૦ ટેંકો ઉપરાંત બે લાખ ટ્રેક્ટરો કે જેને જરૂર પડતાં ટેંકોમાં બદલી શકાય એમ છે તે છે. રાતા લશ્કરની ટેંકોની અસરકારકતા પણ ભારે છે. એણે બળતણ લીધા વિના કે અટક્યા વિના આડ આડો માર્ગ દોડવાના જગતના રેકર્ડ નોંધાવ્યા છે.

"રાતા લશ્કર પાસે ઝેક બનાવટની ૩ હજાર જંગી તોપો, ૩૫ હજાર ભારે ને ૫૦ હજાર હળવી મશિનગનો છે.

"હમણાં જ રશિયન યુદ્ધખાતાની સમાલોચના કરતાં યુદ્ધમંત્રી વોરોશીલોફે કહ્યું હતું કે ૧૯૩૧ ને ૧૯૩૪ના ગાળામાં સોવિયેટ સબમરીનોમાં ૩૩૫ ટકા, મશિનગનોમાં ૭૦૦ ટકા, એન્ટી-ટેન્ક બંદૂકોમાં ૪૫૦ ટકા, હેવીવેટ ટેંકોમાં ૨૪૭૫ ટકા, હળવી ટેંકોમાં ૭૬૦ ટકા, મધ્યમ ટેંકોમાં ૭૯૨ ટકા ને તોપખાનામાં ૨૪૦ ટકાનો વધારો કરવામાં આવ્યો હતો. હવે આ વધારો યુદ્ધ ફાટી નીકળવાનો પ્રમાણમાં ઘણો ઓછો ભય હતો ત્યારે કરવામાં આવ્યો હતો એ આપણે ધ્યાનમાં રાખીએ તો હાલ, જ્યારે ગમે તે ઘડીએ લડાઈ સળગી ઊઠવાના સતત ભયમાં યુરોપ સપડી રહ્યું છે ત્યારે, રશિયન યુદ્ધખાતાએ એના જુદા જુદા વિભાગોમાં કેટલો જંગી વધારો કર્યો હશે તેનો ખ્યાલ આવી શકશે.

"સોવિયેટ લશ્કરી બળનો વધારો. ૧૯૩૬માં ૬૭૦૦,૦૦૦,૦૦ પૌંડના એના વાર્ષિક લશ્કરી ખર્ચમાંથી ૧૯૩૯માં ૧૭૦૦૦,૦૦૦,૦૦ પાઉન્ડ લશ્કરી ખર્ચનું બજેટ આંકવામાં આવ્યું છે એમાં પ્રતિબિંબિત થાય છે.

"ઘણા લોકો એમ માને છે કે સ્ટેલિને છેલ્લાં ત્રણ વરસમાં લશ્કરના ઘણા વડાઓને મારી નાંખ્યા હોવાને કારણે ચાલુ લશ્કર ઘણું નિર્બળ થઈ ગયું છે. આ સત્યથી ઘણું વેગળું છે. હિટલરે એની પાર્ટીના ઘણા માણસોને પોતાની સાફસૂફીમાં ઝડપી લીધા હતા એ વાત જગજાહેર છે. અને છતાં તે પછી એની સત્તા કે શક્તિ ઘસાઈ ગયાં નથી. ઊલટાનું, તે પછી તો એ માલ્યો છે. આ જ વસ્તુ સ્ટેલિનને પણ લાગું પડે છે. સ્ટેલિનની સાફસૂફીનો હેતુ એ હતો કે રશિયાનો સામનો કરનાર કોઈ પણ સામે રશિયા સંગઠિત ને એકમનથી સામનો કરે.

"હિટલરની ગમે તેટલી બણગાંબાજી છતાં એ રશિયા સાથે વિગ્રહ માંડતાં ખૂબ બીએ છે...કારણકે જર્મની એ ભૂલી નથી ગયું કે ગમે તેટલાં ઓછાં સાધનોવાળા ને અસ્તવ્યસ્ત હોવા છતાં ગંજાવર સંખ્યાવાળા રશિયન લશ્કરે ગત મહાયુદ્ધમાં જર્મન અને ઑસ્ટ્રિયન લશ્કરની બહુ મોટી સંખ્યાને પૂર્વ મોરચા ઉપર રોકી રાખી હતી. અને એને કારણે પશ્ચિમ મોરચામાં જર્મનીને સૈનિકોની ભારી ખોટ સહન કરવી પડી

હતી. આજે જ્યારે લાલ લશ્કર ઘણું વ્યવસ્થિત, સાધનો ને સંગઠનવાળું, શિસ્ત ને ચીવટાઈ અને ફ્રીસ્સુબીની સમજવાળું છે ત્યારે પશ્ચિમ મોરચે લડતાં લડતાં જો હિટલરને પૂર્વ મોરચે ગાજવું પડે તો એ જાણે છે કે જર્મનીનો પરાજય અનિવાર્ય છે. એટલે તો આજે એંગ્લો-સોવિયેટ વાટાઘાટો સફળ થવાની બીકે હિટલર ભારે ચિંતાતુર બન્યો છે. એ વાટાઘાટો પડી ભાગે તો સૌથી વધારે ખુશી જર્મનીને ઉપજશે. કારણકે એને યુરોપમાં રશિયાના બળની વિગતોની સૌથી વધારે જાણભાળ છે. સ્ટેલિનના રશિયાની શક્તિ વિશે બ્રિટન હજી શંકિત છે, નહિ તો સોવિયેટ સરકાર સાથે વાટાઘાટો પતાવી દઈને એણે ક્યારની યે લશ્કરી સંધિ કરી દીધી હોત.

## ભીમસેની સાધનો

"પરદેશી તજ્ઞો પણ કબૂલ કરે છે કે રશિયાના લશ્કરી ઉદ્યોગો યુદ્ધના મોરચા ઘણે લાંબે અંતરે ગોઠવવામાં આવ્યા હોવાથી સલામત છે. લડાઈમાં એ હવાઈ હુમલાની ખાનાખરાબીથી બચી જશે.

"આ ઉપરાંત ખોરાક, કાચો માલ ને સૌથી વધારે તો તેલ: એ બાબતોમાં રશિયા વિપુલ સામગ્રીથી સુસજ્જ થઈ બેઠું છે. યુદ્ધ વખતની પોતાની જરૂરિયાતો કરતાં રશિયા આજે ઘણું વધારે તેલ કાઢી રહ્યું છે. આ બાબતોમાં એ સ્વયંપૂર્ણ હોવાથી એ મહાબળવાન રાજ્ય થઈ પડ્યું છે. સાથે સાથે અગણિત જનસંખ્યા, મોટા ઉદ્યોગોનો જબરો વિકાસ, લશ્કરી સંત્રીકરણ ને વિશાળ ભૂપટને લીધે એકલા યુરોપનું જ નહિ પણ કદાચ દુનિયાનું સૌથી બળવાન રાષ્ટ્ર આજે રશિયા છે."

આ હકીકતની ખાતરી થતાં બ્રિટિશ વડાપ્રધાન એમના મજબૂત પૂર્વગ્રહોને દબાવી દઈને એંગ્લો-સોવિયેટ મૈત્રી કરારો થાય તો એના ઉપર અતૂટતાની મહોર મારવા મોસ્કો જઈને ક્રેમ્લીન ખાતે સ્ટેલિન સાથે હાથ મિલાવવા દોડી પહોંચે તો નવાઈ નહિ.

રામભાઈ પટેલ



રામભાઈ પટેલ

## નવી સ્થિતિ

યુરોપિયન રાજકારણમાં આજે ત્રણચાર માસથી એક નવી પરિસ્થિતિ સરજાઈ રહી છે. અને કમને પણ બ્રિટિશ વડાપ્રધાને ગયા સપ્ટેમ્બરમાં મ્યુનિચ ખાતે અવસ્થિતપણે સ્વીકારેલ ને જેના ઉપર ચાર મહારાજ્યોના પંડાની કરારી મહોર મારેલ ઈટાલો-જર્મન ભાઈબંધીની નીતિનો ત્યાગ કરવો પડ્યો છે. વડા પ્રધાનપદ ઉપર આવ્યા પછી ચેમ્બરલેને સ્વીકારેલ ઈટાલો-જર્મન ભાઈબંધી સર કરવાની નીતિ અશક્ય, અવ્યવહારુ ને ટૂંકદૃષ્ટિની છે એમ ઘણા દીર્ઘદૃષ્ટિ રાજકીય લેખકો કહેતા આવ્યા છે. પરંતુ હિટલર-મુસોલિનીની સત્તાભૂખને સંતોષી બ્રિટિશ સામ્રાજ્યને ટકાવી રાખવામાં એમને ટેકેદારો બનાવવાની ચેમ્બરલેનની મેલી મુરાદે એમને હિટલર-મુસોલિનીને સાચા સ્વરૂપમાં ઓળખવા અશક્ત કરી મૂક્યા. સામ્રાજ્યના ચાલુ લાભો ગુમાવવાનો ભય, યુદ્ધ ફાટી નીકળવાનો ભય, હિટલર-મુસોલિની દ્વારા રશિયન બોલ્શેવિઝમનો સામનો કરી યુરોપમાંથી એની જડ નાબૂદ કરવાની ભૂંડી લાલસા ને છેવટે રોમ-બર્લિનના નાયકોને પરસ્પર ભેખડાવી ગમે તે એકનો પક્ષ લઈ એમને નબળા પાડી દેવાની લાલચ: વગેરે કારણોને લઈને ચેમ્બરલેનની સરકારે એમને બને તેટલો વધારે ટેકો આપ્યા કર્યો. એમાં એણે સ્પેન, ઓસ્ટ્રિયા, ઝેકોસ્લોવેકિયા ને આલ્બેનિયાને શિકાર થવા દીધાં. આટલું થયા પછી ફ્રેંચ અને બ્રિટિશ સરકારના વડાઓની આંખ ઊઘડી. ઘણાને માટે જે દીવા જેવું સ્પષ્ટ હતું કે મહાયુદ્ધમાં જીત્યાનો લાભ ખાટી જનાર ફ્રાંસ અને બ્રિટન સાથે જર્મની અને ઈટલીનું હિતસામ્ય સફળ કરવું વ્યવહારમાં અશક્ય છે, તે વાત એ સરકારોના સત્તાધીશોને આટલી મોડી ને ભૂમધ્ય અને મધ્ય યુરોપમાં પોતાની મજબૂતીના પાયામાં ઘા મરાયા પછી સૂઝી !

પણ મોડી મોડી યે એમને ઍંગ્લો-જર્મન ને ઍંગ્લો-ઈટાલિયન હિતવિરોધની અનિવાર્યતાની ખાતરી થઈ અને એમણે બગડેલી બાજી સુધારવા પ્રયત્ન શરૂ કરી દીધા.

બ્રિટિશ અને ફ્રેંચ સરકારે પોલાંડ ને ટર્કીને ફાસિસ્ટ આક્રમણ વખતે બિનશરતી ને તાત્કાલિક મદદની ખાતરી આપી દીધી. રાષ્ટ્રસંઘની સંઘસલામતીને નામશેષ કર્યા પછી આજે એમણે યુદ્ધવિરોધી રાજ્યોનું જૂથ રચવાની નીતિ સ્વીકારી નવો મોરચો ઊભો કરવા માંડ્યો છે. રશિયા સાથે લશ્કરી ને રાજકીય સંધિની વાટાઘાટો શરૂ કરીને એ મોરચાને પગભર કરવા માંડ્યો છે. એના જોરદાર પડઘા હિટલર-મુસોલિનીની પરદેશનીતિ ઉપર પડવા માંડ્યા છે. પોલાંડને ગભરાવીને એની પાસે યુદ્ધ પછી આવેલ પોલિશ

ચીરો અને પોલિશ હિતસંબંધવાળું ડાન્ઝીગનું સ્વતંત્ર શહેર ત્રીજા જર્મન રીશ સાથે જોડી (જેમ સુડેટન જર્મન પ્રદેશ સંબંધે ગયે વરસે કરવામાં આવ્યું હતું) દેવાની હિટલરની યોજના હવે ઢીલી પડી ગઈ લાગે છે. પહેલી વાર હિટલરને ખ્યાલ આવે છે કે હવે યુદ્ધવિરોધી દેશોએ એકત્ર અને મક્કમ સામનો ગોઠવી દીધો છે. હવે ખણુગાંખાજી અને સદ્ય હુમલાઓ કરીને પ્રદેશ પચાવી પાડવાની જર્મનનીતિ એક પગલું પણ આગળ વધે એ વખતે જ યુરોપિયન વિગ્રહ ફાટી નીકળશે. અને હિટલર અને એના બે જબરા સાથીઓ ડૉ. ગોબેલ્સ ને ગોરિંગ જાણે છે કે એ સ્થિતિમાં જર્મનીના દુશ્મનો કયા ને કેટલા હશે. એટલે હમણાં જ બે દિવસ ઉપર ગોરિંગના પોતાના એક પત્રે વિગ્રહમાં જર્મની સામે કયા કયા દેશો ઊભા રહેવાનો સંભવ છે તેની યાદી આપતો અગ્રલેખ લખ્યો હતો.

સારે આજની નવી યુરોપીય પરિસ્થિતિ ઍંગ્લો-જર્મન ને ઍંગ્લો-ઇટાલિયન ભાઈચારાની અત્યાર સુધી બ્રિટને સ્વીકારેલ નીતિમાં ઐતિહાસિક પલટો બતાવે છે. ને એને બદલે હવે જર્મની ને ઇટલી વિરુદ્ધ યુરોપનાં બીજાં મહારાજ્યોને યુદ્ધમાં સંડોવાવું પડશે જ એ ખ્યાલપ્રેરિત નીતિ ઘડાઈ રહી છે.

## યુરોપ વિરુદ્ધ જર્મની

પ્રિન્સ બિસ્માર્ક ને વિલ્હેલ્મ કૈઝરના વખતથી જર્મની યુરોપનું દુશ્મન રહ્યું છે. એણે કોઈ પણ યુરોપિયન રાષ્ટ્ર સાથે ભાવિ કે વર્તમાન વિજેતાનો જ સંબંધ બાંધ્યો છે, સમાનતાનો નહિ. મહાયુદ્ધમાં પરાજય પામ્યા પછી પરાજયને કારણે એ યુરોપ વિરુદ્ધ રહ્યું, હર હિટલર સત્તાસ્થિત થયા પછી પરાજયની કાળી મેસ ભૂંસી નાખવાના ઇરાદાથી અને અગાઉના પરાજયનું પુનરાવર્તન ન થાય એવા વિજયના ખ્યાલને લીધે આજે એ યુરોપની વિરુદ્ધ છે. એની મુખ્ય નેમ ઇંગ્લેંડની સર્વોપરિતા તોડી નાખવાની, ફ્રેંચ અને રશિયન પ્રતિકાર ને લાગવગને દૂર કરવાની અને છેવટે યુરોપ ઉપર અને પૃથ્વીના મોટા ભાગ ઉપર જર્મન રાજકીય અને આર્થિક પ્રભુત્વ જમાવવાની છે.

## બ્રિટિશ અને ફ્રેંચ સરકાર

આ સ્થિતિમાં ચેમ્બરલેઈન અને દલાડિયેરની જર્મન મૈત્રી સાધવાની નીતિ આત્મઘાતી હતી. યુરોપમાં જે જે પ્રદેશો જર્મનીએ પોતાના કરી લીધા છે એમાં એનો ફ્રાંસ-બ્રિટન વિરોધી કારભાર એનો પુરાવો છે. નવા પ્રદેશો હસ્તગત કરવા માટે એણે માંડેલ પ્રચાર પણ એનો પુરાવો છે. રશિયન લાગવગના હડહડતા વિરોધી ચેમ્બરલેઈનને ગળા સુધી ખાતરી થઈ કે કોઈ પણ સંજોગોમાં ઍંગ્લો-જર્મન મેળ સાબૂત થઈ શકે એમ છે જ નહિ, ત્યારે જ એણે રશિયા સાથે વાટાઘાટો શરૂ કરી. એ વાટાઘાટો હજી પણ પૂરી થતી નથી એનું શું કારણ? પોલાંડ ને ટર્કીને બાંહેધરી આપતી વાટાઘાટો ગણ્યાગાંઠ્યા દિવસોમાં પતી ગઈ તે રશિયાને હિટલર વિરુદ્ધ સાથમાં લેવા બ્રિટને પોતે થઈને શરૂ કરેલ વાટાઘાટનો આજ ચાર ચાર મહિનાથી પાર આવતો નથી! ચેમ્બરલેઈનને હજી પણ ઊંડે ઊંડે આછી પ્રતીતિ રહી ગઈ લાગે છે, કે રશિયા સાથે અત્યારથી પરિણામગામી

ચાલતી વાટાઘાટો મંડાવાને કારણે હિટલરની નીતિમાં બ્રિટિશપક્ષી ફેર પડશે. એટલા માટે તો એ અને એના પરદેશમંત્રી, વારંવાર, જર્મનીને ચોમેરથી ઘેરી વળવાનો અમારો ઇરાદો છે જ નહિ, ઊલટા, આ નવા શાંતિમોરચામાં એ તૈયાર હોય તો અમે એને એમાં દાખલ કરવા અત્યંત ખુશી છીએ, એ પ્રકારની વાતો કર્યા જ કરે છે. પણ રોમ-બર્લિન-ટોકિયો ધૂરાના સર્જકો હિટલર અને મુસોલિની કોઈ રીતે પણ બ્રિટનના પાશમાં આવવાની ના પાડે છે. બીજી તરફ પોતાના અમાપ લશ્કરી બળની ખાતરી ઉપર મુસ્તાક રશિયા પણ બ્રિટિશ રાજપુરુષોની ભ્રામક શબ્દજાળમાં ફસાવાની ના પાડે છે, એણે તો જરા પણ છટકબારી રહેવા ન પામે એ જાતની સંધિ બ્રિટન સાથે કરવાની વાત માંડી છે. જ્યારે કુટિલ ડિપ્લોમસીની શબ્દજાળમાં પાવરધા થઈ રહેલ બ્રિટિશ રાજપુરુષો પોતાને અનુકૂળ હોય ત્યારે રશિયાથી છટકી જવાય ને રશિયા ગમે ત્યારે પણ ન છટકી શકે એ જાતની શબ્દરચનાવાળું કરારપત્ર તૈયાર કરવામાં રોકાયા છે. અને રશિયન નેતાઓ એ શબ્દજાળને 'અસ્વીકાર્ય'નો નમ્ર છતાં ટૂંકો ને ટચ જવાબ આપીને પાછો ઠેલે છે. કારણકે બ્રિટનને રશિયાની ગરજ વધારે છે.

## મોસ્કોની વાટાઘાટો

બ્રિટિશનીતિ કેવી સ્વાર્થપટુ ને ભેસળા વિનાની ગોળગોળ ફરવાની છે એનો સારો ખ્યાલ હાલમાં રશિયા સાથે ચાલતી એની વાટાઘાટો ઉપરથી આવે છે. મહાયુદ્ધ પછી ને ખાસ કરીને જર્મનીમાં હિટલર આવ્યા પછી બ્રિટિશ સત્તાવાળાઓની નેમ રશિયાને યુરોપીય રાજ્યસંઘમાંથી ને રાજકારણમાંથી અળગું પાડી દેવાની રહી છે. એમણે જર્મન ને ફાસિસ્ટ સરમુખત્યારોને એમનાં બધાં કરતૂકોમાં સીધો કે આડકતરો ટેકો આપ્યો. રાષ્ટ્રસંઘને હેમે માર્યો, મ્યુનિચના ચતુરાષ્ટ્ર કરારો કર્યા ને સ્પેનિશ ને ઝેક પ્રજાસત્તાકને નાબૂદ કર્યા!

પણ એનું પરિણામ રશિયાને અળગું કે નગણ્ય પાડવાને બદલે ફ્રાંકો-બ્રિટિશ સામ્રાજ્યવાદના પાયા હચમચાવી કાઢવામાં આવ્યું. સ્પેનમાં ફાસિસ્ટ પક્ષી ફ્રાંકોનો વિજય થતાં ફ્રાંસને ફ્રાંકો-સ્પેનિશ સરહદ ઉપર નવો ભય ઉપસ્થિત થયો. ભૂમધ્યમાં ફ્રેંચ નોર્થ આફ્રિકન તટીભાગને યુદ્ધ સમયે જોખમમાં મૂકતી પરિસ્થિતિ પેદા થઈ. બ્રિટનને માટે પણ જિબ્રાલ્ટરમાં થઈને ભૂમધ્ય માર્ગે પૂર્વનો રસ્તો જોખમાઈ ચૂક્યો છે. મધ્ય યુરોપમાં ઝેક પોલીશ સરહદ સુધી જર્મન પ્રભુત્વ જામી જવાથી ફ્રાંકો-બ્રિટિશ લાગવગને ધા પડ્યો છે.

આ વિપરીતતાને ભૂંસવા ઇંગ્લૅંડે મોસ્કોની વાટાઘાટ શરૂ થઈ છે. વાટાઘાટોનું પરિણામ હજુ જાહેર થયું નથી. રાજકીય વાટાઘાટો થોડા દિવસ માટે મુલતવી પણ રહી છે. કારણકે લંડને મોસ્કો મોકલેલ ખાસ પ્રતિનિધિ પરિસ્થિતિનો હેવાલ આપવા કાલે (તા. ૬) લંડન ગયા છે. પણ એ સાથે ફ્રેંચ અને બ્રિટિશ લશ્કરી પ્રતિનિધિમંડળ સોવિયેટ યુદ્ધખાતા સાથે વાટાઘાટો કરવા મોસ્કો ઊપડ્યું છે. હવે લશ્કરી વાટાઘાટોનો આરંભ થયો છે. એટલે એંગ્લો-સોવિયેટ સંધિ સફળ થવાને ઝાઝી વાર લાગશે નહિ એમ લાગે છે. બ્રિટિશ ડિપ્લોમસીના દૂરતા રશિયા સાથે ચાલી શકે એમ નથી એ ચેમ્બરલેઈન વરતી ગયા લાગે છે. અત્યારે ડાન્ઝીગને જર્મની સાથે જોડી દેવાની હિટલર ભારે તૈયારી કરી

રહ્યો હોવાથી યુરોપીય રાજકીય કટોકટી વધારે ઉગ્ર થતી જાય છે. આથી એંગ્લો–સોવિયેટ વાટાઘાટોને અનિશ્ચિત સ્થિતિમાં લાંબો કાળ રાખી શકાય એમ પણ નથી. નહિ તો એમની જૂની પ્રણાલિકા પ્રમાણે બ્રિટિશ સત્તાવાળાઓ અનિશ્ચિત સમય સુધી વાટાઘાટો લંબાવ્યા કરત.

પણ ફ્રાંસ, ઇંગ્લેંડ ને રશિયા એક થઈ જાય તો ડાન્ઝીગના મામલામાં સુદેટન જર્મન પ્રદેશના મામલામાં કે મેમલ લેવા માટે સીધું આક્રમણ કરવાની નીતિ હિટલરે અખત્યાર કરી હતી એનું પુનરાવર્તન હવે એ નહિ કરી શકે. કારણકે ડાન્ઝીગ લેવા માટે એને પોલાંડ ઉપર આક્રમણ કરવું જ પડશે. ને પોલાંડ ઉપર આક્રમણ થતાં એંગ્લો-ફ્રેંચ બાંહેધરી પ્રમાણે એ બંને તરત જ જર્મની સામે લશ્કર ખડું કરી દેશે. અને એવામાં જો મોસ્કો કરાર થઈ ગયા હશે તો રશિયા પણ તરત જ વિગ્રહમાં સંડોવાશે.

આજે પોલાંડની સ્થિતિ ૧૯૧૪માં બેલ્જિયમની સ્થિતિ હતી તેવી છે. બેલ્જિયમ ઉપર ચડાઈ કરીને કૈઝરે જે ઐતિહાસિક પરાજયનું જોખમ વહોર્યું હતું તે જ જોખમ ડાન્ઝીગ માટે પોલાંડ ઉપર હુમલો કરીને હિટલરને વહોરવું પડશે. અને ગત યુદ્ધની જેમ જર્મનીને ભાગ પરાજય જ નિર્માયો છે.

એ રીતે મોસ્કોની સફળ વાટાઘાટો કર્યા તો હિટલરને તરત જ થંભાવી દે કે કર્યા તો એને મારમુખો બનાવી યુરોપિયન યુદ્ધમાં ધકેલી દેશે. આ બે વિકલ્પોમાંથી હિટલર કયો પસંદ કરશે એ આજે કોઈ કહી શકે એમ નથી. પોલીશ સરહદ ઉપર દશ લાખ સૈનિકોની હિટલરે શરૂ કરેલ જમાવટ ઉપરથી કહી શકાય ખરું કે પોલાંડ સામનો કરશે તો એના ઉપર વિરાટ હુમલો મંડાશે? સરહદ ઉપર લશ્કરી જમાવટ કરવામાં એનો ઇરાદો પોલાંડને ગભરાવી મૂકવાનો પણ હોય. અને પોતાની લશ્કરી જમાવટના પડઘા મોસ્કોની વાટાઘાટો ઉપર, ફ્રાંસ–બ્રિટનની લશ્કરી તૈયારી ઉપર અને ચીનમાં ટીન્ત્સીનના જાપાને ઘાલેલ ઘેરા ઉપર શું પડે છે એ જોવાનો પણ હોય. જો ફ્રાંસ અને બ્રિટન કૃતનિશ્ચયી થઈને મક્કમ સામનો કરવાનો નિર્ધાર વ્યક્ત કરે તો એ પાછો પણ હઠી જાય. એટલે જ હમણાં આમની સભામાં વિન્સ્ટન ચર્ચિલે પરદેશના મામલા સંબંધે ચાલેલી ચર્ચા દરમ્યાન કહ્યું હતું કે 'આજે તો જ્ઞાનતંતુઓની લડાઈ ચાલી રહી છે.' ફ્રાંસ અને બ્રિટિશ સરકાર હિટલરની લડાયક તૈયારીથી માનસિક ગભરાટ ને મૂંઝવણમાં પડી જાય તો હિટલર જોઈ લેશે કે પોલાંડની મદદે એ સરકારો જર્મની સામે વિગ્રહ માંડવાને બોગે નહિ જાય.

આમ આજે યુરોપનું ભાવિ અત્યંત નાજુક દાંડીએ તોળાઈ રહ્યું છે. એ દાંડીને વિગ્રહ તરફ નમાવવાનું દુનિયામાં આજે એકલા હિટલરના હાથમાં છે—જેમ ૧૯૧૪ના જુલાઈમાં જર્મન સામ્રાજ્યના તાજધારી કૈઝરના હાથમાં હતું. હિટલર પણ એના પુરોગામીને રસ્તે જ જશે? આ અચૂક પ્રશ્નનો જવાબ આપવો માત્ર એના જ હાથમાં છે.

તા. ૭–૮–૩૯.

# અનુક્રમણિકા

પુ૦ ૨૮ — શ્રાવણ : ૧૯૯૫ — અંક ૪






પ્રકાશક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : પ્રસ્થાન કાર્યાલય : ચાર રસ્તા : ખાડિયા : અમદાવાદ
મુદ્રક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : કિશોર પ્રિન્ટરી : ચાર રસ્તા : ખાડિયા : અમદાવાદ તા. ૨૨-૮-૩૯

# પ્રસ્થાન

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૨૮ શ્રાવણ : ૧૯૯૫ અંક ૪


## મારું પ્રિય પુસ્તક


રામનારાયણ વિ. પાઠક


ઘણી જગાએ વિદ્યાર્થીઓમાં પ્રશ્નોત્તરીના મને પ્રસંગો મળેલા છે. તેમાં એક વાર પ્રશ્ન થયો હતો: "તમારો favourite author [ કૃપાપાત્ર તો નહિ જ, પ્રેમપાત્ર લેખક ] કયો ? તમારું favourite [ પ્રેમપાત્ર ] પુસ્તક કયું ?" ત્યારે તરત જવાબ સ્ફુર્યો હતો અને કહ્યો હતો તે કહું : (—અલબત કોઈ ઉપર ટીકા નથી જ કરતો.)

એચ. જી. વેલ્સની એક વાર્તામાં એક ઘણો જ જોઈને ચીડ ચડે એવો ધાંધલિયો ખટપટિયો પુરુષ એક ભોળી સુંદર કુમારિકા પાસેથી લગ્નની હા પડાવવામાં ફાવી જાય છે, અને પછી તેને પૂછે છે: "તમારો કૃપાપાત્ર વાર્તાકાર કયો ? તમારો પ્રિય રંગ કયો ?" પેલી કંઈક કહે છે. ધારો કે ત્યારે તે મેરી કોરેલીનું અને પીળા રંગનું નામ દે છે.

પછી બન્ને પરણીને દેવળથી પાછાં ફરે છે ત્યારે પહેલી જ વાર પેલો તેને અનુકૂળ આશ્ચર્ય પમાડવા પોતાના સજ્જિત ઘરમાં લઈ જાય છે. પેલી બાઈ જઈને જુએ છે તો કબાટમાં આખી હારબંધ મેરી કોરેલીની સેટ પડેલી છે. આખી સેટ પીળા રંગનાં પૂઠાંમાં બંધાવેલી. એટલું જ હોત તો ઠીક, પણ દીવાલોનો રંગ પીળો, છતનો રંગ પીળો,

ટેબલનાં આચ્છાદનો પીળાં, વગેરે વગેરે—મને એ બધું યાદ નથી, અને મને એ અત્યારે બધું ગણાવતાં પણ નહિ આવડે, એની જરૂર પણ નથી. પણ બરાબર યાદ છે કે પેલી બિચારી એ રંગ જોઈને લગ્નજીવનનો પ્રથમ આઘાત પામી. પછી તો એ વાર્તામાં રે પતિ તરફથી એને આઘાતો જ આઘાતો મળ્યા કરે છે.

પ્રિય પુસ્તકનો આવો અર્થ નથી. એની એટલી વ્યાપકતા નથી. મને તે જો કોઈ પૂછે કે મારો પ્રિય રંગ કયો, તો હું જવાબ આપી શકું નહિ. કદાચ કોઈ ન આપી શકે. પેલી બાઈએ મુગ્ધત્વમાં જ, અથવા અમુક લુગડું જ તે વખતે ધ્યાનમાં આવી જવાથી, એક રંગનું નામ દીધું હશે. પુસ્તકનું પણ મને એવું છે. અત્યારે વળી મહાભારત ઘણું સુંદર લાગે છે. ચાર વરસ પહેલાં શ્રી ચીનુભાઈએ કર્ણકુંતાના શ્રી સોમાભાઈ શાહનાં ચિત્રના વિવેચનલેખની મારી પાસે માગણી કરી, ત્યારે એ ચિત્રના વસ્તુ ઉપરથી મહાભારતમાં એ પ્રસંગ અને પછી એ ઉપરથી કર્ણકુંતાના અનેક પ્રસંગો વાંચતા ઉપર ચડી ગયો ત્યારે એ પુસ્તક ઘણું જ પ્રિય લાગ્યું હતું. અત્યારે પણ નલોપાખ્યાનનો અભ્યાસ કરતાં મહાભારત હાથમાં લેવાનું આવ્યું ત્યારે ફરી પાછું મહાભારત વાંચ્યા જ કરવાનું મન થાય છે. તેમ પ્રસંગે પ્રસંગે મને અનેક પુસ્તકો પ્રિય લાગ્યાં છે

જ્યારે 'રેખા'ના સંચાલક મિત્રોએ મારી પાસે પ્રિય પુસ્તકનો લેખ માગ્યો ત્યારે મેં તેમને એ જ કહ્યું કે મારે કોઈ એક પુસ્તક એટલું પ્રિય છે જ નહિ. મનમાં ન સમજાય, ન કહી શકાય એટલાં સૂક્ષ્મ વલણોને લીધે અમુક વખતે અમુક પુસ્તક પ્રિય લાગે છે, વળી પાછું તે મનમાંથી ખસી જાય છે, વળી ફરી પાછું આવી પણ જાય છે. તેનો નિયમ કરી શકાતો નથી.

પણ લેખ લખવાની હા પાડી તો આટલો જ ઉત્તર આપી અટકી શકાય નહિ. એટલે મને અમુક અમુક વખતે જે પુસ્તકો ઘણાં જ પ્રિય લાગ્યાં છે તેનું ટૂંકું બ્યાન અહીં આપીશ.

નાનપણમાં બને તેટલે દૂર નજર કરતાં મને સ્પષ્ટ દેખાય છે કે હું નાનો, સાતેક વર્ષનો હોઈશ ત્યારે મને પ્રેમાનંદનું ભાગવત દશમસ્કંધ અત્યંત પ્રિય લાગેલું. મારા પિતા રાજકોટમાં સાહેબ લોકોને ગુજરાતી ભણાવતા, અને તેમાં કોઈક સાથે આ ભાગવત વાંચતા. તે અધ્યાપન માટે તૈયાર થવા તેઓ ઘરમાં જ એ દશમ વાંચતા. હું અને મારાં બા અત્યંત રસથી સાંભળતાં. કૃષ્ણનું કાલીનાગ નાથવા જમનામાં પડવું, જશોદાનો વિલાપ, રાક્ષસો સાથે યુદ્ધો, કંસવધ એ મને અત્યંત પ્રિય લાગતાં. મને તેની ઘણી ઊંડી અસર થતી. વરસ જતાં દશમ ઉપરની પ્રીતિ વધતી જ ગઈ છે. દેવકી વિલાપ, જશોદાનો વિલાપ, કૃષ્ણનો નંદને પુત્ર હોવાનો ઇનકાર, નંદનો વિલાપ, ઉદ્ધવમિલન, એ ભાગો હજી પણ હું ઊંચી કરુણ કવિતાના માનું છું.

અભ્યાસ કરતાં કોઈ કવિતા ગમી ગયેલી તે નથી ગણાવતો પણ બીજી અંગ્રેજી ભણતાં કથાસરિત્સાગર ઘણું ન સમજતાં પણ વાંચેલું તે ગણાવવા લાયક લાગે છે. હવે એ નજરે ચડે તો હજી પણ રસથી વાંચું, જો કે વાંચવાની દૃષ્ટિ કદાચ જુદી જ હોય. પણ તે વખતે તો માત્ર વૃત્તાંતના રસથી કહું પણ ન ભૂલાઈ જાય તેની ખંતથી

વાર્તાની કડી યે કડી મેળવીને વાંચેલો. અને પાંચમા અંગ્રેજી ધોરણમાં અરેબિયન નાઇટ્સ અંગ્રેજીમાં બહુ ખંતથી વાંચેલું. મને યાદ છે કે અમારા ઘરમાં સહુ વહેલાં સૂઈ જતાં એટલે રાત્રે, પેલો રાતે કરવાનો નાનો મગના દાણા જેવડી શગવાળો જાપાની દીવો આવતો તેને અજવાળે હું એ છાનોમાનો વાંચતો. પુસ્તક ઠીક ઠીક મોટું હતું, અને અક્ષરો પણ ઝીણા હતા. પણ તે આખું પુસ્તક મેં એમ જ વાંચેલું. તેમાં પણ વાર્તાનો અંકોડે અંકોડો મળી રહે તેવી રીતે વાંચેલું. પછી એ વાંચેલું નથી. પણ હજી પણ તેમાંનું ઘણું તાદૃશ યાદ છે. ઉપર ટાંગેલી છરી લેવા જતાં છરી છટકી જઈ નીચે સૂતેલા છોકરાનું મૃત્યુ થાય છે, અને એ રીતે જ્યોતિષીની આગાહી ખરી પડે છે એ દૃશ્ય, હજી મારી આંખ આગળ બરાબર ખડું થાય છે. મુંબઈમાં છજામાં ઊભાં ઊભાં ચપ્પુથી નખ ઉતારતાં નીચે રમતું એક છોકરું જોતાં મને એકાએક એ દૃશ્ય યાદ આવી ગયું અને મેં તરત હાથ અંદર લઈ લીધો તે મને યાદ છે. મને એ પુસ્તક હજી પણ ગમે છે, જો કે કેટલાંય વરસોથી એ વાંચ્યું નથી. હજી જેટલું યાદ છે તેમાં મને વધારે વધારે મનુષ્ય-સ્વભાવનું દર્શન થતું જાય છે.

હું ધારું છું હું મેટ્રિક ક્લાસમાં હતો ત્યારે 'કલાપીનો કેકારવ' સૌથી પહેલો મારા હાથમાં આવેલો. હું ભાવનગર હાઈસ્કૂલમાં ભણતો, અને ત્યાંથી મારે ઘેર જેતપુર જતાં રસ્તામાં મારા મુરબ્બી સદ્ગત હરગોવિંદ પંડ્યા જેઓ ધોળામાં સ્ટેશનમાસ્તર હતા તેમને ત્યાં રાતે ઊતર્યો. ત્યાં તેમના પુત્ર પોપટભાઈ (શ્રી હીરાલાલ હ. પંડ્યા)એ મને એ ચોપડી બતાવી. રાતે જ મેં વાંચી. મને એ બહુ જ ગમી ગઈ. અને એ પુસ્તક આડુંઅવળું મેં કેટલીય વાર વાંચી નાખ્યું હશે. હું, મારા મિત્ર હીરાલાલ, અને હજી જેના મૃત્યુનો ખેદ તાજો છે તે સદ્ગત ગિજુભાઈએ ભેગાં અને પ્રત્યેકે જુદાં ઘણી યે વાર એ પુસ્તક વાંચેલું. એમ એ પુસ્તક ઉપર મેટ્રિક, પ્રીવિયસ અને કંઈક ઇન્ટર સુધી અનન્ય પ્રેમ રહ્યો હશે. ઇન્ટરથી એના ઉપરનો પ્રેમ ઊતરતો જ ગયો છે. અત્યારે તેને હું મારું પ્રિય પુસ્તક ગણી શકતો નથી, જોકે હજી પણ તેનાં કેટલાંક કાવ્યો વાંચતાં મને મજા આવે છે.

હું બી. એ.માં હતો ત્યારે સૌથી પ્રથમ શ્રી ન્હાનાલાલનાં કેટલાંક કાવ્યો ભા. ૨જો વાંચવામાં આવ્યો, પણ તે વખતે હજી એ પ્રિય પુસ્તક બન્યું નહોતું, જો કે તેમાંનાં કેટલાંક કાવ્યો બહુ જ ગમ્યાં હતાં—હજી ગમે છે. પણ બી. એ. પાસ થયો ને તરત ઇન્દુકુમાર ભા. ૧લો વાંચવા મળ્યો. કવિએ પોતે મારા પિતાને તે ભેટ આપેલો. ઘણાં વરસ સુધી એ મારું પ્રિય પુસ્તક રહ્યું છે. મેં એને અનેકવાર વાંચ્યું છે. એ અનેકવાર વાંચેલી મારી નકલ કોઈ લઈ ગયું છે તેનો ખેદ હજી મટતો નથી. તે પછી ન્હાના બીજાં ઘણાં વાંચ્યાં. તેમનાં કેટલાંક છૂટક કાવ્યો—જેવું કે શરદ્ પૂર્ણિમા, ગમે છે, પણ ઇન્દુકુમાર ભા. ૧લા જેવું તેમનું કોઈ બીજું પુસ્તક મને પ્રિય થય

આ અભ્યાસનાં વરસોમાં જ મેઘદૂત, કુમારસંભવ, રઘુવંશ અને શાકું મારો પ્રેમ કેળવાયેલો. મેઘદૂત મેટ્રિકથી વાંચવું શરૂ કરેલું અને અનેક વરસો રસ પડ્યો છે. હજી પણ વાંચવું ગમે છે. કુમારસંભવનું પણ તેમ જ. પાઠ્યપુસ્તક હતું. મને તે વખતે તે બહુ નહિ ગમેલું. વિદ્યાપીઠમાં કામ

રેશમનાં આચ્છાદનો પીળાં, વગેરે વગેરે—મને એ બધું યાદ નથી, અને મને એ અત્યારે બધું ગણાવતાં પણ નહિ આવડે, એની જરૂર પણ નથી. પણ બરાબર યાદ છે કે પેલી બિચારી એ રંગ જોઈને લગ્નજીવનનો પ્રથમ આઘાત પામી. પછી તો એ વાર્તામાં એ પતિ તરફથી એને આઘાતો જ આઘાતો મળ્યા કરે છે.

પ્રિય પુસ્તકનો આવો અર્થ નથી. એની એટલી વ્યાપકતા નથી. મને તો જો કોઈ પૂછે કે મારો પ્રિય રંગ કયો, તો હું જવાબ આપી શકું નહિ. કદાચ કોઈ ન આપી શકે. પેલી બાઈએ મુગ્ધત્વમાં જ, અથવા અમુક લુગડું જ તે વખતે ધ્યાનમાં આવી જવાથી, એક રંગનું નામ દીધું હશે. પુસ્તકનું પણ મને એવું છે. અત્યારે વળી મહાભારત ઘણું સુંદર લાગે છે. ચાર વરસ પહેલાં શ્રી ઝીણાભાઈએ કર્ણકુંતાના શ્રી સોમાભાઈ શાહનાં ચિત્રનાં વિવેચનલેખની મારી પાસે માગણી કરી, ત્યારે એ ચિત્રના વસ્તુ ઉપરથી મહાભારતમાં એ પ્રસંગ અને પછી એ ઉપરથી કર્ણકુંતાના અનેક પ્રસંગો વાંચવા ઉપર ચડી ગયો ત્યારે એ પુસ્તક ઘણું જ પ્રિય લાગ્યું હતું. અત્યારે પણ નલોપાખ્યાનનો અભ્યાસ કરતાં મહાભારત હાથમાં લેવાનું આવ્યું ત્યારે ફરી પાછું મહાભારત વાંચવા જ કરવાનું મન થાય છે. તેમ પ્રસંગે પ્રસંગે મને અનેક પુસ્તકો પ્રિય લાગ્યાં છે.

જ્યારે 'રેખા'ના સંચાલક મિત્રોએ મારી પાસે પ્રિય પુસ્તકનો લેખ માગ્યો ત્યારે મેં તેમને એ જ કહ્યું કે મારે કોઈ એક પુસ્તક એટલું પ્રિય છે જ નહિ. મનમાં, ન સમજાય, ન કહી શકાય એટલાં સૂક્ષ્મ વલણોને લીધે અમુક વખતે અમુક પુસ્તક પ્રિય લાગે છે, વળી પાછું તે મનમાંથી ખસી જાય છે, વળી ફરી પાછું આવી પણ જાય છે. તેનો નિયમ કરી શકાતો નથી.

પણ લેખ લખવાની હા પાડી તો આટલો જ ઉત્તર આપી અટકી શકાય નહિ. એટલે મને અમુક અમુક વખતે જે પુસ્તકો ઘણાં જ પ્રિય લાગ્યાં છે તેનું ટૂંકું બયાન અહીં આપીશ.

નાનપણમાં બને તેટલે દૂર નજર કરતાં મને સ્પષ્ટ દેખાય છે કે હું નાનો સાતેક વર્ષનો હોઈશ ત્યારે મને પ્રેમાનંદનું ભાગવત દશમસ્કંધ અત્યંત પ્રિય લાગેલું. મારા પિતા રાજકોટમાં સાહેબ લોકોને ગુજરાતી ભણાવતા, અને તેમાં કોઈક સાથે આ ભાગવત વાંચતા. તે અધ્યાપન માટે તૈયાર થવા તેઓ ઘરમાં જ એ દશમ વાંચતા. હું અને મારાં બા અત્યંત રસથી સાંભળતાં. કૃષ્ણનું કાલીનાગ નાથવા જમનામાં પડવું, જશોદાનો વિલાપ, રાક્ષસો સાથે યુદ્ધો, કંસવધ એ મને અત્યંત પ્રિય લાગતાં. મને તેની ઘણી ઊંડી અસર થતી. વરસ જતાં દશમ ઉપરની પ્રીતિ વધતી જ ગઈ છે. દેવકી વિલાપ, જશોદાનો વિલાપ, કૃષ્ણનો નંદને પુત્ર હોવાનો ઇનકાર, નંદનો વિલાપ, ઉદ્ધવમિલન, એ ભાગો હજી પણ હું ઊંચી કક્ષાની કવિતાના માનું છું.

અભ્યાસ કરતાં કઈ કવિતા ગમી ગયેલી તે નથી ગણાવતો પણ બીજી અંગ્રેજી ભણતાં કથાસરિત્સાગર ઘણું ન સમજતાં પણ વાંચેલું તે ગણાવવા લાયક લાગે છે. હવે એ નજરે ચડે તો હજી પણ રસથી વાંચું, જો કે વાંચવાની દૃષ્ટિ કદાચ જુદી જ હોય. પણ તે વખતે તો માત્ર વૃત્તાંતના રસથી કશું પણ ન ભુલાઈ જાય તેવી ખંતથી

વાતોની કડી યે કડી મેળવીને વાંચેલો. અને પાંચમા અંગ્રેજી ધોરણમાં અરેબિયન નાઈટ્સ અંગ્રેજીમાં બહુ ખંતથી વાંચેલું. મને યાદ છે કે અમારા ઘરમાં સહુ વહેલાં સૂઈ જતાં એટલે રાત્રે, પૈસો રાતે કરવાનો નાનો મગના દાણા જેવડી શગવાળો જાપાની દીવો આવતો તેને અજવાળે હું એ છાનોમાનો વાંચતો. પુસ્તક ઠીક ઠીક મોટું હતું, અને અક્ષરો પણ ઝીણા હતા. પણ તે આખું પુસ્તક મેં એમ જ વાંચેલું. તેમાં પણ વાતોનો અંકોડે અંકોડો મળી રહે તેવી રીતે વાંચેલું. પછી એ વાંચેલું નથી. પણ હજી પણ તેમાંનું ઘણું તાદશ યાદ છે. ઉપર ટાંગેલી છરી લેવા જતાં છરી છટકી જઈ નીચે સૂતેલા છોકરાનું મૃત્યુ થાય છે, અને એ રીતે જ્યોતિષીની આગાહી ખરી પડે છે એ દશ્ય, હજી મારી આંખ આગળ બરાબર ખડું થાય છે. મુંબઈમાં છજામાં ઊભાં ઊભાં ચપ્પુથી નખ ઉતારતાં નીચે રમતું એક છોકરું જોતાં મને એકાએક એ દશ્ય યાદ આવી ગયું અને મેં તરત હાથ અંદર લઈ લીધો તે મને યાદ છે. મને એ પુસ્તક હજી પણ ગમે છે, જો કે કેટલાંય વરસોથી એ વાંચ્યું નથી. હજી જેટલું યાદ છે તેમાં મને વધારે વધારે મનુષ્ય-સ્વભાવનું દર્શન થતું જાય છે.

હું ધારું છું હું મેટ્રિક કલાસમાં હતો ત્યારે 'કલાપીનો કેકારવ' સૌથી પહેલો મારા હાથમાં આવેલો. હું ભાવનગર હાઈસ્કૂલમાં ભણતો, અને ત્યાંથી મારે ઘેર જેતપુર જતાં રસ્તામાં મારા મુરબ્બી સદ્‌ગત હરગોવિંદ પંડ્યા જેઓ ધોળામાં સ્ટેશનમાસ્તર હતા તેમને ત્યાં રાતે ઊતર્યો. ત્યાં તેમના પુત્ર પોપટભાઈ (શ્રી હીરાલાલ હ. પંડ્યા)એ મને એ ચોપડી બતાવી. રાતે જ મેં વાંચી. મને એ બહુ જ ગમી ગઈ. અને એ પુસ્તક આખું અવળું મેં કેટલીય વાર વાંચી નાખ્યું હશે. હું, મારા મિત્ર હીરાલાલ, અને હજી જેના મૃત્યુનો ખેદ તાજો છે તે સદ્‌ગત ગિજુભાઈએ ભેગાં અને પ્રત્યેકે જુદાં ઘણી યે વાર એ પુસ્તક વાંચેલું. એમ એ પુસ્તક ઉપર મેટ્રિક, પ્રીવિયસ અને કંઈક ઈન્ટર સુધી અનન્ય પ્રેમ રહ્યો હશે. ઈન્ટરથી એના ઉપરનો પ્રેમ ઊતરતો જ ગયો છે. અત્યારે તેને હું મારું પ્રિય પુસ્તક ગણી શકતો નથી, જોકે હજી પણ તેનાં કેટલાંક કાવ્યો વાંચતાં મને મજા આવે છે.

હું બી. એ.માં હતો ત્યારે સૌથી પ્રથમ શ્રી ન્હાનાલાલનાં કેટલાંક કાવ્યો ભા. ૨જો વાંચવામાં આવ્યો, પણ તે વખતે હજી એ પ્રિય પુસ્તક બન્યું નહોતું, જો કે તેમાંનાં કેટલાંક કાવ્યો બહુ જ ગમ્યાં હતાં—હજી ગમે છે. પણ બી. એ. પાસ થયો ને તરત ઈન્દુકુમાર ભા. ૧લો વાંચવા મળ્યો. કવિએ પોતે મારા પિતાને તે ભેટ આપેલો. ઘણાં વરસ સુધી એ મારું પ્રિય પુસ્તક રહ્યું છે. મેં એને અનેકવાર વાંચ્યું છે. એ અનેકવાર વાંચેલી મારી નકલ કોઈ લઈ ગયું છે તેનો ખેદ હજી મટતો નથી. તે પછી ન્હાનાલાલનાં બીજાં ઘણાં વાંચ્યાં. તેમનાં કેટલાંક છૂટક કાવ્યો—જેવું કે શરદ્ પૂર્ણિમા, ઘણાં જ ગમે છે, પણ ઈન્દુકુમાર ભા. ૧લા જેવું તેમનું કોઈ બીજું પુસ્તક મને પ્રિય થયું નથી.

આ અભ્યાસનાં વરસોમાં જ મેઘદૂત, કુમારસંભવ, રઘુવંશ અને શાકુન્તલ તરફ મારો પ્રેમ કેળવાયેલો. મેઘદૂત મેટ્રિકથી વાંચવું શરૂ કરેલું અને અનેક વરસો મને તેમાં રસ પડ્યો છે. હજી પણ વાંચવું ગમે છે. કુમારસંભવનું પણ તેમ જ. રઘુવંશ મારે પાઠ્યપુસ્તક હતું. મને તે વખતે તે બહુ નહિ ગમેલું. વિદ્યાપીઠમાં કામ કરતો હતો ત

દરમિયાન, એક વાર જરા લાંબી માંદગીમાંથી ઊઠી, એક ગામડામાં હવાફેર કરવા અને આરામ લેવા ગયો ત્યારે, મિત્રો સાથે ચર્ચા કરી, સાથે માત્ર રઘુવંશ લીધો. ત્યાં હું તે સાદ્યંત વાંચી ગયો ત્યારે જ તેની ખરી મહત્તા સમજ્યો. અત્યારે પણ તેને હું એક મહાન ગ્રન્થ ગણું છું. શાકુન્તલ પણ કૉલેજનાં વરસમાં જ વાંચેલું. હજી પણ તે પ્રિય પુસ્તક છે. કંઈ કામ કરતાં કંઈ જોવા હાથમાં લઉં, તો મુખ્ય કામ પડયું રહે અને એ વાંચવા ચડી જાઉં એમ હજી પણ બને છે. મને તેના પહેલા ત્રણ અંકો અદ્ભુત માદક લાગે છે, તેનો ચોથો અંક દ્રાવક, પાંચમો મર્મભેદક, અને છેલ્લો સાતમો અત્યંત મંગલ અને આત્માને ગહન તૃપ્તિ કરતો જણાય છે. મેં કંઈ નહિ કંઈ નહિ ને એ સોએક વાર વાંચ્યું હશે; પરીક્ષા માટે નહિ, મારે પરીક્ષા માટે એ કદી કરવાનું હતું જ નહિ. ઉત્તમરામ પણ કૉલેજના દિવસોમાં જ વાંચેલું. તેનો કરુણ મને બહુ જ મર્મસ્પર્શી અને દ્રાવક લાગેલો, તેના કેટલાય શ્લોકો ગોઠે હતા, છે. પણ અત્યારે તે શાકુન્તલ જેટલું પ્રિય નથી.

ઉપનિષદ તરફનું આકર્ષણ પણ આ અરસામાં જ શરૂ થયેલું. ઘરમાં મારા પિતા હમેશાં સ્નાન કરતાં ઈશોપનિષદનો પાઠ કરતા, ત્યારથી એ બહુ ગમેલું. ઉપનિષદોમાં મને ખાસ બે ઈશ અને શ્વેતાશ્વતર બહુ ગમે છે. શ્વેતાશ્વતર ગમવાનું કારણ કદાચ તેના મંત્રો સહેલા છે, ઉચ્ચારમાં સુંદર છે, અને તેનું કાવ્યત્વ મને વધારે મનોહર લાગે છે તે હશે, પણ હજી પણ એ બહુ ગમે છે. વેદાન્તનાં મૂળ મન્તવ્યો, આ ઉપનિષદોનો શોખ, અને કંઈક દાર્શનિક દૃષ્ટિ તરફ ઝોક, એને હું મારો પૈતૃક વારસો ગણું છું.

પછીના જીવનમાં એક વરસ ફિટ્ઝજિરલ્ડનું ઓમાર ખય્યામ બહુ જ ગમેલું. હજી પણ એ ગમે છે પણ જાણે એ મારા સ્વભાવના એક જ અંશને આનંદ આપે છે, જો કે એટલો આનંદ ઘણો જ માદક હોય છે.

ગુજરાતી કવિઓમાં, હું મેટ્રિકમાં હતો ત્યારથી કાન્તનાં ખંડકાવ્યો મને પ્રિય થઈ પડેલાં. પણ તેને માટે પુસ્તક માત્ર શ્રી અંજારિયાનું 'કાવ્યમાધુર્ય.' પછી વિદ્યાપીઠમાં આવ્યા પછી પૂર્વાલાપ પ્રસિદ્ધ થયો પછી જ એ મારું ખરું પ્રિય પુસ્તક બન્યું. કાવ્ય-સમુચ્ચય માટે બધા કવિઓ વાંચતાં મને પોતાને કાન્ત અને મસ્ત (બાલાશંકર) એ બે મારા મનમાં સૌથી વધારે વસી ગયા. તેમાંથી મસ્ત અત્યારે હવે ઓમાર ખય્યામની પેઠે માત્ર મારા સ્વભાવના એકાંશને જ રુચે છે. બળવંતરાય તરફનો પક્ષપાત ત્યારે માત્ર શરૂ થયો ને ધીમે ધીમે જ વધતો ગયો છે. અત્યારે ગુજરાતી કવિઓમાં મારા પ્રિય કવિઓ ન્હાનાલાલ, કાન્ત, અને પ્રો. ઠાકોર, એ ત્રણને જ હું ગણાવી શકું.

અને અંગ્રેજી કવિઓ નોવેલિસ્ટો, તેમાંથી કોઈ જ, પ્રિય નહિ? વર્ડ્ઝવર્થ, શેલિ, મિલ્ટન, શેક્સપિયર, કૉલરિજ કીટ્સ, એ બધાનું શું? એ બધા વિષે કહેવું હોય તો મારે જરા જુદી રીતે કહેવું પડે. તે હવે નથી કહેતો. પણ એક જ વસ્તુ કહીશ. જે કાંઈ વાંચ્યું છે તેમાંથી ગોગોલનું 'ડેડ સોલ્સ' હું પ્રિય પુસ્તક તરીકે ગણાવી શકું. વધારે ચિકચરવા રોકાતો નથી.

અને આ બધા લેખકોમાં મેં પૂજ્ય ગાંધીજીનું નામ ન મૂક્યું ! ગાંધીજી વ્યક્તિ તરીકે મારે મન પૂજ્ય છે, પ્રિય છે, પણ લેખક તરીકે નહિ. મારા જીવન ઉપર અસર કરનારા લેખકો કે વ્યક્તિઓને હું આમાં ગણાવતો નથી. જીવન ઉપર અસર કરનારામાં હું ઉપર આપેલામાંથી જુદાં જ નામો આપું અને તેમાં ગાંધીજીને પહેલા અથવા બીજા મૂકું. અલબત્ત પ્રિય સાહિત્યકૃતિઓ અને સાહિત્યલેખકો પણ મન ઉપર અસર કરે છે, પણ તે ગૂઢ. હું પ્રિય તો તેને જ કહું કે શી અસર કરે છે તેનો વિચાર કર્યા વિના, માત્ર તે વાંચવાની એની મેળે ઝંખના થાય, અને ઉપરનો લેખ મેં તે દૃષ્ટિએ લખ્યો છે. ઉપર ગણાવેલાં નામો અને કૃતિઓ વાંચવાની મને અમુક અમુક વખતે ઝંખના થયા કરેલી છે. માટે મેં તેને પ્રિય કહેલી છે.

અને અત્યારે વળી ઉપર ગણાવી ગયો તે તરફ મન નથી જતું. કરેલા અભ્યાસ ઉપરથી કંઈ લખવા માટે એ બધું ફરી વાંચું તે ભલે, પણ એ કશું વાંચવાની ઝંખના થતી નથી. અત્યારે ઉપનિષદો અને મહાભારત વાંચવાની ઇચ્છા થાય છે, તેમાંથી વળી જે વાંચી શકાય તે ખરું ! ×

તા. ૩–૮–૩૯

× આ લેખ મૂળ લખ્યો ' રેખા અને ગતિ ' માટે.

# રાજકીય નોંધો

'નિરીક્ષક'

## વિરોધ કે ભાગલા ?

મહાસભાના ગાંધીવાદી મોવડીઓથી છૂટા પડીને અને એમને મવાળપણાનાં અને તેટલાં વધારે ઉદ્‌બોધનો કરતા રહીને શ્રી સુભાષબાબુ દેશના એમની નજરે ક્રાંતિકારી લાગતાં ઉદ્દામ તત્ત્વોને એક તાંતણે ગાંઠીને એમનો એક વ્યવસ્થિત બ્લૉક રચવાના કામમાં મંડી પડ્યા છે. ફૉરવર્ડ બ્લૉકના ઉપક્રમ હેઠળ એમણે ઉદ્દામ સંગઠ્ઠનનું કાર્ય ઉપાડી લીધું છે. આ ઉદ્દામ સંગઠ્ઠનનો રસ્તો સીધો ને સરળ કરી મૂકવા માટે એમણે કૉંગ્રેસની વિશાળ ગાંધીવાદી બહુમતિ અને તેના ધૂરીણો સામે વિરોધની સૂત્રગાથા ઉચ્ચારવા માંડી છે. ગાંધીવાદી વિરોધના શોરબકોરથી આજે એમણે હિંદના રાજકીય વાતાવરણને કલહપ્રધાન ને કલુષિત કરી મૂક્યું છે એમ કહીએ તો ખોટું નથી. ગાંધીજી અને એમના ડાબાજમણા પડખાં જેવા એમના ભડ અનુયાયીઓને ભયંકર અન્યાય કરતા હેત્વારોપણથી એમને નિંદવામાં શ્રી સુભાષબાબુ બાકી રાખતા નથી. એમના એક તાજેતરના ટૂંકા નિવેદનમાં એઓ આ નિંદાખોરીમાં એટલા બધા આગળ વધીને જણાવે છે કે મહાસભાના ગાંધીવાદી મોવડીઓને ગાંધીજી સુદ્ધાં બ્રિટિશ સત્તા સાથે સમવાયતંત્રની બાબતમાં સમાધાન કરી લેવા ને બીજી લડત નહિ આપવાની બાબતમાં વ્યવસ્થિત ને છૂપી તજવીજો ને તરકીબો કરી રહ્યા છે. અને આ તરકીબો મહાસભાના સમવાયતંત્રવિરોધક અણનમ ઠરાવ છતાં ચાલી રહી હોવાની સજ્જડ ને અફર સાબિતી આપતી માહિતી એમની પાસે આવી હોવાનું પણ એઓ જણાવે છે. એમની પાસે એવી કઈ સાબિતી છે એ એમણે કદી જણાવ્યું નથી. જ્યારે બીજી બાજુ ગયે વરસે જ્યારે જવાહરલાલજી લંડનમાં હતા ત્યારે એમને પાઠવેલા એક સંદેશ ઉપર ટીકા કરતાં મહાત્માજીએ 'હરિજન'માં લખ્યું હતું કે 'ફેડરેશન કૉંગ્રેસ કઈ રીતે સ્વીકારી શકે એ હું કલ્પી જ શકતો નથી.' એ પછી હમણાં જ મહાત્માજીએ જાહેરમાં જણાવ્યું છે કે વડી સરકાર તરફથી તાજના પ્રતિનિધિ તરીકે વાઈસરૉય સાથે એમને કોઈપણ જાતની રાજદ્વારી વાટાઘાટો કે દરબારતો માટે સંદેશા ચાલતા નથી. જે યુગપુરુષે મહાસભાના આજના મોભાનું સર્જન કર્યું છે અને જેણે રાષ્ટ્રના સુપ્ત પૌરુષને જાગ્રત કર્યું છે એવા પુરુષના શબ્દો ને એની પારદર્શક સચ્ચાઈ વિષે શંકા ઉઠાવનાર દેશમાં ભાગ્યે જ કોઈ હશે. જેની નેતાગીરી ખુદ સુભાષ બોઝને પણ જોઈએ છે. એના શબ્દો ને કામગીરી ઉપર શંકા લાવવાનો એમને શો નૈતિક હક્ક છે ? મહાસભાવાદીઓમાં પરસ્પર મતભેદ હોય એ સમજી શકાય એવી વસ્તુ છે. પરંતુ મહાસભાની બહુમતિના અગ્રણીઓ ને એ બધા ઉપરાંત ખુદ મહાત્માજીની નેક દાનત ઉપર શંકા લાવવી એ શ્રી સુભાષબાબુ જેવાને માટે તદ્દન અયોગ્ય જ ગણાય. કોઈ પણ ક્રાંતિકારી સંસ્થાના મોવડીઓમાં પરસ્પર હેતુની શંકા હોય ત્યારે એમાં ભાગલો અનિવાર્ય થઈ પડે છે. કાર્ય

કરવાની પદ્ધતિ કે ઝડપ વિશે મતફેર હોઈ શકે, કાર્યની કે ધ્યેયની નિષ્ઠા પરત્વે નહિ. જો એકસાથ સામનાનો પ્રમાણિક અમલ કરવો હોય તો આજે શ્રી સુભાષબાબુ ખુદ જે રીતે ગાંધીજીની નિષ્ઠા સામે હાથ મારતા ઊભા છે એ રીતે એકસાથ સામનાનો અમલ નહિ થઈ શકે. ડાબી પાંખના અગ્રણીઓનાં ધ્યેય કે હેતુનિષ્ઠા વિરુદ્ધ ગાંધીવાદી જવાબદાર માણસોએ હરફ પણ ઉચ્ચાર્યો નથી એ એમનું ગાંધીવાદી સૌજન્ય છે. જ્યારે એ ડાબી પાંખના માન્ય મોવડી શ્રી સુભાષબાબુ મહાસભાના વર્તમાન સર્જનમાં અણમોલ ફાળો આપનાર ગાંધીજી ને એમના અનુયાયીઓની નિષ્ઠા સામે પ્રહાર કરે છે ત્યારે એને કયા પ્રકારનું નવતર સૌજન્ય ગણવું ?

## ઉદ્દામ સંગઠન ?

ઉદ્દામ સંગઠનની એકવાક્યતા જુઓ. જેમણે સમાજવાદ, ને ફાસિવાદને એક પોતામાં વણી કાઢવાની આકાંક્ષા[1] વ્યક્ત કરી છે એવા શ્રી સુભાષબાબુથી માંડીને પોતાને સુરત ગાંધીવાદી કહેવરાવતા સેનાપતિ શ્રી. બાપટ સુધીના બે વિરોધ છેડાની વચમાં આવી જતાં તત્ત્વો આજે ફૉરવર્ડ બ્લૉકમાં જોડાવા લાગ્યાં છે. એ બધાં તત્ત્વો વચ્ચે ગાંધીયન નેતાગીરીના વિરોધના સમાન તત્ત્વ સિવાય બીજું એકે સમાન તત્ત્વ નથી. આદર્શની સમાનતા વિના નિષ્ઠાની સમાનતા ક્યાંથી આવે ? ફૉરવર્ડ બ્લૉકની દશા જેના સાંધેસાંધા ઢીલા હોય એવા ગાડા જેવી છે. અને એવું ગાડું ખાડાટેકરાવાળા રસ્તા ઉપરથી જતું હોય ત્યારે એનો ખડખડાટ અને ભડભડાટ ભારે હોય છે. ફૉરવર્ડ બ્લૉકનો રાજકીય અવાજ પણ એના સાંધાના ઢીલાપણાનો સૂચક છે.

રાજકીય ધ્યેયસિદ્ધિ ઇચ્છતા રાજકીય પક્ષના સભ્યોમાં ખંડનાત્મક કાર્યક્રમમાં જેમ એકતા જોઈએ તેમ મંડનાત્મક કાર્યક્રમમાં પણ સારા પ્રમાણમાં હોવી જોઈએ. ફૉરવર્ડ બ્લૉકવાદીઓ ખંડનાત્મક પ્રોગ્રામમાં મહદંશે એક થતા લાગે છે પણ મંડનાત્મક બાજુએ એમના રાજદ્વારી સિદ્ધાંતોમાં ભારે વિરોધ નજરે પડે છે. ફૉરવર્ડ બ્લૉકમાં જોડાનાર ઉદ્દામવાદી મંડળો પહેલેથી જ જાગૃતપણે એક વાત ચોક્કસ કરીને જોડાતાં હોય છે. એ વાત તે ગાંધીવાદના વિરોધની. ગાંધીવાદ સામે આજે મહાસભામાં છૂટાછવાયા હુમલા થાય છે. એને બદલે ફૉરવર્ડ બ્લૉક મારફત એ હુમલાઓની ઝીંક સંગઠિત ને કેન્દ્રિત કરવી એ એના મોવડીનો અંતર્ગત હેતુ મને દેખાય છે. આ જાતનું ઉદ્દામ સંગઠન કેટલે સુધી રાહ કાપશે ?

## કૉંગ્રેસની વિષમાવસ્થા

પાર્લામેન્ટરી કાર્યક્રમ અને ઉદ્દામ વિરોધે મહાસભાની આંતર્ગત એકસૂરતા આજે તોડી નાખી છે. લડાયક કાર્યક્રમની ગેરહાજરીમાં ને થોડી ઘણી યે સત્તાની વહેંચણીમાં રાજકીય પક્ષનું અંતર્ગત ગડનભળ ઘટે એ સ્વાભાવિક છે. એટલા માટે જ આવી સંસ્થાના મોવડીઓ ખૂબ નિષ્ઠાવાન ને ધ્યેયજાગૃત હોવા જોઈએ. શિસ્તપાલન પણ એ પરિસ્થિતિમાં કડક જોઈએ. કૉંગ્રેસે પાર્લામેન્ટરી કાર્યક્રમ પોતાનું બળ વધારવાના હેતુથી

---

1 એ માટે શ્રી સુભાષબાબુના 'ઇન્ડિયાઝ સ્ટ્રગલ ફૉર ફ્રીડમ'નું છેલ્લું પ્રકરણ જુઓ.

સ્વીકાર્યો. આ કાર્યક્રમની સફળતા સાથે કૉંગ્રેસને મર્યાદિત સત્તાનો અધિકાર પણ મળ્યો. આમ થયું એટલે યથાસ્થિતતા જેના લાભમાં કામ કરતી હોય એ સમૂહના માનસમાં એને જારી રાખવાની આકાંક્ષા જાગે એ સ્વાભાવિક છે. ઉપરાંત એ કાર્યક્રમનું ઉદ્બોધન કરનાર સમૂહ એને બને તેટલો સફળ થયેલો બતાવવા માટે એની ઊજળી બાજુ તરફ જ બધાંનું ધ્યાન ચોંટાડી રાખવાનો પ્રયત્ન કરે અને પોતાની સ્થિતિ સાચી પુરવાર કરવા એ કાર્યક્રમને બને ત્યાં સુધી વધારે લંબાવે રાખવાનો પ્રયત્ન પણ કરે. આમ કરવામાં બીજા કોઈ વધારે આકર્ષક કાર્યક્રમની ગેરહાજરીનું કારણ પણ કામ કરતું હોય એમ બને. આજે પાર્લામેન્ટરી કાર્યક્રમ ચાલુ રાખવા માગતા અગ્રણીઓ મોળા પડી ગયા ને કારણે નહિ પરંતુ એમને એમ લાગે છે કે એ સિવાય હાલને તબક્કે વધારે સારો કાર્યક્રમ મહાસભાના વિકાસ માટે ઉપલબ્ધ નથી, એ કારણે એ ચાલુ રહ્યો છે. ડાબી પાંખવાળાઓમાંના મોટા ભાગના માણસો પાર્લામેન્ટરી કાર્યક્રમમાં માનનારા મહાસભાવાદીઓ મવાળ બની ગયા છે ને એમને (ખાસ કરીને ગાંધીજીને) બ્રિટિશ શાહીવાદ સાથે સમજુતી કરી લેવી છે. એ બાબતો ઉપર બહુ ભાર મૂકતા હોય છે. મહાસભાની હું બહુમતિ જે મતને પક્ષે છે એ મતવાદીઓની નિષ્ઠા ને હેતુ ઉપર શંકા લાવવી એ એકત્ર સામનો રચવાની વૃત્તિનું સૂચન નથી. પાર્લામેન્ટરી કાર્યક્રમ ને જલદ કાર્યક્રમમાં માનનારા વચ્ચે નરમગરમનો પ્રશ્ન ઉપસ્થિત થતો નથી. એ પ્રશ્ન ઊભો કરવો એ ચોખ્ખા પાણીને ડહોળાને ડહોળું બનાવવા જેવું છે. પણ કેટલીક વાર રાજકારણમાં માણસો રાજકીય પાણીના ઉછાળા ઊંડે એને ભરતી કહેતા ને માનતા હોય છે.

૨૯-૯-૩૯

# ગીતામાં સામાજિક દૃષ્ટિ

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

ગીતાનો આખો સંદેશો સામાજિક છે કેમકે અર્જુનવિષાદ પાછળ પ્રથમથી જ સમાજહિતની દષ્ટિ છે

*

પ્રથમ ગીતામાહાત્મ્ય તપાસીશું. ગીતામાહાત્મ્ય ગીતા સાથે પૂરેપૂરું મળતું નથી. એ તો કોઈ અદ્વૈતવાદીએ કરેલાં ગીતાનાં ભક્તિપૂર્ણ વખાણ છે; છતાં એમાં પણ સામાજિક તત્ત્વો છે જ.

*

अद्वैतामृतवर्षिणी। અદ્વૈત શબ્દ અસામાજિક છે એમ ગણાય. પણ વસ્તુતઃ તેમ નથી. જ્યાં દ્વૈતનું સ્પષ્ટ ભાન છે ત્યાં પ્રેમ અથવા અભેદના અદ્ભુત કીમિયા દ્વારા કેવળ ઐક્ય અથવા અદ્વૈત જોવું, સિદ્ધ કરવું અથવા અનુભવવું, એનું જ નામ અદ્વૈત. એવા અદ્વૈતના અમૃતનો વર્ષાવ કરનારી ગીતા છે એમ પ્રથમથી જ કહી નાખ્યું છે. અદ્વૈત એટલે સર્વાત્મૈક્ય.

*

મહાભારત એ ભારતીય સમાજશાસ્ત્રનો સામાજિક સાહિત્યનો પ્રચંડ ગ્રંથ છે. એમાં ગીતા એ જ્ઞાનપ્રદીપ છે. એટલે જ ગીતા સામાજિક જીવનનું રહસ્ય પ્રકટાવનાર ગ્રંથ છે એ વિષે શંકા ન હોઈ શકે भारत तैलपूर्णः प्रज्वालितो ज्ञानमय प्रदीपः।

*

भवद्वेषिणी। ભવ એટલે સંસાર એનો દ્વેષ કરનારી ગીતા અસામાજિક જ હોઈ શકે એમ કેટલાક કહી શકે. પણ ખરું જોતાં ભવ શબ્દ સૃષ્ટિવાચક છે જ નહિ. ભવ એટલે સાંસારિક દષ્ટિ. ભવ શબ્દ subjective છે. એ સાંસારિક દૃષ્ટિને કારણે જ બધાં સામાજિક દુઃખો ઉત્પન્ન થાય છે. સમાજને ભવદષ્ટિએ અને આધ્યાત્મિક દષ્ટિએ દોરનાર એમ બે માર્ગ છે. ગીતાના સમાજશાસ્ત્રમાં આપણે એ બે પ્રધાન માર્ગનો જ ઉહાપોહ જોઈશું.

*

* નારાયણ શબ્દ પણ ઈશ્વરનું સામાજિક સ્વરૂપ સૂચવે છે. નર એટલે મનુષ્ય. નાર એટલે માનવ્ય — મનુષ્ય કોટિ – એને જ પોતાનું સ્થાન કરીને રહેનાર, માનવ્યને આધારે પ્રગટ થનાર પરમાત્મા, સમાજાત્મા, તે નારાયણ.

*

'ભગવાન' નામ પણ psychological કરતાં sociological વધારે છેઃ

ऐश्वर्यस्य समग्रस्य वीर्यस्य यशसः श्रियः।
ज्ञानवैराग्ययोश्चैव षण्णां भग इतीरणा॥

*

બધાં ઉપનિષદોની દૃષ્ટિ સામાજિક છે જ એવું નથી. પણ જનસમાજને અર્થે ઉપનિષદોનું દોહન કરી સમાજહિતનું દૂધ ભેગું કરવાની કળા શ્રીકૃષ્ણની છે. માટે જ એને સમાજગુરુ અથવા જગદ્ગુરુ તરીકે ઓળખાવ્યા છે. कृष्णं वंदे जगद्गुरुम्।

*

ભારતપંકજને 'કલિમલપ્રધ્વંસિ' કહ્યું છે. 'કલિ' એટલે યુદ્ધ, ઝઘડો, મત્સર, અસૂયા આદિ અસામાજિક વૃત્તિઓ. આ વૃત્તિઓનું તાંડવ મહાભારતમાં જેવું વર્ણવ્યું છે તેવું બીજે ક્યાંયે ન હોય. આ અસામાજિક વૃત્તિઓની ભીષણતા બતાવી, 'લોકે', એટલે જનસમાજમાં સજ્જનોને બોધ આપવાનું કામ મહાભારતે અને એમાં આવેલી ગીતાએ હંમેશ કર્યું છે.

*

માધવની કૃપા મૂક માણસને પણ વક્તા બનાવે છે, પંગુને દુર્ગયાત્રી બનાવે છે, એ કૃપા સમાજમાં સામર્થ્ય રેડે છે.

*

विष्णुर्वा त्रिपुरान्तको આ શ્લોકમાં અથવા यं शैवा समुपासते એ શ્લોકમાં एकं सद्विप्रा बहुधा वदंति નો બોધ જેટલો સ્પષ્ટ છે તેટલો સ્પષ્ટ यं ब्रह्मा वरुणेन्द्र માં નહિ હોય, પણ છે તો ખરો જ. અને એ બોધ અસ્પષ્ટ રાખવાથી શ્લોકનું માધુર્ય વધ્યું છે. અને આ બધા પંથો સુર માર્ગે કે અસુર માર્ગે જાય તો યે તે પરમ મહાદેવની વિભૂતિને સંપૂર્ણપણે તો ન જ ઓળખે એમ કહી એ માધુર્યમાં અનંતતાની સુવાસ ઉમેરી છે. અનેક લોકો એક ઈશ્વરને અનેક રીતે ઓળખે છે એટલું જ્યારે મનુષ્યકોટી અનુભવશે ત્યારે વિગ્રહમાત્રનો નાશ થશે અને સામાજિક વિશ્વશાંતિ સ્થપાશે. 'હિંદુ વ્યૂ ઑફ લાઈફ'માંનું ધર્મવિગ્રહવાળું પ્રકરણ અહીં ધ્યાનમાં લેવું જોઈએ.

*

હવે ગીતામાં પ્રવેશ કરીશું. અર્જુન શરૂઆત કરે છે : न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे । (૧. ૩૧). અર્જુનની તમામ ચિંતા સામાજિક શ્રેયની છે. ગીતામાં નિઃશ્રેયસનો ઉપદેશ છે. પણ તે ઉત્તમોત્તમ શ્રેયઃસાધક તરીકે જ બતાવેલો છે. જે નિતાન્ત શ્રેયસ્ છે તે જ નિશ્ચયપૂર્વક સમાજશ્રેયને ઘડનારું છે. રાજ્યભોગ અથવા જીવિત, અથવા 'ધી વિલ ટુ લિવ્હ,' 'ધી વિલ ટુ ઍંજોય' અને 'ધી વિલ ટુ વિન (કૉંકર)' એ ત્રણે સ્વાર્થી છે, સંકુચિત છે, અસામાજિક છે. અર્જુનના મનમાં એ અસામાજિક વૃત્તિઓ છે જ નહિ. અર્જુન તો રાજ્યભોગ અને સુખ સ્વજનોને અર્થે જ કાંક્ષે છે. સ્વજન અને ગુરુજનના પ્રત્યેનો પ્રેમભાવ, કૃતજ્ઞતાભાવ એને અસ્વસ્થ કરી મૂકે છે. એનું હૃદય સ્વજનોમાં પરોવાયેલું છે. માટે એને કુલક્ષય, મિત્રદ્રોહ, આતતાયીપણું, સંકર ઇત્યાદિ વસ્તુની ભારે બીક છે.

અર્જુનની વૃત્તિ ફેંકી દેવા જેવી જરા યે નથી. અર્જુન જેવો ક્ષત્રિયવીર યુદ્ધથી થતા દોષો સ્પષ્ટ રીતે જોઈ શકે એ વસ્તુ જ મનુષ્યજાતિનું ભાગ્ય સૂચવે છે.

*

સમ્રાટ અશોકે યુદ્ધમાંથી પ્રસવતો સર્વનાશ જોયો અને એણે બૌદ્ધધર્મમાં શાંતિ મેળવી. યુદ્ધથી થતો નાશ નજર આગળ પ્રત્યક્ષ કરી અર્જુન વિષાદ પામ્યો. એને શાંતિદાયક ગીતાધર્મ મળ્યો. બૌદ્ધધર્મ કરતાં ગીતાધર્મમાં જો કંઈ ખાસ વિશેષતા હોય તો તે ગીતાની વ્યાપક સામાજિક દૃષ્ટિ છે. જાતિધર્મ, કુલધર્મ ઇત્યાદિ શાશ્વત ધર્મ જેને આધારે ટકે છે તે લગ્નવ્યવસ્થા યુદ્ધોને લીધે જોખમમાં આવે છે માટે 'હું ન લડું' એવી અર્જુનની દલીલ છે. સામાજિક નીતિનો અધઃપાત એ જ નરક; એ નરકની બીક અર્જુન આગળ પ્રત્યક્ષ છે.

આવી સમાજહિતૈષી નજરવાળા અર્જુનને ભગવાને એમ બતાવવું રહ્યું કે પોતે જે કર્તવ્યમાર્ગ સૂચવે છે તે सर्वभूतहिते रताः એવા લોકસંગ્રહકારી સમાજપુરુષોનો, સજ્જનોનો, જ માર્ગ છે.

*

દૈવી સંપત્ સર્વકલ્યાણકારી હોય છે, સર્વોદયકારી હોય છે. આસુરી સંપત્ એકાંગી, સ્વાર્થી અને ક્ષણિક ઉત્કર્ષકારી હોય છે. રાક્ષસી સંપત્ આંધળી, વિનાશકારી અને મનસ્વી હોય છે. જ્યારે આ ત્રણેમાંથી એકે સંપતમાં બેસી ન શકે એવો મનુષ્યદ્રોહી સમાજવિનાશક નરાધમ તે આતતાયી.

સ્વજનો મરી જશે તો મોટો ઘાત થશે, સમાજનો અંત આવશે એ જાતની બીક મનમાં રાખી અર્જુનનું હૃદય સ્વજનકૃપાળુ બન્યું એમ જોઈ ભગવાન એને સમજાવે છે: 'મરણ એ કંઈ વિનાશક વસ્તુ નથી; મરણમાં સમાજનું અકલ્યાણ છે જ નહિ; મરણ એ એક સનાતન અને આવશ્યક વસ્તુ છે; મરણથી સમાજને ઊલટી તાજગી જ પ્રાપ્ત થાય છે, મરણું ટાળવાથી લોકસંગ્રહ નથી થતો પણ અસામાજિક હીન વૃત્તિઓ ટાળવાથી સમાજ બચી જાય છે, લોક-કલ્યાણ થાય છે.'

મરણની બીક એ કેવળ હૃદયદૌર્બલ્યમાંથી ઉત્પન્ન થાય છે. એમાં સૂક્ષ્મ રીતે ક્લૈબ્ય જ રહેલું છે, એમ કહી ભગવાને પ્રથમ પ્રહાર કર્યો. એની સામે અર્જુને ગુરુજનો પ્રત્યેના પોતાના ધર્મની ઢાલ આગળ કરી અને યુદ્ધના મૂળમાં વિજય, રાજ્ય, ઇત્યાદિ ક્ષુદ્ર વસ્તુઓ જ છે, એવો દોષ પણ રજૂ કર્યો અને ન લડવાનો પોતાનો નિશ્ચય વધારે દૃઢ કર્યો.

વાત આટલે સુધી પહોંચી ત્યારે જ ભગવાને મરણનો વિચાર કેવો નાસ્તિક છે, આત્માને ભૂલી જનાર છે, એ વધારે સ્પષ્ટ કરી આપ્યું. શસ્ત્રાસ્ત્રના પ્રહારથી આત્મા હણાતો નથી, પણ ભોગૈશ્વર્યની લાલસાથી આસક્તિથી-કામકામીત્વથી આત્મા હણાય છે અને સમાજ પડે છે એ પ્રારંભમાં જ ભગવાને અર્જુનને સમજાવી દીધું છે.

ગીતાએ ઇંદ્રિયારામ અને અંતરારામ એવી બે દૃષ્ટિઓ વચ્ચેનો ભેદ બતાવીને પોતાનું સમાજશાસ્ત્ર અંતરારામ એવા માણસોના આધાર ઉપર રચાયેલું છે. ભગવાન પોતે 'સર્વ ભૂતોનાં સુહૃદ' છે, એને સર્વસ્વ અર્પણ કરી પોતાની વાસનાઓ કબજે કરી 'સર્વ

જો આંકડાશાસ્ત્રીઓ અનુમાન કાઢે કે બાળક ચાલતાં શીખે એવો સંભવ સેંકડે બે ટકા જ છે, તો તે શુદ્ધ આંકડાશાસ્ત્ર ગણાય. પણ અનુભવ એવો નથી. નિષ્ફળતા એ નિર્વીર્ય વસ્તુ છે. જ્યારે સફળતા એ વિધાતા જેટલું સમર્થ બીજ છે. એટલે સફળતાના અનુભવને જુદી જ કોટિનો ગણવો જોઈએ. અને એ રીતે જ સમાજશાસ્ત્ર રચાવું જોઈએ. ગીતાએ એ પ્રમાણે સમાજશાસ્ત્ર રચવાનો અદ્વિતીય પ્રયત્ન કર્યો છે તેની આધુનિક સમાજશાસ્ત્રીઓનું એ તરફ ધ્યાન ગયું નથી. ગીતાએ સનાતન ઇતિહાસ ધ્યાનમાં લઈ, પ્રગતિશીલ મનુષ્યોની વિકાસની દિશા તારવી, અવિનાશી તત્ત્વ આત્માનો સ્વભાવ સમજી લઈ તેને આધારે સમાજના આદર્શ પુરુષના ચારપાંચ જુદા જુદા પણ અંતે એકરૂપ એવા ચિતારો આપ્યા છે. એ આદર્શને પહોંચવાની સાધના પણ ગીતાએ ભિન્નભિન્ન રીતે બતાવી છે. વિકાસનો ક્રમ પણ પગથિયાં પાડીને બતાવ્યો છે. વિકાસથી ઊલટો અધઃપાત પણ ગીતાની નજર બહાર નથી; તેથી અધઃપાતની પરંપરા પણ યોગ્ય સ્થળે એણે આપી છે. ગીતાનું માનસશાસ્ત્ર વ્યાપક અને સનાતન છે. આધ્યાત્મશાસ્ત્ર એ સર્વ વિદ્યાને આધારભૂત છે એમ તો ગીતાએ સ્પષ્ટ કહ્યું જ છે. **આધ્યાત્મિક વિદ્યાને આધારે ગીતાએ આપણને સમાજશાસ્ત્ર આપ્યું છે.**

*

કૌમાર, યૌવન, જરા, આદિ અવસ્થાના પ્રમાણમાં દેહ અમર છે. દેહોના પ્રમાણમાં આત્મા અમર છે. જીવાત્માનાઓના પ્રમાણમાં પરમાત્માની વિભૂતિ કંઈ ઓર જ છે. એ જ રીતે વ્યક્તિઓના પ્રમાણમાં કુટુંબ સનાતન છે. કુટુંબોના પ્રમાણમાં સમાજ સનાતન છે — અમર છે. સમાજના વિકાસમાં જે સનાતન તત્ત્વ રહેલું છે તે બીજા બધાના પ્રમાણમાં સનાતન અને વિભુ છે એ જ અધ્યાત્મ છે. એને બરાબર સમજીને જ સમાજશાસ્ત્ર રચી શકાય.

*

મનુષ્યને દોરનાર મોટામાં મોટી બે પ્રેરણાઓ સુખ અને દુઃખ છે. જીવનનું રક્ષણ અને વર્ધન ગમે તેટલું સમાજોપયોગી હોય તો યે કેવળ એ સાચવવા માણસ પ્રવૃત્ત નથી થવાનો. એ સ્થિતિને કારણે આહાર, નિદ્રા, ભય, મૈથુન, આદિ જીવનવ્યાપાર સાથે વિધાતાએ સુખદુઃખની જબરદસ્ત ભાવનાઓ બાંધી રાખી છે. છતાં સુખદુઃખના હાથમાં જીવનનું વ્યાકરણ નથી. સુખદુઃખની ભાવના આંધળી અને અમર્યાદ છે. વિવેક તો એમાં છે જ નહિ. એટલે સુખદુઃખને આધારે જીવનશાસ્ત્ર રચી ન શકાય. ઊલટું, સુખદુઃખની પ્રેરણાથી તદ્દન અસ્પૃષ્ટ રહેવાની શક્તિ જ કેળવવી રહી. જ્યાં માણસને સુખદુઃખનો અનુભવ થતો જ નથી એવી જડ, મૂઢ અવસ્થા ઇચ્છવાની નથી પણ સુખદુઃખ જીવનનાં પ્રેરક તત્ત્વો ન બને, નિર્ણાયક તત્ત્વો ન બને, માણસ સુખદુઃખથી અભિભૂત ન થાય એ અત્યાવશ્યક છે. ગીતાએ સુખદુઃખ-વાદનો પ્રારંભમાં જ સખતમાં સખત વિરોધ કર્યો છે. અને એના ભણકારા આખા ગ્રંથમાં ગાજ્યા જ કરે છે.

સુખદુઃખની વ્યથા જેણે વટાવી છે, એવાના ગીતાએ અનેક રીતે વખાણ કર્યાં છે. તે ધીર છે, એટલે કે બુદ્ધિમાન છે, એણે મરણ ટાળ્યું છે, એ જ્ઞાતા છે, એ યોગી છે, એ

કર્મકુશળ છે, એ ત્રિગુણાતીત છે, એ આત્મવાન્ છે, એ બ્રાહ્મણ છે, એ સ્થિતપ્રજ્ઞ છે, ભક્ત છે. એ બધું છે.

માણસને સુખ મળ્યું એટલે એનું જીવન સુધર્યું; એની પ્રગતિ થઈ, એ કૃતાર્થ થયો, એવું તો છે જ નહિ. માણસ પર દુઃખ આવી પડે એમાં એનો ગુનો અથવા એનો પાત છે, દુરાચારની એ સજા છે, એનો અધઃપાત છે, એમ પણ નિશ્ચિત રૂપે કહી શકાતું નથી. ઇંદ્રિયજન્ય અથવા વાસનાજન્ય સુખદુઃખને ખરી નૈતિક કિંમત નથી, એટલું ગીતાએ આપણને સ્પષ્ટ કરી આપ્યું છે. અને તેથી મનુષ્યજીવનમાં સુખદુઃખના વિચારે કશા મહત્ત્વના ફેરફાર ન કરવા જોઈએ એવું સમાજશાસ્ત્ર પ્રથમથી જ સૂચવી દીધું છે.

*

મરણ પાછળ જનન, અને જનન પાછળ મરણ આવ્યા જ કરે છે એ જોઈને પણ જીવનની દૃષ્ટિએ કે સમાજની દૃષ્ટિએ મરણનો વિચાર મહત્ત્વનો નથી. ઘાસ સુકાયાનો કોઈ શોક કરતું નથી કેમકે ચોમાસું આવ્યે એ ઊગવાનું જ છે. એવી જ રીતે મરણનું છે.

જન્મ પહેલાંની સ્થિતિ અને મરણ પછીની સ્થિતિ આપણે જાણતા નથી. જે વસ્તુ આપણે જાણતા નથી તેને વિષે હર્ષ–શોક મનમાં રાખવા એમાં ડહાપણ તો નથી જ.

કોઈ પણ વેપારી પોતાની મૂડીનું ક્ષણેક્ષણે રૂપાંતર થતું જોઈ દુઃખ પામતો નથી. એ જાણે છે કે યથાકાળે મૂડીનું રૂપાંતર થવું એમાં જ તિજોરત રહી છે. રૂપાંતરથી મૂડીનું સત્ત્વ ઘટતું નથી, ઊલટું વધે જ છે, એટલો એને વિશ્વાસ હોય છે. જીવનનો વેપારી પણ એ જ શ્રદ્ધા સહેજે રાખી શકે છે. જીવનવ્યાપારમાં આત્મા એ 'મૂડીનું સત્ત્વ' છે. એમાં વધવાઘટવાપણું છે જ નહિ. કેવળ રૂપાંતરો ચાલ્યા કરશે. આપણી જીવનની ચિંતા એટલી જ હોવી જોઈએ કે એ રૂપાંતરો ઇષ્ટ દિશામાં થાય. ઢંકાયેલો આત્મા પ્રગટ થાય. આત્મૌપમ્ય—વિશ્વાત્મૈક્ય—નો સાક્ષાત્કાર થાય એ રીતે રૂપાંતરો થયા કરે એટલી જ કાળજી રાખવાની રહી.

સામાજિક પ્રગતિની દિશા બીજી રીતે નક્કી ન થાય.

*

યહૂદી સંસ્કૃતિ કર્મકાંડપ્રધાન છે, એમ કહી શકાય. ખ્રિસ્તી અને ઇસ્લામી સંસ્કૃતિ ઉપાસનાપ્રધાન છે. ચીની સંસ્કૃતિ સદાચાર અને પરંપરાપ્રધાન છે જ્યારે ભારતીય સંસ્કૃતિ સર્વસમન્વયકારી હોવા છતાં જ્ઞાનપ્રધાન છે એમ દેખાય છે. તેથી ગીતાનાં સમાજશાસ્ત્રમાં સ્થિતપ્રજ્ઞના લક્ષણથી જ શરૂઆત થાય છે. જ્ઞાન શુદ્ધ, સર્વવ્યાપી અને સમર્થ હશે તો તમામ સંસ્કૃતિઓને તે તે પ્રસંગે ઇષ્ટ એવું રૂપ તે આપી શકશે. પ્રવૃત્તિ અને નિવૃત્તિના મૂળમાં જ્ઞાન જ છે, અને એને પરિણામે પણ જ્ઞાન જ દૃઢ કરવાનું હોય છે. 'જ્ઞાનમાંથી પ્રવૃત્તિ–નિવૃત્તિ રૂપી કર્મ અને એ કર્મોમાંથી અંતે ફરી જ્ઞાન' એ ક્રમ જોયા પછી જ ગીતાએ જાહેર કર્યું : 'सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते।'

*

ગીતાને એક રીતે 'સ્વધર્મ યોગ' પણ કહી શકાય. સ્વધર્મ એટલે સ્વકાલિક, સ્વદેશિક, સ્વભાવજન્ય એવો વિશિષ્ટ ધર્મ. આવો વિશિષ્ટ ધર્મ સાર્વકાલિક સાર્વ-

દૈશિક, સાર્વભૌમ, 'સર્વભૂતહિતે રત' એવા પરમ ધર્મને અવિરોધી અને પોષક જ હોવો જોઈએ. ગીતાની એ મોટી શોધ છે. ચોકઠાનો એક ખૂણો સરખો કર્યો હોય તો બાકીના ત્રણે ખૂણા સરખા થવા જ જોઈએ એ ભાવ ગીતામાં છે. અથવા ઊલટી રીતે એમ પણ કહી શકાય કે, બાકીના ત્રણે ખૂણા જેથી સરખા થાય એ રીતે પોતાનો ખૂણો ગોઠવવો એ જ પોતાના ખૂણાનું સરખાપણું છે. એ જ ગીતાનો સ્વધર્મ છે. સ્વધર્મની કલ્પના સ્વીકાર્યા પછી વર્ણાશ્રમધર્મની તેમ જ યુગધર્મની કલ્પના આવવાની જ.

ગીતાએ આવા સ્વધર્મ સામાન્ય શાસ્ત્ર આપ્યું છે માટે ગીતા વિશ્વજનીન એટલે કે બધાને માટે અને સાર્વકાલિક છે, જ્યારે ધર્મની વિગતોમાં ઊતરનાર વ્યાપક સ્મૃતિઓ પણ કાલગ્રસ્ત અને ત્યાજ્ય થાય છે. તેથી જ શંકરાચાર્યે કહ્યું છે : यस्मिन्देशेकालेनिमित्ते च यः धर्म अनुष्ठीयते स एव देशकालनिमित्तान्तरेषु अधर्मो भवति । (शांकर शारीरभाष्य ३–१–२५)

*

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात्, આવું વચન અથવા सहजं कर्म कौन्तेय सदोषमपि न त्यजेत् એવું વચન, કેવળ અધ્યાત્મશાસ્ત્રી ન જ ઉપદેશે. સમાજશાસ્ત્ર રચવાનો બોજો જેને માથે છે એ જ નિર્ભય થઈને આવાં વચનો સિદ્ધાંત તરીકે રજૂ કરી શકે. ગીતાનો સંદેશો સામાજિક છે એ બતાવવા માટે આ વસ્તુ પ્રધાન દલીલ તરીકે આપી શકાય. સમાજ એ સનાતન અને વ્યાપક વસ્તુ છે, ભૂમા છે. એની વ્યવસ્થા કાલરૂપી પરમાત્માના હાથમાં છે. માણસ કેવળ એના હાથમાં નિમિત્ત છે. ઈશ્વરની ઈચ્છા સમજી તે પ્રમાણે માણસ વર્તે એટલો જ માણસનો ધર્મ છે. અને ઈશ્વરની ઇચ્છા સ્વધર્મ મારફતે માણસને પ્રગટ થાય છે. દરેક વ્યક્તિના સ્વધર્મનો સરવાળો એ જ આ વિશ્વસંસ્થાનો પરમ ધર્મ અથવા સર્વધર્મ છે.

સ્વધર્મ સમજવામાં અથવા પાળવામાં માણસ જેટલી ગફલત કરે તેટલું તેનું જીવન વ્યર્થ થાય છે, સંકટમય બને છે. સ્વધર્મપાલન કરતાં શ્રેષ્ઠ કશું નથી. માત્ર સ્વધર્મ પાલન કરવામાં દોષ ન આવે, પાપ ન ચોંટે, બંધન પેદા ન થાય, એને માટે અમુક સર્વહિતકારી આધ્યાત્મિક વૃત્તિ રાખવી જોઈએ. એ વૃત્તિ ગીતાએ શીખવી છે. ગીતાએ એને અનેક નામ આપ્યાં છે. જ્ઞાની એ વૃત્તિને આત્માનાત્મવિવેક કહેશે. કર્મી એને નિષ્કામતા કહેશે. ભક્ત એને પ્રપત્તિ કહેશે. ગીતા એ બધાને અનાસક્તિ તરીકે ઓળખે છે. સમાજશાસ્ત્રો એ જ અનાસક્તિને સામ્ય અથવા આત્મૌપમ્ય તરીકે ઓળખશે.

'ઇશાવાસ્ય'માં પણ લખ્યું છે : यस्मिन्सर्वाणि भूतानि आत्मैवाभूत् विजानतः तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ।

સ્વર્ગ એ શી વસ્તુ છે? સમાજશાસ્ત્રમાં એને કંઈ સ્થાન છે ખરું? સ્વર્ગ અને નરક એ કલ્પના છે? ભૂમિકા છે? કે લોક છે? જે અર્થમાં આપણે સૂર્યલોક, ચંદ્રલોક કે મંગળલોક માનીએ છીએ તેવો તો સ્વર્ગલોક ન જ હોય. એ કેવળ કવિકલ્પના પણ નથી. મરણોત્તર અસ્તિત્વ માન્યા પછી એ અસ્તિત્વને સ્થાન જોઈએ છે. માટે બધા ધર્મોએ સ્વર્ગ–નરક માન્યાં છે. સ્વર્ગ કે નરકનો વાસ કાયમનો નથી. ત્યાં જે ભજવાપણું છે; તેમ ત્યાંથી પુણ્ય કે પાપ ખવાઈ જતાં પાછા આવવાપણું પણ છે;

એ કલ્પના ગીતામાં વિશેષ છે. પાછા ન અવાય એવી સ્થિતિ પણ છે તે મોક્ષની છે. એ સ્થિતિમાં જન્મ, મરણ, પુનર્જન્મ બધું જ બંધ થઈ જાય છે. અને છતાં એ મોક્ષ-સ્થિતિ કેવળ પોલાણ નથી.

ત્યારે સ્વર્ગ શું છે? પંચભૂતાત્મક દેહમાં આપણો વાસ એ વાસ્તવિક ( real ) અને આપણે કરેલાં પુરુષાર્થનાં કર્મોમાં આપણે જે જીવીએ છીએ તે આપણો વાસ અથવા આપણી હસ્તિ અવાસ્તવિક (unreal) એમ તો ન જ કહેવાય. આટલો સંકુચિત વિચાર મનુષ્યજીવનના યથાર્થ આકલન પછી સેવાય જ નહિ.

મરણ પછી પ્રેમી જનોનાં હૃદયમાં આપણે રહીએ છીએ, વધીએ છીએ અને ઘટીએ છીએ, ત્યાં પણ સેવા કે અસેવા કરીએ છીએ, એ બધું આપણું મરણોત્તર જીવન છે. એ જીવનમાં આપણા નવા પુરુષાર્થને અવકાશ નથી. એ આપણે માટે કર્મભૂમિ અથવા કર્મલોક નથી. એ ભોગભૂમિકા છે. કેમકે જીવતાં કરેલા પુરુષાર્થના પરિપાકને જ એમાં અવકાશ રહે છે. એ જીવનની વ્યવસ્થા આપણા હાથમાં ન હોય તો યે એ જીવન આપણું જ છે અને એ મહત્ત્વનું છે. જીવતાં કરેલા બધા પુરુષાર્થનો એક મુખ્ય ઉદ્દેશ એ છે જ કે સમાજમાં વવાયેલું આપણું મરણોત્તર જીવન શુભપરિણામી, દીર્ઘપરિણામી, વિવિધ અને કીર્તિકર થાય.

એ જીવન જ આપણું સ્વર્ગ છે. ( અથવા નરક છે. ) સમાજમાં મહત્ત્વનાં આદર્શો અને એના ઉચ્ચ નમૂનાઓ વાવીને જવું—જવા કરતાં લોકોનાં હૃદયમાં જ રહ્યા કરવું એ આપણું યશોજીવન છે. अभिमुखनिहतस्य सतः तिष्टतु तावत् जयोऽथवा स्वर्गः उभयबल-साधुवादः श्रवणसुखोऽसौ वतात्यर्थम् ।

*

ગીતામાં અહિંસાને પ્રાધાન્ય છે ખરું (અને અહિંસા એ જ સામાજિક જીવનનો પાયો છે), પણ ગીતામાં બચાવના યુદ્ધને માન્યતા આપેલી છે. બચાવનું યુદ્ધ સ્વર્ગનાં દ્વારો ખોલી આપે છે. બચાવના યુદ્ધમાં ન ઊતરવું એમાં અધર્મ છે, પાપ છે. અને કીર્તિનો નાશ તો છે જ. અહિંસાનો લોપ કરવા પ્રવૃત્ત થયેલા આતતાયીને અહિંસાવૃત્તિનો લાભ ન આપવો એ જૂની શિખામણ હતી. ગીતાએ એ સ્વીકારી છે. ગીતાની અહિંસાનિષ્ઠા એટલે દરજ્જે મર્યાદિત ગણાય. આતતાયી અહિંસાવૃત્તિથી મળતા રક્ષણનો હકદાર ભલે ન હોય. પણ આતતાયીને

પાર પાડવા ખાતર અર્જુનને ઉપદેશ કર્યો છે એ વાત સાવ અલગ છે. અર્જુનને કરેલો લડવાનો ઉપદેશ પણ અંતે નિમિત્તમાત્રની અને प्रकृतिस्त्वां नियोक्ष्यति ની દલીલ ઉપર જ રચાયેલો છે.

*

આત્મા અમર છે, અને દેહ નશ્વર છે, એ દલીલ ગીતામાં અર્જુનને હિંસા તરફ પ્રવૃત્ત કરવાને વપરાયેલી છે, એમ સ્વાભાવિક રીતે લાગે છે. પણ 'वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् । कथं स पुरुषः पार्थ कं घातयति हंति कम् ॥' આ શ્લોકમાં હિંસા પ્રત્યે પ્રેરણા નથી ઊલટું આત્માને અવિનાશી, અજ અને અવ્યય તરીકે ઓળખનાર સ્વભાવે જ હિંસાવિમુખ હશે એમ ગીતાએ સ્પષ્ટ કર્યું છે. અહીં कथं શબ્દ ધ્યાનમાં રાખવો જોઈએ. એ જાણે છે કે કોઈ આત્મા મરતો જ નથી માટે શી રીતે એ કોઈને મારવા પ્રવૃત્ત થાય? આત્માનું અમરત્વ જેને ગળે ઊતર્યું તે જેમ મરતાં ડરતો નથી તેમ જ કોઈ કાળે મારવાનો ઉત્સાહ પણ ધરાવતો નથી. હિંસા એટલે કે મારવાની ક્રિયા નિર્વીર્ય છે, વ્યર્થ છે, નિષ્ફળ છે. કોઈને મારવાથી એનો આત્મા તો હણાતો નથી, એની શુભાશુભ વૃત્તિઓ હાથમાં આવતી નથી, એણે કરેલા સંકલ્પો તોડાતા નથી, એના ઉપર મેળવેલો વિજય કેવળ બાહ્ય અને ક્ષણિક જ હોય છે, અને બાપડું શરીર જેનો ક્ષણનો પણ ભરોસો નથી તે તોડવાનો પુરુષાર્થ શો, આવા વિચારથી હિંસા કરવાની વૃત્તિ જ મરી જાય છે. એ જ વસ્તુ તેરમા અધ્યાયમાં માનસશાસ્ત્રની દૃષ્ટિએ મૂકી છે :

समं पश्यन्हि सर्वत्र समवस्थितमीश्वरम् ।
न हिनस्त्यात्मानं ततो याति परांगतिम् ॥ (અ. ૧૩, શ્લો. ૨૮)

અઢારમા અધ્યાયમાં આવેલો હિંસાવિષયક શ્લોક હિંસાવાદીઓ ભારપૂર્વક ટાંકે છે. અઢારમા અધ્યાયનો એ શ્લોક જે ઢબે અને જે અનુસંધાનમાં આવ્યો છે તે તપાસવું જોઈએ. ત્યાં કર્મત્યાગ અને કર્મફલત્યાગની ચર્ચા ચાલે છે. કર્મ માત્ર બંધક છે માટે એનો જ ત્યાગ કરવો ઘટે છે, એવી એક દલીલ છે એની સામે ગીતા કહે છે: 'કર્મનો ત્યાગ કરવાની જરૂર નથી અને શક્યતા યે નથી. કર્મના સંગ અને ફળ બંનેનો ત્યાગ કર્યો એટલે પત્યું અથવા સંગ અને ફલ સાથે કર્મનો કર્તા હું છું એ જાતનો અહંભાવ પણ છોડી દેવો જોઈએ.'

એ અહંભાવ છોડવા માટે એક સાંખ્ય દલીલ ભગવાન રજૂ કરે છે કે હરેક કર્મ માટે પાંચ કારણો હોય છે: અધિષ્ઠાન, કર્તા, કરણકલાપ, વિવિધ ચેષ્ટા અને દૈવ. માણસે કરેલા એકેએક સારાનરસા કર્મ માટે આ પાંચ કારણો તો હોય જ છે. આ પાંચમાંથી ચાર એટલાં તો જબરદસ્ત છે કે એમની અનુકૂળતાએ જ પાંચમું કારણ – કર્તા કામ કરી શકે. પોતાનો હિસ્સો આટલો અલ્પ હોવા છતાં કેવળ પોતાને જ કર્મનો કર્તા જે માને છે તે દુર્મતિ છે, એની બુદ્ધિ અસંસ્કારી છે, આટલું કહી ગીતા દાર્શનિક સિદ્ધાંત પૂરો કરવા ખાતર કહે છે: 'ચાર કારણો ઉપર તો માણસનો કાબૂ છે જ નહિ, એ ચાર કારણોને લીધે માણસને હાથે સારાંનરસાં કર્મો થાય પણ ખરાં. એમાં જે માણસ અહંકાર છોડી દે અને રાગદ્વેષ, વેરઝેર, હિંસાવૃત્તિ ઇત્યાદિનો લેપ બુદ્ધિને થવા ન દે તો

એને હાથે આ બધા લોકોનો નાશ થઈ જાય તો યે એણે એ નાશ કર્યો એમ ન કહેવાય. અને એને એ ક્રિયાનું બંધન ન હોય.' જેમ કોઈ જબરદસ્ત માણસ મને વિવશ કરી બધી રીતે બાંધી દઈ મારો હાથ પકડી એનાથી કોઈ મુરબ્બીને તમાચો મરાવે તો મેં એ મુરબ્બીનું અપમાન કર્યું એમ ન ગણાય, તેમ અહંકારને અભાવે અને વાસનામલિન બુદ્ધિને અભાવે મારી દ્વારા થયેલા કર્મનું બંધન મને નથી. પછી ભલે તે કર્મ સર્વ લોકોનો એકસામટો નાશ કરવા જેટલું ઘોર પણ હોય. આવી તાત્ત્વિક ચર્ચાનો શ્લોક હિંસાને પ્રેરનારો છે એમ માનવું હાસ્યાસ્પદ છે. હિંસા કરવી છે અને ગીતા પાસેથી બચાવ પણ મેળવવો છે, એટલા ખાતર પોતે જ પોતાને પ્રમાણપત્ર આપવું કે પોતાનામાં અહંકાર છે જ નહિ અને પોતાની બુદ્ધિ તો કમળપત્ર જેવી અલિપ્ત છે, એ હાસ્યાસ્પદ છે; દુર્મતિનું લક્ષણ છે. ગીતા તો એકેએક કર્મમાં કેટલે દરજ્જે હિંસા રહેલી છે એ તપાસી તે ટાળી શકાય તેટલી ટાળવાની ડહાપણભરી સલાહ આપે છે. अनुवेक्ष्य हिंसां। હિંસાનો હિસાબ જેમાં નથી એ કર્મ ગીતાની દૃષ્ટિએ તામસી છે. ગીતાને ઇષ્ટ એવું કર્મ તો अरागद्वेषतः कृतम् એવું જ હોવું જોઈએ.

આના જ અનુસંધાનમાં એક વસ્તુ સહેજે ધ્યાન ખેંચે છે કે यस्य नाहंकृतो भावो એ શ્લોક સન્યાસોપનિષદમાં નીચેના પાઠફેર સાથે આવેલો છે:

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
यः समः सर्वभूतेषु जीवितं तस्य शोभते ॥

*

૧૯૩૨

# શાક-સ્વાવલંબનનો પ્રયોગ

નટવરલાલ પ્ર. બૂચ

પ્રયોગો કરવાનો મારો શોખ મને સહજ છે. જગતને હું એક મોટી પ્રયોગશાળા જ સમજું છું. જુદાં જુદાં અનેક ક્ષેત્રોમાં મેં ઘણા પ્રયોગો કરી જોયા છે. એ બધા પ્રયોગો એકઠા કરું તો મારા પ્રયોગજીવન વિશે એક પુસ્તક ભરાય. એવું પુસ્તક હજુ સુધી નથી લખ્યું તેનું કારણ એટલું જ કે પ્રકાશકો પ્રયોગો કરવાના શોખીન જણાયાં નથી!

પ્રયોગો કરવા જેમ મને ગમે છે તેમ સ્વાવલંબન પણ મને ગમે છે. સ્વાવલંબન મારે મન એક મહાન ગુણ છે. પરાવલંબન અને પાંગળાપણાં વચ્ચે જો મારે પસંદગી કરવાની હોય તો હું પાંગળો થવાનું વધારે પસંદ કરું. આજે, હું જોઈ શકું છું કે, આપણા સમાજમાં સ્વાવલંબન બહુ ઓછું જોવામાં આવે છે. એ દુઃખદ સ્થિતિ ગણાય. જો મનુષ્યમાત્ર સ્વાવલંબી બની જાય તો જીવનક્રમ ઘણો સરળ થઈ જાય. કોઈએ એક બીજાની આડે આવવાપણું રહે જ નહિ. વ્યક્તિ વ્યક્તિનાં જીવન, રેલના પાટા પેઠે, એક બીજાને સમાંતર જ રહે અને વિષુવવૃત્તની રેખા પેઠે મનુષ્યજીવન સંસારનો ફેરો ફરી પાછું પોતાનામાં જ આવી મળે.

સ્વાવલંબનનો પ્રયોગ કરવાનો વિચાર હું ઘણા વખતથી કરતો હતો. વસ્ત્રસ્વાવલંબન વિષે મેં ઘણીવાર વાંચ્યું હતું. [એકાદ પ્રયોગ કરેલો પણ ખરો, પણ આજે એ વસ્ત્ર-સ્વાવલંબનના પ્રયોગની વાત નથી કરવી.] એવામાં એક બાજુ આપણા દેશમાં કેળવણી સ્વાવલંબી થઈ શકે કે કેમ તેની ચર્ચા થવા લાગી અને બીજી બાજુ હિંદ બહાર ફેસિસ્ટો, પોતાના દેશને સ્વાવલંબી અને સ્વયંસંપૂર્ણ કરવાની વાતો કરવા લાગ્યા. આ પરથી મને પણ સ્વાવલંબનનો પ્રયોગ કોઈક ક્ષેત્રમાં કરી જોવાની પ્રબળ ઇચ્છા થઈ.

ક્ષેત્રનો વિચાર કરતાં આખરે મેં શાકસ્વાવલંબન કરવાનું ધાર્યું—એટલે કે મારું શાક મારે જ ઉગાડી લેવું તેમ નક્કી કર્યું. શાકનું ક્ષેત્ર પસંદ કરવા પાછળ એક તો મારો શાક તરફનો અથાગ ભાવ અને બીજી પરમાર્થ વૃત્તિ પણ હતી: મારા ગામમાં શાક બહુ મોંઘાં છે. એટલે મેં વિચાર કર્યો કે જો મારું શાક હું ઉગાડી લઉં તો મારાપૂરતી શાકની માગ ઘટે. માગ ઘટવા સાથે અર્થશાસ્ત્રના નિયમ પ્રમાણે ભાવ પણ ઘટે. આ રીતે પ્રજાને લાભ થાય. હું જાણું છું કે આમ બીજાનો વિચાર કરનારા વિરલ હોય છે—કદાચ આ બાબતમાં તો હું એકલો જ હોઈશ. પણ પરહિતચિંતકે બીજાના સાથની અપેક્ષા વગર જ આગળ ધાયે જવું જોઈએ. એટલે મેં શાક ઉગાડવાનું નક્કી કર્યું.

આ પ્રમાણે શાક, સ્વાવલંબી, અને પ્રયોગો એ ત્રણેય વસ્તુ તરફના મારા પક્ષપાતને લીધે મેં શાકસ્વાવલંબનનો પ્રયોગ કરવાનો નિશ્ચય કર્યો. મારા પ્રયોગ

માટે મેં ભૂમિકા તૈયાર કરાવી. ડાબા ઠાળીને કહી મારા કંપાઉંડના એક ભાગમાં ચારપાંચ ગાડી કાળી માટી પથરાવી દીધી. પાવડો કોદાળી ખરપી દાતરડું વગેરે તો મારા ઘરમાં હતાં જ, કારણ ગાંધીજીને પ્રતાપે રેંટિયો અને રેડિયો એક જ આસને બેસી શકે છે; અને સમાજવાદે તથા સામ્યવાદે ઉપર કહેલાં ઓજારોને રાચરચીલામાં સ્થાન આપ્યું છે. રેંટિયા તથા દાતરડાં-હથોડાનાં ચિત્રો હવે ઓંકાર જેટલાં જ પવિત્ર મનાય છે. એટલે એ ઓજારો તો મેં ફેશન ખાતર પણ રાખેલાં. મારા પ્રયોગ માટે મેં પાંચ શાક પસંદ કર્યાં—સરગવો, વાલોળ, મરચાં, તૂરિયાં અને ભીંડા. આ ક્રમ સૂચક છે, કારણ દરેક શાકમાં મને ઉત્તરોત્તર વધારે ફત્તેહ મળતી ગઈ.

ઉપર પ્રમાણે સ્થળ અને સાધનોની તૈયારી કરી હું યોગ્ય કાળની રાહ જોવા લાગ્યો. આખરે અષાડ માસ આવ્યો અને એક સારો વરસાદ થયો એટલે મેં પ્રયોગ પૂર્ણ ઉત્સાહથી શરૂ કર્યો. મારા પ્રયોગનો ટૂંકો ઇતિહાસ હવે આપું.

•

સરગવાની બાબતમાં મેં ખૂબ જ ચીવટ રાખી હતી. મારા એક મિત્રને ત્યાં ઊગેલા જાતવાન સરગવાની એક સરસ ડાળી કાપી લાવ્યો. તે જ મિત્ર તરફથી મળેલી મૌખિક સૂચના પ્રમાણે તે ડાળીને "એકાદ ફૂટ ઊંડો ખાડો કરી, તેમાં ત્રાંસી રહે તેમ" રોપી દીધી. પાણી હું બહુ જ નિયમિત રીતે પાતો હતો. મને કહેવામાં આવ્યું હતું કે પંદરેક દિવસમાં તેમાં પાંદડાં ફૂટશે. પંદર દિવસ ગયા પણ મારા સરગવામાં કશો ફેરફાર હું જોઈ શકયો નહિ—માત્ર રોપેલી ડાળી ઉપરના ભાગમાં સહેજસાજ સુકાઈ ગયેલી લાગતી હતી. મેં ધીરજ ખોયા વગર પાણી પાવાનું ચાલુ રાખ્યું. પ્રયોગકર્તાએ ધીરજ તો ખાસ કેળવવી જોઈએ. મને થયું કે કેટલાક લોકોને જેમ મૂછ મોડી ફૂટે છે તેમ મારો સરગવો મોડો રહીને કોળશે. પ્રયોગ શરૂ કર્યાને એકાદ માસ વીત્યો. મારા પાડોશમાં રહેતા એક ગૃહસ્થ આ બાબતમાં ઠીક અનુભવી હતા. તેમણે સૂચના કરી, "તમે એનું ખામણું મોટું કરો. પછી તેમાં દોઢેક શેર છાણ ખાતર તરીકે નાખો અને પાંચ સાત ડોલ પાણી પાઈ તેને રસકાવી નાખો." મેં ખામણું મોટું કર્યું. પછી એ જ ગૃહસ્થની તંદુરસ્ત ગાયનું તાજું છાણ, પ્રયોગની ચોકસાઇ ખાતર રીતસર ત્રાજવે દે.ઢ શેર જોખીને, તેમાં નાંખ્યું. અને પછી તેમાં સાત ડોલ પાણી. રેડી ખામણું રસકાવી દીધું. બે માસ વીત્યા: હવે તો એ ડાળી સુકાઇને પાતળી પડતી જતી હતી. મહાપુરુષ જેમ જેમ આધ્યાત્મિકતામાં ઊંડા ઊતરતો જાય છે તેમ તેમ તેનો દેહ દૂબળો પડતો જાય છે. સુદામા અને ગાંધીજી એના દાખલા છે. મેં માન્યું કે મારો સરગવો દૂબળો પડી ગયો એટલે હવે તો તેનાં મૂળ બરાબર ઊંડે સુધી બાઝી ગયાં હશે. મૂળ બાઝી ગયાં છે કે નહિ તે જોવા માટે એક દિવસ મેં તે ડાળીને સહેજ ઉપર ખેંચી—ખેંચી કે તરત જ સરગવાનું એક સૂકું ઠૂંઠું મારા હાથમાં ખેંચાઈ આવ્યું. ખૂબ જ નિરાશ થઇ માથે હાથ દઈ હું નીચે બેસી ગયો; ત્યાં બાજુના ઘરમાં ગીતાપાઠ કરતા ઉપર કહેલ ગૃહસ્થના શબ્દો સંભળાયા: "कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।"

સરગવામાં હું તદ્દન નિષ્ફળ થયો પણ વાલોળમાં મને કાંઈક સફળતા મળી. એટલાં બી વાવેલાં તે બધાંમાં કોંટા ફૂટી નીકળ્યા. બી બહુ ઊંચી જાતનાં હતાં. એની વેલ વધે, તેનાં વાલોળ થાય અને એનું શાક હું ખાઉં એ ધન્ય દિવસની કલ્પનાથી મારા મોઢામાં પાણી આવતાં. દિવસો જવા લાગ્યા અને વેલ વધવા લાગી. હું જાણતો હતો કે "विनाश्रया न वर्धन्ते पण्डिता वनिता लताः।" એટલે મેં વાલોળવલ્લીને ટેકા માટે તેની પાસે એક માંડવો પણ બાંધ્યો. નીલમનાં એરિંગ પહેરેલી કન્યાની પેઠે, વાલોળ લટકતી એ વેલ કેવી શોભશે એ વિચારે હું રાચતો. દિવસે દિવસે વેલ વધવા લાગી. પાંદડાં તો સરસ લીલાંછમ હતાં. પણ કોણ જાણે કેમ તેની પ્રગતિ પાંદડેથી જ અટકી. મેં જલસેચન ચાલુ રાખ્યું, પાંદડાંએ ફૂટવાનું ચાલુ રાખ્યું અને એમ કરતાં મોસમ વીતી ગઇ. સરગવાની પેઠે છેક અપર્ણ ન રહેતાં વેલ સંપર્ણ તો થઇ પણ સપુષ્પ ન જ થઈ—પછી સફળ થવાની તો આશા જ ક્યાંથી રખાય?

મરચીએ વાલોળ કરતાં જરૂર વધારે સફળતા આપી કહેવાય. તેના સુંદર છોડવા વધતા ચાલ્યા અને કાળે કરીને તેનાં ઘેરાંલીલાં પાંદડાંઓની વચ્ચે ડોકિયાં કરતાં સુંદર ધોળાં ફૂલો નીલવર્ણ આકાશમાં ચમકતા ગુરુ-શુક્રના ગ્રહોની જેમ શોભવા લાગ્યાં. ફૂલોને જોતો ને હું વિચારતોઃ 'જાડાં તંદુરસ્ત બાળક જેવાં ધીંગાં મરચાં આમાં આવશે (એ બી ગોંડલિયાં મરચાંનાં હતાં). પછી છોડમાં હું એ મરચાં શોધવા જઇશ અને પોતાને પકડવા આવતા માણસને જોઈ બાળક જેમ પોતાની માતાના પાલવ આડે લપાઈ જાય તેમ મરચાં પાંદડાં આડે છુપાઈ જશે.' પણ મારા એ વિચારોને અમલમાં મૂકવા વારો આવ્યો જ નહિ. કારણ વાલોળને હરાવવામાં જ જાણે પોતાનું કામ પૂરું થયું હોય તેમ મરચીની પ્રગતિ પુષ્પદર્શનથી જ અટકી પડી. છેક સુધી તેણે મરચાં આપ્યાં જ નહિ એટલે મેં ખૂબ મરચાં લીધાં. મરચાંએ ન ઊગીને મારો જીવ બાળ્યો તે કરતાં ઊગીને મારી જીભ બાળી હોત તો મને ઓછું દુઃખ થાત.

અત્યાર સુધી એક પણ શાક સાચી રીતે સ-ફલ નહોતું થયું. તૂરિયાં એ રીતે યથાર્થ રીતે સ-ફલ થયાં. એનો વેલો વધ્યો. વખત જતાં તેના પર પીળાં રેડ જેવાં ફૂલ બેઠાં. આઠદસ એવાં પીળાં ફૂલો આવ્યાં. પછી આનંદ! આનંદ!—એક તૂરિયું પણ આવ્યું! હું તો એ તૂરિયાંને નિરખી નિરખીને તૃપ્તિઅવસ્થા પામી જતો. એ તૂરિયું ખાવાને હું અધીરો બની જતો. પણ એક બાળવાર્તામાંની ડોશીની પેઠે 'તૂરિયું જાણે કે મને કહેતું હોય કે 'જરા જાડુંપાડું થાઉં', પછી મને ખાજે,' તેમ કલ્પી હું હામોશ પકડતો. પણ બાળક જન્મે તે વખતે માબાપને થએલો આનંદ, તે જ બાળક ભવિષ્યમાં બંદેલ નીવડે ત્યારના દુઃખમાં ક્યાં યે તણાઇ જાય છે તેમ મને થયું. એ તૂરિયું મારા ઉપયોગમાં આવવા નિર્માયું જ નહોતું; કારણ નીચેથી અર્ધું સડેલું અને ઉપરથી અર્ધું કડવું નીકળ્યું.

કહેવાય છે કે ધીરજનાં ફળ મીઠાં હોય છે; પણ અત્યારસુધી તો મને ખાસ ફળ જ મળ્યું નહોતું. અને છેવટે જ્યારે એક મળ્યું ત્યારે તે મીઠાંને બદલે કડવું નીકળ્યું!

# ત્રણ કાવ્યો

હરિશ્ચંદ્ર ભ૦ ભટ્ટ

(૧)

નિત નવ ધરી શોભા થાજે સદૈવ શુભંકરા
કુદરત સમી મારે માટે ચિર રસપ્રીક્ષણા.

(૨)

વસંત વીતી નવ આમ્રમંજરી
ખરી પડી યૌવન દેહમંજરી,
ને ગ્રીષ્મની વાદળ છાંયડી મહીં
ઊગેલ એકાન્ત તળાવને ખૂણે
ઝાંખી લાલાશવાળી ધવલ કમલિની, એવું સૌંદર્ય તારું.

(૩)

સુવર્ણ પ્રતિમા સમી પ્રણયમૂર્તિ મારે હતી.
વનાન્ત, ગિરિ-ગહ્વરે, ઉદધિતીર, ખંડેરમાં
હવે વરસ કૈં જતાં, પ્રણયમૂર્તિ શોધું ફરી.

અરે! સમીપ માકરી! જગત માંહી શોધી વળ્યો?
વિચ્છિન્ન સહુ અંગ, ને વદન ખિન્ન એવી અહીં
હતી જ પ્રતિમા ખરી, હતી પરંતુ અવશેષ શી.

# ાજીનો પ્યાલો

ગુલાબદાસ બ્રોકર

ઘરમાં બધે દોડધામ થઈ રહી. ચારે તરફ તપાસ ચાલી રહી. બુઢ્ઢાં માજી પણ દાં માંદાં એ તપાસમાં જોડાયાં.

"પણ ઈ જાય કયાં ?" ઘરમાંથી કોઈએ કહ્યું.

"આજ તો ઠીક છે કે એક નાની ચીજ ગઈ પણ આવી રીતે કાલે સવારે કોઈ ાટી ચીજ પણ ચાલી જાય." વળી કોઈ બીજું બોલ્યું.

એ બધાં વાકયોની તડામારી વચ્ચે પણ ગૂમ થયેલી વસ્તુની શોધખોળ ચાલુ રહી.

જ્યારે ઘરનો ખૂણેખૂણો તપાસાઈ ગયો, જે જે જગ્યાએ એ વસ્તુ મૂકાઈ ગઈ હોય બધી જગ્યાઓ તપાસાઇ ગઈ, છતાં પણ ખોવાયેલી ચીજ ન મળી ત્યારે ઘરનાં ધાં માણસોને ખાતરી થઈ ગઈ કે એ ચીજ કયાંય મૂકાઈ નહોતી ગઈ પણ ચોરાઈ ઈ હતી.

એ ચોરાઈ ગયેલી કે મૂકાઈ ગયેલી વસ્તુ સાવ સામાન્ય હતી. માંદાં માજી તેમના ક જુદા ઓરડામાં આખો દિવસ પડયાં રહેતાં. તેમના ખપની દરેક વસ્તુ એ ઓરડામાં જ હેતી. તેમની દવાની બાટલીઓ અને દવા પીવાની પ્યાલી, ચમચી વગેરે બધું તો તેમની થારી પાસે જ રહેતું. સદ્ભાગ્યે જમવાની તેમને છૂટ હતી તેથી દિવસના બે વખત તે સોડામાં જતાં એટલું જ, બાકી તો તેમની પથારી ભલી અને તે ભલાં. પાણી પીવાની ાટલી પણ તેમના ઓરડાની ત્રણ બારીઓમાંથી એક બારી ઉપર રહેતી. અને તેના પર પાણી પીવાનો ચાંદીનો એક પ્યાલો રહેતો. અત્યારે તે પ્યાલો નહોતો મળતો. રમાંથી જ્યારે તે ન જ મળ્યો ત્યારે જ ઉપર કહ્યા પ્રમાણે તે પ્યાલો ચોરાયાની રનાં બધાં માણસોને ખાતરી થઈ ગઈ.

એ ઘર નાનું હતું છતાં સઘાઇદાર હતું. નીચે પાંચ ઓરડા અને ઉપર પાંચ ોરડા. આજુબાજુ એક નાનો કંપાઉંડ. માજીના ઓરડાની ત્રણે બારીઓ એ કંપા- ડમાં પડતી. તેમાંની બે બારીઓ તો ઉપરના માળ પર ચડવાનો રસ્તો હતો તે રસ્તા ર પડતી. જે બારી ઉપર પાણીની બાટલી પડી રહેતી તે બારી તો ઉપર જવાના ાદરની છેક નજીક હતી. તે માટલી ઉપર સદાસર્વદા પડી રહેતો પ્યાલો, ઉપર જનાર ાઈ તફડાંવી ન જાય એટલા ખાતર માજી તે બારી હંમેશાં બંધ રાખતાં. ઉપરનાં ાગ પર રહેનારાં લોકો તો એવું કરે જ નહિ. માજીને એટલો તો મુંબઈના પરોમાં હેનાર લોકો પર વિશ્વાસ હતો. પણ કોણ જાણે કોઈકવાર નોકરચાકરની દાનત બગડે ા તે ઉપાડી જતાં વાર પણ ન લાગે.

જેવી માજીને ખાતરી થઈ ગઈ કે એ પ્યાલો ઘરમાં જ કયાંય આડોઅવળો મૂકાઈ નથી ગયો પણ ચોરાઈ જ ગયો છે તેવો જ તેમને તે બારીનો ખ્યાલ આવ્યો. સવારે ઊઠતાંવેંત એ પ્યાલો ન મળતાં તેમણે તપાસ કરેલી. પણ બારી ઝ઼ઝો ભાગ બંધ રહેતી હોવાથી તે આજે ખુલ્લી છે કે બંધ તે જોવાની તેમણે દરકાર કરેલી નહિ. હવે એની તપાસ કરવા તે ધ્રૂજતા પગે બારી પાસે દોડયાં. બારી અર્ધી ઉઘાડી પડી હતી. તેમના પેટમાં ફાળ પડી અને સાથેસાથે નક્કી પણ થઈ ગયું કે એ અર્ધી ઉઘાડી બારી દ્વારા જ તેમનો પ્યાલો ભરખાઈ ગયો.

"આ બારી કોણે ઉઘાડી મૂકી'તી?" તેમણે બૂમ મારી.

બધાં ત્યાં દોડી આવ્યાં. સર્વાનુમતે એવું નક્કી થયું કે કોઈ મોટેરાએ તો તે દુષ્કૃત્ય કર્યું નહોતું, કોઈ પણ બાળક એ પાપનો બોજો શિર પર ચડાવવા તૈયાર નહોતું. પણ પંચ બોલે ત્યાં પરમેશ્વર એ ન્યાયે નક્કી થયું કે એ બાળકોમાંથી કોઈના જ એ કામા હશે. ગુસ્સાભરી આંખે માજીએ બધાં બાળકો સામે જોઈ લીધું. એ ઓરડામાંથી એ પાપના જાણતાં અજાણતાં ભાગીદાર જેવાં બધાં બાળકો રવાના થઈ ગયાં.

હવે નક્કી થઈ ગયું કે ચોરી તો એ બારી વાટે જ થઈ હતી. અને એ વસ્તુ નક્કી થતાં જ ચોર પણ નક્કી થઈ ગયો.

હમણાં મહિના દોઢ મહિનાથી ઉપરનો ભાગ ખાલી પડયો હતો. ઘર આખાને ચૂનો લગાડવાની ક્રિયા ઘરના માલિક તરફથી એકબે દિવસમાં શરૂ થવાની હતી. તે માટે જરૂરી માલ પણ આવી ગયો હતો. તેમાંનો થોડો ભાગ હમણાં ઉપર કોઈ રહેતું નહિ હોવાથી ઉપરના ભાગમાં ગોઠવ્યો હતો. અને તેને સાચવવા એક નોકર હમણાં બેત્રણ દિવસથી ઉપર સૂતો હતો. રાતના સૂવા માટે તે મોડો મોડો આવતો. આજે તે સવારમાં વહેલો વહેલો કયાંક ચાલી ગયો હતો. એ બધી વસ્તુઓ સાચવવાની સાથે સાથે માજીનો આ રૂપાનો પ્યાલો સાચવવાનો ભાર પણ તે પોતા માથે લઈ વહેલી સવારમાં તેની પાકી વ્યવસ્થા કરવા ચાલી ગયો હતો તે વિષે કોઈને શંકા ન રહી.

આતુરતાપૂર્વક બધાં તેના પુનરાગમનની રાહ જોવા લાગ્યાં.

તે માણસ પાછો આવવાનો તે તો નક્કી જ હતું. કેમકે દસબાર રૂપિયાના ચાંદીના પ્યાલાથી તેનું નસીબ કંઈ ઊઘડી જવાનું નહોતું કે તે નોકરી છોડી દઈ ભાગી જઈ શકે. એ કયારે પાછો આવે એ જ પ્રશ્ન હતો. કલાક બે કલાકમાં તો તે આવવો જ જોઈએ. કેમકે તે દિવસે તો ચૂનો દેવાનું કામ શરૂ થવાનું હતું.

પણ તેના ચોર સિદ્ધ થયા પછીનો અને તેને તેની ચોરી પકડાઈ ગઈ છે એ વાતની ખબર આપી શકાય તે પહેલાંનો કાળ સર્વથા વ્યર્થ ન ગયો. તેને વિષે એ સમય દરમિયાન રસભરી વાતો થવા લાગી.

"હું તો મેં એનું મોઢું જોયું ત્યારથી જ મને લાગતું'તું કે આ માણસ સારો નથી." માજીએ પથારીમાં બેઠાં બેઠાં પરમ સત્ય ઉચ્ચારતાં હોય તેવી ઢબે કહ્યું.

"મને પણ એવું લાગતું'તું હોં! પણ મેં કહ્યું કે આપણને શી ખબર પડે?" નાની વહુએ માથા ઉપર છેડો ઠીક કરતાં કહ્યું.

"આલ્લો આવી જાય તો એને તો બરોબર બતાવી દઉં." નાની વહુ સામે રોફપૂર્વક જોઈ એનો પતિ બોલ્યો.

અને એવી રીતે અધોપોણો કલાક નીકળી ગયો. પેલો ચોર તો ન આવ્યો પણ એટલામાં ભાડું લેવા માટે શેઠનો મહેતાજી આવી પહોંચ્યો.

અત્યંત ઉશ્કેરાટ અને છતાં એટલા જ રસપૂર્વક તેની પાસે બધી હકીકતો રજૂ થઈ. ઘણીવાર તો એટલા બધા અવાજો એકસાથે મહેતાજીના કાન પર અથડાતા હતા કે તેને વાત સમજવી મુશ્કેલ થઈ પડતી હતી. છતાં તે વાત તો બરોબર સમજી ગયો.

"ભાઈ, આવા માણસને ક્યાં મોકલ્યો? આ તો ઠીક છે કે આ પ્યાલાની નજીવી વાત હતી પણ કાલ સવારે તો ઈ ઘર જ લૂંટી જાય ના?" માજીએ મહેતાજીને કહ્યું.

ત્યાં તો પેલો નાની વહુનો વર બોલી ઊઠ્યો:

"માગીને લઈ જાય તો એક લાખ રૂપિયાની પણ ના ન પાડીએ, પણ આમ તો એક પૈની ચીજ પણ ચોરાઈ જાય એ ન પોસાય." જાણે એક લાખ રૂપિયાનું દાન તો હરહંમેશ વિના સંકોચે તે કરી દેતો હોય તેવી તેની મુખમુદ્રા બની રહી.

તે જોઈ કરી ત્યાં જ ભેગાં મળેલાં બાળકો હસી પડ્યાં, પણ તેમને ત્યાંથી હટાવી મૂકવાને માટે તો એ જુવાનની એક જ નજર બસ હતી. તે લાખ રૂપિયા તો આપે કે ન આપે પણ બેચાર તમાચા તો આપી જ દેશે તેની ખાતરી થઈ ગઈ.

પણ એ મહેતાજી પાસે તો, દરેક મહેતાજી પાસે દરેક શેઠને માટે જે સૂત્ર હાજર હોય છે તે સૂત્ર હાજર જ હતું.

"શું કરીએ માજી? એ તો શેઠ જ લોભિયા છે. બે રૂપિયા વધારે ખરચીને સારો માણસ ન રાખે. પણ એને કે' એ ઓછું કહેવાય? આ જુઓની મારો જ દાખલો..."

પછી તો દસેક મિનિટ સુધી એ મહેતાજીને શેઠ તરફથી થતા અન્યાયમાં સહાનુભૂતિ બતાવતા સૂરોમાં વાર્તાપ્રવાહ તણાઈ ગયો.

ત્યાં ઓચિંતા જ માજીને કાને એક નાનો સરખો અવાજ આવ્યો અને તે ચમકી ઊઠ્યાં. તેમની વૃદ્ધાવસ્થા તેમના કાન સુધી પહોંચી નહોતી તેમણે કહ્યું:

"ભાઈ, ઉપર કૈં સળવળાટ થતો સંભળાય છે, જોને તો ખરા ઈ આવ્યો કે નહિ?"

તરત જ મહેતાજી ઉપર દોડ્યો. સાથે માજીનો પેલો લાખ રૂપિયાનો જેને હિસાબ નહોતો એ પુત્ર પણ દોડ્યો. નીચે બધાં એક ધ્યાને ઉપરના વાતાવરણના ભણકારા ઝીલવા તત્પર થઈ ગયાં.

થોડી રાડારાડી, એકાદ બે તમાચા, રહુંરહું થઈ જતો પેલા નોકરનો અવાજ, વધુ રાડારાડી, મહેતાજીના અવાજમાં ભળી જતો પેલા જુવાનનો અવાજ, એ બધું નીચે બેઠેલાંઓના ધ્વનિયંત્ર ઉપર પછડાયું. પેલાએ ચોરી કબૂલ કરી કે નહિ તે ન સમજાયું.

અર્ધોએક કલાક પછી મહેતાજી અને મણિલાલ (એ જુવાનનું નામ મણિલાલ હતું) નીચે આવ્યા. પ્રશ્નાર્થસૂચક દૃષ્ટિ માજીએ તેમની તરફ ફેંકી.

"એ હરામખોર એમ માને એવો નથી," મહેતાજીએ કહ્યું. "મેં તેને કેટલો ધમકાવ્યો અને માર્યો તે તો બાઈ જાણે છે. પણ એ કબૂલ થતો જ નથી."

"એ લુચ્ચા લોકો એવા જ હોય," મણિલાલ બોલ્યો. "એકાદ તમાચો તો મેં ખેંચી કાઢયો, પણ એ તો કહે: 'ના શેઠ, મને તો કૈં ખબર જ નથી. મારે આવી નોકરી કરીને જીવવું તેમાં આવી ચોરી કેમ પોસાય?' અને પાછો ઢોંગી એવો કે જ્યારે વધારે દમ માર્યો અને પોલીસમાં લઈ જશું તેમ કહ્યું ત્યારે રડી પડયો."

"પણ જો એણે ચોરી કરી નથી તો સવારના પહોરમાં એ ગયો'તો ક્યાં?" માજીએ પૂછ્યું. તેમની ચપટીમાંની છીંકણી જરા વધારે પ્રમાણમાં સુંઘાઈ ગઈ હશે કે કેમ પણ દોઢ મિનિટ સુધી તેમણે તે પછી છીંકો ખાધા કરી.

તે શાંત પડતાં જ મહેતાજી બોલ્યો:

"ચોર સાલ્લો; પણ જૂઠું બોલવામાં પાકો છે હોં! કહે છે કે એ તો એની તમાકુ ખલાસ થઈ ગઈ'તી તે લેવા ગયો'તો. ને રસ્તામાં આજુબાજુના બંગલામાંનો કોઈ માળી મળી જતાં તેને ત્યાં બેઠો રહ્યો'તો ગપાટા મારવા, એટલે વાર થઈ."

"હા, બાઈ હા; ઈ કહેવ સાચું. શાહુકારની એક આંખ ને ચોરની ચાર. ઈ તો જરા વધારે દમ મારશે, ને ઓલા કાકા (પોલીસ)ની રાતી આંખ દેખશે કે ચપ દઈને કાઢી દેશે ખ્યાલો." માજીએ આખી યોજના સમજાવી દીધી.

"હા, હા, માજી, એના વિના છૂટકો જ નથી." મહેતાજીને આવું કૈંક પરાક્રમ કરવાનો કદાચ જીવનમાં પહેલો જ પ્રસંગ પ્રાપ્ત થયો હશે.

"ચાલો, હું પણ સાથે જાઉં છું," મણિલાલ બોલ્યો.

માજીએ તેની આંખો સાથે પોતાની આંખો મેળવવાનો ખૂબ પ્રયત્ન કરી જોયો પણ જ્યારે એમને લાગ્યું કે પુત્રનું પોતા તરફ ધ્યાન જ નહોતું ત્યારે તે મુંઝાયાં. મહેતાજી અને મણિલાલ તો ચાલવા લાગ્યા. હવે ઢીલ કરવી પોસાય તેમ નહોતું.

માજીએ ગળું ખંખાર્યું અને કહ્યું:

"તું રહેવા દે, મણિલાલ, ઈ તો મહેતાજી એકલા જ એને પૂરા પડે એમ છે."

મણિલાલે આ સાંભળી તેમની સામે જોયું. ત્યાં તો તેમણે એમની વૃદ્ધ આંખોમાં પણ એવી ચમક આણી દીધી કે મણિલાલે જવાનો વિચાર માંડી વાળ્યો.

"કૈં નહિ ત્યારે," કહીને એ અટકી ગયો.

"હું હમણાં જ જઈ આવું." મહેતાજીએ કહ્યું. તેનો ઉત્સાહ આજે માતો ન હતો. "કલાકમાં તો પાછા આવી જશું. બેચાર સોટી પડશે કે બેટો સમજી જશે."

તે ચાલ્યો ગયો.

તે ગયો કે તરત જ માજી બોલ્યાં :

"લ્યો, ભાઈ થઈ ગયા તૈયાર: 'હું પણ આવું છું'. આવડો મોટો છોકરો થયો પણ કૈં સમજ છે? ઈ પોલીસબોલીસના લફરામાં આપણે ન પડીએ, ભાઈ."

પાછાં બધાં શાંત થઈ ગયાં. મહેતાજી કાંડું પકડી પેલા નોકરને ધમકાવતો ધમકાવતો બહાર લઈ જતો હતો.

માજી પણ તે જોવાને ઊભાં થઈ ગયાં.

માજીને પેલા માણસે જોયાં. તે જરા ઊભો રહી ગયો અને કરગરતે અવાજે બોલ્યો:

"ડોસીમા, મેં તમારો પ્યાલો જોયો પણ નથી. મારાં બાયડીછોકરાં રખડી મરશે. આને કહો કે મને હેરાન ન કરે. હું તમારે પગે પડું."

"ઈ એમાં અમે કૈં ના જાણીએ, ભાઈ," માજી બોલ્યાં, "એને ઠીક લાગે એમ ઈ કરે. બાકી, હા, ઘરમાં બીજું કોઈ આવ્યું જ નથી."

વધારે કાકલુદી પેલાની નજરમાં ભરાઇ. પણ ત્યાં તો મહેતાજી ત્રાડુક્યો:

"હવે ચાલ ચાલ, ચીનના શાહુકાર. બધી વાત પોલીસચોકીએ કરજે એટલે ખબર પડશે સાચી."

તે માજી સામે હસતો હસતો પેલાને ઘસડી ગયો.

"જુઓ તો ખરા. હજી કબૂલ કરતો નથી. નાહકનો હેરાન થશે. હવે તો ગરીબ માણસો પણ લુચ્ચા થઈ ગયા." તેના ગયા પછી માજી બોલ્યાં.

અનેકાનેક પ્રશ્નો ઘરનાં ત્રણચાર નાનાં બાળકોનાં મનમાં પૂરાઈ ગયા હતા. અત્યાર સુધી તો વાતાવરણ તંગ હતું. વળી માજીની વૃદ્ધ અને મણિલાલની જુવાન એમ બન્ને મળી ચાર આંખોના ક્રોધભર્યા ચમકારા તેમને કૈં પણ પ્રશ્ન પૂછવાની છૂટ આપે તેમ નહોતા. તેથી અત્યાર સુધી તો તેમનામાંથી કોઈ કૈં બોલી શક્યું નહોતું. પણ હવે વાતાવરણ જરા હળવું પડ્યું હતું. ફરી પાછા મહેતાજી અને પેલા માણસનાં દર્શન ન થાય ત્યાં સુધી તેમાં જોર આવે તેમ પણ નહોતું. તક જોઈને સાત વર્ષની સરલાએ પૂછ્યું:

"હેં માજી, પણ એણે જ ચોરી કરી હશે?"

માજી ખીજાયાં.

"ત્યારે કોણે કરી હશે તારા બાપે?"

પણ બાળકોની ઉત્સુકતા એમ ટળે એમ નહોતી. પાંચ વર્ષના કાંતિએ સામાજિક તત્ત્વજ્ઞાનને સ્પર્શતો એક પ્રશ્ન પૂછ્યો:

"તી માજી, ગરીબ હોય ઈ બધા ચોરી કરે ના?"

"ઘોઘા જેવો છે," સરલાએ જ જવાબ આપ્યો, "એટલું પણ સમજતો નથી. ઈ ચોરી કરે કે ન કરે પણ વહેમ તો એની ઉપર જ આવે ના? કાં માજી?"

પણ નાના કાંતિનું કૌતુક આ જવાબથી સંતોષ ન પામ્યું. તે એએક પળ તો વિચારમાં પડી ગયો. પછી તેણે પૂછ્યુંઃ

"પણ માજી, આપણે ગરીબ હોઈએ તો આપણે પણ ચોરી કરીએ? આપણને પણ આમ મહેતાજી, પોલીસ, શેઠ, બધા મારે?"

માજીએ છીંકણીને નાકમાં વધ.રે જોરથી ઊંચે ચડાવી. પછી બૂમ મારીઃ

"વાલ્લા મુવાં આ છોકરાં તો જીવ લેશે. સવારના પહોરથી સખે બેસવા જ નથી દેતાં. મણિયા, આને અહીંથી બહાર કાઢ."

મણિયો માજીના હુકમનો અમલ કરે તે પહેલાં જ છોકરાંઓ એ ઓરડામાંથી ચાલી ગયાં.

માજીના ઓરડામાં માજી, મણિલાલ અને તેની પત્ની જ રહ્યાં.

છોકરાંઓ બીજા ઓરડામાં જઈ ગુસપુસ વાતો કરવા લાગ્યાં. વાતો ચોર ઉપરથી કોની પાસે કેટલી ટિકિટો હતી (હમણાં આ બાળકોમાં જૂની ટિકિટો એકઠી કરવાનો રોગ ફાટ્યો હતો) તે ઉપર આવી. સરલાએ કહ્યુંઃ

"હું તો કાલે જ એક સરસ ટિકિટ લાવી છું. જોવી છે?"

"હા, હા, બતાવને." બધાં એકી સાથે બોલી ઊઠ્યાં.

સરલાએ જઈને ટેબલના જે ખાનામાં પોતે ટિકિટ સાચવી રાખી હતી તે ખાનું ઉઘાડ્યું. ઉઘાડતાં જ તે રાડ પાડી ઊઠીઃ

"માજી, ભાઈ, બા, ઓલો પ્યાલો તો અહીં પડ્યો છે!"

હાથમાં પ્યાલો લઈ તે માજીના ઓરડામાં દોડી ગઈ. બીજાં બાળકો પણ તેની પાછળ દોડ્યાં. ત્યાં માજી વગેરે બધાં ઊભાં થઈ ગયાં હતાં.

"ક્યાં હતો?"

"ક્યાંથી મળ્યો?"

"કોણે આપ્યો?"

ત્રણે મોટેરાંઓ એકી સાથે પૂછી રહ્યાં.

સરલાએ એ પ્યાલો કેમ મળ્યો તેનો ખુલાસો કર્યો.

"પણ ખાનામાં પ્યાલો સંતાડ્યો'તો કોણે?" મણિલાલે ગર્જના કરી. સૂચના પણ આપીઃ

"સાચું બોલજો, નહિ તો મરી ગયાં સમજજો."

કાંતિ રોતાં રોતાં બોલ્યોઃ

"હું ભૂલી ગયો'તો. કાલે રમતાં રમતાં મેં એમાં મૂકી દીધો'તો."

મણિલાલે હાથ ઉગામ્યો, પણ માજીએ તેને વાર્યો:

"રહેવા દે, ભાઈ, હવે એને મારવાથી લાભ નથી."

પાંચદશ મિનિટ તો એ બધું કેમ બન્યું તેનું વિવેચન ચાલ્યું. વસ્તુસ્થિતિના ઉશ્કેરાટને અંગે બધાં ઊભાં જ હતાં. એક માજી જ વિચારગ્રસ્ત દશામાં તેમની પથારીમાં બેઠાં હતાં. સરલા બોલી:

"પણ માજી, ઈ નોકર ... ..."

ત્યાં તો ઓચિંતાં જ વહુએ જોરથી તેનો હાથ પકડ્યો અને નાક પર આંગળી મૂકી તેને ચૂપ થવા સૂચના કરી. પછી તે ધીમેથી બોલી:

"જો પેલા લોકો તો આવ્યા પણ."

કોણ એ કહેવાની જરૂર ન પડી. બધાં એ દિશામાં રસ્તા તરફ જોઈ રહ્યાં. માજી પણ પથારીમાંથી ઊભાં થઈ ગયાં. સામેથી મહેતાજી અને પેલો નોકર ચાલ્યા આવતા હતા. એ નોકરનું માથું નમી પડ્યું હતું. ચાલમાં નિરાશા દેખાતી હતી, થાક જણાતો હતો. સાથેનો મહેતાજી પણ નિષ્ફળતાનાં ચિન્હો પોતાના મુખ ઉપર છતાં કરતો હતો. ધીમે ધીમે બન્ને ચાલી આવતા હતા. ત્યાં કાંતિ હાથમાં પ્યાલો લઈ કૂદતો કૂદતો બોલ્યો:

"બંદા તો પ્યાલો કેવો ગોતી આપ્યો એમ મહેતાજીને ને નોકરને બેયને બનાવવાના."

માજી પોતાની માંદગી ભૂલી ગયાં. તેમની ઉમરે અને તેમની શારીરિક સ્થિતિમાં ન કલ્પી શકાય તેવી ચપળતા તેમનાં અંગોમાં આવી ગઈ. તેમણે જોરથી ડગલું ભરી પ્યાલો કાંતિના હાથમાંથી ઝૂંટવી લીધો. તેનો કાન પકડી તેમણે કહ્યું:

"ખબરદાર છે કંઈ બોલ્યો તો. વહુ, આ પ્યાલો ક્યાંક મૂકી દો."

કાંતિ, સરલા અને બીજાં બાળકો અચંબાથી તેમની સામે જોઈ રહ્યાં.

"પણ માજી," સરલાએ રડતા જેવા સાદે કહ્યું, "એને બિચારાને ખબર તો આપશું ના?"

"મૂંગી મર, મૂંગી, માજીની સગી." માજીએ ક્રોધથી છતાં દબાવેલે સાદે કહ્યું.

અને મણિલાલના એક તમાચાએ તેની આવી કંઈ વાત કરવાની શક્તિ હણી લીધી.

# મૃત મિત્રને ઘેર

સુન્દરમ્

આજે એ ઘરમાં પાછો ડગ દેઈ ખડો રહું,
અતીતની સૃષ્ટિ એ પાછી ભૂતની સૌરભે ભરું.

હું આજ ઊંચો ઘરની નવાણીથી
નમાવી માથું ઘરમાં પ્રવેશું છું,
ને માળિયે કૈં વળગેલ બાવાં
ચોટંત કેશે કરથી હટાવું છું.

ને મારી ઉમ્મર ને ઊંચાઈનો
ભાર શ્રમો, પ્રૌઢ, પસારી હાથને
ધસંત લેવા મુજ મિત્ર આવશે
કલ્પું છું હું ટેવ જૂની પ્રમાણે,
—ભૂલી જવાતું ક્ષણ એ નથી જગે—
ને નાનકા એ ઘરને ભરંતા
તે મિત્રસ્થાને નિરખું ખૂણામાં
ફંફોળતી વાંકી વળેલ ડોશી
જમીનથી દોઢક હાથ ઊંચી,
નીચા ઘરે ઓકળી ખૂબ લાગતી.

ને 'કોણ?' બોલી, હું ભણી ફરી તે
ટગમગ આવતી આંખ ખેંચતી.
ન એ પીછાની શકી સાદ મારો
અનેય વા, નામ દઈ હું મારું
બોલ્યો અને તે સુણતાં જ વેંત
એ બેવડી ચોવડ હા દઈને
ઢળી પડી ક્યાં !

એ મિત્ર કેરા ઘરનો ’વશેષ !
નિમોયલા પાંગરવા પ્રફુલ્લવા
ઉદ્યાનમાં એક બચેલ ઠૂંઠું
બળેલ ને બેવડ કંધ ઠાણું.

પોતે જણ્યાં ને વળી તેહનાં જણ્યાં
વળાવી આ બાકી રહી જવાની
સ્વર્ગે, કથા એ કરુણૈક વિશ્વની
ડોસી તણું રૂપ લઈ વસી અહીં.

પુત્રચ્છબી ભીંત પરે ટીંગાયલી
ના દેખતી છે પણ એ જ માની
વિશ્વાસની, હાથથી નિત્ય સ્પર્શી
રાખેલ જે ગોઠવી તે બતાવીને
બકી રહી કેટલું, અંધ તો યે
નિહાળતી હોય બધું જ જાણે.

ને એ છબી સાથ અનેક બીજી
છબી હતી પૂર્વ શું ગોઠવાયલી
ભૂકંપથી વ્યસ્ત બનેલ ભૂમિમાં
અકંપ કો કાગળ કોટડી શી.

રે એ છબીઓ!
બે હાથ ઊંચી ધરતીથી એ હતી.

હું આવતો ત્યાં મુજ બાલ્યકાળમાં.
છબી કિનારે લગભગ પહોંચતા,
નિહાળતા અંદર મો ઊંચા થઈ
ને જીભ ચાળા કરી રાચતા'તા.

બંને અમે, ડોસી કથા છબીની
કહેતી: થતી ભેટ જ ભાઈભાઈની
તે રામ શું યોગી ભરતતણી જે
ને ભાઈ શા ડોસી પદે વિરાજી
અમે રહેતા સુણી.
ત્યાં જ ગોખમાં

પૂજા હતી શક્તિની, તેલ દીવડી
રહેતી બળી; વ્યાઘ્ર પરે વિરાજતી
અંબા ધરીને કરમાં ત્રિશૂળ

રકતામ્બરે રાજતી, કલ્પનાને
ખેંચી જતી અર્બુદ શેખરો પરે.

પ્રસાદ માનો ઉભયે ઉતારતા
મઝાથી પેટે, નવરાત્રિ ટાંકણે
ત્યાં ડાખલું વાગતું ઘોર રમ્ય,
ભૂવો લવંતો કંઈ ગાન માતનાં.

વળી કદી એ મુજ મિત્ર ડાહ્યલો
વાંચંત ઘોડી પર પોથી મૂકી,
મીઠી કથા ભાગવતે લખેલી
ગોપી અને કૃષ્ણની, યામિનીઓ.

અંધારી આ ઓરડીમાં થઈ જતી
ઉમળી, ને એ હસતો પ્રફૂલ્લતો
મારી ભણી તાકી રહંત આર્દ્ર થૈ.

એવા અમે બે સહપાઠી ઘૂમતા
સ્વપ્નો રચંતા કંઈ રમ્ય ભાવિનાં,
ભણીગણી નોકરી રૂડી મેળવી
નિરાંતના દી દઈશું જ વૃદ્ધને.

રમ્ય ભાવિ મુજનું બધા ગણે
રે કિંતુ એ ભાવિ રચાવનારા
તે મિત્રનું હા રણ તો બન્યું છે!

તૂટી પડે મોતી અને જ છાપરું
ધરા ઢળે, તેમ ગ્રાહી થઈ ગયું.
ડોસી અને દુઃખ જ શેષ છે રહ્યું.

ને પૂછું, 'મા કેમ કરી નભે છે?'
'ઓ બાપ!' નિશ્વાસ જ માત્ર વહે છે.
મુખેથી, ડૂમો દિલનો દબાવીને
મારી શિશુને—મુજ સંગ રોવી
સાસુ પૂછે છે, 'કયમ ઘેર તારે?

ડોસી છે ડોસા?
એયે ગયાં?' બોલું ધીમેથી ને એ

કપાળ કૂટે 'મુજ મોત ના હજી!'
નિશ્વાસ એનો, મુજ ગોઠવેલાં
આ શ્વાસનો સૌ પળમાં રહી ગયો
ને મૂકું હું મૂંગી—મરમંત મારી
બાલા ભણી તાકી રહ્યો ક્ષણેક.

ક્ષણેક બે નીરવ સ્તબ્ધતા ત્યાં
વ્યાપી રહી, કોઈ ન કાંઈ બોલ્યુંઃ
ભુલાઈ આ બે ક્ષણ જે જવાયલી
કલ્લોલી મારી શિશુ ત્યાં જ ઉઠી જ.

મૂળાનાં પતીકાં જેવાં ચક્ષમાં પૂઠે દ્રવી રહી,
લૂછીને આંખ ડોસીએ બાલાને ગોદમાં લીધી.

વાર્ધક્યના અંતિમ રૂપનો ને
આ બાલ્યના આદિમ રૂપ કેરો,
બે દંત હીણાં મુખ સામસામાં
તણાં સ્મિતે સંગમ શું બની રહ્યા.
અને છબીમાંથી સુચારૂ એના
સુબસ્મિતે શંકરને અમો આ
ત્રણેવના સંગમને નિહાળતો
સજીવ જાણે જ નિહાળિયો મેં.

મૃત એ જીવનધારીની જીવનાશા ફળી શું કે
ચિંતતાં અમ ત્રણેની સ્થિતિ પાછી વિચારું છું.

જો હોત એ શંકર તો ઘરે આ
અહીં વહુ હોત, અને કલોલતું
હતે શિશું, ડોસી તણા મુખે અને
અનસ્ત રાજી સ્મિત કો રહેત.
પરંતુ રે....રે...

ઉરહાય સંવરી

કઠોર ભાવે ઝડપે ઉઠયો હું
અને શિશુને ત્યંહીં દૂર કોણમાં
લપાયલીને પકડીને કરે ધરી.

જતાં જતાં બોલવું કૈંક જોઈ એ
વિચારી બોલ્યો: "નહિ દુઃખ લાવશો,
માડી મને શંકર માનજો હવે
તમે જ મારી વડમા બની રહો."

'હા, ભાઈ!' ઓચરી બોલ્યું ડોશી ઉઠી ઉભી થઈ,
અને હું માથું સંભાળી ઊંબરા બહાર નીસર્યો.

ચોટેલ માથે હજી બે'ક બાવાં
લહાવતો, હિંમતથી જતાં જતાં
મેં દૃષ્ટિ પાછી કીધ, ડોસી ત્યાં હજી
તે નાનકા દ્વાર મહીં ય નાની
રેખા સમી ઊભી હતી ઝુકીને
ને તેની પૂંઠે સ્મિતવંત શંકર
છબી થકી હાથ ઊઠાવીને મને
હમેશ પેઠે શું વદ્યો જ 'આવજે!'

મૃત ઓ જીવતા તો યે મિત્રની છબિ–છાંયમાં,
મૂકીને ડોસીને મૂંગો પળ્યો હું વ્યવસાયમાં.

*

જિન્દગી મહીં જે ખાડા પાડે છે મૃત્યુનો કર
ભલેને વિસ્મૃતિનાં તેને ઢાંકી દે ઘાસ ગીચ કૈં,
પરંતુ તે રહે ખાડા અણપૂર્યા સદાયના
ભલેને અન્ય સો હેરા હોયે સંગાથ શોકલા.

---

# પ્રેમાનંદીય નાટકોના કર્તા

## સ્વ. કેશવલાલ હ. ધ્રુવ ?

પ્રો. કાન્તિલાલ બ૦ વ્યાસ એમ. એ.

૧

'પ્રેમાનંદનાં નાટકો' વસ્તુતઃ કોણે રચ્યાં એ આપણા સાહિત્યનો એક કૂટ પ્રશ્ન છે. એ નાટકો ઈ. સ. ૧૮૯૧–૯૨ના અરસામાં પ્રસિદ્ધ થયાં ત્યારથી જ વિદ્વાનોને એના કર્તૃત્વ સંબંધે અનેક શંકાઓ ઉત્પન્ન થઈ હતી. ઈ. સ. ૧૯૦૪માં ભરાયેલી ત્રીજી સાહિત્ય પરિષદમાં સ્વ. નરસિંહરાવ દીવેટિયાએ એ શંકાઓને વિસ્તૃત શાસ્ત્રીય સ્વરૂપમાં ગ્રંથબદ્ધ કરી નાસ્તીપક્ષે પુરવાર કરી આપ્યું કે એ નાટકો પ્રેમાનંદનાં નથી પરંતુ કોઈ આધુનિક વિદ્વાનની રચના છે. સ્વ. નરસિંહરાવે પોતાની શંકાના સમર્થનમાં રજૂ કરેલાં કારણોમાં હાથપ્રતનો અભાવ, ગૂજરાતી રંગભૂમિનું અને ભજવાતાં નાટકોનું મધ્યયુગમાં અનસ્તિત્વ, હાથપ્રત પૂરી પાડનાર બાઈની અવિશ્વસનીયતા એ બાહ્ય પ્રમાણો, અને પ્રેમાનંદીય શૈલીનો અભાવ, કૃત્રિમ પ્રાકૃતો, શુદ્ધવૃત્તોનો ઉપયોગ, અતિસંસ્કૃતમય શબ્દપ્રયોગો, ફારસી શબ્દોનો વિરલ ઉપયોગ, અંગ્રેજી રૂઢિના અનુવાદ જેવા પ્રયોગો, ગદ્યમાં અંતર્ગત યમક, કેવળ આધુનિક શબ્દો, ચરોતર માટેનું મમત્વ વગેરે આંતર પ્રમાણો મુખ્ય છે.

આટલી સમર્થ ચર્ચા પછી સ્વ. નરસિંહરાવ કહે છે કે "શાસ્ત્રીવર્ગની પદ્ધતિના જ્ઞાનવાળા તેમજ પાશ્ચાત્ય સંસ્કારવાળા કોઈ લેખકે આ નાટકો લખ્યાં છે એમ માનવું પડશે."

નરસિંહરાવના પૂર્વપક્ષનો ઉત્તર સ્વ. મટુભાઈ કાંટાવાળાએ 'પ્રેમાનંદનાં જ નાટકો' એ લેખમાળા વડે આપ્યો છે. એમણે પ્રેમાનંદીય નાટકોની સ્વ. નરસિંહરાવે નોંધેલી કેટલીક વિલક્ષણતાઓ વલ્લભની રચનાઓમાં મળી આવે છે એમ દર્શાવ્યું છે. પરંતુ વલ્લભનાં આખ્યાનો પણ પ્રેમાનંદનાં નાટકોની માફક જ આધુનિક બનાવટનાં હોવાનો પૂરો સંભવ છે. એટલે વલ્લભનાં આખ્યાનોમાંથી આપેલાં પ્રમાણોથી કાંઈ જ સિદ્ધ થઈ શકે નહીં.

પ્રકાશકો સ્વ. નરસિંહરાવના પૂર્વપક્ષનું ખંડન ન કરી શક્યા, તેમજ હાથપ્રતને માટે મોટું ઈનામ જાહેર થયા છતાં હાથપ્રતનું એક પાનું પણ તેઓ રજૂ કરી શક્યા નહીં. તેથી આ નાટકો પ્રેમાનંદનાં નથી એવી ~~સાધ્રાન્ત~~ માન્યતા વધારે દૃઢ થઈ. આ નાટકો પ્રેમાનંદનાં ન હોય તો પછી પ્રકાશકોમાંથી જ ભરતનાટ્યોદ્ધારક મંડળીના માલિક શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર, કે સંસ્કૃત અને મધ્યકાલીન ગૂજરાતી સાહિત્યના પ્રખર અભ્યાસી છોટાલાલ નરભેરામ, એ બેમાંથી કોઈએ કે બંનેએ એ બનાવ્યાં હોય એવો સંભવ ઘણાને લાગ્યો. આજે પણ સામાન્ય રીતે સ્વ. શાસ્ત્રી નાથાશંકર અને સ્વ. છોટાલાલ નરભેરામને જ આ નાટકોના કર્તા ગણવામાં આવે છે.

આ સર્વથી નિરાળું એક પ્રતિપાદન નોંધી લઉં. સાતમી સાહિત્ય પરિષદમાં વાંચેલા એક સમર્થ નિબંધ વડે[1] પ્રો. ડોલરરાય માંકડે એમ દર્શાવવા પ્રયત્ન કર્યો છે કે પ્રેમાનંદીય નાટકો પ્રેમાનંદના પુત્ર વલ્લભની રચના છે. આ શંકાસ્પદ નાટકોની બધી વિલક્ષણતાઓ વલ્લભમાં છે. પરંતુ વલ્લભ સિવાયના કોઈ પણ બીજા મધ્યકાલીન કવિમાંથી ડોલરરાય આધાર આપી શક્યા નથી. અને વલ્લભની કૃતિઓનું આધુનિક ભાષાસ્વરૂપ જોતાં એ સર્વ પણ એક આધુનિક બનાવટ હોવાનો સંપૂર્ણ સંભવ છે. કદાચ પ્રેમાનંદીય નાટકોના આધુનિક પ્રણેતાએ જ વલ્લભનાં સર્વ આખ્યાનો રચ્યાં હોય.[2] વલ્લભનાં આખ્યાનો અને આ નાટકો એક જ વ્યક્તિની રચના છે એ તો ચોક્કસ છે; પણ એ વ્યક્તિ મધ્યકાલીન નથી, પણ અર્વાચીન છે એમ મને તો લાગે છે. ભાષા પરત્વે આ નાટકોની અર્વાચીનતા સંબંધે સ્વ. નરસિંહરાવે રજૂ કરેલાં પ્રમાણોમાં ઘણું સત્ય છે. પ્રેમાનંદના યુગની ભાષાનું બંધારણ આ નાટકોની ભાષાથી ભિન્ન છે. ઉદાહરણ તરીકે, શકયાર્થ મધ્યકાલીન ગૂજરાતી ભાષામાં નથી, પણ એને બદલે કર્મણિ રચના આવે છે;[3] અપેક્ષાપૂરક ઉભયાન્વયી તરીકે 'કે' નો પ્રયોગ હજી શરૂ થયો નથી, પરંતુ 'જે' મૂકાય છે;[4] વરાંસી, ફાંસ, આફણીએ, પ્રીછે, શોર, વહાતી (છિતરાતી), નિબંછાં, જેવા અનેક જૂના શબ્દો પ્રેમાનંદની ભાષામાં વપરાયા છે, જેનો પ્રયોગ હવે લુપ્ત થઈ ગયો છે. મધ્યકાલીન ભાષાનું કલેવર તરત જ પરખાઈ આવે તેવું છે. પ્રેમાનંદીય નાટકોની ભાષામાં મધ્યકાલીન લાક્ષણિક પ્રયોગોનો બિલકુલ અભાવ છે, અને શકયાર્થ અપેક્ષાપૂરક 'કે' વગેરે આધુનિક પ્રયોગોનું પ્રમાણ ઘણું છે. આથી પ્રેમાનંદીય નાટકો તદ્દન અર્વાચીન જ છે એ સ્વ. નરસિંહરાવનું મંતવ્ય મને સંપૂર્ણ રીતે વાસ્તવિક લાગે છે. વલ્લભની રચનાઓમાં ને આ નાટકોમાં ભાષા પરત્વે તેમજ અન્ય લાક્ષણિક અંગોમાં સમાનતા હોય તેથી આ નાટકો વલ્લભનાં ઠરતાં નથી; ઊલટું એ બન્ને—એ નાટકો ને વલ્લભનાં આખ્યાનો—આધુનિક અને બનાવટી ઠરે છે.

૨

ત્યારે આ નાટકો રચ્યાં કોણે? સ્વ. નરસિંહરાવ પોતાના નિબંધના ઉપસંહારરૂપે સૂચવે છે કે આ નાટકો શાસ્ત્રીવર્ગની પદ્ધતિના જ્ઞાનવાળા તેમજ પાશ્ચાત્ય સંસ્કારવાળા કોઈ લેખકે રચ્યાં હોય એમ લાગે છે. આ વર્ણન ઘણું સામાન્ય રૂપનું છે અને શાસ્ત્રી નાથાશંકર, છોટાલાલ નરભેરામ, હરિ હર્ષદ ધ્રુવ કે કેશવ હર્ષદ ધ્રુવ સર્વને સરખું લાગુ પડે તેવું છે.

---

૧. "એ ત્રણ નાટકો" સાતમી સાહિત્ય પરિષદનો રિપોર્ટ.

૨. વલ્લભની પણ હાથપ્રતો મળી નથી; અને વલ્લભનાં કાવ્યોની ભાષાનું સ્વરૂપ તેમજ ભાષાની ભંગિઓ જુસ્સો નર્મદોત્તર કાલનાં લાગે છે.

૩. રૂપમાં ન અંબાય નગ મેં (નળાખ્યાન-કડવું ૩)
ખપ કદે પ્રધાન ને, દંભ મેં ન કહેવાય (નળાખ્યાન કડવું ૧૦)

૪. વારુ થયું જે તમે મળ્યા, શું નૈષધનાથે મોકલ્યા. (સદર-કડવું ૨૧)
જઈ કહો તમે દેવને જે એ કારજ નવ થાય, (સદર-કડવું ૨૨)

આજે વિદ્વાનો[5] અને સાહિત્યરસિકોમાંથી ઘણાખરા શાસ્ત્રી નાથાશંકરને અને કેટલાક સ્વ. છોટાલાલ નરભેરામને આ નાટકોના સ્રષ્ટા માને છે. આ નાટકોની કવિતા સ્વ. હરિલાલ ધ્રુવ અને સ્વ. કેશવલાલ ધ્રુવે રચી હોય એમ એક 'સામયિકના તંત્રીને લાગ્યું હતું.[6] આ કલ્પના માટે ભરતવાક્યોમાં આવતા 'હરિ' શબ્દ સિવાય બીજો આધાર તેમણે આપ્યો નહોતો. નાટકોનું ગદ્ય અને એમાં સ્થળે સ્થળે વચ્ચે વચ્ચે ગુંથાયેલાં પદ્યો એ બંને ભિન્ન ભિન્ન વ્યક્તિઓની કૃતિઓ હોય એ સંભવિત નથી.

મને તો એમ લાગ્યા કર્યું છે કે આ નાટકો સ્વ. કેશવલાલ ધ્રુવે રચ્યાં હોય. એમનું સંસ્કૃત નાટકોનું અને નાટ્યશાસ્ત્રનું[7] પરિશીલન, પ્રાકૃતોનો અભ્યાસ, શાલીનતા અને સંકોચની વૃત્તિ, મિત્રો અને શિષ્યોને પોતાના સંશોધનના ફળરૂપ સાહિત્ય આપી દેવાની તત્પરતા,[8] પ્રકાશકમંડળ સાથે એમનો તથા ડૉ. હરિલાલ ધ્રુવનો સંબંધ : આ સર્વ ઉપરથી એમના કર્તૃત્વ સંબંધેની મારી શંકા બળવત્તર થઈ. એ દૃષ્ટિથી એમના અનુવાદોને પ્રસ્તુત નાટકો સાથે સરખાવતાં એ બંને વચ્ચે ભાષાશૈલી અને પદ્યરચનામાં મને ખૂબ સામ્ય જણાયું. નરસિંહરાવે આ નાટકોની જે જે વિલક્ષણતાઓ સામાન્ય શૈલી પરત્વે તેમજ છૂટા છૂટા શબ્દપ્રયોગોમાં નોંધી છે તે સર્વ સ્વ. કેશવલાલભાઈના અનુવાદોમાં પણ છે. આગળ મેં 'પરાક્રમની પ્રસાદી'[8અ] અને નાટકો વચ્ચે શૈલી અને શબ્દપ્રયોગની સમાનતા વિસ્તારથી દર્શાવી આપી છે. આટલી બધી સમાનતા કેવળ આકસ્મિક હોય એમ મને લાગતું નથી. આ સર્વ આંતર પ્રમાણો હું આગળ રજૂ કરીશ.

કેશવલાલભાઈના કર્તૃત્વનું સમર્થન કરે એવાં સીધાં બાહ્ય પ્રમાણો મળી આવ્યાં નથી. પરંતુ એક એવું પ્રમાણ મળી આવ્યું છે કે જેના ઉપરથી શાસ્ત્રી નાથાશંકર તથા છોટાલાલ નરભેરામે આ નાટકો રચ્યાં હોવાનો સંભવ ઘણો ઓછો થઈ જાય છે.

આ પ્રમાણ તે શાસ્ત્રી નાથાશંકરના આપ્ત સ્નેહી શ્રી. જટાશંકર પરમેશ્વર વૈદ્યે સ્વ. રણજીતરામ વાવાભાઈને લખેલો પત્ર છે. શ્રી. જટાશંકર સદ્. શાસ્ત્રીના સ્નેહી હોવાથી

---

૫. અપવાદરૂપે પ્રો. ડોલરરાય માંકડ વલ્લભને પ્રેમાનંદીય નાટકોનો કર્તા ગણે છે; અને સ્વ. કેશવ હર્ષદ ધ્રુવ તો આ નાટકોને પ્રેમાનંદની કૃતિ માનતા અને મનાવવા મથતા.

૬. "કૌમુદી ત્રૈમાસિક" પુસ્તક ૨, અંક ૧; આશ્વિન, ૧૯૮૨.

૭. શરૂઆતની કૃતિઓ 'વનમાળી' એ તખલ્લુસથી પ્રસિદ્ધ કરેલી.

૮. 'કાન્હડદે પ્રબંધ'નું સમગ્ર સંશોધન એમણે કરેલું અને પોતાના મિત્ર દેરાસરીને આપેલું એ વાત જાણીતી છે. 'વિમલ પ્રબંધ'ના સંપાદનમાં એમનો કેટલો બધો હાથ હતો તે વિ.પ્ર. ની પ્રસ્તાવના ઉપરથી જણાશે. વાતચીતમાં કા.પ્ર. પોતે સંશોધીને દેરાસરીને આપેલો એમ એમણે ઘણાને —મને પણ— કહ્યું છે. વિદ્યાર્થીઓને પણ તેઓ છૂટથી પોતાનું કિમતી સાહિત્ય વાપરવા દેતા.

૮ અ ઘણા અનુવાદો તપાસતાં કોઈ આરોપ મૂકે કે આટલા બધા બહોળા સાહિત્યમાંથી શોધેલા સમાનતાના દાખલા આકસ્મિક પણ હોય; આથી સ્વ. કે. હ. ધ્રુવના અનુવાદોમાંથી માત્ર 'પરાક્રમની પ્રસાદી'માંથી જ પ્રસ્તુત નાટકો સાથેનું સામ્ય બતાવી આપ્યું છે. એવી જ રીતે બીજા અનુવાદોમાંથી પણ પુષ્કળ સામ્યનાં ઉદાહરણો જડશે.

આ નાટકોના કર્તૃત્વ સંબંધી એમની પાસેથી કાંઈક વિશ્વસનીય હકીકત મળશે એમ ધારીને સ્વ. રણજીતરામે એમને પૂછાવેલું. તેના ઉત્તર રૂપે તેમણે આ પત્ર રણજીતરામને લખી મોકલેલો.[૯] 'વસન્ત'ના જૂના અંકો સુપ્રાપ્ય નહીં હોવાથી, આ પત્ર તરફ કોઈનું ધ્યાન ખેંચાયું લાગતું નથી. આથી પત્રમાંનો મહત્ત્વનો બધો ભાગ નીચે ઉતાર્યો છે :

## પ્રેમાનંદનાં નાટકો સંબંધી મારી માહિતી

સાક્ષરવર્ય શ્રીયુત રણજીતરામભાઈ,

ઉપલા વિષયમાં આપની સાથે વાતચીત થયા પછી મારા અનુભવમાં આવેલી ખરી હકીકત આપને લખી મોકલાતું છું. × × × 'ભરતનાટ્યોદ્ધારક કંપની' મહારાણીશ્રી વિક્ટોરિયાની જ્યુબિલીને પ્રસંગે રાજકોટ ગયેલી હતી. આ કંપનીના અગ્રગણ્ય શાસ્ત્રીજી નાથાશંકર પૂજાશંકરને ને મારે પરિચય હોવાથી રાજકોટમાં હું ઘણો ભાગ તેમની સાથે જ રહેતો હતો અને 'વડોદરા વીરક્ષેત્ર' છાપખાનામાં આ વખતે 'તપત્યાખ્યાન' છાપવાનું કામ ચાલતું હતું. × × ×

'તપત્યાખ્યાન' છપાતું હતું ત્યારે કંપની લઈને શાસ્ત્રીજી રાજકોટ ગયેલા હતા. તેની પ્રેસકોપી કરાવી લેવા વૈદ્યરાજ ધનશ્યામભાઈને છેક વડોદરાથી રાજકોટ આવવું પડેલું હતું. તેમની પાસે પરિચય થતાં મેં વૈદ્યરાજને પૂછ્યું કે પ્રેસકોપી કરવા સારુ આપે અહીં સુધી ધક્કો ખાધો તેના કરતાં છોટાલાલભાઈએ જ (છોટાલાલ નરભેરામે) આ કામ ત્યાં વડોદરે બેઠાં જ કર્યું હોત તો આપને આટલી તસ્દી પડત નહીં. અને પ્રેસમાં રોકાઈ રહેલા ટાઈપ બીજા ઉપયોગમાં આવી શકત. આ પ્રશ્નના ઉત્તરમાં વૈદ્યરાજે એવો ખુલાસો કર્યો કે પ્રાચીન હસ્તલિખિત કોપીના અક્ષરોનો અભ્યાસ અમારામાંથી કોઈને નથી તેથી અહીં સુધી આવવું પડ્યું છે. એક જ પાનું બનાવવાની માગણી કરતાં કંઈ જ ઉત્તર આપ્યો નહીં. શાસ્ત્રીજીને વિનંતિ કરતાં તેમણે ખુલાસો કર્યો કે મૂળ પુસ્તક સરકારી છે અને કોઈને ન બતાવવું એવો ધારો છે. આ ખુલાસાથી મારી જિજ્ઞાસા તૃપ્ત ન થવાથી પ્રેસકોપી કરતા હોય તે વખતે જઈને જોઈ લેવું એવો મનમાં ઠરાવ કર્યો, પરંતુ એ ધારણા પાર ન પડી કેમકે ત્યારપછી એક માસ સુધી પ્રેસકોપીનું કામ ચાલ્યું પરંતુ તે બંધબારણે જ થતું. અને તે એવી રીતે કે અંદર શાસ્ત્રીજી એકલા બેસતા અને પેનસિલ વડે પ્રેસકોપી ઉતારી આપતા હતા જેની યથાવકાશ વૈદ્યરાજ શાહીથી પ્રેસકોપી કરી લેતા હતા. અને તે વખતે તો ઘણી વાર હું વૈદ્યરાજ પાસે બેસતો હતો.

આ પ્રમાણે એક માસ કામ ચાલ્યાં છતાં આખા નાટકની પ્રેસકોપી તો તે વખત થઈ જ નહોતી. ઘણો ભાગ લખવો બાકી જ હતો, જે શાસ્ત્રીજીએ કકડે કકડે

૯. આ પત્ર રણજીતરામના અવસાન બાદ એમના કોઈ મિત્ર દ્વારા 'વસન્ત' વર્ષ ૧ અંક ૭ (શ્રાવણ, સં. ૧૯૭૫)માં પ્રસિદ્ધ થયો છે.

પાછળથી મેકિસવેલે હતો એ વાત અમે બરાબર યાદ છે. કારણકે આ વખતે મારે શાસ્ત્રીજીની સાથે ઘણો વખત રહેવું થતું અને તેમની સાથે જ હું કરાંચી સુધી ગયેલો એટલે એ વાત મારા બરાબર સ્મરણમાં છે.

ત્યાર પછી પણ શાસ્ત્રીજી સાથે મારે લાંબો પરિચય રહેલો હોવાથી હું એકબે વખત વડોદરે પણ ગયેલો હતો અને તે વખતે પણ શાસ્ત્રીજી પ્રાચીન કાવ્ય અને આ નાટક કંપની સાથે જ જોડાયેલા હતા, એટલું જ નહીં પણ ઉપરની બંને સંસ્થાઓના નેતા પણ તેઓશ્રી પોતે જ હતા.

તેઓની કરેલી સ્વતંત્ર કવિતાઓમાંની જે મારા સ્મરણમાં છે તે નીચે લખું છું :

### મરાઠી સાખી

"રંગપ્રેક્ષકો ઉત્સુક રસનાં રંગભૂમિ શોભાવે,
તે સર્વેની ઉત્સુકતા સમે રંગ મેહ વરસાવે,
કરવા તેવી ક્રિયા, સજી શૃંગાર આવ્ય પ્રિયા;—કરવા તેવી."

"સર્વાંગભૂષણ સ્વામી મારા—આજ્ઞાનુસારે હું આવી;
ઇચ્છિત કાર્યો પ્રવૃત્ત થવા, માર્ગ દીધો દરસાવી.
દાસી દીન જાણી, મૃદુ મુખે વદો વાણી;—દાસી દીન."

તેમણે દયારામ તથા પ્રેમાનંદનાં કાવ્યોને નવા રાગમાં ગોઠવાવી 'શીર્ધાવિલાસ' નામે એક નાટક લખેલું હતું તેમાં ઉપરની બે કવિતાઓ અનુક્રમે સૂત્રધાર અને નટીના મુખમાં બોલાવી હતી. આ સિવાય ઉપરના નાટકમાં અનેક પ્રાચીન કહેવતો પણ દાખલ કરેલી હતી. 'એક પંથ ને દો કાજ' 'હુંડી ચૂડો પહેરવા જાય ત્યાં મરૂડિયો આંદો પડે એ વાળી ગત થઈ.'

શાસ્ત્રીજીના લેખમાં ઘણી વાર પાત્રોના સ્વભાવમાં અને વસ્તુસંકલનામાં અનૌચિત્યના દોષો આવી જતા. શાસ્ત્રીજી સંસ્કૃત બિલકુલ જાણતા નહોતા એમ મને મારા અનુભવથી જણાયું છે, પરંતુ છોટાલાલ નિર્ભયરામ (માસ્તર) જેવા વિદ્વાનોના નિત્યસહવાસથી તેમને સંસ્કૃત સાહિત્યનો ઘણો પરિચય હતો; વળી માસ્તરે ભાષાન્તર કરેલ મહાભારત તેઓ કાયમ વાંચતા.

× × × શાસ્ત્રીજીમાં અનુકરણ શક્તિ બહુ આશ્ચર્યજનક હતી.

આટલા મારા અનુભવો ઉપરથી આપ અમુક અનુમાન ઉપર આવી શકશો એવી આશાથી આટલું લખી મોકલ્યું છે. અને વિશેષ સ્મરણમાં આવશે તો હવે પછી લખી મોકલીશ.

લિ. આપનો સ્નેહાધીન
વૈદ્ય જટાશંકર યજ્ઞેશ્વરના ઘટિત

આ પત્રમાંથી નીચેના અગત્યના મુદ્દાઓ જડે છે :

(૧) છોટાલાલ નરભેરામનો આ નાટકોની રચનામાં કોઈપણ જાતનો હાથ નથી.

(૨) શાસ્ત્રી નાથાશંકર સંસ્કૃત જાણતા નહિ, જોકે આડકતરી રીતે તેમને સંસ્કૃત સાહિત્યનો થોડો ઘણો પરિચય થયેલો.

(૩) શાસ્ત્રીજીની રચનામાં પાત્રોના સ્વભાવમાં અને વસ્તુસંકલનામાં અનૌચિત્યના દોષો આવી જતા.

(૪) શાસ્ત્રીજીની 'રાધાવિલાસ'ની કવિતા કેવળ સામાન્ય-ક્ષુદ્ર કોટિની કહી શકાય તેવી છે. આ ઉપરથી પ્રસ્તુત નાટકોની કવિતા રચી શકવા જેટલી એમની શક્તિ લાગતી નથી.

(૫) શાસ્ત્રી બંધબારણે પ્રેસકોપી કરતા, એટલે મૂળનું લખાણ બીજાનું હોવું જોઈએ એમ પ્રતીત થાય છે. નહિ તો પોતાના લખાણમાંથી પોતે નકલ કરી આપવાની જરૂર પડત નહિ. પોતાનું લખાણ હોય તો હાથપ્રત ઉપરથી પોતે પ્રેસકોપી બનાવી રાખી છે એમ કહીને એ લખાણ જ ખુશીથી સુપરત કરી શકત.

(૬) 'તપત્યાખ્યાન'ની પ્રેસકોપી કરતાં મહિનાઓ લાગ્યા એનું શું કારણ? શાસ્ત્રી પોતે જ એ નાટકોના કર્તા હોય તો આખું નાટક રચીને પછીથી જ છાપવાનું શરુ કરાવે એ વધારે વાસ્તવિક નથી લાગતું? કોઈ બીજા વિદ્વાન પાસેથી થોડુંક લખાણ ગળ્યું હોય અને બાકીનું લખાણ વખતસર મોકલી આપવાનું વચન આપ્યું હોય તો આ પ્રમાણે છાપવામાં વિલંબ થાય એ દેખીતું છે.

(૭) મૂળ હાથપ્રત કે પોતાની કરેલી નકલમાંથી ઉતારતાં આટલી ચોકસાઈથી બંધબારણે કામ ન કરવું પડે. જૂની હાથપ્રતને લીધે આધુનિક લેખકનું લખાણ જોવાથી કોઈને વહેમ ન આવે માટે આટલી બધી ચોકસાઈ રાખવી પડી હશે.

આ પત્રના મુદ્દાઓ ઉપરથી એમ લાગે છે કે છોટાલાલ નરભેરામે આ નાટકો રચ્યાં નથી, અને શાસ્ત્રી નાથાશંકરે રચ્યાં હોય એવો સંભવ લાગતો નથી. આ બંનેથી નિરાળી કોઈ ત્રીજી જ વ્યક્તિએ રચ્યાં હોય એ વધારે સંભવિત છે. આ ત્રીજી વ્યક્તિ મારા મત પ્રમાણે સ્વ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ છે. મારા મતના સમર્થન માટેનાં થોડાંક કારણોનો નિર્દેશ હું ઉપર કરી ગયો છું. હવે સ્વ. કેશવલાલભાઈના કર્તૃત્વના સૂચક વિસ્તૃત આંતર પુરાવાઓ રજૂ કરું છું.

૩

આધુનિક વિદ્વાનોમાંથી જ કોઈએ આ નાટકો રચ્યાં હોય તો સ્વ. કેશવલાલભાઈએ એ રચ્યાં હોવાનો વધારે સંભવ છે એમ આંતર પ્રમાણો જોતાં લાગે છે. સ્વ. નરસિંહરાવે પ્રેમાનંદીય નાટકોની જે જે વિલક્ષણતાઓ—ભાષાની પ્રૌઢી, ગદ્યમાં આંતર યમક, વધારે પડતા ફારસી શબ્દોનો ઉપયોગ, કૃત્રિમ પ્રકૃતો, કેટલાક સૂચક શબ્દપ્રયોગો વગેરે—દર્શાવી છે તે તે બધી કેશવલાલભાઈના અનુવાદોમાં જડે છે અને એમની લાક્ષણિક છે.

(૧) પ્રથમ તો પ્રેમાનંદનાં નાટકોની રચના એવી સુશ્લિષ્ટ છે અને એમાં અર્થપ્રકૃતિ, સંધિ વગેરેની યોજના એવી શાસ્ત્રીય છે કે એ ઉપરથી એનો કર્તા નાટ્ય-

શાસ્ત્રનો અને નાટકોનો પ્રખર અભ્યાસક હોવો જોઈએ એમ જરૂર લાગે. રા. કેશવલાલભાઈએ ભાસનાં નાટકો, શ્રી હર્ષની નાટિકાઓ, વિશાખદત્તનું મુદ્રારાક્ષસ અને કાલિદાસના વિક્રમોર્વશીય વગેરેના સરસ અનુવાદો કર્યા છે. નાટ્યશાસ્ત્રનો એમનો અભ્યાસ તલસ્પર્શી છે.

પ્રેમાનંદીય નાટકોમાંથી 'તપત્યાખ્યાન'નું[૧૦] સૂચન વિક્રમોર્વશીય ઉપર મળ્યું હોય, 'રેવદર્શિકા' 'પ્રિયદર્શિકા' ઉપરથી સૂચવાયું હોય, અને 'પાંચાલી પ્રસન્નાખ્યાન'[૧૧] 'વેણીસંહાર' ઉપરથી ઘડાયું હોય એવો સંભવ છે આ નાટકો નાટ્યકલાના પ્રખર અભ્યાસી, અને આટઆટલાં સંસ્કૃત નાટકોના સફળ અનુવાદક કેશવલાલભાઈની કૃતિ હોય એ મત નિરાધાર નથી: નીચેના આભ્યંતર સ્વરૂપના પુરાવાઓથી એમના કર્તૃત્વની સવિશેષ પ્રતીતિ થશે.

(૨) પદ્ય ભાગમાં સ્વ. કે. હ. ધ્રુવના અનુવાદો તથા પ્રેમાનંદીય નાટકોનું ઘણે અંશે સામ્ય જણાય છે. આ નાટકોમાં પદ્યભાગમાં ઊર્મિ કરતાં ચાતુર્ય તરફ વધારે લક્ષ અપાયેલું છે. શ્લિષ્ટાર્થ શબ્દો, યમક, અને અનુપ્રાસનો અણઘટતો મોહ, અને શબ્દોને અનુપ્રાસ માટે કે યમક માટે વિકૃત કરવાની તત્પરતા એ પ્રેમાનંદીય નાટકોનું ખાસ લક્ષણ છે. આ જ વિશેષતાઓ કેશવલાલભાઈના અનુવાદોમાં પણ લાક્ષણિક રૂપે જણાય છે. ઉ. તઃ

| પ્રેમાનંદીય નાટકોમાં | કેશવલાલભાઈના 'પરાક્રમની પ્રસાદી'માં |
| --- | --- |
| (૧) ધડેડાટ કરતી ગદા મારી આજે<br>છૂટે છેલડી તો સુરો મારી આજે.<br>(પાંચાલી૦ પૃ. ૧૦૬) | (૧) ઉઘાડિયે આ દૃગ દીર્ઘ પદ્મિની,<br>દિને વિકાસે જયમ જોડ પદ્મની.<br>( અંક ૧ ) |
| (૨) વાઘણી વંક જો જાય આ પાસથી,<br>નાગણી શીધી આ શિર છેદે,<br>વા ઘણી શોધ સંભાળ જો ધારશો,<br>ના ગણી જાય મોટાઈ વેદે.<br>(તપત્યા૦ પૃ. ૪૨) | (૨) જોતાં વાંત જ હર્યું વિષમશરે<br>વીંધી લીધ વિષમ શરે,<br>તે જ પળે મારગે ઉર વસી એ,<br>દિવ્ય ઉરવશી એ. (અંક ૨) |
| (૩) કર આકર આ કરતા અભિંજન,<br>ગંજન સર્વ સદા તજવી;<br>વર શા વરપા ભરતા નભપૂરણ,<br>ચૂરણ ચાર દિશા સજવી.<br>( પાંચાલી૦ પૃ. ૮૦ ) | (૩) ભુજ પર રજ મ્હેરજથી અથવા<br>તો રસની લહેની લહેરજથી.<br>(પ્રસ્તાવના)<br>જ્યોત્સના જામી તમ વિરમતાં<br>રાત્રિ જેવી ઉજાસે (અંક ૧) |

૧૦ 'તપત્યાખ્યાન'નું મૂળ મહાભારત આદિ પર્વ ૧૭૩-૧૭૫માં છે. શ્રી નિવાસ કવિના સંસ્કૃત નાટક ઉપરથી 'તપ્તા-સંવરણ' નામનો કવિ સવિતા નારાયણે કરેલો એક ગૂજરાતી અનુવાદ પણ છે.

૧૧ મહાભારત, આરણ્યક પર્વ, ૧૪૫-૧૪૭માં આની મૂળ કથા છે.

કિંશુક કુસુમ રક્તપીતવર્ણું વાસવનું,
અનુદિન આ ગુલાબ ગુર્જરી મહામણિ,
ઉપવન કુસુમિત જોઈ મત્ત ભૃંગ ગુંજે;
અહલ પરભૃત આ વાણી કે પ્રેમીતણી.
(પાંચાલી૦ પૃ. ૬)

—ચર્ચિણી ચતુષ્પદિકા—

વન વન રનવન ભટકી અટકી થનગન નાચે હા નાચે મુનીબાલા;
રૂપ રસાળા મોહની શાળા નયનવિશાળા ધરી કરમાળા બાળા. વન૦
પતિ અતિ રતિ ધરી મતિ કરી નિર્મલ અમલ કમલ વર લાવો લાવો;
મમ કરણ ધરું, પતિ પાસ ફરું, મન આશભરું ભરપૂર લાવો લાવો. પતિ૦
(પાંચાલી૦ પૃ. ૯૭)

રાધા બાધાહારક, યુવતી યૌવનવતી શશી જેવી;
કમળ અલૌકિક આ તો, કાન્તિ શાન્તિદ વંચ્ય ! કહું કેવી !
(રોપ૦ પૃ. ૬૬)

કેવી નીચી નમી છે, મદનસદનની કમાન શું રાજે !
નહિ નહિ મદન શિલીમુખ, વાંકુંસીધું સદાય જે ભ્રાજે
(રોપ૦ પૃ. ૭૦)

તુજ સમ સુખનયની, અધિક સુવયની, રાજિતઅયની, રમ્ય ભજી
(પાંચાલી૦ ૩૦)

હે ભયભંજન, હે જનરંજન, હે અરિગંજન મંજન મોટા
(પાંચાલી૦ ૪૨)

મધુથી મીઠી વાણી, કોમળ કમળથી હશે ઘણી કેરી;
શર્મદ નર્મદ સુખદા, નમ્ર વાણી એ પ્રિયા તણી કેરી.
(પાંચાલી૦ ૬૪)

ઉપરનામાંથી ગીતગોવિંદના ગુર્જરી જેવા રાગોમાં રચાયેલાં ગીતોનું સ્થાન આ નાટકોમાં ઘણું મહત્ત્વનું છે. આથી આ સામ્ય વધારે સૂચક બને છે.

(૩) આધુનિક સંસ્કૃતમય ગુજરાતીની અતિભક્તિમાં ઉત્પન્ન થયેલા 'ચારુતર' 'અતિથિસત્કારગૃહ' 'મહાશય' 'ધન્યવાદ' જેવા કેટલાક કૃત્રિમ શબ્દ-પ્રયોગો સ્વ. નરસિંહરાવે નોંધ્યા છે. ભાષામાં સ્થળે સ્થળે અતિશય સંસ્કૃતમયતા એ પ્રસ્તુત નાટકોનું એક ખાસ લક્ષણ છે. સ્વ. કેશવલાલભાઈનાં ગદ્ય લખાણોનું એક વ્યાવર્તક લક્ષણ સૂત્રાત્મકતા, સંક્ષિપ્તતા છે. એ સંક્ષિપ્તતા સાધવાને માટે તેઓ પોતાના લેખમાં અનેક પરિચિત કે અપરિચિત સંસ્કૃત શબ્દો ઠાંસી ઠાંસીને ભરે છે. સ્નેહીઓ ઉપરના એમના પત્રોમાં પણ આવા ઘણા સંસ્કૃત શબ્દો આવે છે. એમનાં ગદ્યલખાણોમાંથી હવે કેટલાંક ઉદાહરણો જોઈએ.

(૧) "વાણીનો આ સ્વાભાવિક વ્યાપાર અત્યારે પણ પ્રવર્તતો શ્રુતિગોચર થાય છે. તેને અન્વયે સં. લવણ તે 'લુણ' સં. જનની તે 'જનુની'. આપણી બોલીમાં બોલાય છે." ('વાગ્વ્યાપાર' પૃ૦ ૪)

"સંસ્કૃત વૈયાકરણ અનંતરોક્ત પચીસ વ્યંજનને જ પૂર્ણ સ્પર્શથી બોલાતા લેખે છે,......પરંતુ અવૈયાકરણને પણ સ્વાનુભવથી વિદિત થશે કે..." ('વાગ્વ્યાપાર' પૃ. ૧૨)

"શાસ્ત્રીય પૃથક્ક બુદ્ધિથી જે પરિષ્કૃત હોય, સાર્થ શુદ્ધ સમર્થ વાણી વાપરવાની સુઘડતા જેમનામાં હોય, તેઓને આ અદ્યાપિ અંધકારમાં રહેલા વિષય ઉપર પ્રકાશ પાડવા વિનંતિ છે. ('વાગ્વ્યાપાર' પૃ. ૨૧)

અહીં વપરાયેલા અતિ સંસ્કૃતપ્રયોગો પારિભાષિક આવશ્યકતાના કારણથી યોજાયા નથી પરંતુ કેવળ લખાણને ગૌરવ અર્પવાના હેતુથી યોજાયા છે. 'શ્રુતિગોચર' 'અનંતરોક્ત' 'વિદિત થશે' 'પરિષ્કૃત' વગેરેને બદલે સહેલા તદ્ભવ શબ્દો ચાલી શકે તેમ છે. આવા સંસ્કૃતમય ભાષાનાં ઉદાહરણો "પદ્ય રચનાની ઐતિહાસિક સમાલોચના" તથા એમના અનુવાદોની પ્રસ્તાવનાઓમાં ઠેર ઠેર જડશે. અનુવાદોમાં પણ સંસ્કૃતમયતાનાં ઉદાહરણો વિરલ નથી. જેમકે 'પરાક્રમની પ્રસાદીમાં'

માણવક—આ પ્રદીપે ઝળહળતો મણિમહેલ. ગંગાજીના તરંગ સરખાં શીતલ સ્ફટિકના પગથિયે ઉપર ચઢિયે.

રાણી—છોકરીઓ! પૂજાની સામગ્રી લાવો. મણિમહેલના મસ્તકે ચંદ્ર ભગવાનનાં કિરણનું હું પૂજન કરું. નિપુણિકા! આ નૈવેદ્યના મોદક આર્ય માણવકને આપ. (અંક ૩)

નારદ—'મારે' મિત્ર શચીનો ત્યાગ કરતા નહિ.

અમારા રણસહાય તમે છો. વિશેષમાં જણાવ્યું છે કે ઉર્વશી જીવનપર્યંત રાજર્ષિની સહધર્મચારિણી થઈને રહેશે. (અંક ૫)

(૪) સ્વ. નરસિંહરાવે પ્રસ્તુત નાટકોમાંથી ગદ્યમાં અંતર્ગત યમકનાં કેટલાંક ઉદાહરણો આપ્યાં છે. પારસી-ગુજરાતી નાટકોના આરંભકાળમાં ગદ્યમાં વચ્ચે વચ્ચે આવી યમકરચના આવતી; તે પછી મુંબઈની રંગભૂમિ ઉપર ગુજરાતી નાટકોમાંથી કેટલાંકે એ દાખલ કરી એવો એમનો મત છે. આ ગદ્યાન્તર્ગત યમક પ્રેમાનંદીય નાટકોનું એક વિશિષ્ટ લક્ષણ છે. આવી રચના મધ્યકાલીન ગુજરાતીમાં મળી આવતી નથી.

પરંતુ સ્વ. કેશવલાલભાઈના અનુવાદોમાં આવી યમકરચના ઠેકઠેકાણે છે. 'વિક્રમોર્વશીય'ના અનુવાદમાંથી ઉદાહરણો લઈએ.

| પ્રેમાનંદીય નાટકોમાં નરસિંહરાવે નોંધેલા ગદ્યાન્તર્ગત યમકના દાખલા | 'પરાક્રમની પ્રસાદી'માંથી ગદ્યાન્તર્ગત યમકનાં ઉદાહરણો |
|---|---|
| (૧) નારદ— (સખેદ) શિવ! શિવ! × × × સોળ સહસ્ર રાજકન્યા એ કુંવારીકન્યા જ રહેવાની! તેમ તેની પટરાણી ધન્યા, એ પણ ક્યાં? (રોષ૦ પૃ. ૬૫) | (૧) મહેન્દ્ર જેવા પ્રતાપી આ મહીન્દ્રે (પૃ. ૭) |
| (૨) શ્રીદામો— × × જો ભૂલી ગયા હો તો કરો મને ગુરુ એટલે કાંઈ રહેશે નહિ અધૂરું. (સદર—પૃ. ૮૪) | (૨) માણવક—ચાલો પાકશાળામાં. ત્યાં અનેક પ્રકારનાં પાત્રોમાં પાંચ પ્રકારની ભોગસામગ્રી થતી હશે, તે જોઈશું ને ભેગેની ખોઈશું. (પૃ. ૧૯) |

| | |
|---|---|
| (૩) કૃષ્ણદેવ–× × પણ જોજે એ પંચમુખી નાગની ફેણા જેવા કે મણા વગરના કર વડે કોને બોલાવે છે? (સદર. પૃ. ૮૨) | (૩) જનના મનના જાણનાર ઇન્દ્ર ભગવાને ઠીક કર્યું. (પૃ. ૪૦) |
| (૪) સૂત્રધાર–પ્રાણપ્રિયા! સુખજન્યા! ધન્યા! (પાંચાલી૦ પૃ. ૮) | (૪) અપ્સરાના રસિયાને મળિયે. (પૃ. ૩૫) |
| (૫) વંક્રવલ્લી–× × જો એની એકાદ ગદાનો ઝપાટો લાગી ગયો તો સદાને માટે વનદેવતાપણું મૂકવા વારો આપ થશે. (સદર પૃ. ૧૩૫) | (૫) વ્હાલ થેલૂં વંકાય વ્હેલૂં કેવૂં વ્હાલ ને કેવા હાલ! (પૃ. ૬૦) |
| (૬) કોકનદેશ્વર–× × નીકર હવડાં યક્ષેશ્વર માટે ખાસુખા આવી કામુકા કેશે કે લાવો. (સદર. પૃ. ૧૭૮) | (૬) હવે પાછો જ્યાં એ સુદર્શના અદર્શન પામી ત્યાં એકવાર જાઉં. (પૃ. ૭૮) |
| (૭) વાગીનો બાકી રહેલો સંબંધ જાગીને પૂરો કર્ય. અસત્ય ત્યાગી વાગીનો સંબંધ તો પૂરો કરવો જ જોઈએ. (તપત્યા૦ પૃ. ૨૦) | (૭) પણ એ વૈભવની ભૂંગળે વળે શું? (પૃ. ૬૪) રોષના આવેશમાં વિસરી જઈ. (પૃ. ૮૫) |

(૫) પ્રસ્તુત નાટકોમાં આહીરી, રાક્ષસી તથા ગ્રામ્ય બોલીઓ વપરાઈ છે. આ કૃત્રિમ પ્રાકૃત બોલીઓ ઘડી કાઢનાર પ્રાકૃત ભાષાઓમાં પ્રવર્તતા નિયમો વગેરેના જ્ઞાનવાળો હોવો જોઈએ એમ નરસિંહરાવને લાગ્યું હતું. પ્રાકૃત ભાષાઓનો અભ્યાસ આપણા શાસ્ત્રીવર્ગમાં ભાગ્યે જ થતો; પ્રાકૃતોનું સંશોધન અને તેના ભાષાસ્વરૂપનો અભ્યાસ આધુનિક છે. એટલે આ બોલીઓ ઘડી કાઢનાર કોઈ આધુનિક વિદ્વાન જ હશે એવું નરસિંહરાવ અનુમાન કરે છે.

ગૂજરાતી સાહિત્યમાં આ પ્રકારની કૃત્રિમ બોલીઓ ત્રેત્રણ વિદ્વાનોએ યોજી છે: બ. ક. ઠાકોરે, મ. ન. દ્વિવેદીએ અને કે. હ. ધ્રુવે. સંસ્કૃત નાટકોમાં હલકાં પાત્રો તથા સ્ત્રીઓ સંસ્કૃત નથી બોલતાં, પરંતુ જુદી જુદી પ્રાકૃતો વાપરે છે. આથી સંસ્કૃત નાટકોના ગૂજરાતી અનુવાદો કરતાં પ્રાકૃતોના જેવી લોકબોલીઓ આ વિદ્વાનોને ઘડી કાઢવી પડી છે. એમાંથી સ્વ. બ. ક. ઠાકોર અને મ. ન. દ્વિવેદીને તો આ નાટકો સાથે કોઈ રીતની સેવા દેવા છે જ નહીં; એટલે સ્વાભાવિક રીતે જ સ્વ. કેશવલાલભાઈ તરફ આપણી દૃષ્ટિ જાય છે. નીચે 'પરાક્રમની પ્રસાદી'ની કૃત્રિમ બોલીઓને પ્રસ્તુત નાટકોની કૃત્રિમ પ્રાકૃતો સાથે સરખાવી છે:

| પ્રેમાનંદીય નાટકોમાંથી | 'પરાક્રમની પ્રસાદી'માંથી |
|---|---|
| અવગતિક– × × જો બીધ્યો તો મેં લીધ્યો હમજજે. સોને સોરો જાડો ભમ રયો. અલ્યા ભરમરખસા! એ દીચરાના | માછી ત્યાગી વૈરાગી બનીને પુકારે છે 'ઝા, બા ઝા, મને ધ્રમ થાહે.' પૈસ–પરસંન તો શૂં. એ સાંઇદાદેવીકતે |

| પ્રેમાનંદીય નાટકો | પરાક્રમની પ્રસાદી માંથી |
| --- | --- |
| (૧) પડતીમાં તો પડતી જ. ચડતીમાં ચડતી. (રોષ૦ પૃ. ૨૭) | (૧) અફસોસ! ભાગ્યની પડતી ત્યાં નડતીમાં નડતી. (પૃ. ૧૩) |
| (૨) રુક્મિણી—દેવ સ્વામિત્વ માને છે અને આદર્શ મોનાં મીઠડાં પણ કરે છે, તે વડે હું તો ધન્યતા જ માનું છું. (રોષ૦ પૃ. ૩૩) મીઠડાં મને જરાકે ગમતાં નથી. (સદા૦ પૃ. ૧૮૯) ગોના મીઠડાં શાના કરો છો? (સદા૦ પૃ. ૧૯૧) | (૨) રાજા (પૂઠે જતો)—કરિયે ક્ષમા; હું માનિની, અપરાધી છું જ; દોષ પરહરશે કોપ સેવ્ય અને કયમ હોય નિરપરાધ સેવક-તા? * રાજા—મનની ઉપરનાં જ મીઠડાં ષણ રસ જે કરિયે, મનામણાં. (પૃ. ૩૭) * રાજા—અહો સુંદરી! ધણીપણું તમ છે. (પૃ. ૫૩) |
| (૩) આભૂષણ ભૂષણ તું ભામિની (તપત્યા૦ ૪૮) ભૂષણ ભૂષિત કારી ઉપમા તારી અનન્વયાથી છે. (પાંચાલી૦ ૮૬) વંચક ધ્રધિમચક રંજિત સાજિત આભૂષણ ભૂષણ ભારી. (રોષ૦ પૃ. ૨૨૧) | (૩) સોહે ભૂષણનૂં એ ભૂષણ, શણગારનોય શણગાર, ઉપમાન જ ઉપમાનનૂં તન તે તરુણીનૂં નિર્ધાર. (પૃ. ૨૦) |
| (૪) મધુર વચન વદા પૂંઠે અર્ધ્યપાદ્ય અર્પો (રોષ૦ પૃ. ૫૪) યતારંભ કર્યો પૂંઠે મનગમી વાતો સહુ તો બની. (તપત્યા૦ ૧૩) ત્યાર પૂંઠે (પાંચાલી૦ ૨૮) | (૪) પૂઠે (પૃ. ૧૭, ૧૮, ૩૭ ઈ.) |
| (૫) દર્શડ્યાં (તપત્યા૦ ૩૨) | (૫) બંદાનો સ્વભાવ જ છે અરેબંડિયાં. દરબડી. (પૃ. ૯) |
| (૬) પાપડું ડડ્ડ દઈ દેડું પડ્યું એટલે ધડાક દઈ કાદી મારવા ધાયો. (રોષ૦ ૬૧) | (૬) નિપુણિકા—હાય! ગુપ્ત ભેદ ડબ દઈને નીકળી આવ્યો. (પૃ. ૧૬) ઝબ્બ લેઈને તે પેઠી. (પૃ. ૬૦) |
| (૭) દુર્મિલ (પાંચાલી૦ ૯૧) | (૭) દુર્મિળ (પૃ ૮૧, ૮૨) |
| (૮) ઊલી રાકાય. (પાંચાલી૦ ૧૧૭) | (૮) ઊલિયે—ઊલે છે. (પૃ. ૬૪) |

| | |
|---|---|
| (૯) સીતામાતા એક વાર ધીજ પતીજ કરવાથી કીર્તિમતી થઈ. (પાંચાલી૦ ૬૬) | (૯) ઉરવશીના ઊંડા પ્રેમની ધીજપતીજ થયા પછી૦ |
| (૧૦) વડી વારથી (રોષ૦ પૃ. ૧૦૧) | (૧૦) રજનિ તુજ સમાગમે ય તેવી વડી મીવડી હું કૃતાર્થ થાઊં સેવી. (પૃ. ૫૮) |
| (૧૧) ક્રિયો (રોષ૦ ૨૦૫) કિયે પ્રકારે (તપત્યા૦ ૫૫) | (૧૧) કિયાં કર્મની વાત? |
| (૧૨) સુલોચના—એમની વાતથી જાનીતાં થઈને કરવું ઘટે તે કરો. (તપત્યા૦ ૨૧) | (૧૨) શું તે વાતથી અજનાની રતિનો રાગી અજાણ્યો તું એ? (પૃ. ૩૫) |
| (૧૩) રડયું (તપત્યા. ૮૮) | (૧૩) આ હીણું હદ્દું—એ બબ્યૂં વહેમાય છે. (પૃ. ૪૭) |
| (૧૪) સોલોસર (પાંચાલી૦ ૧૧૬) | (૧૪) ચોખૂંચક (પૃ. ૫૨) |
| (૧૫) રયણી સયણી (સરણી) (તપત્યા૦ ૭૮) નયણ (તપત્યા૦ ૧૦૫) | (૧૫) સવસ્તિવાયણ (પૃ. ૫૦) રેણે (રજનીએ) |

ઉપર નોંધેલા શબ્દપ્રયોગો સાહિત્યની ભાષામાં સાધારણ નથી. માટે તેમનું સામ્ય વિશેષ સૂચક છે.

(૮) પ્રેમાનંદીય નાટકોની શબ્દ–જોડણી પણ એમ દર્શાવે છે કે લેખકને ભાષાશાસ્ત્રનું તથા વચલાં પ્રાકૃત રૂપોનું (અવાન્તર રૂપોનું) સંગીન જ્ઞાન છે. એ જમાનામાં—૧૮૯૧–૯૨માં આવી વિશુદ્ધ જોડણી લખનારા કેટલા? એમાંથી સ્વ. નરસિંહરાવ કે સ્વ. ક. પ્રા. ત્રિવેદીની જોડણીપદ્ધતિ આ નાટકોથી નિરાળા સ્વરૂપની છે. સ્વ૦ ગોવર્ધનરામ, સ્વ. મ. ન. દ્વિવેદી, રા. બ. ક. ઠાકોરને તો આ અપવાદની છાયા પણ સ્પર્શી નથી. તો પછી આ રીતની જોડણી લખનાર કેશવલાલભાઈ ન હોય? આ જોડણીની પદ્ધતિ કે. હ. ધ્રુવના કર્તૃત્વનું પરોક્ષ રીતે સમર્થન કરે છે એમ હું માનું છું.

નીચેના શબ્દોની જોડણીની વિશુદ્ધિ ધ્યાન ખેંચે તેવી છે:

| રોષદર્શિકા૦ | પાંચાલી૦ |
|---|---|
| જૂઠી, ઊંડી, ભિયાખારું (પૃ૦ ૯૪) | મફતિયા (૨૦) |
| ભૂલ્ય (૯૭) | ધૂણી–ઊભી–વેહેલા (૨૪) |
| કપાશિયા (૧૧૪) | ભોમિયા (૨૬) |
| શિભાં, ચૂકીશ (૧૨૯) | છૂટી (૩૫) |
| ખધૂક મૂકાવી કોણ ઊઠનાર છે (૧૮૪) | કે કે (૩૬) |
| સુથાઈ જાત (૧૮૪) | ફ્રોંગિયાં, ભિયારી (૮૨) |
| નાતરિયો, મૂઠી, કૂટે છે (૨૦૫) | ભૂવા (૧૯૦) |
| ઓશિયાળાં (૨૦૯) | મરડિયો, પેરવા (૧૦૧) |

અને શાસ્ત્રી નાથાશંકરમાં આવાં નાટકો રચવાની શક્તિ નહોતી એમ એ પત્ર ઉપરથી જણાય છે.

વસ્તુસ્થિતિ એમ હોય તો પછી આ નાટકો કોણે લખ્યાં ? સ્વ. નરસિંહરાવે આછો નિર્દેશ કર્યો છે કે એ ડૉ. હરિ હર્ષદ ધ્રુવે વખતે રચ્યાં હોય. પરંતુ ડૉ. હરિલાલને સંસ્કૃતમય ભાષાનો ઘણો મોહ હતો.[૧૩] તેમની રચનામાં ભારોભાર દેશ્ય શબ્દો અને ઉક્તિઓ આવે એવો સંભવ ઓછો લાગે છે. વળી એમના કર્તૃત્વની સાબિતીમાં અંતિમ ભરતવાક્યો સિવાય બીજા આભ્યંતર પુરાવાઓ નથી. એ ભરતવાક્યોમાંના કર્તાના નામનિર્દેશને પણ અન્યથા ઘટાવી શકાય તેમ છે. આથી ડૉ. હરિલાલનું કર્તૃત્વ બહુ સંભવિત લાગતું નથી.

તો પછી આધુનિક વિદ્વાનોમાંથી આ નાટકો રચ્યાં હોય એવી એક જ વ્યક્તિ બાકી રહે છે તે સ્વ. કેશવ હર્ષદ ધ્રુવ. એમનો સંસ્કૃત નાટકોનો અભ્યાસ, પ્રાકૃતોનું પરિશીલન, દેશ્ય પ્રયોગો તરફની અભિરુચિ પ્રકાશકમંડળ સાથે ડૉ. હરિલાલ ધ્રુવ દ્વારા નિકટ સંબંધ: એ સર્વ જોતાં આ નાટકો અન્ય કોઈ આધુનિક વિદ્વાન કરતાં એમણે રચ્યાં હોવાનો સંભવ વધારે છે. એમના સ્વભાવમાં સંકોચવૃત્તિ, ક્ષોભ વધારે હતાં, અને પૂર્વ વયમાં તો એ ઘણા વધારે પ્રમાણમાં હશે. પોતાના પ્રથમ અનુવાદો પણ 'વનમાળી' તખલ્લુસથી જ પ્રસિદ્ધ કરેલા; પોતાના નામથી એ પ્રસિદ્ધ કરતાં એમને સંકોચ થયેલો.

આ નાટકો પ્રકાશકોની માગણીથી રચી આપ્યાં હોય, અને પહેલાં પ્રેમાનંદને નામે પ્રસિદ્ધ કરી, એ સફળ થતાં પોતાનું કર્તૃત્વ જાહેર કરવાની એમની ધારણા હોય એ સંભવિત છે. અથવા કદાચ મધ્યકાળમાં હિંદની કોઈ પણ ભાષામાં નાટકો નહોતાં છતાં ગુજરાતી ભાષામાં સુંદર નાટકો રચાયાં હતાં એમ દર્શાવી, આપીને અન્ય પ્રાન્તીય ભાષાઓ કરતાં ગુજરાતીનું ગૌરવ વધારવાના હેતુથી એમણે આ નાટકો રચીને પ્રેમાનંદને નામે ચડાવ્યાં હોય. વડોદરામાં અને અન્ય સ્થળે એ ગઈ સદીની છેલ્લી વીશીમાં મરાઠી ગુજરાતી વચ્ચે સ્પર્ધા થતી. એમ ગમે તે કારણથી એ નાટકો રચ્યાં હોય પણ એમાં એમના કર્તૃત્વની નિશાનીઓ છૂપી રહી શકી નથી. ગદ્યમાં અંતર્ગત યમક, પદ્યરચનામાં યમક લાવવાની પદ્ધતિ, ફારસી શબ્દો, જોડણી, કૃત્રિમ પ્રાકૃતો અને કેટલાય શબ્દપ્રયોગો અને ઉક્તિઓ આ નાટકોમાં અને કેશવલાલભાઈના અનુવાદોમાં સમાન છે.

કોઈ કહેશે કે આ સમાનતા તો આકસ્મિક પણ હોઈ શકે. પરંતુ એમ નથી. અંત: યમક, કૃત્રિમ બોલીઓ, ફારસી શબ્દોનો બહોળો વપરાશ એ પ્રેમાનંદીય ભ્રિક અંગો છે. એ લક્ષણો વિરલ છે, છતાં પણ કેશવલાલમાં તો વિપુલ મળી આવે છે. એ ઉપરાંત સ્વ. કે. હ. ધ્રુવના એક અનુવાદમાં જ કેટલા એવા લાક્ષણિક શબ્દપ્રયોગો મળે છે કે જે અન્ય સાહિત્યકારોની કૃતિઓમાં જણાતા નથી, અને પ્રેમાનંદના નાટકોમાં બહોળા પ્રમાણમાં નજરે પડે છે! આટલી બધી સમાનતા શું કેવળ આકસ્મિક હોઈ શકે ?

---

૧૩. એમના 'ચિત્રદર્શન'નું અવલોકન કરતાં સ્વ. નવલરામે 'સંસ્કૃતમય ગુજરાતીનો' પ્રસિદ્ધ લેખ લખી અતિ સંસ્કૃતમયતાનાં ભયસ્થાનો બતાવ્યાં છે.

બીજી પણ એક દલીલ થઈ શકે એમ છે. આ નાટકોના આદર્શ ઉપરથી સ્વ. કે. હ. ધ્રુવે પોતાના અનુવાદો કર્યા તેથી બંને વચ્ચે આટલી સમાનતા જણાય છે. આ દલીલમાં બહુ વજૂદ નથી. પ્રેમાનંદનાં નાટકો એવાં આદર્શ નથી કે જેની નકલ કરવાને કોઈ પ્રેરાય. એવી એક પણ નકલ હજી સુધી થઇ પણ નથી. વળી આ નાટકોના આદર્શનું અનુકરણ સ્વતંત્ર નાટકમાં થાય એ વધારે સંભવિત છે. અનુવાદમાં મૂળની ભાષાનું અનુસરણ એટલી ચીવટથી કરવું પડે છે કે તેમાં બહારનાં તત્ત્વો દાખલ કરવાનો ભાગ્યે જ અવકાશ રહે. વળી મૂળ સંસ્કૃત પદ્યરચનાના આદર્શથી વિરુદ્ધ જઈને વર્ણોને વિકૃત કરીને તાલમેલિયા પ્રાસ મેળવવાને તત્પર થઈ જવાય એટલો બધો આ નાટકોનો કે. હ. ધ્રુવ ઉપર પ્રભાવ પડ્યો હતો એમ માનવું ઠીક લાગતું નથી. એના કરતાં આ નાટકોને અને પ્રસ્તુત અનુવાદોને એક જ લેખિનીનાં ફૂલ ગણવાં વધારે સયુક્તિક છે.

સ્વ. કેશવલાલભાઈના કર્તૃત્વથી ચારુતર પ્રત્યેનો પ્રેમ, ચરોતરી શબ્દપ્રયોગો વગેરેનું કારણ પણ મળી રહે છે. અને આટલા બધા આધુનિક સાક્ષરોમાંથી સ્વ. કે.હ. ધ્રુવ જેવા સારગ્રાહી વિદ્વાનને આ નાટકો પ્રેમાનંદીય ઠરાવવાનો આગ્રહ શા માટે ? તેમજ કેશવલાલભાઈ આ નાટકોની નવી આવૃત્તિનું સંપાદન કરે તેનું કારણ શું ?

આટલી ચર્ચા પછી એટલું તો જરૂર કહી શકાય કે આધુનિક વિદ્વાનોમાંથી જ આ નાટકો કોઈએ રચ્યાં હોય તો તે સ્વ. કે. હ. ધ્રુવે રચ્યાં હોવાનો વધારે સંભવ છે. આંતર પુરાવાઓ આ સંભવનું સમર્થન કરે છે. બાહ્ય નિશ્ચિત પુરાવાઓ હજી કોઈને મળ્યા નથી એટલે બેધડક આ કૃતિઓ અમુક જ વ્યક્તિની છે એમ તો કહી શકાય જ નહીં. એટલે, છે એટલાં પુરાવાઓ ઉપરથી કોઈ પણ રીતના મતાગ્રહ વિના આ મત રજૂ કરું છું. વધારે નિશ્ચિત પ્રમાણો ઉપરથી મારી કલ્પનાને સુધારવાની જરૂર પડે તો તેમ કરતાં મને સંકોચ થશે નહીં.

---

# કૃપણનું પ્રમાણપત્ર

જેઠાલાલ ત્રિવેદી

દાનીઓની દાન રીતિ કૃપણને નવ ગમે,
યાચક બની લે દાન કરે ના વખાણું,
કરે હાંસી ઉલટાની, કૂપમાંથી પાણી પીતાં
"લોટ, લોટ" હસી કહી, ઘડો દે પ્રમાણું:

# ધમ્મપદ

સુંદરજી ગો. બેટાઈ

[ ચિત્તવર્ગ ]

૩૩ રક્ષણે કપરુ ચિત્ત, કપરું યે નિવારણે;
અણુંચણું ચપળ, તે સોધાવી કરતો ઋજુઃ
બાણકાર કરે સીધી જેમ બાણ તણી અણી. ૧

૩૪ જલે જાયું, સ્થલે ફેંક્યું તરફડે જેમ માછલું,
છાંડતાં મારધરને ફફડે તેમ ચિત્તડું. ૨

૩૫ યથાકાળ ચરંતું (ને) દુર્નિગ્રહ (વળી) લઘુ[1]
ચિત્ત ત્હેને દમો સમ્યક્; ચિત્ત દાન્ત સુખાવહ. ૩

૩૬ સુદુર્દર્શ સુનિપુણ, ચિત્ત કામચરંત (જે)
રક્ષવું તે બુદ્ધિમાને; ચિત્ત ગુપ્ત[2] સુખાવહ. ૪

૩૭ દૂરંગમ એકચર અશરીર ગુહાશય
ચિત્તને સંયમે[3] જેઓ છૂટે તે મારબંધથી. ૫

૩૮ ચિત્તની અનવસ્થા ને પરિપ્લવ પ્રસાદનો;
સદ્ધર્મજ્ઞાનહીણાની પ્રજ્ઞાની પરિપૂર્તિ ના. ૬

૩૯ અનાસક્ત થયું ચિત્ત, અનાઘાત બન્યું તથા,
પુણ્યપાપ થકી મુક્ત; નાસ્તિ જાગ્રતને ભય. ૭

૪૦ કાયાને આ કુંભ સમાન જાણી,
શહેર જેવા ચિત્તને આ સુરક્ષી,
પ્રજ્ઞા યુધેથી માર સ્હામે લડીને
જીતી એને અનિવેશ રક્ષવો. ૮

૪૧ સાંઠી કઠોળની જેવી ફેંકેલી પૃથિવી પરે;
ક્ષુદ્ર આ કાય અચિરે લંબાશે ગતચેતન. ૯

૪૨ ચિત્ત મિથ્યા લગાડેલું કરે ભૂંડપ તેહની:
શત્રુની શત્રુ ન કરે, વેરીની વેરી વા નહીં. ૧૦

૪૩ માતા પિતા નહીં તેનું સ્વજનો અન્ય વા નહીં
કરે શ્રેય, કરે જેવું ચિત્ત સમ્યગ્વ્યવસ્થિત. ૧૧

---

૧ ચંચળ. ૨ સંરક્ષેલું ૩ સંયમમાં રાખે. ૪ અનાસક્ત બનીને.

# ઉદ્યાન અને ઉદ્યાનયોજક

ભાનુપ્રસાદ લ. દિસાઈ
બી.એજી; એફ. આર. એચ. એસ. (લંડન)

કોઈ સુંદર હીરાની કિંમત ઘણી હોય પણ જ્યાં સુધી તેને યોગ્ય કારીગરને હાથે સોનાના ઘરેણામાં જડવામાં ન આવે ત્યાં સુધી તેની શોભાની પિછાન આમવર્ગને થતી નથી. પુષ્પવાટિકા, બગીચો, ઉદ્યાન, વાડી, એ બધાં કોઈ પણ નાનાં કે મોટાં મકાન, આવાસ, સંસ્થા, ગામ કે શહેર રૂપી હીરાને ઘરેણાંની ગરજ સારે છે.

સ્થાપત્યનો નમૂનો તેની આજુબાજુના પ્રદેશમાં બંધબેસતો કરવો, તેને માટે અનુકૂળ પૃષ્ઠભૂમિની યોજના કરવી એ કામ ઉદ્યાનયોજક—(landscape designer)નું છે. ઉદ્યાનનો ફેલાવો ગમે એટલો નાનો હોય પણ તેની અંદરના કામની ઝીણવટનો પાર હોતો નથી. મોટો બગીચો હોય તો તેના સંયુક્ત ભાગો પ્રમાણમાં મોટા હોય પણ પ્રત્યેક ભાગના આકાર, માપ, રૂપ, રંગ વગેરે માટે નાના અને મોટા ઉદ્યાનમાં કાળજી તો સરખી જ રાખવી પડે.

ઉદ્યાનયોજકનો સૌથી શ્રેષ્ઠ ગુરુ કુદરત છે. પર્વતના કોઈ ઊંચા શિખર ઉપરથી ખીણનો રમ્ય દેખાવ, તેમાં ઘેરાતા છાયા અને પ્રકાશના આવરણો, સ્થિર સરોવરમાં કિનારાના ઊંચાંનીચાં ઝાડોનું મંદ આંદોલન કરતું પ્રતિબિંબ, કે ધીમે ધીમે આવતા સમિરથી પાણી ઉપર નાચતાં કમળદળના પૂથી, દૂર આવેલી ઝાડીની પાછળ કે ઊંચા મંદિરની ઓથે સંધ્યાના રંગોમાં ડૂબકી મારી જતો સૂર્ય, કે વાદળાંની કાળી ઘટામાંથી ડોકિયાં કરતો ચંદ્ર, અથવા ઘાટા જંગલમાંથી ઘૂ...ઘૂ...અવાજ કરીને હજારો ફૂટ નીચે જળધોધ, અવિરત ઘૂઘવતા સાગર ઉપર નાનકડી હોડીના પડછાયાનું નૃત્ય, એ સૌ ઉદ્યાનયોજકને કુદરતમાં રહેલી પ્રતિભા અને દશ્યમાં રહેલાં સમતોલપણાનો બહુ સરસ ખ્યાલ આપે છે. બુદ્ધિશાળી યોજક આ બધાંમાંથી પોતાની દૃષ્ટિની વિશાળતાથી અમૂલ્ય તત્ત્વો ઉપાડી લઈ માણસજાતના મનને રાહત આપે, શાંતિ બક્ષે એવાં ઉદ્યાનો કરવામાં વાપરે છે.

બગીચાની યોજના કરનાર કુદરતનો અભ્યાસી હોય પણ જો તેને પોતે લાવવા ધારેલી વસ્તુઓ, વનસ્પતિ વગેરેનું પૂરતું જ્ઞાન ન હોય, પોતાના વિચારોને વાણીમાં, લખાણમાં, રેખાચિત્રો કે કાગળ ઉપર નકશા રૂપે, અને બધી નાનીમોટી બાબતોને સ્થળ ઉપર ઉતારી શકવાને અસમર્થ હોય તો તેની કારકીર્દિ સફળ થઈ શકતી નથી, તે સાથે ઉદ્યાનયોજકે કરવા ધારેલી પુષ્પવાટિકા કે બગીચાને લગતા આર્થિક પ્રશ્નો પ્રત્યે પણ દુર્લક્ષ ન રાખવું જોઈએ.

માણસનું મન ન સમજાય એવી વસ્તુ છે. એકને અમુક રીતનો દેખાવ પસંદ હોય, બીજાને તે જ દેખાવમાં કોઈ અમુક જાતના અંશની ક્ષતિ લાગે, ત્રીજાને વળી કોઈ નવીન જ યોજના ગમે.

એક દૃશ્ય સુંદર છે કે અસુંદર તેની છાપ માણસના મન ઉપર કાયમ થતાં પહેલાં ત્રણ ચીજોની ક્રિયાઓ ઉપરાઉપરી કામ કરે છે. દૃષ્ટિ, કલ્પના, અને તેમાંથી પેદા થતી સ્થિર છાયા. ઘણી વાર સ્થળ, સમય કે કાળ અથવા આગળ પાછળ બની ગયેલા બનાવોની અસર. માણસના મનને કોઈ સુંદર દેખાવ પ્રત્યે પણ પ્રથમ દર્શને અણગમો કરાવે છે. પણ સામે દેખાતું ઉદ્યાન કે વાટિકાનું દૃશ્ય ધીમે ધીમે માણસના અસ્થિર થઈ ગયેલા મન ઉપર પણ જ્યારે કબજો મેળવી તેને શાંત અને સ્વસ્થ કરે ત્યારે જ ઉદ્યાનયોજકના કામની સાર્થકતા ગણાય. ઘણીવાર બહારની ઉપાધિથી ટૂંક સમય માટે માણસે પોતાના મનની શાંતિ ગુમાવી દીધી હોય તો તેવી વ્યક્તિઓ તરફથી અપાતા મતો વજનદાર ન હોઈ શકે એ સ્વાભાવિક છે.

કેટલીક વખત માણસની, પહેલાંની પરિસ્થિતિ, તેનું શિક્ષણ, કૌટુંબિક રીતિઓ, સ્વપ્રાંતીય કે સ્વદેશીય ભાવનાઓ, અને વર્તમાન માન્યતાઓ પણ તૈયાર થયેલાં કામ ઉપર ન્યાય તોળતી વખતે અસર કરે જ છે. આ ઉપરાંત કોઈનો સ્વભાવ પુરાણી રીતિઓથી જોવાનો હોય છે, તો કોઈ અગમ્યવાદી જણાય, ત્યારે કોઈને આદર્શવાદ પર વધારે લક્ષ હોય, અથવા કોઈ શાસ્ત્રીય રીતે પૃથક્કરણ કરે તો કોઈને આર્થિક બાજુ વધારે મહત્ત્વની જણાય. આવી ભિન્ન ભિન્ન પ્રકૃતિની વ્યક્તિઓની જુદી જુદી તુલનાત્મક દૃષ્ટિ હોય અને તેથી તેમનો અભિપ્રાય પણ અનેકવિધ હોય તેથી ઉદ્યાનયોજકે ખંતથી કરેલાં કામની કિંમત ઓછી અંકાશે એવો ખ્યાલ રાખવાની જરૂર નથી. એટલે સ્વપરીક્ષણના જેવો પ્રગતિનો બીજો શ્રેષ્ઠ માર્ગ ન હોવાથી તેને જ અનુસરવું જોઈએ.

એક ઠેકાણે હજારો ફૂલઝાડોનો ઢગલો કરી દેવો, મરજીમાફક તેને રોપી દેવાં, કે ગમે તેમ ભૌમિતિક રેખાઓ, ગોળ, ત્રિકોણ, અષ્ટકોણ, ચોરસ કે લંબચોરસ ને ગૂંચવણ ભરેલી આકૃતિઓનો શંભુમેળો કરી ઇચ્છામાં આવે તેમ બેચાર રસ્તાઓ આડાઅવળા બનાવી અર્થ વગરના કુંડાળામાં ફૂલના રોપાઓ ખીચોખીચ ભરી દેવાં, છોડવાઓ મોટા થઈ કેવા દેખાશે, આંખને ગમશે કે નહિ, દરેક દિશામાં સમતોલપણું જળવાશે કે કેમ, ભવિષ્યમાં તેના રૂપરંગ કેવાં થશે, વગેરે અનેક બાબતોનો વિચાર કર્યા વિના વનસ્પતિનું સંગ્રહસ્થાન કરી તેને પુષ્પવાટિકા કે ઉદ્યાન કહેવામાં આવે તો તે અજુગતું જ ગણાય.

બગીચો ગોઠવનારે અનેક બાબતો પ્રથમથી જ જાણી લેવાની હોય છે. ફૂલવાડી કે ઉદ્યાન કરવાનું હોય તે સ્થળની માહિતી, દરિયાની સપાટીથી ઊંચાઈ, તે પ્રદેશની ભૌગોલિક પરિસ્થિતિ, હવામાન, પાણીનો પ્રકાર અને તેની પૂરતી સગવડ, જમીનની જાત, આંતર જમીનનું બંધારણ; તે સ્થળને સુલભ એવી વનસ્પતિ, ફૂલવાડીનો ઉપયોગ જેવો કે દેવમંદિર માટે, શાળા કે કોલેજ માટે, આમજનતાના ક્રીડાંગણ તરીકે, અથવા મહેલ કે લક્ષ્મીપતિના આવાસની શોભા અર્થે અગર સાધારણ આર્થિક સ્થિતિવાળા ગૃહસ્થોના આંગણામાં કે શ્રમજીવી ખેડૂતોના ખેતરમાં કમાણી માટે, કે ફૂલો સારુ, શાકભાજી અર્થે કે ફક્ત આનંદના સાધન તરીકે તેનો ઉપયોગ થવાનો છે, એ વિગતો

નક્કી કરી લેવી જરૂરની છે. આ ઉપરાંત એ સ્થળના લોકોની ભાવના, માન્યતા, અને કેટલેક અંશે પ્રગતિ ઉપર નજર રાખીને ઉદ્યાનયોજનાનું ઘડતર કરવું જોઈએ.

એકલાં ફૂલોનું જ્ઞાન, વનસ્પતિ ઉગાડવાની માહિતી, શોભાનાં ઝાડોની ખાસિયતની જાણ, સારી આકૃતિઓ કાગળ ઉપર દોરવાની કે જમીન ઉપર નકશાઓ ઉતારવાની આવડત, એકલી સ્થાપત્ય વિદ્યાનો અભ્યાસ, ચિત્રકળાનો અનુભવ, કે સુંદર વર્ણનાત્મક ભાષણ કે લખાણ કરવાની કુનેહથી જ સારા પુષ્પવાટિકા બનાવનાર થઈ શકાતું નથી. આ બધી વસ્તુઓના જ્ઞાન સાથે તેનો અનુભવ, યોગ્ય સ્થળે પ્રમાણસર ઉપયોગ કરવાની શક્તિ અને ઉદ્યાન બનાવતી વખતે આવી પડતી નાનીમોટી વિમાસણોનો તાત્કાલિક ઉકેલ કરવાની દક્ષતા ખાસ જરૂરનાં છે.

ઉદ્યાનયોજનાના મુખ્યત્વે બે પ્રકારો ગણવામાં આવ્યા છે: એક, કુદરતી નૈસર્ગિક શોભાને અનુરૂપ થાય તેવો; અને બીજો, માણસના કૌશલ્યે ગોઠવણી કરેલો. અંગ્રેજીમાં એને Naturalistic અને Humanized અથવા ઘણીક વાર Informal અને Formal પણ કહે છે. કેટલીક વાર અમુક દેશમાં કે અમુક કામમાં વ્યવહારથી સ્થાપિત થયેલા કાયદાઓ અનુસાર ઉદ્યાનસંયોજનના પ્રકારમાં પણ ભેદો પાડવામાં આવે છે. દાખલા તરીકે, મુગલ જમાનાના બાગો જેમાં ઈરાન અને અરબસ્તાનની સંસ્કૃતિની છાયા હોઈ, સાથે સાથે ધાર્મિક અર્થસૂચકતા પણ દેખાય છે. આ જાતના બગીચાઓ મુખ્યત્વે કોઈ મહાપુરુષની કબર, મહેલ કે મસ્જિદોની આસપાસ ખાસ જોવામાં આવે છે. વળી મુગલાઈ બાગોમાં વહેતાં પાણીને યુક્તિ પ્રયુક્તિથી હોજ, ફુવારા, કે બનાવટી જળધોધને બગીચાની યોજનામાં ગૂંથવામાં આવે છે, તે એની ખાસ વિશેષતા છે. કાશ્મીરનો શાલીમાર બાગ, દિલ્હીના કિલ્લામાંના જૂના બાગો, આગ્રાના તાજમહાલની સામે, અને લાહોર લખનૌ કે દક્ષિણમાં પણ ઔરંગાબાદ કે હૈદ્રાબાદ સુધી મુગલાઈ બગીચાનાં અંગભૂત તત્ત્વોની અસર ઠામ ઠામ દેખાય છે. દિલ્હીમાં વૉયસરૉય માટે હાલમાં જ નવા બનાવેલા મહેલમાં જૂનાં જમાનાના બાગોના બધા અંશોનો સમાવેશ કરી એક સરસ બગીચો બનાવ્યો છે, અને તેને 'મુગલ ગાર્ડન' તરીકે ઓળખાવે છે. આ સિવાય સ્પેનના મુરીશ બાગો જેમાં પાણી છાંટી છાયાંવાળી જગાઓ, ને ફુવારાઓના સમાવેશ સાથે વિવિધ રંગી વસ્તુઓની યોજના કરી હોય છે. 'ઈટાલીના પુનરુત્થાન કાળ'ના ઉદ્યાનો જે મોટે ભાગે અમીર ઉમરાવોના 'વીલા'ઓની આસપાસ જોવામાં આવે છે તે પણ ઘણી જૂની શૈલીના ગણાય. આમાં ખાસ કરીને જમીન ઉપર અથવા ટેકરીઓના ઢોળાવ સાથે કઠેરાવાળી અગાસી જેવા બાગો બનાવવાની વિશેષતા ગણાય છે. ફ્રાન્સના વર્સાઈના બાગમાં વળી બીજી જ તરેહની યોજના જોવામાં આવે છે. મોટાં ઝાડોથી ઢંકાયેલા દૂર દૂર સુધી પહોંચતા રસ્તાઓ, દૂરના ભવ્ય દેખાવો, અનેક ફુવારાઓની એકજથ્થે કરેલી ગોઠવણ વગેરે એક નવીન દિશાસૂચન કરે છે. આ ઉપરાંત 'ટયુડર કાળ' શુદ્ધ અંગ્રેજી કે વસાહતોમાં બનાવેલા બાગોની ગોઠવણ કે 'ડચ' બાગો પણ ધ્યાન ખેંચે એવા છે. આધુનિક જર્મન કે અમેરિકન બાગો, ઉદ્યાનો, કે 'પાર્કો' માં પોતાના દેશનું વ્યક્તિત્વ બહાર પડી આવે તેની ખાસ કાળજી રાખવામાં આવે છે. આ સ્થિતિ અમેરિકન કરતાં જર્મન બાગોમાં વધુ પડતી હોય છે. પણ સૌથી સુંદર

રીતે જુદી પડતી, અને પશ્ચિમમાં ઉદ્યાનકળાનો ઉદય થયો તે પહેલાંની હજારો વર્ષોથી ઊતરી આવેલી 'જાપાની' અને તેની પુરોગામી 'ચીની' વાટિકાઓ કરવાની રીત બહુ આકર્ષક છે. નાનું તળાવ અને પાણીનું ઝરણું, તેમાં એકાદ નાવડી, ઝરણાં પર લાકડાંનો કમાન આકારનો પૂલ, વાટિકાની શાંત જગ્યામાં પૂર્વજનું મંદિર કે રંગબેરંગી મંડપ, લીલી હરિયાળી ઉપર ગોઠવેલાં પથ્થરનાં ફાનસો વગેરે અંગેઅંગમાં ઝીણવટભરી કારીગરી દેખાય છે. આપણા દેશમાં અને પરદેશમાં પણ કેટલેક ઠેકાણે મોટા ઉદ્યાનોમાં જાપાની વાટિકાને સ્થાન મળેલું જોવામાં આવે છે. બાગકળાના ઇતિહાસમાં હિંદનું સ્થાન પ્રથમ આવે છે. કદાચ પરદેશીઓ આ બીના તરફ દુર્લક્ષ કરે એ સ્વભાવિક છે. પણ આપણાં કાદમ્બરી, શાકુન્તલ, ઉત્તરરામચરિત, કે એવા જ બીજા મહાગ્રંથોમાં, જૂના કાળમાં જાણીતાં વનો, ઉપવનો, લતામંડપો, વાટિકાઓ વગેરેનાં વર્ણનો આ હકીકતના ટેકા રૂપ છે.

ટૂંકમાં, આ બધી પુરાણી અને નવી પદ્ધતિઓનો ઇતિહાસ અને અભ્યાસ હોય તો બાગ બનાવનારને કયો પ્રકાર, કઈ શૈલી, કઈ યોજના કયાં અને કેવી રીતે બંધબેસતી આવે તે નક્કી કરવાનું સહેલું પડશે.

આગળ જણાવ્યા પ્રમાણેના ભેદો ઉપરાંત, ઉદ્યાનને પ્રથમ દૃષ્ટિએ જોનારના મન ઉપર જે અસર થાય તે અનુસાર પણ વર્ગીકરણ થઈ શકે. જેવું કે સુંદર, રમણીય, આનંદમય, સરળ, ઉત્તેજક, ગંભીર, શોકપ્રદ, અદ્ભુત વગેરે. આ અસર ઘણીવાર વખત, ઋતુ, તેજ, છાયાનું મિલન, ઝાડવેલાની મિલાવટ, કે સ્થળમહિમાને લીધે પણ થાય છે. તો પણ એકંદરે ઉદ્યાનની યોજના અને તેનાથી ઉત્પન્ન થનારી અસરનું ઐક્ય સધાવું જોઈએ.

કોઈ વસ્તુને—ખાસ કરીને કળાના નમૂનાઓને કિનારી—સીમા હોય તો તે વધુ સારી લાગે છે. ફ્રેમવાળું ચિત્ર, પાળવાળું સરોવર, કિનારાવાળી નદી, તેજછાયાની રેખાવાળી વાદળીઓ, ઊંચીનીચી પર્વતશ્રેણી, કે ક્ષિતીજ અથવા દૃષ્ટિમર્યાદાથી બંધાતો મહાસાગર, જુદાં પડતાં રેખાબંધનને લીધે વધારે સરસ લાગે છે. એ જ પ્રમાણે બાગબગીચાને પણ વાડની જરૂર તો છે જ. પછી તે લાકડાંની, પથ્થરની કે બીજી કોઈ જાતની અથવા લીલાં ઝાડોની હોય તો પણ ચાલે.

મુંબઈ, પૂના, અમદાવાદ અને હિંદુસ્તાનનાં બીજાં અનેક નાનાંમોટાં શહેરોમાં કે કસ્બાઓમાં મુખ્ય વસ્તીથી દૂર બંગલાઓ, કુટિરો, વીલાઓ, વગેરેની આસપાસ બગીચાઓ, જોવામાં આવે છે. તેમાં લગભગ બધે જ ઠેકાણે સામ્ય જોવામાં આવે છે. વાહનમાર્ગ, લૉન—હરિયાળી, ફુવારા, પૂતળાં, વેલા, કમાનો, માંડવા, બાંકડા, બધું જ એક જ રીતે અથવા તો નજીવા ફેરફાર સાથે મૂકેલું દેખાય છે. આમાં અપવાદ રૂપ પણ કેટલાક બાગો છે. પણ તેની સંખ્યા દરેક સ્થાનમાં થોડી જ હોય છે.

બગીચો તૈયાર કરાવનારા ઉત્સાહી માલિકો મોટે ભાગે, પૂતળાં, ફુવારાઓ કે એવી જ અનેક ચીજો જે વ્યક્તિગત રીતે જોતાં કળાનો સરસ નમૂનો હોય, તેને એક જ ઠેકાણે ખીચોખિચ ભરી દે છે. આ વધારે પડતું હોઈ બાગની શોભાને વધારવાને બદલે તેમાં અતિસંપપણાની ખામી બતાવે છે.

સારા ઉદ્યાનયોજકને હાથે અતિરેક ન જ થાય. ઉદ્યાન ગોઠવનાર પાસે બહુ જ થોડી ચીજો હોય પણ તેને જુદા જુદા ભાગોમાં ભિન્ન ભિન્ન પ્રકારે ગોઠવી પાડોશીઓના બાગમાં પુનરાવર્તન કે નકલનો દોષ ટાળી શકાય છે.

આખો બગીચો અથવા ફૂલવાડી એક જ દૃષ્ટિએ જોવાઈ જાય તેના કરતાં બાગની જુદી જુદી વિશિષ્ટતાઓ ઠેકાણે ઠેકાણે અને અનોખી રીતે નજરે પડે તો તે વધુ આલ્હાદક લાગે. ફરતાં ફરતાં રસ્તાઓનો વળાંક મૂકતાં સામે જ સુંદર ફૂલોથી લચી પડેલી સુગંધિત વેલ કે માંડવો આપણને આનંદમગ્ન કરી દે, તેને છોડી વળી બીજી કેડી પકડતાં ઝાડપાનથી આચ્છાદિત શાંત જગ્યાએ વિરામાસન દેખાય, અથવા કોઈ ગીચ ઝાડીમાંથી બહાર આવતાં સામે જ વિશાળ ને સૂંવાળી લાગતી હરિયાળી, કે પવનની લહેરોમાં ઝીણાં જલબિંદુનાં છાંટણાં છાંટતો ફુવારો અચાનક આંખે પડી માનવીને આશ્ચર્યમુગ્ધ કરી દે એવું વિવિધતાવાળું અને પગલે પગલે નવું જણાતું સંયોજન બગીચા માટે અસરકારક ગણાય.

બાગની યોજનામાં વસ્તુઓનું સમતોલપણું ખાસ જરૂરનું છે, પણ તેથી કાંઈ બગીચાના એક ખંડમાં કરેલી ગોઠવણી જેવી જ દરેક દિશામાં ગોઠવણ કરવી એવું નથી. એમ થવાથી તો ઉદ્યાનની સામુદાયિક શોભા માટે ભેગાં કરેલાં અંગોના વ્યક્તિત્વોનો નાશ થઈ નૈસર્ગિક સૌંદર્યમાં તેમનું સ્થાન ગૌણ બની જશે.

કેટલાકને ફૂલઝાડો વગેરેની કાપકૂપ કે કેળવણી કર્યા વિના તેમને કુદરતી રીતે જ ઊગવા દેવાની એક જાતની ધૂન હોય છે. ઉદ્યાનયોજકે ભવિષ્યમાં સ્થાયી થવાના કદ અને આકાર કે રંગ ઉપર ધ્યાન રાખીને જો બાગમાં ઝાડો રોપ્યાં હશે તો આ વૃત્તિ એક રીતે ખોટી નથી. પણ જો તાત્કાલિક અસર ઉપજાવવા માટે જ તેને રોપ્યાં હોય, તો તેની અસર ટકાવી રાખવા માટે અથવા તો જંગલમાં ઊગતાં ઝાડપાનને આપણે ગામ કે શહેરમાં લાવીને વસાવ્યાં એટલે તેને વસ્તીમાં રાખવા પૂરતાં તો કેળવવાની જરૂર રહેશે જ.

પણ હરકોઈ વાત વધારે પડતી ન જ ચલાવી લેવાય. કોઈ માણસને હાથમાં લાંબી કાતર લઈ ને પુષ્પવાટિકામાં ઊગતાં તમામ ઝાડપાનની સવારથી સાંજ સુધી હજામત કર્યા કરવાની આદત જ પડી જાય તો તેણે કોઈ બીજો જ ધંધો હાથ કરવો જોઈએ.

જૂની રીતે યોજેલા બાગોમાં—આપણા દેશમાં પણ—ઝાડોને વખતોવખત કાપી તેનું ઘણું રૂપાન્તર કરી નાંખેલું જોવામાં આવે છે. સમય જતાં માણસોનાં પહેરવેશ, બોલી, સ્થાપત્ય, ચિત્રલેખન કે બીજી નાનીમોટી કળાકારીગરીમાં ફેરફાર થતો ગયો તેમ બાગકળાનું પણ બન્યું. એક ઠેકાણે ઝાડોને કાપીને તેને કૂતરા, ઘોડા, મોર કે એવી જ સજીવ અથવા નિર્જીવ ચીજોના આકારની નકલ કરવાનો પ્રયત્ન થયો; બીજી જગ્યાએ આડા ઊભા ને ત્રાંસા રસ્તાઓ અને ભૌમિતિક આકૃતિઓ ફૂલના ક્યારા માટે પસંદ કરાય; તો વળી કોઈ સ્થળે જેમ બને તેમ વધુ ને વધુ વળાંકવાળા રસ્તાઓ, અનિયમિત ક્યારાઓ ને ભૂમિતિની રેખાઓનો જાણી જોઈને ધ્વંસ કરેલો દેખાય. આમ કેટલીક ચીજોને નૂતનતા આપવાના મોહમાં તેમાં છીછરાપણું ન આવી જાય તેની સંભાળ રાખવી જોઈએ.

૨

## લેખક-પ્રકાશક વચ્ચે થતું કરારનામું

શ્રી. ત્રિભુવન વીરજીભાઈ હેમાણી અને શ્રી. રતિલાલ ઉકાભાઈ પટેલ એ બે ભાઈઓએ મળી 'લેખક-પ્રકાશક વચ્ચે થતું કરારનામું' નામે જે લેખ લખ્યો છે તે 'પ્રસ્થાન'ના ચૈત્રના અંકમાં પૃષ્ઠ પ૨પ થી છપાયો છે. તે લેખમાં પૃષ્ઠ ૫૩૧ ઉપર એ ભાઈઓ લખે છે કેઃ

"લેખક પોતાનું લખાણુ પ્રકાશકને એક વખતને માટે વાપરવા આપે અને પ્રકાશક તેને તેના બદલા તરીકે અમુક રકમ પુરસ્કાર રૂપે આપે ...આવું ધોરણ 'બુદ્ધિપ્રકાશ' 'માનસી' વગેરેના તંત્રીઓએ સ્વીકારેલું છે. એથી ઊલટું, ક્યારેક ક્યારેક પ્રકાશકો તરફથી લેખન પુરસ્કાર તો બાજુએ રહ્યો, પણ જે સામયિકના અમુક અંકમાં લેખકનું લખાણુ પ્રગટ થવા પામ્યું હોય તે અંકને પણ રીતસરની કિંમત આપીને ખરીદવાની તુંડમિજાજનો અનુભવ કોઈ કોઈ લેખકને થયો હોય એવાં દષ્ટાંતો પણ મળી રહે છે ખરાં."

પણ અને તો એથીયે વધારે કડવો અનુભવ થયો છે તે આમ પ્રસંગ આવ્યે પ્રકટ કરવો ઇષ્ટ લાગે છે; ખાસ કરીને એટલા માટે કે લેખકોને તેમના લેખો માટે પુરસ્કાર આપનાર 'માનસી'ના તંત્રીનું નામ ઉપર આવ્યું છે. એ તંત્રી પૂર્વે 'કૌમુદી'ના તંત્રી હતા, ત્યારે ઈ. સ. ૧૯૨૭માં જર્મન ભાષામાંથી ગુજરાતી ભાષામાં મેં કરેલા 'વિલ્હેલ્મ ટેલ' નાટક ઉપર ભાઈ બાબુરાવ ઠાકોરે લખેલી ચર્ચા 'કૌમુદી'ના એક અંકમાં પ્રકટ થયેલી. એ ચર્ચાનો મેં ખુલાસો લખી એ પત્રના તંત્રી શ્રી. વિજયરાય વૈદ્ય ઉપર તે પછીના અંકમાં પ્રકટ થવા મોકલેલો. પણ અંકમાં સ્થાન નથી એવી દલીલ કરીને તે ખુલાસો તંત્રીશ્રીએ પાછો મોકલ્યો. 'જે પત્રમાં ચર્ચા થઈ હોય તે પત્રમાં તેનો ખુલાસો પ્રકટ કરવો જોઈએ એમાં જ તંત્રીની ન્યાયવૃત્તિ છે' વગેરે મારી અનેક દલીલો નિષ્ફળ ગઈ; છતાં 'તે ખુલાસો પ્રકટ કરાવવો જ હોય તો તેમાં રોકાતાં પૃષ્ઠના પૈસા આપો તો તે પ્રકટ કરી શકાય,' એવું તંત્રીશ્રીએ મને જણાવ્યું. મારા તાજા પુસ્તકની જાહેરમાં અગણના ન થાય એ હેતુએ મેં તંત્રીશ્રીની શરત કબૂલ રાખી. અને પછી મેં શું જોયું?

મારો ખુલાસો 'કૌમુદી'ના જે અંકમાં છપાયો તે અંક તંત્રીશ્રીએ મારા ઉપર રૂા.૫-૦-૦નું વી.પી. કરીને મોકલ્યો. તે ઉપર વી. પી. ચાર્જના ને મનીઑર્ડર ચાર્જના પૈસાનો દંડ ભરીને પણ, મારે મારી શરત પાળવા માટે, તે અંક મારે સ્વીકારવો પડ્યો!

આમ 'કૌમુદી'ના તંત્રીશ્રી વિજયરાય વૈદ્યની તુંડમિજાજીએ મારા લેખ કે ખુલાસા માટે મને રૂા. ૫-૦-૦ ને વી.પી. તથા મ. ઓ. નો મને દંડ કર્યો અને મારે ગરજનો માર્યો તે દંડ ભરવો પડ્યો!

આ વાતમાં જેને શંકા પડતી હોય તે શ્રી. વિજયરાય વૈદ્યને પૂછીને ખાત્રી કરી શકે છે. આવો કડવો અનુભવ, મને લાગે છે કે, બીજા કોઈ લેખકને નહિ થયો હોય.

'બુદ્ધિપ્રકાશ' લેખકોને લેખના બદલા તરીકે પુરસ્કાર આપે છે એ વાત સાચી જ છે એમ મારા પોતાના અનુભવથી કહી શકું છું.

'પાટીદાર'મંદિર, આણંદ — નરસિંહભાઈ પટેલ

# અમેરિકાનું ગ્રામશિક્ષણ

નગીનભાઈ માધવભાઈ પટેલ.

શિક્ષણ એ રાષ્ટ્રઘડતરનું મુખ્ય સાધન છે. અને આ રાષ્ટ્રઘડતરનું મહાન કર્તવ્ય હવે જ્યારે આપણે આદર્યું છે, ત્યારે બીજા દેશોની શિક્ષણપ્રણાલિઓ, સરખામણીના દૃષ્ટિબિંદુથી સમજવી એ આપણી ફરજ છે. બીજા દેશોના અનુભવ આ રીતે કામે લગાડવાથી આપણે પ્રયોગ કરવા જતાં ભૂલો કરતા અટકીએ એટલું જ નહિ, પણ આપણે ઘડી કાઢેલી નવીન શિક્ષણ–પ્રણાલિમાં અનુકૂળ અને યોગ્ય ફેરફારો કરી શકીશું. આ સરખામણીના દૃષ્ટિબિંદુથી અમેરિકાના ગ્રામશિક્ષણ ઉપર હું લખવા માગું છું.

હિંદુસ્તાનની અને અમેરિકાની ગ્રામપરિસ્થિતિમાં ઘણો ફેર છે. જો કે હિંદુસ્તાન અને અમેરિકા બન્ને ખેતીપ્રધાન દેશો છે; પરિસ્થિતિની દૃષ્ટિએ હિંદુસ્તાનની ગ્રામ પરિસ્થિતિ અમેરિકાની ગ્રામ પરિસ્થિતિથી જુદી છે. પરિસ્થિતિનો પ્રશ્ન શિક્ષણ સંસ્થાઓની વ્યવસ્થા સાથે સંકળાયેલો છે. અમેરિકાની ૫૪ ટકા વસ્તી ગ્રામ છે, અને બાકીના ૪૬ ટકા વસ્તી શહેરી છે. ગ્રામ વસ્તીના બે ભાગ પાડવામાં આવે છે: (૧) ફાર્મ ઉપર રહેતા લોકો જેઓ ખેતીના કામમાં રોકાયેલા છે; અને (૨) નાનાં ગામડાંમાં રહેતા લોકો જેઓ પોતે ખેતી કરતા નથી પણ ખેડૂતો અને ખેતી સાથે કોઈ પણ જાતનો સંબંધ ધરાવે છે તે. આ સંબંધ તે આવી જાતનો—ખેડૂતોને જરૂરી દાણા દુણી, ખાવાની તૈયાર ચીજો, કપડાં, ખાતર, ખેતીનાં ઓજારો અને યંત્રો વગેરે વેચવાના સ્ટોર કે દુકાનો ચલાવવી તે. અમેરિકાની વસ્તીનું આ પ્રકારનું વર્ગીકરણ કૃત્રિમ છે; પણ સરળતા ખાતર આવું કૃત્રિમ વર્ગીકરણ પણ ઉપયોગી થઈ પડે છે. જે ગામડાં કે જનસમુદાય ૨૫૦૦ માણસની વસ્તીથી નાનાં ગામડાંને 'ગ્રામ' (rural) તરીકે ગણવામાં આવે છે, જો કે તેને ખેતીના કામમાં સીધો સંબંધ ન હોય તો પણ; ખેડૂત–જીવન સાથે સંબંધ હોય તે પ્રશ્ન જુદો છે. અમેરિકામાં ફાર્મ મોટાં હોવાથી, દરેક ફાર્મ–કુટુંબ, દરેક ખેડૂત–કુટુંબ પોતાના ફાર્મ ઉપર રહેતું હોવાથી, એકબીજાથી છેટે રહે છે. આમ અમેરિકામાં છુટાંછવાયાં ખેડૂત–કુટુંબો આવેલાં છે. આ ખેડૂત કુટુંબો ગ્રામજનતાનો એક ભાગ છે, અને બીજો ભાગ તે ૨૫૦૦ની જનસંખ્યાવાળાં નાનાં ગામડાં.

ફાર્મની ઉત્પન્ન શહેરોમાં કે બજારોમાં લઈ જવા માટે દરેક ફાર્મ આગળ થઈને, દરેક ફાર્મના દરવાજા આગળ થઈને પથ્થરની કે સીમેન્ટની સડક આવેલી છે. અમેરિકામાં રસ્તાની સગવડ ઘણી સારી છે. ડુંગરાળ, વેરાન, અને ખરાબાનો, વસ્તી વિનાનો પ્રદેશ બાદ કરતાં ગણતરી કરવામાં આવે તો દર બે માઈલ ચોરસે આડોઅવળો રસ્તો આવેલો જ હોય. આનો અર્થ એમ કે ત્રણ માઈલ કોઈ બાજુએ તમે જાઓ તો એકાદ પાકો રસ્તો તમને જરૂર મળી આવે. મોટાં શહેર, વેપાર તથા હુન્નરનાં મથકો, ઔદ્યોગિક સ્થળો અને બંદરો—આ બધાંને જોડતા ધોરી રસ્તાઓ (high ways) અમેરિકાની

સંયુક્ત સરકાર તરફથી બંધાવવામાં આવેલા છે. આમ રાજ્ય વચ્ચેના ધોરી રસ્તાઓ સંયુક્ત સરકાર બંધાવે છે. આ ઉપરાંત અમેરિકાનાં ૪૮ રાજ્યોમાંનાં દરેક રાજ્યે પોતાના રસ્તાઓ, આ ધોરી રસ્તાઓને જોડતા (feeder roads), બંધાવેલા હોય છે. આ રસ્તાઓ પણ પાકા છે. રાજ્ય (state) પરગણાં (counties)માં વહેંચી નાખવામાં આવ્યું છે. પરગણાંનું ક્ષેત્રફળ આપણા જિલ્લાઓની માફક એક જગ્યાએથી બીજી જગ્યાએ બદલાતું રહે છે. પરગણાં ટાઉનશીપ (township) માં વહેંચી નાખવામાં આવેલા છે. અમેરિકાના આદિવસવાટ દરમિયાન ઓછામાં ઓછી ૩૬ ચોરસ માઈલ (૭ માઈલ ચોરસ) જમીનનો જથ્થો નવા વસાહત કરનારને આપવામાં આવતો; એટલે સાધારણ રીતે ટાઉનશીપનું ક્ષેત્રફળ ૩૬ ચોરસ માઈલનું હોય છે. ટાઉનશીપને આપણા નાના તાલુકા જોડે સરખાવી શકાય. પરગણાં પોતાના રસ્તાઓ નિભાવે છે અને ટાઉનશીપ પણ પોતાના રસ્તાઓ બંધાવે છે અને નિભાવે છે, તેની મરામત, સમારકામ કરી સારી સ્થિતિમાં રાખે છે. બરફની ઋતુમાં બરફના થરથી જ્યારે આ રસ્તાઓ છવાઈ જાય છે ત્યારે તે બરફને ખસેડી નાખવાનું કામ પણ તેઓ જ કરે છે. શહેરના પોતાના રસ્તા હોય છે અને શહેરની મ્યુનિસિપાલિટી તેની દરકાર રાખે છે. પણ શહેરના રસ્તાઓ સાથે આ સ્થળે આપણે સંબંધ નથી. આપણે ગ્રામ પરિસ્થિતિનો વિચાર કરીએ. 'ગ્રામ' એટલે 'ગામડાંનું' કે 'ગામડાં સંબંધીનું' આવો અર્થ અમેરિકાને નથી લાગુ પડતો; કારણકે જે ખરી રીતે 'ગ્રામ્ય' છે તે તો ખેડૂત કુટુંબો છે, ઉઘાડા ખુલ્લા પ્રદેશમાં છૂટાં છૂટાં દૂર દૂર વસતાં એકલવાયાં ખેડૂત કુટુંબો છે. માસાચુસેટ્સ, વર્મોન્ટવાળા ન્યૂ ઇંગ્લેન્ડના વિભાગને 'ગ્રામ્ય' એટલે 'ગામડાં સંબંધીનું' આવો અર્થ લાગુ પડે છે; કારણકે આ પ્રદેશમાં આ લોકો જ્યારે આવીને વસ્યા ત્યારે ગામડાં બાંધી એક જથે રહેતા લાગ્યા. પણ અમેરિકાના બીજા આઠ વિભાગને આ અર્થ નથી લાગુ પડતો. વસ્તીગણતરીપત્રક પ્રમાણે અમેરિકાના નવ વિભાગ પાડવામાં આવે છે. બીજા આઠ વિભાગમાં ખેડૂતો ગામડાં વસાવી નથી રહેતા પણ છૂટા છૂટા પોતાનાં ફાર્મ ઉપર રહે છે.[1]

છુટાંછવાયાં ફાર્મને કઈ વસ્તુ જોડે છે? અહીં રસ્તા સારા છે, અને દરેક ખેડૂત પાસે મોટર હોય છે. પણ આ બધાં ખેડૂતકુટુંબોને પોતાની દૈનિક જરૂરિયાતો પાસેનાં ગામડાંમાંથી મેળવવી રહી. આમ અમેરિકામાં ગામડું એ કેટલાંયે આજુબાજુનાં ખેડૂત કુટુંબોને જોડતા એક કેન્દ્ર તરીકે અસ્તિત્વ ધરાવે છે. આમ હોવા છતાં પણ, ગામડાં પણ દૂર દૂર આવેલાં છે. પણ આજુબાજુનાં કેટલાંક ફાર્મની વચ્ચે, ત્રણચાર રસ્તાઓના જોડાણ આગળ, એકાદ સ્ટોર, દેવળ, નિશાળ અને થોડાંક ઘરનો જથ્થો આવેલો હોય છે. આને આ લોકો 'પાડોશ' (neighbourhood) કહે છે. જ્યાં ખેડૂત કુટુંબો છુટાંછવાયાં રહેતાં હોય ત્યાં આવું એકાદ કેન્દ્ર કે જે ગામડું કહેવાય નહિ અને શહેર પણ કહેવાય નહિ તેને 'પાડોશ' કહેવામાં વાંધો પણ શો? આ પાડોશમાં એકાદ નિશાળ આવેલી જ હોય. ખેડૂત કુટુંબોને ખાવા પહેરવા માટેની ચીજો માટેનો

1. આ વિષેના સવિસ્તર હેવાલ માટે જુઓ 'અમેરિકાના ફાર્મ' નામનો મારો લેખ–ખેતીવાડી વિજ્ઞાન, ફેબ્રુ. અને માર્ચ, ૧૯૩૯.

સ્ટોર ન હોય, કે રવિવારે પ્રાર્થના કરવા માટે દેવળ ન હોય પણ એકાદ "સોલ રંગની નિશાળ" તો આખા પાડોશમાં આવેલી જ હોય. આવી ગ્રામ પરિસ્થિતિમાં, આવાં ગ્રામ સંયોગોમાં અમેરિકાની ગ્રામશાળાઓ આવેલી છે. આ શાળાઓ એટલે ઘણે મોટે ભાગે ધૂળી નિશાળ કે ગામઠી નિશાળ.

ધૂળી કે ગામઠી નિશાળનો અર્થ એ નથી કે છોકરાંઓ ધૂળમાં બેસે છે. પણ જ્યાં પદ્ધતિસર, ક્રમાનુસાર, ધોરણવાર વર્ગો નથી લેવામાં આવતા. હોશિયાર છોકરાઓને આગળ ને આગળ શીખવવામાં આવે પણ ધોરણ જેવું કશું નહિ. આપણે ત્યાં ગામઠી નિશાળો કે જે ખાનગી રીતે શિક્ષકો ચલાવતા તેમાં પણ આ પ્રમાણે બનતું હતું. શિક્ષક હોશિયારે વિદ્યાર્થીને આગળ ને આગળ શીખવે પણ હોશિયાર વિદ્યાર્થી બધા ભેગો જ બેસીને ભણે, ધોરણ કે વર્ગ જેવું કશું નહિ. તે પ્રમાણે અહીંની ગ્રામશાળામાં પણ છે. લગભગ ૭૫ ટકા ગ્રામશાળાઓ (૧૯૩૦ની ગણતરી પ્રમાણે ૧૪૩,૪૪૫ સંખ્યા) આપણી ગામઠી શાળાઓના જેવી છે. કુલ નિશાળોના લગભગ ૬૦ ટકા જેટલી નિશાળો ગ્રામશાળાઓ છે અને આના ૭૫ ટકા ધૂળી નિશાળો છે. ધૂળી નિશાળ એટલે એક શિક્ષક અને એક ઓરડી પાંચથી વીસ વર્ષ સુધીના છોકરાઓ માટે ફરજિયાત શિક્ષણ છે. અમેરિકાનાં ગામડાંમાં આવેલી કે શહેરમાં આવેલી નિશાળો કરતાં આ ગ્રામશાળાઓની સ્થિતિ જુદી છે. ગામડાંમાં આવેલી નિશાળને વસ્તીના પ્રમાણમાં પૂરતા નિશાળીઆઓ મળી રહે, અને શહેરમાં વધુ પડતા છોકરા હોવાથી એક કરતાં વધુ નિશાળો સારી રીતે ચલાવી શકાય. પણ ગ્રામશાળાઓ સારી રીતે ચલાવવી મુશ્કેલ છે. ગ્રામવસ્તી કે જ્યાં સો સો એકરોનાં મોટાં ફાર્મ આવેલાં છે, ત્યાં આછીપાતળી વસ્તીને લીધે, ઓછાં છોકરાંને લીધે, નિશાળનું ક્ષેત્ર વધુ લંબાવવું પડે છે અને દૂર દૂરથી છોકરાઓને નિશાળમાં લાવવા પડે છે. આ પ્રશ્ન જેટલો અમેરિકાને લાગુ પડે છે તેટલો જ આપણને પણ મૂંઝવશે. કારણકે આપણાં ગામડાં નાનાં હોવાથી ગામડે ગામડે નિશાળ ચલાવી શકાશે નહિ અને એટલે કેટલાંક ગામડાંના જથ્થામાં એકાદ અનુકૂળ જગ્યાએ આપણી પણ ગ્રામ શાળાઓ આવવાની. અને (૧) નિશાળ ચલાવવા માટે પૂરતા નિશાળીઆઓની સંખ્યા; (૨) કેટલે દૂરથી નિશાળમાં નાનાં બાળકોને આણી શકાય તે; અને (૩) છોકરાંઓને દૂરથી આણવાનાં સાધનો જેવાં કે, સારા રસ્તા અને મોટરબસો—આ ત્રણ પ્રશ્નો આપણે માટે ગ્રામશિક્ષણના વિકાસ દરમિયાન જરૂર ઉપસ્થિત થવાના. (૪) ચોથો પ્રશ્ન આ અમેરિકાની ગ્રામશાળાઓ એટલે ફાર્મ કુટુંબનાં છોકરાં ઉપર નભતી નિશાળ. અમેરિકામાં શહેરોમાં લગભગ છ મહિના (૧૮૩ દિવસ) આ આથમિક શાળાઓ કામ કરે છે અને ગ્રામશાળાઓ લગભગ પાંચ મહિના (૧૫૬ દિવસ) કામ કરે છે. ગ્રામશાળાઓમાં સાધારણ રીતે ૫૦ ટકાથી થોડા વધુ છોકરાઓ હાજર રહે છે. આટલી ઓછી હાજરીસંખ્યા હોવાનું મુખ્ય કારણ એ છે કે જે છોકરાં ખેતરમાં કામ કરી શકે એવાં હોય છે તે છોકરાં જો કોઈપણ જાતનું ખેતરકામ મળી આવે તો તે કામ કરવા જરૂર જવાનાં જ, આપણે ત્યાં પણ જ્યાં ગામડાંમાં નિશાળો ચાલે છે ત્યાં પણ આ પરિસ્થિતિ છે. "આજે તો જા અલ્યા, ભેંસ ચારવા જા" "જા, અલ્યા મજુરો પર

દેખરેખ રાખવા જ." આમ નિશાળમાં આવતાં છોકરાંને તેમનાં માબાપના ધંધામાંથી તદન અળગાં કરી શકાય નહિ. પ્રાથમિક ફરજિયાત શિક્ષણમાં, નિશાળોને સારી રીતે ચલાવવામાં આ ધંધાવિષયક પ્રશ્ન આપણી ગ્રામશાળાઓમાં જરૂર આવવાને. આ બધી વસ્તુઓ તો નિશાળને સફળતાથી ચલાવવાની કાર્યપ્રણાલિ નડતી મુશ્કેલીઓ અને તેનો ઉકેલ—આમ બાહ્ય વસ્તુઓ સાથે સંકળાયેલ હોવાથી જ્યારે એ પ્રશ્ન ઊભા થાય ત્યારે આપણે સહેલાઇથી વટાવી શકીએ. પણ મુખ્ય વસ્તુ તો શિક્ષણનું ધ્યેય અને શિક્ષણ પ્રણાલિ છે. માટે આ વસ્તુઓ ઉપર આપણે હવે આવીએ.

એકાદ ડૉકટર પોતાનું પ્રાથમિક, સેકન્ડરી અને કોલેજનું શિક્ષણ પૂરું કરી બારથી પંદર વરસ ગાળી પોતાના ધંધામાં નિષ્ણાત થાય ત્યારે આપણે તેને જવાબદારીનું કામ સોંપીએ છીએ; કે એકાદ ઇજનેર કેટલાંય વરસો સુધી પોતાના વિષયનો અભ્યાસ કરે, ત્યારે તેને દેશની ઇજનેરી રચનાનાં કામની જવાબદારી સોંપીએ છીએ; કે એકાદ વકીલ કેટલાંયે વર્ષો સુધી કાયદાનો અભ્યાસ કરે અને ત્યાર બાદ કાયદાના ક્ષેત્રમાં કામ કરે ત્યારે તેને રાજ્યના કાયદાવિષયક પ્રશ્નોની જવાબદારી સોંપવામાં આવે છે. પણ વિચિત્ર તો એ છે કે રાષ્ટ્રઘડતર અને રાષ્ટ્રચણતરનો આ મૂળ પાયો—નાનાં બાળકો—થોડું ભણેલા, થોડા પગારવાળા, શિક્ષકોના હાથમાં છે. તેને કેટલી મહાન જવાબદારી સોંપવામાં આવી છે તેનું ભાન નથી તેને, કે નથી સોંપનારને. અમેરિકામાં આ વસ્તુ પરત્વેની જવાબદારી કે જાગૃતિ છેલ્લાં થોડાં વર્ષોથી આવવા પામી છે. બાળશિક્ષણનો પ્રશ્ન એ રાષ્ટ્રઘડતર, રાષ્ટ્રવિકાસ કે રાષ્ટ્રોન્નતિનો પ્રશ્ન છે. સમાજશાસ્ત્રની દૃષ્ટિએ જોતા જતાં બાળક એ કુંભારના ઘરની કાચી માટી જેવું છે અને તેમાંથી માટીના ગુણરૂપ પ્રમાણે ધાર્યો ઘાટ ઘડી શકાય. પણ આ ઉપમા મને નથી ગમતી. હું બાળકને અણવિકસ્યા કમળદળની ઉપમા આપીશ, અને કમળદળને વિકસાવનાર કે ઉઘાડનાર સૂર્ય કિરણોને શિક્ષણ પ્રણાલિની ઉપમા આપીશ. શિક્ષણપ્રણાલિમાં શિક્ષણનો આત્મા સમાએલો છે, એટલે કે શિક્ષણપ્રણાલિ એ એક યાંત્રિક વસ્તુ નથી પણ જીવંત વસ્તુ છે, જોકે પ્રણાલિ પ્રણાલિમાં ફેર છે. એકાદ પ્રણાલિ યાંત્રિક પણ હોય. આપણી ચાલુ આપણી યે શિક્ષણપદ્ધતિ નરદમ યાંત્રિક છે. શિક્ષણપ્રણાલિ કયા ધ્યેયથી રચવામાં આવી છે તે ધ્યેય ઉપર વ્યક્તિવિકાસ, સમાજવિકાસ કે રાષ્ટ્રવિકાસનો આધાર રાખે છે. અમેરિકાની શિક્ષણપ્રણાલિ કયા ધ્યેય ઉપર, કયા સિદ્ધાંત ઉપર રચાએલી છે તેનો વિચાર કરીએ.

દરેક બાળકમાં વ્યક્તિત્વ ( personality ) સમાયેલું છે. એક બાળકનું વ્યક્તિત્વ બીજા બાળકના વ્યક્તિત્વથી ભલે જુદું હોય, અને હોય છે; પણ શિક્ષણનું મુખ્ય કર્તવ્ય તો બાળકમાં રહેલા આ ગૂઢ વ્યક્તિત્વને જાગૃત કરી, યોગ્ય દિશાએ દોરી, રાષ્ટ્રઘડતરમાં તેનો ઉપયોગ કરવાનું છે. બાળકો ભવિષ્યના નાગરિકો છે તેનો અર્થ આ. વ્યક્તિવિકાસની દૃષ્ટિએ જોતા જતાં, ગ્રામશિક્ષણનાં બે અંગ છે: (૧) શારીરિક વિકાસ; અને (૨) માનસિક વિકાસ. ખરું શિક્ષણ આ બન્ને વસ્તુઓને સાંગોપાંગ વિકસાવે તે છે. બાળકમાં રહેલું ગૂઢ વ્યક્તિત્વ જે શિક્ષણ વિકસાવે-ખીલવે તે શિક્ષણ ખરું શિક્ષણ છે.

બાળશિક્ષણના વિષયમાં અમેરિકા બે વસ્તુઓનો સમાવેશ કરે છે: (૧) આત્મવિકાસ (self-expression), અને (૨) જાતદોરવણી (self-guidance). જેમ વર્તુલનો વિકાસ કે વિસ્તાર તેના કેન્દ્રમાંથી થાય છે તે જ પ્રમાણે બાળકનો વિકાસ પણ અંદરથી જ થવો જોઇએ. એટલા માટે બાળકોને શિક્ષણશાસ્ત્રની દૃષ્ટિથી કાચી માટી તરીકે નથી ગણવામાં આવતાં. કાચી માટીના ઘડવામાં આવતા ઘાટ એ બહારની દોરવણી છે—બહારથી કરવામાં આવતો વિકાસ છે. વસ્તુસ્થિતિ, પરિસ્થિતિ અને સંયોગો કે વાતાવરણ એટલાં બધાં અનુકૂળ બનાવવાં જોઈએ કે બાળકનું સુપ્ત કે અણુવિકસ્યું વ્યક્તિત્વ, આંતરિક રીતે, અંદરના બળથી, બાળકની જ્ઞાનબુદ્ધિના વિકાસ સાથે વિકસવા પામે. આ વસ્તુ કેટલે અંશે 'સામુદાયિક રીતે' સાધી શકાય એ પ્રશ્ન જુદો છે. પણ શિક્ષણશાસ્ત્રના આ આત્મવિકાસ (self-expression) અને જાતદોરવણી (self-guidance) ના સિદ્ધાંતમાં બાળવિકાસની દૃષ્ટિએ જોવા જતાં, વ્યક્તિઘડતરની દૃષ્ટિએ જોવા જતાં, એક સત્ય સમાએલું છે તે તો આપણે જરૂર સ્વીકારવું પડે. શિક્ષકો બાળકોના આ આત્મવિકાસના નેતા છે, નિયંતા નથી. નિયંતા તો બાળક પોતે જ છે; પણ શિક્ષકનું કર્તવ્ય તો એ છે કે બાળકમાં કેવા પ્રકારનું વ્યક્તિત્વ સમાએલું છે તે જાણવું, અને તે જાણ્યા પછી તે વ્યક્તિત્વનો સારામાં સારો વિકાસ કેવી રીતે થાય તેને માટે પ્રયાસ કરી તે વ્યક્તિવિકાસનું નેતૃત્વ સ્વીકારવું. આ શિક્ષકનું કર્તવ્ય છે. અમેરિકાનું આધુનિક ગ્રામશિક્ષણ આ સિદ્ધાંત ઉપર રચવામાં આવ્યું છે.

બાળકના વ્યક્તિત્વનો "રાષ્ટ્રઘડતરના કામમાં ઉપયોગ કરવાનો" મેં ઉપર ઉલ્લેખ કર્યો છે. રાષ્ટ્રઘડતરનો પ્રશ્ન ઘણે મોટે ભાગે આર્થિક છે; અને બીજે નંબરે સામાજિક છે. રાષ્ટ્ર કે ગ્રામશિક્ષણનું ધ્યેય સામાજિક છે કારણકે પ્રજાસત્તાક રાજ્યને અનુકૂળ નાગરિકતા તેનામાં ખીલવવી છે. આજે જે વ્યક્તિઓ અમેરિકામાં મતાધિકાર ધરાવે છે તે જ્યારે વાત કરતાં 'હું અમેરિકાનો નાગરિક છું' એમ બોલે છે ત્યારે કેટલો મગરૂર થાય છે; અને 'અમેરિકા'ના 'મે' ઉપર ભાર દઈને આત્મશ્રદ્ધાથી અને પોતાના અમેરિકાના નાગરિકપણા તરફ બહુમાનથી જુએ છે. પશ્ચિમની પ્રજાઓ જેમ તેમની દ્રવ્યવાદી સંસ્કૃતિ માટે મગરૂર છે, અને પૂર્વની પ્રજાઓ જેમ તેમનાં તત્ત્વજ્ઞાન માટે મગરૂર છે, તેજ પ્રમાણે આ નાગરિકપણાની મગરૂરી કેળવવા બાળક લખતું વાંચતું થયું કે તેને સમાજશાસ્ત્રના પ્રાથમિક પદાર્થપાઠ શીખવવામાં આવે છે. વ્યક્તિગત એકલવાયું જીવન ગુજારવાને બદલે વધુ ને વધુ સામાજિક જીવન, સમૂહજીવન ગુજારતું થાય, અને સહકારિતાથી અને સહિષ્ણુતાથી કામ કરતું થાય, એક બીજા સાથે હળીમળી, એકબીજાની લાગણીઓને માન આપી જેમાં રહીને કામ કરતું થાય, એવા પદાર્થપાઠો બાળકને આ ગ્રામશાળાઓમાં શીખવવામાં આવે છે.

રાષ્ટ્રઘડતરનો બીજો પ્રશ્ન આર્થિક છે. દરેક વ્યક્તિ કંઈ ને કંઈ વસ્તુ ઉત્પન્ન કરી રાષ્ટ્રની આર્થિક સ્થિતિમાં સુધારો કરે તેને માટે આ ગ્રામશાળાઓમાં જ બાળકોને ધંધાદારી શિક્ષણ આપવામાં આવે છે. અમેરિકાની આખી યે શિક્ષણસરણી લગભગ વીસ પગથિયાંની બનેલી છે. ગ્રામશાળા કે પ્રાથમિક શાળાઓનાં આઠ ધોરણ રૂપી આઠ પગથિયાં, ત્યારબાદ હાઇસ્કૂલના ચાર વર્ષનાં ચાર પગથિયાં. હાઇસ્કૂલનો

ગ્રેજ્યુએટ (અહીં ગ્રેજ્યુએટ કહેવામાં આવે છે; ગ્રેજ્યુએટ એટલે ધોરણવાર શિક્ષણ પામેલી વ્યક્તિ) હાઇસ્કૂલ છોડ્યા પછી કોઈ પણ હુન્નરકળાના ધંધામાં કામ કરી શકે છે કારણકે તે વિષેનું થોડું ઘણું શિક્ષણ તેને આપવામાં આવેલું હોય છે. આ રીતે જોતા જતાં હાઇસ્કૂલનો ગ્રેજ્યુએટ તેને આપવામાં આવતા ધંધાદારી શિક્ષણને કારણે થોડે અંશે આર્થિક સ્વતંત્રતા ભોગવતો થાય છે. સ્મિથ-હ્યુજીસ કાયદાના ધારાધોરણ પ્રમાણે શરૂઆતમાં ખેતીનું ધંધાદારી શિક્ષણ ગ્રામશાળાઓમાં અપાવા લાગ્યું. ખેડૂતોનાં બાળકો શહેરી જીવનથી આકર્ષાઈ શહેરો તરફ મોટાપણે ન ભાગી જાય તેથી અને મોટાં થતાં પોતાના ફાર્મ ઉપર, વધુ ઉચ્ચ શિક્ષણ મેળવ્યા સિવાય, સારી રીતે કામ કરી ફાર્મ ચલાવી શકે એ હેતુથી સ્મિથ-હ્યુજીસ કાયદાએ ગ્રામશાળાઓમાં ખેતીવાડીનું ધંધાદારી શિક્ષણ આપવાનું ફરજિયાત બનાવ્યું. અને સંયુક્ત સરકાર તરફથી આ ધંધાદારી શિક્ષણ માટે, સાધનો વગેરે માટે ગ્રાન્ટ પણ આપવામાં આવી. છોકરીઓને ગૃહશાસ્ત્ર (home economics)ના પદાર્થપાઠ શીખવવામાં આવે છે. ધંધાદારી શિક્ષણમાં આ પ્રમાણે બધા વિષયોનો સમાવેશ થાય છે: ખેતીવાડી, ગૃહશાસ્ત્ર, સંગીત, હુન્નર ઉદ્યોગના ધંધા, વેપારી ધંધા, જાહેર બોલવાનું કે ભાષણ કરવાનું શિક્ષણ, અને શારીરિક શિક્ષણ. અક્ષરજ્ઞાન, કવિતા, સાહિત્ય, ભૂગોળ, અને ઇતિહાસના વિષયોનો પણ ગ્રામશાળાના શિક્ષણક્રમમાં સમાવેશ થાય છે. આ ગ્રામશાળાઓ ૧૯૨૪ના સ્મિથ-લીવર કાયદા પ્રમાણે પ્રૌઢ શિક્ષણ (adult education) આપવા માટે પણ બંધાયેલી છે. પલટાતી દુનિયામાં સમાજ અને આર્થિક પરિસ્થિતિ, પણ બદલાતી રહે છે. એટલા માટે પ્રૌઢશિક્ષણની પણ અનિવાર્ય જરૂર છે પ્રૌઢશિક્ષણના અભાવે આપણા સમાજમાં અને ઘરડાંઓમાં જે રૂઢીચુસ્તપણું જીવનભર રહે છે, અને યુવાનો અને ઊગતી પ્રજાને ઘરડાઓનું કે સમાજનું એ રૂઢીચુસ્તપણું દંગેશાં દબાવ્યે જાય છે તેનાથી અમે આપણો સામાજિક વિકાસ સાધી શકતા નથી એ હું જરૂર જણાવીશ. પ્રૌઢશિક્ષણનો અભાવ એ આપણી ઉન્નતિને જરૂર છેદી નાખે છે. કારણકે ઘરડાંઓ, પ્રૌઢશિક્ષણના અભાવે, હંમેશાં જૂના વિચારના, ચાલુ સમાજના પ્રવાહોથી વંચિત, જુનવાણી, અને રૂઢીચુસ્ત રહે છે. અમેરિકાની ગ્રામશાળાઓમાં પ્રૌઢશિક્ષણના વર્ગો પણ ચલાવવામાં આવે છે, અને તેમાં, ખાસ કરીને તેમને ઉપયોગી ધંધાદારી શિક્ષણ ઉપર ભાર મૂકવામાં આવે છે. આને માટે પણ સંયુક્ત સરકાર તરફથી આ શાળાઓને મદદ મળે છે. આમ ગ્રામશાળાઓ બાળકોને અક્ષરજ્ઞાન આપે છે એટલું જ નહિ, પણ તેમનું સામાજિક વ્યક્તિત્વ ખીલવે છે. સમૂહમાં ભેગાં રહીને કેવી રીતે કામ કરવું, એક બીજાની લાગણીઓને માન આપી, એક બીજા તરફ સમૂહમાં કેવા ભાવથી વર્તવું એ વસ્તુ બાળકો ગ્રામશાળાઓમાંથી શીખે છે. ગ્રામશાળાના શિક્ષણથી બાળકનું સામાજિક વ્યક્તિત્વ (social self) પણ ખીલવા પામે છે. અને ધંધાદારી શિક્ષણનો આ વસ્તુઓ સાથે સમાગમ કરાવી આ બાળકોને આર્થિક દૃષ્ટિએ ઉપયોગી નાગરિકો બનાવવાનું ગ્રામશિક્ષણનું ધ્યેય છે. અને શિક્ષણક્રમ પણ તે પ્રમાણે રચવામાં આવ્યો છે.

ગ્રામશાળાઓ એટલે પ્રાથમિક શિક્ષણ આપતી શાળાઓ એવો અર્થ ખાસ કરીને નહિ, પણ જે શાળાઓ ગ્રામપ્રદેશમાં આવેલી છે તે એવો વ્યાપક અર્થ કરવામાં આવે છે.

ગ્રામશાળાઓમાં એક શિક્ષક અને એક ઓરડીવાળી પ્રાથમિક નિશાળો, ધોરણવાર ચાલતી નિશાળો, કેટલીક હાઈસ્કૂલો અને આ ઉપરાંત કેટલીક સંયુક્ત કે મધ્યસ્થ શાળાઓ (central schools) નો સમાવેશ થાય છે. પ્રાથમિક શાળાઓનાં આઠ ધોરણો અને હાઈસ્કૂલનાં ચાર વર્ષ ગાળ્યા પછી વિદ્યાર્થીમાં આત્મશ્રદ્ધા આવવા પામે છે. આ આત્મશ્રદ્ધા તે આ પ્રકારની: હું આર્થિક સ્વતંત્રતા મેળવવાને સમર્થ છું. હું હાઈસ્કૂલનો ગ્રેજ્યુએટ છું; હું મારો રસ્તો કરી લઈશ. મને ધંધાદારી શિક્ષણ આપવામાં આવ્યું છે, જેથી હું મારો રસ્તો કરી શકીશ. અમેરિકાની સમાજરચના એવા પ્રકારની છે કે છોકરા છોકરીઓ જેમ બને તેમ વહેલાં આર્થિક રીતે સ્વતંત્ર થવાના પ્રયાસ કરે છે: હાઈસ્કૂલનો વિદ્યાર્થી આર્થિક દષ્ટિએ સ્વતંત્ર થઈ શકે પણ આ વિશિષ્ટતાના જમાનામાં તેમે મુસ્કેલીઓ ઘણી નડે છે. જેને ઉચ્ચ શિક્ષણ મળવા પામ્યું છે તે અમેરિકામાં પોતાનો માર્ગ સારી રીતે કરી શકે છે. માટે આ શિક્ષણની નિસરણીમાં હજુ વધુ પગથિયાં એને ચડવાં રહ્યાં. હાઈસ્કૂલનો અભ્યાસ પૂરો કર્યા પછી થોડાં વર્ષ ધંધાધારી ઉચ્ચ શિક્ષણ સંસ્થાઓમાં તે ગાળે છે; અને અમુક પોતાને ગમતા ધંધામાં વિશિષ્ટતા–તજ્જ્ઞતા–મેળવે છે. પણ જેને ડિગ્રી કે ઉપાધિ મેળવવાની અભિલાષા છે તે કોલેજો અને વિદ્યાલયોમાં જાય છે, અને ત્યાંથી ધંધાદારી ઉચ્ચ શિક્ષણ મેળવી વિશિષ્ટતા સંપાદન કરે છે. વિદ્યાલયના સ્નાતક થતાં ચાર વરસ લાગે અને બીજાં ત્રણચાર વરસ પોતાના વિષયમાં વિશિષ્ટતા મેળવતાં લાગે. નિષ્ણાતો ઘણુંખરું સંશોધનના ક્ષેત્રમાં જ રોકાઈ જાય છે. આમ અમેરિકામાં લગભગ ૪૦ વર્ષે જીવનની શરૂઆત થાય છે. આ વિચાર જણાવવા માટે આ વાક્ય પ્રચલિત અને અર્થસૂચક રીતે વાપરવામાં આવે છે: Life begins at forty. આ વાક્ય વિમાકંપનીઓમાં પ્રચલિત છે કારણકે આ ઉંમરથી વ્યક્તિના આર્થિક રીતે સ્વતંત્ર અને ગૃહજીવનની શરૂઆત થાય છે.

પછી આપણે આપણી 'લાલ નિશાળો' ઉપર આવીએ. કેવી પરિસ્થિતિમાં અમેરિકાની ગ્રામશાળાઓ આવેલી છે તેનો શરૂઆતમાં મેં ઉલ્લેખ કર્યો છે. ગ્રામશાળાઓ કાં તો બહુ નાનાં ગામડાંમાં આવેલી છે કે ધોરી રસ્તાઓના જોડાણ આગળ આવેલાં થોડાં ઘરના 'પાડોશ'માં આવેલી હોય છે. આમ ખુલ્લા પ્રદેશમાં ગ્રામશાળાઓ આવેલી છે. આવી શાળાઓમાં આજુબાજુનાં ખેડૂતકુટુંબો કે ફાર્મકુટુંબો પોતાનાં બાળકોને ભણવા મોકલે છે. આજુબાજુના જેટલા પ્રદેશમાંથી નિશાળીઆઓ આ શાળામાં આવતા હોય તેને 'શાળાનું પરગણું' (school district) કહેવામાં આવે છે. આ શાળાના પરગણાને રાજ્ય વહીવટ માટે પાડવામાં આવેલાં પરગણાં (counties) સાથે કશો સંબંધ નથી. અમેરિકાનો કાયદો કહે છે કે ગ્રામપ્રદેશમાં અને શહેરોમાં, દરેક બાળકને શિક્ષણ મેળવવાના (આ ફરજિયાત શિક્ષણને જ લાગુ પડે છે) સંયોગો અને સગવડો એક સરખી હોવી જોઈએ. (equal educational opportunities.) શહેરમાં કે ગીચ વસ્તીવાળા પ્રદેશોમાં વસતાં બાળકોને ફરજિયાત શિક્ષણ મેળવવાના સંયોગો આછીપાતળી વસ્તીમાં રહેતાં ફાર્મકુટુંબોનાં બાળકો કરતાં સારા હોય તો આછીપાતળી વસ્તીવાળા પ્રદેશના ખેડૂતોનાં બાળકોને પણ સારા અને

સમાન સંયોગો મળે એવી વ્યવસ્થા રાજ્યે કરી આપવી રહી; આ ફરજ રાજ્યની છે, સરકારની છે. શહેરી શું કે ગ્રામ શું, શિક્ષણવિષયક સંયોગો અને સગવડો આ બંને પ્રકારનાં બાળકોને એક સરખી હોવી જોઇએ. હિંદુસ્તાનમાં આજ સુધી સરકારે ગ્રામશાળાઓની ખીલવણી માટે કે ગ્રામશિક્ષણના પ્રચાર માટે નહિ જેવું જ કર્યું છે. જ્યારે શહેરની શાળાઓના વિકાસ તરફ વધુ ધ્યાન આપ્યું છે. મારો કહેવાનો અર્થ એમ નથી થતો કે શહેરની શાળાઓના વિકાસ તરફ ધ્યાન ન આપવું, પણ ગ્રામશાળાઓ માટે બેદરકારી તો ન જ રખાય. આપણી નવીન શિક્ષણ-પ્રણાલિમાં ગ્રામશાળાઓના વિસ્તાર માટે ઘણો અવકાશ છે. અને શિક્ષણવિષયક સમાન-તાનો સિદ્ધાંત અમલમાં મૂકાશે એમ હું ઇચ્છું છું. આમ છે તો અમેરિકામાં અમુક ક્ષેત્રફળમાં વસતા લોકો પોતાનાં બાળકો માટે સરકાર તરફથી નિશાળ કેવી રીતે મેળવી શકે તે જોઇએ.

શરૂઆત લોકોએ કરવી રહી, માગણી લોકોએ કરવી રહી. કદાચ તમે પ્રશ્ન પૂછશો કે જ્યાં ફરજિયાત શિક્ષણ છે ત્યાં માગણી જેવો સવાલ જ કેવી રીતે ઊભો થવા પામે? અમેરિકામાં શિક્ષણ કાયદાથી ફરજિયાત કરવામાં આવ્યું છે એ વાત ખરી; પણ શિક્ષણનો ઘણો મોટો આર્થિક બોજો જ્યાં શાળા આવેલી હોય તે 'શાળાના પરગણા'ના લોકોએ જ સહન કરવો પડે છે. અમેરિકાની વસ્તુસ્થિતિ આપણાથી જુદી છે. અમુક જરૂરિયાત—અને શિક્ષણ એ એક જરૂરિયાત છે, પ્રાથમિક જરૂરિયાત કે મૌલિક જરૂરિયાત જે કહો તે—લોકોને જણાઈ અને તે પૂરી પાડવા માટે લોકો સરકાર પાસે મદદ માગવા જાય તો રાજ્યની સરકાર ( State Government ) અને સંયુક્ત સરકાર ( Federal Government ) પણ આર્થિક મદદ જરૂર કરે. પણ આવી શાળારૂપી જરૂરિયાતનો ઘણો મોટો આર્થિક બોજો તે પરગણાના લોકોએ જ વહેવો પડે છે. અમેરિકાનો સમાજ આર્થિક દૃષ્ટિએ રચાયેલો સમાજ છે ( economic society ). શહેરના લોકો કહેશે ગ્રામશાળાઓ સ્થાપવા અને ચલાવવા માટે અમારા ઉપર નખાતા કરનો ઉપયોગ ન થવો જોઈએ. શાળા એ 'સ્થાનિક' જરૂરિયાત છે, કારણકે તેનો ઉપયોગ અમુક ક્ષેત્રફળમાં વસતા સ્થાનિક લોકો જ કરવાના છે, તે જ લોકોનાં છોકરાંને એ શાળા શિક્ષણ આપવાની છે, અને તે શાળાથી થતા બીજા સામાજિક લાભો પણ તે જ લોકોને થવાના છે. એમ છે તો તે શાળાને બીજાઓ ઉપર નખાતા કરભારથી નભાવવા જતાં આ આર્થિક દૃષ્ટિએ રચાએલો સમાજ જરૂર વાંધો લેવાનો અને લે છે. આ વસ્તુસ્થિતિને લઈને એક જ રાજ્યનાં જુદાં જુદાં રાજદ્વારી પરગણાં, રાજદ્વારી દૃષ્ટિએ જોતા જતાં જેટલું ફ્રાન્સ જર્મનીથી જુદું પડે છે તેટલાં જ આ પરગણાં પણ જુદાં અને સ્વતંત્ર છે. નથી તેમને સંસ્કૃતિના સમાન બંધ કે નથી સંસ્કારિતાના સમાન બંધ, કારણકે એક પરગણું જર્મનીએ વસાવ્યું હોય તો બીજું આયર્લેન્ડના લોકોએ, અહીં અમેરિકામાં આવીને વસાવ્યું હોય. પણ આ બધાં પરગણાં સહકારિતાની લાગણીથી ભેગાપણું અનુભવે છે. અમેરિકાનું પરગણું (county) એ એક સ્થાનિક રાજ્યસત્તા છે. રાજ્યવહીવટની દૃષ્ટિથી પાડવામાં આવેલા એક પરગણામાં કેટલાં યે 'શાળાનાં પરગણાં'નો સમાવેશ થાય છે. પરગણાનો પેટા વિભાગ તે

ટાઉનશીપ. 'શાળાનું પરગણું' થોડું એક ટાઉનશીપમાં આવ્યું હોય તો થોડું બીજી બાજુના ટાઉનશીપમાં આવ્યું હોય. 'શાળાના પરગણા'ને રાજ્યદ્વારી હદ જોડે કશો સંબંધ નથી. આ સંયોગોમાં નિશાળ કેવી રીતે ઉઘાડાય? અને 'શાળાનું પરગણું' કેવી રીતે નક્કી કરવામાં આવે છે? 'શાળાનું પરગણું' એ ક્ષેત્રફળ છે. શાળા રૂપી જરૂરિયાત મેળવવા માટે નખાતા 'શાળાના કર' (school tax)નો પ્રશ્ન હું આ જગ્યાએ ચર્ચવા નથી માગતો. આપણી પરિસ્થિતિની અને ખાસ કરીને ગ્રામ પરિસ્થિતિની દૃષ્ટિએ જોતાં જતાં, આપણું ગ્રામ શિક્ષણ ફરજિયાત હોવું જોઈશે એટલું જ નહિ, પણ મફત પણ હોવું જોઈશે. એટલે કરનો પ્રશ્ન ન જ ચર્ચવો એ જ ઠીક છે. શાળાના પરગણાનો, મધ્યસ્થ શાળાઓની સ્થાપનાનો અને તે કેવી રીતે ચાલે છે તેનો, અને તે શાળાઓમાં કેવા પ્રકારનું વિષયવાર શિક્ષણ આપવામાં આવે છે તેનો, તેમજ આ પ્રથા આપણને કેવી રીતે—કેવા ફેરફાર સાથે અનુકૂળ થઈ પડે તેમ છે તેનો આપણે કોઈક વખત વિચાર કરીશું.



## ચરણ દૃષ્ટિ પૂતં ન્યસેત્

પારાશર્ય

કઠોર ગણી કે સુકોમલ ગણી અજાણ્યા ઉરે
તમે મૃદુ પવિત્ર પાદ નહિ ભૂલથી મૂકશો.
સુકોમળ! નઠોર! કેવું ઉર કોણ જાણે હશે,
અજાણ પથમાં સખે ચરણ દૃષ્ટિ પૂતં ન્યસેત્.
હશે યદિ નઠોર તો અસહ કંટકો ભોંકશે,
સુકોમળ હશે કદાચ ફસકાઈ તો સ્વાસ્થ્યને
અચૂક લથડાવશે, પદ તળે ફિદાઈ ન તો
બની અમર પંક બાઝી રગદોળશે પાદને.

# અરાજકવાદી વીર માલાટેસ્ટા

શિવલાલ જેસલપુરા

લોહીનું પાણી કરી નાખે એવી રાતદિવસ મજૂરી કરતા આ મજૂરો અને કિસાનો, સદાય આમ ઘોર કંગાલિયતમાં સબડાયેલા જ રહેશે? તેમની મહેનતના નફે સત્તાધીશ બની બેઠેલા મૂડીવાદીઓના જોરજુલમ તેઓ મૂંગે મોઢે સહ્યા જ કરશે? પીડિતજનોની આ કરુણ કથનીએ જગતનાં અનેક જુવાન દિલ હલમલાવી મૂક્યાં છે. જગતના ખૂણેખૂણે ક્રાંતિ ફેલાવી મૂડીવાદનો વિનાશ કરવા અનેક વીરોએ સૈકાઓથી સતત પ્રયાસો કર્યાં છે. હદપારી, જપ્તાનબંધી, જેલ, ભૂખમરો, વગેરે ઘોર યાતનાઓ તેમની સામે આવી ખડી રહી, તોપણ એકધારી તમન્નાથી ગરીબવર્ગની આઝાદીનો સૂર તેમણે ચાલુ જ રાખ્યો છે.

ક્રાંતિના આ સર્વ ઉપાસકોમાં માલાટેસ્ટાનું નામ મોખરે ખડું રહે એમ છે. શરૂથી તે અંત સુધી ક્રાન્તિકારીની કારકીર્દીવાળું ઉજ્જવળ જીવન તેનાં જેમ થોડાએ જ વીતાવ્યું હશે. રાજ્ય અને મૂડીવાદના એ કટ્ટર શત્રુએ પોતાના સિદ્ધાંત ખાતર સર્વસ્વનો ત્યાગ કરી જે તપશ્ચર્યા કરી છે એ ખરેખર અદ્‌ભુત છે. પ્રિન્સ ક્રોપોટ્‌કિને પોતાની આત્મકથા*માં તેના વિષે ઉલ્લેખ કરતાં લખ્યું છે કે, "સાંજે ક્યાં વાળુ કરશે અને રાત્રે ક્યાં સૂઈ રહેશે એની જરાપણ ચિંતા કર્યા વગર, આવેશની અખંડ જ્વાળા અને જુવાનીના જોમથી પોતાના સિદ્ધાંતના પ્રચાર પાછળ મંડ્યો રહેતો માલાટેસ્ટા એક પ્રમાણિક આદર્શવાદી છે." તેના વિરોધી, ઈટાલીના શાસનકર્તા મુસોલિનીએ પોતાના પત્રમાં એકરાર કરેલો: "નિસ્વાર્થભાવે પોતાના ધ્યેયમાં નિરંતર મંડ્યા રહેનાર આ વીર પુરુષની પ્રશંસા કરવી એ મારી ફરજ છે."

રાજ્યની વિરુદ્ધ એક શબ્દ પણ ઉચ્ચારવો એ ગુનો લેખાય એવી પ્રબળ રાજસત્તા જ્યારે પ્રવર્તતી હતી, ત્યારે સર્વ પ્રકારની રાજ્યપદ્ધતિના વિનાશક અરાજકવાદના આ મંત્રદ્રષ્ટાનો જન્મ ઈટાલીના દક્ષિણ ભાગમાં આવેલા એક ગામમાં ઈ. સ. ૧૮૫૩માં થયેલો. ૧૭ વર્ષની ઉંમરે નેપલ્સના વિશ્વવિદ્યાલયમાં વૈદકનો અભ્યાસ કરવા તે દાખલ થયો. આ વખતે ઈટાલીમાં ક્રાંતિનો પવન વાતો હતો. મજૂરો અને ખેડૂતોની હડતાલો સામાન્ય થઈ પડી હતી. શ્રમજીવી વર્ગની આઝાદીની લડત પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવા માલાટેસ્ટાએ સરદારી લઈ પોતાની કોલેજમાં એક દિવસ હડતાલ પડાવી. કોલેજ-સત્તાવાળાઓએ આ બાબતને મોટું સ્વરૂપ આપી દીધું અને તેને કોલેજમાંથી રૂખસદ મળી.

અભ્યાસ માટે બીજે કોઈ ઠેકાણે જોડાવાની ઇચ્છા નહિ કરતાં દાસત્વની શંખલામાં જકડી રાખતી આ કેળવણીને તેણે સદાને માટે તિલાંજલી આપી દીધી. કિતાબોના

---

* ગુજરાતીમાં 'એક ક્રાંતિકારની આત્મકથા' એ નામથી પ્રસ્થાન કાર્યાલય તરફથી બહાર પડી છે.

ખોળામાંથી તે મુક્ત થઈ ગયો. હવે તે એક મહાન પરિબળ નીચે આવ્યો. એ પરિબળ તે અરાજકવાદીઓનો ગુરુ માઈકેલ બાકુનીન. બાકુનીનમાં આઝાદીની જે ચિનગારી ચેતેલી એણે અનેક યુવાનોનાં દિલમાં આતશ પૂરેલો. માલાટેસ્ટા પણ એ પરિબળથી અસ્પૃષ્ટ કેમ રહી શકે? સાઇબીરિયાથી નાસીને બાકુનીન આ વખતે નેપલ્સમાં આવેલો હતો. તેના અસાધારણ ત્યાગ અને વ્યક્તિત્વથી અંજાઈને કેટલાય ઈટાલિયન યુવકો તેની મંડળીમાં શામેલ થયા હતા. માલાટેસ્ટા પણ આ મંડળીમાં જોડાઈ ગયો.

બાકુનીનની પાસે રહી તેણે અરાજકવાદના સિદ્ધાંતોનો ઝીણવટથી અભ્યાસ કર્યો. તેનાં અંતઃચક્ષુ ઊઘડી ગયાં. જગતમાં અસ્તિત્વ ધરાવતા વર્ગભેદથી તેનું અંતર ઊકળી ઊઠયું. રાજ્ય અને મૂડીવાદનો તે કટ્ટર શત્રુ બન્યો. સંપૂર્ણ વ્યક્તિસ્વાતંત્ર્યવાળી અરાજકવાદી સમાજરચના સર્વત્ર ફેલાવી જોઈએ એમ તેની માન્યતા ચોક્કસ રીતે બંધાઈ ગઈ. માત્ર માન્યતા બાંધીને બેસી નહિ રહેતાં તે માટે તનતોડ પ્રયત્નો કરવાનો પણ તેણે મનોનિર્ણય કરી લીધો. ભાવિ જીવનનો લેશ પણ વિચાર નહિ કરતાં તેણે ક્રાંતિને જ પોતાનું જીવનધ્યેય બનાવી દીધું.

આ જ અરસામાં ઈટાલીના ખેડૂતોમાં ક્રાંતિ લાવવાના પ્રયાસો થતા હતા. કેટલાક વિપ્લવવાદી યુવાનોએ ખેડૂતોને રાજ્ય અને મૂડીદારો સામે ઉશ્કેરવા માંડયાં હતાં. કામ ઉત્સાહપૂર્વક અને જુસ્સાથી ચાલતું હતું. માલાટેસ્ટાએ આ તક ઝડપી લીધી અને એમાં ઝંપલાવ્યું. ઈટાલીની સરકાર ચેતી ગઈ. આ બધા યુવાનોને પકડવામાં આવ્યા. મુકદ્દમો ચલાવ્યા વગર જ તેમને બધાને જેલમાં પૂર્યા. આખરે એક વર્ષ જેલમાં રાખી તેમને છોડી મૂકયા.

ઈ. સ. ૧૮૭૫માં તુર્કીએ બાલ્કનના ખેડૂતો ઉપર ખૂબ અત્યાચાર કરવા માંડયો હતો. આ સમાચાર મળતાં જ માલાટેસ્ટાનું લોહી ઊકળી આવ્યું. નાની ઉંમર અને અનુભવહીન હોઈ કોઈ દુષ્કર કાર્ય ન કરવું એવી માન્યતામાં તેને નર્યો દંભ લાગ્યો. ૨૨ વર્ષનો માલાટેસ્ટા ખેડૂતોનો પક્ષ લઈ તુર્કી સામે લડવા ઊપડયો. તુર્કી સરકાર ચેતી ગઈ. હંગરી–ઑસ્ટ્રિયાની સરહદ ઉપરથી તેને પકડવામાં આવ્યો અને તુરત ઈટાલી પાછો મોકલી દીધો.

લોકો ફરી રાજ્ય સામે માથું જ ઊંચું ન કરી શકે એ માટે ઈટાલીમાં દમનનો કોરડો પૂરજોશથી વીંઝાવા માંડયો હતો. આ જોઈ માલાટેસ્ટાના હૃદયમાં ઊંડેલી ક્રાન્તિની ચિનગારીએ ભયંકર જ્વાળાનું સ્વરૂપ ધારણ કર્યું. રાજ્ય સામે વિપ્લવ જગાવવાનું તેણે નક્કી કર્યું. તેણે અને તેના સાથીઓએ રાતદિવસ રખડી રખડીને ખેડૂતોને ઉશ્કેરી મૂકયા. નેપલ્સની નજીકમાં આવેલ બેનવેન્ટો નામના સ્થળે મુકરર કરેલ દિવસે બધાએ મળી બળવો કરવાનું નક્કી થયું. અસંખ્ય ખેડૂતો અને મજૂરો આમાં ભાગ લેવાના હતા. પણ આ ષડ્યંત્રની રાજ્યને અગાઉથી જાણ થઈ ગઈ અને બળવાના અગાઉને દિવસે ત્રણસો જેટલા ખેડૂતોની ધરપકડ કરવામાં આવી. માલાટેસ્ટાનો મનોરથ આમ નિષ્ફળ ગયો. તેને તેના છવીસ સાથીદારો સાથે જેલમાં ધકેલી દેવામાં આવ્યો.

સોળ મહિનાની જેલ પૂરી કરી ઈ. સ. ૧૮૭૮માં તે છૂટયો. એ જ જલદ લેખો અને એ જ જુસ્સાદાર વ્યાખ્યાનો દ્વારા અરાજકવાદના પ્રચારનું કાર્ય પાછું તેણે શરૂ કર્યું. સરકાર ભડકી ઊઠી અને એના રોષની તલવાર માલાટેસ્ટાના શિર પર ઝઝૂમવા લાગી. જેલના સળિયા પાછળ પૂરાઈ રહેવા કરતાં પરદેશમાં જઈ પોતાનું પ્રચારકાર્ય ચાલુ રાખવાનું તેણે યોગ્ય ધાર્યું. વતન છોડવાનો તેણે નિરધાર કર્યો. પરંતુ એમ કરતાં પહેલાં તેણે ત્યાગનું એક આદર્શ પગલું ભર્યું. જે રાતદિવસ મજૂરી કરી મરે છે તેમને પેટ પૂરતું ખાવાનુંય ન મળે, અને તેમની મહેનતના નફે આ મૂડીવાદીઓ બેઠા બેઠા અમનચમન ઊડાવે એ અન્યાયે તેનું દિલ કપાતું બળી રહ્યું હતું. સર્વ પ્રકારના મૂડીવાદનો વિનાશ થાય એ માટે તે પૂરજોશથી પ્રચાર કરતો હતો. માલાટેસ્ટા પોતે પણ એક મોટી જાગીર ધરાવતો હતો. મૂડીનો ત્યાગ કરવા બીજાને ઉપદેશ આપે, અને પોતે આ જાગીર સાચવી રાખે એ તેને બિલકુલ લાજિમ ન લાગ્યું. બીજાઓ જેમ, 'પરોપદેશે પાંડિત્યમ્' નહિ કરતાં પોતાના સિદ્ધાંતનો અમલ પોતાને ઘેરથી જ કરવાનું તેને ઠીક લાગ્યું. એ પ્રમાણિક આદર્શવાદીએ પોતાની જાગીર, મકાનો તેના ખેડૂતો અને નોકર-ચાકરોને વહેંચી માર્યાં. ખાવિજીવન માટે તે બિલકુલ બેતમા બની ગયો. દરિદ્રનારાયણની સેવા કરવાને તે દરિદ્ર થઈ ગયો.

આ જ વખતે તેને પોતાના ગુરુ બાકુનીનના મૃત્યુસમાચાર મળ્યા; જરાપણ નાસીપાસ થયા વગર ગુરુનું અધૂરું રહેલું કાર્ય તેણે હિંમતપૂર્વક ઉપાડી લીધું. અરાજકવાદના સિદ્ધાંતોનો જગતભરમાં પ્રચાર કરવાનું જીવનકાર્ય ગણી હવે તે પાંચ વર્ષ સુધી સ્પેન, ઇંગ્લૅંડ, ફ્રાન્સ વગેરે દેશોમાં ફર્યો. એકેએક દેશના ક્રાંતિકારીઓ સાથે તેણે સંપર્ક સાધ્યો.

ઈ. સ. ૧૮૮૩માં માલાટેસ્ટા ઈટાલી ગયો. તેની વિપુલ કાર્યશકિતની રાજ્યને જાણ હતી. ઈટાલીની સરકાર ભડકી ઊઠી. તેને પકડવામાં આવ્યો અને ત્રણ વર્ષ કેદની સજા ઠોકી દેવામાં આવી. માલાટેસ્ટાએ આ સામે અપીલ નોંધાવી. તેને એક મકાનમાં નજરકેદ રાખવામાં આવ્યો. માતૃભૂમિમાં ક્રાંતિ જગાવવાના વિચારે તે આવેલો. તેના વિચારો આમ ભાંગીને ભૂક્કો થઈ જશે એનો એને ખ્યાલ પણ નહોતો. તે આમ જેલમાં પૂરાઈ રહે અને ત્રણ વર્ષ તેનું કાર્ય ખોળંભે પડે એ તેને બિલકુલ ઠીક ન લાગ્યું. તેણે નાસી છૂટવાનો નિર્ણય કર્યો. પોલીસ તેને સારી રીતે ઓળખતી હતી અને ખૂબ જ સાવધાન રહેતી. પણ તેણે પોલીસને જબ્બર થાપ આપી. તે એક પેટીમાં પૂરાયો. અમેરિકા જતા એક જહાજ ઉપર પેટી ચડાવી દેવાઈ અને તે અર્જેન્ટાઈન પહોંચ્યો. અરાજકવાદીઓને પૈસા મળી રહે એ માટે ત્યાં તેણે સોનાની ખાણવાળી જમીન ખરીદી અને એ ખોદાવવાનો વિચાર કર્યો. જમીન તો મળી ગઈ. પરંતુ અર્જેન્ટાઈનની સરકારને આ વાતની જાણ થઈ ગઈ અને જમીન પડાવી લેવામાં આવી.

ઈ. સ. ૧૮૮૯થી ૧૮૯૭ સુધી માલાટેસ્ટા લંડનમાં રહ્યો. આ બધો સમય તેણે અરાજકવાદના પ્રચાર પાછળ ગાળ્યો. અને તેનો જીવનવિગ્રહ કેટલો બધો કપરો હતો! આખો દિવસ લંડનની શેરીઓમાં તે શરબત વેચતો અને એની આવકમાંથી આજીવિકા ચલાવતો. રાત્રે પોતાના સિદ્ધાંતો અને વિચારોના પ્રચાર માટે જોરદાર લેખો લખતો.

આ લેખોની પુસ્તિકાઓ તે પોતાને ખરચે પ્રગટ કરતો. આ પુસ્તિકાઓ એટલી લોકપ્રિય થઈ પડી હતી કે યુરોપની કેટલીય ભાષાઓમાં એનાં અનુવાદ થવા માંડયા. અહીંથી તેણે વેશ બદલીને બેલ્જિયમ, ફ્રાન્સ, સ્વીટ્ઝર્લેન્ડ, વગેરે દેશોમાં ફરવા માંડયું. આ દેશોની સરકારે તેની સામે પ્રવેશબંધી ફરમાવી હતી. પણ શિર પર ઝઝૂમતી આ ભયની તલવારની તેણે લેશ પણ પરવા ન કીધી.

માતૃભૂમિના દર્શન કરવાની ઝંખના દિન પર દિન ઉગ્ર બનતી ગઈ. તે ઈ.સ. ૧૮૯૬માં છૂપી રીતે ઈટાલી પહોંચી ગયો. પ્રચારકાર્ય માટે અંકોના નામની જગાએથી એક પત્ર તેણે છૂપી રીતે શરૂ કર્યું. આ પત્રના લેખોનો પ્રભાવ એટલો બધો પડવા લાગ્યો, કે લોકોએ શરાબ છોડી દીધો, ખૂન, મારામારી અને તકરારો તજી દીધાં. સરકારી કચેરીઓ ખાલીખમ રહેવા માંડી. પોલીસ અને સરકારી અધિકારીઓ હાથ જોડી બેસી રહેવા લાગ્યા. સરકાર ખળભળી ઊઠી. એની સત્તાને આંચ આવે એ એને કેમ પાલવે? પોલીસે બારીક તપાસ કરવા માંડી. માલાટેસ્ટા પકડાઈ ગયો અને રાજ્યવહીવટમાં ડખલ કરવાના આરોપસર ૭ માસ જેલમાં પુરાઈ ગયો.

જે દિવસે માલાટેસ્ટા ૭ મહિનાની સજા પૂરી કરી છૂટવાનો હતો તે દિવસે ઈટાલીના દક્ષિણ ભાગમાં બળવો થયો. ઈટાલીની સરકારે કશું પણ સમજ્યા વગર બધી દાઝ માલાટેસ્ટા પર કાઢી. આ સંબંધમાં કશું પણ નહિ જાણનાર માલાટેસ્ટાને પાંચ વર્ષ માટે દેશનિકાલની સજા કરવામાં આવી અને ભૂમધ્ય સમુદ્રમાં આવેલ લમ્પેડૂસા નામના એક નિર્જન ટાપુમાં તેને મોકલી દેવામાં આવ્યો!

ઈ.સ. ૧૮૯૮ના મે મહિનામાં આ ટાપુની આસપાસ સમુદ્રમાં ભયંકર તોફાન જાગ્યું. આવા તોફાનમાં કેદીઓ નાસીને ક્યાં જવાના હતા એમ ધારી પહેરો ભરતા સંત્રીઓ ઘરમાં જઈ બેઠા અને આરામ કરવા લાગ્યા. માલાટેસ્ટા અને તેના ત્રણ જેલસાથીઓએ આ તકનો લાભ ઉઠાવ્યો. આવા તોફાની દરિયામાં ઝુકાવવું એ મૃત્યુને આલિંગન કરવા સમાન હતું, પણ આઝાદીમાં મસ્તાન આ કેદીઓને મૃત્યુનો ભય ક્યાં હતો? ચારે મિત્રોએ એક નાની હોડી દરિયામાં મૂકી અને એમાં બેસી તેઓ નાઠા. નાવ ક્યારનું ઊંધું પડી ગયું હોત અને માલાટેસ્ટા અને તેના સાથીઓ સાગરમાં ડૂબી મર્યા હોત; પરંતુ ક્રાંતિનું અધૂરું રહેલું કાર્ય પૂરું કરવા પ્રભુએ તેમને બચાવવાના હશે! આ જ વખતે ત્યાંથી એક જહાજ પસાર થયું. એણે આ હોડીના માણસોને બચાવી લીધા અને માલ્ટામાં ઉતાર્યા.

માલ્ટાથી માલાટેસ્ટા લંડન ગયો. થોડા માસ ત્યાં રહી તે અમેરિકા ગયો. હજારો માઈલ દૂર રહી માતૃભૂમિની સેવા કરવાની તેની તમન્ના જરાપણ ઓછી થઈ નહોતી. દેશભક્તિની ખરી ધગશથી ત્યાં બેઠા બેઠા તેણે ઈટાલિયન ભાષામાં એક પત્ર શરૂ કર્યું. આ વખતે તેમની પોતાની સંસ્થા સ્થાપવા વિષે ત્યાંના અરાજકવાદીઓમાં મતભેદ ઊભો થયો. પ્રચારકાર્ય બરાબર વ્યવસ્થિત થાય અને તેમનું સંગઠન વધે એ માટે માલાટેસ્ટા આવી સંસ્થા સ્થાપવાનો મતનો હતો. અને તેની સાથે અરાજકવાદીઓનો મોટો ભાગ સંમત હતો. આ બાબતમાં બિલ્લા નામનો એક અરાજકવાદી વિરોધી મત

તેની દરેક પ્રવૃત્તિ ઉપર નજર રાખે છે. પોલીસને થાપ આપીને ઠીક ઠીક તેના સિદ્ધાંતના પ્રચાર માટે તે પત્રિકાઓ છપાવી નાંખે છે અને આખા ઈટાલીમાં પહોંચાડી દે છે. લોકો તેને મળવા જતાં પણ ડરે છે. કેમકે મુસોલિનીની નિરંકુશ સરકારનો ખોફ કોણ વહોરે ?

જો કે માલાટેસ્ટા તેના ધ્યેયમાં નિષ્ફળ ગયો, તે તેના સિદ્ધાંત મુજબ અરાજક સમાજની સ્થાપના ન કરી શક્યો, પરંતુ એ ધ્યેય ખાતર તેણે સચ્ચાઈથી 'સંકટ-ભર્યું' જે જીવન વિતાવ્યું છે એ કોના હૃદયમાં તેના માટે ભક્તિભાવ નહિ જગાવે ? ન્યાય, સ્વાધીનતા અને પ્રેમના સિદ્ધાંત પાછળ તેણે ૬૦ વર્ષની જે ઘોર તપશ્ચર્યા કરી છે એની આગળ કોનું મસ્તક નહિ ઝૂકી પડે ? તેની આ તપશ્ચર્યા એક અનોખું પરિબળ આપણને પૂરું પાડે છે. જગતની જુવાની સદાય એમાંથી પ્રેરણા મેળવતી રહેવાની.*

* આ જીવનચરિત્રની સામગ્રી 'વિશાળભારત' ૧૯૩૫ જાન્યુઆરીના અંકમાં પ્રગટ થયેલા શ્રી. બનારસીદાસ ચાતુર્વેદીના 'અરાજકવાદી મેલેટેસ્ટા' નામના લેખમાંથી તેમજ ક્રોપોટકિનની આત્મકથામાંથી લીધી છે—લેખક



## એક પ્રસંગ

પ્રેમશંકર હ. ભટ્ટ

અંધારે આંકડા ભીડી, સાંકડી કેડીએ ડગ<br>
માંડીને બેય જતાં'તાં; આથડી—ઊઠતા પડી.

થાકયાં'તા પાય, છોલાણી કાયા, ને શ્વાસ ખૂટતો,<br>
લોચાતો જીવ; તો યે ના હાથથી હાથ છૂટતો.

'કહોને કેટલે દૂર ?' બોલું ત્યાં લથડયો પગ,<br>
અંકોડા હાથનાં ઢીલાં—ક્યાંનું કયાંય પડયું તન !

# રે! રે! તૂટયા તાર મળે નહિ —

મનુ ત્રિવેદી

મારા અંતરની સહિયારી ! યાદ તને છે બાગ
જ્યાં ચુંટેલાં ફૂલે ખેલ્યાં નવતર હોળી ફાગ?
નવતર હોળી ફાગ જ્યાં ખેલ્યાં
અંતર લજ્જાપટ તેં મેલ્યાં
લીધા દીધા કોલ સ્વીકારી
મારા અંતરની સહિયારી ! યાદ તને છે બાગ?

આજે બાગ વિષે હું ભમતો યાદ કરૂં તે વાત;
વર્ષ વીત્યાં કંઇ દોહલાં તેમાં ભાત પડે રળિયાત
ભાત પડે રળિયાત એ બાગે
ખેલ્યા ગણતર દિન અનુરાગે;
સંજીવની શાં સ્મરણે જીવતો
આજે બાગ વિષે હું ભમતો યાદ કરૂં તે વાત.

બાગે કોયલ ટહુકંતી તું વસંતમાં થઈ મૂક;
જાણે સર ચોમાસે અટકયાં: કોની થઈ ત્યાં ચૂક?
કોની થઈ ત્યાં ચૂક શું જાણે
કોયલ ફક્ત ઋતુ જે માણે
અકાળ રસભર અટકંતી તું
બાગે કોયલ ટહુકંતી તું વસંતમાં જઈ મૂક?

જેના સહ હૃદબંધન બાંધ્યાં તે છે હજુ હયાત;
તનનાં બંધન અન્યે બાંધ્યાં તૂટયાં તે વિધિહાથ.
તૂટયાં તે વિધિહાથ, જોડેલાં
સમાજના મોવડીએ ઘેલા;
જાણે તાર તૂટેલ સંધાયા:
જેના સહ હૃદબંધન બાંધ્યાં તે છે હજુ હયાત.

રે ! રે ! તૂટયા તાર મળે નહિ, વચ્ચે તંબુર દેહ;
એય બજે નહિ, બજવા દે નહિ, કેમ થાય સમમેળ?
કેમ થાય સમમેળ તંબુરે?
કેમ કોકિલા વસંત સૂરે
કહેબોલે તારી? આગ પૂરે હુંથી?
રે ! રે ! તૂટયા તાર મળે નહિ, વચ્ચે તંબુર દેહ.




## (૧) ઝડપનું ભાવિ

**હાલમાં** જમીન, જળ ને આસમાનમાં વાહનોની ગતિ વધારવાના ને ચાલુ ઝડપના રેકર્ડો અતિ ઝડપે તોડવાના બનાવો દુનિયામાં બન્યા કરે છે. ઇજનેરો, શોધકો ને વિચારકોનું સારું એવું ધ્યાન આજે યાનવાહનની ઝડપો વધારવા તરફ દોરાયું છે. એ વખતે પ્રો. જે. બી. એસ. હેલ્ડેન જેવા પ્રખ્યાત વૈજ્ઞાનિકે ઝડપના ભાવિ વિષે તાજેતરમાં એક રસિક લેખ લખ્યો છે. અને નજદીકના ભવિષ્યમાં ઝડપનું માઈલેજ કેટલે જઈ શકે એમ છે એની આગાહી ભાખી છે. પોતાના લેખની શરૂઆતમાં એઓ જણાવે છે કે "ઈસ્ટને જમીન ઉપરનું ઝડપનું રેકર્ડ ફરી વાર તોડયું છે. આજે હાલ ઝડપનું રેકર્ડ દર કલાકે ૩૭૫.૫ માઈલનું આવ્યું છે. હવે માત્ર દસ જ વરસ ઉપર ખુશ્કી ઝડપનું રેકર્ડ કલાકના માત્ર ૧૭૧ માઈલ જેટલા સામાન્ય ધોરણ ઉપર હતું! હવે પ્રશ્ન એ થાય છે કે તો આવતાં દસ વરસમાં એ શું ફરી બેવડું થઈ જાય એમ છે?

"૧૯મા સૈકામાં ઘણા લોકો સતત પ્રગતિનો ખ્યાલ ધરાવતા હતા. એમણે માન્યું હતું કે સામાજિક સ્થિતિમાં પ્રગતિકારક સુધારો થયાં જ કરશે. આ એમને તે વેળા ઈંગ્લેંડમાં થઈ રહેલ સતત સુધારણા ને પ્રગતિ ઉપરથી લાગ્યું હતું. એ જ રીતે એ જમાનાના પદાર્થવિજ્ઞાનશાસ્ત્રીએ પોતાના મનમાં એવો ખ્યાલ કદી નહોતો કર્યો કે હાલના પદાર્થની ઝડપને ઊંચે કે નીચે કોઈ મર્યાદા હોઈ શકે.

"એક હવાઈ જહાજ ત્રણ કારણે અવાજ કરે છે. એનું પ્રોપેલર, ચક્કરોનું પરિભ્રમણ ને ઘર્ષણ અને હવામાં થઈને એનું જવું- એરપ્લેનના અવાજનાં આ ત્રણ કારણો છે. વિમાનનો અવાજ હવામાં દરેક દિશામાં કલાકે ૭૫૦ માઈલની ગતિએ ફેલાય છે. (અવાજની ગતિ કલાકના ૭૫૦ માઈલની હોય છે.)

"આથી જો કોઈ વિમાન ૭૫૦ માઈલની ઝડપે હવામાં ઊડે તો એ એના પોતાના અવાજની ઝડપ સાથે રહી શકે. પણ અવાજ એટલે હવામાં ખળભળાટ. આથી અવાજની જ ગતિએ દોડતું વિમાન અવાજને કારણે થતા હવાના અત્યંત ખળભળાટના પ્રમુખ આંદોલનતાંડવમાં સપડાઈ પડે છે. આ ખળભળાટની મધ્યમાં વિમાન આવી પડે છે. એનો ધક્કો એને એટલો લાગે કે એ પોતાનો માર્ગ ચૂકી જાય કે કયાં તો એનો ભાંગીને ભૂકો થઈ જાય.

"વ્યવહાર ને સિદ્ધાંતમાં આ વાત સાચી છે. કેવી રીતે તે જોઈએ. વૉટર્લૂ ને પીટર્લૂની લડાઈમાં જે ગોળાઓ બંદૂકોની નળીમાંથી વછૂટતી હતી એનો વેગ લગભગ પાંચસો માઈલના પ્રમાણમાં હતો. આજની રાઈફલોની નળીમાં છૂટતી ગોળીઓની ઝડપ કલાકે ૨૦૦૦ માઈલની હોય છે. પણ આ રીતે જતાં ગોળાની ઝડપ ઘણી અસ્થિર —erratic–હોય છે. અવાજની ઝડપની ગતિએ દોડતા પદાર્થ સામે હવાનું રોધક બળ–resistance force–ઘણું વધી જાય છે.

"આથી મને શંકા છે કે ઘણાં વરસો સુધી અવાજની ઝડપે કે એથી વધારે ઝડપે વિમાનો ભાગ્યે જ ઊડશે. જ્યારે એ ઝડપે ઊડશે ત્યારે ઊંચે ઘણી પાતળી હવામાં વિમાનોને ઘણા વજન સાથે ઊડવું પડશે. અને હવાની પાતળાશને જ કારણે પ્રોપેલરો નકામાં થઈ જશે. તે વખતે વિમાન ડીઝાઈનરોને હવામાં વિમાન હલેસા તરીકે પ્રોપેલરનો નવો જ નુસખો શોધી કાઢવો પડશે કે કોઇ નવી જ તરકીબનું નિર્માણ કરવું પડશે.

"ગતિ કે ઝડપનો પ્રશ્ન એક એવા સિદ્ધાંતનો દાખલો છે કે જે પદાર્થવિજ્ઞાન, રાજકારણ ને અર્થકારણમાં પ્રવર્તે છે. એ સિદ્ધાંતને હીગલ ને કાર્લ માર્કસે વસ્તુના જથ્થાનું ગુણમાં રૂપાંતર–the transformation of quantity into quality–ના સિદ્ધાંત તરીકે ગણાવ્યો છે.

"ગતિમાન પદાર્થની ઝડપ વધે છે ત્યારે પ્રથમ તો એનો અવાજ એ પદાર્થ ઉપર નજીવી, માલમ બેમાલમ અસર ઉપજાવતો હોય છે. બીજી સ્થિતિમાં સહેજ કે વધારે ગતિરોધક વિઘ્ન બને છે ને અત્યંત ઝડપની ત્રીજી સ્થિતિમાં અવાજ ભારે ભયંકર વસ્તુ થઈ પડે છે. પદાર્થની આ કટોકટીભરી સ્થિતિ ગણાય. હવે પદાર્થ જો એ વખતે ટકીને ટક્કર ઝીલી શકે તો એ પછી ફરીવાર હળવાશ પેદા થાય છે. રાજકારણમાં આવા દાખલા બનતા આપણે ઘણીવાર જોઈએ છીએ.

"અવાજના કરતાં પ્રકાશની ગતિ લગભગ ૧૦૦૦,૦૦૦ ગણી વધારે હોય છે. સૌથી વધારે ગતિ કરતા મોટા પદાર્થોમાં તારાઓનાં કેટલાંક અતિ દૂરનાં મંડળો છે. જે પ્રકાશથી ઠેઠ ગતિએ એટલે કે અવાજથી લાખ ગણી વધારે ઝડપે આપણાથી દૂર ભાગતાં હોય એમ જણાય છે. પણ પ્રયોગભવનોમાં આપણે વિદ્યુત્કણો Electrones– અને વીજળીક પ્રવાહ દીધેલ અણુઓને પ્રકાશની ગતિની ઘણે નજદીક જતી ગતિએ દોડાવી શકીએ છીએ.

"પ્રયોગભવનમાં આ રીતે પદાર્થને પ્રકાશની ગતિની ૯૯ ટકા કે એથી યે કદાચ વધારે ટકાની ઝડપે દોડાવી શકાયા હશે. પરંતુ આજદિન સુધી કોઈ, પદાર્થને પ્રકાશગતિની ગતિ આપી શક્યું નથી."

પ્રકાશની ગતિ જેટલી ગતિએ પદાર્થો કેમ ચાલી શકતા નથી એ જણાવતાં પ્રો. હેલ્ડેન બતાવે છે કે પદાર્થ સ્થૂળ છે ને પ્રકાશ શક્તિ છે. પ્રકાશશક્તિ–light energyની ગતિ કોઈ પણ પદાર્થ, પદાર્થ રહીને ધારણ કરી શકે નહિ, એને માટે એનું શક્તિમાં રૂપાંતર થવું જોઈએ. આથી હાલ તો આપણે માટે [illegible]

અનુકૂળ છે. ટૂંકામાં ટૂંકું જીવન કોલસા અને ગંધકના ખાણીયા, કારકુનો, દુકાનના ગુમાસ્તા અને યંત્રની માવજત કરનારાઓનું હોય છે (સરેરાશ ૩૮ વર્ષ). તેમની પછી છાપનારા અને સંગીતશાસ્ત્રીઓનો નંબર આવે છે (અનુક્રમે સરેરાશ ૩૯ અને ૪૦ વર્ષ). વસ્તુઓ બનાવનારા, મોચી, ચિત્રકારો અને દલાલો ઘણુંખરું ૪૩ વર્ષ જીવે છે, હીરામોતી વેચનારા અને દરજીઓ ૪૪ વર્ષ સુધી જીવે છે, ખુલ્લી હવામાં લાંબો વખત રહેવા છતાં ફેરીઆઓ ૪૬ વર્ષ સુધી અને કુંભારો ૪૮ વર્ષ સુધી જીવે છે.

ખાટકી અને સુથારો અર્ધું સૈકું ખેંચે છે, જ્યારે માણસોનું જીવન લંબાવનાર ડોક્ટરો અને છીપાઓને એક વર્ષ વધારે આપવામાં આવ્યું છે. આ પછી એક વધારે વિચિત્ર શંભુમેળો આવે છે. સોલીસીટર્સ, ટોપી બનાવનારા અને દોરડાં બનાવનારા તેમના ધંધા એકબીજાથી આટલા બધા જુદા પડે છે છતાં ૫૪ વર્ષ સુધી જીવે છે. અને પાદરીઓ ૫૬ વર્ષે જીવનને છેલ્લી સલામ ભરે છે.

જાહેર નોકરો, જેમાં બેલીફો અને ટપાલવાળાઓનો સમાવેશ થાય છે, તેઓ ૫૭ વર્ષે મરે છે અને પીપ વગેરે બનાવનારા તેમનાથી એક વર્ષ વધારે જીવે છે. બેન્કના કારકુનો અને ખેતરના મજૂરો ૬૪ ની ઉંમરે પહોંચે છે; જ્યારે ન્યાયાધીશો ઉપર મોતની સજા ૬૫મે વર્ષે ફરમાવવામાં આવે છે. નટો અને ખગોળશાસ્ત્રીઓ વધારેમાં વધારે જીવે છે.

હાસુભાઈ શુકલ





# આજનો
# અટપટો પ્રશ્ન...

વીસમી સદીમાં ભરશે

કોણ પાણી ???....

આ રોજની ખટપટ

ટાળવા આપની

સેવામાં હાજર છે......



# MYERS

## માયર્સ પંપ

- તમારા મીઠા પાણીના કુવાઓ.
- તમારા બાથરૂમો.
- તમારા બાગ-બગીચાઓને...

હંમેશાં તાજા પાણીથી સજીવન રાખે છે.




પાણીની તમામ જરૂરિયાતો માટે લખો યા મળો:-

ટે. નં. ૨૪૧૩૩

**વૉટર સપ્લાય સ્પેશિયાલિસ્ટ્સ લી.**

૯ હમામ સ્ટ્રીટ, કોટ, મુંબઈ

પો. બો. નં. ૬૮૪

# માયર્સ પંપ

અ-કવિ

૧૧

ઘણી વખત માણસ પોતે પોતાને જાણે છે એના કરતાં એને બીજા વધારે જાણે છે. તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ પણ આ સાચું છે કે માણસ પોતાના વિષે જાણે છે એના કરતાં બીજાના વિષે વધારે જાણે છે. નહિતર, રવિવાર હોવાથી નિરાંતે ખાઇપીને આરામખુરશી ઉપર હું બેઠો હતો, ત્યાં કોઈ નહિ ને અમારા પાડોશી વખતચંદ શું કરવા આવી ચડે ? આવી તો ભલે ચડે પણ એ તો એટલા માટે આવી ચડયા હતા કે આ લડાઈ ક્યારે પૂરી થવાની છે એ વિષે મને માહિતી હતી, એમ એને ખબર હોવાથી એ આવ્યા હતા. મેં ક્યારે જાહેરખબર આપી કે મને આ લડાઈ વિષે વધારેમાં વધારે જ્ઞાન છે એ તો મારા જ્ઞાનની બહારની વસ્તુ છે. પણ મારા પોતાના વિષે મારા કરતાં પણ મારા પાડોશીને વધારે જ્ઞાન હતું એ જોઈને મને ઉપનિષદનું વાક્ય યાદ આવ્યું: હું જાણું છું કે હું જાણતો નથી, માટે જ હું જાણું છું. એમણે પણ એ જ દલીલ કરી હતી, કે તમે કહો છો કે તમને ખબર નથી, માટે તમને ખબર છે. આ પ્રમાણે વગર જાહેરખબરે ને વગર જ્ઞાને મને જે પ્રતિષ્ઠા મળી તેથી મને આનંદ તો થયો પણ સાથે સાથે શોક પણ થયો કે જ્ઞાન ન હોવામાં જ્ઞાન છે એમ જાણતાં છતાં કેટલા બધા માણસો જ્ઞાન માટે નિરર્થક પ્રયત્ન કર્યા કરે છે !

હવે ખરી વસ્તુ એ છે કે આ લડાઈ શું છે એ મને ખબર નથી ને કોઈને ખબર નથી. છતાં એ શરૂ થઇ ત્યારથી સૌ માને છે કે એની રજેરજ હકીકતની મને ખબર છે. આવા અર્ધજ્ઞાનમાં મૌન રાખવું એ વિવેકમર્યાદા છે એમ ધારીને મૌન રાખીએ તો સૌ માને છે કે ભાઇને ખબર છે એટલે ભાઇ મોંઘા થાય છે! ને અધૂરામાં પૂરું અમારા વર્નાક્યુલર ફાઇનલ પાસ માસ્તર વજેરામ, હિટલર વિષે એટલી જાતમાહિતી પ્રગટ કરતા ફરે છે કે એ રીતે તો આપણા મૌનનો અર્થ પણ અભિમાન થઈ જાય ! ' આ માસ્તર વજેરામ આટલું જાણે—ને ભાઇને કાંઈ ખબર ન પડે એમ હોય ? પણ એ તો બોલે નહિ, ભાઈ! બોલે નહિ.

થોડા દિવસ પહેલાં વળી એક જણ આવ્યો. તેણે પૂછ્યું કે હિટલર વિમાનમાં જર્મનરૂપિયા ભરીને આવવાનો છે ને એ રૂપિયા મુંબઈ બંદર ઉપર નાખશે—ને એવી રીતે સૌને કહેશે કે જુઓ, આ તમારી સરકાર, ઈ તો નોટું ફગાવે છે નોટું, પણ હું તો રૂપિયાનો જ વરસાદ વરસાવું છું !

એક દિવસે હું પોસ્ટ ઓફિસે ગયો તો ત્યાં સેવિંગ બેંકનો કારકુન આખી શીશી એરંડિયાંની પીધી હોય એવા રૂપાળા અભિનય સાથે માણસની ટક સામે જોઇ રહ્યો

હતો. 'લેવા છે કે મૂકવા છે?' એના જવાબમાં લેવા છે, ને લેવા છે, એ જ જવાબ મળતો હતો. એણે બિચારાએ પટાવાળાને કહ્યું: 'ભાઇ! હવે તો થોડીક ચા મંગાવ! આજે કાંઇ આરો આવે એવું નથી.'

મેં કહ્યું: 'રૂપિયા લોકો લઈ જાય—એમના છે ને લઇ જાય—એમાં તમને શો વાંધો છે?'

એણે કહ્યું: 'લઈ તો ભલેને જાય—પણ આઠ દિ પછી આટલાં ને આટલા પાછા મૂકવા આવશે એ ખ્યાલથી હું તો મૂંઝી ઊઠું છું!'

બહાર નીકળ્યો ત્યાં એક બિહારના ભૈયાજી સેવિંગ બેંકમાંથી પોતાના સાડત્રીસ રૂપિયા ઉપાડીને ઊભા હતા, તેમણે પૂછ્યું: 'સા'બ! વો જર્મન આને વાલા હૈ-તે કહતે હય વો સબ નોટ લે લેંગે-ઔર ઉસકા સોના ચાંદી દે દેંગે વો સચ્ચ બાત?'

મેં કહ્યું: 'ભાઈ! તારી જાત સિવાય બીજું બધું કથીર છે એટલું તું રાખી જા તો લડાઇનો તને શોક કે મોહ કાંઇ નહિ થાય!'

એને સાડત્રીસ રૂપિયા સાચવવા માટે એના ચૂલાની રાખ પાસે પથારી કરવી પડી હશે એનો હું વિચાર કરું છું ત્યારે મને લાગે છે કે જે લોકો દુનિયામાં વાસ્તવવાદ છે એમ કહે છે તે લોકો કલ્પનામાં રહેલા વાસ્તવવાદના પ્રમાણને સમજતા નહિ હોય!

ભૈયાજી બિચારા સાડત્રીસ રૂપિયા સાચવવા માટે હવે ઓરડીની બહાર જતા પણ બંધ થઇ ગયા છે.

કોઈકે વળી કહ્યું કે હિટલરને અમરફળ મળ્યું છે ને એટલા માટે આટલો ગાજે છે. આ માહિતીમાં બીજાએ સુધારો મૂક્યો કે એણે તે ચેમ્બરલેઇનને અર્ધું આપવા માટે કહ્યું હતું ને ચેમ્બરલેઇન એની છત્રીમાં સાચવીને ઇંગ્લંડ લઈ જવાનો હતો, પણ ત્યાં હિટલરે ના પાડી કે ના, ખાવું હોય તો આંહીં ખા. ઇંગ્લંડ નહિ લઈ જવાં દઉં. એની આ લડાઈ જાગી છે!

સાચું ખોટું ભગવાન જાણે, પણ એમ કહેવાય છે કે હિટલરને ખબર પડી છે કે હિંદના લોકો સોનાના ઘરમાં રહે છે. એટલે આ સોનાના ઘરમાંથી થોડી થોડી ઈંટો લઈ જવા માટે એ આ યુદ્ધ કરે છે!

આ લડાઈમાં એક કરામત એ છે કે એમાં કોઈ લડતું નથી ને લડાઈ ચાલે છે! હિટલરે જાહેર કર્યું હતું કે મેં યુદ્ધ જાહેર કર્યું નથી. ચેમ્બરલેઇને તો જર્મન પ્રજાને પત્રિકાઓ પણ પહોંચાડી કે અમે લડતા નથી. ફ્રાન્સ તો જર્મની લડે તો જ લડવા માગે છે. એટલે આમાં કોઈને લડવું નથી—માત્ર લડાઈ ચાલે છે.

આ લડાઈની બીજી ખૂબી એ છે કે એમાં લડાઈ કરનારા સહીસલામત છે. બોંબમાં જાસૂસો છૂટે નાચે ત્યાં એ તોપો ફોડ્યા કરશે. પણ નહિ લડનારા કોઈ સહીસલામત નથી. એટલે આ લડાઈ લડનારાઓ વચ્ચે નહિ, પણ બિન-લડનારાઓ વચ્ચે છે.

આ લડાઈની ત્રીજી ખૂબી એ છે કે એમાં લડાઈ કરીને કોઈ થાકવા માગતા નથી, રાહ જોઈ જોઈને થાકવા માગે છે. નાનાં છોકરાં જેમ રીસામણું લે છે ‑ નાં, કે કોણ પહેલું બોલે છે? તેમ આ લડાઈ, કોણ સંધિની વાત પહેલી કરે છે એની રાહ જોવાની લડાઈ છે. બીજી લડાઈઓમાં કોઈની તોપ–કોઈનો સરદાર–કોઈનો મોરચો–કોઈનો બચાવ એમ અનેક વસ્તુઓ પ્રસિદ્ધિ પામે. આ લડાઈમાં સૌથી વધારે ખ્યાતિ ચેમ્બરલેઈનની છત્રીને મળી છે! એ છત્રી વહેલી ઊઘડે તો આ લડાઈ વહેલી થાય. એ છત્રી જો બંધ થાય તો આ લડાઈ બંધ થાય. એ છત્રી એણે વહેલી ઉગામી હોત તો લડાઈ થાત જ નહિ! છત્રીનો આ મહિમા કૃષ્ણના સુદર્શન ચક્ર સમાન થાય તો ના કહેવાય નહિ!

ઘણી લડાઈઓમાં ગપગોળા ચાલે છે. પણ આ લડાઈમાં ગપગોળા આવે છે તે એરોપ્લેનને લીધે આકાશમાંથી સીધા ચાલ્યા આવે છે. કોઈ કહે છે બર્લિનથી એક મશીનવાળું એરોપ્લેન ઊડતું પૃથ્વીને ચક્રાવો લેશે. ને ૩૦૦ ફૂટ કરતાં ઊંચાં મકાન હશે તે સઘળાં પાડી નાખશે. કેટલાક કહે છે કે હિટલરને હિંદુસ્તાનના સાંઢિયા પસંદ પડી ગયા છે માટે પહેલવહેલો એ અઢારે વાંકા અંગવાળા ઊંટની માગણી કરશે. કોઈ કહે છે ચેમ્બરલેઈનને કયઝરે સંદેશો મોકલ્યો છે કે હિટલરને બદલે મને ગાદીએ બેસારો તો હું ડાન્ઝીગ બ્રિટિશને આપું. ને યાહૂદીઓને તમે હિંદમાં વસવા દો તેના બદલામાં તમને 'વિશ્વબંધુત્વનાં પારેવડાં' એવો ખિતાબ આપું! અંગ્રેજોએ સામી માગણી કરી છે કે હિંદમાં જેટલી કોમી લાગણી છે તેમાંની અર્ધીનાં બીજ જો તમે તમારે ત્યાં રોપો તો આ વિશ્વયુદ્ધ તરત બંધ કરી દઈએ ને તમને જર્મનીની ગાદી પણ સોંપી દઈએ!

કોઈ કહે છે હિટલર પોતે જ હિંદમાં આવવાનો છે. ને એને મંત્રસિદ્ધિ છે એટલે હિંદમાં જ્યાં જ્યાં સોનું છે ત્યાં ત્યાં એ ફરીને લઈ લેવાનો છે. બીજા કહે છે કે હિંદમાં હવે સોનું નથી, ને કાગળિયાના કટકા તો એને ત્યાં પણ ખૂબ છે એટલે હવે આવવાનો નથી.

આ બધા ગપગોળા કરતાં મને તો એક સીધી વાત ગમી. ચેવડાવાળો કહે છે કે જર્મન લશ્કરે ચેવડો મંગાવ્યો છે માટે ભાવ વધી ગયો છે. કેળાંવાળો કહે છે, ફ્રાન્સના લોકો માટે મોટો ઓર્ડર છે માટે ભાવ વધ્યો છે. ખાંડનું તો પાણી કરીને બાલ્ટિક સમુદ્રમાં નાખવાનું છે એટલે સબમરીનવાળાને ચા પીવા મળે માટે ખાંડના ભાવ વધ્યા છે! આ ગપગોળા અર્થવાહી હોવાથી મને એ ગમ્યા છે ને સૌને એ ગમે છે. દાતણવાળો વાઘરી પણ જાણે છે કે જરમરવાળો આવ્યો છે એટલે બધું મોંઘું થાય છે. અરે, ધૂળધોયાઓએ પણ નક્કી કર્યું હતું કે લડાઈના ભયે લોકો સોનુંચાંદી સંઘરી લે છે ને પહેરતા નથી માટે કાંઈ ધૂળમાં મળતું જ નથી. મળે છે તો ફક્ત છાપાના કટકા! છાપાવાળાઓએ નક્કી કર્યું છે કે લડાઈ ચાલે કે ન ચાલે પણ આપણે લોકોને માહિતી આપવામાં પછાત રહેવાનું નથી. ફેરિયાઓ પણ જાણે છે કે લોકોને જેમાં કાંઈ સનાનસૂતક હોતું નથી એવાં માણસો મરે છે ત્યારે લોકોને વીરત્વની આંધી આવે છે. માટે એ પણ બૂમ પાડે છે: 'ત્રણ લાખનો ઘચ્ચંડઘાણ! પોલાંડમાં ૬૦ હજાર મર્યા!' ને લોકો ચટ ચટ પૈસો કાઢી, પોતાનું સગું સાગનું મર્યું નથી એ ખાતરી હોવાથી, ચટ છાપું લે છે!

આવી રીતે આ લડાઈ વિશે આટલી માહિતી તો અવશ્ય મળી છે કે લડાઈ ચાલે છે—ને લડનારા લડે છે! ને લડાઈમાં ઊતરનારા સિવાય સૌ એના વ્યૂહની સાચી માહિતી ધરાવે છે. એટલે જર્મની ફ્રાંસમાં જાય કે ન જાય, ફ્રાંસ ધસારો કરે કે ન કરે, એ ગમે તેમ થાય, પણ અહીં નકશો જોનારા સૌને એ વ્યૂહની સંપૂર્ણ માહિતી મળેલી છે. ને એને આધારે, બે ને બદલે ચાર કપ ચા પીવા મળે છે, ને ખાસ્સો અર્ધો દિવસ પણ ચર્ચામાં ક્યાં ગયો એ ખબર પડતી નથી! આ લડાઈનો સૌથી મોટો ફાયદો નવરા માસ્તરો. પ્રોફેસરો, વકીલો ને ડૉક્ટરોને મળ્યો છે. આ ચારેનો વર્ગ એ બ્રિટિશ કેળવણીની જાદુઈ પેદાશ છે. એમને જે રસ આ લડાઈના વાદવિવાદમાં પડે છે તે રસ ખુદ લડનારાઓને પણ દુર્લભ છે. હમણાં બીજું કાંઈ નહિ, એમનાં બૈરાં બિચારાં ઘેર બુમાબુમ કરતાં હશે, કે દાણો મોંઘો થયો છે ને આ તરફ આમના તો જઠરાગ્નિએ પણ હમણાં કોઈ નવા મશીન વેગે કામ ચલાવ્યું છે!

આ જાદુઈ વર્ગનો દરેકે દરેક માણસ કોનું શું શું થવાનું છે એ આજથી જાણી શક્યો છે. એકફુમલે એક જગ્યાએ લખ્યું છે કે નવી સ્ત્રીઓમાંની ઘણી, પોતાનાં છોકરાંને વિસારી મૂકી, 'છોકરાંની કેમ સંભાળ લેવી' એ ભાષણોની પરંપરામાં કલાકારના જેવો, કલાની ખાતર કલાની પેઠે, ભાષણની ખાતર ભાષણનો રસ લઇ શકે છે. લગભગ એવો જ રસ હિટલરના જુલમ વિશે ઘણા માણસો લઈ શકે છે. મહત્ત્વાકાંક્ષામાંથી જન્મતા આવા મોટા હિટલરો કરતાં પણ નાનાં નાના ક્ષેત્રના, ઘરના ને ફળીના ને પોળના ને નાતના મહત્ત્વાકાંક્ષીઓ–હિટલરની શક્તિ વિનાના હિટલરો–હોઈ શકે છે એ ઘણી વખત, આ યુદ્ધનો રસ યુદ્ધના રસની ખાતર લેતાં, વિસ્મૃતિમાં પડી જાય છે. એટલેસ્તો માનવતાની ખાતર થતા યુદ્ધ વિશે જે ચર્ચા થાય તેમાં રસ પડતો હોવાથી, ઘરઆંગણેથી થોડીવાર માનવત્વ મૂકી દઈએ તો પણ કાંઈ જ વાંધો નહિ એમ ઘણાની માન્યતા થઈ ગઈ છે. ને પોલેંડની સ્વતંત્રતા માટે મરી ફીટતું ઇંગ્લેંડ, હિંદની સ્વતંત્રતા વિશે, ધીમે પગલે, સખીની ચાલે—'ધીરી ધીરે ચલો'ની ગજગામિનીની રીત પ્રમાણે કામ કરે છે એ ઉદાહરણ જ એમને અનુકરણ કરવા માટે પણ પૂરતું છે.

એવી રીતે આ યુદ્ધ જાહેર થતાં જ એણે લોકોને જુદા જુદા રસનો પ્યાલો પાયો છે. છોકરાંને યુદ્ધની કથા ગમે છે એ કહેવત એણે ખોટી પાડી દીધી છે. યુદ્ધની કથા મોટાંને પણ ગમે છે. એણે જ પહેલી વખત બતાવ્યું કે ઇંગ્લેંડ પોલેંડની સ્વતંત્રતા માટે મરી ફીટે છે તો ભવિષ્યમાં હિંદની સ્વતંત્રતા માટે પણ એ જ દાખલો ઉપયોગી થશે. વેપારીઓને આ યુદ્ધમાં પૈસાનો રસ છે. પ્રોફેસરોને ચર્ચાનો રસ છે. ફેરિયાઓને કચ્ચરઘાણનો રસ છે. લોકોને રૂપિયાનો રસ છે. બેકારોને આપઘાત કરતાં ઊગરી જવાનો રસ છે. ચેમ્બરલેનને છત્રીની આબરૂ રહી જવાનો રસ છે. હિટલરને લશ્કર ઉદ્યમે પડ્યાનો રસ છે. ફ્રાંસને મેગીનોટ-લાઇનનું સામર્થ્ય બતાવ્યાનો રસ છે સ્ટેલિનને સૌ નબળા પડ્યાનો રસ છે. જાપાનને હિંદી બજાર ખુલ્લું થવાનો રસ છે. અને આટલા બધાને જેમાં રસ છે તે આખ્યાન જલદી પૂરું ન થાય એમાં પણ સૌનો રસ છે.

રામભાઈ પટેલ

## યુરોપિયન વિગ્રહ

ગયા સપ્ટેંબરમાં બ્રિટિશ વડાપ્રધાને મહા જહેમતથી ને ઝેકોસ્લોવાક સ્વતંત્ર રાજ્યનો જર્મન ફાસિવાદના કાળમૂખા ગ્રાસમાં ભોગ આપીને ટાળેલો વિગ્રહ છેવટે બ્રિટન સન્મુખ આવીને ખડો થયો છે. ગમે તેટલા પ્રયત્નો છતાં વિગ્રહ ટાળવામાં બ્રિટન અસમર્થ પુરવાર થયું છે. કારણકે ગાંધીજીએ હર હિટલર ઉપર પોતે લખેલા પત્રમાં જણાવ્યા પ્રમાણે, યુરોપને મહાસંહારક વિગ્રહમાં ધકેલવાનું દુનિયામાં એક માત્ર હિટલરના જ હાથમાં હતું. અને એણે છેવટે નક્કી કર્યું કે પોતે જગતને વિગ્રહમાં ઉતારવું. પરંતુ જે સંજોગોમાં વિગ્રહ શરૂ થયો છે એ જોતાં એમ કહી શકાય કે રૂસો-જર્મન બિનઆક્રમણકારી સંધિ થવાને કારણે વિગ્રહ એકદમ શરૂ થયો છે. જ્યાં સુધી ઍંગ્લો-ફ્રાંકો-રશિયન મૈત્રીના સંદેશા ચાલતા હતા ત્યાં સુધી જર્મન સરમુખત્યારને પોતાની સામે ત્રણ અતિસમર્થ રાજ્યોનું સંગઠિત જુથ ખડું થવાની બીક રહ્યા કરતી હતી. પરંતુ ગમે તે કારણે મોસ્કોની વાટાઘાટો સફળ ન થઈ અને રશિયાએ જર્મનીની બિનઆક્રમણકારી સંધિની માગણીનો સ્વીકાર કર્યો ને પોતે યુરોપીય રાજ્યોથી અલગ થઈ ગયું. ચોંકાવનારી ને અણધારી ઝડપથી રશિયા સાથેની પોતાની વિચારસરણીની મડાગાંઠને ઉકેલી નાખી હર હિટલરે રશિયાને જબરી ચતુરાઈ ને સફળતાથી ફ્રાંસ અને બ્રિટનથી અલગ પાડી દીધું. આમ કરીને એણે પોતાના એક અતિ જબરા પ્રતિપક્ષીને છૂટો પાડી દીધો. રશિયાનો નિકાલ કરી નાખ્યા બાદ હિટલરે જોયું કે હવે પોતે પોલાંડ ઉપર પોતાનો રાક્ષસી પંજો સફળતાપૂર્વક અજમાવી શકે એમ છે. એની ગણતરી એવી પણ કદાચ હશે કે જેમ ગયે વરસે બ્રિટન અને ફ્રાંસે ઝેકોસ્લોવેકિયાની સરકારને અણીને વખતે સાથ ન આપ્યો ને બ્રિટિશ વડાપ્રધાને મ્યુનિચ કરાર કર્યો તેજ પ્રમાણે આ વરસે પણ એક બાજુએથી રશિયા પોતાને પક્ષેથી ખસી ગયું હોવાથી નાહિંમત થયેલા ફ્રેંચ અને બ્રિટિશ વડાપ્રધાનો પોલાંડને પણ છેલ્લી ઘડીએ છોડી દેશે. પરંતુ મ્યુનિચ કરારના એકપક્ષી ભંગ પછી એ બંને દેશોના સત્તાવાળાઓ હિટલરની અપ્રામાણિકતા ને વિગ્રહવૃત્તિથી ચોંકી ઊઠયા હતા. એટલે આ વખતે એમણે છેવટનો નિર્ણય કરી લીધો હતો કે જર્મન સરમુખત્યાર સાથે હવે તો કોઈ પણ ભોગે સલાહ થઈ શકે એમ નથી જ. એટલે એમણે રૂસો-જર્મન કરાર થયા પછી તરત જ પોલાંડને સ્પષ્ટ શબ્દોમાં બીજી વારની બાંહેધરી આપી. એ બાંહેધરી પછી હિટલરને બ્રિટિશ અનિશ્ચિતતાનો રહ્યોસહ્યો ભ્રમ ભાંગી જવો જોઈતો હતો. પરંતુ એનાં ત્યારપછીનાં કૃત્યો જોતાં એમ લાગે છે કે એ એવા કોઈ ભ્રમમાં નહોતો. એ તો એના હેતુ પરત્વે કૃતનિશ્ચય થયો હતો. ડાન્ઝીગ અને પોલિશ કૉરિડર જર્મનીને વિના શરતે ને નિયત સમયમાં પોલાંડ સોંપી ન દેશે તો જર્મની બળ વાપરીને પણ એનો કબજો લેશે એ મતલબની પોલિશ સરકારને એણે ખબર આપી.

પોલાંડ પણ પોતાનાં હિતોનો બચાવ કરવા માટે મક્કમ નિર્ણય કરીને બેઠું હતું. બ્રિટિશ ખાંહેધરીએ એ નિર્ણયને વધુ મક્કમ બનાવ્યો. આ સંજોગોમાં હિટલરને પોતાને બે વિકલ્પોમાંથી ગમે તે એક પસંદ કરવાનું રહ્યું. કયાં તો એણે પોલાંડ પાસે રજૂ કરેલી માગણી જતી કરવી; કે કયાં તો જર્મનીને જબરદસ્ત વિગ્રહમાં ધકેલી દેવું. હિટલરે બીજો વિકલ્પ પસંદ કર્યો ને ઑગસ્ટની છેલ્લી તારીખોએ પોલિશ સરહદ ઉપર જર્મન લશ્કરની કૂચ કરતી જમાવટ શરૂ કરી દીધી. પોલાંડને આપેલ અલ્ટીમેટમની મુદત પૂરી થતાં પહેલાં જ જર્મન લશ્કર પોલિશ સરહદ ઓળંગી ગયું. ને વિધિસરની જાહેરાત વિના હિટલરે યુરોપ સામે વિગ્રહ શરૂ કર્યો. સપ્ટેંબરની પહેલી ત્રણ તારીખો પૂરી થતાં પહેલાં તો ફ્રાંસ અને બ્રિટને જર્મની સામે લડાઈની જાહેરાત કરી. ઇતિહાસની વિગ્રહી કૂચ પૂરની ઝડપે શરૂ થઈ ગઈ. બ્રિટિશ સરકાર નવા જર્મન કૈઝરના મારમૂખા ગાંડપણનો સામનો કરવા મેદાનમાં ઊતરી પડી. દુનિયાં એક જ સપ્તાહમાં પા-સદીની ભયાનક શાંતિમાંથી બીજી યે ભયાનક વિગ્રહમાં ઝડપાઈ ગઈ.

## જર્મન વિરોધી-મોરચાની પરિસ્થિતિ

૧૯૧૪ ને ૧૯૩૯ના વિગ્રહની વાસ્તવિકતા ને પ્રતિસ્પર્ધી જૂથોમાં શો તફાવત પડયો છે? વાસ્તવિકપણે કશો જ નહિ. જર્મન કૈઝરે પોતાની દાનવી વૃત્તિથી ૧૯૧૪ પહેલાં દુનિયાં આખીને પોતાની વિરુદ્ધ ઉશ્કેરી મૂકી હતી. વિનાશની ફિલસૂફીના નવા ઉદ્બોધક, એ જ કૈઝરના અનુગામી હર હિટલરે પણ પોતાની ૭ વરસની સરમુખત્યારીમાં દુનિયાં આખીને જર્મનીવિરુદ્ધ નથી ઉશ્કેરી મૂકી? કૈઝરે બ્રિટિશ સિંહને જેર કરવા બેલ્જિયમને પોતાનું તાત્કાળિક શિકાર બનાવ્યું હતું. હિટલરે એ જ સિંહનો સામનો કરવા પોલાંડનો કચ્ચરઘાણ વાળી રહ્યો છે. પોલાંડને જમીનદોસ્ત કરવા પહેલાં એણે પોતાને પક્ષે દુનિયાંમાં કયા રાજ્યને સ્વપક્ષે રહેવા દીધું છે? રશિયા વિરોધી રોમ-બર્લિન-ટોકિયો ધૂરાના કયા છેડા ને ક્યાં ચક્ર એણે સાબૂત રહેવા દીધાં છે? ગણતરીબાજ ને વિચક્ષણ મુસોલિની ને રશિયા પ્રત્યે દાઝવેર સેવનાર જાપાનને એણે પોતાથી અલગ કરી મૂકયાં છે. એ રાજ્યો વહેલાંમોડાં બ્રિટનને પક્ષે જવાનો પૂરો સંભવ છે.• ને એમ ન બને તોપણ હિટલરનો સાથ તો એમણે છોડી જ દીધો છે.

આમ વિગ્રહની શરૂઆત જ જર્મન સરમુખત્યારને એકલે હાથે કરવી પડે છે. જ્યારે સામે પક્ષે પોલાંડને પક્ષે ઊભાં રહેનાર મિત્રરાજ્યોનું બળ ને જૂથ જગતવ્યાપી થતું જાય છે. ડી-વેલેરાના આયરિશ ફ્રી સ્ટેટ સિવાય આખું બ્રિટિશ સામ્રાજ્ય બ્રિટનને પક્ષે લડાઈ જાહેર થવાના દસ દિવસમાં ખડું થઈ ગયું છે. ટર્કી, ઈજિપ્ત, સીરિયા, ઈરાક ને પેલેસ્ટાઈન જેવાં મુસ્લિમ ને અરેબિક રાજ્યો બ્રિટિશ પક્ષમાં ભળતાં જાય છે. યુ.એસ.એ. ના પ્રજામતની અને એના અતિ લોકપ્રિય પ્રમુખ રૂઝવેલ્ટની સહાનુભૂતિ મિત્રરાજ્યોને પક્ષે છે. અને યુ.એસ.એ. પણ મિત્રરાજ્યોની બારીક પળે એમની સાથે આવીને ન ઊભું રહેશે એમ શી રીતે કહી શકાય? જગતનાં તટસ્થ રહેલાં નાનાં રાજ્યોને પણ પોતાના અસ્તિત્વ સંબંધે જર્મન સરમુખત્યાર તરફથી ભારે બીક હોવાથી મિત્રરાજ્યો તરફ છાની ને ઉઘાડી મિત્રવૃત્તિ પ્રગટ કરી રહ્યાં છે.

ઑસ્ટ્રિયા ને ઝેકોસ્લોવેકિયા જેવાં જપ્ત થયેલાં રાજ્યોમાં સારા પ્રમાણમાં અસંતોષ પ્રસરતો જાય છે. ને વિગ્રહનો તબક્કો આગળ વધ્યા પછી જ્યારે જર્મન સરકારનું આંતરિક બળ ઘટી જશે ને લશ્કરી દૃષ્ટિએ એ ખુવાર થશે ત્યારે ઑસ્ટ્રિયા ને ઝેકોસ્લોવેકિયામાં આંતરિક બળવાઓ થવાનો પૂરો સંભવ છે. ખાસ કરીને ગત ઝેકોસ્લોવાક રાજ્યના ઉચ્ચ શ્રેણીના આગેવાનો આજે અમેરિકામાં વસવાટ કરતાં કરતાં ત્યાં જર્મની સામે લડનાર ઝેક પ્રજાની ટુકડીઓ તૈયાર કરી રહ્યા છે.

## અંતના જુગાર

લશ્કરી ને આર્થિક દૃષ્ટિએ જોતાં હિટલરનો આ વિગ્રહી દાવ રાજદ્વારી જુગાર જેવો લાગે છે. ઇટલી અને જાપાનને પોતાના સાથમાં હિટલર લઈ શક્યો હોત તો ફ્રેંચ અને બ્રિટિશ સામ્રાજ્યના વ્યવહાર ને વેપારના દરિયાઈ ધોરી રસ્તાઓને એ સત્તાઓ પોતાના કાફલાથી આંતરી શકત. અને બ્રિટિશ પક્ષને મહાભારત મુશ્કેલીમાં મૂકી શકત. ફ્રાંકો-બ્રિટિશ સામ્રાજ્યના ભાગોમાંથી એ પક્ષને મળતાં નર, નાણાં ને ખોરાકીને ફ્રાંસ અને ઇંગ્લેંડ પહોંચતાં મોટે ભાગે અટકાવી શકાત. સીંગાપોર ને ભૂમધ્યના જળપ્રદેશોનાં નાકાં જાપાનીઝ ને ઇટાલિયન કાફલા રૂંધી શકત. જર્મન કાફલો બ્રિટનના આટલાંટિકન્તરી માર્ગોને અટકાવવા શક્તિમાન થાત. પરંતુ આજે ફ્રાંકો-બ્રિટિશ પક્ષને માત્ર જર્મનીનો જ સામનો કરવાનો હોવાથી સમસ્ત ફ્રેંચ અને બ્રિટિશ સામ્રાજ્યવ્યાપી દરિયાઈ બળનો ઉપયોગ જર્મનીને ચોમેરથી ઘેરી લેવા માટે કરવાની યોજનાઓ મિત્રરાજ્યોનાં નૌકાદળ વિચારી રહ્યાં છે. હમણાં જ 'ડેલી ટેલિગ્રાફ' પત્રે જાહેર કર્યા મુજબ હિટલરે ફ્રાંસ અને બ્રિટન સામે વિગ્રહમાં ઊતરતાં પહેલાં એ બંને રાજ્યોની તાકાતનું સાચું માપ કાઢ્યું લાગતું નથી. અથવા તો ૧૯૧૪ના જુલાઈમાં વિલ્હેલ્મ કૈઝર બ્રિટિશ બળની અસરકારકતા વિષે જે ભ્રમણામાં રહ્યો હતો એવી ભ્રમણામાં હિટલર રહ્યો હોય. આ ઉપરાંત એની બીજી ભ્રમણા જર્મન લડાયક શક્તિ વિષે હોય એમ પણ લાગે છે. જર્મન સરમુખત્યાર પોતાના જ આંતરિક આવેગોની સલાહને અનુસરતો હોવાથી વિરોધીઓની વાસ્તવિકતા વિશેનું એનું અજ્ઞાન કોઈ પણ મટાડી શકે એમ નથી. આ તબક્કે વિગ્રહ શરૂ થવામાં હિટલરની ઝનૂની અંધતાએ જ મોટો ભાગ ભજવ્યો છે.

## નવો સંભવ

વિગ્રહની શરૂઆતમાં એના પરિણામનો વિચાર કરવો અતિ મુશ્કેલ છે. છતાં પોતાને પક્ષે ભારે મુશ્કેલીઓ હોવા છતાં વિગ્રહ શરૂ કરવામાં હિટલર અને એના સાથીઓની ગણતરી એવી પણ હોય કે બેત્રણ અઠવાડિયાંમાં પોલાંડનો ખુરદો કાઢી નાખ્યા પછી ફ્રાંસ અને ઇંગ્લેંડ તરફથી શાંતિ માટે કહેણ આવે. તો ટૂંકા વિગ્રહે પોલાંડને જર્મન લશ્કરી બૂટની એડી હેઠળ ચગદી નાખવાની જર્મન નેમ પાર પડે ને ફ્રાંસ-ઇંગ્લેંડ સાથે લાંબા ને વિનાશક વિગ્રહની કસોટીમાંથી ઊગરી જવાય. ફ્રેંચ અને બ્રિટિશ રાજપુરુષોનું હાલનું મનોવલણ જોતાં લાગે છે કે પોલાંડનું પતન થવા કરે પણ જ્યાં સુધી જર્મન સરમુખત્યારનું પતન ન અટકે ત્યાં સુધી લડત અટકે એમ લાગતું નથી.

## રશિયા ને જર્મની

રૂસો-જર્મન સંધિ વર્તમાન યુરોપીય રાજકારણ ને સત્તાતુલાને સખતમાં સખત આંચકો લગાડનારી સંધિ ગણી શકાય. બોલ્શેવિક રાતી જંગલિયતમાંથી યુરોપિયન સમાજને બચાવવાની જેહાદ જાહેર કરનાર નાત્સી સરમુખત્યારે જે, ઉતાવળ ને વિકળતાથી રશિયા સાથે સંધિ કરી લીધી છે એ સરમુખત્યારી બેફામપણાનો આબેહૂબ નમૂનો છે. હિટલરની નીતિ ને રીતરસમોથી જગત પરિચિત હોવાથી પોતાના કટ્ટા વિરોધી રશિયા સાથે એ કરાર કરે એથી બાલ દુનિયાને એટલું બધું આશ્ચર્ય થતું નથી જેટલું શાંતિવાદનો ફાસિવાદ વિરોધી મોરચો ખડો કરવાની વરસોથી શુક્રબાંગો પોકારનાર સોવિયેટ રાજપુરુષો એકદમ જર્મની સાથે ભાઈબંધી કરવા તૈયાર થયા એનાથી થયું છે. જ્યારે ખરેખર શાંતિનો મોરચો રચાતો હતો તે વખતે રશિયાએ એની દીવાલમાં ગાબડામાં મોટું ગાબડું પાડ્યું છે. ને એ ગાબડામાંથી જ ફાસિસ્ટ લશ્કરીવાદનાં લશ્કર આટલી ઝડપથી ને ચપળતાથી પોલાંડ ઉપર ધસી શક્યા છે. રૂસો-જર્મન કરાર થવાનું કારણ સોવિયેટ સત્તાવાળાઓના જણાવ્યા પ્રમાણે બ્રિટિશ સરકારની બેવડી બાજી રમવાની નીતિનું જણાવવામાં આવે છે. મોસ્કોમાં બ્રિટિશ પ્રતિનિધિઓ વાટાઘાટ ચલાવતા હતા ત્યારે બીજી બાજુથી એક હજાર દશલાખ પાઉન્ડની શાંતિલોન જર્મનીને આપવાની હિલચાલ લંડન ખાતે છૂપી રીતે થવાની વાત પણ બહાર આવી હતી. ઉપરાંત ચેમ્બરલેઈનની સરકારની છેલ્લાં વરસોની નીતિએ સોવિયેટ સરકારમાં ભારે અંદેશ પેદા કર્યો હોય તો યે નવાઈ નહિ. એમ હોય તો યે વિગ્રહ-શાંતિની ભેખડ ઉપર છેલ્લી ધારે બેઠેલી દુનિયા એટલું તો જોઈ શકી છે કે ૨૩મી ઑગસ્ટના રૂસો-જર્મન કરારનું સીધું પરિણામ હિટલરે પોલાંડ ઉપર ચડાઈ કરી એ આવ્યું છે. શાંતિવાદી રશિયન સરકારને માથે એ પરિણામની ઐતિહાસિક જવાબદારી ચોંટી ગઈ છે. લાંબે ગાળે એનું પરિણામ જર્મનીને ખતમ કર્યા પછી વિજયી મિત્રરાજ્યો સોવિયેટ રશિયાને ચોમેરથી ઘેરી લઈને એને એકલું પાડી દે એમ પણ બને.

એ ગમે તે હો. પણ આજે તો જર્મન આક્રમણવાદ સામે છેવટે ફ્રાંસ અને બ્રિટનને ઊભાં રહેવાની ફરજ પડી છે ત્યારે જગત આખાનો એને ટેકો છે. વિગ્રહને પોતાના લાભમાં ફેરવવા માટે એમને માટે આટલું કારણ પણ પૂરતું છે.

૧૧-૯-૩૯



આદ્ય [ હાલ નિવૃત્ત ] તંત્રી,
રામનારાયણ વિશ્વનાથ પાઠક

૯૫
૬૫૬

સંચાલક
રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી

વર્ષ ૧
અંક

આ બધી તો મૌલિક મુશ્કેલીઓ થઈ. બીજી કેટલીક મુશ્કેલીઓ લોકસ્વભાવને કારણે ઉત્પન્ન થાય છે. જે માણસ ગાંધીજીની પાસે જઈને રહ્યો, જેણે પોતાની તુચ્છ સેવાઓ એમના ચરણોમાં ધરી દીધી, એ તો દુનિયાની દૃષ્ટિમાં અંધ અનુયાયી ઠર્યો. એ જે કાંઈ કહે તેમાંથી પચાસ ટકા તો બાદ જ કરી નાખવા જોઈએ. જ્યારે એવો માણસ કશું લખી નથી આપતો, ત્યારે સંપાદક મહાશય તેને ચડાવે છે: "આપ કેવા સ્વાર્થી અને કંજૂસ છો! ઈશ્વરે આપને મહાત્માજી પાસે રહેવાનું સૌભાગ્ય બક્ષ્યું છે. તેની કાંઈક રાષ્ટ્રીય જવાબદારીનો પણ સ્વીકાર કરશો કે નહિ?" અને જ્યારે એ માણસ પોતાના આંતરિક અનુભવો અને સ્વાનુભવી વિચારો રજૂ કરે છે ત્યારે તરત જ દુનિયા એક ત્રાજવું અને કસોટીનો પથ્થર લઈને ખડી થઈ જાય છે!

આ મુશ્કેલીમાંથી બચવા માટે જો માણસ ગાંધીજીથી પોતાના નાનામોટા મતભેદ યા સ્વતંત્ર વિચારો જણાવી દે છે, તો વિરોધી લોકો હર્ષપુલકિત થઈને દુનિયાને કહેવા લાગે છે: "જુઓ; ગાંધીજીની સૌથી નજીક રહેનારા લોકોના મતભેદ તરફ ધ્યાન આપો."

*

દુનિયાને તો મૌલિકતા જોઈએ! પછી ભલે એ મૌલિકતા ગાંડપણભરેલી કેમ ન હોય! ગાંધીજીની તરફેણમાં જે કાંઈ કહેવામાં આવે, તે તો અંધશ્રદ્ધા ઠરે છે, યા તો અનુયાયીની ઔપચારિક નિષ્ઠા ગણાય છે. તેની પાછળ લખનારના વ્યક્તિત્વનું તો કશું મૂલ્ય જ હોતું નથી. પરંતુ જ્યારે વિરોધી મત પ્રગટ કરવામાં આવે છે, ત્યારે એકદમ તેને પારમાર્થિક ગણી લેવામાં આવે છે. લખનાર જોઈ શકે છે કે આમાં એની કદર થતી નથી. પરંતુ ગાંધીજીની વિરુદ્ધ કાંઈક ને કાંઈક ઢૂંઢનારાઓને અવસર મળી ગયો — એનો જ એ મહોત્સવ હોય છે. આવું જોઈ કોઈ પણ સારો માણસ શરમનો માર્યો અધમૂઆ જેવો થઈ ગયા વિના ન રહે.

હવે આ બધાંમાંથી બચવાનો માત્ર એક જ ઇલાજ છે. એ છે કલાનો આશ્રય શોધવો તે. ગાંધીજીની વાતો જેટલી યાદ આવી શકે, તેટલી એકઠી કરીને એવી કલાત્મક ભાષામાં આપી દેવી જોઈએ કે જેથી વાંચનાર અચંબો પામે કે આ તે ટીકા છે કે રસગ્રહણ!

આ પ્રકારના લેખો લોકો ખૂબ રસપૂર્વક વાંચે છે એટલું જ નહિ, બલકે એવા લેખો સાહિત્યમાં અમર કીર્તિ પામે છે. એમાં કલાની અભિવ્યક્તિ કેટલી થઈ શકે છે, તે તો માત્ર એક રસેશ્વર જ જાણે. પરંતુ હાથમાં લાકડી લઈને દોરડાંનો પૂલ પાર કરી જવા જેવી એમાં કરામત છે, એટલું તો ચોક્કસ. સત્યની ઉપાસના અને કલાની ઉપાસના, બન્ને એક જ સાથે કરી શકવાનું મુશ્કેલ છે. અને ધારો કે એમ માની લીધું કે આ કસરત આપણે કરી પણ શક્યા, તો પણ પોતાના હૃદય સમક્ષ તો આપણે અપમાનિત જ દેખાવું પડશે. "તું જે વિભૂતિની પૂજા કરે છે, જેની સમક્ષ તારું જીવન એક અખંડ નમસ્કારમાં નત થાય છે, તેની સાથે આ પ્રકારની કલાની ધૂર્તતા આદરે છે! શું દુનિયાની શરમ એટલી મોટી હોય છે કે પોતાની શ્રદ્ધાને તેની સમક્ષ પ્રગટ કરતાં આટલો બધો સંકોચ વેઠવો પડે? કોણે કહ્યું હતું કે તું લખ યા બોલ? મૌનનું સામ્રાજ્ય તો તારું પોતાનું જ હતું! એ મૂકીને મદારીના ખેલ કરવા શું કામ નીકળ્યો?"

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૨૮ ભાદ્રપદ : ૧૯૯૫ અંક ૫
૫૬
૧૯૩૯

# વાર્ષિક મૂંઝવણ

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

ગાંધીજીની નિકટ રહેનારી નાનીમોટી વ્યક્તિઓની દર સાલ એક કસોટી થાય છે. ભાદ્રપદ–ઓક્ટોબર મહિનો આવતાં જ અનેક દૈનિકો, સાપ્તાહિકો અને માસિકો એમની પાસેથી લેખની અપેક્ષા રાખે છે.

...ગાંધીજીનું જીવન એવું તો વિવિધ, સમૃદ્ધ અને પ્રભાવપૂર્ણ છે અને એમનું જીવન રાષ્ટ્રીય જીવનની સાથે એટલું તો ઓતપ્રોત છે કે જણાવવા જેવી નવી નવી વાતો મળતી નથી એવું તો છે જ નહિ.

પણ ગાંધીજીની પાસે રહેનારાંઓને એટલી તો નવી નવી બાબતો જોવા, સાંભળવા, વાંચવા તથા સમજવા લાયક મળે છે કે એ બધું અનુભવધન મૌનમાં પરિણત થાય છે.

મારા જેવા સામાન્ય જનતાના પ્રતિનિધિ માટે તો એક બીજી પણ મુશ્કેલી હોય છે કે જેનો બીજાઓને ખ્યાલ નથી આપી શકતો. ગાંધીજી વિષે કંઈ પણ કહેવું એ પોતાના નાનાશા ગજથી રાષ્ટ્રની ઉત્તુંગ વિભૂતિને માપવાનો પ્રયત્ન કરવા બરાબર છે. એમાં એ વિભૂતિને અન્યાય તો થવાનો જ. ઉપરાંત જગતભરના વાચકોને પણ અન્યાય થશે. અને પોતાનું અદનાપણું પ્રગટ થઈ જશે, એને અન્યાય કહેવાય કે ન્યાય, એ વાત તો બાજુએ જ રહે છે.

આ બધી તો મૌલિક મુશ્કેલીઓ થઈ. બીજી કેટલીક મુશ્કેલીઓ લોકસ્વભાવને કારણે ઉત્પન્ન થાય છે. જે માણસ ગાંધીજીની પાસે જઈને રહ્યો, જેણે પોતાની તુચ્છ સેવાઓ એમના ચરણોમાં ધરી દીધી, એ તો દુનિયાની દૃષ્ટિમાં અંધ અનુયાયી ઠર્યો. એ જે કાંઈ કહે તેમાંથી પચાસ ટકા તો બાદ જ કરી નાખવા જોઈએ. જ્યારે એવો માણસ કશું લખી નથી આપતો, ત્યારે સંપાદક મહાશય તેને ચડાવે છે: "આપ કેવા સ્વાર્થી અને કંજૂસ છો! ઈશ્વરે આપને મહાત્માજી પાસે રહેવાનું સૌભાગ્ય બક્ષ્યું છે. તેની કાંઈક રાષ્ટ્રીય જવાબદારીનો પણ સ્વીકાર કરશો કે નહિ?" અને જ્યારે એ માણસ પોતાના આંતરિક અનુભવો અને સ્વાનુભવી વિચારો રજૂ કરે છે ત્યારે તરત જ દુનિયા એક ત્રાજવું અને કસોટીનો પથ્થર લઈને ખડી થઈ જાય છે!

આ મુશ્કેલીમાંથી બચવા માટે જે માણસ ગાંધીજીથી પોતાના નાનામોટા મતભેદ યા સ્વતંત્ર વિચારો જણાવી દે છે, તો વિરોધી લોકો હર્ષપુલકિત થઈને દુનિયાને કહેવા લાગે છે: "જુઓ; ગાંધીજીની સૌથી નજીક રહેનારા લોકોના મતભેદ તરફ ધ્યાન આપો."

•

દુનિયાને તો મૌલિકતા જોઈએ! પછી ભલે એ મૌલિકતા ગાંડપણભરેલી કેમ ન હોય! ગાંધીજીની તરફેણમાં જે કાંઈ કહેવામાં આવે, તે તો અંધશ્રદ્ધા ઠરે છે, યા તો અનુયાયીની ઔપચારિક નિષ્ઠા ગણાય છે. તેની પાછળ લખનારના વ્યક્તિત્વનું તો કશું મૂલ્ય જ હોતું નથી. પરંતુ જ્યારે વિરોધી મત પ્રગટ કરવામાં આવે છે, ત્યારે એકદમ તેને પારમાર્થિક ગણી લેવામાં આવે છે. લખનાર જોઈ શકે છે કે આમાં એની કદર થતી નથી. પરંતુ ગાંધીજીની વિરુદ્ધ કાંઈક ને કાંઈક ઢૂંઢનારાઓને અવસર મળી ગયો — એનો જ એ મહોત્સવ હોય છે. આવું જોઈ કોઈ પણ સારો માણસ શરમનો માર્યો અધમૂઆ જેવો થઈ ગયા વિના ન રહે.

હવે આ બધાંમાંથી બચવાનો માત્ર એક જ ઇલાજ છે. એ છે કલાનો આશ્રય શોધવો તે. ગાંધીજીની વાતો જેટલી યાદ આવી શકે, તેટલી એકઠી કરીને એવી કલાત્મક ભાષામાં આપી દેવી જોઈએ કે જેથી વાંચનાર અચંબો પામે કે આ તે ટીકા છે કે રસઅદણ!

આ પ્રકારના લેખો લોકો ખૂબ રસપૂર્વક વાંચે છે એટલું જ નહિ, બલકે એવા લેખો સાહિત્યમાં અમર કીર્તિ પામે છે. એમાં કલાની અભિવ્યક્તિ કેટલી થઈ શકે છે, તે તો માત્ર એક રસેશ્વર જ જાણે. પરંતુ હાથમાં લાકડી લઈને દોરડાંનો પૂલ પાર કરી જવા જેવી એમાં કરામત છે, એટલું તો ચોક્કસ. સત્યની ઉપાસના અને કલાની ઉપાસના, બન્ને એક જ સાથે કરી શકવાનું મુશ્કેલ છે. અને ધારો કે એમ માની લીધું કે આ કસરત આપણે કરી પણ શક્યા, તો પણ પોતાના હૃદય સમક્ષ તો આપણે અપમાનિત જ દેખાવું પડશે. "તું જે વિભૂતિની પૂજા કરે છે, જેની સમક્ષ તારું જીવન એક અખંડ નમસ્કારમાં નત થાય છે, તેની સાથે આ પ્રકારની કલાની ધૂર્તતા આદરે છે! શું દુનિયાની શરમ એટલી મોટી હોય છે કે પોતાની શ્રદ્ધાને તેની સમક્ષ પ્રગટ કરતાં આટલો બધો સંકોચ વેઠવો પડે? કોણે કહ્યું હતું કે તું લખ યા બોલ? મૌનનું સામ્રાજ્ય તો તારું પોતાનું જ હતું! એ મૂકીને મદારીના ખેલ કરવા શું કામ નીકળ્યો?"

જગતના ફિટકારને સહન કરવો સહેલો છે, પરંતુ પોતાના જ હૃદય સમક્ષ તિરસ્કૃત થયા પછી પોતાને પોતાનું મુખ કેમ કરી દેખાડી શકાય?

•

કોઈ એક તરુણે એકવાર રોબર્ટ સ્ટિવન્સનની સલાહ માગી કે હું કલાકારનું જીવન (career) પસંદ કરું? સ્ટિવન્સને જવાબ આપ્યો કે જો તમારાથી બીજું કાંઈપણ સારું થઈ શકે તેમ ન હોય તો તો પછી એ જ જીવન તમારે યોગ્ય છે, પરંતુ કલાકારનું જીવન એક વેશ્યાના જીવન કરતાં જરા ય ભિન્ન નથી. એ ભિખારી પોતાના રૂપને અને પોતાના હાવભાવને વેચે છે. તેની માંગ બહુ બહુ તો આરપાંચ વર્ષ રહે છે. ત્યારબાદ પણ જો એનું યૌવન કાયમ રહ્યું, તો પણ નવીનતાના પૂજારીઓ એકની જ પૂજા દીર્ઘકાળ પર્યંત કરવાને કારણે કંટાળી જાય છે અને કહે છે કે હવે તો કોઈક નવી વસ્તુ જોઈએ.

આવી દુર્ગતિ માત્ર સાહિત્યકારોની જ નથી હોતી, સમાજસેવકોની પણ આવી જ દશા ઘણીવાર થતી જોવામાં આવે છે. ક્ષુદ્ર માનવ કોઈપણ વિભૂતિની પૂજા દીર્ઘકાળ સુધી નથી કરી શકતો. મનુષ્યજાતિ પોતાના ઉદ્ધારકમાં પણ પોતાના બધા દોષ જોવા ઇચ્છતી હોય છે. જ્યારે એને એ દોષ જોવા નથી મળતા, ત્યારે તે પોતાના પર જ ગુસ્સે થઈ જાય છે.

ગ્રીસમાં એક રાષ્ટ્રોદ્ધારક એવો થઈ ગયો કે જેણે ઘણા લાંબા સમય સુધી પોતાના દેશબાંધવોની ઉત્તમ પ્રકારે સેવા કરી હતી. લોકોએ જોયું કે તેની સ્તુતિ કરવા સિવાય હવે એમની પાસે કશું જ રહ્યું ન હતું. આખરે લોકો તેના તરફ એટલા બધા અકળાઈ ગયા કે એમણે દર વર્ષે એક માણસનો બહિષ્કાર કરવાનો પોતાનો હક એ રાષ્ટ્રોદ્ધારક પર જ અજમાવ્યો, અને એને દેશપાર કરી દીધો! થોડાક માણસોએ તો એટલે સુધી કહ્યું કે એક જ માણસની અમે ભકિત કર્યા કરીએ, એમાં અમારું જ અપમાન છે. આ માણસમાં કશો દોષ નથી, કશો સ્વાર્થ નથી, આળસ અને તંદ્રા પણ નથી—એ જ એનો સૌથી મોટો દોષ છે. એની સલાહ મુજબ ચાલવાથી જો અમે સત્યુગને-સુવર્ણયુગને પહોંચતા હોઈએ, તો પણ અમને એ કબૂલ નથી!

રાષ્ટ્રનું સ્વાતંત્ર્ય તો જ્યારે મળશે ત્યારે મળશે, પરંતુ આપણું વ્યક્તિગત સ્વાતંત્ર્ય—પછી ભલેને એ ગુલામીને જ મજબૂત કરનારું કેમ ન હોય—આપણને સૌથી વધુ પ્રિય હોય છે. તેના વિના આપણને સંતોષ નથી વળતો.

•

"પચીસ વર્ષ થયાં અખંડ જાગૃતિથી ગાંધીજીએ દેશની લગામ પોતાના હાથમાં રાખીને દેશને ઉન્નત કર્યો—સ્વાતંત્ર્ય તરફ ચાલતો કર્યો. હવે ક્રાંતદર્શી આંખો સ્વાતંત્ર્યનું દૃશ્ય જોવા પણ લાગી છે. છતાં આપણે સદા એવું જ માન્યા કર્યું છે કે આ આપણે માટે શોભાસ્પદ નથી. અમે એમનું કહેવું માન્ય રાખીશું, પણ નાછૂટકે. એમને હંમેશાં કસોટીના પથ્થર પર કસતા તો રહીશું જ!"

હા, આ દેશમાં એક એવો પણ વર્ગ છે કે જેની વૃત્તિ બરાબર એનાથી ઊલટી છે. પંડિત જવાહરલાલ નહેરુ એ વર્ગના પ્રતિનિધિ છે, એવો મારો અભિપ્રાય છે. આ વર્ગને તાલીમ જ સાવ જુદા પ્રકારની મળેલી છે. ગાંધીજી પ્રતિ એમને શ્રદ્ધા છે. ગાંધીજીના બતાવેલા માર્ગે જવાનું પણ એમને કબૂલ છે. ગાંધીજીના અનુયાયી બનતાં એમને કશો સંકોચ કે ડર પણ નથી. એમ હોવા છતાં આ વર્ગની સારીયે જીવનરચના કોઈક એવા ભિન્ન પ્રકારની છે કે પ્રયત્ન કરવા છતાં પણ કેટલીક બાબતો એમના મનમાં પૂરી ઊતરતી નથી. એમની શ્રદ્ધાની જડ જ સાવ જુદા પ્રકારની છે. આ વર્ગ ગાંધીજી સાથે જેટલો વધારે મતભેદ રાખે છે, તેટલો જ તે વધારે નમ્ર બનતો જાય છે. ગાંધીજીનું ચારિત્ર્ય અને એમની દીર્ઘકાલિક સેવા પ્રત્યે એનો આદર વધતો જાય છે, અને તે પોતાના પર જ ચિડાતો જાય છે. આ વર્ગની આ મુશ્કેલી જોઈ ને અને તેની પોતાના જ પ્રત્યે પ્રકટ થતી ચીડ જોઈ ને એના તરફ આપણો આદર વધતો જાય છે. જે લોકો કેવળ કાર્યની જ દૃષ્ટિ રાખે છે, અને આજ પર્યંત ગાંધીજીએ જે સલાહ આપી છે તેની યોગ્યતા સોળ આના સિદ્ધ થવાના કારણે ગાંધીજીના ઉપદેશની અધિક ચિકિત્સા નથી કરતા તથા પોતાની સારીય બુદ્ધિશક્તિ ગાંધીજીના ઉપદેશાનુસાર કાર્યાન્વિત કરવામાં સમર્પી દે છે, એવા લોકો અને પં. જવાહરલાલ નેહરુ જેમના પ્રતિનિધિ છે એવા લોકો વચ્ચે ક્યારેય સમન્વય થઈ શકશે નહિ અને ક્યારેય તેમની વચ્ચે અણબનાવ પણ થશે નહિ. નહેરમાં હોડી જ્યારે સામા પ્રવાહે જતી હોય છે, ત્યારે બન્ને કિનારા પર બે નાવિકો હોડીને દોરડાંથી બાંધીને પોતાની તરફ ખેંચતા હોય છે. બન્નેની ખેંચ પરસ્પર વિરોધી હોવા છતાં પણ હોડી બરાબર મધ્યમાં રહીને ચાલી જતી હોય છે. એ જ પ્રમાણે આ બન્ને પક્ષોની વચમાં રાષ્ટ્રીય મહાસભાની હોડી પણ પૂર્ણ સ્વાતંત્ર્ય પ્રતિ જઈ રહી છે. અને હોડીમાં બેઠા બેઠા ગાંધીજી બન્નેનાં દોરડાં પોતાના હાથમાં પકડીને, જ્યારે જે બાજુ વાળવાની જરૂર હોય છે તે બાજુ ચૂપચાપ ખેંચતા જાય છે.

•

જેમને કાંઈ કાર્ય કરવું જ નથી, એમની પાસે વાદવિવાદ કરવા માટે પૂરતો સમય હોય છે. અને એમને બધા પ્રકારના જૂના અને નવા પ્રસંગો ઉકેલવા પડે છે. એ લોકો પણ રાષ્ટ્રની સેવા જ કરતા હોય છે; પરંતુ એમણે જાણવું જોઈએ કે એમનું કાર્ય ગૌણ છે.

[ હિંદી 'વિશાલ ભારત'માંથી

સપ્ટેમ્બર, ૧૯૩૮

# શ્રી ખબરદારનું માર્ગદર્શન

ત્રિભુવનદાસ લુહાર

This trick of judging the whole by the detail, instead of the other way about, of mistaking the means for the end, the technique for the value, is in fact much the most successful of the snares which waylay the critic. Only the teacher knows (and sometimes he is guilty himself) how great is the number of readers who think, for example, that a *defective rhyme is sufficient ground for condemning a poem in the neglect* of all other considerations. Such sticklers...have little understanding of poetry. We pay attention to externals when we do not know what else to do with a poem.

*I. A. Richards*ના

*'Principles of Literary criticism'*માંથી.

[ કાવ્યના સમગ્રરૂપ ઉપરથી અંગોપાંગનું મૂલ્ય આંકવાને બદલે, અંગોપાંગ ઉપરથી કાવ્યના સમગ્ર રૂપની મૂલ્ય આંકવાની આ ચાલાકી–સાધનને જ સાધ્ય માની લેવાની, ટેકનિકને જ મૂલ્ય માની લેવાની ચાલાકી એ એટલી મોટી ફતેહમંદ જાળ છે કે જેમાં ઘણા વિવેચકો સપડાઈ જાય છે. નિશાળનો શિક્ષક જાણે જ છે (અને કદીક એ પણ ગુનેગાર હોય છે કે) એકાદ પ્રાસ પૂરો ન મળ્યો એટલા ઉપરથી જ, બીજા બધા તત્ત્વોનો કાંકરો કાઢી નાખી, કાવ્યને ઉતારી પાડવાને પૂરતું કારણ છે એવું માનનાર કેટલા બધા વાંચનાર હોય છે. આવા ચીકણા લોકોને કવિતાની સમજ જ નથી હોતી. આપણને જ્યારે કાવ્ય સાથે કશું કરવાનું આવડતું નથી ત્યારે તેનાં બાહ્યાંગોને જ આપણે જોર્યા કરીએ છીએ.]

## કાવ્યચર્ચાની ઘંટી

આપણા વયોવૃદ્ધ કવિ શ્રી ખબરદારે હમણાં હમણાં ગુજરાતી કવિતામાં વધારે સક્રિય રસ લેવા માંડયો છે એ આનંદની વાત છે. અત્યારની કવિતા વિષે ચર્ચાઓ ઉપસ્થિત કરીને વાતાવરણને તેમણે ઉષ્માથી ભર્યું છે. શ્રી ખબરદાર આપણી કવિતામાં નવા છંદોના અખતરા કરનાર તરીકે તેમજ કેટલાક નવા સફળ છંદોના યોજક તરીકે જાણીતા છે. કાવ્યનું બાહ્યસ્વરૂપ એમને હમેશાં આકર્ષતું લાગે છે. અને ગુજરાતી કવિતાના બાહ્યઅંગ માટે એ હમેશાં સચિંત રહેલા લાગે છે. ન્હાનાલાલ કવિની રસથી ભરીભાદરી કૃતિઓ જ્યારે ગુજરાત ઉપર વરસવા લાગી ત્યારે શ્રી ખબરદારે અપદ્યાગદ્ય શૈલી સામે સુંદર જેહાદ ઉપાડેલી જે કેટલાક લેખો રૂપે તથા પ્રસિદ્ધ પ્રતિકાવ્યો રૂપે મૂર્ત થયેલી છે. હવે ન્હાનાલાલના અપદ્યાગદ્ય પછી જે કાવ્ય રૂપ અસ્તિત્વમાં આવી સર્વવ્યાપક જેવું બન્યું છે તેની સામે હવે તેવી જ બીજી જેહાદ તેમણે શરૂ કરી છે. જેણે વળી પહેલાંની પેઠે જ લેખો અને પ્રતિકાવ્યોનું રૂપ લેવા માંડયું છે. વળી આ ચર્ચા તેમણે અત્યંત

લાગણીપૂર્વક—કહો કે વેદનાપૂર્વક ઉપાડી છે. અત્યારની પરિસ્થિતિ એમને ઘણી આઘાતકારક લાગવા લાગી છે. એટલે જે દૃષ્ટિબિંદુથી તેઓ અર્વાચીન ગુજરાતી કવિતા વિષે ચર્ચા કરી રહ્યા છે તે દૃષ્ટિબિંદુને સમજવાનો પ્રામાણિક પ્રયત્ન કરવાની જરૂર ઊભી થાય છે.

શ્રી ખબરદાર પોતાનું દૃષ્ટિબિંદુ 'કવિતાના સનાતન સિદ્ધાંતોનું અને કવિતા રચનાનાં સત્ય વિધાનોનું' છે એમ જણાવે છે. આ ઘણો મહાન દાવો કહેવાય. જગતમાં કાવ્યચર્ચા શરૂ થઈ ત્યારથી દરેક કાવ્યશાસ્ત્રકાર આવો દાવો વત્તેઓછે અંશે ઝનૂન સાથે કરતો આવ્યો છે. પણ એ દાવાની સામે બીજો દાવો કરનારા નીકળ્યા જ કર્યા છે. અને સનાતન સિદ્ધાંતો એ છેવટે એક વૈયક્તિક દૃષ્ટિબિંદુ જ બની રહ્યા છે. કવિતા ક્ષેત્રમાં જગતભરમાં જેટલા વિચારકો છે તેઓ બધા કવિતા વિષે એકમત ભાગ્યે જ થતા હશે. પણ તેથી કંઈ કવિતાનો આસ્વાદ કે ચર્ચા અટકી ગઈ નથી, તેમ અટકાવી દેવાની જરૂર પણ નથી. કદાચ વધારે સાચું તો એ હશે કે આપણી માનવસહજ અપૂર્ણતાઓ સ્વીકારી લઈ આપણાં દૃષ્ટિબિંદુઓને આપણા અભિપ્રાયો તરીકે ઓળખાવીએ અને એ અભિપ્રાયોની આપલે કરી, અને તેટલી તટસ્થતા કેળવી, એકબીજાના અભિપ્રાયોમાં રહેલો સત્યાંશ સમજવા પ્રયત્ન કરીએ તો જ કવિતા વિષેની આપણી સમજ ઊંડી અને સત્યની નજીક જવાનો વિશેષ સંભવ છે.

શ્રી ખબરદારે નર્મદ પહેલાંની જૂની કવિતાને પડખે નર્મદ પછીની નવી કવિતાને ઊભી કરી નવી કવિતા વિષે વિચારણા રજૂ કરી છે. અને જૂની કવિતાની સરખામણીમાં નવી કવિતાના દોષો બતાવ્યા છે. નવી કવિતાએ જે જે રૂપો ઊભાં કર્યાં છે તેની ચર્ચા આ પૂર્વે પણ સમયે સમયે થતી જ રહેલી છે. અને એમણે ઊભો કરેલો એકે પ્રશ્ન એવો નથી જે કોઈ ને કોઈ રૂપે ચર્ચાયો નહિ હોય. આ ચર્ચા પિષ્ટપેષણ જેવી પણ હોય. પણ શ્રી ખબરદાર હજી આ વિષયોને ચર્ચાસ્પદ માને છે એનો અર્થ એટલો જ કે હજી આ વસ્તુ વધારે પેષણ માગી લે છે. અને કાં તો આપણી હોજરી આ વસ્તુઓને પચાવતી ન થઈ હોય, અથવા તેને માટે બીજો નવો ખોરાક ન જડે ત્યાં લગી આ ચર્ચાની ઘંટી ચાલુ રહેશે જ. ભલે.

## શ્રી ખબરદારનું દૃષ્ટિબિંદુ

### (૧) કવિ પ્રામાણ્ય

આ ચર્ચામાં પહેલો પ્રશ્ન એ છે કે આપણા મંતવ્યની સત્યાસત્યતાનો નિર્ણય કરવામાં શ્રી ખબરદાર કોનું પ્રામાણ્ય સ્વીકારે છે? કાવ્યશાસ્ત્રનું કે કાવ્યકલાનું? શ્રી ખબરદાર કહે છેઃ 'આપણે કવિઓના વારસો છીએ...નથી આપણે સૂંઢનો ગાંગડો લઈને ગાંધી થઈ બેઠેલા આજના મોટે ભાગેના વિવેચકોના વારસો! આપણે કવિતાના સ્વયંભૂત્વના, આપણી પ્રતિભાના પ્રકાશના માલિક છીએઃ આપણે આપણી ભાષાના

અહીં 'ખબરદારનું' જે દૃષ્ટિબિંદુ રજૂ કર્યું છે તે તેમણે 'સાંધ્યગીત'ના લખેલા પ્રવેશકમાંથી તથા રામા મે, 'કલ્પના 'પ્રજાબંધુ'ના અંકમાં શ્રી આદિત્યપ્રિયે તેમની મુલાકાતના આપેલા અહેવાલમાંથી તારવેલું છે.

કવિપૂર્વજોના વારસો છીએ. એટલે કે વિવેચકને-વિવેચનને—શાસ્ત્રને નહિ પણ કવિઓને જ—કાવ્યકળાને જ પ્રામાણ્ય આપવું જોઈએ.

## (૨) પરંપરાનું અનુસરણ

આ પ્રામાણ્યનું રૂપ શું હોય? 'આપણી પૂર્વપરંપરા આપણે તોડી વછોડી શકીએ નહીં. તેમ કરવા જતાં આપણી જ કવિતાનો દોરો તૂટે છે, અને આપણા અંતરચૈતન્યનું જે ભાવદર્શન આપણા જનબંધુઓમાં કરાવવા ઇચ્છીએ તે કોઈ કરતું નથી, અને આપણું કવિતાવહન શુષ્ક રણની રેતીમાં પડી ઘડી બે ઘડીમાં અદશ્ય થઈ જાય છે.' અર્થાત્ દલપત સુધીના કવિઓની પરંપરાનાં જે લક્ષણો છે તે જ આપણાં કવિતા વિષયક મંતવ્યોનાં અને રચનાઓનાં નિર્ણાયક બનવાં જોઈએ.

## (૩) સ્વયંપર્યાપ્ત જૂની વાણી

આ પરંપરાનું રૂપ કેવું છે? 'એ આપણી વિશુદ્ધ દેશી જ કવિતા છે. અને ગમે તેવા કવિતા યોગ્ય ભાવોને ઉતારવા માટે જોઈતા **ચલણી શબ્દ પ્રયોગો અને વાણી** તે પૂરાં પાડે તેમ છે. જો એ કવિતાઓનું પૂરતું પાન કર્યું હોય તો કવિની કલ્પનાને આપોઆપ **સરલ અને અર્થવાહક વાણી** પ્રાપ્ત થઈ શકે તેમ છે.' 'ભાલણથી માંડી દલપતરામ સુધીના કવિઓની પદ્યભાષા શિષ્ટ અને મિષ્ટ છે. તેમની પદ્યભાષા –poetic diction– માં બાલભાષાનો એક એકધારો પરોવાયેલો દોરો છે. તે પાણીના પ્રવાહ જેવી સરળ ને સચોટ વહે છે.' આ પ્રમાણે તેનું ભાવાત્મક રૂપ બતાવી તેનું નિષેધાત્મક વર્ણન કરતાં શ્રી ખબરદાર નવી કવિતાના 'દોષો' જણાવે છે. એ કવિઓની કવિતામાં 'પૃથ્વીના પથરા કે ખાડાટેકરા નથી. એમાં વગર સમજની વિજાતીય છંદોની ભેળસેળ નથી. એમાં સંસ્કૃત શબ્દોના થોકડા કે દંભ નથી, એમાં શબ્દોને તોડી ફોડી તેનું માધુર્ય કચડી નાખ્યું નથી. ગ્રામ્ય અને અપરિચિત પ્રાંતિક શબ્દો નથી. ખોટી સંધિઓ વ્યાકરણ ભંગ, વાક્યોનો અટપટો અન્વય નથી.'

## (૪) રચના વિધાનનો બંધનભંગ

આજ દોષોનું વધારે વિગતથી નિરૂપણ શ્રી ખબરદાર આપે છે, જે એમણે કેવળ સોનેટ માટે મૂક્યું છે છતાં નવીન કવિઓની ઘણી કૃતિઓને પણ લાગુ પડે તેવું છે. 'નવીન કવિઓ હજીયે રચના વિધાનનું કશું બંધન પાળતા નથી (૧)જ્યાં પ્રાસ પૂરા મળ્યા ત્યાં રાખવા ને જ્યાં તે ન મળે ત્યાં ગમે તેમ ચલાવી લેવા, (૨) પદ્યલયમાં ગમે ત્યાં યતિભંગ આદિ ગમે તેવી છૂટ લેવી. (૩) વિભક્તિના પ્રત્યયો જુદા પાડી બીજી પંક્તિમાં લઈ જવા, (૪) વાક્યનો ને તેનાં અંગોનો અન્વય ગમે તેવો અટપટો રાખવો કે જેથી કાવ્યની સુબોધતામાં વાંધો આવે ને અર્થ બેસાડતાં વાર લાગે. વિશેષણ પહેલી પંક્તિમાં તો દસબાર શબ્દો પછી વિશેષ્ય બીજી ત્રીજી પંક્તિમાં ગોઠવાય. આ બધું કુંભમેળા જેવું...શોભાભર્યું નહીં જ કહેવાય.' વળી આ નવીનોને (૫) એક તો શુદ્ધ ગુજરાતી ભાષાનો પૂરો અભ્યાસ નહીં, (૬) ભાષા પર પ્રભુત્વ નહીં, (૭) પદ્યમાં શું

શોભે ને શું ન શોભે ને શું અડવું લાગે તેની કુરુચિ સુરુચિની સમજ નહીં, (૮) ફારસી, અરબ્બી ને સંસ્કૃત તત્સમ શબ્દો સાથે-સાથે ખડકાવી મૂકે, (૯) જોડાક્ષરને છૂટા કરે કે છૂટા અક્ષરોને પદ્યબંધ માટે જોડી નાખે, (૧૦) પદ્યપંક્તિની સંધિઓના નિયમ જાળવે નહીં, (૧૧) પંક્તિમાં વિચાર પૂરો નહીં સમાય ત્યારે તેમાં શ્રુતિઓ વધારે ઉમેરી દઈ ને પછી તેના છંદ નામ પર 'તિલક' શબ્દ સાંધી દઈ તે જાણે ખાસ નવો છંદ બનાવ્યો હોય તેવો ભાસ કરે, (૧૨) 'કરતાં' 'બોલતાં' આદિ કૃદંત રૂપોને ઠેકાણે શ્રુતિબંધન ખાતર 'કરત' 'બોલત' એવાં સંકેતવાચક ક્રિયાપદનાં રૂપ ખોટી રીતે વાપરી વ્યાકરણ ભંગ કરે–એવી એવી ઉઘાડી પદ્યરચનાની અશક્તિ, આવું કાવ્યલેખનનું ને પદ્યરચનાનું તૂત ઘણાં વર્ષથી ગુજરાતી સાહિત્યમાં ચાલ્યું છે.'

## [૫] નવીન કવિતાનું સરવૈયું

નર્મદ થી શરૂ થતી આજ લગીની કવિતાનું સરવૈયું શ્રી ખબરદાર આ રીતે તારવે છે. ' ઈસ્વીસનની ઓગણીસમી સદીની છેલ્લી પચ્ચીશીમાં... અંગ્રેજી કેળવણીથી .. અંગ્રેજી કવિતાના અનુકરણમાં ને અનુસરણમાં ગુજરાતી કવિતાએ પણ જનસમાજના 'કેળવાયેલા' નરોની સાથે પોતાનો પહેરવેશ બદલવા માંડ્યો. કવિ દલપતરામની **દેશકાળને અનુસરીને લખાયેલી** પ્રસંગોપાત્ત કવિતાઓ...મોળી લાગી. અને પ્રેમાનંદ આદિ વિખ્યાત જૂના ગુર્જર કવિઓની શિષ્ટ કવિતાઓનો અભ્યાસ કર્યા વગર અંધી ગુજરાતી કવિતા નભાતી છે એવો અભિપ્રાય નવીનોએ બાંધી લીધો...શુદ્ધ ગુજરાતી ભાષા જે નરસિંહ મહેતા ને ભાલણથી માંડી સામળ, અખો, પ્રેમાનંદ, દયારામ ને દલપતરામ જેવા ગુજરાતના અમર કવિઓની શિષ્ટમિષ્ટ ભાષા તેને અવગણીને, તેને બારોબાર અપરિચિત ને કર્કશ સંસ્કૃત શબ્દોથી લાધેલી તથા અંગ્રેજીમાં ફીણેલા વિચારોનાં ગુંછળાંને અટપટા સંસ્કૃત છંદોમાં ગમે તેમ સમાવવાના પ્રયત્નોથી ફીણેલી ખીચડા ભાષામાં' કવિતા કરી. પરિણામે ' જનસમાજનું હૃદય હજી અણપરીસેલું ને અણજિતાયેલું જ રહ્યું છે....હજીયે નવીન યુગની કવિતાની સ્થિતિ તેવી જ છે, બલકે મારે મતે તે વધારે બગડી છે.'

## [૬] સુકવિની કવિતા

આનાં કારણો શ્રી ખબરદાર જણાવે છે: (૧) કવિતાકારની કલ્પનામાં પૂરતી સ્પષ્ટતા હોતી નથી. (૨) એ કલ્પના દેશી ભાષાને બદલે પરદેશી ભાષામાં મગજમાં જન્મે છે. (૩) પદ્યરચનાનો અધૂરો અભ્યાસ (૪) છંદોદોષ ટાળવા માટેની ધીરજની ખામી અથવા તો પ્રાસિકાભંગ કરવામાં આજકાલ મનાઈ રહેલી મહત્તા.

છેવટે શ્રી ખબરદાર આજની ગુજરાતી કવિતા આગળ આ આદર્શ રજૂ કરે છે.– 'જોડકણાં માટે મારે કશું કહેવાનું નથી, પણ જેમાં ખરેખરો કાવ્યગુણ રહેલો છે તે કાવ્ય તો તેને જ કહેવાય કે જેનાં તમામ અંગો સમતોલ, પરિપૂર્ણ અને સુંદર હોય. કાવ્યને શોભાવવા અને સંરક્ષવા સુંદર અને પરિપૂર્ણ પદ્યની જરૂર છે...એક પણ દોષ કવિતામાં હોય તો તે સુકવિના નથી એટલા માટે કે સુકવિની કલા કોઈ પણ દોષને નિભાવી લેતી નથી.'

ખાસ હેતુપૂર્વક આટલા લંબાણથી શ્રી ખબરદારના મંતવ્યને મેં અહીં ઉતાર્યું છે. શ્રી ખબરદારે નવીનો સામે વેદનાપૂર્વક ફરિયાદ રજૂ કરી છે કે તેમને કોઈ કશું સૂચન પણ કરે તો તે ગમતું નથી. 'આપણા ઘણા ઉગતા કવિઓમાં ગર્વનો ભાગ વિશેષ હોય છે...પોતાની કૃતિમાં દોષ હોય જ નહીં, યા હોય તે સ્નેહથી કોઈ દર્શાવે તો તેમાં નાનમ કે માનભંગ માની લઈ એ સાચા હિતસ્વીથી તેઓ દૂર ભાગે છે...એવું એવું તો ઘડી ઘડી મેં અનુભવ્યું છે.' વળી એમનાં સૂચનો તે કેવળ જોડકણાં કરનાર માટે નથી. કવિતાની એમની આલોચના એ નર્મદથી માંડી આજલગીના દરેક કવિને વ્યાપે છે, અને કવિતાની પરિપૂર્ણતાને લક્ષ્યમાં રાખી એમણે આ વિધાનો કર્યાં છે. એટલે ગુજરાતી કવિતાના સાચા હિતસ્વીની દૃષ્ટિને સમજવાની ફરજ દરેક ગુજરાતી કવિતારસિકની થઈ પડે છે.

શ્રી ખબરદારનું સરવૈયું ખરેખર ચોંકાવનારું છે. દલપત પછી ગુજરાતી કવિતા ઉત્તરોત્તર બગડતી જ ગઈ છે એમ આજ લગીમાં કોઈએ કહ્યું હોય તો તે શ્રી ખબરદારે જ કહ્યું છે. પોતાના એ અભિપ્રાયને તેમણે અનેક રીતે પુષ્ટ કર્યો છે. પણ નર્મદથી માંડી આજલગીના કવિઓ વિષે તથા તેમની કવિતા વિષે એમણે જે અનુમાનો તારવ્યાં છે તેને વિગતોથી કે બીજાં હકીકત રૂપી પ્રમાણોથી પુષ્ટ કર્યાં હોત તો તેમને સમજવામાં વધારે સરળતા થાત.

### (૯) આગ્રહ કેવળ પદ્યની પરિપૂર્ણતાનો

પણ સાક્ષર કવિઓ અને નવીનોનું કવિતાનું આ સરવૈયું—જેણે ખરું જોતાં તો એક ભયંકર તહોમતનામાનું જ અહીં રૂપ લીધું છે,—તે પ્રથમ નજરે જેટલું ચોંકાવનારું લાગે છે, તેટલું ખરેખર નથી. શ્રી ખબરદારનું આક્રમણ નવીન કવિતા સામે નથી પણ એ કવિતાની પદ્યરચના સામે છે, અથવા તો સાક્ષર કવિઓએ ચલાવેલા 'પદ્યરચનાના તૂત'ની સામે છે. એમણે ક્યાંય નવીન કવિતાની ભાવનાઓ કે રસ સામે વિરોધ વ્યક્ત નથી કર્યો. એમનો આગ્રહ વળી વળીને એક જ તત્ત્વ ઉપર આવે છે. 'શૈલી ગમે તેવી હોય, કલ્પના, ભાવ, વિચાર, ગમે તેટલાં ઊંડાં કે વિશાળ હોય, પણ ભાષાનો પ્રવાહ તો સરળ અને સચોટ હોવો જોઈએ, (કારણકે) તે વગર તે વાચકવર્ગને કે શ્રોતાવર્ગને પ્રથમ સંપર્કમાં જ આકર્ષી શકતી નથી.' બીજી રીતે કહીએ તો તેમનો આગ્રહ 'પરિપૂર્ણ પદ્ય'ની હિમાયતની રૂપે રજૂ થાય છે. અને અત્યાર લગીની કવિતામાં ક્યાંય પરિપૂર્ણતા આવી નથી માટે એની સ્થિતિ બગડેલી છે ને બગડતી જાય છે.

## જૂની કવિતાની ગુણસમૃદ્ધિનાં ઉદાહરણો

હવે આપણે શ્રી. ખબરદારનાં મંતવ્યોને સમજવાનો પ્રયત્ન કરીએ. તેઓ ભાલણથી માંડી દલપત સુધીની કવિતાનાં અમુક લક્ષણો તારવી આપે છે. એ છેઃ (૧) પ્રથમ સંપર્કમાં જ વાચક તથા શ્રોતાને જીતી લેવાની શક્તિ. (૨) ભાષાની શિષ્ટતા અને મિષ્ટતા–ક્લિષ્ટતા દુર્બોધતા વ.નો અભાવ. (૩) સળંગ એકધારી બાલભાષા. (૪) કવિતાની દેશજતા. (૫) ભાષા અને છંદની શુદ્ધિઃ એટલે કે—નવીન કવિતાના આ પ્રકારના

દોષોનો અભાવ જેવા કે શબ્દોના દુષ્ટ પ્રયોગો, અતિસંસ્કૃતતા કે ફારસી વગેરેનું અયોગ્ય મિશ્રણ, ગ્રામ્ય, અપરિચિત શબ્દો, વ્યાકરણભંગ.

ભાલણથી માંડી દલપત સુધીની કવિતાનું અવલોકન એ જ એક સ્વતંત્ર નિરૂપણ માગી લે તેમ છે. આપણે અહીં મુખ્ય વિચાર તો નવી કવિતાનો જ કરવાનો છે. પણ એ જૂની કવિતાને શ્રી ખબરદાર આપણી આગળ એક આદર્શ રૂપે રજૂ કરે છે. માટે તેને વિષે સહેજ વિગતથી જોવું જરૂરી બને છે.

અહીં ભાલણથી માંડી દલપત સુધીના મુખ્ય મુખ્ય અમર કવિઓમાંથી થોડીક પંક્તિઓ લેવામાં આવે છે. એમાં શ્રી ખબરદારે જણાવેલાં લક્ષણો કેટલાં છે તે વાચક જાતે જ નક્કી કરી લે.

(૧) નીચેની પંક્તિઓમાં **અતિસંસ્કૃતમયતા અને દુર્બોધતા** કેટલી છે તે જુઓ.

(ક) જાણી મહીનિ મેખલા કટિ તટિ છિ શણગાર,
વનગજ મદિઇ સિક્ત તરુ જ્યાંહાં, સદા પ્રકટ વસંત;
રક્ત પલ્લવ શોભતાં અલિયૂથ પ્રેમિ વસંત!

*

(ચાંડાલ કન્યાનું વર્ણન)

અથવા હરિની દેહ પ્રભાઈ લક્ષ્મી ભાસિ સ્યામ,
અથવા રતિ હરનયનધૂમ તનુ કૃષ્ણ કરતા કામ,
કરપદ અરુણ કમલ કરી રાજિત, શોભઈ જાણી જમુના,
રામહલિ આકર્ષણ ભયથી ત્રાહી આવી વિમના.
અતિશિ અરુણ અંગુલીની છવિ નખ રાતી દ્યુતિ મંડી,
મારી મહિષાસુરનિ રુધિરિ જાણી શું એ ચંડી.

*

કરિ કંકણ, કાંચી કટિ સોહિ, મોહિ મુનિ સંન્યાસી;
સદ્ય પ્રકટ યૌવન વય સુંદર; અવરિ નારિ જાણી દાસી
(ભાલણકૃત કાદંબરી પૃ. ૬-૭)

(ખ) મર્દના કારણે, મર્દમાં ધારણે, દર્દમાં તારણી મર્દ હરતા,
* રદ દંશે મળી, હૃદમાં જતા વળી, મોદ મનમાં ધારી કુચ પકડતા.
* હરખ આઘાતથી, નખના પાતથી, લખલખાવી લહી લાખ વેળા,
* ચર્ણ ધરી ઘર્ણમાં, વર્ણ કે કર્ણમાં, શર્ણમાં છે કોઈ હર્ણ વેળા.
હસ્ત દ્રય નાખીને, મસ્તપણું દાખીને, વસ્ત્ર અવલમ્ય સમસ્ત લટે,
કુંભને રોળીને, ધુંભને ચોળીને, દૂભવી કુંભ લઇ કુંભ કૂટે.
(નરસિંહ મહેતા કાવ્યસંગ્રહ પૃ. ૧૦૭)

* પૃથ્વી ચલિત થઈ, અશનિ પડતી તહીં, વસ્ત્રના-હલકા પ્રાણ હરતા.
શાન્તિ ગઈ વસ્તિની, વૃષ્ટિ થઈ અસ્થિની, વાયુ ભયંકર ત્યાં રે વાતો.
* પ્રકાશ દિશાતણો સ્યામ દીસે ઘણો, સંઘ સારંગનો સદ્ય જાતો.
ભૂત બહુ આવતા, ડાકિની લાવતા, શબ્દ ઊલૂકનો કાન પડિયો.
(એજન પૃ. ૧૦૩)

* ચિહ્નવાળી પંક્તિઓ પદબંધની શિથિલતાવાળી છે. સંભવ છે કે જે રૂપે આ જૂની કવિતાઓ અત્યારે છપાયેલી છે તેવી મૂળમાં ન પણ હોય અને તેથી અહીં જણાતા છંદોદોષમાંથી મુક્ત પણ હોય.

વ્યાકરણશાસ્ત્રના પ્રદેશો છે. શબ્દોનાં રૂપો પલટા લે છે તેમાં નવા અર્થો ઉમેરાય છે ને જૂના અર્થો ઘસાય છે, એ દરેક ભાષાનો દરેક અભ્યાસી જાણે છે.

## શબ્દ–શરીરની તોડ જોડ અને વિકૃતિ

શબ્દોનાં શરીરની તોડ ફોડ ને જોડ કરવાની બાબતમાં જૂના કવિઓ નવા કરતાં વધારે હિમ્મતબાજ હતા. જૂની કવિતામાંથી જે શબ્દોની તોડ જોડ ને વિકૃતિ મળી આવે છે તેવી તો નવીનોએ બહુ થોડી કરી છે. અને કદાચ નવીનોએ તોડ કરી હશે પણ જૂનાઓના જેવી ભાષાનું અજ્ઞાન સૂચવતી જોડ તો નથી જ કરી, તેમ જ તેવી વિકૃતિ પણ નથી કરી. એમાંથી થોડાંક ઉદાહરણો જોઈશું.

(ક) તોડ

સુગધ (સુગ્ધ), વિઘન (વિઘ્ન), પરતિ (પ્રતિ), તરષા (તૃષા) [ભાલણ] દુરબલ, અરથ, નિરમલ, ધૂરત, નિરધન, કરિજન, [નરસિંહ] ઇંદર, ચંદર, [શામળ] પુનહ (પુનઃ) [દયારામ], આકરશી (આકર્ષી), પરજંત (પર્યન્ત), આતમા (આત્મા), સનમાર્જની (સંમાર્જની), પરધાન (પ્રધાન), પરસ્વેદ (પ્રસ્વેદ), આસવાસના (આશ્વાસન).

(ખ) જોડ

પ્રાંક્રમ (પરાક્રમ), નિર્ખતા, ચર્ણ (ચરણ), ધર્ણ (ધરણી). શર્ણ (શરણ), હર્ણ (હરણ), જંક્ત (જગત), પ્રોહિત, (પુરોહિત), પર્મ (પરમ), આગન્યા (આજ્ઞા), પ્રાજે (પરાજય), પ્રેક્મા (પરિક્રમા), અમ્રખ (અમર્ષ), કદ્રુપ (કદરૂપું), પૂર્ષ (પુરુષ), નગ્ર (નગર), અંત્રાઇ (અંતરાય), ખેત (ખેતર), કંદ્રપ, વિક્રાળ (વિકરાળ), કીર્ણ (કિરણ).

(ગ) વિકૃતિ

વાસ્છાયન (વાત્સ્યાયન), અર્ઘ (અર્ધ્ય), ઓપમ (ઉપમ) [ભાલણ] આધરો (આગ્રહ), સાહડી (સાહ–ડી), વક્ત (વક્તા), નિર્ભછો (નિર્ભર્ત્સનો), અંતરકર્ણ, પ્રાતસ્કાલ, ભર્મ (ભ્રમ), સોવણકાર (સુવર્ણકાર), સુલ્લભ (સુલભ).

આ માત્ર કાવ્યદોહનના દસ ભાગોમાંથી એક ભાગમાંથી જ થોડા થોડા ઉઠાવેલા શબ્દો છે. હજી આવા અનેક શબ્દો ટાંકી શકાય છે. આ દરેક શબ્દના સંદર્ભ લંબાણ-ભયે અહીં મૂક્યા નથી.

નવાઈની વાત તો એ છે કે શ્રી ખબરદારની પાસેથી માર્ગદર્શન મેળવી તૈયાર થયેલા શ્રી 'કોલક' પણ આવા દોષો કર્યા છે. એમણે 'નૂતન' નું 'નૂત્ન' 'ત્યારે' નું 'ત્યાર' કર્યું છે. 'સંધ્યા' ના અર્થમાં 'સાંધ્ય' વિશેષણ વાપર્યું છે. અને અરબી તથા સંસ્કૃત શબ્દોને એક બીજા સામે પણ પેટભરીને ધુરકાવ્યા છે. જિજ્ઞાસુએ શ્રી 'કોલક'નું 'શંકા' સૉનેટ જોવું.

### અપરિચિત શબ્દો

અપરિચિત શબ્દો તો માત્ર નવીન જ કવિઓ વાપરે છે અને જૂના કવિઓએ કદી વાપર્યા નથી, એમ શ્રી ખબરદારનું કહેવું હોય તો 'કાવ્યદોહન' ના દસ ભાગોને છેડે જે અઘરા શબ્દો નોંધ્યા છે તે આજ કેટલા સામાન્ય ગુજરાતીને કે પછી એમ. એ.

થયેલા ગુજરાતીને પરિચિત છે તે તપાસવા જેવું છે. પરિચિતતા એ ત્રિકાલમાં એક રૂપની નથી. એક કાળમાં પણ વ્યક્તિએ વ્યક્તિએ પરિચિતતાનો પારો ઊંચોનીચો જાય છે. એ પરિચિતતા તો કદાચ ગુજરાતીનું એક 'બેઝિક' રૂપ નક્કી કરી તેમાં જ કવિતા લખવાનો નિયમ કરાય તો જ સાધી શકાય.

જૂની ગુજરાતી કવિતાની આ સ્થિતિ છે. એ હરકોઈ તટસ્થ અભ્યાસી જોઈ શકશે. જો જૂના કવિઓની પરંપરાને અનુસરવામાં શ્રી ખબરદાર સાચા દિલથી ભલામણ કરતા હોય તો અતિસંસ્કૃતા, દુર્બોધતા, શબ્દવિકૃતિ વગેરેની બાબતમાં તેઓ નવીન કવિઓ સામે પ્રામાણિકપણે આંગળી ચીંધી શકે નહિ.

## લક્ષણોના ગુણદોષોની રચનાત્મક ચર્ચા

વારુ, પણ નવી કવિતામાં જે લક્ષણો છે તે ઘણા પ્રમાણમાં અનેક વર્સના પ્રકારને ઉપજાવવા જતાં લેવાતી અમુક પ્રકારની 'છૂટ' બાદ કરતાં જૂની કવિતામાં પણ છે એમ સાબિત કરીને આપણે અટકી શકીએ તેમ નથી. જૂની ગુજરાતી કવિતાનો શ્રી ખબરદારે જે પ્રમાણે અભ્યાસ કર્યો હશે તે પ્રમાણે તે ઉપરનાં લક્ષણો તેમાંથી તારવી શક્યા. કોઈનો અભિપ્રાય એથી જુદો પણ પડે. જૂની અને નવી બંને કવિતામાં અમુક સમાન લક્ષણો ધારો કે છે છતાં એ લક્ષણોના ગુણદોષ વિષે તાત્ત્વિક મતભેદ રહેવાનો. નવીન કવિતાનાં જૂની કવિતાથી જે જે ભિન્ન પ્રસ્થાનો છે તે પ્રત્યેકને શ્રી ખબરદાર દોષરૂપે ગણતા લાગે છે. ગુજરાતી કવિતાને એ 'દોષો'થી સંપૂર્ણ રીતે મુક્ત કરવાની તેઓની તમન્ના અનન્ય છે. તેથી આ લક્ષણો ખરેખર દોષ રૂપે છે કે નહિ તેની રચનાત્મક ચર્ચા પણ અનેક રીતે જરૂરી છે.

# અમે બુદ્ધિમાનો

જયંત ખત્રી

હરિભાઉનો પત્ર મેં ફરી ફરીને વાંચ્યો:

"...અમારામાંથી કોઈને સ્વપ્ને ય ખ્યાલ નહોતો. એની પથારીની એક બાજુ પોટેશિયમ સાઈનાઈડની બાટલી અને ખાલી ગ્લાસ પડ્યાં હતાં. બીજી બાજુ એક ચિઠ્ઠી હતી, જેમાં 'મેં આપઘાત કર્યો છે' એટલું જ લખેલું હતું. પોલીસે લાસનો કબજો લીધો છે.

નવીન કેવીક મુસ્કેલીમાં હતો એ આપણે બધા જાણીએ છીએ. છેલ્લા બે દિવસ થયાં એ હંમેશ કરતાં વધારે ઉદાસ રહેતો. પણ કોને ખબર કે એ આવું કરી બેસશે! અમને એની ગંધ સુદ્ધાં આવત તો એને કોઈ પણ હિસાબે એકલો પડવા ન દેત.

ચંદ્રિકાને એની તારથી ખબર આપી છે.

અત્યારે તો આટલેથી જ પત્ર પૂરો કરું છું."

પત્રને છેડે માલતીએ તા. ક. કરી નીચેના શબ્દો લખ્યા હતાઃ

"જો નવીનને ખાતરી થાત કે અમે—આપણે બધા—એ જ આપઘાતની મનોદશામાંથી પસાર થઈએ છીએ તો એ, કદાચ, આવું ભયંકર પગલું ન ભરત!"

મેં ધીમે રહીને પત્રને તકિયા નીચે સેરવ્યો. હું પથારી પર લાંબો થઈને પડ્યો. મને ભાન ન રહ્યું કે આજની આખા દિવસની રખડપટ્ટી પછી મારું આખું શરીર તૂટી રહ્યું હતું.

આખરે નવીને આપઘાત કર્યો! "મૂરખ! નિર્બળ!" હું મનમાં જ બોલ્યો. એને ખબર હતી જ કે અમે એના જેવા જ—એટલા જ પાણીમાં ડૂબેલા હતા. અને અમને બધાને ખબર હતી કે અમે જે રીતે અને જે દૃષ્ટિબિન્દુથી વસ્તુસ્થિતિનો સામનો કરી રહ્યા હતા એના બદલામાં અમને કશું મળવાનું નહોતું. કેટલાય દિવસો થયાં અમારી આસપાસ આપઘાતને અનુકૂળ વાતાવરણ ઘેરાયેલું રહ્યું હતું. અને હું તો એમ માનતો હતો કે અમે બધા એ વાતાવરણને ટેવાઈ ગયા હતા.

અને હવે નવીને અમારા માટે એક નવો રસ્તો શોધ્યો હતો. એ વિચારે મને કમકમાં આવ્યાં—નહિ! નહિ! એ રસ્તો એણે અમારા માટે સદાનો બંધ કર્યો હતો. અમે પણ એનું અનુકરણ કરી આપઘાત ન કરી બેસીએ એ માટેનાં મનોબળ અને શક્તિ હવેથી અમારે કેળવવાં રહ્યાં!

મેં સ્વસ્થ થવા ફોગટ ફાંફાં માર્યાં. રાત વધી ગઈ તો ય ઊંઘ ન આવી. નવીન ચાલ્યો ગયો એનું દુઃખ તો હતું જ. પણ વધારે દુઃખદ વાત તો એ હતી કે એક

સર્વસામાન્ય ક્રૂર વાસ્તવિકતા સામે ટકી રહેવા અમે નવીન પાસેથી પ્રેરણા પામતા હતા—અને એ જ વાસ્તવિકતાને એણે બહુ જ નબળી રીતે નમતું આપ્યું !

કદાચ નવીન માટે બીજો કોઈ રસ્તો જ નહિ હોય. એમ બની શકે ખરું ? મેં વિચારવા માંડયું અને હું એ વિચારજાળમાં ફસાઈ પડ્યો. મારી લાગણીઓ ઉશ્કેરાઈ ગઈ. મેં આંખો જોરથી મીચી દીધી. પણ બીજી જ પળે એ બેભાનપણે ઊઘડી ગઈ. અને એ બેભાનપણામાં હું કકળતી ઠંડીમાં બહાર નીકળી પડ્યો.

પૂર્વપશ્ચિમ પવનની ઠંડી લહેરો વાઈ રહી હતી. વાવ પરના ઝૂલતા પીપળાઓ નીચે નહાવાની કુંડી પર બીડી પીતો હું બેઠો ત્યારે ઉપરની ઘટાગૂંથણીમાંથી નીચે ઊતરી પડતી ચાંદની મારા શરીર પર તેજછાયાની ચીતરામણ કરી રહી ! તમરાંઓ બોલી રહ્યાં હતાં. જુવારનાં માથાપૂર ખેતરોમાં પવનનો ઘૂઘવાટ થયો ત્યારે મેં પાછળ ફરીને જોયું. મોતી જેવા ચમકતા જુવારના દાણાઓની ઉપર, ઘેરા આકાશમાં તારલાઓ ટમટમી રહ્યા હતા. અને એ સ્વપ્નાવસ્થાની પેલી પાર મને મારો ભૂતકાળ સાંભર્યો.

*

આર્ટ્સ કૉલેજમાં અમારી બુદ્ધિમાનોની એક ટોળી હતી. એમાં મુખ્ય હું, નવીન, ઉમેદ, હરિભાઉ, ચંદ્રિકા અને માલતી હતાં. તોફાન કરવાથી માંડીને સ્કૉલરશીપ મેળવવા સુધીની બાબતમાં અમે સૌને મોખરે આવતાં. અને તેથી અમે, બીજાઓને મોઢે, અમને પોતાને બુદ્ધિમાનો કહેવડાવતાં.

અમે બધા વ્યવસાયમાં ભાગ લેતા—સાહિત્ય, કલા, વિજ્ઞાન, રાજકારણ અને રમતગમત. અમારી ટોળી બહારની બીજી કોઈ પણ વ્યકિત કરતાં કોઈ પણ વિષયમાં, કોઈ પણ સમયે અમે બહુ આગળ વધેલા હતા.

અમને કોઈનાં મંતવ્યો માન્ય નહોતાં. અને અમને માન્ય ન હોય એવાં બધાં મંતવ્યો પ્રત્યાઘાતી હતાં. એવા પ્રત્યાઘાતથી મહામહેનતે બચાવી લીધેલી એક નવી દુનિયા અમે કલ્પી હતી. એ દુનિયા સર્જવવાના અમને કોડ હતા.

અમે બધાએ પૈસા અને પૈસાદારો તરફ સિદ્ધાંતપૂર્વકનો તિરસ્કાર કેળવ્યો હતો. અમારામાંથી કોઈને પરણવું નહોતું (હું એકલો જ પરણેલો હતો.). અમારી ચોક્કસ કરેલી દિશામાં મરણ સુધી ઝઝૂમવાનો અમે નિશ્ચય કર્યો હતો.

નવીનનો આપઘાત જો અધઃપાત જ હોય તો એ અમારા બધાના અધઃપાતનું પહેલું પગથિયું હતું. ભરપૂર નદીના વહન સાથે મેળ નહિ ખાતાં કચરો જેમ કિનારે ફેંકાય તેમ નવીન અમારા બુદ્ધિમાનોના રસ્તાની બાજુમાં ફેંકાઈ ગયો—હળી પડ્યો ! તોય નવીન અમારી ટોળીમાં કચરાતુલ્ય હતો એમ કોણ કહી શકે ? એણે મરી જઈને અમને ભયદર્શન કરાવ્યું હતું કે રખે અમારી પણ એ જ વલે થાય !

મને બરોબર યાદ છે કે કૉલેજના 'કલાસીસ'માંથી ગાપચી મારવામાં નવીન હંમેશ પહેલ કરતો. અને પછી અમે બધા એની પાછળ એક પછી એક 'છૂ' થઈ જતા. અને 'કાફે રોયલ'માં ભેગા મળી અમારા વાદવિવાદથી વાતાવરણને ગરમ કરી

મૂકતા. સાંજના હેંગિંગ ગાર્ડનમાં સૌનું અમારી તરફ જ લક્ષ્ય દોરાતું. રાતના મોડે સુધી અમે 'સીસીલ'માં બેસી રહેતા.

અમે ખૂબ વાંચતા—દિવસ અને રાત, ટ્રામમાં અને ટ્રેનમાં, ઘેર અને બહાર! કાર્લ માકર્સ અમારો ગુરુ હતો. હેવલોક એલિસ અને ફ્રોઈડ અમારા સહચર હતા. ઉમેદ ઘણી વખત કહેતો: "વ્યક્તિનાં મૂલ્યાંકન વ્યક્તિ તરીકે નહિ પણ સામુદાયિક દૃષ્ટિએ થવાં જોઈએ." ત્યારે નવીન કહેતો: "દુનિયામાં કોઈ પણ વ્યક્તિ, ખરાબ હોવાથી, દોષપાત્ર નથી. એની આસપાસની સામાજિક પરિસ્થિતિ જ એને સારી કે ખરાબ નક્કી કરે છે. દાખલા તરીકે આપણો બરજોર પંથકી."

ચંદ્રિકા વચ્ચે જ બોલી ઊઠી: "ખરી વાત! ગયા રવિવારે બરજોર મને જુહુ લઈ ગયો હતો. ચારેક કલાક અમે સાથે હતાં. મને તો લાગે છે કે એ, દારૂડિયો અને જુગારી હોવા છતાં, બહુ સારો માણસ છે."

નવીને ચંદ્રિકા તરફ તાકીને જોયું: "એ ફક્ત દારૂડિયો અને જુગારી નથી. એની જોડે ફરવા જતાં સમાલજે!"

"શું?"

"ઉઠાવગીર છે!" ઉમેદે ઠંડા પેટે કહ્યું ત્યારે મારે હસવું કે ગંભીર થઈ જવું એ સૂઝયું નહિ.

"ઉઠાવગીર? મને ઉઠાવીને એ શું કરશે?" કહેતાં ચંદ્રિકાથી કહેવાઈ ગયું. એના ગાલે એ જ પળે ભોંઠપના શેરડા પડયા. એણે ફેરવી બાંધ્યું: "હું એના માથાની છું!"

આ વાતને ચારેક દિવસ વીતી ગયા પછી એક વખત મેં ચંદ્રિકા અને નવીનને ગંભીરપણે વાતો કરતા સાંભળ્યાં.

"મને એ પસંદ નથી," નવીને કહ્યું.

"શા માટે?" ચંદ્રિકાએ સામો જવાબ આપ્યો. તને પસંદ ન હોય પણ મને તો બરજોર જોડે ફરવું પસંદ પડે છે. અને તારું કહ્યું મારે કરવું જ જોઈએ એવી કંઈ હું તારી ગુલામડી નથી!"

"આ ગુલામગિરિની વાત નથી, ચંદ્રિકા!"

"મને ફુરસદ હોય તો હું બરજોર સાથે, ઉમેદ સાથે, તારી સાથે, દુનિયાના એકેક પુરુષ સાથે ફરું—સમજ્યો?" ચંદ્રિકાએ અભિમાનથી ઊંચું જોયું ત્યારે એણે મને જોયો. પાછાં ફરતાં એણે મને કહ્યું: "આ મૂરખને સમજાવ કંઈક."

આઠ દિવસ, પંદર દિવસ, એક મહિનો અને બરજોર, ચંદ્રિકાની દોસ્તીની અસરથી અમારી ટોળીમાં ભળી ગયો. અમારી જેમ એ પણ ધીમે ધીમે, 'કેપિટલિસ્ટ,' 'બુર્ઝવા,' 'પ્રોલિટેરિયન' અને 'કામરેડ' જેવા શબ્દો વાપરતો થઈ ગયો. એ પોતે પૈસાદાર હોવા છતાં એણે પૈસા તરફ તિરસ્કાર કેળવ્યો.

વિચારસ્વાતંત્ર્યમાં અને બુદ્ધિમાં, આ યુગ કરતાં ઘણું જ આગળ વધેલા, બિન-અનુભવી અને બિનજવાબદાર તોય અમે તો આવતા યુગના બુદ્ધિમાનો હતા.

*

એ અરસામાં સત્યાગ્રહનો બીજો જુવાળ ફાટી નીકળ્યો. જોકે ગાંધીવાદથી અમે બધા વિરુદ્ધ હતા તો ય સક્રિયતાની ખાતર અને જુવાનીમાં લડાઈ લડવાનો આનંદ માણવાની ખાતર અમે એમાં અમારી ખુમારી સાથે કૂદી પડ્યા. અને પછી તો કડવા-મીઠા અનુભવોની પરંપરા શરૂ થઈ. ચોપડીઓમાં વાંચેલી એના કરતાં ય વધારે તીવ્ર વાસ્તવિકતાભરી, વધારે ક્રૂર અને વધારે ભયાનક એક દુનિયા અમે જોઈ, કે જેની સામે ટક્કર ઝીલવા અમારી બિનજવાબદાર ખુમારીને બહુ ભારે થઈ પડ્યું.

અમારી જેલની બારી આગળથી અમે પખવાડિયાંઓ અને મહિનાઓ, શિશિર અને વસંત પસાર થતાં જોયાં.

હું વડોદરામાં હતો. ( અમારામાંથી હું એકલો જ જેલ બહાર રહી શક્યો હતો. ) ચંદ્રિકાએ સાબરમતીની જેલમાંથી છૂટી આવી તરત જ મને પત્ર લખ્યો હતોઃ

" ...એક દહાડો, જેમ તેમ કરીને, હું પરમાનંદને મળી શકી. એમની પર ગુજરેલા સિતમનો ખ્યાલ આવતાં હું ધ્રૂજી ઊઠું છું. અંધારી ગંદી કોટડી, ફટકા, સખત મજૂરી, છતાંય એમનું અભિમાન પહેલાંના જેવું જ અભંગ અને અણનમ રહ્યું છે. એમનું વ્યક્તિત્વ જેણે અનુભવ્યું છે એને સહેજે જ લાગે કે એ મહાત્મા ગાંધી જેવી શીતળ જ્યોત નથી—એ તો ભડકો છે. જે નવરચનાના મંડાણ પહેલાં સડેલાનો સંહાર માગે છે...અને જ્યારે બીજી બાજુ રોટીના એક ટુકડા માટે પોતાની માનવતા ભૂલી જતી કેટલીક વ્યક્તિઓ મેં જોઈ ત્યારે મને થયું કે આપણા આ કહેવાતા બલિદાનોની કિંમત માત્ર કેટલી? આપણી મુક્તિ તો હજી સ્વપ્નું માત્ર છે !"

સમય વહી ગયો. 'ગાંધી–ઈરવિન પેક્ટ' થયો. લડાઈ બંધ પડી. અમે સૌ કચવાતે મને પાછા ફર્યા. પણ એ લડાઈના સમય દરમિયાન અમે જિંદગી અને જિંદગીની કંગાલિયત જોઈ. ત્યારથી અમારામાં નછાજતું ગાંભીર્ય આવી ગયું. અમે ફરી કૉલેજનાં પગથિયાં ચઢ્યાં. પણ મુંબઈ બહાર, જેલમાં અને ગામડાંઓમાં અમારી નજરે જોયેલો જીવનનો થનગનાટ, ન તો કૉલેજની લાયબ્રેરીમાં, કોફે રૉયલમાં કે કિંગ ગાર્ડનમાં અમે ક્યાંય જોયો નહિ. કૉલેજમાં, જાણે, અમે કોઈ પરાયા વાતાવરણમાં અને અમારી ન હોય એવી બીજી જ કોઈ દુનિયામાં ફસાઈ પડ્યા લાગ્યા. પરિણામે, અમારામાં એક જાતનું ઓછપભર્યું માનસ (Inferiority Complex) વિકસવા લાગ્યું.

ધીમે ધીમે કૉલેજની દુનિયામાંથી અમારું નામ ભુંસાવા લાગ્યું. એક વખત, જે લોકોની અમારી સાથે વાત કરવા ય હિંમત નહોતી ચાલતી એમણે અમારી સામે આંગળી ચીંધવી શરૂ કરી. અને આખરે એ વખત આવ્યો કે આંગળી ચીંધવા જેટલું ય અમારું મહત્ત્વ રહ્યું નહિ!

અમે ધીમે ધીમે એ કૉલેજની દુનિયામાંથી ખસી જવા લાગ્યાં. અને એ દુનિયા બહારનું જીવન ઉગ્ર અને ભયંકર તાપ એટલું બધું વાસ્તવિક હતું કે બળની કસોટી કરવા અમે એનો સામનો કરવા તૈયાર થયા. પણ એનાં પહેલાં દર્શનથી જ અમે હેબતાઈ ગયાં.

એ જીવનવંટોળમાં સપડાઈ જઈ અમારી બુદ્ધિમાનોની ટોળી વેરવીખેર થઈ ગઈ. અમારી પાછળની પ્રજા અમને મૂરખ કહે એટલા પૂરતું ય અમારું નામનિશાન ન રહ્યું!

•

એક સાંજના, હૅંગિંગ ગાર્ડનમાં મારા સિવાય અમારામાંથી બીજું કોઈ નહોતું આવ્યું. મને આવ્યે કલાક વીતી ગયો. મારી અસ્વસ્થતા છુપાવવા હું બેદરકારપણે વારે ઘડીએ આકાશ તરફ જોઈ રહેતો. આથમતા સૂર્ય પાછળ અંધારાં ફરી વળ્યાં. મારા વિચારોના ઘોડા લગામના કાબૂ બહાર જવાની અણી પર હતા ત્યારે ચંદ્રિકા આવી લાગી.

"કેમ કોઈ નથી આવ્યું?" એણે બેસતાં પૂછ્યું.

"હું પણ એ જ વિચાર કરતો હતો. અને તું અણીના સમય પર ન આવત તો—એ વિચારમાં ને વિચારમાં હું મગજનું સમતોલપણું ગુમાવત."

"હું ય, કમને, કંટાળાની મારી આવી છું. ઘર, બહાર ક્યાંય ગમતું નથી." અમે બન્નેએ આકાશ તરફ જોયું. એ પળ એવી હતી કે હજી અંધારાં ય નહોતાં આવ્યાં અને અજવાળાં ય નહોતાં ગયાં. જે ત્રિશંકુ સ્થિતિમાં અમે હતાં એવી સ્થિતિમાં અત્યારે દુનિયા મૂંઝાઈ રહી હતી. અમે ચૂપ થઈ ગયાં.

"ચંદ્રિકા," મેં ઘડી પછી પૂછ્યું. "શાના વિચાર કરે છે?"

"કશાના ય નહિ!"

ફરી પાછી ચુપકી છવાઈ ગઈ. હવે અંધારાં ફરી વળતાં હતાં. મારી સામે બેઠેલી ચંદ્રિકાના મોઢાના ભાવો દેખાતા બંધ થયા.

"ચંદ્રિકા," મારા મનમાં ઓચિતું હેત ઉભરાયું. મેં એના પગનો અંગૂઠો તાણી અડપલું કર્યું: "ચંદ્રિકા, એક વાત કહું?"

"નહિ મધુ, કૃપા કરીને આજે મશ્કરી ન કર!"

પણ મારું હેત ઉભરાઈ ગયું. મેં એના ખુલ્લા પગ પર ચુંટીઓ ખણ્યો અને હસીને પૂછ્યું: "શા માટે?"

પણ એણે તો ઊઠીને દરવાજા તરફ ઝડપથી ચાલવા માંડ્યું. હું એના આવા વર્તનથી ડઘાઈ જ ગયો. મને ભાન આવ્યું ત્યારે એ તો દૂર નીકળી ગઈ હતી. હું એની પાછળ ચાલ્યો. એને પકડી પાડી એની બાજુમાં ચાલવા લાગ્યો. ડામરનો રસ્તો ઓળંગી અમે ડાબે માર્ગે નીચે ઊતરવા લાગ્યાં ત્યારે એકાંતમાં મેં એનો હાથ પકડી ઊભી રાખી.

"નહિ!—છોડી દે મને! મને જવા દે!" એણે પોતાનો હાથ છોડાવવા બળ કર્યું.—તોય મેં એને પકડી રાખી.

"પણ તને થયું છે શું?" એણે જવાબ આપ્યો નહિ ત્યારે મેં એને મારી નજદીક ખેંચી. એનાં ગાત્ર શિથિલ થઈ ગયાં. મારા ખભે માથું મૂકી એ જોરથી રડી પડી. બેફામ, હૈયાફાટ રડી. એક એકલવાયા બાંકડા તરફ એને ખેંચી જઈ અમે બન્ને ત્યાં બેઠાં.

"આ ગાંડપણનો અર્થ શો?" મેં પૂછ્યું.

"બા અને બાપુને મારા વિવાહ કરવા છે." ચંદ્રિકાએ આંસુ લૂછતાં કહ્યું. "–કોઈ એક બબૂચક સાથે! કૉલેજની ફી ભરવાની તારીખ જતી રહી તો ય મને પૈસા આપતા નથી. કહે છે 'હવે વધારે ભણવું નથી. કોઈકનું ઘર માંડો તો સારું!' મને કશી ગમ પડતી નથી."

એને કેવી રીતે સાંત્વન આપવું એ મને પણ સૂઝયું નહિ. અમે ચૂપ થઈ ગયાં. અમારી સામે ચોપાટીની બત્તીઓની હારમાળા જીવનનો ઢોંગ કરતી ઝળકી રહી હતી. અમારી પાછળથી રાતની રાણીની સુવાસ ધસી આવી. વાતાવરણ કેવું માદક હતું? પણ મને એ વિચારે દુઃખ થયું કે ચંદ્રિકાના જીવનમાંથી માદકતા ધીમે ધીમે જતી રહેતી હતી.

"તેં નવીન પાસે આ વાત નથી કરી?"

"નહિ—કયે મોઢે એની પાસે વાત કરું? મને તો ખબર છે કે એનું વેવિશાળ આઠ વરસ પહેલાં થઈ ગયું છે."

"પણ એને ક્યાં એ વેવિશાળ પસંદ છે?"

"મધુ,–" ચંદ્રિકા થોડું અચકાઈ, "ખરું પૂછે તો મારી હિંમત જ નથી ચાલતી. નવીનને પરણવા જતાં હું બીજા કોઈના જીવનઉલ્લાસો વેડફી દઈશ એ વિચાર મને સતાવે છે."

"મૂરખ!" મેં કહ્યું, "આ લાગણીવશતા તારામાં ક્યાંથી આવી? નવીનને નહિ પરણી તું તારા અને નવીનના જીવનઉલ્લાસો વેડફી દેશે એનો કંઈ વિચાર કર્યો?"

ચંદ્રિકા કંઈ બોલી નહિ. અને ને ગને અમે રાતની રાણીની માદક સુવાસ લઈ ઊઠી ગયાં.

મને ભૂખ લાગી આવ્યું કે ચંદ્રિકાના જીવનમાંથી થનગનાટ જતો રહેતો હતો. એક ચંદ્રિકા નહિ પણ અમારા બધાના જીવનની આડે મોટા અંતરાયો ઊભા થયા હતા. જમાનો અમને પલટાવવાની તૈયારી કરી રહ્યો હતો. અમારે બુદ્ધિમાનો તરીકે જીવવું હોય તો આ યુગ અમને સંઘરી શકે તેમ નહોતું.

વખતના વહેણ સાથે કેટલાય બનાવો ઘસડાઈ ગયા.

નવીન બી. એ. પાસ થયો અને એના પર લગ્ન કરવાનું દબાણ થયું. એણે ઘસીને ના પાડી. વાદાવાદો પડી ભાંગી. એના બાપે એને વારસામાંથી રદ કર્યો. ગર્ભશ્રીમંતનો પુત્ર નવીન એક સ્થાનિક નિશાળમાં પાંત્રીસ રૂપિયાના પગારથી પંતુજીની નોકરીએ રહ્યો.

હરિભાઉના પિતા ગુજરી જવાથી એણે અભ્યાસ અધૂરો મૂકી કુટુંબની જવાબદારી વહોરી લીધી. એક બૅન્કમાં એને સારી નોકરી મળી ગઈ. માલતીએ એમ. એ.નો અભ્યાસ ચાલુ રાખ્યો. મહેન્દ્ર બાર–ઍટ–લૉ થવા વિલાયત ઊપડી ગયો. મારે, ચંદ્રિકાને અને ઉમેદને હજુય છ મહિના બાકી હતા. પણ ચંદ્રિકા કુટુંબકલહનો ભોગ બની. એણે અભ્યાસ છોડ્યો બાકી રહ્યા હું અને ઉમેદ!

પણ ટોળામાંથી છૂટા પડી ગયેલા અમારા બન્નેની ક્યાંય કદર નહોતી. જોકે અમે તોય 'કાફે રોયલ'માં અને હેંગિંગ ગાર્ડનમાં જતા અને કલાકો સુધી લાયબ્રેરીમાં બેસી રહેતા. પણ અમારા જવલંત ભૂતકાળના ભણકારા ય ક્યાંય સંભળાતા નહિ.

એમ જ મહિનાઓ વીતી ગયા.

મારી પરીક્ષાને આડે એકાદ મહિનો હશે ત્યારે રવિવારની એક બપોરના નવીન મારી રૂમમાં ધસી આવ્યો.

"અહોહો, માસ્તરસાહેબ !" મેં પૂછ્યું, "કેમ છો મજાદમાં ને?"

નવીને ટેક ચેર પર આરામથી લંબાવ્યું. "મજાદમાં છું ખરો પણ હવે માસ્તર-સાહેબ નથી !"

"શું ?" મને સખત આંચકો લાગ્યો.

"હા જી. મને નોકરીમાંથી પાણીચું મળ્યું. પણ અત્યારે એ વાત જવા દે. હાશ ! કેટલે મહિને આટલી બધી ફુરસદ મળી. આજે તો એમ થાય છે કે ક્યાંક ભિપડીએ. મધુ," એણે ખુરસી મારી પાસે ખેંચી, "કેટલા પૈસા છે તારી પાસે ?"

"પાંચેક રૂપિયા હશે."

"વાહ—કમાલ ! ચાલ ત્યારે ભિપડીએ જુહુ ! પાંચ મારી પાસે છે."

હું નવીનની કફોડી સ્થિતિ ભૂલી ગયો. મને એનો ઉત્સાહ અડી ગયો. અમે કાલબાદેવી પરથી એક પ્રાઈવેટ ટેક્ષી ભાડે કરી લીધી. અને ભૂલેશ્વર, ગીરગામ અને ઑપેરા હાઉસ પરથી અમે માલતી ચંદ્રિકા હરિભાઉ અને ઉમેદને સાથે લીધાં. અમે જુહુ પર ભિપડ્યાં.

એ સાંજ અને રાતની એકેક ઘડી મારાથી કેમે કરીને ભુલાય તેમ નથી. અમારી સૌ મૂંઝવણો અમે તે દહાડે ભૂલી ગયાં. જીવનની ભરપૂર મજાહ છીવ્યાની એ જાણે અમારી છેલ્લી સાંજ હતી ! રેતીમાં લાંબાં થઈ અમે બધાં પડ્યાં હતાં. સંધ્યાની ગુલાબી લહરી અમારા વાળો સાથે ગેલ કરતી અમારા શરીર સાથે ઠંડું વહાલ કરી રહી. અને અમે બધાં વાતોના ગપાટાએ ચડ્યાં. અમે એકબીજાની વાતો કરી, મશ્કરી કરી અને અંતે અમારા ભભકભર્યા ભૂતકાળનાં સંસ્મરણોમાં ડૂબ્યાં ત્યારે રાત ઘણી વધી ગઈ હતી. અમે પાછા ફર્યાં અને ક્રમતે છૂટા પડ્યાં. માંહોમાંય અમને બધાંને ખાતરી જ થઈ ગઈ હતી કે આ અમારો બુદ્ધિમાનોનો છેલ્લો જ મેળો હતો. અમારું સૌનું હૃદય ચીરાઈ ગયું !

બીજે દિવસે મને ક્યાંય ગમ્યું નહિ મેં ટેલિફોનથી ઉમેદને કૉલેજમાં બોલાવ્યો. અમે લાયબ્રેરીમાં બેઠા હતા ત્યારે ચંદ્રિકાનો ફોન આવ્યો. એણે કહ્યું: "મધુ, ગઈ કાલના બનાવ પછી મારું આવી બન્યું છે—" એ બોલતાં જરા અચકાઈ. મેં કલ્પી લીધું કે એ રડતી હશે. એણે આગળ ચલાવ્યું:

"મને લાગે છે કે મારે તારી સલાહ માન્ય રાખવી પડશે. એ સિવાય મારો છૂટકો નથી. હું નવીનને પરણીશ. પરમ દહાડે કોઈ પણ હિસાબે હું તને ગાર્ડન આગળ મળીશ. એ અરસામાં તું નવીનને બધી વાત કરી મૂકજે—ભૂલતો નહિ." એણે ટેલિફોન બંધ કર્યો.

મેં ટેલિફોનનો રીસીવર મૂકતાં ઉમેદને કહ્યું: "આફત!"

"કેમ વળી શું છે?"

"ચંદ્રિકાને નવીનને પરણવાની લ્હાય લાગી છે!"

"હં!" ઉમેદે નીચું જોતાં પૂછ્યું, "ભાગી નીકળવું છે?"

"કદાચ એમ પણ હોય."

"વાહ! પણ નવીને એક નવું લફરું ઊભું કર્યું છે તેની તને ખબર છે? ગઈ કાલે જુહૂ પર મને એકલાને જ એણે એ વાત કરી છે. એણે ગીરગામ બેકરોડ પર રૂમ ભાડે લીધો હતો ત્યાં એની બાજુમાં એક વિસ્તારી કુટુંબ રહેતું હતું. એ કુટુંબમાં એક જુવાન વિધવા હતી. વિધવા હતી એટલે એને અપાર દુઃખ હતું. (આબાદ વાર્તા જેવું લાગે છે ને? પણ ખરી વાત છે!) નવીનને એની પર દયા ઊપજી. એ સ્વતંત્ર બની પોતાનું જીવન જીવે એટલા માટે એણે એને બળવો કરવા ઉશ્કેરી. એક બે ઠેકાણેથી નોકરીની મદદ અપાવી. અને એક દહાડો એ બાઈસાહેબ ભાગી નીકળ્યાં. ત્યાર પછી નવીને રૂમ બદલ્યો. અને આજે એ બન્ને ગ્રાંટરોડ પર પાસે પાસે રહે છે. એ બાઈ અત્યારે કોઈક શેઠિઆને ઘેર છોકરાઓને ટ્યુશન આપી પોતાનો નિભાવ કરે છે." ઉમેદ હસ્યો. "કેમ કેવીક વાર્તા છે? પણ સબૂર! હજી અંત બાકી છે.

"વાર્તાની ઓથો રોમાંચક હોય છે એ આકર્ષણને વશ થઈ હું આજે સવારના નવીનને મળવાને બહાને એ બાઈસાહેબને જોવા એમના રૂમ પર ગયો. નવીન બહાર ગયો હતો. એ—વસંત—નવીનનો રૂમ સાફ કરતી હતી. એ મને નામથી ઓળખતી લાગી. નવીને આપણી બધાની વાતો એની પાસે કરી હશે. અર્ધોક કલાક હું એની સાથે ગપ્પાં મારતો બેઠો. છોકરી વીસ બાવીસેક વરસની હશે. સારું જેવું ભણેલી છે, ઠસ્સાદાર છે, ચપળ છે. એની વાતો પરથી હું એ અનુમાન બાંધી શક્યો કે નવીન એને કોઈક દહાડો પરણવાનો એવું એ મનમાં ધારી બેઠી છે."

"ત્યારે તો માર્યા ઠાર!" મેં કહ્યું.

"હસ્તો!" ઉમેદ બોલ્યો. અને પછી અમે બન્ને ચૂપ રહ્યા. મેં વિચાર કરીને કહ્યું:

"મારે અત્યારે જ નવીનને મળવું છે."

"પણ એ બન્ને ત્યાં હશે એનું શું?"

"ભલે હોય! એને મોઢે જ વાત કરીશ."

અમે ચોથે માળ નવીનની રૂમમાં પહોંચ્યા ત્યારે એ બન્ને ચા પીતાં હસીહસીને વાતો કરી રહ્યાં હતાં.

"આવો, આવો, ઉમેદભાઈ," વસંત ગાદી પરથી ઊઠતાં, જાણે કેટલાં યે વરસોની જૂની હોય એવા હેતથી બોલી.

અમે પણ ચા પીવા બેઠા. પણ નવીન-વસંતના ઉત્સાહની સરખામણીમાં અમારું ગાંભીર્ય અછાજતું અને અસ્થાને હતું. અમને બન્નેને ચૂપ થઈ બેઠેલા જોઈ નવીને મશ્કરીમાં કહ્યું:

[અનુસંધાન પૃ. ૪૬૧

# મહાભારતસાર

ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ

(૧)

કરવી ઘટે જે વૃદ્ધ વયમાં શાંત ઇષ્ટ ઉપાસના,
પ્રકટી અરે ! તે સમયમાં નૃપ શંતનું ઉર વાસના !
નિરખી રૂપાળી ધીવરકન્યા મત્સ્યગંધા મન ચળ્યું !
સુત દેવવ્રત શો યુવક તો યે ચિત્ત પાછું ના વળ્યું !

(૨)

એ ધીવરની અતિ વિષમ કીધી સર્વ મંજુર માગણી,
નહિ યોગ્ય એવી પુત્રહિતની આહુતિ આપી ઘણી !
પુત્રે તજી પિતુસૌખ્ય કાજે ભાવના નૃપવર્યની—
લીધી પ્રતિજ્ઞા ભીષ્મ જીવનભર અહા ! બ્રહ્મચર્યની !

(૩)

કો કર્મના પરિપાક રૂપી દુષ્ટતાના અંશ તે—
ઉતર્યા અનેક અધર્મ રૂપે કુટિલ કૌરવ વંશજે,
ધૃતરાષ્ટ્ર પાંડુ વિદુર જન્મ્યા પૌત્ર દૃષ્ટિનિયોગથી,
ધૃતરાષ્ટ્ર અંધ થયા બન્યું વશ પાંડુનું તન રોગથી.

(૪)

પ્રકટયા વિદુરમહીં સુઅંશો પૂર્વજોનાં પુણ્યના,
ને ભક્તિ સાથે ભાવ પ્રકટયા નીતિમય નૈપુણ્યના,
કરી પાંડુએ બહુ વિજયયાત્રા રાજ્ય સંપાદન કર્યું,
પણ વિપ્રશાપે બે છતાં સ્ત્રી સંતતિનું સુખ હર્યું;

(૫)

શત કૌરવો દુર્યોધનાદિક દુષ્ટ દુઃશાસન સમા,
ધૃતરાષ્ટ્રના ઉદ્ધત થયા સુત ઓળખાતા નીચમાં !
ને કર્ણ કાન્યક પુત્ર ઉછરી સૂતગૃહ એમાં ભળ્યો,
ચોથો કુટિલ કુપાત્ર શકુની એમને એવો મળ્યો !

(૬)

બે ધર્મપત્ની સાથ લઇને પાંડુ તીર્થ વિષે ગયા,
પુત્રો પ્રતાપી પાંચ ત્યાં મંત્રપ્રભાવ થકી થયા,
ધાર્મિક યુધિષ્ઠિર, ભીમ, અર્જુન માત કુંતાના ત્રણે
બે માદ્રીના : સહદેવ જ્ઞાની, નકુલ વરણાગી તને.

(૭)

દુર્યોધને જાણી હકીકત પાંડુપુત્રોની છતાં—
એ એમની કરતો રહ્યો જાહેર નિત્ય અપુત્રતા,
પિતરાઇ પાંચ થયા અરે ! એ રાજ્યભાગ પડાવશે,
એ દ્વેષમાં સળગી રહ્યો ઈર્ષ્યા અને સ્વારથવશે.

(૮)

ગંગાતટે નૃપ પાંડુ દિવસો શાંત નિર્ગમતા હતા,
પુત્રો નિરંકુશ પુનિત વાતાવરણમાં રમતા હતા,
એકાંત માદ્રીસંગ વિષયાસક્ત એક દિને થતાં,
રે ! પાંડુએ તન ત્યાગ કીધું, શાપની લાગી ખતા !

(૯)

માદ્રી સતી પતિ સાથ થઈ આધાર વિણ કુંતા થયાં
એ પુત્ર પાંચે પાંડવો લઈ હસ્તિનાપુરમાં ગયાં,
દુર્યોધને કીધો અનાદર બંધુ પાંડવનો છતાં,
પ્રતિભા પરાક્રમથી દબાઈ નગરમાં આપી જગા;

(૧૦)

પિતરાઈ પડખામાં રહ્યા ગુણવાન શૂર પરાક્રમી,
વસ્તુસ્થિતિ એ દુષ્ટ દુર્યોધન દિલે થઈ શૂળ સમી !
યુક્તિ પ્રયુક્તિ વિનાશ કાજે એમણે બહુ આદરી,
પણ ધર્મધારી પાંડવોની ઈશ્વરે રક્ષા કરી;

(૧૧)

ગુરુ દ્રોણના અનુગ્રહ વડે બહુ પાર્થ બાણાવલિ થયો
બલશાળી ભીમથી કૌરવોનો સાથ સહુ કંપી રહ્યો !
પ્રતિદિન વધી કુરુવંશમાંહી પાપમૂલક મંત્રણા,
લાક્ષાગૃહે પછી પાંડવોને બાળવા રચી મંત્રણા !

(૧૨)

ઉગર્યાં વિદુરની યોજનાએ અગ્નિમાંથી અધબળ્યાં,
થઈ ભોંયરામાં ગુપ્ત રસ્તે દૂર વનમાં નીકળ્યાં,
લઈ વેશ તનમાં કાપડીનો અટનનાં કષ્ટો સહ્યાં
ઋષિ ધૌમ્યના આશ્રમ મહીં થઈ સ્થિર કંઈ દિવસો રહ્યા;

(૧૩)

ત્યાંથી સ્વયંવર દ્રૌપદીનો ઋષિસહે જોવા જતાં,
ભાળ્યાં બહુ નૃપવૃંદ વરવા દ્રૌપદી આવ્યાં હતાં,
ત્યાં અર્જુને નૃપ કૌરવાદિક ક્ષત્રિયોનો મદ હર્યો
ને મત્સ્યવેધ કરી પ્રતાપી દ્રૌપદી કન્યા વર્યો !

(૧૪)

માતાજી કુંતાના વચનથી લગ્નમાં સતી દ્રૌપદી,
પાંચાળી નામે પાંડવોની ધર્મપત્ની થઈ રહી,
આવી પછી સૌ ઈંદ્રપ્રસ્થે રાજ્યભાગ લઈ રહ્યાં,
ત્યાં રાજસૂય મહાન યજ્ઞે પાંડવો વિજયી થયા;

(૧૫)

મય શિલ્પકારે ગૃહ સભાનું બાંધ્યું બુદ્ધિ વાપરી,
દૃગ ભ્રાંતિ જળસ્થળની થતી એવી અજબ રચના કરી,
ભૂલ્યો જળે સ્થળ જાણી દુર્યોધન સભામાં આવતાં
ત્યાં 'અંધના તો અંધ' એવું દ્રૌપદી કડવું વદ્યાં !

(૧૬)

દિલ દુષ્ટ દુર્યોધનનો ભર્યો ને રાજ્યલોભી દ્વેષીલો,
નિજ હાથથી ગઈ દ્રૌપદીના વચનથી થઇ છોભીલો,
ઉત્કર્ષ પાંડવનો નિહાળી અંતરે એ દાઝતા—
દુર્યોધને માંડયા ઉપાયો દુર્જનોને છાજતા;

(૧૭)

મિત્રો શકુની કર્ણ દુઃશાસન મહા કપટી મળ્યા,
દ્યુતમાં ઉતારી પાંડવોને નષ્ટ કરવા નીકળ્યા,
રે ! સદ્‌ગુણી પણ પાંડવો દ્યુતપ્રેમથી એમાં ફસ્યા !
એ દુષ્ટ દુર્ગુણના અલાબો હૃદય એને નવ વસ્યા !

(૧૮)

છળકપટ કરી બાજી બધી જીતી ગયા ખળ કૌરવો,
સર્વસ્વ હાર્યા દ્રૌપદી સહ સત્યવાદી પાંડવો !
દુઃશાસને ગ્રહી કેશ ઘસડી આણી પાંડવની પ્રિયા,
અત્યંત હાહાકાર વર્ત્યો નિરખી એ નિર્લજ્જ ક્રિયા !

(૧૯)

પાંચાળીનાં પટ ખેંચિયાં સહુ દેખતાં દુઃશાસને,
રે ! મૂઢ સમ સહુ થઇ ગયા કૃપ દ્રોણ ભીષ્મ મહાજને !
નિજ વચન બદ્ધ વ્યથા સહીને પાંડવો બેસી રહ્યા !
અસહાય દ્રૌપદીના પુકારે કૃષ્ણ મદદે આવિયા !

(૨૦)

પટપૂરિયાં નવસો નવાણું જગત સ્તબ્ધ થઇ ગયું !
એ દ્રૌપદીના સત્ત્વથી હારેલ સૌ પાછું મળ્યું,
પણ પુત્રવશ ધૃતરાષ્ટ્રનો દુર્યોધને મત મેળવી,
ફરી પાંડવોને દ્યુત રમાડ્યા શરત મૂકીને નવી;

(૨૧)

હાર્યા ફરીને પાંડવો ને કૌરવો જીતી ગયા,
વનવાસ દ્વાદશ વર્ષ વસવાનાં શિરે મંજુર થયાં,
વળી એક વર્ષ વિશેષ વસવું ગુપ્ત એ દ્યુતમાં ઠર્યું,
વન વિચરવા સતી દ્રૌપદી સહ પાંડવે ગૃહ પરહર્યું;

(૨૨)

વનમાં ફર્યાં તપ આચર્યાં કૈં કૈં પરાક્રમ તો કર્યાં,
દુઃખો સહ્યાં, દ્વાદશ વહ્યાં વર્ષો ગયાં ચિંતા ભર્યાં
પછી ગુપ્ત રહેવા વર્ષભર વૈરાટમાં વસવા ગયાં,
મતિમાન ને બલવાન નૃપ પણ રાખવા પરવશ થયા !

(૨૩)

દ્વિજ ધર્મ, પાચક ભીમ ભડ, ગાંડીવધર વ્યંઢળ બન્યો,
સહદેવ ગોપાલક થયો ને નકુલ રક્ષક અશ્વનો,
સૈરંધ્રી નામે દ્રૌપદી દાસી બની રણવાસની,
વેળા વીતાવા વિષમ સૌએ સ્થિતિ સ્વીકારી દાસની;

(૨૪)

ઉત્તર કુંવર ને ઉત્તરા કુંવરી ભણ્યાં અર્જુન કને,
સૈરંધ્રી ને સંતાપતો ભીમે હણ્યો ખલ કિચકને
વળી મલ્લ જયમલને હણ્યો બલશાળી વીર વૃકોદરે
હર્યું કૌરવે ગૌધન કરી તે યુદ્ધ વાળ્યું નરવરે !

(૨૫)

વન અટનનાં વર્ષો વીતાવી વતનમાં આવ્યા ફરી,
નિજ રાજ્ય પાછું પ્રાપ્ત કરવા માગણી સાદર કરી,
અભિમાનથી દુર્યોધને ધિક્કાર પાંડવનો કર્યો,
કરી વિષ્ટિ કૃષ્ણે તોય તેનો બોધ ઉરમાં નવ ધર્યો !

(૨૬)

અન્યાયી ઉચ્છૃંખલ થયા બહુ કૌરવો હુંપદ ભર્યો
તલમાત્ર હિસ્સો નહિ મળે એ એમ ચોખ્ખું ઉચ્ચર્યાં !
વળી પાંડવોને યુદ્ધમાંહી ઉતરવા હાકલ કરી,
નિરુપાય તેથી પાંડવે પછી યુદ્ધતૈયારી કરીઃ

(૨૭)

રણસ્થંભ રોપાયો અને રણભેરીઓ ગાજી રહી,
શંખો ફુંકાયા સામટા મરમારની બાજી થઈ !
અગિયાર કૌરવ સપ્ત પાંડવ દળ મળ્યાં અક્ષૌહિણી
જાણે ઊઠી કુરુવંશભક્ષક કોઈ ભૂખી જોગિણી !

(૨૮)

રણમધ્ય લાવ્યા પાર્થનો રથ કૃષ્ણ થઈને સારથિ
જોઈ કુટુંબી ત્યાં ઉભા સહુ યુદ્ધતત્પર દૂરથી,
ધ્રૂજી ઉઠયો નરવીર આ કુલનાશના ઉદ્યોગથી,
ગાંડીવ સરકયું હાથથી, બોલી ઉઠયોઃ ' લડવું નથી ' !

(૨૯)

' ગુરુઓ વડીલો પૂજ્ય ને બંધુ ઉભા છે સહુ મળી,
સ્નેહી અને સંબંધીઓ સહ આપ્તજન પણ છે વળી,
એ સર્વના સંહારનું હું પાપ શા માટે કરું ?
નથી રાજ્ય એવું જોઈતું ભૂખે ભલે ભટકી મરું ! '

(૩૦)

કૃષ્ણે કહ્યું: 'રે ! પાર્થ, આ આવી પડેલો ધર્મ છે,
ને દુષ્ટતાને દંડવાનું પ્રાપ્ત ક્ષત્રિયકર્મ છે,
રે ! આ સમયની લાગણી તારી ગણાશે ભીરુતા,
ને આતતાયીથી પીડાશે જગત માંહે સાધુતા.'

(૩૧)

'તું જો જરાક વિચારીને એ કોણ છે સામે ઉભા ?
અન્યાય-દુર્ગુણ-દુષ્ટતાનાં યંત્ર શું નથી એ બધા ?
જેણે તજીને ધર્મ તુજને યુદ્ધની હાકલ કરી-
એ ધર્મયુદ્ધે રણ મહીં તું આ રહ્યો શું ઉચ્ચરી ?'

(૩૨)

'આ સર્વ મારી નિયંત્રણામાં જો મુએલા છે પડયા,
તું માત્ર તારો ધર્મ સમજીને નિમિત્ત જ રૂપ થા,
આત્મા નથી મરતો પરંતુ કર્મથી ફેરા ફરે,
એ કર્મફલને ત્યાગ તો શું પાપ કે શું પુણ્ય રે ?

(૩૩)

'કર્તા અને હર્તા બધાંનો અંતરાત્મા હું જ છું,
વળી કાળનો પણ કાળ સહુમાં શક્તિ ઓજસ હું જ છું,
પણ ઇંદ્રિયાધીન હુંપદે આત્મા મને ભૂલી જતા,
થઈ રાગદ્વેષે યુક્ત એ સંસારમાં ખાતા ખતા !'

(૩૪)

'ઊઠ ચાપ શર ધર કર વિષે નાર્મદ પેઠે શું વદે ?
તજી કર્મફલ કર્તવ્ય કર મુજ વચનને ધારી હૃદે,
તજી સર્વ ધર્મો એક મારા શરણનો સ્વીકાર કર,
હું સર્વ પાપોથી બચાવીશ લેશ પણ ના શોચ કર;'

(૩૫)

અર્જુનની દષ્ટિ ખુલી ને દિવ્ય દર્શન તો થયાં,
કૈંયું મુંઝવતાં સંશયોનાં વમળ નષ્ટ થઈ ગયાં;
પછી યુદ્ધમાં તત્પર થયો ગ્રહી શરણ શ્રી અવિનાશનું,
જામ્યું ભયાનક યુદ્ધ કુરુના વંશ-સત્યાનાશનું !

(૩૬)

વ્યાધ્યો પ્રચંડ વિરોધ ક્રોધે રોધ તેનો નવ થયો,
અતિ ઘોર આ કંકાસમાં ભારત બધો ડૂબી ગયો!
વૃદ્ધો મુઆ પ્રૌઢો મુઆ રણધીર કૈ કત્તલ થયા!
આશાભર્યા અભિમન્યુ શા ઉગતાં જ અસ્ત થઈ ગયા!

(૩૭)

દુર્જન હણાયા સાથમાં સજ્જન હણાયા પણ ઘણા
બહુ ભાર ઉતર્યો ભૂમિનો પણ કલેશમાં રહી નવ મણા,
ગાંડીવ ગર્જ્યું ગજબ યુદ્ધે સવ્યસાચી હસ્તથી,
ખરડ્યું બધું રણક્ષેત્ર શૂરા ક્ષત્રિયોના રક્તથી!

(૩૮)

ચડી વૈરની જ્વાળા સમા ભીમે કરીને ગર્જના
લટકી ભૂમિ પર ભુજ તોડયા દુષ્ટ દુઃશાસન તણા
વળી વક્ષ ભાંગી વેણી સીંચી રુધિરથી પાંચાળીની
ગત પ્રાણ દુર્યોધન કર્યો રે! તોડી જંઘા પાપીની!

(૩૯)

શરસેજ પર સૂતા પિતામહ ભીષ્મ મૃત્યુવારીને,
શાંતિ યુધિષ્ઠિરને દીધી ત્યાં પાપશોચ નિવારીને,
કુરુવંશ દાવાનલ થકી કૃષ્ણે અતિયત્ને કરી,
અભિમન્યુપત્ની ઉત્તરાના ગર્ભની રક્ષા કરી!

(૪૦)

ગાંધારી કુંતા દ્રૌપદી ધૃતરાષ્ટ્ર પાંડવ વિદુર હા!
એ ભસ્મના ઢગલા સમાં કુલનાશનાં સાક્ષી રહ્યાં!
દઇ પૌત્ર પરિક્ષિતને પછી એ રાજ્ય રુધિરે નીતર્યું,
જઈને હિમાલય પાંડવોએ સ્વર્ગ–આરોહણ કર્યું;

(૪૧)

જ્યાં સ્વાર્થી, લંપટ, દુષ્ટ, ઢોંગી, દુર્ગુણી દુર્જન હશે,
તે પક્ષ કુરુના વંશ પેઠે નાશ નિશ્ચય પામશે,
પણ પાંડવોની પેર સદ્ગુણ ધર્મ જે જન ધારશે
તે પક્ષમાં રહી કૃષ્ણ વિજયી કીર્તિ ત્યાં જ ઉતારશે.



# જીવનકથાનું સ્વરૂપ

जनक

કાવ્ય, વાર્તા, નાટક કે નવલકથા પ્રમાણે જીવનકથા ( Biography ) પણ સાહિત્યનું એક ઉપયોગી અંગ છે. ગુજરાતી ભાષામાં જીવનકથાનું સાહિત્ય બહુ અલ્પ છે અને તેમાં પણ સાહિત્યના તત્ત્વોવાળી કૃતિઓ તો ગણીગાંઠી જ મળે છે. જીવનકથાના સાહિત્યની આપણી નિર્ધનતા માટે આપણે વ્યક્તિપૂજક, પ્રજા નથી કે દેવો ભૂત્વા દેવં યજેત્ । એ સિદ્ધાંતથી દૂર નાસનારા છીએ એમ કહેવાને બદલે જીવનકથા માટે આવશ્યક સામગ્રીનો આપણે ત્યાં અભાવ છે એમ કહેવું તે બરાબર છે.

જીવનકથાનું પોતાનું જ એક નિરાળું સ્વરૂપ છે. જીવનકથામાં, તેના નાયકને અપાયેલી સ્મરણાંજલિઓ, નાયક વિશે વર્તમાનપત્રમાં થયેલી પ્રાસંગિક નોંધો, નાયકના કે તેની પર લખાયેલા પત્રો, વાસરિકા, ચરિત્રદર્શન, વાર્તાલાપના ટાંચણો કે કબૂલાતો વગેરેનો ઉપયોગ થાય છે; પણ જીવનકથા આ બધા વિભાગોનું સંગ્રહસ્થાન નથીઃ અનોખી એવી કલાપ્રતિમા છે અને આ સર્વથી વિશિષ્ટ એવા કલા તત્ત્વોની અપેક્ષા રાખે છે.

અંગ્રેજી સાહિત્યમાં જીવનકથાને સાહિત્યનું સ્વતંત્ર સ્વરૂપ આપનાર ડ્રાયડન જીવનકથાની વ્યાખ્યા આ પ્રમાણે આપે છેઃ

> Biography is the history of particular men's lives... Biography differs from history. ...The pageantry of life is taken away. You see the poor reasonable animal as naked as ever nature made him; you are acquainted with passions and his follies; and find the demi God a man.[૧]

૧ જીવનકથાની થોડી વધુ વ્યાખ્યાઓ નીચે પ્રમાણે છેઃ

(૧) " The History of the lives of individual men as a branch of literature. " Oxford Dictionary.

(૨) " Biography is the faithful portrait of a soul in its adventures through life. "
Sir Edmund Gosse.

(૩) " Biography is the truthful transmission of personality."
Sir Sidney Lee.

(૪) " The truthful and deliberate record of an individual's life written as a work of intelligence aud art. "

જીવનકથાનાં કલાતત્ત્વોથી સંકલિત અને સાહિત્યના ઉપરોક્ત અંગ ઉપાંગોથી વિશિષ્ટ એવા સ્વરૂપને આપણે બે વિભાગોમાં વહેંચી શકીએ—શુદ્ધ અને અશુદ્ધ. શુદ્ધ (pure) જીવનકથાનું પ્રાણતત્ત્વ તે ઐતિહાસિક સત્ય (historical facts) છે. આ ઉપરાંત વૈજ્ઞાનિક ચોકસાઈ અને અણિશુદ્ધ પ્રામાણિકતાની પણ આવશ્યકતા રહે છે. જીવનકથાના લેખકે એમાં નિરૂપિત થયેલ ચરિત્રને ઊર્મિલ બનીને નિહાળવું જોઈએ નહિ. ચરિત્રનાયકનું અખંડ અને સંપૂર્ણ ચિત્ર, અનાવશ્યક અને બિનજરૂરી પ્રસંગોનો ત્યાગ કરીને, નિરૂપવું જોઈએ. જીવનકથાના લેખકે, જીવનકથાના આ પ્રકારને સ્પર્શતાં પહેલાં પોતાના પૂર્વગ્રહો પણ દૂર કરવા જોઈએ. આ પ્રકારની જીવનકથાનો કલાદેહ મનોરમ હોવો જોઈએ. એની માંડણી, એનો ઉઠાવ, એનું આલેખન આકર્ષક બનવું જોઈએ. જીવનકથાનું આ સ્વરૂપ માત્ર વિગતોનો કે ઐતિહાસિક સત્યોનો ઢગલો નથી; પણ સર્જનાત્મક લલિત વાઙ્મયનો એક પ્રકાર છે. કોઈ કલાકારે એ વિગતો ને સત્યો પસંદ કર્યાં છે, એને મઠારીને સંસ્કાર્યાં છે, અને તેની કલાભરી અંકોડાબદ્ધ રજૂઆત કરવાના હેતુથી અવતાર્યાં છે એવી વાંચનારને પ્રથમ દૃષ્ટિએ જ પ્રતીતિ થવી જોઈએ. સર્જનાત્મક લલિત વાઙ્મયનો દરકોઈ પ્રકાર જે ભાષાપ્રભુત્વ, અલંકારસામગ્રી, કલ્પના, ઊર્મિ, ચિંતન વગેરે તત્ત્વો માગે છે તે બધાં તત્ત્વો સમપ્રમાણતાથી, સુરેખતાથી ફૂલગૂંથણી જેવાં બની જીવનકથાના આ પ્રકારમાં વ્યક્તાં થવાં જોઈએ.

કેટલેક પ્રસંગે સ્વર્ગસ્થ આપ્તજન કે સ્નેહીનાં સ્મરણો સંઘરી રાખવાં, એ વ્યક્તિને વિસ્મૃતિના સાગરમાં લુપ્ત થતી બચાવવા પણ જીવનકથા લખવામાં આવે છે. જીવનકથાના આ પ્રકારને આપણે અશુદ્ધ જીવનકથા ( impure biography ) કહી શકીએ. અલબત્ત, આમ કરવામાં એ વ્યક્તિ પ્રત્યેનો જીવનકથા આલેખકનો પ્રેમ, મમત્વ, માન, ભક્તિ કે મૈત્રી જ પ્રેરણાદાતા હોય છે. પરંતુ આવા ઉદ્દેશથી પ્રેરાઈને લખાતી જીવનકથામાં માત્ર હકીકતનાં અસ્થિ નાયકનાં હોય છે; એમાંનો પ્રાણ, કોઈ બીજી આદર્શ વ્યક્તિનો, કે જીવનકથામાં આલેખાયેલ નાયક કેવો હતો તે નહિ પણ કેવો હોવો જોઈએ તે ભાવનાનો હોય છે. અતિશયોક્તિ એ જીવનકથાના આ પ્રકારમાં મોટામાં ૨
મોટું ભયસ્થાન છે; અને કલાતત્ત્વોની હાસીપાત્ર ઉપેક્ષા થાય એવા ઘાતક પ્રસંગોમાં પણ આ પ્રકારને ખેડતાં ક્યારેક જાણ્યે અજાણ્યે મૂકાઈ જવું પડે છે. કોઈ ભવ્ય ભાવનાના પ્રતીક સરીખું જીવનચરિત્ર જનતા આગળ મૂકવાના પ્રશસ્ય ઉદ્દેશથી પણ જીવનકથાના આ વિભાગમાં કલાતત્ત્વોની ગંભીર ખામી રહી જવા પામે છે. કેટલીક વાર જીવનકથા-લેખકને ( Biographer ) જીવનકથા લખતાં લખતાં પોતાની જાતને એમાં સાંકળી લેવાની અપેક્ષા સામાન્યતઃ રહે છે ને જીવનકથાના આ અશુદ્ધ વિભાગને વધુ અશુદ્ધ બનાવવામાં, ખરું પૂછાવો તો લેખકનું પોતાનું અનુચિત આત્મકથન (undue subjectivity) જ જવાબદાર છે. આમ કરતાં લેખક તો, જીવનકથામાં નિરૂપિત થયેલ નાયક સાથે પોતાની જાતને પણ મહત્ત્વ મળ્યું માને છે. પણ લેખકની આ મહત્ત્વાકાંક્ષા કલાસ્વરૂપને હણી નાખે છે ને તેના કુમળા છોડના મૂળમાં જ ઉષ્ણોદક સીંચે છે એ નોંધવું ઘટે છે.

જીવનકથાના કલાવિધાનનાં તત્ત્વો તરફ વળતાં પહેલાં કયાં કયાં તત્ત્વો એના

વિધાયક ( Biographer )માં આવશ્યક છે તે પણ આપણે જોઈ લઈએ. અને વિધાયક એનો આત્મા એના વિધાનમાં જ રેડી દેતો હોય તો વિધાન અને વિધાયકની કલા વચ્ચે વિભિન્નતાનો કોઈ પડદો કે મર્યાદાની આછી રેખા સરખી ટકી શકશે નહિ.

આકાંક્ષા, નવું જાણવાની—'અણદીઠાંને દેખવા અણતગ લેવા તાગ[2]'ની વૃત્તિ—નવું જાણવાની ને જૂનું સંભારવાની ને સાચવવાની વૃત્તિ, મનુષ્ય સ્વભાવમાં સાહજિક વસ્તુ છે. જીવનકથાના આલેખકમાં આ વૃત્તિ ઉપરાંત

पुराणमित्येव न साधु सर्वं
न चापि काव्यं नवमित्यवद्यम् ।[3]

ની ભાવનાથી સાચાંખોટાં તત્ત્વોને બુદ્ધિની કસોટીએ કસી જોયા પછી જ સ્વીકારવાની અગમચેતી હોવી ઘટે છે. જીવનકથાકારે પોતાનો વિષય પસંદ કરવામાં પણ ધ્યાન રાખવું ઘટે છે. જેના જીવનમાં કશું અસામાન્ય બન્યું નથી, સામાન્ય જનસમૂહથી જુદી જ તરી આવે એવી જે વ્યક્તિમાં કોઈ વિશિષ્ટતા નથી તેની જીવનકથાના નાયક તરીકે વરણી કરવી જોઈએ નહિ. અને અસામાન્ય વ્યક્તિના જીવનપ્રસંગોની પણ તેની પાસે આવેલી વિગતોનું તેણે શાસ્ત્રીય પૃથક્કરણ કરી, વૈજ્ઞાનિક ચોકસાઈથી તપાસી, અનાવશ્યક પ્રસંગોને ગાળી કાઢી બાકી રહેલ વિગતોનું ગૂંથન કરી રજૂઆત કરવી જોઈએ.

જીવનકથા આલેખકે પોતાના આલેખનમાં સંક્ષિપ્તતા જાળવવી જ જોઈએ. સંક્ષિપ્તતા એ કલાનું અતિ આવશ્યક અંગ છે ને એ પરત્વે એક આંગ્લ વિવેચકના[4] શબ્દો જાણવા જેવા છે: 'There is but one art—to omit'! O if I knew how to omit, I would ask no other knowledge. A man who knew how to omit, would make an Iliad of a daily paper.' જીવનકથાકારે પોતાનું ગૂંથન પોચું પાંખું ન બનાવતાં સઘન અને સુઘટ્ટ બનાવવું જોઈએ. વસ્તુગૂંફન વૈવિધ્ય કે ઉચિત એટલા વિસ્તારભર્યું છતાં, શતદલ પદ્મની પાંદડીઓ જુદી જુદી છતાં એક જ બિંદુએ કેન્દ્રિત થયેલી હોય છે; ચક્રના આરા જેમ અન્યોન્યમાં ગૂંથાઈ એક સ્થળે કેન્દ્રિત થાય છે, તેમ એના ગૂંફન પરત્વે હોવું જોઈએ. જીવનકથાના આ ગૂંફનમાં લેખક પોતાના સ્વતંત્ર વિચારોને પણ કલાભરી રીતે પોતાના વિષયમાં અપનાવી શકે છે. ને એ માટે પોતે જીવનકથામાં ગુંથાયેલ હકીકતને કઈ દૃષ્ટિથી જુએ છે ને સમજે છે એ વણાઈ જવું જોઈએ—કેવળ મુગ્ધભાવ કે સાનંદાશ્ચર્ય ભરી એની ઉક્તિઓ હોવી ઘટે નહિ. લિટન સ્ટ્રેચી ( Lytoon Strachey ) જે બહુ મોટો જીવનકથાકાર છે તેનો આ પરત્વેનો અભિપ્રાય જુઓઃ

"It is not his business to be complimentary; it is his business to lay bare the facts of the case as he understands them."

૨ મેઘાણી : યુગવંદના
૩ કાલિદાસ : માલવિકાગ્નિમિત્રમ્
૪. આર. એસ. સ્ટીવન્સન

એક બીજું ભયસ્થાન પણ નિહાળી લઈએ. જીવનકથાનો નાયક જે કાળમાં, જે પરિસ્થિતિમાં ને જે વાતાવરણમાં ઊછર્યો હોય ને જીવ્યો હોય તે કાળ, પરિસ્થિતિ અને વાતાવરણ જીવનકથામાં તેના આલેખકે ધબકતાં કરવાં જોઈએ. ચાલુ પરિસ્થિતિ ભૂલી, જીવનકથાનો વાંચનાર તે સમયની પરિસ્થિતિના પ્રવાહના વેગમાં પ્રબળપણે ખેંચાઈ જવો જોઈએ. સમગ્ર જીવનકથામાં નાયક જીવ્યો હોય તે સમયનું વાતાવરણ 'શતદલ પદ્મમાં પોઢેલો પરિમલ' મઘમઘે તેમ મઘમઘવું જોઈએ.[5] પરંતુ જીવનકથાને, નાયકને બદલે લેખકના ચાલુ સમયના ચશ્માથી જોવીને આલેખવી એ કોઈ પણ રીતે હિતાવહ નથી. જીવનકથાના નાયકને બદલે તેના લખનારના સમયની ચાલુ પરિસ્થિતિના આઘાત પ્રત્યાઘાતોને ઝીલવાની ને સહવાની તે કથામાં કેટલી તાકાત છે એ તપાસવું બિલકુલ અયોગ્ય અને કલાદૃષ્ટિએ ક્ષતિકર ગણાવું જોઈએ: આ ભયસ્થાન દરેક લેખકે સંભાળવું ઘટે છે ને તેથી જ સર એડમન્ડ ગસે જેવા તો, જીવનકથા આલેખકને પોતાના કલાના ત્રાજવાની સમતોલતા જાળવવા માટે, પલ્લાંને ચાલુ પરિસ્થિતિના હવાને હિલોળે ને પવનની પાંખે ઝોલે ચડાવવાને બદલે, એ પલ્લાંઓને જન્મ અને મૃત્યુ એ દાંડીના બે બિંદુથી કસકસીને જકડી લેવાનું કહે છે.[6] પણ આનો અર્થ કોઈ એમ ન કરે કે નાયક જે યુગમાં જીવ્યો હોય તે યુગના બળતા રાજકીય પ્રશ્નો, અનેક રીતે મૂંઝવતું સામાજિક જીવન, ધર્મની ભાવનાના સંઘર્ષણ પામતાં બળો, મહાન વ્યક્તિઓના પ્રચંડ બળપૂર્વક ઊછળતા તેજપ્રવાહો જેવા પ્રશ્નો પરત્વે પણ લેખકે અંગુલિનિર્દેશ સરખો કરવો નહિ. ખરી જીવનકથામાં તો સ્ત્રીઓ, પુરુષો, રાજકીય નેતાઓ, મહાન વિભૂતિઓ ને દુષ્ટ જનો, જીવનપલટો કરાવનાર પ્રેરક બળો કે પ્રસંગોનો અનેકરંગી મેળો, જીવંત સ્વરૂપે હસતો નાચતો, કાર્ય કરતો આગળ ધપવો જોઈએ; અને તેની વચ્ચે કથાનાયક બધી ઘૂમણીમાં કેન્દ્રસ્થ રહેવો જોઈએ. સાથે સાથે આ બધા પ્રસંગોનું ચિત્રણ લાલિત્ય અને આર્દ્રતાભરી રંગરેખામાં થવું ઘટે ને જુદા જુદા વિભાગો સમગ્ર જીવનકથાના કલાવિધાનમાં એકાગ્રતાથી અને ચોટભરી સામર્થ્યવંતી ને વેગીલી ગતિએ એકતાપૂર્વક અન્યોન્યમાં સુરેખપણે ગૂંથાઈ જવા જોઈએ.

વસ્તુ સાથે તાદાત્મ્ય સાધી, આત્મવિસ્મરણ કે આત્મવિલોપન કરવું, એ પણ જીવનકથાના–લેખક–માટે જરૂરનું ગણાય છે;[7] લેખક જે વ્યક્તિનું ચરિત્ર નિરૂપવા પ્રયત્નતો

૫ H. H. Asquith એના Biography પરના ભાષણમાં કહે છે તે જુઓ: "No picture of a man, however, whether by himself or by others, is either true or adequate which does not give us also his environment."

Occasional Addresses p. 38.

૬ "Broad views are entirely out of place in Biography.... Biography is a study sharply defined by two definite events: birth and death."

૭ શ્રી. વિશ્વનાથ ભટ્ટનો આ પરનો અભિપ્રાય જુઓ: "ચરિત્રગ્રંથની સફળતાનો મુખ્ય આધાર લેખકને ચરિત્રવિષયભૂત વ્યક્તિ પ્રત્યે જેટલો સમભાવ હોય, તેની સામે એ અનાયાસે જેટલું તાદાત્મ્ય અનુભવી શકતો હોય તેના પર છે."—તેત્રીસનું ગ્રંથસ્થ વાઙ્મય પૃ. ૪૫

હોય તેના માટે માન, સમભાવ, શ્રદ્ધા કે ભક્તિ ધરાવતો હોય તો ખોટું નથી; કિંબહુના એ અમુક અંશે આવશ્યક પણ છે. છતાં લેખકની આ માન કે શ્રદ્ધાની લાગણી સત્ય હકીકતો પર આવરણ પાથરતી હોય, ચરિત્રનાયકના જીવનના પ્રસંગોમાંના હલકા પ્રસંગોને પણ સદ્‌ગુણના કે અતિશયોક્તિભર્યાં ગુણગાનના વાઘા પહેરાવી રજૂ કરતી હોય, તો તે સંપૂર્ણપણે અનિચ્છનીય છે. હકીકતને આમ વિકૃત કરતાં પહેલાં લેખકોએ નવલરામનું ચરિત્ર લખતાં ગોવર્ધનરામ લખે છે તે શબ્દો—"જે ગ્રંથકારોનાં અંતઃકરણ અને ચરિત્ર બોધક ઉઘાડાં મૂકી શકાય, જેમને કંઈ પણ કાદવ લાગ્યો હશે તો તે ધોઈ નાખવા અને વધારે સ્વચ્છ રહેવા માટે તેમણે કરેલા મહાપ્રયાસની કીર્તિ ગાતાં અંતે વિજય જ વર્ણવવાનો છે—એવાઓની જીવનકથા, સાધુકીર્તન જેવી છે અને તે લખવા પામનારને આનંદનું કારણ છે" ૮—ધ્યાનમાં રાખવા જેવા છે.૯

કેટલીક વાર બહુ મોટા કે અગત્યના પ્રસંગો કરતાં, જીવનનાં નાના અને રોજિંદા પ્રસંગો કે વર્તન કથાનાયકને યથાસ્વરૂપ અને તાદૃશતાથી નિરૂપવામાં બહુ ઉપયોગી થઈ પડે છે.૧૦ આ માટે જીવનકથામાં નાયકના લખેલા પત્રો, નાયક પ્રતિ લખાયેલા પત્રો. અને નાયકવિષયક પત્રોમાંથી નાયકના જીવનને વિશદ કરે એવા રસભર્યા ઉતારાઓ એના ભૂતકાળને જીવંત સ્વરૂપે રજૂ કરવામાં આવશ્યક અને ઉપકારક હોઈ, તેનો ઉપયોગ થવો ઘટે છે. બાયરન અને કીટ્સના પત્રો એમની જીવનકથાનું અદ્‌ભુત આકર્ષણ ગણાય છે. આપણે ત્યાં ગોવર્ધનરામની જીવનકથામાં લેખકે, નાયકની વાસરિકા વગેરેનો ઉપયોગ કર્યો છે; પણ કાન્ત અને કલાપીના પત્રોનો સમુચિત ઉપયોગ એમની જીવનકથામાં કલાપૂર્વક થાય તો એ જીવનકથાનું બહુ મોટું આકર્ષક અને અગત્યનું અંગ બની રહે તેમ હું માનું છું.

જીવનકથાની વસ્તુના કલેવરને ઊર્મિ, કલ્પના અને ચિંતનના સાજથી શણગારવો જોઈએ. એના વર્ણનમાં દીર્ઘસૂત્રિતા ન હોવી જોઈએ. વૃત્તાંતનો પ્રવાહ અખંડિત અને એકધારો વહવો જોઈએ. એ ભાષા સ્પષ્ટ, સરળ, વેધક; પ્રસંગોપાત કાવ્યત્વપૂર્ણ; પ્રસંગોપાત નાટ્યતત્ત્વપૂર્ણ—અનેકવિધ ભાવદર્શનને માટે સાનુકૂળ થાય એવી સર્વતો-ભદ્ર સામગ્રીવાળી હોવી જોઈએ.

ઉપરોક્ત તત્ત્વોથી જીવનકથાનો પટ વણાવો જોઈએ, ને એ પટમાં પડતી સુશોભિત ભાતો આ તાણાવાણાને જ અધીન છે તે ભૂલાવું જોઈએ નહિ. એના અંતર્ગત

૮ નવલગ્રંથાવલિ

૯ નાયક પ્રત્યે મમત્વ કે પ્રેમ જીવનકથાની કલાને માટે ઘાતક છે એ એચ. એચ. એસ્કિવથનો મત જુઓ:

"The bias of kinship, the blindness of discipleship, are undeniable hindrances to just and evenhanded judgment"

Occasional Addresses.

૧૦ આ સાથે પ્લુટાર્કનો અભિપ્રાય સરખાવો:—

"An action of small note, a short saying or a jest shall distinguish a person's real character more than the greatest signs or the most important battles."

સ્વરૂપને નિહાળીએ—એક બીજી દૃષ્ટિએ—તો એમ પણ ખાતરી થશે કે જીવનકથામાં સાહિત્યનાં અનેકવિધ અંગોનો સમાવેશ થાય છે. એક રીતે કહીએ તો જીવનકથા ઇતિહાસ પણ છે; માત્ર ઇતિહાસની શુષ્કતા હોય તો તેમાં સાહિત્યનાં તત્ત્વો આવે નહિ. તેનું સંયોજન નવલના જેવું કલાભર્યું પણ હોવું જોઈએ—અર્થાત્ જીવનકથામાં જેમ ઇતિહાસનાં તેમ નવલકથાનાં તત્ત્વોનો પણ સમાવેશ થાય છે. તદુપરાંત નાટકના જેવી પ્રસંગોપાત્ત વાર્તાલાપની ચમત્કૃતિ, પ્રસંગોનું અખંડ ચિત્ર ખડું થાય એવું રંગભૂમિને આવશ્યક અને અનુરૂપ સૂચન કે દર્શન, અને વસ્તુનો ચમકીલો પ્રવાહ એ જીવનકથામાં નાટ્યતત્ત્વનાં અંશો ગૂંથી દે છે.[૧૧] ક્યારેક Dramatic Lyric કે કાવ્યત્વના ઊર્મિભર્યા અંશોથી[૧૨] પણ જીવનકથાની શુષ્ક ભૂમિકાને રસાર્દ્ર બનાવી શકાય છે. જો જીવનકથાનો નાયક લેખક હોય તો તેની જીવનકથામાં સાહિત્યવિવેચન (Literary criticism) પણ તે કથાનું એક અંગભૂત તત્ત્વ બને છે.[૧૩] આ પ્રમાણે જીવનકથામાં ઇતિહાસ, નવલ, નાટક, કવિતા, વિવેચન, સંશોધન વગેરે તત્ત્વો મનોરમતાથી ગૂંથાઈ જાય છે.

હવે આપણે જીવનકથા અને આત્મકથા વચ્ચેનો ભેદ જોઈ લઈએ અને જીવનકથાના સ્વરૂપનો આશ્રય લઈ આત્મકથા ગૂંથી શકાય કે કેમ તે જોઈ લઈએ. જીવનકથામાં લેખક અને નાયક જુદા જુદા હોય છે, જ્યારે આત્મકથામાં લેખક અને નાયક બન્ને એક જ હોય છે. એ ઉપરાંત એક આ ભેદ પણ વિચારવા જેવો છે: Self consciousness is, as a rule, fatal to art, and yet self-consciousness is the essence of autobiography.[૧૪] વળી જીવનકથામાં લેખક પોતાના જીવનની હકીકતો અને પ્રસંગો બીજી રીતે, એટલે કે જીવનકથાના નાયકનું ઓઠું લઈ રજૂ કરે છે. એ કથા, કથાનાયકની નહિ પણ કથાલેખકની હોય છે તે ભૂલવું જોઈએ નહિ. આવી કથાને આપણે પરલક્ષી આત્મકથા (objective biography) કહી શકીએ. ઠેકરેનું Henry Esmond; ચાર્લ્સ ડીકન્સનું 'David Copperfield' કે બંગાળીમાંથી ગુજરાતી દેહે અવતરેલું શરદબાબુનું 'શ્રીકાન્ત' આ પ્રકારની પરલક્ષી આત્મકથા કહી શકાય. પણ આપણે જીવનકથામાંથી આત્મકથા અને તેમાંથી પરલક્ષી આત્મકથામાં સરી ન પડીએ. જીવનકથાના આ સ્વરૂપ અને કલાદેહની વિસ્તૃત ચર્ચા હવે પછી.

---

૧૧ દા. ત. 'નરસૈયો ભક્ત હરિનો'નો શરૂઆતનો ભાગ.

૧૨ 'કવિજીવન'માં નાયકનો મૃત્યુપ્રસંગ કે 'મારી હકીકત'માં (જો કે આ આત્મકથા છે) નાયક પહેલ વહેલો નોકરીએ જાય છે તે પ્રસંગ.

૧૩ 'વીર નર્મદ', સાક્ષર ગોવર્ધનરામ.

૧૪ Occasional Addresses p. 33.



# મહાકવિ કલ્હણ

'ઊર્મિલ'

રાજતરંગિણી સંસ્કૃત સાહિત્યનો એક સુપ્રસિદ્ધ ઐતિહાસિક ગ્રંથ છે. તેનો રચનાર કાસ્મીરના કવિઓમાં સર્વશ્રેષ્ઠ એવો કાસ્મીરનો સુપ્રસિદ્ધ મહાકવિ કલ્હણ છે. એ ગ્રંથના નામનો શાબ્દિક અનુવાદ છે: 'રાજાઓની નદી.' કેટલાંક વર્ષ પહેલાં સર ઓરેલ સ્ટીને તે ગ્રંથનો અંગ્રેજીમાં ગદ્યઅનુવાદ કર્યો હતો.

રાજતરંગિણીના પ્રત્યેક તારંગના અંતમાં આ વાક્ય લખ્યું છે :

" इति श्री काश्मीरिक महामात्य श्री चम्पकप्रभुसूनोः कल्हणस्य राजतरंगिण्यां प्रथमस्तरंगः।" આથી સ્પષ્ટ વિદિત થાય છે કે તેનો રચનાર કાસ્મીર નરેશ–હર્ષના મહાઅમાત્ય ચંપકનો પુત્ર કલ્હણ જ હતો.

રાજતરંગિણીની રચના ઈ. સ. ૧૧૪૮–૪૯માં પ્રારંભ થઈ આગામી વર્ષમાં સમાપ્ત થઈ હતી.[1] પોતાના પિતા ચંપકની કાસ્મીર નરેશ હર્ષ (સંવત ૧૧૪૬ થી ૧૧૫૮)ના રાજ્યકાળમાં એક પ્રધાન કાર્યકર્તા તરીકેની ઘટના કલ્હણે રાજતરંગિણી: તરંગ ૭ના શ્લોક ૧૧૧૭, ૧૧૭૭, ૧૫૮૬ અને ૧૬૨૩માં ખૂબ વિસ્તારપૂર્વક તેમ સ્પષ્ટ અને આદરપૂર્ણ શબ્દોમાં વર્ણવી છે. હર્ષના અંતિમ સમયમાં ચંપક દ્વારા જેટલાં કાર્યો થયેલાં છે, તેનો પણ ઉલ્લેખ છે. આઠમા તરંગના ૨ તથા ૩૬૫ શ્લોકથી એ વિદિત થાય છે કે અંતમાં ચંપક નંદીક્ષેત્ર અર્થાત્ ભૂતેશ્વર તીર્થ તરફ ગયો હતો. અને ત્યાં જ શિવની આરાધનામાં શેષજીવન વ્યતીત કર્યું હતું. કલ્હણ તેના દર્શનાર્થે ઘણી વખત ત્યાં જતો હતો.

ઉપરાંત કલ્હણે રાજતરંગિણીમાં પોતાના એક કાકાનો પણ ઉલ્લેખ કર્યો છે. હર્ષના અપવ્યયોનું વર્ણન કરતાં તે લખે છે કે તેણે ચંપકના નાનાભાઈ ઉત્તમ સંગીતકાર એવા કનકને એક લાખ સોના મહોર પ્રદાન કરી હતી.[2] હર્ષના મૃત્યુ પછી કનક કાશી જઈ વસ્યો હતો. અને ત્યાં જ તેણે શેષજીવન ઇશ્વરભજનમાં વ્યતીત કર્યું હતું. એક અન્ય કારણથી પણ કલ્હણે કનકની પ્રશંસા કરી છે. કનકે પોતાની જન્મભૂમિ પરિહાસપુરની બુદ્ધપ્રતિમા જે હર્ષદ્વારા તોડવામાં આવવાની હતી તેનો બચાવ કર્યો હતો.[3] આથી એ પ્રગટ થાય છે કે કનક ઘણુંખરું બૌદ્ધ હશે. અને તેનું વતન પરિહાસપુર હશે. આથી કલ્હણના પૂર્વજોનું મૂળ સ્થાન પણ પરિહાસપુર માનીએ તો વાંધો નથી. કદાચ એ કારણે જ રાજતરંગિણીમાં કલ્હણે પરિહાસપુરનું યથેચ્છ વર્ણન કર્યું છે.

રાજતરંગિણીની કાવ્યશૈલી પૂર્વકાલના બ્રાહ્મણો જેવી જ છે. રાજા જયાપીડનું વર્ણન[4] અને તેનાં યશોગાન, બ્રાહ્મણોથી અદલો લેવાનો ઉલ્લેખ તથા અન્ય કેટલાંક કવનોથી કલ્હણ બ્રાહ્મણ જાતિનો જ હશે એમ આપણને વિદિત થાય છે.

(૧) જુઓ: રાજતરંગિણી: તરંગ ૧, શ્લોક ૫૨ તથા તરંગ ૮, શ્લોક ૩૪૦૪.
(૨) જુઓ: રાજતરંગિણી: તરંગ ૭; શ્લોક ૧૧૧૬.
(૩) જુઓ: રાજતરંગિણી: તરંગ; ૭; શ્લોક ૧૧૯૯.
(૪) જુઓ: રાજતરંગિણી: તરંગ ૬; શ્લોક ૨.

રાજતરંગિણીના પ્રત્યેક તરંગના પ્રારંભમાં શિવસ્તુતિના પ્રાસ્તાવિક શ્લોક આપવામાં આવ્યા છે. કાશ્મીરના પ્રાચીન પંડિતો અધિકાંશે શૈવ જ હતા. કલ્લ ભટ્ટ શૈવ મતના સુપ્રસિદ્ધ ટીકાકાર થઈ ગયા છે. તેની પ્રશંસા પણ કલ્હણે આદરપૂર્વક કરી છે. આમ કલ્હણ પણ શૈવમતનો જ હશે. છતાં ય બૌદ્ધ ધર્મ પ્રત્યે પણ તેને સહાનુભૂતિ હતી. અશોકના સમયથી લઈને પોતાના સમય સુધીની ઘણી બૌદ્ધ ઇમારતો, સ્તૂપો તથા વિહારોનું તેણે વર્ણન કર્યું છે. પશુ બલિદાન બંધ કરનાર મેઘવાહનની પણ તેણે પોતાના રાજતરંગિણીના ત્રીજા તરંગના ચોથા ને સાતમા શ્લોકમાં પ્રશંસા કરી છે. કેટલીક બૌદ્ધ કથાઓના ઉલ્લેખ પણ તેના ગ્રંથમાં છે. એથી એણે બૌદ્ધધર્મનું અનુશીલન સારી રીતે કર્યું હોવું જોઈએ.

કલ્હણે શૈવમત અને બૌદ્ધમત વચ્ચેનું જે અંતર દર્શાવ્યું છે તે ઉપલક છે. તેના સમયનાં ઘણાં વર્ષ પહેલાંથી આર્યધર્મ ને બૌદ્ધધર્મ સારી રીતે હળીમળીને ચાલ્યા આવ્યા છે. રાજતરંગિણીમાં કેટલાય સ્થળે કલ્હણે વર્ણવ્યું છે કે અધિકારીઓએ જ્યાં શિવવિષ્ણુનાં મંદિર સ્થાપિત કર્યાં હતાં તેની પડોશમાં જ બૌદ્ધ વિહાર-સ્તૂપ પણ સ્થાપ્યાં હતાં. કુમારિલ ભટ્ટ અને શંકરાચાર્યના વખતમાં હિંદુધર્મ અને બૌદ્ધધર્મ વચ્ચે ખૂબ અંતર હતું. પણ ત્યારપછીના સમયમાં તે બે ધર્મ વચ્ચેની વિરુદ્ધતા ક્રમશઃ ઓછી થતી જતી હતી. કનોજ નરેશ હર્ષવર્ધનનું વર્ણન કરતાં હ્યુએન્સંગ લખે છે કે તેના રાજ્યમાં બ્રાહ્મણ, બૌદ્ધ, અને જૈન સર્વનો સરખો આદર થતો હતો. પ્રો૦ બુલ્હર પણ કુમારપાલચરિતમાં લખે છે કે કુમારપાલ સર્વથી વધુ પ્રસિદ્ધ જૈન રાજા હોવા છતાં, તેણે પૂર્વજોથી પ્રચલિત શૈવો સાથેનો પોતાનો પૈતૃક ધર્મ ત્યજ્યો ન હતો. આમ અગિયારમી બારમી શતાબ્દિ વખતે ગૂજરાતની જેમ કાશ્મીરમાં પણ ઉભય ધર્મ વચ્ચે પરસ્પર સહાનુભૂતિ હતી.

કલ્હણે પોતાનું શિક્ષણ ક્યાં અને કેવી રીતે પ્રાપ્ત કર્યું હશે તેની યથેચ્છ વિગત ક્યાંય મળતી નથી. પણ રાજતરંગિણીના અવલોકનથી જ્ઞાત થાય છે કે તેનામાં એક સર્વોત્તમ કવિ તરીકેના ઘણા ગુણો મોજુદ હતા. ભાષા પર તેનો પૂર્ણ અધિકાર હતો. અલંકારો તથા કાવ્યના અન્ય અંગોથી તે પૂર્ણ રીતે પરિચિત હોવા જોઈએ. તેનું પ્રાકૃતિક નિરીક્ષણ પર્યાપ્ત હતું. ધાર્મિક સિદ્ધાંતોથી પણ જ્ઞાત હોઈ તે એક સાચો ઇતિહાસકાર છે. પ્રત્યેક હકીકત તેણે પક્ષપાત અને સંકોચ વિના પ્રગટ કરી છે. પોતાના સંબંધીઓની પણ તેણે જૂઠી પ્રશંસા કરી નથી. રાજકારભારથી પણ તે પરિચિત હોય એમ લાગે છે.

અત્રે એક ઉલ્લેખ ખાસ કરવો જોઈએ કે રાજતરંગિણીમાંનું કેટલુંક કથન કાશ્મીરના જ, અનુમાનતઃ તેનાથી દોઢસો, કેટલાક વિદ્વાનોના મતે સિત્તેર, વર્ષ પહેલાં થઈ ગયેલા કવિ બિલ્હણના વિક્રમાંકદેવચરિતથી મળતું છે. આથી એ ગ્રંથ તેણે વાંચ્યો જ હોવો જોઈએ. આ પ્રમાણે બાણભટ્ટનું હર્ષચરિત પણ કલ્હણે ધ્યાનથી અવલોક્યું હશે. ઉપરાંત રામાયણ–મહાભારતાદિ અનેક પ્રાચીન ગ્રંથોમાંથી પણ કલ્હણે અનેક ઉદાહરણો

ઉધ્ધૃત કરેલાં હોઈ જ્ઞાત થાય છે કે તેનું અધ્યયન અને મનન ખૂબ વિસ્તૃત અને ગંભીર હશે.

કાશ્મીરમાં મંખ નામનો કલ્હણનો એક સમકાલીન કવિ થઈ ગયો છે. તેણે શ્રીકણ્ઠચરિત નામનો એક ગ્રંથ રચ્યો છે મંખનો એક ભાઈ અલંકાર તે કાશ્મીર રાજ્યનો સંધિવિગ્રહનો મંત્રી હતો. શ્રીકણ્ઠચરિતમાં એ અલંકારના નિવાસ સ્થાન પર થયેલા એક કવિ સંમેલનનું વર્ણન છે. તે સભામાં ઉપસ્થિત થયેલા દરેક કવિનો ઉલ્લેખ કરી તે સર્વનું આછું વિવરણ પણ એ કવિ મંખે કરેલું છે. કનોજ નરેશ ગોવિંદચંદ્રનો રાજદૂત સુહલ અલંકારની એ સભામાં હાજર હતો. એનું વર્ણન પણ મંખે કરેલું છે. રાજા ગોવિંદચંદ્ર સંવત ૧૧૫૭ થી ૧૨૧૭ સુધી વર્તમાન હતા. એટલે એ સભા પણ એ સમયે જ થઈ હશે. પ્રો. બુલ્હર અલંકારની એ સભા સંવત ૧૧૯૨માં માને છે, જ્યારે ઠાકુર અમરચંદ્ર સંવત ૧૨૧૧(?)ની લગભગ માને છે. તેમાં અપરાદિત્ય (કોંકણનો રાજા)ના એલચી તેજકંઠનો પણ ઉલ્લેખ મળે છે. પ્રાયઃ સંવત ૧૧૮૪ થી ૧૨૦૫ સુધીમાં અપરાદિત્ય વર્તમાન હતો. આ પ્રમાણે એ સભામાં ઉપસ્થિત થનાર ઘણાં રાજા મહારાજાઓ તથા કવિઓ, વિદ્વાનોના ઉલ્લેખો શ્રીકણ્ઠચરિતમાં થયેલા છે; પરંતુ તે વર્ણનમાં પોતાના જ સમકાલીન કાશ્મીર નિવાસી કલ્હણનો ઉલ્લેખ મંખે કેમ નથી કર્યો એ જાણી પ્રથમ સહજ આશ્ચર્ય થાય છે. ઉપર જણાવ્યું તેમ, કલ્હણે પોતાના ગ્રંથમાં મંખ, અલંકાર ઉપરાંત તેમના એક ત્રીજા ભાઈ સરનિગારનો પણ ઉલ્લેખ કર્યો છે. આથી તેઓ પરસ્પરથી પરિચિત હોઈ મંખે તેનો ઉલ્લેખ તો અવશ્ય કર્યો હોવો જોઈએ. શ્રીકણ્ઠચરિત, ગ્રંથના ૨૫મા કાંડના ૭૮મા તથા ૮૦માં શ્લોકમાં કવિ કલ્યાણનો ઉલ્લેખ મળે છે. એ કલ્યાણ કવિનું મંખે પ્રશંસાત્મક વર્ણન કર્યું છે. આ વર્ણન એટલું ગુણદર્શી, વાસ્તવિક અને પ્રશંસાત્મક છે કે દરેક રીતે તે કવિ કલ્હણને જ અબાધ લાગુ પડે છે. કલ્યાણ એ સંસ્કૃત શબ્દ હોઈ કલ્હણ અપભ્રંશ શબ્દ હશે. આથી તો એમ પણ અનુમાન નીકળે છે કે કવિ મંખ સંસ્કૃતનો પક્ષપાતી હશે; જ્યારે કવિ કલ્હણની સંસ્કૃત અને પ્રાકૃત ઉભય પ્રત્યે સહાનુભૂતિ હશે. ટૂંકમાં, મંખ કવિ વર્ણિત કલ્યાણ અને કલ્હણ એક જ વ્યક્તિ છે.

રાજતરંગિણી માટે પાશ્ચાત્ય વિદ્વાનોનો મત છે કે હિંદુઓનો એ જ એક માત્ર સર્વોત્તમ ઐતિહાસિક ગ્રંથ વર્તમાન છે. એમાં સંદેહ નથી કે કલ્હણે એક ઐતિહાસિકતાના જ ઉત્તરદાયિત્વથી એ ગ્રંથનું નિર્માણ કર્યું છે. તેની ભૂમિકાથી જ એ વાત સ્પષ્ટ થઈ જાય છે:

" श्लाघ्यः स एव गुणवान् रागद्वेष बहिष्कृता ।
भूतार्थ कथनेयस्य स्थेयस्येव सरस्वती ॥

જેની ભાષા ભૂતકાલીન ઘટનાઓનું વર્ણન કરતી વખતે રાગદ્વેષ યા પક્ષપાતથી શૂન્ય હોય છે એ ગુણવાન વ્યક્તિ જ પ્રશંસાપાત્ર છે."

કલ્હણે જ્યાં શુદ્ધ ઇતિહાસ રચવાના વિચારથી લેખિની ઉઠાવી છે, ત્યાં પોતાની રચનાશૈલીમાં સંસ્કૃત કવિતાના ગુણોનો સમાવેશ કરવાનું પણ પસંદ કર્યું છે.

ઇતિહાસકારની અપેક્ષા એક મહાકવિના રૂપે જ પોતાની સ્મૃતિને ચિરસ્થાયી બનાવવી એ તેને વિશેષ અભિષ્ટ હતું. તેની ભૂમિકાથી જ એ સ્પષ્ટ છે. એ લખે છે:

वन्द्यः कोऽपि सुधास्यन्दस्कन्दीसमुक्वेर्गुणः।
येनायाति यशःकायः स्थैर्यं स्वस्य परस्य च॥
कोऽन्यः कालमतिक्रान्तं नेतुं प्रत्यक्षतां क्षमः।
कवि प्रजापतींस्त्यक्त्वा रम्यनिर्माणशालिनः॥

અર્થાત્: અવર્ણનીય અન્તર્દષ્ટિથી યુક્ત એવા ગુણસંપન્ન કવિ અમારા માટે પૂજ્ય છે. નિજ ગુણથી એ દષ્ટિ અમૃતધારાને પણ અતિક્રમણ કરી જાય છે. કેમકે એ કવિ તથા અન્યાન્ય વ્યકિતઓ પણ અક્ષય યશ પ્રદાન કરવામાં સમર્થ છે. કવિથી અતિરિક્ત એવો કોણ બીજો છે જે જનતાનાં નેત્રો સમક્ષ અતીતની ઘટનાઓનું સજીવ ચિત્ર અંકિત કરી શકે? વિધાતાની જેમ કવિ જ નયનાભિરામ દશ્યોની સૃષ્ટિ સૃજાવે છે.

અતીત કાળની અગણિત ઘટનાઓનું વૃત્તાંત વાંચતાં વાંચતાં પોતાના વાચકો અધીર બની ન શકે, તેમ તેમની મતિ નૈતિકતાની વિરુદ્ધ ન થવા પામે તે પ્રત્યે પણ કલ્હણે સારી રીતે ધ્યાન આપ્યું છે. ઉપરાંત, કલ્હણે સત્યના પ્રત્યે અસીમ અનુરાગ, અસાધારણ આધ્યાત્મિક નિઃસ્વાર્થતા, તેમ જ અધિકારીઓની પ્રસન્નતા-અપ્રસન્નતાની અવહેલના કરવામાં અસાધારણ ક્ષમતા પ્રદર્શિત કરી છે. દાન્તેની કવિતાઓમાં જેમ આપણને યુરોપના મધ્યયુગનું ધાર્મિક વર્ણન સજીવ રૂપમાં મળે છે તેમ કલ્હણની કવિતામાં આર્યભારતના સમગ્ર જીવનની સંસ્કૃતિ મળી શકે છે. તત્કાલીન ભારતનાં સ્ત્રીપુરુષની વિવેચના, આચરણ તથા સંસારનો અનુભવ પ્રાપ્ત કરવાની વ્યાવહારિક પદ્ધતિનું યથાર્થ ભાન થાય છે. તેણે જે કોઈ વસ્તુનું વર્ણન કર્યું છે તે તેના વાસ્તવિક ચિત્રણથી હૃદયંગમ બની શકયું છે. ઉદાહરણાર્થ ત્રિલોચનપાલ અને તુર્કોના યુદ્ધનું જ વર્ણન લઈએ. એ યુદ્ધ ભારતના સીમાન્ત પ્રદેશમાં મહમદ ગીઝનીના સેનાપતિત્વમાં થયું હતું. અને તેમાં ત્રિલોચનપાલનો પરાજય થયો હતો. સંક્ષિપ્ત હોવા છતાં તે યુદ્ધવર્ણન બહુ જ તીવ્ર નિશ્ચયાત્મક અને વીરતાપૂર્ણ છે. કલ્હણની એ લેખિનીમાં જાણે ઉત્તેજનાપૂર્ણ કાશ્મીરી પ્રકૃતિનો પ્રચંડ ક્રોધ મૂર્તિમંત થઈ ભભૂકી ઊઠયો હોય એમ લાગે છે. તેમજ રાજા યુધિષ્ઠિર શત્રુઓદ્વારા જ્યારે સપરિવાર દેશથી નિર્વાસિત કરવામાં આવે છે તે સમયનું તેનું વર્ણન કલ્હણે એટલું સુરમ્ય છતાં કરુણ અને સ્વાભાવિક રીતે વર્ણવ્યું છે કે આપણને ગ્રેનાડાથી મૂરોનું અંતિમ નિર્વાસન યાદ આવી જાય છે. તે લખે છે:

स्तनयुगल तनद्द सस्तमूर्धा शुकानां
त्रिकवलन विलोल वीक्ष्य दुरात् स्वदेशम्॥
अवहृतरुदतीनां मौली विन्यस्त हस्तं
पथि नृपवनितानामश्रुभिर्निर्झराम्भः॥
पर्यन्ताद्रितटाद्विलोकय सुचिरं दूरीभवन् मण्डलं
द्रागामन्त्रयितुं ग्रहत्सुनृपतेदरिषु पुष्पाञ्जलीन्
क्षोणिपृष्ठविकीर्ण पक्षतिनमत्तुंडं स्वनीडस्थितैः
सावेगं गिरिकन्दरासुपतनां वृन्दैरपिक्रन्दितम्॥

અર્થાત્: મસ્તક પરથી ખસી જતાં વસ્ત્રથી ઉભય સ્તનને બદ્ધ કરી રાજ્યપરિવારની સ્ત્રીઓએ માતૃભૂમિનું અંતિમ દર્શન કર્યું. અને તરત જ માથે હાથ મૂકી રોવા માંડયું. તેમનાં આ આંસુઓથી સડક પર જાણે એક નાનીશી સરિતા વહી રહી. મહિલાઓ જ્યારે સીમાન્ત પ્રદેશના પર્વત પરથી સ્વદેશને ઘણી વાર સુધી નિહાળી રહી ત્યારે અંતે તેમણે નિજ અંજલિઓમાં ફૂલ ભરી ભરી તેના પ્રત્યે અર્પણ કર્યાં, અને તેનાથી વિદાય લીધી. આહ! હવે તો તે માતૃભૂમિથી દૂર સુદૂર જઈ રહી હતી. એ એટલો કરુણ સમય હતો કે માળાઓમાં આરામ કરતી ચકલીઓ પણ ચીંચીં કરવા લાગી. એ આંખો નીચી કરી ટોળાબંધ પર્વતની ગુફાઓ પર ઊડવા લાગી."

રાજતરંગિણી વાસ્તવમાં કાશ્મીરના આર્યજીવનનું દર્પણ છે. તેમાં જ્યાં કાનૂન તથા નીતિ સંબંધી કથનોપકથન મળશે ત્યાં તત્કાલીન સમાજનું મનોહર ચિત્ર પણ દૃષ્ટિ સામે મૂર્તિમાન થઈ થેઈકાર લેઈ ઊઠશે. હાસ્યરસ અને સુકુમાર વ્યંગની આછી છાંટ પણ તેમાં હોઈ તે તેથી તો ઓર આકર્ષિત બની રહે છે.

કાશ્મીરના હિંદુ નારીજીવન માટે પણ કલ્હણે બહુ જ સદય અને ઉદારતાથી લખ્યું છે. વ્યભિચાર ગણાય એવા વર્તનવાળી સ્ત્રીઓ પ્રત્યે પણ તેણે કઠોર દૃષ્ટિ નાખી નથી. તેના લખવા પ્રમાણે કાશ્મીરની સ્ત્રીઓ ખૂબ સ્વતંત્ર હોઈ સહજ સ્વચ્છંદ પણ હતી. પડદો રાજકુટુંબોમાં પણ ન હતો. સામાજિક ક્ષેત્રોમાં તે વિના સંકોચ ભાગ લઈ શકતી. રાજ્યાભિષેક વખતે રાણીઓ રાજાની સાથે સિંહાસને બેસતી, તેમ સંમિલિત રૂપે શાસન પણ કરતી. કેટલીક વખત રાણીઓ સ્વતંત્ર રૂપે પણ શાસન કરતી. રૂસની કેથેરાઈનની જેમ કાશ્મીરની રાણી દિદ્દા પણ પોતાના જ ઉત્તરદાયિત્વ પર રાજકાજ કરતી હતી. આ રાણી પોતાની પ્રેમલીલાના કારણે ખૂબ બદનામ થઈ છે. ઉપરોક્ત કેથેરાઈનની જેમ દિદ્દાના પ્રેમીઓ પણ અનેક હતા. જાતિભેદ કાશ્મીરમાં ખાસ કરીને ન મનાતો. રાજપરિવાર અને તેને અંગેની કન્યાઓ કર્મચારીઓ, પુરોહિતો, તેમ જ અન્ય જાતિની સાથે પણ લગ્ન કરી શકતી. અછૂત સ્ત્રીઓ પણ નિજ નૃત્ય કુશળતાના કારણે રાજાઓ સુદ્ધાંનો પ્રેમ સંપાદન કરી શકતી. કેટલીક વખત તેવી અછૂતો સાથે રાજાઓ લગ્ન પણ કરતા. વિવાહિત સ્ત્રીઓ પતિથી અતિરિક્ત અન્ય પુરુષને પણ અમુક વખતે પોતાનો કરી શકતી. એવા સંબંધ પ્રત્યે કલ્હણે કઠોર દૃષ્ટિ નથી કરી. એથી તેણે અનંગલેખા, તેનો પતિ દુર્લભસેન, અને તેનો પ્રિયતમ શંખ (મંત્રી)ની કથા, વિના સંકોચે, વિના વિરોધે, જાણે સહાનુભૂતિ સાથે લખતો હોય એમ લખી છે.

રાજતરંગિણીથી માલૂમ પડે છે કે કાશ્મીરનો શિક્ષિત સમાજ સ્થાપત્ય, ચિત્ર, સંગીત, અને અભિનયકલા પ્રત્યે ખૂબ રુચિર હતો.

કલ્હણ વિનોદી પણ ખૂબ જણાય છે. શેખીબાજ સેનાપતિઓ, પદચ્યુત રાજકર્મચારીઓ, સ્વભાવથી જ દુષ્ટ સૈનિકો, વિદ્યાર્થીઓ પાસે પગ દબાવતા અધ્યાપકો, મંદિરોમાં નૃત્ય કરતી વૃદ્ધ સ્ત્રીઓ, ધર્મના સોગંદ લઈ બાળકોને લૂંટતા વૈશ્યો, ઉપવાસ / કુશળ પુરોહિતો, તેમ રાજદ્રોહી ડામર લોકો—એક પ્રકારના સભ્યતા વિહીન ધનવાનો તેણે અમુક અમુક સ્થળે પોતાના ગ્રંથમાં ઠીક પ્રમાણમાં ચિત્રિ[illegible]

1 સંક્ષિપ્ત.

# Designing Our Homes

## આપણાં ઘરોનું સંયોજન
### યાને
## આપણાં ઘરો કેવાં હોવાં જોઇએ ?

ગજાનન વિ. પાઠક સ્થપતિ

આપણે બધા સારી પેઠે જાણીએ છીએ કે આપણને રહેવા માટે ઘર જિંદગી માટેની કેટલી જરૂરી વસ્તુ છે. સમસ્ત મનુષ્યજાતિને ઘરની જરૂરિયાત સૃષ્ટિની શરૂઆતથી જ સમજાઈ છે. તેણે પોતાને રહેવા માટે ગુફાથી શરૂ કરી, ઝૂંપડીઓ કરી, કાચા ગારાનાં મકાનો કર્યાં, પછી પાકાં મકાનો કર્યાં ને છેવટે તેણે જગપ્રસિદ્ધ ઇમારતો બાંધી છે.

માણસે શરીરસ્વાસ્થ્ય, તેના વિકાસ અને તેના રક્ષણ માટે ઘર કર્યું છે એટલે આપણે તે મુદ્દાઓ કેવી રીતે સચવાય તે જાણવું જોઇએ, અને તે પ્રમાણે કરતા હોઇએ ત્યારે જ આપણે આદર્શ ઘરો કર્યાં ગણાય. આ વૈજ્ઞાનિક જમાનામાં આપણે ઘણી પ્રગતિ કરી છે. પરંતુ ઘરોની બાબતમાં આપણે યુરોપીય ધોરણનું અંધ અનુકરણ કરી ક્યાં ક્યાં ભૂલો કરીએ છીએ તે જાણવું ઘણું જરૂરી છે.

ઘરોનો આદર્શ દરેક દેશની (૧) આબોહવા (૨) સામાજિક પરિસ્થિતિ (૩) ભૌગોલિક સ્થિતિ (૪) ભૂતળ અને (૫) ઐતિહાસિક બનાવો પર આધાર રાખે છે. આપણે તે દરેકને ક્રમવાર તપાસીશું અને આપણને આજે માત્ર આબોહવાને લીધે ઘરોમાં શી શી જરૂર છે તે જોઈશું.

આપણે ત્યાંની આબોહવા મુખ્યત્વે ગરમ છે, એટલે આપણે હંમેશાં ઘરોમાં ગરમીથી બચવાનો પ્રયત્ન કર્યો છે. સૂર્યનો તાપ સીધો ઘરમાં ન પ્રવેશે, અને પ્રવેશે તો તેની ગરમી ઘરમાંથી બહાર નીકળી જાય—બહારથી હવા અને પ્રકાશ મળે, અને તાપ ન પ્રવેશે તે આપણે જોવું જોઈએ. સૂર્યનો તાપ સીધો ઘરમાં ન પ્રવેશવા માટે આપણને ઓશરીઓ જોઈએ, તે આપણે ન રાખી શકતા હોઇએ તો તે તરફની બારીઓ પર છજાં મૂકવાં જોઈએ, આપણે બારીઓ જ એવી કરવી જોઈએ કે તેમાંથી હવા આવે પણ તડકો ન આવે. આપણે ત્યાં દક્ષિણ અને પશ્ચિમની દિશાએથી પવન આવે છે ને તે જ દિશામાંથી પાછો વાછંટ અને તડકો પણ આવે છે, તેને અટકાવવો પડે તેમ છે. આ વસ્તુ સાધવા માટે આપણે ઓશરીઓ જોઈએ, અને બારીઓ પર છજાં-વાછંટિયાં જોઈએ. હાલના નવીન સ્થાપત્યના અંધ અનુકરણમાં મકાનો બાંડી સપાટીવાળાં થતાં બારીઓને આ તડકા, તથા વાછંટથી રક્ષણ મળતું નથી. અજવાળાનું તેજ કમી કરવા

માટે આપણે સળીઓની ટટ્ટીઓ બનાવી છે, ઉત્તર હિંદમાં આ ટટ્ટીઓનો ઉપયોગ ચાલુ જ છે. આપણે ત્યાં ગૂજરાતમાં તે વપરાતી નથી. વળી અજવાળાને ઘરમાં માફકસર પ્રવેશતું કરવા માટે આપણે ઘર વચ્ચે ચોક કરતા આવ્યા છીએ, તે એક ઘણા જ મહત્ત્વનું અંગ છે. તે દ્વારા સૂર્યનાં કિરણો ચારે તરફથી પ્રતિબિંબિત થઈ ઘરમાં પ્રવેશે છે એટલે ઘરમાં પ્રકાશ આવે છે અને ગરમી નથી આવતી. આપણે ત્યાં સૂર્યપ્રભા ઘણી જ ઉગ્ર તેજવાળી હોવાથી ઘરોમાં પ્રકાશ લાવવા માટેનાં દ્વારો કે બારીઓ, જાળીઓ વગેરેનું પ્રમાણ પશ્ચિમનાં ધોરણે ન હોવું જોઈએ. આપણે પવનની ઘણી જરૂર છે એટલા માટે બારીબારણાં સામસામે રાખવાનો નિયમ શિલ્પશાસ્ત્રમાં કહ્યો છે. આ નિયમને શિલ્પશાસ્ત્રમાં વેધ કહે છે ને તેના પર શાસ્ત્રમાં ઘણો જ ભાર મૂક્યો છે, અને તે ઉલ્લંઘવામાં ઘણી મોટી સજાઓ ફરમાવેલી છે. આ વસ્તુને હાલના કેટલાક આર્કિટેક્ટો કે નવા વિચારવાળાઓ વહેમની નજરે જુએ છે, પણ ખરું તો પશ્ચિમના ધોરણને વળગી રહેતાં હોવાથી અવગણે છે, તે ખોટું છે. અલબત્ત પશ્ચિમમાં તેવો નિયમ નથી પરંતુ ત્યાં તો પરિસ્થિતિ જ આપણાથી ઊલટી છે, ત્યાં ઠંડી મુખ્ય ઋતુ હોવાથી પવનને અટકાવવા માટે બારીબારણાં સામસામે મૂકવાની જરૂર નથી. છતાં પણ સૌંદર્ય અને સગવડનો વિચાર કરતાં દ્વારો બધાં મધ્યરેખાપ્રવર્તી હોય તે સારું જ છે. પશ્ચિમમાં ઠંડી વિશેષ હોવાથી હરવા ફરવાની ચાલ—passages—ઘરની વચ્ચે, ઓરડાઓની હારો વચ્ચે રખાય છે. જ્યારે આપણે ત્યાં હરવાફરવા માટે ખુલ્લી ઓશરીઓ રાખીએ છીએ—આ નિયમે તમે વિચારશો તો જણાશે કે ખારના, માટુંગાના અને બીજે પણ નવા થતા ઘણા બંગલાઓ બિલકુલ ઓશરી વિનાના જ થએલા છે જે આપણી જરૂરિયાતથી ઊલટી વાત છે.

આપણે તો હરવા ફરવાની છૂટ, હવા આવે ને તડકો કે વાંછટ ન આવે તેવા વિભાગો ઘરોમાં જોઈએ જ. આ વિભાગો તે ઓશરીઓ, ઝરૂખાઓ, એ લોકો જેને લાઉન્જ કહે છે તે અને અગાશીઓ છે.

ગરમ હવાને લીધે આપણને મોકળાશ બહુ ગમે છે. એક જ જગાએ એક જ આસને આપણને વધારે વાર બેસવું ફાવતું નથી. બેસવું, ઊઠવું, હરવુંફરવું, બોલવું, વગેરે દરેક ક્રિયામાં આપણું શરીર ખુલ્લાશ અનુભવે તેમ આપણે રાખીએ છીએ. પોશાક પણ આપણે એવો જ રાખ્યો છે કે તેમાંથી હવા આવજા કરી શકે. યુરોપીય અંધ અનુકરણને લીધે આપણે તેમનો અક્કડ પોશાક પહેરીએ છીએ ખરા, પણ ઘેર આવીને તો એ બંધનમાંથી હવે ક્યારે મુક્ત થઈએ એમ જ ઇચ્છીએ છીએ, અને ધોતિયું પહેરીએ ત્યારે જ નિરાંત અનુભવીએ છીએ. આપણા પોશાકને લીધે આપણી બેઠક, અને બીજી કામ કરવાની રીતમાં અને પશ્ચિમની ઢબમાં ઘણો ફરક છે. બેઠકમાં આપણે ઘડી પગ લાંબા કરીશું તો ઘડીમાં હાથ ઊંચાનીચા કરીશું—એમ ગમે તે રીતે શરીરને ચારે તરફથી હવા મળે તેમ પ્રયત્ન કરીશું. એટલે આપણી બેઠકો માટે આપણે ખુરશીઓ નથી રાખી પણ ગાદીતકિયા રાખ્યા છે. જ્યારે પશ્ચિમની રીત આપણાથી તદ્દન ઊલટી છે. ત્યાં શરીરને હવા ન લાગે, કપડાંમાંથી હવા પ્રવેશે નહિ તેવો અક્કડ પોશાક થયો અને તેથી કહો કે તેઓ જેવી સફાઈથી પોતાનો માલ પેક કરે છે તેવી જ સફાઈથી શરીર પેક થાય

જેવાં કપડાં તેમણે યોજ્યાં, શરીર જેમ અને તેમ હલનચલન ન પામે તેવી બેઠકો એટલે કે ખુરશીઓ થઈ.

આ હકીકતથી હું એમ કહેવા માગું છું કે આપણે રહેવાના મકાનના દરેક ઓરડાનું ક્ષેત્રફળ પશ્ચિમનાં લોકોને જોઈએ તે કરતાં હંમેશાં મોટું હોવું જોઈએ અને બારી દરવાજાનાં માપો ત્યાંના કરતાં નાનાં હોય; અને ખરેખર તેમજ છે.

આ હવામાન અને પોશાકને લીધે આપણી કામ કરવાની ઢબમાં પણ ઘણો ફેર છે, અને તેને લીધે અમુક અમુક આકારો તો આપણે જ કરી શકીએ. અને તેવા આકારો આપણે કોઈ જુદી ઢબે કરવા જઈએ તો થઈ ન શકે તેવું છે. આપણી હવા અને પોશાકને લીધે આપણે ઘણુંખરું કામ બેઠાં બેઠાં કરીએ છીએ: કુંભાર વાસણો ચાકડા પર ઉતારે છે તે નીચે બેસીને જ ઉતારે છે. તે જો તમે તેને સંચાકામ પર ઊભાં ઊભાં કરવા કહો તો ન જ કરી શકે. આપણે રસોઈ બેઠાં બેઠાં કરીએ છીએ, ત્યારે જે રોટલી કરીએ છીએ તેવી રોટલી ઊભાં ઊભાં કે સ્ટૂલ પર બેઠાં થવાની જ નથી. આ બેઠક અને તેનાથી થતાં કામને અનુકૂળ આપણાં ઘર હોવાં જોઈએ. જ્યાં જ્યાં બેઠાં કામ કરવાનું હોય ત્યાં અજવાળું પડવા માટે બારીઓ ભોંતળ સુધી લંબાવેલી હોવી જોઈએ. રસોડામાં તો ખાસ તેમ જોઈએ. પણ આપણે બધી જગાએ બારીઓ, પશ્ચિમની ઢબે અઢીથી ત્રણ ફૂટ ઊંચે જ રાખતા થઈ ગયા છીએ, તે ખોટું છે.

કેટલીક એટીકેટ, રીતભાત, વિનય, પણ જુદાં જુદાં હવામાનને લીધે જુદાં જુદાં નક્કી થયાં છે. યુરોપીય દેશોમાં ઠંડીને લીધે ગરમ પોશાક થયો, ગરમ પોશાક બની શકે તેટલો ઘેરા રંગનો એટલે સામાન્ય રીતે પહેરવા માટે તેમણે કાળો પોશાક પસંદ કર્યો છે—અને કપડાં પહેરવાં જ પડે તેવું હોવાને લીધે કપડાં પહેરીને જ મળવાનું વિવેક ભર્યું ગણાયું. આપણે અત્યારે આનું અનુકરણ કરી રહ્યા છીએ. એ સર્વ રીતે ખોટું છે. આપણે ત્યાં ગરમીને લીધે આપણે ઝીણાં સુતરાઉ ઉજળાં કપડાં પહેરતા હતા તેને બદલે જાડા કપડાનાં ઘેરા રંગનાં કોટ પાટલૂન પહેરવા લાગ્યા અને એમના અનુકરણમાં કોઈ આવે કે તુરત કપડાં પહેરી મળવામાં વિવેક ગણવા લાગ્યા છીએ અને ખુલ્લે શરીરે દેખાવામાં શરમ માનવા લાગ્યા છીએ. આ વસ્તુ કેટલી ખોટી છે તે હવે તમે સમજી શકશો.

આવી જ બીજી બાબતોની આપણે મકાનના જુદા જુદા ઓરડાઓમાં નકલ કરી આપણે ખાસ બેડ રૂમો રાખવા માંડયા છીએ. ખરી રીતે આપણે એ લોકોની જેમ હંમેશાં વાપરી શકતા જ નથી. કેમકે આપણને તો જ્યાં હવા મળે ત્યાં પથારી સૂવાની જરૂર પડે છે. અને ત્યારે એક જ જગાએ ચોંટી રહેલા પલંગો જેમ પડયા રહે છે અને મચ્છરોનાં સ્થાન થઈ પડે છે. એ કારણે આ આવાસો છે. પણ તેને કોઈ દહાડો બેડ રૂમ તરીકે [illegible] નથી. આપણે તો ઊઠયા કે તુરત પથારી ઉંચકીને ડામચિયે દક્ષિણીઓમાં પથારીને તકિયાની જેમ ગોળ વાળી રાખે છે, એ [illegible]

પશ્ચિમની બીજી નકલમાં આપણે આપણાં રસોડ[illegible] માંડયા છીએ. તેના કારણમાં આપણે એમ જાણવાનું[illegible]

કે રસોડાની ગંધ બીજા આવાસોથી દૂર રહે તો સારું. પણ આ માન્યતા પશ્ચિમના લોકોની એમનાં રસોડાં માટેની છે. એમનો ખોરાક આપણાથી જુદો છે. અને રસોઈ બનાવનારા અને પીરસનારાઓ નોકર લોકો હોય છે એટલે એ લોકો એ ખાતાને દૂર રાખે તે સમજી શકાય તેવું છે અને આપણે ત્યાં પણ ધનિક લોકો તેમ કરે તેમાં ખોટું નથી. પરંતુ હિંદુસ્તાનની સામાન્ય જનતા કે જે ધનિકોના પ્રમાણમાં ઘણી જ મોટી છે તેમનાં ઘરોમાં આ રસોઈખાતું ઘરની ગૃહિણી જ ચલાવે છે. અને તેવાઓનાં ઘરોમાં પણ જ્યારે રસોડાં છેટાં અને અદૃશ્ય મૂકાય છે ત્યારે બિચારી ગૃહિણીઓને ઘર સંભાળવાની ઘણી આપદા પડે છે. પુરુષો બહાર ગયા પછી બધા બંગલાનાં પ્રવેશદ્વારો બંધ રાખીને અદૃશ્ય રીતે ગૃહિણીઓ તેમનાં ખાતામાં ક્યાંઈ ભરાઈ રહેલી હોય છે. ત્યાં કોઈ આવનાર સંદેશો પહોંચાડતાં પણ અડચણ અનુભવે છે. આમ કરવામાં એક બીજો અન્યાય સ્ત્રીજાતિને ઘણો મોટો થાય છે. આપણે એટલું તો ચોક્કસ સમજ્યા છીએ કે હવા તો દક્ષિણ અને પશ્ચિમ દિશાએથી જ આવે છે એટલે આપણે ડ્રૉઈંગ રૂમ ( બેઠકનો ઓરડો ) અને બીજા આપણા ઉપયોગના રૂમો હવાવાળી દિશામાં મૂકીએ છીએ અને ગૃહિણીનાં ખાતાં બધાં હવા વિનાની દિશામાં નાખ્યાં જાય છે, જેથી એમને ગરમીમાં બળતી સગડીઓમાં કામ કરતાં હવા વિના જ બફાઈ મરવાનું હોય છે. આવાસોને શણગારવામાં પણ અન્યાય થઈ રહ્યો છે. ડ્રૉઈંગ રૂમ ખૂબ શણગારીએ, બીજા પણ જે રૂમો આપણે વાપરતા હોઈએ તેને શણગારીએ, અને સ્ત્રીઓના વપરાશની રૂમો પર જરા પણ ધ્યાન આપીએ નહિ. આપણે એક તરફથી એમ માનીએ છીએ કે "ઘર તો બાઈ ગૃહિણીનું. એમની સગવડ પહેલી જોવી. આપણે તો આખો દહાડો બહાર રહીએ છીએ. વગેરે" પણ આપણે તે પ્રમાણે વર્તતા નથી. ઘડીભર માની લો કે આપણે તો આખો દહાડો બહાર હોઈએ છીએ ત્યારે સ્ત્રીઓ આપણા હવા ઉજાસવાળા ઓરડાઓ વાપરી જ શકે છે ને? એમને કોણે ના પાડી છે? પણ મારે કહેવું જ જોઈએ કે આપણે આપણા આ ઓરડાઓ શણગારીએ છીએ એવી યુરોપીય ઢબથી કે આપણી દેશી સ્ત્રીઓ તેમને અનુકૂળતાથી ભોગવી શકતી જ નથી. એમને તો એમનાં ખાતાં ભલાં ને તેમનું કામ ભલું—મારું તો એ કહેવું છે કે જ્યારે એમની પાસેથી આપણે શારીરિક કામ લઈએ છીએ ત્યારે એમને માગી હવા તો આપો!

આપણે બીજી પણ મહત્ત્વની વસ્તુઓને બેડોળ માનીને તેમનો ત્યાગ કરીએ છીએ—એ છે ખીંટીઓ, વળગણીઓ, અને શીંકા પાણીઆરાં; ઘોડિયાં. આપણો પોશાક એવો ઢીલો અને છૂટો છે કે તેને વારંવાર સંકેલીને મૂકવાની જરૂર નથી પડતી. વળી ગરમીને લીધે તેને બહાર હવામાં ફરફરે તેમ ટાંગી રાખવાની જરૂર છે એટલે ખીંટીઓ આપણે રાખવી જ જોઈએ. ધાતુની ખીંટીઓને બદલે સંઘેડે ઉતારેલી રંગીન ખીંટીઓ કોઈ રીતે ખરાબ નથી. તેનો આકાર પણ એવો છે કે આપણો પોશાક તેના પર બહુ સગવડથી ટીંગાઈ રહી શકે છે. ધાતુની ખીંટીઓથી ઘણીવાર કપડાંને કાટ લાગી કપડાંમાં ડાઘા પડે છે. યુરોપિયન લોકોનાં કપડાં ત્યાંની હવાના કારણે ઉતારતાં જ નથી, અને ઉતારાય છે ત્યારે કબાટમાં સંકેલીને મૂકાઈ જાય છે, એટલે એમને ખીંટીઓની જરૂર આપણા જેટલી ન પડે. છતાં અતિશય ઠંડીને લીધે એ લોકો મોટા ઝભ્ભા, cloaks

પહેરીને ઘરમાં પ્રવેશે છે, ત્યારે એ લોકો cloaks કાઢી રાખવા માટે એક ખાલી જગા નિયત કરે જ છે. તો આપણે આપણી જરૂરિયાત અને અનુકૂળતા પ્રમાણે કેમ ન કરવું! વળગણી પણ આપણે છોડી દીધી છે. હવે તો ઊંચે વળગણી પર કપડાં સૂકવતાં પણ આપણને ન આવડે એવું થયું છે. હજુ દક્ષિણીઓ પોતાના ઘરમાં વળગણીઓ રાખી રહ્યા છે. જે વસ્તુની આપણને જરૂર છે તેને કઢંગી ગણવી એ ગુલામી માનસનું લક્ષણ છે. વળગણી વિના આપણે, કપડાં ગમે તેમ ઝરૂખાના કઠેડા પર, કે થાંભલાઓને દોરીઓ બાંધી સૂકવતાં સ્થાપત્યની સુંદરતામાં એક મેળ ઊભો કરીએ છીએ તેનું આપણને ભાન નથી.

હીંચકાનો પણ આપણે ત્યાગ કરવા લાગ્યા છીએ, જ્યારે હીંચકો તો આપણી હવાને માટે એક ઘણું જ અપૂર્વ અને ઉપયોગી ફરનિચર છે, તેની જગા કોઈ દિવસ ઝૂલતી ખુરશી (rocking chair) નહિ લઈ શકે. કોઈ એમ વિચારે કે રૂમ વચ્ચે હીંચકો જગા રોકે છે, પણ આપણે ચારે તરફ સોફાસેટ, ખુરસીઓ મૂકી વચ્ચે એક ટેબલ અને કુસુમપાત્ર (વાઝ) મૂકીને ક્યાં જગા નથી રોકતા? વળી ચારે તરફ ખુરસીઓ મૂકવાથી એ જગાઓ મચ્છરોનાં ઘર બની રહે છે. ઘોડિયાં પણ આપણે ઓછાં વાપરતા થયા છીએ કે તેને અદીઠ ગણવા લાગ્યા છીએ. બચ્ચાંને માટે ઘોડિયું એક અપૂર્વ સર્જન છે, તેની રચના તેની ઉપયોગિતા સર્વાંશ સંપૂર્ણ છે તેને બદલે પારણાં, કે લોખંડનાં નીકલનાં ઘોડિયાં કેટલાક શોખીનો લે છે તે તદ્દન ખોટું છે. આપણું ઘોડિયું તેની રચના અને ઉપયોગિતા માટે એવું હલકું કર્યું છે કે તેને જ્યાં હવા મળે ત્યાં ઊંચકીને ગમે તેવી અસપાટ જમીન પર ઠેરાવીને મૂકી શકીએ તેવું છે. જ્યારે તેની અવેજીવાળું ફરનિચર જરા પણ તેવું નથી. આ બધી વસ્તુઓ ફરનિચરો–વિનાનાં ઘરને આદર્શ ઘર કહી જ શકાય નહિ. યુરોપીય ફરનિચરો પર શાસ્ત્રોનાં શાસ્ત્રો રચાયાં છે તેમ જ આના પર પણ ઘણું કહી શકાય તેમ છે પણ એ કોઈ બીજે વખતે હું કહીશ.

તે જ પ્રમાણે પાણિયારાને પણ આપણે અદીઠ ગણવા માંડયા છીએ અને ઘરમાં દૂર મૂકી દીધાં છે. આપણે ત્યાં પાણી પીવાની ઘણી જ અગત્ય છે, અને પાણીને ઠંડું રાખવાનું તે એક રેફ્રીજરેટર જ છે. અને સુંદર રોનકવાળાં પાણિયારાં તેના પર ગોળા અને ઉટકાઈને ચળકાટ મારતા ઘડા, અને બીજા ઉપસ્કરો વડે તે ઘણાં જ સુંદર લાગે છે. તેને આપણે સુંદર જગાએ ઘડાવી દેવાં જોઈએ. યુરોપીય ઘરોમાં હંડીમાં તાપવાને માટે ભીંતિયા ચીમનીઓ છે તેવી રીતે તેનાથી વિરુદ્ધનાં આ પાણિયારાં છે. યુરોપિયનો આ આધુનિક વૈજ્ઞાનિક જમાનામાં પણ ભીંતિયા સગડીઓ હરેક રૂપમાં એક શણગાર તરીકે પણ મૂકે છે તો આપણે પાણિયારાંને શા માટે ભૂલવાં જોઈએ? આપણે વિચારવું જોઈએ કે જે વસ્તુની આપણને જરૂર છે તેનાથી શોભા વધે કે ઘટે?

બંધુઓ, અત્યારે ટૂંકાણમાં હું આટલો નિર્દેશ માત્ર કરું છું તેનો તમે વિચાર કરશો. ઉપરાંત તમારી જે જે વૈયક્તિક ખાસિયતો હોય તેનો વિચાર કરી તમારી બધી જરૂરિયાતોને બરાબર ન્યાય આપે તેવાં ઘરો જો તમે મેળવશો તો દરેક રીતે તમને તે સુખકર નીવડશે. યોગ્ય સગવડ વિનાનું ઘર એક જિંદગીભરની આપદા 'ન્યૂસન્સ' છે. સારા ઘરમાં માણસનું મન પણ સ્વસ્થ રહે છે અને યોગ્ય રીતે વિકાસ પામે છે.*

* તા. ૨૫-૬-૪૬ને રોજ મુંબઈ રેડિયો સ્ટેશન પર ગુજરાતી વિભાગમાં આપેલું ભાષણ. આ ભાષણ પ્રસિદ્ધ કરવા દેવા બદલ મુંબઈ રેડિયો સ્ટેશનના કાર્યવાહકોના અમે ઘણા જ આભારી છીએ.

# પૂજ્ય ગાંધીજીને

'પારાશર્ય'

ડંકા બાજે ઘન ગગડતા વિપ્લવો રૌદ્ર જાગે,
આજે કાળી રજનિ ડસતી મૃત્યુના સાજ વાજે.
ગાઢાં ઘેરાં પ્રલય ધમસાણો મચે, વિશ્વ કમ્પે,
નાચી ઊઠે રુધિર ઝરતી ખંજરી કાલ કેરી.
દ્વારે દ્વારે કરુણ કિકિયારી ઉઠે, હામ ભીડી
ત્યારે સામે બસ ઝઝુમતા એકલે પંડ બાપુ !

અન્યાયોના નિધિ રુકવવા દેહની પાજ બાંધી
છાતી માથે નિત ઝિલી રહ્યા વજ્ર ઘાઓ સહર્ષ.
વૃદ્ધત્વે યે પ્રખર ચમક્યાં કર્મ તારુણ્ય કેરાં
દીપી ઊઠી યુગ પુરુષતા બ્રહ્મક્ષાત્રત્વ તેજે.
બાપુ ઇચ્છે સતત વહવી આર્ય વર્ચસ્વ હોંસે
ગાળી દેવા જનસકલની પાશવી ક્રુરવૃત્તિ.
બાપુને ના લડત જીતવી, શત્રુ સંહારવા ના.
સત્યાહિંસે સદય હૃદયે જીતવાં શત્રુહૈયાં.

એકાકીલા રણ રણ ધસે દ્રઢ બાપુ ડગોથી
સંગે જાવા ધડક ઉઠતી–હોંસ થાતી અદમ્ય.
આવી આજે ઘન ઘરી નથી ચૂકવી એ અલભ્ય,
ખોળે સૂતું તજી દઈ હવે મૂકવું જંગમધ્ય.
'ન્હાનાં ભોળાં શિશુ સહુ' હવે શબ્દ ના સાંખવા તે,
ના ના રહેશું અંધમ જડતા પ્રાસકર્મો ત્યજીને.
ન્હાનાં તોયે તવ શિશુ અમે ભેટ બાંધી ધસીશું,
જેવાં તેવાં અનુકરણથી કૈંક તો યે કરીશું.

વૈરી જાતે શિશુ સહુ ન જો આપને સાથ દેશું,
આત્માનો જો ઉદય ઉજળો આત્મથી ના કરીશું.
સ્હેશું કષ્ટો, કદિક મરશું, આપને માટ ના કૈં;
સ્વાર્થી અન્તે અમ સુખ મિષે યત્ન કેવા પડે કૈં.

લાંબી* જવાળે ધખ ધખ ધખે યજ્ઞ સ્વાતંત્ર્ય કેરો,
તેમાં હોમી નિજ જીવનને, વંશ વિસ્તાર કેરો
લીલી વાડી ભરચક સુધાપુઞ્જ ઝૂકાવવાને
મેઘો કેરાં દલ દ્રવવવા સાર્થ ઝંખો થવાને.

યોદ્ધા કેરી અડગ પ્રતિમા ભવ્ય ગંભીર ધીર
પ્રેરે યુદ્ધે પદ જીવનને, અદ્ભુત પ્રેમવીર
ત્યારે બાપું તવ વય પ્રભા મૂર્ત કલ્યાણ દૃષ્ટિ
પ્રેરે કાર્યે ઉચિત સહસા ભીષ્મ ઐશ્વર્ય શૌર્ય.

ડંકા બાજે, જુધ ગડગડે, મર્ત્ય ના સૂઈ રે'શું,
દીક્ષા લીધીઃ વદન હસતે કેસરીયાં કરીશું.
આશા શ્રદ્ધા તપ સદયતા સત્યના પાઠ લેશું,
બેઠા છો ત્યાં પગભર થઈ સ્વસ્થતા કેળવીશું.

બાપુ ! બાપુ ! શિશુ સહુ અમે વારસો મેળવીશું,
ઝાઝું નૈં તો તવ તવપણું ઝીલીને જીરવીશું.



*अन्नात् भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः ।
यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥
ગીતા અ. ૩, શ્લો. ૧૪

# ઉત્તરરામચરિત

ભાષાન્તરકાર : રંજિતલાલ હરિલાલ પંડ્યા

## અંક ૪ થો

[ બે તાપસો પ્રવેશ કરે છે. ]

પહેલો : સૌધાતકી, જો, આજે, આ બહુ આવેલ અતિથિઓને સ્વાગત આપવા માટે થતી તૈયારીઓથી, ભગવાન વાલ્મીકિના આશ્રમપદની શોભા ! કાં કે,

પામી સદ્ય પ્રિયા પ્રસૂતિ, વધ્યું જે તેનું, પીતાં ફૂરતું,
પીએ છે મૃગ આ, તપોવન તણો, સંતુષ્ટ, પાણી ઉન્નું;
કર્કન્ધૂ ફલ મિશ્ર શાક શીઝતા કેરી સુગંધી સહે,
રાંધેલા ઘૃતમાંહ્ય ઓદન તણી, ઝીણી સુંરા વિસ્તરે !

સૌધાતકી : ભલે પધાર્યા, એ જાતજાતના, અધ્યયન મુક્ત કરનારા, ઝીર્ણ કૂચાં !

પહેલો : ( હસીને ) સૌધાતકી, કોઈ અપૂર્વ કારણથી તું ગુરુઓને કંઈ માન આપી રહ્યો છું ?

સૌધાતકી : અરે દણ્ડાયન ! આ જે, સ્ત્રીઓનો મોટો કાફલો લઈને, અતિથિ આજ આવ્યો છે, તેનું શું નામ, વારું ?

દણ્ડાયન : ધિક્, હસવું ! આ તો ઋષ્યશૃંગના આશ્રમથી, અરુન્ધતીને લઈને, મહારાજ દશરથનાં ધર્મપત્નીઓ સાથે ભગવાન વસિષ્ટ પધાર્યા છે. તું શું બકબક કરું છું ?

સૌધાતકી : હં, વસિષ્ઠ કે ?

દણ્ડાયન : બીજું કોણ ?

સૌધાતકી : મને તો થયું કે કોઈ વાઘ કે વરુ હશે એ !

દણ્ડાયન : અરે, શું બોલું છું તું ?

સૌધાતકી : કેમકે, એમના આવવાની સાથે જ, એ પેલી બિચારી પીળચટી વાછડીને, 'ઓહિયાં' કરી ગયા !

દણ્ડાયન : 'સમાંસ મધુપર્ક'—એ ધર્મસૂત્રને માન આપીને, જ્યારે કોઈ શ્રોત્રીય, અભ્યાગત તરીકે આવે છે ત્યારે, ગૃહમેધીઓ તેને, કાં તો વાછડી, કે બળદ, કે બકરો, અર્પણ કરે છે. આપણા ધર્મસૂત્રકારો એને ધર્મ ગણે છે.

સૌધાતકી : અરે, પકડાયો, તું !

દણ્ડાયન : કેમ ?

સૌધાતકી : કેમકે જ્યારે વસિષ્ઠ આદિ આવ્યા ત્યારે વાછડીનો વધ કર્યો, પણ જ્યારે આજે જ, રાજર્ષિ જનક પધાર્યા ત્યારે, ભગવાન વાલ્મીકિએ તો દહીંમધનો જ મધુપર્ક અર્પણ કર્યો, અને વાછડીને તો છોડી મૂકી !

દણ્ડાયન : જેઓએ માંસાહાર તજ્યો નથી, તેમને જ માટે એ પ્રકારની સ્વાગત વિધિ ઋષિઓએ નિર્દેશેલી છે. પરંતુ શ્રીમાન જનકે તો માંસાહારનો ત્યાગ કર્યો છે!

સૌધાતકી : શા કારણથી?

દણ્ડાયન : એ તો, દેવી સીતા ઉપર એ પ્રકારની દૈવી આપત્તિ આવી પડેલી સાંભળી, ત્યારના જ સંન્યાસી થઈ ગયેલા છે, અને તે પછી, કેટલાંય વર્ષો થયાં, ચન્દ્રદ્વીપમાં તપ તપ્યા કરે છે!

સૌધાતકી : ત્યારે ક્યાંથી અહીંયાં આવ્યા?

દણ્ડાયન : પોતાના ચિરંતન પ્રિય સુહૃદ, ભગવાન પ્રાચેતસને મળવાને માટે!

સૌધાતકી : એમનો હજી એમનાં સંબંધી જનો સાથે મેળાપ થયો કે નથી થયો?

દણ્ડાયન : હમણાં જ, ભગવાન વસિષ્ઠે ભગવતી અરુંધતી સાથે, દેવી કૌસલ્યાને કહાવ્યું છે કે તમે જાતે આવીને વિદેહરાજને મળી જાઓ.

સૌધાતકી : આ ડોસલાં જેમ એકબીજાને મળે છે તેમ, ચાલ, આપણે પણ, બીજા છોકરાઓ સાથે મળી આજનો અનધ્યયન ઉત્સવ ઊજવીએ.

[ પરિક્રમણ કરે છે ]

દણ્ડાયન : ભગવાન પ્રાચેતસ અને મહર્ષિ વસિષ્ઠને પ્રમાણ કરી, પુરાણ બ્રહ્મવાદી રાજર્ષિ જનક, આશ્રમ બહાર આ વૃક્ષનાં મૂળિયાં ઉપર બેઠા; જે

જલે છે, નિત્ય ચોંટેલા, સીતાના શોકતાપથી,
હૃદયે, અંતરાગ્નિએ જલતા વૃદ્ધ વૃક્ષશા!

[ ચાલ્યા જાય છે ]

મિશ્ર વિષ્કંભક સમાપ્ત.

[ જનક પ્રવેશ કરે છે ]

જનક :

પડી, હૈયાવીંધી, ભયંકર મહા, જે, વ્યથ કરી,
સમે તે, આપત્તિ, મુજ શિશુ પરે, ઘોર કપરી,
શમે હા! તે કેરું, અવિરમ, જતું તોય નવલું,
વિંધંતુ મર્મોને, કરવત સમું, દુઃખ ન હજુ!

અરે, શું દુર્ભાગ્ય! જરાથી, અસહ્ય દુઃખથી, અને વધારામાં, પરાક, સાંપતન આદિ ઉગ્ર તપોથી, સઘળું સત્ત્વ શોષાતાં આધાર વિનાનો બનેલો છતાં, આ મારો અભેદ્ય દેહ, હજી પડતો નથી? જેઓ પોતાનો ઘાત કરે છે તેઓને અસૂર્ય અને અંધતમિસ્રાનો પ્રદેશ પ્રાપ્ત થાય છે એમ ઋષિઓ કહે છે. અનેક વર્ષો વહી ગયા છતાં, પ્રતિક્ષણ ચિંતનથી સ્પષ્ટ અનુભવાતો, નવા જેવો જ દારુણ મારો શોકનો આવેગ, નથી શમતો હજી! ઓ માતર્! દેવયજનથી જન્મ પામેલ દેવી સીતા! શો તારો નિર્માણ ભાગ વિધિએ ઘડેલો કે લજ્જાનો માર્યો, નિર્મુક્ત રડવાને માટે પણ હું અશક્ત છું! હા પુત્રી!

અનિયત હસેતું અને રડતું,
કંઈક ઉગ્યા કલિ–દંતથી સુહાતુ,

શિશુવદન હું તાહરું સ્મરું છું,
સ્ખલિત સમંજુ લવંત કાલું કાલું !

ભગવતી વસુંધરા ! ખરે જ, અતિ કઠણ છું હું !

તું, અગ્નિ, મુનિઓ, વસિષ્ઠ–ગૃહિણી, ગંગા સુપુણ્યા, અને,
પોતે, જેહ રઘુકુલાધિપ રવિ, જાણંત ઐશ્વર્યને,
વાણીએ ત્યમ વેદ, જન્મી ત્યમ જે તે, દિવ્ય એ સૌ સમી,
ક્યાંથી, દારુણ ! કાણ, એવી દુર્જની, સાંખી રહી પુત્રીની .

[ નેપથ્યમાં ]

આમ, આમ, ભગવતી અને મહાદેવી !

જનક : ( જોઈને ) અરે, ગૃષ્ટિએ દોર્યાં, ભગવતી અરુંધતી આવે છે ! (ઊભા થઈને) પણ કોને મહાદેવી કહ્યાં? (નિહાળીને) હર હર ! શું આ જ મારાં પ્રિય સખી, મહારાજ દશરથનાં ધર્મપત્ની કૌસલ્યા ? કોણ માની શકે કે એ જ છે !

લક્ષ્મીજી શાં દશરથ ગૃહ જે હતાં, વા
સાક્ષાત લક્ષ્મી જ હતાં—ઉપમા શું કામ ? !
તે હાય ! અન્ય સમ દૈવવશાત્ બન્યાં આ !
મૂર્તિ જ દુઃખ તણી ! શું વિધિનો વિપાક ? !

દશાનો આ વળી બીજો પલટો છે !

હતાં જે માહરાં પૂર્વે, મૂર્ત જાણે મહોત્સવ,
અસહ્ય તેમનું આજ, ક્ષતે ક્ષારશું, દર્શન !

[ અરુંધતી, કૌસલ્યા તથા કંચુકી પ્રવેશ કરે છે. ]

અરુન્ધતી : હું ખરે જ કહું છું તમને, કે તમારે જાતે જ જઈ ને વિદેહરાજને મળવું, એવો કુલગુરુનો આદેશ હતો. મને પણ એટલા જ માટે મોકલેલી. તો પછી, શા માટે આમ, પગલે પગલે, અતિ શંકાતુર થાઓ છો ?

કંચુકી : દેવી, શાંત થાઓ અને ભગવાન વસિષ્ઠનો આદેશ અનુસરો, એટલી વિનતિ કરું છું !

કૌસલ્યા : આવે વખતે મારે મિથિલાધિપને મળવાનું, એથી મારાં સઘળાં દુઃખો સાથે લાગાં ઊભરી આવે છે, અને એથી મારા જડમૂળથી તૂટી ગયેલા હૃદયને, હું નથી શાંત પાડી શકતી !

અરુન્ધતી : શો સંદેહ એમાં ?

સંદેનવાહી, અપિ, માનવો તણું,
એ દુઃખ, સંબંધિ વિયોગ કેરું,
નિહાળતાં પ્રિય, અને અસહ્ય તે,
સહસ્ર સ્રોતે, ત્યમ, વેગથી વહે !

કૌસલ્યા : મારી વહાલી વધૂનું આવું થયા પછી, કેમ કરીને એ રાજર્ષિને હું મારું મોં દેખાડું ?

અરુન્ધતી :

છે એક શ્લાઘ્ય સંબંધી, જનકોના ધુરંધર,
શીખવી બ્રહ્મવિદ્યા સૌ યાજ્ઞવલ્કયે જ જેમને !

કૌસલ્યા : એ જ આ, મહારાજના હૃદયઆનન્દ,અને પ્રિય વધૂ સીતાના પિતાશ્રી, રાજર્ષિ જનક ! હા, ધિક્, ધિક્ ! એ અનિર્વેદ રમણીય દિવસો સાંભરી આવે છે મને ! હા, દૈવ ! કશુંએ એમાંનું નથી હવાં !

જનક : (પાસે આવીને) ભગવતી અરુન્ધતી ! શિરધ્વજ વિદેહરાજ, પ્રણામ કરે છે આપને !

લહે જેથી પુણ્ય, પુનિત દ્યુતિના અર્ણવ છતે,
ગુરુવર્યો કેરા ગુરુ, તમ પતિ, તોય, નિજને,
જગદ્વંદ્યાં, દેવી, ત્રણ જગત કલ્યાણકર, તે,
ઉપાશાં, નામીને શિરસ ચરણે, વન્દું તમને !

અરુન્ધતી : પરજ્યોતિ પ્રકટ થાઓ તને ! તિમિર માત્રથી પર વિરાજતા દેવ, તને પવિત્ર કરો !

જનક : આર્યગૃષ્ટિ ! એ પ્રજાપાલકનાં માતુશ્રી તો સારી પેઠે છે ને !

કંચુકી : (સ્વગત) આ તો છેવટનો અતિ નિષ્ઠુર તાણો માર્યો, અમને ! (પ્રકાશ) રાજર્ષિ, આના આ જ દુઃખથી અતિ દુઃખિત થયેલાં, ચિરકાળથી રામભદ્રના મુખચંદ્રનાં દર્શન વિહોણાં થયેલાં દેવીને, વધારે દુઃખી કરવાં યોગ્ય નથી ! રામભદ્રને પણ એ દૈવનો કોઈ દુર્યોગ જ સાંપડ્યો, કે ચારે બાજુએ દુષ્ટ કિંવદંતી પ્રસારનારા, હીન બુદ્ધિના પૌર-લોકો, અગ્નિશુદ્ધિને માન્ય કરતા નથી, એ જાણતાં દૈવે આવું દારુણ કૃત્ય આદર્યું !

જનક : (રોપથી) આઃ ! કોણ છે એ અગ્નિ, અમારી પુત્રીને પવિત્ર કરનાર ! અરે કષ્ટ ! રામભદ્રથી એકવાર અવમાનિત થયેલા અમને, આવું બોલીને, લોકો બીજી વાર અવમાનિત કરે છે !

અરુન્ધતી : (નિઃશ્વાસ નાંખીને) એમ જ છે ! મારી વત્સા પ્રત્યે ' અગ્નિ ' શબ્દનો ઉચ્ચાર પણ અપમાન છે ! 'સીતા ' એ જ બસ છે. હા ! વત્સે !

શિશુ હો કે શિષ્યા, મુજતણી ભલે હો કંઈ જ એ !
વિશુદ્ધિ એ, કિંતુ તુંજ પરમ ભક્તિ ઉર ભરે !
શિશુ કે હો સ્ત્રી તું, તદપિ ત્રણ છું વંદ્ય જગમાં
ગુણો છે પૂજાને ઉચિત ગુણી શું, લિંગ, વય, ના !

કૌસલ્યા : અહો ! ફાટી પડે છે, વેદનાઓ !

[ મૂર્છિત થાય છે ]

જનક : હા ! કષ્ટ ! આ શું ! !

અરુન્ધતી : રાજર્ષિ, શું બીજું !

સુખો એ, એ રાજા, શિશુજનનું એ સંકુલ રૂડું,
દિનો એ મોંઘેરા, સઉ, ઉર, સુહૃદ દેખી, શું રડ્યું!
મહા દુઃખે ઘેરે, વિમૂઢ થઈ તેથી તુજ સખી!
પુરંધ્રીઓ કેરાં, કુસુમ કુમળાં ઉર જ નકી!

જનક : અરેરે! ખરે, નૃશંસ જ બની ગયો છું હું! કે આટલા લાંબા સમય પછી, પ્રિય સુહૃદની પ્રિય દારાને જોયા છતાં યે, સ્નેહથી નથી જોતો હું!

રૂડા એ સંબંધી, પ્રિય સુહૃદ એ, આ હૃદય એ,
સઉ ઉજ્જ્વલા કેરું ફલ, જગતના મૂર્ત મુદ, એ!
શરીરાત્મા, કિંવા, અધિકતર તેથીય પ્રિય જે,
મહારાજ શ્રીમાન, દશરથ હતા શું ન મુજને?

કષ્ટ! આ જ એ કૌસલ્યા,

પતિને કે એને, કલહ કદી છાનો મહીં થતો,
થતો જ્યો કેરો, પૃથક્ હું ઉપાલંભ સ્થળ,તો!
મનાવું, ખીજાવું, પછી કથવું, 'રે'તું સુજ કરે,
સ્મરીને શું કિંવા!!—હૃદય ભીંશીને હા! સઉ દહે!

અરુન્ધતી : હા, કષ્ટ! અતિ ચિરકાળ શ્વાસ રૂંધાઈને, હૃદય અટકી ગયું આનું!

જનક : હા! પ્રિય સખી! (કમણ્ડલમાંથી પાણી છાંટે છે)

કંચુકી :

સુહૃદશા પ્રકટી સુખદાયિની
પ્રથમ એક નરી અનુકૂળતા,
પછી, વિવર્ત અકારણ દારુણ
લઈ, વિધિ, અતિ શું ઉર હા! દહે!

કૌસલ્યા : (આશ્વાસન પામી) હા! વત્સા જાનકી! ક્યાં છું તું? નવ લગ્ન-સંસ્કારની અનુપમ શોભાથી સુશોભિત, વિલસતા વિશુદ્ધ હાસ્યથી ઉદ્દિપ્ત, તારું મુગ્ધ મુખપુંડરિક, સાંભરે છે મને! ઝગઝગતી ચન્દ્રની ચન્દ્રિકા જેવાં અંગોથી, બેટા! ફરીથી આ ખોળાને અલંકૃત કર! મહારાજ તો સર્વદા એમજ કહેતા કે મહાન રઘુકુળની એ કુલવધૂ છતાં, આપણે તો જનકસુતા દીકરી જેવી જ છે!

કંચુકી : બરોબર જ કહો છો, દેવી!

સંતાન પાંચે મહીં જેમ રાજાને,
અતિ હતા પ્રિય, સુબાહુ શત્રુ,
રૂડી વધૂ, તેમજ, ચારમાંથી,
ગુણથી શાંતા જ સમી, હતી સીતા!

જનક : હા! પ્રિય સખા, મહારાજ દશરથ! એવા જ સર્વ પ્રકારે હૃદયંગમ હતા તમે! તમને કેમ વિસરું?

સંબંધી વરનાં પૂજે, વધૂતણાં માતાપિતા, સર્વદા,
ઉલ્ટું તે થકી આપણે થયું, હતું સંમાન એવું તને!
કાળે તું ન હતો થતાં, બીજ જતાં મંબંધ કેરું હવાં.
ધિક્! ધિક્! જીવ્યું અઘોર વિશ્વનરકે, પાપાત્મ, હું કેરું આ!

કૌસલ્યા : બેટા જાનકી! શું કરું હું?! દૃઢવજ્ર લેપથી અચલ જકડાયેલું આ હતજીવન, નથી છોડતું મને!

અરુન્ધતી : રાજપુત્રી! શાંત થાઓ! આંસુઓનું પણ નિવારણ કરો! વળી યાદ નથી તમને ઋષ્યશૃંગના આશ્રમમાં તમારા કુલગુરુએ કહ્યું હતું તે, કે જે થવાનું હતું તે થઈ ગયું, પણ પરિણામ કલ્યાણકારી છે?

કૌસલ્યા : કદી જ ન પૂર્ણ થઈ શકે, એવી આશાઓવાળી હું, એ કેમ માની શકું?

અરુન્ધતી : ત્યારે રાજપત્ની! શું એમ માનો છો કે એ ખાલી વચનો હતાં? સુક્ષત્રિયોને એવું અન્યથા માનવું યોગ્ય નથી!

પામ્યા બ્રહ્મજ્યોતિનો જે પ્રકાશ,
ના વાણી તે સંશની બ્રાહ્મણોની,
વાસે લક્ષ્મી ભદ્ર, તેઓની વાચે;
શબ્દો તે ના ઉચ્ચરે અર્થહીણ!

[ નેપથ્યમાં ઘોંઘાટ થાય છે. સર્વે સાંભળે છે. ]

જનક : અરે! આ તો, શિષ્ટજનોના આગમનથી મળેલી છુટ્ટીને લઇને ખૂબ ખેલ કરતાં બટુક કુમારો ઘોંઘાટ કરે છે.

કૌસલ્યા : શિશુત્વને સુખ સુલભ છે! (નિહાળીને) અહો! આ બધામાં, કોણ પેલો, ગર્વિષ્ટ, મુગ્ધ લલિત અંગોવાળો, રામભદ્ર જેવી દીપ્તિથી શોભતો બાળક, નયનોને શીતળ કરે છે?

અરુન્ધતી : (આડું જોઈ, સહર્ષ બાષ્પથી) આજ અત્યારે એ ભગવતી ભાગીરથીએ કહાવેલું કર્ણામૃત રહસ્ય? પણ આ, આયુષ્યમાન કુશ અને લવમાંથી કોણ, તે હું નથી જાણતી! (પ્રકાશ)

નલિની દળશાં ઘેરાં અંગો, શિખણ્ડથી સોહતો,
શિશુ સમદ ને, શ્રીએ ભાર્યો, શ્રી જેમ દીપાવતો,
શિશુ સુજ બન્યા જાણે પાછા, શું વત્સ રઘુવીર,
ઝટ, નિરખતાં, નેત્રે, આ કોણ, અમૃત આંજતો!

કંચુકી : અરે, મને તો આ બાળ, કોઈ ક્ષત્રિય બ્રહ્મચારી હોય, એમ લાગે છે!

જનક : એમ જ! જુઓને:

પીઠે બે ધરીયા શિખા અડકતા, અસ્ત્રેથી ભાથા ભર્યા
દીપે છે લઘુ ભસ્મ લેપ હૃદયે, ઓઢી રૂરૂની ત્વચા,
મૂર્વાની કટિમેખલા રહી ધરી, રાતો રૂડો અંચળો,
એકે પીપ્પલ દંડ, કાર્મુક, બીજે, રુદ્રાક્ષ વીંટયે કર!

ભગવતી અરુન્ધતી, શું ધારો છો તમે? ક્યાંનો એ હશે?

અરુન્ધતી : અમે તો આવ્યાં જ હમણાં ને !

જનક : આર્યગૃષ્ટિ ! અત્યંત મને કૌતુક થાય છે, માટે તું ભગવાન વાલ્મીકિને જ જઈને પૂછી જો ને ! અને આ બાળકને પણ કહે કે વત્સ, અહિંયાંનાં કેટલાંક વૃદ્ધ જનો તને મળવા માગે છે !

કંચુકી : જેવી દેવની આજ્ઞા. ( જાય છે )

કૌસલ્યા : શું ધારો છો ? એ પ્રમાણે કહાવ્યાથી એ આવશે ?

જનક : ત્યારે શું, આવો સુહામણો દેખાવવાળો, એ, સદ્વર્તનનો ભંગ કરશે ?

કૌસલ્યા : ( નિહાળીને ) અરે, સવિનય ગૃષ્ટિનાં વચન સાંભળીને, સૌ પોતાનાં સમવયસ્ક ઋષિ બાળકોને છોડી, વત્સ તો આ તરફ આવ્યો જ !

જનક : ( દીર્ઘ નિહાળીને ) અરે ! આ શું ?

મહિમા કો ઉંચો, વિનય શિશુતા મુગ્ધ મધુરો,
ગ્રહાયે સુજ્ઞોએ, ન અચતુરે, આ શિશુભર્યો !
હરે હૈયું મારું, સ્થિર અવિ, બળે, મોહ ઈહિકો,
યથા લોહધાતુને, શકલ લઘુ લોહચુંબક તણો !

લવ : ( પ્રવેશ કરીને ) પૂજ્ય છતાં, આ નામ, પછી અને કુળના વિષયમાં મારાથી અજાણ્યાં જનોનો, મારે મારી મેળે કેવી રીતે સત્કાર કરવો ? ( વિચાર કરીને ); આ, કોઈ પણ વાંધા વિનાનો, વ્યવહાર પ્રકાર છે, એમ વૃદ્ધો પાસેથી સાંભળ્યું છે. ( સવિનય પાસે જઈ ) આ, આપ સર્વને, લવના મસ્તકથી પાદપ્રણામ !

અરુન્ધતી–જનક : કલ્યાણીન્ ! આયુષ્યમાન થાઓ !

કૌસલ્યા : ઘણું જીવો, બેટા !

અરુન્ધતી : આવ વત્સ ! ( લવને ખોળામાં લઈ, મનમાં ) હા...શ ! ન માત્ર મારો ખોળો જ, પણ મારો દીર્ઘ કાળનો મનોરથ પણ સંપૂર્ણ થયો !

કૌસલ્યા : બેટા, અહિંયાં યે આવ ! ( ખોળામાં લઈ ) અહો ! ન કેવળ અર્ધ ખીલેલાં નીલ કમળ જેવાં ઘેરા અને ઉજ્જવળ, શરીરના બંધોથી જ, પરંતુ, અરવિન્દ-કેસરો ખાઈને મધુર બનેલા કલહંસના દીર્ઘ ઊંડા સ્વરથી યે, આ તો રામભદ્રનું અનુકરણ કરે છે ! ખરે, પરિપક્વ કમલના ગર્ભ જેવો કુણો, આ વત્સનો શરીરસ્પર્શ પણ, તેવો જ છે ! બેટા, જોઉં તારું વદનકમળ ! ( ચિબૂક ઊંચી કરીને, સાકૂત અશ્રુ ભીની આંખોએ ) રાજર્ષિ, શું નથી દેખતાં કે ઝીણાશથી નિહાળી જોતાં, આનું મુખ ? મારી લાડકી વધૂના મુખચન્દ્ર સાથે, મળતું આવે છે !

જનક : દેખું છું, સખી ! દેખું છું !

કૌસલ્યા : અહો ! ઉન્ભ્રાન્ત થયા જેવું મારું આ હૃદય, કેમ ગમે તેમ લવે છે !

જનક :

સીતા ને રઘુનન્દ બેઉની દીસે, પૂરી શિશુ આ વિષે,
દીપ્તિ એક જ, આકૃતિ પણ જ એ, જાણે પ્રતિબિંબિતા;
એ વાણી, સૌજન્ય, એ વિનય, ને ઔદાર્ય એ પુણ્યનું!
હા! હા! દૈવ! કુપંથ મારું જવલતું આ હૈયું કાં ધાવતું?!

કૌસલ્યા : બેટા, તને મા છે કે? તારા પિતા તને સાંભરે છે?

લવ : ના, ના!

કૌસલ્યા : ત્યારે તું કોનો?

લવ : ભગવાન વાલ્મીકિનો!

કૌસલ્યા : અરે બેટા, બરોબર બોલ!

લવ : હું તો એટલું જ જાણું છું!

(નેપથ્યમાં)

રે! રે! સૈનિકો! કુમાર ચન્દ્રકેતૂ આજ્ઞા કરે છે કે કોઈએ પણ આશ્રમપદની મર્યાદાઓને ઉલ્લંઘવી નહીં!

અરુન્ધતી, જનક : અરે! મેધ્ય અશ્વને સંરક્ષતો, વત્સ ચન્દ્રકેતૂ આવી પહોંચ્યો જણાય છે. આપણે મળીશું એને. અહો! કેવો સુદિવસ!

કૌસલ્યા : 'વત્સ લક્ષ્મણનો નાનકડો પુત્ર આજ્ઞા કરે છે' એ શબ્દો અમૃતના બિન્દુ જેવા સુન્દર સંભળાય છે!

લવ : આર્ય, ચન્દ્રકેતૂ કોણ?

જનક : દશરથસુત રામલક્ષ્મણને ઓળખું છું તું?

લવ : એ એ તો રામાયણની કથાના મહાપુરુષો?

જનક : બરોબર!

લવ : તેમને હું કેમ ન ઓળખું?

જનક : એ લક્ષ્મણનો આ પુત્ર ચન્દ્રકેતૂ!

લવ : ત્યારે તો એ ઊર્મિલાનો પુત્ર અને રાજર્ષિ મૈથિલેશનો દૌહિત્ર!

અરુન્ધતી : (હસીને) કથામાં પ્રવીણતા દાખવી, વત્સે!

જનક (વિચાર કરી): તું જ્યારે કથાનું આટલું બધું જ્ઞાન ધરાવું છું ત્યારે, હું પૂછું છું તેનો ઉત્તર આપ : એ દશરથના પુત્રોને કેટલાં, અને કઈ કઈ વધૂથી સંતાનો ઉત્પન્ન થયાં અને તેમનાં શું નામ?

લવ : એ કથાવિભાગ, અમે કે કોઈ બીજાએ, સાંભળ્યો નથી!

જનક : શું એ કવિએ નથી રચ્યો?

લવ : રચ્યો છે, પણ પ્રકાશિત કર્યો નથી. એનો એક ભાગ, જુદા ગ્રન્થ રૂપે, રસમય નાટકના સ્વરૂપમાં, એમણે રચ્યો છે. એની પોતાના હાથે લખેલી પ્રત, એમણે, સંગીતના સૂત્રકાર, મુનિ ભગવાન ભરતને મોકલી આપી છે.

લવ : (સસ્પૃહ, સ્વગત) અહો ! અશ્વમેધ એટલે તો સર્વ ક્ષત્રિયોનો પરાભવ કરનાર, વિશ્વવિજયી ક્ષત્રિયોના ઉજ્જ્વલ સામર્થ્ય પ્રભાવની મહાન કસોટી !

[ નેપથ્યમાં ]

અશ્વ આ, ને પતાકા આ, અથવા વીર ઘોષ આ,
દશાસ્ય શત્રુ કેરાં છે, સપ્ત લોકૈક વીરનાં !

લવ : (સગર્વ તેમ) અહો ! ખળભળાવે એવા છે, શબ્દો આ !

બટુકો : શું કહીએ ! અરે જ કુમાર હુશિયાર છે !

લવ : રે ! રે ! શું પૃથ્વી અક્ષત્રિય થઈ ગયેલી છે, કે આવી ઘોષણા કરો છો ?

[ નેપથ્યમાં ]

અરે ! રે ! મહારાજ સામે ક્ષત્રિયો તે શી વિસાત છે ?

લવ : ધિક્ ! લબાડીઓ !

હો તે, હો તો, ભલે; છે શી વાણી આ ધમકીભરી ?
હું શું આમની હાવાં પતાકા જ લઉં હરી !

રે ! રે ! બટુકો ! આ ઘોડાની ચારે બાજુએ ફરી વળી, માટીનાં ઢેફાં મારતે મારતે, લઈ જાઓ એને ! હરણાંઓની વચ્ચે, એ બાપડાને ચરવા મૂકો !

[પ્રવેશ કરીને ક્રોધ અને ગર્વ સાથે]

પુરુષ : ધિક્ ! ઉતાવળિયા ! શું તું બોલ્યો ? તીક્ષ્ણ, નિર્દય, શસ્ત્રોથી સજ્જ થયેલું આ સૈન્ય, બાળકના મોંએથી એ, અભિમાનનાં વચન સાંખી શકતું નથી. રાજપુત્ર ચન્દ્રકેતુ, શત્રુઓનું વિમર્દન કરનારા છે. તે, આ અપૂર્વ અરણ્યોના દર્શનથી આકર્ષાઈને, અહીંયાં આવી પહોંચે તે પહેલાં, તમે ઝટપટ, આ ગહન તરુમાળમાં થઈને ભાગી જાઓ !

બટુકો : કુમાર, બહુ થયો આ ઘોડો હવે ! આ ચમકતાં શસ્ત્રોવાળી સૈન્યની હારો, કુમારને ધમકી આપે છે, અને આશ્રમ તો ઘણો દૂર છે. માટે ચાલો, આપણે હરણાંની પેઠે, નાસી જઈએ !

લવ : ( તિરસ્કારયુક્ત હસીને ) શું શસ્ત્રો ચમકારા કરે છે ? (ધનુષ્ય ચઢાવીને)

જ્યા-રુજ ચીંટધું, અતિ ઉત્કટ કોટી દંષ્ટ્ર,
ગર્જંતું ઘોર ઘન ઘર્ઘર ઘોષણા એ,
હો ચાપ, ગ્રાસ ગળવા વિકસ્યા વિશાળ,
આ, વક્ત્ર ભીષણ હસંત કૃતાંત જેવું !

[સર્વે યોગ્ય રીતે પરિક્રમણ કરીને ચાલ્યા જાય છે.]

કૌશલ્યા જનકયોગ નામે ચોથો અંક સમાપ્ત.

અનુસંધાન પૃષ્ઠ ૪૨૪]

"કેમ કંઈ માઠા સમાચાર છે?"

"હા" મેં કહ્યું. "સાંભળવું છે? સાંભળ ત્યારે!"

અમે ત્રણે સાદડી પર નજીક આવીને બેઠા. મેં વિસ્તારપૂર્વક ચંદ્રિકાની સ્થિતિ એને સમજાવી. વાતને છેડે નવીનનો ચહેરો ઊતરી ગયો. એણે માથું ઢાળી દીધું.

"તને નથી લાગતું કે હવે ચંદ્રિકાને કોઈ પણ ભોગે ઉગારી લેવી જોઈએ?" મેં પૂછ્યું ત્યારે નવીને માથું ધુણાવીને હા કહી. મેં અચકાતાં વાત લંબાવી: "તને યાદ છે, નવીન, એક વખત એવો હતો કે જ્યારે તું ચંદ્રિકા તરફ ટીકીને જોનાર દરેકની અદેખાઈ કરતો?"

"હા, હા, પણ...હું તો હજી ય અદેખાઈ કરું છું. પણ મારામાં તાકાત ક્યાં છે હવે? હું તો ભિખારી છું!"

"માણસ જિંદગીભર ભિખારી નથી રહેતો. તું ફક્ત એક વચન આપ કે સંજોગો અનુકૂળ થશે ત્યારે તું ચંદ્રિકાને જરૂર પરણશે. એ આશાતંતુ પર ચંદ્રિકા ઘણા દિવસો ખેંચી જશે."

એણે ઊભા થઈને બહાર જોયા કર્યું અને ધીમેથી કહ્યું, "તમને મારું વચન માગવાની જરૂર જણાય છે, એટલાં મારાં વધારે દુર્ભાગ્ય!"

તે દહાડે વધારે કંઈ બન્યું નહિ. મેં અને ઉમેદે એમની બન્નેની રજા લીધી.

ત્રીજે દિવસે ચંદ્રિકા મને મળી ત્યારે મેં એની પાસે બધી વાત કરી. અને ઉમેર્યું: "આ કામ હવે તારે પોતે હાથમાં લેવું જોઈએ. અવારનવાર એને મળતી રહેજે."

વસ્તુસ્થિતિને આમ સાંગોપાંગ પાર ઉતારવામાં મારી બુદ્ધિએ સારું કામ કર્યું હતું એ વિચારે મને આનંદ થયો.

મારી પરીક્ષા ધસી આવતી હતી. મેં વાંચવું શરૂ કર્યું, અને થોડા દિવસ માટે ચોપડીઓનાં પાનાં બહારની દુનિયા મારે મન મરી ગઈ.

હું પાસ થયો.

પાસ થવાનો દિવસ અમારા જેવા બધા માટે એક મોટો ઉત્સવ હોય છે. પછી ભલે જીવનમાં એની કિંમત ન જેવી હોય! અમારી ઊર્મિઓમાં તે દહાડે નવા પ્રાણ પાંગરે છે.

સાંજના ઉમેદ, નવીન અને ચંદ્રિકા મને અભિનંદન આપવા મારા રૂમ પર આવી લાગ્યાં. અમે ઊછળી ઊછળીને વાતો કરી; ચાપાણી ઉડાવ્યાં.

ચંદ્રિકા મારા કોટ પર લાંબી થઈ પડી હતી. હસાહસમાં એનો અંબોડો છૂટી જઈ, એના કાળા ચમકતા વાળ મારા મેલા તકિયા પર છવાઈ જઈ મારી લાજ ઢાંકતા હતા. એની સાડીનું કંઈ ઠેકાણું નહોતું. એની આંખ પર, એના હોઠ પર, એક વખતની એની અકળાવી મુંગળાવી નાખનારી મસ્તી આવી બેઠી.

બપોર વીતી ને સાંજ થઈ ત્યારે અમે હસી હસીને થાક્યાં. ચંદ્રિકાએ પહેલી જ વાર ગંભીર વાત ઉચ્ચારી:

"મધુ, હવે શું કરવાનો: લૉ કે એમ. એ.?"

ત્રીજો એક રસ્તો હતો—બેકારોના લશ્કરમાં જોડાવાનો! એ વિચારે મને હસવું આવ્યું. પણ ચંદ્રિકાના પ્રશ્નની ગંભીરતા જાળવી રાખવા હું હસ્યો નહિ. મેં કહ્યું:

"કંઈ વિચાર્યું નથી. પહેલી મોટ તો દેશમાં જઈશ."

"દેશીક વરસે પાછો જાય છે, નહિ!" ચંદ્રિકાએ ટકોર કરી. "તારી પત્ની બિચારી ઝૂરી મરતી હશે!" બે વરસ પહેલાં ચંદ્રિકાની આવી મશ્કરીને અમે 'જાતીય વિકૃતિ' (sex perversion) કહેત. પણ આજે પત્નીના સૂચન માત્રથી મને મેઘદૂતની યક્ષકાન્તા યાદ આવી. મને મારી કલ્પનાની ભ્રષ્ટતા પર તિરસ્કૃત હસવું આવ્યું.

અને નવીને "કેમ કોની પર હસે છે?" એમ પૂછ્યું ત્યારે મેં સખતાઈથી મુખ ફેરવી નવીન અને ચંદ્રિકાની આંખોમાં તાકીને જોયું. "હસું છું!" મેં બેભાનપણે કહી નાખ્યું: "મારા—આપણાં બધાંના અધઃપતન પર! આવતા યુગના ભાર સહી ફરતાં આપણે, એના ભાર નીચે ચગદાયાં છીએ. અને આ યુગે આપણને મૂરખાં ગણાવ્યાં છે."

ચંદ્રિકાએ સાડીનો છેડો ખેંચી પોતાની વિવશતા ઢાંકી. ઉમેદે બારી બહાર જોયાં કર્યું. નવીનની આંખો દિશાશૂન્ય થઈ ગઈ. મેં સૌના મનની અંતર્ગત વાત નિર્દય રીતે કહી નાખી હતી. અને અમે બુદ્ધિમાન મૂરખાંઓ એકબીજાથી ડરતાં, સંકોચાતાં ચૂપ થઈ ગયાં.

તે જ ઘડીએ મારી રૂમના બારણાને કોઈએ જોરથી લાત મારી. ભયંકર અવાજ સાથે બારણાં ઉઘડી ગયાં. અમે જોયું કે ઉંબરા પર વસંત આવીને ઊભી હતી! એના હોઠ ઉશ્કેરાટની પરાકાષ્ઠાથી કંપતા હતા. એણે નવીનને જોયો. અને એના શરીર આખાના સ્નાયુઓ તંગ થઈ ગયા. એ ટટ્ટાર થઈ ગઈ.

"મને ખાતરી જ હતી કે તમે આની—" એણે પોતાની ધ્રૂજતી આંગળી ચંદ્રિકા તરફ ચીંધી,—"સાથે જ હશો!"

"હા.—પણ... .." નવીન ઊભો થઈ જઈ બોલવા ગયો તેને વસંતે રોક્યો.

"હું ખુલાસો નથી માગતી. મારે તમારી સાથે થોડી સાફ સાફ વાતો કરવી છે." વસંતે રૂમનો દરવાજો બંધ કર્યો. મેં ઊઠીને એને ખુરશી આપી. એની પર એ ધબ દઈને બેસી ગઈ. અને એણે ધારીફરતી અમારી તરફ જોયું. આખા શરીરને ધ્રૂજાવી રહેલા ગુસ્સાએ એની આંખોમાં ખુન્નસ ભરી હતી. નવીન પર એની નજર ઠરી ત્યારે નવીનના ચહેરાના ભાવ બદલાઈ ગયા. એની આંખોમાં ન સહેવાય એટલો કંટાળો અને હોઠ પર તિરસ્કારની સખતાઈ આવી બેઠી. વસંત એની નજર નીચે મૂંઝાઈ; એની અસર નીચે એના ક્રોધનું ગૌરવ હતમાન થઈ ગયું. એ અસહાયતામાં એણે બે હાથ વચ્ચે માથું મૂકી રડી દીધું.

"તમે જાણીજોઈને મારી સામે કાવતરું રચ્યું છે. તમે બધાં મળી નવીનને મારી પાસેથી છીનવી લેવા માગો છો!"

અમારામાંથી કોઈ કશું બોલ્યું નહિ. નવીને એની બાજુમાં જઈ એને માથે હાથ ફેરવ્યો.

"આમ ગાંડી શું થાય છે, વસંત!"

"ગાંડી ?" કહેતાં નવીનને ધક્કો માર્યો. "હા—હા ! હું ગાંડી જ છું ને તમારે મન ! કારણકે તમારી પાછળ મેં મારું ઘર છોડ્યું, દસ હજારનો વારસો છોડ્યો, નાતજાતમાં બદનામ બની, મારું સ્ત્રીત્વ છોડી દઈ હું પુરુષોની જેમ રોટીના ટુકડા માટે સ્વમાન ભંગ થઈ જઈ નોકરી શોધતી ફરું છું ! એ બધું મેં શા માટે કર્યું ? કોના માટે કર્યું ? એનો ખ્યાલ સુદ્ધાં તમને આવે છે ? તમે એમ ધારો છો કે તમારા ચોપડીઓનાં થોથાં વાંચવામાં મને આનંદ મળશે ? કે સભાઓમાં જઈ બેસવાથી મારો દિ' વળશે ? હું—હું એક બાળવિધવા, મને શું જોઈએ છે એની તમને કલ્પનાય છે ખરી ?" બીજી પળે એ ત્વરાથી ચંદ્રિકા તરફ ફરી—"અને તું," ગુસ્સામાં એની આંખો ફાટ ફાટ થતી હતી, "તું મારું વિધવાનું એકનું એક સુખસ્વપ્નું વેડફી દેવા તૈયાર થઈ છો ? તું—તું શરમના ભારે મરી કેમ નથી જતી, નિર્દય, નિર્લજ્જ !"

વસંત પાછી ખુરશી પર ફસડાઈ પડી. અને હૈયાફાટ રડી પડી. લાલ ટપકાંવાળી કાળી સાડીમાં વિંટાયેલો એનો સુગોળ તોય પાતળો અને તંદુરસ્ત દેહ હચમચી ઊઠ્યો. ચંદ્રિકા અનિમિષ નેત્રે એને જોઈ રહી. એનો ચહેરો સફેદ પૂણી જેવો થઈ ગયો.

"બોલો, શું કહો છો ?" વસંતે સાડીનો છેડો માથા પર ખેંચી, આંખો લૂછતાં નવીનને પૂછ્યું. નવીન વસંત સામે જ જોઈ રહ્યો.

"હું શું કહું ? મારે તો એટલું જ કહેવું છે કે તું મને સમજી શકતી નથી, વસંત !" કહેતાં કહેતાં એણે કાલાવાલા કર્યા. "હું તને કેમ કરીને પુરવાર કરી બતાવું કે મેં તને ફોસલાવી, ભરમાવી ફસાવી નથી ! તું તારા ઘરમાં દુઃખી હતી. એ જીવન જીવંતુ મોત સમાન હતું. મેં તને તારા કુટુંબ બહાર જવામાં મદદ કરી એટલા માટે કે તારું જીવન સ્વતંત્ર અને સ્વાશ્રયી બને. તારા પોતાના નક્કી કરેલાં માર્ગે જવાની તારામાં હિંમત અને તાકાત આવે. મેં જે કંઈ તારા માટે કર્યું છે એ શુભનિષ્ઠા અને સેવાભાવથી કર્યું છે. એના બદલામાં તું કૃપા કરીને આ માગણી રજૂ ન કર." નવીનનો ચહેરો પડી ગયો. "કારણકે મારો અને ચંદ્રિકાનો વરસોનો સહવાસ છે. એના જીવનમાં હું અને મારા જીવનમાં એના સિવાય બીજું કોઈ નથી !"

"અને હું !" વસંતે ઊભાં થઈ જઈ બૂમ પાડી. "મને સુખ નહિ, સંપત્તિ નહિ, સ્વતંત્રતા નહિ—" એણે ચંદ્રિકા તરફ આંખો કાઢીને જોયું, "—હું એક બાળવિધવા, મને પુરુષ જોઈએ છે, સમજ્યા ? હું સાફ સાફ કહી દઉં છું કે કાં તો તમે મને પરણો, નહિ તો—નહિ તો—" એને ઘડીભર શબ્દો મળ્યા નહિ: મૂંઝવણમાં અને ગુસ્સામાં એણે દાંત વચ્ચે હોઠ દાબીને લોહી કાઢ્યું. "—નહિ તો ચકલે અને ચૌટે હું તમને બદનામ કરીશ !" અને એ આવી હતી એવી જ ઝડપથી પાછી ફરી. બારણાંમાંથી માથું પાછળ ફેરવી એણે ધમકી આપી: "યાદ રાખજો" અને એ ચાલી ગઈ.

નવીને ચંદ્રિકા તરફ જોયું. એના મોઢા પરથી તમામ ભાવોના રંગ ઊડી ગયા હતા. અમાપ મનોબળથી ય ન રોકાતાં આંસુઓ નાનકડી આંખોમાં સમાઈ જવાનો પ્રયત્ન કરતા હતા. એ ઘડીએ નવીને ગળગળા થઈ જઈ કહ્યું: "ચંદ્રિકા !" ત્યારે એ

ન્હાસભર્યાં આસ્વાદન તરફ ઉમળકાભેર ધસી જઈ એ આંસુઓનો પ્રવાહ અધીરો થઈ વહી નીકળ્યો.

"ચંદ્રિકા, મારો વાંક નથી," કહેતો નવીન એના ખોળામાં ઢળી પડ્યો. ચંદ્રિકાએ એના વાળોમાં આંગળાં ફેરવી એને પંપાળ્યો.

મને લાગ્યું કે આ—આ જ પળે અમારે બધાએ એકબીજાથી છૂટા પડી જઈ ક્યાંક નાસી જવું જોઈએ. પણ જવું ક્યાં? અમારા બુદ્ધિમાનો માટે ક્યાંય સ્થાન નહોતું.

ચંદ્રિકાને ઘેર મૂકી આવવા હું એની સાથે બહાર નીકળ્યો. એ મારી પાછળ જ ચાલતી હતી. મેં એની બાજુમાં જઈ વાતો કરવાનો પ્રસંગ શોધ્યો. પણ એ મારો ઈરાદો સમજી જઈ પાછળ પડી ગઈ. "ચંદ્રિકા—" મારાથી ન રહેવાતાં મેં એનો હાથ ખેંચી મારી બાજુમાં લીધી. "નહિ મધુ," એણે પોતાનો હાથ છોડવી મને બોલતો અટકાવ્યો. "કશું બોલીશ નહિ! આજનો પ્રસંગ અહીં જ ફનાવી દે!"

"પણ એમ કંઈ આંખ આડા કાન કર્યે ચાલશે?" મેં કહ્યું.

"કંઈ નહિ તો આજને માટે એ વાત ઉચ્ચારીશ નહિ!"

એને ઘેર મૂકી હું પાછો ફર્યો ત્યારે નવીન ત્યાં નહોતો. ઉમેદ પણ ક્યાંક ચાલ્યો ગયો હતો.

એ રાત મેં ચોપાટીના દરિયાકિનારે સૂતાં સૂતાં ગાળી. મેં ગણાય એટલા તારલાઓ ગણ્યા. એનાથી કંટાળી જઈ દેખાઈ એટલી બત્તીઓ ગણી અને પછી કિનારા પર શોરબકોર કરતા સાગરને જોતો, સાંભળતો પડી રહ્યો. પાછો ફર્યો ત્યારે રસ્તાઓ ઉજ્જડ હતા. મધરાત પણ વીતી ગઈ હતી.

બીજી સવારના હું મોડો ઊઠ્યો. નાસ્તો કરી લાયબ્રેરીમાં ગયો. પણ કશું ગમ્યું નહિ. લોજમાં જમી આવી પાછો સૂઈ ગયો.

બપોરના પાંચેક વાગે નવીને આવીને મને જગાડ્યો. એક દિવસમાંય એ કેટલો બદલાઈ ગયો હતો! મોઢું ધોઈ હું વાળ ઓળવા બેઠો ત્યાં એણે કહ્યું: "ચંદ્રિકા જતી રહી!"

"હેં!" વાળ ઓળતા મારા હાથ અટકી ગયા. "ક્યાં?"

"બિહારમાં: મહાસભાના ગ્રામ સુધારણાની યોજનામાં જોડાઈ બાપાની ઇચ્છા વિરુદ્ધ એ જતી રહી." સુખી આંખે નવીને મારી બહાર જોયા કર્યું.

"બાગ ફેમ પર આવી હતી. ત્યાંથી હું અને વસંત એને સ્ટેશને મૂકી આવ્યા."

"બોલી કંઈ?"

"કશુંય નહિ! ફક્ત મારી સામે જ જોયા કર્યું. બની શકે ત્યાં સુધી એ પલકારો માર્યા વગર જોયા કરતી. મને ભય લાગતો કે એ હમણાં જ રડી પડશે, અને ભાંગી પડશે. પણ એણે કશું કંઈ કર્યું નહિ. ગાડી ઊપડી. એણે બારી બહાર માથું કાઢીને જોયું. ગાડી આગળ ચાલી—એણે જોયા જ કર્યું. એ હજુ ય એમ જ આ દિશા તરફ કદાચ જોયા જ કરતી હશે. મધુ, ચંદ્રિકાને કશુંક થઈ ગયું છે!" નવીન લાગણીવશ થઈ ગયો હતો. હું કંઈ પણ બોલ્યો નહિ.

એ અરસામાં ઉમેદ આવી લાગ્યો. નવીને એની પાસે પણ વિસ્તારીને વાત કરી. અને અમે ત્રણ શૂન્યમનસ્ક બેસી રહ્યા. અમારી ત્રણેની કલ્પનામાં એ—એક જ હતી—એ હસમુખી, રમતિયાળ અને મસ્તીખોર ચંદ્રિકા!

"હું ય આજ સાંજના કલકત્તે જાઉં છું" ઉમેદે કહ્યું અને જાણે મહેન્દ્ર જ વાત કરતો હોય એમ પાછળથી ઉમેર્યું: "અમસ્તો જ."

મારો મિજાજ હાથથી ગયો. મેં ય કહી નાખ્યું: "હું પણ જાઉં છું દેશમાં—આવતી કાલે!"

"મારે ક્યાંય જવું નથી" નવીને કહ્યું.

અમે ફરી પાછા ચૂપ થઈ ગયા. આ અમારો બુદ્ધિમાનોનો અચૂક ફેંસલો હતો. એકબીજાની હાજરીમાં મુંઝાતા, શરમાતા, પરસ્પર કશુંક છુપાવતા અમે એકબીજાથી ડરતા હતા. અમે એકબીજાની નજરમાં હલકા પડીએ એ પરિસ્થિતિ ઊભી થાય તે પહેલાં અમે છૂટા પડવાનો નિશ્ચય કર્યો—જાણે એવી જીવનની ભયંકર વાસ્તવિકતાઓમાંથી છૂટી જવાતું હોય ને!"

ઉમેદે ઊઠતાં ઊઠતાં કહ્યું: "હું હવે જઈશ. મારું કંઈ કામ છે?" એણે નવીન પરથી દૃષ્ટિ ફેરવી મારી પર ઠેરવી ત્યારે મને ગુસ્સો ચડ્યો.

"હા—" નવીને કહ્યું, "મને પૈસા જોઈએ છે. મારી પર સાડી ત્રણસોનું કરજ છે. બોલ, કેટલા આપશે?"

ઉમેદે વિચાર કરીને કહ્યું: "કાલ મારી સાથે. જોઈ લઈશું!"

એ બન્ને દાદર ઊતરી ગયા. મારો ઉશ્કેરાટ વધતો ચાલ્યો. સવારના વગર ધોયેલા પ્યાલા રકાબીને, એમના વાંક વગર, મેં જોરથી લાત મારી. મારી મૂઠીઓ પરાણે વળી ગઈ. હું બીજું આવું કંઈક કરી બેસું તે પહેલાં, બારી આગળ જઈ, મેં નવીનને બૂમ મારી: "નવીન, કાલ સવારની આઠ પિસતાળીસની કાઠિયાવાડ એક્ષપ્રેસ વખતે મને મળજે!"

અને આ બીજી રાત પણ ચોપાટીના દરિયાકિનારે ગાળવા હું ઊપડ્યો. પણ સીસિલમાં ચા પીને બેભાનપણે ઘેર પાછો ફર્યો. પથારી પર ચત્તોપાટ પડી રહ્યો. મને યાદ નથી કે હું ઊંઘ્યો હતો કે જાગતો પડી રહ્યો હતો. પણ સવારના મારું આખું અંગ દુખતું હતું.

સાડા આઠ વાગ્યે નવીન મને સેન્ટ્રલ સ્ટેશન પર મળ્યો.

"ઉમેદ ગયો?" મેં પૂછ્યું.

"હા."

"કેટલા રૂપિયા આપ્યા?"

"ત્રણસો."

"હેં! —આટલા બધા ક્યાંથી કાઢ્યા?"

"ચોરી કરી ને! એણે મને કહ્યું 'ઘેરથી કોઈને કહ્યા વગર ઉપાડ્યા છે. એમને ખબર પડશે ત્યારે તો હું ક્યાંય પહોંચી ગયો હોઈશ. અને હવે હું પાછો ફરવાનો જ નથી!'" નવીન રડવા જેવું હસ્યો, "તું તો પાછો ફરશે ને?"

"હા—હા! જરૂર!" મેં કહ્યું. "મારા જેવું બીજું કંઈ કામ?"

"કામ બીજું કંઈ નથી. પૈસા જેટલા વધારે હોય એટલા મને આપતો જા."

દસની નોટ મેં એને આપી. ગાડી ઊપડી ત્યારે એણે મારો હાથ જોરથી દાબ્યો. "ત્યાં છો ત્યાં સુધી ખૂબ મજા કરજે. અને અમને બધાને થોડાક દિવસ ભૂલી જજે!"

ગાડીએ ગતિ પકડી. મુંબઈ છોડ્યું, પાલઘર છોડ્યું. હું ઘણું બધું ભૂલી જવા પામ્યો હતો.

દેશમાં અમારી સારી જેવી જમીન હતી. મારા બાપ અને મોટાભાઈ એની પર દેખરેખ રાખતા. ચારેક દહાડા એમની સાથે રહ્યા પછી હું પત્ની સાથે અમારી એક વાડીમાં રહેવા ગયો. અને અમારા દિવસો પસાર થવા લાગ્યા.

થોડા દિવસોમાં તો હું ઘણું બધું ભૂલી ગયો—કંગાલિયતભરી વાસ્તવિકતા અને એવું બધું ય!

ભવ્ય, વિશાળ અને અગમ્ય ગૌરવભરી પ્રકૃતિના ખોળામાં મેં મારી જાતને ભૂલી જવા મારાથી બનતું બધું કર્યું. સવારના વહેલા પહોરમાં ઊઘડતા પ્રભાતને જોઈ રહેતાં હું માની લેતો કે મારામાં નવા પ્રાણનો સંચાર થતો હતો. કો'ક સાંજના પીપળાના ઓટલે ધૂળમાં લીટીઓ દોરતો હું બેસી રહેતો. અને ત્યારે સન્ધ્યાના પલટાતા રંગો, ખીલી ઊઠતાં ફૂલ અને કલ્લોલતાં પક્ષીઓ સાથે હું ય હસવાના ફાંફાં મારતો. અરેરે! મારામાં મારી જાતને ઠગવાની પૂરતી તાકાત હોત!

દોઢેક મહિનો વીતી ગયો. હરિભાઉના કેટલાય પત્રો આવી ગયા. એના પત્રો જ માત્ર મુંબઈની અમારી બુદ્ધિમાનોની દુનિયાનો મને ભયંકર ખ્યાલ આપતા. એ દોઢ મહિનામાં તો બનાવો બની ગયા હતા. અંગ્રેજ રાજ સામે કાવતરું રચનાર ગેરકાયદેસરની એક મંડળીનો સભ્ય હોવાને બદલે ઉમેદની કલકત્તામાંથી ધરપકડ થઈ હતી. બરજોરનો છેલ્લા ચાર મહિના થયાં વિલાયતમાં ક્યાંય પતો નહોતો. અને એ બધા બનાવોને ભૂલી જવા હું સખત પ્રયત્નો કરી રહ્યો હતો ત્યાં છેલ્લા ખબર મળ્યા કે, નવીને આપઘાત કર્યો!

હવે શું બાકી હતું?

• • •

સ્વસ્થ થવાના યત્નો કરતો હું મારા ઓરડામાં પાછો ફર્યો. જુવારનાં ખેતરોમાં હળવા પવનનો ઘૂઘવાટ ચાલુ હતો. અને એ સૌને આવરી લેતી અંધારી રાતની ચુપકી કરતાંય વધારે ભયંકર મને અમારાં ભૂતકાળનાં સ્મરણોએ મને ભમાવ્યો હતો.

આજના યુગ બળોનો સામનો કરવા જતાં અમારા ભુક્કેભુક્કા થઈ જવાની તૈયારી કદાચ થઈ ગઈ હતી. નવીન હારી પડ્યો. લોકો કહેશે 'મૂરખ' પણ જિંદગીની કેટલી

કેટલી કંગાલિયત એણે જોઈ! અને એ જોયા પછી પણ કેટલી બધી માનવતાભરી ઉદારતા એણે સેવી એનો માપ કોણ કાઢશે?

"મુંબાઈ પાછા જવાની તૈયારીઓ મેં કરી લીધી. મારા ગામથી રેલવે સ્ટેશન દેઢેક માઈલ દૂર હતું. સૌને નમસ્કાર કરી હું ગાડામાં બેઠો. રસ્તામાં ટપાલીએ મને ચંદ્રિકાનો પત્ર આપ્યો. એ બહુ લાંબો પત્ર હતો. સ્ટેશન પર ગાડીની વાટ જોતાં મેં એ પત્ર વાંચવો શરૂ કર્યો:

"........નવીનના આપઘાતના સમાચાર મને મળ્યા. મને પહેલેથી જ બીક હતી કે એ આવું કંઈક કરી બેસશે. એ બદલ હું એને 'મૂરખ' નથી કહેતી. આપણે સૌ એ જ આપઘાતની મનોદશાથી પીડાઈએ છીએ. અને નવીને પહેલ કરી આપણે માટે એ રસ્તો સદાનો બંધ કર્યો છે.

"નવીનને ગુમાવ્યાથી મને કેટલું બધું દુઃખ થાય છે એ હું તને શું લખી જણાવું?

"બિહારનાં કેટલાંય ગામડાંઓ રખડી મેં જે કંઈ જોયું છે એનું વર્ણન હું તને આ નાનકડા પત્રમાં ન લખી શકું. મારું કામ સ્ત્રીઓને બાળઉછેર, અને ગર્ભાવસ્થાની બાબતમાં સૂચનાઓ આપવાનું હતું....

"મેં હવેલીઓથી માંડીને કંગાળ ઝૂંપડાંમાં, ખેતરોમાં અને શેરીઓમાં અસંખ્ય બાળકો જોયાં છે, પંપાળ્યાં છે. ઉકરડા પરથી તત્તનાં જન્મેલાં બાળકોને ગોદમાં લીધાં છે. નાનાં બાળકો, મોટાં બાળકો, રીકેટ્સથી લાકડી જેવાં થઈ ગયેલાં, વિટામિન્સની ખામીથી સુકાઈ ગયેલાં, માતા અને ઓરી, ન્યુમોનિયા અને મરડો, હસતાં બાળકો, રડતાં બાળકો રડવાનીય તાકાત ન હોય એવાં ફીક્કાં, નમાલાં બાળકો—બાળકો અને બાળકો! એ બાળકોની દુનિયામાં હું મારી જાતને ભૂલી ગઈ. મારા દુઃખનો કંઈ ઉકેલ ન હોતો. પણ અહીં તો દુઃખનો કંઈ પાર જ નથી. ઘરના આંગણાથી રસોડા સુધી, પ્રાંતને એક ખૂણેથી બીજે ખૂણે સુધી, વ્યક્તિના માથાથી કરી પગ સુધી શારીરિક, માનસિક અને નૈતિક કંગાલિયત સિવાય બીજું કંઈ જોવા જ મળતું નથી.

"બીજાઓ દિવસના ૭ કલાક કામ કરતા. હું દસ કલાક કામ કરતી. બપોરના જમવાની ફુરસદ પણ લેતી નહિ. મેં સ્ત્રીઓ અને બાળકો સાથે ઓતપ્રોત થઈ જવામાં મારું જીવન ધન્ય માન્યું છે.

"અમારા ડૉક્ટર મને કહેતા 'ચંદ્રિકા બહેન, તમારે કંઈ નહિ તો અઠવાડિયે એક દિવસ આરામ લેવો જોઈએ' પણ હું એમને કેમ કરીને સમજાવું કે મને એકલું પડવાની બીક લાગે છે! રાતના સૂઈ જવા પથારી પર પડું કે તરત જ મારી ન સંતોષાયેલી વાસનાઓ મને સતાવે છે! નવીન તો નજર આગળથી ખસતો જ નથી. અને ઊંઘ આવ્યા પહેલાં એક અસંતોષ રહી જાય છે કે, મને એક બાળક હોત! આખર તો હું ય એક પશુ છું!

# ગાંધીવાણી

[ અનુષ્ટુપ ]

ऋतूनां कुसुमाकरः

કલ્યાણી ગાંધીવાણીશી, શકિત સૌમ્ય વિરાટ છે,
કેસરી ગર્જના કે એ આત્માનો જ હુંકાર છે? ૧

શકિતનું લાસ્ય એમાં ને રૂદ્રનું વિશ્વતાંડવ,
સચ્ચાઈની શું સાદાઈ, અમીદ્રવ મહાદવ. ૨

લાગણીનાં નર્તનો ને અન્તઃક્ષોભ ઘુંઘાટને,
લખે જાણે વિધાત્રીએ લેખ રાષ્ટ્રલલાટને! ૩

યોગિલી છતાં કુશલા, મારતી વજ્રમેખ એ,
ચમત્કૃતિ કૃતિ-પ્રજ્ઞા સંયમે શું સુરેખ એ? ૪

ઓળંગ્યાં શિખરો એણે, સર્વ વાણી વિલાસનાં,
કવિની મોરલી જેવી ભદ્ર શ્વાસોચ્છવાસમાં! ૫

તવાઈ આત્મભઠ્ઠીમાં નીકળ્યું શુદ્ધ કાંચન,
સોટચનું સુવર્ણ એ આત્મલક્ષ્મી અમીકણ. ૬

શીલે ને સંયમે સોહે, સૂત્રાત્મક સુવાણીએ,
શૈલી શીલતણા મોંઘાં અમે મુકતા શું પાણીને? ૭

अस्तेय अहिंसा सत्य अपरिग्रह સીકરો,
ફુટયો શું આદિ આ ભવ્ય विश्वप्रेम તણો ઝરો? (૮)



# રાષ્ટ્રભાષાનો સ્વાધ્યાય

**નગીનદાસ પારેખ**

[ ગુજરાત વિદ્યાપીઠમાં આ વર્ષના જાન્યુઆરી માસથી મે માસ સુધી જે શિક્ષક તાલીમવર્ગ ચાલ્યો હતો, તેના અભ્યાસક્રમમાં હિંદુસ્તાનીને પણ સ્થાન હતું. હિંદુસ્તાની ભાષાના એ અભ્યાસને અંગે એ વર્ગ આગળ મેં બે વ્યાખ્યાનો આપ્યાં હતાં. એ વ્યાખ્યાનોનો હેતુ એટલો હતો કે એ શિક્ષકો વર્ગનો અભ્યાસ પૂરો કરી પોતાને સ્થાને પહોંચી જાય ત્યાર પછી પણ હિંદુસ્તાનીનો અભ્યાસ કરવા ધારે તો કરી શકે એવી કેટલીક સૂચનાઓ એમને આપવી, અને હિંદુસ્તાની શીખવામાં શરૂઆતમાં જે કેટલીક મુશ્કેલીઓ પડે છે, તેને વટાવવામાં બનતી મદદ કરવી. એ વર્ગમાં સૌ શિક્ષક ભાઈઓને એ વાતો ખૂબ રસિક અને ઉપયોગી માલૂમ પડી હતી અને ત્યાર પછી બીજી બેત્રણ જગ્યાએ પણ મેં એની એ વાતો કરી ત્યાં પણ એને સારો આવકાર મળ્યો હતો, એટલે મને થયું કે આવી સામાન્ય વાતો પણ રાષ્ટ્રભાષાના ગુજરાતી અભ્યાસકોને ઉપયોગી થતી હોય તો એને લેખ રૂપે પ્રગટ કરવામાં કંઈ વાંધો નથી. આથી જ એ વસ્તુ અહીં પ્રગટ કરવામાં આવી છે. —લેખક ]

આપણી ઉત્તર હિંદની પ્રાંતિક ભાષાઓ હિંદી, બંગાળી, ગુજરાતી, મરાઠી વગેરેમાં પરસ્પર ખૂબ સામ્ય રહેલું છે. એ સામ્ય આ છ બાબતોમાં છેઃ

૧. શબ્દભંડોળમાં
૨. વાક્યરચનામાં
૩. રૂઢિપ્રયોગોમાં
૪. કહેવતોમાં
૫. પ્રાચીન સાહિત્યની ભૂમિકામાં, અને
૬. લોકજીવનની ભૂમિકામાં.

સૌથી પહેલાં આપણે શબ્દભંડોળની વાત લઈએ. આ બધી જ ભાષાઓમાં સંસ્કૃત તત્સમ શબ્દો સારા પ્રમાણમાં વપરાય છે, જેવા કે ધર્મ, પ્રજા, ભક્તિ, નીતિ. એટલે એક ભાષા બોલનાર અને સમજનારને બીજી ભાષામાં વપરાતા એ શબ્દો નવા શીખવાના કે જાણવાના રહેતા નથી. સંસ્કૃત તદ્ભવ શબ્દોનો જથ્થો પણ એ બધી ભાષાઓમાં મોટો છે. હાથ, નાક, દાંત, ઘર, વગેરે તદ્ભવ શબ્દો લગભગ એક જ રૂપે એ ભાષાઓમાં પ્રચલિત છે. કેટલાક તદ્ભવ શબ્દોનાં રૂપો ભિન્ન હોય છે પણ તે ભેદ એવો નથી હોતો કે કળી ન શકાય. આ પછી દેશ્ય શબ્દો. દેશ્ય શબ્દો બહુ ઓછા એવા મળે કે જે બધે પ્રચલિત હોય કારણ એ શબ્દો તે તે પ્રાંતના તળના શબ્દો રહ્યા. ત્યાર પછી આપણે અરબી, ફારસી શબ્દો લઈએ. આ શબ્દો આપણી બધી ભાષાઓમાં વપરાય છે, અને હિંદુસ્તાનીને બાદ કરતાં ગુજરાતીમાં તે વધારે શુદ્ધ સ્વરૂપમાં વપરાય છે. બંગાળી, મરાઠીમાં એ શબ્દોની કંઈક વધારે વિકૃતિ થયેલી માલૂમ પડે છે. આમ છતાં જરૂર, જરા, હોશ, ખબર વગેરે અનેક શબ્દો એવા છે કે જેને ઓળખતાં કે સમજતાં કશી મહેનત જ ન પડે. છેવટે આવ્યા અંગ્રેજી શબ્દો. આ શબ્દો મોટે ભાગે અવિકૃત જ

રહ્યા છે. જે કેટલાક શબ્દોમાં ફેર પડ્યો છે તે પ્રાંતિક ઉચ્ચારણનો ફેર છે. આમ છતાં સ્ટેશન, કૉલેજ, ટિકિટ વગેરે શબ્દો થોડા ઘણા વિકૃતરૂપે પણ પારખતાં વાર લાગતી નથી. આમ આપણે જોયું કે હિંદી, મરાઠી, બંગાળી અને ગુજરાતીમાં ભાષા-ખડોળાનું સામ્ય ઠીક ઠીક છે.

૨. હવે આપણે વાક્યરચનાની વાત લઈએ. આ બધી ભાષાઓમાં સામાન્ય રીતે વાક્યરચના પણ એક જ પ્રકારની છે. આ બધીય ભાષાઓમાં પદોનો અન્વય સામાન્ય રીતે આવા ક્રમમાં હોય છે: પહેલાં કર્તા, પછી કર્મ, અને પછી ક્રિયાપદ. જેમ કે 'મગન પાઠ વાંચે છે.' કાળવાચક કે સ્થળવાચક પદો સામાન્ય રીતે કર્તા પછી આવે છે. જેમકે,

મગન કાલે પાઠ વાંચતો હતો.
મગન ઘરમાં વાત કરતો હતો.

અને જો એક જ વાક્યમાં આ બંને પ્રકારનાં પદો આવ્યાં હોય તો કાળવાચક પદ કર્તા પહેલાં અને સ્થળવાચક કર્તા પછી આવે છે. જેમકે,

કાલે મગન ઘેર નહોતો.

અથવા બંને કર્તા પછી મુકાય તો પણ કાળવાચક પહેલાં અને સ્થળવાચક પછી આવે છે. આ નિયમો એવા નથી કે જેને અપવાદ ન હોય. પણ આ બધી ભાષાઓમાં સામાન્ય રીતે વાક્યરચના આવી હોય છે એટલું જ કહેવાનો અહીં હેતુ છે.

૩. રૂઢિપ્રયોગો એ ભાષાની પોતાની વિશેષતા લેખાય છે, અને એક ભાષાના રૂઢિપ્રયોગોનો સીધો અનુવાદ બીજી ભાષામાં કરીએ તો અનર્થ જ પેદા કરીએ. એવા વિચિત્ર અનુવાદોનો નમૂનો 'ભદ્રંભદ્ર'માં સ્વ. શ્રી રમણભાઈએ આપણને બતાવ્યો છે. આ વસ્તુ સ્વીકાર્યા છતાં આપણે કહી શકીએ કે હિંદુસ્તાનીના અને ગુજરાતીના રૂઢિપ્રયોગોમાં ઘણું સામ્ય છે. મારી વસ્તુ સ્પષ્ટ કરવા હું એક જ ઉદાહરણ લઈશ. 'આંખ' શબ્દ એવો છે કે જેના ઉપરથી અનેક રૂઢિપ્રયોગો ગુજરાતીમાં પ્રચલિત છે અને હિંદુસ્તાનીમાં પણ પ્રચલિત છે. હવે નીચે મેં એવા પ્રયોગોની યાદી આપી છે કે જે ગુજરાતીમાં અને હિંદીમાં સરખી રીતે વપરાય છે.

| | | | |
|---|---|---|---|
| આંખ આવવી | आँख आना | આંખ બંધ થવી | आँख बंद होना |
| આંખ ખૂલવી | आँख खुलना | આંખ મીંચીને | आँख बंद करके, आँख मूंद कर |
| આંખ ખોલવી | आँख खोलना | આંખ ભરાઈ આવવી | आँख भर आना |
| આંખના ડોળા | आँख के डोरे | આંખ ભરીને જોવું | आँख भर देखना |
| આંખ દેખાડવી-બતાવવી | आँख दिखाना | આંખ મારવી | आँख मारना |
| આંખ કાઢવી | आँख निकालना | આંખમાં ખૂંચવું | आँखमें चुभना |
| આંખ ફરકવી | आँख फड़कना | આંખમાં ધૂળ નાખવી | आँखोंमें धूल डालना |
| આંખ ફાડીને જોવું | आँख फाड़कर देखना | કોઈ પર આંખ રાખવી | किसी पर आँख रखना |
| આંખ ફોડવી | आँख फोड़ना | આંખ મળવી | आँख लगना |
| આંખ લાલ કરવી | आँख लाल करना | | |

૪. રૂઢિપ્રયોગોની માફક કહેવતો પણ દરેક ભાષાની સ્વતંત્ર હોય છે, એ વાત સાચી છે. પણ હિંદુસ્તાનીમાં એટલી બધી કહેવતો એવી છે કે જે આપણે ત્યાં પણ પ્રચલિત છે કે હિંદુસ્તાની વાંચનાં આપણને કહેવતો આડખીલી રૂપ ન થઈ શકે. અહીં હું નમૂના તરીકે પાંચદશ કહેવતો ઉતારું છું.

| | |
|---|---|
| १. अंधोंमें काना राजा । | ५. आंखके अंधे नाम नयनसुख । |
| २. अंधेरी नगरी चौपट राजा टके सेर भाजी टके सेर खाजा । | ६. आग लगने पर कुआं खोदना । |
| | ७. उलटा चोर कोतवालको डांटे । |
| ३. अक्ल बड़ी कि भैंस । | ८. एक हाथसे ताली नहीं बज सकती । |
| ४. अधजल गगरी छलकत जाय । | ९. गोदमें लड़का शहरमें ढिंढोरा । |

૫. પ્રાચીન સાહિત્યની ભૂમિકા.

હિંદુસ્તાનના બધા પ્રાંતોના સાહિત્યની પાછળ વેદ, ઉપનિષદ, ગીતા, રામાયણ, મહાભારત અને અન્ય પુરાણોની ભૂમિકા રહેલી છે. આને લીધે વિચાર અને ભાષાનું પણ સામ્ય એ પ્રાંતો વચ્ચે રહેલું છે. આપણા એ પ્રાચીન સાહિત્યથી તદ્દન અજાણ હોય એવો કોઈ પરદેશી 'રામરાજ્ય', 'ભીષ્મપ્રતિજ્ઞા' 'ભગીરથ પ્રયત્ન' જેવા આપણી ભાષાઓમાં વપરાતા ઢગલાબંધ પ્રયોગો નહિ સમજી શકે. પણ આપણા દેશના માણસને એ સમજવામાં મુશ્કેલી નહિ પડે.

૬. લોકજીવનની ભૂમિકા.

એ જ રીતે આપણા દેશમાં લોકજીવનનું પણ એટલું સામ્ય છે કે તે લોકજીવનને લીધે ભાષામાં પ્રચલિત થયેલા પ્રયોગોનો પણ મોટો ભાગ આપણે સમજી શકીએ. વર્ણાશ્રમ, સોળસંસ્કાર વિધિ, રૂઢિઓ, વહેમો અને માન્યતાઓ આ બધીય વસ્તુઓ ભાષા ઉપર પોતાની છાપ મારે છે અને જેટલે અંશે એમાં સામ્ય હોય તેટલે અંશે એ પ્રયોગો સમજવામાં પણ સહેલાઈ થાય. આ રીતે 'તિલાંજલી આપવી', 'ચૂડો ભાંગવો' જેવા પ્રયોગો હિંદીમાં પણ જોવામાં આવે છે.

આમ આપણે જોયું કે ઉપર ગણાવેલી છ બાબતોમાં હિંદુસ્તાની અને ગુજરાતી વચ્ચે રહેલું સામ્ય આપણને હિંદુસ્તાની ભાષા સમજવામાં ખૂબ ઉપકારક થઈ પડે છે.

પણ આટલા ઉપરથી કોઈ જો એમ ધારી બેસે કે હિંદુસ્તાની અને ગુજરાતી વચ્ચે કશો ફેર જ નથી તો તે બરાબર નથી. આપણી બે ભાષાઓ વચ્ચે ઉપર બતાવ્યું તેવું સામ્ય હોવાં છતાં એ દરેક ભાષામાં પોતાનું એટલું વૈશિષ્ટ્ય તો છે જ કે જો આપણે તે ભાષાનો અભ્યાસ કરવા માગતા હોઈએ તો એ વૈશિષ્ટ્યનો ધ્યાનપૂર્વક અભ્યાસ કરવો પડે. આ વૈશિષ્ટ્યને સગવડ ખાતર હું દસ મથાળાંમાં વહેંચી નાખું છું:

| | |
|---|---|
| ૧. ઉચ્ચારભેદ | ૬. કહેવતોની વિશેષતા |
| ૨. જોડણીભેદ | ૭. વિભક્તિ વ્યવસ્થાની વિશેષતા |
| ૩. અર્થભેદ | ૮. વિશિષ્ટ વાક્યરચના |

હવે હું આ દરેક બાબત જુદી જુદી લઈને ચર્ચવા માગું છું.

ગુજરાતી અને હિંદી વર્ણમાળા લગભગ એક જ છે, એમ કહીએ તો ચાલે. આ દેવનાગરી અક્ષરોથી આપણે એટલા બધા પરિચિત છીએ કે એને વિષે કંઈ કહેવાની અહીં જરૂર લાગતી નથી.

આપણે હિંદુસ્તાની લખાણ ઉપર નજર નાખીએ છીએ તો આપણે આપણી વર્ણમાળામાં ન આવતા હોય એવા કોઈ નવા જ વર્ણો જોવા પામતા નથી. માત્ર કેટલાક વર્ણોની નીચે બિંદીઓ આવે છે એ આપણું ધ્યાન ખેંચે છે, અને ક્યાંય 'ળ' જોવામાં આવતો નથી એ એક વસ્તુ એવી છે કે ઝટ તરી આવે. 'ज' અને 'ज़' એ રીતે લખાય છે એ પણ આપણે ઝટ પકડી શકીએ એમ છીએ.

વર્ણો વિષે આટલું નોંધી હવે આપણે ઉચ્ચાર ઉપર આવીએ. હિંદીના ઉચ્ચારણમાં ગુજરાતીઓ અથવા પરપ્રાંતીયો જે ભૂલ વધારે કરે છે તે 'ऐ' અને 'औ' ના ઉચ્ચારની. આપણે આ સ્વરોનો ઉચ્ચાર અનુક્રમે 'અઈ' જેવો અને 'અઉ' જેવો કરીએ છીએ, અને આથી જ હિંદી વાંચતી વખતે પણ આપણે 'बैठना' નો ઉચ્ચાર 'બઈઠના' જેવો કરીએ છીએ, અને 'ख़ौफ़' નો 'ખઉફ' કરીએ છીએ. આ બંને ઉચ્ચારો ખોટા છે. હિંદુસ્તાનીમાં 'ऐ'નો ઉચ્ચાર વિવૃત એ=ઍ થાય છે, એટલે 'बैठना'નો ઉચ્ચાર 'બૅઠના' થાય છે. એ જ રીતે 'औ'નો ઉચ્ચાર વિવૃત ઓ=ઑ થાય છે, એટલે 'ख़ौफ़'નો ઉચ્ચાર 'ખૉફ' થાય છે. આ વસ્તુ જો આપણે ધ્યાનમાં નહિ રાખીએ તો આપણા હિંદુસ્તાની ઉચ્ચારમાં હમેશાં દોષ રહી જ જવાનો. આપણે એટલું યાદ રાખવું કે હિંદુસ્તાનીમાં એ માત્રા આવે ત્યારે ઉચ્ચાર પહોળો કરવો. આ નિયમને એક અપવાદ છે. જે સંસ્કૃત તત્સમ શબ્દો વપરાયેલા હોય તેમાં આવતા 'ऐ' 'औ'નો ઉચ્ચાર સંસ્કૃતના જેવો જ એટલે કે અનુક્રમે 'અઇ' અને 'અઉ' જેવો કરવો. જેમકે "स्वैर" અને 'कौरव.'

સ્વરોના ઉચ્ચાર વિષે બીજી એક વાત આપણે ધ્યાનમાં લેવા જેવી છે. આપણે ગુજરાતીમાં હ્રસ્વદીર્ઘનો ભેદ પાળવામાં પૂરતી ચીવટ રાખતા નથી, પણ હિંદીમાં હ્રસ્વ દીર્ઘનો ભેદ બોલવામાં પણ ખૂબ ચીવટપૂર્વક પાળવામાં આવે છે. એટલે આપણે જ્યારે 'નીતિ' શબ્દ બોલીએ છીએ ત્યારે કયો હ્રસ્વ અને કયો દીર્ઘ તે પારખવું મુશ્કેલ થઈ પડે છે, પણ જો કોઈ હિંદુસ્તાની માણસ એ શબ્દનો ઉચ્ચાર કરશે તો એ બાબતમાં લગારે શંકા રહેવા પામશે નહિ. એ લોકો હ્રસ્વ સ્વરનો ઉચ્ચાર લગભગ 'અ' જેવો જ કરી મૂકે છે. આથી આપણે જ્યારે હિંદુસ્તાની બોલીએ ત્યારે હ્રસ્વદીર્ઘના ઉચ્ચારણ ઉપર વધારે ધ્યાન આપીએ એ આવશ્યક છે.

અનુસ્વારને પણ સ્વર ભેગાં જ લઈ લઈએ. મેં અહીં બહુવચન વાપર્યું છે; કારણકે અનુસ્વાર બે છે. ગુજરાતીમાં પણ બે છે અને હિંદીમાં પણ બે છે. હિંદીમાં બંને જુદી જુદી રીતે લખાય છે. આપણે ત્યાં આપણે —શ્રી. બ. ક. ઠાકોરને બાદ કરતાં— એ બે અનુસ્વારો એક જ રીતે લખીએ છીએ, ઉચ્ચાર જુદો જુદો કરીએ છીએ.

અનુસ્વારનો એક ઉચ્ચાર તો સંસ્કૃતમાં થાય છે તેવો એટલે કે પાછળ આવતા વ્યંજનના વર્ગના અનુનાસિકનો. જેમકે 'પાંડવ'. એમાં મીંડાનો ઉચ્ચાર પાછળ આવતા વ્યંજન 'ડ'ના વર્ગના અનુનાસિક 'ણ'ના જેવો થાય છે અને એટલે જ એ શબ્દ

'પાણ્ડવ' એમ પણ લખાય છે. 'પંચ' માં મીંડાનો ઉચ્ચાર પાછળ આવતા વ્યંજન 'ચ'ના વર્ગના અનુનાસિક 'ઞ'ના જેવો થાય છે અને એથી જ એ શબ્દ 'પઞ્ચ' એમ પણ લખાય છે. અનુસ્વારનો આવો ઉચ્ચાર તીવ્ર કહેવાય છે.

અનુસ્વારનો બીજો ઉચ્ચાર તે કોમળ. એમાં જે વર્ણ ઉપર મીંડું મૂક્યું હોય તે વર્ણને જ નાકમાંથી બોલવાનો હોય છે. આપણો 'માંડવો' શબ્દ લઈએ. 'પાંડવો' શબ્દને આ શબ્દ ખૂબ જ મળતો આવે છે, છતાં ઉચ્ચાર તદ્દન જુદી જ રીતે કરવો પડે છે. એ શબ્દનો ઉચ્ચાર 'પાંડવો' ને મળતો કોઈ કરે તો તે માણસ ગુજરાતી નથી એમ આપણે તરત જ કહી શકીએ. 'બાંધો' શબ્દનો ઉચ્ચાર ઘણા મહારાષ્ટ્રીઓ 'બાન્ધો' કરે છે ત્યારે તેઓ આ જ પ્રકારની ભૂલ કરે છે. 'સ્વ. કાંત' અને 'સૂતર કાંત' વચ્ચે, 'નિંદા' અને 'નીંદવું' વચ્ચે, 'કુંડ' અને 'કૂંડું' વચ્ચે પણ આવો જ ઉચ્ચારભેદ રહેલો છે. એક રીતે કહીએ તો તીવ્ર અનુસ્વાર એ જ સાચું અનુસ્વાર છે, કારણ કે તે જે વર્ણ ઉપર આવે તેમાંનો સ્વર ઉચ્ચરાઈ રહ્યા પછી (અનુ) ઉચ્ચારાય છે. કોમળ અનુસ્વાર તો જે વર્ણ ઉપર આવે છે તેની ભેગો જ ઉચ્ચારાય છે. એટલે કે તે વર્ણને જ નાકમાંથી બોલવો પડે છે.

અનુસ્વારના આ બે ભિન્ન ભિન્ન ઉચ્ચારો દર્શાવવા માટે હિંદીમાં ભિન્ન ભિન્ન ચિહ્ન વપરાય છે. અનુસ્વારનો તીવ્ર ઉચ્ચાર સામાન્ય અનુસ્વાર વડે દર્શાવાય છે અને કોમળ ઉચ્ચાર ચંદ્રબિંદુ ँ વડે દર્શાવાય છે. ઘણા નવા શિખાઉ માણસો આ ચંદ્રબિંદુનો ઉચ્ચાર ખોટો કરે છે. બેત્રણ દાખલાથી એ વાત સ્પષ્ટ થશે. चाँदનો ઉચ્ચાર અજાણ્યા માણસો ચોંદ કરે છે. पाँचનો ઉચ્ચાર પોંચ કરે છે. આ બંને ઉચ્ચાર ખોટા છે. એ શબ્દોના ઉચ્ચાર 'ચાંદ' અને 'પાંચ' એવા જ થાય છે. આ ભૂલ કોમળતાસૂચક ચંદ્રને ભૂલથી માત્રા ગણી લેવાને પરિણામે થાય છે, એવું મને લાગે છે.

હવે આપણે વ્યંજનો ઉપર આવીએ. હિંદુસ્તાનીમાં क ख ग ज झ फ એટલા છ અક્ષરોના બબ્બે ઉચ્ચારો થાય છે અને તે અલગ રીતે દર્શાવવામાં આવે છે. આ અક્ષરોમાંથી क ख ग फ આપણી વર્ણમાળામાં પણ છે અને ફારસી વર્ણમાળામાં પણ છે. એ વર્ણોના ફારસી ઉચ્ચાર આપણા સંસ્કૃત ઉચ્ચાર કરતાં જુદા હોય છે અને માટે તે દર્શાવવા એ વર્ણો નીચે બિંદી કે નુકતા મૂકવામાં આવે છે: क़ ख़ ग़ फ़.

क़ ख़ ग़ એ ત્રણે કંઠ્ય છે. પણ આપણા क ख ग કરતાં જરા વધારે ઊંડેથી એનો ઉચ્ચાર થાય છે. જો કહેવા હોય તો આપણે એને અતિકંઠ્ય કહી શકીએ. એનો ઉચ્ચાર શબ્દોથી વર્ણન કરીને નહિ બતાવી શકાય, કારણ એ આપણને પરિચિત નથી. એટલે કોઈને મોઢે સાંભળીને જ એ ઉચ્ચાર શીખવો જોઈએ.

फ़ નો ઉચ્ચાર કરવો સહેલો છે, અને આપણી ભાષામાં એ ઉચ્ચાર આવી ગયો છે. આપણો फ ઉચ્ચારવામાં આપણે બંને હોઠોને બંધ કરીને પછી અંદરની હવાને બહાર કાઢવા માટે એ હોઠોના સંપુટને જાણે એકદમ ફાડી નાખીએ છીએ. પણ આ ફારસી फ़નું ઉચ્ચારણ કરીએ છીએ ત્યારે ઉપલા દાંત નીચલા હોઠને અડવા આવે છે, અને વચમાંથી હવા બહાર થઈ જાય છે. અંગ્રેજીમાં પણ 'f' ના આ બંને ઉચ્ચાર છે

વિદ્યાર્થીઓ તેના ભેદ બરાબર સમજી શકતા નથી તેથી ખોટા ઉચ્ચાર કરે છે. તેમને જો આ વસ્તુ આ રીતે સમજાવવામાં આવે તો એ ઉચ્ચારદોષ જરૂર ટાળી શકાય.

અંગ્રેજીના પ્રચારને લીધે ફ્નો આ ફારસી કે અંગ્રેજી ઉચ્ચાર કેટલાક માણસોની જીભે એવો ચડી ગયો હોય છે કે તેઓ આપણા 'ફ'નો ઉચ્ચાર પણ ખોટી રીતે કરીને 'ફ'ના જેવો કરે છે. તેઓ 'ફળ' બોલવાને બદલે 'ફ઼ળ' બોલે છે. 'ફાગણ' બોલવાને બદલે 'ફ઼ાગણ' બોલે છે. આ ઉચ્ચારદોષ પ્રત્યે પણ ધ્યાન દોરવાની અને તેને ટાળવાની જરૂર છે. फ़ ને फ બોલીએ એ જેમ દોષ છે તેમ फ ને फ़ બોલીએ એ પણ દોષ છે. હિંદુસ્તાનીમાં આ બંને ઉચ્ચારો અલગ રીતે લખાય છે એટલે ગોટાળો થવાનો ભય ઓછો રહે છે. આપણો ફ બિંદી કે નુકતા વિનાનો અને ફારસી ફ઼ બિંદીવાળો લખાય છે.

આમ આપણે જોયું કે કોઈ વર્ણનો ઉચ્ચાર જરા જુદો થતો હોય છે, ત્યારે હિંદુસ્તાનીમાં તે લખીને બતાવવામાં આવે છે. આ ઉચ્ચારભેદ સ્પષ્ટ દર્શાવવાની પદ્ધતિને લીધે આપણા જેવા પરભાષાભાષીઓને વાંચવામાં ખૂબ મદદ મળે છે. પણ એ જ વસ્તુ વળી લખતી વખતે મુસીબતો પણ ઊભી કરે છે. કલાપીએ કહ્યું છે ને કે 'જે પોષતું તે મારતું...' એવું જ અહીં પણ બને છે. આપણે હિંદુસ્તાની લખવા બેસીએ છીએ ત્યારે क ख ग फ વર્ણો આવતાં નીચે નુકતા મૂકવા કે કેમ તે પ્રશ્ન જાગે છે. ઉપરની ચર્ચા ઉપરથી એક વસ્તુ સ્પષ્ટ થઈ હશે કે આ વર્ણો ફારસીમાંથી આવેલા છે. એટલે કે જે ફારસી અરબી શબ્દો હિંદુસ્તાનીમાં વપરાય છે, તેમાં જ એ આવવાના. એટલે લખતી વખતે જ્યારે શંકા પડે ત્યારે આ વાત વિચારવી કે આ શબ્દ અરબી–ફારસી છે? અરબી–ફારસી ન હોય તો બિંદી મૂકવાની રહેતી નથી. પણ કોઈ શબ્દ અરબી ફારસી છે કે નહિ એ કેમ જાણવું? એવો પ્રશ્ન કરવામાં આવે તો એ વિષે એક જાડો નિયમ હું બતાવી શકું કે જે શબ્દમાં ઘ, છ, ઝ, ઠ, ઢ, ડ, ઢ, ણ, થ, ધ, અને ભ એટલા વર્ણોમાંથી કોઈ વર્ણ આવતો હોય તે શબ્દ ફારસી નથી એમ માનવું, કારણ ફારસીમાં આ વર્ણો જ નથી. ફારસી અરબીની જે મીઠાશ છે, તેનું એક કારણ આ જાણ્યા પછી સમજાઈ જાય એમ છે. આ બધા વર્ણો મહાપ્રાણ છે. અમે ૧૯૩૨માં સાબરમતી જેલમાં હતા ત્યારે દર રવિવારે સવારે સૂરતના એક મુસલમાન કેદી અમારા વાડામાં આવીને કુરાનનો પાઠ કરતા હતા, તે જાણે વાંસળી વાગતી હોય એવું મીઠું લાગતું હતું અને અમો ખૂબ આનંદથી સાંભળી રહેતા હતા. આ મીઠાશ મહાપ્રાણોના અભાવમાંથી જન્મેલી છે. આટલું સમજ્યા પછી अक़्ल, बेवक़ूफ़, क़तल, क़द, क़लम માં क ની નીચે, ख़बर ख़ूबी, आख़र, ख़ुशी મા ख ની નીચે, ग़ुलाम, मोग़ल, मुर्ग़ी, बत्तग़માં ग ની નીચે. અને सफ़ेद, फ़र्क़, फ़िसाद, फ़नामां फ ની નીચે બિંદી કેમ મૂકાય છે એવો પ્રશ્ન નહિ જાગે.

ज, ज़, झ એમ હિંદીમાં ત્રણ વર્ણો છે. આપણી પાસે પણ 'જ' 'ઝ઼' અને 'ઝ' એમ ત્રણ વર્ણો છે. આપણે પણ ત્રણ ઉચ્ચાર કરીએ છીએ. જમરૂખ, ઝાડ, અને ઝ઼િંદગી. 'ઝ઼િન્દગી'માં આપણે ઝ઼નો જે ઉચ્ચાર કરીએ છીએ તે 'ઝાડ' માંના ઝાકરતાં જુદો છે. 'જ' નો ઉચ્ચાર કરતી વખતે આપણે જાણે આખા જીભને તાળવે લગાડીએ છીએ, પણ 'ઝ઼' નો ઉચ્ચાર કરતી વખતે આપણે જીભને તાળવે લગાડ્યા પહેલાં થોડી હવા વચ્ચેથી પસાર થવા દઈએ છીએ. અંગ્રેજીમાં Was અને is શબ્દોમાં 's' નો જે ઉચ્ચાર થાય છે, તે આ 'ઝ઼' નો

આપણે કરીએ છીએ. આમ આપણી પાસે બન્ને ઉચ્ચારો છે, તે જુદી જુદી રીતે દર્શાવીએ પણ છીએ, પણ હિંદુસ્તાનીમાં વ્યવસ્થા જરા જુદી છે. આપણે આ ફારસી 'ઝ' નો ઉચ્ચાર દર્શાવવા માટે મહાપ્રાણ 'ઝ' ની નીચે બિંદી મૂકીએ છીએ. જ્યારે હિંદુસ્તાનીમાં અલ્પપ્રાણ 'જ' ની નીચે બિંદી મૂકવામાં આવે છે. આ વ્યવસ્થાના ભેદને લીધે ઘણો ગોટાળો થાય છે, અને આપણે ગુજરાતીઓ જ્યારે નવા નવા હિંદી શીખીએ છીએ ત્યારે ज़ના ઉચ્ચારમાં મોટે ભાગે ભૂલ જ કરીએ છીએ. આપણે 'ઝ' નો ઉચ્ચાર ફારસી 'ઝ઼' જેવો કરીએ છીએ, એટલે હિંદુસ્તાનીમાં ज़ જોતાં જ આપણે તેનો ઉચ્ચાર ફારસી કરીએ છીએ. હિંદીમાં झ નો ઉચ્ચાર તો બરાબર સંસ્કૃત 'झ' જેવો જ થાય છે. 'ઝટ' 'ઝપાઝપી' વગેરેમાં 'ઝ' નો જે ઉચ્ચાર થાય છે, તે જ मुझे तुझेમાં પણ થાય છે. છતાં આપણે 'મુઝે' 'તુઝે' એમ બોલીએ છીએ અને આપણી સ્વભાષા હિંદુસ્તાની નથી એની ખોપણા કરીએ છીએ. આથી હિંદી વાંચતી વખતે આપણે એટલો ખ્યાલ રાખવો કે ज એ આપણા 'જ' જેવો જ છે, झ એ આપણા 'ઝ' જેવો જ છે, પણ ज़ એ ફારસી વર્ણ છે અને તેનો ઉચ્ચાર જીભ તાળવાને અડે તે પહેલાં વચમાં જરા હવા પ્રસાર થવા દઈ ને કરવાનો છે. જેમ શુદ્ધિના અતિ ઉત્સાહમાં કરાયેલા ' મેસન ફાર્વર્ડેડ લાવ ' જેવા ઉચ્ચાર સાંભળીએ છીએ ત્યારે તે જેટલા વિચિત્ર લાગે છે, તેટલા જ વિચિત્ર 'मुझे' 'तुझे' 'झंझट' વગેરે શબ્દોમાંના झના ઉચ્ચાર ज़ કરીએ તો તે પણ લાગે છે.

એ શબ્દો ज्ञના ઉચ્ચાર વિષે કહી આ ઉચ્ચારપ્રકરણ પૂરું કરીશું. 'ज्ञ' નો ઉચ્ચાર આપણી ચારે ભાષાઓમાં જુદો જુદો થાય છે. આપણે ગુજરાતીમાં 'ગ્ન' ને મળતો, મરાઠીમાં 'द्न' ને મળતો, બંગાળીમાં 'गँ' ને મળતો અને હિંદીમાં 'ગિય' કે 'ગ્ય' ને મળતો. 'આજ્ઞા' નો હિંદી ઉચ્ચાર 'આગિયા' જેવો થશે.

હવે રહ્યા ड અને ढ. હિંદુસ્તાનીમાં તેમ ગુજરાતીમાં પણ 'ડ' અને 'ઢ' ના બબ્બે ઉચ્ચાર થાય છે. હિંદુસ્તાનીમાં તે દર્શાવાય છે, ગુજરાતીમાં દર્શાવાતા નથી. 'ડ' અને 'ઢ' જ્યારે શબ્દની શરૂઆતમાં આવે છે ત્યારે તેનો ઉચ્ચાર ખૂબ સ્પષ્ટ જોરદાર થાય છે. જેમકે ડગલો, ઢગલો. આ ઉચ્ચાર કરતી વખતે જીભ એ વર્ણને સ્થાને જઈ ને બરાબર અડે છે.—જાણે નગારા ઉપર ચોબ પડે છે. પણ સડક, અઢી, રૂઢ જેવા શબ્દોમાં જ્યારે 'ડ' અને 'ઢ' અનાદિ હોય છે એટલે કે શબ્દની વચ્ચે કે શબ્દને અંતે આવ્યા હોય છે, ત્યારે તેનો ઉચ્ચાર જરા અછડતો થાય છે. એ ઉચ્ચાર કરતાં વખતે જીભ તે તે વર્ણના સ્થાનને ખૂબ હળવો સ્પર્શ કરે છે, કોઈ વાર નથી પણ કરતી. આ બીજા પ્રકારનો એટલે કે અછડતો ઉચ્ચાર દર્શાવવા માટે હિંદુસ્તાનીમાં 'ડ' અને 'ઢ' ની નીચે બિંદી મૂકવામાં આવે છે. આથી પહેલાં કહ્યું તેમ નવા શિખાઉને વાંચવામાં અગવડ અને લખવામાં અગવડ થાય છે. 'ડ' કે 'ઢ'ની નીચે ક્યારે બિંદી મૂકવી, એ પ્રશ્નનો જવાબ ઉપરની ચર્ચામાં આવી જ ગયો છે. આદિ 'ડ' કે 'ઢ' બિંદી વગરના જ હોય. અનાદિ એટલે શબ્દની વચમાં કે શબ્દને અંતે આવતા 'ડ' કે 'ઢ'ની નીચે બિંદી આવે. આ સામાન્ય જાડો નિયમ થયો. એમાં અપવાદો છે, પણ બહુ થોડા. એક તો તીવ્ર અનુસ્વાર પછી તરત 'ડ' કે 'ઢ' આવે તો તેની નીચે બિંદી ન આવે, જેમકે मंडप, ठंडा, झंडा, વગેરે.

હવે આપણે જોડણી ઉપર આવીએ: ગુજરાતીમાં અને હિંદુસ્તાનીમાં બંને ભાષામાં ચાલુ હોય એવા અનેક શબ્દો છે, એ આપણે જોઈ ગયા. પણ એ શબ્દોમાંના ઘણા શબ્દો બંને ભાષામાં જુદી જુદી રીતે લખાય છે, એટલે જ્યારે આપણે હિંદુસ્તાની લખીએ છીએ ત્યારે આપણે એ શબ્દો ગુજરાતીમાં જેમ લખાતા હોય તેમ લખી નાખીએ એ સ્વાભાવિક છે, અને પછી આપણી જોડણી ખોટી પડે છે. એટલા માટે એવા શબ્દો ઉપર વિશેષ ધ્યાન દઈ તેમની હિંદુસ્તાની જોડણી યાદ રાખી લેવી. આવો પહેલો જ શબ્દ મને 'નહીં' યાદ આવે છે. ગુજરાતીમાં આપણે એ શબ્દ બે રીતે લખીએ છીએ: 'નહી' અને 'નહિ'. પણ હિંદીમાં એ એક જ રીતે લખાય છે: नहीं. આપણે પોતે ગુજરાતીમાં પણ 'નહીં' જ લખવાની ટેવ પાડીએ તો એક શબ્દ પૂરતો ગોટાળો થતો અટકે. એવો જ બીજો શબ્દ 'શકવું' છે. હિંદુસ્તાનીમાં सकना લખાય છે; આપણે ત્યાં માત્ર સ્વ. શ્રી નરસિંહરાવ 'સકવું' લખતા હતા. આ શબ્દ પણ ખૂબ પ્રચલિત છે એટલે એની જોડણી ધ્યાનમાં રાખી લેવી જોઈએ. એ જ પ્રમાણે 'सोचना' માં પણ એ લોકો દંત્ય 'स' વાપરે છે. જેમાં श નો स થઈ જાય છે એવો એક બીજો શબ્દ ખૂબ ધ્યાનમાં રાખવા જેવો છે, કારણકે તેના અર્થમાં ભારે ફેર પડી જવાનો સંભવ છે. આપણે 'શેર' લખીએ છીએ પણ હિંદુસ્તાનીમાં 'सेर' લખાય છે, અને જો આપણે 'શેર' લખીશું તો તેનો અર્થ 'વાઘ' થશે. 'એક શેર દૂધ પી ગયો.' એમ કહેવા જતાં 'એક વાઘ દૂધ પી ગયો' એવું કહેવાઈ જશે!

ઉપર આપણે એક વસ્તુ નોંધી છે કે હિંદુસ્તાનીમાં ऐ નો ઉચ્ચાર 'ઍ' થાય છે. અને औ નો ઉચ્ચાર 'ઑ' થાય છે. એનો અર્થ એ પણ થયો કે 'ઍ' ને બદલે એ લોકો 'ऐ' લખે છે અને 'ઑ' ને બદલે औ લખે છે. એટલે પહોળા 'ઍ' અને 'ઑ' વાળા જે શબ્દો આપણી અને હિંદુસ્તાની ભાષામાં વપરાતા હોય તે શબ્દો હિંદુસ્તાનીમાં લખતી વખતે એ માત્રા લખવાનું ધ્યાન રાખવું. ઉદા૦ नौकर, कैदखाना, मौसम, बैठना, फैसला, फैलाव, कैफ़, कौड़ी, कौन, कौल, मौक़ा, વગેરે.

નીચે બીજા એવા કેટલાક શબ્દો આપ્યા છે જેની જોડણી લક્ષમાં રાખવા જેવી છે:

| | | | |
|---|---|---|---|
| શહેર | शहर | ઊડવું | उड़ना |
| સાહેબ | साहब, साहिब | ઊલટું | उलटा |
| બહેન | बहन, बहिन | જાહેર | ज़ाहिर |
| ઝેર | जहर | તું | तू |
| મહેરબાન | मेहरबान | જિલ્લો | ज़िला |
| મહેનત | मेहनत, मीहनत | રૂપિયો | रुपया |
| મહેમાન | मेहमान | મહિનો | महीना |
| મહેરાબ | मेहराब | ગડવું | गड़ना |
| ઉખડવું | उखड़ना | હિંદુ | हिंदू |
| ઉગવું | उगना | દુકાન | दूकान |
| ઉઠવું | उठना | | |

આપણે ગુજરાતીમાં અલ્પપ્રાણ અને મહાપ્રાણ ભેગા આવે ત્યારે બંને મહાપ્રાણ લખવાનો નિયમ કરેલો છે, પણ હિંદીમાં એ પ્રમાણે નથી. એટલે એવા શબ્દો લખતી વખતે આ વસ્તુ ખ્યાલમાં રાખવી. ઉદા૦ પથ્થર पत्थर; વિઠ્ઠલ विट्ठल.

ભવિષ્યકાળનું પહેલા પુરુષ એકવચનનું રૂપ અને વર્તમાનકાળનું પહેલા પુરુષ એકવચનનું રૂપ દીર્ઘ 'ઊં' થી લખાય છે. ઉદા૦ रुकूंगा, बोलूंगी, करूं, पकड़ूं વગેરે.

૩. **અર્થભેદ :** એક જ શબ્દ ગુજરાતીમાં અને હિંદીમાં જુદા જુદા અર્થમાં વપરાતો હોય એવા કેટલાક દાખલા મળી આવે છે. આને લીધે આપણે ગુજરાતીમાં પ્રચલિત હોય તે અર્થમાં તે શબ્દ હિંદુસ્તાનીમાં વાપરી બેસીએ એવું ઘણીવાર બનવા સંભવ છે. આથી કેટલીક વાર તો પરિણામ ખૂબ હાસ્યજનક આવવાનો સંભવ છે. આપણે તો તદ્દન સ્વાભાવિક રીતે જ કહીશું કે इस लड़के को लेंधा पहनाओ। પણ સાંભળનાર હિંદી નોકર મોં વકાસીને જોઈ રહેશે કે, આ સાહેબ છોકરાને **'घाघरो'** પહેરાવવાનો હુકમ શા માટે આપે છે? ગાડીમાં કોઈને આપણે તો પૂછીશું કે आपके पास चप्पु है? પણ સાંભળનાર હિંદુસ્તાની હશે તો વિચારમાં પડી જશે કે ખાસા આગગાડીમાં બેઠા છીએ, ત્યાં આ ભાઈને **'હલેસા'** ની શી જરૂર પડી? આપણે તો ભાષણના વેગમાં બોલીશું કે देशकी आबादी बढाने के लिये प्रयत्न करना सबका कर्तव्य है। પણ શ્રોતાઓ જો આભા બનીને જોઈ રહે અને વિચારે કે તેત્રીસના પાંત્રીસ થયા અને પાંત્રીસના ચાલીસ થયા તોય આ ભાઈને સંતોષ નહિ થયો, તે હજી **'વસ્તી'** વધારવા માટે લોકોને ભલામણ કરે છે. 'આબાદી' નો બીજો અર્થ છે 'ખેડવા લાયક જમીન', પણ 'સમૃદ્ધિ' નહિ. આવા બીજા પણ કેટલાક અર્થભેદો ધ્યાનમાં રાખવા જેવા છે. અનુસંધાન શબ્દ આપણે જોડાણના અર્થમાં વાપરીએ છીએ, જેમકે—'અનુસંધાન પાને પંદરમે'. પણ હિંદીમાં એના અર્થ જુદા જ થાય છે: ૧. પૂરે પડવું. ૨. શોધ, તપાસ, ૩. પ્રયત્ન. 'બોડો' શબ્દ આપણે જેના વાળ કાપી નાખ્યા કે મૂંડી નાખ્યા હોય તેને માટે વાપરીએ છીએ, પણ હિંદુસ્તાનીમાં બોડાનો અર્થ બોખો (દાંત વગરનો) અથવા અજગર થાય છે. 'ઘડિયાળ' શબ્દનો આપણે ત્યાં મુખ્ય અર્થ સમયદર્શક યંત્ર છે અને બીજો અર્થ 'પૂજા સમયે વાગતી ઘંટા' પણ થાય છે. પણ હિંદુસ્તાનીમાં 'घड़ियाल' એટલે 'ઘંટા' અને બીજો અર્થ 'મગર' (ગ્રાહ). ઘડિયાળને માટે તો घड़ी શબ્દ છે. 'बंदर' નો હિંદીમાં મુખ્ય અર્થ 'વાનર' જ છે. આપણે જ્યાં બંદર શબ્દ વાપરીએ છીએ ત્યાં સામાન્ય રીતે એ લોકો बंदरगाह શબ્દ વાપરે છે.

આપણે એક પ્રકારના સૂકા મેવાને (જરદાલુને) 'આલુ' કહીએ છીએ પણ હિંદીમાં 'आलु' એટલે 'બટાટા'. આપણે ત્યાં 'ખીર' એ દૂધચોખા જેવી જ હોય છે, માંદાને ખવડાવી શકાય, પણ હિંદી खीर માંદાને ન અપાય. ત્યાં खीर એટલે રીતસરનો દૂધપાક જ. એ જ રીતે આપણી 'રાબડી' માંદાને ખવડાવાય, પણ હિંદી 'रबड़ी' જો ખવડાવીએ તો તેને સ્વર્ગપંથે પ્રસ્થાન કરાવ્યા જેવું થાય, કારણ હિંદી रबड़ी એટલે 'બાસુદી'. 'लोक' શબ્દનો પ્રયોગ પણ લક્ષમાં રાખવા જેવો છે. 'लोक' એટલે માણસો એ અર્થમાં હિંદુસ્તાનીમાં 'लोग' શબ્દ વપરાય છે. 'આલોક,' 'પરલોક,' 'ઇહલોક,' 'મૃત્યુલોક,' વગેરેમાં लोक શબ્દ વપરાય છે. આપણે જ્યાં 'શિક્ષણ' કે 'કેળવણી' વાપરીએ છીએ ત્યાં હિંદીમાં

સામાન્ય રીતે 'શિક્ષા' શબ્દ પ્રચલિત છે. આપણને એ શબ્દ સાંભળીને આપણી બાલપણની નિશાળ અને ત્યાંનો ધ્યાનમંત્ર 'સોટી વાગે ચમચમ' યાદ આવે તો નવાઈ નહિ. આપણે 'ભૂરું' શબ્દ 'વાદળી રંગનું' એ અર્થમાં વાપરીએ છીએ, પણ હિંદીમાં 'भूरा' નો અર્થ માટીના જેવા ખાખી રંગનું એવો થાય છે. હિંદી शक्कर એટલે 'સાકર' નહિ પણ 'ખાંડ'. આપણે 'મહાભારત' શબ્દ 'ખૂબ મોટું', મુશ્કેલ' એવા લાક્ષણિક અર્થમાં વાપરીએ છીએ. પણ હિંદીમાં એનો અર્થ 'મહામોટું યુદ્ધ' એવો જ થાય છે. આ અર્થ ગુજરાતીમાં પણ કોઈક વાર જોવામાં આવે છે. સર૦ 'પ્રચંડ મહાભારત મંડાણું' ભૂગોળની સર્વ પ્રજાઓનું'. —નાનાલાલ

૪. **લિંગભેદ.** નવી ભાષા શીખનાર માટે મોટામાં મોટી ખાઈ હોય તો તે લિંગ છે. અંગ્રેજી શીખનારને આ મુશ્કેલી કંઈ સતાવતી નથી, કારણકે ત્યાં લિંગ પ્રમાણે ક્રિયાપદનાં કે વિશેષણોનાં રૂપોમાં કશો ફેરફાર થતો નથી. એ જ રીતે બંગાળીમાં પણ લિંગને કશી સત્તા નથી. મરાઠી, હિંદુસ્તાની અને ગુજરાતીમાં એનું પ્રબળ ભારે છે. આથી કોઈ પણ પરભાષાભાષી આ ભાષાઓમાં બોલવા જાય છે એટલે લિંગની ભૂલો તેને હાસ્યનો વિભાવ બનાવી મૂકે છે. તમે કોઈ પણ નામ વાપરો એટલે તમારે તેના લિંગનો નિર્ણય કરવો જ પડે—અને ખોટો નિર્ણય થાય એટલે બેઠી સાંભળનારાઓ તો હસવાના જ. આથી આ વિષય અતિ મહત્ત્વનો થઈ પડે છે.

હિંદુસ્તાની પૂરતી જ વાત કરીએ તો સૌથી પહેલી વાત તો એ છે કે હિંદુસ્તાનીમાં બે જ લિંગ છે—પુંલ્લિંગ અને સ્ત્રીલિંગ. આથી નપુંસકલિંગમાં વપરાતા આપણા બધા શબ્દોને હિંદુસ્તાનીમાં ક્યાં નાખવા એ એક મોટો પ્રશ્ન થઈ પડે છે. પણ એને માટે એક જાડો નિયમ એવો બતાવી શકાય કે આપણાં નપુંસકલિંગ નામોને હિંદુસ્તાનીમાં પુંલ્લિંગમાં વાપરવાં. જેમકે બચ્ચું. હિંદુસ્તાનીમાં बच्चा अच्छा है એમ પુંલ્લિંગમાં વપરાય. પણ આપણાં કેટલાંક નપુંસકલિંગ નામો એવાં છે કે જે હિંદુસ્તાનીમાં સ્ત્રીલિંગમાં વપરાય છે. આવાં નામોની યાદી આગળ આપવામાં આવશે. એ જ રીતે આપણાં કેટલાંક પુંલ્લિંગ નામો હિંદુસ્તાનીમાં સ્ત્રીલિંગમાં અને સ્ત્રીલિંગ નામો પુંલ્લિંગમાં વપરાય છે. આપણે 'અગ્નિ' પુંલ્લિંગમાં વાપરીએ છીએ, પણ હિંદીમાં એ સ્ત્રીલિંગ છે. આત્મા, અવાજ, મહિમાની પણ એ જ દશા થાય છે. વળી અસર, મજા, મતલબ, મિનિટ જેવા કેટલાય સ્ત્રીલિંગ શબ્દો હિંદુસ્તાનીમાં પુંલ્લિંગ બની જાય છે. આવા શબ્દોની પણ એક યાદી નીચે આપવામાં આવી છે. આ યાદી કેવળ દિગ્દર્શક જ છે, સંપૂર્ણ કરવાનો લગાર પ્રયત્ન કર્યો નથી. દરેક અભ્યાસી પોતપોતાની નોંધમાં આવાં ત્રણ ખાનાં પાડી પોતાની સ્વતંત્ર અને સવિસ્તર યાદી કરતો રહે તો તે ખૂબ ઉપયોગી થઈ પડશે.

| ગુ૦ માં પુ૦ પણ હિં૦ માં સ્ત્રી૦ | ગુ૦ માં૦ સ્ત્રી૦ પણ હિં૦ માં પું૦ | ગુ૦ માં૦ ન૦ પણ હિં૦ માં સ્ત્રી૦ |
|---|---|---|
| अग्नि | असर | अब्रू (ભવાં) |
| आत्मा | अंगूर (દ્રાક્ષ) | आयु |
| आवाज़ | आम (કેરી) | आँत (આંતરડું) |
| इन्तिहा (અંત) | इम्तहान (પરીક્ષા) | किताब |

| ગુ૦ માં પું૦ પણ<br>હિં૦ માં સ્ત્રી૦ | ગુ૦ માં સ્ત્રી૦ પણ<br>હિં૦ માં પું૦ | ગુ૦ માં ન૦ પણ<br>હિં૦ માં સ્ત્રી૦ |
|---|---|---|
| इब्तिदा (આરંભ) | कालेज | कुरता (પહેરણ) |
| कमख्वाब (કિનખાબ) | काँस (કાશ ઘાસ) | कुनैन (ક્વિનાઈન) |
| कलम | खीरा (કાકડી) | केसर |
| खुराक (દવાનો ભાગ) | खुर (ખરી) | कमीज़ (ખમીસ) |
| गिज़ा (ખોરાક, આહાર) | चर्खा | खजूर |
| गिरह (ગાંઠ) | तकुआ (ત્રાક) | घास |
| घबराहट (ગભરાટ) | निकाह | जेब (ગજવું) |
| ('આહટ' અંતવાળાં બધાં નામો સ્ત્રીલિંગ છે.) | पंख (પાંખ) | झाड़ू |
| जय | बाज़ार | तराज़ू |
| तरंग | बादाम | पतलून |
| ताव (તાપ, તાવ) | मणि | भोर (મળસ્કું) |
| थकावट | मतलब | बेंत (નેતર) |
| दगा | मज़ा | मिर्च |
| दारू | मिनिट | पुस्तक |
| दवात (ખડિયો) | मकोय (મકોઈ) | तकदीर |
| देह | मौसम | मौत मृत्यु |
| निधि | मोरसली | बूँद (ટીપું) |
| परिधि | लावा (ધાણી) | व्यक्तित्व |
| परिवा (પડવો) | सरौता (સૂડી) | संतान |
| पुकार | संदूक (પેટી) | |
| पराजय | स्कूल | |
| बवासीर (હરસ) | सेकंड | |
| महिमा | होश | |
| मूँग (મગ) | टिकट | |
| मेहराब | | |
| राशि (ઢગલો) | | |
| वायु | | |
| विजय | | |
| शराब | | |
| सूजन (સોજો) | | |
| सरसों (સરસવ) | | |
| साँस (શ્વાસ) | | |

આ પ્રકરણ પૂરું કરવા પહેલાં એક વસ્તુ કહેવા જેવી લાગે છે, કારણ તે નામોના એક મોટા વર્ગનો લિંગનિર્ણય કરવામાં મદદગાર થઈ પડે એમ છે.

ગુજરાતીમાં ધાતુના મૂળ રૂપને 'વું' પ્રત્યય લગાડવાથી સામાન્ય કૃદંત બને છે, ઉદા૦ રમ્ ઉપરથી રમવું, માર્ ઉપરથી મારવું, તે પ્રમાણે હિંદીમાં ધાતુને 'ना' પ્રત્યય લગાડવાથી સામાન્ય કૃદંત બને છે. ઉદા૦ मारना, समझना, पहचानना, पहूँचना, लूटना વગેરે. આવાં સામાન્ય કૃદંતનો અંત્ય 'ना' કાઢી નાખવાથી પછી જે નામ બને છે તે બધાં સ્ત્રીલિંગ ગણાય છે. જેમકે ઉપરનાં સામાન્ય કૃદંતો ઉપરથી બનેલાં નામો मार, समझ, पहचान, पहूँच, लूट વગેરે નામો સ્ત્રીલિંગ ગણાય છે. આ નિયમને થોડા અપવાદ છે તે નીચે નોંધ્યા છેઃ

नाप (માપ), मोड़ (વળાંક) डर, नाच, बिगाड़, खेल, थूक, रंग.

**૫. ખાસ પ્રયોગો.** દરેક ભાષાને પોતાના ખાસ પ્રયોગો હોય છે જ. એવા હિંદુસ્તાની ભાષાના બધા ખાસ પ્રયોગો ભેગા કરી ઉતારવાનો મારો ઉદ્દેશ નથી. પણ ગુજરાતીમાં પ્રચલિત નથી એવા કેટલાક હિંદુસ્તાની પ્રયોગો નમૂના દાખલ નોંધવાનો જ મારો ઉદ્દેશ છે.

आँसू पी कर रह जाना : દુઃખમાં શાંતિ જાળવવી.
क़लम तोड़ना ખૂબ સુંદર લખાણ લખવું.
गुड़ गोबर कर देना કામ ધૂળ મેળવવું.
चाँद पर थूकना સૂરજ સામે ધૂળ ઉડાડવી.
चेहरे पर हवाइयाँ उड़ना ભયભીત થવું.
टपक पड़ना અચાનક આવી પડવું.
ईंट ईंटकी अलग मस्जिद बनाना બહુમતિથી અલગ પક્ષ ઊભો કરવો.
धूपमें बाल सफ़ेद करना અનુભવથી શીખ્યા વિના ઉંમર વિતાવવી.

**૬. ખાસ કહેવતો.** જેવું પ્રયોગોનું તેવુંજ કહેવતોનું. હિંદુસ્તાનીમાં વપરાતી બધી જ ખાસ કહેવતો અહીં ઉતારી શકાય નહિ, ઉતારવાની જરૂર પણ નથી. માત્ર બેપાંચ નમૂના ઉતાર્યા છે.

हौज़ भरे तो फव्वारे छुटे। આવે તો ખરચે.
हथेली पर सरसों नहीं जमती। ઉતાવળે આંબા નહિ પાકે.
साँप भी मर जाय और लाठी भी न टूटे। બંને સચવાય.
वकीलेकि हाथ पराद जेबयें।
रोज़ कुआँ खोदना रोज़ पानी पीना। રોજ દળીને રોજ ખાવું.
मोमकी नाक है जिधर चाहे घुमा लो। ઝટ માની જાય એવો આદમી છે.
जूँ के डर से गोदड़ी नहीं फेंकी जाती।

૭. હવે આપણે રચના-ભેદનો થોડો વિચાર કરી લઈએ. શબ્દો વચ્ચે પરસ્પર સંબંધ જોડાય છે ત્યારે જ વાક્ય બને છે. એ વિના આપણે ગમે એટલા શબ્દો ગમે તેમ ગોઠવીએ તો યે તેનું વાક્ય બનતું નથી. વાક્યમાં વપરાયેલા અને સંબંધસૂત્રે જોડાયેલા

શબ્દોને જ આપણે પદ કહીએ છીએ. આ સંબંધ બાંધનાર વિભક્તિઓ છે. એટલે રચનાનો વિચાર કરવામાં મુખ્યત્વે આપણે આ વિભક્તિઓનો જ વિચાર કરવાનો પ્રાપ્ત થાય છે.

ગુજરાતીમાં અને હિંદુસ્તાનીમાં વિભક્તિઓ તો સરખી જ છે: કર્તા, કર્મ, કરણ, કારણ, સંપ્રદાન, અપાદાન, સંબંધ, અધિકરણ અને સંબોધન. આ વિભક્તિઓના પ્રત્યયોની વ્યવસ્થા પણ ગુજરાતીને મળતી જ છે, એ નીચેના કોઠા ઉપરથી સમજાશે.

| વિભક્તિ | ગુ. પ્રત્યય | હિ. પ્રત્યય |
|---|---|---|
| કર્તા | ૦ ; એ | ० ; ने |
| કર્મ | ૦ ; ને | ० , को |
| કરણ / કારણ | એ ; થી | से |
| સંપ્રદાન | ને | को |
| અપાદાન | થી | से |
| સંબંધ | નો, ની, નું, ના, નાં | का, की, के |
| અધિકરણ | માં, એ, ઉપર | में, पर |
| સંબોધન | ઓ, હે | अजी, अहो, हे |

ઉપરના કોઠા ઉપર એક ઝડપી નજર નાખતાં પણ કેટલુંક સામ્ય તો નજરે ચડે જ છે. એક તો એ કે ગુજરાતીમાં કર્મનો અને સંપ્રદાનનો પ્રત્યય એક સરખો (ને) છે. તે જ પ્રમાણે હિંદીમાં પણ કર્મનો અને સંપ્રદાનનો પ્રત્યય એક સરખો જ (को) છે. વળી એ જ પ્રમાણે ગુજરાતીમાં કરણ—કારણ અને અપાદાનનો પ્રત્યય પણ એક જ (થી) છે, તો હિંદુસ્તાનીમાં પણ કરણ–કારણનો અને અપાદાનનો પ્રત્યય એક જ (से) છે. બાકીની ત્રણ વિભક્તિઓ રહી તેમાં પણ અધિકરણ અને સંબોધનમાં તો ગુજરાતીમાં વપરાતા શબ્દોના હિંદી પર્યાયો જ આવે છે. રહી કેવળ કર્તા વિભક્તિ. એમાં ગુજરાતીમાં આપણે 'એ' પ્રત્યય લગાડીએ છીએ. અને હિંદુસ્તાનીમાં 'ने' પ્રત્યય લગાડવામાં આવે છે. ગુજરાતીમાં 'ને' પ્રત્યય કર્મનો છે અને હિંદુસ્તાની 'ने' પ્રત્યય કર્તા માટે વપરાય છે. આમ બે ભાષામાં એકનો એક પ્રત્યય ભિન્નભિન્ન વિભક્તિઓમાં વપરાતો હોઈ, એ શરૂઆતમાં જરા ગોટાળો પેદા કરે છે, એટલે એના તરફ સહેજ ધ્યાન ખેંચવાની મેં જરૂર જોઈ છે. હિંદુસ્તાનીના વર્ગોમાં શરૂઆતના દિવસોમાં ઘણીવાર મેં 'राजाने कहा'નો અનુવાદ 'રાજાને કહ્યું' એવો સાંભળ્યો છે. પણ આ તો કેવળ બંને ભાષામાં એક જ પ્રત્યય હોવાને લીધે પેદા થતો ભ્રમ છે અને એ ઝાઝા દિવસ ટકતો કે નડતો નથી. આપણે તો એથી ઊંડા ભેદોનો વિચાર કરવા માગીએ છીએ:

**કર્તા વિભક્તિ :** આ બંને ભાષામાં કર્તા અપ્રત્યય કે સપ્રત્યય આવી શકે છે.

જેમકે, રામ ગયો. राम गया।

રામે કહ્યું. रामने कहा।

પણ એનો અર્થ એવો નથી કે આપણે મરજીમાં આવે ત્યારે નામનો કર્તા લેખે અપ્રત્યય કે સપ્રત્યય ઉપયોગ કરી શકીએ, એ ઉપયોગ પાછળ કોઈ નિશ્ચિત વ્યવસ્થા નથી. એવી વ્યવસ્થા ન હોત તો તો આપણે કશું વિચારવાનું જ રહેત નહિ. કારણ એને અંગે ભૂલ જ થાત નહિ. પણ આ વસ્તુ આપણા વિકલ્પ ઉપર ન છોડતાં એક નિયમને અધીન રાખેલી છે અને માટે જ તેનો વિચાર કરવો પ્રાપ્ત થાય છે. અહીં હું એક વાત ભેગાભેગી કરી લઉં, કે કર્તા સંબંધેની આ વ્યવસ્થા ઉત્તર હિંદની ચારે પ્રધાન ભાષાઓમાં કંઈક જુદી જુદી છે. ગુજરાતી, હિંદી અને મરાઠીમાં આ રીતે કર્તા સપ્રત્યય અને અપ્રત્યય બંને રીતે વપરાય છે. પહેલી ત્રણ ભાષામાં ક્રિયાપદોનાં કેટલાંક રૂપો જ એવાં છે કે જેમાં સપ્રત્યય કર્તા જ વાપરવો પડે. જ્યારે બંગાળીમાં ક્રિયાપદનાં બધાં રૂપો અપ્રત્યય કર્તાથી જ સાધી શકાય છે. ઉપરનાં જ વાક્યો ફરી લઈએ:

| | | | |
|---|---|---|---|
| રામ ગયો. | राम गया | राम गेला | राम गेल |
| રામે કહ્યું. | रामने कहा | रामानें सांगतलें | राम बलिल |

આટલા બે જ દાખલા ઉપરથી પણ એક વસ્તુ તો સ્પષ્ટ થશે જ કે આ સપ્રત્યય અને અપ્રત્યયનો પ્રશ્ન સકર્મક ક્રિયાપદના સંબંધમાં જ જાગે છે. આપણે પોતે કર્તા ક્યારે ક્યારે સપ્રત્યય વાપરીએ છીએ એ જો યાદ કરીને નોંધીશું તે માલૂમ પડશે કે ભૂત કૃદંત ઉપરથી બનેલા ચાર કાળો—સાદો ભૂત, પૂર્ણ વર્તમાન, પૂર્ણ ભૂત, પૂર્ણ ભવિષ્ય—માં જ સપ્રત્યય કર્તા વપરાય છે. ઉદા૦

છોકરાએ ચોપડી વાંચી. बालकने किताब पढ़ी।
છોકરાએ ચોપડી વાંચી છે. बालकने किताब पढ़ी है।
છોકરાએ ચોપડી વાંચી હતી. बालकने किताब पढ़ी थी।
છોકરાએ ચોપડી વાંચી હશે. बालकने किताब पढ़ी होगी।

એ સિવાયના કાળોમાં એટલે કે સાદા વર્તમાનકાળમાં, ચાલુ વર્તમાનકાળમાં, ચાલુ ભૂતકાળમાં, નિયમિત ભૂતકાળમાં, સાદા ભવિષ્યકાળમાં, ચાલુ ભવિષ્યકાળમાં કર્તા અપ્રત્યય વપરાય છે. ઉદા૦ છોકરો વાંચે છે. बालक पढ़ता है।

છોકરો વાંચે છે. बालक पढ़ रहा है।
છોકરો વાંચતો. बालक पढ़ता था।
છોકરો વાંચતો હતો. बालक पढ़ रहा था।
છોકરો વાંચશે. बालक पढ़ेगा।
છોકરો વાંચતો હશે. बालक पढ़ता होगा।
છોકરો વાંચી રહ્યો હશે. बालक पढ़ रहा होगा।

આમ આપણે જોઈએ છીએ કે ગુજરાતીમાં અને હિંદીમાં સપ્રત્યય અને અપ્રત્યય કર્તાના ઉપયોગમાં કશો ફેર નથી. પણ આ ઉપરાંત એક બીજી રીતે પણ આપણે કર્તાનો અર્થ વ્યક્ત કરીએ છીએ અને તે 'થી' પ્રત્યય દ્વારા. ઉદા૦ 'મારાથી આ કામ થતું નથી'. આપણે વિભક્તિના પ્રત્યયનો વિચાર કરતી વખતે જોઈ ગયા કે આપણા 'થી' પ્રત્યયને બદલે હિંદીમાં 'से' પ્રત્યય વપરાય છે. એટલે આ અર્થ હિંદમાં 'से' થી

વ્યક્ત કરવામાં આવે છે. એ જ વાક્યનું હિંદી આમ થાય:—मुझसे यह काम नहीं किया जाता। આપણે બીજું એક વાક્ય લઈએ. 'તેનાથી આ ચોપડી વંચાતી નથી.' उससे वह किताब पढ़ी नहीं जाती। આ જ બે ઉદાહરણો ઉપરથી પણ હિંદી રચનાની જે વિશેષતા છે તે સૌના લક્ષમાં આવી હશે. આપણે આ બે હિંદી વાક્યોનું બરાબર વળગી રહીને ભાષાંતર કરીએ તો તે આવું થાય: 'મારાથી આ કામ કર્યું જતું નથી.' 'તેનાથી આ ચોપડી વાંચી જતી નથી.' આવા પ્રયોગો આપણે નથી કરતા એમ નહિ, કરીએ છીએ, પણ તેમાં અસહ્યતાનો ભાવ આવે છે. આપણો સામાન્ય પ્રચલિત પ્રયોગ ઉપર દર્શાવ્યો તેવો જ છે. પણ હિંદીમાં આ પ્રયોગ જ સામાન્ય છે. બીજા પ્રકારનો પ્રયોગ એમાં છે જ નહિ. આ જ વસ્તુ આપણે આ રીતે પણ વ્યક્ત કરીએ છીએ: 'હું આ કામ નથી કરી શકતો.' 'તે આ ચોપડી નથી વાંચી શકતો.' હિંદીમાં પણ આ રીતે વસ્તુ વ્યક્ત કરી શકાય છે:

मैं यह काम नहीं कर सकता।
वह यह किताब नहीं पढ़ सकता।

**કર્મ વિભક્તિ :** જેમ કર્તા સપ્રત્યય અને અપ્રત્યય હોય છે, તેમ કર્મ પણ સપ્રત્યય અને અપ્રત્યય હોય છે. કર્તા કયારે સપ્રત્યય અને કયારે અપ્રત્યય વપરાય છે એ સંબંધી નિયમ આપણે ઉપર જોઈ ગયા. એવો કોઈ નિયમ કર્મની બાબતમાં હોય એમ લાગતું નથી. ગુજરાતીમાં આપણે સામાન્ય રીતે સત્ત્વ નામોને કર્મ વિભક્તિનો પ્રત્યય લગાડીએ છીએ અને અસત્ત્વ નામોને લગાડતા નથી એમ કહીએ છીએ, પણ એ નિયમ પણ સર્વત્ર પળાતો નથી. વળી કેટલીક વાર તો પ્રત્યય લગાડવાથી અર્થમાં ફેર પણ પડી જાય છે. ઉદા૦ 'તેણે ગાય મારી' અને 'તેણે ગાયને મારી' એ બે વાક્યોના અર્થમાં કેટલો બધો ફેર છે! પહેલા વાક્યનો અર્થ એવો થાય છે કે તેણે ગાયના પ્રાણ લીધા, જ્યારે બીજા વાક્યનો અર્થ એવો થાય છે કે તેણે ગાયને પ્રહાર કર્યો. એ ફેર કેવળ પ્રત્યય લગાડવાથી જ પડયો છે એ ચોક્કસ. વ્યાકરણની દૃષ્ટિએ આ બંને વાક્યો સરખાં જ છે, અને છતાં બંનેના અર્થમાં આટલો બધો ફેર છે! તો એ ફેર પડવાનું કારણ શું? એ ફેરનું કારણ રૂઢિ છે. આ નવો અર્થ રૂઢિમાંથી જ જન્મેલો છે. બીજું કોઈ કારણ મને સૂઝતું નથી. આવો જ ભેદ હિંદીમાં પણ છે. એ જ બે વાક્યો આપણે હિંદીમાં આ પ્રમાણે લખી શકીએ: उसने गाय मारी। उसने गायको मारा।

આ બે વાક્યો જરા ધ્યાનથી વાંચશો એટલે હવે પછી મારે જે વાત કહેવી છે, તે તમારા ખ્યાલમાં આવશે. આપણાં બે ગુજરાતી વાક્યો અને આ બે હિંદી વાક્યો એકવાર સાથે વાંચીશું એટલે એ બેમાં રહેલા સામ્ય ઉપરાંત જે વૈષમ્ય રહેલું છે, તે આપણી નજરે ચડશે. આપણાં ગુજરાતી વાક્યો આ પ્રમાણે છે: 'તેણે ગાય **મારી.**' 'તેણે ગાયને **મારી.**' બંને વાક્યોમાં ક્રિયાપદ કર્માનુસારી છે. પણ હિંદી વાક્યોમાં જોઈએ છીએ તો પહેલા વાક્યમાં ક્રિયાપદ કર્માનુસારી સ્ત્રીલિંગમાં છે, અને બીજા વાક્યમાં તે પુંલ્લિંગમાં છે. આ ભેદ એ જ હિંદી રચનાની એક વિશેષતા છે. હિંદીમાં એવો નિયમ છે કે વાક્યમાં કર્મ ન હોય અથવા કર્મને કર્મવિભક્તિનો પ્રત્યય લાગેલો હોય તો ક્રિયાપદ પુંલ્લિંગ, ત્રીજા પુરુષ એકવચનમાં જ આવે. ઉદા૦

मैंने खाया । મેં ખાધું.
मैंने लड़के को बुलाया । મેં છોકરાને બોલાવ્યો.
उसने रास्तेमें एक लड़कीको देखा । તેણે રસ્તામાં એક છોકરીને જોઈ.
शिकारियोंने कुत्तोंको छोड़ा । શિકારીઓએ કૂતરાઓને છોડયા.
कुत्तोंने बिल्लीको घेरा । કૂતરાંએ બિલાડીને ઘેરી.

આમાંનાં જ થોડાં વાક્યો આપણે કર્મનો પ્રત્યય કાઢી નાખીને લખીએ એટલે ક્રિયાપદનાં રૂપો પણ તરત બદલાઈ જશે.

उसने रास्तेमें एक लड़की देखी । તેણે રસ્તામાં એક છોકરી જોઈ.
शिकारियोंने कुत्ते छोड़े । શિકારીઓએ કૂતરા છોડયા.
कुत्तोंने बिल्ली घेरी । કૂતરાંએ બિલાડી ઘેરી.

હિંદી શીખનારાઓ માટે આ નિયમ ખૂબ અગત્યનો છે એટલે જ એને આટલી વિગતે સમજાવવાનો પ્રયત્ન કર્યો છે.

**કરણ-કારણ વિભક્તિ** : ઉપર કર્તાવિભક્તિની ચર્ચામાં કરણવિભક્તિના से પ્રત્યયનો ઉલ્લેખ એકવાર આવી ગયો છે. હવે અહીં હું એની વિશેષ ચર્ચા કરવા માગું છું. આપણે ગુજરાતીમાં કરણ-કારણના અર્થમાં 'એ' અને 'થી' એ બે પ્રત્યયો વાપરીએ છીએ. ઉદા૦ 'મેં પેન્સિલે પત્ર લખ્યો;' અથવા 'મેં પેન્સિલથી પત્ર લખ્યો.' આ બંને વાક્યો કરણવાચક છે. 'તાવે મારું માથું દુખે છે' અથવા 'તાવથી મારું માથું દુખે છે.' આ બંને વાક્યો કારણવાચક છે. હિંદીમાં કરણ-કારણ દર્શાવનાર પ્રત્યય એકલો 'से' જ છે, એટલે આ વાક્યો હિંદીમાં આ પ્રમાણે લખાશેઃ

मैंने पेन्सिलसे पत्र लिखा ।
तापसे मेरा सिर दुख रहा है ।

આ તો બહુ સહેલું છે. પણ એટલાથી પતતું નથી. 'से' પાસેથી તો હિંદી લોકો ખૂબ કામ લે છે, અને અનેક તેને રીતે વાપરે છે. કર્મવિભક્તિનું કામ પણ ઘણી વાર से પાસે જ કરાવવામાં આવે છે. ઉદા૦ મેં જગન્નાથને કહ્યું. એનું હિંદી થશે–मैंने जगन्नाथसे कहा । વળી मैंने जगन्नाथको कहा । એમ પણ થઈ શકશે. આ બંને વાક્યોનો અર્થ એક નહિ થાય. બંને વાક્યો જુદો જુદો અર્થ વ્યક્ત કરે છે. પહેલા વાક્યનો અર્થ તો બરાબર આપણે ગુજરાતીમાં કર્યો છે તેવો જ થશે કે મેં જગન્નાથને અમુક વાત જણાવી. પણ બીજા વાક્યનો અર્થ એવો થશે કે મેં જગન્નાથને અમુક કામ કરવાની આજ્ઞા કરી. 'से कहना' અને 'को कहना' એ બંને અર્થો અંગ્રેજી to tell માં સમાઈ જાય છે. ઉદા૦ I told him you are coming. તમે આવવાના છો એમ મેં તેને જણાવ્યું. I told him to be present here at noon. મેં તેને બપોરે હાજર રહેવા આજ્ઞા કરી. અંગ્રેજીમાં આવા જ અર્થમાં ask પણ વપરાય છે.

હવે આપણે બીજાં બે વાક્યો લઈએઃ

वह आपसे पूछ रहा है ।
वह आपको पूछ रहा है ।

નવો શિખાઉ માણસ તો આ બંને વાક્યોનો અર્થ સરખો જ કરશે કે તે તમને પૂછે છે. પણ ખરું જોતાં આ બંને વાક્યોના અર્થ જુદો જુદો થાય છે. પહેલા વાક્યનો અર્થ એ થાય છે કે તે માણસ તમને કંઈ વસ્તુ પૂછે છે. બીજા વાક્યનો અર્થ એ થાય છે કે તે માણસ તમારે વિષે પૂછે છે. આ બીજા વાક્યનો અર્થ સ્પષ્ટ કરવા એક ઉદાહરણ લઈએ. ધારો કે હું વિદ્યાપીઠમાં કોશકાર્યાલયમાં બેઠો બેઠો કામ કરી રહ્યો છું. એવામાં કોઈ માણસ આવીને નીચે મારી તપાસ કરે છે, કે નગીનભાઈ ક્યાં છે? જો અમારા હિંદીના અધ્યાપક એ માણસને સામા મળી જાય તો પૂછે કે आप किसको पूछ रहे हैं? અને પછી ઉપર આવીને મને કહે કે नगीनभाई, नीचे कोइ आदमी आपको पूछ रहा है। અને વધારામાં જો એમને એમ કહેવું હોય કે મને પણ તેણે પૂછયું તો એઓ કહે કે मुझसे भी उसने पूछा। આ દાખલાથી 'से' અને 'को' ના પ્રયોગથી અર્થમાં કેવો ફેર પડે છે તે સમજાયું હશે.

હ૭ બીજાં બે વાક્યો લઈએ:

मैं उनसे कल मिला था।
मैं उनको कल मिला था।

આમાંના પહેલા વાક્યનો અર્થ એવો થાય છે હું કાલે તેમને મળવા ગયો હતો— ચાહી ચેતીને મળ્યો હતો. પણ બીજા વાક્યનો અર્થ એવો થાય છે કે હું કાલે તેમને મળી ગયો હતો—અકસ્માત મળી ગયો હતો, ભેટો થઈ ગયો હતો. 'से' અને 'को' ના પ્રયોગથી અર્થમાં પડી જતા સૂક્ષ્મ ભેદનું આ સારું ઉદાહરણ છે.

આ ઉપરાંત કેટલાં તો ક્રિયાપદો જ એવાં છે કે જેમની સાથે 'से' પ્રત્યય જ વાપરવો પડે. આવાં ક્રિયાપદોની એક લાંબી યાદી હું અહીં આપી દેવા માગું છું:

| | |
|---|---|
| मुलाकात करना | दोस्ती करना |
| गुफ्तगु, बातचीत करना | दुश्मनी करना |
| वादह करना | इकरार करना (કબૂલત, પ્રતિજ્ઞા કરવી) |
| सुलूक करना (વર્તવું) | पेश आना (વર્તવું) |
| इन्कार करना | महब्बत करना |
| नफ़रत करना (ઘૃણા કરવી) | मुखातिब होना (સંમુખ થવું) |
| शादी करना–होना | वाक़िफ़ होना |
| खुश होना | राज़ी होना |
| नाखुश होना | आज़ाद होना |
| टक्कर खाना | बदला लेना |
| डरना | लड़ना |
| कहना | बोलना |
| पूछना | |

ઉપર ગણાવેલાં ક્રિયાપદોમાંનાં ઘણાંખરાં સમજાય એવાં છે. પણ કેટલાંક એવાં છે કે જેને વિષે ઉદાહરણ આપવાની જરૂર છે: ઉદા૦ મેં તમને વચન આપ્યું હતું, તમારી

સાથે કોલ કર્યો હતો. એનું હિંદી मैंने आपसे वादह किया था, इकरार किया था એમ થશે. તેણે કામ કરવાની ના પાડી. उसने काम करनेसे इनकार कर दिया। ને આપની સાથે સારી રીતે ન વર્ત્યો. वह आपसे अच्छी तरह पेश नहीं आया। उसने आपसे अच्छा सलूक नहीं किया। રામનાં લગ્ન સીતા સાથે થયાં હતાં. રામે સીતા સાથે લગ્ન કર્યાં હતાં. रामकी शादी सीतासे हुई थी। रामने सीतासे शादी की थी।

ગાંધીજી તમારા ઉપર ખૂબ રાજી (પ્રસન્ન) રહે છે.
गांधीजी आपसे बहुत राज़ी रहते हैं। એ જ પ્રમાણે ખુશ અને નાખુશ.
હું તારા ઉપર વેર વાળીશ. मैं तुमसे बदला लूँगा।

આ બધા દાખલાઓનો જો આપણે વિચાર કરીએ તો જણાશે કે ગુજરાતીમાં આપણે જે અર્થમાં 'ની સાથે' વાપરીએ છીએ ત્યાં હિંદીમાં से વપરાય છે. ઉપર નોંધેલાં ઘણાંખરાં ક્રિયાપદો આપણે ગુજરાતીમાં 'ની સાથે' વાપરીને વાક્યમાં ગૂંથી શકીએ એમ છીએ. डरना, आज़ाद होना અને वाक़िफ़ होना એ ક્રિયાપદો એવાં છે કે એની સાથે આપણે ગુજરાતીમાં 'થી' વાપરીએ છીએ.

**સંપ્રદાન વિભક્તિ :** કર્મ વિભક્તિના પ્રત્યય અધ્યાહાર રહી શકે છે, પણ સંપ્રદાન વિભક્તિનો પ્રત્યય નથી રહેતો.

**અપાદાન વિભક્તિ :** અપાદાન વિભક્તિનો પ્રત્યય પણ 'से' જ છે. એટલે આપણે ઉપર से ના જેટલા ઉપયોગો જોયા તેમાં આ અપાદાનનો એક વધારે ઉમેરવાનો રહે છે. આથી વિશેષ એ સંબંધે કંઈ કહેવા જેવું રહેતું નથી.

હવે આપણે સંબંધ વિભક્તિ ઉપર આવીએ છીએ. એ આપણો થોડો વખત લેશે, કારણ એને ઘણાં કામ બજાવવાનાં હોય છે.

**સંબંધ વિભક્તિ :** જે અનેક સંબંધો અને અર્થો વ્યક્ત કરવા માટે ગુજરાતીમાં આ વિભક્તિ વપરાય છે, તે બધા સંબંધો અને અર્થો હિંદીમાં પણ એ વિભક્તિદ્વારા દર્શાવાય છે. આમ છતાં કેટલીક વિશેષતાઓ પ્રત્યે ધ્યાન ખેંચવાની જરૂર લાગે છે.

૧ સગાંસંબંધી હોવાં, શરીરનાં અંગ હોવાં કે સ્થાવર મિલકત હોવી, એ અર્થો બતાવવા માટે સંબંધ વિભક્તિ હમેશાં પુલ્લિંગ બહુવચનમાં જ વપરાય છે. ઉદા૦ દશરથ રાજાને ચાર દીકરા હતા, दशरथ राजाके चार बेटे थे। મારે એક ભાઈ છે: मेरे एक भाई है। મારે બે હાથ છે. मेरे दो हाथ हैं। તમારે ઘર છે? आपके घर है। આવા સંબંધ દર્શાવવા આપણે ગુજરાતીમાં સંપ્રદાન વિભક્તિનો 'ને' પ્રત્યય વાપરીએ છીએ. આથી હિંદી બોલતાં લખતાં 'दशरथ राजाको चार लड़के थे।' જેવી ભૂલો થવાનો ઘણો સંભવ છે.

૨. ભાવવાચક વસ્તુ સાથેનો સંબંધ દર્શાવવા માટે સંપ્રદાન વિભક્તિ (को) નો ઉપયોગ થાય છે.

ઉદા૦ મને ફુરસદ નહોતી. मुझको फुरसत न थी। તેને તાવ છે. उसको बुख़ार है।

૩. આ સિવાયની વસ્તુઓ સાથેનો સંબંધ બતાવવા માટે के पास નો ઉપયોગ થાય છે. ઉદા૦ મારી પાસે એક ઘોડો છે. मेरे पास एक घोड़ा है। મારી પાસે એક સારો નોકર છે. मेरे पास एक अच्छा नौकर है।

એ જ રીતે હિંદીમાં પણ નકારવાચક જે ત્રણ શબ્દો છે: न, नहीं, मत, તેના ઉપયોગ વિષે કેટલીક વસ્તુઓ નોંધવા જેવી છે.

પહેલાં આપણે न નો વિચાર કરીશું. न આટલી જગ્યાએ વપરાય છે:

૧. વાક્યમાં જ્યારે સહાયકારી ક્રિયાપદ ન હોય ત્યારે. ઉદા૦ वह घरके अंदर न आया। પણ જો આપણે આ વાક્યમાં સહાયકારી ક્રિયાપદ ઉમેરીએ તો 'न' ને બદલે नहीं વાપરવું પડે. ઉદા૦ वह घर के अंदर नहीं आया था। બીજો એક દાખલો લઈએ. वह न बोला પણ वह नहीं बोला था।

૨. શંકા કે ભયવાચક ક્રિયાપદ પછી. ઉદા૰ शायद वह न आये। ऐसा न हो कि वह आ जाय।

૩. ક્રિયાતિપત્યર્થમાં. ઉદા૦ अगर मैं वहाँ न जाता तो वह न आता।
अगर आप न बोलते तो वह चला जाता।

૪. 'चाहिये' અને 'था' પહેલાં. ઉદા૦ आपको ऐसा करना न चाहिये।
घरमें कोई न था।

૫. સામાન્ય કૃદન્ત આજ્ઞાર્થમાં વપરાયું હોય તો તેની પહેલાં. ઉદા૦ वहाँ न जाना।

૬. અનુજ્ઞા માગતા રૂપ પહેલાં. ઉદા૦ मैं अंदर न जाऊँ ?

૭. વાક્યને અંતે પ્રશ્નસૂચક તરીકે. ઉદા૦ तुम रोटी खाओगे न ?

'न' પછી 'नहीं' લઈએ. એના ઉપયોગ સંબંધે આટલી વસ્તુ નોંધવા જેવી છે:

૧. જ્યારે વાક્યમાં સહાયકારક ક્રિયાપદ આવ્યું હોય અથવા અધ્યાહાર હોય ત્યારે. ઉદા૦ वह नहीं आता है।
वह नहीं आया।

૨. જ્યારે ક્રિયાપદ અધ્યાહાર હોય ત્યારે. ઉદા૦ कुछ परवा नहीं।

૩. ફરજિયાતપણું દર્શાવનારાં ક્રિયાપદોની સાથે. ઉદા૦ तुमको जाना नहीं पड़ेगा।

૪. જ્યારે સામાન્ય કૃદન્ત સંભાનવાચક વિધ્યર્થમાં વપરાયું હોય ત્યારે. ઉદા૦ जाना नहीं।

હવે मत. એ માત્ર આજ્ઞાર્થમાં જ વપરાય છે. ઉદા૦ मत जाओ।

એ 'न' નો એક પ્રયોગ નોંધવા જેવો છે: न मैं आया न वह गया।

ગુજરાતીમાં બીજો પુરુષ સર્વનામ ત્રણ છે: તું, તમે, આપ. હિંદીમાં પણ ત્રણ છે: तू, तुम, आप. આપણને પહેલી નજરે એમ લાગે કે આપણા આ ગુજરાતી અને હિંદી શબ્દો સમાનાર્થક છે, પણ ખરું જોતાં તેમ નથી. હિંદી 'तू' આપણા 'તું' કરતાં વધારે તુચ્છતાવાચક છે, એટલે આપણે ત્યાં જ્યાં જ્યાં 'તું' વપરાય ત્યાં ત્યાં હિંદી 'तू' ન વાપરી શકાય. આપણે ત્યાં વિદ્યાર્થીઓ સામાન્ય રીતે એકબીજાને માટે 'તું' વાપરે છે. હિંદીમાં 'तुम' વાપરવું જોઈએ. એ જ રીતે ગુજરાતી 'તમે' હિંદી 'तुम' કરતાં વધારે માનવાચક છે. આપણે અજાણ્યા સજ્જન સાથે પણ 'તમે'થી વાત શરૂ કરીએ તો તે અવિનય ન લેખાય. વિદ્યાર્થી શિક્ષકને 'તમે' કહે તો તેમાં બેઅદબી ન લાગે, પણ હિંદીમાં

આ ગને જગ્યાએ 'आप' જ વાપરવું જોઈએ. 'तुम' અપમાનસૂચક ગણાય. એટલે હિંદીમાં આપણે માનાર્થે 'आप' નો જ ઉપયોગ કરવો. અને નહિ ત્યાં 'तुम' વાપરવું. તુને બદલે જ વાપરવું.

આપણે 'आप' કેવળ બીજા પુરુષમાં જ વાપરીએ છીએ. હિંદીમાં એ ત્રીજા પુરુષમાં પણ માનાર્થે વપરાય છે. મારે કાનપુરથી આવેલા કોઈ સજ્જનનો સભામાં પરિચય આપવો હોય તો હું કહું: आप कानपुरसे आये हैं।

## ૮. વિશિષ્ટ વાક્યરચના:

વિભક્તિની ચર્ચામાં જ વાક્યરચનાની કેટલીક વિશેષતાઓ તો આવી ગઈ છે, એટલે એ સંબંધે મારે ઝાઝું કહેવાનું રહેતું નથી. આધુનિક હિંદી ગદ્ય વાંચતાં મને પોતાને લાગ્યું છે કે આપણી ઉત્તર હિંદની ચાર ભાષાઓમાં હિંદુસ્તાની ઉપર અંગ્રેજી વાક્યરચનાની સૌથી વિશેષ અસર થયેલી છે. અંગ્રેજી જેવા જ વિશેષણ–ખંડો, ક્રિયાવિશેષણ ખંડો વગેરે બધું હિંદુસ્તાનીમાં વપરાય છે. આ વસ્તુ એટલી તો તરી આવે એવી છે કે એને માટે મારે ઝાઝા દાખલા આપવાની જરૂર નથી. બે બસ થશે.

१ सदनकी दशा इस समय उस मनुष्यकी सी थी जो रातको जंगलमें भटकता हुआ अंधेरी रातपर झुंझलाता है।

२. और तुमने उसके साथ यह अत्याचार केवल इस लिये किया कि मैं उसकी बहन हूं, जिसके पैरोंपर तुमने वर्षों नाक रगड़ी है।

હવે હું એકમે વિશેષતાઓ નોંધી આગળ ચાલીશ. ચાલુ કાળ બતાવવા માટે આપણે વર્તમાન કૃદંતનો ઉપયોગ કરીએ છીએ. જેમકે. હું લખતો હતો. હું લખતો હઈશ. પણ હિંદીમાં मैं लिख रहा था। मैं लिख रहा हूंगा। એનું આપણે બરાબર ગુજરાતી કરીએ તો 'હું લખી રહ્યો હતો.' 'હું લખી રહ્યો હઈશ,' એમ થાય. એનો અર્થ એવો થાય કે 'મેં લખવાનું પૂરું કર્યું હતું,' 'મેં લખવાનું પૂરું કર્યું હશે.' પણ ગાંધીજીએ આ હિંદી પ્રયોગ ગુજરાતીમાં દાખલ કરી દીધો છે અને તે ચાલુ થઈ ગયો છે. આજે આપણે ચાલુ વર્તમાનકાળ દર્શાવવામાં પણ એ વાપરીએ છીએ. જેમકે, 'હું એ જ કામ કરી રહ્યો છું.' હિંદીમાં मैं यही काम कर रहा हूं। હિંદીમાં કેવળ વર્તમાનકાળની મદદથી સાધેલા રૂપનો અર્થ તે ક્રિયા નિયમિત થાય છે એવું સૂચવે છે. જેમકે, मैं यही काम करता हूं।

ગુજરાતીમાં કામ પૂરું કરી દીધાનો જે અર્થ છે, તે હિંદીમાં આ રીતે દર્શાવાય છે. मैं गा चुका हूं। मैं पत्र लिख चुका हूं।

અંગ્રેજી રાજ્યની સાથે સાથે આપણા દેશમાં 'કાઢી મૂકવામાં આવશે.' 'રદ કરવામાં આવશે' જેવા કર્તા વિનાના પ્રયોગો શરૂ થયા છે. એ પ્રયોગ હિંદીમાં આવી રીતે દર્શાવાય છે: निकाल दिया जायगा। रद किया जायगा। આ પુસ્તક શીખવવામાં આવશે: यह किताब पढ़ाई जायगी।

તમારે રોજ પાઠ વાંચવો જોઈએ: आपको हमेशा सबक पढ़ना चाहिये અથવા आपको चाहिये कि आप हमेशा सबक पढ़ें। આ બીજી રચના હિંદીની ખાસ રચના છે.

હવે છેલ્લા બે મુદ્દા રહ્યા : સ્થાનિક પ્રાચીન સાહિત્યની ભૂમિકા, અને સ્થાનિક લોકજીવનની ભૂમિકા. આ બંને વસ્તુનાં દૃષ્ટાંત મારી પાસે છે નહિ, છતાં હું શું કહેવા માગું છું તે ટૂંકમાં અહીં લખું છું. દરેક પ્રાંતના પ્રાચીન સાહિત્યમાં કેટલાંક પાત્રો, કેટલાંક વચનો, કેટલાક પ્રસંગો એવા હોય છે, જેનો પછીના સાહિત્યમાં ઉલ્લેખ વારે વારે આવે. જે માણસ એ પ્રાચીન સાહિત્ય ન જાણતો હોય તેને માટે એ સમજવું મુશ્કેલ થઈ પડે. અંગ્રેજી વાંચનારાઓ જાણે છે કે અંગ્રેજી લખાણમાં આવતા પ્રાચીન ગ્રીક પુરાણના ઉલ્લેખો કેવા મૂંઝવનારા થઈ પડે છે. એવું જ લોકજીવન વિશે. દરેક પ્રાંતના લોકજીવનમાં કેટલીક એવી વિશેષતા છે જ, જે બીજા પ્રાંતના લોકજીવનમાં ન હોય. એવા કોઈ આચાર, કોઈ રિવાજ, કોઈ વિધિ, કોઈ ઉત્સવ કે બીજા કશાનો સાહિત્યમાં ઉલ્લેખ આવે અને આપણે તેનાથી માહિતગાર ન હોઈએ તો આપણને તેટલો ભાગ સમજાય નહિ. એટલે આપણે જે પ્રાંતના સાહિત્યનો અભ્યાસ કરવા માગતા હોઈએ તેના પ્રાચીન સાહિત્યનો અને તેના લોકજીવનનો પણ પરિચય મેળવવાનો પ્રયત્ન કરવો જોઈએ એટલું જ મારે કહેવું છે.

અને અંતે, એક વિજ્ઞપ્તિ. હમણાં ગુજરાતમાં હિંદી-શિક્ષણ ખૂબ જોશભેર ચાલી રહ્યું છે. માધ્યમિક શાળાઓમાં પણ એને સ્થાન મળ્યું છે. એટલે જો શિક્ષકભાઈઓ હિંદીની વિશેષતાઓ નોંધવાનો પ્રયત્ન કરતા રહેશે તો એ બધી નોંધોમાંથી આપણને એક દિવસ ખૂબ સરસ હિંદીશિક્ષિકા મળશે. જો કોઈ ભાઈ મને આવા પ્રકારની નોંધો મોકલશે તો હું તેમનો ખૂબ આભારી થઈશ.

ગાંધીજયન્તી
૨-૧૦-૩૬



# યુરોપની યાદવાસ્થળી

મગનભાઈ પ્ર. દેસાઈ

દુનિયાના બીજા બધા બનાવોને ઢાંકી દે એવો પ્રચંડ અને ખુનખાર બનાવ આ યુરોપની યાદવાસ્થળી છે. ખરેખર, એ યાદવાસ્થળી જ છે. ગયા મહાયુદ્ધના ઇતિહાસકારોએ તો તેનો અંત પારખીને જ ભાખ્યું હતું કે, આમાંથી આગળ પર લડાઈ થશે, કેમકે આ અંત શાંતિ સ્થાપનારો નથી. તેમાં વેર અને અવિશ્વાસનાં બીજ રહેલાં છે. જર્મની પર ૧૯૧૪ની લડાઈ ઊભી કર્યાનું પાપ આરોપીને તેને જે કમનસીબ રીતે પછીનાં વર્ષોમાં અપમાન્યું છે, તેનો જ પ્રત્યાઘાત આ યુદ્ધ છે એમાં તો શંકા નથી. અને હિટલરના જર્મનીએ જે મિજાજ અને તુમાખી રાખી છે તેનાથી આ સ્થિતિ કથળી છે. પરંતુ તે ઉપરાંત પણ મુદ્દા છે અને તેટલા પૂરતું આ યુદ્ધ તેના પુરોગામી કરતાં વધારે મહત્ત્વનું છે. આજ ઇંગ્લૅન્ડ એમ કહે છે કે, ઝગડા તો જગતમાં થાય; પણ માણસનું લક્ષણ એ છે કે તેની પતાવટ કરવી, તેનો શાંતિમય રસ્તો શોધવો: તેને સારુ પંચ–પદ્ધતિ હોય, પણ લડાઈ નહિ. જાણે અમદાવાદનું મજૂર મહાજન તેના મિલમાલિક મંડળને લવાદનો સિદ્ધાંત સમજાવતું હોય એવું લાગે છે, નહીં?

આ સિદ્ધાંત સ્વીકારાય તો જ આંતરરાષ્ટ્રીય શાંતિ સ્થાપી શકાય, એ તો ઉઘાડું છે. પણ એને સ્થાપવાનો રસ્તો શો? એ સિદ્ધાંત ન સ્વીકારનારને મારવો એ? એટલે કે, જેનું પ્રતિપાદન કરવું છે એનું જ ખંડન કરવું અને તે દ્વારા તેનું પ્રતિપાદન થશે એમ માનવું એમ? ઇંગ્લૅન્ડની ઉપરની હાકલ સાંભળીને આ પ્રશ્ન ઊઠે છે.

પરંતુ, એ પ્રશ્ન નિરાંતે વિચારવાનો સમય નથી. અર્જુનની જેમ, એ જગતના લોકોની સામે આવીને ઊભો છે અને તરત તોડ માગે છે. યુરોપમાં સેનાઓ સામસામે ખડકાઈ જ ગઈ છે નહીં, ધસી રહી છે. તે વખતે બીજા લોક 'તીરે ઊભા જુએ તમાસો' કે 'માંદી પડીને મહા સુખ (!) માણે,' એ પ્રશ્ન છે. કેટલાક દેશોએ પોતપોતાના સ્વાર્થો કે સ્વાર્થસંબંધો વિચારી તટસ્થતાની નીતિ અત્યારે તો વિચારી લીધી છે.

પણ આ સમો સ્વાર્થ વિચારવાનો છે? કે પછી જગતનું શ્રેય—પરમ અર્થ શામાં છે તે જોઈ પ્રત્યેક પ્રજાએ પોતાનો નિર્ણય કરવાનો છે? એમ કરવા જતાં, વળી શંકા ઊપજે છે કે, રાષ્ટ્રો તો કદી સ્વાર્થ છોડી પરમાર્થ કરતા કે વિચારતા ઇતિહાસમાં જોયા નથી. અરે, ઇંગ્લૅન્ડ કે જર્મની તથા ફ્રાન્સ પણ કોઈ પરમાર્થ સારુ તે અત્યારે લડે છે એમ નથી. તો પછી કોઈ પ્રજાએ એવી રીતની પરમાર્થની પરેજ કરવી!

હિંદને માટે તો સ્વાર્થ પણ સાધવાની શક્તિ નથી દેખાતી; પરમાર્થ સાધવા માટે તો તેના કરતાં વધારે તાકાત અને તપોબળ જોઈએ. એવા સંજોગોમાં હિંદ શું કરવું! તેના ઇંગ્લૅન્ડ સાથેના સંબંધને કારણે લડાઈમાં તો તે ક્યારનું ઊતરી ચૂક્યું ગણાય. અરે, એની

ફોજ તો લડાઈની અગાઉ જ મેદાનો પર કૂચ કરવા લાગી હતી. એટલે તટસ્થતા કે ન જ લડવાનું તો, હિંદી સરકાર પૂરતું, વિચારવાનું રહેતું નથી. એક વસ્તુ રહે છે અને તે માત્ર હિંદી લોકમત.

આજ હિંદી લોકમત કયા પક્ષની પીઠ થાબડશે? હિંદની સહાનુભૂતિ કોની તરફ છે? આ વિષે પણ શંકા નથી કે સૌને પોલેન્ડ પર દયા ને સહાનુભૂતિ ઊપજે છે. જર્મની અને પોલેન્ડે પોતાનો ઝઘડો ગમે તે રીતે પતવ્યો હોત તો સારું થાત. હિટલરે આપેલી શરતો પર ઇગ્લેન્ડ–ફ્રાન્સે પોલેન્ડને વિચાર કરવા પ્રેર્યું હોત તો ઠીક થાત. તેમ કરવામાં માનાપમાન એક વાર જો બાજુ પર રખાયું હોત, તો યુરોપ યુદ્ધની યાતનામાંથી કદાચ બચી જાત. કદાચ ન જ બચત તોય હિટલર જગતના ન્યાયાસન આગળ આજના કરતાં ભૂંડો દેખાત. કોઈક કૃષ્ણને એ છેવટની વિષ્ટિ કરવા મોકલતે તો શું ખોટું થાત? દુર્યોધન કૃષ્ણને ફસાવવા ચાહત તો એને પણ પહોંચી વળે એવો વિષ્ટિકાર યુરોપમાંથી ઇગ્લેન્ડને ન મળત? પરંતુ એમ ન બન્યું ને ૧લી તારીખે સૈન્યો ઊમટયાં. પછી તો ઇગ્લેન્ડ પણ ઊતરી પડયું. પોલેન્ડની પતાવટ કર્યા પછી જર્મનીનો સંસ્થાનોનો ઝઘડો એની જ જોડ બાકી રહે છે એ વાત પણ યાદ આવે છે.

આ સમયે હિંદી પ્રજાની સ્વતંત્રતાનું શું? તેણે આજ સુધીમાં તો પોતાની સ્વતંત્રતા નથી મેળવી લીધી. ગયા યુદ્ધને અંતે પોલેન્ડની જેમ, આ યુદ્ધને અંતે હિંદને સ્વતંત્રતા મળશે એમ? ઇગ્લેન્ડ એવી રીતે આપી દેશે એમ? અને પોલેન્ડની તેવી મળેલી સ્વતંત્રતા જેમ આજે જોખમાઈ પડી છે, તેમ હિંદની સ્વતંત્રતા—ધારો કે મળી ગઈ છે—નહીં જોખમાય એની શી ખાતરી? તો પછી તેવી સ્વતંત્રતાની કિંમત પણ શી? માગી મળેલી અને દીધેલી સ્વતંત્રતા તો ન જ પચી શકે, ન ટકી શકે. સ્વતંત્રતા વસ્તુ જ એવી છે કે તે જાતે અને આપબળે લેવી જોઈએ; તો જ તે સાચો સોદો હશે. એટલે, હિંદની સ્વતંત્રતાને સારુ કોઈ જાતનાં કાંધાં કરવાં કે સોદામાં પડવાની તો આમેય જરૂર નથી. અને ૧૯૧૯માં જેમ ઇગ્લેન્ડે વચનભંગ કર્યો તેમ ફરી નહીં જ કરે એની પણ શી ખાતરી? પરંતુ, વચનભંગ કરાવવાના પ્રસંગમાં પણ પડવાની જરૂર નથી.

તો શું હિંદે એમ કહેવું કે, ઇગ્લેન્ડ બરોબર લડે છે અને હિંદનાં જાનમાલ તેના પર ન્યોછાવર કરવાં? અથવા, બરોબર શબ્દો વાપરવા હોય તો એમ કહેવાય કે, હિંદની પરદેશી સરકાર જાનમાલ તો વાપરશે જ, કેમકે એના હાથમાં હિંદનાં પૈસો ને લશ્કર છે; હિંદી પ્રજાએ એમાં સંમતિ આપવી? અને ઉપરાંતમાં યથાશક્તિ ઉમેરો કરવો? આમ કરવાનું તો તો જ બનવું જોઈએ કે જો એ ક્રિયા આપણી સ્વતંત્રતાની લડતનો ભાગ હોય. ૧૯૩૦થી દેશે આ લડતને ચલાવ્યે જ રાખવાનું પણ લીધું છે. તે પણ હજુય અણચૂક્યું ઊભું છે. લડાઈનું વિઘ્ન વચ્ચે આવવાથી એ પણનું પાલન સ્થગિત કરવા જેવું ગણાય શું? એમ પણ કઈ રીતે બની શકે? કેમકે, એ સ્થગિત કરવાપણું પણ સ્વતંત્રતાના યુદ્ધનું સંવાદી પગલું તો હોવું જ જોઈએ. પોલેન્ડની સ્વતંત્રતાની લડતને સારુ અન્ય દેશની તેવી લડત અટકી તો ન જ શકે.

પણ આમ વિચારતાં એવું કહેવામાં આવે છે કે, તમે તમારા મતનો સોદો કરવા માગો છો. નહીં તો, ખરી નીતિ તો એમ જ હોવી જોઈએ કે ઇંગ્લૅન્ડને મદદ કરવી એ જ એક નીતિ અને નેમ છે; આજ યુદ્ધને પ્રસંગે બીજા વિચાર છોડી દેવા. ઇંગ્લૅન્ડને મદદ કરવાની વાત સ્વાતંત્ર્યની વિરુદ્ધ તો નથી જ જવાની, અને એ મદદ પોલૅન્ડને પણ છે. ઇંગ્લૅન્ડનો ને હિંદનો સંબંધ જોતાં પણ આપણને એમ લાગવું જોઈએ કે, તેનો આપણી મદદ પર એક પ્રકારનો નૈતિક અધિકાર છે. આમાંય વાંધો છે કે, ઇંગ્લૅન્ડે જે નીતિ આજ લગી આપણી જોડે વાપરી છે, ને આ અંતના ઉદાર અને આવકારપાત્ર પગલાંની આડે આવે છે. હિંદીજન એની પરના અત્યાચારો અને અન્યાયો ભૂલી શકતો નથી. અંગ્રેજી રાજતંત્ર સાથે અસહકાર એના હાડમાં પેસી ગયેલી વાત છે. એને અંગ્રેજોનો વિશ્વાસ નથી.

પણ નીતિશાસ્ત્ર કહે છે, વિશ્વાસ સામે વિશ્વાસ તો સૌ કોઈ કરે; અવગુણ સામે ગુણ કરવો એ તો નીતિ કહેવાય. ગાંધીજી આ સૂત્રના જાણનારા છે. એ જો આજ હિંદના નાયક છે, તો તો આ સૂત્ર જ હિંદને શીખવે. અને હિંદી લોકમત, એ દૃષ્ટિએ નહિ તોય, વસ્તુતાએ એ મતમાં ભળી શકે છે. જેમ અહિંસામાં તાત્ત્વિક રીતે ન માનનાર આજ અહિંસા ધરે છે, તેમ જ આવી ઉદારતાની નીતિમાં તત્ત્વતઃ ન માનનારા પણ એમાં વ્યવહારતઃ ભળી શકે છે.

એમ મત નક્કી કર્યા પછી પણ કાર્યક્રમ શો રાખવો એ તો પ્રશ્ન ઊભો જ રહે. ખરેખર, દોરવણી આપવા માટે અહિંસાવાદી કૉંગ્રેસને માથે આના કરતાં વધારે વિકટ જવાબદારી કદી નથી આવી.

૧૬ ૯ '૩૯

# પ્રસ્થાન



આદ્ય [ હાલ નિવૃત્ત ] તંત્રી

રામનારાયણ વિશ્વનાથ પાઠક

૧૯૯૫ આસો

સંચાલક

રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી

વર્ષ ૧૪ અંક

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૨૮ આસો : ૧૯૮૫ અંક ૬


## પિયા બિન ....

નાથાલાલ દવે

પુસ્તક બંધ કીધું,
બુઝાવીને હું દિપ બ્હાર આવ્યો.
વહી જતી રાત; ન વાય વાયુ;
ત્યાં પશ્ચિમે આથમી શુક્ર તારો.
નિદ્રાભરી લાલમલાલ આંખે
ચાલી જતી ચંદ્રકલા.

ઝાંખી બનેલી ગિરિમાળ પાસે,
વૃક્ષો તણી ડાળ ન એક હાલે.
શહેર આખું વિસરી પ્રવૃત્તિ
ઝંપી ગયું બાલ શું. પ્રકૃતિએ
એના પરે પાલવ શ્વેત પાથર્યો
તુષારનો. ૧:

સામેની બારીએ આછા બત્તી કેરા પ્રકાશમાં
હલતો પરદો શ્વેત, ને સૂરો કોઈ ગીતના
આવતા'તા ધીરે ધીરે, ધ્યાન મારું નહિ હતું
પડ્યો'તો વાંચવામાં તે.

હવે જ્યાં શાંત રાત્રિમાં ઉભો હું ગીત સાંભળું,
ખાંસાહેબ તણું ત્યાં તો 'પિયા બિન' શરૂ થયું. ૧૮

ઝિંઝોટીના સૂર સર્યા પ્રવાહી,
ધીરે ધીરે એ પ્રસર્યા હવામાં;
નિષ્પંદ રાત્રિ મહીં સૌમ્ય વેગે,
આવી અને અંતર પે ફરી વળ્યા.
અંગાંગમાં, રે અણુએ અણુમાં
મંજુલ મીઠી લહરી વહી રહી
એ રાગની.

રમ્ય પ્રકંપ જાગ્યો
હૈયે, સ્મૃતિ પૂર્વની કેમ જાણે
જાગી ઉઠી હોય ન જન્મજન્મની
કિલ્લોલ મીઠો મનમાં મચાવતી. ૧૯

એ રાગની રંગીન કો છટા હવે
જાણે દિસે વિસ્તરતી દિગંતમાં,
સિંધુ તણી જેમ તરંગમાલા
ફેલાય ધીરે કલમંદ્ર સૂરે
રાત્રે સુધાઉજ્જ્વલ ચંદ્રિકામાં.
આકાશમાં મેઘધનુષ કેરી
વહી રહે રંગભરી પરંપરા,
તેવું વહે ગાન; સુનીલ ક્ષેત્રે
અનિલ — આલિંગનમાં ઝૂલી રહે
અનાજના છોડ, અને રમી રહે
હિલ્લોલ પે જે પગલી પ્રકાશની,
તેવા રમે સૂર. ગૂંથાય જાણે,
એ સૂરની કોમલ દોરીઓથી
કલ્લોલતા એ સ્વરપુંજમાંથી
અદૃશ્ય કો ઘુમ્મટ અન્તરંગી
વિતાનમાં. મંજુલ એ વહે કથા—

" ના ચેન આવે, ઉર જાગતી વ્યથા;
શી રીત? એની કયમ વાત ગાવી?
રૂંધાય કંઠસ્વર, શબ્દ ના જડે,
ના ચેન આવે કશું યે પિયા બિન."  ૪૯

શી રીતે હે કલાકાર! સૃષ્ટિ જાદુઈ આ રચી?
કોટિ કોટિ મનુષ્યોથી આખી આ અવની ભરી.
રે! એ કોટિ ઉરે એક વાત ગુંજી રહી હતી,
કોઈને પ્રિયના વિના ચેન ના આવતું ઘડી.
પ્રકૃતિએ મનુષ્યોને આપેલું એ ચિરંતન
રહસ્ય ક્યાં તને લાધ્યું? કઈ એવા અષાઢની
અંધારી મેઘલી રાત જગાડી ગઈ સ્પંદન
તારા સંતપ્ત પ્રાણે, કે આવું ગંભીર ક્રંદન
તારી અંતરવીણાના તારે તારે રમી રહ્યું?  ૫૮

અનંત કોટિ મનુજોની વચ્ચે
કો ધન્ય કાળે હૃદયો મળે એ,
અંજાય નેત્રે મૃદુ પ્રેમદીપ્તિ,
ને દેહમાં, અંતરમાં નવીન
પ્રકંપ જાગે, પ્રસરે પ્રકાશ.
ત્યાં આત્મ જાગે, પરમ પ્રફુલ્લિત,
ને જિંદગીનો ઉજવાય ઉત્સવ.
રે પ્રેમનું આર્જવ કંઠમાં ભરી
બોલી ઉઠે, " પ્રાણ! ન દૂર જાજે
અને તજી ના દૂર જઈશ તું કદિ,
તારા વિના ચેન મને નહિં ઘડી."  ૬૯

તો યે તજીને દૂર તો જવું પડે.
સંસાર આ વ્યાકુલ કાર્યભારે,
હસી, ઉપેક્ષા કરી અંતર્યામિની,
એ દૂર ખેંચી લઈ જાય પ્રિયને.
ભૂલી બધી વાત, બધીય ઝંખના
અષ્ટ ને નીરસ કાર્યજાલે
તેને પૂરાવું જ પડે—  ૭૬

ને તેની પ્રેયસી ઘેર અંબોડે ફૂલ ગૂંથીને,
ધરી આભરણો અંગે, લપેટી દેહ સાડીયે,
શૂન્યમના રહે ઉભી, હાથમાં મુખ ટેકવી
નિહાળે પંથ સ્વામીનો ઉભી ઉભી અટારીએ.
ઝંકારે પ્રેમવીણાના જાગેલી રમ્ય ચેતના,
સમસ્ત જિંદગી જ્યારે અમૃતે ઉજળી બની,
ફરી એ પળને ત્યારે એનું અંતર ઝંખતું,
કશી યે વાતમાં તેને ગમે ના, ચેન ના પડે.
ઝીલીને ઝંખના એની ઘૂંટયા તે સૂર કંઠમાં
વહાવ્યું ગાન, "ના આવે ચેન ના'વે પિયા બિન". ૯૬

છો હોય જ્ઞાની,
છો હોય પંડિત, ભલે તપસ્વી,
ગર્વિષ્ઠ કે સંયમની શિલાથી
રૂંધી રહ્યા જીવનની સરિતા.

કે દીન, હીન, મલિન, ઉપેક્ષિત,
અકિંચન, નિર્બલ–સર્વના ઉરે
એ પ્રેમનો મંજુલ નાદ જાગતો.
એકાંતમાં શાંત મધુર રાત્રે
હૈયે સૂતેલાં સ્મરણો મળીને
જાગી ઉઠે, કંદન કૈંક આદરે,
ન નિંદમાં નેન મિંચાય તે દિને.
એકલી એ પથારી
સાક્ષી બને અંતરવેદના તણી. ૯૯

ગાયું હે સૂરના સ્વામી ! ગાયું જ્યારે 'પિયા બિન',
સહુના ઉરની મૂક વ્યથા તે ગાઈ ગીતમાં.
પ્રભાત વિકસે જ્યારે હિમાદ્રિના પ્રદેશમાં,
ગુલાબી રંગનો સૂર્ય પ્રસારે કિરણાંગુલિ,
હિમે ઢંકાયલા સર્વ શિખરોને ઉજાળતો,
સ્પર્શતો સર્વને ભાનુ, કોઈને યે ભૂલે નહિં—
તેમ આ ગીતના સૂરે સહુના ઉરતારને
સ્પર્શીને ગુંજતા કીધા, કીધા જીવિત, જાગૃત. ૧૦૭

રે · એકદા રામગિરિ નિવાસે
મંદારની સ્નિગ્ધ સુદીર્ઘ છાંયે
એકાન્તમાં શાપિત યક્ષ જ્યારે
નિસ્તેજ, ઉદાસ અને અચેન
વીતાવતો’તો દિન દુઃખભારે. ૧૧૨

અલકાનગરી તેની સુધાના સ્વચ્છ સ્રોતથી
ધોયેલી હોય ના જાણે તેવી સુંદર શોભતી.
ને હસ્તે કમલો ધારી, ગૂંથીને કુન્દ કેશમાં,
કલાપે કુસુમો બાંધી, રમંતી યક્ષસુંદરી.
લાલિમા ઉડતી ઊંચે કુંજોમાંથી ગુલાલની,
વનાન્તે પથરાતી ત્યાં સ્નિગ્ધ છાયા અશોકની:
માધવીમંડપે છાની કૂજતી ક્યાંક કોકિલા,
વાયુમાં ઝુલતાં વૃક્ષો કદમ્બ પારિજાતનાં. ૧૨૦

ઈન્દ્રનીલ સમીપે ત્યાં યક્ષના મણિહર્મ્યમાં
એકલી ચક્રવાકી શી યક્ષની વનિતા હતી.
સ્વામીના સ્મરણે અશ્રુ વહેતા નેત્ર પલ્લવે,
હરાયું હાસ્ય હૈયાનું; હિસે ના અધરે હવે
રક્તિમા, એ કૃશાંગી તો નિરાધાર લતા સમી.
પિંજરે સારિકાને એ ભર્તાની વાત પૂછતી,
ઉત્સંગે રાખતી વીણા,

રે એના શૂન્ય હૈયામાં ગુંજે ના શબ્દ ગીતના,
વીણામાં કંપ ના જાગે, જાગે ના આજ મૂર્છના. ૧૨૯

આકાશનો ગુંબજ ઘેરી લેતો
આવી ઉભો મેઘ અષાઢ કેરો
માતંગ શો મસ્ત અને મદેભર્યો.
વિદ્યુલ્લતાના ચમકાર જાગ્યા
ને વજ્રના ગંભીર નાદ ગાજ્યા.
એ વ્યોમચારી દૂત સાથ યક્ષે
સંદેશ શ્યામા પર મોકલાવ્યો,
શબ્દો કહાવ્યા મૃદુ સાંત્વનાના
એકાકિની વિરહિણી પ્રિયાને. ૧૩૮

સૂચવે છે. હવે આ કથન કેટલું બધું અતિવ્યાપ્તિવાળું છે ? બિચારા બોટાદકરની કલ્પનાં અંગ્રેજી ભાષામાં કદી જન્મી શકે તેમ ન હતી છતાં તેમની રચનાઓમાં ઉપર ગણાવાતાં અનુષંગી લક્ષણો છે. અને જરા કઢંગો એવો પ્રશ્ન પૂછીએ કે આ કવિઓનાં મગજમાં કલ્પના પરદેશી ભાષામાં જન્મી છે એમ કહેવાનો આધાર શો ? કવિતા વિષે જો નિર્ણય કરવાનું સાધન હોય તો તે કવિતા સિવાય બીજું કશું નથી. અને કવિતા ઉપરથી કવિચિત્તના વ્યાપારો વિષે અનુમાનો દોરવાં એ જોખમકારક છે. હા, શરૂઆતના અંગ્રેજી ભણેલા કહેતા કે તેમને અંગ્રેજીમાં જ વિચારો આવતા. પણ દરેક નવીન કવિને વિષે સાચું હોય તો આપણે પૂછીએ કે નર્મદનું 'હિંદુઓની પડતી,' નહાનાલાલનું 'ઇંદુકુમાર', કાન્તનું 'વસંતવિજય,' ગ. ક. દા. નું 'આરોહણ', ઉમાશંકરનું 'વિશ્વશાંતિ' એ બધાંની કલ્પનાઓ શું પરદેશી ભાષામાં આવી હતી ? અને કવિની કેળવણી અને સંસ્કાર અમુક પ્રકારનાં હશે તો તેને કઈ રીતે ફેરવી શકાવાનાં છે ? જો કે આવી રીતે કવિના ચિત્તવ્યાપારને નિયમન કરતાં સૂચનો કરવાં એ જ વધારે પડતું છે.

## [૨] જૂની કવિતાનો અભ્યાસાભાવ

નવીનો વિષે આવું જ અતિવ્યાપ્તિવાળું બીજું કથન છે જૂના કવિઓની શિષ્ટ કવિતાઓનો અભ્યાસ કર્યા વગર તેને નમાલી છે એવો અભિપ્રાય બાંધી લેવાનું. ભલા, આવા નવીન કવિઓ કોણ કોણ છે ? નર્મદે જૂના કવિઓની કવિતાને સંશોધી, તેમની કવિતાઓ સંપાદિત કરી, તેમનું તુલનાત્મક વિવેચન પણ કર્યું છે. નવલરામની ઉક્તિ તો જગજાહેર છે કે પ્રેમાનંદના પેગડામાં પગ ઘાલે તેવો બીજો કવિ એકે નથી. પ્રેમાનંદનાં નાટકોનો સૂક્ષ્મ ચર્ચા કરનાર નરસિંહરાવે જૂની ગુજરાતી કવિતાનો અભ્યાસ નથી કર્યો ? હા, કાન્તે કહ્યું છે કે, 'પ્રેમાનંદને પણ જોડકણાં જોડનાર સહેજે સાબિત કરી શકાય.' પણ આ અભિપ્રાય એને વાંચ્યા વિના જ બાંધી લીધો હશે કે પછી કવિતા વિષેની કોઈ બીજી ઉચ્ચ કલ્પનામાંથી !

આવી જ રીતે જે કોઈ લક્ષણને શ્રી ખબરદાર નર્મદથી શરૂ થતી કવિતાનો ભયંકરમાં ભયંકર સર્વવ્યાપી દોષ કહેવા તૈયાર હોય તે દરેકને વિષે કહી શકાય છે. પોતાનાં મંતવ્યોને હકીકતોથી અને ઊંડા તાત્ત્વિક નિરૂપણથી પુષ્ટ કરવાને બદલે કેવળ પોતાનો રોષ ઠાલવવાનું જ કામ શ્રી ખબરદાર કરે છે એવી શંકા કોઈને થાય તો નવાઈ નહિ. શ્રી ખબરદારને આપણે પૂછીએ કે નવીન ગુજરાતી કવિતામાંથી જેને આપ 'દૂષિત' તત્ત્વો ગણો છો તેવાં તત્ત્વોવાળી કવિતા વીણી આપો અને નર્મદથી માંડી આજ લગીની કવિતાનો તે કેટલામો ભાગ બને છે તે બતાવો.

વારુ. શ્રી. ખબરદારના કથનમાંથી આવેશને બાદ કરતાં જે કાંઈ સારરૂપ રહે છે તેની જે નોંધ ઉપર કરી છે તેનો હવે વિચાર કરીએ.

'પરિપૂર્ણ કવિતા' ના પહેલા ચાર મુદ્દાઓ વિષે સૌ કોઈ સ્વાભાવિક રીતે સંમત હોઈ શકે. બીજો મુદ્દો તથ્યાંશવાળો એક કાળે અંશતઃ હતો. છતાં એવી રીતની માગણી જરા હાસ્યજનક લાગે છે.

## પ્રથમ સંપર્કે દિગ્વિજય

સૌથી વધુ વિવાદાસ્પદ મુદ્દો છેલ્લો અને એમાંથી જન્મતો પાંચમો મુદ્દો છે. શ્રી. ખબરદારનું કહેવું છે કે પ્રથમ સંપર્કે જ કવિતાએ વાચકશ્રોતાને આકર્ષી લેવો જોઈએ અને તે માટે ભાષાનો પ્રવાહ સરળ અને સચોટ હોવો જોઈએ. અહીં શ્રી. ખબરદારે એ પણ સ્વીકારી લેતા લાગે છે કે ગમે તે પ્રકારના વિચાર, ભાવ કે કલ્પના કે તત્ત્વને સરળ રીતે રજૂ કરી શકાય અને તેનાથી વાચકને પહેલે જ તડાકે જીતી શકાય.

શ્રી. ખબરદાર કવિતાની બાબતમાં વિવેચકોની પાસે નહિ પણ કવિઓની પાસેથી જ શીખવાનું કહે છે. 'શ્રી. ખબરદાર દેશી પરદેશી સાત આઠ ભાષાઓના કવિતાસાહિત્યથી અને કવિતાવિવેચનથી પરિચિત છે.' એટલે આ બાબતમાં તત્ત્વ મુદ્દામાં હાથ આવવાનો વહેલો સંભવ છે. આ વિષયે અંગ્રેજી સંસ્કૃત અને ગુજરાતી સાહિત્ય અને વિવેચન શું કહે છે? આ ત્રણે સાહિત્યમાં જેમની કવિતાની ઉત્કૃષ્ટતા વિષે બે મત નથી તેવા કાલિદાસ, ભવભૂતિ, માઘ, ભારવિ, શેક્સપીયર, બ્રાઉનિંગ, ઓડન, ભાલણ અને અખો એ કવિઓની દરેક કૃતિ શું પ્રથમ સંપર્કે જ જીતી લે તેવી છે?

## સરલતા અને સચોટતા

વારુ. વિવેચકોનું પ્રામાણ્ય શ્રી ખબરદાર બહુ સ્વીકારતા નથી પણ એ વિવેચનથી તેઓ પરિચિત છે એટલે તેઓ જણાવશે કે કયા વિવેચકે કે કાવ્યશાસ્ત્રે સરલતા અને સચોટતાને જ કાવ્યના એક માત્ર ઉત્કૃષ્ટ કાવ્ય તરીકે વર્ણવ્યાં છે? સંસ્કૃત કાવ્યશાસ્ત્રકારો તો ભાષાની વૈદર્ભી ગૌડી જેવી સહેલી અઘરી અનેક રીતિઓ સ્વીકારે છે. વળી કાવ્યના અર્થગુણો તરીકે તેઓ માધુર્ય ઓજસ અને પ્રસાદને વર્ણવે છે. ઓજસગુણ લાંબા સમાસો અને પરુષ કઠોર વર્ણરચનાને પણ સ્વીકારે છે. અને પ્રસાદને દરેક રસમાં સાધારણ તરીકે મૂકે છે. અહીં પણ સરલતાનો તો ક્યાંય ઉલ્લેખ નથી. પ્રસાદની વ્યાખ્યા श्रुतिमात्रेण शब्दात्तु येनार्थप्रत्ययो भवेत्। એમ આપેલી છે. પણ આ અર્થપ્રત્યય શ્રુતિમાત્રથી જ પ્રથમ સંપર્કે કોને થાય? આખું સંસ્કૃત રસશાસ્ત્ર રસને સમજવા માટે સહૃદયતાસંપન્ન અધિકારી વાચકની અપેક્ષા રાખે છે એ શ્રી ખબરદાર જાણતા હશે. અને કાવ્યને સમજવા તેઓ પોતે પણ વાચકશ્રોતા પક્ષે કંઈક અધિકારની જરૂરિયાત સ્વીકારતા હશે જ. ગુજરાતી બોલનાર તરીકે નોંધાયેલી એકેએક આબાલવૃદ્ધ વ્યક્તિને જીતવાની શક્તિને જ કવિતાની સફળતાનું માપ તેઓ નહિ ગણતા હોય. જેને શ્રી ખબરદાર સચોટતા કહે છે તેનો તો સંસ્કૃત કાવ્યશાસ્ત્રમાં ક્યાંય ઉલ્લેખ નથી. અને આ સચોટતા પણ શું નકામો શબ્દપ્રયોગ નથી? એ શું કવિતાનું સર્વવ્યાપી લક્ષણ છે? વળી આ સચોટતા તે કવિતામાં જ એકલી રહેલી છે કે એમાં વાચકની ગ્રહણશીલતાની પણ કંઈ આવશ્યકતા ખરી? જ્યાં કેવળ આકાશ જ હોય ત્યાં ગમે તેવા રામબાણની પણ ચોટ ક્યાં વાગવાની? સચોટતા એક પ્રકારનું ચમત્કારમય આઘાતકારક તત્ત્વ છે. અને દરેક કાવ્યની અસર એકદમ આઘાત રૂપે જ થતી નથી.

અંગ્રેજી વિવેચનમાંથી અનેક વિવેચકોના અભિપ્રાયો ઉપલબ્ધ છે. પણ અહીં તો અત્યારના સુપ્રતિષ્ઠિત કાવ્યતત્ત્વચિંતક આઈ. આર. રિચાર્ડ્સનો જ અભિપ્રાય જોઈએ.

The truth is that very much of the best poetry is necessarily ambiguous in its immediate effect. Even the most careful and responsive reader must reread and do hard work before the poem forms itself clearly and unambiguously in his mind. An original poem, compels the mind which receives it to grow and this takes time. Any one who upon reflection asserts the contrary must be either a demigod or dishonest*

આ કથન કેટલું સાચું છે એ તો ઉત્તમ ગણાઈ ચૂકેલી કૃતિઓને તપાસી જોતાં જ જણાશે. પણ પ્રથમ સંપર્કે જ કવિતાસુંદરીને વરવા નીકળેલાઓની જગતમાં ખોટ નથી રહી. લોહીમાંસની બનેલી સાધારણ સ્ત્રી પણ ઘણી વાર પ્રથમ સંપર્કે જીતી શકાતી નથી. તો આ અશરીરિણી મનોદેવતાને આમ ચપટીમાં વશ કરી લેવાની કલ્પના કરવી વધારે પડતું નથી? જો બધા જ જૂના ગુજરાતી કવિઓ આ કરી શકયા છે એમ શ્રી ખબરદારનું કહેવું હોય તો એની કંઈક પ્રતીતિકર માહિતી આપણને તેઓ આપે તો આભારી થઈશું. માત્ર એક જ વિગત પૂછીએ: પ્રેમાનંદે પોતાના કાળમાં ગુજરાતી વસ્તીના કેટલા ટકાને પોતાની કવિતાથી જીત્યા હતા? આ તો શ્રી ખબરદારની રીતે પ્રેમાનંદની કવિતાનું મૂલ્યાંકન થાય છે. ઘણાની દૃષ્ટિએ પ્રેમાનંદની મહત્તા કોઈ જીતનાર શ્રોતાની સંખ્યા ઉપર અવલંબેલી નથી. જનતાની વધારેમાં વધારે સંખ્યાને જીતવી એ જ જો કવિતાની કે કોઈપણ સૂક્ષ્મ તત્ત્વની ઉત્કૃષ્ટતાનો અને સફળતાનો પુરાવો હોય તો ઘણી વસ્તુઓનો કાંકરો નીકળી જશે.

આથી જણાશે કે કેટલા યે કવિઓનો પોતાનો જ પુરાવો શ્રી ખબરદારની હિમાયત સામે જાય છે. અને ભાષાના પ્રવાહની સરલતા કે સચોટતા એને જ વળગી રહેવાની હિમાયત બધા કવિઓ તો નથી જ કરતા. જે નથી કરતા તે કવિ નથી એમ કહેવું હોય તો ભલે.

## કાવ્યનાં પરિપૂર્ણ અંગો ક્યાં?

ત્યારે હવે કવિતાની પરિપૂર્ણતા શેમાં ગણવી? શ્રી. ખબરદાર કહે છે તેમ અંગોના સમતોલપણામાં, પરિપૂર્ણતામાં અને સુંદરતામાં? તો આ અંગો ક્યાં છે? આ અંગો એ કાવ્યના રસ, ઉઠાવ, રજૂઆત નિરૂપણ માટે વપરાતી સામગ્રીપ્રસંગો, ઘટનાઓ, વિભાવો, અનુભાવો, વગેરેનું પ્રમાણપુરઃસરનું સંયોજન અથવા બીજા શબ્દોમાં કહીએ

* સાચી વાત છે કે ઘણા મોટા ભાગની ઉત્તમ કવિતાની પ્રથમ સંપર્કે જે અસર પડે છે તે આવશ્યક રીતે સંદિગ્ધ રૂપની હોય છે. અત્યંત સાવધાન અને સહૃદયતાવાળા વાચકના ચિત્તમાં પણ કાવ્ય સ્પષ્ટ અને અસંદિગ્ધ રીતે રૂપ ધારણ કરે તે પહેલાં તેણે કાવ્યને પુનઃપુનઃ વાંચવું જોઈએ અને સખત મહેનત કરવી જોઈએ. કોઈ પણ મૌલિક કૃતિ તેને ગ્રહણ કરનાર ચિત્તને વિકસવાને મજબૂર કરે છે. અને એ વિકાસ થતાં વખત લાગે છે. કોઈપણ માણસ ખરેખર વિચારપૂર્વક આથી વિરુદ્ધનો મત જો ધારણ કરે તો તે કાં તો અર્ધો દેવ હોવો જોઈએ કે પછી અપ્રામાણિક હોવો જોઈએ.

કાવ્યના વસ્તુનું સંકલન, અર્થનું સંકલન એ અર્થ હોઈ શકે. આ અર્થ હોય તો રિપૂર્ણના અને સુંદરતાની માગણી અપ્રસ્તુત થઈ જાય છે. કયા વિભાવને કે પ્રસંગને વસ્તુ–અંશને પરિપૂર્ણ કહીશું? વળી કાવ્યમાં મૂકાતું એકેએક તત્ત્વ સુંદર જ હોવું ાઈએ! સુંદર વસ્તુમાંથી જ રસનિષ્પત્તિ થતી હોય તો શોક ક્રોધ ભય અને જુગુપ્સાને ાયી ભાવ કરી નિપજતા કરુણ રૌદ્ર ભયાનક અને બીભત્સ જેવા રસને કાવ્યમાં ાન જ ન રહી શકે. આ જ સુંદર શબ્દનો આવો શિથિલ પ્રયોગ પરિપૂર્ણ પદની ાતમાં પણ તેઓ કરે છે. ઓજસ ગુણ જે પદરચના માગે છે–તેવી દીર્ઘસમાસવાળી, ાક્ષરોથી ભરેલી, ટ ઠ ડ ઢ જેવા અક્ષરોથી ભરેલી વિકટ સંઘટનાને પણ કાવ્યમાં ાંથ સ્થાન ન રહે.

## અર્થઘનતા એટલે!

કાવ્યનું રૂપ શું છે એની વ્યાખ્યા હજી કોઈએ સંપૂર્ણ બાંધી નથી. પણ મમ્મટની ેકી સાદી વ્યાખ્યા લઈને ચાલીએ કે **તદદોષૌ શબ્દાર્થૌ સગુણાવનલંકૃતી ઃ ક્વાપિ**–દોષરહિત, સગુણ અને કદી અલંકાર વિનાના શબ્દાર્થ એ કાવ્ય છે. જો એની સામે **'વાક્યં રસાત્મકમ્ કાવ્યમ્', રમણીયાર્થપ્રતિપાદકઃ શબ્દઃ કાવ્યમ્' રીતિરાત્મા કાવ્યસ્ય', 'કાવ્યસ્યાત્મા ધ્વનિઃ'** વગેરે અનેક વ્યાખ્યાઓ ચડાઈ ને આવતી લાગે છે. પણ મમ્મટ પોતાના નિરૂપણમાં તત્ત્વ રૂપે રસ ધ્વનિ રીતિ રેનો સમાવેશ કરી લે છે. અહીં શબ્દ એટલે કેવળ તેના અક્ષરો–વર્ણો એટલો જ અર્થ છે અને અર્થ એ તેની અંદર સ્થિત થયેલું સાર તત્ત્વ છે. અક્ષરોના બનેલા ની અંદર અર્થ વસેલો છે ને એવા અર્થયુક્ત શબ્દોના ઉચિત સંકલનમાંથી કાવ્ય મે છે, એમ ટૂંકામાં કહી શકાય. અર્થાત બધા જ અક્ષરોનું અર્થમાં પર્યવસાન અર્થઘનતા જે રીતે આપણે ત્યાં પ્રયોજાઈ છે તે કાવ્યના કેવળ અક્ષરો પરથી દૃષ્ટિ લઈ, કાવ્યના કેવળ અક્ષરો પર રચાતી, અનુપ્રાસ, ઝડઝમક કે વર્ણસગાઈ જેવી પતચાલી રમતોમાંથી વાચકને મુક્ત કરી, કાવ્યને હીન 'ચિત્ર' દશામાંથી કરી તેને ઉચ્ચ ભૂમિકાએ લઈ જવા માટે અર્થઘનતા એ આ શબ્દના રૂપ- લક્ષ્યની સામે મૂકાયેલી વસ્તુ છે. અને એ છેવટે સ્વયંપર્યાપ્ત નહિ પણ રસપર્યવસાયી અર્થઘનતાનું અનુસરણ કાવ્યને રસઘનતા તરફ જ લઈ જવા માટે છે. કેવળ શબ્દના કારની ચમત્કૃતિ રસઘનતા તો શું રસના છાંટાને પણ પાસે આવવા નથી દેતી.

જો આ રીતે કાવ્યનું અંગ એટલે કે અર્થસંકલન—વિભાવ અનુભાવ અને ભેચારી ભાવનું નિરૂપણ એ શ્રી ખબરદારને અભિપ્રેત હોય અને એ દૃષ્ટિએ જો દલપત ની કવિતાને તે દૂષિત ગણતા હોય તો ગુજરાતી કવિતાથી હાથ ધોઈ નાખવાપણું રહે છે. નર્મદની વસ્તુસંકલનાને બાજુએ મૂકીએ પણ નરસિંહરાવ, કાન્ત, કલાપી, ાનાલાલની કૃતિઓમાં બધે જ અર્થસંકલનાના દોષો ભરેલા છે એમ કહેવા તો શ્રી. રદાર પોતે પણ તૈયાર નહિ હોય.

## શ્રી ખબરદારનું લક્ષ્ય : અર્થતત્ત્વ નહિ—કેવળ શબ્દ

શ્રી. ખબરદારનું પ્રધાન લક્ષ્ય તો કાવ્યનું શબ્દરૂપ છે. કાવ્યના અંતસ્તત્ત્વ વિષે તો

## વ્યાકરણ અને છંદની શુદ્ધિ

હવે આપણે વ્યાકરણ અને છંદની શુદ્ધિનો વિચાર કરીએ. નવીન કવિતામાં આ બંને વિષયમાં થતા 'દોષો'ના તેર પ્રકારો આ લેખની શરૂઆતમાં જોઈ ગયા. આ વિષયનો વિચાર કરતાં આપણે થડીક ભાષા અને છંદના છેક મૂળમાં જવું પડશે.

### ભાષા અને વ્યાકરણ

પહેલી ભાષા લઈએ. ભાષાનું શુદ્ધ સ્વરૂપ એટલે શું? ભાષાની શુદ્ધિ એટલે તત્કાલીન બહુમાન્યતા. ભાષા એ કેવળ શબ્દોના સંકેત જ છે. એમાં દરેક શબ્દનો અર્થ કેવળ રૂઢિથી જ ગ્રહણ કરાય છે. હમેશાં પલટાતા જતા જીવનવ્યવહાર પ્રમાણે ભાષા ઘડાય છે, વિકસે છે, તેમાં નવા નવા શબ્દો, શબ્દપ્રયોગો અને નવી રૂઢિઓ દાખલ થાય છે. ટૂંકામાં ભાષા એ વહેતો પ્રવાહ છે. એક જ શબ્દ ક્રમેક્રમે પોતાનું રૂપ બદલે છે, તેનો મૂળ અર્થ ખરી જઈ અર્થની જુદી જ છાયા તેમાં પ્રવેશે છે. 'કર્મ,' 'કમ્મ,' 'કામ' 'કરમ' એમાંથી કયું શુદ્ધ રૂપ અને કયું અશુદ્ધ? જે અર્થછાયા 'કામ' માં છે તે 'કર્મ' માં નથી. એક જ શબ્દના કે પદના અનેક અર્થો એ તો વળી બહુ જ વૈચિત્ર્યભરી વાત છે.

ભાષાના આ વહનમાં વ્યાકરણ કંઈક નિયમન પ્રેરવા મથે છે. વૈયાકરણીઓની પ્રખર બુદ્ધિમત્તા અને મહાન સેવાઓને સ્વીકારવા છતાં એ કહેવું પડશે કે વ્યાકરણ છેવટે ભાષાનું અનુગામી છે. પાણિનિએ સંસ્કૃત ભાષાને વ્યાકરણબદ્ધ કરી છતાં જમાને જમાને તેમાં નવા પ્રયોગો થતા ગયા. અને નવા વ્યાકરણીઓને એ બધા ઉપર પાછી શાસ્ત્રીયતાની મહોર મારવી પડી. આપણી ગુજરાતી તો હજી પૂરી વ્યાકરણબદ્ધ પણ થઈ નથી. કમળાશંકરનું બૃહદ્‌વ્યાકરણ હજી અનેક રીતે અપૂર્ણ ગણાય.*

આમ વસ્તુસ્થિતિ છે ત્યાં પછી અહીં વ્યાકરણભંગ થઈ ગયો, શબ્દનું રૂપ બગડી ગયું એમ કહેવું એ ભાષાને અને કાવ્યમાં થતા તેના નિયોગને ન સમજવા જેવું જ નથી? સાચો કવિ વ્યાકરણની રૂઢિથી દૂર જાય છે છતાં તે ભાષાના અંતરતત્ત્વને અવલંબીને જ તેમ કરે છે. તે કદીક કોઈક નવી જ રીતનો પ્રયોગ કરતો હોય છે તો પણ તે ભાષાના મૂળરૂપને કદી વિરોધી નથી હોતું. ખરું જોતાં ભાષાને ખરી રીતે સમજનાર

---

* આ સંદર્ભમાં હેવલોક એલિસનું મંતવ્ય પણ વિચારપ્રેરક છે. તે કહે છે: 'પ્રથમ કલાકાર પ્રભવે છે ને સૂત્રકાર એને અનુસરે છે, એનો શિષ્ય બનીને......વ્યાકરણ અને વાક્યરચના પરત્વે પણ આપણે આવું જ દૃષ્ટિબિન્દુ ધારવું જોઈએ. નિયમો સાથે કોઈ બહુ છૂટછાટ લઈ શકે નહિ એ અલબત્ત ખરું છે. અને નિયમોના પૂરા જ્ઞાન વિના એમનું ઉચિત ઉલ્લંઘન પણ થઈ શકે નહિ. વળી આપણા પુરોગામીઓની પરંપરા સાથે પણ અણછાજતી છૂટ આપણે લઇ શકીએ નહિ, તેમ છતાં ચિંતનવ્યાપાર વ્યાકરણના નિયમોને ઠેકીને ક્યાંયે આગળ નીકળી જાય છે તેથી લેખકની વ્યક્તિગત વેદનશીલતા પ્રમાણે વાક્યરચનાનું નવેસરથી ઘડતર થવું જોઈએ......**નિયમો કામના છે પણ જ્યાં સુધી આપણા ઈપ્સિત ધામ પ્રત્યેના આપણા પ્રયાણમાં સહાયરૂપ હોય ત્યાં સુધી જ કામના છે.** તમામ કલાના સાથે જ આ એક પદભ્રષ્ટ ન કરી શકાય એવો મહાન નિયમ છે.

('પ્રતિબિંબ'માંથી; મૂળ "જહોન એ' સંડેસ્સ વીકલી"માં.)

તેની અંદરની લાક્ષણિક શક્તિને ખીલાવનાર, અને તેને નવું જોમ આપનાર, તેનામાં પ્રાણ પૂરનાર તો કવિ જ છે. એને હાથે ભાષાની હાનિ કેવી રીતે સંભવે ? ભાષાને હાનિ કરનાર તો જોડકણાં જોડનાર જ હોય છે. કેટલા સુકવિઓના ભાષાપ્રયોગોથી ગુજરાતી ભાષાને અનેખડું વેડનું પડ્યું તેનાં ઉદાહરણો કોઈએ તારવવા જેવાં છે. સાથે સાથે એ કવિને હાથ ભાષામાં કેટલાં નવાં પ્રાણવંત તત્ત્વો દાખલ થયાં છે તેની નોંધ થાય તો તુલના માટે સરલતા પણ થાય. ના, પણ શ્રી. ખબરદારના મતે ભાષા પર પ્રભુત્વવાળા તો માત્ર કે નવીન કવિઓમાં છે જ કોણ ?

## શબ્દમાં સ્વતંત્ર કાવ્યગુણ છે?

શ્રી. ખબરદારને બીજો મહાન દોષ એ લાગે છે કે કવિતામાં ફારસી શબ્દો સાથે સંસ્કૃત શબ્દો વપરાય છે, ગ્રામ્ય, અપરિચિત અને પ્રાંતીય કર્કશ શબ્દો વપરાય છે. આ તત્ત્વો એમને ભાષાની શિષ્ટતા તેમ જ સુરુચિ હણનારાં લાગતાં હશે. એમ હોય તો બિચારા બર્ન્સ કે બ્રાઉને ભગત મુવા જ પડ્યા છે! આમ પણ ઓછો ગુન્હેગાર ન કહેવાય. જગતના બધા કવિઓનો વારસો લેવા જતાં તો આવી ખીચડિયા ભાષા જ મળે છે. પણ શબ્દોના પ્રયોગ સામે આવા કાવ્યેતર પ્રકારનો વિરોધ એ કોક જુદી જ માન્યતામાંથી જન્મ લેતો લાગે છે. એ માન્યતા એ છે અમુક પ્રકારના શબ્દો આવે તો જ કવિતા થાય.

સંસ્કૃત કાવ્યશાસ્ત્ર અમુક ગુણોમાં અમુક પ્રકારના વર્ણવાળા શબ્દો વાપરવા એમ સૂચવે છે. પણ તે ય એકાન્તિક–નિરપવાદ રૂપે નહિ. શ્રી. ખબરદારની રીતે તેમણે શબ્દોનું વર્ગીકરણ કરી બહિષ્કાર ક્યાંયે પોકાર્યો નથી. કર્કશતાનો જુગુપ્સાનો તેણે અમુક રસોમાં રસના ઘટક તત્ત્વ તરીકે પણ સ્વીકાર કર્યો છે.

પણ આ બાબતમાં બીજું એક દૃષ્ટિબિંદુ છે જે દરેક કવિતાકારે વિચારવા જેવું છે. એ એક બીજા અંગ્રેજ વિવેચક જૉન લિવિંગ્સ્ટન લોવેના શબ્દોમાં રજૂ કરું છું.

There is no law whatever that can be laid down, whereby one word is taken and another left out by poetry at large. It is determined by the poem's unity of impression. Words in themselves are neither poetic nor unpoetic. The only test of poetical quality of a word is its ability to hold its own triumphantly in its particular setting...Poetry exercises its creative energy through the penetration of familiar words with imaginative quality. Poetry has the power of imbuing with emotional suggestion words which are without distinction in themselves...Is there any limit to this transforming power which poetry exercises over words ? Assertions perilous. If the imaginative energy is strong enough almost no word can remain insoluble. It is when the stream runs shallow that the words refuse to blend.

## છંદરચના

જેવું ભાષાનું અને શબ્દોનું છે તેવું છંદનું પણ છે. જેને શ્રી ખબરદાર છંદોદોષ ગણે છે—શ્રુતિ કે માત્રાઓ વધી જવી, સંધિઓના નિયમો તોડવા, યતિભંગ કરવો વગેરે તત્ત્વોને, તેઓ છંદને કોઈક સનાતન રૂપ છે એમ માનીને તેની પડછે દોષ રૂપે રજ કરે છે. પરિણામે એમની હિમાયત પદ્યરચનાના રૂઢ બંધનને અનુસરવાની જ બની જાય છે. અને તેમાં ચે દેશજ કવિતાનો આગ્રહ એમને એટલી હદે લઈ જાય છે, કે ગુજરાતીમાં સંસ્કૃત વૃત્તોનો પ્રયોગ જ તેમને અગુજરાતી—એટલા માટે કઠોર અને એટલા માટે બહિષ્કાર્ય લાગે છે.

સંસ્કૃત કાવ્યે અને કાવ્યશાસ્ત્રે પદ્યબંધને કવિતાના આવશ્યક તત્ત્વ તરીકે કદાં યે સ્વીકાર્યું નથી. બાણને તેમણે કવિ તરીકે જ સ્વીકાર્યો છે. ગદ્યપદ્યમિશ્રિત નાટકોને પણ તેમણે કાવ્યમાં જ ગણ્યાં છે. એમણે વાણીદ્વારા રસનિષ્પત્તિ કરાવનાર કોઈ પણ વાઙ્મય રૂપને કાવ્ય કહેવાની તત્પરતા દાખવી છે અને શ્રી ખબરદાર જ્યારે કહે છે કે 'છેવટે તો કવિતા લયયુક્ત, રસપૂર્ણ અને લલિત વાણીમાં જ આવીને સ્થિર થવાની છે,' ત્યારે આ લયયુક્ત રસપૂર્ણ લલિત વાણી એટલે બરાબર છંદોમાં પુરાયેલી જ વાણી એવો અર્થ નિષ્પન્ન નથી થતો. લય=છંદઃ એવું સમીકરણ યોગ્ય નથી.

કવિતા છંદમાં હોવી જોઈએ કે નહિ એ જ એક કવિતા જેટલો જૂનો વિવાદનો વિષય છે. પણ એટલે સુધી ન જતાં પદ્યબંધનો વપરાશ સ્વીકારી લઈએ તોય કાવ્યના લયનાં અનેકાનેક રૂપો હોઈ શકે છે તે સ્વીકારવું પડશે. પિંગળના નિયમો પણ વ્યાકરણની પેઠે પ્રવર્તમાન છંદોમાંથી તારવાયેલા છે. આઈ. આર. રિચાર્ડ્સ તો કહે છે:

It cannot be too much insisted that there is no obligation upon verses to conform to a standard. The pattern is only a convenience, though an invaluable one; it indicates the general movement of the rhythm, it gives a model, a central line, from which variations in the movement take their direction and gain an added significance; it gives both poet and reader a firm support, a fixed point of orientation in the indefinitely vast world of possible rhythms.*

---

* એવો તો એકે કાનૂન ન કરી શકાય કે જે પ્રમાણે સામાન્યપણે કવિતામાં અમુક શબ્દ વપરાય અને અમુક ન વપરાય. એનો નિર્ણય તો કાવ્યની અસરની સમગ્રતા ઉપરથી થાય. શબ્દો પોતે નથી કાવ્યમય કે નથી અકાવ્યમય. કોઈ પણ શબ્દના કાવ્યગુણની એકમાત્ર કસોટી એ જ છે કે તે તેના વિશિષ્ટ સ્થાને વિજયી બનીને સુદૃઢ રીતે ઊભો રહે છે કે નહિ...પરિચિત શબ્દોમાં કલ્પનાગુણ પૂરીને કવિતા પોતાની સર્જકતા પ્રગટાવે છે. જેમને પોતાની કશી જ સ્વાધીન લાક્ષણિકતા નથી એવા શબ્દોમાં ભાવની ભરતી ભરવાની શક્તિ તો કવિતાની છે... શબ્દોની આ કાયાપલટ કરી નાખતી કાવ્યશક્તિને કશી મર્યાદા છે? ચોક્કસ વિધાન કરવાં તો જોખમકારક છે, પણ જો કાવ્યની કલ્પનાનો વેગ પૂરતો પ્રબળ હોય છે તો તો એકે શબ્દ રસત્વ પામ્યા વિના નથી રહેતો. શબ્દો રસમય નથી દેખાતા એવું તો ત્યારે જ બને છે કે જ્યારે કલ્પનાનો પ્રવાહ છીછરો થઈ જાય છે.

આમ લયની એક મુખ્ય લક્ષણને અનુસરી છંદને આગળ જવાની સ્વતંત્રતા હોવી જોઈએ અને એવી રીતે અનેક સફળ કૃતિઓ બની શકી છે. શ્રી ખબરદાર જે માગે છે તે તો ચોકડાની ચોકસતા છે. ચોકડાને જ જોનાર ગાણિતિક મગજ એ ચોકડામાં ન બેસતી કવિતાને જ તરછોડી નાખે છે.

## લયની અનંતતા

શ્રી ખબરદારની દૃષ્ટિ કેવળ રૂઢ ગાણિતિકની જ છે. છંદને નિયમતા લયને જોવાની તેઓ ના પાડે છે. પણ આ લય તે જેટલો આપણે સમજતા હોઈએ તેટલો જ જગતમાં હોઈ શકે એમ માનવું ભૂલ છે. શ્રી બળવંતરાય ઠાકોરની એક પંક્તિએ ઘણા છંદજ્ઞોને ચોંકાવ્યા છે. એ પંક્તિ છેઃ

ખંતો વિમલ વિમલ વિમલ નયન શાંત કર પંદ આ.

આ છંદના નામનો આગ્રહ રાખવો હોય તો આને ભલે પૃથ્વીછંદ ન કહો. પણ એમાં અંતનાદ નથી એમ કહેવું એ પિંગળનું અજ્ઞાન જ સૂચવે છે. સંસ્કૃત પિંગળે આથી પણ વધારે લઘુઓથી ભરેલી પંક્તિઓને છંદ તરીકે ગણી છે. જુઓ આ એક લીટીઃ

प्रवमसि पथिक हतक यदि भवति तव विपत्तिः ।

આ 'આપીડ' છંદનું ચોથું ચરણ છે. (છંદઃશાસ્ત્ર, પા. ૨૧)

આમાં છેવટે બે જ ગુરુ હોવા એટલું જ આવશ્યક લક્ષણ છે, બાકી ગમે તેટલા લઘુ ગોઠવી શકાય છે. અને આ ય માત્રામેળ નહિ પણ વર્ણમેળ રચના છે. શ્રી ખબરદારના શિષ્ય શ્રી કોલકને, મન્દાક્રાન્તાની એક લીટીમાં પાંચને બદલે છ ગુરુ જોતાં લયભંગ થઈ જતા લાગ્યા તો આ છંદનો તો લય જ તેમના હાથમાં ક્યાંથી આવે?

બીજો એક છંદ જોઈએઃ

जनयन्ति महतीं प्रीतिं हृदये
कामिनां चूतमञ्जरी
निरुद्दलितकचञ्चुपरिचुम्बितकेसरा
कोमलमलयवातपरिनर्तित नहशिरारंस्थिता ।

આ એક 'મંજરી' છંદ છે. આમાં 'લય'નું કે 'સજાતીયતા'નું કયું નિયામક તત્ત્વ હશે?

* પણ ઉપર કોઈ પણ એક ધોરણને અનુસરવાની જરાયે જરૂર નથી આ વસ્તુ ઉપર જેટલો ભાર મૂકાય તેટલો ઓછો છે. છંદનો જે નમૂનો લેવાયો હોય છે એ તો એક સગવડ જ છે. તો કે તે પાછી અમૂલ્ય સગવડ છે, તેની ના નથી. છંદ લયના સામાન્ય સંચલનનું રૂપ બતાવે છે, છંદ એક પ્રતીક આપે છે, એક મધ્યરેખા આપે છે કે જેના ઉપરથી લયના સંચલનનાં ભિન્ન ભિન્ન નવાં રૂપો પોતાની દિશા નક્કી કરે છે. અને તેમ કરી વિશેષ મહત્ત્વવાળાં બને છે. છંદ કવિ અને વાચક બંનેને એક દૃઢ આધાર પૂરો પાડે છે, અનેક શક્યતાઓવાળા લયના નિરવધિ વિસ્તૃત જગતમાં નવા નવા ઉન્મેષો માટે એ એક કેન્દ્ર રચી આપે છે.

છંદની સજાતીયતા અને વિજાતીયતાનો મુદ્દો તો પિંગળના આધાર વિનાનો લાગે છે. આવી રીતે છંદોનું વર્ગીકરણ કોઈએ ય કર્યું હોય એમ જાણવામાં નથી. કયા કયા છંદોનું મિશ્રણ થઈ શકે કે ન થઈ શકે એને માટે કશો પિંગલશાસ્ત્રપ્રણીત નિયમ નથી. એમાં કેવળ કવિની રસદૃષ્ટિ જ નિયામક તત્ત્વ રહે છે. એક જ કૃતિમાં એકથી વધારે છંદો વાપરવા એ કાંઈ નવી વસ્તુ નથી. તેમજ એક જ શ્લોકમાં જુદા જુદા છંદનાં ચરણ વાપરવાં એ પણ કાંઈ આજના કવિઓએ જ કર્યું છે એમ નથી. 'રઘુવંશ' વગેરે મહાકાવ્યોના સર્ગોમાં એકથી વધારે છંદો પ્રયોજાયેલા છે. માધવની 'રૂપસુંદરકથા'માં તથા બીજાં જૂનાં ગુજરાતી કાવ્યોમાં અનેક વૃતોનો પ્રયોગ છે. એ બધાની પાછળ કશું શાસ્ત્રીય નિયમન નથી.

## યતિભંગ

યતિભંગને નામે તો નવીન કવિતાને ફોગટની જ વગોવવામાં આવે છે. યતિનું સાચું રૂપ શું છે એના મૂળમાં ગયા સિવાય કેવળ જે રૂઢ રીતની યતિ આપણે જોતા આવ્યા છીએ તેને જ શાસ્ત્રીય સમજી લીધી છે. આપણે એમ માનીએ છીએ કે યતિભંગ કરીને, છંદોનું મિશ્રણ કરીને કે શ્લોકમાં એકથી વધુ છંદનાં પદોનું મિશ્રણ કરીને નવું જ પ્રસ્થાન આપણે કરી રહ્યા છીએ. પણ તેવું તો જમાનાઓથી સંસ્કૃત કાવ્યમાં થતું આવેલું છે.

હેમચંદ્ર તો એટલે સુધી કહે છે કે श्रव्यो विरामो यतिः જ્યાં આગળ વિરામ સંભળાય તે જ યતિ. 'યતિ'ની આપણી કલ્પના તો કેવળ પદની વચ્ચે આવતી યતિ રૂપે જ છે, પણ મૂળે તો યતિ પાદાન્તે અને વિશેષરૂપે શ્લોકાર્દ્ધે આવશ્યક રીતે જણાવી છે. પદમની યતિ જે આપણે ત્યાં ઘણાને મન યતિના સર્વસ્વ જેવી છે તે તો કવચિત જ જણાવી છે. અને તેમાં ય બહુ જ સૂક્ષ્મ વિચાર કરી તેના વિધિનિષેધ યોજ્યા છે.*

આને વિષે અહીં વિસ્તાર ન કરતાં કેવી રીતે પદમધ્ય યતિ હોય કે ન હોય તેનાં થોડાંક ઉદાહરણો જોઈએ. જ્યાં – આમ લીટી કરી છે ત્યાં આખા શબ્દની વચ્ચે આવેલી યતિ છે.

पर्याप्तं तप्तचामी–करकटकतटे श्लिष्टशीततरांशौ
कूजत्कांयष्टिकोला–हलमुखरभुवः प्रान्तकान्तारदेशाः।
ज्ञासौ हस्ताग्रसंवा–हनमपि तुलिता–द्रीन्द्रसारद्विपोऽसौ
नैरिश्चानां तथोच्चा–रितरुचिरमृचां चाननानां चतुर्णाम् ॥

આવી યતિ સંપૂર્ણ રીતે યોગ્ય ગણાઈ છે.

માત્ર યતિની અંદર શબ્દ એવી રીતે આવતો હોય કે તેનો એક અક્ષર આ બાજુ કે તે બાજુ રહી જાય તો તે બરાબર ગણાયું નથી. જેમકે

एतस्या ग–ण्डतलममलं......
एतस्या रा–जति सुमुखमिदं......

* यतिः सर्वत्र पादान्ते श्लोकार्द्धे तु विशेषतः। समुद्रादिपदान्ते च व्यक्ताव्यक्तविभक्तिके ॥
क्वचित्तु पदमध्येऽपि समुद्रादौ यतिर्भवेत्। यदि पूर्वापरौ भागौ न स्यातामेकवर्णकौ ॥
'છંદઃશાસ્ત્ર' પરની હલાયુધ ભટ્ટની ટીકામાંથી.

વળી ધાતુના કે વિભક્તિના પ્રત્યયોને યતિસ્થાનની પેલી બાજુએ લઈ જવામાં પણ પદમધ્યની કે પદાન્તયતિનો ભંગ ગણાયો નથી.

ક્રિયાપદના પ્રત્યયનો દાખલો—

शोभां पुष्य-त्यमभिनवां सुन्दरीणां प्रबोधः ।

વિભક્તિના પ્રત્યયનો દાખલો—

विभिधः श्यामान्तष्व-रत्पुटर्चात्कारविर् तैः

વામન કૃત કાવ્યાલંકાર સૂત્રાણિ અધિકરણ ૨જું અ૦ ૨. સૂ. ૪

વસ્તુતઃ યતિ સુખે અર્થગ્રહણનું એક સાધન જ છે. કાવ્યનો પાઠ કેવી રીતે કરાય છે તેના ઉપર એનો મુખ્યત્વે આધાર છે. ઉપર જે યતિસ્થાન દૂષિત ગણાયું છે તે પણ કોઈ સારા પાઠ કરનારને હાથે જરાકે અરોચક ન બને. હેમચંદ્ર જે કહે છે કે વિરામ સંભળાય ત્યાં યતિ એ જ સાચું છે. અને વિરામ કયાં સંભળાવવો કે સાંભળવો એ પાઠ કરનારના કૌશલ ઉપર પણ ઘણું અવલંબે છે. સળંગ પદ્યને માટે અર્થાનુસારી યતિ આવશ્યક છે. અને તેમાં આવી પદમધ્ય અને પદાન્ત યતિઓ આપોઆપ શોભાઈ જાય છે. સળંગ પદ્યની હિતાવહતા સ્વીકારવી કે નહિ તે જુદો પ્રશ્ન છે.

## સંસ્કૃત છંદોનું અગુજરાતીપણું ?

સંસ્કૃત છંદોમાં લઘુ શ્રુતિઓ પૂર્ણ લઘુ રૂપે બોલવી પડે છે માટે તે અગુજરાતી લાગે છે, માટે તે કઠોર લાગે છે, માટે તે ત્યાજ્ય છે એવી શ્રી ખબરદારની દલીલમાળા ગુજરાતી ભાષાના સ્વરૂપને જ અધૂરું સમજવામાંથી નીપજી છે. ગુજરાતીમાં જે લઘુ શ્રુતિ દ્રુત બોલાય છે તો તે ગુજરાતીની દેશજ લોકકવિતામાં પૂર્ણ લઘુ તો શું પણ ગુરુ અને પ્લુત સુધી પણ લંબાય છે.

લોકગીતોમાંથી મળતાં સંખ્યાબંધ ઉદાહરણોમાંથી થોડાંક જ જોઈએ:

આમાં ⌣ચિહ્ન ગુરુનું લઘુ, = લઘુનું પૂર્ણ લઘુ, અને =લઘુનું ગુરુ. અને કદીક પ્લુત સુધીનું ઉચ્ચારણ બનાવે છે.

મેંદી તે વાવી માળવે ને એનો રંગ ગયો ગુજરાત રે
મેંદી રંગ લાગ્યો.

વાટી ઘૂંટીને ભર્યા વાટકા ને ભાભી રંગો તમારા હાથ રે,
હાથ રંગીને દેરી શું રે કરું એનો જોનારો પરદેશ રે,

"

મેં તો થાળ ભર્યો રે શગ મોતીડે

"

ગોકુળ વાટકડી ને રૂપલા કાંગસડી,
ભાભી જોશી બેઠી નાવાને ભુજડી.

પગથુપગ ચોળે એના ઘરની અમતરી,
વાંસાના મોરૂ ચોળે માડીરે ભુરચુરી.

*

માડી ગારૂ ગારૂ પુરસે આવિયો
માડી નો દીકી પોતુળી પુરમોર રે ભાઈછ મા,
મોલુમાં દીવા ઘુ ઘુ બળે રે

આ લોકગીતોમાં વપરાતી લઘુ શ્રુતિનું ગુરુ અને પ્લુત ઉચ્ચારણ જો અગુજરાતી નથી તો પછી સંસ્કૃત છંદમાં થતું માત્ર પૂર્ણ લઘુ ઉચ્ચારણ કેવી રીતે અગુજરાતી કે કઠોર બને એ સમજ બહારની વસ્તુ છે. એ મુદ્દા પર સંસ્કૃત છંદોનો વિરોધ જરાકે ટકી શકે તેમ નથી. હા, સંસ્કૃત છંદો ગુજરાતીમાં પાક્યા નથી એમ કહેવું હોય તો કહો. જો કે એ ય સાબીત કરવું મુશ્કેલ છે. જો કવિઓ આપણા માર્ગદર્શક હોય તો કેટલી યે સદીઓથી ગુજરાતી ભાષામાં સંસ્કૃત છંદો તેઓ તો વાપરતા આવ્યા છે જ. હા, જૂના કવિઓમાં તેમની બહુમતિ ન હતી !

## કોટલાની પરિપૂર્ણતા

તો આ રીતે શ્રી ખબરદારની પરિપૂર્ણ કવિતાની હિમાયતને આપણે જોઈ. પરિપૂર્ણતાની આ કલ્પના વળીવળીને 'વાણી'ના સ્વરૂપ ઉપર જ આવીને ઠરે છે. આવી ભાષા વાપરો, આવા શબ્દો વાપરો, આવો છંદ બનાવો, એથી વિશેષ એમને કશું કહેવાનું હોય એમ હજી લગી જણાયું નથી. કાવ્યતત્ત્વના ગહન રૂપને સમજનાર જોઈ શકશે કે આ હિમાયત કોટલાની પરિપૂર્ણતાની છે. અને એ હિમાયત કરતાં તેઓ પોતે જ કવિઓની પરંપરાને અનુસરવાને બદલે વ્યાકરણ અને પિંગળના જડ રૂપોના—બીજા અર્થમાં કહીએ તો છીછરા વિવેચકોના જ અનુયાયી બની ગયા છે. અને એમની દેશી જ કવિતાની હિમાયત તો ખરેખર ચોંકાવનારી છે. કવિતાના ક્ષેત્રમાં પણ ભલા આ દેશી–વિદેશીના ભેદો ઊભા કરવાં છે !

## કાવ્યોપજીવી પદ્ય કે પદ્યોપજીવી કાવ્ય ?

શ્રી ખબરદાર જો શુકવિઓને માર્ગદર્શન આપવા નીકળ્યા હોય તો તેમણે આ છંદપદની વાતને બદલે કોક ઊંચી કક્ષાની વાત કરવી જોઈતી હતી. પરિપૂર્ણ પદ્યની કલ્પના જ એક રીતે તો અવળે માર્ગે લઈ જનારી છે. 'કાવ્યને શોભાવવા અને સંરક્ષવા સુંદર અને પરિપૂર્ણ પદ્યની જરૂર છે.' એ વિધાન પદ્ય અને કાવ્યનો ભેદ પાડી પદ્યને કાવ્યથી સ્વતંત્ર એવું મહત્ત્વ આપે છે. પદ્ય જાણે કે કોક બીજે ઠેકાણેથી બનીઠનીને, કોક અમોઘ રક્ષણ શક્તિ લઈને બિચારા શક્તિહીન સૌન્દર્યહીન કાવ્ય ઉપર તેને શોભાવવા ને સંરક્ષવા ઊતરી પડતું ન હોય ! શ્રી ખબરદાર પદ્યની જે શોભા ને શક્તિની હિમાયત છે તે તો છેવટે વ્યાકરણ અને પિંગળની જ છે.

ખરો પ્રશ્ન તો એ છે કે કાવ્યકળામાં પદ્યને કાવ્યથી અતિરિક્ત એવું સ્થાન જ છે કે કેમ ? શ્રી ખબરદારની હિમાયતવાળું સબળ અને સુંદર પદ્ય એ તો છેવટે એક નિર્જીવ ખોખું છે. પદ્યમાં કાવ્યથી સ્વતંત્ર એવું સૌંદર્ય કે શક્તિ કલ્પવી એ જ મોટી ભૂલ છે.

ત્યારે તો પદ્ય અંતઃસ્થ કાવ્યના રસથી જ સજીવ અને પ્રભાન્વિત બને છે. પદ્યને ખોખારૂપે પણ સ્વતંત્ર અસ્તિત્વ આપવાની ભૂલે કેટલા યે અનર્થો નિપજાવ્યા છે. જેમ આત્માના સંચરણથી જ શરીર બંધાય છે તેમ કવિની પ્રતિભાના સ્ફુરણથી જ કાવ્યનું શરીર બંધાવા લાગે છે. પહેલાં નિર્જીવ શરીર રચાય અને પછી તેમાં આત્મા પ્રવેશે એમ કદી બનતું નથી. શ્રી ખબરદારને પદ્યમાં જ વિશિષ્ટ રૂપે જે સુંદરતા અને શકિત દેખાય છે તે તો મૂળે કાવ્યની જ છે. આત્મા શરીરમાંથી સૌંદર્ય કે બળ મેળવતો નથી. પણ આત્માને લીધે જ શરીરમાં શકિત અને સૌંદર્ય જન્મે છે. કેવળ જડવાદી જ આત્માનું આકલન કરવાને શરીરનાં અને મજ્જાતંતુનાં માપ કરવા બેસે છે.

## કવિની સ્વયંભૂ પ્રતિભા

સુકવિની કલા કોઈ પણ દોષને નિભાવી લેતી નથી, એ વાત તદ્દન ખરી છે. પણ એક પણ દોષ કવિતામાં હોય તો તે સુકવિતા નથી એમ કહેવું એ વ્યાકરણ અને પિંગળની દૃષ્ટિએ કવિતાનું મૂલ્યાંકન કરવા જેવું છે. વ્યાકરણને કે પિંગળને મન તો રૂઢિથી સહેજ પણ ભિન્નતા તે દોષ જ બને છે. કારણ એ બિચારાંનો જન્મ જ રૂઢિમાંથી છે. અને કવિતા ગમે તે હશે પણ તે કેવળ રૂઢિ તો હરગીઝ નથી. કવિતાને જન્મ આપતી પ્રતિભા તો ક્ષણે ક્ષણે નવતા ધારણ કરનારી છે, નવનવોન્મેષશાલિની છે. તે વ્યાકરણ અને પિંગળથી સદાકાળ દશાંગુલ પર જ છે. કદાચ એ પ્રતિભાના નવા ઉન્મેષો જ વ્યાકરણ અને છંદને દોષ રૂપ લાગે છે. લાગે તો નસીબ એમનું.

વળી શ્રી ખબરદાર કહે છે કે 'દોષો તે દોષો જ છે તેની ના કહી શકાય તેમ નથી.' પણ, તેમાં જ ના કહેવાની છે. જો તત્ત્વ જ જોવું હોય તો વ્યાકરણના અને પિંગળના ગુણો કે દોષો પણ કોઈ ત્રિકાલાબાધિત રૂપના નથી. અને શ્રી ખબરદાર જેને દોષો તરીકે જણાવે છે તેને તો વ્યાકરણ અને પિંગળે પણ સદાસર્વદા દોષરૂપે સ્વીકાર્યા નથી. અને બાકીના જે બધા 'દોષો' છે તે કવિઓએ સ્વીકાર્યા નથી. જો કવિઓની પરંપરાનું અનુસરણ શ્રી ખબરદાર ઇષ્ટ ગણતા હોય તો તો એમને નવીન કવિતાથી દૂભાવાનું કશું જ પ્રયોજન નથી. એક વાર તો એમ જ લાગી આવે છે કે જાણે શ્રી ખબરદાર દૂભાવા જ નીકળ્યા છે. એટલે કવિઓની પરંપરાની જાળવણીને નામે જેટલું કહેવાય તેટલું તે બદલે કહેવું અને બાકી રહે તે વ્યાકરણ અને પિંગળની પરંપરાને નામે કહેવું.

બેશક કવિએ પ્રારંભ દશામાં છંદ અને પદની પ્રભુતા કેળવવી જોઈએ, તપશ્ચર્યાપૂર્વક સિદ્ધ કરવી જોઈએ એને માટે ગુજરાતમાં અને બીજે ક્યાંય મતભેદ નથી. પણ સુકવિઓને કહેવા જવું કે તમારી કવિતામાં છંદપદના 'દોષ' હશે તો તેને સુકવિતા નહિ કહીએ એ છેવટે તો સુકવિની પ્રતિભા પાસે એક શાસ્ત્રજડતામાંથી જન્મતી ધૃષ્ટ ઉચ્છૃંખલ માગણી જેવું જ બની જાય છે.

શ્રી ખબરદાર જો ખરેખર ગુજરાતી કવિતાનો ઉત્કર્ષ ચાહતા હોય તો તે કવિ-પ્રતિભાને આમ કોટલાની પરિપૂર્ણતા પ્રબોધીને નહિ સાધી સધાવી શકે. કોક રસ્તાનો કંડનાર કવિતા સામે દુર્બોધતા કિલષ્ટતાનો આરોપ મૂકે અથવા જેને છંદની માત્રાગણના કે

શબ્દોની વ્યાકરણમાં જણાવેલી શુદ્ધિ સિવાય બીજું જોતાં કશું આવડતું નથી તે આમ છંદોભંગ કે બીજા ભંગાભંગના આરોપ મૂકે તે સમજાય તેવું છે. પરંતુ શ્રી ખબરદારમાં તો કવિપ્રતિભાને જોવાની ને સમજવાની દૃષ્ટિ છે એવી હરકોઈએ આશા રાખી છે.

કવિપ્રતિભાનું નિયામક તત્ત્વ કોઈ હોય તો તે ઉચ્ચ કળાદૃષ્ટિ—રસદૃષ્ટિ છે. આ ભાષાની પિંગળની કે ખેંચાખેંચીને બહુ તો અલંકારશાસ્ત્રની દૃષ્ટિ ભાગ્યે જ તેને તે સ્થિતિએ લઈ જઈ શકે. જે વસ્તુ જાતે વિકસી શકતી નથી તે હમેશ સજીવ અને નવોન્મેષ ધારણ કરતી વસ્તુને કેવી રીતે પ્રેરી શકવાની છે? પ્રતિભાને જો તેઓ સ્વયંભૂ માનતા હોય તો તેનું ઉત્કૃષ્ટ રૂપ તે કંઈ છંદ અને વ્યાકરણના પરિશીલનમાંથી જ તેને સિદ્ધ થવાનું નથી.

## શ્રી ખબરદારની વેદના અસ્થાને—ઊંધી કડછીની મોંકાણ

ગુજરાતી કવિતાના હિતસ્વી તરીકે શ્રી ખબરદાર જે પ્રકારનું માર્ગદર્શન કરાવવા નીકળ્યા છે, તેનો આભાર સાથે સ્વીકાર કરવા છતાં સર્વથા ગર્વમુક્ત રહીને એ કહેવું જોઈએ કે એમની વેદના અસ્થાને છે. એમને ગુજરાતી કવિતાની સ્થિતિ દિનોદિન બગડતી લાગે છે. પણ એનું કારણ જ એ છે કે તેઓ ઊંધી બાજુથી કવિતાને જોવા નીકળ્યા છે. કોક અપદ્યાગદ્ય જેવી કે એવી બીજી કોક વૈશિષ્ક નીતિરીતિ સામે તેમનો વિરોધ સમજી શકાય તેમ છે, અરે કોક વ્યક્તિવિશેષ સામેનો વિરોધ પણ કલ્પી શકાય તેમ છે. પણ આમ દલપત પછીની આખી કવિતાને બગડેલી કહી નાખવી એ તો કોક વિપરીત દર્શન જેવું જ ભાસે છે. શ્રી ખબરદાર જાણે કે ઊંધી કડછીએ રસ માપવા નીકળ્યા છે. કડછી તો છે રોજ રસોઈમાં વપરાતી, પણ પકડનાર એને ઊંધી પકડે પછી કોનું દુર્ભાગ્ય? શ્રી ખબરદારની ચર્ચા તો લાગે છે કવિતા વિષેની જ. જાણે કે કવિતાનાં મહામૂલ્યોનો પ્રશ્ન અહીં તોળાઈ રહ્યો છે. પણ વસ્તુતઃ કાવ્યરસને ધારણ કરનાર આ છંદપદ આ કડછીથી વિશેષ નથી. જો કે આ ઉપમા પણ પૂરી સયુક્તિક નથી. એ કડછીને સવળી કે અવળી પકડવામાં તો આસમાન જમીન થઈ જાય ને જમીન આસમાન થઈ જાય.

## કેવળ બાહ્યાંગની ચર્ચાનાં જોખમો

શ્રી ખબરદાર આવી કેવળ બાહ્યાંગની ચર્ચાથી ગુજરાતી કવિતાને ખરેખર કેટલે પંથે લઈ જાય છે કે કેમ એ પ્રશ્ન છે. ગુજરાતીમાં દલપત પછી કોઈ કવિપ્રતિભા જ જન્મી નથી એમ તો તેઓ કહેવા તૈયાર નહિ જ હોય. જો ગુજરાતમાં કવિપ્રતિભા છે તો તેના જમા પાસે શું છે તે પણ તેમણે નિર્દિષ્ટ કરવું જોઈએ. અને તેના ગુણોની સરખામણીમાં દોષો કેટલા છે તે જોઈને પછી સંતાપ કરવો જોઈએ.

અત્યારે તો એ સ્થિતિ આવીને ઊભી છે કે એમના જેવા માન્ય કોટિના સાક્ષરને હાથે થતા કેવળ બાહ્યાંગના જ આવા વિવેચનનો વારસો લઈને એવા વિવેચકો પાકવા માંડ્યા છે કે જેમને મન ભાષાની કે છંદની કે કલ્પનાની કે અલંકારની કે પછી નીતિ અનીતિની ભૂલો શોધી કાઢવી એ જ વિવેચનની ઇતિશ્રી થઈ ગયું છે. આમ છંદપદાદિની ફુટપટ્ટીથી કવિતાને માપવી એ તો બાળક પણ કરી શકે છે. અને મોટા માણસ જ્યારે એવું કરવા

નીકળે છે ત્યારે તેમાં બાલિશતા પણ ભળે છે. આ દોષદૃષ્ટિને મન આ ચોકઠામાં ન બેસતી કવિતા જ અકવિતા થઈ જાય છે. દુઃખની વાત તો એ છે કે આવો શીખરતો વર્ગ કેવળ બાહ્યાંગની દૃષ્ટિથી પોતાને સર્વસંપન્ન માની કાવ્યના અંતરંગને જોવાની દૃષ્ટિ અને શક્તિ ગુમાવતો જાય છે. ઉપરાંત એમની પ્રવૃત્તિ કેવળ આ ઉપાંગોનું છિદ્રાન્વેષણ જ બની જઈ કવિતા માટેનું વાતાવરણ પણ બગાડે છે. શ્રી ખબરદારના આગ્રહથી કદાચ શુદ્ધ 'અદોષ' ખોખાં વાળી કવિતા જન્મશે પણ તેથી ગુજરાતની પ્રતિભાને તો જરાકે પોષણ નથી મળવાનું.

કાવ્યના અંતરંગમાં પહોંચવા માટે આમ બહિરંગથી પ્રારંભ શ્રી ખબરદાર કરતા હોય તો ભલે! પણ, આટલું કર્યા પછી હવે, ગુજરાતની કવિતાદૃષ્ટિને શાસ્ત્રજડ થતી અટકાવી એને ઊંડા કાવ્યતત્ત્વને જોનારી કરવાની શ્રી. ખબરદારની ફરજ બની રહે છે.

## નવીનોનું એક જ દુર્ભાગ્ય

છેવટે એક જ બાબત વિષે, ન લખવું જોઈએ છતાં બે શબ્દ લખવા પડે છે. શ્રી ખબરદાર કહે છે, હજી જનસમાજનું હૃદય અણપરીક્ષેલું અને આણુજિતાયેલું રહ્યું છે; એમ કહી એ ગુજરાતની કવિતાપ્રતિભાને અન્યાય કરતા હોય તો ભલે કરે, પણ તેઓ ગુજરાતના જનસમાજને પણ કેટલો મોટો અન્યાય કરે છે? નર્મદ ન્હાનાલાલ કલાપી વગેરેની કવિતા કોના હૃદયની વાત કરે છે એ પ્રશ્ન પૂછવામાં જ બાલિશપણું છે. અને શ્રી. ખબરદાર વધારે સહૃદયતાથી જોઈ શકયા હોત તો તેમને જણાત કે નવીન 'પૃથ્વી–વર્ગી' કવિઓ જે લક્ષણો શ્રી. ખબરદારને 'દોષ' રૂપ લાગે છે તેમાં સર્વથા સપડાયેલા નથી, અને હશે તો પણ તેમાંથી યે ઝડપભેર નીકળી જવા લાગ્યા છે. નવીન કવિઓની સંસ્કૃત વૃત્તોમાં જ લખાયેલી કવિતા ઉપરાંત બીજી કવિતા પણ જો શ્રી ખબરદારે વાંચી હોય અને શ્રી મેઘાણીએ જ્યારે લોકગીતો તથા પોતાનાં ગીતો ૧૯૨૫–૨૬થી ગાવા માંડયાં ત્યારપછી તેમને સાંભળવા તથા બીજા કવિઓને સાંભળવા માટે જે જે સભાઓ થઈ છે, જે જે કાવ્યગાનો અને મુશાયરા થયાં છે એમાંના એકેયમાં તેઓ જો હાજર રહી શકયા હોત કે તે તેના વિષે તેઓશ્રી થોડુંકે જાણી શકયા હોત તો તેમનું દુઃખ પોણા ભાગનું ઓછું થઈ જાત. વળી જો તેઓ તમામ નવી કવિતાથી સુપરિચિત હશે તો તેઓ જોઈ શકયા હશે કે તે પોતાનાં નવાં પ્રસ્થાનો ઉપરાંત તેઓશ્રીના મત પ્રમાણેની લયયુક્ત રસપૂર્ણ અને લલિત વાણીમાં પણ કયારની ય વિચરી રહી છે.

ના, પણ મારે નવીન કવિતાનો કેસ રજૂ કરવો નથી. નવીન કવિતાની અસર જનસમાજમાં ગમે તેટલે પહોંચી હોય છતાં હજીસુધી તે શ્રી ખબરદાર લગી નથી પહોંચી શકી એ જ એનું નાનુંસુનું દુર્ભાગ્ય નથી?

# બે ભાઈઓ

'દ્વિરેફ'

જીવરામ અને રાજારામ બન્નેનો સ્વભાવ જાણનાર કોઈ ન માને કે બન્ને એક જ માના પેટમાં આળોટ્યા હશે. જીવરામ સ્વાર્થી, ઊંડો, ઈર્ષાળુ, દગાખોર અને કપટી હતો. રાજારામ ખુલ્લા દિલનો, હસમુખો, સાહસિક, મળતાવડો અને નિખાલસ હતો.

તેમની મા વહેલી મરી ગઈ હતી. બાપ ગુજરી ગયા ત્યારે જીવરામ વીસ વરસનો અને રાજારામ ચૌદ વરસનો હતો. ઘરનો નભાવ થોડા ગરાસથી અને યજમાનવૃત્તિથી ચતો. બાપ મરી જતાં જીવરામે ગરાસ અને યજમાનો સંભાળી લીધાં. જીવરામની દાનત રાજારામ ગુજરાતી ભણતો હતો તે ભણાવી, કોઈ થોડે દૂર નિશાળમાં માસ્તરગીરી કરવા મોકલી ગરાસ અને યજમાનની ઘરાકી પચાવી પાડવાની હતી. રાજારામ જ્યારે જ્યારે દૂર સંસ્કૃત ભણવા જવાનું કહે ત્યારે, જીવરામ ભાઈ ઉપર ખૂબ વહાલ દેખાડી બાપે સોંપ્યો છે તે નજરથી દૂર જાય એ ખમાતું નથી કહી તેને જવા ન દે. તેણે તેને પોતાના ગામ અદાવડમાં જ ગુજરાતી ભણાવ્યા કર્યું.

રાજારામ ગામમાં ગુજરાતી સાતે ધોરણ ભણી રહ્યો ને બધામાં પહેલો નંબર હોવાથી તેને બે રૂપિયાની માસ્તરગીરી મળી. આનો બધો જશ, અલબત, જીવરામ લઈ જતો. નાતમાં બધા માણસો ગોઠણે ફાળિયાં બાંધી બેઠા હોય, ને રાજારામ તો અજવાળિયામાં ગેડીદડા રમવા ગયો હોય, ત્યારે જીવરામ વાતવાતમાં સૌને કહેતો કે જુઓને કશાયની ફિકર છે? આ રમતો ફરે છે! નથી વહુની ફિકર, નથી ગરાસની ચિંતા કે નથી યજમાનની સમજણ! મેં તો કેટલી સિફારસ કરીને માસ્તરની નોકરી અપાવી છે, પણ તેનું ય એને કાંઈ નથી.

ત્રણ વરસ પછી રાજારામનો પગાર વધીને ત્રણ રૂપિયા થયો!

અદાવડની આસપાસ પુષ્કળ કળણો હતાં તેનાથી, થોડે દૂર દરિયાની ખાડી હતી, અને અદાવડની સીમમાં જો પૂલ કરી રેલવે લાઈનને શહેર સુધી લઈ જવાય તો ત્યાં બંદર ખોલી શકાય એમ હતું. ત્યાં પૂલ થઈ શકે કે નહિ, ને થાય તો કેટલો ખરચ થાય તેની તપાસ કરવા એક ગોરો સાહેબ ને તેનો કારકૂન ત્યાં આવેલા. ફરતાં ફરતાં ગોરા સાહેબને ઇચ્છા થઈ ને તે ગામની નિશાળ જોવા આવ્યો. ગોરાએ કેટલાક દાખલા પૂછ્યા ને રાજારામે એટલી ઝડપથી તેના જવાબો આપ્યા કે ગોરો સાહેબ ખુશ ખુશ થઈ ગયો. તેણે રાજારામને પોતાની ઑફિસમાં પચીસ રૂપિયાની જગા આપવાની ઇચ્છા દર્શાવી. રાજારામે તરત હા પાડી. ગામ આખામાં ઘડીમાં વાત ફેલાઈ ગઈ! ગોરો સાહેબ પોતે રાખવાનું કહે એ તો શા સરખી વાત! અને પચ્ચીસ રૂપિયા! આખા ગામમાં વાહવાહ કહેવાઈ ગઈ! પણ રાજારામને એકદમ પચીસ રૂપિયાની નોકરી થાય તે જીવરામથી ખમાયું નહિ. તેણે નોકરી લેવામાં અનેક મુશ્કેલીઓ દેખાડી. "શહેરમાં ક્યાં રહેશે! આપણે ત્યાંથી ગામ છોડીને જે શહેરમાં રહેવા ગયા છે તે કોઈ સુખી થયા નથી. બધાનો નિર્વંશ જાય છે. નાના છોકરાને શા, રીતે મોટો કરશે? આ યજમાનવૃત્તિનો બધો ભાર

હું તે ક્યાં સુધી માથે વેંઢારું ? નાતજાતમાં સરે–અવસરે ઊભા રહેવું એ બધું કોણ કરશે ? હું એકલો ક્યાં સુધી પહોંચીશ ? ગોરાની ઑફિસમાં રહેવું, બધો અનાચાર ને ભ્રષ્ટવાડ છે." એમ એની બુદ્ધિએ અનેક કારણો શોધી કાઢ્યાં, પણ રાજારામ ઝાલ્યો રહ્યો નહિ. ગોરાની ઑફિસમાં તે પચીસ રૂપિયાના પગારથી રહી ગયો ને શહેરમાં નાનું ઘર લઈ કુટુંબ સાથે રહેવા લાગ્યો. વરસમાં એકાદ વાર નાતજાતમાં તે સૌને મળવા આવતો. મોટા ભાઈને ગરાસ યજમાનના ભાગ વિશે કદી કશું પૂછતો નહિ, એટલે જો કે જીવરામને ફાયદો હતો, પણ આ લોકો શહેરમાં સ્વતંત્ર રહી સુખી થતાં હતાં તે તેનાથી ખમાતું નહોતું. વરસ દહાડે એકાદ માસ રાજારામ રહેવા આવે ત્યારે પણ "તૈયાર માલ ઉપર આવીને બેઠો, કશી ચિન્તા છે?" વગેરે ઝીણી ઝીણી વાતો તે આખા વાતાવરણમાં ભરી દેતો.

આમ ને આમ થોડાં વરસ ચાલ્યું. જીવરામની ઈર્ષ્યા વધતી જતી હતી તે સિવાય કશો બહારનો બનાવ બન્યો નહિ. પણ રાજારામની દીકરી સાતેક વરસની થઈ ત્યારે જીવરામને એક બુટ્ટો સૂઝ્યો. તેના પોતાના છોકરા જયંતીની સગાઈ થઈ હતી. તે પછી રાજારામના મોહનની સગાઈ કરવામાં કશી મુશ્કેલી નહોતી, કારણકે નાતજાતમાં તે પૈસાદાર ગણાય એટલો તેનો પગાર થયો હતો. જો પોતે હવે મોહનની સગાઈ કરી નાખે, તો નાતજાતમાં ભાઈના છોકરાને પણ ઠેકાણે પાડયાનો તેને જશ મળે ને તેને લીધે તે એકાદ બે વરસમાં રાજારામની છોડી વસંતનું પણ ક્યાંક ચોકઠું બેસાડી તેના બદલામાં પોતાના દૂરના સાળાને પરણાવી શકે. તેણે બાજીનો પહેલો દાવ નાખ્યો. મોહનની સગાઈ કરી રાજારામને સગાઈ વજવવા આવવા કાગળ લખ્યો, પણ ત્યાં તો રાજારામે ચોખ્ખી ના પાડી: "મારે મોહનને હમણાં નથી પરણાવવો." ને આવ્યો પણ નહિ.

જીવરામની વધતી જતી ઈર્ષ્યામાં નિરાશા અને પરાજયનો દ્વેષ વધ્યો. પણ તે કશું કરી શક્યો નહિ. ઊલટું પોતાના પરાજયનો ખુલાસો કરી, પોતાની પ્રતિષ્ઠાનો બચાવ કરવો પડે એવી તેની સ્થિતિ થઈ ગઈ! પણ તે તેણે બહુ કુનેહથી કર્યું. શાસ્ત્રનું રહસ્ય સમજાવતો હોય એવી ઝીણવટથી, જગતનું કલ્યાણ ઇચ્છતો હોય એવા સદ્‌ભાવથી અને પાપીને નૈરવમાં પડતો જોતો હોય એવી કરુણાથી આર્યોના આધુનિક નૈમિષારણ્યરૂપ બ્રાહ્મણવાડાની પેડલી ચોવાડ કે આંગણામાં ઘરડા અને જુવાન બ્રાહ્મણો આગળ એણે વારંવાર કહ્યું: "આ વણી નાત જેવી રીત બીજે થવી નથી. ઘરડાં કરી ગયાં છે તે બહુ ડહાપણથી કરી ગયાં છે. પહેલાંના વખતમાં ઘરડાંની આમન્યા કેવી પળાતી? બેઠા આ ગોપાળજી કાકા! માથે ધોળાં થવા આવ્યાં ત્યાં સુધી બાપના દેખતાં એમણે છોકરાંને કોઈ દી તેડયાં નથી કે રમાડયાં યે નથી? મોટાં હોય ત્યાં સુધી નાનાં તો વહેવારમાં જાણે શું ? મોટાં કરે એ જ થાય. ને આ તો વહેવારમાં સમજવું નહિ, ને મોટાંનું કર્યું થવા ન દેવું! ભીમજી ભટની કન્યા શી ખોટી હતી? એટલો બધો શો કરમીચંદ પાક્યો જતો'તો તે એ કન્યાની ના પાડી? એની ના પાડીને એ બીજા કોની લઈ આવવાનો છે? જુઓને હું તો કહું છું, આવની લક્ષ્મીને ના પાડી છે તે સારું થવાનું નથી. હવે કન્યા મળવી ન મળવી એ તો પ્રારબ્ધ ઉપર છે પણ ભગવાનની આગળ દાંતે તરણાં લઈ ને કહું છું: મહારાજ, એમને સાજાં નરવાં રાખજો. બધી ખોટ ખમાશે પણ માણસની ખોટ ખમાશે નહિ! દેશકાળ બહુ બદલાઈ ગયો! હજી નસીબમાં શું જોવાનું હશે તે કોણ જાણે ?"

આની આ વાત તેણે અનેક દિવસ ફેરવી ફેરવીને કહી અને સાંભળનારા આમાંનું શું માનતા હશે, કેટલું માનતા એ તો કોણ કહી શકે?—પણ બધા સાંભળતા હતા ખરા! કશું જ સાંભળવાનું ન હોય એના કરતાં જે કાંઈ હોય તે સાંભળી લેવું શું ખોટું? અને સાંભળવામાં તેમને ક્યાં કશું નુકસાન જતું'તું!

એ વરસ રાજારામે, જીવરામના અનેક ઠપકાને માન આપીને, છોકરાને નાતમાં મોકલવો જોઈએ તેવા આગ્રહને વશ થઈ ને, પણ તે સાથે છોકરાને નાનપણથી એકલો મુસાફરી કરતાં આવડવું જોઈએ એવા પોતાના વિચારથી, મોહનને સરાદિયાં ઉપર એકલો અદાવદ મોકલ્યો. મોહન જે દિવસ અદાવદ આવવાનો હતો તે દિવસ જીવરામને યજમાનમાં જવાનું હતું એટલે તેણે પોતાના દીકરા જયંતીને ટ્રેન ઉપર મોકલ્યો.

અદાવદથી ચારેક ગાઉ સ્ટેશન દૂર હતું. સ્ટેશન માત્ર ફ્લેગ સ્ટેશન હતું. સાંજે દિવસ આથમ્યા પછી ગાડી આવી. જયંતી જરા મોડો પડયો હતો એટલે ટ્રેન દેખી તે દોડતો આવતો હતો. તેને દોડતો આવતો જોઈ, મોહન બારીમાંથી પોતાની નાની ટ્રંક નીચે ફેંકી અને બારીમાંથી ઠેકડો મારી, નીચે ઊતર્યો. એ, સ્ટેશને ઊતરવાની બાજુ નહોતી, એટલે હવે બીજી બાજુ જવાને બદલે, મળવા અને ઘેર જવાના ઉત્સાહમાં અને કાંઈક ટીકીટ ન આપવાની બહાદુરીમાં. ટિકિટ આપવા ન જતાં બન્ને જણા ઉતાવળા ઉતાવળા ગામ ભણી જવા લાગ્યા.

અંધારું થવા માંડ્યું હતું. ચારે બાજુ નજર પહોંચે ત્યાં સુધી એક સરખો સપાટ પ્રદેશ હતો. ક્ષિતિજ એક સરખી ગોળ દેખાતી હતી. માત્ર બાવળ, ખીજડા, કેરડા, કંટાળા ઝાડવાળી પીલુડીઓ, પૃથ્વીની રુંવાટી જેવી ક્યાંક દેખાતી હતી. રાતના અંધારાથી પૃથ્વીનો રંગ વિચિત્ર અને છેતરામણો દેખાતો હતો.

જયંતીએ મોહનને મદદ કરવા તેના હાથમાંથી ટ્રંક લીધી. "અલ્યા આટલી નાનીમાં આટલો બધો ભાર શો?" પૂછ્યું. મોહન વાંચવાની શક્યતા વિચાર્યા વિના બને તેટલી ચોપડીઓ સાથે લાવ્યો હતો. તેણે કહ્યું: "ભાઈ, તમનેય મઝા પડશે એવી ચોપડીઓ છે. સરસ વાર્તાની છે." જયંતીએ ઉપાડવા કહ્યું, પણ રાજારામે મોહનને બને તેટલું કામ હાથે કરવા શિખામણ આપેલી તેથી અને શહેરી હોવા છતાં પોતે નબળો નથી એમ બતાવવા, તેણે ટ્રંક પોતે જ રાખી. કચ્છો વાળી, ટોપી ખીસામાં મૂકી, હાથ બદલાવતો, કોઈ વાર ખભે ચડાવતો તે ચાલ્યો.

વરસાદ ઘણા દિવસથી રહી ગયો હતો, પણ હજી લોકોનો અવરજવર શરૂ થયો ન હતો અને રસ્તા કે કેડી પડી નહોતી. જયંતી માર્ગનો ભોમિયો હતો. તે અટકળે અટકળે રસ્તો જોતો સાવચેતીથી ચાલતો હતો. બન્ને જણા વાતો કરતા કરતા રસ્તે જતા હતા. રસ્તે જતાં જયંતીએ મોહનને કહ્યું કે તું જરા થોડે સુધી જઈ ઊભો રહેજે, હું થોડી વારે તને ભેગો થાઉં છું. મોહન ચાલવા માંડયો અને રોકાવાને બદલે તેણે વધારે ધીમી ગતિથી ચાલવા માંડ્યું. થોડીવારે જયંતી તેની પછવાડે ચાલવા માંડયો ત્યાં તેણે ઓચિંતી મોહનની ચીસ સાંભળી અને એક ક્ષણમાં મોહનને કળણની અંદર ખૂંચી જતો જોયો. તે દોડીને પહોંચ્યો પણ ત્યાં જઈને જોયું તો મોહનનું એકપણ ચિહ્ન રહ્યું નહોતું, ઉપર કચરો પૂરેપૂરો ફરી વળ્યો હતો. એક અનંત ઊર્મિ, અનંત આશા, અનંત શક્યતાવાળા, અનેકની સાથે અનેક રીતે સંકળાયેલા માનવીને ધરતી ગળી ગઈ, પણ

જાણે કશું જ બન્યું ન હોય એવું દેખાતું હતું ! જયંતીએ ચારે બાજુ જોયું. એનું એ અર્થહીન જડ આકાશ, એની એ પૃથ્વી, એનાં એ ઝાડ ! ક્યાંઈ જ કશો ફેરફાર નહોતો !

પણ માણસ પૃથ્વી જેવું ઉદાસીન કે તટસ્થ થઈ કે રહી શકતું નથી. એ બનાવને માટે જયંતી જરા પણ જવાબદાર નહોતો, પણ આ ભયંકર બનાવનું માત્ર સાક્ષીપણું પણ તે પેલી ધરતીની પેઠે ઠંડે પેટે ગળી જઈ શક્યો નહિ. તેનું હૃદય કે જીવન એટલી વાતને અંદર સમાવી શક્યું નહિ. તે એકદમ ગભરાઇ ગયો. એ ઠંડી સ્થિર પૃથ્વી તેને ઘડીભર ડોલતી દેખાઈ ! એટલી વિશાલ પૃથ્વી અને એટલું વિશાલ આકાશ પણ તેના અંતરને ચારે બાજુથી ભીંસ દેતું તેને લાગ્યું. તેને કશું સૂઝ્યું નહિ. તે રડી પણ ન શક્યો. તેણે ચારે બાજુ જોયું પણ કોઇ માણસ તો શું પણ પશુ કે પક્ષી પણ તેને ધીરજ આપવા ત્યાં હાજર નહોતું. હિમ પડે ને ઊભી પાંગરેલી વનસ્પતિ જેમ મરી જાય તેમ તે ઘડીભર સ્તબ્ધ થઇ રહ્યો ! પછી એ સ્તબ્ધતાથી જ થોડી વારે થાકીને દોરની પેઠે કેવળ ઘરના આકર્ષણથી ચાલવા લાગ્યો !

ઘેર ગયો ત્યાં જીવરામ આંગણામાં ઊભો હતો. તેણે જયંતીને આવતો જોઈ કહ્યું: "કોણ જયંતી ? કેમ આટલું મોડું થયું ?" જયંતી એકદમ રડી પડ્યો અને રડતો રડતો જીવરામને વળગી પડ્યો.

જયંતીના રડવાના ચિત્કારથી જીવરામ સમજી ગયો કે આમાં કાંઇક ભેદ છે. તે ભેદની વસ્તુ જાણ્યા વિના તે એનું એટલું સ્વરૂપ પણ કળી ગયો કે એમાં એક બાજુ મોહન અને રાજારામનું કંઇ અનિષ્ટ છે અને એમાં બીજી બાજુ જયંતીનો બચાવ કરવાની જરૂર છે. એક બાજુ તેની ઈર્ષ્યાવૃત્તિ સંતોષાઈ અને બીજી બાજુ તેની જયંતીનો બચાવ કરવાની સ્વાર્થીવૃત્તિ ઉત્તેજાઇ. પાણી સ્વાભાવિક રીતે પોતાનો રસ્તો શોધી કાઢે છે, એટલી જ સહેલાઈથી, જરા પણ ભાનપૂર્વક વિચાર કર્યા વિના, તેના માનસે કાર્યદિશા નક્કી કરી નાખી. ડુસકે ડુસકે રડતા જયંતીને છાતીમાં દબાવી તેણે તત્કાળ કહ્યું: "તેમાં રડે છે શું ? મોહન ન ઊતર્યો ? તે આજે નહિ નીકળ્યો હોય તો કાલે આવશે. તેમાં શું થઈ ગયું ?" એટલામાં જીવરામની વહુ દયા ઘરમાંથી બહાર આવી ને તે પણ કહેવા લાગી: "જયંતીનું મન બહુ પોચું. માણસોનાં છોકરાં તો કેવાં કઠણ કાળજાનાં હોય છે ? અને આ તો એક આજે ભાઈ ન ઊતર્યો એટલામાં કેવો થઈ ગયો ?" ફળીનાં માણસો ભેગાં થઈ ગયાં હતાં તેની પાસે ફરી પ્રચાર કરવાનો જીવરામને લાગ મળ્યો: "મારા જયંતીનું હૃદય બહુ કૂણું ! મોહન ગાડીએથી ઊતર્યો નહિ એટલામાં કેટલો ગભરાઇ ગયો.? એને મન મોહન સગા ભાઈ જેવો છે. એના મનમાં જરા પ કળાજગ પેઠો નથી !" જયંતીએ આટલી વારે ડુસકું થોભાવી કહ્યું: "ત્યારે એ કેમ નહિ ઊતર્યો હોય ? એને કાંક થયું હશે તો ?" મનની અસહ્ય અસહાયતામાં તેણે બબાપનો માર્ગ પકડી લીધો હતો. ઘડીને જૂઠું બોલવા જેટલી એનામાં શક્તિ નહોતી. જીવરામે પોતાનું પ્રચારકામ આગળ ચલાવ્યું: "એ તો કાંઈ કારણ હશે ને નહિ મોકલ્યો હોય, તે કાલે મોકલશે. આજ સામો કાળ છે ને ન મોકલ્યો હોય તો ઊલટું સારું. મને તો આવવાનો કાગળ આવ્યો ત્યારે જ થયું'તું કે આજ ન મોકલે તો સારું, પણ એ તો સાહેબલોક ! શી ખબર કાળબાળ ય જોવરાવતાં હશે કે કેમ ? ને એ તો મોકલવાનું કહીને ફરી જાય એવાં છે. એમને નાતજાતની શી પડી છે ? અમને એના છોકરાનું આટલું લાગે છે પણ એનું

એને કાંઈ નથી! સગાઈની ના પાડીને બેઠો રહ્યો! તોય તને બહુ ચિંતા થતી હોય તો કાલે કાગળ લખીને પૂછાવશું. ટ્રેન ઊપડી ગયા સુધી રોકાણો'તો ને?" જયંતીએ હા પાડી એટલે તેણે ફરી ચલાવ્યું: "એ તો તારે આવવાનું મોડું થયું એટલે હું સમજી જ ગયો'તો, કે રોકાવાને લીધે જ વાર લાગી હશે. નહિતર દીવાટાણાથી મોડું થતું નથી. લે ચાલ, છાનો રહી જા, કાલ કાગળ લખશું."

રાત આખી જયંતીને દુઃસ્વપ્નો આવ્યા કર્યાં. કોઈવાર તે મોહનને કળણમાં કળી જતો તરફડિયાં મારતો જોતો, તો કોઈવાર તે જાણે કળણમાંથી બહાર નીકળી મને કેમ ન કાઢ્યો એમ ડોળા કાઢી ડરાવતો દેખાતો, ને કોઈવાર જાણે તેને પોતાને મોહન કળણમાં ઊંડે ઊંડે ખેંચી જતો હોય એવો આભાસ થતો હતો. રાતે બે ત્રણવાર તે ગભરામણમાં રડતો રડતો જાગી ગયો, અને ત્યારે જીવરામે તેને વધારે સાન્ત્વન આપવા પોતાની વધારે ઊંડી ફિલસૂફીનું રહસ્ય રાતના એકાંતમાં સમજાવ્યું: "એમ પારકાંની ચિંતામાં રોઈએ નહિ! દુનિયાં છે, કંઈ કંઈ બને, ને એમ બીજાને દુઃખે દુઃખી થઈએ તો આરો ન આવે. આપણે આપણી મોજે આપણું સંભાળીને બેસીએ." આ બધું તેણે સત્યના અને સ્વાર્થના એટલા આવેશથી કહ્યું કે જયંતીને ખાનગી વાત કરવાનો વિચાર આવ્યા પહેલાં જ અટકી જાય.

બીજે દિવસે જીવરામ નિશાળના માસ્તરને ત્યાં પોસ્ટકાર્ડ લેવા નીકળ્યો ને જતાં રસ્તામાં જેટલા મળ્યા તેમને, અને નિશાળે જઈ માસ્તરને પણ, મોહન ન આવ્યાની, જયંતીના પોચા મનની ને રાજારામની અણસમજ, અવળાઈ, અશ્રદ્ધા વગેરેની વાતો કરી પોસ્ટકાર્ડ લીધું. પોસ્ટકાર્ડમાં લખ્યું કે 'મોહન ઊતર્યો નથી, તે તમે નહિ મોકલ્યો હોય, તો હવે ક્યારે મોકલશો ને મોકલવાનો વિચાર ફેરવ્યો હોય તો તેમ લખશો. આજ હું પોતે સ્ટેશને જઈશ, ને ઊતરશે તો લેતો આવીશ, તેની ચિંતા કરશો નહિ, પણ જયંતીને બહુ ચિંતા થાય છે માટે કાગળ લખ્યો છે.'

તે દિવસે, સ્ટેશન તરફના ગામમાં યજમાનવૃત્તિને અંગે જવાનું હતું એટલે પાછાં ફરતાં તે ટ્રેન ઉપર થતો આવ્યો. આગલે દી ભાઈનો મોહન ઊતર્યો નહોતો, એમ સ્ટેશન ઉપરના સાંધાવાળાને પૂછી ખાતરી કરતો આવ્યો. ને ઘેર આવી ફરી જયંતીને બબે હાથ દઈ સાન્ત્વન આપ્યું કે મોહન નહિ જ આવ્યો હોય.

ત્રીજે દિવસે કાગળ કે તારથી પૂછાવવાની રાહ જોયા વિના રાતના રાજારામ અને તેની પત્ની સંતોક, નાની સાત વરસની વસંતને લઈને આવ્યાં. તેઓ પણ સ્ટેશને સાંધાવાળાને પૂછતાં આવ્યાં હતાં. તેમને ઘરમાં પેસતાં જોઈ જીવરામ જરા આભો બની ગયો. સંતોક 'હાય હાય બાપજી, મોહનનું શું થયું હશે!' કહી હવાની છાતી ઉપર માથું નાખી જોરથી રડી પડી. જયંતી પણ રડવા માંડ્યો. વસંતે કશું સમજ્યા વિના સાથે સાથે ભેંકડો તાણી રડવા માંડ્યું. જાણે હમણાં જ કોઈ મરી ગયું હોય તેવી રડારોળ સાંભળી ફળીનાં માણસો ઘરમાં ને બહાર એકઠાં થયાં, પણ એવું કશું બન્યું નથી, તેમ જ મોહનના પણ કશા નવા સમાચાર નથી જાણી ધીમે ધીમે વિખરાઈ ગયાં.

રાતે જમ્યા પછી બે ભાઈઓ ભેગાં બેઠા. રાજારામે ખાતરીથી કહ્યું કે મોહનને પોતે જાતે જ સ્ટેશને બેસાડી આવ્યો હતો, અને બેસાર્યો ત્યારે તદ્દન સાજો સારો હતો. જીવરામે કહ્યું: "પણ સાંધાવાળાને પૂછ્યું તે પણ ઊતર્યાની ના કહે છે!" અને રાજારામે

પણ એ વાતની હા કહી. છતાં રાજારામે કહ્યું: "પણ આપણે જયંતીને તો પૂછીએ! અલ્યા જયંતી! કહે જોઇએ, તેં મોહનને ઊતરતો નહિ જોયેલો?" પણ જયંતી રડવા જ માંડ્યો. હુવરામે અત્યાર સુધી જે વાતો કરી હતી, જે યોજના અને સૃષ્ટિ રચી હતી, તેમાં તેને બીજું કશું કહેવાને અવકાશ જ રહ્યો નહોતો.

બીજે દિવસે રાજારામ અને હુવરામે રીતસર તપાસ શરૂ કરી. જયંતીને સાથે લીધો. 'તું કયે રસ્તે ગયો ને આવ્યો' તે પૂછ્યું, પણ રસ્તા જ પડ્યા નહોતા ત્યાં જયંતી શું બતાવે; ને ત્રણ દિવસનાં જૂનાં પગલાં હોય ને પણ શી રીતે વરતાય? અટકળે અટકળે બધે ફર્યા પણ કશો પત્તો લાગ્યો નહિ. અને ધરતી તે કાંઈ ઓછી બોલવાની હતી? ધરતી બોલતી હોત તો માણસજાત માટે તેને શું શું કહેવાનું હોત!

ત્યાંથી જયંતીને ઘેર મોકલી બંને ભાઈ નજીકને મોટે સ્ટેશને ગયા. બધે તાર કર્યા, વર્તમાનપત્રોમાં, લાગતાવળગતામાં લખ્યું વગેરે ઘણું કર્યું. સાંજે વળી ભેગા થયા ત્યારે સંતોકે લાજમાંથી કહ્યું: "માનો ન માનો જયંતીભાઈ કંઈક જાણે છે, ને કહેતા નથી." જયંતીની માએ તરત જવાબ આપ્યો: "વળી જાણવાનું શું હતું જે? છોકરો ઊતર્યો નથી, પછી એ શું જાણે? બિચારો મોહનની ચિંતામાં અરધો તો થઈ ગયો છે? એને પાછો તમે વધારે સતાવશો માં!"

રાતે સંતોક કે રાજારામ કોઈને ઊંઘ આવી નહિ. કશા પણ પુરાવા વિનો બંનેને, 'જયંતી જાણે છે, પણ કહેતો નથી' એ જ વહેમ ફરી ફરીને આવ્યો ને એની જ તેમણે વાત કરી.

બીજી બાજુ જયંતીનાં ફફડાટ, દુઃસ્વપ્ન હજી ચાલુ જ હતાં.

આમ ને આમ એ ત્રણ દિવસો ગયા. સંતોકે તો લગભગ ખાવા પીવાનું છોડી દીધું હતું. ગામ આખું આ જ વાત કરતું હતું. કોઈ કહે બાવા જમાતમાં લઈ ગયા. કોઈ કહે માબાપને ખોટું ભરમાવી ભાગી ગયો. કોઈ કહે પૈસા ચોરી નાસી ગયો. કોઈ કહે કાબુલી પકડી ગયા. કોઈ કહે અઘોરી બાવા ભોગ ધરાવવા લઈ ગયા.

એક દિવસ બૈરાં સાથે વાતો કરતાં સંતોકથી બોલાઈ જવાયું કે ભલે તે ગમે તેમ કહો પણ જયંતી જાણે છે ને કહેતો નથી. ને કોઈએ એમાં ટાપશી પૂરી. વાત ગણપણ ગણપણ થવા લાગી ને હુવરામના જાણવામાં આવ્યું એટલે તેની ઈર્ષ્યા અને સ્વાર્થે ફરી સળવળ્યાં. એટલામાં બોલવાનો લાગ મળ્યો. એક વાર રાજારામે ફળીમાં કહ્યું કે મારી ઓફિસમાં એક જગા ખાલી છે, કોઈને આવવું હોય તો આવો, ને રાજારામ જેટલું જ ભણેલો એક ગોવિંદ હતો તે તૈયાર થયો, ત્યારે પાછું હુવરામે પોતાનું સર્વ ડહાપણ, ધાર્મિકપણું, પરોપકાર સદ્વૃત્તિ એકઠાં કરી કહ્યું: "અલ્યા, મારું માને તો જવાની વાત ન કરીશ. આપણું ગામ છોડીને જાય છે તે કોઈ સુખી થતું નથી. આ અમારો દાખલો. જોતો નથી? જુવાનજોધ છોકરો જડતો નથી. એક આ પેટ પાપી છે તે ભરવું પડે છે, નહિતર મનમાં તો દુઃખનો કે પાર નથી. હું તો તારા ભલા સારુ ને નાતના ભલા સારુ કહું છું. ઘેર અર્ધો રોટલો મળે તો વહેંચી ખાઈએ એ પણ માણસની બેટને પહોંચાતું નથી." બીજું પણ ઘણું કહેવાનું તેને મન તો થઈ ગયું, પણ પ્રસંગના ઔચિત્યની તેનામાં કલાત્મક બુદ્ધિ હતી! તેણે સંયમ રાખ્યો!

એક વાર જીવરામને અને દયાને બન્નેને યજમાનને ત્યાં જવાનું આવ્યું. રાજારામ માત્ર સંતોકના સાંત્વન ખાતર દૂરના સ્ટેશને ખબર કાઢવા જવાનો હતો અને સંતોકને સખત તાવ આવ્યો હતો એટલે કાકીની સંભાળ લેવા જયંતીને મૂકી સર્વ ગયાં. સંતોક મેડી ઉપર તેની હંમેશની જગાએ સૂતી હતી. જયંતી નીચે સૂતો હતો. સંતોકને તન ફાટે એવો તાવ ધીકચે જતો હતો અને ઊંઘ નહોતી આવતી. રાત આખી મોહનના વિચારો કરી તે અરધી ગાંડી થઈ ગઈ હતી. છેવટે તેનાથી રહેવાયું નહિ ને રાતના અંધારામાં તે નીચે જયંતી સૂતો હતો ત્યાં ગઈ ને તેના હાથને બાઝી પડી. જયંતી તેના ધીકતા હાથના સ્પર્શથી બેબાકળો બની ગયો. બીકમાં ને બીકમાં તે ચીસું પણ પાડી શક્યો નહિ. તેના શરીરે શેદ વળવા લાગ્યા. ને સંતોક તો તેને વધારે વધારે વળગતી બોલવા જ લાગી: "મારા બેટા, તું સાચું કહે. મારા સમ તું જાણુછ ને કહેતો નથી. તારામાં ઈર્ષ્યા નથી, તારું મન ભોળું છે. જેવું હોય તેવું કહી દે. એ મરી ગયો હોય તો ય હું તને નહિ વઢું. એ ખબરથી ય મને નિરાંત વળશે, પણ આ તો નથી ખમાતું. એક વાર મને કહે. ઘરમાં કોઈ નથી. હું કોઈને નહિ કહું. મને જેવું હોય એવું કહે. એ જીવતો છે કે મુવો છે એટલું કહે. ભગવાન તારું ભલું કરશે......"

તાવમાં, તે કેટલું બોલી, એણે શા સારુ જયંતીને પકડી રાખ્યો, જયંતી બીકમાં ધ્રૂજતો હતો, તેને પરસેવો વળી જતો હતો, તે કશું જ તેણે જાણ્યું નહિ. ને છેવટે જયંતી માંડ માંડ તેનો હાથ વછોડી એકદમ નાઠો ત્યારે સંતોક ત્યાં જ ઢળી પડી. જયંતી બારણું ઉઘાડી ઘરની બહાર સવારમાં ઠૂંઠવાતો એમ ને એમ બેસી રહ્યો.

પરોઢમાં જીવરામ અને દયા બન્ને આવીને જુએ છે તો જયંતી ટાઢે ઠૂંઠવાતો બહાર બેઠો છે. દયાએ એકદમ મોટે સાદે કહ્યું: "કેમ અલ્યા ટાઢમાં અહીં બેઠો છે?" જયંતી ફાટતે સાદે રોઈ પડ્યો ને કાકીએ રાતે બીવરાવ્યો વગેરે વાત કહેવાય તેમ કહી. ફળીનાં માણસો ભેગાં થઈ ગયાં. જીવરામ ને દયા બન્ને ઘરમાં ગયાં ને સંતોકને ઢંઢોળીને ઉઠાડી. તેનો તાવ હવે ઊતર્યો હતો. ને પછી તેના ઉપર બન્નેએ પસ્તાળ પાડી: "મોહનં મોહન કરતી મારા જયંતીને શા સારુ વળગે છે. પૂછ તારા ધણીને! એ મૂકવા ગયો'તો. અમે તો કોઈએ એને જોયો નથી! કોણ જાણે તમે શહેરમાં રહો છો, ને શું ય હશે ને શા સારુયે નાસી ગયો હશે! એમણે ભોળે ભાવે તમારા સારા સારુ થઈને બીમકુ ભટની દાઢીમાં હાથ ઘાલીને દીકરી માગી, ને આવતી લક્ષ્મી પાછી વાળી છે, તે સારું તો નથી થવાનું, તેમાં હું શું કહેવાની હતી ને જયંતી એ શું કહેવાનો હતો! ખબરદાર મારા છોકરાને કાંઇ કહ્યું છે તો!" જીવરામે પણ સંભળાવ્યું કે "સામા કાળે છોકરો મોકલતાં વિચાર ન કર્યો ને હવે બીચારા જયંતીને શીદ સતાવો છો?" સંતોક બધું રોતી રોતી બેસીને સાંભળી રહી. જેઠ જેઠાણી એમની મેળે બોલતાં બંધ રહ્યાં એટલે એ બહાર ઓટલે જઈને બેઠી. જેઠાણીએ કહ્યું: "વહુ, તાવ આવે છે ને ભાદરવાને તડકે બેઠાં છો તે વધારે તાવ આવશે. આમ અમને શા સારુ વીતાડો છો?" સંતોકે એક જ જવાબ આપ્યો: "હવે આ ઘરમાં મારે જીવતાં પગ નથી મૂકવો. હવે કાગળે ચડીને આવીશ." પેલો ગોવિંદ જે રાજારામની ઓફિસમાં રહેવા તૈયાર થયો'તો તેને બોલાવી તેણે ગાડું કરાવ્યું. જીવરામે આ જાણ્યું એટલે કોઈ યજમાનને ત્યાં જવું છે કહી ઘરની કૂંચી સંતોકને આપી ત્રણેય જણાં બહાર ચાલ્યાં ગયાં. રાજારામ ઘેર આવ્યો ત્યારે તેને,

વહુ ને દીકરીને ગાડામાં બેસાડી એ જ ફ્લેગ સ્ટેશને ચાલ્યાં જવાનું કરવા સિવાય કાંઈ બાકી રહ્યું નહોતું. ઘર વાસી, પાડોશીને કૂંચી આપી તેઓ ચાલી નીકળ્યાં. ઘર વાસતાં સંતોકે કહ્યું "આ ઘરને આ છેલ્લો હાથ અડાડું છું." પોતાનો સામાન લેવા પણ તે ઘરની અંદર ગઈ નહોતી. બપોરે ખાધા પણ વિના એ ચાલી નીકળ્યાં. ફળીનાં માણસો એક સ્તબ્ધ હાહાકારથી આ જોઈ રહ્યાં!

જીવરામ ને દયા ઘર છોડી ચાલ્યાં ત્યારે દાઝમાં ને દાઝમાં એમને કોઈને જયંતીની સામું જોવાનું સૂઝયું નહોતું. ને જયંતી તો આ બનાવોના ભારથી એટલો દબાઈ ગયો હતો કે તેને કશું કહેવું સૂઝે નહિ. એક યજમાનને ત્યાં જઈ રસોઇ કરી જયંતીને જમવા તેડવાનું કર્યું અને તેણે જમવાની ના પાડી ત્યારે જ દયાને તેની સામું જોવાનું અને તેને હાથ અડકાડવાનું સૂઝયું. "હાય, મા, તાવ તો ધીકયો જાય છે. નખ્ખોદણીએ પોતાનું નખ્ખોદ કાઢયું ને હવે મારું કાઢવા ઊભી થઈ છે! ચાલ, બેટા, જે ભાવે તે બે કોળિયા ખાઈ લે." કહી કામ આટોપી બન્ને ઘેર પાછાં આવ્યાં. તેઓ જાણતાં જ હતાં કે રાજારામ ગયો હશે. પાડોશીને ઘેરથી કૂંચી લઈ ઘર ઉઘાડી ખાટલો ઢાળી જયંતીને સુવાડયો.

એ ખાટલો ઢળાયો એ ઢળાયો, પછી એક મહિના સુધી એ ફરી ઊપડયો નહિ. જયંતીને ત્રિદોષ થયો, સન્નિપાત થયો. સન્નિપાતમાં તેને સંતોકને જોયાનાં અને મોહનને જોયાનાં ભાસો થતાં ને વારંવાર બીકથી ફફડી ઊઠતો અને લવરી કરતો. લવરીમાં પણ એની એ વાતો લવતો: "મોહન આવે છે, મોહન નથી ઊતર્યો, મોહન કયાં ગયો તેની મને ખબર નથી. મોહન, મેં તને કંઈ કર્યું છે? પૂછી જુઓ મોહનને, એ આવ્યો! કાકા, મોહનને ના કહો." વગેરે તે બોલતો.

રાજારામનું કુટુંબ હતું ત્યાં સુધી તેમની સામેના વિરોધના જોરે જીવરામના મનમાં એક પ્રકારનું બળ હતું. તેમના જતાં તે બળ બંધ પડયું. એમ થતાં તેને પોતાનું મન અત્યંત ભાર નીચે દબાયેલું લાગ્યું. મોહનનું શું થયું હતું તે તે જાણતો નહોતો, તેનું ગમે તેવું અનિષ્ટ થયું હોય પણ તેમાં તેનો કશો જ ભાગ નહોતો, પણ અત્યાર સુધી રાજારામની ઈર્ષ્યા કરેલી, તેનું બૂરું ચાહેલું, તે વૃત્તિએ છાનાંમાનાં મોહનના અનિષ્ટનું પૂરું કર્તૃત્વ ઓઢી લીધું હતું અને એ સઘળા બનાવના ભારથી જીવરામનું મન અસહ્ય મૂંઝામણ ભોગવતું હતું. તેમાંથી બચવા એ જ વૃત્તિઓને ઉશ્કેરવા સિવાય કોઇ બીજો ઉપાય જડતો નહોતો અને એ ઉપાય એના મને ડૂબતો તરણું પકડે તેમ પકડી લીધો. એટલી ચિંતામાં પણ, જયંતીની તબિયત જોવાને આવતા, તેમની આગળ તે બધા અનિષ્ટનું કારણ રાજારામને જ બતાવતો. તે કહેતો: "મને તો નક્કી લાગે છે, કે જયંતીને મોહન નડે છે. ગમે તે કહો પણ તે જીવતો હોય તો આમ થાય જ નહિ. ઘર પૂછીને આવતી લક્ષ્મી પાછી વાળી ત્યારથી મને તો થતું હતું કે આમારું ભૂંડું થવા બેઠું છે. કોણ જાણે અમારા ઘરમાં કયાંથી આવો પાકયો! જરૂર એ છોકરાનું મન પરણવામાં રહી ગયું છે ને ભૂત થયો છે. ગરભાય છે એટલે બોલાતું નથી, પણ વાસના છે ને! જુવાન જોધ ને કાંઇ મરવું ગમ્યું હશે!" આમ તેણે અનેક સૂચનો કર્યાં અને જયંતી ભાનમાં આવ્યો ત્યારે "કોઈને દેખાડ! કોને દેખાડ!" પૂછી પૂછીને તેણે નક્કી કર્યું કે મોહન મરી ગયો છે ને તેની વાસના રહી ગઈ છે. નાતના સાતે સમક્ષ તેણે ઘરમાં આવી છોકરા પાસે નીલ પરણાવી હતી. રાજારામને કાગળ લખ્યો.

આ કાગળ પહેલો સંતોકના હાથમાં આવ્યો. તેણે તે વસંત પાસે વંચાવ્યો. તેને પણ મોહન મરી ગયો એવો વહેમ તો હતો જ, પણ આ વાસનાની વાતથી તેને કાળ ચડ્યો ને તે સતત એટલી ઉશ્કેરાયેલી રહેતી કે ગમે તેની સાથે લડી લડીને ખપી જવા તે ગમે ત્યારે તૈયાર હતી. તેણે વસંત પાસે જવાબ લખાવ્યો: "મારા દીકરાને કોઈ કશું કહેશો નહિ. કોણ કહે છે એ મરી ગયો છે? ને નહિતર તો જયંતી જાણે છે તે એ કહે કે એણે એને માર્યો કે મરતો ભાળ્યો તો હું માનું. ને ભૂત થયો હોય તો અમારી પાસે આવે. અમે એની પ્રતિપાળ્ય કરશું. એમાં બીજાને શું?" જીવરામ કાગળ વાંચી ધુંઆપુંઆ થઈ ગયો. અનેક આક્ષેપોમાં અને અભિપ્રાયમાં તેણે છોકરીઓને ભણાવવાનો ઉમેરો કર્યો, તેણે ફરી સર્વજ્ઞની રીતે "ભૂત તો જે માને તેની પાસે જાય. નાસ્તિક પાસે જઈને શું કરે?" વગેરે કહી. એક કાગળ રાજારામની ઑફિસને સરનામે નાખ્યો. રાજારામે ઘેર આવી કાગળ વાંચી દેખાડ્યો ને સંતોકે પહેલા કાગળની બધી વાત સાચેસાચી કરી, પણ ખાંડા આવેશથી નીલ પરણાવવાનો વિરોધ કર્યો. રાજારામે શાંત રહી મોટાભાઈને શાંત રહેવા ને બે દિવસ રાહ જોવા લખ્યું. મંદવાડમાંથી ઊઠ્યા પછી જયંતીનું શરીર હજી વળ્યું નહોતું. હવે અત્યાર સુધીનાં રાજારામ વિરુદ્ધનાં સર્વ ધાર્મિક સત્યો સાબીત કરવા પોતાને ખરચે નીલ પરણાવવી એ એક જ ઉપાય રહ્યો. દયાએ નાતમાં બૈરાંને કહ્યું: "ત્યાં જઈને બેઠા છે. અમે અહીં એનો વહેવાર સંભાળીએ છીએ તેનું તેને કાંઈ નથી. એ તો ગયું, પણ નીલ પરણાવવાની વાતે ય માનતો નથી. એને એટલું ય થાય છે કે આ જયંતી બેઠો હશે ને અવળે હાથે પાણી રેડશે તો ય છોરો એને પહોંચશે! બધાનું નિર્વંશ કાઢવા ઊભો થયો છે, મારો કોઈ પરભવનો દુશ્મન! એમના જેવાં આપણાથી ઓછાં થવાય છે? તે અમે તો ગમે તેટલું ખરચ કરીને પણ તેની પછવાડે નીલ પરણાવશું. બીજું શું કરીએ? આટલા ભેગું એટલું!"

જીવરામે નીલ પરણાવી, ને નાત કરી. ઑફિસને સરનામે રાજારામને કાગળ લખ્યો ને તેમાં બૈરીને વશ થઈ ગયાનું એક વધારાનું મહેણું માર્યું. રાજારામે, ભાઈની કેવળ દયા ખાઈને, સંતોકથી છાના, બસે રૂપિયા કકડે કકડે જીવરામને મોકલી આપ્યા.

છતાં જયંતીને સારું થયું નહિ, પણ તેથી જીવરામનું શાસ્ત્ર ખોટું પડ્યું નહિ. "એનો બાપ કરે ને એને જેવું પહોંચે તેવું કાંઈ અમે કરીએ ને પહોંચે?" થોડા સમયમાં, જયંતીનું સગપણ કર્યું હતું તે કન્યા પરણાવવા જેવડી થઈ. જયંતીને પારકો કરીએ તો બીજાને નસીબે જીવે એમ કહી તેમણે તેને પરણાવ્યો. પણ પરણ્યા પછી વરસમાં તો એ શરીરે ખવાતો ખવાતો છેવટે મરી ગયો. એક ભયંકર આપત્તિની ગુપ્ત યાતના વધતા જતા બોજાએ, એ પણ જાણે અનેક વિપત્તિઓ અને માનસિક યાતનાઓમાં ધીમે ધીમે કળાતો કળાતો તડફડિયાં મારતો મરી ગયો. તેની પાછળ તેનાં માબાપ પણ બેત્રણ વરસમાં વાંસાવોર મરી ગયાં. પણ મરી જતાં સુધી તેમણે નાતનું, ધર્મનું, શાસ્ત્રનું, અને રાજારામની અશ્રદ્ધાનું, રહસ્ય સમજાવ્યા કર્યું અને ઠેઠ સુધી તેમને સાંભળનારા મળી રહ્યા!! એમના જીવનની એ સફળતાની કોઈથી ના કહાય એમ નથી!

• • •

આજ સુધી સંતોક, લીધેલા પણ પ્રમાણે કદી અદાવદ ગઈ નથી અને તેથી રાજારામ પણ ગયા નથી. વજમાનો ધીમે ધીમે બીજે વળી ગયાં છે, અને રાજારામની સિફારસથી ઑફિસમાં રહેતા ગામના માણસો ગરાસની અવસ્થા કરી આપે છે, તથા રાજારામ તરફથી જોઈતું કરતું પૂરું પાડે છે, તેથી જયંતીની વિધવાનો નિર્વાહ ચાલે છે.

# બે વ્યાખ્યાનો

મગનભાઈ પ્ર. દેસાઈ

વિદ્યાપીઠોના પદવીદાનસમારંભોની ઋતુ હવે બેઠી છે અને તેનો પહેલો શ્રીગણેશ, મદ્રાસમાં મંડાયો છે. મદ્રાસ વિદ્યાપીઠના સમારંભના મુખ્ય ચાલુ કેળવણીના વ્યાખ્યાતા મદ્રાસના કેળવણી-પ્રધાન નામ૦ વાર્ષી હતા. તેમણે દાખો વર્તમાન શિક્ષણતંત્રની સમાલોચના કરતાં કહ્યું,

"હાર્ટોગ કમિટીએ અનેકવિધ તપાસ કરી જે નિવેદન કર્યું તેમાં તેણે મુખ્ય ધ્યાન સરકારી કેળવણી-તંત્રનાં ત્રણ સૂચક અને પ્રધાન લક્ષણો તરફ ખેંચ્યું હતું. આ ત્રણ લક્ષણો તે આ: (૧) કેળવણી પાછળ થતા ખર્ચના મોટા ભાગની વ્યર્થતા, ખાસ કરીને પ્રાથમિક કે સાર્વત્રિક કેળવણીમાં, (૨) ઉચ્ચ શિક્ષણસંસ્થાઓમાં દાખલ થતા નાલાયક વિદ્યાર્થીઓની મોટી સંખ્યા; (૩) માધ્યમિક શિક્ષણતંત્રની અંદર વિવિધતાનો અભાવ—જડ એકધારાપણું."

## દોષોનું કારણ

અને તેમાંના ૨ જા અને ૩ જા લક્ષણની ચર્ચા કરતાં નામ૦ વાર્ષીએ તેનું કારણ જણાવ્યું કે,

"ધ્યાનથી જો તપાસવામાં આવે તો જણાશે કે, છેલ્લાં બે લક્ષણો વચ્ચે કાર્યકારણભાવનો સંબંધ રહેલો છે: માધ્યમિક શિક્ષણતંત્રમાં વિવિધતાનો અભાવ હોવાથી જ ઘણા નાલાયક વિદ્યાર્થીઓ ઘેટાની પેઠે ઉચ્ચ શિક્ષણસંસ્થાઓમાં ધસે છે."

## માધ્યમિક શિક્ષણમાં સુધારો

અને તે દોષને કેમ સુધારવો તે જણાવે છે:—

"એટલે આપણું જે કરવાનું છે તે એ છે કે, માધ્યમિક શિક્ષણની પુનર્ઘટના કરવા તાકવું જોઈએ. તે એવી રીતની થવી જોઈએ કે, જેમને ઔદ્યોગિક શિક્ષણ રુચતું હોય તે તથા જેમને સાહિત્યિક રુચતું હોય તે, બેઉ પ્રકારના વર્ગને તેમાં અનુકૂળ પડે; એટલું જ નહિ, ઔદ્યોગિક શિક્ષણ પામેલાઓને માટે આગળ યુનિવર્સિટીમાં પણ ઔદ્યોગિક અભ્યાસ ચાલુ રાખવા સારુ તેની વધારે ગોઠવણો કરવી જોઈએ. આમ જો માધ્યમિક તંત્રમાં થોડી પુનર્ઘટના કરીએ અને ઉચ્ચ તંત્રમાં થોડા નવા ઔદ્યોગિક અભ્યાસક્રમો ઉમેરીએ, તો સરકાર અને યુનિવર્સિટી જેટલું કરી શકે એટલું તો આ પ્રશ્નના ઉકેલમાં આપણે કરી ચૂકીશું."

## બેકારીનો ઉપાય

શિક્ષણની નિષ્ફળતા કે સફળતાના આંકવા માટે, ઘણી વાર ભણેલાની બેકારી કેટલી છે એ કસોટી વપરાય છે. શ્રી. વાર્ષી તેમના વ્યાખ્યાનમાં જણાવે છે તે બરોબર છે કે,

તેને માટે વિદ્યાપીઠોને જવાબદાર ન ગણવી જોઈએ. વિદ્યાપીઠોના કાર્યની ટીકા તો જુદાં જ કારણો પર આધાર રાખે છે. અને તેમાં જે મોટા સુધારાની જરૂર છે તે એ છે કે, ઉચ્ચ કેળવણીને માટે નાલાયક વિદ્યાર્થીઓને ત્યાં ઘૂસતા રોકવા. અને તેને સારુ નામ૦ વાર્ડી માધ્યમિક કેળવણીમાં ઉદ્યોગ દાખલ કરવા તરફ વળવા સૂચવે છે. પરંતુ, આથી પણ બેકારી જશે જ એમ માનવું મુશ્કેલ છે: કારણકે, બેકારીનો આખરી ઉપાય તો આપણા દેશના ઉદ્યોગતંત્રને સદ્દર અને સાચા અર્થમાં રાષ્ટ્રીય કરવા ઉપર જ છે. જ્યાં ધંધોરોજગાર જ ઓછો હોય, પરદેશના હાથમાં હોય, ત્યાં તે વધારવો જોઈએ; અને તે વધારવાનું સીધું કામ શિક્ષણસંસ્થાઓનું જ નથી એ ઉઘાડું છે.

## શિક્ષણમાં ઉદ્યોગ

છતાં આજની કેળવણીને ઉદ્યોગ અને જાતમહેનત તરફ વાળવી જોઈએ એમાં આજ કોઈ ને શંકા નથી. શિક્ષણમાં ઉદ્યોગનું મહત્ત્વ આજે એટલું બધું છે કે, એબટ અને વૂડ નામના બે અંગ્રેજ કેળવણીકારોને વડી સરકારે ૧૯૩૭માં બોલાવ્યા હતા, અને એમને હિંદની કેળવણીની પુનર્ઘટનાને અંગે મુખ્યત્વે આ જ મુદ્દો વિચારવા સોંપ્યો હતો. તેઓએ એક કીમતી નિવેદન રજૂ કર્યું છે. એને વિષે એટલું કહેવું બસ છે કે, જો સમર્થ અને સ્વદેશી ઢબની ને તેથી વધારે સાચી યોજના જો દેશે જ વિચારી કાઢી હોત, તો આ બે કેળવણીકારોનો હેવાલ દેશના શિક્ષણતંત્રને અત્યારે તો કદાચ દોરતો હોત.

પરંતુ દેશને સદ્ભાગ્યે, ગાંધીજીની પ્રતિભા બરોબર વખતે ઝરી અને આપણને

**વર્ધા-યોજના**

વર્ધાયોજના મળી. એ યોજના માત્ર ઉદ્યોગ દાખલ કરવા પૂરતી નથી. એ તો ઉદ્યોગને એક કેળવનારી સમર્થ શક્તિ માનીને ચાલે છે. અને એ સિદ્ધાંત ઉપર એક આખી વ્યાપક ને સાંગોપાંગ શિક્ષણયોજના ઘડવા તાકે છે.—ભલે અત્યારે તેનું પ્રાથમિક કે પાયાનું રૂપ જ દેશ આગળ મંડાયું હો.

નામ૦ વાર્ડી આ યોજનામાં ખૂબ રસ લેનારા છે. પરંતુ, પ્રાથમિક કેળવણી

**યુનિવર્સિટી અને વર્ધા કેળવણી**

સાથે યુનિવર્સિટીને સીધી લેવાદેવા નથી, એવા એક ટૂંકા વિચારથી આજે યુનિવર્સિટીઓ તેમાં પડતી નથી; એ શિરસ્તા પ્રમાણે ચાલીને શ્રી. વાર્ડીએ પણ પોતાના વક્તવ્યમાં આ ચર્ચા કાઢી નથી, ને હાર્ટોગ સમિતિએ ચીંધેલા પ્રથમ લક્ષણનો નિર્દેશ માત્ર કરીને તે અટક્યા છે. વિદ્યાપીઠોએ આ શિરસ્તાને દૂર કરવો જોઈએ; કેમકે વર્ધાકેળવણી તેમને પણ અસર કરનારી છે એ એમને તો પહેલું દેખાવું જોઈએ.

૨

મદ્રાસ પછી થોડે જ દિવસે મુંબઈની વિદ્યાપીઠનો પદવીદાનસમારંભ થયો. તેના

**શ્રી મસાણીનું વ્યાખ્યાન**

મુખ્ય વ્યાખ્યાતા તેના કુલનાયક શ્રી. આર. પી. મસાણી હતા. શ્રી વાર્ડી સરકારના પ્રધાન છે; શ્રી મસાણી એક વિદ્વાન વિદ્યાપ્રેમી ગૃહસ્થ છે. તેથી એઉનાં વક્તવ્યમાં એટલા પૂરતો ફેરફાર તો પડે જ એમ સૌ કોઈ આશા રાખે. તે ઉપરાંત એક મોટો અને અહીં

ગયો છે: આળસ અને દળદરમાં ડૂબેલી તથા જાતમહેનતમાં હીણપદ જોતા શીખેલી વસ્તીના દેશમાં ઉદ્યોગ જીવનદાયી નીવડશે, માત્ર રોટલો જ આપશે એમ નહિ. શ્રી. મસાણી જેવા સૂક્ષ્મ વિચારક આ દૃષ્ટિથી ઉદ્યોગની ગાંધીજીની સૂચનાને કેમ નહિ જોતા હોય?

અને, ઊલટ પક્ષે પૂછવા મન થાય છે કે, જે જીવનની તૈયારીનાં ગુણગાન આપ કરો છો તે સાધવાનાં સાધનો આપ સૂચવશો? આજે ચાલતી પુસ્તકિયા પદ્ધતિને સાધને તે તૈયારીઓ થશે એમ? એનાથી તો નથી થઈ શકી એ હવે તો ઈતિહાસ પણ કહેશે.

વળી, જીવન અને જીવનનિર્વાહને, તાત્ત્વિક રીતે જોતાં, જુદા પાડવા એ પણ બરોબર છે કે?

**જીવનનિર્વાહ દ્વારા જીવન**

ધર્મ અને જીવનવિકાસની દૃષ્ટિએ જોતાં તો, ઈશુ ખ્રિસ્ત અને ટૉલ્સ્ટૉય જેવા જીવનવીરોની શીખ એથી ઊલટી જતી લાગે છે. ઈશુએ કહ્યું— અને તે નીતિવચન હતું, નહિ કે બેકારીનો ઉપાય, જોકે એ નીતિવચનમાં એનો ખરેખરો ઉપાય તો પડેલો જ છે;—ઈશુએ કહ્યું, "તારો રોટલો તારા પરસેવાનો કમાજે." અને એ સૂત્રને ટૉલ્સ્ટૉય જેવો કોઈ પણ વિદ્યાપીઠને શોભાવે એવો વિદ્વાન, જીવનનો સાર ગણીને અનુસર્યો. જીવનનિર્વાહ જીવનના ઘડતરનું સાધન બનવું જોઈએ; એને જુદાં પાડવાનું તો અર્વાચીન યુરોપની આર્થિક શોધ છે. આજ જ્યારે મોટે ભાગે જગતમાં જીવનનિર્વાહ દ્રોહ પર રચાતો જાય છે, ચૂસણ એ એક મોટી રાષ્ટ્રીય અને સામાજિક આપત્તિ થઈ પડ્યું છે, ત્યારે નિર્વાહ અને જીવન વચ્ચે જેવો ભેદ શ્રી મસાણી બતાવવા મથતા લાગે છે, તે જ કદાચ ઘાતક અને અવળી શીખ નથી?

છતાં, શ્રી મસાણીનું કહેવું જો એટલું જ હોય કે શુદ્ધ અને પવિત્ર વિદ્યોપાસના વગર રાષ્ટ્રજીવન જોખમાશે, માટે એ ધ્યાનમાં રાખજો; તો એ બરોબર છે. પરંતુ એવી ઉપાસના આજ જીવન-ઉદ્યોગથી ઉન્મુખ થઈ છે. એ એની શુદ્ધતા અને શક્તિને જ હરી લેનારી નીવડી છે. અને ઉદ્યોગ પણ વિદ્યાનું અંગ છે, એ હવે કેળવણીકારોએ સમજવું જોઈશે. એ ઉન્મુખતાથી વિદ્યાનાં ધામ ગણાતાં સ્થાનો પણ પોતાનું કર્તવ્ય ચૂક્યાં છે. તેથી ગાંધીજીની કેળવણીની કલ્પના જો સાચી રીતે સમજાય, તો તેમાંથી સાચી વિદ્યાપીઠોએ જન્મવાનું છે. આજે એવી વિદ્યાપીઠો નથી, અને જે છે તે એવી હોવાનો ડોળ પામે છે; અને એ જ આખી કેળવણીનું આજનું દુઃખ છે. એ દુઃખના નિવારણનો ઉપાય હિંમતભેર કરવો જોઈશે, અને ક્રાંતિકારી વેગે. ક્રાંતિથી ઓછે નહીં ચાલે. અને એક ઉથાપીએ તે વખતે જ નવું શું થાપવાનું તે આખું ને આખું કોઈ જોઈ શક્યું છે? એના મૂળ સૂત્ર જ જાણી શકાય છે, અને એથી વધારે જાણવાની મનુષ્ય પાસે કદાચ તાકાત પણ નથી.

૨૦-૮-'૩૮

# મહાકવિ કાલિદાસ*

રતિલાલ ત્રિવેદી

જીવનમાં છુપાએલાં મહાન સત્યો જોવાં અને ભાવમય વાણીમાં પ્રકટ કરવાં એ કવિતાનું સર્વોત્તમ લક્ષ્ય છે અને એ જ મહાકવિઓની દૃષ્ટિ છે. કાલિદાસના ગ્રંથોમાં મનુષ્યજીવનનું એક પરમ સત્ય પ્રકટ થાય છે, તે એ કે મનુષ્યે તપ કરતાં કરતાં જીવનનો આનંદ ભોગવવો. એકલો આનંદ, એકલી Romance એ બસ નથી બલ્કે એ હાનિકારક છે; પરંતુ જ્યારે એ તપ અથવા સંયમ સાથે જોડાય છે ત્યારે જ એ સત્ય બને છે. અર્થાત્ એ આનંદ—એ Romanceની સાથે સંયમનો સમન્વય થાય તો જ એ Classical Romance બની શકે. આપણે સહુએ આપણા જીવનની Classical Romance રચવી જોઈએ એટલે કે આપણા જીવનને એક કલા તરીકે જીવવું જોઈએ એમ મહાકવિ કાલિદાસનો એના ગ્રંથોમાં રહેલો ઉપદેશ છે.

જીવનની ઉત્પત્તિના મૂળમાં જ આ બંને તત્ત્વો 'તપ અને આનંદ' રહેલાં છે. ઉપનિષદનું એક વચન છે : सतपस्तप्यत; आनन्दाद्देव इमानि भूतानि जातानि । અર્થાત્ પરમાત્માએ તપસ્યા કરી અને એના આનંદમાંથી આ ભૂતમાત્રની ઉત્પત્તિ થઇ છે. એટલે કે 'તપ અને આનંદ' એ બંનેનો સમન્વય—એનું યોગ્ય પ્રમાણ—જીવનના સર્જન અને વિકાસમાં આવશ્યક છે. કાલિદાસે આ મૌલિક સત્યને પોતાના ગ્રંથોમાં જીવનનાં કલામય ચિત્રો દ્વારા મનોહર રીતે ઉતાર્યું છે.

પ્રથમ 'કુમારસંભવ' લઇએ.

પ્રકૃતિની રમણીયતા વચ્ચે આ કાવ્ય મંડાય છે. મહાકવિ એક પછી એક સુંદર ચિત્રોની પરંપરા દેખાડે છે. હિમાલયની ભવ્યતા અને સુંદરતા, પાર્વતીનો નિર્દોષ આનંદમય બાલ્યકાળ, એનું રસમય યૌવન; એની શંકરને વરવાની તમન્ના; હિમાલયની મધ્યમાં સમાહિત બનીને તપસ્યાનું સેવન કરતા શંકર ભગવાનનું એ 'આનંદ-લતિકા' પ્રત્યે અવિકારિપણું, (સંભારો 'विकारहेतौसति विक्रियन्ते येषां न चेतांसि त एव धीराः) ઇત્યાદિ આરંભનાં ચિત્રો કેવાં મનોરંજક અને ઉજ્જવલ છે! આગળ ચાલતાં દેવોને આ આદર્શ યુગલમાંથી—શિવપાર્વતીના દ્વન્દ્વમાંથી—એક પુરુષોત્તમ (Superman) અવતારવો છે. એમને શંકરની ઉદાસીનતાથી ચિન્તા થાય છે. ભગવાન શંકરને સંસારી કરવા માટે દેવો કામદેવને સમજાવી એમની સમક્ષ મોકલે છે. પાર્વતી નિત્ય નિયમને અનુસરી પૂજા અર્થે આવે છે તે વારે મદન બીતો બીતો પોતાનું બાણ છોડે છે. શંકરનો શરીરનું માળખું સહેજ ખળભળે છે ત્યાં તો એ મહાયોગી ક્ષણવારમાં ચેતી જાય છે. એનું ત્રીજું લોચન તત્કાળ ખુલે છે અને મદન બળીને ખાખ થઇ જાય છે—

* શેઠ લાલભાઈ દલપતભાઈ આર્ટ્સ કોલેજના પ્રાચ્યભાષામંડળ તરફથી તા. ૧-૧૦-૩૬ના રોજ કાલિદાસ જયંતી ઉજવાઈ હતી તે પ્રસંગે આપેલું ભાષણ.

'ददर्शकोपानलभस्म केवलम्'—પાર્વતી ફીકી પડે છે. એ માનભંગ થાય છે; એનો મનોરથ ભાંગીને ભૂકો થાય છે. પરંતુ શંકર પ્રત્યે સાચો પ્રેમ હોવાથી આત્મસૌન્દર્યથી એમને વશ કરવા ઉગ્ર તપસ્યા આદરે છે. લગ્નસુખનો સાચો આનંદ અનુભવવો હોય તો અનુરૂપે ખરી તપસ્યા સેવવી જોઈએ એમ એનો નિર્ધાર થાય છે. દારુણ તપથી દુર્બલ બનેલી એ 'કૃશાંગી' છેવટે શંકરનું પરમ પ્રીતિપાત્ર બને છે. સૌન્દર્ય અને સાધુતાનો સંયોગ થાય છે. શંકર પાર્વતીનું પાણિગ્રહણ કરે છે. આમ જ્યારે કામદેવ ઉપર સંપૂર્ણ કાબૂ આવે છે ત્યારે જ કાલિદાસ શિવ અને પાર્વતીના શૃંગારના આનંદનું આઠમા અંકમાં સરસ વર્ણન કરે છે.

હવે 'મેઘદૂત', 'રઘુવંશ' અને 'વિક્રમોર્વશીય' અનુક્રમે લઈએ.

જેમ આદિકવિ વાલ્મીકિના સમયનો સહુથી મોટો પ્રશ્ન એ હિંસાનો (યુદ્ધ અને સંહારનો) પ્રશ્ન હતો તેમ કાલિદાસના સમયનો પ્રધાન પ્રશ્ન વિલાસિતાનો હતો. વાલ્મીકિએ એક પરમ સત્ય એ પ્રતિપાદન કર્યું કે હિંસાની સાથે ઘોર શાપ સદૈવ જોડાયો છે. પ્રત્યેક હિંસક શાશ્વત જીવનના અધિકારમાંથી ભ્રષ્ટ થાય છે અને જ્યાં સુધી એ હિંસા કરે છે ત્યાં સુધી એ કદાપિ ઠરીને ઠામ બેસવાનો નથી. વસિષ્ઠ અને વિશ્વામિત્રનાં ઘોર યુદ્ધો, કાર્તવીર્ય અને પરશુરામના ભયંકર સંહારો, દશરથની મૃગયા અને નિર્દોષ ઋષિકુમાર શ્રવણનો વધ, રામરાવણનું યુદ્ધ વગેરે અગણિત પ્રસંગોમાં હિંસાની પ્રભુતા અને પરિણામે નિષ્ફળતા અને નિઃસારતા વાલ્મીકિએ એમના મહાકાવ્ય રામાયણમાં અદ્ભુત છટાથી વર્ણવી છે.

કાલિદાસનો સમય એ 'ગુપ્ત સામ્રાજ્યનો દેદીપ્યમાન સમય.' આ સમયમાં આપણા દેશમાં વૈભવ અને વિલાસનો અતિરેક હતો પરંતુ સાથે સાથે આર્યજીવનની ઊંચી ભાવનાઓનાં તેજ ઝાંખાં પડતાં હતાં અને સંદેહમાં આવી પડ્યાં હતાં. આ અંત્યદશામાંથી ભારતવર્ષને ઉગારવાને મહાકવિ કાલિદાસે આર્ય સંસ્કૃતિના મહાન આદર્શો, સદાચાર, સંયમ અને અહિંસાનું પ્રજાને જોરથી સ્મરણ કરાવી એનામાં આત્મભાન આણવા પ્રયત્ન આદર્યો. શાન્તિ અને સમૃદ્ધિના સમયનું મહાન અનિષ્ટ વિલાસ છે અને એમાંથી અનેક ઉગ્ર દુઃખો અને પાપો ઉત્પન્ન થાય છે એ પ્રશ્ન કાલિદાસના લગભગ બધા જ ગ્રંથોમાં પ્રધાનપણે તરવરે છે

'મેઘદૂત' નો યક્ષ કામી છે; વિલાસી છે. કાલિદાસે વિલાસિતા સાથે શાપ જોડ્યો છે. વિલાસમાં રાચતાં રાચતાં યક્ષ કર્તવ્યભ્રષ્ટ થાય છે અને પરિણામે શાપિત બને છે. એનો મહિમા અસ્ત પામે છે અને એ રામગિરિમાં એક વર્ષ સુધી નિવાસ કરે છે. આ વિયોગકાળમાં એને જીવન વિષે ચિન્તન કરવાની તક મળે છે અને એમાંથી જ સાચું જ્ઞાન આવે છે. 'त्वत्संभाव्ये खलु विगलयन्नात्मनैवात्मलम्बे'—આત્મા એ જ આત્માનો આધાર છે એ પરમ સત્ય વિયોગને અન્તે એની સમજણમાં ઊતરે છે. વિયોગ એનો સાચો ગુરુ બને છે અને સમૃદ્ધિ અને વિલાસમાં દુઃખની વાસ્તવિકતા એને સમજાતી નથી એ વિરહકાળમાં એ સમજે છે અને અનિવાર્ય અવસ્થા તરીકે સ્વીકારે છે:—

'कस्यैकान्तं सुखमुपनतं दुःखमेकान्ततो वा ।
नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण ॥

વિયોગમાં સ્નેહીઓ સવિશેષ નિર્મલ થને છે અને કાન્તા પ્રત્યેનો પક્ષનો સ્નેહ પ્રેમ-રાશી થાય છે.

'રઘુવંશ'માં પણ વિલાસિતામાંથી શાપ જન્મે છે એ દિલીપના આખ્યાનમાં કાલિદાસે દર્શાવ્યું છે. સત્તા અને શકિતના અધિદેવ ઈન્દ્રની આરાધના કરીને રાજર્ષિ દિલીપ સ્વર્ગમાંથી પાછો ફરતો હતો. માર્ગમાં કલ્પતરુ નીચે કામધેનુ ઉભી હતી. એ કોઈ અપાર વેદનામાં હતી. સ્વર્ગમાં પણ એ સુખી નહોતી. એની શાન્ત અને કરુણ ચીસ રાજાએ કાને ન ધરી. પુત્રની લાલસા પ્રબલ હતી એટલે રાણીને મળવા એ અધીરો બન્યો હતો. એની મનોવૃત્તિઓ ઉદ્દામ બની હતી. શરીરનું માળખું કંપતું હતું. કાબૂ ગયો હતો. રાણીને એ પળે પળે ઝંખતો હતો. ખરેખર એ કામધેનુ કોઈ અમોઘ શકિત જ હતી; પરંતુ સમાગમની ઉત્કંઠામાં એ કામધેનુને વિસરી ગયો. ભોગ અને વિલાસની મૂર્છામાંથી એનો ઝીણો અવાજ–the still small Voice—એણે ન સાંભળ્યો, ન સત્કાર્યો. કર્તવ્યનો 'શાન્ત નાનકડો અવાજ' અવગણીને રાજા કામધેનુનો શાપ પામ્યો અને દીર્ઘકાળ પર્યંત અપુત્ર રહ્યો. છેવટે વસિષ્ઠ મહર્ષિએ રાજાનાં પ્રથમનાં મૂલ્યોમાં પરિવર્તન કર્યું અને વસ્તુનાં ખરાં મૂલ્યો એને સમજાવ્યાં, ક્ષણિક અને તાત્કાલિક સુખ કે લાભની વસ્તુ છોડી પરમ લાભની વસ્તુ તરફ એણે ચિત્ત ચોંટાડયું. કર્તવ્ય એ કામધેનુ છે અને એની સાથે સુખ અવશ્ય જોડાયેલું છે. અને એના અનુસરણથી ઉત્પન્ન થતો આનંદ એ પાપ નથી પરંતુ એ કર્તવ્યનું ફળ હોઈને મનુષ્ય એનો ઉપભોગ સુખેથી કરી શકે છે એ રહસ્ય દિલીપને સમજાયું. કામધેનુ અને મહર્ષિ વસિષ્ઠની કૃપાથી શાપનો અંત આવ્યો અને 'તપ અને આનંદ'નો જીવનમાં સમન્વય કરનાર દિલીપ ઉપર દિવ્ય કૃપા ઊતરી.

'વિક્રમોર્વશીય' નાટકમાં पुरुषोत्तम इति भणितव्ये पुरुरवसीति निर्गता वाणी'— લક્ષ્મી સ્વયંવર નાટકમાં લક્ષ્મીનો પાઠ ભજવતાં 'કોનામાં તારો પ્રેમ છે' એ પ્રશ્નના ઉત્તરમાં 'પુરુષોત્તમ' કહેવું જોઈએ ત્યાં 'પુરૂરવા' બોલી જવાથી ઉર્વશીને ભરતમુનિ શાપ આપે છે અને એ પ્રમાદથી થયેલા શબ્દસ્ખલનને લીધે ઉર્વશી દિવ્યસ્થાનમાંથી ભ્રષ્ટ થાય છે અને સામાન્ય સ્ત્રી બની પુરૂરવાની પ્રિયતમા બને છે. ગુરુના શાપથી એનું હૃદય અતિશય મૂઢ–गुरुशापसंमूढहृदया'—બને છે અને ઉદયવતીને એકચિત્તે નિહાળી રહેલા રાજા પ્રત્યે ઈર્ષ્યાથી ક્રોધાવિષ્ટ થાય છે. સ્નેહી હૃદયની ઉદારતા એના અંતરમાંથી અદશ્ય થાય છે. વિલાસની લાલસાને કાલિદાસ ક્ષમા આપતો નથી કારણકે અનેક દુઃખો અને અનેક પાપોનું એ પ્રધાન કારણ એને જણાય છે. ઈર્ષ્યાના અગ્નિથી પ્રજ્વલતી ઉર્વશી દિવ્ય નિયમોનું ઉલ્લંઘન કરે છે અને એ નન્દનવનની દિવ્યલતિકા જંગલની સૂકી વેલ બની જાય છે. એના દિવ્યપ્રેમનું હરણ સકાઈ જાય છે. એના અન્તરની કોમળતા કઠોરતામાં ફરી જાય છે. એના જીવનનો સમસ્ત રસ હરી જાય છે. દિવ્યતામાંથી માનુષતા અને માનુષતામાંથી કેવળ જડ જેવી અવસ્થા—આ વિનિપાત ઓછો છે? વીર પુરૂરવા પણ પ્રિયતમાની શોધમાં એવી જ જડ દશામાં સરી જાય છે અને અનેક અનર્થોનો ભોગ થઈ પડે છે. બાર વર્ષ પર્યંત ઉન્મત્તની પેઠે ફરતાં ફરતાં પુરૂરવાને સૌભાગ્યનો–દામ્પત્ય સ્નેહનો–સંગમનીય મણિ સાંપડે છે. બંનેની લાંબી તપસ્યા પૂરી

થાય છે. પુરુરવા અપાર સ્નેહથી આર્દ્ર બની મુગ્ધ વનવેલી જેવી ઉર્વશીને આલિંગન આપે છે અને ઉર્વશી મૂળ પ્રકૃતિમાં આવે છે. એના રાગદ્વેષ મટી જાય છે. એનો દિવ્યપ્રેમ પુનર્જીવન પામે છે. એની દિવ્યશક્તિ પાછી આવે છે. ઉર્વશીને જીવનની સાચી જડીબુટ્ટી પ્રાપ્ત થતાં જ રાજાને એ પરમાનંદમાં લીન કરે છે. રાજાનો સૂક્ષ્મદેહ એ દિવ્યસુંદરી સાથે અન્તરિક્ષના અનન્ત વહેણમાં વહેતો વહેતો, વિશ્વદૂત મેઘની પેઠે, હળવો બની હવામાં તરતો તરતો, અનેક તેજસ્વી ભાવનાઓ અનુભવતો ગન્તવ્ય સ્થાને પ્રતિષ્ઠાન—પહોંચે છે. હવે એ દમ્પતીના જીવનમાં સંયમ અને સુખનો સમન્વય થાય છે. હવે એમના ઉપર દેવની કૃપા ઊતરે છે અને રાજરાણી અને પુત્ર આયુઃ નારદમુનિના આશીર્વાદ પામે છે. હવે ઉર્વશી પુરુરવાની સાચી સહધર્મચારિણી અને હૃદયદેવી બને છે.

છેવટમાં, સંસ્કૃત નાટકના ઉન્નત ગિરિશિખર જેવું 'શાકુન્તલ' નાટક જોઈએ.

પ્રકૃતિના સ્વચ્છંદ વિહારમાં નાટકનો આરંભ થાય છે. એના મનોહર અને મોહક ચિત્રપટ ઉપર નાયક અને નાયિકાને કવિ પૂર બહારમાં ખેલાવે છે અને પરિણામે આશ્રમની જ ભૂમિમાં દુષ્યન્ત અને શકુન્તલાનું ગાન્ધર્વ લગ્ન થાય છે. મહર્ષિ કણ્વ જ્યારે સોમતીર્થથી આશ્રમમાં પાછા ફરે છે ત્યારે પુત્રીની હકીકત જાણી પતિના ઘેર એને તુરત જ વિદાય આપે છે. સ્વાતંત્ર્યના ઉછાળાનું પરિણામ પુત્રીને ભોગવવું પડશે એમ કણ્વ મહર્ષિ સારી પેઠે જાણે છે પરંતુ જીવનનું સાચું બળ સંયમ છે અને એ સંયમમાં જે સ્વાતંત્ર્ય અને ઉલ્લાસ રહેલાં છે એમ એમની અચળ શ્રદ્ધા છે. વળી પુત્રીને જાતે અનુભવ થશે તો જ એનું કલ્યાણ થશે એમ મહર્ષિ સમજે છે. પરિણામે મુસીબતોમાં શકુન્તલાનો આત્મા સંયમનું સાચુ રહસ્ય પામી શકે છે. દુર્વાસાના શાપથી સંસ્કારભ્રંસ પામેલો દુષ્યન્ત પ્રાકૃત બને છે. શકુન્તલા દુષ્યન્તથી અનાદર પામે છે અને મારીચ મુનિના અજ્ઞાત આશ્રમમાં માતા મેનકા એને મૂકી આવે છે. પરસ્પરના વિયોગકાળમાં દુષ્યન્ત અને શકુન્તલા બંનેને સંયમનું રહસ્ય સમજાય છે. બંનેની આત્મવિશુદ્ધિ થાય છે અને સંયમ અને સાધુતાના સંયોગમાં નાટકની સમાપ્તિ થાય છે.

કાલિદાસના ગ્રંથોમાં બે પ્રકારના મુખ્ય પાત્રો જણાય છે. કેટલાંક પાત્રો સ્થિર ચિત્રો જેવાં—static કે stationary characters છે અને કેટલાંક ચલચિત્રો જેવાં dynamic કે moving છે. પહેલો વર્ગ સ્થિર, શાન્ત અને સ્વસ્થ છે; બીજો વર્ગ ક્રમેક્રમે પોતાનો જીવનવિકાસ કરે છે. જીવનની કરુણતામાંથી ઉગારનાર વસિષ્ઠ કણ્વાદિ જ્ઞાનીઓ પ્રથમ વર્ગના છે; દિલીપ, દુષ્યન્ત, પુરુરવા, યક્ષ, શકુન્તલા, ઉર્વશી આદિ બીજા વર્ગના છે. પ્રથમ વર્ગના જ્ઞાનીઓ દૈવ ઉપર—પ્રતિકૂળ દૈવ ઉપર—પણ કલ્યાણકારી અસર એમના સંયમના પ્રભાવથી પાડી શકે છે. એઓ ભૂલભૂલામણીમાં પડેલા આત્માઓને સાધુતા તરફ વાળે છે. એઓ પરિસ્થિતિની ક્ષિતિજની પાર જઈ મૂંઝવણ કે ગૂંચવણના ઉકેલ અર્થે ભાવનાના જગતમાં સંચરે છે અને એ સૂક્ષ્મ જગતમાંથી કોઈ પ્રેરક ભાવ, કોઈ તારકમન્ત્ર આ દુઃખી જગત ઉપર ઉતારે છે અને અનેક જીવોને ઝંઝાવાતના વિનાશમાંથી ઉગારે છે. એઓ અનેક ભૂલો અને અપૂર્ણતાથી ભરેલા જગતમાં નિર્દોષ અને પરિપૂર્ણ જીવન પ્રત્યે મનુષ્યનું લક્ષ ખેંચે છે. શોકને મધુરતામાં સંક્રાન્ત કરવાની એમનામાં શક્તિ છે. એઓ પાસે જીવનનાં સનાતન મૂલ્યો છે અને ઘણે અંશે જીવનની

કરુણતા અટકાવી શકે છે. વિષમતામાં એઓ સમતા જુએ છે અને અસ્થિરતા અને ક્ષણિકતામાં આત્માની સ્થિરતા નિહાળી અન્તરની સમતા અનુભવે છે. 'રઘુવંશ'માં ઇન્દુમતીના મૃત્યુ નિમિત્તે વિલાપ કરતા અજને મહર્ષિ વસિષ્ઠ સંદેશ મોકલે છે:

अवगच्छति मूढचेतनः प्रियनाशं हृदिशल्यमर्पितम् ।
स्थिरधीस्तु तदेवमन्यते कुशलद्वारतया समुद्धृतम् ॥

વળી 'શાકુન્તલ'ના ચોથા અંકમાં પ્રકટ થતું વનવાસી કણ્વમુનિનું જગતના વ્યવહારનું જ્ઞાન કેટલું ઊંડું છે? એમના નિર્ણયો કેટલા શીઘ્ર અને સાચા છે? એમનામાં સ્થિરતા અને સંયમ કેટલાં અદ્ભુત છે? આ સ્થિતપ્રજ્ઞો જ સંસ્કૃત નાટકોને શુભાન્ત કરી શક્યા છે.

હવે મહાકવિ કાલિદાસ વર્તમાનયુગના સાહિત્યકારોને પોતાની કૃતિઓ દ્વારા અમર સંદેશ આપી ગયા છે તે વિષે બે શબ્દો કહું.

આપણા કેટલાક વર્તમાન લેખકો વાસ્તવિકતાની તાત્કાલિક શોધ અર્થે પોતાના ગ્રંથોમાં અપાર મનોમન્થન કરે છે. દરેક પ્રકારનું વાસ્તવ દર્શન એ જ એમનાં કાવ્યો, નવલકથાઓ અને ટૂંકી વાર્તાઓનો પ્રધાન સૂર હોય છે. વાસ્તવિકતાની શોધની ધૂનમાં એઓ અનાચાર ( Vice )ને આકર્ષક બનાવે છે અને સદાચાર (Virtue)ને માનવ-હૃદયની નિર્બળતા તરીકે આલેખે છે. આથી મનુષ્યજીવનનું સુંદર અને ભવ્ય આલેખન તેઓ કરી શકતા નથી. કેટલાક લેખકોને મનુષ્યઆત્માના અધઃપતનનો જેટલો અનુભવ છે તેટલો એના ઉર્ધ્વીકરણનો —એના નૈતિક અને આધ્યાત્મિક વિકાસનો— અનુભવ નથી. પરિણામે, તેઓ મનુષ્યને નિષ્ઠુર નિયતિના હાથનું એક રમકડું બનાવે છે અને ક્રમેક્રમે અધોગતિના ગર્તમાં ઊંડે ઉતારે છે. વળી આશાને બદલે નિરાશાનાં ચિત્રો રચાય છે અને જીવનને ભાંગી નાંખે છે. આશાનો જેમાંથી નિતાન્ત બહિષ્કાર થયો છે એવું મનુષ્યજીવન કદાપિ આકર્ષક થઈ શકે? અલબત્ત, સદાચાર અને શ્રદ્ધામાં મનુષ્યને ઊંચે ચઢાવવા કરતાં અનાચાર અને શંકાનાં ચિત્રો દોરવાં સહેલાં છે. પરંતુ આપણા સમાજનાં આવાં ચાતુર્યયુક્ત ચિત્રો આપણા યુવાન માનસમાં હલાહલ વિષ રેડે છે. માનવજાતિને તો ભરપૂર આશાથી ભરેલાં ચિત્રોની અપાર ભૂખ છે આપણા એ લેખકો ભૂલી જાય છે કે સામાન્ય મનુષ્યજીવન પણ એનાં શૈશવ અને યૌવન કરતાં વૃદ્ધાવસ્થામાં આખા જીવનના અનુભવથી અધિક ઘડાય છે અને વિશેષ નિર્મળ બને છે. જે મનુષ્ય સદાચારમાં ધીમે ધીમે આગળ વધે અને વય વધતી જાય તેમ અજ્ઞાન બાળક મટી સાચો પ્રૌઢ—સાચો જ્ઞાનવૃદ્ધ—બને તે જ વિકાસ પામ્યો છે તેમ ગણાય. જગતની કેટલીક વ્યક્તિઓમાં આજે પણ આવો વિકાસ થઈ રહ્યો છે અને મનુષ્યની એક સબળ સદ્બુદ્ધિના અન્તરમાં સત્ય, સૌન્દર્ય અને સાધુતાની ભાવનાઓ વિકસતી જાય છે. પાપ અથવા અનાચાર એ મનોવૃત્તિનો ક્ષણિક આવેગ છે. એમાં આકર્ષણ છે; એમાં માદકતા છે પરંતુ એમાં ચિરંજીવિતા કે સનાતનતાનો અંશ લેશ પણ નથી. અલબત્ત, એ જેટલો વખત દેખાય છે તેટલો વખત એ મનુષ્યને અંધારે અકળામણમાં નાંખે છે અને કેટલીકવાર તો

કોઈ ભીષણ અને ભયંકર ખડક ઉપર પણ એને પછાડે છે. પરંતુ પ્રત્યેક વ્યક્તિના દૈનિક જીવનમાં પાપ કરતાં પુણ્યની પળો અનંતગણી વધારે છે. મનુષ્યજીવનનો સામાન્ય ઝોક સદાચાર પ્રત્યે વળેલો છે અને આપણા લેખકોએ એ સનાતન વલણને અંતરના ઊંડાણમાં સમજણપૂર્વક ઉતારી જીવનનાં સુંદર અને ભવ્ય ચિત્રો રચવાનાં છે. દુષ્યન્ત અને શકુન્તલાનું નાટકના આરંભનું ચિત્ર કેવું મોહક છે? કેવું મનોહર છે? પરંતુ એ ચિત્ર સાથે નાટકના અંતે આપેલું એ દંપતીનું શાન્ત સ્વસ્થ અને પવિત્ર ચિત્ર કેવું સુંદર અને ભવ્ય છે? કેવું ઉન્નત છે? એ પાછલા ચિત્રમાં દેહની સુંદરતાનું આકર્ષણ ક્યાંય એ નથી પરંતુ એમાં પવિત્રતાની સુંદરતા અને મનોહરતા ભરપૂર ભરેલી છે. એમાં ઊંડી શાન્તિ છે. અચળ પ્રેમ છે અને પરમ આનંદ છે. આવું અનુભવથી મહાન બનેલું જીવન એ જ પરિપક્વ અને વિકાસ પામેલું જીવન છે. આપણું સામાન્ય જીવન આટલું ઊંચું બની શકે છે એ જ માનવજીવનનો સાચો ચમત્કાર છે. એ જ કોઈ કલ્યાણકારી જગતસ્રષ્ટાની અદ્‌ભુત લીલા છે. એ જ મનુષ્યજીવનનું પરમ ધ્યેય છે. મહાકવિ કાલિદાસે આ ઉદ્દંડ દીવાદાંડી એના ગ્રંથોમાં દેખાડી છે. આપણા વર્તમાન લેખકો એના પ્રકાશમાં આપણને જીવનનાં મહાન ચિત્રો અધિક પ્રમાણમાં ક્યારે આપશે? સાહિત્યકારો જગતને થોડાંક ડગલાં જરૂર આગળ લઈ જઈ શકે.



## વેદના

'પુંડરીક'

જાગે આજે વિમલ પળમાં એક મૂર્તિ પુરાણી,
વાગે હૈયે જીગર ચીરતી રાગિણી વેદનાની;
એ મૂર્તિની કરુણકથની હાય, કોને જણાવું!
પ્રેમીની ક્યાં પ્રણયરસની કાહિની સંભળાવું!
આનંદે છે સભર દુનિયા વિલસે, ન્હોય ફાની;
વ્યક્તિની જે દુઃખમય સીમા સુખમાં પામવાની.
આ તો છે સૌ પટ ઉપરના ધૂંધવંતા ઉછાળા,
ઊંડાણે છે નીરવ જલધિના મહાઘોષ ન્યારા.

પરથમ પરણામ મારા માતાજીને કહેજો રે
માન્યું જેણે માટીને રતંન જી;
ભૂખ્યાં રહી જમાડયા અમને, જાગી ઊંઘાડયા, એવાં
કાયાનાં કીધલાં જતંન જી. ૧

બીજા પરણામ મારા પિતાજીને કહેજો રે
ઘરથી બતાવી જેણે શેરી જી;
ઓલી બોલાવ્યા અમને, દોરી હલાવ્યા ચૌટે,
ડુંગરે બતાવી ઊંચે દેરી જી. ૨

ત્રીજા પરણામ મારા ગુરુજીને કહેજો રે
જડયા કે ન જડયા તો યે સાચા જી;
એકને ય કહેજો એવા સૌને ય કહેજો, જે જે
અગમનિગમની બોલ્યા વાચા જી. ૩

ચોથા પરણામ મારા ભેરુઓને કહેજો રે
જેની સાથે ખેલ્યા જગમાં ખેલ જી;
ખાલીમાં રંગ પૂર્યા, જંગમાં સાથ પૂર્યા,
હસાવી ધોવરાવ્યા અમારા મેલ જી. ૪

પાંચમા પરણામ મારા વેરીડાને કહેજો રે
પાટુએ ઉઘાડયાં અંતર દ્વાર જી;
અજાણ્યા દેખાડયા અમને ઘેરા ઉલેચાવ્યા જેણે
ઊંડા ઊંડા આતમના અંધાર જી. ૫

છઠ્ઠા પરણામ મારા જીવનસાથીને કહેજો
સંસારતાપે દીધી છાંય જી;
પરણામ વધારે પડે, પરણામ ઓછા યે પડે,
આતમની કહેજો એક સાંઈ જી. ૬

સાતમા પરણામ ઓલ્યા મહાત્માને કહેજો રે
દોરનાં કીધાં જેણે મનેખ જી;
ફરવા ફરવાના જેણે મારગ ઊઘાડયા રૂડા
હારોહાર મારી ઊઠી મેખ જી. ૭

છેલ્લા પરણામ અમારા જગતને કહેજો જેણે
લીધા વિના આલિયું સરવસ્સ જી;
આલ્યું ને આલશે, ને પાળ્યા ને પાળશે, જ્યારે
ફરી અહીં ઊતરશે અમારો હંસ જી. ૮

# शुद्धिकरण के क्षेत्रनिवृत्ति ?

दत्तात्रेय बालकृष्ण कालेलकर

અત્યારે મહાસભા સામે એક ગંભીર પ્રશ્ન ઊભો છે. ગયાં વીસ વર્ષમાં મહાસભાએ જે રાજકીય પ્રગતિ કરી બતાવી છે તે કેવળ હિંદુસ્તાનના જ નહિ પરંતુ દુનિયાના ઇતિહાસમાં અજોડ છે. આ પ્રગતિનું મૂળ શું છે તેમ જ કઈ શકિતથી અને કઈ પ્રેરણાથી આપણે, પતન પામેલા એક રાષ્ટ્રની અંદર આત્મવિશ્વાસ અને સામર્થ્યનો સંચાર કરી શકયા એનો આજે આપણે ગંભીરતાથી વિચાર કરવો ઘટે છે. ગાંધીજી માને છે કે આપણી પ્રગતિના મૂળમાં સત્ય અને અહિંસા પ્રત્યેની રાષ્ટ્રની શ્રદ્ધા છે. પરંતુ દેશમાં કેટલાક લોકો એવા છે કે જે આ પ્રગતિ માટે આનંદ અને કૃતજ્ઞતા વ્યકત કરવા છતાં મહાત્માજીથી જુદો વિચાર ધરાવે છેઃ " મહાસભાએ ખાદી માટે આટલો બધો આગ્રહ ન રાખ્યો હોત અને ચરખાસંઘની પ્રવૃત્તિ પણ ચલાવી ન હોત તોયે આજે દેશમાં જે પ્રગતિ જોઈ એ છીએ તેમાં જરા પણ ખામી ન આવત. ગાંધીજી અસાધારણ, અલૌકિક સૈનિક છે. રાષ્ટ્રની પરસ્પર વિઘાતક એવી શકિતઓને એકત્ર કરીને સ્વરાજ્ય માટે સંગઠિત કરવાની આવડત તો કેવળ એમને જ વરી છે. એટલા માટે એમને ખુશ કરવા એમની કેટલીક વાતો માનવી જોઈએ. માટે ખાદી તો ખાદી; એ અમે પહેરી લઈશું એનાથી જો કાંઈ લાભ ન થતો હોય તો કાંઈ નુકસાન પણ નથી થતું. કલાની ઉચ્ચ દૃષ્ટિએ ખાદીમાં સૌંદર્ય ભર્યું છે, આપણા દેશની આબેહવાની દૃષ્ટિએ ખાદી પહેરવી એ સુખદાયી વસ્તુ છે, ગરીબ વિધવાઓને એક વખત પણ ખાવાનું મળે એ તો સંતોષની વાત છે, પરંતુ ખાદી સ્વરાજ્યને નજીક લાવશે એ વાત માનવા જેવી નથી." મહાસભામાં આવી દૃષ્ટિ રાખવાવાળા પણ કેટલાક છે. આવા લોકો એમ પણ ચોક્કસ વિચારતા હશે કે જ્યાં સુધી ગાંધીજીની ઉપયોગિતા છે ત્યાં સુધી આ બંધન રાખવાનું છે. પછીની વાત જોઈ જશે. ગાંધીજી પણ મનમાં વિચારતા હશે કે ગમે તે હેતુથી પહેરે પણ પહેલાં એક વાર તો આ લોકોને પહેરાવી દઉં! પાછળથી જે વાત લોકો આજે દલીલોથી નથી સમજતા તે અનુભવથી સમજશે. જો ખરેખર ખાદીમાં સ્વરાજ્ય લાવવાની શકિત હશે તો એનો સાક્ષાત્કાર બધાને થયા વિના થોડો જ રહેવાનો છે?

ગાંધીજીની બીજી પણ બે વાતો એવી છે કે જેના ઉપર લોકોને વિશ્વાસ નથી બેસતો, અને છતાં ગાંધીજીને કારણે એમણે એ વાતો માનવાનું સ્વીકાર્યું છે. એ બાબતો ખાદીની જેમ નિરુપદ્રવી ન હોવાને કારણે એનો રોજ ને રોજ ખ્યાલ રાખવો પડે છે. આ બે વાતો છે—હિંદુ મુસ્લિમ એકતા અને અહિંસાનું પાલન. કેટલાક સનાતનીએ કહેશે કે જ્યારે મીમાંસા જ કરવા બેઠા છો ત્યારે અસ્પૃશ્યતાનિવારણને પણ એમાં ગણી લ્યો ને! જેમને રાષ્ટ્ર–સંગઠનનો જરા જેટલો પણ ખ્યાલ છે તેઓ તો હિંદુ–મુસલમાનની એકતા અને અસ્પૃશ્યતાનિવારણનું મહત્ત્વ હવે ખરા દિલથી કબૂલ કરવા લાગ્યા છે.

એનું મહત્ત્વ રાષ્ટ્રીય દૃષ્ટિએ હોય યા ન હોય પરંતુ અસ્પૃશ્યતાનિવારણને નામે આપણા દેશમાં સામાજિક સુધારણાનું જે પ્રચંડ આંદોલન ચાલ્યું એને કારણે પણ લોકો અસ્પૃશ્યતાનિવારણના મહત્ત્વનો સ્વીકાર કરવા લાગ્યા છે. બાકી વાત રહી એક અહિંસાની.

ગાંધીજીએ જ્યારે મહાસભામાં પ્રવેશ કર્યો ત્યારે અહિંસામાં પૂર્ણ વિશ્વાસ ધરાવનારા અને એનાં સ્વરૂપ તથા સામર્થ્યને જાણવાવાળા કદાચ તેઓ એકલા જ હતા. એ દિવસોમાં કેટલાય લોકોએ ગાંધીજીને સાફસાફ કહી દીધું હતું કે અમે અહિંસામાં માનતા તો નથી પરંતુ હિંદની આજની પરિસ્થિતિમાં એ નીતિ જરૂરી છે એમ માનીને સાચા દિલથી એનું પાલન કરીશું. ગાંધીજીએ એ વાતને એટલી મર્યાદિત હદ સુધી પણ પર્યાપ્ત માની અને તેઓ આગળ વધ્યા. તેઓ જાણતા હતા અને જાણે છે કે અહિંસા જેવી ચમત્કારી અને લોકવિલક્ષણ વસ્તુ પોતાનો પ્રભાવ બતાવ્યા વિના નહિ રહે. એમને વિશ્વાસ હતો કે કાંઈ નહિ તો પણ હિંદના લોકો તો અહિંસામાં જ ઊછર્યા છે, એમાં જ પળાયા-પોષાયા છે અને તેથી આજે નહિ તો કાલે, કાલે નહિ તો પરમ દિવસે પણ તેઓ અહિંસાનું મહત્ત્વ પૂરી રીતે સમજી જશે. પાણીમાં રહેવું એ માછલી માટે જેમ સ્વાભાવિક છે તેમ જ અહિંસાનું વાતાવરણ કાયમ રાખવું અને તેમાં જ પોતાનો વિશ્વાસ જાહેર કરવો એ હિંદની જનતા માટે સ્વાભાવિક છે.

તાત્ત્વિક દૃષ્ટિએ લોકો અહિંસાનું મહત્ત્વ ભલે ન સમજે પરંતુ સામાજિક તથા રાજકીય દૃષ્ટિએ તુરત સમજી જશે. આટલી જ પૂંજી લઈ, એના બળ ઉપર, ગાંધીજીએ પોતાનો ધંધો આરંભ્યો. અનેક ઐતિહાસિક, સામાજિક અને ધાર્મિક કારણોને લીધે હિંદનો સમાજ વિશ્ખલિત—શિથિલ—થઈ ગયો છે. સાંસ્કૃતિક એકતા હોવા છતાં નાની મોટી અનેક ભિન્નતાઓ લોકોના મગજમાં આવે છે; નજીવાં કારણોને લઈને જુદી જુદી ન્યાતો આપસમાં લડી પડે છે, અને રાષ્ટ્રશક્તિને ક્ષીણ કરે છે. આ રૂઢ થઈ ગયેલા દર્દને માટે તો સહિષ્ણુતા એટલે કે આંતરિક અહિંસાની દવા જ જરૂરી છે. આ તો થઈ એક બાજુ. બીજી બાજુ બધી જ જાતનાં શસ્ત્રબળથી સુસજ્જિત અને અસાધારણ રીતે સંગઠિત સરકાર સામે આપણું ભાંગ્યું તૂટ્યું અસંગઠિત શસ્ત્રબળ અથવા તો હિંસાબળ કાંઈ જ કામ નહિ આવે. ઊલટું, જરા જેટલી હિંસા કરવાથી, નાનો એવો બળવો કરતાંની સાથે જ, સરકારને એની બધી જ શક્તિ એકત્રિત કરીને લોકોને દબાવવાની તક મળશે. પરિણામે સ્વાતંત્ર્યને બદલે સુરક્ષિતતાને વધુ પ્રિય માનવાવાળી જનતાનો મોટો વર્ગ સરકારના પક્ષમાં ભળી જશે, એ જોતાં પણ આપણે હિંસાનો પ્રયોગ છોડી દેવો જોઈએ. આટલી વાતો ગાંધીજીએ રાષ્ટ્રને સારી રીતે સમજાવી દીધી અને રાષ્ટ્રની સ્વતંત્રતાનું યુદ્ધ એમણે ચલાવ્યું. જેમને અહિંસામાં જરા સરખો પણ વિશ્વાસ નહોતો તેવા લોકો પણ ગાંધીજીની આ નવી નીતિનો સ્વીકાર કરીને એ યુદ્ધમાં સામેલ થયા. તેઓ જાણતા હતા કે બીજો કોઈ માર્ગ છે જ નહિ. અહિંસામાં જેમને થોડોઘણો પણ વિશ્વાસ હતો તેઓ તો બહુ સહેલાઈથી એમાં સામેલ થયા. પરંતુ આ બન્ને પ્રકારના લોકોએ અહિંસા માટે જરૂરી એવી સાધનાની તો ઉપેક્ષા જ કરી છે.

આપણે એ સમજી લેવું જોઈએ કે અહિંસા એ માની લેવાનો કે મનાવી લેવાનો કોઈ બૌદ્ધિક સિદ્ધાન્ત નથી; પરંતુ એ તો જીવનમાં દૃઢમૂલ કરવાની એક સાધના છે. એ તો એક તાલીમ છે, જીવનદૃષ્ટિ છે. જ્યારે એનો સાક્ષાત્કાર થાય છે, જ્યારે એ જીવનને માટે સ્વાભાવિક બની જાય છે ત્યારે એનો પૂરેપૂરો ચમત્કાર જોવા મળે છે. અને સતત પ્રયત્ન કરવાથી જ અહિંસાનો આ સાક્ષાત્કાર શક્ય બને છે. બધાં પશુઓની જેમ મનુષ્યમાં પણ હિંસા સ્વાભાવિક છે અને નાનું એવું કારણ મળતાં જ એ હિંસાવૃત્તિ મનુષ્યમાં જોરરાઈ ને બહાર નીકળી આવે છે. જ્યાંસુધી અહિંસાનો ઉદય નહોતો થયો ત્યાંસુધી આત્મરક્ષા માટે હિંસાશક્તિનો પ્રયોગ કરવો અનિવાર્ય હોવાને કારણે મનુષ્ય-જાતિએ હિંસાશક્તિની પ્રતિષ્ઠા ઘણી વધારી મૂકી હતી અને ક્ષાત્રધર્મને સર્વશ્રેષ્ઠ બનાવ્યો હતો.. આદર્શસમાજ, કે જેમાં પ્રત્યેક વ્યક્તિમાં તેજસ્વિતા અને આત્મબલિદાન કરવાની વૃત્તિ જાગ્રત રહે છે, તેમાં હિંસાશક્તિનું આટલું મહત્ત્વ નથી મનાતું. પરંતુ આત્મસંરક્ષણમાં અસમર્થ અને પ્રાણરક્ષા માટે સદા આતુર રહેનારા નમાલા માણસોમાં નિર્ભય અને શૂરવીર લોકોની ખુશામત કરવાની, તેમનાં ગુણગાન ગાવાની વૃત્તિ સ્વાભાવિક રીતે જ હોય છે. આ કારણે જ સમાજમાં શૂરવીરોની અને એમનાં ગુણગાન ગાનારા ચારણો વગેરેની પ્રતિષ્ઠા વધી. ક્ષત્રિયોએ ચારણોને અવધ્ય, પૂજ્ય અને આશ્રયને યોગ્ય માન્યા અને ચારણોએ ક્ષાત્રવૃત્તિને આસમાન જેટલી ઊંચે ચડાવી. જનતાએ માની લીધું કે ક્ષત્રિયોને અને ચારણોને ખવરાવ્યા-પીવરાવ્યાથી અને તેમનું નેતૃત્વ કબૂલ કરવાથી બધી જાતનું રક્ષણ પ્રાપ્ત થઈ જશે.

આ રીતે સમાજમાં હિંસાવૃત્તિની પ્રતિષ્ઠા વધવાને કારણે અહિંસાધર્મનો પ્રચાર અત્યંત મુશ્કેલ બની ગયો. કાયરતાથી અહિંસા અનેક ગાઉ દૂર છે એ સીધી અને સાદી વાત પણ લોકોને ન સમજાઈ. તેઓ માને છે કે શૌર્ય અને હિંસાવૃત્તિ એક જ છે. ગાંધીજીએ આ વીસ વર્ષમાં હિંદની જનતાને અહિંસાનો પાઠ આપ્યો. લોકોએ એમાંથી લાભ પણ જોયો, પરંતુ અહિંસાનું જ આ પરિણામ છે, એનું જ આ બળ છે, એ તેઓ જોઈ શક્યા નથી અને એમ માનવા લાગ્યા છે કે હવે જ્યારે મહાસભાના હાથમાં સત્તા આવી છે ત્યારે સરકારથી ડરવાનું કાંઈ કારણ નથી રહ્યું. સરકારની વિરુદ્ધ બળ-પ્રયોગ કરવાનો પ્રશ્ન તો આ વખતે કોઈનો જ નથી, પરંતુ આપસમાં બળ-પ્રયોગ કરવાની આ સારી તક છે, અને જેમને સામાજિક હિતનો ખ્યાલ નથી, કે જેમને સ્વરાજ્યપ્રાપ્તિની પડી નથી એવા લોકો તો પક્ષાભિમાનને અધીન બનીને મહાસભાના કાર્યને જ અશક્ય કરવામાં મશગૂલ બન્યા છે.

જેઓ સમાજહિતને સમજે છે તેમણે ઓછામાં ઓછો એટલો ખ્યાલ તો રાખવો જ જોઈએ કે જનતા સૌથી પ્રથમ તો શાંતિ અને સુરક્ષિતતા ઇચ્છે છે. અને સરકારનું પણ એ પ્રાથમિક કર્તવ્ય છે કે કોઈ પણ તાત્કાલિક ઉપાય અજમાવીને તેણે શાંતિની રક્ષા કરવી જો શાન્તિની રક્ષા આપણે ન કરી શક્યા તો આપણું રાજ્ય એક દિવસ પણ નહિ ચાલી શકે. અને જો હિંસાના બળ ઉપરથી જ આપણે આંતરિક શાન્તિ સ્થાપિત કરવી પડશે તો જોતજોતામાં મહાસભાની પ્રતિષ્ઠા નષ્ટ થઈ જશે. રાષ્ટ્રના દુર્ભાગ્યે જ્યારે

દેશમાં પક્ષો ને ઉપપક્ષો પેદા થાય છે અને એમની અંદર આપસમાં પાશવી ઉગ્રતાથી દ્વેષ, ઇર્ષ્યા, અને વૈરભાવ પેદા થાય છે ત્યારે તો મહાસભા સરકાર માટે એક દૃષ્ટિએ બળ-પ્રયોગ કરવો અશક્ય બની જાય છે પણ બીજી દૃષ્ટિએ તે આવશ્યક બને છે. સ્વરાજ્યને નષ્ટ કરવાનો આથી વધારે સારો રસ્તો બીજો કયો હોઈ શકે? અને તેથી જ ગાંધીજીએ કહ્યું છે કે જો આ દેશમાં આપણે અહિંસાના બળથી આંતરિક શાન્તિ અને સુરક્ષિતતા સ્થાપિત ન કરી શકયા તો આપણું રાજ્ય ચાલવાનું નથી. પરંતુ એ દુઃખની વાત છે કે લોકોનું એ તરફ ધ્યાન જ નથી જતું. દરેક અઠવાડિયે ગાંધીજી રાષ્ટ્રને ગંભીર ચેતવણીઓ આપી રહ્યા છે કે સ્વરાજ્યના પ્રાણ સમી અહિંસા અને આપસનો વિશ્વાસ આજે જોખમમાં આવી પડયાં છે. તો પણ લોકોમાં આત્મશુદ્ધિ માટેની કોઈ વિશેષ જાગૃતિ નથી દેખાતી. કદાચ સૌ કોઈ એમ માનતા હશે કે આ ચેતવણી બીજાઓ માટે છે, પોતાને માટે નહિ!

જ્યારથી મહાસભાના હાથમાં સત્તા આવી છે ત્યારથી સત્તાલોલુપ વ્યક્તિઓની મહાસભામાં પ્રવેશ કરવાની વૃત્તિ વધવા માંડી છે અને હિંસાની સાથે અસત્ય તથા કપટ પણ ઘૂસવા માંડયાં છે. મહાસભા પોતે જો શુદ્ધ ન રહી તો એની શક્તિ જરાય નથી રહેવાની. શુદ્ધિ અને સેવા એ જ મહાસભાનું બળ છે. સ્વાર્થ અને કપટમાં એનો નાશ સમાયેલો છે. આજે મનુષ્ય માટે એવાં કોઈ કાનૂન કે સૂત્ર બતાવવામાં નથી આવ્યાં કે જે દ્વારા મનુષ્યકૃત સંગઠનમાં પાપનો સંચાર ન થાય. રાષ્ટ્રની પ્રાણશક્તિ જ રાષ્ટ્રીય સંસ્થાઓને શુદ્ધ રાખી શકે છે. ખાદીનો નિયમ એક એવો હતો કે જે દ્વારા લોકસેવકોને આપણે ઓળખી શકતા હતા. પરંતુ તે દિવસોમાં પણ સરકારી જાસૂસો ખાદી પહેરીને મહાસભાવાદીઓ ભેગા ભળી શકતા હતા.

રાષ્ટ્રપિતાની ગંભીર ચેતવણી સાંભળતાં છતાં જો રાષ્ટ્રસેવકો જાગ્રત નહિ બને અને મતદારો રાષ્ટ્રીય જીવનની શુદ્ધિને પોતાનું કર્તવ્ય નહિ સમજે તો મહાસભાની શક્તિ નષ્ટ થઈ જવાની છે. આજે તો મહાસભાની બેવડી કસોટી છે. જો એનું સંચાલન જનતાને રાષ્ટ્રીય જીવનનો પ્રાથમિક પાઠ આપી શકશે અને આપણા સાર્વજનિક જીવનને અધઃપાતથી બચાવી શકશે તો તો સારું જ છે. પરંતુ દુઃખની સાથે કહેવું પડે છે કે આપણી એ મહાન રાષ્ટ્રસભાના નેતાઓમાં રાષ્ટ્રીય જીવનના આ મૂળભૂત કાર્ય પ્રત્યે પૂરેપૂરું ધ્યાન આપ્યું હોય એવા નેતાઓ બહુ જ થોડા છે. જીવનશુદ્ધિ અને તેજસ્વિતાના પાઠો ગાંધીજી ભણાવતા ગયા અને ગાંધીજીની શક્તિનો લાભ ઉઠાવી તેઓ સરકાર સામે લડતા ગયા. સેનાપતિ બે પ્રકારના હોય છે. કુશળ સેનાપતિ તો એ છે કે જે ઉપલબ્ધ સેનાના બળ ઉપર સારામાં સારી રીતે લડી શકે. પરંતુ સ્વાતંત્ર્યના સેનાપતિએ તો એથી પણ વિશેષ યોગ્યતા બતાવવી પડે છે. કેવળ યુદ્ધકૌશલ એને માટે પૂરતું નથી. એને તો પતન પામેલા લોકોમાંથી જ પોતાની સેના ઊભી કરવી પડે છે. સેનાને લડાવવી એ એક વસ્તુ છે જ્યારે સેનાને ઊભી કરવી એ બીજી વસ્તુ છે.

ગાંધીજી તો મહાસભાથી જુદા થઈને એને સલાહ આપી રહ્યા છે કે કાં તો મહાસભાને શુદ્ધ કરો અથવા તો એને અશુદ્ધ કરનારાઓના હાથમાં સોંપીને એમાંથી બહાર

ચાલ્યા આવો. આટલી હિમ્મતપૂર્ણ સલાહ આપવામાં ગાંધીજીનું અહિંસાબળ જ વ્યક્ત થાય છે. દુનિયાના લોકો સત્તા પોતાના હાથમાં રાખવા મનમાન્યા ઉપાયો અજમાવે છે. ગાંધીજી કહે છે કે દુનિયામાં જેટલું છળકપટ અને અસત્ય છે તે સત્યનો આધાર હોય તો જ ટકી શકે છે. કાંકરા અને માટીના કટકાનો ભેળસેળ કરી અનાજ વેચનાર વેપારીઓને આપણે જાણીએ છીએ. પરંતુ જેમાં અનાજનો એક દાણો પણ ન હોય તેવી માટી કે કાંકરાને કોઈ અનાજને નામે ન વેચી શકે. સારા માણસોના બળે જ ધૂર્ત લોકો પોતાની પ્રતિષ્ઠા અને બળ જમાવી શકે છે. જ્યારે પ્રજાનિષ્ઠ, સત્યનિષ્ઠ અને અહિંસક લોકો મહાસભામાંથી દૂર ખસી જશે ત્યારે મહાસભામાં જરાપણ બળ નહિ રહે. અલબત્ત, ચૂંટણીના નિયમો એના એ જ રહેશે, બહુમતિથી જ કામ ચાલશે, અને લોકશાહીનું રૂપ એવું ને એવું જ રહેશે. સડેલા શરીરને છોડીને જેમ પ્રાણ ચાલ્યો જાય છે અને પછી એ શરીર શબના રૂપમાં પડી રહે છે તેવી જ હાલત મહાસભાની થશે. આ અવસ્થાને કોઈ ઇચ્છનીય નથી સમજતું. પરંતુ જો એ સ્થિતિ અનિવાર્ય થઈ પડે તો યોગ્ય સમયે એનો આશરો લેવો પડશે અને પછી મહાસભાની રચના શરૂઆતથી જ નવા પાયા ઉપર કરવી પડશે.

જો રાષ્ટ્રને પ્રારંભિક પાઠ શરૂઆતથી જ શીખવવા હોય તો એ પણ કરવું પડશે. જનતાને રાષ્ટ્ર સંગઠનના પાઠ ભણાવવા માટે આટલી હિંમત રાખવા આપણે તૈયાર રહેવું જોઈએ. રાષ્ટ્રના દુર્દૈવને કોણ ટાળી શકે? સંસારનાં રાષ્ટ્રોની આજની ઉન્નત અવસ્થા જોઈને પણ આપણે આ પાઠ શીખી શકીએ છીએ. પરંતુ જો બીજાં રાષ્ટ્રોનો યુદ્ધજ્વર આપણા ઉપર સવાર થઈ જાય અને આપણે પણ હિંસાશક્તિના ઉપાસક બની જઈએ તો આ યુદ્ધમાં બીજાઓના પક્ષનો આપણે પશુઓની માફક બલિ ચડાવતાં જશું. એમ ન કરતાં જો આપણે દુનિયામાં ફેલાયેલા યુદ્ધજ્વર અને છળકપટથી બચી જઈએ તો આપણે પોતાનું સ્વાતંત્ર્ય તો મેળવી જ લઈશું પરંતુ એથી યે વિશેષ તો દુનિયાને પણ યુદ્ધમાંથી બચવાનો ઉપાય બતાવીશું.

અહિંસાની શક્તિમાં આપણને પૂરો વિશ્વાસ હોય તો અહિંસા અને સત્યની રક્ષા માટે મહાસભા અથવા એનાથી પ્રાપ્ત થયેલા અધિકારનો ત્યાગ કરવામાં આપણને દુઃખ ન થવું જોઈએ. સંભવ છે કે આ રીતની બધું છોડવાની તૈયારીને કારણે રાષ્ટ્ર સાવધાન થઈ જશે અને શુદ્ધિનો પ્રયત્ન કરવા માંડશે. ઉપનિષદની કથામાં કહ્યું છે કે પ્રાણે શરીર છોડીને જવાની વાત કરી કે તરત જ શરીરની તમામ ઇન્દ્રિયોએ તેનું જ્યેષ્ઠત્વ અને શ્રેષ્ઠત્વ સ્વીકારી લીધું અને તેને આધીન રહેવા લાગી.

સપ્ટેમ્બર, ૧૯૩૮ [હિંદી માંથી

# બીજા ગ્રહો પરની દુનિયા

પદ્મકાન્ત ર. શાહ

**આ**પણી પૃથ્વી માફક બીજા ગ્રહો પર દુનિયા વસેલી હશે? આ રોમાંચક કલ્પના દરેક યુગના માનવીને થયા કરી છે. આપણી સ્વર્ગ અને નર્ક વિશેની ભાવના પણ ઉપરના પ્રશ્નમાંથી જન્મેલી છે. પૃથ્વીને વિશ્વનું મધ્યબિન્દુ કલ્પીને માનવીએ જે કાલ્પનિક ગગનવિહાર કર્યો તે હિંદુ, રોમન અને ગ્રીક સંસ્કૃતિઓનાં પુરાણોમાંથી આપણે વાંચી શકીએ છીએ.

પણ આ તો બધું કલ્પનાનું ખેડાણ હતું. વિજ્ઞાનની દૃષ્ટિ આ વિષયમાં પહેલવહેલી ઈ. સ. ૧૮૭૭માં મિલાનની વેધશાળાના ડાયરેક્ટર ગિઓવાની શિઆપેરેલી (*Giovanni* Schiaparelli)એ મંગળના ગ્રહ પર નહેરો (canals)નું અસ્તિત્વ બતાવ્યું ત્યારથી પડી એમ કહી શકાય. આજે તો, અજાયબ જેવું છે કે શિઆપેરેલીની નહેરોમાં માનનાર ખગોળશાસ્ત્રીઓ બહુ ઓછા થઈ ગયા છે. છતાં, પેલો મોટો પ્રશ્ન તો એમનો એમ જ અનુત્તરિત પડેલો છે: 'કોઈ ગ્રહ ઉપર જીવન છે?' અથવા તો શું આપણે એમજ માનીને બેસવું કે આપણી પૃથ્વી પર જ જીવન છે અને વિશ્વના અનંત તારકજૂથોમાંથી એક પણ જૂથમાં એક પણ એવો ગ્રહ નથી કે જ્યાં જીવનની સંભાવના કરી શકાય? વૈજ્ઞાનિક જ્ઞાનની સીમાઓ પર આ પ્રશ્ન શક્યાશક્યતાઓ (probabilities) અને પ્રાપ્ત થએલા પુરાવાઓની તુલા પર તોળાઈ રહ્યો છે.

ત્યારે, અત્યારસુધીમાં, આપણને જે જે સત્યો સાંપડ્યાં છે તેમના ઉપર જરા નજર ફેરવી લઈએ. જીવતતા અસ્તિત્વ અને નિભાવ માટે જીવનશાસ્ત્રીને ક્યાં ક્યાં જરૂરી તત્ત્વો જડ્યાં છે તે આપણે જીવનશાસ્ત્રીને પૂછી જોઈએ અને જો એની બુદ્ધિ પાર્થિવ જ્ઞાનનું સીમોલ્લંઘન કરી વધુ આગળ ન જઈ શકતી હોય તો આ તર્ક એને યાદ દેવડાવી લઈએ કે જુદા જુદા સંયોગો અનુસાર બીજા ગ્રહ પર જીવનનો જન્મ જુદી જ રીતે થએલો હોવો જોઈએ. રણમાં સંગ્રહવા પડતા ખોરાક માટે ઊંટને ખૂંધ મળેલી છે એ સમજી શકાય એવું છે. કેટલાંક સૂક્ષ્મ જંતુઓ (Bacteria) નાઈટ્રોજન પર જ રહી શકે છે અને જીવન માટે ખાસ અગત્યના મનાતા પ્રાણવાયુ (Oxygen)ની તેમને જરાય જરૂર પડતી નથી.

આવો અપવાદ છતાં, કોઈ તરંગી–મહાતરંગી–જીવનશાસ્ત્રી પણ પ્રાણવાયુ અને પાણી વગર જીવનની કલ્પના નહિ કરી શકે. શક્તિના પ્રાદુર્ભાવ માટે દહન (burning) આવશ્યક મનાયું છે અને દહન એટલે બીજું કૈં જ નહિ પણ પ્રાણવાયુના બીજાં રાસાયણિક તત્ત્વો સાથે સંયોગમાંથી પરિણમતી એક ક્રિયા છે. આના અપવાદમાં ફક્ત તારકોની ઉષ્ણતાની શક્તિ છે; અને આ શક્તિ એક દ્રવ્યમાંથી બીજા દ્રવ્યના પરિવર્તન (transmutation of matter)માંથી ઉદ્‌ભવ થાય છે. દુનિયાનું દરેક યંત્ર દહનની ક્રિયામાંથી જ બળ મેળવે છે (સિવાય કે વિદ્યુત અને જળધોધ તથા વાયુ વડે ચાલતાં યંત્રો). આપણે જીવીએ છીએ, હાલીએ

છીએ, ચાલીએ છીએ, વિચારીએ છીએ—આ બધી જ ક્રિયાઓ—આપણે અશન કરેલા ખોરાકના દહનમાંથી ઉત્પન્ન થએલી શક્તિને લીધે છે. જઠરનો વૈશ્વાનર અન્નને પચાવે છે અને એ પાચનક્રિયામાંથી ઉદ્‌ભવેલી ઉષ્મા, જે શક્તિ ઉત્પન્ન કરે છે તેનાથી જ માનવીનું શરીરયંત્ર સતત ધમધોકાર ચાલ્યા કરે છે. કોઈપણ જાતના જીવનના ટકાવ માટે દહનની ક્રિયા વગર બીજી કોઇ ક્રિયા હોઇ શકે તેની કલ્પના કરવી મુશ્કેલ છે.

એટલી જ મુશ્કેલ કલ્પના પાણી વગર જીવનની સંભાવનાની છે. પાણી આપણા જીવનમાં એવી સામાન્ય વસ્તુ બની ગઈ છે—આપણામાં તે એવી ઓતપ્રોત થઇ ગઈ છે-કે તેના પ્રત્યે સહેજ પણ વિચાર કરવાની આપણને જરૂર જણાતી નથી. પણ પાણી વિના જીવનનો નિભાવ અશક્ય છે. વનસ્પતિ અને પ્રાણી, બન્નેનાં જીવનમાં પાણીનો ઉપયોગ એક સ્થળેથી બીજે સ્થળે રાસાયણિક દ્રવ્યોના અભિસરણ માટે છે કારણકે દરેક દ્રવ્યને તે દ્રાવ્ય સ્વરૂપમાં સંગ્રહી શકે છે. એના જેવું દ્રાવણ કરનાર બીજું કોઇ દ્રવ્ય જાણ્યામાં નથી. અને હાઇડ્રોજન અને ઑક્સિજનનો એ રાસાયણિક સમાસ અત્યંત સ્થિર—અચલ—છે. ઉપરાંત, શરીરની અંદર રાસાયણિક ક્રિયાઓને વેગ આપવા માટે તે એક ઉત્તમ સાધન છે; એટલું જ નહિ, શરીરનું ઉષ્ણતામાન એકસરખું રાખવા માટે પાણી અગત્યનો ભાગ ભજવે છે. આ તેનો ગુણ જીવનને ટકાવી રાખવા માટે અત્યંત ઉપયોગનો ગણાયો છે. દરેક રાસાયણિક ક્રિયા ઉષ્ણતામાન પર અવલંબેલી છે અને જો આ ઉષ્ણતામાન એકસરખું ન હોય તો શરીરયંત્ર સરળ રીતે ન ચાલી શકે. પાણીને અમુક ઉષ્ણતામાન સુધી ગરમ કરવા માટે અથવા તો તેમાંથી વરાળ ઉત્પન્ન કરવા માટે બીજાં દ્રવ્યો કરતાં વધારે ગરમીની જરૂર પડે છે. આ તેનો એક અગત્યનો ગુણધર્મ છે. કારણકે આપણું શરીર મુખ્યત્વે પાણીનું બનેલું છે અને તેથી તેને ગરમ થતાં વાર લાગે છે અને પ્રસ્વેદનું બાષ્પીભવન શરીરને જરૂર કરતાં વધુ ગરમ થતું અટકાવે છે.

એટલે, બીજા કોઇ પણ ગ્રહ ઉપર પ્રાણવાયુ અને પાણી જિંદગીને અર્થે આવશ્યક છે એમ આપણે સમજી શકીએ છીએ. શરીરમાં ચેતન ચાલુ રાખવા માટે કેટલી હદ સુધી ઠંડી સહન થઈ શકે તેની પણ મર્યાદા રસાયણશાસ્ત્રના સિદ્ધાન્તોએ મુકરર કરેલી છે, જ્યારે અમુક ગરમી કરતાં વધારે ગરમી કોઈપણ જાતના જીવન માટે વિનાશક થઇ પડે એ દેખીતું છે. પણ આ મર્યાદાઓ બહારના ઉષ્ણતામાનની નહિ પણ શરીરની અંદરના ઉષ્ણતામાનની છે. દૃષ્ટાન્ત તરીકે, જો શરીર પાણીનો ઉપયોગ પ્રચૂર પ્રમાણમાં કરતું હોય તો પછી એટલું તો સ્પષ્ટ થાય છે કે શરીરની અંદરનું ઉષ્ણતામાન શૂન્ય (હાર બિંદુ-freezing point) અને ઉકળ બિંદુ (boiling point) ની વચ્ચે, એટલે કે 0° અને ૧૦૦° વચ્ચે ક્યાંક હોવું જોઇએ. હવે જો માણસની ત્વચા એસ્બેસ્ટોસની હોત તો અત્યારે તે જેટલી ગરમી સહન કરી શકે છે તેના કરતાં ઘણી વધારે ગરમી સહન કરવાની તેનામાં શક્તિ રહેત. સાચું છે કે બહારનું ઉષ્ણતામાન પાણીના ઉકળ બિંદુ—boiling point—કરતાં વધુ ન હોવું જોઇએ (જો હોય તો પાણીનો બરોબર ઉપયોગ કરવા માટે માણસ અશક્ત બની રહે). પણ શૂન્ય કરતાં ઘણાં નીચેનાં ઉષ્ણતામાનો સંપૂર્ણ રીતે સહ્ય બની રહે, જો ફેફસાંમાં હવા પહોંચે તે પહેલાં તે ગરમ થાય એવી નળીઓ ગોઠવવાની વ્યવસ્થા કરવામાં આવે તો. આવી વ્યવસ્થા કોણ કરે તે અહીં પ્રશ્ન નથી કારણકે

આ તો શક્યાશક્યતાઓનું સમીકરણ છે. આવી વ્યવસ્થાને કારણે ફેફસાં ખરાબ થતાં અટકે. છતાંય, આ રીતે ગરમીનો ઘણો વ્યય થાય કારણકે જે હવા શ્વાસ લેતી વખતે અંદર લેવામાં આવે તેનું અને ઉચ્છવાસ વખતે જે હવા બહાર નીકળે તેનું ઉષ્ણતામાન–બે વચ્ચે ફરક ઘણો હોય. આ ફરક પણ ગરમ હવાની ગરમી ઠંડી હવાને અંદર જતાં ગરમ કરવાના ઉપયોગમાં લઈ, ઓછો કરી શકાય.

એટલે, આ બધી વિગતો પરથી એટલું તારવી શકાય કે ખૂબ ઠંડા ગ્રહ પર જીવનના અસ્તિત્વનું અનુમાન કરવું એ ખૂબ ગરમ ગ્રહ ઉપર એવું અનુમાન કરવા કરતાં વધારે અનુકૂળ છે. એટલું જ નહિ, જીવનના અસ્તિત્વની શક્યતાઓ પણ ઠંડા ગ્રહ પર વધારે છે. ગ્રહમંડળનો કુદરતી ઇતિહાસ પણ આવા જ અનુમાન તરફ નિર્દેશ કરે છે. જેમ જેમ ગ્રહોનો સૂર્ય (એક તારક–Star) ઠંડો પડતો જાય છે તેમ તેમ તેના ગ્રહો પણ ઠંડા પડતા જાય છે. એટલે જો આપણે ગરમ ગ્રહ પર જીવનના અમુક સંકીર્ણ સ્વરૂપ (complex form) નું અસ્તિત્વ ધારીએ તો એના ભૂતકાળમાં જીવનના સરળ અને ઓછા સુરક્ષિત સ્વરૂપ (simpler and less well protected form) નું અસ્તિત્વ વધુ મુશ્કેલ પરિસ્થિતિમાં ધરાવતું કલ્પી શકીએ. અથવા, જો એ ગ્રહ પર જીવનની શરૂઆત કોઈ અનુકૂળ પરિસ્થિતિવેળા થઈ હોય તો તે સમય પરથી આગળ જતાં જીવન વધતી જતી ઠંડીને અનુસાર ઘડાતું ગયું હોય, એમ આપણે માની શકીએ. જો બીજા ગ્રહ પર વસતા લોકો બુદ્ધિશાળી હોય તો આપણે ધારીએ કે આપણી શોધોને પરિણામે જે આપણે હજુ જોઈ શક્યા નથી તે તેઓ કદાચ શોધી શક્યા હોય.

એક કલ્પના કરીએ કે લાખો કરોડો વર્ષો પછી વિષુવવૃત્ત આગળ પણ સતત બરફ પડેલો હશે કારણકે સૂર્યની ગરમી તે વખતે અતિશય ઓછી થઈ જવી જોઈએ. આવી અનૈસર્ગિક–પ્રાનુકૂળ–સ્થિતિમાં પણ માણસ સફળ અને સુખી જીવન જીવતો હશે એ શક્ય નથી ? ભૂગર્ભ (under–ground) નગરો તે વખતે વસ્યાં જ હશે. અતિ–પાટલ (ultra-violet) કિરણોના દીવાઓ, (જે અત્યારે પણ મળે છે) સૂર્યપ્રકાશની ગરજ સારતા હશે. પૃથ્વીના પૃષ્ઠ ભાગ પરથી તો વનસ્પતિ અને પ્રાણી અદૃશ્ય થઈ ગયાં હશે પણ આ ભૂગર્ભ નગરોની અંદર વનસ્પતિ અને પ્રાણીજીવન સરળતાથી બહેલી શકતું હશે.' અહીં ઋતુઓનો ફેરફાર વૈજ્ઞાનિક ભેજાંઆળોને હાથ હશે અને અનુકૂળ ઋતુ તેઓ જ્યારે જોઈએ ત્યારે પેદા કરતા હશે. રસાયણશાસ્ત્રીઓ એમનાં મહાન કારખાનાંમાં માણસની અંગત જરૂરિયાતો અને ખોરાકનાં સાધનો બનાવતા હશે એટલે ધાન્ય ભલે ઊગે કે ન ઊગે તેની જરૂર આ યુગના માણસને નહિ જણાતી હોય.

પણ આ બધું શક્ય બનાવવા શક્તિ–energy–ક્યાંથી લાવવી ? તે વખતે કોલસા અને પેટ્રોલ ખલાસ થઈ ગયાં હશે. ધોધબળ પણ બરફમાં અચેતન પડી રહ્યું હશે. પરંતુ આ પ્રશ્નોનો વિચાર આવી સ્થિતિ પ્રગટ થતાં પહેલાં જ, તે તે સમયના વૈજ્ઞાનિકો જગત પરિષદો બોલાવીને નક્કી કરી લેશે. કદાચ, એક દ્રવ્યમાંથી બીજા દ્રવ્યના પરિવર્તન (transmutation of matter)ની ક્રિયામાંથી તેઓ શક્તિ મેળવવાનો રસ્તો શોધી કાઢશે. અત્યારે આપણને જેનો રતિભાર પણ ખ્યાલ નથી એવી કોઈ શ[illegible] પ્રાપ્તિ અર્થે કરી નાંખશે એ સંભવિત છે.

'મનુષ્યજાતિનું ભવિષ્ય ભાખવા માટે આ કંઈ અતિ ઉદ્દામ કલ્પનાવિહાર નથી. એટલું તો સ્પષ્ટ મંતવ્ય આપણે ધરાવી શકીએ કે જીવનની સંભાવનાનો વિચાર કરતી વખતે સૂર્યની પાસેના ખૂબ ગરમ ગ્રહો કરતાં જરા દૂરના ઠંડા ગ્રહો વિશેષ મહત્ત્વના છે.

હવે જો આપણે એક પછી એક સૂર્યમાળાના ગ્રહોને લેવા માંડીશું તો માલૂમ પડશે કે ઘણાખરા ગ્રહો તો ઉષ્ણતામાનને કારણે જ આપણા પ્રશ્નમાંથી દૂર રહી જશે. સૂર્યની પાસેમાં પાસેનો બુધ એટલો ગરમ છે કે તેની સપાટી ઉપર જસત ઓગળીને રસ થઈ જાય. મોટા ગ્રહો, ગુરુ અને શનિ, એટલા બધા ઠંડા માલૂમ પડ્યા છે કે જીવનની હસ્તિ માટે બહુ ઉદારતાથી તેમના પ્રત્યે વિચાર કરવા છતાં ત્યાં જીવનની કલ્પના અસંભવિત બને છે. પછી બીજા બહારના ગ્રહો, યુરેનસ, નેપ્ચુન અને પ્લુટો તો કલ્પનાતીત ઠંડા હોય એ તો સમજી શકાય એમ છે. બાકી રહ્યા મંગળ અને શુક્રના ગ્રહો. પૃથ્વીની બન્ને બાજુએ આ બે ગ્રહો તુલાના પલ્લા માફક ઢળેલા છે. મંગળ વિષે અનેક હવાઈ કલ્પનાઓ છે અને શુક્ર તો ભેદી તેજ-આવરણથી છવાઈ રહ્યો છે.

પૃથ્વી પરનાં ધોરણોએ વિચારતાં મંગળ ઘણો ઠંડો છે. દિવસે તો તેનું ઉષ્ણતામાન ૫૦ અંશ ફેરેનહાઇટ જેટલું ચડે છે પણ સૂર્યાસ્ત પછી તે પાણીનો બરફ થઈ જાય એટલું નીચે ઊતરે છે. પૃથ્વી પરનાં દિવસ અને રાત્રિના ઉષ્ણતામાનોના વધારેમાં વધારે તફાવત કરતાં મંગળ પરનો આ તફાવત બમણો છે. મંગળ પરની રાત્રિ અસહ્ય છે. પણ મંગળવાસીઓએ રાત્રે ઠંડી સામે રક્ષણ લેવાની યુક્તિઓ કરી જ હોય કારણકે જીવનને ટકાવવા જેટલો મંગળ ગરમ છે એટલું તો આપણે ખાતરીપૂર્વક માનીએ છીએ.

હવે આપણે મંગળ ઉપર વાતાવરણ છે કે કેમ, અને જો હોય તો એ કેવા પ્રકારનું છે તે જોવાનું રહ્યું. આપણે જાણીએ છીએ કે કોઈ પણ વાયુ મુક્ત સ્થિતિમાં બધી જગ્યા ભરી દે છે. એક ફૂટબૉલમાં હવા ભરી હોય અને પછી બધી હવા બહાર કાઢી નાંખીએ તો એ હવા ચોમેર ફેલાઈ જશે. હવા, પાણી કે બીજી કોઈ વસ્તુની માફક એક જગ્યામાં સંગ્રહી નહિ શકાય. એટલે, ગ્રહની આજુબાજુ હવાનું આવરણ જો એ ગ્રહનું ગુરુત્વાકર્ષણ બળ ન હોય તો ચોમેર ફેલાઈ જાય; પરંતુ ગ્રહના આ ગુરુત્વાકર્ષણને લીધે વાતાવરણ ગ્રહની આસપાસ વિંટળાયેલું રહે છે અને ગ્રહને છોડીને આકાશમાં પ્રસરી જતું નથી. એટલે પૃથ્વીનું ગુરુત્વાકર્ષણ અને મંગળનું ગુરુત્વાકર્ષણ, એ બેની સરખામણી જો આપણે કરીએ તો પૃથ્વી અને મંગળ પરના વાતાવરણની પણ આપણે સરખામણી કરી શકીએ.

સુભાગ્યે, ગુરુત્વાકર્ષણનું બળ એવું છે કે આપણે બહુ જ ઓછી ભૂલ કર્યા વગર તેને માપી શકીએ. ખગોળશાસ્ત્રીઓની ગણત્રી પ્રમાણે મંગળનું ગુરુત્વાકર્ષણનું બળ પૃથ્વીના ગુરુત્વાકર્ષણના બળ કરતાં લગભગ અઢીગણું ઓછું છે, એટલે કે પૃથ્વીનું ગુરુત્વાકર્ષણનું બળ જો ૧૦૦ હોય તો મંગળનું ૪૦ હોય (ખરેખરું, ૩૮); આથી, બીજા કોઈ પણ જાતનાં અવલોકનો કરતાં પહેલાં આપણે એટલું ચોકસ કહી શકીએ કે આપણા વાતાવરણ કરતાં મંગળ પરના વાતાવરણની ઘટ્ટતા ઘણી ઓછી હોવી જોઇએ. મંગળ પર વાતાવરણ છે તેની તો ખાતરી થઈ ચૂકેલી છે કારણકે મંગળ પણ પૃથ્વી જેવો જ ગ્રહ હોવાથી પૃથ્વીના ઇતિહાસ કરતાં તેનો ઇતિહાસ જુદો ન હોઈ શકે. મંગળ સૂર્યથી વધારે દૂર અને પૃથ્વી

કરતાં નાનો છે એટલેથી જ એ પૃથ્વીથી જુદો પડે છે. પણ તેના પર વાતાવરણ છે તેની સીધી સાબિતી પણ છે. સૌથી પહેલાં તો, મંગળની સપાટી પરની નિશાનીઓ (ચિહ્નો) જ્યારે તે એક બાજુએ હોય છે ત્યારે પૃથ્વી પરથી ઓછી સ્પષ્ટ દેખાય છે. આનું કારણ એ છે કે આપણે પૃથ્વી પરથી તેમને વધારે ત્રાંસી રીતે જોઈએ છીએ એટલે કે, મંગળના વાતાવરણને વધારે ઊંડે ભેદીને આપણે તેમને અવલોકીએ છીએ. બીજું, મંગળની સપાટી પર ઊંચે અદ્ધર ફરતાં ધોળાં ધાબાં જોવામાં આવ્યાં છે જેમનું અનુમાન વાદળાં સિવાય બીજું થઇ શકતું નથી. મંગળ પરના વાતાવરણનો સૌથી સરસ પુરાવો તો તેના પરથી થએલા પરાવર્તિત પ્રકાશનો રંગવિચ્છેદ (spectrum analysis) પૂરો પાડે છે. આ પ્રકાશના પૃથક્કરણ પરથી મંગળ પર ઑક્સિજન (પ્રાણવાયુ) અને પાણીની વરાળ, બન્ને માલમ પડયાં છે. મંગળ પરના વાતાવરણમાં પાણીની વરાળ છે તેનું અવલોકન ખાસ ગ્રહોના અવલોકન માટે નિર્માણ થએલી એરિઝોનાની લોવેલ વેધશાળા (Lowel Observatory Arizona) માં ડૉ. સ્લાઇફરે કર્યું હતું. આ વેધશાળાએ જગતની બીજી કોઈ પણ વેધશાળા કરતાં ગ્રહો પર જીવનની હસ્તીના પ્રશ્નનો ઉત્તર આપવામાં વધુ સારો ફાળો આપ્યો છે.

એટલે, ઉષ્ણતામાનની દૃષ્ટિએ મંગળ પર જીવન હોવાની શક્યતા ઉપરાંત મંગળના વાતાવરણમાં પણ જીવનના નિભાવ માટે ખાસ અગત્યનાં બે તત્ત્વો પ્રાણવાયુ અને પાણી પણ છે એટલે મંગળ પર આપણા જેવી દુનિયા છે એવું અનુમાન ખોટું નથી.

પણ ત્યારે એમ પૂછવામાં આવશે કે મંગળ પરની પેલી કહેવાતી નહેરો (canals) વિષે શું ? જો એ નહેરો ખરેખરી જ હોય અને મંગળ પરના લોકોએ બનાવેલી હોય તો તો વધારે પૂછવાનું કે કહેવાનું રહેતું નથી; જીવનનું અસ્તિત્વ એમ આપમેળે ત્યાં સિદ્ધ થઈ જાય છે પણ આ નહેરો ખરેખરી નથી અને ફક્ત દૃષ્ટિભ્રમને લીધે જ એ દેખાય છે એમ કેટલાક આધુનિક ખગોળશાસ્ત્રીઓનું કહેવું છે.

ગ્રીનિજના એક ખગોળશાસ્ત્રીએ આ વાત સિદ્ધ કરવા એક સાદો પ્રયોગ કરી જોયો હતો. ઓરડાને એક છેડે તેણે કેટલાંક બાળકોને બેસાડયાં અને બીજે છેડે મંગળનો નકશો મૂકયો. આ મંગળના નકશા ઉપર તેણે નહેરો બતાવી નહતી. હવે તેણે છોકરાઓને એ નકશો તેમની પાસેના કાગળમાં જોઈ જોઈને ચીતરવાનું કહ્યું. ઘણાખરા નકશાનાં ચિત્રો પરથી જોવામાં આવ્યું કે બાળકોએ ખગોળશાસ્ત્રીઓએ જોવી મંગળ પર નહેરો જોઇ હતી તેવી જ નહેરો તેઓએ ચિત્રોમાં પણ દોરી હતી ! આ પ્રયોગ પરથી એમ નક્કી કરી શકાય કે મંગળ પરની નહેરો માત્ર કાલ્પનિક છે અને આપણને જે નહેરો જેવું દેખાય છે તે દૃષ્ટિભ્રમ જ છે. આમ છતાંય, જો આ નહેરો ખરેખરી હોય તો પણ આટલે છેટેથી— પાંચ કરોડ માઇલથી—જોઇ શકાય એટલી પહોળી નહેરો બાંધવી એ તો ગજબનાક ઇજનેરી શક્તિ માટે પણ અત્યંત કઠિન પડી જાય એમ છે. બીજું એ કે મંગળની ભૂમિની કઠિનતા જોતાં (ઓછા સરાસરી ઉષ્ણતામાનને કારણે) આવી નહેરો ખોદવી અતિ મુશ્કેલ લાગે છે.

તોપણ, એટલું કહી દેવું પડશે કે આ નહેરોની વાસ્તવિકતામાં માનનારા હજુ પણ ઘણા ખગોળશાસ્ત્રીઓ છે. આ નહેરોમાં ન માનનાર વૈજ્ઞાનિકોની સંખ્યા બહુ અલ્પ છે

આમાંના એક ઉપર નિર્દેશ કરેલા ડૉ. સ્લાઇફર પણ છે. આપણું વાતાવરણેય એવું અસ્થિર છે કે આ સંબંધી નિશ્ચયાત્મક પ્રયોગો કરવા મુશ્કેલ છે. હવાના ભ્રમિત પ્રવાહો ( eddy currents )ને લીધે મોટામાં મોટો ટેલિસ્કોપ પણ ગ્રહ પરની સ્પષ્ટ રૂપરેખા નથી બતાવી શકતો.

મંગળ પર જીવનની સંભાવનાનો પરોક્ષ પુરાવો તેના પરના કહેવાતા સમુદ્રો (seas) પરથી મળે છે. આ સમુદ્રો, કહેવાય છે તેમ સમુદ્રો નથી, જો કે એટલું શક્ય છે કે એક વખતે તેઓ સમુદ્રો હોય. અત્યારે તો એ કાળાં ધાબાં જેવાં દેખાય છે. ત્યાં પાણી હોઇ શકે એમ લાગતું નથી કારણકે મંગળનું વાતાવરણ એટલું સૂક્ષ્મ છે કે ત્યાં પાણી હોય તો તેની વરાળ થઇ જાય. આ બધી ચર્ચા જવા દઇએ તોપણ, મંગળના સમુદ્રો ઋતુ અનુસાર રસિક બની રંગ બદલતા રહે છે. ગ્રીષ્મ ઋતુમાં ધ્રુવ પરના સમુદ્રો અદૃશ્ય થાય છે અને વિષુવવૃત્ત ઉપર સમુદ્ર લીલો રંગ ધારણ કરે છે, પછી લીલામાંથી તપખીરિયા રંગ થાય છે અને આ રંગ છેવટે ઝાંખો પડી જાય છે. આ શું ત્યાંની વનસ્પતિના વસંત ગ્રીષ્મ અને પાનખર ઋતુ વખતના ફેરફારો તો નહિ હોય? મંગળના વાતાવરણમાં અપાનવાયુ ( Ammonia )ના અસ્તિત્વથી આ વાતને ટેકો મળે છે. કારણકે અપાનવાયુનો ઉદ્ભવ વનસ્પતિના કહોવાટ ( decay )માંથી થાય છે. પણ મંગળ પર વનસ્પતિ છે તેનો અર્થ એમ ન કરી શકાય કે ત્યાં પ્રાણીજીવન પણ છે, જો કે બન્ને એક બીજા વડે સંકળાયેલાં છે એ સાચું છે. દરેક પ્રાણી તેના જીવન માટે વનસ્પતિ પર આધાર રાખે છે એટલે મંગળ પર નિઃશંક જીવન છે.

આ ગ્રહની રજા લઇ બીજા ગ્રહ પર જતાં પહેલાં અહીંના કરતાં ત્યાંના જીવનની વિષમતાઓ વિચારી લઇએ. મરુભૂમિ કરતાંય વધુ ઉજ્જડ એવી મંગળની વેરાનભૂમિ અને તેનું રાત્રિનું ખૂબ ઓછું ઉષ્ણતામાન–એ બે બાબતો બાજુએ મૂકીએ તો પણ મંગળ પર ગયેલો આપણો પૃથ્વીનો પ્રવાસી ત્યાંના આકાશદર્શનથી આશ્ચર્યચકિત થઇ જવાનો. કદી આકાશમાં એક વાદળું પણ દેખાવાનું નહિ એટલું તો જાણે ઠીક, પણ ત્યાં આકાશ ઊંડા ભૂરા રંગનું—Navy Blue—દેખાવાનું. ત્યાંનું વાતાવરણ પાતળું એટલે પ્રકાશનું વિખરામણ—scattering–ઓછું થવાનું. જો મંગળ પર વાતાવરણ હોય જ નહિ તો આકાશ કાળી છત્રી જેવું દેખાય.

રાત્રે તો આપણી પૃથ્વીનો પ્રવાસી મંગળના બે ગાંડા ચંદ્રો જોઇ વધુ નવાઇ પામવાનો. મંગળને બે ચંદ્રો છે તેમાંનો મોટો આપણા ચંદ્ર કરતાં $\frac{1}{?}$ ભાગનો દેખાય. એ પશ્ચિમમાં ઊગે છે અને પૂર્વમાં આથમે છે. આટલા ટૂંકા સમયમાં તે બીજના ચંદ્રથી તે પૂર્ણિમાના ચંદ્ર જેટલો વધે છે. મંગળની તે એટલો પાસે છે કે તેનો જોનાર જેમ જગ્યા બદલે તેમ તેની તેજસ્વિતા પણ બદલાયા કરે. બીજો ઝાંખો ચંદ્ર તો આથી પણ વિચિત્ર વર્તન બતાવે છે. એકવાર તે આકાશમાં ચડ્યો કે પૂરા ત્રણ દિવસ સુધી તે એક જ જગ્યાએ રહેવાનો અને એટલા સમયમાં તે બે વાર બીજનો અને બે વાર પૂર્ણિમાના ચંદ્ર જેટલો બનવાનો.

મંગળના ઓછા ગુરુત્વાકર્ષણને પરિણામે ત્યાં રમાતી રમતો પણ ખૂબ રસિક બનવાની.

આપણે ત્યાં વીસ ફૂટ કૂદકો મારવા માટે જેટલો પ્રયાસ કરવો પડે તેટલો ત્યાં પચાસ ફૂટનો કૂદકો મારવા માટે કરવો પડે! સારા long jump માટે ત્યાં ૫૫ ફૂટથી ઓછું કોઇ કૂદે તો ખાસ પરાક્રમ કર્યું ન કહેવાય; જ્યારે high jump માટે તો સોળ ફૂટથી ઊંચે કૂદાય તો જ ઈનામ મળે! ત્યાં જો ક્રિકેટની મોટી રમત રમાવાની હોય તો આખા મુંબઈ શહેર જેટલું મોટું મેદાન જોઇએ.

આટલું મંગળ પૂરતું. એ એકલો જ ગ્રહ એવો છે કે જેને વિશે આટલા વિસ્તારથી વાત થઇ શકે. શુક્ર વિશે બહુ લંબાણથી લખી શકાય એમ નથી. શુક્રે પોતાના તેજથી ઘણાને આકર્ષ્યા છે. વિનસને ગ્રીક લોકોએ સૌંદર્યની દેવી કલ્પી છે. કવિઓએ શુક્ર ઉપર કાવ્યો લખ્યાં છે. જ્યોતિષીઓએ હથેળી પરના શુક્રના પર્વતને માણસોના પ્રેમનું માપ બતાવતો માન્યો છે પણ ખગોળશાસ્ત્રીઓને એના વિશે બહુ માહિતી મળી શકી નથી. પૃથ્વી કરતાં એ સૂર્યની વધારે પાસે હોવાથી આપણે તરત જ કહી શકીએ કે એ પૃથ્વી કરતાં ગરમ હોવો જોઇએ. પણ એ અતિશય ગરમ નથી. શુક્રદાદા તપ્ત તેમ આર્દ્ર બન્ને છે. ત્યાં ઉષ્ણતામાન વધારે પડતું છે ખરું, પણ માનવજીવન માટે નહિ તો કોઇ અમુક પ્રકારના જીવન માટે તે અનુકૂળ છે જ. તેના વાતાવરણ સંબંધી તો આપણે એટલું જ જાણી શક્યા છીએ કે ત્યાં વાતાવરણ છે. એથી વધુ કૈં પણ જાણી શકાયું નથી. ઑક્સિજન કે પાણીની વરાળ હજુસુધી શોધી શકાયાં નથી. શુક્ર પરથી પરાવર્તિત થએલા સૂર્યપ્રકાશનું પૃથક્કરણ પણ આપણને શુક્રના વાતાવરણના છેક ઉપલા પડમાં સમાયેલાં તત્ત્વો સિવાય કૈં કહી શકતું નથી. શુક્રના વાતાવરણના નીચલા થરો તો અભેદ્ય છે. એટલે, વાદળથી સતત છાઈ રહેલો શુક્ર ટેલિસ્કોપમાં વધુ પ્રકાશ પાડી શકતો નથી. આ-રક્ત (Infra-red) કિરણોથી શુક્રનું એ ભેદી આવરણ ભેદી શકાય અને ત્યારે જ એના વિશે વધુ માહિતી મળી શકે. હમણાં જ આને વાસ્તે નવી જાતની ફોટોગ્રાફિક પ્લેટો તૈયાર કરવામાં આવી છે અને એમ લાગે છે કે ધીરે ધીરે શુક્રનું ભેદી આવરણ ખગોળ-શાસ્ત્રીઓ ઊંચકી શકશે. આજે તો, શુક્રના વાતાવરણમાં માત્ર અંગારવાયુ (carbon dioxide) કૈંક અંશે (પણ ચોક્કસ અસ્તિત્વ ધરાવતો) માલમ પડ્યો છે. આ ઉપરથી એમ આશા રખાય છે કે કોઇ દિવસ જીવનદાતા પ્રાણવાયુ (Oxygen) પણ ત્યાં મળી આવશે. આટલી જ આશા રાખીને શુક્ર વિશે વધુ જાણ્યા સિવાય આપણે એની વિદાય લઇએ.

બીજા તારાઓના ગ્રહો વિશે શું? આપણી સૂર્યમાળામાં તો જીવનને ધારણ કરી શકે એવા બે ગ્રહો આપણને મળ્યા. આકાશમાં ચમકતા હજારો લાખો તારલાઓને પણ ગ્રહોરૂપી કુટુંબીજનો ન હોવાં જોઇએ? અને આમાંના થોડા ગ્રહો પર પણ જીવન હોય એ સંભવિત નથી? લાગે છે તો આ બધું શક્ય, પણ ખગોળશાસ્ત્રીઓની એક સંભાવિત માન્યતા (theory) પ્રમાણે ગ્રહોનો જન્મ એક મોટો તારો બીજા નાના તારા પાસે જઇ, ગુરુત્વાકર્ષણના બળે તેમાંથી ગ્રહો ખેંચી લે છે ત્યારે થાય છે. આપણી સૂર્યમાળાના ગ્રહોનું જુદું જુદું કદ ઉપરની માન્યતા પ્રમાણે સમજાવી શકાય પણ એ માન્યતા ઉપરથી એમ ચોક્કસ ફલિત થાય કે ગ્રહોનો જન્મ વિશ્વનો એક અપૂર્વ અને અદ્‌ભુત બનાવ સર જેમ્સ જીન્સના કહેવા મુજબ દર પાંચ અબજ વર્ષે આવો બનાવ વિશ્વમાં બને

આટલા લાંબા સમયની સરખામણીમાં સૂક્ષ્માતિસૂક્ષ્મ જીવનધારી મનુષ્યો તારકો પર જીવન શોધવાનો પ્રયત્ન કરી શકે જ કેવી રીતે?

પણ, સર જેમ્સ જીન્સની આ ગણતરી તો આઈન્સ્ટાઈનના વિશ્વવિકાસ ( Expanding Universe ) ના નિયમની શોધ પહેલાં થઈ હતી. વિશ્વ વિકાસ પામે છે એ શોધ તારાઓમાંથી ગ્રહો છૂટા પડે છે એ માન્યતાની શક્યતા સિદ્ધ કરે છે, પણ એથી કેટલા તારાઓના સંબંધમાં એમ બન્યું હશે તેની ગણતરી કરવામાં જરા યે સહાય થતી નથી. સૂર્યમાળાના ગ્રહોનો જન્મ થયો ત્યારે વિશ્વ આજના કરતાં ઘણું નાનું હોવું જોઈએ. શક્ય છે કે પૃથ્વીનો સૂર્યમાંથી જન્મ વિશ્વના વિકાસક્રમ વખતે જ થયો હોવો જોઈએ; અથવા, જો પૃથ્વીનો જન્મ મોડો થયો હોય તો બની શકે કે તેના જન્મ પહેલાં બીજા ગ્રહો—સૂર્યમાળાની બહારના પણ—જન્મ્યા હોય. પણ આ બધી વાતો ગ્રહો પરના જીવનનો નિર્ણય કરવા માટે અંધકાર સામે બાથ ભીડવા જેવી છે.

તેથી જ પાર ન પામી શકાય એવે સ્થળે વિહરતી મનુષ્યની કલ્પનાને આટલેથી જ અટકાવી દઈ, ઉપરની ગ્રહાન્તર જીવનની શક્યાશક્યતાઓની બધી વાતોનો ટૂંકમાં જ સમન્વય કરવો ઠીક થઈ પડશે. સૂર્યમાળામાં મંગળ અને શુક્ર, અને સૂર્યમાળાની બહાર બીજા એવી જ કોટિના ગ્રહો પર જીવનની કલ્પના કરી શકાય. એમ માનવું ગેરવ્યાજબી નથી કે ભૌતિક જીવનની જ્યોત સૂર્યનો મહાન ઉષ્ણતાનો ભંડાર કલ્પના કરાવી શકે તેના કરતાં પણ વધારે ચિરંજીવ છે. તટસ્થ અને વિનમ્ર દૃષ્ટિએ આપણે એમ માનવું જોઈએ કે આપણે કદાચ સર્જનહારની બુદ્ધિશાળી જીવન જન્માવવાની લીલામાં ફક્ત આદિ ભૂમિકામાં જ છીએ અને બીજી દુનિયાઓમાં આપણા કરતાંય વધુ તેજસ્વી જીવોનું સર્જન થઈ ગયું છે. સત્ય વા અસત્ય, વિવેકની દૃષ્ટિને તો આવું મન્તવ્ય રુચિકર છે.

આખા વિશ્વમાં, એક ધૂળની કણીથી પણ ઓછી વિસાત જેવો આપણો પૃથ્વીનો ગ્રહ જ જીવન ધારણ કરવા સમર્થ હોય અને બીજે જીવન ન જ હોઈ શકે, આપણે જ સૌથી બુદ્ધિશાળી સર્જનહારની પ્રજા, આપણે જ વિશ્વમાં સર્વસ્વ, એવી એવી માન્યતાઓ આપણું મિથ્યાભિમાન નહિ તો બીજું શું બતાવે છે? સાડા પાંચ હાથનો માનવી પોતાના જ્ઞાન પર મુગ્ધ બની છાતી ફૂલાવે છે ત્યારે એ ભૂલી જાય છે કે વિશ્વમાં પૃથ્વીનું સ્થાન એટલું બધું તુચ્છ છે કે એનું પોતાનું સ્થાન તો અતિશય તુચ્છ—તેણે બનાવેલા મોટામાં મોટા દૂરબીન વડે પણ સર્જનહારને તેનું કદ ન દેખાય એવું—છે. એને ભાન નથી કે એના દુનિયાદારીના પ્રપંચો પર વિરાટનું અટ્ટહાસ્ય કેટલું ભયંકર હશે! વિરાટ મહાશક્તિની પ્રેરણા નીચે ચાલનાર માનવજંતુ એમ સમજે છે કે આખું વિશ્વ એનાથી જ નભી રહ્યું છે! નારંગી પર ચઢેલી કીડી એક મહાપરાક્રમ કર્યું હોય તેમ ફૂલાઈને ચારે બાજુ નજર કરે તે પહેલાં જ જેમ માણસની એક ફૂંક માત્રથી એ ક્યાંય ઊડી જાય, તેમ, વિશ્વની વિરાટ શક્તિ એને ક્યાં ઉથલાવી પાડશે તેનું ભાન એને રહેતું જ નથી. એટલે જ, એક બીજાને લૂંટતી, રંજાડતી, દબાવતી, હંફાવતી પૃથ્વી પરની આ મહાન (!) માનવજાતિ પર વિશ્વનો વિરાટ ભગવાન આછું હાસ્ય ફરકાવતો હશે! ×

× *Unsolved Problems of Sceince* By Hazelettને આધારે.

# ગિજુભાઈને

( પૃથ્વી-અનુષ્ટુપ્ )

લાભશંકર પાઠક

ઉછેર મનુબાલના અટપટા અને આકરા.
શરીર, મન, ઇન્દ્રિયો, હૃદય, બુદ્ધિ, આત્મા ધરી
અહીં મનુજ બાલકો પૃથિવિપાટલે ઊતરે,
વિકાસપથપે પ્રવૃત્ત, પણ ઓશિયાળી દશા
ચહે સમજયુક્ત સ્નેહ સુસહાય આત્મીયનાં.
સુભાગ્યવત્ કો'કને જ અનુકૂળતા સાંપડે
અસંખ્ય અસહાય હ્યાં અનુભવે અવજ્ઞા, ઘૃણા.
વિરૂપ વિણરંગ ઢંગ જ્યમ જંગલી ઝાંખરાં
વિના સજગ દેખભાળ ત્યમ ઊછરે બાલુડાં.
અકાળ જનનીત્વ હ્યાં,
અજાણ જનકત્વ હ્યાં,
વિના સમજશક્તિ કોડ જનકત્વ દામ્પત્યના.
ન સાનયુત ચાહ હ્યાં,
ન માનયુત સ્થાન હ્યાં,
ન બાળહિત ધ્યાન હ્યાં,
અહીં અધિક લાડ વા અવદશા ઉપેક્ષા યહાં.
ત્યહીં તું-સમ કો'ક બાલપ્રભુપૂજકો જાગતા.
રચી રુચિર ટેકરીશિખર બાલમંદિર, તેં
નવાં સ્તવનથી, નવાં અરચને, નવાં સાધને
કરી અચલ એકનિષ્ઠ અવિરામ આરાધના;
વદી સરલ સૂક્ત મંત્ર શિશુબાળસંવર્ધને,
રચી વિશદ દર્શને વિવિધ બાલગ્રંથાવલી,
ધરી વિમલ દિવ્ય જ્યોત શિશુરક્ષણે શિક્ષણે.

પ્રબોધ્યાં શિક્ષકો શિષ્યો, પ્રબોધ્યાં માતતાતને
ગુર્જરી મંદિરે કીધી પ્રતિષ્ઠા બાલ-કૃષ્ણની:
બાલવાત્સલ્યની જેણે સમર્પી શુભ્ર સાધના
ગુર્જરી ગૌરવે, એવા ગિજુભાઇ! નમો નમઃ

# જનેતા કે બહેન ?

રતિલાલ મહેતા

ઘણાં વર્ષો પહેલાંની એક વાત છે. ન્યૂઝીલૅન્ડમાં જ્યાં અત્યારે પ્લીમાઉથ વસ્યું છે ત્યાં જૂના વખતમાં ટારાનાકી નામે એક ગામડું હતું. ત્યાં માઓરી જાતનો મુખી રહેતો હતો. તેને એક પત્ની અને બે દીકરીઓ હતી. મોટી દીકરીનું નામ ટીપી : બીજી ધાવણી હતી.

એક દિવસ તે મુખી પાસેના જંગલમાં એક મોટું વૃક્ષ કાપવાને ગયો. વૃક્ષ કાપતાં કાપતાં તે તેના પર પડ્યું અને તેની તળે કચરાઈને તે મૃત્યુ પામ્યો. એના મૃત્યુનો આઘાત એની પત્નીને જબરો થયો. તે વખતના રિવાજ મુજબ તેને જીવવું અશક્ય હતું. અને તે પતિને સોરતાં સોરતાં મરણને શરણ થઈ હતી. છેલ્લી ઘડીએ માતાએ ટીપીને બોલાવી કહ્યું: " બેટા, તું હવે આ તારી નાની બહેનની માતાની પેઠે કાળજી રાખજે."

બિચારી ટીપી ! તેને હવે કોઈ નહોતું. તેની બહેન પ્રત્યે તેનો પ્રેમ અગાધ હતો. તે જ્યાં જતી ત્યાં તેની કેડે બહેનને બાંધી લઈ જતી. તે મુશ્કેલીમાં બચી હતી એટલે તેનું નામ 'ઓરોનોઆ' તેણે રાખ્યું. 'ઓરોનોઆ'નો અર્થ 'મુશ્કેલીમાં બચાવ' એમ થાય છે.

જંગલમાં પકવ ફળફૂલ વૃક્ષો પર જ હેલારા મારી રહ્યાં હતાં. અને ટારાનાકી પર્વત પરથી પવનની ઠંડી લહરીઓ ટારાનાકીનાં ગ્રામજનોને અનેરો ઉત્સાહ આપી રહી હતી. તેમને હવે દરિયાની સફરે જઈ માછલાં પકડવાનો સમય થયો હતો. એથી એક દિવસ જુવાન પુરુષો તેમનાં બાળકોને પોતાનાં વૃદ્ધ માતપિતાને સોંપી હોડીમાં બેસી લાંબી સફરે ઊપડ્યા.

એક દિવસ ગામના કેટલાક છોકરાઓ ફળ તોડવાની ઈચ્છાએ એક વૃક્ષ પર ચડ્યા. વૃક્ષની ટોચે ચડતાં તેમણે દૂર એક ઝાડના છાંયડા હેઠળ કેટલાક માણસોની ટોળી બેઠેલી જોઈ. તેઓ તેમને તરત ઓળખી શક્યા. એઓ દુશ્મન હતા. એઓ વાઈકાટો જાતિના માણસો હતા. આ જાણતાં છોકરાઓ ઝાડ પરથી નીચે ઊતરી ગામ તરફ બૂમો પાડતાં દોડ્યા: 'વાઈકાટો આવે છે! વાઈકાટો આવે છે!'

આવા આફતના સમયે એમણે શું કરવું એ પહેલેથી તેમને સફરે ગએલા જુવાન માણસોએ સમજાવ્યું હતું. તેઓ બે હોડીઓ મૂકી ગયા હતા. એટલે ખોરાક, પાણી અને શસ્ત્રો લઈને તેઓ પાસેના બેટ પર હંકારી ગયા. એ બેટનું નામ હતું મોટુરાઓ. ત્યાં તેઓ બધાં સહીસલામત રીતે રહી શકે કારણકે વાઈકાટો જંગલમાં રખડનાર લોકો

હોવાથી તેમને દરિયાકિનારા પર રહેનાર લોકો જેટલું હોડી ચલાવવાનું જ્ઞાન નહોતું તેમજ બેટ વિશે ઝાઝી ખબર નહોતી.

એ જ સવારે ટીપી પાસેના એક બેટ પર માછલાં પકડવા બહુવાર પર ગઇ હતી. ત્યાં જવાનું કામ ઘણું ભયંકર હતું તેથી તે તેની બહેનને એક ઓળખાણવાળી બાઇને સોંપીને ગઈ હતી. એને ગયે બહુવાર થઇ હતી. એ પાછી ન ફરી ત્યાં સુધીમાં એક હોડી કેટલાંક માણસોને લઇને ત્યાંથી ઊપડી ગઇ હતી. અને બીજી હોડી ઊપડવાની તૈયારીમાં હતી. એવામાં ટીપી ત્યાં દોડતી આવી પહોંચી. હોડીમાં બેસતાં માણસોએ તેને પોતાની તરફ આવવા સંજ્ઞા કરી. પણ ટીપીએ પેલી બાઇને પૂછ્યું: "ક્યાં છે મારી બહેન ઓરોનાઓ?" પેલી બાઈએ ટૂંકામાં ઉતાવળથી પતાવતાં જણાવ્યું: "પહેલી હોડીમાં તેને ક્યારની યે મોકલી દીધી. લૂંટારાઓ ગામ લૂંટે છે. માટે ચાલ જલદી." આથી ટીપી પણ તેઓની સાથે હોડીમાં બેસી ગઈ.

જ્યારે તેઓ બધાં મોટુરાઓ પહોંચ્યાં ત્યારે ટીપીએ પ્રથમ વાત એની બહેનની સંભારી. પેલી બાઇએ દિલગીર થતાં કહ્યું કે, "ઉતાવળે ચાલી નીકળવાની તૈયારીમાં હું ભાન ભૂલી ગઇ અને એ બિચારીને ગામમાં ઊંઘતી જ મૂકી આવી છું! જૂઠું બોલવા માટે મને માફ કર."

આ સાંભળતાં ટીપીનું હૃદય તેના હાથમાં ન રહ્યું. તેણે કરુણ આક્રંદ કર્યું. બીજાઓએ તેને આશ્વાસન આપવા પ્રયત્ન કર્યો, પણ તેને શાંતિ ન વળી. આખરે તેણે ભીષણ નિશ્ચય કર્યો.

જ્યારે બધાં ભરનિદ્રામાં પોઢેલાં હતાં ત્યારે ટીપી ઊઠી. થોડો ખોરાક અને પાણી એક વાસણમાં ભરી લીધાં. અને પોતાની કેમરે બાંધી ધીમે રહીને દરિયાના પાણીમાં સરકી ગઈ. રખેને કોઇ જાગી જાય! લાંબું અંતર પાણીમાં કાપી તે તેના ગામના કિનારે પહોંચી. અને લપાતી છૂપાતી તે જ્યાં પેલા દુશ્મનોની ટોળી પડી હતી ત્યાં ગઈ. તેની બહેન ટોળીના વડા માણસના પડખે સુખેથી ઊંઘતી હતી. તે જીવતી રહી હતી, એ જોઇ ટીપીને ઘણો હર્ષ થયો. ટીપીએ તેને ઘણી કાળજીથી અવાજ ન થાય એવી રીતે ઊંચકી. પણ એમ કરતાં બાળકીએ ચીસ પાડી. એટલે પેલો વડો જાગી ઊઠયો અને તેણે તેના માણસોને જગાડયા. પરંતુ ટીપી તો દુશ્મનો જાગી ઊઠી તેને પકડી પાડે તે પહેલાં બહેનને લઇ ગામ બહાર દોડી ગઈ હતી. પોતાનું બધું જોર એકઠું કરીને દોડાય તેટલું તે દોડી. દુશ્મનો પાછળ પડયા હતા. તે તરીને આવી હતી તેથી તથા તેને ખૂબ જ દોડવું પડયું હતું તેથી તેને ઘણો થાક લાગ્યો હતો. છેવટે પોતે પકડાઈ જશે એવી બીકથી એક વૃક્ષની ઘટામાં તે સંતાઇ ગઇ. દુશ્મનોએ ભૂલથાપ ખાધી, અને તેઓ ટીપીથી આગળ ચાલ્યા ગયા.

થોડી વાર આરામ લઇને ટીપીએ તેની બહેનને પોતાની કમરે બાંધી અને પારીટુટુ નામના એક ઘણા જ ઊંચા અને સીધા પર્વત પર ચડવા માંડયું. પર્વત પર પોતે સહી-સલામત રહેશે એમ તેને લાગતું હતું.

જ્યારે ટીપી ઠેઠ પર્વત પર ચડી રહી ત્યારે સવાર પડતું હતું. સૂર્યનાં બાલકિરણો વૃક્ષઘટા, દરિયાનાં પાણી અને બેટો પર પથરાવા માંડયાં હતાં. આ દૃશ્ય થાકીને લોથપોથ થએલી ટીપીને ખૂબ ગમ્યું. તેનો અર્ધો થાક આ દૃશ્યથી ઊતરી ગયો, તેને વધારે થાક ન લાગ્યો કારણકે તેને નાની બહેનને બચાવવાનો ખૂબ સંતોષ થતો હતો. તેની માતાએ કરેલી આજ્ઞાનું પાલન કરી શકી તેથી તે પ્રભુનો ખૂબ ઉપકાર માનવા લાગી.

પર્વત પર ચડતાં તેને ખૂબ વાગ્યું હતું. અણીદાર પથરા તેના નાજુક શરીરમાં ભોંકાતાં લોહીની ધારાઓ છૂટતી હતી. પણ આની તેણે પરવા ન કરી. ઓરોનાઓને પોતાની કમર પરથી છોડી ખોળામાં લેતાં ઓરોનાઓ રડી. એનો રડવાનો અવાજ પાસેના મોટુરાઓ બેટ પર સંભળાયો, જ્યાં ટીપીના ગામના માણસો માછલાં પકડવા જઇ વસ્યા હતા. તેમને એ જાણી આનંદ થયો કે ટીપી અને ઓરોનાઓ જીવતાં છે.

એમ કેટલાક દિવસ વીતી ગયા. ત્યારબાદ પેલા જુવાનોની ટોપી પાછી ફરી અને મોટુરાઓ પરનાં માણસોને મળી તેઓએ તેમની બધી વિતક વાત જાણી. તેમણે વાઇકાટો દુશ્મનોને મારી હાંકી કાઢવાનો નિશ્ચય કર્યો. એટલે તેઓ બધા શસ્ત્રો લઇને ટારાનાકી ગામે પહોંચ્યા. દુશ્મનોએ તેમના પાછા ફરવાની આશા બિલકુલ રાખી નહોતી તેથી લડવાની કાંઈ તૈયારી રાખી નહોતી. એટલે તેઓ બધા માઓરી લોકોના અચાનક હુમલાથી હારી ગયા અને ગામમાંથી નાસી ગયા.

એ પછી ટીપીનાં મિત્રો જ્યાં ટીપી હતી તે પર્વત પર ચડયાં. જઈને જુએ છે તો, ટીપી છેલ્લા શ્વાસ લઇ રહી હતી. ટીપીએ પોતાના સાથે લીધેલાં ખોરાકપાણી પૂરાં થઈ ગયાં હતાં તેથી બન્ને જણ ભૂખે મરવા લાગ્યાં. ટીપી પોતાની નાની બહેનને મરતી જુએ એ સહન કરી ન જ શકે. એથી એણે પોતાનો હાથ ચીરી તેનું લોહી તેની નાની બહેનને ચુસાડવા લાગી હતી. આમ તેણે પોતાના લોહી વડે જ તેની માતાએ પોતાને સોંપેલ બહેનને પોતાની જિંદગીના ભોગે જીવતી રાખી. !

---

## ભ્રમરને

કમળ મૃદુલ ખીલે દૃશ્ય જોનાર જોશે.
પરિમલ પણ એની શ્વાસ લેનાર લેશે.
તદપિ પ્રણય-ઝંઝા-કમ્પ-સંતૃપ્તિ કેરો
મધુકર ! અધિકારી તું વિના કોણ થાશે ?

મારાશર્થ.

## —ને...

પ્રિયે ! કવિજનો રચે કવિત તું પરે; ને ત્હને
સમસ્ત શુભશબ્દકોષ થકી વર્ણવે; તે છતાં
અતુષ્ટ જ રહે સદા સકળ એમની એષણા.
રચું કવિત હું પરે ? નવ કદી ય; સાક્ષાત્ યદા
ત્હમે જ કવિતા, તદા શીદ વૃથા કરું જલ્પન ?

જયાનન્દ દવે

# મૃત્યુ શાને ?

ડૉ. રમણિક ત્રિવેદી
ભા. પ્ર. કોઠારી

વિખ્યાત બેલ્જિયન ફિલસૂફ મેટરલિંકે કહ્યું છે કે મૃત્યુ દેખાય છે તેટલું દુઃખદ હોતું નથી. આપણને ભાસતી તેની ભયંકરતા તો માત્ર જીવનની મૃત્યુ પહેલાંની રોગગ્રસ્ત સ્થિતિને લીધે જ હોઈ શકે. વળી મૃત્યુના પ્રસંગની આજુબાજુ સંકળાયેલા જીવનના બીજા કેટલાક સંજોગોથી પણ મૃત્યુ ભયંકર લાગે છે. વસ્તુતઃ તો મૃત્યુના પ્રસંગ કરતાં જેમાંથી તે પરિણમે છે તે જીવનના પ્રસંગો જ ભયંકર હોય છે. સંબંધીઓની, મિત્રોની અને કુટુંબીઓની વિવશતા અને બાળકોની નિરાધારતાનો વિચાર મૃત્યુને બિહામણું બનાવે છે. ઉપરના કથન પ્રમાણે જો મૃત્યુ ભયંકર ન હોય તો આપણામાંનો દરેક જણ મૃત્યુના વિચાર માત્રથી ઘડીભર શા માટે થંભી જાય? મૃત્યુ એ જીવનની અપરિહાર્ય અને સુખદ છેલ્લી અવસ્થા હોય તો શા માટે આપણે તે તરફ જવા ઉત્સુક થતા નથી? પરંતુ વસ્તુતઃ આપણામાં રહેલી જિજીવિષા એટલી વ્યાપક હોય છે કે જાણે અજાણે પણ દરેક પ્રાણી મૃત્યુનો પ્રસંગ ટાળવાને પોતાનાથી બનતું સઘળું કરે છે. આ વૃત્તિમાંથી જ રોગપ્રતિકારનાં અને મૃત્યુનાં કારણોને સમજવાના માનવીના આજ સુધીનાં સર્વ પ્રયત્નો યોજાયા છે. આવા દરેક પ્રયત્ન પહેલાં તેના મનમાં પ્રશ્ન ઊઠે છેઃ આ મૃત્યુ શાથી?

દિવસ અને રાત્રિ, કે પ્રકાશ અને અંધકારનાં દ્વંદ્વો જેવું જીવન અને મૃત્યુનું દ્વંદ્વ કહી શકાય. જીવનની કલ્પના સાથે જ આજે મૃત્યુની કલ્પના આપણી સામે ખડી થાય છે. ઓજસ, સક્રિયતા, એકીકરણ અને સર્ગશક્તિ એટલે જીવન; જડતા, નિષ્ક્રિયતા, વિઘટના અને સર્ગશક્તિનો અભાવ એટલે મૃત્યુ. વિજ્ઞાને મૃત્યુની આ અવસ્થા કેવી રીતે આવે છે તે શોધવાના પ્રયત્નો કર્યા છે. આ પ્રયત્નોનો હેતુ મૃત્યુને નિવારવાનો ન હતો પરંતુ જીવનની મર્યાદા બને તેટલી લંબાવવાનો અને મૃત્યુના આકસ્મિક હુમલાને અટકાવવાનો હતો. આથી માણસ પોતે મૃત્યુના ક્યા પ્રકારના હુમલામાંથી બચી શકશે એ નક્કી કરી શકે છે, પરંતુ અંતે મૃત્યુ એ જીવનની અંતિમ દશા તરીકે અપરિહાર્ય રહે છે જ.

પ્રાણીશરીરો જે કોષોથી ઘડાયાં છે તેમના સ્વભાવનું અને ગુણધર્મોનું આજે ખૂબ તલસ્પર્શી વૈજ્ઞાનિક અવલોકન થઈ રહ્યું છે. આ કોષોમાં રહેલા ચેતનદ્રવની પરિસ્થિતિઓ સામે ટકી રહેવાની શક્તિ અપરિમિત નથી. આવા કોષોને ખૂબ તપાવવામાં આવે, કે તેમને કચરી નાખવામાં આવે, અથવા તો તેમના ઉપર ઘાતક રાસાયણિક દ્રવ્યોની ક્રિયા કરવામાં આવે તો ચેતનદ્રવ તેના મૂળ સ્વરૂપે રહી શકે નહિ, એટલું જ નહિ પરંતુ આવી પ્રતિકૂળ પરિસ્થિતિ લાંબો વખત ચાલુ રહે તો ચેતનદ્રવના મૂળ સ્વરૂપમાં એવા અનેકવિધ ફેરફારો થાય કે જેથી એ ચેતનદ્રવમાંથી કોઈ જુદાં જ દ્રવ્યો ઉદ્ભવે. આમ પેલા કોષો વ્યક્તિગત

રીતે એવા પલટાઇ જાય છે કે તેમનું મૂળ સ્વરૂપે પરિવર્તન થવું અશકય બને છે. આને કોષોની મૃત્યુદશા કહી શકાય. કોષોના સંબંધમાં જેમ બને છે તેમ પ્રાણીઓના વિષયમાં પણ બને છે. વ્યકિતશરીરનો તેની સમગ્ર ચેતના સાથેનો નાશ એટલે મૃત્યુ. વિજ્ઞાને પ્રાણીશરીરના મૃત્યુનાં કારણોના અસ્વાભાવિક, વ્યાધિજન્ય અને શરીરપ્રકૃતિજન્ય એમ ત્રણ વિભાગ પાડયા છે.

પ્રથમ વિભાગનાં કારણોમાં અકસ્માતો, યુદ્ધપ્રસંગો, આપઘાતો અને માનવશક્તિનો જેના પર કાબૂ નથી એવા ધરતીકંપ, જલપ્રલય જેવા બનાવોનો સમાવેશ થાય છે. આવા દરેક કારણ વખતે સુનિયંત્રિત રીતે ચાલતા શરીરતંત્રમાં એકાએક અસહ્ય અને પ્રચંડ ફેરફારો થઇ જાય છે. અતિ નાજુક રીતે ગોઠવાયેલા શરીરતંત્રની રાસાયણિક સમતુલાઓ એકાએક નાશ પામવાથી મૃત્યુ નીપજે. કોઇ અતિ પ્રિય સ્વજનના મૃત્યુસમાચાર સાંભળતાં જ આખું માનસતંત્ર જ્યારે ઘડીભર થંભી થાય છે તે વખતે હૃદય અને ફેફસાં ઉપરનો મજ્જાતંત્રનો કાબૂ કેવળ સરકી જાય છે. આ સ્થિતિ અમુક ક્ષણો કરતાં વધારે સમય રહે તો શ્વસનતંત્ર અને રક્તાભિસરણની ક્રિયાઓ બંધ પડી જાય અને મૃત્યુ નીપજે. આવી જ કોઇક વસ્તુ જ્યારે પિસ્તોલની ગોળી છાતીની આરપાર નીકળી જાય ત્યારે બની જાય છે. કરોડરજ્જુને કાપી નાખતા આ આઘાતથી ચિત્તતંત્ર અને શરીર વચ્ચેના સંબંધો તૂટી જાય છે અને ચેતના તત્કાળ નાશ પામે છે. તલવારનો કારી જખમ, શરીર પર સેંકડો મણનું એકાએક આવી પડતું વજન, અથવા તો શ્વાસમાર્ગોને રૂંધી લેતા જળ-પ્રવાહ,—આ સર્વ અકસ્માતોના પરિણામે નીપજતાં મૃત્યુમાં આખુંય શરીરતંત્ર અસામાન્ય રીતે હલમલી ઊઠે છે અને એક ક્ષણજીવી સામનો કરી અંતે બંધ પડી જાય છે. માનવી ધારે તો આવા ઘણા અકસ્માતોમાંથી બચી શકે. અથવા તો યુદ્ધો અટકાવી શકાય તો આવાં અસ્વાભાવિક કારણોથી નીપજતાં મૃત્યુ ઘણા અંશે ઓછાં કરી શકાય.

માનવશરીરના વ્યાધિઓને લીધે નીપજતાં મૃત્યુ ઉપર તો આજે વિજ્ઞાને આશ્ચર્ય-કારક વિજય મેળવ્યો છે. આ વ્યાધિઓનાં કારણોનો એટલો બધો ઊંડો અને ઝીણવટ-ભર્યો અભ્યાસ થયો છે કે પ્લેગ, કૉલેરા, શીતળા, મેલેરિયા, ટાઇફોઇડ, ક્ષય, અને એવા જ બીજા રોગોથી થતાં મરણોનું પ્રમાણ આજે ઘટતું જાય છે. વળી જીવવાની રીતમાં પણ વિજ્ઞાને જે જે ફેરફારો સાધ્ય કર્યા છે તેને લીધે રોગોના ઉપદ્રવોથી મૃત્યુનો ભય સદંતર ઓછો થઇ ગયો છે. માણુસ ધારે તો તેના જીવનમાંથી આજે નહિ તો એક બે દશકા પછી પણ સઘળા રોગોને નિર્મૂળ કરી શકે. આ ઉપરાંત બાલમરણનું પ્રમાણ પણ એટલું બધું ઘટાડી શકાય કે વ્યાધિથી થતાં મૃત્યુની સંખ્યા નહિવત્ થઇ રહે. આમ કરવાને માણુસે વિજ્ઞાનની બધી જ પ્રાપ્તિઓનો ઉપયોગ કરી તેની જીવન પ્રણાલિકા ફરીથી રચવી પડશે. કોઈ પણ કારણવશાત્ માણુસ પ્રગતિશીલ વિજ્ઞાનની પ્રાપ્તિઓનો ઉપયોગ ન કરે તો રોગપ્રેરક જંતુઓના હુમલાને પરિણામે તેના શરીર ઉપર અને શરીરયંત્રમાં એવી જાતના રાસાયણિક ફેરફારો થાય કે એમાંથી આખરે અસાધ્ય રોગાવસ્થા જન્મે. આ જંતુઓ શ્વસનતંત્રમાં પ્રવેશે તો એના દરેક અંગમાં વિષમય દ્રવ્યો પ્રવર્તી રહે અને કોષોની રાસાયણિક ઘટના એટલી બધી ફરી જાય કે એવા કોષો માત્ર ઘાતક કચરારૂપે જ

તંત્રમાં રહેવા માંડે. આવો કચરો અંતે શ્વાસમાર્ગોમાં એટલો જામી જાય કે એનું છેવટનું પરિણામ મૃત્યુ જ હોય! વળી પચનતંત્રમાં કોઇ રોગજંતુઓ પ્રવેશી ત્યાં સફળ હુમલો કરે તો એ તંત્રના અવયવો છિન્નભિન્ન થઇ જાય, તે પોતાનું કામ સુવ્યવસ્થિત રીતે કરી શકે નહિ અને અંતે આખુંય શરીરયંત્ર પડી ભાગે. આમ મૃત્યુનાં આ બધાં કારણો શરીરમાં થતા અસામાન્ય રાસાયણિક ફેરફારો ઉપર અવલંબે છે. વિજ્ઞાને પ્રાપ્ત કરેલી સિદ્ધિઓ દ્વારા આવી વિકટ અને અસાધ્ય પરિસ્થિતિનો સામનો કરવાનું શક્ય બન્યું છે. આમ મૃત્યુનાં બીજા વર્ગનાં કારણોને લીધે થતાં મરણો ઉપર જોઇએ તેટલો કાબૂ લાવી શકાય તેમ છે.

ઉપરના બે વિભાગોમાં જણાવેલાં મૃત્યુનાં કારણો ઉપર થોડે ઘણે અંશે વિજય મેળવવા વિજ્ઞાનપ્રવૃત્તિ સમર્થ બની છે; પરંતુ આજે વૈજ્ઞાનિકની સામે ઊભા થતા પ્રશ્નોમાં મૃત્યુનાં સ્વાભાવિક કારણો ઉપર વિજય મેળવવાનો કોયડો ઉકેલ માગી રહ્યો છે. આધુનિક યુગની આટલી વૈજ્ઞાનિક પ્રગતિ હોવા છતાંય માનવી આ વિષયમાં તેના પૂર્વજો કરતાં વધારે સમર્થ નથી બન્યો એ સ્વીકારવું રહ્યું. મૃત્યુનાં બીજાં બધાંય કારણો બાદ કરતાં પણ આખરે શરીરનો નાશ થવાનો જ એ નક્કી. આનું કારણ એ છે કે શરીરતંત્રનું ઘડતર જ એ પ્રકારનું છે તથા આપણી જીવન પ્રણાલિકા એ જાતની છે કે જેને પરિણામે મૃત્યુ એ જીવનનો અપરિહાર્ય અંત બની રહે.

કેટલાક ચિત્રકારોએ કરેલી કલ્પના પ્રમાણે મૃત્યુ ભયંકર અટ્ટહાસ્ય કરતા અને કર્કશ અવાજ કરતા હાડપિંજરના સ્વરૂપે આવતું હોય છે. પરંતુ મૃત્યુની બીજી પણ એક કલ્પના છેઃ એ હંમેશાં બહુ જ ધીમે જો કે ખૂબ જ સચોટપણે ચાલી રહેલી એક ક્રિયા રૂપે શરીરમાં પ્રવર્તી રહેલું હોય છે. અકસ્માત કે કોઇ વિઘાતક રોગનો હુમલો ન હોય તો પણ, મૃત્યુ પામવાની ખરી ક્રિયા આપણા સૌના શરીરમાં સદૈવ ચાલી રહી હોય છે. બાળક જન્મે છે ત્યારથી જ આ ક્રિયાને લીધે મૃત્યુ પામવા માંડે છે. વળી ઘણી વખત કોઈ નૃત્યના રમણીય હલનચલન સમયે કે અભિનયની કોઈ મુગ્ધ કરી દેતી પળોએ કે સૂરીલા સંગીતના કોઈ મધુર તાન સમયે જ્યારે આપણને મૃત્યુનો લેશમાત્ર પણ ખ્યાલ હોતો નથી ત્યારે પણ મૃત્યુની ખરી ક્રિયા શરીરયંત્રમાં ચાલુ જ રહેલી હોય છે. અર્થાત્ જન્મથી માંડી સારાય જીવન દરમ્યાન જ્યારે જ્યારે કોઇ પણ વિચાર જાગે ત્યારે ઘસાઇ રહેલા શરીરયંત્રના કોષોને લીધે મૃત્યુની ક્રિયા સદૈવ ચાલુ હોય છે. જન્મ પછીની દરેક ક્ષણે આપણે વૃદ્ધ થતા જઇએ છીએ તેમજ મૃત્યુની સમીપ આવતા જઇએ છીએ.

ઉપરના વિવરણથી કદાચ જીવન વિષયક નિરાશા ભરેલા અને વિષાદપ્રેરક વિચારો ઉદ્ભવે, પરંતુ જીવનક્રિયાનું ચિત્ર ઉપર જણાવ્યું તેવું છેક ભયપ્રદ નથી. શરીરતંત્રમાં ચાલી રહેલી ક્રિયાઓનું સમ્યક્ અવલોકન કરતાં તરત જ સમજાશે કે જેમ જેમ જૂના કોષો મૃત્યુ પામતા જાય તેમ તેમ જીવનમાં રહેલી સર્જશક્તિના પ્રતાપે નવીન કોષો ઉદ્ભવતા જાય છે. કોષોના વ્યયોપાર્જનની આ ક્રિયાથી જ જીવન-મૃત્યુ વચ્ચેના સમ પ્રમાણનો કંઇક ખ્યાલ આવે. બાલ્યાવસ્થા દરમ્યાન કોષસમૂહોની વ્યયક્રિયા કરતાં ઉપાર્જન

ક્રિયા વધારે સાર્વત્રિક હોવાથી શરીરવૃદ્ધિ થાય છે. યુવાવસ્થામાં વ્યયોપાર્જન ક્રિયાઓ વચ્ચેનું પ્રમાણ એટલું યોગ્ય રીતનું જળવાઇ રહે છે કે બીજા કશા અવરોધો ન હોય તો સંપૂર્ણ નીરોગી સ્થિતિ લાંબો સમય સાધી શકાય. આ દિશામાં વિજ્ઞાને થોડીઘણી જે પ્રગતિ કરી છે તેનાથી કાર્યસાધક યુવાવસ્થા અને નીરોગી પ્રૌઢાવસ્થા લાંબા સમય સુધી સાચવી શકવાનું આજે વધારે શક્ય બનતું જાય છે. પરંતુ કાર્યસાધક અને નીરોગી પ્રૌઢાવસ્થાની મર્યાદાઓ દુર્ભાગ્યવશાત્ અપરિમિત રહી શકતી નથી. આપણી ગમે તેટલી દરકાર હોવા છતાંય કાંઇક એવું બની જાય છે કે વ્યયક્રિયાની રાસાયણિક ઘટનાઓ ધીમે ધીમે બળવત્તર થતી જાય છે. આપણા શરીરનાં જુદાં જુદાં તંત્રોમાંથી કોઇ એકાદ તંત્રમાં ફાટ પડે છે અને વૃદ્ધાવસ્થાની શરુઆત થાય છે. કોઈ વખત પચનતંત્રમાં તો કોઇ વખત ઉત્સર્ગતંત્રમાં અથવા ક્યારેક શ્વસનતંત્રમાં કે ક્યારેક રક્તાભિસરણતંત્રમાં આવી ફાટ પડે છે અને મૃત્યુની ક્રિયા વધારે વેગવંતી થતી લાગે છે. શરીરમાંથી સારી રીતે ન નીકળી શકતા કચરાને લીધે ઘણી વખત મૃત્યુની ક્રિયા વધારે વ્યાપક અને ઘેરી બનતી જાય છે. સાંધાઓમાં યુરિક એસિડનો જમાવ કે રક્તવાહિનીઓની શિથિલતા માનવીને મૃત્યુની વધારે સમીપ લઇ જાય છે. વળી જીવનમાં ઊભરાતી ઊર્મિઓ અથવા તો તેને ઘેરી લેતા શોકાવેગો કે આનંદાવેશો પણ માનસતંત્રને ઘાતક ધડકા આપી મૃત્યુની ક્રિયાને વધારે ઝડપી બનાવે છે. મૃત્યુનાં આ શરીરપ્રકૃતિજન્ય કારણો જાણ્યા પછી કદાચ એવું સંભવિત બને કે જેનાથી આવાં કારણો જેમ બને તેમ ઓછાં ઉદ્ભવે એવાં સંજોગો ઉપજાવી શકાય. આમ થાય તો મૃત્યુની ક્રિયાનો વેગ થોડે ઘણે અંશે ઓછો કરી શકાય.

શરીરની સાથે સંકળાયેલાં મૃત્યુનાં બાહ્ય કારણોમાં આસપાસના વાતાવરણના ઉષ્ણમાનનો અને જીવન જીવવાના વેગનો સમાવેશ થઇ શકે. વૈજ્ઞાનિક અભ્યાસથી એમ માલુમ પડયું છે કે ઓછા ઉષ્ણમાને રહેલાં પ્રાણીઓ વધારે ઉષ્ણમાને રહેતાં પ્રાણીઓ કરતાં વધારે લાંબું આયુષ્ય ભોગવી શકે છે. ઠંડા પ્રદેશના વતનીઓની ગરમ પ્રદેશના વતનીઓ કરતાં લાંબી જીવનમર્યાદા આ જ સિદ્ધાંત પર અવલંબે છે. મોટા પાયા પર અને સાર્વત્રિક રીતે નિયંત્રિત હવામાન ( Air-conditioning ) યોજનાની સહાયથી ( આવાં કારણોથી) વધી પડતા જીવનક્રિયાના વેગને અટકાવી જીવનમર્યાદાને લાંબી બનાવી શકાય. વળી હવામાનનાં ભેજ કે સુક્કાપણા પર પણ જીવનની ક્રિયાઓનો આધાર રહે છે. ભેજવાળી હવામાં શરીરતંત્રો પર વધારે પડતા બોજાને લીધે કોષોને વધારે પડતો ઘસારો લાગે છે. આ સર્વ કારણો કરતાંય અસ્વાભાવિક વેગથી જીવાતા જીવનમાં કોષોનો ક્ષય ખૂબ ઝડપથી થાય છે અને આથી મૃત્યુની ક્રિયા ઝડપી બને છે. દાખલા તરીકે, નિયમિત રીતે તાલીમ પામતા શરતના ઘોડા જીવનની એટલી શક્તિ ખરચી નાખે છે કે તેમનું સરેરાસ આયુષ્ય ગાડીને જોડાતા સામાન્ય ઘોડાના આયુષ્ય કરતાં સાધારણ જ ઓછું હોય છે. અર્થાત્ જીવનની ક્રિયાનો વેગ જેટલો અસ્વાભાવિક તેટલો જ કોષોનો વધારે પડતો ઘસારો થાય છે. આથી સતત ચાલી રહેલી મૃત્યુની ક્રિયા પણ તેટલી ઝડપી બને છે.

ઉપર વર્ણવેલા મુદ્દાઓનું અવલોકન કરતાં એવું જ લાગે કે શરીરતંત્રની પ્રાકૃતિક લાક્ષણિકતા, બાહ્ય કારણોની શરીર પર થતી અસર અને જીવન દરમ્યાન ઉદ્ભવતા આવેશ-

મય માનસ વ્યાપારો—આ સર્વને લીધે સ્વાભાવિક મૃત્યુનાં કારણો પર વિજ્ઞાનને વિજય મળવો અશક્ય છે. પરંતુ હજુ આ વિષયમાં વિજ્ઞાને છેવટની નિરાશા જાહેર કરી નથી. આજે ચાલી રહેલા પ્રાયોગિક અભ્યાસમાંથી થોડીક રસમય અને ઉપયોગી વિગતો વૈજ્ઞાનિકને મળી છે. અમુક જાતના કોષસમૂહોને યોગ્ય પોષણથી ઘણાં વર્ષો સુધી જીવંત રાખી શકાય છે. મરઘીના હૃદયના કોષસમૂહો તેના શરીરની બહાર પંદરથી પણ વધારે વર્ષ સુધી જીવંત રાખી શકાયા છે. આમ કરી શકવા માટે પોષક માધ્યમ, વ્યયદ્રવ્યોનો યોગ્ય નિકાલ અને રોગજંતુઓનો અભાવ–આ ત્રણ વસ્તુઓ ખાસ આવશ્યક હોય છે. આ પ્રયોગોથી સાબિત થાય છે કે વ્યયદ્રવ્યોરૂપી વિષોનો શરીરમાંથી સારી રીતે નિકાલ થઈ શકે, યથાર્થ પોષણ મળી શકે અને શરીરનાં વિવિધ તંત્રોની ક્રિયા વચ્ચે અત્યંત કાર્યસાધક સંવાદ હોય તો શરીરયંત્રનો ઘસારો બળવત્તર થઇ પડે નહિ એટલું જ નહિ, પરંતુ નવીન કોષોનું ઉપાર્જન સમર્થ રીતે થવાથી શરીરની પુનર્રચના આપોઆપ સિદ્ધ થાય. સાદાં એકકોષી પ્રાણીઓમાં પુનર્જીવનની ક્રિયા આજે પ્રયોગોથી સિદ્ધ થઇ છે, પરંતુ સંકુલ માનવ શરીર-તંત્રમાં આ કેવી રીતે સાધ્ય થઇ શકે એ વિચારવાનું છે. જે શરીરયંત્રના એકેએક અવયવમાં કરોડો કોષો અત્યંત નાજુક રીતે અને છતાંય આશ્ચર્યકારક ચોકસાઈથી ગોઠવાયા છે તે શરીરમાં પુનર્જીવનની ક્રિયા કયા સિદ્ધાંતો ઉપર રચાશે ? માનવીના માનસ વ્યાપારો પણ એટલા સંકુલ છે કે લાંબું આયુષ્ય સિદ્ધ કરવામાં તે અંતરાય રૂપ નીવડે. આપણી ઊર્મિઓ અને આપણા આવેગો જીવનને અમુક અંશે ટૂંકું કરે છે જ. લાંબું આયુષ્ય ભોગવવાને કદાચ આપણે ઊર્મિઓ અને આવેગો વિનાનું રંગવિહીન જીવન ગાળવું પડે. વળી જીવનના વેગને ધીમો કરવાને આપણે કદાચ આપણને પ્રિય લાગતાં હલનચલનો પણ ઓછાં કરવાં પડે. શરીરની ક્રિયાઓના પરિણામે તંત્રમાં જામતાં ‘ શ્રમવિષો ’ નો સારી રીતે નિકાલ કરવાને આપણે આપણાં હલનચલનો માટે ખૂબ જ તકેદારી રાખવી પડે. આ બધું થાય તો આપણું સામાજિક જીવન, આપણી રસમય પ્રવૃત્તિઓ અને આપણા આનંદોનું શું થાય ? પોતાની વેગવાન પ્રવૃત્તિઓ, અનિયંત્રિત ક્રિયાશક્તિ અને ઉદ્દામ આવેગોની કિંમત માણસે આપવી જ જોઇએ. જીવન જેટલું વધારે રંગીન તેટલી આયુષ્યમર્યાદા ટૂંકી. પ્રશ્ન એ છે કે માણસ માત્ર લાંબા આયુષ્ય માટે જીવે છે ? આ પ્રશ્નના ઉત્તર ઉપર આ વિષયમાં વિજ્ઞાનની ભાવી પ્રવૃત્તિ રચાશે. આનંદઆવેગો અને સમગ્ર જીવનને આવરી લેતી ઊર્મિઓ ભરી સમૃદ્ધ જીવનની એક જ ક્ષણની જેને ઝંખના હોય તેની સામે રજુ થયેલી સેંકડો વર્ષોના લાંબા પણ રંગવિહીન અને નિષ્ક્રિય આયુષ્યની સંભાવના કદાચ જરા પણ સ્પર્શ કર્યા વિના રહી જાય.

આમ વિસ્તૃત આયુષ્યમર્યાદા કદાચ વૈજ્ઞાનિક કુતૂહલ સંતોષવા ખાતર સિદ્ધ કરી શકાય; પરંતુ તેનો વ્યાવહારિક સ્વીકાર આજે તો લગભગ અશક્ય લાગે છે. મૃત્યુ કદાચ વ્યક્તિગત રીતે એક મોટો ધક્કો લાગે પરંતુ તેની સમગ્ર અસર તો જીવનને વધારે સબળ બનાવવાની જ હોય છે. આજે તો જર્મન ફિલસૂફ ગેટેનું કથનઃ “સમૃદ્ધ જીવન સિદ્ધ કરવા માટે પ્રકૃતિ મૃત્યુની અતિ કાર્યસાધક તરકીબ યોજે છે” એ સાચે જ યથાર્થ લાગે છે.

---

# અનન્તનાં ન્હોતરાં!

દેવજી રા. મોઢા

આવ્યાં આવ્યાં અનન્તનાં ન્હોતરાં રે!
મારે ન્હોતરાં રાખવાં માન્ય!
અનન્તનાં ન્હોતરાં રે!

હું વાટ જોતી'તી કયારની રે!
આવી લાગી એ વેળા ધન્ય!
અનન્તનાં ન્હોતરાં રે!

ગાઇ લીધાં, ગુંજી લીધાં સઘળાં જીવનગીત;
એક અધૂરું નથી હવે,
મને લાગી અનન્તથી પ્રીત!
અનન્તનાં ન્હોતરાં રે!

આવ્યાં આવ્યાં અનન્તનાં ન્હોતરાં રે!
મારે ઉર ઉછળે આનંદ!
અનન્તનાં ન્હોતરાં રે!

ઘન આંધી શમી ગઇ ઉરની રે!
મીઠાં તેજ ટમટમતાં મંદ!
અનન્તનાં ન્હોતરાં રે!

આશા એક ન અણુફળી, વણપૂર્યાં નહીં કોડ;
ઉઠયો વિરલ તરંગ, ને
મને સાંભરી અનન્તની સોડ!
અનન્તનાં ન્હોતરાં રે!

આવ્યાં આવ્યાં અનન્તનાં ન્હોતરાં રે!
મારે હસતે મુખે મંજુર!
અનન્તનાં ન્હોતરાં રે!

મને લેશ તમન્ના ન તાણુની રે!
હું પારખું એ પ્રેમનાં પૂર!
અનન્તનાં ન્હોતરાં રે!

દિવસ લેવા દોહ્યલા કર્યાં વિવિધ પ્રયાણ;
પણ રૂદિયે રાખેલ મેં
એક અનન્તનું એંધાણ !
અનન્તનાં ન્હોતરાં રે !

મીઠાં મીઠાં અનન્તનાં ન્હોતરાં રે !
મને મીઠો ન્હોતરિયાનો સાદ !
અનન્તનાં ન્હોતરાં રે !

મારે પોં'ચવું અનન્તની અટારીએ રે !
મારા ઝટ્ટપટ્ટ ઉપડે પાદ !
અનન્તનાં ન્હોતરાં રે !

દેવા ! ઢીલ કરો નહીં, છલકે રસકાસાર !
હું તૈયાર થઇ ઉભી, હવે તમ્મારી વારે વાર !
અનન્તનાં ન્હોતરાં રે !

આવ્યાં આવ્યાં અનન્તનાં ન્હોતરાં રે !
મારે મન ઉપજ્યાં અભિમાન !
અનન્તનાં ન્હોતરાં રે !

જઈ ઝૂલવું વિરાટને હિંડોળલે રે !
મારે થાવું અનન્તનાં મેમાન !
અનન્તનાં ન્હોતરાં રે !

卐

૨

## ' વિજ્ઞાન અને ચૈતન્ય '

' અનમલ ' નામે કોઇ ભાઇએ ' વિજ્ઞાન અને ચૈતન્ય ' નામે જે લેખ લખ્યો છે તે ' પ્રસ્થાન 'ના ચૈત્રના અંકમાં પૃષ્ઠ ૫૩૯ થી છપાયો છે.

તે લેખમાં કંઇ ખાસ નવીન કે મહત્ત્વનું નથી, પણ વૈજ્ઞાનિકો ઉપર કેટલાક ખોટા સિદ્ધાન્તો આરોપી તેમને વગોવ્યા છે. એવા એક મહત્ત્વના ખોટા સિદ્ધાન્ત વિષે અહીં હું ચર્ચા કરીશ.

શ્રી. અનમલ એ લેખમાં પૃષ્ઠ ૫૪૨ ઉપર આમ લખે છે : " વિચાર કરતાં પ્રતીતિ થાય છે કે આ વિશ્વની ઉત્પત્તિ કોઇ જડદ્રવ્યમાંથી નહિ, પરંતુ ચૈતન્યમાંથી થઇ છે. જડવાદીઓનું એવું મંતવ્ય છે કે આદિકાળમાં ચૈતન્ય જેવું કાંઈ હતું જ નહિ. અને ચૈતન્યની શરૂઆત તો ક્રમવિકાસ (evolution) થતાં બહુ મોડી થઇ હતી. "

શ્રી અનમલને પૂછવાનું મન થાય છે કે કયા વૈજ્ઞાનિકે–એમને હિસાબે ' જડવાદી ' એ–એમ માન્યું છે કે આદિકાળમાં ચૈતન્ય જેવું હતું જ નહિ અને એની શરૂઆત તો ક્રમવિકાસ થતાં બહુ મોડો થઇ હતી ? છેલ્લા પચાસ વર્ષના, અરે ડાર્વિનથી માંડીને પણ, કોઇ વૈજ્ઞાનિક એવું માન્યાનું મેં વાંચ્યું નથી.

જર્મન વૈજ્ઞાનિક અર્ન્સ્ટ હેકલ (Ernst Haeckel—૧૮૩૪-૧૯૧૯) સમર્થ વિચારક પણ હતો. એણે જર્મન ભાષામાં Die Ratsel der Welt નામે પુસ્તક લખીને વિકાસવાદને આધારે ' વિશ્વનો કોયડો ' ઉકેલવા પ્રયત્ન કર્યો છે. એ પુસ્તકનું અંગ્રેજીમાં *The Riddle of the Universe* નામે ભાષાન્તર થયું છે. એ પુસ્તક વાંચ્યે સમજાશે કે એ વૈજ્ઞાનિક વિશ્વના મૂળતત્ત્વને substance નામ આપે છે. અને એ તત્ત્વ જડ જ નહિ, પણ ચેતન પણ છે એમ માને છે. આ રહ્યાં એનાં વચનોઃ

" Matter and energy are but two inseparable attributes of the one underlying substance. " (પૃ. ૧૭૭)

આ વાક્ય સ્પષ્ટ રીતે કહે છે કે જડ દ્રવ્ય અને ચૈતન્ય મૂળતત્ત્વના કદાપિ જુદા ન પાડી શકાય એવા ગુણ છે.

સમર્થ વૈજ્ઞાનિકોના ને વિચારકોના અભિપ્રાયોને આધારે અને બહુ વર્ષોના ચિંતને સં. ૧૯૯૦ માં 'ઇશ્વરનો ઇનકાર' નામે પુસ્તક મેં લખેલું. તેમાં મેં સ્પષ્ટ જણાવ્યું છે કે substance " તત્ત્વ એ મૂળ પદાર્થ અતિસૂક્ષ્મ સ્વરૂપમાં પોતાના સ્વભાવને વશ રહી અવકાશમાં ભ્રમણ કર્યા કરે છે. એ તત્ત્વના બે મુખ્ય ગુણ છે : પ્રકૃતિ (matter) અને પુરુષ (Energy અથવા spirit). આ બે ગુણ પોતાના ગુણી તત્ત્વથી કદાપિ જુદા પડી શકતા નથી અને તેથી પોતે એક બીજાથી પણ જુદા પડી શકતા નથી. તેઓ તત્ત્વમાં સદા સાથસાથે જ રહેલા છે. ડેકે પહેલેથી તે આજ જગદીશચંદ્ર બોઝ સુધીના બધા વિજ્ઞાનશાસ્ત્રીઓનો દૃઢ મત છે કે પ્રકૃતિથી પુરુષ તેમજ પુરુષથી પ્રકૃતિ કદાપિ અલગ થઇ શકે જ નહિ, રહી શકે જ નહિ. ગાંધીજી જેવા આધ્યાત્મિક પુરુષ પણ માને છે કે ' વિશ્વમાં જેમ સર્વત્ર ચૈતન્ય કે આત્મા એક જ છે તેમ જ જડ ગણાતું દ્રવ્ય પણ એક જ છે, અને તત્ત્વતઃ જડ અને ચેતન બંને નોખાં પાડી જ ન શકાય. ' (" હરિજનબંધુ ' તા. ૬–૮–૧૯૩૩)"

અને ત્યારે હવે શ્રી અનમલ કોઇ પ્રસિદ્ધ જડવાદી (?) વૈજ્ઞાનિકને એમ કહેતો બતાવશે કે "આદિકાળમાં ચૈતન્ય જેવું કાંઈ હતું જ નહિ, અને ચૈતન્યની શરૂઆત તો ક્રમવિકાસ થતાં બહુ મોડી થઈ હતી?"

અને 'આદિકાળ' એ ભાઈ શેને માને છે? કાળ અને દેશ શું અનાદિ અનંત નથી? *એ જ પ્રસિદ્ધ વૈજ્ઞાનિક હેક્લ પોતાના એ જ પુસ્તકમાં પૃષ્ઠ ૧૯૮ ઉપર આમ લખે છે:*

The extent of the Universe is infinite and unbounded; it is empty in no part, but everywhere filled with substance. The duration of the world is equally infinite and unbounded, it has no beginning and no end; it is eternity. (વિશ્વનો વિસ્તાર અનંત અને અસીમ છે; એ કોઇ જગાએ ખાલી નથી, પણ સર્વત્ર તત્ત્વથી ભરેલું છે. તે જ રીતે જગતનો સ્થિતિકાળ અનંત અને અસીમ છે; તેને આદિ નથી અને અંત પણ નથી; એ નિત્ય--સનાતન છે.

આપણું જૈન દર્શનશાસ્ત્ર પણ એમ જ માને છે.

અને એ સ્થિતિમાં ત્યારે વિશ્વના સર્જક-વિનાશકની પણ જરૂર ક્યાં રહી? શ્રી. અનમલ એરિસ્ટોટલનું પ્રમાણ આપે છે કે "There must be a Prime mover, who is the ultimate source of every motion in the world. This Prime mover must be himself unmoved, since otherwise there would be needed another source motion prior to him." (કોઇ એક પ્રથમ ચલાવનાર હોવો જોઇએ, જે જગતની પ્રત્યેક ચલનનું ચરમ કારણ છે. આ પ્રથમ ચલાવનાર પોતે તો ચલનહીન જ હોવો જોઇએ, કારણકે નહિ તો તેના પહેલાં પણ ચલનનું બીજું કોઈ કારણ માનવું પડે.) પણ જ્યાં ચલન અનાદિ અનંત અને સર્વવ્યાપક છે, ત્યાં એ ચલનના પ્રથમ ચલાવનારની જરૂર જ શી? વિશ્વના સર્જક-વિનાશકની જરૂર જ શી?

શ્રી અનમલને "વિચાર કરતાં પ્રતીતિ થાય છે કે આ વિશ્વની ઉત્પત્તિ કોઇ જડ-દ્રવ્યમાંથી નહિ, પરંતુ ચૈતન્યમાંથી થઇ છે." ત્યારે આજે વિશ્વમાં જે જડ દ્રવ્ય દેખાય છે એ ક્યાંથી આવ્યું તેનો અનમલ ખુલાસો કરશે?

હવે અંતે એક વાત: શ્રી અનમલ આજના વૈજ્ઞાનિકોને જડવાદી કહે છે, પણ એમનું એમ કહેવું છેક અનર્થક છે એમ ઉપરના આખા ચર્ચાપત્રથી જણાશે. વળી આપણે નિત્યનવીન શોધોને અવગણીએ અને છેક પ્રાચીન કાળના એરિસ્ટોટલને આવા વિજ્ઞાનના એ વિષયમાં પ્રમાણભૂત ગણીએ, આગળ ચાલવાને બદલે જડ થઈ બેસી રહીએ ત્યારે આપણે જડવાદી કે નિત્યનવીન શોધો કરી પ્રગતિ કરનાર વૈજ્ઞાનિકો જડવાદી? શ્રી અનમલ જરા વિચાર કરી જોશે? વિશેષ તો શું?

# ઓખાતટે

મનુભાઈ ત્રિવેદી

હું આ તટે, સુભગ મંદિર ઓ તટે ને
વચ્ચે ઝુલે ઉદધિ ફુલ્લ બની ઉનાળે.
એ ઘૂઘવે રસભરેલ નટે ઉછાળે.
હું—મા ઉભી દૂર તટે, શિશુ જેમ—ઘેને,
જોઇ રહું દુઃખી દૃગે દધિ ચેન ચાળા.
મારે હયું અહીં રહ્યું રડતું ઉલાળા.

હંમેશ જાય લઇ યાત્રિક હોડકાં કૈં;
હંમેશ જાય પ્રભુદર્શનવાંછું યાત્રી,
એને ઉરે ન ડર લોલ વિલોલ કેરો,
મારું ય હૈયું નચ લોમ વિલોમ તેથી.

શા કામની ઉદધિ દૃશ્ય કુદી જનારી,
હોડી મને જવ છલે ઉરમાં અશ્રદ્ધા
કેરો સમુદ્ર ? અતિ સ્હેલ જલે ભરેલો
ઓળંગવો, અતિવ દુસ્તર શંકઘેલો.

☆

# निःशस्त्र प्रतिकार विरुद्ध सत्याग्रह

दत्तात्रेय बालकृष्ण कालेलकर

જ્યારે ગાંધીજીએ દક્ષિણ આફ્રિકામાં પોતાની કાર્યસિદ્ધિ માટે કાયદો તોડવાનું શરૂ કર્યું ત્યારે દુનિયા નિઃશસ્ત્ર પ્રતિકારથી જ વાકેફ હતી. જ્યારે પ્રતિપક્ષી પાસે યુદ્ધનો સંપૂર્ણ સામાન તૈયાર હોય છે અને તેની શક્તિ પણ આપણી શક્તિ કરતાં ખૂબ વધારે હોય છે ત્યારે સશસ્ત્ર વિરોધનો કંઈ અર્થ રહેતો નથી; સશસ્ત્ર વિરોધ કરવાની સાથે જ દુશ્મન આપણી શકિતને કચડી નાખે છે. દુશ્મનના આ હુમલાથી બચવા માટે નિઃશસ્ત્ર પ્રતિકારની રીત લોકોએ શોધી કાઢી અને તેનો પ્રયોગ પણ કર્યો. ઇંગ્લંડમાં મતાધિકાર પ્રાપ્ત કરવા માટે ત્યાંની સ્ત્રીઓએ નિઃશસ્ત્ર પ્રતિકાર વડે પુરુષો અને રાજસત્તાને હેરાન કરી મૂકયાં. એ લડતમાં શસ્ત્ર લઈ પ્રતિપક્ષીને મારવા અને ઘાયલ કરવાની વાત છોડી બીજાં બધાં તોફાન હલાલ ગણાતાં. જનતા અને સરકારનું ધ્યાન પોતા પ્રત્યે દોરવા માટે ઇંગ્લંડની મતાધિકાર માગતી સ્ત્રીઓ પોસ્ટની ટપાલ નાંખવાની પેટીઓનાં મોંમાં તેજાબ રેડતાં પણ ન ચૂકી.

મિલમજૂરો અને મિલમાલિકો વચ્ચે જ્યારે ઝઘડો થાય છે ત્યારે મિલમજૂરો સમજે છે કે તેમનાથી સશસ્ત્ર પ્રતિકાર થઈ જ ન શકે. સશસ્ત્ર વિરોધ થતાં જ લશ્કર બોલાવવામાં આવે છે, લશ્કરી કાયદો જાહેર કરવામાં આવે છે, મજૂરોના આગેવાનોને દેશનિકાલ કરવામાં આવે છે અથવા એમને સખતમાં સખત સજા કરવામાં આવે છે. એવું દમન કરવામાં આવે છે કે મજૂરો ફરી વર્ષો સુધી પ્રતિકારનું નામ જ લઈ શકતા નથી. આ બધું વિચારી નિઃશસ્ત્ર પ્રતિકારનો ઉપાય શોધવામાં આવ્યો.

પણ આમાં પ્રતિપક્ષીને દબાવવો, તેને હેરાન કરવો, બની શકે તેટલું તેને નુકસાન પહોંચાડવું, તેના દુશ્મન જોડે સુલેહ કરવી અને બન્નેએ મળી તેને ડરાવવો, ગમે તે પ્રકારે પોતાના પ્રતિપક્ષીને પરાસ્ત કરવો વગેરે બધી વાતો યોગ્ય ગણાય છે.

ગાંધીજીને આ દુર્નીતિ પસંદ ન હતી. તેઓ પોતાની આર્યતા અને સર્વહિતની કલ્યાણકામનાનો ત્યાગ કર્યા વિના જ લડવા માગતા હતા. તેથી તેમને વારંવાર પોતાના પક્ષને તેમજ વિરોધીઓને કહેવું પડતું કે તેમની કાર્યપદ્ધતિ ઓર જ છે, તેમનો ઉદ્દેશ કંઈ બીજો જ છે, તેમની ફિલસૂફી જ જુદી છે. આ નવી દૃષ્ટિ માટે તેમને એક નવા અને સમર્થ શબ્દની જરૂર પડી. જાહેર નિમંત્રણ કરીને તેમણે એક આવા શબ્દની માગણી કરી. આ માટે તેમણે એક હરીફાઈ પણ જાહેર કરી. સ્વ. મગનલાલભાઈએ આ હરીફાઈમાં ઇનામ મેળવી નવો શબ્દ આપ્યો—સદાગ્રહ. તેમાં થોડોક ફેરફાર કરી ગાંધીજીએ તેને 'સત્યાગ્રહ' નામ આપ્યું. થોરોએ જેને 'સિવિલ ડિસઓબીડિયન્સ' (સવિનયભંગ) નામ આપ્યું તેના માટે જ મગનલાલભાઈએ સદાગ્રહ શબ્દ સૂચવ્યો. વિનયનો અર્થ છે ચારિત્ર્ય. ઉચ્ચ ચારિત્ર્યનો ત્યાગ ન કરવા છતાં જે વિજય પ્રાપ્ત થાય છે અથવા

જે વિજય વડે ઉચ્ચ ચારિત્ર્યનો પ્રભાવ ઉત્કટ રૂપે પ્રતિપક્ષી પર પડે છે તેનું જ નામ 'સત્યાગ્રહ'. સત્યાગ્રહ વડે આપણે પ્રતિપક્ષીને બતાવી આપીએ છીએ કે જે માણસ સત્ય પર આરૂઢ છે અને દુનિયાદારીની વાતોથી નિર્લિપ્ત છે તેને દબાવવો, કચડી નાખવો, કોઈ પણ મહાન બળશાળી સમ્રાટ માટે પણ સહેલું નથી. દરેક માણસમાં ક્યાંક ને ક્યાંક આત્મશકિત છુપાએલી પડી જ હોય છે. જ્યારે સત્યાગ્રહીની આત્મક્લેશજનિત બહાદુરીથી—સહનશકિતની વીરતાથી—દમન કરનાર પરાસ્ત થઈ જાય છે, તેની હીનતા નિર્વીર્ય બને છે ત્યારે તે વિચારે છે કે આ આત્મશકિત શી વસ્તુ છે? આ માણસ શા માટે પોતાનું બધું હોમવા તૈયાર થયો છે? અને શા કારણે મારું તેની આગળ કશું ચાલતું નથી? જ્યારે ઉચ્ચ ચારિત્ર્યની આગળ ક્ષુદ્ર સ્વાર્થ અને હીન વૃત્તિઓ હારી જાય છે ત્યારે ત્યાં આર્યતા, સાધુતા અને ન્યાયબુદ્ધિનો ઉદય થાય છે જ. સત્યાગ્રહી પોતાના આર્યત્વથી પહેલાં પ્રતિપક્ષીને હરાવે છે, પછી કિંકર્તવ્યમૂઢ બનાવે છે અને અંતે પોતાના તેજથી તેને અમુક અંશે સદાચારપરાયણ બનાવે છે.

કોઈ એક બાદશાહે કહ્યું હતું કે જો હું કોઇની જોડે વ્યવહાર કે સંબંધ કરું અને છતાં તે માણસ દીન અને દરિદ્રી રહે તો તેમાં મારી સાહેબી શાની? આ રીતે સત્યાગ્રહી પણ કહે છે કે હું કોઈની જોડે સંઘર્ષમાં આવું છતાં પણ તે માણસમાં હીનતા અને અનાર્ય વૃત્તિ કાયમ રહે અથવા વધે તો સત્ય અને પ્રેમની કિંમત શી રહી?

મેં જેનો વિરોધ કર્યો તે અંતે જ્યારે સત્યાગ્રહીનો યોગ્ય પ્રતિપક્ષી બનશે—મારા માટે શોભાસ્પદ વિરોધી બનશે—ત્યારે જ મારા વિરોધની કંઈક અસર થઈ કહેવાય. જો હું કલ્યાણકારી છું તો મારા વિરોધથી મારા પ્રતિપક્ષીમાં આર્યવૃત્તિનો ઉદય થવો જ જોઈએ. શ્રી ભગવાને અવતાર લઈ જે જે દૈત્યોનો વિરોધ કર્યો તે બધાઓનો અંતે ઉદ્ધાર જ થયો. તેથી નાની ભકતે કહ્યું: क्रोधोऽपि देवस्य वरेण तुल्यः। ભગવાનના ક્રોધની અસર વરદાનની જેમ કલ્યાણપ્રદ હોય છે. સત્યાગ્રહનું પણ આવું જ છે. કોઈને પરાસ્ત કરવો એ બિલકુલ ગૌણ વસ્તુ છે. તેની હીનતાનો નાશ કરી તેનો ઉદ્ધાર કરવો એ જ મનુષ્યોચિત મહત્ત્વાકાંક્ષા હોઈ શકે છે.

નિઃશસ્ત્ર પ્રતિકારની સામે આવો ઊંચો આદર્શ નથી. સશસ્ત્ર પ્રતિકાર કરી નથી શકતા એ જોઈ લાચારીથી, દ્વેષથી, બળતા હૃદયે, કાતર બુદ્ધિથી, પ્રતિપક્ષીને જેમ બને તેમ નુકસાન પહોંચાડવું તેમાં ચારિત્રનો જરા યે વિકાસ નથી. બન્ને પક્ષોનો વિકાસ એ જ સત્યાગ્રહનું અભીષ્ટ છે. જેણે સત્યાગ્રહધર્મનો સ્વીકાર કર્યો તેની પરમ મંગલકારી વીરતા સહુને માટે આશીર્વાદ સ્વરૂપ છે. કેમકે તેમાં કોઇનું પણ અધઃપતન વિચારાતું જ નથી. સત્યાગ્રહમાં તો બધાનો ઉદય સાધવામાં આવે છે. નિઃશસ્ત્ર પ્રતિકારમાં પોતાનું ચારિત્ર્ય ગુમાવી દુશ્મનને ક્ષીણસત્ત્વ, ક્ષીણચારિત્ર્ય અને ક્ષીણતેજ બનાવવામાં આવે છે. સત્યાગ્રહને પરિણામે સાર્વત્રિક સર્વોદય જ નિષ્પન્ન થઈ શકે છે.*

ફેબ્રુઆરી, ૧૯૩૯

* [હિંદી 'સર્વોદય'માંથી]

---



## કાર્યવાહક સમિતિનું નિવેદન

[ યુરોપીય મહાયુદ્ધ પ્રસંગે હિંદનો કેસ રજૂ કરતું એક ઐતિહાસિક નિવેદન મહાસભાની કાર્યવાહક સમિતિએ પ્રસિદ્ધ કર્યું છે, તે અમે અહીં ફરીથી રજૂ કરીએ છીએ. ]

યુરોપમાં યુદ્ધ જાહેર થવાથી જે ગંભીર, વિષમ પરિસ્થિતિ ઊભી થઈ છે, તેના ઉપર કાર્યવાહક સમિતિએ બહુ કાળજીપૂર્વક વિચાર કર્યો છે. યુદ્ધ થાય તો રાષ્ટ્રે કયા સિદ્ધાંતોને અનુસરવું તે મહાસભાએ ફરીફરીને બતાવ્યું છે, અને એક મહિના પહેલાં જ આ સમિતિએ તેનો પુનરુચ્ચાર કર્યો છે, અને હિંદુસ્તાનમાંની બ્રિટિશ સરકારે કરેલા હિંદી લોકમતના અનાદરની સામે નાપસંદગી દર્શાવી છે.

બ્રિટિશ સરકારની આ નીતિથી વિખૂટા પડવાના પ્રથમ પગથિયા તરીકે આ સમિતિએ મધ્યવર્તી વડી ધારાસભાના મહાસભાવાદી સભ્યોને આગામી અધિવેશનમાં હાજર ન રહેવાનું ફરમાન કર્યું હતું. ત્યાર પછી બ્રિટિશ સરકારે હિંદુસ્તાનને યુદ્ધમાં ઊતરેલો દેશ જાહેર કર્યો છે, ઑર્ડિનન્સો કાઢ્યા છે, રાજ્યબંધારણના કાયદામાં ફેરફાર કરનારો ખરડો પસાર કર્યો છે, અને બીજાં દૂરવર્તી પરિણામવાળાં પગલાં ભર્યાં છે, જેની હિંદી પ્રજા પર માર્મિક અસર થઈ છે અને જેનાથી પ્રાંતિક સરકારોની સત્તાઓ ને પ્રવૃત્તિઓ સંકુચિત ને મર્યાદિત બની છે.

આ બધું હિંદી પ્રજાની સંમતિ વિના કરવામાં આવ્યું છે, ને આ બાબતોમાં એ પ્રજાની જાહેર કરેલી ઇચ્છાઓની બ્રિટિશ સરકારે ઇરાદાપૂર્વક ઉપેક્ષા કરેલી છે. એ બનાવો કાર્યવાહક સમિતિને ગંભીરમાં ગંભીર લાગ્યા વિના રહે એમ નથી.

ફાસીઝમ અને નાઝીઝમના આદર્શો ને આચરણ વિષે, અને યુદ્ધ, હિંસા ને માનવી આત્માના દમનનાં તેમનાં ગુણગાન વિષે, મહાસભાએ તેની પૂરેપૂરી નાપસંદગી ફરીફરીને જાહેર કરી છે. તેમણે ફરીફરીને જે હુમલા કર્યા છે અને સભ્ય વર્તનના ચિરસ્થાપિત સિદ્ધાંતો ને સ્વીકૃત ધોરણોની જડ ઉખાડી નાંખી છે, તેને મહાસભાએ વખોડી કાઢેલાં છે. સામ્રાજ્યવાદના જે સિદ્ધાંતની સામે હિંદી પ્રજા ઘણાં વરસોથી લડતી આવી છે તેનું જ ઉગ્ર રૂપ મહાસભાને ફાસીઝમ અને નાઝીઝમમાં દેખાય છે. તેથી જર્મનીની નાઝી સરકારે પોલંડની સામે જે છેલ્લો હુમલો કર્યો છે, તેને આ કાર્યવાહક સમિતિએ વિનાસંકોચે વખોડ્યો રહ્યો છે, ને જેઓ તે હુમલાનો સામનો કરે છે, તેમના પ્રત્યે સહાનુભૂતિ પ્રગટ કરતી રહી છે.

વળી મહાસભાએ એમ પણ જાહેર કર્યું છે કે હિંદુસ્તાનને માટે યુદ્ધ કે શાંતિના પ્રશ્નનો નિર્ણય હિંદી પ્રજાએ કરવો જોઈએ. કોઈ પણ બહારની સત્તા તેને માથે એ નિર્ણય લાદી શકે નહિ, તેમ જ હિંદી પ્રજા પોતાની સાધનસામગ્રીનો સામ્રાજ્યવાદી હેતુઓને માટે ઉપયોગ થવા દઈ શકે નહિ. એ પ્રજાએ પસંદ નહિ કરેલા હેતુઓ માટે હિંદી સાધનસામગ્રીનો ઉપયોગ કરવાનો બહારની સત્તાએ લાદેલા નિર્ણયનો અથવા તેણે કરેલા પ્રયત્નનો એ પ્રજાએ ખસૂસ સામનો કરવો પડશે.

કોઈ સત્કાર્યને માટે સહકાર જોઈતો હોય તો તે ફરજ પાડીને કે બળજબરી કરીને મેળવી ન શકાય; અને બહારની સત્તાએ કાઢેલા હુકમોના અમલ થવામાં હિંદી પ્રજા સંમતિ આપી શકે નહિ. સહકાર સમોવડિયાઓ વચ્ચે, પરસ્પર સંમતિથી, અને બંને જેને સત્કાર્ય ગણે તેને સારુ હોવો જોઈએ.

હિંદની પ્રજાએ ગયાં થોડાંક વરસોમાં પોતાની આઝાદી મેળવવા માટે અને હિંદુસ્તાનમાં સ્વતંત્ર, લોકશાસનવાળું રાજ્ય સ્થાપવા માટે બહુસંકટો ભેડ્યાં છે ને ભારે આપભોગો આપ્યા છે, અને તેની સહાનુભૂતિ સર્વાંશે લોકશાસન અને સ્વતંત્રતાની તરફ છે.

પણ જ્યારે લોકશાસનવાળી સ્વતંત્રતા પોતાને આપવામાં ન આવતી હોય, ને પોતાને જે મર્યાદિત સ્વતંત્રતા મળેલી છે તે છીનવી લેવામાં આવતી હોય, ત્યારે એની સ્વતંત્રતા માટે લડાતા કહેવાતા યુદ્ધમાં તે સાથ આપી શકે નહિ.

આ સમિતિને ખબર છે કે ગ્રેટબ્રિટન અને ફ્રાન્સની સરકારે એવું જાહેર કર્યું છે કે તેઓ લોકશાસન અને સ્વતંત્રતા માટે અને આક્રમણનો અંત આણવા માટે લડે છે; પણ ગયાં થોડાંક વરસનો ઇતિહાસ એવા દાખલાથી ભરેલો છે, જેમાં બહાર ઉચ્ચારેલા શબ્દ તથા જાહેર કરેલા આદર્શો વચ્ચે અને સાચા હેતુઓ ને ધ્યેયો વચ્ચે સતત અંતર રહેલું છે. ૧૯૧૪–૧૮ની લડાઈમાં લોકશાસનની, અને નાનાં રાષ્ટ્રોનાં આત્મનિર્ણય અને સ્વાતંત્ર્યની રક્ષા, એ યુદ્ધના ધ્યેય તરીકે જાહેર થઈ હતી. અને છતાં જે સરકારોએ એ ધ્યેયો ગંભીરપણે જાહેર કર્યાં હતાં, તેઓ જ ઑટોમન સામ્રાજ્યના ભાગલા પાડવા માટેની સામ્રાજ્યવાદી યોજનાઓથી ભરેલા છૂપા કરારોમાં ઊતરી હતી. પોતાને જરા પણ મુલક મેળવવો નથી એમ કહેવા છતાં, વિજેતા રાષ્ટ્રોએ પોતાના વસાહતી મુલકોમાં મોટા ઉમેરા કરી લીધા હતા. યુરોપની અત્યારની લડાઈ જ બતાવે છે કે વરસાઈનું તહનામું ને તેના કર્તાઓ—જેમણે પોતે આપેલાં વચન તોડ્યાં ને પરાજિત રાષ્ટ્રો પર સામ્રાજ્યશાહી સુલેહ પરાણે ઠોકી બેસાડી—છેક જ નિષ્ફળ નીવડ્યાં છે. એ તહનામાનું જે એક જ આશાજનક પરિણામ–રાષ્ટ્રસંઘ–હતું, તેને જનેતા રાષ્ટ્રોએ જ શરૂઆતમાં મોં બંધ કરી ગળે ફાંસો દીધો, ને પાછળથી એનો છૂન્ન લીધો.

ત્યાર પછીના ઇતિહાસે ફરી વાર બતાવી આપ્યું છે કે જિગરમાંથી નીકળતી દેખાતી શ્રદ્ધાની જાહેરાત કરેલી હોવા છતાં પાછળથી નામોશીભરી રીતે પાછી પાની કરવામાં આવે છે. મંચૂરિયામાં બ્રિટિશ સરકારે આક્રમણ પ્રત્યે આંખ આડા કાન કર્યા; એબિસી-નિયામાં તેણે એમાં સંમતિ આપી; ઝેકોસ્લોવેકિયા ને સ્પેનમાં લોકશાસન જોખમમાં

હતું, ત્યાં તેને ઈરાદાપૂર્વક દગો દેવામાં આવ્યો, અને સંયુક્ત સલામતીની આખી પદ્ધતિને, જેઓએ અગાઉ પોતાની એ વિષેની દૃઢ શ્રદ્ધા જાહેર કરી હતી, તેમણે જ અંદરથી સુરંગ લગાડી.

વળી, એમ કહેવામાં આવે છે કે લોકશાસન ભયમાં આવી પડ્યું છે, ને તેની રક્ષા કરવી જોઈએ. એ કથનમાં આ સમિતિ પૂરેપૂરી સંમત છે. સમિતિ માને છે કે પશ્ચિમની પ્રજાઓ આ આદર્શ ને હેતુથી પ્રેરાયેલી છે, ને તેને સારુ તેઓ બલિદાનો આપવા તૈયાર છે. પણ પ્રજાઓનાં અને જેમણે એ લડતમાં ભોગો આપ્યા છે તેમનાં આદર્શો અને ભાવનાઓની ફરીફરીને ઉપેક્ષા કરવામાં આવી છે, ને તેમને આપેલાં વચનો પાળવામાં આવ્યાં નથી.

આ લડાઈ જો સામ્રાજ્યવાદે કબજે રાખેલા મુલકો, વસાહતો, પ્રસ્થાપિત હકો ને અધિકારો છે તેમના તેમ બચાવીને કાયમ રાખવા માટે હોય, તો હિંદુસ્તાનને તેની સાથે કંઈ લેવાદેવા હોઈ શકે નહિ. પણ જો લોકશાસન અને લોકશાસન પર સ્થપાયેલી જગતની વ્યવસ્થા એ લડાઈનો હેતુ હોય તો હિંદુસ્તાનને એમાં બહુ જ ઊંડો રસ છે. આ સમિતિની ખાતરી છે કે હિંદી લોકતંત્રનો સ્વાર્થ બ્રિટિશ લોકતંત્રના અથવા જગતના લોકતંત્રના સ્વાર્થનો વિરોધી નથી.

પણ હિંદુસ્તાન માટેના તેમ જ બીજેના લોકશાસન અને સામ્રાજ્યવાદ તથા ફાસીઝમ વચ્ચે સ્વભાવગત અને ન ભૂંસી શકાય એવો વિરોધ છે. ગ્રેટબ્રિટન જો લોકશાસનનાં રક્ષા ને વિસ્તાર માટે લડતું હોય તો તેણે પોતાના તાબાના / મુલકોમાં સામ્રાજ્યવાદનો અંત અચૂક આણવો જોઈએ ને હિંદુસ્તાનમાં સંપૂર્ણ લોકશાસન સ્થાપવું જોઈએ. હિંદી પ્રજાને આત્મનિર્ણયનો હક, બહારની દખલ વિના લોકપ્રતિનિધિ સભા મારફતે પોતાનું બંધારણ ઘડવાનો હક અને પોતાની રાજનીતિ ઘડવાનો હક હોવા જોઈએ. સ્વતંત્ર ને લોકશાસનવાળું હિંદુસ્તાન બીજી સ્વતંત્ર પ્રજાઓ સાથે પરસ્પર બચાવ ને આર્થિક સહકાર માટે ખુશીથી જોડાશે. સ્વતંત્રતા ને લોકશાસન પર રચાયેલી સાચી જગતવ્યવસ્થાની સ્થાપના માટે, અને માનવજાતિની પ્રગતિ ને આગેકૂચ માટે, જગતનાં જ્ઞાન અને સાધનસામગ્રીના ઉપયોગ માટે અમે કામ કરીશું.

યુરોપમાં જે વિષમ પ્રસંગ ઊભો થયો છે તે એકલા યુરોપનો નથી પણ માનવજાતિનો છે, અને બીજા વિષમ પ્રસંગો કે વિગ્રહોની પેઠે તે જગતના અત્યારના મૂળભૂત મંડાણને અકબંધ રહેવા દઈ ને વહી જાય એમ નથી. એથી જગતમાં કાયમને માટે નવી વ્યવસ્થા સ્થપાવાનો સંભવ છે. રાજકીય, સામાજિક અને આર્થિક દૃષ્ટિએ, આ વિષમ પ્રસંગ એ ગયા મહાયુદ્ધ પછી ચોંકાવે એવી રીતે વધેલા સામાજિક ને રાજકીય સંઘર્ષો ને વિરોધોનું અનિવાર્ય પરિણામ છે; અને જ્યાં સુધી એ સંઘર્ષો ને વિરોધો દૂર થશે ને નવું સમતોલન સ્થપાશે ત્યાં સુધી આ વિષમ પ્રસંગનું અંતિમ શમન થવાનું નથી. એ સમતોલન એક દેશને હાથે થતા બીજા દેશના આધિપત્ય અને શોષણના અંત ઉપર, અને સૌના સર્વસામાન્ય કલ્યાણ માટેના ન્યાયી પાયા પર, આર્થિક સંબંધોની પુનર્ઘટના ઉપર જ રચાઈ શકે.

આ બાબતમાં હિંદુસ્તાન એક કોયડારૂપ છે, કેમકે હિંદુસ્તાન એ આધુનિક સામ્રાજ્યવાદના અગ્રગણ્ય દષ્ટાંતરૂપ છે, અને જગતની જે નવરચના આ માર્મિક પ્રશ્નની ઉપેક્ષા કરશે તે સફળ થવાની નથી. હિંદુસ્તાનની પાસે વિશાળ સાધનસામગ્રી હોઈ, તે જગતની નવરચનાની કોઈ પણ યોજનામાં અગત્યનો ભાગ ભજવ્યા વિના રહેવાનું નથી. પણ જેની શક્તિઓ આ મહાન ધ્યેયને માટે મુક્ત થઈ છે, એવા સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે જ તે આમ કરી શકે; આજે સ્વતંત્રતા એ અખંડ અવિભાજ્ય વસ્તુ છે, અને જગતના કોઈ પણ ભાગમાં સામ્રાજ્યવાદી આધિપત્ય કાયમ રાખવાના પ્રત્યેક પ્રયત્નને પરિણામે, નવી આપત્તિ નીપજ્યા વિના રહેશે નહિ.

હિંદમાં ઘણા રાજવીઓએ પોતાની સાધનસામગ્રી તથા અંગત સેવા બ્રિટનને ચરણે ધરીને યુરોપના લોકશાસનનો પક્ષ કરવાનો પોતાનો ઈરાદો જાહેર કર્યો છે, તેની કાર્યવાહક સમિતિએ નોંધ લીધી છે. જો પરદેશના લોકશાસનની તેઓ તરફેણ કરતા હોય તો, સમિતિ તેમને સૂચવે છે કે, પ્રથમ તેમણે પોતપોતાના રાજ્યમાં આજે પ્રવર્તી રહેલા નિર્ભેળ આપખુદ અમલને ઠેકાણે લોકશાસન સ્થાપિત કરવાની ઇંતેજારી રાખવી જોઈએ.

આ આપખુદી માટે દેશી રાજાઓ કરતાં પણ બ્રિટિશ સરકાર વધારે જવાબદાર છે, એનો દુઃખદ પુરાવો ગયા વરસ દરમિયાન મળી ચૂક્યો છે. તેમની આ નીતિ એ લોકશાસનનો, તેમ જ દુનિયામાં નવી વ્યવસ્થા સ્થાપવાને બ્રિટન યુરોપના વિગ્રહમાં ઊતર્યું છે એ દાવાનો સ્પષ્ટ ઇનકાર છે. યુરોપ, આફ્રિકા અને એશિયાના ભૂતકાળના બનાવો અને ખાસ કરીને હિંદની ભૂતકાળની તેમ જ વર્તમાન ઘટનાઓ ધ્યાનમાં લેતાં, લોકશાસન કે સ્વયંનિર્ણયના ધ્યેયને આગળ ધપાવવાનો કશો પ્રયત્ન કરવામાં આવતો હોય, એમ સમિતિને લાગતું નથી; તેમ જ બ્રિટિશ સરકારે લડાઈ અંગે કરેલી જાહેરાતોનો અમલ કરાય છે અથવા તે કરવામાં આવશે, એનો પુરાવો પણ તેને મળતો નથી.

લોકશાસનની સાચી કસોટી તો સામ્રાજ્યવાદ તેમ જ ફાસીઝમ તથા તેને આનુષંગિક ભૂત તથા વર્તમાન આક્રમણોનો અંત લાવવામાં જ રહેલી છે. આ રીતે જ નવી પુનર્ઘટના કરી શકાય. આ નવી પુનર્ઘટના માટેના વિગ્રહમાં સમિતિ હરેક રીતે પોતાનો ફાળો આપવા ઇંતેજાર છે. પરંતુ સામ્રાજ્યવાદના ધોરણે ચાલતા, અને જેનો આશય હિંદમાં તેમ જ અન્યત્ર સામ્રાજ્યવાદને મજબૂત કરવાનો હોય, એવા વિગ્રહમાં સમિતિ પોતાનો સાથ કે સહકાર આપી શકે નહિ.

પરંતુ પ્રસંગની ગંભીરતા જોતાં, તેમ જ છેલ્લા થોડા દિવસોમાં માણસનું મન ગ્રહણ કરી શકે તે કરતાં પણ ત્વરિત ગતિથી બનેલા બનાવો ધ્યાનમાં લેતાં, સમિતિ આ ઘડીએ અંતિમ નિર્ણય કરવા ઇચ્છતી નથી; કે જેથી સંકળાયેલા બધા મુદ્દાઓની, તથા જે નેમો લક્ષમાં રાખવામાં આવી છે તેની, અને હિંદની વર્તમાન તથા ભાવિ પરિસ્થિતિનું સંપૂર્ણ સ્પષ્ટીકરણ થાય. પરંતુ આ નિર્ણય લાંબી મુદત સુધી ઠેલી શકાય એમ નથી; કારણકે જેમાં હિંદ પક્ષકાર નથી તેમ જ સંમત નથી, એવી નીતિમાં રોજબરોજ તેને સંડોવવામાં આવે છે.

આથી કાર્યવાહક સમિતિ બ્રિટિશ સરકારને લોકશાસન, સામ્રાજ્યવાદ અને ભાવિ

નવસર્જનની બાબતમાં વિગ્રહને અંગે પોતાની શી નેમ છે તે, તથા ખાસ કરીને એ નેમ હિંદને કેવી રીતે લાગુ પાડવામાં આવનાર છે અને આજની ઘડીએ તેનો કેવી રીતે અમલ કરવામાં આવનાર છે તે, સાફ સાફ શબ્દોમાં જાહેર કરવા આમંત્રે છે. એમાં (એ નેમોમાં) શાહીવાદને રુખસદ આપી, પ્રજાની ઇચ્છા અનુસાર પોતાની નીતિ ઘડવાની છૂટ રહે એવા આઝાદ હિંદનો સમાવેશ થાય છે ખરો?

સામ્રાજ્યવાદ તેમ જ ફાસીઝમનો એકસરખો અંત લાવવાની પ્રતિજ્ઞાની સ્પષ્ટ જાહેરાતને બધા દેશની પ્રજા આવકારશે. પરંતુ બને એટલા વધુ પ્રમાણમાં એનો અમલ કરવો એ એથી યે વધારે મહત્ત્વનું છે; કારણ એનાથી જ પ્રજાને ખાતરી થશે કે જાહેરાત પ્રામાણિકપણે અમલ કરવાના આશયથી કરાયેલી છે. કોઈ પણ જાહેરાતની સાચી કસોટી વર્તમાનમાં તેનો અમલ કરવામાં રહેલી છે. કારણ વર્તમાન જ આજના કાર્યનો નિર્ણય કરશે તેમ જ ભાવિનું ઘડતર કરશે.

યુરોપમાં યુદ્ધ ફાટી નીકળ્યું છે અને તેનાં પરિણામોનો વિચાર પણ ત્રાસજનક છે. પરંતુ ગત વરસોમાં એબિસીનિયા, સ્પેન તથા ચીનમાં યુદ્ધે મનુષ્યોનો ભારે ભોગ લીધો છે. ખુલ્લા શહેર ઉપરના બોંબમારાએ અસંખ્ય નિર્દોષ સ્ત્રી, પુરુષ તથા બાળકોનો સંહાર કર્યો છે. આ ભીષણ વરસો દરમ્યાન નિષ્ઠુર કતલ, રિબામણ અને ભારે માનહાનિની પરંપરા ચાલુ જ રહી છે. આ ત્રાસ વધ્યે જ જાય છે અને હિંસા તથા હિંસાની ધમકીએ જગતને આવરી લીધું છે. એનું નિયમન કરી અંત લાવવામાં ન આવે તો જમાનાઓનો અમૂલ્ય વારસો નાશ પામશે.

યુરોપ તથા ચીનમાં આ ત્રાસ ઉપર અંકુશ મૂકવો જોઈએ એટલું જ નહિ પણ એના કારણભૂત સામ્રાજ્યવાદ અને ફાસીઝમની જડ કાઢ્યા વિના એનો અંત નહિ આવે. આ ધ્યેય હાંસલ કરવા કાર્યવાહક સમિતિ પોતાનો સહકાર આપવા તત્પર છે, પરંતુ જો આ ભીષણ યુદ્ધ પણ સામ્રાજ્યવાદની ભાવનાથી, અને યુદ્ધ તેમ જ માનવી પતનના કારણભૂત તેની ઇમારતને ટકાવી રાખવા માટે લડવામાં આવશે તો તે અતિશય કરુણ ઘટના બનશે.

કાર્યવાહક સમિતિ જાહેર કરવા ઇચ્છે છે કે હિંદની પ્રજાને જર્મન, જાપાની કે બીજી કોઈ પણ પ્રજા જોડે કશી તકરાર નથી. પરંતુ આઝાદીનો ઇનકાર કરતી હિંસક અને આક્રમણાત્મક રાજ્યપદ્ધતિ સામે તેને સજ્જડ તકરાર છે. તે એક પ્રજા ઉપર બીજી પ્રજાના વિજયની તેમ જ બળજબરીથી ઠોકી બેસાડેલી સુલેહની અપેક્ષા નથી રાખતી. તે તો બધા દેશોની પ્રજા માટે સાચા લોકશાસનના વિજયની, અને સામ્રાજ્યવાદના ત્રાસથી તથા હિંસાના ચૂડમાંથી મુક્ત દુનિયાની અપેક્ષા રાખે છે.

કાર્યવાહક સમિતિ હિંદી પ્રજાને આ જોખમભરી પળે આંતરિક ઝઘડા અને તકરારો મિટાવી સમગ્ર પ્રજાને એકમત થઈ સજ્જ રહેવાને તથા શાન્તપણે જગતની વ્યાપક સ્વતંત્રતામાં પોતાની આઝાદી પ્રાપ્ત કરવા માટે કૃતનિશ્ચય થવા ગંભીરપણે અપીલ કરે છે.

હરિજનબંધુ'માંથી




**અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણો:**—વ્યાખ્યાતા : અ. રામનારાયણ વિ. પાઠક. પ્રકાશક : મુંબઈ યુનિવર્સિટી. મુંબઈ. ૧૯૩૮.

ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળામાં વ્યાખ્યાતાએ ૧૯૩૬ના જુનમાં આપેલાં પાંચ વ્યાખ્યાનોનો આ પુસ્તકમાં સંગ્રહ છે. આ પાંચે વ્યાખ્યાનોમાં શ્રી. પાઠકે પોતાનો કાવ્યવિવેચનનો પ્રિય વિષય લીધો છે. તેમાં કોઈ એક ચોક્કસ કવિતાનું કે કવિનું વિવેચન મળતું નથી. પરંતુ અર્વાચીન કાવ્યસાહિત્યનાં લક્ષણો અને બળની આંકણી છે.

સાહિત્યમાં જ્યારે જ્યારે નવાં બળો અને લક્ષણોનાં પ્રસ્થાન થાય છે ત્યારે એનું પરીક્ષણ કરવું અત્યંત રસિક થઈ પડે છે. પરંતુ આ વિષયની જવાબદારી ગંભીર હોવાના કારણે કે શાથી, આપણે ત્યાં વિદ્વાન વિવેચકોની ખોટ નથી છતાં, એ ખાસ ખેડાયો જણાતો નથી. સદ્‌ગત વિવેચકોમાંથી કદાચ રમણભાઈ નીલકંઠનું નામ આપણે દઈ શકીએ. એમણે 'કુસુમમાળા'ની નોંધ લેતાં કવિતા ઉપરના એમના નિબંધમાં નવીન કવિતાનાં બળોની ચર્ચા કરી હતી. પણ આ ચર્ચા પ્રાસંગિક હોવાથી કુદરતી રીતે અધૂરી છે અને સમગ્ર ચર્ચાનું મધ્યબિંદુ 'કુસુમમાળા' હોવાથી એમાં જોઈએ તેટલું તાટસ્થ્ય જળવાયું નથી. વર્તમાન વિવેચકોમાંથી, ૧૯૩૩ના ગ્રંથસ્થ વાઙ્‌મયની સમાલોચના કરતાં શ્રી. વિશ્વનાથ ભટ્ટે, આપણા સાહિત્યની આજની અવસ્થાનાં લક્ષણોની ચર્ચા કરી છે. પણ તેમાં લેખકને અત્યંત અર્વાચીન સમયની મર્યાદા હોવાથી આ વિષયને માત્ર સ્પર્શ જ કરી શક્યા છે. આ રીતે આ વિષય કોઈ વિદ્વાન વિવેચકના હાથે છણાવાની ઘણી જરૂર હતી. અહીં તેમ બન્યું હોવાથી આ પુસ્તકને આપણે સહર્ષ સત્કારીએ તે સ્વાભાવિક છે.

દલપત—નર્મદથી માંડીને છેક આજસુધીના કવિતા લેખકોએ કેવાં અને કેટલાં બળો ઉપજાવ્યાં તેની સમીક્ષા આ પુસ્તકમાં છે. સામાન્ય ઐતિહાસિક બળોની ચર્ચાથી આરંભ કરી વ્યાખ્યાતાએ કાવ્યના બાહ્ય સ્વરૂપમાં શા શા ફેરફારો થયા તે પ્રથમ નોંધ્યા છે અને બાહ્યમાંથી ક્રમે ક્રમે આંતરસ્વરૂપ તરફ પ્રયાણ કર્યું છે. આ વિષયની વહેંચણી કેમ કરવી એ પ્રશ્ન ખૂબ મૂંઝવનો હતો એમ એમણે કહ્યું છે. પણ એ મૂંઝવણનો એમણે આણેલો નીવેડો ખરેખર શાસ્ત્રીય છે. પ્રથમ વ્યાખ્યાનમાં જ એમની પરીક્ષણ પદ્ધતિ કેવી તો શાસ્ત્રીય છે તેનો ખ્યાલ આવે છે. પ્રથમ તો એમણે જમાનાની અસરથી એક ફેરફાર થતાં તે બીજા ઘણા ફેરફારોને જન્માવે છે તે બતાવ્યું છે: પશ્ચિમની અસરથી દલપત—નર્મદના જમાનામાં મુખ્ય ફરક એ પડ્યો કે તે પહેલાં માત્ર ધર્મમાં રસ

હતો તેને પરિણામે વ્યવહારમાં પણ રસ પડવા લાગ્યો. અને તેમાં સંસારસુધારો અને નીતિબોધ એ સાહિત્યના વિષય બન્યા. બીજી બાજુ નવીન સંસ્કૃતિના આક્રમણથી આપણા રીતરિવાજો અને ટેવોને આઘાત લાગ્યો, જેમાંથી માણસને ચિંતન અને આત્મનિરીક્ષણ કરવાની ફરજ પડી. આમ બનતાં ચિંતનાત્મક અને આત્મલક્ષી કાવ્યો અસ્તિત્વમાં આવ્યાં. આ પ્રાથમિક ફેરફાર વર્ણવીને તરત એની મર્યાદા પણ એમણે બતાવી છે. અને એ મર્યાદામાંથી પ્રત્યાઘાતરૂપે નવીન બળો ઉત્પન્ન થયાં એમ બતાવ્યું છે. આ નવીન બળો પ્રથમ શ્રી. નરસિંહરાવની 'કુસુમમાળા' માં જોવામાં આવે છે. આ પ્રકારની કવિતામાં આકારનો અને સંયમનો આગ્રહ છે તેમ જ મહાન તથા ભવ્ય વિષયનો પણ આગ્રહ છે. આ પરીક્ષણ આટલેથી અટકાવી તત્કાળ શ્રી. પાઠક એની મર્યાદાઓ દર્શાવે છે. દલપત–નર્મદના સમયની કવિતાની અતંત્રતામાં વ્યવસ્થા આણવા માટે આ બળ ઉદ્‌ભવ્યાં હતાં, તે સમય જતાં કવિતાના વિસ્તાર અને વિકાસની આડે આવ્યાં અને તેથી તેમને ભેદવા માટે નવાં બળો ઉત્પન્ન થયાં એમ કહીને તે નવાં બળોની સમીક્ષા એઓ શરૂ કરે છે. મારે કહેવાનું એ જ છે કે આ આખી ચર્ચા અત્યંત શાસ્ત્રીય છે અને તેમાં એકમાંથી બીજો મુદ્દો આપોઆપ ફલિત થતો લાગે છે. ઉમેરવાની જરૂર નથી કે ચર્ચા શાસ્ત્રીય હોવા છતાં નીરસ બનતી નથી. આ રસિક શાસ્ત્રીયતા પુસ્તકની દરેક, ચર્ચામાં છે. પછી ભલે ચર્ચાનો વિષય છન્દ જેવો અટપટો હોય કે અલંકાર જેવો શુષ્ક હોય. ચર્ચા શાસ્ત્રીય છે એમ એક બીજા કારણે પણ કહી શકાય. નવીન કવિતા તરફ વ્યાખ્યાતા મુગ્ધભાવે નથી જોતા. તેનાં ભયસ્થાનો તરફ પણ આંગળી ચીંધે જ છે.

શ્રી. પાઠકની શૈલીનું અગત્યનું એક લક્ષણ વિશદતા જણાય છે. એમના લેખન માત્રમાં આ ગુણ વ્યાપ્ત છે. વિષય ગમે તેવો ગૂંચવણભરેલો હોય તોપણ તેઓ પોતાની સ્પષ્ટ લખાવટથી એને એવો તો સરળ બનાવી મૂકે છે કે એ વિષયમાં હજી પ્રથમ ગણેશ માંડનારને પણ તેમાં કશી મુશ્કેલી ન નડે. એ દૃષ્ટિએ જોતાં આ પુસ્તક વિદ્યાર્થીઓ માટે અત્યંત ઉપયોગી છે. વળી એક ચર્ચા સમેટતાં તેમાં વિચારાઈ ગયેલા મુદ્દાઓને પાછા સાર રૂપે આપવાની એમની પદ્ધતિ પણ આ દૃષ્ટિએ પ્રશંસનીય છે.

વ્યાખ્યાતાએ પ્રસ્તાવનામાં તેમ જ પ્રથમ વ્યાખ્યાનમાં ખાસ ભાર દઈને કહ્યું છે કે આ વ્યાખ્યાનોમાં ઘણા લેખકોનો ઉલ્લેખ રહી ગયો હશે તેથી એમ સમજવાનું નથી કે એમને એ લેખકો તરફ અનાદર હોવાથી એમ બન્યું છે પરંતુ આ વ્યાખ્યાનોમાં વ્યક્તિ કરતાં કાવ્યવહેણો જ ચર્ચાનું મુખ્યબિંદુ હોવાથી કેટલીક વાર અગત્યના કવિતા લેખકોનો ઉલ્લેખ રહી ગયો છે. ખરું જોતાં અર્વાચીન કવિતા સાહિત્યના મોટા ભાગના લેખકોનો ઓછોવત્તો ઉલ્લેખ આ પુસ્તકમાં થયો છે. કોઈ પણ કવિનો અનાદર થયો હોય તો તે 'શેષ' નો થયો છે. બીજા કોઈ રહી ગયા હશે તે કાં તો શરત-ચૂકથી, કાં તો જરૂર નહિ હોવાથી. પણ 'શેષ'નો તો લેખકે સભાન અનાદર કર્યો છે એ સ્પષ્ટ જોઈ શકાય છે. અલંકારમાં અપહ્નુતિ વિશે કહેતાં, હાસ્ય કાવ્યો વિશે બોલતાં, અને કાવ્યમાં પ્રેમ અને દામ્પત્યના વિષયોનો વિચાર કરતાં, વ્યાખ્યાતા, પોતાનાં જ કાવ્યોમાંથી દાખલા આપી શકત. પોતાની એક પણ કૃતિમાંથી અવતરણ ન લેવાની ગણું

એમણે પ્રતિજ્ઞા કરી હોય એવું લાગે છે. અને એ રીતે ઔચિત્યનું ધોરણ પૂર્ણ આગ્રહપૂર્વક જાળવ્યું છે. આ વસ્તુનો ઉલ્લેખ કરતાં આપણા બીજા એક વિદ્વાન વિવેચક શ્રી. નરસિંહરાવ યાદ આવે છે. એમણે પોતાના દરેક વિવેચનમાં પોતાની કૃતિને હંમેશાં ધોરણ તરીકે લેખીને, તેની સરખામણીમાં જ બીજાની કૃતિઓની ચર્ચા કરી છે. પછી ભલે તે કવિ ન્હાનાલાલની હોય, ખબરદારની હોય કે બોટાદકરની હોય.

આ વિષય રહ્યો અત્યંત વિશાળ અને તેમાં પાછો અર્વાચીન એટલે એમાં મતભેદને તો અવકાશ હોય જ. તેથી વ્યાખ્યાતાના દરેક મંતવ્ય સાથે બધા એકમત ન થાય એ સ્વાભાવિક. પરંતુ વ્યાખ્યાતાએ આ ખળખળ વહેતાં વહેણો જે રીતે નીરખ્યાં છે, એની ઊંડાઈ કે છીછરાપણાનો તાગ કાઢયો છે અને એની સ્વચ્છતા વા મલિનતા સ્પષ્ટ કર્યાં છે ને ગીત સામે ભાગ્યે જ કાંઈ ફરિયાદ કરવા જેવું હશે. સાહિત્ય એ જીવનની સમીક્ષા છે એ મેથ્યુ આર્નોલ્ડના સૂત્રનું યથાર્થ દર્શન કદાચ આવાં વિવેચનોમાં પણ થઈ શકે.

પ્રસન્ન ન. વકીલ



# અનુક્રમણિકા





પ્રકાશક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : પ્રસ્થાન કાર્યાલય : ચાર રસ્તા : ખાડિયા : અમદાવાદ
મુદ્રક: રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : કિશોર પ્રિન્ટરી : ચાર રસ્તા : ખાડિયા : અમદાવાદ તા.૨૦–૧૦–૩૯